અહંગ પરમેશ્વરંગ સુણતવા અહંગ દેવી તત્ર લોકંગ મૃત્યુના જાણંતે આયુષ એહ દેવ અમરંગ ન ચળંતી દરસટે ભાવાદિ ભાવ સીધતી ચરણજીવ પસટતી આતમા પરમઆતમા અતીત નારાયણ ભુતાની મધે સુકરીતમ ફલંગ લભંતે દાનાદિ સહીત ત્રણ ગુણતીસ હીત એકોધીતને આસને જદ ભેટતવા તે લોક અમર સાખ્યા હોતવા હોસ્વામી જે લોક કર કાંડી વિચરંતે વૈદંગ આચરંતે ગાયંત્રી તે લોક અમર સાખ્યા હોતવા હો સ્વામી તે લોક અમરાપુરી લભંતે અમર હોતવા હો સ્વામી તદ લોક મરણ જીવણ અગોચરંગ અમર આપો આપંગ આપ વંસંગ આપ અસંગ જુગ મધેથી લભંતે અમરાપુરી જાએતે સ્વર્ગપુરી વસંતે કૈલાસપુરી ભોગવતે બ્રહ્મસુખંગ લેહંતે પ્રેમ સુખંગ ભાખંતે ધરમ સાખ્યા આસણ અમર અપરમપાર હો દેવી અહંગ ઈછંતે ઈંડમધે અમરાપુરી અહંગ વરતંતે કૈલાસ પુરી હરખંતે મમ મને ધારજંતે નામ અમરાપુરી હો દેવી સુણો દેવી અમરાપુર અતિ ઓત્તમંગ જીસ વીસે બ્રહ્મા વિષ્ણુ માહાદેવ તથા શક્તિ અતિ સરજંતે અહંગ નારાયણંગ વસતે વાસ અમરાપુરી હો દેવી ધામંગ પર ધામંગ તે અમરાપુરી હો દેવી વસતે અહંગ અસંગ તે અમે આપો આપંગ હો દેવી

દેવીશ્રોવાચાઃ— તવંગ ઈછંતે અમરાપુરી ઈંડમધે તે કોત્ર લીલા અંગ ઈછંતે કોત્ર રચના અંગ કોત્ર બંધ બાંધતે બંધાણ હો સ્વામી અમરાપુરની કોણ લીલા કોણ ભોમી હો સ્વામી કોણ રતો કોણ ભેસ કોણ દેસ કોણ પુરસને કોણ ભારજા હો સ્વામી

શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અમરાપુર અપરમ દેસ નરરૂપી ભેસ સક્તરૂપી ભારજા ભોમી અનંત વરણંગ તેજરૂપી ધરતી હો દેવી અને રતુ ચતુરમુરતી સદા અંગ રેહંતે હો દેવી અને સત સંતોક ક્ષમા રેહેણી

બંધાણ બંધ બંધતે હો દેવી

દેવીઓવાચાઃ— કહોસ્વામી અમરાપુરી કોણ વરણંગ અમરાપુરમધે કોણ તેજ પરકાસ કરતવંગ હોસ્વામી

શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અમરાપુરી તેજ ધંધુકારમધે વરણંગ વરતંતે હો સ્વામી ચતુર વરણંગ તે આદ વરણંગ તે વણી અમરાપોર પરવરતંતે હો દેવી

દેવીઓવાચાઃ— કહો સ્વામી અમરાપુરી કોણ કારણંગ કરંતે હોસ્વામી કોણ ચાલ ચલંતે કોણ વેહેવાર રાખંતે હોસ્વામી

શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી જંતુ જીવ પતીત પ્રાણી મેર સમાન હોતવંગ કાયા તેજરૂપી કંચનંગ અમરપદ મીલે હેતવંગ અમરાપુરી એ કારજંગ કરતવંગ હો દેવી અમરાપુરી મધે ચાલંતે બ્રહ્મસ્વરૂપી વેહેવાર તે વિષ્ણુ સ્વરૂપી હોસ્વામી રાખંતે હો સ્વામી

દેવીઓવાચાઃ— કહોસ્વામી અમરાપુર કથો પરમાણંગ રચંતેહોસ્વામી કોણ બ્રહ્માંડ રેહેતવા હોસ્વામી કોણ આધારથી રેહંતે હો સ્વામી

શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અહંગ ઈછંતે ઈંડમધે રચના અમરાપુરી તે પરમાણંગ મંડાણ માંડતે હો દેવી સપ્ત સહેસ્રાણિ લક્ષજોજનંગ પચાસસતંગ જોજન એકવીસ સર્વે ગોલ આકારંગ તલ મસતંગે સુન સહીત એતી અમરાપુર મંડાણ માંડતે રેહંતે રેહેણી આધારંગ બાંધતે જુગલ સત સંતોક થોભંતે વચનંગ આધાર હો દેવી

દેવીઓવાચાઃ— અમરાપોરમધે કોણ રચનાઅંગ કોણમાયા મંડાણ માંડતે હો સ્વામી કોણ વિચારંગ કોણ વિસતાર વસંતે હોસ્વામી

શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અમરાપુરમધે અનંત લીલાઅંગ રચતે રચના ચતુરમાયા વસતે વાસ તે વાસ દેવલોકંગ તે સદા રૂખેસરંગ તે વિસતાર વસંતે હોદેવી

દેવીઓવાચાઃ— સુણો સ્વામી ચતુર માયા તે કુણ કુણંગ હો સ્વામી
શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી પરથમ બ્રહ્મા દ્વિતીએ વિષ્ણુ તૃતીએ માહાદેવંગ ચતુર્થે તવંગ શક્તિ એ ચતુરમાયા અમરાપુરીમાહે વાસ વસતે હો દેવી
દેવીઓવાચાઃ— સુણો સ્વામી અમરાપુરીમધે જે લોક વસંતે વાસંગ તે લોક કોણ ભાસંગ તે લોક કોણ આસણંગ કોણ આહાર કરનવા હો સ્વામી
શ્રીનારાયણ વાચાઃ— સુણો દેવી અમરા પોરમધે વસતે જે લોકંગ તેહંગ ચરચા કરંતે નીત દરશનંગ સોબતે વિષ્ણુ બ્રહ્મા ગુણ ગીનાન કથંતે બ્રહ્મ કથણી એ અભાસંગ હો સ્વામી તે લોક રેહેંતે જોગ જુગતી અતીત મને રૂદ્રસ્થાને રેહંતે બ્રહ્મ આસણંગ હો સ્વામી તે લોક દરસત્વા સરવે ભોજનંગ સ્મરતે વિષ્ણુ બ્રહ્મા સોપંતે રૂદ્ર અહંગ નારાયણંગ વહંતે તવંગ ભુગતારી તવંગ પરમેશ્વરંગ કરંતે ઈછાઅંગ આહારંગ હો દેવી
દેવીઓવાચાઃ— સુણો સ્વામી હું પુછુ મારા સ્વામી પરમેશ્વર નીરંજન જનાર્જનંગ અમરાપુરમધે સ્વામી કોણ પેરના મંદીર વાસંગ કોણ વિધીના ઘર દુવારંગ કોણ આંગણાને કોણ આકારંગ એ કહો મારા સ્વામી
શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી ગોલ ઘુમંટ પરકારના મંદીર વાસંગ ચોખુટ ખુપ વરણંગ ઘર દુવારંગ તરખુણ વિધીના આંગણા આકારંગ
દેવીઓવાચાઃ— કોહો સ્વામી કોણ વિધીની ભીત ભાર ખમંતે કોણ વિધી મધે ધારણ રોપંતે કોણ વલાને કોણ મોભ કેવા છાંજને કેવા થોભણ
શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી પારસ રૂપી બ્રહ્મ ભીત તે ભાર થોભંતે સત સંતોક મધે ધારણા રોપંતે અનંત તેજને રેહેણીની વળીઓ નામ મોભ નર આકાર લગી કલીઓ દત ધરમ રૂપી કહીયો થોભ મણી રૂપી છાંજ છાયા હો દેવો અનંત તેજંગ અનંત રૂપંગ સર્વે કુળ પાષાણંગ પારસ જડંતે હો દેવી એતાની રૂખેસર સુખ લંભતે તે મંદીરવાસ

માહાપદમી ભોગવંતે જે નર સતપંથ આચરંતે સતપંથ સદા ઓત્તમંગ
દેવીઓવાચા:— કોહો સ્વામી અમરાપુરમધે કોણ વરખા કોણ ફળ નિપ-
જંતે હો સ્વામી કોણ કલ્પવરખ સદા સવાદી કોણ આહારંગ કોણ
ષડરસવીરાધી હો સ્વામી આદે એકસ પરાણ
શ્રીનારાયણવાચા:— જે ફળ ફુલાળી ભોગવંતે અહંગ ચતુર મુરતી નીપ-
જંતે સરવંગ કલફવરખંગ અનેક અનંત સવાદી જે ભુગતારી માહા-
દેવંગ તે ખટરસવરાધી વનસપતી આતમ સરવે ઘેરઘેરનીપજંતે મેવા
ફળ અનેક અનેક પરકારંગ ફૂલ ફળ સંજોગ વેહેવારંગ અનંત સ્વાદ કરંતે
મીટંતે વરાધંગ લંભતે સંતોકંગ ઊપજંતે ઊપકારંગ કરંતે ઈછા આહા-
રંગ હો દેવી એતાની સદા સુખ રૂએસરંગ લેહંતે જે આચરંતે સતપંથ હો દેવી
દેવીઓવાચા:— કોહો સ્વામી અમરાપુરમધે કોણ સણગાર કોણ વસ્ત્રંગ
કોણ પાહારંગ કોણ પુરસ કોણ નારી આભુસણંગ પગ મધે કોણ રૂપી હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો દેવી સતરૂપી સણગાર અનંત વરણંગ સોભં-
ગ વસ્ત્ર નુરાણી સરબંધ સરદસતારંગ પેશો પેશો અનંત તેજંગ
કંચનંગ મણી સણગારંગ ઊપજંતે શકિત વસ્ત્ર કોટંગ અનંત રૂપંગ નારી
તેજ આભુસણંગ સત રૂપી એમરઘ તેજા જડંત્ર મણીનંગ અનંત પરકારંગ
તે પનઈ પગ સોભંતે હો દેવી
દેવીઓવાચા:— અમરાપુરમધે કોણ ઈછાઅંગ ઊપજંતે કોણ કામ વદંતે
શ્રીનારાયણવાચા:— તે લોકને પ્રેમ ઈછા ઊપજંતે પ્રેમ કામ વદંતે હો દેવી
દેવીઓવાચા:— સુણો સ્વામી અમરાપુરમધે કોણ સરોવર કોણ જલંગ
કોણ અસનાન કરતવા દેવલોકંગ કોણ તરપણ તાહા સંજા વદંતે હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો દેવી આદનારાયણ સરજંતે સપ્ત સરોવરંગ તે
વસતે અમરાપુરમધે કરંતે સ્નાનંગ સમુંદર તે ક્ષીરજલંગ ક્ષીરતે નુર નુંર
તે તેજંગ વીતવા ઈછા અભીતરંગ સદા વિષ્ણુ બ્રહ્મા કુળંગ તદ પીતા

અહંગ પરમેશ્વરંગ કરતવા તરપણંગ અંતે જદ ભુતી નિસરંજંતે તદ નીમત કરતવંગ હોદેવી એતે સુખ લભંતે રૂખેસરંગ જે આચરંતે સત્તપંથ

દેવીઓવાચા:— સુણો તો સ્વામી અમરાપુરીની કોણ ભુમી કોણ અરણ સ્થાવર કોણ જંગમ જુગતી સરજંતે હો સ્વામી ——

શ્રીનારાયણવાચા:— સુણો દેવી ધરમ ધરતી દયા અરણ મન થાવરતન જંગમ અનંત રૂપંગ અનંત તેજંગ જુગતી સરજંતે હો દેવી ——

દેવીઓવાચા:— સુણો સ્વામી અમરાપુરમધે કોણ રાત્રી કોણ દિવસંગ ચંદ્ર સુરજ કોણ તેજંગ કોણ કળા વેળા રૂખેસર સાધંતે હો સ્વામી ——

શ્રીનારાયણવાચા:— સુણો દેવી મંદર મંદર ચંદ્રસુરજ કોટ તેજંગ કળા પરકાર ભવેત ઝરંતે નુર નિરવાણી તદ જાણંતે રેહેણી અનંતશુધ્ધ પ્રેમલ પ્રકાશીલંગ પવનંગ તદ જાણંતે ભવેત દિવસંગ રૂખેશરંગ સોએગ કાળ વરતંતે કવળા હોસ્વામી રજનીમ ધરંતે વખતઆસણંગ રતંતે રૂખેશરંગ લભંતે દરશનંગ ઈસમેએ કાળ સાધંતે હો દેવી

દેવીઓવાચા:— સુણો સ્વામી અમરાપુરી મધે કોણ રૂપી રૂખેશરંગ કોણ નારી જુગલ જુગતી કોણ પરમાણંગ દેહંગ કોણ ઈંદરીગનાનંગ વિચારંતે હો સ્વામી ——

શ્રીનારાયણવાચા:— સુણો દેવી તેજ રૂપ અમર કાયા અનંત કળા રૂખેશરંગ સમતોલંગ જુગલ જુગતી ભવેત નારી આપ હસતંગ પરમાણ દેહંગ અસ્ટ સંવાદ એકાદશ ઈંદરી ગીનાનં વિચારંગ હો દેવી ——

દેવીઓવાચા:— સુણો તો સ્વામી અમરાપોર મધે કોણ દિશા જપંતે જાપંગ કોણ આસણ થાપંતે દરસણંગ કોણ સોડ રૂખેસર પોડંતે એતે કાંવણ સરજંતે હો સ્વામી ——

શ્રીનારાયણવાચા:— સુણો દેવી સુન દિશા જપંતે જાપંગ બ્રહ્મ આસણંગ સ્થાપંતે ધરમંગ ઊરધ સોડ પોડંતે રૂખેસરંગ એતે સરજંતે હો સ્વામી

દેવીઓવાચાઃ— સુણો હો સ્વામી કોણ નામ રૂખેસર જપંતે કોણ
સાખેના વિચાર વાચા ભણંતે કોણ પરમાણ હંતે હો સ્વામી
શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અમર જાપ જપંતે સત સુન સાયેના
જપંતે દરસટ પરણામ કરતવા હો દેવી
દેવીઓવાચાઃ— સુણો હો સ્વામી અમરાપુર મધે કોણ ખાણી સૃષ્ટી
સરજંતે કોણ વાણી વેદ વિચારતે કોણ બોલી ભાસા હો સ્વામી
શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અમરાપુરી મધે નહી ખાણી સરજંતે
સૃષ્ટી ચતુર વેદ વાણી વિચારંતે ચતુર મુરતી વદંતે વાણી તે બોલી
ભાસા ભાખંતે હો સ્વામી
દેવીઓવાચાઃ— સુણો તો સ્વામી એતાની અમરાપુરી તવંગ સરજંતે
અમરાપુરી કોંન રાજા કોણ પ્રજા હો સ્વામી
શ્રીનારાયણવાચાઃ— સુણો દેવી અમરાપુરીનો રાજા પારસ સતગોર
બ્રહ્મા જે સૃષ્ટી ઊપજાવંતે તે રાજા કરંતે પ્રજા તો રૂખેશરંગ જે સતપંથ
આચરંતે હો સ્વામી બ્રહ્મા રૂપી ભવેત અમરાપુરી વિષ્ણુ રૂપી માયા અહંગ
નિરંજન જનાર્જનંગ તેજ રૂપી કાયા પંજર ભવેત શક્તિ અહુંકાર અહંગ
નારાયણંગ જાપ જપંતે અમર લોક ચરણ રેહંતે જે નર સતપંથ આ-
ચરંતે સોળ કળા વિચારંતે એકસો ચાળીસ વેહેવાર જાણંતે ભેટંતે
પરિબ્રહ્મ બ્રહ્મ તે સતગરૂ ઓળખંતે અવતાર પાત્ર મેર સમાન દાનંગ
પરથવી પરદખણાઅંગ વીશ્વભોજનંગ સ્થાન વિષ્ણુ બ્રહ્મા ગોરનર
જાણંતે નારાયણ ભેટંતે રૂખેશરંગ પૂજા અરચા ઘટ દરશનંગ વેદ
વંશ નારાયણ નરહરી જે માનંતે જે નર આચરંતે સતપંથ સદા
ઓત્તમંગ હો દેવી સતવાદી સંતોકી ક્ષમાવંતા દસોંદી પંચભુ
વેહેવાર તજંતે ભણંતે કાંડી જપંતે જાપંગ સતપંથ મધે સતગોર
બ્રહ્મા નારાયણ વિષ્ણુ નર હરી તે ઊભા આપો આપ જે ભેટંતે

રૂખેસરંગ તે નર લેહંતે અમરાપુરી સતપંથ સદા ઓત્તમંગ હો સ્વામી
દેવીઓવાચા:— હો સ્વામી અમરાપુરમધે દેહી કથંગ પરમાણ રચંતે
તીસ કોણ ભવેતંગ શરીરંગ તંત્ર નીવાસ હુતાસનંગ હો સ્વામી —
શ્રીનારાયણવાચા:— સુણો દેવી જથા દેહી કરણકલપ પરમાણંગ
જથા દેહી જુગ પરમાણંગ તથા દેહી અમરલોક હો દેવી કરણકલ્પ
જુગ ઊપજંતે તીસ દેવલોક સરવંગ આપ કરંતે મહીમાહા કૈલાસ
મધે હુતાસનંગ અહંગરૂપ અવિચળંગ તીસ ભવેતંગ અનંત તેજંગ
વરણંગ તીસ ઊપજંતે આપ વરણંગ તુલંગ મમ સરજંતે તેજલોકંગ
તીસ તેહંગ સ્વરૂપંગ તીસ કાયા ભવેતંગ અનંત સુરજ ચંદ્રતોલંગ
તીસ સ્વરૂપંગ ચતુરદેવ વરણંગ સર્વે રૂખેશરંગ હો દેવી —
દેવીઓવાચા:— કો હો સ્વામી અમરાપોર મધે જે લોક વસંતે વાસંગ તે
લોક કોણ અભાસંગ કોણ વેપાર વરતંતે કોણ આસા ઊમેદ કરત-
વંગ કોણ માયા ઈછંતે કોણ કામંગ વદંતે હો સ્વામી —
શ્રીનારાયણવાચા:— સુણો દેવી પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ નરખા-
વંતે અહંગ દરશનંગ તદ અનંત અનંત ઊલ્હાસ હોતવંગ તરપ-
તાઅંગ એ ઊમેદ કરતવંગ એ વેહેવારંગ અમરાપુરમધે પરવરતંતે
દેવીઓવાચા:— હો સ્વામી અમરાપુરમધે કોણ રાત્રી કોણ દિવસંગ
શ્રીનારાયણવાચા:— સુણો દેવી અમરાપુરમધે અનંત અનંત તેજંગ
ચંદ્ર સુરજંગ નહી ફેરા ફીરંતે કોટી તેજોમયો અમરાપુરી અનંત પ્રેમલ-
વાવાએંતે તદ દિવસંગ વરતંતે ચતુર પોહોર વાર રેહંતે તદ રાત્રી
ભવેત હો દેવી તદ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર શાક્તિ ચતુર ટોળ ને અહંગ દર-
સણંગ નરખાવંતે તદ અનંત અનંત હરખ ઊપજંતે જદ દિવસંગ ભવે-
તંગ તદ દરશનંગ ન ભવેતંગ એ વેપાર અમરાપોરમધે વરતંતે હો દેવી
તદ અનંત સંતોક સુખ લભંતે હો દેવી અહંગ સીલંગમધે સમાપતંગ

તીસ સંતોકંગ ભવેતી આસણંગ તેજ મથો સંતોકંગ તીસસમાપતંગ હો દેવી એવંગ સમાપતંગ સીલંગ મધે મમ ઊપજંતે હો દેવી તરણ કરણંગ ચતુરકલપંગ ચતુર જુગંગ ચતુરવેદ સંવાદંગ ગીનાન ગોષ્ટંગ અહંગ ચર્ચા કરંતે નીત દરસણંગ સોબંતે વિષ્ણુ બ્રહ્મા ગુણ ગેનાન કથંતે બ્રહ્મ કથાઅંગ અમરાપુરમધે એઅંભાસંગ હો દેવી અનેક કીરીયા હીણા રૂખેસરંગ અમરંગ ભવેતંગ પણ દરસણ ન ભવેતંગ હો દેવી શરીર પગલાઅંગ તે તાકે વસંતે નહરતવંગ ન ફરતવંગ તદ દરસનંગ ન ભવેતહા તદ અનંત અનંત પસતાવા કરે

દેવીઓવાચા:– હો સ્વામી તવંગ દરસણંગ અહંગ ચતુર મુરતંગ લભંતે કોણ પરકારંગ તવંગ સરજંતે સતલોકંગ તીસ દરસણંગ લભંતે કોણ પરકારંગ હો સ્વામી

શ્રીનારાયણવાચા:– સુણો દેવી નરખંતે ત્રણ મુરતી તે કળા હોતવંગ અહંગ દરશનંગ અને ત્રણ મુરતી નરખંતે અહંગ શરીરંગ સ્વરૂપંગ અનંત કોટી અંધર આસણંગ સુન મધે ચંદ્રકળા જ્યોતીસ બીંબ આકારંગ નીત નરખંતે બ્રહ્મા નીત નરખંતે વિષ્ણુ નીત નિરખંતે રૂદ્ર નીત નરખંતે તમો દેવી અમે દેવ નિરંજનંગ ધરતવા અહંગ ધ્યાનંગ કથંતે ઈછા ઈંડ ગીનાનંગ નીરખંતે સુનમધે નિરંજનંગ રૂપંગ અનંત કળા વસંતે સતલોક મધે સ્થળંગ કૈલાસ અમરાપુરી તદ મસતંગે સુન આકાશમધે એકસ્વરૂપંગ અગોચરંગ બીંબ આકારંગ એક આસણંગ નીતનીત સરવંગ નીરખંતે હો દેવી તવંગ ચતુર મુરતંગ સર્વે દેવ લોકંગ લભંતે દરશનંગ તીસ નીવાસંગ કૈલાસ મધે મમ નિવાસ ધામ મધે તદ અહંગ રૂપ ભવેત દરસણંગ હો દેવી

દેવીઓવાચા:– કોહો સ્વામી લભંતે દરસણંગ કોણ પરકાસંગ હો સ્વામી

શ્રીનારાયણવાચા:– સુણો દેવી જેહંગ પરકારંગ મમ રચંતે ચૌદલોકંગ

તીસ મધે ચંદ્ર સુરજંગ સંચરાચારંગ તવંગ ચતુર મુરતંગ અનંત દેવ-
લોકંગ જીવ સરવંગ તીસ લેહંતે દરશનંગ ન લેહંતે ગતાસભેદંગ
એવંગ મમ રચના અગોચરંગ એવંગ પરકારંગ મમ હુતાસનંગ
તીસ ધામ મધે મમ તેજ જ્યોતીસ બીંબ આકારંગ તીસ તેજ સુન
પોકાલ મધે તીસ વૈકુંઠ કૈલાસંગ જે વસંતે દેવલોકંગ બ્રહ્મા વિષ્ણુ
એવંગ દરશનંગ ભવેતંગ હો દેવી

શ્રીનારાયણ વાચા:- અહંગ સરજંતે બ્રહ્માંડ હેત રચી પૃથવી
નવખંડ હેત કરી રચો કૈલાસ આપો આપે થયા પરકાસ સંજોગે
તો સરજા તમો વળંતા નીરંજન રહા અમો હો દેવી

દેવીઓ વાચા:- સ્વામી કોણ કારણ સરજે સંસાર કોણ કારણ કિધો
વિસ્તાર કોણ કારણ ધર્યો અવતાર કોણ કારણ માંડૂ મંડાણ કોણ
કારણ તમો સરજુ ખાણ કોણ કારણ સરજુ વેદને વાણ કોહો સ્વામી
તમે જાણ કે અજાણ હો સ્વામી

શ્રીનારાયણ વાચા:- સુણો દેવી માયા કારણ સરજો સંસાર મુગત
કારણ ધરૂં અવતાર સત કારણ કિધો વિસ્તાર અમે રહા તે નર
આકાર મમતા કારણ માંડુ મંડાણ રચના કારણ સરજુ ખાણ વંસ
કારણ સરજા વેદને વાણ અમે જાણને અમે અજાણ હો દેવી

દેવીઓ વાચા:- હો સ્વામી કોણ કારણ તમે બ્રહ્મા કરા કોણ કારણ કળંક
અવતાર કોણ કારણ વચન ભરપૂર કોણ કારણ તો ઝરીયા નુર કોણ
કારણ તમે સરજા તન કોણ કારણ તમે રોહો રતન હો સ્વામી

શ્રીનારાયણ વાચા:- સુણો દેવી કોણ કારણ તો બ્રહ્મા કરા રોહો કારણ
કળંગ અવતરા વાચા વચને રહા ભરપૂર જીવ કારણ તો ઝરીયા નુર
દરસટ કારણ તો સરજા તન જીવ કારણ તો રોહો રતન હો દેવી

દેવીઓ વાચા:- કોહો સ્વામી કોણ કારણ તમે સરજા ધરમ કોણ કારણ

તમે સરજા કરમ કોણ કારણ તમે દયા કરી કોણ કારણ તમે માયાં
વરી કોણ કારણ તમે રેહેણી કરી કોણ ભાવથી આવા અવતરી
શ્રીનારાયણવાચા:— સ્વર્ગ કારણ તો સરજા ધરમ દોજક કારણ તો
સરજા કરમ સતીયુ કારણ તો દયા ધરી રૂખીયુ કારણ તો ખમીયાં
કરી સંતોક કારણ તો રેહેણી કરી ભાવ થકી આવા અવતરી હો દેવી
દેવીઓવાચા:— હો સ્વામી કોણ કારણ તમે સરજા વેદ કોણ કારણ તમે
સરજી માયા કોણ કારણ તમે સરજી કાયા કોણ કારણ તમે સરજો
જોગ કોણ કારણ તમે સરજો ભોગ કોણ કારણ તમે સરજા દેવ કોણ
કારણ ઊપના તરતખેવ હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો દેવી આદ અહુંકારથી સરજા વેદ સતપંથ
કારણ સરજા ભેદ શક્તિ કારણ સરજી માયા ઈંદરી કારણ બાંધી
કાયા કસ્ટ કારણ તો સરજા જોગ મન કારણ તો સરજો ભોગ વસતી
કારણ સરજા દેવ અમે ઊપના તરતખેવ હો દેવી
દેવીઓવાચા:— હો સ્વામી કોણ કારણ સરજા ત્રણ દેવ કોણ કારણ
સકતી તરતવખેવ કોણ કારણ સરજા જોગ કોણ કારણ તમે સેસટ
સંભોગ કોણ કારણ તમે સરજુ મન કોણ કારણ તમે સર્જુ તન કોણ
કારણ તમે સરજા અમો કોણ કારણ સ્વામી સરજા તમો હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો દેવી સેસટ કારણ તો સરજા ત્રણે દેવ માયા
કારણ શક્તિ તરતવખેવ દુગધા કારણ તો સરજાવા જોગ ममતા
કારણ સેસટ સંજોગ ઈછા કારણ સરજા મન પાચમુ કારણ સરજા
તન દેહે કારણ તો સરજા તમો વળતા નીરંજન રહા અમો હો દેવી
દેવીઓવાચા:— હો સ્વામી તમે નિરંજન નરઆકાર પેલો રચો તમે
અહુંકાર તેનો અમને કોહો વીસતાર હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો દેવી આદ અહુંકાર તે અમો ત્રણ મુરતને ચોથા

તમો અહંગ પંડથકી સરજા તમો પછે નિરંજન રહા અમો હો દેવી
દેવીઓવાચા:- હોસ્વામી કરણમધે કોણ અવતાર ધરજંતે કરણમધે
સૃષ્ટીમધે કોણ અવતાર ધરજંતે બ્રહ્મા અને વિષ્ણુ મહાદેવ
કોણ અવતાર ધરજંતે અહંગ શાકતિ કોણ અવતાર ધરજંતે હોસ્વામી
શ્રીનારાયણવાચા:- સુણો દેવી કરણમધે ખેણુ ખેણુમા અવતાર
બ્રહ્મા ધરજંતે ખેણુમાં વિષ્ણુ અવતાર ધરજંતે માહાદેવ અવતાર
નહી ધરજંતે માહાદેવ અહંગ પાસે રેહેતવંગ જે જેવી ઈછા ધરજંતે
તે તેવા દરશનંગ દેખંતે હો દેવી
દેવીઓવાચા:- હોસ્વામી કરણમધે કોણ આહાર કોણ વેહેવારંગ
કોણ કરમંગ કોણ ધરમંગ કોણ સેસટંગ હોસ્વામી
શ્રીનારાયણવાચા:- સુણો દેવી નહી આહાર નહી વેહેવારંગ નહી કર્મંગ
નહી ધરમંગ તદા નુરની સૃષ્ટી ઈછાભોજનંગ કરણમધે હો દેવી
દેવીઓવાચા:- કરણમધે સાયેના કોણ પરમાણંગ હોસ્વામી
શ્રીનારાયણવાચા:- સાએના અંગ પરમાણ તો નીલગુણ કેહેતે હો દેવી
દેવીઓવાચા:- હોસ્વામી કોણ જાપ તદા જાપ નુરદેવ સૃષ્ટી જપંતે હોસ્વામી
શ્રીનારાયણવાચા:- સુણોદેવી બ્રહ્મા વિષ્ણુ જાપ જપંતે તદા ફેરા નહી ફરંતે
તદા દાગ એકવાર એકોપીભવેતુ તદા અમરાપુર તેજીવ અવિચળંગ
દેવીઓવાચા:- હો સ્વામી કોણ તમારી માતા અંગ કોણ તમારા પીતા અંગ
કથંગ તમારા ગુરૂ ઊપદેસંગ કોણ તમારી નાતંગ કોણ તમારી જાતંગ
શ્રીનારાયણવાચા:- સુણો દેવી અહંગ માતા અહંગ રેહેણી અહંગ રેહેણી
મધે અખંડ રેહંતે અહંગ પીતા તો સંતોકંગ અહંગ ગોર તો બ્રહ્મા અંગ
અહંગ બ્રહ્મા જાતંગ અહંગ સરવે નાતંગ અહંગ સર્વે સરજંતે તીસિ
કારણ અહંગ સરવે નાતંગ હો દેવી
દેવીઓવાચા:- હોસ્વામી કથંગ તમારી ઊઆ અંગ મારા સૃષ્ટીના સ્વામી

શ્રીનારાયણવાચા:— સુણો દેવી અહંગ અખંડ પુરસંગ તે જ્યોતીસ્વરૂપંગ મરણ જીવન અગોચરંગ હો દેવી બ્રહ્મા ચતુર તત્વંગ ચતુરકળા અંગ વિષ્ણુ વીસ કળા અંગ તે વીસતત્વંગ મહાદેવ ત્રીસ કળાઅંગ તેત્રીસ તત્વંગ હો દેવી કોહો તમો દેવી અનંત કળા અંગ તેઅનંત તત્વંગ દેવી

દેવીશ્રોવાચા:— હોસ્વામી બ્રહ્મા ચતુર કળા તે કથંગ હીણા ધારજંતે હોસ્વામી

શ્રીનારાયણવાચા:— સુણો દેવી બ્રહ્મા ચતુર કળા તે એવંગ એક કળા તો વિષ્ણુ દ્વિતીએ કળા તે માહાદેવંગ તૃતીએ કળા તમો દેવી ચતુર્થે કળા તે અહંગ નરજનારજનંગ હો દેવી

દેવીશ્રોવાચા:— હોસ્વામી તવંગ સબદંગ માહાદેવંગ સરજંતે કથંગ સબદંગ વિષ્ણુ સરજંતે કથંગ સબદંગ બ્રહ્માસરજંતે કોણ સબદંગ અહંગ દેવીસરજંતે

શ્રીનારાયણવાચા:— સુણો દેવી ચતુરમુરતી સરજંતે ચતુર શબ્દંગ ચતુર શબ્દંગ તે એક શબ્દ ૐ પ્રણવ બ્રહ્મંગ ૐ પ્રણવ કહી ઊપજાવંતે હો દેવી

દેવીશ્રોવાચા:— હોસ્વામી તમે ચતુરખાણ ઊપજાવંતે તે કથંગ પરકારંગ

શ્રીનારાયણવાચા:— સુણો દેવી અહંગ ચતુર ખાણમધે ઊપજંતે પ્રથમંગ સ્વેદજ ખાણ મધે ઊપજંતે તેજ માથી તેજ વાધો તેજનો અંબારવાધો તે સ્વેદ ખાણમધે આવા બીજી ઈંડિજ ખાણ તે સ્વેદ તેજનુ ઈંડબંધાયુ તે ઈંડ ખાણમા આવા ત્રીજી ઊદ્‌બીજખાણમાં તે અમે ઈંડમાં ફાંકડા ફુટાતે ઊદ્‌બીજખાણમા આવા ચોથી જારજ ખાણ તે અમે નરને આકારે ઊપના ઈંડમાથી જોર કરી નિસરા માટે જારજ ખાણમાઆવા એવી રીતે અમે ચતુરખાણમા આવા હો દેવી

દેવીશ્રોવાચા:— સુણો હો સ્વામી સ્વેદખાણ કથંગ કારણંગ નામ ધરજંતે ઈંડ ખાણ કથંગ કારણ નામ ધરજંતે ઊદ્‌બીજખાણ કથંગ કારણંગ નામ ધરજંતે જારજ ખાણ કથંગ કારણંગ નામ ધરજંતે હો સ્વામી

શ્રીનારાયણવાચા:— સુણો દેવી સ્વેદ ખાણ તે તેજનો સંગવાધો તેમાટે

સ્વેદ ખાણ નામ ધરજંતે સ્વેદનુ ઈંડ બંધાયુ તે માટે ઈંડખાણનામ ધરજંતે ઈંડમાહે અંકુર ફુટંતે તીસ કારણ ઊદ્દબીજ ખાણનામ ધરજંતે ઈંડમાહેથી જોર કરી નીસરા તીસમાત્ર જારજ ખાણ નામ ધરજંતે સ્વેદ ખાણ તે સકતીની ઈંડખાણ તે બ્રહ્મા ઊદબીજ ખાણ તે વિષ્ણુની જારજખાણ તે માહાદેવની હો દેવી

દેવીઓવાચા:— ચતુર મુરતી કથંગ કારણ સરજંતે હો સ્વામી

શ્રી નારાયણવાચા:— સુણો દેવી અહંગ ચતુર મુરતી સેસટ કારણ સરજંતે પરથમ કોણ સેસટ કરતવંગ તદા નુરની સેસટ કરતવંગ પેલાવચને ચતુર મુરતી પેદા કરીછે તારે ૐ પ્રણવ બ્રહ્મા હરીએ કહ્યુ છે ચારને ચાર આસન બેસીને પેદા કરતવંગ શક્તિને સોળ આભુસણંગ ત્રણે વસ્ત્રંગ વિષ્ણુને પાચ આભુસણંગ પાંચ વસ્ત્રંગ બ્રહ્માને ત્રણ વસ્ત્રંગ બે આભુસણંગ માહાદેવને બે વસ્ત્રંગ એક આભુસણંગ શક્તિને મસ્તંકે નારાયણ હાથ ધરતવંગ તેજોમય હોતવંગ વિષ્ણુ મસ્તંકે નારાયણ હાથ ધરતવંગ તેજોમય હોતવંગ માહાદેવ મસ્તંકે નારાયણ હાથ ધરતવંગ તેજોમય હોતવંગ તેજ ધંધુકારમધે ગોસ્ટ અનેક અનેક વાએકંગ ઓચરંતે નારાયણંગ બ્રહ્મા વિષ્ણુ માહાદેવ ને શાક્તિ સુણંતે અનેક અમર ગોષ્ટી ઓચરંતે બ્રહ્માને કહું હો દેવી

દેવીઓવાચા:— બ્રહ્મા કથંગ આભુસણંગ ઊપજંતે હો સ્વામી

શ્રીનારાયણવાચા:— સુણો દેવી ધોતી શરીર પંડે જનોઈ કરકમંડળ પુસંગ કાગ મુખારવંદરીસકા મસ્તકે કેસંગ લેલાટે તીલકંગ વદંતે અહુંકારંગ કપાળ મુખે વદંતે અહંકાર ઊપજંતે બ્રહ્મા એવંગ આભુસણંગ વિષ્ણુ કથંગ આભુસણંગ શંખચક્ર ગદા મુગટંગ ખડ્ગંગ અંગ આભુસણંગ પિતાંબરંગ કર્ણ કુંડળંગ બાહુ ધનુષ્યંગ પાએપદ્મંગ

એતાનીલછનંગ ઊપજંતે વિષ્ણુ વદંતે વેહેવારંગ શબ્દંગ માહા
દેવ કથંગ આભુસણંગ રેખા શરીરંગ લેપટરખાગોલંગ કરમધે
અંશ કૂરંતે શરીર કેસંગ શંખ દંડંગ કરમધે મસ્તંકે કેસંગ લેલાટે
રક્ષા તિલકંગ એવંગ આભુસણંગ ઊપજંતે માહાદેવંગ વદંતે માહા
તત્વંગ સબદંગ અહંગ શક્તિ કથંગ આભુસણંગ ચક્રત્રિશુલ કર-
મધે ચતુરદસે આભુસણંગ મસ્તંકે કેસંવકઅંબટંકરણ કુંડળંગ અંગ
પિતાંબરંગ આભુસણંગ અનંત કળા સંપુરણંગ સોળે સણગારંગ
તેજે અનંત બળંગ વદંતે અનંત તત્વંગ એવંગ આભુસણંગ ઊપજંતે
આદ નરંજનંગ અહુંકાર મધે હો સ્વામી કંથો મુળનો વિસ્તાર
કંથો અહુંકારનો વિસ્તાર કવણ મુળ આધાર કવણ અહુંકાર
આધાર કવણ આ દકા આધાર કવણભેદ આધાર હો દેવી
કવણ ધામ સ્વરૂપ ધરજંતે પ્રથમ લીલ ધંધુકાર મધે કવણ દેસ
અધર કામ કવણ વેસ અધર નામ દેવી પુછે નરંજન કથો
અમને સેસટનો ભેદ કથો અમને ચોમુખ વેદ પુર્વેકથા પુછુ
આપણી તમે કોહોને સીસટના ધણી તમે કોહો અમર મરમ કાંથી
ઊપના ધરમ કૈંલાસ ન હતુ કોઈ હું ઘટઘટ વ્યાપી રહો છું જોઈ
તમે કોહો શકતીના ભેદ હું નીગમ ન જાણુ વેદ કથો આદ પરમે-
શ્વર અવિંચળ છે તે સહી જાણજો પછે દેવી બોલી છે સ્વામી કવન
કરીયા કરીને કાડી કાંડી હો સ્વામી જાપરથએદ રૂપી તે આપો આપ
ન હોતા તારે માએને બાપ કવણ મેધા ને કવણતેગ કવન જ્યોતે
કવન મોતે કવન જાગે કવન માગે કવણ હીણ કવન ખીણ કવન
રસ કવન રસા કવન હીમો કવન નીમો કવનવદા કવનદત કવન
નીલો કવન અનીલ કવન મોહો ને કવન માયા કવન કથો હો માહા
નરંજનંગ પરથમ બોલા નરંજનંગ હો દેવી આગે તો તેજનુ સ્વરૂપ

હતુ તે તેજનો આબ વેહેતો તારે વેલા કોઈન હોતા તારે અમે
નિરંજનંગ નિરાકાર થયા અમે આગે દસ ધંધુકાર વઈગયા તે
દસે ધંધુકાર મધે અમે આપોઆપ હુતા સુણો દેવી હું પુછુ છુ નિરં-
જનંગ આગલ અરવર નરવર ધંધુકાર પાંચ સંખ લઈને ઊતરા
પાર આગે ઈંડ ધંધુકાર તારે કોઈ ન હોતા વિસ્તાર આપોઆપ
અમો હુતા દસમા તારે કાઈ ન હોતા આદ પુરસ તે નિરંજન કવન
એક સકત પુછુ છુ હો સ્વામી કવન તમો મોહો કવન તમો માયા
કવન સીસટે ભેદ કમાયા આદ પુરસ કે કવન કથો તમે મોટા સૃ-
ષ્ટીના ધણી છો તમે અપુરવ છો આદ અંત તમે જાણ છો એ
પુછુ સૃષ્ટીના ધણી અમને પરતીત થાસે ધણી તમો કોહો મુગત
અમને સુઝે ધણી દેવી પુછે ત્રીભોવનના ધણી હુ અરધ કલંગી
કરૂ તમ તણી આગળ રાસ વપત જોઈ ધણીપણ એથી ઊંચુ નથી
કોઈ એ અમર શાક્તિની વાત તમે કોહો તમારી જાત આપ નીરં-
જન બોલા આપ અમો આપે માતને આપે તાત અમો આપે
દેવને આપે દિવાન આપે શ્વેતને આપે શામ તે પુછુ અમને અજા-
ણી થઈ અમારી કલાના જાણે કોઈ નિરંજન પુછે સુણ દેવી તુ
પણ તારી જાત પુછુ છુ હુ એમ બોલી શક્તિ સુણો નાથા અમારી
તો ઊંચી જાતા સ્વામીજી તમો જમી આસમાનની કથા તે કહાવીના
એ સર્વે મિથ્યા સ્વામીજી કથો ઊપતા દેવા કથો પુરસ કરતા સેવા
હું પુછુ તે કેહેજો વેએ સુનકાર માહે આપણ બેએ એવી બુધ વિચા-
રીને કેહેજો બંધ કાહાથી ઊપના કેવળ ચંદ ન હોતા આરંભ જોગ
નહી શીવને નહી ભોગ નહી રેહેણી કેહેણી કોઈ એ જોગ મારગ
તે કાહા હોઈ નહી જનમને જતી મુગત મારગ કાહાથી હતી એવુ
શાક્તિ એ પુછું હું કેહેજો નરંજન દેવ તુ વેણ સકલ શાક્તિ સીના

સ્વામી વાત ગમે ભીના આસમાન એક જ્યોત જોન ભયા આકાશ
જંમી એમ થયા આદ નહી ઊનાદ નહી જોગ નહી ભોગ નહી જળનહી
થળ નહી ધરતીનહી ધમકાર નહી લીલ નહી અનીલ નહી રૂપનહી
રેખનહી શકિતનહી શીવ નહી ભુકિતનહી ભકિતનહી કમળનહી
કમળનહી ધરકાસનહી પરકાસ નહી પવન નહી પાણીનહી હરસ
નહી સરસ નહી ઈંગળા નહી પિંગળા નહી અવદ નહી સંધનહી અગમ
નહી નિગમ નહી આદ નહી ઊનાદ નહી નહી લાભ નહીલોભ નહી
ઈશ્વર અવતારજાત તે દાડે નહી કોઈ જીવાંત નહી હેત નહી ગરસત નહી
કરમ નહી ધરમ જાગ નહી ભાગ નહી નહી લીલ ઊતપત ધામ નહી
પવન પરકાસકા સધનહી નહી અંજાજાતી પવનસ્વરૂપી તે કુણ હેતી
નહીમરણ જીવન કોઈ તે દાડે એ આપ હોતા સોઈ એનો વિસ્તાર
સ્વામી અમને કોહો કોણ સ્થાનના તમો છો મોટાદેવ નીરંજનની જાત
તે કથીને સંભળાવો વાત હું શકિત હું સતી હુંથી કોઈ ઊંચુ નથી જળે
શકિત સ્થળે શકિત મહી મંડળે શકિત આકાશે શકિત રહીહોઈ તમો
ઊપના કાહાથી જોઈ અમો કેવળ કરમ કીરતાર અમો રમત રચી વેદને
પાર અમો આસણ ધરૂ માયા કરી અમો બહુ દને બઊરે ગભરી જેકાંઈ
જાણે અમારા મરમ કરે કરીયા સેસટના ધરમ જો સ્વામીજી પુછુ અમર-
ના ભેદ અમો સકળ સરજા ચોમુખ વેદ એ આસણ અગનોતર ધરા
અમો એકવીસલાખ જીવા જોવન ધરા અમો કિધી રમતને રચના કરી
અમો જોગ માયા જ્યોતે ભરી અમ તમ વચે વેહેરો નથી અંગ ઊપા-
સણ આસન કીજે અમો મોહો ધરીઓ હર મોરાર અન મન જુગતી
જાતી અમથી કોઈ ઊંચુનથી અહુંકાર મધે સ્વામી તમે રચના કરી સો
બંબ નાભે રાખુ છે હો હરી અમો દેવી સમરણ સતી પણ અમથી કાઈ
ઊંચુનથી જેટલે દેવીએ મન અહંકાર જ ધરો તારે પસપણ હતા તે હરસે

કરો હું જળે દેવી સ્થળે દેવી આકાશે દેવી મહીમંડળે દેવી બંધપવન
પરકાસ છો મજતણા આપ કાહાથી ઊપના નીરંજના કેહેજો તમારો
અમને ઠામ કાહાથી ઊપના તમારો મુકામ મુજ આગળ નાસી
કાહા જસો જેટલે કહું સુધ ખેજની સાખો તારે અદબ સ્વામી
અમને રાખો કેહે દેવી માયા આપણી અમારી વદા છે બહુ ઘણી જો
કથો અમારો પુછાનો ભેદ નીત તમારો કરસે ખેદ નહી રેહેવા દેઊં
ઊદંડ દસા બંધણી ન માનુ દેવને ડાકણી ન માનુ ભેરવભુતનેસાપ-
ણી એ રખા રખા કરીને સતી અમો દેવ નીરંજનપતી જ્યારેઅમો
રચના રચીતીસાર તારે તુ હુતી કોનીપાસ અમો ચંદ્ર પતીકઈસ
ચંડા અને પંચમુખી પરકાસ જંડા અમે ભગતી દીન દયાળ અમો
કીધી મોતાવળ માળ આગળ અસંખ ધંધુકાર ધરી અમરખી ભીત્તર
ભરી અહુંકારમધે સ્વામીના નામનો આધાર સ્વામીજી તમોરચના
રચનાર નીરંજન સરત અમતન અમે નરને અમે પરસન અમો
મુગતને અમો જુગત અમો મોહોને અમો દંત કનકલંગુલજતી
તમો છો ત્રીભોવન પતી જ્યારે જોગંદર જોવાને નસ ગઈ તાર માગ
દલ જલને પરવરતી રહી જ્યારે સકતી સમઅમ તા જાણ અંગન કુંડ
માહે મા હોતા આપ અગોચર રાખો પ્રભુરાયા જીનસ અમર
પદમી પાયા

# શ્રી મુળબંધ – ગરભગોળ

પીંડની ઊત્પત્તિ તથા રચના

## શ્રી દેવી – નારાયણ સંવાદ

શ્રી સત ગોર બ્રહ્મા વાચા–સાંભળો શીખ

આદભેદ રંચના છે આદબ્રહ્મ લખવામા આવેનહી તેહને અલેખ કહે છે નિરંજન કહે છે અવિનાશ કહેછે તે નામ-રહિત છે રૂપરહીત છે વર્ણરહીત છે પંચતત્વ રહીત છે ત્રણ ગુણ રહીત છે તેહનું દષ્ટાન્ત દેઈ તેઊ આ લોકમા છે નહી માટે નિરા-કાર કહે છે તેને ઈચ્છા તો ન હતી પણ સહેજ સુભાવથી માયા પ્રગટી

તે માયાથી ત્રણ ગુણ પરગટા તે ત્રણ ગુણથી પાચતત્વ પરગટા તે પાચ તત્વથી સ્વરૂપ પરગટા તેહને ત્રણ દેવ કહે છે તે ત્રણ દેવથી અનેગરૂપ પરગટા તે રૂપથી માયાને અનેક શાસ્ત્ર થયા છે તે શાસ્ત્રના જુદા જુદા મત બોલે છે કોઈ કહે પરમેશ્વર કરતા છે કોઈ કહે પરમેશ્વર ન્યારો છે કોઈ કહે પરમેશ્વર અકર્તા છે કોઈ કહે પરમેશ્વર કર્તા હોયે તો મરેનહી એ સું જુઠુ છે જે જુઠુ કરે કોઈ કહે પરમેશ્વરને હુકમે થાયે છે કોઈ કહે પરમેશ્વરને પ્રતિબીંબે થાયે છે કોઈ કહે પરમેશ્વરની માયાથી થાયે છે કોઈ કહે પરમેશ્વરની નજરથી થાયે છે કોઈ કહે યે તો પુરણ બ્રહ્મ પોતે જ છે કોઈ કહે યે તો ઝાઝવાણુ પાણી છે સપનુ ઝુઠુ છે કોઈ કહે એ તો અમથુ ભ્રમના છે દેખાવામા આવે છે બાકી કાઈ નથી કોઈ કહે એ તો ત્રણ દેવ કરતા છે કોઈ કહે એ તો ત્રણ દેવ શું કરે એમને તો માયાએ પેદા કરા છે એ શું કરે કોઈ કહે શક્તિ કરતી છે કોઈ કહે સંહજે થાયે છે ને સેહેજે સમે છે એમ સોળ પ્રકારે શાસ્ત્ર બોલે છે મત કહે છે જેસો જેવા ગુરૂ મલા તથા શાસ્ત્ર

318

મલા તે તેવો મતે ચાલે છે પણ સતગુરૂ મલે સત શાસ્ત્ર મલેતો સત વસ્તુ ઓલખાવે તો જીવને મુગતી થાયે નહી તો ષટ્શાસ્ત્ર અઢાર પુરાણ ચાર વેદ અનેગ શાસ્ત્ર સાંભલીને માયાની ફાસીજાલમા લાલચે પડા છે તેનામાહેથી નિકલવાનો ઊપાયે ગ્રંથ ઊપનિષદ સાંભલે વેદાન્ત સાંભલે સતસંગ કરે ગુરૂ નિર્લોભી મલે આતમાનો જાણ હોયે પાંચ તત્વ વચે જાહાથી ઊપના તાહા સમાવે તે વસ્તુ છે તે અખંડ છે અછેદ છે અભેદ છે અયોની છે અપરમપાર છે અવિનાશ છે અક્ષય છે અલેખ છે ૐ છે અવર્ણ છે અશરીર છે અરોગ છે અમાતા છે અપિતા છે અકર્તા છે અમરતા છે અકરમી છે સ્ત્રીરહીત છે વાણીરહીત છે પાંચ તત્વ રહીત છે ત્રિગુણ રહિત છે વિશ્વસાથી રહીત છે તે સર્વનો જાન તે દેહાતીત છે પ્રકૃતીના પાર છે માયાથીરહીત છે તેહેને અલેખ અલેખ કહે છે સત સબદ કહે છે મરે અવતરે તે માયા તે અસત્ય ઝુઠ સ્વપ્નવત અસુધ દયા ને પ્રેમ આભા તે સત તે પરમેશ્વર

ૐ નમો આદ ઊનાદ અસંખજુગ ધુમ્રવર્ણ તાહા પડી છે ધુમ્રરેખા તારે નિરંજન નાથ ઊપજાવી શાક્તિ આદ અનાદ શબ્દ તે ૐકાર ૐકારથી કિધો વિસ્તાર ૐકારથી ઊપડીયો બ્રહ્માંડ ૐકારે બાંદ્યા પરથમી બંધ ૐકારે કિધા વેદ વિચાર ૐકારે સરજા ઈંડ ઈંડમા હરી નારાયણે આલંછન કરી ચાર સુનને પાચમું ઈંડ ઈંડ પછે થઈ પ્રીથમી નવખંડ પછે થયો મેરમંદર ને કૈલાસ ખેણુ એકમા ધરતી ધરો આધાર ચતુર મુરતનો કિધો પરકાર ઈંડમા કાહાડા દસ ધંધુકાર ૧) નીલ ધંધુકાર ૨) અનીલ ધંધુકાર ૩) કલપ ધંધુકાર ૪) શેષ ધંધુકાર ૫) માયા ધંધુકાર

૬) સંખ ધંધુકાર ૭) રીપ ધંધુકાર ૮) અરવર ધંધુકાર ૯) નરવર ધંધુકાર ૧૦) તેજ ધંધુકાર એવા દસ ધંધુકાર માહા ધ્યાન જો ધરી તાહા નારાયણને ઈછા કિધીખરી

અસંખ્ય જુગ પછી સરજીમુરત ચાર તારે સ્વામી કહે એ કોણ કરતાર ક્રોધ કરીને ભરીથો શ્વાસ ફાટ્યું ઈંડ અને કિધો પ્રકાશ તાહાથી ૐ કારનો કિધો વિસ્તાર વલતી સરજી મુરત ચાર નારાયણ નીરંજનને ધ્યાન જો ધરી ચારે મુરત દ્રષ્ટ કામ કરી મસ્તકથી ઊદક લીધુ હરી તે મનથી જો ઈછા કરી કાચી દ્રષ્ટે ફીણ જો થયુ પાકી દ્રષ્ટે ઈંડજ ભયુ જયારે પરીપકવ થયુ જો ઈંડ જંઘસ્થળેથી શાક્તિ વિસ્તાર નાભથી બ્રહ્મા આકાર હ્રદયથી વિષ્ણુનુ ગીનાન મસ્તગથી મહાદેવનું ધ્યાન એકથી ઊપના ચાર રહા નિરંજન નિરાકાર ઈછા કરીને છેદ્યુ ઈંડ તેહેમા સરજા ચારે પીંડ માહાદેવ તો ધરે ધ્યાન વિષ્ણુ તો કથે ગીનાન બ્રહ્મા તો ભણે છે વેદ દેવી તો કરે છે ભેદ નારાયણ નિરંજન આપોઆપ ન જાણે પુણ્યને ન જાણે પાપ ઃ

દેવીશ્રોતાવાચાઃ— કહો સ્વામી અનાદ પુરસંગ તમે કાહાથી ઊપના હો સ્વામી

શ્રીનારાયણવાચાઃ— તમે સુણો હો દેવી ઊનાદ પુરસંગ અમે ૐ ઊપના તે આપોઆપંગ હો દેવી

દેવીશ્રોતાવાચાઃ— હો સ્વામી તાહા કોણ સો બ્રહ્માને કોણ સો દેવ અને કોણ વિષ્ણુ કરતા સેવ કોણ મહાદેવ ધરતા ધ્યાન કોણ દેવીએ કથીયુ ગીનાન

શ્રીનારાયણવાચાઃ— સુણો હો દેવી અહંગ બ્રહ્માને અહંગ દેવ અહંગ વિષ્ણુ અમારી કરતા સેવ અહંગ માહાદેવ અમારૂ ધરતા ધ્યાન અહંગ દેવીએ કથીયુ ગીનાન હો દેવી સા

દેવીશ્રોતાવાચાઃ— સુણો હો સ્વામી કોણ પરકારે સરજા સંખ કોણ પરકારે

બાંધા અંખ કોણ પરકારે સરજા અમો કોણ પરકારે સરજા તમો સ્વામી એ ગીનાન કથોને તમો

શ્રીનારાયણવાચા:- તમે સુણો દેવી અરબંધ નરબંધ ધંધુકાર પાંચ સંખ લઈ ઊતરો પાર એક સંખ તો બ્રહ્માને દીયા ચાર વેદ જો તેમાહે કીધા વેદ સંખ મુખ દેવલ બાજે ખડક સંખ વિષ્ણુના હાથમા છાજે કુંડલ સંખ શકિતના કાનમા બીરાજે કરોધ સંખ માહારૂદ્ર ત્રણત્રી-ભોવનમાહે ગાજે ઊદક થકી ઊપાયા ઈંડ અહંગ દષ્ટીથી સરજા દેવી તવંગ પીંડ

દેવીઓવાચા:- કહોસ્વામીજી કોણ સબદનુ ધરીયુ ધ્યાન કોણ સબદનુ કથો ગનાન કોણ દષ્ટીનુ કીધુ કામ કોણ સબદનુ કીધુ પરમાણ કોણ સબદની દિધી આણ પાંચ સબદનો કહો વિસ્તાર કોણ સબદે સરજી મુરત ચાર

શ્રીનારાયણવાચા:- તમે સુણો દેવી આદે હુતા અમે એક આકાર અમને સુજો અહુંકાર જ્યારે સબદ બોલે ૐકાર પાંચ વેદનો એ વિસ્તાર એ સબદ થકી જો ધરીયુ ધ્યાન એ સબદ થકી કથુ ગીનાન એ સબદ થકી કિધો પરમાણ એ સબદે વાળા સહુના માન આદે વરતા અમો ૐકાર એ સબદે સરજી મુરત ચાર

દેવીઓવાચા:- તમે સુણો હો સ્વામી કોણ તમારી કહીયે માત કોણતમારી કહીએ તાત કોણ તમારી કહીએ નાર કોણ તમારો કહીયે પુત્ર પરિવાર કોણ ગોત્રમા સરજા તમો એકા ઈછા કરૂ છું અમો કોણ ગોરે દિધો ઊપદેશ કોણ ચેલે દેખાડો દેશ

શ્રીનારાયણવાચા:- સુણો હો દેવી ઈછા અમારી કહીયે માત મન અમારૂ કહીયે તાત પંડ અમારો ઘર આકાર માયા અમારી કહીએ નાર બ્રહ્મ ગોત્રમા સરજા અમો એ કથા દેવી સાંભળજો તમો સતગોર બ્રહ્માએ

દિધો ઊપદેશ સત વિષ્ણુ ચેલે દેખાડો દેશ રેહેણી થકી અમે થયા પ્રકાશ જાહા રેહેણી તાહા અમારો વાસ

દેવીશ્રોતાવાચા:— તમે સુણો હો સ્વામી કોણ કારણ સરજા તમો કોણ કારણ સ્વામી સરજા બ્રહ્મ એઊને આલા વેદોના ધરમ કોણ કારણ સરજા વિષ્ણુ હરી કોણ કારણ સરજા માહાદેવ સંખ તપને આપી સેવ કોણ કારણ સરજી મુરત ચાર સ્વામી તેનો અમને કહો વિસ્તાર

શ્રીનારાયણવાચા:— તમે સુણો હો દેવી અનાદ તેજમા જ્યારે હુતા અમો એ કથા દેવી સાંભળજો તમો ઈછા અમોને ઊપની ખરી તે કારણ એ રચના કરી ઈછા થકી ઊપના બ્રહ્મા તે સેસટ તનુ ઊતારવા કરમ સેસટ તનો વરલેવા હરી વિષ્ણુ સરજાવાની ઈછા કરી જે આગળ દૈત્ય થાસે બળી ગરામ તેના તો ફેડવા ઠામ તેમાટે સરજા વિષ્ણુ હરીનામ તારે દેવીએ કીધા પ્રણામ દૈત્યને વરઆપવા ભક્તને ભાવે થાપવા સેસટમા તપ કરવા સેવ તેમાટે સરજા માહાદેવ જે ત્રણ દેવોમા છે સરદાર તે તમને સરજા શક્તિ અવતાર દેવી સેસટ તમારી તમે કરો બ્રહ્માને વર આપા ખરો એ સેસટ બ્રહ્માની બ્રહ્માજી કરે તેમા વિષ્ણુ અવતાર લઈને દેવી તમોને વરે તમે ચાર મુરત મળીને કરો વિસ્તાર અમે આદ નિરંજન નિરાકાર

દેવીશ્રોતાવાચા:— તમે કહોને સ્વામી કોણ પ્રકારે સૃષ્ટી બ્રહ્મા કરે કોણે પરકારે વિષ્ણુ અવતાર લઈને વરે કોણપરકાર તપ કરે મહાદેવ જે સંખ તપને માગે સેવ

શ્રીનારાયણવાચા:— તમે સુણો હો દેવી દરસટ કામ સેસટ બ્રહ્મા કરે અને બ્રહ્મ પંડથી તેજ જો ખરે આગળ અનંત જુગ વઈ ગયા તારે એક શકત પેદા થયા તે ડાબે અંગ સ્થળ થકી સકત પેદા કરી પછે સકત લઈને અળગી ધરી તાહા સકતે જાણુજૈ હું જે હુઊ

તારે શક્તિની જીભામા નિરંજને તેજ મેલ્યુ પચાસ લાખ જુગ પછી
સીનાથકી વિષ્ણુ ઊપજંતે તારે સાઠ લાખ જુગ પછી મસ્તકથકી
અમરત ઊતર્યું તેના માહાદેવ પેદા કિધા છે એવા ચતુર પુતળા
મેરને માથે બેઠા હતા તાહા રચના થઈ છે તે ચતુર પુતળા બેઠા
છે તાહા તારે પોતાના મસ્તકમાહેથી સ્વામીજીએ તેજ નાખ્યુ
તેના આઠ જણ પેદા કરતવંગ તાહા તેમા પ્રથમ ધરમદેવ પેદા
કિધા તેમના જમણા ખંભેથી સાત યમદૂત પેદા કિધા છે તારે
બ્રહ્મા વિષ્ણુને માહેશ્વર ત્રણ દેવ ધરમને પુછવા મોકલા છે
ભાઈ તમે કોણ છો તમે કોને જપો છો અને તમારો ધણી તે
કોણ છે તારે ધરમ દેવે કહ્યુ જે ભાઈ અમારોને તમારો ધણી તો
એક નીરંજન નારાયણ છે ભાઈ અમે તો તેઊને જપીએ છે
તારે નિરંજન નારાયણને દયા આવી છે અને પોતે મેહેરબાન
થયા છે તારે પોતાના મુખમાહે અક્ષયપાત્ર હતુ તે લઈ ધરમ દેવને
આપ્યુ છે તે અક્ષયપાત્ર ધરમ લઈને ગુરૂબ્રહ્માને આપ્યુ છે તારે બ્રહ્મા
જીએ તેના ઘટ પાટ થાપ્યા છે ત્યારે બ્રહ્માજી તાહા એક નુરની છાટ
નાખી છે તેના સાત સમુંદરને નવસો નવ્વાણુ નદીયુ પેદા કિધી છે
બીજી નુરની છાટ નાખી છે તેના અષ્ટકુળ પરબત ને અઢાર ભાર
વનસ્પતી પેદા કીધી છે ત્રીજી નુરની છાટ નાખી છે તે જાખા [યક્ષ]
મેઘા કિન્નર દેવ અનંત પેદા કિધા છે ચંદ્રમા સુરજ નવલાખ તારા
નવ ગ્રહ નવનાથ ચોરાસી સિધ્ધ અઠ્યાસી સહસ્ત્ર રૂષી પેદા કિધા છે
ચોથી નુરની છાટ નાખી છે તેના ચારખાણ ચાર વાણ લખચોરા-
સી જીવાજોની પેદા કિધી છે થાવર આવે થાવર થાએ ઈંડ આવે
ઈંડ થાયે સ્વેદજ ઈંડજ ઊદ્ભીજ જારજ એણી પેરે નિરંજન નારાયણ
સતગૌર બ્રહ્માએ સૃષ્ટી પેદા કિધી છે તારે બ્રહ્માના મનમાહે મોટાઈ

આવી છે જે અમે સર્વે સીસટ નિપાઈ છે તારે અનંત કલ્પ અનંત
જુગ આગે વઈગયા છે તારે નિરંજન નારાયણના તેજ થકી ચાર
વેદ નુ અજવાળુ હતુ તે એક કલ્પે ધંધુકાર લગી અજવાલો હતો તારે
બ્રહ્માને મનમાહે મોટાઈ આવી છે તબ ધણીએ અસંખ જુગ ધંધુ
કાર અસંખ જુગ ઊનાદ ગુરૂના માનસપુત્ર તારે સકતી પેદા કિધા
છે તે શાકતિએ જાયા પુત્ર ત્રણ જે બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર એ ત્રણ
દેવ સરજંતે તારે બ્રહ્માએ કહ્યું જે સૃષ્ટી અમારી છે જળ બ્રહ્મા
થળે બ્રહ્મા આકાસે બ્રહ્મા પાતાળે બ્રહ્મા મહી મંડળે બ્રહ્મા પવન
પરબતે બ્રહ્મા તે બ્રહ્મા કેહે સેસટ અમારી નારાયણ વાચા સુણો
હો બ્રહ્મા જે ચતુર્ભુજની કળા હોય તમારી એ સારી તો બ્રહ્માજી એ
સેસટ તમારી બ્રહ્માજી તમો સૃષ્ટી તણો ન જાણો ભેવ પણ સૃષ્ટીના
કર્તા છે નિરંજન નારાયણ દેવ તારે મહેશ્વર કહે જે સૃષ્ટી અમારી
જળે ઈશ્વર સ્થળે ઈશ્વર મહીમંડળે ઈશ્વર પવન પરબતે ઈશ્વર આકા
શે ઈશ્વર પાતાળે ઈશ્વર તાહા ઈશ્વર કેહે જે સૃષ્ટી અમારી તારે શ્રી
નારાયણ વાચા તમે સુણો હો મહેશ્વર ચતુર્ભુજની કળા હોયે સારી
તો ઈશ્વર એ સૃષ્ટી તમારી એ સીસટ તણા ના જાણો ભેવ પણ
સૃષ્ટીના કરતા છે નિરંજન નારાયણ દેવ તારે વળી શાકિત કહે જે
સૃષ્ટી અમારી જળે શાકિત સ્થળે શાકિત આકાશે શાક્તિ પાતાળે શક્તિ
મહી મંડળે શક્તિ પવન પરબતે શાકિત શાકિત કેહે સૃષ્ટી અમારી
નારાયણ વાચા સુણો હો શક્તિ જો ચતુર્ભુજની કળા હોયે સારી તો
શાકિત એ સૃષ્ટી તમારી એ સૃષ્ટી તણો ના જાણો ભેવ પણ સૃષ્ટીના
કરતાર છે નિરંજન નારાયણ દેવ જ્યારે ત્રણે મુરતે એવુ ગુમાન
કર્યું છે ત્યારે નિરંજન નારાયણે કહ્યુ છે જે દૈત્ય અજામેલ તમે
દાએમ સંખને લઈ જાઓ તારે દૈત્ય અજામેલ નિરંજન નારાયણને

પ્રણામ કરીને દાએમ શંખને લઈ ગયો છે તે શંખમાહે ચારવેદ હતા તે દૈત્ય અજામેલ વેદ લઈ ગયો છે તારે પરથવી માહે અંધકાર થયો છે તારે બ્રહ્મા ઢુંઢતા ઢુંઢતા આવીયા વિષ્ણુનારાયણની પાસ વિષ્ણુ મહારાજ તમે કરો વેદનો પરકાસ જે છત્રીસ જુગને ચોરાસી ચોકડી તે માહે અમે નાનેરા ભાઈ વેદ ગયા તો બ્રહ્માજી પેદા કરો નહી તો ન કોઈ થઈને ઊભા રહો તારે વળી માહેશ્વર ઢુંઢતા ઢુંઢતા આવા વિષ્ણુ નારાયણને પાસ એ વિષ્ણુ માહારાજ તમે કરો વેદનો પરકાસ વિષ્ણુ નારાયણ કેહે જે વેદ ગયા તે માહેશ્વર પેદા કરો

આવી વિષ્ણુ નારાયણની પાસ વિષ્ણુ નારાયંણ તમે કરો વેદનો પરકાસ તારે વિષ્ણુ નારાયંણે કહ્યુ છે જે શક્તિ વેદ ગયા તે નવા પેદા કરો નહી તો ન કાંઈ થઈને ઊભા રહો તારે વિષ્ણુનારાયણે કહ્યુ બ્રહ્માને તમે મરદ રૂપજ ધરો અને પરમાહેથી જીવ પેદા કરો તારે બ્રહ્માજી થયા કરતાર તાહા બ્રહ્માજીએ કિધા પરકાર તારે બ્ર-હ્માજીએ માનાવચન તાહા બ્રહ્માજીએ ઝાડા પાન તારે એકેકી બુંદ નુરની ઝરે તાહા થયા જીવ આસપાસ ફરે તારે એકેકી બુંદ તેજ નીઝરે તેના અનંત કરોડી જીવ અવતરે હવે બ્રહ્માજી હેઠા ઊતરો થાઓ પંચમુખીને રૂપજ ધરો અમે લીળા સરજી અખંડ તે માહે બાંધા જીવોના પંડ જ્યારે માયા દેવી થયા કલોલ તારે દેવીએ પુછા ગરભગોળ

શ્રી નારાયણ વાચા તમે સુણો હો દેવી દ્રસ્ટે કામ સેસ્ટ બ્રહ્માજી કરે તે પરબ્રહ્મા દરસટ જો ધરે દરસટ થકી સર્વે સેસ્ટ જો થાયે તે માહે વીષ્ણુ અવતાર લઈને જાએ અરણ માહે જઈને માહાદેવ જો રેહે જપ તપ માહે દયાન જો ધરે તાહા નારાયણ

વચન બોલા સતભેવ એ પરકારે કિધા મણ જો દેવ તારે વળતા
દેવી બોલા ખુણ સ્વામી મણ દેવ માહે મોટા કોણ તારે વળતા
નારાયણ બો[illegible] વાત તમે સુણો દેવી કહું વિખ્યાત અમે બ્રહ્માને
બ્રહ્મા અમારૂ તન અમે એક એકના બેઊ કરીએ જતન નારાય-
ણને બ્રહ્મા બેઊ એકજ જાણ એમ દેવી પરતે બોલા ભગવાન એ
બ્રહ્મા માહે અમારૂ તેજ અમઊપર બ્રહ્માજી રાખે હેજ

દેવીઓવાચા:— તમો કહો તો સ્વામી જે બ્રહ્માએ સરજી સેસટ સંત-
સાર તેહે તણો અમને કોહો વિસ્તાર તારે દેવી બોલી શ્રીનારા-
યણ જાણ સ્વામી કોહો ગરભ તણો પરમાણ કવણ માસે નરમળ
નીર કવણ માસે પરચે ખીર કવણ માસ રગતનો ગોળો કવણ
માસે થાન થંથોળો કવણ માસે પાકે ફુટે કવણ માસે જ્યોત પાલટે
કવણ માસે સંપુરણ કાયા કવણ માસે અષ્ટંગ માયા કવણ માસે
નવ દરવાજા કવણ માસે દેહે જનમાજા હો સ્વામી

શ્રીનારાયણ વાચા:— તમે સુણો તો દેવી પહેલે માસે નીરમળ નીર
બીજે માસે પરચે ખીર ત્રીજે માસે રગતનો ગોળો ચોથે માસે
થાન થંથોળો પાચમે માસે પાકે ફૂટે છટે માસે જ્યોત પાલટે
સાતમે માસે સંપુરણ કાયા આઠમે માસે અષ્ટ જોગમાયા નવમે
માસે નવ દરવાજા દસમે માસે મુગત હેમાજા ખટ માસે રેહે અતી-
તંગ જો હઠ નર ગરેહે તો એકો તેરસો પરીયા ઓઘરે ખીર વરણી
પુરાપરણી નદી વેહેતરણી જાતી ભવસતી ગરભ ગોળંગ સંવાદંગ
પુણ્યે ન હીરંતે પાપ ન લોપંતે તે નર નરક જાયંતે જે ગરભતત્વના
ભેદ ના લેહંતે સ્ત્રી અથવા નર ગરભસંવાદ એકો સમાન ન કો
ભવસતી હો દેવી

દેવીઓવાચા:— તમે કોહો તો સ્વામી કોણ પરકારે બાંધી કાયા

કોણ પરકારે રચી માયા કવણ ગુણથી ઊપના પંડ સ્વામી કહો
પ્રીથમી ને કહો બ્રહ્માંડ હો સ્વામી

શ્રીનારાયણ વાચાઃ— તમે સુણોતો દેવી ગુણ પરકારે બાંધી
કાયા હેત ધરીને રચી માયા તાહા બોલા નારાયણ તે અનંદ
પંડ દેવી કાયા પ્રીથમીને કાયા બ્રહ્માંડ

દેવીશ્રોવાચાઃ— તમે કોહોતો સ્વામી કોણ સેગુણ માતા તણા કોણ
સો ગુણ એ પીતા તણા કોણ પર કારે થયા સંમુંદર કોણ પરકારે
બાંધા બંધ કોણ પરકારે ઝરીયા બુંદ કોણ પરકારે બાંધા પંડ

શ્રીનારાયણવાચાઃ— તમે સુણો તો દેવી ચાર ગુણ જે માતાતણા
ત્રણ ગુણ તો પિતા તણા મૈથુન પ્રકારે થયો સંબંધ માનવી ભોગે
ઝરીયા બુંદ રગત ગોળે બંધાયા ઈંડ સપ્ત ગુણથી બંધાયા ઈંડ
સપ્તગુણથી બાંદયો પીંડ હો દેવી

દેવીશ્રોવાચાઃ— તમે કહો તો સ્વામીજી એ ગુણનો કોહો મેહેમાએ જે ગરભ
મધે કાયા કેમ બંધાએ

શ્રીનારાયણ વાચાઃ— તમે સુણો હો દેવી ત્રણ ગુણની ત્રણ કહિએ દેવ
માતા માહેથી આવે ભેવ એ ત્રણ ગુણ જે માતામાહા શકિત સરવે
આવા તાહા એક ગુણ જે રહ્યો બ્રહ્મ તેમા મુકુ સર્વે કરમ સપ્તગુણનો
એહે મેહેમાએ કરમ કરીને કાયા બંધાએ

દેવીશ્રોવાચાઃ— તમે સુણો હો સ્વામીજી ત્રણ ગુણનો કોહો વિચાર
કવણ ખાણી માહે કીધો આકાર

શ્રીનારાયણ વાચાઃ— તમે સુણો હો દેવી જે સત સંતોખને કરોધજ
ભેવ એ ત્રણ ગુણના ત્રણ કહીએ દેવ જ્યારે એ ત્રણ ગુણ જો ઝરે
તે વંભંમ કોઠા માહે જઈ પરચરે જે વંભંમ કોઠામાહે જળના ગુણ છે
ચાર તે ત્રણે કહે કિરતાર પેલા હુતા નીરમળ નીર ગયા ત્રણ

ગુણને ઊપના ખીર પછે બ્રહ્માએ કિધીવાણ તેમાહે મેલી
ચારેખાણ પેલી સ્વેદને વળતા ઈંડ ઊદભીજ ખાણ માહે
વાધો પંડે જરાખાણમાહે ઊપજી કાયા સુણો દેવી પરથમી
રચી માયા તાહા હેત ખાણનુ ધરીયુ માન તાહા જીવ પંડને
આપે ગીનાન હો દેવી

દેવીબોલાચા:— સ્વામી અમે પુછુ ભેખ કાયાતણો અમને કહો
વિવેક કહો જીવ તણો વિસ્તાર પંડતણા અમને કહો વિસ્તાર

શ્રીનારાયણવાચા:— તમે સુણો હો દેવી પંડ બ્રહ્માંડ સદાએ સીતલંગ
પરથવી મંડાણ જડ બંધન બાંધતે સર્વે પંડ મધે સરજંતે હો દેવી

દેવીબોલાચા:— કોણ કોણ વસ્તુ સરજંતે હો સ્વામી

શ્રીનારાયણવાચા:— આદ શક્તિ દ્વિતીયે બ્રહ્મા તૃતીયે વિષ્ણુ
ચતુર્થે મહાદેવંગ સર્વે ભુતભુતાનંગ પંડમધે સર્જંતે હો સત દેવી

દેવીબોલાચા:— તમે સુણો હો સ્વામી એ વિચાર અમને કહો સ્વામી પંડ
મધે તમે કાહા રહો હો સ્વામી

શ્રીનારાયણવાચા:— તમે સુણો હો દેવી જાહા ચાયે અમારૂ સમરૂ નામ
તાહા કહીયે અમારો ઠામ અહંગનારાયણ નિરાકાર બ્રહ્મા વિષ્ણુ
મહેશ્વર સાર હો દેવી

દેવીબોલાચા:— તમે કહો પંડ તણો વિવેક એવ સ્વામી કોણ પંડમાહે વસે દેવ

શ્રીનારાયણવાચા:— તમે સુણો હો દેવી ઘટમાહે બ્રહ્મા કહીયે દેવ ઘટમા
વિષ્ણુ ઘટમાહે માહાદેવ ઘટમાહે શક્તિ ઘટમાહે સુનકાર ઘટમાહે
કહીયે દસે ધંધુકાર હો દેવી

દેવીબોલાચા:— તમે કહો સ્વામી કોણસો બ્રહ્મા કહીયે દેવ કોણ વિષ્ણુ
ને કોણ માહાદેવ કોણ શક્તિ કોણ સુનકાર કોણ કહીયે દસે ધંધુકાર

શ્રીનારાયણવાચા:— તમે સુણો તો દેવી સંતોકરૂપી બ્રહ્મા કહીએ સત

રૂપી વિષ્ણુને લહીએ કરોધ કહીયે મહાદેવ સ્વરૂપ શાક્તિ સદાએ કહીએ અબધૂત સરતો મધે કહીયે સુનકાર આસપાસ કહીએ દસે ઘંઘુકાર હો દેવી

દેવીઓવાચાઃ— કોહોસ્વામી એ પિંડતણાભેદ કોણ પંડમાહે કહીએ વિવેક

શ્રીનારાયણવાચાઃ— ઘટમાહે ચંદાને ઘટમાહે સુર ઘટમાહે અલખરહા ભરપૂર

દેવીઓવાચાઃ— સ્વામી કોણચંદાને કોણ સુર કોણ સો અલખ રહાભરપૂર

શ્રીનારાયણવાચાઃ— તમે સુણો તો દેવી નાભી કમળમાહે ચંદાનુર હૃદય કમળમાહે કહીયે સુર બ્રહ્મસ્વરૂપી પંડ બાંધો ભુર શ્વાસ ઊસ્વાસે અલખ રહા ભરપૂર હો દેવી

દેવીઓવાચાઃ— સ્વામી તમને પુછુ સાર અમને પીંડનો કહો વિચાર

શ્રીનારાયણવાચાઃ— ઘટમાહે કહીયે સમુંદર સાત ઘટમાહે કહીયે ઊતપતવાત

દેવીઓવાચાઃ— કહોસ્વામી સાત સમુંદરના નામ પંડતણી હું પુછુ વાત

શ્રીનારાયણવાચાઃ— તમે સુણો તો દેવી તીક સમુંદર તાકસમુંદર નીર સમુંદર ક્ષીર સમુંદર રતનાગર સમુંદર દામોદર સમુંદર ખારો સમુંદર બોલા નારાયણ એહ જો વાત સુણો દેવી તમે એ સમુંદર સાત

દેવીઓવાચાઃ— તમે કહો તો સ્વામી જે પંડમાહે કહીયે ઊતપત માયા તે કોણ પરમાણે બાંધી કાયા

શ્રીનારાયણવાચાઃ— તમે સુણો તો દેવી ચેહેના ચલીત્ર ઊતપત માયા જોનાં પરમાણે બાંધી કાયા ઘટમાહે સાચા માણેકને સાચી છીપ નવેખંડ પ્રીથમીને મુલક ચોવીસ ઘટમાહે સાચા માણેક નીપજે છીપ ઘટમાહે કહીયે સાતે દીપ ઘટમાહે કહીએ સકળ શાસ્ત્રનાભેદ ઘટમાહે કહીયે ચારવેદ ઘટમાહે નવકુળનાગ મોડ ઘટમાહે કહીએ દેવ તેત્રીસ કરોડ એ ઘટના કોઈના લેહેપાર ઘટમાહે કહીએ નવલાખ તાર ઘટમાહે ઔટ કરોડ જન ભુત હસે બાણુ લાખ પેસાવલ વસે દેવ દૈત્યવડે

તેનો સાખ ઘટમાહે ...ણા ચોસટ લાખ ઘટમાહે કહીએ ઊતપતવારી ...કા એબાવન ઘારી ઘટમાહે અડારભાર વનસ્પતી જાણ ઘટમાહે નવસો નવ્વાણુ નદી પરમાણ ઘટમાહે અષ્ટ કુળ પરબત સાર ઘટ-માહે ઊતપત સહી કિરતાર ઘટમાહે કહીયે ચારે ખાણ ઘટમાહે કહીયે ચારે વાણ

પરથમ ગરભગોળ પુછંતે દેવી વદંતે નારાયણ કથંતેસત ગોર બ્રહ્મા સાખ દેતવંગ હો સ્વામી પરથમ રચંતે પંડ રચના અંગ આયો આપંગ પંડ દરસદંતે તીસ પરમાણંગ બ્રહ્મા વિષ્ણુ ઊપજાવંતે હોસ્વામી તંતે ઊપજાવંતે શકિતે અનંત કળા સંપુરણંગ ઊપજંતે શકિત કથંતે અનંત ગનાનંગ હો સ્વામી ઊનાદ પુરસંગ આદના-રાયણંગ નિરંજન નીરાકારંગ આ દેહે પંડ ઊપજંતે મનસા કારણંગ હો સ્વામી શકિત નારાયણ વદંતે પંડ ગનાનંગ પુછંતે તે કહો દેવ જનાર્જનંગહો સ્વામી તવંગ ઊપજંતે કોણ કળા અંગ તવંગ દેહી પંડ ઊપજંતે હો સ્વામી વદંતે નારાયણ સુણો તો દેવી અહંગ ઊપજંતે આપોઆપંગ અહંગ ઊપજંતે ખાણમધે હો દેવી અહંગપંડ રચંતે અહંગ પંડ ઊપજાવંતે અહંગ પંડ સરજંતે હો દેવી અહંગ ચતુરખાણીમધે પરકાસ સતંગ હુતા આસણંગ હો દેવી

દેવીયોવાચા:— તમે કહો સ્વામીજી તવંગ પંડમધે કવણ વિસ્તારંગ સર-જંતે કોણ લીલા વરતંતે હો સ્વામી

શ્રીનારાયણવાચા:— તમે સુણો દેવી અહંગ પંડમધે સકળ વિસ્તારંગ સરજંતે અનંત લીલા વરતંતે હો દેવી

દેવીશ્રીવાચા:— તમે કહો સ્વામીજી તમે કહો પંડ વિસ્તારંગ કહો અગોપ અનંત વિસ્તારંગ હો સ્વામી

શ્રીનારાયણવાચા:— તમે સુણો દેવી ઘટમાહે સરજંતે મેરંગ ચતુરમેખલા સરજંતે હો દેવી

દેવીઓવાચા:— તમે કહો સ્વામી કોણ પંડ મધ્યે જંતે મેરંગ ને કવણ
મેખલા સરજંતે હે સ્વામી

શ્રીનારાયણવાચા:— તમે સુણો તો દેવી તલતાલુમધે સુરા એક રૂદ્રમાંસ
હાડ માંતેક સપ્ત ઘાતનો એ વિસ્તાર તલતાલુમધે એકાકાર તબનિરંજન
કૈહે કિરતાર સુણો દેવી એ મેર તણો વિસ્તાર કરણ અંગુસ્ટલમેના રાજા
સુણો દેવી એ ચતુરમેખલા સાજા

દેવીઓવાચા:— કહો સ્વામી અગોપ અનેક વિસતારંગ હો સ્વામી

શ્રીનારાયણવાચા:— તમે સુણો તો દેવી ઘટમાહે સરજંતે બ્રહ્માંડ ઘટ
મા રચી પરથમી નવખંડ

દેવીઓવાચા:— તમે કહો સ્વામી કવણ પંડ સરજંતે બ્રહ્માંડ કવણ સરજી
પરથવી નવેખંડ હો સ્વામીજી

શ્રીનારાયણવાચા:— સુનમુસતગે સરજંતે બ્રહ્માંડ પદકર કોઠો પરથવી નવખંડ

દેવીઓવાચા:— કહો સ્વામી અગોપ અનેક વિસતારંગ હો સ્વામી

શ્રીનારાયણવાચા:— ઘટમા ચંદાને ઘટમા સુર ઘટમા અલેખ રહા ભરપૂર

દેવીઓવાચા:— કવણ ચંદાને કવણ સુર કવણ અલેખ રહા ભરપૂર

શ્રીનારાયણવાચા:— તમે સુણો તો દેવી નાભી કમળમાં રેહે ચંદાનુર હૃદયે
કમલમા કહીએ સુર સુન ગગનમાહે આસણ નુર ચૈતન અલેખ રહા ભરપૂર

દેવીઓવાચા:— કહો સ્વામી તમે અગોપ અનેક વિસ્તારંગ હો સ્વામી

શ્રીનારાયણવાચા:— ઘટમાહે કહીયે ઊતપતમાહેર ઘટમાહે કહીએ સાતસાહેર

દેવીઓવાચા:— કોણ કહીએ ઊતપતમાહેર કોણ કહીએ સાત સાહેર

શ્રીનારાયણવાચા:— લવણ દમોદર ક્ષીર દધી સવણ તીકતાક એ સમુદર સાત
ઘટમાહે કહીયે ઊતપતવદી ઘટમાહે નવસે નવ્વાણુ નદી

દેવીઓવાચા:— કોણ કહીએ ઊતપતવદી કોણ કહીએ નવસે નવ્વાણુ નદી

શ્રીનારાયણવાચા:— ચતુરખાણીને ઊતપત વદી શીરા નવસો નવ્વાણુ નદી

દેવીઓવાચઃ— કહો સ્વામી અગોપ અનેક વીસતારંગ
શ્રીનારાયણવાચઃ— તમે સુણો હો દેવી ઘટમા છે સકલ શાસ્ત્રનાભેદ ઘટમાહે કહીએ ચતુરવેદ
દેવીઓવાચઃ— કોણ પરકારે લહીયે ભેદ કવણ કહીએ ચતુરવેદ
શ્રીનારાયણવાચઃ— સુણો દેવી નીરંજન કહે કિરતાર એ ઘટના કોઈ નાલેહે પાર ઘટમાહે કહીએ નવલાખ તારા
દેવીઓવાચઃ— સ્વામી કોણ પરકારે નવલાખ તારા તેના અમને કહો વિસ્તારા
શ્રીનારાયણવાચઃ— કંઠ કોટ તાળુમધે પારા સુણો દેવીએ નવલાખ તારા
દેવીઓવાચઃ— કહો સ્વામી અગોપ અનેક વિસતારંગ
વદંતેનારાયણઃ— ઘટમાહે નવકુળનાગ ઊદબંદ ઘટમાહે કહીએ અષ્ટકુળ પરબત
દેવીઓવાચઃ— કવણ નવકુળ નાગ ઊદબંદ કવણ કહિએ અષ્ટ કુળ પરબત
વદંતેનારાયણઃ— તમે સુણો દેવી બેઊ ઘુટનને ઘુટીકાટ સુણો દેવી એ પરબત આઠ એકર પદને કોઠો સાર માહે કરમ તણો વિસ્તાર નાના મોટા પવનનો દાગ સુણો દેવીએ નવકુળ નાગ
દેવીઓવાચઃ— કહો સ્વામી અગોપ અનેક વિસતારંગ
વદંતેનારાયણઃ— ઘટમાહે કહીએ ચઊદે ભવન ઘટમધે એકવીસ બ્રહ્માંડ
દેવીઓવાચઃ— કવણ કહીએ ચઊદે ભવન કવણ કહીએ એકવીસ બ્રહ્માંડ
વદંતેનારાયણઃ— કોટી ગડા કોટ ઊપર સીસ સો કહીએ બ્રહ્માંડ એકવીસ સસે પાસા આસને પાસ ચૌદ ભવનમાહે તેજ પરકાસ સુણો દેવી ઘટમાહે વાસંગ રહા મરોડ ઘટમાહે કહીએ દેવ તેત્રીસ કરોડ
દેવીઓવાચઃ— કવણ વાસંગ રહા મરોડ કવણ કહીએ દેવ તેત્રીસ કરોડ
વદંતેનારાયણઃ— સુણો દેવી જપ તપને સત શીલ સંતોક આપ નિરંજન દેવજદોક ઘટમાહે નિરંજની કરે સેવ એ કહીયે તેત્રીસ કરોડ દેવ ઘટમાહે શીવશક્તિ નીજોડ ઘટમાંહે દૈત્ય છાસટ કરોડ ઘટમાહે શીવ કરે આનંદ ઘટમાહે

ચકરને ઘટમાહે શંખ

દેવીઓવાચાઃ— તમે કહો હો સ્વામી કવણ શીવ શકતિની જોડ કવણ દૈત્યછાસઠ કરોડ કવણ શીવ કરે આનંદ કવણ ચકરને કવણ શંખ

વદંતેનારાયણઃ— સુણો દેવી જપ તપ મધે દયાનજ ધરે મન ચકરમાહે શીવ જો રહે ક્ષમા તપ એક આસણ સોએ તે કહીએ શીવ શકિત દોએ દુગધા અનંત રહા મરોડ તે કહીએ દૈત્ય છાસઠ કરોડ ઘટમાહે દેવ દૈત્યની રાડ ઘટમાહે વનસ્પતી ભાર અડાર

દેવીઓવાચાઃ— કવણ દેવ દૈત્યની રાડ કવણ વનસ્પતી ભાર અડાર

વદંતેનારાયણઃ— સુણો તો દેવી કરોધ ક્ષમા મમતા મોટા માંડ તે કહીએ દેવ દૈત્યની રાડ ચતુર વરણી રોમ આકાર એ વનસ્પતી ભાર અડાર

દેવીઓવાચાઃ— કહો સ્વામી અગોપ અનેક વિસતારંગ

વદંતેનારાયણઃ— સુણો દેવી ઘટમાહે કહીએ તરતવ પાચ ષટ્ચકરને અગની આંચ તળે ઊપર આવે જવે સુનમંડળમાહે રહા સમાયે

દેવીઓવાચાઃ— તમે કહો અપરમ દેવ તરતવ ચકરના કોહો ભેવ

વદંતેનારાયણઃ— સુણો દેવી આપ તેજ વાયુ પરથવી અગની વાએ પાચ તરતવ માહે રહા સમાએ તળા તાળુને કરણજ દોએ ષડ્ ચકર માહે ચકર સુ સોએ પાચ તરતવ માહે આવે જાએ મન સુન માહે રહા સમાએ ઘટમધે સરજંતે પાંચ તરતવં ગમી સપત વરણી રહો જરમી એક એકથી રહા ટળી કરમ ધરમ તો બેઠા ભળી ખટ ચકરમાહે આસરમ રેહે અગોપ વાતતે ગુરૂ ઈમામશાહ કેહે

દેવીઓવાચાઃ— કહો સ્વામી અગોપ અનેક વિસ્તારંગ

વદંતેનારાયણઃ— સુણો દેવી ઘટમાહે દસે પવન કેહેછે તે દસે મુકામે જુદા રેહેછે

દેવીઓવાચાઃ— તે દસે પવન કવન મુકામે સરજંતે તે વિસતાર કહો સ્વામી

વદંતેનારાયણઃ— સુણો તો દેવી સુર સુખમ કાન બે પવન કહીએ તેજને તમર

બે આંખ લહીએ નંતને નોકંદ નાંકે બે પવન જાણ બજરી ને અંદરી બે પેસાવ મેદાન નાભી કમળને નગંદુ કેહે છે દંદાના પવને તેમાહે રેહે છે એ દસે પવન દસે મુકામ પરીવરતંતે હો દેવી ઘટમાહે કહીએ સપ્ત ધાત ઘટમાહે કહીએ ઊતપતવાત

દેવીશ્રોતાશ્રાઃ— કવણ કહીએ સપતધાત કવણ કહિએ માતને તાત

વદંતેનારાયણઃ— સુણો તો દેવી રૂધીર માંસ ત્વચા ને રોમ એ ચતુર ધાત માતાની જોમ નસ હાડ વિરજ સહી એ ત્રણ ધાત પીતાની કહી ઘટમધે સરજંતે ચતુરરંગ સરદારંગ હો દેવી

દેવીશ્રોતાશ્રાઃ— કહો સ્વામી ચતુરરંગ તો કવણ નામ સરજંતે હો સ્વામી

વદંતેનારાયણઃ— સુણો તો દેવી સાહારંગ ગોહોરંગ મોહોરંગ પીતરંગ અંધારરંગ પંડમધે સરદાર સરજંતે હો દેવી ઘટમાહે પોકાલને ઘટમાહે સુંન ઘટમાહે વસતી ને ઘટમાહે મન

દેવીશ્રોતાશ્રાઃ— કહો સ્વામી કવણ પોકાલ ને કવણ સન કવણ વસતીને કવણ મન

વદંતેનારાયણઃ— ગગને પોકાલમા કહીએ સન સંખમા વસતી ને કુડા મન

દેવીશ્રોતાશ્રાઃ— કહો સ્વામી અગોપ અનેક વિસતારંગ

વદંતેનારાયણઃ— ઘટમાહે કહીએ દીવા દોલ ઘટમાહે ભમરા કરે કલોલ

દેવીશ્રોતાશ્રાઃ— કહો સ્વામી કવણ કહિએ દીવાદોલ કવણ ભમરા કરે કલોલ

વદંતેનારાયણઃ— કંઠ નાભી હ્રદયે માહે દીવાદોલ ચોસઠ ભમરા કરે કલોલ ઘટમાહે સ્થુલ સુક્ષ્મ જો હસે ત્રીજી તરીયા તાહાથી ખસે તેમાહે બંધ બાંધ છે કાટ તાહા મછ વસે છે એક સો આઠ

દેવીશ્રોતાશ્રાઃ— કવણ સ્થુલ સુક્ષ્મના ભેદ કવણ તરીયા થાએ નખેદ કવણ બંધ બાંધા છે કાટ કવણ મછ એકસો આઠ

વદંતેનારાયણઃ— સુણો તો દેવી હ્રદયે સ્થુલ સુક્ષ્મ હ્રદયે સ્થુલ વસે ત્રીજી તરીયા માહેથી ખસે તાથી બંધ બાંધા છે કાટ તાહા વરાઘ વસે છે એકસો આઠ

દેવીઓવાચા:– કહો સ્વામી અગોપ અનેક વિસ્તારંગ

વદંતેનારાયણ:– સુણો દેવી પાંચતરતવે બાંધી કાયા ઊદબંદ વસી રહી ચતની
માયા માયા તેનો અનંત વિચાર માહે વસે દો સંખમનાર તેમા એકજીવે
ને એકજ મરે જીવે તે અનંત ચળંત્ર કરે કરમ ધરમના સરજાભેવ સ્વામી
આપે કરતા ને આપે દેવ

દેવીઓવાચા:– કરમ ધરમનો કહો વિચાર તે માહે કોણ દેવને કોણ કિરતાર

વદંતેનારાયણ:– સુણો દેવી જન્મ ઊપજે ને તન્મ ઘટે નીમત સરજી તે સંબેદ મટે
ઈછા થકીજો વાધે ધરમ સંબંદ થકી તો બાંધે કરમ ચેતન ઈછાથકી દેવ
અપાર સંતોક ચેના કહીએ કીરતાર

દેવીઓવાચા:– કાયા પંડ પેલી કાયા કે પેલા ઈંડ પેલી ધરતી કે પેલા બ્રહ્માંડ

વદંતેનારાયણ:– સુણો દેવી કાયા ઈંડનો એક વિચાર માહે માયા માંડી બેઠા
કીરતાર આસણ ધરીને બેઠા દેવ અનેક આસણ કહીએ ટેવ તે આસણ પુજે
અનંત દેવ ચંતની માયા કરે છે સેવ તાહા અનેક દરસટે આવીને વસે નીરં-
જન આસણ કદીના ખસે માયા આસણ અનંત અપાર મેહે જાણુને મેહે
કીરતાર મે ઈછા થકી સરજુ સઊ સાધ સબંદ થી ફેડો બઊ જો સાધ
વચન કહાવે મોએ તો નીમત ફેડીને સુન કરઊસાએ અનંત ચંતની
માયા નીદરા સર અસર તેના માહે કિધા છે બોહોતેર ઘર તે મધે દો
નારી રેહે ચઈતના અનંત ચલંત્ર કેહે

દેવીઓવાચા:– તમે સ્વામી અપરમ દેવ તે કહો ઘર નારીના ભેવ

વદંતેનારાયણ:– તમે સુણો તો દેવી માયા નીંદરા દો નારી છે

દેવીઓવાચા:– કહો તો સ્વામી કાયામા બોહોતેર કોઠા છે તેના નામ ઠામ કહો

શ્રીનારાયણવાચા:– સુણો તમે દેવી અનંત નાડી સરોવર તેહમા કિધા છે બોહો
તર ઘેર તે મધે દો નાડી રહે છે સોર તે કાયામા કરે છે જોર કહે દેવી સુનો
પરમ નિરંજન દેવ કહો ઘર નાડીના ભેવ

માયા નિંદરા દોનારી છે તે દુરભંગ કોઠામાહે રેહે ॥ ૧ ॥
ચળ કોઠામાહે છંદજ રહે દેવીપરતે. એમનારાયણ કહે ॥ ૨ ॥
સચંદરી કોઠામાહે ચૈતનાસહી ચેહેનો ચૈતન્ય વસે છે તહી ॥ ૩ ॥
રગત કોઠામાહે રહે છે વાએ પવન સ્વરૂપી માહે સમાએ ॥ ૪ ॥
પીત કોઠામાહે પીતજ રેહે એવા તરતવ ભેદ તે નારાયણ કહે ॥ ૫ ॥
ગફલત કોઠામાહે સઘલા ફંદ અનોપમ વાત કહી આનંદ ॥ ૬ ॥
ફૂલકાર કોઠામાહે આનંદજ થઈ ખુબી તાહા તો ઊપજે સહી ॥ ૭ ॥
નારાભેદ કોઠામાહે કાયાઘાટ તાહા વરઘ વસેછે એકસો આઠ ॥ ૮ ॥
નીંદલેહેર કોઠામાહે ઊઠે વાએ નવમો કોઠો તે કેહેવાએ ॥ ૯ ॥
સીલ કોઠામાહે ઈછા વસે ઈછાનો ભાવ તેમા છે ॥ ૧૦ ॥
ચરણ કોઠામાહા દુગધા રેહે એ પરકમ તો નારાયણ કેહે ॥ ૧૧ ॥
મહીઅલ કોઠામાહા માયા રેહે માયા સ્વરૂપ તેમા છે ॥ ૧૨ ॥
સણભેદ કોઠામાહે મુમતા રેહે મુમતાનો ઘર તેમા છે ॥ ૧૩ ॥
લંગ કોઠામાહે તરસના વસે તરસનાનો સ્વરૂપ તેમા છે ॥ ૧૪ ॥
મલકંદ કોઠામાહે લોભજ સહી લોભમાયા વસે છે તહીં ॥ ૧૫ ॥
નારાયણ કોઠાનો ભેદ અમે કરતાને અમે દેવ ॥ ૧૬ ॥
સરગ કોઠામાહે સતજ રેહે દેવીપરતે એમ નારાયણ કેહે ॥ ૧૭ ॥
સુર કોઠામાહે સંતોક રેહે સંતોક ગુણ સતગુરૂજી કેહે ॥ ૧૮ ॥
નઘંદ કોઠામાહે રેહેણી ભાવ જેહ નરીજના રૂપ કહીએ તેહે ॥ ૧૯ ॥
સુધ કોઠામાહે અમીયાનો વાસ શક્તિરૂપ કહીએ પરકાસ ॥ ૨૦ ॥
પત કોઠામાહે વાએનો ફંદ વાએ થકી બાંધા છે બંધ ॥ ૨૧ ॥
ગરત કોઠામાહે અનંત છંદ તે છંદ થકી વાધે છે ફંદ ॥ ૨૨ ॥
દંત કોઠામાહે મગર અપાર તે માહે મોટા મગર બે ચાર ॥ ૨૩ ॥
સુરસત કોઠામાહે સરવે વિસ્તાર તેના કહીએ જુજવા પરકાર ॥ ૨૪ ॥

સલપ કોઠા માહે મારગ બેહે તેના જુદા પરકાર છેહે ॥૨૫॥
તલંગ કોઠા માહે તેજ જો રેહે સુણો દેવી એમ નારાયણ કેહે ॥૨૬॥
ભંગ કોઠા માહે મલતર થાએ અગની જળથી ઊપજે વાએ ॥૨૭॥
કોરંગ કોઠા માહે મોહોની જાળ ઊથાપી તેના બે ફાળ ॥૨૮॥
તોરંગ કોઠા માહે તરીયા રહે સુરા સબદના ભેદજ કેહે ॥૨૯॥
મણી કોઠામાહે મનનો વિસ્તાર છંદ કરે તે અનંત અપાર ॥૩૦॥
કરણી કોઠા માહે સીલતા સહી સીલજ ગુણ વસે છે તહી ॥૩૧॥
કરેણ કોઠા માહે કરણી ગુણ રેહે સીલજ ગુણ તે પાસે છે ॥૩૨॥
કંમળી કોઠામાહે સુરજનો વાસ તાથી ચૌદ લોક માહે થાયે પરકાસ ॥૩૩॥
કમળનાભ કોઠામાહે ચંદજોનરમળા ત્રીભોવન પ્રગટી સોળજ કળા ॥૩૪॥
તમર કોઠામાહે તારા રેહે સાતે સુન મી પરકાસ છે ॥૩૫॥
બરંગળ કોઠામાહે છે ફલકાર તેમા ગ્રહનક્ષત્ર એકાકાર ॥૩૬॥
અંગ અનોધર કોઠા માહે ગ્રહઅલોપનોવાસ તાહાછે કનકની દ્વાદસરાસ ॥૩૭॥
બંગબર કોઠામાહે માતમ ચાર તેના કહીએ અનેક વિસ્તાર ॥૩૮॥
સલાધર કોઠામાહે વસે છે છંદ અનંત પરકારી પાડે ફંદ ॥૩૯॥
પલીત્ર કોઠામાહે સીપજ છેએ તેમા મુગતાફળ તો મોતી રેહે ॥૪૦॥
પળંતર કોઠામાહે ચોરજ આહે તે જીવતણો કરે વણસાહે ॥૪૧॥
નાદભંગ કોઠામાહે જોગણીવસે તથવાર બેઊ સાથે હસે ॥૪૨॥
જોગબંધ કોઠામાહે જોગસંજોગ હોએ આસણ ધરીને બેઠા દોએ બેહુ
માહે જોગ ચૈતના કરે પલમાહે સંજોગ ઊપરાલે ચડે ॥૪૩॥
બ્રહ્મ કોઠામાહે ગુણ છે દોએ એક ઊપજે એક સમાવે સોએ ॥૪૪॥
તોરંગ કોઠામાહે સરગુણ સાર નરગુણ અવગુણ નહી લંગાર ॥૪૫॥
વઈધર કોઠામાહે મણનો વાસ રાતદિવસ રેહે તેજ પરકાસ ॥૪૬॥
તારકંદ કોઠામાહે ત્રણ ગુણ રેહે ચતુર છંદ તે પાસે છે ॥૪૭॥

છાદર કોઠા માહે અનેક છંદ જીવકાયા બેઉને પાડે ફંદ ॥૪૮॥
બળબુદ કોઠામાહેથી ઊપજે (ઊઠે) નાદ ઘાટી કંઠથી નીપજે સાદ ॥૪૯॥
સારંગ કોઠામાહેથી ચાલે સુરની ધુન તાળુસુ મળતા નીપજે બુમ ॥૫૦॥
મળબંધ કોઠામાહે બુંદનો વિસ્તાર તાથી નિપજે ઘાત તે સચરાચાર ॥૫૧॥
તલભેદ કોઠામાહે જોગી દોએ જીવનો અરથ વણસાડે સોએ ॥૫૨॥
ભોગી કોઠા માહે ચારે રંગ સરદ જરદ સામ સેતસંગ
એ ચારેરંગ જુદા સોભાએ એક થઈને રહા સમાએ ॥૫૩॥
ઝરબંદ કોઠામાહે વસે અતીત ચૈતના કહીએ લાખ એકવીસ ॥૫૪॥
રખી રગત કોઠામાહે રેહે દેવ તેના અનંત વિસ્તાર વિવેક
ઊપજે દેવ વાધે વીસતાએ નીપજે નહી તે પાપ છવાએ ॥૫૫॥
પતગર કોઠા માહે ચતારેહે અનંત પરકારના અવગુણ કરે
બુંદ તણી તે કરે નાસ જીવતર લઈ નાખે પાસે ॥૫૬॥
મીનકાર કોઠામાહે મુળજો સાર નળ મળતણો એક વિસતાર
નળ માહે ઊપજે ને મળ જો થાએ નળમાહેથી મળ ઊપજાવે વાએ ॥૫૭॥
વંખમ કોઠામાહે વખીઆ રેહે તે પાસે ચતુર ગુણ છેહે
ચારે ગુણ તાહા આવે જાએ તે વખીયામાહે રહા સમાએ ॥૫૮॥
મંઘઘર કોઠા માહે મેઘ જો રેહે ઘરભ વીજળી તે સાથે છેહે
કરે ચમકારાને આવે ઘાએ વીજ વાદળ માહે રહા સમાએ ॥૫૯॥
સીઘર કોઠામાહે છાના છંદ મનસા જીવને કરે ફંદ
દયાન મનથી ટળાવે ઘણુ સાધના ભાગ થાએ જીવતણુ ॥૬૦॥
ખઈદત કોઠામાહે વીનોદ વિસતાર ખેણુમાહે વાપે અનેક અપાર
હંસથકી વાધે વનોસ ભયથી નાસે નગણે દોસ ॥૬૧॥
ગંગઈઘર કોઠામાહે હરશને હાસ તે માહે વનોદ રેહે પરકાસ ॥૬૨॥
શરીરઘર કોઠામાહે પાચભુત રેહે તંગ પ્રરસતેમા છેહે

પાચે આતમા ભુખના ઘરમાહે જાએ લંગ શરીરમાહે રેહે સમાએ ॥૬૩॥
બાઊઘર કોઠા માહે આસણ બળતણુ આહાર પ્રમાણે નમઘુ ઘણુ
આહાર સુખથી વાધે જોર ભુખ ચંતા બેઊ બળના ચોર ॥૬૪॥
પીડી કોઠામાહે આળસ રેહે ઊંઘ બગાસાના ઘર તાહા છેહે
આળસ બગાસુ થાએ પ્રકાશ તાહા નિંદરા પુરે વાસ ॥૬૫॥
દતરીગુણ કોઠામાહે દેવગુણ રેહે સુખ સાતા બેઊ તાહા છેહે
પેલી જીવને સાતા થાયે આનંદ જીવને સુખમાહે સમાએ ॥૬૬॥
સીતલબુધ કોઠામાહે ઊપજે બુધ સુજે અકલની સાથે સુધ
બુધ સુઝે અકલ સુધ સાહાર એ ઘરમાહે વસે છે ચાર ॥૬૭॥
વઈરૂદર કોઠામાહે જોબન રેહે પંડ પુષ્ટના ગુણ તાહા છેહે
દન માસ વરસે બાધે આસ જરા પોચેને જોબન નીરાસ ॥૬૮॥
ભવસણ કોઠામાહે ભવજન મારો વસે આતમા અંદરી તેમા ધસે
જેમ જેમ અંદરી માહેથી વટે તેમ તેમ ભવજન મારો ઘટે ॥૬૯॥
વિષ્ણુ દંત કોઠામાહે વિષ્ણુ રેહે બ્રહ્મા રૂદ્ર તાહા પાસે છેહે
ત્રણ ગુણના ત્રણ કહીએ દેવ એક એકની કરે છે સેવ ॥૭૦॥
બ્રહ્મ કોઠામાહે બ્રહ્માનો વાસ નારાયણ તેજ થાયે પ્રકાશ ॥૭૧॥
વરણ કોઠામાહે માહાદેવ રેહે ત્રણ દેવ શાક્તિ તાહા સાથે છેહે ॥૭૨॥
એ કોઠા બોહોતેર સંપુરણ છેહે એવા ભેદ તે ગુરૂ ઈમામશાહા કેહે
દેવીઓવાચા:— સ્વામી એ વિચાર અમને કહો તમે પીંડ મધે કઈ જગાએ રહો
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી જાહા વિચાર તાહા મારૂ નામ તાહા કહીએ
અમારા ઠામ અહંગ નારાયણ નિરાકાર બ્રહ્મા વિષ્ણુ શીવ વિસ્તાર
દેવીઓવાચા:— કહો સ્વામી પીંડતણો વિવેક મેવ કોણ પંડમા વસે દેવ
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી ઘટે બ્રહ્મા રહીએ દેવ ઘટે વિષ્ણુ ઘટે
માહાદેવ ઘટે શાકિત ઘટે સુનકાર ઘટમા કહીએ દસ ધંધુકાર

દેવીઓવાચા:— કહો સ્વામી કોન સોબ્રહ્મા કોનસો દેવ કોનસો વિષ્ણુ
કોનસો મહાદેવ કોણસો શક્તિ કોનસો સુનકાર કોનસો દસ ધંધુકાર
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી સંતોષ રૂપી તો બ્રહ્માને કહિએ ક્રોધ
રૂપી તે કહીયે મહાદેવ ભસમરૂપ તો શાક્તિ અસવમેવ અતીતરૂપી
તે નિરંજન દેવ ત્રિગુણાતીત તે લખ અસમેવ સુરતામધે કહીયે સુન-
કાર આસ પાસ તે ધંધુકાર હો દેવી
દેવીઓવાચા:— કહોતોસ્વામી પંડતણો છેક કોણ પિંડતણા વિવેક
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી ઘટમાચંદ્ર ઘટમાસુર ઘટમાઅલેખભરપૂર
દેવીઓવાચા:— કહો તો સ્વામી કોણસો ચંદ્રને કોણસો સુર કોનસો
સ્થાને અલેખ ભરપૂર હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો હો દેવી હૃદયકમલે ચંદ્રને સુર બ્રહ્મા રૂપે
પંડ બાંધો ભુર સાંસ ઊસ્વાસે અલેખ ભરપૂર
દેવીઓવાચા:— સ્વામી તમને પુછુ સાર અમને પીંડ માહેનો કહો વિસ્તાર
શ્રીનારાયણવાચા:— ઘટમાહે કહિયે સમુંદરસાત ઘટમા કહીયે માહા ઊતપાત
દેવીઓવાચા:— હોસ્વામીતમને કરૂ પરણામ કહો સમુંદર સાતના નામ
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી જે પીંડમા સમુદ્ર સાત તેહેની તુજને કહુ
વાત પહેલો ઈક્ષુરસ સમુંદર તે આસુને કહીએ૧ બીજો ક્ષીર સમુદ્ર તે થુકને
કહિએ૨ ત્રીજો દધી સમુદ્ર તો કફને કહીએ ૩ ચોથો સુરસમુદ્ર તે પરસે-
વાને કહીએ૪ પાચમો ખારો સમુદ્ર તે પેસાબને કહીએ ૫ છટો રત્નાકર
સમુદ્ર તે વીરજને કહીએ ૬ સાતમો સમુદ્ર તે લોહીને કહીએ ૭ કહેનારા-
યણ સુણો દેવી વાત એવા કાયામા સમુંદર સાત
દેવીઓવાચા:— કહો તો સ્વામી પીંડમધે કોણ ઊતપાત માયા શા પરમાણે
બાંધી કાયા તે કાયામાહે કોણ કોણ લોક વસત તે અમને કહો વાત હો સ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી દેવી કાયામધે નવખંડ છે દેવી કાયામધે

સાત દિપ છે દેવી કાયામધે સાત સમુંદર છે દેવી કાયામધે નવસે
નવ્વાણુ નદી છે દેવી કાયામધે નવતો નગરી છે દેવી કાયામધે ચોરા
સી ચૌટા છે દેવી કાયામધે બારતો મેઘ છે દેવી કાયામધે નવલાખ
તારા છે દેવી કાયામધે નવલાખ તારા છે દેવી કાયામધે ચંદ્રને સુરજ
છે દેવી કાયામધે માણકને મોતી છે દેવી કાયામધે તેત્રીસ કરોડી
દેવતા છે દેવી કાયામધે ત્રણ દેવ છે દેવી કાયામધે ચૌદ ~~શાસ્ત્ર~~ વિદ્યા છે
દેવી કાયામધે ચાર વેદ છે દેવી કાયામધે ખટ્શાસ્ત્ર છે દેવી કાયામધે
નવ વ્યાકરણ છે દેવી કાયામધે અઢાર પુરાણ છે દેવી કાયામધે
અષ્ટ કુળ પરબત છે દેવી કાયામધે ચારખાણ છે દેવી કાયામધે ચાર
વાણ છે દેવી કાયામધે નવકુળ નાગ છે દેવી કાયામધે અઢારભાર
વનસ્પતી છે દેવી કાયામધે સાત વાર છે દેવી કાયામધે સતાવીશ
નક્ષત્ર છે દેવી કાયામધે સતાવીસ જોગ છે દેવી કાયામધે બારરાસ
છે દેવી કાયામધે ચોવીસ મુલક છે દેવી કાયામધે બોહોતેર દેશ છે
દેવી કાયામધે બાણુલાખ ભુતાવળ છે દેવી કાયામધે ઓટ કરોડ જન છે
દેવી કાયામધે ચોસટ લાખ જોગની છે દેવી કાયામધે બાવન ઘાટી
છે દેવી કાયામધે સાત પાતાલ છે દેવી કાયામધે સાત સ્વર્ગ છે
દેવી કાયામધે ભમર ગુંફા છે દેવી કાયામધે અડસટ તીરથ છે
દેવી કાયામધે ગંગા જમુનાને સરસ્વતી છે દેવી કાયામધે સર્વે રચના છે

કહો તો સ્વામી પંડ બ્રહ્માંડના વિચાર પંડમા હોયે તો
ભમરે કોય બ્રહ્માંડે હોયે તો દેખે સબ કોય

સુનો તો દેવી પંડે તે બ્રહ્માંડે મુરખ સોધે ખંડેખંડે
પિંડ બ્રહ્માંડથી નીરંતર આસ તાહા ખોજે દેવી નિરંજનનો વાસ બાહેર
કહે તો જુઠા બાહેર ભિતર આગમ નિરંતર સ્વામી ઐસા બેઠા નિવેરી
મધે ખોજો જાખે જ્યોહ ઉફુણ તોતાહા ઓળખાજે કસ્તુરી

ભૃગ કમલે વસે નાભી હરનાસ દેહી વસે તે ઢુંડે પન પાવે નહી
ન ખોજે મુલ ઠામ
દેવીઓવાચા:— કહોતોસ્વામી નિરંજનનુ રૂપતે કેમ જડે તેકેમ ઓળખાયે
શ્રીનારાયણવાચા:— સુણોતોદેવી ગગનની ભમરગુંફા તેકોને પેશીને
જોઈછે જાહા અલેખ પુરૂષ બેઠાછે તેણે રૂપનહી રંગનહી નાતનહી
ભાતનહી વરણ નહી વાતનહી અવંમનનહી મરનનહી પકડ
દેહી કહો કૈસા અલેખસાઈ સબઘટ ઐસા તલથી તેલ નિકલે
તેનુ નામ તે તેલ સંગતની સોભા થઈ તેનુ નામ ફુલેલ આબને
દરપને જે મલા દરપન કરન સાર ખોજે પંડતે ઉગારે ગાફલખાવેમાર
દેવીઓવાચા:— પીંડ બ્રહ્માંડ તોકેમ ઊપનો તે આદભેદ સબદ કહોસ્વામી
શ્રીનારાયણવાચા:— સુણો તો દેવી કારણ તે નિર્ગુણ બ્રહ્મ કારજતે સગુણ
બ્રહ્મ સૃષ્ટીની આદે અદ્વૈત બ્રહ્મ નામરૂપ ગુણ રહીત તેહેને વીજેમાયા
વિવર્જીત રૂપ તે કલપાંત તે કોણ પ્રકારે રજુસર્પવત નિર્વિકલ્પ જેબ્રહ્મ
તેહેને અંગ બ્રહ્મની ભાવના થઈ તેહનુનામ માયા તે માયાનેમ જે
બ્રહ્મ તેહેને ઈશ્વર કહીએ તે ઈશ્વરને ઈછા થઈ જે અહંગ બહુરૂપા થાઉ
તેહનુ નામ મોહ તત્વ કહીએ અથ અવ્યાકૃત કહીયે તેહને ઈશ્વરનું
કારણશરીર કહીએ તેમાં સર્વે સૃષ્ટીના બીજ રહા તેમ મન તપથકી
ત્રિગુણાત્મક અહંકાર થયો સાત્વિક રાજસ તામસ રૂપ શીવ શક્તિ
સહીત સાત્વિક અહંકારને જ્ઞાન શકિત રાજસઅહંકારને ક્રિયા શકિત
તામસ અહંકારને દ્રવશાકિત ઈશ્વરને દ્રવશાક્તિ સામુ જોવુ તારે તાંમસ
અહંકારથી પંચતન્માત્રા સહીત પાંચતન મહાભુત થયા ઈશ્વરના તમો
ગુણથી આકાશ થયુ ॥૧॥આકાશના દસમાં અંશમા વાયુ થયો ॥૨॥
વાયુના દસમા અંશમા તેજ થયુ ॥૩॥ તેજના દસમા અંશમા જલથયુ ॥૪॥
જલના દસમા અંશમા પ્રિથમી થઈ॥૫॥ શબ્દ એ ગુણ આકાશના ॥૧॥

શબ્દ સ્પર્શ બે ગુણ વાયુના ॥૨॥ શબ્દ સ્પર્શ રૂપ એ ત્રણગુણ તેજના ॥૩॥ શબ્દ સ્પર્શ રૂપ રસ એ ચાર ગુણ જલના ॥૪॥ શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ પાચગુણ પ્રીથમીના ॥૫॥

ૐ કારથી ઊપનો આકાશ આકાશથી ઊપનો તે વાયુ વાયુથી ઊપનુ તે તેજ તેજથી ઊપનુ તે જલ જલથી ઊપની તે પ્રીથમી પ્રીથમી વલતી જલ જલ વલે તો તેજ તેજ વલે તો વાયુ વાયુ વલે તો આકાશ આકાશ વલે તો અવ્યાકૃત સુન

પાંચભૂતથી પાંચ ખાણ ઊપજી આકાશથી તારાગ્રહ ચંદ્ર સુરજ નખેત્ર થયા વાયુથી ઈંડખાન પંખીની થઈ તેજથી જરાયુજ ખાણ મનુષ્ય ચોપગા પશુ થયા જલથી સ્વેદજ મછ મગર પોરા અનેક જાત થઈ પ્રીથમીથી ઊદ્‌બીજ વનસ્પતી થઈ પ્રસેવાથી સ્વેદ ખાણ થઈ નેત્રથી ઈંડખાણ થઈ લોહીથી જરાયુ ખાણ થઈ રોમથી ઊદબીજ ખાણ થઈ મનથી હેત ખાણ થઈ અલોકીક ગુણ તે આકાશનો રજો ગુણ તો વાયુનો તમોગુણ તો તેજનો સત્વગુણ તો જલનો સુભાવ ગુણ તો પ્રીથમીનો

હવે પાંચ ખાણી કહે છે પ્રથમ સ્વેદજ ખાણીમાહા એકવીસ લાખ જાતના જીવ સરજંતે નવલાખ જાતના તારા મંડલ આઠલાખ જાતના પહાડ પરબત ચાર લાખ જાતના વાયુ વાદલ તેમા ત્રણ ઊત્તમ તારા તામ્ર કંચન હવે બીજી ઊદ્‌બીજ ખાણમા એકવીસ લાખ જાતના જીવ છે નવલાખ તો સુગંધા આઠલાખ તો કંદમુલ ચારલાખ તો નિર્ગંધ તેહમા ત્રણ ઊત્તમ અન વન ચંદન હવે ત્રીજી ઈંડજ ખાણમા એકવીસ લાખ જાત સર્જતે નવલાખ તો પેટ ભાર ચાલે તે આઠલાખ તો પંખી ઊડે તે ચારલાખ તો જલના જીવ તે તેનામાહે ત્રણ ઊત્તમ હંસ કુરૂભ ને ગરૂડ હવે ચોથી જરાયુખાણ જરાયુખાણમાહે એકવીસ લાખ જાત

જીવસરજંતે નવલાખ તો બે પગા આઠલાખતો ચોપગા ચારલાખ
તો બેરભાર તેનામા ત્રણ ઊત્તમ અશ્વ ગજને નર હવે પાચમી
હેત આણ કાયામા એકવીસ લાખ જાતના કામ ક્રોધ અહંકાર મોહો
મત્સર છે તેમા નવલાખ જાતના કામક્રોધ આઠલાખ જાતના અહં-
કારવાદ ચારલાખ જાતના મોહો મત્સર તે માહે ત્રણ ઊત્તમ સત
દત ને ક્ષમા હવે પાંચ ઈંદ્રીય આ જીવ કહે છે એક ઈંદ્રી તેજે કંદમુલ
અઢાર ભાર વનસ્પતી તેને એક ઈંદ્રી તે મુખ છે તેજલ પીયે બે
ઈંદ્રીયા જીવ તે સંખ કોડા છીપ જલો અલસીયા કીડા એલો એવા
કઈક જાતના જીવ તેહનુ બીજી ઈંદ્રી તે ગુદ ત્રીજી ઈંદ્રી આજીવતે
જીવા જીઊ માકણ ચાંચડ જગોડા કીડી મકોડા એવા કઈક જાતના
જીવ તેને ત્રીજી ઈંદ્રી તો નાક હવે ચોથી ઈંદ્રી જીવ તે વિછી ભમરા
તીડ પતંગ કરોલીયા એવા કઈક જાતના જીવ તેને ચોથી ઈંદ્રી તે આંખ
પાચમી ઈંદ્રી તે જીવતે મછ મગર ગાય ભેસ ચોપંગા માત્ર પંખી માત્ર
પેટભેરચાલે તે મનીસ દેવતા તેને પાચમી ઈંદ્રી તે મિથુન હવે પાચ
તત્વના રંગ કહે છે કાલો તો આકાશ લીલો તો વાયુ રાતો તો તેજ
સ્વેત તો જલ પીલો તો પૃથ્વી હવે પાચ તત્વના સવાદ કહે છે કડવો તો
આકાશ તેજને સરદી બરોબર છે માટે ખટો તો વાયુ સરદી ઘણી
છે માટે તીખો તે તેજ ગરમી ઘણી છે માટે મીઠુ તો જલ તેજ વાયુ બરોબર
છે માટે મોલુ તો પ્રીથમી શીત ઘણુ છે માટે હવે પાચ તત્વના ઘર કહે છે
આકાશનુ ઘર તો મસ્તક વાયુનુ ઘર તો નાભ કમલ તેજનુ ઘર તો
ત્રિકુટી પાણીનુ ઘર તો ફેફરૂ પ્રીથમીનો ઘર તો કાળજુ હવે પાંચ તત્વના
દ્વાર કહે છે આકાશનુ દ્વાર તો શ્રવણ વાયુનુ દ્વાર તો નાસકા તેજનુ દ્વાર
તો ચક્ષુ જલનુ દ્વાર તો લીંગ ઈંદ્રી પૃથ્વીનો દ્વાર તો ગુદમુખ હવે પાંચ
તત્વના દેવ કહે છે આકાશના દેવ તો અલેખ સો તો અતીત રૂપી વાયુના

દેવતો ઈશ્વર નિરંજન સોતો નાદરૂપી તેજના દેવ તો સુરજ શક્તિ સો
તો ભસમરૂપી જલના દેવ તો ઈંદ્રી વિષ્ણુ સોતો શીતલ રૂપી પ્રીથમીનો
દેવ તો બ્રહ્મા સોતો ક્ષમારૂપી હવે પાંચ તત્વના તત્વ કહે છે આકાશનુ
તત્વ તો વાએક વાયુનુ તત્વ તો પ્રાણ પુરૂષ અગનીનુ તત્વ તો તેજસ
જલનુ તત્વ તો વિરજ પ્રીથમીનુ તત્વ તે પિંડ હવે પાચના પચીસ થયાછે
તે કહે છે સબદ કરે ને સબદને ગ્રહે આકાશના કહે છે દેહે અવકાશ
ચરાચર રહે પાકે બીરદને થાયે નાસ પાચે ભાગે છે આકાશ અવિગત
મુસ્તકમા રાગ વિગત કંઠે દ્વેષ સર હુરદે ચીંતા નીરાધાર ઊદરે લજ્જા
અતીત કેડે ધીરજ હવે વાયુના પાચ તત્વ કહે છે સ્વાસ ઊસ્વાસને નાડી
હેડકી છીંક બંગાસુ વાયેથકી ધાવન તે દોડવુ ચલન તે હિંડવુ પરશરણ
તે બોલવુ સંકોચન તે અગોચર કંપન તે ચેતન હવે તેજના પાંચગુણ
કહે છે ક્ષુધા પિપાસા કામભોગ આલસ નિદ્રા ક્રોધ લોભ હવે પાનીના
પાચ ગુણ કહે છે સરકર સરોનત પરસેવદ લાલ અમરી આસુ કફ જંજાલ
વીરજ મુત્ર પરશેવો લાળ રગત લોહી થુક ગલફો આસુલીટ હવે પ્રીથ
મીનો પાચગુણ કહે છે નસો જાલ આમીખ ને અસ્તી રોમ ચર્મ પાચે
વસત અસતતે હાડકા અમીખ તે મારા નસો તે નાડી ચર્મતે ખાલ રોમ
તેબાલ હવે એકએકને તત્વમા ચારચાર તત્વછે તે કહે છે અવનીજે થરે
અવિકાસ તે જાણવુ શક્તિ આકાશ તે ધરતીમા ખીલી ઠોકેને માગ થાયે
તે આકાશનો ભાગ પ્રિથમી માયે ૧ કારક ભોએકંપન થાએ તે અવનીમા વર્તે
વાયે પૃથમી ધ્રુજે છે તે વાયુનો ભાગ પ્રીથમીમા ૨ રતના આદિક હીરા
કેહેવાયે તે અવનીમા તેજે થાયે હિરા રતન માણક ધાતુ થાયે તે તેજનો
ભાગ પ્રિથમીમાયે ૩ પરતખ જલ દિસે છે ધરા એકમા ચારે વર્તે છે ખરાજ
હવે જલમાહે વર્તે છે ચાર તે તનો તાએ નિરધાર જે અભ્રમાજમનસકત
તે અવનીની જાને વગત હીમ પડે છે તથા કરા પડે છે તેજલમા પ્રીથમી
નો ભાગ ૧

ઝલકન જે ઊઠે છે માયે એતે તેજ વરતે છે પરાયે ચલ કેહે છે તે
જલમા તેજનો ભાગ ૨ વચે જે વલે છે મદ એ મારૂતની જાનો વેઘ
વચે ભમરા વલે છે તે જલમા વાયુના ભાગ ૩ ગગન તણો ગુણ તે જલ
વીખે જે આવે તેને રાખી શકે જલમા જંતુ રહે જે નાખે તે બુડે તે
આકાશનો ભાગ ૪ એ ચાર ગુણ ઘરે વાર હવે કહું જે તેજ જો ચાર
તેજ વીછે. તેજાનો મહી જે વિદ્યુતમાહા લોહો ઊપજે સહી જેવીજલી
પડે છે તે ઝાડ ઊપર પાડે છે તે લોતો નહી પન તેજમા પૃથમીનો ભાગ ૧
અગની વીખે જલ એ કેહેવાએ જે લાગો વેહેની સેહેજે ઓલાએ અગન
દાહા અગનથી ટલે એમ તેજમા જલ સુધુમલે દાઝો હોએ હને સેકે
તો ટાઢ કવલે તાં તેજમા જલનો ભાગ છે ૨ તેજમાહા ચપલતા જેહે
વાયે તનુ તાહા લક્ષણ એહે તેજમા ચંચલતાઈ છે તે વાયોના ભાગ ૩
દીપશીખા અવિકાસ જેહે તે આકાસમાહા પુરખ કેહે દિવાની સંગમા
ધાતુની સલી ફરે તે તેજમા આકાશનો ભાગ ૪ એ અગ્ની માહેલા
તત્વ ચાર હવે મારૂતનો કરૂ નિરધાર ધારકશાક્તિ જે ઘરે સમીર તે મેહની
કેરૂ જાણો હીર જે ડોલે વાયુ અફળાએ છે તે પ્રિથમીનો ભાગ છે
વાયુમા ૧ અહી જોગીની ટાલે ઝષા એસા રંગમા જાણો ઊખા સર્પતથા
જોગી તથા બીજા જનાવર વાયુ ભરખે છે તે માટે વાયુમા જલ છે. ૨
અનીલ જે સોખન શક્તિ ઘરે તેજ તનો એ ગુણ પરવરે વાયુ સોખે છે તે
અગનીનો ભાગ છે ૩ અસંગી અરૂપજ હોય એખકેરૂ લખન જોએ
અરૂપ અસંગ કપણામાટે ૪ વાયુમા ઊતકમન વાયુ તે તેજનો ભાગ
ઊછલવાપનમાટે ૫ વાયુમા સલણ વાયુ તે ઊદકનો ભાગ સથલપનં
માટે ૪ વાયુમા સંકોચન વાયુ તે પ્રીથમીનો ભાગ જડપણ માટે ૫
મુસતકમા પોલુ સરદાર આકાસમા નાદ ઊઠે છે તે માટે ૧ આકાશમા
કંઠમા પોલુ તે વાયુના ભાગ મુખ નાસકામા વાયુ ચાલે છે તે માટે ૨

આકાશમાં હુરદેમા પોલુતે તેજનો ભાગ સદા ઊનુ રહેછે તેમાટે ૩ આકાશમા પેટમા પોલુતે જલનો ભાગ જલને રેહેવાનુ સ્થાન છે તે માટે ૪ આકાશમા કેડમા પોલુ છે તે પ્રિથમીનો ભાગ ગંધનુ સ્થાને છે તે માટે ૫ હવે

હવે પાચ ભુતનો ભાગ વેહેચન કહે છે આકાશના અરધ ભાગમા અંતઃકરણ થયા ૧ આકાશમા મન તે વાયુનો ભાગ ૨ આકાશમા બુદ્દિ તે તેજનો ભાગ ૩ આકાશમા ચિત્ત તે જલનો ભાગ ૪ આકાશમા અહુંકાર તે પ્રીથમીનો ભાગ ૫ વાયુનો અરધ ભાગ તે સમાન વાયુ જાનવો ૧ વાયુમા વ્યાન વાયુમા ઊદાન વાયુ તે તેજનો ભાગ ૨ વાયુમા પ્રાણવાયુ તે જલનો ભાગ ૩ વાયુમા અપાન વાયુ તે પ્રીથમીનો ભાગ ૫ તેજનો અરધભાગ તે ચક્ષુઈન્દ્રિ જાણવો ૧ તેજમા શ્રવણ ઈદ્રીય તે આકાશનો ભાગ જાણવો ૨ તેજમા ત્વચાઈન્દ્રીય તે વાયુના ભાગ ૩ તેજમા જીભા ઈન્દ્રીય તે જલનો ભાગ ૪ તેજમા નાસીકા ઈન્દ્રીય તે પ્રીથમીનો ભાગ ૫ જલનો અરધભાગ તે ઊપસત ઈન્દ્રી જાણવો ૧ જલમા વાચક છે માટે વાયુમા આકાશનો ભાગ ૪

હવે કહું દોઊ લક્ષન સાર જે અંતર તત્વ વરતે છે ચાર અહંકાર તે ધરતીનુ રૂપ ૧ ચિત્ત તે આપ તનુ સ્વરૂપ ૨ તેજ સ્થાની તે કહીએ બુધ ૩ મનમા વાચેતની છે સુધ ૪ એ અવરનુ લક્ષણ કહું જે ગુરૂ ગોવિંદ સનમુખથી લહુ ૫ કોન ભુતનો ભાગ કોન ભુત વીખે પરવેસ કરે તેનો પરકાસ કેહેછે અસ્થી સરદાર પ્રીથમીમા કઠણપણા છે માટે ૧ પ્રીથમી મા સતે ઊદકનો ભાગ દ્રવ પોચાપનામાટે ૨ પ્રીથમીમા નાડીયો તે તેજનો ભાગ તાવની પરખા થાયે છે માટે ૩ પ્રીથમીમા ત્વચા ચર્મ તે વાયુનો ભાગ સ્પર્શને જાણે છે માટે ૪ પ્રીથમીમા રોમતે આકાશનો ભાગ છેદાથકી દુખતા નથી માટે ૫ રેત વિરજ સરદાર

ઊદકમા ગરભની ઊત્પત્તિ થાયે છે સ્વેદ પણા માટે ૧ જલમાપીન તે તેજનો ભાગ ઊનો છે તેમાટે ૨ જલમા સવે પર સેવો તે વાયુનો ભાગ ૩ જલમા લાલતે આકાશનો ભાગ ઊર્ધ્વગમન કરે છે ઊએથી આવે છે માટે ૪ જલમા રગત તે પ્રીથમીનો ભાગ લાલપનમાટે ૫ ક્ષુધા સરદાર અગનીમા અન્નને પચાવે છે માટે ૧ તેજમાત્ર ખાતે વાયુનો ભાગ કંઠને સોખે છે માટે ૨ તેજમા નીંદ્રા તે આકાશનો ભાગ સુનપનુ થાયે છે તે માટે ૩ તેજમા કાંતી તે ઊદકનોભાગ તેજમા તેજસ વીપના માટે ૪ આલસ તે પ્રીથમીનો ભાગ જાડપણુ થાયેતે માટે ૫ ધાવન સરદાર વાયુમા બલસહીત પના માટે ૧ વાયુમા પર-સન વાયુ તે આકાશનો ભાગ વાગીંદ્રીય તે આકાશનો ભાગ ૨ જલમા હસ્ત ઈન્દ્રીય તે વાયુનો ભાગ ૩ જલમા ચરણ ઈન્દ્રીય તે તેજનો ભાગ ૪ જલમા ગુદ ઈન્દ્રીય તે પ્રીથમીનો ભાગ ૫ પ્રીથમીનો અરધ ભાગતે ગંધ વીખે જાણવો ૧ પ્રીથમીમા સબદ વીખે તે આકાશના ભાગ ૨ પ્રીથમીમા સ્પર્શ વીખે તે વાયુનો ભાગ ૩ પ્રીથમીમા રૂપ વીખે તે તેજનો ભાગ ૪ પ્રીથમીમા રસવીખે તે જલનો ભાગ ૫

હવે પંચભુત તે પોતે પોતાના વીખે નુ ધરન કરે છે તે કહે છે અંતઃ કરણની વરતીવાણ વાયુને આધારે સોત્ર ઈન્દ્રીય દુવાર વાયેક ઈન્દ્રીય સહીત શબ્દવીખે જે આકાશનો તેનુ ધરણ કરે છે ૧ મનનીવૃત્તી સમાન વાયુને આધારે ત્વક ઈન્દ્રીય દુવારા પાન ઈન્દ્રીય સહીત સ્પર્શ વીખે વાયુનો તેહનુ ધરન કરે છે ૨ બુધીવરતી ઊદાન વાયુને આધારે ચક્ષુ ઈન્દ્રીય દુવારા પગ ઈન્દ્રીયસહીત રૂપવીખે જે તેજનો તેહનુ ધરન કરે છે ૩ ચિત્તનિવૃત્તિ પ્રાણવાયુને આધારે જીભા ઈંદરીય દુવારા ૪ ઊપસ્થ ઈન્દ્રીય સહીત રસ વીખે જે જલનો ભાગ તેનુ ધરન કરે છે અહંકાર વરતી અપાન વાયુને આધારે ઘ્રાણ ઈન્દ્રીય દુવારા

પાચુ ઈન્દ્રીય સહીત ગંધ વિષે જે પ્રીથમીનો ભાગ તેહનુ ગ્રહણ કરે છે
પાંચ તત્વના પાંચ પ્રકાર કહે છે આકાશ લોભ છે ૧ વાયુ કામ છે ૨
તેજ ક્રોધ છે ૩ જલ મોહો છે ૪ પ્રીથમી ભય છે ૫ હવે પાંચ મંદરને પાંચ
દુવાર કહે છે જીવનુ મંદર કાળજ મુખ દ્વાર ૧ હંસનુ મંદર ફેફરૂ ઈન્દ્રીય
દુવારા ૨ તેજનુ મંદીર ત્રિકુટી નેત્ર દ્વાર ૩ વાયુનુ મંદીર નાભી નાશકા
દુવાર ૪ આકાશનુ મંદીર મસ્તક શ્રવણ દુવાર ૫ હવે પાંચ તત્વના
રૂપને આહાર કહે છે પ્રીથમીનો પીતરૂપી જીવનો આહાર ૧ જલનો
શ્વેતરૂપી હંસનો આહાર ૨ તેજનો રકતરૂપી ચૈતન્યનો આહાર ૩
વાયુનો લીલો રૂપ નીરાલંભ આહાર ૪ આકાશનો શામ રૂપ સબદનો
આહાર ૫

હવે બીજનો બારીક ભાગ કહે છે પ્રીથમીના બીજનો બારમો ભાગ પાની બારીક છે ૧ જલના બીજનો બારમો ભાગ તેજ બારીક છે ૨ તેજના બીજનો બારમો ભાગ વાયુ બારીક છે ૩ વાયુના બીજનો બારમો ભાગ આકાશ બારીક છે ૪ આકાશના બીજનો બારમો ભાગ આતમા બારીક છે ૫

હવે પાંચ તત્વની ક્રીયા છે તે કહે છે સાંભલે તે આકાશનો ભાગ ૧ બોલે તે વાયુનો ભાગ ૨ દેખે તે તેજનો ભાગ ૩ ચાલે તે જલનો ભાગ ૪ બેસે નીદ્રા કરે તે પ્રિથમીનો ભાગ ૫

હવે પાંચ તત્વના આહાર કહે છે આકાશનો આહાર તો શબ્દ ૧ વાયુનો આહાર તો પ્રેમલ ૨ તેજનુ આહાર તો દેખવું ૩ જલનો આહાર તો મૈથુન ૪ પ્રીથમીનો આહાર તો ભોજન ૫

હવે પાચ તત્વના સ્વભાવ કહે છે જે પોલસ થીરતા તે આકાશ ૧ જે પરસન બોલે તે વાયુ ૨ જે ઊનુ તે તેજ ૩ જે ઈવ પોચુ તે જલ ૪ જે કઠન તે પ્રીથમી ૫

— હવે પાંચ તત્વની ઈન્દ્રીય છે તે કહે છે આકાશની ઈન્દ્રીય કાન ૧ વાયુની ઈન્દ્રીય ત્વચા ૨ તેજની ઈન્દ્રીય નેત્ર ૩ જલની ઈન્દ્રીય જીભ્યા ૪ પ્રીથમીની ઈન્દ્રીય નાશકા ૫

હવે પાંચ ઈન્દ્રીની વીષે ને દેવતા કહે છે શ્રવણ ઈદ્રીયની શબ્દ વીષ તેહના દિક્પાલ દેવતા ૧ ચક્ષુ ઈન્દ્રીયનો રૂપ વીષે તેના સુરજ દેવતા ૨ ઘ્રાણ ઈન્દ્રીયનો ગંધ વીષે તેના અશ્વિનીકુમાર દેવતા ૩ જીભા ઈન્દ્રીયનો રસ વીષે તેના વરૂણ દેવતા ૪ ત્વચા ઈન્દ્રીયનો સ્પર્શ વીષે તેહના વાયુ દેવતા ૫

— હવે પાંચ કર્મેન્દ્રિયના વીષેને દેવતા કહે છે જીભાઈન્દ્રીય-નો વાણી રસ વીષે તેના સરસ્વતી અગ્ની દેવતા ૧ પાહાન ઈન્દ્રી તેનો લેવુ દેવુ વીષે તેહના ઈન્દ્ર દેવતા ૨ ચરન ઈન્દ્રીયનું ચાલવુ વિષે તેહના ઈશ્વર વેઆમાન દેવતા ૩ પાયુ ઊપસ્થલીંગ શિશ્ન ઈન્દ્રીયનો આનંદ વિલાસ મિથુનભોગ વીષે તેહના પ્રજા પતી બ્રહ્મ દેવ ૪ ગુદ મુલ દુવારનો મલકરીયા વીષે તેહના ગણ-પતી જમ દેવતા ૫

હવે પાંચ અંતઃકરણની ઈન્દ્રીયના વીષે તેહના દેવતા કહે છે અંતઃકરણની ઈન્દ્રીય રહીત તેહનો નિર્વિકલ્પ વીષે તેહનો ઈશ્વર દેવતા ૧ મન ઈન્દ્રીયનો સંકલ્પ વિકલ્પ વીષે તેહના ચન્દ્ર દેવતા ૨ બુદ્દી ઈન્દ્રીયનો નિશ્ચે કરવુ મુકરી જાવુ પ્રપંચ વિષે તેહના બ્રહ્મા દેવતા ૩ ચિત ઈન્દ્રીયનો રાગદ્વેષ ચિંતવન વીષે તેહના નારાયણ વિષ્ણુ દેવતા ૪ અહંકાર ઈન્દ્રીયનો પુનપાપ સવ અહંતા સર્વમાની લેવુ વીષે તેહના રૂદ્ર દેવતા ૫

— હવે પંચીકરણનો પરકાર કહે છે આકાશના સોમા તત્વ થકા અંતઃકરણ અહંકાર થયો ૧ વાયુ આદે પંચભુત નારજો

અંશથકી પાંચ પ્રાણ થયા ૨ તે જે આદે પંચભૂત નામ સરીત અંશથકી પાંચ જ્ઞાનેન્દ્રિય થઈ ૩ પ્રિથમી આદે પંચભુતના તમો ગુણથકી પાંચ વિખય થયા ૪ જલ આદે પંચભૂતના અંશથકી પાંચ કર્મ ઈન્દ્રીય થયા ૫

હવે પાંચ અવસ્થા કેહે છે પ્રીથમીની જાગ્રત અવસ્થા ૧ જલની સ્વપ્ન અવસ્થા ૨ તેજની સુખુપ્તી અવસ્થા ૩ વાયુની તુર્યા અવસ્થા ૪ આકાશની ઊન્મની અવસ્થા ૫

હવે પાંચ તત્વની ઈન્દ્રીયના ભાવભેદ કહે છે ત્વચા સ્પર્શ ઈન્દ્રીયના આઠ ભેદ છે હલવો તે રોમ ભારે તે અસ્થી હાડકા લુખો તો જીભ ચીકટો તો આંખનો ડોળો સુવાલો તો તાલવુ ખરખરો તો પગનુ તલવુ ઊનુ તો હઈઊ ટાઢો તો કાન ૧ જીભ ઈન્દ્રીયના ખટ ભેદ છે ખારો ખાટો મધુર મોલો તીખો કડવો ૨ ચક્ષુ ઈન્દ્રીયના પાંચ ભેદ છે નીલ પીત શામ ઊજ્વલ ને રક્ત ૩ શ્રવણ ઈન્દ્રીયના પાંચ ભેદ છે જીવ શબ્દ અજીવ શબ્દ જીવઅજીવજુગત શબ્દ સારો શબ્દ હીનો શબ્દ ૪ નાસીકા ઈન્દ્રીયના બે ભેદ છે સુગંધ દુર્ગંધ ૫

હવે પાંચ સ્થુલ વેદ વાણી કહે છે પ્રિથમી સ્થુલ વિદ્યા રઘુવેદવાણી ૧ જલ સ્થુલ વિદ્યા યજુરવેદવાણી ૨ તેજ સ્થુલ વિદ્યા સામવેદવાણી ૩ વાયુ સ્થુલવાની વિદ્યા અથર્વવેદવાણી ૪ આકાશ અનુભવ વિદ્યા સુક્ષ્મ વેદ વાણી ૫

હવે પાંચ તત્વની વેદ વાણી કહે છે જીભાએ રઘુવેદવાણી નાસકાએ યજુરવેદવાણી ૨ શ્રવણે સામવેદવાણી ૩ ચક્ષુએ અથર્વવેદવાણી ૪ અંતઃકરણ અનુભવે સુક્ષ્મ વેદવાણી ૫

હવે પાંચ તત્વના બ્રહ્મ ભેદ કહે છે શબ્દ તત્વ બ્રહ્મ આકાશ ભેદ ૧ નીરાલંબ તત્વ બ્રહ્મ વાયુ ભેદ ૨ ચૈતન તત્વ બ્રહ્મ તેજ ભેદ ૩

હંસ તત્વ બ્રહ્મ જલ ભેદ ૪ જીવ તત્વ બ્રહ્મ પ્રીથમી ભેદ ૫

હવે આસનને જોગી કેહે છે પ્રીથમી આસનને જીવ જોગી ૧ જલ આસનને હંસ જોગી ૨ તેજ આસનને ચૈતન્ય જોગી ૩ વાયુ આસનને નીરાલંબ જોગી ૪ આકાશ આસનને શબ્દ જોગી ૫

હવે પાંચ તત્વના મંડલને ભોગી કહે છે પ્રિથમી મંડલને જીવ ભોગી ૧ જલ મંડલને હંસ ભોગી ૨ તેજ મંડલને ચૈતન્ય ભોગી ૩ વાયુ મંડલને નિરાલંબ ભોગી ૪ આકાશ મંડલને શબ્દ ભોગી ૫

હવે પાંચ તત્વના લિંગને પૂજય કહે છે પ્રીથમીનો મુખ લિંગને માયા પૂજય ૧ જલ રસના લિંગને નીર અમી પૂજય ૨ તેજનુ ચક્ષુ લિંગને રૂપ પૂજય ૩ વાયુનુ નાસકા લિંગને વાસના પૂજય ૪ આકાશનો શબ્દ લિંગને શ્રવણ પૂજય ૫

હવે પાંચ તત્વ આવે ને જાયે તે કહે છે જીવ પ્રીથમી મલો આવે ને મલો જાયે ૧ હંસ જલ મલો આવે ને જલ મલો જાયે ૨ ચૈતન્ય તેજ મલુ આવે ને જાયે તેજ મલુ ૩ નિરાલંબ વાયુ મલો આવે ને વાયુ મલો જાયે ૪ શબ્દ આકાશ મલો આવે ને આકાશ મલો જાયે ૫

હવે પાંચ પાંચને મારે ને ખાયે તે કહે છે પ્રીથમી પ્રીથમીને મારે ને પ્રીથમીને ખાયે ૧ જલ જલને મારેને જલને ખાએ ૨ તેજ તેજને મારેને તેજને ખાયે ૩ વાયુ વાયુને મારે ને વાયુને ખાએ ૪ આકાશ આકાશને મારે ને આકાશને ખાયે ૫

હવે પાંચ ડેરાને પાચ દેવ કહે છે પ્રીથમી ડેરૂને જીવ દેવ ૧ જલ ડેરૂને હંસ દેવ ૨ તેજ ડેરૂને ચૈતન દેવ ૩ વાયુ ડેરૂને નિરાલંબ દેવ ૪ આકાશ ડેરૂને શબ્દ દેવ ૫

હવે પાંચ સેવકને પાંચ સેવા કહે છે જીવ સેવકને માયાની સેવા ૧ હંસ સેવકને પાનીની સેવા ૨ ચૈતન સેવકને તેજની સેવા ૩

નિરાલંબ સેવકને વાયુની સેવા ૪ શબ્દ સેવકને આકાશનીસેવા ૫
હવે પાચ ગુરૂને પાંચ સીખ કહે છે પૃથ્વી ગુરૂને જીવસીખ ૧
પાણી ગુરૂને હંસ સીખ ૨ તેજ ગુરૂને ચૈતન સીખ ૩ વાયુ ગુરૂને
નિરાલંબ સીખ ૪ આકાશ ગુરૂને શબ્દ સીખ ૫
હવે પાંચ શક્તિને પાંચ શીવ કહે છે પ્રીથમી શક્તિને જીવ
શીવ ૧ જલશક્તિને હંસ શીવ ૨ તેજ શક્તિને ચૈતન્યશીવ ૩ વાયુ
શક્તિને નિરાલંબ શીવ ૪ આકાશ શક્તિને શબ્દ શીવ ૫
હવે પાંચ વસ્તીને પાંચ સુન કહે છે જીવ વસ્તીને પ્રીથમી
સુન ૧ હંસ વસ્તીને જલ સુન ૨ ચૈતન વસ્તીને તેજ સુન ૩
નિરાલંબ વસ્તીને વાયુ સુન ૪ શબ્દ વસ્તીને આકાશ સુન ૫
હવે પાંચ મુગતી કહે છે સાલોકય તે મોટોરાજા તથા ધન-
વંત થાયે ૧ સમીપતા તે બ્રહ્મસુદન બ્રહ્મલોક પામે ૨ સ્વરૂપતા
તે વિષ્ણુ વૈકુંઠ પામે ૩ સાયુજ્યતા તે દસમા નિરંજન લોક પામે ૪
કૈવલ્ય તે જીવનમુગતી પોતાનાં સ્વરૂપને પામે ૫
હવે પાંચ પરમેશ્વર કહે છે બ્રહ્મા વિષ્ણુ શીવશક્તિ નીરંજન
હવે પાચ સુન પરમેશ્વર કરીને પુજે છે તે કહે છે સુન પરમેશ્વર તે
પરમાત્મા પીતલ પાખાણ માટી આદિ વસ્તુની મુરત બનાવે તે
બોલે નહી તેહને પુજે તે સુન પરમેશ્વર કહે છે ૧ સ્થુલ પરમેશ્વર તે
પાચ તત્વનું શરીર મરે અવતરે તેહને પરમેશ્વર કહે છે સ્થુલપરમેશ્વર
વાચા પરમેશ્વર શબ્દ બોલે તે પરમેશ્વર કહે છે શાસ્ત્ર બાંધે નવાકવે
તેને વાચા પરમેશ્વર કહે છે ૩ જીવ આતમા પ્રકૃતી ત્રણ ગુણને
પરમેશ્વર કહે છે ૪ પરમાત્મા અલોકીક મરણ જીવનથી ન્યારો
છે તે સત પરમેશ્વર છે ૫ હવે પાચ તત્વની અવસ્થાને સુભાવ
કહે છે જાગરત તે માયા તેહનો સુભાવ તે અગનીનો છે ૧ સ્વપ્ન

તે બ્રહ્મા તે પાનીનો સુભાવ છે ૨ સુખોપતી તે શીવ તે વાયુનો સુભાવ છે ૩ તુરીયા તે વિષ્ણુ તે પ્રીથમીનો સુભાવ છે ૪ તુરીયાતીત તે બ્રહ્મ તે આકાશના સુભાવ છે ૫

હવે પાંચ ચુથણીયા કહે છે ઘુલ ચુથણીયા તે જ્યોતીષ શાસ્ત્રવાલા ૧ મુઝ ચુથણીયા તે વૈદક શાસ્ત્રવાલા ૨ મંડા ચુથણીયા તે અવતરે ને મરે તેહના વર્ણવ કરે તે પુરાણ(પ્રાણ)શાસ્ત્રવાલા શ્રુણ ચુથણીયા તે પરતમા ઘોડો તીરથ એના વર્ણન કરે તે બાલબોદ શાસ્ત્રવાલા હવે પાચ પ્રલય કહે છે નીત પ્રલય તે નીંદ્રા ૧ નિમીત્ત પ્રલય તે મૃત્યુ ૨ પ્રલય તે મંડલ સુધી પડે તે ૩ મહાપ્રલય તે વૈરાટ સુધી ૪ જીવત પ્રલય તે જીવતા ચારે પ્રળયથી ન્યારો પરમ તે ૫ હવે પાચ હીના માણસ છે તે કહે છે પશુવત માણસ તે પારકે કેહે ચાલે તે ૧ કુમાનસ તે અસત સવાલે ગીના ને માને મતે ચાલે છે ૨ ખવીસવંત માણસ તે તે પરને ધુતીને ખાયે ધન હરીલે ૩ ખટ દરશનના ગુરૂ થયા છે તે ૪ ભુતવંત માણસ તે દૈત્યવંત માણસ તે પારકાને મારી નાખે તે ૫ હવે પાચ સારા માણસ કહે છે વેહેવારવંત માણસ છે તે ગૃહસ્થ ધરમ સાચવે તે ૧ સુમાણસ તે શાસ્ત્ર વાચે સાંભલે સીખે તે ૨ દેવતા માણસ તે ધરમ કરે જમાડે તે ૩ દૈવત માણસ તે અગનાનીને ગીનાન કરે બતાવે ૪ જીવનમુગતો તે જીવતા કૈવલ્ય મુગત થયો સ્વરૂપમા સમાયો તે ૫ હવે પાંચ મન કહે છે મન તે રૈયત ૧ કુમન તે દીવાન ૨ અમન તે કોતવાલ ૩ સુમન તે અદાલત ૪ નીજમન તે રાજા ૫ હવે પાચ આશ્રમ કહે છે બ્રહ્મચર્ય ૧ ગૃહસ્થ ૨ વાનપ્રસ્થ ૩ સંન્યાસ ૪ પરમહંસ ૫ હવે પાંચ જણાને માને છે તે કહે છે માનવીને માન ઘણુ ૧ દેવતાને લોભ ઘણો ૨ જનાવરને માયા ઘણી ૩

નારકીને ક્રોધ ઘણો ૪ વિવેકીને વિચાર ઘણો ૫ હવે પાંચ સંગના
જીવને છે તે કહે છે આહાર સંગના ૧ ભયસંગના ૨ મિથુનસંગના
નિંદ્રાસંગના ૪ પરીગ્રહ સંગના ૫ હવે પાચ ઠેકાણે અકલ આવેતે
કહે છે દેસાટન ૧ સત્સંગ ૨ રાજઆસન ૩ પંડિત મૈત્ર ૪ ઘણા
શાસ્ત્ર જોયા ૫ હવે પાચવી દેહી કહે છે જડભરત તો પ્રીથમીને
સ્વરૂપે વિદેહી થયા ૧ જનક રાજતો પાણીને સ્વરૂપે વિદેહી થયા ૨
કૃષ્ણતો અગ્નીને સ્વરૂપે વિદેહી થયા ૩ શુકજી તો તો વાયુને સ્વ-
રૂપે વિદેહી થયા ૪ બુધ્દીવાલા મહાજ્ઞાની તે આકાશને સ્વરૂપે
સભાવે વિદેહી થયા ૫ હવે પાંચ આંધલા કહે છે કામી આંધલા
ક્રોધે આંધલા ૨ અમલ આંધલો ૩ લોભ આંધલો ૪ દ્રવ્ય ઘણો
તે આંધલો ૫ હવે પાંચ ઢોર કહે છે વેદીયા ઢોર ૧ વિશ્વાસીયા ઢોર ૨
ઈમાનીયા ઢોર ૩ કરમકાંડ શાસ્ત્રીયા ઢોર ૪ લોભીયા ઢોર ૫
હવે દેહને પાંચ બાના સારા લાગે છે તે કહે છે ખાવુ પીવુ ૧ અઢવુ
પેરવુ ૨ ઊંઘણી જાગવુ ૩ હગવુ મુત્રણી ૪ મૈથુન ભોગ કરણી ૫
હવે પાચ દેહે અઊટ હાત પરમાણ તે સ્થુલ દેહે ૧ સુક્ષ્મ દેહે અંગુષ્ટ
પરમાન ૨ કારણ દેહે પરવારથ પરમાણ ૩ માહાકારણ દેહેમે
સુરદાળ પરમાણ ૪ કૈવલગીનાન દેહે પરમાણ રહિત છે ૫ હવે માત્રા
પાંચ કહે છે અહંકાર માત્રા ૧ આકાર માત્રા ૨ મકાર માત્રા ૩
સકાર માત્રા ૪ હકાર માત્રા ૫ હવે પાચ વાચા કહે છે પરાવાચા
પશ્યંતી તે વિચાર કરે તે પશ્યંતી વાચા ૨ મધ્યમા વાચા તે હરદે
માન્ની એ કરે તે મદયમા વાચા ૩ વૈખરી વાચા તે બોલે તે વૈખરી
વાચા ૪ પરાત્પર વાચા તે અલોકીક વાચા ૫ હવે પાંચતત્વ
વેહે છે ના આગળ વેહે છે આકાશ સુન વેહે ૧ વાયુ આંગલ આઠ
વેહે ૨ તેજ આંગલ ચાર વેહે ૩ જલ આંગલ સોળ વેહે ૪

પ્રિથમી આંગળ બાર વહે ૫ હવે પાંચ આનંદ કહે છે વિષયાનંદ તે ભોગ ૧ ચોગાનંદ તે ભય ૨ દ્રવ્ય આનંદ તે પૈસા ૩ વિદ્યાનંદ તે ભણઊ બ્રહ્મ આનંદ તે બ્રહ્મા જાણે તે ૫

હવે પાંચ તત્વ વહે તેહનો વિચાર કહે છે આકાશ અગોચર વેહે છે ૧ વાયુ ચોપાસે વહે છે ૨ તેજ ઊચો વહે છે ૩ જલ હેટુ વહે છે ૪ પ્રીથમી વચે વહે છે ૫ હવે પાંચ તત્વના પલ કહે છે આકાશ પલ દસ વહે ઊચુ જોવુ ૧ વાયુ પલ વીસ વહે પ્રાણાયામ કરવો ૨ તેજ પલ ત્રીશ વહે સુરજ સામુ જોઊ ૩ જલ પલ ચાલીસ વહે જલ સામૂ જોઊ ૪ પ્રીથમી પલ પચાસ વહે પ્રીથમી સામુ જોઊ ૫

હવે પાંચ વાયુ હેટા છે તેહનો વિચાર કહે છે પ્રાણવાયુ પ્રધાન તેહમા દસતણો સરદાર જમવલીયો વલંગી છાપરે પનમોભ માથે ભાર નાભી હ્રદય કંઠ નાસકા એટલે ચપલતા પ્રણ સ્વાસ કરે ને શબ્દ ઊચરે એટલુ એનુ જાણ ૧ અપાન ગુદને પેટુ સ્થાનક કેડ જાગ પરવેશ નાભી નાડ સુધી રહે સો કરે(ઊપદેશ)ઊત્સર્ગ ઝાડો મુત્ર વીભોગ કરાવે એ અપાનનો ધરમ ૨ સમાનનો સો ધરમ કહાવે બોહોતેર હજાર જે નાડ અનનો રસ લેઈ તાહા પોચાડે તે પ્રસરે હાડો હાડ ૩ ઊદાન હાતે પગે રહે વળી સાંધે સાંધે વાસે વીસ આંગળીયોને તે હલાવે એ એનો અંદાસ ૪ વ્યાન આંખે ગુલફે કાને નાકે વાસ પ્રાણ અપાનને ઝાલી રહે છે એ વ્યાનના આભાસ ૫

હવે પાચ વાયુ ઊંચા છે તેનો વિચાર કહે છે નાગવાયુ ઓડકાર કરે ૧ કુરમ વાયુથી નીદ્રા આવે ૨ કૃકલ વાયુથી ભુક તૃષા લાગે ૩ સાદેવદત્ત વાયુથી છીંક આવે ૪ ધનંજય વાયુથી પોષણ થાયે ૫ કાયાને વધારે વલી મુવા પછે રહે છે દેહે સુને છે તે ધનંજય વાયુથી ૫

હવે પાંચતત્વના હથીયાર કહે છે આકાશનો તોતીર ૧ વાયુનો તો ખાંડુ ૨ તેજની તો બરછી ૩ જલની તો છુરી ૪ પ્રીથમીનો તો અંકુશ ૫ હવે પાંચ ચુડા કહે છે ખેચરી જીભાએ ૧ ભુચરી નાસકાયે ૨ ચાચરી ભરગોટીએ ૩ અગોચરી કાને ૪ ઉન્મની ભમર ગુંફાયે ૫ હવે પાંચ મુદ્રાના વિચાર કહે છે એક ભયા અનેકથી એક અનેક કછુ નાહી આદ અવિગત સેહેજે બ્રહ્મ દુજા હે કોઈ માહા સંચરાચાર સરભર રહે સદા નિરંતર સોયે અંતરમાહે પેસકર દેખે વીરલા કોયે સદા નિરંતર આતમા દેખત ભ્રમ મીટ જાએ તે હરી અવિંચલ સદા સેહેજે રહા સમાયે તાહાપર મુદ્રા ખેચરી તા કીધુ મરીભાસ તેનમાહે જે ચૈતન પીત વર્ણ આકાસુત બ્રહ્મકા વાસ છે મેહેમાના જોવે તાહા કામધેન અમરત ઝરે સો પીવે બીરલા કોએ મહત્તત્વ તાહા દેખીયે પોહોપ વીજળી રેખ રકતવર્ણ તાહાસુ રહે ગરૂ ગમ સો દેખયેતે મુદ્રા ખેચરી જીભ ઊલટાવીને અમરત પીવુ ૧ તાપર મુદ્રા ભુચરી નાશકા અગ્રે ધ્યાન રતન અમુલખ દેખીએ ભાસે બ્રહ્મજ્ઞાન હીરા મોતી અતિઘણા માહા ઊત્તમ અતીરૂપ ઈન્દ્રાજલ તાહા દેખીએ સોહી તત્વ અનુપ સોહં સાચો આતમા તે બુઝે બીરલા કોયે સોહી ગુરૂ ગમે પાઈએ ભરમ મિટાવે સોયે યેતે મુદ્રા ભુચરી નાસકા અગરે ધ્યાન હીરા લાલ રતન સઊ રૂપ દેખા જાયે ૨ તાપર મુદ્રા ચાચરી મન બુધ ચત કાહેત તાહા જલ હલદે નહી સો શામ શ્વેત લીલ વર્ણની ભાસ છે તાહા દિસે પવન આકાર તાહાસુર કોટીક દેખીયે સો ગુરૂગમી દેખનહાર ઝીણા મહેલ તાહા ગૈબીના સુક્ષમના સુંદર સેહેજ તાહાજ્ઞાન અવિંચલ ભયા જાહા વારપાર નહી તેજ યેતે મુદ્રા ચાચરી ભૃકુટીયે જોવુ નેત્ર મુદવા ચાપે તો દેખીયે ૩ તાપરમુદ્રા અગોચરી

ઊપજે શબ્દ અનહદ આદ સોહી ગુરૂગમે પાઈએ કેતીકવિધ
વિધનાનાદ ધંધુકાર તાહા ધુન ઊઠે અનહદનાદ અખંડ તાહા
મન મગન ભયા ગાજરહા બ્રહ્માંડ તાહે તાહે તાહા ધૂન સુને તુહી
તુહી તાહા હોયે ઓહંગ અનહદ સબદકુ બુઝે વીરલા કોયે
બાજે શંગ ઊપંગ ઝાલરી તાલ તંતુ મૃદંગ તે અનહદ સબદનાં
કહીયે કેતાકરંગ થેતે મુદ્રા અગોચરી કાને કાને મુદે અનહદ
નાદ સાંભલે ૪ તાપરમુદ્રા ઊન્મની તાહા અલેખ નિરંતરએક
તાહા વર્ણ અવર્ણ દેખીયે ક્ષાની બહુ વિવેક તાહા ધૂપ છાયા
કછુ નહી વીપુબાના નહીજોખ તાહા મન ઊન્મની રહે જાહાનહી
રૂપને રેખ એકએકલા બ્રહ્મ છે અવર ન દુજા ભાસ દષ્ટાંતના
દિસે જેવા સુન પરકાશ થેતે મુદ્રા ઊનમની ભ્રમરગુંફા બ્રહ્માંડે
આકાશ સામુ જોઊ છાયા પુરૂષ વૈરાટ દેખાયે ૫

હવે પાચતત્વના પાંચ દેવ કહે છે પ્રીથમી તે બ્રહ્મા૧
જલતે વિષ્ણુ ૨ તેજ તે રૂદ્ર ૩ વાયુતે નિરંજનશાક્તિ ૪ આકાશ
તે અલખ ૫ હવે પાંચ પ્રકાર બ્રહ્મજાનાના કહેછે બ્રહ્મક્ષાની૧
બ્રહ્મવર્ણી ૨ બ્રહ્મસંગી ૩ બ્રહ્મદર્શી ૪ બ્રહ્મી ૫ હવે પાંચ
સ્વભાવ કહે છે કરસન ભોગસ્વભાવ ૧ સુખજી જોગ સ્વભાવ ૨
દુર્વાસા ક્રોધ સ્વભાવ ૩ રામ જનક રાજ સ્વભાવ ૪ વશીષ્ટ વ્યાસ
કરમકાંડ સ્વભાવ ૫ હવે પાચતત્વના ગુણ કહે છે રજોગુણ પ્રીથ
મીનો ૧ સત્વગુણ પાણીનો ૨ તમોગુણ તેજનો ૩ સુભાવ ગુંણ
વાયુનો ૪ ગુણાતીત ગુણ આકાશનો ૫ હવે પાચમાહા મોટો
કોન છે તે કહે છે પ્રીથમીમા પથર તેહને અગ્નીખાયે ૧ અગનીને
પાની ખાયે ૨ જલને વાયુ ખાયે ૩ વાયુને આકાશ ખાયે ૪ આકા-
શ સુન સ્વરૂપ છે ૫

હવે પાંચ વિશેષણ છે તે કહે છે ત્રણ વિશેષણ બ્રહ્મ-
ના અને બે વિશેષણ જીવના છે અસ્તી ૧ ભાંતી ૨ પ્રીય ૩
રૂપ ૪ નામ ૫ હવે તેહનો અર્થ કહે છે અસ્તી તે સદા સ્થીરતા
છે આદ અંતને કારણ રહે ૧ ભાંતી તે તે વડે ચાર ખાણની
ભાતના જીવ થઈ રહા છે ૨ પરીયે તે વાલુ લાગતે દુખ ટાલે
સુખ થાયે છે ૩ એ ત્રણ તે ઈશ્વરને ઊપજે તેહનુ સ્વરૂપ બંધાયે
ઊપજે ને વણીલે થાયે ૪ રૂપ થડ તેહનુ નામ ધરાયે એ રૂપ નામ
આવે ને જાયે એ બે માયાના જીવના વિશેષણ છે ૫

હવે પાંચ શરીર છે તે કહે છે સ્થુલ શરીર પંધરતત્વનું
પાંચભૂત દસ ઈન્દ્રીયે તે સ્થુલ શરીર ૧ સુક્ષ્મ શરીર તે વાસના
લીંગ તે નવ તત્વનું પાંચ વિષય ચાર અંતઃકરણ એ નવ તત્વનું
તે લીંગ શરીર એ બે શરીર તે માયાના જુઠા ૨ કારણ શરીર
તે ઓગણપચાસ તત્વનું પાંચભુત દસ ઈન્દ્રીય દસવાયુ પાંચવિષય
પાંચ અંતઃકરણ ચૌદે દેવતા ચૈતન તે કારણ શરીર ૩ મહાકારણ
તે ઈશ્વરનું તે સતર તત્વનું પાંચ પ્રાણ દસ ઈન્દ્રીય મન બુધ્ધ એ
સત્તર તત્વનું ઈશ્વરનું મહાકારણ શરીર ૪ તત્વ ગુણ રહીત તે કેવલ અલે-
ખ છે ૫ હવે પાંચ વેદના પાંચ રૂખી છે તે કહે છે સોદાજાતી રૂખી
વામદેવ રૂખી ૨ તંતુરૂખ રૂખી ૩ ગનાસાન રૂખી ૪ અઘોર રૂષી ૫ હવે
પાંચ મારગ છે તે કહે છે પિંપીલિકા માર્ગ કીડીનો માર્ગ ૧ શેખ પેટ-
ભેર ચાલે તે માર્ગ ૨ કપી ચોપગે ચાલે તે માર્ગ ૩ મીન મછ
જલમા ચાલે તે મારગ ૪ વિહંગમ પંખી પાખે ઊડે તે ગરૂડ મારગ

હવે પાંચ બ્રહ્મ ભેખના થઈ બેઠા છે તે કહે છે તારક બ્રહ્મ
તે જનોઈ ઘાલે તે ૧ દંડક બ્રહ્મ તે સરીપાંત ૨ કુંડલ બ્રહ્મ તે કાનફટ ૩
અર્ધચન્દ્ર બ્રહ્મ તે અર્ચા ટીલા કરે તે ૪ બીદુ બ્રહ્મા તે માથે જના

તેવારેહેતે ૫ હવે પાંચ સુન કહે છે અધસુન ૧ ઊર્ધ્વસુન ૨ મદ્યસુન ૩ સરવેસુન ૪ સુનનિરામય ૫ હવે પાંચ માત્રા કહે છે હ્રસ્વ માત્રા ૧ દીર્ઘમાત્રા ૨ લુપ્તમાત્રા ૩ અર્ધમાત્રા ૪ અનુચારજ માત્રા ૫ હવે પાંચ આકાશ કહે છે ઘટ આકાશ ૧ મઠા આકાશ ૨ મહદાકાશ ૩ ચિદાકાશ ૪ નીરાકાશ ૫ હવે પાચલોક કહે છે તપલોક ૧ જપલોક ૨ કૈલાસલોક ૩ વૈકુંઠલોક સતલોક ૫ હવે પાંચ દીક્ષા કહે છે ૐ દીક્ષા ૧ શીવોહમદીક્ષા અનામી દીક્ષા ૩ ૪ ૫

હવે પાંચ નિર્ણય છે તે કહે છે ક્ષરનિર્ણય ૧ અક્ષરનિર્ણય ૨ કુટસ્થ નિર્ણય ૩ આતમાનિર્ણય ૪ અક્ષરાતીત નિર્ણય ૫ હવે દેહના પાચ સંસ્કાર દાગ છે તે કહે છે દાટે તે માટી ખાયે૧ પાણી પડે તો સડે તેહને જલખાયે ૨ બાલે તો તેહને અગ્ની ખાયે ૩ પડી રહે તો સુને તેહને વાયુ ખાયે ૪ કાચની સંદુકમા રાખે તો ખોખુ થાયે તેણે આકાશ ખાયે ૫ હવે પાંચ દમના પરમાણ છે તે કહે છે બેઠા દમ બાર આંગળ ચાલે ૧ સુતા દમ ચોવીસ આંગળ ચાલે ૨ ચાલતાદમ બત્રીસ આંગળ ચાલે ૩ દૌડતા દમ અડતાળીસ આંગળ ચાલે ૪ ભોગ મૈથુન કરતા દમ ચૌરાસી આંગળ ચાલે ૫

દેવીઓવાચા :-- સ્વામી હવે કાયાંમા ષડચક્ર છે તે કહો હો સ્વામી

શ્રીનારાયણવાચા :-- સુણો હો દેવી પ્રથમ આધારચક્ર ગુદસ્થાને મલદ્વારે લાલવર્ણ લીંગ ગણેશનુ મુખ ગણપતિ દેવતા સિધ્ધિબુધ્ધિ શક્તિ કુરંભ રૂખી મુષકવાહન અપાન વાયુ સંકોચન મુદ્રા વીકલા અવસ્થા ગંધારી નાડી ચતુર પાખડી ચતુર દલ ચતુરમાત્રા સહેજ આનંદ ૧ યોગઆનંદ ૨ રતિઆનંદ ૩ પ્રેમઆનંદ [પરમાનન્દ] ૪ અજંપા જાપ છસો ૬૦૦ ઘડી ૧૧ પળ ૪૦ પુજા માનસી સોહુભાવે

પૂજતે બીજ મંત્ર ॥૨૨॥૧॥ ચતુસ્થાન ચક્ર તેજોને ૨ બીજુ સ્વાધીષ્ઠાન ચક્ર લીંગ સ્થાને પીંડમધે શ્વેતવર્ણ રજોગુણ અકાર માત્રા બ્રહ્માદેવતા સાવત્રી શક્તિ વેરેહેરૂપી કામાગ્ની હંસવાહન સમાનવાયુ અમરી પાછી તાણે તે મુદ્રા સ્થુલદેહ જાગરત અવસ્થા વૈખરીવાચા રઘુવેદ આચાર લીંગ ગતીભોમકા સાલોકય મુગતી ગજરાજ નાડી ષટ્દલ ષડ્ પાકડી ષડ્ માત્રા કામ ૧ મૈથુન ૨ ચેસ્ટા ૩ અવિદ્યા ૪ મુર્છા ૫ હર્ષ ૬ અજંપા-જાપ ષડ્ સહસ્ત્ર ૬૦૦૦ ઘડી ૧૬ પળ ૪૦ અક્ષર ષડ્ પૂજા માનસી સોહુંભાવે પૂજતે બીજ મંત્ર શ્રીૐ ॥૩॥ નાભીસ્થાને આકારે છે ૪ કુંડલી સર્પને આકારે છે સાડા ત્રણ આટાની છે ઊંધે મોડે છે તે દસમે દ્વારથી અમરતનું ટીપુ પડે છે તે સર્પણી પીયે છે તેણે ગ્નાન થાયે છે વ્યાપુ કુંડલી જઠરાઅગની સ્થાને સીંદુર વર્ણ સર્પ આકાર ઊંધે મોડે અગ્નીદેવતા કુહરણી શક્તિ ભરમના રૂપી અધરમ કળા કામ રૂપંડલ કામખ્યા દેવી નલા અગની ગર્ભવાસ સ્થાનક નાભી વાસની જોગણી મોક્ષદાયેની

તે પાસે ત્રીજુ મણીપુર ચક્ર નાભી સ્થાને લીલવર્ણ સત્વગુણ અહુંકાર માત્રા વિષ્ણુ દેવતા લક્ષ્મી શક્તિ વાચારૂપી ગરૂડ વાહન પ્રાણવાયુ ખેચર મુદ્રા સુક્ષ્મદેહ સ્વપ્ન અવસ્થા મધ્યમાં વાચા યજુરવેદ વાયુલીંગ સમીપતા મુગતી જયા નાડી દસદલ દસ પાકડી દસ માત્રા 'ડ ઢ ણ ત થ દ ધ ન પ ફ' બાહેર માત્રા દસ સવાલી ક્ષમા ૨ લક્ષ્મી ૩ ભય ૪ મોહો ૫ વિષય ૬ વિવાદ ૭ વાસના ૮ ઈછા ૯ લજ્જા ૧૦ અજપાજાપ ષડ્ સહસ્ત્ર ૬૦૦૦ ઘડી ૧૫ પળ ૪૦ અક્ષર ૪૦ પૂજા માનસી સોહું ભાવે પૂજતે બીજમંત્ર હરિ ૐ ॥૩॥૬॥

મન ચક્ર હ્રદે સ્થાનક મન દેવતા બુધ્દિ શક્તિ આતમારૂપી

નાભીઊપર કમલ છે દસ પાકડીનુ તે મધે મન વીસરામે છે
તે દશાના દસ રંગ છે તાહા મન બેસે છે તારે તેવી મતીઆવે
છે પૂર્વદલ શ્વેત વર્ણ તાહા વિશ્રામે મન તારે ધીરજયે ઊદાર
મતી ધરમ કીર્તીભાવ મતી થાયે છે ૧ અગની દલે રકત વર્ણ
તાહા વિશ્રામે મન તારે નિંદ્રા આળસ મદ મત્સર કુબુદ્ધી અવિવેક
થાયે છે ૨ દક્ષીણ દળે કૃષ્ણ વર્ણ તાહા વિશ્રામે મન તારે
કામ ક્રોધ થાયે છે ૩ નૈઋત દલે લીલવર્ણ તાહા વિશ્રામે મન
તારે મમતા કુમતી માયા મિથ્યાત્વ ભીનગતી થાયે છે ૪ પાછમ-
દલે કપિલવર્ણ તાહા વિશ્રામે મન તારે હાસ્ય વિનોદ મોહો ઈછા
થાય છે ૫ વાયવદલે શામવર્ણ તાહા વિશ્રામે મન તારે ચિંતા
ઊચાટ શોક વૈરાગ્ય થાયે છે ૬ ઊત્તરદલે પીતવર્ણ તાહાવિશ્રામે
મન તારે ભોગ શૃંગાર કલ્પના થાયે છે ૭ ઈશાન દલે ગોરીવર્ણ
તાહા વિશ્રામે મન તારે કૃપા ક્ષમા જ્ઞાન સીદ્ધી સુમતી થાયે છે ૮
અધોદલે મિશ્ર વર્ણ તાહા વિશ્રામે મન તારે રોગ દેહે પીડા ત્રી-
દોષ થાયે છે ૯ ઊર્ધ્વ દલે સરવન તાહા વિશ્રામે મન તારે નિ-
ર્ગુણ ભકિત જ્ઞાન ચૈતન્ય સર્વ ગુણ થાયે છે ૧૦ તે મધે આત્મા
પ્રાણ સ્થીતિ કરે છે યેતે મન ચક્ર વર્તે છે

- ચોથુ અનાહત ચક્ર હૃદય સ્થાનક પીત વર્ણ તમોગુણ
અહંકાર માત્રા રૂદ્ર દેવતા ઊમા શકિત હિરણ્યગર્ભ રૂખી વૃષભ
વાહન વ્યાન વાયુ વિચાર મુદ્રા કારણ દેહ સુષુપ્તી અવસ્થા
પશ્યંતિ વાચા શામવેદ તામસી ભોમકા સ્વરૂપતા મુગતી પૂર્વનાડી
દ્વાદશ પાંખડી દ્વાદશ માત્રા 'ક ખ ગ ઘ ઙ ચ છ જ ઝ ઞ ટ ઠ'
બાહેર માત્રા બાર તામસ ૧ ગર્વ ૨ દંભ ૩ વિકલ્પ ૪ લોભ ૫
કપટ ૬ ચિંતા ૭ આસ્થા ૮ વરેહેદા ૯ વલભા ૧૦ આશા ૧૧ ઈર્ષા ૧૨

અજંપા જાપ ષટ્ સહેસ્ત્ર ૬૦૦૦ ઘડી ૧૬ પળ ૪૦ અક્ષર ૪૦ પુજા માનસી સોહં ભાવે પૂજતે બીજમંત્ર ખં ॥૪॥૮॥ ૫

પાચમું વિશુદ્દ ચક્ર કંઠસ્થાને જાલંદર પીઠ ધુમ્રવર્ણ જીવ દેવતા અવિદ્યાશક્તિ વૈરાટ રૂખી વાયુવાહન ઊદાનવાયુ જ્ઞાનમુદ્રા માહાકારણ દેહે તુરીયા અવસ્થા પરાવાચા અથર્વવેદ સાયુજ્યતા મુક્તિ જીવકાનાડી ષોડશદલ ષોડશ પાખડી ષોડશમાત્રા "અ આ ઈ ઈ ઉ ઊ ઋ ૠ લૃ લૄ એ ઐ ઓ ઔ અં અઃ" બાહીર માત્રા અમરતા ૧ આનંદ ૨ કીર્તિ ૩ જ્ઞાન ૪ વિદ્યા ૫ મહાવિદ્યા ૬ બુદ્દ ૭ મૈત્રી ૮ કરૂણા ૯ સુમત ૧૦ પ્રતિષ્ટા ૧૧ ક્ષમા ૧૨ દયા ૧૩ સાંતી ૧૪ શીતલતા ૧૫ સુવિદ્યા ૧૬ અજપાજાપ સહસ્ત્ર ૧૦૦૦ ઘડી ૨ પલ ૪૬ અક્ષર ૪૦ પુજા માનસી સોહંભાવે પૂજે તે બીજમંત્ર તતવીયા ॥૫॥૯॥ બળવાનુ ચક્ર ત્રણ ગુણનુ ચાર અંતઃકરણ પાચ વીખનુ ઘર છે બલવાનુ દસમુ ચક્ર ॥૧॥

છઠુ અગની ચક્ર ત્રીકુટી સ્થાને અગ્નીવર્ણ હંસ ગુરૂદેવતા સુષુમ્ના શક્તિ વાચા રૂખી જ્ઞાન વાહાન કુમવાયુ નીહીતાગમુદ્રુ વીગમાન દેહે તુરીયાતીત અવસ્થા પરાતીત વાચા સુક્ષ્મવેદ પ્રસાદ લીંગ કૈવલ્યમુક્તિ પિંગલા નાડી દોઈ પાખડી દોઈમાત્રા હ ક્ષ માત્રા બાહીરમાત્રા સાધવી ૧ પરભાવ ૨ અજંપાજાપ એક સહસ્ત્ર ૧૦૦૦ ઘડી ૧૫ પલ ૨૩ અક્ષર ૪૦ પુજા માનસી સોહંભાવે પૂજતે બીજમંત્ર કરીયં ॥૬॥૧૦॥ લેલાટકર જ્યોતિસ્વરૂપ દેખાયે બ્રહ્મ રૂદ્ર ચક્ર ભ્રમરગુંફા સ્થાને જ્યોતવર્ણ અભય પુરૂષ દેવતા વિદ્યા શક્તિ શબ્દ રૂખી નીરભય વાહન પાંચ મુદ્રા રહીત હંસ દેહ આનંદ અવસ્થા જીવન મુગતી ગાયે કામ દુર્ગા અમરત ઝરે ઊર્ધ્વમુખ કયો તે અમરત ગુરૂગમે પીયે છે આકાશતત્વ હંસ ચૈતન સુનનીલંભ દેહ

વાસના રહીત લીંગ અર્ધદલ અર્ધપાખડી અર્ધ માત્રા અહું બાહેર
માત્રા સમઝમન અજંપા જાપ એક સહસ્ત્ર ૧૦૦૦ ઘડી૧ પલ૨૩
અક્ષર ૪૦ પુજાસુન સોહું ભાવે પૂજતે બીજ મંત્ર ॥૧॥૩॥——
—— દસમે દ્વાર અદ્‌ભુત ચક્ર ચૌદ ભોવન જમલે એકવીસ
હજાર ને છસો ૨૧૬૦૦ દનરાત દાડાના ઊઠેછે તેજાપથયાકરેછે
દેવીશ્રોવાચઃ— સ્વામી ષડ્દરશનના ષડ્શાસ્ત્ર છે તે કહો હો સ્વામી
શ્રીનારાયણ વાચઃ— સુણો દેવી ષડ્શાસ્ત્ર કહે છે નૈયાયીક ૧
પાતાંજલી ૨ મિમાંસા ૩ વૈશેષીક ૪ સાંખ્ય ૫ વેદાન્ત ૬ હવે
ષડ્ દરશન કહે છે શૈવ ૧ સાંખ્ય ૨ મીમાંસક ૩ ચાર્વાક ૪
બૌધ ૫ જૈન ૬ ષડ્દરશનના ભેખ કહે છે જટીલ ૧ મુંડીત ૨
માલાધારી ૩ કરે ખંચન કેસ ૪ વાલાગરંડા સીસવીટે ૫ કંઠ;
શીવ ઊપદેશ ૬ હવે ષડ્ ઊપાસી કહે છે અરીહંત ૧ હવેસ્વામી ૨
શક્તિયામનમા ૩ બ્રહ્માયેનમઃ ૪ વિષ્ણુયામનમઃ ૫ યાયાદઅલા
હવે ખટ ભેખ કહે છે શ્રીપાત કુંડી ૧ જંગમ કાપડી ૨ નાથકાન-
ફટા ૩ બ્રાહ્મણ ચોરાસીનાત ૪ જતી ચોરાસીગંછે ૫ ફકીરસૈયદ ૬
હવે ખટ શાસ્ત્રના જુજવા મત બોલે છે તે કહે છે ન્યાય
શાસ્ત્રમાં સોળ પદારથ જીવ માને છે પાંચ ગીનાન ઈન્દ્રીય પાંચ
કર્મઈન્દ્રીય પાંચ વિષય ને મન એ સોળાનો કરતા ઈશ્વર છે
કરતા જોગે જીવ છે નાઈએ ધોઈએ ચોખા કરીયે કોગલા કરીયે
આચાર પાલીયે તો મુગતી છે ૧ હવે પાતાંજલ શાસ્ત્રમા એમ
બોલે છે જે ખટચક્ર સાધે એકવીસહજાર છસો નિત્ય જાપકરે
પ્રાણાયામ કરે ગુફામા રહે નૌલી કરમ કરે પવન સાધન કરે
પીંડમા જીવ છે જીવના પીંડ કેમ રહે માટે પવન સાધ કરે તો
મુગતી છે ૨ હવે બીજુ મીમાંસા શાસ્ત્રમાં એમ બોલે છે જે

યજ્ઞ હોમ પુજા દાન પુણ્ય ભજન દરશન બ્રાહ્મણ જમાડે તો જીવ સ્વર્ગ ભોગ ભોગવે નહી તો નરકમા પડે છે માટે કરે મુગતી છે ૩ હવે ચૌથુ વૈશેષીક શાસ્ત્રમાં એમ બોલે છે જે છ પદારથે જીવ છે પાચ તત્વ છટુ મન અન્ય ઈશ્વર કરતા છે નહી યે જીવ ન હોતો નાનો મોટો સુખીયો દુખીયો કરમે થાયે છે માટે એનો કરતા કરમ છે તે કરમથી છુટે તો મુગતી માટે કાયાકસે અપવાસ કરે દેહમા મુગતી છે ૪ હવે પાચમું સાંખ્ય શાસ્ત્રમા એમ બોલે છે જે ચોવીસ તત્વ પાંચભૂત પાંચ જ્ઞાનેન્દ્રિય પાંચ કર્મેન્દ્રીય પંચ વિષય ચાર અંતઃકરણ એ ચોવીસ તત્વ પ્રકૃતિ એ પચીસમો જીવ છે તે તત્વ વેહે છે માયામલો જીવ છે માયાના આવરણ માટે સુખદુઃખ ભોગવે છે માયાનો સંગ છુટે તો જીવ શીવ થાયે ઈશ્વર ચોવીસ તત્વથી જુદો થાયે માયાત્યાગે તો મુક્તિ છે ૫ હવે છટુ વેદાંત શાસ્ત્રમા એમ બોલે છે જે જાત સ્વપ્ન છે રજુનો આંધારે સર્પભાસે છે માયા અગનાને જીવપણું માનુ છે કર્તા કરવીતા માયા છે જાયે છે આવે છે તે માયા છે રૂપ નામ તે માયા છે દેહે કરતથી બ્રહ્મ ન્યારો છે તે ગીનાને જાગે તો શીવ થાયે તે ઓળખે તો મુગતી છે

—શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા :— તમે સાંભળો હો શિષ્ય

— ષડ્ શાસ્ત્રથી ષડ્ દરશન થયા છે વેદમાં જે કહેલું છે તે જોવા ને અનુભવમાં લાવવા એ દર્શનશાસ્ત્રની રચના છે છ સાધન તેજ ષડ્દરશન કહેવાય સત્યને નીરખવાનો સમજવાનો પુરૂષાર્થ એ તત્વજ્ઞાનની એક પધ્ધતિ છે પ્રત્યેક દર્શન સત્યને પોતાના એક વિશિષ્ટ દષ્ટીકોણથી જુએ છે આ છ દર્શનો એકએક જ લક્ષ મુક્તિદ્વારમાં જવાના જુદા જુદા માર્ગો જેવા છે

ખટ દરશનથી છાનુ પાખંડ થયા છે છાનુ પાખંડથી અનંત પંથ થયા છે અનંત પંથથી અનંત માર્ગ થયા છે તે માર્ગ કોઈ પિપિલીકા માર્ગ તે કીડી મકોડી ઊધેઈ ચાલે તેવો માર્ગ કોઈ પેટભેર ચાલે એવો માર્ગ કોઈ ચોપંગે ચાલે કોઈ તીડ પતંગ મરગડો કાગડો હંસનો માર્ગ તે ઊપર એક કવીત છે એક જીવ વસતકે અનેક ગજરૂપ નામ નીર જોગ સુધ બીના જોગસો અસુધ હૈ। વેદપાઠી બ્રહ્મ કેહે મીમાંસીક કરમ કહે સીવમતી સીવ કેહે બોધ કહે બુધ હૈ। જૈની કહે જૈન નયાયેવાદી કીરતાર કેહે ખટ દરશનમેં વાચનકો વિરોધ હૈ। વસ્તુકો સ્વરૂપ પૈછાનો સો પ્રવીનં ઓર સો બચનકો ભેદભેદ માને સોઈ મધ હૈ ॥ ખટ આંધરેને હાથી દેખી ઝગડો મચાયો હૈ॥ પાવ જીન ગહ્યો સો તૌ કહત હૈ ઊખર સો, પુછ જીન ગહ્યો તીન લાવસો સુનાયો હૈ। સુંડ જીનં ગહિ તીન ડગલેકી બાંહ કહી દંત જીન ગહ્યો તીન મૂસર દિખાયો હૈ કાન જીન ગહ્યો તિન સુપ સો બનાય કહ્યો પીઠ જીન ગહી તીન બિટોરા બતાયો હૈ। જૈસો હૈ તૈસેહિ તાહી સુંદર સુઅક્ષી જાનૈ આંધરેને હાથી દેખી ઝગરો મચાયો હૈ॥ ન્યાયશાસ્ત્ર કહત હૈ પ્રગટ ઈશ્વરવાદ મીમાંસાહી શાસ્ત્રમાહી કર્મવાદ કહ્યો હૈ। વૈશેષિક શાસ્ત્ર પુનિ કાલવાદી હૈ પ્રસિદ્દ પાતઞ્જલિ શાસ્ત્રમાહી યોગવાદ લહ્યો હૈ ॥ સાંખ્ય શાસ્ત્રમાહી પુનિ પ્રકૃતિ પુરૂષવાદ વેદાંત જું શાસ્ત્ર તિન બ્રહ્મવાદ ગહ્યો હૈ ॥ સુંદર કહત ષટ્ શાસ્ત્રમાંહિ ભયો વાદ જાકે અનુભવ જ્ઞાન વાદમે ન બહ્યો હૈ ॥ તે અનુભવ ગીનાન તે ખટ શાસ્ત્રથી ખટ દરશનથી ન્યારૂ છે શબ્દાતીત છે તે સતગુરૂ મલે તો સમસા બતાએ તો સમઝાયે તેહનો પંથ નહી તેહનો માર્ગ નહી તે પંખીનો માર્ગ આકાશનો માર્ગ સુક્ષ્મવેદ પાચમાવેદ

સાતમુ શાસ્ત્ર સાતમું દરશન તેના ટોલાનહી તેનો પંથ નહી તે કોટમા
તેનો જાણનારો તે જીવત મુગત થાયે જ્યારે બ્રહ્માયે ચારવેદ કરા
તેવી સાર કથા બ્રહ્માને સમઝાઊ નહી તારે ઘનેક દાદે આદનારા
યણનું સ્વરૂપ કહે છે તે કાઈક અનુભવના જાણનારા પરમહંસે ·
બ્રહ્માને તે ગીનાન કહ્યું તારે બ્રહ્માએ પંચાવન ઊપનિષદ કરા તે
વેદ વાલે ન માના કેહે બ્રહ્મા તો ચલા તે બ્રહ્માથી કહીક રૂખી પામા
તે રૂખીથી કપિલજી પામા તે કપિલજીએ માતા દેવહુતીને કહ્યું દેવ:
હુતીથી દત્તાત્રેય પામા દત્તાત્રેયથી અનેક પામા તે દત્તાત્રેયથી
ષડાનન્દ પામા ષડાનનથી વશિષ્ટ પામા વશિષ્ટથી રામ પામા
રામથી અનેક પામા રામથી નારદ પામા નારદથી વેદવ્યાસ પામા
વ્યાસે અઢાર પુરાણ કરા નવ વ્યાકરણ કરા તારે સમુઝાયા તારે
નારદે જ્ઞાન કહ્યુ તારે સમઝ્યા તે વ્યાસે શ્રીકૃષ્ણને કહ્યુ શ્રીકૃષ્ણને
અનેકને કહ્યું તાહાથી અષ્ટાવક્રને કહ્યુ અષ્ટાવક્રે રાજા જનકને
અને જનકે શુકદેવજીને કહ્યુ શુકજીએ રાજા પરિક્ષીતને કહ્યું ·
તાહાથી અનેકે લહ્યું તે અનેક રૂખીયે લહ્યું તે ગોરખને મછીંદ્ર·
નાથે કહ્યુ તે ચાર નબી અનંત પેગંબરે લહ્યું તે કબીરજીએ અનેક
અનુભવીયે જણાયુ તે અલીલ પંખીનો મારગ પછે તેના ચેલા
થયે તેને કરમકાંડ શાસ્ત્ર બાંધા તે શબ્દજાલ કરીને અગનાન·
જીવને ફંદામાહા પાડા મારગ બાંધા તે કરમકાંડ શાસ્ત્રમા બંધાઈ
રહા છે પણ અનુભવ ગીનાન ગુપ્ત રાખ્યુ છે ત્યાથી જીવને મુગત
થયાનથી જે ગુરૂપણુ નહી છે દ્રવ્યનો લોભ ન કરે ચેલા કરવાની··
ઈછા ન રાખે પરમારથ કોઈ પુછવા આવે આશક હોયે તેને પ્રીતે કરીને
અનુભવ ગીનાન બતાવે તેહનુ નામ પરમાર્થ બાકી સર્વે સ્વાર્થ પંથ માર્ગ
દ્રવ્ય હરવામા ઠગ ગુરૂ થયા છે તે ગુરૂ નહી વરૂ જાણવા ··

શિષ પુછત સ્વામી ષડ દરશનના સિદ્દાંતોનું સ્વરૂપ કહો હો
સદગુરૂસ્વામી શ્રી સદગુરૂ વાચા સુણો હો શીષ ષડ દર્શનના
સ્વરૂપ ૧ સાંખ્યદર્શન :— એના પ્રથમ આચાર્ય કપિલમુની
કેહેવાય છે એ દર્શનનો સિધ્ધાંત એવો છે કે સંસાર તાપ દુઃખ
થી ભરેલો છે એ થવાનુ કારણ એ છે કે તેમા પ્રકૃતિ અને
પુરૂષ એવા જડ અને ચેતન તત્વો પરસ્પર સેળભેળ થઈગયા
છે પુરૂષ અર્થાત જીવ પ્રકૃતીથી ભીન્ન છે છતા તે પોતાને
પ્રકૃતિ સાથે ગુંચવી નાખીને પોતાના દુઃખો ઊભાં કરે છે આ
પ્રકૃતિ સત્વ રજસ અને તમસ એવા ત્રણ ગુણોથી બનેલી છે
અને તે એક પછી એક સુખ દુઃખ અને મોહજડતા ઊપજાવે
છે આ ત્રણ ગુણોથી છુટવું તે મોક્ષ અને પુરૂષ પ્રકૃતીથી
જુદો છે એમ જાણવાથી એ ગુણો માંથી છુટાય છે વળી જેમ
દુધમાંથી એની મેળેજ વિકાર થઈને દહીથાય છે તેમ આ પ્રકૃતિ
એની મેળે જ જગતરૂપે બને છે માટે ઈશ્વરને માનવાની જરૂર જણા-
તી નથી એમ આ દરશન માને છે.

૨ યોગદર્શન :— આ દર્શન પતંજલિ મુનિએ રચ્યુ છે સાંખ્ય
દર્શનમા ઈશ્વર માનવામા આવતો નથી તે આમા માનવામા આવે
છે આ દર્શન બીજી બધી બાબતોમા સાંખ્યના સિધ્ધાંતો સ્વીકારે
છે પણ પ્રકૃતીથી પુરૂષને કેમ છુટો પાડવો એની રીત જે સાંખ્યે
બતાવી નહોતી તે બતાવે છે આમા કેટલાક ઊત્તમ નીતિના ગુણો
ઊપરાંત પ્રાણાયામ ધ્યાન સમાધિ (એકાગ્રતાથી મનને સ્થિર
કરવું તે) વગેરે સાધનો બતાવ્યા છે માત્ર ઈશ્વર સિવાયની
બાબતોમા એનો સાંખ્ય સાથે મતભેદ નથી તેથી બંને સાંખ્ય
કહેવાય છે તેમા કપિલનુ સાંખ્ય તે નિરીશ્વર સાંખ્ય અને પતંજલીને

યોગ તે સેશ્વર સાંખ્ય કહેવાય છે આ દર્શન ઈશ્વર વિષે એમ માનેછે કે ઈશ્વર આ જગતથી તેમજ સઘળા જીવોથી તદ્દન ભિન્નછે વળી આ સૃષ્ટી એણે કરીનથી એ પરમ વિશુધ્દ પુરૂષ છે અને એટલાથીજ એ ઈશ્વર કહેવાય છે .

૩. વૈશેષિક દર્શન:- આ દર્શન કણાદ મુનિએ રચ્યું છે આ દર્શન પ્રમાણે જગતમા દ્રવ્ય ગુણ કર્મ વગેરે છે પદાર્થોછે દાખલાતરીકે વૃક્ષ તેનો લીલો રંગ એની હાલવાની ક્રિયા વગેરે આ છ પદાર્થો-માં રહેલો પદાર્થ દ્રવ્ય તેના નવ પ્રકાર છે પૃથ્વી જળ તેજ વાયુ આકાશ કાળ દિશા આત્મા અને મન આ જગત પરમેશ્વરે બનાવ્યું છે જેમ એક કુશળ કારીગર ઈંટ પથ્થર વગેરે કુશળતાથી ગોઠવીને સુંદર મહેલ બનાવેછે તેમ પૃથ્વી જળ તેજ વાયુ વગેરેના પરમાણ કણમાથી ઈશ્વરે આ જગતની રચના કરીછે પણ જેમ કારીગર ઈંટ અને મહેલ બંનેથી જુદો છે તેમ જગતનો કર્તા પરમેશ્વર પણ પરમાણુઓથી તેમજ જગતથી જુદો છે અર્થાત્ જગત એણેં પોતામાથી સર્જુ નથી પણ જગતની બહાર રહી બહારનાં પદાર્થોમાથી ઘડ્યુ છે બીજુ જીવ અને ઈશ્વર બન્ને આત્માછે . પરંતુ બંને એક નથી ઈશ્વર જીવોથી જુદો છે અને જીવોને તેમનાં કર્મ પ્રમાણે સુખ દુઃખ વગેરે ફળ આપે છે આ દર્શને દ્રવ્યોના 'ખાસ ધર્મ' એટલે વિશેષ ધર્મ નકકી કર્યા છે એથી આ વૈશેષીક દર્શન કહેવાય છે એ ધર્મ નકકી કરીને આત્મા એ જડ દ્રવ્યોથી જુદો . છે એમ એણે સિદ્દી કરી આપ્યું છે. સાંખ્યે પ્રકૃતિ અને પુરૂષ-ને જુદા કહ્યા હતા તે બેનુ જુદાપણુ કેવીરીતે અનુભવમા . લાવવુ તે યોગે બતાવ્યું હતુ પણ એ જુદાં છે એની વિશેષ . તપાસ આ વૈશેષિક દર્શને કરી છે .

૪. ન્યાય દર્શન :- આ દર્શન ગૌતમ મુનિએ બનાવ્યુ છે એમા સત્ય જાણવાના સાધનો - જેને પ્રમાણો કહે છે - નક્કી કરવામાં આવ્યા છે તથા કેવીરીતે કરેલુ અનુમાન ખરૂ હોય એમા કેવી ભૂલો થવાનો સંભવ છે એ ભુલો શી રીતે પકડાય વગેરે બતાવ્યુ છે વૈશેષિક દર્શને આત્મા અને અનાત્મા [આત્માથી ભિન્ન જડ પદાર્થ] ના ધર્મો જે જુદા પાડી બતાવ્યા હતા તે આ દર્શન સ્વીકારે છે અને તે માટે કેવા અનુમાન વગેરે પ્રમાણો છે તે બતાવે છે તેથી જેમ સાંખ્ય અને યોગની એક જોડ બને છે તેમ વૈશેષિક અને ન્યાયની બીજી જોડ બને છે

૫ મીમાંસા દર્શન :- આના રચનાર જૈમિની મુનિ છે એમા વેદના યજ્ઞભાગના વાકયોનો અને એ ઊપરથી વાકય માત્રનો અર્થ કરવાની રીત બતાવી છે જ્યાં એક વિષયને લગતુ ઘણુ લખવામા આવ્યુ હોય ત્યાં ઘણી રીતે પરસ્પર વિરોધ જેવુ દેખાય છે આવે વખતે એ વિરોધ કેવી રીતે ટાળવો એ સમજવા માટે આ દર્શન બહુ ઊપયોગી છે કપિલના સાંખ્યની માફક આ દર્શનમા પણ ઈશ્વરને માનવામા આવતો નથી સાંખ્યમા પ્રકૃતિ જેમ પોતાની મેળે જ આ જગત રૂપે થાય છે તેમ આ દર્શન પ્રમાણે કર્મમા પોતામાંજ પોતાના ફળ ઊપજાવવાની શકિત છે અને તેને લીધે આ જગતનું તંત્ર રચના વ્યવહાર ચાલે છે આ દર્શનનો સંબંધ વેદના યજ્ઞભાગ સાથે હોવાથી એ જ્ઞાનને નહી પણ કર્મને જ સાધન તરીકે માને છે અને કર્મ વડે સ્વર્ગનેજ પ્રાપ્ત કરવાનુ છે મુક્તિ જેવું કંઈ છે જ નહી એમ એનું કહેવું છે તેથી આને 'કર્મમિમાંસા' કહેવામા આવે છે.

૬ વેદાંત દર્શન :- આના રચનાર બાદરાયણ વ્યાસ મુનિ છે

વેદનો અંત અથવા સિદ્દાંત ઊપનિષદમા આવે છે અને એના ઊપદેશાનો આ દર્શનમાં વિચાર કરવામાં આવ્યો છે તેથી આ 'વેદાંત' કહેવાય છે ઊપનિષદોમાં બ્રહ્મ અર્થાત્ પરમાત્મા સંબંધી જે વિચાર છે તે આ દર્શનમાં આવે છે તેથી આને બ્રહ્મમિમાંસા નામથી પણ ઓળખવામાં આવે છે વળી પહેલું કર્મ અને પછી જ્ઞાન પહેલો કર્મનો વિચાર અને પછી બ્રહ્મનો વિચાર તેથી જૈમિનીની મિમાંસા તે પૂર્વમિમાંસા અને આ ઊત્તર મિમાંસા એમ પણ આ બેનો સંબંધ બતાવવામાં આવે છે આ રીતે આ બે મીમાંસાની ષડ્ દર્શનમાં મીજી જોડ બને છે પણ આ બે દર્શનોના સિદ્દાંતો માં ઊતરીએ તો બહુ મતભેદ નજરે પડે છે એક દર્શન ઈશ્વરને માનતુજ નથી જ્યારે બીજુ સર્વને ઈશ્વરરૂપજ માને છે એક કર્મનેજ સાધન માને છે બીજુ જ્ઞાનને માને છે અને કર્મને એની સાથે મુકે છે એના પેટામા નાખે છે અથવા કર્મ આસક્તિ યુક્ત-વાસનાયુક્ત હોયતો એનું વિરોધી ગણે છે આ દર્શનમા મુખ્યત્વે પરમાત્મા અને જીવાત્મા વિષે એમના સંબંધવિષે પરમાત્માને પહોંચવાના સાધન વિષે એને પહોચીને પ્રાપ્ત કરવાની સ્થિતી વિષે વગેરે અનેક મહત્વના વિષયો વિષે વિચાર કરવામાં આવ્યો છે એના સિદ્દાંતો એ મોટે ભાગે તત્વરૂપ સિદ્દાંતો છે. બ્રહ્મ - વિશ્વનું સર્જન કર્યા પછી બ્રહ્મ તેમાં પ્રવિષ્ટ થાય છે. સૂર્યમાં જે હિરણ્મય પુરૂષ છે તે એ છે એ આત્માનો પ્રકાશ છે સદા શુધ્ધ છે સચ્ચિદાનંદમય છે એકમેવ અદ્વિતીય છે ભૂમા અસીમ છે મનુષ્યોનાં હૃદયોમા વસે છે વિશ્વનું આદિ બીજ છે વિશ્વનું ઊપાદાન કારણ તથા નિમીત્તકારણ બ્રહ્મ જ છે બ્રહ્મ અને વિશ્વ ભિન્ના ભિન્નાનથી મૃત્તિકા અને ઘટ ભિન્ન ભિન્નનથી તેવી રીતે બ્રહ્મ વિશ્વમય બને છે.

પોતાની લીલા અર્થે વિશ્વમય બનતા છતાં એ અવ્યયજ રહે છે એ અવિભક્ત છે અગુણ છે અક્રીય છે અસ્પંદ છે અનાદિ છે અનંત છે અને અવ્યય છે 'અહં' 'ત્વમ્' આદિ સ્ફુરણો એને નથી એ એક અને અનન્ય સત્રૂપ છે. જેવો સંબંધ સૂત્ર અને કાપડ વચ્ચે છે મૃત્તિકા અને ઘડા વચ્ચે છે અને હેમ અને વીંટી વચ્ચે છે તેવો સંબંધ બ્રહ્મ અને વિશ્વ વચ્ચે છે બ્રહ્મને પારમાર્થિક સત્તા અને વિશ્વને વ્યાવહારિક સત્તા કહે છે. પારમાર્થિક સત્તા એટલે નિરપેક્ષ સત્ ને વ્યાવહારિક સત્તા એટલે સાપેક્ષ સત્ આજ સંબંધમા સ્વપ્નોને પ્રાતિભાસિક સત્તા કહેવામા આવે છે

માયા:– એ ઈશ્વરનું કારણ-શરીર છે. સત્યનું આચ્છાદન કરીને અસત્યને એ સત્યરૂપે ભાસમાન કરે છે એ જાતે સત્ નથી અસત્ પણ નથી સદસત્રૂપ પણ નથી પણ અનિર્વચનીય છે માયાની બે શક્તિઓ છે ૧ આવરણશક્તિ ૨ વિક્ષેપશક્તિ મનુષ્ય પોતાના અસલ આત્મસ્વરૂપને ભુલી જાય છે તે માયાની આવરણ શક્તિના પ્રતાપે વિશ્વનો આવિર્ભાવ થયો છે તે માયાની વિક્ષેપ શક્તિના કારણે

જીવ:– જીવાત્મા પંચકોશથી આવૃત્ત છે ૧ અન્નમયકોશ ૨ પ્રાણમયકોશ ૩ મનોમય કોશ ૪ વિજ્ઞાનમય કોશ ૫ આનંદમયકોશ પહેલો ભૌતિક દેહનો પ્રતીક છે તે પછીના ત્રણ કોશો સૂક્ષ્મ દેહના પ્રતીકો છે પાંચમો અને છેલ્લો એનું કારણ શરીર છે જીવાત્માએ પાંચે કોશથી પર જવાનું છે ધ્યાન દ્વારા પાંચે કોશને પાર કરીને તે પરમાત્મારૂપ થઈ શકે છે આનું નામજ મુક્તિ અથવા મોક્ષ

જીવાત્માની ત્રણ અવસ્થા છે ૧ જાગૃત ૨ સ્વપ્ન ૩ સુષુપ્ત ચોથી તુરીયા એજ બ્રહ્મ ત્રણેય અવસ્થાની પેલીપાર જઈ તુર્યા અથવા

તુરીયા સાથે એકરૂપ થાય એ મોક્ષ

અવિદ્યા એ જીવાત્માનું કારણ શરીર. અવિદ્યાને કારણે 'જીવ' શરીર ઈન્દ્રિઓ અને મન સાથે પોતાને તદ્રૂપ માને છે ઓછા પ્રકાશમા કોઈને રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય તેમ જીવને એમ ભ્રાંતિ થાય છે કે એ શરીરરૂપ છે વેદાંત વિચાર દ્વારા પરમાત્મતત્વના ચિંતન મનનદ્વારા સત્યનું સમ્યગ્ દર્શન થતા જીવ અવિદ્યાથી મુક્ત થાયછે અને તેની સાથેજ તેની બધી ભ્રમણાઓ નાશ પામે છે જીવાત્મા અને પરમાત્મા અને વિશ્વ-સૌનું એકત્વ તાદાત્મ્ય તે ક્ષણે પુનઃ પ્રકાશીત થાય છે જીવને અમરત્વ અને શાશ્વત શાંતિ સાંપડે છે આનંદસાગર બ્રહ્મમાં તેનુ આપોપુ ગળી જાય છે

વેદાન્ત દર્શનના મુખ્ય સિદ્દાન્તો આ પ્રકારના છે :–

૧. કર્મ અને ભક્તિથી ચિત્ત શુદ્દ થાય છે પણ આ સંસારમાથી મુકિત મેળવવાનું છેવટનું સાધન તો જ્ઞાનજ છે. ૨. એ જ્ઞાન આ પ્રમાણેનું છે 'બ્રહ્મ-પરમાત્મા સત્ય છે જગત મિથ્યા છે અને જીવ એ ખરૂ જોતા બ્રહ્મજ છે બીજુ કાંઈ નથી.' ૩. એ જ્ઞાન બરાબર મેળવવા માટે અનાસક્તિ અથવા સંન્યાસની જરૂર છે. સંસારના વિષયો ઊપરની તૃષ્ણા-વાસના જ્યારે દૂર થઈ જાય છે ત્યારે માણસમાં ખરો વૈરાગ્ય ઊત્પન્ન થાય છે એથી એને સત્ય અને અસત્યનો વિવેક સમજાય છે અને સંસારના બંધનો દૂર થઈ જતા એ બ્રહ્મની સાથે અભિન્નપણાનો અનુભવ કરે છે.

૪. પરમાત્મા નિર્ગુણ નથી પણ સર્વ શુભ મંગળ ગુણોથી ભરપૂર છે સૃષ્ટીના જડ પદાર્થો અને ચેતન જીવો તે એ પરમાત્માનુ શરીરછે આ શરીર તે પરમાત્માનું એક વિશેષણ છે અને પરમાત્મા એ શરીર રૂપી વિશેષણથી વિશિષ્ટ છે આ સિવાય સંસારમાં બીજો કોઈ પદાર્થનથી તેથી આ સિદ્દાંતને 'વિશિષ્ટાદ્વૈત' કહેછે

૫. કર્મ અને જ્ઞાન આ બંને મળીને ભક્તિ ઊત્પન્ન કરે છે અને ભક્તિ એજ પરમાત્માને પહોચવાનું સાધન છે અને ભક્તિ એજ જ્ઞાન પણ તેની સાથે કર્મ હમેશા કરતા રહેવાનું.

૬. અગ્નિમાંથી તણખા નીકળે અથવા કરોળિયો પોતામાથી જાળ કાઢે તેમ બ્રહ્મમાથીજ આ જડ સૃષ્ટિ તથા જીવો નીકળ્યા છે એ જીવો તથા જડ સૃષ્ટિ તે શુધ્દ બ્રહ્મજ છે અને તે સિવાય બીજુ કાઈનથી તેથી આ સિદ્ધાંતને 'શુદ્દાદ્વૈત' કહેવાય છે.

૭. જ્ઞાન અને વૈરાગ્ય એ ભક્તિના સાધન છે પણ પરમાત્માને પામવા માટે છેવટે તો ભક્તિજ જોઈએ એ ભક્તિના વિવિધ પ્રકાર છે તેમા પ્રેમલક્ષણા ભક્તિ ઊત્તમ છે શાસ્ત્રના નિયમ પાળીને પ્રભુને ભજવો તે મર્યાદામાર્ગ અને પ્રભુ ઊપરજ આધાર રાખવો અને આપણી જાત એને સોંપી દેવી એથી એ આપણામા ભક્તિને પોષ્યા કરે તે પુષ્ટિમાર્ગ છે.

એવી રીતે સાધકો પોત પોતાની ભિન્ન ભિન્ન પ્રકારની રૂચી અનુસાર સરળ કે કુટિલ ભિન્ન ભિન્ન પ્રકારના માર્ગોને સેવે છે પરંતુ બધી નદીઓ અને પ્રવાહો છેવટે જેમ એક સમુદ્રનેજ મળે છે તેમ એ સર્વ માર્ગોદ્વારા મનુષ્યોને પ્રાપ્ત કરવાની વસ્તુ એકમાત્ર પરમ બ્રહ્મ પરમાત્માજ છે.

શિષ્યઊવાચ:- કહો સ્વામી મુક્તિ તે શું અને તેના સાધનો તે શું છે એ ભેદ કહો હો સ્વામી સતગુરૂ.

શ્રી સદગુરૂ વાચા:- સુણો હો શિષ સ્વર્ગ એટલે અનંત સુખનું ધામ સ્વર્ગમાં સુખનો પાર નહી એ સાચુ છે પણ જ્યાસુધી પુણ્ય છે ત્યાસુધી જીવાત્મા સ્વર્ગ સુખ ભોગવે છે. ધાર્મિક જીવનના માર્ગ જેમ જુદા જુદા બંધાતા ગયા તેમ તેમ તે તે પ્રકારના

જીવનના ફળરૂપે મળનારા લોકના સ્વરૂપ પણ જુદા જુદા મનાવાલાચ્યા જેઓ આખુ જીવન યજ્ઞ દાન વ્રત તપ કરવામા ગાળે અને પ્રભુભજન કે પ્રભુ વિષે વિશેષ વિચાર ન કરે તેમને તેનો ફળ મળવો જોઈએ અને જેઓ પ્રભુની નિષ્કામ ભકિત કે શુદ્દ જ્ઞાન દ્વારા તેનુ સ્વરૂપ સમજવા પ્રયત્ન કરે તેમને જુદા પ્રકારનો ફળ મળવો જોઈએ પરલોકના આ બે પ્રકારના માર્ગને ક્રમથી ધૂમમાર્ગ અને અર્ચિમાર્ગ-જ્યોતીનો પ્રકાશનો માર્ગ કહેવામા આવે છે યજ્ઞ સાથે ધૂમ અથવા કામનાઓ રૂપી અજ્ઞાન જોડાયેલુ છે તેથી તે ધૂમમાર્ગ અને જ્ઞાન એટલે પ્રકાશ જ્યોતિ તેથી એ અર્ચિમાર્ગ. ધૂમ માર્ગથી સ્વર્ગ મળે છે પણ સ્વર્ગના સુખોનો છેડો અંત છે કારણકે જેટલુ પુણ્ય તેટલુ સ્વર્ગનુ સુખ. અને એ સુખ ભોગવાઈ રહેતા જીવને ફરી પૃથ્વી ઊપર અવતરવું પડે છે. આમ યજ્ઞયાગાદિક જ કર્યા કરનારને એકવાર પૃથ્વી તો એકવાર સ્વર્ગ એવી ઘટમાળમાં ફરવું પડે છે આ નિરંતર ફરતી સ્થિતી એ એકંદરે જોતા સુખ દુઃખથી મિશ્રીત છે અથવા ભલે તે એકલા સુખથી જ ભરેલી હોય પણ વિચારશીલ પુરૂષોને તે પસંદ પડતી નથી તેમને દુનિયાના કે સ્વર્ગના સુખો કરતા પ્રભુનો સમાગમ વધારે વહાલો લાગે છે અને તેથી તેઓ પૃથ્વી અને સ્વર્ગની ઘટમાળ અથવા જન્મ-પુનર્જન્મની ઘટમાળ માંથી છૂટવા માગે છે.

સંસાર એટલે સર્યા કરવું ફર્યા કરવું આ સંસરણમાથી જન્મ મરણમાં ફર્યા કરવામાથી છૂટવું તે મુકિત આ મુક્તિ વિવિધ પ્રકાર-ની છે એક 'સાલોકય' એટલે પ્રભુના લોકમાં-વૈકુંઠ કૈલાસ વગેરે-મા વસવું તે. બીજી 'સામીપ્ય' એટલે પ્રભુનો સમીપ સ્થાન મેળવવું તે ત્રીજી 'સાર્ષ્ટી' એટલે પ્રભુના જેવુ ઐશ્વર્ય મેળવવુ તે. ચોથી સારૂપ્ય એટલે પ્રભુના જેવી રૂપ પામવુ તે. પાચમી

'સાયુજ્ય' એટલે પ્રભુમાં જોડાઈ જવું તે. આ ઊપરાંત એક 'કૈવલ્ય મુક્તિ' છે તેમાં આત્મા પોતાનું કેવળ શુદ્ધ રૂપ અનુભવે છે અર્થાત્ એમા જીવાત્મા તે પરમાત્માજ છે એવો તે સાક્ષાત્કાર કરે છે આ કૈવલ્ય મુક્તિમાં કોઈ સ્થિતી પ્રાપ્ત કરવાની એટલે મેળવવાની નથી પણ આત્માની જે ખરે ખરી સ્થિતી સ્વરૂપ છે તે માત્ર જાણવાની જ છે અને તેથી તે દેહ છુટ્યા પછી પ્રાપ્ત કરી શકાય છે તેમ જીવતાજ દેહમાં રહીને પણ પ્રાપ્ત કરી શકાય છે. દેહ ભાવના છુટ્યા પછી પ્રાપ્ત કરાય તેને વિદેહમુક્તિ કહે છે અને આ જીવનમાં જીવતા છતાં જેનો અનુભવ કરી શકાય છે તેને જીવન્મુક્તિ કહે છે.

આપણે જે કર્મો કરીયે છીયે તેનાથી આપણી વાસના બંધાય છે અને વાસનાથી પુનર્જન્મ થાય છે અને આ રીતે કર્મ, વાસના અને પુનર્જન્મની ઘટમાળ ચાલ્યા કરે છે.

કર્મો આપણને સંસારમાં ડુબાડી રાખે છે અને તે ન કરવા એ તો બની શકે તેમ નથી એથી કર્મ એવું કરવું કે જેથી તે કર્મ જ ન રહે. જેમ વિંછીનો ડંખ કાઢી નાખીયે પછી વિંછી એ વિંછી નથી તેમ કર્મનો જે દોષરૂપ ભાગ છે જેને લીધે કર્મ વાસનાને ઊત્પન્ન કરે છે એ ભાગ કાઢી નાખીએ તો કર્મ નિષ્કામ બને છે. સકામ- સ્વાર્થબુદ્ધીથી માણસમા હું અને મારાપણું નીપજે છે જામે છે અને ફાલે છે તેથી જે જે કર્મો કરવા તે રાગદ્વેષથી સંસારમાં લોભાઈને નહી પણ પ્રભુની આજ્ઞા છે એમ લાગે તોજ અને એવી બુદ્ધીથીજ કરવા અને એ રીતે નિષ્કામ કર્મ કરવાથી વાસના બંધાતી નથી પણ એ પ્રમાણે પ્રભુની આજ્ઞાથી ચાલવાનું મન પ્રભુ ઊપર આપણને ભાવ હોય ત્યારે થાય એટલા માટે આપણે નિષ્કામ-સ્વાર્થ અર્થાત્ કામના વીનાના કર્મ કરવા માટે ભક્તિની જરૂર છે અને એ ભક્તિ આપણા-
માં-

ત્યારે નીપજે કે જ્યારે પ્રભુમાં ભક્તિ ઊપજે એવા ગુણો છે એવું આપણે જાણીએ અને તે ગુણો જાણવા માટે જ્ઞાનની જરૂર છે. આ કર્મ ભક્તિ અને જ્ઞાનનો પરમાત્માના માર્ગમાં ઊપયોગ થાય છે અને તે યોગ્ય કહેવાય છે કર્મને પરમાત્મામાં જોડવા તે કર્મયોગ આપણા ભાવને - આપણી ભક્તિને પરમાત્મામાં જોડવી તે ભક્તિયોગ અને આપણા જ્ઞાનને પરમાત્મામાં જોડવું તે જ્ઞાનયોગ.

કર્મ :- એ પ્રભુની આજ્ઞાનું પાલન છે એથી પ્રભુ પ્રસન્ન થાયછે અને અંતઃકરણ શુદ્ધ થાય છે પણ કર્મ એટલે માત્ર યજ્ઞ દાન વ્રત તપ એવી ધાર્મિક ક્રિયાઓ જ નહી પણ વર્ણો અને આશ્રમોના પોતપોતાના સઘળા ધર્મો જેમ કે બ્રાહ્મણે ભણવું અને ભણાવવું ક્ષત્રિયે પ્રજાનુરક્ષણ કરવું વૈશ્યે ખેતી વેપાર વગેરે કરવાં. વળી દ્વિજે પ્રથમ વયમા બ્રહ્મચર્યપૂર્વક વિદ્યા પ્રાપ્ત કરવી તે પછી ગૃહસ્થાશ્રમમાં પતિપત્નિએ સાથે રહી ઘર ચલાવવું બાળબચ્ચાને પ્રેમપૂર્વક અને શાસ્ત્રવિધિ પ્રમાણે ઊછેરવા કેળવવા જનસમાજમાં બીજાને ખવડાવીને ખાવું તથા અનેક રીતે પરોપકાર કરવા સંધ્યા પૂજા વગેરે કર્મોથી વારંવાર પરમેશ્વર સંબંધી ચિંતન કરતા રહેવું. છેવટે વૃદ્ધાવસ્થા આવતા પ્રભુની વિશેષ સમીપ જવા યત્ન કરવો. આ પ્રમાણે મનુષ્યના જીવનને સુંદર અને ઊપયોગી બનાવવાની સઘળી અદ્‌ભુત કળા કર્મમા આવે છે એથી અંતઃકરણ દર્પણ જેવું શુદ્ધ થાય છે અને પરમાત્માનું સ્વરૂપ પ્રતિબિંબ ગ્રહણ કરવા માટે યોગ્ય બને છે

ભક્તિ :- કર્મ સાથે ભક્તિ જોઈએ. કેટલીકવાર કર્મ કરતાં કરતાં એટલે સંસારનો અનુભવ લેતાં લેતાં પ્રભુ પ્રત્યે લક્ષ્ય જાયછે અને ભક્તિ ઊપજે છે પણ તે ભક્તિ હમેશા શુદ્ધ જ હોતી નથી કેટલિક વાર આપણે ઈશ્વરને હે પ્રભુ મારા દુઃખ નિવારજો મને ધન ધાન્યની સમૃદ્ધિ આપજો એવી પ્રાર્થના કરીયે છીએ પણ ખરૂ જોતા આ જાતની ભક્તિ સ્વાર્થવૃત્તિની

છે છતાં ઈશ્વરના નામનો અને એની પ્રાર્થનાનો મહિમા એવો છે
કે એ વડે પણ આપણે ધીમે ધીમે શુદ્ધ બનતા જઈએ છીએ અને
સકામ ભક્તિમાથી નિષ્કામ ભક્તિમાં આવતા જઈએ છીએ

જ્ઞાન :- આપણે નિષ્કામ ભક્તિમાં આવીએ છીએ ત્યારે આપણને
પ્રભુ સિવાય કશામા સુખ જણાતું નથી અને તેથી પ્રભુને જાણવાની
એનું દર્શન કરવાની , એનો અનુભવ લેવાની આપણને તીવ્ર ઈચ્છા
થાય છે પણ એ ઈચ્છા પૂર્ણ થવા માટે પ્રથમ આપણે આટલી
સામગ્રી મેળવી રાખવી જોઈએ :-

એક તો વિવેક એટલે કે સંસાર અનિત્ય છે ઈશ્વર નિત્ય છે
આ દેહ અનિત્ય છે આત્મા નિત્ય છે વગેરે ભેદ વિચારીને સત્ય શું છે
તે સમજતાં શીખવું જોઈએ . બીજું વૈરાગ્ય એટલે કે આ લોકના
શું પણ પરલોકના - સ્વર્ગના પણ સુખભોગની મને ઈચ્છા નથી એવું
મન તૃષ્ણારહીત થવું જોઈએ ત્રીજું શમ દમ શમ એટલે કે મનને
શાંત રાખવું . દમ એટલે ઈન્દ્રિયોને કાબુમા રાખવી વગેરે માનસીક
બળ અને શાંતિના ગુણો જોઈએ . અને ચોથું મુમુક્ષુત્વ ~~એટલે~~ આ
સંસારમાંથી છૂટા થવાની ઈચ્છા જોઈએ આ બધાંમાંથી એકે વિના
ચાલે નહિ પણ તેમા મુમુક્ષુત્વ સૌથી મોટું છે . કારણ કે એ હોય તો તે
બાકીના સઘળાને ખેંચી લાવે છે

શિષ્ય ઉવાચ :- હવે દેવી નારાયણના સંવાદ કહો હો સ્વામી

શ્રી સતગુરૂ વાચા ;- સુણો હો શિષ્ય દેવી નારાયણનો સંવાદ

દેવી ઉવાચ :- સ્વામી ષડ્ શાસ્ત્ર તે કહ્યો સ્વામી પણ ષડ્ કર્મ તે કહો

શ્રી નારાયણ વાચ :- સુણો તો દેવી ષડ્ કર્મ કહે છે ૧ નીત્ય ૨ નિમિત્ત
૩ પ્રાયચિત્ત ૪ ઊપાસન ૫ કામ્ય ૬ નિષિદ્ધ તે ષડ્ કર્મના
અર્થ કહે છે ૧ નીત્ય તે ચતુર આશ્રમના કર્મક્રિયા કરે તે નીત્ય

૨ નિમિત્ત તે વ્રત જપતપ તીર્થયાત્રા કરે તે. ૩) પ્રાછત તે જાને અજાણે થાય તે. ૪. ઉપાસના તે સતગુરૂનિ મત્ય જે ઉપાસના હોય તે ૫. કામ્ય તે સ્વર્ગની પ્રાપ્તી કરે તે કામ્ય અને ૬ નિષિધ્ધ તે નરકની પ્રાપ્તી થાયે તે તજવુ તે નિશેધ કર્મ

હવે ષડ્ સંપત્તિ કહે છે શમ દમ ઉપરતિ તિતિક્ષા શ્રધ્ધા સમાધાન. તે ષડ્સંપત્તીનો અર્થ- ૧. શમ તે સર્વ દેહે ત્યાગ વાસનાક્ષય તે શમ. ૨. દમ તે દશેન્દ્રિયો વશ કરે તે દમ. ૩. ઉપરતી તે વિષયોથી પરાવૃત્ત થાય તે ઉપરતી. ૪. તિતિક્ષા જે સુખ દુઃખ સમાન ગણે તે તિતિક્ષા. ૫. શ્રધ્ધા જે ગુરૂવચન અથવા કે શાસ્ત્ર વચન ઉપર દઢભાવ રાખે તે શ્રધ્ધા. ૬ સમાધાન તે ચિત્ત એકાગ્ર રાખે તે સર્વે ઉપર તે સમાધાન.

હવે ષડ્ વસ્તુ છે તે હરીકૃપાએ થાયે છે તે કહે છે જ્ઞાન૧ ભક્તિ ૨. વૈરાગ્ય ૩. લક્ષ્મી. ૪. યશ ૫ કીર્તિ ૬ હવે ષડ્ ઊર્મિઓ દેહ છે તે કહે છે ક્ષુધા પિપાસા ઊષ્ણ શીત હર્ષ શોક. હવે ષડ્ દેહધર્મ છે તે કહે છે જન્મવું ખાઉપીવું મલમુત્રવિસર્જન કરવું ઊંઘવું જાગવું મરવુ. હવે ષડ્ ઘન છે કાયામા ક્ષુધા તૃષા નિંદ્રા મૈથુન જરા મૃત્યુ. હવે ષડ્ રસ છે કાયામા ખારો ખાટો મીઠો મોલો તીખો કડવો. હવે ષડ્ રીપુ છે કાયામા તે કહે છે કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર. હવે ષડ્ દ્રવ છે તે કહે છે મૈથુન તે કામ, તૃષ્ણા તે ક્રોધ, મમતા તે લોભ, રૂપ તે મોહ યૌવન તે મદ, માયા તે મત્સર. હવે ષડ્ દ્રવ છે તે કહે છે. ધર્મ અધર્મ આશા કાલ દેહે જીવ. હવે ષડ્ તત્વ છે તે કહે છે આકાશતત્વ, શીત તત્વ, વાયુતત્વ, તેજતત્વ, જલતત્વ, પૃથ્વી તત્વ. હવે ષડ્ ધર્મ છે તે કહે છે કુલ આચાર હોય તે કરવો;

હૃદય પવિત્ર રાખવું , ધર્મ સ્વધર્મ જાણવો , પૂજન તે સદ્ગુરૂને પૂજવા , પારકા જીવની પીડા જાણવી , જેને કુલ જે હરી હોયે તેને ભજવા . હવે ખડ્ ભાખા છે તે કહે છે સંસ્કૃત ભાખા , માગધી ભાખા , ગીર્વાણ ભાખા , આસુરી- સાત ટોપીની ભાખા , દેશ દેશની ભાખા , ગોવાલરી ભાખા . હવે ખડ્ રસ ખાવાના છે તે કહે છે ગોરસ , ઈક્ષુ-શેરડી રસ , મધરસ , આંમરસ , ચામરસ , સબરસ તે મીઠુ . હવે ખડ્ રસ ભોગના છે તે કહે છે તત્વરસ , પ્રીયારસ , તોરીંગ રસ , રીધ રસ , રાગ રસ , તાન રસ . હવે ખડ્ રસના ભોગ ત્યજઉ તે કહે છે સ્ત્રીનો ભોગ તજવો , નિંદા ત્યજવી , ધન તજવું , ચેલા ન કરવા , એક ગામમાં ઘણું રેહેવું નહી , લોકથી ઘણા હેત રાખવું નહી . હવે ખડ્ દાન છે તે કહે છે અન્ન દાન , ઊદકદાન જીવનદાન , વાચા દાન , ભોગદાન , જ્ઞાનદાન . હવે ખડ્ ગુરૂ છે તે કહે છે માતાપિતા ગુરૂ , કાન ફુંકે તે ગુરૂ , વિદ્યા શિકવે તે ગુરૂ ઊપદેશ આપે તે ગુરૂ , કસબ શિકવે તે ગુરૂ , આત્મા ઓળખાવે તે મોક્ષગુરૂ . હવે ખડ્ અવસ્થા છે દેહેને તેના નામ કહે છે શિશુ બાલ , કુમાર , તારૂણ્ય , વૃદ્ધત્વ અને જર્જરત્વ વ્યાધીપીડા છે તે

હવે પૃથવીમાં સાત ધાતુ છે તે ભોયેનો રંગ છે તે કહે છે સોનાની ભોયનો રંગ લાલ છે , રૂપાની ભોયેનો રંગ ધોલો છે તે ચળકે છે , કાંસાની ભોયેનો રંગ ઊદો છે , શીસાની ભોયનો રંગ ભુરો છે , જસ્તની ભોયેનો રંગ અસમાની છે , ત્રાંબા તો પથરમાં છે તે પથર લાલ હોયે , પારો તો પાહાડની ધાતુ છે તે પઢ ઝરે છે ફેરવો તો પાડનો ગુદર છે .

હવે કાયાની સાત ધાતુ છે કાયા બને છે તે કહે છે લોહી માતાનુ , માંસ માતાનુ , ત્વચા માતાનુ , મેદમજ્જા ચરબી

માતાની , હાડ અસ્તી નખ પિતાના , મજ્જા રગો નાડી બલ
પિતાનું , વિર્યબિંદુ પિતાનું એવા સપ્ત ધાતની કાયા બની છે .
— હવે નવ રતન ભોયેનો રંગ છે તે કહે છે હીરાની ભોયનો
રંગ સીંદુર સરખા છે , હીરા લસણીયો ગૌદંતો એ ત્રણ એક
ખાણમાં થાય છે , માણકની ભોયેનો રંગ જાંબુવર્ણ છે , લીલમણી
ભોયેનો રંગ શામ રંગ છે , પીરોજાની ભોયેનો રંગ પીલો છે
પાનાની ભોયેનો રંગ લીલો છે , પ્રવાળ તો પાણીમાહે છે , પથર
છે તેહના ઝાડ થાયે છે , મોતી તો પાનીમા છીપમા જીવડા-
થી થાયે છે , અકલબેહેર પાનીમાહા ઝાડ થાયે છે .

હવે આઠ યમદૂત છે કાયામધે તે કહે છે સુવાકય
તે સબદ તેનો જીભમા વાસ છે , નન્દ તે મન તેનો હૃદયમા
વાસ છે , શાંત તે શ્વાસ તેનો નાભીમા વાસ છે , સૌમ્ય તે
નજર તેનો આંખમા વાસ છે , મહોદર તે શ્રવણ તેનો કાને વાસ
છે , વક્રનાસ તે કાલ મોત તેનો નાકે વાસ છે , વિકરાલ વિચાર
તેનો કમલમાં વાસ છે , કરાલ અહંકાર તેનો અજ્ઞાનમો વાસ છે

હવે સાત સ્વર્ગ કાયામાં છે તે કહે છે જે માહાસ માહા
સલખંનહડાહા પન અકલ તે સરગ , શરીર સુંદર શરીર સુખ
તે સરગ , જેણે સ્ત્રી સ્વરૂપવંતી સુલક્ષણી તે સ્વર્ગ , જેને દીકરા
ચંતા ઊતારે બાપની મંદર રૂડા ભેય નહી તે સ્વર્ગ , જે રાત દિન
રાજલીલા કરે કોહોનો ભય નહી તે સ્વર્ગ , દયા દાન કરે પરજી-
વની સેવા કરે હૃદયકમલ તે સ્વર્ગ , જેણે સદ્ગુરૂ મલે જ્ઞાન આવે
જીવ મુગત થાયે તે સ્વર્ગ

હવે આઠ નરક છે કાયામા તે કહે છે જેને અજ્ઞાન તે
નરગ તે હાવીયા , જેણે ક્રોધ તે હલાહલ નરક , જેને શરીરે રોગ

દુઃખ તે હીડાઢ નરક, જેણે ઘણો છોકરા તે કપૂત તે નરક, જેણે કરજ નિર્ધનપણું તે અગની નરગ, જેણે આહાર ઘણો તે દુર્ગંઘનરક જેણે કામ ઘણો તે કુંભીપાકનરક, જેણે સ્ત્રીકુપાત્ર તે ધુમજાલ નરક

હવે બાર ચિન્હ સંતના છે તે કહે છે સુણો ૧ અક્રોધ ૨ વૈરાગ્ય ૩ જીતેન્દ્રિય ૪ ક્ષમા ૫ દયા ૬ સમદષ્ટી ૭ નિર્લોભી ૮ દાતાર ૯ ભયહીના ૧૦ શોકહીના ૧૧ સત્ય ૧૨ આર્જવ એ દ્વાદશ લક્ષણ સંત ભવસતી તેનો અર્થ તે સુણો અક્રોધતે જાન થાયે તારે સો સ્નાન થાયેતે ૧. વૈરાગ્ય તે વિરંચી પદ વૈકુંઠ મુગતી વિષયના ભોગ ન ઈચ્છે તે વૈરાગ્ય ૨. જીતેન્દ્રિય તે જારે જેવુ મલું તારે તેઊતે ખરૂ તે જીતેન્દ્રિય ૩. ક્ષમા તે કોઈ કઠન વચન કહે તેનુ દુઃખ ન વ્યાપે તે ક્ષમા ૪. દયા તે સર્વને મુક્તિ થાય એવુ જ્ઞાન કરે તે દયા ૫. સમદષ્ટી તે સર્વ આત્મા એક દેખે ઓછુ અદકુ ન જાણે સર્વ જીવ ઊપર પ્રેમ રાખે તે સમદષ્ટી ૬. નિર્લોભ તે ધર્મઊપર ભાવ રાખે દાન કરે તે નિર્લોભ ૭. દાતાર તે જ્ઞાન સમજો હોય તે કોઈને સમજાવે દ્રવ્યવીના તે દાતાર ૮. ભયહીના તે દેહે નવી પ્રીત છે આતમાને કોઈ છે નહી તે ભયહીના ૯. શોક નહી તે વસ્તુને કાઈ નથી તે શોકહીના ૧૦. સત્યતે જુટૂ ન બોલે વિચારીને વાત કરે તે સત્ય ૧૧. આર્જવ તે સર્વને નમે આપ બડાઈ ન કરે તે આર્જવ ૧૨ એ બાર લક્ષણ હોય તેને સંત જાણવા.

દેવીઓવાચા:- ષડ્ શાસ્ત્ર ષડ્ દર્શન ને ષડ્ કર્મના ભેદ કહ્યો પણ માયા ત્રણ પ્રકારની છે તેનો ભેદ કહો હો સ્વામી

શ્રીનારાયણવાચા:- સુણો તો દેવી માયા ત્રણ પ્રકારની છે તે કહે છે જોગમાયા, મન માયા, કાયામાયા તેનો અર્થ એકાદશ ઈન્દ્રીય તે જોગમાયા, ત્રણ ગુણ આશા તૃષ્ણા અંતઃકરણ તે મન માયા અને

પંચભૂતની રચના તે કાયા માયા

હવે ત્રિવિધ કર્મ કહે છે પ્રાલબ્ધ, સંચિત ને ક્રિયમાણ તેનો અર્થ સંચિત તે સુક્ષ્મ બ્રહ્મથી સ્થુલ દેહસુધી થાયેતે સંચિત પ્રાલબ્ધ તે મન થી સ્થુલદેહસુધી થાયેતે પ્રાલબ્ધ, ક્રિયમાણ તે સ્થુલ દેહથી થાયે કર્મ તે ક્રિયમાણ

હવે ત્રિવિધ તાપ છે તે કહે છે અધ્યાત્મિક, અધિદૈવિક અધિભૌતિક. તેનો અર્થ રોગ થાયે તે અધ્યાત્મિકતાપ, જીવ જીવને મારે તે અધિદૈવિક, અગ્ની, જલ, થલ થરહર કંપેથી મરે તે અધિભૌતિક તાપ એ ત્રણ તાપ તે તનના છે.

હવે ત્રણ તાપ મનના છે તે કહે છે. કામ, ક્રોધ, લોભ મોહ, મમતા, મત્સર, અહંકાર, મદ, વિષયરસ યેતે અધ્યાત્મિક તાપ, કોઈક એવું વચન કહે છે, કોઈ આરકી બોલે, કોઈ ભુંડુ બોલે તેને દુઃખ લાગે તે અધિભૌતિક તાપ, દેવ પૂર્વજ ભૂત ભૈરવ ગ્રહ નક્ષત્ર બાધા માનતા યેતે અધિદૈવીક તાપ એ ત્રણ તાપ તે મનના છે.

હવે ત્રણ ગુણના દેવ કહે છે રાજસ તામસ ને સાત્વિક તેનો અર્થ રાજસના બ્રહ્મા તેનો ગુણ પ્રિથમી જીવ પ્રાણીમાત્રનું સૃજન કરવું, તામસના રૂદ્ર તેનો ગુણ જીવ પ્રાણીમાત્રને પ્રીથમીનો સંહાર કરવું, સાત્વિકના વિષ્ણુ તેનો ગુણ જીવ પ્રાણીમાત્ર સૃષ્ટીનુ પાલન પોષણ અને સંરક્ષણ કરવું.

હવે ત્રણ ગુણની ઊતપત કહે છે રાજસથી એકાદશ ઈન્દ્રી થઈ તામસથી પંચભૂત થયા, સાત્વિકથી ચાર અંતઃકરણ થયા.

હવે ભોજન ત્રણ વિધના છે તે કહે છે. રાજસી ભોજન તે સ્વાદે જમવું તેથી કામ ક્રોધ લોભ ઊપજે ભગતિ તજે ઈન્દ્રીયના વિકાર વાધે તે વિકાર અમૃત સરખા લાગે તે રાજસી ભોજન, તામસી ભોજન

તે ખાટ્ટ ખાટુ તીખુ ભાવે તેણે મોહો નિંદ્રા આળસ આવે અજ્ઞાન આવે ઊપવાદ તે વાદવિવાદે સુખ જાણે હીણાની સંગત કરે તે તામસ ભોજનના ગુણ, સાત્વિક ભોજન તે જે વેલા જેઊ મલુ તે આનંદ સુખ માને તેને જ્ઞાન ઊપજે આત્માને પામે.

હવે બુધ્દિ ત્રણ પ્રકારની છે તે કહે છે રાજસી તે આરામ જુઠુ બોલે, તામસી તે રાગ દ્વેષ કામ ક્રોધ રાખે, સાત્વિક તે બંધ મોક્ષને જાણે.

હવે ત્રણ પ્રકારના દાન છે તે કહે છે રાજસી અભિમાને બહુ દાન દેયે, લોકમાં કીર્તિ કરાવે એવું જાણીને માલા ફેરવે તીર્થયાત્રા કરે જમાડે જાણે જે મુને વખાણે હું સારો કહેવાવુ, તામસીને બહુ ક્રોધ ચઢે બહુ રીસ હોય રાત દિવસ પરનિંદા કરે કોઈની કુડીસાખ દે અસત્ય બોલે હીના કરમ કરે ધરમ ઊપર મન નહી વિષય આહાર ઘણો હોયે પારકુ ધન પારકી સ્ત્રી દેખી મનમા મોહ આને કોઈની શિખામણ કોઈની મર્યાદા માને નહી જીવ મારતા બીયે નહી તે તામસી ગુણ સાત્વિકને તે સુખ દુઃખ સરખો જાણે શત્રુ મિત્ર સમાન માને રાગ દ્વેષ રહિત હોવે કોઈ નિંદા કરે કોઈ વંદન કરે પણ તે ઊપર હર્ષ શોક નહી કામ ક્રોધ નહી ઈન્દ્રીયજીત ચિત્ત-નિર્મલ મોહ મમતા લોભ સ્વાર્થ નહી ગર્વ અહંકાર રહિત દયા દાન ધર્મ શીલ સંતોષ વિચાર રાખે અસત્ય વચન ના બોલે શાંતિ રાખે તે બ્રહ્મ થયો જાણીયે.

હવે ઋતુકાલેના ત્રણ ગુણના ત્રણ પ્રકાર થાયે છે તે સુણો રાજસે ઋતુદાને દેતો તે લોભી થાયે બહુ વેપાર ઊદ્યમ કરે, તામસે ઋતુદાન દે તો અજ્ઞાન ઊપજે પાખંડને માને ક્રોધ હોય, સાત્વિકે ઋતુદાન દે તો જ્ઞાની થાયે સત્સંગ કરે સચ્છાસ્ત્ર ભણે જીવન્મુક્ત થાયે

હવે ત્રણ ગુણના સંજોગ ત્રણ છે તે કહે છે સહેજ સંજોગ૧ કરત સંજોગ, ગુણ સંજોગ તેનો અર્થ સહેજ સંજોગ તે કરાવી ના થાયે તે સેહેજ સંજોગ, કરૂ થાયેતો કરત સંજોગ, ગુણ સંજોગ તે કોઈ કરકે વીખ ખાયે જલમા બુડે અગનીયે બલે ધરતીમાં ચપાઈ મરે હતીયારે મરે તે ગુણ સંજોગ.

હવે બ્રહ્માની શક્તિ ત્રણ છે ઈચ્છા, ક્રિયા, જ્ઞાન. હવેમાયાની શક્તિ ત્રણ છે સંશય, વિપરીત, મિથ્યા. હવે સુવર્ણના ત્રણછે લક્ષણ તે કહે છે ભાર, પિલાસ, ચીકણાસ. હવે અગનીના લક્ષણ ત્રણછે તે કહે છે ઊજસ, ભસ્મ, ધુમાડો. હવે આત્માના ત્રણલક્ષણ છે તે કહે છે જ્ઞાન, સ્થીરતા, દરશન.

હવે ત્રણ વાતો છે તે કહે છે અપરોક્ષ- પ્રત્યક્ષ, પ્રમાણ, પરોક્ષ અપ્રત્યક્ષ. તેનો અર્થ પ્રત્યક્ષ તે નજરે દેખાય તે પ્રત્યક્ષ, પ્રમાણ તે હરીનજરે દેખાયનહી પણ નિશ્ચે ધારવું તે કરતા કોઈક છે; પરોક્ષ તે પહેલા ભવની વાતો તે સર્વે બાલબોધ છે પ્રપંચ જુટ્ટુ છે.

હવે કાયામા ત્રણ પદ છે તે કહે છે તત્પદ, ત્વંપદ, અસીપદ તેહનો અર્થ તત્પદ તે બ્રહ્મ, ત્વંપદ તે માયા, અસિપદતે જ્ઞાન. હવે ત્રણ લક્ષણ છે તે કહે છે અજહદ, જહદ, જહજ્જહદ તેનોઅર્થ અજહદ તે બ્રહ્મ, જહદ તે માયા, જહજ્જહદ તે જ્ઞાન.

હવે ત્રણ દેવના ત્રણ મુકકામ છે તે કહે છે બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રનુ તે વૈકુંઠસુધી, આદનારાયણ શક્તિનું તે વૈરાટ દસમા અસમાન સુધી બ્રહ્મ અલક્ષનું તે સહુને પાર સર્વમાહા.

હવે ત્રણ વિશેષણ ઈશ્વરના છે તે કહેછે સત ચિદ આનંદ તેનો અર્થ સત તે છે છેને છેતે, ચિદ તે જેવડે સર્વ હાલે ચાલે છે તે; આનંદ તે જેની કશી કલ્પનાપણ કરી શકાતી નથી.

હવે ત્રણ વિશેષણ જીવના છે તે કહે છે અસ્તી, ભ્રાંતિ, પ્રીય તેનો અર્થ અસ્તી તે સદા સ્થિરતા તે પાંચભૂત મરતાનથી તે અસ્તી, ભ્રાંતી તે જે વડે ચાર ખાણના જીવની દેહી ભ્રાંત થાયે તે ભ્રાંતી, પ્રીય તે સર્વને દેહેવાલી લાગે છે તે પ્રીય.

હવે સૃષ્ટી ત્રણ પ્રકારની છે તે કહે છે કાલસૃષ્ટી તે દૈત્ય તે જીવને મારે તે, જીવસૃષ્ટી તે પોતાનો ઊદીમ કરીને પેટભરે તે, બ્રહ્મસૃષ્ટી તે જ્ઞાનદ્રષ્ટીયે બ્રહ્મને જાણે તે.

હવે ત્રણ ઈક્ષણા છે જે વડે જીવ બંધાયો છે તે કહે છે લોકેષણા, વીત્તેષણા, પુત્રેષણા તેનો અર્થ લોકેષણા તે પોતાના બાપનો ધરમ હોય તે હીનો હોય પણ ન મુકાયે લોકલાજ માટે તે લોકેષણા, વીત્તેષણા તે ધન અર્થ લાભ ઈચ્છા રાખે છે તે વિત્તેષણા, પુત્રેષણા તે ઘણા દિકરા ચાહે છે તે પુત્રેષણા.

હવે ત્રણ વસ્તનો સંતોષ લાવો છે તે કહે છે સ્ત્રી, દ્રવ્ય, જીભ તેનો અર્થ, સ્ત્રી તે ચાળીસ વર્ષ પછી મરે તો ન કરવી, દ્રવ્ય તે જથા કરતથાયે ઘણુ મલા પછે લોભ ન કરવો, જીભે તે જે વેલા જેઊ ભોજન મળે તે લેવું આથીજ જીવને સંતોષ થાયે છે.

હવે ત્રણ વાતો જીવતા સુધી મુકવા નહી તે કહે છે. શાસ્ત્ર લખવા ભણવા વાચવા સાંભળવા, સત્સંગ કરવો જપ કરવો, મલે તેવું પુણ્ય કરઊ કોને સીખવવું.

**હવે ધાન ત્રણ છે સીંગ, સાદો, પોપટો. હવે પકવાન ત્રણ** છે વાડુ, કુડુ, દળુ. હવે જમણ ત્રણ છે તલુ, તાવુ, રાંધુ. સાક ત્રણ છે ફુલ, ફળ, પાન. સ્વાદ ત્રણ છે ખારૂ, ખાટુ, તીખુ

હવે આત્મા ત્રણ છે આત્મા, જીવાત્મા, પરમાત્મા. બ્રહ્મ ત્રણ છે મનબ્રહ્મ, ચૈતન્ય બ્રહ્મ, અદ્વિતીય બ્રહ્મ. કર્મ ત્રણ છે મન વચન કાયાયે

હવે ભીંતો ત્રણ જાતની છે માટી માટી પથ્થર. દારત્રણ પ્રકારના છે લાકડા લોઢુ છોહ. પ્રતિમા પુજવાની ત્રણ પ્રકારની પથર ધાતુ કાષ્ટ. દાન ત્રણ છે દયા દેયે વચન. વસ્ત્ર ત્રણ છે ઉન હીર મુવાલા. વાજા ત્રણ છે વાહા ધાહા ધાસરકો. હથીયાર ત્રણ છે અણી ધાર ધબાકો. દેહમા રાજા ત્રણ છે મન પ્રાણ ચૈતન રોજગાર ત્રણ છે વેપાર ચાકરી મજુરી. સારાકામ ત્રણ છે ભણવું વાચવું, વિચારવું. કાંડ ત્રણ છે કર્મ ઊપાસના જ્ઞાન. અર્થ ત્રણ છે વેદાંત દષ્ટાંત સિધ્ધાંત.

હવે યોગ અંગ આઠ છે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા ધ્યાન સમાધી. હવે નવધા ભક્તિ છે શ્રવણ કીર્તન ચિંતન સેવન વંદન ધ્યાન લઘુતા સમતા એકતા તેનો અર્થ શ્રવણ ભક્તિ તે પરીક્ષત રાજાએ કરી. કીર્તન ભગતી તે શુકજીએ કરી. ચિંતવન ભક્તિ તે પ્રલ્હાદે કરી. સેવન ભક્તિતે લક્ષ્મીણાને કરી. વંદન તે વિદુરજીએ કરી. ધ્યાન તે ધ્રુવજીએ કરી. લઘુતાતે હનુમાને કરી. સમતાતે બલી રાજાએ કરી. એકતા તે સતી દ્રૌપદાએ કરી. દસમી પ્રેમલક્ષણા ભક્તિ તે ગોપીએ કરી છે.

હવે દસ વાયુને દસ નાડી છે. ઈંગલા નાડીમા પ્રાણવાયુ રહે છે. પીંગલા નાડીમાં અપાનવાયુ રહે છે. સુખમના નાડીમા વ્યાન વાયુ રહે છે. ગંધારી નાડીમાં ઊદાન વાયુ રહે છે. ગજરાજ નાડીમાં સમાન વાયુ રહે છે. જીવકા નાડીમાં નાગવાયુ રહે છે. પુરવ નાડીમાં કુર્મ વાયુ રહે છે. જયા નાડીમાં કૃકલ વાયુ રહે છે. બલ નાડીમાં દેવદત્ત વાયુ રહે છે. ભુજા નાડીમાં ધનંજય વાયુ રહે છે.

દેવીઓવાચાઃ— કહો સ્વામી જ્યારે હંસ રાજા પીયાણુ કરે છે ત્યારે કોણ ચિન્હ થાયે છે તે ભેદ કહો હો સ્વામી.

શ્રી નારાયણ વાચાઃ— સુનો તો દેવી આકાશ તો ગરજે સીતલો ધાયે વાયુ તો ચમકે અગ્ની તો દરબે પાની તો વરસે ધરતી તો સોખે પાચ તત્વ તો એકી સુરતી ચાલે તારે અલવચલ પ્રીથમી તો ઊઠે તારે હંસ રાજા જ્યોત પાલટે એમ પંડ પૃથ્વી એક કરી જાણ જે પીંડ ખોજે તે જીવન મુગત થાયે.

દેવીઓવાચાઃ— કહોતો સ્વામી અનાદ શબ્દ કયાંથી ઊપના મન પવન કયાંથી ઊપના જલબીંબ કાયામાં તેનો કોનસ્થાન કોન નામ કોન સો મન કોન સો પવન કોન સો શબ્દ કોણસો પ્રાણ કોણ સો બ્રહ્મા કોણસો હંસ કોણસો સુન કોણસો કાલ કોણ સો જીવ કોણસો શીવ કોણસો નિરંજન

શ્રીનારાયણવાચાઃ— સુણો તો દેવી મનસો ચંચલ પવનસો શ્વાસ શબ્દ સો સુન પ્રાણસો નિરંજન બ્રહ્મા સો બુધ્દ હંસસો અવિનાશી સુન સો કાલ કાલસો અહંકાર જીવસો કરમ શિવ સો નિષ્કર્મ મુગત સો નિરંજન

દેવીઓવાચાઃ— કહો તો સ્વામી કાંહા વસે મન કાહા વસે પવન કાહા વસે શબ્દ કાહા વસે પ્રાણ કાહા વસે બ્રહ્મા કાહા વસે હંસ કાહા વસે સુન કાહા વસે કાલ કાહા વસે જીવ કાહા વસે સીવ કાહા વસે નિરંજન

શ્રીનારાયણવાચાઃ— સુણો તો દેવી હ્રદે વસે મન નાભે વસેપવન અનહદ વસે શબ્દ નિરંતર વસે પ્રાણ બ્રહ્માંડ વસે બ્રહ્મા ગગન વસે હંસ અલોપે વસે સુન કમલ વસે કાલ કાયામાવસે જીવ ચૈતન્ય વસે શીવ સુક્ષમણાયે વસે નિરંજન

દેવીઓવાચા:- કહોતો સ્વામી હરદે ના હતુ તારે કાહા હતુ મન નાભના હુતા તારે કાહા હુતા પવન અનહદ ન હુતા તારે કાહા હુતા સબદ નિરંતર ના હુતા તારે કાહા હુતા પ્રાણ બ્રહ્માંડ ના હુતા તારે કાહા હુતા બ્રહ્મ ગગન ના હુતા તારે કાહા હુતા હંસ કમલ ના હુતા તારે કાહા હુતા કાલ અલોપ ન હુતા તારે કાહા હુતાસુન કાયા ન હતી તારે કાહા હોતા જીવ ચૈતન ન હુતા તારે કાહાહતાશીવ સુક્ષમણા ન હતી તારે કાહા હતા નિરંજન

શ્રી નારાયણવાચા:- સુણો તો દેવી હુરદે ન હોતુ તારે અલોપમા મન હતા નાભન હતા તારે નિરાકાર હતા પવન અનહદ ન હતા તારે અકળઘેર હતા સબદ નિરંતર ન હતા તારે અવિગત હતાપ્રાણ બ્રહ્માંડ ન હતા તારે તેજમા હતાબ્રહ્મા ગગન ના હતા તારે અવિનાશી હતા હંસ અલોપ ન હતા તારે આકાશમાં હતા સુન કમલ ન હતા તારે સુનમાં હતા કાલ કાયા ન હતી તારે શીવમા હતાજીવ ચૈતન્યન હતા તારે નિરંજનમા હતાં શીવ સુક્ષમણા ન હતી તારે અલખમા હુતા નિરંજન

દેવીઓવાચા:- કહોતો સ્વામી મનકા જીવ સો કોણ પવનકા જીવ સો કોણ સબદકા જીવ સો કોણ પ્રાણના જીવ સોકોણ બ્રહ્માનાજીવસો કોણ હંસના જીવસો કોણ સુનના જીવસો કોણ કાલનાજીવ સો કોણ જીવના જીવ સો કોણ શીવના જીવ સોકોણ નિરંજનના જીવ સો કોણ એ ભેદ કહો હો દેવ જનાર્દન

શ્રીનારાયણવાચા:- સુનો તો દેવી મનના જીવ સો પવન પવનનાજીવ સોશબ્દ શબ્દના જીવસો પ્રાણ પ્રાણનાજીવસો બ્રહ્મા બ્રહ્માનાજીવ સો હંસ હંસના જીવ સો સુન સુનનાજીવ તો કાલ કાલનાજીવ તો જીવ જીવના જીવસો શીવ શીવના જીવ સો નિરંજન નિરંજનના

જીવસો અલેખ હો શક્તિ દેવી

દેવીબોલાસ :- કહો તો સ્વામી નિરંજન ક્યાંથી ઊપના શીવ ક્યાંથી ઊપના જીવ ક્યાંથી ઊપના કાલ ક્યાંથી ઊપના સુન ક્યાંથી ઊપના હંસ ક્યાંથી ઊપના બ્રહ્મા ક્યાંથી ઊપના પ્રાણ ક્યાંથી ઊપના શબ્દ ક્યાંથી ઊપના પવન ક્યાથી ઊપના મન ક્યાંથી ઊપના હો સ્વામી

શ્રીનારાયણ બોલાસ :- સુણો તો દેવી આદ અલેખથી નિરંજન ઊપના નિરંજનથી શીવ ઊપના શીવથી જીવ ઊપના જીવથી કાલ ઊપના કાલથી સુન ઊપના સુનથી હંસ ઊપના હંસથી બ્રહ્મા ઊપના બ્રહ્માથી પ્રાણ ઊપના પ્રાણથી શબ્દ ઊપના શબ્દથી પવન ઊપના પવનથી મન ઊપના

દેવીબોલાસ :- કહોતો સ્વામી મન છુટે કાહા સમાના પવન છુટે કાહા સમાના શબ્દ છુટે કાહા સમાના પ્રાણ છુટે કાહા સમાના બ્રહ્મા છુટે કાહા સમાના હંસ છુટે કાહા સમાના સુન છુટે કાહા સમાના કાલ છુટે કાહા સમાના જીવ છુટે કાહા સમાના શીવ છુટે કાહા સમાના નિરંજન છુટે કાહા સમાના હો સ્વામી

શ્રીનારાયણ બોલાસ :- સુણો તો દેવી જાહાથી ઊતપત તાહા લય પામે છે તેનો પ્રકાર કહે છે ગંધસહીત પ્રીથમી તે જલમાહા લય થાયે રસસહીત જલ તે તેજમાહા લય થાયે છે રૂપ સહીત તેજ તે વાયુમાહા લય થાયે છે સ્પર્શ સહીત વાયુ તે આકાશમા લય થાયે છે શબ્દ સહીત આકાશ તે તમો ગુણમાં લય થાયે છે દસ ઈન્દ્રીય સહીત પાંચ પ્રાણ તે રજો ગુણ માં લય થાયે છે પંચ અંતઃકરણ સર્વે દેવતા સહીત સત્વગુણમા લય થાયે છે મહત્તત્વ કર્મ સહીત મહામાયામાહા લય થાયે છે મહામાયા જીવસહીત નિરંજનમાં લય થાય છે નિરંજન અલેખમાં

લય થાયે છે તે સતગુરૂ મલે તો જ્ઞાન બતાવે સર્વેના ભાગ વેહેચીને
પોતાનું સ્વરૂપ છે તે સમસાયે સમજાવે તે સમજે તો જીવનમુકત થાયે
ચૌદ લોક સુધી એક આત્મા દેખે સર્વેને મુગત દેખે હો દેવી

દેવીઓવાચા:- કહો તો સ્વામી એ જીવ થઈને બંધ શા માટે પડા
છે તે કહો હો સ્વામી જનાર્દન

શ્રીનારાયણવાચા:- સુણો તો દેવી જેણે અજ્ઞાની લોભી ગુરૂ મલા
તેને બાલબોધ કરમ કાંડના શાસ્ત્રમા બાંધા તેમા પાડીને બાલકને ભુલાવીને
જીવ રાખા છે પછે તે જીવને જુંઠા સબદ સુ કાને લાગીને હટ ઝાલી
રહા છે તે સાચ માનતા નથી જે જુઠા હઠવાદ અજ્ઞાન આવ્યું છે
તેહનુ દષ્ટાન્ત - જીગોડી દુધના ઊહાંડામા વળગી છે પણ તે
દુધને જાણતા નથી તે લોહી પીયે છે દેડકી કમલને થડે રહેછે
પણ કમલની સુગંધ જાણતીનથી તે કાદવમા લપટાવી રહેછે.
કસાઈને ઘેર બકરી છે તેને મહાજન દયા જાણીને મેહેલાવેછે પણ
પેલી બકરી જતી નથી. સુડો પોતાની મેળે નળીયો બંધાયોછે તે
ચુંગલ મેલતો નથી માટે તે મરે છે. માકડુ ચણાની લાલચે ઘડામાહે
હાત ઘાલ્યો છે તે પાંચ સાતે ઘાલીને ચણાની મુઠીયો ભરે છે તે
બધાયેની મુઠીયોમાહે ચણા છે તે મુઠીયો નિકલતી નથી ને તે
મુકતા નથી માટે બંધાએ છે તે જીંદે ગલામા તોખ ઘાલીને ઘેર
ઘેર ભીખ મંગાવે છે તે મહબસી મુઠ મેલતો નથી તેને ઝાલે છે
પછે વેચે છે તેવા ગુરૂ છે બગલો નારીયલ કાચામા ચાંચ
મારે છે તે ચાંચ નારીયલમા ચોટે છે રસને જોગે તે બગલો મરે છે
તેમ બંધાયે છે તેહેને મુઠા પાનીમા ખારા પાનીનો ઘડો ભરેલો
છે તેને મીઠા પાનીમા ઝબકોલા દઈ બોલે પણ મીઠુ પાણી
કેમ પેસે પાની વલોવે ફીસોટા થાયે પણ ઘી નહી નિકલે.

તેમ કરમ સાધ ન કરે કરમના શાસ્ત્રવાચે આતમા ન ઓળખાયે છાલા ખાંડે માટે ચોખા ન નિકલે ફુડસા ઊપને માટે કણ ન નિકલે કચરો કચરો ધોઈએ માટે પગ એખા થાયે લીલુ તુમડુ તથા લીલુ લાકડ કેમ તારે જે વલંગે તે બુડે. તલકોદરા એકઠા કરીને પીલે માટે તેલ ન નિકલે. ચણોટીના ડગલાને અગનીમા ને માટે ધાન ન રંધાયે જલની લેહેરોને વલંગીયે માટે તારે શું આગીયે અજવાળું શું થાયે ગાયે દુઝની છે ને બેસક પડીછે પોતામાહે દુધ ઘીછે પણ ઓશાયે નહી સાપ આંધલો છે પોતા ને માથે મણી છે પણ દેખતો નથી તે ભુખે મરેછે કમલાવાલોને શ્વેત તથા ધોલા વસ્ત્ર પણ પિલુ દિસે તાવ વાલાને સાકર કડવી લાગે પાણીમા પથ્થર રહે છે પણ અગની ટલતી નથી ઘુવડ રાજા હોય પણ સુરજને ન દેખે વરસાત વરસે છે તારે જવાસા સુકે શા માટે જે પોતામા ખાર છે તે ધોવાઈને મુલે ઊતરે છે. તેને સુકાયે છે તેમ કર્મકાંડના શાસ્ત્ર સાંભળીને બંધાઈ રહાંછે તે સુનને પુજે હઠન મુકે આતમાની વાત ન જાણે સર્વ ઘટમા હરી છે તે ન માને દુધમા ઘી છે તે જુગત કરે ત્યારે જડે પથર-મા અગની છે પણ તે મંથે ત્યારે નિકલે કાષ્ટમાં અગની છે. પથરમા લોઢુ છે તે જાણે તેને જડે શેરડીમા ગોળ ખાંડ સાકર છે પણ પીલે નિકાલે ત્યારે મળે માટીમા વાંસન છે પણ કુંભાર મલે થાયે બીજમા વૃક્ષ છે પણ ઊગે થાયે સુત્રમા વસ્ત્રછે પણ કારાગીર મલે થાયે તલમા તેલ છે પણ પીલે તો નિકલે ફૂલમા વાસ છે પણ વાસ અલોપ છે ગાયેમા દુધ છે પણ દુહે ત્યારે ઘટમા આકાશ તે અરૂપી છે ઈયળમા ભ્રમરી છે પણ ચટકો દઈને ઘરમા ઘાલે તો થાયે ઈંડામા પંખી છે પણ સેવે તાહારે

વનસ્પતીમા મધ છે પણ માખ કરે તારે ધુલમાહા સોનુ છે
પણ કારાગીર મલે તારે માટીમા હીરા છે પણ જાણે ભોમને તારે
સમંદર માહે રતન ને મોતી છે પણ મરજીવો થાય તે લાવે જ્ઞાન
મા વિજ્ઞાન છે પણ ગુરૂ ઓળખાવે તારે તેમ બ્રહ્મને જીવ એક
છે જુદો નથી પણ અજ્ઞાનીને અલગો છે જેમ વાદળે સુરજચંદ્ર
ઢાક્યો પણ તે તો તેમ છે જેમ ધુમાડે અગની ઢાકયો માટીયે
સોનુ ઢાકયુ લોભી ગુરૂયે ગીનાન ઢાકયુ તેમ અજ્ઞાનને જ્ઞાન ઢાકયુ
જલને સમુંદર એક છે જલને પરપોટા એક છે ફીણાને જલ એક
છે તરંગને સમુંદર એક છે મીઠુ ને સમંદર એક છે સુરજને
કિરણો એક છે સુરજને પ્રતિબિંબ એક છે સુરજને તડકો એક છે
દિવો ને અગ્ની એક છે માટીને વાંસણ એક છે લોહોને હથીયાર
એક છે સોનુને ઘાંટ-અલંકાર એક છે બીજને વૃક્ષ એક છે ખાંડ
ને રમકડા એક છે સ્તંભને પુતલી એક છે અગનીને તનખા
એક છે ભડકોને અગની એક છે રંગને ચિત્રામણ એક છે સ્ત્રી
પુરૂષનો છાયેડો એક છે વનસ્પતી ઘણી છે પણ જલ તો એક છે
તેમ જીવ શીવ એક છે પણ કર્મવાલે કર્મશાસ્ત્ર બાંધીને જીવ
કરી નાખે છે તે છુટતા નથી વાંઝનો પુત્ર તે મન અજાઈ ઘોડી
એ સ્વાર તે માયા સસાસીંગનુ ધનુષ તે અજ્ઞાન વનજાણો
માલી તે મોહ આકાશના પુષ્પ લાવો તે તૃષ્ણા મૃગજલ માહે
પખાલા તે લાલચ પગવનો લાવો તે લોભ ફુટે હાર ગુંથાતે
સ્વાર્થ મુખવનો વાતો કરે તે અહંકાર માથા વનાને હાર ઘાલો
તે ધોખે અમાવસની કાલી અંજવાલી રાત તે લોલુપતા રાત દેખે
આંધલો તે ક્રોધ દોરડીને સર્પ માને તે અજ્ઞાન અંધારે છીપમા
રૂપુ માને તે ભરમે માછલાના ભીમડામા રૂપુ માને તે ભરમે

મણી કંઠે છે ને સોધે છે તે ભરમે મૃગની નાભે કસ્તુરી છે ને વનોવન સોધે છે તે ભરમે સ્રીને સ્વપ્નમાં પુત્ર ખોવાથો છે ને રડે છે તે ભરમે મણી તળે જેવા રંગ મુકે તેવો મણી દેખાયે પણ મણી તો તેવોને તેવો હોયે સુરજ ચંદ્ર આકાશે એક છે તેમ પાંચતત્વ સઘલો એક છે બીજા નથી. તમ નાવપાર ઊતરતા સુધી જોઈએ પાર ઊતરાય છે પછે નાવને તજવી તમ સમજા પછી ભજન સમરણ સમ જ્ઞાનીને બાકી ભરમે ભરમ સર્વ જીવ થઈને ભરમે છે શા માટે જે ગુરૂ જુઠા લાલચી મલા છે માટે ભમાવા છે

હવે જીવનું અંગ કહે છે સ્થુલ તે દેહ સુક્ષ્મ તે વાસના લિંગ દેહ એ બે દેહ તે માયાના છે તે જુઠા સ્વપ્નવત છે. હવે કારન ને મહાકારણ એ બે તે ઈશ્વરની દેહ છે તે સત છે જેમ સુરજને તમ છે તેમ સત અસત મલીને આ ખાલ ચાલે છે તેનો અર્થ કહે છે જેમ મૃગના સીંગમા આમલો તે કેમ થાયે છે તેમ જેમ પવનને પત્ર ખડખડે તેમ જેમ દોરડે બલ ચઢે છે જેમ વાયે વાદલ ચઢે છે પડાઈ ગગનમા ભમે છે વાયે વંટોલીઘો ચઢે છે કારકારંજે જલ ઊછલે છે લોઢુ ચમક દેખી ચાલે છે જંત્ર જોગે નાદ થાયે છે ગાડુ કડકડ થાયે છે ચકમક જોગે અગની પડે છે પુતલી સુત્ર દોરે નાચે છે ઘંટલા વાગે તારે નાદ થાયે છે રેહેટ ફરેને કટાકા થાયે છે પવને પડાઈ ગોથા ખાયે છે પવને પંડાનો ભમરો ગાજે છે પવને દવજા ફડફડે છે પવને વાંસનુ છેડુ બોલે છે પવને મોહોરનો નાદ થાયે છે પવને મુલદ્વાર બોલે છે નાલ બંદુકનો અવાજ થાયે છે. તેમ ઈન્દ્રીય દેહે જોગે જીવ છે જેમ વાસન ઊપજ ભાંગે તે સર્વે નાના મોઠા પવિત્ર અપવિત્ર સર્વે પૃથમીમા સમે છે કારેક વૃક્ષને ફુલ ફળ ઘણા થાયે છે

કારેક નાના મોટા થાયે છે. કારેક નથી થયા તે કીયે કરમે દ્રાક્ષનુ ઝુમખુ એક છે તેમા કેટલીક મીઠી દ્રાક્ષ છે કેટલીક ખાટી થાયેછે તે કીયે કરમે કોઈક ફલ પાકે છે તે કીયે કરમે યે તો સહેજ સુભાવે થાયે ને રેહે છે તેનો દષ્ટાન્ત અર્થ હિમના પરબતમાહે ઊંદર પેસે તેને ખોદવું ન પડે ચસમાના પડ માહે દષ્ટ ના રૂંધાયે જલમા મીન ના રોધાયે જલનો ભાર મીનને ન લાગે નોલને જેર નાનડે સર્પનું ડુંગર ખાપમા સમાયે પણ ખાપ ભાંગે નહી. આકાશ ખાપમા સમાયે પણ માહે બંધાયે નહી આકાશને તોલાયે નહી આકાશનો ગાઠડો ન બંધાયે આકાશ ચોવડ બેવડ ન થાયે આકાશ વેહેરો ના જાયે આકાશમાહા આંતરો ના થાયે જ્ઞાનીને સંસાર ન લોપે દુધ પાણી એકરુ થયું હોય તો પણ હંસ દુધ પીયે ને પાની પડા રહે ઘોડુ કાંકરા પડા રહે ને કણ ખાયે મછ સમુંદરમા છે પણ ખારૂ પાણીં તજીને મીઠુ જલ પીયે અનીલ ખગ પ્રીથમીઊપર ન આવે કુંઝી જનાવર વેગલુ રહીને ઈંડા સેવે વાછરૂ ધાવે ને પુછ હલાવે મુંગો સાકર ખાયે ને હસે. સિંહ જનાવરથી હસ્તી નાસે જરાક અગની વન બાલે તેમ સતગુરૂથી જીવ કીટીને શીવ થાયે..

પારસના સ્પર્શથી લોઢુ સોનુ થાયે ચંદનથી સુખડ થાયે ફુલથી ફુલેલ તેલ થાયે ઊધેયીથી અગર થાયે, લાકડનુ કતુક ફલથી પાણી નિર્મલ થાયે ભ્રમર જોજનથી સોગંધ લેવા જાયે તેમ સતગુરૂ-થી જીવ કીટીને શીવ થાયે

અજ્ઞાન જ્ઞાનને જોવા ગયુ તો અજ્ઞાન ન રહે માખનની પુતલી અગનીને જોવા ગઈ તો પોતે ગલી ગઈ નદી સમુંદરને મલવા ગઈ તો નદી ન રહી મીઠની પુતલી દરીયાને જોવા ગઈ તો પોતે ગલી ગઈ સાકરની પુતલી પાનીને જોવા ગઈ તો તેન રહી

મીણની પુતલી અગનીને મલવા ગઈ તો તે ન રહી અંધારૂ ·
સુરજને જોવા ગયુ તો તેજ આગલ પોતે જાતુ રહુ લાકડાની
પુતલી અગનીને મલવા ગઈ તો પોતે અગ્ની થઈ પતંગદિવા-
ને જોવા ગયો તે પાછો ન આયો તેમ હું હુંને જોવા ગયો·
તે હું ફીટીને સોહું રહો રથ વેચે તો રથ ન રેહે ગામવેચે
તો ગામ ન રહે ઘર વેચે તો ઘર ન રહે પંડ વેચે તો પંડ નથી
સીંધવનો કડકો ગલીગયો તે કેમ જડે કેળ પ્યાજના ફોતરા
જુદા કરીયે માહેથી સાર ન નીસરે એમ આતમા જાણે તો·
જીવ નથી પોતે શીવ છે પણ અજ્ઞાની ગુરૂયે જુઠભરમ પેલા
ભવના તથા મુવા પછીના તથા ચોરાસીના તથા નરકવાસના
ઘાલા છે તે સાંભલીને ભરમાયો છે તેનુ દષ્ટાંત ·
કોયેકનો પુત્ર પરદેસે વાહાનપર ગયો છે તેને બીજા
છોકરાનો વિવાહ માંડયો છે તે ગામ માહે દુસમાને જુઠી વાત·
ઊઠાડી છે જે કાગલ આવ્યો છે પેલો વાહાન ચઢયો તો તે વાહન
આવતા ભાંગ્યુ તે સર્વે મુઆ છે તારે વીવાહમા વગુણુ થાયે
કે ન થાયે તેમ નરકવાસના દુઃખ ચોરાસીના દુઃખ કાયેમતણા
દુઃખ નથી ને કર્મશાસ્ત્ર ઘાલા છે તે સાંભલીને ભરમાયો છે
પણ જુઠુ છે· બીજુ દષ્ટાંત તેજ વહુ ખોલો ભરીને પીહર
પરદેસે ગઈ તેનીયે તાહા છોકરી થઈ છે તારે કોયેક ઠગે કહ્યુ કે
એને છોકરો આવ્યો છે તારે ગોળ વેહેચ્યો ભાટ ભવાયા રંગ
તમાશા ઘણાક આનંદ મંગલ ગાવા માંડા પણ આવી છે છોકરી
તેનુ સિધ્ધાન્ત સ્વર્ગ અપરંપાર હુરા અપ્સરા મહલ ખાવાપીવા
ના સુખ છે છોકરાવો શાસ્ત્રમાં સાંભળીને હરખ્યો છે પણ કાયે
નથી બાલબોધ છે છોકરાને ફોસલાવાનું છે સત્ય નથી· ·

ત્રીજુ દષ્ટાંત કોઈક શંધણીયામાહા શંધીને બાહેર ફરવા ગયોછે
તેને પાડોસીને જુઠુ કહ્યુકે તારા ચુલા આગલ કુતરો પેઠો હતો
તે શંધેલુ વૈષ્ણવે ખવાયે નહી તેનુ સિદ્દાન્ત એ આચાર પાલતો
નથી હું પાળુ છું હું નાહાવુ છું હું સેવા કરૂં છું મે ભેખ લીધો છે
હું માલા ફેરવું છું કોઈનેકા ભાંગો હોય તારે બધુ શરીર દુખે છે
ખાટલા માહે માંકણ હોયે તારે ઊંઘન આવે મોહોડે માલક આવે
વાવુ જોગે તારે કોઈકે કહ્યુ કે માખ ખવાઈ છે તારે તે ઓકે પાછુ
નાખે એમ સંક્ષેની આડે જ્ઞાન ન આવે કલપતો રહે તેનુ સિધ્ધાંત
માછલી રેતમા પડી છે તેને દુધમાહા કોઈ દયા જાણીને મેલે માટે
તે માછલી પાણી વના સીતલતા થાયે નહી દષ્ટાંત સમજવાનુ છે
રાજા સપનામાહા ભીકારી થયો પણ ભિકારી નહી પંડિત સ્વપ્ન
માં મુર્ખ થયો માટે મુર્ખ નથી શ્રીમંત સ્વપ્નમાં દરિદ્રી થયો માટે
દરિદ્રી નથી દયાવાન્ સ્વપ્નમાં કસાઈ થયો માટે કસાઈ નથી આચા-
ર્ય સ્વપ્નમા અશૌચ થયો માટે અશૌચ નથી શુર સ્વપ્નમા કાયર
થયો માટે કાયર નથી સ્ત્રી સ્વપ્નામા પુરૂષ થઈ માટે પુરૂષ છે?
પુરૂષ સ્વપ્નમા સ્ત્રી થયો માટે સ્ત્રી છે? બ્રાહ્મણ સ્વપ્નમાં શુદ્ર થયો
માટે શુદ્ર છે? વાંઝે સ્વપ્નમા પુત્ર થયો માટે પુત્ર રમાડે? કોઈને
સ્વપ્નમા વાઘે માર્યો માટે મુઓ છે? કોને સ્વપ્નમાં રાજ આવ્યુ
જાગ્યો ત્યારે ભિકારી છે એમ સંસાર સ્વપ્નનુ જુઠુ છે હવે
માણસ પેટને કાજે કરતુત કરીને તેણે પરમેશ્વર કરીને પુજે છે
કહે છે તેહનું ધરમ છે તેનુ દષ્ટાન્ત શબ્દજાલ શાસ્ત્ર વાચે
સાંભલે સું થાયે છે ચિત્રામણના ઝાડને શાં ફુલ આવે? તે
ખવાયે? ચિત્રામણનો દિવો શું અજવાલુ કરે? ચિત્રામણનો સાપ
કાચલીનો સાપ દોરડીનો સાપ શું કરકે હિંડે ફરે ને માંડે ચિત્રામણના

હાથી ઘોડા શું હિંડે સ્વાર કેમ થવાયે છાયાનો ભૂત તેબાલક બીહે પણ છે નહી ચનોટીના ડગલાને બાંદરૂ અગ્ની માને છે પણ તેથી તાડ - હિવ ન જાયે આલાને ગાય વાછરૂ માને છે અને ચાટે પણ વાછરૂ નથી આડાને પુરૂષ જનાવર માને બીહે નાસે પણ પુરૂષ છે નહી ભીતનુ લષ્કર બ્રિઝામણનું રાજાસુ મુટે અને રૂટે તેમ માટી પથરા પીતલ પાણીને દેવ માને તે શું કરે? એ છોકરાની રમત છે જે ગયુ તે પાછુ ન આવે તેનુ દષ્ટાંત દુધ માહેથી ઘી નિકલુ તે પાછે ન મલે ઝાડ માહેથી પત્ર ફુલ ફલ પડે તે પાછુ ન ચોટે દાના ખાદા ઊગા તે પાછા ન આવે આકાશમાં બાદલ થયા ગયા તે પાછુ ન આવે આકાશથી ફુવારા પડા તે પાછા ન જાવે નદીનુ પાણી સમુંદરમા ગયુ તે પાછુ ન આવે તેમ મુઆ પછે તે દેહીમા પાછુ કોઈ ન આવે સુરજ તપતા વેહેરો ન કરે વરસાદ વેહેરો ન કરે વાયુ વેહેરો ન કરે પૃથ્વી વેહેરો ન કરે તેમ સતગુરૂ વેહેરો ન કરે

ઈતિશ્રી દેવી-નારાયણ સંવાદ સમાપ્ત ભવતુ

મનુષ્યના ગોશ ધર્મ લક્ષણ—

સત્ય, દયા, સ્વધર્મ પાલન માટે કષ્ટ સહન કરવુ ઠંડી ગરમી વિગેરેને સહન કરવા, યોગ્ય અયોગ્યનો વિચાર કરવો, મન ઈન્દ્રીયોને કાબુમા રાખવા, હિંસા કરવી નહી, વીર્ય રક્ષા કરવી નિષેધ કર્મોનો ત્યાગ કરવો, પોતાની કમાણીનો કેટલાક ભાગ દાનમા આપવો, વેદનો અભ્યાસ કરવો, ભગવાનનો જપ કરવો, સરલતા, સંતોષ, સમદર્શી મહાત્માઓની સેવા કરવી, ધીમે ધીમે સાંસારીક ભોગોથી વિરક્ત થઉ, અભિમાનપૂર્વક આદરેલા કાર્ય નિષ્ફળ જાય છે એવો વિચાર મનની ટેવ, આત્મચિંતન, પ્રાણીમાત્રમા અન્ન વિગેરે જીવન ઊપયોગી

વસ્તુઓની સરખી વેહેચણી કરવી, પ્રાણીમાત્ર મા અને ખાસ કરીને મનુષ્યોમા પોતાના આત્માનું અથવા તો ઈષ્ટ દેવોનું આરોપણ કરવું મહાત્માઓના પરમ આશ્રય ભગવાન શ્રીહરીના ગુણોનું શ્રવણ અને ઓહેની ઊચ્ચારણ કરવું એનું નિરંતર સ્મરણ કરવું તેમની સેવા પૂજા અને વંદના કરવી એમના પ્રત્યે મિત્રભાવ રાખવો અને તેમને સર્વ-સ્વ આપી ચુકવું આ બધા મનુષ્યે પાળવાના સર્વોત્તમ ધર્મો છે. ધર્મના એ ત્રીશ લક્ષણોનું પાલન કરવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે.

[illegible]

# મહાદેવ- પાર્વતી સંવાદ

શ્રી સતગુરૂ બ્રહ્મા કા વાચા ગુણ શિવ ઓ ભોવતી શાસ્ત્ર લીખીયાને . શીવ દેવીનું સંવાદ

પાર્વતી દેવી વાચા:— પુછંતે શક્તી કહો શીવ સ્વામી અમરભેદ બ્રહ્મજ્ઞાન પિંડ બ્રહ્માંડ તે કિતો ઊપના હો સ્વામીજી કિતો ઊપજંતે પાંચતત્વ કિતો પરિવર્તંતે હો સ્વામીજી આદ શબ્દના ભેદ કથો હો સ્વામીજી સૃજનહાર જનાર્જનંમ્.

શીવમહાદેવ વાચા:— પૃથ્વી આપ હુતાશન વાયુ આકાશ પાતાલં સ્થાવર જંગમ ચોરાસી લાખ જીવાયોની સર્વે રચના ભવતી તે સુણો

દેવીઓવાચા:— પાંચ તત્વ તે કીતો ઊપના તે ભેદ કથો હો સ્વામી

મહાદેવોવાચા:— અવીગતે ઊપજંતે આકાશ આકાશે ઊપજંતે તેજ તેજો ઊપજંતે મારૂત મરૂતે ઊપજંતે તોય તોય ઊપજંતે મહી એ પાંચતત્વ મહી વીલોવે તોયં તોય વીલોવે વાયુ વાયુ વીલોવે તેજ તેજ વિલોવે આકાશ આકાશ વિલોવે શુન્યાકાર શુન્યાકાર મધે ॐ કાર શબ્દ મહાતત્વં સત્ ચિત્ આનંદ પરબ્રહ્મણે પરવરતંતે

એ પાંચ તત્વ કીધા હો દેવી પ્રથમ ૐકાર મુળતે નિરંજન અતીત
દેવીઓવાચા:- એ પાંચ તત્વના વર્ણ કથો હો દેવ મહેશ્વર
મહાદેવોવાચા:- પિત તે પ્રીથમી શ્વેત તો આપ રક્ત તો તેજ કૃષ્ણ તો વાયુ નીલ તે આકાશ એ પાંચ તત્વના વર્ણ હો દેવી
દેવીઓવાચા:- એ પાંચ તત્વના સ્વાદ કથો હો દેવ મહેશ્વરો
મહાદેવોવાચા:- મીઠી તે પ્રીથમી મોલો તો આપ તીખો તે તેજ ખાટો તે વાયુ અને કડવો તો આકાશ એ પાંચ તત્વના સ્વાદ છે:
દેવીઓવાચા:- એ પાંચ તત્વના ઘર કહો હો દેવ મહેશ્વર
મહાદેવોવાચા:- પૃથ્વીનો ઘર કલેજે આપનો ઘર તો ફેફરૂ તેજનો ઘર તો તલી વાયુનો ઘર તો નાભિકમલ આકાશનો ઘર તો પિતુ
દેવીઓવાચા:- હવે પાંચ તત્વના મુખ કહો હો દેવ મહેશ્વર
મહાદેવોવાચા:- પાંચ તત્વનો મુખ તો પિંડ, પિંડનો મુખ તો આપ આપનો મુખ તો લિંગ તાલુને ગલુ, તેજનો મુખ તો ચંદ્રમા, વાયુનો મુખ તો નાસીકા, અને આકાશનો મુખ તો બે કાન.
દેવીઓવાચા:- હવે પાંચ તત્વના દેવ કહો હો દેવ મહેશ્વર
મહાદેવોવાચા:- પૃથિવીનો દેવ તો બ્રહ્મા, આપનો દેવ તો ચન્દ્રમા, તેજનો દેવ તો સૂરજ તેજ રૂપી ભુવસતી, વાયુનો દેવ તો આકાશ અને આકાશનો દેવ તો નિરંજન નૂર અતીત એ પાંચ તત્વના દેવ છે
દેવીઓવાચા:- હવે પાંચ તત્વના તાત કહો હો દેવ મહેશ્વર
મહાદેવોવાચા:- પૃથ્વીનો તાત તો વિપુ આપનો તાત તો ભધુ તેજનો તાત તો જ્ઞાન વાયુનો તાત તો પ્રાણ ને આકાશનો તાત તો વાચક શબ્દ એ પાંચ તત્વના તાત છે
દેવીઓવાચા:- પાચ તત્વના પચીસ ગુણ લક્ષણ કહો દેવ મહેશ્વર
મહાદેવોવાચા:- સુણો હો પાર્વતી પૃથ્વીના પાંચગુણ આસ્તિ, મજ્જા

ત્વચા, રોમ, માંસ એ પાંચ ગુણ પ્રથવી પિરોગતંતે. આપના પાંચ ગુણ લાળ, મુત્ર, પરસેવો, શુક્ર, શોણીત એ પાંચગુણ આપ પિરોગતંતે. તેજના પાંચ ગુણ ક્ષુધા, તૃષા, તૃષ્ણા, મધા, નિંદ્રા એ પાંચ ગુણ તેજના પિરોગતંતે. વાયુના પાંચગુણ દાવન, વલન, અગોચર નિરાધાર, સ્વપ્ન એ પાંચ ગુણ વાયુના પિરોગતંતે. આકાશના પાંચગુણ અવિગત, અતીત, નિરાધાર, શબ્દ, શુન્ય એ પાંચ ગુણ આકાશના પિરોગતંતે બ્રહ્મજ્ઞાન ભાખીયંતે હો દેવી

દેવીઓવાચા:- હવે પાંચ તત્વના ભેદ કથો હો સ્વામી દેવ મહેશ્વર

મહાદેવોવાચા:- બેઠી તે પ્રથમી, ચલંતે પ્રાણ તોય દીયાતે તેજ. બોલે તે વાયુ મિથુન ભોગ કરે તે આકાશ બેઠે તો વાયુ બાર આંગલ દમ શ્વાસોશ્છ્વાસ ચાલતો વાયે ચોવીસ આંગલ દાએતે તો શુતા વાયે નાશકા તો કાયેયા અડતાલીસ આંગલ શ્વાસ વાઘે

દેવીઓવાચા:- એ પાંચ તત્વના ભેદ કહ્યા હોસ્વામી પુરૂષ બોલે તેવું પામે અને કોણ તત્વથી હાલે ચાલે સીધે વાચરંગ

મહાદેવોવાચા:- આકાશ ગરજતો વાયુ તો ચમકે તેજતો દરશે આપ તો વરષે દરતી તો શોષે પરછંતે પાર્વતી પુછંતે પ્રશ્ન કરતવા ઔન મહોંગ આદંગ અનાદંગ અનંતા અનંત જુગ દર્મ વરણંગ તહ હોતંગ દર્મ એવો દર્મ જો રેખારૂપ તે જનાર્જનંગ પ્રથમ એદંગ અચ્છેદંગ તત્ર હારએઓ મેર મદલંગ કવડાસંગ ખણ એક દરતી દરંતે આધારંગ એવા અશંગ જુગંગ નિરંજન સ્થાપીલો સંસારંગ આદપુરૂષ નીપજંતે આપો આપંગ શંકા નાશંતે ન માતંગ ન તાતંગ કહોપીંડ તાહા કવણ કરતારંગ કવણ નક્ષત્રંગ કવણ બીજંગ ક્ષીર સમુદ્રહા જમાન દીયાનં તે એવંગ પુરૂષંગ જ્ઞાન મધે સાક્ષાત બ્રહ્મ નિરંજન કહીયે

દેવીઓવાચા:- હો સ્વામી જનાર્જન સદાશીવ ઈશ્વર પરમાત્મા વિના

કોણ જ્ઞાનંગ નાદબુંદે કાયા ઊપની મન પવન સાથે ઊપની જલ
ઝંબાકાર કાયામા એ કવણ સ્થાનંગ તે કહો હો પરમાત્મ ઈશ્વરો
કવણસો મનંગ કવણસો પવનંગ કવણસો શબ્દંગ કવણસો
પ્રાણંગ કવણસો બ્રહ્માંડ કવણસો શ્વાસંગ કવણસો શુન્યંગ કવણ
સો જીવંગ કવણસો શીવંગ કવણસો નિરંજનંગ કવણસો જ્ઞાનંગ
કવણસો ધ્યાનંગ તે ભેદ કથો હો દેવ મહેશ્વરંગ

મહાદેવોવાચા:- મન ચંચલંગ પવન શ્વાસંગ શબ્દ શુન્યંગ
પ્રાણ નિદ્રાયંગ બ્રહ્મ આહંગ આત્માહંસ અવિનાશી શુન્યંગ
પવન ઔપગાર પરવરતંતે જીવ કર્મ બુધ્ધિ શીવ કર્મમુકતા
નિરંજન માયા રહિત જ્ઞાન સુબુધ્દિ ધ્યાન આપો આપંગ વિદેહી
પણુ હોઈ તેને કહીયે

દેવીઓવાચા:- મન છુટે તો કહા સમાના પવન છુટે તે કહા
સમાના હંસ કહા સમાના કાલ કહા સમાના શબ્દ કહા સમાના
પ્રાણ કહા સમાના બ્રહ્મ કાહા સમાના શુન્ય કાહા સમાના શીવ
કાહા સમાના જીવ કહા સમાના નિરંજન કહા સમાના જ્ઞાન કાહા
સમાના ધ્યાન કહા સમાના તે ભેદ કથો હો પરમાત્મા દેવ
ચિદાનંદ ગુણ તત્વ સર્વ સંપુર્ણહા કથંતે શ્રી સતગુરૂ સુણો
હો મુનિવર એવી ધર્મજુગની પ્રબોધ ઈશ્વરે પાર્વતીને કહ્યો ત્યારે
પાર્વતીયે પરમાત્મા દેવ ચિદાનંદ કહ્યા અને પાર્વતી મહાઆનંદ
પામી હો મુનિવરો તે માટે જગત તેજ જગદીશ અનંત અનંત
રૂપ તે જાણીને રહેવું.

મહાદેવોવાચા:- મન છુટે જ્યોતમા સમાણા, શબ્દ પ્રાણમા
સમાણા બ્રહ્મ હંશમા સમાણા હંશ અવિગતમાં સમાણા અવિ-
ગત શુંન્યમા સમાણા શુન્ય અહંકારમાં સમાણા જીવ શીવમા સમા-
ણા

જ્ઞાન દયાનમાં સમાણા દયાન ચૈતન્યમા સમાણા શીવ નિરંજનમાં સમાણા નિરંજન સત્મા સમાણા સત્ ચિતમા સમાણા ચિત્ આનંદમાં સમાણા આનંદ બ્રહ્મમા સમાણા તે પરબ્રહ્મંગ અલખંગ અછેદંગ અભેદંગ અપરંપાર હો દેવી પાર્વતી ચિદાનંદ રૂપણી તે સદા સદોદીત અવિચલંગ ગ્રેહે ગંભીર અરૂપ સમુદ્ર અખંડ પ્રેમરૂપે વાચોના જોગાનજોગ થકી તે અખંડ અરૂપ સમુદ્રને વિખે ચિદરૂપણી લહેર થઈતે સત્યા સત્ય સ્વરૂપ થકી ઊપજંતે તે લહેર થકી નિરંજન જ્યોતિસ્વરૂપ ઊપજંતે તે ઈશ્વર કહીયે તે આપોઆપ ઓંકાર અવતાર તેની કુદરતને તેના અમરભેદ તે કુંતે થકી સૃષ્ટી જગત સરજી તે સત દત ક્ષમા તેઊપર જલ પૃથ્વી સપ્ત પાતાલ એ દશને તે ઊપર અગીયારમો મૃત્યુલોક સપ્તદ્વિપ નવખંડ પચાસ કરોડ પ્રથવી તે ઊત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ નો ચોક સપ્ત અસમાન તે અઢાર થયા પછી તે ઊપરે ઓગણીશમો સ્વર્ગનો ઠિકાણો જ્યા અમૃત કુંડ છે વીસમો નુરાની તેજ રૂપી અસમાન તેત્યા દેવદુતના સ્વર્ગ એકવીસમો બ્રહ્માંડ તે ઈશ્વરની જગ્યા અલેખ કહીયે હો પાર્વતી દેવી શાકિત રૂપીણી.

શ્રીસતગુરૂ બ્રહ્મા વાચા :— હો મુનિવરો મનુષ્ય જન્મ માત્ર જ્ઞાન જાણવું ગુરૂ શરણેથી કારજ સીજે સેવા થકી ઊત્તમ શરે સરવે સેવા ગુરૂ ચરણે એ સેવાનો મુળ મંત્ર થકી ઊત્તમ શરે સરવે મંત્ર ગુરૂ વાચક એ મંત્રનો દયાન થકી ઊત્તમશરે સર્વે દયાન ગુરૂ મૂર્તિ એ દયાનનો મૂળ મોક્ષથકી ઊત્તમશરે સર્વે મોક્ષ ગુરૂ કૃપાએ એ મોક્ષ મુગતનો મૂળ હો મુનિવરો પેલુ સંસ્કાર જે પ્રાલબ્ધ, બીજો જન્મ જે સુફલ શુધ્દ ક્રિયમાણ, ત્રીજો સત્શાસ્ત્ર જે વિદ્યા સાચા શબ્દ ચોથો પ્રેમ વૈરાગ્ય જે હેત દઢ નિઃસીમ પ્રેમ પુરો, પાચમો ગુરૂ જે પ્રબોધ કરે

છઠો જે સતગુરૂ બ્રહ્મસ્વરુપ તેમા નાશ થવું જે આત્મસમર્પણ થવું સાતમો અહંબ્રહ્મ જેવા સત ચિદ બ્રહ્મ સતગુરૂ સંસાર જે જગત તે એક સ્વરૂપ અરશ પરશ જેમ સમુદ્રને વિષે મોજ લહેર ફીણ બુંદ બુંદા પણ સમુદ્રથકી નોખા નહી જેમ વૃક્ષ શું ઝાડ થડ મુળ દાડ પાન ફુલ ફલ તે ઝાડ થકી નોખા નહી એમ જગત તે જગદીશ ને જગતગુરૂ હો મુનિવરો એ શીવ દેવીસંવાદ હવે મૃતલોકને વર્ણવું તત્ર સુરજ ચંદ્ર શતંગ પ્રથવી હેત પ્રકાશંગ સંસાર મધે પ્રકાશ કરતવંગ એ શીવ દેવી સંવાદ.

પાર્વતીવાચા:– હું પુછુ હો સ્વામી ઈશ્વર પરમાત્મ દેવ લાગી પાય જે મારી બુધ્દિ સ્થીર થાયે ને સંસાર સમ વિક્ષમ જાયે ને સંકલ્પ વિકલ્પ સમાયે હવે પ્રાણ પુરૂષનો ઠામ તે શું ક્યાં તે ભેદ કથો હો સ્વામી જનાર્દનંગ

ઈશ્વરોવાચા:– દેવી પાર્વતી એકવીસ બ્રહ્માંડ ઊપરે એક દિપ છે ત્યા પ્રાણ પુરૂષ વિદેહી સદેહી પ્રકાશ કરતવંગ સતે સત શીવ રૂપ પ્રકાશ કરતવંગ ત્યા બેઠા અચલ પચલ ત્યા અરૂપ તેજપાટણ સોળ શો બંધ બોહોતેર કોઠા અડસઠ કમળ ત્રણસે સાઠ બંધ બહાર ભીતર હો દેવી નામ રૂપ તે નાશ ઊતપત ચલંતે તો પરલે કાયાબંધંગ આત્માયે આત્મા ચલંતે તે તીશ કારણ હો દેહી પીંડ પડંતે મન સોવે પવન જાગે તેમ મનને બ્રહ્મજ્ઞાનની અગની લગ લગાવે પછે પોતાને પોતે ઓલખે નર હોવે પીંડ પ્રાણનો સંજોગ સતગુરૂવીના કોણ સમજાવે. શ્રી સતગુરૂ વાચા હો મુનિવરો એવા આત્મજ્ઞાન ઈશ્વર પાર્વતી પ્રત્યે કરતવા તે તમે એકચિત્તે સાંભળો હો મુનિવર ધીર વીર ચૈતન્યસ્વરૂપ પણ જે જીવ સંસાર-મધે જીવ રૂપી કર્મ કુબુધ્દિ હું ને મારૂ એવે અજ્ઞાને વાદવિવાદે

વલગી રહ્યા છે તેને છલપડે તે ભેદ કહું તે સાંભળો હો મુનિવર ભાઈ શ્રી સતગુરૂ વાચા :— અવિદ્યા માયા તે અનંત ચલંત્ર સંસારમા નામ રૂપે જીવ બુધ્દિવાદીને છલ પડાવે અજ્ઞાન પવન થકી મનને ડુલાવે તારે રતિ એક સત સંજોગ સતગુરૂનો મર્મ લેવાયનહી ને દેહીનો શોધન થાયનહી દેહી મૃતક પામે તત્વ તત્વમા સમાય ત્યારે મનને વિયોગ પડે ત્યારે મનનો પરતવો જે સ્વપ્ન તે જે વાસના લીંગ તે લખ ચોરાસીના અવતરે પછી જેવો સંસ્કાર તે અલખની અકલ ગત તે અલખ જાણે તે માટે હો મુનિવરો સત્-શાસ્ત્ર સત્સંગ સતગુરૂ વિના મોક્ષ નથી એમ પાર્વતી પ્રત્યે શીવ કહે છે. મહાદેવો વાચા સર્વજ્ઞ જ્ઞાનંગ જ્યોત પ્રકાશંગ મૃત્યુવિયોગંગ જીવના જીવનાહા ઊપાયંગ તે ભેદ કથો હો સદાશીવ દેવ મહેશ્વર તમારા વચન થકી મુજને જ્ઞાન થયો ને અજ્ઞાન અવિદ્યાનો સુલ તે ગયો ને વ્રેહ વૈરાગ્ય પામી વાસના સ્વામી અને ગદ્ગદ્ કંઠે રોતી કથીયું હું લાગુ પાય હો મહાદેવો પરમ કારણ પરમ ગુરૂ તત્ર મહાદેવો વાચા સુણો હો દેવી પાર્વતી ચિદાનંદ રૂપીણી તમારા પ્રશ્ન પુછ્યા થકી હું ઘણો આનંદ પામ્યો સહેજ શાખ સોહાયંગ જોગ અષ્ટાંગ નિવૃત સ્થાન તે એકાંતે છે ને મીલે પરિપૂર્ણ ભાવ જો મન રહે પવન તો સ્થિર થાયે તે આઠ પ્રકારના જોગંગ સહેજ વ્રતી મુમુક્ષુ થાવંતે પ્રથમ ચોવીસ લક્ષણ કરી દેહીને વિચાર ગુરૂ કરી ચિત્તને ઊપદેશ પ્રબોધ કરે ચોવીસ લક્ષણ — ૧. પ્રથમ આકાશનો લક્ષણ પૂર્ણપદ નિર્લેપ-પાક. ૨. બીજો પવનનો લક્ષણ બાહર-ભીતર પૂર્ણ દુર્ગંધ રહિત. ૩. ત્રીજો લક્ષણ અગ્નીનો તેજ સીજે આવે તે નાશ પામે - આત્મસાત કરે. ૪. ચોથો જલનો લક્ષણ પોતે નિર્મલ પાક ને બીજાને નિર્મલ પાક કરે. ૫ પાચમો પૃથ્વીનો લક્ષણ ક્ષમાશીલતા

દોસ્ત દુસમન કોઈ નહી પરમાર્થીપણું. ૬. છઠો સુરજનો લક્ષણ સુખે પાખે વાલુ વેરી કોઈ નહી. ૭. સાતમો ચંદ્રમાનો લક્ષણ પોતે આત્મા સ્વરૂપને દેહી વધે ઘટે હર્ષ શોક સર્દી ગર્મી આવેને જાયે પણ મન એકાગ્ર રહે. ૮. આઠમો લક્ષણ હોલાનો સ્ત્રીનો સંગ ન કરે સ્ત્રી છોકરાનો સંગ કરે તો મરે. ૯ નવમો લક્ષણ સમુદ્રનો ગુણ અવગુણ તો જલને વિષે પણ માહે મોતી જેની કિંમત નહી તો પણ મર્યાદામા રહે. ૧૦ દસમો લક્ષણ તો અજગરનો યથાલાભસંતોષ વૃત્તી રાખે. ૧૧. અગીયારમો લક્ષણ પતંગનો સ્વરૂપ દેખીને બળે સ્વરૂપમાહે લીન થાય બળી મરે. ૧૨ બારમો લક્ષણ ભમરાનો જેને મીલે ત્યાં પોતે મરે દુઃખ ભોગવે પણ સામાને દુઃખ ન કરે. ૧૩ તેરમો લક્ષણ તો મધુમાખીનો નાના મોટા ગ્રંથ શાસ્ત્ર દેખીને પણ પોતાનું સ્વરૂપ ઓળખવાનું જ્ઞાન રાખે. ૧૪ ચૌદમો લક્ષણ હરણીનો સબદ ન સુણે એક પરમેશ્વર શિવાયનો સુણે હેતવંતો. ૧૫ પંદરમો લક્ષણ હાથીનો સ્પર્શ કરે એક ધ્યાન એક મને રહે પણ દેહીને વિષે સુખ દુઃખની ખબર નહી. ૧૬. સોળમો લક્ષણ તો મીન મચ્છીનો રસનાનો ત્યાગ રાખે તો જાલમા ન ભરાય. ૧૭ સતરમો લક્ષણ તો ગુણીકાનો નિરાશપણુ આશા અલેખની. ૧૮ અઢારમો લક્ષણ તો શમલાનો માંસનો ત્યાગ કરે ને સુખી થાયે. ૧૯ ઓગણીસમો લક્ષણ બાળકનો હર્ષ શોક નહી જ્ઞાનની ચેષ્ટા કરે. ૨૦. વીસમો લક્ષણ તો કુંવારી કન્યાનો સર્વેને ત્યાગ એકાકી રહે પતિવ્રતાપણું શીલ પાળે. ૨૧. એકવીસમો લક્ષણ તો સર્પનો ખોરડો ઘર બાંધે નહી આસક્તિ ઊપાધીનો ત્યાગ કરવો. ૨૨. બાવીસમો લક્ષણ તીરગરનો સર્વેનિવૃત્તી બાંધે ધ્યાને કરી નિશાણ ન ભુલે. ૨૩ તેવીસમો લક્ષણ કરોળીયાનો જાલ ઊપરથી તારતે સહેજ રૂપે કાઢે ને જીવ રૂપે રમે બ્રહ્મ-

રૂપે ખાય ચલણ હલણ ધરતી ઊપરે પણ મન ઠેકાણે ૨૪. ચોવી-
સમો લક્ષણ ભ્રમરીનો ઈયળને લઈ જાયને ચટકો દઈ ભ્રમરી કરી
મુકે. એ ચોવીસ લક્ષણ પાર્વતી પ્રત્યે ઈશ્વરે કહ્યા પછે અષ્ટાંગ
યોગ સાધના કરે તે ગુરૂ કરાવે તો થાય તેની ગતતો ગુરૂના
હ્રદયમા હો પાર્વતી. શ્રી સતગુરૂ વાચા સુણો હો મુનિવરો ઈશ્વરપાર્વતી
પ્રત્યે એમ કહેતા હતા જે આઠ પ્રકાર અષ્ટાંગયોગ. પ્રથમ યમ
નાના પ્રકારની વાસના તે એક ઠોર કરવી. બીજુ નેમ ઈન્દ્રીયો
સર્વેને નિયમ માહીં રાખે દોડે નહી. ત્રીજુ આસન ચોરાસી છે તેમા
બે રાખે એ બેમા મોક્ષ છે એક સિધ્ધાસન બીજુ પદ્માસન. ચોથો
પ્રાણાયામ - પૂરક કુંભક રેચક બાર પુરે ભળે છોડે તે સુજે ના શકાય
પવન સાધન ગુરૂ કરાવે તો થાય પાંચમૂપરતિહાર - જ્યાં જ્યાં મન
જાય તે ફરી ફરીને શબ્દને વીષે રાખે જેને એક અક્ષર હરફ કહેછે
હો દેવી પાર્વતી એ લક્ષણ તો ગુરૂના હ્રદયમાહે છે. છઠ્ઠુ દયાન:-
સ્વરૂપને વિષે દયાન રાખે અતિશય જોર. સાતમું ધારણા- જુવે
સ્વરૂપને જે કેવો રંગ છે હો દેવી દ્રઢ વૈરાગ્યને સતગુરૂની ક્રિયાવીના
ન થાય. આઠમી સમાધી - તે લીન થાય તે શું જે મલીજાય દેહ
ને ભુલે ઊદાસી અલેખમા મળીજાય. એ અષ્ટાંગયોગ સાધન દેવ
મહેશ્વર શક્તિ પ્રત્યે કહેતા હતા તો તે પદવીનો મહિમા કહ્યો ન જાય
હો દેવી ચિદાનંદરૂપણી.

દેવીઓવાચા:- હો સ્વામી મન પવન તો કેમ સ્થીર થાયે પિંડ
પડે તારે જીવ કહા સમાયે હો દેવ મહેશ્વર હું તમને પુછુ લાગી
પાય હો સ્વામી નાથ

મહાદેવોવાચા:- હો દેવી ઘણુ પ્રશ્ન પુછ્યુ તે સાંભળો હો દેવી ચિદા
નંદરૂપીણી. શૂન્ય આવે ને શૂન્ય જાયે શૂન્યમધે રહે સમાયે પરમ

શુન્યમાહે કા ગ્રહે રહી જાગે કોઈ અને તે શુન્ય મધે અનુભવનહોય જેને એ પદવીનો લક્ષથાય તે સમજીને સમાયરહે.

દેવીઓવાચાઃ— કવણસો અવિગત કવણસો મુળ કવણસો બ્રહ્માંડ છે સ્થુળ અને કયાંવશે શીવશક્તીના વાસા અને કવણ સો ઘટમાહે પ્રકાશ હો સ્વામી

મહાદેવોવાચાઃ— મન સો અવિગત પવન સો મૂળ પિંડ સો બ્રહ્માંડ સ્થૂળ નિજ મન નિરંતર શીવશક્તિકા વાસ સર્વે ઘટ દેવી કર્યો પ્રકાશ હો દેવી પાર્વતી સદાશીવે

દેવીઓવાચાઃ— કવણ સૂર તે અંતરમા લેવાય કયાંથી આવે ને કયાં જાય કહો પરમાત્મા દેવ શીવ હું લાગુ પાય.

મહાદેવોવાચાઃ— સંસ્કાર સંજોગથી આવે ને મુગત સંજોગમાહે જાય જો દેવી દેવળ માહે દેવ પરમાત્માપાય પિંડે બ્રહ્માંડે નિર્ગુણ સગુણ જ્યાં દેખાય પૂરણ નિરંતર અંતે એકસમાય જો મન સ્થીર કરે લહે સતગુરૂ કૃપાયે વિયોગ સંયોગ કવણે ઊપાયે એમ સદાશીવ શંકર દેવી પ્રત્યે એમ કહેતા હતા હો મુનિવર હો દેવી દ્દઢ વૈરાગ્ય દેવી મુજને થયો છે

દેવીઓવાચાઃ— હો સ્વામી પરમાત્મા દેવ મહેશ્વર તમોગુરૂ તમો ગોવિંદ તમો બ્રહ્મા તમો ઈન્દ્ર તમને નમસ્કાર કરે દેવ તેત્રીસકરોડ ગૌરી નમે તમને દોનુ કરજોડ હો સ્વામી કેતેક જુગ તમને આરંભ ભયો કેતેક જુગ તમને ગીર્ભાસન રહ્યો કેતેક જુગ લીધો અવતાર કેતેક જુગ અંતર રહી સ્થાપિલો સંસાર

મહાદેવોવાચાઃ— સુણો હો દેવી પાર્વતી અસંખ્ય જુગ અમને આરંભ ભયો અને છત્રીસ જુગ અમને ગિર્ભાસન રહ્યો અર્બુદ રૂપે લીધો અવતાર નરબુધ રૂપે સ્થાપીલો સંસાર નરબુધ ધંધુકાર

નહી સાદ નહી શબ્દ નહી અહંકાર નહી જલ નહી સ્થલ નહી ધરતી નહી આકાશ નહી મેર નહી મંઢણ નહી કેવલાસ ત્યા ભઈયા અલખ પુરૂખના વાસ ત્યા પડી ધર્મી ધર્મ જો રેખા ત્યાં ઊપના દેવ નિરંજન એકહી એકા તેમાથી એક શક્તિ ઊપાઈ ચાર શુન્ય પાચમુ પિંડ પિંડ ક્રોડી ભઈયો નિખંડ ત્યાંથી ઊપના ધરતી આકાશ ત્યાંથી ઊપના મેર મંઢણ કૈલાસ ખણ એક ધરતી લીયો આધાર હોદેવી. અલખ રૂપે સ્થાપિલો જગત સંસાર કહો પિંડતો આ મુગતનો વિચાર કિતકોતી ઊપનો ઊત સંસાર નૂર સ્વરૂપે શૂન્ય પરવરતે. નહીમાતાનહી પિતા એક નિરંજન ઊત ઊપના આપો આપ ક્ષીર સમુદ્રમા જમાવણ કર્યો અલખમા અલખના વાસ એમ પાર્વતી પ્રત્યે શંકર કહેતા હતા.

દેવીબોલ્યાઃ— હો સદાશીવ શંકર દેવ મહેશ્વર કોણસો ધરતી, કોણસો આકાશ કોણસો મેર મંઢણ કૈલાસ કહા શું પવન ભયો હુતાશ કોણસ્વરૂપે જલહી ઊપાયો કોણ જુગતે આપ ઓલખાવો.

મહાદેવબોલ્યાઃ— સતે ધરતી સતે આકાશ સતે મેર મંઢણ કૈલાસ સતેપવન સતે હુતાશ તેજ સ્વરૂપે જલહી ઊપાયો ચંદ્રસુરજ સતે સુ આયો. સતગુરૂ કૃપાયે સીરાજ પાયો સતે આત્મા આપ ઓળખાયો.

દેવીબોલ્યાઃ— **પહેલી ધરતી કે પહેલો આકાશ પહેલો મેર કે પહેલો** કૈલાસ પહેલો દિન કે પહેલી રાત પહેલો બાપ કે પહેલી માત પહેલો ધરમ કે પહેલો પાપ પહેલો અંગનકે પહેલો આપ પહેલો પુષ્પ કે પહેલી વાસ પહેલો ગુરૂ કે પહેલો દાસ પહેલો ચંદ્રકે પહેલો સૂર પહેલો નુર કે પહેલો ઝહુર

મહાદેવબોલ્યાઃ— સુણો હો પાર્વતી પહેલી ધરતી પછી આકાશ પહેલો મેર પછી કૈલાસ પહેલી રાત ને પછી દિવસ પહેલો બાપને પછી માત પ્રવેશ પહેલો પુષ્પ ને પછી વાસ. પહેલો ગુરૂને પછી દાસ.

પહેલો ધરમને પછી પાપ પહેલો અગનીને પછી આપ પહેલો ચંદ્રને પછી સૂર પહેલો નૂર ન પછી ઝહુર

દેવીશ્રીબોલ્યા:— કવણ શ્વાસાને કવણ વાસા અને કવણ રહે આદ સમાશા કહો શંકર દેવા કરી પ્રકાશા પ્રાણ પુરૂષના ક્યાં વાસા.

મહાદેવબોલ્યા:— ઊર્ધ્વ ઘરમા રહ્યા અધ: સમાશા ઊર્દ્વઓર કહે વાસા જાવન આવન શ્વાસોશ્છ્વાસા તીસમા સમાણા નિરંજન વાસા નાદબુંદ ઊત ઊપની કાયા મન પવન સાથે ઊપની જોગેશ્વરી માયા ભોગવો ભોગેશ્વરી બ્રહ્મ ગાયત્રી કાલવચની ઊલટે નીર પાલટે ખીર પાચતત્વ સ્વાદસાથે લહી અવતરી

હવે ગર્ભનો વિચાર સુણો હો મુનિવરો દેવચૈતન્ય રૂપી મહાદેવ પાર્વતી પ્રત્યે એમ કહેતા હતા ગર્ભનો વિચાર મહાદેવો વાચા— પહેલે માસે તો નિરમલ નીર બીજે માસે પ્રકટે ખીર ત્રીજે માસે રક્તનો ગોલો ચોથે માસે થાણુ સ્વામચકરલો પાચમે માસે પાકે ફુટે છટે માસે જ્યોત પાલટે, સાતમે માસે સંપુરણ કાયા આઠમે માસે શક્તિમાયા નવમે માસે પ્રથવી સર્વથા દસમે માસે દસ દ્વાર મુગતા એમ પાર્વતી પ્રત્યે શીવ કહેતા હતા મહાદેવો વાચા કાયાનો લક્ષ અંતર વિચાર સવા ઘડો રક્તનો બાવન પલ ગુદા સપ્તધાત શુક્ર શોણીત, ચાર આંગળ મુખનો પાટ, પા હાથની કલેજી, પગ બેને બે હાથ, એકવીસ હાથના આંતરડા, બત્રીસ દાત નવ નાડી બોહોતેર કોઠા ઈંગળા પિંગલા સુષુમ્ના, ત્રણસો સાઠ રગુ કાયાના બંધ ત્રણસો સાઠ છેદ સોળ સાંધા, એકવીસ મણકા ચૌદ પાસળી ચૌદ આંગલનું ફેફરૂ બાર આંગલનુ કાળજું બાર આંગળની જીભ નવ આંગલીનું દિલ સાત આંગલીની તીલી ત્રણ આંગલ પિતુ સવા હાથ અખંડ હાડ એક હૈયુ બે થાન બે આંખ બે કાન

૪૦૬

૪૦૬

નાસીકા લીંગ ઈન્દ્રી એક મુખ અઢાર આંગલ મહેલ એક દંડીભાઠા આઠ આંગલ અમરતના માંદા ત્યાં વસેં ઈંગલા પીંગલા સખુમ્ના નાડી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર રખવાલી ત્યાં વસે નૂરલોક ઈન્દ્રલોક મુગતા ત્યા વશે તેત્રીસ કરોડી દેવતા ઘટમા બોલીયે ચારેવેદ ઋગ યજુર સામ અથર્વના ભેદ ઘટમા સાત હાડનું વિચાર શંકર શક્તિને કહે ઊપચાર નૂર જવતલ અમર એ ચાર સાક્ષાત વજર તીજી તમતમા એ સાત ઘટમા બોલીયે સાત સમુદ્ર દેવી મન ગ્રહી રહીયે ઘટમા કહીયે અલખ એક મેવા ઘટમા કહીયે સતગુરૂસેવા ઘટમા કહીયે ધરતી આકાશ ઘટમાં કહીયે શ્વાસોશ્વાસ ઘટમા ચન્દ્ર સુરજ દોઈ નુર રોમરોમે ચૈતન્ય ભરપૂર ઘટમા કહીયે નવલાખ તારા ઘટમા કહીયે અગમ અપારા ઘટમા તીરથ ત્રીવેણી નાવ ઘટમા દર્શન પ્રગટ પાવ ઘટમા અઢારભાર વનસ્પતી ઘટમા પરમાત્મ પ્રાણપતી ઘટમા મેળા જ્યોત જુગતમા ઘટમા જાગા મોક્ષ મુગતની ઘટમા પ્રેમે પ્યાલા પીવે અમર પદવી જુગોજુગ જીવે ઘટમા ગુરૂ ગુણગોવિંદા ઘટમા સૂરજ ઘટમા ચંદા ઘટમાં સતગુરૂ મરમ બતાવે બ્રહ્મ જ્યોતમા આપ સમાવે એમ પાર્વતી પ્રત્યે શીવ કહેતા હતા તે તમે સાંભળો હો મુનિવરો

મહાદેવોવાચા સુણો હો પાર્વતી જલબંબાકારં પાંચ તત્વ દેહ આચરંગ નર નિરંજનંગ કવલંગ સત્યાસત્ય પ્રમાણંગ દેહ શોધન કરતવં વિશ્વરૂપં સદા સર્વદા એક બ્રહ્મ જાણવુ તે મહાપદ હા સર્વ શાશાંતિ શુરજાયંગ સર્વ શોશાંતિ હુતાશન બ્રહ્મજ્ઞાની સર્વ શોશંતી કતો પાપા હે અર્જુન પુણ્યપાપ હનતે બીજ નામે પ્રાણ ઓધરંતે સતગુરૂ શરણેથી સ્થીર કરતવા અમર પદવી સદાસર્વદા અવિચલંગ હે પાર્વતી ઈતિ શીવ દેવીપાર્વતી સંવાદ સંપુર્ણંગ.

મુળબંધ ખંડ ૩ જો.

# દેહી શોધન તથા અધ્યાત્મ

# ચિંત વિચાર

# શ્રી નિકલંકી ગીતા શાસ્ત્ર

શ્રીસતગુરૂ બ્રહ્મા વાચા :— સુણો હો મુનિવર મુમુક્ષુ હવે કાયાનો શોધન નાનો મોટો વિરાટ પીંડને બ્રહ્માંડનું શોધન ગ્રંથ ચિંત વિચાર. વિચાર ગુરૂ થકી ચિંત ચેલાને પ્રબોધ કરતવા એમ કરીને મુનિવરને પ્રબોધનો વિચારપણ સંસ્કાર મુનિવર જેણે જુગોજુગ ગુરૂ નરસુ પ્રીત અને વાચા વચનના સાચા તેને આ વિચાર - અમરભેદનો પ્રબોધ થાય બીજા સાંભળે પણ જુગોજુગ લખચોરાસીનો સંશો ન ટળે ને સંસ્કારી મુનિવર લહે તે ભેદંગ યોગમાર્ગ પવન શોધન ગુઢ ભેદ અમરપદ સત સતપંથ સદા ઊત્તમ અવતાર પાત્ર નિકલંકી નારાયણ આદ્યવિષ્ણુ નિરંજન જગતગુરૂ આદબ્રહ્મા હો મુનિવરો.

શ્રીસતગુરૂ બ્રહ્મા વાચા:— પરિબ્રહ્મંગ સત ચિદ્ આનંદ અખંડજ્યોતિ સ્વરૂપંગ નિરંજનંગ અલેખંગ અછેદંગ અપરંગ આદંગ અનાદંગ જ્યોતિશીવ સ્વરૂપંગ નિરંજનહા આદવિષ્ણુ પ્રથમંગ પરમેશ્વર પરમ પુરૂષોત્તમ જુગતી જીવનંગ સતશબ્દ ઓધારંગ સુકરીત પરમ ધ્યાન જીવ ગતીઊ ઓધારં દુખશત વિનાશ ગતંગ મુલ સેવાયંગ સતગુરૂ ચરણાંગ મંત્ર મુલંગ શત ગૌરંગ વાયકંગ મુલધ્યાનંગ સતગુરૂ મુર્તીંગ મોક્ષમુલંગ સતગુરૂ કૃપાયંગ

પ્રથમ શુન્યા કારંગ આપો આપંગ શૂન્ય રૂપંગ નૂતવંગ
રૂપંગ નરેખંગ નિતવંગ દયેયંગ નેતવંગ નતવંગ નામંગ ન
ઠામંગ સર્વમહા એકમેવાદ્વિતીયંગ અખંડંગ અરૂપંગ સમુદ્રહા
નારાયણં તત્રઃ ધૂમ્રવર્ણ નિલ્વર્ણ રક્તવર્ણ પિતવર્ણ શામવર્ણ
શ્વેતવર્ણ નિરંજન અહુંકાર અવતાર પરવરતંતે મોહોતત્વં
અવ્યાગત શક્તંગ આકાશરૂપંગ નિર્લેપંગ નિરાકારં તત્રહાવયુ
હુતાશન તોય ધરા આકાશ એ પાંચ તત્વ વિરાટ્ સ્વરૂપંગ તત્ર
ત્રિગુણંગ રાજસ તામસ સાત્વિક સતી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર
ચતુરર્થ શક્તિ સર્વત્ર વ્યાપક બ્રહ્મા અસંગે સૃષ્ટી ઊપજાવંતે
હો ચિદચિત્ રૂપંગ તત્ર અનંત કલપ જુગાજુગ ખેલ કર્તવં અમૃત
રૂપં અલખ નિરંજનંગ નિરાકારંગ નિરાભાસ સર્વવ્યાપકંગ
અગોચરંગ અનંતરૂપ અનંતનામ રૂપ પરવરતંતે વિષ્ણુ મુર્તિ
જગતપતિ જગત્નાશન અપરમપારંગ નિરાકારંગ પરમેશ્વરંગ
જુગાજુગ જીવ ઓધારંગ નારાયણં સતગુરૂ દર્શતે પારસ લોહો
હેમ કરતવં તેમ સતગુરૂ ભેટંતે મુનિવર આપસમાન કર્તવંગ
સતગુરૂ બ્રહ્મા વાચા ચૈતન્ય સ્વરૂપ અનંત મૂર્તિહા સ્થાવર જંગમ
સચરાચારંગ પરવરતંતે ચૈતન્ય ચિદચિદ્ રૂપંગ. સતગુરૂ વાચા-
જુગતી જોગ કારણ મહાકારણ લક્ષ પરમ તત્વંગ સંસારમધે પ્રકાશંતે
ચંદનની કાષ્ટ વૃક્ષવારાંગ સુગંધ સર્વ એકમેવા કાષ્ટ ચંદન હોતવા તેમ
સતગુરૂ ભેટંતે કૃપા કારણં શિષ્ય આપસમાન કર્તવા હો મુનિવર
એમ વિચાર ગુરૂ નિજ પ્રત્યે કહેતા જેમ ઈળ ભમરી જયા સંજોગ આપ
સમાન કર્તવં તેમ સતગુરૂ સદોદીત પરમપદ મહા મતીયંગ મુનિવર-
ને આપસમાન કર્તવા અહુંકાર મોહો તત્વં અવ્યાકૃત આકાશ
તત્વ માયા પંચભૂતાનિ સર્વ શુન્યાકારં તદ્રંગ કીતોચિન્હપ્રવર્તતે

એવં શિષ્ય પ્રશ્ન પુછંતે હો સતગુરૂ પરમાત્મ દેવ. સતગુરૂ ને શિષ્ય સંવાદ કર્તવા હો મુનિવર તત્ર પરમ નિરાકારં ત્દ્રંગ આપધ્યાન કર્તવંગ અલખ નિરંજન તત્ર સર્વ નીલવર્ણ ધંધુકારં તદ્રંગ શૂન્યાકારંગ મધે સહેજ સ્વરૂપી પરમેશ્વર અનંતા અનંત જુગ પ્રવર્તંતે નિજવંત નામ રૂપં ઈદં ઊતપૂતતેકીતો ભવન્તી હો પરમ દેવ ગુરૂ પરમાત્મ વિચારંગ.

શ્રીસતગુરૂવાચા:— સુણો હો મુનિવરો ચિત ચિદરૂપં નીલવર્ણ સહેજ શીવસ્વરૂપી પરમેશ્વર નુર તે નુર સ્વરૂપ આકાર પ્રવર્તંતે અતિ ધ્યાનંગ દિવ્યતેજંગ નાદયનિર્ણંગ એક પુષ્પ જ્યાવાસ પુષ્પ કીતો ભવતી જ્યાજલં ઈવ બાવંગ ત્રીગુણ હો ચિત ચિદરૂપશિષ્યંગ

શિષ્યોવાચ:— નારાયણ કીતો ભવંતી દિવ્ય તેજ કીતો નામ

શ્રીસતગુરૂવાચા:— દિવ્ય તેજ પુરૂખવર્ણ શુન્ય નામયનિજ સ્થાનક મૂલ શુન્યાકાર નાદ અહુંગ સમાધંગ નિરંજનંગ પ્રવર્તંતે ઈવનુર શીવ રૂપી ૐ નાદ સ્વરૂપી નારાયણ ભેદની સૂજતે દુર્લભ હો મુનિવર ધીર વીર નાદ તે નારાયણ નૂર તે તેજ શીવરૂપ સકલ સૃષ્ટી સ્વરૂપ પ્રવર્તંતે સકલ સૃષ્ટી તે બ્રહ્મા કરતવા સર્વે જીવનો મૂલ તે નિજસ્થાનક શુન્યાકાર તેમાથી નાદ અહુંકાર સ્વરૂપ ધરી આદ વિષ્ણુ પ્રવર્તંતે તે તેજ સ્વરૂપ નિરંજન તેના એક શબ્દ થકી એકવીસ બ્રહ્માંડ મેદની નામ રૂપ તે નિર્ગુણ સગુણ વીલોવી સકલ શ્રીષ્ટ બ્રહ્મા સ્વરૂપ સૃજંતે તદ્રંગ

શિષ્યોવાચ:— હો સતગુરૂ દેવ પરમાત્મ આદદેવ તે કીતો ભવંતી

શ્રીસતગુરૂવાચા:— શૂન્ય તે અજ્ઞાનંગ સર્વજ્ઞ જ્ઞાનથી ભયે બ્રહ્મા જ્ઞાન બ્રહ્મજ્ઞાન સેવાનંગ ઊતમહા આદનુર નિકલંકી સ્વરૂપ અલખથી ઊપના શુન્ય શુન્યમધે નાદ અહુંકાર

શિષ્યોવાચઃ— હો સ્વામી ત્રણ મૂરત કિધી તીસમધે કતો દેવંગ કતો ચૈતન્ય પરમેશ્વરંગ

શ્રીસતગુરૂવાચાઃ— ત્રિગુણપતિ તે ત્રણ દેવને કતો કતો બ્રહ્માવિષ્ણુ મહેશ્વર ત્રિગુણી સૃષ્ટી રચંતે તીસમધે શીવશક્તિ યુગુલસ્વરૂપં પંચભુતાનિ સગુણ કારણં આકાર સ્વરૂપે ઊતપતે પરલે ભવન્તિ પ્રથમ બ્રહ્માણં સર્વે બીજં સગુણ ચ નિર્ગુણ કર્તવં અહુંકાર સર્વ વ્યાપક શ્રેષ્ઠ દેવ દેવા એ અલેખ પુરૂષં નિરાકાર ધંધુકાર પોકાર નૂરંગ ચ ઊતપતી અહોકારણં સચરાચારં દિવ્યતેજ તદ્રંગભવંતિ બ્રહ્મા બ્રહ્મરૂપી જીવજ્યોતિ ભવન્તિ આત્મા આત્મારૂપી બ્રહ્મા માયંગ સ્થૂલ તે ઈશ્વર બ્રહ્મ તે ચૈતન્યં આત્મા તે નારાયણંગ એક દેવા ત્રિમૂર્તિ પ્રવર્તન્તે

શિષ્યોવાચઃ— હોસ્વામી આરંભ તે કતો મૂલંગ કવણ ચૈતન્યંગ ઔઘે કરતવા હોસ્વામી શ્રેષ્ઠ રચના કતો ભવન્તી હોસતગુરૂપરમાત્મા

શ્રીસતગુરૂવાચાઃ— પરબ્રહ્મ સો ચિદાનંદ ચિદ્શક્તિ આન ચ મહાવિષ્ણુ નિરંજન તે આદવિષ્ણુ થકી ઊપના સતગુરૂ બ્રહ્મા સતગુરૂ બ્રહ્મા થકી ઊપના જીવ જીવ થકી ઊપની માયા માયાથકી ઊપના ત્રિગુણ ત્રિગુણ થકી ઊપના પંચભૂત

શિષ્યોવાચઃ— હોસ્વામી આરંભ તે કતો મૂલંગ કવણ ચૈતન્ય પરવર્તંતે કેમ ઊપની એ રચના તે ભેદ કથોહો સતગુરૂ સ્વામી

શ્રીસતગુરૂવાચાઃ— ૐ કાર પ્રવર્તંતે આકાશ તે નભ નભથી વાયુ વાયુથી તેજ જેને હુતાશ કહિયે હુતાશથી તોય જેને જલ કહીયે જલથી પ્રથવી સપ્ત પાતાલ, પ્રથવી જલમા લય પામે વાયુ આકાશમા લય પામે તે આકાશ નિર્લેપી સદા સર્વદા નિર્મલ આકાશ અહુંકાર સમાવીતંગ અહુંકાર મોહો તત્વંગ સમાવીતંગ સતત નિરંજનંગ

—— પ્રીથમી શ્રીષ્ટ રચંતે બ્રહ્મા પ્રપંચ સહીત પંચતત્વની શ્રીષ્ટી રચના રચંતે શીવશક્તિ સંજોગદા પિંડ બ્રહ્માંડ રચના પ્રવર્તન્તે તે અગમ અગોચરં અવિગત સચરાચર તે કોઈક વીરલા લક્ષ લહે હો શિષ્ય ચિદચિદ્સ્વરૂપંગ ——

શિષ્યોવાચ:– આત્મા દેહી ચતુર્શુન્ય જુગત જોગંગ તે કથો હો સ્વામી પરમાત્મ સતગુરૂ દેવ હું તમને પુછુ દોયે કરજોડ હો સ્વામી

શ્રીસતગુરૂવાચ:– પ્રથમ સ્થૂલંગ જાગૃત દ્વિતીયો સૂક્ષ્મ સ્વપ્ન તૃતીયો કારણ સુષુપ્તી ચતુર્થો મહાકારણ તુરીયા. સ્થુલજાગ્રત તે પંચ તત્વં ધરા જલ વ્રેહની વાયુ નભુ સુક્ષ્મ સ્વપ્ન તેનવ તત્વંગ શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ મન બુદ્ધિ ચિત્ત અહંકાર કારણ સુષુપ્તિ તે ચિદાભાસ તે જે પ્રણવો એ પ્રતિબીંબ સૂરજનો તડકો જેમ દીવાનુ અજવાલુ જેમ આરશીમાં મોઢુ એ દ્રષ્ટાંત બરાબર મહાકારણ તુરીયા તે જે આત્મા તે જે ભગવાન સૌનો સાક્ષી જે ત્રીગુણપતીનો શાઈ સ્થુલ શરીરજ પંચભુતાનુ નવ તત્વંગ લિંગ શરીર પ્રવર્તંતે પાંચ કર્મઈંદ્રીય પાચ જ્ઞાનેંદ્રીય એ ચોવીસ તત્વં સતગુરૂ કથન તે સર્વ ગુણો શાસ્ત્રદા પંચીસમી માયા છવીસમો આત્મા તે નારાયણ પાંચ પંચીસ પ્રકૃતી પ્રવર્તંતે એમ શિષ્ય ચિત્ ચૈતન્ય નિજ પ્રત્યે વિચાર ગુરૂ કહેતા હતા હો મુનિવરો હવે દશ પ્રાણ પવન નામ કથીત સતગુરૂ સોહોદેવો વાચા – પ્રાણ અપાન ઊદાન સમાન વ્યાન કૃકલ કૂર્મ નાગ દેવદત્ત ધનંજય એ દશ પ્રાણ શુભ સ્નેહી સ્વરૂપંગ તેમ નભુતાનિ શુભ અશુભ કર્તવંગ પંચ અંતઃકરણંગ પ્રવર્તંતે મન બુધ ચિત અહંકાર નૂર એ પંચ અંતઃકરણ પ્રવર્તંતે જીવ આત્મા રૂપ હું ને મારૂ એવે જે અજ્ઞાન અને નામરૂપે કર્મકાંડ હર્ષને શોક એ સંસાર એવું જે અજ્ઞાન·

તેને વળગી રહ્યા હશે તેને મોક્ષ પદારથ નથી તે માટે સતગુરૂ-
ની વાત તે સાચી છે જેણે સતગુરૂને ઈશ્વર એક કરી જાણ્યા નથી અને
સતગુરૂના મરમને ન જાણ્યા તેને કેમ મોક્ષ થાય હો શિષ્ય ચિદ
ચિત્‌રૂપંગ તમે પોતે પોતાના સ્વરૂપને તપાશો જે હું તો કોણ
જેણે સતસંગ સતશાસ્ત્ર સતગુરૂના શરણ થકી લક્ષ પ્રેમ વૈરાગ્યનો
થુયા અને સતગુરૂ કૃપાચે જેણે દેહ શોધન કર્યો તે ચિત્સ્વરૂપ
પ્રગટ પ્રવર્તિતે જાણંતે પ્રાણ જે આ જુગતંગ તે મોક્ષ પદારથની
ગતીને લહે અવિચલ અખંડ અમર પછેડાનો લક્ષ લહે સુખના
જે ભુવન જે અરૂપ તેની ગતી લહે એતા નામ બ્રહ્મજ્ઞાન મહા
વાચેક શાસ્ત્ર સતગુરૂ સોહોદેવ કથીતંગ અછોડો મુળબંધનો
અહુંગ સકલ સંમ્પરાચર વાચેક જે જીવડો નામ રૂપ દિસવામાત્ર
સોહંગ મંત્ર મોક્ષ મુગતનો મુલ તે સતગુરૂની કૃપા થકી નરનીપજે
એવા બ્રહ્મજ્ઞાન આત્મા દેહીઅંગ તત્વંગ સૂક્ષ્મ સર્વદા નિકલંકી
ગીતા અધ્યાત્મશાસ્ત્રમાં છે તે સુણો હો મુનિવર ભાઈ.

# શ્રી નિકલંકી ગીતા લિખીતંગ

## શ્રી ગુરૂ-શિષ્ય સંવાદ

## પ્રકરણ ૧

શિષ્યોવાચ:- આકાર નાસ્ત નાસ્ત માયા પંચભૂત સર્વ શૂન્ય
આકાર તદા બ્રહ્મ કોણ ચિન્હ વર્તતે હો સ્વામી સદ્‌ગુરૂનાથ.
શ્રી સતગુરૂ વાચ:- સર્વ નાસ્ત તદા બ્રહ્મ નિરાકાર સર્વ શુન્યાકાર
તદા આપ ધ્યાન ક્રતવા અલેખ સર્વ નિલવર્ણ ધુંધુકાર તદા
સહજ રૂપી પરમેશ્વર અનંત જુગ વર્તતે તુ તા પ્રલિયા નાસ્ત.
શિષ્યોવાચ:- સર્વ શુન્યાકાર નિલવર્ણ ધુંધુકાર તદા બ્રહ્મ કોણ

ચિન્હ વર્તતે હો સ્વામી સદગુરૂ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— સહજરૂપી પરમેશ્વર નુર સ્વરૂપી વર્તતે અતિ શ્યામ ઘન દિવ્ય તેજ. નાદ ચ નિર્ગુણ એવં પુષ્પજથાવાસ વાસ પુષ્પજલ જથા એવ ભાવ ત્રીગુણ વર્તતે નિર્ગુણ.

શિષ્યોવાચ:— શ્યામ રૂપ કથો ભાવ કતો નાદરૂપી દિવ્યતેજ કથો નામ એ ગીનાન કથો હો સ્વામી સતગુરૂ નાથ.

શ્રીસતગુરૂવાચા:— શ્યામરૂપી દિવ્ય તેજ. કૃષ્ણવર્ણ શુન્ય નામ ચ મુળ શુન્ય નિર્ગુણ ભવંતિ. એતી શામ ચિન્હ શામરૂપ ભવેતુ ઈશ્વર નાદ રૂપી નિરંજન. ઈદં જાત નર સ્વરૂપી નાદરૂપીનારાયણ એતિ ચિન્હ વર્તતે. દિવ્યતેજ સકલરૂપ બ્રહ્માની સર્વજીવ મુલ જથા એતિ ચિન્હ વર્તતે.

શિષ્યોવાચ:— કથો સ્વામી સુન અગન્યાન સર્વ ગીનાન ભવેત બ્રહ્મા. બ્રહ્મા નામ સર અગનો.

શ્રીસતગુરૂવાચા:— આદ નરથી ઊતપના સુન. સુન મધે ૐ કાર નિસરીત ત્રીમુરત વર્તતે દેવ.

શિષ્યોવાચ:— ત્રીભાવમધે કતોદેવ કતો ચિન્હ પરમેશ્વર એ ભેદ કથો હો સ્વામી દેવ નિરંજન સદ્ગુરૂ જનાર્જનો.

શ્રીસતગુરૂવાચા:— મકારચ મમો દેવ શિવશક્તિ મિશ્રીત ક્ષર ચ પંચભૂતાનિ સગુણાકાર ભવંતિ આકારચ બ્રહ્મપુરૂષ જ્યોતીસ્વરૂપચ નિળારંભ બ્રહ્મ પુરૂષ સર્વબીજ સગુણ નિર્ગુણ કરતવા ૐ કાર ચ દેવ દેવ અલેખ પુરૂષ નિરાકાર. નિરાકારચ નારાયણ ખંડીત ગીનાન તે કંટક અલેખ પુરૂષ નિરાકાર. ધુંધુકાર પહિલે નુર તેજ ભણવીત ૐ કાર અલેખ પુરૂષ તે સચરાચર. સુન રૂપ ભવેત મહેશ્વર ૐ થી ખગાકાર શામ ચ સુન

જથા નાદ ચ નારાયણ. નાદ રૂપી નારાયણ નિરંજન. નાદરૂપી ભવે વિષ્ણુ. વિષ્ણુ રૂપી નિરંજન. દિવ્ય તેજ ભવેતુ બ્રહ્મા. બ્રહ્મ રૂપી જીવ જ્યોતિ. જીવજ્યોતી ભવેત આત્મા. આત્મા રૂપ બ્રહ્માની સ્થુલ તે ઈશ્વર બ્રહ્મ તે ચૈતન્ય આત્મા તે નારાયણ એક દેવ ત્રણ મુરત હો શિષ્ય.

શિષ્યોવાચ:– આરંભ કથો મુળ. કવણ પાસાવ આદ સૃષ્ટી રંચના કેવ ભવંતી હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:– આદ્યનારાયણ દેવથી ઊતપના સતગુરૂ. સતગુરૂથી ઊતપના જીવ. જીવથી ઊતપની માયા. માયાથીઊતપના ત્રીગુણ. ત્રીગુણથી ઊતપના પંચભૂત.

શિષ્યોવાચ:– આરંભ કથો મુળ. કવન પાસાવ કોન ઊતપના એ રચના કથો હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:– વ્યામા પાસાવ આકાશ. આકાશે વાયુ પ્રકાશીત. વાયુ તેજ ઊનમીત તેજ આપ સમાવીત. આપ પ્રિથમી રંચતે પ્રપંચ કરી પાછી તત્વ નિપાઈતે માયા ગતિ રંચતે. એવં સૃષ્ટી રચના રંચતે એવં સંજોગે પિંડ બ્રહ્માંડ રંચના અગમ્ય અવિગત સચરાચર રંચતે હો સીખો.

શિષ્યોવાચ:– આત્મા ચતુરદેહી તે કવન કથો હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:– પ્રથમ સ્થુલ ૧. દ્વિતીયલીંગ ૨. તૃતીય કારણ ૩. ચતુર્થ મહાકારણ ૪. એવં ચતુરદેહ વર્તતે હો શિષ્ય.

૧ સ્થુલદેહ:– સ્થુલદેહે પંચ કર્મેન્દ્રીય પંચભૂતાનિ પંચવીસ ગુણ વર્તતે – ૧ આકાશ. ૨ વાયુ. ૩ તેજ, ૪ આપ. ૫ પૃથ્વી

૧. આકાશ:– કામ, ક્રોધ, શોક, મોહ, ભય.

૨. વાયુ:– ચલન, વલન, પ્રસરણ, આકુંચન, નિરોધન.

3. તેજ :- ક્ષુધા, તૃષા, આળસ, નિદ્રા, મૈથુન.
૪ આપ:- લાળ, મુત્ર, મજ્જા, રેત, સ્વેદ.
૫ પૃથ્વી :- અસ્થિ, માંસ, નાડી, ત્વચા, રોમ
એતે પંચભૂતાનિ પંચવીસ ગુણ સ્થુલ દેહે વર્તતે.
હવે દસ પવન નામ ને સ્થાન તે સુનો —

| | |
|---|---|
| ૧. અપાન – ગુદસ્થાની. | ૨ પ્રાણ – હ્રદયી. |
| 3 ઊદાન – કંઠી | ૪ સમાન – દેહી |
| ૫ વ્યાન – નેહ્વાળી | ૬ કરન-કૃકલ – કાની |
| ૭ કૂર્મ – પુસ્ટી | ૮ નાગ – ચરણી |
| ૯ સોમ-ધનંજય – ભુજે | ૧૦ દેવદત્ત – જીભે |

૨ સુક્ષ્મ-લીંગ દેહ :- સુક્ષ્મ રૂપી મનો ભૂત્વા શુભ અશુભ કરતવા પંચ અંતઃકરણ વર્તતે. ૧ અંતઃકરણ પંચક. ૨ પ્રાણ પંચક. 3 જ્ઞાનેન્દ્રિય પંચક ૪ કર્મેન્દ્રિય પંચક ૫ વિષય પંચક એતે સુક્ષ્મદેહે પ્રવર્તતે.

૧ અંતઃકરણ પંચક :- ૧ અંતઃકરણ, મન, બુધ્દિ, ચિત્ત, અહંકાર
૧ અંતઃકરણ :- નિર્વિકલ્પી આઠવણ [આકાશ]
૨ મન – સંકલ્પ માત્ર વર્તતે. 3 બુધ્દિ :- નિશ્ચય એવ વર્તતે.
૪ ચિત્ત- કાર્યાનુસંધાન વર્તતે. ૫ અહંકાર:- કાર્યની ઊમેદ તથા પ્રવૃત્તિ બધ્ધ એતે અંતઃકરણ પંચક વર્તતે.

૨ પ્રાણ પંચક :- [વાયુ] ૧) પ્રાણ – હ્રદયી ધુગધુગી- પ્રાણ આધારે અહંકાર ઘ્રાણેંદ્રિય રિધે મલોત્સર્ગ વિષય- ગંધ
૨ અપાન – ગુદસ્થાની – મલોત્સર્ગ અપાન આધારે ચિત્ત જીવ્હેન્દ્રીય રિધે શિશ્નેન્દ્રિય. વિષય સ્ત્રી રસ ગ્રહણ કરવુ:
3. વ્યાન – સર્વાંગી વ્યાપીતો વ્યાન. વ્યાનાધારે અંતઃકરણ

 ૪૧૬

416



શ્રોત્રેન્દ્રિયને મળે, વિષય – બોલે વાચે શબ્દ.

૪. સમાન:- નાભી સમાની સમાનાધારે મન ત્વગેન્દ્રિયાંતિ
રિઘે દેતે ઘેતે વિષય – સ્પર્શ, ગમન કરવુ.

૫ ઊદાન:- કંઠી વસતી ગીળીતો ઊદાનઆધારે બુધ્દિ
નેત્રેન્દ્રિય રિઘે પગથી ગમન આગમન, વિષય-રૂપ.

3 જ્ઞાનેન્દ્રિયપંચક:–[તેજ] ૧. શ્રોત્ર:- કાન – સુનના.
૨ ત્વગ- ત્વચા – સ્પર્શકરના. 3 ચક્ષુ – આંખ – દેખના
૪ જીવ્હા – જીભ – રસલેના ૫ ઘ્રાણ – નાક – ગંધલેના.

૪ કર્મેન્દ્રિયપંચક:–[આપ] ૧. વાચા – વદન – બોલના
૨. હસ્ત – હાત – લેના દેના. 3 પદ – પાય – ચલના
૪ ગુદ – પાયુ – મલત્યાગ કરના ૫ શિશ્ન – લિંગ – રતિભોગ કરના

૫. વિષય પંચક:–[પૃથ્વી] ૧. શબ્દ ૨ સ્પર્શ 3 રૂપ
૪ રસ. ૫ ગંધ. યેતે પંચવીસ ગુણ સુક્ષ્મદેહે વર્તતે.

3. કારણદેહ:– કારણ આત્મા રૂપી દેહે મધે વર્તતે લોહો સંગે
જથા અગ્ની તથા દેહે સંગે મિશ્રીત.

૪. મહાકારણદેહ:– કારણ પ્રવસ્તુ પ્રાયેન પરમેશ્વર પ્રાયેન
ભવન્તિ એતિ નામ મહાકારણ. કારણ પરમેશ્વર પ્રાયેન એ
ગીનાન ભવંતિ મહાકારણ ઊપમા દેયેતે સેવકનુ સત
સ્વામી આપ સમાન કરતવા ઈતિ ઊત્તરાર્ધ.

ઈતિ શ્રી નિકલંકી ગીતા મહાગીનાન પરાત્પર ગુરૂશિષ્ય
સંવાદ પ્રકરણ પ્રથમ સમાપ્ત.

# પ્રકરણ ૨

શિષ્યોવાચઃ— જીવાત્મા કતો મોક્ષ ભવંતિ એ ગીનાન કથો હો સ્વામી સતગુરૂનાથ જનાર્જનો.

શ્રી સતગુરૂવાચાઃ— પ્રથમ દેહી શોધનં કરતવં કવન વસ્તુ કતો ભવંતિ એ ગીનાન તો સુન હો શિષ્ય.

૧ પ્રથમ મુલાધાર ચક્રઃ— ચતુ દલ કમલ —

'વ શ ષ સ' બીજ અક્ષર. રક્તવર્ણ. ગણેશ દેવતા સિધ્ધી બુધ્ધી શક્તિ. વાર મંગળવાર સ્થાન ગુદસ્થાન. જાપ સંખ્યા સહાશત ૬૦૦ પ્રથમસ્થાનક આધારચક્ર બોલીજે.

૨ દ્વિતીય સ્વાધિષ્ઠાન ચક્ર — ષટ દલ કમલ. —

બીજ અક્ષર 'બ ભ મ ય ર લ' પીતવર્ણ બ્રહ્મ દેવતા સાવિત્રી શક્તિ. કુંડલીની વૈશ્રીવાઘુ અમર કળા સ્થાન જનનેન્દ્રિય વાર બુધવાર જાપસંખ્યા છ હજાર ૬૦૦૦ વર્તતે.

3 તૃતીય મણીપૂર ચક્રઃ- દશ દલ કમલ —

કોપલકા બીજાક્ષર દશ 'ડઢણ તથદધનપફ' નાભ સ્થાને સુક્ષ્મ દેહી સ્વપ્નીત અવસ્થા વદ મનાઈક દરશન ક્રમ કદીર માન તાપ આદભૂત સકતમ્યા છ હજાર જાપ ૬૦૦૦ વિષ્ણુ દેવતા લક્ષ્મી શક્તિ શામવેદ સાત્વિક ગુણ નીલવર્ણ અવંતી પુરી ગુરૂવાર સ્થાન નાભી.

૪ ચતુર્થ અનુહત ચક્ર :— દ્વાદશ દલ કમલ —

હૃદયસ્થાનક કારણ દેહી સુષુપ્તી અવસ્થા પીતવર્ણ

દરશન સકલ કર્મ પુરવ લભિતા અદયાત્મ રૂદ્ર
દેવતા ઊમાશક્તિ પશ્યંતિ વાચા શામવેદ આત્મા
સગુણ દેહી દ્વાદશ બીજાક્ષર 'ક ખ ગ ઘ ઙ ચ
છ જ ઝ ઞ ટ ઠ' જાપ ૬૦૦૦ છ હજાર વાર
શુક્રવાર મથુરા પુરી.

મનશ્ચક્ર — અષ્ટદલ કમલ — મદયા છલત મહેશ દેવતા
ઊમા શાક્તિ અંષ્ટ દલ કમલ મધે અષ્ટવિધ પ્રકૃતિ
૧ ઈશાન્ય – રતિ ૨. પૂર્વ – દાન ૩ આગ્નેય –
પુણ્ય ૪ દક્ષિણ – નિદ્રા ૫ નૈઋત્ય – ક્રોધ
૬ પાછમ – પાપ ૭ વાયવ્ય – ક્રિડા ૮ ઊત્તર – ગમન
રમન આદિ ઊચ્ચારણ કતવં.

૫ પંચમ વિશુદ્દ ચક્ર :– ષોડશ દલ કમલ –
બીજાક્ષર ષોડશ 'અ આ ઈ ઈ ઉ ઊ ઋ ૠ ઌ
ૡ એ ઐ ઓ ઔ અં અ:' કારણ દેહી તુર્યા
અવસ્થા તેજ વર્ણ જૈન દરશન કલ્યાજી દેવતા
બાપત વાચા અથર્વવેદ કંઠસ્થાને તામસ ગુણ
જાપ સંખ્યા એક સહસ્ત્ર ૧૦૦૦.

૬ ષષ્ટ આજ્ઞાચક્ર – અગ્નીચક્ર – દ્વિદલ કમલ –
બીજાક્ષર 'હ ક્ષ' ભ્રૃગસ્થાને આગ્નિદેવતા ઊન્મની
અવસ્થા શ્વેતવર્ણ શીવ દેવતા આદમાયા શાક્તિ
આકાશ બોધ દરશન. ઈડા પિંગલા મદયભાગે
સુષુમ્ના ગ્રભદેહી અસ્થ અવસ્થા તેજ અભિમાની
અલસબહ્મા વિરાટ દેહી ઊન્મની અવસ્થા વૈસોઅભિ-
માની ઔટવલન કુંડલીની શુદદબ્રહ્મ જન્મમરણ ઈતિ.

સહસ્ત્રદલ કમલ – બ્રહ્મચક્ર –

બીજાક્ષર ળ ક્ષ અનુહદ ધ્વની સુક્ષ્મ દરશન જાપ એક કલ્પ માયા હં પ્રલીયો અવસ્થા પ્રાણ અભિમાની ઈતિ. ૧ કલ્પ એટલે ૧ઊપર ૨૯ શુન્ય.

દસવી ભુમિકા તે સુન હો સીખ ઊરચપદ દસવે સ્થાનક જીવ શીવ મુલ પ્રકૃતિ. ચતુર વિકૃતિ સિદ્દ સાધ રૂપ અદ્વૈત બોલીજે સહજ રૂપ ચૈતન્ય સાતવે પદ સર્વ અગની અવસ્થા નીળ વરણી ઈતિ દસમે સ્થાનક સમાપ્ત

ઈતિ દેહી શોધન કતવં. હવે બ્રહ્માંડના સ્થાનક તે સુન હો સીખ. ૧. પ્રથમ સ્થાનક ગોલ્હાટ – નીલવર્ણ જાગૃત અવસ્થા. ૨ દ્વિતીય સ્થાનક શ્રીહટ – સ્વપ્ન અવસ્થા
3 તૃતીય સ્થાનક ઔટપીટ – સુષુપ્તી અવસ્થા.
૪ ચતુર્થ સ્થાનક પુણ્યાગીરી – તુરીયા અવસ્થા.
૫ પંચમ સ્થાનક ભ્રમરગુંફા – ઊન્મની અવસ્થા.
૬ ષષ્ટમે સ્થાનક દિવ્યજ્યોત.
૭ સપ્તમે સ્થાનક કાકી મુખ

એવં બ્રહ્માંડના સ્થાનક સમાપ્તં.

# પ્રકરણ 3

શિષ્યોવાચઃ– મનુષ્ય દેહે મધે ભવેત ચક્ર તે કેવ દશ્યતે હો સ્વામી એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રી સતગુરૂ વાચઃ– ઈડા પિંગળા સુષુમ્ના ઈળા દક્ષિણે પિંગલા વામાંગે. સુષુમ્ના મદય ભાગે સ્વર્ગવાટ ગુરૂ મુખે બુઝતે હો સીખો. દઢ પદ્માસન કરતવં રવિ શશી મંડલે પસીત સોમ સ્થાને ઊર્ધ્વગતિ જાયેતે ઊર્ધ્વ મન કરતવં તદા વિકાસીત

વદનં તાપસ સન્નીતે કમલ મધે પ્રકાશીતં મન પ્રાણ ધ્યાન મિશ્રીત તદા ખેચરી દશ્યતે. દ્વિતીયે લખતે સુન હો સીખ.
——— દ્રઢ આસન કરતવં સમુદ્ર દિલચે ગત વકર ઊફરાટી લંબીકા બંધનચ જાલંધરી - પવન રખતે મદયભાગે તદા વિકાસીત તેજ ઊન્મયો તે તેજ દષ્ટ થંબતે. તદા સમાધી લાગતે હો સીખ. પસીમે પથ ઊર્ધ્વગતિ મન સંજોગે દ્વા-દશ એકવીસ સ્વર્ગમધે પસીતં જોગજુગત સાધીત તદા ચક્ર દશ્યતે હો સીખો. દેહીમધે ઔટ કોટ રોમ નવસો-નવ્વાણુ શિરા તેજ નવસો નવ્વાણુ નદિયા પાઠીમાહે એકવીસ મનકુળા તેજ એકવીસ સ્વર્ગ. બાવીસાવે સ્વર્ગતે ભૃગસ્થાન ઊશ્યતે હો શિષ્ય.

શિષ્યોવાચ:— શરીર નામ કઈ મીલે હો સતગુરૂ સ્વામી.

શ્રીસતગુરૂ વાચા:— સપ્ત ધાત મિશ્રીત. ચતુર્ધાત માતા મિધાત પિતા ગુણ એવં પંચભૂત સંજોગ આપ, તેજ, વાયુ, પ્રીથમી આકાશ. પંચભૂત સંજોગીતા. દેહે સંજોગે પંચવીસ ગુણ ચાલત ચતુર્વાચા પરા પશ્યંતિ મદયમા વૈખરી. પરાતે કાન [નાભી] પશ્યંતિ તે ડોળા [હૃદયી] મદયમા તે નાસિકા [કંઠી] વૈખરી તે મુખ

શિષ્યોવાચ:— એ ગીનાન મોક્ષ કી નાસ્ત એ અથપર કોન ગીનાન હો સ્વામી સતગુરૂ નાથ.

શ્રીસતગુરૂવાચા:— પવન આકરોશ કરતવા આત્મા દેહેમધે રક્ષીતે. દેહે મિશ્રીત આત્મા રક્ષિત તદા કાળ વંચીત દેહે મધે હો શીષ્ય. જેવ શીપ સંગે પાણી કઠિણ ભવતિ તેવ આત્મા દેહે મધે બ્રહ્મવિના રહીત જેવ શિપ સંગે પાણી કઠિણ ભવતી. છોડદે ચિન્તના ભ્રમ ચુકાતે વર્મ મોક્ષમાર્ગના-

શિષ્યોવાચ:— કથોમોક્ષગીનાન. કતો મોક્ષલંભતે હો સ્વામી:
શ્રીસતગુરૂવાચા:— અનુહદથી સબદ ઊપના. સબદથી ઊપના ધ્વની. ધ્વની સાદષ્ટ જ્યોત. જ્યોત લયે મન. મન આપ મુચ્યતે. તદા એ ગીનાન પરમપદ હો સીખો. કુંભ જથા ઈંડ હેતુ સ્થાને ધ્યાઈતે મન. તદા મન બ્રહ્મ ભવંતિ ધ્યાન મયો દરશન. સુનરૂપી નિર્ગુણ નાદ લખતે ગીનાની. તત્ર યોગી મોક્ષદાયકા.

શિષ્યોવાચ:— કાહાથી ઊપના નિળારંભ કતો ધ્યાયતે નાદ કેવ ભવંતી પ્રાણી મુક્ત. કથો દેવ સતગુરૂ.
શ્રીસતગુરૂવાચા:— નિળારંભ જથા નાથ સર્વ ગીનાન સંપૂરણ ભવંતિ સુન સાકાર નૈવ તથા નાદ ધ્યાયેતે.
શિષ્યોવાચ:— કથો દશ્યતે નાથ. કેવ નામ નિહીંચલ.
શ્રીસતગુરૂવાચા:— નાભચક્રે હ્રદયસ્થાને શીરચક્રે ભૃગસ્થાને દેહે વિલયેતે ગચ્છતે. આત્મા તત્ર ધ્યાન કરતવા એ ગીનાન ધ્યાયેતે મોક્ષપદ ચ અત્તપર ખંડીત ગીનાન તે કંટક.

# પ્રકરણ ૪

શિષ્યોવાચ:— ચતુર્શુન્ય કતોભવતિ. કતો ચિન્હ વર્તતે હો સ્વામી
શ્રીસતગુરૂવાચા:— ૧ આદ્યશુન્ય ૨ મધ્યશુન્ય ૩ ઊર્ધ્વશુન્ય ૪ ચતુર્સુન્ય. આદ્યશુન્ય પંચ કર્મ જડાધાત વર્તતે કર્મ ધર્મ સંજોગ શુભાશુભ ક્રતવા મધ્યશુન્ય જથાભુવન તાહા અનંત જીવેશ્વર. ઊર્ધ્વશુન્ય અમારા આસન બોલીજે તાહા હંસા કેરા વાંસા ચન્દ્રસૂર્ય વિવર્જીત મેળા તો અનંત

દિસે પ્રકાશ ચતુર્શુન્ય નીલવર્ણ લખરૂપી દશ્યતે બાહીં-
રજ નિરામયો પ્રજ્વલં પ્રકાશિતં. આદશુન્ય સર્પાકાર.
મધ્યશુન્ય તિરીમીરી ઝૈચિત ઊર્ધ્વશુન્ય ધુરમ ચ જથા
ચતુર્શુન્ય સુનીળ ચ જથા.

શિષ્યોવાચ:—ચતુર્શુન્ય કેવ દશ્યતે કતો માર્ગ પ્રવર્તતે હો સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:— ચતુર્શુન્ય ચતુર્મુદ્રા કરી દશ્યતે ૧ ચાચરી
૨ ભુચરી ૩ ખેચરી ૪ અગોચરી. ચાચરી ચલન દષ્ટ
તીરીમીરી રતન ઝૈચીત ખાલ્વિંદં બ્રહ્મ દશ્યતે ઈતિ નામ
ચાચરી ઈડા પિંગળા મધ્યભાગે જ્યોતિરૂપ દશ્યતે. જ્યોતિ-
રૂપ આત્માની. ઈતિ નામ ખેચરી અગોચરી ઊર્ધ્વમન. નાદ
સ્વરૂપ નાદ ચ મન લયે ગતં. સહસ્રદલ મયો ઈતિ નામ અગો
ચરી. ભુચરી નાસિકાગ્રે સુનીળચ દશ્યતે. ચતુર્વર્ણવીના
રૂપ મન ધ્યાન કતવં એતિ નામ ભુચરી. ચતુર્લખ ધ્યાયેતે
એ ગીનાન પદ અત્તપર એતિ નામ લખમાર્ગ તે સુન હો
શીખ. નાસિકાગ્રે ધ્યાયેતે નિર્ગુણ ષડ્દર્શન ગુજ જથા અગ્ર-
સ્થાને દશ્યતે નિળારંભ એતિ ગુજ અત્તપર.

શિષ્યોવાચ:— પિંડમધે કતો વાસ ? કતો ધ્યાયેતે મન
બાહીજકારે કતો રૂપ એ ગીનાન કથો શ્રી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— પિંડમધે ભચેત જ્યોતિ ઈડા પિંગળા મધ્ય
ભાગે ભ્રુગમધ્યે વસતે જ્યોતિ. જ્યોત નાદ ધ્યાયેતે. પિંડમધ્યે
ભ્રુગસ્થાને જ્યોત નાદ ધ્યાયતે. એગીનાન ધ્યાયતે હો શીખો.
જ્યોતિ અગ્રે નિળારંભ બાહિજકારે સુન અગોચર નિળારંભ
કુટસ્થાને બૃહતે નિળારંભ વસતે જ્યોતિ. જ્યોત નિળારંભ
સત થાયે મયો દ્વૈત નાસ્ત નિળારંભ ચ નિરાપંચ. નાસિકાગ્રે

નિળારંભ ષડ્દરશન લખતે. ષડ્દરશન એ ગુજ ખંડીત ગીનાન તે કંટક. બાહિજ અભિયાંતરે એ ષડ્દરશન બૂહતે ઊન્મયો મોહિત જોગી એ ગીનાન ધ્યાયતે હો સીખ જ્યોતિ વર્ણ સ્ફટીક નિળારંભે સુનિળ જથા. અદ્વૈત ભાવ ભવેત વર્ણ એક મયો દ્વૈત નાસ્ત અંગુષ્ટ પ્રમાણ ભવેત જ્યોતિ નિર્ગુણ સર્વત્ર પસીતે. જ્યોતિ ભોગવતે જરા મરણ કર્મ રૂપ ધારજતે.

શિષ્યોવાચ:— એ ગીનાન મોક્ષકી નાસ્ત કી અત્તપર હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:— પિંડ હોવે તો ફુટે કૈસા. બ્રહ્માંડ હોવે તો દેખન ભાસા પિંડ બ્રહ્માંડ વિવર્જીત જાન. બોલ્યા સતગુરૂ અમરજ્ઞાન સગુણ હમારી આદ બોલીજે નિર્ગુણ હમારી છાયા સો તત્વ તમે બુઝો હો અવધુ જેણે સગુણ નિર્ગુણ નિપાયા.

શિષ્યોવાચ:— સગુણ નાસ્ત નિર્ગુણ દેવ ન બૂહતે એ દ્વિધાં નાસ્ત તો કતો બ્રહ્મ ભવતિ?

શ્રીસતગુરૂવાચા:— મત તમે જાણો નિરન્નીન હૈ. આ દમમાહે પવન નુર. અનંત કરોડી જીવ તારીયા સો રહ્યા ભરપૂર. ભરી સો ઊસકી ઊતપત કહિયે રહી સો આપે જાત સગુણ નિર્ગુણ એ બેકુ નિપના સો તમે બુઝો હો મુગતકા દાતાર તેજ ચાંદરણા ખુલ રહ્યા અન અંધારા ધુંડો કીત આગે આપે સુનજ હૈ નસુનજ આંખે મીંત. ફલ થાસો ફુંલે ફલ આયા રહીસો કંચકી મુલ. મુર્ખ સુન અંધારા દેખ રહા હાતન આયા ફુલ ચાર શુન્ય આગે કુટસ્થ બોલીજે સો નિર્ગુણકા મુલ સો દેખો મુગત પ્રચીયો કહો કૈસા બોલ નિર્ગુણ કહીયે આદ્યગીનાન. બ્રહ્મ કહીયે સર્વ ગીનાન સત સત બોલત સતગુરૂ બીરલા બુઝત એ બ્રહ્મગીનાન. હો સીખ.

શિષ્યોવાચઃ— સુન દેવ નૈવ સગુણ નાસ્ત બૃહતે તો કા ભવંતી આદ પુરૂખ હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચાઃ— ઊર્ધ્વ મુળ અધઃ શાખા એવા આદ વૃક્ષ આદ વૃક્ષ ફલ ઐહિકતા તમ્મ યોગી મોક્ષ દાયકા હો શષ્ય.

શિષ્યોવાચઃ— કવન વૃક્ષ કતો બીજ કવન ફલ ભવાન્તિ એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ— બ્રહ્મ બીજ સુન અંકુર માયા વૃક્ષસ્તથા સગુણ પુષ્પ બ્રહ્મ ફલ ભવંતિ બીજાર્પણ ભુમિકા નામ બીજ પ્રમાણ વૃક્ષસ્તશા. વૃક્ષ શાખા ફલ ઐહિકતા. વૃક્ષ ફળ મૂલનાસ્ત વૃક્ષાગ્રે જથા ફલ તસ સુન અગ્રે ત્રીમુરત સંસાર મધે ભવેત. બ્રહ્મગોપકો કરસન બુઝતે. બ્રહ્મ બીજ ત્રીમુરત બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર એ ત્રીદેવ એક મુરત ક્રતવં સચરાચાર પાષાણે એમ્મે લોહો નિસત તસ સુન ગુજ ત્રીમુરત. એ ગીનાન ન જાણતે મુર્ખ તસ મોક્ષ કોન દેયેતે. જસ પાષાણ ઊચ્છિષ્ટ લોહો નાસ્ત તસ નિર્ગુણ મધ્યે ગીનાન નાસ્ત ખડી ગીનાન કંટક. નિર્ગુણ આદ બ્રહ્મા નિરાકાર આસ્થિર ગુરૂવના ગીનાન નાસ્ત કતો મોક્ષ લંભતે હો શિખ.

# પ્રકરણ ૫

શિષ્યોવાચઃ— દેવ મહેશ્વર કતો ધ્યાન ધ્યાયેતે ? કતો જ્ઞાન લખતે ? એ ગીનાન કથો હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચાઃ— માનવી ધ્યાયતે દેવાનામ. દેવ ધ્યાયતે શિવ શિવ ધ્યાયતે નાદ. નાદરૂપી ભવેત વિષ્ણુ સુન રૂપ મહેશ્વર કિરતારરૂપી ભવેત બ્રહ્મા ત્રીદેવ સચરાચર નારાયણ ધ્યાન શિવ કરતવા શિવનારાયણ સ્મરણ. એ ગુજ ન જાણત મુર્ખ તો મોક્ષ

કતો ભવતિ આપે ભેદચ કીયા છ દરશન લે ભુલાયા
સતપંથમાહે દરશન દેખાયા. અનંત કરોડી જીવ છુડાયા.
શિષ્યોવાચ:— બાહીજકારે એ ત્રણે દેવ તો પિંડમધે કથો બ્રહ્મે
એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.
શ્રીસતગુરૂવાચા:— રાજસ તામસ સાત્વિક એ ત્રિગુણ પ્રકૃતી
આત્મજ્યોતિ ત્રિભાવ વર્તતે દેહે મધે હો સીખો. દ્વાદશ પસી
તે પ્રાણ નાદ જ્યોતિ સ્થાન એવ ઘટીભાવ ત્રિગુણાત્મિક
એક સાઠા મદ મુલ અન સાંખ્યાસ્તથા. દેહે મધે આત્મજ્યોતિ
ત્રીભાવ વર્તતે. દ્વાદશ ભવેત બ્રહ્મા નાદ ચ નારાયણ જ્યોત
રૂપ ભવેત શીવ ત્રીભાવ વર્તતે. ત્રિદેવ સંચરાચર પીંડબ્રહ્માંડ
કરતવં સગુણ નિર્ગુણ દશ્યતે તે દેવ અન્તપર હો શિષ્ય.
શિષ્યોવાચ:— કથો દેહે વિલયેતે. કતો આત્મા ગચ્છતે. કથોસબ
દગચ્છતે. કથો વિલયેતેભુત એ ગીનાન કથોહોશ્રી દેવ જનાર્દનો
શ્રીસતગુરૂવાચા:— દેહે વિલયેતે તદા સબદ અતીત આત્માઅનુહદ
પશ્યતિ એ ગીનાન બુઝતે યોગી નાદ રૂપી નારાયણ. અનુહદ
પશ્યતિ આત્મા નાદ રૂપ લયે ગત નાદ સુન્ન ચાલતે વિષ્ણુ
જોતિ ગુજ અન્તપર. પ્રીથમી મનતે આપ. આપ તેજ મિશ્રીત
તેજ વાયુ પ્રકાશીત વાયુ આકાશ લીલતે. આકાશ આત્મા
પશ્યતિ આત્મા અનુહદમધે ગચ્છતિ. નાદ રૂપ નારાયણ જોતિ
દેહે નાસ્ત ખંડીત ગીનાન કંટક તેવ વિષ્ણુ જ્યોત સંચરાચર
યત્ર જીવ તત્ર શિવ ચાલતે હો શિખો.
શિષ્યોવાચ:— નરા આદે સુન કી નિર્ગુણ કી આદે નર એ કથો હો સ્વામી
શ્રીસતગુરૂવાચા:— આદે નર નિરાકારથી અલેખ. અલેખથી નિરંજન
નિરંજનથી નિરાકાર. નિરાકારથી નીળ. નીળથી અનીલ અનીલથી

સુન, સુનથી સાન, સાનથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન, ધ્યાનથી નુર, નુરથી તેજ, તેજથી જલ, જલથી કમલ, કમલથી આદબુંદ, આદબુંદથી ગુજ, ગુજથી તત્વ, તત્વથી પરમતત્વ, પરમતત્વથી આદ્યપુરૂષ, આદ્યપુરૂષથી ૐકાર, ૐકારથી ઊતપના ચારવેદ. પુટભયા આ ભેદ. કથત સાર ખડ્ચક્રથી ઊતપના એ સંસાર: અષ્ટવિધ પ્રકૃતિ પરમેશ્વર રંચતે સંચરાચર ત્રિગુણ પંચભૂત રંચતે સંસાર આગમ અગોચર વિચાર સતગુરૂ વિના કોઈ ન ઊતારે પૈલે પાર. આદ નરથી ઊતપના સુન ૐકાર પુટે ભયા ત્રીભુવન નર રૂપ સ્વામી પ્રગટ ભયે. એ ભેદ અલેખ રહો જુગે જુગે નર પ્રગટ હોઈ લખ્યા તેણે મુગત જોયાઈ મુર્ખ લોકના રદે ભુલાએ જેણે ગુરૂ બ્રહ્માની ખબર ન પાઈ. જુગને પ્રછાને જેહોને લખાવીયા એક મન રખેશ્વર ગ્રહણ કિયા. હરી પુરૂષ પરિત્યજયતે અને નિર્ગુણ બૃહતે મષ્ટે જાન્હવી તોયે કૂપ ખનતે દુર્મતિ.

## પ્રકરણ ૬

શિષ્યોવાચ:— ચતુર્મુક્તિ કતો ભવંતિ ? કેવ નામ ધારયતે ? કવણ ચિન્હ કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— ૧ સરૂપતા ૨ સલોકીતા ૩ સમીપતા ૪ સાયુજયતા એ ગીનાન સુન હો શીખો. સરૂપતા કહીયે રૂપવંત. દ્વિતીયે અર્થે અવિદ્યા ત્યજતે પ્રાણી માર્ગરૂપી ભવંતે શોધતે સ્વામી એતિ નામ સરૂપતા. સલોકતા કહિયે સુવાચા બોલન દ્વિતીયે અર્થ વૈરાગ્ય ઊપજ મન કરતવં દેહે ભાવના નાસ્ત એતિ નામ સલોકીતા. સમીપતા કહિયે નવવિંધંગ અસગ્રીહં. દ્વિતીયે અર્થ માયા અવિદ્યા પરિત્યજંતે વર્તિતે સંસાર

મધે સંસાર કર્મ ન લીપતે એતિનામ સમીપતા સાયુજ્જતા કહિયે ગુરૂ સાક્ષાત સાદષ્ટ . સાયુજયતા ગુજ ગોપ કરતવં . સતગુરૂ અકથ અકલ્પિત એતિનામ સાયુજયતા . ચતુ મુકતી ભોગવતે પ્રાણી સર્વસિધ્દ પ્રાપ્યતે . તસમોક્ષ કોન દેયેતે .

શિષ્યોવાચ:-- કવન તે પંચમે આશ્રમ . કથો ગીનાન દયાયેતે એ ગીનાન કથો હો દેવ જનાર્દનો .

શ્રીસતગુરૂવાચ:-- ભાર્યા પુરૂષ ન જાણતે પતિવ્રતા ધરમ કતો કરતવા . કુલીતા અરથનાસ્ત કાહાથી ઊપના કહાથી પિંડ . કાહા જાયેગા તેરા જીંદ એ આદ ભેદકી સુણો કહાની . જીવ પીંડ કા કવનસો ધણી .. નુરથી ઊપના કર્મથી પિંડ . યમદૂતને હાથ જાયેગા જીંદ . એ આદ ભેદકી સુણો હો કહાની . જીવ પિંડકા નિરાકાર ધણી . આદનરથી ઊપના સતગુરૂ જીન્હે રચિયા સંસાર . એક કણથી કણસિ નિપાયા તેવ રચીયા સંસાર . સાયુજયતા ગુજ ગોપ ક્રતવં સતગુરૂ અકથ તસ વૈખરી નેતિ નેતિ સબદ બૃહતે સ્ત્રી પુરૂષ દશ્યતે જેવ સરમ પુટ દેયેતે તેવ સાયુજયતા ગુજ ચોરીત ગુરૂ અકથગ સ્ત્રી પુરૂષ દશ્યતે ચતુર્વાચા જેવશરીર મુરત ભવંતિ તથા વૈખરી નેતિ નેતિ ક્રતવં તથા બ્રહ્મ બૃહતે .

શિષ્યોવાચ:- સતગુરૂ તે કવણ હો સ્વામી જનાર્જનો .

શ્રીસતગુરૂવાચ:- જીવ ઊધ્દરણ તે પ્રત્યક્ષ નારાયણ વિના વિષ્ણુ મોક્ષ દુર્લભ . જેણે ઊપાયા સંસાર તે જાણે મોક્ષવિચાર . તે નર તમે ઢુંડો લોઈ , તો તમને મુગતજ હોઈ . સંસારમાહે ગુરૂ બહોત કહાવા આપની મુગુતકા પ્રચીયો ના આવા . ઈશ્વરસિધ્દનર ગોરખ અવધુ મછિન્દ્ર ભઈલે દયાની . અમે સો બ્રહ્મા સૃષ્ટી નિપાઈ સો બ્રહ્મા અમરગીનાની . પંચમી મુગુત તે દસનીતા , આપ જન્મ-

સ્થાન બુઝતા તદા મોક્ષ લંભતે. બ્રહ્મા આદ પ્રિથમી, જુગ આદ પાટ નવી સૃષ્ટી ક્રતવં. સુન આકાશ પોકલ ખંડીત ગીનાન તે કંટક. કોઈ ન જાણે જોગીસું વખાણ હક હકિકત મુનિવર જાણે સો સતગુરને પ્રસાદે: આજ મનુષ્ય રૂપ શિવ નારાયણ સતગુર બ્રહ્માને પ્રસાદે પાર પાએ. હરિ પુરૂખ પરિત્યજતે અનેગ ગુરૂ ક્રતવં ઊતરી ન સાગર તીરે ફુટી નાવ બૈસતે દુર્મતિ.

# પ્રકરણ ૭

શિષ્યોવાચઃ— ષડ દરશન કતો ગુજ કથો પ્રચિયો એ ગીનાન કથો હો દેવ જનાર્જનો.

શ્રીસતગુરૂવાચાઃ— ઊર્ધ્વ ચ મનો ભુલ્વા. નિળારંભે પ્રકાશિત ગગન સ્થાને ધ્યાઈતે સુન. તદ મન બ્રહ્મ ભવતિ. ધ્યાનમયો દરશન ચ સર્વ સુન ચ નિળારંભ નાદ સ્થાને બુઝતે ગીનાન તન્મયોગી મોક્ષ દાયકા ભવંતિ.

શિષ્યોવાચઃ— નિળારંભ કથો નાદ ? કથો ધ્યાયતે નાદ ? કતો પ્રાણી ભવંતિ મુક્ત ? કથો દેવ સતગુરૂ નાથ.

શ્રીસતગુરૂવાચાઃ— શુન્યકાલે જથા સબદ. જસ શબ્દ બૃહતે નિળારંભ તસ નાથ તદા નાદ ન ધ્યાયતે. શુન્યકાલે જથા કૃષ્ણ- અર્પણ દ્વિતિયે નામ ન લેયેતે. સુન નિળારંભ નૈવંગ અર્પણ કરતવા. વાસુદેવ પુરૂખ પરિત્યજતે અનેગ દેવ ઊપાસીતે. સુતો તાત ન જાણતે દાસી પુત્ર કથો પિતા.

શિષ્યોવાચઃ— કવન તે પુરૂષ કવન નામ ધારજતે એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ— હરિનાભ કમળે ઊપના બ્રહ્મા. બ્રહ્મા હરિ ધ્યાન

ક્રતવા તદા અલેખ દેવ નિરંજન દ્વિતીય બ્રહ્મા ઊપરાજતે
અલેખ દેવ નિરંજન તુતા પ્રલિયો નાસ્ત તસ મધે બ્રહ્મા
ધ્યાન ક્રતવં ધ્યાન મધે પરમેશ્વર પ્રગટ ભવંતિ. દેવ પુછત
અહંગ કથો ધ્યાન ક્રતવં. બૃહતે બ્રહ્મા અહં કતો ઊપરાજતે
બૃહતે દેવ ત્વં એવ સૃષ્ટી ક્રતવા. તદા માયા નાસ્ત. એક
દેવ દ્વિતિય બ્રહ્મા ઊપરાજતે. બૃહતે બ્રહ્મા સ્વામી અહં
સૃષ્ટી કર્તા. તે જીવ કર્મ ધારજતે. તે જીવ અધોગતી જાયતે
તદા અહં કથોકરતવા બૃહતે દેવ અહં અવતાર ધારજતે
નામ લખાવતે તસ માનતે જે નર જે જીવ આરાધીતે તે
જીવ મોક્ષ લંભતે સત સત સુરનર દેવો કારન સ્વામીઆપ
સાઈયા. વાશા દિધી બ્રહ્મ દેવસુ અવતાર લખાયા. અગોશ્વર
પુરૂષ અવતાર ધારજતે તસ નાવ લખાવતે બ્રહ્મા ગુરૂસ્થા-
પીતે અમર ગીનાન દેઈતે જે લેદયા ગુરૂ વાયકે તે નર રહ્યા
નિરવાણ મુર્ખ ધુતે ગુરૂહીન તે કેવ પાવત શુધ્દ જ્ઞાન હો શીખ
શિષ્યોવાચ:— કથો બ્રહ્મા બૃહતે સગુણ કી નિર્ગુણ કેવ દશ્યતે
હો સ્વામી

શ્રીસતગુરૂવાચા:— અલેખ નિરાભાસ નવ દષ્ટ પશ્યતે એવં ચ બ્રહ્મ
ઊશ્યતે હો શિખ.

શિષ્યોવાચ:— અદષ્ટ ભાવના નાસ્ત. વિના ભાવ કથો ત્રયં
વિના દષ્ટ કથો ગીનાન. વિના ગીનાન કથો મોક્ષ.
શ્રીસતગુરૂવાચા:— અહં દિવ્ય પુરૂષ સગુણ નિર્ગુણસ્તથા. અહં
ન જાણતે તે પશુભિન તતવં અહં અલેખ નિરાભાસ
અહં અવતાર ધારજતે અહં સ્થિતી ગતિ. અહં વિના મોક્ષનાસ્ત
એ ગીનાન વિચારી લેવો. જીવડા ઊધ્દરી લેવો. ગુરૂ પુછી લાધા

રખીયા ભેદ. એકવીસ બ્રહ્માંડ જેણે રંચિયા રચના સોહી નારાયણ સ્મરો તમે દેવો: પુરૂષ વિના ન હોતા ફલ. બીજ વિના ન ભવતિ વૃક્ષ. વિષ્ણુ વિના ન ભવતિ મુક્તિ. ખંડિત ગીનાન તે કંટક હો શિષ્ય.

# પ્રકરણ ૮

શિષ્યોવાચ :— નારાયણ દેવ તો નિર્ગુણ કથો ભવંતિ એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— રવિ પ્રકાશિત ગગનસ્થાને, તેજ સર્વ હી સૃષ્ટિ વ્યાપિતે. રવિ આકાર તેજ નિરાકાર ભવંતિ. તેજમયો નિરાકાર. નિરાકાર પરમેશ્વર નિરાકાર ગીનાન નાસ્ત. સર્વગીનાન પરમેશ્વર નિર્ગુણ કહું તો તમે હમે ઊપના. સત કહો તો સાચાર, અનંત કરોડી જીવ તારીયા સો રહ્યા ભરપૂર.

શિષ્યોવાચ:— સગુણ વિનશ્યતે નિર્ગુણ દેવ નાસ્ત બૃહતે એ ભેદ કથો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— સતપુરૂષ સર્વ આગનો નિરાકાર તે છાયા. વિનશ્યતે તે માયા હો સીખ. આકાશે પ્રકાશિત રવિ પ્રતિબિંબ ઘટે ઘટે. ફુટત ઘટ નાસ્ત બીંબ. રવિરૂપ નિહંચલ તેવ વિષ્ણુરૂપ તે નિહંચળ અચળાચળ તે સંસાર મોક્ષપદ ચ જનાર્દનો. નિર્ગુણ કહું તાહા ગીનાન નહી ગુરૂ વિના ગીનાન ન હોય. નાદ નહી તાહા સાદ નહી. આપ જાણી પ્રચિત જોયે પરમાર્થ કથતે પરમેશ્વર દ્વિતીય ગુરૂ નાસ્ત સંસારમધે ગીનાન નાસ્ત જીવથી જીવ કેવ ઊધ્ધરતે હો મુર્ખ

શિષ્યોવાચ:— નિરાકાર દેવ નૈવ તો દેવ કથો ચિન્હ વર્તતે એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— નિરાકાર ગીનાન નાસ્ત. સર્વ ગીનાન પરમેશ્વર વ્યામ રૂપી પ્રકાશિત. ૧ વ્યાપિતો નિર્ગુણો. ૨ ધર્મ સ્થાપિતો ૩ અધર્મ છેદિતો ૪ કર્તા ૫ અકર્તા ૬ સર્વગુણસંપન્ન. ખડ્ગુણો એવ લક્ષણો પરમેશ્વરો. સર્વઅગનો પરમેશ્વરો. જીવ-નાથો અન્તપરો સંસારો તારતે જીવો એહજ કૃત પરમેશ્વરો.

શિષ્યોવાચ:— આત્મા દેવ બ્રૃહતે સકલ શાસ્ત્ર. આત્મા ત્રિલોક પશ્યતિ જેવ સુવર્ણ શૃંગાર તેવ ઘટે મટે વ્યાપિતે.

શ્રીસતગુરૂવાચા:— સુવર્ણ સોની ઘડીત બ્રહ્મ અવિદ્યા કેમ કામ ચીત જરામરણ ભોગવિત પ્રાણી નામ સુદ ફળ કેમ ભવંતિ પાખાણ નિત્યાન કેવ ભોગીત જરામરણ એ બોલ નાસ્ત કિ અધરમાન સર્વ અગન સર્વાતે જાળીત તસ કેવ વસ્ત્ર બાંધિત તેવ નિત્યાનંદ કેવ ભોગિત જરામરણ હો મુર્ખ. મુર્ખસ્ય પ્રતિમા દેવ બ્રાહ્મણો દેવ હુતાસન ભુતાસન પાખંડીનામ. આત્માદેવ ગીનાની દેવો પ્રચિયો સર્વજીવ નાથો પરમેશ્વરો. તે કેવ ભોગીત જરામરણ. જીવ ફલદાતા સતગુરૂ.

શિષ્યોવાચ:— આત્મા દેવ નાસ્ત કથત એક પંચ ભવતિ પંચ એક મિશ્રીત આપ ચ આપ દશ્યતે સર્વત્રિયેંગ આત્મા ચૈતન નેત્રજસ સિંહાસન બૈસત પુરૂખ સાયુજ્યતા નામ નેત્રે આપચ આપ રૂપ દૃશ્યતે સત.

શ્રીસતગુરૂવાચા:— દેહે મધે સ્થાન માન એ સકલ ખંડ ગીનાન જે વસ્તુ નાસતે તે કેવ સાયુજ્યતા બ્રૃહતે. સાયુજ્યતા નામ અ-સ્થિરે દેહે નામ અચલાચલ નેત્ર મન મુખ શુભાશુભ કરતવા દર્પણ મધે રૂપ દૃશ્યતે તેવ બીંબતે નેત્ર તથા વાસ લેયેતે તથા કર્મ બંધતે હો શિષ્ય.

શિષ્યોવાચઃ—પ્રિથમી વ્યાપિતે દેહે સ્થુલ પ્રિથમી પાસાવ સર્વ ઊપરાજતે. પ્રિથમી મધે ગચ્છતે અહં બુઝતે એહજ દેવઃ
શ્રીસત્તગુરૂવાચાઃ—રોમ ત્વચા સ્થુલ પ્રિથમી. પ્રિથમીનો ઘર નાભ આહાર ષડ્રસ પક્વાન્ન. મુખે જીહ્વા સવાદ મધુર. વર્ણ પિવળો નિદ્રા કરતવં આંગોળ [અંગુષ્ટ] સોળ પ્રમાણ પ્રિથમીનો બાણ ફરસ એતિ ગુણ પ્રિથમી માહે ભવંતિ. મૃતકાલે પ્રિથમી મધે પ્રિથમી ગચ્છતે. પ્રિથમી આપ પાસાવ ઊપજતે આપમધે મિશ્રિત બ્રહ્મ સદોદિત અવિનાશ. તસ કોન ગ્રાસીત બ્રહ્મ નિષ્કર્મ. પ્રિથમી કર્મ ધારચતે હો શિષ્ય.
શિષ્યોવાચઃ—ઊદકાન સર્વબીજાન ચતુરખાણી ઊદકબીના ઊદક સૃષ્ટી નાસ્ત અહં ભાવજે એહજ બ્રહ્મ ભવંતિ.
શ્રીસત્તગુરૂવાચાઃ—સુન હો સીષો આપનો ઘર લલ્લાટ. મુખ શ્રીષ્ટ ને આહાર બિંદુ. સ્વાદ મોળો. વર્ણ ઊજળો. પ્રમાણ આંગોળ ચાર. આપનો બાણ સુરી જીવન વિનશ્યતે આપ વિનશ્યતે અચળાચળ. આપ મધે આપ મિશ્રીત બ્રહ્મ અત્તપર તે કેવ જીવ બ્રહ્મ ભવંતિ.
શિષ્યોવાચઃ—તેજ સર્વ સૃષ્ટી જીવનં તે તેજરૂપી સંચરાચર અહં ઊપભાજતે એહજ બ્રહ્મ.
શ્રીસતગુરૂવાચાઃ—તેજનો ઘર તીલકાગોલ્હાટ મુખ નેત્ર. આહાર દેખનુ સ્વાદ તિખટ. વર્ણ લાલ પ્રમાણ આંગોળ આઠ તેજનો બાણ ભાલ તેજરૂપી તામસ કર્મ ધારજતે. તેજ વાયુ ગ્રાસીત તે કેવ બ્રહ્મ ભવંતિ.
શિષ્યોવાચઃ—વાયુ અછળ અચ્છેદ સભરાભરીત નીળથંબ સર્વ સૃષ્ટ વિચિત્ર કુભી સુક્ષમરૂપ ભવંતિ. એકવીસ બ્રહ્માંડ

જથા ગહન સભરાભરીત વ્યાપીત અનાદસિધ્દ અહં જાણે એહજ બ્રહ્મ.

શ્રીસતગુરૂવાચા:— વાયુનો ઘર ફુફ્ફુસ મુખનાસિકા આહાર તે પરિમળ વર્ણ નીળો બોલે ચાલે પ્રમાણ આંગોળબાર વાયુના બાણ ઓઢણ પંચ વર્ણ વિના રૂપ નિરાકાર. તસ્લીન કુંભી રહીત વિના ચલન ભરીત વાયુ અચલાચલ તે કેવ બ્રહ્મ ભવંતિ. સુક્ષ્મ વર્ણ નિર્ગુણ વર્ણ તે કેવ ભવંતિ નીળ. ગુરૂ વિના જ્ઞાન કથો ભવંતિ હરિપુરૂષ પરિત્યજ્યતે અનેગ ગુરૂ કરતવા ગુરૂચ મતિહીના સીખ કેવ ઊદ્દરતે.

શિષ્યોવાચ:— આકાશ સભરાભરીત ઘટે મટે વ્યાપીત વાયુ આકાશ મિશ્રીત. અહં દશ્યતે એહજ બ્રહ્મ.

શ્રીસતગુરૂવાચા:— આકાશનો ઘર કાળીજ [હૃદય] મુખ કર્ણ. આહાર સબદ સ્વાદ કળવો વર્ણ કાળો. આકાશનો ગુણ સાંભળવુ. આકાશનો બાણ ફરસ પંચભૂત સદોદિત કર્મ ધર્મ કરતવા પંચભૂત જથા બીજ તસ જીવ બૃહતે. અહં દિવ્ય પુરૂષ ક્ષર ચ અક્ષરચ પંચભૂતાનિ અક્ષર કુટસ્થ બૃહીત પંચતત્વ આજ્ઞામાહે કહિયે આજ્ઞાવિના તીલ ન રહિયે. આજ્ઞાથી જો પાની આવે. પંચતત્વ આજ્ઞાથી ચાલે સતગુરૂની આજ્ઞાવિના તીલ ન હાલે. પંચતત્વ આજ્ઞામા બેઠે આજ્ઞાવિના જે નર ચાલે સો કુંભીનરકે પડે હો શિષ્ય.

## પ્રકરણ ૯

શિષ્યોવાચ:— સૃષ્ટી ચાલતે ગુરૂ એક આજ્ઞા વર્તતે સંસાર મધે તે ગુરૂ મીનતે જીવ તદા મોક્ષ લંભતે. સ્વામીજી એક પાસથી પંચ ભયે સો પંચમો સમાનો એક. સો સહજ પ્રથીચો દેખ.

શ્રીસતગુરૂવાચા:- પંચ મિલ એક ભયો સો પંચમો સમાનો એક
એક મિલ કર્મ ક્રિયા સો કાહા સમાનો દેખ.
શિષ્યોવાચ:- નીત પ્રલીયો દેહે કારણ સુષુપ્તિ મરણ ચ
જથા પંચમધે પંચ ગચ્છતે તો કર્મ ધર્મ કોન બુઝતે હો સ્વામી
સુષુપ્તિ ભોગવત જદા આત્મા જાગૃત કોન કરતવં એ ગીનાન
કથો હો દેવ જનાર્દનો.
શ્રીસતગુરૂવાચા:- સુષુપ્તિ મરણ એકમયો દ્વિતિયે નાસ્ત જાગૃત
કરતવં વિધાતા લિખીતંગ આયુષ્ય જાગૃત કરતવં આત્મા હો શિષ્યો
શિષ્યોવાચ:- પંચમધે પંચ મિશ્રીત સર્વ કર્મ વિનશ્યતે મુક્ત ભવેત
આત્મા તદા કોન જાગૃત કરતવં હો સ્વામી.
શ્રીસતગુરૂવાચા:- સુષુપ્તીમધે હયાત જાગૃત કરતવં તસ મૃતકાલે
કર્મ જાગૃત કરતવં હો શિષ્ય સંચિત ક્રિયમાણ પ્રારબ્ધ ભોગ-
વતે આત્મા સાખ મહાવાકય ખંડિત ગીનાન તે કંટક.
શિષ્યોવાચ:- પંચમધે પંચ ગચ્છતે તો કરમ ધરમ કોન ભોગવતે
હો સ્વામી. પંચ મિશ્રીત આત્માનામ મુચ્યતે દેહે વિલયેતે તદા
આત્માનામ કોન મુચ્યતે હો સ્વામી.
શ્રી સતગુરૂવાચા:- ચતુર્દેહી આત્માનામ વેદશાસ્ત્ર સાક્ષ દેયેતે
લિંગ દેહી કર્મ ભોગવતે સત સત સુષુપ્તિ આત્મા કરતવં જત
તદા પંચભૂત અસ્થિર. તદા દુર્ગંધ મુચ્યતે પાસ તદા કોઈ
વાસના ન લેયેતે દેહમધે નવદ્વાર આત્મા વાસ લેયેતે હે
સીખો તે તવ કાહી ન જાણતે જે વસ્તુ રસના લેયતે તેવ લિંગ દેહી.
શિષ્યોવાચ:- દેહેમધે મિશ્રીત લિંગ દેહી અહં સાદષ્ટ કેવ દશ્યતે?
શ્રીસતગુરૂવાચા:- સપનીત ભુજતે લિંગ દેહી અંગુષ્ટ માત્ર પ્રમાણ.
ઈડા પિંગળા મદભાગે અર્ધચંદ્ર ભુજતે સપનીત દશ્યતે લિંગદેહી

અંગુષ્ટમાત્ર પ્રમાણ મધે ત્રિલોક ચાલતે જદ સપનીત દશ્યતે તદા કોન વસ્તુ તુજમધે નૈવ નખ ચખ રોમ સર્વ સાદૃષ્ટ તેજ લિંગ દેહી કર્મ ભોગવીત સત સત

શિષ્યોવાચ:— સપનીત મધે સર્વ દશ્યતે સુખુપ્તી મધ્યે કાંહી ન દશ્યતે મરન મધ્યે લિંગ દેહી અહંચૈવ તે કોન સાખ હો સ્વામી

શ્રીસતગુરૂવાચ:— મરણ સુખુપ્તિ એકમયો રજિક મૌત હસ્તે ગુરૂ એ ગુઝ ગોપ રખતે હસે ગુરૂ રજીક મૌત ગોપ રખતે સતગુરૂ, એ ગુઝ ગોપ માનવી હસે નૈવ સતગુરૂ હસે આસ્થિર ખીનમધે સુખુપ્તિ ભોગવીત. ખીનમધે જાગૃત ભોગવીત. ખીન મધે સપનીત ભોગવીત તેજ વસ્તુ લિંગ દેહી સત સત. ખીન મધે ભુલ પડત આત્મા તદાચ મયો ભુલપડત દેહેમધે આત્મા જદા બાહેર નીસરીતે આત્મા તેજ લિંગ દેહી પૂર્ણ ભવંતિ કરમધરમ ભુજતે લિંગ દેહી ચતુર ખાણી મધે દંડ દેયેતે લિંગ દેહી સાખ મહાવાઈક સત સત હો શિષ્ય.

શિષ્યોવાચ:— અહં ભાવ ભુજતે કરમ ધરમ નાસ્ત તો કોન કરમ ભુજતે હો સ્વામી.

શ્રીસતગુરૂવાચ:— શર્કરા ન મલયેતે મુખ તે કેમ મિષ્ટાન્ન ભવંતિ. તેવ કર્મ નૈવ બૃહતે તો ક્રોન વિધ કર્મ નાસ્ત હો સીખ. ગીનાન દૃષ્ટ વિનશ્યતે કરમ તે ગીનાન હસ્તે સતગુરૂ તે ગુરૂ સંસાર મધે દુર્લભ

શિષ્યોવાચ:— સંસારમધે કવન તે ગુરૂ કવન તે નિરાકાર કવન તે પરમેશ્વર એ સંખ્યા છેદ હો સ્વામી.

શ્રીસતગુરૂવાચ:— સુણો હો શીષ્ય. સ્વામી આપે નિર્ગુણ હોવે. તો લખ ભેદ કોણ કહવે તેના અંત ના જાણે કોઈ જાણે સો જેણે કહ્યા હોઈ મારગ સુધા તો જા પાયા જો પહિલે આપે આપ દેખાયા.

ગુરૂબીના વાટ ન જાણે કોઈ જો ચૌદા વિદ્યા પઢીયા હોઈ. ધુંધુકાર પહિલે નુર ઊપાયા સો સતગુરૂ બ્રહ્મા હોઈ આયા. પરમેશ્વર બ્રહ્મા આગે ગીનાન જો કહિયા. પછે બ્રહ્માને ભેદ બુઝાયા. વેદ સુનાયા યુગ ધર્મ દિખાયા, અવતાર લખાયા ગુઝ બુઝાયા લખ ધુંધુકાર લખ ચાંદ્રણા રંચિલે અકથ કથત સતગુરૂ બ્રહ્મા આયા આઠ લાખ કરણ માહે ખેલ જો કિયા. અનંત જીવ સ્વામીયે મોક્ષ જો દિયા તીસ પાછે ચાર જુગ રંચાયા. પાંચ સાત નવ બારા ભરન ભરાયા જે જાયે ગુરૂકે શરણમા જી તો મુગતજ દેવે તેહેજી અવતારરૂપ ધ્યાયા. દરશન તેણે પાયા પાચ સાત નવ બારા કરોડી ભરન તેણે પાયા ઈશ્વર સિધ્ધ નર ગોરખ અવધુ મચ્છિંદ્ર ભઈતે ગ્યાની અમે સો બ્રહ્મા સૃષ્ટ નિપાઈ સો બ્રહ્મા અમર ગીનાની. સબથી આગે બ્રહ્મા હુવા, ઈશ્વર સાથે સૃષ્ટ નિપાયા અમર ગીનાન બ્રહ્માના કહિયા વેદ મુખે અવ-તાર લખાયા પ્રભુની પ્રીત દોહેલી. જો શરિર સહેથી જાયે. પ્રેમ ખેલ ખેલતો જે મુયે મુએ સો પ્રીત લગાયે એહી પ્રીતકા બુઝો હો વિચાર ચાર જુગમાહે કોન ઊતરે પૈલે પાર ધ્રુવ પ્રલ્હાદ હરિશ્ચન્દ્ર સોહી પાંડવ સાથ સખાઈ. હરી બીન દુજા ન તારે કોઈ. સુન કરતે ષટ્-દરશન ભુલાયે. સુન સુન કરતે કોઈ ન તરીયા. સનકસનકાદિક હરી-થી પાર ઊતરીયા હરિ પુરૂષ પરિત્યજયતે નિર્ગુણ દેવ બૃહતે પ્રત્યેક સુ ત્યજતે પાષાણ સંગ્રહ કરતવં દુરમતિ.

# પ્રકરણ ૧૦

શિષ્યોવાચ:— કવનસો જોગી? કાહાથી જોગ? કોન પુરૂષસુ કરના ભોગ? સ્વામી આપે નિર્ગુણ હોઈ, તો ગીનાન બાત કહાથી આવી?

શ્રીસતગુરૂવાચા:— સતગુરૂ જોગી. પ્રાચિયો જોગ. બ્રહ્મ પુરૂષસુ કરના ભોગ. સ્વામી આપે ખંડીત ગુણ, તો ગીનાન વાત તિહાથી આવી:

શિષ્યોવાચ:— ખંડિત ગુણ પરમેશ્વર તો નિર્ગુણ કતો બૃહતે. એ શંકા છેદ હો સ્વામી દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— નિર્ગુણ કહુ તાહા ગીનાન ન હોય ગુરૂવિના ગીનાન નહી. નાદ નહી તાહા સાદ નહી આપ જાણી પ્રચિયો જોયે સબ ગુણવંત પ્રભુ હે તુ છન્દી ગુનેગાર આપસરીખા પીકુ હૈ જીસમે સબ ગુણ વિચાર

શિષ્યોવાચ:— માયાયે પ્રચિયો કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— આદ દેવ દિવ્ય દેહી અનંત જુગ વર્તતે મની છા વિના મન આપ ધ્યાન કરતવા આપ દેખાવન આપ ભયો સો ઊપાયો નુર. નુર માહેથી નુર નિપાયા સો થયો હજુર. તદા માયા નાસ્ત નાસ્ત ષડ્દરશન આપ ચ એક પરમેશ્વર. દ્વિતીય નુર ઊપરાજતે. નુર દેહી સતગુરૂ દિવ્ય દેહી પરમેશ્વર એદિવ્ય પુરૂષ અનાદ સિધ્ધ કરતવં સચરાચર. સતગુરૂ તે જ્ઞાન દેહી જ્ઞાન પુરૂષ તે અત્તપર રંચતે સચરાચર ખંડિત ગીનાન તે કંટક.

શિષ્યોવાચ:— નિરાકાર તે કાહાથી ઊપાયા અને કાહાથી ઊપાયા જીવ? કોન ઠામથી ઊપાઈ માયા કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— સબ બારા એ ગુરૂ કિયા અને ગુરૂ બીન નાવે ઠામ; જો જામા ગુરૂ ન ભેજતા તો એક ન સરતા કામ. સબ ભાંડે કુલાલકે સો કુલાલ બિના કુંભ ન હોય, સો કુલાલ એક હૈ આપ જાણી પ્રચીયો ~~દેખ~~ જોય. સતગુરૂ જ્ઞાન પુરૂષ નુર દેહી વર્તતે બૃહતે પરમેશ્વર હિરણ્યગર્ભ કરતવં જ્ઞાન દેહી આપ છાયા નિર્ગુણ ગર્ભ કરતવં હિરણ્યગર્ભ છાયા સર્વમો પસીત અતિસુખ રવિતલે જયા તેજ નુરદેહી છાયા નિર્ગુણ ગર્ભ કરતવં નિર્ગુણ દેહી સુન રૂપી નર પાસાવ ઊપના સપ્ત પાતાલ જયા સખોલ. એકવીસ બ્રહ્માંડ જયા

ગહન તેવ અતિ ઊગ્ર તેજ પસીતં અવસ્થા જ્ઞાન જથા નાસ્ત
ત્રિગુણ તે સ્થાપતે નિર્ગુણ બ્રહ્મ અનંત બ્રહ્માંડ જથા બલ
દુવાદસ અવ્યાકૃત સુક્ષ્મ નિર્ગુણ ગર્ભ અતિ સુક્ષ્મ નિર્ગુણ
એતિ ચિન્હ વર્તતે જસ સુક્ષ્મ તસ બલ મુગી ભાર જેવે ઊપ
રાજતે તસ હિરણ્યગર્ભ થંબ કરતવં એતિ ચિન્હ વર્તતે જીવ
નામ અવ્યાકૃત બૃહતે સતગુરૂ તે સુન હો સીખ દેવ બૃહતે
સતગુરૂ અવ્યાકૃત કરતવં. અવ્યાકૃત આત્માની આત્મા રૂપતે
અચળાચળ જ્ઞાનદેહી જથા તેજ ઊપરાજતે અવ્યાકૃત આત્મા-
રૂપ નિહંચલ નૈવ. જેમ ચન્દ્રથી ચાંદરણા રોશન તેમનુર તજરલે
ઊપાઈલે જીવ એ બોલ અવથહૈ જાણે સતગુરૂ દેવ નુર તજરલે
ઊપાઈલે જીવ અનંત કર્મ જીવજથા શશી પાસાવ જેમચાંદર-
ણા તેવનુર પાસાવ જીવ ઊપાઈલે સપ્ત થંબ અવ્યાકૃત તે થંબ
યમદૂત. આત્મરૂપ અવ્યાકૃત કર્મ ધર્મ ભોગવતે. જથા કર્મ
તથા દંડ આપ કર્મ ભ્રમતે અવ્યાકૃત ચાલતે યમદૂત જથાકર્મ
તથા દંડ દેયેતે જસ સંચિત તસ ફળ ભોગતે હો સીખ. એતિ
નામ અવ્યાકૃત બૃહતે સતગુરૂ સ્વામી વિરાટ્ તએ ઊપરાજતે વિરાટ્
માયા રૂપી તે વૈષ્ણવી માયા હો સીખ બૃહતે પરમેશ્વર વિરાટ્ભવંતિ
ક્ષર ચ પંચભૂતાનિ વિરાટ્ સ્વરૂપ ઈતિનામ માયા કરતવં સપ્તપાતાલ
એકવીસ સ્વર્ગ એતે ઘટ ઊપરાજતે વિરાટ્ ઈતિ રૂપ એતિ ચિન્હ
માયા વર્તતે હો શિષ્ય.
શિષ્યોવાચઃ— વિરાટ્ એતિ સ્થુલ કથો મધે મુથતે. કોન ભાવ થંબતે
એ શંકા છેદ હો સ્વામી. દેવ સતગુરૂ.
શ્રીસતગુરૂવાચઃ— હિરણ્યગર્ભ જથાનાભ નાભમધે વિરાટ મુચ્યતે
એતિ ભાવ થંબતે હિરણ્યગર્ભ હો સીખ. જલમધે જથા કુંભ. બાહિરજ

અભિયાંતરે જલ જથા તેવ હિરણ્યગર્ભ મધે વિરાટ મુચ્યતે હો શિષ્ય. ભાર થંબતે હિરણ્યગર્ભ ભાર કારન ઊપરાજતે નિરાકાર તલ ઊપર ખલ માંડતે પરમેશ્વર ખંડિત ગીનાનતે કંટક ભાર કારન ઊપરાજતે નિરાકાર જસ થંબ દેયેતે પર થંબમધે અવસ્થા ગીનાન નાસ્ત સત નિરાકાર ભવંતિ.

શિષ્યોવાચ:— ચતુરદેહી ઊપરાજતે દેવ કથો સ્થાવર જંગમભવતિ શિવ શકિત કેવ મિશ્રીત ભવંતિ એ ગીનાન કથોદેવ જનાર્દનો

શ્રીસતગુરૂવાચા:— સ્થાવર જંગમ ભવંતિ તે સુનો હો શિષ્ય સ્થાવર તે પંચભૂત અને જંગમતે સગુણ તે સુન હો શિષ્ય. પરમેશ્વર બૃહતે યમદૂત તયેગ મૃત્તિકા આનીયેતે ઘટ કરતવા પંચભૂત મિશ્રીત કરતવં ઘટ યમદૂત શરીર ઊપરાજતે નામ ધારચતે ઈશ્વર શકિત પંચભૂત શરીરનામ મહેશ્વર પ્રથમ પિંડ ઊપાયા સ્વામી બૃહતે સતગુરૂ દેહી મધે આપ નુર મુંચતે નુર રૂપી આત્મા જેવ રવિ પ્રતિબિંબ મુચ્યતે તેવ ઘટમધે આપ બીંબ મુચતે તસ સતગુરૂ નામ ધારજતે મહેશ્વર એક મુરત ભયો દેવ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર એવં શિવ શક્તિ મિશ્રીત સ્થાવર એ ગતિ જંગમ ભવતિ અનાદ સિધ્ધ રચના કરતવં.

શિષ્યોવાચ:— કહાથી ઊપની ચતુરખાણી કાહાથી ઊપની ગુરૂકી વાણી. કાહાથી આપ બુઝાયે સતગુરૂ હોયતો પુછા કહે.

શ્રીસતગુરૂવાચા:— ધુંધુકાર પહિલે નુર ઊપાયા સો સતગુરૂ બ્રહ્મા હોઈ આયા અકથ ગીનાન તેણે કથીયા એ અમર ભેદ સતગુરૂથી પાયા સતગુરૂ બ્રહ્મા પુરૂષ અમર કથતે આદ પુરૂષ સર્વબીજ અમરગીનાન દેયેતે. મહેશ્વર પાસથી ઊપની ચારખાણી. દિવસે ઊપના મનુષ્ય રાત્ર ઊપની સ્ત્રી ખાણી ધુંધુકાર પહિલે નુર ઊપાયા સતગુરૂ પાસથી

એ પંથ આયા. ગુરૂપાસથી જ્ઞાન બતાયા એક પંથ દોએ બાટા દોયેથી અનંત સરગભઈલે સો પંડિત કરો વિચાર જે દોએથી એક મિલે.

શિષ્યોવાચ:— દેવ ભવંતિ દિવિધ્યાનામ તો ચતુરખાણી કોણ ઊપરાજતે કવન દંડ દેયેતે હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:— જીવ વિસરતે આપ મુળ તસ કર્મ ઊપના તે કર્મ ભોગવતે દંડ ચતુરખાણી હો સીખ લોહો મધે જથા મક્ષન આપો આપ ઊપજતે આપ મુળ વિસરતે જીવ તથા કર્મ બંધતે હો શિષ્ય. જેવ સુવર્ણ સોની સંગે હીન મોલ લંભતે તેવ કર્મ સંગે આત્મા ચતુરખાણી ભ્રમતે કરમ કાળ બંધતે જીવ ભ્રમતે ચતુરખાણી જથા કર્મ દંડ તથા લભતે તેવ જીવ યોની ભ્રમતે. અગ્ની લોહોસંગે ઘણનો ઘાવ ભોગવીત તેવ આત્મા કર્મ સંગે ચતુરખાણી પચીતે હો શિષ્ય.

શિષ્યોવાચ:— નિરાકાર દેવ બૃહતે તો કોન કર્મ દંડ દેયેતે જીવ. એ પ્રશ્નિયો કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— બીજ વિના કેઊ ભવંતિ વૃક્ષ. મુળ વીના કથો હો ડાહાળ. શિવ વિના જીવ કથો ઊપના. મુર્ખ આપ વિચાર કરતવા દેવ બીંબ પ્રતિબીંબ તે જીવ સગુણ દેવ કેવ નિર્ગુણ હો મુર્ખ.

# પ્રકરણ ૧૧

શ્રીસતગુરૂવાચા:— કર્મ કાળ ભ્રમતે જીવ સુક્ષ્મ દેહી વર્તતે કર્મ સુત્ર ચાલતે દેવ જથા કર્મ તથા ફલ હો શીષ્ય. કુલાલ ભ્રમતે ચક્ર કુંભ જીવ જથા તથા કતવં કુલાલ જથા કુંભ કરતવં તથા કુંભ ભવંતિ. કુંભ ન બુઝતે કુલાલ તથા કુંભ ભવતિ તો કતો કરમ વિનશ્યતે તે દેવ બુઝતે પ્રાણી તથા મોક્ષ ચ અત્તપર.

શિષ્યોવાચ:— ઊર્ધ્વ મન કરતવં નાદ ચ લયે ગતં આપ બ્રહ્મા તેજ મહેશ્વર. પવન તે વિષ્ણુ એ ત્રિદેવ વેગળો નાદ ચ દેવ અહંગ ત્રિશ્રીત ભવંતિ મોક્ષ ચ કિ નાસ્ત હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:— પંચભૂત સદોદિત તસ વરણાવરણ નાસ્ત નાદ ચ કતો ધ્યાયેતે તે સ્વરૂપ બુઝ હો શિષ્ય.

શિષ્યોવાચ:— કોન વસ્તુ ધ્યાયેતે નાદ કવન પાસાવ ઊપના એ ગીનાન કથો હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:— વટ વૃક્ષ વિસ્તાર બીજ સુક્ષ્મ ભવંતિ તેવ નારાયણ બીજ નાદ વ્યાપિતે સંચરાચર. ઘરમધે દિપક પ્રકાશિત ઊઝાવ સર્વ ઘર પ્રકાશિત તેવ જ્યોત વિષ્ણુ ઊઝાવ નાદ સંચરાચર ખંડિત ગીનાન તે કંટક.

શિષ્યોવાચ:— દેહ સતત નાસતે અવિનાશ નારાયણ એ નાદ જ્યોત દેહે મધે કેવ ભવંતિ.

શ્રીસતગુરૂવાચા:— નેત્ર ચ સાયુજ્યતા ત્રિગુણ મધ્યે ભવંતિ શ્વેતરૂપ બ્રહ્મા. સામ રૂપ નારાયણ મધે સુનકાર તે મહેશ્વર. એ ત્રિદેવ પિંગળા વામભાગે ભાગ કરતવં ઈડા અગ્રે અષ્ટ અંગુળ પ્રમાણ મધે ચૈતન્ય સ્વરૂપ દશ્યતે. ત્રિદેવથી વેગળો રૂપ અંગુષ્ટ માત્ર ઈડા ભાગે દશ્યતે સ્વરૂપ તે સુન હો શિષ્ય. મન અધિકાર વર્તિલે રૂપ. મન સંગે શુભ અશુભ કરતવં. લોહો સંગે જેવ અગ્ની તેવ કર્મ સંગે રૂપ બાધતે હો શિષ્ય. કુઆ પાસે ઊભા રહિને તલસુ નજર પાની માહે દેખીયે તો દેખી દેખીને રૂખ ચલીયા જાવે ગયે પાછે આપણને ડર આવે તેવો સ્વરૂપ કર્મ બંધતે હો શિષ્ય:

શિષ્યોવાચ:— એકનું ગીનાન ઈડા પિંગળા મધ ભાગે ભૃગસ્થાને જ્યોત દશ્યતે નાવ રખતે સહસ્ત્રદલ અનંત કરન ફાકિતે એ ગીનાન

આસ્ત કી નાસ્ત હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:— દેઊળ દેવળા નેટ પ્રતિબીંબ સબદ ઊઠત તેથ દિવ્ય નેત્ર મિશ્રીત કરતવં તદા જ્યોત દશ્યતે. જ્યોત રૂપ વિન-ષ્યતે દિવ્યનેત્ર મિશ્રીત કરતવા ભ્રુગમધે તદા જ્યોત દશ્યતે દેહે અસ્થિર જ્યોત કવન હસ્ત જાઈ તે પુરૂખ સોધ હો શિષ્ય.

શિષ્યોવાચ:— એકનું ગીનાન આરંભે નાસિકા અગ્રે ભ્રુગથી અંગુળ દ્વાદશ મધે સુનીળ દશ્યતે નિરાકાર એ ગીનાન આસ્ત કી નાસ્ત.

શ્રીસતગુરૂવાચા:— નિરાકાર ગીનાન નૈવ તસ ચખ કરી દશ્યતે જસ નેત્ર નૈવ તસ મોક્ષ નાસ્ત તસ સતગુરૂ સર્વત્ર મોક્ષ દેયેતે સર્વ અગનો પરમેશ્વર સર્વ ગીનાન પરિપૂર્ણ જે તમે કથતે ગીનાન તે કેમ સર્વ પાવીતે પરમેશ્વર.

શિષ્યોવાચ:— એકનું ગીનાન ચત્રભુજ કરતવા નેત્ર કરી આક્રોસન કરતવં ભ્રુગમધે ચતુર આંગોળ મધે આનીત તે મુરત આરે સાધીયેતે સર્વ બ્રહ્માંડ મધે ખેલીત એ ગીનાન આસ્ત કિ નાસ્ત.

શ્રીસતગુરૂવાચા:— મુર્ખ મુરત આક્રોસન ક્રતવં જે પુરૂખ અનાદ સિધ્ધ તસ સોની કેવ ઘડીત મન આગરે વસત સર્વ જસ મન ભાવીતે તસ ચક્ર તવ દશ્યતે અનેગ સંસારમધે પ્રવર્તતે ગુરૂવીમા

શિષ્યોવાચ:— એકની મત સુક્ષ્મ દુવાદસ મિશ્રીત આત્મા સુક્ષ્મ સંગે આત્મા દેહે સંગે વર્તતે મૃતકાળે દુવાદસ સંગે ગચ્છતે તે જીવ સુક્ષ્મ દુવાદસ સર્વત્ર પસીત તે જીવ ભવંતિ પંચમિશ્રીત મૃતકાળે વાયુ આકાશ લીલતે. નીલવૃક્ષ અનંત પત્ર અનંત ફ્લ ઊપજતે નિપજતે વિચિત્ર કુંભી અનાદ સિધ્ધ તો આસ્ત કી નાસ્ત.

શ્રીસતગુરૂવાચા:— જે સુક્ષ્મ દુવાદસ નીલવર્ણ તે જેવ પંચભૂત તેવ ષષ્ટમે સુત્ર ભવંતિ એ પંચ ભૂત સંજોગે વર્તતે જીવ ઊપજતે

જથા તસ સંગે ધારજતે સુક્ષ્મથી કોઈ ન ઊપજતે ના વિનસતે ઊપાવનારો વેગળો તેના સહુ આજ્ઞાથી. સ્ત્રી પુરૂષ કરતવં સંજોગ પુત્ર જથા ભવતિ. દેયેતે પરમેશ્વર, વીના પરમેશ્વર કેવ ભવતિ હો શીખ જે વસ્તુ આસ્થિર વિના વર્ણ ના રક્ત વર્ણ, ના કાળો વર્ણ ના પિવળો ના નિળો. પંચવર્ણ વિવર્જીત તે નિર્ગુણ ———

શિષ્યોવાચ:— એકની મત પંચભૂત મિશ્રીત આત્માનામ મુચતે પંચમધે પંચ ગછતે તદા નિષ્કર્મ ભવતિ પંચ મિશ્રીત દેહી ધરીયેંગ આપરૂપ દશ્યતે મનોભાવ આનીયેતે જે અહં નિષ્કર્મ ભવતિ એ ગીનાન મોક્ષ કિ નાસ્ત હો સ્વામી. ———

શ્રીસતગુરૂવાચા:— મુર્ખ બૃહતે જે સહજે ઊપજે અન સહજે વિનસે પન પરમેશ્વરના હુકુમવીના શતિ ન ભવંતિ એ સત સત. પંચ મિશ્રીત ખષ્ટમે વસ્તુ તે જીવ તે કરમ ધરમ ધારજતે. વિના ગુરૂ કેમ કરમ વિનાસતે હો શીખો. શર્કરા નામ બૃહતે કેવ મુખ મિષ્ઠાન્ન ભવંતિ એવ ગુરૂ વિના કેવ કરમ વિનસતે. સર્વ શોષત હુતાશન સર્વ શોષત પવન. સર્વ શોષત બ્રહ્મ ગીનાન જે પાપપુણ્ય બલીયતે

શિષ્યોવાચ:— બ્રહ્મ ગીનાન કિસ મુખ લહીયે ઘરઘર ગીનાન કેઊ કર પાઈએ. સતગુરૂ હોવે તો પુછા કહે. ———

શ્રીસતગુરૂવાચા:— તરૂવા [કથીલ] માહે ભેદ ચ કિયા શતિ એક બીજે સર્વ અધુરા તીલ રસાયન દરિયા પાઈએ તો સોનેસરીખા હોતા જાઈએ. વિના રસાયન તરૂવા કેવ સુવર્ણરૂપ ભવતિ તેવ ગુરૂ વિના કરમ કેવ વિનસતે. ગુરૂ જીવ અજ્ઞાન શોષીત આપ જ્ઞાન મધે મુચીતે હો શીખ સર્વ રંચતે સૃષ્ટી ગુરૂ. ગુરૂચરણ સર્વ ઊપના જેણે રંચિલે સંસાર. તેજ જાણે મોક્ષવિચાર.

શિષ્યોવાચ:— તીર્થ કરૂ કી ના. તીર્થ વિષ્ણુ ચરણ લીજે. સ્વામી

વ્રત કરૂ કિના? કલયુગી કોન વ્રત તે બુઝો હો સ્વામી. દાન દેઊ
કીના ? ગુરૂ મુખે દિજે દાન તો સુફળ હોવે. સ્વામી પંચઅગ્નિ
સાધુ કીના ? પંચાગ્નિ ગુરૂ મુખે સાધિજે. સ્વામી અષ્ટ યોગ
સાધુ કીના? અષ્ટમે વરખે જનમ વાવખેત્ર વાવીએ તો
મેવા હો ચાખીએ સ્વામી ગાયત્રી ઊચ્ચાર કીના ? કલયુગી
કવન નામ લેયેતે તે બુઝો હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:— સંસારમધે અનંત મારગ તસ અનંત વાટ
જસ પ્રિથમી તસ અનંત વાટ તસ અનંત પુન તસ અનંત ધ્યાન
તસ અનંત લખતા નિફળ હો સીખો. એસી ઊપમા પન શાસ્ત્ર
વધસે. અનંત મત અનંત ગુરૂ તા નિફળ હો શીખ

શિષ્યોવાચ:— કા નિફળ તે ગીનાન કથો હો શ્રી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— જેટલી વિકાર ગીનાન લખ અર્થ કહત તેટલા
પરમેશ્વરના અંગ પન એ કિધા પરમેશ્વર હાથ નાવે અંધનગર મધે
હસ્તી રહીત. સર્વ અંધ હસ્તી જોવા આયાગતા તસ સર્વ હસ્તી
દૃષ્ટે ન દિસતે જે જાહા રતા તે તાહા માતા અનુભવ રહ્યાસો
દૂર સો પંડિત કરો વિચાર. જે પરમેશ્વર મિલે હજુર.

શિષ્યોવાચ:— એ ગીનાનનો ફલ સું છે તે કથો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— અન્તે મતિ સા ગતિ. ભવંતિ સત સત. વિષ્ણુવાચ
રૂદ્ર વાચ બ્રહ્મા વાચ સત ઊથાપતે કંટક. પીત્ર ભગતિ પીત્ર
સંગતિ ભૂત ભગતિ ભૂત સંગતિ. રવિ ભગતી રવિ મંડલે જાઈએ. જે
નિરાકાર દેવ બૃહતે તે નિરાકાર ભવતિ એ વચન સત સત.

શિષ્યોવાચ:— નિરાકારતે કૈસે બૃહતે જસમતિ જાયેતે તસ અવતાર ભવંતિ:

શ્રીસતગુરૂવાચા:— નિરાકાર ગીનાન નૈવ જેવ આત્મા સુષુપ્તિ ભોગ-
વતે આપખબર બિસરતે તેવ નિરાકાર ભવતિ. અન્તે મતિ સા-

ગાતિ નો પ્રથીયો સુન હો શીખ . કાશીમધે મહિમા અસ્થિરલિંગ
ભવંતિ . જે કાશીમધે મૃત ભવતિ તે લિંગ ભવંતિ હો શીખ.જેવ
કાશીમધે લીંગ ભવતિ તેવ નિરાકાર ધ્યાયેતે તે નિરાકારભવતિ
જેવ પાખાણ મધે ગીનાન નાસ્ત તેવ નિરાકાર ભવંતિ. તે નિરા-
કાર મધે ગીનાન નાસ્ત . ખંડીત ગીનાન તે કંટક.

શિષ્યોવાચ:— જેવ લીંગ ભવંતિ અથવા નિરાકાર ભવંતિ તો ચૌર્યા
ચશી યોની ખંડીત ભવંતિ. જરા મરણ વિરહીત કી અસ્થિર હો સ્વામી

શ્રીસતગુરૂવાચા:— ચૌર્યાચશી બીન ગુરૂ કેવ ખંડીત જસ પુણ્ય
કરતવં તસ ફલ ભોગવીત એક ગુણો પુણ્ય દસ ગુણો ભોગવીતે
પુનરપિ જરા મરણ ભોગવીત હો સીખ . કરમ કાળ જેવ બંધતે જીવ
તે ગોર વીના કેવ કરમ વીનસતે તે કેવ નિહંચળ ભવંતિ પુન
પાર ખંડિત પુનરપિ જરામરણ ભોગવીતે તેવ ગુરૂવીના કેવ
કરમ બિનસતે હો શીખ . અનેગ પુન કરતવં પન ક્રસ્નુ પ્રનામિ
ના ભુજતે . અનેગ પુન ક્રતવા પુનરપિ જરા મરણ ભોગવતે. ક્રસ્નુ
પ્રનામિ ન પુન ઊરતે .

શિષ્યોવાચ:— અહં ક્રસ્નુ નામ લેયેતે નૈવ જરામરણ ભવંતિ તો
અહં નામ લેયેતે તો મોક્ષ ભવંતિ કીનાસ્ત હો સ્વામી

શ્રીસતગુરૂવાચા:— સહસ્ત્રનામ શ્રી સારંગધર આરાધિતે એતા નિષ્ફળ
અઢાર ભાર વનસ્પતિ કો જાપ કરતવં એતા નિષ્ફળ હો શિખો.

શિષ્યોવાચ:— કા નિષ્ફળ એ ગીનાન કથો હો સ્વામી દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— જાહા ન ભેટત સતગુરૂ બ્રહ્મા જહાન લખીતે
અવતાર પાત્ર મહા વિષ્ણુને ઓળખી સેવા ન કિધી જા સત ન
ક્રતવં અસત ક્રતવં . દસ દોસ ન વર્તતે દેખ દુર ન જાયેતે. પંચ
ભૂત આત્મા વશ ન કરતવં ચતુર દાન ન દેતવા . જે વેદગત વ્રત

ન કતવા. પરસ્ત્રી ન વર્જતે તે કેવ પાવત પરમપદ હો શીષ્ય
સતગુરૂ વાચે જે ન જાણત શ્રી અવતાર પાત્ર. પાખંડને પૂજતે
કહતે કરતાર અસુધ સુધન લંભતે. કુપાત્ર ભજતે દાનતે નર
નરક જાયેની જુગો જુગ હો શીષ્ય.

## પ્રકરણ ૧૨

શિષ્યોવાચ:— કવન સો તજુ ? કવન સો ભજુ કવન કરૂ વિચાર
હું પુછું તમને સતગુરૂ કયા લે ઊતરૂ પૈલે પાર.

શ્રી સતગુરૂ વાચા:— પ્રપંચ તજવા સતગુરૂ ભજવા આપ કરી વિચાર
કહે સતગુરૂ બ્રહ્મગીનાન લે ઊતરે પૈલે પાર હો શિષ્ય.

શિષ્યોવાચ:— કવનસો આપ વિચાર ? કવન મુખ દાઝ બ્રહ્મ-
ગીનાન ? કવનસો સતગુરૂ સેવુ હો સ્વામી.

શ્રીસતગુરૂ વાચા:— સતગુરૂ તેણે કહિયે જીસમાહે ત્રિવિધ જ્ઞાન
જો લહિએ. અકથ કથતે, અગમ ગમતે, અલેખ લખવા જાન
એૈસા સતગુરૂ ઢુંડો વિચાર જેણે સરજ્યા સકલ સંસાર. જીવથી
જીવ છુટે નહી જહાલગ સતગુરૂ બ્રહ્મા ભેટે નહી. ઈશ્વર જટામાહે-
થી ગંગા ઊપની તે ગંગા નિર્મળ જ હોઈ. ગંગા તણો ગુણ કાંહી
નહી, ગુણ ઈશ્વરનો હોઈ, તેમ આત્મા સુદગુણ તસ સતગુરૂથી
હોયે. ચંદન વેધ્યા વનસ્પતિ તે ચંદનજ હોય. વનસ્પતીનો ગુણ
કાહી નહી. ગુણ ચંદન તણો જોયે, તેમ આત્મા સુદગુણ સદગુરૂથી
હોયે. પરીસથી જેમ ધાતજ બદલે લોહો સુવર્ણ હોયે. લોહો તણા
ગુણ કાહી નહી, ગુણ પરીસનો જોયે. તેમ આત્મા સુદગુણ સદ-
ગુરૂથી હોયે. જેમ વનસ્પતિથી વનસ્પતિ ચંદન ન હોય. જેમ
સુવર્ણથી લોહો સુવર્ણ ન હોય તેમ જીવથી જીવ છુટે નહી જહા-
લગ સતગુરૂ બ્રહ્મા ભેટે નહી. અવિદ્યા બંધન થકી આત્મા નાંમ

કરતવં બ્રહ્મસુમ ચાલતે સૃષ્ટી રૂપી જીવ ફલદાતા સતગુરૂ. ક્રતા જુગમાહે બ્રહ્મા નામ ભણાયા. પાચ કરોડીશુ રાજા પ્રલ્હાદ તાર્યા ત્રેતા જુગમાહે વશિષ્ટ ભણાયા રામાયણ કથી સાત કરોડીશું હરિશ્ચન્દ્ર છુડાયા. દ્વાપારે વેદ વ્યાસ ભણાયા ~~ભાગવત~~ ભારત કથી નવ કરોડીશુ રાજા યુધિષ્ટિર તારીયા સત સત. આજ કલવારે સતગુરૂ ઈમામશહા ભણાયા. અથર્વવેદ કથી નિકલંકી રૂપે અનંત કરોડી જીવ છુડાયા. ચાર જુગમધે ચાર ગુરૂ સ્થાપીયા. અનંત જીવતારીયા એસા ગુરૂ કિજે જોઈ તો જીવન મુગતજ હોઈ. એસા સતગુરૂ ન જાણે કોઈ. મુરખ લોકના રહે ભુલાયે જે ગુરૂ બ્રહ્માની ખબર ન પાયે. સુન આપ વિચાર કથતે જથા બીંબ તથા પ્રતિબિંબ: જથા મુખ તથા દર્પણ મધે દૃશ્યતે જથા બીજ તથા વૃક્ષ, જથા ભકત તથા દેવ. શશી પ્રકાશીત ગગનસ્થાને પ્રતિબિંબ ઘટમદે જથા શશી તથા બીંબ દિસતે ભાવ ન મુંચતે.

શિષ્યોવાચ:– દેવ સગુણ કિ નિર્ગુણ કતો બૃહતે.

શ્રીસતગુરૂવાચા:– નિરાકાર સુન રૂપી જેવ પાષાણ અજ્ઞાન તેવ નિરાકાર ભવંતિ.

શિષ્યોવાચ:–'અંતે મતિ સા ગતિ' સર્વ શાસ્ત્ર બૃહતે નિરાકાર મધે ગચ્છતે આત્મા તો નિરાકાર ભવંતિ.

શ્રીસતગુરૂવાચા:– જેવ આત્મા નિદ્રામધે સર્વ ગીનાન નાસ્ત તસ નિરાકાર ગચ્છતે તદા સર્વ ગીનાન મુળ નાસ્ત. લિંગ દેવળમધે ભવંતિ ભકત પૂજા કરતવં. નવ વિધ પુજા બાંધતે પાષાણ પણ પાષાણ કાંહી ન બુઝતે. ભકત બૃહતે પૂજા ક્રતવં પણ પાષાણ કાંહી ન જાણતે તેમ નિરાકાર આત્મા એક ભવંતિ આપગીનાન વિસરતે સુખ કારણ જેણે દેહ દહિયે સો કેમ સુખ બીન જાહા ગીનાન સારા જાવે તાહા કેમ આત્મા સુખજ પાવે. ગીનાન કારણ

ગુરૂસુ ધુંડીયે ગીનાન હીના ગુરૂસુ છાંડિયે. સુખ કારણ જેણે દેહા જાળી સો કેમ રહવે સુરીજન ટાળી. નિરાકાર આત્મા એકઠા થયા તો આત્માના ગીનાન સારા ગયા જાહા ગીનાન સારા જાણે તાહા આત્મા કેમ સુખ પામે.

શિષ્યોવાચ:— મુયે પછે ગીનાન કાહા રહવે એસા ગીનાન મુજને બતાઓ હો સતગુરૂ દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— આત્મા ચતુર દેહી બૃહતે સકળ શાસ્ત્ર પ્રથમ સ્થુળ દ્વિતીએ લિંગ તૃતિયે કારણ ચતુર્થે મહાકારણ દેહી. સ્થુલ મધે આત્મા સર્વત્ર પસીત રોમ રોમ વ્યાપિત. જદા મૃતકાલે લિંગ દેહી ભવંતિ. લિંગ દેહી કારણ દેહી સંગે બાહીર નિસરીતે તદા દેહી મૃત ભવંતિ સત સત.

શિષ્યોવાચ:— સ્થુલ દેહી સાદૃષ્ટ દિસતે તો લિંગ દેહી કતો ભવંતિ કારણ ચ કતો બૃહતે એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— પંચભૂત તે સ્થુલ દેહી આત્મા મિશ્રીત જે વસ્તુ જાગૃત તેજ વસ્તુ નિદ્રા ભવતિ. જે દેહે મધે સ્વપ્ન દેખીત તેજ લિંગ દેહી મૃત કાળે કારણ દેહી સંગે ગચ્છતે કારણ દેહી તે દુવાદસ સંગે મૃત કાળે ગચ્છતે. મૃત કાળે આપ વિસરીત દુવાદસ સંગે આત્મા બાહીર નિસરીત તે લિંગ દેહી સંગે આત્મા કર્મસંગે ચતુરખાણી ભ્રમતે.

શિષ્યોવાચ:— કેવ કરમ વિનસતે કેવ ગીનાન દેહી આત્મા પાવતે એ પ્રચિયો કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— સંસારમધે જીવ ઊધ્ધરણ કારણ પરમેશ્વર જ્ઞાન દેહી ભવંતિ જે જીવ વેધ્યા તે સુદ ગીનાન ભવંતિ. કાષ્ટમિશ્રીત હુતાસન પુનરપિ હુતાસન ભવંતિ. તે વિષ્ણુ નારાયણ પરાયણ જે નર વિષ્ણુ સેવત તે નર વિષ્ણુરૂપ ભવંતિ. જેવ કુબેર વરૂણ, ધ્રુવ, પ્રલ્હાદ અને

હરિશ્ચન્દ્ર પાંડવ રાજા શીબી ચક્રવર્તી ઐસે ભક્ત અનંત કહિયે સાક્ષ શાસ્ત્ર દેયેતે ગીનાન દેહી કહિયે. ગીનાન દેહી વિના ગીનાન નાહોવે જો અનંત ગુરૂ કરી જોવે. સાધમિલે તો સાદજ હોઈએ. મૂર્ખ મિલે તો મૂર્ખજ હોઈએ. ગીનાન દેહી મિલે તો કર્મજ પાવે.

ચાચરી નાસ્ત, ભૂચરી નાસ્ત, ખેચરી નાસ્ત, અગોચરીનાસ્ત અલેખી નાસ્ત લખ માર્ગ. ખડ્ દરશનકા ગીનાન લખમાર્ગ કહતે મુદ્રા રૂપી સુનકુ ધ્યાયેતે ખાલી આયે કર્મ લે જાતે. આપ વિચાર કી સુનો હો મુદ્રા મત તમે જાણો દૂર હૈ જેઊ પર્વત વસે આકાશ તમ માહે સુરીજન એઊ વસે જેઊ ફુલો માહે વાસ તમ માહે તમ સરીખા હોકર બેઠા સો નર કિન્હે નજરન દિઠા આદ નરકી મુદ્રા જો પાવો તો આપ ખબર લહો. જેન મુદ્રા કારણ જગ તપે સો દરશન પાઈએ. તો સીખકુ મુગતજ હોઈએ મુદ્રા ચ મૃતવંતો સત પુરૂષ અગોચર જ્ઞાન પુરૂષ અત્તપર ખડ્દરશન ભવેત અંધ.

# પ્રકરણ ૧૩

શિષ્યોવાચ:— આદ્ય નરકી મુદ્રા કેઊકર પાઊ આદ્યનર વિશ્વ કા પ્રાલક હૈ સો નર મુજ બતાઓ હો દેવ જનાર્દનો

શ્રી સતગુરૂવાચા:— ચન્દ્રબળ પૂર્ણ ચન્દેહ આસ્થિર, સોળા કળા ચન્દ્ર પોખીત. બાર કળા રવિતે મધે આગીયાર કળા દેહી સોખીત. ચન્દ્રકળા તે સુન હો સીખ છ ચક્ર કહુ છું અનપ્રાકૃત પણ કહુછું ચન્દ્રની સોળ કળા :— ૧ લેખના ૨ જીવના ૩ પંખની ૪ સંખની ૫ મેથની ૬ કામની ૭ સોમયા ૮ કમોદની ૯ સુપ્રભા ૧૦ રસાળ ૧૧ વિકાસા ૧૨ અલંધા ૧૩ અમરૂતી ૧૪ અસ્વની ૧૫ વ્યાપની ૧૬ પંખની એ સોળ કળા ચન્દ્રમાની છે.

શિષ્યોવાચ:— એ સોળ કળા દેહે મધે કેવ દશ્યતે.
શ્રીસતગુરૂવાચા:— ૧ લેખના તે આત્માને કહિયે ૨ જીવનાતે હૃદયને કહિયે ૩ પંખની તે જ્યોતને કહિયે ૪ સંખની તે નાદને કહિયે. ૫ મેથની તે બીંદને કહિયે. ૬ કામની તે ચૈતન્યને કહિયે. ૭ સોમયા તે ઊર્ધ્વલંબીકાને કહિયે ૮ કમોદની તે સાત્વિકને કહિયે ૯ સુપ્રભા તે રૂપતાને કહિયે ૧૦ રસાળા તે રસનાને કહિયે. ૧૧ વિકાસા તે સંતોખને કહિયે. ૧૨ અલંધા તે જાગૃતને કહિયે ૧૩ અમરૂતી તે અસુદને કહિયે. ૧૪ અસ્વની તે ત્વચાને કહિયે ૧૫ વ્યાપની તે રોમને કહિયે ૧૬ પંખની તે પૂર્ણતાને કહિયે. એવં સોળ કળા ચન્દ્રની દેહે મધે વર્તતે. હવે બાર કળા રવિની તે સુન હો શીષ્ય:— ૧ દાહેકી ૨ જ્યોતની ૩ દિપની ૪ તેજની ૫ વિષ્ણુજા ૬ સોખની ૭ કિરણી ૮ સુપ્રભા ૯ લાહુકી. ૧૦ તાપની ૧૧ દાહેની ૧૨ વિશ્વકુની એ બારકળા રવિની છે
શિષ્યોવાચ:— એ બારકળા દેહે મધે દેખાડો હો સ્વામી સતગુરૂ.
શ્રીસતગુરૂવાચા:— ૧ દાહેકી તે કાળને કહિયે. ૨ જ્યોતની તે સુષુપ્તિને કહિયે. ૩ દીપની તે સ્વપ્નીતને કહિયે ૪ તેજની તે ક્રોધને કહિયે. ૫ વિષ્ણુજા તે મૈથુનને કહિયે. ૬ સોખની તે રાજસને કહિયે. ૭ કિરણી તે જઠરાગ્નીને કહિયે. ૮ સુપ્રભા તે ચિંતાને કહિયે ૯ લાહુકી તે ચેતનીને કહિયે ૧૦ તાપની તે અન્યથા કર્મને કહિયે ૧૧ દાહેની તે આળસને કહિયે. ૧૨ વિશ્વકુની તે મૃતને કહિયે.

એવં બાર કળા રવિની કહિયે. એવં અઠાવીસ કળા શરીર અસ્થિર. ચન્દ્ર પોખિતં રવિ શોખિતં. રવિભાવ શરીર ઘટીત.
શિષ્યોવાચ:— કાહાથી ઊપના સબદ. કહાથી પ્રકાશ ક્રતવં. કાહા વસત કહા ગ્રાસીત એ ભેદ કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— મન અગરે વસતે સબદ અનુહદથી ઉપજતે આકાશ. આકાશ અનુહદ મિશ્રીત સબદ આકાશ વૈજરીશબ્દ રૂપ ભવંતિ ગગનસ્થાને ગ્રાસીત. પૂર્ણ કળા અસ્થિર ચન્દ્ર શરીર તેમધે આપ તથ તે કવન અને દેવગુણ તે કવન તે સુનહો સીખ નીત પ્રલીયો દેહ કારણ સુષુપ્તિ મરણ પ્રમાણ. આત્મા સુષુપ્તિ ભુજતે તદા સર્વ દેહી મૃત ભવંતિ. સર્વ વિલયે જાયતે જેવસ્તુ જાગૃત તેજ તથબુઝ હો શીષ્ય.

શિષ્યોવાચ:— કવન ચિન્હ જાગૃત કવન ચિન્હ નિંદ્રીસ્ત. કવન તથ બુઝતે હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:— નિંદ્રીસ્ત તે આત્માગુણ. જાગૃત તે દેવગુણ તથ આત્મા મિશ્રીત તેજ તથ બુઝો હો શીષ્ય. દુવાદસ જાગૃત તથ તે દેવતથ એ તથા આત્મા સુઝ ચાલતે કવન ત્રિલોક દેવ બુઝતે બાવડી આકાશમે કરજાવે હાતમે સુઝલે જગતસુ ખેલાવે એ સુઝ ત્રિલોક ચાલતા. સોતમે બુઝો હો મુગતકા દાતા.

શિષ્યોવાચ:— કવન પુરૂષ ત્રિલોકને ચાલતા કવન સો દેહી. કવન પાસાવ આત્મા. કવન ત્રિગુણાત્મિક એ ગીનાન કથો હો સ્વામી સતગુરૂ.

શ્રીસતગુરૂવાચા:— સુન હો સીખ મહાગીનાન મહાપાપ વિનાશન આત્મા ચાલતે બુઝતે સુઝ સર્વ શોધન નિષ્કર્મ. ગુરૂ નુર ઈશ્વર પાણી પવન ઝાની એ ભેદ તમે જાણો ભાઈ. પીવો રખેશર પાણી ઈશ્વર દેહે થીથ કતવં ચૌદ ચક્ર પંચભૂત સર્વ સગુણાકાર કતવં ઈશ્વરનો ભાવ તો દેહી. ગુરૂનો ભાવ તો બ્રહ્મા ગુણ નુરચ આત્મા બૃહતે જીવજ્યોતિ દેવતથ મિશ્રીત વર્તતે. નુરતે આત્માનં. આત્મા બ્રહ્મગુણં ઘટે મટે પસીતં જાગૃત ભોગવતે આત્મા સુષુપ્તિ ભોગવતે આત્મા. આત્મા ચન્દ્રપન ગુણ જથા કર્મતથા રૂપ ભવંતિ. નુરતે

આત્મા બ્રહ્મનો ગુણ તે જીવ વિષ્ણુ તે નારાયણ આત્મા નિદ્રિસ્ત
જાગૃત તે દુવાદસ એ સુત્ર નારાયણ ત્રિલોક થાલતે દુવાદસ
વિષ્ણુનો ભાવ દેહે આત્મા દુવાદસ એતે નામ ત્રિગુણાત્મિક
બૃહતે ખંડિત ગીનાન તે કંટક. સાત્વિક પ્રકૃતિ આત્માની.
રાજસ પ્રકૃતિ દુવાદસની. તામસ પ્રકૃતિ દેહિની. મુર્ખલોક એણે
ત્રિગુણાત્મિક કહે છે. ન જાણે તેણે સું કહિયે એભેદ સતગુરૂ જાણે.
શિષ્યોવાચઃ— એ ત્રિગુણાત્મિક કતો વસતે નારાયણ દુવાદસ
સુત્ર થાલતે ત્રિલોક એ પ્રથિયો કથો હો દેવ જનાર્દનો.
શ્રીસતગુરૂવાચાઃ— દ્રષ્ટા દશ્ય દર્શન પ્રથિયો વિના ગિનાન અંધ
ગીનાન વિના ગુરૂ અંધ. દિપક વિના ઘર અંધ એતિ પ્રતજતે
પીહુનીમોના સુરીજન છે સહી એઊ દેખ ગીનાન જેમ જેમ ઊપર
ચઢતા આવે સારો કે સીર તીતના આવે સબ સીર સુરીજન
એસા કહિયે એ પ્રથિયો સત કરી લહિયે. પ્રિથમી મધે અનંત
કુંભ ઊદક ભરીત સર્વમધે રવિબિંબ પશ્યતે તેવ દુવાદસ સંચરા-
ચર જત્ર જીવ તત્ર શીવ હો શીખ. જથા જીવ કર્મ કર્તવં તથા
દુવાદસ સંગે જન્મ લેયેતે. દુવાદસ સંચરાચર વ્યાપિતે ત્રિલોક-
મધે હો શીખ. કરમ ધરમ ભોગવતે જીવ દુવાદસ તે નિષ્કર્મ
કુંભ મધે તેલ જલીત તસ શશી બીંબ ન લીપતે. સૂર્યકાન્ત અસ્થિર
મેદિની રવિ નિહંચલ ગગની તથા અગન કેવ ઊપના તેવ જીવ
દુવાદસ સંગે મિશ્રીત. રવિનામ પરમેશ્વર. દુવાદસ નામ સૂર્યકાન્ત
અગન નામ તે જીવ વસ્ત્ર નામ તે દેહી વસ્ત્ર દુવાદસ સંગે અગ્ની
પ્રજલીતે. દુવાદસ વસ્ત્રમધે અગ્ની પ્રકાશિતં કરમ ધરમ કરતવં તે
જીવ એવં યત્ર જીવ તત્ર શીવ રવિગગનસ્થાને સ્થિર. તેજ સર્વ
સૃષ્ટી વ્યાપીતે તેવ નારાયણ સ્થિર. દુવાદસ સંચરાચર. મુર્ખ

બૂહતે દુવાદસ દેવ. મુખે સહુને દેવ બૂહતે સહુ કોઈને દયાઈતે સહુને કોન ચાલતા સો ન બુઝતા તો મોક્ષ કાહાથી હોવે. દુવા-દસ નાદ જ્યોત આત્મા મિશ્રીત દેહે વિલયેતે તદા આત્મા એ સંગે ગચ્છતે એ તથ કવન ચાલતે તે બુઝ હો ગીનાની. વેદ શાસ્ત્ર વ્યાકરણવિના કનિષ્ઠ વાદ વિવાદ તે પશુ લક્ષણ તે નર નરકે જાયતે જે પરમેશ્વરને ન બુઝતે

શિષ્યોવાચ:- કવનતે પરમેશ્વર તે પુરૂષ અહં દશ્યતે હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:- પંચ મુદ્રા નાસ્ત. નાસ્ત લખ મારગ મુદ્રા દશ્યતે તે જગન્નાથ આદ પુરૂષ હો શિખ. મહત્પ્રલયે જલમધે સર્વસૃષ્ટી ગચ્છતે તદા ચૌર્યાયશી લાખ જીવયોની મૃત કરતવા. તસ ચતુર ખાણી મુદ્રા નાસ્ત. તસ મયો કો મુદ્રા અસ્થિર ત્રિભુવન જલ-મધે ગચ્છતે. સપ્ત પાતાળથી ધૃવ મંડલસુધી પાણી સ્થીર. મેઘ મંડલ, સૂર્યમંડલ, ચન્દ્રમંડલ, તારામંડલ, રૂદ્રમંડલ ષષ્ટમે ઈન્દ્રમંડલ. એવં ષષ્ટ મંડલ જલમધે ગચ્છતે ચતુરખાણી ધૃવ મંડલ પાણી સ્થીર. સર્વ મુદ્રા નાસ્ત ભવંતે.

શિષ્યોવાચ:- જલમધે સર્વ સૃષ્ટી ગચ્છતિ. સર્વ મુદ્રા નાસ્ત. તસમયો કોન મુદ્રા અસ્થિર હો સ્વામી સતગુરૂ નાથ.

શ્રી સતગુરૂવાચા:- વટસપત્રે શયન મુરારે બાલ મુકુંદે જલ મસ્તકે વસતે તસમયો એ મુદ્રા સ્થીર ક્રિડા ક્રતવં હો શીખો. ધૃવમંડલ માહે પાણી ચઢિયા આથે અગોચર આપે છેદા પાનડે પહુડીયા બાલ મુકુંદ વટસપત્રે બ્રહ્મસ્વરૂપ તસચ ત્રિલોકો તરયેંગ તસમધે બાલ મુકુંદ પત્ર મધે વસતે તસમયે કિડીકુ આજ્ઞા કરતવં અહુ કીટ કોડી વસુંધરા મેઘ ભેદ ક્રતવં સર્વ હીનીલ નિસરી જાયેતે. સર્વહી વસુંધરા પવિત્ર કરતવં જીવ રચી ગુરૂ બ્રહ્મા આગતા સર્વજીવ તાહા

મુનિવર કિતા. સર્વ મુદ્રા સ્થાપતે હરિબ્રહ્મા તસમયો હરી
અહંચૈવ સ્વામી આત્મા ચાલતે હરી. હરિ વિના દેવ નાસ્ત.
ખંડીત ગીનાન તે કંટક એ વિચાર કથતે બ્રહ્મગિનાન સાદૃષ્ટ
ગુરૂ વિના ગીનાન નાસ્ત કથો મોક્ષ ભવંતિ.

## પ્રકરણ ૧૪

દિવ્ય માર્ગ લોક તરે નામ વિહંગમા મીન પિપલિકાસ્તથા
દિવ્ય ફલ એહિકતા તમ યોગી મોક્ષદાયકા.
શિષ્યોવાચ:– શાસ્ત્રાંતિ કથો માર્ગ. વેદાન્તિ કથો તત્વ
સિદ્ધાન્તિ કથો ફળ. એ શંકા છેદ હો જનાર્દનો.
શ્રી સતગુરૂવાચા:– શાસ્ત્રાંતિ કહે છે આત્માદેવ કસ નિરાકાર
દેવ એ દિવિધ્યા ભાવ પ્રવર્તતે. આપમત કથતે શાસ્ત્રાંતિ ગુરૂવિના
ગીનાન દુર્લભ. નદિતીરે કેવ ભવંતિ રતન. રતન સાગરમધે
ભવંતિ. એ શાસ્ત્રમત સુદ બલ દિવિધ્યા મારગ વેદાન્તિ. સિધ્ધાંતિ
દિવિધ્યા ગુઝ બૃહતે. તમ કારણ મોક્ષથ પદ વેદાન્તિ સુનો
હો ગુઝ. જ્ઞાનના ગુરૂ પ્રચિયો વિના ગુરૂજ્ઞાન નાસ્ત. વેદાન્તિ
પ્રચિયો સુન હો શીખ. કૃતાજુગમાહે ઋગ્વેદ તસ આચાર નવ-
વિધ ભકિત. નવવિધ આરાધતે અવતાર તસ મોક્ષ ભવંતિ તે
નવવિધ ભકિત સુન હો સીખ. ૧ શ્રવણ ૨ કીર્તન ૩ સ્મરણ
૪ પાદસેવન ૫ અર્ચન ૬ વંદન ૭ દાસ્ય ૮ સખ્ય ૯ આત્મ=
નિવેદન. એવં નવવિધ ભકિત આ ચાર વેદ વર્તતે તત્વ તે
અવતાર ખંડિત ગીનાન તે કંટક. વેદ તત્વ અવતાર ચતુર
મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ અવતાર. ચાર સાક્ષાત્કાર ભક્તઉધ્ધ-
રણ કારણ દેવ અવતરએંગ. વત્સકારણ ધેનુ જેવ આચાગત
તેવ દેવ જીવ ઊદ્દરણ કારણ સત પુરૂષ અવતાર ધારજતે.

ત્રેતા જુગમધે યજુર્વેદ . યજુરવેદ આચાર નવવિધ ભક્તિ વેદ
તત્વત્રણ વામન , પરશુરામ , રામ એતિ અવતાર લેઈને પરમે-
શ્વર અલેખ પુરૂખ ધર્મ સ્થાપતે દુષ્કૃત વિનાસતે . દ્વાપાર જુગમાહે
સામવેદ . તસ આચાર નવવિધ ભક્તિ . વેદતત્વ અવતાર દોન
ધારજતે પરમેશ્વર કૃષ્ણ , બુદ્ધ એતિ અવતાર પરમેશ્વર . વિષ્ણુ-
નિંદક છેદિત ભક્ત તરતીયે . કલજુગ મધે અથર્વવેદ તસ આચાર
નવવિધ ભગતિ . વેદતત્વ અવતાર આદ્યનર . એકદેવ નામ શ્રી
નિકલંકી નારાયણ એ વેદાન્તિ તત્વ ગુઝ સર્વજીવ તરતીયેંગ
જસ ભાગ તસ મીનતે દેવ તસ ફલ મુગત ભવંતિ પૂર્ણ ભાગ
પૂર્વ પૂર્ણ ભાગ વિના કેમ પામીએ અવતાર પામ પછાનીયે. અભિ-
માન અંતરશંકા ટાલીયે સત સબદો ગુરૂ ઈમામશહા ભાકિયા
દિધી વાચા પાલીયે . સિધ્ધાંતિ ફલ કથતે . ષડ્દરશન વિરહીત
ગુઝ આપમત ષડ્દરશન સિધ્ધાંત ફલ . ૧ બુધ્ધ દરશન ગુઝ તત્વ
ગાયત્રી ઊપાસના અગન હુતાશન માન દેયેતે . ગાયત્રી ઊચારતે
૨ શૈવ દરશન ગુઝ તત્વ ષડાક્ષરી મંત્ર ઊપાસના 'ૐ નમઃ
શિવાય' શિવભજન શિવસ્મરણ માન દેયેતે . ૩ જૈન દરશન
ગુઝ તત્વ 'અરિહંત' ઊચ્ચારણ ઊપાસના જીવદયા ચોવીસ
તિર્થંકાર પારસનાથ પૂજતે . ૪ નૈયાયીક દરશન ગુઝ તત્વ ઊચ્ચા-
રન બાલ ભજન આત્મા દેવ બૃહતે . ૫ મિમાંસક દરશન ગુઝ
તત્વ ઊચ્ચારણ 'સોડહં સોઽહં' ઊપાસન પંચભૂત મિશ્રીત
આત્મા મધે પંચ ગચ્છતે ભવંતે નિરાકાર . ૬ ચાર્વાક દરશન ગુઝ તત્વ
ઊચ્ચારણ 'અહં બ્રહ્માસ્મિ બ્રહ્માહં' ઊપાસન દેવતે નિરાકાર . એતિ
માન દેયેતે . ષડ્દરશન ગુઝ કૈસા આત્મા દેવ કેવા નિરાકાર
દેવ નિળારંભ દશ્યતે .

શિષ્યોવાચ:— એ ગીનાન આસ્ત કી નાસ્ત કથો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— પવન ખૈચિન ગગન મન લાવે. સતબીન સિધન હોઈ. જ્ઞાન ભુગત ફલ સમજ ક્રીયા પાખંડો મત કોઈ. નિરાકાર ગીનાન નાસ્ત. જ્યોત દેહે સુન મધે વિનસતે નાદ દયાયેતે દેવ તસ ગીનાન પુછો હો શીખ.

શિષ્યોવાચ:— નાદ જ્યોત એ દો નાસ્ત. નિર્ગુણ કથની કથાઈ. હું તમને પુછુ સતગુરૂ લય કિસસુ લાઈ.

શ્રીસતગુરૂવાચા:— નાદ જ્યોત એ દો નાસ્ત. નિર્ગુણ નાસ્ત ભાઈ. કહે સતગુરૂ આ ચિન્હ લે તો અલેખ પુરૂષસુ લખ લાઈ.

શિષ્યોવાચ:— અલેખ પુરૂષ કોન ચિન્હ. અલેખ કૈસા લખીયા જાઈ. કોન પ્રચિયો આપ ચિન્હલે તો કૈસે અકથ કથાઈ.

શ્રીસતગુરૂવાચા:— અલેખ પુરૂષ અખંડિત ગુણ. બ્રહ્મજ્ઞાન લખવા ભાઈ અગાદ પ્રચિયો આપ ચિન્હલે તો સતગુરૂ વચન અકથ કથાઈ.

શિષ્યોવાચ:— અખંડિત ગુણ પુરૂષ કિસકુ કહિયે. બ્રહ્મગીનાન કિસ મુખ લહીયે અગાદ પ્રચિયો કહાથી લહીયે. અકથ ગુરૂ કહાથી પાઈએ. એ ગીનાન કથો હો સ્વામી

શ્રીસતગુરૂવાચા:— અખંડિત ગુણ પુરૂષ દિખાઊ ત્રિલોકકા જીવ દિખાઊ. અનંત દરશનકા ઊપાવનહારા દિખાઊ તો સાચા સતગુરૂ નામ પાઊ. સકલ સૃષ્ટી મોરો દાનવ પ્રલય કૃતવં તસમયો અનંત દરશન ઊથાપતે તદા ચતુરખાણી દરશન નાસ્ત. ચંદ્ર સુરીજ તારા મંડલ નવ ગ્રહ સત્તાવીસ નક્ષત્ર અઠયાયશી સહસ્ત્ર ઋષિ નવનાથ ચૌર્યાયશી સિધ્દ સકલ જીવયોની સકલ દરશન નાસ્ત સર્વ સૃષ્ટી પ્રલયો ગતા. તદા અનંત દરશન નાસ્ત. મોરો દાનવ ગ્રાસીત સૃષ્ટી ખગાકાર મધે ગચ્છતે.

શિષ્યોવાચ:— સર્વ દરશન સૃષ્ટી મયો નાસ્ત. સર્વ સૃષ્ટી પ્રલયો ગતા. તસમયો કવન દરશન આસ્થિર હો સ્વામી દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— મોરો દાનવ સર્વ સૃષ્ટી ગ્રાસીત અન આકાશમધે ગચ્છતે તે સમયો વરાહ દરશન આસ્થિર હો સિખો. મોરો દાનવ ખગાકાર મધે ગચ્છતે.

તસમયો પ્રવર્તતે વરાહ દરશન વદન પસરીત તદા સપ્ત પાતાલ એકવીસ બ્રહ્માંડ મુખમધે રાખીત. એક દાઢમધે સૃષ્ટી રાખતે બીજી દાઢમધે મોરો દાનવ મૃત કરતવા. દૈત્ય છેદતે સર્વ દરશન સ્થાપતે. તેની સાક્ષ પ્રીથમીમધે રખતે, જે મનુષ્ય અનેગ વસ્તુ ખાયે છે પણ દાઢ એક ચાલે છે. બીજી દાઢ નહી ચાલે જે એક દાઢમાહે પ્રિથમી રાખી હતી તે બદલ સાક્ષ રહી છે. એવં ષડ્‌ગુણસંપન્ન પરમેશ્વર. ષડ્‌વિકાર તે જીવ. જીવ પરમેશ્વર લંભતે તદા મોક્ષ ભવંતિ બ્રહ્મગીનાન કથતે પરમેશ્વર. ગુરૂ નર સ્વામી જુગે જુગે આવ્યા. ચારવેદ જેણે ભણીયા વાઈક તેહોના જેણે કમાયા તે અનંતમાહે ગણીયા. મહાગીનાન કથતે બ્રહ્મગિનાન અકથ પ્રયિયો દિવિધ્યા ગુણ કહું છું તે સુન હોસીખ. નવ અવતાર ધારજતે વિષ્ણુ અલેખપુરૂષ અખડીગુણ જે જાગે અવતરીયે તે જાગા દૃશ્યતે અલેખપુરૂષ શ્રી નિકલંકી નારાયણ દેખાયા. એસા ગુરૂ જીવોના નાથં. પૂર્વ પૂર્ણભાગ વિના ન આવે હાથ.

# પ્રકરણ ૧૫

શ્રી સતગુરૂવાચા:– બ્રહ્મજ્ઞાન જો હોવે જે સબ મહત્તત્વનો સાર વાઈક સાક્ષ દેયેતે. જે ઊપજેના વિનસે. આવે ના જાવે સહજ સુનમાહે રહિયા સમાવે. એનો અર્થ ગુરૂવિના ન કળે સંસારનો અર્થ. જે નિરાકાર ઊપજતુ નહી અને વિનસતુ નહી તે સહજ સુન છે. તે સંસાર ગુરૂવીના અર્થ નહી જાણે. બ્રહ્મજ્ઞાનનો અર્થ સુન હો સીખ. સત ઊપજેના વિનસે, ચલેના ઢલે. સત કહા રહે છે જે સહજસુન સરીખો હોવે. તેમા સત સમાવે. એટલા અરથ ગત પ્રમાણ સર્વે મોક્ષજનાર્જનો. બ્રહ્મગીનાન સુન બૃહતે. સુન હો ભાઈ છ દરશન નિળારંભ કહી ભુલાઈ. અર્થ ન જાણે કોઈ. અર્થ એહુના ધંધેલાયા નિળારંભ કહિયે કેને તેનો અરથ ન જાણે કોઈ. અર્થ ન જાણે ગુરૂ વખાણે તેણે મોક્ષ ગવાઈ અવિંચળ ભૌમ નિળારંભ વાસા. અનદિન કેરા વધાઈ પાત્ર પરીખો અન વારા બુઝો દસવેતો રાહા કેવાઈ એનો અર્થ અવિંચલ ભૌમ તે અમરાવતીને કહિયે. નિળારંભમાહે

વસિયે. નિળારંભ સંતને કહિયે. સત કૈસે પરી હોવે અન દિન વધાઈ હોવે વધાઈ કેને કહિયે જીકીરને કહિયે જીકીર કૈસે કરાયે જો ત્રણ ઓળખીયે નિળારંભ સતને કહિયે એ અર્થન જાણે. મોક્ષ કાહાથી લહિયે. અત્ર અર્થ તે મધે દેવગુણ અન જીવગુણ કવને હો શીખ. સકલમયો વ્યાપિતે હરી. તેમંધે દેવગુણ તે ક્વન અન જીવગુણ તે કવણ. સત પુરૂષ સત ત્રૃષિ જાત્રયે પસીતે પદ્મપત્ર જલજથા અલપ ભવ ન લિંપતે. સત થંબ ત્રિલોકે સતસજન ત્રતીયો સત પુરૂષ વીના સત ન ભવંતિ સતજ્યો સતજ્યો દુક્રિત વિનાશ ધર્મસ્થાપતે સતપુરૂષ ભવંતિ જુગાનુજુગી સુન અગાદ પ્રથિયો. પક્ષીના માર્ગ મીનના માર્ગ બુઝો હો ભાઈ. ચાર જુગમાહે કીસ વાટ ઊતરગયે હો શીખ નીતનીત સંસાર દરશાન સતપંથ માહે જણાયો. ચાર જુગ વર્તિલે અનંત જીવ તારીયો. દર્શન ભેટીયો પરમપદ પાઈયો. ચાર જુગમાહે કોન ભકત તરતીયેંગ. કવન પદારથ પાયે નિહંચલપદ. સગુણ કિ નિર્ગુણ દેવ ભેટિયો એ પ્રથિયો દેખો ગીનાન પ્રાથિયો મનમાહે લેખો નહી તો મુર્ખમતિ દુર્લભ. સુણો પ્રાથિયો ગીનાન મોક્ષના. નિરાકાર મધે જ્ઞાન મોક્ષ કહીન દિસતે. ધર્મસ્થાપન દુક્રિત વિનાસન હરી પર દેવતા નાસ્ત. અગાદ પ્રાથિયો સુન હો સીખ અનંત કલ્પ જુગ આદે અનંત તારીયા. સો કળમાહે સ્વામી તમે સેવો. વિષ્ણુપાત્ર જગતપીતા ત્રિલોકંતર નો દેવ સકલ શાસ્ત્ર વૃત ગુઝ બૃહતે. ષડ્ દરશન ઊપનિષદ સાક્ષ પરબ્રહ્મ ગીનાન દેયેતે. દ્રઢવિશ્વાસ વિના મોક્ષ દુર્લભ. ભજન કથો કરતવં વિશ્વાસ કથો કરતવં એ વિચાર સુન હો શીખ.

શિષ્યોવાચ:— અહં જપ કરતવં કિ તપ કરતવં કિ રથદાન દેયેતે એ વિશ્વાસ ફળ ભવંતિ કી નાસ્ત હો સ્વામી.

શ્રીસતગુરૂવાચ:— જપતપ અનુષ્ઠાન ભજતે જાણ મોક્ષપદ ચ અત્તપર દુર્લભ હો સીખ

શિષ્યોવાચ:— અહં શાસ્ત્ર પ્રથમાન કથતે અનુહદ સબદ. સબદસે ધ્વની. ધ્વની અંતર્ગત જ્યોત. જ્યોત અંતર્ગત મન. તન મન વિલયા જાયતે તદો વિસ્તો પરમપદ:

શ્રીસતગુરૂવાચા:– દેહેમધે થાનમાન હે સકલ ખંડગીનાન. દેહીસંગે જ્યોતી વિનસતે દેહે વિલયેતે આત્મા કવન હસ્તે રહિતતે સુન હો સીખ.

શિષ્યોવાચ:– અહં અષ્ટયોગ સાધીયેગ પંચભૂત આત્મા વશ કરતવં દેહે દમન એ ફલ આસ્ત કિ નાસ્ત હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:– ઈશ્વરસ્વામી કતો કરતવં દાસ્યપન વિના સ્વામી કોન ફલ દેયેતે. કષ્ટે લક્ષ્મી તપે રાજ અને જ્ઞાન મોક્ષ પ્રાપ્યતે હો સીખ.

શિષ્યોવાચ:– નિરાકાર નિર્વિકાર બાહિજકારે દશ્યતે સભરાભરીત નિરામયે અહં ભજતે કિનાસ્ત હો સ્વામી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:– નિરાકાર મધે ગીનાન નાસ્ત. અંધઃકારમધે કેવ દશ્યતે. ગ્રામ નાસ્ત તો કતોસીમ ભવંતિ. જે વસ્તુ ગીનાન નૈવ તો મુગુત ફલ કોન દેયેતે સર્વ ગીનાન પરમેશ્વર ષડ્દર્શન બૃહતે નિરાકાર. કસભાવ ફલદેયેતે હોસીખ

શિષ્યોવાચ:– ષડ્દરશન અહં ગુઝ કથતે તમ નાસ્ત બૃહતે અહં વિશ્વાસ દત કતો દેયેતે હોસ્વામી સતગુરૂદેવ.

શ્રીસતગુરૂવાચા:– કૌલ દેઈને જીવડો જામાહે આયો. ભોલાવે ફલ નહી આપ ચાંગ પ્રિથમી સર્વ જીવન જીવતે વિષ્ણુનર તસ ભજ હો સીખ.

શિષ્યોવાચ:– ચૌર્યાચશીલક્ષ જીવાજોની મધે મનુષ્ય જન્મઊત્તમ તોજીવથી જીવ છુટેનહી તે નિરાકારદેવ ભેટેનહી તો અહં કતો ભજતે હો સ્વામી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:– પૂર્વ ભાગ્ય વિના કેમ પામિયે અવતારપાત્રસુ પછાન. અવતાર પાત્ર પછાનીયે અભિમાન અંતર શંકા ટાલીયે સત સબદે સતગુરૂ ભાકયા દિધી વાચા પાલિયે દેવ ગુજ શાસ્ત્ર મીસુચારથ તદા મિતિ દેહી તો યેઊગ જનાર્દનો વાચા હો સીખ સ્વર્ગવાસ કતવં પાતાલમધે ગચ્છતે સર્વ સૃષ્ટી એવં ભ્રમતે પાત્ર ન ભજતે તો મોક્ષ કતો લંભતે હો સીખ પ્રાણી. એક આદમીને કર્જ લિયા તેણે નામો અવરને દિયા. જેના કર્જ લિયા તેના કર્જ તેણેજ દિજીયે તો તેના કર્જથી છુટીયે હો સીખ. આદમીના કર્જ આદમી દેને આવતા

તો દેવના કર્જ દિયેબીના સ્થીર કોન રહવેગા ગર્ભવાસમે જીવસુ કૌલજ કિધા તેના કૌલ બીસરજ ગયા. વર દેવો કારણ સ્વામી આપ કસાયા વાચા દિધી બ્રહ્માસુ અવતાર લખાયા તો વાચા બદલ દેવ અવતાર ધાર જતે આપ કસતે તે માણસ કેમ છુટે જે ન જાણત અવતારપાત્ર. પાષાણે પુંજતે કહતે કરતાર અસુદ સુદન લંભતે. કુપાત્રે ભજતે તે નર નરકા જાયેતે.

## પ્રકરણ ૧૬

શ્રી સતગુરૂવાચા:— ત્રિલોક સર્જતે જનાર્દનો પરમેશ્વર સતપાત્ર ભજતે જે નર તે મોક્ષસ્થ અત્તપર ગીનાન વિચારી લેવો. જીવડાને તારીલેવો ગુરૂ પુછી લાધા રખીયા ભેદો એકવીસ બ્રહ્માંડ જેણે રચિયા સોહીસ્મરો તમે દેવો:

શિષ્યોવાચ:—પરમાર્થ કથતે કૈસા આત્મા મોક્ષ લંભતે તે પક્ષ કથો હોસ્વામી

શ્રીસતગુરૂવાચા:—તસ વગતનીત તે શ્રવન ચતુરજ અત્તપર તથાપિ પરમાર્થ દુર્લભ નવ સરજે કો બુઝતા હોવે તેણે સઊ કોઈ ચતુરજ કહવે તેથી ગીનાન દુર જો રહિયે. એસા ગુરૂ મિલે જે જીવ છુડાયે.

શિષ્યોવાચ:—કવનતે ગુરૂ કવન પરમાર્થ? કવન બ્રહ્મજ્ઞાન કવન તે આત્મજ્ઞાન?

શ્રીસતગુરૂવાચા:—ઈશ્વર કથતે પાર્વતી પરિસીયતે. ત્રેતા જુગમધે બ્રહ્મગીનાન કથતે સાગરમધે નાવ રમતે. પ્રથમ રહતે ઊપદેશ કરતવા તસમયો ઈશ્વર કાટ મધે ખડિયા ગતતે. ખડિયા સાગર મધ્યે નાખીતે. મછલી ખડીયા ગ્રાસીત મછની પેટ માચ્છિન્દ્ર ઊપના. માચ્છિન્દ્ર સર્વ ઊપદેશ સુનીત તસમયો પાર્વતી સુનીત સ્વામી ઈશ્વરો તારક મંત્ર ઊપદેશ કરતવં હો સ્વામી. ઈશ્વર બ્રૃહતે સુન પાર્વતી કથતે બ્રહ્મગીનાન. તારકમંત્ર નીત અહર્નિશ સ્મરીત રામ સામ નીત રહીનીસુ સ્મરીત હો વીરાંગના તે નર પૂર્ણમારત ગર્ભનાસ્ત અખંડિત ગીનાનતે કંટક. દ્વિતિયે સાક્ષ ગોદાવરીમધે ગોરખ દેખાડ્યા પરિચેતે પુછીત અનંત સિધ્ધ પુછીત દુરથી મોઠેલા નજીકથી નાનેરા શ્વેત સાવળા બેઊ રૂપ. કહે ગોરખ અનંત સિધ્ધ હોતો કવને રૂપ. એનો

અર્થ અદેખી કહિયે દુર જે પરમેશ્વર કૈસો કહોસે મોઠડો અન જવ-
ળથી નાનેરો તે અવતાર પાત્ર ન કહિયે પરમેશ્વર કહિયે વિશ્વાસ
કોઈને આવે નહી. શ્વેત તે બ્રહ્મા અને સાવળો તે વિષ્ણુ એ દ્વિ રૂપ
જેને માન્યા તે ભાઈ છુટ્યા જેણે નહી માન્યા તે ગોદાવરી માહે પાષા-
ણના ગોટા હોઈ બૈઠા અનંત સાક્ષ પ્રમાણ દેયેતે. નવવિધ ભક્તિ
કરતવં તે ભક્ત સુન હો સીખ. ૧ શ્રવણ ભક્તિ કરતવં રાજા જનક
[પરિક્ષીત] પાવન હરી. ૨ કીર્તન ભક્તિ વ્યાસ [શુક]ને કિધી. પાવન
હરી. ૩ સ્મરણ ભક્તિ પ્રલ્હાદને કિધી પાવન હરી. ૪ પાદસેવન ભક્તિ
લક્ષ્મીને કિધી પાવન હરી. ૫ અર્ચન ભક્તિ અક્રુરને [પૃથુને] કિધી
પાવન હરી. ૬ વંદન ભક્તિ કુબેરને [અંક્રુરને] કિધી પાવન હરી. ૭ દાસ્ય
ભક્તિ હનુમંતને કિધી પાવન હરી. ૮ સખ્ય ભક્તિ અર્જુનને કિધી પાવ
ન હરી. ૯ આત્મનિવેદન ભક્તિ રાજા દ્રુપદને [બલીને] કિધી પાવન હરી.
એસી અનંત સાક્ષ સકળ શાસ્ત્ર દેયેતે અનંત ભક્ત ઊદ્દરીતે મુક્તિ દેયેતે જીવ
શિષ્યોવાચ:- સિદ્દ દુવાદસ તે કવન અષ્ટસિદ્દ તે કવન નવનિધ તે કવન હો સ્વામી
શ્રીસતગુરૂવાચા:- સુન હો સીખ દુવાદસ સિદ્દ. ૧. સકલ ઈન્દ્રીયાલે જીતાવં. ૨ ઘટના
ઐકીજે ૩ દેવદિવ્યા ૪ વાચાસિદ્દ ૫ ઈન્દ્રિયા અસ્તિત. ૬ સહસ્ત્ર એઊગ સુધી
૭ સપ્તઆસરા ૮ અષ્ટ ભૈરવ ૯ નવનાથ ૧૦ ગોપાળ ૧૧ છાયામાયા વિવર્જીત
૧૨ બ્રહ્મરૂદ્ર દુલતી. એનો અર્થ દ્વિપદનો છે એક સ્વાર્થી દુસરો પરમાર્થી
ગુરૂના શબ્દ વિશ્વાસ રાખવા. સ્વાર્થી જીન્હો જાહા વિશ્વાસ આવે તે તાહા ધર્મ
કરે. પરમાર્થી સતગુરૂ મિલે તો સત ઊપજે તો સુકરીત કરીયે. સ્વાર્થી સુવાચા
બોલે તો વાચાસિદ્દ હોવે. પરમાર્થી સાચ બોલે તો વાચા પાક આપ ખોવે
સ્વાર્થી ધ્યાનમાહે મગ્ન હોવે. પરમાર્થી પુરૂષસંગે રહતા સુઝે. સ્વાર્થી ઈષ્ટ
દેવને ભજતે જે કરામત થાલે, નવનાથ ચૌર્યાચશી સિદ્દ નવનિધ અષ્ટમાસિદ્દી
એનો અર્થ ઊપાસના ધ્યાન ધારણા અનુષ્ટાન મંત્રસાધન જુગતવરી

સિધ્દિવાશિકરણ. એ સિધ્દિવશ કિધો તો સિધ્દ ઐકે એવા હોવે પણ એનો અર્થ કરતા શાસ્ત્રવધસે પણ બ્રહ્મજ્ઞાન તે દુર્લભ. સ્વર્ગ દિજે લાખ એક સિધ્દ લાખ પચાસ આધી આપજ ઊજલે બાવલે જો તમે પીકુ દેખો તો પાસ. પીકુબીન જે દેખાડીયે સો સબ બાજી જાણ અવરો જાયે લોભાઈયે તો ભીંતો હોવે હાન. એક બાજારમે બાજીગર બેઠા. પરના તેણે કબુતર કિધા. વહ કબુતર સારો દિઠા. તે કબુતર બાજીગરથી વેધ્યાન જાયે તેઊ સિધ્દ હોવે પણ મોક્ષ હાથન આવે. સર્વ સિધ્દ સાધતે નર સર્વે સંસાર માન દેયેતે સિધ્દ સાધક બહુતજ હોવે. ઐસા કોઈ નહી બુઝતા જો મુગત કેઊ કરી હોવે. જહાલગ પીકુ ન પાઈયે અપના તાહા લગ સિધ્દને ફોકટ તપના. સિધ્દિને ધ્યાઈએ તો જ્ઞાન ના હોવે આવે અહંકારને ઘસાઈ જાયે જાહાલગ પીકુના ચરણન પાવે. હરિ પુરૂષન ધ્યાયેતે અનેક સિધ્દિ સાધંતે ઈચ્છતે ફુલપત્ર કીકર છાયા બૈઠતે દુર્મતિ.

# પ્રકરણ ૧૭

શિષ્યોવાચઃ— સગુણ કેમ ભવતિ નિર્ગુણ કવન બૃહતે કરમ આત્મા કવન સ્થાન વસતે તે કારન એ ગીનાન કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:— અષ્ટ દલ કમલ સ્થાને વસતે આત્મા. અષ્ટ દલ મધે જાગૃત અવસ્થા તે કરમ આત્મા બોલિજે. અધો મુખ ભવેત જીવ ઊર્ધ્વ ભવેત દેવ હો સીખ. ઈડા પિંગળા મદભાગે સરસ્વતી, સહસ્ત્રદલ સ્થાને સપનીત અવસ્થા તે લિંગ આત્મા બોલિજે અર્ધચન્દ્રમધે. સુખુપ્તિ મધે જે સુન આત્મા બોલિજે જેહે સુખુપ્તિ અવસ્થા બોલિજે. દુવાદસ સુન્ન બુઝતે તે સંગે આત્મા ગચ્છતે ઐસુ જાણે તેણે કારણ આત્મા બોલિજે દેહે સંગે દુવાદસ સગુણ દેહી લેયેતે દુવાદસ નિર્ગુણ બોલિજે સ્વરૂપ મિશ્રીત આત્મા દેહી. વીલયેતે સ્વરૂપ સંગે અનુસંધાન કરતવં અનુસંધાન સ્થાન બુઝતે આત્મા તત્ર મહાકારણ ભવંતિ.

શિષ્યોવાચઃ—દેહી વિલયેતે તત્ર આત્મા કેવા રૂપ સ્વરૂપ તે કવન સ્થાન જાઈ તે સ્વરૂપ

આત્મા કેમ મહાકારણ ભવંતિ હો દેવ સતગુરૂ.

શ્રીસતગુરૂવાચ્યા:– દેહી વિલયેતે તદા આત્મા લિંગદેહી ભવતિ હો સીખ.

શિષ્યોવાચ:– લિંગ દેહી સગુણ કિ નિર્ગુણ એ શંકા છેદહો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:– છત્રીસ કલા વર્તતે લિંગ દેહી શુભાશુભ ભુજતે તે કેવ નિરાકાર ભવંતિ તે કલા સુન હો સીખ ૧ પ્રાણ ૨ નાગ ૩ ઊનાદ ૪ સમાન ૫ વ્યાન ૬ અપાન ૭ કરણ ૮ કુરૂમ ૯ સોમ ૧૦ દેવદત્ત ૧૧ અષ્ટવિધ પ્રકૃતિ ૧૨ બુધ્દિ ૧૩ ચિત્ત ૧૪ અહંકાર ૧૫ હાત ૧૬ પગ ૧૭ ચક્ષુ ૧૮ જીહ્વા ૧૯ રાજસ ૨૦ તામસ ૨૧ સાત્વિક ૨૨ આકાશ ૨૩ પવન ૨૪ તેજ ૨૫ જલ ૨૬ પ્રિથમી ૨૭ રૂપ ૨૮ સાદૃષ્ટ ૨૯ અલોપ ૩૦ જ્ઞાન ૩૧ અજ્ઞાન ૩૨ હેત ૩૩ વિસર્જન ૩૪ સાન ૩૫ આદવીત ૩૬ સપનીત એવં છત્રીસ કલા લિંગ દેહી તે કેવ નિરાકાર હો સિખ.

શિષ્યોવાચ:– દેહીગચ્છતે તદા લિંગ દેહી કવન ચિન્હ ભવંતિ.

શ્રીસતગુરૂવાચા:– ભખમધે જેવ દૃશ્યતે છાયા પુરૂષ સર્વ શરીર સાદૃષ્ટ દૃશ્યતે તે રૂપ લિંગ દેહી છાયા પુરૂષ અજ્ઞાન છે પણ લિંગ દેહી મહાગીનાન છે હો સીખો દિવતે દૃષ્ટ જેવ ગગનસ્થાને ઊપજતે બાદલ તેવ ક્ષણ મધે ભવંતિ સાદૃષ્ટ ક્ષણમધે ભવંતિ અદૃષ્ટ તેવ ભવંતિ લિંગ દેહી ત્રીત સાદૃષ્ટ હો સીખો. ભુત જેવ સર્વ શરીર અસ્થિર તેવ લિંગદેહી વર્તતે સંચરાચર કરમ ધરમ ભુજતે હો સીખો. દેહીમધે સપનીસ્થાને સાદૃષ્ટ દેખીતે તે લિંગ દેહી. અને દેહી વિલયેતે તદા કરમસંગે ભ્રમતે હો સીખ અખંડિત ગીનાન તે કંટક.

## પ્રકરણ ૧૮

શિષ્યોવાચ:– છાયાપુરૂષ દૃશ્યતે આકાશ તેવ લિંગદેહી પિંડવિરહીત દેખાડો હો સ્વામી

શ્રીસતગુરૂવાચા:– સીખ સુન સત બોલત. જીવ લેવાને યમદૂત આવે છે તેણે પરમેશ્વરનો હુકુમ નહી જીવના રૂપ દેખવાનો. સુન સીખ તુને દેખાડતા પન પરમેશ્વરનો હુકુમ મેટાયો છે. જેનો નામ સતગુરૂ તેણે કાઈ વોછાઈ છે પન હુકુમ મિટાયો છે

તે બદલ દેખાડતા નહી હો સીખો. સુન સ્વરૂપ વિચાર કથતે સર્વ શરીર અચલા ચલ સ્વરૂપતે અસ્થિર રહિત સદોદિત. સ્વરૂપસંગે આત્મા રહિત દેહે મધે હો સીખો સ્વરૂપ નામ પાંચ તે સુન હો સીખ – ૧ અનિલ ૨ સુક્ષ્મ ૩ દુવાદસ ૪ અધ: ૫ ઊર્ધ્વ. એવં પંચ નામ ભવંતે સ્વરૂપે દેહી વિલયેતે સ્વરૂપ અનુસંધાન ક્રતવં તે નાથ બુઝતે ગીનાની સર્વ શોધન નિષ્કર્મ સર્વ સ્વરૂપ ચાલતે દેવ જીવનાથ અન્તપર જેવ ઘટે મટે આકાશ રવી આકાશ સ્થિર બિંબ ઘટે મટે વ્યાપિતે. કોઈ ઘટ સ્થિર કર જોવે તો તે માહે બીંબ સારો દેખાવે. ઘટે મટે બીંબ વ્યાપીજે રહિ-યા ફુટે ઘટ બીંબ રવીમાં સમાયા. રવિ બીન બીંબ કાહાથી હોવે. નિર્ગુણ દેવ તો જીવ કોન ઊપાવે સુરજ આકાશ ઊગતા તો બીંબ ઘટે મટે પડતા. જો સુરીયો આકાશ જન હોવે. તો બીંબ ઘટે મટે કાંહાથી દેખાવે. સર્વ સુઝ ચાલતે દેવ વિશ્વ કર્મફલ દાતા તે દેવ બુઝત ગીનાની તત્ર યોગી મોક્ષ દાયક. સ્થુલ દેહી જાગૃત અવસ્થા. અર્ધચન્દ્ર સ્વપ્નીત અવસ્થા. સુખુપ્તિ અવસ્થા નિદ્રાસ્થા-ને સર્વસ્થાને તુરીયા અવસ્થા. પંચભૂત મિશ્રીત નામ સ્થુલ દેહી શુભ અશુભ કરતવં તે લિંગ દેહી. દુવાદસ સ્વરૂપ તે કારન દેહી. સત પુરૂષ મીનતે તદા મહા-કારન ભવંતિ. સત પુરૂષ પરમેશ્વર સર્વ ગીનાન સંપૂર્ણ જીવ મુગુતદાતા અન્તપર કારણદેહી તુર્યાઅવસ્થા કરચતે દુવાદસ ચાલતે હરી. તે હરી મીનતે તદા મહાકારણ ભવંતિ. તદા તુરીયા અવસ્થા ઊપજતે. તુરીયા અવસ્થા મહાકારણ દેહી ભવંતિ. જદ પરમે-શ્વર મીનતે તે પરમેશ્વર જનાર્દનો હો સીખો આત્મા પંચભૂત તે આકાર દેહે સુન મધે દુવાદસ આકાર દેહી વિલયેતે તદા દુવાદસ નિરાકાર પરમેશ્વર સદા સદા સાકાર. સાકાર તે પરમેશ્વર જીવ દાતારે સગુણ દિવતે નિર્ગુણ. સગુણ નિર્ગુણ ચાલતે પરમેશ્વર તે શાકાર ભક્ત કાજે સાકાર ભવતે પરમેશ્વર. દુક્રિત વિનાશન ધરમ સ્થાપિતે. સત પુરૂષ સંભવતે યુગાન યુગી હો સીખ.

શિષ્યોવાચ:– કતો ગાયત્રી પદ ભવંતિ કેવ નામ ધારજતે એ ગીનાન કથો હો સ્વામી.

શ્રીસતગુરૂવાચા:– ગાયત્રી ચતુરપદ ભવંતિ પ્રમાણ જુગ વર્તતે. વેદવીના ગીનાંન

નૈવ ખંડિત ગીનાન તે કંટક. પ્રથમ પદ નામ તે સનોમની બૃહતે. વેદઋગ્વેદ
ગુઝતે સનોમની વેદ આચાર તે સુન હો સીખ. ક્રતાજુગ મધે વેદતોઋગ્વેદ
ગાયત્રી પદનામ સનોમની. દાગ એક વનદાગ દેતા જગન [યજ્ઞ]એક
કુંજર દેયેતે વ્રત એક એકાદશી ગુરૂવારે વર્તતે દિવિદયા પંખવર્તતે
પ્રથમનામ તે ગુરૂ મુખ દ્વિતિયે પંખ નામતે આપમત વેદઆજ્ઞા વર્તતે
તે ગુરૂ મુખ વેદ વિરહીત વર્તતે તે આપમત પંખ ક્રતાજુગમધે સત્પંથ
ઊગમીયો પ્રથમ ચરણે ગુરૂમુખે અરાધતે તે ગુરૂનામ તે બ્રહ્મા. તેબ્રહ્મ
ઊપદેશ દેયેતે. પાચ કરોડીશુ રાજા પ્રલ્હાદ મોક્ષમુગુત ભવંતિ ક્રતાજુગમધે
અવતાર ચાર. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ. ગુરૂમુખી તે સદા મુગુતા. આપમતિ
તે પ્રલયો ગતા સત સત. દ્વિતિય જુગનામ તેત્રેતાજુગ તેમધે વિશ્વલોક
ક્રતાજુગની ચાલ ચાલવા લાગા. તે બદલ જેપાચ કરોડીશું રાજા પ્રલ્હાદ
ઊદ્ધરીયો તે બદલ વિશ્વલોક તેવીજ ચાલ ચાલવા લાગા. ત્રેતાજુગમધે ગુરૂ
નામતે વાશિષ્ટ વેદનામ તે યજુર્વેદ. ગાયત્રી દ્વિતિયે પદનામતે નુરદેવા
બૃહતે. જગન એક વારૂ દેયેતે. દાગ એક જલદાગ દેતા અવગતીયા નહોતા
વ્રતએક અનંત ચતુર્દશી કરતા આદિતવારે.. ગુરૂમુખી બેસતા ત્રેતા જુગમધે
એ આચાર પ્રવર્તતે. ગુરૂમુખી યેને આચાર ચાલતા હો સીખો. આપમતીતે
ક્રતાજુગની ચાલ ચાલવા લાગા પાછે આપમતિ તે પ્રલયોગતા. અને
ગુરૂ મુખી તે સાત કરોડીશુ રાજા હરિશ્ચંદ્ર પારઊતરીગયા. ધરમ ડાહાળ લેપક્ષ
ભવંતિ. તૃતિય જુગનામ દ્વાપારજુગ. વિશ્વલોક તે ત્રેતા જુગની ચાલ ચા-
લવા લાગા આપમતિ તે ચાલવા લાગા. દ્વાપારમધે ગુરૂ નામતે વેદવ્યાસ
વેદનામ તે સામવેદ. ગાયત્રીપદ સદાજી, જગન એક કપિલા દેયેતે, વ્રત
એક સોમવારી અમાવશા. દાગ એક અગ્નિદાગ દેતા તે અવગતીયા ન હોતા
ગુરૂ મુખી તે સદા મુગત ભવંતિ નવ કરોડીશું રાજા યુધિષ્ઠિર અમરપદ પામ્યા
દ્વાપારમધે ધરમ પહુપ ભવંતિ. ચતુર્થે જુગનામ તે કલિયુગ. કલિયુગમધે.

વિશ્વલોક દ્વાપારમાંહેની ચાલ ચાલવા લાગા. તે કોન ચાલે છે ? આપમતિ ચાલે છે. આપમતિ તે અધોગતિ સતસત. આજ કલજુગમધે ગુરૂનામતે ઈમામશાહ ભણાયા. વેદ મુખે અવતાર લખાયા. વેદનામતે અથર્વવેદ. ગાયત્રી પદ ચતુર્થ તે લલા બૃહતે જાન એક અજીયા દેયેતે. વ્રત એક બીજ શુક્રવારી કરતા. દાગ એક ભોમદાગ દેતા તે અવગતીયા ન હોતા. ગાયત્રી નામસે પદ પદ પ્રમાણ જુગ વર્તતે જે નર આજ્ઞાન માનતે તેનર નરકા જાયતે સત. સત.

## પ્રકરણ ૧૯

શ્રીસતગુરૂવાચા:– શાસ્ત્ર ગુઝ વર્તતે હો સીખો તે આપ પ્રથિયો જાયે પંચભૂત મિશ્રીત શરીર વર્તતે તસ વેદ યજ્ઞ વ્રત દાગ ગુરૂ આચાર જુગવર્તતે હો સીખ. દેહી વિલયૈતે તદા પંચમધે પંચ ગછતે. તેવ જુગપુરો ભવતિ તદા વેદ વ્રત દાગ યજ્ઞ ગુરૂ સર્વપાલર ભવંતિ. મૃતકાલે આકાશમધે આકાશ ગચ્છતે તેજતેજ મિશ્રીત. વાયુ વાયો ગચ્છતે, આપ આપમધે ગચ્છતે ભાગતે પ્રિથમીનો રહિયે તે પ્રિથમીનો દેનો. જે કોઈ કોઈનો ભાગ આહારકરે તેનો મોટો દોષ ઘડે: આહાર હનતે જે નર વજ્ર દોષ લિપતે તે નર નરક જાયતે. જાયે ચંદ્ર દિવાકરો. એ પ્રથિયો તે સુન હો સીખ. કૃતાજુગમધે ધર્મ આકર કરાયે. ત્રેતાજુગમધે ડાહળ પત્ર, દ્વાપાર મધે ભવેત પહુપ, કલજુગ મધે ફલ તાલવેળા જૈસા ભાવ તૈસા ફલ હો સીખ. ગાયત્રી ચતુરપદા તે સુનો. પ્રથમનામ સનોમની, દ્વિતિયેનામ નુરદેવા તૃતીયેનામ સદાજી ચતુર્થેનામ લલા એ ચતુરપદા ગાયત્રી.

શિષ્યોવાચ:–ચતુરપદા ગાયત્રી ભવેત કતો પદ મુગુત સાયુજતા એભેદ કથો હો દેવ

શ્રીસતગુરૂવાચા:–ષડ્‌વિકાર તે ભવેત જીવ. ષડ્‌ગુણ તે પરમેશ્વર. ષષ્ટપદ પ્રાપ્યતે જીવદાતા મુગુત સાયુજતા હો શિષ્ય.

શિષ્યોવાચ:– કવનતે ષડ્‌વિકાર, ષડ્‌ગુણ અને ષષ્ટપદ એગીનાન કથો હો સ્વામી

શ્રીસતગુરૂવાચા:–ષડ્‌વિકાર તે સુન હો શિષ્ય ૧ કુકામ ૨ ક્રોધ ૩ લોભ ૪ અહંકાર ૫ હિરદે દ્વેષ ૬ સુર શબ્દ વિશ્વાસનૈવ. એ ષડ્‌વિકાર. ષડ્‌વિકાર મધે અહંચૈવ

જીવનીત કરમ ધારજતે જીવ અહંકારે જરામરણ ભોગવીત. ષડ્ગુણતે સુન હો શિષ્ય— ૧ વ્યાપક નિર્ગુણો ૨ ધર્મસ્થાપક ૩ અધર્મ ઊત્થાપક ૪ સર્વકર્તા ૫ સર્વ અકર્તા ૬ સર્વગુણો. એવં ષડ્ગુણતે પરમેશ્વરો એસા હોવે તેણે પરમેશ્વર કહિયે. ષડ્ગુણ ભક્ત સાહાયકારી નીત નીત સંસાર દર્શન અહર્યેવ. ષષ્ટપદ તે સુનો સાયુજ્જતા હો સીખો-૧ સત ૨ સંતોષ ૩ આચાર ૪ દત્ત ૫ ધર્મ ૬ દર્શન. એવં ષષ્ટપદ સાયુજ્જતા પૂર્વ ભાગ પ્રાપ્યતે દુર્લભ સંસારમધે. કોટમધે એક પ્રાપ્યતે અનંતગુરૂ સંસારમધે તસ અનંત મત પ્રવર્તતે. જેઅવતારપાત્ર ન જાણતે તસમોક્ષ દુર્લભ

શિષ્યોવાચ:—કવનતે સત કવનતે સંતોષ કસઊપજતે દત્ત કવન કિજે આચાર કવનતે ધરમ. દરશન તે કોન્હો દેખીયો હો દેવ જનાર્જનો.

શ્રીસતગુરૂવાચા:—એનો અર્થ સુનો હો સીખો. સતતે વિશ્વાસને કહિયે સંતોષ તે સતગુરૂના મુખના પ્રથિયો સંતોષ ઊપજે. આચારતે સંજોગને કહિયે દત્તતે અવતાર પાત્રને કહિયે. ધરમ તે કેને કહિયે? જે બદલ પરમેશ્વર અવતાર ધરે છે તે ધરમ. દર્શન તે શ્રી અવતારપાત્રનો કિજે. મોક્ષમુગલતાહાથી લહિયે ષષ્ટપદ સંસારમધે દુર્લભ. જે માર્ગ મધે મિનતે ષષ્ટપદ તે માર્ગ સુત કરતવા હો સીખો. ષડ્દરશન મધે સંસાર સમાયા તે પરસ્થાને વેદાંત કરતવા. ષડ્ પુત્ર એક પિતા ધન ગ્યાન હસ્તે પિતા ધન પિતા નાસ્ત ભવંતે પુત્ર આપ આપમધે જુઝતે તસ સંસારમધે ગુરૂ ગીનાન તે દુર્લભ. ષડ્ દર્શનમધે સંગતમ કતવા હંસા વસતે માણક સરોવર ભાગ કેવ સુખાદિક પાવે.

## પ્રકરણ ૨૦

શિષ્યોવાચ:—નાદ સ્થાપિતે પાતાલમધે નાદ વ્યાપિતે ઓંગાકાર. નાદ વ્યાપિતે સંચરાચર નાદ ત્રિલોક પસીત. નાદ વ્યાપિતે ઘટેમદે સર્વ સંસાર સુનકારો જદા મધ્યેનાદ કાષ્ટ પાષાણ પ્રવર્તતે. એ ગીનાન સર્વ સંસાર ભાકતે.

શ્રીસતગુરૂવાચા:—સુન હો સીખ તમે અધ્યાત્મ. તમે કથો ગુરૂબીના ગીનાન

દુર્લભ .નાદ સંજોગે ઊપરાજતે કિ વિયોગે ઊપરાજતે તે વિચાર કહો સીખ.

શિષ્યોવાચઃ—નાદ કેવ ઊપરાજતે તે કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ—સંયોગે ઊપજતે નાદ. દેહી સંયોગે ઊપજતે. સુનમધે સંજોગ નાદ નિર્જીવ જે વસ્તુ નિર્જીવ તે વસ્તુ કેવ પરમેશ્વર ભવંતિ.

શિષ્યોવાચઃ—સુક્ષ્મ રૂપ નિર્ગુણ ત્રિલોક મધે વ્યાપિતે બાહિર અભિયાંતરે પ્રકાશિત્ત ઘટે મટે વ્યાપિત જસ શીળા બંદ સમુદ્ર તરતીયેંગ અનંત ઊપરાજતે વિનસ્થાતે પુનરપિ સમુદ્ર ભવંતિ તેવ નિર્ગુણ સંચરાચર પ્રકાશિત.

શ્રીસતગુરૂવાચાઃ—સાગર તરંગ ઊપરાજતે પુનરપિ સાગર એ જીવનામ બંદ બંધ મુગુત કા મુચતે હો સિખો. નિર્ગુણ ગીનાન વિચાર કરસો પ્રત્યેક નૈનો દેખ સગુણ નિર્ગુણ એક ભવંતિ સો કોન પ્રથિયો બીંબ દેખ.

શિષ્યોવાચઃ—નિર્ગુણ કવન કહિયે સગુણ કવન વિસ્તારને કહિયે એ કથોહોસ્વામી

શ્રીસતગુરૂવાચ્યાઃ—સુન નિર્ગુણનો વિચાર રૂપ નામનાસ્ત તદા અવતાર નાસ્ત એ ત્રિભાવન એવ પ્રિથમીનો બીજનો બારવોભાગ પ્રિથમી તત્વ સૂક્ષ્મ છે. પ્રિથમીનો બારવો ભાગ આપ બારીક છે. આપનો બારવો ભાગ તેજ બારીક છે. તેજનો બારવો ભાગ વાયુ બારીક છે. વાયુનો બારવોભાગ આકાશ બારીક છે. આકાશનો બારવો ભાગ વ્યામ બારીક છે. વ્યામનો બારવો ભાગ નિર્ગુણ સુક્ષ્મ છે. એસા નિર્ગુણ સુક્ષ્મ છે. રૂપ ગ્યાન અવસ્થા ત્યાહા કાહાથી લહિયે. નિર્ગુણને ગુણ નહી એણે કહિયે શુધ્દ અજ્ઞાન એકખીન આખમાં તનકા સમાવે પણ નિર્ગુણ માહે કછુ ન સમાવે. ઐસા નિર્ગુણ સુક્ષ્મ કહિરે તે માહે સગુણ કહા સમાયે સુનો હો સિખ સગુણ કથો સગુણ રૂપ આત્માની. આત્મા સંજોગે પંચતત્વ અસ્થિર સગુણ રૂપ પ્રકાશિત સંચરાચર હો શીખ.

શિષ્યોવાચઃ—આત્મા ચૈતન્ય એકાએક વ્યાપિતે સંચરાચર કિ અનંત ચૈતન્ય પ્રકાશિત એ પ્રથિયો કથો હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ—સુક્ષ્મ રૂપ અનિળ એક સંચરાચર તસસંગે અનંત ફલ ઊપજતે.

વિનસતે અનંત ચૈતન્ય જીવખાન અગીન જસ જારજ ખાન ભવંતિ ખીન મધે એકવીસ ખીનમધે અગણિત જેઊપારા એક રહેતા તેઊ અનંત મીલી એક દેખતા તેસા આત્મા ખીનમધે એકજ હોતા ખીનમાહે અનંત દેખતા જેઊ પારાજ ઘન ભવંતિ તેવ આત્મા ત્રિલોક પશ્યતિ. આત્મા સકલ એકજો પન સકલ એકતો પ્રકૃતિ ભિન્ન કતો ભવંતિ જત્રજીવ તત્ર પ્રકૃતિ ભિન્ન જસ પ્રકૃતિ ભિન્ન તસ એક કેવ બૃહતે હો સિખ.

## પ્રકરણ ૨૧

શિષ્યોવાચ:- કોન સુનથી આવે જાવે કોન સુનમાહે મન સમાવે. કોન સુન વૈરાટકા થંબ કવન પુરૂષથી અજરામર જીવ.

શ્રીસતગુરૂવાચા:- મદય સુનથી આવે જાવે. અધ: શુન્યમાહે મન સમાવે ઊર્ધ્વશુન્ય વૈરાટકા થંબ અલેખ પુરૂષથી અજરામર જીવ.

શિષ્યોવાચ:- અધ:શુન્યમાહે કબતાઈ વસે મન. મધ્યશુન્યમાહે આત્મા કબતાઈ કરે ભ્રમણ. ઊર્ધ્વ સુન માહે કૈસે રાખ્યા વૈરાટકા થંબ

શ્રીસતગુરૂવાચા:- દેહે આસ્થિર તદા માયા આદ સુનમાહે મન કરતવં ભ્રમણ મન દેહે સંગે આદસુન કરમ લીલતે મન સંગે અચલાચલ આદસુન જત્રમન ગચ્છતે તત્ર આદસુન [નિ:શુન્ય] પશ્યતિ પંચકર્મ ભુજતે હો સીખ. દેહી વિલ-ચેતે તદા મદયશુન્યમાહે આત્મા ગચ્છતિ. કરમસંજોગમધે સુનમાહે વસતે મધ્યશુન્ય સંજોગે ચતુરખાની આત્મા ભ્રમતે હો સીખો. અનંત જીવ મધ્યસુન મધે વસતે. અનંતજીવ લિંગદેહી વર્તતે હો સીખ. અનંતજીવ ચોર્યાયશી મધે. સુનમધે ઊર્ધ્વસુન અતીત સુક્ષ્મ તસવારા વરતીયે હો સીખ. પ્રિથમીનો બીજનો બારવો ભાગ આપ બારીક છે. આપનો બીજનો બારવો ભાગ તેજ બીરીક છે. તેજના બીજનો બારવો ભાગ વાયુ બારીક છે. વાયુના બીજનો બારવો ભાગ આકાશ બારીક છે. આકાશના બીજનો બારવો ભાગ આત્મા બારીક છે. આત્માનો બારવો ભાગ ઊર્ધ્વસુન બારીક છે. એતે સુક્ષ્મ ઊર્ધ્વસુન-

સ્ફટિક વર્ણી રતિ અગ્રે પસીતે સપ્ત પાતાલ જથા ખોલ જસસુક્ષ્મતસ બલ્ર તુંબપાત્ર તારત પાખાણ, તુંબામધે વસતે નિર્ગુણ તો તુંબા તરતે સતસત: જે વસ્તુ નિર્ગુણ તસનૈવ રૂપ અવસ્થા ગીનાન તે ભાર થંબ વૈરાટ તસઊપર ખેલ માંડતે પરમેશ્વર નિરાકાર ઊપરાજતે પરમેશ્વર તસઊપર ભાર થંબસુ વૈરાટ. વૈરાટમધે આપા પ્રદકુ સત કતવા ઈશ્વર પરમેશ્વર જે કારણ સૃષ્ટી ઊપાઈ તે કુરત કરતવા ઈશ્વર નિર્ગુણ ઊપર સીસ મુથતે. સૃષ્ટી મધે આપ કાર્ય કરતવા પરમેશ્વર હો સીખો

શિષ્યોવાચ:—કોનલખતી આદસુનદેખાયે. કોન લખમધ્યસુન લખાયે ઊપચારઊર્ધ્વ સુન દેખાવે કોન ગીનાન પરમેશ્વર લખીયો. સતગુરૂ હોવે તો પુછીયો કહે.

શ્રીસતગુરૂવાચા:— સનમુખ દિસતે આદસુન. આદસુન અંતરે મધ્યશુન્ય. મધ્ય-શુન્યાન્તરે ઊર્ધ્વ શુન્ય દેખાવે. કોન ગીનાનથી ભવંતિ ના દેખાવ ના સીખાવ નાસિકાગ્રે ન દેખાવ ભૃગસ્થાન મધે ન દેખાવ. ઊર્ધ્વ દષ્ટીન દેખ. ભુમદષ્ટી સનમુખ દિસતે દેખાવ ભાઈ તો તીનસુ ન દેખાઈ.

શિષ્યોવાચ:— નિરાકાર ન બૃહતે તો સાકાર વિનસતે તો નિરાકાર એકાદશ સ્થાન નિરાકાર ભવંતિ હોસ્વામી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:—સુન હોસીખ એકાદશ સ્થાન. ૧ અલેખ ૨ એકબ્રહ્મ ૩ શિવ ૪ શક્તિ ૫ પુરૂષ ૬ સદાશિવ ૭ ૐકારેશ્વર ૮ રૂદ્ર ૯ વિષ્ણુ ૧૦ બ્રહ્મા ૧૧ બ્રહ્માંડ. એતે એકાદશ સ્થાનક ચૈવ. એકાદશ સ્થાનક જેણે કહિયે તે સ્થાનક દેહીમા રહિયે. તે સ્થાનકના વિચાર બતાઊ તોસાચાસતગુરૂ કહે-લાઊ બ્રહ્માંડ બ્રહ્મસુ નહી જાણતા. બ્રહ્મા વિષ્ણુસુ નહી જાણતા. વિષ્ણુ રૂદ્રસુ નહીજાણતા. રૂદ્ર ૐકારેશ્વરસુ નહીજાણતા. ૐકારેશ્વર સદાશિવસુ નહીજાણતા સદાશિવ પુરૂષસુ નહી જાણતા. પુરૂષ શક્તિસુ નહીજાણતા. શક્તિ શિવસુ નહીજાણતી. શિવ એકબ્રહ્મસુ નહી જાણતા. એકબ્રહ્મ અલેખસુ નહી જાણતા. એક એકસુ નહીજાણતા તે કારણતાસુ સ્થુલના ગીનાન બતાઊ. એસ્થાનક

દેહીમાહે બતાઊ આપ આપની ખબર બુઝાઊ.

શિષ્યોવાચ:– એકાદશસ્થાનક એ કોઈન જાણતે તે રૂપ એક દિવિધ્યા ભાવ તે કોન મત પ્રવર્તતે હો શ્રી સતગુરૂ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:– બ્રહ્માંડ નામતે સ્થુલ રૂપ દેહી સ્થિર દેહી નામ સુનરૂપ કોન સુન બુઝતે હોસીખ એક દ્વિતીયે ભાવ તે કોનમાહે પ્રવર્તતે હો સીખ. ઈન્દ્રીયનામ બ્રહ્મા મુચતે. ઈન્દ્રીય પંચ કર્મ વર્તતે. જે કરમ ધારચતે તે કેવ આપ બુઝતે. ઈન્દ્રીનાથ મનો ભુવાસ્તથા વિષ્ણુ બૂહતે કર્મ સંસાર મનોનામ તસ કર્મબંધતે ચિત્તનામ તે રૂદ્ર મુચતે. ચિત્તભ્રમતે જેવસ્તુભ્રમતે તે કેવ રૂદ્ર બૂહતે. બુધનામ તે ૐકારેશ્વર મુચતે. બુધ ચતુરવાચા ભાસતે આપમત વર્તતે બુધ્દિ તે કેવ પર ૐકાર વીદતે. વિકારનામ તે સદાશિવ વિકાર અચલાચલ તસ કેવ બુઝતે સદાશિવ પુરૂષ રૂપ આત્માની. આત્મા અમર તસ કેવ પુરૂષ બૂહતે લયે નામ તે શક્તિરૂપ મુચતે લયે શુભાશુભ તે નિરંજન રૂપ ભવંતિ તસ કેવ શકિત બૂહતે. અહંકાર વર્તતે દેહેમધે તસ શીવ બૂહતે અહંકારવાદી જરામરણ ધારચતે તસ કેવ શિવ કથતે. પરબ્રહ્મતે અનંત દેહી પરબ્રહ્મ તે સંચરાચર અનુહદ દેહીમધે વર્તતે તસ એક બ્રહ્મ કેવ બૂહતે. અલેખ નામતે અગોચર તસ મલિન પ્રકાશિતે. પરમેશ્વર અલેખ ભવંતિ એકાદશ સ્થાનક દેહેમધે વર્તતે જ્ઞાન અધ્યાત્મ મત કથતે ચેતે જ્ઞાન શાસ્ત્ર ભાસતે હોસીખ. આપ વિલયે તદા સ્થુલ ગ્રાસીત [સ્થુલ નામ બ્રહ્માંડ] ઈન્દ્રીયા ગ્રાસીતે તદા બ્રહ્માસુ ગ્રાસુ મન ગ્રાસીત તદા વિષ્ણુસુ ગ્રાસુ. ચિત્ત ગ્રાસીત તદા રૂદ્રસુ ગ્રાસુ. બુદ્દિ ગ્રાસીત તદા ૐકારેશ્વરસુ ગ્રાસુ. વિકાર ગ્રાસીત તદા સદાશિવસુ ગ્રાસુ. હેત ગ્રાસીત તદા પુરૂષસુ ગ્રાસુ. અુલેખ ગ્રાસીત તદા શક્તિસુ ગ્રાસુ. અર્ધઊલેખ ગ્રાસીત તદા શિવસુ ગ્રાસુ. અણુ ગ્રાસીત તદા પરબ્રહ્માસુ ગ્રાસુ. અર્ધઅણુસુ ગ્રાસીત તદા અલેખસુ ગ્રાસુ. અલેખ ગ્રાસીતા આપ આપણને ના જાણે.

શિષ્યોવાચઃ— એ ગીનાન સત કિ નાસ્ત હો સ્વામી સતગુરૂ દેવ.

શ્રીસતગુરૂવાચાઃ— અધ્યાત્મ મત કથતે ગુરૂવીના ગીનાન દુર્લભ. સંસારમધે એક મુરત ત્રીયો દેવ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર. પિંડમધે કેવ કથતે હો સીખ. પિંડ બ્રહ્માંડ એકસતો ત્રીભાવ એક મુરત. રૂદ્ર સદાશિવ એ ત્રીભાવ એક મુરત ૐકારેશ્વર પુરૂષ બ્રહ્મા એ ત્રિભાવ એક મુરત. વિષ્ણુ પરબ્રહ્મ અલેખ એ ત્રિભાવ એક મુરત. એવં ચતુષ્ટ ભાવ ન જાણતે લોક યે તસમયો અનેગઅનેગ મુચ્યતે તે બ્રહ્મગીનાન નૈવ દશ્યતે તસ કેવ સુઝતે હો સીખ.

શિષ્યોવાચઃ— પરબ્રહ્મ કતો ચિન્હ કવન અદ્‌ભૂત ભવંતિ પુરૂષતે કવન રૂપ સર્વઅગનો

શ્રીસતગુરૂવાચાઃ— અદ્‌ભૂત ક્ષરનામ માયારૂપી અક્ષરમયે. માયાસર્વભૂતાનિ બે રૂપ બૃહતે. ક્ષરનામ પરબ્રહ્મ નિરાકાર કંઠસ્થાને નિરાકાર સર્વ પશ્યતે અતિ વ્યાપિત સર્વ અગમયો દેવ મમ નામ સુમરીન જે જનમ તે અંતરૂપી મયો દેવ મયો સંચરાચર ભવંતિ પુરૂષનામ આત્માનિ આત્મા પ્રકૃતિ તસ ભાવ ભજતે પુરૂષ રૂપ આત્માનિ જ્ઞાન તા જ્ઞાન મમ પર મમ ગ્રીહે પંડુસુત ક્ષરચ અક્ષર ચ ઉત્તમ પુરૂષોત્તમ. સર્વ અગનો પરમેશ્વર મમ અવતાર ધારયતે અહંજન તરતે, અહં ભાવ સર્વત્ર પુજ્યતે હો શિષ્ય.

# પ્રકરણ ૨૨

શિષ્યોવાચઃ— સર્વનાથ પરમેશ્વર તે કેવ દશ્યતે હો સ્વામી સતગુરૂ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ— ચતુષ્ટય ગીનાન તે સંસારમધે દુર્લભ તે સુન હો સીખ. આદશુન્ય દ્વાદશ નામ સંસાર કૃત બૃહતે એતિ ચિન્હ વર્તતે હો સીખ. ૧ સ્થાવર ૨ આદસુન ૩ ક્ષર ૪ વિરાટ્ ૫ સ્થુલ ૬ શકિત ૭ અવિનાશ ૮ માયા ૯ મમતા ૧૦ અદ્‌ભૂત ૧૧ અલેખ ૧૨ અધઃશુન્ય સગુણાકાર ભવંતિ. વીજ અત યે દોયે ઊપજતે આદશુન્ય દેવતાશક્તિ રૂપી બૃહતે વેદાન્ત શક્તિ ચિન્હ વર્તતે. મધ્ય શુન્યાતે દ્વાદશનામ તે સુન હો સીખ ૧ અવ્યાકૃત ૨ મધ્યશુન્ય ૩ પુરૂષ ૪ આત્મા ૫ બ્રહ્મા ૬ ગોલ્હાટ ૭ જંગમ ૮ આદપુરૂષ

૯ સુક્ષ્મ ૧૦ તેજ ૧૧ અલેખતેજ ૧૨ મહા તેજ સ્વરૂપીતે બ્રહ્મા. દ્વાદશનામ મધ્યશુન્ય. તેજસ્વરૂપી વર્તતે દિવ્ય દેહી. આવરણ ચનીતનીત સુનજ્યા દેવ બ્રહ્માનામ મુચતે. બ્રહ્મા નામ ભવેત્-તેજ. તેજ સ્વરૂપી ભવંતિ. ઊર્ધ્વશુન્યાતે ચતુર્દશનામ ૧ નિરાકાર ૨ ઊર્ધ્વશુન્ય ૩ વ્યામરૂપી ૪ દુવાદસ ૫ નિળારંભ ૬ વિનારૂપ ૭ અગાકાર ૮ વિનાજ્ઞાન ૯ અનુહદ ૧૦ પરબ્રહ્મ ૧૧ કારણ ૧૨ ઈશ્વર ૧૩ પરમેશ્વર ૧૪ સૃષ્ટી. એ ચતુરદશ નામ ઊર્ધ્વશુન્ય વિના વિકાર વર્તતે દર્શન દ્રશ્ય જ્ઞાન નૈવ બ્રુહતે હો સીખ. આદે અંતે એકહી ભરપુરી રહિયા નીત સુષ્ટ દૃષ્ટ કોઈ નહી સેવા કછુ ન જાણતે હો સીખ. ચતુર્શુન્ય [મહાશુન્ય] ત્રયોદશનામ ૧ કુટસ્થ ૨ ચતુર્શુન્ય ૩ અમૃત ૪ સર્વગુણ ૫ સર્વજ્ઞાન ૬ પુરૂષોત્તમ ષડ્ગુણ ૭ સચ્ચિદાનંદ ૮ નરસ્વરૂપ ૯ મહાકારણ ૧૦ વિષ્ણુ ૧૧ મહા વિષ્ણુ ૧૨ નિસર્ગ ૧૩ સૃજનહાર. એ ત્રયોદશ નામ તે ચતુર્શુન્ય. પૂર્વ ભાગ્ય વિના નહી દ્રશ્યતે વિનાભાગ ગુરૂ વિના કેવ પાવત હો સત શિખ.

શિષ્યોવાચઃ—સર્વંગીનાન અનંત રૂપી તો દેવ તે કેવ મીનતે હોસ્વામી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ—ષોડશપત્રે જ્યાપત્ર ઊભવીતે સ્થાવર તસ અવતાર પાત્ર ભૃગસ્થાને

શિષ્યોવાચઃ—ષોડશપત્ર કેવ અવતારપાત્ર મીનતે એ શંકા છેદ હો સ્વામી જનાર્દનો

શ્રીસતગુરૂવાચાઃ—ષોડશપત્ર તે સુન હો સીખ— ૧ પૃથ્વી ૨ આપ ૩ તેજ ૪ વાયુ ૫ આકાશ ૬ રાજસ ૭ તામસ ૮ સાત્વિક ૯ લાઘવ ૧૦ નાદ ૧૧ જ્યોત ૧૨ પ્રેમ સુમ ૧૩ શુભાશુભ ૧૪ એકવીસ સ્વર્ગ ૧૫ ચૌદભુવન ૧૬ ગગન મંડળ. ચેતે ષોડશ પત્રે સ્થાવર ઘર કરોતિ પરમેશ્વર તસ સમયે રંચતે ચરાચર અનંતરૂપી તો એક દેવો અનંત જીવ તરસતે સગુણ નિર્ગુણ સર્જતે હો સીખ સદા જીન્હો નામ અવિંચલ તેણે કહિયે સદા અવિંચલ રાજ હો સીખ.

## પ્રકરણ ૨૩.

શિષ્યોવાચઃ— ઐસા અનેગ શાસ્ત્ર અનેગમત અનેગ ગુઝ અનંત માર્ગ પુછીલે પણ સાક્ષાત્કાર ન દેખાડતે હોસ્વામી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:– સાયુજયતા મુક્તિ જથા ગુઝ જથા ગીનાન દુર્લભ તે જ્ઞાન સુન હો સીખ. સલોકિતા મુક્તિ જથા ગુઝ જથા ગીનાન દુર્લભ તે ગીનાન ગુઝ તે સુન હો સીખ. ગત કથા અનેગ પ્રવર્તતે ત્રણ દેવ નવ અવતાર ગતા તસ કથા વાર્તા પુનેન પ્રવર્તતે તે ગત કથા ગતવેદ મોક્ષ નહી લભતે. દસરેકા સોના લેવાને જાવે અને સોનાને બદલે માટી લઈને આવે ગઈ ગુદરી જે નર કરે ભેદ ન જાણે જેહા, પ્રાશ્ચિયો વિના ફાફા મારે નરક જાસે તેહા. જથા પાછલ કથા જેતી કિજે તેતી સલોકિતા મુક્તિ ગુઝ. સ્વરૂપતા મુક્તિના ગુઝ તે સુન હો સીખ ૧ ચાચરી ૨ ખેચરી ૩ ભુચરી ૪ અગોચરી ૫ અલેખી, એ પંચ મુદ્રા. ૧ આદ સુન ૨ મધ્ય સુન ૩ ઊર્ધ્વ સુન ૪ ચતુર્સુન ૫ કુટસ્થ એ પંચ શુન્ય. ૧ સ્થુલ ૨ સુક્ષ્મ ૩ કારણ ૪ મહાકારણ એ ચતુર્દેહી વર્તતે. આદ અંત તે જીવ આત્મા પંચદેહી તે સુન હો સીખ. ૧ આકાશ ૨ નિર્ગુણ ૩ નિરાકાર ૪ નિ:શબ્દ ૫ નિરાભાસ એ પંચ ૧ દુવાદસ ૨ નાદ ૩ જ્યોત ૪ સહસ્ત્રદલ ૫ નિળારંભ એ પંચ દ્રષ્ટા દૃશ્ય દર્શન જહા ત્રિપુટી ક્ષીણ એ તીન હી નિરાકાર કહિયે. જ્ઞાન વિના અજ્ઞાન નાસ્ત તે નિરાકાર ધ્યાન ધારણ લખમાર્ગ ચેતે દેખનુ બાહિજ કારે. પિંડ માહે દેખનો જોગ મારગ ચેન સરૂપતા મુગુત કહિયે એ સરૂપતા મુક્તિ લખ રૂપી દૃશ્યતે ધ્યાન મયો સગુણ નિર્ગુણ રૂપ ધ્યાઈતે.

શિષ્યોવાચ:– એ ગીનાન મોક્ષ કિ નાસ્ત હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચા:– ધરી લક્ષ તો ચન્દ્ર સુર્યો વિવર્જીત પખ ધ્યાન મધે દૃશ્યતે સ્વરૂપતા તે ઘટે મટે ચૌદાહી ભુવન દૃશ્યતે તે નેત્ર દૃશ્યતે તે રૂપ કેવ કરોતિ સત તસ વિના મોક્ષ દુર્લભ જૈસો ઘટ મધે ચૌદ ભુવન તસ કેવ ધ્યાન મધે લખસે દૃશ્યતે રૂપ તસ નિરાકાર બૃહતે ઈતિ સરૂપતા ગુઝ. સમીપતા ગુઝ તે સુન આપમત કરોતિ તપ ષડ્ દરશન બહુવેશ અભ્યાસ યોગ હટ કરોતિ જે યોગેશ્વર. પંચાગ્ની દમતે દેહી ધારા તીર્થ અગ્ની પાદસેવન અનેગ અનેગ માર્ગે ભ્રમતે હો સીખ.

શિષ્યોવાચઃ— ઈહા મોક્ષ છે કિ નાસ્ત હો સ્વામી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ— દુધમધે જથા ધૃત કાષ્ટમધે જથા અગ્ની તથા જ્ઞાન મધે ભવેત મોક્ષ તે જ્ઞાન ગુરૂવીના દુર્લભ. ઈતિ સમીપતા મુક્તિ ગુઝ હો સીક્ષ. સાયુજતા મુક્તિ તે સાદષ્ટ મીનતે પરમેશ્વર તે સાયુજતા સુન હો સીક્ષ. પૂર્વ ભાગ્યવિના નહી વૈરાગ્ય. વૈરાગ્યવિના નહી ભક્તિ. ભક્તિવિના નહી પરમેશ્વર. પરમેશ્વરવિના નહી મુક્તિ. સાયુજ્યતા મુક્તિ તે સાદષ્ટ પરમેશ્વર. સાકાર નિરાકાર મધે ખડ દરશન સમાયે. સાદષ્ટ ગુરૂ આકારવંત ઈતિ સાયુજ્યતા ગુઝ ભવંતિ.

## પ્રકરણ ૨૪

શિષ્યોવાચઃ— અનેગશાસ્ત્ર અનેગ મત અનેગ ધ્યાન અનેગ ધારણ અનેગલક્ષ પુછત પણ તેનો પરમેશ્વર સત્પુરૂષ કેવ મીનતે હો દેવ જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ— સુન હો સીક્ષ મહાગીનાન સત્વર ચતુષ્ટ ગીનાન ન બુઝતે તે સુધ અંદ હો સીખો. માયા તે કવન તેહનુ કરતવ તે શું. અનેગ પેદા હોવે કાહાથી એઊ જાનઊ. તિસરો પંખ તે નિરાકાર તે કવન અનેગ કાહા થયા અન તેનો કરતવ તે શું યેહુ જાણીયે યેતો તિસરો પંખ એક પંખ દુસરો પંખ તિસરો પંખ તે આત્મા કહો હો કાહાથી નિપાયો. એહનો કરતવ તે શું એઊ જાણઊ. ચોથો પંખ તે જ્ઞાન. જ્ઞાન તે કવન અન અજ્ઞાન તે કવન કાહાથી થયો અન કાહા છે કેને ઘર છે તે જ્ઞાનનો દાતા તે કોન છે તે ચતુષ્ટ જ્ઞાન.

શિષ્યોવાચઃ— એ ચતુરપદનો જ્ઞાન કથો હો દેવ શ્રી જનાર્દનો.

શ્રીસતગુરૂવાચાઃ— જદા નહી ધરતી નહી આકાશ નહી ચંદ્રસુરીજ તદા નૈવચ ખગાકાર. તદા નૈવચ ખડ દરશન તદા સર્વ વસ્તુ શુન્યાકાર તદા બ્રહ્મ વિશ્વરૂપ વર્તતે. તદા અનંતસૂર્ય પ્રકાશિત તદા અનંત ચંદ્ર શિતલ યેતે ઊપમા કિંચીત જાસે વેદ નેતિ નેતિ કરતવં સ્વરૂપ વછેરી જાણતે ઊપમા દેયેતે એસી જેવી દુસરી નૈવ બ્રહ્મ તે તદા દિવ્ય દેહી સ્વરૂપ નીસબંદ સંચિતાનિચ્યાનીત અસ્તુ અચ્છેદ અભેદ દિવ્યતેજ નરસ્વરૂપ અતીત. પુરૂખ આપો આપ

એકમયો દ્વિતીયેનાસ્ત અહંચૈવ છત્રીસ જુગ પ્રમાણ છત્રીસ જુગ ચૌર્યા-ચશી ચૌકડી ૐકાર કરતવા. ૐકારમધે ઊપાઈલે બુંદ તે બુંદ આપેઆપ પરમેશ્વર એક જ્યોતિ દિવ્યભાગ ભવંતિ તસનામ અમૃતબુંદ દ્વિતિયનામં ગહીવર એકએક નિરમતે દિવતે આદપુરૂષ કરોતિ આદ પુરૂષ અનંત તસ મયો અતીત દેવ નિરંજન. છત્રીસ જુગ ચૌર્યાચશી ચૌકડીમાહે ધ્યાન પ્રવર્તતે તે બુંદ કર્મ ધર્મ લિખિતે તે બુંદ ભઈલે ઈંડ તે ઈંડ કરતવા ત્રિખંડ. તે ઈંડ દ્વિતિયે નામ વિરાટ્ સ્વરૂપ. સપ્ત ભુવન આકાશ સપ્ત ભુવન પાતાળ તેમધે એકવીસ સ્વર્ગ મેરૂ આધારે ક્રતવા સપ્ત પાતાળ મેરૂ આધારે તે મેરૂ આધારે સપ્ત આકાશ ધારયતે. તે આકાશ અરશ આધારે ધારયતે. તે ઈંડ છેદીને તસ મધેથી અમૃત બુંદ કાહાડિયો. તે બુંદનામ તે ધર્મમૂર્ત નામ ધારયતે દરશનનામ તે સત સત કોટી શશી ભાણ ધર્મમુરત અદભૂત આદપુરૂષ ધર્મમુરત અનાદસિધ્ધ કરતવં સંચરાચર. આદપુરૂષ તૃતિયેનામ તે તેજ તેજતે સંચરાચર. ચતુર્થેનામ તે ધર્મ મુરત દિવ્યતેજ સદોદિત તદા જુગ પ્રમાણ છત્રીસ જુગ ચૌર્યાચશી ચૌકડી જુગ પ્રમાણ પ્રવર્તતે. ગુરૂનામ ઈંડગુરૂ પરમેશ્વરનામ તે અલેખ ગુરૂનામ આદતેજ ધર્મમુરત તેજ એતિ નામ સતગુરૂ વર્તતે હો શિષ્ય.

એવં શ્રી નિકલંકી ગીતા શાસ્ત્ર મહાગીનાન પરાત્પર
શ્રી ગુરૂ- શિષ્ય સંવાદ સંપૂર્ણ સમાપ્ત.

# શિષ્ય પુરાણ

## શ્રી ગુરૂ શિષ્ય સંવાદ.

### શ્રી સતગુરૂ બ્રહ્મા વાચા :—

પિંડ બ્રહ્માંડનો કોહો વિચાર । જે નર સમજે તેથી પાર। જેણે આવે અનુભવ સાર। તેણે કાજે એ પદ કરૂં । બીજુ આવે સર્વે પાછુ ફરી। લખીતંગ આતમવિદ્યા, ધાતર વિદ્યા, શબ્દ વિદ્યા, હીરાવેદી, બ્રહ્મવેદી સમઝી લેતા ઈછે પાર । સર્વે વિદ્યાનો એ છે પાર । આતમ વિદ્યાનો વિવેક લખીતંગ । તે કોઈ અનુભવી સમઝી કેહે । હવે મોટી બુધે કરી આતમ વિદ્યાને વિચારે। એ વિચાર કરતા તે નર રૂપીઅરૂપી પોતે થાયે । તે અવર કેને ઝાલવા જાએ । આપમાહે આપસમાયે । બુધવંત હોવે તે એ વસ્તુને ગ્રહી લેહે। એ વસ્તુનું નામ તે ભેદ છે। સર્વે સંધનો ઊચ્છેદ છે ।સુસમવેદ તેનો ભેદ છે । તે વેદનો ભેદ પ્રગટ કરીને કહું છું। યથાર્થ કરીને રૂદીયામાહે જોવું । એ જોતા કારજ સર્વે થાયે । કારજ થાયે ને દયાન પળાયે તે નર સેજે પોતે થાયે । સર્વે ઉત્પત્તિનો આદ અંત લખ્યો છે ।તે સમજજો ।

પ્રથમ પાંચ તત્વના પુતળાના કારજને કારણ કહું । પેલુ તત્વ આકાશ । બીજુ તત્વ સીત । ત્રીજુ તત્વ વાયુ। ચોથુ તત્વ અગ્ની। પાચમું તત્વ પાણી । છઠુ તત્વ પ્રીથમી । તે માહે એક પ્રીથમીની પાંચ પરથવી । પેલી પરથવી હાડ । બીજી પરથમી નાડ । ત્રીજી પરથમી માસ । ચોથી પરથવી ચામ। પાચમી પરથમી રોમ । એ પાચે પરથવી એક તત્વ કહેવાયે ।

બીજુ તત્વ પાણી । એક પાણીના પાંચરૂપ । પેલું રૂપ વીરજ । બીજુ રૂપ રૂધીર । ત્રીજુ રૂપ મુત્ર અંદરીનુ પાણી । ચોથું રૂપ મુખનુ ફીણ લાર । પાચમું રૂપ નાસકાનુ પાણી તથા આંખના અશ્રુ । એ પાચે પાણી તત્વ કેહેવાયે ।

હવે ત્રીજુ તત્વ અગ્નીના પાચરૂપ કહેવાયે । પેલી અગ્ની સીત, જેનું નામ તે બ્રહ્મઅગ્ની, તેના સ્વભાવ જડ । તે જડ તે તેજમે કેહેવાયે । તેજમા તેમાટે કેહેવાયે જે ગરમ અગનીને નાસ પમાડે માડે જે પોતાનો ગુણ સીત છે તે સીત અગનીનો સ્વભાવ છે તે હીમાળાનો છે । તે હિમાળો આકાસનો સભાવ છે । તે આકાશના પેટ માહે સંપૂર્ણ સર્વે વિદ્યા રહે છે । હવે બીજી તે તેજ અગ્ની કહિયે । તેનુ નામ તે જઠરાગની । તે જઠરાગનીનો સ્વભાવ તે ખદા છે । તે ખંદા થકી જ્યોત અગની પ્રગટ થાયે છે । તેનો સ્વભાવ જાગરત છે । તે જાગરત માહે બોલે છે । તે જાગરતમાહે હસે છે । ચાલે છે । તે જ્યોત અગની થકી સુરત અગની થાયે । તેનો સ્વભાવ તો એક વિચાર એક વિવેક । તે વિચારનો સ્વભાવ સર્વે સુરતા માહે દોડે । વિવેકનો સ્વભાવ શુભ અશુભને જાણે । બીજો સુરત અગનીનો સ્વભાવ કાને સર્વે સાંભળે છે । ચોથી સુરત અગનીનો સ્વભાવ નાસકાથી ઓતમ મદયમ વાસના સર્વે જાણે છે । પાચમી સુરત અગનીથકી નીરંતઅગની પ્રગટ થાયે છે । એવી નિરંત અગનીનો સ્વભાવ એજ છે જે નેત્ર થકી સર્વે જુવે છે । જેટલી વસ્તુ જોવા માહે આવે તેટલો સ્વભાવ સર્વે નીરત અગનીનો કહિયે । ઓતમ અથવા મધમ એ સર્વે નીરત અગનીના સ્વભાવ કહિયે । એ તેજ અગની થકી જ્યોત અગની । જ્યોત અગની થકી સુરત અગની । સુરત અગની થકી નીરત અગની થાયે છે । એ ચાર અગની

તે જીવ કેહેવાયે છે । અને સીત અગની સમ કેહેવાયે છે ।

હવે પાંચ વાયુના રૂપ લખું છું । પેલા વાયુ તે જડાજડ વાયુનો સ્વભાવ સીત છે । તે સીત વાયુને સીત અગનીનો સ્વભાવ એક છે । તે બેઊ એક સ્વભાવે આકાસ માહે રહા છે । એ સીત વાયુનો ગુણ તે સર્વે મિઠો છે । હવે બીજો વાયુ શ્વાસ ઊશ્છવાસનો છે તે શ્વાસ ઊશ્છવાસનો સ્વભાવ । એક ધ્યેય ને બીજો ધ્યાતા તેનો સ્વભાવ તો પરિબ્રહ્મ છે । ધ્યાતાનો સ્વભાવ તો માયા છે તે માયા માટે કહે છે જે પોતાને પોતે જાણતો નથી । અને જો પોતાને જાણે તો બ્રહ્મ કહેવાયે । અને બ્રહ્મ તો તારે કહિયે જે સેહેજ સ્વભાવ માહે રહે । અને જીવ તો તારે કહિયે જયારે કરતને પોતાના ઊપર લઈ બેસે । વસ્તુ વિષે તો વસ્તુ છે પણ કરત માટે જીવ કહેવાયે । અને દુઃખ ને સુખ તે માટે પામે છે તે કરત માટે ઊભો છે । સેજ માહે સમાવી નથી સકતો । અને સેહેજ માહે સમાયે તો બ્રહ્મ કેહેવાયે । સેહેજ માહે સમાયા વિના માયા કેહેવાયે ।

શિષ્ય પુછે હો સ્વામીજી :— એક સંદેહ પુછું તે નિવરત પમાડો। તમે કહો છો જે એ સર્વે વસ્તુ સ્વભાવે વસ્તુ છે । પણ એ વસ્તુ હોયે તો માયા કેમ કેહેવાયે । સ્વામી તે વસ્તુ છે કે માયા છે ? જો સ્વામી માયા કોહો છો તો વસ્તુ ના કોહો । વસ્તુ કહો તો માયા ના કહો।

ગુરૂ કહે છે સાંભલો હો શિષ્ય :— એ હવે વસ્તુજ છે ।

શિષ્ય પુછે :— જો વસ્તુ હોયે તો દુઃખ કેમ પામે અને દુઃખ પામે ને મરે । તારે વસ્તુ કેમ કેહેવાયે । તે માટે એ વસ્તુ તમે કોહો છો પણ અમને એ વસ્તુ નથી ભાસતી । તે હવે અમને માયા ભાસી છે તે બ્રહ્મ કેમ ભાસે ?

ગુરૂ કહે છે :— તમને તો ચિત્ત બ્રમ થઊ છે । જે તું તુને ઓળખી

નથી સકતો અને જો ઓળખે તો તુ જ બ્રહ્મ છે ।

શિષ્ય પુછે:— જે હો સ્વામીજી જો અમે બ્રહ્મ છું તો તમને પગે સેવા શા માટે આવું । અને જો અમે બ્રહ્મ છું તો હું જડ શા માટે થયો છું ?

ગુરૂ કહે છે:— તુ જડ તે માટે થયો છે જે તમે તમારે અપરાંણે કરીને તમને અંધારૂ ભાસે છે ।

શિષ્ય પુછે:— હો સ્વામીજી તમે અમને કોહો છો જે તમે બ્રહ્મ છો તમે બ્રહ્મ છો । જો અમે બ્રહ્મ છુ તો અમને અંધારૂ કેમ થયું છે અને બ્રહ્મને તો કોઈ દિને અંધારૂ કેવાતુ નથી તારે અમને અમારૂ જથારથ કેમ થાયે । તમે કહો છો જે તમે બ્રહ્મ છો પણ હમે તો બ્રહ્મ નથી । તે શામાટે બ્રહ્મ નથી ? જે અમારે તો આકાર છે । અને બ્રહ્મ તો તમે કોહો છો જે નિરંજન નિરાકાર છે અને તેનો તો કોઈ કાળે નાસ નથી । તમે એમ કહો છો અને હમારો તો નાશ છે

ગુરૂ કહે છે:— જે એ શિષ્ય નામને રૂપનો તો નાશ છે ।

શિષ્ય પુછે:— જે હો સ્વામી જે તમે એમ કેમ કોહો છો । જળે બ્રહ્મ થળે બ્રહ્મ પણ જે વસ્તુ માહે બ્રહ્મનો વાસ હોયે તે વસ્તુનો નાશ કેમ પામે ?

ગુરૂ કહે છે:— એ શિષ્ય એ વસ્તુનું રૂપરંગ દેખા માહા અને કળામાહે આવે છે તે માટે વસ્તુનો નાશ છે

શિષ્ય પુછે:— કળામાહે તો પરિબ્રહ્મ પણ આવે છે । તારે શું બ્રહ્મનો નાશ છે ?

ગુરૂ કહે છે:— સુનો હો શિષ્ય બ્રહ્મ કળામાહે આવે છે પણ તેણે કાંઈ રૂપ નથી કાયે રંગ નથી કાયે રેખા નથી કાયે ઈછા નથી તે નિરંજન નિરાકાર છે । તેહેને કરતનો કાંઈ ભાગ દેવાયે નહી.

શિષ્ય પુછે:— હો સ્વામીજી અમારા પ્રશ્નનો સંદેહ ભાગો નથી। જે બ્રહ્મને તો તમે અકર્તા ઠરાવો છો। તો સર્વેસીષ્ટ જગત કોને કરી છે?

ગુરૂ કહે છે:— સુનો હો શિષ્ય એ સ્રીષ્ટ તો અનાદિ છે। એનો કોઈ કરતા અકરતા કેહેવાયે નહી। એ આદ અંતની એમજ છે।

શિષ્ય પુછે:— હો સ્વામીજી જે આદ અંતની છે તો તેના નાશ કેમ કેહેવાયે। અને જ્યારે એનો નાશ નથી તારે તો બ્રહ્મ કેહેવાયે। તેને માયા કેહેવાયે નહી।

ગુરૂ કહે છે:— હે શિષ્ય છતો બ્રહ્મ પણ માયા થઈ રહ્યો છે। તેહનો ભેદ તમને કહું બ્રહ્મતો દરીયા છે। તે થકી જીવ થયા છે। જે દરીયાથી જુદા પડા છે તે માટે જીવ કેહેવાયે છે। તારે જીવ તેથી છીલરનું પાણી અને બ્રહ્મ તે મેહેરામણ પૂર્ણ છે। અને પાણી માહે કાઈ ભેદ નથી પણ મોટાની સામર્થ્ય મોટી છે। અને થોડાની સામર્થ્ય થોડી છે। એ દૃષ્ટાન્ત તે જેમ છીલરનું પાણી હોયે તે મધે ઓત્તમ મધ્યમ વસ્તુ પડી હોયે તેવો પાણી માહે સ્વાદ થાયે તથા તેઓ પાણીના રંગ થાયે। તે શા માટે? જે પાણી થોડું છે છીલરનું તે માટે। જો કોઈ દરીયાનું પાણી છે તે મધે ઓતમ મધ્યમ વસ્તુ પડી હોયે પણ તે મધે કાઈ જડાઈ નહી। તેમ બ્રહ્મની સામર્થ્ય મોટી છે। જેમ કાંઈ રાજા હોયે ને પુરણ રાજ સંપુરણ કરતો હોયે અને સર્વે ભોગની સામર્થ્ય હોયે અને તે રાજાને પુત્ર હોયે તેને કાંઈ બુધીનો પ્રકાશ નથી અને સામર્થ્ય નથી તેમ એ જીવ થઈ રહ્યો છે। તે શા માટે જે પોતે પોતાનું સ્વરૂપ જાણતો નથી। અને જાણે તો બ્રહ્મ છે। પણ જાણતો નથી। તે માટે એ જીવ છે। જીવપણું માની રહ્યો છે।

શિષ્ય પુછે:– સ્વામીજી, અમને તો એક સંદેહ ઊપના છે। એ જીવ તો છીલર છે। અને બ્રહ્મ તો સાગર છે। પણ જીવ જે છીલર થયો તે સાગરની ઈચ્છા થકી કે પોતાની ઈચ્છા થકી થયો। તારે એ વાતનો અમને સંદેહ છે। બ્રહ્મ તે જીવ કેમ થયો

ગુરૂ કહે છે:– હે શિષ્ય સાંભળને સંદેહ છે તે દ્રષ્ટાન્તે કરીને સમજાઊ। દ્રષ્ટાન્ત એ જે જેમ કોઈ મનુષ્ય સામર્થ્યવાન હોવે અને તે નિંદ્રામાહે હોવે તે કાંઈ પોતાનો સામર્થ્ય ને જાણતો નથી। તેમ બ્રહ્મ તો [illegible] પુરણ ચૈતન્ય હતો પણ સુષુપ્તિમા હતો। તારે કાંઈ પોતાને જાણતા નથી તે માટે સેહેજ સમાધી માહે છે। તે સમાધીમાહેથી સેહેજ જાગૃત થાયે છે તારે કરતનો ભાન આવે તારે જાગરત માટે જીવ કેહેવાયે તે જીવ નામ જાગૃતનો છે। સેહેજ સમાધીમાહે હોયે તારે બ્રહ્મ કેહેવાયે અને કરતમાહે આવે તારે જીવ કેહેવાયે। તારે જીવ નામ જાગરતના છે। તે જાગરત આદમાયા કેહેવાયે છે અહું-કાર તે અહુંકાર થકી ત્રણ ગુણ ઊપના રજ તમ અને સત્વ ગુણ। એ ત્રણ ગુણ થકી ચારે ખાણ ચૌર્યાશી લક્ષ જીવાજંત પેદા થઈ તે સર્વે માયા કેહેવાયે। અને શુધ્ધ સોહંકાર તે સેહેજ બ્રહ્મ કેહેવાયે। અને જાગરત તે અગનીનો સ્વભાવ છે। સપનું તે પાણીનું સ્વભાવ છે। સુષુપ્તિ તે વાયુનો સ્વભાવ છે। તુર્યા તે પૃથ્વીનો સ્વભાવ છે। અને તીત તે આકાશનો સ્વભાવ છે। તેણે શુધ્ધ સોહંગ કેહેવાયે। તીથ તે સોહમ્। તુરીયા પણ સોહંમ્। સુષુપ્તિ સ્વપ્ન અને જાગૃત એ ત્રણે અહંકાર કેહે-વાયે। તેમા જાગરત તે શક્તિ બ્રહ્માને પાણી અને શિવ તે વાયુ।

શિષ્ય પુછે :— હો સ્વામીજી તમે હમને પાંચ ગુણ કહા । જાગૃત તે અગનીનો ગુણ કહ્યો । અને અગની તો શક્તિ થઈ । અને સ્વપ્ન તે બ્રહ્મ કહ્યું । અને બ્રહ્મા તે પાણી છે । સુષુપ્તિ તે શિવ કહ્યું તે શિવ તો વાયુ છે । ચોથા ગુણ તો તુરીયા કહ્યું તે તુરીયા ગુણ તે પરથમીનો છે । તે પરથવી તો વિષ્ણુ કેહેવાયે । અને પાચમું તે તીથ કેહેવાયે । તે તીથનું નામ તે પરિબ્રહ્મ કેહેવાયે છે । તે પરિબ્રહ્મ તો તમે આકાશ કહ્યો । તે તો તમે બ્રહ્માંડના કહ્યા પણ તમે એમ કોહો છો જે પંડ તે બ્રહ્માંડે । પણ પંડમાહે અમને દેખાડો હો સ્વામીજી ।

ગુરૂ કહે છે :— હે શિષ્ય તુ સમઝે તો તમુંમાં દેખાડું । તમમાહે વિષ્ણુ જે કેહેવાયે પાચ ભાગ પરથવી તે તમુમા વિષ્ણુ છે । પાંચ ભાગ તમોમા પાણી તે બ્રહ્મા છે । પાંચ ભાગ અગની છે તે તમોમા શક્તિ છે । અને પાચ ભાગ વાયુના તે તમોમા સીતવંગ છે । સીત અંગનીને સીત વાયુ તે તમોમાજ છે । અને આકાશ તે તમોમાં બ્રહ્મ છે । હે શિષ્ય તુ પંડમાહે સમજીને જો એ પાંચ વસ્તુ પંડમાહે કેહેવાણી તે તમોમા સરવે છે ।

શિષ્ય પુછે :— જે સ્વામી અમોમાહે વિષ્ણુ કાહા છે । પાંચ રૂપ તે અમોને પંડમાહે દેખાડો ।

ગુરૂ કહે છે :— એકરૂપ વિષ્ણુનું તમોમાહે હાડ છે । બીજુરૂપ વિષ્ણનું તમોમાહે નાડ છે । ત્રિજુરૂપ માંસ છે । ચોથુ રૂપ ત્વચા છે । પાચમું રૂપ રોમ છે । એ પાંચે રૂપ પંડમાહે વિષ્ણુના છે ।

શિષ્ય પુછે છે :— હો સ્વામી વિષ્ણુના પાચે રૂપ પંડમાહે કહા સ્વામી હવે બ્રહ્માના પાંચેરૂપ પંડમાહે દેખાડો હો સ્વામી ।

ગુરૂ કહે છે :— હે શિષ્ય તુ સમઝે તો તમમા દેખાડું । તારે એક

રૂપ બ્રહ્માનું તમોમાં વિરજછે । બીજુ રૂપ બ્રહ્માનું રૂધીર છે। ત્રીજુ રૂપ મુળ ઈન્દ્રીયનું પાણી તથા પરસેવાનુ પાણી તથા આંખનું પાણી છે એ ત્રણ પાણી એકરૂપ કેહેવાયે તે ખારા-માટે એકરૂપ કહેવાયે । ચોથુ રૂપ બ્રહ્માનું તમોમાહે મુખનું ફિણ છે । પાંચમું રૂપ બ્રહ્માનું તમોમાહે કાનનું પાણી છે । એવા પાંચ પાણી તે પંડમાહે બ્રહ્મા કેહેવાયે છે ।

શિષ્ય પુછે છે:— હો સ્વામી પંડમાહે બ્રહ્માના રૂપ કહ્યા । હવે શક્તિના રૂપ દેખાડો હો સ્વામીજી ।

ગુરૂ કહે છે:— હે શિષ્ય તમોમાહે શક્તિના રૂપ દેખાડુ । એક તમોમાહે શક્તિનું રૂપ જઠરાગની છે જેને સંજોગે ખાવુ ખ-વાયે ને પચાવે છે । તે અગનીનું નામ તો તેજ અગની કેહે-વાયે છે । બીજી અગની તમોમાહે જ્યોત અગની છે । જ્યોત અગની તે જાગરૂત કેહેવાયે છે । જેને સંજોગે સર્વે કામ થાયે છે તે કામ ઈન્દ્રિયનો ભાવ કેહેવાયે છે । તેટલી સર્વે જ્યોત અગની કેહેવાયે । ત્રિજી સુરત અગનીનું કામ જેટલું કેટલું બાહેર સુરત જાયે અથવા ઓતમ અથવા મધમ જાહા સુરત જાયે તે સર્વે સુરત અગનીનો સ્વભાવ કેહેવાયે । એ સુરત અગની નું નામ વાસના લિંગ કેહેવાયે । એ સુરત અગનીથી જે નીરત અગની થાયે તેનુ કામ સર્વે જોવાનું કહેવાયે । જેટલું જોવા-માહે આવે તેટલુ સર્વે નીરત અગની કેહેવાયે । એ ચારે અગની તે એક શક્તિ કેહેવાયે ।

શિષ્ય પુછે છે:— હો સ્વામીજી હવે શક્તિના ગુણ તો અમને કહ્યા હવે શિવના ગુણ કહો હો સ્વામી ।

ગુરૂ કહે છે:— હે શિષ્ય એક તો શિવનો ગુણ તમો માહે વાસ

ઊશ્છવાસ છે । બીજો ગુણ તમો માહે બંગાસુ છે । ત્રીજો ગુણ તમોમાહે છીક છે । ચોથા ગુણ તમો માહે પેટનો વાયુ છે । ચારે ગુણ તે ચારે વાયુ કેહેવાયે । એ ચાર વાયુતે શીવનું રૂપ કેહેવાયે । શિવના રૂપ તે તમે કહ્યા સ્વામી ગુણ એનાસું છે

ગુરૂ કહે છે:— સાંભળો હો શિષ્ય શિવના ગુણ તો તમને કહું એક તો શિવના ગુણ ઘણો હસે બીજો ઘણો બોલે । ત્રીજો ગુણ ઘણો રૂવે । ચોથો ગુણ ઘણો ભમે । પાચમો અહંકાર થાયે । છટો ક્રોધ થાયે । સાતમો સદા જાગરત રેહે । મનુષ્ય સહુ સુવો તો પણ સ્વાસ ઊસ્વાસ તે જાગરત રેહે । શ્વાસ ઊસ-વાસના કામ નાસિકા મુખમાહે ચાલા કરે । અને આઠમો ગુણ તો ભલી ભુંડીમાહે ચાલો જાયે । પણ પોતે સર્વે વસ્તુથી નીયારો રેહે । છેદંન થઈને નીયારો રેહે । સર્વે માહે પાર થઈ જાયે । એ આઠ ગુણ ને ચાર વાયુ તે શિવના કેહેવાયે ।

શિષ્ય કહે છે:— હો સ્વામી હવે પૂરણ બ્રહ્મના ગુણ કહો ।

ગુરૂ કહે છે:— હે શિષ્ય એક તો બ્રહ્માના ગુણ આકાશ છે । બીજો જેટલું તમુમાહે પોલુ છે સર્વત્ર સમાન છે । ત્રીજો ગુણ બ્રહ્માનો સેહેજ છે । જેટલુ કામ તમારા કિધા વિના સેહેજે થઈ આવે એટલુ સેહેજે કેહેવાયે । ચોથા ગુણ બ્રહ્માનો એ છે જે જીવને જંમ તમ માહે રહ્યા છે તે માટે તમે બ્રહ્મ છો । પૂર્ણબ્રહ્મ તે આકાશ કેહેવાયે । અહં બ્રહ્મ તે માયા કેહેવાયે । અને ત્રીજો બ્રહ્મતે પરમ કેહેવાયે ।

શિષ્ય પુછે:— હો સ્વામી અહં બ્રહ્મ તે જોવામાહે આવે છે । અને પૂર્ણબ્રહ્મ કહામા આવે છે । હવે સ્વામી પારિબ્રહ્મતે શી વસ્તુ છે તેહેને કેમ જાણિયે ।

ગુરૂ કહેછે :— હે શિષ જેનો અપરમપાર છે કોઈને પાર આવે નહી તેનુ નામ પરિબ્રહ્મ કહિયે ।

શિષ્ય કહેછે :— એ પરિબ્રહ્મ તેનુ કાઈ રૂપ છે કે અરૂપી છે?

ગુરૂ કહેછે :— હે શિષ્ય પરિબ્રહ્મ તો જેઆ રૂપ છે । અને સ્વભાવ તો તેને સેહેજ છે । તે સેહેજ માહે સંપુરણ છે । તે માટે પરિબ્રહ્મ કેહેવાયે । તે પરિબ્રહ્મ ગુરૂનુ સ્વરૂપ છે । તે પૂરણ ગુરૂ હોવે તે સર્વે પરકાશ હોવે । સર્વે પૂર્ણ હોવે તે માટે પૂર્ણ પરિબ્રહ્મ ગુરૂ છે

શિષ્ય પુછે છેઃ— હો સ્વામીજી અમને તો પુરો સંદેહ પડ્યો છે માટે સંદેહ અમારો તમે નિવારણ કરો । તમે કહો છો જે તમે બ્રહ્મ છો અને સ્વભાવ તમારો જીવનો છે । માટે જીવનો સ્વભાવ ટળીને બ્રહ્મ કેમ થાયે તે કહો ।

ગુરૂ કહેછેઃ— તમને રોગ થયો છે । તે રોગ તમે જાણતા નથી । તે માટે તમે રોગની ક્રિયા કરો તો કહુ અને ઓસડ કહું ।

શિષ્ય કહેછેઃ— સ્વામીજી જે રોગ અમારો નિવારણ થાયે એવુ ઓસડ કહે

ગુરૂ કહે છેઃ— જે સાંભળી એ શિષ્ય જેટલા તમારા રોગ છે તે તમ-માહે દેખાડુ । એક વાયુના ગુણ આઠ લખાયે છે । તેમા એક જે સદાએ જાગરૂત રહે । એ લક્ષણ મુગતનું છે । બીજો ગુણ જે ભલીભુંડી ગંધમાહે ચાલો જાયે । પોત પોતાને કાઈ લાગે વળગે નહી । એ બે ગુણ શીવના તમમા ઓત્તમ છે તે ગુણ લે તો જીવને મુગત કહિયે અને બીજા ૬ ગુણ શિવનો તમો માહે છે । તે ગુણ રોગ છે । એ ગુણે કરીને જીવ થઈ રહ્યો છે ।

શિષ્ય કહેછેઃ— જે એ સ્વામીજી જે એ બે ગુણ વાયુના તે તો તમો મુગતના કહ્યા પણ બીજા ૬ ગુણ તે તો જાણમાહે આવ્યા હવે ચાર અગનીના કહો ।

ગુરૂ કેહે છે:— હે શિષ્ય તમમાહે અગનીનો સ્વભાવતો ખંધા
છે અને જે જઠરાગનીથી જ્યોત અગની થાયે છે। તેનો એક
સ્વભાવ તો ભોગ સ્ત્રીનો છે જેણે કામ કહિયે અને જ્યોત
અગનીથી સુરત અગની થાયે છે। કાને સાંભળીયે ઊત્તમ
અથવા અધમ। જેટલો શબ્દ તેટલો સુરત અગનીનો સ્વભાવ
કેહેવાયે। જેટલી નાસિકાયે સુગંધ આવે ઓત્તમ અથવા અધમ
એ પણ સુરત અગનીનો સ્વભાવ કેહેવાયે। જેટલુ જ્ઞાન તથા
અજ્ઞાન તેમાહે સુરત જાયે તે સર્વે સુરત અગનીનો સ્વભાવ
કહેવાયે। સુરત અગની તો અનંત ભોગ ભોગવે છે। પગે ચાલે
છે એ પણ સુરત અગની કેહે છે। વસ્તુ ઊપાડી લે અથવા હાથ
ફુગાવી નાખે તે પણ સુરત અગની કેહે। જે ખારા અથવા
ખાટો સ્વાદ સર્વે સુરત અગની જાણે। જે ગમે તે ભોગ લેહેવે
અને અણગમતિ વસ્તુ હોવે અને ગમે નહી તે પણ સુરત અગનીને
કેહે। મુખમાહે જભાએ ઓત્તમ બોલે કે અથવા અધમ બોલે તે
પણ સુરત અગનીને કેહે। બેસી રેહે તે પણ સુરત અગનીને કહે।
ઊભો રહે તે પણ સુરત અગનીને કહે। આઠે વાયુના સ્વભાવ તમને
કહા તે સુરત અગનીના છે કહા માહા નીરત અગની તે ઊત્તમ કહે।
અથવા મધમ કેહે જોઈને તે પણ સુરત અગનીને કહે। જો અગની
જે ભોગ ભોગવે સ્ત્રીના તે સુરત અગનીને કેહે। એવી જઠરાગનીને
જેટલી ખધા થાયે તે પણ સુરત અગનીને કેહે। સુરત અગનીને
સ્વભાવે થાયે। પાચે તત્વના ભોગ ઊત્તમ અથવા મધ્યમ કે અધમ
તે સર્વે સુરત અગનીને ભોગ આવે તે માટે સુરત અગની તે
વાસના લિંગ કેહેવાયે। જેટલું મધમ તેટલુ સુરત અગનીનુ કામ
તે સર્વે સુરત અગનીને વાલુ લાગે। જાહા સુધી સુરત અગનીને

મધમ ભોગ ભાવે તાહા સુધી સુરતઅગની વાસનાલીંગ કેહેવાયે જ્યારે માયા મેલીને સુરત અગની સેહેજમા સમાવે અને સર્વે માયા-નો ભોગ ભોગવે નહી તારે તે સુરત અગની તે જીવ મુગત કાહાવે અને અજ્ઞાન રસ માયા ને લીધા માટે નામ માયા ઠરાવ્યુ છે। અને એ ભોગરસ જેટલા માયાના છે તે સર્વેનાશ પામે । અને વૈરાગ્ય ઊપજે અને ભગતી ઊપજે જ્ઞાન ઊપજે અને જ્ઞાનનો વરેહ – પ્રેમ ઊપજે । જ્યારે એ ચાર ભાવ ઊપજે તારે પણ સુરત અગની કહેવાયે । તારે એ સુરત અગની તે સુધ કેહેવાયે । તે સુધે એ માટે કહેવાયે જે આતુરતા આતમા જોવાની થાયે। તે આતુ-રતાઈ મટે તેમર સુધબુધ સર્વે ટળી જાયે, બળી જાયે। તારે માયાનો ભાવ કાઈ ભાવે નહી । જે ઓત્તમ-અધમ રસ લેતો તે સર્વે નાશ પામે તારે નિરોગી થાયે । નિરોગી તે માટે કહિયે જે એ અનંત ભોગ માયાના તે સર્વે કડવા લાગે। ભક્તિ વૈરાગ્ય જ્ઞાન વરેહ એ ચારે ભાવ તાહા ઊપજે અને એનુ જથારથ થાયે। જે ભગતી શી વસ્તુ છે વૈરાગ્ય શી વસ્તુ છે વ્રેહે શી વસ્તુ છે અને જ્ઞાન શી વસ્તુ છે એમ જાણે ત્યારે નિરોગી થાયે। ત્યારે વળી રોગ થાયે નહી । હે શિષ્ય જેટલા પ્રથમ વાસનાલીંગનાસ્વભાવ કહા તે સુરત અગનીથકી ઊપના । જેટલા ભોગ માયાના તેટલા રોગ તમને છે। હે શિષ્ય જે વરેહ, વૈરાગ્ય, ભકતી અને જ્ઞાન એ ચારે ઊપજે ત્યારે વાસનાના રોગ સર્વે જાયે। વાસનાલીંગજાયે તારે પૂર્ણ અનુભવી થાયે। જેટલા માયાના અનંત ભોગ માટે જીવ કહે-વાયે। જ્યારે સર્વે વાસના જાયે તારે જીવને મુગત થાયે

શિષ્ય કહે છે:— સ્વામીજી તમે વાસનાલિંગ કહું, પણ વાસના લીંગ બંધ થાતો નથી। તે અમને બંધ થયાનો સંજોગ કોહો। જે એ બંધ કેમ

થાયે। જે સુરત અગની વાસનાલીંગ થઈ રહી છે। તે વાસના લિંગ કેમ ગળે।

ગુરૂ કહે છે:- હે શિષ્ય એ જે પાચે તત્ત્વ તમમાહે છે વાસના પણ તે થકી થયુ છે। એ વાસનાનો નાશ પામવાનો તે પણ તમો માહે ઊપાય દેખાડુ। ચારે અગની પણ વાસના છે। ચારે વાયુ પણ વાસના છે। જે તમોમાહે પાચ પ્રાણી છે તે પ્રાણી પાચેનો ગુણ કહું છું। પરથમ એક પાણીનો ગુણ તે તો તમામ નમી ચાલાનો છે। એ નમી ચાલા માટે અહંકાર નાસ પામે। બીજો પાણીનો ગુણ તમામ નિરમળ છે। તે મેલ રાખતો નથી। તે નિર્મળ ગુણ સાથે ક્રોધ નાસ પામે છે। ત્રીજો ગુણ પાણીનો તમો માહે છે। જે સરવેને લીલો કરો। તે લીલો પણ સેહેજે કરે। એ તે સર્વે વનસ્પતી લીલી કરે। તે ઓત્તમ મધમ જુવે નહી એવા સ્વભાવ-સાથે સર્વે લોભનો નાશ થાયે। ચોથો ગુણ પાણીનો તમો માહે છે। જેમ વાલીએ તેમ વલે। તે કાઈના કરતો નથી તમને પણ એ ઘટે છે। જેમ કોઈ કેહે તેમ હા કેહેવુ ઘટે। પાચમો ગુણ પાણી-નો એ છે જે મેલાનો મેલ ઊતારે। જે કોઈ આવીને એ માહે ધુવે તે સર્વે સાફ નિર્મળ કરે। તેમ તમને પણ એમ ઘટે। જેટલુ અગ-નાન મેલ છે* તેટલું તમો માહે ઘટે નહી। હવે કહુ પરથમીના પાંચ ગુણ। એક તો પરથમીનો ગુણ એ છે જે જેટલો ભાર દિજીએ તેટલો ખમે। અને બીજો ગુણ પરથવીનો એ છે જે માહે અનંત ધન દાટુ હોયે। તે કોઈને કેહે નહી। જે અમમા કાઈ છે નહી। અને કોઈ કાઢીને લઈ જાયે તો તેને પણ મના કરે નહી। ત્રીજો ગુણ પ્રીથમીનો તમો માહે છે જે કાઈ તેમા વાવીયે ઓત્તમ તથા મધમ બીજ જે વાવીયે તે ઊગી નિસરે અને દાઝેલ બીજ તે કદી ઊગે નહી

ચોથો ગુણ પરથમીનો. તમોમાહે છે કાએ હર્ષશોકનથી ।
પાચમો ગુણ પરથમીનો એ છે । પાચ ગુણ એ પાણીના કહા
અને ચાર ગુણ જે પરથમીના કહા । તે જીવને મુગત કહેવાયે । અને
બીજા બે ગુણ વાયુના છે તે તમારે રાખવા જેવા છે । અને એક
વાયુનો ગુણ તો રાખવા જેવો છે । બીજો ગુણ ઓત્તમ મધમ
વાસના સર્વે ભુલી ભુડી માહે ચાલો જાયે । પણ પોતામાહે રાખી
રેહે નહી । એ બે ગુણ વાયુના કહા તે પણ જીવને મુગતના છે । તે
પણ તમોને રાખવા ઘટે । બીજા બે ગુણ અગનીના કહું । એકગુણ
અગનીનો એ છે । પોતામાં બળીને પોતામાં સમાયે । જહા બળે તા-
હા સમાયે । અને બીજો ગુણ અગનીનો એ છે જે વસ્તુ સર્વેને શોધે
ખોટાને ખોટુ કરી નાખે અને સાચાને સાચુ કરે । જેમ સોનાને સોનુ
કરે । પિતળને પિતળ કરે । એવા બે ગુણ અગનીના કહા તે પણ
તમને રાખવા ઘટે એ જીવને મુગતના છે । પાંચ ગુણ પાણીના ચાર
ગુણ પરથવીના અને બે ગુણ અગનીના અને બે ગુણ વાયુના
એ સર્વે તેર ગુણ । તે પુરણ મુગતના છે । જે એ ગુણમાહે વર્તે તેના
જીવને મુગતી કહેવાયે । અને બીજા જેટલા વાસનાના સ્વભાવ
કહિયે એટલા સર્વે જીવના સ્વભાવ કહેવાયે ।
શિષ્ય પુછે છે :– હો સ્વામીજી, જીવનમુગતના તો લક્ષણ કહા હવે
વિદેહીના લક્ષણ કહો ।
ગુરૂ કહે છે :– સુન હો શિષ્ય વિદેહીના લક્ષણ તે આકાશી છે । એક
લક્ષણ એ છે જે નિરાઆધાર રહે છે । બીજુ લક્ષણ એ છે જે સર્વે
રૂપમા છે । સર્વેથી નીઆરો ને છે । ત્રીજો ગુણ એ છે જે તે સહેજ માહે
રહ્યો છે । ચોથો ગુણ એ જે સર્વે રૂપ અથવા રંગ એ આકાશના પેટમાહે
છે । પણ પોતાને ભાર કાંઈ પણ લાગતા નહી । પાંચમો ગુણ એ છે જે

ઈચ્છા કરીને કાઈ તે પેટમાહે રાખી રહાનથી । સેજે કાઈ સર્વે થઈઆવા અને સેજે જાયે। કાઈ આકાશને ઈચ્છાનથી એ સ્વ-ભાવે વિદેહી સાત ભોમકાનો ભોગ ભોગવે છે તેપણ સહેજે । એનું નામ ઘાંતરવેદી કહેવાયે । હવે એથી આઘો સંબંધવેદીનો સ્વભાવ કહું । શબ્દવેધીનો સ્વભાવ એ છે જેવા આકાશનો સ્વ-ભાવ તે અવકાશને સ્વભાવે અવકાશ થઈરહ્યો છે ।

શિષ્ય કહે છે:— હોસ્વામીજી અવકાશને સ્વભાવે તોતમે શબ્દ વેધી કહો પણ અવકાશના સ્વભાવ તે અમને કહો। અને અવકાશ માહે શબ્દવેધી કેમ વર્તે છે ।

ગુરૂ કહે છે:— હે શિષ્ય સાંભળો તો તમને શબ્દવેધીના સ્વભાવ કહુ। શબ્દવેધી તો તેણે કહિયે જેટલા શબ્દ થાયે તેટલા સર્વેને યથાર્થ કરીને જાણે। જાહાથકી શબ્દ ઊઠે છે ને જાહા સમાયે છે તે સર્વેને જાણે । જે ઈઆથી ઊઠે છે ને ઈઆ સમાયે છે । બીજે સ્વભાવ શબ્દ વેધીનો એ છે જે પોતે બોલે ને પોતે સમઝે અને સર્વે સત આદ અંતને વિચાર કરા કરે તે એવો વિચારકરે જો ઘાતરવેદી એતો સર્વે એકબ્રહ્મ ઠેરાવો છે। એકના અનેક તો કદી હોયેનહી । તારે એ રૂપતો અનેક કેમ થાયે છે । ત્રીજે ગુણ શબ્દવેધીનો કહું જે શબ્દ વેધી સદાયે વિચારમાહે રહે છે જે એ રૂપ અનંત પરકારે થયા તે કેણે કિધા છે તે સદાયે મનાયે એમ છે । અને ચોથો શબ્દવેધી પૂર્ણબ્રહ્મ નો પોતે સોહાંગ સ્વભાવ રાખે છે। હે શિષ્ય શબ્દવેધી એ સર્વે સદાયે એ વિચારમાહે રહે છે ।

શિષ્ય પુછે છે હો સ્વામી:— શબ્દવેધીને સંદેહ થાયે છે । તે સંદેહે અમને ઊપજે છે । તેનો નિવારણ કરો।તારે સ્વામીજી કહે છે હે શિષ્ય તમને સંદેહ ઊપના છે તે પરગટ કરીને કહો । તારે શિષ્ય કહે છે સ્વામીજી

અમને એહ સંદેહ છે એ જે રૂપ પરગટ થયા તે સર્વેના રૂપપણ જુજવા છે। કેને કે જેવા છેનહી। બીજુ જે બોલે છે તે બોલી પણ જુજવી છે। તેજ પણ મન સર્વેના જુજવા છે। અને બુધ્ધિ-પણ જુજવી છે। સ્વભાવ પણ સર્વેના જુજવા છે। વરણવરણના સર્વેના જુજવા છે। તારે એક વીરજ થકી સર્વે ઊપના છે। દેખા-માટે બીજ એક દેખાયે છે। તારે એક રૂપથી અનેક રૂપ કેમ થયા બીજ તો એક રૂપ હોયે। અને કેહે છે જે એક સ્વભાવે હોયે। એક બીજ અનંત રૂપે અને અનંત સ્વભાવે કેમ થયા છે તે અમારો સંદેહ નિવરત કરો હો સ્વામીજી।

ગુરૂ કહે છે:— હે શિષ્ય જેટલી વાત તમે પુછી તે સર્વે શબ્દવેધીની પુછી। તે વાત અમને કેહે જે શબ્દવેધીની પુછી તે તમારા રૂદા માહે નિવરતી આવે નહી તે માટે જે હજી તમને ઘાતરવેધીનો સ્વભાવ અંતરમાહે રહ્યો છે।

શિષ્ય કહે છે:— હે સ્વામીજી, ઘાતરવેદીનો સ્વભાવ અમારો કેમ ટળે।

ગુરૂ કહે છે:— હે શિષ્ય, શબ્દવેધી પુર્ણ તારે થાયે, જ્યારે એવુ વિચારે જે રૂપ રંગ રેખા ના હુતા કાંઈ અને તેને વેદ અથવા વેદાંત નિરંજન નિરાકાર કહે છે તે વસ્તુ શી છે। અને વસ્તુનુ જાણ કેવુ છે તે કોઈ કરતવ છે કે નથી અને પોતે રાસ છે કે નાસ છે કાંયે ચળે છે કે અચળ છે। કાયે ઊપજે છે કે ખપે છે। કાઈ પોતાને ઈછાનો કરત છે કે નથી। જો ઈછાનો કરત હોવે તારે તો નાસ કેહેવાયે અને ઈચ્છા વિના તે ઊપજે કેમ એ વિચારને પુરણ સમઝીને પરકાશ થાયે। તારે શબ્દવેધી પુરણ કેહેવાયે। જ્યારે એ સર્વે વિચારનો વિવેક પુરણ નિવરત થાયે તારે શબ્દવેધી કહિયે। એ સમઝા વિના એક બુધ માહે બંધાઈ રહ્યો છે। તે બંધાણો છે જે હજુ બુધ ઘાતરવેધીની છે।

ધાતરવેધી તો ધાવણો છે । ધાવણો માટે એક બ્રહ્મ જાણે છે । તેને
એક ઈંદરીયનું ગીનાન છે । તેને એક ઈંદરી ધાવની તેને ગમે છે । બી-
જુ કાઈ ગીનાન નથી । તે એક બ્રહ્મ દેખામાટે કેહે છે । જેમ નાનો
બાળક હોવે । તે કાઈ ઓળખતો નથી જે અમારી માને બાપ તે
કોણ છે । અને બીજુ મધમ અથવા ઓતમ તે પણ જાણતો નથી
ઓતમ અથવા મધમ લઈને મોમા નાખે । એક મુખની ઈંદરી થઈ
છે । એક મુખની ઈંદરીને જાણે છે તે માટે ધાતરવેદી જડ કેહેવાયે । હજી
કાઈ એને યથાર્થ સ્વરૂપ એને થયું નથી અને સ્વરૂપ તો અનંત છે ।
અને કાઈ દેખામાહે કાયા આવે છે જેમ દેખામાહે તો એક વીરજ છે
એ વીરજ દેખામાટે રૂપ તો એક છે । ઝાડનું બીજ તે પણ દેખામાટે
એક કણ છે । એટલા સુધી ધાતરવેદીની બુધ પોચે છે । અને બુધ
એટલામાટે એક બીજ જાણે છે । બીજો વિચાર એને કાઈ ઊકલતો
નથી । એ બીજ તો એક દેખાયે છે । પણ બીજમાહેથી અનંત રૂપ
થઈ આવે છે । તે બીજમાહે તાંના થાયે છે । કેહતા નહીતે થાયે છે
જયારે વિચાર કરે તારે ધાતરવેદીથી શબ્દવેધી થાયે છે । ધાતર
વેદીને તો એક શબ્દ હતો વિચાર પણ એક હતો ને બીજને જોઈ
રહ્યો હતો . પણ બીજમાહે અનંત રૂપ હતા । તેણે જાણતો નહી
જેટલુ અનંત રૂપ જાય તે બીજમાહે હતા તેણે ધાતરવેદી જાણતો
નહી તે માટે કેહે છે જે સર્વે એક બ્રહ્મ છે । એક બીજ જોયા
માટે શબ્દવેધીતો બીજ મેલીને ઝાડનો વિચાર કિધો । જયારે અનં
તરૂપે હતો તારે અનંત રૂપ દેખાઈ આવે છે । એક થકી તીયા
અનંત કદી થાયે નહી । તારે હતુ તે થયું એમ સમઝે તારે પુરણ
શબ્દવેધી કહેવાયે ।

શિષ્ય કેહે છે :— હે સ્વામીજી અમને પણ એ સંશય ઊપનો છે જે

અરૂપી કે દિના બીજ માહે હુતા । કેણે કિધા કે પોતે થયા અને
કાઈ અદકે છે કે નથી । અંત છે કે નથી । તારે

ગુરૂ કહે છે :— હે શિષ્ય સાંભળે તો તમને કહું । એ રૂપતો સર્વે
બીજમાહે હતા પણ તે લીન થઈ રહ્યા હતા તેનું નામ તે બીજ
કેહેવાણુ તેણે કોઈ ઝાડ કેહેવાતુ નથી । અને ઝાડ તો તારે
જાણામાહે આવો । જયારે બીજ ફૂટીને ઝાડ પરગટ થયો તે
બીજનુ નામ તો નિરંજન નિરાકાર અરૂપ અખંડ અપાર
અવિનાશ પૂર્ણ બીજ તે એને કહેવાયે । પૂર્ણ તે માટે કહેવાયે
જે સર્વે રૂપ તે બીજમાહે સમાયા હુતા । તે બીજનુ નામ તે પૂર્ણ
બ્રહ્મ કેહેવાયે ! બીજથકી જેટલુ પરગટ થાયે તેનુ નામ ઝાડ
કહેવાયે । ઝાડ તે માયા જે સર્વજ્ઞ અનંત રૂપે જુજવા સ્વરૂપ દેખા-
ઈ આવે છે । માહે આવાતો નહી જયારે દેખામાહે આવતો નહી
એ અરૂપ કહેવાતું કદીએ નાસ કહેવાતું નહી ।

શિષ્ય કહે છે :— હે સ્વામીજી અમને એ ઝાડનુ બીજ સમજાવીને કોહો

ગુરૂ કહે છે :— હે શિષ્ય સમઝે તો તમને સર્વે વિસ્તાર કહુ પરગટ
થયાનો પરથમ તા નિરંજન નિરાકાર તે બીજસ્વરૂપે હતો તેનું
નામ તો સેહેજ । તે સેજ પણ તેજડ સેહેજ હતો । પોતાની ચેત-
નાઈ જાણતો નહી જે અમમાહે કોઈ ચેતનાઈ છે કે નહી । અમે
કાઈ છું કે નહી તે માટે સેજ તે જડ કેહેવાયે અને સર્વે માહે સંભાસ
છે । તે માટે ચૈતન્ય કહેવાયે તે સેહેજથી સ્વભાવ થયો તેનું
નામ તે અંકુર કેહેવાયો । સંજોગનું નામ તો પાંદડા કહેવાયે ।
તે અંકુર થકી મોટુ ઝાડ જે થાયે । તેહેનું નામ મોહો સુન કેહેવાયે ।
મોહો સુન થકી જે સુન થાયે તેહેનું નામ છોડ કહેવાયે । હવે એ
ઝાડ થકી જે ફૂલ થાયે તેનું નામ અવકાશ કહેવાયે । એ પાંચે

તત્વનું એક ઝાડ થયુ । હવે એ ઝાડનું ફળ તે આકાશ છે। તે ફળમાહે જે ગર્ભ હોયે તે ઊગે તે આકાશ બીજ તે ઊગે તેના પાંદડા તેને સીત કેહેવાયે તેના અંકુર તે વાયુ કેહેવાયે। તે ઝાડનું થડ તે અગની કેહેવાયે । પાણી તે તેના છોડા કેહેવાયે। પરથમી તે થળ કેહેવાયે ।અને જેટલો ચાલત જીવ એટલા ફુળ કેહેવાયે। હવે ઝાડ થકી જે ફળ મીઠા થાયે। જેટલો રસ તેટલો સર્વે ફળમાહે છે કેમ જે ઓતમ રસ આખા ઝાડના ફળમાહે આવે છે। તે માટે ઝાડ કરતા ફળ ઓતમ છે।

શિષ્ય કહે છે:—હે સ્વામીજી એ વાતનો તો અમને સંદેહ પડો જે નિરંજન નિરાકાર તે તમે બીજ કહું અને બીજો સ્વભાવ સેજ સંજોગે મોહો સુન સુનને યેને અવકાશ એતો તમે ઝાડનું વેરાટ કહું। તારે હવે આકાશ તો તમે ફળ કહું । તારે સ્વામીજી એ આકાશ ફળ તે સેહેજે વૈરાટથી કાઈ અદકુ થયુ કેહેવાયે ।

ગુરૂ કહે છે:—હે શિષ્ય એમા કાઈ અદકુ ઓછુ નથી। પણ બીજથી કાઈ રસ થોડો કે અદકો છે । તે માટે ફળ માહે રસ અદકો છે। રસનો રસ । બીજનુ બીજ ।

શિષ્ય કહે છે:—હે સ્વામી વળી આકાશ તો તમે બીજ ઠરાવુ। આકાશથી જે સીત થયું । અને સીતથી વાયુ થયું । વાયુથી જે અગની થઈ અને અગ્નીથી જે પાણી થયું । પાણીથી જે પરથમી થઈ એ સર્વે તત્વનું વૈરાટ તે ઝાડ કહું । અને ચાલતલ જીવ ચારે ખાણના તે સર્વે એ ઝાડના ફળ કહા। તે ચાલતલ જીવ તે આકાશ બીજથી કાઈ ઓતમ છે।

ગુરૂ કહે છે:—હે શિષ્ય એ આકાશ બીજથી જે ઝાડથી જે વેહેરાટ થયું। તેથી ફળ તે ઓતમ છે। ઓત્તમ તે માટે છે જે ઝાડ તે જડ છે।

અને ફળમાહે તે અનંત રસ છે।

શિષ્ય કહે છે:— હે સ્વામીજી તમે કોહો છો જે પંડે તે બ્રહ્માંડે એ વૈરાટતો તમે બ્રહ્માંડનું કહ્યું ।હવે અમારો પંડનો વૈરાટ કોહો।

ગુરૂ કહે છે:— હે શિષ્ય તમારૂ બીજતે આકાશ છે । આકાશથી જે શીત થાયે ।શીત થકી જે વાયુ થાયે। વાયુથકી જે અગની થાયે । અગની થકી જે પાણી થાયે। પાણી થકી જે પરથમી થાયે। એ છો તત્વનો તમારો વૈરાટ થયો છે। બીજતો તમારો આકાશ છે । ફળ તમારૂ કળત છે। જેને વાસનાલિંગ કેહે છે તે ફૂલની સુગંધ છે । તારે ફૂલ સુકાયે છે તારે વાસના કાહા રહે। હવે વાસના તો કદી ઊગે નહી। જાહાસુધી ફૂલ લીલુ છે તાહાસુધી વાસના ફૂલમાહે છે। અને ફૂલ સુકાયે તારે વાસના વેરાઈ જાયે। બીજ ઊગે પણ વાસના કદી ઊગે નહી। ફૂલનું ઝાડ તેનું કાઈ બીજ છેહે નહી। એ શિષ તમારો જે વૈરાટછે તે ફૂલનું ઝાડ છે।તમારો જે વૈરાટ છે તે છો તત્વનો તે ફુલનું ઝાડ છે સર્વે જેટલો ચાલતલ જીવ પગે ચાલે અથવા પંખે ઊડે એટલો સર્વે ફુલના ઝાડનો વૈરાટ છે તે ઝાડમાહે વાસના તે ઓતમ મધમ તમારો સુગંધ છે

શિષ્ય કહે છે:— હે સ્વામીજી ફૂલનો ઝાડ તો તમે કહું જે ચાલતલ જીવ તે ફૂલનું ઝાડ છે। તારે તે ફૂલના ઝાડનું તે બીજ કાઈ નથી । તારે બીજ વીના ઘણા કેમ થાયે છે।

ગુરૂ કહે છે:— સાંભળીયે શિષ્ય । ફૂલનું જે ઝાડ તેનું કરમ લાગે છે। શિષ્ય કહે છે હે સ્વામીજી એનો તો કલમ લાગે છે પણ મનીસ અથવા ચાલતલ જીવ તે તો તેને ફળઝાડ કહો છે તેનું કલમ તે સું છે જે ઘણા થતા જાયે છે। તારે સ્વામી કહે છે સાંભળીયે શિષ । એ ઝાડની કલમ તે વીરજભોગ છે। એ

ચાલતલ જીવ તેના કલમ તે વિરજ ભોગ છે। એક કલમ લાગે તો તે અદકુ થતુ જાયે એ લાગે નહીતો અદકુ થાયે નહી। તારે એ ઝાડની વાસના ઊગા જેવી નથી।

શિષ્ય કહે છે:— હે સ્વામીજી એ વાતના સંદેહ અમને મોટા ઊપનો। તમે તો વાસના લીંગ। અમને કહો જે ઊગતુ નથી તમે એમ કહું જે ફૂલ લગી વાસના છે। પાછળ કાઈ ઊગા જેવી નથી તારે ફૂલ જાતે પણ વાસના જાયે છે। તારે તમે એમ કહું જે। જેમનીસજે પાંચ તરતવ તેનું ફૂલ છે। અને તે ફૂલ થકી જે વાસના તો ભલી કે ભુંડી કરત છે। તે ફૂલ સુધી છે। ફૂલ નાસ પામે તારે વાસનાપણ નાસ પામે। હે સ્વામીજી તે ઈહાતો તમે સર્વે મુવે મોક્ષમુગત કહી એ દૃષ્ટાંત તો વીદેહી પણ સરખો જીવન મુગત પણ સરખો। ચંડાળ પણ સરખો। જ્ઞાની પણ સરખો, અજ્ઞાની પણ સરખો। જોગી પણ સરખો ભોગી પણ સરખો। ગધેડાપણ સરખો, કુતરોપણ સરખો। હે સ્વામીજી ઓતમ મધમ તમે મુવેથી પાછળ મુગતી કહી। તારે હે સ્વામીજી ઈયા એ તીરથનું સું કામ છે અને વ્રતનું સું કામ છે ભગતીનું સું કામ છે એ વેરાગનું સું કામ છે। ગીનાનીનું સું કામ છે। ગુરૂનું સું કામ છે શાસ્ત્રનું સું કામ છે। ધરમનુ સું કામ છે। વેરહનું સું કામ છે। ભગવાનને ભજવાનું સું કામ છે। હે સ્વામીજી તમે ઓતમ કરે અથવા મધમ કરે તેને સર્વેને તેમુવા પછી મુગતી કહી એ મે ઓતમ કરાનું સું કામ છે।

સ્વામી કહે છે:— સમજજે શિષ સાંભળે તો તમને સમજાવું તુ તમારે આદનો જાહાથકી તુ થયો। ઊભા હતા ॥ તેનો વિચાર કરીને અંતરમાહે સમજ। આદતો તમે સેહેજમાટે

થયા ઊભા હતા તે સેહેજનું નામ તો નિરંજન નિરાકાર કેહેતા તે નિરાકાર પણ જડ થઈ સ્વરૂપે રહ્યો હતો । તેમા તમે પણ જડથઈ રહ્યા હતા । તે જડાઈ માહે તો ચૈતન્ય તમને હતુ નહી તે સેહેજ થકી ચાલીને સંભાવમાહે આવો । સંભાવ માહે પણ તુ જડ હતુ સંભાવ પણ જડ છે । સંભાવ થકી તું સંજોગમાહે આવો । સંજોગ પણ જડ હતો । તુ પણ સંજોગમાહે જડ હતો । સંજોગથી મોહોસુન થયો । મોહોસુન માહે પણ તુ જડ હતો । મોહોસુન થકી સુન થયો । તે સુન માહે પણ તુ જડ હતા । સુન પોતે પણ જડ હતો । સુન થકી અવકાશ થયો । તે અવકાશમાહે પણ તુ જડ હતો । અવકાશથી આકાશ થયો । તે આકાશમાહે પણ તૂ જડ હતો । આકાશપણ જડહતો આકાશથી જે શીતથયું । તે શીતમાહે પણ તુ જડ હતો । અને શીત પોતે પણ જડ હતો । શીત થકી જે વાયુ થયું તેમા પણ તુ જડ હતો અને વાયુ પણ પોતે જડ હતો । વાયુ થકી જે અગની થઈ । તેમાહે પણ તુ જડ હતો । અને તે અગની પણ જડ હતી । અગનીથી જે પાણી થયું તે પાણીમાહે પણ તુ જડ હતો અને તે પાણી પણ જડ હતુ । પાણી થકી જે પરથમી થઈ । તે પરથવી પોતે પણ જડ હતો તેમા પણ તુ જડ હતો । અને પરથવી થકી જે બીજ વનસ્પતી થઈ તે પણ જડ છે । એ અગનીની સીસ આદ મુળના તમે તો જડ હતા । હે શિષ બાર અવતારતો તુ જડ છે જડહતો । હવે તમારૂ રૂપ મનુષ્યનું થયુ છે । તમારૂ રૂપ કાઈ ગધેડાનું નથી । કાઈ કુતરાનું નથી । કાઈ પશુનું રૂપ નથી । તમે તો મનુષ્યને રૂપે થયો છે । મનુષ્ય તો તેને કહિયે જે પોતાને યથાર્થ કરીને જાણે જે અમે શીવ સતુ છીઈએ । અમારા કર્તા કોણ છે । અમે કયાંથી થયા છું । એવી વિચાર કરીને સર્વેની પોતાની આદ અંતને જાણે છે તે મનુષ્ય

કેહેવાયે । જાણાવીના તો જડનોજડ રહ્યો છે । તે મનુષ્યનું રૂપ થઈને જાણ્યો નહી તેને ફટકાર છે । તે તો પશુ કેહેવાયે । તે જડ કેહેવાયે તેને કાઈ મનુષ્ય કહેવું ઘટે નહી । અને મનુષ્ય તે માટે કહેવુ ઘટે નહી જે પારકીવાત સુણીને દેખાવની પોતાના મને કાઈ યથાર્થ કરાવીના સર્વે ખોટીવાતને માની રહ્યો છે। તે કાઈ પોતાના મન થકી વિચાર કરીને જોતો નથી । બીજા પારકા વેદ પારકા શાસ્ત્ર તેને સુણી સુણીને જડ થઈ રહ્યો છે ।અને શાસ્ત્રતો સર્વે જુજવી મત બોલે છે । કોઈ કેહે ભગવાન એવો છે કોઈ કહે ભગવાન પોતામાહે છે । કોઈ કહે ભગવાન તો નીઆરો છે। અને કોઈ કહે ભગવાન કર્તા છે । કોઈ કહે ભગવાન અકર્તા છે। કોઈ કહે ભગવાન કર્તા ના હોયે તો જગત કેમ થાયે । કોઈ કહે ભગવાન તો અકર્તા છે પોતે નિઆરો બેઠા છે । તેહનો પ્રતિબીંબ એવો છે તેને પરતાપે થાયે છે । કોઈ કહે એ તો ભગવાનની માયા છે। તે માયાથકી સર્વે ઊપજે છે અને ખપે છે । કોઈ કહે એતો માયા છે પણ નથી । એ તો પૂર્ણબ્રહ્મ પોતે છે તે ભાંતે પોતે થઈ રહ્યો છે । કોઈ કહે માયા પણ નથી એ બ્રહ્મપણ નથી એ ઝાઝવાનું પાણી ભરમે કરીને દેખાઈ આવે છે। એવી વાતો સાંભળી ન સાંભળીને તે પુરણ અગનાન તમને થઈ રહ્યું છે । અજ્ઞાન તે માટે કહીયે પારકા મત – શબ્દ સાંભળી ન સાંભળીને અનંત મત પોતાને કપાળેથી ભાસે છે । એક વાત કાઈ યથાર્થ થાતી નથી જે પોતાથકી કાઈ અનંત ભાવ પુરણ થયો નથી। અનંત પુરણ ભાવ થયા વિના તે પશુનું સ્વરૂપ છે । તે પશુ એમાટે કેહેવાયે જે પશુના અનંત ધણી છે થઈ રહ્યા છે । જે હાકી ચાલે છે તે પશુમાટે મનુષ્ય હોયે તો કોયેનો હાકો ચાલે નહી । કાઈ

મનુષ્યના વાડા હોયે નહી । જાહાસુધી વાડા માહે રહે તાહાસુધી
પશુ કહેવાયે । જાહાસુધી જડ અવતાર બાર હતા તાહાસુધી તો
કાઈ દૈવ સહતુ નહી । અને મનુષ્ય અવતાર તો દિવસ છે । હે
શિષ્ય દિવસ પણ તમને રાત થઈ રહી છે । તારે દિવસ ઊગો
તમારા સા કામનો । તમને જાણા વિના તે તમને રાતની રાત છે
દિવસ તો તેને કહેવાયે જેને રાત પડીને અજવાળુ થાયે । તે તો
તમને હજુ તો થયુ નથી । તારે ફીટ છે તમારી સમઝને । હજી
તમારી સમઝમાના પેટમાહે રહી છે અને જનમ તો જીવનમુગતને
કેહેવાયે છે । એ જીવતો મુગત થાયે જે કોઈ પોતાના વીસે બંધને
રાખે નહી તે સેહેજમાહે રેહે । સદાયે અનંદમાહે રેહે । કાઈ ભુંડી અથ-
વા ભલી કેની ઈચ્છા રાખે નહી । સદાએ સેહેજમાહે રેહે સુખી રેહે
એ પોતા ઊપર કિરતારને લઈ આવે નહી । કાઈ ખારા ખાટા મીઠા
મોળા સવાદને કાયે ચાહે નહી । કાઈ માયેના ભોગની ઈછા રાખે
નહી । કાઈ દુઃખને દુઃખ કરી જાણે નહી । કાઈ સુખને સુખ કરી
જાણે નહી । કાહી ઘણું જીવવાની ઈચ્છા કરે નહી । કાઈ મુવાને
ખરખરો રાખે નહી । એનુ નામ તો જીવતો મોક્ષમુગત કહિયે
જે પુરૂષ ચેતન છે । પોતાને યથાર્થ કરીને જાણે છે । અંત્રસજે
બ્રહ્માના તે સર્વે ભોગવે છે તેને કાઈ નરગ કે સ્વર્ગની ઈછા નથી
એ જે સેહેજ તો એને સ્વર્ગ છે । તે સ્વર્ગમાહે સદા આનંદ કરે છે ।
તેને કાઈ ઢુંકડો નરગ આવતો નથી નરગમાહા તો કરત માહે
બાંધો હોયે । નરગ તો તેનો ભોગ છે । જે પશુ બુધીમાહે રહ્યા
છે । પશુ બુદ્દીમાહે તો કલ્પના હોયે । જેટલી જે કલ્પના તેટલી તે
નરગ છે । જેટલું સહેજ છે તેટલું સરગ છે । તે સરગ તો જીવન-
મુગત ભોગવે । અગનાની તે નરગ ભોગવે । સરગનો ભોગ

તેને પ્રાપ્તી થાતી નથી। સ્વર્ગ સ્વર્ગ તો સેહેજ છે ।તેસેજમાહે
અગનાની રહી સકતો નથી । કરતનો જેનરગ તેમાહે દાઝે
છે । કાઈ એ નરગથકી નિકળી સકતો નથી । તે માટે જે
બંધન છે તે જડ છે । જાહાસુધી જડ છે તે બંધન જડાઈનો
તે હજી માના ઊદરમાહે રહો છે । કાઈજનમ લીધોનથી ।તે
માહાનો ઊદર તે ચૌદ ભુવનસુધી છે। રજ તમ સત્વ એ
ત્રણ ગુણમાહે બાંધ્યો રહ્યો છે ।તે અહુંકાર નરના પેટમાહે
રહ્યો છે ।જયારે એ અહુંકાર મેલીને રજોને મેલીને આઘો
નિકળે તારે એનો જનમ કેહેવાયે ।જનમનું નામ જીવન-
મુગત કેહેવાયે । અને મુગત થયા વીના જેટલું કેટલુ કરે
તેટલુ સર્વે કરત કેહેવાયે । કરત તો માહાનુ પેટ છે। કરત
તે માટે છે જે સર્વે ઈંદરીના રસને ઘણું દોડે છે। જેટલુ દોડે
છે તેટલુ નરગ છે। તે નરગ એને અનંત રસ જાણે છે।
અને મનમાહે એમજાણે છે જે અમો મોટા ભોગ ભોગવું છુ।
જે મને ધન ઘણું છે । કોઈજાણે અમને ગીનાન ઘણું છે।
કોઈ જાણે જે અમે તો અનંત ભગતી ભગવાનની કરૂં છું ।
કોઈ જાણે જે અમે તો જોગી છું । કોઈ જાણે જે અમેતો સર્વે
માયાનો ત્યાગ કિધો છે । કોઈ કેહે જે નાગો ફરૂં છું । કોઈજાણે
જે અમને વૈરાગ ઊપનો છે। કોઈ જાણેજે અમે વેદાંતી છું।કોઈ
જાણે જે અમે સર્વે વિદ્યાનો પુરણ છું । કોઈ મનથી ખાટી
જાતા નથી । કોઈ જાણે જે અમે નિંદરા ત્યાગ કિધી છે ।અના
જ ખાતો નથી તે જાણે જે અમે દુધ પીઈને રહું છું। તે તપ-
સા પુરણ અમારી છે। અમે બીજે જનમ રાજા થાસુ। કોઈ
કેહે જે અમે ભગવાન ને ભજુ છે ।વૈકુંઠના ભોગ તો અમને

જડસે । કોઈ જાણે જે અમે તીરથ ન્હાઈ આવા તે અમારાપાપ ઊતરી ગયા છે એવો અમે મોટો ગીનાની થયો છું। બીજા ભણીના જાણે । અમે પંડત થયા છું બીજે જાણે જે અમે ગુરૂ થઈને જગતને ગીનાન આપીયે છીયે । અમારા શિષ્ય ઘણા થયા છે । કોઈ જાણે જે અમે સાધના કરી છે તે સિધ્ધી થઈ છે સર્વે એમ કરીને માયાના પેટમાંહે ખદખદે છે । અનંત દાઝે છે પણ કાંઈ તેને પોતાની દાઝની ખબર પડતીનથી । જેમ નરગ-ના જીવન રંગ થઈ ઊપજે છે। પણ તે નરગને ભોગવી ભોગ-વીને નરગમાહે સમાઈ જાયે છે । પણ તેને કસ્તુરી માહે નાખો હોયે તો । તડફડીને મરી જાયે વીખનો કીડો વીખમાહે સમાવે તે માટે તે નરગના જીવ છે । તેને નરગ વાલુ લાગેછે તે જડ અગનાનીને માયા વાલી છે। તેને સતગુરૂનો સંબંદ કડવો લાગે છે । કડવો તે માટે લાગે છે જે સતગુરૂ એને સ્વામીએ કેહેછે જે એમાયાના જડ જીવ તુ એકલપણાને મુક અને સેજમા રેહે તુ તને જાણજે તુ કોણછે ? કયાંથી આવા ને કયાં જાવું છે ? કે ગુરૂ તો એમ કરીને સેજ કેહે છે । પણ જડને સેજ કાંઈ વાલુ લાગે નહી । તે દોડી દોડીને કરતમાહે પડે છે । કરત તો નરગ છે । તેજ પુરણ પાપછે એથી અદકુ પાપ તે સું હોવે । જે મનુષ્યનું રૂપ થઈને જડ થઈ રહ્યો છે । દિવસને રાત કરી રહ્યો છે । તેથી અદકો અગનાન સું હોવે । તેથી અદકો જડ સું કેહેવાયે । તેથી બીજુ પશુ સું કેહેવાયે। જાહાસુધી યથાર્થ જાણુ નથી તાહાસુધી પુરણ પશુ છે અને પુરણ જડ છે । તાહાસુધી હજી આગલાબાર અવતાર જડ છે । તેવો એ અવતાર તેરમો પણ જડ છે । કાંઈ જાણા વિના ચૈતન કેહેવાયે નહી ।

શિષ્ય પુછે છે :— હે સ્વામીજી એ તો તમે મોટા વૈરાટ દેખાડ્યો તે વૈરાટનું બીજ તે સેજ કહું । સ્થુલ તે વનસ્પતી કહિયે । ફૂલ તે સર્વે ચાલતલ જીવ કહ્યા । અથવા પશુ અથવા મનુષ્ય પણ હવે અમને પંડનો બીજ દેખાડો । તેના હવે વૈરાટ દેખાડો હો સ્વામી

ગુરૂ કહે છે :— સમઝ એ શિષ્ય તો તમને કહું । તમારૂ આદબીજ તો આકાશ છે । આકાશથી જે સીત થાયે । એ સીતથી જે વાયુ થાયે । વાયુથી જે વિજલી થાયે વળી વિજળીથી જે વરસાદ થાયે વરસાદથી જે અનાજ થાયે । તે અનાજ સર્વે પશુ પંખી અથવા મનુષ્ય સઊના પેટમાહે પડે છે । તે અનાજથકી પેટમાહે ચારભાગ થાયે છે । એક ભાગ મુળ ઈંદ્રીયથી જાયે । બીજો ભાગ મલીન ઈન્દ્રીયથી જાયે । ત્રીજો ભાગ નાસિકાથી જાયે । ચોથો ભાગ મુળ ઈંદરીથી ફીણ જાયે । તારે જેટલો તે અન્નાજનો જડ ભાગ એતો સર્વે ઈંદરીથી જાતો રેહે । જેટલી અનાજમાહે ચીકણાઈ હતી તે સર્વેનું લોહી થયુ અને લોહી બંધાઈને માસ થયું । માસથી નસાજાલ થઈ । નસાજાલથી હાડ થયો । હાડથકી મીજ થયો તે મીજથી ચીકણાઈ છે તે મીઝ થકી વીરજ થયો અને તે વીરજ થઈને માના પેટમાહે આવ્યો તારે પેટ પરથમ તો વીરજ હતો । વીરજથકી માસનો લુગદો થયો । તે લુગદા થકી નસાજાલ થયો । તે નસાજાલથી હાડ થયો તે હાડથી ચામ થયો એટલા પાંચ તરતવના સર્વે રૂપ પુરા થયા તારે માને પેટથી અવતાર થયો । તારે એ અવતારમાહે ચાર અવસ્તા થઈ । પેલી અવસ્થા ધાવણો હતો । બીજી અવસ્થા ધાવણ મેલીને બાહર રમતા ફરો । પણ રમત પોતાના મનને ભાવે તેવી રમતમાહે રમે જમાને ટાણ ઘેર માહે પાસે આવે । નહી તર રમતો ફરે । પછે રમવાની

અવસ્તા મેલીને જોબન માહે આવે । જોબન માહે તો સર્વે ઈંદ્રી-નો સવાદ આવે । સવાદ પુરો થાયે જેટલું તેટલું ચાખે । તેટલા સર્વેના સવાદ જાણે । પછે જોબન અવસ્થા મેલીને ઘરડો થાયે પછે ઘરડા પાછલ જે મૃત્યુ પામે । તારે જેટલી એની ગરમ અગની હતી તે નાસ પામી । ગરમવાયુ હતુ તે સ્વાંસ ઊસ્વાસનો તે પણ નાસ પામે । અને જેટલી વાસના તે તો સર્વે સુરત અગનીથકી પરકાશ થઈ રહ્યો હતો । તારે ગરમ અગની તે સીત અગનીમાહે સમાઈ ગયો । અને ગરમવાયુ તે સીત વાયુ માહે સમાયો । સીત વાયુ તે સીત અગની તે આકાશમાહે સમાયો । સર્વે તરતવ તે સર્વે તરતવમાહે ભળી ગયા । જેમ પાણીમાહે પાણી ભળી જાયે તેમ કાઈ પાણી કાઈ પાછે તેને તે આવે નહી । અને બીજો જો આવે તેને નવો કહેવાયે । તેમ જે દરીયા સાગર ભર્યો છે તે દરીયા આકાશ કહેવાયે । તે આકાશ થકી સેજ સંજોગે સંભાવે તે સીતથકી જે વાયુ જેમ અનુ કરમે રૂપ થઈ આવે તેમ પાછો સમાયો એ તમારો વૈરાટ કહો । હવે તમે તેને જાહાસુધી વિચારૂ નથી જે કાયાથી વૈરાટ ઊપનો અને કાહા સમાયો । એમ સર્વે જાણા વીના માનુ પેટ છે । તે હજી જનમ નથી ।

શિષ્ય પુછે છેઃ— હે સ્વામીજી એતો સર્વે રૂપ અગનાનનો વૈરાટ કહ્યો જેટલો પશુ જીવનો ન જાણે તે પશુ । તેહનો તો વૈરાટ કહો બીજ-પણ કહો । જે જે બીજથકી ગીનાનનો વૈરાટ ઊપજે છે ।

ગુરૂ કહે છેઃ— સાંભળ હે શિષ્ય તમને ગિનાનીનુ બીજ પણ કહું । અને વેરાટ પણ કહું । ગીનાનીનું બીજ તે જેટલો મનુષ્યનું આકાર કહેવાયો તેટલું સર્વે બીજ કહેવાયે । જાહા સુધી નરીતે માયાને ધાયે છે । હજુ કાઈ ભગતીનો ભાવ ઊપજો નથી તાહાસુધી તો જડ બીજ છે

એ માયામાહે રહી કરીને થોડી ઘણી ભગતીનો ભાવ કરે છે। તારે જડમેલીને થોડુ ચેતનાઈ કહેવાયે। થોડુ તેમાટે કહેવાયે જે હજુ ઘર મેલી શકતો નથી વળી એથી કાઈ આઘેરો જે ઘર મલીને આઘેરો। ખટ દરશન માહે જાયે વેરાગી થાયે અથવા કોઈ મારગ પંથમાહે જઈને ભળે। હજીપણ એ ચૈતન કહેવાયે નહી। કેમ જે હજુ એને ઘર લાધુ નથી। એ સર્વે ભેખ અથવા પંથ મેલીને એ વિચાર કરે જે અમે શી વસ્તુ છું। અને કયાંથી આવો છું કે કોઈ અમારો કરતા છે કે અમે પોતે સેજ થઈ આવો છું। એ વાતનો વિચાર કરીને પુરણ વેરાગ ઊપજે। પ્રેરે ગીનાનનો પુરો ઊપજે। જ્યારે એ ત્રણ રૂપ પોતા થકી પ્રગટ થાયે ભેખ અથવા પંથ એ સર્વેની ટેક મુકીને જાયે। તારે એને પ્રેરે વૈરાગ પુરણ થાયે। પુરણ કહેવાયે। ———

શિષ્ય કહે છેઃ— હે સ્વામીજી એ વેરાગનું રૂપ સું છે। એ પ્રેથનું રૂપ સું છે। અને ભગતીનુ રૂપ સું છે। તે આવો કેમ જાણીયે।

ગુરૂ કહે છેઃ— હે શિષ્ય વૈરાગ તે કેહેવાયે જે સર્વે રૂપનો નાસ દેખે તે ભેળો પોતાને પણ નાસ દેખે। તારે એ વિચાર મન માહે ઊપજે। જે માયા અથવા કાયા સર્વે ખોટી છે। એનો કાઈ ભરોસો નથી તારે સું માયામાહે રહાનું કામ। એમ કરીને એને કાઈ ભાવે નહી તારે વૈરાગ પુરણ કહેવાયે। ભગતી તો તેણે કહેવાયે જે મધમ કામ સર્વે મુકી દેવે। માયાનો ભોગ કાઈ મીઠો લાગે નહી દેખુ ભાવે નહી। ઓતમ કામમા સુધ ભજન ગુરૂનો ભાવે। આનંદ ઊપજે। અને જો ગુરૂ તેને ગોવિંદ જાણે એનું નામ તો ભગતી કહેવાયે। બીજો પ્રેહે તેને કહેવાયે જે આતુરતાઈ અનંત ઊપજે। એ વાતની જે અમે જડ કેમ

થઈ રહ્યો છુ? અમને ઓળખાવીના અમારા કારજને કારણ ઓળખાવીના ફટ છે જીવામાહા । જેટલુ સુધ જાણાવીના જીવુ એટલુ પાપ છે એવો વ્રેહે ઊપજે । એનું નામ વ્રેહે કહેવાયે તારે હવે એથી આઘો પાચમો જે પોતાને યથાર્થ જાણે। વ્રેહે હતો તે પણ સમાઈ જાયે । વૈરાગ તે પણ સમાઈ જાયે । ગ્નાન રૂપ સમાઈ જાયે ને ગીનાન અનુભવ ઊપજે । તેને જીવનમુગત કહેવાયે । તારે શિષ્ય પુછે છે હે સ્વામીજી અનુભવનું રૂપ કેવું છે । તારે સ્વામી કહે છે હે શિષ્ય અગનાન તેને કહિયે જે સર્વ રૂપ અથવા રંગ એક બ્રહ્મ દેખે કોઈ માયા દેખે નહી । અને અનુભવનું સ્વરૂપ એ છે જે પોતાને સોહાગ બ્રહ્મ કરીને જાણે સદાયે સેજ માહે રેહે । કાઈ કિરતમાહે પડે નહી । કરતા અકરતા પોતે થાયે તે જીવનમુગતી કહિયે । પોતાના શરીરને તથા સ્વરૂપને સહી કરૂં જે અમે પોતે હતો । તે હવે જાણું જે અમે બ્રહ્મ છું । જીવ નથી । જે કાંઈ માયા કે વાણી તે પણ બ્રહ્મ છે કાઈ માયા નથી । એમ દેખામાટે જીવન મુગત કહેવાયે । એમ જાણાવીના જેટલા નીચા ચાર સ્વભાવ લખ્યા છે । એક તો માયા બીજી કાઈ ભગતી ઘેર બેઠા કરતા હોયે । ત્રીજો ખટ દરશન અથવા કાઈ મારગ અથવા પંથ । ચોથા વૈરાગ અને ભગતી। ઈયા સુધી હજી માના પેટમાહે હતો । હજી પોતાને પોતે જાણ્યો નહતો। તે માટે વ્રેહે વૈરાગ ઊપનો હતો । પોતાને જાણ્યુ તારે વ્રેહે વૈરાગ પોતામાહે સમાઈ ગયો તારે જનમ થયો। જે જનમને જીવનમુગત કહેવાયે । અને જીવન મુગતી મેલીને જ્યારે વદેહી થાયે તારે તે સેજમાહે તે સમાયે । જાણે એમ જે હવે કાઈ કિધાનું કામ નથી। જે થયુ છે તે તો થઈ રહ્યું છે એમ જાણીને જડ થઈ રહે । એ દસા

તો જડભરતની કહેવાયે। જડભરતની દશા અનંત સેજની છે। તે કેમ જે પરથવીને સભાવે વદેહી થાયે છે। પરથમી નું સેજ એવું છે।

શિષ્ય પુછે છે :— હે સ્વામીજી, વદેહી તો તમે જડભરત કહો જે આવી સેજમાહે રહે તે વદેહી કહેવાયે। અને કાઈ કરતા હોયે તે વદેહી કહેવાયે નહી। તમે તો [illegible] અકરતાને વદેહી કહો છો। રાજા જનકપણ વદેહી કહેવાયે છે। શુકદેવ પણ વદેહી કહેવાયે છે। અને જે ભગવાન શ્રી કૃષ્ણ તેને કાઈ બંધન કહેવાતુ નથી। તે પણ વદેહી કહેવાયે છે। તારે જડ અકરતા તો એક જડભરત હતો। એતો ત્રણે કર્તા હતા। તારે હવે આવા વદેહી કેમ કહેવાયે છે। અકરતાને તો તમે કઘી મુગતા કહેવાતા નથી મુગતા તો અકરતાને કોહો છો।

સ્વામી કહે છે સાંભળ હે શિષ્ય :— તો તમને સમજાવું તારે પરથવી પણ વિદેહી છે। પાણી પણ વિદેહી છે। અગની પણ વદેહી છે। વાયુ પણ વદેહી છે। આકાશ પણ વદેહી છે। સુન પણ વદેહી છે। મોહોસુન પણ વદેહી છે। હે શિષ્ય એ સર્વેનો એક આકાર છે અથવા પશુ અથવા મનુષ્ય તે માહે તરતવ તો સર્વેમાહે છે। ને છે તે જડભરતમા એ તરતવ સર્વે હતા। જનકમા પણ એ તરતવ સર્વે હતા। શુકદેવમા પણ એ તરતવ સર્વે હતા। ભગવાન શ્રી કૃષ્ણમા પણ એ તરતવ સર્વે હતા। હે શિષ્ય તમમા પણ એ તરતવ સર્વે છે। જેટલું રૂપ તે માહે તરતવ સંપૂર્ણ છે। કોઈમાહે અદકુ ઓછુ કહેવાયે નહી। જડ જડ રૂપ છે। ચૈતનમાહે ચૈતનરૂપ છે। તારે એ તરતવ તો સર્વેનો સ્વભાવ વદેહીને છે। વાસના એ તરતવથી થઈ। તેહેનું નામ તો માયા કહેવાયે। જે કરતા માટે

મન ઊભો થયો છે । તે મન જેને જેવો તેનો તેવો અથવા ઓ-
તમ અથવા મધમ । સેજે સમઝાવોણા જેટલુ કરે ઊપાઈને તેટલુ
સર્વે મન કહેવાયે । મન તે માટે કહેવાયે જે કિધા વિના રહે નહી
પણ તેનુ કિધુ થાયે પણ નહી । પણ નાહક કલપનાયે કરીને જીવ
થઈ રહ્યો છે । જીવ તે માટે થયો છે જે આદનો સેહેજ એને ભુલી
ગયો છે । આદ તો સેજ થયો હતો । હવે તો સેજ મેલીને કરત
થયો છે ને થયો હતો । કરત તે માટે થયો જે આદ તે તરતવ
સેહેજ હતા । તે ભુલીને કરતનો સભાવ થયો । અને ફરી વિ-
ચાર કરી કરતને વડે તો અકરતા કેહેવાયે ।

શિષ્ય પુછે છે:— હે સ્વામીજી એ વાતનો તો સંદેહ ઊપનો જે
તમે તો એમ કહ્યું જે કરતને વાડવુ । તે વાડવુ તે વિચારે
કરીને તાહા રૂદે વિચારીને કરતને વાડે તે વિચાર કહેવાયે છે ।

સ્વામી કહે છે:— હે શિષ સાંભળે તો તમને સમઝાવીને કહું । હે શિ-
ષ્ય તમને તો એમ ભાસુ છે જે કરે તે કરત કેમ વડાયે । એવાતનો
તમને સંદેહ ઊપજે છે જે તમને સમઝાવીને કહુ જે જીવની કરત
તો તે કહેવાયે જેટલી કરણી તથા કરમ । જે વિચારની કરણી કહી
તે કાઈ કરતવ જીવ જેવી નથી । એ શુદ્ધ વિચારની કરણી તે મુગત
કહેવાયે । એ મુગત તે માટે કહેવાયે । જે વિચાર એવો કરવો જે
આદતો સેહેજ હતો । અને સર્વે કાઈ સેહેજ થઈ આવ્યો । તેનો
કિધો કાઈ થાયે નહી । જે થયુ તે સેહેજ થયુ । ઘરડો પણ સેહેજે
થયો । જોબન પણ સેહેજે થયું । અને નિંદરા પણ સેહેજે થઈ । જાગી
પણ સેહેજે થાયે છે । રોગ પણ સેહેજે થાયે છે । તારે કાઈ
કિધુ તો થાતુ નથી । તારે જેટલો કરતનો ભાગ તેટલો જીવ છે
આદ સેહેજ વિચારે તો કરત માહે કાઈ પડે નહી । કરતને મેલીદે

તો અકરત કહેવાયે । અકરત તો નામ સેહેજનું છે । તે સેહેજ તો પુરણ સુખ છે । તે સેહેજમાહે રહામાટે તે જીવને મુગત કહેવાયે તે આદ સેહેજને સમઝીને રહો છે ।

શિષ્ય કહે છે:— હો સ્વામીજી અમે જે ચાર વદેહી જે પુછા તેના ઊત્તર અમને થયો નથી । જે રાજા જનક વદેહી કહો તે શા સ્વભાવે?

સ્વામી કહે છે:— હે શિષ્ય તમને તો રાજા જનકનો કરત ભાસે છે । તે કાંઈ કરત નથી । એ અકરત છે । કરત તો તેણે કહિયે જે એમ વિચારે જે અમે કરૂં છું તે માટે કરત કહેવાયે । તે કરત કોઈ રાજા જનકને નથી । એ તો કરત તો સેહેજ છે । એને કાંઈ ઊત્તમ કે મધ્યમ ભાસતુ નથી । ધરમ કરે છે તે પણ સેહેજે કરે છે । રાજા જનકનો સ્વભાવ તો પાણીનો છે । તે પાણી કાંઈ ઈછ્છા કરીને વરસતો નથી । જાહા તાહા સેહેજે વરસે છે । એને કાંઈ ઓત્તમ કે મધ્યમ વિચાર છે નહી ।

શિષ્ય પુછે છે:— હો સ્વામીજી જનકના સર્વે લક્ષણ તો પાણીના કહા અને જડ ભરતના તો પરથવીના છે । જેમ પરથમીને કાંઈ હર્ષ શોક નથી તેમ જડ ભરતને હર્ષ શોક નથી તેમ જડ ભરત તો પરથમીને સ્વભાવે વિદેહી કહો પણ શુકદેવ તો કેવો વિદેહી કહેવાયે

સ્વામી કહે છે:— સાંભળ હે શિષ્ય શુકદેવ તે વાયુનો સ્વભાવ લેઈને વિદેહી થયો છે । તે શુકદેવનો સ્વભાવ વાયુનો છે । જેમ વાયુ ઓત્તમ અથવા મધ્યમ વાસનામાહે ચાલો જાયે છે પણ તે વાસનાને ગ્રહી પણ રેહેતો નથી સર્વે માહે સેહેજે ચાલો જાયે છે તેમ શુકદેવ પણ રમતો ફરે તે સેહેજે કાંઈ ઈછ્છાયે રમતો નહી

શિષ્ય કહે છે:— હે સ્વામીજી શુકદેવ તો વાયુને સ્વભાવે વિદેહી કહો પણ શ્રીકૃષ્ણ શા સ્વભાવે વિદેહી છે । તારે સ્વામી

સ્વામી કહે છે:— હે શિષ્ય શ્રી કૃષ્ણ તો અગનીને સ્વભાવે વિદેહી
થયા । તે અગની તે સુકા અથવા લીલા સર્વેને બાળે છે પણ તે
અગનીને તે કાઈ લાગતુ નથી । લાગતુ તે માટે નથી જે કાઈ પોતે
ઈછા કરીને બાળવા જતો નથી । અને જે માહે આવીને પડે તે
તો બળે । તારે શ્રી કૃષ્ણ જેટલો દેહ્યામાહે જેટલો કરત આવો
તેને તેટલો દિઠામાહે તો કરત ભાસે છે । પણ કાઈ એક કરત
નથી એ અકરત છે । અકરત તે માટે જે સેજે અને સ્વભાવે એમ
થાયે છે । કાઈ ઈછીને કરતો નથી । જ્યારે અમે કાઈ કરૂ । તારે
હે શિષ્ય એ ચારે વિદેહી અકરતા કહેવાયે । કાઈ કરતા કહેવાયે
નહી । સેહેજ વિદેહી કહે છે અને વિદેહી તો પૂરણ ધાતરવેદી
કહેવાયે । ધાતરવેદી તે માટે કહેવાયે જે પોતાની ધાતને જાણુ છે।
પોતાની યથાર્થ જાણી છે । જાહા સુધી જાણુ નથી તાહા સુધી
ધાતરવેદી કહેવાયે નહી। ધાતરવેદી તો પોતે સોહં બ્રહ્મ છે।
હવે એ ધાતરવેદીને મેલીને આધો ચાલે એ શબ્દવેધી કહેવાયે
ધાતરવેદી તો ધાવણો હતો । શબ્દવેધી તો મોટો કહેવાયે। તે
શબ્દવેધી તે માટે મોટો કહેવાયે જે ધાતરવેદીયે તો એક બ્રહ્મ
ઠરાવો છે પણ અનંત રૂપને તે વિચારી શકતો નથી । શબ્દવેદીયે
તો અનંત રૂપનો વિચાર કિધો છે । જે એક બીજથી અનંત રૂપ
કેમ જુજવા થયા છે। એ આદે જુજવા એમ ના એમ છે । હવે જુજવા
થઈ આવા છે એ વિચારે ને સમઝે તારે શબ્દવેધી કહેવાયે
શબ્દવેધી મુકીને આધો ચાલે છે । તેથી તારે હિરાવેધી કહેવાયે
હીરાવેદી મેલીને આધો ચાલે તારે બ્રહ્મભેદી કહેવાયે। અને ભરમ
ભેદી મુકીને આધો ચાલે તારે પુરણભોગી કહેવાયે । તારે પુરણ
ભોગીને નામ તે બ્રહ્મ કહેવાયે । પરિબ્રહ્મ તે માટે કહેવાયે જે સમઝીને

સંપૂર્ણ થઈરેહે । એ સંપૂર્ણ વૈરાટ તે મનીસની કહેવાયે અને
જે સંપૂર્ણ થાયે મનીસ । મનીસ વૈરાટનું ફળ છે । હવે એત્રણે
વૈરાટ કહેવાયે । સેહેજ જે બીજ તેના વૈરાટ જે જડ કહેવાયે ।
આકાશ થકી જે વૈરાટ થયો પશુ અથવા જડ મનુષ્ય જેણે
પોતાનું આપ જાણું નથી, જે મનસા બીજ થકી જે વૈરાટ થયો
વૈરાટનુ ફળ સંપુરણ કહેવાયે । એ વૈરાટ ત્રણે વૈરાટ કહા । હવે
ચોથો વૈરાટ કહું જે વૈરાટના પેટમાહે છે । એ વૈરાટનું બીજ
તે સેહેજ થકી સ્વભાવ થયો સભાવ થકી સંજોગ થયો । સંજોગ
થકી મોહો સુન થયો। મોહો સુન થકી સુન થયો । સુન થકી અવકાશ
થયો । અવકાશ થકી આકાશ થયો । આકાશ થકી સીત થયો । સીત
થકી વાયુ થયુ। વાયુ થકી અગની થઈ । અગની થકી પાણી થયું
પાણી થકી પરથવી થઈ । પરથવી થકી પાંચ તરતવ થયા । એકરૂપ
પરથમી રાતીનો । બીજો રૂપ માતી કાળી ચિકણી, જે વાસણ
કુંભાર ઘડે તે । ત્રીજી માટી જે પરબત ચોથી પરથવી જે જે
વનસ્પતી થાયે । પાચમી પરથમી વનસ્પતી જે જે મનીસ માહા
માંસ કહેવાયે । એ તો પાચ પરથમી બ્રહ્માંડની કહી હવે પંડની
કોહો। જે મનીસમાહે માંસ કહેવાયે તે રતી એક પરથવી માહા
જે કુંભારને ઘેર ઘડવામા આવે તે પીંડમાહે નસાજાલ અને
જે બ્રહ્માંડ માહે પરબત કહેવાયે તે પીંડમાહે હાડ । ચોથી પર-
થમી તે માટી જે ઊપર વનસ્પતી ઊગે છે તે મનુષ્યની ચામડા ।
પાચમી પરથમી જે જેટલી વનસ્પતિ કહેવાયે । તે માણસ માહે
રૂવા । હવે પાચ પાણી પરથમીના કોહો । એક પાણી જે ખારૂ
છે તે દરીયાનું બીજુ પાણી જે મીઠુ પાણી જે પીવાનું । ત્રીજુ
પાણી જે સરવે મીઠાસ સેરડીનો જેટલુ મીઠુ કહેવાયે । અથવા

ખાટુ કહેવાયે ચોથું પાણી જેટલી પરથમીથી ચીકણાઈનિકળે
તે પાચમું પાણી પરથમીનું જેટલા ધાતુ પાત્ર સોનુ અથવાં રૂપુ
જેટલુ ગાલુ પાણી થાયે । એ પાંચ રૂપ પાણીના કહા । હવે પાચ
રૂપ અગનીના કહેવાયે । એક અગની તો હેમાલાની । બીજીઅગ-
ની ચકમકના પાહાણમાહે રહી છે । ત્રીજી અગની જે લાલ માહેહોવે
રંગ લાલ દેખાયે પણ બળતી નથી । ચોથી અગની જે લેઆળા
માહેથી સંગ કરીને બળે અને પાચમી અગની જેટલી દીવાથકી
જેટલુ પ્રતિબિંબ પડે । એ પાચે અગની એક કહેવાયે । હવે બીજા
પાચે વાયુ । પરથમ વાયુને સીત । સીત તે જડ થઈ રહ્યો । બીજો
વાયુ તે વંટોળીયો । ત્રીજો વાયુ તે સંચરાચાર વાયે છે । ચોથો
વાયુ તે વાદળાનો । પાચમો વાયુ તે ધુમાડાની સંગે ચડે તે । હવે
પંડે તે બ્રહ્માંડે । હવે પાચ પરથમી જે પાંચ પાણી, પાંચ અગની
પાંચ વાયુ પંડમાહે પણ છે । બ્રહ્માંડમાહે પણ છે ।
શિષ્ય પુછે છે:— હે સ્વામીજી એ તો તરતવ અમને સર્વે કહી દેખાડા
પણ જે ત્રણ ખાણના ચાલતા જીવ તે પરથવી થકી કેમ થયા કોણે કરા
ગુરૂ કહે છે:— હે શિષ્ય સાંભળે તો તમને સમઝાવુ એ જીવ એમ થયા
જેમ છાણ માહેથી જીવ સેજ ઊપજી આવે છે । ધાણ માહેથી જે
જીવ થઈ આવે છે તે સેહેજ થઈ આવે છે । કોઈ એમા કરતો
નથી એનો સભાવ છે જે એમજ થઈ આવે । બીજુ અનરાંધેલ
અન ચાર દિન તે ડાટી મુકે તેમા જીવ થઈ આવે । બીજા મનીસ
તપાસુ તે મુવો પડો હોવે તે માહે પણ સેહેજ જીવ થઈ આવે છે
બીજુ ઘણુ પાણી ઢોળાતુ હોયે તે માહે પણ જીવ થઈ આવે છે
જેમ તમ થકી જીવ થઈ આવે છે । પરસેવા થકી તે પણ તમારી
ઈચ્છાયે થાતી નથી અને જીવ પણ પોતાની ઈચ્છાયે થાતી નથી।

જેમ તમારા પેટમાહે કરમ થાયે છે તે પણ સેજે થઈ આવે છે। પંડે તે બ્રહ્માંડે ધરતીની ઈંડખાણ કહેવાયે છે।
શિષ્ય પુછે છે:— હો સ્વામી એતો સેહેજ થઈ આવે પણ થાલતલ જીવ તે સર્વે ચૈતન દેખાયે છે પણ કાઈ જડ જણાતા નથી। તે માટે અમને સંદેહ છે। જે બુધ જુજવી કેમ છે એ સંદેહ છે। અને સભાવ જુજવા કેમ છે। સબદ જુજવા કેમ છે। એક ઈંડ ખાણના જે પંખી તે સરવેમા સબદ જુજવો છે। પોપટ બોલે તે પણ જણાવે। કોયેલ બોલે તે પણ જણાવે। કાગડો બોલો તે પણ જણાવે। ઈંડખાણમાહે જેટલા પંખી થાયે તે સર્વેની બોલી સબદ જુજવા બોલે છે। અને રૂપ પણ પંખીના સર્વે જુજવા છે। સભાવ પણ સર્વે પંખીના જુજવા છે। કહામાહે તો એક ખાણી કહેવાયે છે। તે એક બીજ કહેવાયે છે તે એક બીજ થકી જે અનંત રૂપ કેમ થયા છે। અનંત સભાવ કેમ થયા। અનંત શબ્દ જુજવા કેમ થયા। હવે એ તો વાતનો સંદેહો નિવારણ કેમ થાયે। બીજો સંદેહે એક છે। જે એક વીરજખાણ થકી જેટલો સર્વે આલતલ જીવ તે અનંત છે। જેટલો ભોગ કરે જે થાયે તે સર્વે વીરજ ખાણ કહેવાયે। તારે વિરજખાણ થકી મનુષ્યનુ રૂપ બીજુ છે। એમ કુતરાનું રૂપ પણ બીજુ છે। ઘોડાનું રૂપ પણ બીજુ છે જે અનંત પશું બીજા છે। તે અનંત અનંત સબદ માહે જુદી જાત છે। અનંત જાત છે તે પશુની છે। તેમ જાત જાતની સબદ પણ જુજવો છે। જાત જાતના રૂપ પણ જુજવા છે। ભાવ પણ જુજવો છે। એક એક પશુની અનંત જાત તે કેમ થઈ। અનંત સભાવ કેમ થયા। અનંત રૂપ કેમ થયા। હે સ્વામીજી એ વાતનો સંદેહ અમને કેમ થયો। અને વળી ત્રીજો વિચાર છે જેમ એક

પશુની અનંતજાત છે । પંખીની પણ અનંતજાત છે તેમ મનુષ્ય-
ની પણ અનંત જાત છે । તેમનીસ મનીસનો રૂપ પણ જુજવો છે ।
સર્વેના સબદ પણ જુજવા છે । સર્વેનો સભાવ પણ જુજવો છે
વળી એથી બીજો સંદેહ છે । જે એક પરથવી માહે મનીસ
ઊપના છે । પંખી પણ ઊપના છે પશુ પણ ઊપના છે તે સર્વે
સભાવે સરૂપે અને સબદે તે પણ જુજવા છે । મનીસ દેસદેસના
છે । તે મનીસની બોલી પણ જુજવી છે । કોઈ કેની બોલી સમ-
ઝે નહી । હે સ્વામીજી એ વાતનો અમને મોટો સંદેહ છે । જે
એક માયા કહેવાયે છે અથવા કે એક બ્રહ્મ કહેવાયે છે। તે
બીજો કહેવાયે છે । જે થકી જગત થયો છે । સર્વે જગતનો એમ
કેહે છે જે એક બીજ છે તે થકી એ અનંત રૂપ થઈ આવ્યા છે।
તારે હે સ્વામીજી અમને એ સંદેહ છે । એક થકી અનંત રૂપ
અનેક સભાવ અનેક જુજવા સબદ । એ એક બીજ માહે તે
અનંત રૂપ કેમ રહા હતા કે હતા નહી । કે પાછલ થઈ આવા ।
જે દિનુ બીજ હતુ । તે દિનુ એક રૂપરંગ સભાવ સબદ એક
દીના હતા અને કોણે કરા કે પોતે થઈ આવા । કે બીજા માહે
હતા તે થયા । બીજા માહે હતા નહીને થયા એ વાતનો સંદેહ
અમને નીવરત કરો ।

સ્વામી કહે છે :— સાંભળો હે શિષ્ય સેહેજ તો બીજ છે । તે સેહેજ
માહે સર્વે રૂપ અથવા સ્વભાવ અથવા શબ્દ અથવા વર્ણ
એ સર્વે સેજ બીજ માહે રહા હતા ।

શિષ્ય કહે છે :— હો સ્વામીજી બીજ તો તમે સેહેજ કહ્યું તેહેમાથી કી
તેમા સર્વે રૂપ હતુ તે થઈ આવુ । પણ હવે અમને એ સંદેહ ઊપનો
છે જે એ બીજ માહે રૂપ હતા તે કે દીના છે। કેણે દિધા છે। કે

કિધાવીના થયા છે ।
સ્વામી કહે છે:— સાંભળો હે શિષ્ય તમે જે એ પ્રશ્ન પુછા તે
શબ્દવેદીને મેલીને હીરાવેદી માહે પુછા । તે પ્રશ્નનો કેની
બુધ્ધીમાહે આવા જેવા નથી । જે એવો થાએ તો એ પ્રશ્નને
સમઝે । હે શિષ્ય એ જે તમે પ્રશ્ન પુછ્યા તે તમને વેરો
કરીને આપુ । જો તમારી બુધમાહે આવે તો એ સદાએમનાયે
એમ છે । એ કોઈ દિન થયા નથી । થયા જેવા પણ નથી । અને
છે પણ નહી । થાસે પણ નહી ।
શિષ્ય કહે છે:- હો સ્વામીજી એ તો અમને મોટો સંદેહ ઊપનો
એ નિવૃત્ત કેમ થાયે । તમે તો એમ કહ્યું જે એમના એ એમ
છે । વળી કહ્યું જે કે દીના નથી । અને થયા નથી । થાસે પણ
નહી । એ વાતનો વળી અમને અદકો સંદેહ ઊપનો । તારે હે
સ્વામીજી એ દેખાઈ સર્વે કેમ આવુ છે કે નથી તે દેખાઈ
આવુ । હે સ્વામીજી ના હોયે તો યે દિસે કેમ । જો ના હોવે
તો દિસે પણ નહી । તારે એ વાતનો સંદેહ અમારો નિવૃત્ત કરો ।
સ્વામી કહે છે:— સાંભળ હે શિષ્ય જે અમે કહુ જે સદા એમના
એમ છે । તે માટે જે એક બીજનો કણ હોયે અથવા કોઈ
ઝાડનો તે દેખામાટે તો એક આવે છે અને છે પણ એક
કણ તે અનંત રૂપે થાયે છે । તે અનંત રૂપે એમ થાયે છે જે એક
બીજથી એક વડ થાયે છે । તે વડ માહેથી અસંખ્ય બીજ પરગટ
થાયે છે । તે વળી એક બીજમાહે એક એક વડ છે તે પણ વળી
વડ માહે અનંત બીજ છે । અનંત વડ છે । એમ ગણતા કાંઈ
લેખુ આવે નહી તે માટે કહું જે સદા એમના એમ છે । તે
માટે કહુ જે કે દિના નથી તે માટે કહા જે આદ બીજ સેહેજ

તેનો કાઈ આદ જુગાંદ છે નહી। તે માટે કહું જે આદ જુગાદ નથી તેનુ કહેવાયે પણ નહી। પણ જે સેહેજબીજ તેનુ પણ કાઈ આદ અંત નથી થયા પણ નથી। તે માટે કહું જે થયો તો કેહેવાયે જે પાછળ થાયે એ તો છે ને છે। છે તે થાયેછે હોયે નહી તો થાયે પણ નહી। થાસે નહી તે માટે કહું જે થાવુ તે તા થયો છે। કાઈ નવુ થયા જેવું નથી। જે જડ તે જડ છે। જે ચેતન તે ચૈતન છે। જે ચંડાળ તે ચંડાળ છે। જે ગીનાની તે ગીનાનીછે જે પશુ તે પશુ છે। જે પંખી તે પંખી છે। જે વર્ણ પશુના અથવા વનસ્પતીના અથવા માણસના અથવા જે ધાતુમાહે તે સર્વેનો સ્વભાવ તે સર્વેના ગુણ સર્વેનું રૂપ સર્વેના સબદ જેવા હતા તેવા છે। એ રૂપ એ હતા તીયા એ સેજ બીજ કહેવાયે તે સેજ માહે સર્વે વર્ણ હતા અથવા પંખીના અથવા મનુષ્યના અથવા સર્વે રૂપના કાંકરો પથરો અથવા અનંત રૂપે વનસ્પતી તે સર્વેના સબદ સર્વેના સભાવ અથવા સર્વેના સ્વરૂપ તે સર્વે બીજમાહે હતા। તે હવે જે પરગટ જે રૂપ માહે તેના તે છે। કાઈ બીજો નવો થયા જેવું નથી। હવે જે જેવુ તે તેવુ છે। ઓતમ તે ઓતમ। મધમ તે મધમ। ઓતમ તે કાઈ મધમ થયા જેઊ નથી મધમ તે કાઈ ઓત્તમ થયા જેઊ નથી। તે માહે કાઈ હિરો હોયે તે કાઈ કાલ મીન પથરો થાયે નહી। તે પથરો કાઈ હિરા થાયે નહી। સોનુ તે કાઈ કથીર થાયે નહી। કથીર તે કાઈ સોનુ થાયે નહી હવે એ કાંકરો અથવા પથરો અથવા હિરો અથવા કાઈ ધાતુ જે જેવું છે તે સર્વેના સ્વભાવ પણ જુજવા છે। અને રૂપ પણ જુજવા છે। રૂપ વનસ્પતીના સર્વે જુજવા છે। જેવો હોયે તેવો ઓળખાયે છે। તે સર્વેના રસ પણ જુજવા છે। કેનો રસ ખારો। કેનો રસ મીઠો।

કેના રસ કડવો કેનો રસ તીખો છે । તે એકનો રસ મોળો છે કેનો રસ ખાટો છે । તે ખાટો પણ અનંત પ્રકારનો છે । કોઈ ખાંટો । કોઈ ખાટા જેવો નથી કોઈ મીઠો ને મીઠા જેવો નથી અનંત રસ મીઠાના છે । તીખા પણ અનંત પ્રકારના છે । કોઈ તીખા જેવો તીખો નથી । મોળુ પણ અનંત પ્રકારનુ છે । કાઈ જેનો સ્વભાવ છે જેનો જેવો તે તેવો તેનો સ્વભાવ છે । એક મટીને બીજો થાયે નહી । જે જેવો તે તેવો છે । ઘોડો તે ઘોડો હાથી તે હાથી પણ તેમ ગીનાની તે ગીનાની અને અગનાની તે અગનાની છે ।

શિષ્ય કહે છે :— હો સ્વામીજી તમે તો એમ કહ્યું જે જેવું તે તેવું છે કાઈ ઓત્તમ તે મધ્યમ થયા જેવું નથી તે માહે સ્વામીજી એ વાતનો અમને સંદેહ ઊપનો છે । સંદેહ તો એ ઊપજો જે એક એક અગનાની હોયે છે ઘણી અવસ્થામાહે અગનાની રેહે છે અગનાનમાહે તો અનંત પાપ કરે છે । પાપ કરે તે ગીનાન આવે છે । ગીનાનમાહે તો જીવને મુગતી થઈ જાયે છે । એક એક તો અનંત ભગતી કરે । પોતે પણ ગીનાન સાંભળે । બીજાને પણ પરબોધ દેછે તે પુરા જડ થઈ જાયે છે । કામ તો સારૂ કરતો હતો ભગતી કરતો હતો । જગતને પરબોધ દેતો હતો । એવા ઓતમ કામ કરે તો અગનાન પણ કેમ થયુ । જે મધમ કામ કરે તેને મુગતી કેમ થઈ । હે સ્વામીજી એ વાતનો સંદેહ અમારો નિવૃત્ત કરો । તમે એવું કોહો છો જે જેવું તે તેવું છે ઓતમ તે મધમ થયા જેવું નથી । મધમ તે ઓત્તમ થયા જેવું નથી । તારે હે સ્વામીજી ઓતમ તે મધમ કેમ થયો । મધમ તે ઓત્તમ કેમ થયો

સ્વામી કહે છે:— સાંભળીયે શિષ્ય તમને એમ ભાસે છે જે ભગતી

ઘણી કરતો હતો તેણે તમે ઓતમ જાણો છો। પણ તે દિઠા
માટે તો ઓતમ છે। બીજાને પરબોધ દે છે પણ કાઈ પોતાનું
જથારથ કાઈ જાણ્યું નહી। જાણતો નથી માટે જે આદનો જડ
છે જેમ દિઠા માહે કાચનો હીરો કરે છે। તે હિરા જેવો દેખા
માહે આવે છે તેને હિરો ભાસે છે। જેણે સાચો હિરો દિઠો નહી
તે માટે કાચના હિરાને સાચો માને છે। તેમ અગનાની જગત
ને અનંત પ્રબોધ દે છે પણ પોતે હજી કાચના હિરો છે। તે
કાચના હિરાને ઝવેરી ખોટો કરે જે ઝવેરીના હાથમાહે સાચા
હિરા છે તે માટે તે ખોટાને ખોટો જાણે છે। સાચાને સાચો
જાણે છે તે માટે એ શિષ્ય પાપને અનંત પરછંત કરતાં કરતાં
ફરી અનુભવ પરગટ પોતામાહેથી થયો। અનંત ભવથી જીવન
મુગત થયો। તે કાંકરો તો સુધ હતો પણ કરણીના કચરામાહે
ઢાકો હતો। તારે પોતાની જ્યોત ઢંકાઈ રહી હતી। જાહા સુધી પોતા
ની જ્યોત ઢંકાઈ હતી તાહા સુધી મધમ કામ કરતો હતો। જ્યારે
કચરો મેલ ઊતરી ગયો તારે જ્યોતની જાતને જાણ્યુ। તે માટે એ
શિષ્ય એ કાંચના કાંકરો સાચો હિરા થાયે નહી। અને હીરો કાઈ
કાંચ થાયે નહી। તે માટે એ શિષ્ય સાચો હિરો એકદી ખોટો
થાયે નહી। તે સાચાનો સ્વભાવ તમને કહું। જે સાચો હિરો હોયે
તે ઘણ સાથે ભાંગે નહી। તે જ્યોતનો કોઈ દિન ઓછો થાયે નહી
તે માટે જે પોતામાહે કઠણ થઈને સમાઈ રહ્યો છે સભાવ માટે
પરતીબંબ પોતાનો પરકાસ થયો છે। પોતાનો પરકાસ થયા
માટે બીજાને અંધારે ડાલે છે એવા ગુરૂને હીરાવેધી કહિયે।
હિરાવેધ તે માટે કહિયે જેને સાચાને જુઠાને એણે જથારથ
કરીને શોધુ છે। પોતાની માહે મેલ કાઈ રહ્યો નથી। નિર્મળ છે
તારે પણ બીજાને નિર્મળ કરે છે।

શિષ્ય પુછે છે :— હે સ્વામીજી જે કાઈ તમે અમને કહું । તે સરવે જથારથ કહું પણ અમને સંદેહ છે જે બીજતો એક છે કે અનંત છે । એક બીજથી સર્વે જગત સુરજ અને તારા અને પરથવી એ સર્વેનો બીજ એક છે કે જુજવા છે।

સ્વામી કહે છે :— સાંભળ હે શિષ્ય તમને બીજનો વિસ્તાર કહું જે જેથી ઊપજે છે તેહે તેનો બીજ કહેવાયે છે। તે બીજ તેહેમાટે કહેવાયે જે તે થકી રૂપ થઈ આવે । હવે તમે પણ હે શિષ્ય અનંત જીવના બીજ છો । અનંત જીવ તમમાહે ઊપજે છે । સમાયે છે । જેટલા તમુમાહે જીવ ઊપજે છે તેટલા સર્વેનો તમો બીજ છો । તમમાહે ચાર ખાણ પુરણ છે । એવે પંડે તે બ્રહ્માંડે તે તમ માહે પણ અનંત જીવ ઊપજે છે સમાયે છે તે જીવડાને વસેપણ તમે ચૌદભવન છો । તેમાટે એ અનંત જણાયે છે । તેને લખે તો મોટા જણાયે છે । તમમાહે એક તો જુઊ અનંત થાયે છે । બીજા કરમીયા થાયે છે ને સમાયે છે । બીજા ગુંમડાના જીવ થાયે છે ને સમાયે છે। તે જીવડાને લખે તમારો ચૌદભવન જેવડો આયુષ છે પોતે સંખાસખતમામ ઊપજે છે। વળી તમમાહે પરલે થાયે છે તે માટે તમારો આયુષ મોટો જાણે છે. તે પણ એકદીન પરલે થાસે । ના જણાયે જે કે દિનો હસે તમામ જે જીવડા છે તે વિચારમાહે રેહે છે । જ્યારે તમારો શરીર પડે તારે એ જે જીવડાને અનંત પરલે થાયે તે માટે જે તમને જઈને બાળી આવે છે । મુવા પાછળ જે તમ ભેળા જીવડા હતા તમમાહે ઊપજંતા ને ખપતા । તે સર્વેનો બીજ નાસ પામો । તમે નાસ પામા તારે સર્વે જીવ નાસપામા તથા નાસ થયા તે સર્વે

જીવડાના બીજ તમે હતા । તમારો બીજ તે પરથમી છે । પરથમી તે માટે છે જે તમે પરથમી થકી થયા છે । પંખી અથવા પશુ અથવા મનુષ્ય અથવા સર્વે જીવાજનનો બીજ તો પરથમી છે । તે પરથમી થકી ચારખાણ પેદા થઈ છે । તેહેનું બીજ તો પરથમી છે । તે પરથવીને લખે એ ચારખાણના જીવ તે અનંત ઘણા જીવડા જણાયે છે તેમ મનુષ્યમાહે અનંત જીવડા થાયે છે । તે પરથવીને લેખે ચારે ખાણના જીવ તે પરથમીમાહે કાંઈ ઊપજે છે ને ખપે છે તે માટે પરથમીની ચારે ખાણના જીવડા થયા છે તે એમજ જાણે છે જે તે પરથમી કેદીની હસે કે દિ પરલે થાસે પરથમીનું બીજ તો પાણી છે પાણીનુ બીજ તો અગની છે અગનીનું બીજતો વાયુછે વાયુનુ બીજતો સીત છે । સીત તે જે હિમાળો કહેવાયે છે । અને સીતનુ બીજ તે આકાશ કહેવાયે છે તેમાહે પરથવી પાચ તરતવ છે । આકાશ પણ એમનો એમ છે । પરથવી માહે વાયુપણ છે અને અગની પણ છે અને પાણી પણ છે । એ પાચેતરતવનું ઈંડ થયુ રહે છે । પરથમી ને પાણી તો બે દિઠામાહે ભાસે છે વાયુ અને અગની બે હલકા છે વાયુને અગનીનો બળતો ઊચો છે તે ઊચો ચાલે છે । પરથમીને પાણી તેનુ તો જોર નિચુ છે એમ થઈને પરથમી સમતોલ રહી છે । આકાશને પેટમાહે થર રહી છે । તારે પરથમી પણ આકાશને લેખે છે । એક જીવડો છે । જેવા પરથમી માહે એક મનીસ તેમ આકાશને વીખે એક પરથમી છે ।

શિષ્ય કહે છે:— હે સ્વામીજી એ વાતનો તો અમને સંદેહ ઊપનો છે જે તમે તો એમ કહું છે જે આકાશ પરથમીને ઈંડનુ ગજુ કાંઈનથી

તારે આકાશ માહે તો એક પરથમી છે । તમે તો કોહો છો જે આકાશ અનંત મોટો છે । પરથમીનું ગજુ તો કાંઈ નથી તારે હે સ્વામીજી મનીસ તો એ પરથવી માથે । સુરજ પણ પરથવીમાહે એક છે તારે બીજા ઘણા આકાશમાહે પડા છે તેમાહે છે કે અંધ પંડુ છે કે કાંઈ વંસ છે ।

સ્વામીજી કહે છે:— સાંભલીયે શિષ્ય અગનાનને વિશે એક પરથવી છે । તે માટે અગનાનીને એક પરથવી દેખાયે છે ને દેખામાહે આવે છે । જે આખે દેખી શકતો નથી જે પરથમી થી ઊપજે છે તેને જે જાઈ રહા છે । બીજી જે અનંત પરથમી છે તેની પણ એને ગમ નથી પડતી કહેવાણી પરગટ થયા માટે કેહેવાણી ।

શિષ્ય પુછે છે:- હે સ્વામીજી તમે તો કહુ તમે કાંઈ કરતા ઠરાવી દિધા નહી તમે તો અમને સહુ કોહો છો જે સેહેજ થકી તો સર્વે કાંઈ સેહેજ થયા છે । સેહેજ થકી થયુ તે માનુ । પણ ચાલતા જીવ અલપ જેમ તમ થકી જે એકટા થયા ખાણ મધે થયા કે સેજે કેમ થયા ।

ગુરૂ કહે છે:— હે શિષ્ય પરગટ થયાનું જુગત તમને સર્વે સમજાવીને કહું । તમે ચાલતલ જીવ પરકાશ પરસેવા થકી જેમ જુઊ પરગટ થયે છે । તમારી ઈચ્છાયે તો થાતા નથી જીવોની ઈચ્છાયે પણ જીવો થાયે નહી । અલોપને કાંઈ ઈચ્છા નથી એ સેજ પરસેવા થકી થઇ આવે છે જેમ તેમ થકી જીવ થઈ આવે છે ।

શિષ્ય પુછે છે:— હે સ્વામીજી તમે કોહો છો જે પંડે તે બ્રહ્મંડે તારે તમે પરથમીની ચારે ખાણ તો અમને કહી પણ ચાર

ખાણ અમને અમમાહે ઠરાવજો । એક તો ખાણ તમમા જીવ દેખાડુ । એક ખાણ તો તમે માણસ જે તમ થકી ઊપજે તમ-માહે સમાયે બીજી ખાણ તો જો તમો નાડુ છોડા થકી મગતરા પરગટ થાયે છે । તે દો ખાણ કહેવાયે ત્રીજી ખાણ એ છે જે ગુબડા જીવને કેડનો કરમ કેહેવાયે । ચોથી ખાણ એ છે જે તમારા શરીરને વીશે રોમ પરગટ થાયે છે । હો સ્વામીજી અમને એક બીજો સંદેહ ઊપનો છે તે અમારો નિવરત કરો ચાર ખાણ તો એક પરથવી થકી પરગટ થઈ । તેહના ત્રણ સ્વભાવ જુજવા કેમ થયા । પરગટ એક તો ઊડે છે । એક તો જડ થઈને ઊભો છે । એક તો હિંડે છે ચાલે છે ।

ગુરૂ કહે છેઃ— હે શિષ્ય તુ સમઝે તો તમને કહું વનસ્પતીનો સ્વભાવ તે પરથમીનો છે । ચાલતલ જીવનો સ્વભાવ તો પાણીનો છે । ઊડતલ જીવનો સ્વભાવ તો વાયુનો છે । બીજા જે અનંત સુરજ છે તે અનંત સુરજ એક આકાશમાહે છે । પરથવીઓ અનંત પણ એક આકાશમાહે છે । જેમ પરથવી માહે અનંત જીવડા છે । જેમ પરથવીને કાઈ ભાર લાગતો નથી પણ આકાશ પણ એમ જાણતો નથી । જે સુરજ અને પરથમીઓ અમમાહે થાયે છે કે અથવા નથી થાતી । જેમ મનીસથી પરથમી મોટી છે । તેમ પરથમીથી સુરજ મોટો છે । તેમ સુરજથી આકાશ મોટો છે ।

શિષ્ય કહે છેઃ— એ વાતનો સંદેહ નિવરત થયો નથી તમે તો એમ કહો જો મનીસથી મોટી પરથમી । પરથમીથી મોટો સુરજ કોહો છો । સુરજથી મોટો આકાશ કહો છો । પરથમી માહે તો અનંત જીવ ઊપજે છે અને ખપે છે અને પરથમી

તેમને તેમ ઊભી છે । પરથવીના જીવ અનંત છે । તે સર્વે
ચૌદે ચૌદ ભવનનું રૂપ રાખી રહ્યા છે । તે કેમ કે એમા
અનંત જીવ ઊપજે જે ખપે છે તે માટે હે સ્વામીજી એ
વાતનો સંદેહ અમને નિવરત કરો જે સુરજ સાથે બીજી પર-
થમીઓ છે કે એક આ જ પરથમી છે ।

સ્વામીજી કહે છે:— હે શિષ્ય જેટલી પરથમી માહે જીવજંત ચાર
ખાણના છે । તેહેનો કાઈ ગણતા પાર આવે નહી તેમ
પરથમીઓ સુરજસાથે એટલીઓ છે । જેમ પરથમીઓ
ગણતા પાર આવે નહી ।

શિષ્ય કહે છે:— હે સ્વામીજી પરથમી માહે તો સર્વે જીવડા
દેખામાહે આવે છે । સુરજ સાથે પરથમીઓ છે તે તો દેખા
તી નથી તે કાહા છે હો સ્વામીજી ।

સ્વામી કહે છે:— સાંભળો હે શિષ્ય જેટલા તારા દેખાયે છે
એટલી સર્વે પરથમીઓ છે । તારા તે પરથમીઓ છે પણ
તમારી બુધ જથારથ નથી થઈ તેમાટે તમને એમ દેખાયે
છે હો શિષ્ય ।

શિષ્ય કહે છે:— હે સ્વામીજી એ વાતનો તો અમને સંદેહ ઊપનો
તમે સર્વે તારા તે પરથવીઓ કહી જે સુરજની કરણસાથે
અનંત પરથમીઓ બાંધી છે । તે પરથમીઓ અનંત છે
દૂર દૂર છે તેમાટે તે એવી નાની નાની દેખાએ છે । એ
પરથમીના લોક આપણી પરથમીને તારા દેખે છે । જુવે છે
તારે હે સ્વામીજી પરથમી તો સર્વે સરખીછે । તમે કોહો
છો જે તારા તો અતી ઝીણા દેખાયે છે । એક મોટા દેખા-
યે છે । પરથવી તો સર્વે સરખી હોયે એ નાના મોટા કેમ દેખાયે છે ।

સ્વામીજી કહે છે :— સાંભળ હે શિષ્ય આકાશનો કાંઈ છેડો નથી
તેમા અનંત સુરજ છે । તે એક એક સુરજ માહા અનંત પરથ-
મીઓ છે । જેમ એક પરથમીમાં અનંત જીવ છે ચાર ખાણના
તેમા એક એક માણસ માહે ચાર ચાર ખાણ છે । તે મનીસની
ચારે ખાણ છે તે માહે પણ અનંત જીવ છે । હવે તે જીવડાનુ
બીજ મનીસ છે । મનીસ મૃત્યુ પામે ને તેમે બાળે । તારે
જે મનીસ માહે જીવડા હોયે । તેનો માહા પરલે થયો । શરીર-
નો પણ મહા પરલે થયો તારે મનીસ તે પરથવીના જીવ છે
અથવા ચારે ખાણીના જીવ તે પરથવીના છે । તારે પરથમી
પરલે થાતા ચાર ખાણના જીવ તે પરથમી સાથે પરલે થાયે ।
તારે પરથમીનું પરલે થાતા તારે એ પરથમીના ચારે ખાણ-
નુ માહા પરલે થયુ । જે જે અનંત પરથમીઓ છે તે એક
સુરજ સાથે તે સુરજ પરલે થાયે તારે સુરજ સાથે પરથમીઓ
હતી તે સર્વે પરથમીઓનું માહા પરલે થયું । જ્યારે એ આ-
કાશ પરલે થાયે તારે એ અનંત સુરજનું માહા પરલે થયું ।
જ્યારે આકાશ પરલે થાયે તારે આકાશ અનંત સુરજ લઈ
રહ્યા હતા તે તારે તેનુના પરલે થાયે । જ્યારે સુન પરલે થાયે
તારે આકાશ જાડો રહો હતો । તે અવકાશ સુન માહે સમાણો
તે સુન મોહોસુન માહે સમાણુ । મોહોસુન તે સંજોગ માહે
સમાણો । સંજોગ સ્વભાવ માહે સમાણો । સ્વભાવ તે સેહેજ-
માહે સમાયે । તે સેહેજનુ નામ તો સુખોપતિ કહેવાયે । સુખો
પતિ તે માટે કહેવાયે જેટલુ સર્વે જાગરતમાહે દેખાઈ આવુ હતુ
તે સર્વે પાછુ સુખોપતી માહે સમાણી । તે સુખોપતી સેહેજ
કહેવાયે । તે સેહેજનુ નામને પુરણ બ્રહ્મ કેહેવાયે । પૂર્ણ બ્રહ્મ

તે માટે કહેવાયે । તે સર્વે સતરૂપમાહે છે । થઈ આવે છે સમાઈ પણ જાયે છે ।

શિષ્ય પુછે છે:— હે સ્વામીજી તમે તો કહે છે જે સર્વે અનંત બ્રહ્માંડ કહા તે સર્વે સેજમાહે સંમાસ થાયે । પણ તે સેજનુ આયુષ કેવડુ છે । સભાવનુ આયુષ કેવડુ છે । સભાવથી સંજોગ થયો તેનુ આયુષ કેવડુ છે । સંજોગથી જે મોહોસુન થયો । તે મોહો સુનનું આયુષ કેવડુ છે । મોહોસુન થી જે સુન થયો તેનું આયુષ કેવડુ છે। સુન થકી જે અવકાશ થયુ । તે અવકાશનું આયુષ કેવડુ છે । અવકાશથી આકાશ થાયે। તેહેનુ આયુષ કેવડુ છે। આકાશ થી જે સીત થાયે તે સીતનું આયુષ કેવડુ છે। સીત થકી જે વાયુ થાયે તેનુ આયુષ કેવડુ છે। વાયુ થકી જે અગની થઈ તેનું આયુષ કેવડું છે । અગની થકી જે પાણી થાયે તેનુ આયુષ કેટલુ છે । પાણી થકી જે પરથમી થઈ તેનું આયુષ કેટલુ છે । પરથમી થકી જે મનુષ્ય થાયે તેનું આયુષ કેટલું છે । મનુષ્ય થકી જે જીવડા થાયે ગુંબડા તેનું આયુષ કેટલુ છે ।

સ્વામીજી કહે છે:— સાંભળ હે શિષ્ય એ તે જે જુજવુ આયુષ તે તેવું કહુ । ગુંબડા થકી જે જીવડા થાયે છે તેનું આયુષ તો પાંચ વરસનું છે જે મનુષ્યના પાંચ દિવસ તે તેનું આયુષ । જે મનુષ્યના પાંચ દિન તે તો જીવડાને લેખે પાંચ વરસ થાયે । તે મનુષ્યને લેખે આયુષ પાંચ દિવસ થયા । તે માણસમાહે જીવડા છે તે જીવડાને લેખે પાચસો વરસ છે । તે પાચસો વરસના દિવસ તેહેનું પરમાણ એકલાખને ઈકોતેર હજાર થાયે। ૧૭૧૦૦૦ તે જીવડાને લેખે મનુષ્યને લેખે તો પાચ દિવસ થાયે । મનુષ્ય ના હજાર વરસ તે પરથમીને લેખે પાંચ દિવસ । મનુષ્યને લેખે

ત્રણ લાખને બેતાલીસ હજાર ૩૪૨૦૦૦ દિવસ થયા। હવે પરથમીના હજાર વરસતે સુરજના પાચ દિવસ થયા। તે પરથમીના ૩૪૨૦૦૦ વરસ થયા। જે સુરજના હજાર વરસતે આકાશના પાચ દિવસ કેહેવાયે તે સુરજના ત્રણ લાખને બેતાલીસ હજાર દિવસ કહેવાયે। અવકાસના જે પાચ દિવસ તે આકાશના હજાર વરસ કેહેવાયે। આકાશના પાચ દિવસ તે અવકાશ લેખે ત્રણ લાખ ને બેતાલીસ હજાર દિવસ કહેવાયે અવકાશના હજાર વરસ તે સુનના પાચ દિવસ કહેવાયે। સુનના જે પાચ દિવસ તે અવકાશના ત્રણ લાખને બેતાલીસ હજાર દિવસ થાયે। સુનના જે હજાર વરસ તે મોહોસુનના પાચ દિવસ થયા। મોહોસુનના પાચ દિવસ તે સુનના ત્રણ લાખને બેતાલીસ હજાર દિવસ થયા। મોહોસુનના હજાર વરસ તે સંજોગના પાચ દિવસ થયા। સંજોગના હજાર વરસ તે મોહોસુનના ત્રણ લાખને બેતાલીસ હજાર દિવસ થયા। સંજોગના હજાર વરસ તે સભાવના પાચ દિવસ થયા તે સંજોગના ત્રણ લાખને બેતાલીસ હજાર વરસ થયા। સભાવના હજાર વરસ તે સેહેજનું એક પસા। પસા તે સવા તે જારે જે જેનુ પસા। પરગટ થયે તે એ થકી સભાવ થઅંતે અનુક્રમે સર્વે સત પંડે બ્રહ્માંડે ઊપજે ને સમે જ્યારે સેહેજનુ એક પસા બાહેર પરગટ થઈ આવે। તારે કોટ કોટ બ્રહ્માંડ થઈ આવે। અને જ્યારે પસા તે સેહેજ માહે સમાયે તારે સર્વે ત્રણ પંડ બ્રહ્માંડના મહાપરલે થાયે। એ કેહે તારે માહા પરલે થાયે તથા કહેવાયે।

શિષ્ય કહે છે- હે સ્વામીજી તમે તો હમને સર્વેથી સેહેજ મોટુ

કહ્યું । જે કોઈ સર્વે સેજેથી ઊપજે અને વળી સેહેજમાહે સમાયે છે । સ્વામીજી એ વાતનો અમને સંદેહ છે । સહેજ તમે કહ્યું જે પુરણ બ્રહ્મ છે । અને સરવંગ રંગ પરિબ્રહ્મનો સેહેજ તે સેજ બીજ કહ્યુ છે । સર્વે સેહેજ બીજ થકી સર્વે ઊપજે છે। હે સ્વામીજી એ સેહેજનું ઠેકાણું તે કાહા હસે । ઊગમણુ છે કે આથમણુ છે કે ઓત્તર છે કે દખન છે । ઊંચો છે કે નીચો છે। કાઈ એનો છેડો છે કે નથી । જાડા છે કે ઝીણો છે । નાનો છે કે મોટો છે । કાઈ એનો પાર છે કે નથી । એને કાઈ જોઆ માહે આવે છે । અથવા બુધ માહે આવે કે ના આવે । —

સ્વામી કહે છે :— હે શિષ એ બુધમાહે આવે પણ જેની બુધમાહે આવે । જે જીવને મુગતી મને વિદેહી પણાને મેલીને શબ્દવેધીને મેલીને । હીરાવેધીને મેલીને, બ્રહ્મભેદી મેલીને સંપૂરણ ભોગી થાયે । સરવંગને જથારથ કરે તેની બુધ માહે આવે ।

શિષ્ય પુછે છે:— સ્વામીજી આગળ તો શાસ્ત્રમાહા તો નેતી નેતી કહે છે । અને ગેનાની પણ કહે છે । જે કેહેની બુધમાહે આવા જેવો નથી । તારે સ્વામીજી સંપુરણ ભોગીની બુધમાહે કેમ આવતો હસે । આગળ તો કેની બુધમાહે આવતો નથી । —

સ્વામી કહે છે:— હે શિષ્ય જેની જેવી બુધ તેની બુધમાહે તેવો આવે છે । તેમ ધાતરવેદીની બુધ તો ધાવણાની છે । તેની બુધમાહે પણ આવા જેવો નથી । ધાતરવેદી પોહોચે તે ચૌદ ભુવન મેલીને જીવન મુગત મેલીને વિદેહી થાયે છે । તેનુ નામ ધામરવેદી કહેવાયે । ધાતરવેદી ધાવણો કહેવાયે । જીવન મુગત તે જનમ કહેવાયે । જીવન મુગતથી જે નીચો અહંકાર છે । તેના પેટમાહે ચૌદ ભુવન છે । તે ચૌદ ભુવનમા રજો

તમો ને સતો એ ત્રણ ગુણમાહે ચૌદ ભુવન બંધાઈ રહા છે। એ ત્રણ ગુણ માયા સમેત અહુંકારના પેટમાહે છે। એ ત્રણ ગુણના નામ માયા છે। તે માયાનું પેટતે અહુંકાર છે। જે કાઈ અહુંકારમાહે રજો તમો સતો ગુણ માને માયામાહે રહો છે એટલુ સર્વે માના પેટમાહે છે। માના પેટથી જે બાહેર આવો। તે જીવ મુગત કહેવાયે। જનમ જ્યારે થયો અહુંકાર મેલીને સોડહંકાર માહે સમાયે। તારે દેહનુ અંધારૂ સર્વે મટી જાયે। જેને માયા કરીને દેખે તો તેણે બ્રહ્મ કરીને દેખે તે દેખીને સેહેજમાહે રેહે। તેનું નામ જીવનમુગત કહેવાયે। જીવન મુગત તે જનમ જે માયા માહે તે પેહેટ આદ અહુંકાર સીધ પેટ કહેવાયે। જીવન મુગત તે જનમ કહેવાયે। વિદેહી તે ધાવણો કહેવાયે। ધાવણો માટે ધાતરવેદી કહેવાયે। એ ધાતરવાણીની બુધ તો પોચી નહી। હે શિષ્ય તે માટે નિગમ કહેવાયે। પોતાને દેખતો નથી તે માટે નિગમ કહેવાયે। કેમ જે કાઈ નાના હોયે તે મોટાને જાણી સકતા નથી। અને મોટો તો નાનાને જાણે છે તેમ હે શિષ્ય ચૌદભુવનમાહે રથી રહ્યો છે। કાઈ જીવન મુગતને દેખી સકતો નથી। જીવન મુગત વિદેહીને ઓળખી શકતો નથી। વદેહી તે શબ્દવેદીને જોઈ સકતો નથી। શબ્દવેધી હીરાવેધીને જોઈ સકતો નથી અને હિરાવેધી બ્રહ્મભેદીને દેખી સકતો નથી। બ્રહ્મભેદી તે પૂરણ ભેદીને જાણી સકતો નથી। જે માયાના પેટમાહે રહે છે તેહેની બુધ ચૌદભુવનસુધી છે તેથી આધો નિગમ છે નિગમ તે મોટો કહે છે। જે બુધ ચૌદ ભવનથી આઘી જાતી નથી। જાહા સુધી બુધ આઘી જાતી નથી તેને તાહા-

સુધી નિગમ છે । તેમ હે શિષ્ય ચૌદ ભુવનના પેટમાહે છે । આદ અહુંકાર સુધી જેની બુધ છે । તે જીવનમુગતને નિગમ કહે છે । અને જીવનમુગત તે વિદેહીને નિગમ કહે છે । અને વિદેહી તે શબ્દવેધીને નિગમ કહે છે । શબ્દવેદી હિરાવેદીને નિગમ કહે છે । હિરાવેદી તે બ્રહ્મવેદીને નિગમ કહે છે । બ્રહ્મભેદી તે સંપૂરણ ભોગીને નિગમ કહે છે । સંપૂરણ ભોગી તે કાઈ નિગમ નહી તેણે સર્વે ગમ છે । તેમ હે શિષ જેમ ચૌદ ભવનને જોઈ રહ્યો છે તેણે પણ ગમ નથી । તેથી ચૌદે ભવનથી જે આઘો જીવનમુગત છે તેણે પણ ગમ નથી । વિદેહીથી જે આગળ શબ્દવેદી છે તે શબ્દવેદી હજી નિગમ છે । પણ શબ્દવેદીથી જે આઘો હીરાવેદીને પણ નિગમ છે નથી । હિરાવેદીથી જે આઘો જે બ્રહ્મભેદી છે । તેને પણ નિગમ નથી । બ્રહ્મભેદીથી આઘો સંપુરણ ભોગી છે તેને સરવે ગમ છે । તેને કાઈ નિગમ નથી । નિગમ તો જીવનમુગત । જીવનમુગતાને નિગમ માયા છે ધાતરવેદીને છે । નિગમ તો સબદવેદીને છે । અને નિગમ તો હીરાવેદીને છે । બ્રહ્મભેદીને પણ નિગમ છે । પુરણ ભોગીને તો કાઈ નિગમ નથી । સરવે ગમ થયુ છે કેમ જે પુરણ ભોગી સર્વે માહા ફરી રહ્યો છે । પુરણ ભોગીથી જેટલુ નીચુ તે સરવેની બુધ માહે આવતુ નથી તે માટે નિગમ કેહે છે જે જેને દેખામાહે આવે નહી તેને તો નિગમ છે । અણદિઠુ સર્વે નિગમ છે । જેટલુ દેખામાહે આવે તેટલુ સરવે સગમ કેહેવાયે । તારે હે શિષ પુરણ ભોગી તે સેહેજ કેહેવાયે । વસતુને જાણીને પોતામાહે સમાયે । જેને વેદ નિગમ તે પુરણ ભાગી સંગમ થાયે તે આદ સેહેજને જાણે । બીજા કોઈને જાણામાહે આવા જેવુ નથી । જેને જાણામાહે

આવે તેને કોઈ નિગમ કેહે નહી । જેના જાણામાહે આવતોનથી તેને નિગમ છે ।

શિષ્ય કહે છે હે સ્વામીજી જેથી પુછીએ છીયે તેનો સર્વે એમ કહે છે જે બ્રહ્મ તો મોટો છે । માયાતો બ્રહ્મથકી થઈ આવે છે । બ્રહ્મતો નિઆરો ને નિઆરો ઊભો છે । સર્વે વેદ વેદાંત અથવા સર્વે વાણ એમ કહે છે જે ભગવાન નિયારો રહ્યો છે। અને વળી કહે છે જે ભગવાન મોટો છે । વળી કહે છે જે સર્વત્ર પુરણ છે । વળી કહે છે જે ભગવાનથી કાઈ જાગા બાહેરનથી । ભગવાન જાહા તાહા સંપુરણ છે ભરો છે । કાઈ આદ અંત ભગવાનનો છે નથી । અને અનંત મોટા છે। તારે સ્વામીજી એ કહા માહે તો સર્વે કોઈ મોટો કહે છે । તારે જે કાઈ વસ્તુ મોટી હોવે તેનો તો કાઈ છેડો કહેવાયે નહી। તેનો તો કાઈ આદ અંત કે મધ્ય કહેવાયે નહી । તેનો તો કાઈ ઊતપત કે નાસ કોઈથી કહેવાયે નહી । તારે સ્વામીજી શાસ્ત્રતો મોટપણ કહે છે। જે અપાર છે । બ્રહ્મનો કાઈ પાર નથી એમ પણ કહે છે । અને વળી કહે છે બ્રહ્મને એક ખોણેથી માયા થઈ આવે છે। અને વળી અપાર પણ કેહે છે । વળી કેહે છે જે બ્રહ્મતો જાહાનો તાહા રહ્યો છે। તારે સ્વામીજી અમને તો એનો સંદેહ પડો છે જે શાસ્ત્ર તો સર્વે એમ કહે છે જે બ્રહ્મ તો જાહાને તાહા ઊભા છે । કાઈ આવતો જાતો નથી। એ તો માયા થઈને આવે છે । અમને એ સંદેહ છે જે સ્વામીજી બ્રહ્મ જે ઊભો છે તે કાહા ઊભો છે। અને માયા તો બ્રહ્મથી બાહેર નિકળીને કાહા આવી છે। હે સ્વામીજી બાહેર નિકળી તારે કહેવાયે । જ્યારે બ્રહ્મનો છેડો કહેવાયે । તારે કાઈ બ્રહ્મથી બાહેરલી કોરે કહેવાયે । જે કોઈ બ્રહ્મ થોડામાહે હોવે

ઝુણો તો થોડાને કહેવાયે । મોટાને તો ઝુણો કાઈ હોવે નહી તે માટે હો સ્વામીજી બ્રહ્મ તો તમે મોટો કહો છો । તમે તો બ્રહ્મને આદ સેહેજ કહા છે જે સર્વે કાઈ બ્રહ્મથી થઈ આવે છે । વળી બ્રહ્મમાહે સમાયે છે તારે સ્વામીજી તમે સર્વેનું બીજ તો સેજ બીજ કહુ તે સર્વે કોઈ સહેજથી ઊપજે છે જોને સેહેજમાહે સમાયે છે । તારે સ્વામીજી અમે જે તમથી સંદેહ પુછો જે સેહેજ બ્રહ્મ તે કાહા રહો છે । ઊગમણો રેહે છે કે આથમણો કે ઓત્તર માહે છે કે દખણમાહે છે કેઊંચોછે કેનીચો છે । કોઈઊચોછે કોઈ છેડો જાડો છે કેયેથી જાડો છે કે ઝીણો છે કે નાનો છે કે મોટો છે । એ સંદેહ નિવૃત્ત કરો હો સ્વામીજી ।

સ્વામીજી કહે છે સાંભળ હે શિષ્ય :— જે તમે પ્રશ્ન પુછો છો તે તમને સમઝાવીને કહુ છું એ તો તમે પ્રશ્ન બ્રહ્મભેદનો પુછો છે । અનંત મોટી બુધ કરીને પિંડ બ્રહ્માંડ માહે સમઝી વિચારીને જોજે । એ પ્રશ્ન પુછું તે ઘણુ ઝીણું પુછુ છે । તે ઝીણા પ્રશ્નને ઝીણીબુધે કરીને ગ્રેહેજો । હવે તમને આદ સેહેજનું અથવા સ્વભાવનું અથવા સંજોગનું અથવા મોહોસુનનું અથવા સુનનું અથવા અવકાસનું અથવા આકાશનું અથવા કાઈ આકાસ થકી થઈ આવે તે સર્વેનું તમને પિંડ બ્રહ્માંડનું આ આનો જોગ કહું જેમ થયું છે તેમ હે શિષ્ય પરથમ તો અનંત સુક્ષમ તેહે સેહેજ કહેવાયે । તે સહેજનું નામ તે પૂર્ણબ્રહ્મ । પૂર્ણ બ્રહ્મ તે મોટો કહેવાયે । સર્વત્ર પૂર્ણ રેહો છે તે પૂર્ણાઈ માટે તે પરિબ્રહ્મ કેહેવાયે તે પરિબ્રહ્મ તે સંપૂર્ણ ચૈતન્ય કેહેવાયે તુ । પૂર્ણ ચૈતન્ય તે મોટો કેહેવાતો । તે સર્વે રૂપ અથવા રંગ સંપૂર્ણગ સેહેજમાહે ભરા હતા । પણ તે અનંત સુક્ષમ રૂપ રહા હતા । તે સેહેજ પોતે પણ । અનંતસુક્ષ્મ રૂપ હતા ।

તારે સેહેજને કાઈ આકાર કેહેવાતો નથી । ચૈતન્ય કાઈ ઈચ્છા કેહેવાતી નથી । માટે પૂર્ણ બ્રહ્મ કેહેવાતો । સંપૂર્ણ બ્રહ્મ તે મોટો કેહેવાતો જે સર્વત્ર માહે સમા રહેતા હતો । શા માટે સેજેહ કહેવાતો । જ્યારે સેજ સુક્ષ્મથી જાડેરૂ થયુ । તારે તે નામ સ્વભાવ કહેવાણો । સભાવથી કાઈ જાડેરો થયો તારે સંજોગ કહેવાયે । સંજોગથી કાઈ જાડેરો થયો તારે મોહોસુન કહેવાણો । મોહોસુન થકી જાડેરો થયો તારે સુન કહેવાણો । સુન થકી ભારે થયો તારે અવકાસ કહેવાણો । જ્યારે અવકાસ જાડેરો થાયે તારે સીત કહેવાણુ । સીત કાઈ જાડેરૂ થાયે તારે વાયુ કેહેવાણુ । વાયુ કાઈ જાડેરો થાયે તારે અગની કહેવાણી । અગની જારે જાડેરી થાયે તારે પાણી કહેવાણુ પાણી જ્યારે જાડેરૂ થાયે તારે પરથમી કેહેવાણી । જ્યારે પરથમી થકી સરવે રૂપ અથવા સભાવ અથવા સબદ અથવા સરવે રસ વનસ્પતીનો અથવા સર્વે પશુનો અથવા કાઈ ઓત્તમ મધમ સર્વે દેખાઈ આવે છે । તેટલુ સર્વે સેહેજ માહે સમાણુ હતુ । તે માટે આદબીજ સેહેજ કહેવાણુ તારે એ સરવેથી સુક્ષ્મ સેજ । હે શિષ્ય અનંત સુખંગ અનંત અપાર છે જો કહેવાયે છે । જેટલુ જાડુ તેનો પાર છે । ઝીણાનો કાઈ પાર છે નહી । જેટલુ જે કહામાહે ઝીણુ તેટલુ તે મોઠુ છે । જેટલુ જે કહામાહે જાડુ અને દેખામાહે આવે તેટલુ થોડુ છે તે દેખામાહે આવે અથવા સાંભળામાહે આવે તે સર્વે જાડુ કહેવાયે । જાડુ તે માટે કહેવાયે વાણી માહે આવે । દરસટે દેખામાહે આવે । જેટલુ દેખામાહે આવે નહીં વિચાર કરતા આવે નહી । જાહા બુધ જાતા બુડે તેને અનંત કહેવાયે । અનંત તે માટે જે ઘણું સૂક્ષ્મ છે । તે સૂક્ષ્મને તો સૂક્ષ્મ થાયે તે જાણે । સૂક્ષ્મને તે કાઈ જાડો હોયે તે જાણી શકે નહી ।

તારે હે શિષ સેહેજ અનંત સૂક્ષ્મ છે તે સુઝને તો સંપૂર્ણભોગી હોયે તે જાણે । સંપૂર્ણભોગી તે મોટો જાણે જે સૂક્ષ્મ માહે સૂક્ષ્મ થઈ રહો છે તે માટે હે શિષ્ય સૂક્ષ્મતે અનંત મોટો કહેવાયે । સૂક્ષ્મ મોટો તે માટે કહેવાયે જે સંપૂર્ણ ભોગી હોવે. તે આદ સેહેજને જાણે । સંપૂરણ થયા વિના જાણામાહે આવે નહી તારે હે સ્વામીજી તમે તો સંપૂરણંગ છો ।

શિષ્ય કહે છે:- હે સ્વામીજી હવે તમે હમને સેહેજનુ બીજ કહ્યુ તેનો વિસ્તાર કહો જે એ સેહેજ બીજનો વિસ્તાર કેટલો છે । તેનો કાઈ માપ છે કે નહી ।

તારે સ્વામીજી કહે છે હે શિષ્ય એહેનો માપ કહેવાયે નહી । કહેવાયે એટલુ અગનાન છે । સુક્ષ્મને કદી પાર હોવે નહી । માપ તો જડનો થાયે તારે હે શિષ્ય ચૌદભુવન પણ જડ છે । તેનો પણ માપ છે જીવનમુગત જે ચૌદભુવનથી આઘો છે તેનો પણ માપ છે । જીવનમુગતથી આઘો વદેહી છે તેનો પણ માપ છે । વદેહીથી આઘો જે સબદવેદી તેનો પણ માપ છે । શબ્દવેદીથી આઘો હીરાવેદી તેનુ પણ માપ છે । હીરાવેદીથી જે આઘો ભરમભેદી તેના પણ માપ છે । જે પૂરણ ભેદી તે અમાપ છે । તેના કાઈ માપ છે નહી માપ તે માટે નથી જે સંપૂર્ણ ભોગી તે સેહેજ રૂપ થઈ રહો છે । હે શિષ્ય જે સેહેજના પેટમાહે સર્વેનો સમાવેશ છે તે સેહેજ પૂરણ બ્રહ્મ કહેવાયે । તે સર્વે વસ્તુનો બીજ તે સેહેજ છે । તે સેહેજનો કાઈ છેડો છે નહી । સેહેજના પેટમાહે થઈ આવે તે માપ માહે આવે । જેટલુ કાઈ સેહેજને છેટે કેહે તેટલુ અગન્યાન છે । કેદી સેહેજ બ્રહ્મના પાર નહી તે માટે સર્વજ્ઞ એ સેહેજ બીજ માહે ધરાવ્યુ છે । સેહેજ બીજ માહે સમાયે છે । ઊગીને કાઈ ફુટીને કાઈ

સેહેજ બીજથી બાહેર જાતુ નથી । બાહેર તો તારે જાયે ।જારે
કાઈ સેહેજ બ્રહ્માનો છેડો હોયે । એ સીસ સેહેજ બીજ માહે
સભાવ થયો । સભાવ માહે તો સંજોગ થયો । સંજોગ માહે તો
મોહોસુન થયો । મોહોસુન માહે સુન થયુ । સુનમાહે અવકાસ
થયો । તારે હે સીસ સેહેજ પણ રૂપ છે સભાવપણ રૂપછે ।
સંજોગ પણ રૂપ છે । અવકાશ પણ રૂપ છે । આકાશ પણ રૂપ
છે । મોહોસુનપણ રૂપ છે । સુન પણ રૂપ છે । જે એ છે એકો
તે પણ રૂપ છે । તેજ તે સરવે રૂપનુ બીજ છે । આકાશ તો
કાઈ સુખ રૂપ છે । આકાસથી જાડેરો સીત છે ।અને સીતથી
જાડેરો વાયુ છે । વાયુથી જાડેરો અગની છે । અગનીથી જાડેરે
પાણી છે। પાણીથી જાડેરો પવન છે । હે સીસ । એ છ તરતવતે
એક પરથવી છે । બીજો પાણી ત્રીજો અગની ચોથો વાયુ પાચમુ
સીત છટો આકાશ છ એ તરતવ જે છેયે આકાશથી ઝીણા
છે । આકાશ અવકાશ ઝીણો સુન આકાશથી ઝીણુ સુનથી
ઝીણો સંજોગ સંજોગથી ઝીણો સભાવ છે । સભાવ એજે પાચ
કહા । બીજા જે આકાશ માહેથી જાણ પાચ તરતવ થયા તેનુ કારણ
આકાસ છે । આકાશથી જે પાચ સુખમ તેહેનુ કારણ તે સેહેજ છે
સેહેજ તે સંપૂરણ બ્રહ્મ કહેવાયે જે પાચ સુખમ રૂપ તે સેહેજના પેટ-
માહે સમાયા જે આકાશમાહે છ તરતવ કહા । તે પણ સર્વે સેહેજ
માહે હતા । તારે સર્વે રૂપ તે સેહેજ બ્રહ્મ માહે સમાયા હતા । અંતે
સેહેજ થકી રૂપ થાતુ આવુ । તારે સર્વેથી ઝીણુ અપાર તે સેહેજ
બ્રહ્મ સેહેજના પેટમાહે કાઈ જાડેરો સભાવ । સભાવના પેટ માહે
કાઈ જાડેરો તે સંજોગ । સંજોગના પેટમાહે કાઈ જાડેરો મોહોસુન
મોહોસુનના પેટ માહે કાઈ જાડેરો સુન । સુનના પેટમાહે જાડેરો

અવકાશ । અવકાશના પેટમાહે જાડેરો આકાશ । આકાશના
પેટમાહે જાડેરો સીત । સીતના પેટમાહે જાડેરો વાયુ । વાયુના
માહે જાડેરો અગની । અગનીના પેટમાહે જાડેરો પાણી । પાણી
ના પેટમાહે જાડેરી પરથમી તે પરથમી થકી ચારે ખાણ । એક
તો ખાણ વનસ્પતીની । બીજી ખાણ બીજ ખાણ તે અનંત રસ
જોવી આવે છે । એક તો ખારો એક તો ખાટો એક મીઠો એક
તીખો એક મોળો તે કાઈ એક જવો નથી । સરવેના જુજવા
સંવાદ જુજવા સરૂપ જુજવા સબ્દ જુજવા સભાવ તેમા
એક વનસ્પતીની જે ખાણ તેની અનંત જાત । અને જે બીજી
ખાણ પરથમી થકી જે અલપ ખાણ તે અલપ ખાણનો ચારો
જે વનસ્પતી । વનસ્પતી ચારા માટે કામ ભોગ ઊપનો । તે કામ
ભોગ થકી જે એક ઈંડજ ખાણ । તે ઈંડજ ખાણમાહે અનંત પંખી
થયા । બીજા ધરતીના જીવડા થયા । તે ઉડી સકતા નથી તેનો
સભાવ તો સીત છે । તે સીત તો ભારે છે । તે માટે ઊડી સકતા
નથી । તારે તેમાટે ધરતીમાહે રહા છે । અને જીવડા કોને કરડે
તો વીખ ચડી આવે તે વીખ તે સીત અગની છે । તે જીવડાનો
સભાવ પણ સીત છે । તારે તે જીવડા કોને કરડે તારે તેને ગરમ
વસ્તુ ખવરાવે અથવા તે જાનો અથવા કાઈ ખાર તારે ખાટુ
તેટલુ ખાટુ છે તે ટાઢા માટે ખટાણમાહે પણ જે આન ઊપજે છે
જે આકાશમાહે પંખી ઊડે છે તે સર્વે માહે વીખ નથી । તેના
સભાવ ગરમ અગની છે । તે માટે ગરમ અગની સરવે માહે
હોવે । તો જાન કાઈ હોવે નહી । અદકી સીત અગની થાયે તો
મૃત્યુ પામે । તે માટે સીત અગની તો જમ છે । ગરમ અગની તે
જીવ છે । જીવ સર્વેમાહે રહા છે । જેટલુ દેહ ધારણ હોવે તે માહે

સર્વે રૂપમાહે રહ્યા છે । બીજી અલપ ખાણથી બીરજખાણથઈ તે વીરજ ખાણથી અનંત રૂપે પશુ થયા । અનંત રૂપે મનુષ્ય થયા તારે સર્વેના સભાવ સ્વરૂપ શબ્દ જાતી અનંત જુજવી થઈ । ગણતા તેનો પાર કાઈ છે નહીં ।

શિષ્ય પુછે છે હે સ્વામીજી એ તો ચૈતન્ય ખાણ થારે પણ જે પંડમાહે ખાણ કેટલી છે ।

સ્વામીજી કહે છે સાંભળો હે શિષ્ય । હવે તમને પાણી માહે જેટલી ધાતુની ખાણ છે તેટલી કહુ જીવાજોન પાણી માહે છે તેની ખાણ પણ કહુ । જે પહાડમાહે ધાતુની ખાણ છે તે પણ કહું જેટલી પરથમીમાહે ધાતુની ખાણ તે તમને સમઝાવીને કહુ ।

તારે શિષ્ય કહે છે, હે સ્વામીજી અમને તો કિમીયો કીધાનો ઘણો સંદેહ છે । જે સોનુ રૂપુ કિજીયે તે કેમ થાતુ હસે ।

તારે સ્વામી કહે છે હે શિષ્ય:- એટલુ તમોને સંપૂરણ અગનાન ઊભુ છે જે હજી તમે કુડનો સાચો વિચાર કરી જાણો નથી । તે માટે તમને કિમીયાનો સંદેહ ઊપજે છે તે સમઝે તો તમારો સંદેહ ભાજુ જે જેમ થાયે છે તે તમને કહુ । હે શિષ્ય ગધેડો કદી ઘોડો થાયે નહી તેમ કદી તાંબુ પણ સોનુ થાયે નહી તે માટે સોનુ પણ કીધુ થાતુ નથી । રૂપુ પણ કિધુ થાતુ નથી । તાંબુ પણ કિધુ થાતુ નથી । કલઈ પણ કિધી થાતી નથી । સીસુ પણ કિધુ થાતુ નથી । લોહુ પણ કિધુ થાતુ નથી । જસ્ત પણ કિધુ થાતુ નથી । એ શિખ જે સાત ધાત કહી તે પણ કોઈની કિધી થાતી નથી । એ સાતે પાહાડની ખાણો છે બીજે સજીઓ તે કોઈની કિધો થાતો નથી । વળી ગંધક પણ કોઈનો કિધો થાતો નથી । વળી હડતાળ પણ કોઈની કિધી થાતી નથી । મનસુબલાલ પણ કોઈનો કિધો થાતો નથી । લોબાન

પણ કોઈનો કિધો થાતો નથી । અભરક પણ કોઈના કીધો થાતો નથી । એ શિષ એ પણ સાતે પાહાડની ખાણો છે । મોતી પણ કેના કિધા તો થાતા નથી । પરવાલા પણ કેના કિધા થાતા નથી । કાપુર પણ કેનુ કિધુ થાતુ નથી । અંકલબેર પણ કોઈનો કિધો થાતો નથી । હિરા પણ કોઈનો કિધો થાતો નહી । ઝેહેરીમોહોરો પણ કોઈનો કિધો થાતો નથી અથવા અનંત મોહોરા થાયે તે સભાવે પાહાડ થકી થયા છે સરવે પરથવી તથા દરીયા થકી સેહેજ ઊપજે છે હે શિષ એ રીતે ઊતપત થાયે છે ।

શિષ્ય કહે છે હે સ્વામીજી તમે કહુ તે અમને જથારથ તારે થાયે જ્યારે સર્વેના ઠેકાણા બતાવી દિયો । જેમ થયુ હોયે તેમ સમજાવી દિયો । જગત સર્વે એમ કેહે છે જે કિમીયો સાચો છે । તારે સાચાને કુડાની પરખા કેમ પડે ।

તારે સ્વામીજી કહે છે સાંભળ એ શિષ્ય । સર્વે ધાતુનો તોલીને તોલ કહુ તેને તુ તોલીને જો તો તમારો સંદેહ ભાગે । એક સંચો બનાવીયે એ શિષ તે સંચામાહે સોનુ ગાળીને ભરીયે વળી સોનુ કાડીને રૂપુ ગાળીને ભરીયે । રૂપુ કાડીને ત્રાંબુ ગાળીને ભરીયે । ત્રાંબુ કાડીને કલઈ ગાળીને ભરીયે । કલઈ કાડીને લોઢુ ગાળીને ભરીયે । લોઢુ કાડીને પારો ભરીયે । પારો તથા સર્વે વસ્તુ અથવા ધાતુ એ સર્વે એક કાટામાહે તોળીયે તારે સંચો તો સર્વે ધાતુનો એક છે । તારે સંચામાહે તો સર્વેનુ માપ સરખુ આવુ છે । સર્વે દેખામાહે તો એક જેવડુ છે । સર્વે ધાતુ તોલીયે તારે સાઠ ગદીઆણા સોનુ થાયે । પચાસ ગદીઆણા પારો થાયે । ત્રીસ ગદીઆણા રૂપુ થાયે । પચીસ ગદીઆણા સીસુ થાયે । વીસ ગદીઆણા તો ત્રાંબુ થાયે । સોળ ગદીઆણા તો કલઈ થાયે ।

ચૌદ ગદીઆણા તો જસ્ત થાયે । બાર ગદીઆણા તો લોહુ થાયે। સાત ગદીઆણા તો માટી થાયે । ચાર ગદી આણા તો પાણી થાયે । એક ગદી આણાની હજારમી પાતી વાયુ થાયે। વાયુની હજારમી પાતી અગની થાયે। તેટલી હલકી અગનીછે અગનીથી હજારમી પાતી તો હલકો આકાશ છે।
તારે શિષ્ય કહે છે હે સ્વામીજી તમે સોના થકી ઊતરતુ પાણી સુધ સરવેનુ ભરત કહુ તોલપણ કહુ । હવે વાયુ અથવા અગની અથવા આકાશ એનો માપ અથવા સચો એનો તોલતે કેમ તોલાયે।
તારેસ્વામીજી કહે છે એનો તોલ પણ કહુ । સંચો પણ કહુ।વાયુનો સંચો ચામડાની કોથળી ઝીણી કરીયે ઘડો કરીયે । પછીતેણે ફૂકીને પવન ભરીયે । પછે તેણે તોળીયે જેટલી રતી થાયે તેટ-લુ પરમાણુ ગણીયે । અગનીનો તોલ કોયેલા । કોયેલાતોલીને વજન કરીયે । પછે સલગાવીએ પછે તોલ કરવુ । તારે તેનુ તોલ જણાઈ આવે । જેટલુ તોલ અદકુ થાયે તેટલુ અગનીનુ તોલ જણાઈ આવે તથા જણાયે આકાસનુ તોલ અનંત હલકુછે તે માટે હલકુ છે ।જે અગની વાયુએ માંસ માઈ જાયે છે ।તેમાંટે એ શિષ તમે એમ જાણો છો જે અમે તાંબાનુ સોનુ કરૂ। તે સોનુ ત્રાંબાનુ કેમ થાયે । કલઈ તો સ્ત્રી છે તથા સ્ત્રી જેવી છે। જે કાઈ રૂપુ છે તે પુરસ છે । કલઈ જો અગની માહે નાખે ।તે બળી જાયે છે નીસતે છે ધાતછે એ ધાત અગન માહે ઝાલે નહી એ ધાત પોચી છે । મનીસ કેહે છે જે નવટાક પાણીછે સેર કલાઈ માહે તે સુકાઈ જાયે તો રૂપુ થાયે । તારે એ શિષ એમ તે કહે છે જે મુરખે સર્વે ધાતુને તોળી જોઊનથી।તોળી જુવેતો ખોટુ લાગે તથા જાણે જે અગેનાની મનીસ એમ કેહે છે । જે

કલઈનુ પાણી સુકે તો રૂપુ થાયે । તે તો મુરખોમાટે કેહેછે । એ શિષ્ય કલઈનુ પાણી સુકે તારે રાખ થાયે પણ રૂપુ ના થાયે । સીસુ પણ પાણી છે તે ખોટી ધાત્ત છે તે પણ બળીને રાખ થાયે । પણ રૂપુ થાયે નહી એ ધાત પણ ખોટી છે । એ ધાત તોલે પણ હલકી છે । સભાવે પણ ખોટી છે । બાળે રાખ થાયે પણ રૂપુ થાયે નહી જેનો સભાવ જેવો છે તેનો તેવો છે । મધમનો ઓત્તમ થાયે નહી । ઓત્તમનો મદયમ થાયેનહી । તેમે એ શિષ તાંબુ એ પણ સોનુ થાયેનહી । કલઈ પણ રૂપુ થાયેનહી અથવા સોનુ થાયે નહી ।સોનાની ખાણ નીઆરી છે । તે કાકરીમાહેથી થાયે છે । કલઈપણ કાકરીમાહેથી થાયે છે । લોઢુ પણ કાકરીમાહેથી થાયે છે । જસ્ત પણ કાકરી માહેથી થાયે છે । સીસુ પણ કાકરી માહેથી થાયે છે । તારે એ શિષ એ કાકરીમાહેથી થાયે છે પણ કિધુ થાયે નહી । સાત ધાત તો અમે તમને કહી જે કાકરીમાહેથી થાયે છે

શિષ કહેછે હો સ્વામીજી એ સાત ધાત તો અમને જાણી પણ એ કાસુ કેમ થયુ । અને પિતળ કેમ થાયે છે । ન

સ્વામીજી કહે છે હે શિષ્ય કાસુ તો એમ થાયે છે જે ત્રણ ભાગ ત્રાંબુ ચાર ભાગ કલઈ તેમા ભેળી કરીને તેમા નવસાર ને ટંકણખાર નાખે છે । તે ખાર નાખીને દેવતામાહે પકવે છે । તેનુ કાસુ થાયે છે । અને પીતળ તેમ થાયે છે । જે બે ભાગ ત્રાંબુ ત્રીજો ભાગ માહે જસ્ત તેમા પણ ટંકણખાર નાખીને ભટ્ઠીમાહે પકવે છે તેનુ પિતળ થાયે છે । તારે સાત ધાતો તો કાંકરીથી થાયે છે । કાસુને પિતળ બનાવેલા થાયે છે ।

શિષ્ય કહે છે હે સ્વામીજી સોનુ રૂપુ જે તમે કહો છો જે કરવા જાયે તો ખોવાર થાયે । અતીત અથવા જોગી જુગત કરી દેખાડે છે

તે કેમ ખોટુ જાણીયે ।

તારે સ્વામીજી કહે છે હે શિષ્ય જેમ કિમીયા કરે તો ખોટો થાયે તે તમને કઈ દેખડાવુ એતો સરવે કરનુ કરે છે કાઈ કામી ઓ સાચો છે નહી । એતો જગતને એમ ખોટુ કરીને દેખાડે છે જગતને ધુતવાને કાજે તે માટે દેખડાવે છે । જે કોઈ લોભે લાગે ને તેની ચાકરી કરે ।

તારે શિષ્ય કહે છે હે સ્વામીજી એ આખી જગતને કરી દેખડાવે છે તે કાઈ ખોટુ છે ।

સ્વામીજી કહે છે હે શિષ્યઃ– એ કરી દેખડાવે છે તેની હકમત તમને કહુ । એ એમ કરે છે । સોનુ અથવા રૂપુ ગાળીને ચકતીઓ ગદી આણાની અથવા અદકી અથવા થોડી તે કરીને પોતાની પાસે રાખી મેલે છે । આગળ લીલા છાણા માહે નાખીને સુકવી મેલે છે । તે છાણામાહે રૂપાની ચકતી અથવા સોનાની ચકતી રાખી મેલે છે પછે કેને દેખાડવાની કરે છે । જગતને દેખાડવાનુ કરે છે । તારે આગળ જે છાણા માહે રૂપુ અથવા સોનુ નાખીને મેલેલુ હોયે છે । તેને કોથીને વચેથી પોલુ કરે છે । દેખાડવાનુ હોયે તેને કહે સેજે તુ પારો લઈ આવ તો તુને રૂપુ કરી આપુ તારે હાથે સાથે કરીને લઈ જા । તારે તે માણસ પારો લેઈ આવે । તારે તે પોતે તે છાણામાહે નાખીને કરી દેખડાવે છે અથવા તેને હાથે કરાવે છે પછે તેની આગળ દેખડાવે છે । તારે પારો તો ઊડી જાયે । પછે સોનાની ચકતી અથવા રૂપાની ચકતી હોયે તે રહી હોયે તે મનીસને કેહેજે રૂપુ કે સોનુ થયુ । પછે એક કરી દેખાડીને જગતને ધુતી ખાયે છે એ અથવા નાસી જાયે છે લેઈને એક થોડુ કરી દેખાડુ તે જગત ધુતાને કાજે । બીજા અંદક ધુતારા હોયે ।

તેવળી એમ કરે જે વળી સોનાના કડા ઘડાવે । પછે વળી ગદીઆણા બે પારો લે । પછે વળી ગદીઆણા એક રૂપાનાં તે પરકરે કે અથવા બુરૂ કરાવે । પછે વળી પારાને રૂપાને ભેળું લઈને વાટે તે પારોને રૂપુ ભળીને ગદીઆણા ત્રણની લુગદી થઈ જાયે । પછે તે લુગદી લઈને સોનાના કડાને લગાડે તારે રૂપાના થઈ જાયે । એ સોનુ હોયે તે ઢકાઈ જાયે તે કડા રૂપાના જણાયે અથવા વેટી તે રૂપાની જણાયે । પછે તે કડા ચેલાને હાથમાહે રખાવે । પછે બીજી ધરતીમાહે જાયે । બીજા દેશમાહે જઈને શીષ્યને પુછે જગત દેખતા જે કાઈ ખરચી છે । તારે ચેલો કહેજે માહારાજ ખરચીતો થઈ રહી છે । તારે કેહેજે ચેલા તમારા હાથ માહે વીંટી છે તે દેવો તો તેની ખરચી કરીયો । તારે ચેલો કહે છે જે માહારાજ એ રૂપાની વીંટી વેચે કાઈ આપણો અરથ સરસે નહી । તારે ગુરૂ હસીને કેહે છે જે હે ચેલા ગંધકનુ તેલ તમોને આપ્યુ હતુ તે તમારે પાસે હતુ તે લાવો । તારે ચેલો લાવીને ગુરૂને આપે । તારે ગુરૂ તે લઈને વીંટીને ચોપડે । ચોપડીને સોનીને કહે જે અમને ગાળીને આપો । તારે સોની તે ગાળે । તારે તે પેલો રૂપાનો પાસ પારાનો પાસ બળી જાયે તારે સોનુ થઈ જાયે । જે હતુ તે સોનુ થઈ આવ્યુ । પછે તેને જગત જુઠાને સાચુ કરીને માને । તે સાચુ માનીને ધુતાયે । તારે જુઠી લાલચે લાગીને પોતે ખોવાર થાયે ।

શિષ્ય કહે છે સ્વામીજી બીજુ જે ત્રાંબાના પૈસાનુ સોનુ કરે તે કેમ કરતા હસે । તારે સ્વામી કહે છે સાંભળ હે શિષ્ય જે ધુતારા થાયે છે તે સોનાના પૈસા કરે છે - કરાવે છે । તે પૈસા લઈને ભોએરીંગણીના રસમાહે નાખે છે । તેમાહે લઈને મોરથુથ પણ નાખે છે । તારે તે ભોએ

રીંગણીનો રસને મોરથુથ તેનો કસ કરીને તે પૈસા ત્રાંબા સરખા દિસે। તે લઈને ધુતારા પોતે પાસે રાખે છે। પછે જગતને ધુતીને દેખડાવે છે। તે પછે સોનાના પૈસા હોયે તેને તાંબાના કરીનાખે છે। તારે પાછુ સોનુ સોનુ દેખાયે છે। એમ કરીને જગતને ધુતી ખાયે છે। તે દષ્ટાંતે કાઈ વાસણ કળશીયો અથવા કાઈ વાસણ કરી દેખાડે છે તો એમ ખરૂ દેખાડુ એમ અનંત હકમત ધુતારા કરી દેખાડે છે। સોનુ અથવા રૂપુ કરી દેખાડે છે। તે ખોટુ છે માટે અગનાની છે। તે એને કરે તે ધુતારો છે।

તારે શિષ્ય કહે છે હે સ્વામીજી એ કિમીયો તો ખોટો છે પણ હવે જે કાઈ સાચી હકમત હોવે જેથી પેટ ભરાનો ઊપાયે થાયે સાચી હોવે તો કહો।

તારે સ્વામીજી કહે છે હે શિષ્ય જે કોઈ કેહે જે સોનુ રૂપુ કરી આપુ તે મનીસનીશ્ચે સર્વે ખોટુ છે। સાચુ કહુ તે માનજો તે કરજો।

શિષ્ય કહે છે જે હિંગલો કિધો થાયે છે। રસકપૂર પણ કિધો થાયે છે દાલચીકણ પણ કિધો થાયે છે। રસવંતી પણ કિધો થાયે છે। નવસાર પણ કિધો થાયે છે। જંગાલ પણ કિધો થાયે છે। સીંધૂર પણ કિધો થાયે છે। સુરોખાર પણ કિધો થાયે છે। ફટકડી પણ કિધો થાયે છે। કાથો પણ કિધો થાયે છે। જવખાર પણ કિધો થાયે છે। એતે એમ કેમ થાયે કાઈ અમને તો કરતા આવડતુ નથી।

તારે ગુરૂ કહે છે સાંભળ હે શિષ્ય એ જે થયાનુ તમને કહુ જે એમ થાયે છે। હિંગલો તો ચારસેર ગંધક લીજે। બ સેર પારો તે ભેળો કરીને વાટીયે। વાટીને મોટા ઘડા જેવો આંતસીજે સીસો મોટો આગમાહે જે ફુટે નહી તે સીસામાહે ગંધકને પારો વાટેલો હોયે તે સાથે ભરીયે। સીસને સાત લેપન લુગડાને માટીના કરીયે પછે સુકવીયે। પછી મોટી હાંડલીની ઠીબ લઈને પછી તે માહે

રેતી ભરીયે । સીસો મલીને તેની ભાઠી કરીયે ને તાપ કરવો આઠ પોર પછે તે હિંગલો થાયે । બીજો જંગલજે થાયે તે તમને કહુ થયાનો જોગ ચાર મેણ તો સેલડીનો રસ લીજીએ । તે રસને ગાળી કરીને પંધર દાઢા ભોએમાહે રાખીયે । પછે તેને સોળમે દાઢે કાઢીને ગાળીયે । ગાળી કરીને ગોળમાહે રાખીયે ધરતી માહે રાખીયે । દાટીને પછી તે માહે બે મણ તાંબુ નાખીયે ભુકો કરીને તે ચારમણ રસમાહે તે પછી એકવીસ દિવસ સુધી રાખીયે ।ત્રીસ દિન તથા ચાલીસ દિન સુધી રાખીયે પછે કાઢીયે તો જંગાલ થાયે । સેલડીના રસમાહે થાયે તેમ વળી દરાખના રસમાહે પણ થાયે । તારે સ્વામીજી કહેછે હે શિષ્ય ટંકણખાર કરાનો જોગ કહુ છે । જેમ થાયે છે તેમ કહુ । ચારમણ સાંજીખાર લીજીયે । જે કઠણ હોયે તે સાંજી ખારને ખાંડીનેનાખીયે । મોટા કુંડામાહે તે પાચ છો ઘડા પાણી નાખીયે । તેથી એકહાથ પાણી ઊંચુ રેહે તે સાત દિવસ લગી ભીનો રેહે । લાકડીયે હલાવતા રહીયે । પછે તેના ઊપર સાફ પાણી નીતરી આવે તારે તે પાણીને હાંડલામાહે નાખીને ઊકાળીયે તે સુકવીયે તે ખાર થઈ રહે । પછે કચરો રેહેતો નથી । ને રેહે તો નાખીયે છે । એનો જેટલો ખાર નિકળે દોઢમણ તે ખાર જે થાયે સાંજીથી તેમા ત્રણ ભાગ ફટકડીના નાખીયે । તે લઈને વાટી ભુકો કરીને એક ગોળામાહે નાખીયે પછે તે માહે દરાખનો રસ નાખીયે । જેમ કાઈ થોડુ નરમ થાયે પછે તેને સુકવીયે અથવા ધરતીમાહે રાખવુ દિવસ પંદરવીસ સુધી । કઠણ થાયે તારે કાઢવુ એમ ટંકણખાર થાયે । તેમ એ શિષ એ ત્રણ કસબ કહા તમને એ સાચાછે । બીજા અનંત કસબ છે તે પણ સાચાછે જુઠા નથી । અને સાચા કસબ તો —

કિમીયા જેવાછે । સોના રૂપાના કિમીયા તે તો ઘરગઆનાછે તે થકી હાંસલ થાયે નહી કસબ તો સાચો કિમીયો છે જે કસબે થઈ આવે તે ઓતમ છે ।

તારે શિષ્ય કહે છે હે સ્વામીજી કસબ તો તમે અમને સાચા કહા । કિમીયા તો તમે અમને જુઠા કહા । એ ત્રાંબુ જે માણસ મારેછે ને ખવરાવે છે તેનો સો ગુણ છે ।

તારે સ્વામીજી કહે છે હે શિષ્ય જે ત્રાંબુ ખવરાવે છે તેણે પણ ફિટકાર છે તારે શિષ કેહે છે હે સ્વામીજી એ ત્રાંબુ તે ભુંડુ કહુ તે સાં માટે એમા સો અવગુણ છે । જગત તો સર્વે ત્રાંબાને હડતાલને પારો મુવાને કેહે છે જે મારીને ખાયે તો કદી મરે નહી । કદી ઘરડા પણ થાયે નહી । તારે સ્વામીજી કેહે છે હે શિષ જે મનીસ કેહે છે જે મનીસ ત્રાંબુ ખાધે ઘરડો થાયે નહી । તે પણ સમઝી સકતો નથી । ત્રાંબુ ખાધે ઘરડો થાયે નહી । પણ જીવતો રેહેતો ઘરડો થાયે । પણ જીવતો રેહે નહી તો ઘરડો કેમ થાયે । તારે હે શિષ જે પારો ખાયે તેથી સુ મલ ખાયે તો સારૂ પણ પારો અથવા ત્રાંબુ અથવા હડતાલ જે મારીને ખાયે તેથી રીબી રીબીને મરે હે શિષ ત્રણ ધાતુથી સુમલ ખાયે તો સારો છે ।

તારે શિષ્ય કહે છે હે સ્વામીજી તમે તો એ ત્રણે ધાતુ ભડી કહી પણ તેને જોગી અથવા સર્વે લોક તેને તો સોધતા ફરે છે । જો એને મારીયે તો સારૂ ।

તારે સ્વામી કહે છે હે શિષ્ય જે ધાતુ મારાને કાજે જે ભ્રમે છે તેને મોહોત જડતુ નથી તે સોધતા ફરે છે । સાહા માટે જે આંધળા છે જે આંખો નથી । આંખો હોયે તો ભરમનામાહે પડે નહી । એ શિષ બીજા અનંત ઓસડ સાચાછે તે કરે તો તેને કરાર

થાયે કરાર થાયે તો મરે પણનહી ।
તારે શિષ્ય કહે છે હે સ્વામીજી તમે જે અમને કિમીયા ખોટા કહ્યા
તેમ જે ધાતુ ત્રણ તે પણ ખોટી કહી । એ કિધામાહે અવગુણ છે।
પણ તેણે મારીને જોઆની હોસ છે। પારો તો કેમ મરતો હસે।
હડતાલ કેમ મરતી હસે અને ત્રાંબુ કેમ મરતુ હસે તો તે મારાનો
જોગ અમને કહો હો સ્વામીજી ।
તારે સ્વામીજી કહે છે હે શિષ્ય તમે સાંભળો તો તમને કહુ જે
મરે છે કે નથી મરતી તારે એ સીસરે ગંધકસાથે પણ મરછે
પતરા કરીને તેને ઊપર તલે ગંદક દિજે । વાસણમાહે ઘાલીને
તાપ માહે મેલતા ખાખ થઈ રહે અને મીઠામાહે મારીયે તો
પણ મરે । પતરા કરીને મીઠુ તળે ઊપર દઈએ અને તાપ દઈએ
તો મરે । કુવારના રસમાહે મારીયે તો મરે। બીજા અનંત રીતે મરે
તારે શિષ્ય કહે છે હે સ્વામીજી કાળુ અથવા અસમાની રંગનુ તો
મરે છે પણ સપેત કેમ થાયે। સપેત થાયે અને પાણીઊપર
તરે અનાજ ઊપર મેલેને ડુબે નહી । પાણીઊપર મેલેને ડુબે
નહી । તેવુ તેવુ ત્રાંબુ કેમ મરે ।
તારે સ્વામી કહે છે હે શિષ્ય એક દસસેર સુકાકેરા તેને ખાંડીને ઝી-
ણો ભુકો કરીને તાબાના તળે ઊપર મેલીને વાસણમાહે ઘાલીને
તાપ દેવો । તારે કલાઈ ચુના સરખુ થાયે બીજો આખો પૈસો
મારવા હોયે તો ચીકણી બુટી થાયે છે લાલ ડાંડલીની તેને
હેઠે તેલ ઢલુ હોયે છે। તેવા તેના પાંદડાના પાંદડા ચોલીને
મેલે તળે ઊપર મેલીને તાપ કરાવે તો પૈસો મરે। એ પૈસા
તો એમ મરે । પૈસો મારેલો ખાયે તારે તે પણ મરે તે માટે
તો પણ હલકો થાયે છે । તે હલકાનો સભાવ પાણીઊપર તરાનો
છે

તે ખાયે તારે તે નાડીયે પાણી ભેળો ચડી જાયે । તે નાડીમાહે
બંધાઈ રેહે । બંધાઈને માણસને મારે । મોડો અથવા વેલો મરે।
તારે શિષ પુછે છે હો સ્વામીજી પારો કેમ મરે છે ।
તારે સ્વામી કહે છે હે શિષ્ય પારો તો પાણી છે પાણીનો સભાવ રાખે
છે તે પણ પાણી કદી બંધાયે નહી તેમ હે શિષ્ય તે પારા તે કાઈ
અગની માહે ટકે નહી તે અગનમાહે બળી જાયે । અને હડતાલ
પણ ધુવાડાની જાત છે તે ધુવાડો કાઈ અગની માહે બળે નહી
તે ઊડી જાયે । હડતાલમાહે ચોથા ભાગ માટી છે તે રહી જાયે છે
તે મનીસ જાણે જે હડતાલ ફુલે છે પણ હડતાલ તો ઊડી જાયે છે
તેનો કચરા રહી જાયે છે । તે કચરો ખાયે તો જાણ થાયે । તારે એ
શિષ હડતાળ પણ મરતો નથી । ધુવાડો થઈને ઊડી જાયે છે । અને
ગંધક પણ અગની જ્યોત છે । તે બળી જાયે તેનો તોલ થાયે નહી
તેના અરંગ થાયે તે સેર ગંધક બાળીયે જંતરમાં તારે એક તોલો પાણી
જેવો અરગ નિકળે । તે ગંધકનો પરસેવો પણ તેનુ તોલ થાયે નહી
તેણે કોઈ કાઈ પણ ખાયે નહી । ખાયે તો ગુણ કરે કાઈ અવગુણ કરે નહી
તારે શિષ્ય કહે છે હે સ્વામીજી તમે તો કહુ જે સર્વે ધાતુ ખોટી છે । પારો
બંધાયે છે માણસ તે કેમ બાંધે છે । તારે સ્વામી કહે છે સાંભળ
હે શિષ પારો બાંધી દેખાડે છે તે કહુ । એક પાસેર હલંધર લીજી-
યે ચાર પૈસા ભાર સપેતો લીજીયે । તે કલેઈનો જે બાંધી રાખે છે
તે સપેતાને પણ વાટીયે અને હલદરને પણ વાટીયે । પછે તે છા-
ણાને કોરીયે તેમા ચાર પૈસા ભાર હલદર નાખીયે તેના ઊપર બે
પૈસા ભાર સપેદો નાખીયે તેના ઊપર બે પૈસા ભાર પારો ના-
ખીયે તે ઊપર બે પૈસા ભાર સપેદો નાખીયે । તેના ઊપર બે પૈસા
ભાર હલદર નાખીયે । તે ઊપર બે છાણા મુકીને સળગાવી મુકીયે

પછે સર્વે કાંડીયે તો બંધાઈ રેહે એ સીસ મનીસ તો એમ
જાણે છે જે પારો બંધાયો પણ પારો બળી જાયે છે। કલઈ
બંધાઈને દાણા દાણા બંધાઈ રેહે છે । તારે શિષ અનંત પર-
કારે જગતને ભરમાવે છે અને પોતે પણ ખોવાર થાયે છે ।
ધાતમારાની ઈચ્છા કરે તે ગુરૂને ફિટકાર છે । ચેલાને પણ ફિટ-
કાર છે તારે હે શિષ કે દી કિમીયા પણ થાયે નહી । જે ધાતુનો
કે અથવા પારાનો અથવા કાકરીનો કે અથવા અનંત પર-
કારના સભાવ જુજવા છે તે માટે ભુંડાનો સભાવ તે ભલો
થાયે નહી । ભલાનો સભાવ તે ભુંડો થાયે નહી એ સીસ
મોતી પણ દરીયા માહે થાયે છે અંકલબેર પણ દરીયામાહે
થાયે છે હીરા પણ દરીયા માહે થાયે છે । કેરબો પણ દરીયા
માહે થાયે છે । અથવા ડુંગરમાહે જે પાહાડમા તેમા જે ખાણો
છે । તેમા પણ થાયે છે । ઝેહેરી મોરા અથવા અનંત પરકાર-
ના મોહોરા તે પણ દરીયામાહે થાયે છે અથવા પાહાડમાહે
થાયે છે જે પારખુ હોયે તેણે જડે તારે તે કાકરા અનંત રોગના
કામ આવે છે પણ તે કાકરા સાથે સોનુ કે રૂપુ થાયે નહી। એ
પારસ તે ગુરૂ છે અમુલ તે અમુલ માણેક તે અનુભવ છે ।
જેની જ્યોત ઊપર સર્વે ભુડી ભલી વસ્તુ જાણીયે જે સાચુ તે
સાચભાવે કુડુ તે કુડુ ભાવે તે ગીનાનીને ઠાવ કરતકે છે । બીજા
રેહે તેને દુસટ માટે છે । સાચા પારસ તે ગુરૂ છે । બીજે જે બાર
જગત ગુરૂ કેહે છે તે દુસ્ટને કાજે કહુ છે । જે આ દ્રષ્ટાંત તે માટે
કહ્યુ છે। એ દ્રષ્ટાંત વીના અગનાનીને સિધાંત જણાયે નહી ।
તે માટે ગુરૂ એ દ્રષ્ટાંત સતને રતન તે પારસનુ દ્રષ્ટાંત દિધુ છે ।
(શિષ્ય કહે છે હે સ્વામીજી) એ જમાવીના તે કેમ જીવતા હસે । ઘણા

ઘણા તો ધરતીમાહે જીવતા દટાયે છે તે બીજી ધરતીમાહે જઈને નિકળે છે । તે કેમ નિકળતા હસે । એક તો માણસ મુવા જીવતા કરે છે । તે કેમ જીવતા હસે । એકતો કેને દિકરા આપે છે કોઈને ધન આપે છે । સીધ્ધી કરીને એક તો પાણીનો દિવો કરે છે । એક તો અણલખે છે લખાવીના હાથ અબર પડે છે વળી હાથ અખર કરી દેખાડે છે । એક તો વસ્તીથી ગાઊ બે ગાઊ ઊપર મઢી કરીને રેહે છે બાહેરપણ નિકલતા નથી । તેમા બેઠા જગતને ભોજન આપે છે । જેને જેવુ ઈચ્છે તેને તેવુ આપે છે । એક તો સરાપ દઈને આગલગાડે છે તે કેમ લગાડે છે । એકતો મુરતનો દિવો કરી દેખાડે છે । તે કેમ દેખાડે છે । એકતો કુવામાથી ખાલી ઘડો મુકીને દુધ ભરી ભરી કાઢે છે તે કેમ દેખાડે છે । તે કેમ દુધ થાતુ હસે । એકતો પાણી દુધ કરી દેખાડે છે । એકતો મિઠાઈ અથવા પાનસોપારી અથવા હરેક ચીજ કરી દેખાડે છે । તે જગતને ખવરાવે છે તે કેમ હસે એક તો મનીસને મનની વાત કરી દેખડાવે છે । તમારૂ ભલુ થાસે કે અથવા ભુંડુ થાસે તેને સંગત સાચો કરી માને છે । એકતો દસમે દુવારે કપાલી આસણ કરે છે તે મસાનથી । તે મરતા કેમ નથી । એવા પ્રકારની અનેક સિધીઓ કરી દેખાડે છે જે એ સિધ્ધીતનો તો ગણતા પાર આવે નહી । તારે એ સ્વામીજી અનંત જે સિધ્ધી થાયે તે અમને તો મોટો સંદેહ છે એ સંદેહ તો અમારો નિવારણ કરો । સ્વામી સાચો હોયે તો અમને સીખવો । ગુઠો હોયે તો અમને કહી દેખાડો ।

તારે સ્વામીજી કહે છે હે શિષ્ય તમને કહી સમઝાવુ તુ મન દઈને સાંભળ । એ સિધ્ધી સર્વેનો ઊપાયે કહુ । જેમ જગતને કરીને

દેખાડે છે । એ જે કરી દેખાડે છે તે સર્વે મિથ્યા છે તે કાઈ સાચુ
છે નહી । એ સિધ્ધી કરી દેખાડે છે તે ધુતારા છે । હજુ તેને કાઈ
ગિનાન થયુ નથી । અગનાનમાટે ખોટુ કરીને દેખાડે છે । એ
શિષ્ય તે કરી એમ દેખાડે છે । જે એક ચામડાની કોથળી કરીને
તેને એક ચામડાની ભુગલી કરે તે ભુગલીને છેદ કરે છે । તે કોથલી
માહે દુધ ભરે છે તે ભરીને પેડુ આગળ બાંધે છે । ધોતીયાની
માહેલી કોર બાંધે છે જ્યારે જગતને છેતરે છે તે એમ કરીને
છેતરે છે । તે એમ કરીને પેસાબ ધુધનો કરી દેખાડે છે । બીજા
જમતા નથી તે પાણી પણ પીતા નથી । મંડીનીમાહે બેઠા છે
આવતા જતા દેખાતા નથી તે તો માહા પકવાન ધરતી માહે
દાટી મુકે છે તે બેઠા બેઠા ખાયે છે । જ્યારે તે ખુટે છે તારે તે
બાહેર નિકળે છે । તારે જગત અગનાની તેને પુછે છે । બીજા
તો સર્વેને ભોજન આપે છે । જેને જેવું તેને તેવું પોતે મંડીમાહે
બેઠા આપે છે જેને જેવું તેને તેવું મન ગમતુ ભોજન આપે છે ।
તેના બીજા સંગતી રેહે છે સેહેરમા તે પકવાન તાહા પકાવે છે ।
તે સણગમાથી તે સિધ્ધને પોચાડે છે । તેમાટે જગતને એમ કરીને
ધુતે છે । તે જગત અગેનાની તે જાણી સકતો નથી । બીજા
દેસમાહે ધરતીમાહે દટાએ છે જઈ બીજા દેસમાહે નિકળે છે ।
તે તો એમ કરે છે જે રાતના એક ખાડો મોટો ખોદે છે । તેવા
કામ જગા એટલી કરે છે । પોતાની પેઠા જેટલી કરે છે તેને થોડા
માહે બીજી કોરાયે છે । પછે બીજા ખાડામાહેથી નિકળી જાયે છે
રાતે જે ખાડામાહે દટાયા હોયે તેમા ચેલા મીટુ ઊપર વાળે છે
પછે તાથી નિકળી જાયે છે । પછે બે ચાર વરસ બીજા દેસમાહે
રેહે છે પછે આવે છે । એમ પાખંડે પરથમી ધુતી ખાયે છે ।

છઠા તો પાણીને દુધ કરે છે તે તો એમ કરે છે જે સાકર ને
સપેતો વાટીને તેની કોથળી ભરી રાખે છે પછે ઘડો લઈને
ઢાકીને પછી તે માહે તે કોથળી ભરી હોયે તે ઠલવે છે। તેનુ દુધ
કરીને દેખાડે છે। સાતમો કુવામાહેથી પાણિનુ દુધ એમ કરી
દેખાડે છે। જે ઘડામાહે સાકર સપેતાને નાખીને થાપીને પછે
ઘડો કુવામાહે નાખીને હલાવે છે। તેનુ દુધ એમ કરીને દેખાડે
છે। આઠમો ફતુવો જે મુરતનો અથવા પાણીનો દિવો કરેછે
તે કરી દેખાડે છે। તે એમ કરે છે પૈસા ચાર ભાર ઓત્તમ
મીણ લાવે છે। પૈસા ચાર ભાર લે છે કપૂર બરાસ। તે મીણ-
ની ને બરાસની દિવેટ કરે છે તેનાઊપર રૂપણ વલગાડે છે
તેની દિવેટ કરે છે। તે દિવેટ છાની પોતાની પાસે રાખે છે
પછી જ્યારે જગતને દેખડાવે છે બીજી દિવેટ હોયે તે ફગાવી
નાખે છે। પોતાની દિવેટ હોયે તે આગળ કરે છે તે પાણીનો
દિવો એમ કરીને દેખાડે છે। વળી બીજા જે હાથમાહે થુવરના
દુધના અક્ષર લખી રાખે છે પછે કાગલ બાલીને હથેળી
માહે લઈને ભુસે છે પછે તેના અક્ષર દેખાઈ આવે છે તેમાટે
દુધમાહે સઈ વળંગી જાયે છે તે માટે અક્ષર માલમ પડે છે। અને
બીજાને જે કાગળ દીસના લખી મેલે છે સપેતા સાથે તો દિસે
સો દેખાંત નથી રાતના તો દિવાસામા કરે છે તો દેખાઈ આવે
છે। અક્ષર એમ કરીને દેખાડે છે। જે જંત્ર મંત્ર એ ખોટા છે
સીદ્દી પણ ખોટી છે। બીજી સીદ્દી જે મુવા જીવાડે છે તે એમ
કરે છે જે પોતાના દેસમા સંગીને લઈ નીસરે છે। તે સર્વે
ધુતારા થઈને બીજા દેશમાહે આવે છે। તે મોટા સહેર માહે
રહીને સંગી પોતાનો હોયે તે સંગીને લઈને લુગડા અને હથીયાર

દઈને કાંઈ છેડે ઘણા પૈસા બંધાવે તેને એમ કહેજે તું જઈ શહેર માહે કેઈ પેડીયે રેહે । તે ઠેકાણુ બતાવજો ફલાણે ઠેકાણે પડી રહેજે રોગીસ થઈને પછે ગુરૂતો પોતાની ઠેકાણે પડી રહે તેના ચેલા ફરતા ફરતા રોગી પાસે આવે છે । તે રોગીસપાસે અનંત જગત પણ આવે છે જે બાપડો મુસાફર દુઃખી થાયે છે કોઈ ચાકરી કરનારો નથી તારે એ જે સંગીના ધુતારા આવીને ઊભા છે જે પોતામાહે એમ કહેવાલાગા જે માહારાજ પાસે એને ઊપાડી લઈ જઈએ તો એને કરાર થાયે । જ્યારે ધુતારા એમ વાત કરે તારે જગત સઊ સાંભળે છે । તારે જગત ધુતારાને એમ કહે છે જે માહારાજ એને એવું કરો જે કરાર થાયે । તારે ધુતારા જગતને એમ કહે છે જે અમથી તો કાઈના થાયે । ગુરૂ પાસે લઈ જઈએ તો કરાર થાયે । તારે જગત તો એમ કહે જે ચાલો તો એમ કરીયે । એમ મહારાજ કિરપા કરીને સાંજો કરો । પછે ધુતારા જગત સર્વે મેલીને અરદાસ કરી જે મહા-રાજ એ રોગીસ છે એને સારો કરો । પછે સિધ્ધીવાળો ધુતારો તો એમ કહેવા લાગો જે અમે કાઈ કરતા નથી । પણ હવે એને જેમ તેમ કરીને જીવાડસો । પછે એવા ધુતારાના વચન સાંભળીને રોગીસને ઊપાડી આવા । લાવીને ધુતારાની આગ-ળ નાખો । જે રોગીસ તેમ કર કરીને પડો હતો તે રોગીસને ધુતારાએ જાડો મંત્ર નાખો તારે તે જેમ કર કરીને પડો હતો તે ઊઠીને ઊભો થયો । પછે તે ઊભો થતા તે લુગડા પૈસા હથીયાર સર્વે પોતા પાસેથી લઈને તેની આગળ નાખા પછે કેહે છે જે મારો જીવ જમ લઈ જાતા તા તમે તો કિરપા કરીને સારો કરો જે જમથી મારો જીવ મુકાવો । હવે અમે તો તમને

મેલીને કાંઈ જાવું નથી । એમ એક કરીને ધુતારા ધુતારા પોતામાહે સમઝે । જગતતો એમ જાણે જે મુવાનો જીવતો કરો । પણ મુવા તે કદી જીવતા થાયે નહી જગતતો એવા ફતુવાને સાચો માને ઈમાન પણ ખોયે સ્જ્જપણ ખોયે કુડ ઊપર જે મુવાને જીવાડે તે ધુતારો એમ જીવાડે । બીજા કપાળી આસણ દસમે દુવાર સ્વાંસ ઊસ્વાસ પ્રાણ ચડાવે છે । તેણે જગતલોક એમ કરીને જાણે છે જે એ સાચુ છે પણ કોઈ એવા અંતઃકરણમાહે વિચાર કરીને જોતો નથી જે પરાણ કપાલે આવે તે એ શરીર જડ થઈને જાયે । સીતભાગ નાડીમાહે આવી જાયે તારે તે જીવે કેમ આખો કોઠાનો વાયુ આખા શરીરની અગની તે કપાળ-માહે કેમ સમાયે । અગનીનો સભાવ તો બાળાનો છે । તે કપાળ-માહે કેમ રેહે । અગની તો અનંત પાણીને બાળે છે । પેટમાહે તે પેટની અગની ગરમ તે કપાળમાહે કેમ સમાયે । કપાળમાહે સમાયે તો કપાળ બાળી નાખે તેસામાટે જે કપાળ માહે તો ચીક-ણાઈ છે તે ચિકણાઈને અને અગનીને તો વેહેર છે તે કપાળ-માહે ભેળા થાયે તો કપાળ ફાટી જાયે તેમ એ કપાળે પ્રાણ કેનો ચડાવો ચડે નહી જે જગતને ચડાવી દેખાડે છે તે તો બીજી ગરજે ફતુવો કરે છે હે શિષ્ય એવા મનુષ્ય તો સર્વે પાખંડ છે । કોઈ પેટ ભરાને કાજે કરે છે કોઈ અહંકારે કરે છે જે અમને કોઈ સિધ્ધ જાણે । અને કોઈ મુર્ખાઈમાહે કરે છે । પણ એ સર્વે અગન્યાન છે। તારે શિષ્ય પુછે છે, હે સ્વામીજી એ વાતનો સંદેહ છે । જે મોટા મોટા પુરૂષ જોગ લખી ગયા છે તે ઝુઠા કેમ કેહેવાયે ।

તારે સ્વામીજી કહે છે, સાંભલો હે શિષ્ય એ મહાપુરૂષનો આંધળી જગતને સમઝાવવાને કાજે એમ કરીને એવા દ્રષ્ટાન્ત લખે છે

તે માટે જગત આખી સિધ્ધીને સાચી માને છે । સાચાને માનેનહી
સિધ્ધીને માને છે તે માટે ગીનાની એવી સિધ્ધીઓ ખોટી કઈને
જગતને સમજાવે નહી તે માટે જગતને તો ધુતારા સિધ્ધીઓ
બતાવીને સમજાવે છે તે માટે જગતને તો લોભ મીઠો લાગેછે
જગતતો એવો અગનાની છે । તે કાઈ સાચાને તો ગ્રેહે નહી
તેને કાજે મહાપુરૂષ એવા ખોટા ઘાટ દેખાડે છે જે ઈમાની હોયે
તે ઓળખે સ્વામીજીને અને યાદ કરે સ્મરણ કરે । કાઈ સિધ્ધી
તે સાચી છે નહી જો સિધ્ધી સાચી હોયે વાયેક કેનુ ફળતુ હોયે
તે તો સિધ્દ જગતને કેહે જે મરીજા તો તે મરી જાયે । કહેસે કે
જીવતા થાવો એમ પણ કોઈ કેનો મારો મરતો નથી । કાઈકેનો
જીવાડો જીવતો નથી । કાઈ કેના સમઝાવ્યો સમઝતો નથી ।
તારે હે શિષ્ય એ સર્વે સિધ્ધીનો વિચાર કરીને જોવુ જો સિધ્ધી
જો ચાલે તો રામચંદ્ર એટલુ લષ્કર કરીને પુલ બાંધીને રાવણ
ની લંકામાહે શા માટે ગયા । કેહેનુ વાયેક ચાલતુ હોયે તો એટ-
લી મેહનત કરાનુ સું કામ છે । એટલા કરતમાહે તે પડે શા માટે।
તારે વળી શ્રી કરસનને ભગવાન સર્વે જગત કેહેછે । સર્વેજગત-
નો કરતા હરતા છે । જગતતો એમ કરીને કેહે છે પણ કોઈ
અંતરમાહે વિચાર કરતા નથી જે આખી જગતનો કરસનકર્તા
જો હોવે તે કરસનને લડાઈ શા માટે કરવી પડે । લષ્કર શા-
માટે ભેળા કરવા પડા । દૈત્ય શામાટે ભગવાનને મારવા પડા
તે ભગવાન એમ જાણતો નહી જે હુ દૈત્યને પેદા કરૂં છું તે
મારા સાથે જુદ્દ કરસે । જે સારી જગતનો કરતા હોવે તો
એવા દૈત્યને શા માટે પેદા કરે । તેને એવી ભુલ પડે કેમ તારે
એને એટલુ જુધ કરવું પડું । એમાં તો કાઈ સિધ્ધી જુધમાહે

૫૫૪

છેનહી । જે બીજી અનંત સિધ્ધી જુગતને ભાસે છે તેએ વિચાર
કરીને જાણતા નથી શ્રી કરસન એવા પુરૂષ હતા તેને સીધ
માટે કરવુ પડુ । જગતને ગીનાન લાગુનહી તે શામાટે । એક
અર્જુનને ગીનાન લાગુ બીજા કોઈને લાગુનહી અજબ છે કે
જે ભગવાન તો સર્વે માહા સરખો હોવે સર્વેને સરખુ ગીનાન
દેવે । ગીનાન પણ શા માટે દેવે । પંડે જ્યારે કરતા હરતા હોયે તો
તારે એકી દરસટે સર્વેને જોઈને ભરમ શામાટે કરીને મેલો નહી
દૈત્યને અથવા અર્જુનને અથવા સર્વેને લઈને તારે એટલુ અગ-
નાન છે જે કોઈ એક કરીને જાણે । જે સિધ્ધી સાચી એજ પુરણ
અગનાન છે । સિધ્ધી જો સાચી હોયે વળી જો કેનુ વાયેક જો
ચાલતુ હોયે તારે ગુરૂ અગનાનીને અનંત પ્રકારનુ ગીનાન
કરે છે । કેને લાગતુ નથી । ગુરૂને તો ગોવિંદ કેહે છે । ગોવિંદ
જેવો જે ગુરૂ તેનો પરમોદ કેને લાગે છે વળી કેને લાગતો
નથી અજબ છે જગત તો સર્વેને સરખુ વાચે કેને અદકો
ઓછો વાચેનહી તારે ગુરૂનો એવાંક કાઈ નથી જે સેહેજ
ગેનાની તે ગેનાની । સેહેજ અગનાની તે અગનાની । કોઈ
કેનો સુધારે સુધારતો નથી । જો સુધારૂ જો સુધરતુ હોવે
તોશ્રી કરસન ભગવાન તેવો ગુરૂ તે સર્વે ગીનાન પાંખ તસ
તે કેનુ ગીનાન તે કેને લાગુનહી ને લાગુ તે પણ થાડાને લાગુ
કાઈ સર્વેને લાગુ નથી । તારે સીસ કરસનનો જે પરબોધ
અગનાનીને લાગો નથી । તારે બીજો કેનો પણ લાગો નહી
તારેશ્રી કરસન ભગવાનને અરજન પુછે છે જે તમે સવઈત
ભગવાન કે કેસ સહીત ભગવાન । તારે ભગવાને કહુ અરજન-
ને જે અમે સવઈત ભગવાન । જે અમે કોઈનો સરજવેલા

છુ । તારે કેનેવંસે જે ભગવાને અમેકહુ તારે કેનુ કિધુપણ થાયેનહી પુરણમતે સર્વેખરૂ સિધ્ધીતે સર્વે ખોટી।ભગ-વાન તે પણ ગીનાનીનો ખરો અનુભવ તે ગીનાનીનેખરૂ પણ આદે સિધ્ધી નથી બુધ્ધીતો જીવનમુગતીને હોવે।તારે જે કોઈ ચતુર જોઈને એવો વિચાર કરે મોટી બુધ્ધી જે તે સંપૂરણ સિધ્ધી જે બુધ્દિ સાથે જથારથ કરીને જાણે છે।તારે સિધ્ધી તેજ ખરી બુધ્ધી સંપુરણ હોયે તારે તે મોટી બુધ્ધીને પરકાસે કરીને જગતને સિધ્ધી ભાસે છે તારે જીવનમુગતની ખરી તે પુરાકામસિધ્ધી છે । બીજા જે જગતને ખોટી સિધ્ધી બીજી જે કરીને દેખાડે છે। તે સર્વે પરપંચ છે। એ પરપંચની સિધ્ધી કરીને દેખાડે છે ।જે જગત આખો અગનાન માંડી બેઠા છે। પણ કોઈ સેજ સિધ્ધીને જાણી શકતો નથી । તે સેજસિધ્ધી તો એવી છે જે સેજ સિધ્ધીને લેખે કરત તે સર્વે પાપછે।તેને કાઈ કરતસિધ્ધીનો ભાવ છે નહી । અકરતા હોયે તે કરતને પાપ જાણે । સંપૂરણભોગી તે તેણે કહિયે જે કરતમાહે પડે નહી।

શિષ્ય પુછે છે હે સ્વામીજી સિધ્ધી તો સર્વે ખોટી છે । બુધ્ધી તો સાચી છે તારે હે સ્વામીજી અમારી બુધતો કુડછે સાચને ઓળખતીનથી તારે હે સ્વામીજી એ બાજીગર આંબાજ કરી દેખાડે છે અને રૂપૈયા કરી દેખાડે છે એવા એવા અનંત જગતને કરી દેખાડે છે । તે કેમ થાતા હસે ।

તારે સ્વામી કહે છે હે શિષ્ય એ સર્વે કુડ છે એ આંબા એવા પોતે પાસે કાગલના કરી રાખે છે તે પાંદડામાહે માણસને કરી દેખાડે છે । તે પેટ ભરાને કાજે સાચા આંબા કરે તો ઘેર બેઠા ખાયે જે વીરહાકીને લગાવે કે કાઈવસ્તુ કરીને

મનુષ્યને કરી દેખાડે છે । જો એમ થાતુ હોયે તો પોતે ભુખે કેમ મરે એ પોતાપાસ વસતુ છપાવી રાખી છે તે જગતને દેખડાવે છે । જગત સાચુ માને છે તારે એ શિષ્ય જે વસ્તુ છે તે સર્વે ખોટી છે । કિમીયા અથવા સિધ્ધીઓ અથવા મંત્ર અથવા જંત્ર અથવા તંત્ર અથવા જાદુ અથવા કામણ અથવા ડાકેણ અથવા ભુત એ સર્વને માને તેને પણ ફિટકાર છે । પણ જે ગુરૂ એ વાતને સાચુ કેહે તેને પણ ફિટકાર છે તાંર એ સહુ મનની સંખા છે । એ સંખાએ કરીને કુડને સાચુ કરીને માને છે તે કુડાને તો કુડ મીઠુ લાગે છે । કાઈ કુડાને સાચ વાલુ લાગે નહી તેમ હે શિષ્ય સાચો હોયે તે સ્વામીજીને ગરહીલેહે । સાચ સમઝાવીના બીજુ કાઈ કરવું તે પુરણ પાપ છે । તેમ હે શિષ્ય જથારથ જાણાવીના જે તીરથ અથવા વ્રત કે અથવા તપ કે અથવા જગન કે અથવા જાપ કે અથવા જોગ કે અથવા ધરમ કે અથવા કરમ એ સર્વે મનના કરત છે । એ કર કરતા મન અનંત જાડુ છે । તે જાડુ થઈને અહંકાર માંડી બેઠો છે. અહંકાર તેજ પૂરણ નરક છે પૂર્ણ પાપ કેહે છે તે અહંકાર મેલીને શુધ્દ અહુંકારને જાણે તે સેહેજે સોહંકાર થાયે શુધ્દ સોહંકાર થયા વિના તે શુધ્દ થાયે નહી તે સાધન જે સર્વે કાચુ। શિષ્ય પુછે છે હે સ્વામીજી અમને તો શુધ્દ અનુભવ જણાવો તો એ સર્વે મનના કરત કિધા છે તે કરત તો આગળ શાસ્ત્ર તો વેદ કહે જે લખા હતા તે શાસ્ત્ર તો સર્વે તીરથ વ્રત તે ધરમ લખાયે છે । તે ધરમ સાચા જાણીને ઘણા તીરથ વ્રત માહે ફરૂ છુ પણ કાઈ તે તીરથ કે વ્રત કે અથવા ધરમ નો મહિમા તો જાણો નહી । અમે તો એમ જાણુ જે તેના એ પાપ ઊતરી જાતુ હસે મુરત કે અથવા દેવ કે ઠાકોર ની સેવા કે અથવા અનંત મુરતી જે લોક અનંત

દેવની થાપના કરીને ડેરામાહે ઊભા કરી રાખે છે । તે અમે તો જોઈ જોઈને અનંત મુરતીઊને પગે લાગુ છુ અમે એમ જાણુ જે આજ ભગવાન છે બીજો અમે જે ધરમ કરુ તે અમે જાણુ જે આગળ પામસુ સર્વે એવા કરત કરી કરીને એવાજ ધર્મ અમે કિધા છે । એવા ધરમ કરી કરીને અહંકાર ઘણો થયો છે સર્વે જાણા વિના ધરમ કિધા એ સ્વામીજી । એ ધરમ તો સર્વે પાપ થઈ લાગુ । પાપ તે માટે થાયે અમે એમ જાણુ જે અમે મોટા ધરમ કરા છે । બીજા અનંત તીરથ કરા છે એવા અગનાનમાહે ફુલી ફુલીને અનંત જડ થઈ રહ્યો તારે એ સ્વામીજી એ જડાઈ અમારી મટાડીને ચૈતન્ય કરો જે સુધ ભજન જે હોયે તે ભજન અમને કહો । જે ભજન સાથે આતમા જથારથ થાયે અને પરપંચ સર્વે જાયે પંડ બ્રહ્માંડનો જથારથ થાયે । વસ્તુને જથારથ જાણીયે । એ સ્વામીજી કિરપા કરીને સેજ ધરમ થકી પારપામુ જે ધરમ સાચો હોવે જે ધરમ પરપંચથી નિચારો હોવે । પરપંચને ધરમ તો અમને પુરણ અગનાનમા લખુ હતુ । હવે એ સ્વામીજી એ અગનાન અમારૂ મીટાવીને અમને પરતીબોધ કરો ।

તારે સ્વામીજી કહે છે હે શીષ્ય તમને જથારથ ધરમ તે કહુ એક તો સર્વેથી મોટો જે પૂરણ ધરમ છે જે અહંકાર રાખીયે નહી । વરણ આશ્રમ મેલીને જે ગુરૂ જથારથ સંપુરણ થાયે તેની પાસે જઈને બ્રહ્મરસ પીજીયે । આપણુ આપ જઈને ગુરૂને ચરણે અરપીયે માન પોતાનું જે અહંકાર તે મેલીને અને પોતાપણુ મુકીને ગુરૂ-પાસે નાને રૂપ થઈને રહિયે એ ધરમ થકી સંપુરણ થાયે ।

તારે શિષ્ય પુછે છે હે સ્વામીજી જે એવા ગુરૂ મળે નહી તારે હે સ્વામીજી બીજો કોઈ ગુરૂ છે જે તે સાથે મુગતી થાયે કે છે જે કોઈ નથી ।

તારે ગુરૂ કહે છે હે શિષ્ય જેને જથારથ વેરેહ હોવે વળી વેહેરાગ
હોવે ભગતી હોવે તે મુગતીને પામે । તીરથ જાયે તે પણ કાઈ એમ
જાણે નહી જે તીરથે જાઊ છુ તે મોટે વેહેરાગ જાયે । વેહેરાગ
એવો એમ જાણે જે અમને એવો કોઈ ગીનાની મેળે જે બુધ સંપૂરણ થાયે
તીરથ કે વ્રત તે સર્વે એમ વિચારીને કરે । ધરમ કરે તે પણ એમ સેજે
કરે । એમ જાણે નહી જે હું ધરમ કરૂં છું કે કરતો નથી જે તપ કરે જે તપ
કરવો તે પણ એમ વિચારીને કરે । જેમ જાડુ થાયે છે જેમ કાઈ ઝીણુ
થાયે તો સારૂ તપ કરે તો પણ એવું કરે જે કોઈ જાણે નહી સદાયે
વિચારમા રેહે કાયા અથવા માયા એ સર્વે ખોટુ છે । તેનો કાઈ ઘણો
ભાવ રાખે નહી । કોઈ કુડુ કેહે તોપણ દિલગીર થાયે નહી । કોઈ ઓતમ
કેહે તો પણ રાજી થાયે નહી । એમ કરીને જાણે જે ભલાનો સભાવ
તો ભલો છે અને ભુડાનો સભાવ તો ભુડો છે । તારે મનમાહે એમ
જાણે જે ભુડો ભુડાનો સભાવ નથી મેલતો તો ભલો ભલાઈ કેમ
મેલે । એમ સમજીને તો વેરાગ અનંત ઊપજે । જે અમે તો બ્રહ્મજ છું । અગનાને
લઈ ઊભો છું તે બ્રહ્મને તો અગનાન ઘટે નહી એમ જાણીને અગનાન સર્વે
મેલે । ગીનાનમાહે સમાઈ જાયે તે વેરેહ પુરણ કેહેવાયે । પોતાને કાઈ દેખે
નહી જગત સર્વેને જે નાસ દેખે તેને કાઈ માયાનો રસ મીઠો લાગે નહી ।
કાઈ પરપંચ મીઠો લાગે નહી । એ તો પૂરણ વૈરાગ કેહેવાયે । પોતાને કાઈ દેખે નહી
ભગતી જે ઓત્તમ ઊત્તમ જાણે મધ્યમને મધ્યમ જાણે । મનનુ કાઈ કહ્યુ કરે નહી
અનંત સુખને ચાહે છે તે મનને કાઈ રસ કરવા દેવે નહી । સુધ ભજન ગુરૂનુ મનમાહે
રેહેવે । મનમાહે ભજનનો અહંકાર આવે નહી તે સંપુરણ ભગતી કેહેવાયે । બીજા
જે વળી અનંત ધરમ છે તે તો સર્વે જાતને ઘટે પણ ધરમમાહે અહંકાર આવે [છે તે અહંકાર તો ઘટે] નહી
જે ધરમ કરતા અહંકાર આવે તે ધરમનો નાશ થાયે । તે માટે જે ધરમ કરવુ તે ગુપત
કરવું તે ધરમ ઘણું ઊત્તમ છે । પરગટ ધરમ તો કિરત છે । કિરતમાહે તો મુલંગો

જીવને જાડો થાયે તે ધરમનો અહંકાર મનમાહે આવે તેથકી આતમાશુધ્દ થાયે નહી। તારે હે શિષ્ય ધરમઊત્તમ છે જે દયાસાથે થાયે। આતમા મોઈને કરે કરતીનો ધરમ તેજ પાપ છે તારે એ શિષ્ય એજ ઓતમ વસ્તુ છે। જે વૈરાગ વેરેહને ભગતી એ કરે તે અનુભવ જથારથ થાયે જીવનમુગતી થાયે સર્વે પરપંચ જાયે સર્વે ગેનપલાયે જીવનમુગતી થાયે। જીવનમુગતીથી વિદેહમુગતી થાયે। વિદેહમુગતીથી સબદવેદી થાયે। સબદવેદીથી હીરાવેદી થાયે। હિરાવેદીથી ભરમભેદી થાયે ભરમભેદીથી પુરણભોગી થાયે તે સેહેજ બ્રહ્મ કેહેવાયે। સંપુરણભોગી તેમાટે કેહેવાયે જે સર્વેઅ સમાઈ રેહે। સમાયામાટે સંપુરણ કેહેવાયે। સમાયાને પણ સમજાવીને કહું। પંચતરતવ માહે જાગરત તે અગનીને સકતી। સપનું તે બ્રહ્મા પાંણી સુખોપત્તી શીવ તે વાયુ। તુરીયા ગુણ તે પરથવી તે વિષ્ણુ। પારિબ્રહ્મ તે આકાશ એવા પાંચ તરતવ છે તેની જીવ મનુષ્ય પશુ સર્વે સુખોપતી એ થકી મનુષ્ય સર્વેના આકાર એ તુરીયાને બીજુ કાઈ ગીનાની શુધ્દ અશુધ્દ જાણે ~~નહી~~ એટલુ તીથ। હવે બીજુ દ્રષ્ટાંત જેમ જાગરત તે સેહેજ તે બીજ સર્વેનુ તેમ જીવનુ બીજ તે પાણી તે પાણી જગત કેહેવાયે। સપનું તે અનાજ। સુખમાહે અનાજ ખાયે તે વીરજ થઈ આવે ને તુરીયા તે જે માના પેટમાહે વાયુ તે જાડો તીત તે જનમલીલી જાહાલગી ધાવણ ધાયે તાંહાસુધી તીત કેહેવાયે। વલી અન ખાવાલાગે તારે જાગરત કેહેવાયે પણ હું જડ માના હાથનુ પાકેલ પણ પોતે હાથની રસોઈ બનાવીને ખાયે તે સપનુ કેહેવાયે બીજા ચાર મનુષ્ય ચાકરી માહે ઊભા હોયે કરવુ પડે અને કહેવુ પડે એટલુ સુખ જે સમસાયે કામ થાયે તે તો તુરીયા કેહેવાયે સેહેજે કેહેવુ કરવના પડે તે પુરણ ~~થાયે~~ થાપા કેહેવાયે તેહેનુ નામ તો તીત કેહેવાયે। હવે અવલ જાગરત તે ધાગરની માયા। દિકરી દિકરાનું તે તેટલુ જાગરત કેહેવાયે જેટલુ માયા મુકીને તીરથ વ્રતની ઈચ્છા કરે। કોઈ ભેખ ધરે એનુ નામ તો સપનુ કેહેવાયે। એ ભેખને ટકે સર્વે મુકીને વિચાર કરે જે અમારો કર્તા કેવા હસે તેને અમે જોઊ

તેનેસુખાપત્તી કેહેવાયે। સુખાપતી મેલીને તુરીયા કેહેવાયે ।તે તુરીયાનો સભાવ જે સર્વત્ર એક બ્રહ્મ દેખાયે। હજી પોતાને દેખતો નથી એનુનામ તુરીયા જે કેહે જે સોહમ બ્રહ્મ સર્વત્ર એક બ્રહ્મ છે । રૂપ ઝાઝેરા કરી રહ્યો છે તેનુ નામ તે તીત કેહેવાયે જીવનમુગત કેહેવાયે । હવેવળી જાગરત તે વદેહી કેહેવાયે તે વદેહી તે માટે કેહેવાયે તે એમ જુવેછે। એતો સર્વત્ર જે થાઊ તે થઈ રહ્યુછે અથવા ઓત્તમ અથવા મધમ અથવા દુઃખઅથવા સુખ અથવા ગીનાન અથવા અગનાન વિદેહીને કહીયે જે એવુજાણીને સમાઈરેહે એવિદેહીનુનામતે જાગરત કેહેવાયે। હવે જાગરતતે બીજસ્વરૂપ થયુ તેએવો બીજ થાયે તે બીજ તે માટે થાયે જાહાસુધી ધાતરવેદી પુરણથયો તેધાતર વેદીનો ભોગ તેસાત ભોમકાને જીવનમુગતી જેહ વિદેહી સેહેજતેવો જેવા આદ જડ સેહેજ તે સેહેજમાહે જાગરત કેહેવાયે। એવો વિદેહી જે થાયે તે જાગરતકેહેવાયે જે સર્વત્ર એક બ્રહ્મ દેખે છે ।બીજુ કાઈ જાણતોનથી । સબદવેદીતે સપનુ કેહેવાયે।હિરા વેદી તે સુખાપતી કેહેવાયે । બ્રહ્મભેદીતે તુરીયા કેહેવાયે । આપજોગી આપભોગી આપરોગી આપમાયા આપકાયા આપરૂપ આપછાયા આપેતે આપસમાયાએનુ નામતે તીત કેહેવાણુ વદેહીને તે એટલો ભોગ જેટલુ કાઈ જમવા સીખે છે।ધાવણને મુકી દિધુછે એ વિદેહી કેહેવાયે। છીંક તથા બગાસુ તથા મુલદુવારનોવાયુ સ્વાસઊસ્વાસનોવાયુ એ ચારેવાયુ ચારે અગન।એક તેજઅગની ।બીજી જ્યોત અગની । ત્રીજી સુરત અગની ચોથી નિરત અગની । ચારે વાયુ જ્યારે એકઠા નાસ પામે તારે સમાપ્ત કેહેવાયે । તે મૃત્યુમા તો સીત અગની જડવાયુ તે શરીરમાહે વ્યાપે છે । ગરમ તો સર્વે વેરાઈ જાયે છે । સબને બાળી આવે તારે સીતવળજાતો રેહે છે હો શિષ્ય ।

સમાપત ભવસતુ શિષ્ય પુરાણંગ ॥





This book is NOT the REAL Mulband of Satpanth since the early times.
This version of book is corrupted with outwardly Hinduistic feel, surrounding the central message of Islam.
For this reason the book has never been printed. (photocopy only scarcely available)

ॐ

॥ જય ગુરૂદેવ ॥

# શ્રીમુળ બંધ જ્ઞાન સાહિત્ય

ભાગ-૨

અનુક્રમણીકા



| ક્રમ | ખંડ | વિગત | પેજ નંબર |
|---|---|---|---|
| ૧ | ખંડ ચોથો | વિરાટ સ્વરૂપ - બ્રહ્માંડની ઉત્પતિ તથા રચના (સપ્તપાતાલ - મૃત્યુલોક - સપ્તદ્વીપ - નરકલોક) એકવીસ સ્વર્ગ - દસમંડલ | ૫૬૧ થી ૬૪૪ |
| ૨ | ખંડ ચોથો | વિશ્વની રચના - યુગસૃષ્ટીનું મંડાણ | ૬૪૫ થી ૬૮૭ |
| ૩ | ખંડ ચોથો | પૃથ્વીનું જડબંધન - આઠ લાખ કરણ ની ઉત્પતિ (કળશ ઘટપાટ સ્થાપના - ત્રણ દેવોની ઉત્પતિ) (ધર્મ ની ઉત્પતિ - ચારખાણ ની ઉત્પતિ) (ચાર કલ્પ ની ઉત્પતિ) | ૬૮૮ થી ૭૨૪ |
| ૪ | ખંડ ચોથો | શ્રી નિરંજનનું સતવચન | ૭૨૫ થી ૭૫૬ |
| ૫ | ખંડ પાંચમો | સતપંથ તત્વદર્શન - કથા વિભાગ | ૭૫૭ થી ૧૧૬૮ |

ખંડ જથો વિરાટ્ સ્વરૂપ

# મુળબંધ - વિરાટ્ સ્વરૂપ

# બ્રહ્માંડની ઊત્પત્તિ તથા રચના

ૐ નમો નિકલંકી નારાયણ જનાર્દનમ્

ૐ પ્રણામ તે પરમેશ્વર પ્રેમ પુરૂષ પુરૂષોત્તમ જગજ્જીવન સુક્રીત પરમદયાન દુષ્કૃત વિનાશનં જીવગત ઊદ્દરણં અનંત કલ્પ જુગત્રીએંગ અમૃત અલેખ નિરંજન નિર-પ્રપંચ નિરાભાસ અનંત મુરત અગોચર વિષ્ણુમુરત સર્વજીવ નાથ અશ્થપર પરમેશ્વર નિરાકાર જગ ઊદ્દરણ નારાયણ વિષ્ણુરૂપી નિરંજન અવતાર ધારયતે તસ લખાવતે સતગુરૂ બ્રહ્મા સૃષ્ટીગુરૂ સ્વામી પુરૂષ બ્રહ્મજ્ઞાન સંપૂર્ણ સંસારમધે પ્રકા-શીત જેમ પરીસ લોહો હેમ કરતવા તેમ સતગુરૂ અનુપમ આપસમાન મનુષ્ય દેવ કરતવં હો મુનિવર સતગુરૂ બ્રહ્મદેવ અનંત ચૈતન્ય જગતકારણં સંસારમધે પ્રકાશીતં ચંદન વેધિતં સુગંધં કાષ્ટવનત્રીએંગ સતગુરૂ મિશ્રીત આપ સમાન કરતવા. ઈયળ કિટક જથા સંજોગ આપ રૂપ કરતવં સતગુરૂ સદોદિત પ્રકાશિતંગ

શ્રી સતગુરૂ બ્રહ્મા વાચા:— પ્રથમ આદનુર તમે પરમેશ્વર પુરૂષોત્તમ અમૃત અલેખ નિરંજન પ્રથમ નીલવર્ણ તે ધંધુકાર ત્યારે સ્વામી તમે આપોહી આપ નિરંજન નિરાકાર તારે તમારો કોણ ચિન્હ વર્તતે પરમેશ્વરો તારે દેવની દેહી છે નુરાની આદ પુરૂષ આપ-મન આપ ધ્યાન કરતવા તે નુર નિરવાણ ત્યારે તદા આદ નિરંજન હો સ્વામી અગમ અગોચર અલેખ નિરંજનંગ

ત્યારે સાદ નહી સબદ નહી ૐકાર નહી જલ નહી સ્થલ નહી ધરતી નહી આકાશ નહી હો સ્વામીજી ત્યારે નહી ચન્દ્ર સુરજ નહી તારા નહી પવન નહી નહી પાણી હો સ્વામીજી ડોંગર નહી મેર નહી કૈલાસ નહી બ્રાહા કોઈ નહી હોતો હો સ્વામીજી ત્યારે પ્રથમ આદરૂપ પ્રવર્તતે તે આદ પુરૂષ આપોહી આપ ધ્યાન કરતવા ત્યારે આદ પુરૂષના અંગથી સતગુરૂ ઊપના બ્રહ્મસ્વરૂપં તદા બ્રહ્મ વિશ્વરૂપ વર્તતે તદા અનંત સુરીયો પ્રકાશીત તદા અનંત ચંદ્ર શીતલ એતે ઊપમા કિંચીત જેણે વેદ નેતિ નેતિ કરતવં તે દિવ્યદેહી સ્વરૂપ નિશબ્દ સચ્ચિદ આનિવ્યાનીત અસ્તુ અચ્છેદ અભેદ દિવ્ય તેજ નરસ્વરૂપ અતીત પુરૂષ આપો આપ એકમયો દ્વિતીયે નાસ્ત અહંગ ચૈવ છત્રીસ જુગ પ્રમાણ છત્રીસ જુગ ચૌરાસી ચૌકડી ૐકાર કરતવા ૐકાર મધે ઊપાઈતે બુંદ તે બુંદ આપો આપ પરમેશ્વર તે છત્રીસ જુગ ચૌરાસી ચૌકડી માહે ધ્યાન પ્રવર્તતે તે બુંદ કર્મ ધર્મ લીખીતે તે બુંદ થયું ઈંડ તે ઈંડ કરતવા ત્રિખંડ તે ઈંડ દ્વિતીય નામ વિરાટ્સ્વરૂપ

શ્રીસતગુરૂ બ્રહ્માવાચાઃ— એ વિરાટ સ્વરૂપ બ્રહ્માંડ સર્જતે પરમેશ્વર તેની રચના ઊતપત્તિ સુણો હો મુનિવરો.

શિષ્યોવાચઃ— વિરાટ કયો ગુણ એ શંકા છેદો હોસ્વામી સતગુરૂદેવ

શ્રીસદગુરૂવાચઃ— બ્રહ્મા આદ પ્રીથમી જુગાદપાટ વિરાટ સૃષ્ટી કરતવા શૂન્ય આકાશ પોકલ અખંડીત ગીનાન તે કંટક

શિષ્યોવાચઃ— કટકાર સૃષ્ટીતે કવન નાવ કહીયે વિરાટ સૃષ્ટીતે કવન આકાશ પોકલ તે કવણ પ્રીથમી તે જુગાદપાટ તે કવણ શૂન્ય તે કવણ હો સ્વામી સતગુરૂ જનાર્દન

શ્રીસદગુરૂવાચઃ— પ્રથમ નામ વિરાટ સ્વરૂપ, દ્વિતીય નામ સૃષ્ટી

તૃતીયનામ આદ્યશુન્ય ચતુર્થનામ ચૈતન્યમાયા એ ચતુરનામ કેમ ઊપરાજંતે તે સુન હો સીખ.

દિવ્યદેહી આદપુરૂષ અનંત જુગ વર્તતે મન ઈચ્છાવિના મન આપ દયાન કરતવા જદા અનંત કોટ શશીભાણ અનંત પ્રકાશ આદ્યપુરૂષ અનંત જ્યોતિ પુરૂષ અહુંચૈવ આપ દેખાવન આપ ભયો સો ઊપાયો તેજ તેજથી તેજ નિપાયો સો પરમેશ્વર હજુર થયો અસંખ્ય સુખ ભવંતી તીસમધે પરમેશ્વરે ઊપાયો તેજ તે મુખ કમલ ઊપર પ્રકાશીત અવ્યક્ત તે તેજનો બુંદ પરમેશ્વર કરકમલમધે રાખતે તીસ બુંદનો દયાન કતવં પરમેશ્વર છત્રીસજુગ ચોરાસી ચૌકડી એક દયાન પ્રવર્તતે તે સમયો તે બુંદ ભવંતી તીસમધે ત્રિભુવન ભવંતિ એવંગ ભવંતી ઈંડ તસ ઈંડ મધેથી તેજ બાહાર કાહાડીયો પરમેશ્વર તેનો શ્રી સતગુરૂ બ્રહ્મા ઊતપત કિધો પરમેશ્વરે તેણે કહીયો જે સતગુરૂ બ્રહ્મા તમે સૃષ્ટી ઊત્પન્ન કરો તે શ્રી સતગુરૂ બ્રહ્માના મુખથી ધુમ્ર નિસરીત તે ધુમ્રનો અસમાન પેદા કરતવા જેણે મેઘમંડલ કહે છે તેના ડાવા નેત્ર માહેથી એક બુંદ પડયો તેનો તેજ પેદા કિધો તેના વાકથી પવન પેદા થયો તેના ચરણ પાસેથી બુંદ પડયો તેનો જલ પેદા થયો પછે ચારો તત્વ વિરાટ સ્વરૂપમધે મુચતે તે સમયે તે પાણી માહે પરમેશ્વર આપ તેજનો વિરજણ દેયેતે તેના જમણા નેત્રમાહેથી બાર કળા કહાડી અને સોળ કળા ડાવા નેત્રમાહેથી કાહાડી તેનો વિરજન પાણીનો દિધો પછે પાણી વીરજીયો તેજ નેત્રમાહેથી નિસરીત કળા શોડશ દ્વાદશ તદા આપ ભવંતિ સકલ સપ્ત પાતાલ અષ્ટકુલ પર્વત એકવીસ

સ્વર્ગ મેરૂ આધારે કરતવા પ્રિથમી છપનકરોડ વસુંધરા
ઊપરાજંતે વિરાટના પોકલ મધે આકાશ છે જેણે ખગાકાશ
કહે છે તે વિરાટના પોકલ મધે સમાયા છે આકાશસંજોગે
આપ પવન સમાયા પાણી ગોઠીયા તે સમયે પ્રીથમી થઈ
સકલ સગુણ આકાર ભવંતિ પાણી ગોઠીયો તે આધારે
સપ્ત પાતાલ અને એકવીસ સ્વર્ગ છે હવે સપ્ત પાતાલની
રચના સુણો હો મુનિવર ભાઈ

શિષ્યોવાચઃ- સપ્ત પાતાળ તે કવણ નામ તસમધે કોણ
રાજા કોણ પ્રજા કવણ રૂપ કવણ વ્યાપાર કવણ ચલન
કથો દેવ જનાર્દનો

શ્રીસદગુરૂવાચઃ- સુન હો શિષ્ય સપ્ત પાતાલનો નામ સપ્ત પાતા
લમધે સપ્ત આધાર કરોતિ તસમધે વ્યાપાર ભવંતિ તે સુન
હો શિષ

૧ પ્રથમ પાતાલ - મત્સ્યતલાતલ - અતળ
૨ દ્વિતીય પાતાલ - કુંભતલાતલ - વિતળ
૩ તૃતીય પાતાલ - ગજેન્દ્રતલાતલ - સુતળ
૪ ચતુર્થ પાતાલ - શંખ તલાતલ - તળ
૫ પંચમ પાતાલ - વરાહ તલાતલ - તળાતળ
૬ ષષ્ઠ પાતાલ - ધવલીંગતલાતલ - રસાતળ
૭ સપ્તમ પાતાલ - શેષ તલાતલ - પાતાળ

એવં સપ્ત પાતાળ છે તેની રચના સુણો હો મુનિવર ભાઈ

## ૧. પ્રથમ પાતાલ મત્સ્યતલાતલ - અતલ

શ્રીસદગુરૂવાચઃ- પવન જોડી પાષાણ જો બાંધીયા જલમાહે
બંધ જો બાંધ્યા એમ બંધ બાંધ્યો છે તે મત્સ્ય નિળારંભ
પવન ફીરાયા પવન ભાર થંભાયા તેનો અર્થ મત્સ્ય તે કવણ

નિળારંભ તે કવણ તે સુન હો શિવ મત્સ્યનામ ચારછે
૧મછ ૨. પરબ્રહ્મ ૩ અક્ષર ૪ નિરાક્ષર સુન્ન પરમેશ્વર
તેસુન્નથી ત્રિલોક ચાલે છે તેણે મછ કહે છે એ એકતથ
બીજો તથનામ નિળારંભ નિરાલંબ તે કોને કહીયે નિરા-
લંબ તે સતને કહીયે સત તે કોને કહિયે સત તો બ્રહ્માને
કહીયે નિળારંભ નામ ચાર છે ૧. નિરાલંબ ૨. સત
૩ નિરાધાર ૪ નિરાભાસ અનુપમ એનો સીર લોક
ઊપજે ને વિનસે ચલે ના ઢળે આવે ના જાવે જલે ના બુડે
અસમાનમા ન સમાવે ઘન ના પોકલ બારીક ના ઘોકડે
વીરા કરતવ એવા કિજે જે જલમા ન બુડે હરીયે ન રાજા પવન
ના ડોલે અગનીના બાળે ઘનના સીંચે છ ગગનમાહે ન સમા
વે કાલ ના ઠેલે એવી વસ્ત તે નિળારંભ ત્રીજો તથ તેસુન
હો મુનિવર તેનો ચાર નામછે ૧. આપ, ૨. પાણી ૩ અમૃત
૪. જલ. એ તીનહી તથ મિશ્રીત કરતવા પ્રથમ પાતાલ બંધંતે
સર્વ સૃષ્ટી થંબ કરતવા પરમેશ્વર ત્રણ સુન્ન ભવંતે મિશ્રીત પવન
સ્વરૂપી દેહી તસ નામ મછ નિળારંભ મુચતે મછ નિળારંભ
પવન ફિરાયા પવન ભાર થંબાયા પ્રથમ મછ નિળારંભ તેઊપર
પવન પવનઊપર પાણી પાણી ગોઠીને પાષાણ જો કિધો પાણી
પાષાણ જોડી પ્રથમ પાતાલ બાંધ્યા છે

પ્રથમ પાતાલ નામ મત્સ્યતલાતલ તસમધે રાજા
નામ મત્સ્યરાજા રાજ કરે છે તે રાજાને દેહીના પ્રણામ તે સુણો
હો મુનિવરો પંચવીસ કરોડી યોજન મછ લાંબો છે તેનો પર
સાત કરોડ યોજન લાંબો છે તે પર એક કરોડ યોજન ઊંચો છે
મત્સ્ય સાત કરોડ યોજન ઊંચો છે એવા મત્સ્યરાજાનો વિસ્તાર છે

ત્યાહા અષ્ટ દિશામા દ્વાદશ લીંગ છે લીંગની સલાખો એકલાખ
યોજન ઊંચી છે તે પાતાલના ઊત્તર દિશામા મેરૂ પર્વત છે તે
મેરૂ એકલાખ યોજન ઊંચો છે એક એક લીંગનો વિસ્તાર પંચીસ
હજાર યોજનનો ફેર છે મેરૂના વિસ્તાર અઠાવન હજાર યોજનના
ફેર છે મેરૂની સલાખો એકલાખ યોજન છે તે ઊપર દુસરો
પાતાલ બાંધ્યો છે પ્રથમ પાતાલ મધે એકલાખ એસીહજાર
યોજન પાણી છે બાકી જાગામાહે સર્વ સ્થલ છે તે માહે જીવા-
જોની છે તેની દેહી મછ સરખી છે તેમાના લોકની દેહી બે
બે છે એક દેહી મછની છે બીજી દેહી માણસની છે એ લોકો
કાંકરાગાર ખાએ છે તેઓની પાચ સો વરસની આયુ છે.
પ્રથમ પાતાલ મધે ઓગણીસ કરોડી યોજન અજવાલો છે વળી
બીજુ ઠામ સઊ અંધઃકાર છે તે મેરૂને અર્ધપરાડે એક સભ
છે તે સભમાહે એક મન -મણી- મેલ્યો છે તેનો અજવાલો
પડે છે તે મણનો નામ સોમકાંત મણ છે સાત હજાર યોજન
તે મણનો વિસતાર છે ચાર પોહોર તે મણ બાહર રહે છે ત્યારે
દાહો થાએ છે તેનો અજવાલે સહુ લોક વર્તે છે પછે ચાર
પોહોર તે મણ સભામાહે જાયે છે ત્યારે તાહા રાત્ર થાયે છે એવી
વર્તણુક ત્યાહા છે તે લોક પાણી માહે જાયે છે ત્યારે મત્સ્યની દેહી
લેયે છે અને થલમા રહે છે ત્યારે માણસની દેહી લેવે છે એવી
પ્રથમ પાતાલની રચના છે સત સહી એવં મત્સ્ય તલાતલની રચના
સમાપ્ત. ૨ દ્વિતીય પાતાલ કુંભતલાતલ - વિતાલ
ની રચના કથતે દેવ સતગુરૂ મેરૂ એકલાખ યોજન ઊંચો છે તે
દ્વાદશ લીંગની સલાખો એકલાખ યોજન ઊંચી છે તે ઊપર બીજો
પાતાળ બાંધ્યો છે પાણીમા પાષાણ જોડી બાંધ્યો છે સાતહજાર

યોજનનો પુઠ બાંદ્યો છે દ્વિતીય પાતાલનો નામ કૂંભતલાતલ
તસમધે રાજા કૂંભ રાજ કરે છે તસ કૂંભનો વિસ્તાર સુન હો મુનિવર
તેણો સત્તાવીસ લાખ જોજનનો વિસ્તાર છે તસ કૂંભનો એક એક
પગ એકલાખસાત હજાર યોજનનો લાંબો છે તેના નખ પાંચ હજાર
યોજન છે કૂંભ એકવીસ હજાર યોજન ઊચો છે દ્વિતીય પાતાળ
મધે અષ્ટ દિશામા દ્વાદશ લીંગની સલાખો છે તે એકલાખ યોજન
ઊંચી છે દ્વાદશ લીંગ પચીસ હજાર યોજન ભોવતો ફરે છે તસ પાતા
લેને ઊત્તર દિશામા મેરૂ પર્વત છે તે મેરૂના વિસ્તાર અઠાવન
હજાર યોજનના ફેર છે તસ પાતાલમા રાજા કૂંભના શિસ
પચીસ હજાર યોજન છે તે કૂંભના મસ્તક ઊપર એકમણ છે તે
મણના નામ સૂર્યકાન્ત મણ તે મણ તીન હજાર યોજન વિસ્તારનો
છે તે મણનો તેર કરોડ યોજન સુધી અજવાલો પડે છે તે માહે
સાત કરોડ યોજન પાણી છે અને છ કરોડ યોજન સ્થલ છે તે થલ
જલમધે સૃષ્ટી નિપાઈ છે તસ પાતાલમાં જીવ છે તેણી બે બે
દેહી છે એક દેહી કૂંભની છે અને બીજી દેહી માણસની છે જ્યારે
પાણીમા આહાર લેવાને જાય છે ત્યારે કૂંભની દેહી લેવે છે અને
જ્યારે થલમાહે આવે છે ત્યારે માણસની દેહી લેવે છે તેનો આહાર
માણેકનો છે તસ પાતાલના માણસના વર્ણ સૂર્યકાન્તના સરીખા
છે તાહા રાજા કૂંભ રાજ કરે છે તેણે સાત રાણી છે તેણે પરીવાર
છે કૂંભ ચાર પ્રહર સીર બહાર રાખે છે તારે અજવાલો અને
દાહ્ડો થાય છે અને જ્યારે પેટમા માથુ લઈ જાયે છે ત્યારે અંધઃ
કાર થાયે છે ત્યારે રાત્ર થાયે છે એ પાતાળના માણસની
આયુ એક સો વરીસની છે એવી દ્વિતીય પાતાળની રચના છે

## ૩ ત્રીજો પાતાલ ગજેન્દ્ર તલાતલ - સુતાલ

બીજો પાતાલમા દ્વાદશ લીંગ છે ને ઊત્તર દિશામાહે મેરૂ છે તે એક લાખ યોજન ઊંચો છે તે ઊપર ત્રીજો પાતાલ બાંધ્યો છે પાણી ઊપર પાષાણ જોડી બંધ બાંધ્યો છે એસો સાત હજાર યોજન-નો પુઠ બાંધ્યો છે તૃતીય પાતાલનો નામ ગજેન્દ્ર તલાતલ તે ગજેંદ્ર તલાતલ ઊપર સંસાર વસે છે તાહા રાજા ગજેન્દ્ર હસ્તી છે સો રાજ કરે છે તે ગજેન્દ્ર હસ્તીનો વિસ્તાર સુન હો મુનિવર આઠ લાખ યોજન લાંબો છે એક લાખ યોજન ઊંચો છે બત્રીસ હજાર યોજન તેની પુછ છે સાત હજાર યોજન તેનો કાન છે પંચીસ હજાર યોજન તેનો દાત છે એક લાખ યોજન તેની દેહી મલયનીલ સરખી છે એક લાખ નવસો યોજન તેની સુંડ છે એકસો યોજન તેનો નેત્ર છે પંચીસ હજાર યોજન તેનો મસ્તક છે એસો ગજેન્દ્ર હસ્તી તાહા રાજ કરે છે તે પાતાલ માહે સૃષ્ટી છે તે સુન હો મુનિવરો તાહા પાંચ કરોડ યોજન જલ ભરીયા છે વળી બીજુ ઠામ સહુ થલ છે તસ પાતાલમધે ચૌદ કરોડ યોજન અજવાલો છે વળી બીજુ ઠામ સહુ અંધઃકાર છે તે અંધઃકાર માહે કોઈ ફરી સકતો નથી તસ પાતાલમા અષ્ટ દિશામાહે દ્વાદશ લીંગની સત્તાઓ છે તે પાતાલના ઊત્તર દીશા માહે મેરૂ પર્વત છે તે મેરૂના પ્રમાણ એક લાખ યોજન ઊંચો છે તેમાંહે આઠ હજાર યોજનમાહે એક સભા છે તે સભામાહે એક મણ છે તે મણના નામ તેજકાર મન છે તે પરમેશ્વરને રાખ્યો છે તે મણ પાચ હજાર યોજન ચવડો છે તે મનના ચૌદ કરોડ અજવાલો પડે છે ચાર પ્રહર તે મણ બાહિર આવે છે ત્યારે દાડો થાયે છે અને ચાર પ્રહર તેમણ સભામાહે જાય છે ત્યારે તાહા રાત્ર થાય છે તસ પાતાલમાહે ચૌરાશી લક્ષ જીવાજોની છે તે માહે

હસ્તીના જાતને બે બે દેહી છે એક દેહી માણસની છે બીજીદેહી હસ્તીની છે જ્યારે આહાર લેવે છે ત્યારે હસ્તિની દેહી ધરે છે તેઓના આહાર વનસ્પતીનો છે આહારલીધાપછી માણસના રૂપ ધરે છે તાહા ગજેન્દ્ર હસ્તી રાજ કરે છે તે અમરછે બીજા સહુ જીવાજોનીને આવાગમન છે તાહા એકસો વરીસનો આયુ છે એવી તૃતીય પાતાલ ગજેન્દ્ર તલાતલની રચના છે.

## ૪ ચોથોપાતાલ શંખતલાતલ૭૦ લાખપાતાલ

ત્રીજે પાતાલના દુવાદશ લીંગની સલાખો એકલાખ યોજન ઊંચી છે અને ત્યાહા ઊત્તર દિશામાહે મેરૂ છે તેપણ એકલાખ યોજન ઊંચો છે તે ઊપર ચતુર્થ પાતાલ બાંધ્યો છે પવન જોડી પાષાણ જો બાંધ્યા જલમાહે બંધજો બાંધ્યા પાષાણ ઊપર પાણી પાણી ઊપર પાષાણ જોડી પુઠબાંધ્યો છે તીસ હજાર યોજન પુઠ બાંધ્યો છે તે પુઠ ઊપર રચના રચીને પરમેશ્વર ચતુર્થ પાતાલ મધે શંખ દેવ રાજા રાજ કરે છે તે શંખદેવ અમર દેવ છે તાહા માણસનીજેવી સૃષ્ટી છે ચૌર્યાશી લાખ જીવાજોની છે તે પાતાલ માહેના માણસની માથાઊપર સર્પ જેવી ફણ છે પાંચ પાંચ ફણ છે એસા જીવ પેદા કરતવા પરમેશ્વર તે પાતાલમધે તીન કરોડ યોજન પાણી છે તે લોકની દેહી માણીકની વર્ણ જેવી છે તસમધે દ્વાદશ લિંગ છે તે એક લાખ યોજન ઊંચો છે અને તે પાતાલના ઊત્તર દિશામા મેરૂપર્વત છે તે પણ એક લાખ યોજન ઊંચો છે તે મેરૂને આધારે એકસભા છે તે સભામાહે એક મણ છે તે મનનો અજવાલો તેપાતાલ માહે પડે છે તે મનનો વિસ્તાર પાચ હજાર યોજન છે તે મણનો નામ પ્રકાશમણ છે તે પાતાળનોનામ શંખ તલાતલ છે

તાહાના સંસારને લોકના આહાર વનસ્પતીનો છે અનેકમેવાખાયેછે અને તે જીવ વસ્ત્રસાથે ઊપજે છે માયેને પેટમાહેથી વસ્ત્રસુ ઊપજેછે જેમ દેહી બંધે છે તેસા વસ્ત્રભી બંધે છે અને વનસ્પતીનો ફલ ખાયેછે એસો સંસાર વર્તે છે ચતુર્થ પાતાલમધે પાચસો વરસનો આયુ છે એવી શંખ તલાતલની રચના છે

## ૫ પાંચમોપાતાલ વરાહતલાતલ — તાળાતાળ

પાંચમો પાતાલ સર્જતે સ્વામી જનાર્દન તમે સુણો હો શિષ્ય પાંચમો પાતાલનો નામ વરાહ તલાતલ રચતે સ્વામી પવન ઊપર પાણી પાણી ઊપર પાખાણ જોડી પાતાલ બાંધ્યો છે જે ચતુર્થે પાતાલ મધે દ્વાદશ લીંગની સલાખ છે અને મેરૂ પરબત એક લાખ યોજન ઊંચો છે તે ઊપર પાંચમો પાતાલ બાંધ્યો છે સાત હજાર યોજન તેનો પુઠ બાંધ્યો છે તે પુઠ ઊપર સર્વ સંસાર વર્તે છે તસ પાતાલના નામ વરાહ તલાતલ તસ પાતાલ મધ્યે વરાહ રાજા રાજ કરે છે પંચીસ લાખ યોજન તે લાંબો છે સોળ લાખ યોજન સંપુષ્ટ છે એક લાખ યોજન તેનો પગ છે તેના દાત પચાસ હજારયોજન લાંબો છે સાત હજાર યોજન તેનો દાત સંપુષ્ટ છે તે દાતઊપર પાચમો પાતાલ રાખ્યો છે તે વરાહ એક લાખ યોજન ઊંચો છે તાહા અષ્ટદિશામા દ્વાદશ લીંગ છે તે એકલાખ યોજન ઊંચો છે તે પાંચમો પાતાલ મધે ઊત્તર દિશામા મેરૂ પર્વત છે તે પણ એક લાખ યોજન ઊંચો છે તે મેરૂ વચે અને દ્વાદશ લીંગની સલાખ વચે વરાહના દાંત આવે છે તે ઊપર પાંચમો પાતાલ બાંધ્યોછે તે પાતાલમાહે વરાહરાજા રાજ કરેછે તે પાતાલ માહે મેરૂછે તે એક લાખ યોજન ઊંચો છે તેણે આદપરાડે એક સજા છે તે સજામાંહે એક મણ છે તેનો અજવાલો પડેછે તે માહે તીન કરોડ યોજન

પાણી છે તેર કરોડ યોજન થલ છે બીજે ઠામ સહુ અંધકાર છે તે મનના નામ ભાસ્કર મન તે પાતાલનો રાજા વરાહ છે તેણે બે બે દેહી છે એક દેહી વરાહની છે બીજી દેહી માણસની છે તાહાના લોકનો આહાર વનસ્પતી ને ફલનો છે તે વરાહ રાજાને પાચ સ્ત્રીયો છે તાહા એક સો વરીસનો આયુ છે તાહાના લોકની દેહી પડે છે તાહા આવાગમન છે એસા સંસાર વર્તે છે તાહાના લોકની દેહી કાચ સરીખી નીલવર્ણની છે

## ૬. છટો પાતાલ ધાવલીંગ તલાતલ - રસાતલ

છટો પાતાલ સર્જતે સ્વામી નારાયણ તે સુનહો મુનિવર વરાહના દાંત ઊપર પાંચમો પાતાલ છે તે ઊપર દ્વાદશ લીંગ અને મેરૂ ઊપર છટો પાતાલ બાંધ્યો છે પવન ઊપર પાણી પાણી ઊપર પાખાણ પાણી જોડી પુઠ બાંધ્યો છે સાત હજાર યોજનનો પુઠ બાંધ્યો છે તસ પુઠ ઊપર સંસાર વસત ઊપાયો છે તાહા રાજા ધવલ ધોરી રાજ કરે છે તે ધવલીંગને દેહીનો પ્રમાણ સત્તાવીશ લાખ યોજન તેનો વિસ્તાર છે તેનો પગ એક લાખ યોજન લાંબો છે તેની પુછડી પંચીસ હજાર યોજન લાંબી છે તેનો કાન દસ હજાર યોજન છે તેના સીંગ પંધર હજાર યોજન છે પાંચ હજાર યોજન સીંગ સંપુષ્ટ છે તે ધવલીંગની દેહી ચન્દ્રકાન્તની સરખી છે ચંદ્રકાન્તગાર મણ જેવા નિર્મલ છે તે સરખી તે લોકની દેહી છે તાહા ચૌરાશી લક્ષ જીવજોની છે તે ધવલીંગની જાત છે તેઓને બે બે દેહી છે એક દેહી માણસની છે બીજી દેહી ધવલીંગની છે ત્યાહાના લોકના આહાર ફલનો છે તાહા વનસ્પતી છે અનેગ અનેગ ફલ વૃક્ષને લાગે છે તે સર્વ સંસાર ખાયે છે તાહા અષ્ટ દિશા માહે દ્વાદશ લીંગ છે તે એક લાખ યોજન ઊચો છે તે ઊપર

સાતમો પાતાળ બાંધ્યો છે તે મેરૂને આદપરાડે એકસજા છે તે સજામાહે એક મણ છે તેનો નામ ચન્દ્રકાંત મણછે ચાર હજાર યોજન તેની સંપુષ્ટી છે તેનો અઢાર કરોડ યોજન અજવાલો પડે છે તે માહે તીન કરોડ યોજન પાણી છે અને પંધર કરોડ યોજન થલ છે બીજે ઠામ સઊ અંધઃકાર છે તેપાતાલ માહે ધવલીંગરાજા અમર છે બીજો સર્વ જગત મરે છે તાહા એકસો વરીસનો આયુ છે એવી છટે પાતાલની રચના છે:

## ૭. સાતમોપાતાલ શેષતલાતલ - પાતાળ

સાતમો પાતાલ સર્જતે સ્વામીજનાર્દન તે સુન હો શિષ્ય છટે પાતાલને દ્વાદશ લીંગની સલાખઊપર મેરૂને આધારે સાતવે પાતાલ બાંધ્યો છે પવન ઊપર પાણી અને પાણીઊપર પાખાણ પાણી પાખાણ જોડી પુઠ બાંધ્યો છે એકલાખ યોજનનો પુઠ બાંધ્યો છે તે પાતાલમા શેખરાજા રાજ કરે છે તાહાનવ લાખ જાત નાગની છે તાહાનો મંડાણ કથતે સતગુરૂ તાહા રાજા શેખ નવકુળ નાગશું રાજ કરે છે ૧. શેખ. ૨ વાસુકી ૩ તક્ષક. ૪ શંખપાલ. ૫ પદ્મનાગ. ૬. ફૂલપગાર. ૭ગૌધમ ૮ અજનાદ. ૯ વેતાલનાગ એનવ કુળ નાગના છે.

૧. શેખ નાગને એક સહસ્ત્ર ફણ છે. ૨ વાસુકીનાગનેએક સહસ્ત્ર ફણ છે. ૩ તક્ષક નાગને પાંચસો ફણ છે. ૪ શંખપાલ નાગને એકસો ફણ છે. ૫ પદ્મનાગને પચાસ ફણ છે.
૬ ફુલપગાર નાગને પંચીસ ફણ છે. ૭. ગૌધમ નાગને અઢાર ફણ છે. ૮ અજનાદ નાગને પંચીસ ફણછે. ૯ વેતાલનાગને પંધર ફણ છે. એસો નવકુળ નાગ છે બીજા નાગનો વિસ્તાર છે કોઈ ફણ પાંચનો કોઈ ફણ સાતનો કોઈ ફણદસનો

કોઈ ફણ મણનો એૈસો વિસ્તાર ચાલતા આવ્યો છે
રાજાશેષ સતાવીસ લાખ યોજન લાંબો છે નવ
લાખ યોજન તેનો વિસ્તાર છે નાગ સહસ્ત્ર મુખથી પરમે-
શ્વરના નામ જપે છે તાહા સાત કુંડ અમૃતના છે તાહા ચંદ્ર
સુરીજ તારામંડલ ફરે છે જેવી રહાટ માળ ફરી છે પશ્ચિમ
કોનેથી પાતાલમા ઊગ્યા કરે છે અને પુરબ કોનેથી અસ્ત-
માન થાયે છે એવા ચક્ર ફરે છે તે પાતાલને મદમા શેષ
નાગ છે પદ્મનાગ અને વાસુકી નાગ ઊત્તર દિશામા છે
ગૌધમ ફુલપગાર અને તક્ષક નાગ પુરબ દિશામા છે શંખ-
પાલ અજનાદ અને વેતાલ એ નાગ પાછમ દિશામા છે
દખન દિશામા રાજા બલની ન્યાતને રાજ દિધો છે જ્યારે
રાજા બલ પાતાલમાહે ચાપીયો ત્યારે તીન પાંડ પ્રીથમી
થઈ ત્યારે શ્રી વામન રૂપ બોલ્યા જે રાજાબલ આધો પાંડ
રહાસો આપો ત્યારે બલ કહવા લાગ્યા જે સ્વામી આધો
પાંડની જાગા દેખાડો અને લેવો પછે શ્રી વામન બોલ્યા જે
તારી દેહી પ્રીથમીથી જુદી છે તેમાથી આપતો કેમ નહી ત્યારે
બલી બોલ્યા જે વારૂ સ્વામી ત્યારે બલના મસ્તક ઊપર પગ
દઈને પાતાલમા ચાપ્યા ત્યારે બલને બીજી દેહી ધરીને સંકુ
ઠોર દોડયા સ્વર્ગ મૃત્યુ પાતાલ જે ખાલી જગ્યા હોય ત્યાહા
જઈ રહું પછે જાહા દેખે તાહા વિષ્ણુનો પગ ત્યાહા સઊ કોઈ
વિષ્ણુની સેવા કરે છે ત્યારે જે ઠામ ચાપ્યા તે ઠામે આવ્યા અને
બોલ્યા જે સ્વામી હું એટલો દાન દિધો ત્યારે પણ તમે સંતોષ
પામ્યા નહી. પછે વિષ્ણુને કૃપા કિધી અને રાજા બલને તે ઠામ-
ના રાજ દિધા ત્યારે બલ કહેવા લાગ્યા જે સ્વામી હું મ્રીતલોકમા

દાન દિધો છે તે ઠામ કોઈ સાક્ષ રહે છે કેમ? ત્યારે વિષ્ણુદેવ
બોલ્યા જ્યાં ચાર માસ તમે દિધો તે બદલ કહે છે જ્યારે દેવ સોવે
પણ દેવ સોવે તો પ્રીથમી કેઊ જાગે પ્રકાશનો ઊતપતલય કેઊં હોવે
એ સંસાર કેઊં ચાલે ત્યારે વિષ્ણુને બલનો કૌલ દિધો છે તે બદલ
ચાતુરમાસ વિવાહ વેહેવાર ન ચાલે પછે બલનો પાતાલને
દખન દિશામા રાજ દિધો બલ દૈત્ય હતા તે મ્રીતલોકમાં આ-
વ્યા અને મહારૂદ્રપાસે વરમાગીને સહસ્નાર્જુનના અવતાર લીધો
વિષ્ણુને મારવામાટે પણ વિષ્ણુને કૌલ દિધો છે તે બદલ તે
બલની ન્યાત પાતાલને દખન દિશામા રાજ કરે છે જે રાજ બેસે છે
તેનામ રાજાબલ મલે છે એવી વર્તણુક ત્યાહા છે

તે પાતાલમાહે નવ નાગ છે તે અમર છે બીજા બધા
પરવાર મરે છે તાહા ચોરાસી લાખ જીવાજોની છે તે આહાર કરે છે
ગાય દુધ દેયે છે તે લોકની દેહી મીટીની છે તાહા નાગવેલ છે
તેણે સુવર્ણના ફૂલ આવે છે એક બર્ષ પછી ફૂલ આવે છે માગસર
સુદ ૫ પંચમીને દાહ્ડે ફુલ આવે છે તે ફુલની નીત પુજા કરે છે
પછે શ્રાવણ શુદ ૧૧ અગીયારસને દાહ્ડે તે ફૂલના અર્ઘ્ય દેયે છે
પછે તે રાજા વિષ્ણુ દેવને જપે છે અને સતગુરૂ બ્રહ્માને પૂજે છે
અને સતપંથ અપને જીવસુ ચલાવે છે એવુ જાણે છે સપ્ત પાતા-
લનો રાજા બધા સતપંથ ધ્યાયે છે એઊ જાણે છે જે મ્રીત લોકને
વિષે પરમેશ્વર છે તે સતપંથમા છે તે બદલ અવતાર પાત્ર ધરે છે
ધનધન તે સતપંથ ધન ધન તે મનુષ્ય જન્મ જે અવતારપાત્રને જપે
છે અને સતપંથ ધ્યાયે છે તેના ઈમાન પરમેશ્વર રાખે છે એસી
આશિષ માગે છે તાહાના લોકની બે બે દેહી છે એક દેહી નાગની
છે બીજી દેહી માણસની છે તે પાતાલમા દસ કરોડ યોજન [ગાંવ]

પાણી છે તાહા પાછમ દિસા ચન્દ્રસુરીજ ઊગ્યા છે અનેપુરબ દિસા અસ્તમાન થાયે છે એવા સપ્ત પાતાલ બાંધ્યા છે એ બાંધતા જુગ પાંચ થયા એસા સપ્ત પાતાલના વ્યવહાર છે એ સાતવે પાતાલમા એક કરોડ વરસનો આયુ છે એવી સાતમો પાતાલ શેષ તલાતલ ની રચના છે

એ વિરાટ સ્વરૂપના સપ્ત પાતાલ મૃત્યુલોક અને એકવીસ સ્વર્ગ સર્જતે સ્વામી એ વિરાટના નામ ૧ વિરાટ ૨ બ્રહ્માંડ ૩ ઈંડ ૪ સૃષ્ટી ૫ આદશુન્ય ૬ ક્ષર ૭ અદ્દભૂત ૮ ચૈતન્ય-માયા એ અષ્ટનામ વિરાટ સ્વરૂપના છે એ સૃષ્ટીમા સપ્તપાતાલ અને એકવીસ સ્વર્ગ મેરૂના આધારે સર્જતે સ્વામી પછે સપ્તપા-તાલમાહે અષ્ટ દિશામા દ્વાદશ લીંગ છે અને ઊત્તર દિશામાં મેરૂ પર્વત છે તે લીંગનો સલાખો અને મેરૂ પર્વત એક લાખ યોજન ઊંચો છે તે લીંગના અને મેરૂના વચમા રાજા શેષની ફણ છે તે ઊપર એક લાખ બાવન હજાર યોજનના પુઠ બાંધ્યો છે તેના ઊપર મ્રીત લોક છે એવં સપ્ત પાતાળની રચના સમાપ્ત.

## કૃતક ત્રૈલોકય
## ૨ મૃત્યુ લોક - ભુલોક

મ્રીતલોક સર્જતે સ્વામી નારાયણ તે સુન હો સીષ્ય સપ્ત પાતાલની રચના કરવા પછે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર એ ત્રણ દેવ મ્રીત લોકમા આવ્યા તાહા બોલ્યા પરમેશ્વર સૃષ્ટીગુરૂ તમે ખેલ કરો પ્રીથમીનો બંધ મંડાણ બાંધો એસો હુકુમ થયો પછે છપન કરોડ યોજન પુઠ બાંધ્યો છે પ્રીથમીનો સંપુષ્ટ એક લાખ બાવન હજાર યોજનનો છે પ્રીથમીમાહે નવખંડ અને સાતદ્વિપ

છે તનો નામ તે સુન હો સીખ

નવખંડ:— ૧. બ્રહ્મખંડ ૨ ભરતખંડ ૩ અહેરાખંડ ૪ કમલા-
ખંડ ૫ વિલાસ ખંડ ૬ ઈન્દ્રખંડ ૭ સોમખંડ ૮ રૂદ્રખંડ
૯ હિરણ્ય ખંડ એ નવખંડ પ્રીથમીમાહે છે.

સાતદ્વિપ :— ૧ જંબુદ્વિપ ૨ સેમદ્વિપ ૩ સિંહલદ્વિપ
૪. પોહોકારદ્વિપ ૫ પાલસ્રદ્વિપા ૬ સિલમિલદ્વિપ
૭ કુરંચ દ્વિપ એ સાત દ્વિપ છે તેની રચના સુનો હો શિષ્ય

**૧ જંબુ દ્વિપ :—** એક પુરૂષ એક દેહી તસમધે સર્વસૃષ્ટી
ભવંતી તેઊં એક પ્રીથમી મધે નાવ મુચ્યતે
જંબુદ્વિપમધે વસતે માનવ જંબુદ્વિપ દ્વાદશ કરોડ યોજન છે
અને ભરત ખંડ પણ દ્વાદશ કરોડ યોજન છે તસમધે માનવ
વસે છે છપન કરોડ વસુંધરા તસમધે જંબુદ્વિપ ભરતખંડ
એહી જગામાહે માનવ વસે છે તેની રચના સુણો હો મુનિવરો

— જંબદ્વિપના મધ્યભાગમાહે મેરૂ પર્વત છે તે એક લાખ
યોજન ઊંચો છે સોળસહસ્ર યોજન પૃથ્વીથી તલે અને ચોરાશી
સહસ્ર યોજન પૃથ્વીથી ઊપર છે તે મેરૂના ચાર કોણમાહે ચાર
પર્વત છે પૂર્વદિશામાહે મન્દરાચલ દાક્ષિણ દિશા ગન્ધમાદનં
પાછમ દિશામાહે સુપાર્શ્વ અને ઊત્તર દિશામાહા કુમુદ પર્વત
છે તે બધા પચીસ પચ્ચિસ હજાર જોજન ઊંચો છે અને એક
હજાર યોજન તેનો વિસ્તાર છે મન્દરાચલ ઊપર કદમ્બનો
મોટો ઝાડ છે ગંધમાદન ઊપર જમ્બુનો ઝાડ છે સુપાર્શ્વ ઊપર
અશ્વત્થ તથા કુમુદ પર્વત ઊપર વટવૃક્ષ છે સહુ વૃક્ષોના વિસ્તાર
અગીયાર અગીયાર સૌ યોજન છે પૂર્વ દિશામાહે નંદનવન છે દાક્ષિણ
દિશામાહે ચિત્રરથ વન છે પાછમ દિશામાહે વૈભ્રાજ નામક વન છે

અને ઊત્તર દિશામાહે સર્વતોભદ્રા નામકવન છે એ ચારવન-માહે ચાર સરોવર છે પૂર્વમાહે અરૂણોદ દક્ષિણમાહે માન સરોવર પાછમ દિશામાહે શિતોદ અને ઊત્તરમાહે મહાહ્દ નામક સરોવર છે. મેરૂના ઊત્તર બાજુએ નીલ શ્વેત તથા શ્રૃંગવાન એવા ત્રણ મર્યાદા પર્વત છે મેરૂના પુરબ કોણમાહે માલ્યવાન અને પાછમ કોને ગંધમાદન પર્વત છે. મેરૂગીરીના દક્ષિણ દિશામાહે નિષધ હેમકુટ અને હિમવાન્ એવા ત્રણ મર્યાદા પર્વત છે તે એક લાખ યોજન લાંબો અને બેહજાર યોજન તેનો વિસ્તાર છે એ સહુ પરબત જંબુદિપના શોગમ છે.

ગંધમાદન પરબત ઊપર જમ્બુના ઝાડ છે તેણે હસ્તી જેમ ફલ આવે છે તે પર્વત ઊપર પડે છે અને ફૂટે છે તેનાપાસેથી રસ નિકળે છે નદી જેવો બહે છે તેના નામે જમ્બુસરિતા છે. જે લોક તેના જલપાન કરે તેના ચિત્ત નિર્મલ તથા શુદ્દ થાયેછે તે જંબુવૃક્ષ અને જંબુનદીનાલીધે એ દિપને જંબુદ્વિપ કહે છે તેજંબુ દિપ માહે નવખંડ છે તેના વિસ્તાર એકએક હજાર યોજનના છે ગંધમાદન અને માલ્યવાન્ પર્વત માહે સુવર્ણભૂમી છે તેણે 'ઈલાવૃત્ત વર્ષ કહે છે માલ્યવાન પર્વત થી સમુદ્રસુધી 'ભદ્રાશ્વ' વર્ષ છે. ગંધ-માદન પર્વત પાસેથી સમુદ્રસુધી 'કેતુમાલ' વર્ષ છે. શૃંગવાન પર્વત અને સાગરવચે ભૂમીભાગ છે તેણે 'કુરૂવર્ષ' કહે છે. શૃંગવાન અને શ્વેત પર્વતમધ્યે 'હિરણ્મય' વર્ષ છે. નીલ અને શ્વેત પર્વતમાહે 'રમ્યક'વર્ષ છે નિષદ અને હેમકુટમાહે 'હરિ' વર્ષની સ્થિતી છે હિમવાન્ અને હેમકુટ પર્વતમાહે 'કિમ્પુરૂષ' વર્ષ છે. હિમાલય અને સાગરવચે 'નાભીખંડ' તેણે 'ભરતખંડ' પણ કહે છે તેના આધિપતિ રાજા ભરતછે.

ભારતવર્ષના પણ નઊ ખંડ છે તેના નામ-૧ ઈંદ્રદ્વિપખંડ ૨. કસેરૂખંડ ૩ તામ્રદ્વિપખંડ ૪ ગભાસ્તિમત્ખંડ ૫ નાગખંડ ૬ સૌમ્યખંડ ૭ ગંધર્વખંડ ૮ વરૂણખંડ ૯ કુમારીકાખંડ

હવે પર્વતના નામ સુણો મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન ઋક્ષ, વિંધ્ય અને પરિયાત્ર એ સાત કુળ પર્વત છે. મહેન્દ્ર પર્વતથી પરલેપાર જો ભુભાગ છે તેણે ઈન્દ્રદ્વિપખંડ કહે છે. પરિયાત્ર પર્વતના પાછળ જો ક્ષેત્ર છે તેણે કુમારીકાખંડ કહે છે સહુ ખંડના વિસ્તાર એક એક સહસ્ત્ર યોજનના છે. હવે નદીયોના ઊદ્ગમ સ્થાનોના પરિચય સુણો વેદ સ્મૃતિ આદિ નદીયો પારિયાત્ર પરબતથી પ્રગટ થાયે છે નર્મદા અને સુરસા આદિ સરીતાએ વિન્ધ્ય પર્વતથી નિકળે છે શતદ્રુ અને ચંદ્રભાગ [સતલજ અને ચનાબ] આદિ ઋક્ષ પર્વતથી નિકલે છે ઋષિકૂલા અને કુમારી આદિ નદિયોં શુક્તીમાન પરબતથી નિકલે છે તાપી પયોષ્ણી નિર્વિન્ધ્યા મહાનદી કાવેરી કૃષ્ણવેણી ભીમરથી આદિ નદિયો સહ્યગીરીના સમીપવર્તી પર્વતથી નિકલે છે કૃતમાલા અને તામ્રપર્ણી આદિ નદીયો મલયપર્વતથી પ્રગટે છે ત્રિસામા અને ઋષ્યકુલ્યા આદિ મહેન્દ્ર પર્વતથી નિકલે છે

ભારતવર્ષમાહે ધર્મ અર્થ કામ મોક્ષ એ ચાર પુરૂષાર્થનાં ઊપાર્જન થાય છે તેણે કર્મભુમી પણ કહે છે તદઊપરાંત સહુભુમી ભોગભુમી કહાવે છે ભારત વર્ષમાહે ચતુર્વર્ણ છે ૧. બ્રાહ્મણ ૨ ક્ષત્રીય ૩. વૈશ્ય ૪ શૂદ્ર તેના પૂર્વ કોણમાહે કિરાત અને પાછમ દિસામાહે યવન રાજ કરે છે જંબુદ્વિપ ચોગમ ખારાસમુદ્રથી પરીવેષ્ટીત છે અને તે સમુદ્ર દુગુણા પરિમાણવાળા પ્લક્ષદ્વિપથી પરિવેષ્ટીત છે.

**૨ પ્લાક્ષા દ્વિપ :-** પ્લક્ષ- પાલસ દ્વિપ આઠ કરોડ યોજન છે સોમખંડ છ કરોડ યોજન છે તે માહે દ્વિ કરોડ યો-જનની ખુદ છે તે માહે અહિરાખંડ ઘાલ્યા છે પ્લક્ષાદ્વિપ સોમખંડ અને અહિરાખંડ એટલામાહે સોળ કરોડ યોજન માહે પાણી છે. પ્લક્ષાદ્વિપ જંબુદ્વિપથી દુગુણા વિસ્તારવાલો છે તેના અધિપતીના નામ સ્વામી મેધાતીથી છે તેણે સાત પુત્ર છે. તેના નામ સુણો હો મુનિવરો શાન્તહય, શિશિર સુખોદય આનંદ શીવ ક્ષેમક તથા ધ્રુવ છે એ પ્લક્ષદ્વિપના સાત ખંડના અધિપતી છે તેના નામથી તે ખંડ પ્રસિદ્દ છે. પ્લક્ષદ્વિપના સાતખંડમાહે સાત પ્રધાન પર્વત છે તેનાનામ ગોમેદ ચન્દ્ર નારદ દુંદુભી સોમક સુમના અને વૈભ્રાજ છે તે ઠામ દેવતા અને ગંધર્વસહીત નિષ્પાપ પ્રજા રહે છે તે દીર્ધજીવી થાય છે તથા જેણે આધી વ્યાધી કોઈ નહી જો નિરંતર સુખી છે એવા લોક તાહા રહે છે તહા અનુતપ્તા, શીખી વિપાશા ત્રિદિવા અકલમા અમૃતા અને સુકૃતા એ નામના સાત પ્રમુખ નદીયો છે જેના જલપાનથી સહુ પાતક દૂર થાય છે તે દ્વિપમાહે ત્રેતા જુગ જેવા સમય સદા રહે છે ત્યાહાના લોક વર્ણાશ્રમ વિભાગા નુસાર પાંચહી ધર્મ - અહીંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વર્તમાન રહે છે પ્લક્ષાદ્વિપમાહે આર્યક કુરર વિદિશ્ય અને ભાવી એ ચતુર્વર્ણના લોક છે તે ઠામ જંબુવૃક્ષ જેવા એક પ્લક્ષ [પાકર] ના ઝાડ છે જેના બદલ તે દ્વિપને પ્લક્ષ દ્વિપ કહે છે ત્યાહાના લોક જગત્સ્રષ્ટા સર્વરૂપ સર્વેશ્વર સોમસ્વરૂપ ભગવાન પરમેશ્વરના યજન કરે છે પ્લક્ષાદ્વિપના ચોફેર મણ્ડલાકાર ઈક્ષુરસ સમુદ્ર છે ઈક્ષુરસ સમુદ્ર તેના દુગુના પરિમાણ વાલો શાલ્મલી દ્વિપથી પરિવેષ્ટીત છે.

**૩ શાલ્મલદ્વિપ:-** શાલ્મલદ્વિપ નઊ કરોડ યોજનના છે વિલાસખંડ સાત કરોડ યોજન છે એમાહે દ્વિકરોડ ગાઊની યોજનની ખુટ છે તેમાહે કમલાખંડ ઘાલ્યો છે વિલાસખંડ કમલાખંડ અને શાલ્મલદ્વિપ એ અઢાર કરોડ યોજન પર્વત શેખ્યા છે તે માહે આઠ લાખ પર્વત છે શાલ્મલદ્વિપના ઈક્ષુરસ સમુદ્રથી દુગુના વિસ્તાર છે તેના અધિપતીના નામ વપુષ્માન છે તેણે સાત પુત્ર છે તઓના નામ શ્વેત હરીત જીમુત રોહિત વૈદ્યુત માનસ અને સુપ્રભ એ તે શાલ્મલદ્વિપના સાતખંડના અધિપતિ છે. તેનાનામથીજ તે ખંડ પ્રસિદ્ધછે શાલ્મલદ્વિપમાહે સાત પ્રમુખ પરબત છે પેલો કુમુદ બીજો ઊન્નત ત્રીજો બલાહક ચોથો દ્રોણાચલ જે માહે ઘણો પ્રકારની ઓષધી છે પાચમો કંક છટ્ટો મહિષ અને સાતમો કકુદ્માન ત્યાહા સાત નદીયોછે તેના નામ યોની તોયા વિતૃષ્ણા ચન્દ્રા મુક્તા વિમોચની અને નિવૃત્તી છે તેના સ્મરણમાત્રથી સઊપાપ દુર થાયે છે શાલ્મલ દ્વિપમાહે કપિલ અરૂણ પિત કૃષ્ણ એ ચાર વર્ણ છે ત્યાહાના બધા યજનશિલ લોક સર્વના આત્મા અવ્યય અને યજ્ઞના આ-શ્રય એવા વાયુસ્વરૂપ વિષ્ણુ ભગવાનના શ્રેષ્ઠ યજ્ઞદ્વારા યજન તથા પૂજન કરે છે એ અત્યંત મનોહર દ્વિપમાહે દેવગણ સદા વિરાજમાન થાયે છે એ દ્વિપમાહે શાલ્મલ ના એક મહાન વૃક્ષ છે જેના નામથી એ દ્વિપને અત્યંત શાંતિ દાયક શાલ્મલ દ્વિપ નામછે એ દ્વિપના ચારે બાજુએ સુરા સમુદ્રછે જે શા-લ્મલ દ્વિપથી દુગુણા વિસ્તારવાલો કુશ દ્વિપદ્વારા પરિવેષ્ટીત છે

**૪ કુશદ્વિપ**:— કુશ તથા સેત્ર દ્વિપ ચતુરકરોડ યોજન છે અને રૂદ્રખંડ ચતુર કરોડ યોજન છે તેમાહે સર્વપદ પશુ. પક્ષી કુલ રહે છે તેણે સેત્ર દ્વિપ અને રૂદ્રખંડ કહે છે કુશદ્વિપ માહે સાત ખંડ છે તેના અધિપતિ જયોતિષ્માનને સાત પુત્ર હતા તેનાનામ ઊદ્‌ભીદ વેણુમાન વૈરથ લમ્બન ધૃતિ પ્રભાકર અને કપિલ છે તેના નામથીજ તે ખંડ ઓળખાય છે તેમાહે દૈત્ય અને દાનવ સહિત માનવ તથા દેવ ગંધર્વ યક્ષ અને કિન્નર આદિ રહે છે તાહા દમી શુષ્મી સ્નેહ અને મન્દેહ નામક ચાર વર્ણ છે કુશદ્વિપમાહે તે જીવ બ્રહ્મરૂપ જનાર્દનની ઊપાસના દ્વારા અહંકારના ક્ષય કરે છે તે દ્વિપમાહે વિદ્રૂમ હેમશૈલ ધુતિમાન પુષ્પવાન કુશેશય હરિ અને મંદરાચલ નામના સાત પરબત છે તે માહે સાત નદીયો છે તેના નામ ધૂતપાપા શિવા પવિત્રા સમ્મતિ વિદ્યૂત અમ્ભા મહી છે જો સંપુર્ણ પાપોના વિનાશ કરે છે કુશ દ્વિપમાહે કુશના એક ઝાડ છે જેના નામથી તે દ્વિપના નામ કુશ-દ્વિપ પડે છે તે દ્વિપને ચોફેર ઘૃત સમુદ્ર છે જે તેનાથી દ્વિગુણ વિસ્તારવાલો ક્રૌંચ દ્વિપથી પરિવેષ્ટિત છે.

**૫ ક્રૌંચદ્વિપ**:— ક્રૌંચદ્વિપ છ કરોડ યોજન છે અને હિરણ્ય ખંડ છ કરોડ યોજન છે એ બાર કરોડ યોજન જાગામાહે ખનિજ છે સોનો રૂપો ત્રાંબો લોહો જસ્ત કથીર મોતી હિરા લાલ પાંચૂ પનુ પ્રવાળ ચુની ગંધક પારા મનસીલ અભ્રક હરતાળ સોમલ એસા કહેતા શાસ્ત્ર વધે છે જે જાગામાહે ખાન છે તે જાગાને ક્રૌંચ દ્વિપ અને હિરણ્યખંડ કહે છે. ક્રૌંચદ્વિપના અધિપતીના નામ મહાત્મા ધુતિમાન છે તેના સાત પુત્ર હતા તેનાનામ કુશલ મંદગ ઊષ્ણ પીવર અંધઃકારક મુનિ અને દુંદુભી છે તે જે

ખંડના અધિપતિ છે તે ખંડ તેના નામથીજ ઓળખાય છે
તે દ્વિપમાહે સાત ખંડ પર્વત છે તેના નામ ક્રૌંચ વામન અંધઃ
કારક રત્નમયસ્વાહિની પર્વત દિવાવૃત પુણ્ડરીકવાન્ મહાપર્વત
દુંદુભી તે સુરમ્ય ખંડ અને પર્વત માહે દેવગણ સહીત સંપૂર્ણ પ્રજા
નિર્ભય હોઈને રહે છે તે દ્વિપમાહે પુષ્કર પુષ્કલ ધન્ય અને તિષ્ય
એ ચાર વર્ણ છે તે દ્વિપમાહે સાત પ્રમુખ નદીયો છે જે સમસ્ત
પાપોને કાટી નાખે છે તેના નામ ગૌરી કુમુદ્વતી સંધ્યા રાત્રી
મનોજવા ક્ષાન્તિ અને પુણ્ડરિકા છે તે દ્વિપમાહે સહુ લોક રૂદ્રરૂપી
જનાર્દન ભગવાન વિષ્ણુની યજ્ઞાદિસાધન સહિત પુજા કરે છે ક્રૌંચ
દ્વિપના ચારે બાજુએ દધિમંડ-મહા સમુદ્ર છે અને તે સમુંદ્ર
ક્રૌંચદ્વિપથી બે ગુના વિસ્તારવાલા શાકદ્વિપથી પરિવેષ્ટીત છે

**૬ શાક દ્વિપ :-** શાક દ્વિપ તથા સિંહલ દ્વિપ સાત કરોડ
યોજન છે તે માહે અને પુરબ દેશમાહે ચૌદ કરોડ યોજનઅરણ્ય
છે તે અરણ્યમાહે સર્વ અંધઃકાર છે શાકદ્વિપના અધિપતીના
નામ મહાત્મા ભવ્ય છે શાકદ્વિપમાહે સાત ખંડ છે તેના નામ
જલદ કુમાર સુકુમાર મરીચક કુસુમોદ મૌદાકી અને મહાદ્રુમ
છે એ ખંડના નામથીજ પ્રસિધ્ધ મહાત્મા રાજા ભવ્યને સાત પુત્ર છે
તે તાહાના ખંડના અધિપતિ છે તાહા સાત પર્વત છે ઉદયાચલ
જલાધાર રૈવતક શામ અસ્તાચલ આમ્બીકેય અને કેસરી તે
ઠામ સિધ્ધ મુનિ અને ગંધર્વાદિથી સેવીત એક શાક વૃક્ષ છે તેના
વાયુના સ્પર્શથી હૃદયમા પરમ આલ્હાદ ઉત્પન્ન થાયે છે તે ઠામ
સાત મહાન પવિત્ર નદીઓ છે જે સમસ્ત પાપ તથા ભયને દૂર
કરે છે તેના નામ સુકુમારી કુમારી નલીની ધેનુકા ઈક્ષુ
વેણુકા અને ગભસ્તી તેણે ઠામ વંગ-મંગ, માગધ, માનસ

મંદગ એ ચતુર્વર્ણ છે સ્વર્ગભોગ ભોગવ્યા પછી જે લોક મૃત્યુલોક-મા શાકદ્વિપ માહે આવે છે - જન્મ લેયે છે તે ત્યાહાના પવિત્ર નદીઓના જલ પીધા પછી પ્રસન્નચિત્ત પારસ્પરીક સંઘર્ષ તથા કલહરહિત અને મર્યાદાના પાલન કરનારો થાયે છે શાકદ્વિપમાહે એવા શાસ્ત્રાનુકુલ બર્તાવ કરનારો બધા લોક સૂર્યરૂપ ધારી ભગવાન વિષ્ણુની ઊપાસના કરે છે એ દ્વિપના ચોફેર દુધનાસમુદ્ર છે તેના વિસ્તાર શાકદ્વિપ બરાબર છે તે ક્ષીરસમુદ્ર દુગુના પરિમા-ણવાલા પુષ્કરદ્વિપથી પરિવેષ્ટિત છે

**૭ પુષ્કર દ્વિપ :-** પોહકાર તથા પુષ્કરદ્વિપ ઈન્દ્રખંડમધે અઢારભાર વનસ્પતિ વસે છે પુષ્કરદ્વિપ દસ કરોડ યોજન ઈન્દ્રખંડ આઠ કરોડ યોજન છે તે ખંડમાહે દોન કરોડ યોજ-નની ખુટ છે તે માહે બ્રહ્મખંડ ઘાલીયો છે એટલામાહે વનસ્પ-તી વસે છે પુષ્કરદ્વિપના અધિપતીના નામ મહારાજ સવન છે તેણે બે પુત્ર હતા એક મહાવીર અને બીજો ધાતકી તેના નામથી પ્રસિધ્ધ પુષ્કર દ્વિપના ખંડ છે તે દ્વિપના મધ્યભાગ માહે મંડલા-કાર માનસોત્તર નામના એક વર્ષપર્વત છે તે પચાસ સહસ્ત્ર યોજન ઊંચો છે અને પચાસ સહસ્ત્ર યોજન મંડલાકાર છે તે દ્વિપ-માહે જે લોક રહે છે તે રોગ શોક ઈર્ષા અસુયા ભય લોભ રાગ દ્વેષાદિ રહિત તથા ઊત્તમ અધમ વધ્ય વધક આદિ વિરોધી ભાવ રહિત છે મહાવીર વર્ષ માનસોત્તર પર્વતના બાહારથી અને ધાતકી ખંડ ભીતરથી વસે છે તે માહે દેવ અને દૈત્યાદિ નિવાસ કરે છે પુષ્કરદ્વિપમાહે મનુષ્ય અને દેવગણ સમાન વેષ અને સમાન રૂપવાન છે વર્ણાશ્રમાચાર રહિત કાર્મ્ય કર્મહીન તથા વેદ ત્રયી કૃષી દંડનીતિ શુશ્રુષા આદિથી રહીત છે તે પૃથ્વીના

સ્વર્ગ જેવો છે તે દ્વિપના મહાવીર અને ધાતકી બેઊ ખંડમાહે કાલ-સમય સમસ્ત ઋતુમાહે સુખદાયક અને જરા તથા રોગાદિ થી રહિત છે પુષ્કર દ્વિપમાહે બ્રહ્માજીના ઊત્તમ નિવાસસ્થાન એક ન્યગ્રોધ - વડના વૃક્ષ છે. તે ઠામ માહે દેવતા તથા દાનવથી સેવીત તથા પુજીત શ્રી બ્રહ્માજી વિરાજમાન છે પુષ્કર દ્વિપ ચારો બાજુએથી મીઠા પાણીના સમુદ્રથી પરિવેષ્ટીત છે

એવં સપ્તદ્વિપ સાત સમુદ્રથી પરિવેષ્ટીત છે તે દ્વિપ અને તેના દરેકના ચારે બાજુએ પ્રસરેલો સમુદ્ર પરસ્પર સમાન છે તથા ઊત્તરોત્તર દ્વિગુના થાયે છે સર્વ સમુદ્રમાહે સદાસમાન જલ રહે છે પાત્રનાજલ જેવો અગ્નીના સંયોગથી ઊબલે છે તેવો ચન્દ્રમાની કલાઓ અધિક થતા સમુદ્રના જલ પણ વાધે છે શુક્લ અને કૃષ્ણ પક્ષમાહે ચંદ્રમાની ઊદય અને અસ્તથી ન્યૂનાધિક ન હોવાથી પણ જલ ઘટે છે તથા વધે છે સમુદ્રના જલની વૃધ્ધી તથા ક્ષય પાચસો દસ અંગુલસુધી થાયે છે પુષ્કરદ્વિપ માહેના સઊ પ્રજાજન બિના પ્રયત્નથી આપે આપ ષડ્રસ ભોજનના આહાર કરે છે.

એવા સપ્તદ્વિપ અને નવખંડ એ પ્રીથમી માહે છે એ વિરાટ સ્વરૂપમાહે સઊ છે એણે ઈંડ કહે છે એ ઈંડમાહે ચૌદ ભુવન છે અને મેરૂ આધારે એકવીસ સ્વર્ગ છે જે વસતનો નામ સગુણ અથવા નિર્ગુણ છે તે સહુ ઈંડમાહે છે એ પ્રીથમી માહે સપ્ત સાગર છે તે સમુદ્રની હદ કિધી છે પરમેશ્વરે જો માનવ મોઠો બોલાય છે જાઈ ઈંડસુ ઝુમે છે તે બદલ ભોવતા સમુદ્ર દિધા છે સાત સમુદ્ર પ્રીથમીથી સાતતાલ પાણી ઊંચુ છે

૧ ખારાસમુદ્ર સત્તાવીસ કરોડ યોજન છે. ૨ ઈક્ષુરસસમુદ્ર તીન કરોડ યોજન છે. ૩ સુરાસમુદ્ર એક કરોડ યોજન છે. ૪ ઘૃતસમુદ્ર તીન કરોડ યોજન છે. ૫ દધિસમુદ્ર એક કરોડ યોજન છે. ૬ ક્ષીરસમુદ્ર એક કરોડ યોજન છે ૭ મીઠાસમુદ્ર વીસ કરોડ યોજન છે એ સસહી સાગર પ્રિથમીમાહે છે જે જાગા ખારૂ પાણી છે તે જાગા ખારા સમુદ્ર માહે ગણાએ છે જાહા મીઠુ પાણી છે તે જાગા નીલ - મીઠા સમુદ્રમાહે ગણાએ છે એસા સાત સમુદ્ર પ્રીથમી ભોવતા છે અને વસ્તમાહે પાણી છે પણ સમુદ્રના હદમા છે સાત સમુદ્ર પ્રિથમી ભોવતા રાખ્યા છે જેસી મેરૂપર્વત ઊપર સ્વર્ગની વાટ છે તે બદલ પરમેશ્વર મેરૂ ભોવતો હિમ-બરફ પાડે છે તાહા બહુ ટાડ છે હો મુનિવરો હિમાચલ તે ગળી જાએ એવી શ્રી નારાયણે હદ બાંધી છે જે કોઈ મેરૂ ઊપર ચઢવા જાએ તે ગળે છે એસી પ્રીથમીની હદ પડદે રાખવા બદલ એ સાતહી સમુદ્ર ભોવતા રાખ્યા છે સમુદ્રના એલે પાર પ્રીથમી છે અને પેલે પાર અસમાન છે તે સમુદ્રનો પાણી ઈંડસુ લાગ્યો છે સમુદ્ર પ્રીથમીથી સાત તાલ ઊંચો છે તો પણ પ્રીથમી ઊપર લોટલો નહી તે કેમ સમુદ્રનો પાણી વચનમા છે પરમેશ્વરની આજ્ઞાથી મર્યાદામા રહે છે મોડો ભેદ છે જે વચન માનવો દુસરો ભેદ જે ચુમક ફત્તરસુ અને લોખંડસુ પ્રીત છે આક-ર્ષણ છે ચુંબકને દેખે ઊપર લોખંડ ચાલી આવે છે તૈસો સમુ-દ્રનો પાનીસુ અને અસમાનસુ પ્રીત છે સમુદ્રનો પાણી અસમાનસુ લાગી રહ્યા છે અને અસમાન પાનીસુ લાગી રહ્યા છે એસો સમુદ્રનો પાણીસુ અને અસમાનસુ પ્રીતબંધ પરમેશ્વરે કિધો છે.

— પ્રીથમીમાહે ચાર ક્ષેત્ર છે ૧ કુંવારીકા ક્ષેત્ર ૨. સિધ્ધક્ષેત્ર

૩ દત્તક્ષેત્ર ૪ દાનવક્ષેત્ર . પ્રીથમી માહે ચારતીર્થ છે ૧બ્રહ્મ
તીર્થ. ૨.ગતતીર્થ ૩ ધર્મતીર્થ ૪ મુક્તિતીર્થ પ્રીથમીમાહે
ચાર દિશાઓ છે અને ચાર ખુણા છે એવી આઠ દિસા છે તેઅષ્ટ
દિશામાહે આઠ પર્વત છે પ્રીથમીમાહે દ્વાદશલીંગ છે અને સપ્ત
પાતાલનો બંધ બાંધ્યો છે અને મેરૂસુ સપ્ત પાતાલનો બંધબાંધ્યો
છે પરમેશ્વરે તે દ્વાદસલિંગ સુણો હો શિષ્ય –
૧. બદરીકેદાર –જ્યાં ગંગાની વ્યાખ્યાછે. ૨. કાશી વિશ્વનાથ
૩ સોરટી સોમનાથ ૪ ઊજ્જૈની મહાકાળેશ્વર ૫ સેવાળે
ઘૃષ્ણેશ્વર ૬ સેતુબંધ રામેશ્વર ૭ ઓંકારેશ્વર – નર્મદાતટપર
૮ ડાકને ભીમાશંકર મમરેશ્વર ૯ શ્રીશૈલ મલ્લિકાર્જુન ૧૦ ત્ર્યંબ-
કેશ્વર નાશિક ૧૧ શ્રી નાગનાથ ૧૨ પ્રળી વૈજનાથ
પ્રીથમીમાહે ચાર ખાણ છે ચારખાણમાહે ચોર્યાશી લક્ષ
જાત જીવાજેની છે પ્રીથમીમાહે ચાર વેદ છે હવ્યાસે છે ધર્મ છે
ઊદક છે પ્રીથમીમાહે ચાર અરણ્ય છે ૧ ચંપકારણ્ય ૨ દંડકારણ્ય
૩ નૈમિષ્યારણ્ય ૪ ધર્મારણ્ય પ્રીથમીમાહે ઔટ પીઠ છે ૧ કુવારીપીઠ
[કિન્નર પીઠ] ૨ ઓડસ્યાપીઠ [ઓદિયાના પીઠ] ૩ જાલંધરપીઠ
૪ આધી ભારગી પીઠ [પુણ્યગીરી પીઠ] એવં ઔટ પીઠ છે
શિષ્યોવાચ:– પ્રથમ કોણ અને કોણ પાસાવથી કોનથયા તે કથો
હો સદગુરૂ જનાર્દન
શ્રીસતગુરૂવાચ:– પ્રથમ વિષ્ણુ નારાયણ અપર પરમેશ્વર તે પાસથી
સૃષ્ટગુરૂ બ્રહ્મા થયા બ્રહ્મા પાસથી ૐકાર થયા ૐકાર પાસથી
વેદ થયા વેદ પાસથી હવાસ થયા હવાસ પાસથી ધરમથયા ધરમ
પાસથી ઊદક થયા ઊદક પાસથી પ્રીથમી આકાશ સહુ થયા તસ
મધ્યે છપન કરોડ વસુંધરા મ્રીત લોકને પુડ બાંધ્યો છે પેદા કિધા

પ્રીથમી માહે સોળ શૃંગાર છે સ્ત્રીન્યાતછે સો કહું-
૧ મદનવિશાળા ૨ ચારહંસા ૩ વીસલોચના ૪ કામરએશ્વરી
૫ સમસીરી ૬ પદ્મીણી ૭ હસ્તિની ૮ ચિત્રીણી ૯ શંખીણી
૧૦ ઘૃતાત્મજા ૧૧ મેનકા ૧૨ રંભા ૧૩ ઊર્વશી ૧૪ તીલોત્તમા
૧૫ વજ્રઘોષા ૧૬ બડવા એ સોળ ન્યાત સ્ત્રીની છે

પ્રીથમી માહે સોળ સંસ્કાર છે. ૧ ગર્ભાધાન ૨ પુંસવન
૩ સીમન્તોનયન ૪ જાતકર્મ ૫ નામકરણ ૬ નિષ્ક્રમણ
૭ અન્નપ્રાશન ૮ વપનક્રિયા ૯ કર્ણવેધ ૧૦ ઊપનયન
૧૧ વેદારંભ ૧૨ કેશાન્ત ૧૩ સ્નાન તથા સમાવર્તન ૧૪ વિવાહ
૧૫ અગ્નીપરિગ્રહ-વિરક્તી ૧૬ પ્રેતસંસ્કાર

પ્રીથમીમાહે નવરસ છે ૧ શૃંગાર ૨ હાસ્ય ૩ કરૂણા
૪ રૌદ્ર ૫ વીર ૬ બીભત્સ ૭ અદ્દભૂત ૮ ભયાનક
૯ બ્રહ્મરસ. હવે ચૌદ વિદ્યા છે તેના નામ ૧. આત્મજ્ઞાન
૨ વેદપઠન ૩ ધનુર્બાણધારણ ૪ ગણીત ૫ પોહન
૬ બુનઊ ૭ શસ્ત્રધારણ ૮ વૈદ્યક ૯ જ્યોતિષ શાસ્ત્ર
૧૦ રમલવિદ્યા ૧૧ સૂપશાસ્ત્ર ૧૨ ગાયન ૧૩ ગારૂડ ૧૪ લેખન
ચૌસટ કળા છે તેના નામ— ૧ વેદ ૨ વેદાંગ ૩ સ્મૃતી ૪ અક્ષર
૫ નાટક ૬ ભારત ૭ ધનુર્વિદ્યા ૮ સંધિવિગ્રહ ૯ લક્ષતા ૧૦ યુદ્ધ
૧૧ નિરોધ ૧૨ સંધી ૧૩ ભટસમય ૧૪ સત્ય ૧૫ બ્રહ્મયોગ ૧૬ જ્યોતિષ
૧૭ શિલ્પશાસ્ત્ર ૧૮ પાન ૧૯ મૃટ ૨૦ ચાવન ૨૧ લૈર્મેવિષ્ટ ૨૨ અ-
ષ્ટમા ૨૩ આકાશગમન ૨૪ દુર્ગમન ૨૫ પરકાયાપ્રવેશ ૨૬ સંગ્રામ
વિજય ૨૭ અપેક્ષા ૨૮ અતિહાસ્ય ૨૯ નીતિશાસ્ત્ર ૩૦ કનક પરિક્ષા
૩૧ સામુદ્રીક ૩૨ સ્તંભન ૩૩ મોહન ૩૪ ઊચ્ચાટન ૩૫ ધુસયણ
૩૬ મધુર ૩૭ રંભાશયન ૩૮ વાક્સાહાણ ૩૯ દેશપ્રવેશન ૪૦ ચીત્ર-
લેખન

૪૧ મંત્રવેદ ૪૨ નાનાવેષ ૪૩ વાદ્યવાદન ૪૪ ગ્રીમિર ૪૫ વાહન
૪૬ રસવાદ્ય ૪૭ વીસાકુદિમંત્ર ૪૮ પ્રત્યક્ષાકાર ૪૯ વિધિત્વ
૫૦ અગ્નિસ્તંભન ૫૧ શૂલસ્તંભન ૫૨ અકોચન ૫૩ મહેંદ્રક
૫૪ સૂપશાસ્ત્ર ૫૫ શતિશાસ્ત્ર ૫૬ ઓવીબંધ ૫૭ ચક્ષુલક્ષણ
૫૮ રત્નપરીક્ષા ૫૯ અશ્વપરીક્ષા ૬૦ નારીપરીક્ષા ૬૧ પુરૂષપરીક્ષા
૬૨ સંગીતલક્ષણ ૬૩ વાયુસ્તંભન ૬૪ ઈન્દ્રજાળ એવં ચૌસટકળા
અદાર પુરાણ છે ૧ બ્રહ્મપુરાણ ૨ પદ્મપુરાણ ૩ શિવપુરાણ
૪ વિષ્ણુપુરાણ ૫ ભાગવતપુરાણ ૬ નારદપુરાણ ૭ માર્કંડેય પુરાણ
૮ અગ્નીપુરાણ ૯ ભવિષ્યોત્તરપુરાણ ૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ ૧૧ વામન
પુરાણ ૧૨ વરાહપુરાણ ૧૩ મત્સ્યપુરાણ ૧૪ બ્રહ્માંડપુરાણ ૧૫ કૂર્મપુરાણ
૧૬ ગરૂડપુરાણ ૧૭ સ્કંદપુરાણ ૧૮ લિંગપુરાણ
નવનિધી ૧ ઘોડા ૨ હસ્તી ૩ રત્ન ૪ ગડદુર્ગ ૫ સ્ત્રી ૬ સુવર્ણ
૭ અર્વ ૮ રથ ૯ ધાન્ય અષ્ટસિદ્દી ૧ બહુરૂપતા ૨ દૂર
શ્રવણ ૩ ગરીમા ૪ પ્રકાશરૂપતા ૫ દૂરદર્શિતા ૬ લઘીમા
૭ પરકાયાપ્રવેશ ૮ અણીમા. નવરત્ન ૧ મણી ૨ પાંચ
૩ પોવળે ૪ પૈરોજ ૫ વજ્રમુક્તાફળ ૬ વૈડૂર્ય ૮ ગોમેદ
૯ નીળ. નવઆનંદ ૧ શિવાનંદ ૨ વેદાનંદ ૩ સહજાનંદ ૪ બીજ
આનંદ ૫ મહાનંદ ૬ ભાવાનંદ ૭ ધર્માનંદ ૮ આનંદાનંદ ૯ પ્રેમ
આનંદ. અષ્ટભોગ ૧ સુગંધ ૨ સ્ત્રી ૩ ગાયન ૪ વસ્ત્ર પતાંબુ
લ ૬ ભોજન ૭ માર્જન ૮ નિદ્રા

પ્રીથમીનુ પ્રમાણ તે સુન હો શિષ પેલી એકરાઈ પછે
ત્રણરાઈનો એક તલ ત્રણ તલનો એક જવ ત્રણ જવનો એક
અરદ ત્રણ અરદના એક તરા ત્રણ તરાના એક તસુ એવા અઢાર
તસુ પુરા બાંધા છે હાથ એક એવા ચાર હાથનો વાંસો એક

એવાવીસ વાસાંની વસવાસી એક એવા વીસ વસવાસીની દોરી એક એવા બેહજાર દોરીનો ગાઊ એક બાંધો છે એવા ચાર ગાઊનો એક યોજન છે એવા છપનં કરોડ જોજન પ્રીથમીનો હીસાબ છે હો શીખ

શિષ્યોવાચ:- સ્વામીજી પ્રીથમીમાહે કેટલાએક દેશ અને તેમા કેટલાયેક ગામ છે કેટલાએક પાટણ છે ને કેટલાએક વલાવત પાટણ છે તેમા કેટલીક રાઈ છે એ ભેદ કહોહો સતગુરૂસ્વામી

શ્રીસતગુરૂવાચ:- પ્રીથમીમાહે છનુકરોડ ગામ છે. અષ્ટપટ્ટણ પ્રમુખ છે. ૧ વીટપાટણ વીસસહસ્ત્ર ૨ પુરવપાટણ અઢારલાખ ૩. મંડળીકપાટણ દસસહસ્ત્ર ૪ ચક્રવર્તીપાટણ બાંસી સહસ્ત્ર ૫ બોરીપાટણ સાડાબાર કરોડનવ સહસ્ત્ર ૬ માધવ પાટણ એકવીસ સહસ્ત્ર ૭ દેવકીપાટણ એંશી સહસ્ત્ર અને ૮ શામિતીપટ્ટણ ચાર સહસ્ત્ર એવા તેઓના વિસ્તાર છે તેમાહે એક અબ્જ વીસ કરોડ બોત્તેરલાખ ને સોળ સહસ્ત્ર ગામ છે પ્રીથમી માહે ચોવીસ મુલક છે ઓખામંડળ દેસ માહે બાર કરોડ ગામ છે. વૈરાટ દેશમાહે અઢાર કરોડ ગામ છે. ગજ-નોદ દેશમાહે બોતેરલાખ ગામ છે. મંધમકાર દેશમાહે એંસી લાખ ગામ છે. રાગંડ દેશમાહે પચીસલાખ ગામ છે. ડાહોલ દેશ માહે નવકરોડ ગામ છે. માહાભોટ દેશમાહે આઠ કરોડ ગામ છે. સિંધ દેશમાહે એક કરોડ ગામ છે. કનોજ દેશમધે છત્રીસ કરોડ ગામ છે મારવાડ દેશમધે નવ કરોડ ગામ છે સોરઠ દેશમાહે પચીસલાખ ગામ છે. ગુજરાત દેશમાહે પાંચ કરોડ ગામ છે. કવેજગડ દેશમાહે પાંચ હજાર ગામ છે કનોજ દેશમાહે પાંચ હજાર ગામ છે. માલવો દેશમાહે બાણુલાખ ગામ છે. નરવાણ ચીન માહે છ હજાર ગામ છે

માહાચીનમાહે સોળલાખ ગામ છે. કાશ્મીરદેશમાહે બારલાખ ગામ છે. ધરમદરૂમંડળમાહે બારલાખ ગામ છે. ખોરાસાન માહે બારલાખ ગામ છે. લંકામાહે બારલાખ ગામછે. પાટણમાહે બાર લાખ ગામ છે. ગજનોદમાહે બારલાખ ગામછે. મથુરામાહે એક કરોડ ગામ છે.

પ્રીથમીઊપર અષ્ટકુલપર્વત છે તેમા આઠ પર્વતને મોઠો પન દિધા છે ૧ મલયગીરીપર્વત ૨ બિઝીદાગિરી [હિમાચલ] ૩ દ્રોણાગીરી ૪ વિન્ધ્યાચલ ૫ ગીરીપર્વત જે થીન ભોવતો છે ૬ કૈલાસગીરી ૭ સવાલાખપર્વત ૮ ઊત્તર દિશામા મેરૂગીરી પર્વત તેના આધારે સપ્તપાતાલ મૃત્યુલોક અને એકવીસ સ્વર્ગ બાંધ્યોછે તે ચૌદ લાખ યોજન ઊંચો છે સાત લાખ યોજન મૃત્યુલોકથી ઊપરછે સાત લાખ યોજન મૃત્યુલોકથી તલે છે વીસ હજાર યોજન મુલવિસ્તાર છે તેના સદતીસ હજાર યોજનવિસ્તાર છે તાહા દેવની રહવાનીજાગા છે. તે ઊપર અમરાવતી છે તાહા રાજા ઈન્દ્રરાજ કરે છે.

સ્વાદુદક – મીઠા સમુદ્રના ચારે બાજુએ લોકનિવાસથી શૂન્ય તથા સમસ્ત જીવ પ્રાણીયોથી રહિત એક સુવર્ણમયી ભુમી છે તેના વિસ્તાર તે સમુદ્રથી દ્વિગુણીત છે તાહા દસ હજાર યોજન વિસ્તારનો લોકાલોક પર્વત છે. તે પર્વત દસ સહસ્ર યોજન ઊંચો છે તેના આગળ તે પર્વતને સહુ બાજુએ ઘોર અંધઃકાર પ્રસરેલો છે અને તે અંધઃકાર ચારે બાજુએ બ્રહ્માંડ કટાહથી આવૃત્ત થયેલો છે તે બ્રહ્માંડ કટાહ સહિત દ્વિપ સમુદ્ર તથા પર્વતાદિ યુકત સમસ્ત ભુમંડલના પચાસ કરોડ યોજન વિસ્તાર છે.

ભુમીની ઊંચાઈ સિત્તેર સહસ્ત્ર યોજન છે તે માહે સાત પાતાલ એક બીજાથી દસ દસ સહસ્ત્ર યોજન દૂર છે. તાહાની

ભુમી સુંદર મહલ વનરાઈથી સુશોભીત રમણીય છે સૌખ્યશાંતિ આનંદ દાયી છે તે ભુમી અનુક્રમથી કૃષ્ણ, શુક્લ, અરૂણ, પીત કંકરીલી પથરીલી તથા સુવર્ણમયી છે. તે પાતાલમાહે દાનવદૈત્ય તથા નાગ સહુ સંઘ બનાવીને રહે છે. તે પાતાળમાહે નહી ગર્મી નહી સર્દી નહી વર્ષા ન કોઈ દુઃખી છે સાતમો પાતાલમાહે બ્રહ્માજીદ્વારા સ્થાપીત હાટકેશ્વર નામનો એક શીવલીંગ છે તેની અરાધના અનેકાનેક નાગરાજ કરે છે પાતાલથી તલે વિષ્ણુભગવાનના શેષનામક વિગ્રહ છે તેના ગુણોની ગણના કોઈપણ દૈત્યકે દાનવ નહી કરી શકે. તેના સહસ્ત્ર ફણના તેજથી સહુદિશા માહે દેદિપ્યમાન પ્રકાશ પ્રસરીયો છે તે શેષના માથા ઊપર સમસ્ત ભૂમંડલ મુકુટવત્ ધારેલો છે.

## નરક લોક —

પ્રીથમી અને પાતાલથી તલે સહુ જલ છે અને તે જલથીપણ નીચે નરક લોકોની સ્થિતી છે તે માહે પાપીજન જાયે છે. તે નરકની સંખ્યા પંચાવન કરોડ છે પણ તે માહે એકવીસ પ્રધાન છે તેના નામ સુણો હો મુનિવરો.

રૌરવ, સૂકર, રોધ, તાલ, વિશસન, મહાજ્વાલ તપ્તકુંભ, લવણ, વિલોહીત, રૂધિરાન્ધ, વૈતરણી, કૃમીશ, કૃમીભોજન, અસિપત્રવન, કૃષ્ણ, લાલાભક્ષ, પૂયવહ, વન્હીજ્વાલ અધઃશિરા, સંદંશ, કાલસુત્ર, તમોમય અવિચી, શ્વભોજન અપ્રતિષ્ઠ એથી બીજો અનેગ અનેગ મહાભયંકર નરક છે જે યમરાજના શાસનાધિન છે તે અતિ દારૂણ શસ્ત્રભય તથા અગ્નીભય દેનારો છે

૧ જો પુરૂષ કુટસાક્ષી [જુઠી ગવાઈ અર્થાત જાણી જોઈને નહી બતાવનારો તથા અસત્યવાદી ] હોયે છે અથવા જો પક્ષપાતથી યથાર્થ

નહી બોલે અને મિથ્યા ભાષણ કરે છે તે લોક આ રૌરવ નરકમાહે પડે છે. ૨ જો ભૃણહત્યા – ગર્ભપાત કરે છે તથા ગ્રામનાશ અને ગોહત્યા કરે છે તે લોક રોધ નામક નરક માહે જાયે છે. ૩ જો સ્વાંસ ઊસ્વાસ રોખીને જીવ હત્યા કરે છે તથા મદ્યપાન કરે છે તથા બ્રહ્મ ઘાતકી સુવર્ણની ચોરી કરનારો તથા એવા લોક સાથે સંગ કરનારો હોય છે તે સહુ સુકર નામક નરકમાહે જાયે છે. ૪ ક્ષત્રીય અથવા વૈશ્યના વધ કરનારો તાલ નામક નરકમાહે જાયે છે. ૫ ગુરૂસ્ત્રીગામી ભગીની ગામી તથા રાજદૂતોને મારનારો દુર્જન તપ્તકુંડ નામક નરક-માહે પડે છે. ૬ સતીસ્ત્રીને વેચનારો કારાગૃહરક્ષક અશ્વવિક્રય કર-નારો તથા ભક્તલોકોના ત્યાગ કરનારો તપ્તલોહ નામક નરકમાહે પડે છે. ૭ પુત્રવધુ અને પુત્રીને સાથે વિષય સેવન કરનારો મનુષ્ય મહાજ્વાલ નરકમાહે પડે છે તથા જે નરાધમ ગુરૂજનના અપમાન કરે છે અને તેણે કુવચન બોલે છે તથા વેદની નિંદા કરનારો વેદ વિક્રય કરનારો તથા અગમ્યા સ્ત્રીસાથે રમનારો પુરૂષ – એ સર્વે લવણનામક નરકમાહે પડે છે. ૮ ચોર તથા મરયાદાના ઊલ્લંઘન કરનારો મનુષ્ય વિલોહિત નામક નરકમાહે જાયે છે. ૯ જો પુરૂષ દેવ, ગુરૂ, દ્વિજ અને પિતૃજનના દ્વેષ કરે છે તથા રત્નને દૂષિત કરે છે તે કૃમીભક્ષ નામક નરકમાહે અને ૧૦ અનિષ્ઠ યજ્ઞ કરનારો મનુષ્ય કૃમીશ નરકમાહે જાયે છે. ૧૧ જો નરાધમ પિતૃગણ દેવગણ અને અતીથીઓને છોડીને તેના પહિલે ભોજન કરે છે તે અતિઊગ્ર એવા લાલાભક્ષ નરકમાહે પડે છે તથા બાણ બનાવનારો વેધ નામક નરક માહે જાયે છે. ૧૨ જો મનુષ્ય કર્ણીનામક બાણ બનાવે છે અને ખડ્ગાદિ શસ્ત્ર બનાવે છે તે અતિદારૂણ વિશસન નામક નરક માહે પડે છે. ૧૩ અસત્ પ્રતિગ્રહ લેનારો અયાજ્ય યાજક અને

નક્ષત્રોપજીવી પુરૂષ અધોમુખ નરકમાહે જાયે છે. ૧૪ નિષ્ઠુર કર્મ કરનારો મનુષ્ય, બીજાઓને છોડીને એકલોજ મિષ્ટાન્ન ભોજન કરનારો મનુષ્ય લાખ માંસ રસ તીલ લવણ આદિનો વ્યાપાર કરનારો બ્રાહ્મણ તથા બિલાડી કુકકુટ છાગ કુત્તા શુકર અને પક્ષીઓના પાલન કરનારો મનુષ્ય એ સર્વે પૂયવહ નામક નરકમાહે પડેછે ૧૫ લીલગર, ધીવરના કર્મ કરનારો, કુણ્ડ [ઊપપતિથી ઊત્પન્ન સંતાન] ના અન્ન ખાનારો, વિષ દેનારો, ચુગલખોર માહિષક [સ્ત્રિની અસદ્ વૃત્તીના આશ્રયથી રહેનારો] ધનાદિના લોભથી બિના પર્વના અમાસાદિ પર્વદીનોના પણ કર્મ કરનારો બ્રામ્હણ, ઘરને અગ્નીલગાવનારો, મિત્રની હત્યા કરનારો શકુનાદિ બતાવનારો ગ્રામ પુરોહિત તથા મદિરા બેચનારો એ સકુ લોક રૂધિરાન્ધ નરકમાહે જાયેછે.

૧૬ યજ્ઞ તથા ગામને નષ્ટ કરનારો પુરૂષ તથા નક્ષત્રવિદ્યા, નટ એવં મલ્લોની વૃત્તીથી જીવિકા ચલાવનારો મનુષ્ય વૈતરણી નામક નરકમાહે જાયે છે. ૧૭ જો મનુષ્ય હસ્તમૈથુનાદિથી વિર્યપાત કરેછે તથા શાસ્ત્રમર્યાદાઓને તોડનારો અપવિત્ર અને છલવૃત્તીના આશ્રયથી રહેનારો મનુષ્ય તથા ધન અને જુવાનીની વૃત્તીથી ઊન્મત્ત થઈને અન્ય લોકોના ધન સંપત્તીના અપહરણ કરનારા મનુષ્ય એ સર્વે કૃષ્ણ નામક નરકમાહે પડે છે. ૧૮ વૃથા વનસ્પતી ઝાડ તોડ કરનારો અસિપત્રવન માહે જાયેછે ૧૯ મેષોપજીવી - ગડરીયે અને વ્યાધગણ વન્હીજ્વાલ નરકમાહે પડેછે. ૨૦ વ્રતોના લોપ કરનારો તથા અપના આશ્રમ ધર્મથી પતીત જે લોકછે તથા પરાઈ સ્ત્રી અને પરાએ અન્નના સેવન કરનારો મનુષ્ય સંદંશ નામક નરકમાહે જાયેછે. ૨૧ જો દિનમાહે સોવે છે તથા શરીરના મદથી ઊન્મત્ત છે તથા જેના દિન અથવા કે રાતમાહે સોતે સમય

બુરી ભાવનાથી વીર્યપતન થાયે છે અથવા જો અપનેહિ પુત્રોદ્વારા ભણે છે તે લોક શ્વભોજન નામક નરકમાહે પડે છે.

એવી રીતે આ તથા અન્ય સહસ્ત્રો નરક છે જે માહે દુષ્કર્મી લોક નાના પ્રકારની યાતના ભોગવે છે. ઊપરના જણાવેલા પાપોથી જુદા અનેક પાપકર્મ છે જેનાં ફલ મનુષ્ય ભિન્ન ભિન્ન નરકમાહે ભોગવે છે. પાપીજન નરક દુઃખભોગથી ઊપરાન્ત ક્રમથી સ્થાવર, કૃમી જલચર, પક્ષી, પશુ, મનુષ્ય, ધાર્મિક પુરૂષ, દેવતા તથા મુમુક્ષુઆદિના જન્મ ગ્રહણકરે છે જો એકથી બીજો સહસ્ત્રગુના અધિક શ્રેષ્ઠ છે જે પાપી જન અપના પાપના પ્રાયશ્ચિત્ત નહી કરે છે તે પણ નરકમાહે પડે છે.

ભિન્ન ભિન્ન પાપોના અનુરૂપ જેજે પ્રાયશ્ચિત્તછે તેતેસહુ મહર્ષિઓને વેદાર્થના સ્મરણ કરીને બતાવ્યા છે પણ જોભી તપસ્યાત્મક અને કર્માત્મક પ્રાયશ્ચિત્ત છે તે સહુમાહે શ્રીપરમેશ્વરના નામસ્મરણ સર્વ શ્રેષ્ઠ છે. જે પુરૂષના ચિત્તમાહે પાપ કર્મથી અનંતર પસ્તાવો થાયેછે તેણેલીધે તો માત્ર હરિસ્મરણજ પરમ પ્રાયશ્ચિત્ત છે: પ્રાતઃકાલ સાયંકાલ રાત્રીમાહે તથા મધ્યાન્હાદીના સમય ભગવાન પરમેશ્વરના સ્મરણથી પાપ ક્ષીણ થાયે છે અને મનુષ્ય શ્રી નારાયણને પ્રાપ્ત કરે છે મોક્ષપદ પ્રાપ્ત કરે છે. જેના ચિત્ત જપ હોમ અર્ચનાદિ કરીને ભગવાન શ્રીસાકાર નિરાકાર પરમજ્યોતિ સ્વરૂપ પરબ્રહ્મ માહે લાગી રહ્યાછે તેના લીધે ઈન્દ્ર પદાદિ સ્વર્ગભોગ તો અન્તરાય – વિઘ્નરૂપ છે જો પુનર્જન્મના ચક્રમાહે પાડે છે. તે માટે હે મુનિવર યુગપરમાણે અવતારના અહર્નિશ સ્મરણ કરવાથી સંપૂર્ણ પાપ ક્ષીણ થઈને મનુષ્ય પુનઃ એ મહાદુઃખ રૂપ સંસારમાહે તથા અત્યંત કષ્ટપ્રદ નરકમાહે નહી જાયે તેણે મોક્ષગતી પ્રાપ્ત થાયે છે. નરકના નિમ્ન ભાગમાહે કાલાગ્ની છે કાલાગ્નીથી તલે મંડુક અને મંડુકથી નીચે અનંત શેષ છે જેના મસ્તક ઊપર

એ સંપૂર્ણ જગત સરસોની ભ્રાંતી પ્રતીત થાયે છે તેના મુખથીજ કાલાગ્ની પ્રગટ થાયે છે. પદ્મ કુમુદ અંજન અને વામન એ દિગ્ગજ પણ તે ઠામ માહે સ્થિત છે તેનાથી તલે અંડ કટાહ છે જહા એક ધીરા દેવી વિરાજમાન છે અંડકટાહના પરિમાણ ચુંમાલીસ કરોડ નેવ્યાસી લાખ એંશી હજાર ૪૪,૮૯,૮૦,૦૦૦ યોજન છે તે માહે કપાલીષા દેવી રહે છે જે કોટી કોટી દેવીયો સાથે હાતમાહે દણ્ડલઈ પહરા દેયે છે ભગવાન સંકર્ષણ અનંત કાલાગ્નીને પ્રેરીત કરે છે. જો કલ્પાન્ત સમય સંપૂર્ણ જગતને દગ્ધ કરે છે એવી રીતે પાતાલના અધોભાગની રચના છે.

## ૩. એકવીસ સ્વર્ગ ૨ ભુવર્લોક

### પિતૃલોક

જંબુદ્વિપના મદય ભાગમાહે મેરૂ પર્વત છે તે ચૌદ લાખ યોજન ઊંચો છે તેના મદયભાગમાહે મૃત્યુલોક છે તે મેરૂ પર્વત મૃત્યુલોકથી તલે સાત લાખ યોજન છે તેના આધારે સપ્તપાતાલ બાંધીયો છે તથા સાત લાખ યોજન મૃત્યુ લોકથી ઊપર છે તેને એકવીસ કડા છે તાહા એકવીસ પુરી વસીયુ છે તેણેજ એકવીસ સ્વર્ગ કહે છે. એવં મેરૂના આધારે એકવીસસ્વર્ગ છે તાહા લોક વસે છે તે સુનો હો મુનિવરો.

૧ ભૂતસ્વર્ગ પ્રથમ સ્વર્ગમધે રાજા ભૂત રાજ કરે છે તાહા ભૂત સૃષ્ટી છે જે કોઈ મ્રીત લોકમા ભૂતની પૂજા કરે જેણે મ્રીતલોક માહે પોતાની દેહી પુજાવી છે અને જાહેર થઈને રહિયા છે તે એ સ્વર્ગમાહે જાયે છે તાહા તે અમર નહી હુઆ તાહા બત્રીસ વરસનો આયુ છે બત્રીસ વરસની આવરદા ભોગવીને પછે મ્રીતલોક માહે પડે છે આવાગમનમધે લખ ચોર્યાચશીનો ફેરો ખાયે છે

તે કેમપડે છે જે ભૂત દેવ ન હોય તે બદલ પડે છે તેન ભેટંતે સતગુરૂ ન ઓળખંતે અવતાર પાત્ર તેણે સતગુરૂ મુખે દાન ન દેતવા તે કેમ પામે અમરપદ હો શિખ.

૨ મુંજીયા સ્વર્ગ — દ્વિતીય સ્વર્ગમધે મુંજીયા રાજ કરે છે મ્રીતલોકે જે કોઈ દેવ મુંજીયાની ભાક્તિ કરે છે તે આ સ્વર્ગે જાયે છે પણ તે અમર નહી હુઆ તાહા પચાસ વરસનો આયુ છે. પચાસ વરસની આવરદા ભોગવીને પછે મ્રીતલોક માહે પડે છે આવાગમન મધે લખ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે. તે કેમ પડે છે જે મુંજીયા દેવ ન હોય તે બદલ પડે છે. જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા તે કેમ પામે અમરપદ હો શિખ

3 શાક્તિસ્વર્ગ :— તૃતીય સ્વર્ગમધે શકિત દેવી રાજ કરે છે મેસકો મયેરાની તુકાઈ રેનકા સાત આસરા ભવાની કાનબાઈ એતે સકતના નામ છે જે કોઈ મ્રીતલોકમધે જે સકતની પુજા કરે છે તે તિસરે સ્વર્ગે તે ઠામે જાયે છે તાહા તે જીવ અમર નહી થયા તાહા એકસો વરસનો આયુ છે. સો વરસની આવરદા ભોગવીને પછે મ્રીત લોકમધે પડે છે આવાગમન મધે લક્ષ ચોરાશીનો ફેરો ખાયે છે તે કેમ પડે છે જે સકત દેવ ન હોય તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા તે કેમ પામે અમરપદ હો શિખ

૪ બ્રહ્મરાક્ષસ સ્વર્ગ :— ચતુર્થ સ્વર્ગમધે બ્રહ્મરાક્ષસ રાજ કરે છે જે કોઈ મ્રીતલોકમાહે બ્રાહ્મણની સેવા ભક્તિ કરે છે અને તેણે દેવ કરી સેવા કરે છે અને બ્રાહ્મણને માને છે તે ચતુર્થે સ્વર્ગે જાયે છે તાહા તે જીવ અમર નહી તાહા એકસો વરીસનો આયુ છે એકસો વરીસ લગી બ્રહ્મરાક્ષસ હોઈ ફરે છે તે પછે મ્રીતલોક માહે પડે છે અને લખ ચૌર્યાચશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે બ્રાહ્મણ દેવ ન હોય

મનુષ્યછે તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવ તારપામ, જેણે સતગુરૂ મુખે દાન ન દેતવા તે કેમ પામે એવા અમરપદ હો શિખ.

૫ દૈવતસ્વર્ગ:– પાંચવે સ્વર્ગમધે દેવતા રાજ કરેછે દૈવત કોને કહીએ મેગૌબા મહાદેવ મલકાર્જુન ભીમજી એવા કેતેક પુરૂષને નાવ પુજા કરેછે તે પાચવે સ્વર્ગમાહે જાએ છે તાહા તે જીવ અમર નહી તાહા એક સો વરીસનો આયુ છે. સો વરીસની આવરદા ભોગવ્યાપછી તે જીવ મ્રીત લોકમાહે પડે છે ને લક્ષ ચોરાશીનો ફેરો ખાયે છે તે શા માટે પડે છે જે એ દેવત દેવન હોય તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપામ જેણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમરપદ હો શીખ.

૬ ગંધર્વ સ્વર્ગ:– છટે સ્વર્ગમધે રાજા ગંધર્વ રાજ કરે છે જે કોઈ મ્રીત લોકમાહે ગંધર્વની પુજા અર્ચા કરે છે તે જીવ છટે સ્વર્ગે જાયેછે તાહા તે અમર નહીં તાહા એકસો વરીસનો આયુછે. સો વરીસની આવરદા ભોગવીપછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે લક્ષ ચોરાશીનો ફેરો ખાયેછે તે શા માટે પડેછે જે ગંધર્વ દેવન હોય તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ યુગ પ્રમાણે ન ઓળખતે અવતારપામ જેણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસવંત સુકરીત ન કિધા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમરપદ હો શિખ

૭ ગણેશ સ્વર્ગ:– સાતવે સ્વર્ગમધે રાજા ગણેશ રાજ કરે છે જે કોઈ મ્રીત લોકમાહે ગણેશની ભગતી કરે છે ચતુર્થીની ઊપાસના કરે છે તે સાતવે સ્વર્ગે જાયે છે તાહા એકસો વરીસનો આયુ છે. સો વરીસની આવરદા ભોગવીને પછે મ્રીત લોકમાહે પડેછે લક્ષ ચૌરાશીનો ફેરો ખાયે છે તે શા માટે પડે છે જે ગણ અને ગણેશ

પરમેશ્વર ન હોય પાર્વતીને મલીનો કિધો છે તેનો સેવક તે માટેપડે
છે. જેન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર જેણે સતગુરૂને
વચન ઊપર ઈમાન ન આણ્યા જે સતગુરૂ વચને નહી ચાલ્યા તે જીવ
કેમ પામે અમરપદ હો શિખ.

૮ ભૈરવસ્વર્ગ:— આઠવે સ્વર્ગમધે ભૈરવ રાજ કરે છે જે કોઈ મ્રીતલોક
માહે ભૈરવની ભગતી કરે છે તે આઠવે સ્વર્ગે જાયે છે તે જીવ અમર નહી
તાહા બસો વરસનો આયુ છે દુઈસો વરીસની આવરદા ભોગવીને પછે
તે જીવ મ્રીતલોકમાહે પડે છે લક્ષ ચૌરાયશીનો ફેરો ખાયે છે તે કા
પડે છે જે ભૈરવ દેવ ન હોય તે દેવત છે તે બદલ પડે છે જે ન ભેટતે
સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર જેણે સતગુરૂમુખે દાન ન દેતવા
તે કેમ પામે અમરપદ હો શિખ

૯ યક્ષસ્વર્ગ:— નવમે સ્વર્ગમધે રાજા યક્ષ રાજ કરે છે જે કોઈ
મ્રીતલોકમાં યક્ષની ભગતી કરે છે તે નવમે સ્વર્ગે જાયે છે તે જીવ
અમર નહી તાહા દુઈ સો વરસનો આયુ છે દુઈસો વરસની
આવરદા ભોગવીને પછે તે જીવ મૃતલોકમાહે પડે છે લક્ષ ચૌરા-
શીના ફેરા ખાયે છે તે કા પડે છે જે યક્ષ દેવ ન હોય તે બદલ
પડે છે જેન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર જેણે સત
ગુરૂ મુખે દાન ન દેતવા પરમેશ્વરનો કૌલ નહી પાલીયા દસદોસ
ન ખમતવા તે કેમ પામે અમરપદ હો શીખ.

૧૦ સુરમત સ્વર્ગ:— દસમે સ્વર્ગમધે રાજા સુરમત [સ્મરણ] રાજ
કરે છે તાહા સુરમત લોક વસે છે જે કોઈ મ્રીત લોકમાહે અનેગ
અનેગ દેવનો સ્મરણ કરે છે તે દસમે સ્વર્ગમાહે જાયે છે તે જીવ
અમર નહી તાહા દુઈ સો વરસનો આયુ છે દુઈ સો વરસની આવ-
રદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે લક્ષ ચૌરાસીનો

ફેરો ખાયે છે તે કાપડે છે જે અવતારપાઞ ન ઓળખીસ્મરણ
નહી કરતવા તે બદલ પડે છે જે ન ભેટંતે સતગુરૂ જેણે સતગુરૂ
મુખે દાન નહી કરતવા દસદોસ ન ઞમતવા તે કેમ પામે અમરપદ
હો શીખ. ૧૧ સૂર્ય સ્વર્ગઃ— અગીયારમો સ્વર્ગમધે સૂર્યલોક
વસે છે તાહા રાજા સૂરજ રાજ કરે છે જે કોઈ મ્રીત લોકમા સૂર્યની
ભગતી કરે છે સૂર્ય મંત્ર જપે છે અને આદિતવાર પાળે છે તે આ
સ્વર્ગમા જાયે છે તે જીવ અમર નહી તાહા દુઈ સો વરીસનો આયુ
છે દુઈ સો વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મૃત્યુલોકમાહે
પડે છે લક્ષ ચૌરાશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે સૂરજ પરમે-
શ્વર ન હોય તે બદલ પડે છે. જે ન ભેટંતે સતગુરૂ નહી ઓળખંતે અવ-
તાર પાઞ જેણે સતગુરૂ વચન ઊપર વિશ્વાસ ન રાખ્યા સતગુરૂ મુખે
દાન ન દિધા દસદોસ ન ઞમતવા પરમેશ્વરનો કૌલ ન માન્યા તે
જીવ કેમ પામે અમરપદ હો શિષ.
૧૨ મુનિસ્વર્ગઃ— બારમો સ્વર્ગમધે રાજા મુની રાજ કરે છે તાહા મુનિ
વર લોક વસે છે જે કોઈ મ્રીત લોકમા મુનિજન હોવે છે મોન વ્રત
ધારણ કરે છે તે બારમો સ્વર્ગે જાયે છે તાહા સર્વ વસ્ત છે પણ વાચા
નહી તે લોક પણ અમર નહી તાહા દુઈસો વરસનો આયુ છે. દુઈ સો
વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે અને લક્ષ
ચૌરાસીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે મુનિ દેવ ન હોય તે બદલ પડે
છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાઞ જેણે સતગુરૂ
વચન ઊપર વિશ્વાસ ન રાખ્યા સતગુરૂ મુખે દાન ન દેતવા તે કેમ પામે
અમરપદ હો સીખ.
૧૩ તીર્થસ્વર્ગઃ— તેરમો સ્વર્ગમધે રાજા તીર્થ રાજ કરે છે તાહા તીર્થવાસી
લોક વસે છે મ્રીતલોકમા તીર્થયાત્રા કરે છે ભરમની ફરે છે તે આ સ્વર્ગે

જાયે છે તે લોક અમર નહી તાહા દુઈ સો વરીસનો આયુ છે દુઈસો વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે લક્ષ ચોર્યાયશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે તીર્થ ખાલી કરે છે તાહા દેવ નહી તે બદલ પડે છે સતગુર ચરણે સહુ તીર્થના વાસ છે તે મુરખ એમ ના જાણી ખાલી તીર્થે ભમે છે જે ન ભેટને સતગુર ન ઓળખતે અવતાર પાત્ર સતગુર મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે એવા અમરપદ હો શીખ

૧૪ ચીત્રસ્વર્ગ :— ચૌદમો સ્વર્ગમધે રાજા ચિત્ર રાજ કરે છે. તાહા ચિત્ર લોક વસે છે જે કોઈ મ્રીત લોકમા ચિત્રની ભગતી કરે છે અને પૂજા કરે છે તે ચૌદમે સ્વર્ગે જાયે છે તે જીવ અમર નહી તાહા દુઈ સો વરસની આયુ છે દુઈ સો વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે તે કા પડે જે રાજા ચિત્ર દેવ ન હોય તે બદલ પડે છે જે ન ભેટતે સતગુર જેણે અવતાર પાત્ર ન જાણી ભગતી નહીં કિધી જે સતગુર મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમર પદ હો શીખ.

૧૫ ધર્મસ્વર્ગ :— પંધરમો સ્વર્ગમધે રાજા ધરમ રાજ કરે છે. ધરમલોક તાહા વસે છે જે કોઈ મ્રીતલોકમા ધરમ કરે છે અનેક ગુરૂ કરી ધરમ કરે છે પણ સૃષ્ટીગુરૂ નથી મળીયા તે લોક પંધરાવે સ્વર્ગે જાયે છે તાહા ત્રણ સો વરીસની આયુ છે. ત્રણસો વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે લક્ષ ચોર્યાયશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે મનમુખ ધરમ કરે છે ગુરૂમુખે અવતાર પાત્રને ધરમ નહી કિધો તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર જેણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમરપદ હો શીખ—

૧૬ ગુપ્તસ્વર્ગ :– સોળમો સ્વર્ગમધે ગુપ્તરાજા રાજકરે છે. ગુપીતલોક વસે છે. જે કોઈ મ્રીત લોકમા ગુપીત દાન કરે છે ફલપ્રાપ્તીમાહે ચિત્ત ઘાલીને દાનદેવે છે તે સોળમે સ્વર્ગે જાયે છે તાહા તે જીવ અમર નહી તાહા ત્રણસો વરીસનો આયુ છે ત્રણસો વરીસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે. લક્ષ ચોરાચશીનો ફેરો ખાયે છે તેકા પડે છે જે રાજા ગુપ્ત દેવ ન હોય અને સુપાત્ર દાન નહી દિધા તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર, જેણે સતગુરૂ મુખે દાન નહી કરતવા દસ દોસ નહી ખમતવા તે કેમ પામે અમરપદ હો સીષ.

૧૭ યમસ્વર્ગ :– સતરમો સ્વર્ગ તેમધે રાજા યમ રાજ કરે છે જે કોઈ મ્રીતલોકમાહે કાલ પુરૂષ સાધે છે અને કાલ પુરૂષના પ્રીત્યર્થે દાન પુણ્ય કરે છે તે સતરાવે સ્વર્ગે જાયે છે તાહા ત્રણસો વરીસનો આયુષ છે. ત્રણસો વરીસની આવરદા ભોગવીને પછે મ્રીત લોકમા પડે છે લક્ષ ચૌર્યાચશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે યમ દેવ ન હોય તેને બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખંતે અવતારપાત્ર જેણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમરપદ હો શિષ.

૧૮ અગ્નીસ્વર્ગ :– અઢારમો સ્વર્ગ તે મધે અગ્ની રાજ કરે છે જે કોઈ મ્રીત લોકમાહે યજ્ઞ હોમ કરે છે તે અઢારમે સ્વર્ગે જાયે છે તાહા ત્રણ સો વરીસનો આયુ છે. તાહા તે જીવ અમર નહી ત્રણસો વરીસનો આયું ભોગવીને પછે મ્રીત લોકમાહે પડે છે. લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે અગ્ની પરમેશ્વર ન હોય દેવતા છે તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર સતગુરૂ મુખે દસવંત સુકરીતના દાન ના દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમરપદ હો શીષ.

૧૯ વિશ્વકર્મા સ્વર્ગ:- ઓગણીસમો સ્વર્ગ તે મધે રાજા વિશ્વકર્મારાજ કરેછે તાહા વિશ્વલોક વસે છે જે કોઈ મ્રીત લોકમાહે વિશ્વકર્માની ભગતી કરે છે અને વિશ્વકર્માનો જાપ જપે છે તે જીવ આસ્વર્ગમાહે જાયેછે તે લોક અમર નહી તાહા ત્રણસો વરીસનો આયુ છે. ત્રણસો વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે લક્ષ ચોર્યાયશીનો ફેરો ખાયેછે તે કા પડે છે જે વિશ્વકર્મા દેવ ન હોય તેબદલ પડેછે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર જેણે સતગુરૂ મુખે દાન ના દેતવા દસ દોસ ન ખમતવા તે કેમ પામે અમરપદ.

૨૦ વિશ્વેશ્વર સ્વર્ગ:- વીસમો સ્વર્ગ તેમધે વિશ્વેશ્વર રાજકરેછે જે કોઈ મ્રીતલોકમાહે વિશ્વેશ્વરની ભગતી કરે છે અને વિશ્વને માન કરેછે ને સહુને માને છે કોઈને અમાન કરતા નહી તે વિસમે સ્વર્ગમાહેજાયેછે તે જીવપણ અમરનહી તાહા ચાર સો વરીસની આવરદા છે તેભોગવીને પછે મ્રીત લોકમાહે પડે છે તે લક્ષ ચોર્યાયશીનો ફેરો ખાયે છે તે કા પડે છે જે વિશ્વેશ્વર દેવ ન હોય અને તેણે સાચાસતગુરૂ સૃષ્ટગુરૂને અવતાર પાત્ર ન ઓળખ્યા તે બદલ પડે છે. જે ન ભેટતે સૃષ્ટગુરૂ જે ન ઓળખંતે યુગ પ્રમાણે અવતાર પાત્ર, જેણે સતગુરૂના વચનઊપર વિશ્વાસ ન રાખ્યા સતગુરૂ મુખે દાન ના દિધા દસદોસ નહીખમતવા અને પરમેશ્વરનો કૌલ ન માન્યા તે કેમ પામે અમરપદ હો શીખ.

૨૧ વિધાતાસ્વર્ગ:- એકવીસમો સ્વર્ગ તે મધે રાજા વિધાતારાજકરે છે જે કોઈ મ્રીત લોકમાહે વિધાતાની ભગતી કરેછે અને વિધાતાના જાપજપે છે વિધાતાની ઊપાસના કરે છે તે એકવીસાવે સ્વર્ગે જાયે છે તાહા તે લોક અમરનહી તાહા પાચસો વરીસનો આયુછે પાચસો વરસની આવરદા ભોગવીને પછે તેજીવ મ્રીત લોકમાહે પડેછે લક્ષ ચોર્યાયશીનો ફેરો ખાયેછે તે કા પડે છે જે વિધાતા પરમેશ્વર ન હોય

તે બદલ પડે છે જે ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર જેણે સાચા સતગુરૂમુખે દાન ન દેતવા દસદોશાન ખમતવા તે કેમ પામે અમરપદ હો શીખ.

એવં જે જીવ મ્રીત લોકમા જે દેવતાની ભગતી કરે છે ઊપાસના કરે છે અને તે બદલ દાન પુણ્ય કરીને ફલ પ્રાપ્તીની આસકતી કરેછે તે જીવ તે દેવતાને સ્વર્ગે જાયે છે તેણે પરમેશ્વર નહી મલે તે જીવ અમર નહી થાયે તે જીવના પુણ્યના ભોગ પુરા થયા પછી તે જીવ મ્રીતલોકમાહે પડે છે અને લક્ષચૌર્યાયશીનો ફેરો ખાયે છે

એવં સપ્ત પાતાલ મૃત્યુલોક અને એકવીસ સ્વર્ગ મેરૂના આધારે છે તે મેરૂ પર્વતના માથા ઊપર અમરાવતી ભુવન છે. તેની રચના સુનો હો સીખ.

## ૪ અમરાવતી – ઈન્દ્ર ભુવન.

અમરાવતી ભુવન માહે રાજા ઈન્દ્ર રાજ કરે છે. ત્યાહા દેવદેવતાઓની રહેવાની જાગા છે એને પિતૃલોક પણ કહે છે. એ અમરાવતીના અષ્ટ દિશામાહે ઈન્દ્ર આદિ અષ્ટ લોકપાલ આઠ રમણીક પુરીમાહે રહે છે. તેના નામ ઈન્દ્ર, અગ્ની, યમ, વરૂણ, વાયુ, નિઋતી, કુબેર, અને ઈશાન એ અષ્ટ લોકપાલ છે તેના અષ્ટપુરીના નામ સુનો હો સીખ્ય ૧. યમપુરી – સંયમની પુરી ૨ ઈન્દ્રપુરી ૩ અગ્નીપુરી ૪ વરૂણપુરી ૫ નિઋતીપુરી ૬ વાયુપુરી ૭ ઈશાન પુરી ૮ કુબેર પુરી.

દખન દિશામાહે એક પુરી છે તેને સિદ્દ પુરી કહે છે ત્યાહા અષ્ટસિદ્દ રહે છે ૧ કેવરમુનિ ૨ ગુડભૈરવમુનિ ૩ સાલૂરમુનિ ૪ મુગતીમુનિ ૫ હિરામુનિ ૬ હિરજાલમુનિ ૭ સીરમતમુની ૮ પ્રજાપતમુનિ

હવે યમપુરીની રચના કથતે દેવ સતગુરૂ તે સુનો હો મુનિવરો

**યમ પુરી - સંયમની પુરી.**

યમ પુરી મૃત્યુલોકથી છીયાસી હજાર યોજન ઊપર છે. તાહા રાજા યમધર્મ દેવ રાજ કરે છે તાહા જવાનો માર્ગ અત્યંત ભયંકર તથા તપ્તતામ્ર જેવો દધક રહે છે એ યમપુરીનો વિસ્તાર એક લાખ યોજન છે તે પુરીને ચાર કોન છે તે માહે ચાર મોટો દ્વાર છે તે પુરીની ચોફેરનો તટ સુવર્ણનો છે તે દસ સહસ્ત્ર યોજન ઊંચો છે. યમપુરીનો પૂર્વદ્વાર અત્યંત વિશાલ એવ સુંદર શોભાયમાન છે તે ઠામમાહે ગંધર્વો તથા અપ્સરાના ગીત નૃત્ય આદિ થાયે છે તે દ્વારમાહેથી દેવતા ઋષી યોગી ગંધર્વ સિધ્ધ યક્ષ અને વિદ્યાધર આદિના પ્રવેશ થાયે છે. તે નગરના ઊત્તરદ્વાર ઘંટા છત્ર ચામર તથા અનેક પ્રકારના રત્નોંથી અલંકૃત છે તાહા વીણા તથા વેણુ બાંસુરી આદિના દવની સદૈવ ગુંજારવ કરે છે તાહા મહર્ષિઓના સમુદાય છે જો પુરૂષ ધર્મજ્ઞ, સત્યવાદિ તથા સદૈવ પરોપકારરત, સેવા પરાયણ તથા આતિથ્યશીલ હોયે છે તે પુણ્યાત્મા જીવોના આ દ્વારથી પ્રવેશ થાયે છે. યમપુરીના પશ્ચિમ મહાદ્વાર અનંત પ્રકારના રત્નોંથી વિભુષીત છે ચિત્ર વિચિત્ર મણીયોની તાહા સીઢીયો છે દેવતાગણ તે દ્વારમાહે સ્થિત છે મહાન પુણ્યાત્મા જીવ તથા જગતના કલ્યાણ કરનારો પુરૂષ તથા તપસ્વી મહાત્મા પુરૂષ એ પશ્ચિમ દ્વારથી પ્રવેશ કરે છે.

તે પુરીના દક્ષિણદ્વાર અત્યંત ભયાનક કષ્ટપ્રદ અને અંધઃકારમય છે તાહા તીક્ષ્ણ શૃંગ, કંટક, વિંછી, સર્પ વજ્રમય મુખવાલે કીટ ભેડીયો વ્યાઘ્ર રીંછ સિંહ ગીદડ શ્વાન બિલાવ ગીધ આદિ રહે છે તેના મુખથી અગ્નીજ્વાલા સદૈવ નિકળે છે

સદૈવ સહુના અપકાર કરનારા પાપાત્મા જીવોના એ દ્વારથી યમ પુરીમાહે પ્રવેશ થાયે છે જો બ્રાહ્મણ ગૌ બાલક વૃદ્દ રોગી શરણાગત વિશ્વાસી સ્ત્રી મિત્ર આદિની હત્યા કરે છે તથા અગમ્ય સ્ત્રીસાથે સંભોગ કરનારો, બીજાઓના ધન અપહરણ કરનારો ધરોહર હડપ કરનારો, બીજાને જહર દઈને તેના ઘરને આગ લગાવનારો પરાયી ભુમી ગૃહ શય્યા વસ્ત્ર તથા આભુષણોની ચોરી કરનારો સદૈવ અસત્યવચન બોલનારો ગ્રામ નગર અથવા રાષ્ટ્રને મહાન દુઃખ દેનારો જુઠી ગવાઈ દેનારો, કન્યા વિક્રય કરનારો, અભક્ષ્ય ભક્ષણ કરનારો પુત્રી તથા પુત્રવધુ સાથે સમાગમ કરનારો તથા અન્યાન્ય પ્રકારના મહાપાતકોમાહે સંલગ્ન રહેનારો એ સહુ પાતકી જીવ દક્ષિણદ્વારથી યમપુરીમાહે પ્રવેશ કરે છે

મૃત્યુપછી જીવાત્માના સ્થુલશરીર પંચભુતોદ્વારા નષ્ટ થાયે છે પરંતુ તે જીવાત્મા પોતાના કર્મભોગ ભોગવાને કારણ સુક્ષ્મ શરીર તથા યાતના દેહ ધારણ કરે છે એ યાતના દેહ જ્ઞાનેંદ્રિયના સુક્ષ્મગુણ અને મન એવં ચૈતન્ય યુક્ત થાયે છે એ સૂક્ષ્મ યાતના દેહ અગ્નીદ્વારા ભસ્મ નહી હોવે, જલદ્વારા નહી ગળે તથા શસ્ત્ર પ્રહારદ્વારા પણ નષ્ટ નહી હોવે. અસ્ત્ર શસ્ત્ર તીક્ષ્ણ કંટક પ્રતપ્ત જલ-તેલ-લોહ-તામ્ર-પાષાણ આદિથી નહી જલે, નષ્ટ નહી થાયે કેવલ કૃતકર્મના ફલસ્વરૂપ સંતાપ ત્રાસ એવં કષ્ટ ભોગવે છે

યમપુરીમાહે અશુભ કર્મ વિપાકને કારણે અનેક પ્રકારના નરકકુંડ નિર્માણ કિધા છે એ ભયંકર કુંડ અત્યંત ભયાવહ, કુત્સીત તથા વિસ્તૃત છે તેમાહે કોઈ પ્રસિદ્દ તથા કાઈ અપ્રાસિદ્દ પણ છે હવે કેવા પાપકર્મથી કેવી યાતના ભોગવી પડે છે તેના વર્ણન તથા

નરકયાતના એવં પ્રમુખ બાવન ઘાટી છે તેના વર્ણન સુન હો શીખ

૧ હુતાશન ઘાટી:— એ પ્રજ્વલીત અંગાર સ્વરૂપ કુંડ એક કોસ વિસ્તારના છે તે માહે સો હાથ ઊંચી અગ્નીજ્વાલ નિકળે છે તેણે અગ્ની કુંડ પણ કહે છે જો શક્તિશાલી મનુષ્ય બળના અભિમાનથી દુષ્ટતાને કારણ કટુવચનોદ્વારા ભાઈબાંધવોને દગ્ધ કરે છે તે એ નરકમાહે પડે છે. પોતાના રોમ બરાબર વર્ષોસુધી તે પ્રાણી તાહા રહે છે તે પછી ત્રણ વાર પશુયોનીમાહે જન્મ લેયે છે

૨. શ્લેષ્મ ઘાટી :— શ્લેષ્મ આદિ અપવિત્ર વસ્તુઓથી અને તેમાહેન કીડોંથી તથા શ્લેષ્મ ભોજી પાપીજનથી ભરા હુવા યે શ્લેષ્મકુંડ નામક નરક છે મધુર પદાર્થ – મિષ્ઠાન્નભોજન એકલો ખાનારો મનુષ્ય એ નરકમાહે જાયે છે. તે પછી તે જીવ પ્રેતયોનીમાહે જાયે છે.

૩ તપ્તક્ષારોદ ઘાટી:— એ એક કોસ વિસ્તારના ભયાનક નરક ઊબલતે હુએ ખારાજલથીં તથા પાપીઓથી ભરીયો છે જો મનુષ્ય આદિતવાર સૂર્યસંક્રાંતી અમાસ અને શ્રાધ્ધને દિન વસ્ત્ર ક્ષારપદાર્થદ્વારા પ્રક્ષાલન કરે છે તેણે તે વસ્ત્રના સૂત તંતૂ જેટલે વર્ષસુધી ક્ષાર કુંડ માહે દુઃખ ભોગવું પડે છે તે પછી સાત જન્મમાહે તે રજક થાયે છે.

૪ ગરકુંડ ઘાટી :— અર્ધા કોસના પરિમાણવાળા વિષભક્ષી પાપીયોથી અને સર્પજેવો આકારવાળો વજ્રમય દાંતોથી યુક્ત તથા ક્ષુધાતુર સુખે કણ્ઠવાલો અત્યંત ભયંકર જંતુઓદ્વારા તે નરક ભરીયો છે જો પીતા માતા ગુરૂ સ્ત્રી પુત્ર પુત્રી અથવા અનાથના ભરણ પોષણ નહી કરે છે તે એ નરકમાહે પડે છે એક હજાર વરીસ સુધી તાહા રહીને પછી તે જીવ ભૂતયોનીમાહે જાયે છે.

૫ દૂષિકા ઘાટી – નેત્રમલ ઘાટી:— આંખોના મલથી યુક્ત અર્ધો કોસ વિસ્તારના નેત્રમલ તથા દૂષિકા કુંડ છે જો મનુષ્ય અતીથીને ક્રોધ

ભરે નેત્રથી દેખે છે તે પાપીના દિયા હુઆ જલ પિતર તથા દેવતા ગ્રહણ નહી કરે તેણે એજ બ્રહ્મ હત્યા જેવા ઘોર પાપોના ફલ મળે છે તે પ્રાણી સો વર્ષસુધી એ નરકમાહે જાયે છે તે પછી ભૂત યોની માહે જાયે છે.

૬ મુત્ર ઘાટી:— અત્યંત પાતકી જીવોથી તથા ખૌલતે હુએ મુત્રથી તથા તે માહેના ભયાનક જંતુથી ભર્યો હુઓ એ નરક દોન કોસના પરિમાણવાળા છે જો બીજાઓના તળાવમાહે તેની આજ્ઞાવગર હી તળાવ નિર્માણ કરે છે [તળાવ બનાવવાના જુઠા યશ લેયે છે] તે દોષથી તે પ્રાણી એ નરકમાહે પડે છે.

૭ રક્ત ઘાટી:— બાવડીના સમાન પરિમાણવાળા દુર્ગન્ધીત વસ્તુ-ઓથી કિડોથી તથા રક્ત પ્રાશન કરનારો પ્રાણીયોથી ભરીયો રહે છે જો ગુરૂ અથવા બ્રાહ્મણને મારીને તેના શરીરથી રક્ત બહાવે છે તેણે એ નરકની પ્રાપ્તી થાયે છે તે પછી સાત જન્મસુધી તે વ્યાઘ્ર થાયે છે અને ક્રમશઃ માનવ યોનીમાહે જન્મ લેયે છે.

૮ ગાત્રમલ ઘાટી:— મનુષ્યોના શારીરીક મલો તથા મલભક્ષી પાપી જીવોથી યુક્ત ગાત્રમલ કુંડ છે જો મનુષ્ય સુહૃદના સાથે નિરંતર શઠતાના વ્યવહાર કરે છે તે એ નરકમાહે જાયે છે તદનંતર તેણે તીન જન્મસુધી ગર્દભની તથા તીન જન્મસુધી શૃગાલની યોની પ્રાપ્ત થાયે છે

૯ પ્રતપ્તલોહ ઘાટી:— એ પ્રજ્વલીત લોહની લાખો પ્રતિમાઓથી તથા જલતે હુએ અંગારથી યુકત છે અવીરા તથા સદ્યઃ ઋતુસ્નાતા સ્ત્રીના અન્ન ખાનારો મનુષ્ય સો વર્ષસુધી એ નરકમાહે પડે છે તે પછી તેને રજક તથા ચર્મકારની યોનીમાહે જન્મ મળે છે.

૧૦ તીક્ષ્ણકંટક ઘાટી:— જો કઠોર વચન બોલીને સદૈવ અન્યજનોને

કષ્ટ પહોચાડે છે તેણે એ નરકમાહે કણ્ટક(ભોજી) થઈને નિવાસ કરના પડે છે.

૧૧ કૃમીઘાટી :– જો મનુષ્ય માંસ મછલી ખાયેછે તથા શ્રીહરીના નૈવેદ્ય વગર અન્ન ખાયેછે તે એ નરકમાહે પડેછે તે તાહા માંસજ ભક્ષણ કરે છે તે પછી તેણે મ્લેછની યોની મળે છે.

૧૨ પ્રતપ્તતૈલ ઘાટી:– જો નિર્દયી મનુષ્ય સ્વયં તથા નોકરદ્વારા ડંડેથી બળદને મારે છે તે બળદની રોમની સંખ્યા બરાબર વર્ષે તે નરક માહે કષ્ટ ભોગવે છે

૧૩ નખઘાટી:– જો વ્રત શ્રાદ્ધ તથા ઊપવાસના સંયમના દિન ક્ષૌર કર્મ કરે છે તે પાપી અપવિત્રજીવ એ નરકમાહે જાયે છે.

૧૪ પ્રતપ્તતામ્રઘાટી:– તાંબાની અસંખ્ય પ્રતપ્ત પ્રતિમાથી યુકત એ નરક છે. જો મહામૂર્ખ માનવ અપની ગર્ભવતી સ્ત્રી સાથે સમાગમ કરે છે તેણે આ પ્રતિમાઓ સાથે સટાએ જાયે છે.

૧૫. તપ્તસુરા ઘાટી:– જો બીના નિમંત્રણથી શુદ્રને ઘેર જાઈને તેના અન્ન ખાયે છે તથા સુરાપાન કરે છે તે બ્રાહ્મણ એ નરકમાહે જાયે છે. ૧૬. સર્પઘાટી:– જો નાનામોટા અથવા ક્રૂર સર્પને મારે છે તે એ નરકના અધિકારી થાય છે. સર્પના વીટ તે માહે ખાયે છે તે પછી તે સર્પની યોની પાયે છે. તે પછી અલ્પાયુ તથા કોઢી મનુષ્ય થાયે છે.

૧૭ વજ્રદંષ્ટ્ર ઘાટી:– જો દંડન દેનેયોગ્ય વ્યક્તિને અથવા બ્રાહ્મણ, સાધુને દંડ દેયે છે તે એ નરકમાહે પડે છે.

૧૮ વૃશ્ચિક ઘાટી:– જો મૂઢ ભૂપાલ ધનના લોભથી પ્રજાને સતાવે છે તે એ નરકમાહે જાયે છે તે પછી સાત જન્મસુધી વિંછી થાયે છે તદનંતર મનુષ્યના જન્મમાહે તે અંગહીન અને રોગી થાયે છે.

૧૯ વજ્રઘાટી:– જો દેવતાઓની પ્રતિમા તથા દેવસંબંધી દ્રવ્યની

ચોરી કરે છે તે મૂઢ માનવ એ નરકમાહે જાયે છે તાહા યમદૂત તેના શરીર તીક્ષ વજ્રોંથી વિદ્દ કરે છે.

૨૦ તપ્તપાખાણ ઘાટી:- દેવતા અને બ્રાહ્મણના રજત ગવ્ય [દુધ દહિ આદિ] પદાર્થ તથા વસ્ત્રની ચોરી કરનારો મનુષ્ય એ કુંડમાહે જાયે છે. તે પછી ત્રણ જન્મસુધી બગલા ત્રણ જન્મ શ્વેત હંસ એક જન્મ શ્વેતચીલ અને અન્યાન્ય શ્વેતપક્ષી તદનંતર અલ્પાયુ માનવ થાયે છે તેણે રકતવિકાર તથા શૂળપીડાથી અસંખ્યપીડા થાયે છે.

૨૧ દેહચૂર્ણ ઘાટી:- જો બ્રાહ્મણની તથા દેવતાની ધાન્ય આદિથી સંપન્ન ખેતી, તાંબુલ, આસન એવં શય્યાના અપહરણકરે છે તે પાપી એ નરકમાહે પડે છે. તાહા તપ્તવાલુકામાહે તે પાપીને નિરંતર દગ્ધ કરે છે

૨૨ વક્ર ઘાટી:- ભાઈબાંધવો તથા બ્રાહ્મણોને પ્રતિ ક્રુર દષ્ટી રાખના-રો માનવ દીર્ધકાલસુધી એ નરકમાહે રહે છે તે પછી સાત જન્મસુધી અંગહીન તથા દરિદ્રી થાયે છે.

૨૩ દગ્ધ ઘાટી:- દેવતા તથા બ્રાહ્મણના ઘૃત અને તેલના અપહરણ કરનારો પાતકી મનુષ્ય એ નરકમાહે પડે છે.

૨૪ તપ્તસુચીઘાટી:- જો નરાધમ પોતાના કાનોથી ગુરૂ, દેવતા બ્રાહ્મણ અને વેદની નિંદા સુને છે અને તે સુનીને પ્રસન્ન થાયે છે તેના કાનમાહે યમદૂત તપ્તસૂચી ઘાલીને પીડા દેયે છે.

૨૫ ક્ષુરધારઘાટી:- ગાંવમાહે તથા નગરમાહે આગ લગાડનારો મનુષ્ય એ નરકમાહે જાયે છે ત્રણ યુગ સુધી તાહા રહે છે તે પછી તેને પ્રેતની યોની મળે છે તદનંતર સાત જન્મસુધી અમેધ્યભોજી ખદ્યોત મહાન શુલરોગી એવં ગલત્કુષ્ટી થાય છે.

૨૬ કુમ્ભીપાક ઘાટી:- જો ગો બ્રાહ્મણ સ્ત્રી ભીક્ષુક તથા ગર્ભિની પ્રત્યક્ષ તથા અતિદેશીની હત્યા કરે છે તથા અગમ્યાસ્ત્રી સાથે

ગમન કરે છે તે એ નરકમાહે જાયે છે તાહા તેણે પ્રજવલીત અગ્ની
કંટક તપ્તતેલ ગરમલોહા તથા આગથી સંતપ્ત તાંબાઊપર ક્ષણ
ક્ષણમાહે ગીરાયાજાયે છે તે પછી ગીધ સૂકર કૌઆ અને સર્પ થાયે છે
તદનંતર વિષ્ટાના કીડા, બળદ કોઢી મનુષ્ય થાયે છે.

૨૭ કાલસુત્ર ઘાટી:- જો મનુષ્ય પુંચલી અને વેશ્યાના અન્ન ખાયે
છે તથા તેણે સાથે ગમન કરે છે તે યે કાલસુત્ર નામક નરકમાહે જાયે છે

૨૮ મશક ઘાટી :- બ્રહ્માના વિધાનથી જેની જીવીકા રકતપાન
નિશ્ચીત છે, મછર આદિ ક્ષુદ્ર જંતુઓને જો મનુષ્ય મારે છે તે એ
નરકમાહે જાયે છે દિનરાત તાહાના જંતુ તેણે કરડે છે તેને અન્ન
કે અન્ય કોઈપણ વસ્તુ ખાવાને નહી મળે પછી તે ક્ષુદ્રજંતુ થાયે છે.

૨૯ અરૂતુન્દ ઘાટી:- જો જ્ઞાનહીન માનવ સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણના
સમય ભોજન કરે છે તે જેટલા અન્નના દાણા ખાયે તેટલે વર્ષ સુધી
એ નરકમાહે રહે છે તે પછી ઊદર રોગથી પીડીત તથા ગુલ્મરોગી
કાના તથા દન્તહીન માનવ થાયે છે.,

30 અંધકૂપ ઘાટી:- જો સત્ય નીતી ધર્મનો યથાર્થ આચરણ નહી
કરે તથા વચન દઈને ફિરાવે છે તે પાપી અંધકૂપ નરકમાહે જાયે છે
તાહા સતત જલધારાને સાથે અત્યંત શીતલ બર્ફ જેવો વાયુ વહે છે
અને સર્વત્ર અંધઃકાર છે તેમાહે પાપીજન લાખો વર્ષ સુધી ગોતે ખાયે છે

3૧ વેધન ઘાટી :- જો સ્ત્રી પાંચ છ પુરૂષો સાથે અનૈતિક સમા-
ગમ કરે છે તેણે વેશ્યા કહે છે તે એ નરક કુંડમાહે પડે છે.

3૨ તાડન ઘાટી:- જો સ્ત્રી સાત આઠ પુરૂષો સાથે ગમન કરે છે
તેણે યુગ્મી કહે છે તે એ નરકમાહે પડે છે.

33 શોષણ-કષ્ઠ ઘાટી:- ધૃષ્ટા સ્ત્રી એ નરકમાહે પડે છે તાહા તે વિષ્ટા
મૂત્ર આદિ અપવિત્ર વસ્તુઓના સેવન કરી અત્યંત કષ્ટ ભોગવે છે.

૩૪. જાલબંધ ઘાટી :- જો સ્ત્રી સાત આઠ પુરૂષથી અધિક પુરૂષો સાથે સમાગમ કરે છે તેણે મહાવેશ્યા કહે છે તેયે નરકમાહે પડે છે.

૩૫ શૂળઘાટી :- સ્વપતિ છોડીને બીજા પુરૂષસાથે ગમન કરનારી કુલટા સ્ત્રી એ નરકમાહે રહે છે.

૩૬. દલન ઘાટી :- સ્વૈરીણી સ્ત્રી એ નરક કુંડમાહે પડે છે.

૩૭ જવાલામુખઘાટી :- જો મનુષ્ય હાતમાહે વેદ અન્ન આદિ લઈ જુઠી પ્રતિજ્ઞા કરે છે તથા દેવ મંદિરમાહે જુઠ બોલે છે તે વિશ્વાસ ઘાતી મનુષ્ય એ નરકમાહે જાયે છે.

૩૮ ધુમ્રાંધ ઘાટી :- જો દેવતા અને બ્રાહ્મણના ધનના અપહરણ કરે છે તે દસ દસ પિઢીયો સાથે એ નરકમાહે રહે છે.

૩૯ નાગવેષ્ટન ઘાટી :- જો મનુષ્ય સ્વયં દાન નહી કરે અને અંન્યં દાની મનુષ્યોને પણ દાન કરતા રોકે છે તે એ નરકમાહે રહે છે.

૪૦ સુચીમુખઘાટી :- જો પરનિંદા કરે છે અને સુને છે તથા બીજાના દોશ દેખે છે તે ત્રણ યુગ સુધી એ નરકમાહે રહે છે તાહા તીક્ષ્ણ સુચીઓથી યમદૂત તેઓના અંગ વિધ્ધ કરે છે તે પછી સાત સાત જન્મ સુધી વીંછી સર્પ વજ્રકીટ આદીના યોનીમાહે જન્મલેયે છે.

૪૧ ગોધામુખઘાટી :- જો ગાય બકરા તથા ભેડોની ચોરી કરે છે તે ત્રણ યુગસુધી એ નરકમાહે રહે છે.

૪૨ નક્રમુખઘાટી :- સાધારણવસ્તુ ચોરનેવાલે વ્યક્તિ એ નરકમાહે જા યે છે. ૪૩. પાશુભોજ ઘાટી :- જો અપની કન્યાનો વાક્દાન કરીને કોઈ અન્ય વરને સાથે તેના વિવાહ કરે છે તે એ નરકમાહે સ્થાન પાયે છે.

૪૪. પાશવેષ્ટન ઘાટી :- જો મનુષ્ય દાનમાહે દી હુઈ વસ્તુને ફરીને લેવે છે તે એ નરકમાહે જાયે છે તાહા તેણે બાણોંની શૈય્યા મળે છે.

૪૫. શુળપ્રોતઘાટી:— જો મનુષ્ય અન્ય જીવના વધ કરેછે તથો જે સ્નાન સંધ્યા તર્પણ આદિ નહી કરે અને શ્રી હરીની ભક્તીથી વિમુ-ખ રહે છે તે એ નરકમાહે રહે છે.

૪૬. પ્રકંપન ઘાટી:— નિર્દોષી વ્યક્તિને દંડ દેનારો એ નરકમાહે રહે છે.

૪૭. વિરૃઘાટી:— જો અપનેદ્વારા તથા અન્ય કોઈપણ મનુષ્યદ્વારા દીહુઈ બ્રાહ્મણતથા દેવતાઓની વૃત્તીને છીન લેયે છે તે પ્રાણી સાઠ હજાર વર્ષસુધી એ નરકમાહે રહે છે.

૪૮ વસાઘાટી:— જો મનુષ્ય સત્પાત્રને દીહુઈવસ્તુ બીજા કોઈને દેયે છે તે દૂષિત કર્મના પ્રભાવથી દાતાને યે નરકમાહે સ્થાનપામે છે તે પછી ગીરગીટની યોની તેણે મળે છે.

૪૯ શુક્રઘાટી:— જો સ્ત્રી પરપુરૂષથી તથા પુરૂષ પરસ્ત્રીસાથે અવેધ સંબંધ કરે છે અથવા તેણે શુક્રપાન કરાયે છે તે એ નરકમાહે જાયે છે અને તાહા શુક્રપાનહી કરે છે.

૫૦ અસિપત્ર ઘાટી:— જે અત્યંત દારૂણ એવં નિર્દયી વ્યક્તિ ખડ્ગથી જીવોને મારે છે તથા ધન લોભથી નર ઘાતી થાયેછે તેયે નરકમાહે જાયે છે તાહા યમદૂત નિરંતર ખડ્ગથી તેના અંગ કાટે છે તે પછીતેજીવ ચંડાલ શુકર, કુકર, શૃગાલ, વ્યાઘ્ર, ભેડીયા, ગેંડા આદિ અન્યાન્ય યોનીમાહેફરેછે.

૫૧. તપ્તશુલ ઘાટી:— જો બલવાન વ્યક્તિ અન્ય કોઈની પૈતૃકભુમી છલ બલથી અથવા તેણે મારીને છીનલેયે છે તે જીવ એ નરકમાહે જાયેછે તાહા તે જીવ દગ્ધ હોઈને નિરંતર ચક્કર લગાયે છે.

૫૨ તીક્ષ્ણ પાષાણઘાટી:— જો દેવતા અને બ્રાહ્મણના કાંસાના તથા પિત્તલના પાત્ર અપહરણ કરેછે તે તેના રોમની સંખ્યાબરાબર વર્ષસુધી એ નરકમાહે રહે છે.

એ બાવન ઘાટીથી જુદા અનેક નરકકુંડછે તેનાવર્ણન કિધાછે

— જો મુર્ખ માનવ ઘરઊપર આવનારો ભુખા પ્યાસા મનુષ્યને ભોજન નહી દેયે તે જીવ અપની રોમની સંખ્યાબરાબર વર્ષસુધી પ્રતપ્તોદક નરક કુંડ માહે રહે છે. તદનંતર સાત જન્મ સુધી પક્ષી થાયે છે જો સદ્ભક્ત શ્રી પરમેશ્વરના ગુણગાન તથા સ્તવન આર્તભાવથી કરે છે ગદ્ગદ વાણીથી હરિગુણ ગાયે છે અને પ્રભુપ્રાર્થનામા ભાવવશ થઈ પ્રેમાશ્રુ યુક્ત નયનથી લયલીન થાયે છે તે દેખીને જો મનુષ્ય અનુચિત રૂપથી તેના ઊપહાસ કરે છે તે મનુષ્ય અશ્રુકુંડ નામક નરકમાહે સો વર્ષ સુધી રહે છે. જો બેહેરો મનુષ્યને દેખીને તેના ઊપહાસ કરે છે અને અભિમાનવશ તેની નિંદા કરે છે તે કર્ણવિદ્ નામક નરક કુંડ માહે જાયે છે. જો મનુષ્ય લોભવશ પોતાના ભરણ પોષણને કારણ અન્ય પ્રાણીયોની હિંસા કરે છે તે અત્યંત દીર્ઘકાલસુધી મજ્જાકુંડ માહે રહે છે તે પછી સંસલો, મછલી, મૃગ આદીના યોનીમાહે જન્મ લેયે છે જો મનુષ્ય પોતાની કન્યાના પાલન પોષણ કરીને તેના વિકરો કરે છે તે અર્થલોભી મહાન્ મૂર્ખ પાપી જીવ માંસ કુંડ નામક નરકમાહે પડે છે તે પછી તે જીવ વિષ્ટાના કીડા સૂકર બધિક કુત્તો મેંઢક જોંક કૌવા આદિ યોનીમાહે જન્મ લેયે છે. જો મનુષ્ય ભારત વર્ષમાહે કેશયુક્ત પાર્થીવ લીંગની પૂજા કરે છે તે કેશ-લોમ કુંડ નામક નરકમાહે જાઈને પછે યવન થાયે છે. જો માનવ અપને માતાપિતરોને પિંડ નહી દેયે તે અસ્થિકુંડ માહે જાયે છે તે પછી સાત જન્મસુધી પંગુ એવં દરિદ્રી માનવ થાયે છે. જો ચર્મને સ્પર્શ કરીને પછી બીના હાત ધોયે દેવદ્રવ્યના સ્પર્શ કરે છે તે ચર્મકુંડ નરકમાહે જાયે છે. જો નિર્દયી મનુષ્ય પ્રાણીને વિષ દઈને મારે છે-ઘાત કરે છે તે હજાર વર્ષસુધી વિષકુંડમાહે રહીને વિષભોજન કરે છે જો નિર્દયી વ્યક્તિ દંડાથી લોહેથી તથા બંસીથી પ્રાણીની હિંસા કરે છે તે એક યુગ સુધી દન્તકુંડ નામક નરક માહે રહે છે.

પૂયકુંડ નામક નરકમાહે પૂયભક્ષી પ્રાણી રહે છે તાહા વિકૃત મુખવાલો કીડોના દાતથી તે પ્રાણી છેદાયે છે. મદના અભિમાનમાહે રહનારો જો રાજા થોડાસા અપરાધને કારણ અંધઃકારપૂર્ણ કારાગારમાહે પ્રજાઓને મારે છે તે ગોલકુંડ નામક નરકમાહે પડે છે. જો સરોવરથી નિકલેહુએ નક્ર આદિ જીવોને મારે છે તે નક્ર કુંડ નરકમાહે જાયે છે. જો મનુષ્ય કામભાવથી પરસ્ત્રીને વક્ષસ્થલ શ્રોણી સ્તન એવં મુખ જોયે છે તે કાકકુંડ નામક નરકમાહે જાયે છે. જો મૂઢ માનવ તાંબા અને લોહા આદિની ચોરી કરે છે તે બાજ તથા સંચાનકુંડ નરકમાહે જાયે છે યમદૂત બાણોથી તેની આંખ ફોડે છે અને દંડોથી પીટે છે જો મનુષ્ય પુંછલીના અન્ન ખાયે છે તથા તેની કમાઈથી જીવીકા ચલાવે છે તે લાલાકુંડ નામક નરકમાહે જાયે છે જો બ્રાહ્મણ તથા દેવતાના ધન ચોરીને તેથી ચક્ર [પહિયા-ઘાના] બનાવે છે તે ચક્રકુંડ નામક નરકમાહે સૈંકડો વર્ષસુધી રહે છે તાહા કુંભારના ચક્રજેવા તીક્ષ્ણ ધારવાલો સોળ અરોથી યુકત અનેક ચક્ર હોવે છે યમદૂત તે જીવોને ચક્રમાહે ઘાલીને તેના અંગ ક્ષત વિક્ષત કરે છે. જો માનવ બ્રાહ્મણ તથા દેવ મંદિર માહેના સુગંધીત તૈલ આવલા તથા અન્ય કાઈ ઊત્તમ ગંધયુકત દ્રવ્યના અપહરણ કરે છે તે દુર્ગંધકુંડ નરક માહે પડે છે. જો હાથી ઘોડો એવં ગૌવોને મારે છે તથા વૃક્ષોને કાટે છે તે ઘાતકી વ્યક્તિ ગજદંશ નામક નરક કુંડ માહે જાયે છે. જો પુરૂષ પ્યાસી ગૌઓને જલ પીતે સમય દૂર હટા દેયે છે તે પુરૂષ ગોમુખ કુંડ નામક નરકમાહે જાયે છે. જો મનુષ્ય કુલટા ધાર્ષિણી પુંશ્ચલી યુગ્મી વેશ્યા મહાવેશ્યા સાથે ગમન કરે છે તે અવટોદ નામક નરકમાહે જાયે છે. જો સ્ત્રી ક્રોધથી તથા રોષ પૂર્વક અપને પતીને દેખે છે તથા કટુવચન બોલે છે તે ઊલ્કામુખ કુંડ નામક નરકમાહે જાયે છે તે પછી સ્ત્રી હોઈને વિધવા તથા રોગીણી

થાયે છે. જો ક્રીયાહીન મનુષ્ય વેદવચનમાહે અનાસ્થા રાખેછે તથા કપટપૂર્વક તેના ઊપહાસ તથા નિંદા કરે છે તે હિમોદકકુંડ નામકનરક કુંડ માહે જાયે છે.

એથી અન્ય અનેક નરકકુંડ છે જેમાહે પાપીજન પોતપોતાના કર્મવિપાક ભોગવે છે. તેના નામ — મસીકુંડ, કૂર્મકુંડ, પૂતિકુંડ, તપ્ત સૂર્મીકુંડ, શૂર્પમુખકુંડ, જીમ્ભકુંડ, મહાવિચી, રૌરવ, મંજુષ, અપ્રતિષ્ઠ વિલેપક, મહાપ્રભ, જયન્તિ, શાલ્મલ, મહારૌરવ, તામિસ્ત્ર, મહા-તામિસ્ત્ર, કરંભબાલુકા, કાકોલ, કુડ્મલ, મહાભીમ, મહાવટ, તીલ-પાક, તૈલપાક, વજ્રકપાટ, નિરૂશ્વાસ, અંગારોપચય, મહાપાચી મહાજ્વાલ, ક્રકચ, ગુડપાક, અંબરીષ, વજ્રકુઠાર, પરિતાપ, કાલ-સૂત્ર, કશ્મલ, ઊગ્રગંધ, દુર્ધર, વજ્ર મહાપીડ, તપ્તકુંભ, નિકૃન્તન આદિ અનેક પ્રકારના નરકકુંડ છે યે સહુ યમપુરી માહે છે.

યમપુરીના માર્ગમાહે વૈતરણી નામક મહાભયંકર એવં ઊગ્રસ્વરૂપવાલી નદી લાગે છે. તાહા પાપીજીવ અત્યંત કષ્ટ પામે છે. પુણ્યાત્મા જન નાવમાહે બેસીને તે નદીથી પાર જાયે છે. તે જીવના વિષે મૃત્યુલોકમાહે તેના પુત્રાદિક જો દાનકર્મ પુણ્યકર્મ તથા શ્રાદ્દ ઊત્તર ક્રિયાદિક કર્મ કરે છે તેના ફલસ્વરૂપ તે ઠામમાહે તે જીવને સુખ મળે છે.

### ઈન્દ્રપુરી —

ઊત્તર દિશામાહે ઈન્દ્રપુરી છે તાહા રાજા ઈન્દ્ર રાજ કરે છે. તેત્રીસ કરોડ દેવસુ ધરમ રાજ કરે છે તાહા સહુ સુવર્ણ ભરીયા છે તાહા આઠ દિશામા આઠ મન છે તેના અજવાલો પડે છે તેના નામ સુણો હો મુનિવરો —

૧. ઊત્તરદિશામા પ્રકાશમન. ૨. ઈશાન કોણે ઊદ્રકાર મન.
૩. પૂરબ દિશા ા પ્રભાત '. ૪. આંગ્નેય કોને તેજકાર મન.
૫. દખન દિશામા ચંદ્રકાર મન. ૬. નૈઋત્ય કોને સુપ્રભા મન.
૭. પાછમ દિશામા સૂર્યકાંત મન. ૮. વાયવ્ય કોને ઊદયકાલ મન.

ઈન્દ્રપુરીમધે રાજા ઈન્દ્ર તેત્રીસ કરોડ દેવસુ રાજ કરે છે. ત્યાહાના વન ચંદનના છે સાતસો યોજન ઊંચો છે પંચેતાલીસ યોજન તેની ખાંદી છે. એક હજાર એકવીસ યોજન તેની છાયા પડે છે. મેરૂઊપર બાર મેઘ છે. મેરૂ ઊપર અગીયાર સિંગ છે. તેના નામ-

૧ કવચાસિંગ. ૨ હેમવંતસિંગ. ૩ દેવતસિંગ. ૪ નિગધાસિંગ. ૫ શ્વેતસિંગ ૬ નિલાસિંગ. ૭ મંગલાસિંગ. ૮ ગોધમસિંગ. ૯ ઊંચાસિંગ. ૧૦ અમર્યાદ સિંગ. ૧૧ સુરમાસીંગ. એ અગીયાર સિંગ છે. તીન હજાર છત્રીસ યોજનનો અંતરે એક એક સિંગ છે. તે સીંગના વિસ્તાર કથતે દેવ સતગુરૂ. સિંગનો મુળ વિસ્તાર એક સહસ્ત્ર યોજનનો છે. અસી હજાર યોજન સિંગ ઊંચો છે એવા આઠ સિંગ અસી હજાર યોજન છે. તસ આઠ સિંગઊપર આઠ ભૈરવ રહે છે.

૧. કવચાસિંગ ઊપર અભેદ ભૈરવ રહે છે. તેના સૈન્ય નવ કરોડ કાતાનીસુ રહે છે. તાહા સોનાનુ સજા છે.
૨. હેમવંતસિંગ અસી હજાર યોજન ઊંચો છે તે ઊપર અસુદભૈરવ રહે છે. તેનુ સૈન્ય એક હજાર આઠ દેવી છે.
૩. દેવતસિંગઊચો અસી હજાર યોજન છે તે ઊપર અમર ભૈરવ રહે છે તેનો સૈન્ય ઓટ કરોડ ભુતાવળ છે.
૪ નિગધાસિંગ અસી હજાર યોજન ઊંચો છે તે ઊપર અકલભૈરવ રહે છે તેનો સૈન્ય છપન કરોડ ચાવડાસુ [ચામુંડા] રહે છે.
૫. શ્વેતસિંગ અસી હજાર યોજન ઊંચો છે તે ઊપર અવિકાસ ભૈરવ

રહે છે. તેનો સૈન્ય ચોસટ લાખ યોગીણી ભાકે છે.
૬ નિલાસીંગ અસી હજાર યોજન ઊંચો છે તે ઊપર અવિનાશભૈરવ રહે છે. તેનો સૈન્ય અગીયાર કરોડ રૂદ્રાણી છે.
૭ મંગલાસીંગ અસી હજાર યોજન ઊંચો છે તે ઊપર અઘોરભૈરવ રહે છે. તેનો સૈન્ય ઓગણીસ કરોડ ભદ્રકાળી છે
૮ ગોધમસીંગ અસી હજાર યોજન ઊંચો છે તે ઊપર તત્ત્રરૂદ્રભૈરવ રહે છે. તેનો સૈન્ય નવ કરોડ નવ દુર્ગાનુ છે.

એવો એ આઠ સીંગ અસી અસી હજાર યોજન ઊંચો છે તસ ઊપર પંચવીસ હજાર યોજનને અંતરે તીન સીંગ છે - તે સીંગના - શિખરના વિસ્તાર બત્રીસ હજાર યોજનના છે. તેના નામ ૧ ઊંચાસિંગ ૨ સુરમાસિંગ ૩ અમર્યાદસીંગ છે. એ તીન સિંગ ઊપર તીન પુરી છે. સુરમાસીંગ ઊપર જો સુવર્ણમય શિખર છે તે ઊપર બ્રહ્માજીના નિવાસ સ્થાન છે. તેણે બ્રહ્મપુરી કહે છે. ઈશાન્ય કોનમાહે ઊંચાસીંગ ઊપર જો રત્નમય શિખર છે તે ઊપર મહેશના સ્થાન છે તેણે રૂદ્રપુરી કહે છે. નૈઋત્ય કોનમાહે અમર્યાદસીંગ ઊપર જો રજતમય શિખર છે તે ઊપર ભગવાન વિષ્ણુના સ્થાન છે તેણે વિષ્ણુપુરી કહે છે તે પુરી માહે સહુ દેવ દેવતા ગણ વસે છે.

## રૂદ્રપુરી.

રૂદ્રપુરી માહે બાર અગ્ની રહે છે તેના નામ સુનો -
૧ મુકતીકૃપાવક ૨ માનુપાવક ૩ મલસુરીયાપાવક
૪ દેવત પાવક ૫ મંડલુપાવક ૬. ક્રોધાગ્નિપાવક
૭ ગાર્હપત્યપાવક ૮ પીતહેલુપાવક ૯ દક્ષિણાગ્નિપાવક
૧૦ ધુંધુકારાગ્નિપાવક ૧૧ આહવનીયપાવક ૧૨ દુવાનચૌવ પાવક

એવા દ્વાદશ કરોડ રૂદ્ર અગ્નિ રૂદ્રપુરીમાહે વસે છે.

**બ્રહ્મપુરી.**

બ્રહ્મપુરીમાહે દ્વાદશ બ્રહ્મ રહે છે તેનાનામ-

| | | |
|---|---|---|
| ૧ જ્ઞાનદેહીબ્રહ્મ | ૨ અનાદબ્રહ્મ | ૩ અવિગત બ્રહ્મ |
| ૪ આદબ્રહ્મ | ૫ મહપિતા બ્રહ્મ | ૬. પરમઆત્મા બ્રહ્મ |
| ૭ અવ્યાકૃત બ્રહ્મ | ૮ જગાધાર બ્રહ્મ | ૯ સત બ્રહ્મ |
| ૧૦ પરબ્રહ્મ | ૧૧ સદ્ગુરૂ બ્રહ્મ | ૧૨ પ્રજાપતિ બ્રહ્મ |

એવા દ્વાદશ બ્રહ્મ દ્વાદશ કરોડસુ પ્રજાપતિબ્રહ્મ તાહા વસે છે

**વિષ્ણુપુરી.**

વિષ્ણુ પુરીમાહે દ્વાદશ નર રહે છે તેનાનામ

| | | |
|---|---|---|
| ૧ અલેખનર | ૨ પરબ્રહ્મનર | ૩ સદાશિવનર |
| ૪ શિવનર | ૫ રૂદ્ર નર | ૬ પુરૂખ નર |
| ૭ વિષ્ણુનર | ૮ સકતનારાયણ | ૯ બ્રહ્મનર |
| ૧૦ ઓંકારેશ્વરનર | ૧૧ પુરવા નર | ૧૨ પુરવારથ નર |

એવા દ્વાદશ કરોડીસુ અલેખનર વિષ્ણુપુરીમાહે વસે છે.

**માયાપુરી.**

એ ત્રણ પુરીના ઊપર પંચીસ હજાર યોજનને અંતરે માયાપુરી છે તાહા ચૈતન્યમાયા રહે છે નવ સકત-શક્તિ દેવી રહે છે તેના નામ સુણો હો મુનિવરો.

| | | |
|---|---|---|
| ૧ ચૈતન્ય માયા | ૨ દેવી નિજેશ્વરી | ૩ ભદ્રકાળી |
| ૪ નારાયણી | ૫ સોમયા | ૬ વરદાયીણી |
| ૭ ભગવતી | ૮ બાલા | ૯ ચાન્દ્રાયણી |

એવી નવ દેવી માયાપુરી માહે રહે છે મૃત્યુલોકમાહે જે કોઈ એ દેવ દેવતાની ભગતી કરે છે તથા તેના નામથી

પુણ્યકર્મ કરેછે તે લોક તે તે દેવતાના સ્થાનમાહે જાયેછે – તાહા સ્વર્ગવાસ – પુણ્યભોગ ભોગવીને પછે મૃત્યુલોકમાહે પડે છે અને લક્ષ ચૌર્યાયશીના ફેરા ખાયે છે.

## ક્ષીર સાગર.

માયાપુરી ઊપર પંચીસ હજાર યોજનને અંતરે ક્ષીર સાગર છે તાહા આદવિષ્ણુ લક્ષ્મી સાથ વસે છે આદવિષ્ણુ તો મ્રીત લોકમા આવ્યાગતા બ્રહ્માસુ કૌલ કરતવા તે સમયા કાર અવતાર ધારજતે. ક્ષીરસાગરમાહે તેનો અંશ છે તે રાજ કરે છે તેણે સકત લક્ષ્મી છે જે અંશ છે તે ક્ષીરસાગર માહે આદવિષ્ણુ લક્ષ્મી સહીત વસે છે સત સત. એ ખબર સૃષ્ટી ગુરૂને છે બીજાઓને નથી. જેણે સૃષ્ટગુરૂ બ્રહ્મા નહી મલીયો તે મેરૂની ખબર સું જાણે જે નિગુર્યા છે તે કહે છે જે ક્ષીરસાગર માહે નિરાકારછે જેણે સૃષ્ટગુરૂ ન મલીયા અથર્વવેદ જાણે નહી અવતાર પાત્ર ઓળખ્યા નહી તે સ્વર્ગની ખબર સું જાણે.

ક્ષીર સાગર ઊપર પંચીસ હજાર યોજનને અંતરે સ્વર્ગલોક છે.

## શીવ પુરી.

મેરૂને અને ક્ષીર સાગરને આદપરાડે એક પુરીછે તેનોનાવ શિવપુરી છે. તાહા ઈશ્વર પાર્વતી સહીત છે. તાહા આઠ હજાર ગણ છે તાહા બસ્વરાજ છે વીરભદ્ર છે તેણે કૈલાસ કહેછે તાહા સુદીર્ધ આયુ છે શીવ ઊપાસનાથી જે જીવ આ શીવપુરી જાયેછે પુણ્યફળ ભોગવ્યા પછી મ્રીતલોકમાહે પડે છે લખચૌર્યાયશીનો ફેરો ખાયે છે.

એવં ભુવર્લોકમાહે એકવીસ સ્વર્ગ, ઈન્દ્રભુવન રૂદ્રપુરી, બ્રહ્મપુરી, વિષ્ણુપુરી, માયાપુરી ક્ષીરસાગર શીવપુરી આદિના સમાવેશ થાયે છે. હવે સ્વર્ગલોકની રચના શ્રીનારાયણ – સદ્ગુરૂ સંવાદ તે સુણો મુનિવરો.

# ૫ દશ મંડલ. ૩ સ્વર્ગલોક

## શ્રીનારાયણ – સદ્ગુરૂ સંવાદ.

દશ મંડલના નામ તે સુણો હો મુનિવરો ૧. સૂર્યમંડલ ૨ ચંદ્રમંડલ. ૩ તારા નક્ષત્ર મંડલ. ૪ વાયુમંડલ-શિશુમાર ચક્ર – જ્યોતિશ્ચક્ર મંડલ. ૫ ધ્રુવ મંડલ. એ ધ્રુવમંડલસુધી સ્વર્ગલોક કહેવાય છે ત્યાસુધી કૃતક ત્રેલોકયની વ્યાખ્યા છે. એ કૃતક ત્રૈલોકય ઊપર કૃતકાકૃતક લોક છે તેણે ૬ રૂદ્ર મંડલ તથા મહર્લોક કહે છે. તે ઊપર ૭ અમરાપુરીમંડલ – જનલોક ૮ તપો મંડલ – તપો લોક. ૯ તેજો મંડલ – સત્યલોક છે. એ ત્રણ મંડલ તથા લોકને અકૃતક ત્રૈલોકય કહે છે. એ કૃતક કૃતકાકૃતક તથા અકૃતક ત્રિલોકી ઊપર સહુથી ઊપર તથા સહુથી પરમશ્રેષ્ઠ એકમેવ ૧૦ નિજધામ મંડલ છે તેણે મોક્ષધામ પણ કહે છે હવે તેઓની રચના સુણો હો મુનિવરો.

## ૧. સૂર્ય મંડલ.

શ્રી સતગુરૂ વાચ :– પ્રથમ સૂરજ મંડલનો મંડાણ કહોહો શ્રીનારાયણ દેવ.

શ્રીનારાયણઉવાચ:– સુણો હો સદ્ગુરૂ સૂરજ ઊગમે ને આથમે ત્યાં સુધી એવો ચાલે છે જે આંખની એક પલકમાહે સહસ્ત્ર ગાઊ જહાથી ઊગમે ને આથમે ત્યાંથી જેટલી પલક આંખની પડે છે તેટલા સહસ્ત્ર ગાઊ સૂરજ ચાલે છે. પ્રથમ સૂરજમંડલ પાચસો વરસની વાટ છે પ્રીથમીથી ઊપર છે એવા પાચ લાખને ચાલીસ હજાર યોજન પ્રીથમીથી ઊંચો છે બેલાખ યોજન સુરજ મંડલનું ભુંભ વિસ્તાર છે એવા પ્રીથમીથી સાત ભુવન છે. પ્રથમ સૂર્ય ભુવન. તીયા મોહિની તો બે એક કામની રૂપી આપ્સરા અને બીજી મહાદેવી રૂપી નિર્મલા. તીહાં અનેગઅનેગ લીલાસુખ ભોગવંતે

ત્યાંહા મન ઈછા ભોજન પ્રવર્તતે ત્યાંહા નહી કોઈ બાલા નહી કોઈ વૃદ્દા નહી કોઈ હીના નહી કોઈ ખીના. હીના ખીના તમ સર્વે એક ભાવના વર્તતે હો સતગુરૂ.

શ્રી સતગુરૂવાચા:- સ્વામીજી ત્યાંહા કોણ લોક વસતવા. મૃતલોક માહે કોન દાન પુણ્ય કીધા, કોણ વ્રત સાધી લીયા જે આવા સૂર્યમંડલે પોચંતે એ જ્ઞાન કથો હો દેવ જનાર્દનો.

શ્રી નારાયણ વાચા:- સુણો હો સતગુરૂ ત્યાંહા તે જીવ વસતવા જેણે પાણીની પરબો મંડાવી છે અને જેણે એકાદશીના વ્રત સાધેયા છે તે લોક વસતવા. તથા જો મનુષ્ય આલસ્ય છોડીને વૈદિક સુક્તોદ્વારા સૂર્યદેવતાની ઊપાસના કરે છે તથા સૂર્ય ગાયત્રીના સદૈવ જાપ જપે છે તે લોક મૃત્યુ પછી સૂર્ય મંડલમાહે જાયે છે. સૂર્ય ગ્રહણના સમય જો કોઈ સ્નાન દાન જપ હોમ યજ્ઞ પુજા તથા વિધી શ્રાધ્દ આદિ સત્કર્મોના અનુષ્ઠાન કરે છે તે સર્વે લોક સૂર્યમંડલ માહે જાયે છે.

શ્રી સતગુરૂવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે નહી થયા?

શ્રી નારાયણવાચા:- નહી સતગુરૂ એ લોક અમર નહી થયા. બે હજાર વરસની ત્યાહા આયુ છે. બે હજાર વરસની આવરદા ભોગવીને પછે તે જીવ મ્રીત લોકમાહે પડે છે. લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે આવાગમન મધે પેલો અવતાર શ્વાનનો ભોગવંતે.

શ્રી સતગુરૂ વાચા: તે શ્યામાટે પડે છે.

શ્રી નારાયણ વાચા- એ ન ભેટતે સતગુરૂ, તે ન ઓળખતે અવતાર પાત્ર. એણે સાચા સતગુરૂ મુખે દાન ન દેતવા, દસધોસ ન ખમતવા દેખત કનક કામીની પર જાયંતે. પંચભૂત આત્મા વશ ના કરતવા વેદ પુરાણની સાંખેયા તે સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ.

## ૨ ચન્દ્ર મંડલ

શ્રીસતગુરૂ વાચા:— બીજે ચંદ્રમંડલનો મંડાણ કથો હો દેવ નારાયણં

શ્રી નારાયણ વાચા:— ચંદ્રમંડલ તે સુરજ મંડલથી પાંચ લાખને ચાલીસ હજાર યોજન ઊંચો છે અને એક લાખ યોજનનું તેનુ વિસ્તાર છે.

શ્રીસતગુરૂ વાચા:— બાર કળા સુરજની છે અને સોળ કળા ચંદ્રમાંની છે પછે ચાર કળા સુરજની તે કીયા ગઈ હો સ્વામીજી.

શ્રીનારાયણ વાચા:— સુણો હો સતગુરૂ એ ચાર કલા તો બ્રહ્મજ્ઞાની તે સતી લોકના ઘરમાહે વસે છે. એ ચાર કલા સતીયે સાધીછે તે સતીલોક સુરજ પ્રમાણે થાયે છે. તાહા મોહની તો ચાર કામરૂપી અપ્સરા અને મહાદેવ રૂપી નિર્મલા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે. તાહા નહી કોઈ બાલા, નહી કોઈ વૃધ્ધા, નહી કોઈ હીના, નહી કોઈ ખીના, હીના ખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે. હો સદ્ગુરૂ

શ્રીસતગુરૂ વાચા:— સ્વામીજી તાહા કોણ લોક વસતવા અને મૃતં લોકમાહે કોણ દાન પુણ્ય દેતવા અને કોણ વ્રત સાધી લીયા જે એવા ચંદ્રમંડલ પામે છે એ ગીનાન કથો હોસ્વામી દેવ જનાર્દનો.

શ્રીનારાયણ વાચા:— સુણો હો સતગુરૂ ઈઆ તે લોક વસતવા જેણે મૃતલોકમા પાણીનો પરબો મંડાવીયા છે અને કુઆ વાવડીં ખોદાવીયાછે અને તલાવ ખોદાવીયા છે અને અન્નના દાન દિંધા છે તે લોક વસતવા તથા જે ચંદ્રની ઊપાસનાકરે છે સોમવારના વ્રત કરે છે અને સોમયાગ - યજ્ઞ કરીને સોમરસ પીયે છે તે લોક મૃત્યુપછી ચંદ્રમંડલ માહે જાયે છે.

શ્રીસતગુરૂ વાચા:— તે લોક અમર થયા કેન થયા?

શ્રી નારાયણ વાચા:— સુણો હો સતગુરૂ એ લોક અમર નહી થયા તાંહા

ચાર હજાર વરસની આવરદા છે તે ભોગવીને પછે મૃત્યુલોક માહે પડે છે. પહેલો અવતાર દેડકાનો ભોગવે છે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ એ ન ભેટંતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર એણે સદ્‌ગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા. દેખત કનક કામની ઊપર જાયંતે પંચભૂત આત્માવશ ન કરતવા વેદ પુરાણની સાખેયા સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ.

## ૩ તારા — નક્ષત્ર મંડલ

શ્રીસતગુરૂવાચા:— ત્રીજા તારામંડલના મંડાણ કથો હો દેવજનાર્દનો

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ ત્રીજો તારામંડલ ચંદ્રમંડલથી પાચ લાખને ચાળીસ હજાર યોજન ઊંચો છે. એક લાખ યોજનનુ તારામંડલનું બુંભ વિસ્તાર છે ફરતો વિસ્તાર છે તે માહે મોહિની તો દસ કામરૂપી અપ્સરા અને મહાદેવ રૂપી નિર્મલા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે અનેગ વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે. તાહા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્ધા નહી કોઈ હીના નહી કોઈ ખીના હીનાખીના તત્ર સર્વે એકભાવના વર્તતે

શ્રીસતગુરૂવાચા:— હો સ્વામીજી ઈંઆ કોણ લોક વસતવા. મૃતલોક માહે કોણ દાન પુણ્ય કીધા તથા કોણ વ્રત સાધી લીયા જે આવા તારા ભવન પામે છે. તે ભેદ કથો હો સ્વામી શ્રી જનાર્દનો

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ એ લોક ઈંઆ વસતવા જેણે મૃત્યુલોકમા તળાવ ખોદાંવીયા છે અને અન્નના દાન દિધા છે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા :– સુણો હો સતગુરૂ એ લોક અમર ના થયા. છ
હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃત્યુ લોકમા પડે છે લક્ષ
ચૌર્યાચશીનો ફેરો ખાયે છે આવાગમન મધે પેલો અવતાર કશ્યપ
કાચબાનો ભોગવે છે.

શ્રીસદ્દગુરૂવાચા :– સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:– એ ન ભેટતે સતગુરૂ. એ ન ઓળખતે અવ-
તાર પાત્ર. એને સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા
દેખત કનક કામની ઊપર જાયંતે પંચભૂત આત્મા વશ ન કરતવા
વેદ પુરાણની સાખેયા તે સુરત અસુરત કરતવા તે કેમ પામે આવાં
અમરપદ હો સતગુરૂ.

## ૪ ગ્રહ-જ્યોતિર્મંડલ. શિશુમાર ચક્ર.

શ્રીસતગુરૂવાચા:– ચોથો ગ્રહમંડલના મંડાણ કથો હો સ્વામી જનાર્દનો

શ્રીનારાયણવાચા:– સુણો હો સતગુરૂ ચોથો ગ્રહમંડલ નક્ષત્ર મંડલથી
પાંચ લાખને ચાળીસ હજાર યોજન ઊંચો છે. એ ગ્રહ મંડલને શિશુમાર
ચક્ર તથા જ્યોતિર્મંડલ પણ કહે છે. પંધર લાખ યોજન જ્યોતિર્મંડલનુ
બુંભ વિસ્તાર છે ફરતો વિસ્તાર છે એ જ્યોતિર્મંડલમાહે બુધ મંડલ,
શુક્ર મંડલ, મંગલ મંડલ, ગુરૂમંડલ, શનિમંડલ તથા સપ્તર્ષિમંડલ
અને ધ્રુવ મંડલના સમાવેશ થાયે છે. બુધ મંડલથી ઊપર દો લાખ
યોજન શુક્ર મંડલ છે. શુક્રથી બે લાખ યોજન ઊપર મંગલ મંડલ છે
તેથી બે લાખ યોજન ઊપર બૃહસ્પતિ મંડલ છે બૃહસ્પતીથી બે લાખ
યોજન ઊપર શનિ મંડલ છે અને તેથી એક લાખ યોજન ઊપર સપ્ત
ઋષી મંડલ છે. સપ્તર્ષિ મંડલથી એક લાખ યોજન ઊપર ધ્રુવમંડલ
છે એ ધ્રુવ મંડલ સુધી સ્વર્ગલોક કહેવાયે છે. સમુચી પૃથ્વીને

મૃત્યુલોકને ભુલોક કહે છે તેથી ઊપર એકવીસ સ્વર્ગ તથા ઈન્દ્ર ભુવન ને ભુવર્લોક કહે છે અને સૂર્યમંડલથી ધ્રુવ મંડલસુધી સ્વર્ગલોક કેવાય છે એ ત્રિલોકી યજ્ઞફલની ભોગભુમી છે. ધ્રુવ સમસ્ત જ્યોતીર્મંડલના કેંદ્ર છે અને તે પણ શિશુમાર ચક્રના પુછના અગ્રભાગમાહે સ્થિત છે જેણે ભગવાન શ્રી પરમેશ્વરના પરમ એવં અવિનાશી ભક્ત કહે છે એ સમસ્ત જ્યોતિર્મંડલ વાયુરૂપી ડોરીથી ધ્રુવ સાથે બંધાઈઓ છે. તે માહે મોહીની તો પંધર કામરૂપી અપ્સરા અને મહાદેવ રૂપી નિર્મલા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે અનેગ વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે. તાહા નહી કોઈ બાલા નહી કોઈ વૃદ્ધા નહી કોઈ હીના નહી કોઈ ખીના હીનાખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી ઈહા કોણ લોક વસતવા મૃત્યુલોક માહે કોણ દાન પુણ્ય કરેયા તથા કોણ વ્રત સાધી લીધા જે આવા જ્યોતિર્મંડલ પામે છે તે ભેદ કથો હો સ્વામી શ્રી જનાર્દન.

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ એ બુધમંડલમાહે ચંદ્રના પુત્ર બુધ રાજ કરે છે. જો ભગવાન શીવના દયાન કરીને બુદ્દેશ્વરની પૂજા કરે છે અને ઊત્તમ બુધ્દિ પ્રાપ્ત કરે છે તે બુધમંડલમાહે જાયે છે.

શુક્રમંડલમાહે દાનવ અને દૈત્યના ગુરૂ નિવાસ કરે છે જેણે ભગવાન શિવને પ્રસન્ન કરીને મૃત્યુ સંજીવની નામની મહાવિદ્યા સાદ્ય કિધી હતી. જો મનુષ્ય શુક્રની પુજા કરે છે તથા શુક્રવારને દિન એકભુક્ત રહીને વ્રત પાલન કરે છે તથા શુક્રકૂપમાહે ન્હાઈને તર્પણ આદિ કર્મ કરે છે તે એ શુક્રમંડલ માહે જાયે છે.

મંગલ મંડલમાહે મંગલ રહે છે તેણે અંગારકપણ કહે છે: જો મનુષ્ય મંગલની પૂજા કરે છે તથા અંગારકી ચતુર્થીને દીન વ્રત

ઊપવાસ સ્નાન દાનાદિ વિધી કરીને અંગારકેશ્વરની પૂજા કરેછે તે લોક આવા મંગલભુવન પામે છે.

બૃહસ્પતી મંડલમાહે પ્રજાપતી અંગીરાના પુત્ર બૃહસ્પતિ રહેછે જો અત્યંત શાન્ત જીતેન્દ્રિય ક્રોધરહિત એવં વિદ્વાનો માહે પરમશ્રેષ્ઠ તથા દેવતાઓના ગુરૂ છે. જો મનુષ્ય બૃહસ્પતીશ્વરની ભક્તિ કરે છે તથા પરમશ્રધ્ધાથી બૃહસ્પતવાર અને પુષ્યનક્ષત્ર-ના યોગમાહે તેની પૂજા કરે છે તે લોક બૃહસ્પતીમંડલમાહેજાયેછે.

શનિ મંડલમાહે સૂર્યપૂત્ર શની રાજ કરે છે. જોમનુષ્ય શનિચરને દિન શનિશ્ચરની પૂજાકરેછે તથાતેના વ્રત કરેછે તે શનિ-મંડલમાહે જાયે છે. સપ્તર્ષિ મંડલમાહે સદૈવ નિર્મલ અંતઃકરણનો સપ્તર્ષિગણ નિવાસ કરે છે મરીચી, અત્રી, પુલહ, પુલસ્ત, ક્રતુ અંગીરા અને વશિષ્ટ એ સપ્તર્ષિગણ બ્રહ્માજીના માનસપુત્ર છેજોમનુ-ષ્ય એ સપ્તર્ષીગણની પૂજા કરે છે તથા પરમવિશુધ્ધ ભાવથી તેની ભક્તી કરેછે તે સપ્તર્ષીમંડલ માહે જાયે છે.

શ્રીસતગુરૂવાચાઃ- સ્વામીજી એલોકઅમર થયાકે ના થયા?

શ્રીનારાયણવાચાઃ- સુણો હો સતગુરૂ એ લોક અમર ના થયા પંધરહજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોકમાહે પડે છે લક્ષચોર્યાચશી નો ફેરો ખાયે છે આવાગમનમધે પહેલો અવતાર ઊત્તમ મનુષ્યના ભોગવે છે

શ્રીસતગુરૂવાચાઃ- સ્વામીજી તે શીયા માટે પડે છે?

શ્રીનારાયણવાચાઃ- એન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર એણે સતગુરૂમુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા દેખત કનક કામની પર જાયંતે પંચભૂત આત્માવશ ન કરતવા વેદ પુરાણની સાખેયા સુરત અસુરત કરતવા તે કેમ પામે એવા અમરપદ હો સતગુરૂ.

# ૫ ધ્રુવ મંડલ

શ્રીસતગુરૂવાચાઃ- પાચમો ધ્રુવમંડલનું મંડાણ કથો હો સ્વામી જનાર્દન
શ્રીનારાયણવાચાઃ- સુણો હો સતગુરૂ પાચમો ધ્રુવમંડલ વાયુમંડલથી - ગ્રહમંડલથી પાચ લાખને ચાલીસ હજાર યોજન ઊંચો છે અનેઆઠ લાખ યોજનનો બુંભ વિસ્તાર છે. તાહા આઠ સ્વર્ગ બાંધેયા છે તેણે પુરી પણ કહે છે તે આઠ પુરી આઠ પુલમાહે છે.
શ્રીસતગુરૂવાચાઃ- તે કોણ કોણ સ્વર્ગ છે એ ભેદ કથો હો સ્વામી જનાર્દન
શ્રીનારાયણવાચાઃ- સુણો હો સતગુરૂ અષ્ટ સ્વર્ગમધે ચારદેવી અને ચાર પુરીયે સિધ્દ સ્થાપીયો છે તેનાનામ -

૧. કૈલાસ સ્વર્ગ - કૈલાસપુરી. ૨. પુણ્યસ્વર્ગ - વસંત પુરી.
૩. ગણસ્વર્ગ - કૃષ્ણ પુરી. ૪. ગંધર્વસ્વર્ગ - સુભહાગપુરી.
૫ માલવંતસ્વર્ગ. ૬ ઊંચસ્વર્ગ. ૭ રેવતસ્વર્ગ. ૮ નીલસ્વર્ગ

## કૈલાસ સ્વર્ગ - કૈલાસ પુરી.

શ્રીનારાયણવાચાઃ- સુણો હો સતગુરૂ આઠ પુરીની વાત. પ્રથમં પુર્વદિશામાહે સ્વર્ગ છે તેનુનામ તો કૈલાસ પુરી. તેનો એકલાખ યોજનનો બુંભ વિસ્તાર છે એક લાખ યોજન આપસમધે અંતરો છે તાહા મોહિની તો પાચીસ કામરૂપી અપ્સરા અને મહાદેવરૂપી નિર્મલા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે વિલાસ કરતવં મન- ઈછાભોજન પ્રવર્તતે. તાહા નહીકોઈ બાલા નહીકોઈ વૃધ્ધા નહીકોઈ હીના નહી કોઈ ખીના. હીના ખીના તમ સર્વે એક ભાવનાવર્તતે
શ્રીસતગુરૂવાચાઃ- એ કૈલાસ સ્વર્ગમાહે કોણ લોક વસતવા યેણે મૃત્યુ લોકમાહે કોણ દાનપુણ્ય કીધા અને કોણ વ્રત સાધીલીયા જે એ

કૈલાસપુરીમાહે પોચંતે તે ભેદ કથો હો શ્રીજનાર્દિન

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુર જેણે મહા તપસા કરીછે તે લોક આ કૈલાસપુરી સ્વર્ગમાહે જાયે છે.

શ્રીસતગુરવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા ?

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુર એ લોક અમર નાથયા. પાત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃત લોક માહે પડે છે આવાગમનમધે પહેલો અવતાર રાજાનો ભોગવે છે.

શ્રીસતગુરવાચા:- સ્વામીજી તે શા માટે પડે છે.

શ્રીનારાયણવાચા:- એ ન ભેટતે સતગુર ન ઓળખતે અવતાર પામ્ય યેણે સતગુર મુખે દાન ન દેતવા દસ દોસન ખમતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામની પર જાયંતે પંચભૂત આત્મા વશ ન કરતવા વેદ પુરાણની સાખેયા સુરત અસુરત કરતવા તે કેમ પામે અમરપદ હો સતગુર.

## પુણ્ય સ્વર્ગ - વસંત પુરી

શ્રીનારાયણવાચા:- બીજો ઊત્તર દિશામાહે એક પુરી છે તેનુ નામ તો પુણ્યસ્વર્ગ અને બીજુ નામ તો વસંત પુરી. તેનુ એક લાખ યોજનનું ભુંભ વિસ્તાર છે અને એક લાખ યોજન આપસમધે અંતરો છે તાહા મોહની તો પાંત્રીસ કામરૂપી અપ્સરા અને મહાદેવરૂપી નિર્મલા. તાહા અનેગ અનેગ મહાલીલા ભોગવતે વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે. તાહા નહી કોઈ બાલા નહી કોઈ વૃદ્ધા નહી કોઈ હીના નહી કોઈ ખીના હીના ખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરવાચા:- સ્વામીજી એ વસંતપુરી માહે કોણ લોક વસતવા?

એણે મૃતલોકમાહે કોણ વ્રત દાન પુન સાધીલીયા જે વસંતપુરી માહે પોચંતે એ ભેદ કથો હો દેવ જનાર્દન.

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ જેણે મહાપુણ્ય કરેયાછે તે લોક ઈહા વસતવા.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ એ લોક અમર ના થયા પાંત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોકમાહે પડે છે લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે તે આવાગમન મધે પહેલો અવતાર મંહારાજનો ભોગવે છે

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:- એ ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસન ખમતવા દેખત કનક કામની પરજાયંતે પંચભૂત આત્મા વશ ન કરતવા તે કેમ પામીયે એવા અમરપદ હો સતગુરૂ.

## ગણ સ્વર્ગ — કૃષ્ણ પુરી

શ્રીનારાયણવાચા:- ત્રીજા દખન દિશામાહે સ્વર્ગપુરી છે તેનો એક નામ તો ગણ સ્વર્ગ અને બીજો નામ તે કૃષ્ણાપુરી છે એક લાખ યોજનનુ તેનુ બુંભ વિસ્તાર છે. તેનુ એક લાખ યોજન આપસમધે અંતરો છે. તાહા મોહિની તો પાત્રીસ કામરૂપી અપ્સરા અને મહાદેવ રૂપી નિર્મલા અનેગ અનેગ મહાલીલા ભોગવતે વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે. તાહા નહી કોઈ બાલા નહી કોઈ વૃદ્દા નહી કોઈ હીના નહી કોઈ ખીના હીના ખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી એ કૃષ્ણપુરીમાહે કોણલોક વસતંવા મૃતલોકમાહે એણે કોણ વ્રત સાધીલીયા જે એવા કૃષ્ણપુરી પોચંતે એ ભેદ કથો હો શ્રી જનાર્દન

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુર એણે નીત નીત ગંગાજીનાસ્નાન કિધા છે અને સર્વે આચાર પાલે છે અને તાલ માંદલ વગાડીને સંભલાવીને હરીના ભજન ગુણગાન કીર્તન કરીયા છે તેણે મલી ઠાકરજીની સેવા કરી છે તે એવી કૃષ્ણ પુરીયે પોતા છે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા:— ના સતગુર એ લોક અમર ના થયા પાત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોક માહે પડે છે. આંવા ગમન મધે પહેલો અવતાર અશ્વનો ભોગવે છે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુર એ ન ભેદંતે સતગુર ન ઓળખતે અવતાર પાત્ર. એણે સતગુર મુખે દાન ન દેતવા. દસદોસ ન ખમતવા દેખતા કનક કામની ઊપર જાયંતે. પંચભૂત આત્માવશ ન કરતવા વેદ પુરાણની સાખેયા તે સુરત અસુરત કરતવા તે કેમ પામે અમરપદ હો સતગુર.

## ગંધાર્વસ્વર્ગ - સુભહાગ પુરી.

શ્રીનારાયણવાચા:— ચોથે પાછમ દિસામાહે સ્વર્ગ છે તેનું એક નામ તો ગંધર્વસ્વર્ગ અને બીજો નામ તો સુભહાગ પુરી. તેનો એક લાખ યોજનનુ બુંભ વિસ્તાર છે અને એક લાખ યોજન આપસમધે અંતરો છે. તાહા મોહીનીતો પાંત્રીસ કામરૂપી અપ્સરા અને મહાદેવરૂપી નિર્મલા. તાહા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે વિલાસ

કરતવા મન ઈચ્છા ભોજન પ્રવર્તતે તીયા નહી કોઈ બાલા નહીકોઈ વૃધ્દા નહી કોઈ હીના નહી કોઈ ખીના હિના ખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી ઈઆ કોણ લોક વસતવા મૃતલોકમાહે એણે કોણ દાન પુન કિધા છે તથા કોણ વ્રત સાધી લીયા છે જે એવી સુભહાગપુરી પોચંતે એ ભેદ કથો હો શ્રી જનાર્દન

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ જેણે છત્રીસ રાગ જ્ઞાન ધ્યાન ભાખેયા છે અને જેણે વિષ્ણવપદ ભાખેયા છે પોતાને મન ઈછે ભાખેયા છે જેએ ધરમે ચાલેયા છે તે લોક સુભહાગપુરી પોચંતે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ એ લોક અમર ના થયા પાત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોક માહે પડે છે. લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે આવાગમન મધે પહેલો અવતાર ઉત્તમ કુલમાહે અવતરે અને ઊત્તમ દેહી અને ઉત્તમ અવતાર ભોગવે છે.

શ્રીસતગુરૂવાચા:— સ્વામીજી તે શા માટે પડે છે

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ એન ભેટંતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા દેખતા કનક કામની પર જાયંતે પંચભુત આત્મા વશ ન કરતવા વેદ પુરાણની સાખેયા સુરત અસુરત કરતવા તે કેમ પામે અમરપદ હો સતગુરૂ.

## માલવંત સ્વર્ગ.

શ્રીનારાયણવાચા:— પાચમો વાયવ્ય ખુણમાહે માલવંત સ્વર્ગ છે તાહા દેવી હિંગલાજ ભવાની સ્થાપી છે. તેનો એક લાખ યોજનનો બુંભ વિસ્તાર છે અને એક લાખ યોજન આપસમધે અંતરો છે.

ત્યાહા મોહની તો પાંત્રીસ કામરૂપી અપ્સરા અને મહાદેવ રૂપી નિર્મલા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે વિલાસ કરતવા મન ઈછાભોજન પ્રવર્તતે. ત્યાહા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્ધા નહી કોઈ હીના નહી કોઈ ખીના સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચાઃ– સ્વામીજી એ માલવંત સ્વર્ગમાહે કોણ લોક વસતવા તેણે કોણ જપ તપ સાધી લીયા જે એવા ઠામ પામે છે.

શ્રીનારાયણવાચાઃ– સુણો હો સતગુરૂ જેણે એકવીસ દાડા હિંગલાજ ભવાનીની સેવા કિધી છે અને અન્નપાણી ત્યજીને વ્રત ઊપવાસ તપ કિધા છે. અનેક વ્રત પૂજા તીર્થયાત્રા ચારધામ કરતવં તે લોક આ માલવંત સ્વર્ગે વસતવા.

શ્રીસતગુરૂવાચાઃ– સ્વામી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચાઃ– ના સતગુરૂ એ લોક અમર ના થયા પાત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોકમાહે પડે છે લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે આવાગમનમધે પહેલો લક્ષચૌર્યાયશી ભોગવીને પછે કાપડીનુ અવતાર ધરે છે કાપડી નહી થાય તો સીરીપતનુ અવતાર ભોગવે છે એ સીરીપત ન થાય તો જટાધારી થાયે છે.

શ્રીસતગુરૂવાચાઃ– સ્વામીજી તે શા માટે પડે છે.

શ્રીનારાયણવાચાઃ– એ ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર એણે સતગુરૂ મુખે દાન ના દેતવા. દસદોસ ન ખમતવા ને દેખત કનક કામની પર જાયંતે પંચભૂત આત્મા વશ ન કરતવા વેદ પુરાણની સાખેયા તે સુરત અસુરત કરતવા તે કેમ પામે અમરપદ હો સતગુરૂ.

## ઊંચ સ્વર્ગ

શ્રીનારાયણવાચાઃ– છટી ઈશાન્ય ખુણમાહે સ્વર્ગ છે તેનુ નામ ઊંચસ્વર્ગ

ત્યાંહા દેવી દુર્ગા વસેછે તેનો એકલાખ યોજનનું બુંભ વિસ્તાર છે. અને એકલાખ યોજન આપસમધે અંતરોછે તીયા મોહિની તો પાંત્રીસ કામરૂપી અપ્સરા અને મહાદેવરૂપી નિર્મલા તીયા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે વિલાસ કરતવા. મન ઈછા ભોજન પ્રવર્તતે તીયા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્ધા નહીકોઈ હીના નહી કોઈ ખીના હીનાખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી ઈઆં કોણ લોક વસતવા એણે કેવા જપ તપ સાધી લીયા જે છટે ઊંચ સ્વર્ગે પોચંતે તે ભેદ કથો હો સ્વામી દેવ જનાર્દન.

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ જેણે દુર્ગા દેવી આગળ કમલ પૂજા કરી છે તે લોક ઈઆ વસતવા.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા:- ના સતગુરૂજી એ લોક અમર ના થયા પાત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે તે લોક મૃતલોક માહે પડેછે. આવાગમન મધે પહેલો લખ ચોર્યાસી ભોગવ્યા પછી વિદ્યાવંત અથવા જ્યોતીષી અથવા ધનવંત અથવા મહા પંડીત એવા ચાર અવતાર માહેથી એક અવતાર થાયે છે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી તે શા માટે પડે છે.

શ્રીનારાયણવાચા:- એ ન ભેટલે સતગુરૂ ન ઓળખંતે અવતારપાત્ર એણે સતગુરૂમુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામની પર જાયંતે પંચભૂત આત્માવશ ન કરતવા વેદ પુરાણની સાખેયા સુરત અસુરત કરતવાં તે કેમ પામે અમરપદ હો સતગુરૂ.

## રેવત સ્વર્ગ

શ્રીનારાયણવાચા:- સાતમી આગ્નેયખુણ તેનોનામ તો રેવત સ્વર્ગ. તાહા દેવી તુળજાભવાની રહેછે તેનુ એકલાખયોજનનું કુંભ વિસ્તાર છે એકલાખ યોજન આપસ મધે અંતરોછે તાંહા મોહિનીતો પાત્રીસ કામ રૂપી અપ્સરા ને મહાદેવ રૂપી નિર્મલા તાંહા અનેગ અનેગ મહાલીલા ભોગવંતે વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે તીયા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્ધા નહી કોઈ હીના નહી કોઈ ખીના હીનાખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી ઈઆ કોણ લોક વસતવા એણે મૃતલોકમાહે કોણ દાન પુણ્ય કિધા કોણ જપતપ સાધીલીયા જે આ રેવત સ્વર્ગે પોચંતે તે ભેદ કથો હો સ્વામી જનાર્દન

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ જેણે તુલજા ભવાનીની એક મને પૂજા કિધી છે જગમા રૂદ્રના ધ્યાન એકમને પૂજા નીતનીત કરતવા તથા સ્મરણ કરતવં તે લોક ઈઆ વસતવા હો સતગુરૂ

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા:- નહી સતગુરૂ એ લોક અમર નહી થયા. પાંત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોકમાહે પડેછે પહેલો લખચૌર્યાયશી ભોગવીને પછે વિધાવંત થાયે યંત્રમંત્ર જાદુગરી એવા મનખા અવતાર ભોગવે છે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:- એ ન ભેટંતે સતગુરૂ ન ઓળખતે અવતાર પાત્ર એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસદોસ ન ખમતવા દેખત કનક કામની પર જાયંતે પંચભૂત આત્માવશ ન કરતવા

વેદ પુરાણની સાખેયા સુરત અસુરત કરતવા તે કેમ પામે અમર પદ હો સતગુરૂ.

## નીલ સ્વર્ગ

શ્રીનારાયણવાચા:- આઠમી નૈઋત્ય ખુણમાહે સ્વર્ગ છે તેનાનામ તો નીલસ્વર્ગ છે તીયા દેવી આદશક્તિ વસે છે તેનું એક લાખ યોજનનું બુંભ વિસ્તાર છે એક લાખ યોજન આપસમધે અંતરો છે તીયા મોહિની તો પાંત્રીસ કામરૂપી અપ્સરા મહાદેવરૂપી નિર્મલા તીયા અનેગ અનેગ લીલા ભોગવતે વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે તીયા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્ધા નહી કોઈ હીના નહી કોઈ ખીના હીના ખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી એણે મૃતલોકમાહે કોણ જપ તપ સાધીલીયા જે એવા નીલ સ્વર્ગ પોથંતે તે ભેદ કથો હો સ્વામી શ્રી જનાર્દન

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ જેણે મહાલક્ષ્મીની પુજા કરી છે તે લોક ઈહા વસતવા

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા ?

શ્રીનારાયણવાચા:- ના સતગુરૂજી એ લોક અમર ના થયા પાંત્રીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃતલોકમાહે પડે છે. પેલો લક્ષચૌર્યાયશી ભોગવી પછે મનખા દેહી ધરે છે તીયા મહા ધનવંત થાય મહા વેવારીયો થાય એવા મનખા દેહીનો અવતાર ભોગવે છે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:- એ ન ભેટતે સતગુરૂ ન ઓળખતે અવતારપાત્ર એણે સતગુરૂ મુખે દાન ના દેતવા દસ દોસ ન ખમતવા દેખત કનક કામની પર જાયંતે પંચભૂત આત્મા વશ નહી કરતવા વેદપુરાણની સાખેયા સુરત અસુરત કરતવા તે કેમ પામે પરમપદ હો સતગુરૂ.

# ૬ રૂદ્રમંડલ ૭ મહર્લોક

## કૃતકાકૃતકલોક

શ્રીનારાયણવાચા:- છટો રૂદ્રમંડલ ધ્રુવમંડલથી પાંચલાખને ચાલીસ હજાર યોજન ઊંચો છે તેનો એકલાખ યોજનનું બુંભ વિસ્તાર છે તીયા મોહની ચાળીસ કામરૂપી અપ્સરા અને મહાદેવરૂપી નિર્મલા તીયા અનેગ અનેગ મહાલીલા ભોગવતે વિલાસ કરતવા મન ઈછા ભોજન પ્રવર્તતે તીયા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્ધા નહીકોઈ હીના નહી કોઈ ખીના હીના ખીના તત્ર સર્વે એકભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી ઈહા કોણ લોક વસતવા એણે મૃત લોક માહે કોણ દાન પુણ્ય કિધા છે જે આવા રૂદ્રભુવન પોચંતે હોસ્વામી શ્રીજનાર્દન

શ્રીનારાયણવાચા:- સુણો હો સતગુરૂ જેણે રતન પદારથનો દાન કરેયો છે તે ઈહા વસતવા તથા જેણે મહાન તપસ્યા કિધી છે તથા જો મહાન સિધ્દ પુરૂખ થયો છે એવા ભૃગુ આદિ સિધ્દગણ આ ઠામ માહે રહે છે કલ્પાન્ત માહે એ મંડલના વિનાશ નહી થાયે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી એ લોક અમર થયા કે ના થયા?

શ્રીનારાયણવાચા:- ના સતગુરૂ એ લોક અમર ના થયા. ચાળીસ હજાર વરસની આવરદા ભોગવીને પછે મૃત લોક માહે પડે છે. આવાગમન મધે પહેલો અવતાર હસ્તીનો ભોગવે છે.

શ્રીસતગુરૂવાચા:- સ્વામીજી તે શા માટે પડે છે?

શ્રીનારાયણવાચા:- એ ના ભેટંતે સતગુરૂ ન ઓળખતે અવતાર પામ એણે સતગુરૂ મુખે દાન ન દેતવા દસ દોસ ન ખમતવા દેખત કનક કામની પરજાયંતે પંચભૂત આત્મા વશ ન કરતવા વેદપુરાણની સાખેયા તે સુરત અસુરત કરતવા તે કેમ પામે અમર પદ હો સતગુરૂ.

## ૭ અમરાપુરી મંડલ

## અકૃતક ત્રૈલોકય ૫ જનલોક

શ્રીનારાયણવાચાઃ— સાતમો ભુવનતે કહિયે અમરાપુરી તે રૂદ્ર મંડ-
લથી પાચલાખને ચાલીસ હજાર યોજન ઊંચોછે અમરાપુરીનો
એક કરોડને એક લાખ અને સાત હજાર યોજનનો બુંભ વિસ્તાર
છે તીયા મોહની સતર તે સુરજરંગની સતર ચન્દ્રવરણી ચારચાર
દેવ કન્યા એક બેઠી અર્ધાંગના મૂલ લોકની સતી સાદવી તેતીયા
પટરાણી થાય. તે સુણો હો મુનિવરો તીયા મન ઈછા ભોજન પ્રવ-
ર્તતે અનેગ અનેગ બહુ લીલા ભોગવતે બહુવિલાસ કરતવા અનેગ
અનેગ બહુ નુર ફલ પાવતે. સવા ભારનું આહાર ભોગવતે ઊપર
વૃક્ષની છાયા થાય તીયા માણક મોતી રત્ન પદારથ મધે વસતવા
તીયા દેહી નુરાની તેજ રૂપી દિસતે. અનેગ અનેગ વસ્ત્ર નુરની તેજની
પ્રવર્તતે તીયા મોતી પદારથ હિંદોલા ખાટે જડંતે તીયા મુનિવર પોઢં
તે તીયા નહી કોઈ બાલા નહી કોઈ વૃધ્દા નહી કોઈ હીના નહીકોઈ
ખીના હીનાખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે.

શ્રીસતગુરૂવાચાઃ— સ્વામીજી એ અમરાપુરીમાહે કેવા છે ઘર

શ્રીનારાયણવાચાઃ— સુણો હો સતગુરૂ આઠ હજાર ચારસોને એકવીસ
યોજન અમરાપુરીનો કોટ દરવાજે માણકમોતી જડીયાછે બે હજાર
ચારસોને એકવીસ યોજન કોટમાહે ઘર તેનો પાયો પોહળો છે.
અગિયાર હજાર પાચસોને એકવીસ કંગુરા યે પુરીને જડેયાછે એ
ઘરને સોનાની ઈંટુ ને રૂપાની વરીઊ છે અને કસ્તુરીના ગારાછે
તેતમે સુણોહો મુનિવરો. ચાળીસ લાખ જોજન એક એક અવાસ
ઊંચો છે યે ઘરને આંગણે પાચસો કુવર નુરાની સોનાની દડીયે

રમે છે એ ઘરને જમણે પાસે સાત સરોવર અમીના ભરીયા છે. તે સરોવરની પાર છે તે તમે સુણો હો મુનિવરો માણકમોતી રતન પદારથની તે સરોવરનીમાહે વેલુ ઘણી પડી છે. એકએક મુનિવરને એવા ઘર ચાલસે એકોત્તરસો માઈના પીઢીયા એકોત્તરસો બાપની પીઢીયા અને સાત પીઢી સાસરાની એવા વંર મુનિવરને ચાલસે તે સર્વેને તેડીને વૈકુંઠ માહે જાય તીયા એક વૈતરણી નદી વહે છે તે નદી ઊતરી પુલસરાતની ઘાટી ઊપર થઈને જાયે જે કોઈ સંસાર માહે વૈતરણી નદી ઊતરેયો હસે અથવા તે બદલ કાઈક દાન પુન કરેયો હસે તે શ્રી સતગુરૂને વચને અને શ્રી નારાયણને વચને તે તીયા પાર ઊતરસે બાકી સર્વે ઊભા થઈ રહેસે જે કોઈ મુનિવર સાચા હસે તે શ્રી સતગુરૂને વચને અને શ્રી નારાયણ ને વચને અમરાપુરી જાયે છે તે તમે સુણો હો મુનિવરો.

શ્રી સતગુરૂ વાચા:– સ્વામીજી યેણે મૃત લોક માહે શી કમાઈ કિધી છે જે એવી અમરભુમી અમરાપુરી પામેયા છે?

શ્રી નારાયણ વાચા:– સુણો હો સતગુરૂ એણે મૃત લોક માહે સતપંથ દયાયા છે અને સતગુરૂ બ્રહ્માજીને ઓળખીને તેણે વચને વાગ્યા છે અને ખરી દસવંત નારાયણને આપી છે યુગ પ્રમાણે અવતારપામ જાણીને તેની મનોભાવથી પૂર્ણ ભક્તી કિધી છે સતગુરૂ મુખે દાન દિધા છે એણે દસદોસ ખમેયા છે એણે પંચભૂત આત્માવશ કરીયા છે એણે વેદ પુરાણની સાખેયા પાળી છે તે એવા સાતમો ભુવન અમરાપુરી પામેયા છે હો સતગુરૂ.

## ૮ તપોમંડલ . ૬ તપોલોક.

શ્રીનારાયણવાચા:— આઠમો ભુવન તેનો એકનામ તો નિરાકાર અને બીજે નામ તો લોહકલમ . એ મંડલ અમરાપુરીથી પાચલાખ ને ચાલીસ હજાર યોજન ઊંચો છે . એકલાખ યોજનનો તેનો બુંભ વિસ્તાર છે તીયાસર્વે સુન છે તીયા સર્વે મલાયેક-સિધ્ધતપસ્વી રહેયા છે દેવદેવતા સોનર મુનિવરો જેમ સોના કસોટીમાહે સોનુ કસીયે તેમ સતપંથ વાટ મુનિવર કસીયે સતપંથની કસણીસર સહી હકિકતી મુનિવર સરજંતે તે મોક્ષ મુગત પામતે તે ભવો ભવ સતપંથ સદા ઊત્તમ સુણો હો મુનિવરો .

## ૯ તેજોમંડલ . ૭ સત્યલોક

શ્રીનારાયણવાચા:— નવમો ભુવન આઠમો ભુવનથી પાચ લાખ ચાળીસ હજાર યોજન ઊંચો છે તેનો એક નામ તો કુરસી અને બીજે નામ તો નિરાકાર તેનો તેજતે અનંત તેજ અનંત જયોત કુરસીનો બુંભ વિસ્તાર છે .

શ્રીસતગુરૂવાચા:— કુરસી કોણરૂપી તીયા કોણ રચના રંચીછે એ ગીનાન કથો હો સ્વામી દેવ જનાર્દન .

શ્રીનારાયણવાચા:— સુણો હો સતગુરૂ કુરસીયા કુદકી તીયાસર્વે આજ્ઞા દેસે એક જવેર એક ચસમુ છે એક નર એક તેજ અમીના પ્યાલા સ્વામીના સહુના હાતમાહે ભરેયા હસે તીયા હસીયા ખમેયા કરતવા કુરસીની એવી રચના રચી છે હો સતગુરૂ .

## ૧૦ નિજધામ મોક્ષ પદ

શ્રીનારાયણ વાચા:– દસમુ ભુવન નવમુ ભવનથી પાંચલાખ યોજન ઊંચો છે તેનો નામ તો અરશ તેનો અનંત તેજ અનંત જ્યોત તેજરૂપી તો નિરંજન નારાયણ કવંગ સ્થાનક વિસ્તાર તે અરશ કવંગ રૂપી.

શ્રીસતગુરૂ વાચા:– એ ગીનાન કથો હો શ્રી દેવ જનાર્જન.

શ્રીનારાયણ વાચા:– સુણો હો સતગુરૂ અરશ તેજરૂપી તીયા અનંત તેજ તેનો બુંભ વિસ્તાર છે શ્રી પરમેશ્વર જગજીવન તે સ્વામી તીયા વસે છે તેજનો વખત ઊપર તીયા તેજ તજલા છે તેજરૂપી નિરંજન તીયા વસે છે તીયા આગમ અગોચર તીયાસ્વામી અમર છે તેની આજ્ઞાથી સર્વ સૃષ્ટી ચાલે છે અને દસ અવતાર તેજ તેજનો છે. તે જે અવતારને આજ્ઞા હોય તેણે સ્વામી કરીને માનો જેની આજ્ઞા ઊતરેયો તેનો અમલ ઉતરેયો જે અવતારનો વારો વહે તેના હુકુમ માહે રહે મૃતલોક માહે જે રૂપે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર હોય તે રૂપને દયાઈએ ભાઈ તેજરૂપને દયાઈએ એ નિજધામ ભવનને મોક્ષધામ પણ કહે છે.

શ્રીસતગુરૂ બ્રહ્મા ઊવાચ:–

એક એક મંડલ પાંચ લાખને ચાલીસ હજાર યોજન ઊંચો છે એક એક ભવનનુ વિસ્તાર એક લાખ યોજન છે એવા દસ મંડલ છે તેનુ સુમાર શ્રીનારાયણે બાંધેયા છે. શ્રી સતગુરૂયે સંભળાયેલો છે એટલા યોજન તેનુ હિસાબ છે તે સુણો હો મુનિવરો. નવ પદ્મ, અડતાલીસ નીલ ચોતરીસ ખર્વ ને ઓગણોતેર અબ્જ સતાણુ કરોડ પાસટ લાખ પંચાવન હજાર પાચસો ને એકવીસ યોજનનું સરવાળો છે.

૯, ૪૮, ૩૪, ૬૯, ૯૭, ૬૫, ૫૫, ૫૨૧ યોજન.

એવં સપ્ત પાતાળ અને સપ્ત અસમાન એ ચૌદાભુવન છે અને સપ્ત પાતાળ મૃતલોક એકવીસ સ્વર્ગ અમરાવતી અને સપ્ત અસમાન ઈંડમાહે છે તેણે બ્રહ્માંડ કહે છે એનુ નામ વિરાટ્સ્વરૂપ છે એ વિરાટ્ સ્વરૂપમાહે પરમેશ્વરે સર્વ જીવ ચૌર્યાચશી લક્ષ જીવ યોનીના ફેરામા ઘાલીયો છે એ ઈંડ માહે ફેરો છે એ ઈંડ માહે ફેરો છે એ ઈંડ વિરાટ્ સ્વરૂપ માહે મુકિત નહી એસો ગુરૂ મલે જે ઈંડ માહેથી બાહર લે જાયે તો મુગત હોયે તે જીવ છુડાવવાની જાગા એ ઈંડ બાહર છે એ વિરાટના માથાઊપર વૈકુંઠ અમરાપુરી અમરઠામ છે સ્રષ્ટગુરૂ મલે તો તે જાગા જોવાએ નહી તો જીવ ફેરો ખાયે.

જે કોઈ પણ પાર્થીવ વસ્તુ ચરણ સંચારના યોગ્ય છે તે સહુ ભુર્લોક કહે છે. પૃથ્વી અને સુરજ મંડલના મદ્યમાહે સિદ્દગણ તથા મુનિગણ સેવીત જો સ્થાન છે તેણે ભુવર્લોક કહે છે સૂર્યમંડલ અને ધ્રુવમંડલમાહે જો લોક છે તેણે સ્વર્ગલોક કહે છે એ ભુ: ભુવ: સ્વ: એ ત્રિલોકને કૃતક [અનિત્ય] ત્રૈલોકય કહે છે જન તપ સત્ય એ ત્રિલોકને અકૃતક [નિત્ય] ત્રૈલોકય કહે છે. કૃતક અને અકૃતક લોકના મદ્યમાહે મહર્લોકની સ્થિતી છે. કલપના અન્તસમય જો મહાપ્રલય થાયે છે તે સમયે કૃતક ત્રેલોકય સર્વથા નષ્ટ થાયે છે મહર્લોક પણ જન શુન્ય થાયે છે પરંતુ તેના અત્યંત વિનાશ નહી થાયે તે માટે તેણે કૃતકાકૃતક લોક કહે છે.

એ સપ્ત ઊર્દ્વ લોક છે જે કેવલ પુણ્યકર્મ થીજ પ્રાપ્ત થાયે છે વેદાદિ શાસ્ત્રમાહે વર્ણવેલા યજ્ઞ દાન જપ હોમ તીર્થ અને વ્રત સમુદાય તથા અન્યાન્ય સાધનોથી એ સાતો લોક સાધ્ય થાયે છે તે બધા ઊપર બ્રહ્માંડના શિર્ષભાગથી શીતલ કલ્યાણ કારક જલધારા સ્વરૂપ શ્રી ગંગાજી ઊતરે છે અને સમસ્ત લોકોને અપ્લાવીત કરીને મેરૂપર્વત

ઊપર આવીછે તેથી અનુક્રમથી સંપૂર્ણ ભૂતલ અને પાતાલ લોક માહે પ્રવેશ કરે છે.

## વાયુની સપ્ત શાખા

૧ પ્રવહ :– પૃથ્વીને ઓળંગીને મેઘ મંડલસુધી જો વાયુ સ્થિતછે તેણે પ્રવહ વાયુ કહે છે તે અત્યંત શક્તિમાન છે અને તે મેઘને ઓગમ લઈ જાયે છે ધૂમ તથા ગર્મીથી મેઘ ઊત્પન્ન કરનારો તે વાયુ મેઘને સમુદ્ર જલથી પરિપૂર્ણ કરે છે જેથી મેઘ કાલો ઘડાને રૂપ-માહે પરિણત થઈને અતિશય વર્ષા કરે છે.

૨. આવહ :– વાયુની બીજી શાખાના નામ આવહ છે જો સૂર્યમંડલ માહે બંધાઈ ગયા છે. તેથી ધ્રુવમંડલથી આબદ્દ થઈને સૂર્ય-મંડલ ફરે છે.

૩. ઊદ્વહ :– ત્રીજી શાખાના નામ ઊદ્વહ છે જે ચંદ્રલોકમાહે પ્રતિ-ષ્ઠીત છે. તે વાયુથી ચદ્રમંડલ ધ્રુવમંડલસાથે સંબદ્દથઈને ફરે છે.

૪. સંવહ :– ચોથી શાખાના નામ સંવહ છે જો નક્ષત્રમંડલ માહે સ્થિત છે તેથી નક્ષત્રમંડલ ધ્રુવમંડલ સાથે આબદ્દ થઈને ઘુમે છે.

૫. વિવહ :– પાચમી શાખાના નામ વિવહ છે જો ગ્રહમંડલ માહે સ્થિત છે તેથી ગ્રહ ચક્ર ધ્રુવથી સમ્બદ્દ થઈને ફરે છે.

૬ પરિવહ :– છટી શાખાના નામ પરિવહ છે જો સપ્તર્ષિ મંડલ માહે સ્થિતછે તેથી સપ્તર્ષિ મંડલ ધ્રુવથી સંબદ્દ થઈને ફરે છે.

૭. પરાવહ :– વાયુની સાતમી શાખાના નામ પરાવહ છે જો ધ્રુવમંડલ માહે આબદ્દ છે તેથી ધ્રુવચક્ર તથા અન્યાન્ય મંડલ દઢતાપૂર્વક એકજ સ્થાન ઊપર સ્થિર છે.

ધ્રુવથી ઊપરજો સ્થાન છે તાહા સૂર્યનહી પ્રકાશે, નક્ષત્ર

એવં તારાપણ ઊદીત નહી થાયે . તે માહેના લોક પોતાનાજ તેજ શકિતથી સદા સ્થિર રહે છે . એ ધ્રુવમંડલ રૂદ્રમંડલથી તથામહ-લૌકથી જડીયા છે તે મંડલ વૈકુંઠસુ જડીયાછે અને વૈકુંઠ આઠમો અસમાનસુ જડીયાછે આઠમો અસમાન નવમા અસમાનસુ અનેતે અસમાન અરસસુ- દૃસમો અસમાનસુ - નિજધામસુ જડિયાછે. તે અરસનો રાજા કાયમ - નિત્યસત્ય મુકતસ્વરૂપ છે જેણે સૃષ્ટીગુરૂમલે અને અવતાર પાત્ર લખાયે તે જીવ અમર હોવે. એવા વિરાટ્ સ્વરૂપ બ્રહ્માંડમાહે છે.

એ સંપૂર્ણ બ્રહ્માંડ સહુ ઓરથી કટાહથી ઢાકયાછે. જેવા કપિત્થના બીજ [કવઠ] કઠ્ઠાહથી તેના ગોલાકાર છીલકેથી આચ્છાદિત રહે છે તેવા એ સંપૂર્ણ અંડ કટાહ આપણાથી દસ ગુના પ્રમાણ વાલો જલના આવરણથી ઘીરીયો છે. તે જલ દસ ગુના વિસ્તાર વાળો તેજથી તેજ વાયુથી, વાયુ આકાશથી, આકાશ અહંકાર થી અહંકાર મહત્તત્વથી પરિવેષ્ટીત છે. એ મહત્તત્વને પણ સર્વ પ્રધાન પ્રકૃતીયે ઘેરી લીધા છે. પેલો છ આવરણ ઊત્તરોત્તર દસગુના અધિક બતાવ્યો છે અને પ્રધાન પ્રકૃતીનો સાતમો આવરણ અનંત કહિયો છે. તે માહે એવો એવો કરોડો તથા અબ્જો બ્રહ્માંડ સ્થિત છે જે કેવલ અનિર્વચનીય છે એવા જેના વૈભવ છે તે ભગવાન અનંત પરબ્રહ્મ પરમેશ્વરને હું પ્રણામ કરૂં છું.

જેમ કાષ્ટમાહે અગ્ની છે તથા તીલમાહે તેલ રહે છે તેમજ પ્રધાન પ્રકૃતીમાહે સ્વપ્રકાશ ચૈતનાત્મા વ્યાપક છે. એ પ્રધાન પ્રકૃતી અને પુરૂષ પણ સમસ્ત ભૂતોની સ્વરૂપભૂતા વિષ્ણુશકિતથી આવૃત્ત છે. એ વિષ્ણુ શક્તિજ પ્રલયના સમય તેના પાર્થકય અને સ્થિતિના સમય તેના સમ્મીલનની હેતુ છે એવં સર્ગારંભના સમય તેના ક્ષોભના કારણ છે.

જેમ આદિ બીજથીજ મૂલ સ્કંધ તથા શાખા આદિસહીત વૃક્ષ ઊત્પન્ન થાયે છે અને તે ઊપરાન્ત તે વૃક્ષથીજ બીજ ઊત્પન્ન થાયે છે તથા તેજ બીજથી અન્યાન્ય વૃક્ષ ઊત્પન્ન થાયેછે જેતેનાજ લક્ષણ દ્રવ્ય કારણોંથી યુકત થાયે છે તેમ પહેલો અવ્યાકૃત મહ-તત્વથી લઈને પંચભૂતસુધી સંપૂર્ણ વિકાર ઊત્પન્ન થાયેછે. અને તેથી દેવ અસૂર આદિ પેદા થાયે છે અને તેના પુત્ર તથાતે પુત્રોનાઅંન્ય પુત્ર ઊત્પન્ન થાયે છે અન્ય વૃક્ષોના ઊત્પન્ન હોવાથી જેમ પૂર્વવૃક્ષની કોઈ ક્ષતિ નહી થાયે તેમજ અન્ય પ્રાણીઓના ઊત્પન્ન હોવાથી તેના જન્મદાતાના હ્રાસ-ક્ષય નહી થાયે.

જેમ આકાશ અને કાલ આદિ સાન્નિધીમાત્રથીજ વૃક્ષનાં કારણ થાયે છે તેમજ ભગવાન શ્રીહરીપણ વીના પરિણામથીજ વિશ્વના કારણ છે. જેવા ધાનના બીજમાહે મૂલ, નાલ, પાન, અંકુર તના, કોષ, પુષ્પ, ક્ષીર, તણ્ડુલ, તુષ અને કણ સઊ રહેછે તથા અંકુરોત્પત્તિના હેતુભૂત ભુમી જલ આદિ સામગ્રી પ્રાપ્તથતાજ તે પ્રગટ થાયે છે. તેમજ આપણા અનેક પૂર્વ કર્મમાહે સ્થિત દેવતા આદિ વિષ્ણુશાકિતના આશ્રય થવાથીજ આવિર્ભૂત થાયે છે.

જેથી એ સંપૂર્ણ જગત પેદા થાયે છે જો સ્વયંજગત્‌રૂપથી સ્થિત છે જે માહે એ જગત્‌ સ્થિત છે તથા લીન થાયે છે તેજ પરબ્રહ્મ વિષ્ણુ ભગવાન છે તે બ્રહ્મ છે પરમધામ-પરસ્વરૂપ છે તે પદ સત્‌ તથા અસત્‌થી વિલક્ષણ છે તથા તેથી અભિન્નથતા એ સંપૂર્ણ ચરાચર જગત તેથીજ ઊત્પન્ન થાયે છે તેજ અવ્યકત મુલપ્રકૃતિ છે તથા તેજ વ્યકત રૂપ એ સંસાર વિરાટ્‌ સ્વરૂપ છે

# મુળબંધ વિશ્વની રચના

# યુગ સૃષ્ટિનું મંડાણ.

ૐ નમો નિકલંકી નારાયણ જનાર્દનમ્.

## પ્રકરણ ૧ અગોચર યુગનું મંડાણ.

પ્રથમ આદનુર તમે પરમેશ્વર પુરૂષોત્તમ અમરતો અલેખ નિરંજન. પ્રથમ નીલવર્ણ તે ધંધુકાર. ત્યારે સ્વામીજી આપોહી આપ નિરંજન નિરાકાર ત્યારે તમારો કોણ ચિન્હ વર્તતે પરમેશ્વર ? તારે દેવની દેહી છે નુરાની આદ પુરૂષ આપ મનં આપ ધ્યાન કરતવા તે નુર નિરવાણ. ત્યારે તદા આદ નિરંજનં હો સ્વામી. ત્યારે સાદ નહી શબ્દ નહી ૐ કાર નહી જલ નહી થલ નહી ધરતી નહી આકાશ નહી હો સ્વામીજી ત્યારે નહી ચાંદો સૂરજ નહી તારા નહી પવન નહી નહી પાણી હો સ્વામીજી પર્વત નહી મેરૂ નહી કૈલાસ નહી તાહા કોઈ ન હોતા હો સ્વામીજી. ત્યારે પ્રથમ આદ રૂપ તે જ્યોત સ્વરૂપ દિવ્ય તેજ રૂપ પ્રવર્તિતે તે આદ પુરૂષ આપોહિ આપ ધ્યાન કરતવા ત્યારે આદપુરૂષના અંગથી સતગુરૂ બ્રહ્મા ઊપના તે ઊતપતી ઊપના હો મુનિવરો

તદા બ્રહ્મ વિશ્વરૂપ વર્તતે. તદા અનંત સૂરીયો પ્રકાશીત અનંત ચંદ્ર શીતલ એતે ઊપમા કિંચીત. જેણે વેદ નેતિ નેતિ ક્રતવં તે દિવ્ય દેહી સ્વરૂપ નિસબંધ સંચીતાનીતવ્યાનીત અસ્તુ અચ્છેદ અભેદ દિવ્ય તેજ નરસ્વરૂપ અતીત પુરૂષ આપો આપ એક મયો દ્વિતીયે નાસ્ત અહચૈવ છત્રીસ જુગ પ્રમાણ છત્રીસ જુગ

ચૌરાસી ચૌકડી ૐકાર કરતવા ૐ કાર મધે ઊપાયા બુંદ તે બુંદ આપે આપ પરમેશ્વર તે છત્રીસ જુગ ચૌર્યાયશી ચૌકડી માહે ધ્યાન પ્રવર્તતે તે બુંદ કર્મધર્મ લીખીતે તે બુંદ ભઈલે ઈંડ તે ઈંડ કરતવા ત્રિખંડ તે ઈંડ દ્વિતીયે નામ વિરાટસ્વરૂપ સપ્તભુવન પાતાળ સપ્ત ભુવન આકાશ તે મધે એકવીસ સ્વર્ગ મેરૂ આધારે ક્રતવા તેની રંચના સતગુરૂ બ્રહ્માયે કીધી તે સુન હો મુનિવર ભાઈ

ત્યારે પરમેશ્વર અઠાવીસ યુગ સર્જતે તેમધે પરમેશ્વરે દશ મંડલ અમરાવતી અને એકવીસ સ્વર્ગનુ મંડાણ કિધા છે તેની હકિકત સુનો હો મુનિવરો.

પ્રથમ જુગ પ્રવર્તતે. જુગ નામ અગોચર જુગ બૃહતે. તદા સૃષ્ટીગુરૂ નામ ધરમમૂર્તિ ધારજતે. બૃહતે પરમેશ્વર શ્રી સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો ધરમમૂર્તિ આદપુરૂષ દિવ્યતેજ વર્તતે તેના નેત્રથી અષ્ટ બુંદ ખીરીયા તસ અષ્ટ બુંદના અષ્ટ યમદૂત થયા. અષ્ટ યમદૂતના નામ તે સુનો હો મુનિવરો.—

૧ કરાલ ૨ વિકરાલ ૩ વક્રનાસ ૪ મહોદર ૫ સૌમ્ય ૬ શાંત ૭ નંદ ૮ સુવાક્ય – જે શનો થયો તે. આજ્ઞા દુવાઈતે ધરમ મુરતની તે સદોદિત સ્થાપીતે તે યમદૂત આપ પરમેશ્વરના તેજનો છે સતગુરૂ પ્રસાદે એ સાત યમદૂત દેવની સેવા કરતવા હો મુનિવર તેજ ઊગમીયો તારા નવ લાખ વરસા ચંદ્રનો થયો તે તેજ પરમેશ્વર મધે સમાનો તારા નવલાખ ધુંધુકાર વર્તતે. તદા જુગ પ્રમાણ વર્ષ દ્વિશત જુગ નામ અગોચર જુગ ગુરૂ નામ ધરમમૂર્તિ તેજ નામ અગોચર એવં પ્રથમ અગોચર જુગનું મંડાણ સમાપ્ત.

## પ્રકરણ ૨ અકલ્પિત જુગનુ મંડાણ.

દ્વિતીય જુગ પ્રવર્તતે. જુગનામ અકલ્પિત જુગ ધર્મ-મૂર્તિ સ્થાપીતે. તદા ગુરૂનામ અકલ્પિત. અકલ્પિત સ્વરૂપમાંહે ઊગતે સત્તર હજાર વર્ષ લગી ઊગતે અને પરમેશ્વર તે સ્વરૂપનાં ધ્યાન કરતવા પાછે સત્તર હજારવર્ષ પાછે તે પરમેશ્વર માહે આવીને સમાઊ હો મુનિવર પરમેશ્વરમાહે સત્તર હજાર વર્ષ રહતુ પાછે વળી બાહર આવતુ વળી સતર હજારવર્ષ ઊગવતુ અષ્ટ યોગ પુરૂષ કરોતી ઐસા કૃત તપસ્યા ધ્યાન કરોતિ પરમેશ્વર ધ્યાનમયો આપમધે ભ્રવંતિ મિશ્રીત હેત પ્રેમ કરોતિ પરમેશ્વર સુત પિતા જથા ગુરૂ ચેતે હેત પ્રવર્તતે દુરલ કારણે અર્થવર્તતે અકલ્પિત પુરૂષના કાનમાહે દુર હોતા અન ગલામાહે તકતી હોતી હો મુનિવર જુગ પ્રમાણ અઠયાનેઊ કરોડી વર્ષનો જુગવર્તતે જુગનામ અકલ્પિત જુગ ગુરૂ નામ અકલ્પિત પુરૂષ પરમેશ્વર નામ તે અગોચર તદા ધર્મમૂર્તિ સ્થાપિતે એસો મહાખેલ કિધો અરસમો અરસના દુસરો નામ નિજધામ તિસરોનાંમ તો દસમો અસમાન—મોક્ષધામ છે એવં દ્વિતીય અકલ્પીત જુગનુ મંડાણ સમાપ્ત ભ્રવતુ.

## પ્રકરણ ૩ આગમ જુગનુ મંડાણ.

તૃતીય જુગ પ્રવર્તતે જુગનામ આગમજુગ ગુરૂનાંમ અમરસ્વરૂપ નરનામ તે અગોચાર પુરૂષ નવમે અસમાન અવ્યા તાહા બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરોહો અમરસ્વરૂપ. તાહા ચતુર્મુખ અમર સ્વરૂપ કરોતિ હો સીખ ચતુર પદાર્થ પ્રત્યેક. એનો અર્થ. અંમરસ્વરૂપના મુખ ચાર તેના નામ સુન હો શિખ—

૧ વ્યામ ૨ દિપક ૩ જયોત ૪ મહદમુખ

—— વ્યામ મુખ પાસથી નિરાકાર થયો વ્યામવીના અખેર
નિરાકાર એસા કેવાયા મછ નિળારંભ તથાનામ. દ્વિતીય મુખપાસ-
થી આત્મા થયો દ્વિતીય મુખ જ્યા તેજ ઊપજતે અવ્યાકૃત.
અવ્યાકૃત નામ આત્માની જ્યુખી પ્રકાશીત જ્યા તેજ તથા આત્મા
ઊપના આત્મા પુરૂખ પ્રકૃતિ. તૃતીય જ્યોત મુખ પાસથી જ્ઞાન ઊપજતે
તેજ્ઞાન દેવો માનવો અગોચર વિગત અવિગત શ્રુત ગીનાન. અમર
સ્વરૂપના ડાવો નેત્ર માહેથી બુંદ ખીરીયો તેની શક્તિ હુઈ. ખેરરૂપ
તે અદભૂત માનતે શરીરચ ખેરચ પંચભૂતાની રૂપ સકત નામઃ
—— એક ચસમ એક ગહીવર એક નર એક મેદોસ એની
સાક્ષ તે અથર્વવેદની છે. ચસમ તે નિરાકાર ગહિવર તે જ્ઞાન.
નર તે આત્મા મેદોસ તે માયા. વ્યામ મુખના દુવાદસ પાસથી નિરા-
કાર થયા છે તે દુવાદસના નામ ૧ મછ નિળારંભ ૨ દુવાદસ
૩ અવિનાશ - વિના અખેર ૪ નિરાકાર વ્યામ મુખ દુવાદસ તસ
તેજ નિરાકાર. સ્વર્ગ મૃત્યુ પાતાળ વ્યાપિતે સંચરાચર. બાહીર અભિ-
યાંતરે વ્યાપિતે સંચરાચર ઘટે મટે નિરાકાર દુવાદસ સુત્ર ચાલતે
ત્રિલોક હો સીખ. દીપક મુખ જથા તેજ પ્રકાશિત આત્મા નામ. આ-
ત્મા નામ તે અવ્યાકૃત. દ્વિતીય મુખના તેજ પાસથી આત્મા થયા
જ્યોત મુખ પાસથી જ્ઞાન હુવા. મહદ મુખના ડાવે નેત્ર માહેથી બુંદ
ખીરીયો તેની માયા હુઈ. યમ દૂતનો તેજ લાખ શશીભાણનો છે:
પવનથી બારીક પાનીથી નિર્મળ ચંદ્ર તારાથી તેજ અદકો યમદૂતનો
છે માયાંનો તેજ પચાસ લાખ શશીભાણનો છે. પચાસ લાખ
શશીભાણનો તેજ નવમે અસમાનનો છે. એક કોટી શશીભાણનો
તેજ દસમે અસમાનનો છે. તૃતીય જુગના પ્રમાણ ચાર લાખ ને
બત્રીસ સહસ્ત્ર વર્ષનો છે. જુગનામ તે આગમજુગ, ગુરૂનામતે

અમર સ્વરૂપ પરમેશ્વર નામ અગોચર પુરૂષ એવં તૃતીય આગમ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૪ સુમિત્ર જુગનુ મંડાણ.

ચતુર્થ જુગ પ્રવર્તતે ગુરૂ નર આઠમે અસમાન આવ્યા. જુગ નામ તે સુમિત્ર જુગ ગુરૂ નામ તે દિવ્યતેજ નરનામ તે આદ્યવિષ્ણુ આઠમો અસમાન આવ્યા તાહા બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી સતગુરૂ નામ તે દિવ્ય તેજ. દિવ્ય તેજના નેત્ર માહેથી આઠ બુંદ ખીરીયો તેના આઠ અસમાન હુવા આઠવો અસમાનનો નામ તે તપો મંડળ. સાતવો અસમાનનો નાવ તે અમર ભુવન. છટે અસમાનનો નામતે રૂદ્રમંડલ પાચવો અસમાનનો નામ તો ધ્રુવ મંડલ જાહા હૌદ કેશર છે. ચૌથે અસમાનનો નામતો વાયુમંડલ તેણે જ્યોતિર્મંડલ શિશુમાર ચક્ર ગ્રહમંડલ પણ કહે છે અર્ધો દૂર આગ છે અને અર્ધો દૂર બર્ફ છે. તીસરો અસમાનનો નામ તો તારામંડલ તેણે નક્ષત્ર મંડલ પણ કહે છે બીજો અસમાનનો નામ તો ચંદ્રમંડલ. પહિલો અસમાનનો નામતો સૂર્યમંડલ ઐસા આઠ અસમાન તેજનો છે એક એક અસમાનનો તેજ ચાળીસ લાખ શશીભાણનો છે. સ્ફટીક શીળા જથા નિર્મળ છે જૈસા અકીક વર્ણ નિર્મળ છે તૈસા અસમાન નિર્મલ છે ચૌથે અસમાનથી ધ્રુવ તારા દિસે છે તિસરે અસમાનથી તારા દિસેછે. દુસરે અસમાનથી ચંદ્ર દિસે છે તે અસમાન માહે ફૂટી દિસે છે જૈસો અકીકનો ટિકડો અંગુઠી ઊપર જડીયે તે લાલ દિસે છે. નીલો જડીયે તો નીલો દિસે લાલ જડીયે તો લાલ દિસે. સ્ફટીક માણીક નિર્મલો છે તે બદલ ચાર અસમાનના લોક દિસે છે હો શિષ. એવા તે આઠ અસમાન બારીક છે તેણે તલે મૃત્યુલોક છે હો શિષ.

— પાછે સતગુરૂના કેસ માહેથી બુંદ ખીરીયા તે બુંદના ભક્ત થયા. તે જીવનો પ્રમુખ તો વિકરાલ યમદૂત કિધો તે ભક્ત ધર્મ સેવતા પરમેશ્વરને આધારે સદા સદા માયા દેવી પાસથી સુવાકય તે સુવાકયની કમાઈ મોટી છે તે બદલ પરમેશ્વર ખુસી થયા તે સર્વથી મોટો છે ધરમ મુરત સ્થાપીતે સદા સદા જુગ પ્રમાણ ચારલાખ બત્રીસ સહસ્ત્ર વર્ષનો છે જુગનામ તે આદ વિષ્ણુ સુમિત્ર જુગ ગુરૂ નામ તે દિવ્યતેજ નર નામ તે આદ વિષ્ણુ. આદ વિષ્ણુની સેવા લક્ષ્મી કરે છે સદોદિત એવં ચતુર્થ સુમિત્ર જુગ સમાપ્ત.

## પ્રકરણ ૫ બુંદ બુંદકાર જુગનું મંડાણ.

પંચમ જુગ પ્રવર્તતે જુગ નામતે બુંદ બુંદકાર જુગ ગુરૂ નામ તે આદબ્રહ્મા પુરૂષ. નર નામ તે વિષ્ણુ નારાયણ. આદબ્રહ્માના નાસીકામાહેથી સંચીત સ્વરૂપ ચતુરમુખ પ્રમાણ સદોદિત અર્થ. ગુરૂનર સાતવે અસમાન આવ્યા. સાતવે અસમાનનો નામ તે અમર ભુમકા દુસરો નામ તો ગડ અમરાપુર વૈકુંઠ તિસરો તો સાતવે સ્વર્ગ બોલ્યા પરમેશ્વર તમે ખેલ કરો હો સ્વામી આદ બ્રહ્માના આંખમાહેથી દોયે બુંદ ખીરીયા તેના ચંદ્ર સુરીજ થયા જમને આંખમાહેથી ચંદ્ર હુવો અને ડાવે આંખમાહેથી સુરીજ થયા. આદ બ્રહ્માનો જમને હાથની અંગુલી માહેથી તેજના પાંચ બુંદ ખીરીયા પહિલે બુંદનો સરસ બાદલ હુવો તેણે આભાળ કહિયે છે. દુજે બુંદનો ફરફર યમદૂત હુવો જેણે આધારે બાદલ રહે છે. ત્રીજા બુંદનો રાધા યમદૂત હુવો જે બાદલમાહે ગરજે છે ચૌથે બુંદનો સુર હુવો જેણે મહોદર પવન છે, પાચવે બુંદની અંગુઠી હુઈ હો શખિ. બીજુ આદ બ્રહ્માના ડાવા હાથની પાંચ આંગળી માહેથી પાંચ બુંદ ખીરીયા તેના પાંચ બાના સરજા પહિલે બુંદનો મતલસજલ હુવા દુસરે બુંદના કલ્પવૃક્ષ હુવા ડાહાળા સારી ચોફેર

પસરી છે તીસરે બુંદનો હૌદ કેશર હુવા જેણે માનસરોવર કહેછે ચોથે બુંદનો કુદસ હુવો જેણે ઈમાન કહે છે બીજુતખત કહે છે પાચવે બુંદની કસણી હુઈ જે ભકતને માથે મેલી છે જેથી પરમેશ્વર ભકતને ખરા કે ખોટા પરખે છે. વળી આદબ્રહ્માના કેસમાહેથી એક લાખ ચોવીસ હજાર મહાત્મા હુવા તે સતપંથ અરાધતા સદાસદા પાછે વળી આદ બ્રહ્માના લલાટમાહેથી અઠ્યાયશી સહસ્ત્ર ઋષીવર પેદા થયા. વળી આદ બ્રહ્માના મુખમાહેથી તેત્રીસ કરોડી બુંદ ખીરીયા તેના તેત્રીસ કરોડી દેવ થયા પાછે પ્રપંચ કરી પાચહી તત્વ નિપાયા આપ તેજ વાયુ આકાશ પ્રીથમી પાછે માયા ખીરીયા તેણે ખેરકહે છે પાછે વળી સતગુરૂ બોલ્યા અહો સ્વામી પ્રેમ પુરૂષ તમે દેવદેહી છોતો નરદેહી થાવો પાછે પરમેશ્વર સતગુરૂમાહે સમાયો પાછે સમા-ઈને સતગુરૂના નાસિકામાહેથી દુવાદસ પવન બરાબર બાહીર આવ્યા જૈસા મનુષ્ય ઘર બાહીર આવે તૈસા આવ્યા તો નાસીકાનારાયણ ભણાયા એ ભેદ કોઈ નહી જાનતો એભેદ સતગુરૂ જાણેછે. પરમેશ્વર દિવ્ય દેહી હોતા ત્યારે કોઈને નજરે નહી દિસતા જૈસા મનુષ્યને નજરે અસમાન પડે છે પણ દિસતુ નહી તૈસા પરમેશ્વર બોલે છે સબ કોઈ સાંભલે છે પણ દેખતા નથી કોઈ પાછે સહુ યમદૂત પરમે-શ્વરને નજરે દેખવા લાગા. પાછે પરમેશ્વરનો હુકુમ યમદૂતને થયો જે તમે મૃત્યુભુમીની માટી લઈ આવો ફલદાના પેદા કરવાબંદલ મૃત્યુલોક નહી હોતા તો માટી કાહાથી લાવ્યા ? સુન હો સીખ ચૌદહી ભુવન હુવા હતા પણ માહે રચના નહી હોતી હો સીખ પાછે સાતહી યમદૂત માટી લેવાને ગયા તો ગૈબી અવાજ થયો આજ્ઞા પ્રીથમીની જે મૃત્તિકા ન લે તેથી સાતહી યમદૂતથી આજ્ઞા મોડી નગઈ. પાછે આઠવો યમદૂત સુવાકયને હુકૂમ હુવા પરમેશ્વરનો જે તમે માટી લઈ

આવો પાછે સુવાકય માટી લેવા ગયા તેણે પણ આજ્ઞા નહી દીધી
ધરતીને પણ તેણે નહી માની અને માટી લઈ આવ્યો પંચતત્વને સાથે
તે મેલાવ્યા અને ઈશ્વરને સ્થુલ દેહી ઘડી તેવી શ્રી પરમેશ્વર સાત
યમદૂતને પુછીયો જે તમે માટી ન આણી અને સુવાકયે કેમ લાવ્યો
ત્યારે સાતહિ યમદૂત બોલીયા જે સ્વામી તમારી આજ્ઞા દિધી તો હમથી
કેમ મોડી જાયે. સુવાકયને આજ્ઞા અમાન્ય કિધી તે તો મોટો છે હમે
ગરીબ છે તાહા બોલ્યા પરમેશ્વર જે બુરી હુઈ જે અમારી આજ્ઞા નહી
માન્યા તો નરક દેને પડયા. તબ શ્રી પરમેશ્વરને આંખમાહેથી દિવ્યજલ
બુંદ તેજ નિસરીત શેશના ભાવ ક્રતવં જેવ પુત્ર સુખભવંતી તેવ ઈંદ્ર
ભવંતી તથા નેત્રમધેથી તેજ બુંદ ખીરતે તસમયે તે દિવ્ય તેજના
બુંદને દિવ્ય અશ્વ પેદા થયા તેનો નામ શ્વેત ઘોડો તે મહા ચપલ ભવતી
તે સમયે ઘોડાને કર્ણમધે ગૈબી આવાજ શ્રુત ભવતી જે ઈશ્વર ફલદાતા
પેદા ક્રતવં તે તમના ઊપર સ્વાર થસે ત્યારે ઘોડો દુઈ હરોજ આવીને
ઈશ્વરનો કાલભૂત ભાજીત એવી દસવાર પિંડ મોડીત તે સમયે શ્રી પર-
મેશ્વરનો હુકુમ થૈવચ જે ઈશ્વરને નાભમાહેથી મૂર્તિ કાઢીને મહાદેવ
પેદા ક્રતવં મહાદેવ નામ સ્વાર ક્રતવં તે ઈશ્વરને પાસ રખન મુચતે
તથા નુરના અશ્વ નહી આવે તે સમયે ઈશ્વરનો કાળભૂત મુસ્તેદ ભવતી
પાછે પરમેશ્વર આપ હસ્તકે શીરકમલ ઘડીને જડીત તો નવ અસમાન
સતગુરૂના દિપક મુખ પાસથી થયા આદ આત્મા પણ તેણે પ્રેમ આત્મા
કહિયે છે તે એમ બોલાવ્યા પાછે પરમેશ્વર બોલ્યા જે સતગુરૂ તમે ઈશ્વર-
ને પ્રાણ દેવો પછે આદ બ્રહ્માને ઈશ્વરને કાળભૂત મધે પ્રાણ મુચીત
જીવ જ્યોતી પ્રગટ ક્રતવા બ્રહ્મા પછે તે જીવ ઊઠતા જ નામ પરમેશ્વરનો
લીધો. પછી પરમેશ્વર ખુશી થયા પછે પરમેશ્વર તે જીવનો આદર કર્યો
બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે માન દેવો હો સ્વામી તો ઈશ્વર ફલદાતા

થાયે પછે સત્ગુરૂ અને સાતહી યમદૂત નમ્યા બ્રહ્મા વરદેયેતે જેઈશ્વર તમે ફલદાતા છે પછે બૃહતે પરમેશ્વર સુવાકય તમે નમો સુવાકય તોનહી નમે તે કહે છે એહ માટીને નહી નમુ પાછે યમદૂત સુવાકય શરણે થયો પરમેશ્વરને આગલ અવતાર ધરીયો છે જે ત્રણ દેવતા એક મુરત છે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર . મહાદેવશ્ચ મહા આત્માનં મહાજ્ઞાનં ચ પરાત્પરં મહાપાપહરો દેવો મકારાય નમો નમઃ॥ એક મુરત ત્રણ દેવતા સ્વામી રહ્યા સ્થાપી એક કરી નહી જાણીયા તે તો ભુલા પાપી ॥ એક મુરત ત્રયો દેવા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર એ ત્રી દેવ એક મુરત વ્યાપીતે સંચરાચર ॥ ઈશ્વરને ડાવે પાસોળીથી શકિત ઊપજી એક શકિત ત્રીભાવ ભવંતી ઈશ્વર અર્ધ અંગ પાર્વતી થયા વિષ્ણુ અર્ધઅંગ લક્ષ્મી થયા બ્રહ્મા અર્ધઅંગ સાવિત્રી થયા દેવ તે તેજ છે દિવ્યાપજર છે.

હવે અમર ભુમિકા જેણે કહીયે છે તેણે વૈકુંઠ કહીયે તેની રચના કહીયે છે અમર ભુમીકા જે ઊત્પન્ન કિધી છે તેની રાહ પાચસો વરસની છે તાહાના મોઠા સતી છે તેણે ગણીયે છે તેના પારની માફત ઈમારત કહું છું ચાર હજાર છ સો ચાળીસ યોજન પોલ ભવતી કિધો છે સાતસો એકવીસ યોજન પહોલ ઊંચી કીધી છે તે ઘરને આંગણે સાત સરોવર છે. સાતે સરોવર અમૃતના ભરીયા છે. તે સરોવર માહે માણીક મોતી છે. તે ઘરને આંગણે કલ્પવૃક્ષ છે તેની છાયા ઘરઊપર પડી છે મનઈછા ફલ ખાયે છે તે ઘરને કંગોર ઊપર ચંદ્રસુરજ જડીયા છે તે ઘરને આંગણે એવી રીત છે પાચસો પુત્ર આંગણે રમે છે - સોનાની ચેંડૂ સાજસે હાથે રતન પદારથ ચેંડૂ જડિયા છે. તે ઘરમાહે એકોત્તરસો માયના એકોત્તરસો બાપના પૂર્વજ બેઠા છે તે પુરૂખને સ્ત્રી છે તે સુનો હો મુનિવરો એક લાખ ચાલીસ હજાર એકસો એકસટ તેની વીંદ કહું છું સત્તર હજાર ચંદ્રવદની સત્તર હજાર સુરીજરંગની એકસો સાઠ દેવકન્યા ઊપર બેઠી

એક અર્ધાંગના તે ઘરને મહેલપાસે એવીછે રીત લુલા પાંગળા ઢાલવા તાકે બૈઠાછે જેમ જેમ જોવે તેમ તેમ રોવે જેણે જાણી ધરમ નહી કિધો હવે તે ઘરની ઈમારત વખાણુ તો કથા ઘણી થાયેછે તે બદલ રહવા દિધીછે. પાછે તે પોવલમાહે ઘરછે તેની ઈમારત કહું છું દોયે હજાર પાચસો એકવીસ યોજન ઘર કિધાછે તે ઘરને અગિયાર હજાર આઠ સો એકવીસ સૈરના વીરની કંગોર જડયા છે - તે ઘરને ચાર દરવાજાછે ચહુબારે સર્વારતન જડયાછે .માણક મોતીએ જડયા કીવાડ એઅનંત કરણ ભાવ તોરન ભયાછે તે ઘરને આંગણે કલ્પવૃક્ષ છે તે પુરૂષને પચાસ સ્ત્રી હુરા સુરા વિનીયેત કિધી છે . જે અમૃતના કંચોલા ભરી મ્રીતલોક આવે છે. હાથે વિડુ લઈ કંથ વરનવે લોડે સ્વામીના પરમેશ્વર વીડ તે કંચોલા ન કહી છે . તે જાગાના દરવાજાને શશિભાણ તોરણભયા છે તે જાગાના પુરૂષનો રૂપ વખાનાવે નહી માહેથી વખાણે જાતો નહી અષ્ટ કરોડ શશિભાણ દિવ્ય તેજનો રૂપ છે તાહાના દેવતાના રૂપ કહું છું તે સાંભલો હો સીખ છ કરોડ ચંદ્ર સુરીજ તૈસા દેવતાના રૂપની સાખી છે તે અમરાપુર નગરથી ઈન્દ્ર નાવ દુસરો છે તે અમરાપૂર એ વિરાટ સ્વરૂપના માથા ઊપર વસે છે તાહા કાલ નહી તે અમરાપુરીમા અમર લોક છે . તાહાથી દસમા અસમાન અરસ દિસેછે જે નિજધામ કહે છે જેણે આધારે અમરાપુરીછે. અમરાપુરી અમર ઠામ તે પૂર્વભાગ્યવિના ન આવે હાથ. યમદૂતનો તેજ સાત કરોડ શશીભાનનો છે દેવતાનો તેજ તો છ કરોડ શશિભાણનો છે ઐસા મનુષ્ય તાહા છે પચાસ લાખ શશીભાણનું સાખી છે . તે જુગનુ નામ તે બુંદ બુંદકાર જુગ તેત્રીસ જુગનો એક જુગ છે તે એક કરોડ ઓગણીસ લાખ સાઠ હજાર વર્ષનો જુગ પ્રમાણ હો સીખ ગુરૂ તે આદ બ્રહ્મા પરમેશ્વરનો નામ તે આદ વિષ્ણુનારાયણ ધરમ મુરત ને સદાસદા ધરમ અરાધ ક્રતવં એવં પંચમ બુંદ બુંદકાર જુગ સમાપ્ત.

## પ્રકરણ ૬ સપ્તર્ષિ જુગનું મંડાણ

ષષ્ટ જુગ પ્રવર્તતે જુગ નામ તે સપ્તર્ષિ જુગ ગુરૂ નામ તે બ્રહ્મા નર નામ તો નારાયણ ગુરૂ નર ને ઈશ્વર છટે અસમાન આવ્યા તીનહી દેવ આવ્યા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર કૈલાસમાહે આવ્યા છે તાહા જમાત કિધી છે. તાહા ભક્ત કિધા છે સાઠસહસ્ત્ર ગણ કિધા છે તાહા ધરમ થાપીયો છે જે કોઈ શીવની એક મના સેવા ધ્યાન કરતા તે લોક છટે અસમાન જાતા તાહાના લોક ને દેહીનો તેજ ચંદ્ર સૂર્ય તારા બરાબર છે તાહા બસ્વરાજ છે તે જાગાની મહિમા કાર્તીક માસને છે તે લોક તાહા રહે છે. જુગએક પ્રતિ સપ્તર્ષિ તાહા થયા છે તાહા જુગ પ્રમાણ ચારલાખ બત્રીસ સહસ્ત્ર વર્ષનો છે એતે જુગની સાખ ગુરૂ તો બ્રહ્મા નર તો નારાયણ સદા સદા નર નામ તો ઈશ્વરો તે ગણ નર નામ તે રૂપ શીવ દેવ મકારાય નમો નમો તાહા અષ્ટોત્તર સો વેલા પાર્વતીયે દેહી મેલી છે તેણે શીરકમલની રૂંડમાલા તે ઈશ્વરને ગલામા છે એક જુગ તાહા પાર્વતી જીવતી રહે છે તે જુગ પ્રમાણ ચારલાખ ને બત્રીસ સહસ્ત્ર વર્ષનો છે ઐસી અષ્ટોત્તરશત વેલા પાર્વતીએ દેહી મેલી છે તાહા પચાસ કરોડી ચોર્યાસી લાખ છપન સહસ્ત્ર ધર્મ વર્તતે તાહા પણ કાલ છે તાહાના લોક મ્રીત લોકમાહે આવીને લક્ષ ચૌર્યાયશીનો ફેરો ખાયે છે એવં ષષ્ટ સપ્તર્ષિજુગ સમાપ્ત:

## પ્રકરણ ૭ સુમિત્રા જુગનું મંડાણ.

સપ્તમ જુગ પ્રવર્તતે તે જુગનું નામ તો સુમિત્રા જુગ ગુરૂ નર ઈશ્વર પાચમો અસમાન આવ્યા પાચવો અસમાનનો નામ તો ધ્રુવમંડલ. ધ્રુવમંડલે આવીને તાહા બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી તાહા ધ્રુવતારા રહે છે તે તારાનો મંડલ બારહજાર

યોજન છે તે મંડલમાહે એક તખત કિધુ છે તે તખત ઊપર બારસજા છે તે બાર સજા માહે બાર રાસ મેલી છે તાહા સતગુરૂ આવીને વેલાનો નિર્વાણ બાંધ્યા છે સ્વર્ગલોક તથા મ્રીત લોક તથા પાતાળ લોક તથા તથા ચારખાણી ચાર વાણી એવો સર્વનો બંધાન બાંધો છે જેજે લગન માહે જે જીવ ઊપજે છે તેણે તાહાનું મુરત છે તે વેલાનો સુખ દુઃખ નિરવાણ કિધુ છે લગનના ગીરહા એક બંધ બાંધીયો છે લગનગીરહા સત્તાવીસ નક્ષત્ર અન વેલાનુ એક બંધાન કિધુ છે જનમ કાલ ઊપર નિરવાણ વેલાનુ છે હવે તે મંડલની રચના કથતે દેવ સતગુરૂ.

તાહા ધ્રુવનુ તખત અઢળ છે તે કહી ફીરતુ નથી તે તખતને બાર સજા છે. ૧ પેહેલા સજા માહે રૂપ છે તેણે મેંઢાનો મુખ છે તેણે મેખ રાસ કહે છે. ૨ દુજા સજા માહે રૂપ છે તેણે બળદનો મુખ છે તેણે વૃષભ રાસ કહે છે. ૩ ત્રીજા સજામાહે મિથુન છે તેણે મદનનો મુખ છે તેણે મિથુન રાસ કહે છે. ૪ ચોથા સજામાહે રૂપ છે તેણે કુકડાનો [ખેકડાનો મુખ છે તેણે કર્ક રાસ કહે છે. ૫ પાચવો સજામાહે રૂપ છે તેણે સીંહનો મુખ છે તેણે સિંહ રાસ કહે છે. ૬ છટે સજામાહે એક બાલી કન્યા છે તેણે કન્યા રાસ કહે છે. ૭ સાતવો સજામાહે તુલા છે જેમ વાણી છે તેણે તુલ રાસ કહે છે. ૮ આઠવે સજામાહે વિંછુ-બિછું છે તે રાસને વૃશ્ચિક રાસ કહે છે. ૯ નહવે સજામાહે દરભ - દ્રવ છે તેણે ધન રાસ કહે છે. ૧૦. દસવે સજામાહે મિરીગ મગર છે તેણે મકર રાસ કહે છે ૧૧ અગીયારવો સજામાહે ઘડો ભરીઓ છે તેણે કુંભરાસ કહે છે: ૧૨ બારવો સજામાહે રૂપ છે તેણે માછલાનો મુખ છે તેણે મીન રાસ કહે છે. ઐસી બાર રાસ છે એકએક રાસ ઊપર નજર છે તે ધ્રુવતારાની નજર છે.

તે બાર રાસ ઊપર ધ્રુવતારાની નજર કેટલી છે તે સુન હો

શીષ-

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | મેષરાસ ઊપર | ઘટીકા | 3 | પલ | ૫3 | નજર છે. |
| ૨ | વૃષભરાસ ઊપર | " | ૪ | " | ૨3 | " |
| 3 | મિથુન રાસ ઊપર | " | ૫ | " | ૮ | " |
| ૪ | કર્ક રાસ ઊપર | " | ૫ | " | 3૫ | " |
| ૫ | સિંહ રાસ ઊપર | " | ૫ | " | 3૮ | " |
| ૬ | કન્યા રાસ ઊપર | " | ૫ | " | ૨3 | " |
| ૭ | તુળ રાસ ઊપર | " | ૫ | " | ૨3 | " |
| ૮ | વૃશ્ચિક રાસ ઊપર | " | ૫ | " | 3૯ | " |
| ૯ | ધન રાસ ઊપર | " | ૫ | " | 3૫ | " |
| ૧૦ | મકર રાસ ઊપર | " | ૫ | " | [illegible]૮ | " |
| ૧૧ | કુંભ રાસ ઊપર | " | ૪ | " | ૨3 | " |
| ૧૨ | મીન રાસ ઊપર | " | ૩ | " | ૫૩ | નજર છે |

એટલી ઘડી અને એટલા પળ [૫૪ ઘટીકા + 3૬૦ પળ = ૬ ઘટીકા કુલ ૬૦ ઘટીકા] તેને સાઠ ઘટીકાનો દિનમાન છે તે રાતના પાચ લગીન ભોગવે છે અને દિનના સાત લગીન ભોગવે છે પછે બાર હી રાસ ઊપર સત્તાવીસ નક્ષત્ર પેદા કિધા છે તેના નામ — ૧. અશ્વીની . ૨ ભરણી , 3 કૃતિકા , ૪ રોહિણી ૫ મૃગ ૬ આર્દ્રા ૭ પુનર્વસુ ૮ પુષ્ય ૯ આશ્લેષા ૧૦ મઘા ૧૧ પૂર્વા ૧૨ ઊત્તરા ૧3 હસ્ત ૧૪ ચિત્રા ૧૫ સ્વાતી ૧૬ વિશાખા ૧૭ અનુરાધા ૧૮ જયેષ્ઠા ૧૯ મૂળ ૨૦ પૂર્વાષાઢા ૨૧ ઊત્તરાષાઢા ૨૨ શ્રવણ ૨3 ધનિષ્ઠા ૨૪ શતતારકા ૨૫ પૂર્વ ભાદ્રપદા ૨૬ ઊત્તર ભાદ્રપદા ૨૭ રેવતિ.

એ સત્તાવીસ નક્ષત્ર છે . તે એક એક રાસ ઊપર સવા બે ઘડી-ઘટીકા નક્ષત્ર નિયત કિધા છે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મેષ | — | અશ્વિની | ૪ પગ | ભરણી | ૪ પગ | કૃતિકા | ૧ પગ |
| ૨. | વૃષભ | — | કૃતિકા | ૩ | રોહિણી | ૪ | મૃગ | ૨ |
| ૩. | મિથુન | — | મૃગ | ૨ | આર્દ્રા | ૪ | પુનર્વસુ | ૩ |
| ૪. | કર્ક | — | પુનર્વસુ | ૧ | પુષ્ય | ૪ | આશ્લેષા | ૪ |
| ૫. | સિંહ | — | મઘા | ૪ | પૂર્વા | ૪ | ઉત્તરા | ૧ |
| ૬. | કન્યા | — | ઉત્તરા | ૩ | હસ્ત | ૪ | ચિત્રા | ૨ |
| ૭. | તુળ | — | ચિત્રા | ૨ | સ્વાતિ | ૪ | વિશાખા | ૩ |
| ૮. | વૃશ્ચિક | — | વિશાખા | ૧ | અનુરાધા | ૪ | જ્યેષ્ઠા | ૪ |
| ૯. | ધનુ | — | મુળ | ૪ | પૂર્વાષાઢા | ૪ | ઉત્તરાષાઢા | ૧ |
| ૧૦. | મકર | — | ઉત્તરાષાઢા | ૩ | શ્રવણ | ૪ | ધનિષ્ઠા | ૨ |
| ૧૧ | કુંભ | — | ધનિષ્ઠા | ૨ | શતતારકા | ૪ | પૂર્વભાદ્રપદા | ૩ |
| ૧૨ | મીન | — | પૂર્વભાદ્રપદા | ૧ | ઉત્તરભાદ્રપદા | ૪ | રેવતિ | ૪ |

એવો સહુ રાસ સવા બે સવા બે નક્ષત્રથી વેધ્યા છે.

હવે નવ ગ્રહ કિધા છે તેના નામ સુન હો શીષ ૧ આદિત્ય – રવી ૨ સોમ – ચંદ્ર ૩ ભૌમ – મંગલ ૪ બુધ ૫ બૃહસ્પતિ – ગુરૂ ૬ શુક્ર ૭ શનિ ૮ રાહુ ૯ કેતુ એ નવ ગ્રહ કિધા છે બુધ, શુક્ર, મંગલ ગુરૂ, શનિ એ ગ્રહ ચોથે સ્વર્ગે રહે છે તેણે વાયુમંડલ તથા ગ્રહ મંડલ પણ કહે છે . એ સત્તાવીસ નક્ષત્ર ધ્રુવમંડલ ભોવતા ફરે છે બારહી લગીન છે તે વેળાના નિરવાણ કિધા છે જનમકાલે જેવડો જે જીવ જનમે છે તે જીવ વેધાયે છે હાન મૃત્યુ સુખ દુઃખ જન્મ-કાલે ઊપજે છે પૂર્વ દત્ત જે જીવ કરમ કિધુ તેણે તૈસુ સંચિત આવી મલે છે પછે જનમ કાલે તે વેલાએ વર આવે છે સત્તાવીસ નક્ષત્રના મંડલનો અંતર એક એક નક્ષત્ર સવા સવા લાખ યોજન અંતર છે નક્ષત્ર પાછલ નક્ષત્ર આવે છે. અશ્વિનીને પાછલ ભરણી

સવાલાખ યોજનને અંતરે છે – પાછલ આવે છે. એ જાગામાહે નક્ષત્ર પાછલ નક્ષત્રના જન્મ છે. તે અસમાનના મુખી તો ધ્રુવતારા છે જમાંત તે નક્ષત્ર છે તે સત ધરમ અરાધ કરતા સદાસદા એટલા તે અવિંચલ છે સત્તાવીસ સહસ્ત્ર નક્ષત્ર અવિંચલ છે બાકી પુનપુરે ઊતરી પડે છે અનખા નક્ષત્ર છે તે છટે અસમાનના લોકથી ધ્રુવમંડલના લોકનુ તેજ થોડુ છે તે જુગનો નામ તો સુમિત્રા જુગ સત્તાવીસ જુગનુ એક જુગ છે એક કરોડ સોલ લાખ ચોસઠ હજાર વર્ષનુ તે જુગનુ પ્રમાણ છે ગુરૂનામ તે બ્રહ્મદેવ પરમેશ્વર નામ તો વિષ્ણુ આરાધિક ભક્તતો ધ્રુવ સત્તાવીસ સહસ્ત્ર જીવ ઊદ્દારત તે સતપંથ દયાતા સત ધરમ સેવતા સતપંથતે સદા ઊત્તીમ એવં સપ્તમ સુમીત્રા જુગ સમાપ્ત.

## પ્રકરણ ૮ અજર જુગનું મંડાણ

અષ્ટમ જુગ પ્રવર્તતે જુગનામ તો અજર જુગ ગુરૂનામ બ્રહ્મા. ગુરૂ નર ને ઈશ્વર એત્રણ દેવ ચવથા અસમાન આવ્યા તાહા બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી તાહા વકનાસ યમદૂતની રહવાની જાગા છે. તે યમદૂતના અનંત રૂપ છે જાહા ચોરાસી લક્ષ જીવયોનીના જીવ છે તેટલા તે યમદૂતના રૂપ છે. જે જીવ જાહા જન્મ ધરે છે તે બરાબર કાલ છે એવી બક્ષીસ પરમેશ્વરે તે યમદૂતને કિધી છે વળી અસમાન માહે આઠો નરક છે તેણે કુંભીપાક કહે છે તેનો સોળ કરોડ ગાવનું પ્રમાણ છે. એક એક નરક સોળ સોળ લાખ યોજનનું છે. એસા આઠો નરક છે તેના નામ તો સુન હોસીખ. ૧ દુર્ગંધિ પાક. ૨ શિતલપાક. ૩ ઊષ્ણપાક. ૪ અગ્નીપાક. ૫ હલાહલ. ૬ મહાહલાહલ. ૭ ધુરૂગજાલ વિષતેણે કુંભીપાક નરક કહે છે. ૮ વીષ જહર જેની સત્તર હજાર યોજન લહર જાયે છે. નરક શીતલ છે પણ

જહર છે. જે જીવ ઝુટ ધરમ કરસે તેઓને માહે ઘાલવા બદલ વિષ જહર કિધા છે. એ અજર જુગનો પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરસનો છે. ઈહા ધરમ અરાધતા સદાસદા સતપંથ માહે. તે સતપંથ સદા ઊત્તીમ. સતગુરૂ તે બ્રહ્મદેવ દેવ તો વિષ્ણુ ભક્ત તો વક્રનાસ મ્રુખી[મુખી] તે સદા સદા સતપંથ સેવતા અરાધ કરતવા એવં અષ્ટમ અજર જુગ સમાપ્ત.

## પ્રકરણ ૯ આકાશબીંબ જુગનું મંડાણ

નવમ જુગ પ્રવર્તતે નવમ જુગ નામ તે આકાશબીંબ જુગ. ગુરૂ નર તિસરે અસમાને આવ્યા. તીસરે અસમાનના નામ તો તારામંડલ છે. તારામંડલ ઊપર આવીને પછે પરમેશ્વર બોલ્યા જે સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી. પાછે નઊ લાખ જાત તારામંડલ સરજા. તાહા ધરમ મુરત થાપી. તારામંડલ તે ફિરતુ નહી અને નક્ષત્ર તો ફિરે છે. તારા મંડલનો લોક તે મ્રીતલોક માહે ફીરે છે. તારામંડલના લોકનું તેજ નક્ષત્રથી ઓછુ છે. તાહા નવ લાખ તે અવિંચલ છે તે વેગળા તારા છે જેણે ફેરો છે. તે નવલાખ તારા તે અવિંચલ શા માટે થયા? તેણે સતપંથ આરાધ્યા તે બદલ અવિંચલ થયા. તે તારા મંડલનો મુખી તે મંગલતારો છે. અનેગ અનેગ આહાર ભક્ષ ભોજન વસ્તુ છે. તે મંગલનો મંડલ આઠ હજાર યોજનનો પ્રમાણ છે. તાહા મોહિની સોળ છે. તાહાના લોકને પ્રલય કાળ છે. પુણ્યનો પાર પુરે પછે તે લોક મ્રીત લોક માહે પડે છે. અવિંચળ તે નવલાખ તારા છે. તેથી જે વેગળા તારા છે તે પુન ખુટા પછે પડે છે. તાહા ફુલ કરી ભગત થાપ્યા પરમેશ્વર. ગુરૂ તો બ્રહ્મા દેવ તો વિષ્ણુ ને ઈશ્વર તે અવિંચલ છે. તાહાના જુગનું નામ તે આકાશબીંબ જુગ તે જુગનો પ્રમાણ આઠ લાખ

ચોસઠ હજાર વરસનો છે. એવં આકાશબીજ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૧૦ સોમ જુગનું મંડાણ.

દશમ જુગ પ્રવર્તતે. તે જુગનો નામ તે સોમ જુગ. દુસરે મંડલ ચન્દ્રમંડલ બોલીએ. તાહા ગુરૂનર આવ્યા તે વારે બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વામી. પાછે તાહા સોળ લાખ જીવ પેદા કિધા તે જીવનો રૂપ તે અકીકનો જેસા છે લાલ ઊજલા છે. અકીકના રંગ જેવી છે તારા મંડલના લોકથી ચંદ્ર મંડલના લોકનું તેજ ઓછુ છે તાહા સોળ લાખ જીવને ધર્મ દિધો તે સતપંથ અરાધતા સતગુરૂના વચનમાહે ચાલતા. તાહા આઠ આઠ સ્રી છે. તાહાના લોક એટલી પન હુરા છે તાહા સોળ લાખ જીવ અમર થયા. તેઓને આવાગમન નહી. તેઓના મુખી તે ચન્દ્રમા છે. તે સતપંથ અરાધતા. એ વેલાએ જે જીવ પાનીનો દાન પુન કરતા તે પુન બદલ ઈહા ચંદ્રમંડલે આવ્યા છે તાહા આઠ હજાર વરસનો આયુ ભોગવીને પાછે મ્રીત લોક માહે પડે છે. તે ચન્દ્ર મંડલ સાઠ હજાર યોજનનો ફેર છે તે ચંદ્રનો મંડલ દુસરે અસમાન છે તે અસમાન તેજનું છે તે બદલ દિસતુ નથી તે મંડલ ચંદ્રતારાથી બહુત દિવ્ય છે તાહા સતપંથ સેવતા તે વારે સતગુર અરાધતા જુગે જુગ. ગુરૂ તે બ્રહ્મા દેવ તે વિષ્ણુ ઈશ્વર સેવતા. તે જુગનુ પ્રમાણ ચાર લાખને બત્રીસ હજાર વરસનો છે. એવં સોમજુગ સમાપ્ત

## પ્રકરણ ૧૧ ધરમ જુગનું મંડાણ

એકાદશ જુગ પ્રવર્તતે જુગ નામ તે ધરમજુગ. ગુરૂ તે બ્રહ્મા નર તે વિષ્ણુ દેવ તે ઈશ્વર. ગુરૂનર સુરીજ મંડલે આવ્યા ત્યારે શ્રી પરમેશ્વર બોલ્યા જે સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી. પાછે તે મંડલમાહે બાર લાખ જીવ પેદા કિધા છે. તેઓને ધરમ દિધો

તાહા ધર્મ સ્થાપીયો. સતપંથ તે સદા ઊત્તમ ભવે ભવે હો સીખ
તાહાના લોકનું તેજ કેસા છે. એકખાંદ આતસ એકખાંદ બર્ફ
તેજનો તેજ આતસ અને શીતલનો તેજ શીતલ. તે લોકનો તેજ
ચન્દ્ર મંડલથી ઓછુ છે. સઊ તારાથી નાન્હા છે તે દિસે છે તેના
તારા સુરીજ મંડલથી કાંહી એક મોઠો છે જે કોઈ દિસતા નથી.
તે લોક સુરીજ મંડલના છે. સુરજ મંડલના લોકના તેજ તો જે
એકગુનો છે ચન્દ્ર મંડલથી તેજ દસ હજાર ગુનો અધિક છે એતે
સત સત હો સીખ. ચન્દ્ર મંડલના લોકથી તારા મંડલના લોકનો તેજ
એક લાખ ગુનો અધિક છે એતે સત સત હો શીખ. તારા મંડલના
લોકથી ધ્રુવ તારાનુ મંડલ પાચ ગુનો તેજ અધિક છે. તે લોકથી તે મંડલનું
તેજ કોટ ગુનો અધિક છે સત સત હો શીખ. પાચવો અસમાન ધ્રુવ
મંડલ તાહા દિવ્ય દેહી છે. ધ્રુવ મંડલથી કૈલાસ મંડલનો તેજ દસ કરોડ
ગુનો છે સત સત હો સીખ. કૈલાસના લોકની દિવ્ય દેહી છે તથા
દસ અસમાન તાઈ દિવ્ય દેહી લોક છે. પહિલા અસમાનથી તેજ ચઢનુ
છે. છટે અસમાન તાઈ તે લોકનું દિવ્ય દેહી છે. છટે અસમાન
તાઈ તે કલા છે. પુણ્યનો પાર ખુટયા પછે તે લોક મ્રીત લોકમાહે
અવતાર ભોગવે છે. સાતવા ભુવનના લોક તે દિવ્ય છે. સાતવો
ભુવન તે અમર છે. તે લોકની દેહી દિવ્ય છે. હવે દિવ્ય દેહી મયો
લીંગ દેહી. દિવ્ય દેહીથી સુર દેહી પવિત્ર છે. દિવ્ય તેજથી છપન
કરોડ ગુની એક અસમાનના તેજ છે. તે બદલ છટે અસમાનના લોકનું
તેજ તારા રૂપ છે. તે અસમાન માહેથી ફુટીને દિસે છે અને છટે
અસમાન દિવ્ય છે તે બદલ દિસતા નથી. અસમાન તે દિવ્ય છે અને
તારા તે મએલા છે તે બદલ ફુટીને દિસે છે. અસમાન માહેથી છટે
અસમાનના લોક દેખીયે છે પણ અસમાન દિસતુ નથી. ઐસા અસમાન

દિવ્ય છે. ઐસી સાખ તે કોને કહીયે. તે પવિત્ર છે જેસા છઅસમાન દિવ્ય છે તૈસા સાતવા અસમાનનો લોકની દેહી દિવ્ય છે જો ઊપમા દિધી ન જાએ તે લોકની દેહી વર્ણવી નહીજાયે. ઐસી વસ્ત પેદા નહી કિધી જે ઊપમા દિજે તે દેહી દિવ્ય છે. તેલોક મલાઈક છે. મલાઈક [તપસ્વી-અવધૂત] એક અપનો પાસ ઊભો રહ્યાહોયે તો તાવડ તેની દેહીથી ફુટી નિકલે છે. તે દેહી છે પણ દિસતી નથી ઐસા તે લોક પવિત્ર છે. અમરાપુરીના લોક સુરીજ મંડલથી સાતહી અસમાનની ખબર કહે છે. તે પાછે બ્રહ્માંડ બાંધીયો.

સુરીજ મંડલને આધારે ચન્દ્રમંડલ છે. ચન્દ્રમંડલને આધારે તારા મંડલ છે. તારા મંડલના આધારે ચવથા અસમાન-વાયુમંડલ- ગ્રહમંડલ છે. ચોથા અસમાનને આધારે પાચમો અસમાન ધ્રુવમંડલ છે. પાચમો અસમાનને આધારે છટે અસમાન રૂદ્રમંડલ મહર્લોક છે. છટો અસમાન તે સાતવે અસમાનને- અમરાપુરી- જનલોકને આધારે છે. સાતવો અસમાન તે અમરભુવન- વૈકુંઠ છે. તે અમર ભુવન તો આઠવે અસમાનને – તપોમંડલ – તપોલોકને આધારે છે. આઠવો અસમાન નવમે અસમાનને આધારે તેજોમંડલ-સત્ય લોકને આધારે છે. નવમો અસમાન અરસને આધારે છે. અરસ દસવે અસમાન છે તેણે નિજધામ તથા મોક્ષધામ પણ કહે છે. તે અરસનો રાજા કાયમ છે. આદ અનાદ નિત્ય સત સત

એ જુગનો નામ તો ધરમ જુગ છે. તે જુગનું પ્રમાણ બાર લાખ છાન્નેઊ હજાર વરસનો છે. ત્યારે ગુરૂ તો બ્રહ્મા નરતો વિષ્ણુ ફલદાતા ઈશ્વર એ ત્રણ દેવ સદા સદા સતપંથ માનતા હો શિખ એવં એકાદશ ધરમ જુગ સમાપ્ત.

# પ્રકરણ ૧૨ કૈવલ્ય જુગનુ મંડાણ

દ્વાદશ જુગ પ્રવર્તતે જુગનામ કૈવલ્યજુગ ગુરૂ તો બ્રહ્મા નર તો વિષ્ણુ દેવ તો ઈશ્વર ગુરૂનર મેરૂને માથાને જગે આવ્યા તે વારે પાચજુગ મેરૂ ઊઠતા થયો. તાહા ત્રણ સિંગ પેદા કિધા તે ત્રણસીંગ સુરીજ મંડલસુ જડ્યા છે. તેજડતા પાચ જુગ લાગા જમીનની જડ બાંધતા પાચ જુગ લાગા પછે બોલ્યા પરમેશ્વર જે સતગુરૂ તમે કાઈ ખેલ કરોહો સ્વામી પછે મેરૂ પેદા કિધા અને તેસુ બ્રહ્માંડ જડતા પાચજુગ લાગા. હવે પાતાલ-નો આધાર કથતે દેવ સતગુરૂ.

પહેલો પાતાલ શેષનાગ ઊપર છે. બીજો પાતાલ ધવ-લીંગ ધોરી ઊપર છે. ત્રીજો પાતાલ શંખ દેવ ઊપર છે. ચોથો પા-તાલ વરાહને દાઢ ઊપર છે. પાચવો પાતાલ ગજેન્દ્ર હસ્તી ઊપર છે. છટે પાતાલ ક્રુંભ-કૂર્મ ઊપર છે. સાતમો પાતાલ મછનિ-ળારંભ ઊપર છે. મછનિળારંભ પવન ફીરાયે છે. પવન ભાર થંભ-લાયે છે. પરમેશ્વરને દુવાદસ તેનો અજવાલો છે. તેનો નામ તે મછનિળારંભ છે જેણે નિરાકાર કહે છે. તે ઊપર ભાર થંબલાયા છે એવં પાતાળ બાંધતા પાચ જુગ ગયા પછે પરમેશ્વર અને સતગુરૂ અલોપ થયા. તે પછે ત્રણ યુગ ત્રીભુવન ત્રીશુળ ધરંતા લાગા અને વીસયુગ વિભુ વનસ્પતી વસતવા લાગા નવ યુગ તો નીર નવાણુ ભરંતા લાગા. પછે આઠ યુગ તો ગીત ગાયંત્રી ઓચરંતા લાગા અને એક યુગ ૐકાર બોલી ભણંતા લાગા તે પછે બાર જુગ રૂંડમાળા ફેરવંતા લાગા. એવા ત્રોત્તર યુગ થયા. દરેક જુગનો પ્રમાણ આઠ લાખ ચોસટ હજાર વરસનો થયા. તે રૂંડ-માળા ચાળતા પાર્વતીએ દેખીયા છે પછે પાર્વતીયે પુછીયા છે

સ્વામી દેવ મહેશ્વર તમે રૂંડ માળા ચાળો છે તે કોની છે. ત્યારે ઈશ્વર બોલ્યા એ રૂંડ માલા તમારી છે તે પાર્વતીયે સાચુ કરી માનીયો. પછે દરીયાવ કાઠે જાઈને બેઠા. પછે પાર્વતીને પાનીનો છાંટા લાગો. પછે પાર્વતીયે પુછીયો શંભુ દેવ તમે નિરંજન એ પાની કાહાનું છે. પછે ઈશ્વરને કહિયે પાર્વતી મછ દરીયામાહે છે તેનો છટો ઊડીયો તે તું જાવો દેખવાને ત્યારે પાર્વતી મછ પાસ ગઈ પછે મછને પાર્વતીયે પુછીયો જો તુ મછ મોઠો છે. પછે મછ કહિયે છે સમુદ્ર મોઠુ છે જે માહે હમો રહે છે. ત્યારે પાર્વતી સમુદ્ર પાસ ગઈ જો સમુદ્ર તમે મોટો છે. સમુદ્ર બોલ્યા જે ના પાર્વતી પ્રિથમી મોટી છે જે ઊપર અમો રહે છે. પછે પાર્વતી પ્રીથમી પાસ ગઈ અને તેણે પાર્વતીએ કહીયો જો તમે પ્રિથમી મોઠી છે. ત્યારે પ્રીથમી બોલ્યા જે ના પાર્વતી મેરૂ પર્વત મોઠો છે. પછે પાર્વતી મેરૂ પાસ ગઈ જો મેરૂ તમે મોઠા છો. ત્યારે મેરૂ બોલ્યા જે ના પાર્વતી ઈશ્વર દેવ મોટા છે. જેણે હમે પેદા કિધા છે. સહુને પેદા કિધા છે તે દેવ તમારે પાસે બેઠા છે સત સત પણ પાર્વતી તમે ઈશ્વરને ઓળખ્યા નહી. પછે ઈશ્વર પાસે પાર્વતી આવ્યા. ત્યારે પાર્વતી બોલ્યા જો સ્વામી તમે સહુથી મોઠા છો જો તમે સહુ પેદા કિધા છે પછે પાર્વતી બોલ્યા ભાકો હો સ્વામી સત સત. ત્યારે પાર્વતીએ પુછીયો હો સ્વામી તમે અવિંચળ છો તે શા માટે ? ત્યારે ઈશ્વર કહીયો જે હમે બ્રહ્મ ગીનાનથી અવિંચલ છું. પછે પાર્વતી બોલ્યા જે સ્વામી એ ગીનાન અમને ઊપદેશ કરો ત્યારે તે મેરૂ પર્વતને શીખર ઊપર બેસીને ઊપદેશ કહેવા માંડીયો તાહા સહસ્ત્ર નામ જપાવીયો. સહસ્ત્ર નામ ઊપદેશ કિધો. પછે પાર્વતી ઊદ્દરી તે પછી બ્રહ્મા પેદા હુવા તે આદ બ્રહ્મા પાસથી અનાદ પેદા થયા તે અનાદ પુરૂષને

સભારેશ્વર દૈત્ય ચોરીને લઈ ગયો. પછે આદ પુરૂખને ધ્યાન પરમેશ્વરનો કિધો. પછે પરમેશ્વર અવતાર લીધા છે સત સત. તે અવતારે દૈત્ય મારીયો. સભારેશ્વર મારીને અનાદ ધરમ આણીયો પછે અનાદ પુરૂખ ઈશ્વર મહેશ્વર અને પાર્વતી અનાદ ધરમને કહીયો જે અમારો ઊ:શાપ કઈએ થાસે પછે અનાદને બ્રહ્માયે કહીયો જે ખડીગુણ પરમેશ્વર મલે તો મુગત હોયે. પછે એને કોલ કરીને દેહી મેલી તે પછે ચારખાણી પેદા કિધા છે.

પ્રથમ જારજખાણમાહે ત્રણ વાણ પેદા કિધા છે અશ્વ, ગજ નર. ઈંડજ ખાણમાહે ત્રણ વાણ પેદા કિધા છે હંસ ગરૂડ કુંભ, ઊદ્દભીજ ખાણમાહે ત્રણ વાણ પેદા કિધા છે અન્ન વસ્ત્ર ચંદન. સ્વેદજ ખાણમાહે ત્રણવાણ પેદા કિધાછે તાર તામ્ર કાંચન એ ત્રણ ત્રણ બીજ પેદા કિધા છે. તે પાસથી ચાર ખાણી પેદા થઈ છે.

પછે ત્રણ નગર વસ્યા તે મેરૂના માથા ઊપર ૧. કૈલાસ પુરી. ૨ બ્રહ્મપુરી. 3 વિષ્ણુ પુરી. એ ત્રણ પુરી વસાવી. તે માહે જીવ પેદા કિધા. તેઓને ધરમ દિધો એક એક પુરીમાહે સાતસાત કરોડી જીવ પેદા કિધા. તીહા ધરમ સ્થાપીયો સાત કરોડને ધરમ દેતવા તે જીવની દેહી સોના રૂપાની જૈસી ઝલકે છે. પછે ત્રણજુગ વર્તીયા. તે જુગના પ્રમાણ બાર લાખ છાન્નેઊ હજાર વરસનો છે ત્યારે ત્રણ સીંગ પેદા કિધા તે સીંગ મેરૂને આધારે છે. એવં જુગ પૂર્ણ થયા તાહા સુવર્ણ સરીખી દેહીછે એક એક લાખ વરીસનો આયુછે તાહાના લોકને ફેરો નહી તાહાના લોક જે ધર્મ અરાધીયો તે સાતવે સ્વર્ગે જાયે છે. તે લોક અવિંચલ થયા અમરપદ ઊપર જાઈ બેઠા એવં દ્વાદશ કૈવલ્ય જુગ સમાપ્ત.

## પ્રકરણ ૧૩ કપિલ જુગનું મંડાણ

ત્રયોદશ જુગ પ્રવર્તતે તે જુગ નામ કપિલજુગ તે વારે મેરૂના માથા ઊપર ગુરૂનર આવ્યા ગુરૂ નામ તે આદ પુરૂષ. નર નામ તે ૐ કાર. ઈશ્વર નામ તે મહેશ્વર. એ ત્રણ દેવ આવ્યા તાહા અમરાવતી વસાવી. તે અમરાવતીનો પ્રમાણ અડસઠ હજાર ગાવનો ફેર છે તે પુરીને આઠ કોણ છે. તે આઠ કોણે આઠ મન છે તે આઠ મનનો અજવાલો પડે છે તાહા મેરૂના માથા ઊપર ચન્દ્ર સુરીજનો અજવાલુ નહી. મનનો અજવાલુ છે. તે આઠ મનના નામ કેવાય છે. ૧ કમલા મન. ૨ કમલાધર મન. ૩ કમલાકર મન. ૪ કમલાસુર મન. ૫ કમલછચર મન. ૬ કમલપ્રકાશ મન. ૭ કમલસાર મન. ૮ કમલસતવા મન. સત સત હો શીખ એવં આઠ કોણ માહે આઠ મન છે. તેનો અજવાલુ પડે છે. તેહને અજવાલે તાહાના લોક વર્તે છે. તાહાનો મુખી તો રાજા ઈન્દ્ર છે. એવા ત્રણ કરોડ જીવ પેદા કિધા છે. તેહોને ધરમ અરાધીયો તે જીવ અમર છે. તેહની દેહી સોના સરખી ઝલકે છે. તે રાજા ઈન્દ્રની સભામાહે બેસે છે. તાહા આઠ અપ્સરા છે. તેઓના નામ સુન હો શીખ. ૧ રંભા ૨ ઊર્વશી ૩ મેનકા ૪ તહયાતકા ૫ કમલલોચના ૬ તિલોત્તમા ૭ કમલા ૮ કમલધરલોચના એવા આઠ અપ્સરા ઈન્દ્રની સભામાહે છે.

તે પુરીને આઠ કોણ છે. તે માહેથી વાયવ્યકોને વરૂણ વસે છે. ઈશાન્ય કોણમાહે અષ્ટસિદ્દ લોક છે નૈરૂત્ય કોને કુબેર છે. આગ્નેય કોને વૈશ્વાનર છે. દખન કોણે બારહી મેઘ છે. ઊત્તર કોને ઈન્દ્ર છે. પૂરબ કોને ખાંડવ વન છે. પાછમ કોને ખટુ પુરૂષ છે. એસા તાહા અષ્ટહી

લોક દેવ છે જે લોક મ્રીતલોકમા ઘણુ પુણ્ય કરે છે તે તાહા વસે છે અને પુણ્યનો પાર પુરીયા પછે તે લોક મ્રીતલોક માહે પડે છે. તાહા એક લાખ વરીસનો આયુ છે. તાહા કરોડ જીવ વસે છે. તેહને આવાગમન નહી. એ વેગળા એર જીવ છે. તે લોકને ફેરો છે. પુણ્ય પુરીયા પછે તે લોક આવે છે. સ્વર્ગ લોકથી મ્રીતલોક આવે છે અને અવતાર ભોગવે છે. તાહા અનેગ અનેગ ભક્ષભોજન છે. સુખવિલાસ અનેગ અનેગ ભોગવે છે. તાહા મદન છે તેનો ઘર અમરાવતી માહે છે. તાહા સ્ત્રીયો છે તે સત સત.

તાહા ઐરાવતી હસ્તી છે. તે હસ્તીના કુમરસ્થળે સેરજા છે અને ગજ મોતી છે. તાહા રાજા ઈંદ્ર રાજ કરે છે. અમરાવતી માહે તે સિંહાસન ઊપર બેસે છે. બાર મેઘ તેણે બદવસુ છે. તાહા ધરમ છે. ત્રણ કરોડી જીવ સતપંથ માહે ધ્યાયે છે. તે જીવ અમર છે તાહા સતગુરૂ નામ તે આદ પુરૂષ. નરને નામ તો ૐ કાર છે. ઈશ્વર નામ તે દેવ મહેશ્વર. એ ત્રણ દેવ છે. જુગનુ નામ તે કપિલ જુગ. જુગનો પ્રમાણ આઠ લાખ ચોસઠ હજાર વરસનો છે. એવં કપિલ જુગ સમાપ્ત

## પ્રકરણ ૧૭ સસયોગ જુગનું મંડાણ

ચતુર્દશ જુગ પ્રવર્તતે. જુગ નામ સસયોગ જુગ. ગુરૂ નામ સત. નર નામ તે નીલ. નામ ધારજતે ઈશ્વર. એ ત્રણ દેવ વસત સ્વર્ગલોક. તે દેવ એકવીસાવે સ્વર્ગે આવ્યા. તાહા બૂહતે પરમેશ્વર સદગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વામી. તે વારે સતગુરૂ વિધાતા સર્જતે. તે બરાબર ચાર કરોડી જીવ સર્જતે હો શિષ. તાહાનુ મુખી તે વિધાતા સ્થાપીતે. તે ચતુર કડોડી જીવ સાથે સતપંથ માહે મલીયા સદાસદા. તદા સત પુરૂખ વેદ ધારજતે. એ તત્વ સંસાર ગાયત્રી સેવતા સદાકાલે દોહીતે

ત્રીકાલે દુધ દેયેતે. અનેગ અનેગ ભક્ષ ભોજન અનેગ અનેગ વસ્ત્ર દેવ અંગના હો સીખ. સર્વેની દેહી તેજ સ્વરૂપી દાગ ગુક્ષ દેયેતે. અમરભુમી સાતવે સ્વર્ગે જાતા. તાહા નહી કોઈ હીના ન કોઈ ખીના. તત્ર હીના ખીના સર્વે એક ભાવના વર્તતે. તસ્યા ચિંતા નાસ્ત સર્વેહી સ્વર્ગ સમતોલ પશ્યતે અમરતીર્થ પાચ સો ગાઉ ઊંચો છે એકવીસાવે સ્વર્ગ તાહા વિધાતા રાજા છે તે આઠ કરોડ વરસની આયુ ભોગવે છે. તાહાના લોક સદા કાળ પુજતા તાહા ધરમ મુરત સ્થાપતા. તાહા ચાર કરોડ જીવ તારીતા. આઠ લાખ ચોસઠ હજાર વરસ તાહા તે જીવ ધરમ નેમ દયાઈતે તે અમર ભવંતી. પછે વિમાને બેસાડી સાતવે સ્વર્ગે અમરાપુરી પહુંચતા. પછે તાહા વિધાતાની વંશાજ રાજ કરે છે. પછે તે લોક પુણ્ય કરે છે. તે લોક તાહા જાયેછે તાહા પુણ્યનો પાર પુરે પછે તે પડે છે. મ્રીત લોકમાહે આવી-ને જન્મે છે. તાહાનો આયુ સહસ્ત્ર વરસનો છે. તાહાના રાજા-નો આયુ તે પંચોત્તેર હજાર વર્ષનો છે. તે લોકનો આયુ પુરી-યા પછે તે લોક મ્રીત લોકમાહે આવે છે. તે જુગનો નામ સસયોગ જુગ છે. તે જગામાહે અજુલગે વસે છે. તાહાના રાજાનો નામ તે વિધાતા છે. તાહા જે રાજ બેસે છે તેઓને નામ વિધાતા મળે છે. એસી વર્તણુક તાહા છે. સસયોગ જુગમાહે ગુરૂ તે સત સત. નર તે નીલ. તાહાનો મુખી તે વિધાતા કહીયે સત દેવ નામ વાચતા. તે જુગનો પ્રમાણ આઠ લાખ ચોસઠ હજાર વરસનો છે. એવં ચતુર્દશા સસયોગ જુગ સમાપ્ત

# પ્રકરણ ૧૫ કારીયો જુગનું મંડાણ

પંચદશ જુગ પ્રવર્તતે . તે જુગનો નામતો કારીયો જુગ . ગુરૂ નામતે સત સત . નર નામતે અનીલ તેવારે તાહા અનીલનો નામ જપતા . ગુરૂ નર ઈશ્વર એ ત્રણ દેવ વિસાવે સ્વર્ગે આવ્યા . બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વામી . ભક્ત પેદા કરો હો સતગુરૂ . પછે વિશ્વકર્મા પેદાકિધા તાહા ધરમ સ્થાપીયો . તાહા નવ કરોડી જીવ પેદા કિધા . તેઓને ધરમ નિયમ આપીયો . તે જીવ કળસની પુજા કરતા સદાસદા તેની દેહી સુવર્ણસરખી ઝલકે છે . તાહા નવ કરોડી જીવ કળસ પૂજતા . તાહા જપ જપતા . અનિલ નરને જપતા . સતગુરૂનાનામ તે સત સત ધારજતે સતપંથમાહે સદા સદા હો શીખ . તાહા અનેગ અનેગ આહાર ભક્ષભોજન પ્રવર્તતે . તાહા અનેગઅનેગ વસ્ત્ર દેવ અંગના ભોગવતે હો શીષ . તાહા ભોગવતે મોહનીસ્ત્રીયો મન વાંછીત વિરાંગના આઠ તથા એકવીસ સતસત . તાહાના જીવ સ્વર્ગ સમતોલ હવા . તે જાગામાહે ન કોઈ હીના ન કોઈખીના હીનાખીનાતત્ર એકભાવના . એટલો આયુ ભોગ ભોગવતો . તાહા ગુપ્ત દાગ ભવતુ . તાહા અપને પગે સાતવે સ્વર્ગે ચાલી જાતા . તાહા અઠ્ઠાવીસ તાલ ઊર્દ્વ [ઊંચ] નર . તે જુગનો પ્રમાણ આઠ લાખ ચોસટ હજાર વરસનો છે . આઠ લાખ ચોસટ હજાર વર્ષનો આયુ ભોગવીને પછે મ્રીત લોકમાહે આવતા . વીસાવે સ્વર્ગથી તે આવતા . વીસાવે સ્વર્ગ તે મેરૂને આધારે છે પછે તાહાની વર્તણુક તે સુન હો સીખ . તાહા જે લોક રાજ બેસે છે તેઓને નામ વિશ્વકર્મા મળે છે . તાહાના લોકની આયુ તેર હજાર વરસની છે . જે કોઈ મ્રીત લોકમાહે પુણ્ય કરે છે તે લોક તાહા જાયે છે . પુણ્યનો

પાર આવ્યા પછે મ્રીત લોક માહે પડે છે. મ્રીત લોકને વીખે અવતાર ધરે છે. જે કોઈ વિશ્વકર્માની ભગતી કરે છે તે લોક તાહા જાયે છે. તે પછે કારીયો જુગ થયા તે માહે નવ ક્રોડી જીવ નિપાયા તે જીવ વિશ્વકર્મા સાથે સાતવે સ્વર્ગે ગયા. તે જીવ અમર થયા. પછે વિશ્વકર્માને વંશજમાહે જે જનમ ધરે છે. તે રાજ બેસે છે. તે રાજાનો નામ તે વિશ્વકર્મા મળે છે. એસા બધા લોક કહે છે તે જાગાનો નામ તે વીસાવો સ્વર્ગ. તાહા રહેવાની જાગા તે લોકને દિધી છે. જુગનો નામ તે કારીયો જુગ. ગુરૂના નામ તે સતસત નર નામ તે અનિલ છે. એવં પંચદશ કારીયો જુગ સમાપ્ત.

## પ્રકરણ ૧૬ સુમક જુગનું મંડાણ

ષોડશ જુગ પ્રવર્તતે. જુગ નામ તે સુમક જુગ. ગુરૂ નામ તે સત. નર નામ તે સુન. ઈશ્વર નામ તે ધ્યાન પુરૂષ એ ત્રણ દેવ એક મુરત મળી ઓગણીસવે સ્વર્ગ મધે આવ્યા. પછે બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે કાંઈ ખેલ કરો હો સ્વામી સત પુરૂષ પછે સતગુરૂયે ભક્ત યમ પેદા કિધા તે બરાબર તેર ક્રોડ જીવ પેદા કિધા તે સત સત. તેર કરોડી જીવ સર્જતે. તાહા ધર્મસ્થાપીતે. તે જીવ ધર્મ અરાધતા સદા સદા કલશ પૂજતા. જનોએ કાલે કલશ પૂજતા. તદા ગુપીત દાગ ભવેત. તાહા અનેગ અનેગ ખીર ખાંડ ભોજન પ્રવર્તતે. અનેગ અનેગ વસ્ત્ર દેવાંગના ભોગવતે. તાહા મોહની તો ઈચ્છા હોયે તેંટલી. તાહા ઈછા ફલ ભોગ ભોગવતે તાહાનો મુખી તે રાજા યમ. તાહા તેર જુગ લગી ધરમ અરાધતા જીવ ધરમને નિયમ સંજોગતા. તેહની દેહી સોના સરખી ઝલકે છે. તાહા સત તે પુરાણ વેદ વર્તતે. તે પુરાણ રાજા યમ સાંભળતા તે સુમક જુગ ભોગવતા તે લોકનો આયુ તો ચતુર લાખ

વર્ષનો છે. ચાર લાખ વરીસનો આયુ ભોગવતે. પછે તે યુગ ભોગ વીને યમરાયે સત કરીને તે તેર કરોડ જીવને સાતવે અસમાન પહુંચાડે છે. તે જીવ અમર થાયે છે. પછે યમરાજાને વંશમાહે જે અવતાર ધરે છે તે રાજ બેસે છે. તેનો નામ રાજા યમ મળેછે તાહા ઓગણીસાવે સ્વર્ગે લોક વસે છે. તેહનો આયુ પાસટ હજાર વરીસનો છે. જે જીવ યમરાજાની ભગતી કરે છે તે જીવ ઓગણી-સાવે સ્વર્ગે જાયે છે. જે કોઈ મ્રીત લોકને વીખે પુન કરે છે તેજીવ તાહા જાયેછે. તાહા પાસટ હજાર વરીસનો આયુ ભોગવી પછે મ્રીત લોક માહે અવતાર ધરે છે. એસી વર્તણુક તે સ્વર્ગનીછે. જે જીવ યમરાજાને સાથે અવતાર ધરે છે તે જીવ યમરાજાસાથે સાતવે સ્વર્ગે ગયા અમરપદે જાઈ બેઠા છે. તે લોકને આવાગમન નહી તે જીવ સદા સત ધરમ સેવતા. ગુરૂ મુખે અવતાર લખતા. તે જીવ મોક્ષ મુગુતા ભવે ભવે હો શીખ. સતપંથ તે સદા ઊત્તમ. તે જુગનો પ્રમાણ ચાર લાખને બત્રીસ સહસ્ત્ર વરીસનો છે. સત-ગુરૂના નામ તે સત. નરનો નામતે સુન ઈશ્વરનો નામ તે ધ્યાન પુરૂષ. એ ત્રણ મુરત એકદેવ કતવં સચરાચર સદા સદા અહચૈવ એક મુરત ત્રણ દેવતા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સાર રહ્યા સ્થાપી। જેણે એક કરી નહી માનીયા- જાણીયા તે તોભુલાપાપી એવં ખોડશ સુમક જુગ સમાપ્ત

## પ્રકરણ ૧૭ અકલ્પિત જુગનું મંડાણ

સપ્તદશ જુગ પ્રવર્તતે. ગુરૂનર તાહા અઢરાવે સ્વર્ગે આવ્યાં. તાહા બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વામી પછે તાહા જીવ પેદા કિધા. જુગ નામ તે અકલ્પિત જુગ. ગુરૂનામ તે સત. નર નામ તે સાન સ્વરૂપ અને ઈશ્વર એ ત્રણ દેવ અઢરાવે

સ્વર્ગે આવ્યા. તાહા વિશ્વેશ્વર ઊપરાજતે. તાહા વિશ્વેશ્વર પેદા કિધો. તે સંઘાતે સત્તર કરોડી જીવ પેદા કિધા. સત્તર કરોડી જીવ સતપંથ અરાધતા. તેનો મુખી તે વિશ્વેશ્વર. તે જીવ વિશ્વેશ્વર સાથે ધરમ કિધા. તે જીવની દેહી સોના સરખી ઝલકે છે. તે સતપંથ સેવતા સદા સદા કલશ પૂજતા. સતપંથતે સદાઊત્તમ. તે જીવને હેમ સમતોલ સુંદરી છે. અનેગ અનેગ તત્ર આહાર કરતવા. અનેગ અનેગ ખીર ખાંડ ઘૃત ભોજન પ્રવર્તતે. તદા ગાયત્રી જે કાલે દોહતે તે કાલે દુધ દેયેતે સદા સદા. અનેગ અનેગ વસ્ત્ર અલંકાર દેવ અંગમા પ્રવર્તતે. સર્વેહી સ્વર્ગ સમતોલ અહચૈવ. તાહા મોહીની દ્વાદશ કામરૂપી વિરાંગના. દાગ ગુપીત ભવંતુ. તાહા અપને પગે ચાલીને સાતવે સ્વર્ગે જાતા હો શીખ. તે જીવ તન મન ધન ગુરૂ મુખે અર્પણ કરતવા હો શીખ તાહા આયુ ચાર લાખ વરસની છે. તે જીવ સ્વેદજ ખાણ માહે પેદા કિધા છે. તે મેરૂને આધારે સર્વે વસે છે. અમરાવતી રાજા ઈન્દ્રની છે. તે મેરૂને માથા ઊપર છે. ભોવતી એકવીસ પુરી છે તે એકવીસ સ્વર્ગ છે. તાહા જે માણસ છે તે સ્વેદજ ખાણમાહેથી પેદા કિધા છે. તે બદલ તેહુની દેહી સોના સરીખી ઝલકે છે. જુગનુ નામ તે અકલ્પિત જુગ છે. તાહા વિશ્વેશ્વર સંજોગે સતર કરોડી જીવ છુટા. સાતવે સ્વર્ગે અમરપદે જાઈ બેઠા. તાહા જુગનુ પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરીસનો છે. એવી જુગની સંખ્યા છે. નીત નીત સંસાર દર્શીને સતપંથ માહે હો શીખ. તાહા ગુરૂ નામતે સત્ નર નામ તે સાનસ્વરૂપ. તાહા સહુ લોક માહે ચલન એઊ છે જે વિશ્વેશ્વરને વંશમાહે અવતાર ધરે છે તેનો ધરમીમાહે લેખે છે તેનુ મુખીરાજા વિશ્વેશ્વર કરી ગને છે. પણ વિશ્વેશ્વર તે સત્તર

કરોડ જીવ સંગાતે સાતવે સ્વર્ગે ગયા. અઢારમો સ્વર્ગમાહેએસ વિલાસ છે તે સ્વર્ગના લોકનો આયુ સાઠ હજાર વરીસનોછે એવં સપ્તદશ અકલ્પિત જુગ સમાપ્ત.

## પ્રકરણ ૧૮ કપિલા જુગનું મંડાણ

અષ્ટાદશ જુગ પ્રવર્તતે. જુગનુ નામ તે કપિલાજુગ ગુરૂ નર ઈશ્વર એ ત્રણ દેવ સતરાવે સ્વર્ગે આવ્યા. તાહા ગુરૂનો નામ તે જ્ઞાન સ્વરૂપ. જ્ઞાન પુરૂષ તે પરમેશ્વર. ઈશ્વર એ ત્રણ મુરત સતરાવે સ્વર્ગે આવ્યા. તાહા બૂહતે પરમેશ્વર અહો સતગુરૂ તમે ખેલ કરો. પછે સતગુરૂ અગ્નિદેવ પેદા કિધા. અગ્નિદેવ સાથે એકવીસ કરોડી જીવ પેદા કિધા. તાહા અગ્નિદેવ એકવીસ કરોડી જીવ સંગાતે પેદા કિધા છે હો શખિ. સતપંથ તે આગમ અગોચર તાહા ધરમ સ્થાપતે તે જીવ ધરમ અરાધ કરતા સદાસદા. તાહા અનેગ અનેગ તત્ર આહાર ખીર ખાંડ ભોજન પ્રવર્તતે. અનેગ અનેગ આનંદ ભોગ કરતવા. તે લોક સર્વ સ્વર્ગ સમતોલ ભવંતિ. તેહુની દેહી સુવર્ણ સરખી ઝલકે છે. તે જીવ સ્વેદજ ખાણ માહે ઊપરાજતે તદા ગાયત્રી જે કાલે દોહતે તે કાલે દુધ દેયેતે. તદા અગ્નીદેવ સાથે સર્વેહી મોક્ષ લંભતા. તદા ન કોઈ હીના ન કોઈ ખીના. તત્ર હીના ખીના સર્વે એક ભાવના પ્રવર્તતે. તદા ગુપીત દાગ ભવતુ. અપને પગે સાતવે સ્વર્ગે ચાલે જાતા. તાહા ચતુરલાખ વરસનો આયુછે તાહા એક એકને મોહની દ્વાદશાછે. એવી વર્તણુક સતરાવે સ્વર્ગે છે હો શીષ. એવં કપિલા જુગ પૂર્ણ ભવંતી. અગ્નીદેવ સંગે એકવીસ-કરોડી જીવ સાતવે સ્વર્ગે ગયા. તે જીવ અમર થયા. તે જીવને અમર પદ મળ્યા. તાહા અગ્નીદેવનો વંશજ છે. તેણે વંશમાહે જે અવતાર ધરે છે. તેનો નામ અગ્નીદેવ મળે છે. પણ અગ્નીદેવ તે સાતવે

સ્વર્ગે ગયા છે . તાહા આયુ પાસટ હજાર વરસનો છે . તાહાં તેવી ચાલ ચાલે છે . તાહા કપિલાજુગ મધે પુરાણ ભણતા . તે પુરાણ આજ ભણે છે નીતનીત . તદા જુગનુ પ્રમાણ ચાર લાખ બત્રીસહ-જાર વરીસનો વર્તતે . ગુરૂ નર સદા સદા સતપંથમાહે અરાધતા સતપંથ તે સદા ઊત્તમ ભવે ભવે હો શીખ . અગ્નીદેવ એકવીસ કરોડી જીવસુ મુગતા ભવે ભવે હો શીખ . એવં કપિલાજુગ સમાપ્ત

## પ્રકરણ ૧૯ બુધ જુગનુ મંડાણ

આગતા એકોનવીંશ જુગ પ્રવર્તતે . જુગનામ તો બુધજુગ . ગુરૂ નામ તે સદોદિત . આદરૂપી તો સતગુરૂ . અનંત રૂપી પરમેશ્વર . અનાદ રૂપી તો ઈશ્વર એ ત્રણ દેવ સોળ-વે સ્વર્ગે આવ્યા . તાહા બોલ્યા પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વામી . તાહા પંચવીસ કરોડી જીવ પેદા કિધા . તેનો મુખી તે ચિત્રગુપ્ત . તે જીવ ચિત્રગુપ્તનો પુરાણ સાંભળતા સદા સદા સતપંથ તે સદા ઊત્તમ . તે લોક સતપંથ અરાધતા કલશ પુજા કરતા તાહા અનેગ અનેગ તત્ર આહાર ખીર ખાંડ ભોજન પ્રવર્તતે અનેગ અનેગ વસ્ત્ર દેવ અંગમા અનેક અલંકાર ભુખણ પ્રવર્તતે . તદા ગાયત્રી જદા દોહતે પુરૂખ તદા દુધ દેયેતે તાહા દાગ ગુપીત ભવંતુ . અપને પગે સાતવે સ્વર્ગે ચાલી જાતા . તાહા મોહની દ્વાદશા . તાહા પંચવીસ કરોડી જીવ ધરમ અરાધતે . તે સર્વ-હી મોક્ષ મુગુત ભવંતુ . નરક કોઈ નહી જાયતે હો શીખ . સોળાવે સ્વર્ગ તે અસમાન સમતોલ કિધુ છે . તે જીવ ચિત્રગુપ્ત બરાબર પેદા કિધા તે જીવનો આયુ ચાર લાખ વરીસનો હતા . તે જુગનો ભોગ પુરો થયા . તાહા ચિત્રગુપ્ત બરાબર પંચવીસ કરોડી જીવ અમર થયા પરમપદ પામ્યા ભાવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ . તાહા સોળાવે

સ્વર્ગે જે ચિત્રગુપ્તનો વંશજ છે તે અવતાર ધરે છે. તે રાજ બેસે છે. તેનો નામ ચિત્રગુપ્ત મળે છે. તાહા રાજ હજુલગી છે. હવે તાહા લોકનો આયુ એકસટ હજાર વરસનો છે. જે કોઈ મ્રીતલોકને વીષે પુણ્ય કરે છે તે પુણ્યનો પાર પુરીયો પછે મ્રીત લોક આયે છે. લક્ષચોરાશીનો ફેરો ખાયે છે બુધ જુગનો પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરસનો છે. એવં એકોનવીંશ બુધ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૨૦ બેલોચન જુગનું મંડાણ

આગતા વીસાવે જુગ પ્રવર્તતે. જુગ નામ તે બેલોચન જુગ. તદા ગુરૂ તો સત નર નામ તે નુર સ્વરૂપ. ઈશ્વર નામ તે ધ્યાનસ્વરૂપ એ ત્રણ દેવ પંચદશ સ્વર્ગે આવ્યા. તદા બ્રૂહતે પરમેશ્વર અહો સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી. તાહા પંધરાવે સ્વર્ગમધે રાજાધરમ પેદા કરતવા તે બરાબર ઓગણીસ કરોડી જીવ ઊપરાજતે સતગુરૂ. તાહા ધરમ સ્થાપતે. ૨ ઓગણીસ કરોડી જીવને નિયમ દેતવા તે જીવ સત ધરમ પુજતા અને સતપંથ સેવતા. તાહા અનેગ અનેગ આહાર ખીરખાંડ ભોજન પ્રવર્તતે અનેગ અનેગ વસ્ત્ર દેવ અંગમા ભોગવતે. તદા નહી કોઈ હીના ન કોઈ ખીના તત્ર હીના ખીના એક ભાવના વર્તતે હો શીષ સત સત. સર્વહી સત પુરાણ સાંભલતા તે કાલે તાહાના લોકની દેહી સુવર્ણ સરીખી ઝલકે છે તે જીવ સ્વેદજ ખાણ માહેથી ઊપરાજતે પરમેશ્વર ગાયત્રી દુધ દેયેતે સદા સદા. તાહા મોહની દ્વાદશ હો શીષ. તાહા રાજા ધરમ અહચૈવ. તાહા આયુ ચારલાખ વરસની પ્રવર્તતે. એવં પંધરાવે સ્વર્ગ સર્વહી મુરત કરતવા. તદા રાજાધરમ ઓગણીસ કરોડી જીવસાથે સાતવે સ્વર્ગે ગયા. અમર પદે જાઈ બેઠા હવે પ્રસાદે સતપંથ સદા ઊત્તમ તાહા રાજાધર્મનો

વંશજ માહે જે કોઈ અવતાર ધરે છે તેનો નામ રાજા ધરમમળે છે. તાહા તે રાજા ધરમ રાજ કરે છે. એૈસી વર્તણુકતે સ્વર્ગ માહે છે. બેલોચન જુગનો પ્રમાણ ચારલાખ બત્રીસ હજાર વરીસનો છે. તાહા ગુરૂ નામ તે સત. નર નામ તે તેજસ્વરૂપ એવં વીંશ બેલોચન જુગ સમાપ્ત.

## પ્રકરણ ૨૧ ધુરમ જુગનું મંડાણ

આગતા એકવીંશ જુગ પ્રવર્તતે. જુગનામ તે ધુરમ જુગ ગુરૂ નામ તે સત બ્રહ્મા. નર નામ તે તેજસ્વરૂપ ઈશ્વરતે આદરૂપી એ ત્રણ દેવ ચૌદાવે સ્વર્ગે આવ્યા. તાહા બ્રહ્મતે પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરોહો સ્વામી. તાહા સંતોખ મુખી સાથે તેત્રીસ કરોડી જીવ પેદા કરતવા. તાહા ધરમ સ્થાપતે તે લોક સતપંથ અરાધતે. પછેતે તેત્રીસ કરોડી જીવ તારતે. તાહાના લોકની દેહી રૂપાના સરખી ઝલકે છે તે જીવ સ્વેદજ આણમાહે પેદા કિધા છે. તે જીવ ધરમઅરાધતા તે જીવ પુરાણ સાંભલતા સદાસદા તાહા અનેગ ભક્ષભોજન પ્રવર્તતે. અનેગ અનેગ વસ્ત્રદેવ અંગમા વર્તતે. અનેગ અનેગ અલંકાર ભુષણ પ્રવર્તતે. તાહાતો મોહીની આઠ દેવાંગના. તાહા ન કોઈ હીના ન કોઈખીના તત્ર હીના ખીના સર્વે એક ભાવના વર્તતે. સર્વહીસ્વર્ગ સમતોલ કરતવાં. તાહા ગાયત્રી મનઈછા ક્ષીર દેયેતે જે કાલે દોહતે તે કાલે દુધ દેયેતે. તાહા માણસને સર્વહી સ્વર્ગ સમતોલ વેદ શાસ્ત્ર ગતા. તાહા માણસનો ચારલાખ વરીસનો આયુષ હતો. અપને પગે સાતવે સ્વર્ગે ચાલી જતા હો શીષ. તે સંતોખ મુખીને બરાબર તેત્રીસ કરોડી જીવ સાતવે અસમાન જાયેતે. સર્વહી પ્રેમપદ પામતે ભવે પ્રસાદે સતપંથતે સદા

ઊત્તમ ભવે ભવે હો સીખ. હવે ચૌદમો સ્વર્ગે જે સંતોખને જે
પુન્ન હોવે છે તેના નામ મુખી સંતોષ મળેછે. તાહાનુ લોકનો
આયુ પંચાનઊ હજાર વરસનો છે. જે કોઈ મ્રીત લોકમાહે
પુણ્ય કરે છે તે તાહા જાયેછે. પુણ્યનો પાર પુરે પછે મ્રીતલોકમાહે
આવે છે.. પણ તે જાગા અમર નહી. એ જુગનો પ્રમાણ ચારલાખ
બત્રીસ હજાર વરસનો છે. તાહા ગુરૂ તો સત બ્રહ્મા નરનામ તે
તેજસ્વરૂપ. ભક્તના નામ તે સંતોખમુનિ. તાહા તેત્રીસ કરોડી
જીવ તારતે ભાવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ એવં એકવીશ
ધુરમ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૨૨ મંગળ જુગનું મંડાણ

આગતા બાવીસાવે જુગ પ્રવર્તતે. જુગનામ તે
મંગળ જુગ. ગુરૂ નામ તે સત બ્રહ્મા નરનામ તે સાધ પ્રકાશ
જલ સ્વરૂપ. ઈશ્વર એ મણ દેવ તેરાવે સ્વર્ગે આવ્યા. આદ રૂપી
ભવે સતગુરૂ અનંત રૂપી પરમેશ્વર અનાદ રૂપી ભવે ઈશ્વર
એ મણ દેવ એક મુરત ક્તવં સંચરાચર. ગુરૂ નર તેરાવે સ્વર્ગે
આવ્યા પછે બૂહતે પરમેશ્વર સત ગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વા-
મી. ત્યારે સતગુરૂ ખેલ માંડીયો તે સુન હો શીખ તાહા સુર
મુખી પેદા કરતવા. તાહા સદ્દસ્રીશ કરોડ જીવ પેદા કિધા
તાહા ધરમ સ્થાપતે. સુર મુખી ઊપરાજતે. તાહા દોયે બાર
કલશ પુજતા સદા સદા સતપંથ અરાધતા. તાહા અનેગ અનેગ
તમ આહાર ખીર ખાંડ ભોજન કરતવા. અનેગ અનેગ
દેવ અંગમા ભોગવતે હો શીખ. તાહા મોહની આઠ તાહા
દાગ ગુપીત ભવંતુ અપને પગે તે લોક સાતવે સ્વર્ગે જાતા
તાહા અઠ્ઠાવીસ તાલ ઊર્દ્વે નર. તાહા ન કોઈ

ન કોઈ ખીના. તમ હીના ખીના એક ભાવના વર્તતે. તેલોક ગાયમી દોહતે તદા દુધ દેયેતે. તાહા સુરલોકની દેહી રૂપાને સરખી ઝલકે છે. તે લોક સ્વેદજ ખાણના છે. એવં મંગલ જુગ પૂર્ણ ભવંતી. તે સુર મુખી સંગાતે સાડત્રીશ કરોડી જીવ સાતવે સ્વર્ગે ગયા. અમરપદે જાઈ બેઠા ભવે પ્રસાદે સત-પંથ તે સદા ઊત્તમ ભવે ભવે. તાહા જે કોઈ સુરની વંશે પુત્ર હોયે છે તે રાજ બેસે છે. તેના નામ રાજા સુર મલે છે તાહા પચાસ હજાર વરસનો આયુ છે. જુગ નામ તે મંગલ જુગ. ગુરૂ નામ તે સતગુરૂ બ્રહ્મા. નર નામ તે જલસ્વરૂપ. મંગલ જુગ નો પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરસનો છે એવં દ્વાવીશ મંગળ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૨૩ મનમથ જુગનું મંડાણ

આગતા તેવીસાવે જુગ પ્રવર્તતે. જુગ નામ તે મનમથ જુગ. ગુરૂ નામ તે સત બ્રહ્મા. નર નામ તે કમલ સ્વરૂપ ઈશ્વર એ ત્રણ દેવ અહચૈવ અરૂપ તો સતગુરૂ. અનંત રૂપી તો પરમેશ્વર. અનાદ રૂપી તો ઈશ્વર એ ત્રણ દેવ સદા સદા બારવે સ્વર્ગે આવ્યાં. બ્રહતે પરમેશ્વર અહો સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વામી. તાહા મુની કરતવા તે મુનિ બરાબર એક-તાલીસ કરોડ જીવ પેદા કરતવા હો શિખ. તાહા ધરમ સ્થાપીયો તે એકતાલીસ કરોડ જીવને નેમ દેતવા. તે જીવ સત ધરમ દયા-યતે અને સતંપંથ સેવતા. સતપંથ તે સદા ઊત્તમ ભવે ભવે-તાહા અનેક અનેક આહાર ખીર ખાંડ ભોજન પ્રવર્તતે. અનેગ અનેગ વસ્ત્ર દેવ અંગમા ભોગવતે હો શીખ. તાહા એક એક પુરૂષને મોહની આઠ ભવેત. તે કાલે દાગ ગુપીત ભવંતુ. અપનેપગે સાતવે

સ્વર્ગે ચાલીજાતા. તે લોકની દેહી રૂપાની સરખી ઝલકે છે તે જીવ સ્વેદજ ખાણમાહે પેદા કિધા છે. તે એકતાલીસ કરોડી જીવ ધરમ અરાધતા કલસ પુજા કરતવા. તેનો મુખીતે રાજામુની તે સર્વહી મોક્ષ મુગુતા ભવેત. નરક કોઈ ન જાયતે. બારવે સ્વર્ગ તે અસમાન સમતોલ ભવંતુ. તે કાલે તે સ્વર્ગે માણસની આયુ ચાલીસ ચાર લાખ વરીસનો છે. તસ જુગ કરતવા સતબ્રહ્મા તે પુરાણ વાચતા તે જીવ સાંભલતા. તે એકતાલીસ કરોડી જીવ મુનીસાથે ઊધ્ધરીયો છે તે જીવ મોક્ષ મુગત ભવંતુ. તે જીવ સાતવે સ્વર્ગે ગયા અમરપદ જાઈ બેઠા. પછે જે કોઈ રાજા મુનીને વંશમાહે અવતાર ધરે છે તે રાજ બેસે છે તેનો નામ તે મુખી મુની મળે છે અને રાજ કરે છે. મનમથ જુગનો પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરસ-નો છે. તાહા ગુરૂનામ તે સતબ્રહ્મા નરનામ તે કમલ સ્વરૂપ એવં તેવીસમો મનમથ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૨૪ કુરૂમ જુગનું મંડાણ

આગતા ચોવીસમો જુગ પ્રવર્તતે. જુગ નામ તે કૂર્મ જુગ. ગુરૂનામ તે સતબ્રહ્મા નરનામ તે ગજરૂપ ઈશ્વર એ ત્રણ દેવ અહચૈવ. આદરૂપી તો સતગુરૂ. અનંત રૂપી તો પરમેશ્વર અનાદ રૂપી તો ઈશ્વર ભવતુ એ ત્રણ દેવ અગીયારવે સ્વર્ગે આવ્યા. બ્રહ્મતે પરમેશ્વર અહો સતગુરૂ તમે કાંઈ ખેલકરો હો સ્વામી તે સમયે સુમરન મુખી પેદા કરતવા. તાહા સુમરન મુખી બરાબર પંચેતાલીસ કરોડી જીવ નિપાયા તાહા ધરમ સ્થાપીયો તે પંચેતાલીસ કરોડી જીવને નેમ દેતવા. તે સત ધરમ દયાયેતે અને સતપંથ સેવતા. સતપંથ તે સદા ઊત્તમ ભવે ભવે હો શીખ. તે સુમરન મુખી અને સઊલોક અગીયારવે સ્વર્ગે છે. તાહા અનેગ

અનેગ તત્ર આહાર પ્રવર્તતે અનેગ અનેગ ભક્ષભોજન અનેગ
અનેગ વસ્ત્ર આભુખણ ભોગવતે તાહા મોહની આઠ કામરૂપી
વિરાંગના તાહા સુમરન મુખી તે સતગુરૂનો પુરાણ સાંભળ-
તા. તાહા ગાયત્રી જદા દોહતા તે સમઈ દુધ દેયેતે સદાસદા
તાહા ગુપીત દાગ ભવંતુ. અપને પગે સાતવે સ્વર્ગે જાતા. તદા
ઈછાભોજન કરતવા પુરૂષ તાહા અનંત વાર ફલલભંતે. તદા
સુમરન મુખીના લોકની દેહી રૂપાને સરખી ઝલકે છે. તે જીવ
સ્વેદજ ખાણના છે તેવારે જે જીવ સુમરન મુખી સાથે અમરથયા
તે સાતવે સ્વર્ગે અમરપદે જાઈબેઠા સતસત તાહાના લોકનું
આયુ ચાર લાખ વરસનું છે. તે જીવની કર્મ કરતવા. તદા સત
બ્રહ્મા તે પુરાણ વાચતા સુમરન જીવ સાંભલતા. તે સુમરન
મુખી સાથે પંચેતાલીસ કરોડી જીવ ઊધ્ધરીયા પછે જે કોઈ
રાજા સુમરનની વંશમાહે અવતાર ધરે છે તે રાજ બેસે છે. તેનો
નામ સુમરન મુખી મલે છે. એવી રીત અગીયારવે સ્વર્ગની
છે કુમ જુગનો પ્રમાણ ચારલાખ બત્રીસ સહસ્ત્ર વરસનો છે
ગુરૂ નામ તે સતબ્રહ્મા નર નામતે ગજસ્વરૂપ તદાભક્તસુમ-
રન મુખી પંચેતાલીસ કરોડી જીવ તારીતે એવં કુમ જુગ સમાપ્ત

## પ્રકરણ ૨૫ અબદ જુગનું મંડાણ

આગતા પંચીસમો જુગ પ્રવર્તતે. જુગ નામતે અબદ
જુગ. સતગુરૂ નામ તે સત બ્રહ્મા. નર નામતે સત્વસ્વરૂપ
ઈશ્વર એ ત્રણ દેવ અહચૈવ સદોદિત. આદરૂપી ભવે સતગુરૂ
સતબ્રહ્મા. અનંત રૂપી તો પરમેશ્વર અનાદરૂપી ભવે ઈશ્વર
એક મુરત ત્રણ દેવ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર એ ત્રણદેવ દસવે
સ્વર્ગે આવ્યા બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરોહો સ્વામી

તે સમયે મુખી પેદા કરતવા રાજા સુરમત. તે મુખી બરાબર ઓગણપચાસ કરોડ જીવ પેદા કતવા. તાહા ધરમ સ્થાપીયો તે ઓગણપચાસ કરોડ જીવ નેમ દેતવા. તે જીવ સત ધરમ ધ્યાયેતે અને સતપંથ સેવતા. સતપંથ તે સદા ઊત્તમ ભવેભવે હો સીષ. તે સુરમત મુખી સાથે ઓગણપચાસ કરોડી જીવ તારીતે. તે સર્વહી સ્વર્ગ સમતોલ ભવંતુ. તાહા અનેગ અનેગ આહાર અનેગ અનેગ ભક્ષ ભોજન કતવા. અનેગ અનેગ પહુપફલ વનસ્પતી અનેગ અનેગ અલંકાર ભુખણ. અનેગ વસ્ત્ર દેવ અંગમાં હો શીષ. તાહા મોહની આકતે મહાકામરૂપી વિરાંગના. તે સમઈ ગાયત્રી દોહતે પુરૂખ તદા દુધ દેયેતે સદા સદા. તદા ન કોઈ બાલા ન કોઈ વૃધ્ધા. ન કોઈ ખીના ન કોઈ હીના. તત્ર હીના ખીના એક ભાવના વર્તતે હો શીખ. તદા સત પુરૂખ પુરાણ કથતે તે રખેશ્વર અરાધતે તે જીવ મોક્ષ મુગુત ભવંતુ તદા દાગ ગુપીત ભવતુ અપને પો સાતવે સ્વર્ગે જાતા. તે અબદ જુગ સર્વહી મોક્ષ મુગુતા ભવંતુ નરક કોઈ ન જાયેતે પછે જે કોઈ તે રાજા સુરમતની વંશમાહે અવતાર ધરે છે અને રાજ બેસે છે તેનો નામ તે સુરમત મુખી મલે છે એવી દસવે સ્વર્ગની ચાલ છે. તે લોકની આયુ પંચેતાલીસ હજાર વરસની છે. જુગ પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરસનો છે. જુગ નામ અબદ જુગ. ગુરૂ નામ તે સતબ્રહ્મા. નર નામ તે સત્વ સ્વરૂપ ઈશ્વિર એ ત્રણ દેવ એક મુરત કરતવા સંચરાચર. સર્વહી સ્વર્ગ સમતોલ એવં પંચીસમો અબદ જુગ સમાપ્ત.

## પ્રકરણ ૨૬ પુર્વાર્ધ જુગનું મંડાણ

આગતા સવીસમો જુગ પ્રવર્તતે. જુગ નામ પુર્વાર્ધ જુગ. ગુરૂ નામ તે સતબ્રહ્મા. નર નામ તે પ્રેમતત્વ. ઈશ્વિર

નામતે અનાદ રૂપ. એક સ્વરૂપ મયો ભાગ મમ એક આત્મા
દ્વિતીયે ભાગ કરોતી વિભાગ તસ્ય મોક્ષ દુર્લભ. આદ રૂપી
સતગુરૂ પરમેશ્વર તો અનંત રૂપી. ઈશ્વર અનાદ રૂપી એ ત્રણ
રૂપ અનાદ સિધ્દ કરતવા સંચરાચર ત્રણ દેવ નવમે સ્વર્ગે
આવ્યા. તાહા બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરો હો સ્વા-
મી. તાહા સતગુરૂ ખેલ માંડીયો તે સુન હો શીષ. તાહા યક્ષ
મુખી પેદા કિધા તે બરાબર ત્રેપન કરોડી જીવ ઊપરાજતે
તાહા ધરમ સ્થાપીયો. ત્રેપન કરોડી જીવને નેમ દેતવા તે સર્વેહી
સત ધરમ અરાધતે અને સતપંથ સેવતા સદા સદા કલસ
પૂજા કરતવા સતપંથ તે સદા ઊત્તમ. તાહા યક્ષ લોક વર્તતે
હો શીખ. તાહા ન કોઈ ચિંતા ન કોઈ દુઃખી. નહી કોઈ બાલા
ન કોઈ વૃધ્દા. ન કોઈ હીના ન કોઈ ખીના તત્ર હીના ખીના
એક ભાવના વર્તતે. તાહા અનેગ અનેગ ભોગ કરતવા અનેગ
અનેગ ભક્ષ ભોજન પ્રવર્તતે હો મુનિવરો. તાહા મોહની સ્ત્રી
આઠ મહાકામરૂપી વીરાંગના દેવ રૂપી નિર્મલા. તાહા ગાયત્રી
જે સમઈ દુહતે તે સમયે દુધ દેયેતે. તાહાના લોકનો આયુ ચાર
હજાર વરસનો છે. તાહા દાગ ગુપીત ભવંતુ. અપને પગે સાતવે
સ્વર્ગે જાતા. તે જુગનો પ્રમાણ ચારલાખ બત્રીસ હજાર વરીસ
નો છે. તદા અઠાવીસ તાલ નર ઊંચા છે. તે લોકનો તેજ શ્વેત
વર્ણ છે. રૂપાને સરખી તેઓની દેહી ઝલકે છે. તે જીવ ધરમ
ધ્યાયેતે. સતગુરૂ પુરાણ કથતે. તે જીવ અરાધ કરતવા સતપુરાણ
સાંભલતા તે સર્વેહી સ્વર્ગ સમતોલ ભવંતુ. તે ત્રેપન કરોડ જીવ
યક્ષ મુખી સાથે પ્રેમપદ અમરાપુરી ગતા. તે અમરાપુરી જઈ
બેઠા. અમરઠામ તે દિવ્ય છે. તાહા ચંદ્ર સુરીજ વીના પ્રકાશ

ત્રેપન કરોડ જીવ તારતે ભવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ: પછે જે કોઈ તે મુખી યક્ષની વંશ માહે અવતાર ધરે છે અને રાજ બેસે છે. તેણે યક્ષ મુખી કહે છે. એવં પુર્વાર્ધ જુગ સમાપ્ત

## પ્રકરણ ૨૭ સલવ જુગનું મંડાણ

આગતા સતાવીસમો જુગ પ્રવર્તતે. જુગનામતે સલવ જુગ. ગુરૂ નામ તે સતબ્રહ્મા નરનામતે આદપુરૂષ ઈશ્વર નામ તે મહેશ્વર એ ત્રણ દેવ એક મુરત કરતવા સંચરાચર. ગુરૂનર ઈશ્વર આઠવે સ્વર્ગે આવ્યા. બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી. તાહા આઠવે સ્વર્ગે ત્રણ દેવ અસ્થિર ભવતુ. આદ રૂપી સતગુરૂ. અનંતરૂપી પરમેશ્વર અનાદ રૂપી મહેશ્વર એ ત્રણ દેવ સદાસદા. તાહા સતગુરૂ ખેલ કરતવા. તાહા રાજા ભૈરવ પેદા કરતવા તે બરાબર પિસ્તાલીસ કરોડી જીવ પેદા કિધા. તાહા ધરમસ્થાપીયો તે પીસ્તાલીસ કરોડી જીવને નેમ દેતવા તે સત ધરમ દયાયતે અને સતપંથ સેવતા સદા સદા સતપંથ તે સદા ઊત્તમ તાહા કલશ પૂજતા. સતબ્રહ્મા તે પુરાણ વાચતા. રાજા ભૈરવ તે લોક સાંભલતા. તે આદ્ય નરના સ્મરણ કરતા તે સર્વેહી પ્રેમપદ અમરાપુરી ગતા ભવે પ્રસાદે સતપંથતે સદા ઊત્તમ તાહા ન કોઈ ચિંતા ન કોઈ દુઃખી ન કોઈ બાલા નહી કોઈ વૃદ્દા ન કોઈ હીના ન કોઈ ખીના. તત્ર હીના ખીના એકભાવના વર્તતે. તાહા ગાયત્રી દુહતે જદા તે કાલે દુધ દેયેતે. તે લોકની દેહી રૂપાને સરખી ઝલકે છે. તાહા આયુ ચાર હજાર વરસની છે. તે સર્વેહી મોક્ષ મુગુતા ભવતુ પછે જે કોઈ તે રાજા ભૈરવને વંશ માહે અવતાર ધરે છે અને રાજ બેસે છે તેનો નામ રાજા

ભૈરવ મુખી પડે છે. એવં સત્તાવીસમો સત્વ જુગ સમાપ્ત.

પ્રકરણ ૨૮ ધરમ જુગનું મંડાણ

આગલા અઠાવીસમો જુગ પ્રવર્તતે. જુગનામ
તે ધરમજુગ. ગુરૂ નામ તે સત બ્રહ્મા. નર નામ તે આદ-
પુરૂખ. ઈશ્વરનામ તે મહારૂદ્ર. એ ત્રણ દેવ સાતવે સ્વર્ગે
આવ્યા. બૃહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરોહો સ્વામી
તદા આદ રૂપી તો ભવે સતગુરૂ. અનંત રૂપી તો પરમેશ્વર
અનાદ રૂપી ઈશ્વર એ ત્રણ દેવ એક મુરત અનાદ સિધ્ધ કર-
તવં સંચરાચર. ગુરૂ નર સાતવે સ્વર્ગે આવ્યા. તાહા સતગુરૂ
મધે કરતવા તાહા મુખી ગણેશ તે ગણેશ મુખી સાથે
સતાવન કરોડી જીવ પેદા કરતવા. તાહા ધરમ સ્થાપીયો
તે સતાવન કરોડી જીવને નેમ દેતવા હો શીખ તે સત ધરમ
ધ્યાયેતે અને સતપંથ સેવતા સદા સદા. સર્વેહી પરમપદ અમ-
રાપુરી ગતા ભવે પ્રસાદે સતપંથતે સદા ઊત્તમ તાહા ન કોઈ
ચિંતા ન કોઈ દુઃખી. ન કોઈ બાલા ન કોઈ વૃધ્ધા ન કોઈ હીના
ન કોઈ ખીના હીના ખીના તમ સર્વે એકભાવના હો સ્વામી
તાહા અનેગ અનેગ ભક્ષ ભોજન અનેગ અનેગ વનસ્પતી-
ફલ પ્રગટ કરતવા. તાહા અનેગ અનેગ વસ્ત્ર દેવ અંગમા તાહા
અનેગ અનેગ ભોગ વિલાસ કરતવા. તાહા મોહની ચાર કામ-
રૂપી વિરાંગના દેવ રૂપી નિરમલા. સાતવે સ્વર્ગની લોકની
દેહી તાંબા વર્ણ સરખી છે તે લોક જરજ ખાણમાહે પેદા કરતવા
સત સત. તાહાના લોકનુ આયુ પંચવીસ હજાર વરસનો છે. તે
અઠાવીસ તાલ ઊંચ નર તે ગણેશ મુખી બરાબર સતાવન
કરોડી જીવતારતા મોક્ષ મુગતા. સાતવે સ્વર્ગે ઊદર્યા. પછે જે

કોઈ તે ગણેશ મુખીને વંશમાહે અવતાર ધરે છે અને રાજબેસે છે. તેનો નામ મુખી ગણેશ મલે છે. તે સાતવે સ્વર્ગમાહે રાજ કરે છે. તે જુગનો પ્રમાણ ચાર લાખ બત્રીસ હજાર વરીસનોછે ગુરૂ નામ તે સતબ્રહ્મા નર નામ તે આદપુરૂષ. ઈશ્વરનામ તે મહારૂદ્ર. મુખી ગણેશ સતાવન કરોડીશું મોક્ષ મુગતા ભવંતુ પરમપદ અમરાપુરી ગતા ભવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ એવં અઠાવીસમો ધરમ જુગ સમાપ્ત.

તે પછે ગુરૂ નર ઈશ્વર એ ત્રણ દેવ એક મુરત છટે સ્વર્ગે આવ્યા. બ્રહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી તાહા સતગુરૂયે ગંધર્વ પેદા કિધા. તાહા ચિત્ર લોક વસે છે. મ્રીત લોકમા જે કોઈ તે લોકને વીશે પુણ્ય કિધુ છે તે જીવ એ સ્વર્ગે આવે છે પુણ્યના પાર પુરે પછે તે જીવ મ્રીત લોકમા પડે છે. તે જીવ લખ ચૌરાશીનો ફેરો ખાયે છે.

તે પછી ગુરૂ નર ઈશ્વર એ ત્રણ દેવ પાચવે સ્વર્ગે આવ્યા. બ્રહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરોહો સ્વામી તાહા સતગુરૂને દેવતા પેદા કરતવા તાહા મૈગોબા, મહાદેવ, મલકાર્જુન, ત્રિમક આદિ કેતાયેક લોકવસે છે. મ્રીત લોકમા જે કોઈ તે લોકને વીશે પુણ્ય કિધુ હોય તે લોક આ પાચવે સ્વર્ગે આવે છે. તાહા પુણ્યનો પાર પુરે પછે તે જીવ મ્રીત લોકમા પડે છે. તે જીવ લક્ષચોરાસીનો ફેરો ખાયે છે.

તે પાછે ગુરૂ નર ઈશ્વર એ ત્રણ દેવ ચોથે સ્વર્ગે આવ્યા તાહા બ્રહતે પરમેશ્વર સતગુરૂ તમે કાઈ ખેલ કરોહો સ્વામી તાહા સતગુરૂને બ્રહ્મરાક્ષસ પેદા કિધા. તાહા લોક વસે છે. મ્રીત લોકમા જે કોઈ તે લોકને વીશે પુણ્ય કિધા હોય તે લોક એ

ચોથે સ્વર્ગે આયે છે પુણ્યનો પાર પુરે પછે. તે જીવ મ્રીત લોકમા પડે છે. લક્ષ ચૌરાશીનો ફેરો ખાયે છે.

વળી ગુરૂ નર ઈશ્વર એ ત્રણ દેવ એક મુરત તીસરે સ્વર્ગે આવ્યા. તદા બ્રૃહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી. તાહા સતગુરૂએ સકત [શક્તિ દેવતા] પેદા કિધી તાહા મેસકો, મચેરાની, તુકાઈ, રેનકા, સાતહી આસરા; ભવાની, કાનબાઈ એવી સકત વસે છે. જે કોઈ મ્રીતલોકે એ સકતને વીશે પૂજા અર્ચા કિધુ હોય સકામ ભક્તીથી તે લોક એ તિસરે સ્વર્ગે આયે છે. તાહા પુણ્યનો પાર પુરે પછે તે જીવ મ્રીત લોકમા પડે છે. તે જીવ લક્ષ ચૌરાશીનો ફેરો ખાયે છે. આવાગમનમા પડે છે.

તે પછે ગુરૂનર ઈશ્વર એ ત્રણે દેવ બીજે સ્વર્ગે આવ્યા. તદા બ્રૃહતે પરમેશ્વર સદ્ગુરૂ તમે ખેલ કરો હો સ્વામી તાહા સતગુરૂયે મુંજીયા પેદા કરતવા. તાહા મુંજીયાલોક રહે છે મ્રીત લોકમા જે કોઈ તે લોકને વીશે પુજા કીધુ હોય તે લોક દુસરે સ્વર્ગે જાયે છે તાહા પુણ્યનો પાર પુરે પછે મ્રીત લોકમા પડે છે. લક્ષ ચોરાશીનો ફેરો તે જીવ ખાયે છે.

પછે ગુરૂ નર ઈશ્વર એ ત્રણે દેવ પહિલે સ્વર્ગે આવ્યા. તદા બ્રૃહતે પરમેશ્વર સતગુરૂ તમે ખેલ કરો હો સ્વામી તાહા સતગુરૂયે ભૂત પેદા કિધા છે. તાહા ભૂત લોક વસે છે. મ્રીતલોકમા જે કોઈ ભૂતભક્તિ કિધુ હોય તે જીવ એ સ્વર્ગે જાયે છે. તેનો પાર પુરે પછે તે જીવ મ્રીત લોકમા પડે છે તે લક્ષ ચોરાશીનો ફેરો ખાયે છે. એવં વિશ્વ બ્રહ્માંડની રચના તથા યુગસૃષ્ટીનું મંડાણ સમાપ્ત. ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

શ્રી મુળબંધ

# પ્રીથમીનું જડબંધન

શ્રીસતગોર બ્રહ્મા વાચા તમે શ્રી ઓમકાર આદિ અગમ અગોચરંગ પરથમ તમે પરમેશ્વરંગ હોસ્વામીજાત જીવજનંગ. સુકરીતપર દયાનંગ દુકરીત વિનાસનંગ હોસ્વામીજી. જીવગતી ઓધરંતે અનંત કલ્પઅગોચરંગ હો સ્વામીજી તમે અલેખ નિરંજનંગ તમે અનંત મુર્તી અગોચરંગ તમે વિષ્ણવ મુરતી સર્વે જીવનાથાનંગ તમે પરમેશ્વરંગ હોસ્વામીજી તમે જુગ આરાધનંગ એવા તમો નારાયણંગ હો સ્વામીજી. અનેતમે વિષ્ણવ નિરંજનંગ. અને તમે અવતાર ધરજંતે હો સ્વામીજી.

શ્રીસતગોર બ્રહ્મા વાચા તે સ્વામીજી બ્રહ્મગીનાન પરકાશનંગ તે તમે સંસારમધે પરકાસંતે. જેમ લોહો પરકાસંતે દર્પણંગ. જેમ પારસ તે લોહો હેમ કરતવંગ. સતગોર નામ આપ સમાન કરતવંગ એમ માણસને તમે દેવ કરતવંગ તમે દાતા તમે ભોક્તા.

## આઠલાખ કરણની ઊત્પત્તિ.

શ્રીસતગોર બ્રહ્મા વાચા :- પરથમ અનંત કલ્પ શુન્યાકાર પરવરતંતે. પ્રથમ આદજ્યોત તમે પરમેશ્વર આઠલાખકરણ અવિંચળંગ હોસ્વામી તમે પુરૂષોત્તમ અમરતો અલેખ નિરંજનંગ વિષ્ણુ નારાયણંગ હો સ્વામીજી. પ્રથમનીલવર્ણ ધંધુકાર ત્યારે સ્વામીજી આપોહી આપ નિરંજન તયે તો એક અસ્ત સ્વામી તદા કવન ચિન્હ પરમેશ્વર વર્તેતે દિવ્ય દેહી આદપુરૂષ અનંત

જુગ વર્તતે. તદા આદપુરૂષ મનસાવીના આપ મન આપધ્યાન કરતવા. એ દેવ આદનંગ અનંત તેજંગ પરવરતંતે મનછા આધાર કરતવંગ હો સ્વામીજી

પ્રથમ સ્વામી તમે હેત રચંતે ઊમંગે આરંભ સૃષ્ટી-ગુરૂ સરજંતે. આઠલાખ કરણમધે નાભચક્રે ભયે ગુરૂ બ્રહ્મા નુર નરવાણ હસ્તકે ૐ કાર કરતવા હો સ્વામી તે ૐ કારમધે છત્રીસ જુગ ચૌરાયશી ચોકડી એક દયાન પરવર-તંતે. તદા આદ નિરંજન ધુંધુકાર નુર નિરવાણ હો સ્વામીજી

ત્યારે સાદ નહી શબ્દ નહી ૐ કાર નહી જલ નહી થલ નહી ધરતી નહી આકાશ નહી તદા મેરૂ ગીરી નહી કૈલાસ નહી ત્યારે નહી ચંદ્ર નહી સુરીજ તારા નહી પવન નહી નહી તારામંડલ તીસમધે કોઈ ન હોતા હો સ્વામીજી હું પુછુ સતગોરજીને આદપુરૂખ કાહાથી ઊપના તે કહો સતગુરૂ આદ પુરૂષની વાત.

શ્રી સતગોર બ્રહ્મા વાચા:- આદપુરૂષ ઊપના તે આપોઆપ હરી બ્રહ્મા બેઠા સરજંતે નહી તીસ માતા નહી તીસે પીતા નહી તીસે ભારજા નહી તીસે બંધવા નહી તીસે સંખ્યા નહી તીસે મરણ જીવન અગોચરંગ હો સ્વામીજી. તમે એવા નર નારાયણંગ અગોચરંગ હો સ્વામીજી. તમે એવા પરમેશ્વરંગ હો સ્વામી છત્રીસ જુગ ચોરાસી ચૌકડી તમે એકે દયાને કરતવંગ હો સ્વામીજી તમો આ-પો આપ નીપાઈ કાયા એવી સ્વામીજીએ ધરી છે માયા તમે સુણો મુનિવરો સેસટ સંસારની વાત.

તે આદ પુરૂષના અંગથી સતગુરૂ ઊપના. ઊતપતી ઊપ-ના તેના નામ તો સતગુરૂ બ્રહ્મા. આગતા આઠ લાખ કરણ અવિચલ તદા આદ નર વિષ્ણુ નારાયણને નમો નમો. તે આઠ

લાખ કરણ મધે દેવ દયાન કરતવા અને તે માહે સ્વામીએ અનંત કરોડ દેવ નિપાવ્યા ત્યારે આઠ લાખ કરણ મધે સ્વામીએ અનંત જીવ ઊદ્દારીયા હો સ્વામીજી તે આઠલાખ કરણ ભરપૂર ભવસતો. કરણમધે જુગ એક ધારજતે તે અગીયારલાખ વરસ પ્રવર્તતે. એવા ત્રીશ જુગ મલી મજમે એક કરણમધે પુરણ પ્રવર્તિતે. ૧ × ૧૧00000 × 30 = 33000000 વર્ષનો એક કરણ હોય છે એવા આઠ લાખ કરણ અવિંચલ હો મુનિવર.

શ્રી સતગોર [illegible]

[illegible]

સકત રૂપી રોપો સંસાર સ્વામીજીને રચતા ના લાગી વાર સ્વામીજીનું તેજરૂપી ધરજંતે આસનંગ આવા અવિંચળ રાખ્યા આકાસ ગગન છત્રીસ ગગન જમ રાખ્યા કેવલાસ તમે અહુંકારમધે છત્રીસ અવતાર તમો તો ધરજંતે હો સ્વામી. અહુંકાર આદ ઊનાદ તમે અલેખ નિરંજનંગ હો સ્વામીજી પરથમંગ નારાયણનો રંગનીલંગ ૧. નીલથી અનીલંગ હુવા ૨. અનીલથી સુન હુવા ૩. સુનથી સાન હુવા ૪. સાનથી મેઆન હુવા ૫. મેઆનથી ગીનાન હુવા ૬ ગીનાનથી નુર હુવા ૭. નુરથી તેજ હુવા ૮. તેજથી જલ હુવા ૯ જલથી કેવળાસ હુવા ૧૦. કેવળાસથી આદબુંદ હુવા ૧૧ આદબુંદથી ગજ હુવા ૧૨ ગજથી તરતવ હુવા ૧૩ તરતવથી પ્રેમતત્વ હુવા ૧૪. પ્રેમતત્વથી હેત હુવા ૧૫ હેતથી એમાયા હુઈ ૧૬. માયાથી કાયા હુઈ ૧૭ કાયાથી આદપુરૂસ થયા ૧૮ આદપુરૂખથી અઊમકાર ૧૯ અઊમકારથી પરકાશ ૨૦ પ્રકાશથી નાભીચક્ર ભયે ગોરબ્રહ્મા ૨૧ બ્રહ્મા આધાર વિષ્ણુ ૨૨. વિષ્ણુ આધાર મહેશ્વર ૨૩ મહેશ્વર આધાર ચારવેદ ૨૪ ચારવેદ

આધાર ચાર ખાણ ૨૫. ચાર ખાણ આધાર ચાર વાણ ૨૬. ચાર વાણ આધાર ચાર જુગ ૨૭. ચારજુગ આધાર ચારગોર ૨૮. ચારગોર આધાર સર્વે સેસટ ૨૯ સેસટ આધાર સર્વે તેત્રીસ કરોડ દેવ ૩૦ સર્વે દેવ આધાર સર્વે સેસટ સાતસ્વર્ગ ૩૧. સાત સરગ આધાર સાત સાગર ૩૨. સાત સાગર આધારે સાત દ્વિપ ૩૩ સાત દ્વિપ આધારે નવખંડ પ્રીથમી ૩૪ નવખંડ પ્રીથમી આધારે સર્વે રચના ૩૫ સર્વે રચના રૂપી રચી તેનો એક સ્વામી અલખ નિરંજનંગ ૩૬ એવા છત્રીસ સરગના અવતાર ધરજંતે હો સ્વામી.

## ધં ધુકારની હકીકત

શ્રીસાલગોર બ્રહ્માબાવા: હો સ્વામીજી આદ ઊનાદ ઊતપત રચના નહી ચંદા નહી સુરજ નહી પવન નહી પાણી નહી ધરતી નહી આકાશ નહી મેર નહી કેવલાસ નહી રૂપ નહી રેખા નહી સેસટ નહી સંજોગ નહી મરણ નહી જીવણ અગોચરંગ નહી મોહો નહી માયા આપ નિરંજને સેસટ નિપાયા. જમકાર શુન્યાકાર ધરત્રી ના આકાશ જયોસ્વામી નાસ્ત તદા કવન સંજોગે રચંતે હો સ્વામી ૐ કાર નિરાકાર કાહા ભણે પંડીતા સભા ચાર સત બોલો સત વિચારો સાર જેણે સરજા સકલ સંસાર તાહાથકી જુગત કહો કોણ વિચાર હવે ધરતી સંપુષ્ટ ગુરૂઆધાર છત્રીસજુગ ચૌરાચશી ચૌકડી વહી ગયા. આપો આપ નિપાઈ કાયા સકત શરીર થયા. તેજ રૂપ ધરતી આસન અવિંચલ પાટ અત્રંગી રાખીયો ગગન છત્ર આકાશ થંબવીના કૈલાસ ૐ કારાય નમો. ૐ કારથી ચાર વેદ. ચાર વેદથી પ્રકાશ નવખંડ પ્રીથમીનો બાંધ્યો પુટ આદ ભેદ સતગુરૂભાકતસાર ષડ્ચક્રથી ઊપના એ સંસાર.

## આદ્ય કળસ ઘટપાટ સ્થાપના અને સૃષ્ટીની ઊત્પત્તિ.

પ્રથમ હેત ધરીને સ્વામીજીએ ફીણ ઊપાયા. ફેણથકી એક ઈંડ નિપાયા. ઈંડ છેદી ત્રણ ત્રીભોવન રચીયા. જડબંધનં જુગ પાંચ. પાચજુગ પાતાળ થોબંતે. પાંચ જુગ બ્રહ્માંડ જડંતા પાંચ જુગ ગડમેરૂ ઊઠંતા. આઠ જુગ ગીત ગાયંત્રી ઓધરંતા. નવ યુગ નીરનવાણુ ભરંતા. બાર યુગ રૂંઢમાળા ફેરવંતા. વીસ યુગતો વિભુતિ વનસ્પતી વસતા. ત્રણ જુગતો ત્રિભુવન ત્રિશુળ ધરંતા. એક યુગતો અઊમકાર બોલી ભણંતા એવા ત્રોત્તેર યુગ વહીગયા સ્વામીજીને અહકળ કરંતા. જે કોઈ નરનારાયણ સતગોર બ્રહ્મા દેવ મહેશ્વરની સેવા કરે તેના આવાગમનના ફેરાટળે. પેલુ શેપ્યુ સત, સતઊપર દંત દંત ઊપર ધરમ ધરમ ઊપર ગજા. ગજા ઊપર નીલ નીલ ઊપર શેષનાગ. શેષ નાગના શરિર ઊપર ધબળો ધોરી. ધબળા ધોરીના સીંગ ઊપર એક રાઈ. એટલી જતનાઈ કરીને સ્વામીએ સૃષ્ટી નિપાઈ. તમે સુણો મુનિવર ભાઈ ગડ મેરૂ પર્વતની વાર્તા. પાંચલાખને ચાળીસ સહસ્ત્ર યોજન ગીરિ મેરૂ ભોએંથી ઊંચો છે. હવે બેલાખ યોજનંગ ગીરી મેરૂ ભોએમાહે ઊંડો છે. તીસમધે કેટલાક યોજન પાષાણ રૂપંગ. તીસમધે કેટલાક યોજન લોહો રૂપંગ. તીસ મધે કેટલાક યોજન તાંબા રૂપંગ. તીસમધે કેટલાક યોજન તરવા રૂપંગ તીસમધે કેટલાક યોજન હીમ રૂપંગ એ પાચ રૂપંગ તમે સુણો હો મુનિવરો. પાંચ સહસ્ત્ર યોજન પાષાણ રૂપંગ. પાસટ સહસ્ત્ર યોજન લોહ રૂપંગ. એક લાખ યોજન તાંબા રૂપંગ. એક લાખને પચાસ હજાર યોજન તરવા રૂપંગ. બેલાખ એક સહસ્ત્ર યોજન

હીમરૂપંગ એવં મેર પરબતની વાર્તા સમાપતંગ. ભવેહોસ્વંમી શ્રી [illegible]ગૌર [illegible] તે ૐ કાર મધે ગુબત કલશ સ્થાપત્ના. ત્યારે સ્વામીજીને આદ્ય કુંભ કમળનો ઘડો ઊતપુત પાણી સાથે ભરીયો તે દેવે લઈને બ્રહ્મા આગલ ધર્યો તાહા તે ૐ કારમધે ત્રણ કલ્પ મધે સહસ્ત્ર નામ ભણાવ્યા તે ભણી નામ હોય વાચા સાર તેનો સાંભલો સર્વે દેવ વિચાર ત્યા બેઠા શંભુદેવ [શ્રી નારાયણ] ચાલી લોક વાણી ગતમાઈ વિમરસ ભાખે ત્યા બેઠા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર. ત્યા બેઠા બાર કલાસુ સુરજ ત્યાં સોળ કળાસુ ચાંદો ત્યા બેઠા દેવનિરંજન ગોવિંદનાથ. ત્યાં બેઠા ગુરૂ ગતગંગા. ત્યા બેઠા સાત સાગર નવસો નવ્વાણુ નદીઓ. જ્યા થાય કલશ ઘટપાટ સ્થાપના ત્યાં બેઠા દેવ દેવતા. પ્રથમ સ્વામીજીએ આદ કુંભ ઊપાવ્યો. જે જીવ જાતા એકમના જાઈને કુંભની પુજા સેવા કરતવા તે ભવોભવ અમરાપુરી ભોગવંતા. ગુરૂનર સ્વામીજીએ પ્રથમ ઘટ સ્થાપ્યુ તારે પેહેલા મ્રીત લોકમાહે માનવ નહી અને ઈન્દ્રલોકમા દેવતા નહી. ગુરૂનરને પાવળ પ્રમાણે ગુરૂ નરના નુરની ઊપાઈ તે કળસમાહે પાણી સાચનું નામ્યું -નાખ્યું હો મુનિવરો.

તારે પહેલા મંડાણ સુરજ ભવન રંચીયુ. બીજુ ચંદ્રમા ભવન રંચીયું ત્રીજુ ભવન તો રંચ્યો તારા મંડલ નક્ષત્ર મંડલ. ચોથો ભવન તે વાયુમંડલ તથા ગ્રહમંડલ. પાચમો ભવન તો ધ્રુવ મંડલ ને છટ્ટુ તો બ્રહ્માંડ રચ્યું સાતમું ભવન મધે આકાશ પ્રકાશં તે સર્વ સ્થાને વસુંધરા બ્રહ્માજ હો મુનિવરો. પહેલું સ્થાનક શેષનાગની ફેણ ઊપર રાખ્યુ સ્વામીજી બીજે સ્થાનક ધવલાધોરીના શીંગ ઊપર શેષનાગ રાખ્યો. ત્રીજે સ્થાનક કાચબાના માથા ઊપર

ધવલાધોરી રાખ્યો છે. ચોથો સ્થાનક મગરના વાસાઊપર
કાચબો રાખ્યો છે. પાચમુ સ્થાનક માસાઊપર મગર રાખ્યોછે
છઠુ સ્થાનક તો પાણી ઊપર માસા રાખ્યો છે. સાતમો સ્થાનક
તો પવન ઊપર પાણી રાખ્યુ છે. એવં સ્વામીજીએ રાખી ધરતી
શેષનાગ આધારે, અને શેષનાગ તે ધવલધોરીના આધારે, ધવલ
ધોરી કાચબાને આધારે અને કાચબો તે કરટ મગરને આધારે
છે. મગર તો મછને આધારે, અને મછ તો પાણીને આધારે છે
પાણી તો પવનને આધારે છે. તે પવન તો તમે પોતે ઊપાયો -
આપો હી આપ. પવનને આધારે મેદની ચૌદ ભુવન છે. પવનતો
આપોહીઆપ નિરંજન. નિરંજનથી ૐ કાર. ૐ કારમધે આદરૂપે
ભવે બ્રહ્મા. બ્રહ્મા વિષ્ણુ ધરતા અવતાર રૂપી દેવ દેવતા મહેશ્વર
એક મુરત ત્રણ દેવ કરતવા હો મુનિવરો.

શ્રીસતગુર બ્રહ્માવાચા:- મુનિવર પુછે હો સ્વામી સતગોર સમાન
કોણે છે તે ભેદ કથો હો સ્વામીજી જનાર્દનંગ

શ્રીનારાયણ વાચા:- સુણો સતગુરૂ ગોર સમતોલ નહી ધરતી નહી
આકાશ. ગોર સમતોલ નહી ચંદા નહી સુરીજ. ગોર સમતોલ નહી
પવન નહી પાણી. ગોર સમતોલ નહી દિવસ નહી રાત. ગોર સમ
તોલ નહી ષડદરશન. ગોર સમતોલ નહી ત્રણ લોક. ગોર સમતોલ
નહી વેદશાસ્ત્ર. ગોર સમતોલ નહી ભાગ નહી રાગ. ગોર સમતોલ
નહી જોગ નહી જુગત. ગોરથી પાઈએ અમરપદ મોક્ષ મુગત. સુણો
હો મુનિવરો. પ્રથમ અવતાર પાત્ર ગોર બ્રહ્મા વીના જે કોઈ ગોર
કહાવસે તે તો કુંભી નરક પોચસે ભવોભવ જગો જગો અહંકાર
મધે આદરૂપી ભવે બ્રહ્મા. વિષ્ણુ તો અવતાર રૂપી તથા દેવ
મહેશ્વર એક મુરત ત્રણ દેવતા કરતવંગ સંચરાચર —

શ્રીસતગુરુ બ્રહ્મા વાચા:- આદિ સાત દિવસમા વાર પ્રમાણે શું ઊપાવ્યું તેની હકીકત સુનો હો મુનિવરો. ૧ આદિતવારે સર્જતે સ્વામી ચાર દિશા અને ચૌદ ભુવન . ૨ સોમવારે સાતસાગરને નવસો નવ્વાણુ નદીયુ સ્વામીજીયે સર્જીયા. ૩ મંગળવારે સ્વામીજીયે અષ્ટ કરોડ પર્વત નવ કુળ નાગ ચૌસટ લાખ દેવીયુ પેદા કરતવા. ૪ બુધવારને દહાડે નવ્વાણુ કરોડ યક્ષ, છપન કરોડ મેઘા, બત્રીસ કરોડ કિન્નર, તેત્રીસ કરોડી દેવતા સ્વામીજીયે સરજીયા. ૫ બૃહસ્પતવારે ચાર ખાણી, ચાર વાણી ચૌરાશીલાખ જીવાજોની સ્વામીજીયે સર્જતે. ૬ શુક્રવારને દાહાડે ચંદ્રસુરીજ પવન પાણી, નક્ષત્ર તારા મંડલ સર્જતે. ૭ શનિવારે મોહિની દસ દિશા દશમંડલ સ્વામીજીયે સર્જતે. સર્વે સેસ્ટનુ અન્ન અને સર્વે વસ્તુનુ નામ સર્જતે સ્વામી.

## ત્રણે દેવોની ઊતપત્તિ

શ્રીસતગુરુ બ્રહ્મા વાચા:- અસંખ્ય જુગ સ્વામીજીએ રમત કરતા વહીગયા. તારે સ્વામીજીએ એક શક્તિ દેવી પેદા કિધી. તે શાક્તિ લઈને અલગી મેલી ત્યારે શક્તિએ જાણ્યુ છે જે હું છું. તારે સ્વામીજીના મન માહેથી શક્તિની જીભીયાને તેજ મેલ્યુ છે. પચાસલાખ જુગ પછે નાભ કમળથી ભવે બ્રહ્મા થયા છે તારે સ્વામીજીના મુખથી જીભીયા તેજ શક્તિને મેલ્યું તારે ચાળીસલાખ જુગપછી સ્વામીજીએ મસ્તક થકી વિષ્ણુ રૂપ પેદા કિધુ તારે સ્વામીજીએ શક્તિમા તેજ મેલ્યુ તારે સાઠ લાખ જુગ પછે સ્વામીજીએ મસ્તકથી તેજ શક્તિ જબા મુકીયુ અમતર વિધીયા તે ઈશ્વર પેદા કર્યો હો મુનિવરો. એવા સ્વામીજીએ ત્રણ દેવ બ્રહ્મા વિષ્ણુ મહેશ એ આદશક્તિ મહામાયા પાસેથી ઊતપન્ન કિધા હો મુનિવરો.

## ધર્મની ઊત્પત્તિ અને સૃષ્ટીની રચના.

ત્યારે સ્વામીજીએ મેરૂ પર્વત રંચીયુ અને તે મેરૂ પર્વતને આધારે સકલ બ્રહ્માંડની રચના કિધી છે. તે મેરૂને માથે સ્વામીજીએ ચાર પુતલા પેદા કરીયા. તે ત્યાના મંદિરમાહે બેઠા હતા. હવે ચાર પુતલા બેઠા હતા જ્યા સ્વામીજીએ મસ્તકથી તેજ નાખ્યું છે ત્યા જાણ આદ પેદા કર્યા તારે ધરમ જમણે ખંભે પેદા કર્યા હો મુનિવરો ભાઈ. બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરને ધરમ પુછવા લાગો જે તમારો કોણ ધણી છે ત્યારે બ્રહ્માજીએ કહ્યુ છે જે અમારો તમારો ધણી શ્રી પરમેશ્વર છે હો ધરમ અને તેણે પાઈ લાગા. ત્યારે ધરમને કાજે સ્વામીજીએ મુખમાથી અક્ષય પાત્ર આપ્યુ છે ત્યારે ધરમ લઈને ગુરૂ બ્રહ્માજીને આપ્યુ છે. ગુરૂ બ્રહ્માજીએ ઘટ પાટ સ્થાપ્યુ છે હો મુનિવરો. ત્યારે ગુરૂ બ્રહ્માજીએ એક નુરની છાટ નાખીછે ત્યારે અષ્ટ કરોડ પર્વત પેદા કર્યા છે હો મુનિવરો. ત્યારે સતગુરૂ બ્રહ્માજીએ બીજી નુરાની છાટ નાખી છે ત્યારે સાત સાગર પેદા કરીયા છે.

જ્યારે સતગુરૂ બ્રહ્માજીએ ત્રીજી નુરની છાટ નાખી ત્યારે નવ્વાણુ કરોડ જખા, છપન કરોડ મેઘા, બત્રીસ કરોડ કિન્નર, તેત્રીસ કરોડ દેવતા અને સપ્તર્ષિ, રાહો, ચન્દ્ર, સૂરજ, તારામંડલ ગ્રહ, નક્ષત્ર મંડલ આદિ સર્વ સૃષ્ટી પેદા કિધી છે હો મુનિવર ભાઈ

ત્યારે સતગુરૂ બ્રહ્માજીએ ચોથી નુરાની છાટ નાખીછે ત્યારે જેટલા સ્વેદજ ખાણના જીવ, જેટલા ઈંડજ ખાણના જીવ, જેટલા ઊદ્‌બીજ ખાણના જીવ, જેટલા જારજ ખાણના જીવ છે તે પેદા કરતવા. એવ ચાર ખાણના ચૌરાયશી લાખ જીવાજોડ કરતવા હો મુનિવર તે પ્રેમ બ્રહ્માજીએ સ્થાપ્યા હો મુનિવરો તદા કાલે સૃષ્ટીમાહે સહુ અંધઃકાર હતુ અજ્ઞાન રૂપ હો મુનિવરો

ત્યારે પરમેશ્વરને આજ્ઞા કિધી ગુરૂ બ્રહ્માસુ જે સતગુરૂ બ્રહ્માજી તમે જ્ઞાન રૂપ અજવાળો પેદા કરો. ત્યારે ગુરૂ બ્રહ્માએ પરમેશ્વરનો દયાન ધરીને તેના ગુણગાન કિધા તેનાવેદ ચાર થયા હો મુનિવરો. તેથી સર્વ સૃષ્ટીમાહે જ્ઞાનરૂપ અજવાલુ થયુ ત્યારે વેદનું અજવાલુ હતું એકકલ્પ ધુંધુકારસુધી.

ત્યારે બ્રહ્માના મનમા મોટાઈ આવી તે પહેલા બંધન. એસા પુરૂખ જુગોજુગ ધુંધુકારે જુગોજુગ અહુંનાદ ગુરૂકે છોડો શકિત દેવીકે છોડો. શકિત દેવી જાયા તેનો પુત્ર બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરો હો મુનિવરો.

## ત્રણે મુરતને ઊપજેલો અહંકાર.

ત્યારે બ્રહ્માજીને મનમાહે મોટાઈ આણી છે જે સૃષ્ટી તો મે નિપાઈ ત્યારે બ્રહ્મા કહે જે સૃષ્ટી હમારી જલે બ્રહ્મા, સ્થલે બ્રહ્મા, આકાશે બ્રહ્મા, પાતાલે બ્રહ્મા, ગડ મેર પરબતે બ્રહ્મા, એવી સરવે માયા હમારી છે હો ભાઈ.

ત્યારે ધરમે કહ્યું જે સુણો હો સતગુરૂ બ્રહ્માજી તમે ન જાણ્યા સૃષ્ટીના ભેદ. સૃષ્ટી કર્તા કોઈ દુજા દેવ છે. ચતુર ભુજકી કળા સારી. નહી સૃષ્ટી તમારી હો બ્રહ્માજી.

ત્યારે ઈશ્વરે કહ્યું જે તમે સુણો હો ગુરૂ બ્રહ્માજી. જલે ઈશ્વર, સ્થલે ઈશ્વર, આકાશે ઈશ્વર, પાતાલે ઈશ્વર, ગડ મેર પરબતે ઈશ્વર એવં સર્વે માયા હમારી છે હો ભાઈ.

તાહા ધરમે કહ્યું જે સુણો હો ઈશ્વરો તમે નહી જાણો સૃષ્ટીના ભેદ. સૃષ્ટી કરતા કોઈ દેવ દુજા. ચતુરભુજની કળા સારી નહી સૃષ્ટી તમારી હો મહેશ્વરો.

તારે શકિત બોલ્યા તમે આજકાલના છોકરા છો

તમે શું જાણો સૃષ્ટીની વાત. જલે દેવી સ્થલે દેવી આકાશે દેવી પાતાલે દેવી મહી મંડલે ગડમેર પરબતે દેવી એ સરવે માયા હમારી હો સ્વામીજી.

તદા ધરમે કહ્યું જે સુણો હે દેવી તમે નહી જાણો સૃષ્ટીના ભેદ. સૃષ્ટી કરતા કોઈ દેવ દુજા ચતુરભુજની કળાસારી એ નહી સૃષ્ટી તમારી હે દેવી.

ત્યારે શ્રી નારાયણે અપને અંગ પાસથી એક દૈત્ય પેદા કર્યું. શ્રી નારાયણે તે દૈત્યને કહ્યુ જે તમે વેદ હરી જાવો લઈ જાવો. ત્યારે દૈત્ય વેદ હરી ગયો તદા સૃષ્ટીમાહે અંધઃકાર થયો ત્યારે ગુરૂ બ્રહ્મા ઘુંડે ઘુંડે કરે વિચાર આવી ઊભા વિષ્ણુ મહારાજને પાસ. એ વિષ્ણુ મહારાજ તમે કૃપા કરો કરો વેદની સાર ત્યારે શ્રી વિષ્ણુ બોલ્યા વેદ ગયા તો જાવા દો નવા વેદ ઊત્પન્ન કરો નહી તો વિન્મુખ થઈને બેસી રહો.

ત્યારે ઈશ્વર ઢુંડે ઢુંડે ને કરે વિચાર અને આવી ઊભા વિષ્ણુ મહારાજને પાસ. હે વિષ્ણુ મહારાજ કૃપા કરો કરો વેદની સાર ત્યારે પરમેશ્વર બોલ્યા વેદ ગયા તો જાવા દો નવા વેદ પેદા કરો નહી તો વિમુખ થઈને બેસી રહો. ત્યારે આદશક્તિ ઢુંડે ઢુંડે ને કરે વિચાર આવી ઊભી વિષ્ણુ મહારાજને પાસ. હે વિષ્ણુ મહારાજ તમે કૃપા કરો. કરો વેદની સાર. ત્યારે પરમેશ્વર બોલ્યા વેદ ગયા તો જાવા દો નવા વેદ નિર્માણ કરો નહીતો વિમુખ થઈને બેસી રહો.

## ત્રણે દેવોની એકતા

જ્યારે સઊના અહંકાર દુર થઈ ગયા ત્યારે શ્રી નારાયણે વેદ લાવીને ગુરૂ બ્રહ્મા પાસે દિયા. એવં સૃષ્ટી રચના

કરતવા સ્વામી અલખ પુરૂષતે સચરાચર વિષ્ણુરૂપી નિરં-
જન નર દ્વિતીય બ્રહ્મા દેવ ગુરૂ બૃહતે પરમેશ્વર નારાયણ
ૐ કારમધે આદરૂપી ભવે બ્રહ્મા વિષ્ણુતો અવતાર રૂપી
દાતા દેવ મહેશ્વર એક મુરત ત્રયો દેવ કરતવં સંચરાચર:

## ચાર ખાણની ઊત્પત્તિ

૧ જારજ ખાણ :: પ્રથમ જારજ ખાણ સર્જતે પરમેશ્વર.
જારજ ખાણ મધેથી કીયા લક્ષણ દોપગા અને કિયા લક્ષણ
ખડચરા તમે કથો હો દેવ જનાર્દનો. એક એક ખાણ એકવીસ
લાખ બંધણા. જારજ ખાણમાહે એકવીસ લાખ જાત સર્જતે.
તસમધે નઊ લાખ દ્વિપદા, ચતુર લાખ ખેરભાર [તિર્યક]
આઠ લાખ ચોપગા [વનચર] એતે સર્જતે સ્વામી અરાધમુલ
તસમધે કોણ કોણ વસત પવિત્ર અને કોણ વસ્તુ વખાણીયે
હો સ્વામીજી. જારજ ખાણમધે ત્રણ વસ્તુ પવિત્ર અને ત્રણ વસ્તુ
વખાણીયે તસંમધે ઊત્તમ તે અશ્વ, ગજ, નર. અશ્વરૂપી
ભવે બ્રહ્મા ગજરૂપી જનાર્દનો અને દેવીને નર સોહીયે પણ
નારાયણ દેવ તો સદા નિરંજન હો મુનિવરો.

૨. ઈંડજ ખાણ :: દ્વિતીય ઈંડજ ખાણમધે કયા લક્ષણ મોટા
કીયા લક્ષણ વખાણીયે. કીયા લક્ષણ જલચરા અને કીયા
લક્ષણ પક્ષીજાત. ઈંડજ ખાણમાહે એકવીસ લાખ જાત સર્જતે
તસમધે નઊ લાખ નાગમુળી. ચાર લાખ જલચર. આઠ
લાખ પંખમાલા [પક્ષીગણ] એતે સર્જતે સ્વામી અરાધમૂલ
ઈંડજ ખાણમધે કોણ વસ્તુ પવિત્ર. કોણ વસ્તુ વખાણીયે
હંસ, ક્રુભ અને ગરૂડ. કૂર્મરૂપી ભવેત બ્રહ્મા, ગરૂડ રૂપી ભવે
ત જનાર્દનો અને દેવીને તો હંસ સોહીયે પણ શ્રી નારાયણ દેવ તો
સદા નિરંજન.

૩ ઊદ્ભીજ ખાણ :: ત્રીજે ઊદ્ભીજ ખાણ સર્જતે પરમેશ્વર. ઊદ્ભીજ ખાણમધે કયા લક્ષણ તો સુગંધ અને કયા લક્ષણ તો કંદમુળ કયોદેવ જનાર્દનો. ઊદ્ભીજ ખાણમધે એકવીસલાખ જાત સર્જતે. તસમધે નઊ લાખ તો સુગંધ વનસ્પતિ કરીયા. ચારલાખતો નિર્ગંધ વનસ્પતી કીયા અને આઠ લાખ કન્દમુળ કીયા. એતે સર્જતે સ્વામી અરાધમુળ ઊદ્ભીજ ખાણમાહે કોણ કોણ વસ્તુ વખાણીયે હો સ્વામી? ત્યારે ઊદ્ભીજ ખાણમાહે તો ત્રણ વસ્ત વખાણીયે હો ભાઈ અન, વોણ ચંદન. અન રૂપી ભવે બ્રહ્મા. વોણ રૂપી તો જનાર્દન અને દેવીને તો ચંદન સોહીયે પણ શ્રી નારાયણ દેવસદા નિરંજન.

૪ સ્વેદજ ખાણ :: ચતુર્થ સ્વેદજ ખાણ સર્જતે પરમેશ્વર. તે ખાણમધે કિયા લક્ષણ તારા અને કિયા લક્ષણ મેઘમંડલ કીયા લક્ષણ તો પરબત હો સ્વામીજી. સ્વેદજ ખાણમાહે એકવીસ લાખ જાત સર્જતે. તસમધે નવલાખ તારા મંડલ. ચાર લાખ મેઘમંડલ આઠલાખ પર્વત ભાર એતે સર્જતે સ્વામી અરાધમુલ. સ્વેદજ ખાણમધે કોણ કોણ વસ્ત પવિત્ર અને વખાણીયે તારા, તરાંબુ અને રતન. તારા રૂપી ભવે બ્રહ્મા, ત્રાંબા રૂપી જનાર્દન અને દેવીને તો રતન સોહીયે પણ શ્રી નારાયણ દેવ સદા નિરંજન

પાચમો હેતજખાણ :: પાચમો હેતજખાણ મધે એકવીસલાખ જીવાજોની છે તે માહે નવલાખ તો કામ ક્રોધી આઠ લાખ અહંકારવાદી, ચતુર લાખ મોહો મત્સરંગ. હેતજ ખાણમધે કોણ કોણ ઓત્તમંગ? જપ, તપ ક્ષમા. જપ રૂપી ભવે બ્રહ્મા તપ રૂપી જનાર્દન. ક્ષમા રૂપી તમો દેવી અમો દેવ નિરંજન.

ચાર વાણ :— ચાર ખાણી મધે ચાર વાણી છે સેજમ વાણી, સફાયેત વાણી, અતીતવાણી, આચારવાણી સેજમાહે વાણી કેઈ છે ? આસનંગ, બેસનંગ, રૂદેથી અને દ્રષ્ટીયે જોઈએ. અતીત વાણી તે કહીયે છે દયાન ઘરઊ તેને કરમ ઘરમ વળી છોડવું. મન શંતમાહે ભ્રાંત ના રાખવી, આહાર વેહેવાર જુગત કરી જાણવુ, રાજાની નિંદા ન કરવી, ગોર જુઠો ન પરમાણવો. આચારવાણી તોસુણો કામ ક્રોધ આવતા વારવો. એવી તરતવો સતોસુ રાખે શંતા સારા માણસની સંગત બેસી જાણવી. સતગોર આધારે ચાલઊ. સફાયેત વાણી તે કહીયે સુણો મુનિવરો સુજે રૂપ નારાયણનું તેજ કરીને જાણવુ. બ્રહ્મા રૂપ તે નુર કરી જાણવુ. વિષ્ણુ રૂપ તે આકાર કરી જાણવું. પંડ તે બ્રહ્માંડ એક કરી જાણવું એવી ચાર ખાણીને ચાર વાણી સંપુરણંગ સમાપતંગ.

## પ્રથમ દશરાયણ કલ્પનું મંડાણ.

શ્રી સતગુરૂ બ્રહ્મા બારા :—

આગતા ચતુર્કલ્પનો મંડાણ મંડતે હો મુનિવરો. હવે પ્રથમ કલ્પ પ્રવર્તતે. તેના મંડાણ તે સુણો હો મુનિવર ભાઈ પ્રથમ કલ્પનો નામ દશરાયણ કલ્પ પ્રભવનામ સંવત્સરે વૈશાખ વ॥ ૩૦ અમાસ આદિતવારે મુલ નક્ષત્રે તે દહાડે દશરાયણ કલ્પનું મંડાણ સ્થાપ્યું. દશરાયણ કલ્પની શાખા પાછલી રાત અને પાછલો પ્રહર કહીયે. પ્રથમ દશરાયણ કલ્પમધે સ્વામી ચતુર જુગ સ્થાપતે તે સુણો હો મુનિવરો. ૧ બત્રીસ કરોડ બત્રીસ લાખ બાવીસ હજાર વરસ ગોહોમારધ જુગનું પ્રમાણ. ૨. છવીસ કરોડ ત્રેવીસ લાખ બાવીસ હજાર વરસ ગોવરધ જુગનું પ્રમાણ

૩. બાવીસ કરોડ બાવીસલાખ બત્રીસહજાર વરસ મહાનિધ
જુગનું પ્રમાણ. ૪ અઢાર કરોડને બાવીસ લાખ ચોવીસ
હજાર વરસ નીધ જુગનું પ્રમાણ. જમલે વરસ નવ્વાણુ કરોડ
વરસ દશરાયણ કલ્પનું પ્રમાણ. તે જુગ ચાર મલી જમલે સ્વા-
મીના રૂપ ચાર પ્રવર્તતે હવ કવ ધરમ કેશવ એ સ્વામીના રૂપ
ચાર. તારે વેદ તો રૂગવેદ ભણતા હો મુનિવરો. ભાખા પ્રમાણે
મુખી એક માજદેવ તો ગુરૂબ્રહ્માને પુજતા તે દેવ તો દેવગોડ ગોડી
નાઈના નવાણુ કરોડ યક્ષ શિર પુજતા. તે યક્ષની સ્ત્રી પુષ્પવંતી
રહતી એકલાખ વરસસુધી. યક્ષેશ્વરની સ્ત્રી દાન દેતી તારેવાચા
ફળ ઓધાન રહેતું હતું. ત્યારે નવલાખ વરસ તે બાલક ગર્ભ-
સ્થાન માહે રહેતુ હતુ. તારે તે બાલક પાંચ વસ્ત્રસુ ઊપજતુ તે બે
સો તાડ તે માણસ ઊંચું હતું એકસો તાડ તે માણસ અગીરસ
હતુ. તે નવ્વાણુ કરોડ નિરવાણ દશરાયણ કલ્પનું હતુ હો ભાઈ
તારે ધરમ તો વીસ વસા પાપ તો નાસ્ત ભવે તારે ત્રણ લાખને
ચોરાસી હજાર ત્રણસો ગીરણ [ગ્રહણ] હતા. તદા પ્રથમ કલ્પ
મધે વનદાગ ગુપ્ત ભવંતુ. પ્રણામ દિશા ઊત્તર. તાહા નવ્વાણુ
કરોડ તો નેમધારી તે સર્વ રખેશ્વર સતપંથ ધ્યાયતે સતપંથસેવતા
સર્વે દેવ રખેશ્વર દેવની કાયા લક્ષ્મી સંપૂર્ણ પ્રવર્તતે. તારે રખે-
શ્વર રતન પદારથ કળસમધે રાખતા પૂજતા. નવ્વાણુ કરોડ રખે-
શ્વર મોક્ષ ભુગુતા ભવતું નરક કોઈન જાયતે આવાગમન તદા
નાસ્ત ભવંતુ તદા ધરતી એકવાર વાવતા તે સહેસત્ર વાર ફલ
લંભતે તદા ગૌ કુંભ ચાર-પચાસમણ દુધ દેતી તે દુધ દેવએક
ભક્ષ ભોજન આહાર કરતા. એક નરા ન કોઈ દુખી, નહી કોઈ
રૂસતે ન કોઈ ચિંતા ન કોઈ બાલા ન કોઈ વૃદ્ધા ન કોઈ હીના

ન કોઈ ખીના . હીનાખીના તત્ર એક ભાવના વર્તીતે સર્વેહી શ્ર્એ શર સ્વર્ગસમતોલ આવાગમન તદાનાસ્ત ભવંતુ સર્વેહીસ્ત્રી પુરી પોહ્ચંતા.

આ પ્રથમ દશરાયણ કલ્પ અંતે વસુંધરા જલીત્ર કરતવા સર્વેહી વૃક્ષ પર્વત મસ્તકે જલીત્ર હો મેહ ગર્જતે ધ્રુવતારા મંડલ સુધી સર્વેહી વૃક્ષ જલ પ્રકાશ ભવતી સર્વેહી જીવાજેની મૃત કરતવા . ચતુરખાણી બુજતે કોઈ એકન રહતે તદા વિશ્વનું સર્વત્ર મુરતભંગ ભવતી તદા વિષ્ણુ મુરત અચલાચલ વટસપત્રે શયન મુરારે બાલ મુકુંદે જલ મસ્તકે ક્રીડા કરતવા એક દેવ મહેશ્વર અસ્ત તથા બ્રહ્મદેવ ગુરૂ અસ્ત તથા વિષ્ણુ દેવ નારાયણ એકમુરત ત્રી દેવ વાઈક બ્રુહતે અહો કીટ કોટી તો એક વસુંધરા મધે ભેદ કરતવં તદા સર્વેહી નીરન્નીસરી જાયતે સર્વેહી વસુંધરા પવિત્ર કરતવા . સર્વેહી વસુંધરા પવિત્ર કરતવા સર્વેહી વસુંધરા પવિત્ર ~~કરતવા~~ થૈવચ ચૌદ ભવનનું પાણીને માહી સમાના હો મુનિવરો. એવં દશરાયણ કલ્પ સંપૂર્ણ.

## દ્વિતીય દેવગુણ કલ્પનું મંડાણ.

શ્રી સતગુરૂ બ્રહ્મા વાચા :—

આગતા દ્વિતીય કલ્પનું મંડાણ મંડતે હોસ્વામી દ્વિતીય કલ્પનું નામ તો દેવગુણ કલ્પ . સર્વજીતનામ સંવત્સરે . આષાઢ વીતતે શ્રાવણ લાગતે અમાવસ સોમવારે નક્ષત્ર અનુરાધા તે દિને દ્વિતીય દેવગુણ કલ્પ પ્રવર્તતે . તદા સ્વામીજીએ અનંત અનંત વનસ્પતિ પ્રકાશ કરતવા અનંત અનંત વનસ્પતી ફલ પ્રગટ કરતવા તે વનસ્પતિ માહેથી અનંત અનંત અન્ન ભક્ષ ભોજન આહાર કરતવા અનંત અનંત જીવ

ચાર ખાણી માહેથી પ્રગટ કરતવા. ચાર ખાણ ચાર વાણ માહેથીં
લક્ષ ચૌર્યાચશી જીવાજોડ પ્રગટ કરતવા તે પછે દેવગુણ કલ્પ
ના મંડાણ માંડતે પરમેશ્વર. દેવગુણ કલ્પની સાખા જુગ ચાર
ની વર્તતે. ૧. વીસ કરોડ બાવીસ લાખ વીસ હજાર વરસ
નીધ જુગનું પ્રમાણ વર્તતે. ૨. પંધર કરોડ બાવીસ લાખ
વીસ હજાર વરસ ગીરધ જુગનું પ્રમાણ વર્તતે. ૩ બાર કરોડ
ત્રેવીસ લાખ વીસ હજાર વરસ પ્રેમ જુગનું પ્રમાણ વર્તતે.
૪ આઠ કરોડ બત્રીસ લાખ ચાળીસ હજાર વરસ નુલ જુગનું
પ્રમાણ વર્તતે. જુમલે વરીસ છપન કરોડ વરસ દેવગુણ કલ
પનો પ્રમાણ વર્તતે. તે કલ્પ માહે જુગ ચારનું જુમલે સ્વામી-
જીના રૂપ ત્રણ કવલ, તેવનાદ, ઊનાદ એ અવતાર પાત્ર
પ્રવર્તતે. તારે દેવ છપન કરોડી નેમધારી મેઘ વામાપુર
મેઘ દેવતા પુરબ દીસા નમસ્કાર કરતવા. તારે વેદ તો યજુર-
વેદ. મેઘ દેવતાએ પ્રમાણ્યું. મેઘની સ્ત્રી પુષ્પવંતી રહેતી
તે દશ હજાર વરસ સુધી રહેતી. તારે સ્ત્રી દાન દેતી વાચાફળ
ઓધાન રહેતુ. એકવીસ લાખ તથા બે હજાર પીસ્તાલીશ
વરસ ગર્ભવાસે ઊપજતુ એકસો પચાસ તાડ માણસ ઊંચુ
હતું [પિસ્તાલીશ તાડ [હાથ] માણસ પોલું હતુ તે છપન
કરોડ વસ્સ જુગ ચારની આવરદા ભોગવતા. તારે ધરમ
તો વીસ વીસવા. પાપ તો નાસ્ત ભવોભવ. તારે એક લાખ
અને સુડતાલીસ હજાર સાતસો ગીરણ હતા. [ગિરિણ-ગ્રહણ]
તેમાહે છપન કરોડ નેમધારી. વનમધે મેઘ ગુપ્તદાન ભવંનુ
વેદ તથા યજુર વેદનો વ્યાપાર પ્રવર્તતે પ્રમાણ દિશા તો
પૂરબ. સર્વે રૂખેશર સતપંથ દયાપ્રતે ઉદ્ધરત પદાર્થ.

હિરા પદારથ કળસમધે પુજતા. તદા સર્વહી મેઘ દેવતા મોક્ષ મુગુત ભવંતી. સતપંથ સેવતા સર્વહી રખેશર પંડિત વકતા ભવંતુ. સર્વહી રખેશર દેવ કાયા લક્ષ્મી પ્રાપ્યતે સર્વહી રખેશર અકલ્પિત ભવંતુ કોઈ નરક ન જાયતે આવાગમન તદા નાસ્ત ભવંતુ એકવાર ધરતી વાવતે તે પચાસ વાર ફૂલ લંભીયતે ગૌ કુંભ-ઘડા ત્રણ દુધ દેતી સાડા સાડત્રીશ ૩૭॥ મણને મજમે દેતી તે દુધ દેવ એક ભક્ષ ભોજન આહાર કરતવા. તારે કોઈ કેને નહી દુવતા તે માહે મુખી એક મેઘ દેવતાનું નામ તો મેઘ દેવતા ગુરૂ બ્રહ્માને માનતા. તદા એક નરા ન કોઈ દુખી ન કોઈ રૂસતે ન કોઈ ચીંતા ન કોઈ બાલ ન કોઈ વૃધ્ધા ન કોઈ હીના ન કોઈ ખીના. હીના ખીના તમ એક ભાવના. સર્વહી મેઘ દેવતા સમતોલ ભવંતુ.

દ્વિતીય કલ્પમધે વસુંધરા જલમય કરતવા સર્વહી વૃક્ષ પરબત ભાજતે. વૃક્ષ પર્વત મસ્તકે મેહ ગરજતા જેથી ચૌદ ભવન સુધી જલ પ્રકાશતે. તદા સર્વે નીર નીસરી જાયતે તારે સર્વ જીવજોની મૃત કરતવા ચતુરખાણી ભાજતે એક કોઈ નહી રહતે ભવનમધે વિષ્ણુ મુરત અવિંચલ કરતવા. તારે પરાગવડને પાંદડે વિષ્ણુ મુરારી વટસપત્રે શયનમુરારે બાલ મુકુંદે જલમસ્તકે ક્રીડા કરતવા તેણે પાસે એક દેવ મહેશ્વર બ્રહ્મદેવ ગુરૂ વિષ્ણુ દેવ નારાયણ એક મુરત ત્રણ દેવ ભેદ કરતવા વાચક ઓચરંતા અહો કીટ કોટી તોયેંગ વસુંધરા મધે ભેદ કરતવા સર્વહી નીર નિસરી જાયતે સર્વહી વસુંધરા પવિત્ર કરતવા. એવં દેવગુણ કલ્પના જુગ ચાર તેની શાખા સંપૂર્ણ સમાપ્ત.

# તૃતીય પંખલા કલ્પનું મંડાણ.

શ્રીસતગુરૂ બ્રહ્મા વાચા:-

આગતા તૃતીય કલ્પનું મંડાણ મંડતે હો સ્વામી તૃતીય કલ્પનું નામ તે પંખલા કલ્પ. ત્યારે અનંત અનંત વનસ્પતી પ્રગટ કરતવા. અનંત અનંત વનસ્પતીફળ કરતવા વનસ્પતી માહેથી અનંત અનંત અન્ન ભક્ષ ભોજન આહાર કરતવા ચાર ખાણ માથી અનંત જીવાજોડ પેદા કરતવા. પંખલા કલ્પનું મંડાણ મંડતે હો સ્વામી. વિશ્વાસનામ સંવત્સરે, ચૈત્ર વિતતે વૈશાખ લાગતે અમાસ. ચૈત્રવા|૩૦ બ્રુહસ્તવાર, નક્ષત્ર અશ્વિની તે દિન તૃતીય કલ્પ પ્રવર્તતે. પંખલા કલ્પની ચાર જુગની શાખા ગુરૂ કહે. ૧ તેર કરોડ બત્રીસ લાખ વીસ હજાર વરસ અનીલ જુગનુ પ્રમાણ હતા. ૨. નવ કરોડ બાવીસ લાખ ત્રીસ હજાર વરસ ચક્રજુગનું પ્રમાણ વર્તતે ૩ છ કરોડ તેવીસ લાખ વીસ હજાર વરસ બહુ જુગનુ પ્રમાણ વર્તતે ૪ ત્રણ કરોડ બાવીસ લાખ ત્રીસ હજાર વરસ નીલજુગનુ પ્રમાણ વર્તતે. જુમલે વરસ બત્રીસ કરોડ પંખલા કલ્પનો છે. પંખલા કલ્પની જુગ ચારની મળી જુમલે સ્વામીજીના રૂપ બે ઊત્તરા અને હરીતક એ બે રૂપ પ્રવર્તતે તારે દખન દિસા નમસ્કાર કરતવા. વેદ તો સામવેદ. કિન્નરની સ્ત્રી પુષ્પવંતી રહેતી એક હજાર વરસ સુધી પંખલા કલ્પમા સ્ત્રી દાન દેતી. સ્ત્રી પુરૂષ મળી વાચા ફળ ગરભ રહેતા. તેત્રીસ હજાર વરસ બાલક ગર્ભવાસ માહે રહેતુ હતુ તે બાલક પાચ વરસસુ ઊપજતુ હતુ. તારે માનવ એકસો તાડ પોતાના ઊંચો હતો અને વીશ તાડ માણસ પોહળો હતો. કિન્નર કરોડી બત્રીસ જુગ ચાર મળી મજમે બત્રીસ કરોડ વરસની

આવરદા હતી. તેમા દાન તો ગુપ્ત દેતા ભવે મુખી એક. કિન્નર દેવતા સદા ફળતવા. કિન્નર કરોડી બત્રીસ ગુરૂ બ્રહ્માને પુજતા ધર્મ વીસ વશા પાય તો નાસ્ત ભવોભવ એક લાખને બત્રીસ હજાર તો ગીરણ હતા. ત્યારે ધરતી તો એકવાર વાવતા તે ત્રીશ વાર ફળ પામતા. ગૌ કુંભ બે દુધ દેતી તે મણ પચીસ પક્વ મજમે તે દુધ એ દેવ ભક્ષ ભોજન આહાર કરતવા. ત્યારે કોઈ કેને નહી દુવતા આવાગમન તો નાસ્ત ભવોભવ. તેમાહે તો નરગે કોઈ નહી જાતા સર્વહી રખેશર સત ધરમ સતપંથ ધ્યાવતા. સર્વે રખેશર દેવપંડીત કાયા લક્ષ્મી સંપૂર્ણ પ્રવર્તતે કિન્નર દેવતા કળસ મધે લીલ ચક્ર પદારથ લાલ પુજતા એક નરા ન કોઈ ચિંતા ન કોઈ રૂસતે. નહી કોઈ ચિંતા ન કોઈ વૃધ્ધા, ન કોઈ હીના ન કોઈ ખીના. હીના ખીના તત્ર સર્વે એક ભાવના વર્તતે. પંખલા કલ્પ મધે સર્વે સમતોલ. સ્વર્ગ પુરી પોહચંતા. તારે કિન્નર કરોડી બત્રીસ મોક્ષ મુગતા લભતે તદા પરમેશ્વર વસુંધરા જલમય કરતવા સર્વહી વૃક્ષ પર્વત મસ્તકે મેહ ગર્જતે તારે ધ્રુવમંડલ સુધી જલ પ્રકાશ ભવનુ સર્વહી જીવાજોની મુકત કરતવા. ચતુરખાણી ભાજતે. કોઈ એક ના રહતે એક વિષ્ણુ મુરત અવિચળ તારે પરાગવડને પાંદડે વટસપત્રે શયન મુરારે બાલમુકુંદે જલમસ્તકે ક્રીડા કરતવા તેણે પાસે એક દેવ મહેશ્વર બ્રહ્મદેવ ગુરૂ ને વિષ્ણુદેવ નારાયણ એક મુરત ત્રણ દેવ વાઈક આચરતા અહો કીટ કોડી તો એંગ વસુંધરા મધે ભેદ કરતવા સર્વહી નીલ નીસરીત જાયતે સર્વહી વસુંધરા પવિત્ર કરતવા. એવં તૃતીય પંખલા કલ્પ સંપૂર્ણ સમાપ્ત.

---

એ ત્રણ કલ્પ મલી મુજમે સ્વામીજીના અવતાર પાત્ર રૂપ ૪/૩/૨ =૯ ધારજંતે. પેલા દશરાયણ કલ્પ મધે રૂપ ૪ ચાર પ્રવર્તતે. બીજા દેવગુણ કલ્પમધે રૂપ ૩ ત્રણ પ્રવર્તતે. ત્રીજા પંખલા કલ્પમાહે રૂપ બે ૨ પ્રવર્તતે. એ કલ્પ ત્રણ મળી જુમલે જુગ બાર ૧૨ શાખા તદા સંસારમધે પાત્ર નવ પૂજંતા. ત્રણ કલ્પ મળી મુજમે ભક્ત કોણ ઊધ્ધાર્યા. દશરાયણ કલ્પ મલી મુજમે ચાર જુગની શાખા તેમા કરોડ નવ્વાણુ જાખા-યક્ષ તારીયા. દેવગુણ કલ્પમધે જુગ ચાર મલી મુજમે છપન કરોડ મેઘ તારીયા. પંખલા કલ્પમધે મલી મુજમે જુગ ચાર કિન્નર કરોડી બત્રીશ તારીયા તે સર્વે મળીને ત્રણ કલ્પમા મુજમે એક અબજ ને સત્યાંશી કરોડ દેવતા ઊધ્ધાર્યા. તારે ત્રણ ટોળા મળી મુજમેં દશરાયણ કલ્પ માહે ત્રણ લાખ ચોવીસ હજાર ત્રણ સો ગ્રહણ હતા. દેવગુણ કલ્પમધે જુગ ચાર મલી મુજમેં એક લાખને વીસ હજાર તદા ગ્રહણ હતા. પંખલા કલ્પ મળી મુજમેં જુગ ચાર મધે એક લાખ સુડતાલીસ હજાર સાતસો ગ્રહણ હતા. એવા ત્રણ કલ્પ મળી જુગ બાર મળી મુજમે બ્રાહ્મ્યા એ-કાકાર કરતવા. ત્રણ કલ્પમાહે દેવતા દાન દેતા. દશરાયણ કલ્પ માહે દેતા દાન રત્ન પદારથ. દેવગુણ કલ્પમાહે દાન દેતા હિરા પદારથ પૂજા કરી રાખતા. પંખલા કલ્પ જુગ ચાર મલી દેતા દાન લાલ ચક્ર પૂજા કરી રાખતા. પ્રથમ કલ્પ જુગ ચાર મધે સ્વામીને ઊત્તર દિશે નમસ્કાર કરતવા. દ્વિતીય કલ્પ જુગ ચાર મધે સ્વામીને પૂર્વ દિશાએ નમસ્કાર કરતવા. તૃતીય કલ્પ જુગ ચાર મધે સ્વામીને દખ્ખન દિશાએ નમસ્કાર કરતવા. પ્રથમ કલ્પમધે ધરતી એકવાર વાવતા તે શતવાર ફલ લેતા. દ્વિતીય કલ્પમધે ધરતી એકવાર

વાવતા તે પચાસ વાર ફલ લેતા. તૃતીય કલ્પમધે ધરતી એક વાર વાવતા તે ત્રીસ વાર ફલ લેતા. પ્રથમ કલ્પમધે કામધેનુ ચાર કુંભ દુધ દેતી તે મણ પચાસને મજમે દેતી. દ્વિતીય કલ્પમધે કામધેનુ ત્રણ કુંભ દુધ દેતી તે મણ સાડાસાડત્રીશને મજમે દેતી. તૃતીય કલ્પમધે કામધેનુ બે કુંભ દુધ દેતી તે મણ પચીસને મજમે દેતી. ત્રણ કલ્પ જુગ બાર સુધી વાચ્ય ફળ રહેતા. ત્રણ કલ્પ અંતે પૃથ્વી જલમય કરતવા તથા બીજી ધરતી ઊત્પન્ન કરતવા. એવા ત્રણ કલ્પ બારજુગનું મંડાણ સંપૂર્ણ સમાપ્ત હો મુનિવરો.

## ચતુર્થ કરણ કલ્પનું મંડાણ.

આગતા ચતુર્થ કરણ કલ્પનું મંડાણ મંડતે હો સ્વામી. તદા સ્વામીજીએ અનંત અનંત વનસ્પતી પ્રકાશ કરતવા. અનંત અનંત વનસ્પતી ફળ પ્રગટ કરતવા. તે વનસ્પતી માહેથી અનંત અનંત અન્ન ભક્ષ ભોજન આહાર પ્રગટ કરતવા. ચતુરખાણી ચતુરવાણી પ્રગટ કરતવા તે ચતુર ખાણ માહેથી ચૌર્યાચશી લાખ જીવાજોની ઊત્પન્ન કરતવા તે ચતુર્થ કલ્પનો મંડાણ માંડતે પરમેશ્વર. પ્રમાથીનામ સંવત્સરે ચૈત્રની અમાવસ વીતતે લાગતે વૈશાખની શુાાર બીજ શુક્રવારે નક્ષત્ર પૂર્વા તે દિને ચતુર્થ કરણ કલ્પ પ્રવર્તતે. કરણ કલ્પમધે ચાર જુગની સાખા તે સુન હો મુનિવર ભાઈ ૧. ક્રતાજુગ ૨ ત્રેતાજુગ ૩ દ્વાપારજુગ ૪ કળજુગ એવં ચાર જુગ છે.

## પ્રથમ ક્રતાજુગનું મંડાણ.

ચતુર્થ કરણ કલ્પમધે જુગ ચાર પ્રવર્તતે તેમા જુગ ક્રતાનું મંડાણ મંડતે પરમેશ્વર. ત્રણ કલ્પ માહે પરમેશ્વર નારાયણ

પ્રાગવડને પાંદડે પોઢંતા. ક્રતાજુગ મધે ઊત્તર સ્થાન પ્રવર્તતે પ્રભવનામ સંવત્સરે [કાર્તિક શુક્લ] માગસર અગીયારસ શુ૦૧૧ બૃહસ્પતવાર અશ્વિની નક્ષત્ર તે દિને ક્રતાજુગ પ્રવર્તતે. ક્રતાજુગ મધે ગુપ્ત અવતાર લખતે હો સ્વામી.

પ્રથમ નામ તો ૐ કાર, ભોમકાર, આદ, અલેખ નિરંજન, નીલ, અનીલ, સુન, સાન, દયાન, જ્ઞાન, ધ્યાન, નુર તેજ, બીંબ, જલ, કમલ, આદબુંદ, નાદબુંદ, ગુજતત્વ, આદીપુરૂષ, આદિપુરૂષથી નાભીચક્ર, નાભીચક્રથી ભયે ગુરૂ બ્રહ્મા સતગુરૂ બ્રહ્માથી સકળ સૃષ્ટીની ઊત્પત્તિથઈ. તે સૃષ્ટીમાહે જે અવતાર પાત્ર થયા તે સુણો હો મુનિવરો.

પ્રથમ નામ તો ૐ કાર ઊનાદ, અવિગત, એહદ, હવ, કવ, તત્વ, ધર્મ, હરિતક, હરિપર્વ, જૈવ, કેવલીક, કેશવ, કમળા ઊત્તરા, પુરૂરવા પ્રેમ રખેશ્વર વંશ તો શ્રી મત્સ્ય અવતાર. મત્સ્યની માતા તો શંખાવતી. પિતા તો પ્રેમ રખેશર. ગુરૂ તો માનધાતા શક્તિ તો થંડીકા દેવી. સ્વસ્થાન તો હંસપૂર નગરી ક્ષેત્ર તો દ્વારામતીનગરી [દ્વારકા]. નિરદાળ્યો દાનવ શંખાસુર પડતા. ઊચરત ઋગ્વેદ ઊધરત ગાયંત્રી સાતવાર સત્તાવીસ નક્ષત્ર, પંધરતીથી, બાર કરણ સુરજ મંત્ર જાપજપતા. ધર્મસ્થાપી ભક્ત ઊધ્ધાર્યા. દૈત્ય સંધાર્યા જુગાજુગ સ્વામી અવતરીયા. તે અવતારસુ ચિંતલાવે તેના ધર્મ વાધે ને પાપક્ષય થાયે. નમોભાઈ નારાયણને નામને નમો જેણે નામે આપણો જીવ છુટે તેજઅવતાર પાત્રને દયાઈએ હો મુનિવરો.

તે પછીના ગુપ્ત અવતાર તે સુણો હો મુનિવરો. મત્સ્યના માનાઈત, અસુમિત્ર, જમરીખ, ભૃગુઋષી, વોસાયેત, બૃહસ્પતી

ક્લીત્ર ત્રીકમઋષી વંશ તો શ્રી કૂર્મ અવતાર. કૂર્મની માતા તો કમળાવતી. પિતા તો ત્રીકમરૂખી. ગુરૂ તો એકારૂખી. શક્તિ તો અજીયા દેવી. સ્થાન તો બગાપુર. ક્ષેત્ર તો માનસરોવર. નિર્દાળત દાનવ મધુકિંટક પડતા. ઓચરંતા ઋગ્વેદ ઊધરંતા ગાયંત્રી સાત વાર સત્તાવીસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજ મંત્ર જાપ જપતા રૂખી રહ્યા રીખી થાપી દૈત્યસંધાર્યા જુગો જુગ સ્વામી અવતરીયા. તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વાધે અને પાપક્ષય થાયે. નમોભાઈ નારાયણના નામને નમો. જેના નામના પ્રતાપે કરીને આપણો જીવ છુટે તેજ અવતાર પાત્રને અને ગુરૂનરને ધ્યાઈએ હો મુનિવરો.

આગતા ગુપ્ત અવતાર લખતે હો મુનિવરો. શ્રી કૂર્મના વછાઈત, દેખાયેત, પ્રજાપતિ, ઊગ્રસેન કજીન, દાઢમરખેશ્વર વંશ તો શ્રી વરાહ અવતાર. શ્રી વરાહની માતા તો પદ્માવંતી, પિતા તો દાઢમરખેશ્વર, ગુરૂ તો સહેજાનંદ, શક્તિ તો બહુકાદેવી સ્થાન તો મહેશાપૂર ક્ષેત્ર તો ભએંકારપૂર. નિર્દાળત દાનવ મોર દાનવ પડતા ઓચરંતા ઋગ્વેદ ઓધરંતા ગાયત્રી સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજ મંત્રજાપ જપતા રૂખી રહ્યા રીખી થાપી દૈત્ય સંધાર્યા તે જુગાજુગ સ્વામી અવતરીયા તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વધેને પાપક્ષય થાયે નમોભાઈ નારાયણના નામને નમો. જેના નામના પ્રતાપે આપણા જીવ છુટે તેજ અવતાર પાત્રને અને તેજ સતગુરૂને ધ્યાઈએ

આગતા ગુપ્ત અવતાર લખતે હો મુનિવરો શ્રી વરાહના કેશવ, ખવી, સન, ખલીપત, ગૌતમ, હરિતક વંશ તો શ્રી નૃસિંહ અવતાર. નૃસિંહની માતા તો ચન્દ્રાવતી પિતા તો હરિતક ગુરૂ તો

અમરતેજ શક્તિ તો સોમયા દેવી. સ્થાન તો કાશ્મીર ક્ષેત્ર તો મુલસ્થાન નિદોળત દાનવ હિરણ્યકશ્યપુ પડતા ઊચારતઋગ્વેદ ઊધરતા ગાયત્રી. સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજમંત્ર જાપજપતા રૂખી રહ્યા રીખી થાપી તે જુગાજુગ સ્વામી અવતરીયા. તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વધે ને પાપ ક્ષય થાયે. નમો ભાઈ નારાયણના નામને નમો જેણેનામના પ્રતાપે આપણા જીવ છુટે તેજ અવતાર પાત્રને અને તેજ સતગુરૂને દયાઈએ હો મુનિવરો.

એવં ક્રતા જુગમાહે સ્વામીજીના પ્રગટ અવતાર ચાર શ્રી મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ. ક્રતાજુગમાહે ગુપ્તજાપજપતા ચાર. ગુરૂ તો સતગુરૂ બ્રહ્મા વેદ તો ઋગ્વેદ. ભાષા તો સંસ્કૃત ભાખયતા તે સર્વે આશિષ કરતવા. તદા ગ્રહણ તો બસો સીત્તેર ને પાંચ પ્રવર્તતે. માનવ જન્મના ફેરા તો પાત્રીશ મનુષ્યજન્મ ભોગવંતા. આરાધીક ભક્ત તો રાજા પ્રલ્હાદ ચતુરખાણ સ્વેદજ જારજ, અંડજ, ઊદ્ભીજ. દરશન એક સત. મેઘ એક આવતા યજ્ઞ દાન એક કુંજર એકનું મુલ આપતા – દાન દેતા. દત્તએક સુવર્ણ પ્રમાણ. પ્રણામ એક સનોમની કરતા. પ્રણામ તેણે રીખીસર સદાના ફળ લંભીયતા તે જીવ અવગતીયા નહી હોતા. ત્યારે સ્ત્રી વરસ સાડા ચૌદ માસ એક દિન વીસ સુધી પુષ્પવંતી રહેતી ક્રતાજુગમા સ્ત્રી દાન દેતી સ્ત્રી પુરૂષ વડે સ્મરણ ઓ ધાન રહેતુ. ત્યારે આઠસો તેત્રીસ વરસ માસ ચાર સુધી બાલક ગર્ભવાસે રહેતુ તદા એક લાખ વરસ આવરદા ભોગવતુ. માણસ એકવીસ તાડ ઊંચુ હતુ. તાડ પાંચ માણસ પોહળુ હતુ ત્યારે દાગ તો વનનુ દેતા. તદા લોક તો અસત નહી બોલતા

તદા સાડા ઓગણિસ વસા સતધરમના હતા. અરધો વસો પાપનો હતો. ત્યારે કરોડ પંધર નેમધારી તેમા કરોડ પાચ આવાગમન માહે પડા. કરોડ પાંચ પ્રલયે ગતા. પ્રલયસુધી નરકમાહે ગયા અને કરોડ પાચતે સતીલોક મોક્ષમુગતી પરમપદ અમરાપુરી ગતા ભાવે પ્રસાદે સતપંથ તેસદા ઊત્તમ ભવોભવ. તદા ધરતી એકવાર વાવતા તે એકવીસ વારફળ લેતા. ત્યારે ગૌ તો મણ પાચને મજમે દુધ દેતી તે રખેશ્વર એકભક્ષ ભોજન આહાર કરતવા તે મધે દુઃખી કોઈ ન હોતા. લક્ષ્મીતો સંપૂર્ણ કોઈ કેને નહી દુવતા. ફાગણ શુ॥૧૫ પોર્ણિમાને દાહડે જ્યાં થંબમાથી નૃસિંહરૂપ પ્રગટ્યા ત્યારે હિરણ્યકશ્યપ દૈત્યને મારીયા અને ભક્ત પ્રલ્હાદને તારીયા. સતગુરૂ બ્રહ્મદેવ સાથે પાંચ કરોડીશુ રાજા પ્રલ્હાદ મોક્ષમુગતી લંભીયતા. સતરા લાખ અઠાવીસ હજાર વરસ જુગ ક્રતાનું પ્રમાણ હતા. એવં ક્રતાજુગ સંપુરણ સમાપ્ત.

## ઋગ્વેદી ગાયંત્રી મંત્ર

ૐ ૐ ૐ કારમ્ અનાદિ પુરૂષમ્ । ન રૂપમ્ ન રેખા નિષ્કલંકઃ ન પાણિ ન પાદઃ અભૂત ॥ મંગલં વર્તતે બ્રહ્મા ॥ ૐ બ્રહ્મોજ્ઞાદઃ આદ્યરૂપઃ વેદ રેખામાત્રઃ મહાતેજાઃ પરિબ્રહ્મ ચતુર્મુર્તિઃ ॥ ઈશ્વરઃ કૃતવાન્ વેદઃ પરિબ્રહ્મઃ ॥ ઋગ્વેદો રક્તવર્ણઃ વર્ણાદિ વિષ્ણુઃ બ્રહ્મવંશ પાત્રઃ અતીવ પરિબ્રહ્મઃ પરમેશ્વરં પરમપરમઃ પરિબ્રહ્મઃ પ્રજ્વાલયતિ પાતકમ્ હુતાશનમય તેજા વંશાદિપાત્રં વેદઃ પરિબ્રહ્મઃ ॥ ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગોદેવસ્ય ધીમહિ ધીયો યો નઃ પ્રચોદયાત્ ॥

# દ્વિતીય ત્રેતાજુગનો મંડાણ

આગતા ત્રેતાજુગનો મંડાણ મંડતે હોસ્વામી. સર્વજીત નામ સંવત્સરે માઘ શુ।। ૧૪ અનંત ચતુર્દશી નક્ષત્ર પુષ્ય આદિતવારને દાહાડે ત્રેતા જુગ પ્રવર્તતે. ત્રેતાજુગમધે ગુપ્તઅવતાર સ્વામીના પ્રવર્તતે. શ્રી નૃસિંહનો સેવક, રેવક, વડવાસન વેહેલોચન, કાશ્યપઋષિ, કાશ્યપના વંશે તો શ્રી વામન અવતાર વામનની માતા તો લીલાવંતી, પિતા તો કાશ્યપઋષી ગુરૂ તો બહુલોચન, શકિત તો કોકિલાદેવી, સ્થાન તો કોયલાગીરી પર્વત, ક્ષેત્ર તો વનસ્થલી જુનાગડ, નિરદાળયો દાનવ બળી રાજા પાતાળે ચાપતે. ઉચારતે યજુર્વેદ ઉધારત ગાયત્રી સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજમંત્ર જાપજપતા રખી રહ્યા રખી સ્થાપી દૈત્ય સંઘાર્યા તે સ્વામી જુગાજુગ અવતરીયા. તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વધે ને પાપક્ષય થાયે નમો ભાઈ નારાયણના નામને જેણે નામના પ્રતાપે આપણા જીવ છુટે તેજ અવતાર પાત્રને અને તેજ ગુરૂ નર સ્વામીને ધ્યાઈએ.

આગતા ગુપ્ત અવતાર લખતે હો મુનિવરો. શ્રી વામનના માનધાતા, પ્રથમીજયો, ઉરસેન, જગીન, જમદગ્નીઋષી વંશે તો શ્રી પરશુરામ અવતાર. પરશુરામની માતા તો રેણુકાવતી પિતા તો જમદગ્ની ગુરૂ તો આકાશબીંબ શકિત તો તુળજાભવાની સ્થાન તો માયાપુરી ક્ષેત્રતો કોલ્હાપૂર પાટણ, નિર્દાળત દાનવ તો સહસ્રાર્જુન ઉચારતા યજુરવેદ ઉધારત ગાયત્રી સાતવાર સતાવિસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજમંત્ર જાપ જપતા રખી રહ્યા રીખી થાપી દૈત્ય સંઘાર્યા તે જુગાજુગ

સ્વામી અવતરીયા તે અવતારસુ ચિંત લાવે તેના ધરમવાધે ને પાપ ક્ષય થાયે. નમો ભાઈ નારાયણના નામને જેણે નામના પ્રતાપે આપણા જુવ છુટે તેજ અવતાર પામને અને તેજ ગુરૂનર સ્વામીને દયાઈએ ભાઈ મુનિવરો.

આગતા ગુપ્ત અવતાર લખતે હો મુનિવરો શ્રી પરશુરામના રઘુનાઈત, જેજાઈત, કુવાદિક, અજેપાળ, દશરથ વંશ તો શ્રી રામ અવતાર. શ્રી રામની માતા તો કૌસલ્યા પિતા તો દશરથ ગુરૂ તો વશિષ્ટ. શાકિત તો સીતાદેવી સ્વ-સ્થાન તો અયોધ્યાનગરી. ક્ષેત્ર તો લંકાપુર પાટણ. નિરદાળ્યો દાનવ દશાશીર રાવણ ઊચારતે યજુરવેદ ઊદ્દરત ગાયંત્રી સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજમંત્ર જાપજપતા રખી રહ્યા રીખી થાપી દૈત્ય સંઘાર્યા તે સ્વામી જુગા જુગ અવતરીયા તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વાધે ને પાપ ક્ષય થાયે. નમો ભાઈ નારાયણના નામને જેના નામના પ્રતાપે આપણા જીવ છુટે તેજ અવતાર પામને અને તેજ ગુરૂનર સ્વામીને ધ્યાઈએ હો મુનિવરો.

ત્રેતા જુગમધે અવતાર પામ ત્રણ વામન, પરશુરામ ને રામ. ત્રેતા જુગ મધે ભક્ત જાપ જપતા. ત્યારે સત ગુરૂ તો વશિષ્ઠ. વેદ તો યજુરવેદ ભાષા પ્રાકૃત ઓરાધિક ભક્ત તો રાજા હરિશ્ચન્દ્ર. દરશન એક જત મેઘ એક પાવત નામ. તદા માનવ જન્મના ફેરા પચિસ વાર ગુરૂનર બોલ્યા બગપુરી નગરી માહે. વેદ બોલ્યા ભાકંતે પ્રણામ કરતવા નુરદેવા ખાણ તો ચાર નામ સ્વેદજ, જારજ, ઈંડજ, ઊદ્બીજ. જગનમધે દાન તો અશ્વદાન આપતા. દાન તો રૂપાનું દેતા. વ્રત તો

અનંત ચતુર્દશી આદિતવારી અખંડ ઊપવાસ કરતા. તે જીવ અવગતીયા ન હોતા. દેવની કાયા તો નુરની તે દેવનુર કરતવા. તેના રખેશર ફળ લંભીયતે. ત્રેતા જુગમા સ્ત્રી પુરૂખ હસ્તકે હસ્તક મેળવંતા [સ્પર્શ ભોગ] તે દિન ઓધાન રહેતુ ત્યારે વરસ એકને માસ ચાર તે સ્ત્રી પુષ્પવંતી રહેતી ત્યારે વરસ તીસને માસ ચાર સુધી ગર્ભસ્થાનમાહે રહેતુ. ત્યારે દસહજાર વરસની આવરદા હતી. ત્યારે માણસ ચૌદ તાડ ઊંચુ હતુ. સાડા ત્રણ તાડ માણસ પોહળુ હતુ. ધરતી એકવાર વાવતા ત્યારે ચૌદ વાર ફળ લંભીયતા ગૌ મણ ચારને મજમે દુધ દેતી. તે દુધ એક દેવ ભક્ષભોજન આહાર કરતવા. ત્યારે પ્રીથમીમાહે કોઈ નહી દુખી ત્યારે ગીરણ તો સીતેર સોને પચાસ પ્રવર્તતે ચૈત્ર શુ॥૯ નોમને દાહાડે રાજા હરિશ્ચન્દ્ર તારારાણીને કુંવર રોહિદાસ તે સતસુ વેચાણા કાશીનગરમાહે વિશ્વામિત્રને હાથે ત્યારે દાગ તો જલનું દેતા તદા લોક તો અસતનહી બોલતા તદા ધરમ વિસવા પંધર. પાપ વિસવા પાંચ. તદા નિયમધારી તો કરોડ એકવીસ. તેમાહે સાત કરોડીશું રાજા હરિશ્ચન્દ્ર સતગુર વશિષ્ઠ સાથે અમરાપુરી ગતા. સાત કરોડી તો આવાગમનમાહે પડિયા સાત કરોડી પરળો ગતા. આશ્વીન શુ॥૧૦ દશમી શનીવારને દાહાડે શ્રી રામને દશાશિર રાવણ છેદીયા. પૌષ શુ॥૧૪ આદિતવારે તીલસંક્રાંતને દિને રાજા હરિશ્ચન્દ્ર સાત કરોડીશુ પરમ પદ અમરાપુરી ગતા. ભવે પ્રસાદે સતપંથતે સદા ઊત્તીમ મુક્તી માર્ગ ભેદંતે બ્રહ્મદ્વાર. તે રાજા હરિશ્ચન્દ્ર સતગુર વશિષ્ઠને વાચકે ચાલ્યા તે મોક્ષ મુગત લેયેતા હો સ્વામીજી. ત્યારે બારલાખને છંનુ હજાર ત્રેતા જુગનુ પ્રમાણ વર્તતે.

## યજુરવેદિ ગાયત્રી મંત્ર.

ૐ ૐ ૐ કારં વેદ વાયકે અક્ષરઃ બ્રહ્મવિભુતિઃ પંચભુતાત્મક્ષ્મક્ષ્માંકં પરિવર્તન્તે । પ્રજ્વાલયતિ પાતકૈમ્ પરમેશ્વરં પરિબ્રહ્મ રૂપરેખ વેદો અભૂત જગાતિ પરમેશ્વરઃ પરાત્પરમપરમઃ પરિબ્રહ્મઃ વંશાદિ પાત્રો અભૂતજગતિ વેદઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ સર્વઃ પરિબ્રહ્મઃ । શબ્દઃ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ યજુર્વેદો જરદ પીતવર્ણઃ વર્ણાદિર્વિષ્ણુઃ પરિબ્રહ્મઃ॥

## તૃતીય દ્વાપાર જુગનું મંડાણ.

આગતા દ્વાપાર જુગનો મંડાણ મંડતે હો સ્વામી. વિરોધી નામ સંવત્સરે માઘ વા।। ૩૦ અમાસ સોમવાર નક્ષત્ર કૃત્તિકા તે દિને દ્વાપાર જુગ પ્રવર્તતે. દ્વાપાર જુગમધે ગુપ્ત અવતાર લખજે હો સ્વામી શ્રી રામચન્દ્રના કુશ, પદ્મપુરૂખ, વિરપાલ, સુરસેન વસુદેવ વંશે તો શ્રી કૃષ્ણ અવતાર. શ્રી કૃષ્ણની માતા તો દેવકી પિતા તો વસુદેવ ગુરૂ તો વેદવ્યાસ સકતતો રૂખ-મીણી દેવી. સ્થાન તો જમુના તીરે ગોકુળ ક્ષેત્ર તો મથુરા નિર્દાળત દાનવ કંસાસુર પડતે. ઓચરતા સામવેદ ઓધ-રતા ગાયત્રી. સાત વાર સત્તાવીસ નક્ષત્ર પંધરતીથી બાર કરણ સુરજ જાપ જપતા રખી રહ્યા રીખી સ્થાપી દૈત્ય સંઘાર્યા તે પરમેશ્વર જુગાજુગ અવતર્યા. તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વાધે ને પાપ ક્ષય થાયે નમો ભાઈ નારાયણના નામને જેના નામના પ્રતાપે આપણો જીવ છુટે તેજ અવતાર પામને અને તેજ ગુરૂનરને સેવીયે હો ભાઈ મુનિવરો.

આગના ગુપ્ત અવતાર લખને હો ભાઈ મુનિવર. શ્રી કૃષ્ણના પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, શેષસ્થાન, બદરસ્થાન, વેણુવત્સરાજ, સિંહરાજ વંશે તો શ્રી બુધ્ધ અવતાર. શ્રી બુધ્ધની માતા તો કરૂણાવંતી પિતા તો સિંહરાજ. ગુરૂ તો હંસરાજ શક્તિતો હંસા દેવી. સ્થાન તો હંસપૂર ક્ષેત્ર તો કુરૂક્ષેત્ર. નિર્દાળતે દાનવ દુર્યોધન ઊચારતે સામવેદ ઓધરંતા ગાયંત્રી. સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંધર તીથી બાર કરણ સુરજ જાપ જપતા રખીરહ્યા રીખી સ્થાપી દૈત્ય સંધાર્યા તે પરમેશ્વર જુગાજુગ અવતર્યા તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વાધે ને પાપક્ષય થાયે. નમો ભાઈ નારાયણના નામને જેના નામે આપણો જીવ છુટે તેજ અવતાર પામને અને તેજ ગુરૂનરને ધ્યાઈએ હો મુનિવરો.

દ્વાપાર જુગમધે સ્વામીના પ્રગટ અવતાર બે શ્રીકૃષ્ણ અને શ્રી બૌધ્ધ. ઓ રાધીક ભક્ત તો રાજા યુધિષ્ઠિર સતગુરૂ તો વેદવ્યાસ વેદ તો સામવેદ ભક્ત પાંચે પાંડવ ભાખા પુરાણોક્ત કરતવા. દરશન તો એક જત સત. ફેરા તો સોળ મનખા દેહી તણા ગુરૂનર સામપુરી નગરીમા દેવ બોલ્યા નીયમદાન તો ત્રાંબા દાન દેતા. વ્રત તો અખંડ અમાસ સોમવારી કરતા ત્યારે જીવ અવગતીયા ન હોતા ત્યારે સાઈના પ્રણામ એક સદાજી કરતવા ત્યારે પ્રણામ તો દેવને કરતા તે શખેશર ફલ પ્રાપ્તી લભંતા. દ્વાપાર જુગમા સ્ત્રી દાન દેતી. પુરૂષ સ્ત્રીને ગોદફલ આપતા ઓધાન રહેતા. સ્ત્રી માસ એક દિન વીસ સુધી પુષ્પવંતી રહેતી. વરસ આઠ માસ ચારને દિન ત્રણ બાલક ગર્ભવાસમા રહેતુ. તદા એક હજાર વરસની આવરદા ભોગવતું સાત તાડ માણસ ઊંચુ હતુ. તાડ બે માણસ પોહળુ હતુ. ત્યારે

ધરતી એકવાર વાવતા તે સાતવાર ફળ લેતા. ત્યારે ગૌ અઢી મણને મજમે દુધ દેતી. તે દુધ દેવ એક ભક્ષ ભોજન આહાર કરતવા તારે તે કોઈ કેને દુવતા નહી. અસત બોલતા નહી તદા મેઘ તો પરવળાનામ મેઘ દુખી નહી કરતવા. તારે લક્ષ્મીતો સંપૂર્ણ. ત્યારે ગીરણ તો સિતેરસો ને પંચીસ વરતંતે. દાગતો અગન દાગ દેતા. આવાગમન તો જીવને પડતા. તદા ધરમ તો વીસવા દસ અને પાપતો વિસવા દસ નિમધારી તો કરોડ સત્તાવીસ. તેમાથી કરોડીનવ તો આવાગમનમા પડ્યા કરોડી નવ તો નરકમા ગયા. કરોડી નવ તો રાજા યુધિષ્ઠિર સાથે અમરાપુરી ગયા. રાજા યુધિષ્ઠિર હિમાંચલ સિધાર્યા તે સતી જીવ તો સદેહ અમરાપુરી પામીયા. ભવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ ભવે હો સ્વામી. આઠ લાખ ને ચોસટ હજાર વરસ દ્વાપાર જુગનુ પ્રમાણ વર્તતે હો મુનિવરો. એવં દ્વાપાર જુગ સંપૂર્ણ સમાપ્ત.

## સામવેદી ગાયત્રી મંત્ર

ૐ ૐ ૐ કારં કૃષ્ણાદિવર્ણ । તદા વેદઃ પરમેશ્વરઃ ઊપજાયમાન ધર્મઃ ॥ તદાધર્મ્ પાલકં પ્રજ્વલ ત્યતે ॥ સર્વ વંશાદિઃ પાત્રઃ પૂજાંગં પરિબ્રહ્મઃ બ્રહ્માંકં તત્વં મંગલસ્ય મહદંગં વર્તતે શબ્દશ્ચ વેદશ્ચ પરિબ્રહ્મઃ ॥ ૐ શબ્દઃ પરિબ્રહ્મઃ ॥ ૐ ચક્ષુઃ પરિબ્રહ્મઃ ૐ ઊન્નાદં મહાદેવો અંગમ્ ॥ પરિવર્તન્તે વિદ્યાંગં પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ ॥

## ચતુર્થ કલજુગનું મંડાણ.

આગતા કલીયુગનો મંડાણ મંડતે હોસ્વામી. કાલનામ સંવત્સરે વૈશાખ શુ॥ ૨ બીજે [ભાદવા શુ॥ ૭] શુક્રવારે મુળ નક્ષત્રે તે દિને કલજુગ પ્રવર્તતે હો સ્વામીજી કલજુગમધે પ્રગટ અવતાર લખતે શ્રી નિકલંકી અવતાર નારાયણનો દસમો અવતાર. તે સ્વામી અલેખ નિરંજન નિષ્કલંકી નારાયણ પોતે પધારસે આપો આપ હો ભાઈ. તારે સતગુરૂ તો બ્રહ્મસ્વરૂપી થાસે સકત તો આદ્યશક્તિ સ્થાન તો દિલમ દેશ કહેકપુરી. ક્ષેત્ર તો પંચનદી મુલસ્થાન [પંચનદી એટલે સાબરમતી, સરસ્વતી, સેઢી, વાત્રક, નાડીયા] સીતપુરી કુવારીકા નગરી નિર્દાળસે દાનવ તો ઊણી આચારી કાલીંગો ચાંડાળ પડસે. ઊચારત અથર્વવેદ ઓધરત ગાયત્રી સાત વાર સતાવીસ નક્ષત્ર બાર કરણ પંધર તીથી સુરજમંત્ર જાપ જપતા રીખી રહ્યા રીખી થાપી દૈત્ય સંઘારસે તે પરમેશ્વર જુગા જુગ અવતરા. તે અવતારસુ ચિંત લાવે તેના ધરમ વાધે ને પાપ ક્ષય થાયે. નમો ભાઈ નારાયણના નામને જેના નામથી આપણો જીવ છુટે તેજ અવતારને અને તેજ સતગુરૂને ધ્યાઈએ હો ભાઈ મુનિવરો.

કલીયુગમધે પ્રગટ અવતાર એક શ્રી નિકલંકી નારાયણ વેદ તો અથર્વવેદ. ઓરાધિક ભક્ત તો ગુરૂ નરને ગીનાને ચાલસે કમલાકુંવર જે પોતા વ્રત કરતા. શ્રી નારાયણને વર આપ્યો અનંત કરોડીના. જે સ્વામીજીના ગીનાને ચાલતા તે ભક્ત ઓધરતા હો મુનિવરો. હવે સત ધરમનો વસો તો અરધો અને પાપ વસા સાડે ઓગણીસ નીમધારી અનંત કરોડી થસે. તે અનંત કરોડી

જીવ ભક્ત કમલાકુંવર સાથે ઊધ્ધારસે . કલજુગમધે દરશન
એક જતસત દયાવતા ભાખા તો વેદોક્ત વર્તતે . ભરતખંડે
જંબુદ્વિપે કુવારીકા ક્ષેત્ર . તદા યજ્ઞ દાન તો અજીયાનું વર્તતે
સાધ સુનતે પાપ હનતે વૈરી મરતે મોક્ષ લંભતે ગાયત્રી
ઊશ્ચારથી હો મુનિવરો શ્રી સતગુરૂ નમોનમઃ . કલીયુગ મધે
મેધ એક દુરમેધ . ચતુરખાણ સ્વેદજ ઈંડજ, જારજ ઉદ્ભીજ
વ્રત એક શુક્રવારી બીજ . પડવે ગુરૂવારને સાંજે અર્ધો આહાર
કરતવા . બીજ શુક્રવારને સાંજે પાવ આહાર કરતવા બારપ્રહર
અખંડ જાગરણ કરતવા . એવી રીતે બીજ શુક્રવારના વ્રત
ઊપવાસ કરતવા . તદા દાન એક લોહાનો દેતવા . પ્રણામ એક
હે જંદા કાયમદેવ પાયા . દાગ એક ભુમી દાગ વર્તતે . કલીયુગ
મધે ચોવીસ મુલક મુલ્ક મધે સાત લાખને પચાસ ગીરણ
પ્રવર્તતે . આજ કલીયુગમાહે સ્ત્રી દાન દેતી સ્ત્રી પુરૂષ મલી
મિથુન કામ ઓધાન રહેતા સ્ત્રી દિન પાંચ પુષ્પવંતી રહેતી
બાલક દસમાસ ગર્ભવાસે રહેતુ કલીયુગમા આવરદા વસ્સ સો
પણ અલ્પ ભોગવે . તાડ સાડાત્રણ માણસ ઊંચો હસે તાડ એક
માણસ પોહળુ હસે . કલીયુગમા ધરતી એકવાર વાવતે તો એક
વાર ફલ લંભતે ગૌ કુંભ એક દુધ દેતી તે મણ સવાને મજમે
દેતી તે દુધના હર એક ભક્ષ ભોજન આહાર કરતવા . કલિ-
યુગમા ફેરા આઠ મનખા દેહી તના . હવે કલીયુગમા નહી
પાચમો જુગ નહી અગીયારમો અવતાર . હવે સંધ પોતી છે
જુગ ચારની જેણે સતગુરૂ બ્રહ્માને ઓળખ્યા તે જીવ અમરા-
પુરી પોચંતા . જેણે સતગુરૂને નહી પ્રમાણ્યા અવતાર પાત્રન
ઓળખ્યા તે જીવ ગુરૂ નરથી ભુલ્યા તે જીવ ભવોભવ ડુબતે .

તેણે મુક્તિ નહી લંભતે હો મુનિવરો . કલિયુગમધે અનંત
કરોડી નેમધારી અરાધિક ભકત કમલાકુંવર સાથે જીવ ઊધ્ધરશે
ભવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ . ચાર લાખ બત્રીસ સહસ્ત્ર
વરસ કલીયુગનુ પ્રમાણ વર્તતે.

## અથર્વવેદી ગાયત્રી મંત્ર ૧

ૐ ૐ ૐ કારં કલ્પંગ કર્તા। વિંશતિ વિસ્વા પાપં વિશ્વા
ધર્મઃ અરૂધ્ધં પાતકમ્ ધર્મો રેખા માત્રઃ। ધર્મ ઈતિ પરિબ્રહ્મ
અથર્વવેદઃ શ્વેતવર્ણઃ વર્ણાદિર્વિષ્ણુઃ સવિષ્ણુર્નારાયણઃ બ્રહ્માં-
ગં બ્રહ્મવંશાદિ પાત્રઃ વર્ણાદિધર્મો મ્લેચ્છો અભુજ્જાતિ-
ઈચ્છાંગો વિષ્ણુર્નારાયણઃ અતઃ પરિવક્ષ્યામિ મહાજ્ઞાનભેદમ્
જંબુદ્વિપે કલાંગં પવિત્રં વર્તમાનં મહાકલીયુગ ઊપજાયતે-
નારાયણઃ તેજો ભવિતાંગ કર્તા . પ્રજવાલયતિ પાતકમ્ અના-
દિ પુરૂષઃ મમ જીવનં ભવતિ . આર્યાંગં પરિબ્રહ્મઃ ખલ્લક્ષાંક
મંગલશ્ચ સત્વાનિ સત્પાત્રાદિ પરમેશ્વરઃ અનાદિ પુરૂષ વેલાં-
ગં ભવતિ કર્માયતિ પરિબ્રહ્મઃ સ્થલે સેવાંગં નમઃ સર્વં ઈતિ
પરિબ્રહ્મઃ પરમેશ્વરઃ ॥

મંત્ર ૨ :: ૐ ૐ ૐ કારં ભરતખંડે ઈહઃ વૃત્તન્તે સ્વામી
વાસ્તે ગતઃ વર્તતે પરં સુખામિ દ્વિપે સદ્વિપે જંબુદ્વિપે કોટાંગ
કોટાંગ જીવાનંગ પરમમુકિત યઃ મિદ્યઃ ઓત્રંગ દેશંગ કુમા-
રીકાક્ષેત્રં મુકતગંગઃ સપ્ત મુખંગવભૂત નગરે વિરાટ વામે
ભવેતંગ મહાસરસ્વતી સાબરમતી પૂર્વત્રષ્ટે નવસ્થલે ગુર્મટે
રેવા ઓત્રંગ ખોડશ જોજનંગે પંચનદી મૂલસ્થાને દિશા
ઓત્રંગ સત્ રૂપી બ્રહ્મવાચકે મહાનારાયણ વચને કલિયુગ
અંતે બુધશાસ્ત્રંગ ફરા વરણે સમાવર્તંગ દશાંગ સુરજાંગ

મહામંગલંગ કુલ પદઃ દેહે માસે દિવસે તિથી વાર નક્ષત્ર હોરા કરણ યોગ સ્થાપનાયે બ્રહ્માંડે એતે સ્થલે ઊપજંતે નિષ્કલંકી નારાયણ પરિબ્રહ્મઃ આદે ઊપજંતે પરમ પ્રેમ હોતવંગ ક્ષેત્ર મહા કલીયુગે કૃતવંગ નારાયણ નવી સૃષ્ટી સ્થાપંતે તદા હોતવંગ સમાપ્તંગં ઊપજંતે છેલી સંધે નિષ્કલંકી નારાયણ પરિબ્રહ્મઃ ॥

ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનમ્ । ભસ્માચુધાય વિદ્મહે **દિવ્ય**નેત્રાય ધીમહી તન્નો જવરહરઃ પ્રચોદયાત તન્નો જવરહરઃ પ્રચોદયાત્ ॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

એવં જુગ ચાર મલી મજમે તેતાલીસ લાખને વીસ હજાર વરસ ચાર જુગનુ બંધાણ . ગુરૂ બ્રહ્મા લક્ષ ચૌરાશી એંધાણ નિશાણી તે માહે મુવા તેણે બહુ મરણ અને જીવ્યા તેણે બધા લાભ અનંત કરોડી અનંત જુગ છોડાવે પુરૂષ મહાદેવ દાનવ ગિરિણ વાસ . ચાર જુગમા મલી ગુરૂ એક તેના રૂપ ચાર ક્રતા જુગમા સતગુરૂ બ્રહ્મા પાચ કરોડીના વર દિધા . ત્રેતા જુગમા સતગુરૂ વશિષ્ઠ સાત કરોડીના વર દિધા . દ્વાપાર જુગમા સતગુરૂ વ્યાસ નવ કરોડીના વર દિધા . આ કલીયુગમધે સતગુરૂ ઈમામશાહા અનંત કરોડીના વર દિધા .

જુગ ચાર મલી ચાર વેદ કરતા . ક્રતા જુગમા ઋગ્વેદ ત્રેતા જુગમા યજુરવેદ . દ્વાપાર જુગમાહે સામવેદ . કલીયુગમાહે અથર્વવેદ . ચાર જુગ મલી શ્રી નારાયણના અવતાર દશ . શ્રી નારાયણ એક તેના અવતાર દશ વર્તતે ચાર જુગમળી જુગાદ ગુરૂ ચાર , સકલ ચાર , વેદ ચાર , ભાખા ચાર , સ્થાન ચાર , ક્ષેત્ર

ચાર, દર્શન ચાર, ખાણી ચાર, વાણીચાર, દાન ચાર, મેઘચાર જ્ઞાન ચાર, દાગ ચાર, વ્રત ચાર, પ્રણામ ચાર, ફળપ્રાપ્યતે વિધી ચાર, ધર્મ વિધી ચાર, પાપ વિધી ચાર ॥ સંજોગ વિધી ~~ચાર~~ ત્રણ ૧ પરળોગતા ૨ આવાગમન ૩ મોક્ષમુગતા. કલિયુગ અંતે સંજોગવિધીતો બે ૧ પરળોગતા ૨ મોક્ષમુગતા પરમપદ અમરાપુરી ગતા ભવે પ્રસાદે સતપંથ તે સદા ઊત્તમ ભવે હો સ્વામી સતગુરૂ ઈમામશાહા બોલ્યા અમૃતવાણી જે કોઈ સાંભળે મુળ ગાયંત્રી કરણ કલ્પની વાત તેણે અમરાપુરી લંભીયતે. તે એકોતેરસો માઈના એકોત્તરસો બાપના લઈને જીવ વૈકુંઠવાસો પામશે. ગાયત્રી સાંભલે ને જે કોઈ ધરમ પુજા આશિખ કરાવે તે ફળ પ્રાપ્ત હોવે હો મુનિવરો. સતગુરૂ ઈમામશાહા બોલ્યા અમૃત વાણી. સાંભળો મુનિવરો એકચિત્તે સુજાણી.

મુળબંધ [redacted]

# શ્રીનિરંજનનું સતવચન.

શ્રી સતગુરૂ બ્રહ્મા વાચા: -શ્રી નિરંજનનું સતવચન લખ્યુ છે સહી:-

શ્રી નિકલંકીનારાયણ નિરંજન જાણ ॥ જેણે ચરણે લખિયા અનંત લખ ભાણ ॥૧॥ સતગોર કહે તમે જુવો ગીનાન ॥ સ્વામી નિરંજન સોહી નિર્વાણ ॥૨॥ અનંત જુગ આગે વઈ ગયા ॥ તારે આપો આપે સોહી નર રહા ॥૩॥ જ્યારે જમીન અસ્માન ન હોતા કોઈ ॥ તારે સ્વામી આપે હોતા સોહી ॥૪॥ ત્યારે ધંધુકારમાહે ધરીયું ધ્યાન ॥ ત્યારે હેતે ઊપાયા બ્રહ્મ ગીનાન ॥૫॥ ગીનાની ગીનાન વિચારી જુવો આપ ॥ તારે નરભણતાહા નિરાલંભ જાપ॥૬॥ ત્યારે જાપ જપંતા બહુ જુગ ગયા ॥ ત્યારે આઠ લાખ કરણ તે અવિંચલ રહા ॥૭॥
તારે સેસટ કારણ માયા આરંભ જો કરી ॥ હેતે મન છા તે મનમાહે ધરી ॥૮॥
જ્યારે આપો આપે હોતા પરિબ્રહ્મ ॥ તારે કર કમળ માહે લિધુ બંબ ॥૯॥
જે આપે એકી દૃષ્ટે રહા ॥ સોહી બંબ પુરૂષોત્તમ થયા ॥૧૦॥
તાંહા નિરંજન તો નિર્મળ દયા જો કરી ॥ સોહી બંબ લેઈ નાભે રાખ્યા હરી ॥૧૧॥
જે હસ્ત કમળની દિધી બાફ ॥ અલેખ નિરંજને તે આપો આપ ॥૧૨॥
છત્રીસ જુગ ચૌર્યાશી ચૌકડી એમ કરતા ગયા ॥ તારે સ્વામી પોતે અવિંચલ રહા ॥૧૩॥
તારે મધ નિરાલંભ આસન જો કરા ॥ તારે ગોર બ્રહ્માજીના નામ જો ધરા ॥૧૪॥
તારે કરજોડીને બ્રહ્માજી કહે ॥ સ્વામી સુન કળા માહે આપણ બેએ ॥૧૫॥
તુંહી માત ને તુંહી તાત ॥ તુંહી નિરંજન ને તુહી નિરાકાર ॥૧૬॥
સંત બોલો ને સ્વામી સાચુ કોહો ॥ કેમ ઊપાએ અમારો રહો ॥૧૭॥
તાંહા આદ નિરંજન બોલા આપ ॥ તારે બ્રહ્માને આલો ત્રિકાળી જાપ ॥૧૮॥
જ્યારે અઊમકારે ઊપાયો વેદ ॥ ત્યારે બ્રહ્માને આલો મુગતનો ભેદ ॥૧૯॥
તમે સુણો બ્રહ્માજી શ્રવણે સુણી ॥ વાત એક અનુપમ કહું છું ઘણી ॥૨૦॥
કુદરતી એક રચિયો ખેલ ॥ અમે આપસ માહેથી નિપાઈ બેલ ॥૨૧॥
જુગત કરો રે બ્રહ્માજી જામાહે જઈ ॥ સકળ વિધ તો તમને કહી ॥૨૨॥

તાહા કરજોડી ને બ્રહ્માજી કેહે ॥ સ્વામીજી જે જુગતકરતે અમોનેદેહે ॥૨૩॥
અમોજુગમાહે જઈને કરીસુ જુગત ॥ સ્વામી જો તમે જીવોને આલોમુગત ॥૨૪॥
તારે આદનિરંજન બોલા આપ ॥ જે ભણસે જુગવેળાના જાપ ॥૨૫॥
જે વેદ ક્રિયાની જાણસે પેર ॥ તે જીવ આવસે બ્રહ્માજીઆપણેઘેર ॥૨૬॥
એવાવચન અમારા માનજોસહી ॥ તમે જુગત કરો બ્રહ્માજી જુગમાહે જઈ ॥૨૭॥
તારે આનંદ બ્રહ્માજીએ નામાસીસ ॥ એવો મુગતીનો વિચારકરતા જુગગયાવીસ ૨૮
તારે હેતે બ્રહ્માજીયે ધરીયા ધ્યાન ॥ પેલા રચા જમીન અસમાન ॥૨૯॥
પેલે અસમાને ઊતરીયાનુર ॥ તેના સરજા ચંદ્ર ને સુર ॥૩૦॥
બીજે અસમાનેથી ઊતરીયા કવન ॥ તેના સરજા પાણીને પવન ॥૩૧॥
ષડ્ દરશન ઊપાયા જાપ ॥ અલખનિરંજન તે આપોઆપ ॥૩૨॥
અનંત જુગ આગે વઈને ગયા ॥ તારે નિરંજન તે નિરાલંભ જો રહ્યા ॥૩૩॥
ચતુર કલપની સાખાજો ધરી ॥ તાહાગોર બ્રહ્માજીએ સેસટ જો કરી ॥૩૪॥
વાણી વેદને ખાણી ચાર ॥ રચી રચના તે માહે મોહો સંસાર ॥૩૫॥
ઋગવેદનો બ્રહ્માજી ભણીયા સાર ॥ તાહા રૂપધરી નિરંજને ચાર ॥૩૬॥
હવ કવ કેસવ પરેમ અપાર ॥ ભગત જપે તે નિરાકાર ॥૩૭॥
સોળ જુગની સાખાજો ધરી ॥ તાહા ગુરૂનાનામ ધરાવા હરી ॥૩૮॥
જે કોઈ ભણીયા પરેમ જાપ ॥ તે જીવ છુટા આપો આપ ॥૩૯॥
નવ્વાણુ કરોડી જાખાતે સતે રહા ॥ તે સપુરણ કલફે અમરાપુર ગયા ॥૪૦॥
છપન કરોડી મેઘા જાણ ॥ બત્રીસ કરોડી કિન્નર છુટા નિરવાણ ॥૪૧॥
ચોથા કલપના તેત્રીસ કરોડી દેવ ॥ સર્વે અનંત કરોડીનીકિધી સેવ ॥૪૨॥
તારે નારાયણ પ્રણવ જો કહા ॥ ત્યારે હુકમે પાણી કરજોડીને રહા ॥૪૩॥
તારે આસન વાળીને બેઠા પરિબ્રહ્મ ॥ ત્યારે પાણી ચઢાતે ષડ્ગગન ॥૪૪॥
પાણી તો પરદખણા કરે ॥ ચકરની વેગે પાણી ફરે ॥૪૫॥
તે ફરતા ફરતા પાણી ગગને ગયા ॥ તે જઈને ધ્રુવમંડલમાહે રહા ॥૪૬॥

સાત પાતાળને એકવીસ બ્રહ્માંડ ॥ પાણી ચઢાતે સકલ વરમંઢ ॥૪૭
તારે પડો પડિતને અમર પ્રાણ ॥ ખટ દરશન તે સત પરમાણ ॥૪૮
પખાળી પ્રિથમીને કિધી પાક ॥ ચતુર ગુણની રહી તાહા સાખ ॥૪૯
સત દત ને ક્ષમા કરી ॥ જે કોઈ સ્મરે શ્રી હરી ॥૫૦
જુગતે જુગ માહે મળીયા દેવ ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સેવ ॥૫૧
વિષ્ણવ વિષ્ણુને દેવ જો કેહે ॥ પુજે પરતમા પણ પ્રતીત ના લેહે ॥૫૨
વેદ ક્રિયાની જાણે વાટ ॥ નગર ભલા પણ ઊજડ હાટ ॥૫૩
જે વણજ કરે ના જાણે વાણ ॥ તે જીવન ટળે ચારે ખાણ ॥૫૪
ધન પુત્ર નારી સુધે આન ॥ તે સહસ્ત્ર પચાસ જીવ પડિયો બાન ॥૫૫
જેણે દુનિયા માહે બળ કિધી દરોડ ॥ તે જુગો જુગ માહે આવીને પડિયા ઓડ ॥૫૬
કરશે પોકાર તાહા હાજર હરી ॥ હવે મનખા દેહી નહી આવે ફરી ॥૫૭
કોલ કાયમજીસુ બંધણ થયા ॥ તે દિધી વાચાને કેમ વિસરી ગયો ॥૫૮
ચોરાસીનો તુ ચુકો કોલ ॥ હવે કોલ આવો છે છેલો મોલ ॥૫૯
જુગો જુગ માનો સાચ જો ધરી ॥ પછે મનખા દેહી નહી આવે ફરી ॥૬૦
જનમ જનમનો તુ જુઠો પડો ॥ કરમ હીણોને કાળે ભરો ॥૬૧
કામી ક્રોધીને અહંકારી થયો ॥ તે દુનીયા લોક માહે ભુલી ગયો ॥૬૨
કરો વિચારને આગળ હરી ॥ જે કહાથી પ્રાણ ચાલે નિસરી ॥૬૩
સગા કુટુમ સહુ સેરી ગલી ॥ તાહા ઘરની નારી રેહેસે અળગી ॥૬૪
જે પિતા બાંધવની કાંધે જાયે ॥ તે દાગ દેહીને અળગા થાયે ॥૬૫
પુરવે પુણ્ય તો આવે સાથ ॥ જો દિજે સતગોરને હાથ ॥૬૬
ગુરૂ તો જુગ માહે કહેવાસે ઘણા ॥ તેથી મોક્ષ નહી પામે જીવ આપણા ॥૬૭
જે ચરણ ધોઈને ચરણામૃત પાયે ॥ તે ગોર આખર પરલે જાયે ॥૬૮
સતગોર તે જે જુગત કરે ॥ દિલ ભિતર જીવના કારજ સરે ॥૬૯
સતગોર તે જે જેણ ધરોણી ધરી ॥ જેણે ખાણી વાણી પેદા કરી ॥૭૦

ચંદા સુરજ દોયે સાખી કરા ॥ જેણે નવલાખ તારા આભે જડા ॥૭૧
સતગોર તે જે જીવના જ્યોતિ ॥ જેમ જળ ઊંડા માહે રહા છે મોતિ ॥૭૨
મોતીનો જે કરસે માયે ॥ તે જીવ દેતા નહી પરભાયે ॥૭૩
શિરને સાટે મોતી મળે ॥ જેમ વોકળીઓ ગંગા માહે ભળે ॥૭૪
એવા ગોરનર સેવો મુનિવરજન ॥ભાઈ જેણે સરજા જીવને પિંડ ॥૭૫
એવા સતગોર તો જુગમાહે એક ॥માણસરૂપે જુગમાહે અલેખ ॥૭૬
જોજો મુનિવરો પડીને પુરાણ ॥ કોણ કોણ પામા ઊત્તમ ઠામ ॥૭૭
કલપ માહે જે ભણીયા વેદ ॥ તે તો પામા અમર ભેદ ॥૭૮
તેમા જખા મેઘા કિન્નર થયા ॥ તેત્રીસ કરોડી દેવ અમરાપુર ગયા ॥૭૯
જુગ ચાર માહે ગોર આવા આજ ॥ સેવકના તો કરવા કાજ ॥૮૦
પાચ સાત નવ બાર જે મળા ॥ દેવ અનંત કરોડી ઓધ્ધરા ॥૮૧
જ્ઞાની જ્ઞાન વિચારી જોયે ॥ સોના ભરખો તો સોના હોવે ॥૮૨
સોના સમાન પલટે ઢંગ ॥ સોના સોના સોતો સોના રંગ ॥૮૩
સોના સાહે ઘડિયા ઘાટ ॥ મુલ પાવે સો આભરણ માટ ॥૮૪
સોના તો સોહાવે કોયે ॥ આભરણ પેર તો સોવાગણ હોયે ॥૮૫
માણેક મોતી જડિયા સાર ॥ અને હિરા રતન બહુ અપાર ॥૮૬
વાસદેવને તો વંદે સઊકોયે ॥ પણ દિવો કિધે દરશન હોયે ॥૮૭
સ્વામીના દર્શનથી જાયે પાપ ॥ સ્વામી દિવો તે નિરંજન આપ ॥૮૮
સકળ ભવનમાહે સ્વામી દિવો ધરો ॥ અંધારા ઘરમાહે અજવાલા કરો ॥૮૯
દિવામાહે રે દિવો સાર ॥ સોહી દિવો તો નિરાકાર ॥૯૦
નિર્મળ નિરંજન કેહે સાચે ॥ બ્રહ્મજ્ઞાનથી પાતક જાયે ॥૯૧
આજ ઊપના સ્વામી જંબુદ્વિપ ભરતખંડમાહે આપ ॥ કુવારીકા ભુમીને સ્થળે આપ ॥૯૨
સ્વામીની નિરંજન દેખો જ્યોત ॥ સતગોરનર સેવો તો પામે મોક્ષ ॥૯૩
સુનમંડળમાહે આપે સોયે ॥ સકળભવનમાહે ફાવે જોયે ॥૯૪

અમરનો નાજાણે ભેદ ॥ તે માણેક મોટુ પણનાપડિયો છેદ ॥ ૯૫
સંગત કરેતારબકે દેઈ દેખે ॥ પણસતગોર બ્રહ્માને નેનુના પેખે ॥૯૬
બ્રહ્મચારી તો કહેવાયે આપ॥ પણ અડગ મને સ્વામીનો પાવે જાપ॥૯૭
ગોરનરે વાચા દિધી હાથ ॥ રૂપ ધરા તે કારણ સાથ ॥૯૮
ગોર નરે વાચા દિધી બ્રહ્મ ॥ તારે ભગતુને થયા પ્રસન્ન ॥૯૯
માંડી માયા ને જુગમાહે બેઠા ભળી॥ સંસાર ભુલોતેતો ગફલતની ગલી॥૧૦૦
તર્પણ કરેને તીર્થે ન્હાયે ॥ તે મનના મેલા ને નીત સું નાયે ॥૧૦૧
મુરખ મન વિચારી જોયે ॥ મન મેલાને બાહેર સું ધોયે ॥૧૦૨
બાહેર ધોયેથી ના જાયેપાપ॥ જો તુ ના જાણે અજંપા જાપ ॥૧૦૩
જાપ જપતા બઊ જુગ વઈ ગયા ॥ પણ ઈમાનવના કોઈસુધનાથયા॥૧૦૪
મુખેસુરીજનના લેવે નામ॥ પણ રાજા લુટે જેમ આપણુ ગામ ॥૧૦૫
પડે બુમને પોકારજો થાયે॥ તે સેહેતાન સગળા વાર ધાયે ॥૧૦૬
પાંચ ચોરતો એ લુટે સેહેર ॥ હવે સુણો રે રાજા શી થાસે પેર ॥૧૦૭
બે હદે ચાલે કોઈ હદે ના રેહે ॥ નરનારી દોનુ કુ કહે ॥૧૦૮
એવી કરણી કરસે કોઈ ॥ નરકમાહે પોકારજ હોઈ ॥૧૦૯
એકોત્તર સો આગળે વેહે ॥ તે માહે નાના મોટા કોઈનારેહે ॥૧૧૦
વિરા ઓત્તમ કરણી કિજીએ આજ ॥ તો તે સરે જીવના કાજ ॥૧૧૧
સત બોલોને સંતોક જો કરી ॥ સત વચન તો મનમાહે ધરી ॥૧૧૨
ગીનાની ગીનાન વિચારોસાર ॥ આસતગોર વિના નહીપામોપાર ૧૧૩
સેવોસતગોરતો પાયે શાહ ॥ તમે ઓજો જ્ઞાની જ્ઞાન સતપંથની રાહ ૧૧૪
પકડોસાર તો પાવો સાહ ॥ બ્રહ્મ જ્ઞાને સતપંથની રાહ ॥૧૧૫
પેલે શ્રી મછ રૂપ ધરીયુ જાણ ॥ સેવક કારણ સારંગ પ્રાણ ॥૧૧૬
તેજ્યારે પેસી પાતાળને વાળાવેદ॥ તારે સતગોર બ્રહ્માને આલો ઊપદેશ॥૧૧૭
સતગોર જુગમાહે દિવો તમો ॥ સ્વામીજી દિધી વાચા પાળુ હું અમો ॥૧૧૮

૧૩૦

હણ્યો શંખાસુરને કિધાકાજ ॥ તમે મચ્છરૂપે શ્રીમહારાજ ॥૧૧૯
બીજે શ્રીકોરંભ રૂપે હરીયે કરૂણા કરી ॥ મથો સમુદ્રને લક્ષ્મી વરી ॥૧૨૦
ચૌદ રતન ચિતમાહે ધરી ॥ માયા મોહોતે અનંત જો કરી ॥૧૨૧
મથો સમુંદરને કિધો ઘમઘોર ॥ મારો દાનવ મધુવો ચોર ॥૧૨૨
એસો પુઠે ધરીયો ભાર ॥ સોહી કોરંભ અવતાર ॥૧૨૩
તારે સરવે દેવની કિધી સાર ॥ દાનવ દેવ દિયો માર ॥૧૨૪
માંડો જુધને ભયંકર જો થયો ॥ પ્રિથમી હરીને પાતાળે ગયો ॥૧૨૫
વરાહ રૂપ તો લિધા નિરધાર ॥ દાનવને તો દેવે દિધો માર ॥૧૨૬
ચોથે નરસિંહ રૂપ જો ધરી ॥ ભગત કારણ આવ્યા હરી ॥૧૨૭
થંભ દિસતો ધગધગતો ઝાલ ॥ ફોડા થંભને માર્યો હરણાકંસ કાળ ॥૧૨૮
ઘર ધરી વેળાયે ધરીયુ ધ્યાન ॥ તાહા નરસિંહ રૂપ લઈયુ ભગવાન ॥૧૨૯
નરસિંહે દૈત્યને ખોળે ધર્યો ॥ દિધો કોલ તે કેમ પાછો ફર્યો ॥૧૩૦
નહી લોડે લાકડે નહી ખાંડા ધાર ॥ નખવધારા હરણાકંસના કાળ ॥૧૩૧
ભકત પ્રલ્હાદના તો કિધા કાજ ॥ નરસિંહ રૂપે તો શ્રી મહારાજ ॥૧૩૨
પાચમે વામન રૂપે કિધી પેર ॥ પ્રભાતે આવા બળીને ઘેર ॥૧૩૩
પોળે ઊભા કરે જયજયકાર ॥ તાહા મુખે ભણતા તે વેદ ચાર ॥૧૩૪
તાહા બળ રાજાને થયુ છે જાણ ॥ તેડાવો બ્રાહ્મણને હું આપુછું દાન ॥૧૩૫
તાહા બ્રાહ્મણ આવા કુબડે વેખ ॥ રળીયાત કરો રાજા બ્રાહ્મણ છું હું એક ॥૧૩૬
કહે રાજા સ્વામી ગરથને માગો ભંડાર ॥ માગો ગજ રથ અશ્વ અપાર ॥૧૩૭
જે માગો તે આપીયે તમોને ॥ પછે દોખના દેસો તમે અમોને ॥૧૩૮
વળતા વામન વાણી ઓચરે મરમ ॥ અવનની ભરૂ મારા ત્રણજો કદમ ॥૧૩૯
તાહા રાત રહિને કરૂ વિશ્રામ ॥ અમે ધરતી માગુ છુ ઓટ કદમ ॥૧૪૦
અંજળી આણી ઊદક જો તણી ॥ ઓટ કદમની સ્વસ્તી ભણી ॥૧૪૧
ધન ધન રાજા તારૂ ધરમ ॥ અને દખણા જોઈએ અરધુ કદમ ॥૧૪૨

પુણ્ય પવિત્ર સફળ જો થાયે ॥ દક્ષિણા દિધાનો છે મોટા મહિમાયે ॥૧૪૩
તાહા ઊદક લઈને મેલુ હરીને હાથ ॥ તારે પુસટ થયા વિરાટ સાત ॥૧૪૪
પગ પાતાળને શીર આકાશ ॥ વામન રૂપે શ્રી મહારાજ ॥૧૪૫
ત્રિભુવન તો ત્રણ કદમ જો ભરી ॥ પછે દખણા કારણ દેહ જો ધરી ॥૧૪૬
તારે ભગત કારણ ઊપના ભાવ ॥ મેલી પગને ચાપો પાતાળ ॥૧૪૭
તેણે પાતાળનું તો દિધુ રાજ ॥ વામન રૂપ ધર્યુ મહારાજ ॥૧૪૮
છઠે તો પરશુરામ રૂપ જો ધરી ॥ ફરશી લઈને કરૂણા કરી ॥૧૪૯
પિતાની આજ્ઞાયે રહા કરજોડ ॥ હણા ક્ષત્રીયને માતા પિતાના બંધન છોડ ॥૧૫૦
તાહા ક્ષત્રિયના તો ભાંગા માન ॥ દેવે સંધાર્યો સહસ્ત્રાર્જુન ॥૧૫૧
ક્ષત્રીય વિના તો તાહા ના રહે ધરમ ॥ માતાપિતાના તો છોડાવા કરમ ॥૧૫૨
વિપ્રને તાહા આલા માન ॥ પ્રિથમી સોતા આલા ગામ ॥૧૫૩
દરીયા ઓસરીને રહા ॥ અને વિપ્ર સઘળા કેડે ગયા ॥૧૫૪
બોલા વિપ્રને ચડાવી રીસ ॥ મેદની પોતી વાર એકવીસ ॥૧૫૫
પછે વિપ્રને આલો વર ॥ તમે માગી આઓ સઊદરને ઘેર ॥૧૫૬
પછે વિપ્ર પોકારે નામ ॥ છઠે રૂપ શ્રી પરશુરામ ॥૧૫૭
સાતમે રામ રૂપે વન માહે ગયા ॥ સીતા કારણ વ્યાકુળ જો થયા ॥૧૫૮
તાહા હણો મૃગ તે તજીને કાજ ॥ સાયેરમાહે બંધાવી પાજ ॥૧૫૯
હનુમંતને તાહા સેન હંકારો જાયે ॥ ઈંદ્રજીત મારો લક્ષ્મણ રાયે ॥૧૬૦
તાહા બિભિખણને ભેટા શ્રીરામ ॥ રાવણના તો ફેડા ઠામ ॥૧૬૧
સીતા કારણ લંકાયે ગયા ॥ મનોહરી તો કરજોડી રહા ॥૧૬૨
આજ ધન ધન દાડો ધન જો ઘડી ॥ શ્રી રામ પધારા લંકાપુરી ॥૧૬૩
જે શ્રી પાત્ર પરમેશ્વર આવા ઘેર ॥ નાના વિધની કિધી પેર ॥૧૬૪
માણેક મોતી સોના થાળ ॥ શ્રીરામ વધાવા બાલ ગોપાળ ॥૧૬૫
તાહા લંકાના લોક સઊ દર્શન કરે ॥ સર્વે વસ્તુ લઈને આગળ ધરે ॥૧૬૬

મનોવરી તાહા માગે માન ॥ તમે કબુલ કરો શ્રી ભગવાન ॥૧૬૭
તે લંકા આલી સોના દાન ॥ ખુશી થયા તાહા શ્રી ભગવાન ॥૧૬૮
બિભિષણને તાહા આલો પાટ ॥ લંકા આલી સીરને સાટ ॥૧૬૯
દશરથ કુળે આવા રામ ॥ તેણે લીલા કરી છે પછે ગોકુળ ગામ ॥૧૭૦
આઠમે કાનજી રૂપે ચારી ગાયે ॥ વાઈ વાંસળી વૃન્દાવન માહે ॥૧૭૧
જે ગોપી ગોવાળીયા ટોળે મળી ॥ તાહા રચો રાસ તે રંગ મંડળી ॥૧૭૨
ફરીને પરે મંદા લાગે પાયે ॥ તાહા ત્રિકમજી તો કરમલો ખાયે ॥૧૭૩
નવ નારી જેણે રાખી ઘેર ॥ લોક દુરીજન બોલા પેર ॥૧૭૪
ખટ્ માસની તો રજની કરી ॥ સાહેલી સર્વે સરખી કરી ॥૧૭૫
સોળા સહસ્ત્ર રાખી નાર ॥ માહે કૃષ્ણજી બાલ બ્રહ્મચાર ॥૧૭૬
પ્રીતે પ્રેમદા ભરી દેયે ॥ મનભિની હ્રદયા માહે લેયે ॥૧૭૭
છળ કરીને વિંદરાબન છળી ॥ પડો જળધર જેમ કાળમાહે કળી ॥૧૭૮
મલ આખાડે બેઠા માવ ॥ જેણે જેવા દિઠા તેણે તેવા ભાવ ॥૧૭૯
હણો મલ્લને મારો કંસ ॥ બેહુ નર એણે કિધા વંશ ॥૧૮૦
કાનજી રૂપે કરૂણા કરી ॥ ગોપી સઘળી ટોળે મળી ॥૧૮૧
નવમે શ્રી બુધ્ધ રૂપે કિધી મેર ॥ તે ચાલી આવા પાંડવોને ઘેર ॥૧૮૨
યજ્ઞ કરો છો તમે યુધિષ્ઠિર રાયે ॥ પણ આ યજ્ઞનો આજનથી મહિમાયે ॥૧૮૩
તારે બ્રાહ્મણોમાહે પડિયો ત્રાસ ॥ એ કોણ આવા તે વરતોવે આસ ॥૧૮૪
જુવોને રાજા તમે જુગતે કરી ॥ એ કોણ આવો છે પોળે હરી ॥૧૮૫
તમે જુગતે કરીને જુવો જોગ ॥ એ ભિક્ષા માંગે છે ભાવ ભોગ ॥૧૮૬
એમ આવા છે આજ શ્રી હરી ॥ તમે ભોજન આલોરે ભાવજો કરી ॥૧૮૭
બ્રાહ્મણને તો આલા ભુર ॥ અશ્વમેધ કરાવો દૂર ॥૧૮૮
તાહા બ્રાહ્મણને તો ચડી રીસ ॥ ઊઠી ચાલા હજાર દસવીસ ॥૧૮૯
લોક દુરીજન બોલે આળ ॥ સતીયે ખાધી ખમીયાની પાળ ॥૧૯૦

મન મારી રેહે મનમાહે સહી ॥ લોકેબહુ કરમકથા કહી ॥૧૯૧
પાંચે પાંડવને કિધા ન પાપ ॥ તેણે ભણાવા અજંપાજાપ ॥૧૯૨
સંવત ચાળા વરખે સોળા સાર ॥ માગસર સુદ પડવોને બુધવાર ॥૧૯૩
પાંડવ ચાલા તેણે દન ॥ રોવે પ્રજાને પંખી વન ॥૧૯૪
પાંજરે પોપટ કરે રૂદન ॥ ઊગાભાણ ના દિસે દન ॥૧૯૫
તાહા હસ્તી ઘોડા ખાન નાખાયે ॥ બાળક થાંન ના ધાવે માયે ॥૧૯૬
શેહેર હાસ્તિનાપુરમાહે પડિયો સોર ॥ ન બોલે કોયલ ને મોર ॥૧૯૭
તારે ઊત્તર દિશાયે ઊનમીયા મેહ ॥ પાંડવો ચાલા મેલવા દેહ ॥૧૯૮
તારે સત ગયા પાંડવની સાથ ॥ કલજુગ બેઠો તેની રાત ॥૧૯૯
જીભ્યા ઈંદ્રીય એકજ નાર ॥ જે વંચો તે ઊતરા પાર ॥૨૦૦
પંચેંદ્રિય વશ કર્યાવિના પાપ ન જાયે ॥ પાપ ગયા વિના સુધ ના થાયે ॥૨૦૧
શુધ્દ થયાવિના સંતોખ ના હોવે ॥ સંતોખ વિના ભાવના જોયે ॥૨૦૨
ભાવ વિના ભગતિ ના થાયે ॥ ભક્તિ વિના કોઈ મુક્તિ ના પાયે ॥૨૦૩
મુગત વિના કોઈ અમરાપુર ના જાયે ॥ અમર થયા વિના કોઈ દેવ ના કેહવાયે ॥૨૦૪
દેવ થયા વિના દર્શન ના હોવે ॥ દર્શન હોવે તેણે સબ કછુ પાવે ॥૨૦૫
એવી વાણી સત ગોરે કહી ॥ સાંભળો રખેશરો એક ચંતે રહી ॥૨૦૬
નવમે શ્રી બુધ્દ રૂપે કિધી ધોર ॥ અને રૂપ રહા તે સવા પોર ॥૨૦૭
એવા વચન સતગોર કહા ॥ હવે દસવા અવતાર નકળંકી થયા ॥૨૦૮
આજ દસમે શ્રી નકળંકી રૂપ ॥ તાહા નહી કોઈ રાજા મુગતી ભુપ ॥૨૦૯
સત અમલ કરો તમે જુગમાહે જઈ કોયે ॥ તો જે જીવતણા સુધ કારજ હોયે ॥૨૧૦
આજ કળીમાહે નકળંકી નારાયણ ॥ જેણે ચરણે લખીયા અનંત લખ ભાણ ॥૨૧૧
કળી પરમાણે અવદા ઘણી ॥ જે સ્ત્રીયા પુરૂષને નહી માને ઘણી ॥૨૧૨
પુત્ર પિતાને દેસે છેહે ॥ જળ હીના તો ગરજે મેહે ॥૨૧૩
ધરતી ચોરને અગની ઘણી ॥ બે કોલી રાજાને કોઈ નહી ધણી ॥૨૧૪

પુત્ર પિતાને પીડે માત ।। આ કળજુગની એવી વાત ।। ૨૧૫
માતા પુત્રીને પુઠે ધરે ।। તેણી હત્યાયે કુળ એકોનહી તરે ।। ૨૧૬
ભીતર બેઠા બાહેર કાહાજાયે ।। મન ચિંતવુ કાયેના થાયે ।। ૨૧૭
સાચા સતપંથી જે પાચે વશ કરે ।। સતગોર માગે તે આગળ ધરે ।। ૨૧૮
સતગોર વચને જે જીવતા મરે ।। તે કામ કાજ સેજે પરહરે ।। ૨૧૯
મનમારીને ધરે જોધ્યાન ।। તાહા દિલમાહે રાખે બ્રહ્મજ્ઞાન ।।૨૨૦
સત સબુરી સતસુ રેહે ।। સુખ દુઃખ દિલના હરીને કહે ।।૨૨૧
જેના હૃદયમા સ્વામીજીનું નામ ।।તેણે નીત નીત હોસે ગંગાજીનું સ્નાન ।।૨૨૨
ગત માહે નીત નીત નિર્મળ થાયે ।। તેના જીવડા વૈકુંઠમા જાયે ।।૨૨૩
જે દસોંદ સુકરીતે પુરા રેહે ।।સોજાણો રૂખેશર સતગોર એમ જો કહે ।।૨૨૪
મુનિવર ભાઈ તમે રાખો આપ ।।જેમ પવિત્ર થાઓ ને જાએ પાપ ।।૨૨૫
પાપના રાખે એકજો રતી ।। સત સંતોખ તમે રાખો સતી ।।૨૨૬
દયા ક્ષમા ઊપરતિ મો રાખો હેત ।। જેમ ભાદરવા હરીયા ક્ષેત્ર ।।૨૨૭
જ્યાંહા સુધી તમારા તનમાહે પ્રાણ ।।તાહા લગી લિજે હરીના નામ ।।૨૨૮
તમે નામ ના વિસારો હૃદયેથી હરી ।। હવે મનખા દેહી તો ના આવે ફરી ।।૨૨૯
જુવો ગીનાની કથી પુરાણ ।। પાછમ દિસાયેથી આવા નકળંકી નારાયણ।।૨૩૦
દેશ દિલમને ગડ વરજા શાહેર ।। તે જંબુદ્વિપમાહે ભરતખંડ ઘેર ।।૨૩૧
ભણે સતગોર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહા જાણ ।। સત દરશન તે સહી પ્રમાણ।।૨૩૨

## ભાગ ૨ જો

પેહેલા સુરીજનહાર વખાણું ।। તીસકા આદે રે અંત ના જાણુ ।। ૧
જેણે દો અક્ષરથી સબ જુગ કિતા ।।નુર નિપાયા અવર તીન સીર મીતા ।। ૨
આદે અંતકા એહી ભેદા ।। જબ લે આપે ઈંડ જો છેદા ।। ૩
રૂપ ધરકર જુગમાહે આયે ।। મુનિવર કુ જા ધરમ બતાયે ।। ૪
જુગમાહે આકર અજવાલા કીના ।। જાંબુદ્વિપમાહે પાવેજો ઠામા ।। ૫

સત વચન માહે સત જો ભાખા ।। હેત સઘળા મુનિવરકુ દાખા ।।૬
ગોરનર મલી કરીને તેજ સમાયા ।। જંબુદ્વિપમાહે છોડી માયા ।।૭
દોનુ નુર જબ એકઠા મળીયા ।। તબ જા ફેરા જીવોંકા ટળીયા ।।૮
હાતમાહે દિપક સુધા દિના ।। આપને મુનિવરકુ હેત જો કીના ।।૯
આદે અંતે દોનુનુર એકઠા આયે ।। જગોજગ રૂખેશર નેહડા પાયે ।।૧૦
જીવ થેસો સો દેવ કેલાયે ।। દોનુ કળા જબ એકઠી આયે ।।૧૧
એ દોનુ કલા જબ એકઠી હોવે ।। પિછે પાપ ના દેખો કોયે ।।૧૨
જુગો જુગમાહે એહી ભેદા ।। દુજા મારગ સતગુરૂયે છેદા ।।૧૩
ચોથી સંઘકી એહી બાતા ।। અબ મત ભણોરે દુજી ઘાત ।।૧૪
અબ મત ભુલોરે મુનિવર ભાઈ ।। દયા ધરમકી રાહા બતાઈ ।।૧૫
પંથી કોઈ ખોટીના હોવે ।। પ્રગટ નુર નૈનું જોવે ।।૧૬
થોડા કલજુગ ઊમર ઘટાઈ ।। કાચી કાયારે એઊ બંધાઈ ।।૧૭
ઈસમે સતગોરે રાહા બતાઈ ।। મુનિવર મેરે તુમ કરો કમાઈ ।।૧૮
જંબુદ્વિપમાહે જ્યોત જગાવે ।। અમરભેદ રખેશર પાયે ।।૧૯
દુનિયા કોઈ કામના આવે ।। દુનિયા જીવકુ નરગે લે જાવે ।।૨૦
આગે દેખો ભગતે દુનિયા છોડી ।। કભુ ના ચાલે મુખડા મોડી ।।૨૧
દુનિયા દોલત દિલના આની ।। દુનિયા ફાની સબ દુર કરી જાણી ।।૨૨
ઈસ દુનિયામાહે સબ ભુલાયે ।। સાચે થે સો તો નેહડા પાયે ।।૨૩
એ દુનિયાકુ મત ધીરો કોઈ ।। જે બડા ઋખિવર ઊનકી ના હોઈ ।।૨૪
જીસકી નોબત પેલી બજાવે ।। તમે સહી કરી જાણો પીંઆલા આવે ।।૨૫
જો તમે જાણો તો ધરો સીસી ।। કભુ ના રેહેવે એ પરદેસી ।।૨૬
ઈસ પંથીકા કોઈ મર્મ ના પાવે ।। દેખો ઊચિતા ઊઠકર જાવે ।।૨૭
એ જીવ જાપ ના બુઝે કોઈ ।। બુઝે સો જીને ખોજા હોઈ ।।૨૮
મોલકોલ મૌલકા એહી ભેદા ।। ગુરનરને બુઝે જો માહેકા પરદા છેદા ।।૨૯

પરદા માહેકા જો છેદા હોવે ॥ તો મલેકલ મોતકુ નયને જોવે ॥૩૦
હાલ અપણા મોત કીઊ હોવે ॥ તો હાથ જોડકર ખડા જો રેહેવે ॥૩૧
પરદા માહેકા જેણ છેદા હોવે ॥ તો મલેકલ મોતકુ નયને જોવે ॥૩૨
પરદા માહેકા પુરા છેદા હોઈ ॥ તીસે અંધારા ના લોપે કોઈ ॥૩૩
પરદા માહેકા છેદા હોવે ॥ તો અંતરઆતમા સુધા જોવે ॥૩૪
જો અંતરાત્મા સુધી રાહા બતાવે ॥ તો સબહી મુકામ નયને દેખાવે ॥૩૫
દિલમાહે ચાંદરણા જો સુધા હોવે ॥ તો મલેકલ મોતકુ નયને જોવે ॥૩૬
જો દિલમાહે કાસલ રતી ના રેહેવે ॥ તો દરસન સ્વામીકા પરગટ જોવે ॥૩૭
પીછે સતગોર સ્વર્ગ લેઈ જાવે ॥ સ્વર્ગના ચાંદરણા નયને દેખાવે ॥૩૮
દેહડી સુધી કીજે લોકા ॥ તો કાહે ના હોવે રે સ્વામીસુ ભોગા ॥૩૯
દેખો મુનિવર તમ ઘેર સ્વામી જો આયે ॥ સતગોર મળીયા તમ રાહા બતાયે ॥૪૦
ચાંદરણા તમકુ પરગટ દેખાયે ॥ તબ જા દરશન સ્વામીકા પાવે ॥૪૧
તમે કાહે ના ચેતો મેરે મુનિવર ભાઈ ॥ તમ ઘેર સ્વામીકી હોઈ વધાઈ ॥૪૨
એહી દિપક તમે સાચા માનો ॥ સત અજવાલા સતસુ જાણો ॥૪૩
પેહેલી સોહાની ફેરાવો લોકા ॥ પીછે હઈડા હોવે દિપક જાગા ॥૪૪
બીન અજવાલે ના પોતા કોઈ ॥ વેદ શાસ્ત્ર માહે તમે લેજો જોઈ ॥૪૫
દયા ધરમકા તમે કરો સંજોગા ॥ તો ફરી ફરી માનો સ્વામીસુ ભોગા ॥૪૬
બીન અજવાળે ના પોતા કોઈ ॥ આગે બડે બડે ઋષીવર હોઈ ॥૪૭
ગુરૂકુ બુઝે સો મુનિવર સાચા ॥ તીસે જીભા રદે એક જો વાચા ॥૪૮
રાહા વખાણો સો સત મુનિવર ભાઈ ॥ જીસથી રૂખીયોને રેહેમત પાઈ ॥૪૯
એ જુગમાહે સો સબતન માહે દેખો ॥ સારૂકે સીર એક ધર્મહી લેખો ॥૫૦
એ સબ દેખે તો હ્રદે અજવાલા હોવે ॥ તો વચન સતગુરૂકા દ્રઢ કરી જોવે ॥૫૧
પરતગ ધોવે પાંચ મેલ હ્રદેકા ॥ મુનિવર જપો એ દાસ પીહુકા ॥૫૨
પાચ મેલ આતમા ભીતર ધોવે ॥ તો ધર્મ અપનેકુ પરતગ જોવે ॥૫૩

તખત ઈશ્વરકા દિલમાહે આખો ॥ પાંચ મેલ ધોકરને અમરતચાખો ૫૪
જે ચાખે અમરત તીસે મરણનાઆવે ॥ અમર દરશન પીહુકાપાવે ॥૫૫
પડદા દિલકા પાંચભુ આતમા ॥ કામ ક્રોધ તે સાતમા ॥૫૬
સબ વિકારેમે દો બડે હોવે ॥ જીભીયાઈન્દ્રીય વિષય અદ્દકીજોવે ॥૫૭
ચોરસર્વે સબતનમાહેજાનો ॥ તો અંતરમાહે મેલ તમે પીછાનો ॥૫૮
સર્વે વિષયવિકાર સંગતથી હોવેજાયે ॥ તીસથી જીવકુ મરત જો થાયે ॥૫૯
ધણીયે અપનેકુ ભેજા હોવે ॥ તો ભાઈ બુરા કામ તીસઊપર જોવે ॥૬૦
અલિપ્ત રેહેજો કરમત ચાહે ॥ રહે હજુરી બી દરશન પાયે ॥૬૧
ભલા બુરા મુનિવર કુ હોવે ॥ ભલા બુરા બુઝે તીસે તોક પેરાવે ॥૬૨
એતના પરતગ તનથી તાંગો ॥ તો મુનિવર પામે અવિચળ રાજો ॥૬૩
સુરજ ઊગે પેલા તમે જાગો । આળસ નિંદ્રા તે પ્રથમ ત્યાગો ॥૬૪
તન મન ધોઈ શુધ્ધજો હોવે ॥ તો પીહુકા દર્શન નયનું જોવે ॥૬૫
ક્ષમાસંતોખે દિલસ્વામી પરરખના । બુઝોરે રુખીયો પીહુ કુ જપના ॥૬૬
જેઊ સ્વાસ ઊસ્વાસ તનમાહે સારા ॥ તમે જીકર કરોરે પીહુ કીરતારા ॥૬૭
જો નિયત દિલકી સાબુત રાખે ॥ સેવક શ્રધ્દાથી પીહુને દેખે ॥૬૮
સુરીજન મેરા કસીયેન જેહા ॥ તાહા હેત કરોતો વાધે સનેહા ॥૬૯
પરતગ હૃદયમાહે દેખ વિચારી ॥ ઈશ્વરકી કુદરત દેખ સંભારી ॥૭૦
બોલે વચન તે સર્વે અમરત ॥ નિસદિન જપના પીહુ તીસે સમરત ॥૭૧
જેઊ તનમાહે પરગટ અકલહે ॥ સાંઈ વ્યાપક ભરપુર સકલ હે ॥૭૨
જેમ દુધમાહે ઘી તેમ પંડમાહે પ્રાણ ॥ કાલાનહી પંડ ભરીયા જાણ ॥૭૩
નશ્વર દેખોસબ કાયા પિંડ ॥ તન માહે ખોરે અદબદ ઈંડ ॥૭૪
ગોર પરસાદે ગીનાન તો પાવે ॥ જો નશ્વર પંડ ઈશ્વરસુ ચીત લાવે ॥૭૫
છોડો દુનિયાકા મોહોને માયા ॥ દ્દઢ ઈમાને જપોતો અમર થઓ ॥૭૬
નિસદિન પીહુકી જકર માહે હોવે ॥ તો કાજ પીહુ મય આપે પીંડ મોવે ॥૭૭

બોલે સુણે ઓર દેખે સબ સારા ॥ તો દિલમાહે કલંક છે કિરતારા ॥૭૮
જે જકર પીહુકી માહે નિસ દીન રાતે ॥ ખર લોભ તેને માતે ॥૭૯
જાકુ જકર પીહુજી હરદમ હાજર ॥ સત્ય બોલે પીહુ ઊપર નજર ॥૮૦
એ નીસ ચલના ગોર મુખે ચાલે ॥ તીસે વાકા વસમા એહી સંભાલે ॥૮૧
નિસદિન જકરમાહે આપે પંડ બોહોવે ॥ તો જા દરશન પીહુકા જોવે ॥૮૨
દિલ હજુરી પીહુસુ ॥ નિસદીન પુરા હોયેરે ॥
કુલ ઊધ્ધારે અપના ॥ તો સાચા સેવક સોહીરે ॥ ૮૩ ॥
જો સાચા થાસો સાચસુ ॥ અને હલવા કિયા સોભારરે ॥
ભારી થેસો બીચ રેહે ॥ હલવે ઊતરે પારરે ॥ ૮૪ ॥
એસા નેહા કરો મેરે ભાઈ ॥ જેસી મછલીને ઊદક સંગાઈ ॥૮૫
નીસ દિન શરણે ઊસકી રેહેવે ॥ એક તલ બ છોડે તો જીવડાં દેવે ॥૮૬
નિસ દિન રેહેવે જલમાહે આપ ॥ ઘણી ધોવે પણ ભીતર પાપ ॥૮૭
પાપ સો ઘટમાહેને બાહેર છોતી ॥ હૃદામાહે મેલને ધોવે ધોતી ૮૮
અંગનોમી હેઠે ને પંડ દેખાવે ॥ એ ઊપડી આથી પાપ ના જાવે ॥૮૯
પાપ સો પીસુ ખોયા પ્રાણ જાણો ॥ તો ભીતર ભરમને મુખે વેદ વખાણો ॥૯૦
જો અથરવેદની કાંડી જાણો ॥ તો પાત્ર પરખીને ગોરનર પરમાણો ॥૯૧
પથર પુજેસો પથર પાવે ॥ અમર દેહી પથરની મારના પાવે ॥૯૨
ભોગ સણગાર નહી વચન તસીકુ ॥ ભરમે ભુલો તે કેહે કીસીકુ ॥૯૩
વેદ પુરાણ માહે સાખા જેસી ॥ જે જુગમાહે સેવે તે પાવે તેસી ॥૯૪
... ધરમ વિચારીને જર પિછાણો ॥ એનુ સીર ચાર તરતવ એક જાણો ॥૯૫
પાંચભુ આતમા માહે ઓ સંજોગા ॥ કાચા પંડને સંકલપ ભોગા ॥૯૬
એનુ સીર ચાર તરતવ માનકે ॥ અગ્ની પૃથ્વી પાણી વાયુ મિલે તો પાકે ॥૯૭
પરાંગ ઊપજેરે મલા ચાર ॥ પાંચભૂ આતમાનો એ સંસાર ॥૯૮
જે પરતંગ અંગનોમાહે હોવે ॥ તો કામ ક્રોધ પરતગ ખોવે ॥૯૯

તીસકા પાતક ઊસકુ નાહી ॥ આહીના ભુલા આગળનરગેજાહી॥૧૦૦
એ પરતંગ દુજા પાણીકુ પિછાણો॥ સુરાદાતાર તીસે ભી જાણો॥૧૦૧
ગરથ ખરચે તીને સબસારા॥મન ચિંતતેને હુઈ વડવાડા ॥૧૦૨
ત્રીજી પરતગ પવન અદકારી॥મસકા વાયુ દેખાવે ભારી ॥૧૦૩
અવરા ગ્રહીને કરીગયા સુન દેખાવે॥આપે બેસેઊચપરનીચબતાવે૧૦૪
એત્રણ પરતગ વસે ચારેખાણે।આપેગતજે મુજે પરમાણે૧૦૫
ચોથી પરતંગ પ્રિથમીવખાણી॥ધીરજ મુનિવરકાથરરેહેઊસકુજાણી૧૦૬
પરદુઃખ વેદના જેઆપે સેહેવે॥ ધૈર્યસાથે ઈમાન મુનિવરકાકાયમરેહેવે॥૧૦૭
સાધ સંતોકી દયા ધરમ। હેત સખાવંત બીજરે ॥
જાહા કામ અહંકાર વાધેનહી। તાહા ગુરૂનરની છાપ સહિતરે॥ ૧૦૮
પરતગ સુઝે ધરમની। અને ઈછા સત સમો પરે ॥
દિલ સંતોકી દયા ઘણી।સારી તીસ મુખજભાપરે ॥ ૧૦૯
એસા જુપીયે પીહુકાજાપ ॥ તો વાધે ધરમને ટળે પાપ॥૧૧૦
સાંસ ઊસાસે ઘટમાહે આણો॥ હરદમ હાજર દિલમાહે પિછાણો॥૧૧૧
ઊત્તમ કુલજે પીહુ વસે જાહાતે॥ નીચ ઊંચ કુલ આચારૂતે પાસે॥૧૧૨
પરતંગ જે સેવકની ઊત્તમ કરણી॥ નિર્મળમને સેવા સતગુરૂની ધરણી॥૧૧૩
આસા આપણી પીહુચરણેસબ ખોવે॥ હેત ચલંત્ર સબ હકકા જોવે ॥૧૧૪
અકલસબખોને દિલમાહે સમઝાદાતા॥ કારણ કાત કુ જેને ઝાહેર જાતા॥૧૧૫
એક જાત સકળ ભવ પુર ॥ સકળ વ્યાપક અંધાને મન દૂર ॥૧૧૬
દુર જાકુ સબ ભરમે ભુલાયે॥ જેણે આપ ખોયા તેણે પીહુ પાયે ॥૧૧૭
દયા ધરમ તે ઊત્તમ કમાઈ॥જીસથી સાધુને સત બાટજ પાઈ॥૧૧૮
સરંગથી હોવે પીહુ નીમેડા॥ પણ હું તું કરીને પડિયા વેહેરા ॥૧૧૯
દરપન દેખો પીહુકા આછા॥ લોહા અગન માહે ગળે જેમ સાચા॥૧૨૦
મારસો ઘણકી સીરઊપર લીતી॥ઘાવો હથોડાને આરસી કીતી ॥૧૨૧

વેહેતો સરાણેરે દેહા છોલાઈ ॥ તબ જા માહેનીકલીસફાઈ ॥ ૧૨૨
સીકલઘસે તો પીહુ ચંતઊપર આવે॥ હાથુલેકર જાહેર દેખાવે ॥ ૧૨૩
જે પીહુમુખ દેખા જે સાચા હોઈ ॥ લોહા પણ માહેથી તેજી જોઈ ॥ ૧૨૪
પાંચભુ આતમા સોતોલોહાહે । તુ કુડ મમતાને વારરે ॥
આરસી ઘડો હરીનામ વેદસુ । અને ક્રિયા સરાણે ચિત ઘસાયેરે ॥ ૧૨૫
સીકલ ઘસો હરી નામનો । અને સાંસ ઊસ્વાસે જપો જાપરે ॥
જો દરપણ દિલ કિજીયે । તો દરશન પાઈએ આપરે ॥ ૧૨૬
દરશન જેસારે જો દિલહોવે ॥ તો પીહુ અપનેકુ પરતંગ જોવે ॥ ૧૨૭
જકરે મળે પીહુ ઘટ માહેથી ॥ ઊત્તમ કરણી બલ વાધે તાહીથી ॥ ૧૨૮
લોહે ના જાણે કુછભી ના હે ॥ ઘટમોહે દારૂ વિખભી માહે ॥ ૧૨૯
જે આપસભાવે તેમનકુ કીજે ॥ તો માહે મોરછા આરસી કરીજે ॥ ૧૩૦
સુણો એ મંનકા બંકા ઘોડા ॥ ચોકી આપો આપને લોહોડા ॥ ૧૩૧
પ્રભુજી વેદમાહે એસા જાણો ॥ તો ગોર નરને પરતગ પરમાણો ॥ ૧૩૨
દોઈપણા જો આવણે લોડે ॥ તો નેહેન અપના અવરા જોડે ॥ ૧૩૩
પરિતે દસમન આપેનાહોવે ॥ તો પાપ અપના કુકર્તવ જોવે ॥ ૧૩૪
જીસકા કરતવ પાપ તેહા ॥ ક્જે રોહે તીસ ઠામો રહા ॥ ૧૩૫
પેલા ભુલા નશ્વર સંસારા ॥ બાતન કુતાને જાહેર સારા ॥ ૧૩૬
જાહેર હીણાને બાતન સારા ॥ તીસ દિલ બેઠારે સુરીજન હારા ॥ ૧૩૭
રેહેમતે સાચાને દિલમાહે જુઠા ॥ મુનિવરને ઊગારા ને દુરીજન લુટા ॥ ૧૩૮
દુરીજનને સાઈ સાચાના માને ॥ એ કામ પીહુકા દિલમાહે ન જાણે ॥ ૧૩૯
મુનિવર તે જે ઈમાન ના છોડે ॥ અમર દયાન પીહુસુ જોડે ॥ ૧૪૦
કરે કાજ સો જમકા કામા ॥ તીસે આદ નાહી હરિગુણ નામા ॥ ૧૪૧
ગીનાન બોલોવે મુનિવર ભાઈ ॥ ગુરૂ પાસેથી રે હાસલ થાઈ ॥ ૧૪૨
એ હાસલ થકી અમરપદ જાણો ॥ તો ગોર નરને પરતગ પરમાણો ॥ ૧૪૩

બાર વેદનીછે આદ ઊનાદે ॥ પાઈસો સાધુને સતગોર પ્રસાદે ॥૧૪૪
વેદછે દરીયાને રતન આત્મજ્ઞાન॥પાયેરાખોસ્વામીસુ અવિંચલ ધ્યાન૧૪૫
ગીનાન પામે સતગોર પરસાદે॥ કુસંકલ્પ તુટેરે માહેકા યાદે ॥૧૪૬
સંકલપે વાયે તે અગનાની અદકાર॥ પાંચભુ આત્માનો એસો વિચાર૧૪૭
ગુરૂનરસુ મળતા નિર્ભય થઈયે॥ તો વૈકુંઠમાહે ચાલા જઈએ ॥૧૪૮
જીકર પાણીને હરીનામ સાબુ ॥ આતમા વસ્ત્ર ધુવો મુનિવરબાપુ॥૧૪૯
સત સુકાવેને નિસ દિન ધોવે॥પાચે મેલ ધોકુર પવિત્ર હોવે ॥૧૫૦
સતગુરૂ સાબુ હરીનામ દિયા ॥ સાચે જીવને ઈછા કર લીયા ॥૧૫૧
જે અવર ઈછા સબ જુગકી તોડે ॥ તો પ્રીત સાધ ગોરનરની જોડે ॥૧૫૨
અમર ધ્યાને અમર ફળ પાયા ॥ દિલથી તેજો જુઠી મોહોને માયા॥૧૫૩
અમર ગોરનરને સેવે એકજો મન॥તે પામે ગોરનરના દરશન ॥૧૫૪
માયા મોહોની જુઠી છે આસા॥ અનેક જીવ તીસે પડિયા પાસા॥૧૫૫
સાધની સંગતે અમર ફળ ફળે ॥ જીસથી લખચૌરાસી ટળે ॥૧૫૬
કુડ કપટ મન વાચીતા કરમ ॥ આતમાનો તો ત્રુટે ભરમ ॥૧૫૭
ભરમે ચકુફંદ ઝાઝવાના પાણી ॥ આતમાજ્યોત ગોરનરસુ જાણી॥૧૫૮
અમર સરોવરને સતગોર પંડા॥ જીસમાહે લઈએ અદબદ ઈંડા ॥૧૫૯
અદ બદ ઈંડા તે જમી આકાસા॥ તે સબ દેહીયા માહેકીયા પ્રકાશ॥૧૬૦
અમર સુરત દેહીમાહે દિખલાવે ॥ અમર હોવે તો અમર ફળ ખાવે ॥૧૬૧
આદ ઊનાદે મરતંગ ખાણે॥ જો આતમા ભીતર ગોરનરને પરમાણે॥૧૬૨
સંકલપ વિકલ્પ તે મરતગ જાણો॥ તરૂવા હરસકા અદલાઈ આણો॥૧૬૩
જબ દેખોતબ ખાલથી રચના જાણો॥તમે આખી હકીગતે નરગોર પ્રમાણો૬૪
સોધી લેહે સરગ જમણે પાસા॥ જેણે ચાખ્યા અમર તેની પોચી આસા૧૬૫
પેટે આરસી લાગતી આવે॥ દુરીજન વિસવાસ ભરમે ભુલાવે ॥૧૬૬
ઈસથી ઊપર સરગ રેહેમાની॥ હુવા અમર તે ગોરનર પરમાણી ॥૧૬૭

ઈસથી ઊંચા ધ્યાન આકાસા॥જાહાનહીસુનમંડલસાસઉસ્વાસા॥૧૬૮
તીસમાહે પ્રણવકા ધરીયા ધ્યાન ॥ જેણે ચાખાઅમરત ગોરનર પ્રમાણ॥૧૬૯
તોયે કરતવ પીહુકા પાહાવે ॥ જે પાંચે તરતવ એક કરી લાવે ॥૧૭૦
ભોગ પરમાણે જાકી સાખા॥સુન મંડલમાહે સતગુરૂકી રેખા ॥૧૭૧
અમરત લિયા સો અમર હુવા ॥ હેવા ઈખોથી કાહાડો જીવા ॥૧૭૨
સુધી બાટ સતગોરથી દેખાઈ॥ પૂર્વે સંચો ગોર મુખે મુગતપાઈ॥૧૭૩
જેણે પુરા સતગોર સેવીયા।તેને સતગોર આગે જાણેરે ॥
જે અમરપદ પામીયા॥ તે હરિગુણ પરમાણેરે ॥ ૧૭૪
પૂર્વે સંચો જેણે આગમ જાણો ॥તેણે ગોરનર આજ ભેટા પરમાણે॥૧૭૫
તે જીવ અગમ અગોચર લખાણા॥નહીતો વસવાસે આછાપડા થારેખાણા ૭૬
જેણેગોરનર સેવાતે પામા પંથ॥ગુરૂ પ્રસાદે રાખો નિરમળ ચંત ॥૧૭૭
એ કસણી કરે ને કુસણી સોહાર॥ઊંડા સાગરને સકલ સંસાર ॥૧૭૮
કાયા બેડી માહે જીવને ઊતારે ॥ સતગોર આગે ખેડનહારે ॥૧૭૯
જે બેડી પાંચ મુખેની ભેય રેહેવે ॥ નહી મેરે બુડી તે પાર ઊતરે ॥૧૮૦
મુનિવરભાઈ પાચે દરવાજે દિજે ગુરૂકાતાલા॥તો આગમ ક્રિયા પાળો સારા॥૧૮૧
કાયા બેડી માહે જીવડો ઘાત ॥ તો રાખો દેવની કુંચી હાથ ॥૧૮૨
એ પેહેર અમરની જાણો ભાઈ॥એવી આદે અનાદે ગોરનરથી હાસલ થાઈ॥૧૮૩
મુનિવર ભાઈ કાયા પવિત્ર કિજે॥ ગુરૂ નર સાધ પુરૂખની સેવા કિજે ॥૧૮૪
વસ્ત્ર પાકે સુધ હોયે કાયા॥ તે નિરમળ સેવે જીવને છપી માયા ॥૧૮૫
આતમા જીભ્યા ઈંદરી વિખીયાનુ મુળ॥જે બોલે આખે તે આતમા જુલ ॥૧૮૬
ધરમે બોલે તે પરવસ બોલે॥ જે નહી બોલે તેની રૂદે ખોલે ॥૧૮૭
એઠુ જુઠુ તે કરમ વિચાર ॥ સુતક કરમ તે જાણો ચાર ॥૧૮૮
જે જીવ સુતક કરમે ભરામરે ॥ તે જીવ લખ ચોરાસીને ફેરે ફરે ॥૧૮૯
તો પાપ પરગટ એમ તે જાણો॥ અને કિધા કરતબ તે દિલ માહે આણો ૧૯૦

ઈસથી કિયા મન વા ચીત કરમ ॥ જીસથી અંતરપડિયા ભરમ॥૧૯૧
જેવા ખાયે તેવા ઓડકાર॥ જે કરમ કરે તે વિવેક વિચાર ॥૧૯૨
ચુલા ઊપર હાંડી આવે ॥ અગની હોવે તો ઊભરાવે ॥૧૯૩
નિરમળ શુદ્દ હોવે કાયા॥ બોલે મુખે જીને જેવા ખાયા ॥૧૯૪
હરામને હલાલથી દાનવને દેવ॥ જે અભક્ષ્ય ખાવેતેમાહે વિખેવ॥૧૯૫
ખોટે ચાટે રે લેણી પ્રીત ॥ તે જીવ નિસટે કુતારીત ॥૧૯૬
એમ કુવિચારમાહે સંસાર સમાયા॥ એવા તરતવ ભેદ રૂખીયોને પાયા॥૧૯૭
આ સતપંથ સતની બેલીયે ચાલે॥ તેણે સતગોર આપે રખવાળે॥૧૯૮
અજંપાથઈ સતગોર આપે રખવાળ॥ ચોકી દેવની દયા રખવાળ॥૧૯૯
ક્રિયાનો કોટને આચારના ઘોડા ॥ જેણે તનથી પાચે ચોર બાહેર છોડા॥૨૦૦
દયાની ચોકી સદક ઈમાનની ખાઈ ॥ તો સતગુરૂની કૃપાથી મુગત પાઈ॥૨૦૧
ચોકી દેવની સાથે સુરીજનહારા॥ કુટક વિસવાસ ક્ષમાની તરવારા॥૨૦૨
જે ગોરનરના નામથી મુખના ફેડે ॥ તો પાપતણી જડ મુળ ઊખેડે ॥૨૦૩
તો ચોરનગરની વાટેના આવે॥ જો ગોરનરસુ મન ચિંત નિરમલ ચલાવે ॥૨૦૪
તેમા સંકલ્પ વિકલ્પ છે ધુતારા ॥તાહા બેઠા સુરીજનહાર નીરકારા॥૨૦૫
માયા મોહની છે મોટી જાળ ॥ જો છુટે ફાંસી સંકલપ કાળ ॥૨૦૬
જો સાથ છોડી ચોર કાહી નાજાવે॥ તો ભુલા ભરમે ઠામ નહી પાવે ॥૨૦૭
જેણે પુરો સંચો તે પાવે અમરઠામ॥ પણ નહી સામળ જે કરે કામ ॥૨૦૮
જો પ્રાણી નગરમાહે વસતા દિજે॥ પણ નહી કાઈ ગરથ જે વસાવી લીજે॥૨૦૯
દયા ક્ષમા સંતોખે ભરીયા। અને સખાવંત સપાત્ર સંજાતરે ॥
જો ફકર સબુરી વખાણીએ। સતગોર દિવો કળમાહે હાથરે ॥ ૨૧૦
પરતક ગોરનરને પિછાનીયે। અને પરખો સુધ સુખ ધામરે ॥
વેદમાહે લખ્યુંતે પાલીયે। અને લીજે ગુરૂનરનું નામરે ॥ ૨૧૧
એવા સતપંથ સુણોમુનિવર ભાઈ॥ એ સતપંથથકી રૂખીઓયે રાહ પાઈ॥ ૨૧૨

એવાભેદ તમેજાણો સતનીપુજા ગોરનરના ભેદ તેતો રૂખીયોને બુઝા ૨૧૩
એવાભેદ વિચારતમે સુણોરે સાધો એ સતપંથે અમરાપોર લાધો ॥૨૧૪
પેલો તત્વજે ક્રિયા સાર તે કળજુગ વખડો ઊતરે પાર ॥૨૧૫
સહુદર ખન્નીને વંસવ સંસાર ભોજન પરીતનો જુજવો વહેવાર ॥૨૧૬
તેનો ભરખને ભાર રેહે અલંગો આર બુઝે મરમતો સઊનો એકવિચાર ૨૧૭
અગ્ની વાયે પાણી પ્રીથમી ચાર પાચમી ઈચ્છાતે વિવેક વિચાર ॥૨૧૮
સહુની ઈચ્છા એક જુગત જાણો તો બ્રહ્મ ક્રિયા પાળે સતગોર પરમાણે ૧૯
જે અમર હોયેતે સહી જાણે તો ગોર નરને સતે પરમાણો ॥૨૨૦
ઘરાઘર જાપ કરે દિન રાત તો જુગતે જાપજપે ગોરનર પરતાપે ॥૨૨૧
મળો મેળાવે સેવક એકજે ઠામ તે ગતમાહે ઊપજે પુરણ સ્નાન ॥૨૨૨
જે સહુદર વરણને વીસનવીયા તેભ્રાંત ટાળીને મુનિવર કિયા ॥૨૨૩
જેમ કરીયાએ ઊપજે મેળો સાર તમે મેળાવે મળસો ગત અદકાર ॥૨૨૪
જ્યોત ગતની પુજા કરીયેજોજાણ તો દસોંદ સુકરીતે બ્રહ્માને પિછાણ ૨૨૫
તે ગતમાહે મળતા સખાનવ કાજે જઈ ઈચ્છાએ ગતના પાયે પુજીજે ૨૨૬
જેને ભ્રાંત મનમાહે તાહા ભ્રમના આવે જોવમરસે મળેતો પાવન થાયે ૨૨૭
જે સાચા દસોંદી સતિયારા ભાઈ તે સતગોરની બેલીયે આજ ચઢસે સઈ ૨૮
સાઠ ઘડી દિન સમરણ કરના તે માહેથી છ ઘડી દસોંદે ધરણા ॥૨૨૯
છ ઘડીજાપ દસોંદે જાવે પણ અદકો જપેતો સુકરીત પાવે ॥૨૩૦
એસા સતપંથ જાણોરે ઈમાની મુનિવર તેજે દિલથી દૂરકરો મોહબેઈમાની ૩૧
ચોર સેતાની રેતી સકે લેખે જે આપ પુજાવે માણસ ભેખે ॥૨૩૨
એ ત્રણ દેવ વીના ચોથી પૂજા નાયે માણસ પૂજાવે સોકોણ કસમાયે ॥૨૩૩
એવા દરસટા ગીનાની ચાવે ભાગે ભરમને પરકુસ મઝાવે ॥૨૩૪
એક સરે આર ભરખ પુરા હોવે મુનિવર તેજે પાસેર ઓછા નીરમળ જોવે ॥૨૩૫
ભોજન ભરાતે દેહીને ભાર ગફલતે વાધે આર અહંકાર ॥૨૩૬

કાળ વાધે પેટે પુરા ॥ કુબુધ્દિ વાધે નિંદ અંધોરા ॥૨૩૭
હળવે પેટે ગીનાન સાંભળે ॥ ગોરને હુકમે કરો ઓછા આહાર ॥૨૩૮
સાંસ ઊસ્વાસ સુખ મુખ પરઆવે ॥ તો જાકર ઈશ્વરકાદર્શન પાવે ॥૨૩૯
એવા કમળવકાસી ચંત ઊપર આણો ॥ રદો દરૂડ કરીને ગુરૂનરને પરમાણો ૨૪૦
નીર હલોલે મુખના દિસે ॥ જે માયા મનથી દૂર કરીજે ॥૨૪૧
એવા ચાવે ચેતો રૂદેમાહે નિરધાર ॥ એ માયા આત્માનો કરો વિચાર ૨૪૨
જો વાત આતમા માહે આવે ॥ તો કેવી પેરે ચંત દરૂડ ચલાવે ॥૨૪૩
જો મન માહે બાધો ગોરનરની આસ ॥ મુનિવરને મુક્તિ દુનિયા નિરાસ ૨૪૪
જીસથી ઊંચા દર્શન પ્રભુજી ॥ હવે આજ વિલંભના જાણો ભાઈ ॥૨૪૫
હલંમ ખેડોને ક્રીયા જાણો ॥ દસોંદ સુકરીતે ગુરૂનરને પરમાણો ॥૨૪૬
પાણી દયા ગુરૂનરને આરાધે સાર ॥ તો મુનિવર એતી ફલંમ પાવે પાર ॥૨૪૭
દિલ પવિત્ર રાખો પેલા ॥ તો સંસાર સાગર ઊતરવા સોહેલા ॥૨૪૮
સંઘાત આતમા સાધો પ્રાણ ॥ જો મન વેધે તો થરરહે જીવ નિરવાણ ॥૨૪૯
ઊત્તમ ગુણ ગ્રહીને હીણ ગુણ સર્વે મેલે ॥ સીલ સંતોકી તે અમર તોલે ॥૨૫૦
જેમ સંઘત પાણી પથરને ગીનાન ॥ તે જલમાહે રહે પણ રૂદે નહી સાન ॥૨૫૧
કુડ કપટ કિધા બહુ ભાતના ॥ સંકલપ દિલ નેહે સેતાના ॥૨૫૨
સેવતા અગન જેણે પલવતંન દાગે ॥ સંકલપ વિકલ્પ તીનકુલાગે ॥૨૫૩
સેવત અગન જેણે આલવા સાંધો ॥ સરવે સાંસીને આતમાહે લાધો ॥૨૫૪
આતમામાહે ગોરનર પરમાણો ॥ જેસથી સેવત આગળ સતપંથ જાણો ॥૨૫૫
સતગોર ચરણે હર પરખાવો ॥ બ્રહ્મા વિષ્ણુ માહેશ્વરને સંભારો ॥૨૫૬
ઘટપાટ થાપના ગતતીરથ જાણો ॥ તે કલસ માહે ગુરૂનર પરમાણો ॥૨૫૭
જો મુનિવર રૂદેમાહે તમે કરો વિચાર ॥ તો જગતમાહે જગદિશ છે આધાર ॥૨૫૮
એકે ઠામ સંભાલો મુનિવર ભાઈ ॥ જીસથી રૂખીયોને રહેમત પાઈ ॥૨૫૯
તજો મન ચીંતથી ધરતી અઠોરા ॥ હેમાહે વમાસણ રેહના અઘોરા ॥૨૬૦

૭૪૫

તે અગનાની કલે અંધિયારા ॥ ઓર બીચારે જપતો જીવણહારા॥૨૬૧
કરૂ પ્રણામ સુણો ધરતી માતા॥ આખરહે મરણા સો તેરી જાતા ॥ ૨૬૨
જબ દેખો ઊચા ધાનક આકાસો ॥ તાહા પાચસે વરસકીરાહાવમાસો॥૨૬૩
મનવા થીતા એવા કરતબજાણ॥આ તન રેહેસે ધરતીને આકાસેપ્રાણ૨૬૪
જેમ દૂર જાયે પોહોચો ઠામા ॥ તો એવા મરત લોકે જાણો ઠામા॥ ૨૬૫
જો પાછળ દેખો તો મોતવમાસો॥ રેહેતાહા માહાકારણ પણઅંતે નરાસો ૬૬
સતગોર સ્વામીકી જે આસાજોડે॥ તો દરૂડ વસવાસ અદકીના છોડે॥૨૬૭
નહી છોડે તે તીનુકા બંધ॥ કળજુગે જીવુકા એહી ફંદા ॥૨૬૮
મન લટપટ હીને લાગાબે ઠામા॥પણ તીસે ના સુઝે ઓતમઠામા॥૨૬૯
ફરહરે રે દેહા ચાર ॥ મનખા દેહઊપર ના આવે સાર ॥૨૭૦
જો રૂદેમાહે પ્રાણી સહીકરીજાણો॥ તો કરતબે સાચારે તે પરમાણો॥ ૨૭૧
જો આગળ દેખેરે દરસટે દરાસા ॥ પરસલાઊ તણાઆ ગોરકેપાસા ॥ ૨૭૨
ચલણે ચાલોરે એસે આજે ॥ પાછલ હોણી રે લાગે લાજે ॥૨૭૩
જેઊ ખાંડાધાર ઊતરણારે બેહેરી॥તાહા એસી જાણો તરીખી સેરી ॥૨૭૪
જો મન વેધે તાહા ચલણાજાણ॥ તે પરસલા ઊતરતા તજે પ્રાણ ॥૨૭૫
જો મન વેધે તાહા ચલાણા જાણો॥તો એકમના હોઈ ગોરનરને પરમાણો ૨૭૬
એક મના એક ચંતે ધાઓ સતપંથ ॥ ગોરનરને સેવોરે નિરમલ ચિંત॥ ૨૭૭
ગોરનર મળે તો પરસલા આસાન॥સતગોર બ્રહ્માજીવોંકા હે ધ્યાન ॥૨૭૮
જો કોઈ ધ્યાન અવરસુ લાવે॥તે પૈસ્રલા ઊતરતા રે દુખડા પાહાવે॥૨૭૯
જે જીવ બે ઠામે પુજા જોડે॥ તે જીવના પરસલા ઊતરતા ટુકડા ઓડે॥૨૮૦
નીચે મોહે અંગના ગોલા ॥પડિયા જીવ તીસકી ઝાલા ॥૨૮૧
એસી દેખો બુઝો વેદપુરાણની સાખા॥ તમે સતે ચાલો સતગોરે ભાખા॥૨૮૨
અધરમ પાપથી જાયે નરકમાહી॥ નરકકી આંગને કેતાઈ ॥૨૮૩
જો અધરમીકે કાજે નરક કિના॥ સીધ ડરે સતી જીવ સતપંથ લીના ॥૨૮૪

નરક કુંડ આંચ સેસમ ગજકી જંભા ॥ તાહા ઊંડા અંધારે લોહાકા થંબા ॥૨૮૫
નરકના ડરથી સતીજીવોને દુનિયા છોડી ॥ હરદમ જકર પીયુસુ જોડી ॥૨૮૬
નરકના ડરસુ રે આપ બેકાયે ॥ તોજા નરકથી છુટકા પાયે ॥૨૮૭
જેણે એ ડર ખાડા મુખના મોડા ॥ ઈઆ સાઈ અવરા ભાવે લોડા ॥૨૮૮
જમને હાથો હાથ જીવ દેખો ॥ સ્વર્ગકી આસા તે મન માહે લેખો ॥૨૮૯
એતો અવિંચળ અમરાપુર પોતા ॥ જે આદી પરતગ દસોંદી બીજબોતા ॥ ૨૯૦
જમણે હાથ પાસે સ્વર્ગકી આસા ॥ મન નિરમલ કરી સેવો ગોર નર છે પાસા ॥૨૯૧
તાહા હુરા કસતુરે સબ સ્વર્ગ બીરાજે ॥ આહા જેસા રોલા તાહા તેસા પાહાજે ॥૨૯૨
તાહા એકેકાને મંદિર સોના જડીયા ॥ એકેકાને પાણી આરે સોવણની ઘડીયા ૯૩
અકેકાને મંદિર સબ રચના મેહેરાજે ॥ તાહા હુરા કસતુરે સરવે સ્વર્ગે બીરાજે ૯૪
તાહા મનવાંછીતા ભોજન આર લેહેવે ॥ અમર વાચેકે સંતોકે દેવે ॥૨૯૫
તાહા હોજકો સરકી રે પાળે માલે ॥ આહા જે હુકમે પીહુકે ચાલે ॥૨૯૬
તાહા રાજ રૂખીયોના ગોરનર દેખ પીછાણો ॥ આહા જે ફકરે પીહુ વખાણે ॥૨૯૭
ફકરને બીચ ઈમાનકા ઠામા ॥ એસા ડર માહે રેહે ઈમાના ॥૨૯૮
સ્વર્ગકી આસાને ડર નરકકા જાણો ॥ ઈમાન રેહેવે જો ગુરૂ પરમાણો ॥૨૯૯
સતગોર મુખે ઈમાન પરમાણો ॥ એ સાઈ સરીખા નહી કોઈ દુજા જાણો ॥૩૦૦
ઈશ્વર સોહી જેણે નિપાયા નુર ॥ તે નુર થકી જમી આકાશ ચંદાને સૂરા ॥૩૦૧
સોહી કિરતાર આપ નિરંજના નુર ॥ સાઈ છે સકળ વ્યાપક ભરપૂર ॥૩૦૨
સાઈ સરીખા નહી કોઈ દુજા જાણો ॥ બાકી ફોગટ એક અવર વખાણો ॥૩૦૩
આદે આપ એક પીહુજી આહે ॥ બાકી જગત માહે જુદા મળે કાંહે ॥૩૦૪
કુલક પવના પાણી પાચે પદારથ સાર ॥ સાતે સાગરને સકળ સંસાર ॥ ૩૦૫
એ જગતના ઈશ તે એકજ સ્વામી ॥ એસો કલમાહે દાતાર મુનિવરભાઈ ॥૩૦૬
મુનિવરભાઈ પેલા પવિત્ર કરોરે મન ॥ તો દઢ ઈમાને પાલજો સતધરમ ॥૩૦૭
ઈશ્વર પવિત્ર કરી જાણો સહી ॥ કમાઈ માહે ભાગ કિસીકા નહી ॥૩૦૮

જ્યારે સ્વામી આપે હુતા નિરંજના ॥ તો એહેદન હોતા જમી અસમાના ॥ ૩૦૯
જબ સરજા સુરીજને જમી આકાશા ॥ તબ મુલક ફલક સબ કિયા પરકાસા ૩૧૦
ચંદા સુરજ તીસ પીછે કિના ॥ પેલા નુર સતગુરૂને દિના ॥ ૩૧૧
એક યમદૂત સાતમા સાર ॥ સોભી સરજા આપે કિરતાર ॥ ૩૧૨
સ્વામીએ સરજા સરવે મોજાંદા ॥ તે સુરીજન હાર પીહુકી જાતા ॥ ૩૧૩
પેલી કરીયા ઈમાનકી સહી ॥ જીસથી મુનિવરને નિયમજ પાઈ ॥ ૩૧૪
હરી સહી એક કરી જાણો । જે ભવને ભવન રહા ભરપૂર રે ॥
સ્વામી તમે સકળ વ્યાપક છો । છાના પરગટ આદે નીપાયા નૂર રે ॥ ૩૧૫
સાહે હુકમ બડાઈ તીસ સીર તીસકુ દિતી ॥ બ્રહ્મા મુખે સરણાગત કિતી ॥ ૩૧૬
જીને સદખ ઈમાન દોઈ તન સારા ॥ તેનુ જો જાણા સ્વામીકા પીયારા ॥ ૩૧૭
દુજી કરીયા ઈમાનકી જાણે ॥ મુનિવર તે જે ગુરૂનરને પરમાણે ॥ ૩૧૮
આ ગોરનરકા પારખા કોણ અમે જાતા ॥ તે આપ નીરંજના નર આકારા ॥ ૩૧૯
એસા વચન સતગુરૂકા જાણો ॥ મુનિવર તજો મોહમાયાને વચન પરમાણો ૨૦
ગુરૂને ઈશ્વર બીચ વેહેરા કેસા ॥ દિલકી જીભા ભીતર બાની જેસા ॥ ૩૨૧
ભીતર બાતસે મનકી કહિયે ॥ દિલકી બાત સબ જભાયે લહિયે ॥ ૩૨૨
જો સતગોર પરસાદે સતપંથ પુરા પરમાણો ॥ તો અમર હોવે રે સહી જાણો ॥ ૩૨૩
ત્રીજી કરીયા ઈમાનકી આખો ॥ વેદ સાખા તે ચિતમાહે દાખો ॥ ૩૨૪
વેદ જાણે સો હકમ સાઈ ॥ જીસથી રૂખીયોને મુગત જો પાઈ ॥ ૩૨૫
સો વચન લોહો સહી અમર વેદ ॥ એ અમર વેદથી અમર ભેદ ॥ ૩૨૬
વેદ પુરાણ આજ લોહો મુનિવરો । અને કલીમાહે લોહો સત ભેવરે ॥
હુકમ સાધુને સર ધરા । વેદે કિતા અમર દેવરે ॥ ૩૨૭
તે સતી લોકે સીર લીયા । જેણે ગુરૂનર જાણા પરમાણ રે ॥
સ્વામીયે તેણે ગોર થાપીયા । તે ઈશ્વર સહી નિરંજન જાણ રે ॥ ૩૨૮
પણ માણસના જોડા જે વેદ કેહે જાણ ॥ તે બેઈમાની નરકે જાયે નિરવાણ ॥ ૩૨૯

ચોથી વખાણ ઈમાનકી લખાવે ॥ તો મુવા પછી સ્વામીકા દર્શન પાવે ૩૩૦
ભલા બુરા પુછવાને કાજે ॥ ફુરી મુવાપછી જીવતા કરસે જેવાંછે આજે ॥૩૩૧
ભલા બુરા તાહા પુછસે હિસાબ ॥ તમે ગોરનરના સ્મરણ કરોને અબ ૩૩૨
તાહા દિલમાહે રેવે ધના સંભારી ॥ કરતબ જોસે હરી પુછસે ધંનેગારી ॥૩૩૩
જો સંભારો તમે ધના આજ ॥ તો વાણી શુધ્દ બુધ્દ રાખો તાજ ॥૩૩૪
હૃદે માહે રૂવો તમે ધના સંભાર ॥ તો ધના પરમાણે સ્વામી દેવે માર ॥૩૩૫
આખરી વેળામાહે સ્વામી આપે આપ ॥ તાહા તોળાસે ધરમને પાપ ॥૩૩૬
નિસદિન લાગે તનથી ગોરને લાજે ॥ તો જપો ગોરનરને સંભારો આજે ॥૩૩૭
ગુનેગાર કેહે સુકરીતે કરતબ પરમાણો ॥ તો ધરમકે પાલટે છુટે સહી જાણો ॥૩૩૮
તમસુ બેલી ધરમકા આધાર ॥ દયા ક્ષમા સંતોખે ઊતરસો પાર ॥૩૩૯
ધરમ પાણીસુ ધના ધોએ સાકરો ॥ જનમ ચંતથી ધના પર હરો ॥૩૪૦
ક્ષમા કરે સ્વામીસુ અરજ જો કરે ॥ તો જનમ મરણ ભવ દુઃખથી પાર ઊતરે ૩૪૧
કાયા મીટી હુઆ પિછે । સાઈ ફરી જીવતા કરસે જેવાંછે આપરે ॥
દિલમા સત પરમાણો મુનિવરો । સ્વામી પુછસે ધરમને પાપરે ॥૩૪૨
ધરમને પાપ બેઊ ત્રાજુવે તોલાવે ॥ ભલા બુરા કર્મના હિસાબ જો લેવે ॥૩૪૩
એવી ક્રિયા ઈમાનકી નીશ્ચે કરે ॥ એસા જાણી દુનિયામાહે મજુર ફરે ॥ ૩૪૪
તાહા ચલણા પરસલા તલે બાહારી ॥ આહા જીવની કરણી તરીખી સારી ॥૩૪૫
તાહા મનવેગે ચલિયા જાવે ॥ જો ઈઆ ગોરનર મુખે સતપંથ સેવે ॥૩૪૬
કૂકર જો બીચ ઈમાનકા બાસા ॥ ત્યાંહા ડર નરકકા સ્વર્ગકી આસા ॥૩૪૭
સાઈએ સ્વર્ગ નરક દોસરજા કરણીને કાજ ॥
તેસા લણસે જેણે જેસા બોયા આજ ॥૩૪૮
જેસી કરણી કરસે આહીં ॥ તેસી મજુરી લેવે તાહી ॥૩૪૯
છઠી કરીયા ઈમાન મોહો માયા છોડ ॥
મુનિવરો ડર નરકકા આસા સ્વર્ગકી લો સતી લોક ॥૩૫૦

તીસે ડર નરકકી આસા સ્વર્ગકી જોવે ॥સાધુના મનસરખા ખાખજો હોવે ॥૩૫૧
બેઈમાની નરકે સ્વર્ગે મુનિવર જાયે ॥ કમાઈ બદલસે તાહા પાવે સોયે ॥૩૫૨
સાતમી કરીયા દર્શન પીયુકા જોઈ ॥ અગમ અગોચર રૂખીયોને મુગતપાઈ ॥૩૫૩
જે દિલમાહે સ્વામી દર્શનકી લોડે ॥ તે પુરા નેહ ગોરનરસુ જોડે ॥૩૫૪
એસી સાત નિયમે મુનિવર હોવે ॥ તો સાતે નિયમ સરખા જોવે ॥૩૫૫
એ સાતે નિયમે મુનિવર હોવે ॥ તો મેલ સબ દિલકા ખોવે ॥૩૫૬
તે માહા મુનિવર હુવા પવિત્ર આચારી ॥ તેણે દર્શન પીહુકા સુકરીત સારી ॥૩૫૭
એવા સાધ મેલાવા મુનિવર આચારી ॥ તો કાયમજી તીસે દર્શન દે છે મુરારી ૫૮
કુડ કપટ ના લાગે જીસકો ॥ જો મન સ્થિર હોવે ગુરૂનરસુ ॥૩૫૯
તમે ધરતીકે ગુણે રાખો ઈમાન ॥ ઈમાન પડછેથી હરીના હોવે દર્શન ॥૩૬૦
જેને નિસદીન ઈછા હરીકી હોવે ॥ તો તેને કમાઈ સાચી કિધી જોવે ॥૩૬૧
ઠાલા પીછે ઘરના હોવે ॥ જો થડ સ્વામી રેહેવે તો દિલથી બેઈમાની ખોવે ૬૨
મુનિવર તે જે દિલમાહે સાચા આહારી ॥ જેસા ઈમાને કરીયા આચારી ॥૩૬૩
અવિચળ વાચા જો થર રેહે ઈમાન ॥ તો દિલમાહે સુઝે રતન ગીનાન ॥૩૬૪
મુનિવર આરાધો કરીયા આચારી ॥ તો સેવા કબુલે ઈમાન આધારી ॥૩૬૫
ઈમાન પરમાણોરે જગત લોકા ॥ તો જકરે ઓરાધે અમરફળ જોગા ॥૩૬૬
જો ઈમાનકી સાખાતેં કરીયા સારે ॥ તો સુકરીતે નિર્મળ નામ આધારે ॥૩૬૭
થડથી ડાળને ડાળથી પાના ॥ એક આકીને સબ હોવે કામા ॥૩૬૮
જો એક વસવાસે ઈમાન પુરા હોઈ ॥ તો નમન ઈમાને મુનિવર સાચા સોઈ ૩૬૯
જો કરે કમાઈ સતપંથ આધારે ॥ તે પામે પદમી ગોરનર પરસાદે ॥૩૭૦
જાહા મોક્ષ મુગત તાહા છે સેતાની ॥ આકીને ઓતમ જાણો સાચી કરણી ૭૧
જેણે ના માના તે પડિયા ફાસ ॥ તમે ઈહા માગો ગોરનરની આસ ॥૩૭૨
તમે છોડો બેઈમાની હોવો દાસ ॥ તો ગોરનર આલે અમરાપુર વાસ ॥૩૭૩
જો મુનિવર અહંકાર સબ બાહેર લખો ॥ તો અમરપદ સતગુરૂસુ દેખો ॥૩૭૪

જો મુનિવર નિરમલ મનસુ ગોરનરસુ સાચા હોઈ॥ સેવા કરતા પાવે સોઈ॥૩૭૫
તાહા પાવે સો જે ઈઆ દિયા હોવે॥ તો ગોરનરસુ મોક્ષમુગત જુવે ॥૩૭૬
જે આહા પરતગ બીજ બોયા હોઈ॥ તો તાહા તેસા ફળ પાવે સોઈ॥૩૭૭
એસા વેદવચન ગોરનરના જાણે॥ તો મુનિવર ઈમાન સાચા પરમાણે૭૮
જેણે આ ગોરનર પરમાણા સતસુ તે તો હુઆ અમરપદ કે કાજરે ॥
તીસથી રૂખેશરને દર્શન દિસે। જેણે એક મના ગોરનરને સેવા આજરે૭૯
જે દર્શન દેવે સાઈયા । તે દર્શન માહે સબરે ॥
મુનિવર એવા અમરપદ પામસે। જ્યારે સ્વામીજી છત્ર ધરસે તબરે॥૩૮૦
આ ગોરસુ મળીને જે ભુલાવે ચાલે॥ તો સતગોર પાલટીને ધંધે ઘાલે ૩૮૧
તે ધંધેથી પડા લખ ચોરાસીના ફેરા॥ તે પડીયા પાસ જેણે કિયા મેરા ૩૮૨
જે હું હું કરીને પડિયા માયાકે પાસે॥ તે જીવ કુ નહી છુટણા કેની કરે આસ૩૮૩
છુટણ આસા હે નર સાહી ॥ જેણે કળજુગ ફંદ તોડા હોઈ ॥૩૮૪
જે ગોર નર મુખે ધાન અવિંચળ રાખે॥ તે પુરા ગુણ કરે અવગુણને દાખે ૩૮૫
જે મુનિવર કરે ગોરનરની આસ॥ તે પામે અવિંચળ અમરાપુર વાસ ૩૮૬
આ ગુરૂ ઈમામસાહા આદે॥ આઠ લાખ કરણ તે સતગોર પરસાદે ૩૮૭
એ જરણ મરણ સબ આ ગોરથી જાણો ॥
આ ગોરે નિપાયા ધરતી આકાશ પવન પાણી પરમાણો ૩૮૮
આ ગોરથી ધરતી આકાશ પવન પાણી રહા થીર થઈ ॥
એ ગોર દિલકી જરણ મરણ કી જાણે સહી ॥૩૮૯
એણે જરણ મરણેથી દિલ થર રેહેવે તો ગોરનરને ધ્યાનથી મુગતલહેવે ॥૩૯૦
તાહા છુટણા સોહીલા પણ ઈઆ ગોરનરની દોહેલી દાસ ॥
જો ગોરની આજ્ઞા પુરી પાળે તો પુરો અમરાપુર માહે વાસ ॥ ૩૯૧
મુનિવર ભાઈ એ દાસપણુ તો અમરપદ લેહેવે ॥
જોર બંદીકા હરદમા દેહેવે ॥ ૩૯૨

એસા કરતબ કરે મુનિવર ભાઈ ॥ જો થર રેહેવેતો પાવે સફાઈ ॥ ૩૯૩
દિલ ભીતર બાહેર જેસા હોવે ॥ તો નજરૂ ગીનાન ગુરૂ મુખે જોવે ॥ ૩૯૪
જે સ્વામી જોતા આપસ ખોકર જાવે ॥ તો અમર દરશન પીહુકા પાવે ॥ ૩૯૫
તેમા દરશન બે સરીખા નાહે ॥ જેણે જેસા જાણા તેને તેસા પાયે ॥ ૩૯૬
સાકર ખાંડ હાડે બે કાયે ॥ ખાંડ કેહે મુખમીઠા ના થાયે ॥ ૩૯૭
જાહાલગી ગરંથે વસાઈ ના લીજે ॥ ખાયા બીના મુખ મીઠા ના કિજે ૩૯૮
એસા સતપંથ આહે વરદાતા વેહેરા ॥ પણ કહે સુણે સ્વર્ગના હોવે તેરા ૩૯૯
જોતુ ખોવે આતમારસકી આસા ॥ જેણે દેખા ચકુકંદ તે રહાનરાસા ૪૦૦
જેમ જંભા દલસુ મન રેહે પાસા ॥ આતમા અકલ જેમ ઠાકોર દાસા ॥ ૪૦૧
જો મનકી સકચત દિલપર સાધે ॥ તો અમર આતમાની સંઘતે બાંધે ૪૦૨
ગુરૂનર વરદાતા ત્રણભુવનના સ્વામી ॥ તેમે સદા વ્યાપક છો સબમાહે અંતર્યામી ॥ ૪૦૩
જેણે આ સબ જુગ જુઠા જાણા ॥ તે બુંદ સમુંદરે હો ગઈ તાણા ॥ ૪૦૪
જબ દેખો આપસકા તમાસા ॥ એ પરપોટા પાણીને ઠાકોરદાસા ॥ ૪૦૫
એ ત્રણ લોક જાણો દરખત જોગા ॥ તેની પાંડ પીઆળેને ઠાકોરલોકા ॥ ૪૦૬
મરતલોક જાણો દરખત વિસ્તાર ॥ તેની ડાળ અનેકને પાન અપાર ॥ ૪૦૭
તેના પુષ્પ તમે સુરીજન જાણો ॥ તેના ફળ ગોરનર સાધુ પરમાણો ॥ ૪૦૮
જેમ પુષ્પમાહે વાસ તેમ જુગમાહે સોહી જાણો ॥
તમે સરવે પુષ્પ ગોરનરને પરમાણો ॥ ૪૦૯
તે માહે આત્મજ્ઞાનકી વિદ્યા એઊકર જાણો ॥
તીસથી મોક્ષપદ કી વીગત પિછાણો ॥ ૪૧૦
બ્રહ્મવિદ્યા તે ફુળ માણસ લેખોને દેખો ॥ તેમ પરગટ સબમાહે એસો પેખો ॥ ૪૧૧
તેમા ઈશ્વર દરખતને વિષ્ણવ પુષ્પ ॥ ફળ મુખે બ્રહ્મા દેવ સ્વરૂપ ॥ ૪૧૨
જેમ ઈશ્વર બ્રહ્માને વિષ્ણવ દેવ જેહે ॥ સતગોર બ્રહ્મા જાણો તેહે ॥ ૪૧૩
હઈડે સપનામાહે સબ દેહા દેખાવે ॥ પણ આ ગોરનરના જ્ઞાનથી મોક્ષમુગત પાવે ॥ ૪૧૪

કાળીંગાને મારસેસ્વામી સતીયોને તારસે । અનેસો દન આવાજાણરે ॥૪૧૫
તેદન મુનિવર ઘેર વધામણા । જેણે આજ સતગોરસેવા પરમાણરે ॥૪૧૫
જયારે સ્વામી દૈત્યોને સંધારસે। તારેનવેખંડમાહેખેસર કરસે રાજરે ॥
જયારે પાત્ર નિકલંકી પધારસે। તારે નવે ખંડે હોસે જયજયકારરે ॥૪૧૬
જો મનમાહે પાંચભુત કુ પેખો ॥ તો હવાહરસકા કરતબ લેખો ॥૪૧૭
એ ગોર ઈમામશાહ કહે સ્વામીને સેવો ॥ સો દિલ મુનિવર તખત પરમાણો ॥૪૧૮
સો તખત ઊપરના બેસારો કુપાત્ર ॥ જીસકા દિલ પાક સોહી સુપાત્ર ॥૪૧૯
જેને હિરદે વસે છે બેઈમાની ॥ તેને દિજે પ્રબોધ પણ એકેનામાની ॥૪૨૦
તમે ઠાકોર દિવો માહે દેખો પાસે ॥ જો ઢાકણ ખોલો તો જ્યોત પ્રકાશે ॥૪૨૧
જ્યોત ખોલેતો દિલમાહે સબ કુછ દેખો ॥ આવા અમરભેદ આતમામાહે પેખો ૪૨૨
દરખત દેહી આતમા રસ પાવે ॥ તો સુખસુ સુવેને દેહે દેલાવે ॥૪૨૩
જો નેહે પલા બે પાલવ સાંધે ॥ તો પુણ્ય ગનાન તે ગોર પરસાદે ॥૪૨૪
જો દરખત ગરહીને અમરફળ લીયા ॥ તો સતગોરે હવાહરસથી જુદા કિયા ૪૨૫
એ પેરે ફલવડાની અકલ વખાણી ॥ તે પાલવ પાણીકી અકલ જાણી ॥૪૨૬
એ કાયાનગરે વસતા સોવે ॥ જીસમેહે કામ અકલ કા હોવે ॥૪૨૭
જેણે હાથ પાવ નજરે અંગન કાંડી ॥ સો નગરે ફળંતી બારે માસે વાડી ॥૪૨૮
કરે કરમને દિલકે ચાવે ॥ જે હાથ પાવો નજરા કસી ઊપર ઊઠાવે ॥૪૨૯
કાન ઈંદ્રીયને નવસ રાખેતે અજાણ ॥ તો કાયા પડે લખ ચોરાસી ખાણ ॥૪૩૦
એ લખ ચોરાસી છે માયા મોહોની ઝાળ ॥ તે છુટે તો જે ગોરનરની વાચા પાળે ૪૩૧
જો એક મન ચંતે ગોરનરને સેવ ॥ તો સતગોર પરસાદે માંયાનો હોવે ખેવ ૪૩૨
એવી શિખામણ મુનિવરો : મોહ માયા જાણો ફોકરે ॥
મુનિવરો ભય નરકકા આસા સ્વર્ગકી । તમે જાણો સતી લોકરે ॥ ૪૩૩
મુનિવર તે જે સ્વર્ગ લેસે । અને નરક માહે પડે કુડ કપટીરે ॥
એ કોલ કાયમ જી પાળસે । તે આજકલ ચોથે અંગનાઊકલસ મોડરે ॥૪૩૪

જેવા લોક આપદા કરે॥ તે બેદનાથી પડિયા ફેરે ॥૪૩૫
તેતો વેદના સબંથી અદકીલોડે॥ જે નશ્વરનેહ અબારા જોડે ॥૪૩૬
તે રાજા અનિષ્ટ ચોરૂકેરા ॥ તે પડિયા લખ ચોરાસીકે ફેરા ॥૪૩૭
તે બેઈમાની જીવ તીસથી છુટણા પાવે॥ તો ઝાલ હરસકી રૂદે માહે બુઝાવે॥૪૩૮
જેમ ઈછાએ કાંત તમ તન માહે પ્રાણ॥ તે તમે જુવો ગોરમુખે ગીનાન ॥૪૩૯
જેણે એક ઈછા ગોર મુખે જોડે॥ તીને વેદના સબ જુગકી તોડે ॥૪૪૦
એસી કરીયા આચારે ધરમદયા જાણ॥ જો પરદે રેહેવે દેહીએથર પ્રાણ॥૪૪૧
જો દસોંદ સુકરીત બીજ ગોરમુખે બોવે॥ તો દિલ જાગે ને મુરખ સોવે॥૪૪૨
જો રેહેવે સુકરીત દાન રખવાલા ॥ તો ભાવે પાકે ખેતર સારે તારા॥૪૪૩
એ પાકી ખેતી હવે વલંભના કિજે ॥ સુકરીત દસોંદે જો દિલ દિજે ॥૪૪૪
આહા રેલો આપણો જો સામળ હોવે॥ તો હું હું પણુ રખવાલો ખોવે ॥૪૪૫
બાસો બુઝે તો મનખા દેહી હોવે॥ જો સત સુ જાગે તો અમરપદ લેવે ॥૪૪૬
સુતક પાતક પાપ એસો મેલો॥ જેમ ઝાઝી નદી પાણીનો રેલો ॥૪૪૭
તાહા તલ તલ લેખુ સ્વામી પુછસે। જ્યારે નિકલંકી રાજાને સતગોર થાસે વજીરરે॥
સતી લોકો તમે સુકરીત સત ચાલજો। જેણે ફરી જ્યોત સરજી શરીરરે ॥૪૪૮
એ ગતગંગા છે આજ કળજુગ કેરી ॥ તેમા ઠાલે અસનાને ચોરાસી ફેરી ॥૪૪૯
જેને ભીતર ભરમ રેહે જો આપ॥ તે ફરે લખ ચોરાસી તીસકે પાપ ॥૪૫૦
જે પડા લખ ચોરાસીકે ॥પાસે॥ તે એસા સેવત પણ અંતે નીરાસે॥૪૫૧
તે ચોથી આસા વેદનહારા ॥ જે તન માહે છે અગનાન અંબારા ॥૪૫૨
એહે આચારથી ચોરાસી જોવે ॥ પણ ગોર નરને સેવે તો અમર હોવે ॥૪૫૩
આ ગોરસુ ચંત રાખેજે એકઈમાને ॥ તે અમર હોવે ના પડે ચારે ખાણે॥૪૫૪
જેમ વરસે મેઘને નિરમલ આકાશ॥ તે ગળે પાણીને દેવે સાસ ॥૪૫૫
સોહી મળે નદિયા માહે પાણી॥ તેમ વસત્ર પાકે પવિત્ર જાણી ॥૪૫૬
એ સબ રૂદે છે માહે અદકાર॥ તે કરણીયે પોચેને મળે કિરતાર॥૪૫૭

જેણે મોહો માયા નહી અવરસો ગતજામો ॥ તેગતમાહે મળતા મોક્ષ મુગત પામો ॥૭૫૮
તે મુનિવર જીવતો સોના તોલ ॥ બાકી સરવે જીવ કીસા મુલ ॥૭૫૯
જેઊ કંચન અગન માહે પેસે બળીવાર ॥ તેની વાની વધે ને હલવો ભાર ॥ ૭૬૦
એતો પ્રાણી સંજાગદીઆણ્ય તોલે જાણો ॥
આતમાનો મેલ તે આપસમાહે પરમાણો ॥૭૬૧
જે મન ચંત ગોરનરસુ લાવે ॥ તે ગીનાન દિપક રૂદે માહે પાવે ॥૭૬૨
જો ઘટમાહે જુવો દીપક ગીનાને ॥ તો પામો દર્શન એક મને એક દયાને ॥૭૬૩
જે ફરે જુગમાહે દેખે સંબેસારા ॥ તીસે દીલ બેઠારે સુરીજનહારા ॥૭૬૪
સંકલપ વિકલ્પ તે મનકા પાપ ॥ તો ભીતર ભરમને કરતબ આપ ॥૭૬૫
જે જીવ કામ ઈશ્વર ઊપર છોડે ॥ મન માહે પ્રેમ પરિબ્રહ્મસુ જોડે ॥૭૬૬
જેને ભીતર ભરમ બઊ કામે વળુધે ॥ તેનો એકે અર્થ કાઈ એક નવસીધે ॥૭૬૭
એહુ મનકી ખોટ પ્રાણીયા કેરી ॥ જેઊ ખોટુ નાણુ ને હાટડે ફેરી ॥૭૬૮
જો હાથમાહે દરબ હોવે તો મનકુ ભાવે ॥ તો એકુ કામ કબુલી આવે ॥૭૬૯
અંનાણુ ભાગે કછુ અરથ ના થાયે ॥ પણ મન ભાગે તો મુલ બંધાએ ॥૭૭૦
જો પ્રાણી ભાગે રે મન સુકારા ॥ તો ઊઆ મોક્ષ મુગત છે ગીનાન ભંડારા ॥૭૭૧
તાહા ધરમ પાપ તોલસે । જેણે સત દત કિધા છે આજરે ॥
તાહા તલ તલ લેખુ પુછસે । જ્યારે સ્વામી કાગલ લેસે હાથરે ॥૭૭૨
જે જપે તપે સુકરી દસવંતી । અને પુરા દેસે સતગુરૂને હાથરે ॥
તેને દર્શન દે છે સાઈયા । તે તો મલસે પીહુકે સાથરે ॥૭૭૩
સ્વામી કેલાવે સો નર પુરા હોઈ ॥ સોળ કળાસુ તમે લેજો જોઈ ॥૭૭૪
ઢાકા નાહી રે તમે પરગટ જાણો ॥ સોળ કળાસુ દેખ પિછાણો ॥૭૭૫
પેલી કળા જે નિરમલ હોઈ ॥ ઊગતા ચંદ્રમા તમે લેજો જોઈ ॥૭૭૬
બીજી કળા તેજના લોપે કોઈ ॥ ચઊદે ભવનમાહે જાણો સોઈ ॥૭૭૭
ત્રીજી કળા જે શરીરે નહી સંધા ॥ પુરા કહિયે નિરમલ ચંદા ॥૭૭૮

ચોથી કળા જે અંગે નહી થાને । ચઊદ ભવનમાહે સબ કોઈ જાને ॥૭૭૯
પાચમી કળા જે ઊપના આપોઆપ ॥ તેના દર્શન કિધે જાયે પાપ ॥૭૮૦
છઠી કળા જે જાતા ના જાણે વાત ॥ નિરંજન કહિયે નીરમલ જાત ॥૭૮૧
સાતમી કળા જે નેનુ માહે ન હી રેખા ॥ નર નીંદ્રા નહી પકલવે રેખાં ॥૭૮૨
આઠમી કળા જે પાયે પદ્મ કહિયે ॥ સુરીજ ઊગતા પરગટ લઈએ ॥૭૮૩
નવમી કળા જે અંગે પસીના નાઈ ॥ ચાલતા પગલુ ના પડે તાહી ॥૭૮૪
દસમી કલા જે પડછાયા ન હોવે ॥ હીણાખીણા સબ એકતન જોવે ॥૭૮૫
અગીયારમી કળા જે લંછન હે ડાબે પાસે ॥ તીસે બજરી અંદરી નહી વસાસે ॥૭૮૬
બારમી કળા જે બુધબળવંતા હોઈ ॥ દૈત્ય દાનવ ના લોપે કોઈ ॥૭૮૭
તેરમી કળા જે તીનગુણ સોઈ જાણે ॥ શક્તિ રૂપ તમે લેજો જોઈ જાણે ॥૭૮૮
ચઊદમી કળા જે ચઊદ વિદ્યા ગુણ જાણે ॥ જદા ઊપજંતે લદા વેદ વદાવે ॥૭૮૯
પંધરમી કળા જે પુરા નર હોઈ ॥ ચડતી ઊતરતી કળા લેજો જોઈ ॥૭૯૦
સોળમી કળા જે સુરીજનહાર કહિયે ॥ જીવ પિંડકા નિસતારા લઈયે ॥૭૯૧
ઈતની કળા જીસમા હોઈ ॥ સાચા વિષ્ણુ જાણો સાઈ ॥૭૯૨
ભણે ગુરૂ ઈમામશાહ આદનરવાણે ॥ સત વચન એ સહી પરમાણે ॥૭૯૩
જીસ ઘેર રેહેણ ના પાઈયે । અને હઈયા ના બાંધો થંતરે ॥
જીઊ પર દેસી પરોણલા ; રેહેણ ઊઠો વે ચંતરે ॥૭૯૪

સતવચન સંપૂર્ણ સમાપ્ત



# શ્રી સત્પંથ તત્ત્વ - - દર્શન

મુળબંધ
ખંડ ૫ મો

# કથા વિભાગ

# શ્રી દશાવતાર


નિર્ગુણ નિરાકાર સગુણસાકાર જ્યોતિસ્વરૂપનારાયણ
સત્ ચિત્ આનંદઘન ઈશ્વર
પ્રથમ નિલવર્ણ નિરંજન નિરાકાર ॥ સ્વામી તમે ૐકારથી કિધો વિસ્તાર ॥॥
જ્યોતથકી સરજા મુરત ચાર ॥ નારાયણ તમે ધર્યો અવતાર ॥॥



# પ્રથમ શ્રી મત્સ્યઅવતાર.

શ્રીમત્પરબ્રહ્મ પરમાત્મને નમઃ

શ્રીસતગોર બ્રહ્માવાચા ॥॥ પેલો શ્રી મછ અવતાર લખ્યો
છે તે એક ચિત્તે સુણો હો મુનિવર ભાઈ ॥॥

પ્રથમ આદ્ય ૐ નિરંજન નિરાકાર ॥ નારાયણ તમો પરિ
વર્તન્તે સંસાર ॥૧॥ અનંત જુગ આગે વહીગયા ॥ તારે આપો
આપે સોહી રહીયા ॥૨॥ તારે જમીન અસમાન ન હુતા કોઈ ॥
તારે આપો આપે હુતા સોઈ ॥૩॥ ધંધુકાર માહે ધરીયુ ધ્યાન ॥
હેત ઊપાયુ બ્રહ્મગીનાન ॥૪॥ ગીનાની ગીનાન વિચારી
જુઓ આપ ॥ નર ભણે તે નિરાલંભ જાપ ॥૫॥ જપતા જાપ
બહુ જુગ ગયા ॥ તારે સીતેર લાખ કરણ અવિંચલ રહા ॥૬॥
આઠ લાખ કરણ માહે આરંભ કરી ॥ તારે હેતે મન છા મનમાહે ધરી
॥૭॥ આપો આપે હુતા બ્રહ્મ ॥ કરકમલ માહે લીધુ બંબ ॥૮॥
સીત્તેર જુગ જ્યારે કરકમળ માહે ગયા ॥ તારે એકી દષ્ટે બ્રહ્મા રહા
॥૯॥ નિરંજને નિરમળ ધ્યાન જો ધરી ॥ સોહી બંબ નાભે રાખ્યા
શ્રીહરિ ॥૧૦॥ હસ્ત કમળની દિધી બાફ ॥ અલેખ નિરંજન તે
આપોઆપ ॥૧૧॥ પ્રથમ હુતા સર્વે ધુંધુકાર ॥ તારે આદ નિરં-
જન સર્વે વિસવા આધાર ॥૧૨॥ આદે એહેદ રૂપ હુતા નિરંજન
દેવ ॥ સ્વામીજી તેના કોઈ ના જાણે ભેવ ॥૧૩॥ આદે એહેદ-

રૂપ હુતા નિરંજન દેવ ॥ સ્વામીજી તેના કોઈ ના જાણે ભેવ ॥ ॥
આદે એહેદ થકી ઝલકા નિરંજન નુર ॥ તેના હુવા બ્રહ્મા સતગુરૂ નુર
॥૧૪॥ એ સતગુરૂ બ્રહ્મા તે નિરંજનના નુર ॥ તાહા થકી બ્રહ્માએ
લીલા નિપાઈ ભરપુર ॥૧૫॥ છત્રીસ જુગને ચોરાસી ચોકડી એક
ધ્યાને રહા ॥ સોહી બંબતો પુરસ ઓત્તમ થયા ॥૧૬॥ જ્યારે મછ નિરા-
લંભ આસણ કરાં ॥ તારે બ્રહ્માજી નામ જો ધરા ॥૧૭॥ તારે કર
જોડીને બ્રહ્માજી કેહે ॥ સ્વામી સુન કળા માહે આપણ બેએ ॥૧૮॥
તુહી માત ને તુહી તાત ॥ તુહી નિરંજન નિરાકાર ॥૧૯॥ સત બોલા
સ્વામી સાચુ કોહો ॥ કોણ ઊપાયે અમારો રહો ॥૨૦॥ તારે નિરંજન
બોલા આપ ॥ તાહા બ્રહ્માને આપ્યા ત્રિકાળી જાપ ॥૨૧॥ જ્યારે
અહંકારે ઊપાયા વેદ ॥ તારે બ્રહ્માને આલો મુગતનો ભેદ ॥૨૨॥
સુણો રે બ્રહ્માજી શ્રવણે સુણી ॥ વાત અનોપમ સું કહિયે ઘણી ॥૨૩॥
કુદરતી એક રચિયો ખેલ ॥ તારે આપસ માહે નિપાઈ બેલ ॥૨૪॥ જુગત
કરોરે બ્રહ્માજી જુગમાહે જઈ ॥ સકળ વિધ તો તમને કહી ॥૨૫॥ તાહા કર જોડીને
બ્રહ્મા કેહે ॥ સ્વામી જુગત કરૂ તે અમને દેહે ॥૨૬॥ તો જુગ માહે જઈને
કરૂરે જુગત ॥ જો તમે જીવોને આલો મુગત ॥૨૭॥ તારે નિરંજન બોલા
રે આપ ॥ જે ભણસે જુગ વેળાનો જાપ ॥૨૮॥ વેદ કરીયાની જાણસે
પેર ॥ તે જીવ આવસે અમરાપુર ઘેર ॥૨૯॥ એ વચન અમારારે માનો
સહી ॥ જુગત કરોરે બ્રહ્માજી જુગમાહે જઈ ॥૩૦॥ તારે અનંદ બ્રહ્માયે
નારાયણ ચરણે નામા શિસ ॥ તારે મુગતીનો વિચાર કરતા જુગ ગયા
વીસ ॥૩૧॥ તાહા હેતે બ્રહ્માયે ધરીયુ ધ્યાન ॥ તારે પેલા રચા જમી
આસમાન ॥૩૨॥ પેલે અસમાને ઊતારા નુર ॥ તારે સરજા ચાંદો ને
સુર ॥૩૩॥ બીજે અસમાને ઊતારા કવન ॥ તારે સરજા પાણી ને
પવન ॥૩૪॥ ખટ દરશન ઊપાયા આપ ॥ અલેખ નિરંજન નિરાકાર

॥ ૩૫ ॥ અનંત જુગ આગે વહી ગયા ॥ તારે નિરંજન નિરાલંબ જો
રહા ॥ ૩૬ ॥ સતગોર બ્રહ્મા થકી હુવા સકળ મંડાણ ॥ તેમા સરજી
લખ ચોરાસી ચારે ખાણ ॥ ૩૭ ॥ વાણી વેદને ખાણી ચાર ॥
રચના રચી તેમા મોહો સંસાર ॥ ૩૮ ॥ પરથમં આઠ લાખ કરણ
જો કરા ॥ તેમા અવતાર બ્રહ્માજી અંતરજ ધરા ॥ ૩૯ ॥ તે આઠ
લાખ કરણ મધે બ્રહ્માજી ધ્યાન માહે રહા ॥ તેના જપ તપ થકી અનંત
કરોડી જીવ ઓધરા ॥ ૪૦ ॥ ઝાડ એક પરાગ . વડના પાન ઊપર
બેઠા હરી ॥ તે જુગ ચાર હજારને જુગ ચાર નિંદરા ધરી ॥ ૪૧ ॥
એવા સ્વામીજી રંગ રમતા હતા ॥ તે રૂપ જાણી ધ્યાયા તે અમરપદ
પામ્યા ॥ ૪૨ ॥ તારે કલ્પ ચારનુ માંડ્યુ મંડાણ ॥ તેમા સોળ
જુગ સરજા પરમાણ ॥ ૪૩ ॥ જ્યારે ચતુર કલ્પની સાંખ્યાધરી ॥
તારે બ્રહ્માજીએ સેસટ જો કરી ॥ ૪૪ ॥ જ્યારે ઋગ્વેદ બ્રહ્માજી ભણીયા
સાર ॥ તારે રૂપ ધરા નિરંજને ચાર ॥ ૪૫ ॥ હવ કવ કેશવ પ્રેમ
અપાર ॥ ભગત ભણા તે નર આકાર ॥ ૪૬ ॥ સોળ જુગની જ્યારે સાંખ્યા
ધરી ॥ તારે ગુરૂ નામ ભણાવા હરી ॥ ૪૭ ॥ જો કોઈ ભણીયા પ્રેમે
જાપ ॥ તે જીવ છુટા આપો આપ ॥ ૪૮ ॥ જે જીવ છુટા તે દેવતા
ભયા ॥ જાંખા નવ્વાણુ કરોડી સતે રહા ॥ ૪૯ ॥ નવ્વાણુ કરોડી
યક્ષ સત રહા ॥ તે પુરણ કલપે અમરાપૂર ગયા ॥ ૫૦ ॥ તારે
પાણીને હુકૂમ નારાયણનો થયા ॥ તારે હુકમે પાણી કરજોડી રહ્યા
॥ ૫૧ ॥ જ્યારે આસણ વાળી બેઠા બ્રહ્મ ॥ તારે પાણી ચઢા તે ખટ્
ગગન ॥ ૫૨ ॥ તારે પાણી તો પરદખણા કરે ॥ અને ચકર વેગે
તો પાણી ફરે ॥ ૫૩ ॥ પાણી ચડા તે ષટ્ ગગન માહે ગયા ॥ તે જઈ-
ને ધ્રુવ મંડલ માહે રહા ॥ ૫૪ ॥ સપ્ત પાતાળને એકવીસ બ્રહ્માંડ ॥
પાણી ચડા તે સકળ ભવન ॥ ૫૫ ॥ પડા પંડને અમર રોહે ॥

બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર સોહે ॥૫૬॥ પખાળી પરથમીને
કિધી પાક ॥ તારે ચતુર ગુણની રહી તા સાખ ॥૫૭॥ સત
દતને ખમીયા કરી ॥ જે કોઈ સમરા શ્રી હરી ॥૫૮॥ જુગત જોગી
મળીયા દેવ ॥ બ્રહ્મા વિષ્ણુ આપે અલેખ ॥૫૯॥ પેલા અવ-
તાર જાખાનો હુતો જાણ ॥ તેના સુણો મુનિવરો વખાણ ॥૬૦॥
તે અવતાર ચક્ષનો ઊજળયો હતો ॥ સુરજ જેવા રંગ હતો ॥૬૧॥
તેની આખો સવા તસુની જાણ ॥ હાથ સવા વેતના પરમાણ ॥૬૨॥
આંગળીયો સવા ચાર તસુની જેહ ॥ તેના નખ સવા તસુના તેહ ॥૬૩॥
તેનુ માથુ સવા પાસેરો તેહ ॥ અને નાક સવા તસુનુ જેહ ॥૬૪॥
તેના ઓઠ સવા તસુના હતા ॥ તેના દાત બત્રીસ સવા તસુ પરમાણે
હતા ॥૬૫॥ તેની મુછ સવા તસુની દાઢુ પોણા તસુની હતી ॥ તેના
કાયાના બંધ ત્રણસો ને સાઠ હતો ॥૬૬॥ તેની હદીયા સાત ગજ
પરમાણે હતી ॥ તેની બાહુ બે સવા બે હાતની હતી ॥૬૭॥
તેના પગ બે સવા બે હાથના હતા ॥ તેની આંગળીયો ચાર બરાબર
હતી ॥૬૮॥ તે આંગળીયો સવા તસુ પ્રમાણે હતો ॥ પાચમો અંગુઠો
દોઢ તસુ પ્રમાણે હતો ॥૬૯॥ તારે તે રૂપ દેખી જે જીવે પુરા પરમાણ
જેહ ॥ તે જીવ અમરાપુરીના વાસ પામા તેહ ॥૭૦॥ જાંખા સર્વે
જીવ સીધા જેહ ॥ તેમા બે જીવ નરગે પોતા તેહ ॥૭૧॥ તે તમે
સુણો મુનિવર ભાઈ ॥ અને નામ એક તો માલકબાઈ ॥૭૨॥
સુંદર રાજાની દિકરી જાણ ॥ તે નરગે પોતી પરમાણ ॥૭૩॥
રાજા ભગત સવદેસ સેભનો દિકરો જાણ ॥ તે ગતની નિંદા કરતો
તે માટે નરગે પોતો નિરવાણ ॥૭૪॥ જે જીવ પોતાના સ્વામીને
ના ઓળખે જેહ ॥ તે કેમ કરી પામે અમરપદ તેહ ॥૭૫॥ ત્રણ
મુરતે વિચારીને ધરીયુ ધ્યાન ॥ તારે ગુરૂ બ્રહ્માને આલુ વચન ॥૭૬॥

તેડી બ્રહ્માને કેહે કિરતાર ॥ તેજ અમારૂ કરોવિસ્તાર ॥૭૭॥
વચન હરીના મસ્તગે ધરી ॥ બીજા કલ્પમાહે બ્રહ્માજીયે સેસટ
જો કરી ॥૭૮॥ જ્યારે ગોર બ્રહ્માને આલો પાટ ॥ તારે અમર
ભેદની દેખાડી વાટ ॥૭૯॥ જ્યારે યજુરવેદના માતમ કરા ॥
તારે ત્રણ રૂપતો વિષ્ણુયે ધરા ॥૮૦॥ તવ નાદ ઓચ્ચરા
તે દરશન જાણી દયાયા જેહે ॥ અમરભેદ તો પામા તેહે ॥૮૧॥
દેવગુણ કલપ સંપૂર્ણ થયા ॥ તારે છપન કરોડી મેઘા અમરાપુર
ગયા ॥૮૨॥ જ્યારે બાર જુગનું વાળુ નામ ॥ તારે પાણી
ચડીયા ધ્રુવ અસમાન ॥૮૩॥ પડા પંડને અમર પ્રાણ ॥ બ્રહ્મા
વિષ્ણુ સત પરમાણ ॥૮૪॥ પખાળી પ્રીથમી કિધી પાક ॥
તાહા ચતુર ગુણની રહી સાખ ॥૮૫॥ સત દતને ખમીયા કરી ॥
જે કોઈ સ્મરે શ્રી હરી ॥૮૬॥ બીજા દેવગુણ કલપની રચના
સુણો મુનિવર ભાઈ ॥ સ્વામીજીના મેઘા અવતારની સહી ॥૮૭॥
સ્વામીજીનુ રૂપ વાદળ જેવું હતુ જેહે ॥ કાલો જેવો મેઘ કહિયે તેહે
॥૮૮॥ તે સાહેબ એક દિનમાહે ત્રણ રૂપ રાખતા જેહે ॥ જ્યારે
રાત થાતી તારે જેવો કાલો મેઘ કહિયે તેહે ॥૮૯॥ અને પરભાતે
સુરજમાહે સમાયે ॥ બપોરે જેવા માણસનાનું બાળક થાયે ॥૯૦॥
તે મેઘ દેવતા છપન કરોડી તહી ॥ તેમણે ગોરનરને ઓરાધા
સહી ॥૯૧॥ હવે સ્વામીની કાયાનો વિસ્તાર સુણો મુનિવર ભાઈ ॥
સવા દસ તાલ ઊંચા હતા સહી ॥૯૨॥ અને પાંચ હાથ માથુ
સહી ॥ અઢી તસુ આખો હતી તહી ॥૯૩॥ બાર તસુ હોઠ હતા
જાણ ॥ પાચ આંગળ જીભા હતી પરમાણ ॥૯૪॥ પાચ તસુ
નાક હતુ જેહે ॥ ચાર તસુ મુછો હતી તેહે ॥૯૫॥ તે મુખમાહે
અનેક જીવ રેહતા તહી ॥ બત્રીશ દાત તે સર્વે પાંચ પાંચ તસુ

પરમાણે સહી ॥ ૯૬ ॥ તેની દાઢ સવાચાર તસુની હતી જેહે॥
તેના હાથ સવા ગજ લાંબા તેહે ॥ ૯૭ ॥ આંગળીયો સવા વેતની
હતી તહી॥ તેની બાહે સવા પાંચ ગજ લાંબી સહી ॥ ૯૮॥ પગ
ચાર વેતના જાણ ॥ તેની આંગળીયો સવા વેતની હતી પરમાણ॥૯૯
એવું રૂપ મેધામાહે હતુ સહી ॥ તારે અવગતીયા કોઈના હોતા તહી ૧૦૦
જીવ ચાર અવગતે પોતો તહી ॥ તે તમે સુણો મુનિવર ભાઈ ॥ ૧૦૧॥
એક મુખી હતા તે મોટા સીધ્ધજાત॥ તે મુખીના નામ તો પારસનાથ॥ ૧૦૨
કવદાનો દિકરો હતો જેહે ॥ અને બીજા અરજ મુનિવર કહિયે તેહે ॥ ૧૦૩॥
ત્રીજા પુજાદેવી કહિયે ॥ અને ચોથા માધવ ભાઈ લહિયે ॥ ૧૦૪ ॥
એ ચાર જીવ મેધા માહેથી નરગે પોતા જાણો જેહે ॥ તો મુનિવર
ભાઈ સુણો એહે ॥ ૧૦૫ ॥ જે મુનિવર એવા રૂપ દેખીને નાભુલ્યા
જેહે ॥ તે અમરાપુરી ફળ પામા સહી તેહે ॥ ૧૦૬ ॥ વળી વિષ્ણુએ
વિચારીને ધરીયુ ધ્યાન ॥ તારે ગુરૂ બ્રહ્માને આલ્યુ વચન ॥ ૧૦૭॥
તેડી બ્રહ્માને કહ્યુ કિરતાર ॥ તેજ અમારૂ કરો વિસ્તાર ॥ ૧૦૮ ॥ વચન
હરીનું મસતગે ધરી ॥ ત્રીજા કલ્પમાહે બ્રહ્માજીએ સેસટજો કરી
॥ ૧૦૯ ॥ જયારે ગોર બ્રહ્માને આલો પાટ ॥ તારે અમર ભેદની દેખાડી
વાટ ॥ ૧૧૦ ॥ જયારે સામવેદના માતમ કરા ॥ તારે બે રૂપ તો વિષ્ણુ
એ ધરા ॥ ૧૧૧ ॥ ધરમ ચેત દરશન જાણીને ધ્યાયા જેહે ॥
અમર ભેદ તો પામા તેહે ॥ ૧૧૨ ॥ જયારે પંખલા કલપ સંપૂર્ણ
થયા ॥ તારે બત્રીસ કરોડી કિન્નર અમરાપુર ગયા ॥ ૧૧૩ ॥ જયારે
આઠ જુગનુ વાળુ નામ ॥ તારે પાણી ચડીયું તે ધ્રુવ અસમાન ૧૧૪
પડા પંડને અમર રોહો ॥ તારે બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર સોહો ॥ ૧૧૫॥
જયારે પખાળી પ્રીથમીને કિધી પાક ॥ તારે ચતુર ગુણની રહી નાહા
સાખ ॥ ૧૧૬ ॥ સત દતને ખમીયા કરી ॥ અને જે કોઈ સમરે શ્રીહરી

॥૧૧૭॥ પંખલા કલપના ખેલ રમત સુણો મુનિવર ભાઈ॥ સ્વામીનું
રૂપ બાલકનું હતું સહી ॥૧૧૮॥ તે માણસજેવા હતા જેવા માણસ
કલજુગમાહા ॥ પણ હાથ મોટા હતા તાહા ॥૧૧૯॥ તે કિન્નરે
ઈમાન આણ્યું પુરૂ જાણ ॥ તે અમરાપુરીનો વાસ પામાનરવાણ
॥૧૨૦॥ તેમા એક ગોવંદા મુખી જોઈ ॥ તે અવતારમા નરગે
પડા તે સુણો મુનિવર ભાઈ ॥૧૨૧॥ એ દશરાયણ દેવગુણ ને
પંખલા કલ્પ જાણ ॥ તેમા જાંખા મેધા કિન્નર છુટા નિરવાણ
॥૧૨૨॥ એ ત્રણ કલ્પમાહે સોળ અવતાર હરીના જાણ ॥ તાહા
વિષ્ણુના સોળ પગલા પ્રાગમાહે પુજાવા પરમાણ ॥૧૨૩॥ તાહા
દસ રૂપ બ્રહ્માજીના વરતા જાણ ॥ તેણે સતગોર બ્રહ્મા ગુરૂનર
કહા નિરવાણ ॥૧૨૪॥ તે કલ્પ ત્રણ રૂપ અગમ હરીના જાણ ॥
તેઊને ચોથા કલ્પ કરણનું માંડ્યુ મંડાણ ॥૧૨૫॥ વળતા વિષ્ણુએ
વિચારીને ધરીયું ધ્યાન ॥ તારે સતગોર બ્રહ્માને આલ્યુ વચન
॥૧૨૬॥ ત્યારે બ્રહ્માને કહ્યુ કિરતાર ॥ તેજ અમારૂ કરો વિસ્તાર
॥૧૨૭॥ વચન હરીના મસતગે ધરી ॥ વળતા બ્રહ્માજી બોલા ફરી
॥૧૨૮॥ સ્વામી અમે જુગમાહે જઈને કરીસુ જાણ ॥ જો કળ ઓધા-
રો ચારે ખાણ ॥૧૨૯॥ વળતા બ્રહ્મા પ્રત્યે બોલા હરી ॥ અમે
આવીસું જુગમાહે રૂપ અગોચર ધરી ॥૧૩૦॥ રૂપ અમારા ઓળ-
ખસે જેહે ॥ મુગત થાસે જીવ બ્રહ્માજી તેહે ॥૧૩૧॥ એવો કોલ
લઈને બ્રહ્માજી આવા જુગમાહા ॥ તારે કરતા જુગનુ માંડ્યુ
મંડાણ તાહા ॥૧૩૨॥ જ્યારે સેસટ સંજોગે હરીએ આરંભ કર્યો ॥
ત્યારે બ્રહ્માએ મોહ [illegible] ॥ ત્યારે આદ શક્તીથી ત્રણ
મુરત વિસ્તાર્યો ॥૧૩૩॥ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર જાણ ॥ ચોથી
શક્તિ ત્રણ સ્વરૂપે થઈ પ્રમાણ ॥૧૩૪॥ સાવિત્રી લક્ષ્મી ગૌરી

realpatidar.com

 

રૂપી અવતાર ॥ શક્તિયે ત્રણ મુરતને વરીયા સાર ॥૧૩૫॥
ઊત્પત સ્થિતી અને પ્રલય એ કારજ જાણ ॥ તે સ્વામીજીએ સોપ્યા
ત્રણ મુરતને પ્રમાણ ॥૧૩૬॥ રજ સત્વ તમ ત્રણ ગુણ કરી ॥ ચોથી
માયા અગોચર તેમાહે ભળી ॥૧૩૭॥ તેઓના કિધા બહુ વિસ્તાર ॥
પંચભૂત અને પિંડ બ્રહ્માંડ અપાર ॥૧૩૮॥ અષ્ટવિધ પ્રકૃતીથી
રચ્યો સકળ સંસાર ॥ પુરાણ પુરૂષ તો અલગા રહ્યા પ્રમાણ ॥૧૩૯॥
પ્રથમ હતા સર્વે ધુંધુઃકાર ॥ ત્યારે આદનિરંજન વિશ્વનો એક આધાર
॥૧૪૦॥ આદે અંતે જે હતા નિરંજન દેવ ॥ સ્વામીજી તેના કોઈ ન જાણે
ભેદ ॥૧૪૧॥ આદ એહેદ રૂપ થકી ઊપના તેજ ॥ તેના હુઆ બ્રહ્મા સત-
ગુરૂ ॥૧૪૨॥ એ સતગુરૂ બ્રહ્મા તે નિરંજનના તેજનૂર ॥ ત્યાથકી બ્ર-
હ્માએ કળા નિપાઈ ભરપૂર ॥૧૪૩॥ શબ્દ એકને ૐકાર ॥ ત્યારે
નારાયણે કર્યો વિચાર ॥૧૪૪॥ ધ્યાન ધરીને સમુદ્રતીર ॥ બ્રહ્મા બાંધી
બેઠા ધીર ॥૧૪૫॥ ત્યા બ્રહ્માયે ધર્યુ ધ્યાન ॥ ત્યારે વેદગતીના
ઊપજા જ્ઞાન ॥૧૪૬॥ તે બ્રહ્માથકી માંડ્યા મંડાણ ॥ તેમા સરજી
લખ ચોર્યાસી ચારે ખાણ ॥૧૪૭॥ ત્યારે સેસટસંજોગ બ્રહ્માયે ગૌરી
શુ આરંભ કર્યો ॥ ત્યારે ગુરૂ બ્રહ્માંને પેટ શંખવો અવતર્યો ॥૧૪૮॥
ત્યારે વરતી વેળાને બ્રહ્માજી જ્યોતિષ કહે છે આજ ॥ ભાઈ એ પુત્રથી
આગળ વિનસશે કાજ ॥૧૪૯॥ જ્યારે ગોર બ્રહ્માને પેટથી દૈત્ય
અવતર્યો ॥ ત્યારે ગણેશ આગળ જઈને તપસાધીયો ॥૧૫૦॥
ત્યારે રાત સારી સવાપોર દનસુધી તપ કરતા ॥ અને તે પછી
દુનિયામાહે આવતા ॥૧૫૧॥ ત્યા બ્રહ્માજીયે ધર્યુ ધ્યાન ॥
વેદ ગતે ત્યાં ઊપજ્યુ જ્ઞાન ॥૧૫૨॥ એ શંખવો થયો તસ્કર દાન-
વનો અવતાર ॥ ભાઈ કરો જતન વેદ લઈ જાસે ચ્યાર ॥૧૫૩॥
વળી એક દિન બ્રહ્માજી મનમા એવી ધરે ॥ જે પુત્ર હોઈને

એવું કારજ નકરે ॥૧૫૪॥ તાહા શંખાસુર ઘાતજે કરી ॥ આજ્ઞા
નારાયણની લાવા પરી ॥૧૫૫॥ જ્યારે બ્રહ્માયે ધર્યું ધ્યાન ॥
ત્યારે નારાયણે તેણે આલીયું વચન ॥૧૫૬॥ જો માયા તણો
કરો વિસ્તાર ॥ ત્યારે હરીયે કિધો એ વિચાર ॥૧૫૭॥ જુગમા
લીધુ એવું રૂપ ॥ તો જુજવા કિધા ત્રણે સ્વરૂપ ॥૧૫૮॥ ચોથા
રહ્યા શાક્તિ એક ॥ તેના કરવા અનેક વિવેક ॥૧૫૯॥ ત્યારે
નારાયણે તો નજરજ ધરી ॥ ત્યારે ચાર મુરત જુજવી કરી
॥૧૬૦॥ બ્રહ્મા શબ્દતે ૐકાર ॥ વિષ્ણુ અક્ષર એક વહેવાર
॥૧૬૧॥ મહાદેવ માહા તરતવ કરી ॥ ત્યારે શંખવો ચાલ્યા નિસરી
॥૧૬૨॥ જ્યારે એક દિન રાજા અમરીખનો જગન હતો ॥ ત્યારે
સર્વે ભૂપ મળી ત્યા માંડવે આવ્યા હતા ॥૧૬૩॥ ત્યારે નારાયણ
આદશાક્તિ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જેહ॥ તે સર્વે દેવ જગનમા
આવ્યા હતા તેહ ॥૧૬૪॥ ત્યારે શંખાસુરને તો લાગી વાર ॥
અને ભોજન તો જમ્યા સકળ સંસાર ॥૧૬૫॥ આવ્યા શંખાસુરને
લાગી રીસ ॥ તેણે શ્રાપ દિધો રાજા અમરીખ ॥૧૬૬॥ એક સો
અવતાર લીજે હો રાયે॥ એવો શ્રાપ શંખવે દિધો તેહે ॥૧૬૭॥ રાજા
અમરીખ બીના અપાર ॥ શંખવાનો શ્રાપ લાગે તે કેમ છુટીયે જંજાલ
॥૧૬૮॥ ત્યારે અમરીખ દોડી આવ્યો નારાયણને પાસ ॥ સ્વામી શંખવે
દિધો શ્રાપ તે કેમ છુટીયે જંજાલ ॥૧૬૯॥ ત્યારે શ્રીનારાયણે બ્રહ્માને
મોકલ્યા તેણીવાર ॥ તેણે જઈને કિધો વિચાર ॥૧૭૦॥ એ વાતમા
અમરીખનો શો વાંક ॥ રાજાને મેલા એ સો શ્રાપ ॥૧૭૧॥ તારે
બ્રહ્માને મેલા વીસ અવતાર ॥ તારે મહાદેવ ગયા ચાલી શંખવાને
દુવાર ॥૧૭૨॥ શંખવા એ રાજાને ના દિજે શ્રાપ ॥ તારે વીસ મેલા
મહાદેવને અવતાર ॥૧૭૩॥ તારે આદશાક્તિ ગયા શંખવાને પાસ

તારે આદશક્તિ બોલ્યા વચન પરકાશ ॥૧૭૪॥ કે શંખવા એવા
કોને ના દિજે શ્રાપ ॥ તારે આદશક્તિમાતાને મેલ્યા વીસ શ્રાપ ॥૧૭૫॥
તારે શ્રી વિષ્ણુ દેવ આપે ચાલી ગયા શંખવાને દુવાર ॥ભુંડા એવડી
રીસ ના કરીયે અપાર ॥૧૭૬॥ તારે વીસ અવતાર મેલા તેણી વાર ॥
બાકી રહ્યા વીસ અવતાર ॥૧૭૭॥ તારે વળી નારાયણ દેવ ગયા શંખ-
વાને પાસ ॥ તારે શંખુવા ત્યાંહા બોલ્યો પરકાસ ॥૧૭૮॥ એસી
મેલી દિધા તેણી વાર ॥ બાકી રહા વીસ અવતાર ॥૧૭૯॥ તારે
શ્રી નારાયણ દેવ બોલ્યા મેલ શંખવા શ્રાપ ॥ તારે શંખવાને દુઃખ લાગુ
અપાર ॥૧૮૦॥ તારે તે કારણ દસ અવતાર લીધા શ્રી મહારાજ ॥ અને
દસ લીધા શંખવે અવતાર ॥૧૮૧॥ પેલા અવતાર મછ રૂપે શ્રી મહારાજ
તારે ચાર વેદની રચના થઈ પરકાસ ॥૧૮૨॥ સ્વામીજીના મછ અવતાર
ની વખાણ ॥ તે તમે સુણો મુનિવરો જાણ ॥૧૮૩॥ મછ અવતાર તે
માછલા જેવા જેહે ॥ પુઠ પણ મછ જેવી હતી તેહે ॥૧૮૪॥ કાન સીહરી
જેવા સહી ॥ પુછડું ડગલા જેવું માથું માણસ જેવું તહી ॥૧૮૫॥ એવો
અવતાર મછનો હતો જેહે ॥ ચાર ગાઊ માહે ચાલે તેહે ॥૧૮૬॥ શંખાસુર
ના પરમાણ સુણો સુજાણ ॥ માથુ જેવુ તાડના ફળ નરવાણ ॥૧૮૭॥
તેના હાથ જેવા પિતપાપડા જેહે ॥ પગ જેવા સીહીકાઈ તેહે ॥૧૮૮॥
એવો અવતાર શંખાસુરનો જેહે ॥ સુણો મુનિવર ભાઈ તેહે ॥૧૮૯॥
તારે વરતી વેળાને જ્યોતીષ કેહે છે આજ ॥ ભાઈ એ પુત્રથી આગળ
વણસે કાજ ॥૧૯૦॥ એ શંખવો થઈ આવ્યો તસ્કર દાનવનો અવતાર ॥
કરજો જતન વેદ લઈ જાસે ચાર ॥૧૯૧॥ એક દિન વળી બ્રહ્માજી-
મનમાહે એવું ધરે ॥ જે પુત્ર હોઈને એવું ના કરે ॥૧૯૨॥ શબ્દ એકને
અહંકાર ॥ તારે શ્રી નારાયણ દેવે કર્યો વિચાર ॥૧૯૩॥ દયાન ધરીને
સમંદર તીર ॥ બ્રહ્માજી બાંધી બેઠા ધીર ॥૧૯૪॥ તાહા બ્રહ્માએ -

ઘરીયું ઘ્યાન ॥ વેદ ગતે તાહા ઊપજુ ગીનાન ॥૧૯૫॥ તારે શંખાસુરે
ઘાત જો કરી ॥ આજ્ઞા નારાયણની લાવો ફરી ॥૧૯૬॥ તારે બ્રહ્માયે
ઘરીયું મન ॥ તારે નારાયણે તેણે આલુ વચન ॥૧૯૭॥ જે માયા
તણો કરાવો વિસ્તાર ॥ તારે હરીયે કિધો વિચાર ॥૧૯૮॥ એ જુગમાહે
લેવું હતું રૂપ ॥ તો જુજવા કિધા ત્રણે સ્વરૂપ ॥૧૯૯॥ ચોથા રહા શ-
ક્તિ એક ॥ તેના કરવા અનંત વિવેક ॥૨૦૦॥ નારાયણે તો નજર
ઘરી ॥ ચાર મુરત તાહા જુદી કરી ॥૨૦૧॥ પરથમ શ્રી મછ રૂપનો
સંજોગ જો થયો ॥ તારે બ્રહ્મા નારાયણના વેદ શંખાસુર લઈ ગયો ॥
॥૨૦૨॥ એવું જાણીને ગોર બ્રહ્માજી ચંતામાહે ભયો ॥ એ વેદ ચાર શંખવો
લેઈ ગયો ॥૨૦૩॥ તારે નિરગત બ્રહ્માજી થઈને રહા ॥ તારે સદા-
શીવ જો તાહા આવીયા ॥૨૦૪॥ તારે રૂદરે હૃદયેમાહે વમાસ્યુ
તાહા ॥ તારે બ્રહ્મા પ્રત્યે વચન બોલા તાહા ॥૨૦૫॥ કોહો કારે
બ્રહ્માજી એ શું થયું ॥ પણ તેજ તમારૂ તે કાહા ગયું ॥૨૦૬॥ તારે
રૂદ્ર પ્રત્યે બ્રહ્માજી બોલ્યા સહી ॥ અકળગત અપરમની થઈ ॥૨૦૭॥
વળતા શિવ વિચારે એહે ॥ કહો બ્રહ્મા કેમ થાસે તેહે ॥૨૦૮॥
તારે બ્રહ્મા તો મહાદેવને કેહે ॥ એ અકળગત અપરમ વરલેહે ॥૨૦૯॥
એ ગત તો ના જાણીયે અમો ॥ નારાયણપાસે શીવજી જાવો તમો ॥૨૧૦॥
ત્યારે જઈ શીવે તાહા કરો પરકાશ ॥ કેહે બ્રહ્મા બેઠા છે ઓછે સાંસ
॥૨૧૧॥ સ્વામી તુ છે અપરમપાર ॥ તારે ચારે મુરતનો કરો વિસ્તાર
॥૨૧૨॥ એવી વિનંતી તાહા સદાશિવે કહી ॥ એ બ્રહ્મા કલા તો ઓછી
થઈ ॥૨૧૩॥ ત્યાં હેત ઘરીને બોલ્યા હરી શિવ કહું છું તને ॥ એ કારજ
વળી કરવું છે મને ॥૨૧૪॥ એવો શબ્દ તો હરીયે કહ્યો ॥ હું તો બળ
વંત તો શંખવો વેદ કેમ લઈ ગયો ॥૨૧૫॥ વિષ્ણુને શક્તિ ક્યાં ગય
હીન કળાએ જુજવા થઈ રહ્યા ॥૨૧૬॥ ત્યારે કહે શિવ સ્વામી

તુ છે કિરતાર ॥ તમે ચારમુરતનો કરો વિસ્તાર ॥ ૨૧૭ ॥ સ્વામી
તારા સરજા છું વળી અમો ॥ તેજ તમારૂ પ્રકાશોતમો ॥ ૨૧૮ ॥
એવા શિવના સુણી વચન્ ॥ ત્યારે હરી ઘણુ હરખાયા મન ॥ ૨૧૯ ॥
તારે વિષ્ણુને તેડીને તાહં ॥ વળી શાકિત આવ્યા જાહં ॥ ૨૨૦ ॥
ત્રણ મુરત શાકિત અવતાર ॥ ચારેને આપે વિસ્તાર ॥ ૨૨૧ ॥
વિષ્ણુને આપ્યુ વચન ॥ અને આપે થયા આપસમાન ॥ ૨૨૨ ॥
મહાદેવની ત્યાં સ્થાપના કરી ॥ તો દૈત્ય કુળની ઈચ્છા કરી ॥ ૨૨૩ ॥
એક શબ્દને ૐકાર ॥ તેમા થયા અનંત વિચાર ॥ ૨૨૪ ॥
અનેક વિસ્તારને શબ્દ એકસાર ॥ તેમા થયા અનંત વિસ્તાર ॥ ૨૨૫ ॥
એકેકી મુરતને આપ્યુ વરદાન ॥ નારાયણે તાહા કહ્યું વચન ॥ ૨૨૬ ॥
પ્રથમ અહંકારે બ્રહ્મા પડા ॥ શકિત વિષ્ણુ તાહા રખડા ॥ ૨૨૭ ॥
સતગોર કેહે અહંકારની વાત ॥ ભાગે દિવસને નિપજે રાત ॥ ૨૨૮ ॥
ચાર મુરત જો થાપા તાહં ॥ વિષ્ણુ બ્રહ્મા હુતા જાહા ॥ ૨૨૯ ॥
વિષ્ણુ પ્રત્યે હરીયે કહ્યું વચન ॥ તમે અમે છું એકજ તન ॥ ૨૩૦ ॥
અલખ નિરંજને દયા ધરી ॥ વિષ્ણુને વર આપ્યો ફરી ॥ ૨૩૧ ॥
વિષ્ણુ તમે વળી જુગમાહે જાવો ॥ જે સતવાદી જીવ પુજે તમારા પાવો ॥ ૨૩૨ ॥
જુવો બ્રહ્મા બેઠા છે કાહા ॥ વળી વિવેક પુછો તાહા ॥ ૨૩૩ ॥
દુષ્ટ વેદને લઈને નાઠો છે સહી ॥ તેને તમે હણજો જહી ॥ ૨૩૪ ॥
જ્યારે તેને હણસો તમો ॥ તારે ચાર મુરત માહે છતા થાસુ અમો ॥ ૨૩૫ ॥
તારે વિષ્ણુ બોલા કરી પરણામ ॥ સ્વામી અમને શું આપો છો કામ ॥ ૨૩૬ ॥
સત માનીને કરે પરણામ ॥ તો તેને તમે આપજો ઠામ ॥ ૨૩૭ ॥
એવું વચન કહું છું અમો ॥ રખે કુળ વધારો તમો ॥ ૨૩૮ ॥
જુગો જુગ માહે ધરૂં અવતાર ॥ દૈત્યને મારીને કરો વેદનો વિસ્તાર ॥ ૨૩૯ ॥
જીવ હમારા હોસે જેહે ॥ તમને આવી નમસે તેહે ॥ ૨૪૦ ॥

જે તમારો જપસે જાપ ॥ તેણે મળા અમો આપોઆપ ॥૨૪૧॥
એવી થાપના તાહા હરીએ કરી ॥ તદ વિષ્ણુએ તાહા સીસટ જો કરી
॥ ૨૪૨ ॥ વીષ્ણુ આવા બ્રહ્માની પાસે ॥ બ્રહ્માદિઠા બહુ ઊદાસ ॥૨૪૩॥
ઊઠોરે બ્રહ્મા ધરોને ધ્યાન ॥ વાળું વેદને રાખુ માન ॥૨૪૪॥
કોહો બ્રહ્મા કેઈ પાસે ગયો ॥ કેઈ કળાએ દૈત્ય જો થયો ॥૨૪૫॥
તારે બ્રહ્મા બોલા તેણીવાર ॥ મેં તો દુષ્ટ નથી દિઠોરે લંગાર ॥૨૪૬॥
દુષ્ટે આવીને વચન જો કર્યુ ॥ સુણી વચન ને પગલુ પાછુ ભર્યુ ॥૨૪૭॥
કોરંભ નાળ કહાવે છે જેહે ॥ જાણુ છું તેમારગે નાઠો છે તેહે ॥૨૪૮॥
ગયા વેદ બ્રહ્માજી કરેરે પોકાર ॥ ત્યારે દરોડી ધાયા દેવમુરાર ॥૨૪૯॥
તારે ગોર બ્રહ્માજીએ હરીસું કહ્યો ॥ સ્વામીજી વેદ ચાર તે દૈત્ય લઈ ગયો
॥ ૨૫૦ ॥ ગયા વેદને બ્રહ્માજી કરેરે વિચાર ॥ તમે દેવસાહે કરોરે
મકન મોરાર ॥ ૨૫૧ ॥ તારે ગોર બ્રહ્માજીએ હરીસુ કહ્યો વિચાર ॥
સ્વામીજી વેદ વિના હુવો અંધઃકાર ॥ ૨૫૨ ॥ સ્વામીજી જેને આધારે
ચાલે સંસાર ॥ તે શંખાસુર લઈ ગયો સમુંદર મોઝાર ॥ ૨૫૩ ॥ તારે
હરીયે સુણી દિલમાહે કિધો વિચાર ॥ તારે વેદ કારણ હરીયે લીધો
અવતાર ॥૨૫૪॥ જયારે શંખાસુર સમુંદરમાહે ગયો ॥ શ્રી મચ્છ
રૂપ તાહા હરીયે લીયો ॥ ૨૫૫ ॥ એવી વાત સુણીને પુઠે થયા
મોરાર ॥ તારે દૈત્ય જઈને પેઠો ને મોઝાર ॥ ૨૫૬ ॥ જયારે પરથ
મ દેવ શ્રી મછરૂપ જો ભયો ॥ તારે ગોર બ્રહ્માજીનો અવતાર
તાહા એકારૂખી થયો ॥ ૨૫૭ ॥ વિષ્ણવ દરોડી તરતવ જો તાહા ॥
તે નળને માથે શંખુવો ઊભો હતો જાહા ॥ ૨૫૮ ॥ તાહાથી શંખા-
સુર નાસી ગયો ॥ જઈ ધરતી તલમા પસાર થયો ॥ ૨૫૯ ॥ ત્યારે
પવન વેગે જાયે વહી ॥ અને ધરતીને મારગે ઊતરો જઈ ॥ ૨૬૦ ॥
તે તલ પાતાળે ધરતી જો રહી ॥ અને અકળ વાત તો આ સતગુરૂ

કહે ॥૨૬૧ ॥ તે શંખવો દાનવ પરથમીને તળે ગયો સહી ॥ અને
ધરતીને મંદિર પુછું જઈ ॥ ૨૬૨ ॥ ત્યાંથી શંખાસુર નાસી ગયો ॥
જઈ ધરતી માતા પાસે રહ્યો ॥ ૨૬૩ ॥ તારે ધરતીના મંદર માહે
પેઠો જઈ ॥ કર જોડી આધિન થઈ સ્તુતિ જો કહી ॥ ૨૬૪ ॥ સાંભળો
ધરતી માતા હું કહું છું તુને ॥ હું બ્રહ્માનારાયણના વેદ લાવ્યો છું
તુ રાખને મુને ॥ ૨૬૫ ॥ હરી વેદને આવ્યો છું હું ॥ મુજને માતા
રાખને તું હું ॥ ૨૬૬ ॥ સુણો ધરતી માતા તમસું કહું ॥ અને કોહો
તો શરણે તમારે હું રહું ॥ ૨૬૭ ॥ માતા આવ્યો શરણે જો રાખો
લાજ ॥ પુઠલ હરી આવે છે અમારે કાજ ॥ ૨૬૮ ॥ માતા ધરતી કહે
શંખાસુર તમને કહું એમ ॥ તમે ગોર બ્રહ્માના વેદ હરી લાવા કેમ
॥ ૨૬૯ ॥ માતાજી અમે દિઠા સંસાર મધે સાર વેદ પરકાશ ॥ તે હરી
લાવ્યો છું ગોર બ્રહ્મા કનેથી તમારી પાસ ॥ ૨૭૦ ॥ એવા વચન દૈત્ય
ધરતીસુ બોલો સહી ॥ જો માતાજી તમે મુજને શરણે રાખો તો હું
વેદ આપુ નહી ॥ ૨૭૧ ॥ તુજ માહે માતા ધરતી સર્વે સમાયે ॥ તુજ
વીના મુજને કોઈએ રાખો નવ જાયે ॥ ૨૭૨ ॥ ઊપની સંદ બ્રહ્મા
બેઠા હતા જેહે ॥ સર્વે ગુણ સાંભળી આવ્યો છુ તેહે ॥ ૨૭૩ ॥ તારે
એવી વાત તાહા શંખવે ધરતીને કહી ॥ વિષ્ણુ મુજને ઝાલવા
આવે સહી ॥ ૨૭૪ ॥ સાંભળો ધરતી માતા હું તુજને કહું ॥ આહી
મુજને રાખો તો હું રહું ॥ ૨૭૫ ॥ ફરી શંખાસુર પરતે ધરતી એમ કહે ॥
તુ બ્રહ્મા નારાયણના ચોર અમોથી ન રેહે ॥ ૨૭૬ ॥ તુજ કેડે વિષ્ણુ
આવે જેહે ॥ તુજને ગરહીને જાયે તેહે ॥ ૨૭૭ ॥ જો ધરતી તુ મુજને
નહી રાખે આજ ॥ તો ત્રણ મુરત આગળ તારી નહી રહે લાજ ॥ ૨૭૮
તારે ધરતીએ વિચાર્યું મન ॥ એમેસે હરી મુજ પર થાસે પ્રસન્ન ॥ ૨૭૯
એ કારણ હરી આવે મુજ દુવાર ॥ તો માંગી લેઊં હું વર અપાર ॥ ૨૮૦ ॥

એટલે શંખાસુરને ધરતી રાખવા કરે॥ ત્યાહા લગી શ્રીહરી
આવી સંચરે ॥ ૨૮૧॥ જ્યારે ધરતી દૈત્યને છપાડી ધરે॥ ત્યાં-
લગી હરી પુઠળ આવી સાંચરે ॥ ૨૮૨॥ ધાઈ પેઠો શંખાસુર
ધરતીના મંદિર મોઝાર॥ તારે વિષ્ણુ આવા ધરતીને દુવાર॥ ૨૮૩ ॥
તારે આવી હરી દ્વારે ઊભા રહા જાહા॥ તારે પ્રેમ વચન તાહા ધરતી-
સુ કહા॥ ૨૮૪॥ તારે શ્રી નારાયણ પરથવી પાસે ગયા॥ તાહા પેલા
શંખાસુર આવી શરણ રહાં॥ ૨૮૫॥ તાહા પરથમીએ આદરભાવ
નારાયણને પુજા સહી॥ તારે તે દો કર જોડીને ઊભી રહી॥ ૨૮૬॥
તારે માતા ધરતી વચન બોલા એહે॥ આહા આવા હરી તમે કોણ
સ્નેહે॥ ૨૮૭॥ તારે હરી તાહા બોલ્યા વિખ્યાત॥ સુણો ધરતી
હું કહું તોએ વાત ॥ ૨૮૮ ॥ જે શંખાસુર હરી લાવો ગોર બ્રહ્મા-
ના વેદ॥ હવે તેનો હું તમને પુછું ભેદ॥ ૨૮૯॥ તાહા નારાયણ
મુખે એવું ઓચરે ॥ જો શંખુવો દાનવ આપે તો સર્વે કારજ સરે
॥ ૨૯૦॥ સુણો રે ધરતી તમસું કહું ભેદ॥ શંખવા હરી લાવ્યો છે
ગોર બ્રહ્માના વેદ॥ ૨૯૧॥ જો ધરતી તેનો મુજને બતાવે ભેદ॥
તો હું મારી દૈત્યને વાળુ વેદ ॥ ૨૯૨॥ સુણો શ્રી હરી હું તમસું કહું ॥
પણ આવ્યો છે મારે શરણે તે કાઢી કેમ દેઊ॥ ૨૯૩॥ સાંભળો ધરતી
હું કહું છું તુને ॥ ચોર મારો તુજ પાસે છે તું આલજો મુને॥ ૨૯૪॥
તારે બોલ્યા ધરતી સુણો દીનદયાળ ॥ તમે છો હરી અતળીબળ
કૃપાળ ॥ ૨૯૫॥ સ્વામી વચન તમારૂં મોહે કેમ સહેવાએ॥ ચોર
તમારો મે રાખ્યો નવ જાયે॥ ૨૯૬॥ તાહા બોલા હરી હું તુજને
કહું॥ લીધા પાખે તો હું નવ રહું॥ ૨૯૭॥ તાહા ફરી કર જોડીને ધરતી
કહે ॥ સ્વામી માનો તમો મેં રાખો નવ રેહે ॥ ૨૯૮॥ સ્વામી તમે ઊભા
રેહેજો આણે ઠાયે॥ હું જોઈ આવુંછું મારા મંદીરમાહે॥ ૨૯૯॥

હું જોઉ મારા ઘરની માહે ॥ હસે તો આણી આપેસમાહે ॥ ૩૦૦ ॥
કર જોડીને વચને કહે કથી ॥ હું જાણુ છું જે મુજ ઘરમોહે નથી ॥ ૩૦૧ ॥
તારે કરડુ રૂપ કરીને બોલ્યા ભગવાન ॥ શંખુવો છે તારા ઘરમાહાન
॥ ૩૦૨ ॥ તારે ઘરતીયે વિચાર્યું મન ॥ એ છે વિષ્ણુ આપો આપ
તન ॥ ૩૦૩ ॥ સ્વામી એ કારણે આવા મુજ દુવાર ॥ તો કિરપા
કરો તમે દિન દયાળ ॥ ૩૦૪ ॥ એવી વાત ઘરતીયે કહી ॥ વચન
એક મુને આપો સહી ॥ ૩૦૫ ॥ આદે ઈચ્છા ધરૂં છું અમો ॥ વર
એક મુજને દિયોને તમો ॥ ૩૦૬ ॥ અમને ઈછા છે મનમાહે ઘણી ॥
અમંને વરો ત્રિભુવન ધણી ॥ ૩૦૭ ॥ વિષ્ણુ પરતે ઘરતી કહે વાત ॥
તો ચોર તમારો લાગે હાથ ॥ ૩૦૮ ॥ ત્યારે ઘરતી પ્રતે બોલ્યા શ્રી
ભગવાન ॥ મ્રૃતે ફળને મ્રૃતે દાન ॥ ૩૦૯ ॥ જો ઘરતી તુ દૈત્ય-
નો ભેદ આપો મુજ ॥ તો મનવા ચિંતા ફળ આપું તુજ ॥ ૩૧૦ ॥
તારે ઘરતીયે કોલ લીધો સ્વામીસુ સત જો કરી ॥ તો તમે મુજને
વરો ત્રિભુવન ધણી ॥ ૩૧૧ ॥ ચાર પ્રહર જયારે વીતશે સહી ॥ દસ
ઘડી જયારે પુરી થાયે તહી ॥ ૩૧૨ ॥ કરી કમાઈને દેવતા મળસે
અમારી પાસે ॥ તે જાન લાવીને ઘરતી તારી પુરાઊ આસ ॥ ૩૧૩ ॥
જયારે જાંબુદ્વિપે કરસુ જાણ ॥ તુજને વરાના એહી એંધાણ ॥ ૩૧૪ ॥
સર્વે સતી જીવને થાસે મોક્ષ દર્શન ॥ તારે તમને વરસે શ્રી ભગવાન
॥ ૩૧૫ ॥ નકળંકી નામ ઘરાવીસુ અમો ॥ તારે તે મ્રૃતે વર પામસો
તમોં ॥ ૩૧૬ ॥ કુવારકા ભોમી માહે આસણ ધરૂં ॥ અનંત રૂપે નકળંકી
અવતરૂં ॥ ૩૧૭ ॥ સતગોર બ્રહ્મા જેનું નામ ॥ તે ઈંદ્ર ઈમામશાહ
કરસે સર્વે જીવોના કામ ॥ ૩૧૮ ॥ ત્રણ મુરતને શકિત અવતાર ॥
અને સર્વે વર્ણ થાસે એકાકાર ॥ ૩૧૯ ॥ હીણા ખીણા તાહા નહી
નિરવાણ ॥ તમને વરાના એહી એંધાણ ॥ ૩૨૦ ॥ તો સાંભળો ઘરતી

હું તુજને કહું ॥ સરવે નું કલંક ઊતારૂં સહું ॥ ૩૨૧ ॥ એતા લંછન જોસે જેહે ॥ નકલંકી નર થાસે તેહે ॥ ૩૨૨ ॥ જ્યારે અનંત કળાને વેદ વખાણ ॥ તમને વરાના એહી એંધાણ ॥ ૩૨૩ ॥ એવી વાત જ્યારે હરીએ કહી ॥ તારે ધરતીયે માનું સહી ॥ ૩૨૪ ॥ તારે હરીને ધરતી એક જો થયા ॥ એ શબ્દ શંખવે સુણીયા ॥ ૩૨૫ ॥ તારે શંખાસુર વિચાર્યું મન ॥ એ બેહુ થયા એકજ તન ॥ ૩૨૬ ॥ એમ શંખવો મનસુ કહે ॥ પંડ પ્રાણ તારો હવે નવ રહે ॥ ૩૨૭ ॥ તારે દૈત્યે વિચાર્યું જે હવે અમે સું કરૂં ॥ એ પરથમીથી હવે હું નવ ઊગરૂં ॥ ૩૨૮ ॥ હરીયે ધરતી પ્રત્યે વચન કરીયા પ્રકાશ ॥ તે સુણીને શંખાસુર થયા ઊદાસ ॥ ૩૨૯ ॥ એ ધરતી અમારે આગળ અનંત કરોડી દેવ તેત્રીસનો કરવો નિસ્તાર ॥ તે ભક્ત કારણ લેઊં દસ અવતાર ॥ ૩૩૦ ॥ તાહા આદ અંતના દેવ એકઠા થાયે ॥ તે કરી કમાઈને મળસે આયે ॥ ૩૩૧ ॥ તાહા અનંત કરોડ દેવ સર્વે સતીયો આવસે અમારે પાસ ॥ તે જાનલાવી કોલપાળું ધરતી પુરૂં તારી આસ ॥ ૩૩૨ ॥ જ્યારે ચાર જુગને દસે અવતાર સંપુરણ થાયે ॥ ધરતી તમને તારપછી પરણુ આયે ॥ ૩૩૩ ॥ તારે ધરતી પ્રત્યે હરીએ એવું વચન કહ્યું ॥ તે સુણી શંખવો બહુ અચંબે થયું ॥ ૩૩૪ ॥ તારે ધરતી શંખાસુરને લેવા જાયે ॥ તારે શંખાસુર નાઠો તેણી વાયે ॥ ૩૩૫ ॥ જ્યારે એવા વચન શ્રીનારાયણ દેવે ધરતીસુ કહ્યો ॥ ત્યારે દૈત્ય શંખાસુર પાતાળ માર્ગે નાસી ગયો ॥ ૩૩૬ ॥ ત્યાંથી શંખાસુર વેગે દોડી ગયો ॥ વિતલ પાતાલ નગર માહે જઈ રહ્યો ॥ ૩૩૭ ॥ તે નગરનો રાજા જેહ ॥ અનુપાળ નામ કહિયે તેહ ॥ ૩૩૮ ॥ તાહાથી શંખાસુર નાસી ગયો ॥ તે રાજાની સભામાહે જઈ રહ્યો ॥ ૩૩૯ ॥ સતવાદી તે મહા કેવાયે ॥ સતતણી

તે કરે સાયે ॥ ૩૪૦॥ નાસીને તેની સભામાંહે ગયો ॥ તે જઈને દિવટિયો થઈને રહ્યો ॥ ૩૪૧ ॥ તાહા વિષ્ણુ કેડે દોડીગયો ॥ જઈને રાજાની પોળે ઊભો રહ્યો ॥ ૩૪૨ ॥ તાહા જઈને હરીયે વચન જો કહિયા સતવાદીના રૂપ પોતે ધરીયા ॥ ૩૪૩ ॥ તાહા ધરી રૂપને બોલા ભગવાન અને સત વાદીના બોલ્યા જ્ઞાન ॥ ૩૪૪ ॥ તાહા હર્યું તેજ તો દિવાતણું તારે અનુમાળ રાજા આકુળ વ્યાકુળ થયો ઘણું ॥ ૩૪૫ ॥ કહે કાહા ગયું મુજ દિવાનું તેજ ॥ મારી સભામાહે એ શું નભેદ ॥ ૩૪૬ ॥ ત્યારે હરીયે પોળીયાસુ વચન જો કહ્યું ॥ જ્યા રે પોળીયા સભામાહે શું થયું ॥ ૩૪૭ ॥ તારે પોળીયો મન વિચાર્યું સહી ॥ એ પુરૂષ કોઈ આ દેશનો નહી ॥ ૩૪૮ ॥ અંતુળી બળને દેખી રૂપ ॥ પોળીએ નિરખ્યું સર્વે સ્વરૂપ ॥ ૩૪૯ ॥ વેગે વહીને રાજા પાસે ગયો ॥ જઈને સભામાહે ઊભો રહ્યો ॥ ૩૫૦ ॥ સભામાહે થયો શોરભકોર ॥ તાહા ઊભો છે વિષ્ણુ બ્રહ્માનો ચોર ॥ ૩૫૧ ॥ રાજા તાહા થઈ રહ્યો છે અચેતજ ॥ દિવાતણું હર્યું છે તેજ ॥ ૩૫૨ ॥ તાહા પોળીયે વચન કર્યું પ્રકાશ ॥ સુણો રાજા તમને કહે છે દાસ ॥ ૩૫૩ ॥ પુરૂષ એક ઊભો છે તમારે દુવાર ॥ નથી વચન બોલતો લંગાર ॥ ૩૫૪ ॥ રહી વચનને એમ જો કહું ॥ જોવો પોળીયા સભામાહે સું થયું ॥ ૩૫૫ ॥ જો થોડી વાણી બોલ્યો પરકાસ ॥ તે કારણ તમ પાસે આવો દાસ ॥ ૩૫૬ ॥ એવી વાત પોળીએ રાજાસુ કહી ॥ વિતળ લોકનો એ પુરુસ નહી ॥ ૩૫૭ ॥ કોણ કારણ આવો છે આહે ॥ તમે આવીને પુછો તાહે ॥ ૩૫૮ ॥ એવું રાજાયે સુણીયું વચન ॥ સતવાદીયે વિચાર્યું મન ॥ ૩૫૯ ॥ એ કોઈ પુરસ પરલોકી તન ॥ જેણે બાંધા ચઊદે ભવન ॥ ૩૬૦ ॥ સુણી શબ્દ ઊઠી ઊભા થાયે ॥ વસ્ત્ર સંભાળી દોડી જાયે ॥ ૩૬૧ ॥ એ છે પુરણ બ્રહ્મ ભગવાન ॥ એવું રૂદામાહે આવું ગીનાન ॥ ૩૬૨ ॥ જઈ

કરીને હરીને લાગે પાયે ॥ કેમ પધારા ત્રિભુવની રાયે ॥૩૬૩॥
અતી પતિતપર કૃપા કરી ॥ અને મુગત દેવાની દયા ધરી ॥૩૬૪॥
શંક તણું જો કરવા કામ ॥ અને વિતળ લોક આવા ભગવાન ॥૩૬૫॥
અગમ નિગમ સુણતા ઠામ ॥ પરતીત વળી જાણું નામ ॥૩૬૬॥
એવી જો દયા ધરી માહારાજ ॥ સરજા તણી રાખવા લાજ ॥૩૬૭॥
હરીયે તાહા હેતજો ધરી ॥ અને મુગત તણો વર આપો ફરી ॥૩૬૮॥
સાંભળ રાજા કહું છું તુને ॥ તેં કેમ વળી જાણો મુને ॥૩૬૯॥
આદ વચનની દયા ધરી ॥ અનુપાળ પર ત્રુટયા શ્રીહરી ॥૩૭૦॥
સીસટ બ્રહ્માની વસે ભુતાન ॥ એક મુરત ત્રણ દેવના ઠામ ॥૩૭૧॥
મરત લોક માહે આલો વાસ ॥ કરી લીધો પોતાનો દાસ ॥૩૭૨॥
રૂખમાંગદ તો ધરીયું નામ ॥ અમરાપુર માહે આપ્યો ઠામ ॥૩૭૩॥
હરી તણા ત્યાં સુણી વચન ॥ દુષ્ટ તણા તાહા ભાગા અરણ ॥૩૭૪॥
ત્યાંથી શંખાસુર નાસી ગયો ॥ જઈ સુતળે દેસને માર્ગે રહ્યો ॥૩૭૫॥
પાતાળ માહે જો નાઠો જાયે ॥ અઘોર વન હતું તેણે જો ઠાયે ॥૩૭૬॥
ઘર દિઠું તાહા ગુણકા તણું ॥ તાહા જઈને દૈત્ય હરખ્યા ઘણું ॥૩૭૭॥
વઈવંત છે છોકરાનું નામ ॥ તેનો રમવાનો તાહા ઠામ ॥૩૭૮॥
તાહા શંખાસુર જઈને રહ્યો ॥ અને તે આગળ આધિન જો થયો ॥૩૭૯॥
અને જવા તણું મને મારગ દેખાડ ॥ તને ઈછું છુ બંધવને ઠાંર ॥૩૮૦॥
તેણે જવાનો દેખાડયો ઠામ ॥ વળી પુછુ દુષ્ટનું નામ ॥૩૮૧॥
આગળ શંખુવો નાઠો જાયે ॥ કેડે દેવ મુરાર દોડી આવે ॥૩૮૨॥
જઈ વઈવંત હરી પાયે પડો ॥ કર જોડીને ઊભો રહ્યો ॥૩૮૩॥
સ્વામી આ લોક ઊપર દયા ધરી ॥ ભલે પધાર્યા તમે શ્રીહરી ॥૩૮૪॥
તારે હરી બોલ્યા તેણી વાર ॥ ચોર આવો છે મારો આ ઠાર ॥૩૮૫॥
સ્વામી શોર તમારો કાહાં જસે ॥ એ કારણ કઈના કારજ થસે ॥૩૮૬॥

સ્વામી તમે ઊભા રહેજો આ ઠાર ॥ પકડીલાવુ ચોર તમારો તરતકાળ ૩૮૭
આધિન થઈને હેતજો ધરી ॥ એણે ઓળખા તાહા શ્રીહરી ॥ ૩૮૮ ॥
જો હું આવો છુ ને તે જાણો મુને ॥ તો વળી વર આપુ છું તુને ॥ ૩૮૯ ॥
મે તુજને કિધો મારો દાસ ॥ અને મરતલોકમાહે આલો વાસ ॥ ૩૯૦ ॥
મેં તુને આપો લંકામાહે ઠામ ॥ અને તારૂ બિભીખણ ધરીયું નામ ॥ ૩૯૧ ॥
જ્યારે હું લઈસ રામ અવતાર ॥ તારે તુને આપી રાજને કરીસુ નિસ્તાર ॥ ૩૯૨ ॥
રાવણથી હું લંકા લઈસ ॥ તુજને હું રાજ તાહાનું દઈશ ॥ ૩૯૩ ॥
એમ કહી હરી દરોડી જાયે તેવાર ॥ મારે ગરહેવો છે આણી વાર ॥ ૩૯૪ ॥
આગળ શંખવોને પાછળ હરી ॥ અને દુષ્ટે જુધની ઈછા ધરી ॥ ૩૯૫ ॥
મન મંત્રસુ વેહેર દૈત્ય ॥ એવી શંખાસુરની કપટ રીત ॥ ૩૯૬ ॥
અતળી બળને રહો મરોડ ॥ અને પાસે દૈત્ય છાસટ કરોડ ॥ ૩૯૭ ॥
એહેકારી નવ બીએ મન ॥ અને દૈત્ય તણા ઊપજાવે તન ॥ ૩૯૮ ॥
જુધ કરતા ગયા સુતળ મોઝાર ॥ એણે દૈત્ય ઊપજાવા અપાર ॥ ૩૯૯ ॥
આગળ શંખવો નાઠો જાયે ॥ દૈત્ય આવી લાગો હરીને પાયે ॥ ૪૦૦ ॥
કેતાએક દૈત્ય જુધ જો કરે ॥ કેતાએક આવી હરીને પાયે જો પડે ॥ ૪૦૧ ॥
જુધવાળા પર હરી કરોધ જો કરે ॥ અને ચરણે નમે તેપર દયા જો ધરે ॥ ૪૦૨ ॥
તે સુતળ દેસમાહે જઈને રહો ॥ તાહા જઈ દૈત્ય પરાક્રમી જો થયો ॥ ૪૦૩ ॥
તારે જેવંત રાજા વસે છે ગામ ॥ તે દૈત્યે વળી વિચાર્યુ ઠામ ॥ ૪૦૪ ॥
તે નગરની પોળે પોળીયો એક ॥ માહા સતવાદી કાહા તે છેક ॥ ૪૦૫ ॥
ભોમ મંડલિક છે તેનું નામ ॥ તેના હરીને કરવા છે કામ ॥ ૪૦૬ ॥
તારે તે પોળે જઈને હરી ઊભા જો રહા ॥ શંખાસુરને પુછતા ગયા ॥ ૪૦૭ ॥
તારે ભોમ મંડલીકે વિચાર્યું મન ॥ અંતળી બળ છે એ ભગવાન ॥ ૪૦૮ ॥
જઈને હરી તણો લાગો પાયે ॥ અને ખમીયા કરો તમે ત્રિભોવની રાયે ॥ ૪૦૯ ॥
ભાઈ શું ક્ષમા કરાવે છે મુને ॥ એ કથા કહું છું હું તુને ॥ ૪૧૦ ॥

વેદ હરી આવ્યો છે શંખવો દુષ્ટ ॥ અમ સાથે કરે છે જુધ ॥૪૧૧॥
તારે પોળીયો બોલ્યો તેણી વાર ॥ સ્વામી તમસું તે નહી જીતે લંગાર ॥૪૧૨॥
એવા વચન હરી શ્રવણે સુણી ॥ અને મુઠા કિરપા કિધી ઘણી ॥૪૧૩॥
મૃત્યુલોકને ભુતળ વાસ ॥ સાથે લાવીને કિધો દાસ ॥૪૧૪॥
અમરીખ રાજા એનું નામ ॥ પોળીયા તણું જો કરતો કામ ॥૪૧૫॥
લેવા રતન હું કૂર્મ અવતરૂં ॥ તારે સીસટમાહે તુને વરૂ ॥૪૧૬॥
હેત કરીને દિધા વચન ॥ વળી પોતાનો કિધો તન ॥૪૧૭॥
તાહા તે શંખાસુરને થયું જાણ ॥ તાહાથી તે નાઠો નિરવાણ ॥૪૧૮॥
સર્વે દૈત્ય જુધ બહુ કરે ॥ હરીની દષ્ટે અચેત થઈ પડે ॥૪૧૯॥
નિર્જીવથી સજીવ જો થાયે ॥ હરીસુ જુધ કરતા જાયે ॥૪૨૦॥
રસાતળ દેસમાહે દુષ્ટ જો ગયો ॥ જઈ દમન રાજાના મંદીર રહ્યો ॥૪૨૧॥
દમન રાજા રહે રસાતળ દેસ ॥ તાહા જઈને શંખવે બદલ્યો વેશ ॥૪૨૨॥
ત્યા વિપ્ર થઈને સભામાહે ગયો ॥ દેઈ આશિખને ઊભો રહ્યો ॥૪૨૩॥
ઊભો રહીને કરે અરદાસ ॥ જે હું બ્રાહ્મણ આવો છું તારે પાસ ॥૪૨૪॥
દમન રાજા જેનું નામ ॥ દત નામે તેનો પ્રધાન ॥૪૨૫॥
તે પ્રધાન કહે તેણી વાર ॥ વિપ્ર એ તો નહી નિરધાર ॥૪૨૬॥
નેણ વેણ દેખું છું હું તે તણો ॥ મને દુષ્ટ ભાસે છે એ ઘણો ॥૪૨૭॥
એઊ વૃત્તાંત દમનને દત કેહે ॥ એ વિપ્ર આપણો રાખ્યો નવ રેહે ॥૪૨૮॥
એ દિસે છે મહા વળી ચોર ॥ અને જુધ કરાવે હલાહલ ઘોર ॥૪૨૯॥
એવો રાજા પ્રધાન કરે વિચાર ॥ હરી આવા વળી તેણે ઠાર ॥૪૩૦॥
તારે દેખી મુરત બેહુ જઈ પાયે પડા ॥ સ્વામી એ કારણ તમે સું આવીયા ॥૪૩૧॥
અમો પર કિરપા કિધી આજ ॥ નિરંગ જીવના કરવા કાજ ॥૪૩૨॥
તમે બેસો અમારા મંદિરમાહે ॥ શંખુવો પકડી લાવુ આહે ॥૪૩૩॥
ત્યારે શ્રી હરી બોલા તેણી વાર ॥ તમથી પકડી ના જાએ લંગાર ॥૪૩૪॥

સ્વામી તમે ઊભારેહેજો આહી ॥ જઈને પકડુ હોસે જાહે ॥ ૪૩૫ ॥
જો એ લેસે અમારો પ્રાણ ॥ કે અમે ભાંગીસુ એના ઘરાણ ॥ ૪૩૬ ॥
તમે મસ્તક અમારે દેજો હાથ ॥ તો અમે કરી આવીસુ ઘાત ॥ ૪૩૭ ॥
વચન સુણી દતદમનતણું ॥ હરી મન માહે હરખ્યું ઘણું ॥ ૪૩૮ ॥
મૃત્યુ લોકમા ભુતલ વાસ ॥ બેહુને કિધા પોતાના દાસ ॥ ૪૩૯ ॥
દતને આપ્યું અવિંચલ રાજ ॥ દમનને તો કિધો પ્રલ્હાદ ॥ ૪૪૦ ॥
ત્યારે બેઊં મનમાહે હરખ્યા ઘણું ॥ નામ ગુણ લીધા હરીતણું ॥ ૪૪૧ ॥
હું એ દુષ્ટ કારણ ધરીસ અવતાર ॥ તમ તણા તો વળી કરવા કાજ ॥ ૪૪૨ ॥
દમન પ્રલ્હાદ ઊપર બહુ પ્યાર ॥ પાંચ કરોડીના કિધા સરદાર ॥ ૪૪૩ ॥
વાત સુણી તાહા વળી હરી તણી ॥ પ્રલ્હાદે કસણી માંગી ઘણી ॥ ૪૪૪ ॥
એ સુણી શંખાસુરે વાત ॥ હરીસુ કરવા આવો ઘાત ॥ ૪૪૫ ॥
ત્યારે દોડ્યા હરી કેડે ધાયે શંખાસુર ॥ અનંત કળા કરે તેણી વાર ॥ ૪૪૬ ॥
જે જે કળા દૈત્ય જો કરે ॥ તે તે કળાનું તેજ હરી સર્વે હરે ॥ ૪૪૭ ॥
અંતુળી બળ જો અનંત અપાર ॥ આગળ શંખવો નાઠો નિરધાર ॥ ૪૪૮ ॥
તાથી દૈત્ય શંખાસુર નાસી ગયો ॥ જઈને રસાતલ તલેમા રહ્યો ॥ ૪૪૯ ॥
તાહા દૈત્ય શંખાસુર મુખથી બોલ્યોવાન ॥ હું તો બ્રહ્માના વેદ લાવ્યો પરમાન ૪૫૦
ત્યાંરાજાના પ્રતિહાર હુતા તે ઠાયે ॥ તેણે કહ્યું જે નારાયણનો ચોર અહીંના રહે ૪૫૧
જ્યારે એવા વચન દૈત્યસુ પ્રતિહાર કહે ॥ તારે શ્રી નારાયણદેવ આવી સાંચરે ૪૫૨
પ્રતિહાર કહે સુનોજી શામ ॥ તમે આવ્યા તે કહો કોને હો કામ ॥ ૪૫૩ ॥
બોલ્યા નારાયણ સુણો પ્રતિહાર ॥ એ દૈત્ય લાવ્યો છે વેદ બ્રહ્માજીના ચાર ॥ ૪૫૪ ॥
જો તમે દૈત્યનો કહેસો ભેદ ॥ તો મારી દાનવને વાળુ વેદ ॥ ૪૫૫ ॥
જો સ્વામીજી તમે મુજ આપો કવલ ॥ તો અમે દેખાડું દૈત્યનો ઠોર ॥ ૪૫૬ ॥
કહે શ્રી નારાયણ સુણો પ્રતિહાર ॥ તેનો હું તમને કહું છું વિચાર ॥ ૪૫૭ ॥
ક્રતાજુગમા વરાહરૂપ ધરીસુ જહીં ॥ તારે પ્રતિજ્ઞા તમારી પાળું તહી ॥ ૪૫૮ ॥

૭૯૨

મેં તુજને આપુ અટલ પદનું રાજ ॥ તારૂં ધરાવું નામ ભક્ત ધ્રુવરાજ ॥૪૫૯॥
આગળ શંખાસુર નાઠો જાયે ॥ તે જઈ રહ્યો તલાતલ પાતાલ માહે ॥૪૬૦॥
તલાતલ પાતાલની વાટે ગયો ॥ અને નૃપત ઘેરમાં જઈ ઊભો રહ્યો ॥૪૬૧॥
તપ નગર કહાવે છે જાંહા ॥ ગંધર્વસેન રાજ કરે છે તાંહા ॥૪૬૨॥
તે રાજાના શાં કરૂ વખાણ ॥ સતગોર કહે સર્વે લોક અજાણ ॥૪૬૩॥
ગંધર્વસેન જો રાજા એક ॥ તેની સભાના કહું વિવેક ॥૪૬૪॥
તાહા શંખાસુર નાસી ગયો ॥ સહસ્ત્ર કળાસુ અછતો થઈ રહ્યો ॥૪૬૫॥
ઘણી સભાને મોટા ભૂપ ॥ તાહા જઈને દુષ્ટે ફેરવ્યું સ્વરૂપ ॥૪૬૬॥
તાહા જઈ સભામાહે શંખાસુર શું કરે ॥ અનેક કળા અનેરી ધરે ॥૪૬૭॥
તાહા જોઈ કળા એ દૈત્ય તણી ॥ સભા મન માહે હરખે ઘણી ॥૪૬૮॥
તારે ચળંત્ર દૈત્ય કરે અપાર ॥ અને લોકમાહે થયો હલ હલંકાર ॥૪૬૯॥
પ્રજા સર્વે જે વદે એમ ॥ એ પુરસ આહા આવો છે કેમ ॥૪૭૦॥
અલોકી પુરસ આવો છે એહે ॥ ત્રીભુવનપતિ કહાવે છે જેહે ॥૪૭૧॥
એવું લોકે તાહા ધર્યુ ઈમાન ॥ જો એ ચલંત્ર દૈત્ય તણા જાણ ॥૪૭૨॥
ત્યારે ગંધર્વસેનને જાણ જો થયું ॥ ભોળા લોકને મન શું આવીયું ॥૪૭૩॥
તાહા ભુલી સભાને ભુલા લોક ॥ રાજાએ સર્વે કિધા ફોક ॥૪૭૪॥
તારે ગંધર્વસેન રાજા બોલ્યો તેણી વાર ॥ એ વચન સુણ્યા હતા વેદ મોઝાર ॥૪૭૫॥
એ દિસે છે કોઈક દૈત્ય અવતાર ॥ જે ચળંત્ર કરે છે અપાર ॥૪૭૬॥
તેવો રાજાએ કર્યો વિચાર ॥ હરી હણવા આવસે એણે ઠાર ॥૪૭૭॥
સતપંથી રાજા હુતો તેહે ॥ જાપ મોક્ષ પામવાનો જપતો તેહે ॥૪૭૮॥
જ્યારે બંબ હુતા સૃષ્ટી મોઝાર ॥ તે પામરૂખી હરી અવતાર ॥૪૭૯॥
તેના જાપ જપે રાજા ગંધર્વસેન ॥ તે ઘટપાટ સ્થાપી પૂજા કરાવે જ્ઞાન ॥૪૮૦॥
તે ચરણામૃત રાજા પીયે ॥ દુષ્ટ તણા તો મોહો કેમ જુએ ॥૪૮૧॥
તે રાજા પ્રધાનસું કરે વિચાર ॥ એણે ગરહી રાખવો આણે ઠાર ॥૪૮૨॥

એ તો ચળંત્ર વાદી ઘણો ॥ ચોર દિસે છે હરી તણો ॥૪૮૩॥
તારે પરધાને વિચારૂ મન ॥ તમે બોલા તે સતવચન ॥૪૮૪॥
તેણે સેવા તણી જો કિધી પેર ॥ તારે હરી પધારા આપે ઘેર ॥૪૮૫॥
વે દિયા વિપ્ર થઈ આવા સહી ॥ રાજા તણા દ્વારે ઊભા જઈ ॥૪૮૬॥
તારે હરિ તણો શબ્દ રાજાયે સુણો ॥ રાયે અતિ મન માહે હરખો ઘણો ॥૪૮૭॥
એ બ્રાહ્મણ તો વિપ્ર ના હોયે ॥ ત્રિભુવનપતિ કહાવે છે સોહે ॥૪૮૮॥
ગંધર્વ રાજાનો પુત્ર જેહે ॥ ગંધર્વસેન પ્રત્યે કહે છે તેહે ॥૪૮૯॥
તમે કોહો છો ત્રિભુવની નાથ ॥ તો અમને રાખજો તમારે સાથ ॥૪૯૦॥
પુષ્પસેન નામે કહિયે પ્રધાન ॥ તેણે સુઝીયું બ્રહ્મગીનાન ॥૪૯૧॥
ત્રણ પુરૂષ જો અળગા રહા ॥ અને સર્વે લોક પાખંડે ગયા ॥૪૯૨॥
પાખંડી ચળંત્ર કરે અપાર ॥ સર્વે લોભાયો તાહા સંસાર ॥૪૯૩॥
પુષ્પસેન ગંધ અને ગંધર્વસેન ॥ ચોથી બાઈ ત્યાં દમનીસેન ॥૪૯૪॥
એ ચારે મળીને કર્યો વિચાર ॥ જે હરી લઈ આવા અવતાર ॥૪૯૫॥
દમની પુત્રી રાજા તણી ॥ સતવાદી તે કાહાવે ઘણી ॥૪૯૬॥
તે બાઈને તાહા સતે કરી ॥ રાયે ઓળખા તાહા શ્રીહરી ॥૪૯૭॥
જાવો રે રાજા તમે હરી છે તાહા ॥ અમે પાખંડીને રાખું આહા ॥૪૯૮॥
ગયા રાજા જાહા હુતા હરી ॥ ઊભા રહ્યો તાંહા પાયે પડી ॥૪૯૯॥
એ ભગતની એવી રીત ॥ જાણુ જગો જુગની હુતી પ્રીત ॥૫૦૦॥
ક્રોધે હરી બોલ્યા તેણે ઠાર ॥ ચોર મારો છે તારા ઘેર મોઝાર ॥૫૦૧॥
ડમડોળ એણે કિધો પ્રિથમી માહે ॥ ચોર અમારો રાખો કાહે ॥૫૦૨॥
લાવી કરી મુજ આગળ ધર ॥ હું દેવા આવ્યો છું તુને વર ॥૫૦૩॥
ત્યારે રાજાયે હરી પ્રત્યે કહ્યું ॥ સ્વામી અગમ ગીનાન મેહે વળી લહ્યું ॥૫૦૪॥
તમે ઊભા રહો આણે ઠાર ॥ અમે પકડી લાવું આણી વાર ॥૫૦૫॥
એવી વિનંતી રાજાયે કહી ॥ ગંધ પકડવા લાગ્યો જઈ ॥૫૦૬॥

પરાક્રમ દૈત્યમાહે હુતા અપાર ॥ તેજાણીનાઠોતેણીવાર ॥૫૦૭॥
તારે તે કેડે દોડા રઘુનાથ ॥ રાજા પ્રધાન ચાલ્યા સાથ ॥૫૦૮॥
કેટલાએક પ્રેમી સાથેજોગયા॥ આગળ જઈ હરી ઊભાજોરહ્યા ॥૫૦૯॥
રાજા પ્રધાન સ્તુતી જો કરે ॥ ક્ષણે ક્ષણે પ્રેમે પાયે જો પડે ॥૫૧૦॥
દમની ગંધ બેઊજણજાયેજેહે॥ અને હરીભણી દોડા વળી તેહે ॥૫૧૧॥
અનંત ભગતી કરે અપાર ॥ પ્રેમે હરી ત્રુટયા તેણી વાર ॥૫૧૨॥
ગંધર્વસેનને કહ્યું હરી ॥ પુષ્પસેન પ્રધાન પર દયા કરી ॥૫૧૩॥
વામન રૂપ ધરી આવીસ હું ॥ કમળાધેન વળી થાસે તુ ॥૫૧૪॥
પુષ્પસેન થાસે તારો પ્રધાન ॥ જયદેવ થાસે એનું નામ ॥૫૧૫॥
તેણીવાર તુને વર દઈશ ॥ મારી દુષ્ટને રાજ લઈશ ॥૫૧૬॥
ગંધ દમની પર દયા કરી ॥ એમને વર આપ્યોવળી હરી ॥૫૧૭॥
ગંધ પ્રત્યે બોલ્યા ત્રિભુવનધણી॥ દમની માતા થાસે તુજતણી॥૫૧૮॥
કમળાપતી તે તારૂંનામ ॥ જ્યારે સહસ્રાર્જુનના ફેડસે ઠામ ॥૫૧૯॥
હું જીતીશ દૈત્ય આવીસ આણીવાર॥ તમે આવસો સર્વે પ્રિથમી મોઝાર॥૫૨૦॥
એવા વચન હરીયે કિધા તાહા ॥ તારે વચન લઈનેપાછાવળાતાહા॥૫૨૧॥
આગળ શંખવો નાઠો જાયે ॥ પુઠે દરોડે ત્રિભોવની રાયે ॥૫૨૨॥
તે દૈત્ય તણા બાણ મેલે ભરી॥ તે સર્વેને પરજાળે હરી ॥૫૨૩॥
આગળ આવે રસાતલ પાતાળ॥ વળી શંખવો ઊભો રહ્યો તેણે ઠાર॥૫૨૪॥
ધવલ નગર કહાવે છે જહા ॥ ધવલ રાજા રાજ કરે છે તહા ॥૫૨૫॥
તે ધવલ રાજા બૈઠા છે જહા॥ તારે જઈને શંખાસુર નમ્યો તહા॥૫૨૬॥
તાહા દૈત્ય મુખથીબોલ્યો અરદાસ ॥ શરણે રાખો હું આવ્યોતમારે પાસ॥૫૨૭॥
હું આવ્યો છું શરણે તમારે આજ॥ પુઠે હરી આવે છે મારવા કાજ॥૫૨૮॥
એવા વચન દૈત્ય રાણીસું કહે॥ તબ લગી હરી આવી સાંચરે ॥૫૨૯॥
તાંહા તે રાણીબોલી સત જો ભાયે॥ એ ગુરૂ બ્રહ્માનો ચોર રાખ્યો કેમ જાયે॥૫૩૦॥

કહે હરી જેતમે રાણી એનો કહોભેદ ॥ તો મારી દૈત્યનેવાળુવેદ ॥૫૩૧॥
કહે રાણી જો હરી મુજને આપો કવલ ॥ તો દૈત્યનો બતાઊં ઠવર ॥૫૩૨॥
હરીયે રાણીને કોલ દિધાસહી ॥ કૃષ્ણ રૂપે દ્રૌપદીની પ્રતિજ્ઞા પાળુ તહી ॥૫૩૩॥
ત્યા સુણી વાણીને શંખાસુર નાસીગયો ॥ જે શ્રી હરી મારવા પુઠે આવીયો ૫૩૪
આગળ આવે તલ પાતાળ ॥ ત્યાં શંખવો ઊભો રહ્યો તેણે ઠાર ॥૫૩૫॥
તારે દુષ્ટ મનમાહે એવું ધરે ॥ અનંત દૈત્યસુ જુધ જો કરે ॥૫૩૬॥
તારે બોલ્યા અનેરૂ એહે ॥ શા માટે હરી આવો છો તેહે ॥૫૩૭॥
જાણું આગળ જવાનો નથી ઠાર ॥ તારે વચન એક બોલો તેણીવાર ॥૫૩૮॥
તારે નાસીને કનકનગરમાહે ગયો ॥ જઈને કનકાસુરની સભામાં રહ્યો ॥૫૩૯॥
સતગોર બોલ્યા આગમ વાણ ॥ જે હરી તણું હું કરૂં વખાણ ॥૫૪૦॥
સતગોર કહે છે એ નિરવાણ ॥ સતવાદી જીવોના કરૂ વખાણ ॥૫૪૧॥
સાંભળો રૂખેસરો સતગોર કહે ॥ ચૌદ ભુવનમા સતવાદી જીવ રહે ॥૫૪૨॥
પણ તમ લોકને એ વિચાર ॥ જાહા બ્રહ્મા વિષ્ણુ લઈ આવે અવતાર ॥૫૪૩॥
સતગોર વાણી બોલા આહાં ॥ ચૌદે લોકના જીવ ઓધરે તે પરથવી માહા ॥૫૪૪॥
જેમા ઈશ્વર થઈને આવે છે અંશ ॥ જાહા બ્રહ્મા વિષ્ણુના છે વંશ ॥૫૪૫॥
તેણે વંશે થાયે એક અવતાર ॥ તે સર્વે જીવનો કરે નિસ્તાર ॥૫૪૬॥
તે ધરી અવતારને આવે છે આહાં ॥ જીવોની કારણ પરથમી માહા ॥૫૪૭॥
આદે વાચા દિધી છે જેહે ॥ આદ વચન સાંભળી આવો છે એહ ॥૫૪૮॥
આદે વચન સંભારી આવું છું અમે ॥ દિધી વાચા કાહે ભુલો છો તમે ॥૫૪૯॥
જો દિધી વાચા ભુલી જાવો ॥ તો સતગોર કહે તમે દુખીયા થાવો ॥૫૫૦॥
તમે જાણો છો જે બ્રહ્મા આવે છે આહે ॥ બ્રહ્મા વિષ્ણુ વસે છે ચૌદલોક માહે ॥૫૫૧॥
સર્વે લોકનું અમે ઊતારૂં છું પાપ ॥ જે લોક જપે છે અમારા જુજવા જાપ ॥૫૫૨॥
જે અમારૂ સતગોર બ્રહ્મા નામ ॥ તો કહીયે જુજવા જાપ ને નામ ઠામ ॥૫૫૩॥
એ સતગોર વિનંતી કેહે છે ઘણી ॥ સાંભળો એ કથા કનકાસુર તણી ॥૫૫૪॥

એક ટોલના જીવ જેહે ॥ તે સર્વે મંડળે વસાવા તેહે ॥ ૫૫૫॥
તેણે ઓળખા અમારા તન ॥ તો અમે દિધું તેને સત વચન ॥ ૫૫૬॥
તે વચને બાંધા અવતરૂં છું આહે ॥ સર્વે જીવને ઓધરાવું છું પૃથ્વીમાહે ॥ ૫૫૭॥
જાહાતાહા કુળે હોસે તેનો વાસ ॥ અમારા જીવ તે હોસે અમારે પાસ ॥ ૫૫૮॥
એવી વાણી સતગોર કહે ॥ અમારા જીવ અમ પાસે રહે ॥ ૫૫૯॥
તાહા જઈ શંખાસુર શું કરે ॥ પરપંચ લઈને સભામાહે સંચરે ॥ ૫૬૦॥
તારે શ્રી હરી તાહા સું કરે ॥ જે અનંત કળા સંપુરણ ધરે ॥ ૫૬૧॥
તારે દૈત્ય રાજાની સભામાહે ગયો ॥ અતુળી બળતો અછતો થઈ રહ્યો ॥ ૫૬૨॥
તારે શ્રી હરી સભામાહે જાયે ॥ તાહા હરીએ એવું ચંતમાહે ધરાયે ॥ ૫૬૩॥
જ્યારે પૃથ્વીને માર્ગે જઈ બેઠા દેવ ॥ ત્યારે ગંધર્વ મળી આવા તતખેવ ॥ ૫૬૪॥
ત્યાં દેવે અગમ અગોચર ચલિત્ર કર્યા ॥ જે ગંધર્વ સાથે આપ સંચર્યા ॥ ૫૬૫॥
તાહા દેવે કુદરતી એક સર્પ વસ્યો ॥ તે સર્પે જઈને માંદળીયાને ડસ્યો ॥ ૫૬૬॥
તાહા મારો માંદળીયો સર્પે ડસ્યો ॥ અને ગોરપરવારી ગંધર્વ ચસ્યો ॥ ૫૬૭॥
તાહા ગંધર્વ ખેલ કરતા ભયા ॥ તે કારણ હરી સાથે ગયા ॥ ૫૬૮॥
તાહા ગંધર્વના મનમાહે એવી ફીકર થાયે ॥ માંદળીયા વીના માંદળ કોણ બજાવે ॥ ૫૬૯
તારે હરી બોલ્યા મનમાહે વિચાર ॥ તમે કહો તો માંદલ બજાઉં અપાર ॥ ૫૭૦॥
તારે ગંધર્વ બોલ્યો તતખેવ ॥ તું તો માંદળનો સું જાણે ભેવ ॥ ૫૭૧॥
તાહા ત્રિભુવની રાયે એમ જો કહે ॥ સતરાયે નામ ગંધર્વ રહે ॥ ૫૭૨॥
તેણે દ્વારે દેવ જુદા સહી ॥ તાહાથી માંદળની પેરજ લહી ॥ ૫૭૩॥
તારે ગંધર્વ બોલ્યા તેણી વાર ॥ હવે આપણું કારજ સર્યુ અપાર ॥ ૫૭૪॥
તારે ગંધર્વ ઊઠા તરતવખેવ ॥ અને બેઠા કનકાસુરને ઘેર દેવ ॥ ૫૭૫॥
તાહા જઈને કિરતનનું માંડ્યું મંડાણ ॥ ત્યાં શંખુવો દાનવ બેઠા જાણ ॥ ૫૭૬॥
તાહા રાગ કિર્તનનો માંડ્યો આભાસ ॥ તારે માંદળ લઈ કરી બેઠા દાસ ॥ ૫૭૭॥
તારે શંખાસુર મનમાં આનંદ જો કરે ॥ ત્યારે માંદળીયુ અચંબો રહે ॥ ૫૭૮॥

તારે શ્રી હરી તાહા સભામાહે ગયા ॥ તાહા હરી આપો આપ માંદલીયા થયા ॥૫૭૯॥
તે હરીયે ટેર એક વજાડી જાહા ॥ તારે ત્રણ ત્રિભુવન ગરજ્યા તાહા ॥૫૮૦॥
જ્યારે માંદલ બજાવ્યુ ધમધમકાર ॥ તારે કંપા તાહા સાતે પાતાળ ॥૫૮૧॥
જ્યારે મૃદંગ નાદ વજાડા શ્રીહરી ॥ તાહા દેવે ત્રણભુવનમાહે ગર્જનાકરી ॥૫૮૨॥
તારે શંખાસુર મનમાહે એવું ધરે ॥ જો માંદળીયો હોયે તો એવું ના કરે ॥૫૮૩॥
તારે કનકસુર રાજાયે જાણ્યુ સહી ॥ પ્રરમ પુરૂષ એ માણસ નહી ॥૫૮૪॥
એક કનકાસુર બીજા કરૂણાસુર ॥ વેદયાસુર ચોથા કહીયે વાયેસુર ॥૫૮૫॥
ચારે બંધવ જઈને સું કરે ॥ લાગે પાયે ને હરીની સેવા ઓચરે ॥૫૮૬॥
સ્વામી તમે વસો છો પ્રિથમી માહે ॥ ધનભાગ્યે જે પધારા આહે ॥૫૮૭॥
જે ઈછા કરતા હુતા અમો ॥ તો કૃપા કરીને સ્વામી પધારા તમો ॥૫૮૮॥
સ્વામી તમે અવિનાશી અવનીના છો દેવ ॥ અમે શીં તમારી કરીસું સેવ ॥૫૮૯॥
ભલે શંખુવો આવો આહા ॥ સ્વામી તમે પધારા પાતાળ માહા ॥૫૯૦॥
સ્વામી તમે જ્યારે આવા પાતાળ ॥ તારે અમને મુગત થઈ હો દિન દયાળ ॥૫૯૧॥
સ્વામી દેઈ થાપનાને આપો ધરમ ॥ ઊતારો કલ્પ જુગના કરમ ॥૫૯૨॥
તાહા પ્રેમે હરી ત્યારે પામા આનંદ ॥ અને શંખાસુરનો કરવા ફંદ ॥૫૯૩॥
તારે ત્રિભુવન પતીયે દિધુ વચન ॥ અને કનકાસુર કિધા હરિ ચન્દ્ર ॥૫૯૪॥
તમે અમે એક કુળમાહે થઈ ॥ વાસો વસસુ અમરાપોર જઈ ॥૫૯૫॥
સતવચન ભાખુ છું અમો ॥ મુગતી કારણ રાજ કપ્તાસો તમો ॥૫૯૬॥
ત્રણ બંધવ રહા તેણે ઠાર ॥ સરજાવા સહુ એક કુળ મોઝાર ॥૫૯૭॥
હવે શંખવાને પકડવા જાયે શ્રીહરી ॥ તારે મોટે માર્ગે ચાલ્યો નિસરી ॥૫૯૮॥
તારે શંખાસુર નાઠો તેણી વાર ॥ નાસતા મનમાહે કરે વિચાર ॥૫૯૯॥
દૈત્ય કળાહીન જો થઈ ॥ હમણા શ્રીહરી પકડસે જઈ ॥૬૦૦॥
તે પાતાળમાહે ભુતલ દેશ ॥ તાહા જઈ શંખવે મેલ્યો વેશ ॥૬૦૧॥
તારે ભાંગ્યુ બળને કાંપ્યો મન ॥ હમણા મારૂં ભાંજસે તન ॥૬૦૨॥

ભુતળ દેશ ભેદનંગર કાહાવે છે જાહા ॥ રાજા મછ રાજ કરે છે તાહા ૬૦૩
એ રાજા મછ રાજ કરે છે જાહા ॥ શંખાસુર જઈ સાંચરો તાહા ॥ ૬૦૪ ॥
તે એક અંગી સતવાદી એક ॥ અને વળી મહા તપ તેણે કિધા અનેક ॥ ૬૦૫ ॥
તેણે અનેક અગની ખમી આંચ ॥ તે તપે પામો પુત્ર પાંચ ॥ ૬૦૬ ॥
પાચે પુત્ર મલીને સું કરે ॥ માત પિતાની સેવા ઓચરે ॥ ૬૦૭ ॥
એવું તેણે જાણ્યું ગીનાન ॥ સેવા તણું તેના લીધુ દયાન ॥ ૬૦૮ ॥
એ પાંચે બંધવની એવી રીત ॥ અનેક પેરે પાચે બાંધી પ્રીત ॥ ૬૦૯ ॥
માહા સંતોકે પાંચે રહે ॥ પોતાનો ગુણ કોઈ કેને ના કહે ॥ ૬૧૦ ॥
તે ધર્મતણો કરે આચાર ॥ એક મના થઈને એક વિચાર ॥ ૬૧૧ ॥
એક માહેથી વાણી કહી ॥ તો પાચેને મન આવું સહી ॥ ૬૧૨ ॥
જાહા સકળ સભા બેઠી છે જાણ ॥ તાહા દૈત્ય વાચે વેદ પુરાણ ॥ ૬૧૩ ॥
રાજા પુત્ર સાથે બેઠા છે સોયે ॥ તેસુ દૈત્ય શંખાસુર બોલ્યો જોએ ॥ ૬૧૪ ॥
હું તો લાવ્યો છું ગોરબ્રહ્માના વેદ ॥ તેનો તમો સુણો કહું છું ભેદ ॥ ૬૧૫ ॥
હું શરણે આવું તમારે તમે રાખો લાજ ॥ પુઠે હરી આવે છે મારવા કાજ ॥ ૬૧૬ ॥
તારે કુંવર કહે છે એમ ॥ તું ગોર બ્રહ્માના વેદ લાવો કેમ ॥ ૬૧૭ ॥
કુંવરે વિચાર મન સત જ ભાયે ॥ જે નારાયણનો ચોર રાખ્યો નહી જાયે ॥ ૬૧૮ ॥
તારે દૈત્ય માહે વિચાર ધરે ॥ તે ચાર વેદની નરણા કરે ॥ ૬૧૯ ॥
જાહા વાચી વેદને વિચાર કરે ॥ તાહા નારાયણ દેવ આવી સાંચરે ॥ ૬૨૦ ॥
તે સમે તાહા હરી ગયા ॥ જઈને દુવારે ઊભા રહા ॥ ૬૨૧ ॥
તારે મછ રાજાને થયું જાણ ॥ હરી આવા તે સહી પરમાણ ॥ ૬૨૨ ॥
તારે રાજા સામો આવો જેહે ॥ અને પાચે પુત્ર વળી સાથે તેહે ॥ ૬૨૩ ॥
આવી હરીને લાગા પાયે ॥ વચન વદો ત્રિભુવન રાયે ॥ ૬૨૪ ॥
તારે ત્રિભુવન રાયે વાણી કહી ॥ ચોર હમારો આવ્યો છે અહીં ॥ ૬૨૫ ॥
ચોર મારો દેખાડસે જેહે ॥ મુગત પદારથ પામસે તેહે ॥ ૬૨૬ ॥

મંગનીદેવ નામ જેહે ॥ પાચમાહે વડેરો કહિયે તેહે ॥ ૬૨૭॥
તેણેવચન કરૂ તેણી વાર ॥ એ ચોર આવોછે અમારા ઘરમોઝાર॥ ૬૨૮॥
બોલ્યા હરી તમે ધાઓ સર્વેમળી ॥ રખે ચોર જાયે ઈહાથી ટળી ॥ ૬૨૯॥
તારે મંગની દેવજો બોલા એહે ॥સ્વામી ચોરટળીજાયેતો પાડુ દેહે ॥ ૬૩૦॥
હરી કહેજો દૈત્યનો ભેદ આપે મુજ ॥ તો મનવાચિંતા ફલઆપુ તુજ ॥ ૬૩૧॥
જો સ્વામી અમને આપો કોલ ॥ તો અમે દેખાડુ દૈત્યનો ઠોર ॥ ૬૩૨॥
શ્રી નારાયણ બોલા મુખવાણી ॥ એવા વચન ગોર કહા નરવાણી ॥ ૬૩૩॥
સુણો વચનને મુક્યા બ્રહ્મ ॥તારેનામ જુજસ્ટલ થાપ્યો ધરમ ॥ ૬૩૪॥
થાપી પુઠનેમસતગ દિધો હાથ ॥ દેસુ કષ્ટ પણ લેસુ અમારી સાથ॥ ૬૩૫॥
એવું વચન સુણુજાયે ॥ ચારે બંધવ લાગા હરીને પાયે ॥ ૬૩૬॥
તારે શ્રીહરી બોલ્યા તાહાએહે ॥ પાચે એકમના થઈને રેહેજો પૃથ્વીમાહે॥ ૬૩૭॥
છેલોજુગઊતરતો અવતાર ॥ અથર્વ વેદનો પેલો વિસ્તાર ॥ ૬૩૮॥
લેસુ કરસનને બુધ અવતાર ॥ તમ તણો કરીસુ ઊધ્ધાર ॥ ૬૩૯॥
શ્રી બુધ્ધ અવતાર લેસુ જાહા ॥ તારે કોલ તમારો પાળીસુ તાહા ॥ ૬૪૦॥
કરી પ્રણામને દોડા શંખવા ભણી ॥ દૈત્યે કળા કિધી ઘણી ॥ ૬૪૧॥
તાહાથી શંખાસુર નાસી ગયો॥ મહા પાતાળે જઈને રહ્યો ॥ ૬૪૨॥
સતગોરબોલ્યા આગમવાણ ॥ સુણી લેજો તમે જાણ સુજાણ ॥ ૬૪૩॥
જેણે સરજા ચઊદે ભવનને માંડ્યુમંડાણ ॥ ભાઈ તેના સું કરૂં વખાણ ॥ ૬૪૪॥
અનંત કળા દૈત્યમાહે હોયે ॥ જેણે સરજા તે મારે સોયે ॥ ૬૪૫॥
માહા પાતાળમાહે શંખવો ગયો ॥ સુરજમલ રાજાની સભામાહે રહ્યો॥ ૬૪૬॥
સુરજમલ રાજા કાહાવે છે જેહે ॥ દૈત્ય ઊપાસણી કહિયે તેહે ॥ ૬૪૭॥
વ્રત દૈત્યતણા જો કરે ॥ ધ્યાન ઊપાસના રાક્ષસની કરે ॥ ૬૪૮॥
દાનવ કળાના કરે વિવેક ॥ ચંદ્રસેન તેણે પુત્ર એક ॥ ૬૪૯॥
એ પુત્ર પિતાને નવ બને લંગાર॥ભક્તિકારણ થાયે નીત રાડ ॥ ૬૫૦॥

નગરના લોક સર્વે કેવા મળે ॥ તે આગળ વચન કોનું નવ ફળે ॥ ૬૫૧ ॥
શંખવાને હરી બેતાહા ગયા ॥ દૈત્ય ઘરમાહે હરીદ્વારે રહા ॥ ૬૫૨ ॥
રાજા દૈત્યને રાખી રહ્યો ॥ કુંવર દોડી હરી પાસે ગયો ॥ ૬૫૩ ॥
ભાખે વાણીને સતગોર હસે ॥ ભાઈ એવા લોક પાતાળે વસે ॥ ૬૫૪ ॥
સતગોર કહે ભાઈ સુણજો તમે ॥ જાણું છું તે કહું છું અમો ॥ ૬૫૫ ॥
સુણી લેજો તમે જાણ સુજાણ ॥ મુગતા કારણ માંડ્યું મંડાણ ॥ ૬૫૬ ॥
જે લોકમાહે મુગત નહી ॥ સતગોર કહે સું કરૂં તાહા જઈ ॥ ૬૫૭ ॥
તાહા પુત્ર પિતાનો પડયો વિવાદ ॥ ચન્દ્રસેનને સુરજમલ રાજ ॥ ૬૫૮ ॥
કહે શંખવો સુણો સુરજમલ રાજ ॥ તુજથી રહે દૈત્યકુળની લાજ ॥ ૬૫૯ ॥
અનેક દેશ મેલીને આવા છું હું ॥ રૂદ્ર કુળમાહે કાહાવે છે તું ॥ ૬૬૦ ॥
મે લીધા વેદને વસાવું વેર ॥ હરી આવા તેમાટે તુજ ઘેર ॥ ૬૬૧ ॥
જો તુ બળ બાંધે બળવંત ॥ તોયે ફરીને થાયે આનંદ ॥ ૬૬૨ ॥
એ છે એકલો ને તારો કુંવર જોડ ॥ મારે દૈત્ય છે છાસટ કરોડ ॥ ૬૬૩ ॥
બાંધ બળને ઘરની રીત ॥ દૈત્ય કુળની જો પરતીત ॥ ૬૬૪ ॥
તુજ આગળ હોસે એહે ॥ તુજને ગાંજી જાસે તેહે ॥ ૬૬૫ ॥
ભણી મંત્રને હંકારૂ દૈત્ય ॥ જો તારા કુંવર તણી એ રીત ॥ ૬૬૬ ॥
સતગોર કહે આગમ કથા ॥ સુરજમલ શંખવા સાથે મથ્યા ॥ ૬૬૭ ॥
તારે શંખુવો રાજા સુરજમલને કહે ॥ તુ રાખે તો દૈત્યસર્વે તુજપાસે રહે ॥ ૬૬૮ ॥
તારે ચન્દ્રસેન બોલ્યા તેણીવાર ॥ ઈહા દૈત્ય ના રહે લંગાર ॥ ૬૬૯ ॥
દૈત્ય રાખીને અમે સું કરૂં ॥ વિષ્ણું આગળ કાહા જઈને રહું ॥ ૬૭૦ ॥
નથી મારગ પૃથ્વી માહા ॥ આગળ નાસી જાસો કાહા ॥ ૬૭૧ ॥
શુન્ય તણો આવો વિસ્તાર ॥ તે માટે તુને મારસે નિર્ધાર ॥ ૬૭૨ ॥
જઈ હરીતણે જો લાગો પાયે ॥ તોયે થકી તારો અનુભવ થાયે ॥ ૬૭૩ ॥
સુણી શબ્દને દૈત્ય ક્રોધે ચડયો ॥ ઘણી રીસને બહુ બળે ભર્યો ॥ ૬૭૪ ॥

કહો મે બ્રહ્મા જીત્યા તેણીવાર ॥ અને જીત્યા શક્તિ તતકાલ ॥૬૭૫॥
જીત્યા શીવને રાખુ માન ॥ જેણે મને આપુ હતુ વરદાન ॥૬૭૬॥
જીતા વેદ તાહા જો સહુ ॥ જે બ્રહ્મા પાસે હુતા બહુ ॥૬૭૭॥
એ વિષ્ણુ દોડી આવા આહા ॥મે સર્વે જીતા તારે હુતા કાહા ॥૬૭૮॥
મુને નારાયણે કહ્યું વચન ॥ તારે મેં ઊતારા સર્વેના માન ॥૬૭૯॥
એવું વચન કહું છું રે અમે ॥ જાવો પાછા વળી તમે ॥૬૮૦॥
હું જુધ તણું રાખું છુ જોર ॥ મારે સાથે દૈત્ય છે છાસટ કરોડ ॥૬૮૧॥
એવી વાત કહી છે જો કથી ॥ જો તમે હું નીપજાવ્યો નથી ॥૬૮૨॥
જેણે નિપજાવા છું હું તેનો દાસ ॥તેની આજ્ઞા હોસે તો આવીસ તમારે પાસ ॥૬૮૩॥
એવું ચંદ્રસેન પ્રત્યે કરે વખાણ ॥ જઈને હરીસુ કરો જાણ ॥૬૮૪॥
તારે આવા ચંદ્રસેન હરીની પાસ ॥અને દૈત્યના વચન કર્યા પ્રકાશ ॥૬૮૫॥
અહોસ્વામી એ દુષ્ટ તો ક્રોધે ભર્યો ॥અને રાજા સુરજમલની પાસે રહ્યો ॥૬૮૬॥
અહંકાર બહુ કરે છે એહે ॥ વચન નથી તમારૂ માનતો તેહે ॥૬૮૭॥
કહે છે મેં સર્વે જીતા તાહા ॥ તારે વળી તમે હુતા કાહા ॥૬૮૮॥
કહે શાને કારણ તમે દુખીયા થાવો ॥ તમે વળી નારાયણ પાસે જાવો ॥૬૮૯॥
તારે હરીજો બોલ્યા તેણીવાર ॥ સુણો ચંદ્રસેન કહું વિચાર ॥૬૯૦॥
અમને નારાયણે આપ્યુ વચન ॥ અમને કિધા આપ સમાન ॥૬૯૧॥
આપમાહેથી ઊપાયા અમે ॥ કહુ સૃષ્ટી માહે જાવો તમે ॥૬૯૨॥
અમને આપ્યુ વૈકુંઠ ને સર્વે કૈલાસ ॥ આપા બ્રહ્મા કરી વેદ પ્રકાશ ॥૬૯૩॥
જે કોઈ પુજસે તમારા પાયે ॥ તેણે ઓળખ્યા ત્રિભુવની રાયે ॥૬૯૪॥
પોતા તણું અમને આપુ જોર ॥ મુને દૈત્ય હણવા છે છાસટ કરોડ ॥૬૯૫॥
ચંદ્રસેન પ્રત્યે બોલા હરી ॥ નારાયણે રચના માંડી ફરી ॥૬૯૬॥
ચોકડી એકના જુગ કિધા ચાર ॥ એનો અમને આપો વિસ્તાર ॥૬૯૭॥
જો ચંદ્રસેન હવે સું થસે ॥ એ દુષ્ટ મુજ આગળ કાહા જસે ॥૬૯૮॥

ભાંગી ભડ નાખુ પાતાળ ॥ અને ચૌદ પંડ કરૂં એકાકાર ॥ ૬૯૯॥
જો હું નારાયણ તણું છું તેજ ॥ તો મારી દૈત્યને કરૂં નખેદ ॥૭૦૦॥
જે સૃષ્ટી સર્વે બ્રહ્મા તણી ॥ એ દુષ્ટે તેને કષ્ટે છે ઘણી ॥૭૦૧॥
મુગત તણો અમને આપો ભેદ ॥ અખંડ વાસ જો રાખો છેદ ॥૭૦૨॥
તેવા સતે સરજા અમે આપો આપ॥ સૃષ્ટી તણુ મુકાવવા પાપ ॥૭૦૩॥
જાણી વંશ જપે અમારા જાપ ॥ અમે મળા નારાયણ તેને આપો આપ॥૭૦૪॥
એ વચન લાવ્યો છું સહી ॥ એવી વાત ત્યાં હરીયે કહી ॥૭૦૫॥
તારા પિતાથી તુ અળગો રહે ॥ ચંદ્રસેન પ્રત્યે વિષ્ણુ કહે ॥૭૦૬॥
મારે ચૌદ લોકમાહે જપાવવો જાપ॥ પૃથ્વી ઊપરથી મેલવું પાપ ॥૭૦૭॥
મારે ધરવા છે દસે અવતાર ॥ દૈત્ય તણો કરવો નિસ્તાર ॥૭૦૮॥
જીવને વાચા દિધી આહે ॥ એ સર્વે લેવા છે મૃત્યુલોકમાહે ॥૭૦૯॥
એ દુષ્ટ થાસે દસવાર ॥ અને એનો મુજહાથે થાસે સંહાર ॥૭૧૦॥
ચંદ્રસેન લાગે હરીને પાયે ॥ સ્વામી તમ આગળ એ ક્યાં જાયે ॥૭૧૧॥
અમને વર દિયો સ્વામી તમે ॥ અનંત આશા કરીયે છીયે અમે ॥૭૧૨॥
તારે તાહા બોલ્યા દિન દયાળ ॥ ચંદ્રસેન પર ત્રુટ્યા મુરાર ॥૭૧૩॥
તેડી પાસેને દિધી બાહે ॥ કમળા કુંવર કિધા તાહે ॥૭૧૪॥
અસુરમંત્ર હુતા જેહે ॥ વળી સર્વે ઊથાપા તેહે ॥૭૧૫॥
સુર મંત્રનો કિધો ઠામ ॥ દૈત્ય કુળ આપો વિશ્રામ ॥૭૧૬॥
ત્યારે શંખવો વિચારે મન ॥ સુરજમલસુ પુછે તન ॥૭૧૭॥
જાઓ રાજા હરી પાસે તમે॥ સત પરકાશી કહુ છું અમે ॥૭૧૮॥
ચન્દ્રસેન હરી પાસે ગયો ॥ તે ફરીને તાહા આવીયો ॥૭૧૯॥
જઈને તમે પુછો વિચાર ॥ એ શું કરવાના છે કિરતાર ॥૭૨૦॥
કેવે પરાક્રમે ઊભા હરી ॥ એ વાત તમે લાવો ફરી ॥૭૨૧॥
સુરજમલ હરી પાસે ગયો ॥ લાગી પાયને ઊભો રહ્યો ॥૭૨૨॥

રાજા પરતે હરી બોલા તાહા ॥ ચોર મારો છે જો કાહા ॥૭૨૩॥
રાજા જો ચોરમારો મુજ ને આલ ॥નહી તો તોડીસ પૃથ્વીને સ્વર્ગપાતાળ॥૭૨૪॥
મારે સૃષ્ટી તણું જો કરવું કામ॥ અને દૈત્ય તણું મેલાવું નામ ॥૭૨૫॥
જે શંખ છે એને હાથ ॥ તારે તે કારણ કરીસુ ઉતપાત ॥૭૨૬॥
એવું હરી રાજાસુ કહે ॥ શંખ તારે હાથ નહી રહે ॥૭૨૭॥
કે મારે વેદ લેઈજાવા પૃથ્વીમાહે॥ શંખકારણ આવો છું આંહે ॥૭૨૮॥
મુજ પર પ્રસન્ન થાસે મહારાજ ॥ એ વેદ શંખ લેવાને કાજ ॥૭૨૯॥
હવે તુને નથી આગળ જાવાનો ઠામ ॥ કેહે કાહા જઈને છપાડસે નામ॥૭૩૦॥
તારે ફરી રાજા હરીસુ કેહે ॥ સ્વામી તમથી નાસીને કાહા રેહે॥૭૩૧॥
એકવાર તમે મેલી જાવો ॥ શાને કારણ દોહેલા થાવો ॥૭૩૨॥
તારે હરી ક્રોધ કરીને બોલ્યા તેણીવાર॥તુ કોડીયો થઈને અવતરજે દૈત્ય દુવાર૭૩૩
એ દૈત્ય જ્યારે રાજ જો કરે ॥તારે તુ દૈત્યને દુવારે કોડીયો થઈને રેહે॥૭૩૪॥
જો તુ એણે ઊપર ધરે છે હેત ॥ તો તુજને કષ્ટ પમાડે એહે ॥૭૩૫॥
એવું વચન કહ્યું હરીયે જાહા ॥ કોડીયો પોળીયો થઈને રહેજે તાહા॥૭૩૬॥
દૈત્ય તણો પોળીયો જેહે ॥ સુરજમલ રાજા હુતો જેહે ॥૭૩૭॥
સતગોર બોલ્યા આગમવાણ॥અકર્મી રાજાના સું કહુ વખાણ ॥૭૩૮॥
સતગોર બોલ્યા આગમ કથા ॥ સુરજમલ તો કિધો મિથ્યા ॥૭૩૯॥
જો હરી તાહા પાતાળે ગયા ॥ તો દસરાજાને વર આપીયા ॥૭૪૦॥
પુત્રને આપુ વૈકુંઠનું રાજ ॥ અને તાહા પિતાને શાનો નિરધાર ॥૭૪૧॥
સતગોર વાણી આગમ કેહે ॥ કરમઊણા તે સું કરે ॥૭૪૨॥
અકરમીને નહી ઈમાન ॥અને સતકર્મીને સઘલું ગીનાન ॥૭૪૩॥
કોનો પુત્રને કોનો પિતા ॥ કરમ સાથે લાગો વાદવિવાદ ॥૭૪૪॥
ત્યારે શંખવે વિચાર્યુ મનમા એમ॥ હવે નથી જાવાનો ઠામ ॥૭૪૫॥
ત્યાથી શંખાસુર નાસી ગયો ॥ સપ્તમે પાતાળથી સમુદ્રમા જઈ રહ્યો॥૭૪૬॥

કાંપે શરીરને ધ્રુજતો ગયો ॥જઈશંખોદરબેટમાં શંખલોથઈરહ્યો॥૭૪૭॥
તે શંખમાહે ધાલ્યું તન ॥ અને સર્વે દૈત્ય દિઠા એકજ મન ॥૭૪૮॥
કે જઈ પડયો શંખોદરમોઝાર॥ તારે વિષ્ણુ ગયા વળી તેણે ઠાર ॥૭૪૯॥
જ્યારે નાસીદૈત્ય સમંદરમા પેઠો તતખેવ॥ તારે પાછળથી ચાલ્યા નારાયણદેવ॥૭૫૦॥
તારે પુઠળથી શ્રીહરિ નિસરે ॥ તે દેવ સમુંદર તેડે જઈ સંચરે ॥૭૫૧॥
આગમ અગોચર સદાયે ચળંત્ર કિધા સાંહા॥ તે સ્વામીયે

તે સ્વામીયે કરતા જુગમાહે મછરૂપ લિધુતાહે॥૭૫૨॥
તારે દૈત્યે ધરો શંખમાહે અવતાર॥ તારે હરી મછ થયા તેણી વાર ॥૭૫૩॥
તારે હરીતેજ શ્રીમછ રૂપજો થાયે॥ હારે દૈત્ય દુષ્ટ મારા વેદલઈ કાંહાં જાયે॥૭૫૪॥
તુ મેલ વેદ તુને મારીસ કરધરી ॥ તાહા એવા વચન બોલ્યાશ્રીહરી ॥૭૫૫॥
તાહાથી નાઠો દૈત્ય ન રહો ઠામ ॥ તે જઈ પેઠો સમુંદર મુકામ ॥૭૫૬॥
તે શંખલો થઈને શંખોદર બેટમાહે રહ્યો ॥
તો હરી મછ રૂપ લઈને શંખોદર બેટમાહે જો ગયો ॥૭૫૭॥
ત્યારે હરી કહે ભલા ભલારે શંખવા॥ તુ સમુદ્રમાહે કયાં રહા ॥૭૫૮॥
તારા ચલિંત્ર તુ કરે પ્રકાશ ॥જો તુ ચારે વેદનો એકજ કાર ॥૭૫૯॥
તારે હરીતણી સતગોર કહેછે કથા॥ જુઓ શંખુવો થાયે છે મથા ॥૭૬૦॥
સપ્ત પાતાળની કોરે ગયો ॥ અનંત કળા અનેરી લેઈને રહ્યો ॥૭૬૧॥
ત્યા મછરૂપ હરીદરોડા સહી ॥ શંખોદર માહે પકડો જઈ ॥૭૬૨॥
જ્યારે હરીયે જઈને ગરહો હાથ ॥ અને પુછી સર્વે પૂર્વેતણી વાત ॥૭૬૩॥
અંતળી બળ હારી કાહા ગયો ॥ અને દેખી હરીને આધિન થયો ॥૭૬૪॥
તારૂ બળ તુ કર પ્રકાશ ॥ કેઈ વેળાએ તુ દૈત્યજો થાસ ॥૭૬૫॥
ફરી ટાણુ નહી આવે એહે ॥ હરી પરકાસીને બોલા તેહે ॥૭૬૬॥
તારે કરજોડીને લાગો પાયે॥ ક્ષમા કરો ત્રિભુવની રાયે ॥૭૬૭॥
તાહા દેવને પાયે લાગીને દૈત્યે વિનંતી કરી॥ સ્વામી તમે દયા કરો ત્રિભુવનધણી॥૭૬૮॥

સ્વામી તમને સોપુ વચન ॥ તમે કિધા છો આપસમાન ॥૭૬૯॥
તે માટે સ્વામી તમેસરજાસર્વે તન ॥ દેવ દૈત્યને ચૌદ ભવન ॥૭૭૦॥
સ્વામીતમે રચનાબાંધી એણી વાર ॥ મુજ પર દયા ધરો દેવ મુરાર ॥૭૭૧॥
સ્વામી પતીતને ઊગારો તમો ॥ કુળ ઓધારવા સરજા છો તમો ॥૭૭૨॥
સ્વામી દયા કરીને હણસો મુને ॥ સર્વે ઓધારવા ઈછે તે તુને ॥૭૭૩॥
સ્વામી ભાગ્યવંતા સરજા છું અમો ॥ જે મુજ હણવાને આવા તમો ॥૭૭૪॥
કરે સ્તુતીને તલાસે પાયે ॥ અને હરી દરસટમાહે સમાતો જાયે ॥૭૭૫॥
ભાવે ભગતી ધરે છે મન ॥ અને મસ્તકતળે ધરે પોતાનું તન ॥૭૭૬॥
અનેકઅનેક વચનજો કહે છે મુને ॥ પણહવે શંખવા ના મેલું તુને ॥૭૭૭॥
તુને મારવા કારણ આવો છું હું ॥ સાને સ્તુતિ કરે છે તું ॥૭૭૮॥
વાણી વેદ લાવો છે તું ॥ સણગાર શક્તિના લેવા આવ્યો છું હું ॥૭૭૯॥
સત પર કાસીને બોલા મન ॥ આલને મુજને ચૌદે રતન ॥૭૮૦॥
પાંચ આભુષણ આપજે મુજતણા ॥ પાયે બ્રહ્માના તે મુજને વાલા ઘણા ॥૭૮૧॥
તે સર્વે ઊથાપી મેલો પાયે પાર ॥ તુને કેમ મેલુ આણી વાર ॥૭૮૨॥
કરોડ ભગતીનો કેહે ભાવ ॥ અને મસતંગ મેલે હરીને પાવ ॥૭૮૩॥
સ્વામી મુને માહાદેવે આપુ ઊપમાન ॥ મસતંગ થાપી કિધો મેર સમાન ॥૭૮૪॥
જો બ્રહ્માયે કિધો અહંકાર ॥ તો અમે હરા વેદ તે તેણી વાર ॥૭૮૫॥
શક્તિ બહુ બળવંતા મન ॥ તો મેહે જઈને લીધા રતન ॥૭૮૬॥
તમે કેહેતા હુતા જે હું છું કોઈક અવતાર ॥ તો મેં લીધો તમારો વેહેવાર ॥૭૮૭॥
તારે સદાશિવ ગયા હરીને પાસ ॥ જઈને વચન કર્યો પ્રકાશ ॥૭૮૮॥
તારે હરીયે તમ પર ધરીયુ માન ॥ દેવ દૈત્યના કરવા કામ ॥૭૮૯॥
જો સર્વે વસ્તુ લીધી હુતી અંમે ॥ તો આપસમાન કરીને મોકલા તમે ॥૭૯૦॥
સ્વામી જો મે લીધુ છે એ કામ ॥ તો ચૌદલોકમાહે પ્રકાસુ તમારૂ નામ ॥૭૯૧॥
ચોર કેહેવાયો હું જો આપ ॥ તો દેવ દૈત્યમાહે જપસે તમારો જાપ ॥૭૯૨॥

એવા વચન શંખુવો જો કરે ॥ તેમ તેમ હરી દયાજો ધરે॥૭૯૩॥
સ્વામી મારા મસ્તંગઊપર ધરોજોપાયે॥ તો મારૂ કુળ જો શુધ્ધ થાયે॥૭૯૪॥
સ્વામી તમે ત્રણ મુરત એકજો છો ॥ અને પ્રેમજ્યોતમાહે ત્રણે રહો॥૭૯૫॥
તારે ફરી શંખુવાને હરીસું કહે ॥ એ વસ્તુ તુજપાસે નહી રહે ॥૭૯૬॥
તારે વાત એક શંખુએ તાહા કહી॥ સ્વામી એ વસ્તું હું રાખું નહી ॥૭૯૭॥
સ્વામીજો હોસેવળી મારે પાસ ॥ સોપુ તમને અને થઈ રહુ દાસ ॥૭૯૮॥
બોલો એમ કરીજો પ્રણામ ॥ અને નિગમવાણીનો દેખાડો ઠામ॥૭૯૯॥
ક્ષમા માગેને દુર્બળજો થાય॥ અને દૈત્ય તણો સર્વે મેલો ભાવ ॥૮૦૦॥
સ્વામી જોતમે છો દિન દયાળ॥ અને ઊગારીને કરો પ્રતિ પાળ॥૮૦૧॥
તારે હરીયે વચન કહું પ્રકાશ॥ મને જાવું નારાયણને પાસ ॥૮૦૨॥
જો તુજતણો મુને કહેવો વિચાર॥ અને શક્તિ બ્રહ્માનો રાખવો વેહેવાર॥૮૦૩
જો મન ઈછા ધરતો હોયે તુ ॥ તેનો વર વળી આપું છું હું ॥૮૦૪॥
તુષ્ટમાન થઈને બોલા હરી॥ અને શંખાસુરપર કૃપા જો કરી ॥૮૦૫॥
દૈત્યે તાહા દેવને પાયેલાગીને વિનંતી કરી॥
તારે દેવ કહે માગ માગ શંખાસુર મુટા હરી ॥૮૦૬॥
આજ જે માગે તે અમે વર દિયા ॥ તાહા એવા વચન હરી બોલીયા ॥૮૦૭॥
સ્વામી હું એ વર માગુ દિનદયાળ॥ જો મુજ કારણ ધરો દસ અવતાર॥૮૦૮॥
સ્વામી કહું તમારૂ હું નવ કરૂં ॥ આગળ તમ હાથે હું મરૂ ॥૮૦૯॥
સ્વામી વેદ તમારો નવ ઓચરૂ॥ અને તમ વિના કોઈથી નહી મરૂં ॥૮૧૦॥
તારે દૈત્ય બોલ્યો સ્વામી હું મનમાહે એવું ધરૂં॥
જે દસે અવતારલગી હું જુધ તમસુ કરૂ ॥૮૧૧॥
ભગતી ભાવ તમારો જાહા ॥ અને જઈને હું ભંગાણ પાડું તાહા॥૮૧૨॥
જાહા વેદ તમારા કરે વખાણ ॥ તાહા જઈને મારી દેવરાવુ આણ॥૮૧૩॥
ભજન કરીને સમરે તુને ॥ તેમેલી ભગતીને સમરસે મુને ॥૮૧૪॥

જો કોઈ લેયે તમારૂનામ ॥ તે જઈને મેલાવુ તે મારૂં કામ ॥૮૧૫॥
એવી કહી શંખવે હરીસુવાત ॥ એવો વર મુને દિયોને નાથ ॥૮૧૬॥
સીસ્ટ બ્રહ્માની મુને માને સહુ ॥ અવધ લગી હું અમર રહું ॥૮૧૭॥
વચન કોઈ નવ ઊથાપે જેહે ॥ ત્રણ દેવને શકિત તેહે ॥૮૧૮॥
ચારતમોને પાચમો હું ॥ એવો વર સ્વામી દેને તું ॥૮૧૯॥
દૈત્ય પ્રત્યે તાહા હરીયે સું કહું ॥ એ શંખાસુરને મન આવીયુ ॥૮૨૦॥
તુ રેહેજે મહાદેવને પાસ ॥ તે તને પોતાનો કરસે દાસ ॥૮૨૧॥
કરાવી તપને દેસે વરદાન ॥ તે તારૂ વધારસે નામ ॥૮૨૨॥
જો શંખુવા તુ કહે છે મુને ॥ તો તુને હણવાનો વર દેઊં તુંને ॥૮૨૩॥
જે કોઈ મારો હોસે દાસ ॥ જો તુ તેની કેડે થાસ ॥૮૨૪॥
તે ધરસે ભગતીને આવસે મારે પાસ ॥ તો તુજ મારવાને હું જો થાસ ॥૮૨૫॥
સ્વામી તમને હું કહુ વિચાર ॥ મુને મારીને આપસો ઓધાર ॥૮૨૬॥
તારે કહે હરીસુણ શંખવાવાત ॥ તુ દૈત્યને અમ નાથ ॥૮૨૭॥
જાંબુદ્વિપ જંગમ અવતાર ॥ અને નિરમળ સેસટ તણો વિચાર ॥૮૨૮॥
છેલી કળાને છેલુ રૂપ ॥ મળસે સઘળા દેવને ભૂપ ॥૮૨૯॥
આદ અંતનો એક અવતાર ॥ તારે તારો થાસે ઓધાર ॥૮૩૦॥
હરીયે વચન કહા જો એહે ॥ મસ્તક ચડાવી લીધુ તેહે ॥૮૩૧॥
જ્યારે એ સાવચન શ્રીનારાયણે કહ્યું ॥ ત્યારે શંખાસુર ચંત દઈને લહ્યું ૮૩૨
શંખોદર બેટને સાત પાતાળ ॥ સત તણી તાહા ઊઠે ઝાંળ ॥૮૩૩॥
ક્રોધે દૈત્ય જો પાડો તાહા ॥ અને શકિતરૂપ તેડાવા તાહા ॥૮૩૪॥
જેમ જેમ હઈએ પાવ હરી ધરે ॥ તેમ તેમ શંખુવો સ્તુતિ કરે ॥૮૩૫॥
માહા દુખીયા થાવો જો હરી ॥ અને પ્રેમ પ્રાણ જાસે નિસરી ॥૮૩૬॥
કહે હરી દુખીયા નહી થાઊ ॥ તુજ કેડે હું શાને ધાઊ ॥૮૩૭॥
મારૂ પરાક્રમ ના આચરૂ ॥ તુજ માટે શાને અવતરૂં ॥૮૩૮॥

ધરી પાયેને વેહેરૂ શરીર ॥ રૂદર જેવુ નાહા નીર ॥૮૩૯॥
હરીયે સમંદરમાહે દૈત્ય મારીને પેટ ફાડીયા ॥
તાહા દેવે પેટમાહેથી વેદ ચાર કાડીયા ॥૮૪૦॥
જાહા દેવે દૈત્યનું પેટ ફાડીને વેદ લાવા ચાર ॥
તાહા દેવ બોલ્યા સર્વે જયજય કાર ॥૮૪૧॥
તે દેવે મારો દૈત્ય સમંદરમા ઘરી ॥ તાહા મછ રૂપ લીધું શ્રી હરી ॥૮૪૨॥
મારી દૈત્યને રાખુ માન ॥ સુન લોકને કહું બ્રહ્મ ગીનાન ॥૮૪૩॥
શંખથી દૈત્ય ગયા ટળી ॥ હરી તાહાથી આવા પાછા ફરી ॥૮૪૪॥
દૈત્ય મારીને નાથ આવા તરત વખાણ ॥ ચૌદ લોકમાહે થયુ જાણ ॥૮૪૫॥
જે મારગે હરી ગયા ॥ જીતી દૈત્યને ફરી આવીયા ॥૮૪૬॥
શક્તિ દેવ તણો પરિવાર ॥ સર્વે લોકમાહે થયો જયજયકાર ॥૮૪૭॥
બ્રહ્મા બેઠા હુતા સહી ॥ દૂતે તાહા કહું જઈ ॥૮૪૮॥
સુણો બ્રહ્મા દૂત જો કહે ॥ વેદ વીના પરથમી કેમ રહે ॥૮૪૯॥
ગયા વેદને તમે અચેત થઈ રહા ॥ તીસ કારણ હરી પાતાળે ગયા ॥૮૫૦॥
તારે પાતાળે હરીયે સું કર્યુ ॥ દૈત્ય મારવા મછ રૂપ જો ધરૂં ॥૮૫૧॥
તારે શંખુવો રહ્યો બેટ જમાહા ॥ તારે હરીએ જઈને ગરહો તાહા ॥૮૫૨॥
જ્યારે ધાઠો ગરહો તારે લાગો પાયે ॥ એને ઓળખા છે ત્રિભુવનીરાયે ॥૮૫૩॥
તારે આતુર થઈને સ્તુતિ કરે ઘણી ॥ તારે દિધો વરને તેને હણ્યો ॥૮૫૪॥
તે માટે બ્રહ્મા તમને કહું ॥ તેને દરસટે જોઈ આવો છુ હું ॥૮૫૫॥
તમારા સરજાતે અમે છું તમારા દાસ ॥ હરી હમણા આવે છે તમારે પાસ ॥૮૫૬॥
વિનંતી કરે સર્વે તે ઊભા રહે ॥ તે જાગે હરી તાહા આવીયા ॥૮૫૭॥
તારે બ્રહ્માને મને થયો આનંદ ॥ હરખા દૂત દેવને ચૌદે ભુવન ॥૮૫૮॥
જ્યારે હરીયે મછ રૂપે શંખાસુર મારી લીયો ॥
ત્યારે વેદ વાળી ગોર બ્રહ્માને દિયો ॥૮૫૯॥

તારે શ્રીમછરૂપ ધર્યુ શ્રી નારાયણ ॥ વેદ કારણતમે સારંગપ્રાણ ॥૮૬૦॥
હરીયે પેસી પાતાળને વાળા વેદ ॥ તારે કેવલ બ્રહ્માનો આલો ઊપવેદ ॥૮૬૧॥
સ્વામી સતગોર જુગમાહે દિવોતમો ॥ વેદ દિધા વાચાપાળો તમો ॥૮૬૨॥
હણો શંખાસુર કિધા કાજ ॥ તાહા શ્રી મછરૂપ થયા મહારાજ ॥૮૬૩॥
કરતા જુગ માહે હરી અવતાર ॥ તાહા શ્રી મછરૂપે હરી પરવાર ॥૮૬૪॥
તારે બ્રહ્મા પુછે છે વિષ્ણુને એવાત એહે ॥ કોહો સ્વામી કેમ નીપનું તેહે ॥૮૬૫॥
તારે કહે હરી બ્રહ્મા કૃપા તમતણી ॥ અમપર તુષ્માન ત્રિભુવનધણી ॥૮૬૬॥
તમની સાહે અમે ગયારે પાતાળ ॥ અમને માના દિન દયાળ ॥૮૬૭॥
મછ તલાતલ ગયા જાહા ॥ એક ભગત અમને મળીયો તાહા ॥૮૬૮॥
તારે તેને મન તાહા ઊપના આનંદ ॥ તારે અમે દિધો ધરમ સતપંથ ॥૮૬૯॥
તારે દૈત્યે તાહા શીં કિધી પેર ॥ સર્વે વસ્તુ મેલી પૃથ્વીને ઘેર ॥૮૭૦॥
તે હુતો મછ રાજાને દેશ ॥ અમે થયા તાહા તેવે વેશ ॥૮૭૧॥
ધરતી શંખાસુરને રાખવાને થઈ ॥ તારે અમે તાહા પોતા જઈ ॥૮૭૨॥
તારે જાણ્યુ જે આવા ત્રિભુવન ધણી ॥ તો તેણે લીધી વાટ પાતાળતણી ॥૮૭૩॥
ત્રિજે પાતાળ પોતો જઈ ॥ અને દૈત્યે જુધ તાહા માંડો સહી ॥૮૭૪॥
તાહા તો પરાક્રમ કિધા અનેક ॥ અને સર્વે દૈત્યે કિધા વિવેક ॥૮૭૫॥
તાહા વારાહ કરે છે રાજ ॥ તે તો ના આવો અમારે કાજ ॥૮૭૬॥
ભગત અમારો હુતો એક ॥ તે લાગા પાયેને પુછે વિવેક ॥૮૭૭॥
ખંડના રાજા જે વસે પાતાળ ॥ તેણે ઓળખ્યા અમને દિન દયાળ ॥૮૭૮॥
આવા સામા અમે હુતા જાહા ॥ અમે વર દિધો વૈકુંઠનો તાહા ॥૮૭૯॥
તારે જઈ રહો એ ચોથે પાતાળ ॥ અને તલાતલમાહે બહુ અંધઃકાર ॥૮૮૦॥
તાહા રાજા હસ્તી કરે છે રાજ ॥ તે તો ના આવો અમારે કાજ ॥૮૮૧॥
તારે તે ભગતીભાવે દિધો વર ॥ અમે હરી આગનાયે સાહો કરા ॥૮૮૨॥
તારે એવી સ્તુતિ કરીને વિષ્ણુ બ્રહ્મા આગળ કહે ॥

સ્વામી ચોર તમારો તમથી કાહા જઈને રહે ॥૮૮૩॥
અમે ગયા જો સપ્તમે પાતાળ ॥ અમને માના દિન દયાળ ॥૮૮૪॥
સતવાદી જીવ હુતા ઘણા ॥ કેસા સોભાગ તે હો તણા ॥૮૮૫॥
તારે તમ કિરપાયે અમે આપો વર ॥ તે વરને તમે સાચો કર ॥૮૮૬॥
ખંડના ભુપ હુતા જેહે ॥ પાસે અમારી ના આવા તેહે ॥૮૮૭॥
રસાતલ પાતાલમા અમો ગયા ॥ અને સુરજમલ ઊથાપો તાહા ॥૮૮૮॥
તાહા ધબળ રાજાને થયુ જાણ ॥ તેણે ના લોપી અમારી આણ ॥૮૮૯॥
સુરજમલ શંખવા સાયે થયો ॥ તેણે વળી અમે રાનીયો ॥૮૯૦॥
વિષ્ણુ તાહા બ્રહ્મા આગળ કહે ॥ શંખુવો કોનો રાખ્યુ નવ રહે ॥૮૯૧॥
જે આભુષણ હુતા શકિતતણા ॥ તે તો ધરતીને ઘેર મેલા ઘણા ॥૮૯૨॥
જે હુતો અમારો સણગાર ॥ તે તો મેલો સુરજમલને દુવાર ॥૮૯૩॥
અમે હણતા તેને ના કિધી વાર ॥ વેદ વાળી લીધા તત્તકાળ ॥૮૯૪॥
તારે હરખા બ્રહ્માને ભણો ૐકાર ॥ અને ચૌદલોક માહે તેજ અપાર ॥૮૯૫॥
સ્વામી હુ ગયો સપ્તમે પાતાળ ॥ મને નાગે માન્યો દિન દયાળ ॥૮૯૬॥
સર્વે લોકમાહે થયું જાણ ॥ મારી શંખવો દોહો આણ વાણ ॥૮૯૭॥
વિષ્ણુ બ્રહ્માસુ વાત જો કરે ॥ સતપંથ તત્વ ગીનાન જો ધરે ॥૮૯૮॥
આદે સતપંથ હુતો જેહે ॥ પેલા જુગમાહે મેલો તેહે ॥૮૯૯॥
બ્રહ્મા કેહે સ્વામી સતપંથ વરો ॥ અમે આગળ જાવું ને તમે અવતરો ॥૯૦૦॥
નારાયણે મને આલો છે વર ॥ જેમને મળસે તેના તમે સાચો કર ॥૯૦૧॥
અમે જઈને સીસટમાહે દેખાડીસુ ગીનાન ॥
તમે આવસો તારે અમારૂ વાધસે નામ ॥૯૦૨॥
તારે વિષ્ણુએ બ્રહ્માને કહ્યું ॥ વચન તમારૂં મેહે સત માનીયું ॥૯૦૩॥
તારે હુતા બ્રહ્માને આવા મહાદેવ ॥ તારે તાહા આવી શક્તિને કરે છે સેવ ॥૯૦૪॥
તારે તાહા ચારે મુરત કરે છે વિચાર ॥ તારે શક્તિયે માગા સણગાર ॥૯૦૫॥

સ્વામી તમે વેદ કારણ પાતાળે ગયા ॥ આભુષણ મારા કાન લાવીયા ॥૯૦૬॥
તો સુણો સ્વામી હું કહું છું તુને ॥ તમે ત્રણ દેવ જાણતા નથી મુને ॥૯૦૭॥
આદસકત છે મારૂરે નામ ॥ કોહો તો ફેડું તમારો ઠામ ॥૯૦૮॥
નારાયણે ઊપજાવી મુને ॥ અને ગુણ મારા સર્વે કહા છે તુને ॥૯૦૯॥
અનંત કળાથી હું અવતરૂં ॥ એણુ એકમાહે અનંત રૂપ જો ધરૂં ॥૯૧૦॥
એણુ એકમાહે ધરૂં માતાનું ગીનાન ॥ ક્ષણમાહે નહી મુને સુતક સ્નાન ॥૯૧૧॥
સૃષ્ટી સર્વે રાખુ મુજ મોઝાર ॥ સરજી સહુ ઘેર થઈ રહું હું નાર ॥૯૧૨॥
એવે પરાક્રમે હું જો ભરી ॥ મારો ગુણ નવ જાણે હરી ॥૯૧૩॥
અજામેલને પુજતા તમે ॥ હણીને કટકા કિધા જો અમે ॥૯૧૪॥
બ્રહ્મા વિષ્ણુને માહાદેવ ॥ તમે ત્રણે તેની કરતા સેવ ॥૯૧૫॥
મુને હણતા ના લાગી વાર ॥ તેના મારીને કટકા કિધા બાર ॥૯૧૬॥
તેણે મારી ત્રિશુલને છેદુ શરીર ॥ તમ આગળ વળી રાખુ ધીર ॥૯૧૭॥
તો આવળી માયારૂપી સરજા છું અમો ॥ હું નારી એકને ત્રણ પુરૂષ છો તમો ॥૯૧૮॥
એવા વચન શક્તિએ જો કહ્યા ॥ તે બ્રહ્મા વિષ્ણુને મન રહા ॥૯૧૯॥
તારે વિષ્ણુએ કહ્યું શક્તિને તાહા ॥ જે સણગાર તમારો લાવીસ આહા ॥૯૨૦॥
મુને સૃષ્ટીતણું કરવું છે કામ ॥ અને રતન મુકવાના છે જુદા ઠામ ॥૯૨૧॥
ફરી અમોને જાવું પાતાળ ॥ હવે લઈશુ કોરંભ અવતાર ॥૯૨૨॥
મેલી આવો છું ધરતીને ઘેર ॥ અને જીવ તણી કરવા પેર ॥૯૨૩॥
સું કહો છો શાક્તિ વારોવાર ॥ તે મારો તારો રહ્યો છે શણગાર ॥૯૨૪॥
મેલી આવો છું નાગને ઘેર ॥ જવું છે તેની કરવા પેર ॥૯૨૫॥
જો અમે હોઈએ દિન દયાળ ॥ તો ત્રિજીવાર જાવું પાતાળ ॥૯૨૬॥
તારે શક્તિ મન હરખા આનંદ ॥ સ્વામી અમારે તમારે સું વચન ॥૯૨૭॥
સતગોર વેદ ભણા અપાર ॥ માયાના ઈહાથી થયો વિસ્તાર ॥૯૨૮॥
તારે વિષ્ણુ કહે સુણો શક્તિ તમો ॥ તમે આવો તો વળી જાવું અમો ॥૯૨૯॥

સ્વામીજોતમે હશો ચૌદે ભવનના નાથ॥ તો અમે આવીસુ તમારીસાથ॥૯૩૦
વિષ્ણુશક્તિ બ્રહ્માભળી ॥ ત્રણે ચાલ્યા માહે ભળી ॥૯૩૧॥
ત્રણે થકી જે નિપજે અંશ ॥ તે વળી કાહાવે હરીનો વંશ ॥૯૩૨॥
સતગોર કહે જે કોઈ પુજે તેના પાયે ॥ તે જીવતો અમરાપુર જાયે ॥૯૩૩॥
એ વંશ માહે જે મુરત એક ॥ જેમા કહિયે કળા અનંત વિવેક ॥૯૩૪॥
તેણે ટાણે આવે જેહ ॥ તેણે સમે ઊપજે તેહ ॥૯૩૫॥
મારે દૈત્યને જપાવે જાપ ॥ સતગોર કહે તે આપો આપ ॥૯૩૬॥
પાતાળ ગયાનું રાખ્યું વચન ॥ અને ભગતોને ઊગારા તન ॥૯૩૭॥
ચૌદ લોકમાહે ઊપરાજે જેહ ॥ આપો આપજ કહિયે તેહ ॥૯૩૮॥
બાકી સર્વે પાત્રમાહે ખપે ॥ લેહે દાન તેનો જપે ॥૯૩૯॥
ત્રણે મળીને કરો વિચાર ॥ તમે વિષ્ણુ બ્રહ્મા શક્તિ અવતાર ॥૯૪૦॥
એ મછ અવતારે બાંધાબંધ ॥ સતગોર કહે એ છેલી સંધ ॥૯૪૧॥
સતગોર કેહે એ એંધાણ ॥ જારે થયા મછને લાવાવાણ ॥૯૪૨॥
એક મલીને અવતરા તન ॥ અને બ્રહ્માને કહું વેદ વચન ॥૯૪૩॥
સર્વે આગળ તો બ્રહ્મા થયા ॥ શક્તિ વિષ્ણુ કેડે આવીયા ॥૯૪૪॥
માહાદેવ તો ધ્યાન ધરી રહ્યા ॥ જોગ કળા લેઈ નારાયણ પાસે ગયા ॥૯૪૫॥
હરીવંશ એનું ધરીયું નામ ॥ બ્રહ્મા તણા ઈહા જુદા ઠામ ॥૯૪૬॥
બ્રહ્મા કુળ શકિત અવતાર ॥ તેસુ વિષ્ણુ કરે વેહેવાર ॥૯૪૭॥
કળા ધરીને વરે જેહે ॥ આપો આપજ કહિયે તેહે ॥૯૪૮॥
ફેરવે વેદ તણી જે વાણ ॥ ચૌદે લોકમાહે કરે જાણ ॥૯૪૯॥
જતી જળનો ના આવે પાર ॥ મારી દૈત્યને કરે સંઘાર ॥૯૫૦॥
આજ વેળાનો વારો વેહે જેહ ॥ અજંપા કાંડી જપાવે તેહ ॥૯૫૧॥
ભુલાવી દુનિયા વર્ણ અઢાર ॥ અને ખગોલ ભુગોલ સર્વે સંસાર ॥૯૫૨॥
જુગ અંતે ચલાવે વેમાન ॥ હરી કળાના એ એંધાણ ॥૯૫૩॥

એ કુળ માહે જુદા છે વંશ ॥ જે કોઈ હોવે બ્રહ્માના અંશ ॥૯૫૪॥
આગમ વાણી ભાખે અપાર ॥ નીગમ આગમ વેદ વિચાર ॥૯૫૫॥
આદ અંતની વાત કહે જેહ ॥ તે ઘેર વિષ્ણુ વાસો રેહે તેહે ॥૯૫૬॥
નારાયણે ઊપજાવું ઈંડ ॥ થયા પોતે ને બાંધો બ્રહ્માંડ ॥૯૫૭॥
તેનો જે કોઈ કહે વિચાર ॥ એ કુળ કહિયે બ્રહ્મા અવતાર ॥૯૫૮॥
હરી તણા જે કરે વખાણ ॥ અને સરજાના સર્વે કહિયે એંધાણ ॥૯૫૯॥
અવતારનો જો જાણે વિચાર ॥ તેને કહિયે એ બ્રહ્મા અવતાર ॥૯૬૦॥
ચાર મુખને વેદ વાણ ॥ જીવ બાંધા ચારે ખાણ ॥૯૬૧॥
જીવાજોન રોહા રતન ॥ તે ઊપજા બ્રહ્માને તન ॥૯૬૨॥
નાભચક્ર પુજન ગીનાન ॥ ઊપજાનુ વળી કહે સર્વે ઠામ ॥૯૬૩॥
મુગત મારગનો જાણે ભેદ ॥ કહી દેખાડે ચારે વેદ ॥૯૬૪॥
પોતે હરીનો જપે જાપ ॥ અને સીસટને જપાવે આપ ॥૯૬૫॥
પિંડ બ્રહ્માંડ કહે વિચાર ॥ અને તેણે કહિયે બ્રહ્મ અવતાર ॥૯૬૬॥
સતગોર કહે તમે મુનિવર સુણો ॥ બ્રહ્મ વંશ માન્યાનો ભેદ છે ઘણો ॥૯૬૭॥
પાત્ર અભ્યાગત કાહાવે જેહે ॥ દાન લેવા ઊપજાવે જ તેહે ॥૯૬૮॥
દિપ હૃદયે જે કોઈ દેહ ધરે ॥ અને વચન જેનું ખાલી ના પડે ॥૯૬૯॥
જે અવતારનો થાયે પ્રાધાન ॥ તે બ્રહ્મા વિષ્ણુને એકજ જાણ ॥૯૭૦॥
જે પુજે પાત્રને આપે દાન ॥ તેને થાયે વળી મેર સમાન ॥૯૭૧॥
અમર ભેદની દેખાડે વાટ ॥ કહે સતપંથ મુગતના ઘાટ ॥૯૭૨॥
આ સત એંધાણે ઊપજે તેહે ॥ નીત કળા અનેરી જેહે ॥૯૭૩॥
જે દુનિયાને વિશે મન ॥ અને બુડતા કાડે પોતાના તન ॥૯૭૪॥
ચૌદે ભવનના કરે વખાણ ॥ તેવા સતી લોકના કેહે સર્વે એંધાણ ॥૯૭૫॥
ટાણે અવતાર ધરે જેહે ॥ વેળા વર્તમાન ભાખે તેહે ॥૯૭૬॥
બ્રહ્મા આસણ બેઠા હોયે જેહે ॥ અને નારાયણસું પ્રીત રાખે તેહે ॥૯૭૭॥

વૈકુંઠનું વર્ણન કહે જેહે ॥ ચતુરમુખી બ્રહ્મા કહિયે તેહે ॥૯૭૮॥
આગમ સતગોર ભાખાં એહે ॥અંશે અવતરે તેસર્વે પાત્ર લેહે ॥૯૭૯॥
તે પાત્રને જે કોઈ દાનજો દેહે॥ અને સંતોખે સુપાત્ર જો લેહે ॥૯૮૦॥
પ્રભાતે વળી વાવે જેહે ॥ અને સાંજે વળી ફળ પામે તેહે ॥૯૮૧॥
સંતોખે એક ઘણુ જો દેયે ॥અને સત્તે ધર્મે સવાલાખ ઘણુંલેયે॥૯૮૨॥
એવા સત રાખે જેહે ॥ તે કુલ પાત્ર હોય તેહે ॥૯૮૩॥
અંશ તણો જો એ પ્રતાપ ॥ છુટે ચોરાસીને ઊતરે પાપ ॥૯૮૪॥
બ્રહ્મા વિષ્ણુ ને શકિત કરે વિચાર॥ હવે આપણે ધરીયે અવતાર॥૯૮૫॥
તાહા દૈત્યતણો જો ફેડો ઠામ ॥ એક અંખી મછ જ્યાવું જાપ॥૯૮૬॥
ભકત રૂખમાંગદને આલ્યો વર ॥ પેલા જ ભગતનો સાહો કર॥૯૮૭॥
એ શંખાસુર દૈત્ય માર્યો જાહા ॥ ભકત રૂખમાંગદ ઓધારે તાહા॥૯૮૮॥
ગાયત્રીનો મંત્ર જપે જેહે ॥અને સૂર્યવંશ લખાયો તેહે ॥૯૮૯॥
સીલવંગુણથી આવા હરી ॥ સુરજવંશ રહા અવતરી ॥૯૯૦॥
ત્રણેનુ કુળ એકજ થયું ॥ તારે જુગનુ પાપ જો ગયું ॥૯૯૧॥
સકળ કળાથી ભણાવ્યો વેદ॥ સવા કરોડીયે લહીયો ભેદ ॥૯૯૨॥
હરી બ્રહ્માનો એકજ વંશ ॥ જુદા થયાને એકજ અંશ ॥૯૯૩॥
જયારે શંખાસુર માર્યો જેણીવાર॥ પછી સંસારમોહે પ્રગટ થયા મુરાર॥૯૯૪॥
અલ્પ કાળમા ધર્યો અવતાર ॥તેચાર લાખ વરસ બત્રીસ હજાર॥૯૯૫॥
ચારલાખને વર્ષ બત્રીસ હજાર ॥ તાહાસુધી હરી મ છ અવતાર॥૯૯૬॥
સુરજમંત્ર હુતા જેહે ॥ વિષ્ણુ કુળમાહે આવા તેહે ॥૯૯૭॥
અસુરમંત્ર અળગા રહા ॥ દૈત્યને માહાદેવ લઈ ગયા ॥૯૯૮॥
સતગુરૂ કહે આગમ વિચાર ॥ સુણો રૂખેશરો એહે નિરધાર ॥૯૯૯॥
સતગુરૂ કહે આગમ જોએ ॥ અને પરમતત્વ જાણે બિરલા કોયે ॥૧૦૦૦॥
બીજ તીથીને ગુરૂવાર ॥ હરીયે ધર્યો એ મછ અવતાર ॥૧૦૦૧॥

સતગોર બ્રહ્મા આગમ ભણા ॥ ભગત તારીને દૈત્યને હણા ॥૧૦૦૨॥
જે પાતાળતણો હુતો ભેદ ॥ હરી જોઈ આવાને લાવા વેદ ॥૧૦૦૩॥
માહાદેવને આપ્યો શંખ ॥ વળી આપ્યા દુવાદસ લીંગ ॥૧૦૦૪॥
એક રાખ્યો હરીયે હાથ ॥ ધરી પોતે કહેવાયો નાથ ॥૧૦૦૫॥
શાક્તિને તાહા અવધ કરી ॥ તમો કારણ હું જઈસ ફરી ॥૧૦૦૬॥
તારે શકિતએ આણ્યું મન ॥ સ્વામી મારા આપો રતન ॥૧૦૦૭॥
તારે હરીયે કહ્યું સહી ॥ એ વસ્તુ તો પાતાળે રહી ॥૧૦૦૮॥
હવે હું એક વારજ ગયો ॥ અને નારાયણની કળા જોઈ આવીયો॥૧૦૦૯
વળી જાસું હું ત્રણજવાર ॥ તેવા હું ધરીસ અવતાર ॥૧૦૧૦॥
વસ્તુ હમારી છે જો પાંચ ॥ છે જાહા નાગનું કુળ તાહા ॥૧૦૧૧॥
જે જોઈને આવો છું હું ॥ અને લીધા વગર હું નવ રહું ॥૧૦૧૨॥
એવા વચન શક્તિને કહા ॥ શાક્તિ મન આનંદ પામીયા ॥૧૦૧૩॥
વરસ ચાર લાખને બત્રીસ હજાર ॥ તાહા સુધી હરી મછ અવતાર ॥૧૦૧૪॥
સવા પ્રહરનો મછ અવતાર ॥ તેમા હરીયે કાડો પાર ॥૧૦૧૫॥
મછ પાતાળની જોઈ આવા વાટ ॥ જોયા સર્વે તરતવ ઘાટ ॥૧૦૧૬॥
સાત સમુંદરના જોયા મુળ ॥ ઊપજાવા છે તે અણી ત્રિશુળ ॥૧૦૧૭॥
મેરનું મુળ રોપ્યું તાહા ॥ અને અષ્ટ કુળ પરબત બાંધા તાહા ॥૧૦૧૮॥
મને પરથમી રાખવી છે બેવાર ॥ તે કારણ ધરીયો મછ અવતાર ॥૧૦૧૯॥
કુલપ તણા જે હુતા જીવ ॥ તેહેને તો કરવા છે શીવ ॥૧૦૨૦॥
સતગોર વાણી બોલા આહા ॥ ભાઈ હરીયે વચન કિધું તાહા ॥૧૦૨૧॥
વચન તણો એ સાચો જાણ ॥ જેણે નવ મેલી પોતાની આણ ॥૧૦૨૨॥
તારે બ્રહ્માને સોપા વેદ ॥ બોલા તાહા અજવાલું થયું અલેખ ॥૧૦૨૩॥
બોલે બ્રહ્મા ઊઠે ભુર ॥ ચૌદ ભુવનમાહે અજવાલું ભરપૂર ॥૧૦૨૪॥
થયુ અજવાલું બ્રહ્મા ઊભા થયા ॥ સીસટ જાણુ હરી વેદ લાવીયા ॥૧૦૨૫॥

ઊઠી વાણીને મીટ્યો અંધકાર ॥ ચૌદ ભવનમાહે જયજયકાર ॥૧૦૨૬॥
તારે બ્રહ્મા વિષ્ણુને કહીયો ॥ એ અજવાલુ કાહાલગી રેહ્યા ॥૧૦૨૭॥
જો તમો છો હરી અવતાર ॥ તો સીસટતણો તમો કરો વિચાર ॥૧૦૨૮॥
વિષ્ણુને પુછે બ્રહ્મા એહે ॥ સ્વામી તે તમે મછ થયા કેમ તેહે ॥૧૦૨૯॥
કેવો મછ હુતા અવતાર ॥ સ્વામી કેવો દેહી તેણો વિસ્તાર ॥૧૦૩૦॥
સ્વામી કેવા નેત્રને કેવી આંખ ॥ સ્વામી કેવા પરને કેવી પાંખ ॥૧૦૩૧॥
સ્વામી કેવા પંડને હુતા ગીનાન ॥ સ્વામી કેવા વર્ણને કેવી આણ ॥૧૦૩૨॥
સ્વામી મનધર હતુ તમારૂ નામ ॥ અને કેવા મછ થયા તેણે ઠામ ॥૧૦૩૩॥
સ્વામી મનધર નામના જપતા જાપ ॥ અનેતેતમે મછ થયાં છો આપો આપ ॥૧૦૩૪॥
બ્રહ્મા પ્રત્યે બોલા હરી ॥ નારાયણને વચને કરી ॥૧૦૩૫॥
જ્યારે શંખુવો પેઠો શંખમાહા ॥ અને હું જો પોતો તરતજ તાહા ॥૧૦૩૬॥
તે જઈને પડીયો શંખોદરમાહે ॥ મછ રૂપ મેહે લીધુ તાહે ॥૧૦૩૭॥
હું સવા હાથનો મછ જો થયો ॥ તે જઈને પાતાળમાહે ઘેરીયો ॥૧૦૩૮॥
જ્યારે દિઠુ તેણે મારૂ રૂપ ॥ ત્યારે થરથર ધ્રુજે ભુપ ॥૧૦૩૯॥
જળ તણા જીવનો આકાર ॥ તેવો મે લીધો મછ અવતાર ॥૧૦૪૦॥
રક્તવરણા નેત્ર જેહે ॥ શ્વેતવર્ણી પર પાંખો તેહે ॥૧૦૪૧॥
તાહાવળી માહેરે હુતા બે દાંત ॥ તાહા થયો મનધરને ઝાલો હાથ ॥૧૦૪૨॥
તરત કળા નરની લઈ ॥ મેહે મારો શંખુવો સહી ॥૧૦૪૩॥
નિગમ વાણી તેના પેટજમાહી ॥ મુને બહુ બળ પડિયો તાહી ॥૧૦૪૪॥
જેવાર વાણી આવી મુજ પાસ ॥ તારે દૈત્ય થયો નિરાશ ॥૧૦૪૫॥
સહી લોચન તાહા થયો સહી ॥ અને કર જોડીને વિનંતી કહી ॥૧૦૪૬॥
તારે તેણે મેલો સંખ અળગે ઠામ ॥ આધિન થઈને લીધુ મારૂ નામ ॥૧૦૪૭॥
મે સર્વે વસ્તુના પુછા ઠામ ॥ જે અજામેલનું જપતો નામ ॥૧૦૪૮॥
એમ કરીને શંખુઓ હણો ॥ પરથમ દૈત્ય વળી તારે ગણો ॥૧૦૪૯॥

ઈહાથકી મછ રૂપ સંપુરણ જાણ ॥ અને ગુરૂતો એકારૂખીથયાપ્રમાણ॥ ૧૦૫૦
સતગોર વેદભણા અપાર ॥ કહું કથા ના આવે પાર ॥ ૧૦૫૧॥
સતગુરૂ જુગમા દિવો તમો ॥ વેદે દિધી વાચા પાળો તમો ॥ ૧૦૫૨॥
હણ્યો શંખાસુરને કિધા કાજ ॥ ત્યા મછરૂપ લીધા મહારાજ ॥ ૧૦૫૩॥
ક્રતા જુગમા હરી અવતાર ॥ ત્યાંથી મછરૂપ હરી પરવાર ॥ ૧૦૫૪॥
એ શંખાસુરને માર્યો જાહા ॥ ભક્ત રૂખમાંગદને સવાકરોડીશુતારીયોતાહા ૧૦૫૫
ત્યારપછી સંસારમા પ્રગટથયામુરાર ॥ તારે સર્વે સંસારે ઓળખ્યાં નિર્ધાર ॥ ૧૦૫૬
મછની માતા તો શંખાવતી કહિયે ॥ અને પિતા તો પ્રેમરૂખી કહિયે ॥ ૧૦૫૭॥
ત્યારે ગુરુતો એકારૂખી જાણ ॥ અને શક્તિતો ચાન્દ્રિકા દેવી પ્રમાણ ॥ ૧૦૫૮॥
ત્યારે સ્વસ્થાનતો હંસપૂરનગરીજાણ ॥ ક્ષેત્ર તો દ્વારામતી પ્રમાણ ॥ ૧૦૫૯॥
નરદળ્યો દાનવતો શંખાસુરજાણ ॥ ભક્ત રૂખમાંગદ ઊગાર્યા નિર્વાણ ॥ ૧૦૬૦॥
વર્ષ ચારલાખને બત્રીશ હજાર જાણ ॥ મછરૂપને ઋગ્વેદ હોતાપ્રમાણ ॥ ૧૦૬૧॥
સતગોરઈમામશાહા બોલ્યાવાણ ॥ જાણી લેજો જાણ સુજાણ ॥ ૧૦૬૨॥
એકરૂપ હરીનું વરતુ જાણ ॥ હવે કોરંભરૂપનું માંડ્યુ મંડાણ ॥ ૧૦૬૩॥
એવં શ્રી હરીનો પેલો મછ અવતાર સંપૂર્ણજ સહી ॥
એવી શ્રી સતગુરૂ ઈમામશાહાયે વાણી કહી ॥ ૧૦૬૪॥

# શ્રી મછ અવતાર સમાપ્ત.

# બીજો શ્રી કૂર્મ અવતાર.

બીજો શ્રી કૂર્મ અવતાર લખ્યો છે તે સુણો મુનિવર ભાઈ ॥
બીજો શ્રી કૂર્મ અવતારના પરછા જાણ॥ સુણો મુનિવરો સહી નિર્વાણ ॥ ૧ ॥
બીજે શ્રી કોરંભરૂપે અવતરા દેવ॥સ્વામી તમારો કોઈ ના જાણે ભેવ ॥ ૨ ॥
જે દૈત્ય દાજે છળભેદ જે કર્યો ॥ અને મેર પર્બત દેવે પીઠે ધર્યો ॥ ૩ ॥
પીઠે તો એસો ધરીયો ભાર ॥ સોહી કોરંભ તે નર આકાર ॥ ૪ ॥
જે મેર પર્વત ઊપર દૈત્ય મધુકિંટક રેહે॥ તેના બળનો કોઈ પાર નવ લેહે ॥ ૫ ॥
તે દૈત્ય દાવો કરી બોલ્યો તો હે॥ એસો રહું પર્વતે જે ના મારે કોયે ॥ ૬ ॥
હું નીચો રહું તો મુને મારે ધરી॥ હવે હું જઈ બેસુ પરબતે ચડી ॥ ૭ ॥
જ્યારે કોરંભરૂપે હરી અવતાર ॥ તારે પીઠે ધર્યો પૃથ્વીનો ભાર ॥ ૮ ॥
જ્યારે પૃથ્વી માહે ભગત હરીનો જાપ કરે છે જાયે ॥
તાહા છાસટ કરોડ દૈત્ય વ્યાપક જો થાયે ॥ ૯ ॥
તે માહે મધુકેંટક દૈત્ય મહાબળીયો રાયે ॥
તે સંધે છાસટ કરોડી સુરહ્યો મેર પરબતે જાયે ॥ ૧૦ ॥
તાહા કોરંભ રૂપ હરીયે સો કિયો ॥
તે મેર પરબત લઈ સમુંદર માહે દિયો ॥ ૧૧ ॥
ત્યારે માન સરોવર દૈત્યનું થાનક જાણ॥
અને તાહા સમંદર મંથ્યો છે શંતમાહે આણ ॥ ૧૨ ॥
ત્યારે મંથ્યો દેવ મેર પરબત સમંદર માહે દિયા જાયે॥
તાહા મધુ કેટક દૈત્ય મારો સોયે ॥ ૧૩ ॥

તાહા દેવે મેર પરબતનો રવાઈયો કિધો વાલ ॥
અને વાસંગ નાગ આણ્યો તરતકાલ ॥ ૧૪ ॥
બીજે કોરંભ રૂપે કરૂણા કરી ॥ વાસંગ કાડો ધરૂણીધરી ॥ ૧૫ ॥
તારે મેર પરબત રવાઈયો કિધો હરી ॥ મંથો મેરામણને લક્ષ્મી વરી ॥ ૧૬ ॥
એવા ચલંત્ર કિધા શ્રી હરી ॥ ત્યાં ભક્ત કારણે ભાવ જો ધરી ॥ ૧૭ ॥
તાહા વાસંગ નાગ હરીને નમે કરજોડ ॥ તાહા દેવ પેલા મળા છે અનંત કરોડ ॥ ૧૮ ॥
તે સમુંદર મથવા એકી મોરે વીર સર્વે દાનવ જો થયા ॥
બીજી મોરે વીર બાહુ સર્વે દેવ જો રહ્યા ॥ ૧૯ ॥
જાહા વાસંગ નાગનું નેમું કર્યું ॥ તાહા એક ગમા હરીએ આપે બળ ધર્યું ॥ ૨૦ ॥
જ્યારે મંથ્યો સાગરથી કિધો ઘોર ॥ મારો દાણવ એ મધુઓ ચોર ॥ ૨૧ ॥
જ્યારે મંથ્યો સમુંદર માહા વેમન જો ધરી ॥ તારે રત્ન ચતુર્દશ કાઢ્યા નરહરી ॥ ૨૨ ॥
પુછ નિગમ દેવ મળ્યા બહુ વીર ॥ અને મુખની ગમ દાનવ મળ્યા સોધીર ॥ ૨૩ ॥
કરે વમાસણ નાખે જો ફુફવાડ ॥ અને દાનવ મરણ હુવા તરત કાળ ॥ ૨૪ ॥
જ્યારે વાસંગના મુખથી નિકળ્યો હલાહલ ॥
ત્યારે ત્રિભુવનમાહે થઈ છળબળ ॥ ૨૫ ॥
તાથી સુરાસુર સર્વે કાંપવા લાગ્યા સહી ॥
તેઓને અરાધ વિષ્ણુની કરી તહી ॥ ૨૬ ॥
વિષ્ણુએ શીવજીને મોકલ્યું જ્યાં ॥ સર્વે હલાહલ પીધુ ત્યાં ॥ ૨૭ ॥
ત્યાં દેવ દૈત્યોને આનંદ બહુ થયો ॥ તે સાગર મથવા લાગ્યા ઘણો ॥ ૨૮ ॥
મધુ સાગરથી કિધો ગોરસ ॥ અને દાનવ માર્યો મધુ ચોરસ ॥ ૨૯ ॥
જ્યારે મંથ્યો સમુદ્ર માવજીએ મન જો ધરી ॥
ત્યારે રત્ન ચતુર્દશ કાઢ્યા શ્રી હરી ॥ ૩૦ ॥
શંખ લક્ષ્મી કૌસ્તુભ અને સારંગ ધનુ ॥
દેવે પુજા કરી શ્રી વિષ્ણુને આપ્યું ઘણું ॥ ૩૧ ॥

સુરભી કામધેનું વશિષ્ટને આપ્યું જેહ ॥
અશ્વ ઊચ્ચૈશ્રવા સુરજને દિધું તેહ ॥ ૩૨ ॥
ચન્દ્રમાં છે ઓખધી પોખણહાર ॥
માટે દેવે તેને આકાશમાં દિધું થાનમાન ॥ ૩૩ ॥
સુરા માદક થી છે સંભ્રમકારી ॥ તે અસુરોને લીધી આપસંભારી ॥ ૩૪
પારિજાતક અને ચૌદન્ત ઐરાવત જ્યાં ॥
અપ્સરા રંભા દેવરાજ ઈન્દ્રને આપ્યું ત્યાં ॥ ૩૫ ॥
પાછે આવ્યો ધન્વન્તરી અમૃતકલશ લઈ ॥
અને સમુદ્રથી આવ્યા નિસરી ॥ ૩૬ ॥
ત્યાં દેવે મંથ્યો મેરામણથી અમૃત કાઢ્યા જેહ ॥
તે લઈ ચન્દ્ર સુરજને પાયા તેહ ॥ ૩૭ ॥
એઊં ચન્દ્ર સુરજ બોલ્યા ત્યાહા ॥
સ્વામી એ દૈત્યને અમૃત પાવો કાહાં ॥ ૩૮ ॥
ત્યાં બેઠો રાહુ દેખ્યો જગદિશ ॥
ત્યારે દૈત્ય દેખીને મન ચઢી રીસ ॥ ૩૯ ॥
જ્યારે અમૃત તેને પીતા દેખ્યો જગદીશ ॥
ત્યારે દૈત્ય આડો થયો ત્યારે ચડી રીસ ॥ ૪૦ ॥
દેવે મારી દૈત્યને શીર લીયો ઊતાર ॥
દૈત્યને મારવા શ્રી કોરંભ રૂપ ધર્યું મુરાર ॥ ૪૧ ॥
તાહા શ્રી કોરંભ રૂપે હરી અવતાર ॥
દેવે મંથી સમુદ્રને રત્ન કાઢ્યા દશચાર ॥ ૪૨ ॥
ત્યાં ચૌદ રત્ન ચિંતમાહે ધરી ॥
અને માયા મોહ અનંત જો કરી ॥ ૪૩ ॥
મંથ્યો સાગરને વર્ત્યો જયજયકાર ॥ તાર પછી પ્રગટ થયો કિરતાર ॥ ૪૪ ॥

જ્યારે બીજે કોરંભ રૂપે દૈત્ય મધુ કૈટકને મારીયો ॥
ત્યારે સવા કરોડીશું ભકત અંબરીખને તારીયો ॥ ૪૫ ॥
ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મુરાર ॥
ત્યારે સર્વે સંસારે ઓળખીયા સાર ॥ ૪૬ ॥
ત્યારે શ્રી કોરંભની માતા તો કમળાવતી કહિયે ॥
પિતા તો પરિકમ રૂખી કહિયે ॥ ૪૭ ॥
ત્યારે ગુરૂતો એકારૂખ જાણ ॥
અને શકિત તો અજીયાદેવી પ્રમાણ ॥ ૪૮ ॥
ત્યારે નરદળ્યો દાનવ મધુ કૈટક જાણ ॥
અને ભકત અંબરીખને તાર્યો નિરવાણ ॥ ૪૯ ॥
ત્યારે ચારલાખને વરસ બત્રીસ હજાર ॥
શ્રી કોરંભ અવતારમા ઋગ્વેદ હોતા પ્રમાણ ॥ ૫૦ ॥
જ્યારે કોરંભ અવતાર પુરો થયો જાણ ॥
ત્રીજે શ્રી વારાહ રૂપનું માંડયું મંડાણ ॥ ૫૧ ॥
એવં શ્રીહરીનો બીજો કૂર્મ અવતાર સંપૂર્ણજસહી ॥
એવી શ્રી સદગુરૂ ઈમામશહાયે વાણી કહી ॥ ૫૨ ॥

# શ્રી કૂર્મ અવતાર સમાપ્ત.

# ત્રીજો શ્રીવારાહ અવતાર.

ત્રીજો શ્રી વારાહ અવતારના પરછા જાણ ॥
તમે સુણો મુનિવરો ભાઈ નરવાણ ॥ ૧ ॥
ત્રીજે શ્રી વારાહ રૂપ ધર્યો મહારાજ ॥
અને ભકત સતીઓના કરવા કાજ ॥ ૨ ॥
દેવ ઋષીવરોમા વર્તિયો જયજયકાર ॥
જે ત્રીજે શ્રી વારાહ રૂપ ધર્યો અવતાર ॥ ૩ ॥
જયારે શ્રીવારાહરૂપે દેવના અવતાર ॥
ત્યારે પૃથ્વી રાખી દાઢઊપર વિશાળ ॥ ૪ ॥
જે મોરવ દૈત્ય આકાશમાહે રહે ॥
તેના બળનો કોઈ પાર ના લહે ॥ ૫ ॥
તાહા વારાહ રૂપે છળબળ જો કરી ॥
સકળ પરથવી દાઢે જો ધરી ॥ ૬ ॥
ત્રીજે ત્રિકમદેવ ત્રિભુવની સાર ॥
ત્યારે હરીયે લીયો શ્રીવારાહ અવતાર ॥ ૭ ॥
ત્યાં દેવતાની તો કિધી સાર ॥
સ્વામીયે દાનવ લીધો ગઢ નિરધાર ॥ ૮ ॥
ત્યાં લઢે જોધાઓ ભંગાજ થાય ॥
અને તે ભારથી પૃથ્વી પાતાળે જાય ॥ ૯ ॥
તાહા દેવે એક ડાઢમાહે પૃથ્વી ધરી ॥ બીજી દાઢે દૈત્યની મોતજ કરી ॥ ૧૦ ॥

८30

ત્રીજે વારાહ રૂપે ભગતોના પ્રતિપાળ ॥
તાહા દેવે પૃથ્વી રાખી દાઢવીચાળ ॥ ૧૧ ॥
જ્યારે ભાર પૃથ્વીના દેવે દાઢે ધરા ॥
તારે મહારૂપ તો વારાહ અવતરા ॥ ૧૨ ॥
મહિખાસુરપાટણ દાનવનું ક્ષેત્ર જાણ ॥
ત્યા મોરવ દાનવના લીધા પ્રાણ ॥ ૧૩ ॥
જે મોરવ દાનવ દેવે હણ્યો ॥
તે દૈત્ય મારવાને અવતાર વરાહનો ધર્યો ॥ ૧૪ ॥
જ્યારે ત્રીજે રૂપે હરી આવ્યા સંસાર ॥
ત્યારે સર્વે દેવને આનંદ થયો અપાર ॥ ૧૫ ॥
જ્યાહા વારાહે દાઢે દિધી પૃથ્વી નિર્ધાર ॥
ત્યારે દાનવ મોરવો માર્યો તેણી વાર ॥ ૧૬ ॥
મોરવો દૈત્ય હરીયે સંધાર્યો જાહા ॥
સ્વામીએ ધ્રુવ ભક્તને ઊધ્ધાર્યા તાહા ॥ ૧૭ ॥
જે દૈત્ય તણો કિધો સંહાર ॥
શ્રી વારાહ રૂપ ધર્યો મુરાર ॥ ૧૮ ॥
ત્યા વારાહ રૂપે થયો સુરીજનહાર ॥
ત્યાર પછી સંસારમા પ્રગટ થયા કિરતાર ॥ ૧૯ ॥
સુણો મુનિવરો સતગુરૂ કહે ॥
હરી ચરિત્રનો કોઈ પાર ન લહે ॥ ૨૦ ॥
જે હરીસાથે ભક્ત રાખે ચિત્ત ॥
તે કહાવે હરીતણો મિત્ર ॥ ૨૧ ॥
જ્યારે ત્રીજા વારાહરૂપે દૈત્ય મોર દાનવને મારીયો ॥
ત્યારે સવા કરોડીશું ભક્ત ધ્રુવને તારીયો ॥ ૨૨ ॥

ત્યારપછી સંસારમા પ્રગટ થયા મુરાર ॥
ત્યારે સર્વે સંસારે ઓળખીયા સાર ॥૨૩॥
વારાહની માતા તો પદ્માવતી કહિયે ॥
અને પિતા તો દાઢમરૂખી કહિયે ॥૨૪॥
તારે ગુરૂ તો સેજાનંદ જાણ ॥
અને શક્તિ તો સોમિયાદેવી નિરવાણ ॥૨૫॥
ત્યારે સ્વસ્થાન તો બગપૂરનગરી જાણ॥
અને ક્ષેત્ર તો માનસરોવર પ્રમાણ ॥૨૬॥
દૈવે મારીયો મોરવ દાનવ જાણ ॥
ત્યારે ભક્ત ધ્રુવને તારીયો નિર્વાણ ॥૨૭॥
ત્યારે ચારલાખ બત્રીસ હજાર વરસ વારાહરૂપે જાણ॥
અને તે જુગમા ઋગ્વેદ હોતા પ્રમાણ ॥૨૮॥
ઈહાથકી શ્રી વારાહ અવતાર સંપૂર્ણ જાણ ॥
હવે ચોથા નરસિંહ રૂપનું માંડ્યું મંડાણ ॥૨૯॥
એવં શ્રી હરીનો ત્રીજો વારાહ અવતાર સંપૂર્ણ સહી॥
એવી સતગુરૂ શ્રી ઈમામશાહાયે વાણી કહી॥૩૦॥

# શ્રીવારાહઅવતાર સમાપ્ત.

# ભક્ત ધ્રુવ આખ્યાન .

## મંગલાચરણ

જ્યારે ગૌરીનંદન ગૌરી વિનવું ॥ કિર્તન કરૂં એક અભેવનું ॥ ૧ ॥
ત્યારે હરીગુણ ગાતા વાયે મન ॥અને નિર્મલ થાયે મારૂં મન ॥ ૨ ॥
તારે એક દિલ લાવો વીરારાયે॥ અને બુધવંતા જો સેવક સાર ॥ ૩ ॥
તારે સોભીતા સુંડ સુંદર સાર ॥ અને વૃક્ષ રૂદ્રાક્ષનો કરો આહાર ॥ ૪ ॥
તારે નર વદનને નિરાકાર ॥ અને ઊતરારસી ભોજન ચાર ॥ ૫ ॥
એને સુરતા તીરસા આગલસાંચરે ॥અને સુધા કાજ સેવકના કરે ॥ ૬ ॥
॥વરાની॥ જે સુધ બુદ્દિનો વારા સાયે ॥ અને ગણપત ગાયે બુધરે ॥
જો ત્રુટે સુખ પામીયે ॥ જો અક્ષર કથુ અપારરે ॥ ૭ ॥
અરે અબુજ છતા વિનવુ ॥ અને શીતલ સુંદર અભેવનું ॥ ૮ ॥
તે તનુ ઊત્તમ શૃંગાર ॥ અનેક વાતનો કોયેન લંભે પાર ॥ ૯ ॥
તારે શોભા સુંદરને શોભેશરીર॥ અને નારી પેરનકો જર થીર ॥ ૧૦ ॥
પાયે નુપુર કરે ઝનકાર ॥ અને મુનિવર રૂપ ન લંભે પાર ॥ ૧૧ ॥
તારે એસો રૂપ હું સ્મરૂં માયે ॥અને અગમ અગોચર તુ છે માયે ॥ ૧૨ ॥
અને ^વેન. હંસ માણેક સંજોગ ॥ અને વેન પુસત ગવાર સોભાગ॥ ૧૩ ॥
તારે એસો રૂપ હું સ્મરૂં માયે ॥ અને નાથ થાયે જો સાયે ॥ ૧૪ ॥
તારે ભવસાગર હું તુજનામે તરૂં ॥અને સ્મરણસેવા તારી કરૂં ॥ ૧૫ ॥
॥વરાની ॥
તારે મારી માતા તુ ॥ અને સેવક સ્મરૂં સોયે ॥
પણ અક્ષર એવો આપજો ॥ જે ખોટ ન કાઢે કોયે ॥ ૧૬ ॥

કવીજન કેતા કહીગયા ॥ અને કહતા ન કરો ભેદ ॥
પણ મત ઐવી આપજો ॥ અવિંચલ વસુ વેદ ॥૧૭॥
હું અક્ષર ભેદ ન લહુ ॥ અને ન લઊ વેદ વિચાર ॥
પણ તમ મુટે સર્વે પામીયે ॥ અમને આપો વેણ અપાર ॥૧૮॥

## કથા પ્રસંગ - મુળ પીઠિકા

જયારે દ્વાપારમાહે દૈત્યનરદળ્યો ॥ અને પરથમી કિધી કાજ ॥
તારે પાંડવ હિમાંચલ સીધારીયા ॥ અને પરિક્ષિત બૈઠા રાજ ॥૧૯॥
તારે કરો રાજ અતિ લીલા વેનસાર ॥ અને નહી પાપ તે પુણ્ય પ્રકાશ ॥૨૦॥
તારે ધરમ નેમ રાયે નગર યે સાર ॥ પરિક્ષીત એણીપેરે કરે છે રાજ ॥૨૧॥
તારે માંગીયા મેધ વરસે અપાર ॥ અને વિના સુખ નહી કોઈ બાલ ॥૨૨॥
તારે જગન કરે છે હસ્તિનાપુરી ॥ અને અશ્વમેધને અજા તુરી ॥૨૩॥
તારે એમ કરતા કેતા દિન થયા ॥ અને તાહા વનરાયે રમવા ગયા ॥૨૪॥
તારે અએક વનમા રમે રાયે ॥ અને પશુ ઘાત તનો ઊપાયે ॥૨૫॥
તારે કરી સંજોગ મહાવનમા થયા ॥ અને તેની માતા ધરમાતી આવીયા ॥૨૬॥
તારે આગળ ચાલી આવો વીર ॥ અને કરે દયાન એક તપસી ધીર ॥૨૭॥
તારે કરે સાદ તપસી નવ સુને ॥ અને વધ્યો ક્રોધ રાજાને મન તને ॥૨૮॥
તારે મનમાહે કાઈક આણ્યું પાપ ॥ અને નૈને દિઠો એક મુવો સાપ ॥૨૯॥
તારે લઈ ઘાલ્યા તપસીને ગલે ॥ પણ લખ્યા લેખ ટાળ્યા નવટલે ॥૩૦॥
ઘાલી સાપ રાજા પાછો વળી ગયો ॥ તપસી કેરો પુત્ર ત્યાં આવીયો ॥૩૧॥
કંઠે પિતાના ત્યાં દિઠો કાળ ॥ અને પગથી મસ્તક અંગ ઊઠી ઝાલ ॥૩૨॥
તારે કોન અપરાધી એને વન જેહ ॥ અને પિતા અમારો દુભ્યો તેહ ॥૩૩॥
તેણે બાલી ભસ્મ કરૂં તતકાલ ॥ અને સ્વર્ગ મૃત જો હોવે પાતાલ ॥૩૪॥
તારે બાલક મનમા બાંધી છે રીસ ॥
ઘસે હાતને ધુને છે શિસ ॥૩૫॥

વરાની ॥ પિતા અમારો પરબીયો ॥ અને ગલે ઘાલીયો સાપ ॥
પણ સાત દિવસમા કરડસે ॥ તેણે તક્ષક નાગ ॥ ૩૬ ॥
જ્યારે શ્રાપ દઈને ઊભો રહ્યો ॥ અને તાલી છુટી તાત ॥
પરથમીપતિ શ્રાપીયો ॥ અજુગતિ કિધી વાત ॥ ૩૭ ॥
જોએ ઘર ભાર છે પ્રિથમી તણા ॥ અને ભાગ બધે છે એસુ ઘણા ॥ ૩૮ ॥
તારે શ્રાપ કોને ન દિજે બાલ ॥ અપન તપસીને સું છે કાલ ॥ ૩૯ ॥
જ્યારે તાપયા ધરવીને ધરવું ધ્યાન ॥ અને ક્રોધ મુકે બ્રહ્મજ્ઞાન ॥ ૪૦ ॥
જ્યારે એવી વાત તે મનમા આદરી ॥ તો ભવસાગર કેણી પેરે તરે ॥ ૪૧ ॥
જ્યારે દિજે શ્રાપને દુઃખ તેણે થાયે ॥ તારે તપ તણું ફળ એળે જાયે ॥ ૪૨ ॥
હું તે માટે વારું છું બાપ ॥ રખે કોને દેતા શ્રાપ ॥ ૪૩ ॥
હવે વેગે રાયેને કિજે જાણ ॥ અને પુણ્ય જગન કરે દાન ॥ ૪૪ ॥
તારે બ્રાહ્મણ એક દૌર્મુખનગરમાં ગયો ॥ અને થયો શ્રાપ તે રાજાને કહ્યો ॥ ૪૫ ॥
જે સાત દિવસમા પુણ્ય ધન ભાગ ॥ અને પછે કરડસે તક્ષક નાગ ॥ ૪૬ ॥
જ્યારે સુનિયો શ્રાપ રાજા પરિક્ષીત વીર ॥ કરવા ચાલ્યો વાસ ગંગા તીર ॥ ૪૭ ॥
તારે અનેક રખેશર સાથે થયા ॥ અને દેશ દેશના રાજા મળીયા ॥ ૪૮ ॥
તારે નગર કેરો જે અડદો વાસ ॥ અને આવી બૈઠો રાયેને પાસ ॥ ૪૯ ॥
જ્યારે પ્રેમે કિધા ગંગાસ્નાન ॥ તારે પરિક્ષીત પરટવીયું અનંત ગૌદાન ॥ ૫૦ ॥
તારે ઊત્તમ સંઘનો ભાવ આદરી ॥ અને હરીભગતી મનમાહે આદરી ॥ ૫૧ ॥
તારે રાજા કર્મ તણું નહી પાર ॥ અને શુકદેવજી આવ્યા તેણી વાર ॥ ૫૨ ॥
તારે રાયે પરિક્ષીત કિધા પ્રણામ ॥ ભુજને પાવન કિધા શામ ॥ ૫૩ ॥
તારે પુછે રાજા ઋષીએસુ ॥ તમે વન આવ્યા તે કરકસુ ॥ ૫૪ ॥
તારે માંડી વાત નિપની જોયે ॥ અને શુકદેવને સંભલાવી તે યે ॥ ૫૫ ॥
તારે હવે એમ કરો કરતાર ॥ અને જે મહા ભવસાગરનો પામુ પાર ॥ ૫૬ ॥
હવે ગુણ ગોવિંદના સંભલાવો મને ॥ જેથી નિર્મલ થાયે મારો તન ॥ ૫૭ ॥

તારે શુકજીએ મનમા આદરી ॥ અને ભક્ત કથા હેતે આદરી ॥૫૮॥
તારે કથા સમઈયો આવીયો જેહ ॥ અને ભક્ત કારણ પરથમી પમ્યા તેહ ॥૫૯॥
તારે ધરીયુ દયાન મનમા શ્રી ગોપાલ ॥ અને સુમરણ સુખજી પામ્યા બાલ ॥૬૦॥
તારે કોન કહ્યો રાજા કરી ॥ પછે તીયા પોતે આવ્યા હરી ॥૬૧॥
તારે મેર શિખર લઈ થયો જાણ ॥ અને અવિંચલ પદ પામ્યા નિર્વાણ ॥૬૨॥
તારે પાચ વરસનો બાલક જેહ ॥ અને તપ કરી મહાપદ પામ્યા તેહ ॥૬૩॥
તારે અરોસયેના દેહીનો નરનાર ॥ અને દોયે તે સુખ પામ્યા સરગમોઝાર ૬૪
જ્યારે કથાસમો એસો કહ્યો ॥ તારે રાજા મન વીમાસો થયો ॥૬૫॥
તારે એનો મહિમા તમે કહો ઘણું ॥ અને પાંચ વરસનો બાલક તણું ॥૬૬॥
તારે પરિક્ષીત કહે રે સુખજી સુણો ॥ અને ધ્રુવ તણા મહિમા ઘણો ॥૬૭॥
તારે તે કારણ મુજને કહો એવ ॥ અને કેમ પાયો એ પુરણ દેવ ॥૬૮॥
તારે પાચ વરસનું બાલક જેહ ॥ અને તપ કઠન કેમ આદરીયું તેહ ॥૬૯॥
તારે કોણ કારણ એ વનમા ગયો ॥ અને કોણ દુખીયો વેરાગી થયો ॥૭૦॥
તારે મહાવનમાં ન બીજુ બાલ ॥ અને ઘણુ વિકરાલ છે વનમોઝાર ॥૭૧॥
તાહા નહીનીરને વસધાર મરમ ॥ અને સું જાણે વિષ્ણવનો ધરમ ॥૭૨॥
એકલો કેની પેરે ગયો ॥ અને મહામંત્ર કોને ઊપદેશીયો ॥૭૩॥
અને કેમ દરશન હરીયે આપીયું બ્રહ્મ ॥ અને સું સુકરીત છે એનું કર્મ ॥૭૪॥
સું તપસ્યા સાદીયું એને સાર ॥ અને સું અશ્વમેધ યજ્ઞ કિધા શતવાર ॥૭૫॥
તારે સું આગે એ સુકરીત કરી ॥ અને ધરમ અદકુ એ આદરી ॥૭૬॥
તારે સું સત કેને પરનાવી ધરમ ॥ અને સું અંગે તર યેણે પાળ્યા કર્મ ॥૭૭॥
અને સું માતાપિતાની સેવાયે રહિયો ॥ સું કેને માગ્યા દાન કુલમા દાનશુર થઈ ગયો ૭૮
અને સું માગેઆ વન ગુરૂને દિધા માન ॥ અને સું કરી હરી સંતોખ્યા મન ॥૭૯॥
અને સું સરોવર લીપે બાવજ કરી ॥ અને સું પુર્વ સમે એણે વાવરી ॥૮૦॥
તારે એ કોન ઊપાયે નાનો બાલ ॥ જે દરશન પામ્યા શ્રી ગોપાલ ॥૮૧॥

તારે શુકજી કહે કથાનો ભેદ ॥ અને તમારીવાચાતે અચિંચલવેદ ॥૮૨॥
તારે શુકજી કહે સુણો પાટકુંવાર (ઊત્તરાકુંવાર) ॥ અને ધન ધન નરપત તુજ અવતાર ॥૮૩॥
તારે એ કથાનો સંભાલવાનો ધરમ॥અને કોઈન જાણે એનો મરમ ॥૮૪॥

કથા પ્રારંભ

તારે બીસમાવંતી નગરી અવધારીજાણ॥અને ભક્ત જન કરેછે વિષ્ણુંનું ધ્યાન ॥૮૫॥
તારે તે તણું કથા કહું સાર ॥ અને જેણે કુળ ધ્રુવનો અવતાર ॥૮૬॥
રાજા ઊત્તાનપાદ તીયારાજ જે કરે॥ અને ધર્મમાર્ગ સઊ કોઈ ઓચરે ॥૮૭॥
તેતો અક્ષયવ્રત એકાદશી કરે॥ અને તુલસી માલા કંઠે ધરે ॥૮૮॥
જેણે બીરલા ચોર્યાશી ગામ ॥ અને જેમ કંકર નવ પામે ઠામ ॥૮૯॥
તારે ઊત્તાનપાદની દુવાઈ ફરે॥ જેમ કંકર ઊંડા નવ ઊતરે ॥૯૦॥
તારે એવો રાજ કરે રાયેજન ॥ અને અનેક કહું નગર વખાણ ॥૯૧॥
તારે એક લાખને ચૌસટ હજાર॥ અનેકરોડ ધ્વજા માંડી નિશાણવખાણ॥૯૨॥
જેણે અકુવા ચૌસટ ચૌકજ સાર ॥ અનેક રતન રંગ કરે ઝાકોર ॥૯૩॥
તીયા રતન જડત તોરણ ઝનકાર ॥ અને નગર પાખાન ફરતો પરકાસ ॥૯૪॥
તીયા કોસીસે બહુ જુધ સજાઈ ॥ તારે બાર ફરતનાં દિસે ખાઈ ॥૯૫॥
તીયા નગરે વહે સરસ્વતી ॥ તેના દર્શને પાતગ નહી રતિ ॥૯૬॥
તારે હવે કહું કથા સાંભલોજેયે ॥ અને શ્રવણે રાજા સુનજો તેયે ॥૯૭॥
તીયા હેમરથ પાલા સારથી સેન ॥ અને જે ચાલે સિંગાસન તન ॥૯૮॥
તારે આઠ હજાર હેમરથસાર ॥ અને ચોસટ લાખ ચડે સ્વાર ॥૯૯॥
તારે પાયદલ પારાવાર નથી ॥ અને મીટાના એક માખપતી ॥૧૦૦॥
તારે રાજા રાજ એણી પેરે કરે ॥ અને વાજંત્ર સબદ સ્વર્ગે સંચરે ॥૧૦૧॥
તારે છજામંડપ માંડી માંડણી ॥ અને એ નગરીની શોભાઅતિઘણી॥૧૦૨॥
તારે રતન જડત ગોખ પરકાશ ॥ અને દિપકજ્યોત ઈન્દ્રનો બાસ ॥૧૦૩॥
તારે સહુ કેડે કેડે વસે ॥ આપ ઠામ ત્યાં વાસો વસે ॥૧૦૪॥

તારે નર નારી ધરમ મન ધરી ॥ અને નિસદિન સ્મરે વૈકુંઠવીર હરી ॥૧૦૫॥
તીયા પરતીવંતા નારી ઓચરે ॥ અને સ્વામીની બહુ સેવા કરે ॥૧૦૬॥
તીયા ઘેર ઘેર કિયારાતલા સીતન ॥ અને પુરણભાગ તેણે વૈકુંઠબાલા ॥૧૦૭॥
તારે સર્વે મલી કરે સીરીરંગ ॥ અને કરે નારી તિયા નાટારંભ ॥૧૦૮॥
તીયા નહી કોઈ નરગ પરવશ ॥ અને ભકતરૂપ રાજાનો દેશ ॥૧૦૯॥
તારે રાજા રાજ એણી પેરે કરે ॥ અને ભવસાગર તો એણી પેરે તરે ॥૧૧૦॥
તારે રાજા ઘરતો રાણી બેયે ॥ અને અદ્ભૂત સુંદરી છે તેયે ॥૧૧૧॥
તેણે મસતગે વેણ ભોયે રાખડી ॥ અને નયને વેન અનોકર જડી ॥૧૧૨॥
તેણે કરે નાસકા સભાક મોટા ॥ અને અરધો પરવાલા જડયા ઘણા ॥૧૧૩॥
અંગ કસ્તુરીનો પરમાણ વિસ્તારે ॥ અને તેહે વિભુપતીના મન ચલે ॥૧૧૪॥
તારે ચુવા ચંદન મુખ દિસે સાર ॥ અને વાકા શંખમાલ આલીયાકાર ॥૧૧૫॥
તેણે કંઠે ઊપતા હે મેહાર ॥ અને સુંદર પેરન કંચુકીઓ સાર ॥૧૧૬॥
તેણે ઊદર ઊપર એક રાખડી સાર ॥ કોઈ લોક જાણે એક શરીર ॥૧૧૭॥
તેણે બે રતનના કાને કુંડલ સાર ॥ અને અલંકાર કારણ નવલાખો હાર ॥૧૧૮॥
જેણે કરે પોચી મુંદરકાવટી ॥ અને તે સોભાતી દિસે અભેવની ॥૧૧૯॥
તેણે વચે કંઠ મેખનો ઝનકાર ॥ અને વીછીયા વાજે બેહુ પાય ॥૧૨૦॥
તારે સોભાગ ચલે ગજહંસ જતની ॥ અને તેણે સુખ પ્રાણ સોભા ઘણી ॥૧૨૧॥
તારે તેણે વરસ ષોડશ રૂપનો વેસ ॥ અને નહી રાજારાણી પરવેશ ॥૧૨૨॥
તારે એસુધન રાયે સર્વે આકાર ॥ તારે દેવ સયેની પેર વિસ્તાર ॥૧૨૩॥
તારે ઘણો માન તો પરભાવંતી ॥ અને બીજો નેમવંતી મહાસતી ॥૧૨૪॥
પરભાવંતી તે સુરૂચીઊપર બહુ પ્રીતી ॥ પણ નેમવંતી તે સુનીતિ મહાસતી ॥૧૨૫॥
તારે એમ કરતા કેતા દિન થયા ॥ બેહુ નારીને ગર્ભ જો થયા ॥૧૨૬॥
તારે ગર્ભ દિનનું આવીયુ કાજ ॥ અને સાજન કુટુંબ મલ્યુ સહુ આજ ॥૧૨૭॥
તારે ઘેરતે રાજા કરી જુવાર ॥ બહુ સુખ પામ્યા નરને નાર ॥૧૨૮॥

તારે વશિષ્ટજી બોલ્યા મુખથકી ॥ અને નેત્રવંતી સાંભલમહાસતી ॥૧૨૯॥
જોયે ઘેર ગર્ભ છે તારે જેહ ॥ અને અવિંચલ પદમો પામસે તેહ ॥ ૧૩૦ ॥
તારે નેત્રવંતી મન રાજ પામી ॥ કહે સતવચન તમારો છે હો સ્વામી ॥ ૧૩૧ ॥
તારે દઈ આશિષ રૂખીજી વળયા ॥ અને વોલાવાને રાયે પાલા મોકલ્યા ॥ ૧૩૨ ॥
તારે એમ કરતા કેતા દિન થયા ॥ અને જન્મ સમયે જોશી આવીયા ॥ ૧૩૩ ॥
તે ખગોલ ભુગોલ છે સુધ સંગાત ॥ અને ખગોલ છે તારી પાતર ॥ ૧૩૪ ॥
જયારે બ્રહ્મ તલસી પુછે સતસાર ॥ અને ચતુરલાખ મુખજ્યોત અપાર ॥ ૧૩૫ ॥
તીયા એસા જોશી બૈઠા જાન ॥ અને મધરાતનો થયો નવાન ॥ ૧૩૬ ॥
તારે નેત્રવંતીને પ્રસવજ થઈ ॥ અને તારે બાલક સબદ નારીયે કહ્યું ॥ ૧૩૭ ॥
તારે લગન સાધીયુ જોશીયે સાર ॥ અને વીતી રહેણી પોહોરજ ચાર ॥ ૧૩૮ ॥
તારે જાહા પાછલી બડ ઘડી રહી ॥ અને તીયા પ્રભાવંતી અસમેતી થઈ ॥ ૧૩૯ ॥
તારે જોઈને વિમાસે વાત ॥ અને તાહા પુત્રજનમ થયો પરભાત ॥ ૧૪૦ ॥
તારે ગુણીજન મંગલ ગાયે બહુ ॥ અને ઘેર ઘેર ઊત્સવ માંડે સહુ ॥ ૧૪૧ ॥
તારે એવી સુધ રાજાને તબ કરી ॥ અને મુનીજનના દલિદર હરી ॥ ૧૪૨ ॥
તીયા અનેગ ભાટની ભાગી તાટ ॥ અને ચારન ભાટ મલ્યા બહુ થાટ ॥ ૧૪૩ ॥
તીયા હેમ પિતાંબર પટકોલ ॥ તીયા વાધો ઊછરંગ કુંકુમરોલ ॥ ૧૪૪ ॥
તારે ઘેર ઘેર ઊમરા દુધે ધોયે ॥ અને અંતતી અમરીખ જોયે ॥ ૧૪૫ ॥
તારે વધે બાલક મનમાહે આનંદ ॥ અને કિરપા કિધી પરમાનંદ ॥ ૧૪૬ ॥
તારે વાજીંત્ર વાજે બેહુ પેર ॥ અને ભોજપાત્ર બાંધ્યા ઘેર ઘેર ॥ ૧૪૭ ॥
તારે તરીયા તોરણ બાંધ્યા બાલ ॥ અને સનગાર બહુ સરે બજાર ॥ ૧૪૮ ॥
તારે તેડાવો જ્યોતિષ જોશી જન ॥ અને જન્મ પત્રિકા કરો વખાણ ॥ ૧૪૯ ॥
તારે માઘ માસને પક્ષ આધાર ॥ અને તિથી એકાદશી સોમવાર ॥ ૧૫૦ ॥
તાયે યેનો કહ્યો નામ લઈ રાજા ધ્રુવ ॥ અને મીનરાસ લગન ફૂરછે ચંડી ॥ ૧૫૧ ॥
તારે જનમ નામ જનેમાતરી લખી સહુ ॥ અને લાગો ભાવ તે હસે ધ્રુવ ॥ ૧૫૨ ॥

તારે તીથ વાર બેહુ એકજ જાન । પણ લગન ફેર પડા છે ધન ॥૧૫૩॥
તારે ધન લગન વે અતિ માન । અને એ કુંવરનો ઊત્તમ નામ ॥૧૫૪॥
તારે ધ્રુવને ઊત્તમ બેઊ નામ ધરી । અને ધન માતાજે પુત્ર લાડ કરી ॥૧૫૫॥
તારે જોશીને બહુ આપીયા દાન । અને સત સંતોષી આપીયા માન ॥૧૫૬॥
તારે સતી તો એસો આનંદ પામ્યા અપાર । એસો વિવાહનું સુખ મલ્યા સાર ॥૧૫૭॥
તારે કુલદેવને કરી જુવાર । અને તારે ઘણું સુખ પામ્યા રાજાને નાર ॥૧૫૮॥
તારે વદે કુંવર સઊ મનચંદ । અને તેથી હરખ્યા રાજાનો મન ॥૧૫૯॥
તારે હું કારણ રાયેનો મનજ હરી । અને સપનાંતરનો વનજ કરી ॥૧૬૦॥
તારે આઠ માસનો બાલક બાલ । અને કમલ સત વધનો યે અકાસ ॥૧૬૧॥
તારે કરે સ્નાન ધ્યાનને અતિસાર । અને હરી ભગતી કરે એ રાજ કુંવાર ॥૧૬૨॥
તારે હસ્ત કેશર છાટન સાર જેહ । અને સતી સુંદર બાલકની દેહ ॥૧૬૩॥
તારે પરભાવંતીનો ઊત્તમ તન । અને રાયે તનું તે ઊપર મન ॥૧૬૪॥
તારે તીયા મન પરભાવંતી છે એહે । અને રાજા તેને મન રહે ॥૧૬૫॥
તારે આવો ભાવ ઊત્તમને ઘણું । અને નામ ના લે તે ધ્રુવ તણું ॥૧૬૬॥
તારે ધ્રુવ બાલકને ન બોલાવે કોયે । અને તે નેત્રવંતી મન દોહેલી હોયે ॥૧૬૭॥
તારે તેણે નયને નીર ન સુકે નેન થકી । અને કેણે દુખન કહે કથી ॥૧૬૮॥
તારે એમ કરતા કેતા દિન થયા । અને કુંવર જાણવા જેવા થયા ॥૧૬૯॥
તારે એકવાર ધ્રુવ રાતને સમે । અને કરે વાત જેમ માતને ગમે ॥૧૭૦॥
તારે કહે ધ્રુવનુ માતા સાચુ વદે । સું દુઃખ છે તારે હૃદે ॥૧૭૧॥
પણ વીના નીરજે વેલ કુમલાયે । અને હું તેસો દુઃખ દેખુ તારો માયે ॥૧૭૨॥
તારે જીવનુ કારન કહોને એહે । અને સું દુઃખ છે તમારી દેહે ॥૧૭૩॥
અને પન લાગુ વેસ જીવતુ જે જનમીયા । અને હરખરગથી તારા ગયા ॥૧૭૪॥
પણ તે કારણ માતા કહોને કથી । અને સું એસા અવગુણ છે મુજ દેહ થકી ॥૧૭૫॥
જયારે માતા પિતા સુખ કારન તમ । અને પુત્ર અવતરીયો યેણે કરમ ॥૧૭૬॥

તારે હું આવ્યો સામુ દુઃખ જે થાયે॥ અને તે વાત મુજને કહો માયે ॥૧૭૭॥
તારે નેત્રવંતીનું મન જીવ હસે॥ અને બોલે બાલક આપજ હસે ॥૧૭૮॥
પણ તે કારણ મુજને કહો માત॥ અને હું બાલક નવ જાણુ વાત ॥૧૭૯॥
તારે નેત્રવંતી કહે સાંભલો તાત ॥અને તમે છોરૂ નવ જાણો વાત ॥૧૮૦॥
જ્યારે તમને શ્રી ગોવિંદ મોટા કરે ॥ તારે દુઃખ સર્વે મારૂ હરે ॥૧૮૧॥
તારે બીજી વાત કરીજે જાલ ॥ અને બહુ પેરે સમજાઊ બાલ ॥ ૧૮૨॥
તારે એમ કરતા રહેની વઈ ગઈ ॥ અને રમતમાહે વાત વિસારી ગઈ ॥૧૮૩॥
તારે પાંચ વરસનો બાલક બેયે ॥ અને ઘણું રમન ઊપર ભાવ છે તેહ ॥૧૮૪॥
તારે રાત દિવસ રમે બેઊ જન ॥ અને લખન બત્રીશ નહી કોઈ માને મન ॥૧૮૫॥
તારે ઊત્તમ તની છોકરા જેહ ॥ અને ધ્રુવને તેડુ મોકલ્યું તેહ ॥૧૮૬॥
તારે કુંવર મન વમાસે અસુ ॥ અને એ કારણ કેસું ॥૧૮૭॥
તારે એમ કરતા કેતા દિન થયા ॥ અને બેહુ બાલક સભામાં ગયા ॥૧૮૮॥
તારે અતિ અતિ મન રાખે રાયેજી ॥ અને ઊત્તમ લઈ લીધા સેજ ॥૧૮૯॥
તારે લઈ બેઠા ઊત્તમ ઓછરંગ ॥ અને રાયે લઈ તન મન વર્ત્યો રંગ ॥૧૯૦॥
તારે ધ્રુવનો મન ઝાંકો થયો ॥ અને ન કહે બેસ ઊભો રહ્યો ॥૧૯૧॥
તારે ધ્રુવ સામુ રાજા નવ જોયે ॥ ધરી બાલક પસતાના રાયે ॥૧૯૨॥
તારે ધ્રુવ પર ભાવ મન નવ ધરી ॥ અને બાલકને આદર નવ કરી ॥૧૯૩॥
તારે કુંવર સામુ સહુ જોઈ રહ્યા ॥ અને હેટે બેસો કોને નવ કહ્યા ॥ ૧૯૪॥
તારે સભામોહે સહુ દેખે બાલ ॥ અને રદે માહે સ્મરે શ્રી ગોપાલ ॥ ૧૯૫॥
તારે બાલક વાત એથી માનસે મન ॥ અને હું થવું હવે હરીને શરણ ॥૧૯૬॥
તારે ધ્રુવ મનમા વસીયે કની ॥ અને વેણ આપો છો અબેવાની ॥૧૯૭॥
તારે તજી સભા આગે સાંચરો ॥ અને તેણે નયને નીર જો ઝરે ॥૧૯૮॥
તારે રાખીયું રોદન તો ન રેહવાયે ॥ અને પડિયો પગ આગે નવ થાયે ॥૧૯૯॥
તારે આગે વિકરાલ સખુ ભ્રાતા ॥ અને દિઠો આવતી અપર માતા ॥૨૦૦॥

તારે પરભાવંતી વચન ઓચરે ॥ અને ધ્રુવ નુ દુઃખ શાને ધરે ॥૨૦૧॥
તારે દાસી હતી રાણી પાસે ॥ અને બોલી વેણ વદન પરકાશે ॥૨૦૨॥
જ્યારે ઊત્તમ રાયે ઊછરંગે લિયો ॥ તારે ધ્રુવ કેડે થયો ॥૨૦૩॥
તારે પરભાવંતીને મન લાગુ દુઃખ ॥ અનેતીયા કઠન વચન તે બોલી મુખ ॥૨૦૪
તારે સાંભલ ધ્રુવ અધછાના તન ॥અને વ્યાકુલ કાયે થયું તારૂ મન ॥૨૦૫॥
જ્યારે ધ્રુવ તુ અભાગનીને ઊદરે અવતર્યો ॥ એવડો દુઃખ તમે શાને કરો ॥૨૦૬॥
ઓછરંગના જો એવા છે સુખ ॥ તો તજો દેહી અવતરો મુજ કુખ ॥૨૦૭॥
તારી માતાનો નહી પુણ્ય ને ભાગ્ય ॥ અને તે માતુવેલા કરજો ભાગ્ય ॥૨૦૮॥
પણ એ સારૂ રેદે મા વીસરીસ ॥ અને ફોકટ બીજો ફેરો ના કરીસ ॥૨૦૯॥
તારે હું કહું તે કુંવર કરો ॥ અને મહાવનમાહે જઈ તપ આદરો ॥૨૧૦॥
તારે ભજો બુધભગત સાર ॥ અને ઊદર મારો માગો અવતાર ॥૨૧૧॥
તારે વચન સુણી વિમાસે બાલ ॥ અને પગથી મસ્તક ઊઠી ઝાલ ॥૨૧૨॥
તારે મનમાહે ક્રોધને માડીયે ચડ્યો ॥ અને અપર માતાને પગે પડ્યો ॥૨૧૩॥
તારે સુણો માતા હુ વિનંતી કરૂં ॥અને દેવો આશિષ હું વન સંચરૂં ॥૨૧૪॥
તારે માગી આશિષને ધ્રુવ ચાલીયો ॥ અને નીજ માતાને મંદર ગયો ॥૨૧૫॥
તારે દિઠુ વદન જબ માતા તણું ॥ અને અંતર દુઃખ વળી લાગ્યુ ઘણું ॥૨૧૬॥
તારે બોલી નવ સકે બેઊજના ॥ અને નેણે નીર વહે છે અતિ ઘણા ॥૨૧૭॥
તારે ધ્રુવ તણી જબ પુછે માતા ॥ અને કોણ દુભે કહોને વાત ॥૨૧૮॥
તારે બાલક રૂદન કરે અતિ ઘણું ॥અને મુજને હેત ના દિઠું પિતા તણું ॥૨૧૯॥
તારે માતા સાંભલો એ વિચાર ॥ અમે ગયા હતા સભા મોઝાર ॥૨૨૦॥
તારે તીયા હતા બે બંધવ સંગે ॥અને પિતાએ બોલાવીયા ઊત્તમ ઓછરંગે ॥૨૧
તારે અતિચિત ઊત્તમ પર ધરી ॥ અને જીહા બાલક તીયા જોવે ફરી ॥૨૨૨॥
તારે તેમા જઈને અધેનું થયુ ઊભા રહ્યો ॥અને હેટે બેસ કોને નવ કહ્યો ॥૨૨૩॥
તારે માનસ કોઈ નવ વદે ॥અને અંતર દુઃખ થયું મારે હૃદે ॥૨૨૪॥

અને તેમા કાઈક ઓછેરૂ રહ્યું ॥ તે પરભાવંતીયે પુરૂ કહ્યુ ॥ ૨૨૫ ॥
વરાની ॥ તારે સભામાહે હું પરવર્યો ॥ અને હું તાન પામીયો માન ॥
પણ એ જીવવાથીતે સારૂં ॥ જે જીવનો ઊપઘાત ॥ ૨૨૬ ॥
તારે અમે બે બંધવ વીરતાયે ॥ અને રમતાહતા સભામાએકજ ઠાયે ॥ ૨૨૭ ॥
પણ ઊત્તમને રાયે ઊછરંગેલીયો ॥ અને રાયેને મુજે પરહર્યો ॥ ૨૨૮ ॥
તારે ભુંડો થઈને ભોયેં ખોતરૂ ॥ અને મે તાહાન પામ્યા માન ॥
પણ એમ થઈને નિસર્યો ॥ અનેરહે નહી રાયે જન ॥ ૨૨૯ ॥
તારે માતા પાતક મે સું અતિ કર્યા ॥ અને ભરી સભામાહે રાયે પરહર્યા ॥ ૨૩૦ ॥
તારે સરોવર નીમે ભાગી પાલ ॥ અને તે દુઃખ પામુ આની કાલ ॥ ૨૩૧ ॥
તારે સતી સંચરી માહાજીવાસ ॥ અને તે સીર કાયેક બોલ્યા આલ ॥ ૨૩૨ ॥
તારે ઐસા પાતગ મુજને લાગા જેહ ॥ અને તે દુઃખ પામુ એણી દેહ ॥ ૨૩૩ ॥
તારે ગાયે પીયારે ગુદરો ॥ ધવરાવે વછે પન ॥
સાદ કરી વલાવીયા ॥ તે પાતગ લાગા સાચ તન ॥ ૨૩૪ ॥
તારે અધકો કાઈ કહું ઓચરી ॥ અને હાડ વિકરે લપન મેતા કરી ॥ ૨૩૫ ॥
તારે આસન વાલી બૈઠા વીર ॥ તેણે ઊઠાડ્યા ભરે ભાને ભોજન તતવીર ॥ ૨૩૬ ॥
તારે દુબલા કોન જાની કરી ॥ અનેન દિધા માન અતિ આદર કરી ॥ ૨૩૭ ॥
તારે તે પાતકનો કહીનવ છેહ ॥ અને જાનુ આવી લાગુ તેહ ॥ ૨૩૮ ॥
જ્યારે પરાયા ખેતમાહે પૈઠી ગાયે ॥ અને વનસ્વાર્થી વાલી જાયે ॥ ૨૩૯ ॥
તારે એવા પાતગ મુજથી થયા ॥ અને તે એની કાલે આવી રહ્યા ॥ ૨૪૦ ॥
જાહા આનંદ હોવે રાજદ્વાર ॥ અને તીયા સ્વારથ બેએ તની વાર ॥ ૨૪૧ ॥
તારે ખોટી સાખ ભરે મહા જંજાળ ॥ અને તીયા તે આવી લાગુ યેની કાલ ॥ ૨૪૨ ॥
તારે કાયે મે તડ પીયારા હર્યા ॥ અને કાયા મે વેદ ભુમા કુડા પગલા ભર્યા ॥ ૨૪૩ ॥
તારે મે થાપણ રાખી પારકી પાસે ॥ અને મે ઘાતકીને કિધા વિસવાસે ॥ ૨૪૪ ॥
તારે ધ્રુવ કહેરે માતા સાંભલો ॥ અને એક વાત મારી ચિતમાં ધરો ॥ ૨૪૫ ॥

જ્યારે કિધા તે ભોગવીયા હોયે ॥ અનેલખીયા વિધાતારાયેતે પાછાનર્થા હોયે ॥ ૨૪૬ ॥
તારે નથી સંગો કોયે આપે સાર ॥ અને તેનો દેના લીજે અવતાર ॥ ૨૪૭ ॥
તારે માતા પાપ દુનિયાનો બંધ ॥ અને એસર્વે માયાના સંધ ॥ ૨૪૮ ॥
તારે અંગે તજને છેએસંસાર ॥ પણ હરી નામ તે પામે પાર ॥ ૨૪૯ ॥
તારે સીખ દિયો માતાજીને માતાહસી ॥ અને એવીવાત મારે મનવસી ॥ ૨૫૦ ॥
તારે ખોટીઆશા સુજી જારે ॥ અને હવે હું સું કરૂં શ્રી ગોપાલ ॥ ૨૫૧ ॥
તારે તપસાધુ મહાવનમાં સંચરી ॥ અને દરશન જઈ પામું નરહરી ॥ ૨૫૨ ॥
તારે વચન એવા માતાયે સાંભલી ॥ અને થઈ મુર્છાંગત ઢલી પડી ॥ ૨૫૩ ॥
તારે પામી અચેત કામ તતકાલ ॥ અને બાહે ધરી બોલાવે બાલ ॥ ૨૫૪ ॥
તારે માતા હું વનનથી સંચર્યો ॥ અને તમે એવડો દુખ શાને કરો ॥ ૨૫૫ ॥
તારે બાલક વચન બોલીયા જીબાઆસ ॥
અને તારે માતાના રદેમાહે પ્રાણજેવસીયા ॥ ૨૫૬ ॥
તારે બેઠી થઈને ઊઘાડે નેત્ર ॥ કમલ વદન રાખીયુ પુત્ર ॥ ૨૫૭ ॥
તારે વલતી વચન બોલી માયે ॥ અને બાપતુ વનમાં જાઈસ કેમ ॥ ૨૫૮ ॥
તારે ઘેર બૈઠોતુ કરને રાજ ॥ અને સભામાહે સું છે કાજ ॥ ૨૫૯ ॥
તારે હરી જબ તમને મોઠા કરે ॥ અને રાજ ભાર સરિઊપર ધરે ॥ ૨૬૦ ॥
તારે એ કરેતપ જોગેસર હસે ॥ અને રાત દિવસ જે વનમાવસે ॥ ૨૬૧ ॥
તારે રાજકુંવર તુમારો તન ॥ અને કેસી વાત વીમાસો મન ॥ ૨૬૨ ॥
તારે વનમાં હસે કપટ વિકરાલ ॥ અને આપે દુઃખ કરડસે તુજને બાલ ॥ ૨૬૩ ॥
તારે કપટ પંથ અતિ દૂર ॥ અંને અદકાલે નવ સુજે સુર ॥ ૨૬૪ ॥
તારે તીયા અનેક ભૂત કરે પુકાર ॥ તીયા મનુષ્ય પુત્ર નહી વન મોઝાર ॥ ૨૬૫ ॥
તારે તારા સરખી ચમક દેહે ॥ અને તે અંતન લંભે છેહે ॥ ૨૬૬ ॥
તારે વિવિધ પરમાણે મલસે ભૂત ॥ સાવજ ચિત્તા વીછુ વિકરાલ નાગ ॥ ૨૬૭ ॥
તારે વનરાજ સામરને સીયાલ ॥ અને તીયા છેતે મહા વિકરાલ ॥ ૨૬૮ ॥

તારે નાહાર સેન વન મોઝાર ॥ અને વાનર રીછનો નવલગે પાર ॥૨૬૯॥
તારે મોટા ભયતીયા મનધર એહ॥ અને નવકુળ નાગ અદકારી તેહ ॥૨૭૦॥
તારે વસે વન અને અત ઘણા ॥ અને પુરણ વરસ નહી કોઈ બાલા ॥૨૭૧॥
તારે વસીયે નાગ એને વન વસે ॥ અને તે તાયે કટે ને અભાન જસે ॥૨૭૨॥
વરાની ॥ તારે તરશા તને લાગશે ॥ અને તું સાંભલ મારી વાત ॥
પણ તુ એકલો કેમ જાઈસ ॥ અને નહી પામે નીર ॥૨૭૩॥
તારે પુત્ર ઘરણીયે કેમ પોહડસે ॥ અને નથી તીયા પલંગ ॥
ચરણ તારા કોન ચાપસે ॥ અને નહી સેવક સંઘ ॥૨૭૪॥
તારે ખેર બાવલને ગોખરૂ ॥ અને કઠણ કાંકરી ઘરણ ॥
પણ પંથ પાલા કેમ ચાલસો ॥ અને કોમલ છે તારા ચરણ ॥૨૭૫॥
તારે બોરડીને અત બાકરા ॥ અને કરેડી માહે ઠાઠ ॥
એવા પંથ કઠણ છે અતિ ઘણું ॥ અને પુત્ર તે તનો નહી પાર ॥૨૭૬॥
તારે ગરજે ગારમાહે દુગરા ॥ અને વન માહે છે ઠાઠ ॥
અને પંથ આગો તમે દિઠો નહી ॥ તુ કેમ જાણીસ વાટ ॥૨૭૭॥
તારે પુત્ર ઊદર અવતર્યા ॥ અને કાહા મુજે દેયે છે દુઃખ ॥
પણ કુંવરને વળીયા પછી ॥ હું કેમ પામું સુખ ॥૨૭૮॥
તારે હું સાદ કરૂં કેને ॥ અને પુત્ર કરી નામ ॥
પણ કુંવરને વલાવ્યા પછી ॥ અને મન દુર વસે ગામ ॥૨૭૯॥
જ્યારે દેવ સગલા દેશદેશના પુજ્યા ॥ ને મેં પાયો છે તું ॥
પણ રાંક કેરો રતનડો ॥ તે દેવસ લાગુ હું ॥૨૮૦॥
તારે દેવ સધાતા ધાતા ॥ અને મે કેમ જાણો છે એહે ॥
પણ સું પેલા દિધા નહી ॥ અને હવે દો છો છેહે ॥૨૮૧॥
તારે પુત્ર મેનવ પરણાવીયો ॥ અને મે કાયે ન કિધા કામ ॥
પણ અમે ભુતલ ભુલા આવીયા ॥ અને હૈડે નવ પોહોતી હામ ॥૨૮૨॥

જ્યારે આંધલાને લાકડી॥ અને દુબલાને ધાન ॥
પણ હું બલદ એકલી ॥ અને તું કઠન કાહે કરે મન ॥૨૮૩॥
પુત્ર પાચ હોયે જેણે ॥ અને તેણે સુખન સોહાયે ॥
પણ એક હોય દુબલો॥ અને તેનું દુઃખ તોન જાયે ॥૨૮૪॥
જ્યારે નેત્રવંતી એમ કહેછે બાલ॥ પણ વસિષ્ઠ વચન હતુ તે સંભાર્યું તતકાલ॥૮૫
તારે વચન ઊપર રૂદન રાખીયુ॥ અને હઈયે ભીતર ભેદ ॥
પણ વસિષ્ઠજીની વાણી સદા જાણી॥ એ અવિંચલ ચાલે વેદ ॥૨૮૬॥
તારે વચન સેવના રદે રાખીયુ ॥ અને સમજી મન માહે ॥
પણ માયે કુંવરને બોલાવીયો॥ અને હેત હઈડા માહે ॥ ૨૮૭॥
તારે ધ્રુવ વલતા બોલીયો ॥ અને મુખ એવી વાન॥
પણ માતા મુજને સીખ આપો॥ નહીતો તજુસ પ્રાણ ॥ ૨૮૮॥
તારે બાલક કેરો ભાવ જાણી॥ અને શીખ દિધી માયે ॥
પણ પુત્ર પરજ્યો તાહાલગી॥ જો ષડ્રસ ભોજન થાયે ॥ ૨૮૯॥
તારે કરીવાત સંધે ટાલીયા ॥ અને ષડ્રસ ભોજન તતવારજ થયા॥ ૨૯૦॥
તારે હેમ આનીઆગલ ધરી॥ અને પીરસે માતા પ્રેમ જો કરી ॥ ૨૯૧॥
તારે છેપન ભોજન અરોગે બહુ॥ અને તીયા દાસી દિકરી મલી સહુ ॥૨૯૨॥
તારે વલતા ધ્રુવ એણી પેરે વદે ॥અને એ વાત રાખજો તમારે રદે ॥ ૨૯૩॥
તારે કોયે કેને મ કરજો જાણ॥ અને રૂખીરાયે મુજ રાખે પ્રાણ ॥ ૨૯૪॥
તારે કુંવર એણી પેરે કહી ॥ અને તારે પસતાનાની વેલા થઈ ॥૨૯૫॥
તારે માતાતને ધ્રુવ લાગો પાયે॥ અને વલતી આશિખ દે છે માયે ॥ ૨૯૬॥
તારે પંથે પુરૂષોત્તમ તુજ રાખસે॥ શ્રી ગોવિંદજી તુજ નિસદિન હસે ॥૨૯૭॥
તારે અકેક દિસે જટાધારી જોગની જેહ॥ અને બાલક જાની રાખસે તેહ ॥૨૯૮॥
તારે વલતી માતા એણી પેર વદે॥ અને સર્વે વાત રાખજો તમારો હદે ॥ ૨૯૯॥
જ્યારે મધુકિંટક જેણે મારીયો॥ અને લે છે દસ અવતાર॥

 ૮૭૬

પણ જેવ જેણે ઊગારીયો ॥ તે કરસે તારી સાર ॥ ૩૦૦ ॥
જ્યારે ધર્યો મલ જેટલે એવ ॥ અને રક્ષા તારી કરસે દેવ ॥ ૩૦૧ ॥
તારે સત સીખા તતરનો ખેમપાલ ॥ અને રક્ષા તારી કરસે બાલ ॥ ૩૦૨ ॥
તારે મુજ નાથની કિરપા કરી ॥ અને રાખસે તને રદે ધરી ॥ ૩૦૩ ॥
તારે માતા વચન તબ નિશ્ચે કર્યા ॥ અને લાગી પાયેને ધ્રુવ સંચર્યા ॥ ૩૦૪ ॥
તારે મેલી મંદિરને આગેરો ગયો ॥ અને આવતો જોગેસર બોલીયો ॥ ૩૦૫ ॥
તારે વછ સોતા તોટબાતની ॥ તારે કરે અખીયાના ॥ ૩૦૬ ॥
તે લઈ આવી એક નાર ॥ અને વેદતના સુણીયે ઝનકાર ॥ ૩૦૭ ॥
તારે મેલી નગર આગેરો પડો ॥ અને તીયા મેદમંગલ સામુ મલ્યો ॥ ૩૦૮ ॥
તારે એવા શકુન કુંવરને મળ્યા ॥ અને તીયા જમણે ભાગે જેગણી થયા ॥ ૩૦૯ ॥
તારે મન દઢ કરીને ચાલ્યા બાલ ॥ અને જપતા ચાલ્યો શ્રી ગોપાલ ॥ ૩૧૦ ॥
તારે એ શકુનનો કારણ એહ ॥ અને મનવા ચિત્યા ફળ પામે તેહ ॥ ૩૧૧ ॥
તારે જોજન એક ધ્રુવ સાથે ગયા ॥ અને થઈ રેહેણીને વાસો રહ્યા ॥ ૩૧૨ ॥
તારે વીતી રેહેણીને થયો પરભાત ॥ અને હની ગુની રાખી વાત ॥ ૩૧૩ ॥
તારે તીયાથી ચાલ્યા આવ્યા નદીને તીર ॥ દાંતન સ્નાન કિધા તબ વીર ॥ ૩૧૪ ॥
તારે ચાલ્યો બાલક તીયા પંથ પરવરી ॥ અને હવે કથા નગર સંચરી ॥ ૩૧૫ ॥
તારે જનજન મુખે વાતજ થઈ ॥ અને ધ્રુવ વન તો ચાલ્યો સહી ॥ ૩૧૬ ॥
તારે કરે વાત સઊ ટોળે મળી ॥ અને રાયેને કાને પોતે સાંભળી ॥ ૩૧૭ ॥
તારે ભણે ભુપત વાત શી થાયે ॥ અને ધ્રુવ વન કેણી પેરે જાયે ॥ ૩૧૮ ॥
તારે નેમવંતીને માણસ મોકલ્યુ ॥ અને બાલક કયા મેલીયું એકલું ॥ ૩૧૯ ॥
તારે રાણી વચન સુણીને કાન ॥ અને દુભ્યો બાલક તમે રાયે જન ॥ ૩૨૦ ॥
તારે ધ્રુવ ઊત્તમ વચે તમે વેરો કર્યો ॥ અને તેણે દુઃખે એ વન સંચર્યો ॥ ૩૨૧ ॥
તારે વચન સુણીને દાસી મુખ ॥ અને રાયેજીને ઘણું લાગુ દુઃખ ॥ ૩૨૨ ॥
તારે નરપત મન વમાસે અસુ ॥ અને આપન જામાહે હાનજ હસુ ॥ ૩૨૩ ॥

તારે સેન સજાઈ બહુ કરી ॥ અને ગયો બાલક તેવન સંચરી ॥૩૨૪॥
તારે હેમરથ પાલા જેયે ॥ અને રાજદુવાર મલ્યા છે તેયે ॥૩૨૫॥
તારે નેત્રવંતીને તબ પુછે બાત ॥ અને માનસ બોલે બહુ પ્રકાશ ॥૩૨૬॥
તારે દાસી મુજને કેજો ખરૂં ॥ અને રાયે સેન કિયા પાખરૂ ॥૩૨૭॥
તારે દાસી કહે સાંભલો માયે ॥ અને રાજા ધ્રુવને મનાવા જાયે ॥૩૨૮॥
તારે રાણી વચન બોલી એ સુ ॥ અને હવે મના મની માંડી કેસી ॥૩૨૯॥
તારે પહેલે વાત વિમાસી નહી ॥ અને હવે લોક બુજાવની માંડી કેસી ॥૩૩૦॥
તારે જઈ દાસી રાજાને એમ વદે ॥ અને સર્વે ચિત તમારા રાખજો રદે ॥૩૩૧॥
તારે ઘણો મન થાયો જો દયાળ ॥ અને નર વદન હસે તમારૂ બાલ ॥૩૩૨॥
તારે તમે વાત મનમા ધરો ॥ અનેક જાણી પેર સેવા કરો ॥૩૩૩॥
જ્યારે દાસીને મુખે સાંભલી વેન ॥ અને નીર તે છુટ્યા રાજાને નેન ॥૩૩૪॥
તારે એવી વાત લો નિશ્ચે કરી ॥ અને કટક ઊતાર્યું માણસ ફરી ॥૩૩૫॥
તારે રાંજા સ્મરે શ્રી ગોપાલ ॥ અને તમ શરણ છે મારો બાલ ॥૩૩૬॥
તારે નરત કિધુ મન અંતરૂ ॥ અને ન દિઠુ ધ્રુવને દુઃખ પાતરૂં ॥૩૩૭॥
તારે સત પરટીયું ધરતીને સરને ॥ અને તજ ભાયેગે જે સુખના કરમ ॥૩૩૮॥
જ્યારે એવી વાત તો મનમાહે ધરી ॥ અને હવે કથા વનમા સંચરી ॥૩૩૯॥
તારે ચાલ્યો ધ્રુવ બીજો દિન થયો ॥ અને જોજન ત્રણ પંથે ગયો ॥૩૪૦॥
જ્યારે એવા પંથ ક્રમ્યો દિન અઢાર ॥ અને જઈ પોતો મહાવન મોઝાર ॥૩૪૧॥
તારે દિઠો વન વિવિધ સઊ રંગે ॥ અને દિસે પરબત મોટા આગે ॥૩૪૨॥
તારે ઘરજાગા દિસે બહુ સાર ॥ અને સિયાલ વીરખનો નહી પાર ॥૩૪૩॥
તારે મોટા પરબત દિસે ઘણા ॥ અને મોટા સેખને નહી કોઈ બાલા ॥૩૪૪॥
તારે ખીનમાહે અંધારૂને ખીનમાહે ઊજાસ ॥ એણી પેરે રવિ કરે પ્રકાશ ॥૩૪૫॥
તારે પરભાતે રવિ શિખર ભાન ॥ અને અંધકાલે ભુમાયા ફલ ॥૩૪૬॥
તારે એસો બિકટ દેખે વન ॥ અને બાલકનું નવ ડોલે મન ॥૩૪૭॥

તીયા વન વનસ્પતિ ભાર અઢાર ॥ અનેસાવજ પંખીનોનહીપાર ॥ ૩૪૮ ॥
તારે તીયા વિપરીતસબદ ઊપાયે જેહે ॥ અને જાણો તરવર અવદધરે તેહે ॥ ૩૪૯ ॥
તારે ઐસો વન તો દિસે વિકરાલ ॥ અને તીયા બાલક સ્મરે શ્રી ગોપાલ ॥ ૩૫૦ ॥
તારે દિસ નસુજે કિયા તણુ ॥ અને બાલક મન વિમાસે અસુ ઘણું ॥ ૩૫૧ ॥
તારે તુ કરણી નદી કેશવરાયે ॥ અને બાલક જાણી થાસો સાચે ॥ ૩૫૨ ॥
તારે એમ કરતા થઈ સંધ્યાકાલ ॥ અને તપસ્થાને તો પોતા તેણીવાર ॥ ૩૫૩ ॥
તારે તીયા પડી રાત્રને થયો અંધઃકાર ॥ અને વઈતર ભૂત કરે પુકાર ॥ ૩૫૪ ॥
તારે વસ ઘર જ્યોત અગન જો કરે ॥ અને છલકરવાને દિવો બલે ॥ ૩૫૫ ॥
તારે વિવિધ પેર પંખીનો નાદ ॥ અને વળી જરતીયા દિસે સાદ ॥ ૩૫૬ ॥
તારે મોટા ભુજંગભોયમાં સાચરે ॥ અને અનેક જીવના ચારાચરે ॥ ૩૫૭ ॥
તારે એમ કરતા નારદઋષીરાયે જોયા એહ ॥ અને કૈલાસથી વળીયા તેહ ॥ ૩૫૮ ॥
તારે વૈકુંઠ પૂર જાવાનુ મન ॥ અને તિયા દિઠો બાલક એકલો વન ॥ ૩૫૯ ॥
તારે એના મનમા દયા થઈ ॥ અને હરી ભકત તો દિસે સહી ॥ ૩૬૦ ॥
અને રૂખીજી ઊભો એકજ તાલ ॥ તીયા બાલક જપે શ્રી ગોપાલ ॥ ૩૬૧ ॥
તારે નારદમનમા દયા થઈ કરી ॥ અને કાઈક મહાદશા એણી પરવરી ॥ ૩૬૨ ॥
તારે નહી વેણને બાલક એકલો ॥ અને તે ઝીનાની કુલ દિસે બાલ ॥ ૩૬૩ ॥
તારે અજુંસ મન મા વિમાસણ કરી ॥ અને લીધો વેસ ગીનાન કેસો આદરી ॥ ૩૬૪ ॥
અનેક અનેક ભકત હુવા બહુ કાલ ॥ અને અદકુ તપ આદરીયુ બાલ ॥ ૩૬૫ ॥
તારે એમ કરતા રચેણી ગઈ ॥ અને સવાર સ્નાનનીવેલા થઈ ॥ ૩૬ ॥
તારે જોયા ધ્રુવને એકજ અસુ ॥ અને તીયા કોટ પરકાશતો દિસે તસુ ॥ ॥
તારે નારદ આવ્યા બાલકને પાસ ॥ અને તીયા બાલક બોલે વેણ પરકાસ ॥ ૩ ॥
તારે કોણ દેશ શું તારૂં નામ ॥ કોણ વેશ અને કોણ તુજ ઠામ ॥ ॥
તારે રૂખીજી બોલ્યા સાંભલોરે તું ॥ અને બ્રહ્માસુત તો નારદ હું ॥ ॥
તારે પવન વેસકરે જેટલો ॥ અને નામ જાણો તેટલો ॥ ૩ ॥

તારે અપર બ્રહ્માનું હું છું મન ॥ અને હરી ભગત તો મારો તન ॥૩૭૨॥
તારે ૠખીનારદ એણીપેરે વદે ॥ અને દેખે ભાવ બાલકને હદે ॥૩૭૩॥
તારે ૠખીજી પુછે સાંભલતુવાત ॥ અનેકોનનગરને કોનતુજ તાત ॥૩૭૪॥
તારીમાતાએતુજ કેમ મેલીયો ॥ અને તજીનગર કેમ વન આવીયો ॥ ૩૭૫॥
અંને કસુમન તુજ લાગુછે એહ ॥ અને તપ આદર્યુ લાગુ વેસ તેહ ॥૩૭૬॥
તારે સાજાની દુખીયો સીયેજ માટે ॥ અને તે કેમજાણીયા વનની વાટ ॥૩૭૭॥
તારે કહે વાતતુ સાચુ વદે ॥ અને કપટ મા રાખીસ તારે હદે ॥૩૭૮॥
તારે મુજથી અરથ સરસે જાન ॥ અને તુ સતવચન મુખ બોલો વાન ॥૩૭૯॥
તારે બાલક કહેનારદજી સુણો ॥ અને મેહેરમાહે મહિમા છે અમતણો ॥૩૮૦॥
તારે ઊત્તાનપાદરાજા કેરો ધ્રુવ સતનામ ॥ મારી બિસમાવંતીનગરી રેહવાનું ઠામ ॥૩૮૧
તારે નેત્રવંતી માતા મુજ સતી ॥ અને અપરમાતા તો પરભાવંતી ॥૩૮૨॥
તારે પરભાવંતીનો ઊત્તમ તન ॥ અને રાયેતણું તે ઊપર મન ॥૩૮૩॥
તારે બેઊ બાલક રમતા એકવાર ॥ અને ચાલી ગયા તે સભામોઝાર ॥૩૮૪॥
તારે ઊત્તમ રાયે ઊછરંગે લીયો ॥ અને મુજ સાથેરાયેવેરો કરીયો ॥૩૮૫॥
અનેતે કારણ દુઃખ મનમા ધરી ॥ અને તજીનગરને વન પરવરી ॥૩૮૬॥
તારે અંતે પિતાયે અભાવજ કરીયું ॥ અને ભરી સભામાહે રાયેમને પરહરીયું ॥૩૮૭॥
તારે તે કારણ દુઃખ મનમાહે થયું ॥ અને ધરી વૈરાગને વનમા આવીયું ॥૩૮૮॥
અનેહવે સઊ ઈન્દ્રિય વશજ કરૂં ॥ અને ભવસાગર એણી પેરે તરૂં ॥૩૮૯॥
તારે મનમાહે એવું કિધું નેહ ॥ અને કાઈ મલે બ્રહ્મ કે પાડું દેહ ॥૩૯૦॥
તારે નારદ વચન બોલ્યા હસી ॥ અને તુ બાલક વાત વિમાસો કેસી ॥૩૯૧॥
તારે ૠખીજી કહે સાંભલરે બાલ ॥ અને કેમ પામીસ શ્રી ગોપાલ ॥૩૯૨॥
જ્યારે મોટા મુનિજન કોઈ દેખે જાયે ॥ અને સપનાંતરમાહે નવ પામે તાહે ॥૩૯૩॥
જ્યારે અનંત તપસ્યા જેણે બહુ કરી ॥ અને તે દર્શન ન પામ્યા શ્રી હરી ॥૩૯૪॥
તારે અનેક તપ જપ સાધે જેહ ॥ અને સપનાંતર નવ પામ્યા તેહ ॥૩૯૫॥

તપસાધતા કઈએક દિન થયા ॥ અને પંખીયે અંગે માલા કર્યા ॥૩૯૬॥
જેઓને બાર વરસ બાલી લોચન ॥ અને હરીસુ રાખીયું મન ॥૩૯૭॥
તેં બહુ તીસટાયે મનમાહે રહ્યા ॥ અને દેવ ધ્યાન તેણે નહી આવીયા ॥૩૯૮
તારે તેતું કેમ પામીસ રાજકુંવાર ॥ અને અનેક વિપરીત છે વન મોઝાર ॥૯૯
તારે રદે વચન ધરજો મુજ ॥ અને બાહે ધરીને લઈજાઊ તુજ ॥૪૦૦॥
તારા પિતા પાસે અપાઊ રાજ ॥ અને સગલા સારીસુ તારા કાજ ॥૪૦૧॥
તારે મુજ નારદનો વચન નવફરે ॥ અને કહ્યુ પિતા તે તારૂં કરે ॥૪૦૨॥
તારે અપાઊ રાજ બહુ આદર કરી ॥ અને ચાલો બાલક વન પરહરી ॥૪૦૩॥
તારે બાલક નારદને કહે ॥ અને સાંભલજો રૂખીજન ॥
હું રાજ અર્થે નથી આવીયો ॥ કાઈ પામવા સુખ મન ॥૪૦૪॥
અને કાઈ મલસે હરી મુજને ॥ કે નહીતો પાડૂં દેહ ॥
પણ મનમાહે નિશ્ચે જાણજો ॥ જે એઊં ધરૂં સ્નેહ ॥૪૦૫॥
અને ઓછુઓછુ સઊ થયું ॥ અને ઓછું ઓછું સહુ કરમ ॥
પણ એના ભેદ તમે જાણજો ॥ જે લખે એના યેરે મરમ ॥૪૦૬॥
તારે નારદ મન વિમાસીયું ॥ અને એ બાલક મનસું ધીર ॥
પણ એ પૂર્ણબ્રહ્મ પામસે ॥ અને મલસે રઘુવીર ॥૪૦૭॥
જ્યારે દઢ ભક્ત દિઠો જેટલે ॥ અને યેને સહી પૂર્ણબ્રહ્મ મલસે તેટલે ॥૪૦૮॥
તારે નારદના મનમાહે દયા થઈ ॥ અને હરી મંત્ર યેણે આપ્યું સહી ॥૪૦૯॥
તારે નારદ બોલ્યા થયા દયાલ ॥ અને સાંભલજે તુ નાના બાલ ॥૪૧૦॥
તારે ભલી ભગતતે દઢજ કરી ॥ અને એસું મંત્ર લેજો હરી ॥૪૧૧॥
તારે હરી મંત્ર નારદે આપીયું ॥ અને પાપ ગયાને પાક જે થયું ॥૪૧૨॥
તારે બ્રહ્મ મંત્ર કહ્યું જેહ ॥ અને બાલક હ્રદે ધરજો તેહ ॥૪૧૩॥
તારે સાંભળ રૂપ કહું પુરણ બ્રહ્મ ॥ અને જેના દેહીયે નહી અધરમ ॥૪૧૪॥
તારૂં સુંએ કંઠ વદન પ્રકાશ ॥ અને જેના દર્શને અધર્મનો નાશ ॥૪૧૫॥

તેણે ચરણપદ્મ ઝલકે જેહ ॥ અને સુંદર શામવર્ણી દેહ ॥૪૧૬॥
અને ચન્દ્ર લોચન રદે અપાર ॥ અને કુસટ કમલનો કંઠે હાર ॥૪૧૭॥
તારે ચતુરભુજનો કઊટક કામ ॥ અને ચરણ જાણો કેવડાના ધરમ ॥૪૧૮॥
તારે ગદા પદ્મ શંખ અવધારી ॥ અને ચક્ર સુદર્શન અનસે કરી ॥૪૧૯॥
તારે કાને કુંડલ મુકેરાકાર ॥ અને પિતાંબર પેરન બહુ સાર ॥૪૨૦॥
અંને વાહાન ગરૂડે ચડી ગોપાલ ॥ અને રદે રૂપ તું ધરજે બાલ ॥૪૨૧॥
તારે મંત્ર રૂપ આપીયુ ઊપદેશ ॥ અને સેવાને આસન આપીયું ઊપદેશ ॥૪૨૨॥
તારે આસનમાહે ધરજે ધ્યાનન્યાંસ ॥ અને ષડ્ કર્મ જોગ અભિયાસ ॥૪૨૩॥
તારે તમે મંત્ર સાધીયો પરકાસ ॥ અને નિશ્ચે કરી ધરો વિશ્વાસ ॥૪૨૪॥
તારે નારદ કહે તે રૂપ પરકાશ ॥ અને રેણી અમે હુવ ધ્રુવ પાસ ॥૪૨૫॥
તારે થયો પ્રભાત ઊઠ્યા બેઊ વીર ॥ અને દેખાડીયું કાલિંદી નીર ॥૪૨૬॥
તારે સ્નાન સંધ્યા કિધી બેઊ દિસ ॥ અને બાલકને દિધી આશિષ ॥૪૨૭॥
તારે ધ્રુવ તપ સ્થાનક પરવર્યા ॥ અને આપી સીખ નારદ સંચર્યા ॥૪૨૮॥
તારે રૂખીજી પોતા નગર મોઝાર ॥ અને ચાલી આવ્યા રાજ દુવાર ॥૪૨૯॥
તારે નારદ દિઠા આવતા રાયે ॥ અને તજી સિંગાસન લાગા પાયે ॥૪૩૦॥
તારે કનક પાટ માંડ્યા બહુ સાર ॥ અને ચરણ પખાલે નરને નાર ॥૪૩૧॥
તારે ધન્ય અવતાર એ દેસ તણી ॥ અને જે સ્વામીયે કૃપા કિધી ઘણી ॥૪૩૨॥
અનાથ અમે આજ સનાથ થયા ॥ અને જે અમ ઘેર સ્વામી તમે આવીયા ॥૪૩૩॥
તારે અદકો ભાવ દિઠો રાયે જન ॥ અને ઘણું સંતોખ્યા નારદનું મન ॥૪૩૪॥
તારે ચરણ તલાસે રૂખીજી તણા ॥ અને નિસાસા રાયે મેલે ઘણા ॥૪૩૫॥
જ્યારે નિસાસા દેખી કરી ॥ અને રૂખી વિમાસે મન ॥
પણ તુ પ્રિથમી કેરો રાજા ॥ અને કેસો દુઃખ છે તન ॥૪૩૬॥
તારે નારદ કહે નૃપત સુણો ॥ અને પ્રિથમીપતિ રાયે ॥
અને એવડો દુઃખ તને સું છે ॥ જે હૈડે સાંસ ન માયે ॥૪૩૭॥

તારે એવડો દુઃખ તેશાને કર્યો ॥ અને પરથમી કેરોઊદર ભર્યો ॥ ૪૩૮ ॥
અને માગે મેઘ વરસે તુજ દેશ ॥ અને ભક્તરૂપ રાજાનો વેશ ॥ ૪૩૯ ॥
જ્યારે લીલા રાજ ભોગવો આહા ॥ અને કસો દુઃખ છે તારી દેહા ॥ ૪૪૦ ॥
તારે નારદ વચન કહે સુધીર ॥ અને નરપત નૈને છુટા નીર ॥ ૪૪૧ ॥
તારે સુણો રૂખીજી રાજા એમ વદે ॥ અને ઘણુ દુઃખ છે મારે રદે ॥ ૪૪૨ ॥
અને તે દુઃખ તમે ટાળો દયાળ ॥ અને વન સંચર્યું મારૂં બાળ ॥ ૪૪૩ ॥
મુઢ મત તે મે અતિ કરી ॥ અને બાલક ગયો તે વન સંચરી ॥ ૪૪૪ ॥
તારે એવો મે કિધો અપરાધ ॥ અને બાલકની નવ લિધી સુધ ॥ ૪૪૫ ॥
તારે સુખ ભોગવતા મે સર્વે પરહર્યા ॥ અને નીસાસા મેં તીને ભર્યા ॥ ૪૪૬ ॥
તારે અને હસે વનમાહે વિકરાલ ॥ અને ત્યાં એકલો કેમ રેહેસે બાલ ॥ ૪૪૭ ॥
તારે કમલ વદન દુઃખે અંતે દેહે તેહ ॥ અને રવિકિરણે કુમલસે દેહે તેહ ॥ ૪૪૮ ॥
તારે મુજ સુખ ધ્રુવ સાથે સંચર્યા ॥ અને નિસાસા મેં તેના ભર્યા ॥ ૪૪૯ ॥
તારે એ દુઃખ તમે ટાલો દયાલ ॥ અને જે નયને દેખું મારૂં બાલ ॥ ૪૫૦ ॥
તારે એવા વચન રાજાના શ્રવણે સુણી ॥ અને અંજુસુત બોલ્યા ભુપત ભણી ॥ ૪૫૧ ॥
તારે ધન ધન નરપત તુજ અવતાર ॥ અને તારે કુલે ધ્રુવનો અવતાર ॥ ૪૫૨ ॥
તારે ધન માતા જેણે ઊદરે વસીયો ॥ અને ધન પિતા જેણે એસો જનમીયો ॥ ૪૫૩ ॥
તારે ધન નગરને ધન એ વાસ ॥ અને ધન માણસ જે ધ્રુવને પાસ ॥ ૪૫૪ ॥
તારે ધન ભોમ જે કહિયે તેહ ॥ અને ચરણ ચાપી ચાલે તેહ ॥ ૪૫૫ ॥
તારે ધન પંખીને ધન એ વન ॥ અને જે નિશદિન દેખે ધ્રુવનું તન ॥ ૪૫૬ ॥
તારે હવે સુફલ હુવો તારો અવતાર ॥ અને એ કુળ એકોત્તરસો તારણહાર ॥ ૪૫૭ ॥
તારે મહાવનમાં ધ્રુવ તપ સંચર્યો ॥ અને અદકો ભાવ અંતે આદર્યો ॥ ૪૫૮ ॥
જ્યારે હરિમંત્ર આપીયું ઊપદેશ ॥ અને યેણે મંદરે કિધો પ્રવેશ ॥ ૪૫૯ ॥
તારે એ બાલક જ્યા તપ આદરે ॥ અને ચક્ર-સુદર્શન તેની રક્ષા કરે ॥ ૪૬૦ ॥
તું ચિંતા ન કરીશ પ્રિથમીપતદિશ ॥ અને એણી રક્ષા કરે શ્રી જગદિશ ॥ ૪૬૧ ॥

તારે વચન વશિષ્ઠજી તણા ॥ અને રાજા મન થયો આનંદ ॥
પણ કૃપા થઈ નારદ તણી ॥ તો પામ્યા પરમાનંદ ॥ ૪૬૨ ॥
તારે રૂખીજીએ રાજાને કહી ॥ અને સગલી માંડી વાત ॥
પણ ધ્રુવ તપસ્થાનકે બેસાડી કરી ॥ અને હું પાસે રહ્યો એક રાત ॥ ૪૬૩ ॥
તારે ચિંતા સગલી પરહરી ॥ અને પામ્યો મન ઊલ્હાસ ॥
પણ એ કુળ એકોત્તરસો ઓધ્ધર્યો ॥ તો પોતા વૈકુંઠ માહે ॥ ૪૬૪ ॥
તારે એમ કહીને નારદ સંચર્યા ॥ અને તજી ભોમ વૈકુંઠ પરવર્યા ॥ ૪૬૫ ॥
જ્યારે બાલકનો સંદેશો રાજા પામીયો ॥ અને કસવદન હવે વનમાહે ગયો ॥ ૪૬૬ ॥
તારે ભોમ સુધ કિધા તરતકાલ ॥ અને આસન વાળી બેઠો બાલ ॥ ૪૬૭ ॥
તારે નારદ મંત્ર મનમાહે ધરી ॥ અને કયે રૂપ તે સદા સમવરી ॥ ૪૬૮ ॥
તારે જાતા ધ્રુવ કિધો બહુ આર ॥ અને ઈન્દ્રાસનને દિધી મ્હાર ॥ ૪૬૯ ॥
તારે માહે તરશા રાજા સમવરી ॥ અને ધ્રુવે દશ ઈન્દ્રિય વશ જ કરી ॥ ૪૭૦ ॥
તારે પેહલે દિન ફલ એકનો આહાર ॥ અને બીજે દિન નીર પિધું નિર્ધાર ॥ ૪૭૧ ॥
તારે ત્રીજે દિન મુની મુઠે ધરી ॥ અને પવનપર નીરાહાર ચોથે કરી ॥ ૪૭૨ ॥
તારે એમ કરતા દિન પંધર થયા ॥ મન ઈન્દ્રિય સર્વે વશ આવીયા ॥ ૪૭૩ ॥
એવો તપ અદકો ધ્યાન બહુ સાધીયો સાર ॥ અને અતિ બહુ રાઝી નિર્ધાર ॥ ૪૭૪ ॥
જ્યારે માસ એક જબ પુરો થયો ॥ અને છુટી તાલી ધ્રુવજી ગયો ॥ ૪૭૫ ॥
તારે સામે શૃંગી રૂખી આવ્યા જેહ ॥ અને મહા વનમાહે આવ્યા તેહ ॥ ૪૭૬ ॥
તારે ધ્રુવ તીયા બેઠા હતા તપને ઠામ ॥ અને ઊઠી ધ્રુવે કિધા પ્રણામ ॥ ૪૭૭ ॥
તારે કેસુ તપ તે માંડીયું વન ॥ અને તું સત બોલ હું થાઊ પ્રસન્ન ॥ ૪૭૮ ॥
તારે ધ્રુવ ભણે સ્વામી તમે સુણો ॥ અને હું કુંવર છું રાજા તણો ॥ ૪૭૯ ॥
અને બિસમાવંતી નગરીમાં મુજ ઠામ ॥ અને ઊત્તાનપાદ ધ્રુવ મુજ નામ ॥ ૪૮૦ ॥
જ્યારે એક દિન હું સભામાં ગયો ॥ અને પિતા દુભીયો વેરાગી થયો ॥ ૪૮૧ ॥
તારે નારદ મુજને કૃપા કરી ॥ અને તા હું કિડી બેઠો કુંજર ધરી ॥ ૪૮૨ ॥

તારે એસો વચન બોલ્યા બાલ ॥ તારે શૃંગી મનમાહે થયા દયાલ ॥૪૮૩॥
તારે કરી કૃપા શૃંગી રખી દિસ ॥ અને બાલકને દિધી આશિષ ॥૪૮૪॥
અભય મંત્ર આપીયું તેની વાર ॥ અને રૂખીજી વળીયા વનમોઝાર ॥૪૮૫॥
તારે ધરી સ્નેહ ધ્રુવે તપ સાધિયુ ॥ અને વળી બહુ ધ્યાન અંત આણીયું ॥૪૮૬॥
તારે મોહમાયા સર્વે મુકી ટાલી ॥ અને હરી ભક્તસું લાગી તાલી ॥૪૮૭॥
તારે બીછુ કુછી કીડી કીટ ॥ અને અનેક સર્પે દિધી ભીટ ॥૪૮૮॥
તારે કાયા ઊપર પંખી જેહે ॥ અને માલા ઘાલી બેઠા તેહ ॥૪૮૯॥
જ્યારે એમ કરતા થયા ત્રણ માસ ॥ અને તપ તેજી હુવો પરકાસ ॥૪૯૦॥
તારે ભય દુઃખ ટાલીયું બાલક મન ॥ અને અતિક તપે ઈન્દ્રાસન ॥૪૯૧॥
તારે ઈન્દ્રાસન દુબીયુ તપજતરે ॥ અને તપ તેજે સરગે સંચરે ॥૪૯૨॥
તારે પિઠ પરથમી અનુચર પરવર્યો ॥ અને સુધ સગલી આવીને કહ્યો ॥૪૯૩॥
તારે દેશ ચાલીતબ ચાલી જાન ॥ અને દોહેલો દેખો રાયેનો મન ॥૪૯૪॥
તારે એકજન આવીયુ તેણીવાર ॥ અને દિઠો તપસી એકલો બાલ ॥૪૯૫॥
તારે અનુચર મનમા વિમાસણ થઈ ॥ અને એ કેમ બોલાઊ આગોજાઈ ॥૪૯૬॥
મનથી પાછો વલીયો ॥ અને ચાલ્યા શ્રીપત પાસ ॥
પણ સઈતે ઈન્દ્રાસન ડોલીયુ ॥ અને તે તપે પરકાશ ॥૪૯૭॥
તારે વેગે જઈને પોથીયો ॥ અને ઈન્દ્રલોક મોઝાર ॥
પણ સ્વામી મહા તપ આદર્યું ॥ અને અસુરો એક અપાર ॥૪૯૮॥
જ્યારે બાલક અતિતપ આદર્યું ॥ અને મહા કાલંદરીને તીર ॥
પણ તપ તોલે આવે નહી ॥ મહા જોગેસર વીર ॥૪૯૯॥
તારે વાકા વચન સુની કરી ॥ અને મનમાહે દેવ ॥
પણ એ બાલક તો તપ આદર્યું ॥ તે કોયે ન જાણે ભેદ ॥૫૦૦॥
તારે સુરપતી તેડ્યા તતકાલ ॥ અને તપ કરે એક અસુરો બાલ ॥૫૦૧॥
તારે ઈન્દ્રાસનની રક્ષા કરો ॥ અને તો એણે ધ્યાન થકી છેતરો ॥૫૦૨॥

તારે મલી દેવ કિધુ પરિયાન ॥ અને માયાને કર્યો જાણ ॥ ૫૦૩॥
તારે તમે અનેક પેરે કરજો ઊતપાત॥ અને તપ તણી તો કરજો ઘાત ॥ ૫૦૪॥
તારે વઈતર કેરો તેડ્યા સેન ॥ અને વેગે ચાલી ભુંડે મસાણ ॥ ૫૦૫॥
તારે તેડી કપટી માયા જેહ ॥ અને બાલક છલવા ચાલી તેહ ॥ ૫૦૬॥
તારે મુસતકે અડધુ હાતે ધરી ॥ અને વેસ જુવા જુવા ભૂત પાખરી ॥ ૫૦૭॥
તારે કપટી માયા આગલ થઈ ॥ અને ચાલી ગાઢ મસાને ગઈ ॥ ૫૦૮॥
તારે સનકાલે સભલાવે જેહ॥ અને મુખ દુરમત તેડ્યા તેહ ॥ ૫૦૯॥
તારે તે સાથે કટક દિસે સજકાલ॥ અને વંદન કરવા ચાલી બાલ ॥ ૫૧૦॥
તારે ચાલી માયાવન પરવરી॥ અને છેતરવા નીર પેરે આદરી॥ ૫૧૧॥
તારે કરે એક તીયા હોહોકાર ॥ અને માયે માયે હોહો મારો માર ॥ ૫૧૨॥
તારે એક સબદ બહુ વસમા કરે॥ અને એક મુકે પોતેને કારમા કરે ॥ ૫૧૩॥
તારે એણી પેરે માંડીયું જંજાલ ॥ અને તો દયાન થકી નવ ચુક્યો બાલ॥ ૫૧૪॥
તારે એક થઈ વછદરાને થઈને ઊપર ફરે॥ એકા એરનારના પ્રાણજ હરે ॥ ૫૧૫॥
તારે એક મના થઈને મુખે માગે અન ॥ અને અનેક કાહાડે પ્રાણને બોલે વચન॥ ૫૧૬
તારે એક થઈ વિખધરને ડીલે ચઢી ॥ અને એક થઈ બિછુને માથે પડી ॥ ૫૧૭॥
અને એક માથાવનું રૂંડજ ફરે ॥ અને અંગો અંગ સંગરામજ કરે ॥ ૫૧૮॥
તો જ્યારે ભૂતભેદ એણી પેરે કરે॥ અને વીરખ સમુલા ઊલટા કરે ॥ ૫૧૯॥
તારે ભૂત ઊપાયે કરે અનેક ॥ અને તોયે માલા ધ્રુવના મેલે મુખ ॥ ૫૨૦॥
તારે એમ ભૂત અંધકારી હતા જેહ॥ અને માયા પાસે આવ્યા તેહ ॥ ૫૨૧॥
જ્યારે અનેક મેં કિધા ઊપાયે ॥ અને એ બાલક છલ્યા નવ જાયે ॥ ૫૨૨॥
તારે વળી માયા એણી પેરે વદે॥ અને નાર દેઈ તમે ધરજો રદે ॥ ૫૨૩॥
તારે હું એક પરછઊ તમને વાત ॥ અને બાલક જે બાલી હોયે માત ॥ ૫૨૪॥
તારે એક હતો જે માયાનો સતી॥ અને તેણે અનેક પેર કિધા નીઘાત॥ ૫૨૫॥
અને અરે સત તુ મારા બાલ॥ અને એવો વિખમ વન દિસે વિકરાલ॥ ૫૨૬॥

અને તુજ દુઃખે મેં નગર પરહર્યું ॥ અને અતિ તપ તે સું આદર્યું ॥ ૫૨૭ ॥
અને તારા પિતાને મુજને પરહરી ॥ અને હું તુજ વિયોગે વન સંચરી ॥ ૫૨૮ ॥
અને હવે તું મુજ સામુ જુવો મારા તન ॥ એવો કઠન કાહે કરો છો મન ॥ ૫૨૯ ॥
તારે નેમવંતી મુખે બોલી બાલ ॥ અને નહી કેમ તજીસ પ્રાણ ॥ ૫૩૦ ॥
તારે ધ્રુવ મન માહે અંતર થઈ ॥ અને જમની આંખ ઊઘાડી જોઈ ॥ ૫૩૧ ॥
અને કહે મુજ માતાનું મુખ નવ હોયે ॥ અને કપટ કરીને આવી કોયે ॥ ૫૩૨ ॥
તારે માહાસીંગી રૂખીનો મંત્રસમવરી ॥ અને મારમાર કરતા પરવરી ॥ ૫૩૩ ॥
જ્યારે મંત્ર શબ્દ સુનીયો જેટલે ॥ અને ભૂત નાઠા તેટલે ॥ ૫૩૪ ॥
જ્યારે વઈતર ભૂત વનમાહે હતા જેહ ॥ અને મંત્ર મારી કાહાડીયા તેહ ॥ ૫૩૫ ॥
તારે સર્વેને થાનક સંચર્યા ॥ અને માયા મોહ તબ ઝાંકા પડા ॥ ૫૩૬ ॥
તારે માયા મન વિમાસે અસુ ॥ અને વન છેતરે સ્વર્ગ કેમ જાઈશું ॥ ૫૩૭ ॥
તારે ધરી જંતર અપ્સરા થઈ ॥ અને ધ્રુવની પાસે ચાલી જઈ ॥ ૫૩૮ ॥
તારે ગીનાન કરે સુંદર અતિસાર ॥ અને સંભળાવે રસ વાયે તાલ ॥ ૫૩૯ ॥
અને કરે પથી કાકણ બહુસાર ॥ અને કંઠે અમુલખ ઊપેહાર ॥ ૫૪૦ ॥
તારે વરસ ષોડશનો વેશ ॥ અને ચાલી મોહોની ધરી વેસ ॥ ૫૪૧ ॥
ત્યારે સુંદર ધ્યાન કરે અતિબહુ ॥ અને સાવજ પંખી મોહ્યા સહુ ॥ ૫૪૨ ॥
તારે બાલક મન નવ આણે વાત ॥ અને ગાતા નારી થયો પ્રભાત ॥ ૫૪૩ ॥
તારે શૃંગી રૂખીનો મંત્ર સમવરી ॥ અને મારતા તપ ઊપનું ઘણું ॥ ૫૪૪ ॥
તારે નાઠી અબલા ઊભે વન ॥ અને સગલુ કાટે વિટ્યાનું તન ॥ ૫૪૫ ॥
તારે સુરપતિ બેઠા સભા મોઝાર ॥ અને આવતા દિઠી નયને નાર ॥ ૫૪૬ ॥
તારે વદન જાણીયું વિનતા તણું ॥ અને કારણ કાઈ તપસીનું ઘણું ॥ ૫૪૭ ॥
તારે એ બાલક એ કિધી એક જ વાત ॥ અને બાલક તપ સાધ્યુ વિખ્યાત ॥ ૫૪૮ ॥
તારે તો મે ચાલા સર્વે કર્યા ॥ અને મે એણે નથી છેતર્યા ॥ ૫૪૯ ॥
તારે વિપરીત સેન હતુ મુજ સાથ ॥ અને અનેક પેરે મેં કિધી ઊતપાત ॥ ૫૫૦ ॥

તારે કેસો અભેવ ન મન ધરી ॥ અને શૃંગી રૂખીનો મંત્ર સમવરી ॥૫૫૧॥
તારે ધ્રુવ તેજો માહા પ્રકાશ ॥ અને એણે ઈન્દ્રાસનનીન દિસેઆસ॥૫૫૨
તારે કારણ કાયેક એનો નવલેયે॥ એને દુવાદસ ઈન્દ્રિયે વશ છેયે॥૫૫૩॥
જ્યારે વચન સુણી વિનતાને એસા॥સુરપતીના મનમાહે પ્રાણજ વસ્યા॥૫૫૪॥
તારે દેવ પરતેક એમ વદે ॥ અને વાત વિચારો કોયેક રદે ॥૫૫૫॥
તારે એનોતપ માંડિયું સાર॥ અને ઈન્દ્રાસનનો લેયે ન હાર ॥૫૫૬॥
તારે પુછે ઈન્દ્ર કિધો વિચાર॥અને હવે પૂર્ણબ્રહ્માને કિજે જાણ ॥૫૫૭॥
તારે આગે દેઈને તેજતપનોવેસ॥અને સુરસત કન દિ દસા ॥૫૫૮॥
તારે પછે શેખ સ્થાનક પોતે હરીયા॥અનેતપચાલા સર્વે કરીયા॥૫૫૯॥
તારે વચન સુણી સુરપતિ તણા॥ અને કરે એમ વિચાર॥
અને તે અથર થઈને ચાલીયા॥ તે બ્રહ્મા કેરે દુવાર ॥૫૬૦॥
અને તે પરથીને આવીયા॥ અને તેથી આ સર્વે દેવ॥
પણ કોયે અસુરે સંતાપીયો॥ તે ઈન્દ્રને ભેવ ॥૫૬૧॥
તારે ધુને નિશાણ ઈન્દ્રના બહુ॥ અને આવીસંચર્યા દુવારે સહુ ॥૫૬૨॥
તારે ચિત્ર વિચિત્ર સામા આવીયા॥અને તેડી ધ્રુવ તપ આગા લાવીયા॥૫૬૩॥
તારે તજી આસણ બ્રહ્માજી પડયા॥ અને કરી ભાવ સુરપતીને મલ્યા॥૫૬૪॥
તારે અમઊપર અતિ કૃપા કરી॥ અને કોણ કારણ આવ્યા બ્રહ્મપુરી॥૫૬૫॥
તારે ભણે ઈન્દ્ર સાંભલજો સામ॥ અને એક છે તમ સાથે કામ ॥૫૬૬॥
તારે દૈત્ય એક વનમાહે સંચર્યો॥ અને બેઠો બાલક મહાતપ કર્યો॥૫૬૭॥
તારે એણે એકાગ્ર કિધું મન॥ અને તેથી ડોલીયું ઈન્દ્રાસન ॥૫૬૮॥
તેણે ભયે ઊપજાવે અમને એવ॥ અને મયા કરો અમ ઊપર દેવ॥૫૬૯॥
તારે શ્રી બ્રહ્મા કરે વિચાર॥ અને અનુચર મેલાવો વનમોઝાર॥૫૭૦॥
જઈ બાલકની લાવે સુધ॥ અને જપે નામ કેનો પરસિધ્ધ॥૫૭૧॥
તારે અનુચર તેડાવ્યા તતકાલ॥ અને વન સુધ લાવે બાલ ॥૫૭૨॥

તારે માગી સીખને સેવક સંચર્યા ॥અને મહાવનમા તતક્ષણ પરવર્યા ॥૫૭૩॥
તારે દિઠો તપસી એક બાલક વન ॥અને જેનુ પંખીયે વનદરે વીટ્યો તન॥૫૭૪॥
તારે ચાલ્યા પંચ કરી વિચાર॥ અને વેગે પોતા વન મોઝાર ॥૫૭૫॥
તારે અનુચર આવી એમ વદે॥ અને સાંભલજો શ્રી બ્રહ્મદેવ ॥૫૭૬॥
તારે એને મહાતપ આદર્યું બાલ॥અને પરસોત્તમ નામ જય ગોપાલ ॥૫૭૭॥
તારે હવે કાહાથી વૈકુંઠ પરવરી॥અને સુખ સેજે પોહોડા શ્રી હરિ ॥૫૭૮॥
તારે સુખમા ચરણ તલાસે સુધ॥ અને સુખે નિંદ્રા આવી શ્રી રંગ ॥૫૭૯॥
તારે ગંધર્વ ગીનાન કરે અતિસાર॥અને મીરધગ વેનનો ઝનકાર ॥૫૮૦॥
તારે રંભા નૃત્ય કરે અબેવાન॥અને સામતુંબરૂ ગાયન કરે અજબ॥૫૮૧॥
તારે અનેક અપ્સરા ઊભી પાસ॥અને જેનો નાટકરંભ કરે અભિયાસ॥૫૮૨॥
તારેનવનિધ મલી અષ્ટ સિધ ॥ અને વેન રસાનના મલીયા ઠાઠ ॥ ૫૮૩ ॥
તારે અનેક મુનિવર મોહોયા સજેહ॥અને જયજયકાર કરે છે નેહ ॥૫૮૪॥
તારે કેને આસો ભાકહું આવતી॥અને જાહા પોહોડેયા પરસોતમ કમળાપતી॥૫૮૫
તારે નેને સુરજ કોટ પરકાસ॥અને જેનો રખીયા ધાતો પામે તાસ ॥૫૮૬॥
તારે તે સોભા મહા હું કેતી કહું ॥અનેક વાત કાઈ પાર ન લહુ ॥૫૮૭॥
તારે હરી પોહોડ્યા નીંદ્રાને ધ્યાન ॥અને તીયા ધ્રુવને દિઠો અંતર ધ્યાન॥૫૮૮॥
તારે તે તણી મનમાહે દયા કરી॥ અને ઊઠિયા નાથ નિંદ્રા પરહરી ॥૫૮૯॥
તારે લક્ષ્મી ઊભી દો કરજોડ ॥ અને તમે કોન કારણ ઊઠ્યા અંગમોડ॥૫૯૦॥
તારે કોન ઊપર અત કિરપા કરી॥ અને તજી સેજ નિંદ્રા પરહરી ॥૫૯૧॥
તારે દિઠો બાલક એક અંતર જીવ ॥ હરી વેન પરકાશે તેવ ॥[illegible]॥
તારે ભક્ત મારો છે એક વન ॥ અને દુઃખ પામે છે તેનો તન ॥૫૯૩॥
તારે અદકો ભાવ મેં દિઠો બાલ ॥ અને કમલાને કહે શ્રી ગોપાલ ॥૫૯૪॥
અને ગરૂડે ચઢી વેગે પરવરૂં ॥ અને દુઃખ સગલા બાલકના હરૂં ॥૫૯૫॥
તારે એવો મનસુ કિધો વિચાર॥અને તીયા બ્રહ્મા ઈન્દ્ર આવીયા દુવાર॥૫૯૬॥

તારે જયજયકાર અતપર થઈ ॥ અને સુધ સગલી પ્રભુને કહી ॥ ૫૯૭ ॥
તારે દુવારે પોળીયાના વચન સુણી ॥ અને પ્રભુજીયે કૃપા કિધી ઘણી ॥ ૫૯૮ ॥
તારે તેડાવ્યા બ્રહ્મા ઈન્દ્ર સુર ઈશ ॥ અને ચાલી આવીયા શ્રી જગદીશ ॥ ૫૯૯ ॥
તારે પ્રીતે મન કરી દિધા માન ॥ અને પુછે કુશલ ક્ષેમ સર્વે સાથ ॥ ૬૦૦ ॥
તારે સ્વામી કોઈ દૈત્ય વન પરવરીયો ॥ અને તેના ભય ઈન્દ્રને કરીયો ॥ ૬૦૧ ॥
તારે તે કારણ શ્રી કમળાના નાથ ॥ અને વધ દૈત્ય તો પછે જંજાલ ॥ ૬૦૨ ॥
તારે પુર પેલા બાંધો પાળ ॥ અને ઈન્દ્ર કહે શ્રી ગોપાળ ॥ ૬૦૩ ॥
તારે બ્રહ્મા કહે વેગે પરવરો ॥ અને ઈન્દ્રાસનની રક્ષા કરો ॥ ૬૦૪ ॥
તારે હસી બોલ્યા કમલાના નાથ ॥ અને બ્રહ્માને માંડી કઈ વાત ॥ ૬૦૫ ॥
તારે એવી ચિંતા ભય તમે મ કરો ॥ અને એ નહી દાનવ ભક્ત મારો ॥ ૬૦૬ ॥
તારે દિન પુરીયા છ માસ ॥ અને નારદ મંત્રનો ઊપાસ ॥ ૬૦૭ ॥
જ્યારે મોહ માયાયે ન ચળે બાલ ॥ અને એ શરણે મારે આવીયો નિર્ધાર ॥ ૬૦૮ ॥
એનો ભય તમે કસો મત કરો ॥ અને સર્વે સર્વેને થાનક પરવરો ॥ ૬૦૯ ॥
તારે આપીયુ ફલ અમરતે નાથ ॥ અને હેત કરી વૈકુંઠ નાથ ॥ ૬૧૦ ॥
તારે વલીયા ઈન્દ્ર માગી આશિષ ॥ તીઆ બોલ્યા વેન તે હરી પ્રકાશ ॥ ૬૧૧ ॥
તારે સુર સાંભળો અમરપતિ દિશ ॥ અને નિર્મલ વાણી બોલ્યા જગદીશ ॥ ૬૧૨ ॥
અને ઈન્દ્ર પુત્રી તારી જેહ ॥ અને ધ્રુવને વરે આપો તેહ ॥ ૬૧૩ ॥
તારે વલતા સુરપતિ એણી પેરે વદે ॥ અને સાચી વાત તે તમારે રદે ॥ ૬૧૪ ॥
તારે એ પુત્રી ભાયેગ અપાર ॥ અને સાચી તમે કિધી સાર ॥ ૬૧૫ ॥
તારે એમ કહીને ચાલ્યા પરવરી ॥ અને ઈન્દ્રવને સંતોકયા હરી ॥ ૬૧૬ ॥
તારે સર્વે સર્વેન્રે સ્થાનકે ગયા ॥ અને ખડ્ માસ દિન ત્રણજ થયા ॥ ૬૧૭ ॥
તારે ચઢી ગરૂડે ગોવિંદ ॥ અને મનમાહે આણ્યો આનંદ ॥ ૬૧૮ ॥
તારે જઈ પોતા પ્રભુ વન મોઝાર ॥ અને નયને દિઠો દેવ મુરાર ॥ ૬૧૯ ॥
તારે દિઠો વદન કુંડલ ઝનકાર ॥ અને નારેદ કહ્યું તે રૂપ અપાર ॥ ૬૨૦ ॥

તારે હસી વચન બોલ્યા દયાલ ॥ અને ધન ભાગરે તારૂં બાલ ॥૬૨૧॥
તારે ઘણી કૃપા કિધી શ્રીરંગ ॥ અને હરખે ધ્રુવ લીધો ઓછરંગ ॥૬૨૨॥
તારે વદે બાલક સદુમન શંદવાલ॥ અને નીર વહે પ્રભુને નયન ॥૬૨૩॥
તારે માગ માગે જે તુ ॥ અને મનવા ચિંતા ફલ આપું હું ॥૬૨૪॥
તારે જે મનમાહે હોયે ઊલ્હાસ ॥ તે સર્વે માંગ તુ મારે પાસ ॥૬૨૫॥
તારે ત્રિભુવન પિતા હું થાઊ દયાલ॥ અને માંગ માંગરે તુ નાહાનાબાલ॥ ૬૨૬॥
તારે ત્રણવાર ત્રિકમ એમ વદે ॥ અને માંગ માંગ જે તારે રદે ॥૬૨૭॥
તારે ધ્રુવ ભણે સ્વામી તમે સુણો ॥ અને મારો મહિમા તમે રાખ્યો ઘણો॥ ૬૨૮॥
જ્યારે હું દરશાન પામ્યો તમ તણું ॥ અને તોએથી ફલ સું હસે ઘણું ॥૬૨૯॥
અને જેણે જગન જુગ કિધા જેહ ॥ અને દરશાન નવ પામ્યા તેહ ॥૬૩૦॥
તારે અનેક તપ સાધિયા મહાવન ॥ અને બાર વરસ બાલી લોચન॥ ૬૩૧॥
અને વશ કિધા દાહા ઈન્દ્રિય જેહ॥ અને સઊનાસા માહે બાલી દેહ ॥ ૬૩૨॥
તારે તજીયા સંસાર તણુ સંજોગ॥ અને તે જીવ ખટ કરી ભોગ ॥ ૬૩૩॥
અને એવા જોગેસર વનમાહે જેહ॥ અને હરી દરશન નવ પામ્યા તેહ ॥ ૬૩૪॥
જ્યારે હુ બાલક પર કૃપા કરી ॥ અને દર્શન જો પામ્યો નરહરી ॥ ૬૩૫॥
તારે હું અજાન બાપડો ॥ અને ન લહુ વેદ વિચાર ॥
પણ ભક્ત અવિંચલ બરદ પડવો ॥ સ્વામી તમે કિધી સાર ॥ ૬૩૬॥
તારે ત્રણ વચન ત્રિકમજી કહે॥ અને બાલક માગ માગ જે ॥
પણ દસોંદ ફલ છે ॥ તેનો ગયો સુનસે તે ॥ ૬૩૭॥
તારે સાંભલો સ્વામી ધ્રુવ એમ વદે ॥ અને નેહ ભક્ત તે સદાયે મુજ રદે ॥ ૬૩૮॥
ત્યારે બીજે માગુ સુનજો સોયે॥ અને આપો થાનક ન લેયે કોયે ॥ ૬૩૯॥
ત્યારે ત્રીજુ સ્વામી એટલો કરો॥ અને એ દેહી ફરી નવ ફરો ॥ ૬૪૦॥
જ્યારે માંગ્યા ધ્રુવે મન ઈચ્છા સંદ॥ અને તે પુરીયો પુરૂષોત્તમ પ્રસન્ન ॥ ૬૪૧॥
તારે આપીયુ નારાયણ વનસધ॥ અને આપી તેણે અષ્ટમા સિધ્દ ॥ ૬૪૨॥

તારે આપીયા કઊ ચક્ર સઊ સાર ॥ અને કિડી કિધી કુંજર સાર ॥ ૬૪૩ ॥
તારે વરસ પુરો છત્રીસ હજાર ॥ અને બિસમાવંતીમા કરજોરાજ ॥ ૬૪૪ ॥
જ્યારે રાજ કાજ સર્વે પુરૂં સરે ॥ અને પછે સુમરણ મારૂં કરે ॥ ૬૪૫ ॥
તારે અવિંચલ સ્થાનક આપું જેહ ॥ અને દેવ દાનવ નવ લંભે છેહ ॥ ૬૪૬ ॥
તારે હવે તજો વન નગર સંચર્યો ॥ અને મરધવા કુંવરી વેગે વરો ॥ ૬૪૭ ॥
તારે ધ્રુવ કહે સાંભલજો મુજ શામ ॥ અને દર્શને સરીયા સર્વે કામ ॥ ૬૪૮ ॥
તારે બાલક મન વિમાસીયા ॥ અને કૃપા કિધી શ્રીરંગ ॥
જો કૃપા થઈ નારદ તણી ॥ તો હું પામ્યો પરમાનંદ ॥ ૬૪૯ ॥
તારે વચન સુણી બાલક તના ॥ અને પામ્યો મન ઊલ્હાસ ॥
પણ વિખમ પડે તો સુમરજે ॥ હું આવું તારે પાસ ॥ ૬૫૦ ॥
તારે એમ કહીને સંચર્યા ॥ અને ગરૂડે ચઢી ગોવિંદ ॥
વેગે જઈને વૈકુંઠ પોચીયા ॥ જો મનમાહે અતિ આનંદ ॥ ૬૫૧ ॥
તારે કમલા કેશવને કહે ॥ અને સાંભલજો મુજ શામ ॥
પણ રહેણી રહ્યા વનમાહે ॥ તે કારણ કોણ વિરામ ॥ ૬૫૨ ॥
તો કેર વેન દર્શન ન પામીયા ॥ અને ત્રિભુવન કેરો સામ ॥
પણ રહેણી રહ્યા આ વનમાહે ॥ તે કોન સોભા ગોપીસંદ ॥ ૬૫૩ ॥
તારે વેણ સુણી વિનતા તણી ॥ અને તબ બોલ્યા ગોપાલ ॥
તપ કરી મુજ જીતીયો ॥ તે બિસમાવંતી ભુપાલ ॥ ૬૫૪ ॥
જ્યારે બાલક બીજો અવતર્યો ॥ અને બલથી તપ અપાર ॥
પણ જો માગતો એ મુજને ॥ તો હું રહેતો એને દુવાર ॥ ૬૫૫ ॥
એ ભક્ત અતિ આગલો ॥ અને જોગેસર ધીર ॥
પણ કઈ કમલાને પરિછવે ॥ તે વેધે વેધે રઘુવીર ॥ ૬૫૬ ॥
તારે તજી વનને ધ્રુવ ચાલીયો ॥ અને શ્રૃંગી રૂખી સામુ આવીયો ॥ ૬૫૭ ॥
તારે રૂખીજીએ જોઈયો બાલક ભણી ॥ અને તીયા અંતર શોભા દેહીની ઘણી ॥ ૬૫૮

તારે ધન ધનરે બાલક તુજ અવતાર॥જે દર્શન પામ્યો શ્રી ગોપાલ ॥ ૬૫૯॥
ત્યારે દિઠો વદન તારો જેહ ॥ અને ગંગાજી નાહાયા તેહ ॥ ૬૬૦॥
તારે વદે બાલક સ્વામીજી તમે સુણો॥ હું સેવક છું સદાયે તમ તણો ॥ ૬૬૧॥
તારે જો કૃપા તમે કિધી ઘણી॥ અને તો હું પામ્યા ત્રિભુવન ધણી॥ ૬૬૨॥
તારે મહાશૃંગી રૂખી થયા દયાલ॥ અને ઘણું સુખ તો પામ્યુ બાલ॥ ૬૬૩॥
તારે આપીયું મંત્ર તેણીવાર॥ અને ત્રિભુવનમાહે આવેનહાર ॥ ૬૬૪॥
તારે કરી પ્રણામ ધ્રુવ ચાલીયા॥ અને મેલી વન આગો પરવરીયા ॥ ૬૬૫॥
તારે સામે શકુન પિતાને થાયે॥ અને પછે ફરકે જમની બાયે ॥ ૬૬૬॥
તારે ઊત્તર મુખે કાગ વાસ॥ અને બોલે વેન સભાગે પરકાશ ॥ ૬૬૭॥
તારે સપના અંતરમા જમને અંગ॥ એ કિધો દર્શન ધોલ્યા ભાગ ॥ ૬૬૮॥
તારે એવા શકુન રાજાને થાયે॥ અને નેત્રવંતીને તેડી કહે ॥ ૬૬૯॥
તારે શકુન વિચારે નરનેનાર॥ અને તારે નારદ આવ્યા રાજદ્વાર॥ ૬૭૦॥
જ્યારે નારદ આવતા દિઠા રાયે॥ તારે તજી સિંગાસન લાગા પાયે॥ ૬૭૧॥
તારે કનક પાટ તરતકાલ આનીયા॥ કરી સ્તુતીને ઊપર બેસાડીયા॥ ૬૭૨॥
તારે નારદ કહે સુનો સાંભલો રાયેજન॥ અને ધ્રુવના તપનો કહુ વરદાન ॥ ૬૭૩॥
જ્યારે ઈન્દ્રાસન ડોલ્યા તપ જતને॥ અને સુર બ્રહ્મા પામ્યા દમદલે ॥ ૬૭૪॥
તારે તજી સ્થાનક આવ્યા દેવ॥ અને જઈ પરનાવે આ કરણ દેવ ॥ ૬૭૫॥
તારે પ્રજાપતિ બ્રહ્મા દેખીયા જેહ॥ અને અરો ભયો ઊપજાવે તેહ ॥ ૬૭૬॥
અને ચાલી આવ્યા સર્વે સાથ ॥ અને હસી બોલ્યા વૈકુંઠનાથ ॥ ૬૭૭॥
તારે મનમા ભય કોયે નવ કરો॥ અને એ નહી દૈત્ય ભક્ત મારો ॥ ૬૭૮॥
તારે સુર સંતોખીયો વચન હરી॥ અને ઈન્દ્ર પુત્રી તે ધ્રુવને વરી ॥ ૬૭૯॥
તારે સર્વે સર્વને થાનક ગયા॥ અને વૈકુંઠનાથ તેવનમા આવીયા ॥ ૬૮૦॥
જ્યારે અતિ મહાતપ દિઠો બાલ॥ તારે નયને નીર વહે શ્રી ગોપાલ ॥ ૬૮૧॥
તારે ઘણી કૃપા કિધી શ્રીરંગ॥ અને હરખે ધ્રુવ લીધો ઓછરંગ॥ ૬૮૨॥

તારે ત્રણવાર ત્રિકમ એમવદે॥ અને માગમાગ જેતારે રદે ॥ ૬૮૩॥
તારે માગીયું ધ્રુવને મનઈચ્છા સંદ॥અને ત પુરૂપ રાખતે પુરંદ ॥ ૬૮૪॥
તારે વરસ પુરો છત્રીસ હજાર॥ અને બીસમાવંતીમા કરજોરાજ ॥ ૬૮૫॥
તારે રાજ કાજ જબ પુરો થસે॥ અને તારે હરી આવીબાયે ઝાલસે॥ ૬૮૬॥
જ્યારે એવાતપ કિધા મહારાજ॥ અને તારે પછે અવિંચલ રાજ॥ ૬૮૭॥
તારે તજી વન ધ્રુવ સંચર્યા॥ અને તબ શૃંગી રૂખી સામુ ચાલીયા॥ ૬૮૮॥
તારે દેઈ આશિષને ઊભા રહ્યા॥ તારે તપસીધ ફલ ધ્રુવે કહ્યા ॥ ૬૮૯॥
તારે રૂખી મન થયા અતિ પ્રસન્ન॥ અનેતીયા આપીયું મંત્ર સ્વર્ગભુવન॥ ૬૯૦॥
જ્યારે ધ્રુવની સુદ નારદે કહી॥ તારે ઘણુ સુખ રાયે પામ્યા સહી ॥ ૬૯૧॥
તારે અંજુ સુત અંતે પોહોતા આકાશ॥ અને રાજાને મન વધીયો ઊલ્હાસ॥ ૬૯૨॥
ત્યારે જન ચલીયા નગર મોઝાર॥ અને હેમ રથ કરો તૈયાર ॥ ૬૯૩॥
તારે હેમ રથ હોતા જે આઠ હજાર॥ અને તે સણગારીને આણીયા દુવાર॥ ૬૯૪॥
તારે અનેક રખેસર ચઢીયા સ્વાર॥ અને પાયેદલનો ન લંભે પાર ॥ ૬૯૫॥
જ્યારે નગર કેરો જે નરને નાર॥ અને તે કરવા ચાલ્યા ધ્રુવને જોવાર ॥ ૬૯૬॥
જ્યારે નગર તણું જે વેવારીયુ॥ અને તે તણી જે નાર ॥
પણ રાણી પાસે પરવર્યા॥ તે પેહેરી બહુ સણગાર ॥ ૬૯૭॥
તારે નગર શોભા અતિઘણી॥ અને કિધા કુંકુમ રોલ॥
પણ ઊત્તમ આગલથી સંચર્યો॥ તે નગર કેરો સર્વે સાથ લોક ॥ ૬૯૮॥
તારે ભવૈયાને ભેટવા કારણે॥ અને મનમાહે વર્તીયો રંગ॥
પણ મલ્યો તો સહી થાયે॥ જો કૃપા કરે પરમાનંદ ॥ ૬૯૯॥
તારે તજી સિંધાસન ચાલ્યા પાયે॥ અને તજી નગરને ચાલ્યા રાયે ॥ ૭૦૦॥
તારે તજી નગરને આગલ સંચર્યા॥ અને યોજન બેએ ઊતારા કર્યા ॥ ૭૦૧॥
તારે થાક્યો સેન ઊતરીયા રાતે॥ અને ચન્દ્ર છપયો થયો પરભાતે ॥ ૭૦૨॥
તારે ચંચલ તુરી માહા હતા જેહ॥ અને આગલથી ચાલી ગયા તેહ ॥ ૭૦૩॥

તારે ધ્રુવતણે પાયે લાગી કરી ॥ અને વેગે રાયેને કહ્યો ફરી ॥૭૦૪॥
તારે સેન સર્વે તલપરજ થયા ॥ તજી વાહાનને પાયે પંથે ચાલીયા ॥૭૦૫॥
તારે નયને ધ્રુવ દિઠો જેટલે ॥ અને રદે રાયે ભેટીયા તેટલે ॥૭૦૬॥
તારે અનેક ફલ પુત્રને અર્પીકરી ॥ અને રાજાને નેણ નીરજ ભરી ॥૭૦૭॥
તારો હમથી પુત્ર થયો અપરાધ ॥ અને મહાપુરૂષતે દુભીયો સાધ ॥૭૦૮॥
તારે જાણો નહી મે તુ જાદાતાર ॥ અને કુળ એકોત્તર તારણહાર ॥૭૦૯॥
તારે ધ્રુવે મન જાણ્યું લાગેછે પાપ ॥ અને આ સું તો દોડો છે બાપ ॥૭૧૦॥
તારે આલીંગેને લાગા પાયે ચરણ ॥ અને દેહી તો જાણો રવીનેકિરણ ॥૭૧૧॥
તારે બાલક ભાકે સુણો મહારાજ ॥ અને નહી રૂદન તમારો કાજ ॥૭૧૨॥
જ્યારે હું દર્શન પામ્યો નરહરી ॥ અને પુણ્ય પ્રસાદ તમારો કરી ॥૭૧૩॥
જ્યારે પિતા હું તમથી પામ્યો એ સંસાર ॥ અનેકતોલ પિતા કુલ તાર ॥૭૧૪॥
તારે અનેક પેરે સમજાવીયા મન ॥ અને તીયા હસીયા રાજાને તજીયું રૂદન ॥૭૧૫॥
તારે ફરી ફરી ધ્રુવ લાગા પાયે ॥ અને તો નેને દિઠા અપરમાયે ॥૭૧૬॥
તારે પ્રભાવંતી મનમાહે થઈ દયાલ ॥ અને મલી હ્રદે ભીડીયું બાલ ॥૭૧૭॥
તારે અનેક અવગુણ અમથી થયા ॥ અને જેણે દુઃખે તમે વન સંચર્યા ॥૭૧૮॥
તારે હવે ધીરપણું તમે આદરી ॥ અને અવગુણ અમારા પરહરી ॥૭૧૯॥
તારે ઊત્તમ છે તમારો તન ॥ અને તે ચાલસે તમારે મન ॥૭૨૦॥
તારે એ પન અપરમાતાનો વચનસુણી ॥ ધ્રુવ ચાલીયા તબ માતા ભણી ॥૭૨૧॥
જ્યારે હરી દર્શન હું પામ્યો જોયે ॥ અને પંચપ્રતાપ તમારો સોયે ॥૭૨૨॥
તારે એમ કહેતા લાગા પાયે ॥ અને દિઠી નેત્રવંતી માયે ॥૭૨૩॥
તારે નયને નીર વહે અતિ ઘણા ॥ અને વદન દિઠો જબ માતાતણા ॥૭૨૪॥
તારે માતા એવો સુખ જે જીયા ॥ અને વૈકુંઠમાહે ન લંભે છેયા ॥૭૨૫॥
તારે માતાના સુખ તો લીયા નથી ॥ અને ન ગમે મુખેથી કયાં નથી ॥૭૨૬॥
તારે માતા સુખના કારણ એવ ॥ અને જે વૈકુંઠમાહેથી અવતર્યા દેવ ॥૭૨૭॥

તારે એમ કહી આગલ પરવર્યા ॥ અને લઈ કરી ઓછરંગે ઘર્યા ॥૭૨૮॥
તારે નેત્રવંતીનું નાહાટુ દુઃખ ॥ અને રદે ઊપનું પ્રાણ સુખ ॥૭૨૯॥
તારે આગે સામુ જે દિઠા સહુ ॥ અને સુથાન થયા માતા પુત્ર બેઊ ॥૭૩૦॥
તારે મુગત પામ્યા માહાજે ધ્રુવ ॥ અને કરી પુરણ તેણે સઊ ॥૭૩૧॥
તારે ઊઠીને ધ્રુવ ઊભો થયો ॥ ઊત્તમને તબ મલવા ગયો ॥૭૩૨॥
તારે દઈ આલિંગન તબ મલ્યા બેવીર ॥ અને બે તન કિધો એક શરીર ॥૭૩૩॥
તારે ઊત્તમ નયને નીર અતિ વહે બહુ ॥ અને અપરાધી તારો છું હું ॥૭૩૪॥
જ્યારે જે દનથી તમે ચાલ્યા વન ॥ અને નથી સુકયો નયને રૂદન ॥૭૩૫॥
તારે દિન સતરને માસજ ચાર ॥ અને વિસારી રમતની વાત ॥૭૩૬॥
અને બહુ અપરાધ અમથી હુઓ ॥ અને રદે મા ધરજો કાંહીં ॥૭૩૭॥
તારે ધ્રુવ વચન તબ ઓચરે ॥ અને ઊત્તમ સંતોખી વાતજ કરે ॥૭૩૮॥
તારે હેમ રથ આવ્યા આઠ હજાર ॥ અને કુંવરને તબ કરવા નમસ્કાર ॥૭૩૯॥
તારે પાયે પાયે કપાલા હતા જેહ ॥ અને આવી ચરણે લાગા તેહ ॥૭૪૦॥
તારે બોલે ગુણી જન જયજયકાર ॥ અને મોતીયે વધાવે નાર ॥૭૪૧॥
તારે નાર બહુના હાર ભુજ કરે ॥ અને ગુણી જનના દાલંદર હરે ॥૭૪૨॥
તારે જયજયકાર મંડાણું એહ ॥ અને સોનું રૂપું આપે તીયા ॥૭૪૩॥
તારે ચાલીયું સેન નગર દલવલી ॥ અને પિતા પુત્ર સર્વે સેને ચડી ॥૭૪૪॥
તારે આવી પોતા નગર મોઝાર ॥ અને સેનને સીખ દિધી તે વાર ॥૭૪૫॥
તારે તેજી સુખસાર અંતે પુરણ આવીયા ॥ અને કુંવર વધાવી મંદર લાવીયા ॥૭૪૬॥
તારે સજન કુટૂમ મલે બહુ ॥ અને તપ તણી સુધ પુછે સહુ ॥૭૪૭॥
તારે થલ મુલથી માંડી વાત ॥ અને ધ્રુવયે કિધી આખી રાત ॥૭૪૮॥
તારે ગયો પાપ સર્વેનો વહી ॥ અને શ્રીપતજી વરણાવે તહી ॥૭૪૯॥
તારે પિતા પાસે માગી સીખ ॥ અને કુંવર પોતાને આવ્યા વાસ ॥૭૫૦॥
[illegible] દોડા ઊપાસન કરી ॥ અને પિતા પાસે આવીયા ફરી ॥૭૫૧॥

તારે વચન બોલ્યા એક પરકાશ ॥ અને માગુતે તમારે પાસ ॥૭૫૨॥
તારે તપ સાધના મુજ પુરી કરો ॥ અને વેગે એક જાન આદરો ॥૭૫૩॥
તારે દેઈ વીના તાપજ કિજીયે ॥ અને તે ફલ કાયે નવ લીજીયે ॥૭૫૪॥
તારે પામે રાજા સદી સંજોગ ॥ અને દાન વિના નહી તે ભોગ ॥૭૫૫॥
તારે પુત્ર તણા વચન જે સુની ॥ અને માણસ મોકલીયુ લખપતિ ભણી ॥૭૫૬
તારે તેડ્યા લખપતિ લાખ કુંવાર ॥ અને હું તમને કહું વિચાર ॥૭૫૭॥
તારે વેગે પધારો તમારો કામ ॥ અને એમ બોલ્યા છે રાયે જન ॥૭૫૮॥
તારે લખપતિ કુંડી માંડી તીયા ॥ અને ગંગા તીરે બૈઠા જીયા ॥૭૫૯॥
તારે લખો પત્રિકા ઈન્દ્રસ્થાન ॥ અને કસન રૂખી વસે શીવસ્થાન ॥૭૬૦॥
તારે લખ્યા લેખ કાલંદરી તીર ॥ અને આસન મારગે નદને વીર ॥૭૬૧॥
તારે લખ્યા રાજા મોટા જેહ ॥ અને સૂઊ મલ્યા સઊ તેડ્યા તેહ ॥૭૬૨॥
તારે વેગે ચાલીયા બ્રાહ્મણ બહુ ॥ અને સાદ કરીને તેડ્યા સહુ ॥૭૬૩॥
તારે કિધી વેગે મંડપની ચાલ ॥ અને જોજન મોટો એક વિસ્તાર ॥૭૬૪॥
તારે રતન જડીતર બહુ સાર ॥ અને મોતીનો તોરણ ઝનકાર ॥૭૬૫॥
તારે કરી મંડપને તતવર થયા ॥ અને ઋષી વશિષ્ટ તબ આવીયા ॥૭૬૬॥
તારે કનકપાટ માંડ્યા બહુ સાર ॥ અને ચરણ પખાલે નરને નાર ॥૭૬૭॥
તારે પુછે રૂખી પરમે જતન ॥ અનેક કરો સાદ ધ્રુવ નીજ તન ॥૭૬૮॥
તારે ધ્રુવ આવી લાગીયા પાયે ॥ અને ધન ધન એમ વદે રૂખી રાયે ॥૭૬૯॥
તારે વેનતી રવતાન રૂખીજી એમ વદે ॥ અને કહો વચન જે તમારે રદે ॥૭૭૦॥
તારે સતવચન સદાયે તમ સામાન ॥ અને તમ કૃપાયે હું પામ્યો જ્ઞાન ॥૭૭૧॥
તારે ઊઠી રૂખી મંડપમાહે આવીયા ॥ અને જગન સાનની સેતાહાથય ॥૭૭૨
તારે મોટા ભુપત મળીવા તીયા ॥ અને આવી જગન નેમીયા તીયા ॥૭૭૩॥
તારે ઘણી બાંધી ધુનસાર ॥ અને મંડપ માંડ્યા જયજયકાર ॥૭૭૪॥
તારે નાટક રંભ કરે અનેક ॥ અને વાજંત્ર વાગે બહુ અનેક ॥૭૭૫॥

તારે નગરમાહે અતિ વર્તીયો રંગ॥અને પરવરીયા સર્વે વેગે રંગ ॥૭૭૬॥
તારે રાજા બૈઠા સભા મોઝાર॥ અને તીયાનવ લેયે રૂપ દિઠુ બેનાર॥૭૭૭॥
તારે બેઠા ધ્રુવ પિતા ઓછરંગ॥અને બાલકને મન વર્તીયો રંગ ॥૭૭૮॥
ત્યારે ચાલી આવી રીધસીધ રાયેને પાસ॥અનેબોલીવેણ તીયા પરકાશ॥૭૭૯॥
તારે કરજોડીને ઊભી રહી ॥ અને ધ્રુવ તણી તો વિનંતી કહી ॥૭૮૦॥
તારે અમે અષ્ટમા સિધ્ધને નવનીધ॥અને આપીયું ગોવિંદે તુજ તે રદે ॥ ૭૮૧॥
તારે જ્યારે જે કાઈ બોલીવચન પરકાશ॥અને કર જોડી એમ ઊભી દાસ॥૭૮૨॥
તારે ધ્રુવ ઊઠી પગે લાગીયા ॥ અને ઘણા વવેદ વિનતાને કહ્યા ॥૭૮૩॥
તારે સભા સગલી કરે પરમાણ॥અને અતિ પઊપરાનો ઠામો ઠામ॥૭૮૪॥
તારે નીરખી માયા તે સામે પરેઈનાર॥અને અમરતે ભરીયા ભંડાર॥૭૮૫॥
તારે કર જોડીને માંગી આસ ॥ અને કરે સુમરણ મારે પાસ ॥૭૮૬॥
તારે રાજા મન સંતોખીયા॥ અને પુત્ર તપ નિર્વાણ ॥
પ્રાણાયમ નવ નિધ મોકલી॥તે સહી હેત કરી પરમાણ ॥૭૮૭॥
તારે ધન ધન રાજા છત્ર સાધીયું॥અને સીર નામુ સઊને કહી॥
પણ બાલ બીજો અવતરીયો॥ તે કુલ તમારે સહી ॥૭૮૮॥
જગન ચાલે તો થયો ॥ અને રાજાને કુટમ મંડપ મલ્યો ॥૭૮૯॥
તારે વિવિધ પેરના પકવાનજસાર॥અને તાહા વર્તીયો જાગન જયજયકાર॥૭૯૦
તારે અગે રાજાને ચિંતા ટલી ॥અનેસારીયા કારજ થયા આસનવલી॥૭૯૧॥
તારે કરે સ્તુતિ માહે પોરવીયા॥ અને પુરૂષોત્તમ તો પોતે આવીયા॥ ૭૯૨॥
તારે આવ્યા બ્રાહ્મણ સર્વે ઈશ॥ અને સહી જગન જાણજો દિશ ॥૭૯૩॥
તારે ઈશસ્થાપના હુવા જોયા॥ અને મુરતવંતા બેઠા જાયા ॥૭૯૪॥
તારે જો જોયે ભાયેગ રાજા તણુ॥ અને કથા વરણાઊ ઘણું ॥૭૯૫॥
તારે વદે ઈન્દ્ર સાંભલો રાયેજન॥અનેજે ધ્રુવ છે તારો તન ॥૭૯૬॥
તારે જેણે બીરમ દુઃખન ઊપજાવીયા॥ અને નર બહુ સાંડકી વે છાયા ॥૭૯૭॥

તારે બાલકને કરાવ્યા જાણ ॥ અને વેગે આવ્યા છે પરમાણ ॥૭૯૮॥
તારે મહાતપ સાધિયા કરી અપાર ॥ અને હરી ભગત તો રાજકુંવાર ॥૭૯૯॥
તારે દિઠો બ્રહ્મા તેજ પરકાશ ॥ અને વંદે જાણો પરથમી જઈ પાસ ॥૮૦૦॥
તારે પછે કૈલાસ તણા જે રાયો ॥ અને ચાલી વંદે તેના પાયે ॥૮૦૧॥
તારે બૈઠા દિઠા શ્રીપત દિશ ॥ અને જઈ ચરણે નમાવ્યા શિસ ॥૮૦૨॥
તારે તેડાના દિઠા વરત કરી ॥ કેસો ખાત પુછે પરવરી ॥૮૦૩॥
તારે શ્રીપતના મનમાહે થયો આનંદ ॥ અને પુરણ કૃપા પરમાનંદ ॥૮૦૪॥
તારે બેઠા સભામાં દોયેજ બહુ ॥ અને જગન વેદે ચાલ્યા સહુ ॥૮૦૫॥
તારે ઈન્દ્ર સુર તેડ્યા તેની વાર ॥ અનેક જીયા પન છે અપાર ॥૮૦૬॥
તારે જે મોટા જે માહારથી ॥ અને તે થયા સો જગનમાહે સારતી ॥૮૦૭॥
તારે અનેક તેડાવીયા માહાસાર ॥ અને કેવતા કેટલુ કહે સાર ॥૮૦૮॥
તારે ધન બેસાડી સકો જગન જે થયા ॥ અને પુરણ હેતને દિન આવીયા ॥૮૦૯॥
તારે બોલીયા સુરપત તેડી સાર ॥ અને વિવાહ તણી મંડાવો બાર ॥૮૧૦॥
તારે રખીરાજ મલ્યાછે જીયા ॥ અને જાન સર્વે લાવો તીયા ॥૮૧૧॥
તારે સઈ પરિયાન કિધુ જીયા ॥ અને જાન સવેરી લાવો તીયા ॥૮૧૨॥
વૈશાખ શુધ એકાદશી ॥ અને ઊત્તમ દિન ગુરવાર ॥
પણ જાન સવેરી લાવજો ॥ તે ઈન્દ્રપુરી મોઝાર ॥૮૧૩॥
તારે વીર ચારેને સુરપતિ ॥ અને માંગી ચાલ્યા ઈશ ॥
પણ વેગે જઈને પોચીયા ॥ તે પોતાને થાનકે વાસ ॥૮૧૪॥
તારે ચપદીપરન રૂખી બહુ કરે ॥ અને નરનારી સઊ કોઈ કરગરે ॥૮૧૫॥
તારે સિધા મઈસ સર્વે પુરા થયા ॥ અને રૂખીદેવ સઊ સંતોકીયા ॥૮૧૬॥
તારે સુરસેન વચન દિધી સાર ॥ અને બોલી અસુરને વંદી ચરણ ॥૮૧૭॥
તારે સકલજગન પુરો થયો ॥ અને ઘેર ઘેર ઊછવ મંગલ ગાયો ॥૮૧૮॥
તારે ઘણું સુખ પામ્યા ભુપાલ ॥ અને વિવાહ તણી મંડાવો ચાલ ॥૮૧૯॥

તારે કરી કાજ કુંકુમરોલ ॥ અને ચાલી જાનતે ઝાકમઝોલ ॥ ૮૨૦ ॥
તારે મંડપમાહે હતા રાજ રૂખી જેહ ॥ અને જાન સર્વે પરટી તીયા ॥ ૮૨૧ ॥
તારે ઈન્દ્રપુરી જોવાની આસ ॥ અને સાથે ચાલીયુ નગરનો અડધો વાસ ॥ ૮૨૨
તારે પોતી જાન ઈન્દ્રપુરીયે જઈ ॥ અને લગન મુહુર્તની વેલા થઈ ॥ ૮૨૩ ॥
તારે ધ્રુવ તણી તાહા રાણી આવીયા ॥ અને રૂખી નારદને ચરણ પખાલીયા ॥ ૮૨૪
તારે કનક પાટ માંડ્યા બહુ સાર ॥ અને અનંદ ઊપર કિધા તેણીવાર ॥ ૮૨૫ ॥
તારે સુંદર મંડપ રંચિયા છે જીહા ॥ અને વર કન્યા પોખીયા તીયા ॥ ૮૨૬ ॥
તારે કરે નૃત્ય તીયા અપ્સરા બહુ ॥ અને દિયેગમન પુરે પિતાતણા વહુ ॥ ૮૨૭ ॥
તારે મેહેનાચલ કરે છે જીયા ॥ અને ઊભી ચમર ઢાળે છે તીયા ॥ ૮૨૮ ॥
તારે પરવારીયા ધ્રુવ વેગે પરવરી ॥ વિસમા ચૌરી તીયા ચિતરી ॥ ૮૨૯ ॥
તારે આપિયા ચૌરીમાહે ઈન્દ્ર બહુદાન ॥ કહેતા કેટલા કરે વખાણ ॥ ૮૩૦ ॥
તારે દિન પંધર ઈન્દ્રપુરી માહે રહિયા ॥ અને હવે ચાલવા તતવર થયા ॥ ૮૩૧ ॥
તારે નખેતર કિધું સુર રાજ ॥ અને અનેક જનના સારીયા કાજ ॥ ૮૩૨ ॥
તારે દેવને દર હતા જીયા ॥ અને સીરપત પાસે આવ્યા તીયા ॥ ૮૩૩ ॥
તારે અમ ઘેર પુત્રી એક બાલ ॥ અને ઊત્તમને વરે આપુ રાયે ॥ ૮૩૪ ॥
તારે સહી કારણ કિધા તતકાલ ॥ અને કુંવરને પરણાવ્યા બાલ ॥ ૮૩૫ ॥
તારે દતયે દાન આપીયા બહુદાન ॥ અને ઘણી પેરે સંતોખીયા જાન ॥ ૮૩૬ ॥
તારે ફરી દસદિન મંડપમાહે રહ્યા ॥ અને સર્વે મલી દિન પંચીસજ થયા ॥ ૮૩૭ ॥
તારે કરી સીખ હવે ચાલી જાન ॥ અને બ્રહ્મા ઈન્દ્ર કિધા માન ॥ ૮૩૮ ॥
તારે જઈ પોતા બિસમાવંતી મોઝાર ॥ અને વાજંતર વાજે બહુ સાર ॥ ૮૩૯ ॥
તારે ઊતર્યું સેનતે થાનકે જઈ ॥ અને ભોજનની તો વેલા થઈ ॥ ૮૪૦ ॥
તારે એણી રીતે જયજયકાર ॥ અને પીરસે તીયા બેઠા મહારાજ ॥ ૮૪૧ ॥
તારે મન ઊપનું સુંદર કાજ તીયા ॥ અને લઈ બેઠા ધ્રુવ સુખે જીયા ॥ ૮૪૨ ॥
તારે રદે રાજ કરે છે જીયા ॥ અને એના સરેવે કારજ પુરા થયા ॥ ૮૪૩ ॥

તારે હવે મનસુ કરે છે વિચાર ॥ અને રૂખી પરતે બોલિયા મહારાજ ॥૮૪૪॥
તારે રાજા કહેરે રૂખીજીસુનો ॥ અને આપું કુંવરને રાજ ॥
પણ દન સધે તમે સાધજો ॥ તેઆનો કિજે કાજ ॥૮૪૫॥
તારે જ્યેષ્ઠ સુદ એકાદશી ॥ અને ઊત્તમ મુહૂર્તે ગુરૂવાર ॥
પણ પાટે આણી બેસાડીયા ॥ તે ધ્રુવને તેણી વાર ॥૮૪૬॥
તારે દિયે દાન એકાદશી ॥ અને ધ્રુવને બેસાડિયું પાટ ॥
પણ રૂખી સાચુ ઓચરે ॥ તે માહા કરી ઠાટ ॥૮૪૭॥
તારે આપીયું ધ્રુવને રાજ ॥ અને ઊત્તાનપાદના સીધા સર્વે કાજ ॥૮૪૮॥
પુર્ણ અંવતારે જે કર્યા ॥ તે સુખ નામલાતા તેહ ॥૮૪૯॥
તારે રાજ કાજ તીયા ધ્રુવ પરવરી ॥ અને મનમાહે દયાન હરીનો ધરી ॥૮૫૦॥
તારે માંગ્યા મેહ વરસે બહુ ॥ અને નગરદેસમાહે પુનપુન પરવરે સહુ ॥૮૫૧॥
તારે ધરમ રાજ ચલાવે સહુ ॥ અને રાજસુખ તીયા પામે બહુ ॥૮૫૨॥
તારે કરે રાજતીયા લીલાવિલાસ ॥ અને નગર બીજો થયો કૈલાસ ॥૮૫૩॥
તારે કનક ઈંડોની પાનીભરે ॥ અને ભય કેનો મનમાહે ન ધરે ॥૮૫૪॥
તારે નરનારી નહી વિરોધ ॥ અને દેશ થકી નિસરીયો ક્રોધ ॥૮૫૫॥
તારે દેઓજે પુત્રના રાજ ॥ અને ઘણું સુખ પામીયા મહારાજ ॥૮૫૬॥
જ્યારે ઘણું રાજા વૃદ્દ થયા ॥ અવસાન સમય સમીપે આવીયા ॥૮૫૭॥
તારે વરસ સોલહજારલગી ॥ અને માસસાતને દિન બાર ॥
પણ ધ્રુવ પાસે રાજ રહ્યા ॥ તે બીસમાવંતી મોઝાર ॥૮૫૮॥
તારે આગલતે બૈઠા છોકરા ॥ અને કિધુ મન વિચાર ॥
પણ વેગે જઈ પોચિયા ॥ તે ગંગા કેરે પાર ॥૮૫૯॥
તારે બેહુ પુત્રસુ પરવર્યાજેણીવાર ॥ અને ઘણું દાન દિધા તેણીવાર ॥૮૬૦॥
તારે ઊત્તમ સાધના ભાવે કરી ॥ અને વેગે ચાલ્યા વન પરવરી ॥૮૬૧॥
તારે જઈ પોતા ગંગાને તીર ॥ અને ધ્રુવ દયાન તાહા ગોવિંદ ॥૮૬૨॥

તારે હરિ બ્રહ્માને પોતે ગીનાન ॥ અને તતક્ષણ મલીયા પુરૂખોત્તમ ॥૮૬૩॥
તારે રાજા પોતે વૈકુંઠ વાસ ॥ અને આવ્યા નારદ કહે પરકાશ ॥૮૬૪॥
તારે હતીતીયા રાણી બેયે જાયા ॥ અને સ્વામી સાથે પોતી તીયા ॥૮૬૫॥
તારે માતા પિતાના કિધા કાજ ॥ અને વેગે ગત કિધો ધ્રુવ રાજ ॥૮૬૬॥
તારે વરસ સતર લગી જે ધરમ ॥ અને વેગે ગત પરાકરમ ॥૮૬૭॥
તારે ધરમ રાજ કરે ધ્રુવ રાયે ॥ અને પૂર્ણ પુણ્યતણું મહેવાયે ॥૮૬૮॥
તારે ચોરી દિઠે ચળે નહી ચિત્ત ॥ અને કરો સુખ રાજાને વખેત ॥૮૬૯॥
તારે એણી પેરે રાજા પરવરે ॥ અને ઊત્તમ ધ્રુવની સેવા કરે. ॥૮૭૦॥
તારે ઈન્દ્ર પુત્રી પવન કુમારી ॥ અને ધ્રુવની ઘેર એકજ નારી ॥૮૭૧॥
તારે બહુ દાઢે તેણે ગર્ભેજ થયા ॥ અને પુરે માસે પુત્ર અવતરીયા ॥૮૭૨॥
તારે અબેકુલ કુંવરનું નામ ॥ અને ધ્રુવ તન મન પોતી હામ ॥૮૭૩॥
તારે એમ કરતા કેતા દિન થયા ॥ અને ઊત્તમને ઘેર પુત્ર આવીયા ॥૮૭૪॥
તારે જેને દેનબહુ મતરજે નામ ॥ અને ઘણું રૂપ સુંદર ને ધ્યાન ॥૮૭૫॥
તારે બેઊ કુંવરને ઘણા ભણાવીયા ॥ અને વસમામતરજે પાસ ॥
પણ અક્ષય પદ ભણાવીયા ॥ તે દોનુ વિદ્યા અભ્યાસ ॥૮૭૬॥
તારે ભણી ગણીને આવીયા ॥ અને લક્ષણ બત્રીસ બાલ ॥
પણ અભેકુલ પરણાવીયા ॥ તે લઈ મોસાલ ॥૮૭૭॥
તારે અનેક દિન કરતા ગયા ॥ અને માગીયા વનમાહે રાયે રમવા ગયા ॥૮૭૮॥
તારે જબદડ હતો વન મોઝાર ॥ અને મહા સંગ્રામ થયો તેણે ઠામ ॥૮૭૯॥
તારે અનેક વસટે સંગરામે રહ્યા ॥ અને ઊત્તમ રાયે મુર્છાગત થયા ॥૮૮૦॥
તારે તબ રાજાને થયો જાન ॥ અને જુધમાહે વધ વછોડયા પ્રાણ ॥૮૮૧॥
જ્યારે એવી વાત સાંભલી કાન ॥ અને ઘણું દુઃખ પામ્યા પોતે રાયેજન ॥૮૮૨॥
તારે જોપે જુધ સજાઈ કરી ॥ અને ચાલીયો ધ્રુવ સેન પરવરી ॥૮૮૩॥
તારે બેસી સિંધાસન રાજાબાલ ॥ અને સેન ભારી સખના તવ ચડે ॥૮૮૪॥

તારે દોડીયા દલ તપ ધ્રુવ એજ ધરી ॥ અને સુરપનચાલે બહુનરા ॥૮૮૫॥
તારે સેન પાખડી ગયા ॥ અને રવી તના ઢાકિયા અજવાલા ॥૮૮૬॥
તારે બહુ તેજ તણો ઝમકાર ॥ અને જાને વાજે તરત ઝનકાર ॥૮૮૭॥
તારે પોતા સેન વેગે જઈ ॥ અને ઊલગ નર બેઠા જઈ ॥૮૮૮॥
તારે સર્વે મારી કિધો તેણીવાર ॥ અને યક્ષ રાયે પામ્યા હાર ॥૮૮૯॥
તારે ઘણો રાયેતને મન ક્રોધ ॥ અને સુરતન ચઢી આવે જુધ ॥૮૯૦॥
તારે અભની આવીયા કારજ થઈ ॥ અને કર જોડીને ઊભી રહી ॥૮૯૧॥
તારે હરી ચરણે તે મારીયા કરોધી ॥ અને અનેક મુએજે તમારા વિરોધી ॥૮૯૨॥
તારે આવ્યા જે અંતર દેખી રાયે ॥ અને વળીયું સેન તે ભલુતે ધાયે ॥૮૯૩॥
તારે યક્ષ રાજાને મારી કરી ॥ અને પોતા બિસમા વંતી પુરી ॥૮૯૪॥
તારે રાયે મન અસુ વીમાસે અસુ ॥ અને વલીયાને તે કારજ કેસુ ॥૮૯૫॥
તારે મે મારી સર્વે કિધા કાજ ॥ અને હવે સર્વે કુલના સારૂં કાજ ॥૮૯૬॥
તારે સર્વે માનસ ચાલીયા ઠાયે ॥ અને લઈ પુત્રને બેસાડીયા રાયે ॥૮૯૭॥
જ્યારે જેને દન બંધવ બેસીયા ॥ અને આપે કાજ સર્વેના સારીયા ॥૮૯૮॥
તારે ધ્રુવ રાજ કાજ સર્વે આપીયું ॥ અને સાથ કુંવરને ભણાવીયું ॥૮૯૯॥
તારે એમ કહીને ધ્રુવ ચાલીયા વન ॥ અને ધરીયું ધ્યાન ગોવિંદનો મન ॥૯૦૦॥
તારે તજી નગર ગંગાજીને તીરે ગયા ॥ અને તીયા ગરૂડે ગોવિંદ આવીયા ॥૯૦૧॥
તારે વિમાને બેસાડી વૈકુંઠના નાથ ॥ અને હેત કરી પોતાને સાથ ॥૯૦૨॥
તારે વેગે જઈ પોતા આકાશ ॥ અને જે કહ્યું વૈકુંઠના નાથ ॥૯૦૩॥
તારે જે આવ્યા સર્વે એને જોગ ॥ અને તે સર્વે આવ્યા અમરને સંગ ॥૯૦૪॥
તારે આવ્યા અષ્ટ સિદ્ધ જીયા ॥ અને શ્રીપતિનંદન આવ્યા તીયા ॥૯૦૫॥
તારે આવ્યા બ્રહ્મા ઈન્દ્ર તે વાર ॥ અને ધ્રુવને કરાવ્યા અમૃતના આહાર ॥૯૦૬॥
તારે બ્રહ્મા મહેશ્વર કરેછે ઠાઠ ॥ અને બેસાડીયું લઈ અવિચલ રાજ ॥૯૦૭॥
તારે હતા નારદ ગુપ્ત જેહ ॥ અને આવી તેણે ચરણે લાગા તેહ ॥૯૦૮॥

તારે ચોસટ જોગની આઠ દિસની જેહ ॥ અને ઊભી ચમર હલાવે છે તેહ ॥ ૯૦૯ ॥
તારે નારદ આશિખ બહુ ઓચરે ॥ મન માગતા પરીયાન જ કરે ॥ ૯૧૦ ॥
તારે વિશ્વકર્મા તેડી તે વાર ॥ અને નગર રંચીયો એક અપાર ॥ ૯૧૧ ॥
તારે પ્રભુવચન મસ્તકે ધરી ॥ અને રંચિયો સુંદર કનક પુરી ॥ ૯૧૨ ॥
તારે રતન જડીયા તોરણ ઝનકાર ॥ અને ક્ષુધા તૃષા નહી નગર મોઝાર ॥ ૯૧૩ ॥
તારે નગર રંચિયો વૈકુંઠ સાર ॥ દર્શન હરીના નિશદિન પામું સાર ॥ ૯૧૪ ॥
તારે બોલે ઈન્દ્ર તેણે પરકાસ ॥ અને માગું સ્વામી તમારે પાસ ॥ ૯૧૫ ॥
તારે તમ વચને પરણાવી બાલ ॥ અને મ્રીતલોકમાંતે કેમ રહેસે બાલ ॥ ૯૧૬ ॥
તોરી પવન કુંમારી મારી જેહ ॥ અને વેગે કરીને તેડાવો તેહ ॥ ૯૧૭ ॥
તારે સર્વે ચાહા લાવો આકાશ ॥ અને થીર કરી થાપો ધ્રુવને પાસ ॥ ૯૧૮ ॥
તારે ઈન્દ્રે મેલ્યા પુષ્પક વિમાન ॥ અને વલાવી લાવ્યા તેણે ઠામ ॥ ૯૧૯ ॥
તારે અમૃતનો કરાવો આહાર ॥ અને વાયેમભગ થયા તેની વાર ॥ ૯૨૦ ॥
તારે એ એંધાણ જોજો કથી ॥ અને એ સાચુ પન ખોટું નથી ॥ ૯૨૧ ॥
તારે ધ્રુવ તેડે સરમકી હાથે ॥ અને હેત કરી વૈકુંઠના નાથે ॥ ૯૨૨ ॥
જ્યારે પોતો બીરદ પાલવાને કાજ ॥ અને આપિયું ધ્રુવને અવિંચલ રાજ ॥ ૯૨૩ ॥
તારે આશિષ આપિયું ઓચરે ॥ અને ગંધર્વ કરે વખાણ ॥
પણ એ પુણ્ય કથા સાંભલો ॥ અને શ્રીમુખ કહે નિર્વાણ ॥ ૯૨૪ ॥
એ ગાયે સાંભલે ભાવસું ॥ અને થઈએ એકાગ્રે મન ॥
પણ તેની દસોંદી જાણજો ॥ જોજો ગંગા નિર્મલ તન ॥ ૯૨૫ ॥
તારે એ કથાનો કિર્તન થયો જ્યા ॥ અને પોતે ઊભા શ્રીહરી તીયા ॥ ૯૨૬ ॥
તારે તમે કોઈ નવ જાણે ભેદ ॥ એને સત વચન અવિંચલ વેદ ॥ ૯૨૭ ॥
જ્યારે એ કથાનો કિર્તન કરે ॥ અને જેમ સર્વેના પાતક હરે ॥ ૯૨૮ ॥
તારે ગાયે સુને ભાવે સાંભલે જેહ ॥
અને અવિંચલ પદમો પામે તેહ ॥ ૯૨૯ ॥

તારે એ કથાનો સુરત કાને થાયે ॥ અને પાતક પાંચે દેહીના જાયે ॥ ૯૩૦ ॥
તારે ઘણું સુખ તે પામે જેમ ॥ અને કથા ઊપર જે રાખીયું મન ॥ ૯૩૧ ॥
તારે નરવા ધન ધન પામે સહી ॥ અને સદાયે ધન તે નિર્ધન નહી ॥ ૯૩૨ ॥
તારે નરવધન સદાયે નર હોયે ॥ અને આજ સો સુખીયા બહુ હોયે ॥ ૯૩૩ ॥
તારે એ પુણ્યે પુત્ર પામો સોયે જોયે ॥ અને દુર્મતિ સદાયે ઊત્તમ હોયે ॥ ૯૩૪ ॥
તારે એ કથાનો કિર્તન જો થાયે ॥ અને તીયા ઊભા રહેઊ એકજ પાયે ॥ ૯૩૫
તારે ચાલે નયને નીર જો વહે ॥ તારે જે માનવને મહાદુઃખ હોયે ॥ ૯૩૬ ॥
પણ વેખમ ફલ કથા સુમરે સોયે ॥ અને એ સત સદાયે રાખે તેહ ॥ ૯૩૭ ॥
તારે એ કથા શ્રવણે સુણે ॥ અને જાન જોખમથી ઊતરે તે ॥ ૯૩૮ ॥
તારે એ કથાનો ફલ અનેક ॥ અને ઘેર ઘેર પોતે કહે છે વિવેક ॥ ૯૩૯ ॥
તારે અડસટ તીરથ કથા સંજોગ ॥ અને ગાતા પાવન હોવે અંગ ॥ ૯૪૦ ॥
તારે એમ કહીને પ્રભુજી વલીયા ॥ અને બ્રહ્મા ઈન્દ્ર સર્વે થાનક પરવર્યા ॥ ૯૪૧ ॥
તારે સર્વે દેવ ધ્રુવને નમસ્કાર કરીને ગયા ॥
અને ધ્રુવ રાયે તાહા અવિંચલ રહ્યા ॥ ૯૪૨ ॥
તારે શુકદેવ કથા માંડી કહી ॥ અને કથા કહિયે સાર ॥
પણ પુરૂખોત્તમ પોતે પામીયા ॥ અને ભવસાગરનો પાર ॥ ૯૪૩ ॥
તારે પરીક્ષીતે કથા સાંભલી ॥ અને પામ્યા અતિ આનંદ ॥
તારે વલતા પરિક્ષીતસુ કિધા ॥ અને સાંખજ રાખીયે વાત ॥ ૯૪૪ ॥
પણ કથા એમ સાચુ વદે ॥ તીયા ધરો મેટી દેહ ॥ ૯૪૫ ॥
તારે ગૌરીનંદને કૃપા કરી ॥ અને વૈકુંઠ મુખે કથાવસ કરી ॥ ૯૪૬ ॥
તારે તે વિપ્રસરતે રહેતા હતા જેહ ॥ અને તે કુંતલપુર ગ્રામ તેહ ॥ ૯૪૭ ॥
તારે કુલ દેવે દિધી આશિષ તેહા ॥ અને સુરસેન હયે ઊપદે જીયા ॥ ૯૪૮ ॥
પણ ખેમદાસ કવી જન કહે ॥ તે લાધો ગીનાન બાલક બોલે સોયે ॥ ૯૪૯ ॥
તારે ચોર્યાશીના યે ગુનસાર ॥ અને પાચસો પરવરના ઠાઠ ॥ ૯૫૦ ॥

પણ બાલરસાના બોલે બાલ છે જ્હા ॥ અનેછે કથા તનોશ્રવણતીયા ॥૯૫૧॥
તારે ચતુર હોયસો જોજો ક્થા ॥ અને સર્વેનરનારી તનાસનગાર॥
પણ તેણે રૂપ કહું કેટલું ॥ તો એક તન દેવ વિચાર ॥૯૫૨॥
તારે નિર્મલમુખે કહેજીહા ॥ અને રાગ રસ તેથી વધે તીયા ॥૯૫૩॥
પણ તારે રવિનંદન જે કુંવાર ॥ તે પનોતી કરો બલધાર ॥૯૫૪॥
તારે તે દિન કથા કિધી સાર ॥ અને તે સાંભલજો સઊને સાર ॥૯૫૫॥
તે મહિમા કથા ધ્રુવની થઈ તે સાર કહ્યું ॥
અને એ ધ્રુવનું આખ્યાન સર્વે સંપૂર્ણ થયું ॥૯૫૬॥

# ચોથોશ્રી નરસિંહઅવતાર.

શ્રી નરસિંહ અવતાર લખ્યો છે તેસુણો મુનિવર ભાઈ ॥
ઈયાથકી હરીયે નરસિંહ રૂપે પ્રગટ્યા સાર ॥ ત્યાં દેવ ચતુર્ભુજ અવતર્યા
મુરાર ॥ ૧ ॥
ત્યારે પેલા કર્તા જુગમધે દૈત્ય હિરણ્ય કશ્યપ ભયો ॥
ત્યારે તે અંગુષ્ટઊપર ઊભો રહી તપ કરવા ગયો ॥ ૨ ॥
તે દૈત્યે વનમા જઈ મહાતપ સાધો જેહ ॥
તેણે શંકરે દસ વર આપ્યા તેહ ॥ ૩ ॥
ત્યારે તે વર લઈ ચાલ્યો નગર મોઝાર ॥ ત્યારે દૈત્યનો ગુરૂ આવ્યો
તતકાલ ॥ ૪ ॥
હારે યજમાન તે વર માગ્યો શું ॥ રખે વર માગતા ચુક્યો છે તુ ॥ ૫ ॥
મે તો ગુરૂજી અમરકાયા દસવર માગ્યાસહી ॥
તો સ્વામી અમે માગતા ચુક્યો નહી ॥ ૬ ॥
ભાઈ તારૂ મોત છે ઘરને બાર ॥
કે તને નરસિંહ સાવજથી ઊપજે કાલ ॥ ૭ ॥
ત્યારે હિરણ્ય કશ્યપ પાછો તપ કરવાગયો ॥
ત્યારે શ્રી નરસિંહ ~~નામ સ્વ~~ મનસા રૂપે પ્રગટ થયો ॥ ૮ ॥
જ્યારે દૈત્ય મનમાહે કોપધરીને ઊઠો છે જાહા । ત્યારે નારદ થાસનુરૂપ ધરીને ઊડો છે તાહા ॥૯॥ જ્યારે દેવઋષીવર દેવસભામાહે જાયે । તારે ભગત પ્રલ્હાદ જઈને શ્રીનરસિંહને લાગા પાયે ॥૧૦॥
ભક્ત પ્રલ્હાદનો જનમના પરછા જાણ ॥
હવે સુણો મુનિવરો સહી પરમાણ ॥ ૧૧ ॥
ત્યારે દૈત્ય કોપ ધરી નગર સ્થાને ગયો ॥
તે રાણી કયાધુને મંદિરે વાસો રહ્યો ॥ ૧૨ ॥

તે ભક્ત પ્રલ્હાદ મૃત્યુ લોકમા આવ્યા ભક્તોને કાજ ॥
તે ભક્ત પ્રલ્હાદ માતાને પેટ વસ્યા તેણી રાત ॥૧૩॥
તે ભક્ત પ્રલ્હાદ આ સતગુરૂનેવચને શ્રીહરીને સાથ લાવ્યા ॥
તહા ભક્ત દૈત્ય હિરણ્યકશ્યપ ને ઘેર આવીયા ॥૧૪॥
જાહા તે રાજાએ સ્ત્રીનો ગર્ભ સોધ્યો જાહા ॥
તે દન કયાધુને મહાદુઃખ પડ્યું છે તાહા ॥૧૫॥
તે ભક્ત પ્રલ્હાદે દૈત્ય કારણ માતાગર્ભવાસે દુઃખવેઠયા જેહે ॥
તારે શ્રી નરસિંહે કુખ ફેરવી ભક્ત રાખ્યા ત્યાહે ॥૧૬॥
જે હિરણ્યકશ્યપ દૈત્ય કરતો રાજ ॥
તેના પુત્ર હુવા ભક્ત પ્રલ્હાદ ॥૧૭॥
જ્યારે ભક્ત પ્રલ્હાદ ગર્ભવાસ બંધનથી છુટા જાણ ॥
ત્યારે બહુ રૂદન માતા કરે પરમાણ ॥૧૮॥
બાઈ બેની આપણી નજરે એ બાલક હત્યા વેઠાસે નહી ॥
હવે બાઈ તમે એ બાલકને મેલો વનમા જઈ ॥૧૯॥
જ્યારે ભક્ત પ્રલ્હાદનો જનમ હુવો ॥
ત્યારે લઈને વનમા તેણે મેલો જુવો ॥૨૦॥
તે ભક્ત બાલકને દેવે ભમર પલંગે પોઢાડ્યા હરી ॥
અને તે ભક્તની વનમા ચિંતા કરી ॥૨૧॥
તહા બાલક ભક્ત ભમર પલંગે પોઢ્યા જહા ॥
તે ભક્ત ઊપર વખતમા કામધેનુ દુધ પાય તહા ॥૨૨॥
તે ભક્તને સુવર્ણ પારણુ હિરારતને જડીયુ સહી ॥
તે વનમા આસુ પાલવે બાંધ્યો છે જહી ॥૨૩॥
તે વનમા સહુ મળીને ગુરૂના ગોવાળીયા વમરસ કરે ॥
ભાઈ એ કોઈ મહારાજ કુળી કુવર અવતરે ॥૨૪॥

ભાઈ સર્વે આપણે મળી રાજાને કરીયે જાણ ॥
એ વાંઝીયા રાજા છે તે કુંવરમાટે બહુ દેસે માન ॥૨૫॥
જ્યારે સહુ મળીને કુંવરનુ જાણ કર્યું છે જાહા ॥
ત્યારે તતખેવ પ્રતિહાર દળ આવ્યા તાહા ॥૨૬॥
જ્યારે તે રાજાના દળ આવાવનમાહા તે વાર ॥
તારે સામા દલ દિસે અણગણત્ર અપાર ॥૨૭॥
તારે તે દલમાહે દિઠા રોહિલા હબસી જેહે ॥
તારે પરતીહાર દળ પાછા ભાગા તેહે ॥૨૮॥
તાર પછી રાજા પોતે પધારા તરતવકાળ ॥
તાહા ઘણી એક સ્તુતી કરીને લાવા બાળ ॥૨૯॥
તે વન માહેથી દૈત્ય ઘેર લઈ આવો બાળ ॥
એણે બાળકતણી કિધી પરતીપાળ ॥૩૦॥
જ્યારે તે રાજા કુળી કુંવર પધારા નગર મોઝાર ॥
તારે સહુને ઘેર ઘેર ઓછવમંગલ વરતા અપાર ॥ ૩૧ ॥
તાહા મળી રાજા પરતીહાર વિચારે પેર ॥
રાજા તમે એ બાળકને મેલો અણમાનીતીસ્ત્રીનેઘેર ॥ ૩૨ ॥
હારે રાજા તમે એસ્ત્રીનો ગરભ સોધો હતો જાહા ॥
તે દિને એને માહાદુઃખ પડ્યું છે તાહા ॥ ૩૩ ॥
જ્યારે ભકત પ્રલ્હાદ પાંચ વરસના થયા ॥
તારે સઊ જાણે જે વરસ આઠના ભયા ॥ ૩૪ ॥
તે ભકત પ્રલ્હાદ વરસ આઠના થયા ॥
જાણે વરસ બારના ભયા ॥ ૩૫ ॥
તારે દૈત્ય હિરણ્યકશ્યપ બોલે સોયે ॥
હવે ભણાવું પુત્ર મહા વિદ્યાવંત હોયે ॥ ૩૬ ॥

જ્યારે બાર વરસના પ્રલ્હાદ થાયે ॥
તે લઈ પાટીને ભણવા જાયે ॥ ૩૭ ॥
તેડાવો અઘારૂ બોલો તરતવ કાળ ॥
જે હું કહું તે ભણાજે બાળ ॥ ૩૮ ॥
તારે કેહે કુંવર તમે બ્રાહ્મણ સુણો ॥
અવર નામ પ્રલ્હાદ ન ભણો ॥ ૩૯ ॥
તારે પાટી લઈને કુંવર ભણવા ગયા ॥
તાહા નરસિંહ નામ જપી જાપ મનમા રહા ॥ ૪૦ ॥
કેહે કુંવર તે બ્રાહ્મણ સુણો ॥
શ્રી નરસિંહ નામવિના અવર ના ભણો ॥ ૪૧ ॥
કેહે પ્રલ્હાદ સુણો અઘારૂ સાર ॥
શ્રી નરસિંહ નામ મારો છે આધાર ॥ ૪૨ ॥
જેણે સર્વે સૃષ્ટીના માંડ્યુ મંડાણ ॥
જેણે ગરભવાસ માહે ઊગારો નિરવાણ ॥ ૪૩ ॥
ભાઈ નરસિંહ નામ જપુ કરજોડ ॥
જેથકી પહેલા ભક્ત ઓધરા અનંત કરોડ ॥ ૪૪ ॥
તારે બ્રાહ્મણ બોલો સતજ ભાયે ॥
નરસિંહ નામ સુણો હિરણ્યકશ્યપ રાયે ॥ ૪૫ ॥
તાહા બ્રાહ્મણે કુવરને દિધી સહસ્ત્ર ગાળ ॥
એ અક્ષર નહી ભણીયેરે બાળ ॥ ૪૬ ॥
કહે પ્રલ્હાદ તમે સુણો વિપ્ર સુજાણ ॥
શ્રી નરસિંહ નામ ઊપર વારૂ પ્રાણ ॥ ૪૭ ॥
ત્યારે બ્રાહ્મણ બોલો રાજાસુ સોયે ॥
જે કુંવર કહ્યું નથી માનતો જોયે ॥ ૪૮ ॥

૯૮૦

જે નરસિંહથી હોયે તમારો કાળ ॥
આજ તેનું નામ જપે છે બાળ ॥ ૪૯ ॥
ત્યારે પંડિત કહે રાજા એક વણસ્યુ તમારૂ બાળ ॥
એણે મારી વણસાડી સર્વે નિશાળ ॥ ૫૦ ॥
હાંરે રાજા એ કુંવર કરે છે એવું કામ ॥
તે સર્વે નિશાળીયાને જપાવે તમારા દુષ્મનનુ નામ ॥ ૫૧ ॥
હાંરે રાજા તમે એ કુંવરને શું દો છો માન ॥
ભાઈ તે સોનુ સું પેહેરીયે જેણે ત્રુટે પોતાના કાન ॥ ૫૨ ॥
તારે હિરણ્યકશ્યપ કોપ કરી બોલો ભુપાલ ॥
હવે ડેરામા લઈ મેલો એ બાલ ॥ ૫૩ ॥
ભુત પ્રેત જયાં બહોળા હોય ॥
ત્યાં તે એ બાળકને ફાડી ખાય ॥ ૫૪ ॥
હિરણ્યકશ્યપ દેવળ ડેરા પુજે છે જાહા ॥
એક રાત ભક્ત પ્રલ્હાદને સહી રાખ્યા તાહા ॥ ૫૫ ॥
જયારે ભક્ત પ્રલ્હાદને ડેરા માહે ધર્યો ॥
તારે ટુક ટુક હાથે દેવલ પડ્યો ॥ ૫૬ ॥
જયારે બેઠા પ્રલ્હાદ નામ નરસિંહનો ભણ્યો ॥
ત્યારે હિરણ્યકશ્યપે વાત જો સુણ્યો ॥ ૫૭ ॥
જયારે પ્રલ્હાદને અગ્નીંગ ઊતાર્યો જાહા ॥
ત્યારે દેવળના હાથ પગનખ મોહો છેદા તાહા ॥ ૫૮ ॥
તારે હિરણ્યકશ્યપ કુંવરને સમુંદરમા ધરે ॥
એ બાળક મોત વગર અવગતે મરે ॥ ૫૯ ॥
જયારે દૈત્ય બાળકને સમંદરમાહે ધરીને પાછાવળા ॥
તારે હરીયે હંસરાજા બાળકને લઈ બાહર નિસરા ॥ ૬૦ ॥

જે દૈત્યે કુંવરને સમુંદર માહા મેલ્યો જાહા ॥
તાહાથી ભક્ત પ્રલ્હાદ હંસજીસું ઝીલ્યા તાહા ॥ ૬૧॥
દૈત્યે જે બાળકને સમુંદર માહે દિયો ॥
તાહા હંસ રાજાયે તેણે ઊગારી લીયો ॥ ૬૨॥
જ્યારે બેઠા પ્રલ્હાદ નામ નરસિંહ ભણે ॥
ત્યારે દૈત્ય હિરણ્યકશ્યપ વાતજ સુણે ॥ ૬૩॥
તારે પ્રલ્હાદ કુવરની માતા આવી એમ જો કેહે ॥
હારે બાલક પાંચ દિવસ ઢીલડા ધરી લેહે ॥ ૬૪॥
તાહા માતા કુવરને વારે જેહે ॥
પછે આપણા સકતા સ્વામીજી પુજીસુ તેહે ॥ ૬૫॥
તારે પ્રલ્હાદ વચન બોલ્યો છે તાહા ॥
માતા આજ નરસિંહ નામે ઊગરીયે આહાં ॥ ૬૬॥
ત્યારે દૈત્ય કહે આણી સર્પ ડસાવો બાળ ॥
જે ચઢે વીખને મરે તતકાળ ॥ ૬૭॥
તાહા આણ્યો સર્પ જે પ્રલ્હાદને ડસે ॥
તે વીખ ફીટીને અમૃત થસે ॥ ૬૮॥
ત્યારે બેઠા પ્રલ્હાદ નામશ્રીનરસિંહનું ભણે ॥
દૈત્ય હિરણ્યકશ્યપ વાત તે સુણે ॥ ૬૯॥
દૈત્ય કહે રે હસ્તી તળે લઈ નાખો બાળ ॥
કુવરને મારી નાખે તરતકાળ ॥ ૭૦॥
બાંધી બાળને હસ્તી તળે દિયો ॥
પણ તાહા ચરણ લાગીને કુંજર ગયો ॥ ૭૧॥
દૈત્યે ભક્ત પ્રલ્હાદને હસ્તી આગળ ઓરા જાહા ॥
કરી પ્રણામને ગજેંદ્ર પાછો વળીયો તાહા ॥ ૭૨॥

ત્યાં બેઠા પ્રલ્હાદ નામશ્રી નરસિંહનુ ભણે ॥
તે દૈત્ય હિરણ્યકશ્યપ વાત જો સુણે ॥ ૭૩ ॥
દૈત્ય કહે ઘાણીમાહે બાલક પીલાવો જઈ ॥
જે મસ્તક કાયા ચૂરણ થાય સહી ॥ ૭૪ ॥
જ્યારે ભક્ત પ્રલ્હાદને ઘાણીમા ઓરીને પીલ્યાજઈ ॥
ત્યારે ઘાણીની લાટ ફાટી નવ કટકા થઈ ॥ ૭૫ ॥
ત્યાં બેઠા પ્રલ્હાદ નામશ્રી નરસિંહનું ભણે ॥
ત્યાં હિરણ્યકશ્યપ વાત જો સુણે ॥ ૭૬ ॥
દૈત્ય કહે અમે દેવળ દેહરા પુજ્યા છે જ્યાં ॥
એ બાળકને લઈ મેલો ત્યાં ॥ ૭૭ ॥
તે કુંવરને દેવળ દેહરામા ઘાલ્યા જઈ પ્રતિહાર ॥
ત્યારે ભુત પ્રેત ઊઠ્યા તેણીવાર ॥ ૭૮ ॥
તે ભકત પ્રલ્હાદને હજુરથી હથીયાર ઊતરીયાજાહા ॥
તેણે દેવળના હાથપગનાક મસ્તક છેદ્યા તાહા ॥ ૭૯ ॥
તાહા બેઠા પ્રલ્હાદ નામશ્રી નરસિંહ ભણે ॥
દૈત્ય હિરણ્યકશ્યપ વાત જો સુણે ॥ ૮૦ ॥
ત્યારે હિરણ્યકશ્યપ બોલ્યો તરતકાળ ॥
હવે એ ડુંગરે લઈને ચઢાવો બાળ ॥ ૮૧ ॥
તે ભકતને ચામડે મઢીને ડુંગરઊપર ચઢાવાજાહા ॥
તારે દેવે અમરઢોલે ઢોલાવા તાહા ॥ ૮૨ ॥
જ્યારે ડુંગર ઊપરથી કુંવરને ઢોળ્યા જાહા ॥
ત્યારે પ્રલ્હાદને પવનવેગે દેવ ધાઈ પોતા તાહા ॥ ૮૩ ॥
તાહા બેઠા પ્રલ્હાદ નામ નરસિંહ ભણે ॥
ત્યારે દૈત્ય હિરણ્યકશ્યપ વાત જો સુણે ॥ ૮૪ ॥

માતા કહે કુંવરને પાંચ દિવસ ધરમ ઢીલડા ધરો॥
પછે આપણા રકતા સ્વામીની સેવા કરો ॥૮૫॥
તારે ભકત પ્રલ્હાદ માતાસુ વચન બોલ્યા તાહા॥
આપણે શ્રી નરસિંહ હાજર બેઠા છે આહા ॥૮૬॥
બેઠા પ્રલ્હાદ નામ નરસિંહ ભણે ॥
દૈત્ય હિરણ્યકશ્યપ વાત જો સુણે ॥૮૭॥
ત્યારે બોલ્યા દૈત્ય મારૂ હોયે કાજ॥
હવે એને હોળીમા ઘાલીને બાળો આજ ॥૮૮॥
તે દૈત્ય હિરણ્યકશ્યપ મન કોપે થયો છે તાહા॥
હવે કુંવરને હોળીમાહે સળગાડીને બાળો આહા॥ ૮૯॥
દૈત્યે જ્યારે હોળી લગાવી કિધી મોટી જાળ ॥
શ્રી નરસિંહ વૃધ્ધબ્રાહ્મણ થઈ આવા તરતકાળ॥ ૯૦॥
ત્યારે દેવે હોળીએ અનામત સુત્ર વીંટ્યા તાહે॥
અગન તુ મારા ભકતને એણી પેરે રાખો માહે॥ ૯૧॥
તે દિન પ્રલ્હાદની માતા બહુ રૂદન જો કરે ॥
તાહા નરસિંહ બ્રાહ્મણરૂપ લઈ આવી સંચરે॥ ૯૨॥
કહે બ્રાહ્મણ હારે બાઈ તુ શું રૂવે છે આહી॥
તમારા કુંવરને દેવ અનામત રાખશે સહી॥ ૯૩॥
તે પ્રલ્હાદની માતાયે હોળી વધાવી આપ ॥
તમે એવા ત્રુઠજો સ્વામી સહુને સાથ ॥ ૯૪॥
તે કુંવરને હોળીમા ઘાલીયો જે વાર ॥
અને ઊપર દૈત્યે કાષ્ટે સિંચ્યા અપાર ॥ ૯૫॥
ઊભા લોક અને દાઝે આગ ॥
ભાઈ હવે કુંવર કયા જાસે ભાગ ॥ ૯૬॥

૮૮૪

ફરતા લોક ઊભા રહે પાસે ॥
વચે અગની લાગ્યો ચોપાસ પરકાશે ॥ ૯૭ ॥
જેનો સખા છે દીન દયાળ ॥
તાહા ચઢી સંતોકે બેઠો બાળ ॥ ૯૮ ॥
ત્યારે બોલ્યો દૈત્ય મારૂ અવિંચળ રાજ ॥
એ દુશ્મનને હોળીમાહે બાળો આજ ॥ ૯૯ ॥
પણ જ્યારે વાણુ વાયે ઊગે રવિભાણ ॥
તાહા ભણે પ્રલ્હાદ શ્રી નરસિંહ નામ ॥ ૧૦૦ ॥
તારે દૈત્યને મન તાહા વસીયો કાળ ॥
કહે હવે થંબસુ બાંધુ રે એ બાળ ॥ ૧૦૧ ॥
આણી લોહ થંબ અગનસુ ધીકાયે ॥
ધગ ધગતો ફરતો થંબ થાયે ॥ ૧૦૨ ॥
લોહ થંબ માહેથી અગની નિસરે ॥
તારે પ્રલ્હાદ નામ નરસિંહ ઓચરે ॥ ૧૦૩ ॥
ત્યારે નગર લોક મળી ઊભા થાયે ॥
તાહા સકળ સભાસુ બેઠો રાયે ॥ ૧૦૪ ॥
તારે બોલ્યો હિરણ્યકશ્યપ લાવો એ બાળ ॥
અને થંબસુ તાણી બાંધો તરતકાળ ॥ ૧૦૫ ॥
ત્યારે પ્રલ્હાદ આણી સભામાહે ધરા ॥
ત્યાં શિર ઊઘાડે ઊભા રહા ॥ ૧૦૬ ॥
જ્યારે આણી સાકળને બાંધ્યો થંબ ॥
તારે દૈત્ય તાહા બોલ્યો આનંદ ॥ ૧૦૭ ॥
એ જાહા તાહાથી નાઠો જાયે બાળ ॥
હવે થંબસુ તાણી બાંધો તરતકાળ ॥ ૧૦૮ ॥

તે નરસિંહ નામનો સ્મરણ કિયો ॥
હવે તારો સ્વામી કહા ગીયો ॥ ૧૦૯ ॥
અરે બાળક તુ એવો સું અજાણ ॥
અને નરસિંહ નામથીજશે તારો પ્રાણ ॥ ૧૧૦ ॥
આરે મુરખ મનમા એવું સું કરે ॥
આ લોક દેખતા તું કાહા મરે ॥ ૧૧૧ ॥
લોકસું કુંવર બોલ્યો સત્ય પ્રકાશ ॥
અમારે હરદમ હાજર નરસિંહ પાસ ॥ ૧૧૨ ॥
ત્રણ લોક માહે એ છે ભરપૂર ॥
આ લોહા પાવકમાહે છે નહી દૂર ॥ ૧૧૩ ॥
જેસી ફૂલમાહે જાણો વાસ ॥
તેસા નરસિંહ અમારે પાસ ॥ ૧૧૪ ॥
જેસી નયનામાહે પુતળી સત જોયે ॥
તેસા નરસિંહ હાજર મોયે ॥ ૧૧૫ ॥
હારે પ્રલ્હાદ અમે કહુ છું તોયે ॥
પણ હાજર હોયે તો દેખાડો મોયે ॥ ૧૧૬ ॥
તારે પ્રલ્હાદ વચન એવુ કેહે ॥
મારો સ્વામી આ થંબમાહેરેહે ॥ ૧૧૭ ॥
જ્યારે એવા વચન કહા પ્રલ્હાદ ॥
ફાટો થંબને થયો બહુ આવાજ ॥ ૧૧૮ ॥
તારે નરસિંહ રૂપ થયા પરકાશ ॥
જાણે ત્રુટી પડ્યો આકાશ ॥ ૧૧૯ ॥
ચોથે શ્રી નરસિંહ હરી અવતાર ॥
ભકતની વારે ધાયા દેવ મુરાર ॥ ૧૨૦ ॥

તે ભક્ત કારણ ચોથે શ્રી નરસિંહ ભયો ॥
તારે દેવ ફોડી થંબ માહે પરગટ થયો ॥૧૨૧॥
જાહા થંબ ફોડી પરગટ થયા નરસિંહરાયે ॥
તાહા ભક્ત પ્રલ્હાદ તો લાગા પાયે ॥૧૨૨॥
શ્રી નરસિંહ રૂપે હરી પ્રગટ્યા જાણ ॥
જેમ સહસ્ત્ર કળાસુ ઊગા ભાણ ॥૧૨૩॥
ચોથે શ્રી નરસિંહ રૂપ જો ધરી ॥
અને ભક્ત કારણ અવતર્યા શ્રી હરી ॥૧૨૪॥
ધંધરી વેળાયે ધરીયુ ધ્યાન ॥
તાહા નરસિંહ રૂપ ધર્યુ શ્રી ભગવાન ॥૧૨૫॥
શ્રી નરસિંહ રૂપે તાહા હુવા જબ ॥
અને જીભા જેસી વિજળી લબ ॥૧૨૬॥
દાંત જેવા પુનમના ચંદ ॥
તાહા ભક્તને મન થયા આનંદ ॥૧૨૭॥
જ્યારે ફેરવે પુછ જેમ વાસંગ નાગ ॥
તારે હિરણ્યકશ્યપ ચાલ્યો ભાગ ॥૧૨૮॥
જ્યારે નરસિંહ રૂપે ઝાલો જાયે ॥
ત્યારે થર થર ધ્રુજે હિરણ્યકશ્યપ રાયે ॥૧૨૯॥
જાહા દેખો દૈત્યને કોપા શ્રી હરી ॥
તાહા દેવે ધરીયુ માહા બળ તેજ જો કરી ॥૧૩૦॥
હારે દૈત્ય દુષ્ટ તે સુસારો કામ કિયો ॥
મારા ભગતને દુઃખ કેમ દિયો ॥૧૩૧॥
હારે શ્રી નરસિંહ તમે કેમ મારસો મોયે ॥
મારી વાત એક સુણજો કહું છું તોયે ॥૧૩૨॥

હરી તમે સાંભળો વાત સું કહિયે ઘણી ॥
શ્રી શંકરે અમર કાયા કિધી છે મુજતણી ॥૧૩૩॥
સુણો નરસિંહ કેમ મારસો મોયે ॥
મારી વાત એક સુણ કહું છું તોયે ॥૧૩૪॥
જ્યારે ઈશ્વર આગળ બહુ તપ કિયો ॥
ત્યારે ઈશ્વરે દસવર તાહા દિયો ॥૧૩૫॥
ઈશ્વરના વચન વમાસી જોયે ॥
શ્રી નરસિંહ કેમ મારસો મોયે ॥૧૩૬॥
ખોળે લીધોને ખાંદે ચઢે ॥
આલો કોલ તે જુઠો કેમ પડે ॥૧૩૭॥
ધરતી આકાશ મોત નહી મોયે ॥
સ્ત્રી પુરૂષ ના મારે કોયે ॥૧૩૮॥
ઘર આંગણે બાહેર ના મરૂ ॥
એસા વચન નરહરી તમસું ઓચરૂં ॥૧૩૯॥
લોડે લાકડે મોત ના હોયે ॥
લીલે સુકે ન મારે કોયે ॥૧૪૦॥
હું રાત દિવસે મોતે નહી મરૂં ॥
એવી વાણી તમસુ ઓચરૂં ॥૧૪૧॥
સુણો નરસિંહ વાત શું કહું ઘણી ॥
મારી કાયા છે અમર તણી ॥૧૪૨॥
સકળ જનમારો અમર કિયો ॥
ઈશ્વર મહાદેવ ઈઆ વર દિયો ॥૧૪૩॥
ઈશ્વર વચન વમાસી જોયે ॥
તુ નરસિંહ કેમ મારો મોયે ॥૧૪૪॥

મારી શ્રી શંકરે અમર કાયા કરી હુંનવમરૂ ॥
શ્રી નરસિંહ વાણી નમસુ ઓચરૂ ॥૧૪૫॥
એસો વર શ્રીશંકરે દિયો શ્રીહરી ॥
તો તમે મુજને મારો કહો કોણ પેરજ કરી ॥૧૪૬॥
ત્યારે શ્રી નરસિંહ વચન બોલ્યા સતજ ભાયે ॥
સુણો વચન હિરણ્યકશ્યપ રાયે ॥૧૪૭॥
તુ સાસો એ જભાયે ચંતા થાયે ॥
તારે હરીયે બેસારો માંડી પાયે ॥૧૪૮॥
સુણો રે દૈત્ય કહુ વિચાર ॥
શ્રી નર સિંહ રૂપ લઈ બેઠા ઊંબરાબાર ॥૧૪૯॥
જ્યારે સુરજ આથમોને સમસાંજ થાયે ॥
તાહા દેવ ધરી બેઠા માંડી પાયે ॥૧૫૦॥
સુણરે દૈત્ય કહું સત ભાયે ॥
આ ઘર કે આંગણુ કેહેવાયે ॥૧૫૧॥
સુણરે દૈત્ય તુ મુરખ અગનાન ॥
આ ધરતી છે કે અસમાન ॥૧૫૨॥
સુણરે દૈત્ય હું પુછું વિચાર ॥
આ હું છુ નર કે હું છું નાર ॥૧૫૩॥
જ્યારે હરીયે રૂપ પરકાસી પરાક્રમકરાજેહ ॥
ત્યારે દેવે અદ્દભૂત નખ વધારા તેહ ॥૧૫૪॥
નખથી ઓર દેખાડા પાયે ॥
આ લોહુ છે કે લાકડુ હો રાયે ॥૧૫૫॥
લીલુ કે સુકુ વમાસીને જોયે ॥
ઈશ્વિર વાચાઓ સીકલ હોઈ ॥૧૫૬॥

ત્યારે દૈત્ય બોલ્યો સત જો ધરી ॥
ઈશ્વર વાચાએ સીંહની સીકલ કરી ॥૧૫૭॥
સુણો નરસીંહ કહું સત ભાયે ॥
એટલુ માગતો ચુડો દાયે ॥૧૫૮॥
હરીયે હિરણ્યકશ્યપ રાખો નેવા હેઠ ॥
તેને વકટ નોહર વાયા છે પેટ ॥૧૫૯॥
નરસિંહએ માર્યો દૈત્ય રાખી નેવા હેઠ॥
તેને વકટ નોહોર માર્યો છે પેટ ॥૧૬૦॥
જે મારી હિરણ્યકશ્યપને નકંદ કિયો ॥
ત્યારે દૈત્યને મારવા અવતાર નરસિંહનો લિયો ॥૧૬૧॥
તે વાઘનોહોરે ચુટી દૈત્ય માર્યો જાહા ॥
કરોડી પાચસુ પ્રલ્હાદ તાર્યા તાહા ॥૧૬૨॥
માર્યો દૈત્ય જ્યારે રૂપ નિધાન ॥
નરસિંહે રગતે કિધા સ્નાન ॥૧૬૩॥
જ્યારે દૈત્યના રગતે ન્હાયા સઊ દેવ॥
તારે ભક્તોને ઘેર ઓછવ મંગળ વરતા તતએવ ॥૧૬૪॥
ભક્ત સર્વેની પુરી આસ ॥
અને ભક્ત પ્રલ્હાદ હરીને પાસ ॥૧૬૫॥
જ્યારે ચોથે રૂપે હરી નરસિંહ અવતાર॥
ત્યારે ભક્ત પ્રલ્હાદના કિધા ઊદ્ધાર ॥૧૬૬॥
જ્યારે દૈત્ય હિરણ્યકશ્યપ માર્યો નખે ધાર॥
ત્યારે ભક્ત પ્રલ્હાદને વર આલ્યો તેણે ઠાર ॥૧૬૭॥
શ્રી નરસિંહ રૂપે ત્રુટા ભક્તોને કાજ ॥
તેણે દેવે આલ્યુ અવિચલ વૈકુંઠનો રાજ ॥૧૬૮॥

ત્યાર પછી સંસારમાંહે પ્રગટ થયા મોરાર ॥
તારે પાચ કરોડી ભકતોને ઊતાર્યા પાર ॥૧૬૯॥
જે કર્તા જુગમા ચાર રૂપે હરીયે ધર્યો અવતાર ॥
ભાઈ તે તાહા કરણ કલ્પ મોઝાર ॥૧૭૦॥
ચાર દાનવ દેવે સંઘાર્યા જાણ ॥
તારે ચાર ભકત ઓધારા પરમાણ ॥૧૭૧॥
શંખવો મધુવો મોરવો ને હિરણ્યકશ્યપ ભૂપ ॥
એ ચાર દાનવ દેવે માર્યા આપ ॥૧૭૨॥
રૂખમાંગદ અંબરીખ ધ્રુવ ને પ્રલ્હાદ ॥
એ ચાર ભકતના દેવે કિધા કાજ ॥૧૭૩॥
જ્યારે ભક્ત પ્રલ્હાદ આ સતપંથ ધાયા જાણ ॥
તારે સર્વે લોક કંટમે નિંદા કરીને વંગાઓ નિર્વાણ ॥૧૭૪॥
એ ભકત પ્રલ્હાદ લોહ થંબસુ બાંધા જેહ ॥
ભાઈ તેણે તોએ પીઠ ના ફેરવી તેહ ॥૧૭૫॥
કરતા જુગ માહે પંદર કરોડી ગોર બ્રહ્માયે નીમા જાહા ॥
તેમા પાચ કરોડી દેવ સનમુખ રહા તાહા ॥૧૭૬॥
જ્યારે પ્રલ્હાદને બહુ કષ્ટ પડયો જાહા ॥
ત્યારે કરોડી દસ તુટા છે તાહા ॥૧૭૭॥
કરતા જુગમાહે મુખી પ્રલ્હાદ પંદર કરોડી આવા જેહ ॥
તેમા કરોડી પાચ દેવ સાચા સતપંથ જાણા તેહ ॥૧૭૮॥
તેમા કરોડી પાચે વિશ્વાસ ઓછો આણ્યો જાણ ॥
તે ફરી ફરી પડા લખ ચોર્યાચસી ખાણ ॥૧૭૯॥
તેમાથી પાચ કરોડી પરલે ગયા જેહ ॥
જેણે આવા ગોર નર ઊપર ના આણ્યા નેહ ॥૧૮૦॥

જાણી જોઈને ભુલ્યા છે અજાણ ॥
તે નિછ્ટે પડ્યા નરકની ખાણ ॥૧૮૧॥
તે ભક્ત પ્રલ્હાદ આ સતગુરૂ પુરા સેવ્યા જેહ ॥
તેણે આ ગોરની વાચા પાળી વેદે ભેદા તેહ ॥૧૮૨॥
જે પાચ કરોડીશું દેવ નિપના જાહા ॥
તેની સાખ ચાલી કર્તા જુગ માહા ॥૧૮૩॥
તો મુનિવર ભાઈઓ એસા સત કમાઈએ આજ ॥
જેસા સતે ધાયા ભક્ત પ્રલ્હાદ ॥૧૮૪॥
જેણે સગા સાજન કારમા કિધા સર્વે તાજ ॥
તેણે ખેણુ એક ના રાખી લોકની લાજ ॥૧૮૫॥
તો મુનિવર ભાઈ એસા સત જો કિજીએ આજ ॥
તમે ગુરૂનરસુ પુરા હેત રાખો તો થાયે કાજ ॥૧૮૬॥
જો જીવ કારણ ટુક ટુક થઈને ભોએ પડો ॥
તમે તો પણ ગુરૂ નરસુ હેત ના છોડો ॥૧૮૭॥
કર્તા જુગમાહે ચાર રૂપ જો ધરી ॥
ચાર દાનવ સંધારા શ્રી હરી ॥૧૮૮॥
ભાઈ મુનિવરો સાચુ જાણજો એ ભગત ઓધાર ॥
ભાઈ તમે નરસુ રેહેજો નિરધાર ॥૧૮૯॥
એ કર્તા જુગમાહે સ્વામીજીના ચાર અવતાર જાણ ॥
તાહા ચાર દાનવ સંધાર્યા નરવાણ ॥૧૯૦॥
એવા શ્રી નરસિંહ રૂપે કિધા કામ ॥
ત્યા ગુરૂ અમર તેજ હુવા નામ ॥૧૯૧॥
ભકતો કારણ કિધા કામ ॥
મારી દૈત્યને ટાળ્યા તેમના ઠામ ॥૧૯૨॥

વ્રત એકાદશી આદિતવારી ઊતરી સહી ।
અને ચૌદશ મંગળવારી બેઠી તહીં ॥ ૧૯૩ ॥
કર્તા જુગના ઊતર્યા ધ્યાન ॥ જુગત્રેતા બેઠો નિરવાણ ॥ ૧૯૪ ॥
ત્યારે દેવે હિરણ્યકશ્યપને માર્યો જેણીવાર ॥
ત્યારે સંસારમાં પ્રગટ થયા મુરાર ॥ ૧૯૫ ॥
ત્યારે શ્રી નરસિંહની માતા તો ચંદ્રાવતી કહિયે ॥
પિતા તો હરિતક રૂખી કહિયે ॥ ૧૯૬ ॥
ત્યાં ગુરૂ તો અમર તેજ જાણ ॥
શક્તિ તો સમીયા દેવી પ્રમાણ ॥ ૧૯૭ ॥
ત્યારે સ્વસ્થાન તો કશ્મિર મંઢાણ જાણ ॥
ક્ષેમ તો મુલતાન નગરી પ્રમાણ ॥ ૧૯૮ ॥
ત્યારે મારીયો દાનવ હિરણ્યકશ્યપ જાણ ॥
ત્યારે ભક્ત પ્રલ્હાદને તારીયા નિર્વાણ ॥ ૧૯૯ ॥
ત્યારે ચાર લાખને બત્રીસહજાર નરસિંહ રૂપે જાણ ॥
ત્યારે રૂગ્વેદ હોતા પ્રમાણ ॥ ૨૦૦ ॥
ત્યારે સતરા લાખને અઠાવીસ સહસ્ત્ર જુગ કર્તાનુ પ્રમાણ ॥
ત્યારે ભક્ત પ્રલ્હાદ પામીયા અમરાપુરી જાણ ॥ ૨૦૧ ॥
ત્યારે તેણે તો સતપંથ આરાધિયા જાણ ॥
તેણે અમરાપુરીનું ઠામ પામીયા નિરવાણ ॥ ૨૦૨ ॥
એવં શ્રી હરીનો ચોથો શ્રી નરસિંહ અવતાર પૂરણ સહી ॥
એવી શ્રી સદગુરૂ ઈમામશાહે વાણી કહી ॥ ૨૦૩ ॥

# શ્રી નરસિંહ અવતાર સમાપ્ત.

# પાચમો શ્રી વામન અવતાર.

બીજા ત્રેતા જુગનું માંડ્યું મંડાણ જેહ ॥
તમો સુણો મુનિવર ભાઈ તેહ ॥ ૧ ॥
જ્યારે ચતુરદશીને રવિવાર જાણ ॥
તે દિન જુગ ત્રેતાનું માંડ્યુ મંડાણ ॥ ૨ ॥
ઈયા થકી બીજા ત્રેતા જુગની સાંખા સાચ ॥
અને સદગુરૂ તો વશિષ્ટ વાચ ॥ ૩ ॥
ત્રેતા જુગમાહે દૈત્ય બલીરાજા હોય અવતરે ॥
તે છાસટ કરોડી દૈત્ય સાથે પરવર્યો ॥ ૪ ॥
ત્રેતા જુગમા બલીરાજા એકછત્ર રાજ કરે નિર્વાણ ॥
તે દૈત્યના ગુરૂ તો વાચે વેદ પરમાણ ॥ ૫ ॥
તે ગુરૂ શુક્રાચાર્યને બલીરાજા પુછે વિચાર ॥
તો ગુરૂજી નારાયણશું યુધ્ધ કરતા મુજને આવે હાર ॥ ૬
ગુરૂજી તમે એવા જ્યોતિખ જોઈને કેજો ભેદ ॥
હવે સ્વામી તેવી વાત કરીસુ દેવ ॥ ૭ ॥
તાહા ગુરૂ વાચે પુરાણ સુણો બલીરાજા એ વચન અમૃત ઘણો ॥
તાહા ગુરૂ કહે હવે બલીરાજા જગન દાન તમે માંડો ઘણો ॥ ૮ ॥
તમે જગન તણો માંડો મંડાણ ॥
મન ઈછા દાન કરો પરમાણ ॥ ૯ ॥
તે ગુરૂને બળરાજાયે સત વચન દિયા ॥
તાહા રાજાયે જગનદાન વ્રત જો લીયા ॥ ૧૦ ॥

૮૮૭

૯૯૪

જે કોઈ જાચક જાચણ આવે તુજ કને ॥
તેણે બહુદાન આપે સોવણને કામધેન ॥ ૧૧ ॥
તારે બલીરાજાના મનમાહે એવી ચીંતા થઈ ॥
ભાઈ હવે અમે જગનનો આરંભ માંડો સહી ॥ ૧૨ ॥
ત્યારે બલીરાજાયે વિપ્રતેડાવ્યા બહુ વિદ્યાવંતજાણ ॥
તેણે મહા હોમ જગન માંડ્યો તેણે ઠામ ॥ ૧૩ ॥
ત્યારે હોમે દુધ ખાંડ ઘૃત ભક્ષ ભોજન અઢાર ॥
તહા હોમે પાચે પરિમળ બહુ સુગંધ સાર ॥ ૧૪ ॥
તાહા બહુ રાજા ક્ષત્રી બ્રાહ્મણ અપાર ॥
તે જગનમા આવી બેઠા સહુ તેણે ઠાર ॥ ૧૫ ॥
ત્યાં બ્રાહ્મણ તો પુરણ હોમ જગન માંડે ॥
તે ભણી મંત્ર સર્વે આહુતી આપે ॥ ૧૬ ॥
જ્યારે અગની ઝાલ જઈ લાગી બ્રહ્માંડ ॥
ત્યારે કાંપ્યા ઈન્દ્ર દેવલોક નવખંડ ॥ ૧૭ ॥
ત્યાં બળીરાજા જગન નવ્વાણુ એણી પેરે કર્યા ॥
તહા દેશ ભમેરીના પુરોહિત આવી સંચર્યા ॥ ૧૮ ॥
ભાઈ અમે રાજા બ્રહ્મસેન પઠાવુ છુ મોહે ॥
તેની કન્યા એક આપે છે તોયે ॥ ૧૯ ॥
હારેબલરાજા તમે પરણજો કન્યા છેબહુ રૂપવંતી સુજાણ ॥
તે ઊગતા સુરજ જેમ લોપે ભાણ ॥ ૨૦ ॥
તે દૈત્ય મદનો માતો જગનમાથી ઊઠીબેઠો થયો ॥
તે કન્યા રાજા બ્રહ્મસેનને ઘેર પરણવા ગયો ॥ ૨૧ ॥
ત્યાંસર્વે દેવ રખેશર મળીને નારાયણદેવશુ કહ્યો ॥
હવે સ્વામી એ દૈત્ય બલીરાજ માહાતંગી થયો ॥ ૨૨ ॥

હવે સ્વામી તમે કાઈક છળબળ કરોશ્રીહરી ॥
હે બળી દૈત્યને સંઘારો ઘરી ॥ ૨૩ ॥
એવું કહીને દેવ રખેશર વળ્યા તેણીવાર ॥
ત્યારેત્યાં દેવે વૃધ્દબ્રાહ્મણનું રૂપ લીધુ તતકાલ ॥ ૨૪ ॥
ત્યારે સ્વામીજીયે તેનુ સત જોવાને આપે કરતવ કિધા સાર ॥
તે દેવ ક્ષણુ એકમા ગયા રાજા બ્રહ્મસેનને દ્વાર ॥ ૨૫ ॥
જાહા જાન મળી ત્યાં જાચક કરોડા કરોડ ॥
ત્યાં રાજા બલી બેઠા મંડપમા અબલા જોડ ॥ ૨૬ ॥
જ્યાં દેવ આશિર્વાદ દઈને બ્રાહ્મણ રૂપે ઊભારહે ॥
ત્યાં સ્વામીજીને નમસ્કાર બલીરાજા કરે ॥ ૨૭ ॥
સ્વામીજી તમે ઈઆ મંડપે આવ્યાનું કોણસ્નેહે ॥
તો સ્વામીજીતમને મારો પ્રતિહાર બહુદાન જો દેયે ॥ ૨૮ ॥
ત્યાં નારાયણદેવ કહેસુણો બલીરાજા કહું એક વાત ॥
જો તમે દાન આપુ તો લેઊ તમારે હાથ ॥ ૨૯ ॥
તારે બલીરાજાને સ્વામીજી એમ જો કહે ॥
રાજા હું માગું તે દાન મુજને દેયે ॥ ૩૦ ॥
બલીરાજાયે શ્રીનારાયણ દેવને બહુ દિધા માન ॥
સ્વામીજી જે માગુ તે આપુ દાન ॥ ૩૧ ॥
ત્યા બલીરાજા વિપ્રસુ બોલ્યા તતક્ષણ ॥
સ્વામીજી કહો તો આપુ હસ્તી ઘોડા સુવર્ણનું દાન ॥ ૩૨ ॥
ત્યારે સ્વામીજી બોલ્યા સુણો બલીરાજા કહું છું વિચાર ॥
મારે ઘર નહી એક સતવંતી નાર ॥ ૩૩ ॥
તેની બહુ ઈછા ઘરૂ છું રાજા શું કહું વિચાર ॥
જો તુ તારી પરણી આપે એક નાર ॥ ૩૪ ॥

ત્યાં બલીયે બહુ વિપ્ર બોલાવ્યા રાજનણા॥
તો સ્વામી વળી મારા નગરમાહે વિપ્ર છે ઘણા. ॥ ૩૫ ॥
જો સ્વામીજી તેની તમને કન્યા ચાર અબળા બાળી પરણાવું સહી॥
ત્યાં એવી વાત બલીયે વિપ્રશુ કહી ॥ ૩૬ ॥
ત્યારે બોલ્યા વિપ્ર તમે સુણો હો બલીરાયે ॥
હવે મુજથી હાથે વળે કાઈ બેહુ ન જાયે ॥ ૩૭ ॥
તારે રાજા કહે વરે વિવાહો તે નાર ॥
તે કારણ થાયે અમારી ગૃહસ્થાચાર ॥ ૩૮ ॥
જો તે પરણી છે નાર બાલી સુંદરી ॥
જો તુ આપે નાર મુજને એક મન કરી ॥ ૩૯ ॥
તાહા બળીરાયે એસા વચનસુણ્યા તેવાર॥
તેણે તાહા આપી કન્યા તે પરણી નાર ॥ ૪૦ ॥
તારે સર્વે રાજાસીંગાસન રહા બળના મુખસામુ જોયે॥
ભાઈ એવુ ધીરજ કોઈ અવરથી ના હોયે ॥ ૪૧ ॥
તાહા નારાયણ દેવ હસી કરી બોલ્યા તેણે ઠાર॥
ભાઈ હું તો તારૂ ધીરજ જોવા આવો છું હો રાયે ॥ ૪૨ ॥
હું તો ઘરડો બ્રાહ્મણ નારીનો કોણ વિચાર ॥
ત્યારે સ્વામીજીયે પાછી ફેરવી આપી તે નાર ॥ ૪૩ ॥
ભાઈ તુ બળીરાજા મોટો ત્યાગી મહાસુજાણ॥
તે બહુ દાન પુણ્ય કરીને કાઢ્યું નામ ॥ ૪૪ ॥
ત્યા એવા વચન કહીને સ્વામી ઊઠ્યા તે વાર ॥
તે બલી પરણી આવ્યો ઘેર જ્યાં જાનનો ઠાર ॥ ૪૫ ॥
ત્યા એવી છળ ભેદ કરી નારાયણ દેવ બ્રાહ્મણનુ રૂપ ધર્યું॥
પણ ત્યા દૈત્ય બલી મહા મન મોઠુ કર્યું ॥ ૪૬ ॥

ત્યારે વામન મન વિચારે પેર ॥
સ્વામી ગયા બલીરાજાને ઘેર ॥ ૪૭ ॥
આ ત્રેતા જુગમા હરી બેઠા સાર ॥
પાચમે શ્રી હરી વામન અવતાર ॥ ૪૮ ॥
જ્યારે પાચમે રૂપ હરી વામન અવતાર ॥
ત્યારે દેવ જઈ ઊભા બળીરાજાને દ્વાર ॥ ૪૯ ॥
જે બલીરાજાયે દાનજગન માંડ્યો અપાર ॥
તો હું આજ ઘાલુ પાતાલ મોઝાર ॥ ૫૦ ॥
ત્યા વામન રૂપ લીધા ત્રિભુવન રાયે ॥
તે રાજા બલીને દુવારે પોતે જાયે ॥ ૫૧ ॥
હાથમાહે લાકડીને માલાલઈ નિર્મળ ભયા ॥
સુંદર રૂપે હરી વામન થયા ॥ ૫૨ ॥
ત્યારે સુંદર મુરત રૂપે થયા પ્રગટ ॥
ત્યા ચારે વેદ કહે મુખ પાઠ ॥ ૫૩ ॥
નારાયણ દેવે રાજા બળીને છળવા કર્યો વિચાર ॥
ત્યા દેવે ધર્યો પાચમો શ્રી વામન અવતાર ॥ ૫૪ ॥
પાચમે વામન વિપ્ર વેશ જો ધરે ॥
પ્રભાતે ગયો બલીરાજાને દુવારે ॥ ૫૫ ॥
પાચમે વામન રૂપ અવતાર ॥
ત્યારે દેવ જઈ ઊભા બળીને દુવાર ॥ ૫૬ ॥
ત્યા પોળે ઊભા પુકારે જય જયકાર ॥
જાણે બ્રાહ્મણ મુખ બોલ્યા વેદ ચાર ॥ ૫૭ ॥
દેવે વેદ ચાર મુખથી કહ્યા ॥
ત્યારે સર્વે નગરના લોક અચંબી રહ્યા ॥ ૫૮ ॥

તાહા અમરૂત વાણી શ્રી વામનજી કહે ॥
ત્યાં નગરના લોક અચંબી રહે ॥ ૫૯ ॥
દુતોયે વાત બલીશું કહી ॥
વિપ્ર એક આવ્યો છે સહી ॥ ૬૦ ॥
તે પોળે ઊભા પુકારજ કરે ॥
તે ચારે વેદ મુખ માહેથી ઓચરે ॥ ૬૧ ॥
જે સુંદર રૂપ લીયો અપાર ॥
તે કોઈ પાત્ર આવી રહ્યા આપણે દુવાર ॥ ૬૨ ॥
ત્યારે પ્રતિહારે કહી વાત રાજા બલીશુ જોયે ॥
આપણે દ્વારે એક વિપ્ર ઊભો છે હો રાયે ॥ ૬૩ ॥
તે પંડિત એક મહા દિસે અગાધ ॥
તે ચાર વેદ ભણે મુખ પાઠ ॥ ૬૪ ॥
તેનું દિસે છે વામન રૂપ તે સાર ॥
સુણો બળી રાજા એક સુપાત્ર ઊભા છે બહાર ॥ ૬૫ ॥
તે સુણી વાત બલી સનમુખ ચાલીયા ॥
ત્યારે પ્રતિહાર ત્યા એક સાથે લીયા ॥ ૬૬ ॥
ત્યાં સ્વામીજીને કરી પ્રણામ બલી ઊભો રહે ॥
ત્યા વિપ્ર એમ વાણી કહે ॥ ૬૭ ॥
સુણી વાતને બલી રાજા બાહાર આવીયા ॥
નમસ્કાર ત્યા વિપ્રસુ કર્યા ॥ ૬૮ ॥
શ્રી વામન દેખીયો ને રાજા બળી અચંબે ભયો ॥
આવો વિપ્ર કોઈએ ન દેખીયો ॥ ૬૯ ॥
સુંદર મુરત એક રૂપ અગાધ ॥
અને ચારે વેદ ભણે મુખપાઠ ॥ ૭૦ ॥

ત્યારે હસી કરી બલી બોલે રાજ ॥
સ્વામી જે માગો તે આપુ આજ ॥ ૭૧ ॥
બોલાવી ગુરૂને દિધું બહુ માન ॥
વિપ્ર કહે તે આપીયે દાન ॥ ૭૨ ॥
કહે બલીરાજા પ્રેમ નિધાન ॥
જે તમે કહેસો તો આપીસુ દાન ॥ ૭૩ ॥
જે બલીરાજા તમારો જશ નવખંડમા હોય ॥
તે કારણ હું જાચણ આવ્યો છું તોય ॥ ૭૪ ॥
આવ્યો બ્રાહ્મણસુ બૈઠાવસે દેખ ॥
રળીયાત કરો રાજા હું બ્રાહ્મણ છું એક ॥ ૭૫ ॥
ત્યા દેવના એવા વચન સુણી બલી ઊભો રહે ॥
સહી માગ માગરે વિપ્રને કહે ॥ ૭૬ ॥
સ્વામીજી જે ઈચ્છા તમારા મનમા હોય ॥
કહો તો અન્ન વસ્ત્ર આપુ તોય ॥ ૭૭ ॥
સુણો બલીરાજા અન્નવસ્ત્રની ઈચ્છા નહી મોય ॥
સ્વામી કહો તો સુવર્ણદાન બહુ આપુ તોય ॥ ૭૮ ॥
હારે રાજા સુવર્ણદાનનેં હું શું કરૂં ॥
સ્વામી કહો તો હસ્તી ઘોડા તમ આગળ ધરૂં ॥ ૭૯ ॥
હારે રાજા હસ્તી ઘોડાશું મારે નહી કાજ ॥
સ્વામી કહો તો દેઊ પૃથ્વીનું રાજ ॥ ૮૦ ॥
હારે રાજા રાજ પાટ મારો ભોગવનારો નહી કોય ॥
કહો તો ગરથ ભંડાર આપું તોય ॥ ૮૧ ॥
હારે રાજા ગરથ ભંડારસું નહી અમારે કાજ ॥
સ્વામી કહો તો આપુ મંદિરે વાસ ॥ ૮૨ ॥

મંદિર અવાસ શાને લહુ સાર ॥
સ્વામી કહો તો રાખુ અમારી પાસ ॥ ૮૩ ॥
બોલ્યા વામન હું સત્ય ઓચરૂ ॥
એટલુ દાન લઈને હું શું કરૂ ॥ ૮૪ ॥
સગા કુટુંબ મારે નહી બાળ ॥
એવા દાન લઈને કોણ કરે જંજાળ ॥ ૮૫ ॥
જે માગો તે આપુ તમને ધરમ ॥
એવી વાણી બલીરાજા બોલ્યા ભરમ ॥ ૮૬ ॥
સ્વામી તે જે માગો તે આપુ તમને ॥
પછે દોષ ન દેજો અમને ॥ ૮૭ ॥
ત્યારે વામન વાણી બોલ્યા મરમ ॥
મેદની માગુ ત્રણજ કદમ ॥ ૮૮ ॥
ત્યાં રાત રહુ ને કરૂ આરામ ॥
અવની ભરૂ મારા ત્રણ કદમ ॥ ૮૯ ॥
કહે બલીરાજા વિપ્ર સુણો મારી વાત ॥
કેટલા લોક છે તમારી સાથ ॥ ૯૦ ॥
હારે રાજા લોક કુટુંબ અમારે નહી કોઈ ॥
હું એકલો જાચણ આવ્યો છું તોયે ॥ ૯૧ ॥
ત્યા કહે બલીરાજા વાત તમે સુણો સ્વામી અમતણી ॥
જો બહુ પૃથ્વી છે મારે ઘણી ॥ ૯૨ ॥
તો સ્વામીજી ઈચ્છા તમારા મનમા થાય ॥
તેટલી પૃથ્વી પ્રતિહાર પાસેથી લઈ જાય ॥ ૯૩ ॥
ત્યા બોલ્યા વિપ્ર સુણો બલી રાય ॥
ભાઈ અમે વણમાગી પૃથ્વી લીધી કેમ જાય ॥ ૯૪ ॥

માપી પૃથ્વી આપો રાજ ॥
જો ઈચ્છા હોય તો પુરણ કરો કાજ ॥૯૫॥
સુણો રે બલી હું તમસું કહું ॥
વણ માપી પૃથ્વી હું નવ લઊ ॥૯૬॥
તમે મેલો ઊદક હું માપી લઊ આજ॥
ત્યાં હું એક મઢી બાંધી રહુ ચાતુરમાસ॥૯૭॥
ત્યા બોલ્યા શુક્રાચાર્ય તમે સુણો બલીવાત॥
પણ એ વિપ્ર તો તમને દેસે ઘાત ॥૯૮॥
ત્યા પ્રતિહાર બોલ્યો સુણો તમે બલીરાય॥
એ વિપ્ર નહી નારાયણ દેવ કહેવાય ॥૯૯॥
ત્યા શુક્રાચાર્ય વચન બોલે છે એહ ॥
ભાઈ એ તો વૈકુંઠ નાથજી છે તેહ ॥૧૦૦॥
ભાઈ નિશ્ચૈ વાત માનજો મોયે ॥
એ વિપ્ર છળ પાડવા આવ્યો છે તોયે ॥૧૦૧॥
તેનું વામન રૂપ દિસે છે આહે ॥
પણ એ બ્રાહ્મણ ત્રણભુવન સુધી વધે તાહે॥૧૦૨॥
અંજલી આણી ઊદકે જો ભરી ॥
ત્રણ કદમની સ્વસ્તી જો ભણી શ્રી હરી ॥૧૦૩॥
ધન ધનરે રાજા તારો ધરમ ॥
દક્ષિણા જોઈએ અરધુ કદમ ॥૧૦૪॥
પુન પવિત્ર સફળ જો થાયે ॥
દક્ષિણા આલ્યાનો છે મહીમાયે ॥૧૦૫॥
સુણો રે બલી વચન કહું તોયે ॥
ઔટ પાવ ધરતી દેજો મોયે ॥૧૦૬॥

૯૦૨

એવા વચન કહ્યા ત્યા જગદિશ ॥
ત્યારે શુક્રાચાર્યને ત્યા ચઢી છે રીસ ॥૧૦૭॥
સુણોરે બલી બોલ્યા શુક્રાચાર્ય માન ॥
એ ધરતીતણું ના દિજે દાન ॥૧૦૮॥
એવા વચન માનો સત ભાઈ ॥
એ વિપ્ર નહી નારાયણ દેવ છે આહી ॥૧૦૯॥
એ છળ પાડવા આવ્યો છે હો રાયે ॥
તેણે દેવા ઊત્તર જે નિરમળ કાયે ॥૧૧૦॥
ત્યારે બોલ્યા બલીરાજા સુજાણ ॥
જો સત ચુકુ તો ન ઊગે ભાણ ॥૧૧૧॥
હું બલીરાજા દાતાર સુણો મોયે વાત ॥
આજ વિષ્ણુ સરખા જોડે છે હાથ ॥૧૧૨॥
બોલાવી વિપ્રને બલી બેઠો આયે ॥
હાથમા ઝારી લીધી બલી રાયે ॥૧૧૩॥
દેઊ દાન ભુમીનુ સીખ ॥
મુજ આગળ વિષ્ણુ માગે છે ભીખ ॥૧૧૪॥
નામી ઝારીને લાગી વાર ॥
શુક્રાચાર્યે બાંધી પાણીની ધાર ॥૧૧૫॥
દેવે સલી મુકી ત્યાં સાખ ॥
ત્યારે શુક્રાચાર્યની ફોડી ત્યાં આંખ ॥૧૧૬॥
બલીરાજ જહા મુકે ઊદક તહા શુક્રાચાર્ય જઈ રહ્યો ॥
તેણે તો ખોઈ આંખને કાણો થયો ॥૧૧૭॥
હું બલીરાજા દિધા છે મોટા દાન ॥
મુજ આગળ શ્રી નારાયણ દેવ ધરે છે હાથ ॥૧૧૮॥

ત્યાં બોલાવ્યા બલીયે મહાયોદ્ધા વીરજો લહી ॥
ભાઈ એ વિપ્રને ચાપી રાખો આહી ॥ ૧૧૯॥
ત્યાં બલીરાયે મુકયું ઊદક વિપ્ર હાથે લીયા ॥
ત્યારે સ્વામીજી ધ્રુવ મંડલ સુધી વધીયા ॥ ૧૨૦॥
ત્યારે પડયુ ઊદક હરીને મેલ્યું હાથ ॥
ત્યારે વધ્યા હરી ધ્રુવમંડલ સાથ ॥ ૧૨૧॥
ઊદક ભરીને મેલ્યુ હાથ ॥
ત્યારે વિરાટ રૂપ ધર્યું શ્રી જગન્નાથ ॥ ૧૨૨॥
પગ પાતાળે આકાશે શીશ ॥
ત્યારે એવા વિરાટ્ રૂપ ધર્યું જગદીશ ॥ ૧૨૩॥
વિરાટ્ રૂપ હુવા તેણી વાર ॥
પડયો અચંબો નગર મોઝાર ॥ ૧૨૪॥
તે દેવને ચરણે દૈત્ય લાગા જહા ॥
તેણે આ સતગુરૂજીએ ભુતખાના સોપાવ્યા તહા ॥ ૧૨૫॥
ત્યા દેવો એસા એક રૂપ કર્યું છે સહી ॥
ત્યાં દેવની ત્રણ કદમ સર્વે પૃથ્વી થઈ ॥ ૧૨૬॥
ત્યારે વામને ધરતી માપી સહી ॥
ત્રણ કદમ સર્વે ધરતી થઈ ॥ ૧૨૭॥
ત્રણ કદમથી ત્રણ ભુવન ભરીયા વ્યાપીયે ॥
અરધુ કદમનો કોઈ નહી રહ્યો ઠાયે ॥ ૧૨૮॥
ત્યારે વામન રૂપે બોલ્યા સતભાયે ॥
વાત અમારી સુણો બલીરાયે ॥ ૧૨૯॥
અરધો પાવ ધરતી દિજે મોય ॥
નહી તો સત ચુકો તોય ॥ ૧૩૦॥

ત્યારે બલી રાજા ત્યાં બોલ્યા સાથ ॥
દેખો પૃથ્વી ત્યાં લેજો માપ ॥ ૧૩૧ ॥
સુણો બલી તુ મુખે બોલતો ગર્વ ॥
ત્રણ પાવમા આવીયા સર્વ ॥ ૧૩૨ ॥
સુણ બલી હું સત બોલુ સહી ॥
અર્ધો પાવ પૃથ્વી દેણી રહી ॥ ૧૩૩ ॥
માપી આપો મોયે અરધુ પાયે ॥
તો તારૂ દાન સંપુરણ થાયે ॥ ૧૩૪ ॥
બોલ્યા બલી વચન કરૂ પ્રણામ ॥
લો સ્વામી કાયા તણું દાન ॥ ૧૩૫ ॥
કરી સ્નાનને શ્રીહરીને લાગો પાયે ॥
શ્રી વામન આગળ ઊભો રાયે ॥ ૧૩૬ ॥
જમણો પગ મસ્તકે દિયો ॥
ત્યારે બલીરાજા પાતાળે ગયો ॥ ૧૩૭ ॥
જ્યાં અરધુ કદમ પૃથ્વી વિપ્રને દેણી રહી ॥
દેવે બલીને મસ્તકે પગ દઈ ચાપ્યો સહી ॥ ૧૩૮ ॥
ત્યારે ત્રણ ભુવનના ત્રણ કદમ જો કરી ॥
દક્ષિણા કારણ દેહ જો ધરી ॥ ૧૩૯ ॥
ભક્ત કારણ ઊપન્યો ભાવ ત્યારે ॥
મેલ્યો પગને ચાપ્યો પાતાળે ॥ ૧૪૦ ॥
તે બળીરાજાયે બીજો દેહ જો ધરી ॥
સ્વર્ગ પાતાળથી આવ્યો ફરી ॥ ૧૪૧ ॥
જો કોઈ કરે મારી કુમક શુધ્ધ ॥
ફરી આવી માંડુ વિષ્ણુસું યુધ્ધ ॥ ૧૪૨ ॥

સ્વર્ગ જઈ આવ્યા બલી પાતાળે જાયે ॥
જ્યાં દેખે ત્યાં વિષ્ણુનો પાયે ॥૧૪૩॥
ત્યારે બલી જે બોલ્યો ચિંતા કરી ॥
જ્યાં ચાલ્યો ત્યાં આવ્યો ફરી ॥૧૪૪॥
ત્યારે તહા બલી બોલે જે કરી અમશું ઘાત॥
ત્યારે ફરી વિષ્ણુને પુછી વાત ॥૧૪૫॥
કિયા કારણ મને કિધી ઘાત ॥
બોલ્યો બલી મુજશું કિજે વાત ॥૧૪૬॥
મૃત્યુ લોકમાહે મે દિધુ બહુ દાન ॥
તે ઊ સ્વામી મારૂ રાખો માન ॥૧૪૭॥
બળીયે જે સંસાર ત્યાગી દાન કિયો॥
તેનુ દાન પુન તો એળે ગયો ॥૧૪૮॥
જે આગલ બલી રાજાને જપતપ બહુકિઓ॥
ગુરૂવચન ઊવેખીયા તે સર્વે ભુખે મુવો ॥૧૪૯॥
તે કારણ હું વિનવું તોય ॥
વળી કહે ચિંતા કિજે મોય ॥૧૫૦॥
ત્યાં માંગ માંગ હરી બલીને કહ્યુ જોયે ॥
તુ જે માગે તે આપુ તોયે ॥૧૫૧॥
ત્યારે બલીરાજા તો એમજ કહે ॥
તુ મારા પાચ દિવસ તો પોળીયો થઈ રહે ॥૧૫૨॥
ત્યારે વિષ્ણુ બોલ્યા સત્યજ ભાઈ ॥
વાત અમારી સુણો બલીરાયે ॥૧૫૩॥
માસ ચાર રહેસું ઘર તોયે ॥
ને વિવાહ પગરણ ત્યાં નહી હોયે ॥૧૫૪॥

માસ ચારના રાખો માન ॥
આગળ જુગમા કરસે બહુ દાન ॥૧૫૫॥
દેવ સુતા તે નવ જાણે કોઈ ॥
ઊતપત લોક કહાથી હોઈ ॥૧૫૬॥
દેવ સોયે તો વરખા ના ગળે ॥
અને વનસ્પતિ ના ફળે ॥૧૫૭॥
દેવ સુવે તો ન ઊગે ભાણ ॥
માસ ચાર તો રાખુ માન ॥૧૫૮॥
દેવ સોવે તો પૃથ્વી કેમ જાગે જેહ ॥
અને સંસાર કેમ વર્તે તેહ ॥૧૫૯॥
મૃત્યુ લોકમાહે કિયો કાજ ॥
અને દક્ષિણ દિશામા આપુ રાજ ॥૧૬૦॥
બલીને વંશે જે અવતરે ॥
તેનું નામ ફરી બલજો ધરે ॥૧૬૧॥
દક્ષિણ દિશામા કરે છે રાજ॥
વામન રૂપ પુરા કાજ ॥૧૬૨॥
જેણે પાતાળનું તો આપ્યુ રાજ॥
વામન રૂપ તમે ધર્યુ મહારાજ ॥૧૬૩॥
ત્યા એવા વચન બલી બોલ્યા સિધ॥
એવા ચરિત્ર કરીને જગન પાડયા રદ ॥૧૬૪॥
ત્યા પાચમે રૂપે હરી અવતાર ॥
તે દૈત્ય કારણ શ્રી વામન રૂપ ધર્યો અવતાર॥૧૬૫॥
જ્યારે બલી દૈત્ય માર્યો જેહ॥
ત્યારે ભકત કમળાધેન ઊધ્ધાર્યા તેહ ॥૧૬૬॥

ત્યાર પછી સંસારમા પ્રગટ થયા મુરાર॥
જ્યારે બલી દાનવને ચાપ્યો પાતાળ ॥૧૬૭॥
જ્યારે પ્રગટ થયા મુરાર જોયે॥
બલીને બહુ દાન પુન કર્યા બ્રાહ્મણને ત્યાયે॥૧૬૮॥
જ્યારે હરીયે પાતાળે ચાપીયો ત્યાયે॥
અને કર્યુ દાન તે એળે જાયે ॥૧૬૯॥
તમે સુણો લોક સતગુરૂ કહે વાત॥
તમે કેટલુ દાન દેશો વિપ્રને હાથ ॥૧૭૦॥
રાજા બળી સરખાનો એળે ગયો અવતાર॥
ભાઈ તમારી ઈહા કરોને કોણ માત્ર ॥૧૭૧॥
તો સુણો લોકો તેણે ગુરૂ વશિષ્ઠ ન ઓળખ્યા જેહ॥
અને દાન પુન કિધુ અસત્પાત્રને તેહ ॥૧૭૨॥
ભાઈ તેથી કામના નિપજે જેમ॥
ગરધવ ખેતર ખાયે તેમ ॥૧૭૩॥
ત્યારે દૈત્યના મનમા એસો ભયો॥
ને ઈશ્વર આગળ બહુ તપ કિયો ॥૧૭૪॥
ત્રુટ્યા ઈશ્વર દૈત્યે વર માગીયો સોયે॥
દૈત્ય કહે હજાર ભુજા સ્વામી મારે હોયે ॥૧૭૫॥
સહસ્ત્ર હસ્તી બળ હોયે એક ભુજ॥
તો ફરી વિષ્ણુ સાથે કરૂ જુધ્ધ ॥૧૭૬॥
બલીયે તો વર લીયો તે વાર॥
તે બળી તે સહસ્ત્રાર્જુન અવતાર ॥૧૭૭॥
એ વિષ્ણુ ચરિત્ર અનંત અપાર॥
ભક્ત કારણ લે છે અવતાર ॥૧૭૮॥

૯૦૮

જ્યારે પાચમે વામન સ્વરૂપે દૈત્ય બલીને મારીયો ॥
ત્યારે ભક્ત કમળાધેનને ઊગારીયો ॥૧૭૯॥
ત્યાર પછે સંસારમાં પ્રગટ થયા મુરાર ॥
ત્યારે સર્વે સંસાર ઓળખ્યો નિરવાણ ॥૧૮૦॥
ત્યારે શ્રી વામનની માતા લીલાવતી કહિયે ॥
અને પિતા તો કેશવ રૂખ કહિયે ॥૧૮૧॥
ત્યારે ગુરૂ તો બહુલોચન જાણ ॥
શક્તિ તો કોયલા દેવી પ્રમાણ ॥૧૮૨॥
ત્યારે સ્વસ્થાન તો કોયલાપુર પાટણ જાણ ॥
ક્ષેત્ર તો વનથળી જુનાગઢ પ્રમાણ ॥૧૮૩॥
ત્યારે નરે મારીયો દાનવ તો દૈત્ય બલીરાજા જાણ ॥
ત્યારે ભક્ત કમળાધેન તારીયા નિરવાણ ॥૧૮૪॥
ત્યારે ચાર લાખને બત્રીસ હજાર શ્રી વામન રૂપે જાણ ॥
ત્યારે યજુર્વેદ હોના પ્રમાણ ॥૧૮૫॥
એવં શ્રી હરીનો પાચમો શ્રી વામન અવતાર સંપુર્ણ સહી ॥
એવી શ્રી સતગુરૂ ઈમામશાહાયે વાણી કહી ॥૧૮૬॥

# શ્રી વામન અવતાર સમાપ્ત.

# છઠો શ્રી પરશરામ અવતાર

શ્રી પરશરામ અવતારના પરછા નિરવાણ ॥
તમે સુણો મુનિવરો તેહ સુજાણ ॥ ૧ ॥
છઠે શ્રી પરશરામ અવતાર ॥
ઊત્તમ કુલે જન્મ લીયો સંસાર ॥ ૨ ॥
જ્યારે શ્રી પરશરામ અવતાર કરે ॥
ત્યારે દેવ ધનુષ બાણ હાથે ધરે ॥ ૩ ॥
તે જાતમા ક્ષત્રીય બહુ વ્યાપક ભરપૂર ॥
તે પરશરામે મારી કિધા દૂર ॥ ૪ ॥
તે દેવે ક્ષત્રીય મારી પૃથ્વી નિક્ષત્રીય કરી ॥
તેમા મોટા મોટા યોધ્દા ક્ષત્રીય હણ્યા ધરી ॥ ૫ ॥
ક્ષત્રીય તણો કિધો સંઘાર ॥
ધનુષ બાણ લીયો હાથે અદઅદકાર ॥ ૬ ॥
ક્ષત્રીય મારી નિક્ષત્રીય કિધા ॥
માતા રેણુકા તણા પુત્ર સિધા ॥ ૭ ॥
પિતા જમદગનીના પુત્ર જેહ ॥
અને પાતાળેથી આવ્યા તેહ ॥ ૮ ॥
આદમાતા શક્તિ તુલજા દેવી જેહ ॥
પરશરામ રૂપની અરધાંગના રહે તેહ ॥ ૯ ॥
જ્યારે પરશરામે લીધો અવતાર ॥
ત્યારે કંપીયા દૈત્ય સઘલે સંસાર ॥ ૧૦ ॥

૯૧૦

સહસ્ત્રાર્જુન દૈત્ય મહાબળીયો એહ ॥
તેસું યુધ્ધ કોણે કર્યો ન જાય ॥ ૧૧ ॥
સહસ્ત્રાર્જુન પુછે ગુરૂને વાત ॥
મારી મોત છે કોને હાથ ॥ ૧૨ ॥
ત્યારે દૈત્યનો ગુરૂ બોલીયો સોય ॥
પરશુરામ રૂપ મારે તોય ॥ ૧૩ ॥
સુણો હો ગુરૂ વાણી ઓચરૂં ॥
સહસ્ત્ર કાંતીની લોહ પિંજરૂં કરૂં ॥ ૧૪ ॥
ઝાલી પરશુરામને લાવુ તાર ॥
લોહ પિંજરામાં ઘાલું તતકાલ ॥ ૧૫ ॥
પિંજરામાં જ્યારે પરશરામ ફરે ॥
ત્યારે સહસ્ત્ર કાંતીશું કપાઈ મરે ॥ ૧૬ ॥
એવી બુધ્દિ જો દૈત્યે કરી ॥
લોહ પિંજર ઘડાવ્યું ધરી ॥ ૧૭ ॥
તે દૈત્યે મનમાં એઊ ધર્યું ॥
તેણે પરશુરામ મારણાશું લોહ પિંજર કર્યું ॥ ૧૮ ॥
ત્યારે પરશુરામ એવું કરે ॥
વૃધ્દ બ્રાહ્મણનું રૂપ ધરે ॥ ૧૯ ॥
હાથે માળા નિરમળ ભયા ॥
અને દૈત્ય દ્વારે પોતે ગયા ॥ ૨૦ ॥
તે દૈત્ય લોહ પિંજર લઈને ઝાલવા ગયા ॥
ત્યારે શ્રી નારાયણ દેવ કપટ કરીને વિપ્ર થયા ॥ ૨૧ ॥
ઘડીયું લોહ પિંજર પુરૂં થાય ॥
ત્યા સહસ્ત્રાર્જુન બેઠા રાય ॥ ૨૨ ॥

દેખી વિપ્રને દિધા બહુ માન ||
ત્યાં પોતે કહે એ મારો યજમાન ||૨૩||
અમે તારા બ્રાહ્મણ ગુરૂ કેહે ||
ત્યારે ત્યાં દૈત્ય અચંબી રહે ||૨૪||
ત્યારે દૈત્ય ત્યાં પુછે ભેવ ||
કોણ દેશથી આવ્યા કહો ભુદેવ ||૨૫||
પર નગર છે મારૂં ગામ ||
ત્યાં રાજ કરે છે શ્રી પરશુરામ ||૨૬||
એવા વચન શ્રી પરશુરામ ઓચરે ||
ત્યારે બહુજ બ્રાહ્મણશું દૈત્ય આદર કરે ||૨૭||
સુણો રે સ્વામી હું પુછું કાજ ||
તમે પરશુરામ દેખાડો આજ ||૨૮||
તેવા અમને કહેજો ભેવ ||
તેના સારૂ પાંજરૂ સમરાવું દેવ ||૨૯||
ત્યારે બ્રાહ્મણ બોલ્યા સરનામ ||
જેવા તમે તેવા પરશરામ ||૩૦||
હારે યજમાન આ કેમ માનથે પાંજર લીધુ તેહે ||
ભાઈ તારી પાચ પેડી સરાવી છે મેયે ||૩૧||
હારે સહસ્ત્રાર્જુન જો તુ બળને વશ ન હોય ||
તો શ્રી નારાયણશું યુધ્ધ કરજો તોય ||૩૨||
તેણે તારી પાચ પેઢી સંહાર કરી ||
ત્યા એવા વચન બોલ્યા શ્રી હરી ||૩૩||
હું તમને પુછુ ગુરૂજી વાત ||
તે નારાયણ દેવ કેમ આવે મારે હાથ ||૩૪||

 ૯૧૨

સ્વામી મે આ લોહ પિંજર કિધું છે તેણે કાજ॥
હું તો તેણે જીવતો લઈ આવું આજ ॥૩૫॥
હારે યજમાન મારૂં કહ્યું માને આજ॥
તો સહી સરસે તમારૂ કાજ ॥૩૬॥
ભાઈ જો એ પાંજરૂ તમને પુરૂ હોય॥
તો તે પ્રમાણમા હાથે શી જાયે ॥૩૭॥
તમે પાંજરામાહે જુવો આજ॥
લેઊ પ્રમાણુ ન વણસે કાજ ॥૩૮॥
ત્યારે દૈત્યે માન્યું સતજ ભાઈ॥
અને તે પાંજરા માહે પેઠો જાઈ ॥૩૯॥
ત્યારે પાંજરામાહેથી દૈત્ય બોલ્યો॥
એ પાંજરની કળ તમે ફેરવી દિયો ॥૪૦॥
ત્યાં સ્વામીજીયે દૈત્યને માહે પેસારીને દિધુ દ્વાર॥
તે દેવે દૈત્યને કળ ફરીને ઘાલ્યો તતકાળ ॥૪૧॥
કપટ રૂપે કિધુ એટલુ કામ॥
પ્રગટરૂપે હુવા પરશુરામ ॥૪૨॥
પાંજરામાહે ફરે દૈત્યનો સાસ॥
ઊછળે પાંજરૂ જાયે આકાશ ॥૪૩॥
પાંજરામાહે દૈત્ય થરથર કાપ્યો॥
જેમ ધરતીને પરબત પડયો ॥૪૪॥
તલપે પિંજરામા ને ધરતી ઊપર ફરે॥
સહસ્ત્રાર્જુન સહસ્ત્ર કાંતીશુ કપાઈ મરે ॥૪૫॥
મરતા દૈત્ય એમ ઓચર્યો॥
ઓ પરશુરામ તે કપટજ કર્યો ॥૪૬॥

જો તું હંકારીને મારે મોય ॥
તો હું તમાસો દેખાડું તોય ॥૪૭॥
યુધ્દે કરી માર્યો મોહે અપાર ॥
બળે બંધાણો સઘળો સંસાર ॥૪૮॥
ત્યાં સહસ્ત્રાર્જુન દૈત્ય માર્યો જેહ ॥
તો પરશુરામ રૂપે થયા તેહ ॥૪૯॥
તે દેવ જુગતી કરી દાનવ પાંજરે દિયા ॥
તે દૈત્ય મારણસુ શ્રીપરશુરામ રૂપ લીયા ॥૫૦॥
છઠે છટ પરશુરામે કિધી તાહી ॥
ક્ષત્રીય નિરવંશ કિધો સહી ॥૫૧॥
છઠે પરશુરામ રૂપ જો ધરી ॥
ફરશી લઈને કરૂણા કરી ॥૫૨॥
પિતા આગળ રહ્યા કર જોડ ॥
હણ્યા ક્ષત્રીયને માતાના બંધન છોડ ॥૫૩॥
ક્ષત્રીયના મેલાવ્યા પ્રાણ ॥
માર્યો તે દૈત્ય સહસ્ત્રાર્જુન ॥૫૪॥
ત્યાં ક્ષત્રીયનો રાખ્યો ધરમ ॥
માતા પિતાના છોડાવ્યા બંધન ॥૫૫॥
ત્યા વિપ્રને તો આપ્યા દાન ॥
આલ્યા પૃથ્વી વિષે સહસ્ત્ર ગામ ॥૫૬॥
ઈન્દ્રીયો સંભાળી આપે રહ્યા ॥
વિપ્ર તો સઘળા કેડે ગયા ॥૫૭॥
બોલ્યા વિપ્ર ચઢાવી રીસ ॥
પૃથ્વી પોતી વારજોવીસ ॥૫૮॥

૯૧૪

વીપ્રને તો આલ્યો વર ॥
ભીખા માગી ખાવો સહુદરના ઘર ॥ ૫૯ ॥
વળતા બ્રાહ્મણ પોકારે નામ ॥
પછે ક્ષત્રીયરૂપ ધર્યું પરશુરામ ॥ ૬૦ ॥
જ્યારે સહસ્રાર્જુન માર્યો જેહ ॥
ભક્ત મુખી કમળાપતી તાર્યો તેહ ॥ ૬૧ ॥
ત્યાર પછી સંસારમા પ્રગટ થયા મુરાર ॥
એ પરશુરામ રૂપે ધર્યો અવતાર ॥ ૬૨ ॥
ત્યારે શ્રી પરશુરામની માતા તો રેણુકાવતી કહિયે ॥
અને પિતા તો જમદગની કહિયે ॥ ૬૩ ॥
ગુરૂ તો જનક વિદેહી જાણ ॥
શકિત તો તુલજા ભવાની પ્રમાણ ॥ ૬૪ ॥
ત્યારે સ્વસ્થાન તો મુંજપુર નગરી જાણ ॥
ક્ષેત્ર તો કોયલાપુર પાટણ નિરવાણ ॥ ૬૫ ॥
ત્યા નિરદાળ્યો દાનવ તો સહસ્રાર્જુન જાણ ॥
ત્યારે ભક્ત કમળાપતીને ઊધ્ધાર્યા નિર્વાણ ॥ ૬૬ ॥
ચાર લાખને બત્રીસ હજાર શ્રી પરશુરામ રૂપે જાણ ॥
ત્યારે યજુરવેદ હોતા પ્રમાણ ॥ ૬૭ ॥
એવં શ્રી હરીનો છઠો અવતાર સંપુરણ સહી ॥
એવી શ્રી સતગુરૂ ઈમામશાહે વાણી કહી ॥ ૬૮ ॥

## શ્રી પરશુરામ અવતાર સમાપ્ત.

# શ્રી હરિચન્દ્ર આખ્યાન .

શ્રી સતગોર બ્રહ્મા વાચા ॥ હરિશ્ચન્દ્ર પરછા લખ્યો છે ॥
સરસ્વતી માતાને કરૂ પ્રણામજી ॥ . માગુ સુધ બુધ સારદા એજી ॥॥
ગુણપત ગુણેના ભંડારજી ॥સેવક સીધારણે સ્વામી અવતરાજી ॥
વલણ।સેવક સીધારણે સ્વામી અવતરા ॥ અને કથા કહું સુધ બુધ ॥
સેવતા નવેનીધ પામીયે ॥ નિરમળ સ્વામીજીનું ચંત ॥
ઊમીયા અંગથી ઊપનો ॥ અને હુવો તે જયજયકાર ॥
સુરીજન મુનિજન સેવા કરે ॥ કરોડી તેત્રીસના પ્રતિપાળ ॥
ધન ધન કરૂતારી અતિસેવા॥ અને સિંધુરનો સણગાર ॥
એક દંતો સુડળો ॥ અને ચરતો મોદક આહાર ॥
આહાર ચરતો મોદકસ્વામી॥ તે પાયે લાગીને વર્ણવું ॥
મુજે મતી દેજો માતા શારદા॥તોગુણપત ગુણ તારા સરેવું ॥૧॥
રાગધનારસી। નગર અયોધ્યામાહે અવધના વાસીજી ॥
આસારે પોચે સહુ પ્રજાતણીજી ॥
ત્રિશંકુ સુત ના કરૂ વખાણજી ॥
તાહા આણરે વ્યાપી હરિચંદનીજી ॥
વલણ।આણવાપી હરિચંદની ॥ તાહા અસત ના બોલે કોયે ॥
પુણ્ય પવિત્ર પુણ્ય આગળા ॥ તે તો વસે અયોધ્યા માહે ॥
ધન ધન ત્યાંના માનવી॥ અને જીવું તેનું ધન ॥
એક બરદ મોહું જેહે ॥મરે નહી તે તાંત પેલો તન ॥
ધન ધન ભોમને ભામણે॥ અને અચંબે એ વાત ॥
વાર એક જે વાવતા ॥ લણતા તે એકવીસ વાર ॥

તાહા જુઠા જુહારીને ચોરલંપટ ॥ અને આવતા વળી જેહે ॥
સત ચક્ર આવતુ ઊતાવળુ ॥ અને શિસ છેદ્યુ વળી તેહે ॥
તાહા સતીસહું પરતીવંતા ॥ દયા ધરમ પાળતા ॥
વનસ્પતી ફળંતી બારે માસ ॥ ધનધન અયોધ્યાલીલ કેવલાસ॥

રાગધનારસી। વિશ્વામિત્રે અતિ તપ માંડીયોજી ॥ ॥ ૨ ॥
મહાલખમીને કાંઈ વસ આણવાજી ॥
એ રૂદન કરે છે દિવસને રાતજી ॥
તે રણવગડાની માહે એકલીજી ॥

વલણ। હારે રણ વગડા માહે એકલી ॥ અને રૂદન કરે અપાર ॥
સુરજવંશી સાંચરા ॥ તે વનડા મોઝાર ॥
સાંસી એક રાજા રે બોલીયા ॥ તુ રોતી રેહેની મોરી માયે ॥
કોણે માહારી કોણે દુભવી ॥ અને કોણે દેખાડા રાહા ॥
વલી વલી કરૂ વિનંતી ॥ તુ રોતી રેહેને મોરી માત ॥
કોણ તારો તાત ભણીયે ॥ અને કોણ તારી માત ॥
કોણ તારો નાથ ભણીયે ॥ અને રાજા તે લાગા પુછવા વાત ॥
વિશ્વામિત્રે તપ માંડીયો ॥ મુજ લખમીને વસ આણવા॥ ૩ ॥

રાગ ધનારસી। વળીવળી અબલા એમ ઓચરેજી ॥
અને સાંભળો તે સુરજવંશીજી ॥
રાયે તુ તો રે તેને સંઘારજી ॥
હું તારા નગરની છુ લખમીજી ॥
મુજ અબલાને સું કરો છો પરસાજી ॥
આણ તારી માં તેહે વસેજી ॥

વલણ। આણ મારી માહે જે કોઈ વસે ॥ એવો કોણ છે સુરભટ ॥
વળી વળી વનમાહે તપ કરે ॥ અને તેહે વિશ્વામિત્ર ॥

તેણે પુરણ મુજને વશ કરી ॥ અને વારો તો કોનો નવ જાયે ॥
કારણ ભરો અતી આવડો॥ તે તો નવી સેસદ નિપાયે ॥
તારે સુરજવંશી વમાસીયા॥ અને અથંબે એ વાત ॥
આજ નિપાવે માનવી ॥ પછે આપણ કોણજ માત્ર ॥
તારે વેગે તે નારદ આવીયા ॥ અને પુછવા તે લાગો વાત ॥
તારૂ નગર સુનું પડું ॥ તુજ લખમીને આણ ॥
લખમીને તુ આણોરે રાજા ॥ અને નારદે કહ્યો મરમ ॥
નગર તારૂં સુનું પડ્યું ॥ હવે નારેહે તારૂં ધરમ ॥
વલતા તે રાજા ઓચરે ॥ અને સાંભળો નારદ વાત ॥
વિશ્વામિત્ર જે તપ કરે ॥ તે કોણ છે એની નાત ॥
વળતા તે નારદ બોલીયો ॥ અને સુરજવંશી સાચું માન ॥
વનમાહે જે તપ કરે ॥ તે ગરધવ કેરો તન ॥
ગરધવ કેરો તન રાજા ॥ અને વિશ્વામિત્ર એનું નામ ॥
વનમાહે જે તપ કરે ॥ તે લખમીને આણવા વશ ॥ ૭ ॥

રાગ ધનાસરી। રોસે ભરો રાજા સાંસે એક સાંચરોજી॥
નીજ સમંદરમાહે રૂખી નિંદરામા હતોજી॥
તરત એણુ માહે જઈને જગાવીઓજી॥
તેરે ત્યા ઊઠીને બેઠા થયોજી ॥
વલતા તે બોલીયો વિશ્વામિત્રજી ॥
હવે દેઈસ તુજને રે સરાપજી ॥

વલણ। વલતા તે વિશ્વામિત્ર બોલીયો ॥ અને તુ સાંભળ રાજા જેહે ॥
મારો તપનો તમે ખાંડો કરો॥ મુજને જગાડો શા માટે ॥
વળતા તે રાજા બોલીયો ॥ તુ સાંભળ વિશ્વામિત્ર ॥
અવળા તે બોલ સુ કરે ॥ રાજા ગરધવ કેરા પુત્ર ॥

૯૨૮

તારે જે જોઈએ તે માગ મુજકને ॥ હું આપુ તુજને એહે ॥
વલતા તે વિશ્વામિત્ર બોલીયો ॥ ભાઈ સાંભળને તું એહે ॥
વિશ્વામિત્ર એણી પેરે બોલીયો ॥ તરત એણુ રીસ કરીયો ॥૫॥
રાગ ધનારસી। રીસે ભરી બ્રહ્માસદન ભણી ચાલીયાજી ॥
બ્રહ્માસદન કાઈ બ્રહ્મપરીના વાસીજી ॥
તેત્રીસ કરોડી દેવતાની સભા મળીજી ॥
સુરીજન મુનિજન નારદ તમે ગીનાન કરોજી ॥
સુરીજન મુનિજન નારદ ગીનાન કરેજી ॥
અને સઊ સાંભળોને સુર ભટજી ॥
વલણ। આવતા તે નરણે નિરખીયા ॥ અને વેગળા વશિષ્ઠ ॥
આવીને સઊ ઊભા રહ્યા ॥ અને સર્વે કિધા પ્રણામ ॥
દેવતા એણી પેરે બોલીયા ॥ ધન ધન અયોધ્યા ગામ ॥
વળતા તે મુનિજન બોલીયા ॥ રૂખી બેઠા સઊ કો અમે ॥
આવડા પીળા પાંજર ગોર કાં થયા ॥ અને કાહાથી આવો તમે ॥
વળતા તે વશિષ્ટ બોલીયા ॥ ભાઈ તમારૂં છે રાજ ॥
વળી વળી કરૂં વિનંતી ॥ મારી વિનંતડી વધાર ॥
એક સુરજવંશી અવતરો ॥ મૃત્યુલોકમાહે હરીચંદ ॥
સાસી એકને વળી સતવાદી ॥ એવો નથી કોયે ત્રિલોકરે ॥
ગોરે વખાણ કિધુ અતિઘણુ ॥ વખાણ કરતા વિખઊપનુ ॥
વિશ્વામિત્ર કહે હું તો પાડુ ॥ કેહે હું તારા જજમાનને છળ પાડુ ॥
એમ બોલ્યો રાજા ગરધવ કેરો પુત્ર ॥ હું છળ પાડુ રાજા હરિચન્દ્ર ॥૬॥
રાગ ધનારસી। વળતા તે બોલ્યા ગુરૂ વશિષ્ટજી ॥
સાંભળોરે તમે વિશ્વામિત્ર દેવજી ॥
હાથ જમણામાહે મેહેલો ઠારજી ॥

દસ સેહેસ્ત્ર વરસનો તારો તપ હારોજી ॥

રે મારા યજમાનને છળ પાડેજી ॥

વળતા તે બોલા છે વિશ્વામિત્ર દેવજી ॥

દસ સેહેસ્ત્ર વરસનો હું મારો તપ હારૂજી ॥

રે તારા યજમાન ને છળ પાડુજી ॥

વલણ। નહી છળે યજમાન માહેરો ॥ એનું સત છે વળી જેહે ॥

અમે જઈને સંભળાવસુ ॥ સુણો સુરજવંશી રાયે ॥

દસ હજારવરસનોતપહારો ॥ અમે તેત્રીસ કરોડી દેવ દેખતા ॥

વખાણ કિધુ અતી ઘણું ॥ વખાણ કરતા વખ ઊપનુ ॥

એમ બો લી ઊઠો બીરદ ॥ કેહે હું તારા યજમાનને છળપાડું

એમ બોલીયો ગરધવકેરો પુત્ર ॥ ગોરે વખાણ કિધુ અતિ ઘણુ ॥

અમે તો હવે જઈને તપે બેસસુ ॥ તુ સતના છોડીસ આપણુરે ॥ ૭ ॥

રાગ ધનારસી। સરગ ભવનથી રૂખી ચાલીયાજી ॥

જઈ પોતા નારદના ઘર ભણીજી ॥

કોહોને નારદ સાચલો ઊપદેશથીજી ॥

કાયેને ઊપાયે હરિચંદ છળ પડેજી ॥

વલણ। કાયેને ઊપાયે હરિચંદ છળ પડે ॥ તેનો કહોને મુજને મરમ ॥

જે રૂપ લેસો તે આપીસુ ॥ તમે જઈને કરજો સરંત ॥

એ વળતા તે નારદ બોલીયા ॥ અને તમે તો કરજો એમ ॥

જઈ હરિચંદને છળ પાડજે ॥ આગે બુધ છે સેમ ॥

પેલી વાડી નાખે મોડી ॥ પછી રાજા થાસે કોપ ॥

તરત એણ રૂપ પાલટુ ॥ લીધુ સુવર કેરો વેસ ॥ ૮ ॥

રાગ ધનાસરી એક સુવર વાડીમાહે સાચરો ॥ તેણે માંડો અતિ વણસાડજી ॥

બોગમે હિંડે.. ઘરઘરતો ॥ એણે મોડી નાખા ઝાડજી ॥

ડમરો મરૂવોને કેતકી ॥ અને ચંપલા કોટણ કોટજી ॥
આંક ધતુરોને અગતીયો ॥ જેની પુજા ચઢે ત્રીપુરારીજી ॥
કણેર કંબોઈને કેવડો ॥ બપોરીયા ગલાલજી ॥
માંહે મચકુંદને મોગરા ॥ પારીજાતને કેસરજી ॥
વલણ। પારીજાતને માહે કેસર ॥ ફુલવાડી નાખી ઊખેડી કરી ॥
એક રાખો ચંપલા કેરો છોડરે ॥ તાહા સુવરે બેઠા ઘરાકરે ॥
ધનાસરી। દરાખબીજોરાને બાવળી ॥ માહે ખજુરીના છોડજી ॥
માહે સેલડી સોપારીને વેલથી ॥ સહુ ટાળા તેના ઠામજી ॥
ચણકી ચારોળીના ઝાડવા ॥ માહે નારંગીના છોડજી ॥
પારનાજાણુ માહે લીબોઈતણો ॥ જે ફળતી બારે માસજી ॥
વલણ। પારનાજાણુ માહે લીબોઈતણો ॥ સદાયે ફળે અતીફળમાહે ॥
માહે નારીયેલ રૂડા આબરૂ ॥ ટેબરૂને બદામરે ॥
આંબા જાંબુને આંબલી ॥ કાઈ ફેડા તેના ઠામ ॥
જાયે જાવંત્રીને જવરી ॥ બારેમાસ અતિ સાર ॥
ગુલાબ ગુલદાવદીને કેતકી ॥ કાઈ તેનો ના લેઊ પાર ॥
રાયેળા ઊમરડી ને ટીબરૂ ॥ સુકડને વિસાલ ॥
ખારીક બીઓને કરમંદી ॥ કુવકનો નહી પાર ॥
ફુલવાડી નાખી ઊખેડી ॥ એક રાખો ચપલાકેરો છોડરે ॥
તાહા સુવેરીયો બેઠો ઘરઘરેરે ॥ ૧૭ ॥
કેદારો। માળીઆવેછે વાડી જોફવારે ॥ તાહા નદેખે એક ઊભો છોડવોરે ॥
જોતાજોતા એક સુવેર દિઠારે ॥ નાઠો માલી આવીઓરીયે ભણી ॥
રાવે તે માલી આવીયો ॥ અને સાંભળો મારા સામ ॥
એક સુવેર વાડીમાહે સાચરો ॥ તેણે માંડો અતિ વણસાડરે ॥
વળીવળી કરૂ વિનંતી ॥ મારી વિનંતી વધાર ॥

એક સુવેર વાડીમાહે સાંચરો॥ તેણે ભાગી ભાર અઢાર ॥
એવા તે વચન સાંભળી ॥ કોપા હરિચંદ રાયે ॥
પાયે પરદળ મેલી કરી ॥ રાયે વાડી ભણી જાયે ॥
વારૂ તે રેવંત પાખેરા ॥ અનેવાડી લીધી વીટવી ॥
સુરજવંશી એણી પેરે બોલીયા॥ સાંભળો સુભટ વીર ॥
જેનારેવંત હેટળ સુવેરીઓ જાયે॥ તેનો દેશ નીકાળો થાયે ॥
સમસ્ત સંકર સાંચરો ॥ રાયેના રેવંત હેઠળ જાયે ॥
રાયે પાયે પરદળ મેલીકરી॥ અને લીધો સુવેરીઆનો કેડેજી॥૧૧
રાગગોડી। સમસ્ત સંકર સાંચરો॥ અને રાયેને તે પુઠે ધાયેજી ॥
બાણમુકે તે લાગે નહી॥ સુવેરીઓ ચુકાવી જાયેજી ॥
એમ કરતા અઘોરે વનગયો॥ અને દન દેના પરવેસજી ॥
રૂપ સુવેરીયે પાલટુ॥ લીધો બ્રાહ્મણ કેરો વેસજી ॥
રાયે પાસે ઊભા રહ્યા॥ અને રાયે કિધા પ્રણામજી ॥
આણીવાટે સુવેરીયો સાંચરો॥ તમે કહોને મારા સામજી ॥
વળતા તે બ્રાહ્મણ બોલીયો॥ તુ તો સતવાદી હો રાયેજી ॥
એ સુએરને સુંમારીયે ॥ રાજા હઈડે આણો ગીનાનજી ॥
આવુ તીરથ તમને નહીમળે॥ રાયે કરોને સ્નાનજી ॥
રાજાએ તે બોલ માનીયો॥ ડીઠો આરો ઓત્તમ ઠામજી ॥
સ્નાન કરીને ઊભા રહ્યા॥ સ્વામી ઈહાસુ સોઈયે દાનજી ॥
આ બે બાલક છે માહેરા ॥ તેનો કરોની વિવાયેજી ॥
વળતા તે રાયેજી બોલીયા॥ વેગે વરતોને મંગળ ચારજી ॥
જે જોઈએ તે આપસુ ॥ એમ બોલા હરિચંદ રાયેજી ॥
વળતાતે બ્રાહ્મણ બોલીયો॥ વેગે વનડા મોઝારજી ॥
મન મંત્ર તાહા સાધીયો॥ બે બાળક લાવો તેણે ઠારજી ॥

G-22

આ બે બાળક છે માહેરા ॥ તેનો કરોને વિવાયેજી ॥
ચો વેદી ચોરી રચીને ॥ વરતા તે મંગળ ચારજી ॥
વર કન્યા માહેરે બેઠા ॥ માહેરા માહે કંસાર ખાયેજી ॥
વલણ॥ ચોવેદી ચોરિરચીને ॥ હુવો ગંધરવ વિવાહરે ॥ ૧૨
રાગ॥ ગોપાલ/તાહાતો પેલું મંગલ વરતીયે॥ તાજના સોતા તોરીંગ સર્વે સોપીયા
તાહા તો બીજલુ મંગલ વરતીયે॥ આંકસોનાં ઘેમર સર્વે સોપીયા ॥
તાહાતો ત્રીજલુ મંગલ ભલે વરતીયે॥ કુંથી સોના ભંડાર સર્વે સોપીયા ॥
તાહાતો ચોથા મંગલ વરતીયે॥ આઠખંડ પરથમી સર્વે સોપીયા ॥
તાહા તો તાળ મૃદંગ નીસાન વગીયા॥ તાહા કારમી જાનણીયો ધોળ ગાયે
તેતો વર કન્યા કંસાર ખાયે ॥ તાહાતો અમંગથી મુનિવર જુચે ॥
તાહાતો ચાંદો સુરજ સાખ પુરાયે॥ તાહાતો રાજાને ઊલટ થાયે ॥
તાહાતો વરકન્યાને રાજાયે પરણાવીયા॥ અને આપા કન્યા દાન ॥
વિશ્વામિત્ર એણી પેરે બોલીયા ॥ એમા અમારે નથી લાગતુ લગારે ॥ ૧૩
ધનારસી વળતા તે બ્રાહ્મણ બોલીયો ॥ અને તુ સતવાદી રાયે ॥
તારે સમ તોલ બીજો કોઈ નથી ॥ તેતો વારૂ કિધો વિવાહરે ॥
જે માગીયુ તે આપીયુ ॥ અને બહુ કિધો ઊપકારજી ॥
વર કન્યાને સર્વે આપીયુ ॥ તેમા અમારે નથી લાગતુ લંગાર ॥
વળતા તે રાજા બોલીયાજી॥ સ્વામી કાયેક ભણાવો આશિર્વાદ ॥
એક સવાભાર સોવણ આપીસુ॥ તેનું લેવોને ઊદકજી ॥
વળતા તે બ્રાહ્મણ બોલીયો ॥ રાયે ભણાવા આશિર્વાદરે ॥
વળતા તે રાજા બોલીયા ॥ સ્વામી આવો અમારે ગામ ॥
મારે અન્નઊદકની આખડીરે ॥ તમને આપુ મારા સામ ॥
વળતા તે બ્રાહ્મણ બોલીયો ॥ તમે તોરીંગ પલાણો હોરાયે ॥
સ્વામી તોરીંગ તારે પલાણસુરે ॥ જ્યારે આપીસુ સોવણ દાનરે ॥

વલણ| આપીસુ સોવણ દાનરે ||| રાજા એણી પેરે બોલીયા |||
વિશ્વામિત્રને લઈ કરી ||| આપણા નગર ભણી ચાલીયા||| ૧૪
કેદારો| સુરજવંશી સાચરારે ||| આપણા નગર મોઝાર રે |||
રાજા જઈને ઊભા ગામને ગોદરે||| અને ઘેર વધામણી જાયેરે|||
રાજા ઊભા છે ગામને ગોદરેરે ||| તે તો પોતી વધામણી ઘેરરે|||
સોના કેરી જીભા તેની કરૂરે ||| જો દેખુ અજોધાનો રાયેરે |||
દુધે તે ઊંબરા પખાળીયેરે||| અને અમીયે સિંચાવું વાટરે |||
મોતી તો આપુ વધામણીરે||| જો નયને દેખું નાથરે |||
રોહિદાસ સામા આવીયારે||| આલીંગણ દો તમો તાત |||
આવડા દિવસ તમે સું કરૂરે ||| તે કહો મુજને વાત |||
વલણ| તમે કહો મુજને વાત સ્વામી|||આવડું સું છે તમને દોહેલુરે |||
હઈઆ તો કેરી કોહો ગુજડીરે||| પછે શરીર થાયે સોહેલુરે||| ૧૫
રાગવેરાડી| રાજા તે મંદર પધારીયારે||| અને ઊભા તે ઘરને દુવારરે|||
તારા તે આછામણ લાવીયારે||| રાયે ના લીધા તેણી વારરે |||
આવડુ સું છે તમને દોહેલુરે||| હઈયા કેરી કિજે ગુજડીરે |||
કાઈ શરીર થાયે સોહેલુરે||| રાજા કાઈ ગૌ હત્યા ચડીરે |||
કાઈ બ્રહ્મ હત્યા ચડી ||| કે કાઈ સ્ત્રી હત્યા ચડી |||
કાઈ સાંસો પડોરે શરીરરે ||| આવડું સું છે તમને દોહેલુરે |||
હઈઆ તો કેરી કીજે ગુજડીરે||| કાઈ શરીર થાયે સોહેલુરે||| ૧૬
રાગવેરાડી| વળતા તે રાણી બોલીયારે ||| તમે દુઃખ ના આણો મારા નાથરે |||
હમણા બ્રાહ્મણને સંતોક્સું રે |||એટલાની પાંધરી છે વાતરે |||
વળતા તે રાજા બોલીયારે|||રાણી સાંભળોને મારી વાતરે |||
એક સુવેર કેડે હું સાંચરો||| તાહા નહી કોઈ મારી સાથરે |||
તાહા બ્રાહ્મણ તો રાણી એક આવીયા||| સાંસી એક ના સા ભેદ |||

૯૨૪

મુખે ધ્યાન અતીઘણું ॥ જોશી ભણીયો ચારે વેદ ॥
તે જોશીના વચન અમેસીર ચઢાવીયા॥અને સંતોકીયો બ્રાહ્મણ ॥
બે બાળક તો રાણી લાવીયો॥ તેનો કિધો પરણામરે ॥
જે માગું તે આપીસું ॥ અને આપા તેજીને તોખાર ॥
આપા તે ઘેમર હાથીયા ॥ અને આપા ગરથ ભંડાર ॥
આઠખંડ પૃથ્વીનારાજસર્વેઆપીયા॥ આપા વિગત વિગતના દાનરે॥

વલણ। પણ એક સવાભાર સોવણ આપવુરે ॥
રાણી તેનો નથી દેખતો કાઈ ઠામરે ॥ ૧૭

રાગવેરાડી।વળતા તે રાણી બોલીયારે॥ તમે દુઃખના આણો મારાનાથરે॥
હમણા બ્રાહ્મણને સંતોકીસુરે॥એટલાની યાધરી છે વાતરે ॥
એક બે રતન અમુલખ આપણે॥ અને ત્રીજા કુંવર રોહિદાસ ॥
મારા સ્વામીની કાજે વેચાઈસું॥ અને આપીસુંસોવણ દાનરે॥
બ્રાહ્મણના ચરણ પખાળીને॥આપીસુ સવાભાર સોવણ દાન॥
બેઠો બ્રાહ્મણ કળકળે ॥ તમે સું કરો છો વમાસણ ॥
હા પેલી ના છે ઢુકડી ॥ નહી તો બ્રાહ્મણ પાછા વળે ॥
તારે કુંચી લઈને કુંવર સાચરા॥ અને ઊઘાડવા ભંડારરે ॥

વલણ। વિશ્વામિત્રે જણા પાચપાચ મુકાતેણી વાર॥
રખે હરીચંદનું નામ લેહે ॥
આજ અજોધામાહે વિશ્વામિત્ર ધણીરે ॥ ૧૮

રાગરામગરો। સાંસીએકને ત્રણજણા ॥વમાસણ કરે મન માહે ॥
રાણી બ્રાહ્મણ કેમ છુટસુરે॥રાયેમુકોનગર અયોધ્યાનારાજરે॥
તારે રાજાયેતે મુકા મંદર માળીયારે॥ અને સુરજવંશી જાયેરે ॥
માનવી તે પાણી ના પીયેરે ॥ અને પશુઓ ચારાન ખાયેરે॥
રૂદન કરતાલોકના રેહે લંગાર॥ શોક કરે છે અપાર ॥

આંગણે બ્રાહ્મણ કળકળે ॥ તારે રોઈ તેવરણ અઢાર ॥
ઘાચી મોચી સુઈને સુથાર ॥ માળી તાંબોળી કલબીકોળીકંસાર
કુંભાર રાજપૂત વણકર ॥ ખતરી કંદોઈને કલાલરે ॥
વાણી આવંસ ખતરી ॥ ગાયે જાંગોલાને ગોવાલ ॥
માછી કાછી પરીયેચને પીંજારા ॥ બલોચને સરાણીયા ॥
સોનાર જાટ ભાટ ઘાચા વાલોદને સલાટ ॥ એટલામાહે ત્રણનારોયા
એકભોઈ ભસટને ઝાપડો ॥ જે ભસટ કરતો મધમ કામરે ॥
રાજા ચાલતાં અનેક રોયા ॥ અને રોયા નગરના લોક ॥
પણ વિશ્વામિત્રને લેઈ કરી ॥ પછે ચાલા હરીચંદ રાયે ॥ બીજો
રાગકેદારો। તમે વળો વળો લોકારે ॥ આપણા નગરમાહે રેહેજો થરથઈ ॥
કુંવર રોહિદાસ કહ્યુમાંરૂ કરો ॥ આપણાનગરમાહે રેહેજો થરથઈ ॥
વળતાતે રોહિદાસ બોલીયારે ॥ તમે એવું સું બોલોમારા તાંતરે ॥
અમે મંદર જો રહિયેરે ॥ તો બરમરણ કેમ છુટીયેરે ॥
પ્રજા તે સહુવોળાવી વળીરે ॥ અને સુરજવંશી જાયેરે ॥
અને રણ વગડી માહેરે ॥ અતરીયાળ તેણે ઠામરે ॥
તતક્ષણ વિશ્વામિત્ર બોલીયા ॥ તમે સણગાર કાઢોતમારા કંઠતણારે ॥
સતીયે સણગાર સોપીયો ॥ અને ઊતારીઆલો હારરે ॥
રાન વગડામાહે સાંચરા ॥ સતી ચાલાતેણી વારરે ॥
આગે દીન દિન ભાખતા ॥ અને સુરજવંશી જાયેરે ॥
હાથ માહે લીધુ કરવતુરે ॥ આગળ આવી ઊભા રે તે ચતુર
હરીચંદ રાયેરે ॥
હું છુ બ્રાહ્મણ દુબળોરે ॥ રાજા દાઝે છે મારા પાયે ॥
વળતાતે રાજા બોલીયા ॥ વાણોઈ પેરોને રૂખીરાયે ॥
આહાલગી અણવણે આવીયા ॥ મુજને દુખે તેહેરે ॥

એવાં તે વચન ઓચરીયા॥ અને સુરજવંશી રાયે ॥
એટલે તારા રાણીઆવીયા॥અને ઊભાતે તેણે ઠારરે ॥
વળતા તે બ્રાહ્મણ બોલીયારે॥બાઈતુ છે સતીસાધવી નાર॥
મારી પુઠે છે એક સ્ત્રી ॥ એને આપો તમારી વણોઈરે ॥
તારે સતીયે વણોઈ ઊતારીનેઆપીરે॥તમે લેજો મારા શામ॥
એટલે તે કુંવર રોહિદાસ આવીયા॥ અને ઊભાતે તેણે ઠામ ॥
વળતા તે બ્રાહ્મણ બોલીયો॥ અને સાંભળો સતી જન ॥
અમે બેઊ ઘોડે ચડા ॥ એક પાળો હિંડે વિદ્યારથી ॥
તારે રોહિદાસે વણોઈ ઊતારીને આપી॥તમે લેજો મારા સામરે ॥
રોહિદાસ એણીપેરે બોલીયા॥ રૂખી વિશ્વામિત્રને લઈ કરી ॥
કાશી બનારસી ભણી ચાલીયાજી ॥ કડવા ॥ ૨૦

રાગકેદારો। ત્રણે જણા અનવણા કરારે॥ પંથ સર ચાલા જાયે ॥
તારે વિશ્વામીત્રે સુરજને સરત કરી॥ અને રાજા કાસબતારો બાપ ॥
જો તુ કહ્યુ મારૂં નહી કરે॥ તો હું દેઈસ તુજને સરાપ ॥
સાસી એકને વળી સતવાદી॥ અને સુરજવંશી જાયેરે ॥
અનવણા કિધા ત્રણે જણા॥ કોહો કેઈ પેરે છળ પડે રાયેરે ॥
સુરજ તો સબળા તપે॥ અને હીકળના વાયે વાયેરે ॥
એ વાટે સરજા ગોખરૂ॥ અને કાટડા ભાગે પાયેરે ॥
કાટડા ભાગે ને પગ દાઝે॥ અને સુરજવંશી જાયેરે ॥
પંથે પાળાકદીનથી ચાલીયા॥ એવા સતવાદી રાયેરે ॥
એવા સતવાદી રાયેને॥ કરમ પેર પેરના નડે રે ॥
વિશ્વામિત્રે પુઠ લીધી॥ રાજા હરીચંદ કેમ છળ પડે રે ॥ ૨૧

રાગસામેરી। વિશ્વામિત્રે પરબો મંડાવી॥ તેના ટાઢાકપૂર વાસા પાણી॥
ધરમ રાયેની પરબ કહિયે॥ તે ધરમ પાણી પાયે ॥

વળતા તે રાયેજી બોલીયા॥ અને સાંભળો તપોધન ॥

ભાઈ પાણી કેમ પીજીયે॥ વિપ્રને દેવું છે રૂણ ॥

વળતા તોતપોધન બોલીયા॥ તમને દેખે છે આહા કોણ ॥

વળતા તે રાજા બોલીયા॥ સાંભળો તમે તપોધન ॥

દેખણહારો મોટો કહિયે ॥ તે કસબ કેરો તન ॥

એતા વચન તાહા ઓચરી॥ અને સુરજવંશી જાયે. ॥

એટલે તારારાણી આવીયા॥ અને ઊભા તેણે ઠામ ॥

આગળથકી જે સાચરો॥ બાઈ સંગો લાગે સો તેહે ॥

એટલે રોહિદાસ સામા આવીયા॥ ભાઈ તેતો અમારો તાંત ॥

સુરજવંશી તેણે કહિયે ॥ અને આ છે મારી માત ॥

તેતો ઘણા દિવસના તરસા હતા॥ તેણે અપાર પીધુ નીર ॥

તારાભણે નીરજો પીજીયે॥ તો વેહેરદે શરીર ॥

બાઈ બાળક તારો તરસો હસે॥ તેને રે પાણી પાયે ॥

ભાઈ પાણી કેમ પીજીયે॥ જો છળે હરિચંદ રાયે ॥

વલણ। જો છળ હરિચંદ રાયે ॥ પણસતી એણી પેરે બોલીયા ॥

રૂખી વિશ્વામિત્રને લઈ કરી ॥કાશી બનારસીભણી ચાલીયારે॥ ૨૨

રાગવેરાડી। વળી વળી વમાસે॥ વિશ્વામિત્ર મન માહે ॥

જે કીયે ઊપાયે હરિચંદ છળ પડે॥ તે વમાસે રૂખીરાયેજી ॥

રાન વગડામાહે સરજોએક વૃક્ષ॥ તેની વારૂ દિઠી છાયે ॥

તાહાબેઠા આગળે આવીને ઊભારહ્યા॥ તુ દિસે છે રાયેજન ॥

રાજાયે ઊપર નિહાળીયું॥ મસતંગ દિઠો વરખ ॥

સુરજનું તાહા સુમરણ કિધુ॥ સત વરખ સરજુ તાહેરે ॥

રાયેને મસતગ આંબો મોરીયો ॥અનેખરી પડી એક સાખ ॥

એટલો તો સંતોક આણજો॥ આહાજ કરજો પાકરે ॥

વળતા તે બ્રાહ્મણ બોલીયો॥ આજ મિથ્યા વાત રે ॥
એટલે તુજેને સરેવુ ॥ રાજા આરોગો સરે સતેરે ॥
સંતોક સ્વામી આણજો॥ રૂદે વમાસીને જોયે રે ॥
સંતોક કિધો રાજા હરિશંદે॥ જેણે તજેલા છે તેહેરે ॥
વલણ। જેણે તજેલા છે તેહેરે ॥ રાજા એણી પેરે બોલીયા ॥
રૂખી વિશ્વામિત્રને લેઈકરી॥ કાસીબનારસીમાહે આવીયારે॥ ૨૩
વેરાડી। રાજા પોતા નગર મોઝારરે॥ ભાઈયો માણસ કેઊ વેચાયેરે॥
તમે સાંભળો ગોવર્ધન રાયેરે॥ આહી માણસ કેમ વેચાયેરે ॥
ઝાડનો પુળો મસતગ ધરે॥ તે માણસનો વકરો કરે ॥
તારે બોલા કુવર રોહિદાસ॥ ઝાડના પુલા કુંવર લેવા જાયે ॥
રાયેને વચને કુવર જાતા થયા॥ચાલા અમરી કોલણને ઘેર ગયા॥
બાઈ અમરીતુ સાંભળ અમારી વાત॥લે મુદરકાને આપોને ઘાસ॥
અમરી દિઠો કોઈ મોટો રાયે॥ ભાઈ પુલા તુ અમથી લઈને જાયે॥
કુંવર કેહે એ નહી અમારૂ ધરમ॥ તમારા પુલા બાકી લઈયે કેમ॥
હાથની મુદરકા દેઈ કુંવર આવા ત્રણ પુલા લઈ ॥
કોલણ ચઊટે દેખાડવા જાયે ॥
અમુલખ કેહે ને કેડે ધાયે॥ કુંવર તાહા લેઈને ગયા ॥
પુલા લેઈને ચઊટે રહ્યા॥
જ્યારે અબલા આવતી દિઠી રાયે॥ તેમ તેમ મનમાહે ઝાખા થાયે॥
તારે બોલાવા કુવર રોહિદાસ॥ આવીને ઊભા પાસ ॥
આવીને ઊભા રહીને નમાવા સીસ॥ તાં તો રાયે કરે છે રીસ ॥
કુવર કહે સાંભળો તાત તમો॥ આપી મુદરકાને લાવા છું અમો॥
રાયેજી થર રાખો તમારૂ મન॥ હવે નહી ચુકે તમારો તન ॥
એટલે કોલણ આવી પાસે॥ આછા જે સ્વામી તમારે હાથે ॥

વલતા તે બોલા સતવાદી રાયે॥ તુ તારો રાખજે વેહેવાર॥
બાકી વધે તેની નીરાવજે ચારરે ॥
વલણ॥ તારે રાયેવચને કોલણ જાતી થઈ॥ આવીને મંદીરે રહી ॥
કોલણ ઘાસ નીરાવો જઈ॥ તાથીતો અવાગવની થઈ॥ ૨૪
વેરાડી રૂખીપરતે એમબોલા રાયેરે ॥ તારાનું ઘરાકસ્વામી લેવાજાયે ॥
રાયેને વચને રૂખી જાતો થયો ॥ચાલો વમલી ગુનકાને ઘેર ગયો ॥
હારે વમલી સાંભલમારીવાતરે॥ તારે ઘેરછે કાઈ ગરથ ॥
વમલી કહે મારે દરબ છે ઘણી॥ તોનાર વેચાયે અયોદ્યા તણી ॥
તમને દેવરાવું તે નાર ॥ હસત મુખીને રૂપ છે તેનું અપાર ॥
મસ્તગ સીથો સીંધુરનો ભરે॥ દેખતા પુરસનું મન ચળે ॥
તારે વમલી ગુનકા લેવા જાયે॥ દેખી રૂપને અચંબી થાયે ॥
એ દિસે છે કોઈ મોટુ પાત્ર॥ પણ એના હોવે મારાઘરસરખી જાત્ર ॥
કાયેરે વમલી લોની તમો॥ તારા ભણે રે વેચાઈયે છુ અમો ॥
સાંભળો બાઈ વમળી તમો॥ વંતુ દેસો તે કરીસુ અમો ॥
છોડાવોની બ્રાહ્મણ ની પાસ॥ તમારે ઘેર થઈ રહીસુ દાસ ॥
અરધભાર તાહા સોવણ દેઈ॥ ચાલી ગુનકા સતીને લેઈ ॥
સતીયે મારગે જાતા પુછુ એમ॥ બાઈ તમારે કુળ સું છે કામ ॥
અમારે ચીર પટોળા પેરવાસાર॥ માણેક મોતીના સજવા સણગાર॥
મુખને પુછીને ભોજન કરો॥ વંતુ નહી પણ સેજે સાંચરો ॥
પાન સોપારી લવીંગ અતીસાર॥ અને કરવા નીતનવા ભરતાર॥
તારે સતી ભણે માહા વરતુ પાપ॥ સુરજ તુજને દેઈસ સરાપ॥
નકળંકી દેહીતણો દાતાર ॥ તુ સેહે ના કરે હવે મારી સાર॥
તારે સુરજે વાંદર બેને કિધીસાન॥ ગુનકાના તોડા નાકને કાન॥
પાચસાત સઈએરો મળીને જોવા જાયે॥ બાઈયે પગલુ પેસતા ભુંડું થાયે॥

 ૯૩૦

બાઈ તુએ દાસી પાછી દેહે ॥ અરધ ભાર સોવણ પાછુ લેહે ॥
વમલી ચાલી બ્રાહ્મણ ભણી ॥ આ દાસી લો સ્વામી તમો તણી ॥
પાછુ આપો અમારૂ સોવણ ॥ દાસી લો હો તમારી બ્રાહ્મણ ॥
કોપ કરીને બોલો રૂખી રાયે ॥ આ નઠારીનો કાઈ ઠોર ના થાયે ॥
ગુનકા લેઈને પાછી વળે ॥ તાહા હરી ભટ સામા આવી સાંચરે ॥
એ દાસીને તોલેસું અમો ॥ અર્ધ ભાર સોવણ લેસુ તમો ॥
અર્ધ ભાર તાહા સોવણ દઈ ॥ ચાલ્યો બ્રાહ્મણ સતીને લેઈ ॥
રોહિદાસ કુંવર રૂદન કરે ॥ કુંવરને કોઈ ના સંઘરે ॥
કુંવર તાહા હેઠો પડે ॥ માતા લેઈને બેઠો કરે ॥
કુંવરને બોલાવે માયે ॥ તમારી પાસે રેહેસે રાયેરે ॥
કુવરને પાપ પેર પેરના નડે ॥ નીસવાસ થઈને અવની પડે ॥
તારા કેહે ઊઠોને બાપ મોરે ॥ પછે લેઈને ઊછંગે ધરે ॥
તમારી પાસે રેહેસે રાયે ॥ કુંવર જાવો તેડે તમારી માયે ॥
માતા લેઈને બેઠો કરે ॥ તાહા હરીસામ ભટ આવીને સાંચરે ॥
એ બાલકને તો લેસું અમો ॥ પાવ ભાર સોવણ દેસું તમો ॥
પોણો ભાર તાહા સોવણ દેઈ ॥ હરી સામભટ ચાલા બેઊને લેઈ ॥
મારગે જાતા સતીયે પુછુ આમ ॥ તમારે કળ સું છે કામ ॥
અમારે અંબોટીયા પાટલા કરવા સાર ॥ નીત બેસી રેહેવું ઘરને દ્વાર ॥
કુવર ચુટી લાવશે ફૂલ પાતરી ॥ અમે બેઠા જમીસુ ચોધરી ॥
સતી મારગે ચાલતા કરે વિચાર ॥ ઓત્તમ કુળ તો પામા ઠાર ॥
વલણ। ભણે તારા સુણો બ્રાહ્મણ ॥ પોણો ભાર તમારૂ છુટા સોવણ રે ॥ ૨૫
વેરાડી। રૂખી પરને બોલીયા રાયે ॥ અમારો ગરાક સ્વામી લેવા જાયે ॥
રાયેને વચને કુવર જાતો થયો ॥ ચાલો દુધા ઝાપડાને ઘેર ગયો ॥
હારે દુધા સાંભળ અમારી વાત ॥ તારે ઘેર કાઈ છે ગરથ ॥

તારે દુધો કેહે મારે ઘેરગરથ છે ઘણો॥ રાયે વેચાણો અયોદ્યા તણો ॥
તમને દેવરાવુ એક દાસ ॥ રાઝે મસાણને ઊઘાડે ગરાસ ॥
રૂખી દુધો જોવાને જાયે ॥ દેખી રૂપને અચંબે થાયે ॥
હારે એતો કોઈ દિસેછે મોટારાયે પાત્ર॥ન હોયે અમારા ઘરસરખી જાંત્ર
રાયેજી તાહા બોલા એહે ॥ સાંભળો વાત કહું છું તેહે ॥
કારે દુધાલોને તમો॥ વનુ દેસો તે કરીસુ અમો ॥
છુટાવોની બ્રાહ્મણની પાસ॥ તમારે ઘેર થઈ રહીસુ દાસ ॥
અરધભાર તાહા સોવણ દેઈ॥ ચાલો ઝાંપડો રાજાને લઈ ॥
રાજા ભણે તુ સુણરે બ્રાહ્મણ ॥ સવાભાર તમારૂં છુટા સોવણ॥ ૨૬
સામેરી। સાંસી એકને વળી સતવાદી॥ અને સુરજવંશી જાયે ॥
નીચ ઘેર દુધો ઝાપડો॥ તે ઘેર રાજા હરિચંદ વેચાયે ॥
વળતા તે રાજા બોલીયારે॥ રૂખી સાંભળજો સોયે ॥
મનગમતે મધમને ઘેર વેચાયારે॥ પછે કરમ કરે સો હોયે ॥
એવા તે વચન ઓચરી રાયે ઝાપડા પુઠે જાયેરે॥
સોણો સામ રૂખી ભીખાદાસરે ॥
જઈ મસાણ માહારા માહે રેહેજે॥ તુ માગજે ગરાસ રે ॥
રીત લેજે રાવળી ॥ પછે દેવા દેજે દાગરે ॥
તુ જઈને મસાણ માહા ॥ રેહેજે દિવસને રાતરે ॥
વળતા તે ઝાપડો બોલીયોરે॥ અને ભાઈ તુ કરજે એહરે ॥
પાલી લેજે તુ સાથવોરે ॥ પલીતે લેજે અબગાર રે ॥
રાયે તાહા થકી સાંચરારે॥ પુછુ સામળ સેઠનું હાટરે ॥
પાલી તે લીધો સાથવોરે ॥ અને પલીતે લીધો અબગારરે ॥
રાયે ચોળી ઘાલી તસ્તવ કિધુ॥ અને સંભારા શ્રીરામરે ॥
રાજા તે તરપણ કરે ॥ અને મુખે જપે ભગવાનરે ॥

G-32

અતીત વિશ્વામિત્ર થઈ ॥ અને આવીયો તેણે ઠામરે ॥
અરધુ તે આપુ અતીતને ॥ અરધુ તે પુજુ દેહેરે ॥
દાન પુણ્ય રાજા નીત કરે ॥ એવા સતવાદી રાયે તેહરે ॥
દાઢે દાહાડે દુબળા ॥ અને રાજા હરીચંદ્ર થાયેરે ॥
કેટલેક દાડે દુધો આવીયો ॥ અને નયને નિરખા રાયેરે ॥
દેહીયે તે દિઠો દુબળો ॥ ઓલા ભુખો કાંયેસી જાયેરે ॥
ઓલા કાઈક તેગાંઠ આંદરી ॥ કે ભુખો રહો પેટ માહેરે ॥
ઓલા આગે તો લેતો પાલી એક ॥ હવે લેજે પાલી બેયે રે ॥
પલી બેહે અબગાર લેજો ॥ રખે ભુખો રેહે પેટરે ॥
એવા તે વચન ઓચરી ॥ અને ઝાપડો મંદર જાયેરે ॥
રૂખી રાયેની પુઠ મુકી ॥ અને ઝાપડા પુઠે ધાયેરે ॥
જઈને નાવા બેઠો દુધો ઝાપડોરે ॥ તેણે તેલ મીઠું (મેટ) ઘાલુ સીસરે ॥
વિશ્વામિત્રે કુંભ કાણો કરો ॥ માહે ટાંક ના રહું નિરરે ॥
તાહાથી વિશ્વામિત્ર સાંચરો ॥ અને ગયો હરીચંદ પાસેરે ॥
નાવા બેઠો દુધો ઝાપડો ॥ તુને સીદ રાખોછે દાસરે ॥
વળતા તે વિશ્વામિત્ર બોલીયો ॥ તારો સ્વામી કરે છે રીસ ॥
ઘેર ટાક પાણી નથી ॥ તીણે ખોલે ઘાલી છે સીસરે ॥
એવી તે વાણી સાંભળી ॥ અને સુરજવંસી રાયે ॥
હાથમાહા તે લીધો ઘડુલો ॥ અને રાયે પાણી ભરવા જાયેરે ॥
વેગે કરીને વઈ ગયા ॥ અને ગંગા કેરે તીરરે ॥
ઘડુલો તે કાનો કાન ભરો ॥ અને ઊભા તેણે ઠારરે ॥
વિશ્વામિત્રે મુડાના ભાર મુકો ॥ તે ઘડો ના ચડે સીસરે ॥
રાજાએ મન વમાસીયુરે ॥ સાચુ કાંઈ કારણરે ॥
રોહિદાસ નગરથી સાંચરા ॥ અને વેગે વાડીયે જાયે ॥

રાજાયે તે નયને નિરખીયા ॥ અને સુરજવંશી આયેરે ॥
વળતા તે રાજા બોલીયારે ॥ ભાઈ કુંભ ચડાવોને સીરરે ॥
સ્વામી તમે મધમ અમે ઓત્તમ ॥ તમુને કેમ અભડાયેરે ॥
વળતા તે રોહિદાસ બોલીયારે ॥ સ્વામી કરોને તમે આમરે ॥
આઘા જઈને ડુબકી મારો ॥ તેથી સરસે તમારૂં કામરે ॥
વલણ ॥ મસતગ તે આવો કુંભરે ॥ બુધ કરી રોહિદાસરે ॥
રાજા ભરીને સાંચરા ॥ અને મન માહે અતી આનંદરે ॥
મારો હતો તો બુધ કરી ॥ અને કેહે રાજા હરીચંદરે ॥ કડવા ॥ ૨૭
સામેરી ॥ રીસ ધરી એમ બોલીયો ॥ એમ કેહે વિશ્વામિત્ર ॥
હવે કુંવરને એવો ડસું ॥ એમ કેહે ગરધવ કેરો પુત્ર ॥
તાહા થકી રોહિદાસ સાચરા ॥ અને વેગે તે વાડી માહે જાયે ॥
વિશ્વામિત્રે રૂપ પાલટુરે ॥ અને વસીયેર હુવા તાહેરે ॥
જઈ કુવરને ચટકાવીયો ॥ અને પડો તે વાડી માહેરે ॥
વનમાહે કુવર આવી પડા ॥ અને ચપલા કેરા છોડરે ॥
વાડી તે રખવાળો આવીયો ॥ અને જોવા તે લાગો નાડરે ॥
અરૂ પરૂ વમાસી જુવો ॥ અને સું થયું કારણરે ॥
ફુલ સુગાતી આવીયો ॥ અને ડસીયો કાળા નાગરે ॥
એને કરમ પરવાર કોઈ નથી ॥ જઈ સંભળાવુ એની માતરે ॥
હવે ફુલસુગાતી ચાલીયો ॥ જાહા હુતી એણી માયેરે ॥
બાઈ બાળકને ચટકાવીયો ॥ અને પડો તે વાડી માહેરે ॥
તારા ભણે ભાઈ અબોલો રેહેની ॥ હમણે ના લેસો નામરે ॥
ઘેર બ્રાહ્મણ ભોજન કરે ॥ ભાઈ વણસે એનું કામરે ॥
વણસે એનું કામરે ॥ તારા ભણે કરમ લખ્યુ તે કેમ ટળેરે ॥ ૨૮
વેરાડી ॥ બ્રાહ્મણ સર્વે સંતોકીયા ॥ મંદરથકી વાડીયે જાયેરે ॥

૯૩૪

જઈને ઊભા રહ્યા ॥ જાહા હુતો ચપલા કેરા છોડરે ॥
નયને તો નીર વહે॥ રાણી રૂદન કરે મન માહેરે ॥
મારા કુંવરને કોડામણે॥ તારે દુઃખે કેમ રેહેવાયેરે ॥
તાહા આવીને ઊભા રહ્યા॥ હવે શીં તે થાસે પેરરે ॥
પેરે પેરે લાગા પુછવા ॥ તારી માતા કરે વિલાપરે ॥
મારા કુંવરને કોડામણે॥ તારે દુઃખે કેમ રેહેવાયેરે ॥
કુંવર પોળી પીરસતી પાતળી॥ વળી અમરત આંબા ઘોળરે॥
કોળીયે કોળીયે પોખતીરે॥ હવે નસવાસ થઈને બોલરે ॥
મારા કુંવરને કોડામણે॥ તારે દુઃખે કેમ રેહેવાયેરે ॥
કુવર સેજ તળાઈયે પોઢંતા॥ અને ઝુંચતા ઝીણા સુત્રરે ॥
આજ સાથરે કેમ પોડસો॥ મારા લાડકવાયા પુત્ર રે ॥
મારા કુંવરને કોડામણે॥ તારે દુઃખે કેમ રેહેવાયેરે ॥
એક દુઃખ મારા સ્વામી તણું॥ બીજો પુત્ર જો પામો મરણરે॥
હઈડુ તે ફાટે નહીરે ॥ ફટ રે ભુંડા મનરે ॥
મારા કુંવરને કોડામણે॥ તારે દુઃખે કેમ રેહેવાયેરે ॥
સતી લેઈને સાચરા॥ કુંવરને દેવા દાગરે ॥
અગર ચંદનના લાકડારે॥ લઈ આવા હરીભટ સામેરે ॥
અગર ચંદનને લાકડે ચેહે ખડકી॥ માહે સીચા કુંવર રોહિદાસરે ॥
તાહા સતી સાધવી એકલી॥ બીજુ નહી કોઈ પાસેરે ॥
તાહાથી વેગે વિશ્વામિત્ર સાંચરો॥ અને મેઘ સાંભળો અમારી વાતરે॥
કહું જો મારૂં નહી કરે॥ તો તુજને દેઈસ સરાપરે ॥
બારે મેઘ સબળા ચડી॥ અને વરસે અખંડા ધારરે ॥
પેર પેરના પવન ચડે॥ તોયે સત ના છોડે તારા નારરે ॥
બારે મેઘ સબળા ચડા॥ અને ઠંડા તે વાયે વાયેરે ॥

દાગ કુંવરને દેવા કરે ॥ એટલે આવા હરિશ્ચંદ રાયેરે ॥
આવીને તાહા ઊભા રહા ॥ એ કોણ છે મસાણ માહેરે ॥
રીત આપસો રાવળી ॥ તારે દેવા દેઈસુ દાગરે ॥
વળતા તે સતી બોલીયા ॥ મારી ગાંઠે નથી એકો દામરે ॥
અરધો પાલવ ફાડીને આપીયો ॥ એટલે સારો મારૂ કામરે ॥
રોહિદાસને દાગ પોચાડીયો ॥ એટલે આવો વરસાતરે ॥
અરધ બળો અરધ રહ્યો ॥ સતી લેઈ ડેરા માહે જાયેરે ॥
વિશ્વામિત્રે કુંવર ઓળવો ધવળચંદનો ॥ લોક પેરપેરના જોવા જાયેરે ॥
અને જુવે નગર શહેર માહે ॥ રૂપ કુંવરનું પાલટુ તેણીવારરે ॥
દોડા લોક ગયા ધસમસે ॥ જઈ પોતા ડેરા માહેરે ॥
ડાકેણને સી કોતરીયે ॥ ખાધું મારૂં તે બાળરે ॥ ૨૯
ભોપાલ ડાકેણને સી કોતરીયે ॥ ખાધો મારોરે બાળ ॥
તેડાવોને પેલા ઝાપડાને ॥ જે મારે એને ઠારરે ॥
તારે સતીયે બંધ બાંધીયા ॥ અને સમરાતે સરણાસરણરે ॥
સ્વામી આ વેળા માહે આવજો ॥ તો પોહોચે મનની આસરે ॥
વિશ્વામિત્રે કુત્ત મુકીયા ॥ અને સતીયે સંભાર્યા શ્રીરામરે ॥
શ્વાન તે સુંગીછાવળીયા ॥ તે ના લે સતીનુરે નામ ॥
તાહા વિશ્વામિત્ર બોલીયો ॥ રાંડે બાંધી શ્વાનની ડાઢ ॥
તેડાવોને ઓલે ઝાપડો ॥ જે મારે એને ઠાર ॥
તાહા ખડગ લઈ ઊભા રહ્યા ॥ અને મેલે સતી ઊપર ઘાયે ॥
પેલો તે મારે ઝાપશે ॥ એમ કોપ્યો નગરનો રાયે ॥
વેગે વિશ્વામિત્ર સાંચ્યો ॥ અને ગયો હરીચંદ્ર પાસે ॥
ઠાકોર તારો મારે છે ॥ તુને સીદ રાખ્યો છે દાસ ॥
પછે હરીચંદ્ર આવીયા । તમે ના મારસો મારા સામ ॥

ખડ્ગ લાવો મારા હાથમાહ ॥ સ્વામી આજ અમારૂં કામ ॥
ખડ્ગ લેઈને ઊભા રહ્યા ॥ તારા સંભારો શ્રી રામ ॥
આ વેળા મોટે વીનવુ ॥ નહી કારેહમણા મારીસ ઠામ ॥
વળતા સતી એમ બોલીયા ॥ અને મારે બીજુ કોણ ॥
જેણે પાલવે બાંધીયારે ॥ તે સમરૂં હરીચંદ ॥
વળતા તે સતી બોલીયા ॥ અને સાંસો ના કરસે મારા સામ ॥
તમારે હાથે જો મરૂ ॥ તો વૈકુંઠ જઈ વસુ નિશ્ચામ ॥
હવે જીતુ કામ હારસો ॥ સ્વામી લગારે કને કાજ ॥
એક ઘાયે એવો નાખજો ॥ જે પામીયે અવિચળ રાજ ॥
વળતા તે સતી એમ બોલીયા ॥ સ્વામી એવી મારજો ઘાર ॥
જો રાજા તમે આરોગ હ... ॥ તો તમને ઘણી મળસે નાર ॥
રાજા પછે એમ બોલીયા ॥ અને સાંભળો રાણી વાત ॥
તમે કહેતા જે રા... આવસે ॥ તે કાહા ગયા છે નાથ ॥
વળતા તે રાણી બોલીયા ॥ અને રામ છે મારી પાસ ॥
ઘા...ને એવો નાખજો ॥ જે પામીયે વૈકુંઠ વાસ ॥
પછે ખડ્ગ લીધુ રાયે હાથમાહ ॥ અને સતીયે નમાવું શીસ ॥
અંતરથકી રામ આવીયા ॥ અને હાથ ઝાલો જુગદીસ ॥
ધન ધન તારા ગોરને ॥ અને જે સમાર શ્રી રામ ॥
ધન ધન તારા હરીચંદને ॥ જે અમર કીધા કામરે ॥
પુરણ પ્રભુજી ત્રુટીયા ॥ માગ માગ હરીચંદ રાયે ॥
સ્વામી મારા એમ માગીયે ॥ જે વિશ્વામેત્ર વૈકુંઠ જાયે ॥
બીજી વાર પ્રભુજી ત્રુટીયા ॥ માગ માગ હરીચંદ રાયે ॥
સ્વામી મારા એ માગીયે ॥ જે આવે કુંવર રોહિદાસ ॥
કુંવર તારો જે લાડકો ॥ અને બોલાવો રોહીદાસ ॥

બોલાવો કુંવર આવીયો ॥ તારે પોતી મનની આસ ॥
પુરણ પ્રભુજીત્રીજીવાર જુદીયા॥ માગ માગ હરીચંદ રાયે ॥
સ્વામી મારા તે માગીયે ॥ જે હરીચંદપુરી વૈકુંઠ જાયે ॥
હરીચંદને તારાલોચના ॥ અને ત્રીજા કુંવર રોહિદાસ ॥
ગોર વશિષ્ટ ઓળખા ॥ તેણે અમરાપુર કિધા વાસ ॥
હરીચંદને તારા લોચના ॥ અને રોહીદાસ પુછે વાત ॥
અંતરીક્ષથી વીમાન આવીયા॥ તેમા બેઠા કરોડી સાત ॥
સાત કરોડી વૈકુંઠે તે ગયા ॥ જેણે સેવા શ્રી રામ ॥
યજુરવેદને વાયકે ચાલીયા॥ તેણે અમર કિધા કામ ॥
પુષ્પની વૃષ્ટી કરી ॥ અને સુરજ અઝંગ અવાસ ॥
જે હરીચંદપરછાભણે સાંભળે ॥ તેહેને ગંગાનુ સ્નાન ॥ ૩૦

૯-૩૮

# સાતમો શ્રીરામ અવતાર .

સાતમો શ્રીરામ અવતારના પરછા નિરવાણ ॥
તમે સુણો મુનિવરો સુજાણ ॥ ૧ ॥
જ્યારે સાતમે રૂપે દૈત્ય રાવણ પ્રગટ થયો ॥
ત્યારે તે વનમા મોટુ તપ કરવા ગયો ॥ ૨ ॥
તેણે ત્યાં તપે બેસીને કિધું કાજ ॥
તેણે ત્યાં દેવના દશ અવતારનું માગ્યું રાજ ॥ ૩ ॥
સ્વામી સહીન મરૂં યુધ્દ કરતા નિરવાણ ॥
તો હું ન મરૂં સ્વામી કોણે બાણ ॥ ૪ ॥
જો સ્વામી એવો વર તમે મુજને આપો સહી ॥
તો હું મુખથી નવ બોલુ કાઈ । ॥ ૫ ॥
તમને એઊ કહું છું મારા ગુરૂ એહી અરભાણ ॥
જો કોઈ હાર ન કહે એવું માગી લેઊ વરદાન ॥ ૬ ॥
તે દૈત્યે રાવણને મહાતપ કરી વરલીધા તહા ॥
તે દૈત્યે આવી સર્વે દેવસભા કબજે કરીછે અહા ॥ ૭ ॥
ત્યારે સર્વે દેવ કહે ભાઈ વિધાતાયે કરમે લખ્યું જેહ ॥
ત્યારે તે દૈત્ય ઘેર નવગ્રહે સેવા કિધી તેહ ॥ ૮ ॥
તે દૈત્યને ઘેર સર્વે દેવતા ઉદરણા ભરે છે જઈ ॥
તે ઘેર પવન આંગણ વાળે સહી ॥ ૯ ॥
તે ઘેર સમુંદર સાતી ભરતા નીર ॥
ત્યા ચન્દ્ર સૂર્ય સેવા કરતા ધીર ॥ ૧૦ ॥

તે દૈત્ય ઘેર સર્વે દેવતા ઊદક લીધો નિરવાણ ॥
જે અમે તહા સતગુરૂજી આગલ પામુ માન ॥૧૧॥
તે દૈત્ય ઘેર પનોતી બારણે બાંધી છે જેહ ॥
અને દેવ હુતાશન રાંધના રાંધે છે તેહ ॥૧૨॥
તે સર્વે દેવતાયે સતગુરૂ વચને કિધા કાજ ॥
તે દૈત્યને દેવે તપ કરતા એવું આપ્યું રાજ ॥૧૩॥
તે પેલા જુગ મધે મુખી દેવતા એછત કિધીછે ત્યાં ॥
તે માટે વીરલોચન અંતજ ઘેર ભકતતારણ આવ્યાછે અહા ॥૧૪
તે મુખી સર્વે જુગમા ભકતોને કારણ આવ્યા સહી ॥
તે મુખીની આશિષ તપસી ગુરૂની કૃપા વિના કોઈ તસ્સે નહી ॥૧૫॥
તારે મુખી વીરલોચન હરીચર્ચા ઘેર અલગ કરે ॥
તે મુખી વીરલોચનના ઘેર દેવસભા ગુપ્ત ભરે ॥૧૬॥
તે દેવ સભામાં ગત વિંઝનું વાયે ના લેયે ॥
ત્યાં મુખી ગત કલશ પખાલે તેહે ॥૧૭॥
તે મુખીયે કલશ પખાલે જેહ ॥
ત્યાંથી તારા સતી કુળ તારણ ઊપન્યા તેહ ॥૧૮॥
તે સતીની રાજા હરીચંદ્રે પરીક્ષા કિધી તહા ॥
તે સતીના પેહર્યા ચિર પટોલા ધોતા તહા ॥૧૯॥
ત્યારે રાજાયે તેડાવ્યો પુત્રીનો બાપ ॥
ભાઈ અમે પુત્રી તમારી વરીશું આપ ॥૨૦॥
અરે રાજા તમે પરછો અમારો મરમ ॥
તમે ભલા ક્ષત્રીય તમારો કોણ ધરમ ॥૨૧॥
ત્યાં રાજા હરીચંદ મુખે એઊં બોલ્યા વચન ॥
ભાઈ અમે ક્ષત્રીય ઊકીરડેથી લીધું રતન ॥૨૨॥

ભાઈ અમો કન્યા રતન જાણીયે તેણે પરણીશું જેહ ॥
એણે અમે પટરાણી કરીશું તેહ ॥ ૨૩ ॥
ત્યારે રાજા હરિચંદ પરણ્યા તે તારા નાર ॥
ભાઈ અમે એણે ઘરમાથી નહી કાઢું બાહાર ॥ ૨૪ ॥
ત્યારે તારારાણી શ્રી ગુરૂ વશિષ્ઠને કહે છે એમ ॥
ગુરૂજી અમારૂં સત રાખજો તમે ॥ ૨૫ ॥
ત્યારે રાણી કહે શ્રી ગુરૂજી તમ આગળ વિનંતી કરૂં જેહ ॥
ઘણી એક સ્તુતી કરી માગુ તેહ ॥ ૨૬ ॥
ત્યારે ગુરૂ વશિષ્ટ કહે તમે સુણો તારારાણી સાર ॥
જો હું તુજને કહું છું તો તમે કરજો નિરધાર ॥ ૨૭ ॥
તારારાણી તમે રાખો સતગુરૂ ઊપર દૃઢ વિશ્વાસ ॥
તો તમારા સહુ સરસે કાજ ॥ ૨૮ ॥
ત્યારે રાજાની સેવા રાણી કરતી આપ ॥
અને સતગુરૂની સેવા કરવા પુત્રી જાયે ઘેર બાપ ॥ ૨૯ ॥
હરિચન્દ્ર તારારાણીનો પરછા લખ્યો છે નિરવાણ ॥
તે તમે સુણો મુનિવરો એક ધ્યાન ॥ ૩૦ ॥
તારારાણી ત્યાં દેવસભામા જાતા કરવા ઠાણ ॥
તે રાણીને દાસી સઘલી બોલતી વાણ ॥ ૩૧ ॥
તે સર્વે દાસીયે મલીને રાજાને રાણી જાતાનુ કિધું જાણ ॥
રાજા તમે એ રાણીને શું દો છો માન ॥ ૩૨ ॥
એક દન રાજા હરિચન્દ્ર રાણીને કહે ॥
જે પુછુ રાણી તમને એક વાતજી ॥ ૩૩ ॥
આજ રાણી તુ કેમ નહી આનંદમાં ॥
મન તમારા કેમ છે ઊચાટજી ॥ ૩૪ ॥

કહે રાણી મસ્તક દુખે રાજા મારા ॥
કઠિણ સોભે હિરા રતનનો હારજી ॥ ૩૫ ॥
સેજ સુતો રાજા નિંદ્રા કરે જ્યાં ॥
તારા રાણી ચાપે છે પાયજી ॥ ૩૬ ॥
તારા રાણીને દિવો માલવ્યો ॥
રતન મેલ્યો સંદુક માહેજી ॥ ૩૭ ॥
સર્વે સીનગાર રાણી સારીયા ॥
અને લીધો સતનો સીનગારજી ॥ ૩૮ ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥
અને જઈ મલ્યા ઘોડસાલ માહેજી ॥ ૩૯ ॥
ઘોડા છોડ્યોરે તેણે હંસલો ॥
તે ઊપર મેલ્યા ચિત્ર પલાણજી ॥ ૪૦ ॥
ઊભા રાજા સર્વે ચલીંત્ર જુવે ॥
તેને પછેલાગો સોહી જાવેજી ॥ ૪૧ ॥
જે દાસી વચને રાજા સ્ત્રી ચરિત્ર જોવા ગયા ॥
તે હંસલો ઘોડાને પુછડે વલગીને પછલાગો ગયા ॥ ૪૨ ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥
જઈ રહ્યા પઊલને પાસજી ॥ ૪૩ ॥
ત્યાં તાલા ભોંગલ ભાંગી સત લોહાતણી ॥
અને આપે આપ ઊઘડીયા કિવાડજી ॥ ૪૪ ॥
તાહા થકી તારા રાણી સંચર્યા ॥
જાઈ રહ્યા સપ્ત દુવાર બાહેરજી ॥ ૪૫ ॥
ગામ પોવળેરે ચોખા ચોટીયા ॥
અને આવ્યા તે ગંગાજીને પાસજી ॥ ૪૬ ॥

૮૩૫

સુતો રે સાયેર વીરા જાગીયો ॥
વેચે વેચે દિધી છે વાટજી ॥ ૪૭ ॥
તાહા થકી તારા રાણી સંચર્યા ॥
જઈ રહ્યા દેવ દુવારજી ॥ ૪૮ ॥
ત્યારે જઈને દેવસભાપાસે ઘોડો ઊભો રહ્યો ॥
તાહા રાણી નીચું ઊતરી ઘોડા વિરખે બાંધીયો ॥ ૪૯
તારારાણી તેથી ચાલીને દેવ સભામાં ગઈ ॥
અને રાજા હરીચન્દ્ર વીરખ ઊપર ચઢી બેઠા તહી ॥ ૫૦ ॥
જાઈને તારા રાણી સભામાં ઊભી હવા ॥
વીરલોચન બાહેર જુવે છે વાટજી ॥ ૫૧ ॥
આવતા દેખી મન સંતોકીયા ॥
કેવી લાગી બાઈ એવડી વારજી ॥ ૫૨ ॥
ક્ષેમ દઈને વીરા પુછીયા ॥
બાઈ આજ કેમ લાગી છે વારજી ॥ ૫૩ ॥
સાચો જાણ્યો વીરા આપણા ॥
ફરી સુવાડતા લાગી છે વારજી ॥ ૫૪ ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥
અને જઈ રહ્યા દેવ દુવારજી ॥ ૫૫ ॥
જઈને તારા બાઈ ઊભી હવા ॥
ગતને કિધો છે પરણામજી ॥ ૫૬ ॥
વેળા આવો બેસો બાઈ બેહેનુલી ॥
તમને કેમ લાગી એવડી વારજી ॥ ૫૭ ॥
સાચો જાણ્યોરે વીરા આપણો ॥
જે માટે લાગી છે વારજી ॥ ૫૮ ॥

વેલા થાવોરે વીરા સર્વે સીઘ્ર કરી ॥
મને થાયે એવડી વારજી ॥ ૫૯ ॥
સુતો રાજા પણ હમણા જાગસે ॥
મને ના કરો એવડી વારજી ॥ ૬૦ ॥
ત્યાં પછી રાજા હરીચંદ વીરીખ ઊપરથી ઊતરીયા ॥
તે દેવસભાને દ્વારે જઈ ગુપ્તરીતે બેઠા થયા ॥ ૬૧ ॥
ધરમ વાત વીરા અગોચરી ॥
કળસ રૂપો મુગતીનો ઠામજી ॥ ૬૨ ॥
તેવોયે થાપ્યા ચાંદીના ઘટપાટ જાણ ॥
સર્વે ગત આવી દર્શન કરવા લાગ્યા પરમાણ ॥ ૬૩ ॥
તાહા સર્વે ગત મળી વિનંતી કરી એક ચિત્ત ॥
અને ત્યાહા પરગટ થયા શ્રી વૈકુંઠનાથ ॥ ૬૪ ॥
સન સનકાદિ દેવ દેવતા અપાર ॥
અને તે સર્વે આવી મળ્યા તે દેવપુજા મોઝાર ॥ ૬૫ ॥
કરણ કલ્પના દેવતા અપરંપાર ॥
છપ્પન કરોડી મેઘા ને બત્રીસ કરોડી કિન્નર ॥ ૬૬ ॥
તેત્રીસ કરોડી દેવસુ આવ્યા રાજા સુરનર ॥
આવ્યા ગણ ગંધર્વ દેવતા તાહા અપાર ॥ ૬૭ ॥
ત્યારે ઘટપુજા સઊના સાથે કિધી છે તારારાણી ॥
ત્યારે બહુ સંતોખ પામ્યા શ્રી વૈકુંઠના ધણી ॥ ૬૮ ॥
તે સભામાહે ગુરૂજીને સેવે નાનામોટા સર્વે બાલગોપાલ ॥
ત્યાં રાણીનો હંસલો ઘોડો વધીને ગતમા કિધી થાલ ॥ ૬૯ ॥
હોમ કરીને બાઈ ઊભી હવા ॥
અને આરાધીયા શ્રી ભગવાનજી ॥ ૭૦ ॥

યજુરવેદની આજ્ઞા ચાલતા ॥
પ્રણામ સદામની [સનોમની] જાપજી ॥ ૭૧ ॥
તે ઘોડાને હાડચામ મેલીને મુખીગત વિનંતી માગે દેવ ॥
તહા હંસલો ઘોડો બેઠો થયો તતખેવ ॥ ૭૨ ॥
સમાપતા કરી તેજ કાહાડીયો ॥
ઊપર મેલ્યા ચિત્ર પલાણજી ॥ ૭૩ ॥
તેરાણી સર્વે દેવશું વિદા થાયે ॥
સર્વે ભાઈ વોળાવા જાયે ॥ ૭૪ ॥
પણ થાળ લેવો બેણ કુંવરને કાજ ॥
અને પોતે અનામત બાંધી છે સાથ ॥ ૭૫ ॥
પુજા થઈને સર્વે દેવતા ગુપ્ત થયા ॥
એ સર્વે ચલીત્ર જોઈ રાજા અચંબે થયા ॥ ૭૬ ॥
દેવ દુવાર બાહેર રાણી પચરખા મેલી હતી સત ॥
તેની વખાણ કહું છું સાંભલો વાત ॥ ૭૭ ॥
પચરખા સુવર્ણની ને જડીત રત્નજડયા અપાર ॥
તેમાથી એક રાજાયે ઊઠાવી લીધી છે સાર ॥ ૭૮ ॥
ક્ષણ એકમા તે પચરખ રાજાયે ગુપ્ત રીતે લીધી ઊઠાય ॥
અને તે રાજા વીરીખ ઊપર ચઢી બેઠો થયો ત્યાય ॥ ૭૯ ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥
અને ગતને દિધો પરણામજી ॥ ૮૦ ॥
રાણી પચરખ એક ન જોઈ અચંબે થઈ ઘણી ॥
હવે લાજ રાખજો હો મારા ત્રીભુવન ધણી ॥ ૮૧ ॥
પચરખ ચોરી ગઈ એક પગની ॥
સઊ ગતને પડીયો બહુ વિચારજી ॥ ૮૨ ॥

ચિંતા મુકોરે વીરા કરો વિનંતી ॥
કળસ રૂપો મુગલીનો ડામજી ॥ ૮૩ ॥
અરાધ કરીને બાઈ ઊભી હવા ॥
સ્વામી તારૂં બ્રીદ સંભાલજી ॥ ૮૪ ॥
અંબઋષી હો સ્વામી રૂખમાંગદ ॥
તેહુના મોટા મોટા કિધા કાજજી ॥ ૮૫ ॥
સીધ્ર વસી હો સ્વામી તારીયા ॥
તે ગયા નગરી સાથે કૈલાસજી ॥ ૮૬ ॥
બંધન કાપ્યા સ્વામી પ્રલ્હાદના ॥
તેણે આલ્યા અવિચલ રાજજી ॥ ૮૭ ॥
દયા આણો પ્રભુ ભગત તણી ॥
કુદરતી પચરૂખ આલી તેણીવારજી ॥ ૮૮ ॥
ત્યારે કુદરતી પચરૂખ પ્રગટ થઈ તતકાલ ॥
તે જોઈ બહુ અચરત થયા હરીચંદ્ર ભુપાલ ॥ ૮૯ ॥
પચરૂખ પેહેરી બાઈ ઊભી હવા ॥
અને ગતને કિધા પરણામજી ॥ ૯૦ ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥
પાવડે મુકો છે પગજી ॥ ૯૧ ॥
તાહા થકી તારા રાણી સંચર્યા ॥
વીરલોચન વલાવના સાથે જાયેજી ॥ ૯૨ ॥
રહો રહો રે વીરલોચના ॥
તમને હોસે વૈકુંઠ વાસજી ॥ ૯૩ ॥
વલાવી વીરલોચન પાછે આવ્યા ॥
ફરીજુવે ફરી જુવે હેતજી ॥ ૯૪ ॥

ત્યારે રાજા વીરીઆથી નીચું ઊતર્યું સહી જાણ ॥
ઘોડા પાસે આવી ઊભા રહ્યા ભુપત નિરવાણ ॥ ૯૫ ॥
ઊભો રે રાજા સઊ ચલીંત્ર જુવે ॥
પછલાગે સોહી સાથે જાયજી ॥ ૯૬ ॥
તારામતી રાણી ઘોડા ઊપર સવાર થઈ ॥
રાજાયે ઘોડાની પુછડી વલંગી પાછે ગયા સહી ॥ ૯૭ ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥
જાઈ રહ્યા ગંગાજીને પાસજી ॥ ૯૮ ॥
સુતો સાયેર વીરા જાગીયો ॥
વેચે વેચે દિધી છે વાટજી ॥ ૯૯ ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥
જાઈ રહ્યા પોવળને પાસજી ॥ ૧૦૦ ॥
તાલા ભોગલ ભાગી સાત લોહાતણી ॥
આપે આપ ઊઘડીયા કિવાડજી ॥ ૧૦૧ ॥
તાહા થકી તારા રાણી સંચર્યા ॥
જાઈ રહ્યા. ઘોડસાલ માહેજી ॥ ૧૦૨ ॥
ઘોડા બાંધ્યો રે તેજી હંસલો ॥
અને ઊતાર્યા ચિંત્રપલાણજી ॥ ૧૦૩ ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥
જઈ રહ્યા રાજમંદિર માહેજી ॥ ૧૦૪ ॥
સુખસેજે સુતા રે રાજા નિંદ્રા કરે ॥
પોઢો પોઢો મંચક ઊપરજી ॥ ૧૦૫ ॥
મંદીર જાઈને બાઈ ઊભી હવા ॥
થાળ મેલી તાખમાહેજી ॥ ૧૦૬ ॥

સતના સીનગાર રાણી સારીયા ॥
લીધા લીધા સેજના સીનગારજી ॥૧૦૭॥
તાહાથકી તારા રાણી સંચર્યા ॥
જાઈ રહ્યા રાજ દુવારજી ॥૧૦૮॥
તારારાણી દિવો પરગટો ॥
રતન મેલ્યા ચારી પાયજી ॥૧૦૯॥
સેજે સુતો રાજા નિંદ્રા કરે ॥
તારા રાણી ચાપે છે પાવજી ॥૧૧૦॥
આલસ દઈને રાજા બેઠા થયો ॥
રાણી સપનું લાધું છે ઘોરજી ॥૧૧૧॥
તમે હો રાણી તમારે પીયરે ગયા ॥
ઘોડો વધ્યો મારો હંસલોજી ॥૧૧૨॥
તાહા થકી તારારાણી બોલીયા ॥
મહારાજ સાંભલો મારી વાતજી ॥૧૧૩॥
તારામતી કહે સાંભલો સ્વામી સાર॥
સપનાની વાત કેમ હોસે હો નિરધાર ॥૧૧૪॥
કુડુ સપનું રાજા ન ભાકીયે ॥
હીન કળા હોસે જીવના નાસજી ॥૧૧૫॥
હરીચન્દ્રરાયે તારે બોલીયા॥
રાણી સાંભલ મારી વાતજી ॥૧૧૬॥
રીસે રીસે રાજા રાતા થયો ॥
થર થર કાપે સઊ ગાત્રજી ॥૧૧૭॥
નાના કટકા રાણી રાઈ તણા ॥
મોટા મોટા મીરગ પરમાણજી ॥૧૧૮॥

૯૪૮

ત્યાં હાથમા લોહાખડગ લઈને રાજા હરીચંદ બોલ્યા આલ ॥
હારે રાણી તું સાચુ કહે રાતે શુ લાવી છે થાલ ॥૧૧૯॥
હારે રાણી હવે જોતુ બાહેર પગ કાહાડે તો વાઢુ આજ ॥
અમે જોયું જે સર્વે દાસી કહેતી તે સાચ ॥૧૨૦॥
ત્યાં અઢાર વર્ણ એકઠી મળે છે રાત ॥
તે મળી સર્વે કરે છે જીવ હિંસાની ઘાત ॥૧૨૧॥
તાહા થકી તારા રાણી બોલીયા ॥
સાંભળો રાજા મારી વાતજી ॥૧૨૨॥
સ્વામી તમે દાસી વચને પ્રમાણ કરીને જે ॥
શું જાણો છો આળ પંપાળ તે ॥૧૨૩॥
જો તમે સ્વામી ખડગ મેલો તો અમે સર સહુ તતકાળ ॥
અમે અબલા સ્ત્રીઊપર શું બોલો આળ ॥૧૨૪॥
ત્યાં રાજા હરીચન્દ્ર કોપ કર્યું બહુ કાજ ॥
અમો હજુર થાળ દેખાડો આજ ॥૧૨૫॥
તો રાણી અમને શું જુઠા કરે છે આપ ॥
હવે તારૂં સઊ મળયું છે પાપ ॥૧૨૬॥
તે એવા વચન સુણી રાણી મંદિરમાજાય ॥
ત્યાં વિનંતી કરે ત્રિભુવન રાય ॥૧૨૭॥
સ્વામીજી સદા સુખીયા ભકતોના આધાર ॥
ફરીયાદ કરે છે તારારાણી નાર ॥૧૨૮॥
અરાધ કરીને બાઈ ઊભી થઈ ॥
સ્વામી તમારૂં બ્રીદ તમે સંભાલોજી ॥૧૨૯॥
પાછલા ભગત સ્વામી તારીયા ॥
તેના કિધા મોટા મોટા કાજજી ॥૧૩૦॥

અંબરીષ હો સ્વામી રૂખમાંગદ તારીયા ॥
તેઓને આપ્યા અવિચલ રાજજી ॥ ૧૩૧ ॥
બંધન કાપ્યા સ્વામી પ્રલ્હાદના ॥
તેનો આલ્યા વૈકુંઠ વાસજી ॥ ૧૩૨ ॥
રાણીની સ્તુતી ચાલી તતકાલ ॥
ત્યા રાજા ઊભા છે મહા વિકરાળ ॥ ૧૩૩ ॥
તારારાણી થાળ લાવી ઊભી જહા ॥
સર્વે આપે દષ્ટે દેખતા તહા ॥ ૧૩૪ ॥
તે સર્વે આ સતગુરૂ વચને થાળ મટી છાબડી નિપજે જહા ॥
રાજા હરીચંદ અચરજ થાય છે તહા ॥ ૧૩૫ ॥
તે આ સતગુરૂને પ્રસાદે જેહ ॥
કંકણના મોતી નિપન્યા તેહ ॥ ૧૩૬ ॥
ત્યાં પોળી થઈ નાગરવેલના પાન ॥
અને માસ ફીટી ફળ નિપન્યા જાણ ॥ ૧૩૭ ॥
તે તો થયા સર્વે સતગુરૂ કેરે વચન ॥
તે ફળ બીજોરાના થયા નિરવાણ ॥ ૧૩૮ ॥
કહિયે જે કમોદ કેરો ફુલ ॥
તે સતગુરૂયે કિધા જુઈ કેરા ફૂલ ॥ ૧૩૯ ॥
જાસવંદ બકુલ ફૂલ અતિ ઘણા ॥
સ્વામી તુ છે ભક્તોના પ્રતિપાલજી ॥ ૧૪૦ ॥
એણી રીતે પેરના ભોજન નિપના જહા ॥
અને રાજા હરીચંદ્ર ઈમાન આણ્યો તહા ॥ ૧૪૧ ॥
થાલ જોઈને રાજા અચરત થયો ॥
રાણી મુજને આ મારગ દેખાડોજી ॥ ૧૪૨ ॥

રાજા હરીચન્દ્ર ખડ્ગનાખી ઊભા રહ્યાજેહ ॥
હવે રાણી અમે ધરમના સર્વે મરમ પરછ્યા તેહ ॥ ૧૪૩ ॥
રાણી તમે અમ કુળ તારણ આવ્યા જેહ ॥
હવે અમને દેખાડો સત ધરમ તેહ ॥ ૧૪૪ ॥
રાજા તમે રાજ કરીને કરો પાર ॥
પણ આ સતપંથ છે ખાંડાકેરી ધાર ॥ ૧૪૫ ॥
ખરી ખટી ખાધે ખોટ ભાગસે આળ ॥
એવો સતપંથ છે જેઊ સીરના બાલ ॥ ૧૪૬ ॥
હારે રાજા સિંઘાસન વાલું તમને રાજ ॥
અને એના વગર ગમસે આજ ॥ ૧૪૭ ॥
કહે તમુને વાલો ઘોડો તેજી હંસલો ॥
અને વાલા મંદિર વાસ ॥ ૧૪૮ ॥
તમને વાલી તારા લોચની નાર ॥
અને વાલા કુંવર રોહીદાસ ॥ ૧૪૯ ॥
પ્રેમે પ્રજાને બાંધ્યા ગામ ગરાસ ॥
તે સર્વે રાજા તમને મેલાવસે એવડું શું છે તમારે કાજ ॥ ૧૫૦ ॥
આ ગુરૂજી સર્વે માગે સતશું જહા ॥
જો પુરૂ અચિંચલ ઈમાન હોય તહાં ॥ ૧૫૧ ॥
આ ગુરૂજી રાજ પાટ સર્વે માગશે જેટલે ॥
તે વળી કાળજુ કાયા માગશે તોયે ॥ ૧૫૨ ॥
રાણી એ સર્વે રાજપાટ અમે આપીશું મન ॥
અને આ સતગુરૂ કહે તો ચાલુ વન ॥ ૧૫૩ ॥
જો અમે સતપંથ પ્રમાણું સત વચન ॥
તે પછે આ જીવને આલુ ઊદક અન ॥ ૧૫૪ ॥

તે રાજાયે સતગુરૂ કારણ સવાલાખ છંદ મેલ્યા જેહ ॥
અને સવાલાખ ઘર આસણધારી તેહ ॥ ૧૫૫ ॥
તે ઘેર સવાલાખ ભટ વાચતા પુરાણ ॥
તેણે આ સતગુરૂ વચને સર્વે મેલ્યું નિર્વાણ ॥ ૧૫૬ ॥
તે હરીચંદ્ર ઘેર બેતાલીસ લાખ રાજા મુજરે આવતા જેહ ॥
પોતાના પાયગામાથી છન્નુ લાખ ઘોડા પુઠે ચડતા તેહ ॥ ૧૫૭ ॥
મુલકે મુલક એણી આણ ફરતી નિરવાણ ॥
એવા રાજા રાજ કરતા પરમાણ ॥ ૧૫૮ ॥
તેણે દરભ કોઠડીયાના પાર નહી છેહ ॥
સર્વે સતગુરૂ વચને મેલ્યા તેહ ॥ ૧૫૯ ॥
તે ભકત હરીચંદ્રને આ સતગુરૂની સેવા કિધી સતસુ તેહ ॥
અને જન્મવૃત પાળ્યા જેહ ॥ ૧૬૦ ॥
તે રાજા હરીચન્દ્રે લોહાર ઘેર ઘણ કુટ્યા જાય ॥
ભાઈ તેણે ખરી ખટી કરીને ખાધું ત્યાય ॥ ૧૬૧ ॥
તે રાજા હરીચન્દ્ર દેવ સભા ઘેર લાવ્યા જાન ॥
તેણે સુખસું નિંદ્રાન કિધી નિરવાણ ॥ ૧૬૨ ॥
તેણે રાત દિવસ ગતની સેવા કરી એકે ધ્યાન ॥
તે આ સતગુરૂજીને વચન પરમાણ ॥ ૧૬૩ ॥
હવે વિશ્વામિત્રના પરછા લખ્યો છે નિરવાણ ॥
તમે સુણો મુનિવરો એકે ધ્યાન । ॥ ૧૬૪ ॥
એક દન શ્રી વૈકુંઠનાથ પોતે પધાર્યા આપ ॥
અને કનલી વન છે જ્યાં મહાવિખ્યાત ॥ ૧૬૫ ॥
તે કનલી વનમા તપસી સતગુરૂ વશિષ્ટ આવીયા આપ ॥
ત્યાં શ્રી હરીએ તેવોને પુછી વાત ॥ ૧૬૬ ॥

૯૫૨

હવે સ્વામી દૈત્ય સકળ વ્યાપક પ્રગટ થયો ઊતપાત ॥
તમે ગુરૂજી કહો દેવ સભાની કુલ વાત ॥ ૧૬૭ ॥
તે દેવસભામાહે પેલા નારદ ઋષીવર આવ્યા જેહ ॥
તહા સર્વે દેવે બહુ દિધા માન તેહ ॥ ૧૬૮ ॥
સ્વામી સહુ લોકમા રાજા હરિશ્ચંદ્ર બહુ સતવાદી છે જેહ ॥
એમ દેવ સભામાહે જઈ બોલ્યા તેહ ॥ ૧૬૯ ॥
ત્યારે વિશ્વામીત્ર ઋષી બોલ્યા અમે બ્રહ્મતપ સાધ્યો છે જહી ॥
હવે એને હું છલ પાડુ જઈને સહી ॥ ૧૭૦ ॥
શું તેથી તો અદકો થયો નહી ॥
આગું શ્રીષ્ટ બ્રહ્મ તપ કરવું સહી । ॥ ૧૭૧ ॥
ત્યાંથી ગુરૂ વશિષ્ટ વાસે પ્રવાસી મોકલ્યો ત્યાં ॥
રાજા હરિશ્ચંદ્ર તારારાણી હુતા જ્યાં ॥ ૧૭૨ ॥
રાજાસુ પ્રવાસી બોલ્યો ત્યાં ॥
વિશ્વામિત્ર માગે તે કેજો હો ॥ ૧૭૩ ॥
જો અમરાપુર લેવાનો અરથ હોયે ॥
તો તમે મુખમાથી ના ન કહેસો ત્યાંયે ॥ ૧૭૪ ॥
સ્વામી તમે આજ ગુરૂજી ભલે પધાર્યા તાત ॥
નહી તો અમારે જીવ નરકે જાત ॥ ૧૭૫ ॥
આજ સ્વામી જો તમને મસ્તક કાપી આપીયે તોયે ॥
ગુણ ઓશિંગણ ન થઈયે તોયે ॥ ૧૭૬ ॥
ત્યા વિશ્વામિત્ર પોતે પધાર્યા આપ ॥
સુવર મંત્રનો કિધો જાપ ॥ ૧૭૭ ॥
જ્યારે વિશ્વામિત્ર પોતે ગયા જહા ॥
અને વરાહનું રૂપ લીધું તહા ॥ ૧૭૮ ॥

ત્યાં વિશ્વામિત્ર આવ્યા સહી ॥
અને વરાહ રૂપ લીધું જઈ ॥૧૭૯॥
તે રાજાની વાડી વલભે છે ત્યાં ॥
તેના ફુલ ઘટ કલસે ચહડે છે ત્યાં ॥૧૮૦॥
ત્યાં જઈ વાડીના વૃક્ષ ઊખેડયા જહા ॥
રાજા હરિચન્દ્ર કોપીયા તહા ॥૧૮૧॥
રાજા રીસે ચડીને આવ્યા તહા ॥
અને વરાહ તો વાડી માહા ॥૧૮૨॥
વાડી વીટીને બોલ્યા એમ ॥
હવે વરાહ ભાગી જાસે કેમ ॥૧૮૩॥
જોહે ત્યારે વલહેઠ વરાહ ઓ જાય ॥
તેનો દેશ નિકાલ થાય ॥૧૮૪॥
ત્યારે વિશ્વામિત્ર વિચારે મન ॥
હવે એને કાઢુ વન ॥૧૮૫॥
અમે રાજાના અશ્વ આગળ નિસરૂ જાણ ॥
બાકી કોનું ન લેઊં નામ ॥૧૮૬॥
સમરથ શિકાર ચાલ્યો જેહ ॥
રાયના રેવંત હેઠળ નિસર્યો તેહ ॥૧૮૭॥
ત્યારે રાજા હરિચંદ્ર વરાહ સાથે ધાય ॥
અને શિકાર તો ચાલ્યો જાય ॥૧૮૮॥
તે સહી વિશ્વામિત્ર જોય ॥
અને બ્રાહ્મણ રૂપ લીધું છે ત્યાંય ॥૧૮૯॥
બ્રાહ્મણ રૂપ થયા જ્યાં ॥
અને રાજા ઊભા રાખ્યાં ત્યાં ॥૧૯૦॥

તે વિશ્વામિત્ર બાલક બે નિપાવા મોડે ॥
રાજા એ વરકન્યા છે બેહુ જોડે ॥૧૯૧॥
જો રાજા હરિચન્દ્ર તમે નાન કહીને ઊભા રહો મારે નહી જોર॥
નહીતો વળી અમે પરણાવીશું નવ કરોડ ॥૧૯૨॥
રાજા હરિચન્દ્રે વરકન્યાના દાન દઈ પરણાવ્યા તહા॥
અને નદી વિશ્વામિત્રી છે જહા ॥૧૯૩॥
જ્યારે પેલા ઋગ્વેદી મંગલ વરત્યા જહા ॥
ત્યારે સર્વે હસ્તી અંકુશ દિધા છે તહા ॥૧૯૪॥
જ્યારે બીજા યજુરવેદી મંગલ વરત્યા જહા॥
ત્યારે ઘોડા ચાબુક સોપ્યા તાહા ॥૧૯૫॥
ત્રીજા સામવેદી મંગલ વરત્યા સહી ॥
અને રૂઅરથ ભંડાર કુંચીસુ આલ્યા તહી॥૧૯૬॥
ચોથા અથર્વવેદી મંગલ વરત્યા જાણ ॥
ત્યારે ધરતી પ્રિથમી સોપી તેણે ઠામ॥૧૯૭॥
રાજા હરિચન્દ્ર હસ્તી ઘોડા ભંડારને પ્રિથમી આપી જહા॥
એવા ચાર મંગલ ભણાવ્યા તહા ॥૧૯૮॥
જ્યારે ચતુર્વેદી ચવરી વરતાની સહી ॥
ત્યારે બ્રાહ્મણ વાત રાજાસું કહી ॥૧૯૯॥
હારે રાજા હરિચન્દ્ર તમે કન્યા દાન દઈ રહ્યા॥
ત્યાં હવે વરકન્યા સંતોકયા અહા ॥૨૦૦॥
હવે આ ચાર જણને કાંઈ આપસો જેહે ॥
અને સવાભાર સોવન દક્ષિણા માગુતોયે॥ ૨૦૧॥
સ્વામી અમો તમને હાથ જોડી ચાલીસુ તેહ ॥
નહી તો તમ આગળ ધરીસુ દેહ ॥૨૦૨॥

અમે અન પાણી ત્યારે આરોગીયે ॥
જ્યારે અમે બ્રાહ્મણના ઋણથી છુટીયે ॥ ૨૦૩ ॥
ત્યાં રાજા હરિચન્દ્ર તારારાણી કુંવર રોહિદાસ ॥
ત્રણે જણા વેચાવ્યા ચાલ્યા તે સાથ ॥ ૨૦૪ ॥
તો રાણી દેવ સ્વામીને પુછે જાણ ॥
ગુરૂજી ધણી એક સ્તુતિ કરૂં તમે પરમાણ ॥ ૨૦૫ ॥
સ્વામીજી અમોને આસ તમારી બહુ ॥
વિનંતી કરી તમશું કહું ॥ ૨૦૬ ॥
સ્વામીજી અમે ક્રિયા આચાર વીના છીયે આજ ॥
તો સ્વામી તમે રાખો અમારી લાજ ॥ ૨૦૭ ॥
સ્વામી તમે ભાર દિયા અમે સીર સહીલીયા આજ ॥
તો હવે લેવા અમરપદનું કાજ ॥ ૨૦૮ ॥
સ્વામી અમે કોટ ગડ તો મેલ્યા આજ ॥
અમે સતગુરૂ વચને મેલ્યા નગરના રાજ ॥ ૨૦૯ ॥
ત્યારે રાજા હરિચન્દ્ર કહે રાણી સાંભલો કાજ ॥
આપણા સદ્‌ગુરૂજીને પુછો આજ ॥ ૨૧૦ ॥
અવર કોય અદકી કરણી કમાવીયે અહા ॥
ત્યારે પછી અમને ન કહેસો તહા ॥ ૨૧૧ ॥
તો સ્વામીરાજ આ ગુરૂજીનો શબ્દ શીર ચઢાવીયે આપ ॥
તો આપણ સતશું વેચાઈએ સિરધરીયે ન પાપ ॥ ૨૧૨ ॥
અમે તો દેવશું હાજર હોઈએ આપ ॥
તો હવે સર્વે જુગના જાયે પાપ ॥ ૨૧૩ ॥
ભકત હરિચન્દ્ર તારાલોચના કુંવર રોહિદાસ ॥
એ ત્રણે જણા ચાલ્યા કાશી ખંડમા વેચાવ્યા આપ ॥ ૨૧૪ ॥

૯૫૬

રાજા નગર મુકીને ચાલ્યા જે દન ॥
ત્યારે લોક રૈયત કરે રૂદન ॥૨૧૫॥
મહેલ વાસ છોડીચાલ્યા હરિશ્ચન્દ્ર રાયે ॥
ત્યાં સર્વે નગરમાં પડિયો ત્રાહે ॥૨૧૬॥
રાજા ચાલતા લોક રોતા ના રહે લંગાર ॥
અને બૈઠા બ્રાહ્મણ કરે કુકાર ॥૨૧૭॥
તાહા રોવે ઘાચી મોચી સહી સુતાર ॥
અને રોવે રૈયત વરણ અઢાર ॥૨૧૮॥
રોયા માલી તંબોલી કુણબી કુંભારને રૈયત સારી॥
ત્યાહા રોયા ખત્રી વાણીયા વૈશ્ય વેપારી॥૨૧૯॥
રોવે ગુલામ ગોવાલીયા લોહાર ॥
રોયા માછી કાછી પીરીયે છે અપાર ॥૨૨૦॥
તાહા રોવે જટ ભટ સાથી ભટયારે ભાટ ॥
એમ રોયા ભવઈયા ઘાચાવાલો દસલાટ॥૨૨૧
તે નગર છોડીને ચાલ્યા સતવાદી રાયે ॥
અને વિશ્વામિત્રે પાણીની પરબો માંડી તાયે॥૨૨૨
એ પરબીયો પાણી પાયે છે જાહા ॥
પણ સતી સત ના ચુકે તાહા ॥૨૨૩॥
ત્યાહાથી સતવાદી લોક ચાલ્યા જાયે ॥
અને કાશીખંડને ચૌકે ઊભા રહ્યાછે આયે॥૨૨૪
તાહા રાજા પુછે લોકને સત જો લાયે ॥
યાહા માણસ વિકરો કેમ થાયે ॥૨૨૫॥
લેવો ખડનો પુળો મસ્તક ચઢાયે ॥
અહી એણી પેર માણસ વેચાયે ॥૨૨૬॥

ત્યારે કુંવર રોહિદાસ ખડનો પુળો લેવા જાયે ॥
તેણે એક મુદ્રિકા આલી તાહે ॥૨૨૭॥
બાઈ બાકી વધે તે સું કરીયે અમે ॥
તેની સત ગણી ગુની નીરજો તમે ॥૨૨૮॥
માથે ખડનો પુળો લીધો જાહા ॥
ભગત એણી પેરે આપ ગલ્યા તાહા ॥૨૨૯॥
એ ત્રણ જણા સતસુ વેચાયા આપ ॥
ભાઈ તેણે અમરપદ લીધું કરમાપ ॥૨૩૦॥
તે ભગત પેલા કૌશિક બ્રાહ્મણ મલી જાહા ॥
અને હરવસ ઝાંપડા ઘેર વેચાયા તાહા ॥૨૩૧॥
જે ભગત વિપ્રની સેવા કિધી જાહા ॥
તેણે વિશ્વામિત્ર અનેક ડસમુકયા તહા ॥૨૩૨॥
સતગુરૂને વચને દુઃખ વિંટયા જહી ॥
પણ સતી સત ના ચુકયા તહી ॥૨૩૩॥
તે ભકતોને વર આપવા જેહ ॥
સ્વામીજી દૈત્યના મન વસીયા તેહ ॥૨૩૪॥
હરિચન્દ્ર તારા રાણી કુંવર રોહિદાસના પરછા જાણ ॥
તમે સુણો ભાઈ મુનિવરો સુજાણ ॥૨૩૫॥
ત્રેતા જુગ સંધે ભકત હરિચન્દ્ર વીર ॥
રહ્યા હરવસ ઝાંપડા ઘેર ભરીયા નીર ॥૨૩૬॥
અને રાણી તારાદેવી સતી જોયે ॥
તે કૌશિક બ્રાહ્મણ ઘેર દાસી હોયે ॥૨૩૭॥
કુંવર જઈ રહ્યા માલી ઘેર વાસ ॥
તાહા વિશ્વામિત્ર બોલીયા હું ડસું કુંવર રોહિદાસ ॥૨૩૮॥

ત્યારે વિશ્વામિત્ર બોલ્યા જેહ ॥
સર્પ થઈ ડસું કુંવર રોહિદાસને તેહ ॥૨૩૯॥
વિશ્વામિત્ર કાશિખંડ નગરીમાં આવ્યા જહા ॥
અને કૌશિક બ્રાહ્મણ ઘેર બ્રહ્મ ભોજન થાતા તહા ॥૨૪૦॥
અરે બાઈ તારા પુત્રને સર્પે ડસ્યો જાયે ॥
પણ તે સાંભળી સતિ સત ન ચુકી તાયે ॥૨૪૧॥
તે બ્રહ્મ ભોજન વેળા વઈ ગઈ જ્યારે ॥
અને બ્રાહ્મણ અગનીસુ મારે અગરચંદનના લાકડા લાવ્યા તારે ॥૨૪૨॥
અરે ભાઈ અમારા કુંવરને વાડીમા સર્પે ડસ્યો જ્યાંય ॥
તે અમને સુતકસ્નાન ઊપન્યું છે ત્યાંય ॥૨૪૩॥
ત્યાં સતીયે કુંવરને પધરાવ્યો ત્યાંહે ॥
અને અગર ચંદન હાતે લીધા જાયે ॥૨૪૪॥
સ્વામી તમે દેવળ દેરામા પધારજો જઈ ॥
ત્યાં અમે દેશું કુંવરને અગન દાગ સહી ॥૨૪૫॥
ત્યારે વિશ્વામિત્રે બાર મેઘ બોલાવ્યા જહા ॥
અને તેહુને મહાવૃષ્ટી કિધી છે ત્યાહા ॥૨૪૬॥
ત્યારે નદીયે મહાપુર આવ્યા જહા ॥
અને સતી અગનદાગ દેતી તહા ॥૨૪૭॥
ત્યાં રાજા હરિચન્દ્રે ખબર થઈ મસાણમાં આવ્યો જહાં ॥
બાઈ તમે દાગ દેયો તો અમને હક આપો ઈયા ॥૨૪૮
પેલી રીત રાવલી આપજો અમે ॥
બાઈ પછે દાગ કુંવરને આપજો તમે ॥૨૪૯॥
ત્યારે રાણીયે ચીર ફાડી હક આપ્યો જાહા ॥
પણ સતી સત ન ચુકયા તાહા ॥૨૫૦॥

ત્યાં કાશીખંડનો ધવલચન્દ્ર રાજા જેહ ॥
તેનો વિશ્વામિત્રે પુત્ર હર્યો છે એહ ॥૨૫૧॥
એટલું કરીને વિશ્વામિત્ર પોતે ત્યાં પંડિત થાયે ॥
તે તો પંડિત થઈને રાજદ્વારે જાયે ॥૨૫૨॥
હારે રાજા તારા કુંવરને મસાણમાં એકસંખની ખાતી આયે ॥
તે મહા ચંડાલી બેઠી ખાયે ॥૨૫૩॥
ત્યારે રાજદ્વારેથી દલ આવીયા તેણે ઠાર ॥
ભાઈ એ પંડિતને કહ્યું તે સર્વે સાચ ॥૨૫૪॥
હવે એ ચંડાલીને ચોફેરથી દંડ માર કરો આજ ॥
હવે એનું મોઢું શું જુવો આજ ॥૨૫૫॥
ત્યાં હરવસ ઝાંપડો બોલાવીને શ્વાન મેલ્યા સહી ॥
પણ શ્વાન સતીને જુવે નહી ॥૨૫૬॥
તે હરવસ ઝાંપડા ઘેર રાજા હરિચંદ્ર કરતા કાજ ॥
તેણે કહે તું માર આ ચંડાલીને આજ ॥૨૫૭॥
તે આજ્ઞા હરિચન્દ્રે સીર સહી તતકાલ ॥
જે સ્વામી તમે કહેસો તે કરૂં નિરધાર ॥૨૫૮॥
ત્યાં હરિચન્દ્રને હાતમા લોહા ખડ્ગ લીધુ જહી ॥
અને તે દોડી ગયા જ્યાં બેઠી હતી રાણી તહી ॥૨૫૯॥
ત્યાં રાજા હરિચન્દ્ર કહે રાણી તમે સુણો સાર ॥
રાણી જે સમરણી હોય તે સંભારજો આજ ॥૨૬૦॥
રાણી આપણા સતગુરૂજી છે પાસ ॥
તે સ્વામી અંતઃકાલે ભગતની પુરાવે આસ ॥૨૬૧॥
હવે સ્વામી સંભારૂં શ્રી ગુરૂ નરનું નામ ॥
અને વળી બાજા સંભારૂં શ્રી રામ ॥૨૬૨॥

વળી ત્રીજા મુખી ગતગંગાનું સંભારીયે નામ ॥
જે શ્રી ગુરૂ નર આપે અમરાપુર ઠામ ॥ ૨૬૩ ॥
જે દૈત્ય રાવણને મારી પુરી થાળ ॥
તે વેળાયે રાણીની સ્તુતિ થઈ ફરીયાદ ॥ ૨૬૪ ॥
જ્યારે રાજા હરિચન્દ્ર હાથે ખડગ લીધુ જહા ॥
ત્યારે સતીયે સંભાર્યા શ્રીરામ ગુરૂ વશિષ્ટ તહા ॥ ૨૬૫ ॥
જ્યારે રાયે જમણે હાથે ખડગને ડાવેહાથ ચોટલો ગ્રેહે રહે ॥
ત્યાહા સતી શિષ નમાવી ધરે તેહે । ॥ ૨૬૬ ॥
રાજાયે ખડગલીધો હાથમાં અને સતીનમાવી શિસ ॥
તારે અગ્નીંગથી દેવ આવીયા તાહા ઝાલ્યો હાથ જગદીશ ॥ ૨૬૭
ત્યારે શ્રીહરી ગુરૂ વશિષ્ટ મનવેગે પધાર્યા આજ ॥
હવે ભાઈ ભક્તોના તે કરવા કાજ ॥ ૨૬૮ ॥
ત્યાં ખડગ સાહીને દેવ ઊભા રહ્યા તેણે ઠામ ॥
ભક્ત તું માગ વરદાન હવે તારા સારૂ કામ ॥ ૨૬૯ ॥
ત્યા રાજા હરિચન્દ્રને રાણી કહે આપણે ગુરૂ પુરા સેવીયા ॥
સ્વામી આપણી વારે ગુરૂ નર આવીયા ॥ ૨૭૦ ॥
દેવ ભક્તોને કાજે આવ્યા તતખેવ ॥ હવે સ્વામી રાજા તમે ચતુર
ખાણના ફેરા છોડાવજો આપણા શ્રી ગુરૂ નર કહે છે દેવ ॥ ૨૭૧ ॥
ત્યારે શ્રી ગુરૂ નર કહે જેહ ॥
મારા ભક્ત તે ગુરૂ નરના ગતમા નીત નીત મલતા હોય ॥ ૨૭૨
જેણે પુરણ ઈમાન રાખ્યા જાન ॥
તે વૈકુંઠપદ પામ્યા નિરવાણ ॥ ૨૭૩ ॥
તે અખંડ અવિચલ ઊદ્ધર્યા તહા ॥
તેના જીવ અમર રહે અમરાપુરી માહા ॥ ૨૭૪ ॥

સ્વામીજી અમભાગે જે વિશ્વામિત્ર અમ ઘેર પોતે પધાર્યા તાપ ॥
સ્વામીજી અમારા ઈમાન રાખ્યા આપ ॥ ૨૭૫ ॥
સ્વામી જે વિશ્વામિત્રે પણ પાકી કરી આપ ॥
તે સ્વામીજી તમે પેલાતે કરજો માફ ॥ ૨૭૬ ॥
પુરણ પ્રભુ ત્રુઠયા સત કાજ ॥
માંગ માંગરે ભગત હરિચન્દ્ર જે માગું તે આપું આજ ॥ ૨૭૭
ત્યારે ભકત હરિચન્દ્ર બોલ્યા સત જો ભાયે ॥
સ્વામી હરિચન્દ્ર પુરી ધરો વૈકુંઠમાહે ॥ ૨૭૮ ॥
જયારે ભક્ત હરિચન્દ્રે એવી કહી વાત ॥
ત્યારે વિમાને બૈઠ્યા દેવ કરોડી સાત ॥ ૨૭૯ ॥
તે હરિચન્દ્ર સતપંથ ધાયા સધીર ॥
તે ભકતે બહુ કસ સહ્યા શરીર ॥ ૨૮૦ ॥
તે ભક્ત કારણ નારાયણે ધર્યો શ્રી રામ અવતાર ॥
દૈત્ય રાવણને મારીને ભકતોના કરવા ઊધ્ધાર ॥ ૨૮૧ ॥
શ્રી રામ અવતાર ઊપના તેના પરછા જાણ ॥
તમે સુણો મુનિવરો તેહ નિરવાણ ॥ ૨૮૨ ॥
તે ભક્ત કારણ સાતમો અવતાર શ્રી હરીયે ધર્યો ॥
ત્યારે દેવ દશરથને ઘેર શ્રીરામ અવતર્યો ॥ ૨૮૩ ॥
સાતમે શ્રી રામજી અવતાર ॥
દશરથ કુળ અવતર્યા દેવ મુરાર ॥ ૨૮૪ ॥
માતા કૌશલ્યા તણા પુત્ર રામ જેહ ॥
સુમિત્રાના પુત્ર લક્ષ્મણજી તેહ ॥ ૨૮૫ ॥
ભરત શત્રુઘન કૈકેઈના ભયા ॥
એ ચાર પુત્ર દશરથના થયા ॥ ૨૮૬ ॥

કૈકેઈના મનમા કુડ જો થાય ॥
કપટ કરીને છળ્યા દશરથ રાય ॥૨૮૭॥
કૈકેયી વચન ત્યા બોલી એમ ॥
વાત અમારી સુણો મારા શામ ॥૨૮૮॥
રામ લક્ષ્મણને દિયો વનવાસ ॥
ભરત શત્રુઘનને રાખો પાસ ॥૨૮૯॥
રામને લક્ષ્મણ વનમા સંચરે ॥
ભરત શત્રુઘ્ન રાજ જો કરે ॥૨૯૦॥
કૈકેયી વચન ત્યાં એમ કહે ॥
ત્યારે રાજા દશરથ અચંબી રહે ॥૨૯૧॥
રામ લક્ષ્મણ બેઊ રાજ કરાય ॥
તે કૈકેયીથી નજરે ન જોવાય ॥૨૯૨॥
ત્યાં લક્ષ્મણ મનમા એઊં ધરે ॥
તે ભક્ત સેવા બહુ રામચંદ્રની કરે ॥૨૯૩॥
ત્યાં કૈકેયી મનમાં અંદેશો ધરે ॥
એ રામ લક્ષ્મણ બેહુ રાજ કેમ કરે ॥૨૯૪॥
ત્યારે કૈકેયીના મનમાં કપટ જો થાયે ॥
તે વચન છલવા રાજા દશરથ પાસે જાયે ॥૨૯૫॥
તમે સુણો સ્વામી વચન માગું આજ ॥
ભરત શત્રુઘ્નને આપો રાજ ॥૨૯૬॥
રામ લક્ષ્મણને દ્યો વનવાસ ॥
સ્વામી હું એઊં વચન માગું તમપાસ॥૨૯૭॥
કૈકેયી કપટ વાણી ઓચરે ॥
વચને હાં ના હાંસુ ~~[illegible]~~ કરે ॥૨૯૮॥

રામ લક્ષ્મણને લીધા બોલાય ॥
કહી વાત દશરથે ત્યાંય ॥ ૨૯૯ ॥
ભરત શત્રુઘ્ન કરસે રાજ ॥
તમે વનમાહે જાવો પુત્ર આજ ॥ ૩૦૦ ॥
કૈકેયી વચને અમે હરાયે છે આજ ॥
તમે જાવો વનવાસ પુત્ર મેલો રાજ ॥ ૩૦૧ ॥
ત્યારે પિતા વચન ચઢાવી શીસ ॥
કરી પ્રદક્ષિણા પાયે લાગ્યા જગદીશ ॥ ૩૦૨ ॥
કહે કૈકેયી વચન એવા કો સોયે ॥
ત્યારે માતાને પાયે લાગ્યા તોયે ॥ ૩૦૩ ॥
રામ લક્ષ્મણને એવી રજા દશરથની થાયે ॥
ત્યારે શ્રીરામ લક્ષ્મણ સીતા સાથે લઈને વનમાં જાયે ॥ ૩૦૪ ॥
રામ લક્ષ્મણને સીતા પાસ ॥
એ ત્રણે જણા ચાલ્યા વનવાસ ॥ ૩૦૫ ॥
જ્યારે નગર છોડીને ચાલ્યા નાથ ॥
ત્યાં ભક્ત સહુ ચાલ્યા સાથ ॥ ૩૦૬ ॥
જ્યારે શ્રી રામચન્દ્રે રાજ મેલ્યું અયોધ્યાતણું ॥
ત્યાં પશુ પંખી રોયા ઘણું ॥ ૩૦૭ ॥
ત્યાં રોયા ભક્ત સર્વે અયોધ્યા તણા ॥
ત્યારે બંધવ જન સઊ રોયા ઘણા ॥ ૩૦૮ ॥
ત્યાં રોયા હસ્તિ તુરંગ ને તુખાર ॥
ત્યાં રોયા સર્વે કુટુંબ પરિવાર ॥ ૩૦૯ ॥
ત્યાં રોયા મૃગ પંખી જંગલ તણા ॥
ત્યારે રખેશર લોક રોયા ઘણા ॥ ૩૧૦ ॥

ત્યારે રખેશરે મલીને મહાદુઃખ ધર્યું ॥
હારે બાઈ કૈકેયીને એ શું કર્યું ॥ ૩૧૧ ॥
બાઈતમે કાઈનજાણ્યા શ્રીરામ તણા પ્રતાપનો પાર॥
એ દેવ છે ત્રણભુવનનો સરજનહાર ॥ ૩૧૨ ॥
ત્યાં સર્વે રખેશરે મલીને કિધી વાત ॥
ભાઈ આપણ સહુ જાઈએ શ્રીરામચંદ્રને સાથ॥ ૩૧૩ ॥
ત્યાં સહુ રખેશર ચાલ્યા મનમા દુઃખ ધરી ॥
ત્યાં પાછું જોઈને બોલ્યા શ્રી હરી ॥ ૩૧૪ ॥
ભાઈ તમે સર્વેવળો પાછો શા કારણ આવો છો એમભણી॥
અમને રજા થઈ છે રાજા દશરથ તણી ॥ ૩૧૫ ॥
ત્યાં શ્રી રામે સર્વે રખેશરને સમજાવી કહ્યો છે મરમ ॥
ભાઈ અમે ભોગવીશું અમારા કરમ ॥ ૩૧૬ ॥
ત્યાં તમે સાથે આવવાનો નહી કાજ ॥
તમે પાછા ફરી જાવો અયોધ્યામાં આજ॥ ૩૧૭ ॥
ભરત શત્રુઘ્ન ચાલ્યા સાથે ॥
વ્યા કુળ રૂપ કર્યું આપઘાતે ॥ ૩૧૮ ॥
ભરત શત્રુઘ્ન બોલ્યા સત ભાયે ॥
તે કપટ કિધું રે કૈકેયી માયે ॥ ૩૧૯ ॥
ત્રણ ભુવનના નાથે લીધો અવતાર ॥
ધન ધન વંશ આપણું જીવત સંસાર ॥ ૩૨૦ ॥
તમથી કૈકેયી મુરખ નહી કોય ॥
ત્રીભુવની નાથ પુત્ર તોય ॥ ૩૨૧ ॥
ચાલ્યા ભરત શ્રી રામ જી સાથ ॥
સર્વે રૂવે ત્યાં કૌસલ્યા માત ॥ ૩૨૨ ॥

રૂવે લોક તે અયોધ્યા તણા ॥
દશરથ રાય ત્યાં રોયા છે ઘણા ॥ ૩૨૩॥
રોવે પ્રજા સર્વે સંસાર ॥
શ્રીરામ વન ગયા હુવો અંધઃકાર ॥ ૩૨૪॥
વનમાં રામ પોતા જાણ ॥
ત્યારે દશરથ રાજાયે છોડ્યા પ્રાણ ॥ ૩૨૫॥
દશરથ રાયે પુરો કર્યો કાળ ॥
ત્યારે નગર માહે પડી હડતાલ ॥ ૩૨૬॥
વનમા રામ પોહોતા જાણ ॥
દેખીયા રામે ઊત્તમ ઠામ ॥ ૩૨૭॥
ત્યારે લક્ષ્મણ બોલ્યા સરનામ ॥
વાત અમારી સુણો શ્રી રામ ॥ ૩૨૮॥
યાહાના વન છે ઊત્તમ ઠામ ॥
બાંધી મઢીને રહો શ્રી રામ ॥ ૩૨૯॥
તે વનમા ગુરૂ વશિષ્ટ વાસ કરે છે જેહે ॥
શ્રી રામચંદ્ર તેઊને ભેટ્યા તેણે ઠાયે ॥ ૩૩૦॥
ત્યારે શ્રીરામચંદ્ર રજા લઈને આયે ॥
ગુરૂ વશિષ્ટ તપ કરવા જાયે ॥ ૩૩૧॥
ત્યાંથી શ્રી ગુરૂની રજા લઈને શ્રીરામ નિસર્યા॥
તે દેવ કનલી વનમાં જઈ સંચર્યા ॥ ૩૩૨॥
ત્યાં દિઠું વન ઊત્તમ ઠામ ॥
બાંધી મઢીને રહ્યા શ્રીરામ ॥ ૩૩૩॥
ત્યાં રામે વચન કિધો પરમ ॥
લક્ષ્મણે મઢી બાંધી તેણે ઠામ ॥ ૩૩૪॥

૯૬૬

તે વન કનલી બહુ અપાર ॥
અને વનસ્પતી ત્યાં ભાર અઢાર ॥૩૩૫॥
તેણે વન રામ વસ્યા વાસ ॥
ફલ વૃક્ષ બહુ ફાલે પાસ ॥૩૩૬॥
ડમરો મરૂવાની મઢી વાળી છે જાણ ॥
તેમા ઝાપ જડી છાવી છપર માહા પરમાણ ॥૩૩૭॥
શિયાળ વૈયાળ સિંદુરીયા જહા ॥
એવા વનસ્પતી કહિયે તહા ॥૩૩૮॥
ડમરો મરૂવો લાવી મઢી આગળ વાડી કરી ॥
કેટલાક દિવસ ગયા વનમા નિસરી ॥૩૩૯॥
ત્યાં દેવ બાર વરસ તે વનમાં રહ્યા છે સહી ॥
ત્યાંરે તેણી રાવણ દૈત્યે ખબર જો થઈ ॥૩૪૦॥
હવે રાવણ દૈત્યના પરછા લખ્યો છે નિરવાણ ॥
તમે સુણો મુનિવરો સુજાણ ॥૩૪૧॥
દૈત્યરાવણે રાજા રામચન્દ્ર સાથે બહુ કિધો વખવાદ ॥
અઠોત્તેરસો બુધ્દિમાહે એક ન સુજી ત્યાયે ॥૩૪૨॥
તે દૈત્યને પેલે અઠોત્તેરસો બુધ્દિ સુજતી જેહ ॥
પણ ત્યારે એક બુધ્દિ ન સુજી તેહ ॥૩૪૩॥
ત્યારે વરસ દુવાદસ વખવાદ કરતા દૈત્ય હાર્યો આયે ॥
જ્યારે એ સંઘ સર્વે પુરી થાયે ॥૩૪૪॥
ત્યારે તેણે શ્રી રામ સાથે બહુ ખેટુ આયે ॥
ત્યારે તહા સતી સીતાને હરવા જાયે ॥૩૪૫॥
હારે ભાઈ રામ લક્ષ્મણ બેહુ જેહ ॥
આવીને વનમાં રહ્યા તેહ ॥૩૪૬॥

મે સર્વે દેવતા વશકર્યો છે એમ કહે રાવણ ॥
હું છું લંકાનો ધણી જાણ ॥ ૩૪૭ ॥
હું તો લાવું સીતા સ્ત્રી શ્રી રામ તણી ॥
એમ કહે રાવણ તાહા લંકાનો ધણી ॥ ૩૪૮ ॥
તાહા મઢી બાંધી રહ્યા છે સાર ॥
રામ લક્ષ્મણને મેલ્યો સંસાર ॥ ૩૪૯ ॥
દૈત્ય કહે તેની લાવું નાર ॥
જેણે વન છે રામ તહા જાણી સાર ॥ ૩૫૦ ॥
તે તો વનમાહે જો પોતે આયે ॥
તેનો મામા મારીચ મૃગ સુવર્ણનો થાયે ॥ ૩૫૧ ॥
ત્યારે રાવણ દૈત્યે એવો ગર્વ મનમાહે ધર્યો ॥
તેણે તહા મારીચને મૃગ સુવર્ણનો કર્યો ॥ ૩૫૨ ॥
ગયો મૃગ ત્યાં વન મોઝાર ॥
જ્યા હતી સીતા સાધ્વી નાર ॥ ૩૫૩ ॥
સીતાની વાડીમાહે ચરવા ગયો ॥
સુવર્ણ રૂપે એવો મૃગલો થયો ॥ ૩૫૪ ॥
મૃગલો પાપી દુષ્ટ રાવણ તણો ॥
આવીને હેરૂ કરે છે ઘણો ॥ ૩૫૫ ॥
મારો મૃગ એમ સીતા કહે ॥
સુણો નાથ વચન કહું તેહે ॥ ૩૫૬ ॥
એ ચરતો મૃગ દિઠો સીતા પાસ ॥
રામ લક્ષ્મણ બેઠ્યા સાથ ॥ ૩૫૭ ॥
સીતાયે વચન કિધા તે વાર ॥
સુવર્ણ મૃગ વાડીમા સાર ॥ ૩૫૮ ॥


મૃગ ત્વચાની પેહેરૂં કાંચળી ॥
મારો મૃગ ત્રિભુવન ધણી ॥૩૫૯॥
મારે હોંસ છે કાંચળી એ મૃગ તણી ॥
મારી મૃગ લાવો ત્રિભુવન ધણી ॥૩૬૦॥
સત વચન લક્ષ્મણસીતાને કહે છે જાણ ॥
એ સુવર્ણ મૃગ નથી રાક્ષસીમાયાપ્રમાણ ॥૩૬૧॥
એ સતવચન શ્રીરામચન્દ્ર ચિતમાહે ધરે ॥
ધનુષ બાણ કરમાહે ધરે ॥૩૬૨॥
સુણો સ્વામી એમ સીતા કહે ॥
ધનુષ્યે બાણ ચઢાવી મેલો જાયે ॥૩૬૩॥
સુણો સીતા કહું નિરધાર ॥
માંડી રેખા રહેજો મારી રખ્યા જો રણ ઠાર ॥૩૬૪॥
એસો શ્રીરામે કહ્યો સીતાને ભેવ ॥
તે પછી વનમાં જઈ પોતા દેવ ॥૩૬૫॥
જ્યારે રામ રૂપ તો વનમાં ગયો ॥
સીતા કારણ વ્યાકુળ થયો ॥૩૬૬॥
ચરતો મૃગ દિઠો શ્રીરામ ॥
જોડી બાણ કિધો સંગ્રામ ॥૩૬૭॥
લાગ્યું બાણ જ્યારે મૃગલો પડ્યો ॥
લક્ષ્મણ પુકાર પડતો મૃગલે કર્યો ॥૩૬૮॥
પડતો મૃગલો પુકારે શ્રી લક્ષ્મણજી આવો ॥
સીતા કહે લક્ષ્મણજી તમે દોડી જાવો ॥૩૬૯॥
કહે સીતા તમે સુણો લક્ષ્મણ રાયે ॥
શ્રીરામ તો કોને ગાંજ્યા દેખો જાયે ॥૩૭૦॥

ઘર થકી લક્ષ્મણ વિચાર કરે ॥
એ રામ બંધવ કોણે હરાવો ના હારે ॥૩૭૧॥
ત્યારે ઘર મુકી જાયે વન મોઝાર ॥
જ્યારે પડતે મૃગે કર્યો પુકાર ॥૩૭૨॥
ત્યારે લક્ષ્મણ કહે સુણો વાત તમે સીતામાયે॥
બંધવની વારે જાઊ છું તમો બાહારના કાઢસો પાયે॥૩૭૩॥
રામ રેષા માંડી જાણો આજ ॥
અમે દોઈ બંધવ કરી આવીયે કાજ ॥૩૭૪॥
જ્યારે એઊ કહીને લક્ષ્મણ વનમાં જાયે ॥
ત્યારે પછી દૈત્ય રાવણ તાહાપોતોઆયે ॥૩૭૫॥
ત્યારે દૈત્ય રાવણ યતિ રૂપે જો થયો ॥
તે તો મઢી આગલ આવી ઊભો રહ્યો ॥૩૭૬॥
ત્યાં બભુત ભેખ ધરી રાવણ ઊભો રહ્યો છે બાહાર॥
તે ભેખનો ભેદ ન લહ્યો સીતા નાર ॥૩૭૭॥
બભુત મુખ ભર્યા જો પાય ॥
રાવણ સીતાને દ્વારે પોતે જાય ॥૩૭૮॥
ગાયે ગીત જે બોલે અપાર ॥
મોયે ભીક્ષા આપો તમે સીતા નાર॥૩૭૯॥
સુણો અભ્યાગત તુંને કહું છું સત ભાયે॥
રામ રક્ષા મેં માની જાયે ॥૩૮૦॥
સુણો સીતા કહું છું વિચાર ॥
એક પગ બાહર દેજો હો નાર ॥૩૮૧॥
મોયે અભ્યાગત જોઈએ આજ ॥
નિર્મુખે જાઊ તો આવે લાજ ॥૩૮૨॥

દેવા ભીક્ષા પગ બાહેર નિસારા ॥
સીતાના હાથ જો દૈત્યે ધરી રહા ॥૩૮૩॥
લઈ સીતાને ખાંધે જો ધરી ॥
ચાલ્યો દૈત્ય કપટ જ જો કરી ॥૩૮૪॥
તે સતી સીતાયે આ રાક્ષસનો ભેદન લહ્યો॥
તે સીતાને ખાંધે ઘાલીને રાવણ લઈ ગયો॥૩૮૫॥
તે જટાયુ પક્ષિયે દાનવ દેખ્યો જ્યાં ॥
તે દૈત્યશું યુધ્ધ માંડયું તહા ॥૩૮૬॥
ત્યારે દૈત્યના મનમાં ઊપની સાન ॥
છાંટી પંખ રૂધીરને આપ્યું માંસ ॥૩૮૭॥
માંસને લોભે પંખી જો જાયે ॥
ગયો દોડી તેણે ઠાયે ॥૩૮૮॥
સીતા લઈ દૈત્ય ચાલ્યો તેણીવાર ॥
જઈ પોતા લંકા મોઝાર ॥૩૮૯॥
જ્યારે રામ લક્ષ્મણ મળ્યા એક ઠામ ॥
ત્યારે વચન બોલ્યા શ્રી રામ ॥૩૯૦॥
કહો લક્ષ્મણ આવ્યા શે કાજ ॥
સુણી સીતા કેમ મેલી આજ ॥૩૯૧॥
ચાલો બંધવ જઈયે ઘેર ॥
એકલી સીતા શી કરસે પેર ॥૩૯૨॥
વનથી ફરી આવ્યા મઢીને પાસ ॥
સુણું ઘર દિઠું થયા ઊદાસ ॥૩૯૩॥
ત્યારે શ્રીરામ લક્ષ્મણ આવ્યા મઢીને ઠામ ॥
ત્યાં નહી સીતા કહે શ્રી રામ ॥૩૯૪॥

ત્યારે ત્યાં સુની મઢી દિસે ઊદાસ ॥
ત્યારે રામ લક્ષ્મણ બેઊ થયા નિરાસ॥૩૯૫॥
ત્યાં કહે શ્રીરામ લક્ષ્મણ ભાઈ આપ કેસી કરીશું બુધ ॥
હવે સીતા તણી કેમ લહીયે સુધ ॥ ૩૯૬ ॥
ત્યારે શ્રી રામે લક્ષ્મણસું કહ્યા ॥
જે સીતાને કોઈ એક દૈત્ય લઈ ગયો ॥ ૩૯૭॥
વનમાં શોધવા ગયા શ્રીરામ ॥
પક્ષીયે ભેદ કહ્યો તેણે ઠામ ॥ ૩૯૮॥
ત્યારે જટાયુ પક્ષીયે ભેદ શ્રી રામલક્ષ્મણને કહ્યો॥
સ્વામી સીતાને રાવણ લંકામા લઈ ગયો॥૩૯૯॥
ત્યારે રામ બોલ્યા ઘણું દુઃખ જો ધરી ॥
મળસે નાંર જો લક્ષ્મણ ફરી ॥ ૪૦૦॥
આપણ દશરથ રાયેના માહા ભટતન ॥
માતા વચને ભોગવ્યા છે વન ॥ ૪૦૧॥
ભાઈ બારે વરસ તો રહ્યા વનવાસ ॥
અને આજ આપણો મન છે ઊદાસ ॥ ૪૦૨ ॥
લક્ષ્મણ કહે ભલા થયો શ્રી રામ ॥
બોલાવો હનુમાનને આવે એણે ઠામ॥૪૦૩॥
ત્યારે હનુમંતે કિધા ભલા બળ ॥
પવન વેગે આવ્યા એણે સ્થળ ॥૪૦૪॥
ત્યારે શ્રી રામલક્ષ્મણે હનુમંત હંકારો દિયો॥
ત્યારે દેવે મર્મ સઘળા હનુમંતને કહ્યો॥૪૦૫॥
ત્યારે શ્રીરામે કહ્યુ હનુમંતને જેહ ॥
સીતાને લઈ ગયો લંકાનો રાય તેહ ॥૪૦૬॥

ભાઈ આપણે કેસો કરશું ઊપાય ॥
સીતાને લઈ ગયો લંકાનો રાય ॥૪૦૭॥
ત્યારે શ્રીરામે હનુમંતને દિધી બુધ ॥
ભાઈ સીતા જો લાવે સુધ ॥૪૦૮॥
ત્યારે હનુમંતે એક ફાલે લંકા છોડી પર લંકા ગયો ॥
ત્યાં શ્રીરામ સંભારી પવન વેગી થયો ॥૪૦૯॥
આવી તહા હનુમાન પુછે કોણ જો ઠામ ॥
ભાઈ પર લંકા છે એહ ગામ ॥૪૧૦॥
ત્યાંથી હનુમાન પાછા ફર્યા ॥
તે લંકાની વાડીમા જઈ સંચર્યા ॥૪૧૧॥
જ્યાં બેઠા છે સીતા માત એકાન્ત ॥
તે લંકાની વાડીમાં કિધો ઊત્પાત ॥૪૧૨॥
સીતા રાવણની વાડીમા હોવે ॥
તે કારણ કરતા હનુમાન ત્યાં આવે ॥૪૧૩॥
રામની મુદ્રિકા સીતાને દેખાડી જ્યાં ॥
ચરણે લાગીને ઊભા રહિયા ત્યાં ॥૪૧૪॥
શ્રી રામજી કહ્યો એમ સીતાને કહો ॥
દેખી હનુમાન સકળ પુછો જેહે ॥૪૧૫॥
ત્યાં માતા કહે હનુમાન તુ વાડીમા જાયે ॥
ભલે પડયા ફળ વિણી ખાયે ॥૪૧૬॥
સીતા વચન શિર લીયો ચઢાઈ ॥
રાવણની વાડીમા પેઠો ધાઈ ॥૪૧૭॥
મુરડી વૃક્ષ નાખ્યા અપાર ॥
ત્યા રાવણ દૈત્ય આગળ પડયો પુકાર ॥૪૧૮॥

ત્યાં હનુમંતે માતાનુ કહ્યું કિધું સહી ॥
વૃક્ષ ઊખેડ્યા ભુઈ પડયા ફળ ખાધા સહી ॥૪૧૯॥
ત્યાં માતા કહે હનુમાનને શું કિધું બળ ॥
ઊખેડી વાડી શું ખાધા ફળ ॥૪૨૦॥
સકળ યોદ્ધા આવ્યા તેણે ઠામ ॥
રામનો દૂત આવ્યો છે તમે જાણ ॥૪૨૧॥
બહુ કષ્ટ કરીને ધર્યો કુધ ॥
ત્યારે લંકાના લોકે જાણી બુઝ ॥૪૨૨॥
ત્યારે રાવણ હનુમાનને કહે સોયે ॥
તારી મોત તે પુછે તોયે ॥૪૨૩॥
જો તુ છે મહા બળવંત ॥
તો તું કહે તારો મરવાનો કેમ અંત ॥૪૨૪॥
ત્યારે રાવણ પુછે ભાઈ એ હનુમાનનું મોતછે કહી ॥
તમે એણે પુછડે ગોદરાતેલ ભરી બંધાવો સહી ॥૪૨૫॥
જો તમે પુછ લગાવી દો અગની ઝાલ ॥
તો તાં હું સહી બળી મરૂ તતકાળ ॥૪૨૬॥
એસો હનુમાને કહ્યો ભેદ ॥
એમ કરો તો બળી મરૂ તતખેવ ॥૪૨૭॥
પુછડે અગની દેજો મોય ॥
તો મારી મોત નિશ્ચે હોય ॥૪૨૮॥
ત્યારે હનુમંત કરે એવી ગુજ ॥
ત્યારે રાવણ કહે પુછડે અગ્ની મુકો આજ ॥૪૨૯॥
ત્યારે મુકી અગનીને ઊઠી ઝાલ ॥
ત્યાંથી હનુમાન ઊછળયો તતકાળ ॥૪૩૦॥

૯-૭૪

ત્યાં હનુમંતે ત્યાંથી ચાલ્યો ભાગ ॥
ત્યારે લંકા સઘળી દિધી આગ ॥૪૩૧॥
તે હનુમંતે લગાડી આગ કોટ ઊપર જાયે ॥
ત્યારે બાળી લંકા સર્વે પરલે થાયે ॥૪૩૨॥
બાળી લંકા ખાખ જો થઈ ॥
પછે સમુદ્રમાહે પુછ ઓલાવ્યું જઈ ॥૪૩૩॥
એડી ફાલે સુધ લઈ આવ્યો જ્યાં ॥
શ્રીરામ હુતા જંગલમાહે ત્યાં ॥૪૩૪॥
તે વેળા રામ નહાવા બેઠા છે જંગલમાહા ॥
તેણે દેવે તેલ કટોરો આલ્યો તાહા ॥૪૩૫॥
હારે ભાઈ હનુમંત મોડે મુંડે લક્ષ્મણ લાગુ કહા ॥
અમે માતાનુ વચન લોપ્યું તહા ॥૪૩૬॥
તે લંકા બાળી હનુમંત આવ્યા ઠામ ॥
તે જતિ પાછા આવ્યા જ્યાં હતા શ્રીરામ ॥૪૩૭॥
હારે હનુમંત તમે સીતા તણી લાવીયા સુધ ॥
હવે આપણ રાવણશું કેમ કરીશું યુધ્ધ ॥૪૩૮॥
ત્યારે શ્રીરામ બોલ્યા હનુમાન તુ બુઃભુઃકાર હંકાર ॥
ત્યાં મળસે વાનર સેના અપરંપાર ॥૪૩૯॥
રામની પાસે ઊભા રહ્યા જ્યારે ॥
રામ હનુમંત બેઠા એક ઠારે ॥૪૪૦॥
ત્યારે હનુમાને કિધી બુઃભુઃકાર ॥
મળયા વાનર રીછ અપાર ॥૪૪૧॥
ત્યાં નીળ અનીળ જાંબુવંત સાર ॥
તેના બળ તણો નહી આવે પાર ॥૪૪૨॥

ત્યારે ત્યાં આવીયા અંગદ યોદ્ધા તે ઠાર ॥
ત્યાં મળ્યા વાનર રીછ પદ્મ અઢાર ॥૪૪૩॥
ત્યારે મળ્યા વાનર રીછ અણગણતર સહી ॥
સર્વે યોદ્ધા મળ્યા છે તહી ॥૪૪૪॥
તે ચાલ્યુ સેન મહાબળવંત વીર ॥
તે જઈ ઊભા રહ્યા સમુંદરને તીર ॥૪૪૫॥
એઊં રામનું સેન મળ્યું અતિ ઊત્તમ સાર ॥
યુદ્દ કાહા કરીસુ કિયે ઠાર ॥૪૪૬॥
ત્યાં મળ્યા છે યોદ્ધા બળીયા અપાર ॥
આપો આજ્ઞા અમને શ્રીરામજી સાર ॥૪૪૭॥
ત્યાહા વાજીંત્ર તો વાગે અપાર ॥
રામ સેના મળ્યું જય જયકાર ॥૪૪૮॥
રામ લક્ષ્મણે દળ દેખ્યું નેણ ॥
હસી હરખી બોલ્યા વેણ ॥૪૪૯॥
સમુદ્ર તીરે કરીયું મેલાણ ॥
ત્યા વાજે વાજીંત્ર નૌબત નિશાણ ॥૪૫૦॥
રામ લક્ષ્મણ કરે વિચાર ॥
કેમ કરી સેના ઊતરસે પેલે પાર ॥૪૫૧॥
ત્યારે કર જોડીને લક્ષ્મણ કરે છે સેવ ॥
સુણો વિનંતી તમે ત્રીભુવન દેવ ॥૪૫૨॥
અરે સ્વામી તમે કીણથી રચ્યું ઈંડ ॥
તમે વણ થંબે રાખ્યું બ્રહ્માંડ ॥૪૫૩॥
સકળ સૃષ્ટી તમે પેદા કરી ॥
હવે ભોલા કા થાવો શ્રી હરી ॥૪૫૪॥

એસી વિનંતી લક્ષ્મણ કહે ॥
તે સ્વામીજી રામ મનમાહે લહે ॥૪૫૫॥
ત્યારે તહા હનુમંતને લીયો બોલાય ॥
રામે કહી વાત એક સમજાય ॥૪૫૬॥
ત્યાં શ્રીરામનું સૈન્ય મળી શું કરૂં વખાણ ॥
સહુ સુરા બલવંતા જાણ ॥૪૫૭॥
સર્વે ભેદ રામે કહ્યો સમજાય ॥
લાવો પત્થરને બાંધો પાજ ॥૪૫૮॥
આણી પત્થરને પાણીમાં ધરીયા ॥
શ્રી રામ નામે પત્થર જે તરીયા ॥૪૫૯॥
ત્યાં શ્રી રામે હણ્યો મૃગ તે રાવણ કાજ ॥
અને સમુદ્રમાહે બાંધી પત્થરની પાજ ॥૪૬૦॥
ત્યાં શ્રીરામનુ સૈન્ય મળીયું શું કરૂં વખાણ॥
ત્યાં શ્રી રામે પાણીમાં તાર્યા પાષાણ॥૪૬૧॥
ત્યાં દેવે બાંધ્યો સમુદ્રમાહે પાષાણ જો ધરી ॥
ત્યાં પેલા રીછ વાનર લંકા ઊપર ગયા ઊતરી ॥૪૬૨॥
બાંધ્યો સમુદ્ર ક્ષણ એકજમાં સાર ॥
સર્વે સેન ઊતારી પેલે પાર ॥૪૬૩॥
ત્યારે લશ્કર ઊતર્યું છે ઘણું ॥
એઊ સૈન્ય તે શ્રીરામજી તણું ॥૪૬૪॥
શ્રી રામને બિભીષણ આવી લાગ્યો પાય ॥
લંકા જીતજો તમે ત્રીભુવન રાય ॥૪૬૫॥
તેમા કુંભકર્ણ સુતો છે જ્યાં ॥
તેણે નિદ્રા માહેથી જગાડ્યો ત્યાંય ॥૪૬૬॥

ત્યાં જાગ્યો યોધ્દો ભુખે ઊઠયો જહા ॥
તેણે છપ્પન કરોડ સેન ભરખ્યું તહા ॥૪૬૭॥
ત્યાં પુઠેથી હનુમાન જતી ગયો ॥
ત્યારે તે દૈત્યનો ભરખ પુરો થયો ॥૪૬૮॥
ત્યાં ફફડતે મોઢેથી કર્યો વિકાસ ॥
ત્યારે તહા થાપી દૈત્યને કર્યો નિરાસ ॥૪૬૯॥
હારે હનુમંતે મહાબળવંત તુ આવ્યો બાહાર ॥
તો તુ કરે યુધ્દ જો નિસરે બાહાર ॥૪૭૦॥
જો તુ છે મહા સહી બળવંત ॥
તો તુ કહે મારવાનો કેમ અંત ॥૪૭૧॥
તે હનુમાન આવ્યો તેણે ઠામ ॥
તે જીતી પાછા સેન લઈ આવ્યા જયાં હતા શ્રીરામ ૪૭૨
ચઢ્યું સેન શ્રી રામજી તણું ॥
તે રાક્ષસશું યુધ્દ થયું છે ઘણું ॥૪૭૩॥
રામ સેના મળી છે અપાર ॥
ત્યાં રાવણ સેન કરે સંઘાર ॥૪૭૪॥
નીળ અનીળ બળીયા યોધ્દા આયે ॥
પૂર્વ પોળે બળીયા જાયે ॥૪૭૫॥
પશ્ચિમ દિશાયે યોધ્દા જાંબુવાન ॥
દક્ષિણ પોળે રહ્યા હનુમાન ॥૪૭૬॥
ઊત્તર પોળે રાઘવ રાય ॥
સેન અનંત ઘણું જણાય ॥૪૭૭॥
મારિ હાંક યોધ્દા વીર હનુમંત ॥
રામ સેનશું વઢે કોને ન માને અંત ॥૪૭૮॥

રાવણ સેન રાક્ષસ બળવંત ઘરી એક એક ॥
ચારે દિશાથી ઘેરી લંકા ॥૪૭૯॥
ગગન નાજે હલો પરેવી સુર ॥
પગ તળે પત્થર થાયે ચૂર ॥૪૮૦॥
મારી હાંક યોધ્દા થરહરે ॥ કંપે ધરત્રીને પરબતપડે ॥૪૮૧॥
દુંદુભી વાજંત્ર નાદ ગડગડે ॥ ત્રીભુવન લોક માહે હાક જો પડે ॥૪૮૨॥
રાવણનો રાક્ષસ કાપીયો અતિ ઘણું ॥
માર્યો બાણ ઈન્દ્રજીતે લક્ષ્મણને તતક્ષણું ॥૪૮૩॥
ત્યાં દૈત્ય ઈન્દ્રજીત મહા બળીયો આયે ॥
તેના બાણે લક્ષ્મણ મુર્છાગત થાયે ॥૪૮૪॥
ત્યાં શ્રી રામે હનુમંતને સીખ દિધી જોઈ ॥
ભાઈ તમે દ્રોણાગિરિથી સલવસલાનો દિવો લાવો અહીં ॥૪૮૫
ત્યારે શ્રીરામ વચને હનુમંતને માગી સીખ ગયા છે જ્યાં ॥
તે પર્વત દ્રોણાચલ હતો ત્યાં ॥૪૮૬॥
ત્યાં યતી હનુમંતને પર્વત દ્રોણાચલે જોઈને કર્યું પ્રણામ ॥
ત્યાં રાક્ષસી હેડંબાયે કિધું યુધ્દ સાધી બાણ ॥૪૮૭॥
ત્યાં જતી હનુમંતે પુછ ફેરવી જપ્યા શ્રીરામ ॥
તે જતી લાવ્યા પર્વત દ્રોણાચલ તેણે ઠામ ॥૪૮૮॥
તે વાટમાં આગલ ભરત રહ્યા છે જેહે ॥
તેણે તાહા બાણ મુકયા છે તેહે ॥૪૮૯॥
તાહા લાગુ બાણ યોધ્દા ઝોડા થયો ॥
તે શ્રી રામ પુકારો હનુમાનને ત્યાં કિયો ॥૪૯૦॥
ત્યારે ભરત બાણ ચલાવ્યા તે સહીને જાયે ॥
અને પરબત જતી મોકલા થાયે ॥૪૯૧॥

જ્યારે હનુમાન સલવ સલાનો દિવો લાવ્યા જહા ॥
તે દિવો જોઈને લક્ષ્મણ જતી બેઠા થાયે તહા ॥૪૯૨॥
ત્યાં શ્રીરામનું સૈન્ય છાસટ કરોડ દૈત્યશું યુધ્ધ જો કર્યું ॥
તહા જતી લક્ષ્મણને બાણે ઈન્દ્રજીત પડયો ॥૪૯૩॥
હનુમંતે તે હંકારી જોયે ॥
ત્યારે ઈન્દ્રજીતને જીત્યા લક્ષ્મણ રાયે ॥૪૯૪॥
બહુ દળ સુરા ચઢે છે ચાર ॥ રાવણનું દળ માર્યું અપાર ॥૪૯૫॥
ત્યાં માર્યા રાક્ષસ અનંત જાણ ॥ ત્યાં પાડી કોટને કીયો મૈદાન ॥૪૯૬॥
પાડી કોટને દરવાજા સર્વે નાખ્યા ઢોલ ॥
કોટ કાંગરા કરોડા કરોડ ॥૪૯૭॥
જ્યાં દેવે માર્યો કુંભકર્ણ મસ્તક મેલાડ્યો ॥
શ્રી રામને બાણે રાવણ પડ્યો ॥૪૯૮॥
માર્યા કુંભકર્ણ મહા બળીયો સોયે ॥
રાવણ વંશમાં ન રહ્યું કોઈ ॥૪૯૯॥
અતિબળ કોપી હનુમંત જોયે ॥ રામને બાણે પડ્યો રાવણરાયે ॥૫૦૦
દેવે રાવણ માર્યો સઊ પરિવાર સમેત ॥
સર્વે દૈત્ય યોધ્ધા પડ્યા રણક્ષેત્ર ॥૫૦૧॥
બિભીષણને તો ભેટ્યા શ્રીરામ ॥ માર્યો રાવણને ફેડ્યા ઠામ ॥૫૦૨॥
સીતા વાલીને લંકા જોવા શ્રી રામ ગયા ॥
ત્યારે મન્દોદરી કર જોડી રહ્યા ॥૫૦૩॥
ધન ધન સ્વામી ધન ઘડી ॥ શ્રીરામ પધાર્યા લંકાપુરી ॥૫૦૪॥
પાંત્ર પરમેશ્વર આવ્યા ઘેર ॥ નાના વિધની કિજે બહુ પેર ॥૫૦૫॥
માણક મોતી સોના થાળ ॥ શ્રીરામને વધાવ્યા બાળ ગોપાળ ॥૫૦૬॥
લંકાના લોક દરશન કરે ॥ સર્વે વસ્તુ લઈને આગળ ધરે ॥૫૦૭॥

મંદોદરી ત્યાં માગે માન ॥ તમે કબુલ કરો શ્રી ભગવાન ॥૫૦૮॥
લંકા આપી ત્યાં સોનાદાન ॥ તહા પરસન થયા શ્રી ભગવાન ॥૫૦૯॥
તહા છોડાવી સીતા સર્વે સારા થયા કાજ ॥
ત્યાં દેવે ભક્ત બિભીષણને સોપ્યા રાજ ॥૫૧૦॥
લંકાનો રાજ બિભીષણને દિયો ॥ સીતા મળી શ્રીરામ આવીયે ॥૫૧૧॥
ત્યાંથી દેવે મેલાવી સીતાને ફર્યા શ્રીરામ ॥
ત્યાં આવ્યા ફરી જ્યાં આપણો ઠામ ॥૫૧૨॥
બહુત ખેલ યુદ્દ શ્રીરામે કર્યો ॥
પણ અસત્ ધર્મ કર્મ કોન કર્યો ॥૫૧૩॥
જે રામ ચરિત્ર સાંભળે અપાર ॥
થોડામાહે ઘણો કહ્યો વિસ્તાર ॥૫૧૪॥
સુણો મુનિવર બોલ્યા સહદેવ ॥
શું શું કથીને કહ્યું સત ભેદ ॥૫૧૫॥
હરિ ભક્ત તણો નહી અંતને પાર ॥
પણ થોડામાહે ઘણો કહ્યો વિચાર ॥૫૧૬॥
જુગ ત્રેતામાહે પુરો પ્રસંગ ॥ ત્યારે ભક્ત રહ્યા જે હરિશ્ચંદ્ર ॥૫૧૭॥
ધર્મે ધાયા તો તેણે સારા સર્વે કામ ॥
એવી સેવા કરી તેણે ઓળખ્યા વીર શ્રીરામ ॥૫૧૮॥
સાતમે રૂપ હરી નરાકાર ॥
ત્યાં દેવે ધર્યો શ્રીરામ અવતાર ॥૫૧૯॥
દેવે દશાશીર રાવણ દૈત્ય મારીને ભકતોને આપ્યો વર ॥
ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મુરાર ॥૫૨૦॥
ત્રેતા જુગમાં ત્રણ રૂપે હરી અવતર્યા દેવ ॥
શ્રી રામ રૂપે દશરથ ઘેર કિધી સેવ ॥૫૨૧॥

રાવણ દાનવ દેવે સંહાર્યો જહા ॥
સાત કરોડીશું ભક્ત હરિશ્ચન્દ્ર તાર્યો તહા ॥૫૨૨॥
તે રાજા હરિશ્ચન્દ્રે રાજપાટ સર્વે છોડયા સહી ॥
તેણે હરવસ ઝાંપડા ઘેર નીર ભર્યો જહી ॥૫૨૩॥
તે ભક્ત હરિચન્દ્રે ગુરૂ વશિષ્ટ પુરા સેવીયા જ્યાં ॥
તેણે સતપંથ પુરા પરમાણીયા ત્યાંય ॥૫૨૪॥
તે સતી બાલક પોતે બ્રાહ્મણને ઝાપડા ઘેર વેચાય ॥
તેણે તો તે પાછા પાય નહી લીધું ત્યાંય ॥૫૨૫॥
ત્રેતા જુગમાં ગુરૂ વશિષ્ટ વસ્યા જહાં ॥
એકવીસ કરોડી જીવ નીમ્યા તહા ॥૫૨૬॥
તેમાથી સાત કરોડી સાચા થયા જાણ ॥
તે તો અમર થયા પ્રમાણ ॥૫૨૭॥
તેમા કરોડી સાતે વિશ્વાસ ઓછો આણ્યો જાણ ॥
તે ફરી ફરી પડયા ચારે ખાણ ॥૫૨૮॥
તે માહેથી સાત કરોડી પરલે ગયા તેહ ॥
જેણે ગુરૂ નર ઊપર આણ્યા નહી નેહ ॥૫૨૯॥
તે જાણી બુજી ભુલા ગાફલ આજે ॥
ભાઈ જાણી નરકે પડયા ત્યાંયે ॥ ૫૩૦ ॥
તે ભક્ત હરિચન્દ્ર તારારાણી કુંવર રોહિદાસ ॥
પુરા સતપંથ સેવ્યા ગુરૂનીવાચા પાળી સાચ ॥૫૩૧॥
તે સાત કરોડીસું નિપન્યા હરિચન્દ્ર ભાંખ ॥
તે ભક્તની જુગે જુગમાં ચાલી સાંખ ॥૫૩૨॥
ભાઈ મુનિવરો આજ એસા સતજો કિજીયે ॥
જે સતે ધાયા હરિચન્દ્ર ॥

તેણે તન મન ધન સર્વે સોપીયા સાચા સતગુરૂને વચન ॥૫૩૩॥
ત્યાં સાત કરોડીશું વૈકુંઠે ગયા ॥ ત્યારે યુગ ત્રેતા પુરા થયા ॥૫૩૪॥
ત્યારે સાતમું રૂપ હરીદેવ મુરાર ॥ ત્યાં હરીયે ધર્યો શ્રી રામ અવતાર ॥૫૩૫॥
ત્યારે દૈત્ય રાવણને દેવે માર્યો જેણી વાર ॥
પછે સંસારમાં પ્રગટ થયા શ્રી મુરાર ॥૫૩૬॥
દેવે સાતમે રૂપે દૈત્ય રાવણને મારીયો ॥
ત્યારે દેવે ભક્ત હરિચન્દ્રને તારીયો ॥૫૩૭॥
ત્યાં પછી સંસારમા પ્રગટ થયા મુરાર ॥
ત્યારે સર્વે સંસારે ઓળખીયો સાર ॥૫૩૮॥
ત્યારે શ્રી રામચંદ્રની માતા તો કૌશલ્યા કહિયે ॥
અને પિતા તો રાજા દશરથ કહિયે ॥૫૩૯॥
ત્યારે ગુરૂ તો વશિષ્ટ મુની જાણ ॥
અને શક્તિ તો સતી સીતા પ્રમાણ ॥૫૪૦॥
ત્યારે સ્વસ્થાન તો અયોધ્યા નગરી જાણ ॥
ક્ષેત્ર તો લંકાપુરી નગરી પ્રમાણ ॥૫૪૧॥
ત્યાં નરદળ્યો દાનવ દસ માથાનો રાજા રાવણને મારી ॥
ત્યારે ભક્ત હરિચન્દ્રને ઊગાર્યા વારી ॥૫૪૨॥
ત્યારે ચાર લાખને બત્રીસ હજાર શ્રી રામ રૂપે જાણ ॥
ત્યારે યજુરવેદ હોતા પ્રમાણ ॥૫૪૩॥
ત્યારે બાર લાખને છન્નુ હજાર જુગ ત્રેતાનું પ્રમાણ ॥
ત્યારે ભક્ત હરિચન્દ્ર સાત કરોડીશું પોતા વૈકુંઠ નિર્વાણ ॥૫૪૪॥
તેણે સતપંથ આરાધ્યા જાણ ॥
તેણે અમરાપુરીનો વાસો પામ્યો નિરવાણ ॥૫૪૫॥

એવં શ્રી હરીનો સાતમો શ્રીરામ અવતાર સંપુર્ણ સહી ॥
એવી શ્રી સતગુર ઈમામશાહાએ વાણી કહી ॥ ૫૪૬ ॥

# શ્રીરામ અવતાર સમાપ્ત

# આઠમો શ્રી કૃષ્ણ અવતાર.

આઠમો શ્રી કૃષ્ણ અવતારના પરછા જાણ ॥
તમે સુણો મુનિવરો સહી નિરવાણ ॥ ૧ ॥
ત્રીજા દ્વાપાર જુગનું માંડ્યું મંડાણ ॥
તમે સુણો મુનિવરો સહી નિરવાણ ॥ ૨ ॥
અમાસ તે સોમવતી જાણ ॥
તે દિન જુગ દ્વાપારનું માંડ્યું મંડાણ ॥ 3 ॥
ત્યાં થકી ત્રીજા દ્વાપાર જુગની સાંઝ સાથ ॥
એ જુગમાં ગુર તો શ્રી વેદવ્યાસ । ॥ ૪ ॥
દ્વાપાર જુગ ઈયા થકી બેઠો સાર ॥
આઠમો શ્રી કૃષ્ણ અવતાર ॥ ૫ ॥
કૃષ્ણનાથ હરીયે લીધો અવતાર ॥
ત્યાં શ્રાવણ વદ અષ્ટમી દાડો બુધવાર ॥ ૬ ॥
જ્યારે આઠમો અવતાર શ્રી હરીયે ધર્યા ॥
દેવકીને કુખ શ્રી કૃષ્ણ દેવ અવતર્યા ॥ ૭ ॥
ત્યારે ઘર ઘર પંડત કરે પુકાર ॥
અને હવે જુગ દ્વાપાર બેઠો સાર ॥ ૮ ॥

પિતા વસુદેવ અને દેવકી માય ॥
ત્યાં અવતર્યા શ્રી ત્રીભુવન રાય ॥ ૯ ॥
ત્યારે દૈત્ય કંસ પુછે ગુરૂજીને વાત ॥
સ્વામી મારી મોત છે કોને હાત ॥ ૧૦ ॥
ત્યારે નારદ મુની બોલ્યો સોયે ॥
કહે દેવકીનો પુત્ર મારે તોયે ॥ ૧૧ ॥
ત્યારે કંસાસુર દૈત્ય ઊપાય શું કરે ॥
તાહા દેવકી ઘેર રખવાલા ધરે ॥ ૧૨ ॥
જે પુત્ર હોય તે સંધારે આપ ॥
અને આપણું સર્વે ચુકે સંતાપ ॥ ૧૩ ॥
દેવકી ઘરમાહે ને રખવાલો બાહાર ॥
જે પુત્ર હોય તે મારો ઠાર ॥ ૧૪ ॥
જ્યારે શ્રાવણ વદ અષ્ટમીને બુધવાર ॥
ત્યા શ્રી કૃષ્ણ દેવે લીધો અવતાર ॥ ૧૫ ॥
દ્વાપાર જુગમા રૂપજે ધરી ॥ અને કાન આવ્યા મથુરાપુરી ॥ ૧૬ ॥
વસુદેવ દેવકીના છોડાવા બંધન ॥ પિતા પ્રત્યે બોલ્યા વચન ॥ ૧૭ ॥
જાગો વસુદેવ તમે બેઠા થાવો ॥ અમને લઈને ગોકુળમાહે જાવો ॥ ૧૮ ॥
ત્યારે જાગ્યો વસુદેવ રમે છે બાળ ॥
ત્યાહા દિઠુ રૂપ તે મદનગોપાલ ॥ ૧૯ ॥
ત્યારે કરધરીને લીધુ જહાબાળ ॥ અને દિઠું રૂપ તે કંસનો કાળ ॥ ૨૦ ॥
ત્યારે આપો આપ ઝુલીયા દરવાજા સાતે બાર ॥
તે ચોકી રખવાલા ન જાણે સાર ॥ ૨૧ ॥
ભાંગી ભોંગલ અને ઊઘડીયા કમાડ ॥
વસુદેવ ચાલ્યા તેણી વાર ॥ ૨૨ ॥

જ્યારે વેગે પહેલે વઈને ગયા ॥
અને તે જઈ જમુનાની તીરે રહ્યા ॥ ૨૩ ॥
ગડગડે જમુના ઊછલે નીર ત્યાં બોલે ધોધોકાર ॥
અને વરસે મેહ અખંડ ધાર ॥ ૨૪ ॥
ત્યાં ઈન્દ્ર મહારાજની તો દિધી આણ ॥
ત્યારે બારે મેઘે કર્યા પ્રણામ ॥ ૨૫ ॥
રહ્યા મેઘને તાહા થંબે છે નીર ॥
અને વસુદેવજી ઊતરીયા જમુનાને તીર ॥ ૨૬ ॥
ત્યારે વસુદેવ ચાલ્યા તેણીવાર ॥
અને જઈ મુકયા બાલક યશોદાને દ્વાર ॥ ૨૭ ॥
યશોદાને ઘેર પુત્રી જો જાઈ ॥
તેણે વસુદેવે મથુરામાં લાવ્યા સહી ॥ ૨૮ ॥
વાણુ વાયેને જાગ્યા સહુ કોયે ॥
તાહા પુત્રી મારણ ચાલ્યા કંસાસુર રાયે ॥ ૨૯ ॥
જ્યારે કન્યાસુ મારણે જાયે ॥
ત્યારે તે કન્યાયે કંસાસુરને કહ્યો સમજાયે ॥ ૩૦ ॥
હાંરે કંસ તારા મરણ કહેવા આવી છું હું આજ ॥
અને મુને મારસે તે કુકટ કાજ ॥ ૩૧ ॥
એઉ કહીને કન્યા ગઈ આકાશમા ભાગ ॥
અને કંસ તણે હૃદયે લાગી છે આગ ॥ ૩૨ ॥
ત્યારે ગોકુળમાહે વર્ત્યો જય જયકાર ॥
અને કંસતણે ઘેર પડિયો પોકાર ॥ ૩૩ ॥
જ્યારે ગોકુળમાહે અવતર્યા દેવ મુરાર ॥
ત્યારે ઓછવ હુવા સર્વે સંસાર ॥ ૩૪ ॥

અષ્ટમે શ્રી કૃષ્ણ દેવ અવતાર ॥
ત્યારે ગોકુળમાં આવીયા દેવ મુરાર ॥ ૩૫ ॥
જ્યારે અહી રમવાને આવ્યા શ્રી કાન ॥
ત્યાં નંદ જસોદાયે દિધા છે માન ॥ ૩૬ ॥
ગોકુલ માહે જ્યારે આવ્યા છે હરી ॥
ત્યારે ભકતોને ઘેર મનોહર ફરી ॥ ૩૭ ॥
વસુદેવ દેવકીને કુખે અવતર્યા છે આહે ॥
પણ દેવે દુધ પીધું છે જસોદા માયે ॥ ૩૮ ॥
ત્યારે જસોદાને ઘેર મંગલ વરત્યા ચાર ॥
ત્યારે ત્યા વાજે છે વાજીંત્ર નાદ અપાર ॥ ૩૯ ॥
જ્યારે બહુ આનંદ ગોકુળમાં ભયો ॥
ત્યારે કંસાસુરના બહુ સલે હઈયો ॥ ૪૦ ॥
જેમ જેમ કળા શ્રીકૃષ્ણની ચઢે ॥
તેમ તેમ કંસાસુરને નિસાસો પડે ॥ ૪૧ ॥
હવે પુતના માસીના પરછા જાણ ॥
તમે સુણો મુનિવરો એહ એંધાણ ॥ ૪૨ ॥
કંસ તણે મન ઊપન્યો અસુખ ॥
ત્યારે ભાગી નિદ્રાને ઊપન્યા દુઃખ ॥ ૪૩ ॥
કંસ કરે અંદેશો જે મુજ ઊપન્યો કાળ ॥
ભાઈ એસો કોઈ નહી જે મારે બાળ ॥ ૪૪ ॥
ત્યારે કંસ વચન બોલ્યા છે આહે ॥
કોઈ એસો છે જે એ બાલકને મારવા જાયે ॥ ૪૫ ॥
ત્યારે પુતના કંસને કહે છે આયે ॥
ભાઈ તમે કહો તો હું એ બાલકને મારવા જાયે ॥ ૪૬ ॥

કહે પુતના જે સુણો કંસરાય ॥
યશોદાના બાલક હું મારૂ આજ ॥૪૭॥
માસીયે ટોપી કંદોરો લીધુ પારણો ॥
ત્યાં સ્તનમાં વીખ લગાડ્યો ઘણો ॥૪૮॥
તે મનસુ કપટ કરીને ગોકુળમાં જાયે ॥
ત્યાં બેણ જસોદા મળ્યા છે આયે ॥૪૯॥
તે કુડ કરી પુતના જસોદાને ઘેર ગઈ ॥
તેણે દ્વારે જઈને ઊભી રહી ॥૫૦॥
તાહા બેન જસોદા પુતનાને ત્યાં મળ્યા આયે॥
લઈ બેસને આવ્યાને બહુહરખીત થાયે॥ ૫૧ ॥
ત્યાં હસી હરખીને પુતનાયે ગાયા ગીત ॥
ત્યારે ધૂત લક્ષણ માંડ્યું છે ચલીંત્ર ॥ ૫૨ ॥
તે મુખમાહે થી બોલે હરખપણે પણ પેટમાહે છે કાળ॥
કહો તો બેની હરખેસુ તેડુ તમારૂં બાળ ॥ ૫૩ ॥
અરે બાઈ બહુ હેતે ચિત્ત છે મારે મન ॥
કહો તો એ બાલકને ધાવરાવુ સ્તન ॥ ૫૪ ॥
ત્યારે પારણામાંહેથી બાલક પુતનાને લીયો॥
ગળે ઘાલીને ચુંબન કિયો ॥ ૫૫ ॥
તે માસીયે બે હાથે બળ કર્યું જ્યાયે ॥
માંડી પગને બેઠી થાય ત્યાયે ॥ ૫૬ ॥
માસીયે ટોપી કંદોરો પેહેરાવ્યો બાળ ॥
તેડીયા હેતેસુ પણ મનમાહે કાળ ॥ ૫૭ ॥
બેન યશોદા તમે કરો ઘરનો કામકાજ ॥
આ બાલકને હું ધવરાવુ આજ ॥ ૫૮ ॥

સ્તને લગાવ્યું વીખને પેટમાહે છે કાળ ॥
મનમાં એણે જાણે જે મરડી મારૂ બાળ ॥ ૫૯ ॥
તે સ્તનમા વીખ લગાવ્યુ સબળ ॥
અને મનમા જાણે જે દાબુ ગળ ॥ ૬૦ ॥
એસો પુતનાયે મનમા કરીયો વિચાર ॥
અંતરજામીને જાણીયો સર્વે વિસ્તાર ॥ ૬૧ ॥
જ્યારે પુતનાયે બાલકને સ્તન દિયો ॥
બાલકે સ્તન સોખતા પુતનાનો પ્રાણ ગયો ॥ ૬૨ ॥
ત્યાં દેવે સોખી સ્તન પુતનાના લીધા પ્રાણ ॥
માસી મુગત પંથે ચલાવ્યા જાણ ॥ ૬૩ ॥
ત્યાં દેવે સોખી સ્તનને પુતનાના લીધા પ્રાણ ॥
અને દેવે પેલા દૈત્યને સંઘારવા જાણ ॥ ૬૪ ॥
જે દેવ એકવીસ બ્રહ્માંડની સુધ જો લહે ॥
ચૌદ ભુવનનો છે એ રાયે ॥ ૬૫ ॥
જે દેવ ત્રણ ભુવન પેદા કર્યા છે આયે ॥
તો એ દેવે પુતના છળયા કેમ જાયે ॥ ૬૬ ॥
મારી પુતના જ્યારે કર્યો પુકાર ॥
તાહા માતા યશોદા ધાઈ કરી પહોચીતેવાર ॥ ૬૭ ॥
જ્યારે ખબર કંસ તણે ઘેર ગઈ ॥
હવે કહે કંસ દુશ્મન મારો આવ્યો સહી ॥ ૬૮ ॥
કંસે મારવાને ઘાત બહુ કિયો ॥
અંતરજામીયે સેવા જાગીયો ॥ ૬૯ ॥
બાલકરૂપે હરી દેખ્યો બોલતા નામ ॥
અને દૈત્ય તણું તો ફેડવા ઠામ ॥ ૭૦ ॥

હવે માખન ચોરીના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો તેહ સુજાણ ॥ ૭૧ ॥
જ્યારે વરસ આઠના કરસનજી થયા ॥
તે લાવી વાંસલીને ગૌ ચારવા ગયા ॥ ૭૨ ॥
નવ લક્ષ ગાય યશોદાને દ્વાર ॥
અને અવર ગોવાળીયા બહુ અપાર ॥ ૭૩ ॥
એક ધનવંતા અને એક જેબાર ॥
તે પણ કરે આપણે રોજગાર ॥ ૭૪ ॥
ત્યાં કૃષ્ણજીયે કર્યો વિચાર ॥
દુબલા ગોવાલીયા છે ગોકુલ મોઝાર ॥ ૭૫ ॥
જે યાદવ કુલમાં લહે અવતાર ॥
તેનો કેમ રાખું દુબલો પરિવાર ॥ ૭૬ ॥
સર્વે ગોવાળીયાને ધનવંત કરૂં ॥
લક્ષ્મી આણી ગોકુળમાં ધરૂં ॥ ૭૭ ॥
પુણ્ય પ્રતાપે લક્ષ્મી આયે ॥
અહીં તો દાન પુન ન જાણે કોયે ॥ ૭૮ ॥
જેણે સુપાત્ર મુખે ન દિધું દાન ॥
તે તો દુઃખીયો અંધા અને હોયે અજ્ઞાન ॥ ૭૯ ॥
દુધ દહી તે ગારીને ખાઊ ॥
એણી પેરે હું પ્રસન્ન થાઊ ॥ ૮૦ ॥
કામ કાજે તે ગોવાળણી જાયે ॥
સુના ઘેર દિઠા પેઠી જાયે ॥ ૮૧ ॥
છોકરા બોલાવી લીધા છે કાન ॥
પછી ઊઘાડી કમાડને પેઠા ઘેર માહે જાણ ॥ ૮૨ ॥

દહી દુધ ખાઈ કરો વણસાડ ॥
છોકરા અને શ્રી કૃષ્ણજી મલી કરે ભંજવાડ ॥ ૮૩ ॥
ઘેર ઘેર કૃષ્ણજી એઊં કરે ॥
તેમ તેમ સહુ કોને લક્ષ્મીવંતા કરે ॥ ૮૪ ॥
સર્વે ગોવાળીયા પોકારે જાયે ॥
અને શ્રી કૃષ્ણજી દહી દુધજ ખાયે ॥ ૮૫ ॥
ત્યારે બોલ્યા ગોવાળણી જુઠા કરીયે ચોર ॥
આપણે છુપી રહીને પકડીયે ચોર ॥ ૮૬ ॥
સર્વે ગોવાળણી છુપી રહી એકે ઠામ ॥
ત્યારે કૃષ્ણજી પેઠા ઘરમહા જાણ ॥ ૮૭ ॥
ત્યાહા નાના છોકરા સાથે આયે ॥
ગોવાળણી તણું દુધ દહી જો ખાયે ॥ ૮૮ ॥
ત્યારે દોડી ગોવાળણી અને દિધા છે કમાડ ॥
માહે છોકરા શું કરે પુકાર ॥ ૮૯ ॥
બાલક સર્વે હોઈ રહ્યા એક ઠામ ॥
કૃષ્ણજી ત્યાં અલોપજ થાય ॥ ૯૦ ॥
થાપડ મારે બાલકને જે નાર ॥
ત્યારે પાડે રાડોને કરે પુકાર ॥ ૯૧ ॥
ત્યાં દહી દુધ ને માખન કૃષ્ણજી ખાઈ ગયા ॥
અને ન જાણ્યું કહી અલોપ થઈ રહ્યા ॥ ૯૨ ॥
અમોને તમે કેમ મારો છો માયે ॥
દહી દુધ તમારો કૃષ્ણજી ખાયે ॥ ૯૩ ॥
ત્યારે ગોવાલણી કરે મનમાહે વિચાર ॥
અને તે ચાલી જાયે યશોદાને દ્વાર ॥ ૯૪ ॥

સર્વે છોકરા લઈ ગોવાલણી જાયે ॥
તમારો કૃષ્ણજી દહી દુધ ને માખન ખાયે ॥૯૫॥
દ્વાર આંગણે યશોદાને જાયે ॥
તમારો કૃષ્ણજી દહી દુધ ખાયે ॥૯૬॥
યશોદાને દ્વાર જઈને ઊભા રહ્યા ॥
ત્યારે કૃષ્ણજી નાસીને ગયા ॥૯૭॥
તમે સુણો યશોદા અમારી યે વાત ॥
તમારો કૃષ્ણજી કરે બહુ ઊત્પાત ॥૯૮॥
સુનુ ઘર દેખી ઊઘાડે દ્વાર ॥
પાછળ ગોવાળીયા છોકરા ચાર ॥૯૯॥
તે અમારે દહી દુધને માખનના કરે વણસાડ॥
અમો આવ્યાં છીયે તમારે પાસ ॥૧૦૦॥
સુણી યશોદા એમ જો કહે ॥
મારો કાનજી તો કહી નથી ગયો ॥૧૦૧॥
મારો બાલક જેમા સમાય॥
તે ગોવાળણી તણા દહી દુધ કેમ ખાય ॥૧૦૨॥
હવે ઊખલ બંધનના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પ્રમાણ ॥૧૦૩॥
જ્યારે કૃષ્ણજીયે ઘરમાહે દહીદુધમાખનના કિધા વણસાડ॥
તે દેખીને માતા યશોદા કરે સંતાપ ॥૧૦૪॥
ત્યારે ત્યાં કોપી યશોદા માયે ॥
કૃષ્ણજીને ત્યાં ઝાલવા જાયે ॥૧૦૫॥
ઝાલી કૃષ્ણજીયે ઘરમા લઈ જાયે ॥
છોડી દામણીને બાંધ્યા પાયે ॥૧૦૬॥

જ્યારે નવસો દામણી છોડી જોઈ ॥
તો તે પુરા પગ ન બંધાઈ ॥૧૦૭॥
રોવા સરખી યશોદા થઈ ॥
ત્યારે પછી કૃષ્ણજી બંધાયા સઈ ॥ ૧૦૮॥
લાકડા તણો ઝાંડણીયો આણ્યો તહી ॥
ત્યારે કૃષ્ણજી બંધાવ્યા સહી ॥ ૧૦૯॥
રોતા રોતા કૃષ્ણજી બાહાર જો આયે ॥
તાહા પગે બાંધ્યો ઊખલો જાયે ॥ ૧૧૦ ॥
વડ પિંપળો દ્વારે હતા દો ઝાડ ॥
તે વચ્ચે કૃષ્ણજી ગયા તે વાર ॥ ૧૧૧ ॥
જો લાગ્યો ઊખલો ઝાડસુ આડ્યો ॥
અડયા પગ દોઈ ઝાંડ ઊખડી પડ્યો ॥ ૧૧૨ ॥
તે ઝાડ માહેથી બે માણસ નિકળ્યા ॥
તેણે હતા શ્રાપ તે સફળ થયા ॥ ૧૧૩ ॥
ત્યારે યશોદાના મન અચંબો થયો ॥
જ્યારે તમાસો એવો નયને દેખીયો ॥ ૧૧૪ ॥
ત્યાં યમલાર્જુન કહે માતા ધન તમારા પુત્ર ॥
ત્યાં શ્રાપ થયા હતા અમોને સુત્ર ॥ ૧૧૫ ॥
એ નારદ મુનીના હતા અમોને શ્રાપ ॥
કૃષ્ણને પગ અડે સર્વે ગયા છે પાપ ॥ ૧૧૬ ॥
એવા ભક્ત ઊધ્ધાર્યા ઘણા ॥
ધન ધન પુત્ર યશોદા તણા ॥ ૧૧૭ ॥
વૃન્દાવનના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પ્રમાણ ॥ ૧૧૮ ॥

જ્યારે વરસ બારના કૃષ્ણજી થયા ॥
ત્યારે લઈ વાસલીને બિન્દ્રાબનમા ગયા ॥૧૧૯॥
કાન રૂપે તો ચારી ગાયે ॥
વાઈવણ તે બહુ ગુણ ગાયે ॥૧૨૦॥
ત્યાહા ગોપી ગોપાલને ટોળે મળી ॥
તે વન કુંજમો રમો રાસ રંગ મંડલી ॥૧૨૧॥
પ્રીતે પ્રેમસુ ધાઈ લાગ્યા પાયે ॥
અને ત્રીકમજી ત્યા કરમ લખાય ॥૧૨૨॥
નવ નારી રાખી જેણે ઘેર ॥
લોક દુરીજન તાહા બોલે પેર । ॥૧૨૩॥
ખટમાસની જેણે રેહણી ધરી ॥
સઈ અવર સર્વે સરખી કરી ॥૧૨૪॥
સોળ વરસની સોળસહસ્ત્ર સર્વે સરખી નાર॥
તેમા કૃષ્ણજી રહ્યા બાલબ્રહ્મચાર ॥૧૨૫॥
પ્રેમે પ્રમદા ભમરી દેયે ॥
મન ભીની હૃદયમાં લહે ॥૧૨૬॥
છળ કરીને વૃન્દા છળી ॥
પડ્યો જાલંદર જેમ કરમાઈ કળી ॥૧૨૭॥
મલે અખાડે જઈ પેઠા મહા વૈભવ ॥
દિઠા દેવ ત્યાં જેને જેવો ભાવ ॥૧૨૮॥
કાનજી રૂપે તો લીલા કરી ॥
ત્યારે ગોપી સઘળી પ્રેમે વળી ॥૧૨૯॥
તે દેવ જમુનાની તીરે ખેલે બાલ ॥
ત્યાં મલી ગોવાલીયા બાલકબહુઅપાર ॥૧૩૦॥

ત્યાં જુવે ખેલ માંડયો મન ધરી ॥
ત્યારે દેવે કરઊપર ગોવર્ધન તોલ્યો શ્રીહરી ॥ ૧૩૧ ॥
ત્યાં દેવે તોળયા ગોવર્ધન કારણ એહ ॥
દેવે મેઘ કારણમાહે ગાયવાછરૂ રાખ્યા તેહ ॥ ૧૩૨ ॥
ત્યાં એ દેવે સોળ સહસ્ત્ર ગોપી વર્યા સહી ॥
ત્યારે દેવને સવાલાખ ધેનુ મળે સહી ॥ ૧૩૩ ॥
ત્યાં દેવે ગોકુલમા ગાયે ચારતા બહુ ખેલ જો કરી ॥
એવા ચલીંત્ર કિધા ત્યાં શ્રી હરી ॥ ૧૩૪ ॥
જમુનાની તીરે ખેલે બાલ દંડા ગેડી દોડ ॥
મળયો ગોવાળીયા ત્યાં કરોડા કરોડ ॥ ૧૩૫ ॥
ત્યાં ગેડી દંડો હરી ખેલવા જાયે ॥
તે જઈ ઝપલાઈ ગેડી જમુનામાહે ॥ ૧૩૬ ॥
દંડો દોટાવી કાનજીયે ગેડી જળમાહે પડયા ॥
યશોદાના બાલક જમુનામાહે સંચર્યા ॥ ૧૩૭ ॥
ત્યાં કરે વિલાપ યશોદા રડે ॥
કિયે ઠામે મારો કૃષ્ણજી પડે ॥ ૧૩૮ ॥
કિયે ઠામે બુડયો કૃષ્ણજી જોયે ॥
એવું બોલ્યા જઈ જસોદા માયે ॥ ૧૩૯ ॥
જ્યાં ઝપલાવ્યું કૃષ્ણજીચે જાયે ॥
ત્યાં જઈ ઊભી રહી યશોદા માયે ॥ ૧૪૦ ॥
જમુનાની જળમાં દિઠો જાય ॥
ત્યારે પાછા નાઠા યશોદા માય ॥ ૧૪૧ ॥
ત્યાં દેખી જળને કાપ્યા શરીર ॥
તાહા માતા યશોદા આવ્યા ફરી જમુનાને તીર ॥ ૧૪૨ ॥

જળમાહે તો કૃષ્ણજીયે ધર્યું ધ્યાન ॥
જાણ્યું અમારી માતા તજસે પ્રાણ ॥૧૪૩॥
જળમાહે શ્રી કૃષ્ણજી બુડયા જે વાર ॥
ત્યારે સર્વે નગરમાહે પડયો પુકાર ॥૧૪૪॥
માતા યશોદા રોવે તેણી વાર ॥
કંસ તણે ઘેર ઓછવ મંગલ વરતાય ॥૧૪૫॥
કાલીયાનાગ દમનના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પ્રમાણ ॥૧૪૬॥
શ્રીકૃષ્ણનાથ ગયા પાતાળ ॥
જઈ ઊભા કાલીયા નાગને દુવાર ॥૧૪૭॥
ત્યારે કૃષ્ણજી તો પાતાળે જાય ॥
જ્યાં સુતા છે કાલીયા રાય ॥૧૪૮॥
ત્યાં બેઠી પગ ચાપે નાગની ॥
તે દિઠુ બાલકને અચંબે ઘણી ॥૧૪૯॥
ત્યાં સુતો કાલીયા નાગણી ચાપે પાયે ॥
તે દેખી કૃષ્ણજીને અચંબે થાયે ॥૧૫૦॥
કહે નાગણી સુણો રે બાલ ॥
આ છે કાલીયા નાગ વસીયે કાલ ॥૧૫૧॥
અરે બાલક તુ કાઈ ભુલ્યો છે વાટ ॥
તુ કેમ આવ્યો છે એણે વસમે ઘાટ ॥૧૫૨॥
જાવો રે બાલક તુ ઈહાંથી તતકાળ ॥
જાગસે કાલીયા નાગ તો થાસે કાળ ॥૧૫૩॥
બાલક વચન તુ સુણજો મોયે ॥
જાગસે કાલીયા નાગ તો મારસે તોયે ॥૧૫૪॥

૯૯૬

હારે બાલક તું વળ પાછો વચન સુનજો મોયે ॥
મારો સ્વામી જાગસે તો ડસસે તોયે ॥૧૫૫॥
સુણોરે નાગણી શ્રી કૃષ્ણજી કહે ॥
મથુરાનગરી કંસાસુર રાય રહે ॥૧૫૬॥
તે સુણ નાગણી તમે મારી એક વાત ॥
હું કાઈ ભુલ્યો નથી વસમો ઘાટ ॥૧૫૭॥
કંસાસુર રાય છે મથુરા તણો ॥
તે સુ જુવા ખેલ માંડ્યો ઘણો ॥૧૫૮॥
ત્યાં હું હાર્યો રાજા કાલીયાનું શિસ જાણ ॥
જે હું કહું તે સત કરી માન ॥૧૫૯॥
હું તે કારણ આવ્યો છું જાણ ॥
હવે રાજા કાલિયાનું શિસ લેઊ પ્રમાણ ॥૧૬૦॥
એણે બોલે ત્યાં કાંપી નાગણી ॥
ત્યારે મરડી મુછને જગાડ્યો ધણી ॥૧૬૧॥
ત્યાં જગાવી નાગણીયે નાગને કર્યું છે જાણ ॥
ત્યારે શ્રી કૃષ્ણજી સાથે યુધ્દ થયું ઘમસાન ॥૧૬૨॥
ત્યાં મચ્યું ઘમસાન શ્રી કૃષ્ણજી નાથસુ જાણ ॥
તે નાગને વીંઝે ત્યાં નહાયો શ્રી સારંગપ્રાણ ॥૧૬૩॥
જાગ્યો નાગ ત્યાં હુવો સચેત ॥
ત્યારે કૃષ્ણ નાથસુ થયો રણક્ષેત્ર ॥૧૬૪॥
કાલીયા જાળ ડરસન ઊપર પડી ॥
ઘોળી અમૃત થાય તે ઘડી ॥૧૬૫॥
હુવો સચેત ઘરૂ જુએ બાળ ॥
કૃષ્ણજીયે નાથીયો નાગને પગદઈ તાળ ॥૧૬૬॥

કોપી કૃષ્ણને ધર્યુ ભુજ બળે ॥
ત્યારે શ્રી કૃષ્ણે નાથ્યો કાલીયા પગ દઈ તળે ॥ ૧૬૭ ॥
ત્યારે સઊ નાગણી કાલીયાના શરણે આવ્યા કૃષ્ણજી રાય ॥
દિઠી કૃષ્ણજીની સોલ વરસની કિશોર મુરત ત્યાંય ॥ ૧૬૮ ॥
થયા સ્વાર કાલીયા ઊપર જ્યારે ॥
કમલફૂલ હાથમા લઈ આવ્યા ત્યારે ॥ ૧૬૯ ॥
પાતાલથી નાગ નાથી લાવ્યા શ્રી કૃષ્ણરાય ॥
ત્યારે ગોકુલ મથુરા માહે ઠાઠ વરતાય ॥ ૧૭૦ ॥
મથુરા નગરીમાં આવ્યા જે વાર ॥
પડયો અચંબો નગર મોઝાર ॥ ૧૭૧ ॥
ગોકુળ માહે વરત્યો જય જય કાર ॥
ત્યારે આનંદ ઊત્સવ મંગલ થાય અપાર ॥ ૧૭૨ ॥
ગોકુલ મથુરામાહે વરત્યો જય જયકાર ॥
પણ કંસ આગળ પડયો પુકાર ॥ ૧૭૩ ॥
અરે કંસ કૃષ્ણ તો ગયા પાતાળ ॥
ત્યાંથી નાથી લાવ્યા મહાનાગ વિકરાળ ॥ ૧૭૪ ॥
તે ઊપર કમલ ફૂલ લાવ્યા શ્રી હરિ ॥
ત્યાં દેવે બહુ દાનવ દૈત્ય સંઘાર્યા ધરી ॥ ૧૭૫ ॥
ત્યાં નગરના લોક અચંબો પામ્યા ઘણા ॥
ધન ધન પુત્ર યશોદા તણા ॥ ૧૭૬ ॥
કાલીયા નાગ રાજા રહે પાતાળે ॥
કૃષ્ણજી નાથી લાવ્યા તત કાળે ॥ ૧૭૭ ॥
દેખીયા કાલીયા સુર નર દેવ ॥
નગરના લોક દેખે તતખેવ ॥ ૧૭૮ ॥

ત્યારે સર્વે ગોવાલીયા બોલ્યા સત ધરી ॥
અમે ન જાણ્યું કૃષ્ણજી નાથ ધણી ॥૧૭૯॥
જેવા સુણ્યા હતા નામ તેવા સેવ ॥
એ છે તરણતારણ ત્રિભુવન દેવ ॥૧૮૦॥
હવે કંસાસુર વધના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી નિરવાણ ॥૧૮૧॥
ત્યારે કૃષ્ણની કિરત સર્વે સાંભળી ॥
કંસ ઘેર વાદર ટળી ॥૧૮૨॥
તે કંસાસુરે દલ જોડ્યા છે જહા ॥
જે મલ્લયુધ્દ હતા રંગશાલા માહા ॥૧૮૩॥
ત્યાં તેણે શ્રી કૃષ્ણ કેડે અકુરજીને મોકલ્યો આજ ॥
તે મલ્લ ક્રિડા કરવાને કાજ ॥૧૮૪॥
ચડી કૃષ્ણ દેવ મથુરામાહે જાયે ॥
ત્યારે કંસાસુર દલ જોડે આયે ॥૧૮૫॥
ત્યાં શ્રી કૃષ્ણચન્દ્રજી મલ્લક્રિડા કરવા આયે ॥
તે જઈ રંગ મહાલને દુવારે ઊભા થાયે ॥૧૮૬॥
ત્યાં કુવલયપીડ હાથી દ્વાર પર ઊભા જો રહી ॥
તે અંદર કોઈને જવા દેયે નહી ॥૧૮૭॥
તે ઊન્મત્ત હાથીને માહુતે અંકુશ મારી ઊત્તેજીત જો કિયો ॥
તે હાથી શ્રીકૃષ્ણને બલરામ ઊપર ટુટી પડિયો ॥૧૮૮॥
તે હાથીયે કરસનજીને શુંડમાં પકડિયો જયાં ॥
કૃષ્ણજીયે થપ્પડ મારી હાથીને દૂર સારીયો ત્યાં ॥૧૮૯॥
શ્રી કૃષ્ણજીયે હાથીની સુંડ ગરહી જ્યાં ॥
અને બલરામજીયે તેની પુછ પકડી ત્યાં ॥૧૯૦॥

તે પછી કૃષ્ણજીયે હાથીને ધરણી ઊપર પટક્યો જ્યાં ॥
તાથી ચીં ચીં કરી હાથીને પ્રાણ છોડ્યા ત્યાં ॥૧૯૧॥
તે થકી શ્રી કૃષ્ણ ને બલરામ મલ્લભુમીમાં જાયે ॥
તે ઠાયે અનેક મલ્લસાથે યુધ્દ જો થાયે ॥૧૯૨॥
ત્યાં સઊ મલ્લોને મારી દોયે બંધવે પાર કિયો ॥
તારે સહુ મલ્લભુમીમા જયજયકાર થયો ॥૧૯૩॥
ત્યારે ચઢી કૃષ્ણ ને મથુરાના રાજા ઊપર જાયે ॥
કંસાસુરસુ મલ્લ યુધ્દ થયા તેણે ઠાયે ॥૧૯૪॥
માર્યો કંસને પડ્યો પુકાર ॥
મથુરા નગરીમાહે વરત્યો જયજયકાર ॥૧૯૫॥
ત્યારે પ્રગટ થયા ત્રીભુવની દેવ ॥
દૈત્ય કંસાસુરને માર્યો તતખેવ ॥૧૯૬॥
જ્યારે શિશુપાલની મોડ્યા માન ॥
ત્રણ ભુવનમા વરતી આણ ॥૧૯૭॥
દૈત્ય કંસ ને નરકાસુર માર્યો જે વાર ॥
સોળા સહસ્ત્ર નારી પરણ્યા તેવાર ॥૧૯૮॥
હરખીયા ત્યા દેવકી માયે ॥
અને પિતા વસુદેવ હરખાય છે તાહે ॥૧૯૯॥
બાલક સબળ દેખ્યો માયે ॥
જ્યારે દૈત્ય તણો ત્યાં ફેડાઈ ઠાયે ॥૨૦૦॥
પાંચ પાંડવ મહા ભક્ત જો આઈ ॥
તેના સખા શ્રી કૃષ્ણ હતા જોઈ ॥૨૦૧॥
ત્યાં આઠમે રૂપે હરી આવ્યા જ્યારે ॥
દૈત્ય મારણ ધર્યો શ્રી કૃષ્ણ અવતાર ॥૨૦૨॥

જ્યારે દેવે કંસાસુર દૈત્ય માર્યો જહા ॥
ભકત પાંડવને તાર્યો તાહા ॥૨૦૩॥
ત્યાર પછે સંસારમાં પ્રગટ થયા મુરાર ॥
ત્યારે કૃષ્ણ રૂપે ધર્યો અવતાર ॥૨૦૪॥
ગોકુળ મથુરામાં હરીયે રમત કરી ॥
પછે હરી આવ્યા દ્વારકા નગરી ॥૨૦૫॥
દુવારકા નગરી માહે ઊત્તમ જાત ॥
ત્યા જઈ રહ્યા છે હરી વૈકુંઠનાથ ॥૨૦૬॥
શંખ ચક્ર ગદા પદ્મ આસણ બેસણા ॥
ચતુર્ભુજ રૂપ ત્યાં રાજ કરે ઘણા ॥૨૦૭॥
ત્યાં ભકતને કાજે રૂપ જો ધર્યા ॥
મહા દૈત્ય દુષ્ટ ઘણા સંઘાર્યા ॥૨૦૮॥
ત્યારે શ્રી કૃષ્ણજી ત્રીભુવનના ધણી ॥
અને ભક્ત જન ઊપર કરીયુ કૃપા ઘણી ॥૨૦૯॥
ઘટ ઘટ વ્યાપક સચરાચાર ॥
ભકત કારણ રૂપ ધર્યા મુરાર ॥૨૧૦॥
ભકત પાંડવના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો એકે ધ્યાન ॥૨૧૧॥
પાછે પાંડવ ઊપર કૃપા કરી ॥
તેના સખા થયા છે શ્રી હરી ॥૨૧૨॥
પાંડવ રાજ ધરમ વિનંતી કરે ॥
સત્ય સંતોખ મનમા દયા ધરે ॥૨૧૩॥
વાચે કાયે મને પુણ્ય પવિત્ર ॥
દેવ ધરમસુ નિરમલ રાખે ચિત્ત ॥૨૧૪॥

સત તણી તે કરે પ્રતિપાળ ॥
મહા જ્ઞાનવંતા ભજે એક દયાળ ॥૨૧૫॥
ત્યાં દુર્યોધન સોયે બંધવસુ આયે ॥
તે રાજ કરે હસ્તિનાપુરી નગરીમાહે ॥૨૧૬॥
કૌરવ પાંડવ દોયે રાજ કરાય ॥
ત્યારે પાડવ તણા યશ બહુ વરતાય ॥૨૧૭॥
ત્યારે કૌરવના મનમા સેસો થાય ॥
તેણે પાંડવ મારણ કિયો ઊપાય ॥૨૧૮॥
ત્યાં ભીમસેને ઊખેડયા ઝાડ ॥
ને સોયે બંધવના ભાંગ્યા હાડ ॥૨૧૯॥
ત્યારે તહા દુષ્ટ બોલ્યા બોલ ॥
તહા દુર ઊભા રહ્યા સોયે અતોલ ॥૨૨૦॥
ત્યાં પર મુખે નાકા પાણી ગયા ॥
ત્યારે મરતા સરખા કૌરવ થયા ॥૨૨૧॥
ત્યાં ક્રોધવંતા દુર્યોધન ભયા ॥
તેને વીખના લાડુ ભીમસેનને દિયા ॥૨૨૨॥
ત્યારે સમયસાંજે વાણુ વાયુ અમુલખ જાયે ॥
ત્યાં ભીમ તો વિખથી મુર્છાગત થાયે ॥ ૨૨૩॥
ત્યાં દુર્યોધને ભીમસેનને બાંધી ગુપ્ત ઢાળીયો નદીમાહે ॥
વળી ત્યાં ભીમ ત્યાથી પાતાળે જાયે ॥૨૨૪॥
ત્યાં નાગ બહુ મળીને ભીમસેનને કાલ્યા જ્યાં ॥
તેથી ઊતરી વીખને ભીમ સચેત થયા ત્યાં ॥ ૨૨૫॥
ભીમસેને તે સર્પને મારી પાર કર્યા જ્યાં ॥
તહા નાગરાજ વાસુંગને આર્યક નાગ આવ્યા ત્યાં ॥૨૨૬

કહે વાસંગ ભીમસેન તમો મારા મંદિર પધારો આજ ॥
આવો અભ્યાગત તમે અમોને કરજો તાજ ॥૨૨૭॥
ત્યાં જઈ વાસંગે ભીમસેનને અમૃત પાયા જહા ॥
ત્યાં આઠ કુંડ અમૃતરસ ભીમે પીધા તહા ॥૨૨૮॥
ત્યાંથી ભીમસેન આઠ દન સુધી નિદ્રાવશ થયા સહી ॥
તેણે દસ સહસ્ત્ર હાથીયોના બળ આવ્યા તહી ॥૨૨૯॥
ત્યાં રાજા વાસંગ નાગની કન્યા પદ્માવતી જાણ ॥
ભીમસેન સાથે તેનો વિવાહ થયા નિરવાણ ॥૨૩૦॥
પાતાલથી ભીમસેન વાસંગશું વિદા થાય જ્યાં ॥
તે જઈ માતા કુંતી અને ભાઈ બંધવને ભેટ્યા ત્યાં ॥૨૩૧॥
તે જોઈ દુર્યોધનને શકુની કરે વિચાર ॥
એ ભીમ વીખથી ન મરે લંગાર ॥૨૩૨॥
ત્યાં ગુરૂ દ્રોણાચાર્યે સઊને ધનુર્વિદ્યા સીખાવે જાણ ॥
તે માહે અર્જુન સફલ થયા નિરવાણ ॥૨૩૩॥
તાહા દુર્યોધન શકુની સાથે કરે વિચાર ॥
હવે એ પાંડવનું બળ વધ્યું નિરધાર ॥૨૩૪॥
લાખા મંદરના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પરમાણ ॥૨૩૫॥
એ પાંડવ મરસે હવે કેમ ઊપાયે ॥
જેથી એ બળી મરે એસો કહજો ઊપાયે ॥૨૩૬॥
ત્યા કહે શકુની તમો જાવો વારણાવત નગર મહા ॥
ત્યાં તમો લાખા મંદર ઊભારજો તહા ॥૨૩૭॥
ત્યા દુર્યોધનને મંત્રી પુરોચન વારણાવત મોકલ્યો જહા ॥
તેણે લાખા મંદર બાંધ્યા ઊત્તમ તાહા ॥૨૩૮॥

ત્યા દુર્મતિ દુર્યોધન કહે ધૃતરાષ્ટ્રને તમે સુણો મારો તાત ॥
તમે પાંડવને વારણાવત મોકલો નગર જોવા કાજ ॥૨૩૯॥
ધૃતરાષ્ટ્ર કહે પાંડવોને સુણો પંડુનંદન વીર ॥
તમે પાથો માતા કુંતી સાથે જાવો નગર જોવા સધીર ॥૨૪૦॥
ત્યાં દુર્યોધિને તમારે કાજે બાંધ્યો છે ઊત્તમ મંદિર સાર ॥
ત્યાં તમે વરીસ એક સુધી રહેસો સુખસુ નિરધાર ॥૨૪૧॥
ત્યાં માતા કુંતાજી અને વિદુર સાથે જાયે પાચે વીર ॥
તે રાજા ધૃતરાષ્ટ્રની રજા લઈ વારણાવત જાયે સધીર ॥૨૪૨॥
ત્યાં માર્ગમાં વિદુર કહે યુધિષ્ટિર તમે સુણો મારી વાત ॥
એ દુર્યોધનને કિધો છે તમારો વિશ્વાસ ઘાત ॥૨૪૩॥
એ દુર્યોધિને અહીં લાખા મંદર બાંધ્યો છે તમ કાજે ॥
જે અગની લગાડતા તે મંદિર બહુ દાઝે ॥૨૪૪॥
તેથી તમે બળી મરસો તતકાળ સહી ॥
અને દુષ્ટ દુર્યોધનના કારજ સરસે નહી ॥૨૪૫॥
તે માટે પાંડવો તમે ગફલતમા ન રહેસો જાણ ॥
નહી તો તમે ખોસો તમારો પ્રાણ ॥૨૪૬॥
ત્યાં જઈ તમે ગુપ્ત રીતે સુરંગ બાંધજો સહી ॥
તે સુરંગથી તમે વનમા નિકલજો જઈ ॥૨૪૭॥
એવી બુધ દઈ વિદુર ત્યાથી નાશી ગયો ॥
અને પાંડવ વારણાવત નગર પાસે આવીયો ॥૨૪૮॥
ત્યાં દુર્યોધન પાંડવને તેડી ચાલ્યો તહા ॥
અને તેને જઈ ઊતાર્યા લાખા મંદિર મહા ॥૨૪૯॥
તાહા દુર્યોધિને પાંડવને વિખના લાડુ જમાડ્યા જ્યાં ॥
પણ સતી પાંડવ સત ન ચુકા તાહા ॥૨૫૦॥

ત્યારે પાંડવને લાખા ઘરમાં ગુપ્ત સુરંગ બાંધ્યા જહા ॥
જે વનવીસે નાસી જવા કારણ તહા ॥૨૫૧॥
તે સુરંગ દ્વાર ઊપર એક લાખ મણની શિલા રાખી જ્યાય ॥
તે હેઠળ સતગુરૂ સુરંગ કરી કહેવાય । ॥૨૫૨॥
એક દહાડે આપે પાંડવે લાખા મંદરને લગાડી આગ ॥
અને તે ત્યા સુરંગથી વનમાં ચાલ્યા ભાગ ॥૨૫૩॥
તેણે સુરંગ દ્વાર ઊપરથી એક લાખ મણની શીલા દૂર કરી જ્યાય ॥
અને તે માહે પેહેલા ઊતર્યા અર્જુન યુધિષ્ઠિર રાય ॥૨૫૪॥
તે પછે માતા કુંતા નકુલને સહદેવ ઊતર્યા જ્યાં ॥
સઊ અંતે ભીમસેન સુરંગે ઊતરી અને શીલા રાખી દ્વારે ત્યાં ॥૨૫૫॥
ત્યા સુરંગ માહે પાંડવ ઊતર્યા જાયે ॥
અને લાખા મંદર બહુ દાઝવા લાગા ત્યાયે ॥૨૫૬॥
તે લાખા મંદરને દિધી અગની ત્યારે ઊઠી ઝાલ ॥
ત્યારે લોક કહે હવે મિટ્યો પાંડવનો કાલ ॥૨૫૭॥
કહે લોકએ કૌરવે કિધુ વિશ્વાસ ઘાતનું કરમ ॥
પણ તેણે ના જાણ્યું આવા પાંડવના સત ધરમ ॥૨૫૮॥
ત્યાં પ્રજા સઊ દુઃખમા કરે બહુ વિલાપ ॥
હવે આપણો સ્વામી ગયો જે સતવંતા હતા આપ ॥૨૫૯॥
ભિષ્મપિતામહ અને વિદુર ગુરૂ દ્રોણ દુઃખ કરે અપાર ॥
ત્યાં ધૃતરાષ્ટ્રને કૌરવ મનમા બહુ પ્રસન્ન થયા સાર ॥૨૬૦॥
પણ ઊપરથી તો તે બહુ શોક કરે ને દુઃખ ધરે અપાર ॥
જે કહે અમારા બંધવને કોઈ દુષ્ટે અગનમાં બાળ્યા સાર ॥૨૬૧॥
ઈયા પાંડવ તને શીર મોટા જગદિશ મિત્ર ॥
ભાઈ જે પાંડવ ધર્મી છે પુણ્યવંતાને પવિત્ર ॥૨૬૨॥

જેના રાખણહારા મોટા છે શ્રી નારાયણ દેવ ॥

તે જળ થળમા ભગતની ચિંતા કરે તતખેવ ॥૨૬૩॥

એ ધણી ઊપર રાખો વિશ્વાસ પરતીત કરી ॥

તો ભકતસખા થાયે છે શ્રી હરી ॥૨૬૪॥

ત્યાં પાંડવ સુરંગે ચાલ્યા સતસુ તે પાર ॥

અને જઈ પોતા તે ગંગાજીને તીર ॥૨૬૫॥

ત્યા વિદુરે હોડીવાળો મોકલ્યો તે ઠાર ॥

તેણે પાંડવને હોડી સાથે ઊતાર્યા ગંગાનદીથી પાર ॥૨૬૬॥

ત્યાંથી પાંડવ ઘણા વનમાં નિસરી જાયે ॥

તે વનમાં રાક્ષસ હિડીંબ વસે છે ત્યાંયે ॥૨૬૭॥

તે રાક્ષસને ભીમે મારીયો જ્યારે ॥

તેની બેણ હિડીંબાસાથે વિવાહ કિધો ત્યારે ॥૨૬૮॥

તેનો પુત્ર ઘટોત્કચ થયા સાર ॥

જે મહા પરાક્રમી વીર યોધ્ધા નિરધાર ॥૨૬૯॥

ત્યાંથી પાંડવ એકચક્રા નગરીમા બ્રાહ્મણ ઘેર વાસે રહ્યા જેહ ॥

ત્યાં બકાસુર રાક્ષસને ભીમે મારી નિપાત કિધા તેહ ॥૨૭૦॥

ત્યાંથી પાંડવો ગુરૂ વેદવ્યાસ સાથે પાંચાલ દેશમા જાયે ॥

ત્યાં દ્રુપદ રાજાયે દ્રૌપદી સ્વયંવર માંડ્યા ત્યાયે ॥૨૭૧॥

ત્યાં અર્જુને મત્સ્યવેધ કરી પણ જીત્યો જ્યાં ॥

અને સતી દ્રૌપદી પાંચે પાંડવ સાથે પરણાવ્યા ત્યાં ॥૨૭૨॥

ત્યાં સ્વયંવરમાં શ્રીકૃષ્ણ બલરામ સાથે આયે ॥

ત્યારે ભગત પાંડવ સ્વામીના દરશન કરે છે ત્યાયે ॥૨૭૩॥

જ્યારે આઠમો અવતાર સંગે શ્રી કૃષ્ણ જોયે ॥

ત્યારે દેવ દાનવ સર્વે એકઠા હોયે ॥૨૭૪॥

ભાઈ જ્યારે અર્જુન દિવો પાંડવ મહા ॥
શ્રી કૃષ્ણે તેજ મેલ્યું છે તે મહા ॥૨૭૫॥
મુખી ધરમ પુત્ર થાપીયા સોયે ॥
અને દૈત્ય તો દુર્યોધન હોયે ॥૨૭૬॥
જ્યારે ગુરૂ વેદ વ્યાસ અમરપદ વાચા જહા ॥
જ્યારે રાજા ધરમ રળીયાત થયા છે તહા ॥૨૭૭॥
જ્યારે તહા આખર વેળા સાંભળી ॥
ત્યારે સનમુખ થયા આપે વળી ॥૨૭૮॥
સ્વામીજી તે દેશ મુલક છે કહી ॥
જે મહાદુઃખ ભોગવસે હો સહી ॥૨૭૯॥
સ્વામીજી તે આજ અમને વાચી સંભલાવો સહી ॥
પછે અમથી દુઃખ વેઠાસે નહી ॥૨૮૦॥
ભાઈ પાંડવો આખર તો પાસે છે તેહ ॥
અને હું પણું કરો છે દિલમાં હંકારે જેહ ॥૨૮૧॥
તે આખર વેળા જાણો સોયે ॥
ભાઈ સહી વેઠાસે છેલી વેળા તેહે ॥૨૮૨॥
ત્યારે રાજા ધર્મ શેયા આપણા જીવ સું કાજ ॥
ભાઈ અમો પાંડવને પુરણ મન માન્યું આજ ॥૨૮૩॥
ભાઈ પાંડવો આપણે રાજ કલીમા અવતર્યા મરમ ॥
પણ અહીયાં તો છે સતપંથ ધરમ । ॥૨૮૪॥
ભાઈ પાંડવો તમે હથિયાર હાતથી નાખજો આજ ॥
જો અમરપદ લેવાનું હોય કાજ ॥૨૮૫॥
તમે લોકને દુભવસો જીવ હિંસા કરસો અધરમ ॥
તે નિશ્ચે તમોને તેનું ભોગવું પડસે કરમ ॥૨૮૬॥

ત્યારે આ સતગુરૂ વચને પાંડવે હથીયાર હાથથી નાખ્યા જાયે ॥
ત્યાં કૌરવનું બળ વધ્યું ત્યાયે ॥૨૮૭॥
એઊં જોઈ દુર્યોધન ત્યા શકુની સાથે કરે વિચાર ॥
હવે એ પાંડવને ધુતમા હારઊ નિરધાર ॥૨૮૮॥
ત્યારે દુર્યોધને વિદુરને મોકલ્યો યુધિષ્ઠિર પાસ ॥
જે તમે જઈને કહેજો ફાસા રમવાને કાજ ॥૨૮૯॥
વિદુરે જઈને યુધિષ્ઠિરને ફાસા રમવાના જાણ કિધું જાંય ॥
ત્યારે યુધિષ્ઠિર પાચે જણા સાથે દ્યૂતખેલને આવ્યા ત્યાંય ॥૨૯૦॥
હવે દ્યૂતસભાના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સુજાણ ॥૨૯૧॥
ત્યાં પાંડવ કૌરવશું દેવે હારજીત પરઠી તેહ ॥
અને રમીયા સારા ફાસા તેહ ॥૨૯૨॥
આ રમત રમતા હારસે જેહ ॥
ભાઈ સહી વનમા જાસે તેહ ॥૨૯૩॥
ત્યા ભીમસેન બોલીયા મન ॥
સહદેવ નકુલ ને અર્જુન ॥૨૯૪॥
ભાઈ સારા ફાસા ખેલીસુ યત્ર ॥
ત્યાં વદિયા છે ધરમ પુત્ર ॥૨૯૫॥
ત્યાં પાંડવે અશ્વ ગજ રથ વદિયા જેહ ॥
અને વદિયા સર્વે દેશ મુલકનું રાજ તેહ ॥૨૯૬॥
નહી તો બાર વરસ વનવાસ ભોગઊ આજ ॥
ત્યાં ગુરૂના સેવક થઈને કરઊ કાજ ॥૨૯૭॥
કૌરવ પાંડવે એઊં વદીને ફાસા ઢોળયા તહા ॥
અને ભીમસેન એઊં બોલ્યા જહા ॥૨૯૮॥

તે ફાસા સર્વે સવળા ઢોલીયા જાણ ॥
પણ તે શકુનીયે અવળા પાડિયા નિરવાણ ॥૨૯૯॥
તે ભક્ત પાંડવે સારા ફાસા ખેલ્યા જહા ॥
ભાઈ તે હસ્તિનાપુર નગર જો મહા ॥૩૦૦॥
તે તાહા પાંચ પાંડવ હારીયા જહા ॥
ભીમનો મસ્તમલ હસ્તી છુટ્યો તહા ॥૩૦૧॥
તહા રાજા યુધિષ્ઠિર નિચું નિહાળી રહ્યા ત્યાંય ॥
ભાઈ અમને પુરો વસવાસ હોતા ત્યાંય ॥૩૦૨॥
સભામાહે શ્રીકૃષ્ણ પોતે પધાર્યા જેહ ॥
ભાઈ અમારે સવળા પડસે તેહ ॥૩૦૩॥
સ્વામી જ્યાં દેવ પોતે પધાર્યા સહી ॥
સ્વામીજી જ્યાં ભકતને વેળા પડી તહી ॥૩૦૪॥
ત્યારે સ્વામી તમે સાર કરી તતકાળ ॥
હરજી તમ હાથથી મેલીયા તે સેવા કરવી દયાળ ॥૩૦૫॥
ભાઈ પાંડવો એવઢી વિમાસણ કરો છે કેમ ॥
ત્યારે તહા બોલીયા રાજા સત ધરમ ॥૩૦૬॥
જો રમત રમતા હારીયે જન ॥
ભાઈ તે તમે દુઃખ ન ધરસો મન ॥૩૦૭॥
ભાઈ પાંડવો તમે પગે ચાલી દેવની સેવા કરો એમ ॥
અને તમે તપસી જેવો નિહિંચલ રાખો મન ॥૩૦૮॥
જો દેવની સેવા કરતા જાતસો તન ॥
તો દેવ આપે અશ્વ ગજ રથ બહુ ધન ॥૩૦૯॥
ત્યાં દૂત સભાથી ઊઠીયા તે સુભટ દુર્યોધન ॥
અને હસી કરી તાલી દઈ રહ્યા મન તે તહા દુઃશાસન ॥૩૧૦॥

ભાઈ આપણે માતપિતાને પાયે લાગીયે ઈશ ॥
અને સત ગુરૂજીને નમાવીયે શિસ ॥ ૩૧૧ ॥
આજ આપણો બોલે ઊપર થયો જસ ॥
તે આપણાને જીતાડયા જગદીશ ॥ ૩૧૨ ॥
ભિષ્મ દ્રોણને કૃપાચાર્ય ॥
અને અશ્વત્થામા કહિયે તેહ ॥ ૩૧૩ ॥
જે સહુએ મહા વિદૂર અલગા થઈ રહ્યા જેહ ॥
તે સભા સર્વે જોઈને કહે જો તેહ ॥ ૩૧૪ ॥
તે પાંડવ ભક્ત છે તમો તણા જાણ ॥
તે સ્વામી આજ તમે હરાવ્યા નિરવાણ ॥ ૩૧૫ ॥
પણ તેણે આખર વેળાયે આપસો જાણ ॥
તમો છો સમર્થ શ્રી સારંગ પ્રાણ ॥ ૩૧૬ ॥
ત્યાં દૈત્ય દુર્યોધન એમ બોલ્યો સહી ॥
ભાઈ દુઃશાસનની ધીરજ રહે નહી ॥ ૩૧૭ ॥
પાંડવો તમે શું મો લઈને વન જાવો પાંચે વીર ॥
નહી તો નાર પાંચાલીના કહાડે ચીર ॥ ૩૧૮ ॥
ત્યાં દુઃશાસન દૂત પાંડવ ઘેર મોકલ્યો જ્યારે ॥
જઈ પોતો નાર પાંચાલી ઘેર માહે ॥ ૩૧૯ ॥
તે સતીયે પર પુરૂષ સરખો દિઠો આવતો સાર ॥
તે નાશી મોહલમા પેઠા તે નાર ॥ ૩૨૦ ॥
તે દૂત દાસીયે પાછો વાળ્યો કહી મરમ ॥
જે ભાઈ આજ રાણીને છે સ્ત્રી ધરમ ॥ ૩૨૧ ॥
આજે કોને અભડવાનો અધિકાર નહી કરમ ॥
આપણો બ્રાહ્મણ સમો છે ક્ષત્રીય ધરમ ॥ ૩૨૨ ॥

દૂત દાસીના વચન સુણીને પાછો વળી જાયે ॥
તે ઠાલા આવતો દિઠો દુર્યોધન રાયે ॥૩૨૩॥
એણે ભુંડે દોમણ કામ નિપજાયે ॥
ભાઈ દુઃશાસન તુ ત્યાં જાયે ॥૩૨૪॥
તે દૂત દુઃશાસન ત્યાંહા કોપીયો અત્યંત ॥
તે કરે મનમાં મોહું કલ્પાંત ઊત્પાત ॥૩૨૫॥
તેહુને હું એમ મારતો લાવું માનું નહીં અંત ॥
જેના કંથ પાચે દેખે એકચંત ॥૩૨૬॥
તે દુષ્ટ ત્યાંથી સંચર્યો તે પેર ॥
અને જઈ પોતા નાર પાંચાલીને ઘેર ॥૩૨૭॥
તે સતીયે યમ સરખો આવતો દિઠો ઘેર ॥
ભાઈ હવે તેની થાસે શી પેર ॥૩૨૮॥
તે દાસીયે દુઃશાસન વારીયો જાણ ॥
ભાઈ અમે અબલા ઊપર શું કરો છો પ્રાણ ॥૩૨૯॥
તે આજ રાણી છે રજસ્વલામા જાણ ॥
તે મુખમાથી ન બોલે વાણ ॥૩૩૦॥
તે ઘરમા દુષ્ટના પાયી ચરણ જો પડયા ॥
સ્વામી તે અમે આચરણહીના જો થયા ॥૩૩૧॥
ત્યાં નારી હિંડે નાસતી મહાલમાહે જહા ॥
એણે દુઃશાસન પુઠે ધાયો તહા ॥૩૩૨॥
તે ઘેરમાહે અબલા આભડી તેસ ॥
અને તે દુઃશાસન ધસીને ગ્રહ્યા કેસ ॥૩૩૩॥
તેસતીના ધરીયા કેસ ॥ ભાઈ અમે છીયે અબલાબાલીવેસ ॥૩૩૪॥

આજ વીરા અમારે નથી અવસર કાયાસાર ॥
મુને સીદ લઈ જાવો સભા મોઝાર ॥૩૩૫॥
ત્યા મુને સભામાં સહુ લોક દેખસે સાર ॥
વીરા અહિયાં જાણો તો મારો ઠાર ॥૩૩૬॥
દ્રૌપદી વસ્ત્રહરણના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો એહ નિરવાણ ॥૩૩૭॥
તે દૈત્યે કેસ ધર્યા કામની એમ ॥
તેને મેહેલ મંદીર છોડાવો કેમ ॥૩૩૮॥
ત્યાં લોકો બહુ જોવા મળ્યા મરમ ॥
ભાઈ એનો ધણી છે રાજા ધરમ ॥૩૩૯॥
ઈયા શ્રી ગુરૂ નરની ઘણી એક સ્તુતિ કરી જાણ ॥
કામનીયે સંભાર્યા શ્રી સારંગ પ્રાણ ॥૩૪૦॥
સ્વામી મારા અબલા તણા તમે સખઈયા જાણ ॥
તમે ભક્તવત્સલ છો સહી ભગવાન ॥૩૪૧॥
સ્વામી મારો તમે માત ને તાત ॥
અને તમે આજ સગા સજન મારો મોસાળ ॥૩૪૨॥
આજ પીયર બંધવ સ્વામી તમે સાર ॥
અને તમે સાસરૂ તમે સંસાર ॥૩૪૩॥
સ્વામી આગળ સતીયે એવા વિલાપ કર્યા તે ઠાર ॥
ત્યાં વિનંતી કરતા ચાલ્યા સભા મોઝાર ॥૩૪૪॥
તે સભામાહે કંથ દિઠા અનમના જાણ ॥
ત્યારે તે બેઠા છે અલંગે ઠામ ॥૩૪૫॥
તહા સુભટ સર્વે ટોળે મળીને આયે ॥
તે જુવે છે સતીનું રૂપ ત્યાયે ॥૩૪૬॥

ત્યાં સતી અંગ ઊઘડુ ન કરે જેહે ॥
પણ તહા બળ કરે ભુપ તેહે ॥૩૪૭॥
તે સતીને આણી સભા મધ્યે ઊભી કર્યા જહા ॥
તે નીરખે સઘળા ભુપ તહા ॥૩૪૮॥
ભાઈ કુણે પેલો નખ મારો નીરખો નથી જેહ ॥
તે આજ પરપુરૂષ નિરખે તેહ ॥૩૪૯॥
તે સભા મધ્યે ઊભી રહ્યા જેહ ॥
તે તહા બહુ તરાસ સહી તેહ ॥૩૫૦॥
હવે હું વાટ જોવું મારા નાથની સાર ॥
તમે સ્વામી કયારે ચઢસો અમારી વાર ॥૩૫૧॥
સ્વામીજી જે પાંડવ મુને વનમાથી લાવો આપે ॥
સ્વામી તમારે શરણ પ્રતાપે ॥૩૫૨॥
જયા અર્જુને મચ્છ વિંધ્યા આપ ॥
તહા સ્વામી હું તમે સોપીયો મારો બાપ ॥૩૫૩॥
આગે શ્રી કૃષ્ણજી કહે તારે બાઈ દ્રૌપદી સતી નાર ॥
બાઈ તુ છે ભક્ત પાંચાલી નાર ॥૩૫૪॥
પણ તુજ સરખુ અમારો વાલુ નહી કોઈ સાર ॥
બાઈ તે આણે જુગ સંસાર ॥૩૫૫॥
તો વાલાજી તે વાલપણું કયાં ગયું અંત ॥
તમે કમળા કેરા કહાવો કંથ ॥૩૫૬॥
આજ કૌરવ કેસ ધરી રહ્યા અંત ॥
તમે કેતા વાલો તમે કેમ થઈ બેઠા નિશ્ચિંત ॥૩૫૭॥
હવે સ્વામી ઈયાથી છોડાવો તો અમે છુટીયે જાણ ॥
જો તમે પીલાવો બ્રહ્મજ્ઞાન ॥૩૫૮॥

જો એઊં તમે જાણો મારા નાથજી જાણ ॥
તો તમે વલી સાર કરો ભગવાન ॥૩૫૯॥
હવે સ્વામી વિનંતી સુણો જે મુજરો કરૂં છું અમ ॥
અને તે તમે પરીછજો સ્વામી સઘળા મરમ ॥૩૬૦॥
પણ હવે ધરમ ક્રિયા આચાર હીના થયા છે અમ ॥
સ્વામી હવે તમે વેગે પ્રગટો પરિબ્રહ્મ ॥૩૬૧॥
સ્વામી તમે જુગમાહે ભક્ત કારણ આવ્યા દરોડ ॥
અને પેલા ભકત તાર્યા અનંત કરોડ ॥૩૬૨॥
સ્વામી તમે ભકતને કષ્ટ પડે આવી ઊભા રહો દરોડ ॥
હવે તમે ભકતોની માયા વ્યાધી છોડ ॥૩૬૩॥
સ્વામી દાસી ભકત પાંડવતની કહે તે તાલ ॥
હવે તમે પ્રગટ રૂપ કરો હો દયાળ ॥૩૬૪॥
તમે હેડંબાથી ભક્ત ઊગારીયા તતકાળ ॥
તે ભકતની આજ તમે કરો સંભાળ ॥૩૬૫॥
ત્યારે કોપ કરીને કૌરવ ઊઠ્યા તે વાર ॥
તેના મોઢા દિસે છે મહા વિકરાળ ॥૩૬૬॥
એ અબલાની લાજ અમે ગમાવીયે આ ઘડી ॥
ભાઈ હવે એનું પેરણ લેશું કાહાડી ॥૩૬૭॥
ત્યારે પટકુલ મેલરે કામની કાજ ॥
ભાઈ અમારો અવસર છે આજ ॥૩૬૮॥
તે સ્વામી હવે પેરણ: પગરણી કરો કાજ ॥
નહી તો હવે જાસે તમારી લાજ ॥૩૬૯॥
અરે મારા નાથજી તમે શે નથી લાજતા કેમ ॥
હવે સ્વામી તમે અવળો શું કરો છો વલંભ ॥૩૭૦॥

તમે દ્વારકા નગરી સુવર્ણની કરી તાં કર્યો આનંદ ॥
તમે રમ્યો સોળ સહસ્ત્ર ગોપીમાં ગોવિંદ ॥૩૭૧॥
સ્વામી તમે સોળ સહસ્ત્રમાં રમીયા જહા ॥
અને તમે સવાલાખ સજનસું પરવર્યા તહા ॥૩૭૨॥
આજ તે કારણ અમને વિસરીયા એ વાર ॥
હવે તમે જગજીવન છો આધાર ॥૩૭૩॥
સ્વામી હવે ભક્તને ન ઊવેખીયે વળી આવી તત્કાળ ॥
એવું ગુણ અમારા તમે સઊ જોયા અમે મુખથી કેમ દિજે ગાળ ॥૩૭૪॥
એવુ જાણો મારા નાથજી દયાળ ॥
તમે ધાવો વચને બોલીયા પ્રતિપાળ ॥૩૭૫॥
સ્વામી એ દૈત્ય દુઃશાસન પટકુળ ધરી રહ્યો હાથ ॥
તહા વળી ઊઘાડે અંગને જાસે મારી લાજ ॥૩૭૬॥
એઊં જાણીને વેહલા પધારો મારા વિશ્વંભરનાથ ઈશ ॥
હવે તમે કૃપા કરો પૂરણ જગદીશ ॥૩૭૭॥
સ્વામી હવે પટકુલ અબલાનું રાખીયે માન ॥
અમે છીયે અબુજ અંધા અજ્ઞાન ॥૩૭૮॥
જો એઊં જાણો મારા નાથજી જ્ઞાન ॥
તો હવે વહેલા વળો તમે શ્રી ભગવાન ॥૩૭૯॥
જહા શ્રી કૃષ્ણજી દેવ નિદ્રામાં પોઢ્યા હોયે ॥
અને તે ઊપર કમલા ઢોલે વાયે ॥૩૮૦॥
તે દેવ નિંદ્રામાહેથી ઝંબડી ઊઠ્યા સત ભાયે ॥
તે દેવ દ્વારકા નગરીનો રાયે ॥ ॥૩૮૧॥
ત્યાં વેદવ્યાસ બોલાવે તે વાર ॥
ગુરૂ તમે ગરૂડને તેડાવો તતકાલ ॥૩૮૨॥

આજ દાસી આપણી દુષ્ટ વશ પડિયા નાર ॥
તેની તમે સંભાળ કરો આ વાર ॥૩૮૩॥
ત્યારે તહા દેવને રાણી રૂખ્મિણી લાગી પુછવા ભાસ ॥
હવે સ્વામીજી એવો કોણ છે તમારો દાસ ॥૩૮૪॥
તે કારણ તમે હરજી હાકી ઊઠ્યા આજ ॥
હવે વળી તેને સમર્થ કરવા કાજ ॥૩૮૫॥
તે દાસને તમે સ્નેહે ઓળખો તાર ॥
તે ભક્ત પાંચાલી કહિયે નાર ॥૩૮૬॥
એ ત્રેતા જુગમા તારા લોચની નાર ॥
દ્વાપારમાં દ્રોપદી પાચે વીર તે પ્રતિપાળ ॥૩૮૭॥
તે પાંડવ નાર પાંચાલીના પટકુલ હારીયા જ્યારે ॥
તે સાથે હારીયા અરથ ગરથ ભંડાર ત્યારે ॥૩૮૮॥
ત્યાં પાપી પટકુલ ખેંચી રહ્યા તાર ॥
તે તાહા અબલા સુંદરી કહિયે નાર ॥૩૮૯॥
સ્વામી તે ભક્ત પાંડવ મોટા છે તમ તણા સહી ॥
તેની સાર કરો તમે તરત જઈ ॥૩૯૦॥
જેણે દેવપર આધાર રાખ્યા જેવ ॥
તેને પ્રથમ સાથ લેજો દેવ ॥૩૯૧॥
સ્વામી જે ભક્તને દુઃખ પડે દાઝે જ્યારે ॥
સ્વામીજી તેની પ્રથમ કિજે સાર ॥૩૯૨॥
અને તેને ઊપજે તન માહે તાપ ॥
સાચા સજ્જને દુઃખ ઊપજ્યા આપ ॥૩૯૩॥
તો સેવક સ્વામીને નહી પટ આંતરો દયાળ ॥
જે સ્વામી સાર કરો તતકાળ ॥૩૯૪॥

સ્વામી ખરા ભક્તને દેતા દુઃખ ઊપજે તાપ ॥
કે દુઃખ ઊપજે ગુરૂ નરને આપ ॥૩૯૫॥
ત્યાં ભક્ત સહુ ટોળે મળ્યા અને દેવ સાર ॥
ત્યાં વેગે ગરૂડને તેડી થયા સ્વાર ॥૩૯૬॥
તે પાંડવની પટરાણી હો દયાળ ॥
તને મહાદુઃખ દે છે દુષ્ટ દુર્યોધન ભુપાળ ॥૩૯૭॥
તું પટ ઘુંઘટ મેલરે કામની નાર ॥
તારો કોઈ નથી સારી સભામાં સંભાળ કરનાર ॥૩૯૮॥
તે સહી રહ્યા પાંડવ વન જાસે નિરધાર ॥
બાઈ તે છે તારો ભરતાર ॥૩૯૯॥
તું આગલ એમ ક્હેતી હતી જે અંધકેરોપુત્ર દુર્યોધન ॥
તુ હસી હતી સર્વે દેખતા હવે અમે ભાવના કરસુ મન ॥૪૦૦॥
વીરા ભાઈ વેલા પડી છે અમને જાણ ॥
તમે દુષ્ટ વચન ન બોલો અબુજ અજ્ઞાન ॥૪૦૧॥
પણ વડિલ ભવજાઈ તે માતાના ઠેકાણે જાણ ॥
એમ લખ્યું તે બોલ્યા વેદશાસ્ત્ર પુરાણ ॥૪૦૨॥
તહા કૌરવ કહે બાઈ પુરાણ કહે વસીયરનેછે ન છેડીયે વરોડે ॥
તે તો મુખમાથી નાખે ફુફવાડે ॥૪૦૩॥
હવે દુઃશાસન તુ સાંસો કા કરે આડ ॥
એનું વેગે તુ પેરણ કાઢ ॥૪૦૪॥
તે સભામા વિલાપ કરે નારી ઢલવલે છે શરીર ॥
ભાઈ હવે આજ એવા ન થઈયે વીર ॥૪૦૫॥
તુ દુઃશાસન સતીને વરૂને-જલોની-પેરે વળગ્યો શરીર ॥
તહા સતીનું તાણે અંગથી ચીર ॥૪૦૬॥

ત્યાં ધરમપુત્ર કહે લાજનહારો લાજસે સોયે ॥
નહી તો હમણા પ્રગટ થાસે જોયે ॥૪૦૭॥
ત્યાં પનઈ [પૈરણ] નાખી ભીમ થયા રાતડા જોયે ॥
પણ ધર્મ પુત્ર તેણે વારે સોયે ॥૪૦૮॥
ત્યાં શ્રી ગુરૂ નર દેવ મન વેગે આવી ઊભા રહ્યા સધીર ॥
અને તે સતીના ત્યાં પુર્યા ચીર ॥૪૦૯॥
ત્યાં ભક્તે સર્વે વિનંતી કરી એ મારૂં છે શરીર ॥
ભાઈ હવે જેમ નદિયે વહે છે નીર ॥૪૧૦॥
ત્યાં પાંડવો દેશ મુલક સર્વે હારીયા તે ઠાર ॥
અને હાર્યા હસ્તિ ઘોડા ગરથ ભંડાર ॥૪૧૧॥
ત્યારે તેણે કૌરવે દેશ તાલા કુંચી કબજ કરી જે વાર ॥
ત્યાં ચીર કાહાડીયા પાંચાલી નાર ॥૪૧૨॥
ત્યાં દેવે પુરણહારે ચીર પુરાવ્યા આજ ॥
તે ભક્ત પાંડવોના કરવા કાજ ॥૪૧૩॥
તે સંસાર સર્વે દેખતા આજ ॥
ત્યાં દેવે આપે રાખી ભક્તોની લાજ ॥૪૧૪॥
તે દૈત્ય દુ:શાસનને ચીર તાણી અલગ્યો કર્યો શરીર ॥
ત્યાં તે સતી કેરૂ સોહી જે ચીર ॥૪૧૫॥
ત્યાં બીજુ દેવે પુરીયું ત્રીજુ પુર્યું સહી ॥
તે પુર્યા જગદિશે સાવો સુનેરી હીર તહી ॥૪૧૬॥
ત્યારે કૌરવ કહે ભાઈ એક પટકુલ બીજુ અંગમા દિસે છે જાત ॥
જે લીલુ તે કાઢીને જોયુ તિસરો નવરંગી ભાત ॥૪૧૭॥
ત્યાં ચોથું ચતુર્ભુજે પુર્યું આણ ॥
અને પાચમું પુર્યું પરિબ્રહ્મ જાણ ॥૪૧૮॥

તે છટુ દયાળજીયે દયા કરી જાણ ॥
અને સાતમું પુર્યું શ્રી સારંગ પ્રાણ ॥૪૧૯॥
તે વર્ણ સર્વે શ્વેત લાલ નીલા પટરા તાર ॥
ત્યાં શ્રી કૃષ્ણજીયે સઘળા પુર્યા સાર ॥૪૨૦॥
ત્યાં દેવે પુર્યા એક એક રંગે આગળા સાર ॥
તેનો વર્ણ કથ્યાનો નહી આવે પાર ॥૪૨૧॥
તે પુરીયાં ત્યારે પૃથ્વીમા પ્રગટ થાય ॥
ત્યાં સર્વે દેવ દાનવ જોવા જાય ॥૪૨૨॥
ત્યાં નવે ખંડના ભુપ સર્વે આવી મળ્યા ધાય ॥
તે કહે એ દેવ છે ચૌદ ભુવનનો રાય ॥૪૨૩॥
ત્યાં હીરહરજી થયા જાણો તોયે ॥
અને વાસુદેવ વણકર થયા જોયે ॥૪૨૪॥
ત્યાં વસ્ત્ર તેથી બવળા જાણ ॥
તે વાત જાણી નવખંડમાં પ્રમાણ ॥૪૨૫॥
તે દેવે નવસે નવ્વાણું ચીર સતી પાસે રાખ્યા જ્યારે ॥
તે સતીયે પેહર્યા જુગમાં સાર ॥૪૨૬॥
એ સતીયે ચીર પુરીયા અંગમા જાણ ॥
તે સભા સર્વે દેખતા સહી પરમાણ ॥૪૨૭॥
તે અચરત જોવા સર્વે મળ્યા એકઠા સાર ॥
ત્યાં મળ્યા જુગ સઘળો સંસાર ॥૪૨૮॥
ત્યાં સતગુરૂ વેદવ્યાસ એમ બોલ્યા સત વાણ ॥
ભાઈ તે તો સુકરીત સાચું જાણ ॥૪૨૯॥
તે સતીને દેવે એક એક તારના એક એક પટકુલ પુર્યા જાણ ॥
તે તો નવસો નવ્વાણું પરમાણ ॥૪૩૦॥

તે પટકુલ પુર્યા કામની જાણ ॥
તે પોતે પુર્યા ગુરૂ નરે નિરવાણ ॥૪૩૧॥
પણ આ સતગુરૂ કહે મે થોડા વર્ણન કર્યા જાત ॥
તે પટકુલના વર્ણ નવરંગ જાત ને ભાત ॥૪૩૨॥
તાહા ભિષ્મ દ્રોણ કૃપાચાર્યે અશ્વત્થામા યોદ્દા પ્રૌઢ ॥
ભાઈ એ કૌરવ સભાનું અવધું વળ્યું જ્યારે પાંડવસુ કિધો વરોધ ॥33
ભાઈ એ પાંડવની પાસે છે સમર્થ સૃષ્ટીનું રાયે ॥
ભાઈ તે પાંચે પાંડવ કેમ ગાંજ્યા જાયે ॥૪૩૪॥
ભાઈ જેણે નવસો નવ્વાણું ચીર પુરીયા ત્યાહે ॥
તે તો પુરીયા પુરણહારા વૈકુંઠ કેરો રાયે ॥૪૩૫॥
જે વૈકુંઠ કેરે નાથે ચીર પુરાવ્યા આજ ॥
તેણે ત્યાં નાર પાંચાલીની રાખી લાજ ॥૪૩૬॥
ત્યાં દેવ સતીને અંતઃકાલે આવી ઊભા રહ્યા મહારાજ ॥
ભાઈ તે ભક્તોના કરવા કાજ ॥૪૩૭॥
ત્યારે રાજા ધૃતરાષ્ટ્ર બોલ્યા એણી પેરે જાણ ॥
ભાઈ અમે છું અંધને અજ્ઞાન ॥૪૩૮॥
હવે તમે સતી શિતલ વચન સિંચજો જ્ઞાન ॥
અમો એમ માંગીશું વરદાન ॥૪૩૯॥
હાજી તમે સાસરા અમે બહુવા જાત ॥
અને તમે એવી શીં કહો છો વાત ॥૪૪૦॥
એ લખ્યું થયું અમારા કરમનું જે ॥
હવે કોને દેસે ઊપવાદ તે ॥૪૪૧॥
એ રમત રમતા હારજીત ક્ષેમવટ પાળવા સાર ॥
અમે રાજા પંડુના કુળમાં દાસી થઈ નાર ॥૪૪૨॥

૧૦૨૦

અમો પાંડવ ભક્તની સેવા કરવા સાથે વન ચાલશું આજ ॥
તાહા અમે માંગુ વૈકુંઠ દીન દયાળ રાજ ॥૪૪૩॥
જે આવી દેવે નવસો નવ્વાણું ચીર પુરીયા તાર ॥
તે તો જાણે સર્વે જુગ સંસાર ॥૪૪૪॥
તે પાંડવ આ સતગુરૂ વચને ચાલ્યા સધીર ॥
અને આ સાચા સતપંથ પ્રમાણ થયા વીર ॥૪૪૫॥
તોયે પગ પાછો નહી માંડિયો રાખ્યું ધીર ॥
જો દૈત્યે નાર પાંચાલીના કાઢ્યા ચીર ॥૪૪૬॥
ત્યાં સર્વ હારીયાને પાંડવ વન ગયા આજ ॥
તે કૌરવ કહે અમે બહુ કરીસું રાજ ॥૪૪૭॥
તે પાંડવ વન ચાલે આજ ॥
અને દૈત્ય દુર્યોધને લીધા રાજ ॥૪૪૮॥
ત્યાં દુર્યોધનશું તાહા રમવાને ગયા ॥
તેણે હરાવી રાજ ને વન મોકલાવ્યા ॥૪૪૯॥
બાર વરસ વનવાસ ભોગવે આજ ॥
અને તે પછી બાર માસ ભોગવે ગુપ્તવાસ ॥૪૫૦॥
ત્યાં દુર્યોધન કહે જો તમે ગુપ્તવાસમા પ્રગટ થશો જાણ ॥
તો ફરી બાર વરસ વનવાસ ભોગવું પડસે નિરવાણ ॥૪૫૧॥
જો તમે એવી રીતે રહેશો વનવાસ ॥
તો ત્યાર પછી હું આલું તમોને રાજ ॥૪૫૨॥
બાર વરસ તો વનવાસ ભોગવે આજ ॥
ત્યાર પછી હું આલું રાજ ॥૪૫૩॥
હવે પાંડવના વનવાસના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પરમાણ ॥૪૫૪॥

તે પાંડવ બાર વરસ વનમા રહ્યા આજ॥
અને ત્યાં સેવા કિધી શ્રી મહારાજ ॥૪૫૫॥
ત્યાં તેણે એક મને કરી દેવને આરાધ્યા સાર॥
અને તેઊને તો વનપાનના લિધા આહાર ॥૪૫૬॥
તે જોઈ સૂર્યનારાયણે તેણે સ્થાલી એક દિધી જેહ ॥
જે અન્નના અક્ષયપાત્ર કહાવે છે તેહ ॥૪૫૭॥
ત્યારે દુર્યોધને દુર્વાસા મોકલ્યા જહા ॥
અને વિદ્યાર્થી અઠિયાશીસહસ્ત્ર તહા ॥૪૫૮॥
ત્યારે પાંડવે કષ્ટ પડ્યું કરે ચિંતા એકઠા સાથ ॥
પણ નાર પાંચાલીયે રાખ્યા હાથ ॥૪૫૯॥
ત્યાં અબલાની વિનંતી વલવલે તાપ ॥
સ્વામી તમે પોતે પધાર્યો આપ ॥૪૬૦॥
તાહા દુર્વાસા સંધ્યા તર્પણ કરવા ગયા આપ ॥
અઠ્યાયશીં સહસ્ત્ર દેસે અમોને શ્રાપ ॥૪૬૧॥
સ્વામી તમે પેલા ગુરૂ બ્રહ્માના વેદ વાળ્યા જેહ ॥
અને તમે સમુદ્ર મંથીયા તેહ ॥૪૬૨॥
ત્યાં ચૌદ રત્ન કાઢીયા જેહ॥
અને ભક્તોને અમૃત પાયા તેહ ॥૪૬૩॥
સ્વામી તમે ધરણી દાઢે ધરી મહારાજ ॥
તમે લોહ થંબમા પ્રગટ થઈ ભક્તોના કિધા કાજ॥૪૬૪॥
ત્યારે પાચ કરોડીશું તાર્યા પ્રલ્હાદ॥
તેણે દેવે આપ્યું અવિચલ રાજ ॥૪૬૫॥
સ્વામી તમે બલીરાજાયે બુધ્ધિબળસું છળ્યો જેહ॥
અને ઈન્દ્રનું ઈન્દ્રાસન રાખ્યું તેહ ॥૪૬૬॥

૧૦૨૨

તમે પોતાનું વ્રત પાળી સભા બેઠા કર્યા જેહ ॥
તમે સહસ્ત્રાર્જુન મારી લોહાપંજર લાવ્યાતેહ ॥૪૬૭॥
સ્વામી સમુદ્રપાળ બાંધી પત્થર તાર્યા જેહ ॥
અને દસ મસતકનો રાવણ છેદ્યો તેહ ॥૪૬૮॥
તમે હનુમંતને હાતે દ્રોણાગીરી પર્વતેજઈ પ્રગટ થયા જેહ॥
અને સતી સીતાને લાવીયા તેહ ॥૪૬૯॥
સ્વામી તમે ભકત હરિશ્ચન્દ્રની લોહા ખડ્ગથી ઊગારીતારારાણી તેહ॥
અને તહા ગુરૂ વિશ્વામિત્રે તાપ બહુ દિધા જેહ ॥૪૭૦॥
સાત કરોડીશું ભક્ત હરિશ્ચન્દ્ર નીપના સીધા કાજ ॥
તેણે આપ્યું અવિચલ અમરાપુરીમાહે રાજ ॥૪૭૧॥
સ્વામી તમે દાવાનલ પીઈને ગોકુલ રાખ્યું તેહ ॥
અને કરઠામે ગોવર્ધન ગીરી તોલીયો જેહ ॥૪૭૨॥
તમે પાતાલે પેસી નાગ નાથી કમલ ફૂલ લાવ્યા જેહ ॥
અને અબલાના પટકુલ પુરીયા તેહ ॥૪૭૩॥
સ્વામી ત્યારે તમે ભકત સહુની વિનંતી સાંભલી તાત॥
ત્યાં અનંત ભકત મળ્યા બહુ જાત ॥૪૭૪॥
ત્યાં પાંડવે કાષ્ટ એકઠા કિધા જાણ ॥
તે દુર્વાસા ભોજન કે માત્ર ॥૪૭૫॥
તે સતીયે દેવને વિનંતી મોકલી તહા ॥
રૂખ્મિણી શ્રીકૃષ્ણને થાળ પીરસે જહા ॥૪૭૬॥
ત્યાહાથી મહાવેગે પોતે પધાર્યા મહારાજ ॥
તે સ્વામી દુર્વાસા ભોજનકે કાજ ॥૪૭૭॥
અમે ભુખ્યા બેન આજ આવ્યું છું અમને કાઈ આલ॥
કાઈ હોય તો લાવો ભોજન તતકાલ ॥૪૭૮॥

ત્યાં દેવે પાન તાંદુલી ગરાસીયું દયાળ ॥
ત્યાં ત્રણ ભુવનમાં પુર્યા થાળ ॥૪૭૯॥
તે કામ્યક વનમા બાર વરસ પુરા થયા તહા ॥
તાહાથી તે ગયા દ્વૈત વન છે જહા ॥૪૮૦॥
ત્યારે પોતે શ્રી ગુરૂ નર પધાર્યા જહા ॥
ભાઈ સત ધર્મે પુછીયું છે તહા ॥૪૮૧॥
તે ભક્તે ત્યા કાયા કસી છે ઘણી અતિજોગ ॥
અને તાહા વન પાનના લીધા ભોગ ॥૪૮૨॥
શ્રી ગુરૂનરે એણી પેર સત રાખ્યા ભોગ ॥
તો થયા સ્વામી દર્શન જોગ ॥૪૮૩॥
તાહા પાંડવને કાજે નિશાની કલ્પવૃક્ષ ફલલાવ્યા તન ॥
જ્યારે તેઊને પાસ કાઈ ન હતુ અન ॥૪૮૪॥
શ્રી કૃષ્ણજી કહે જે વન ફલ આવા નીત આરોગીયે જહા ॥
તો બાર વરસના ભીમના ચોવીસે રહિયે તહા ॥૪૮૫॥
તાહા દેવ હાકો પાડેવો જોયે ભીમને ॥
હવે તમે ધીરજ આપ થાવો દિને ॥૪૮૬॥
આરોગીયો બાવફલ પુરા પડે જહી ॥
ભાઈ તાહા તો ભીડ ભાગે સહી ॥૪૮૭॥
તાહા સાથે સેવક ધીરજ આપી આજ ॥
ભાઈ તે તો અમરપદ લેવાને કાજ ॥૪૮૮॥
તેણે દેવ ગુરૂ નરને એણી પેરે પુજ્યા મહારાજ ॥
તેણી તાહા ખેનુ એક ન રાખી લાજ ॥૪૮૯॥
ત્યારે પાંડવે ત્યાં ભક્તિ કરી ॥
સતગુરૂના વચન શીર ઊપર ધરી ॥૪૯૦॥

ત્યારે બાર વરસ ભોગવ્યો વનવાસ ॥
જો છતા થસો તો રાખીસુ દાસ ॥૪૯૧॥
તે વચન બાંધ્યા સતી જીવ વનમા ગયા ॥
જ્યારે બાર વરસ પરિપૂર્ણ થયા ॥૪૯૨॥
હવે એક વરસ ગુપ્તવાસમાં કેસો રહેસો સાર ॥
ત્યાં પાંચે જણા મલી કરે છે વિચાર ॥૪૯૩॥
વિરાટપર્વના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો એકે ધ્યાન ॥૪૯૪॥
એવી ચિંતા કરે પાચે વીર છટી દ્રૌપદી નાર ॥
તે વનમા ફરતા ફરતા જઈ પોતા પંચનદીમોઝાર ॥૪૯૫॥
તીરથ નદીયે સ્નાન કિધું સતસુ સાર ॥
જઈ પોતા વિરાટ નગર મોઝાર ॥૪૯૬॥
ત્યાં સેવક થઈ કાજ કર્યા અપાર ॥
તે પાંડવે એણી પેરે આપજ ગાળીયા સાર ॥૪૯૭॥
તે ભક્ત રાજદ્વારે જઈ ઊભા રહ્યા સહુ ॥
રાજા વૈરાટ વાત એક તમસુ કહું ॥૪૯૮॥
ભાઈ અમોને વેલા વસમી છે આજ જેહ ॥
અમો પાંડવના વીરતા ધરા છું તેહ ॥૪૯૯॥
ભાઈ પાપી કૌરવે પોતાનું કુળ નકંદન કર્યું જાણ ॥
અને કૌરવે જુગમા ખોયું નામ ॥૫૦૦॥
લાખા મંદીર પ્રજાળી પાંડવ હોમ્યા જાણ ॥
તહા રાજા કહે ભાઈ તમે ત્યાં શું કરતા કામ ॥૫૦૧॥
ત્યારે રાજા વિરાટની જોડે યુધિષ્ઠિર બેઠા જાણ ॥
અને તે સહુ ભાઈ તેણે પ્રણામ કરીને દેતા માન ॥૫૦૨॥

ત્યાં જોશી સહદેવ શાસ્ત્ર વાચતા જાણ ॥
ભીમ ઘેર સીધા પાક રાંધે ધાન ॥ ૫૦૩ ॥
તે રાજા વિરાટ ઘેર પાચે પાંડવે સેવા કરીસોયે ॥
અને નકુલને છોડ્યા દરવાજે જોયે ॥ ૫૦૪ ॥
તે અર્જુને અભિમાન મુકી સોયે ॥
અને તહા હાથમા છાગલ ખાંદે ઝાલી જોયે ॥ ૫૦૫ ॥
તે રાજા વિરાટ પાંડવને પુછે વિચાર ॥
ભાઈ તમે એ સ્ત્રીને મોકલો મહેલમાં જ્યાં અમનાર ॥ ૫૦૬ ॥
ત્યારે ત્યાં ગઈ દ્રૌપદી મંદિર વાસ ॥
ત્યારે જઈ રહ્યા પટરાણી સુદેષ્ણાને પાસ ॥ ૫૦૭ ॥
ત્યાં રાણી નાર દ્રૌપદીને દેખી કરે વિચાર ॥
ભાઈ એવી સુંદરી સરખી નહી કોઈ દુજી નાર ॥ ૫૦૮ ॥
ત્યાં આવ્યા બાઈ કહી બહુરાણી દેયા હુંકાર ॥
હવે બાઈ તમને પહેરાવું સોળ શૃંગાર ॥ ૫૦૯ ॥
હવે કિચક વધના પરછા લખ્યો છે સહી ॥
તમે સુણો મુનિવરો ચિત્ત દઈ ॥ ૫૧૦ ॥
ત્યાં કઈયો કિચક રાણીનો બંધવ જો આયે ॥
તેણે દ્રૌપદીનું સુંદર રૂપ દિઠું તેણે ઠાયે ॥ ૫૧૧ ॥
તે દૈત્ય બોલ્યો સતી દ્રૌપદીના મુખ સામુ જોયે ॥
હારે દાસી મુજ પાસે તું આવી સોયે ॥ ૫૧૨ ॥
નહી તો હું તને જોરે તેડાવું દાસી નાર ॥
એવો કઈયો કિચક બોલ્યો તેણે ઠાર ॥ ૫૧૩ ॥
સતીયે એવા વચન કઠણ સુણીને ગયા પાંડવ દ્વાર ॥
તે તહા જઈ ઊભા રહ્યા પાંચાલી નાર ॥ ૫૧૪ ॥

દૈત્યનો ભાવ સતીયે કહ્યો છે ત્યાયે ॥
ત્યારે પાંડવો દૈત્ય કૈચો કિચક મુજને બોલાવે છે ડેરામાહે ॥ ૫૧૫
પાંડવો ઊત્તમ તમારૂં હોયે તો કરજો કાજ ॥
નહી તો પાંડવ કુલની સર્વે જાસે લાજ ॥ ૫૧૬ ॥
ત્યાં પાંચ પાંડવ મળી ભીમસુ વિચાર જો કરે ॥
ત્યારે ભીમસેન નારી રૂપ ધારી ડેરામાં સંચરે ॥ ૫૧૭ ॥
ત્યાં ભીમે કૈચો કિચક દૈત્ય સાથે લીધો બોલાયે ॥
તે બેહુ જણ ચાલ્યા ડેરામાહે ॥ ૫૧૮ ॥
તે ત્યાં ડેરે જઈને બેઠા દોયે જણા ॥
ત્યારે દૈત્ય ખેલ હસરત માંડ્યા ઘણા ॥ ૫૧૯ ॥
ત્યારે ભીમસેનના મન માહે ઊઠી ઝાલ ॥
ભીમે દૈત્ય કિચક માર્યો મહા વિકરાળ ॥ ૫૨૦ ॥
તે દૈત્યને ભીમે દેવલ કુંભી તળે ચાંપ્યો ધાર ॥
ત્યાં લખ્યા અક્ષર ભીમ બહાર નિસર્યા તેણી વાર ॥ ૫૨૧ ॥
જ્યારે વાણુ વાયુ લોક જાગીયા સહુ કોઈ ॥
અને તે રાજા વૈરાટની સભામાહે ચર્ચા હોયે ॥ ૫૨૨ ॥
તે સર્વે સભામાહે ઊપન્યો ક્રોધ ॥
ભાઈ આ કિયા કારણ મુવો છે યોધ ॥ ૫૨૩ ॥
જે સકલ સભાસુ રાજા વિરાટ તે ઠામે ગયા ॥
તે દેવલ આગલ જઈને ઊભા રહ્યા ॥ ૫૨૪ ॥
ત્યાં જે કોઈ જઈને રાજા વિરાટની પાસે ઊભો રહે ॥
તે સર્વે મેં માર્યો એમજ કહે ॥ ૫૨૫ ॥
તે અગનદાગ દેવા યોધ્ધો કુહાડ્યો નગર મોઝાર ॥
ત્યારે ભીમસેને સાથે તેડ્યા છે તેણી વાર ॥ ૫૨૬ ॥

તે દૈત્યે ભીમસેન તેડ્યા છે ત્યાયે ॥
ભીમ બાર વનના કાષ્ટ લાવ્યા ક્ષણું એકમાહે ॥૫૨૭॥
જ્યારે કાષ્ટે લગાડી આગ મોટી જાલ ઊઠી ત્યાયે ॥
ત્યાં ભીમસેન સો ભાઈ સમેત કઈયો અગનમાં દિયો જાયે ॥૫૨૮॥
ત્યાં એકોત્તરસો બંધવ પરવાર ॥
તે સઊનો ભીમે વાળ્યો સંહાર ॥૫૨૯॥
ત્યાં ભીમસેને કૈયો કિચકને માર્યા સો ભાઈ સમેત ॥
તહા ભીમે જીભ્યા કાઢીને મરતો રાખ્યો એક અચેત ॥૫૩૦॥
તે પાંડવ બાર માસ ગુપ્ત હોઈ રહિયા જાણ ॥
તે પાંડવ રહ્યા છે દાસપણમાહે પરમાણ ॥૫૩૧॥
ત્યાં દુર્યોધને જીમુતમલ મોકલ્યો જોયે ॥
જે મલ્લયુધ્ધમાહે બહુ બલવંતા કહેવાયે ॥૫૩૨॥
તે જીમુતમલ્લે સર્વે દેશ મુલકના મલ્લ જીત્યા જેહ॥
છેલે રાજા વિરાટ ઘેર આવ્યો તેહ ॥૫૩૩॥
તે જીમુતસાથે બહુ મલ્લોને યુદ્દ કિધા અપાર ॥
પણ તે સહુ યોધ્ધાસું જીમુતે જીત્યા સાર ॥૫૩૪॥
ત્યાં રાજા વૈરાટ કરે ચિંતા અપાર ॥
હવે મારા દેશ મુલકના નામ જાસે નિરધાર ॥૫૩૫॥
ત્યાં ભીમસેન કહે રાજા હું કહું એક બુધ ॥
જો તમે આજ્ઞા કરસો તો કરૂં એ સાથે મલ્લયુધ ॥૫૩૬॥
એવી રાજા વિરાટની રજા લઈ ભીમ હુંકારે જીમુત ॥
તેના આપસમાં થયું બહું મલ્લ યુધ ॥૫૩૭॥
ત્યાં ભીમે જીમુતમલને આકાશમાં ઊડાડયા જહા ॥
તે તો ગતપ્રાણ થઈ ધરણી ઊપર પડિયા તહા ॥૫૩૮॥

એ ખબર લઈ કૌરવ દૂત ગયા હસ્તિનાપુર મહા ॥
અને તેણે તે ખબર દઈ દુર્યોધનને તહા ॥ ૫૬૯ ॥
ત્યાં દુર્યોધન મંત્રી સાથે કરે વિચાર ॥
હવે એ વિરાટ્ રાજાને યુધ્ધમાં જીંકશું સાર ॥ ૫૭૦ ॥
એથી ગુપ્ત વાસથી પાંડવ પ્રગટ થાસે જાણ ॥
તો તેણે ફરી બાર વરસ વનવાસ ભોગવસુ નિર્વાણ ॥ ૫૭૧ ॥
ત્યારે દુર્યોધનના દળ આવીયા જહા ॥
અને વૈરાટ રાજા ઊપર ચાલી જાય તહા ॥ ૫૭૨ ॥
ત્યાં દક્ષિણ કોરે ત્રીગર્તને સુશર્મા ધેનુ વાળવા જાયે ॥
ત્યાં રાજા વૈરાટ સાથે સઊ યોધ્ધા યુધ્ધ કરવા જાયે ॥ ૫૭૩ ॥
સર્વે દળ રાજા વિરાટ સાથે ગયા જ્યાં ॥
એક ઊત્તર કુંવર નગરમાહે અલંગો રહ્યો ત્યાં ॥ ૫૭૪ ॥
એઊ જોઈને દુર્યોધને ઊત્તર કોરે ધેનુ વાળ્યા જેહ ॥
ત્યાં અર્જુને ઊત્તર કુંવરને ઊઠાડીને રથે બેસાર્યા તેહ ॥ ૫૭૫ ॥
ત્યારે અર્જુન બોલ્યા સતસુ આયે ॥
ભાઈ આજ આપણો ક્ષત્રીય ધરમ તો જાયે ॥ ૫૭૬ ॥
ત્યારે કુંવર ઊત્તર બોલ્યા સત જો ભાયે ॥
ભાઈ મુજ બાલકથી કાઈ નવ થાયે ॥ ૫૭૭ ॥
ત્યાં અર્જુને કુંવર ઊત્તર બાંધ્યો અંગસુ સાથ ॥
અને શમીવૃક્ષથી હથિયાર લીધા હાથ ॥ ૫૭૮ ॥
ત્યાં અસ્ત્રમંત્ર કરીને પવનવેગે રથ ખેડીયો ઊતપાત ॥
અને સંભાર્યા શ્રી કૃષ્ણને લીધા સાથ ॥ ૫૭૯ ॥
જેમ સુર ઊગે અલપસુ જોયે ॥
ત્યારે બાણ એકના સહસ્ત્ર લાખ કરોડ હોયે ॥ ૫૫૦ ॥

કામધેનું ત્યાથી વાળી આવ્યા જોયે ॥
ત્યાંથી પાછા ફરી વિરાટપુર આવ્યાસોયે ॥૫૫૧॥
તે ઊત્તર કુંવર ધેનુ વાળી આવીયા ત્યાયે ॥
ત્યારે દન બે પેટંતરા જાયે ॥૫૫૨॥
ત્યારે પાંડવે રાજા વૈરાટ ઘેર બાર માસ સેવાકિયોજાયે॥
ત્યારે સર્વે સંધ પરિપુરણ થાયે । ॥૫૫૩॥
તે સંધે પાચ પાંડવ પ્રગટ થયા જેહે ॥
સ્વામી અમથી બહુ અપરાધ થયો છે તેહે ॥૫૫૪॥
ત્યારે રાજા વિરાટ એક પગલે ઊભા રહિયા આપ ॥
સ્વામી તમે હવે અમને કરજો માફ ॥૫૫૫॥
ભાઈ અમે ક્ષેત્રવટ ધરમ પાળ્યું તેહ ॥
અમારે દૈવે લખ્યું હતું જેહ ॥૫૫૬॥
અમે અન્નપાણી તમારૂ આરોગીયું જેહ ॥
તમે સ્વામી પેલા માફ કરજો તેહ ॥૫૫૭॥
જ્યારે બાર માસ પુરા થયા ॥
ત્યારે પાંડવો હસ્તિનાપુર નગરજો ગયા ॥૫૫૮॥
તે એક રાતમા સૈન્ય આવી મળ્યા જ્યાં ॥
ભાઈ સાત અક્ષૌણી દળ આવ્યા તહા ॥૫૫૯॥
મહાભારત યુધ્ધના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પરમાણ ॥૫૬૦॥
તે કૃષ્ણજીયે સભા સાંભળી છે જહા ॥
અને પોતે દેવ તો પધાર્યા છે તહા ॥૫૬૧॥
ભાઈ તમે એ પાસે રહીને શું આરોગશો અન્ન ॥
ભાઈએ પાંડવ અહીં ભુખ્યા આવ્યા છે વન ॥૫૬૨॥

ત્યાં શ્રી કૃષ્ણજી બોલ્યા છે સોયે ॥
ભાઈ કૌરવો એ ભાઈ તમારા હોયે ॥૫૬૩॥
જો એ પાંડવ રાજ મુકીને તમથી અલંગા રહે જોયે ॥
તો એને પાચ ગામ આપો તોયે ॥૫૬૪॥
અમે સો ભાઈ જીવતા છે જે વારે ॥
સોયના નાકા જેટલો ન આલીયે અમોતેને ॥૫૬૫॥
અમે જાણતા જે બહુ ડાહ્યા છો તમે ॥
પણ બહુ ભોળા ભરવાડ છો તમે ॥૫૬૬॥
જો યુધ્દ કરતા જીતસે તે યાહા કરસે રાજ ॥
તેર વરસ સુધી સુખ ભોગવીયા વળી મો શું લઈ આવ્યા આજ ॥૫૬૭
અમે અગિયાર અક્ષૌણી દળને સોભાઈ પણ એતો પાચજ વીર ॥
એમના બળ ત્યારે પરખીયા જ્યારે દ્રૌપદીના કાઢ્યા ચીર ॥૫૬૮॥
ભાઈ પાંડવો તમે બળીયા હોય તો આવજો આજ ॥
અને સામા યુધ્દ કરવાને કાજ ॥૫૬૯॥
અમે સો ભાઈ અગિયાર અક્ષૌણી દળ અવડાયે આજ ॥
ભાઈ ત્યાર પછી તમે લેશો રાજ ॥૫૭૦॥
ત્યારે જોશી સહદેવ સત બોલ્યા જેહે ॥
ભાઈ હવે સામવેદમા એમ જો કેહે ॥૫૭૧॥
ભાઈ હવે દેવના વચને લખ્યા વેદમા પુરા થયા જેહે ॥
ભાઈ આજ યુધ્દ કરવાનો સ્તંભ રોપાશે છે તેહે ॥૫૭૨॥
અમે પાંચ પાંડવ ભાવેશું આપ ॥
અને શ્રી કૃષ્ણજીને લેશું સાથ ॥૫૭૩॥
જેણે દેવે દાવાનલ પીઈને ગોવર્ધન તોળયા જાય ॥
તેણે અગિયાર અક્ષૌણી કોણ માત્ર ॥૫૭૪॥

ત્યાં ગુરૂ વેદવ્યાસ મુરત આવીયો જે ॥
અને કુરૂક્ષેત્ર જોવા ગયા તે ॥૫૭૫॥
ત્યાં ટિટોરીના અંડા ચાર દ્રષ્ટે પડયા ધરમી ભેવ ॥
પાંડવ કહે તમે અનામત રાખજો દેવ ॥૫૭૬॥
અહી અઢાર અક્ષૌણી દળ આવીને હોસે રણક્ષેત્ર ॥
તાહા અનેક રાજા મલસે ગાત્ર ॥૫૭૭॥
અને અહિયા હસ્તિના ટોળા તુરંગના ઢોલ્યા પડસે જહા ॥
ભાઈ એ ટિટોળી કોણમાત્ર અહા ॥૫૭૮॥
ભાઈ જે દૈવે લખ્યુ હસે તે થાસે પેર ॥
પણ એ ટિટોરી ઈંડા ઊપર કરજોમેહેર ॥૫૭૯॥
ભાઈ એ સતીને વચને ઈંડા ઊપર કરસે મેહેર ॥
પાંડવો તમે જઈને કહેજો ઘેર ॥૫૮૦॥
તે કુરૂ ક્ષેત્ર જોઈ આવે આજ જેહ ॥
ગુરૂ વેદ વ્યાસે વાચા તેહ ॥૫૮૧॥
જે રણથંબ આગમથી આરોપશે જેહ ॥
ભાઈ યુધ્ધ જીતશે તેહ ॥૫૮૨॥
તે કૌરવે આગળથી રણથંબ આરોપ્યો જહા ॥
ભાઈ કુરૂક્ષેત્રની ચોકી મેલી તહા ॥૫૮૩॥
તે રણથંબ ભીમે ફેરવી વાકો કર્યો જહા ॥
ભાઈ કુરૂક્ષેત્ર જો મહા ॥૫૮૪॥
ત્યાં ઘટોત્કચ કુંવર બર્બરીક આવી કહે હું કુરૂક્ષેત્ર જોવા જાઊ ॥
અને યુધ્ધ કરતા જે હારસે ભાઈ હું તેની પાસે થાઊ ॥૫૮૫॥
તે કુંવરને હાથે ત્રણતીર એક કામઠી તેણેપાસે ન દિસે કોયે ॥
એક ઓલખીને બીજો મારસે ભાઈ સંગ્રામ જીતસે સોયે ॥૫૮૬

૧૦૩૨

તે દેવે કુંવર બત્રીસ લક્ષણો પેલા વેધો કરજોડ ॥
તે કહે સ્વામી મુજને છે એ યુધ્ધ જોવાનુ કોડ ॥૫૮૭॥
તેનુ શ્રીકૃષ્ણે દેહ વગરહી મસ્તક ઝાડે ચઢાવ્યું સોયે ॥
ભાઈ તું તો અહિયા બેઠો જોયે ॥૫૮૮॥
ત્યાં રાજા યુધિષ્ઠિર કહે સ્વામી તમે રથે બેસોને યુધ્ધ કરવાને કાજ ॥
શું પાંડવો મુજ સરૂ શું જીતશે તમે પરાનાશી જાવો આજ ॥૫૮૯॥
ત્યાં જોશી સહદેવ શાસ્ત્ર વાચી ત્યાં બોલ્યા સામ વેદ ॥
એ મંડપ તમારા પુરા પડે હવે પ્રગટ થાવો દેવ ॥૫૯૦॥
સ્વામી તમે પેલા આઠ દૈત્ય પરલે કર્યા ને સર્વે દેવના સારા કાજ ॥
અમે પ્રાણે ઝાલી પાસે ઊભા રહું સ્વામી તમે રથે બેસો આજ ॥૫૯૧॥
ભાઈ હવે હું તો ઘરડો થયો જાણ ॥
હવે મુને યુધ્ધના મોહ કેમ થાયે નિરવાણ ॥૫૯૨॥
ભાઈ પેલા આઠ દૈત્ય મેં માર્યા જાણ ॥
પણ હું રેહેતો જવાન ॥૫૯૩॥
હવે રણક્ષેત્રના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો એહી નિરવાણ ॥૫૯૪॥
પોતી અવધને વળીયા ભૂપ ॥
ભીમ થયા વિકરાળ સ્વરૂપ ॥૫૯૫॥
ભીમ ફેરવે ગદાને વારે કુંતાજી માય ॥
ક્ષમા કરોરે તમે ભીમસેન રાય ॥૫૯૬॥
તમે રાજા યુધિષ્ઠિર ને પુછો વાત ॥
ક્રોધ મુખે કેમ કિધો ઘાત ॥૫૯૭॥
ત્યારે રાજા યુધિષ્ઠિરે વાણી કહી ॥
મનની વાત ભીમ શું મનમા રહી ॥૫૯૮॥

તમે ધરો સબુરીને ક્ષમા કરો ॥
અવસર નથી ભીમ શુરા તણો ॥ ૫૯૯॥
ત્યારે ઓચર્યા ભીમ સુણો ધરમરાવ ॥
પણ અવસર આવે કેમ ચુકીયે દાવ ॥ ૬૦૦ ॥
તમે દુર્યોધનને સંભળાવો આજ ॥
અમે મુરત લીધી છે બેસવા રાજ ॥ ૬૦૧ ॥
ત્યારે દુર્યોધને થયું જાણ ॥
ઊઠી ઝાળને ભાગા ધરણ ॥ ૬૦૨ ॥
ત્યારે પરાક્રમ કરી બોલ્યા દુર્યોધન રાય ॥
અમે ઊભા તમથી રાજ કેમ થાય ॥ ૬૦૩ ॥
ત્યારે ભડ ભીમ એકલો જે આજ ॥
અમે સોયે જીવતા કેમ આપીયે રાજ ॥ ૬૦૪ ॥
પાંચ પાંડવને અક્ષૌણી અઢાર ॥
સુરા હસ્તીને ગદાધાર ॥ ૬૦૫॥
મરડી મુછને દિધી ફાળ ॥
રથીયે રણને તેડિયા ભુપાળ ॥ ૬૦૬ ॥
ત્યાં ભીમ ફેરવે ગદા વાજે ધમધમકાર ॥
નવ તેરો યુધ્દ્ થાયે અપાર ॥ ૬૦૭ ॥
રાવ રાણા ત્યાં સર્વે ઊભા રહે ॥
ત્યાં ભીમ સામુ કોઈ નવ જુવે ॥ ૬૦૮ ॥
ત્યાં ભીમ ફેરવે ગદા ને ઊડે રૂધીરની સેણ ॥
ત્યારે દ્રોપદી ફેરવે મોકલી વેણ ॥ ૬૦૯ ॥
ત્યારે સામ સામા દળ અથડાયા જોયે ॥
ત્યાં ભીમ ને દુઃશાસન આવા દોયે ॥ ૬૧૦ ॥

ત્યાં ભીમે દુઃશાસનના દસ સહસ્ત્રહસ્તી ગગને ઊડાડયાજેહ
ભાઈ પેલો ઝગડો જીત્યો તેહ ॥ ૬૧૧ ॥
ત્યારે દેવની રજા લઈને અર્જુને બાણ પુરીયા જાય ॥
તે એકના દસ સહસ્ત્ર લાખ કરોડ થાય ॥ ૬૧૨ ॥
ત્યારે અગિયાર અક્ષૌણી દળ ઊડાડયા આહે ॥
તાહા દુર્યોધન નાકો જાયે ॥ ૬૧૩ ॥
ત્યાં ભીમે દુઃશાસન માર્યો જેહ ॥
અને પાંડવ ઝગડો જીત્યા તેહ ॥ ૬૧૪ ॥
દુઃશાસને જે હાથે સતીના ચીર ફેડીયા જાયે ॥
ભાઈ તેના ભીમે છેદ્યા હાથને પાયે ॥ ૬૧૫ ॥
તે દુર્યોધન સ્યમંતપંચક સરોવરમાના ઠો જઈ રહ્યો આજ ॥
ત્યાં ભીમ કહે ભાઈ એ શું કિધુ કાજ । ॥ ૬૧૬ ॥
તે સો ભાઈ પાડયાને અઢાર અક્ષૌણી દળ મરાવ્યા આજ ॥
ભાઈ તોયે તને નહી આવી લાજ ॥ ૬૧૭ ॥
ત્યારે દુર્યોધન યું કહે અમને ભીમ દિસે છે એક ॥
હવે હું ઈહાથી બાહાર નિસરૂ છેક ॥ ૬૧૮ ॥
ભાઈ મારૂ વેર ત્યારે વળે સહી ॥
જ્યારે એકલા ભીમને મારૂ જઈ ॥ ૬૧૯ ॥
ત્યારે ભીમે ભુજદર તોડીયાને પાંડ એક દિધું જહા ॥
ત્યાં દેવે શ્રી બુધ્ધરૂપ ધરી બળ મુકીયા તેણું મોત ઓળખુતહા ૬૨૦
ત્યારે ગાંધારીયે શોક પાળીયા મારી દેહી કરૂ તાજ ॥
સો પુત્ર મારા ગયા તો અમે અન્નપાણિ શું લેઊ આજ ॥ ૬૨૧ ॥
ત્યા દેવે મુકીભુખને સો પુત્રને ચેમાં સીંચાવ્યા જહા ॥
દેવે કારમો આંબો પેદા કર્યો ભુખ ચણગી મુ કીત્યાં ॥ ૬૨૨ ॥

જુગ દ્વાપાર પોતા નિરવાણ ॥
અને કૌરવની સાંખ્યા પુરી થઈ ત્યાં જાણ ॥ ૬૨૩॥
કુરૂક્ષેત્રમાં પુરો થયો સંગ્રામ ॥
અને હુવા યુધ્ધ કુરૂક્ષેત્રને ઠામ ॥ ૬૨૪॥
રાક્ષસ દૈત્ય મુવો અસંખ્ય તતખેવ ॥
હવે દ્વાપાર પુરો થયો છે દેવ ॥ ૬૨૫॥
સેના સઘળી કિધી પરાજય ॥
અને હરાવી કૌરવને લીધુ રાજ ॥ ૬૨૬॥
ત્યારે કૌરવથી જીતી આવ્યા પાંડવ રાય ॥
ત્યારે સનમુખ થયા કુંતાજી માય ॥ ૬૨૭॥
કહે કુંતા તમે કહાવો છો ધરમ ॥
ભ્રાત મારીને શું કિધું કરમ ॥ ૬૨૮॥
હારે પુત્ર પાંડવો તમો શું કિધો પરોઠ ॥
કુળમા લાંછન લાગું આપણને ખોટ ॥ ૬૨૯॥
તેડાવો પંડિતને પુછો આજ ॥
ઊતારો પાપને મેલો રાજ ॥ ૬૩૦॥
હવે અશ્વમેધ યજ્ઞના પરછા લખ્યો નિરવાણ ॥
તમે સુણો મુનિવરો સુજાણ ॥ ૬૩૧॥
ત્યારે રાજાને મન વિમાસણ થાયે ॥
ત્યાં વિચારમાં બેઠા પાંચે ભાઈ ॥ ૬૩૨॥
તેડાવ્યા પંડિતને પુછુ પ્રશ્નતે જાણ ॥
હમે કૌરવ માર્યો છે દુર્યોધન ॥ ૬૩૩॥
ત્યાં પુછું ભીમે સુણો ધર્મરાયે ॥
વાદે વધીયા તેનું પાપ ન લેખાયે ॥ ૬૩૪॥

ત્યારે પછી પંડિતે કહ્યો ભેદ ॥
કૌરવ હત્યા ઊતરે જો યજ્ઞ કરો અશ્વમેધ ॥૬૩૫॥
ત્યારે મુહૂર્ત લઈને રાજા મંદિરમાં ગયા ॥
ત્યારે ત્યાં રથે બેસો કૃષ્ણજી આવીયા ॥૬૩૬॥
ઓચર્યા કૃષ્ણજી સાંભળો ધરમ રાય ॥
અને તમે અમૃત મેલીને વીખ કા ખાય ॥૬૩૭॥
લાવો ઊદકને મેલો અમારે હાથ ॥
જે કૌરવ હત્યા તે અમને શિર પાપ ॥૬૩૮॥
વલતા રાજા બોલ્યા ધરમ ॥
સ્વામીજી પુજીયે પાયે તેને કેમ આર્પીયે કરમ ॥૬૩૯॥
ત્યારે ઓચર્યા કૃષ્ણજી રાજા જાન કરો મન શુદ્ધ ભાવ ॥
પણ રખે અવસર આવે ચુકતા દાવ ॥૬૪૦॥
તારે ભાવ જોઈને વળ્યા ભગવાન ॥
અને આવે અભ્યાગત તેને દેજો માન ॥૬૪૧॥
ત્યારે રાજા યુધિષ્ઠિર પુછે આપ ॥
સ્વામીજી તમે અઢાર અક્ષૌણીના ઊતારો પાપ॥૬૪૨॥
ત્યારે કૃષ્ણજીયે મુકી છે દેહ ॥
ત્યારે કૃષ્ણજી સ્વધામ ગયા છે તેહ ॥૬૪૩॥
ત્યારે જગનમાથી દેવ ઊઠી ગયા કિરતાર ॥
તે દેવે લીધો છે બુદ્ધ રૂપ અવતાર ॥૬૪૪॥
તે કહે પાંડવ પ્રગટ થયા ભાઈ રાજ કલી બહુ ગાયે ॥
આપણે પાસે શ્રી કૃષ્ણજી આવી બેસતા તે ગુપ્ત થયા છે આહે॥૬૪૫॥
ત્યાં રાજા યુધિષ્ઠિરે વાગો વખાણીયો મરમ ॥
અને તેણે માથે લીધું છે કરમ ॥૬૪૬॥

૧૦૩૮

ત્યાં શ્રી ગુરૂ કહે પાંડવો બાર વરસ વનમા રહ્યા ભરમ ॥
ભાઈ ત્યાહા તમોને સંભારો ધરમ ॥૬૪૭॥
જો રાજાયે એવા મહાકષ્ટ ભોગવ્યા જેહ ॥
પણ ત્યારે તો સતે કિધા તેહ ॥૬૪૮॥
ત્યાહા રાજા ધરમ બેસીને કરે વિચાર ॥
હવે શ્રી કૃષ્ણ દેવ ગુપ્ત થયા છે મુરાર ॥૬૪૯॥
અહો અમને છોડી ગયા શ્રી દીન દયાળ ॥
હવે કોણ કરસે અમારો પ્રતિપાળ ॥૬૫૦॥
અમારા ઊપર શ્રી હરી તમો બહુ કિધા ઊપકાર ॥
હવે વખડલી વેલામા અમોને લેજો હો ઊગાર॥૬૫૧॥
અમો એકોત્તરસો કૌરવ અને અઢાર અક્ષૌણી દળ માર્યા સાર॥
અને તેના પાપ ચઢ્યા અમારે શીર નિર્ધાર ॥૬૫૨॥
ત્યારે સહદેવ આવીને કહે સાંભલો યુધિષ્ઠિર રાયે ॥
હરીયે કહીયું તે કરઊ ઊત્તમ સોયે ॥૬૫૩॥
તારે સહદેવની વાત સુણી યુધિષ્ઠિરે સાર ॥
અને તેડાવ્યા નકુલ અર્જુનને વૃકોદર ॥૬૫૪॥
ત્યાહા સર્વે મલીને રાજા યુધિષ્ઠિર કરે વિચાર ॥
હવે જગનની તયારી કરો હો ઊત્તમ સાર ॥૬૫૫॥
ત્યારે રાજા યુધિષ્ઠિર બોલ્યા સહી વાણ ॥
ભાઈ તમે તેડાવી લાવો સહુ બ્રાહ્મણ ॥૬૫૬॥
એવા વચન સાંભલીને ભીમ ચાલીનેરે ગયા ॥
અને સહુ બ્રાહ્મણને તેડાવી લાવીયા ॥૬૫૭॥
રાજાયે બ્રાહ્મણને પુછવા લાગ્યા આપ ॥
ભાઈ એ અમારૂ અઢાર અક્ષૌણીનુ કેમ ઊતરસે પાપ॥૬૫૮॥

ત્યારે સઊ બ્રાહ્મણ મલીને કરે વિચાર ॥
રાજા યુધિષ્ઠિર તમને કહું એક વાત સાર ॥૬૫૯॥
રાજા તમો જગન રચોને બ્રાહ્મણ પરોણો આજ ॥
ભાઈ સુભ કારમાહે આપજો દ્રવ્ય આજ ॥૬૬૦॥
તે પુણ્યે પાપ છેદાસે જેહ ॥
અને ઘણી એક બ્રાહ્મણની સેવા કરજો તેહ ॥૬૬૧॥
ભાઈ સુવર્ણ થાળ અમરીતપુરી પુરાવજો જેહ ॥
તમે એવી રીતે બ્રાહ્મણને સંતોખો તેહ ॥૬૬૨॥
ત્યારે રાજા યુધિષ્ઠિરે જગન માંડિયો જેહ ॥
અને દેવ સહુ સંતોકયા તેહ ॥૬૬૩॥
તે વેળા બ્રાહ્મણનું કહ્યા કર્યુ જેહ ॥
પણ જોશી સહદેવને ન પુછીયું તેહ ॥૬૬૪॥
તમે રાજા યુધિષ્ઠિર પોળે ભીમને મોકલજો તે ॥
જે કોઈ એક ચંડાલ આવસે તે માટે ॥૬૬૫॥
તેના આગમનથી જગનમાહે ઊપજશે વાદ ॥
ત્યારે ત્યાથી જગન થાશે રદ ॥૬૬૬॥
તે જુગમા દેવરૂપ આઠમો અવતાર ॥
તે શ્રી કૃષ્ણદેવે ધર્યો નવમો શ્રી બુધ્ધ અવતાર ॥૬૬૭॥
પહેલે શ્રી કૃષ્ણે પ્રગટ કંસાસુર મારીયો જાણ ॥
ગુપ્ત બોધ્ધરૂપે દુર્યોધન સંહાર્યો નિરવાણ ॥૬૬૮॥
જ્યારે કૌરવને મારી પાંડવે લીધું રાજ ॥
તે કલિયુગ આવ્યા છે આજ ॥૬૬૯॥
પણ થોડા પ્રસંગમાં બહુ ઘણા વિચાર ॥
સુણો રજેશરો સતગુરૂ બોલ્યા સાર ॥૬૭૦॥

કહું કથીને એવા છે ભેવ ॥
પાંડવ રાજ કરે છે દેવ ॥ ૬૭૧ ॥
હવે લાગો કલજુગ દ્વાપારનો થયો છે અંત ॥
તમે સાંભળો રખેશરો એક ચંત ॥ ૬૭૨ ॥
આઠમે શ્રી કૃષ્ણજી રૂપે દૈત્ય કંસાસુરને માર્યો ॥
ત્યારે ભક્ત પાંડવને તાર્યો ॥ ૬૭૩ ॥
ત્યાર પછે સંસારમાં પ્રગટ થયો મુરાર ॥
ત્યારે સર્વે સંસારે ઓળખ્યો સાર ॥ ૬૭૪ ॥
ત્યારે શ્રી કૃષ્ણની માતા તો દેવકી કહિયે ॥
અને પિતા તો વસુદેવજી કહિયે ॥ ૬૭૫ ॥
ત્યારે ગુરૂ તો વેદવ્યાસ જાણ ॥
અને શક્તિ તો રાણી રૂક્મિણી પ્રમાણ ॥ ૬૭૬ ॥
ત્યારે સ્વસ્થાન તો ગોકુળ નગરી જાણ ॥
અને ક્ષેત્ર તો મથુરા નગરી પ્રમાણ ॥ ૬૭૭ ॥
ત્યારે નરદળ્યો દાનવ તો મામો કંસાસુર જાણ ॥
ત્યારે ભક્ત પાંડવ ઊધ્ધાર્યા નિરવાણ ॥ ૬૭૮ ॥
ત્યારે ચાર લાખને બત્રીસહજાર શ્રીકૃષ્ણજી રૂપે જાણ ॥
ત્યારે સામવેદ હોતા પ્રમાણ ॥ ૬૭૯ ॥
એવં શ્રી હરીનો આઠમો શ્રીકૃષ્ણ અવતાર સંપુર્ણજ સહી ॥
એવી શ્રી સદગુરૂ ઈમામશાહાયે વાણી કહી ॥ ૬૮૦ ॥

# શ્રી કૃષ્ણ અવતાર સમાપ્ત.

# નવમો શ્રી બૌધ્દ અવતાર.

નવમો શ્રી બૌધ્દ અવતારના પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવર એકચિત્ત થઈ પરમાણ ॥ ૧ ॥
નવમો રૂપે હરી બૌધ્દ અવતાર ॥
અમંગળ રૂપ લીધું મુરાર ॥ ૨ ॥
મુખ શંચા પગ વંકા જાણ ॥
તેઊની પાસે કોઈ ઊભું નવ રહે નિરવાણ ॥ ૩ ॥
ગલત્ર કોડ શરીરે વહે ॥
તેની પાસે કોઈ ઊભુ નવ રહે ॥ ૪ ॥
દુર્ગન્ધ ગન્ધાયે શરીર ॥
એસો રૂપ લીયો શ્રી હરી ॥ ૫ ॥
વિકટ રૂપ લીધું યદુરાયે ॥
અને તે પાંડવ દ્વારે પોતે જાયે ॥ ૬ ॥
જ્યારે વિકટ રૂપ હરીનું દેખાઊ જાયે ॥
ત્યારે પાંડવને દ્વારે ઊભા છે રાયે ॥ ૭ ॥
ત્યારે પાંડવ યજ્ઞ હોમજ કરે ॥
ત્યાં બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે ॥ ૮ ॥
જ્યારે લાગ્યો કલિયુગને દ્વાપાર ગયો ॥
ત્યારે સર્વ દેવ ઋખિ ગુપ્ત હોઈ રહ્યો ॥ ૯ ॥
હવે કલિયુગમાહે બહુ પાપ કહેવાયે ॥
તેથી દેવ ઋષીવરે એથી છોડ્યા ઠામ હો રાયે ॥ ૧૦ ॥

ત્યારે યુધિષ્ઠિરે કર્યો વિચાર ॥
પુછે બ્રાહ્મણને વેદનો સાર ॥ ૧૧ ॥
સુણો બ્રાહ્મણો યુધિષ્ઠિર જો કહે ॥
એ કૌરવનું પાપ અમશીર ઊપર રહે ॥ ૧૨ ॥
અક્ષૌણી અઢારની હોઈ છે ઘાત ॥
તેનો અમશીર ચઢીયું છે પાપ ॥ ૧૩ ॥
સુણોરે બ્રાહ્મણ પુ છું છું ભેદ ॥
એ પાપ તણો કેસો હોયે નખેદ ॥ ૧૪ ॥
કહે બ્રાહ્મણ સુણો હો યુધિષ્ઠિર રાયે ॥
માંડો હોમ યજ્ઞ આણે ઠાયે ॥ ૧૫ ॥
સવા સહસ્ત્ર બ્રાહ્મણ વોહોરજો હો રાયે ॥
મન ઈચ્છિત ભોજન દેજો સતભાયે ॥ ૧૬ ॥
સુવર્ણ પાત્ર સવા સહસ્ત્ર દેજો નિત્ય ॥
એસો યજ્ઞ કરજો એક ચિત્ત ॥ ૧૭ ॥
એસો બ્રાહ્મણોયે કહ્યારે ભેદ ॥
તો તહા હોયે પાપ તણો નિષેધ ॥ ૧૮ ॥
ત્યા બ્રાહ્મણ વચને પાંડવ ભુલ્યા જાયે ॥
ત્યારે માંડ્યો હોમ યજ્ઞ તેણે ઠાયે ॥ ૧૯ ॥
ત્યારે રાજા યુધિષ્ઠિર ઘણું રળીયાત થાયે ॥
અને ઘેર ઘેર ઊત્સવ મંગલ વરતાયે ॥ ૨૦ ॥
ત્યારે તેડી સહદેવને પુછી પેર ॥
ભીમને મોકલો બ્રાહ્મણને ઘેર ॥ ૨૧ ॥
ત્યારે ઓચરે ભીમ રાજા પાંડવ યજ્ઞ કરે અશ્વમેધ ॥
ત્યાં બ્રાહ્મણ નોતર્યા ચારે વેદ ॥ ૨૨ ॥

ત્યારે આવ્યા બ્રાહ્મણ અસત બહુ પરોડ ॥
આણી અશ્વને બાંધ્યો ગરોડ ॥ ૨૩ ॥
ત્યાં રથી ભદ્રાસનને બેઠા ધર્મરાયે ॥
તહા બ્રાહ્મણને હેમના દાન દેવાયે ॥ ૨૪ ॥
ત્યાં અન્નપાણી વસ્ત્રનો નહી લેખ ॥
તહા ભાવતા ભોજન સુવર્ણમુદ્રિકા એક ॥ ૨૫ ॥
તહા અન્નપાણી ના પ્રવાહ વહે ॥
તારે રાયે મોકલ્યો ભીમને પોળે રહે ॥ ૨૬ ॥
તારે તેડી ભીમને રાયે શિખામણ દેયે ॥
જે માંગે પાણી તેણે પાજોરે પેયે ॥ ૨૭ ॥
આવે અભ્યાગત તેણે દેજો માન ॥
તેની કરી પુજાને દેજો એ દાન ॥ ૨૮ ॥
ત્યાં બ્રાહ્મણ વચન બોલ્યા સાર ॥
તમે સુણો યુધિષ્ઠિર કહું વિચાર ॥ ૨૯ ॥
તે ચંડાલ એક આવશે આણે ઠાયે ॥
તે તો આવી યજ્ઞમાહે કરશે અપાયે ॥ ૩૦ ॥
એ યજ્ઞ તણો ધ્વંશ જો કરે ॥
એસો જ્યોતિષ હમારો ઓચરે ॥ ૩૧ ॥
રાયે પોળે પોળીયા મેલો સાર ॥
ભલો બુરા કોયે ન આવે આણે ઠાર ॥ ૩૨ ॥
ત્યારે ભીમસેનને બોલાવ્યા તેણી વાર ॥
પોળે રખવાલા મેલો દ્વાર ॥ ૩૩ ॥
તેણે દ્વારે ભીમ ઊભા છે આગેવાન ॥
દ્વારમા ભૂલો બુરો કોઈન આવે જાણ ॥ ૩૪ ॥

જહા પાંડવ યજ્ઞ હોમ જો કરે ॥
તહા બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે ॥ ૩૫ ॥
તે બ્રાહ્મણ વચન બોલે જયજયકાર ॥
ત્યારે શ્રી બૌદ્ધરૂપ આવ્યા તેણે દ્વાર ॥ ૩૬ ॥
તહા નવમું રૂપ શ્રીહરીયે લીધું પાંડવદ્વારે જાયે ॥
બ્રાહ્મણ વચને ભુલ્યા પાંડવ હોમયજ્ઞ કરાયે ॥ ૩૭ ॥
તહા ગદા સાહીને ભીમસેન પોળે રહિયા ॥
ત્યારે યજ્ઞ જાણી અભ્યાગત આવીયા ॥ ૩૮ ॥
દ્વારે ભીમ બેઠા તતક્ષણું ॥
દેખી રૂપને ભીમ અચંબે ઘણું ॥ ૩૯ ॥
વિકટ રૂપ લઈ હરી આવ્યા જાણ ॥
ત્યારે મુખથી બોલેઆ છે અમૃતવાણ ॥ ૪૦ ॥
કલિયુગ સંધે બ્રાહ્મણ ભુલ્યા જાણ ॥
તે અવતાર પાત્રની ખબર ન જાણ ॥ ૪૧ ॥
તાહા વિકટ રૂપનો દેહી ગંધાયે ॥
સ્વામીની દૃષ્ટે સામુ નવ જોવાયે ॥ ૪૨ ॥
દુર્ગન્ધ ગંધાયે તેનું શરીર ॥
અને એસો રૂપ લીયો શ્રી હરી સાર ॥ ૪૩ ॥
ત્યાં ભીમે મહા વિકટ રૂપ દેખ્યું જાણ ॥
તાહા ભીમસેન બોલ્યા છે વાણ ॥ ૪૪ ॥
ત્યાં ભીમે સત્ય બોલીને વાણી કહી ॥
અને ક્રિયા પાલે તે ધર્મી સહી ॥ ૪૫ ॥
તુજ કાયામધ્યે જીવ જુવે છે કોણ મરમ ॥
તને કોણ પાપે લાગ્યું છે કરમ ॥ ૪૬ ॥

ત્યારે બોલ્યા છે શ્રી બૌધ્ધ સુણો ભીમ નિરવાણ ॥
તમે અમને આગે દિયોને જાણ ॥ ૪૭ ॥
ભાઈ તમારો યજ્ઞ જાણી આશા કરી આવ્યો છું સાર ॥
પણ ક્ષુધાર્થી મહા ભુખ્યો છું અપરંપાર ॥ ૪૮ ॥
હું છું ક્ષુધાર્થી મહા ભુખ્યો અપાર ॥
તે જાણી આવ્યો રાજા યુધિષ્ઠિરને દ્વાર ॥ ૪૯ ॥
હું માગું અન્ન ને દેખું દર્શન સાર ॥
ત્યાં હોમ યજ્ઞ તણા સુણું વિચાર ॥ ૫૦ ॥
ભાઈ તમે જે કાઈ હાજર હોયે તો આપો મોયે ॥
હરી કહે મુજ દુર્બલને આપો સોયે ॥ ૫૧ ॥
તાહા ભિમ કહે પોલેરખવાલો રહ્યો છું હું ॥
તે તો સહી કરીને માનજે તુ ॥ ૫૨ ॥
ભાઈ આ ભોજન વેલા થઈ છે રે આયે ॥
ત્યા પ્રાતુશ કાલે પછી મલીયે જાયે ॥ ૫૩ ॥
ઓચર્યા ભીમ તમે ઈઆ ઊભા રહો ॥
જે જોઈયે તે મુજને કહો ॥ ૫૪ ॥
આલુ અન્નને આલુરે દાન ॥
કહો તો આલુ હસ્તી ઘોડા વાહન ॥ ૫૫ ॥
ત્યારે ઓચરે અભ્યાગત ભીમ તુને ઘટે છે એહ ॥
આ હમારી દુર્બલ છે દેહ ॥ ૫૬ ॥
અમારે ન જોઈયે અન્નને ના જોઈયે દાન ॥
ના જોઈયે હસ્તિ ઘોડા ને વાહાન ॥ ૫૭ ॥
ત્યાં હરી કહે અમે ભોજનસું નહી કામ ॥
મને તુ દિયોને રજા યુધિષ્ઠિર પાસે જાણ ॥ ૫૮ ॥

જો તુ આવા રૂપની શંકા આણો છો તમો ॥
પણ તારી શંકા છેદવા આવ્યો છું અમો ॥ ૫૯ ॥
હમે રાજા સતવાદી સાંભળ્યો છે ઘણું ॥
તેહે દર્શન કરે અભ્યાગત તણું ॥ ૬૦ ॥
અરે ચંડાલ વચન તુ સુણજે મોયે ॥
અને આગળ જવાની રજા નહી તોયે ॥ ૬૧ ॥
તાહા રાજા યુધિષ્ઠિર યજ્ઞ જો કરે ॥
તાહા બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે ॥ ૬૨ ॥
તાહા હોમ યજ્ઞ તણું આરંભ જ હોયે ॥
ત્યાં ચંડાલ મુખ ના દેખે કોયે ॥ ૬૩ ॥
સર્વ ચંડાલ તણા પરછા લખ્યો છે જાણ ॥
તમે સુણો મુનિવરો સહી પરમાણ ॥ ૬૪ ॥
ત્યારે બોલ્યા શ્રી બૌધ્દ ભ્રિમ વચન સુણો મોયે ॥
તે બ્રાહ્મણ ચંડાલની વાત કહું છું હું તોયે ॥ ૬૫ ॥
આજે બ્રાહ્મણ સર્વે દિસે છે અશુધ્દ ॥
તે આજ અવતાર પાત્રની ન જાણે બુધ ॥ ૬૬ ॥
તે આજ પેટને કાજે વાચે ઠાલા વેદ ॥
તે કેમ અમને કરે નિષેધ ॥ ૬૭ ॥
ત્યારે શ્રી બૌધ્દ બોલ્યા વિખ્યાત ॥
ચંડાલ તણી કહું તુને વાત ॥ ૬૮ ॥
એ બ્રાહ્મણ માહેથી બ્રહ્મા ગયા ॥
તે નામ માત્રનો બ્રાહ્મણ રહ્યા ॥ ૬૯ ॥
એ બ્રાહ્મણ સર્વે વાચે રે વેદ ॥
તે તો રૂપ અમારાને કરે નિષેધ ॥ ૭૦ ॥

જે આજ ઠાલા વેદની વાચે વાણ ॥
તેણે ચંડાલ ભીમ લેજો જાણ ॥ ૭૧ ॥
જે ઠાલા વેદ બ્રાહ્મણ કેહે ॥
તે હરી અવતારની શુધ્દ ના લેહે ॥ ૭૨ ॥
જે અથર્વવેદની ન જાણે વાણ ॥
તીસે ચંડાલ ભીમ લેજો જાણ ॥ ૭૩ ॥
જે અવતારપાત્રનો આજ વારો વહે ॥
તે અવતારની કોઈ શુધ્દ ના લેહે ॥ ૭૪ ॥
આપ સ્વાર્થમા જે દુષ્ટ મન જો ધરે ॥
તે પાપી હરી અવતારની ખંડના કરે ॥ ૭૫ ॥
આપ સ્વાર્થે એતો જુઠુ બોલી ભણે ॥
તે તો મોક્ષ મુગતની શુધ્દના ગણે ॥ ૭૬ ॥
ભાઈ એથી આગલ બ્રાહ્મણ એસા હોયે ॥
તે મહા લંપટ કપટી ને નિર્લજ્ય સોયે ॥ ૭૭ ॥
નહી હરીશું નેહને વાચે નિત્ય વેદની વાણ ॥
અથર્વવેદ માને નહી તે ચંડાલ લેજોજાણ ॥ ૭૮ ॥
જે વાચે ઠાલા વેદને ખાલી તીર્થે જાયે ॥
પાણી પત્થર પુજે તે પાવન નહી થાયે ॥ ૭૯ ॥
આ તેમણે જુઠો યજ્ઞ મંડાવ્યો છે સોયે ॥
તે લોભ સ્વાર્થે સત્ય ધર્મ ના બુજે કોયે ॥ ૮૦ ॥
કહે ભીમ તાહા હે ચંડાલ સુણો આયે ॥
યજ્ઞસ્થાને ભલા બ્રાહ્મણ ક્ષત્રીય બેઠા જાયે ॥ ૮૧ ॥
તે તો સર્વે આચારવંતા દિસે છે ઘણા ॥
એ પણ સાંભળે વેદ એ બ્રાહ્મણ તણા ॥ ૮૨ ॥

ત્યાં સર્વે વેદની રચના એક મન હોયે ॥
ત્યાં તમ ચંડાલ મુખ તો ના દેખે કોયે ॥ ૮૩ ॥
ત્યારે હરી કહે ભીમ વચન સુણ તુ મોયે ॥
સર્વ ચંડાલ તણી વાત કહું છું હું તોયે ॥ ૮૪ ॥
આ ક્ષત્રીય બ્રાહ્મણ હોઈ મન દયા ન ધરે ॥
અને બ્રહ્મજ્ઞાન સત્યધર્મની નિંદા કરે ॥ ૮૫ ॥
હે ભીમસેન સત્યવિના કોઈ શુધ્ધના હોયે ॥
એવા કારણે બ્રાહ્મણ ચંડાલ તે લેજો જોયે ॥ ૮૬ ॥
ભીમસેન જે ચોથે વેદની ન જાણે વાણ ॥
તેને રાજા ચંડાલ સહી લેજો જાણ ॥ ૮૭ ॥
ભીમ દ્વાપાર અંતે ત્રણ વેદ જો પુરા થયા ॥
અને આઠ અવતાર તો શ્રીહરીના ગયા ॥ ૮૮ ॥
આજ નવમે રૂપે આવ્યો છું જોયે ॥
તે મને બ્રાહ્મણ વળી નહી માને કોયે ॥ ૮૯ ॥
હે ભીમ એ ચંડાલ બ્રાહ્મણ મહા અજ્ઞાન ॥
તે મારા બુધ્ધ અવતારનો ખંડે છે નામ ॥ ૯૦ ॥
સુણો આ સત્યવાત ભીમ અમો તણી ॥
હું માગું છું અન્ન જે ક્ષુધા વ્યાપી છે ઘણી ॥ ૯૧ ॥
જો મુજ દુર્બલને વિધીયે દેસોરે દાન ॥
તોજ આ યજ્ઞ સફળ હોસે સત્ય જાણ ॥ ૯૨ ॥
ત્યાં ભીમસેન મનમાં ચિંતા કરે છે જોયે ॥
એ છે અવતારપાત્ર કોયે ॥ ૯૩ ॥
કાયા કોડરૂપ દિસે છે ઘણી ॥
અને વચન બોલે જેમ વૈકુંઠનો ધણી ॥ ૯૪ ॥

સુણોરે યોગીશ્વરો ભીમ જો કહે ॥
સાંસો એક મારા મન માહે રહે ॥૯૫॥
ક્ષત્રીય જાતમાહે કોણ ચંડાલ ॥
તે સાંસો મોયે કેજો દયાળ ॥૯૬॥
ત્યારે શ્રી બુદ્ધ બોલ્યા ભીમ સુણો વિખ્યાત ॥
ક્ષત્રીય ચંડાલ તણી કહું તોયે વાત ॥૯૭॥
જે ક્ષત્રીય મનમાં દયા નહી ધરે ॥
તે બાંધી હથીયાર ને જીવ હિંસા કરે ॥૯૮॥
જે વાછરૂ બીજાની વાળે રે ગાયે ॥
અને વસ્ત્ર બીજાના લેયે છીનાયે ॥૯૯॥
એ અતિ અભિમાન કરે મનમાહે ॥
ભાઈ બંધવ દેખ્યો ના સહેવાયે ॥૧૦૦॥
અતિ બાંધવને હણસે જાણ ॥
માણસ મારતા ના કરે કેણ ॥૧૦૧॥
તે ક્ષત્રીય ચંડાલ ભુલ્યા જાણ ॥
તે ચંડાલ ભીમ સહી પરમાણ ॥૧૦૨॥
તે બાળે વનને વાળે ગાયે ॥
તેણે પર પ્રાણી મારતા હૃદયે દયા નહી થાયે ॥૧૦૩॥
આ જીવની કાજે પરજીવની હીંસા કરે ॥
આવા બ્રહ્મજ્ઞાન મનમાહે ધરે ॥૧૦૪॥
તે લોક અતિ કુડ કપટી ક્રોધી હોયે ॥
ભીમ તેણે તુ ચંડાલ સહી લેજો જોયે ॥૧૦૫॥
તે બહુત ઘણા આચાર કરેને અડસટ તીર્થે જાયે ॥
જે આજ નવમા અવતારને ઓળખેનહી તેચંડાલકદીપવિત્રનાહોયે॥૧૦૬॥

આ સતપંથમા ધર્મી હોયનેનવ પાલે ધરમ ।
અને ઊપર ચોર દૈત્યનાં કરે કરમ ।૯।
જે પુરી દસવંત ન આપે ને બ્રહ્મ કણ ખાયે ।
હાલ ના ગુજારે ને ગતમા ના જાયે ।૮।
ન પીયે અમીને ના શીખે આવા બ્રહ્મજ્ઞાનની વાણ ।
ભીમ તું તેણે ચંડાલ સહી લેજો જાણ ।૯।
જે આવા સતપંથ ધરમ લઈને પરહરી જાયે ।
અને મુખી ગતની નિંદા કરી ઘેરદસોંદ ખાયે ।૧૦।
તે વલી નિશાની વેલાયે હાજર થાયે ।
તે ચંડાલ કદી પાવન ના થાયે ।૧૧।
એવા સુણી વચન ભીમ અચંબે હોયે ।
આ તો અવતારપાત્ર દિસે છે કોયે ।૧૨।
એ સર્વે આગમ નિગમની કહે છે વાત ।
એની કાયા એવી દિસે છે પણ પ્રાણી મહાવિખ્યાત ।૧૩।
કહે ભીમ સુણો દીન દયાળ ।
મહાજન જાતમા કોન ચાંડાળ ।।
ત્યારે કહે શ્રી બુદ્દ સુણો ભીમ વિખ્યાત ।
મહાજન ચંડાલ તણી તોયે કહુ વાત ।।
તે મહાજન મનમાહે કરે અભિમાન ।
અને દાંડી તોલતા દિલ ના રાખે ઠામ ।।
તે લેતી વેલાયે ઘણેરું લેયે ।
અને દેતી વેલા થોડેરૂ દેયે ।।
તે કરે અભિમાનને વખાણે આપ ।
એતી તે દાંડી તોલ્યાનું મહા છે પાપ ।।

1040

દયા ધરમ ક્ષમાની ના કરે કહેણ ॥
તે મહાજન ચંડાલ ભુલ્યા જાણ । ।
કહે ભીમ સુણો યોગીશ્વર દયાળ ॥
એ મનુષ્ય જાતમા કોણ ચંડાળ । ।
તે સાક્ષેપે મોયે કહેજો દયાળ ॥
જે કોણ કરમથી હોયે ચંડાળ ॥ ॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત ॥
મનુષ્ય ચંડાલ તણી તોયે કહું વાત । ।
જે દયા ધર્મને ના આણે મન ॥
તે સુવે નિરચીંતો ને પોશે પીંડ । ।
જે કોઈ માત પિતા સામો હોઈને લડે ॥
તે તો પાપી ચંડાલ નરકમાહે પડે । ।
જે પરજીવ મારીને પેટ જો ભરે ॥
અને પર નારીશું સંગમ કરે । ।
જે નર પારકુ ધુતીને આપેરે ખાયે ॥
તે ચંડાલ પાપી નરકમા જાયે । ।
પુરૂષ એક તે સ્ત્રી કરે રે દોયે ॥
એકશું અતિ પ્રીત રાખે સોયે । ।
પહેલી કલકલે ને દિલમાહે લાવે દુઃખ ॥
તે પાપી ચંડાલ મુવે ના પામે મોક્ષ । ।
તે ચંડાલ તો નરકમાહે જાયે ।
તેના પૂર્વજો કદિયે પવિત્ર ના થાયે । ।
જે કન્યાતનો જે કાંઈ દ્રવ્યજ લેહે ॥
તે વિશ્વાસઘાત કરીને વિષજો દેયે । ।

વણકહે જે કોઈ પરઘેર જમવા જાયે ॥
જુઠું બોલીને મીઠું ખાયે ॥૧૩૧॥
જીભ સ્વાદે પરજીવને હણે ॥
તે ખાયે માંસ અને દોષ ના ગણે ॥૧૩૨॥
જુઠી ગવાહી પુરે ને ચઢાવે આળ ॥
તે મનુષ્ય જાતમા છે ચંડાળ ॥૧૩૩॥
જે ગુરૂથી લીધા ધરમને દેખાડયા હરી ॥
તેથી જે મુનિવર પરપંચ કરી ॥૧૩૪॥
જેણે લીધા ધરમને પરહરે પાયે ॥
તે પાપી ચંડાલજીવ નિશ્ચે નરકમા જાયે ॥૧૩૫॥
આપણને અક્ષર એક શિખાડે નર જેહ ॥
તેણે તો ગુરૂ કરીને સત્ય માનવો તેહ ॥૧૩૬॥
જે જુઠી શપથ હરીની ખાયે ॥
તે ચંડાલ તો કદીયે પાવન ના થાયે ॥૧૩૭॥
મનુષ્ય જાતમા બઢાઈ કરે અપની સાર ॥
જે પરનિંદા કરે તે મહા ચંડાલ ॥૧૩૮॥
તે ભીમ કહે સુણોરે દેવ દયાળ ॥
ચોપગા અને પક્ષીમા કોણ ચંડાલ ॥૧૩૯॥
કહે શ્રી બુદ્દ સુણો ભીમ વિખ્યાત ॥
ચોપગા અને પક્ષી તણી કહું તોયે વાત ॥૧૪૦॥
ચોપગામાહે શ્વાન ગરધવ ને શિયાળ ॥
પક્ષી જાતમાહે એક કાગ ચંડાળ ॥૧૪૧॥
કહે ભીમ સુણો દીન દયાળ ॥
સ્ત્રી જાતમા કોણ ચંડાળ ॥૧૪૨॥

કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત ॥
સ્ત્રી ચંડાલ તણી કહું તોયે વાત ॥૧૪૩॥
જે સ્ત્રી હોઈને પેર પુરૂષસું રમે ॥
અને ઘરનો પુરૂષ દેખ્યો નવ ગમે ॥૧૪૪॥
એકને છોડી દુજા પર પુરૂષશું રમે જાયે ॥
તેથી ચંડાલ દુજી કોઈ નહી આયે ॥૧૪૫॥
જે સ્ત્રી હોઈને પર ઘેર ભમે ॥
અને ઘરનો કામ કાજ દેખ્યો નવ ગમે ॥૧૪૬॥
જે નાર પુરૂષ તણો ના કરે રે કહ્યો ॥
નીત્ય ઊઠીને સંતાપે રહ્યો ॥૧૪૭॥
જે સાસુ સસરાની ના રાખે લાજ ॥
તે નણંદ જેઠાણીશું કરે વિવાદ ॥૧૪૮॥
જે સાસુ સસરાનો ના કરે કેણ ॥
નણંદ જેઠાણીનો ના રાખે વેણ ॥૧૪૯॥
જે જુઠું બોલીને ચઢાવે આળ ॥
સ્ત્રી જાતમા તે કહો ચંડાળ ॥૧૫૦॥
જે વિધવા હોઈને વકરમ કરે ॥
તે માય બાપની લાજ નવ ધરે ॥૧૫૧॥
તે પાડે પેટને બાલક હણે ॥
તે મનમાહે શંકા કશી નવ ગણે ॥૧૫૨॥
જે કુળ લજાવે ને વેધે બાળ ॥
આજ સ્ત્રી જાતમા તે મહા ચંડાળ ॥૧૫૩॥
જે સ્ત્રી હોઈને પુરૂષની સેવા ના કરે ॥
અને કુડ બોલતા શંકા નવ ધરે ॥૧૫૪॥

આજ વ્રત ધરમ જેના કરે નાર ॥
સ્ત્રી જાતમા તે જાણજો ચંડાલ ॥૧૫૫॥
સુણોરે યોગીશ્વર ભીમ કરજોડી કહે ॥
સ્વામી સાંસો મારો એક મનમા રહે ॥૧૫૬॥
મનુષ્ય જાતમાં મધ્યમ કોણ ચંડાળ ॥
હવે તે સાંસો મોયે કહેજો દીનદયાળ ॥૧૫૭॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત ॥
મધ્યમ ચંડાળ તણી કહું તોયે વાત ॥૧૫૮॥
જે સાચવિના હરીની પુજા કરે ॥
દ્વારેથી અભ્યાગત પાછો ફરે ॥૧૫૯॥
જે ક્રિયા ધરમ ના પાળે જેહ ॥
મધ્યમ ચંડાળ કહિયે તેહ ॥૧૬૦॥
જે વેચે દહી દુધને મદ્ય અને માંસ ॥
અને બોલે બહુ ને કરે વણાશ ॥૧૬૧॥
જે વ્યાજ સવાઈ ખાયે નર જેહ ॥
મહા મધ્યમ ચંડાળ કહિયે તેહ ॥૧૬૨॥
એક હરીની ભક્તિ મનમાહે ધરે ॥
અને બીજો આવી મન ભંગ જો કરે ॥૧૬૩॥
દાન પુણ્ય કરતા વારે નર જેહ ॥
મહા મધ્યમ ચંડાળ કહિયે તેહ ॥૧૬૪॥
જે પશુ પાલે નર જેહે ॥
તેના તે ચારા પાણીની ખબરના લેહે ॥૧૬૫॥
તે તો ભુખ્યા તૃષા બહુ દુઃખ સહે ॥
આપણી વેદના તો કોનેનવ કહે ॥૧૬૬॥

૧૦૫૪

તે નર થાયે મહા મધ્યમ જેહ ॥।
અને પરવેદના ના જાણે તેહ ॥ ૧૬૭ ॥
જે ઋષીવર હોઈને દુનિયામા ખાયે ॥
તે ગુરૂ પોતાના પરહરી જાયે ॥ ૧૬૮ ॥
જ્ઞાન ધર્મની નિંદા કરે નર જેહ ॥
મહા મધ્યમ ચંડાલ કહિયે તેહ ॥ ૧૬૯ ॥
જે થાપણ મુકીને નેમ કરે નર જેહ ॥
અને સુરાપાન આચરે તેહ ॥ ૧૭૦ ॥
નર જે જુઠુ બોલીને ચઢાવે આળ ॥
મહા મધ્યમ પાપી તે ચંડાળ ॥ ૧૭૧ ॥
જે રાજા બ્રાહ્મણનું અન્ન જો ખાયે ॥
અને જે ક્રિયા બારમું જમવા જાયે ॥ ૧૭૨ ॥
જે જીવને ફાસી દઈને મારે નર જેહ ॥
તે મહા મધ્યમ ચંડાલ કહિયે તેહ ॥ ૧૭૩ ॥
જે ટોણો ટોમણો રજોશર કરે ॥
પર ઊપકારે પેટ પોતાનું જો ભરે ॥ ૧૭૪ ॥
સ્ત્રી ગર્ભને જે વેધે બાળ ॥
મહા મધ્યમ તે કહિયે ચંડાળ ॥ ૧૭૫ ॥
જે ધર્મી હોઈને ના પાલે ધરમ ॥
સુવે નિશ્ચિંતાને કરે કુડા કર્મ ॥ ૧૭૬ ॥
હાલ ના નિમડે ને ગતમા ના જાયે ॥
દશાંશ ન દેવે ને દુનિયામા ખાયે ॥ ૧૭૭ ॥
જે મુખે નામ હરીનું ના લેવે જેહ ॥
મહા મધ્યમ ચંડાલ કહિયે તેહ ॥ ૧૭૮ ॥

જે પાંચ માસ સ્ત્રી ગર્ભ જો ધરે ॥
તે નારીશું જે પુરૂખ સંગમ કરે ॥ ૧૭૯ ॥
પશુ ખાશી કરાવે નર રે જેહ ॥
મહા મધ્યમ ચંડાળ કહિયે તેહ ॥ ૧૮૦ ॥
વણ વાંકે સ્ત્રીને પરહરે નર જેહ ॥
મહા મધ્યમ ચંડાળ કહિયે તેહ ॥ ૧૮૧ ॥
માતા પિતા થઈ બાલકને વેચે જેહ ॥
મહા મધ્યમ ચંડાળ કહિયે તેહ ॥ ૧૮૨ ॥
વણ આદરે જે નર જમવારે જાયે ॥
જે કરજે લઈને મુકકર થાયે ॥ ૧૮૩ ॥
ત્યારે ભીમ કહે સ્વામી પુછું એક વેણ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ કોણ ॥ ૧૮૪ ॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત ॥
ઊત્તમ માણસ તણી કહું હું તોયે વાત ॥ ૧૮૫ ॥
જે પ્રાણીને સતગુરૂ બ્રહ્માજી મળ્યા ॥
તેના આવાગમનના ફેરા ટળ્યા ॥ ૧૮૬ ॥
હાલ વાયકે ખરા દસોંદી જેહ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ તેહ ॥ ૧૮૭ ॥
જે સદાયે ધ્યાન હરીના કરે ॥
અને બ્રહ્મજ્ઞાન મનમાહે ધરે ॥ ૧૮૮ ॥
નીત નીત ગતમા મલે નર જેહ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ તેહ ॥ ૧૮૯ ॥
દયાવંત ક્ષમાવંત જે નર હોયે ॥
એ ક્રિયા નિર્ધારથી પાળે સોયે ॥ ૧૯૦ ॥

૧૦૫૬

હેવા હિરસ વિશારે નર જેહ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ તેહ ॥૧૯૧॥
જીભ્યા ઈન્દ્રિયે સ્વાદ પરહરે નર જેહ ॥
કામ ક્રોધ મન વશ કરે તેહ ॥૧૯૨॥
પાંચ તત્વના ભેદ જાણે નર જેહ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ તેહ ॥૧૯૩॥
ગુરૂ નરના વચન શિર ઊપર ધરે ॥
ગુરૂ કહે તે નિશ્ચે કરે ॥૧૯૪॥
સતી સંતોષી ક્ષમાવંત નર જેહ ॥
મનુષ્ય જાતમાં ઊત્તમ તેહ ॥૧૯૫॥
જે નર જીવતા મૃતક હોઈને રહે ॥
સુખ દુઃખ દિલના હરીશું કહે ॥૧૯૬॥
હરદમ હરીનામ ના વિશારે નર જેહ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ તેહ ॥૧૯૭॥
માતા પિતાની ભાવે ભક્તિ કરે ॥
કુડ કપટ સર્વે મનથી પરહરે ॥૧૯૮॥
સર્વે ગત કુટુંબનો ખેચે ભાર ॥
વિષ્ણુ ભક્તિ ઊપર સદા રાખે પ્યાર ॥૧૯૯॥
પર વેદના આપ સહે નર જેહ ॥
મનુષ્ય જાતમા ઊત્તમ તેહ ॥૨૦૦॥
ગત લોકમા જેણો જશ હોયે ॥
અને રતી અવગુણ ના બોલે કોયે ॥૨૦૧॥
વાચ કાય દૃષ્ટે નિરમલ થાયે ॥
નાત પરનાતે ગુણ બોલે સઊ કોયે ॥૨૦૨॥

દયા ધરમ ક્ષમાવંત હોય નર જેહ ॥
મનુષ્યજાતમા ઊત્તમ તેહ ॥ ૨૦૩ ॥
ત્યારે ભીમ કહે સુણો યોગિશ્વર દેવ ॥
સ્વામી એક વાતનું પુછું હું ભેવ ॥ ૨૦૪ ॥
સ્ત્રી જાતમાહે ઊત્તમ કોણ ॥
સ્વામી એ સંશય અમને કેહજો ક્ષોણ ॥ ૨૦૫ ॥
ત્યારે કહે શ્રી બુધ્ધ સુણો ભીમ વિખ્યાત ॥
ઊત્તમ સ્ત્રી તણું કહું તોયે વાત ॥ ૨૦૬ ॥
જે સ્ત્રી હોઈને પુરૂષની સેવામા રહે ॥
જે વચન કહે તે શિર ઊપર ધરે ॥ ૨૦૭ ॥
જે હરી નામ ના વિશારે નિત્ય ॥
ક્રિયા નિશ્ચે પાલે એકે ચિત્ત ॥ ૨૦૮ ॥
દાનવંતી ક્ષમાવંતી નારી જેહ ॥
સ્ત્રી જાતમા ઊત્તમ તેહ ॥ ૨૦૯ ॥
જે સ્ત્રીના હ્રદયમા નિર્મલ જ્ઞાન ॥
સાસુ સસરાનો રાખે માન ॥ ૨૧૦ ॥
સાસુ સસરાના કરે કામ કાજ ॥
જે નણંદ જેઠાણીનું રાખે લાજ ॥ ૨૧૧ ॥
કોઈ કુડુ બોલે તો ના આણે કાલ ॥
લક્ષણી જેઊ નાનેરૂ બાલ ॥ ૨૧૨ ॥
નીચી દષ્ટીને હસમુખી હોય નાર જેહ ॥
સ્ત્રી જાતમા જે ઊત્તમ તેહ ॥ ૨૧૩ ॥
જે સ્ત્રી હરીની સેવા વિના અન્ન ના ખાયે ॥
દ્વારેથી અભ્યાગત પાછો ના જાયે ॥ ૨૧૪ ॥

થોડામાહેથી થોડેરૂ દેવે જેહ ॥
અને સદાકાલ સત્યવંતી તેહ ॥ ૨૧૫ ॥
જે ધરમ કરતા ના કરે કેણ ॥
સ્ત્રી જાતમા મહા ઊત્તમ જાણ ॥ ૨૧૬ ॥
જે સ્ત્રી પોતાના પુરૂષની સેવામા રહે ॥
સુખ દુઃખ દિલના હરીશું કહે ॥ ૨૧૭ ॥
જે સ્ત્રી હરીની સેવા કરે નિત્ય ॥
તે મહા સત્યવંતી નિર્મલ ચિત્ત ॥ ૨૧૮ ॥
ગત કુટુંબસુ નમી નમી ચાલે જેહ ॥
સ્ત્રી જાતમા ઊત્તમ તેહ ॥ ૨૧૯ ॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા છે એહ ॥
સુણો ભીમ વાત કહું હું તોય ॥ ૨૨૦ ॥
કહે શ્રી બુધ્દ સાંભલો ભીમ વિખ્યાત ॥
ચતુર્વર્ણની કહું હું તોયે સાંખ ॥ ૨૨૧ ॥
કલિયુગનું બ્રાહ્મણ જેટલા ॥
એ તો કર્મહીના થાસે તેટલા ॥ ૨૨૨ ॥
વેદ તણો તો તજશે અભ્યાસ ॥
તે કરશે નિત્ય ઊઠી પરાઈ આસ ॥ ૨૨૩ ॥
શુદ્રાદિકની એ તો કરશે નિત્ય સેવ ॥
વળી સંધ્યા તર્પણ તજશે વાસુદેવ ॥ ૨૨૪ ॥
એ તો કરશે છલ કપટ એટક બહુ નિષેધ ॥
તે તો મહા શત્રુસમ વેહરી ગણસે વેદ ॥ ૨૨૫ ॥
તો રાજાનું પ્રતિગ્રહ લેશે ઘણું ॥
એથી તે લેશે સ્વશિરા પાતક તણું ॥ ૨૨૬ ॥

તજસે સ્વધર્મને સંધ્યા સાર ।
જઈ સેવકને ઘેર કરશે આહાર । ||
ગજા રથ ભોમી છોડશે ભાર ।
લેશે રશાણ લોહ પાષાણ તે સાર । ||
જે ભણશે વેદ જઈ શુદ્રને ઘેર ।
મુકશે વેદ નહી લે તેની પેર । ||
ચોરી ચાડીનો કરશે વિચાર ।
તજશે સ્વધર્મતણો વ્યવહાર । ||
ભુલી ભાન શુદ્ર તણાં પશુ તે તો ચારશે ।
અને પોતાના ભુખે મારશે । ||
શુદ્ર તણા બાલક તે તો રાખશે ।
અને પોતાના બાલક અધર્મે હાકશે । ||
અનેકને ઘેર જમવા જશે ।
અને તે બીજા પ્રતે વડવાડ કરશે । ||
શુદ્રતણી ક્રિયા શ્રાધ્ધ સારશે ।
લોભે બ્રાહ્મણને જઈ મારશે । ||
શુદ્રતણું ત્યા દયણુ દળે ।
રાંધે રાંધણુ તે જમવા મળે । ||
પોતે ગરધવની પેરે વહેસે ભાર ।
મનમાહે ધરશે અતિ અહંકાર । ||
શુદ્રતણા કરશો સર્વે પાક ।
પ્રેમે નાનાવિધના કરશો શાક । ||
પ્રથમ શુદ્રને ધીરજે પીરશો ।
અને કેડેથી જમતા દિસશે । ||

દાસી દાસ બીજા જાણે જેમ ॥
કલીયુગમા બ્રાહ્મણ જાણજે એમ ॥ ॥
થાશે પાછલ તેવી પરજા જેહ ॥
અંતે નરક પામશે તેહ ॥ ॥
ના દિયે દાન ને કરશે સાર સ્વાદ ॥
તે શુદ્ર ઘેર જઈ કરશે આશિર્વાદ ॥ ॥
તે પર હેરૂ કરીને દેશે આલ ॥
સોબાતે વિસારશે શ્રી ગોપાળ ॥ ॥
કન્યા તણું તો લેસે ધન ॥
કરશે ધીરજે છલ ગમતા બહુ મન ॥ ॥
પર આંગણે વિપ્ર જમવા બેઠા જાયે ॥
વાદે વળુદયા વિરોધ કરશે વિશ્વાયે ॥ ॥
એવા વિપ્ર કલજુગમાના જેહ ॥
તે દુષ્ટ ક્રિયાયે નરક પામશે તેહ ॥ ॥
કહે શ્રી બુદ્દ સુણો ભીમસેન રાયે ॥
જે પુછો તો તે સર્વ કહું સત્યભાયે ॥ ॥
ભીમ કહે સ્વામી સાંભલીયે સોયે ॥
કલજુગ તણા ક્ષત્રીય હવે કેવા હોયે ॥ ॥
ત્યારે શ્રી બુદ્દ બોલ્યા વિખ્યાત ॥
અને ક્ષત્રીયતણી કહું હું તોયે વાત ॥ ॥
કલિયુગના ક્ષત્રીય ચોરીયે વાલસે ગાયે ॥
પુંઠે મલેંચ્છ મુકાવા જાયે ॥ ॥
બ્રાહ્મણની સ્ત્રી કરશે અધર્મે કુડા વ્યાપાર ॥
અને ઊતારી તે લેસે પરના શણગાર ॥ ॥

તે મદ્ય માંસનો કરશે આહાર ॥
ઘરમાથી ધર્મ તણો જાસે આચાર ॥૨૫૧॥
લોભે સેવા શુદ્રની કરશે અપાર ॥
અને સ્વામીને મારશે હત્તીયાર ॥૨૫૨॥
બહુ આળશું થઈ બેઠા હસે ॥
અને રાજા સઘલા દુખીયા થશે ॥૨૫૩॥
ગૌ બ્રાહ્મણ સ્ત્રી શુદ્ર જેહ ॥
અને બેઠા નિંદા કરશે તેહ ॥૨૫૪॥
કુપાત્રને દાન આપે હાથે આડે ॥
અને સુપાત્રને તો મારી કાઢે ॥૨૫૫॥
કરશે અહંકારથી સહુ કદળી વન છેદશે ॥
તીરથ તણો તો મારગ ભાગશે ॥૨૫૬॥
નિશાચે બાળશે પુર ને ગામ ॥
અંતે તે તો પામશે નરકમા ઠામ ॥૨૫૭॥
એવા સર્વ કરમ કરશે સહી ॥
કલિયુગના ક્ષત્રીયની વિગત કહી ॥૨૫૮॥
શ્રી બુધ્દ કહે સુણો ભીમસેન રાયે ॥
કલિયુગના ક્ષત્રીયનો કહ્યો મહિમાયે ॥૨૫૯॥
કહે ભીમ સાંભળીયે મહારાજ ॥
કલિયુગે કેવા મહાજનના (વૈશ્યના) કાજ ॥૨૬૦॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા વિખ્યાત ॥
કલિયુગના મહાજન વૈશ્ય તણી કહુ તોયે વાત ॥૨૬૧॥
મહાજન તેતો કપટે વેચશે ગાયે ॥
અને કુડા વણજ કરશે સત્યભાયે ॥૨૬૨॥

કુડા વણજ અને કુડા વેપાર ॥
જે કુડા વૈશ્ય સર્વ તણા આચાર ॥ ૨૬૩ ॥
કલિયુગ તણા શુદ્ર ધર્મી જેટલા ॥
અજ્ઞાનને દાંભીક થાસે તેટલા ॥ ૨૬૪ ॥
જે સેવા હરીની ના મુકે ધરમ આચાર ॥
અને દાન તણો ના લંભે પાર ॥ ૨૬૫ ॥
પણ ત્યાં રસોઈ જમશે એકલા ॥
ઊત્તમ તીર્થે જાશે થઈ ભેળા ॥ ૨૬૬ ॥
જપશે હરી હરીને તોલશે ઓછો માલ ॥
એકની નિંદાને દુજાને કરસે વ્હાલ ॥ ૨૬૭ ॥
એવા આચાર કરસે તે બહુ ॥
ત્યા કુળ લજાવી જાસે વહુ ॥ ૨૬૮ ॥
પરણી અબલાને છાંડસે ॥
અને પરસ્ત્રીશું ઘર માંડશે ॥ ૨૬૯ ॥
ગલી વાવશે ખેડ જ કરી ॥
પછી વલોવશે કોઠાવો ભરી ॥ ૨૭૦ ॥
ગલી તણા અખાડા જેહ ॥
અનેક જીવની હિંસા તેહ ॥ ૨૭૧ ॥
તે તણું ધન એકઠુ થશે ॥
ત્યારે પાપ ઊપર મન જો વસે ॥ ૨૭૨ ॥
આદર વાડી કરશે અતિ ઘણી ॥
ધરશે અહંકાર અતિ તેની નહી મણા ॥ ૨૭૩ ॥
ઘર પાછળ બ્રહ્મપુરી જેટલી ॥
કુટી પાડસે તેટલી ॥ ૨૭૪ ॥

ત્યા કરશે ઘર પોતા તણું ॥
કરશે થાનક રમવા જમવાને ઘણું ॥૨૭૫॥
ઊત્તમ ઊપજનું ક્ષેત્ર જેહ ॥
પડી ભુમી લઈને આપશે તેહ ॥૨૭૬॥
માટે ભુમી આપશે સહી ॥
જેમા જરા દાણો પાકે નહી ॥૨૭૭॥
તેના ઊપર લેસે દોકડા ॥
તે દેશે ગાલને કહેસે બોકડા ॥૨૭૮॥
જે બ્રાહ્મણની વૃત્તી ટળસે ॥
તે વેશ્યાને ભુમી આપસે ॥૨૭૯॥
જે લીલા વૃક્ષ તે વાઢસે ઘણા ॥
ત્યા મંદિર કરસે સોહામણા ॥૨૮૦॥
વેદ ધરમથી અલંગો રહે ॥
પૂર્વજ દાનપુન વિનાનો પિંડ ના લહે ॥૨૮૧॥
પુત્રી પિતા સાથેન રાખે વિવેક વિચાર ॥
કલિયુગ તણો એવો આચાર ॥૨૮૨॥
અથર્વવેદની નિંદા તે મુર્ખ નર કરે ॥
એવા દુષ્ટ નરકે તે વહેલા સંચરે ॥૨૮૩॥
તે માટે તો ભ્રષ્ટ બ્રાહ્મણના કિધા નિષેધ ॥
જે વેદ અવતારના ના જાણે ભેદ ॥૨૮૪॥
જે માતા પિતાને નહી આપેરે અન્ન ॥
એવા કલિયુગ કેરાછે બ્રાહ્મણના ફંદ ॥૨૮૫॥
વિપ્રતણી લાચ ઘરમા વાવરે ॥
ઘરમા સેવા વેશ્યાની હેતે કરે ॥૨૮૬॥

૧૦૬૪

પુત્રી ભગીની કુળમા હોસેરે જેહ ॥
આજ તે ઊપર હેત નહી રાખે તેહ ॥૨૮૭॥
ચારે વર્ણ કલજુગમાની જેહ ॥
રખે સાંભળી દુઃખ મનમા ધરતા તેહ ॥૨૮૮॥
તે માટે ના દુભાશોરે વીરા કોયે ॥
એ મહિમા કલિયુગ કેરો રે જો હોયે ॥૨૮૯॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમસેન રાયે ॥
એવો મહિમા કલિયુગનોરે કહેવાયે ॥૨૯૦॥
કહે ભીમસેન સાંભલીયે મહારાજ ॥
તમે કલિયુગનો મહિમા કહેજો આજ ॥૨૯૧॥
તે સાંભળીને સુખીયા જો થાયે ॥
શરણ સ્વામી તમારૂં તો લઈયે ॥૨૯૨॥
કહે શ્રી બુધ્ધ સુણો ભીમ સત્ય સાર ॥
કલિયુગ તણો કહું તોયે વિસ્તાર ॥૨૯૩॥
કલિયુગે તો સર્વ કલ્પવૃક્ષો નહી રે ફળે ॥
ક્રોધ વિરોધ શોક જોનહી તો ટળે ॥૨૯૪॥
અલ્પ દુધ કરતી હોસે ગાયે દુધ સ ॥
કુપ સરોવર તે કુંડા સમ કહેવાયે ॥૨૯૫॥
અલ્પ ધાન્ય નિપજસે પૃથ્વીયે સહી ॥
અલ્પ આયુષ્ય તો કલિયુગમા થઈ ॥૨૯૬॥
પુત્ર પિતાને નહી દે અન્ન ॥
માતા પિતાથી કરસે તે વ્હાલુ ધન ॥૨૯૭॥
માતા પિતાને પરહરસે પુત્ર ॥
સાસુ સસરાને સોપસે ઘરસુત્ર ॥૨૯૮॥

બંધવ પરવાર તે માને શત્રુસમાન ॥

પણ ઘરમા સસરા સાલાનો બહુમાન ॥ ૨૯૯ ॥

સ્વપુત્રી વસ્ત્રાભુષણ પાખી રહે ॥

પણ સાલીને સાસરવાશો તે કરે ॥ ૩૦૦ ॥

ભગિનીને નહી આપે એકો ઠામ ॥

તે કલિયુગે બેણ તણું ન કરશે એકે કામ ॥ ૩૦૧ ॥

કલિયુગમા બહુ તણી છે એ રીત ॥

સાસુ સસરાશું નહી રાખે પ્રીત ॥ ૩૦૨ ॥

દેરાણી જેઠાણીશું નહી નેહ ॥

શત્રુ સમાન વહુવરને રાખે તેહ ॥ ૩૦૩ ॥

સ્ત્રી ભ્રતારનું કહ્યું કાને નવ ધરે ॥

પહેલા તે માતા પિતાને નજરે કરે ॥ ૩૦૪ ॥

ધનને લોભે સ્ત્રી કરાવશે કુડા કર્મ ॥

કોઈનું ઘરમા નહી રાખે મર્મ ॥ ૩૦૫ ॥

રાજા પ્રજાનો દંડ અતિ કરશે ॥

મહા દુઃખો કલિયુગમાં ધરશે ॥ ૩૦૬ ॥

વળી તીર્થતણા મહિમા ભાગશે ॥

જ્યાં ત્યાં દુઃખ દાવાનલ લાગશે ॥ ૩૦૭ ॥

ઊલ્કા પાત થાશે અતિ ઘણા ॥

અને ભુંડા કર્મ માહે નહી રહે મણા ॥ ૩૦૮ ॥

સત્ય સ્નેહે નહી હોયે નરને નાર ॥

તે ધન લાચને રાખશે કુડા વ્યવહાર ॥ ૩૦૯ ॥

તે કુડા ત્રાજુવાને તોલા રાખે ॥

ખોટા નાણાને ખોટી સાખે ॥ ૩૧૦ ॥

૧૦૬૬

એવા અન્યાય કલિમા હોસે જાણ ॥
વેદ શાસ્ત્ર નહી જાણે પુરાણ ॥ ૩૧૧ ॥
જ્યારે બાર વરસનો ફળશે પુરૂષ ॥
અને પંચીસે પલી આવશે મુખ ॥ ૩૧૨ ॥
નવ વરસની જોબંતી હોશે રે નાર ॥
તે ધરશે ગર્ભને દુઃખ ભોગવશે અપાર ॥ ૩૧૩ ॥
વર્ણાવર્ણનો જાશે ધર્મ આચાર ॥
સત્ય ધર્મના ભાગશે વ્યવહાર ॥ ૩૧૪ ॥
ત્યારે વર કન્યાનું મન નહી હેતે મલે ॥
ધન હોય ત્યાં મન તો માયાચે ભળે ॥ ૩૧૫ ॥
શીત કાળે હોસે અગનીનો સાર ॥
ઊષ્ણ કાલે થાશે શીત તણો વ્યવહાર ॥ ૩૧૬ ॥
ત્યારે ખંડ ભંગ થાશે દેશા દેશ ॥
પુણ્યતણો નહી જાણે લવલેશ ॥ ૩૧૭ ॥
કહે શ્રી બુધ્દ સુણો ભીમસેન રાયે ॥
એવો છે કલિયુગ તણો મહિમાયે ॥ ૩૧૮ ॥
ગામ દુઃખે ઊજ્જડ થાશે અનેક ॥
તેમા વસવાને નહી રહે કોઈ જણ છેક ॥ ૩૧૯ ॥
ધાન તણા બીજ તો સર્વે જાશે ॥
દયા હિણા તો સર્વે નરનારી થાશે ॥ ૩૨૦ ॥
ત્યાં રાંધ્યા ધાન વેચાસેરે બહુ ॥
ઊત્તમ લોક લઈ ખાશેરે સહુ ॥ ૩૨૧ ॥
વિવાહ ધર્મ તણો તે મારગ ભાગશે ॥
આજ્ઞા વિના તો નારી નરને જશે ॥ ૩૨૨ ॥

થાશે દરિદ્રી સઘળા લોક ॥
ઘરોઘર સઘળાને થાશે કલહને શોક ॥ ૩૨૩ ॥
પાપી બ્રાહ્મણ હોસે તે કલિયુગ તણા ॥
તે તો ફાસી માર્ગમા દેસે ઘણા ॥ ૩૨૪ ॥
તે રમસે દૂતને અવળો કરસે વેપાર ॥
તે વારે તો તેવો થાશે મહા બેજાર પાપી અવતાર ॥ ૩૨૫ ॥
તે તો કન્યા વિક્રય દુષ્ટપણે કરસે બહુ ॥
તેવારે તો સસરાને કુડી આલ દેશે વહુ ॥ ૩૨૬ ॥
ત્યારે વનસ્પતી તે સર્વે નિર્ફળ થાશે ॥
એવી વેલા કલિયુગમાં વર્તાશે ॥ ૩૨૭ ॥
પૃથ્વીમા જે થકી જે બલીયા નર હોયે ॥
તે ધન પીયારૂ બળે હરી લેશે સોયે ॥ ૩૨૮ ॥
જે પુરૂષ પોતાની પરહરસે નાર ॥
તે તો બીજાસું કરશે વ્યવહાર ॥ ૩૨૯ ॥
ત્યારે આજ્ઞા લોપસે શિષ્ય ગુરૂ તણી ॥
તે કલિયુગે થાશે બ્રાહ્મણ એવા ગણી ॥ ૩૩૦ ॥
ત્યારે સાધુતણી તો સંગત નહી ગમે ॥
કપટી કેડે ભુલી પ્રિથમી ભમે ॥ ૩૩૧ ॥
ત્યારે ચારે વેદ તણો તો સર્વ જાશે દર્શન ॥
પુછે નહી કોઈ બ્રાહ્મણને પ્રસન્ન ॥ ૩૩૨ ॥
ત્યારે થાશે ભુવા ભાટ કલિયુગના ઊંડ ॥
તે તો કપટેથી હરી લેશે દામ શિરમુંડ ॥ ૩૩૩ ॥
વીર સાધનાને મેલા કરશે મંતર ॥
અને કરશે ઓખડ ચીઠીને જંતર ॥ ૩૩૪ ॥

જે કાજલ ભુરકીને કરે વશિકરણ ॥
ત્યાં તો ગારોડાને નિત્ય જાશે શરણ ॥૩૩૫॥
ત્યારે ભાંડ ભવૈયા ઊપર બહુ પ્રીત ॥
ત્યાં ગમશે નહી વેદ શાસ્ત્રની રીત ॥૩૩૬॥
ત્યારે ચેટક નાટકને જોવા જન જાશે ॥
જ્ઞાન ધ્યાન સાંભળવાને આળસ થાસે ॥૩૩૭॥
ક્ષેત્રપાલ શાક્ત માતંગીને ભૂત ॥
જે કુડ કપટી પેસાચળને બાને ખાસે ધૂત ॥૩૩૮॥
કહે શ્રી બુધ્ધ સાંભળો ભીમ ભુપાળ ॥
એવો કલિના મહિમા છે અતિ વિકરાળ ॥૩૩૯॥
એવા કલજુગ તણા મહિમા એ છે જન ॥
તેમા થર નહી રહેવે કોઈ માણસનું મન ॥૩૪૦॥
કહે ભીમ સ્વામી વિનંતી કરીયે અમો ॥
અને એક મારા મનનો સંક્ષે છેદજો તમો ॥૩૪૧॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા વિખ્યાત ॥
અને સાંભળો ભીમ અમારી વાત ॥૩૪૨॥
જે કલિયુગે વડપિપલો વાઢસે ॥
તે તો લેઈ ધનને વળી દેવાલુ કાઢસે ॥૩૪૩॥
વેશ્યા તો લજ્જા ધરશે અપાર ॥
અને મહા નિર્લજ્જ થાશે કુલવંતી નાર ॥૩૪૪॥
જુગમા શિસાના નાણા તો ચાલશે ॥
વળી સાચાને તો સુળીયે ઘાલશે ॥૩૪૫॥
સર્વે તલાવમાહે કરશણ તો વાવશે ॥
સત્ય સાદ હશે તો તે દુઃખીયા થશે ॥૩૪૬॥

સુખીયા થશે કપટી કુડિયા પાપી જેહ ॥
આગળ નરકે જાસે સર્વથી પહેલા તેહ ॥ ૩૪૭ ॥
અન્યાયી મુક્કરને ઘેર હોસે આચાર ॥
ઊત્તમ ઘેર વર્ણ ખોસે ધર્મ વ્યવહાર ॥ ૩૪૮ ॥
વેશ્યા ઊપર તો ઘણા ભાવ જે થાશે ॥
અને સર્વ ધૂર્ત ગારોડાને માનશે ॥ ૩૪૯ ॥
માહો માહે તો દુઃખ દેસેરે ઘણા ॥
એવા લક્ષણ તો કલિયુગ તણા ॥ ૩૫૦ ॥
વરષવ હોઈને સર્વ આગલ નાચસે ॥
અંત્યજ પાસે અન્ન માગશે ॥ ૩૫૧ ॥
સર્વ થાસે જન વિદ્યાવંતરે બહુ ॥
પણ એ તો ખોટા ઔષધ દેવે તે સહુ ॥ ૩૫૨ ॥
જે રોગ જાણ્યા વિના ઔષધ કરે ॥
એવા વૈદ્ય તો નિશ્ચે નરકે સંચરે ॥ ૩૫૩ ॥
જોશી તે જ્યોતિષ ભેદ કોઈ ના ગણે ॥
ત્યારે જ્ઞાની થઈ જ્ઞાન કોઈ ના ભણે ॥ ૩૫૪ ॥
લેઈ કરજને નહી આપે વળી ॥
તેના મન ફેરાવસે પાપી કલી ॥ ૩૫૫ ॥
ભુંડા પુરૂષને ભુંડી હોશેરે નાર ॥
જોવા મળશે તેનો ભવેડો સકલ સંસાર ॥ ૩૫૬ ॥
જે નર સુખે મેળવસે ધર્મેરે અન્ન ॥
તેનું રાજા અન્યાયે દંડી લેસેરે ધન ॥ ૩૫૭ ॥
જ્યારે ખેડુતના ચારે ભાગ જો જાશે ॥
તે ઊપર કરજમા બાલક પોતાના વેચશે ॥ ૩૫૮ ॥

જે જુઠ બોલીને લેસે ચોરી ને વળી લાચ ॥
તે તો કુડા કરમે દેસે અન્યાય સાથે આચ ॥ ૩૫૯॥
સુપાત્રને કોડી દાન તો કોઈ ના દેયે ॥
પણ કુપાત્રના ચરણ તો ધોઈ ધોઈ પીયે॥ ૩૬૦॥
જ્યારે માતા પિતા બાલકને વેચશે ॥
એવો છંદ તો કલિયુગમાહે થશે ॥ ૩૬૧॥
જ્યારે પુત્ર પિતાનું છેદશે રે શિશ ॥
ત્યારે સાચુ કહેતા સર્વને લાગશે રીશ ॥ ૩૬૨॥
જે પુત્ર થઈ મા બાપને પડશે નેટ ॥
ત્યારે દિકરી જમાઈનું રહેસે સાસુને પેટ ॥ ૩૬૩॥
વળી જે નર અતિ જુઠા બોલારે હશે ॥
તે કલિયુગ સમે આગલ વડેરા થશે ॥ ૩૬૪॥
આપો આપ મુકશે પોતાના ધ્યાન ને ધરમ ॥
અને તે નિત્ય ઊઠીને કરશે અતિ કુડા કરમ ॥ ૩૬૫॥
નિશાયે ભોજન કરશે બહુ ॥
અન ગળયા નીર તો વાવરશે સહુ ॥ ૩૬૬॥
અતીત અભ્યાગતને મારી કાઢસે ॥
એવા દુષ્ટો બેઠા સર્વે પાક ઝાડશે ॥ ૩૬૭॥
જે પરણી સ્ત્રી સાથે રાખે નહી નેહ ॥
અને પરસ્ત્રીશુ અતિ રાખે સ્નેહ ॥ ૩૬૮॥
કહે શ્રી બુધ્દ સુણો ભીમસેન રાજ ॥
હવે એ અવગુણ કહેતા આવે છે લાજ ॥ ૩૬૯॥
કહે હરી સાંભળો ભીમસેન હો રાયે ॥
એવો છે કલિયુગ તણો મહિમાયે ॥ ૩૭૦॥

જે થાશે કુડા રાજાને થાશે કુડા પ્રધાન ॥
અને તેની રયત તો ચોર ધુતારીરે જાણ ॥ ૩૭૧ ॥
જે રાખશે કુડા તીર્થને કુડા દેવલે વિશ્વાસ ॥
વળી જે કુડ કપટે ધરશે પીયારી આસ ॥ ૩૭૨ ॥
જેની કુડી આશને જેનો કુડો સંસાર ॥
તેના સર્વ કુડા વચન વિવેક અને વિચાર ॥ ૩૭૩ ॥
જેની કુડી છે સર્વ કરમને ધરમનીરે રીત ॥
અને કુડીછે કલિયુગ તણી પરતીત ॥ ૩૭૪ ॥
જે કલિયુગની કુડી છે ધીને કુડા છે પુત્ર ॥
વળી તે કુડા બંધવાને કુડા છે ઘરસુત્ર ॥ ૩૭૫ ॥
જે કુડી લક્ષ્મીને કુડા દેવ મંદિર ધામ ॥
તેના કુડા સર્વ મનોરથને કુડા કામ ॥ ૩૭૬ ॥
જે સર્વ કુડા દેશને કુડા સર્વ સંસાર ॥
તે કુડે કુડાના હર્ષનો શોભે વ્યવહાર ॥ ૩૭૭ ॥
કુડા કલિયુગ અને સાચુ દેસેરે દાન ॥
જે સેવે સાચે શ્રી સતગુરૂને શ્રી ભગવાન ॥ ૩૭૮ ॥
જે કોઈ ઈન્દ્રિય પાચે વશ પોતાની રાખશે ॥
તે તો સર્વ જીવતા વૈકુંઠના ફલ ચાખશે ॥ ૩૭૯ ॥
ત્યારે કહે શ્રીબુધ્ધ સાંભલો હે રાજન ॥
તમે પાચે બંધવ રાખો નિરમલ મન ॥ ૩૮૦ ॥
મહા પાપી છે આ કલિયુગ તો નિરધાર ॥
તે તમે મન વિષે જાણો સત્ય અપાર ॥ ૩૮૧ ॥
ત્યારે ધરમના ધોરી ધરા છાંડસે જેહ ॥
તે કલિયુગમા રાજ્યનું કરો કેમ નેહ ॥ ૩૮૨ ॥

૧૦૭૨

જ્યાં સુધી કલિયુગ અહીં આવે નહી ॥
ત્યાં લગી તમે રાજ કરજો ને સહી ॥ ૩૮૩ ॥
એ માટે સતીયા તમે સર્વે હિમાલોરે જાવો ॥
તો તમે દર્શન શ્રી હરીના રે પાવો ॥ ૩૮૪ ॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યારે વિખ્યાત ॥
સુણોરે ભીમ કહું તોયે સત્ય વાત ॥ ૩૮૫ ॥
તમે રાજા યુધિષ્ઠિરને કેજોરે જાયે ॥
કાઈ પુછવું હોય તો પુછજો ને આયે ॥ ૩૮૬ ॥
સત્ય વચન કહું છું હો ભીમસેન રાયે ॥
યજ્ઞ કરસો તોપણ પાપ નહી જાયે ॥ ૩૮૭ ॥
જો આવીને દરશન અમારારે જોયે ॥
તો અનંત યજ્ઞ તણું તમને ફલ હોયે ॥ ૩૮૮ ॥
એઊ રાજા યુધિષ્ઠિરને કહેજો તતક્ષણું ॥
નહી તો પછી પસ્તાવો રેહેશે ઘણું ॥ ૩૮૯ ॥
ત્યારે ભીમને ચિંતા મનમા ઊપની ઘણી ॥
એ તો દિસે છે ત્રીભુવનનો ધણી ॥ ૩૯૦ ॥
જે પાંડવ વંશપર સદા કૃપાલ ॥
તે જાણી અમ દ્વારે આવ્યા દયાલ ॥ ૩૯૧ ॥
સુણોરે યોગીશ્વર કહું શીર નામ ॥
દયા કરી તમે ઊભા રહેજો આણે ઠામ ॥ ૩૯૨ ॥
અમે જઈને પુછુ રાજા યુધિષ્ઠિરને જોય ॥
પાછો સંદેશો આવી તમને કહું હું સોય ॥ ૩૯૩ ॥
તમારો યજ્ઞ જાણી આવ્યો છું આહી ॥
અહીં રાજા આવે કે મને તેડાવે ત્યાહી ॥ ૩૯૪ ॥

ભીમ કહે સ્વામી અહીં ઊભા રહેજો સહી ॥
અમે રાજા યુધિષ્ઠિરને જાઈ પુછું સહી ॥ ૩૯૫ ॥
ઓચરે ભીમસેન સ્વામી વારૂ કહો ॥
પણ બે ચાર ઘડી અહીં ઊભા રહો ॥ ૩૯૬ ॥
અમે યજ્ઞમા જઈને કરૂરે જાણ ॥
તમે આઘા આવો તો રાજા ધર્મની આણ ॥ ૩૯૭ ॥
એવી આણ દઈ ભીમ યજ્ઞમાહી ગયા ॥
યજ્ઞ અશ્વમેધ કરતા રાજા ઊઠી ઊભા તો થયા ॥ ૩૯૮ ॥
ત્યાં જઈને ભીમસેન તે ઊભારે રહ્યા ॥
કહે રાજા કેમ ભીમસેન તમે આવીયા ॥ ૩૯૯ ॥
ત્યારે ગયા ભીમસેનને લાગી વાર ॥
ત્યાં રાજાશું જઈને કહ્યો વિચાર ॥ ૪૦૦ ॥
વલતા વિચારી ભીમસેન તો કહે ॥
ભાઈ આવ્યા અભ્યાગત તે પોળે રહે ॥ ૪૦૧ ॥
જ્યા ચારે બાંધવ બેઠા છે એકાંત ॥
ત્યાં ભીમે જઈને કહી સર્વે વાત ॥ ૪૦૨ ॥
કહે ભીમસેન ભાઈ સર્વે સાંભલો સાર ॥
એક દેવ બુધ્દ વેષે ઊભા છે બહાર ॥ ૪૦૩ ॥
સુણોરે રાજા યુધિષ્ઠિર કહું વિચાર ॥
અલૌકીક પુરૂષ આવ્યા આપણે દ્વાર ॥ ૪૦૪ ॥
ભીમ કહે સાંભલો યુધિષ્ઠિર વાત ॥
એ મહાબ્રહ્મસ્વરૂપી પાત્ર આવ્યા એક વિખ્યાત ॥ ૪૦૫ ॥
આગમ નિગમની વાત સર્વ કહે ॥
તે પાત્ર આવી આપણે દ્વારે ઊભા છેએ ॥ ૪૦૬ ॥

પાચે બંધવ મલીને વિચારે જહા ॥
એ કોણ સ્વરૂપે હોસે હો ભીમ તહા ॥૪૦૭॥
એ સ્વામીને ભુજ ચંચા ને પગ વંકા જેહ ॥
અને શરીરે ગલત કોડ વહે છે તેહ ॥૪૦૮॥
તે વાણી મુખે અમૃતસમ ઓચરે ॥
જેના વેણે વેણે હિરા રત્ન તો ઝરે ॥૪૦૯॥
દિસે કાયા કુરૂપને વાસ દુર્ગંધાત ॥
પણ વાત તો કરે છે જેમ વૈકુંઠના નાથ ॥૪૧૦॥
ચૌદ ભુવનની સર્વે તે કરે છેરે વાત ॥
ઊભા છે દેવત્યાં એકમના થઈને નાથ ॥૪૧૧॥
હમસુ એવી વાતો બહુ હોઈ સત્યભાયે ॥
પણ અમથી ઉત્તર દિયો ના જાયે ॥૪૧૨॥
ભાઈ તે ના લેવે અન્ન ને ના લેવે દાન ॥
તે ના લેવે હસ્તી ઘોડાને વાહાન ॥૪૧૩॥
કહે રાજા સત્યવાદી સાંભળ્યો છે ઘણું ॥
તે દર્શન કરે છે અભ્યાગત તણું ॥૪૧૪॥
તે તમને સંદેશો કહ્યો છે રે હો રાયે ॥
યજ્ઞ કરસો તો પણ પાપ નહી જાયે ॥૪૧૫॥
તે કહે છે અથર્વવેદનો હુવો વ્યવહાર ॥
જે ભુલ્યા બ્રાહ્મણને વર્ણ અઢાર ॥૪૧૬॥
જે શ્રી બુધ્દ રૂપે અવતાર હુવા દિન દયાળ ॥
ભાઈ તેણેજ બ્રાહ્મણો કહે છે ચંડાળ ॥૪૧૭॥
કહે છે હરી અવતારને નાજાણે હો રાયે ॥
ભાઈ તેથી ચંડાલ દુજો નહી કોઈ આયે ॥૪૧૮॥

ભાઈ તમને એસો સંદેશો કહે છે મુરાર ॥
ત્યારે યુધિષ્ઠિરે કિધો બંધુમલીને વિચાર ॥૪૧૯॥
એવી વાત જ્યારે ભીમસેને કહી ॥
ત્યારે યુધિષ્ઠિર કાઈંક સમજ્યા તે સહી ॥૪૨૦॥
ત્યારે યુધિષ્ઠિર ભાઈને પુછે છે ભેવ ॥
એ કોણ પુરૂષ છે કહોને સહદેવ ॥૪૨૧॥
ત્યારે દેખી જ્યોતીષને સહદેવે સત્ય કહ્યો ॥
શ્રી બૌધ્દ અવતાર શ્રી કૃષ્ણજીયે લીયો ॥૪૨૨॥
તે વાચીને ભેદ સર્વે વેદના સહદેવેરે કહ્યા ॥
બૌધ્દ અવતારે તો શ્રી કૃષ્ણજી થયા ॥૪૨૩॥
કહે સહદેવ હોધર્મ તમે તો સુણો ॥
સેવસો નહી તો પસ્તાવો પડશે ઘણો ॥૪૨૪॥
આજ મુકી યજ્ઞને હરીને મલવા જાવો રાયે ॥
એવો પ્રસંગ બોહોડે નહી તો થાયે ॥૪૨૫॥
એ ભુલ્યા બ્રાહ્મણ સહદેવ કહે ॥
તે હરી અવતારની શુધ્દ ના લહે ॥૪૨૬॥
જે પેટ સ્વાર્થે વાચે ઠાલા વેદ ॥
તે બુધ્દ અવતારના કરે નિષેધ ॥૪૨૭॥
પાંચે બાંધવ ચાલ્યા તેણી વાર ॥
ત્યારે બ્રાહ્મણોયે કર્યો વિચાર ॥૪૨૮॥
સુણો રાજા યુધિષ્ઠિર કહું સત્ય ભાયે ॥
એ ચંડાળ મુખ દેખ્યો કેમ જાયે ॥૪૨૯॥
હમે બ્રાહ્મણ મહાઋષિરાયે ॥
હે રાજન્ તેના તમે કેમ પરહરો પાયે ॥૪૩૦॥



૧૦૭૬

ત્યારે સહદેવ બોલ્યા તેણી વાર ॥
સુણો ભાઈ યુધિષ્ઠિર કહુ વિચાર ॥૪૩૧॥
ભાઈ જો તમે કહ્યુ બ્રાહ્મણનું કરો ॥
તો તમે નારાયણ દેવને નહી મલો ॥૪૩૨॥
ભાઈ જેણે સરજી ધરતીને આકાશ ॥
અને પવન પાણી કિધો પ્રકાશ ॥૪૩૩॥
જેણે ચન્દ્રમા સુરજ સરજ્યા જાણ ॥
અને જેણે નિપાઈ છે આ ચારે ખાંણ ॥૪૩૪॥
જેણે અષ્ટકુલ પર્વત સરજ્યારે જાણ ॥
અને નવલાખ તારાનો મંડલ રંચિયા નિર્વાણ ॥૪૩૫॥
જેણે સરજીયા વનસ્પતિ ભાર અઢાર ॥
નવકુળ નાગ સરજ્યા તેણી વાર ॥૪૩૬॥
જેણે સાતે સમુદ્ર સરજ્યાં જાણ ॥
અને નવસો નવ્વાણુ નદિયા પરમાણ ॥૪૩૭॥
જેણે એ સર્વ રંચના કરતા ના લાગી વાર ॥
તે સ્વામી ઊભા છે આપણે દ્વાર ॥૪૩૮॥
જયારે એવી વાત સહદેવે કહી ॥ ત્યારે યુધિષ્ઠિર સમજ્યા સહી ॥૪૩૯॥
જો રાજા તમે સુણો બ્રાહ્મણની વાત ॥
તો પસ્તાવો રેહેશે દિવસને રાત ॥૪૪૦॥
આજ નવમે શ્રી બુધ્ધરૂપ નારાયણે ધરી ॥
તે તો આવ્યા છે પાંડવ દ્વારે હરી ॥૪૪૧॥
જે આ પ્રેમે યજ્ઞ કરો છેહે ધરમરાયે ॥
હવે આ વિધીનો નથી રહ્યો મહિમાયે ॥૪૪૨॥
ત્યા બ્રાહ્મણના મનમા પડિયો છેરે ત્રાસ ॥
કોણ આવ્યો છે એવો વેદ વ્યાસ ॥૪૪૩॥

તમે જુવોને ધરમરાજા યુક્તિયે કરી ॥
અને કોણ આવ્યો છે પોલે હસ્તિનાપુરી ॥૪૪૪॥
જે યુકતે કરીને હે રાજન જુવો જોગ ॥
ત્યા ભીક્ષા માગે છે ભાવ ભકતીનો ભોગ ॥૪૪૫॥
અમે આવ્યો છુ યજ્ઞ જાણીને યહા ॥
એ કહે છે આવે રાજા કે અમને તેડે તહા ॥૪૪૬॥
વલતા રાજાને વિચાર જો થાયે ॥
એ ના હોય અભ્યાગત કૃષ્ણજી આયે ॥૪૪૭॥
વલતા રાજા ઓચરે ભીમ વેગે જાવો વળી ॥
રખે એ અભ્યાગત જાયે પાછા વળી ॥૪૪૮॥
જઈને અભ્યાગતને અતિ આદર કરો ॥
જે માંગે તે સર્વ તેવોની આગલ ધરો ॥૪૪૯॥
એ આવે છે રાજા ક્ષણુ નહી લાગેરે વાર ॥
આદર કરે છે તમને મળવા તણો અપાર ॥૪૫૦॥
ભીમ મોકલાવી રાજા યજ્ઞમાહે જો ગયા ॥
ત્યા વેદ વદતા બ્રાહ્મણને એ પુછીયા ॥૪૫૧॥
સત્ય વચન વિચાર રાજાયે બ્રાહ્મણને કહ્યા ॥
આવ્યા અભ્યાગત તે પોળે રહ્યા ॥૪૫૨॥
તે માંગે છે રાજા દરશનનુરે દાન ॥
દુર્બલ છે દેહી પણ કથે છે બ્રહ્મજ્ઞાન ॥૪૫૩॥
ઓચરે બ્રાહ્મણ સાંભલોને રાજા ધરમ ॥
સત્યવાદી રાજાનું એ ના હોયે કરમ ॥૪૫૪॥
બોલ્યા પંડિત રાજા શું ઘેલા થાવો ॥
મુકી અધુરો યજ્ઞને બાહેર કેમ જાવો ॥૪૫૫॥

વિચારી મનના રાજાયે રાખી વાત ॥
આજ્ઞા આપી સર્વ બ્રાહ્મણના સાથ ॥૪૫૬॥
ત્યારે બ્રાહ્મણે આપ્યો ભડકણો તે ભુર ॥
અને એથી થતો યજ્ઞ કરાવ્યો દુર ॥૪૫૭॥
ત્યા બ્રાહ્મણને અતિ ઘણી ચઢી છે રે રીસ ॥
જેથી બ્રાહ્મણ ઊઠી ગયા છે દો દિસ ॥૪૫૮॥
વલતા બ્રાહ્મણતો ચિંતાગ્રસ્થ થાએ ॥
તે તો ફરીને રાજા પ્રતે બોલ્યા છે આયે ॥૪૫૯॥
તમે તો રાજા ભલે અભ્યાગતના દર્શન કરો ॥
પણ વાત અમારી એક ચિતમાહે ધરો ॥૪૬૦॥
વલાવો છારને આ ધરતીયે છટાવોને નીર ॥
તેની ઊપર પથરાવો પવિત્ર પટકુલ ચીર ॥૪૬૧॥
તે ઊપર તો રાજા તમે ચાલીનેરે જાવો ॥
અને તમ પુઠે બ્રાહ્મણ પાસે વેદ ભણાવો ॥૪૬૨॥
ત્યારે ચાલ્યા પાચે બાંધવરે જહા ॥
અને જ્યાં શ્રી બુદ્દ અવતાર ઊભા છે તહા ॥૪૬૩॥
જ્યારે ચાલ્યા યુધિષ્ઠિર બૌદ્દ કેરે પાસ ॥
ત્યારે બ્રાહ્મણોયે વચન કર્યો છે પ્રકાશ ॥૪૬૪॥
તે રાજાને સઘલા બ્રાહ્મણ કહે છે આયે ॥
હે રાજા તે ચંડાલ મુખ જોયું કેમ જાયે ॥૪૬૫॥
તમે સુણો રાજા સતવાદી અમારી રે વાત ॥
તમો આગલ ગલીના પરદા બંધાવો સાત ॥૪૬૬॥
તમે તો પાણી ગંગોદક મંગાવો સધીર ॥
એ ગંગોદક તમે કરધરી છાટોને શરીર ॥૪૬૭॥

એસો આચાર કરજોને હો ધરમ રાયે ॥
તો યજ્ઞમાથી જઈને દેખો એ ચંડાલના પાયે ॥૭૬૮॥
એણી રીતે અભ્યાગતને મલવા જાવો ॥
આગલ ગલીના પરદા સાત બંધાવો ॥૭૬૯॥
સત્ય શ્રી વિષ્ણુની પરીક્ષા છેરે એહ ॥
શ્રીજીની દૃષ્ટીયે સફેદ થાસે તેહ ॥૭૭૦॥
રાજા અભ્યાગત સાંભળ્યો દુર્મુખ ઘણો ॥
તે દુષ્ટ શરીર ના દેખે હે રાજા આપણો ॥૭૭૧॥
ધરમે અભ્યાગતને મલવા આદર કર્યો ॥
સઘલી વસ્તુઓને પોતે આગલ ધર્યો ॥૭૭૨॥
રાજાયે સુણી તે બ્રાહ્મણ કપટની વાત ॥
તે શિરમા ગલીના પરદા બંધાવ્યા સાત ॥૭૭૩॥
ત્યાં જઈને જેવા પરદા બંધાવ્યા છેરે રાયે ॥
તે શ્રી હરીની દૃષ્ટીયેથી ઊજલા થાયે ॥૭૭૪॥
જે ગલીના પરદા બંધાવ્યારે સાત ॥
તે કપટી બ્રાહ્મણોયે ખાધી છેરે ઘાત ॥૭૭૫॥
જ્યારે બ્રાહ્મણ વચન બોલ્યા છેરે એહ ॥
ત્યારે દેવ શ્રાપ દઈને ઊથાપ્યા છે તેહ ॥૭૭૬॥
જ્યાં પાંડવ દેવનું દર્શન કરવારે જાયે ॥
પુળાસમ દષ્ટી બ્રાહ્મણોને ભીમ ફગાયે ॥૭૭૭॥
ગલીના પરદા બંધાવીને બ્રાહ્મણ જો ગયા ॥
તો શ્રી હરીની દૃષ્ટીએથી તો ઊજલા થયા ॥૭૭૮॥
પાણી છાટતા આવીયા યુધિષ્ઠિર રાયે ॥
ત્યારે શ્રી બૌદ્ધ બોલ્યા છે સત્યભાયે ॥૭૭૯॥



તમે સુણો રે યુધિષ્ઠિર જો અમારી રે વાત ॥
તમે કેવા કારણે પરદા બંધાવ્યા છે સાત ॥૪૮૦॥
તમે શા કારણે કહ્યું બ્રાહ્મણોનું રે કરો ॥
અને કેવા કારણે મનમાહે સંક્ષે ધરો ॥૪૮૧॥
રાજા કેવા કારણે ધરતીયે છટાવો છો નીર ॥
તમે શા કારણે ખોટો સંક્ષે ધરો મનમાહે સધીર ॥૪૮૨॥
જે નિરમલ મન કરી દેખો અમારા પાયે ॥
તો રાજા પાપ તમારા તે દો દિશા જાયે ॥૪૮૩॥
મન નિરમલ કરીને દર્શન અમારા જોયે ॥
તો અનંત યજ્ઞતણું અનંત ફલ હોયે ॥૪૮૪॥
અમ સામા ચાલીને આવો જો એકે મન ॥
તો પગલે પગલે અનંત યજ્ઞતણારે પુન ॥૪૮૫॥
ત્યા હરીને નમન કરીને યુધિષ્ઠિર એમ કહે ॥
સ્વામી કુરૂક્ષેત્રનું પાપ તો અમ શિર રહે ॥૪૮૬॥
સ્વામી અમે પાપીને મહા અપરાધી ॥
સ્વામી અમો એકાએક દર્શન કેમ દેખી ॥૪૮૭॥
સ્વામી અમે મનમાહે તે વિચારી વાત ॥
તે કારણે પરદા બંધાવ્યા છે આ સાત ॥૪૮૮॥
સ્વામી અમે મહા અપરાધી પાંચે વીર ॥
તે કારણે ધરતીયે છટાવ્યા ગંગાના નીર ॥૪૮૯॥
જ્યા ફાટ્યા પરદાને દો દિશ ગયા ॥
ત્યારે તો વેદ ભણતા બ્રાહ્મણો રહ્યા ॥૪૯૦॥
ત્યાં ટાલી પરદાને બેઠા સર્વ ભક્ત એકાંત ॥
અને મલીન રૂપે દિઠા શ્રી હરી અનંત ॥૪૯૧॥

પાંડવ દેવના દર્શન કરી રળીયાત થાયે ॥
એ તો જઈ હરીને લાગ્યા છે રે પાયે ॥૪૯૨॥
જ્યારે કળા જોઈ બ્રાહ્મણ નાશી ગયા અસુખ ॥
કહે ચંડાલ હરીને તે શું દેખડાવે મુખ ॥૪૯૩॥
જ્યારે બ્રાહ્મણ નાશી દો દિશ ગયા ॥
ત્યારે રાજાને અભ્યાગત એકાંતે થયા ॥૪૯૪॥
ભુલ્યા બ્રાહ્મણ દેવ દર્શન ઓળખ્યા નાયે ॥
તે માટે એ કલિયુગમા કણ માંગી ખાયે ॥૪૯૫॥
જે ભુલ્યા બ્રાહ્મણ સહદેવ જોશી કહે ॥
તે તો અવતાર પાત્રની શુધ્દ જો ના લહે ॥૪૯૬॥
પગ વંકા મુખ ચંચા દુર્બલ દેહી ગલે શરીર ॥
તેવા ધ્યાન ધરીને ઊભા શ્રી નરહરી ॥૪૯૭॥
ત્યારે નમસ્કાર કરીને રાજા પાયે લાગીયા ॥
ત્યારે યુધિષ્ઠિર ઘણુ રળીયાત જો થયા ॥૪૯૮॥
ધન ધન કુલ તે પાંડવ તણું ॥
આજ ઘેર અભ્યાગત આવ્યા ઘણું ॥૪૯૯॥
ત્યારે શ્રી બુધ્દને પગે જઈને પડયા ॥
ત્યારે એ પાચે પાંડવ કર જોડીને રહ્યા ॥૫૦૦॥
યુધિષ્ઠિર પાયે લાગીને પ્રણામ જો કરે ॥
સ્વામી તમે પધાર્યો પાંડવને ઘેર ॥૫૦૧॥
ઓચરે રાજા હવે તો શી કરશુ રે પેર ॥
પાવન કરવા સ્વામી પધાર્યા ઘેર ॥૫૦૨॥
અભ્યાગત ઓચરે સાંભલો રાજા ધરમ ॥
જેના માતા પિતા પવિત્ર તેણે ના લાગે કરમ ॥૫૦૩॥

તમે જાણતા હતા સકલ શાસ્ત્રનો ભેદ ॥
ગુરૂના વચન ઊવેખી કેમ મંડાવ્યા અશ્વમેધ ॥ ૫૦૪॥
તે માટે તમને ગુરૂદ્રોહ લાગ્યા હો રાયે ॥
જો હેમ દાન હસ્તિ ઘોડા આપે તોયે પાપ નહી જાયે ॥ ૫૦૫॥
ગુરૂના વચન જે ઊવેખે તે સદા રહે દુખી ॥
આવા કરોડો યજ્ઞ કરે કેમે ના થાસે સુખી ॥ ૫૦૬॥
તમે સાંભલોને સતીયા રાજા ધરમ ॥
કરોડા કરોડ યજ્ઞ કરે તોયે ના છુટે કરમ ॥ ૫૦૭॥
રાજા ખુશી થઈને શ્રી હરીશું ઓચરે વાત ॥
પુત્ર વિસર્યા તમતણા ક્ષમા કરો હો તાત ॥ ૫૦૮॥
અભ્યાગત ઓચર્યા સાંભળોને રાજન ॥
રીશ અમારી ઊતરી તમે બોલ્યા સત્યવચન ॥ ૫૦૯॥
ત્યા શ્રી બુધ્દને પગે જઈને પડે ॥
અને રાજા યુધિષ્ઠિર વિનંતી જો કરે ॥ ૫૧૦॥
રાજા યુધિષ્ઠિરે વિનવ્યા હર્ષ જો ધરી ॥
અમ ઊપર કૃપા કિધી હો શ્રી નરહરી ॥ ૫૧૧॥
સર્વે જુગના પાતક અમારા રે ગયા ॥
આજે જગદિશના દરશન જો થયા ॥ ૫૧૨॥
સ્વામી યજ્ઞ અમારો પુરો થયો આજ ॥
જ્યારે ઘેર પધાર્યા શ્રી મહારાજ ॥ ૫૧૩॥
ત્યાં પાચે પાંડવ કરજોડીને રહ્યા ॥
સ્વામી ચરણ તમારા આણી ભુમીયે ભલે આવીયા ॥ ૫૧૪॥
હારે પાંડવો તમે યજ્ઞ મંડાવ્યો કહ્યા ॥
જે વારી ગયો તો હું તમને તહા ॥ ૫૧૫॥

સ્વામી અમે બ્રાહ્મણ વચને ભુલ્યા એહ ॥
તેથી હમે વચન લોપ્યું છું તેહ ॥૫૧૬॥
ત્યારે શ્રી બુધ્દ તણે પાયે જો પડે ॥
પાંચે પાંડવ ઘણી વિનંતી કરે ॥૫૧૭॥
માતા કુંતા સ્વામીના ઓવારણા લેહે ॥
રાજા યુધિષ્ઠિર પગે ચુંબન દેહે ॥૫૧૮॥
જ્યાં પાચે પાંડવ કરજોડી રહ્યા ॥
સ્વામી આણી ભુમે ભલે સંચર્યા ॥૫૧૯॥
ધન્ય ધન્ય વંશ પાંડવ જોન્યા જેહ ॥
આજ જગદીશ નયને નિરખ્યા તેહ ॥૫૨૦॥
આજ સર્વે યુગના પાપ અમારારે ગયા ॥
શ્રી બુધ્દ અવતારના દર્શન જો થયા ॥૫૨૧॥
ધન્ય ધન્ય છો તમે દીન દયાળ ॥
જે સેવક તમારાને લીયો સંભાળ ॥૫૨૨॥
અમે જુઠા બ્રાહ્મણની કરીરે કેણ ॥
તે તો સર્વે લોક લજ્જાને વેણ ॥૫૨૩॥
થયા જુઠા બ્રાહ્મણ ઋષીરાયે ॥
જુઠો યજ્ઞ મંડાવવાનો કર્યો ઊપાયે ॥૫૨૪॥
પાંડવ ઊપર સ્વામી સદા તમે કૃપાલ ॥
તમો ધરણીધર છો દીન દયાળ ॥૫૨૫॥
અમે બાલક તમારા અપરાધી સાર ॥
તમે છો સ્વામી સદા ક્ષમા કરનાર ॥૫૨૬॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા છેરે સાર ॥
સુણોરે યુધિષ્ઠિર કહું સત્ય વિચાર ॥૫૨૭॥

લાગ્યો છે કલિયુગ ને હુવો અથર્વ વેદ ॥
થાસે એથી ષડ્દર્શન તણો નિષેધ ॥ ૫૨૮॥
શ્રી હરીને કરજોડી યુધિષ્ઠિર પુછે ક્ષોણ ॥
સ્વામી કલિયુગમા યોગી બ્રાહ્મણ કોણ ॥ ૫૨૯॥
ત્યારે શ્રી હરી બૌધ્ધ બોલ્યા વિખ્યાત ॥
યોગી બ્રાહ્મણ તણું કહું તોયે વાત ॥ ૫૩૦॥
બ્રાહ્મણ તે જે જાણેરે બ્રહ્મ ॥
બ્રહ્મજ્ઞાનના તત્વે કરીને બાળે કરમ ॥ ૫૩૧॥
આજ પ્રત્યક્ષ હરી અવતારનો જાણે ઠામ ॥
આજ બ્રાહ્મણ કલીના કહ્યા સત્ય નામ ॥ ૫૩૨॥
જેણે પ્રત્યક્ષ બ્રહ્મા ભેટ્યારે જાણ ॥
આજ તે બ્રાહ્મણ કલીના પરમાણ ॥ ૫૩૩॥
જે વેદ ગાવેમીના ભેદે જાણે રે જાપ ॥
તે બ્રહ્મવંશી બ્રાહ્મણ આપો આપ ॥ ૫૩૪॥
જેણે પ્રત્યક્ષ બ્રહ્મગુરૂ સેવ્યારે જાણ ॥
કલીમા સાચા બ્રાહ્મણ તો સત્ય નિર્વાણ ॥ ૫૩૫॥
યોગી તે યુગે વેદ ધર્મની જાણે જુગત ॥
વેદ તત્વજ્ઞાને કરી ખોળે મુગત ॥ ૫૩૬॥
જેની સુરતા યોગ ધરમમા હરીસુ રહે ॥
અને ખરી દશાંશ સુકરીત ગુરૂ મુખે ધરે ॥ ૫૩૭॥
જેણે પ્રત્યક્ષ ગુરૂ નર ભેટ્યા જાણ ॥
તે યોગી કલિયુગના સહી પરમાણ ॥ ૫૩૮॥
અમે આપે યોગીને અમે આપે બ્રહ્મ ॥
અમેજ ગુરૂ મુખી અમે જ સત્ય ધર્મ ॥ ૫૩૯॥

ગુરૂ મુખે નર પિછાણે તે યોગીને બ્રહ્મ ॥
અથર્વવેદની કાંડીયે ઊતારે સર્વે કર્મ ॥૫૪૦॥
ત્યાં રાજા યુધિષ્ઠિરે બહુ વિનંતી કરી ॥
અમારી મુક્તિ કેમ થાસે હો શ્રી હરી ॥૫૪૧॥
ત્યારે શ્રી બૌધ્દ બોલ્યા છે વિખ્યાત ॥
તમે સુણો યુધિષ્ઠિર કહું હું તે વાત ॥૫૪૨॥
હવે બેઠો કલિયુગને આ દ્વાપાર ગયો ॥
સર્વ દેવ ઋષિવર અલોપ હોઈ રહ્યો ॥૫૪૩॥
તમે તો ધરમના પુત્ર છે હો રાયે ॥
હવે તમથી કલિયુગમા રહ્યો નહી જાયે ॥૫૪૪॥
તમે તો રાય કુરૂ ક્ષેત્ર માહે છોરે વાઢ્યા ॥
અક્ષૌણી અઢાર ને બાંધવો રણમાહે પાડ્યા ॥૫૪૫॥
ત્યારે દેવ દૈત્યને સંઘાર્યો છે રે આપ ॥
તેના તમો શીર લાઈ બેઠા છેરે પાપ ॥૫૪૬॥
તેના હિસાબ ચુકાવોને જાયે ॥
નહી તો અંતઃકાલે દુઃખ ભોગવશો હો રાયે ॥૫૪૭॥
ત્યારે પાંડવે વિનંતી કરી છે ઘણી ॥
આપ જે કહેશો તે કરશું હો ધણી ॥૫૪૮॥
ત્યારે રાજા યુધિષ્ઠિર બોલ્યા છે સાર ॥
જે તમે કહેશો તે કરશું હો કિરતાર ॥૫૪૯॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યારે એહ ॥
તમે જઈને હિમાલે ગળાવો સર્વે દેહ ॥૫૫૦॥
જો તમે હિમાલે દેહી ગળાવો રે જાયે ॥
તો તમે વૈકુંઠનું રાજ લેસો હો રાયે ॥૫૫૧॥

ત્યારે ભીમસેન બોલ્યા તતકાલ ॥
તમે આગમ કેમ ના કહ્યું હો દયાલ ॥૫૫૨॥
અમે સો બંધવ મારીને લીધુરે રાજ ॥
સ્વામી તમે કલિયુગ કેમ આણો આજ ॥૫૫૩॥
જો એવી આગમ કહેતા રે ગુજ ॥
તો અમો કુરૂક્ષેત્રમા ના કરતા જુઝ ॥૫૫૪॥
કહે યુધિષ્ઠિર સાંભલો ભીમસેન રાયે ॥
કરમે લખીયું તે ટાળ્યું કોને કેમ જાયે ॥૫૫૫॥
તમે સર્વ જે હરી કહે તે નિશ્ચે કરો ॥
સ્વામીના વચન તો શિર ઊપર ધરો ॥૫૫૬॥
ત્યારે રાજા યુધિષ્ઠિર પુછે છે ભેવ ॥
તમે કલિયુગના ચરિત્ર કહો હો દેવ ॥૫૫૭॥
કલિયુગમા કેસો આહાર ને કેસો વ્યવહાર ॥
એ સંક્ષે મોયે કહેજો હો મુરાર ॥૫૫૮॥
ત્યારે શ્રી બૌધ્દ બોલ્યા વિખ્યાત ॥
આ કલિયુગ તણી કહું હું તોયે વાત ॥૫૫૯॥
યુધિષ્ઠિર કરજોડી વિનવી કરે છે સેવ ॥
એ આગમના ચરિત્ર કહેજો હો દેવ ॥૫૬૦॥
શ્રી બુધ્દ બોલ્યા છે ત્યાં તો રે વેણ ॥
અમો ભાઈ આવ્યો છું તમને રજા દેણ ॥૫૬૧॥
વિત્યો દ્વાપારને કલિયુગ બેઠો છે આયે ॥
હવે તમે હિમાલે સિજજો હો રાયે ॥૫૬૨॥
એવા વચન સુણી ભીમસેન કોપે થયા ॥
સ્વામી તમે આગમ ભેદ કેમ ના કહ્યા ॥૫૬૩॥

અમે માર્યો દુર્યોધનને ગુરૂ ગાંગેય ॥
જેની મહા વિદ્યા તણો ન હોતો છેહ એવ ॥૫૬૪॥
તમ વચને માર્યો દુઃશાસનને ભગદત્ત ॥
જેના બળનો ના પામીયે અંત ॥૫૬૫॥
અઢાર અક્ષૌણીને બાંધવ મારી લીધું રાજ ॥
સ્વામી તે કલીયુગ કેમ લાવ્યો છે આજ ॥૫૬૬॥
કહે યુધિષ્ઠિર સુણો ભીમસેન રાયે ॥
હરી સામે તમે ઊત્તર દિયો છો કાયે ॥૫૬૭॥
આજ દેવ કહે તે વિશ્વાસે કરો ॥
એ હરીના વચન તો શિર ઊપર ધરો ॥૫૬૮॥
કહે નારાયણ સુણો યુધિષ્ઠિર રાયે ॥
અમે કલિયુગ તણો તો કહ્યો મહિમાયે ॥૫૬૯॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા છે રે સાર ॥
યુધિષ્ઠિર કહું તમને કલિયુગના વિચાર ॥૫૭૦॥
સત્યવાચેક જેના તે બ્રાહ્મણ જાણ ॥
જે મહા બ્રહ્મકુળ વિષ્ણુ હોસે પરમાણ ॥૫૭૧॥
જેણે પ્રત્યક્ષ ગુરૂ નર ભેટ્યા રે જાણ ॥
તે યોગી બ્રાહ્મણ આ કલિયુગના પરમાણ ॥૫૭૨॥
ત્યારે શ્રી બુદ્દ બોલ્યા છે અપરંભ ॥
અમે આપે યોગીને આપે છું બ્રહ્મ ॥૫૭૩॥
જનોઈ ધરે તે માટે બ્રાહ્મણ તો નાહી ॥
બ્રહ્મ અક્ષર જાણે તે બ્રાહ્મણ સાહી ॥૫૭૪॥
બ્રાહ્મણ બોધી કહાવે નર સઊ કોયે ॥
બ્રહ્મ જડે પુરણ ભાગ્યવંતા હોયે ॥૫૭૫॥

જેણે સતગુરૂ બ્રહ્મા મલીયા છે સહી ॥
તે તો ગર્ભવાસમા ફરી આવસે નહી ॥૫૭૬॥
તે માટે તમે સાંભલજો હો રાયે ॥
એ બ્રહ્મ પુજા તો અધિક કહેવાયે ॥૫૭૭॥
હે ધરમ એવી-ગતે બ્રાહ્મણ જો જાણ ॥
તેના કહું હું એવા લક્ષણ નિધાન ॥૫૭૮॥
પ્રથમ બ્રહ્મ તો આ પવનને લહે ॥
બીજો બ્રહ્મ શાસ્ત્ર આ જલને કહે ॥૫૭૯॥
વેદે ત્રીજો બ્રહ્મ તે અગ્નીને કહ્યો જાણ ॥
ચોથો બ્રહ્મ તેજ સચરાચારી માન ॥૫૮૦॥
હવે પાચમો બ્રહ્મ તો પૃથીવી હોયે ॥
જે આ ધરાઊપર વસે છે સઊ કોયે ॥૫૮૧॥
કહે હરી બ્રહ્મ કહાવે નર જેહ ॥
અદકુ ઓછુ કોઈને ગણે નહી તેહ ॥૫૮૨॥
સાતમા બ્રહ્મની ભક્તિ જે કરે ॥
બ્રહ્મ ભક્તિયે તે બ્રહ્મમાહે સંચરે ॥૫૮૩॥
બ્રહ્મદ્વારે જઈ જે કોઈ કરમ તો કરે ॥
તે કર્મના ફલ સર્વે ભોગવવા પડે ॥૫૮૪॥
પછી તે ભલા કે ભુંડા કર્મ જેહ ॥
થાયે તેણે વજ્રલેપ કહિયે તેહ ॥૫૮૫॥
ગુરૂ ભાઈ થઈને રાખે માહે દુર્મતિ ॥
તેની કેમ થાયે રે સ્વર્ગની રે ગતિ ॥૫૮૬॥
વળી જે ના માને શાસ્ત્રની વિધી ॥
તેવા દુષ્ટોના મુખ તો જોવાના નથી ॥૫૮૭॥

કહે શ્રી બુધ્દ સાંભળો યુધિષ્ઠિર સાર ॥
જે કહું છું તે સત્ય માનજો નિર્ધાર ॥ ૫૮૮ ॥
યોગી તે જે જાણે વેદ વેળાતણી જુગત ॥
જે સત્ય જ્ઞાને કરી ખોળે મુગત ॥ ૫૮૯ ॥
યતિ તે જે યોગ ધર્મમા રહીને સાધન કરે ॥
ખરી દશાંશ સુક્રીત ગુરૂ મુખે ધરે ॥ ૫૯૦ ॥
ગુરૂ મુખે હાલ ગુજારી પાળે ધરમ ॥
એ ઓળખવા ખરા યોગી ને બ્રહ્મ ॥ ૫૯૧ ॥
ત્યારે શ્રી હરીને વિનવે યુધિષ્ઠિર રાચે ॥
સ્વામી અમારી મુક્તિ કોઈ પેરે થાયે ॥ ૫૯૨ ॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા વિખ્યાત ॥
તમે યુધિષ્ઠિર કહું સુણો સત્ય વાત ॥ ૫૯૩ ॥
હવે લાગ્યો કલિયુગને રાજા દ્વાપાર ગયો ॥
સર્વ દેવ ઋષીવર અલોપ હોઈને રહ્યો ॥ ૫૯૪ ॥
કલિયુગમાં કેનુ મન થર નહી તો રહે ॥
સાડે ઓગણીસ વસા તો પાપના વહે ॥ ૫૯૫ ॥
જ્યા અર્ધો વસો સત્ય ધરમનો રે જાણ ॥
ત્યાં એવી કઠણવેલા વીતસે પરમાણ ॥ ૫૯૬ ॥
શ્રી બુધ્દને યુધિષ્ઠિર પુછે છે વિચાર ॥
સ્વામી કેસો કલિયુગનો ચાલે સંસાર ॥ ૫૯૭ ॥
ત્યાં કેવા રાજાને કેવા પ્રધાન ॥
અને કેવા લોક રયત હોસે નિરવાણ ॥ ૫૯૮ ॥
કેવા પંડિત પઢે વેદ પુરાણની રે વાણ ॥
અને કેવા શ્રોતા ત્યાં બેઠા સાંભળે જાણ ॥ ૫૯૯ ॥

ત્યાં કેવા યોધ્ધા રણે સનમુખ લઢે ॥
વળી અને કેવા યોધ્ધા ત્યાં રણમા પડે ॥ ૬૦૦ ॥
કેવા હોસે યોગી યતિ તે યુગમા જાણ ॥
કેવા દાતા હોસે જે દેસે પુનને દાન ॥ ૬૦૧ ॥
ત્યાં કેવા વર્ષા કલીયુગમારે હોયે ॥
હે પ્રભુ કેશી ધરતી પાકશે સોયે ॥ ૬૦૨ ॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા વિખ્યાત ॥
સુણો યુધિષ્ઠિર કહું હું તોયે વાત ॥ ૬૦૩ ॥
અલ્પ વર્ષા કલિયુગમા સર્વે રે હોયે ॥
અને અલ્પ ધરતી પાકશે સઊ કોયે ॥ ૬૦૪ ॥
કલિયુગમાં વર્ષા ઘટતી નહી નાખસે મેહ ॥
ગુરૂના પ્રતાપે પૃથ્વી પાક આપશે તેહ ॥ ૬૦૫ ॥
જે કલીના રાજા મહા કપટી હોયે ॥
સેના નાયકને રયત ધુતારી સોયે ॥ ૬૦૬ ॥
લોભી રાજાને લંપટી થાસે પ્રધાન ॥
તેની રયત ચોર ધુતારી હોસે જાણ ॥ ૬૦૭ ॥
ત્યાં લોભી પંડિત વાચે સ્વાર્થે પુરાણ ॥
ત્યાં તો લંપટ શ્રોતા બેઠા જાણ ॥ ૬૦૮ ॥
યુધ્દ સમે સહસ્ત્ર યોધ્ધા રણમાહે લઢે ॥
સહસ્ત્રમાહે કોઈ એક સનમુખે પડે ॥ ૬૦૯ ॥
લાખમધે એક દાનવંતા નર રે જોયે ॥
કરોડમધે એક યોગી યતિ હોયે ॥ ૬૧૦ ॥
ત્યારે રાજા યુધિષ્ઠિર બોલ્યા છે વિખ્યાત ॥
તમને શ્રી બુધ્દ પુછુ એક વાત ॥ ૬૧૧ ॥

કલિયુગમાહે કોણ તીર્થ તે કહિયે જાણ ॥
ત્યાં કોણસો પાત્ર મુખે દિજીયે દાન ॥ ૬૧૨ ॥
ભગવંત કોણ વ્રત કલિયુગમાહે કરે ॥
કોણ દિશાયે બેશીને જાપ ઓચરે ॥ ૬૧૩ ॥
કલિયુગમાહે કયાં વાશો રહેશે ધરમ ॥
કયાં જઈને પાપના છુટીયે કરમ ॥ ૬૧૪ ॥
ક્યાં થાશે તે ધર્મ કહો હે મહાદેવ ॥
કયાં જઈ વાણી સુણીયે તતખેવ ॥ ૬૧૫ ॥
કવન દાન કલિયુગ માહે દહે ॥
કોણ વિધીયે કેવા સપાત્ર તો તે લહે ॥ ૬૧૬ ॥
ત્યારે શ્રી બુધ્દ બોલ્યા રે ત્યાં વાત ॥
સુણો યુધિષ્ઠિર હું કહું તમને સાક્ષાત ॥ ૬૧૭ ॥
આજ ગત તીરથ કલિયુગમા રે જાણ ॥
અને સતગુરૂ બ્રહ્મા મુખે દિજીયે દાન ॥ ૬૧૮ ॥
બીજ શુક્રવારી કલિયુગમાહે વ્રત કરો ॥
અને પશ્ચિમ દિશા બેસી જાપ ઓચરો ॥ ૬૧૯ ॥
ત્યાં તો દયા આલંભે ઊપજસે ધરમ ॥
ગતગંગામાહે જઈ છુટીયે કરમ ॥ ૬૨૦ ॥
સંપતે જે સેજદાન કલિયુગમારે દહે ॥
તેને સંતોખથી વિધીયે સપાત્ર જો લહે ॥ ૬૨૧ ॥
કલિયુગમા જો ક્ષમારૂપી થાપતે ધરમ ॥
ક્રોધી વાણીના ના સુણીયે મરમ ॥ ૬૨૨ ॥
ત્યારે યુધિષ્ઠિર બોલીયા ત્યાં તો વિખ્યાત ॥
કહો શ્રી ભગવાન કલિયુગની વાત ॥ ૬૨૩ ॥

ચારે યુગમાં કલિયુગ છેલ્લો આવે સાર ॥
તે તો પાપ પુણ્યનો કેવો કરે વ્યવહાર ॥ ૬૨૪ ॥
કહો રે સ્વામી કલિયુગ કેરી સર્વે વાત ॥
ત્યારે શ્રી બુધ્ધ બોલ્યા મહા વિખ્યાત ॥ ૬૨૫ ॥
શ્રી બુધ્ધ કહે સુણો યુધિષ્ઠિર કહું સાક્ષાત્ ॥
સર્વ કલિયુગ તણી કહું સત્ય વાત ॥ ૬૨૬ ॥
જે ચારે જુગમા આ કલિયુગ છે સાર ॥
તે તો સર્વ પાપ પુણ્યનો કરે નિસ્તાર ॥ ૬૨૭ ॥
કલિયુગમા પાપી ધર્મી એકજ તેડે ફરે ॥
ત્યાં તો પાપી બુડે ને ધર્મી તો તરે ॥ ૬૨૮ ॥
જે પહેલા સત્ય યુગમા કરતા પુણ્ય ॥
તેની કથા સુણો રાજા એકે મન ॥ ૬૨૯ ॥
સહસ્ત્રવાર જ્યારે દેતા રે દાન ॥
ત્યારે તેનુ ફલ એકવાર લેતા પ્રમાણ ॥ ૬૩૦ ॥
એક વાર દાન જો કલિયુગમારે દહે ॥
તે સવા લાખ ઘણેરૂં મુનિવર લહે ॥ ૬૩૧ ॥
એસા પુણ્ય તો કલિયુગ માહે વિસ્તરે ॥
એ યુગમાં અનંત કરોડી જીવ ઊધ્ધરે ॥ ૬૩૨ ॥
મુખ્ય અથર્વવેદ કલિયુગમાહે વહે ॥
તે યુગ પ્રમાણે વેદ તો વર્ત્યો છેયે ॥ ૬૩૩ ॥
બહુ પાપ આ કલિયુગમાં વિસ્તરે ॥
તો પણ આ કલિ ધર્મને સાચો તે કરે ॥ ૬૩૪ ॥
કઠણ દાનને છે આ કઠણ સંસાર ॥
વળી કઠણ રાજા પ્રજાના વેહેવાર ॥ ૬૩૫ ॥

જે ચોર ધુતારાના તો કર્મ જો કરે ॥
આવા બ્રહ્મજ્ઞાન તે મન માહે નવ ધરે ॥ ૬૩૬ ॥
શ્રી હરીને મુકીને માને પથ્થરને ભુત ॥
જેમ માયબાપને ના માને દુષ્ટ કુપુત્ર ॥ ૬૩૭ ॥
જે કલિયુગના બ્રાહ્મણ વાચે ઠાલા રે વેદ ॥
તે કલિયુગમા અથર્વવેદનો કરે નિષેધ ॥ ૬૩૮ ॥
કલિયુગના બ્રાહ્મણ લાલચુ ને અશુધ્ધ ॥
ભાઈ તેથી તો તેવોની ગઈ છે બુધ્ધ ॥ ૬૩૯ ॥
યુગ પ્રમાણે ના ઓળખે સતગુરૂની સુધ ॥
તે દસમા અવતારની ના જાણે બુધ ॥ ૬૪૦ ॥
કલિયુગના લોક મન દયા નવ રે તે ધરે ॥
અને જીવની હિંસાઓ તો બહુજ કરે ॥ ૬૪૧ ॥
એવા કલિયુગમા ચંડાલ જાણો નર તેહ ॥
સમયના વિષ્ણુ રૂપને ના ઓળખે જેહ ॥ ૬૪૨ ॥
વિષ્ણુ કુળ વિના તો બ્રાહ્મણ નહી ॥
ચંડાળ નિંદા બ્રહ્મા વિષ્ણુની કરશે સહી ॥ ૬૪૩ ॥
આજ મલીન રૂપ વિષ્ણુને લેવે છે ॥
ભેદ તેનો અથર્વવેદ ભણે જાણીયે ॥ ૬૪૪ ॥
શ્રી વિષ્ણુ કહે દ્વાપાર તો ગયો વહી ॥
એથી કુળ મર્યાદા સર્વ ઝાંકી થઈ ॥ ૬૪૫ ॥
આદ્ય નારાયણે કલિયુગને તો આપ્યું રાજ ॥
તે માટે વિષ્ણુ મલિન રૂપે થયા મહારાજ ॥ ૬૪૬ ॥
શ્રી બુધ્ધ કહે બ્રાહ્મણ કલિયુગમા જાણ ॥
તે તો એજ હરિવંશ માહે સહી પ્રમાણ ॥ ૬૪૭ ॥

કલિયુગમાહે વિષ્ણુ બ્રાહ્મણ ઘર જાણ ॥
બીજા બ્રાહ્મણ તે નામ માત્રનો જાણ ॥૬૪૮॥
ત્યારે જે ભક્ત જનની નિંદા તો કરે ॥
તેના પાપ તો કેમે કરીને નહી ઊતરે ॥૬૪૯॥
જે ભક્તને વાલા હોસે શ્રી હરી સહી ॥
તે તો નિંદા અરી પરી કોઈની કરે નહી ॥૬૫૦॥
મનુષ્ય રૂપમાહે સાચા દેવ કહિયે તેહ ॥
સતપંથ પાળી દેવના ગુણ રાખે જેહ ॥૬૫૧॥
મનુષ્ય માત્ર માહે કોઈ મધ્યમ તો નથી ॥
મધ્યમ કર્મે તો મધ્યમ કહાવે છે રે મતિ ॥૬૫૨॥
સહસ્ત્રનામ પોતે ભણાવ્યા છે રે હરી ॥
સત્ય સેવાને પાંચ જ્ઞાન રાખે પાકે કરી ॥૬૫૩॥
પોતે ગતગંગામાહે આવીને કોઈની નિંદા કરે ॥
તે તો જીવ મુવે યમયાતના બહુ સહે ॥૬૫૪॥
હરી કહે તેવાનું મુખ જોતા લાગે બહુ પાપ ॥
સર્વે સાધુજન તેને તો દેવે અતિ શ્રાપ ॥૬૫૫॥
મનુષ્ય જન્મમાહે આવીને ના શિખે જ્ઞાન જેહ ॥
હરી કહે ધિક્ અવતાર જાણો તેહ ॥૬૫૬॥
જે શિખવતા મન સંકોચ કરે ॥
તેના શિર પાપીના પાપ જો ચડે ॥૬૫૭॥
જે હરિદ્વારે જઈ પ્રસાદ માંગી લેહે ॥
હીન કાજે કુલ મર્યાદા મુકે તેહે ॥૬૫૮॥
આવલા પ્રમાણે કહ્યો પ્રસાદ જાણ ॥
ભેટ મોકલેલ ભગવાનની તે માન ॥૬૫૯॥

જે ભેટ આપ્યાવિના પ્રસાદ લેહે ॥
તે તો દેવનો કૃતઘ્ની પાપી છેયે ॥ ૬૬૦ ॥
હરિદ્વારે ચોરી કરે નર જેહ ॥
રોમે રોમે દુઃખિયો થાસે તેહ ॥ ૬૬૧ ॥
પ્રસાદમાં જે કરે ભાગ વિભાગ ॥
તેણે માથે તો પડે છે મોઠું પાપ ॥ ૬૬૨ ॥
ઋષી શ્રાપ તો ભલેરો રે સહી ॥
પણ ચોરી સરખુ કોઈ પાપ તો નહી ॥ ૬૬૩ ॥
જે જન ધર્મ ઊપરસુ પ્રીત ઓછી કરે ॥
તેનું પાપ તો તેને મસ્તકે ચઢે ॥ ૬૬૪ ॥
તે માટે તમે ધર્મ સાંભળો સાર ॥
એ સમો બીજો પાપ નહી નિર્ધાર ॥ ૬૬૫ ॥
એમા પ્રસાદની ચોરી જે કરે ॥
તે પાપી તો કદી કહી નહી ઠરે ॥ ૬૬૬ ॥
અન્યાયે લેઈને ડગ જો ભરે ॥
એને બ્રહ્મહત્યા તો માથે ચડે ॥ ૬૬૭ ॥
ઋષિવરનું લક્ષણ પ્રસાદ માગે નહી ॥
હરિદ્વારે જાયે તો પ્રસાદ પામે સહી ॥ ૬૬૮ ॥
પ્રસાદ માંગ્યાનું છે મોઠું પાપ ॥
હરિદ્વારેથી ફરે તેને લાગે છે શ્રાપ ॥ ૬૬૯ ॥
તે માટે જ્ઞાન શિખીયે સહી ॥
જેમ અજાણ્યો દોષ લાગે નહી ॥ ૬૭૦ ॥
જે નર જાણે ને શિખે રે જ્ઞાન ॥
તેનરને પ્રીતિ હોયે શ્રી ભગવાન ॥ ૬૭૧ ॥

જ્ઞાની તો કરે વિચારની રે વાત ॥
જેથી વધે તેના દિલની ખ્યાત ॥ ૬૭૨ ॥
અજ્ઞાની નર જગમા હોય જેટલા ॥
અને એતો સ્વર્ગ નહી પામે તેટલા ॥ ૬૭૩ ॥
વેદવિના તો હરી ઓળખાયે નહી ॥
અને અભીમાન કરે મુરખ હરીતેણેપાસેનહી ॥ ૬૭૪
અજ્ઞાની હોય તે ના જાણે ભગવાન ॥
જ્ઞાની તે જાણે પુરૂષ પરમાણ ॥ ૬૭૫ ॥
તે માટે તમે યુધિષ્ઠિર જોયે ॥
ધર્મવિના સત્યની છાપ ના હોયે ॥ ૬૭૬ ॥
અથર્વવેદી સર્વ કર્મ એહ ॥
અને ચાલતુ દાન અજીયાનું જેહ ॥ ૬૭૭ ॥
હરી એમ ઓચરે સાંભળો સતીજન આજ ॥
સાથ અમારે આવસો કે અહીયા કરસો રાજ ॥ ૬૭૮ ॥
ત્યારે પાંડવ બોલીયો અમને અહીં ના સોહાયે ॥
ચરણ તમારા શિરઊપર ધરીયા આજલગી તેકેમ છોડાયે ॥ ૬૭૯
ભાઈ આ ચાલે કલિયુગમા સર્વ કપટનું કાજ ॥
ત્યાં તમો પાંડવો કેમ કરી કરસો રાજ ॥ ૬૮૦ ॥
સુણો રાજા યુધિષ્ઠિર તમસુ કહુ ॥
હમે તો કલીયુગમા પ્રગટ નહી રહું ॥ ૬૮૧ ॥
ત્યારે પુછે યુધિષ્ઠિર સુણો મુરાર ॥
સ્વામી તમ વિના કેમ ચાલે સંસાર ॥ ૬૮૨ ॥
સુણો રે યુધિષ્ઠિર હું તમસું કહું ॥
અમે તો ઠણ ઠામે ગુપ્ત હોઈને રહું ॥ ૬૮૩ ॥

જો તમો ધરણી પગ ના ધરો જદુરાયે ॥
તો સંસાર સઘલો પરલે જાયે ॥ ૬૮૪ ॥
તમે સુણો વિનંતી દેવ મુરાર ॥
અમને કહો તમ રહેવાનો ઠામ ॥ ૬૮૫ ॥
જો તમે રાજા યુધિષ્ઠિર પુછો એહ ॥
તો ઠામ અમારૂ બતાઊ છું હું તેહ ॥ ૬૮૬ ॥
જેસી ફુલમા વાસ હોયે ॥
તેસો ઘટ ઘટ વ્યાપક જોયે ॥ ૬૮૭ ॥
જેસા તન માહે કહિયે પ્રાણ ॥
તેસા ચૌદ ભુવનમા વ્યાપક જાણ ॥ ૬૮૮ ॥
સુણોરે યુધિષ્ઠિર તમને કહું ॥
એણી પેરે હું કલિયુગમા રહું ॥ ૬૮૯ ॥
ત્યારે યુધિષ્ઠિર બોલ્યા સાર ॥
તમે પ્રગટ રૂપ કયાં ધરશો મુરાર ॥ ૬૯૦ ॥
ત્યારે શ્રી બુદ્દ બોલ્યા વિખ્યાત ॥
સુણો યુધિષ્ઠિર તમને કહું વાત ॥ ૬૯૧ ॥
શ્વેત દ્વિપમાહે અમે અવતરે સાર ॥
અને આ કલિયુગમા દસમો અવતાર ॥ ૬૯૨ ॥
ભરતખંડે જંબુદ્વિપે અમે આવસુ નિરવાણ ॥
અને શ્રી નિકલંકી ધરાવુ નામ ॥ ૬૯૩ ॥
શ્વેત દ્વિપમા ઠામ અમારો સોયે ॥
કલા અમારી ગુરૂ બ્રહ્મામા રહે ॥ ૬૯૪ ॥
ત્યાં યુધિષ્ઠિર પુછું શિર નામ ॥
અમને ગુરૂ બ્રહ્માનું બતાવો ઠામ ॥ ૬૯૫ ॥

શ્રી બુધ્ધ કહે ગુરૂ બ્રહ્માજીનું ઠાયે ॥
તમે વચન અમારા સુણજો હો રાયે ॥૬૯૬॥
જે જંબુદ્વિપ ભરતખંડરે જાણ ॥
ત્યાં કુવારીકા ક્ષેત્ર મહા ઊત્તમ ઠામ ॥૬૯૭॥
ઈમામપુરી નગરીમા ગુરૂ ઈમામશાહ રહે ॥
કલિયુગમાં ગુરૂ બ્રહ્માનું થાનક એહ છેયે॥ ૬૯૮॥
ત્રણ દેવની કલા લઈ ફરસે સહી ॥
તે ગુરૂ મસ્ત દિવાના દેખાસે સહી ॥૬૯૯॥
જ્યાં ગુરૂ નર ઈશ્વરના કહ્યા ઠામ ॥
ત્યારે પાંડવે કર્યા હરીને પ્રણામ ॥૭૦૦॥
હે યુધિષ્ઠિર સત્ય વચન સુણજો મોયે ॥
વળી અમારો બીજો ઠામ કહું છું તોયે ॥૭૦૧॥
જ્યા મલે ગતને એકાંત થાયે ॥
ત્યાં નીત નીત અમી પીયે સઊ કોયે ॥૭૦૨॥
જ્યાં એકમના કરગરે ને પાલે વેદની વાણ॥
રાયે તે ઘર વાસો અમારો જાણ ॥૭૦૩॥
જે પાલે બ્રહ્મક્રિયા ગૃહસ્થધર્મમા રહી ॥
તે ઘર વાસો અમારો સહી ॥૭૦૪॥
જ્યાં મલી ગતને હરીનું સ્મરણ કરે ॥
જે એકમના થઈ જ્ઞાન ઓચરે ॥૭૦૫॥
જે ધરે હરીનું ધ્યાન એકમન થઈ ॥
રાયે તે ઘર વાસો અમારો સહી ॥૭૦૬॥
જે વિષ્ણુભક્ત દયાવંતરે હોયે ॥
અને ક્રિયા નિર્ધારે પાળે સોયે ॥૭૦૭॥

આજ ધરમ કરતા ના કરે વાણ ||
રાયે તે ઘર વાસો અમારો જાણ ||૭૦૮||
જ્ઞાની દયાની ગુરૂ આજ્ઞાયે રહે ||
અને સુખ દુઃખ દિલના હરીને કહે ||૭૦૯||
જે સત સંતોખી ક્ષમાવંત હોયે ||
રાયે તે ઘર વાસો અમારો જોયે ||૭૧૦||
જે ઊદ્યમ કાજે જગમાહે ફરે ||
હરીનું સ્મરણ હૃદયમા ધરે ||૭૧૧||
જે નીચી દષ્ટે હસમુખ હોયે ||
તે ઘર વાસો અમારો જોયે ||૭૧૨||
જે ધનવંતા ગુણવંતા જાણ ||
જે ગર્વ થઈ નહી ફરે નિરવાણ ||૭૧૩||
જેના હૃદયમા જ્ઞાન દયાન હરી તણો ||
રાયે તે ઘર વાસો અમારો ઘણો ||૭૧૪||
સુણો રે યુધિષ્ઠિર તમસું કહું ||
એણી પેરે કલિયુગમાં ગુપ્ત હોઈરહું ||૭૧૫||
જ્યારે હરીયે કહ્યો ગુરૂ નરનો ઠામ ||
ત્યારે યુધિષ્ઠિરે કર્યો તે દિશાને પ્રણામ ||૭૧૬||
ત્યાં પાંડવ વિનવે તતખેવ ||
હવે અમને રજા કેસી દો છો હો દેવ ||૭૧૭||
ત્યાં હરીયે કહ્યો મોક્ષનો ઠામ ||
પણ હિમાલે ગયા વિના નહી થાયે કામ ||૭૧૮||
જ્યારે એસો વચન શ્રી બુધ્ધ બોલીયા ||
પાંડવે એ વચને શિર ડોલાવીયા ||૭૧૯||

સ્વામી જે કહો તે નિશ્ચે કરૂં ॥
પણ તમ સ્મરણ કદી ના વિસરૂં ॥૭૨૦॥
સુણો રે રાજા યુધિષ્ઠિર તમને તો કહું ॥
નિશ્ચે અમો તો તમ સાથે રહું ॥૭૨૧॥
ભકતો તમો મન રાખો વિશ્વાસ ॥
સ્મરણ કરશો ત્યાં હું છું પાસ ॥૭૨૨॥
ત્યાં બ્રાહ્મણ કહે સાંભલોને રાજા ધરમ ॥
અમને રજા આપો કાયે કરો છો વિલંબ ॥૭૨૩॥
રાજા વિચારી મનમાહે કરે છે ઉપાયે ॥
હું પુછું દ્રૌપદીને વલી કુંતા માયે ॥૭૨૪॥
હું પુછું પ્રેમસું તમે સાંભલો સર્વ સાથ ॥
અભ્યાગતની આજ્ઞા નહી દિવસ નહી રાત ॥૭૨૫॥
રાયે પુછે સહદેવને કરો પંડિત વિચાર ॥
મધનીરે નાંવ ભાંગી કેમ ઊતરીયે પાર ॥૭૨૬॥
ત્યારે સહદેવને ધર્મ રાજા પુછે વિચાર ॥
સાચુ કહો સત્ય શું એ સત્ય કિરતાર ॥૭૨૭॥
સહદેવ કહે તમે દ્રૌપદિને પુછો દઢ ॥
વાગેશ્વરી વાણી ઓચરે જેણે વહ્નેવરસેનુર ॥૭૨૮॥
રાજા રાતામાતા થઈ ગયા દ્રૌપદીને દ્વાર ॥
પ્રણામ કરી પુછે તમ સાચુ બોલો સાર ॥૭૨૯॥
કહે દ્રૌપદી સાંભળો રાજા સત્યવાત ॥
આપી અભ્યાગતે આજ્ઞા જેવો આપણો અપરાધ ॥૭૩૦॥
તમે યજ્ઞ આદર્યો પાપ ઊતારવા કાજ ॥
વિપરીત વેળાયે ઊગારવા પધાર્યા શ્રી મહારાજ ॥૭૩૧॥

કહે સમો ના વર્ત્યો, તમે હે રાજા ધરમ ॥
શ્રી કૃષ્ણ વચન ઊવેખીયા, તેનું લાગ્યું કરમ ॥ ૭૩૨॥
કર્યું હતું હરીયે તે પાંડવે ના જાણી પેર ॥
પાવન કરવા પાંડવને સ્વામી પધાર્યા ઘેર ॥ ૭૩૩॥
સર્વ થાવો સાબદા તમો મલી પાચે વીર ॥
એ છે સમર્થ સારથી જેણે પુરીયા પટકુલ ચીર ॥ ૭૩૪॥
એણે લજ્જા રાખી ત્રણ લોકમા અને દ્રૌપદીની પુરી આશા ॥
નવખંડમાં રવી ઊગમીયો તમે જાણો હરી આવ્યા પાસ ॥ ૭૩૫॥
થાલ ભરાવો સગ મોતીયે અને હરી વધાવા જાયે ॥
કાષ્ટમાહે બલતા સંભારીયો જે હરી આવા વનમાહે ॥ ૭૩૬॥
આશા તે પુરી આપણી અને તૃપ્ત કિધા મુનિજન ॥
શ્રી કૃષ્ણે પાત્ર પખાલીયા ત્યારે ઊદકે દિઠા છે અન્ન ॥ ૭૩૭॥
ભોજન આલ્યા ભાવતા જેના મનમાહે હતું જેહ ॥
એવા સ્વામી મહા સમર્થ છે સમર્યા સાહ્ય કરે છે તેહ ॥ ૭૩૮॥
પુર્વ પુણ્યે રાયે પાંડવ અને હરી પધાર્યા આપ ॥
કર્મ ઊતરાવવાને કારણે ભણાવવા અજંપા જાપ ॥ ૭૩૯॥
શંકા તે મનમાં ના લાવશો એ સતી કહે છે વાત ॥
જે શ્રી ગુરૂ વાણી ઓચરે તે હા કહેજો તમ સર્વે સાથ ॥ ૭૪૦॥
હવે પકવાન્ન કરોને પ્રેમશું । અને જમાડોને શ્રી મહારાજ ॥
સત્ય તમારો તો વાધસે કરોડ યજ્ઞનું સરસે કાજ ॥ ૭૪૧॥
રાજા સમજી વિચારી પધાર્યો અને લાગ્યો અભ્યાગતને પાયે ॥
ભોજન પીરસશે ભગવાનને પોતે કોડે કુંતા માયે ॥ ૭૪૨॥
એટલી વાત તો શ્રી બુધ્ધજીસુ થઈ ॥
ત્યારે કુંતા માતા આવ્યા છે સહી ॥ ૭૪૩॥

ત્યાં લઈ આવ્યા ભોજનના થાળ ॥
પાંડવ બોલ્યા તમે જમો દીનદયાળ ॥૭૪૪॥
ત્યાં કરજોડી કુંતાજી વિનવે સ્વામી તમો છો પ્રતિપાળ ॥
ભોજન જમોને ભાવસુ તો અમો છુટીયે કરમજંજાળ ॥૭૪૫॥
વલતા તો શ્રી હરી ઓચરે અને સાંભળો સતી એક મન ॥
જો કામધેનુ પુજો અમદેખતા તો અમો જમીયે ભોજન ॥૭૪૬॥
ત્યારે પાંડવ બોલ્યા છે સતી સાથ ॥
જો તમો કહેશો તે કરશું હો દીના નાથ ॥૭૪૭॥
અપાર ચરિત્ર ત્યા શ્રી બુધ્ધ તો કરે ॥
તે પાંડવો હરીના વચન મનમાંહે ધરે ॥૭૪૮॥
ત્યાં પાંડવોએ હરિવચન શીર ચઢાયે ॥
ત્યારે ગૌ પૂજન યજ્ઞમાં માંડયો છે તે ઠાયે ॥૭૪૯॥
ઊપાસિક નાના વિધના હતારે જેહ ॥
તેવા હરીવંશી બ્રાહ્મણ તેડાવ્યા તેહ ॥૭૫૦॥
ચતુર્વેદની કાંડી જ્યારે ત્યાં રે કહીં ॥
ત્યારે કામ દુર્ગા ગાય ત્યાં આવી સહી ॥૭૫૧॥
ત્યાં આભરણ સજ્યા દ્રૌપદીયે દુર્ગા અંગ ॥
મણી રત્ન તણા મોડ ધરીયા અતિ ઊમંગ ॥૭૫૨॥
શોભે ત્યાં અતિ ઝાલરને મુકતામણી ॥
તેણે રત્નજડીત્ર છે શોભા ઘણી ॥૭૫૩॥
એવી સ્વર્ગ ભુવનથી આણી હરીયે કામધેનું ગાયે ॥
ત્યાં તેણે તો પ્રેમે પુજી પાંડવ યુધિષ્ઠિર રાયે ॥૭૫૪॥
મંત્ર સહીત અર્પે જ્યાં આખરી આહુતી એહ ॥
સત્ય સંતોષી અખંડ સહદેવ જોશી જેહ ॥૭૫૫॥

ત્યારે યજ્ઞજ્વાલા તો ગગનેરે ગઈ ॥
ત્યાં તો પુષ્પવૃષ્ટી શુરભીને રે થઈ ॥૭૫૬॥
જ્યારે સર્વ યજ્ઞ વિધી કરી છે જેટલે ॥
ત્યારે રાયે યુધિષ્ઠિર યાચકને ગોદાન અર્પે તેટલે ॥૭૫૭
ત્યારે યાચક અસંખ્ય મનમા બહુ અચંભે થાયે ॥
ધન્ય ધન્ય પાંડવો પુજી સુરભી અર્પે ગાયે ॥૭૫૮॥
ત્યારે નગરનુ લોક બોલે ઘણું ॥
ધન્ય ધન્ય વંશ એ પાંડવ તણું ॥૭૫૯॥
ત્યારે પાંચે બંધવ પાંડવ દ્રૌપદી અને કુંતાજી માત ॥
ત્યાં યોગેશ્વર વાણી ઓચરે જ્યા છે પાંડવ સર્વે સાથ ॥૭૬૦॥
ત્યાં તો શ્રી બુદ્દ બોલ્યા વિખ્યાત ॥
તમે સુણો પાંડવો અમારી વાત ॥૭૬૧॥
પાંડવ જો અમ ભેગા જમશો હો રાયે ॥
તો પાપ તમારા દો દિશારે જાયે ॥૭૬૨॥
જ્યારે પાંડવો હરી ભેગા જમ્યા પ્રકાશ ॥
અદૃશ્ય ઘંટાવળ વાગી આકાશ ॥૭૬૩॥
શ્રી બુધ્ધ કહે સાંભળો ધરમ રાયે ॥
હવે યજ્ઞ તમારા તો સંપૂર્ણ થાયે ॥૭૬૪॥
રાજા કહે અમારો યજ્ઞ થયો ધન્ય ધન્ય ॥
તમ દર્શને સ્વામી અનંત યજ્ઞનો પુણ્ય ॥૭૬૫॥
ધન્ય ધન્ય જીવ્યું અમારૂં હો મહારાયે ॥
અનંત યજ્ઞનું ફલ વસે તમ પાયે ॥૭૬૬॥
શ્રી બુધ્ધ પાયે પડાવે જે વૈકુંઠના નાથ ॥
કુંતા માતા પાંડવ અને દ્રૌપદીજી સાથ ॥૭૬૭॥

દ્વાપાર ઊતરતા પાંડવને કરોડી નવશું વર જો થયા ॥
ભક્ત વિનવે સર્વ દેવને દો કર જોડીને ઊભા રહ્યા ॥ ૭૬૮ ॥
હરી જ્યાં ભક્તને એઊ કહી અને રૂપ પાલટે જે વાર ॥
ત્યાં તો પાંચે પાંડવ જઈ હરીને પાયે લાગેછે સાર ॥ ૭૬૯ ॥
હરી આગળ બહુ વિનંતી કરી અને રોયા તે પાચે વીર ॥
હવે સ્વામીજી તમે રાખજો હરી પત અમારી સધીર ॥ ૭૭૦ ॥
સ્વામીજી હવે આ વિનંતી અને શું કહિયે બોહોડ ઘણી ॥
હમને અંતઃકાલમાહે નાથજી ના વિસારજો હે અનંતના ધણી ॥ ૭૭૧ ॥
ધણી તે કરે છે વિનંતી પાંડવ દ્રૌપદીને કુંતા માત ॥
અમને ઘટે છે સ્વામી આપવી આજ્ઞા તમે છો અનાથનું નાથ ॥ ૭૭૨ ॥
કહે શ્રી બૌધ્દ કલી પ્રગટ્યો તેમા તમથી નહી રહેવાયે ॥
હવે રાજ આપો પરિક્ષીતને કરો હિમાલે પગરણ રાયે ॥ ૭૭૩ ॥
એવી શ્રી બુધ્દની વાચા સાંભળી લાવ્યા તે હરીને હસ્તિનાપુર ॥
પરોણા રાખ્યા નર હરીને માસ એક ઘેર પોતાને મધુર ॥ ૭૭૪ ॥
હરિવંશી વિપ્ર સંગ છે વોળાવે તે વૈકુંઠના નાથ ॥
દક્ષિણા આપી મન ગમતી ત્યાં ભોજન કર્યા હરી સાથ ॥ ૭૭૫ ॥
વિપ્ર સર્વે ગયા પછી હરીયે માગી આજ્ઞાયે ॥
હમે પાછમ દિસામાહે પરવરૂ તમે સાંભળો ધરમ રાયે ॥ ૭૭૬ ॥
કલિયુગમાહે નામ અમારૂ અને તેનો કહ્યું મહિમાયે ॥
અથર્વવેદી નામ અમતણું તે શ્રી નિકલંકી નારાયણ કેવાયે ॥ ૭૭૭ ॥
ત્યાં તો અજંપાના જાપથી અને થાયે અમારૂ દરશન ॥
એમ કલિયુગમાં અમને ભજે તે તો આવે અમારે ભુવન ॥ ૭૭૮ ॥
વચન અસત્ય મુખમાહેથી અને ના વદે નર જેહ ॥
સત્ય વાણીયે વિચરતા અમરપદ પામે તેહ ॥ ૭૭૯ ॥

અમે તો વસુ પશ્ચિમ દિશે અને શ્વેતદ્વિપ સાર ॥
અવતાર તો વળતા જે લેશું તેતો જંબુદ્વિપ મોઝાર ॥ ૭૮૦ ॥
એ એંધાણીયે ઓળખજો અને સૃષ્ટ ગુરૂ અવતાર ॥
ત્યાં ભેટ આપી પાંડવે શ્રી હરીને અનંત અપાર ॥ ૭૮૧ ॥
પછે પાયે લાગીને કહે અમે જાશું સર્વ હિમાલે સાથ ॥
તમે દયાયે ચરણમાં રાખજો હો સ્વામી વૈકુંઠનાનાથ ॥ ૭૮૨ ॥
છે પોતે વૈકુંઠનાથજી તે માટે નાથ ધરાવ્યું નામ ॥
છે પુરૂષ પુરાણ એ તો તે શ્રી બુધ્ધ દેવ નિર્વાણ ॥ ૭૮૩ ॥
ત્યાં ઘણી વિનંતી કરે અને હરીને પોહોચાવા જાયે ॥
ત્યાં પાંડવ થાનકે આવીને અને લાગે હરીને પાયે ॥ ૭૮૪ ॥
આવ્યા જ્યારે શ્રી બુધ્ધજી ચાલી પાંડવ દ્વારે ગયા ॥
પાંડવો ત્યા વર પામીને હસ્તિનાપુરમાં તે આવીયા ॥ ૭૮૫ ॥
ત્યારે પાંડવ વિચારીને કહે અને શીં ગત કિજે આજ ॥
હવે આપણે શ્રી હરિ વચને મુકી દેઊ જોઈએ આરાજ ॥ ૭૮૬ ॥
હરી પાયે પાંડવ લાગીને અને વિનંતી કરે છે અપાર ॥
સ્વામી તમો છો સદાએના અમ શરણાગતના આધાર ॥ ૭૮૭ ॥
સ્વામીજી અભય વચન બોલીયા અનેસુણો તે પાચે ભાઈ ॥
અઢાર અક્ષૌણી સો બંધવ માર્યા તેની તમોશિર રહીછે લાઈ ॥ ૭૮૮ ॥
હિમાલે જઈ હિસાબ ચુકાવો તો તમે બેસશો સ્વામીને પાસ ॥
સાથે નવ કરોડી જીવોની તે ત્યાં પુરે તમારી આશ ॥ ૭૮૯ ॥
પાંડવ વચન આ અમતણો અને સત્ય કરી માનસો તમો ॥
જો રાજપાટ સર્વ ત્યાગો તો હિમાલે આવી મળશું અમો ॥ ૭૯૦ ॥
પાંડવને છોડી હરી જ્યાં જાયે ॥
ત્યારે અડસઠ તીરથ આવી લાગ્યા હરીને પાયે ॥ ૭૯૧ ॥

જ્યારે સામે આવતા હરી દિઠા સહી ॥
ત્યારે ગંગાજીયે સર્વ તીર્થશુ વાત કહી ॥૭૯૨॥
સર્વે ભેદ ગંગાજીયે તીર્થને કહ્યો ॥
શ્રી બુદ્ધ અવતાર કૃષ્ણાજીયે લીયો ॥૭૯૩॥
શ્રી બુધ્દ અમૃત વાણી બોલ્યા છે આયે ॥
ત્યાં સર્વ તીર્થ હરીને લાગ્યા પાયે ॥૭૯૪॥
ગંગાજીયે વિનંતી કરી બહુ વિવેક ॥
ત્યાં વચન હરી બોલ્યા છે એક ॥૭૯૫॥
અડસઠ તીરથ હરીશું કહ્યો છે આયે ॥
સ્વામી અમથી કલિયુગમાં રહ્યોનવજાયે॥૭૯૬॥
ગયો દ્વાપારને કલિયુગ બેઠો સાર ॥
સર્વે દેવ ઋષીવરે છોડયા છે ઠાર ॥૭૯૭॥
ત્યારે ગંગાજીયે વચન હરીશું કહ્યો ॥
જો તમે કલિયુગમા પ્રગટ નહી રહો ॥૭૯૮॥
તમે કલિયુગમા પ્રગટ ફરો નિરવાણ ॥
તો હરી અમને મુકો પાછા અમારે ઠામ ॥૭૯૯॥
જ્યારે વિનંતી એવી તીર્થે સર્વે રે કહી ॥
ત્યારે શ્રી હરી બુધ્દ રૂપે બોલ્યા સહી ॥૮૦૦॥
સુણો રે ગંગાજી વાત તમને તો કહું ॥
અમે તો આ કલિયુગમા પ્રગટ નહી રહું ॥૮૦૧॥
પશ્ચિમ દિશામા શ્વેતદ્વિપ કહું ॥
ત્યાં દસમો અવતાર ગુપ્ત હોઈ રહું ॥૮૦૨॥
ત્યારે તીર્થ હરીશું કહે સત્ય ભાયે ॥
સ્વામી ગુરૂ નર વિના રહ્યું કેમ જાયે ॥૮૦૩॥

કરે જીવહિંસાને કુડ કપટ સુ કામ ॥
જ્યા લોભ લાલચે કરી જોડે દામ ॥૮૦૪॥
તે દામ લાવીને પુજા અમારી રે કરે ॥
સ્વામી તેનું પાપ અમ શિરઊપર ચડે ॥૮૦૫॥
એવા મહાપાપ તો કલિયુગમાહે થાયે ॥
સ્વામી કલિયુગમાં રહ્યો નહી જાયે ॥૮૦૬॥
શ્રી હરીજી જે વકર્મ કરીને અમમા નહાયે ॥
તે પાપીના મુખ તો દેખ્યા કેમ જાયે ॥૮૦૭॥
ત્યારે શ્રી બુધ્દે વચન એ તીર્થને કહ્યા ॥
તમો બ્રહ્માની કલા માહેથી પેદા થયા ॥૮૦૮॥
જે બ્રહ્માના થાપ્યા તીર્થ યુગમા આયે ॥
તે ગુરૂ બ્રહ્માની કલામાહે રહેસો જાયે ॥૮૦૯॥
એવા વચન હરીયે ગંગાજીનેરે કહ્યા ॥
ત્યારે સર્વ તીર્થ મનમાહે હર્ષિત તો થયા ॥૮૧૦॥
ત્યારે નારાયણને ગંગાજી પુછે શિરનામ ॥
સ્વામી અમને કહો ગુરૂ બ્રહ્માના ઠામ ॥૮૧૧॥
ત્યારે ગુરૂ બ્રહ્માનો ઠામ નારાયણ કહે ॥
ત્યા સકલ તીરથ ચિત્ત દઈને રહે ॥૮૧૨॥
જંબુદ્વિપે કુવારીકા ક્ષેત્ર ઈમામપુરી ગામ ॥
પ્રગટ રૂપે બ્રહ્માજી બેસશે તેણે ઠામ ॥૮૧૩॥
ઈમામપુરી નગરીમા ગુરૂ બ્રહ્માજીનો ઠામ ॥
તે કલિયુગે અંતે સતગુરૂ ઈમામશાહનામ ॥૮૧૪॥
ગુરૂને જે ઘર તપ કર્યા તે લેજો જોયે ॥
તેણે ગાફલ દુનિયા ના જાણે કોયે ॥૮૧૫॥

જ્યારે નારાયણે કહ્યા ગુરૂ બ્રહ્માના ઠામ ||
ત્યારે સર્વ તીર્થ તે દિશાયે કર્યા પ્રણામ ||૮૧૬||
ત્યારે સકલ તીર્થ પુછે રે શિરનામ ||
સ્વામી અમને કહો હવે તમારા ઠામ ||૮૧૭||
શ્રી નારાયણ દેવ ગંગાજીને ઠામ તો કહે ||
અને કલા અમારી ગુરૂ બ્રહ્માજીમા રહે ||૮૧૮||
જ્યારે વચન શ્રી બુધ્દાયે ગંગાજીને કહ્યા ||
ત્યારે સર્વ તીર્થ મન હર્ષિત તો થયા ||૮૧૯||
એસો ભેદ શ્રી બુધ્દાયે કહ્યોરે પઠાયે ||
અડસઠ તીર્થ બ્રહ્મકલામા બેઠા જાયે ||૮૨૦||
કલિયુગમા સર્વ તીર્થ બ્રહ્મકલામા ગયા ||
ત્યારે સર્વ તીર્થના ઘર તો ઠાલા થયા ||૮૨૧||
જ્યારે અડસઠ તીર્થ ચાલીને રે ગયા ||
તે તો સર્વ જંબુદ્વિપમાહે આવીયા ||૮૨૨||
તે સર્વ તીર્થ તો રજાવંતારે આપે થયા ||
તે ગુરૂ બ્રહ્માની કલામાહે આવીયા ||૮૨૩||
અહીં તીર્થને વોલાવી હરીજબ જાયે ||
ત્યારે ભૈરવો ભુત આવીને લાગ્યો પાયે ||૮૨૪||
ત્યાં પાયે લાગીને વિનંતી કરે છે ઘણી ||
હવે અમને રજા કેસી દો છો શ્રી ધણી ||૮૨૫||
હરી ઈશ બ્રહ્મા પ્રગટ નહી હોય દયાળ ||
ત્યાં હરી કોણ કરશે અમારા પ્રતિપાળ ||૮૨૬||
જ્યારે એસા વચન ભૈરવ ભુત કહે ||
ત્યારે નારાયણ દેવ વચન ઓચરે ||૮૨૭||

ત્યારે નારાયણે ભૈરવને કહ્યો વિચાર ॥
તમે કાયે છોડો છો આવો રૂડો સંસાર ॥૮૨૮॥
જે મદ્ય માંસનો છે અહાર રે તમ તણો ॥
તે કલિયુગમા ભુલ્યા લોક પુજસે ઘણો ॥૮૨૯॥
જ્યારે એવા વચન નારાયણે કહ્યા ॥
ત્યાં સકલ ભૈરવ ભૂત હર્ષિત થયા ॥૮૩૦॥
ભૈરવ ભુત કર જોડીને કહે શિર નામ ॥
સ્વામી કલિયુગમા કહો અમારો ઠામ ॥૮૩૧॥
તમે જ્યા કહેશો ત્યા રહેશું જાયે ॥
એસો ભૈરવ ભુતે કહ્યો સમજાયે ॥૮૩૨॥
ત્યારે નારાયણ ઠામ ભૈરવ ભુતને કહે ॥
આજ અડસઠ તીરથના ઘર ઠાલા રહે ॥૮૩૩॥
સર્વ તીર્થ ઊઠીને ગયા ગુરૂ બ્રહ્મા પાસ ॥
તેના ઘરમા જઈ તમે પુરજો વાસ ॥૮૩૪॥
ત્યાં કરી રૂડા ચરિત્રને કરજો પ્રતુત ॥
સર્વ ભોળા લોકોને તમે ખાજોરે ધૂત ॥૮૩૫॥
જેમ જેમ ચરિત્ર કરસો તમે તતક્ષણું ॥
તેમ તેમ લોક તમારા તીર્થે આવસે ઘણું ॥૮૩૬॥
હરીએ ભૈરવોને દિધા છે એવા રે ઠામ ॥
ત્યાં સકલ ભૈરવે દેવને કર્યો પ્રણામ ॥૮૩૭॥
ત્યારે શ્રી હરીયે કહ્યો સર્વ ભૈરવનો રે ઠામ ॥
જઈને રહેજો તમે અડસઠ તીરથ મુકામ ॥૮૩૮॥
નવખંડ ચોવીસ મુલકે વ્યાપક ભૈરવ ભુત ॥
તે સર્વ ગાફીલ દુનિયાને ખાયે છે ધૂત ॥૮૩૯॥

કલિયુગમા જે વેદવિધી વિના પૂજા થાયે ॥
તે સર્વ પૂજા ભૈરવ ભૂત લઈ જાયે ॥૮૪૦॥
કલિયુગમા દસમો અવતારની પુજા હોયે ॥
સહદેવ વચને સતગુરૂ ઘેર લેજો જોયે ॥૮૪૧॥
એસો કહી ભૈરવભુત દિયો રે પઠાયે ॥
સર્વ તીર્થોના દેવલ ડેરે બેઠા જાયે ॥૮૪૨॥
કલિયુગમા સર્વે વ્યાપક ભૈરવ ભુત ॥
તે તો ગાફીલ દુનિયાને ખાયે છે રે ધુત ॥૮૪૩॥
ચરપટે રાખ્યો છે આ સકલ સંસાર ॥
તે ના જાણે કોઈ સતગુરૂ મુરતનો ઠાર ॥૮૪૪॥
ભૈરવ ભુતને વોળાવી હરી જ્યાં જાયે ॥
ત્યારે તેથી શ્રી બુદ્દરૂપ ગુપ્ત જો હોયે ॥૮૪૫॥
ભાઈદેવની ખેલ રમત સવા પોહોરની જેહ ॥
શ્રી બૌધ્દજીયે અગમ કથી સંભળાવી તેહ ॥૮૪૬॥
આ વેદવચન સહી પ્રમાણે નર જેહ ॥
શ્રી બૌધ્દ અવતારે અગમ ભાખ્યા તેહ ॥૮૪૭॥
જે નવમો રૂપ દ્વાપાર અંતે હુવો છે સાર ॥
ત્યાં તો દેવે ધર્યો છે શ્રી બૌધ્દ અવતાર ॥૮૪૮॥
શ્રી બૌધ્દની માતા રેણુકા અને પીતા તો શ્રી સિંહરાજ ॥
શક્તિ તો હંસાદેવી જાણો ને ગુરૂ તો શ્રી હંસરાજ ॥૮૪૯॥
શ્વેતદ્વિપે ઊપન્યા જંબુદ્વિપ હિમસ્થાને જઈ ॥
ભરતખંડમા રમીયા પાંડવ મોક્ષ પામ્યા તહી ॥૮૫૦॥
કૌરવને જ્યારે કંસાસુર દૈત્ય દુર્યોધન મારીયા ॥
નવ કરોડીશું ભકત પાંડવો યુધિષ્ઠિરશું ઓધારીયા ॥૮૫૧॥

ત્યારપછી સંસારમાહે ફર્યા તે શ્રી મુરાર ॥
ત્યાંથી લાઈ લીધી પાંડવે અને ગયા તે વેલુવન મોઝાર ॥૮૫૨॥
ત્યારે નારાયણ કલશુ પધારીયા અને ભક્ત પાંડવ છે જહી ॥
પાંડવોને તો તે પુછવા ભાઈ કુશળ છો કે નહી ॥૮૫૩॥
ત્યાં પાંડવે કાયા કેશે ઢાકી છે વાયે ભર્ખી લે છે ભોગ ॥
સદગુરૂયે એણી પેરે રાખીયા ત્યારે થયા હિમાલયે સીજ્યા જોગ ॥૮૫૪॥
હરીયે પાંડવને આલી આજ્ઞા તમે ચાલો હિમાલે જેહ ॥
તમે ઓલીયા આલો ખાકના તો વાશે નુરાની દેહ ॥૮૫૫॥
યુધિષ્ઠિર વાણી ઓચરે સ્વામી સદેહી સ્વર્ગ દેખાડો ॥
જે પહેલો કોલ કરાર કિધા તમો શ્રી હરી હમસાથે સીધારો ॥૮૫૬॥
પાંડવો હિમાલે ચલાવીયા અને રાજા ધર્મે માંગ્યો કોલ ॥
સ્વામી હવે અળગા ના કિજીયે આપણે જઈયે અમરાપુર મહોલ ॥૮૫૭॥
શ્રી હરી ત્યારે એમ બોલીયા અને પાંડવો સાંભળો આજ ॥
રાજ આલો પરિક્ષીતને તમે કરજો ધરમના કાજ ॥૮૫૮॥
પરજાને પાલજો પ્રેમથી અને કરજો ઉત્તમ કર્મ ॥
હમે જઈશું હિમાંચલે ત્યાં એસો કહ્યો હરીયે મર્મ ॥૮૫૯॥
સત્યવાદીયે રહેવાયે નહી અને એવો તો છે કલિકાલ ॥
મર્યાદા તે માને નહી પિતા તણી ત્યાં બાલ ॥૮૬૦॥
નારી નરને સુતો વેચે એવું કલીનું છે કર્મ ॥
તે વર્ણાવર્ણ માને નહી સહુ મુકે તે કુલના ધર્મ ॥૮૬૧॥
વળી બ્રહ્મ તો થયા વિના તે બ્રહ્મ દિશાના પાલે મર્મ ॥
શુભ થઈને અશુભ ઓચરે અને તે મુખે કહે એ ધર્મ ॥૮૬૨॥
એ તો ધર્મને જાણે નહી અને કરે તે ખંડત પુણ્ય ॥
સ્વાદ અર્થે તે સત્ય મુકે તેણે દયા ધર્મ નહી મન ॥૮૬૩॥

 

લોભી રાજા પ્રજાને લુટે અને પિતા તે લુટે પુત્ર ॥
માતા તો વેચે તનયા અને લેવે તે કન્યાનો શુલ્ક ॥૮૬૪॥
અનેક તો બીજા છે કરમ અને કહેતા તો નિંદા થાયે ॥
ભાવે ભોજન કરાવે નહી પછે લોક જમવાને જાયે ॥૮૬૫॥
સત્ય કહે તે તો માને નહી અને પુછવા પંડિતને ધાયે ॥
તેણો મર્મ તે જાણે નહી મિથ્યા દેવલ ડેરે જાયે ॥૮૬૬॥
સાચું કહું છું પડંતરે તમે સુણજોને ધર્મ રાયે ॥
નીચ ઊંચ તો ત્યાં એકઠા તે સર્વ એકાકાર જો થાયે ॥૮૬૭॥
સપાત્રને તો આપે નહી ને ધુતારાને આપવા જાયે ॥
કુપાત્રને પુજે ઘણો એવો છે કલીનો મહિમાયે ॥૮૬૮॥
કલિમધ્યે હરીને માને નહી અને શૂન પૂજવા ધાયે ॥
ગોલા તો થાયે રાજીયા અને અસાધુ પુજાયે ॥૮૬૯॥
જૂઠું બોલીને માન આપે અને કરે તે નિત્ય વખાણ ॥
તે પંથ મતને માને નહી એ છે કલિયુગના એંધાણ ॥૮૭૦॥
ગાયે તો વકરે હવા કન્યા વકરે ઉત્તમ નામ ॥
કુળની મર્યાદા તે છોડીને તે નીચા કરશે કામ ॥૮૭૧॥
રાણી તો સેવે દાસને અને દાસી તે સેવે રાયે ॥
અનેક કરમ બીજા છે ઘણા એવો છે કલીનો મહિમાયે ॥૮૭૨॥
ભ્રાતસાથે વૈર લેખવે ત્યાં એમ કેમ રહેવાયે ॥
તે માટે તો જાશુ અમો પુત્ર તમે ફરજો નિર્મલ કાયે ॥૮૭૩॥
પરિક્ષિત કહે અમે કેમ રહું પાપી મહા કલિયુગ કહેવાયે ॥
તે માટે સંગે હમે આવશું અમને એમ ઘટે છે રાયે ॥૮૭૪॥
ધરમ કહે તમે હમણા ઊપન્યા તે માટે કરવું ઘટે છે રાજ ॥
જ્યા લગી પુત્ર થાયે નહી ત્યાં લગી પિતૃ ઋણ રહે છે રાજ ॥૮૭૫॥

પરિક્ષિતને તો રાજ આપી પછી જાયે છે સહુ હીમ ॥
હવે હમે સર્વે હિમાલયે જાશુ એમ ઘટે છે કલિયુગનું નીમ ॥૮૭૬॥
હવે પાંડવને સ્વર્ગારોહણના પરછા જાણ ॥
તમે સુણો મુનિવરો તેહ નિરવાણ ॥૮૭૭॥
જ્યારે પાંડવ આવા આપણો ઠામ ॥
અને શ્રી હરી બુધ્ધ થયા ત્યાં અંતર્ધ્યાન ॥૮૭૮॥
વિચાર કરતા રજની વઈ ગઈ ॥
યુધિષ્ઠિર ચિંતા કરે છે ઘણી ॥૮૭૯॥
પરતુ સકાલ થયા જેટલે ॥ રાજાયે સભા મેલી તેટલે ॥૮૮૦॥
સ્નાન ધ્યાન વિધ ભોજન કરી ॥ પાચે બાંધવ મનચિંતા કરી ॥૮૮૧॥
મંદર બેઠી કુંતાજી માત ॥ વહુ પરતીવંતા પાસે વિખ્યાત ॥૮૮૨॥
પ્રજા પ્રધાન તહા તેડાવા સહુ ॥ ઊત્તમ લગનનો પારના લહુ ॥૮૮૩॥
સભા પુરીને બેઠા છે રાજન ॥ અને સર્વેને દિધા આસન ॥૮૮૪॥
ત્યારે ભુપત યુધિષ્ઠિર બોલ્યા વાન ॥
મન સાથે મુરલીધર આન ॥૮૮૫॥
તમે ભીમસેન વાણી સાંભલો ॥ અને મુકીને મનનો આમલો ॥૮૮૬॥
તુજ સમો વડ બલીયો નહી કોયે ॥
જે ત્રીભુવનમા વખાણું તોયે ॥૮૮૭॥
તુ દિસતો ભડ સબલો શરીર ॥
મહાપરાક્રમી તુ માહેરા વીર ॥૮૮૮॥
અમે હીમ પંથની મનસા ધરી ॥
તમે સકલ ધરમ જપો શ્રી હરી ॥૮૮૯॥
અમારે તાહા જાઊ નિરધાર ॥
જહા છે પોતે નન્દ કુમાર ॥૮૯૦॥

ભાઈ એક તમને કરૂં વિનંતી ॥
માતા ધન ને રાખો અબલાસતી ॥૮૯૧॥
તમે કરો રાજનો અધિકાર ॥ ચલાવો ધર્મને સકલ સંસાર ॥૮૯૨॥
પ્રજા પાલજો ભાવે કરી ॥ બેઠા આસન ભજજો શ્રી હરી ॥૮૯૩॥
દિન પરતે આશિષ દે માત ॥ સેવા કરસે ચારે ભ્રાત ॥૮૯૪॥
મુખથી સત વચન ભાકજો ॥ સીમનેસુ અતિ રાખજો ॥૮૯૫॥
હસ્તિનાપુરમાહે કરજો રાજ ॥ ધરમ નિયમ રખે કરતા તાજ ॥૮૯૬॥
કરી વાતને રાયે છાના રહે ॥ પછે ભીમસેન વાણી કહે ॥૮૯૭॥
જે કેસી કહેસો તે ખોટી વાત ॥
અમે તો ચાલીસુ તમારી સાથ ॥૮૯૮॥
તમને છે આ કલિયુગની બીખ ॥
ભાઈ અમને પણ છે એવી સીખ ॥૮૯૯॥
તમ કેડે અમે પરવરૂ ॥ પણ હસ્તિનાપુરમા રાજના કરૂં ॥૯૦૦॥
એવું વચન કરૂ પરમાણ ॥ અમે રહું તો શ્રીહરીની આણ ॥૯૦૧॥
વલતા ધરમ રાયે અર્જુનને કહે ॥
પારથ તુ હસ્તિના પુરમા રહે ॥૯૦૨॥
રાજ કરો તમે હસ્તિનાપુરમાહા ॥
અંતઃ કરણે ભજજો શ્રીહરીને તાહા ॥૯૦૩॥
રાજ તણું પાલન ઓચરો ॥
માતા કુંતાજીની સેવા કરો ॥૯૦૪॥
વીર મારા , ધરમ પવિત્ર ॥
ગોવિંદ સરીખા તારા રે મિત્ર ॥૯૦૫॥
કહ્યુ અમારૂ તમે ધરજો રદે ॥
વલતા અર્જુન વાણી વદે ॥૯૦૬॥





ભાઈ રાજતણું ના લેસો નામ ॥
અમે આવીસુ વૈકુંઠ ઠામ ॥૯૦૭॥
કેસી પરતગના કીજે ધણી ॥
અમે આહા રહું તો આણ માતાતણી॥૯૦૮॥
વલતા વચન ધરમ કહે ભ્રાત ॥
ભાઈનકુલ સાંભલો અમારી વાત ॥૯૦૯॥
કરૂ વિનંતી સાંભલો વીર મારા તમો ॥
માતાને વલંભે છો ભાઈ તમો ॥૯૧૦॥
તમે તે કારણ હસ્તિનાપુરમા રહો ॥
અને રાજતણું શીર ભારજ વહો ॥૯૧૧॥
માતા કુંતાજીની સેવા કરો ॥
શ્રી હરી શ્રી હરી વાણી ઓચરો ॥૯૧૨॥
નકુલ કહે સાંભલો નીજ ભ્રાત ॥
અને કેસી કહો છોએ મુજને વાત ॥૯૧૩॥
જે કહેસો તમે [illegible] તે કરીશું સહી ॥
પણ સંમત મારા અમે રહેઊ નહી ॥૯૧૪॥
રાજા યુધિષ્ઠિર કહે પ્રણામ ॥
સહદેવ પરતે બોલા વાણ ॥૯૧૫॥
રાજતણું કરો ઊત્તમ વેહેવાર ॥
પરતીવંતા નારીને રાખો પાસ ॥૯૧૬॥
બેઠા ભજવું શ્રી અવિનાશ ॥
ગજ રથ અશ્વ તણી શી વાણ ॥૯૧૭॥
દાસી દાસ તણો નહી પાર ॥
સુવર્ણ ધનતણા ભરા ભંડાર ॥૯૧૮॥



૧૧૧૬

એવા વચન કહે યુધિષ્ઠિર રાયે ॥
અને સાંભલો સહદેવ ભાયે ॥૯૧૯॥
વચન કહીને રાયે છાના રહે ॥
વલતા સહદેવ વાણી કહે ॥૯૨૦॥
બોલે બોલ વચન સાંભલો ॥
ભાઈ સાધુ જન માહે નિરમલો ॥૯૨૧॥
ઈહા તો રાજ છે હલાહલ પાન ॥
મારે જાઊં જાહા છે પરમ નિધાન ॥૯૨૨॥
મારે તો શ્રી ગોવિંદજીની આણ ॥
અમે રાજ નહી બેસુ નિરવાણ ॥૯૨૩॥
ત્યારે પાચે બંધવે મનસા ધરી ॥
અને પરમ પ્રીતે બોલાવા સુંદરી ॥૯૨૪॥
દ્રૌપદીસુ તાહા સાંભલીયો વાત ॥
તમે સેવા કરજો કુંતાજી માત ॥૯૨૫॥
સાસુ વરધવ તાહા વહુવરને એમ ॥
ગંગા યમુના રેવા નદીયું તેમ ॥૯૨૬॥
સાસુને સુખી રાખજો ॥ અને બેઠા વૈકુંઠના ફલ ચાખજો ॥૯૨૭॥
સાસુને દુઃખ દેસે જેહે ॥ રોમ રોમ નરકે પડસે તેહે ॥૯૨૮॥
સાસુની જે ભગતી કરે ॥ વૈકુંઠમાહે તે નિશ્ચે સંચરે ॥૯૨૯॥
તે માટે મન નિશ્ચે કરી ॥ તમે હસ્તિનાપુર માહા રહો સુંદરી ॥૯૩૦॥
પરિક્ષિત અભિમન્યુનો જેહે ॥ પાચ વરસનો બાલક તેહે ॥૯૩૧॥
તેણે રાજ બેસાડી કરી ॥ અમે હિમપંથે જાઊં સુંદરી ॥૯૩૨॥
તમે તે બાલકજીની રક્ષા કરો ॥ અને કૃષ્ણ કૃષ્ણ વાણી ઓચરો ॥૯૩૩॥
વચનસાંભલીને વિનતા કહે ॥ સાંભલવા રાયે છાના રહે ॥૯૩૪॥

સુંદરી કહે સાંભલો રાયે મન થકી ॥
કર જોડીને હું કરૂં વિનંતી ॥૯૩૫॥
અબલા તણો ધરમ રહેવે જાહાં ॥
અને સેવા કંથ તણી કરે તાહા ॥૯૩૬॥
કંથ વના હલવી કામની । અને મેઘ વના જેવી દામની ॥૯૩૭॥
કંથ થકી જે અલંગી રહે । તે સ્ત્રી મસ્તકે કલ્પાંતજ વહે ॥૯૩૮॥
અબલા સતીને તીરથ જેવો કંથ । તાપી તીરથ જે જાણો પંથ ॥૯૩૯॥
નારીને નારાયણ કેદાર । સેવા કરે સતી હોયે નાર ॥૯૪૦॥
કેસો અપરાધ કિધો નથી રાયે । વન અપરાધે તજી કેમ જાયે ॥૯૪૧॥
અપરાધી હોયે નારી જેટલી । અને કંથ વચન તજે તેટલી ॥૯૪૨॥
આહી મુજને જો મુકી જસો । નારી પાખે તમે પાયે થસો ॥૯૪૩॥
જો મુકી જવાની કરસો વાત ॥
તો હું પ્રાણ પોતાના તજીસ હો નાથ ॥૯૪૪॥
સ્ત્રી હત્યાનું પાતક જેહ । મન ભાવે કેમ લેસો તેહ ॥૯૪૫॥
અબલાના બલ કાહી ચાલે નહી ॥
તજીસ પ્રાણ હું મારા સહી ॥૯૪૬॥
કલિયુગની બીખ મુજને છે ઘણી ॥
કલિયુગે સ્ત્રી થાયે પરતણી ॥૯૪૭॥
તે કારણ હું આવી સાથ । સેવા કરવા સાંભલો મારા નાથ ॥૯૪૮॥
હસ્તિનાપુરમાં રહું આજ । તો માતા પિતાને લાગે લાજ ॥૯૪૯॥
ગોવિંદજીના સમછે રેહેસહી । તે માટે મારે રહેવું નહી ॥૯૫૦॥
હવે છ જને ચિંતા મનમા ધરે । અને હિમપંથે જાવી મન ખરે ॥૯૫૧॥
ઊત્તમ લગન લીધુ સાર । નવરાવી પાટે બેસાડો પરિક્ષીત કુમાર ॥૯૫૨॥
વસ્ત્ર આભુષણ પેરાવેસોયે । પ્રજા લોક તેડાવા જોયે ॥૯૫૩॥

ચંદરવા સોભીના બંધાવાચાર ॥ મંદિરે તેજતણોનહી પાર ॥૯૫૪॥
સકલ દુંદુભી વાજે વાજીંત્ર ॥ પરિક્ષીત ઊપર સર્વેની નજર ॥૯૫૫॥
ધરમ રાજાયે પાટે બેસાડ્યો પૌત્ર ॥ અને પરિક્ષીત ઊપરધરાવ્યું છત્ર ॥૯૫૬॥
બંધવ સર્વે ઊભારે થયા ॥ કરી પ્રણામ ને સામા ઊભા રહ્યા ॥૯૫૭॥
સુભટ પ્રધાન નેમતા તતકાલ ॥ મસ્તકે છત્ર ધર્યું નૃપત બાલ ॥૯૫૮॥
આશિર્વાદ તાહા બંધુજન દેયે ॥ અને અભયદાન તાહા પરિક્ષીત કરે ॥૯૫૯॥
પરિક્ષીતને તાહા બેસાડા રાજ ॥
અને પ્રધાનને તાહા સોપ્યા સર્વે કાજ ॥૯૬૦॥
તે દિવસ તો તમ વઈ ગયા ॥
જોઈ લોકને રળિયાત તો ઘણા થયા ॥૯૬૧॥
ઊઠીને વીર તાહા વિચારે વાત ॥
સુંદરી દ્રૌપદી સાથે પાચે ભ્રાત ॥૯૬૨॥
તન મન સર્વે સોપીયા નાથ ॥
વન માહે જાઊ સત સર્વે સાથ ॥૯૬૩॥
હિમ પંથે જાઊરે સહુ સાથ સહી ॥
નિશ્ચયે કિધી છે વાતજી ॥૯૬૪॥
રાજા યુધિષ્ઠિર પોડાનીસે થઈ ॥ તેવાને ઊઠીયા પ્રભાતજી ॥૯૬૫॥
પરતું સકાલ થઈ અતિ ઊત્તમ ॥ અને જાગા તે પાચે વીરજી ॥૯૬૬॥
નારી દ્રૌપદી પાસે પધારા ॥ અને સ્મરા તે શ્રી જગદીશજી ॥૯૬૭॥
સ્નાન ધ્યાન વિધ ભોજન કિધા ॥ અને બૈઠા તે મંદિર માહેજી ॥૯૬૮॥
રાજા યુધિષ્ઠિર ત્યાં વાણી ઓચરે ॥ અને કરવો તે એક ઊપાયજી ॥૯૬૯॥
આહુદ વસ્ત્ર તજો આભુષણ ॥ મન માહે આણો ધીરજી ॥૯૭૦॥
દૃઢ વિશ્વાસ કરી પંથે ચાલો ॥ અને મન ચિત્ત રાખો સ્થીરજી ॥૯૭૧॥
વેસ ઓચરો તપસી કેરો ॥ અને ધરો કમંડલ હાતજી ॥૯૭૨॥

દામ એક કોયે નારાખો પાસે ॥ અને કોઈનોના જોવો સાથજી ॥૯૭૩॥
હૃદયમાહે ધ્યાન રાખો હરી તણું ॥ તે કરસે તમારૂં સારજી ॥૯૭૪॥
જોને અનેગ ભક્ત આગે ઊધારા ॥ તે આપણા કરશે ઊધ્ધારજી ॥૯૭૫॥
કરી વિચાર સહુભ્રાત થયારે ઊભા ॥ અને તજા સર્વે શનગારજી ॥૯૭૬॥
વલ્કલ પેહેરી સર્વે બાહેર પધારા ॥ અને સંગે દ્રોપદી નારજી ॥૯૭૭॥
માતા કુંતાજીને તે મંદિરે આવા ॥ માતાયે દિધા છે માનજી ॥૯૭૮॥
નગરલોક સર્વે જોવા મલા ॥ અને નરનારી પરિવારજી ॥૯૭૯॥
પાચે પુત્ર જઈ પાયે લાગા ॥ માતાયે દિધા આશિષજી ॥૯૮૦॥
વહુવર જઈને ચરણે લાગી ॥ તમને રક્ષા કરે જગદીશજી ॥૯૮૧॥
માતાજી અમને આજ્ઞા આલો ॥ અમે હિમાંચલ જાઊ આજજી ॥૯૮૨॥
પરિક્ષિતનું પ્રતિપાલન કરજો ॥ અને રાખજો સર્વેની લાજજી ॥૯૮૩॥
વલતા કુંતાજી એણી પેરે બોલી ॥ અને સાંભલીયે મુજ પુત્રજી ॥૯૮૪॥
તમ વના હું કેમ કરૂં વૈભવ ॥ મારે સું કરઊં હવે ઘર સુત્રજી ॥૯૮૫॥
તમસાથે હું આવીસ બાલ ॥ અને વરધવુ તજી કેમ માતજી ॥૯૮૬॥
ફરી સંસાર સુનો કરીને ચાલા ॥ વહુવરને તમે પાંચે ભ્રાતજી ॥૯૮૭॥
હું નહી રહું આવા મંદિર સુને ॥ અમે ચાલીસ તમારે સાથજી ॥૯૮૮॥
પુત્ર સમુ નહી કોયે થાયણ ॥ માતા પિતાને ભ્રાતજી ॥૯૮૯॥
વલતા યુધિષ્ઠિર એણી પેરે બોલા ॥ માતા એ શીં કહો છો વાતજી ॥૯૯૦॥
વાઘ સીયાલ વાટે બહુ ચાલે ॥ રીછ વાનરાદિક સારજી ॥૯૯૧॥
તે માટે તમે બેસી રહો મંદિર માહે ॥ ભજન કરોને મુરારજી ॥૯૯૨॥
દાન પુણ્ય પુત્રને ઓચરાવો ॥ અને બોહોલે બેસાડો બાલજી ॥૯૯૩॥
વલતા કુંતાજી કહે કુંવરને ॥ તમ પાખે કેમ રહેવાયેજી ॥૯૯૪॥
હવે કોન મુજને માતા કહસે ॥ પુત્ર તજી કેમ જાયેજી ॥૯૯૫॥
કોણ અમારી ચીંતા કરસે ॥ અમે દુઃખ સુખ કેને કેવાયેજી ॥૯૯૬॥

પૂર્વે પાપ કર્યું મેં મોહું ॥ તો દેવે દિધા દાયેજી ॥૯૯૭॥
વૃધ્દકાલે પુત્રે મુકયા ॥ એ ગુણપાખે દંત હીનાજી ॥૯૯૮॥
પુત્રવના દેહ કેમ કરી રાખું ॥ વીરા વલંભો છે પ્રાણજી ॥૯૯૯॥
પુત્રવના કોણે નીરના પાયે ॥ પુત્રવના નહી અન્નજી ॥૧૦૦૦॥
પુત્રવના સંસાર મારી કાઢે ॥ પુત્રવના દેયે ગાલજી ॥૧૦૦૧॥
પુત્રવના કોઈ મોક્ષના જોવે ॥ પુત્રવના ભવ બુડાજી ॥૧૦૦૨॥
પુત્રવના કોઈ મોક્ષનહી પામે ॥ પુત્રવના ધરમ જાયેજી ॥૧૦૦૩॥
પુત્રવના બંધવ ના માને ॥ તે મહાપાપી કેવાયેજી ॥૧૦૦૪॥
પુત્રવના પીયર નહી માને ॥ અને સાસરીમા નહી માનજી ॥૧૦૦૫॥
પુત્રવના કોઈ વસ્ત્ર ન આપે ॥ પુત્ર સમુ નહી કોઈ ધનજી ॥૧૦૦૬॥
પુત્રવના કુટુંબ કોન પોખે ॥ મંદિર કહિયે મસાણજી ॥૧૦૦૭॥
પુત્રવના કોઈ સુખન પાવે ॥ અને વસ્તી તે ઊજ્જડ રાનજી ॥૧૦૦૮॥
પુત્રવના કોન કહેરે માઈ ॥ પુત્ર વના નહી સાનજી ॥૧૦૦૯॥
તે જીવાથી મરણ ભલું ॥ જે વૃધ્દપને દુઃખ પામાજી ॥૧૦૧૦॥
ઘણા વરસ પ્રભુ સીધ જીવાડી ॥ હજુ દુઃખના દિવસ નહી વાલાજી ॥૧૦૧૧
દુર્યોધનસુ દ્યુત રમીને ॥ ખોયા ગરથ ભંડારને ભોગજી ॥૧૦૧૨॥
બાર વરસ વનમાહે દુઃખ પામા ॥ તે મુજને પડો વિયોગજી ॥૧૦૧૩॥
વળી કુંવર મુકીને ચાલા ॥ હવે પરત ન દિસે કોયેજી ॥૧૦૧૪॥
દીનાનાથ મુને કાહે જીવાડી ॥ હવે કોને મલસુ ધાઈજી ॥૧૦૧૫॥
તમે પુત્ર પધારો કહું માતાયે ॥ લઈ આજ્ઞા સત સારજી ॥૧૦૧૬॥
રોદન કરે માતા મુખ આગલે ॥ નેત્ર વહે જલ ધારાજી ॥૧૦૧૭॥
માંગી આશિખને પાંડવ ચાલા ॥ અને વોલાવા સહુ જાયેજી ॥૧૦૧૮॥
રાજા પ્રજા લોક સહુ સંગાતે ॥ દુઃખ હિરદે ના માયેજી ॥૧૦૧૯॥
રૂદન કરે છે બ્રાહ્મણ ક્ષત્રીય ॥ અને વૈશ્ય શુદ્ર તેહજી ॥૧૦૨૦॥

ચારન ભાટને માલી તંબોલી ॥ગોવાલીયાલોહાર તેહજી ॥૧૦૨૧॥
ધાચી મોચી ને સહી સુતાર ॥તે દરજીને કસારાજી ॥૧૦૨૨॥
કુણબી કુંભાર સર્વે રડે છે ॥ પાંડવ જાતા નિરધારજી ॥૧૦૨૩॥
માછી કાછી અને પરગામી ॥ અઢારે વર્ણ તેહજી ॥૧૦૨૪॥
પાંડવ ચાલતા સહુરોદનકરે ॥ અને દુઃખ ધરે છે તેહજી ॥૧૦૨૫॥
ગાયે રોયે હસ્તીને ઘોડા ॥ અને પોપટ પાંજરે તેહજી ॥૧૦૨૬॥
દુઃખ પામીને દર્શન કરે છે ॥અને પાંડવ ચાલતા તેહજી ॥૧૦૨૭॥
નગર બાહેર ચાલા પાંડવો ॥અને વોલાવે તે સર્વે સાથજી॥૧૦૨૮॥
કેશવ સાહે થાસે કહું ભુપતી ॥અને સર્વેસુ નામી શિસજી ॥૧૦૨૯॥
સર્વે વચન કહે મુખ એઊં॥તમને રક્ષાકરે જગદીશજી ॥૧૦૩૦॥
પછે પંચાવલી સાથે પરવરા॥તે પુરબ દિશાયે જાયેજી ॥૧૦૩૧॥
પ્રજા વોલાવે તે રાયેને ॥ અમે તો વસુ વનમાહેજી ॥૧૦૩૨॥
પ્રજા સર્વે એઊં કહે રાયેને ॥અને કરેતે ઘણા રોદનજી ॥૧૦૩૩॥
યોજન એક ગયા પછી॥ આપી રાયેને આજ્ઞાજી ॥૧૦૩૪॥
પરિક્ષીતને કહે રાજા ધરમ॥ પ્રજાને લઈ વલો પાછાજી ॥૧૦૩૫॥
મલા પરિક્ષીત સામી પેર ભેટા ॥ અને કરે સર્વે રોદનજી ॥૧૦૩૬॥
ધરમે મસ્તકે હાત મુકો ॥ પૌત્ર હોજો ધરમ મનજી ॥૧૦૩૭॥
સદા સરવદા ધરમ પાલજો ॥ અને ઓલખજો ભગવાનજી॥૧૦૩૮॥
અથર્વવેદે સતપંથ વર્ણવ કરજો ॥અનેજે કહાવે છે શાસ્ત્રને પુરાણજી॥૧૦૩૯॥
પછે પ્રજાસઘલી પાછે વલી ॥ અને સંગે પરિક્ષીત રાયેજી ॥૧૦૪૦॥
વોલાવી સહુ મંદિર આવા॥ અને પાંડવ ચાલા જાયેજી ॥૧૦૪૧॥
પાંડવચાલા તેણે જો દન ॥રાજાપ્રજા સર્વે રોવે પંખી વન ॥૧૦૪૨॥
પાંજરે પોપટ કરે છે રોદન ॥
ઊગા ભાણ પણ ના દિસે દન ॥૧૦૪૩॥

હસ્તી ઘોડા ખાન ના ખાયે ॥
અને બાલક થાન ન ધાવે માયે ॥૧૦૪૪॥
શહેર હસ્તિનાપુરમા પડીયો સોર ॥
ના બોલે કોયલ કોકીલા પોપટ મોર ॥૧૦૪૫॥
ઊત્તર દિશા ઊન માવા મેહ ॥
પાંડવ ચાલા હિમાલે મેલવા દેહ ॥૧૦૪૬॥
સત ગયારે પાંડવને સાથ ॥
અને કલિયુગ બેઠા તેણી રાત ॥૧૦૪૭॥
જીભ્યા ઈન્દ્રિય એક નાર ॥અને જે વચેતે ઊતરે પાર ॥૧૦૪૮॥
ઈન્દ્રિય થરવના પાપ ના જાયે ॥
પાપ ગયા વના શુધ્ધ ના થાયે ॥૧૦૪૯॥
શુધ્ધ થયા વના સંતોષ ના હોયે ॥
સંતોષ વના ભાવ ના જોયે ॥૧૦૫૦॥
ભાવ વિના ભક્તિ નહી હોયે ॥
ભગતી વિના કોઈ મુગતી ના પાયે ॥૧૦૫૧॥
મુગતી વિના કોઈ અમર ના થાયે ॥
અમર થયા વના દેવતા ના કેવાયે ॥૧૦૫૨॥
દેવતા વના દર્શન ના થાયે ॥
જેણે દર્શન થાયે તેણે સબકછુ પાયે ॥૧૦૫૩॥
એ નિરવાણી સતગુરૂજીને કહી ॥
સાંભલો રખેશરો એક ચિત્ત રહી ॥૧૦૫૪॥
કલીપુરણને આવરદા ઘણી ॥
સ્ત્રીયા પુરૂષ નવ માને ધણી ॥૧૦૫૫॥
માતાપુત્રીને પુઠે જો ધરે ॥ તેની હત્યાયે કુલ એક નહી તરે ॥૧૦૫૬॥

પુત્ર પિતાને દેસે છેહે ॥ જલહીન તોવરસે મેહે ॥૧૦૫૭॥
ધરતી ચોર અગન જો ધણિ॥બે કૌલી રાજાત્યા કોઈનવધણી॥૧૦૫૮॥
કૌલ દઈને બીજો કરે ॥ સવારે બોલેતે સાંજે ફરે ॥૧૦૫૯॥
કાલ સરૂપી તાહા વેલા ફરે॥આપ ઈમાને કોઈનહી ડરે ॥૧૦૬૦॥
તાહા સ્વામી લેખુ લેસે સહી॥અને નેકી બદીતો માંડે સહી॥૧૦૬૧॥
કઠિણ વેલાયે ઓછુ પલે॥અને બ્રહ્મક્રિયા તેનીસઘલી ટલે॥૧૦૬૨॥
સાચાસતપંથ તેજે પોચેસરે॥અને જેમાગે તે આગલ ધરે॥૧૦૬૩॥
એકયોજન પોહોતા પછી॥રાયે બેઠા તે ધરવા ધીરજી॥૧૦૬૪॥
રાજા યુધિષ્ઠિર એમ કહે॥ તમે સાંભલોને ચારો વીરજી॥૧૦૬૫॥
સતી દ્રૌપદી તમે સાંભલો॥ હવે કહુ આગમની વાતજી ॥૧૦૬૬॥
વચન અમારા તમો સાંભલો॥ કહું વિનંતી સારજી ॥૧૦૬૭॥
જે હીમ પડે વૈકુંઠ છે॥ તાહા વિઘ્નનો નહી પારજી ॥૧૦૬૮॥
તાહાવાટે અસત નબોલઊં॥ અને હંસા રતન કરવી વાતજી॥૧૦૬૯॥
મુનિવ્રત ગરહીને ચાલવુ॥અને રદે તે ધરઊ ધીરજી ॥૧૦૭૦॥
અહંકારસર્વે પરહરો॥ અને શ્રી હરીસુ નેહજી ॥૧૦૭૧॥
કામક્રોધ અને મોહમત્સર॥અને નાખો સર્વે તેહજી ॥૧૦૭૨॥
ભક્ષ ભોજનને વસ્ત્ર વના॥ અને તજવું તે અભીમાનજી॥૧૦૭૩॥
જો એણી પેરે તમે ચાલસો॥ તો પામસો શ્રી ભગવાનજી॥૧૦૭૪॥
માતતાતને ભ્રાત ભારજા ॥ અને પુત્ર પુત્રી સારજી ॥૧૦૭૫॥
ફરી ઘર મંદિર રાજપાટ॥ અને પરહરો વ્યવહારજી ॥૧૦૭૬॥
એ સર્વે સવારથ આપણે॥ તે લેવા આવે ઘેરજી ॥૧૦૭૭॥
એ કુટૂમ સર્વે અવરથા॥ અને જુજવો વ્યવહારજી ॥૧૦૭૮॥
કોયે રણ સંબંધ અવતરે॥ કોયે લેવા આવે વેરજી ॥૧૦૭૯॥
કોઈ ગયા સર્વે હરાઈ॥ એકને લાભનો નહી પારજી॥૧૦૮૦॥

તમે માયા સઘલી મુકજો ॥ એ મિથ્યા છે સંસારજી ॥૧૦૮૧॥
દઈ શિખામણ રાયે રહા છાના ॥ તે ધરમ યુધિષ્ઠિર વીરજી ॥૧૦૮૨॥
વાણી સાંભલી ત્યાં યુધિષ્ઠિરતણી ॥ભાઈ થયા રળિયાતજી ॥૧૦૮૩॥
કેડે ચાલા કામની ॥ અને આગલ પાચે ભ્રાતજી ॥૧૦૮૪॥
લાગા વીર હિમાલે વાટ ॥ ઊત્તર પરબત દુર્ઘર ઘાટ ॥૧૦૮૫॥
તન મનસું ચિંતન રામ ॥ પ્રથમ હિમાંચલ પોહોતા ઠામ ॥૧૦૮૬॥
પંચ સરોવર દેરવૈનારે ॥ ગયે ચલી ગંગાજી દ્વારે ॥૧૦૮૭॥
કિયા સ્નાન સર્વેને તે ઠામ ॥ અને પીંડદાન કિધા પુર્વજનાધર્મ ॥૧૦૮૮॥
તીહા દેખે શ્રી સંભુ પ્રાસાદે ॥ ભદ્રેશ્વર જે આદે અનાદે ॥૧૦૮૯॥
કુંકુમ ચંદન પરીમળ ધુપે ॥ વિવિધ કમલ દલ અર્ચે ભુપે ॥૧૦૯૦॥
પુજો શંભુ નહી લાગે વાર ॥ પાચે વીરને દ્રૌપદી નાર ॥૧૦૯૧॥
સુનો હો વીર ધનંજય સહી ॥ માદ્રીસુત તમ બળ ધારી ॥૧૦૯૨॥
દુર્ભય પંથ હિવાળા તણું ॥ ત્યાં વાઘ સિંહ રાક્ષસ ઘણું ॥૧૦૯૩॥
વનચર ક્રુરને બહરી બાજ ॥ ગરધવ મૃગને પંખીના કાલ ॥૧૦૯૪॥
દિસત માત્રા તે લીજે પ્રાણ ॥ તીન પંથે એઊં પાચા જાણ ॥૧૦૯૫॥
તુમ મંદિર જોએવો હરી ॥ કરો રાજ મરસો કેમ રડવડી ॥૧૦૯૬॥
કહે ભીમ સુણો મહારાજ ॥ ભોગ વિલાસનું પુહમી કાજ ॥૧૦૯૭॥
ભીમ કરી કેમ લેખા તમે ॥ જીવતા ચરણ ન મેલો હમે ॥૧૦૯૮॥
જો મોહી સાથે સામો હોયે ॥ તો છાંડો ક્રોધને સંતોષે રહે ॥૧૦૯૯॥
તીહા રહ્વિવાસ અસુરકો ઘણું ॥ મન સમજ રાખો આપણું ॥૧૧૦૦॥
જપ તપ ધરમ નહી બિસરે ક્રોધ ॥ દુષ્ટ શત્રુ હોયે બંધુ વિરોધ ॥૧૧૦૧॥
અતિતામસ કાયાકે દેહે ॥ બીનસે ધરમ અર્થ નહી લહે ॥૧૧૦૨॥
જો સત શીલ શરીરે હોયે ॥ તો શત્રુ ભાવ ધરો નહી કોયે ॥૧૧૦૩॥
તજી ક્રોધ મારી વ્રત ધરો ॥ જો નિહંચળ રહો અમારો ખડો ॥૧૧૦૪॥

ગ્રહે નેમ તવ ચલે વીર ॥પોહોતો રાજા પાંડવ હરિદ્વાર ॥૧૧૦૫॥
તીહાથી પુરબ દિસા મુની કહે ॥નદી ત્યાહા પૂર્વગામીની વહે ॥૧૧૦૬॥
પુણ્યોદક જોઈને તાહા ભૂપ થબકાયે ॥
અને પંચ સરોવર કિયો સ્નાન ત્યાયે ॥૧૧૦૭॥
સંધ્યાતર્પણ પૂર્વજ કાજ ॥ પૂજી હરિદ્વારને ચલો રાજ ॥૧૧૦૮॥
તાહા થકી આગે સંચરે ॥ યોજન સાત ત્યાં આરોહણ કરે ॥૧૧૦૯॥
માળાધરપર પતકો નાવ ॥હેમ પગર ઊદીત તેનો ઠામ ॥૧૧૧૦॥
દસ યોજન ચકલાઈ જાણ ॥આડો યોજન પાંચ પરમાણ ॥૧૧૧૧॥
કરે રાજ તીહા ગણ ગંધર્વ ॥ તુરી ભેર વાજે ધ્વની સહસ્ત્ર ॥૧૧૧૨॥
તે વળી વીસ યોજન આવીયા ॥ તે પાંડવ પાંચે વીરજી ॥૧૧૧૩॥
તાહાવરખ દિસે સોહામણું ॥ અને ગંગા કેરે તીરજી ॥૧૧૧૪॥
સ્નાન ધ્યાન કરીને ચાલા ॥ રાયે પાંડવ કેરા તનજી ॥૧૧૧૫॥
એટલે તહા આવી અપ્સરા ॥
બહુ ધીરજ જોવા મનજી ॥૧૧૧૬॥
ત્યાં આવી અપ્સરા આડી ઊભી રહી ॥
ચારે પાચસે આવી ત્યાં કામની સહી ॥૧૧૧૭॥
પાંચે ભ્રાત અપ્સરાના રૂપ દેખી થયા દેગમંડ ॥
પુન કરતા વિઘ્નઊપનું લજ્જા રાખજો ભગવાન ॥૧૧૧૮॥
પાંચસે વીનતા રહી આગલ, સોલ વરસની સમાન ॥
કેટલીક વાજંત્ર વાજે, કેટલીક કરે ગીનાન ॥૧૧૧૯॥
નાના પટકોલ પેરીયા, અને કંચુકી નવરંગ ॥
ઊત્તમ ચરણ પેરીયા, સુવર્ણ સોભીતા અંગ ॥૧૧૨૦॥
ચાંદલો સેથલો રાખડી, ગોફને સુંદર સાર ॥
સોળ શૃંગાર સજ કરીને, રૂપ તનો નહી પાર ॥૧૧૨૧॥

ઊદર શિશ દાખવે , અન પાસે અડવા જાણ ॥
પાંડવ માહે માહે કરે , લજ્જા રાખજો ભગવાન ॥૧૧૨૨॥
જુવે નાચે હસેસામી , આલસ મોડે નાર ॥
ઊઘાડીને અંગ દેખાડે , તે જુવે પંડુ કુંવાર ॥૧૧૨૩॥
પાંડવ મન ચિંતા કરે , અને ઊભા તે પાચે ભ્રાત ॥
બિદ્ધ ઊપનું વાટમા , એ કારણ કાયે ઊતપાત ॥૧૧૨૪॥
જાણું હતુ જે વૈકુંઠ જાસુ , જહા છે શ્રી જગન્નાથ ॥
મારગમાહે વિપરીત ઊપનું , રાચે પછાડે બેહુ હાથ ॥૧૧૨૫॥
પાંડવ આગલ ઊભી અપ્સરા , ચરણે તે નમાવે શિસરે ॥
પાચેજણા તમે ભલે પધારા , મુને કૃપા કિધી જગદીશરે ॥૧૧૨૬॥
સકલ જનમનું પુણ્ય છે મુને , તે સફલ થયે ઊ છે આજરે ॥
ઘર બેઠા સુંદર વરઆવા , તમે રાખો અમારી લાજરે ॥૧૧૨૭॥
કરે કટાક્ષને દેયે આલીંગન , કલેવર દેખાડેરે ॥
અદરાદિક અમીકથી જુવે , ઋષીરાચેને પાડેરે ॥૧૧૨૮॥
પોસવતણા ફેકે વીમના , પાચે વિધ વિધ પેરના નાખેરે ॥
પાચેજણાને દે દડદડી , તે રાજા ધરમ સાખેરે ॥૧૧૨૯॥
હસી વચન કરીને પ્રેમદા પેખે , ચુવા ચંદન અરચેરે ॥
ચરણપખાલી ચરણોદક પુજે , પુષ્પહાર નરને આપેરે ॥૧૧૩૦॥
કુંકુમના અંગે લેપન કિધા , અને મોતીડે ચૌક પુરાવેરે ॥
નારીયલ કપુરે કરે આરતી , અને જડીત્ર બેસના લાવેરે ॥૧૧૩૧॥
બત્રીસ લક્ષણી સઘલી સમાન , અને રૂપ તણો નહી પારરે ॥
ભાવ સભાવ કરી દેખાડે , નહી ચલે પંડુ કુંવારરે ॥૧૧૩૨॥
દીનાનાથ તમે મંદિર પધારો , અમને કાહે કરો છો ખોટીરે ॥
મનછા વાચા અને કરમના , અમેનહીમેલુ તમારી કેડેરે ॥૧૧૩૩॥

વલતા યુધિષ્ઠિર બોલીયા, અને સું છે તમારે કામરે ॥
નહી લેઊ રાજ નહી આઊ મંદીર, ના લેસો અમારૂં નામરે ॥૧૧૩૪॥
સ્નાન સંધ્યા તપ ધ્યાન ધરમ નિયમ ઓચરી, મિથ્યાસીધ કરોછો પ્રીતયેજોડીરે
રાજરીધ પરિવાર તજીને, આજ અમે જાઊંછું ઊઠીરે ॥૧૧૩૫॥
પરનારીશું પ્રેમ ના કીજે, વાત ન કરીયે ઊભારે ॥
તેને વૈકુંઠ નહી પામે, અને લોકમધે જાયે શોભારે ॥૧૧૩૬॥
પરનારી સર્વે વિષની વેલડી, અને સંગમ કરે પુણ્ય જાયેરે ॥
સાત જનમનું સુકરીત સઘલુ, તે ક્ષણ એકમા પરલે થાયેરે ॥૧૧૩૭॥
પરસ્ત્રીશું એક ક્ષણ ન રહેઊં, એમ વેદ પુરાણે વારૂરે ॥
જેનર આગે પરરમા સંગેરમા, તેણે આપણું પુણ્ય હારારે ॥૧૧૩૮॥
સ્નાન દયાન સંધ્યા તપ દાન આચરી, ધરમ નિયમ પ્રતિપાલેરે ॥
પરનારીના સંગમ કરતા, તે પડે નરક મોઝારરે ॥૧૧૩૯॥
એમ કહીને ચાલ્યા પાંડવ, અમે નહી સહીયે નારીરે ॥
આહી ખોટી કરોછોતે મિથ્યા, અમે જાસુંજાહા છે દેવમુરારીરે ॥૧૧૪૦॥
પાંચ પાંડવને સંગે નારીચાલા, અપ્સરી ધરમને વલંગીરે ॥
મુકોને માતા હું પુત્ર તમારો, તે સાંભલીને થઈ અલંગીરે ॥૧૧૪૧॥
નારી સઘલી નસવાસ થઈને, અને નીજ મંદિરે જાયેરે ॥
રાજા યુધિષ્ઠિર પંથે વલંગા, ઊલટ અંગે નમાયેરે ॥૧૧૪૨॥
જે નરનું મન નિરમલ હોયે, તે ઊતરે ભવ પારરે ॥
કોટ ઊપાયે કર્યો કામનીયે, પણ ન ચુકા પંડુ કુંવારરે ॥૧૧૪૩॥
પાંડવ તણા સત પરગટા, તે ચાલા માર્ગે જાયેરે ॥
વાટમા વિઘ્ન ઊપજે, તાહા સાહ્ય કરે યદુરાયેરે ॥૧૧૪૪॥
આહુદવણા તે નીજ બંધવા, અને પ્રેમે પાવન જેહે ॥
દારૂણ શીત વાહે ઘણા, મહા વિઘ્ન ઊપનો તેહે ॥૧૧૪૫॥

અશ્વ ગજ રથ ને લક્ષ્મી , અને પરહરી વ્યવહાર ॥
ભુગતા કારણ પરહરૂ , અને તાજ કરો સંસાર ॥૧૧૪૬॥
યોજન બાર ગયા પછી , અપશકુન રાયેને થાયેરે ॥
રજ ભરાની નેત્રમા , વાયુ વસમો વાયેરે ॥૧૧૪૭॥
વામ લોચન પરહરે , અને પડે ઊદરમા કાલ ॥
શ્વાન સનમુખ સાદ કરતી , અને સાચરી તરતકાલ ॥૧૧૪૮॥
હરણ આડા ઊતરે , અને ફરકે ડાવું અંગ ॥
આકાશ દિસે ધુંદલો , નૃપત થયા મન ભંગ ॥૧૧૪૯॥
સુકે કાષ્ટે બૈઠો ભૈરવ , સાદ કરે મન ભાર ॥
જમનીદર ગાયે લોકડી , આડી ઊતરે મીંઝાર ॥૧૧૫૦॥
આકાશથી તારા પડે , અને કરે ઊલ્કા પાત ॥
થઈ ચિંતા પાયે વીરને , મુનિવ્રત ધરે છે ભ્રાત ॥૧૧૫૧॥
તાહા ચતુરભડ સાચરા , એક પરબત દિઠો પરોડ ॥
વકલ દેખીને કરગરે , રક્ષા કરજો ગરૂડા ગરૂડ ॥૧૧૫૨॥
તે પરબતમા નગર મોહું , અને મેઘપૂર નામ કેવાયે ॥
મેઘનાદ નૃપતિ તાહા વસે , બહુ દૈત્ય કેરો રાયે ॥૧૧૫૩॥
તેને પાસે દૈત્ય એવા , જે દિસતા બહુ કંકરાલ ॥
ઊટ ગરધવ શ્વાન વાહાન , તે ભલા ભડ મુછાલ ॥૧૧૫૪॥
ગદા આયુધ સર્વેને હાથે , જીવ હિંસા કરે અપાર ॥
મનીસ અજગર સર્પ સાગુર , તાહા રીછ વાઘને સીયાલ ॥૧૧૫૫॥
ચિત્તા વાનરને સંસલા , અને સઊ કોનો કરે આહાર ॥
એવા આહાર કરે તાહા પાપી , તે વસે નગર મોઝાર ॥૧૧૫૬॥
મેઘનાદ તાહા ભુપત કહાવે , અને વસે નગર ઠામ ॥
ચાર યોજન નગર મોહું , એઊ વસે પરબતમાહે ગામ ॥૧૧૫૭॥

જેપાષાણ માહે મંદર ઘણા ભલા, તે પાપીપુર કેહેવાયે ||
મેઘનાદ નૃપત તેમાવસે, તેસવા કરોડી દૈત્યકેરો રાયે ||૧૧૫૮||
તે નગર હેટલ થઈને, સાંચરા તે પાયે વીર ||
કેડે ચાલી કામિની, વ્યાકુળ થાયે શરીર ||૧૧૫૯||
એટલે તે નારદ આવીયા, અને રાક્ષસ તણે ઘેર ||
મેઘનાદે તે નિરખીયા, તે પુછવા લાગો પેર ||૧૧૬૦||
તે સભામાહેથી ઊઠીયો, અને દિધા આસન માન ||
પગ પખાલી ઋષીતણા, તે કરે ચરણોદક પાન ||૧૧૬૧||
અનેક રાક્ષસ ફરીને બૈઠા, અને મેઘ નાદ મુન ||
વદે રાયે સુણો ઋષીજી, મારૂ તો પોતુ પુન ||૧૧૬૨||
ભલે પધારા કરવાને પાવન, ઋષી કેમ આવા આજ ||૧૧ ।
ભલી ભુડી વાર્તા, તે અમને કહો મહારાજ ||૧૧૬૩||
વલતા તે નારદ ઓચરે, અને સુણો રાયે ભડ વાત ||
કાહે એક કહું તે સાંભળો, હે સોભટ મારા ભ્રાત ||૧૧૬૪||
શિઘ્ર થઈને સાંભલો, અને સોભટ મહારથી વાત ||
જે દાનવ મામો તાહેરો, તે રહેતો એવન વિખ્યાત ||૧૧૬૫||
અર્જુને તેણે મારીયો, તેણે જાણે સકલ જાત ||
તેનુ વૈર તુ માગોસહી, તુને સર્વે કહું વાત ||૧૧૬૬||
તુજ સરીખો ભાનજો ભડ, અને મહા પરાક્રમી કાજ ||
વૈર તમારા મામાતણું, તુંલેને કહું છું આજ ||૧૧૬૭||
દૈત્ય કહે હું શું કરૂં, અને વેગલુ ના જવાયે ||
હાસ્તિનાપુર જઈને શત્રુ મારૂ, પણ ઘણા દાઢા થાયે ||૧૧૬૮||
વલતા તે નારદ ઓચરે, અને નરપત વધામણી આપ ||
એ પાયે શત્રુ આવ્યા તારા, તુ ખડગ ધરે ને હાથ ||૧૧૬૯||

તે છટી સાથે કામની , નથી કેને હથિયાર ॥
હિમપંથે જાયે છે એકલા, જઈને વેગે કરજે તુ પાર ॥૧૧૭૦॥
એમ કહીને વલા પાછા , સાચરા તે ઋષી રાયે ॥
મેઘનાદ ઊઠી ધસો , તે પાંડવ પુઠે જાયે ॥૧૧૭૧॥
કામની પેરે જઈને પોતો , અને મુખે બાકરી વાયે ॥
ગાલ દેતો ધાવો કેડે , તોયે પાછુ ના જુવે રાયે ॥૧૧૭૨॥
રાયે યુધિષ્ઠિર સર્વે વિમાસે , એ અપશકુનના ફલ ॥
એવા શકુન આહાથી મલા , આવીયો ભડ વિકરાલ ॥૧૧૭૩॥
લવરી કરતો કેડે ધસો , જાણે પરગટો કાલ ॥
યોધો તો અતિ રોસે ભર્યો , મહાદાનવ તો વિકરાલ ॥૧૧૭૪॥
પાચે બંધવને કામની , તે ચિંતા કરે અપાર ॥
મુનિવ્રત તાહા બોલેનહી , રાખજો વિશ્વા ધાર ॥૧૧૭૫॥
કાંકરા ખુંચે પગમા , ભીમસેન લેયે અંદે ॥
મહાવન ધરણી બિહામણું , હિંસ્ત્રપશુ કરે સબદ ॥૧૧૭૬॥
સતી ધીર ચાલા જાયે , અને સ્મરે તે વૈકુંઠરાયે ॥
હવે દ્રૌપદી પછવાડે રહી , તે ચાલીન સકે પાયે ॥૧૧૭૭॥
પાંચે બંધવ માર્ગે પરવરા , અને છટી કેડે નાર ॥
મુખે ગાલ દેતો આવે પુઠે , તે મેઘનાદ કુંવાર ॥૧૧૭૮॥
રોહો રોહો પાંડવ સાંસલા , કહા જાસો પાંચે વીર ॥
મારી સાથે યુધ્દ કરો , તમે ધનુર્વિદ્યાના ધીર ॥૧૧૭૯॥
મુજ મામા કેરૂ વેર કરીને , તમે જીવતા કેમ જાસો ભુપાલ ॥
તમે હસતારમતા સાચરો , આજ આવ્યો તમારો કાલ ॥૧૧૮૦॥
મુજ મામાતણું વૈરજ માંગુ , આપો મુજને તેહ ॥
શિઘ્ર થઈને યુધ્દ કરો , અમો માગું છું એહ ॥૧૧૮૧॥

તમે ખરાક્ષત્રીય હોયેતો , વાસો દઈને કેમ જાયે ॥
તે કલંક દિધું પાપીયે , તમેતો ચન્દ્રકુલ માહે ॥૧૧૮૨॥
તમે જીવતા જાસો નહી , મારે તમસાથે કામ ॥
જો બલ ના હોયે એવડું , તો કેનું ના લેસો નામ ॥૧૧૮૩॥
કાહા મરો ભુંડો પાપીયો , હવે નાશીને કહા જાયે ॥
કરો યુધ્ધને વલો પાછા , બાકરી મુખથી વાયે ॥૧૧૮૪॥
વચન એવા સાંભલી , તહા ભીમને ચઢી રીસ ॥
મારીને કટકા કરૂં , અને પાડતો રાખું ચીસ ॥૧૧૮૫॥
ધરમ કહે વીર મારા , પાપ ન કિજે વિખ્યાત ॥
સાન કરીને પરીછવે , પછે મુકી સઘલી વાત ॥૧૧૮૬॥
તેણે ગાલ તો દસવીસ દિધી , મેઘનાદ તહા ભૂપ ॥
માર્ગે હિંડે કેડે જોતો , અને દેખાડે માયા સ્વરૂપ ॥૧૧૮૭॥
પછે મેઘનાદે દ્રૌપદી હરી , અને સહીને જમને હાત ॥
ખંદે લે ચઢાવી કામની , લઈ ચાલો વિનતા સાથ ॥૧૧૮૮॥
કામની તે મુખથી કરગરે , મુજ મુકાવો નિજ કંથ ॥
બુમડી તાહા રૂદન કરે , અને કરે બહુ કલ્પાંત ॥૧૧૮૯॥
નાથ તમુને અલખા કામની , આજ થઈ નિરાધાર ॥
તાહાજઈને શું કરસો , તમે નિરગલી નિજ નાર ॥૧૧૯૦॥
પાચે તે માર્ગે જાયેચાલા , કરે નહી કોયે નિવારરે ॥
કામની તાહા અતિવલવલે , નેત્ર વહે જલધારરે ॥૧૧૯૧॥
નયને વહે નીર કામનીરે , અને મુકી માળીયા માહેરે ॥
પાચેતે પાંડવે મુનિવ્રતધરીને , તે માર્ગે ચાલા જાયેરે ॥૧૧૯૨॥
દ્રૌપદી રૂવે માળીયે , અને માર્ગે રૂવે કંથરે ॥
સ્તુતી કરે જગદીશની , જે હરી દેવ અનંતરે ॥૧૧૯૩॥

મેઘનાદને માળીયે, દ્રોપદી રૂવે અપારરે ॥
મારીવારે ચઢજો કૃપાલા, મુજ અબલાની કરજો સારરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૧૯૪॥
નાથ અનાથ પતીતપાવન, તમે દેવ અનંતરે ॥
આણી વારની કરજો કૃપા, આજ મુકી ગયા મારા નાથરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૧૯૫॥
મત્સ્યવેધ કરાયો માધવે, અને પાંડવને પરણાવારે ॥
પાચ પુરૂષ વેચે કામની, અને જુગમા કિર્તી કરાવીરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૧૯૬॥
વસ્ત્ર જોઈને વલંગો દુઃશાસન, ચીર કાઢવા મહાપાપીરે ॥
તાહા કંથ મારાનું કહેનવચાલુ, મે વિનવા અવિનાશીરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૧૯૭॥
તાહા અમંગથી આવા અંતર્યામી, નવસે નવ્વાણુ ચીર પુરારે ॥
પત રાખી પરમેશ્વરને, અનેગ પાતક્ષુ મોડારે ॥
પ્રભુજી પધારોરે ॥૧૧૯૮॥
દુર્યોધનને દુર્વાસા મોકલા, અમો જમ્યાપછી આવારે ॥
અક્ષયપાત્ર ધોઈને વલગડા, તાહા અઠ્યાશી સહસ્ત્રને લાવારે ॥
પ્રભુજી પધારોરે ॥૧૧૯૯॥
સ્નાન સંધ્યા કરવા ઋષીજી ચાલા, તાહા કાષ્ટ પ્રજાળી દિધારે ॥
પ્રદક્ષિણા કરતા પ્રભુજી પધારા, નાથજીયે પાવન કિધારે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૦॥
પાત્ર મંગાળી ભુપતે, કૃષ્ણજીયે અર્પણ કિધુરે ॥
પાચે ભ્રાત બલતા ઊગારા, તાહા જીવદાન દિધુરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૧॥

લાખા મંદિર વિખ મોદક લાવા, તમે દાનવથી ઊગારારે ॥
સનગ વેખે અમો બલતા રાખા, તે ગંગા નાવે ઊતારારે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૨॥
ધરમ વિપ્ર વૃકોદર વાલુવો, અને વેદલ અર્જુન ભુપરે ॥
સહદેવ ગોપ નકુલ મસાની, હું થઈ દાસી સ્વરૂપેરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૩॥
રાયે વિરાટની સેવા કરતા, કઈયો કિચકે દુઃખ દિધારે ॥
ભીમે તેનો વંશ છેદન કિધો, તમે સદાયે અમને ઊગારારે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૪॥
મેઘનાદ મુને દુઃખ દેસે, અને નામ અમારૂ લેસેરે ॥
હું પ્રાણ તજીસ મારા સહી, તે દોસ તમુને બેસેરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૫॥
એ જીવાથકી મરણીભલું, હું દુઃખન પામું મારાનાથરે ॥
સું હું કરૂં હવે સું થાસે, મુકી ગયા મારા નાથરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૬॥
ભીમસેનને ક્રોધ ચઢાવો, મારૂ તેણે પાપીરે ॥
ઘર થકી સોદીને મારૂં, કાં ન મુવો એ પાપીરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૭॥
છોરૂને છેહન દિજીયે, તમે ભકત વત્સલ છો ઈશરે ॥
કંથ અમારા મુકી ગયાછે, સ્વામી ન ઘટે રીસરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૮॥
નગર માહેથી વનમા આવ્યા, તાહા દુર્યોધને બલ કિધુરે ॥
નગરમધે કોઈ નીરના પાયે, જલજઈ વનમા પીધુરે ॥
પ્રભુજી પધારોરે ॥૧૨૦૯॥

૧૧૨૯

૧૧૩૪

પંચવીસ યોજન આવા તમો, સંભારી નહી નીજ નારરે॥
વૈકુંઠે જઈને શું કરસો સ્વામી, અપયશ થાયે સંસારરે॥
પ્રભુજી પધારોરે ॥૧૨૧૦॥
ધરમ કરતા થયુ વગોણુ, અને જાનુ જે દેસે સીખરે॥
વીરા તમુથી દોષજ પામા, જે ઘણી મંગાવી ભીકરે॥
પ્રભુજી પધારોરે ॥૧૨૧૧॥
તમ પરતાપે અમે કષ્ટ બહુ પામા, ખોઉં ધનને રાજરે ॥
કૃષ્ણજી તમુને રીસ કરસે, સ્ત્રી કેમ કિધી ત્યાજ્યરે॥
પ્રભુજી પધારોરે ॥૧૨૧૨॥
શ્રી હરી ઓલખસે તમુને, સ્ત્રી તને એંધાનરે॥
મેઘ નાદનુ નગર ગરહીને, મરણ પમાડું પ્રાણરે॥
પ્રભુજી પધારોરે ॥૧૨૧૩॥
તાહા તે ઊભી છે દ્રૌપદી, તે સામુ કોને ન જોવાયેરે॥
ગરહીને તેને ગાલ દેતો, કઈયો કિથ કની પેરે થાયેરે॥
પ્રભુજી પધારોરે ॥૧૨૧૪॥
તરૂણી તાહા અતિ વલવલે,
અને પાંડવ ચાલા જાયેરે ॥
ભીમસેનને ક્રોધ ઊપનો, તારે ઝુટા વૈકુંઠ રાયેરે॥ ૧૨૧૫॥
તમ પાછે અમે રહેસુ બંધવ, અને વૈકુંઠનો સું કામરે॥
અબલા કેમ જાસુ મેલી, તો જાયે આપણું નામરે॥ ૧૨૧૬॥
આકાશથી સાઈને મારૂં, જઈ મારૂં પાતાલરે॥
મ્રીત લોક માહેથી સોદીને મારૂં, હવે ઝુટો એનો કાલરે॥ ૧૨૧૭॥
રાયે યુધિષ્ઠિરે સાનજ કિધી, અને મા જાસો તમે વીરરે॥
ફટકરીને વલો પાછો, ભીમસેન મહા સધીરરે ॥ ૧૨૧૮॥

ધસો બલીયો વીર અને , તે પવન વેગે પરવરોરે ॥
ઊભા રહો તમુને શિસનમાવું , મેઘનાદ ભણી ધસીધાયેરે ॥૧૨૧૯॥
યુધિષ્ઠિર અને ધનુર્ધારી , નકુલને સહદેવરે ॥
એ ચારે માર્ગે પરવરા , અને ભીમ વલા તતખેવરે ॥૧૨૨૦॥
ભીમ રીસ ચઢાવીને જાયે ॥
અતિ ક્રોધ ભરો ભડકા થાયે ॥૧૨૨૧॥
પગ મુકેને ધરૂ જેહ ॥ નારી સંભારી મનમાહે દઝે ॥૧૨૨૨॥
આવો નગર ઢુંકડો વીર ॥ ભાડયા ન ધરેહી સધીર ॥૧૨૨૩॥
દ્રૌપદી માળીયેથી રૂવે ॥ જપે કૃષ્ણને માર્ગે જુવે ॥૧૨૨૪॥
ભીમ આવતા દિઠો તેણીવાર ॥ સતી હર્ષ પામા અપાર ॥૧૨૨૫॥
ભીમે પરબત દિઠો રે એક ॥ પાસે કરી આવો વિવેક ॥૧૨૨૬॥
ગીરી ઊપાડી સમુલો લિધો ॥ એકે હાથે પરબત લીધો ॥૧૨૨૭॥
બુમ પાડી અસુરો આવીયો ॥ નગર ઊપર આદળ કિધો ॥૧૨૨૮॥
ભીમે ઊપર નરત કરીયો ॥ એકે પગથી ચુરણ થયો ॥૧૨૨૯॥
દૈત્ય સર્વે મારી નિસર્યો ॥ મેઘનાદ તાહા બેઠો થયો ॥૧૨૩૦॥
કરી રીસને પાસે આવીયો ॥ પહેલી પાડવે હાર મનાવીયો ॥૧૨૩૧॥
ભીમે તેણે હૈયે યાદ દિધી ॥ દ્રૌપદી માળીયેથી ઊધારી લીધી ॥૧૨૩૨॥
લઈ બારણે આવો તેણીવાર ॥ દિધુ નગરતનુ જો બાર ॥૧૨૩૩॥
હાથે પરબત હુતો જેહ ॥ લઈને ઢાકણ દિધું તેહે ॥૧૨૩૪॥
સર્વે રાક્ષસનો વરોધ કિધો ॥ લાવો દ્રૌપદીને કારજ સીધો ॥૧૨૩૫॥
મેઘનાદ દુષ્ટ દૈત્યને માર્યો ॥ કહે દ્રૌપદી ભલે પધારો ॥૧૨૩૬॥
મારા દુઃખના દિવસ નિવાર ॥ ભલે ભીમને મોકલો તતકાલ ॥૧૨૩૭॥
માર્ગ ભણી તાહા વલીયો ॥ ભીમ રાજાને જઈ મલીયો ॥૧૨૩૮॥
બંધવ સર્વેને પછે મલીયા ॥ આવા ભીમસેન મહા બલીયા ॥૧૨૩૯॥

પાસે જઈને ખોકારો કિધો ॥ મેઘનાદ મારી જસ લીધો ॥ ૧૨૪૦॥
નીરાંત થઈને ભાઈ બોલે ॥ નહી કોઈ ભીમસેનને તોલે ॥ ૧૨૪૧॥
ભીમ કહે નારી હું લાવ્યો ॥ હાકેઊં નગરને દૈત્ય સમાવો ॥ ૧૨૪૨॥
નારીને તજી કેમ જાઈયે ॥ શ્રી કૃષ્ણજી આગલ જઈ શું કહે ॥ ૧૨૪૩॥
પછે હર્ષ ધરીને પંથે જાયે ॥ સર્વે હરીતણા ગુણ ગાયે ॥ ૧૨૪૪॥
આગલ અબલારે કિધી સાર ॥ કેડે પંડુ કેરા કુંવાર ॥ ૧૨૪૫॥
પંડુસુત પંથે ચાલે , અને છટી સાથે નાર ॥
કૃષ્ણ કૃષ્ણ વાણી વદે , તેના રદામા દેવ મુરાર ॥ ૧૨૪૬॥
કાંકરા ખુચે પગમા , ભીમસેન લેયે ખાંદ ॥
મહાવન દારૂણ બીહામણું , વાઘ સિંહ કરે સબદ ॥ ૧૨૪૭॥
તે વન મધે સાચરા , અને સ્મરે તે વૈકુંઠ નાથ ॥
દ્રૌપદી પછવાડે રહી , તે ચાલીન સકે સાથ ॥ ૧૨૪૮॥
પછે દુર્યોધનનો મિત્ર હતો , આલમસત દૈત્ય કેવાયે ॥
તેણે લાગ જોઈને દ્રૌપદી હારી , તેવન મલ અલજો મહા ॥ ૧૨૪૯॥
ઓ ધરમ ઓ ધરમ કરીને રોદન કરે , મોયે લાવો વનમાહે આજ ॥
પણ વૈરાગ તાહા પૂર્ણ છે , તો હો નહી બોલે મહારાજ ॥ ૧૨૫૦॥
દ્રૌપદી કહે હો અર્જુન , તમે કરજો તમારી સાર ॥
સહદેવ અને નકુલ , કોયે ન કરે ચિંતાયે ॥ ૧૨૫૧॥
અરે ભીમસેન આવા નહી કાયે ॥
દ્રૌપદી કહે અમે નથી ચુકી સેવાયે ॥ ૧૨૫૨॥
વનમા મુજને મુકાવા , તે ન ઘટે મહારાજ ॥
કઈયા કિચકથી મુકાવી , તે મુજને છે વિશ્વાસ ॥ ૧૨૫૩॥
તારે ભીમસેને સબદ સાંભલો , વિનતા હરી ગઈ દૈત્ય કોઈ ॥
મહાક્રોધથી ઊપનો તાહા , ગડ ચઢીને ચહુદિસ જોયે ॥ ૧૨૫૪॥

આલમમસત દિઠો સર્વથી , અને ખાંદે દ્રૌપદી ચઢાયે ॥

પવન વેગે પરવરો , કેસ ધરીને દાનવ જાયે ॥૧૨૫૫॥

અરે પાપી સતીને ધરેતા , અને જીવતો રહો કાયે ॥

એઉં કહીને મુકાવી , તે દ્રૌપદી મહી માયે ॥૧૨૫૬॥

વૈર કરોતે દૈત્યનો , યુધ્ધ મલતા આયે ॥

પડછદેથી મેદિનીગરી થરહરે, મેદિની ધમધમ થાયે ॥૧૨૫૭॥

રક્ત વર્ણી બહુ થયા જાન ॥

અને સ્મરે બેહુ સારંગ પ્રાણ ॥૧૨૫૮॥

પછે ભીમ ક્રોધ કરીને ચરણ ગરેહા જેહ ॥

શીશ પાછલ ફેરવીને પછાડો છે તેહ ॥૧૨૫૯॥

રોધીર પણ કરીને , દ્રૌપદીસુ તેણે લીધા ખાંદ ॥

પછે પવનસુત પરવરો, જહા હતા ચારે ભ્રાત ॥૧૨૬૦॥

પછે ભીમસેને ખંદેથી ઊતારી, જહા છે ઊભે ભ્રાત ॥

ફરી ભ્રાતસંગે સતીલાવા, તેહ પવનસુત ॥૧૨૬૧॥

આગેસહદેવ નકુલ કુંવાર ॥ તાકે પાછે સતવંતી નાર ॥૧૨૬૨॥

ચઢાવીર પર્વતકે હેટ ॥ અસુરકપટમન કરો ઘનેટ ॥૧૨૬૩॥

તાલકેત સુત દુષ્ટે તાહા દ્રૌપદી હારી ॥

આયો ફીરી આપણી નગરી ॥૧૨૬૪॥

પરબત શિખરપર પાંડવ સંચરે ॥

નાર ન દેખી વિસ્મય કરે ॥૧૨૬૫॥

ધરમરાવ મન ઊપનો સંદેહે ॥

દૈવ ચરિત્ર હુવો વરણવે ॥૧૨૬૬॥

લઈ દુષ્ટ કોણ થાનક જાયે ॥

બહુત અચંબો ઊપનો હોયે ॥૧૨૬૭॥

કેહેન કુલ બંધવ સહદેવ ॥ તુ જ્યોતિષબલ જાણોમેવ ॥ ૧૨૬૮ ॥
કવન દિસા કવન નગરી ગામ ॥ કહોવીર તુમ તેનો ઠામ ॥ ૧૨૬૯ ॥
તબ સહદેવ વિચારી કહે ॥ અલકનંદા નદી જીહા વહે ॥ ૧૨૭૦ ॥
ત્યાહા તટ શ્રીનગર અસુર બળવીર ॥ લઈ ગયો તાલકેત સુત ધીર ॥ ૧૨૭૧ ॥
સુણી વાત તબ કોપે બલ્લાળ ॥ તૃતીયે નયને નીકળે જ્વાળ ॥ ૧૨૭૨ ॥
લઈ શીળા પવનકે સુત ॥ પગતળ પાષાણ કિયો બભુત ॥ ૧૨૭૩ ॥
પરબત વાટ ઘાટ બહુ કઠિણ ॥ કહે ધરમ વૃકોદર સુન ॥ ૧૨૭૪ ॥
ઝની વ્રત ખંડ થાયે આપણું ॥ બહુત પ્રાછત હિંસા તણું ॥ ૧૨૭૫ ॥
ક્રોધ પારથ હોયે સ્વરીર ॥ ક્રોધ ઘણા વીગતોહો વીર ॥ ૧૨૭૬ ॥
ધરમ પંથ ચાલો ચીત ધરી ॥ પુત્ર કલત્ર સર્વે રાજ પરહરી ॥ ૧૨૭૭ ॥
સરગ સમાન નહીસુખ રાજ ॥ તુ ઝની કરી અકારજ ॥ ૧૨૭૮ ॥
ભીમ કહે તમે સૂણો રાજા ધરમ ॥ મારે નહી સરગસુ કામ ॥ ૧૨૭૯ ॥
પરબત વાટ ઘાટ મુઝે નહી નિર્ગમ ॥ કહે ભીમ ધર્મરાયે સુણ ॥ ૧૨૮૦ ॥
ઊત્તર દિસા ભીમ ગીરી ચઢે, અલકાનંદા નદી તટ ॥
જાઈ પોતા ગાજો , વીર ઘનઘોર જુધ ॥ ૧૨૮૧ ॥
સીંગી નાદ બહુ બળવીર ॥ નાગે અસુર ધર નહી ધીર ॥ ૧૨૮૨ ॥
હુવો અદૃષ્ટ તજો તીન ઠામ ॥ તૃતીય નયને પ્રજાળયા ગ્રામ ॥ ૧૨૮૩ ॥
તબ સત છુવે અસુર મહીપ ॥ આવી ઊભો ભીમ સમીપ ॥ ૧૨૮૪ ॥
ચરણ કમળ કરી વિનવે સેવ ॥
તોહીસુ જુંઝયે નહી પુરાવે દેવ ॥ ૧૨૮૫ ॥
કૈસે કહું પાપી હવે હું તોયે ॥
પરસ્ત્રી ધરેતા રોમ રોમ પડે નરક માહે ॥ ૧૨૮૬ ॥
હરીનાર અબ તુ મહાસતી જાણ ॥
ભીમે તન પગ દઈ લીધા પ્રાણ ॥ ૧૨૮૭ ॥

નારી વિનવે ધન હો જોધ ॥
તારા પ્રીથમી સહેઊ ન સકે ક્રોધ ॥૧૨૮૮॥
લઈ છોડાઈ દુષ્ટથી માયે ॥
કાહા લગી ગુણ પ્રકાસુ તોયે ॥૧૨૮૯॥
ચાલ્યો વીર હર્ખ મન ધરી ॥
પોહોતો વેગે સાથ સુંદરી ॥૧૨૯૦॥
રાજાના જાઈ લાગા પાયે ॥ મનમાહે મુરકાવે પંડવ રાયે॥૧૨૯૧॥
લાયો કટ આલીંગન દિયો ॥ધન્યવૃકોદર તારો હઈયો ॥૧૨૯૨॥
ક્ષણ એકમાહે ચાલ્યા યોજન ચાર ॥
પોહોતા જાહા તીરથ કેદાર ॥૧૨૯૩॥
તીન સ્થાને મુખમાર્જન કરે ॥ સંધ્યા તર્પણ પીંડ ઊધ્દરે ॥૧૨૯૪॥
પંચલીંગ આછાદલીંગના ઠામ ॥ કલેશ્વરભુવન ઈશ્વર નામ॥૧૨૯૫॥
તુંગનાથ આરૂ ચઢે કેદાર ॥ દુર્ગેશ્વર ભુવનસ્તન સવસાર ॥૧૨૯૬॥
અર્ચે કમલપહુપ અતિ ઘણી ॥ નીરહો તબતે પંચજની ॥૧૨૯૭॥
પંચકેદાર કુંડનો નીર ॥ ક્ષુધા તૃષા થાયે સર્વે દૂર ॥૧૨૯૮॥
સીત વાત શીતન દુખધરે ॥ આનુ ઊદક નીતે આચરે ॥૧૨૯૯॥
વલકલ અંગ ઊબાન પાયે ॥ હિમાંચલ ગીર પોહોતા જાયે ॥૧૩૦૦॥
માર્ગે હરી તણા કરે છે સ્મરણ ॥ ગયે વેગે બદરીકાશ્રમ ॥૧૩૦૧॥
દેખવે સ્વામી આદિનારાયણનાથ॥ પદ્મરાગ મંડિત પ્રાસાદ॥૧૩૦૨॥
પાયેજણા તે મનમાહે આનંદે ઘણું ॥ત્યાંલઈ દર્શન પ્રભુતણું ॥૧૩૦૩
ત્યાંથી મનમા ઓલખી દેવકુમાર ॥ ચાલ્યા વીર કરી મીનુહાર ॥ ૧૩૦૪
જોજન તીસતીને કિયો પ્રયાણ ॥ મલયગીરી પર્વત ઊત્તમ ઠામ॥૧૩૦
ખડગધાર સમ ગીરીવર જહા ॥ રયેની દિવસ નહીસુઝે તીહા ॥૧૩૦
યોજન સાત તણું વિસ્તાર ॥ ઊંચો લક્ષ્ય ન જાણું પાર ॥૧૩૦

અંધઃકાર વન ઘણું નગ્રજીત ॥ વાટવીના બીલખાન સુત ॥૧૩૦૮॥
સેંસો ઊપનો અતીસો પ્રાણ ॥ સર્વે ચીંતા કરે બહુ જાણ ॥૧૩૦૯॥
નકુલ હિરદે સંચરે દેવ ॥ કહોવીર મારગના ભેદ સહદેવ ॥૧૩૧૦॥
તબ પંડિત બોલ્યા સુણો વિચાર ॥ પર્બત ભેદો હો પવન કુંવાર ॥૧૩૧૧॥
વૃકોદર ગીરીને મારે લાત ॥ સિંહ હાંક બળ મહા વિખ્યાત ॥૧૩૧૨॥
મલયગીરી કિયો દુઈ પંડ અગણીક ॥ લોટ ચાલ્યા પવન સુત ॥૧૩૧૩॥
પંચ મન ધ્યાતે જગદીશ ॥ પોહોતા તીહા યોજન પચીસ ॥૧૩૧૪॥
પર્બત લોપન મોહોના નામ ॥ ભદ્રકાળી દેવીના ઠામ ॥૧૩૧૫॥
ગણ ગંધર્વ તીહા કિન્નરજખા ॥ કોટકોટ કન્યા સત લખા ॥૧૩૧૬॥
યોજન સાત વિસ્તાર સુચગ ॥ તખીન યોજન પંચ ઊગત ॥૧૩૧૭॥
હેમ પગાર હેમ તાહા ઘણું ॥ ગીત નાદ હોયે પેખનું ॥૧૩૧૮॥
બાજે ભેર શંખ રણતુર ॥ ફીટી ઠોપખન ઊદીત જેઊં સુર ॥૧૩૧૯॥
આદિઅંબીકા તણું પ્રસાદ ॥ અનુહદ ઊઠે છત્રીસ રાગ ॥૧૩૨૦॥
કુંવરી કોટ વિનવે તીન ઠામ ॥ પાંડવસુ તીને કિયો પ્રણામ ॥૧૩૨૧॥
કરી શૃંગાર તે ઊભી રહે ॥ કામ મા રસ બની કહે ॥૧૩૨૨॥
ધન ધન દિવસ અમારો આજ ॥ ભદ્રકાળીયે પુરવી આસ ॥૧૩૨૩॥
જરા મરણ નહી ઊપજે ત્રાસ ॥ અરૂ નિકટ સકળ ભોગ વિલાસ ॥૧૩૨૪॥
હમ કોટ સખી વિનવા તમ પાયે ॥ તબ બોલ્યા જુજીષ્ટલ રાયે ॥૧૩૨૫॥
સત વચન સાંભલો વિનંતી ॥ હમ પંચ ઈન્દ્રિય નિગ્રહ જતિ ॥૧૩૨૬॥
તજો રાજ ઘર ભોગ વિલાસ ॥ માયા તજી અબ હુવો ઊદાસ ॥૧૩૨૭॥
ગ્રહીધરમ હમ સઊ નિગ્રહે ॥ સુણો હો નાર યુધિષ્ઠિર કહે ॥૧૩૨૮॥
અંતરયામી આત્મારામ ॥ અબ હમે વિષ્ણુ ચરણસું કામ ॥૧૩૨૯॥
સુણીવચન તબ હુવો નિરાસ ॥ ચલીપાછી ફીરી અવાસ ॥૧૩૩૦॥
પાંડવ લાગા ઊત્તર પંથ ॥ મન માહે ધ્યાયા શ્રી ભગવંત ॥૧૩૩૧॥

ચાલ્યા પાંડવ અતિ નિરધાર ॥
પોહોતા જીહા નદી મંદાકીની વાસ ॥૧૩૩૨॥
મંદાકિની જલ પુન સાગર, દ્રિષ્ટાતે જાયે પાપ ॥
જરામરણ નહિ ઊપજે, સાહાહી ગગન સંતાપ ॥૧૩૩૩॥
તટપર હંસ સારસ ચક્રવાક નકલસે બકિરસ ॥
સુવર્ણ મંડિત સંભુપ્રતિમા રચે રતે તે જુગ્ઝાસ ॥૧૩૩૪॥
સુકદેવને ડુફળીત દેસ, ચન્દન સાગ પહુપ ॥
માલતી ચંપો મોગરો, અવરવૃક્ષ શોભે અનુપ ॥૧૩૩૫॥
પુગીજે નીરીયલ સરી બડદિઠો દારીમ દરાખ ॥
નારીંગ કેલ બહુકીની સભા અસંખ લાખ ॥૧૩૩૬॥
બિલ્બ નાગવેલ દિસે કમલ કપન કન્યા નાર ॥
અવર વૃક્ષ કહેતા કથા વાધે બહુ ભાર ॥૧૩૩૭॥
અડતળો કલ્પવૃક્ષ પારીજાતકી છાયા બૈઠા મુનિવર ધ્યાન॥
પરાશર સુત ઋષી વૈશંપાયન શુકધ્યાવે શ્રી ભગવાન॥૧૩૩૮
નારદ ગુરૂ અંગીરસ શૃંગી વાલમિક કાશ્યપ જાણ ॥
દુર્વાસા ગાલવ ગૌતમ અવરાજ સર્વ વખાણ ॥૧૩૩૯।
ભૃગુદેવ વિશ્વામિત્ર કૌશિક જમદગ્નિ પુલસ્ત ॥
સારો ઋષી ઊદાસતામન પ્રચકા અગસ્ત ॥૧૩૪૦॥
ચ્યવન અરમુનિ લોમસ સુરતઋષિ માતંગ ॥
તદા અઞી માંડવ્ય પારૂચીત બ્રીહે રાખી શ્રીરંગ ॥૧૩૪૧॥
ગણ ગંધર્વ ઋષિ મુનિ કિન્નર દેવતા,
પંડુસુત પ્રણામ જો કીન્હું ॥
તબ દેવ મુનિવર સર્વે આશિષ દે ઘણું ॥૧૩૪૨॥
કરજોડીને કિયો પ્રણામ ॥ મુનિવરે દિયા આશિર્વચન ॥૧૩૪૩॥

આશિષ દઈ ક્ષેમ પુછે ઋષીરાયે ॥
કોણ કારણ પ્રીથમીરાજતજી જાયે ॥૧૩૪૪॥
જાયે ભુમી તજી કેઊં વાહા ॥
કોણ કારણ તમે આવ્યા ઈહા ॥૧૩૪૫॥
તબ રાજા યુધિષ્ઠિરે કહ્યો વિચાર ॥
કલિયુગ તણો હુવો પ્રસ્તાવ ॥૧૩૪૬॥
લંપટ ચોર અને પાખંડી દૂત ॥
તેના આદરમાન કરાવે બહુત ॥૧૩૪૭॥
સેવા સુકરીત ન કરસે લોક ॥
તજી સ્ત્રી અને ગણીકાસુ કરે ભોગ ॥૧૩૪૮॥
ચતુર્વેદ મુખ બ્રાહ્મણ ભણે ॥ તે નીત હિંડે અન્ન કારણે ॥૧૩૪૯॥
બ્રીદ લોપી ખાસે પર ગ્રાસ ॥ પાપે બુધ ન ઊપજે થાસે નાસ ॥૧૩૫૦॥
પ્રથમ રેહસ કરી આપે દાન ॥ ત્યા પછે ફીરી ગયા અમાન ॥૧૩૫૧॥
કહ્યો શ્રી બૌદ્ધે કલમાહે દારૂણપાપ ॥ કન્યા વિકરો કરસે પાપ ॥૧૩૫૨॥
સેવક તાકે સ્વામીની નાર ॥ કહે કથા હોવે વિસ્તાર ॥૧૩૫૩॥
ઐસો સુણી અમે આયા ઈહા ॥ જાવા કૃષ્ણદેવ છે જીહા ॥૧૩૫૪॥
અમ પર દયા કરી નરનાથે ॥ આપણ ઈહા રહો સહુ સાથે ॥૧૩૫૫॥
કરો રાજ સુખ પાંડવ નરેશ ॥ હોવે મુગતી વૈકુંઠ પ્રવેશ ॥૧૩૫૬॥
મંદાકિની ગીરી ઊત્તમ વાસ ॥ ઈહા નહી રાજા જેણે નાસ ॥૧૩૫૭॥
કરજોડી નૃપ ઋષીયોને બીનયો ॥ દર્શન તુમારો પાતક ગયો ॥૧૩૫૮॥
મેં વચન પરતીત વિષ્ણુસુ કરી ॥
તે કારણ રાજ તજી આવું નિસરી ॥૧૩૫૯॥
મુનિ મન માહે સમજાઈ પાયે ॥ પરબત કુમ પોહોતા જાયે ॥૧૩૬૦॥
અતિ તેજ કોટ રવિ ઊદીત ॥ અતિ મનોહર ઊપની ભ્રાંત ॥૧૩૬૧॥

ઊપમા જાણુ કી વૈકુંઠ ખડો ॥ ત્રીભુવનઅસ્ત નહી દુસરો ॥૧૩૬૨॥
અતિ તેજ નહી સુજે પંથ ॥ ભક્તાધીન શ્રી કમળાકંથ ॥ ૧૩૬૩॥
દામોદર રૂપ હરી લીયો ॥ પંડવ પંથ દેખાડી લઈ દિયો ॥૧૩૬૪॥
પુજા કરી ચરણ પર ધરી શીશ ॥ પૂર્ણ અદષ્ટ હુવા જગદીશ ॥૧૩૬૫॥
શંભુલીંગની પુજા અર્ચા કરી ॥ ઊત્તરપંથે પાંડવ ચાલ્યા નિસરી ॥૧૩૬૬॥
ગંધમાદન ગીરી ઊત્તુંગ અપાર ॥ મહાવજર ધુંધુઃકાર ॥૧૩૬૭॥
યોજન ત્રણ ગયા એટલે । ડિઠા સુંદર સરોવર આયે ॥
તાહા પુષ્પ નાના વિધના । તેની રચના કહી નવ જાયે ॥૧૩૬૮॥
દ્રૌપદી કહે ભીમને , એ કમલ માલાનું મન છે મારો ॥
મુને લાવી આપો સરોવરથી । મુજે નારાજ ના કરો ॥૧૩૬૯॥
ભીમ કહે કમલ કેમ લઈયે , જે અંદરના ગંધર્વ કરે રક્ષાયે ॥
તે લેતા યુધ્ધ થાયે સહી , એ લીધે આપણું સત જાયે ॥૧૩૭૦॥
દ્રૌપદી કહે આસ પુરાવે મનની , જો હતા મારા ભાયે ॥
વજ્રવાયે સાંભલીને , ત્યાં ભીમને ઊપની દાહે ॥૧૩૭૧॥
પણ સતી તે કેને કહે , અને કેવા સામી જોગ ॥
પછે ભીમે કમલ ફુલ લીધા , દેખતા ગંધર્વ પામ્યા સોગ ॥૧૩૭૨॥
યુદ્દ કરવા સર્વે આવીયા , અને મલી ગંધર્વ જેહે ॥
સુમંતા છે બાપની , જે માંગાવના કેમ લેવાયે ॥૧૩૭૩॥
ક્રોધ કરીને સર્વે પાટવે , ભીમ સેન ઊભા જોયે ॥
પણ અરધુ અંગ વજરનું , તે ના ગણે ઘણનો ઘાયે ॥૧૩૭૪॥
પછે ભીમે હાથ વાવરા , નાસી ગયા ગંધર્વ જેહે ॥
ઈન્દ્ર આગલે જઈને , કરી ફરીયાદ તેહે ॥૧૩૭૫॥
અમે કમલોની રક્ષા કેમ કરૂં , અને સુરપતિ મહારાજ ॥
કુંતાના સુત ભીમ છે , તેણે કમલ લીધા આજ ॥૧૩૭૬॥

અમે યુદ્દ કર્યો સહી , પણ ના ચાલ્યું લંગાર ॥
સુરપતી કહે ચિત્રસેનને , અને ગંધર્વસુ વિચાર ॥~~૧૩૭૭~~॥ ૧૩૮૭
સાસતા કરીને પુછજો , તેડે સુરપતિ રાયેજન ॥
ઈચ્છાયે તમે પધારીયો , તે કહું છે સુર ભુવન ॥૧૩~~૭૮~~॥ ૧૩૮૮
સમાચાર જઈ કહેજો , અમ સરીખુ હોયે કાજ ॥
સુરપતીયે કહાવીયું છે , તમે ક્ષમા કરજો આજ ॥~~૧૩૭૯~~॥ ૧૩૮૯
તાહા ધરમ કહે અમે અનઘટતુ કરીયું , તે ક્ષમા કરજો સહી ॥
અમને હિમાલયે જાઊં છે , તે માટે રહેવાયે નહી ॥~~૧૩૮૦~~॥ ૧૩૯૦
વચન એવા સાંભલીને , ગંધર્વ લાગો પાયે ॥
જે ભેટ આપી સુરપતીયે ,તે મોકલી હુતી તાહે ॥~~૧૩૮૧~~॥ ૧૩૯૧
મણી કનકનો હાર આપ્યો , અને દ્રૌપદીસુ જેહ ॥
પ્રણામ કરીને વાળ્યો પાછો , અને ગંધર્વ પાસે તેહ ॥~~૧૩૮૨~~॥ ૧૩૯૨

મહાગંધમાધન પર્વતમાહે , વનસ્પતિ ભાર અઢાર ॥
નારીયલ કેળ શોભતી , ત્યાં સુપારીને ઝાડ ॥~~૧૩૮૩~~॥ ૧૩૬૮
કેરી કોટીને કરમદા , અને જાંબુ બુલર સોયે ॥
પવને ફલ પડે ત્રુટી , કાચા પાકા જોયે ॥~~૧૩૮૪~~॥ ૧૩૬૯
દાડીમ દરાખ ખારીકને ખજુર ॥
આંબા ને ઈમલી તે પાકી પુરા પુર ॥~~૧૩૮૫~~॥ ૧૩૭૦
આગલ વન આક્રોડના , અને ભીલામ કાજુ જોયે ॥
કડા અને ફણસ , પીસ્તે એ તેહે ॥~~૧૩૮૬~~॥ ૧૩૭૧
વન જાલ મોટી આવે ,સુકડ ગીરીનો વન ॥
લવંગ વેલચી ને જાયેત્રી , તે જુવે રાયે જન ॥~~૧૩૮૭~~॥ ૧૩૭૨
જાયફલને ડમરો મરૂવો , અને તમાલપત્રનાપાન ॥
તેહે તાહા અતિ ઘણા , તે કરે સોભામાન ॥~~૧૩૮૮~~॥ ૧૩૭૩

બીજોરાને નારીંગ , નાગરવેલ તણા જો પાન ॥
તાહા વનસ્પતી દિસે ઘણી , તે દેખીને સોભા માન ॥૧૩૭૪॥
ઘણું બોલે પપૈયા મોર , કોયલ ટઊકા કરે ॥
અને ચાગુક બોલે મોર , સોભાનો નહી પારરે ॥૧૩૭૫॥
પોપટ સુડા અતિ ઘણા , વનમા કલોલજ હોયે ॥
તાહા સરોવરે બગા હંસા ફરે , તે ધરમ ઊભા જોયે ॥૧૩૭૬॥
તાહા દિવસ પાચ વસા પાંડવ, દેખી વનને સોભામાન ॥
મહા ગંધમાદનથી ઊતરા , એટલે આવી મેરૂની સંધ ॥૧૩૭૭॥
પાંચ પાંડવને છટી નાર ॥
તે મેરૂ પર્વત પર ચઢે નિર્ધાર ॥૧૩૯૩॥
પ્રેમવાર્તા તે મનમાહે કરે ॥
મન સાથે મનસુ ધ્યાન જો ધરે ॥૧૩૯૪॥
હવે શીત વ્યાપ્યું દ્રૌપદીને, તે ચાલી ન સકે ચરણ ॥
યોજન એક ચાલા જેટલે , અને પડા પરથમી ધરણ ॥૧૩૯૫॥
અર્ધે પંથે આવા જેટલે , અને નારી ગલી પડી તેટલે ॥૧૩૯૬॥
એટલે ચાલી ન સકે , અને સુખવંત થઈ તે સોય ॥
હવે રોદન કરીને પાચેમલે , પડ્યો સતી તને વિયોગ ॥૧૩૯૭॥
તાહા ધરમ કહે રાણી ઊઠો , અને જાઊં વેગલે પંથ ॥
સંગે જે તજે નહી , તેહ તજી કેમ જાયે પંથ ॥૧૩૯૮॥
અર્જુનને વરધવા કારણ થાયે, અને સાથે લેવા વન ॥
ભીમસેન સાદ કરે , મેહે મુકાવી આલમસતથી તેહ સતીજન ॥૧૩૯૯॥
તેહ પ્રીત કેમ સાંભરે નહી, પરથમી પડી નાર ॥
અર્જુન ધાડે રોદન કરે, ગુણવંત ગૌરી સાર ॥૧૪૦૦॥
સર્વ કોઈ જાણે જેહ , અર્જુન સુ પ્રીતી વિચાર ॥

તેહે ધરણી કેમ ઢલી , સતિ જન માહા સાર ॥૧૪૦૧॥
નકુલ વરનગીયો કરીને માનતી જેહ ॥
આજ કેમ પ્રીત છોડી છે તેહ ॥૧૪૦૨॥
સહદેવ સાધને દુખએ દિધુ , ન ઘટે સતી પાવન ॥
હવે અમે રહું કોને આસરે , સતી વિચારોને મન ॥૧૪૦૩॥
પણ સુખે કાલ આવો સર્વનો , જે દ્રૌપદી પડી પંચ ॥
રાયે વારે સહુ જો ભ્રાતને , ભાઈ દેહીનો એ સંચ ॥૧૪૦૪॥
અમર કોયે છે નહી , સંસારનો ખોટો સંચ ॥
કાલ કોને મુકે નહી , મનુષ્યની એ ગત ॥૧૪૦૫॥
હવે રાયે કહે વીરને , સંબંધ એટલો હોયે ॥
યુધિષ્ઠિર પુછે સહદેવને , સતી પડી કેમ જોયે ॥૧૪૦૬॥
સહદેવ કહે રાયેજી , પાર્થ ઊપરે સદા મન ॥
વચન કહુ તે સાંમલો , તેણે પાપે પડયો સતીનો તન ॥૧૪૦૭॥
ક્ષમા કરી રાયે પાસે ગયા ॥ દેખી વિનતાને દુખીયા થયા ॥૧૪૦૮॥
નારીપાસે જાઈ બેઠા કંથ ॥ ત્રાહે ત્રાહે પુકારે શ્રી ભગવંત ॥૧૪૦૯॥
હાથ ઘસેને હલાવે શિસ ॥ એ સ્ત્રી વના કરા જગદીશ ॥૧૪૧૦॥
નારીવના પુરૂખ હોયે જેહે ॥ મરણ સમો વડ ગણવા તેહે ॥૧૪૧૧॥
નારી વના સુખ એક ન હોયે ॥ નારીવના ઘર સુના જોયે ॥૧૪૧૨॥
નારી વના કોયે ન કરે વિશ્વાસ ॥ નારીવના પુરૂષની ના પોચે આસ ॥૧૪૧૩॥
સ્ત્રીવના સગા ના આવે ઘેર ॥ સ્ત્રીવના લંપટ કહે સર્વે સેહેર ॥૧૪૧૪॥
સ્ત્રીવના એકો ધર્મ ના રહે ॥ સ્ત્રીવના અપરાધી કહે ॥૧૪૧૫॥
સ્ત્રીવના કોયે ના આવે ઠામ ॥ સ્ત્રીવના કોયે ના જાણે નામ ॥૧૪૧૬॥
માતા પિતાને સહોદર વીર ॥ સ્ત્રીવના કોઈ ના પાયે નીર ॥૧૪૧૭॥
સ્ત્રીવના સકલ લોક પરહરે ॥ અનવિચારી તેની નિંદા કરે ॥૧૪૧૮॥

સ્રીવના આભુષણ કેસો ॥ સુકા લાકુડ શોભે તૈસો ॥૧૪૧૯॥
સ્રીવના કોયે પાસે ના રહેવાયે ॥ પાચેવીર કરે હાયહાયે ॥૧૪૨૦॥
ભીમ કહે સાંભલીયે મહારાજ ॥ અર્ધે પંથે કેમ ખુટો કાલ ॥૧૪૨૧॥
શ્રી કૃષ્ણજી તણા ન દિઠા ચરણ ॥ કોણ પાપથી પામી મરણ ॥૧૪૨૨॥
કહે યુધિષ્ઠિર સાંભલો વીર ॥ જે પુછો તે કહું સધીર ॥૧૪૨૩॥
અબલા પાચે પુરૂષને વરી ॥ અદકી પ્રીત અર્જુનસુ કરી ॥૧૪૨૪॥
સમોવડતેવડા પાચે કંથ ॥ તે પાપે મરણ થયું કલ્પાંત ॥૧૪૨૫॥
કહે ધરમ તે સતી કહેવાયે ॥ ફાલગુનસું રાખ્યો અતિનેહે ॥૧૪૨૬॥
તીન દોષે એ નિશ્ચયે મુઈ ॥ રહી અગંગતિ સ્વર્ગનહી ગઈ ॥૧૪૨૭॥
પાચેવીર પછે ઊભા થયા ॥ કરી સ્નાનને માર્ગે ચાલીયા ॥૧૪૨૮॥
પાંડવ પંચાવલી મુકીગયા ॥ સ્રીનું દુઃખ સમાવી રહા ॥૧૪૨૯॥

વનમા ભુમી દાગ દઈગયા, ભ્રાત પાચે જ્યારે ॥
આગલ શીતવ્યાપે અતિ ઘણા, જાયે સતનો આધારે ॥૧૪૩૦॥

શોક સમાવી ચાલ્યા રાયે ॥ કૈરાતના ગીર પોહોતા આયે ॥૧૪૩૧॥
યોજન પાંચ તણું વિસ્તાર ॥ દસ યોજન ઊત્તુંગ અપાર ॥૧૪૩૨॥
કૈરાતકેશ્વર પુજા કરી ॥ તતક્ષણ વીર ચાલ્યા નિસરી ॥૧૪૩૩॥

ચન્દ્રકાન્તી ગીરી સયેલ શીતલ ॥
ઊદીત તેજ નિરમલ શશીકલ ॥૧૪૩૪॥

માર્ગે ચાલા જાયે વીર ॥ સ્મરણ કરતા શામ શરીર ॥૧૪૩૫॥
યોજન પચીસ ગયા જેટલે ॥ નકુલ ગલી પડા તેટલે ॥૧૪૩૬॥
પાચે પ્રીથમી ટકે નહી જોયે ॥ અને હિમાલો આવો સોયે ॥૧૪૩૭॥
પાસે વિટીને બેઠા રે ભ્રાત ॥ હવે દિનાનાથ થયું ઊતપાત ॥૧૪૩૮॥
રોદન સામટા કરે છે વીર ॥ અને સુઈ ના રહે ભ્રાત સધીર ॥૧૪૩૯॥
આજ તેન ઘટે માહારા વીર ॥ રણમાહે રથીયો સધીર ॥૧૪૪૦॥

લાડકવાયો બંધવ જેહ । માર્ગે મરણ પામો તેહ ॥૧૪૪૧॥
પુછે ભીમ યુધિષ્ઠિર સુણો । અને કોણ પાપે એ સંચીતતનો ॥૧૪૪૨॥
એનું પરાક્રમ પરીબલ સઘલુ । કોણે રૂપ ના જાયે કલુ ॥૧૪૪૩॥
યોધ્દામાહે યોધ્દો સાર । કોણ પાપે પડો એ વાર ॥૧૪૪૪॥
માતાને વલંભો ઘણો હતો । પુરણવંતો સોભટમા છતો ॥૧૪૪૫॥
અર્ધે પંથે કેમ પામો મરણ । તે મુજને સાંભલાવો કારણ ॥૧૪૪૬॥
પૂર્વ જનમનું લાગું પાપ । ગયો નકુલને થયો સંતાપ ॥૧૪૪૭॥
કહે યુધિષ્ઠિર સુનજો જથા । નકુલ મરણની કહું કથા ॥૧૪૪૮॥
એણે કહ્યો મારો ન કરો । તેહે કારણ એ મરણ સાંચરો ॥૧૪૪૯॥
બલવંત હુતો બંધવ જેહ । અકલ અજાણો રહેતો તેહ ॥૧૪૫૦॥
પરાક્રમ પામે પૂર્ણ અતિ । શુરામાહે શુર મહારથી ॥૧૪૫૧॥
મુકોસર્વે નકુલની વાત । કરીસ્નાનને ચાલ્યા ભ્રાત ॥૧૪૫૨॥
નાનો જાણીને ન કેતા આજ । પણ ઘરે તો મોટા કાજ ॥૧૪૫૩॥
ઊઠીને ભ્રાત માર્ગે પરવરા । ભુમી દાગ દઈને સંચરા ॥૧૪૫૪॥
મનમા ધરતા હરીનું ધ્યાન । જીભે જપતા નારાયણનું નામ ॥૧૪૫૫॥
શ્રીહરી શ્રીહરી જપતા જાયે । બંધવ મણને ચોથા રાયે ॥૧૪૫૬॥
પંધર યોજન પોતારે વલી । એટલે તાહા સહદેવ પડા ગલી ॥૧૪૫૭॥
પડો ધરણ ને પામો મરણ । મેલુ તેજ જઈ શ્યામ શરણ ॥૧૪૫૮॥
ભીમ કહે કારણ કહો । સહદેવ જ્ઞાની માર્ગે રહો ॥૧૪૫૯॥
બ્રહ્મજ્ઞાન પાલે ને જાણે વેદા । અને વેદ પુરાણ જાણે સદા ॥૧૪૬૦॥
ધનુર્વિદ્યાનો ધારૂ હતો । યુદ્દ કરતા અતિ ગુણ છતો ॥૧૪૬૧॥
તે સહદેવ મરણ પામો આજ । હવેસું થાસે હો શ્રી મહારાજ ॥૧૪૬૨॥
રાજા કહે સાંભલોને ભીમ । સહદેવ જાણતો આગમ નિગમ ॥૧૪૬૩॥
દૂત રમવાને આપણે ગયા । હરાવી રાજને દુખીયા થયા ॥૧૪૬૪॥

સહદેવ તેનો ના કહ્યો મરમ ॥ તે પાપે એ પામો મરણ ॥૧૪૬૫॥
જો અમને ભાઈ વારતો ॥ જાણી દોખને રહેતો અનછતો ॥૧૪૬૬॥
જો વારતો તો રમતા નહી ॥ સતી નાર દુઃખ પામતા કાહી ॥૧૪૬૭॥
તે દાદાનું લાગુ પાપ ॥ પામો મરણને થયો સંતાપ ॥૧૪૬૮॥
સહદેવને પાપ લાગુરે તેહે । અને જ્યોતિષના કહ્યું તે માટે ॥
કરમ વિધી કરી સહદેવની । અને દિધા ભુમી દાગ ॥૧૪૬૯॥
શ્રીહરી શ્રીહરી કહેતા વીર ॥ હિમપંથ જાવાનો સધીર ॥૧૪૭૦॥
કર્યું સ્નાન સહદેવ તણું ॥ તાહા રાજા તો દુઃખ પામા ઘણું ॥૧૪૭૧॥
કરી સ્નાનને ચાલા તેણીવાર ॥ સ્મરણ કરતા જુગદાધાર ॥૧૪૭૨॥
પવન વાહે સામદા , અને આવે શીત અપાર ॥
હિમને બરફ આવી પડો , અંગ ઊપર સત સાર ॥૧૪૭૩॥
પણ સતવાદીને તે ગણવા નહી ॥ ભીમ ધરે વજ્રનું અંગ સહી ॥૧૪૭૪॥
તે ભજન કરે ભગવાનનું તહી ॥ અને યોજન દસવો લાગા સહી ॥૧૪૭૫॥
યોજન દશ ગયા જ્યારે રાયે ॥ ત્યારે અર્જુનને અંગે કંપારો થાયે ॥૧૪૭૬॥
દસ યોજન પોતારે જેટલે ॥ અર્જુન ગલી પડા તેટલે ॥૧૪૭૭॥
પડતા ખેવ રાયે છોડા પ્રાણ ॥ મેલુ તેજ તે જઈ નારાયણ ॥૧૪૭૮॥
યુધિષ્ઠિર તાહા રોદન કરે ॥ ભીમસેન દુઃખ મનમાહે ધરે ॥૧૪૭૯॥
કહે ભીમ અમે કોનેરે કહું ॥ રાજા ધરમ દુઃખ પામા બહુ ॥૧૪૮૦॥
પડો ભ્રાતને દુખીયારે થયા ॥ રૂદન કરી બેહુ અલંગો રહ્યા ॥૧૪૮૧॥
અરે બલવંત વીરમાં રતન ॥ અને કરો બહુ રણ જગન ॥૧૪૮૨॥
તારા ગુણ કેમ વર્ણવુરે વાત ॥ મુજને મુકી ગયારે ભ્રાત ॥૧૪૮૩॥
ખંડ બંડ દેહ તે તાહા કરા ॥ સતોસ પથોડા અગની જરા ॥૧૪૮૪॥
ઈન્દ્રને ગુરૂ દક્ષિણા માહા ॥
આપા ત્રણ કોટ દાણવ જાહા ॥૧૪૮૫॥

વળી સભામાહા મત્સ્યવેદયો, અને જોતા રાણા રાયે ॥
પંચાવલી વરી પ્રેમસુ, તે અર્જુન મારા સાયે ॥૧૪૮૬॥
જે રખોપણું મારૂ કરતો, તે આગમથી કેમ જાયે સીર ॥
તે ધીરજ હું રાખું, જાતી દ્વારકા એકલે વીર ॥૧૪૮૭॥
જે જગન માહે મહિમા ઘણેરા, તે વીર તારૂ પુન ॥
રાયેવારે વીરને, એ કલીની અવલી ગત ॥૧૪૮૮॥
વિરાટ ઘેર કામ કિધું, મછપૂર વાળી ગાયે ॥
બાજતે બાનાવલી, દેખાડી વનમા તે વિદાયે ॥૧૪૮૯॥
વરખઊપર નમાઊ શીશ ॥ હવેસું થાસે હો જગદીશ ॥૧૪૯૦॥
અર્જુન સરીખો બંધવ ગલો ॥ કહું પારથ કોને નવ કલો ॥૧૪૯૧॥
ધનુર્વિદ્યાના ધારૂ વીર ॥ સાથે ફરતા શ્યામ શરીર ॥૧૪૯૨॥
કષ્ટપડે હરી કરતા સાયે ॥ તે હરી પરતાપે જીતા રાયે ॥૧૪૯૩॥
અશ્વમેધનો આરંભ કરો ॥ અને રાજા સોયે જગનમાધરો ॥૧૪૯૪॥
મોઠા સઘલા કરતો કામ ॥ અને મુખે લેતો હરીનું નામ ॥૧૪૯૫॥
ખરી પ્રીતી નારાયણને સાથ ॥ શત્રુઘ્ન હુતો એ ભ્રાત ॥૧૪૯૬॥
આહીઆહી મુખ બોલે વાન ॥ કેમ કરીસુ હવે સારંગ પ્રાણ ॥૧૪૯૭॥
કૌરવ કુલ સંઘારૂ જેહ ॥ મહા પરાક્રમી બંધવ એહ ॥૧૪૯૮॥
શ્રી કૃષ્ણ દેવે ધરો અવતાર જેહ ॥ અને અજુનને પરતાપે તેહ ॥૧૪૯૯॥
સતી નાર તને આધાર ॥ કહે અજુનકે શ્રી મુરાર ॥૧૫૦૦॥
વરખ સરસા વાતુ કરે ॥ શ્રીહરી શ્રીહરી વાણી ઓચરે ॥૧૫૦૧॥
ભાઈ છાના રહો ભડ ભીમ જો ભણે ॥ અર્જુન મરણ પામો તે કોણ કારણે ॥૧૫૦૨॥
કોણ પાપે તે જુવો વિચાર ॥ અર્જુનને પ્રાણ તજા નિરધાર ॥૧૫૦૩॥
ગુણ સંભારતા મુર્છાવળી, જાણુ જે ગયા પ્રાણ ॥
પણ પ્રહર બે વઈ ગયા, પછે રાયેને હુઈ સુદ સાન ॥૧૫૦૪॥

ઘણે સબદે ભીમ રડે , અને વનમા થઈરહો સુર ॥
રાયે વારે ભીમને , અજ્ઞાની ના થાવો મારા વીર ॥૧૫૦૫॥
એ કાલે તો કૃષ્ણાજીદશા , અને કોણ એ અર્જુન ॥
આત્મજ્ઞાની ગ્રાંગેય દ્રોણાચાર્યજાયે , અનેકર્ણસરીખા દાનેશ્વર॥૧૫૦૬॥
તેમાટે ધીરજ ધરીયે , તે મારા ભ્રાત ભુપાલ ॥
યુધિષ્ઠિર કહે ભીમને , એ અર્જુનને વાલ્હી ગોપાલ ॥૧૫૦૭॥
વળીસતિ વિપ્ર પરમાર્થી , અને કરતો જેતે પ્રથમ કહે ॥
કેમ પડે ધરણીયે , એ સંભવ હોવે ॥૧૫૦૮॥
યુધિષ્ઠિર કહે એસત કાયે ॥ પણ અહંકારે પડ્યો પ્રિથમીમાયે ॥૧૫૦૯॥
એજાણતોભુજ સરીખો બલીયો નહીં કોયે ॥
તે પાપે પડો અર્જુન સોયે ॥૧૫૧૦॥
કહે યુધિષ્ઠિર ભડ ભીમ સુણો ॥
એ મહિમા તો અર્જુન તણો ॥૧૫૧૧॥
વલતા વદે યુધિષ્ઠિર ભ્રાત ॥
સાંભલો કહું અર્જુનની વાત ॥૧૫૧૨॥
એણે વેદલ વેસ અનઘટતો કરો ॥
તે માટે એ મરણ સાચરો ॥૧૫૧૩॥
અર્જુન સરીખા ચાલારે ભ્રાત ॥
તેની વૈકુંઠમા પોતી વાત ॥૧૫૧૪॥
તેમાટે દુઃખન ધરવું , અને વૈરાગ્ય રાખો મનમાહે॥
ભગવાનને ગમતું થયું , કરમ વિધી કરી મહિમા
પોઢાયા અર્જુન રાયે ॥૧૫૧૫॥
નિસવાસ મુકી ગયા જેટલે॥ મારગ માહે ચાલા તેટલે ॥૧૫૧૬॥
વળીસ્નાન કરી ચાલાબેહુવીર॥ સ્મરણ કરતા શ્યામશરીર॥૧૫૧૭॥

યોજન પાચ પોતા દુઃખે ભરા ||| તાહા પોતે ભીમ મરણ અનુસરા ||૧૫૧૯||
પડો માર્ગે ભડભીમરે ગલી ||| થઈ મુર્છા ભુપતને વળી |||૧૫૨૦||
ગાત્ર ભંગ થયો ગલગલો ||| પડો ધરણી ધરથી લડ થડો |||૧૫૨૦||
પછે પ્રહરએક રાજાનેરે ગયા ||| તાહા ટલી મુર્છાને બેઠા થયા |||૧૫૨૧|||
મારૂ કહ્યું ન કરતોરે એહ ||| અને તે માટે દુઃખ પામો તેહ |||૧૫૨૨|||
હવે મુજને કોણ પુસસે વાત ||| ગયા બંધવ ચાર તે સ્ત્રીને સાથ|||૧૫૨૩
સ્નાન કરી ભુપત સાચરે ||| મનસાથે મનસુ દયાન જો ધરે |||૧૫૨૪|||
સતગુરૂ કહે છે સાંભલજોરે સહું||| રાજા દુઃખ ધરે છે બહુ |||૧૫૨૫|||
રાજા યુધિષ્ઠિર કરે વિચાર ||| પરમેશ્વરતુ પાર ઊતાર |||૧૫૨૬|||
એક વાર ચરણ તમારા પામીયેરે સહી |||
બંધવ ગયા તાહા મલીયે જાઈ |||૧૫૨૭|||
સતી દ્રૌપદી ગઈરે નાર |||તે તમવિના કોને કહું હો મુરાર |||૧૫૨૮|||
તમ વિના કોણે કહુ રે હરી , અને મારા દુઃખની વાત |||
બંધવ ચારનેસતી સંગાતે , તે પડા જુજવા ભ્રાંત |||
કહો હરી કેમ રહેવાયે |||૧૫૨૯|||
સતી દ્રૌપદીના હરી વાલી , પ્રથમ પડી તે વાર |||
તેદુઃખ ન માયે હૃદયા માહે , જે સતી સરોમણી નાર |||
કહો હરી કેમ રહેવાયે |||૧૫૩૦|||
અઠ્યાયશી સહસ્ત્ર ઋષી વનમા આવા , અને દેવા નિજ શ્રાપ |||
કાષ્ટમા બલતા રાણીયે રાખ્યા , તે સતિ તણો પ્રતાપ |||
કહો હરી કેમ રહેવાયે |||૧૫૩૧|||
સઘલી ગત ગોવિંદજીની જાણે , અને પતિવ્રતા વ્રત પાલે |||
પ્રાણીનું ઘર કિધા પછી , રાજરીધ સર્વે આલે |||
કહો હરી કેમ રહેવાયે |||૧૫૩૨|||

નકુલ નામ નીજ બંધવ બલીયો, અને કારણના જાણે કોયે ॥
સંગ્રામે શત્રુ જીતી, અકલવંતા પરાક્રમી હોયે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૩॥

તેહ તણું દુઃખ સઘલુ સાયે, અને નેત્ર વહે છે નીરરે ॥
તે કમલાપતી સર્વે જાણે, અને બહુ પરાક્રમી વીરરે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૪॥

જે સકલ કલા ગુણ સર્વે જાણે, અને સહદેવ સુખ નિધાન ॥
પડી વેલામા પ્રભુજી આવે, પાંડવ કિધા રાન ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૫॥

મંત્ર વિદ્યા અહૂદને આગે, અને જોગની જીતી આવે ॥
માદ્રીસુત મુજને ગમતા, તે પાર્થને મન ભાવે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૬॥

આજ પડો તે મારગ માહે, અને મુજને દિધો છેહ ॥
કર્મ કથા કહું કેને આગળ, અમથી કેમ ખેમા સહે તેહ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૭॥

અર્જુન વીર ધનુર્ધારી, અને સહસ્ત્ર ગુણ ગીત જાણે ॥
અશ્વમેધનો આરંભ કરતા, રાજસૂય વખાણે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૮॥

દ્રુપદ રાયેને ઘેર આવા, અને ધૌમ્ય ગુરૂ પ્રતાપ ॥
વિપ્ર તણી જો સેવા કિધી, તો પામીયા સુખ નાર ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૩૯॥

કુરૂક્ષેત્ર માહે કલો મંડાને, અને નૃપતિ હાર મનાવા ॥
સંગ્રામે સો ભાઈ જીતી, અને નૃપતિ હાર મનાવા ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૦॥

મત્સ્યદેશમાં મંદિર રહેતા, અને ઊત્તરા કુંવારી પાસ ॥
ધેનુ મુકાવી કુંવર સાથે, તે મુજને વિશ્વાસ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૧॥

જે પાર્થ આજ પડો મારગમા, તે દુઃખ મુજને ના સાયેરે ॥
કહો કરૂણાનંદ કેઈ પેર કરીસુ, તમ વના નહી ચાલેરે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૨॥

ભીમ ભંડારી બલ્લવો વારૂ, જેણી ત્રણ ભુવનમાં હાંકરે ॥
કઈયો કિચક મારીને કિધો કચરો, તે પુરણવંતા બલ દાખવેરે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૩॥

ભદ્રાવતીનો ભુપત જીતો, અશ્વધરહી ઘર લાવા ॥
દુર્યોધન ભડ હાર મનાવ્યો, [illegible] ઘર આવ્યા ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૪॥

સુખદુઃખની વાતુ પુછતો, અને ભક્ષને દેતો આણી ॥
દૈત્ય દમણ ભયે સર્વે ભાગો, રાખી દ્રૌપદી રાણી ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૫॥

હવે કરમવાર્તા કોને પુછું, અને ધરમ કરે વિચાર ॥
બલવંત બંધવતુજ સરીખે, સતિ સરોમણ નાર ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૬॥

એઊં કહી રાયે કરે ઓરતો, દુઃખ રદે ના માયે ॥
પડી વેલા મહા પાંડવને, તે કેશવ જાણે યદુરાયે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૭॥

કરી સ્નાન રાયે તાહાથીરેચાલા, અને સાચરા જોગઆધાર ॥
અરણ્ય પર્વત માહે ફરે એકલા, તાહા દુઃખ તણો નહી પાર ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૮॥

અરે વીર બલવંત બલીયા, અને તુજ વના ચઢાવે કોન ॥
મહા ગંધમાદન તે બળીયા, એમ તારા અપાર છે ગુણ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૪૯॥

લાખા ગૃહથી ઊગારા, અને તે તારી કૃપાયે ॥
બંધવ ગુણ સો વર્ણવું, એમ દુઃખ ધરે છે રાયે ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૦॥

હિડીંબને મારી સર્વથી, અને વનમા તે પામા સુખ ॥
આજ તે ભ્રાત ને કેમ કરી, દિધુ વિયોગનું દુઃખ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૧॥

એ બકાસુર રાક્ષસ હણ્યો, જો તે માર્યો જીમુત મલ ॥
રણથી વૈરાટ વાલીયો, ધન્ય તારો પ્રતાપ બલ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૨॥

વળી કઈયો કિચક હણ્યો, અને કિધા મોટા કાજ ॥
એ કોચ્ચ્સો બંધવ મારીયા, તે મછપુરમા રાજ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૩॥

તે ગુણ નહી વિસરે, અને સતીયે તે રાખા દુઃખ ॥
સંગ્રામ કિધો અતિ ઘણો, પણ અમથી ન પામા સુખ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૪॥

ધીક્ પડો એ જીવ અમારો, જે નહી પામા રાજ સુખ લગાર ॥
ધીક્ પડો એ જનમ અમારો, જે કોયે ન પાલે સત સાર ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૫॥

સત પાલે તેણે સુખ નહી, અને તે મોયા જોગ સંસાર ॥
હવે પડા ધરણી રોદન કરે, તે મહાવન દારૂણ મોઝાર ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૬॥

ભીમ તણું રૂપ દેખીને , ધરમ પાડે મોખ શીસ ॥
પણ ભ્રાતના દુઃખ માટે , તે થઈ રહ્યા સુન શીસ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૭॥
પણ મુખે તો બોલેનહી , અને કહાવે પ્રીથમીનો ભૂપ ॥
મુર્છાગત થઈ રાયેને , તાહા દેખી ભીમના સ્વરૂપ ॥
કહો હરી કેમ રહેવાયે ॥૧૫૫૮॥
ત્યારે પરિબ્રહ્મે જાણીયા , જે ધરમ પામા મહા દુઃખ ॥
ચિંતારથી રાયે પડીયા , તે પ્રીથમી માહે અસુખ ॥૧૫૫૯॥
તારે દર્શન થાયેઅવિનાશનું , એટલે રાયેને આવી સાન ॥
પણ મુખથી કાઈ બોલેનહી , જો બોલાવે શ્રી ભગવાન ॥૧૫૬૦॥
હઈયામા ચાપે નાથજી , કરે રૂદન મોટા આવાજ ॥
હવે ધરમ રડતા હરી રડે , તાહા રાખ્યા ન રહે મહારાજ ॥૧૫૬૧॥
હરી કહે એ કાલની અવલીગત ॥
તે માટે રાયેજી મિથ્યા સંસાર તે અસત ॥૧૫૬૨॥
ભીમને મુકી સ્નાન કરી રાજા સંચરે ॥
તે મન સાથે મન ધ્યાન જો ધરે ॥૧૫૬૩॥
શ્રી ફલનો ત્યાં કિયો આહાર ॥
ચાલ્યા ધરમરાય અતિ નિરધાર ॥૧૫૬૪॥
ભ્રાતને નારીતણું દુઃખ ધરે ભુપાલ ॥
પોહોતા માન સરોવર નેપાલ ॥૧૫૬૫॥
મોર ચકોર હંસ જલ અપાર ॥
યોજન પાચ તણું વિસ્તાર ॥૧૫૬૬॥
સુરીજ કાંતી મણી ઝલકે ઘણી ॥
કીયો સ્નાન તાહા પુહમી ધણી ॥૧૫૬૭॥

માન સરોવર તીરે આવી રહા ॥ ભુપતિ અતિ ચિંતાવશ થયા ॥૧૫૬૮॥
સ્નાન કરી જલ પીધુ જાહા ॥ ગલી આંગલી રાજાની રે તાહા ॥૧૫૬૯॥
રાજા તાહા કરે વિચાર ॥ અસત બોલ્યો છું હું એકજ વાર ॥૧૫૭૦॥
નરકુંજર વાણી ઓચરી ॥ મારીયો દ્રોણ તાહા કપટજો કરી ॥૧૫૭૧॥
તે માટે મારી આંગલી પડીગલી ॥ હુવો પસ્તાવો રાજાને વળી ॥૧૫૭૨॥
માન સરોવર કેરે તીર ॥ તાહા રોદન કરે યુધિષ્ઠિર વીર ॥૧૫૭૩॥
મારા પાપ તણો નહી પાર ॥ માર્ગે રહા બંધવ નીજ નાર ॥૧૫૭૪॥
ધરમની ટચલી આંગલીરે ગલી, અને આવા હિમાલો કૈલાસ ॥
પડોવીર શા માટે, તે કહો શ્રી અવિનાશ ॥૧૫૭૫॥
હરી કહે જે એમ જાણતો, જે કોયે નથી બલવંત ॥
તે પાપથી નિશ્ચે પડો, અને મહિમા કલ્પાંત ॥૧૫૭૬॥
ધરમ કહે વીર પડો, અને ગર્વથી નિરધાર ॥
ટચલી આંગલી ઈહાગલી, તે મુજને કહો મુરાર ॥૧૫૭૭॥
હરી કહે તમો જાણીને, કહો નરોવા કુંજરોવા એ ॥
તે પાપ તમુને લાગું, તે ધરમ યુધિષ્ઠિર રાયે ॥૧૫૭૮॥
ભાઈ વના સુનો સંસાર ॥ અને ભાઈ વના જીવ ધિકકાર ॥૧૫૭૯॥
ભાઈ વના રણના આવે કોયે ॥ ભાઈ વના અધકારી ના હોયે ॥૧૫૮૦॥
માયેનો જાયો બંધવ જેહ ॥ ઘર બેઠા નવનિંધ કહિયે તેહ ॥૧૫૮૧॥
ભાઈ વના નહી પાવે નીર ॥ ભાઈ વના સુખ નહી શરીર ॥૧૫૮૨॥
ગઈ લક્ષ્મી પાછી પેખીયે ॥ પણ બીજે અવતારે ભાઈ ના દેખીયે ॥૧૫૮૩॥
ભાઈ વના હું જાઊં રે કહા ॥ હવે તજુ પ્રાણ બેસીને ઈહા ॥૧૫૮૪॥
ઘેલો કરીને મુજને ગયો એ ભ્રાત ॥ અને પતિવ્રતા સ્રીને સંગાત ॥૧૫૮૫॥
એકો દિસા ન સુજે આજ ॥ કરો કૃપા શ્રી મહારાજ ॥૧૫૮૬॥
રાજા દુઃખ ધરે છે જાહા ॥ ધરમ શ્વાન થઈ આવા તાહા ॥૧૫૮૭॥

સરાપે દુઃખ કરી દેહજો ધરી ॥ પુત્ર તણું દુઃખ મનમા ધરી ॥૧૫૮૮॥
પુત્ર પાસે આવી રહા, ધરમ ધરી શ્વાન સ્વરૂપ ॥
નારદે આવતા ઓળખા, ચઢીયા તે ઊપર ભૂપ ॥૧૫૮૯॥
શ્વાન સંગાતે સાંચરા, અને ચાલા માર્ગે જાયે ॥
વૈકુંઠપુરી છે વેગલી, દુઃખ ધરે છે યુધિષ્ઠિર રાયે ॥૧૫૯૦॥
રાજા યુધિષ્ઠિર ચાલા જાયે ॥ અંતર સ્મરા શ્રી યદુરાયે ॥૧૫૯૧॥
માર્ગ મધે ચાલા જેટલે ॥ ઈન્દ્ર આવી મલો તેટલે ॥૧૫૯૨॥
ધસી શીસને નમાઊ ચરણ ॥ ભલે પધારા શરણાશરણ ॥૧૫૯૩॥
તમ દિઠા કિરતાર થયા ॥ મહા પાતકના સંચ જો ગયા ॥૧૫૯૪॥
સ્વર્ગે પધારો મારા નાથ ॥ કરૂં સેવા બેહુ જોડી હાથ ॥૧૫૯૫॥
વાતુ દેસો તે ચઢાઊં શીસ ॥ તમે પુરો આશા શ્રી જગદીશ ॥૧૫૯૬॥
વલતા રાયે યુધિષ્ઠિર કહે ॥ સાંભલવા દેવ રાયે છાના રહે ॥૧૫૯૭॥
અમે સ્વર્ગે નહી આવુ વીર ॥ તાહા જાઊં જાહા શ્યામ શરીર ॥૧૫૯૮॥
ગોવિંદજીની આજ્ઞાયે કરી ॥ વલો ઈન્દ્ર આશા પરહરી ॥૧૫૯૯॥
ચાલા રાયેને આનંદ રે ઘણો ॥ સાથે સ્મરણ સુંદર ગોવિંદ તણો ॥૧૬૦૦॥
સતમાટે દેહ રહિયો, સતી સદેહે જે આયે ॥
ધરમને કહે કૃપાનિધી, તુ મોટો સતવાદી રાયે ॥૧૬૦૧॥
દેહનુ સુખ સંસારમાં, અને સતીયે સત રખાયે ॥
પણ તે મરજાદાયે કરી, ક્ષણમાહા સત પોતાનું જાયે ॥૧૬૦૨॥
સો ધરમ સદેહે સ્વર્ગે આવા, એથી અદકુ સું કેવાયે ॥
પુર્વે તો સદેહિયે ગયા, જમદગ્નિ તે પરશુરામના પિતાયે ॥૧૬૦૩॥
પેલા સદેહે રૂખમાંગદ પોતા, વળી ધરમ રાયે ॥
પણ સતવના વૈકુંઠમા, સદેહે કાહાથી જાયે ॥૧૬૦૪॥
મિથ્યા બોલે નરવાણી, તે માટે રાયેજી નેસટે જાણ ॥

સતવના રાખેનહીં , તે તાહા સારંગ પ્રાણ ॥૧૬૦૫॥
સતે રવિચન્દ્ર ઊગે , અને સતે તારામંડલ ॥
સતે ચૌદ ભુવન રહા , સતે મેરૂ રાખ્યા અચલ ॥૧૬૦૬॥
સતે શેષ ધરા ધરે , સતે સમુદ્ર ન લોપાયે ॥
મર્યાદા પ્રિથમી તણી , તે સતે કટકા ન થાયે ॥૧૬૦૭॥
સતે મેઘ વરસે સંસાર , સતે રેહેવો સતીયાનો ભાર ॥૧૬૦૮॥
સત વાહાલુ સતીને હોયે ॥
સતવના દુઃખ પામે જીવસોયે ॥૧૬૦૯॥
સત રાખ્યુ હરિશ્ચન્દ્ર તારારાણી સાર ॥
અને સત રાખ્યું તે રોહીદાસ કુંવાર ॥૧૬૧૦॥
સતે રહા કમલધ્વજ , સતે રહા કમલાપતિ જોયે ॥
તે માટે તુ સાંભલ રાજા, અને સતવના નહી કોયે ॥૧૬૧૧॥
ચારે ભ્રાતને નારી સાથે , એ પાચે હિમાલે રહા ॥
તેણે બોલાવી પાછા ફરીને , બે જણા સાથે ગયા ॥૧૬૧૨॥
હવે માર્ગમધે બેહુ જાયે , અને ગરહી મેરૂની સંધ ॥
માર્ગ માહા એક કુંડ દેખો , તે રાયે પુછે હરીને વિધ ॥૧૬૧૩॥
આ રકત વર્ણના કુપ દિસે , તેનો મહિમા કહો મહારાજ ॥
હરિકહે એમા સ્નાન કરો , ઈહા છે મોટો મહિમા આજ ॥૧૬૧૪॥
રાયે કહે જાણવના , અને કેમ કરીયે ભગવાન ॥
મુજ આગળ એનો વિવેક કહો, તા પછે કરૂં સ્નાન ॥૧૬૧૫॥
હરી કહે અંગિકાર કરાવના, અને એનુ ફલ જાયે ॥
શ્રી હરી એમ બોલીયા , તમે સાંભલો ધરમરાયે ॥૧૬૧૬॥
નરકના કુંડ આગલ જઈ ઊભા, બે જના સાથે જાયે ॥
અગનની આચ ઘણેરી, દુઃખમા દુઃખ દેખાયે ॥૧૬૧૭॥

ધર્મ યુધિષ્ઠિર વાણી બોલા , અને નરક આચ અપાર ॥
મેહેર કરીને ક્ષમા કરજો , તે અગન ઊપરે અદકાર ॥૧૬૧૮॥
શ્રી હરી બોલા મુખવાણી , અને પગ બોલો તો સારૂ ॥
ધરમ વાંણી સત ઓચરે , સ્વામી મેહેર કરે તો વારૂ ॥૧૬૧૯॥
વલતા તે રાજા કંપીયા , અને શરીરે પડિયો ત્રાસ ॥
ચરણ પખાલા ચાલતા , કરોડી નઊ અમરાપુર વાસ ॥૧૬૨૦॥
પછે ચરણ બોલતા જંતો વલંગા , નવ કરોડી આવા તાહા ॥
પાચ બાલક આવા દ્રૌપદિના , જે પડા રણ માહા ॥૧૬૨૧॥
જે કાશીરાજા ભોજપુત્ર બલીયા , નામ બાંધવ રથી મહારથી કેવાયે ॥
માલવા દેશનો મહિપાલ રાજા , તે અનેગ દેશના રાયે ॥૧૬૨૨॥
બીજા કેહેતા પારના આયે , જમલે જીવ નવ કરોડી થાયે ॥
યુધિષ્ઠિર પુછે હરીને , એ જંતુ સાહા કેવાયે ॥૧૬૨૩॥
નારાયણ કહે રાયે સાંભલો , જે પડા કૌરવ કર્ણ દલ સાથ ॥
તે દિવસના દુખીયા થયા , જઈ પડા નરગી માથ ॥૧૬૨૪॥
રાયે કહે જે રણ પડે , તે તો જાયે સ્વર્ગ સાથ ॥
હરી કહે તે સાચુ સહી , પણ એ પડા કૌરવને હાથ ॥૧૬૨૫॥
રણ અંતે કાહેર જેહ , અને નરગે પડી તેની દેહ ॥
કાહેર થયા તે નિશ્ચે ગયા , અને ઈહપરલોકથી તેહ ॥૧૬૨૬॥
ગુરૂજી વચને ચરણ પખાલા , અને આગ લાગી અદકાર ॥
ચરણ પોતાના ધોયા યુધિષ્ઠિરે , તે નરકના દુઃખ અપાર ॥૧૬૨૭॥
શ્રી મહારાજ બોલા મુખે વાણી , નવ કરોડી સ્વર્ગે આયે ॥
અઢાર કરોડી રહા કુંડમા , તેના પાર ના પાયે ॥૧૬૨૮॥
ધર્મ યુધિષ્ઠિર વાણી બોલા , કહો તો કુંડમાં નહાવું જાણ ॥
વચન અમારા વઈ ગયા , અવસર વેલા વખાણ ॥૧૬૨૯॥

અવસર વેલા વચન અમારા, અને વ્રત વેલા પરવારી રાયે ॥
નવ કરોડી જીવ ચરણે કાઢા, તે કોણ કારણ કેસવાયે ॥૧૬૩૦॥
નવ કરોડી રહા કુંડમાં, જે બેઈમાની અંધ ॥
નવ કરોડી જીવે લોચાવાલા, તે આવાગમનના ફંદ ॥૧૬૩૧॥
તે સતાવીસ કરોડી નરગે પડા, અને સાંભલજોસાચાભાઈ ॥
સતગુરૂ વચન ઊવેખીયા, તેને કુડી કરી કમાઈ ॥૧૬૩૨॥
પિંડ પડાને વખમના, સાંભલજો શ્રી યદુરાયે ॥
ચરણે આગ લાગી ઘણી, ને જીવ અમારા જાયે ॥૧૬૩૩॥
ચરણ પખાલા નવ્વાણુવાર, અને વીખ વલોવી કડાયે ॥
નવ કરોડી વલંગી આવે, કોણ કારણ કેસવયે ॥૧૬૩૪॥
નવ કરોડી વલંગી આવા, તે ધરમી રૂડા મોટ ॥
નવ કરોડીયે લોચાવાલા, અને નવ કરોડીની ખોટ ॥૧૬૩૫॥
ધર્મ યુધિષ્ઠિર વાણી બોલા, અને સાંભલો સ્વામીનાથ ॥
આજ્ઞા કરો તો પિંડ પખાલુ, હરી તેહેની કીજે વાત ॥૧૬૩૬॥
શ્રી મહારાજ બોલા મુખવાણી, અને વચન વેલા પરવાર ॥
હવે તમે પડો તે સેને કાજે, રાયે અવસર નથી તે લંગાર ॥૧૬૩૭॥
ધર્મ યુધિષ્ઠિર કહે હરીને, હવે કુંડમાં કરૂં સ્નાન ॥
હરીયે કહ્યું તે વેલા વઈ ગઈ, જે પ્રથમ ન ધરૂં કાન ॥૧૬૩૮॥
વળતા તે રાજારે ઓચરે, અને સાંભલો જગદીશ ॥
હવે આજ્ઞા આલો અમને, તો ન્હાઈયે સઘલુ શીશ ॥૧૬૩૯॥
વલતા હરી એમ ઓચરે, રાયે હતો મોટો મરમ ॥
વચન અમારા વઈ ગયા, હવે નથી ન્હાવાનું ધરમ ॥૧૬૪૦॥
પછે રાયેને હુવો ખરખરો, જે સાત અક્ષૌણી સ્વર્ગે લઈ જાત ॥
પગે વલંગા તે ઓધરા, નવ કરોડી રાયેને સાથ ॥૧૬૪૧॥

છેલે વારે ચરણ પખાલા, અને રેખન રહા ઝેર ॥
છેલા પાણી પાસે રાખા, હરી કીજે તેણી પેર ॥૧૬૪૨॥
નવ કરોડી બીજા કાઢા, તે આવાગમનના ઓર ॥
નવ કરોડી રહા કુંડમા, તે બેદલ અંધા ચોર ॥૧૬૪૩॥
શ્રી મહારાજ બોલા મુખવાણી, પાચે પાંડવ માહારાજન ॥
વનમા વાસવરાવીરહા, તાહા સેવક સાચા વખાણ ॥૧૬૪૪॥
દુનિયામધ્યે સહુ કોઈ જાણે, નરક દુઃખ કેવા ઝેર ॥
તે વિખ વિછીને આંકડે મેલું, એ છેલા પાણીની પેર ॥૧૬૪૫॥
હરીને કહું ધરમે, એ હરીની અવલી ગત ॥
પણ અમને સદા સર્વદા, છે તમારી આશામંત ॥૧૬૪૬॥
હરી હરી જપતા વૈકુંઠ ગયા ॥ ધરમ પુત્રને સાથે લાવીયા ॥૧૬૪૭॥
પેલા તાહા ધરમે દેખાડી વાટ ॥ પોતા વૈકુંઠને ભાગા ઊચાટ ॥૧૬૪૮॥
વૈકુંઠનાથ બેઠા છે જાહા ॥ મહા મુનિવર બેઠા છે તાહા ॥૧૬૪૯॥
અમરાપુરીતે વૈકુંઠ કેવાયે ॥ હેમપુરી મધે આવા યુધિષ્ઠિરરાયે ॥૧૬૫૦॥
કનક આસને બૈઠા દ્રૌપદી, દાસી સોવન સહસ્ત્ર ॥
અને વીર ચારે દિઠા નજરે, તેની અખંડ દેહીને વસ્ત્ર ॥૧૬૫૧॥
તાહા તેજની કાયા સહુકોની, અને કરે છે ઈચ્છા આહાર ॥
કલ્પવૃક્ષ તાહા કહિયે, જેણે કરા છે દત્ત અપાર ॥૧૬૫૨॥
સતે આવી રહે, અમર ફલ વરખે સાર ॥
દાસી હેવી દેવકન્યા, તે સેવા કરે અપાર ॥૧૬૫૩॥
તાહા આહાર છે પણ નાહાર નહી, અને દેવ સભામા ઠાર ॥
સતિ માતા બંધવ દિઠા, તાહા તે પાંડવનો પરવાર ॥૧૬૫૪॥
બહુ સેવક સેવા ઓચરે ॥ અનુદિન સેવા હરીની કરે ॥૧૬૫૫॥
જ્યારે દિઠા હસ્તિનાપુરના ધણી ॥ ત્યારે શ્રીહરી ધાયા ભુપત ભણી ॥૧૬૫૬॥

રાજાયે ચરણે જઈ નમાઊ શિશ ॥ મલા યુધિષ્ઠિરને જગદીશ ॥૧૬૫૭॥
આસન આપીને પુજા દિધી ॥ તાહા સુખ દુઃખની વાત કિધી ॥૧૬૫૮॥
શ્રી હરી કહે સાંભલો વિનંતી ॥ માર્ગે સુખ કેવા ભુપતિ ॥૧૬૫૯॥
કહે યુધિષ્ઠિર સાંભલો યદુરાયે ॥ તે માર્ગે દુઃખ કહું નવ જાયે ॥૧૬૬૦॥
નકુલ અર્જુન ભીમને સહદેવ ॥ સતીદ્રૌપદી તે કરતા સેવ ॥૧૬૬૧॥
અર્ધે પંથે આવા જેટલે ॥ નારી ગલી પડી તેટલે ॥૧૬૬૨॥
માનસ સરોવર હું આવીયો ॥ ગલી આંગલીને દુખીયો થયો ॥૧૬૬૩॥
ધરમે મુજને દેખાડી વાટ ॥ હરી તમ દિઠે ભાગા ઊચાટ ॥૧૬૬૪॥
તમ દિઠાનું ફલ છે એહ ॥ હું દેખું કૌરવ પાંડવ જેહ ॥૧૬૬૫॥
વન દિઠે ન હોયે સંતોષ ॥ દીનિ બંધું ના ધરીયે રોસ ॥૧૬૬૬॥
ગદગદ કંઠ કરી રાયા રૂવે ॥ શ્રી હરીનો મુખ સામુ જુવે ॥૧૬૬૭॥
રોદન કરતા જાયે જેહ ॥ ભ્રાંત ઊપની રાયેને મન તેહ ॥૧૬૬૮॥
આસુ લોઈને અલંગા રહા ॥ છાના રહો વિનવીને બહુ કહા ॥૧૬૬૯॥
પ્રથમ નરગ દેખાડા વીર ॥ પછે ઓચર્યા શ્યામ શરીર ॥૧૬૭૦॥
દિઠા કૌરવને પંડુ કુંવાર ॥ દિઠા દ્રૌપદીને હરખા અપાર ॥૧૬૭૧॥
રાયે યુધિષ્ઠિર સર્વેને મલા ॥ સુખ દુઃખ સઊના ટલા ॥૧૬૭૨॥
ઊત્તમ મંદિર આપા સાર ॥ તાહા આવી વસા પંડુ કુંવાર ॥૧૬૭૩॥
અનુદિન સેવક પાસે વસે ॥ દર્શન ભજન કરેને મનમા હસે ॥૧૬૭૪॥
ચિરંજીવી કરો સર્વે સાથ ॥ ભકત વત્સલ છો વૈકુંઠ નાથ ॥૧૬૭૫॥
પાંચ પાંડવ વૈકુંઠ પામા સહી ॥ રાજા યુધિષ્ઠિરની દેહી મીટીની રહી ॥૧૬૭૬॥
રાજા તે પોઢા પાલખી, નિંદ્રા કિધી એક પ્રહર ॥
તાહા યમદુતને બોલાવીયું, કબજ કરો રાજાનો રોહો ॥૧૬૭૭॥
ઝોલીયા ઊડાડી મીટીની, વાસો તે જની દેહ ॥
યમદૂત તે એમ જાણીયું, કબજ કરો રાજાનો રોહો ॥૧૬૭૮॥

ફટકીને રાજા જાગીયા , દિઠી તેજની અમર દેહ ॥
ધસીને ભેટા ભગવાનજીને , દેવતેજનો ઊઠા મેહ ॥૧૬૭૯॥
ઝગમગ જ્યોત અપાર છે, જાણેજે કોટીકયા દિન હોયે ॥
નવ કરોડીના મુખી થાપા, તે અમરાપુરીમા જોયે ॥૧૬૮૦॥
બેલીતે વલંગા બેલડી , અને હિલે હિંડોલા ખાટ ॥
અમે જાસુ મ્રીતલોકમા , કરોડી અનંત જુવે છે વાટ ॥૧૬૮૧॥
વલતા તે રાજા ઓચરા , સ્વામી સ્વર્ગમાં ના સોવાયે ॥
ગાયે વછોઆ જેમ વાછરૂ , જેમ બાલક વછોઈ માયે ॥૧૬૮૨॥
વૈકુંઠમાં અમે એકલા , નહીથાયે આપણું દર્શન સાર ॥
સોળ શૃંગાર જેમશોભતી , જેમ પુરૂષોની નાર ॥૧૬૮૩॥
તે માટે અમે આખીયે , અમે આવીસુ તમારે સંગાત ॥
દર્શન કિજે નીત નીતના , મુખ મુખ કીજીયે વાત ॥૧૬૮૪॥
પાચે તે બંધવ પાંડવા , દ્રૌપદી કુંતાજી માત ॥
વૈકુંઠ માહેથી ઊતરા , તે આવા હરીને સંગાત ॥૧૬૮૫॥
મ્રીતલોકમા આવીઆ , મોકલા તે જુજવા ઠામ ॥
કાશ્મીરમધે રાજા રહે , અને ધરમ જેનું નામ ॥૧૬૮૬॥
વંશીસવલોસીમાંહે અવતરા , અને પિતા તે રાઘવ નામ ॥
માતા કહિયે લોચના , રાજા યુધિષ્ઠિર કરે પ્રણામ ॥૧૬૮૭॥
અર્જુન તે આદવંતા અવતરા, અને બાણાવલી મહાવીર ॥
ઊંચનગરમાંહે ઊત્તમ ઠામ , કુલ પટુવા વેપારી ઘેર હીર ॥૧૬૮૮॥
ઊજલાતે નેત્ર આંખના , ને લોક બોલે દુરીવંત ॥
માતાયે પુત્ર કરીને પરીઠવો, પણ ના જાણે અરજુન ॥૧૬૮૯॥
ભડ ભીમ ભલે અવતરો , ને જાલંદર મહા દેશ ॥
જે આગનવોની ઝાલ ઊઠો , તે અમરકોટ નગર પ્રકાશ ॥૧૬૯૦॥
કોભોટ નગર પરદેસ

ઊભા તે કેસ આંગ છે , જટા વેહેરા મુખદંત ॥
એણે એંધાણે ભીમ છે , મહા યોદ્દો બલવંત ॥૧૬૯૧॥
સહદેવ જોશી અવતરો , અને ધનકુલ સાળવીઊમાહાસાર॥
માળવા મધે શાહેર કહે , તે ઊજ્જૈન માહે અવતાર ॥૧૬૯૨॥
શાહેર મધે શોધતા , કોહો કારણ ગુણવંત સેવ॥
દખ્ખન દિશામા પઠાણપૂર , તાહા આવીયા સહદેવ ॥૧૬૯૩॥
પછે નકુલને જગાડીયા , પુરબમાહે બંગાલ દેશ ॥
પંચાવલ નગરમાહા અવતરા , તે કસબ કુલ કાછીયા ઘેર ॥૧૬૯૪॥
નાસિકામધે નથ છે , કાને મુગતા ફળ ॥
જે માતા ગરભે અવતરા , તે પુત્ર એક નકુલ ॥૧૬૯૫॥
સકત સંસારે અવતરો , અને દ્રૌપદી કુંતાજી માયે ॥
ભીલડી નગરની પટરાણી કહે , જેની નિગમ સાખ દેવે॥૧૬૯૬॥
ચંડકાલી અવતરા , અને પુત્રીનો પરિવાર ॥
બાળ કુંવારી બાલકી , એવો સકતીરૂપી સંસાર ॥૧૬૯૭॥
દર્શન છે એ જાગતા , તમે સોદી લેજો ગુણવંત ॥
દસમે સ્વામી આવીયા , અને લાવીયા વર અનંત॥૧૬૯૮॥
કરોડી પાચસુ પ્રલ્હાદ તાર્યા , અને સાત કરોડીશું હરિશ્ચન્દ્ર રાયે॥
કરોડી નવસુ યુધિષ્ઠિર તારા , બાર કરોડી સતગુરૂ સાથે ॥૧૬૯૯॥
દિલમ દેશે અવતરા , અને ગડ વરજા શાહેર ॥
જેણે જખા મેધા કિન્નર તાર્યા , કરોડી તેત્રીસ કિધા મહેર ॥૧૭૦૦॥
આજ અનંત કરોડીસુ કલજુગમાહા , મલેંચ રૂપે મનસા દેહે ॥
હેમપુરીમાહા તખતે બેઠા , પરતગ બોલા તેહે ॥૧૭૦૧॥
ભરતખંડને જાંબુદ્વિપે , પરતક બેઠા જેહે ॥
તાહા આસા પુરે સર્વે જીવની , અને વરવરસે તેહે ॥૧૭૦૨॥

ત્રણ કલ્પ ત્રણ જુગમા , ગુરૂ ભેદ માર્ગ એહ દેખ ॥
આજ કલ દસમેસ્વામીજી આવીયા, તે આપે આપ અલેખ ॥૧૭૦૩॥
શ્રી નિકલંકી નારાયણ નિરંજન જાણ ॥
જેહુને ચરણે ઊગમીયા અનંત ભાણ ॥૧૭૦૪॥
ગિનાન સંપુરણ ચિત્તમાં ધરો ॥
હરી નારાયણ રદે ઓચરો ॥૧૭૦૫॥
નવમો બુધ્દ અવતાર સંપુર્ણજ જાણ ॥
તાહા સતગુરૂ વેદ વ્યાસ પ્રમાણ ॥૧૭૦૬॥
ચાર લાખને વરસ બત્રીસ હજાર ॥
તાહા સુધી ભોગવો તે શ્રી બુધ્દ અવતાર ॥૧૭૦૭॥
ભાઈ દેવની ખેલરમત સત્ત પ્રહરની જેહ ॥
શ્રી બુધ્દજીયે આગમ કથી સંભળાવી તેહ ॥૧૭૦૮॥
આ વેદવચન સહી પ્રમાણે નર જેહ ॥
શ્રી બુધ્દ અવતારે આગમ ભાખ્યા તેહ ॥૧૭૦૯॥
જે નવમો રૂપ દ્વાપાર અંતે થયો છે સાર ॥
ત્યાં તો દેવે ધર્યો છે શ્રી બુધ્દ અવતાર ॥૧૭૧૦॥
ત્યારે દૈત્ય દુર્યોધનને માર્યો જેણી વાર ॥
પછે સંસારમા પ્રગટ થયા મુરાર ॥૧૭૧૧॥
જ્યારે નવમે શ્રી બુધ્દ રૂપે દૈત્ય દુર્યોધનને માર્યો ॥
ત્યારે ભક્ત પાંડવને ઊધ્દાર્યો ॥૧૭૧૨॥
ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મુરાર ॥
ત્યારે સર્વે સંસારે જાણ્યો સાર ॥૧૭૧૩॥
શ્રી બુધ્દની માતા તો રેણુકાવતી જાણ ॥
અને પિતા તો સિંહરાજ કહિયે પ્રમાણ ॥૧૭૧૪॥

ત્યારે ગુરૂતો શ્રી હંસરાજ જાણ ॥
શક્તિ તો હંસાદેવી પ્રમાણ ॥૧૭૧૫॥
ત્યારે સ્થાન તો હીમપુરી નગરી જાણ ॥
ક્ષેત્ર તો કુરૂ ક્ષેત્ર પ્રમાણ ॥૧૭૧૬॥
ત્યારે નરદળો દાનવ તો દુર્યોધન જાણ ॥
ત્યારે નવ કરોડીશું ભક્ત યુધિષ્ઠિર ઊધ્ધાર્યા નિર્વાણ ॥૧૭૧૭
ત્યારે ચાર લાખને બત્રીસ હજાર શ્રી બુધ્ધરૂપે જાણ ॥
ત્યારે સામવેદ હોતા પ્રમાણ ॥૧૭૧૮॥
ત્યારે આઠલાખને ચોસઠ હજાર જુગ દ્વાપારનું પ્રમાણ ॥
ત્યારેનવકરોડીશું ભકત પાંડવ વૈકુંઠમા પોતા નિર્વાણ ॥૧૭૧૯॥
તેણે તો સતપંથ આરાધિયા જાણ ॥
તે તો સહી અમરાપુરી પોતા નિરવાણ ॥૧૭૨૦॥
એવં શ્રીહરીનો નવમો શ્રી બુધ્ધ અવતાર સંપુર્ણજ સહી ॥
એવી શ્રી સતગુરૂ ઈમામશહાયે વાણી કહી ॥૧૭૨૧॥

# શ્રી બુધ્ધ અવતાર સમાપ્ત.





This book is NOT the REAL Mulband of Satpanth since the early times.
This version of book is corrupted with outwardly Hinduistic feel, surrounding the central message of Islam.
For this reason the book has never been printed. (photocopy only scarcely available)

ॐ

॥ જય ગુરૂદેવ ॥

# શ્રીમુળ બંધ જ્ઞાન સાહિત્ય

ભાગ-૩

અનુક્રમણીકા


| ક્રમ | ખંડ | વિગત | પેજ નંબર |
|---|---|---|---|
| ૧ | કથા વિભાગ | દસમો - શ્રી નિષ્કલંકી અવતાર | ૧૧૬૯ થી ૧૨૧૯ |
| ૨ | ” | આરતી અને ગોરવાણી | ૧૨૧૯ થી ૧૨૨૮ |
| ૩ | ખંડ છઠ્ઠો | મુનીવર ચેતાવણી | ૧૨૨૯ થી ૧૨૮૨ |
| ૪ | ” | ઋષીવર ચેતાવણી | ૧૨૮૩ થી ૧૩૨૮ |
| ૫ | ” | મનહર જ્ઞાન | ૧૩૨૯ થી ૧૩૪૪ |
| ૬ | ” | સંતવાણી (સતવેણી) | ૧૩૪૫ થી ૧૪૦૩ |
| ૭ | ” | યોગવાણી | ૧૪૦૪ થી ૧૪૫૨ |
| ૮ | ” | ગોરવાણી અને પ્રભાતીયા - થાળ વિષ્ણુની સોળકળા - બ્રહ્મા ની બારકથા અને બોધ | ૧૪૫૩ થી ૧૬૨૭ |
| ૯ | ” | આગમવાણી જ્ઞાન - ભજન | ૧૬૨૮ થી ૧૬૬૮ |
| ૧૦ | ” | અમૃતવાણી જ્ઞાન | ૧૬૬૯ થી ૧૬૮૨ |
| ૧૧ | ” | શિક્ષાપત્રી - સદ્‌ગુરૂ ની શીખામણ | ૧૬૮૩ થી ૧૬૮૮ |
| ૧૨ | ” | શ્રી સતપંથ નું સ્વરૂપ | ૧૬૮૯ થી ૧૬૯૪ |
| ૧૩ | ” | સતપંથ પુજા યજ્ઞવિધી | ૧૬૯૫ થી ૧૭૭૮ |
| ૧૪ | ” | નવગ્રહ શાંતિપાઠ | ૧૭૭૯ થી ૧૭૮૧ |
| ૧૫ | ” | શ્રી નિષ્કલંકી નારાયણ સ્ત્રોત કવચ | ૧૭૮૨ થી ૧૭૮૪ |
| ૧૬ | ” | શ્રી મહાવિષ્ણુ સ્ત્રોત | ૧૭૮૫ થી ૧૭૮૬ |

# દસમો શ્રી નિકલંકી અવતાર.

પહેલા વૈશાખ શુદ્દ બીજને શુક્રવાર ॥
તે દિન કલીયુગ બેઠો છે સાર ॥ ૧ ॥
જ્યારે લાગ્યો કલિયુગને દ્વાપાર ઊતર્યો ॥
ત્યારે દૈત્ય ચિન મહાચિનમાં અવતર્યો ॥ ૨ ॥
તે ચિન મહાચિન મા બેઠો છે રાજ ॥
જે કાલિંગો કલિયુગ લાગતે બેઠો છે રાજ ॥ ૩ ॥
તે નવખંડમાહે ભરીપુરી વ્યાપક હોઈ કરે છે કામ ॥
જે આજ કલિયુગમા કાશિવિશ્વનાથ જપાવે નામ ॥ ૪ ॥
તે ભાઈ મુનિવરો આ કલિયુગ સહીકરો અથર્વવેદ પ્રમાણ ॥
અને ગુરૂ બ્રહ્માજીયે સતગુરૂ બ્રહ્મા ધરાવ્યું નામ ॥ ૫ ॥
ભગવાન નારાયણ કલિયુગમા હુવા છે સાર ॥
તે આજ કલિયુગમાં હરીનો દસમો અવતાર ॥ ૬ ॥
જે દસમે રૂપે હરિ પાત્ર નિકલંકી અવતાર ॥
તે આજ ગુપ્ત હોઈ રહ્યા કલિયુગ મોઝાર ॥ ૭ ॥
જે આ ગુરૂને કેટલાક ચલિત્ર શ્રી હરીના કહ્યા ॥
તે દેવ આજ કલિયુગમાં ગુપ્ત હોઈ રહ્યા ॥ ૮ ॥
જે સતગુરૂ બ્રહ્મા તે આ કલીયુગમા ધર્યા અવતાર ॥
તે ગુરૂ પ્રવાસી થઈ ફર્યા ચોવીસ મુલક મોઝાર ॥ ૯ ॥
સતગુરૂ ચોવીસે મુલકમા પ્રત બોલી રહ્યા ॥
તે ગુરૂ ફરતા ફરતા ચીન મહાચીન નગરીમા ગયા ॥ ૧૦ ॥

ત્યાં સુરજા રાણીયે સાધ્યું હતું રાક્ષસનું જ્ઞાન ॥
તે સ્મરણ કરે કાલિંગાનું એકે ધ્યાન ॥ ૧૧ ॥
તેહને સપ્તખંડી માડીને ફરતા ઝરૂકા ચાર ॥
તાહા ઊઘાડા મહોલ તે રાજ દુવાર ॥ ૧૨ ॥
જાહા સુરજારાણી મોતી વીણે ને સામી નજર ધરે॥
તાહા મધ્યાન્હ કાલે આવી પંખી કલોલ જ કરે ॥ ૧૩ ॥
ત્યારે આવ્યા જનાવર તેમા સુડા બહુ ॥
તે તો સ્મરણ કાલિંગાનું કરે છે સહુ ॥ ૧૪ ॥
તે માહે સતગુરૂ બ્રહ્મા પોપટ રૂપે દિઠા સહી ॥
તે તો સામા કદંબના ઝાડ ઊપર બેઠા જઈ ॥ ૧૫ ॥
ત્યા સર્વે જનાવર બહુ કરે કલોલ ॥
પણ તેમા બ્રહ્મસ્વરૂપી બોલે નવાનવા બોલ ॥ ૧૬ ॥
ત્યારે સુરજારાણી મનમાહે બહુ કરે વિચાર ॥
એ તો કોઈ બ્રહ્મસ્વરૂપી આવીયા નગર મોઝાર ॥ ૧૭ ॥
એસો છે કોઈ નગરમા દાસ ॥
એ બ્રહ્મસ્વરૂપીને લાવે અમારી પાસ ॥ ૧૮ ॥
તે સુરજા રાણીના મનમા એવી ચિંતા થાયે ॥
જે રખે બ્રહ્મસ્વરૂપી પોપટ ઊડી જાયે ॥ ૧૯ ॥
તારે સુરજા રાણી મનમાં એવી ચિંતા કરે ॥
તે તો વચન પોપટના હૃદયમાં ધરે ॥ ૨૦ ॥
એવો છે કોઈ અમારો દાસ ॥
એ પોપટને કરે ફાસો ને લાવે અમારે પાસ ॥ ૨૧ ॥
ભાઈ જે ફાંદોને પાસ પોપટને કરો ॥
તે પોપટ લાવી મુજ આગળ ધરો ॥ ૨૨ ॥

૧૧૭૦

રાણી તમે શાને કરો ફાંદો ને ફાસ ॥
બાઈ હું તો કરવા આવ્યો છું તમને ઉપદેશ ॥ ૨૩ ॥
સુણો સુરજા રાણી એક અમારી વાત ॥
બાઈ તમે કહો તો આવું તમારી પાસ ॥ ૨૪ ॥
તમે સુણો સુરજારાણી અથર્વવેદી બ્રહ્મજ્ઞાન ॥
તમે જે થકી આગળ પામો અમરાપુર ઠામ ॥ ૨૫ ॥
આજ સુરજારાણી તમે રાજદ્વારે દૈત્ય ઘેર આયે ॥
હવે બાઈ તમારો જન્મપદારથ એળે જાયે ॥ ૨૬ ॥
ઐસા વચન સુણીને સુરજા રાણી અચંબે થાયે ॥
ત્યારે બાઈ સતગુરૂ બ્રહ્મા રૂપે પોપટને લાગ્યા પાયે ॥ ૨૭ ॥
ત્યારે બોલ્યા સુરજારાણી ભાઈ પોપટજી તમે વારૂ કહો ॥
પણ અમારા જીવની ચિંતા તમે શાને લહો ॥ ૨૮ ॥
ત્યાં પોપટ સ્વરૂપે ગુરૂ બ્રહ્મા બોલ્યા વિખ્યાત ॥
તમે સુણો સુરજારાણી આજ અથર્વવેદની વાત ॥ ૨૯ ॥
હાંરે બાઈ સુરજાદેવી અમે આદે અંતે જીવના ઓરતીયા છું ॥
તે માટે તમને આગમ કહેવા આવ્યો છું ॥ ૩૦ ॥
આજ દસમે રૂપે શ્રી નિકલંકી નારાયણ અવતાર ॥
તે હરીયે ધર્યો છે જાંબુદ્વિપ મોઝાર ॥ ૩૧ ॥
ત્યા તમારા જીવના કારજ થાસે હો સુરજાનાર ॥
જો આજ વોહોરો આ સતપંથ ધરમ સાર ॥ ૩૨ ॥
એવા શબ્દ સુણી સુરજા રાણીને અચંબો થાયે ॥
ત્યાં સતગુરૂ બ્રહ્માને તખત બેસાડ્યા પાયે ॥ ૩૩ ॥
ત્યારે તખતે બેસીને સતગુરૂ બ્રહ્મા બોલ્યા વિખ્યાત ॥
સાંભળો સુરજા રાણી તમે અમારી વાત ॥ ૩૪ ॥

હારે રાણી કર્તા યુગમા સતગુરૂ બ્રહ્મા ઋગ્વેદી વેપાર ॥
ત્યાં ભક્ત પાંચ કરોડીશું તાર્યા પ્રલ્હાદ ॥ ૩૫ ॥
જે ચાર અવતાર હરીયે લીધા કર્તાયુગ માહે ॥
તે દેવે ચાર દૈત્ય સંઘાર્યા ત્યાહે ॥ ૩૬ ॥
રાણી બીજા ત્રેતાયુગમાહે સતગુરૂ વશિષ્ઠ સતજાણ ॥
ત્યાં વેહેવાર યજુરવેદી હુવા પરમાણ ॥ ૩૭ ॥
જે હરીયે ત્રણ અવતાર લીધા ત્રેતા યુગમાહે ॥
તે દેવે ત્રણ દૈત્ય સંઘાર્યા ત્યાહે ॥ ૩૮ ॥
જે સાત કરોડીશું તાર્યા હરિશ્ચન્દ્ર રાયે ॥
બાઈ તે પોતા અમરાપુર જાયે ॥ ૩૯ ॥
રાણી દ્વાપાર યુગમા સતગુરૂ વેદવ્યાસ સહી જાણ ॥
તાહા વહેવાર સામવેદી થયા પરમાણ ॥ ૪૦ ॥
ત્રીજા દ્વાપાર જુગમા બેઊ અવતાર હરીના જાણ ॥
ત્યાં દેવે બેઊ દૈત્ય સંઘાર્યા નિરવાણ ॥ ૪૧ ॥
ત્યાં નવ કરોડીશું તાર્યા પાંડવ યુધિષ્ઠિર રાયે ॥
બાઈ તે પોતા અમરાપુરીમા જાયે ॥ ૪૨ ॥
રાણી આ કલિયુગમા અમે સતગુરૂ બ્રહ્મા જાણ ॥
ત્યાં વહેવાર અથર્વવેદી થયા પરમાણ ॥ ૪૩ ॥
આ ચોથા કલિયુગમાં જે હરીનો દસમો અવતાર ॥
બાઈ તેના અથર્વવેદમાં છે પ્રકાર ॥ ૪૪ ॥
જે આજ નિકલંકી અવતાર ધર્યો જંબુદ્વિપ મોઝાર ॥
તે દેવ તારા ભ્રતારને મારસે હો નાર ॥ ૪૫ ॥
જે દેવને અથર્વવેદમા એસો વિચાર ॥
તે હું તમને આગમ ભાખણ આવ્યો છું નાર ॥ ૪૬ ॥

૧૧૭૨

હારે બાઈ તમે સેને જાણો અમારો સતભાયે ॥
જે સતગુરૂ બ્રહ્મા અવતાર તે ઈમામશાહ કહેવાયે ॥ ૪૭ ॥
બાઈ તમને સતવંતી જાણી નાર ॥
ત્યારે પોપટ રૂપ ધરીને આવ્યા તમારે દ્વાર ॥ ૪૮ ॥
ત્યાં ગુરૂને છેડા છોડીને રાણી લાગ્યા પાયે ॥
હવે મોક્ષ મુગતના દેખાડો ઠાયે ॥ ૪૯ ॥
તમો સુણો સુરજારાણી ઈમામશાહ કહે વિચાર ॥
જો બાઈ આ જુગમાં સતપંથ ધ્યાવો સાર ॥ ૫૦ ॥
જો આગળ આ સતપંથ વિના સિધા નહી કોયે ॥
તો આ સતગુરૂ વિના મુક્તિ ના હોયે ॥ ૫૧ ॥
આજ કલિયુગમા જો આ સતપંથ દયાવો સાર ॥
તો તમે સુરજારાણી ઊતરો ભવસાગર પાર ॥ ૫૨ ॥
હારે રાણી તમે પાળો આ સતપંથ ધરમ સોયે ॥
જેમ દાનવ તમને નવ જાણે કોયે ॥ ૫૩ ॥
ત્યારે સુરજારાણી ત્યાં બોલ્યા છે બહોર ॥
તમે વચન સુણો શ્રી સતગોર ॥ ૫૪ ॥
સ્વામી અમારા ઘરમા આઠ પ્રાણી મળી એકે વિચાર ॥
તો એવા સતપંથ ધર્મ દેખાડો સાર ॥ ૫૫ ॥
જ્યાં અમે આઠ પ્રાણી મળીને બેસીશું એકાંત ॥
ત્યાં આ સતપંથ ધરમની કરીશું વાત ॥ ૫૬ ॥
જ્યારે સુરજારાણી કમલાકુંવર કહે સતગુરૂશું મરમ ॥
ત્યારે સતગુરૂ બ્રહ્માયે આલ્યો સતપંથ ધરમ ॥ ૫૭ ॥
જ્યાં આઠ પ્રાણી ઊભા છે કર જોડ ॥
ત્યા સતગુરૂ ઈમામશાહ બોલ્યા બોહોડ ॥ ૫૮ ॥



તમે સુણો સુરજારાણી કમલાકુંવર આગમ નરવાણ ॥
બાઈ તો આગળ કઠણ વેલા આવે છે જાણ ॥ ૫૯ ॥
જ્યારે નઊ નેજા ઊપર આવસે અસમાન ॥
ત્યારે સહસ્ત્ર કળા લઈને તપસે ભાણ ॥ ૬૦ ॥
ત્યારે તાંબા વર્ણી ધરતી થાસે શું કરૂં વખાણ ॥
જેણે આ સતપંથ સેવ્યો નહી તે તો જલસે ઘણા ॥ ૬૧ ॥
બાઈ જે આ સતપંથ સાચસું ધાયો સાર ॥
તો તેણે કઠણ વેળા નહી લગે લંગાર ॥ ૬૨ ॥
જે સાચા સતપંથ પાલે તે ઊતરસે પેલે પાર ॥
ત્યાં જુઠાને શિર પડસે ઘણનો માર ॥ ૬૩ ॥
બાઈ જો અંતઃકાલમાં થાય છે ઠોકાઠોક ॥
તેઊ જાણી આ સતપંથ ધ્યાવો તમે સતીલોક ॥ ૬૪ ॥
જ્યારે એસી વાત સુરજારાણીસું સતગુરૂયે કહી ॥
ત્યારે આઠ જણા સતસું રોયા સહી ॥ ૬૫ ॥
ત્યાં સુરજારાણીને કમલાકુંવર વિનંતી કરે સતભાયે ॥
સ્વામી હવે અમથી અંતઃકાલે દુઃખ વેઠ્યા નહી જાયે ॥ ૬૬ ॥
અમને આલો ધરમ તમે સૃષ્ટીના ધણી ॥
અમે અપરાધી જીવ ક્યાંલગી વખાણ કરૂં તમતણી ॥ ૬૭ ॥
જો સ્વામી અમે હતા નાદાન તમારા પ્રાણ ॥
તો અમે આજ દૈત્ય ઘેર આવ્યા જાણ ॥ ૬૮ ॥
જેમ બત્રીસ દાત વચે તમે જીભ્યા રાખી સાર ॥
તેમ સ્વામી અમને લેજો ઊગાર ॥ ૬૯ ॥
જ્યારે પૂર્વજન્મની સેવા અમો સર અમથી રહી ॥
ત્યારે આ દૈત્ય ઘેર આવ્યા સહી ॥ ૭૦ ॥

૧૧૭૪

હાંરે બાઈ સતગુરૂ કહે દૈત્ય દુષ્ટ કાલિંગો જાણ ॥
હવે એણે શ્રી હરી મારસે નરવાણ ॥ ૭૧ ॥
સ્વામી તે દૈત્ય ઘેર વાસો જન્મ અમારો ભયો ॥
હવે સતગુરૂ ઈમામશાહ સારથી અમારો થયો ॥ ૭૨ ॥
જે જીવ તમારા હતા તે તમે લીયો ઊગાર ॥
તે માટે વળી દોડી આવ્યા દૈત્યને દરબાર ॥ ૭૩ ॥
એઊં સુરજારાણી કમળાકુંવર બોલ્યા તેણે ઠાયે ॥
ત્યાં એકાંતે આઠ જણા ઈમામશાહને લાગ્યા પાયે ॥ ૭૪ ॥
અજીયા વિજીયા બેની અલકાકુંવરને કેવળ ભાઈ ॥
રંગા રૂપા કમલાકુંવરને સુરજા માઈ ॥ ૭૫ ॥
એ આઠ જણાની એક સજાઈ ॥
ત્યાં એવી સતગુરૂ ઈમામશાહ બોલ્યાછે ભાઈ ॥ ૭૬ ॥
જે સતગુરૂ ઈમામશાહાયે ત્યાં એસા કિયા ॥
તે આઠ જણાસું નિયમ ધરમ વ્રત બોલજ દિયા ॥ ૭૭ ॥
બાઈ તમે પાળો આ સતપંથને ચાલો આજ અથર્વવેદ ॥
જેમ કોઈ દૈત્ય દરબારમાં ના જાણે ભેદ ॥ ૭૮ ॥
તે ગુરૂને આઠ જીવને નિયમજ દિયા જહા ॥
ત્યારે ગુરૂનરનો જાપ શ્રી નિકલંકી જપાવ્યો તહા ॥ ૭૯ ॥
બાઈ તમે પાળજો એવા સતપંથના મરમં ॥
અને ખરી દસોંદ આલજો સતગુરૂને ધરમ ॥ ૮૦ ॥
એ ધરમ અમને અનામત પોચે સહી ॥
જો તમે પેટીમા ઘાલીને દરીયા મુસાફરને સોપજો જહીં ॥ ૮૧ ॥
ત્યાં એસી સતગુરૂ ઈમામશાહ બોલીયા સત વાત ॥
અને મુખી કમળા કુંવરને શિર દિધા હાથ ॥ ૮૨ ॥

એવા સતગુરૂ ઈમામશાહ ત્યાં ચાલ્યા કહી ॥
હવે ભક્ત કમલાકુંવર શીર અનંત કરોડીના ભાર લજ્યા સહી ॥ ૮૩ ॥
ત્યાં મળી ગતને મુખીસહુ કરે વિચાર ॥
ગુરૂજી જયાં ચડે સેન સ્વામીજીનું ત્યાં દેજો દરશન ॥ ૮૪ ॥
બાઈ અમે તો પાસે તમારી છું તે હરદમ જાણ ॥
તમને દરશન માટે નીત આવું પરમાણ ॥ ૮૫ ॥
હારે બાઈ અમે ભક્તને દર્શન દેવા નીત નીત આવું સહી ॥
ત્યા સતગુરૂ ઈમામશાહાયે મુનિવરસું એસા કહી ॥ ૮૬ ॥
જે ગુરૂને આઠ લાખ કરણ લગી પ્રથમ તપ કિધો નિરવાણ ॥
તે આજ સતગુરૂ ઈમામશાહ અવતાર જાણ ॥ ૮૭ ॥
જે આ કલિયુગ અન્તે નર નારાયણ આવ્યા હોયે ॥
આજ તે સપાઅને પરખી લેજો સહુ કોયે ॥ ૮૮ ॥
તે ગુરૂ આજ અનંત કરોડીને વરદાન આપે જાણ ॥
પણ જે સાચા ઈમાની હસે તે નીપજેછે નિરવાણ ॥ ૮૯ ॥
આજ ઈમામપુરી નગરી પાસે સાબરમતી નદી જાણ ॥
ત્યાં ગુરૂનર તીરથ જંબુદ્વિપે આવ્યા નિરવાણ ॥ ૯૦ ॥
ત્યાં મુખી કમલાકુંવર થાસે જાણ . ॥
અને તપસી ગુરૂની આશિષે ચોવીસ મુલકના જીવ છુટે નિરવાણ ॥ ૯૧ ॥
ત્યાં ચોવીસે મુલકના દેવ લોક આવ્યા જાણ ॥
જે ગત માહા ગુરૂ નર બેઠા પ્રમાણ ॥ ૯૨ ॥
જે નવ ખંડના દેવલોક જંબુદ્વિપમાં આવ્યા સોયે ॥
ગુરૂનરને પ્રતાપે ગતમા મેળા હોયે ॥ ૯૩ ॥
આજ સતગુરૂ બ્રહ્માવિના બીજા ગુરૂ કલિયુગમા મતજાણ ॥
તે એવા સતગુરૂ આગમ ભાખ્યા નિરવાણ ॥ ૯૪ ॥

આ કલિયુગની સો નિશાની તેના પરછા જાણ ॥
તમે સાંભળો ભાઈ મુનિવરો તે નિરવાણ ॥ ૯૫ ॥
જ્યારે કલિયુગમાં કાયમ પ્રકટસે પધારસે જાણ ॥
ત્યારે કલિયુગની સો નિશાણી પુરી હસે નિરવાણ ॥ ૯૬ ॥
જે દુનિયાનું પાપ મુનિવરનું પુણ્ય લોપસે જોયે ॥
તે પેહેલું નિશાણ કલીનું જોયે ॥ ૯૭ ॥
જ્યારે દોનો બંધવ લઢસે, હિરદામા દયા નહી રાખે લંગાર ॥
તારે પુત્ર પિતાને મારસે, બંધવ બેહેનને દેસે ગાલ ॥ ૯૮ ॥
કલિમા કપટ વ્યાપસે, સદવંત દયાવંત માહેલેઈ પડસે જંજાલ ॥
ધરત્રીમાં અન્ન ઓછા પાકસે, વરસે પડસે દુકાલ ॥ ૯૯ ॥
દાસી પુત્ર રાજ કરસે, એસા કલીના મહિમા લખાય ॥
બ્રાહ્મણનો ત્રાગો ત્રુટસે, અને ક્ષત્રીયનો ક્ષેત્રવટ જાય ॥ ૧૦૦ ॥
લોક વિશ્વાસ ઘાત ઘણો કરસે, હિરદે દયા નહી આવે જાણ ॥
તારે લોક જીવ હિંસા અતિ કરસે, કુડ કપટ કરી જોડે દામ ॥ ૧૦૧ ॥
તે દામ લઈને ધરત્રીમા ગાડસે જાણ ॥
અને ફણીધર થઈને ફરસે નિરવાણ ॥ ૧૦૨ ॥
એવા કુડ કપટ કરી કલિયુગમા અવતરે ॥
પણ તે આખરે શિરપડે કુટી મરે ॥ ૧૦૩ ॥
જ્યારે એવા ચરપટ કલિયુગમાં વ્યાપક હોય ॥
ત્યારે સાચન માનસે કોયે ॥ ૧૦૪ ॥
જ્યારે શુદ્ર નહી માને બ્રાહ્મણ, અને ગંગાનદીનું નીર જાસે છેક ॥
ત્યારે એવા પાપ પરગટ થાસે, ને અઢાર વર્ણ થાસે એક ॥ ૧૦૫ ॥
તારે વનસ્પતિ નહી ફુલે એવો આવે કલિકાલ ॥
અને સ્ત્રી નિસ્તેજ પ્રસવસે બાલ ॥ ૧૦૬ ॥

જ્યારે પાતાલનો પાણી ખુટસે, ને ધરત્રી પાપનો નહી ઝાલસે ભાર ॥
તારે બ્રાહ્મણ શુદ્રને પરણસે, ને પુરૂષ મેલસે પોતાનીનાર ॥૧૦૭॥
નવ વરસની બાલી પુત્ર પ્રસવસે, ગવ્વાને બે બછડા થાય ॥
એક નારી ત્રણ ઝેંડવા પ્રસવસે, એ કલીની નિશાણી લેજો જોય ॥૧૦૮॥
વિશ્વાસ ઓછા ઊપજે, રાજા વાચા પાલે નહી કોયે ॥
લોભે કપટ વ્યાપસે, ઝુટા જાણજો લોયે ॥૧૦૯॥
નાનો મોટાને માનેનહી, રસ કસ જાસે ગગન પિયાલ ॥
રિધ્ધને સિધ્ધ સર્વે ખુટસે, દહીઊપર માખન નહી ઊતરે વાલ ॥૧૧૦॥
ગુરૂને ચેલા માને નહી, ગુરૂ શિષ્ય દોનો લડસે ॥
ધરમી હોઈને અધરમ ઓચરે, બેણ બેટીનો વિકરો લેસે ॥૧૧૧॥
મા બેટયા દોનો લડેગ્યા, દોનો કહેવાસે સવકજાજી ॥
બહુ ઘરેગી સાસકીઝીટ્યા, સાસુને મારસે બહુવાજી ॥૧૧૨॥
અશિલને તો જગાનહી, કમશીલ કરસે રાજજી ॥
અશિલને શીર બલાચ પડેગી, કમશીલ કરસે ગુમાનજી ॥૧૧૩॥
સતીયારા ભાઈ સત છોડેંગે, સદા ફલ સુખ જાયેગેજી ॥
કોટ કિરેંગે માડ્યા ધસેગ્યા, સબ હોયેગા જંગલજી ॥૧૧૪॥
આકાશથી મેહુ નાવરસે, ધરતી ધાન ના પીકેજી ॥
બારા બારા કોસકે દરમ્યાન, એક દિવા જલેગાજી ॥૧૧૫॥
અચબ ગયબકી આગ લગેગી, જલબલ હોવેગા અંગારાજી ॥
એસી ગયબકી પવન ચલેગી, પરબત ઊડ ઊડ જાયેગેજી ॥૧૧૬॥
હેત હેતાંતર ત્રુટસે, માતા પુત્રીને પુઠે ધરે ॥
કુટુંબ માહે કલહો કરસે, મુનિવર મુનિવરમાં બાજી દેસે ॥૧૧૭॥
દૈત્ય દેવતા ઊપર દાવો માંડસે ॥
દેવતા કલિમાહે ઓસરી જાસે ॥૧૧૮॥

વિવાહ વાજંત્રા નોતરા , એક તેડે સહુ કુટુંબ જાય ॥

રંગમાહે જાઈને ભંગ કરે , ઝુટ મલી દરદિવાણે જાય ॥ ૧૧૯ ॥

નારીને પાંચ પુત્ર થાસે , નરથી નારી ભલેરી કેવાય ॥

પાચ વરસની પુત્રી ભ્રતાર માગસે, અતીથ અભ્યાગતની સુધ નહી લેવાય ॥ ૧૨૦

ઠાવ ઠિકાણે નહી કોઈ ગુરૂમુખી રહસે કોઈના ઈતબાર ॥

કોઈ પરદુઃખ ભંજનહાર નહી રહસે નહી કોઈ ધરેરે લજાય ॥ ૧૨૧ ॥

ગુપ્ત પ્રગટ નહી કોઈ જાગસે, નહી કોઈ દેવલ દેહરા માહે રહસે સાચ ॥

નહી કોઈ સાચી કરામત દેખાડસે , નહી કોઈ પાલેરે વાચ ॥ ૧૨૨ ॥

રાજા રાખણહારા લુટસે પ્રજા નહી માને રાજાની આણ ॥

રાજા રાક્ષસરૂપી અવતરે પ્રજા ચોર ધુતારી જાણ ॥ ૧૨૩ ॥

રાણી સેવે દાસને દાસી સેવે રાય ॥

લેહે તે આપે નહી કલીમા હરીને માને નહી રાય ॥ ૧૨૪ ॥

બે કૌલી રાજા ત્યાહા કોઈ નહી ધની ॥

ભક્ત બ્રહ્માની નિંદા કરે , શુભ અશુભને માને નહી ॥ ૧૨૫ ॥

રાજા લુટે પ્રજા અને પિતા લુટે પરવાર ॥

પિતા લેવે કન્યાનો દરભ માતા વેચે બાલ ॥ ૧૨૬ ॥

ભાવ ભોજન કરાવે નહી પછે જમવા જાય ॥

મર્મ તો જાણે નહી મિથ્યા વેદ લટે જાય ॥ ૧૨૭ ॥

કૌલ દઈને બીજે કરે સવારે બોલે તે સાંજે ફરે ॥

વિશ્વાસ ઓછા ઊપજે અને આપઈ માને કોઈ ના કરે ॥ ૧૨૮ ॥

લોભી પંડત ત્યાં વાચે સ્વાર્થે પુરાણ ॥

અને લંપટ શ્રોતા તો ત્યાં બેઠા જાણ ॥ ૧૨૯ ॥

યુધ્ધ સમે સહસ્ત્ર યોધ્ધા રણમાહે લઢે ॥

સહસ્ત્રમાહે કોઈ એક સનમુખે લઢે ॥ ૧૩૦ ॥

લાખ મધે એક દાનવંતા નરરે જોયે ॥
કરોડ મધે એક યોગી યતિ હોયે ॥ ૧૩૧ ॥
સુકુલની નારી લજ્જા લોપસે ને સ્ત્રી બાલકને વધસે જાણ ॥
બ્રાહ્મણ બનીયા હિંસા કરસે, વિધની પુજા થાસે જાણ ॥ ૧૩૨ ॥
ગાયનો વિકરો થસે, વિપ્ર કન્યા વેચે જાણ ॥
દાઢો દાઢાને લોપસે, મહાવખડી વેલા આવસે નિરવાણ ॥ ૧૩૩ ॥
નગર વસતા ઊજાડ થાસે, ચો દિસ થાસે ઢય ઢય કાર ॥
પેટ સ્વાર્થે આદરા, કુલગોત્ર માહે દેસે ગાલ ॥ ૧૩૪ ॥
સતીઊમા નહી કોઈ પતિવ્રતા, નરમા નહી કોઈ નરાકાર ॥
નહી કોઈ છટી રાતનો, નહી કોઈ પરદુઃખ ભંજનહાર ॥ ૧૩૫ ॥
હેત હેતાંતર ત્રુટસે, અને ઊઠી જાસે દયા ધરમ ॥
ધરમી ધરમી નિંદા કરસે, ત્યારે ઊપજસે બહુ કરમ ॥ ૧૩૬ ॥
ત્યારે આયુષ્ય માનવના ઓછા હોયે ॥
અને જુઠા કરતવમાં જાસે સોયે ॥ ૧૩૭ ॥
નવસો નવ્વાણુ નદિયા ખુટસે, ધોરી છાંડસે પ્રિથમીનો ભાર ॥
ધરમીમાહે ધંધોકાર વ્યાપીયો, સર્વે થાસે હલહલંકાર ॥ ૧૩૮ ॥
જે ચરપટ ચાલા કરસે દાનવના કામ ॥
આજ તીરથવાસા છે તેના નામ ॥ ૧૩૯ ॥
કાલીંગાનો ચેલા ચરપટ ચાલા કરસે કામ ॥
લોકોને કહસે ભાઈ અમો તીરથ વાસી નામ ॥ ૧૪૦ ॥
પાણી મંત્રીને ઘૃત કરસે હો ભાઈ ॥
વાળુ મંત્રીને ખાંડ કરસે લેજો જોઈ ॥ ૧૪૧ ॥
આપ રૂપ લઈ કાલિંગો આવસે ॥
તે તો પોતાના પરાક્રમ કરસે ॥ ૧૪૨ ॥

નારદ સિંગીના તે નાદ વજાડસે ॥
તારે સઊ કોઈના મન ભાવસે ॥૧૪૩॥
કાલિંગો અત્રંગી આસને બેસસે ॥
તે તો પુરાવસે મનની આસરે ॥૧૪૪॥
કાષ્ટના ઘોડાને દાણા ખવરાવસે જાણ ॥
અને તે નદિનો પાત્ર પલટાવસે પરમાણ ॥૧૪૫॥
તે કાલિંગાના ચોવીસ ચેલા આવસે રે ॥
અને તે મુખમાથી બોલાવસે ભાંડરે ॥૧૪૬॥
સાત પીઢીના માય બાપ તેવો દેખાડસે સહી ॥
કલિયુગના દૈત્યની એવી નિશાણી લેજો જોઈ ॥૧૪૭॥
તે સાત પીઢી સગાની દેખાડસેરે ॥
અને દેખાડસે પોતાનો માયને બાપરે ॥૧૪૮॥
એણી રીતે તે સર્વે પરબોધસે રે ॥
કાશિ વિશ્વનાથ જપાવે જા પરે ॥૧૪૯॥
જ્યારે કાલિંગો એવો અનાચાર કરસે જાણ ॥
ત્યારે બહુ ગુટી કરામત કરી દેખાડસે નિરવાણ ॥૧૫૦॥
એવો સતીયાનો મન પલટાવસે જાણ ॥
તેના ચિત્ત ચાલા કરસે પાપ પરમાણ ॥૧૫૧॥
એણી રીતે તો દનિયાના ઈમાન ડુલાવસે ॥
તારે સહુ કોઈ થાસે નિરાસ રે ॥૧૫૨॥
એવો થરપટ ચાલ કરતો કાલિંગો આવસે ॥
સરસ્વતી નદી કરસે મેલાણરે ॥૧૫૩॥
તે સતી લોકના સત ચુકાવસે ॥
એણી રીતે તે લેસે ઈમાનરે ॥૧૫૪॥

જ્યારે સંવત્સર ત્રિલોત્ર પુરણ હોસે॥અને ચૈત્ર માસ ગુરૂવારરે ॥ ૧૫૫
તે દિન સ્વામીજીના સેનાચઢસે ॥ત્યારે પ્રભુજી થાસે સ્વારરે ॥ ૧૫૬॥
જ્યારે એવા ચરપટ કલીમા વ્યાપક હોય ॥
ત્યારે સાચાસતગુરૂને નહી માને કોય ॥ ૧૫૭॥
આજે કલીમા અંતે આચાર લોપસે જાણ ॥
તે ઝુટા કરામત કરીને દેખાડસે નિરવાણ ॥ ૧૫૮॥
આ દેવ થાપનાનો ભેદ ન જાણે જેહ ॥
અને ગુરૂ ગતસુ દાવો કરસે તેહ ॥ ૧૫૯॥
જે કોઈ માસ છ માસે ગતમા આવસે અજાણ ॥
તે સતગુરૂના ભાખ્યા નહી કરે પરમાણ ॥ ૧૬૦॥
જે ગતમા આવે એકને પ્રસાદ લેવે ચાર ॥
તેનું આ ગુરૂ નરસુ હેત નહી લંગાર ॥ ૧૬૧॥
જે પાત્ર પ્રમાણે પ્રસાદ રાખે આપ ॥
ભાઈ તેણે માથે ચઢે છે મોહું પાપ ॥ ૧૬૨॥
જ્યારે એ નિશાણી સઘળી આવી મળસે હો સુરજા નાર ॥
તારે સર્વે થાસે એકંકાર ॥ ૧૬૩॥
જ્યારે એ વખત વેળા આવસે વકરેમ ॥
તારે કલીમાહેથી ઊઠસે દયા ને ધરમ ॥ ૧૬૪॥
એક અવિંચલ ધરતી ને બીજો આ સતપંથ જાણ ॥
બાકી સઊકોઈ માથે કરમ લીધું પરમાણ ॥ ૧૬૫॥
ત્યારે હસ્તનીને દુધ આવસે ને દરિયાવ મીઠા થાસે નિરવાણ ॥
પીપલને તો ફૂલને નાગવેલને ફલ આવસે જાણ ॥ ૧૬૬॥
જ્યારે વરસ દસ દાહ્લા થાસેને સાઠ માસની રયેણી જાણ ॥
ચાંદો સુરજ બેહુગરદજ થસે અને પાછમ દિસા ઊગસે ભાણ ॥ ૧૬૭॥

ચૈત્ર માસ શુક્રવારને આશ્વિન નક્ષત્ર સાર ॥
તે પુનમને દાહાડે પરગટ થાસે મુરાર ॥ ૧૬૮ ॥
ત્યારે આપણો સ્વામી પોતે પધારસે, ગુરૂ બ્રહ્માજી ભણસે વેદ ॥
હજારો ભલેરા કર જોડીયા તમે જપો સતગુરૂના ભેદ ॥ ૧૬૯ ॥
શ્રી નિકલંકી નારાયણ નિરંજન જાણ ॥
જેહુને ચરણે ઊગ્યા અનંત ભાણ ॥ ૧૭૦ ॥
ત્રણ કલ્પ ત્રણ જુગમાં, ગુરૂ ભેદ માર્ગ એહ દેખ ॥
આજકલ દસમો સ્વામીજી આવીયા, તે આયો આપ અલેખ ॥ ૧૭૧ ॥
દેશ દિલમે હરી અવતરીયા, પરતક દેવ મુરાર ॥
શહર વરજાગડમા બેસાછે, મુનિવર જીવનો તારણહાર ॥ ૧૭૨ ॥
નવહી અવતાર પાછળ હોઈ ગયા, કલીમાહે દસમો અવતાર ॥
નવ અવતારે નવ દાનવ છેદ્યા, દસવે કાલિંગાની છે જાન ॥ ૧૭૩ ॥
જ્યારે આવી સો નિશાણી પુરી થાસે જાણ ॥
ત્યારે સ્વામી દૈત્ય કાલિંગા ઊપર સ્વારીકરશે નિરવાણ ॥ ૧૭૪ ॥
એવા સત વચન ગુરૂ ઈમામશાહ બોલા સહી પરમાણ ॥
ભાઈ મુનિવરો એ કહ્યા છેલા એંધાણ ॥ ૧૭૫ ॥
જ્યારે શ્રી હરી દૈત્યને મારવા કરસે વિચાર ॥
ત્યારે તેડાવી હનુમાન જાસે ચીન મહાચીન નગર મોઝાર ॥ ૧૭૬ ॥
જ્યારે હનુમાન જાસે ચીન મહાચીન નગર મોઝાર ॥
જઈ ઊભા રહેસે પાછમ દિશાના દ્વાર ॥ ૧૭૭ ॥
ત્યાં હાંક મારીને કરસે પુકાર ॥
હવે તુ કાંઈ સુતો કાલિંગો ગવાર ॥ ૧૭૮ ॥
મારા પ્રભુજી આવસે કાટવા તારો શીશ ॥
ત્યારે દૈત્ય સાંભલી કરે મન માહે રીસ ॥ ૧૭૯ ॥

હનુમંતે ક્રોધે કિધો બુભુઃકાર ॥
ત્યાહાના કોટના કંગુરા ઢળીપડ્યા ચાર ॥ ૧૮૦ ॥
એવી દ્વાહી દઈને હનુમંત પાછા ફર્યા ॥
અને શહર વરજાગડ માહે આવી સંચર્યા ॥ ૧૮૧ ॥
પાછે દૈત્યના નગરમા થયો હલ હલંકાર ॥
ત્યાં સર્વે દૈત્ય મલી યુધ્ધના કરવાલાગ્યા વિચાર ॥ ૧૮૨ ॥
દૈત્ય કાલિંગાની સ્વારીના પરછા જાણ ॥
હવે તમે સુણો મુનિવરો સહી પરમાણ ॥ ૧૮૩ ॥
ત્યાં સઘળા દૈત્ય મળીને એકઠા થાયે ॥
હવે તમારો દુશ્મન આપણાથી જીતી કેમ જાયે ॥ ૧૮૪ ॥
તે દૈત્યને અનંત ક્રોધે મન છુટી કાપણી ॥
અમે હું મહા બળવંત છાસટ કરોડ યોધ્ધાનો ધણી ॥ ૧૮૫ ॥
તે દૈત્ય કાલિંગાનું ફુલ્યુ અંગને ચઢે સેલા બકતરને ટોપ ॥
તેણે બે સહસ્ત્ર યોધ્ધા બાહે વળંગે મહા ભોપ ॥ ૧૮૬ ॥
એક માસ દિન સોળ લગી પેહેરે સેલા બકતર ઊત્તમસાર ॥
ત્યારે છાસટ કરોડ દૈત્ય એવા બાંધે હથીયાર ॥ ૧૮૭ ॥
જે સર્વે યોધ્ધા સેલા બકતર પેહેરે સઊ સાથ ॥
ત્યારે દૈત્યરાજ કાલિંગાયે સભા મેલી સઊસાથ ॥ ૧૮૮ ॥
ત્યા સભામાહે દૈત્ય કાલિંગો બોલ્યો બોહોડ ॥
અને તે દૈત્યસુ ભેટ કરીને બીડા દે છે હાથ ॥ ૧૮૯ ॥
તમે સુણો ભાઈ યોધ્ધા કાલિંગો કહે નિઃશંક ॥
તાહા રણક્ષેત્રમાહા ઝુંજતા ન આણસો દુઃખ ॥ ૧૯૦ ॥
ત્યારે સભામા જે ઊમરાવ બેઠા છે પાંચ ॥
તે દૈત્ય કાલિંગાસુ બોલે વાચ ॥ ૧૯૧ ॥

પેલો દૈત્ય મલકેશર કહે હું પાંચ પાંડવસું લડું ॥
બાકી અવર યોધ્દા ચિત્તમાં નવ ધરૂં ॥૧૯૨॥
બીજો દૈત્ય ગજકેશર મુખથી બોલ્યો કાલ ॥
હું તો ઔટ કરોડી ભુતનો કાલ ॥૧૯૩॥
ત્રીજો દૈત્ય રણકેશર બોલ્યો વિખ્યાત ॥
હું તો બાણું લાખ મારૂં પેસાવલ જાત ॥૧૯૪॥
ચોથો દૈત્ય રક્તકેશર બોલ્યો મહા ભડ વીર ॥
હું તો નવ કુળ નાગ મારૂં સધીર ॥૧૯૫॥
પાચમો દૈત્ય નાગકેશર કહે સાંભળો ચીનના ધણી ॥
હું તો ચોસટ લાખ મારૂ જોગિણી ॥૧૯૬॥
ત્યારે ટિલાવંત દૈત્ય તેડે કાલિંગો બોલ્યો બોલ ॥
તે તો અભંગ સરીખા મારૂં કુટમ કરોડ ॥૧૯૭॥
ત્યારે કમલાકુંવર બોલ્યા દૈત્યની સભામાહે જઈ ॥
આપણે રાજ ક્ષત્રીવટ પાલવા સહી ॥૧૯૮॥
તાહા કાઈ યોધ્દા હસે તે છુટા નહી રહે ॥
અને ઘણના ઘાયો તે ઔરણ સહે ॥૧૯૯॥
એવા ઘણના ઘાયે સો સહે ભુપાલ ॥
તમારૂં લખ્યું તે થાસે કરમ કપાલ ॥૨૦૦॥
એ સર્વે વાતો તમે ભોગવસો એમ કમલાકુંવર કહે ॥
જાવાત્યાં ક્ષત્રીય હસે તે છુપ્યા નહી રહે ॥૨૦૧॥
ત્યારે દૈત્ય કાલિંગો ચંચલ તુરંગ પલાણસે વાહન ॥
તેહેને સાડાબાર મણની હાથે કમાન ॥૨૦૨॥
તેહેને સાડાબાવીસ શેરનો તરકસ મહાતીર ॥
ભાઈ જેથી ફાટે વજરની ભીંત ॥૨૦૩॥

તે પાસે છુરી કટ્યારી મુગદલ તલવાર ॥
એવા દૈત્ય છ માસ લગી બાંધે હથિયાર ॥ ૨૦૪॥
તે ઘોડાને પાખર ઘાલી બાંધે ફરતી ઘુંઘરમાલ ॥
અને દૈત્ય કાલિંગો ચંચલ તુરંગ પર થાયેસ્વાર ॥ ૨૦૫॥
તે દૈત્ય કાલિંગો ઘેરથકી ચાલ્યો જ્યારે થઈ સ્વાર ॥
ત્યારે આગળ રોઈ ઊઠી રાંડી વિધવા નાર ॥ ૨૦૬ ॥
વળી દૈત્યને સુકે કાષ્ટે કાગ કલ કલે ॥
તેણે નકટી નાર એક સામી મલે ॥ ૨૦૭॥
જો આવા અપમાન અપશકુન દૈત્યને થાયે ॥
તો પણ ક્રોધ કરી મનશું બોલ્યો કાલિંગોરાયે ॥ ૨૦૮॥
ત્યારે બોલ્યા સુરજારાણીને કમલાકુંવર સતભાયે ॥
એ અભંગ સાથે યુધ્ધ કર્યો નહી જાયે ॥ ૨૦૯॥
જે દેવ ત્રણ ભુવનના ધણી કેહેવાયે ॥
તે અભંગસુ યુધ્ધ કેમ કરસો હો રાયે ॥ ૨૧૦॥
એવા વચન સુણીને બહુ કોપિયા કાલિંગો રાયે ॥
તેતો અહંકાર કરીને બોલ્યો રાણીશું ત્યાંયે ॥ ૨૧૧ ॥
હારે રાણી અમારા દલનો કઈ પાર ન પાયે ॥
હવે મુજ આગળ અભંગ જીતી કેમ જાયે ॥ ૨૧૨ ॥
હારે રાણી મારીસાથે યોધ્ધા અતિ બળીયા જાણ ॥
તેત્યાં અભંગનું સૈન્ય મારસે નિરવાણ ॥ ૨૧૩ ॥
એવો ગર્વ કરી દૈત્ય નગરથી બાહાર નિસરો ॥
તે ઊત્તર દિસાને દરવાજે જઈ સાંચરો ॥ ૨૧૪ ॥
જે ઊત્તર દિસામાહા એકવીસ દરવાજા ઊત્તમ સાર ॥
એક એક બારણું ગાઊ ગાઊ પોહળો છે વિસ્તાર ॥ ૨૧૫॥

જે દૈત્યના દલનો પાર ન લેવાયે ॥
તે સૈન્ય એકવીસ દરવાજે સભટભરાભર ચાલુ જાયે ॥ ૨૧૬
ત્યાં ચોસટ પ્રહરલગી એકવીસ દરવાજે દલ નિસરે ॥
તે સર્વે જઈને પાછમ દિશામા પિયાણ કરે ॥ ૨૧૭ ॥
તે દૈત્ય બાલક કમલાકુંવરને રાજ બેસારી નિસરો ॥
હવે રાણી કુંવર તમે આ ચીન નગરીના રાજ કરો ॥ ૨૧૮ ॥
દૈત્ય કાલિંગાયે કમલાકુંવરને રાજપાટ સોપીયા જહા ॥
અને કહ્યો જે તમે બેસીને કરો સઘલા કાજ ઈહા ॥ ૨૧૯ ॥
તેણે અરથ ગરથ ધન માલ સર્વે સોપીયા જહા ॥
અને સોપીયા ચીન મહાચીન નગરીના રાજ તહા ॥ ૨૨૦ ॥
જે કમલાકુંવરને રાજ પાટ નગર સર્વે સોપીયા ॥
ત્યારે મુખીગત આ સતપંથ લઈ એક ધ્યાન જો થયા ॥ ૨૨૧ ॥
ત્યાં કમલાકુંવર ગત સર્વે દેવ લોક નરની જાણ ॥
તે હાથે સુમરણી લઈ જીકર કરે સતગુરૂજી અમને દો દર્શન ॥ ૨૨૨ ॥
જ્યારે દેવને એવી વિનંતી મુખી ગત કરે છે સેવ ॥
ત્યારે મનવેગે સતગુરૂ ઈમામશાહ પ્રગટ થયા દેવ ॥ ૨૨૩ ॥
જ્યારે ગુરૂ પાછમ દિશાને દરવાજે ઊભા છે આયે ॥
ત્યા સુરજા રાણી કમલાકુંવર મુખી ગત સર્વે લાગ્યા પાયે ॥ ૨૨૪ ॥
ત્યાં દેવને કરી પ્રણામ ને સર્વે ઊભા કરજોડ ॥
ત્યારે મુખી કમલાકુંવર બોલ્યા બોલ ॥ ૨૨૫ ॥
તમે સુણો સતગુરૂજી વિનંતી અમો રંકજ તણી ॥
હવે અમને કઠન વેલા ન દેખાડસો ધણી ॥ ૨૨૬ ॥
સ્વામી અપરાધી ગત સર્વે તમારી કેવાયે ॥
અમે અપરાધી જીવ લાગુ તમારે પાયે ॥ ૨૨૭ ॥

સ્વામી અમે ઊણી આચારી તમે ક્ષમા કરનાર ॥
હવે અમારા અપરાધને નહી અંતને પાર ॥ ૨૨૮॥
ત્યાં સતગુરૂએ સર્વે રખેશરને વાત કહી ॥
હવે મુખી કમલાકુંવરને શીર ભરણાભરાવે સહી ॥ ૨૨૯॥
તે માટે સર્વે દેવલોક ચીન નગરી છોડી બાહેર નિસરો॥
તે જંબુદ્વિપે ઈમામપુરી નગરીમાહેજઈ સાંચરો॥ ૨૩૦॥
તાહા તમે શ્રીનારાયણ સેનમાહા મલજો સહી ॥
હવે ચીન મહાચીનને ડુબાવસે સ્વામી ॥ ૨૩૧॥
જ્યારે એવા કહિને સતગુરૂ ઈમામશાહ ચાલાવિદાથાયે॥
તાહા સર્વે દેવ લોક જઈ લાગા સતગુરૂને પાયે ॥ ૨૩૨॥
ત્યારે સુરજા રાણી વિનંતીકરે સતગુરૂસુ ઘણી ॥
હવે અમને અંતઃકાલે ન વિસારસો ધણી ॥ ૨૩૩॥
તે દેવ જંબુદ્વિપે ઈમામપુરી નગરીમા આવીસંચર્યા ॥ ૨૩૪॥
જે દેવલોક સર્વે ચીન નગરી છોડી ચાલી નિસરા ॥
જે સુરજા રાણી મુખીગત મલીને સ્વામીના દલમાહા જાયે॥
તે જઈ લાગે સતગુરૂ ઈમામશાહને પાયે ॥ ૨૩૫॥
તે સર્વે ગતમુખી પાયે લાગી સ્તુતિ કરે ઘણી ॥
હવે અમને ચરણે રાખો તમારે ધણી ॥ ૨૩૬॥
શ્રી નિકલંકી નારાયણ પ્રગટ થયાના પરછાજાણ ॥
ભાઈ સુણો મુનિવર તેહના વખાણ ॥ ૨૩૭॥
જ્યારે પ્રભુજી દૈત્ય કાલિંગાને મારવાનો કરે વિચાર॥
ત્યારે સ્વામી છે દીન માહેથી પ્રગટ થયોતે વાર॥ ૨૩૮॥
જે સ્વામીના શ્વેત ઘોડો શૃંગાર વખાણ ॥
તે ઘોડાના સુવર્ણ રત્ને જડીયા પલાણ ॥ ૨૩૯॥

તે ઘોડાની લગામે પટા સોનેરી કડા ॥
તે બહુરત્ન પદારથ હિરે જડા ॥ ૨૪૦ ॥
તે ઘોડાની કોટે બાંધી હીરા રત્નની માલ ॥
તે ઘોડાને મોતી પેહેરાવા છે બાલોબાલ ॥ ૨૪૧ ॥
તે ઘોડાને તંગ સોવણ સુતરના બાંધે કુંદના તાર ॥
તારે આ સતગુરૂ કહે ઓર અનંત શૃંગાર ॥ ૨૪૨ ॥
તે સ્વામીનો શ્વેત ઘોડો શણગાર્યો મહાભરપૂર ॥
જાણે સહસ્ત્ર કલા લઈને ઊગા સુર ॥ ૨૪૩ ॥
ત્યારે હસી સ્વામીજી બોલ્યા બોલ ॥
અને તે માણક જડઅની કરે સંજોય ॥ ૨૪૪ ॥
સ્વામીની પગની મોજડી સુવર્ણ ઝલકત ॥
તે સ્વામી પેહેરે વસ્ત્ર બહુરંગી ભાત ॥ ૨૪૫ ॥
ત્યાં એવો કેડે પટકોલ બાંધે યદુરાયે ॥
આ સતગુરૂ કહે તે અમુલખ કહ્યોનવજાયે ॥ ૨૪૬ ॥
સ્વામીને માથે મુગટ કાને કુંડલ ઝલકાયે ॥
ત્યારે સ્વામીની નજર સામુ દેખું નવ જાયે ॥ ૨૪૭ ॥
જે છુરી કટ્યાર સ્વામી કેડે કસબાંધે તેણી વાર ॥
સ્વામીને ખડગ ત્રિધારૂ ધાર્યું હાથમાહા સાર ॥ ૨૪૮ ॥
જ્યારે શ્વેત ઘોડે સ્વામી થાયે સ્વાર ॥
ત્યારે ત્રિભુવનમાહે પડસે પોકાર ॥ ૨૪૯ ॥
જે સતગુરૂજી હર્ષસુ બોલ્યા વિખ્યાત ॥
તેહે સ્વામીના હાથમા ચાબકો બહુરંગી ભાત ॥ ૨૫૦ ॥
જે વરજા શહર માહા સ્વામીના સૈન્ય જો મલે ॥
તાહાથી મજલે મજલે પિયાણ જો કરે ॥ ૨૫૧ ॥

હનુમાન વીર તાહા દેસે હાક ॥
અને મલસે યોદ્દા તાહા લાખોલાખ ॥ ૨૫૨ ॥
સ્વામીના સૈન્ય મેલાવના પરછારે જાણ ॥
તમે સુણો મુનિવરો તેહે નિરવાણ ॥ ૨૫૩ ॥
ત્યાં પેલી ઓસટલાખ જોગણીયો આવે જેવાર ॥
તે હાથ ડમરૂ બજાડેને બોલે જયજયકાર ॥ ૨૫૪ ॥
જે સૈન્ય સાથે ઔટ કરોડી જન ભુતાત ॥
તેમા બાણુ લાખ ચઢે પેસાવલ જાત ॥ ૨૫૫ ॥
તેમા દેવી જોગણીને ભુત પેસાવલ જાત ॥
તે સ્વામીના સૈન્ય આગળ માર્ગ સમારે ઊતપાત ॥ ૨૫૬ ॥
જે સતગુરૂ બ્રહ્માજીથી આદે અનંત કરોડી દેવ ઊધ્દરા જેહ ॥
તો અંતે સ્વામીની સેનમાહી આવી સંચરા તેહ ॥ ૨૫૭ ॥
જે દેવ જખા નવ્વાણુ કરોડી કેવાયે ॥
તે પણ આવી લાગે સ્વામીજીને પાયે ॥ ૨૫૮ ॥
જે દેવ છપન કરોડી મેઘા સત સંઘાત ॥
તે પણ આવી લાગે સ્વામીજીને સાથ ॥ ૨૫૯ ॥
જે કોઈ બત્રીસ કરોડી કિન્નર દેવ ॥
અને તે પણ આવા સ્વામીજીની સેવ ॥ ૨૬૦ ॥
તે દેવ તેત્રીસ કરોડી મુનિવર ભયા ॥
અને તે પણ સ્વામીને પાસે આવીયા ॥ ૨૬૧ ॥
જે દેવ પાંચ કરોડીશું પ્રલ્હાદ સરજ્યા તે ॥
તે પણ આવી મલ્યા પ્રભુની સંઘાતે ॥ ૨૬૨ ॥
જે દેવ સાત કરોડીશું હરિશ્ચન્દ્ર રાયે ॥
તે પણ આવી લાગા સ્વામીને પાયે ॥ ૨૬૩ ॥

૧૧૯૦

જે દેવ નવ કરોડીશું ભક્ત યુધિષ્ઠિર જાણ ॥
તે પણ સર્વે રણ ચઢ્યા છે નિરવાણ ॥ ૨૬૪॥
એવા પ્રભુજીના સૈન્ય આપ છે ઊત્તમ સાર ॥
પણ તેહમા પાંડવ દલનો નહી અંતને પાર ॥ ૨૬૫॥
કાશ્મીર નગરી ઊત્તમ કહેવાયે ॥
અને ત્યાં ઊપન્યા યુધિષ્ઠિર રાયે ॥ ૨૬૬॥
જે દેવ અઢાર લાખ અડગધારી જાણ ॥
અને તે પણ રણ ચઢે નિરવાણ ॥ ૨૬૭॥
તે નગર ઊજ્જૈની મહા ઊત્તમ સહી ॥
અને સહદેવ જોશી ઊપન્યા તહી ॥ ૨૬૮॥
જે દેવ ચૌદ લાખ ચક્ર ધારી જાણ ॥
અને તે પણ રણ ચઢે નિરવાણ ॥ ૨૬૯॥
જે નગર અમરકોટને જાલંદર દેશ ॥
ત્યાં ઊપન્યો ભીમસેન તે અવલે કેશ ॥ ૨૭૦॥
જે દેવ ચાળીસ લાખ ગદાધારી જાણ ॥
તે પણ રણ ચઢે નિરવાણ ॥ ૨૭૧॥
જે નગર ઊંચ મુલસ્થાન સહી જાણ ॥
ત્યા અર્જુન ઊપન્યા પરમાણ ॥ ૨૭૨॥
જે દેવ છત્રીસ લાખ ધનુર્ધારી જાણ ॥
અને તે પણ રણ ચઢે નિરવાણ ॥ ૨૭૩॥
જે નગર પંચાવલ પુરબ બંગાલમાહા કહેવાયે॥
ત્યાં ઊપન્યા છે નકુલ રાયે ॥ ૨૭૪॥
જે દેવ પચાસ લાખ નેજાધારી જાણ ॥
અને તે પણ રણ ચઢે નિરવાણ ॥ ૨૭૫॥

જેવા પાચે બંધવ મલા એકજ ઠાયે ॥
તેહના સૈન્યની ગણત્રી કહી નવ જાયે ॥૨૭૬॥
તેહેમા ઘોડા હરણ ઊંટ બહુ અપાર ॥
ત્યાં આવ્યા દેશ દેશના યોધ્ધા સાર ॥૨૭૭॥
જરદ ભમર મંજીઠા મહુઅર જાત ॥
કચ્છી કુમેદ કલણી સાહેર સાથ ॥૨૭૮॥
કાલા કાદુવા કાબરાને કોકલી સાર ॥
કટર જટર અબલખી અપાર ॥૨૭૯॥
ત્યારે કેહેરડા કાહાડા કલોલ રાખીજાત એ ॥
બાકી અવર તુરંગ કહા નવ જાયે ॥૨૮૦॥
તે દલમાહા ધ્વજા નિશાણ તણો નહી પાર ॥
ત્યાં ચઢે યોધ્ધા મહા ઝુંજાર ॥૨૮૧॥
તે પાંડવના દલ ચાલતા લોપે ચન્દ્રમાસુર॥
જે સમુંદર નદીયું આવે છે પુર ॥૨૮૨॥
નવસો નવ્વાણુ નદીયુ આવે જેમ ॥
અને પાંડવના સૈન્ય ચાલે છે એમ ॥૨૮૩॥
શ્રી નિકલંકી નારાયણ તણું સૈન્ય જો મલે ॥
અને દેવ રખેશર તે રણ સંગ્રામે ચઢે ॥૨૮૪॥
ત્યાં વાજે દદામાને ઝલકે નિશાણ ॥
જેમ ગંગાની છોલે પરભા જાણ ॥૨૮૫॥
અનંત વરણી છત્ર ઊપરે સુરજમુખીયુ ધરે ॥
તે મજલે મજલે પીયાણ જો કરે ॥૨૮૬॥
તે દલ આવી પોતા છે જ્યાં શ્રી નારાયણ હરી ॥
ત્યાં સ્વામીને પાયે લાગી વિનંતી કરી ॥૨૮૭॥

ત્યારે સ્વામીજી હસીને હર્ષસુ બોલ્યા જાણ ॥
પાંડવના દલ કરીશું આગેવાન ॥ ૨૮૮॥
જે દેવ વાસંગ રાજા વસે પાતાળ ॥
તે પણ સ્વામીને આવી મળે તતકાળ ॥ ૨૮૯॥
જે નવ કુળ નાગ ટિલાવંત મણીધારી વીર ॥
તે એવા નાગના સૈન્ય રણ ચઢે સધીર॥ ૨૯૦॥
જે દેવ ગોરક્ષ યતિ મહા મુનિવર જાણ ॥
તે સાથે પાચ લાખ જોગેશ્વર રણ ચઢે નિરવાણ॥ ૨૯૧॥
ત્યાં આવ્યા ગોરખ સ્વામીજીની સંઘ ॥
તે પાચ લાખ સીંગી પુરાવે નાદ ॥ ૨૯૨॥
જે દેવ સવા કરોડી શંખ વાજે ઝનકાર ॥
ત્યા દેવ દૈત્યનો સૈન્ય આવે અપાર ॥ ૨૯૩॥
જે દેવ અઢાર ભાર વનસ્પતી બહુરંગી ભાત॥
તે પણ આવી મલસે સ્વામીની સાથ॥ ૨૯૪॥
તે સાતે સમુંદર મુનિવર કહેવાયે ॥
તે પણ સ્વામીના સૈન્ય આગળ મળસે આયે॥ ૨૯૫॥
જે મવસો નવ્વાણુ નદીયો પવિત્ર જાણ ॥
તેહે પણ આવી મલે સ્વામીજીને પરમાણ॥ ૨૯૬॥
જે દેવ વરૂણ પવન બેહુ બલીયા કહેવાયે ॥
તેહેના બલ કાઈ કહ્યા નવ જાયે ॥ ૨૯૭॥
જે દેવ આદે ચાલા એ સતગુરૂને વચન ॥
તે તો સ્વામીના દલમા અંતે આવા જાણ ॥ ૨૯૮॥
જે દેવ આજ કલિયુગમા લાગ્યા સતગુરૂને પાયે॥
તે મુનિવર સ્વામીને મલસે આયે ॥ ૨૯૯॥

જે કોઈ આદ અંત લગી રખેશર દેવ ॥
તે સઘળા આવસે સ્વામીજીની સેવ ॥ ૩૦૦ ॥
જે આજ સાચા સતપંથી મુનિવર કહેવાયે ॥
તે સ્વામીના દલમા આવે રખેશરરાયે ॥ ૩૦૧ ॥
જે દેવ આવે હનુમાન બહુ બલીયા કહેવાયે ॥
તે પરબત મસ્તકે લઈ ચઢાયે ॥ ૩૦૨ ॥
તેમા વાનર યોધ્ધા આવે મહાબળીયા સાથ ॥
ત્યા આવી મલ્યા સર્વે સ્વામી યદુનાથ ॥ ૩૦૩ ॥
જ્યારે દેવ રખેશર સ્વામીને પાયેલાગીને ઊભો રહે ॥
ત્યારે સઊને રથ બેસાડો એમ સ્વામીજી કહે ॥ ૩૦૪ ॥
એકેક મુનિવર સાથે એંસી લાખ ઊંટસામલ સાર ॥
તે ત્યાં દાણો પાણી ઊપાડે ચાર ॥ ૩૦૫ ॥
એકેક રખેશરના એવા દલચાલે ઊતપાત ॥
તેહેમા ચાર લાખ ઊંટ તંબુ નિશાણ સાથ ॥ ૩૦૬ ॥
ત્યાં બે લાખ ઊંટા તીર કમાનને હોયે ॥
તે સેલા બકતર નોબત નગારા જોયે ॥ ૩૦૭ ॥
એક એક મુનિવર સાથે એવા દલ ચાલે જાણ ॥
જે આગળ સાત લાખ જાચકને ઝલકે નિશાણ ॥ ૩૦૮ ॥
તે સર્વે સ્વામી આગળ ઝળકે નિશાણ વાજે સુર ॥
બીજા અઢાર ક્ષેણુ વાજે રણ તુર ॥ ૩૦૯ ॥
ત્યા વાજે દદામાને નફેરી ભેર ભેર ॥
ત્યારે બહુનાદ નિશાણે ધરતી થરહરે ॥ ૩૧૦ ॥
ત્યાં અનંત દડદડી બહુ રણસીંગીને સુરણાઈયો અપાર ॥
ત્યારે વાજે ભેર ભુગલ માંદલ ધમ ધમકાર ॥ ૩૧૧ ॥

ત્યાં વાજે તાલ મૃદંગ ધમધમ કાર ॥
જે વીણા વાંસલી ચંગ સારંગી સાર ॥ ૩૧૨ ॥
એવા અનંત વાજીંત્ર વાજે મુરલી અનુપમ વાણ ॥
બાકી અવર વાજીંત્રનો કોઈ પાર ન જાણ ॥ ૩૧૩ ॥
ત્યાં મેલ્યુ સૈન્ય સ્વામીનુ કહ્યુ કહ્યુ નવ જાયે ॥
તે દલ પાયેદલ ધરતી ન માયે ॥ ૩૧૪ ॥
જે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર હાજર લાગા પાયે ॥
તે તે પાસે રથ બેસી બરાબર ચાલા જાયે ॥ ૩૧૫ ॥
મુનિવર લોકને સૈન્ય મેલાવે સ્વામી નાથ ॥
ત્યારે નવગ્રહ પણ ચાલ્યા સ્વામીને સાથ ॥ ૩૧૬ ॥
જે કોઈ ઊત્તર દક્ષિણ પૂરબ પશ્ચિમ હુતા દેવ ॥
તે સ્વામીની સૈન્ય મલી ઊલટુ તે ત્યારે દોડી આવ્યા તતખેવ ॥ ૩૧૭ ॥
જે મળ્યુ સૈન્ય અનંત અનુપમ સાર ॥
તેમા દવજા નિશાણનો આવે નહી પાર ॥ ૩૧૮ ॥
ત્યાં સ્વામીને સૈન્ય દેખીને બહુ આનંદ જો થાયે ॥
ત્યાં એકેક મુનિવરનુ સૈન્ય વખાણ્યા નવ જાયે ॥ ૩૧૯ ॥
તે સર્વે મુનિવરના ઘોડાની પાખરો ઝલકે ઘણી ॥
ત્યા સેલા બકતર પેહેરી બેઠા ગતમા ગુરૂનર ધણી ॥ ૩૨૦ ॥
જે સ્વામીને મસ્તક પટકો પેહેરો બહુરંગી ભાત ॥
તે સ્વામીને દસ મણની કમાન લીધી હાથ ॥ ૩૨૧ ॥
તેણે અઢાર શેરનો તરકસ મહા તીર ॥
જેથી દૈત્યના છેદે શીર ॥ ૩૨૨ ॥
તે સ્વામીની કેડે કટ્યારી છુરી મુગદલ તલવાર ॥
ત્યા સર્વે દેવલોક બાંધે હથીયાર ॥ ૩૨૩ ॥

ત્યાં ગાજે ગરજે ને દેસે યમ પાસ ॥
અને મારી દૈત્યને કરસે નિરાસ ॥૩૨૪॥
જે દેવ બાંધી હથીયારને એકઠા થાયે ॥
તે સર્વે જઈ લાગે ગુરૂનરને પાયે ॥૩૨૫॥
જે ચાર જુગમા રખેશરના જુજવો રંગના પરછા જાણ ॥
ભાઈ તમે સુણો મુનિવરો તેહેના સહી વખાણ ॥૩૨૬॥
રગતા પેચા કરસના સેતા જાણ ॥
સરદ જરદ શામ શ્વેત પરમાણ ॥૩૨૭॥
જે ચાર જુગના સૈન્ય ચોરંગા એકઠા થાયે ॥
તે બહુ રૂપવંતા રખેશર કહા ના જાયે ॥૩૨૮॥
જે કર્તા જુગમા મુનિવર થયા પરમાણ ॥
તેના સૈન્ય લાલ રંગે સહી પરમાણ ॥૩૨૯॥
જે દેવના સરદ ઘોડાને સરદ પલાણ ॥
તેહેને સરદ વસ્ત્ર પેહેરાવ્યા જાણ ॥૩૩૦॥
તેહેને સરદ વાઘાને લાલ સિરબંધ જાણ ॥
તેહેનો કેડેનો પટકો સરદ વખાણ ॥૩૩૧॥
ત્યારે સરદ ઢવજાને સરદ ઝલકે નિશાણ ॥
તેહેના પગની મોજડી સરદ જાણ ॥૩૩૨॥
જે ક્રતા યુગમા દેવ ભક્તરાજા પ્રલ્હાદ જાણ ॥
તેહેના સર્વે સૈન્ય સરદ થાયે પરમાણ ॥૩૩૩॥
જે ક્રતા યુગમા ઋગ્વેદ સરદ રંગે જાણ ॥
તેથી સૈન્ય સરદ થયા પરમાણ ॥૩૩૪॥
જે ત્રેતા યુગમાહે મુનિવર ભયા ॥
તેહેના સૈન્ય સર્વે જરદ રંગે થયા ॥૩૩૫॥

તે દેવોના જરદ ઘોડાને જરદ પલાણ ॥
તેહેના જરદ ધ્વજાને ઝલકે નિશાણ ॥ ૩૩૬ ॥
તે દેવને જરદ વાઘાને જરદ પેરીક ભાયે ॥
તેહેની જરદ મોજડી પેહેરણ પાયે ॥ ૩૩૭ ॥
તેહેને જરદ વસ્ત્રને જરદ શિરબંદ જાણ ॥
તેહેને કેડેનો પટકો જરદ વખાણ ॥ ૩૩૮ ॥
જે ત્રેતા યુગમા દેવ ભક્ત રાજા હરિશ્ચન્દ્ર જાણ ॥
તેહેના જરદ સૈન્ય કિધા પરમાણ ॥ ૩૩૯ ॥
જે ત્રેતા યુગમાહા યજુરવેદ જરદ રંગે જાણ ॥
તેથી સર્વે સૈન્ય જરદ થયા પરમાણ ॥ ૩૪૦ ॥
જે દ્વાપાર જુગમાહા મુનિવર સુજાણ ॥
તેના સર્વે શામ સૈન્ય થયા પરમાણ ॥ ૩૪૧ ॥
તે દેવના શામ ઘોડાને શામ પલાણ ॥
તેહની શામ ધ્વજાને ઝલકે નિશાણ ॥ ૩૪૨ ॥
તે દેવના શામ વાઘાને વસ્ત્ર પરણક ભાયે ॥
તેહેના પગની મોજડી શામ કહેવાયે ॥ ૩૪૩ ॥
તેહેના શામ શીરબંધ સર્વે એકરંગે જાણ ॥
તેહેને કેડેનો પટકો શામ વખાણ ॥ ૩૪૪ ॥
જે દ્વાપાર યુગમા સાચા દેવરખેશર રાજા યુધિષ્ઠિર જાણ ॥
તેહેના શામ સૈન્ય થયા પરમાણ ॥ ૩૪૫ ॥
જે દ્વાપાર યુગમાહા શામવેદ શામરંગે જાણ ॥
તેથી સર્વે સૈન્ય શામ થયા પરમાણ ॥ ૩૪૬ ॥
આજે કલીયુગમાહા જે મુનિવર સાચાઈમાની જાણ ॥
તે કરોડી બારના શ્વેત સૈન્ય વખાણ ॥ ૩૪૭ ॥

જે શ્વેત ઘોડાને સ્વામી થાસે સ્વાર ॥
તે સ્વામીને શ્વેત વાઘા પેરણ સાર ॥ ૩૪૮॥
તે દેવના શ્વેત ઘોડાને શ્વેત પલાણ ॥
તેહેના શ્વેત વાઘાને વસ્ત્ર પ્રમાણ ॥ ૩૪૯॥
તે દેવને શ્વેત તીરને શ્વેત કમાન ॥
તેહેની શ્વેત દવજાને ઝલકે નિશાણ ॥ ૩૫૦॥
તે દેવને મસ્તક શિરબંધ શ્વેત જાણ ॥
તેના પગની મોજડી શ્વેત વખાણ ॥ ૩૫૧॥
તે દેવનો કેડેનો પટકો શ્વેત રંગે તાર ॥
બાઈ તેના રૂપ તણો નહી આવે પાર ॥ ૩૫૨॥
એવા શ્વેત સર્વે સૈન્ય સ્વામીજીના ચઢે ॥
તેહેને સ્વામી મેઘાડંબરના શીર છત્ર ધરે ॥ ૩૫૩॥
આજ કલિયુગમા દેવ ભક્ત રાજા કમલા કુંવર જાણ ॥
તેના શ્વેત સૈન્ય કિધા વખાણ ॥ ૩૫૪॥
આ કલિયુગમાહા જે અથર્વવેદ શ્વેત રંગે જાણ ॥
તેથી શ્વેત સર્વે સૈન્ય થયા પરમાણ ॥ ૩૫૫॥
એવા ચાર જુગના સૈન્ય ચોરંગે ઊત્તમસાર ॥
આ સતગુરૂ કહે બાકી વર્ણનો ન આવે પાર ॥ ૩૫૬॥
જ્યારે એવા સૈન્ય ચોરંગા સ્વામીજીયે દેખા નેણ ॥
ત્યારે હસી હર્ષસુ બોલ્યા વેણ ॥ ૩૫૭॥
ત્યારે પ્રભુજી મુનિવરને એમ કહે નિરવાણ ॥
હવે તમે જંબુદ્વિપ માહે જઈને કરો મેલાણ ॥ ૩૫૮॥
પ્રભુજીની સ્વારીના પરછા રે જાણ ॥
તેહેના મુનિવરો સુણો વખાણ ॥ ૩૫૯॥

જ્યારે સંવત્સર ચિલોત્ર ચૈત્ર માસને ગુરૂવાર ॥
તે દિન સ્વામીજીના સેના ચઢસે તારે પ્રભુજી થાસે સ્વાર ॥ ૩૬૦ ॥
જ્યારે ઘેરથી પગલા ચાર સ્વામીજી ચાલી નિસરે ॥
ત્યારે નાર એક સામી આવી સંચરે ॥ ૩૬૧ ॥
તે પેહેરી આભુષણ સોળ શૃંગાર ॥
તેણે માથે સુવર્ણ કુંભ લઈને ચાલી આવે સુહાગણનાર ॥ ૩૬૨
તે કુંભ ઊપર સુવર્ણની થાલ અનુપમ સાર ॥
તેમા છે ભક્ષ ભોજન અમૃત અઢાર ॥ ૩૬૩ ॥
જ્યારે એવા સાર શકુન સ્વામીજીને થાયે ॥
ત્યારે ગુરૂ બ્રહ્માજી બોલ્યા સત ભાયે ॥ ૩૬૪ ॥
સ્વામીજી આજ ભલા શકુન છે મહાબલીયા કેહેવાયે ॥
તે સર્વે દૈત્યના દલ સર્વે ખરીવો મોહો જાયે ॥ ૩૬૫ ॥
ત્યા થકી દલ ચાલી જંબુદ્વિપમા જાયે ॥
ત્યારે સૈન્યગઢ પર્વત પેલી ફુકે ઊડાયે ॥ ૩૬૬ ॥
જ્યારે ખોરાસાની દલ એવા ઊલટે સધીર ॥
ત્યારે નદી સમુદ્રમાં ન પાવે નીર ॥ ૩૬૭ ॥
જે સ્વામીનું સૈન્ય ચાલે તેમા બહુ ઘોડાને ઊંટ ॥
તે સાતે સમુદ્રના પાણી પેહેલી ફોજને થાયે એકેકા ઘુંટ ॥ ૩૬૮ ॥
પેહેલી ફોજને એકેકો ઘુંટ ભરાયે ॥
ત્યારે પાછલી ફોજને રેહેમત થાયે ॥ ૩૬૯ ॥
જે દલના હેર શિખર વચે સાથી વાટ ॥
ત્યારે લંકાગઢ આવે સ્વામીજીની સાથ ॥ ૩૭૦ ॥
જે સ્વામીનુ સૈન્ય મેરૂ શિખર વચે નહી માયે ॥
તે સૈન્ય ચાલતા ધરતીયે સવા ગજ લીદ ચઢાયે ॥ ૩૭૧ ॥

એવા દલ ચાલતા ઊડે બહુ ગરદ ચઢે ॥
ત્યારે સુરજ ચંદ્રમા દિઠા નહી પડે ॥ ૩૭૨ ॥
ત્યા લોપે સુરજને જેમ ભાદરવાની રાત ॥
અને ધરતી પગતલે ના સુઝે જાત ॥ ૩૭૩ ॥
ત્યારે સ્વામી ખડ્ગ હાતમા ત્રિધારૂ લેસે ભરપૂર ॥
જેમ સહસ્ત્ર કલા લઈને ઊગમીયા સુર ॥ ૩૭૪ ॥
ત્યાં ખડ્ગને અજવાલે અજવાલે દલ ચાલે અપાર ॥
તે સ્વામીના સૈન્ય દલ આવી પોચે જંબુદ્વિપમોઝાર ॥ ૩૭૫ ॥
જે સ્વામીના દલમા તુરંગ હેંસાર કરે ॥
ત્યારે જમીન આકાશ સહુ નક્ષત્ર થરહરે ॥ ૩૭૬ ॥
જ્યારે એવા દલ ચાલેને ધરતી કંપે અપાર ॥
ત્યારે ધવલા ધોરી શિર ના થંબે ભાર ॥ ૩૭૭ ॥
જે એવા પાછમ દિસાથી સ્વામીનો દલ આવે જાણ ॥
તે ભરતખંડને જંબુદ્વિપમાહે કુવારીકા ઊત્તમ ઠામ ॥ ૩૭૮ ॥
ક્ષેત્રસુ ક્ષેત્ર કુવારીકા સાબરમતીને તીરરે ॥
રૂપ નિકલંકી અવતરીયા આપ શ્યામ શરીરરે ॥ ૩૭૯ ॥
પુર્ણા તાપી રેવા મહી કાવેરી મદ ગિરીજા રે ॥
જેમ પુનેમવતીથી અવતર્યા પરગટ જોજોવીરે ॥ ૩૮૦ ॥
ગંગા યમુના સરસ્વતી તેથકી દખન દેશરે ॥
સાબરમતીના તીરમા હરી છે માણસ વેસરે ॥ ૩૮૧ ॥
આજ ઈમામપુરી નગરીમાહા કુવારીકા ક્ષેત્ર જાણ ॥
તે સતગુરૂ બ્રહ્માનો થાનકે નારાયણ નિકલંકી આવી કરે મેલાણ ॥ ૩૮૨ ॥
સદગુરૂ ઈમામશાહનો રોજો સુવર્ણનો થાયે તેના પરછા જાણ ॥
ભાઈ તમે સુણો મુનિવરો સહી નિરવાણ ॥ ૩૮૩ ॥

જ્યારે સ્વામી જંબુદ્વિપે કુવારીકા ક્ષેત્રમા પ્રગટ દેસે પાયે ॥
ત્યારે ગુરૂ ઈમામશાહનો રોજો સાવ સોનાનો થાયે ॥ ૩૮૪ ॥
ત્યારે ઢાળી તખત નગીના ગોમતીયે સ્વામી બેઠા જાયે ॥
ત્યારે ગુરૂ ઈમામશાહ પાસે સ્વામી વાતો કરાયે ॥ ૩૮૫ ॥
જે ઈમામશાહના મહેલ આગલ નગીના ગોમટી કહેવાયે ॥
ત્યા દહાડે પાપ ધરમના તરાજુ બંધાયે ॥ ૩૮૬ ॥
પ્રભુજી જંબુદ્વિપે ઈમામપુરી નગરી માહા બજાવે તુર ॥
બાકી દુનિયામા ગોર સરૂપે થાસે સુર ॥ ૩૮૭ ॥
જે સર્વે દેવલોક આવી લાગ્યા સતગુરૂને પાયે ॥
ત્યારે દેવ દાનવના સૈન્ય વચે નદી સરસ્વતી હોયે ॥ ૩૮૮ ॥
જ્યારે ગુરૂનરના દલ સર્વે એકઠા થાયે ॥
ત્યારે દૈત્ય કાલિંગાના દલ પોતા છે આયે ॥ ૩૮૯ ॥
જે ચિન મહાચિન નગરી છે પુરબ દેશ ॥
ત્યાં દૈત્ય કાલિંગો રહે છે મનખા વેશ ॥ ૩૯૦ ॥
જે દૈત્ય કાલિંગો છે મહાબળવંત ॥
તેહેના સૈન્ય તણો નહી આવે અંત ॥ ૩૯૧ ॥
તેહેના સૈન્ય યોધ્ધા અનંત અપાર ॥
તે પણ મહાશુર બળવંત સાર ॥ ૩૯૨ ॥
જે ચિન મહાચિન થકી કાલીંગો ચઢીયો જાણ ॥
તેણે જંબુદ્વિપે આવી કિધો મેલાણ ॥ ૩૯૩ ॥
જે ચોવીસ ચેલા છે દૈત્ય કાલિંગા તણા ॥
તે ચરપટ ચાલા કરશે અતિ ઘણા ॥ ૩૯૪ ॥
જે દૈત્યના સૈન્ય ચાલતા ધરતી વાજે ધમધમકાર ॥
તે દલનો નહી કોઈ અંતને પાર ॥ ૩૯૫ ॥

જે આવા દલ ચરપટ કરતા અપાર ॥
તે આસનપુરી અંતરીક્ષ બેસે તેણી વાર ॥ ૩૯૬ ॥
તે દૈત્ય અંતરીક્ષ આસને બેસીને ચાલ્યો આકાશ ॥
એવી કારમી વસતો કરે પ્રકાશ ॥ ૩૯૭ ॥
જે દૈત્ય અન્નના પરભા ચલાવે જાણ ॥
તે દૈત્ય પાણી મંત્રીને ઘૃત કરે નિર્વાણ ॥ ૩૯૮ ॥
તે દૈત્યે વાળુ મંત્રી ખાંડજ હોયે ॥
તે સાત પીઢીના માયબાપ દેખાડે સોયે ॥ ૩૯૯ ॥
જે દૈત્ય કાષ્ટના ઘોડાને ખવરાવે ખાણ ॥
તે નદીયોના નીર ઊલટા ચલાવે નિરવાણ ॥ ૪૦૦ ॥
એવા ચરપટ કરતા દૈત્ય આયે એ ઠાયે ॥
તેહેને બેઈમાની દુનિયા મલસે જાઈ ॥ ૪૦૧ ॥
જે આવા દૈત્યને ન લાગી વાર ॥
તે ચાલી આવ્યા લલપુરી સીતપુર મોઝાર ॥ ૪૦૨ ॥
જે દૈત્ય પાવડીયા આરો ઊતરી આયે ॥
તેહેના અણગણાત સૈન્ય કહાનવ જાયે ॥ ૪૦૩ ॥
તે દલમા સર્વે યોધ્ધા મહાબળવંત કેહેવાયે ॥
ત્યારે દલ આવતા વાટે ઝટમહિના થાયે ॥ ૪૦૪ ॥
જે પાવડીયે આરો ઊતરે છે દૈત્ય કાલિંગો રાયે ॥
તે દૈત્ય નગારો વાળે ઘાયે ॥ ૪૦૫ ॥
જે દૈત્યે પાવડીયે આરો મુકી આણી સામોરા થાયે ॥
તે દલમાહા દવજા નિશાણનો પાર ન લેવાયે ॥ ૪૦૬ ॥
એવા દૈત્ય ચરપટ કરસે અપાર ॥
ત્યારે ભુલસે સકલ સંસાર ॥ ૪૦૭ ॥

ત્યા નહી ભુલે સાચા રજેશર જાણ ॥
જેણે સતગુરૂ બ્રહ્મા ભેટ્યા પરમાણ ॥ ૪૦૮ ॥
તે દૈત્યના દલમાહા કોઈ અન્ન ના ખાયે ॥
અને સ્વામીના સૈન્યમાહા સોનાયે એક રોટી થાયે ॥ ૪૦૯ ॥
તે બેહુ સૈન્ય જ્યારે એકી દૃષ્ટ કરે ॥
અને તે વચ્ચે નારદ મુનિ આવી સંચરે ॥ ૪૧૦ ॥
તે બેઊ દલ વચ્ચે નારદ ચાલ્યા કરસે સહી ॥
ત્યા દેવ દૈત્યને જુઝવો સહી ॥ ૪૧૧ ॥
જ્યારે એવા ચરપટ દૈત્ય કાલિંગો કરસે અપાર ॥
ત્યારે શ્રી નારાયણ દેવતા ચઢસે સ્વાર ॥ ૪૧૨ ॥
હવે યુદ્દ કરવાના પરછા જાણ ॥
તેહેના મુનિવર સુણો નિરવાણ ॥ ૪૧૩ ॥
ત્યાં આવ્યા હનુમાન ધ્વજાધારી બહુ કંકાસ જો કરે ॥
તેહેની હાંક સુણીને દૈત્ય સઘળા થરહરે ॥ ૪૧૪ ॥
ત્યારે આવી ચોસટલાખ જોગણી સ્વામીજીને પુછે વિચાર ॥
સ્વામી તમે કહો તો દૈત્યના દલ સોસી લેઊં નિરધાર ॥ ૪૧૫ ॥
ત્યાં આવ્યા પવન પુછે અમને રજા દેવો ત્રીભુવનરાયે ॥
તો એ દૈત્યના દલ સર્વે મેલું ઊડાયે ॥ ૪૧૬ ॥
ત્યારે આવ્યા ભીમસેન સ્વામી હું વિનંતી કરૂં ॥
હવે તમે રજા દો તો અમે રણસંગ્રામે લઢું ॥ ૪૧૭ ॥
સ્વામી તમે કહો તો સ્વર્ગ મંડલ ફેરવીને ઊફરાહું કરૂં ॥
કહો તો દૈત્ય કાલિંગાને જીવતો તમ આગલ ધરૂં ॥ ૪૧૮ ॥
ત્યારે સ્વામીજી બોલ્યા ભીમ સુણો સતભાયે ॥
તમે પાચે પુત્ર પાંડવ મહા બળીયા કેહેવાયે ॥ ૪૧૯ ॥

જ્યારે આવી વાત પ્રભુજીયે ભીમસુ કહી ॥
ત્યારે સુરજા રાણીને કમલાકુંવર આવ્યા સહી ॥૪૨૦॥
જાહા ગુરૂ નર બેઠા છે એક જો ઠાયે ॥
ત્યાં સુરજારાણી કમલાકુંવર પ્રદક્ષિણા ફરીને લાગ્યા પાયે ॥૪૨૧॥
ત્યારે માતાને કુંવર ગુરૂ નરસુ વિનંતી કરે આપ ॥
સ્વામી અમારા પૂર્વજન્મના બાળો પાપ ॥૪૨૨॥
સ્વામી પૂર્વ જન્મના પાપ આજ અમારા ગયા ॥
જ્યારે અમને દર્શન ગતમા ગુરૂ નરના થયા ॥૪૨૩॥
સ્વામી અમે મધમ જીવ તો તમસુ ઊત્તમ થઈયે આજ ॥
હવે અમારા દુઃખ દલંદર તમે કરો દુર નાથ ॥૪૨૪॥
ત્યારે હેત ધરીને સ્વામીજી બોલ્યા વિખ્યાત ॥
સુણો બાઈ સુરજારાણી કહું એક વાત ॥૪૨૫॥
આજ કલીમા દૈત્ય કાલિંગો મહા દુષ્ટ કહેવાયે ॥
બાઈ તેણી સઘળી સંઘ પોતી પણ તમે સમજાવો જાયે ॥૪૨૬॥
જ્યારે સ્વામીજી એસા વચન બોલા સતભાયે ॥
ત્યારે કરી પ્રણામને માતા પુત્ર દૈત્યના દલમાં જાયે ॥૪૨૭॥
જે સ્વામીના દલમાથી માતાને કુંવર રજામાગી નિસરા ॥
તે દૈત્ય કાલિંગાના દલમાહા જઈ સાંચરા ॥૪૨૮॥
જ્યારે દૈત્યે આવતા દિઠા કુંવર અને પોતાની નાર ॥
ત્યારે દૈત્ય કાલિંગો બોલ્યો તેણે ઠાર ॥૪૨૯॥
સુણો કમલા કુંવર એમં કહે કાલિંગો રાયે ॥
તમે ઈહા આવ્યા તે કોણ કારણ સત ભાયે ॥૪૩૦॥
તમને ચિન નગરીના અમે સોપ્યા રાજ ॥
તમે તે દેશ છોડી કેમ આવ્યા ઈહાં આજ ॥૪૩૧॥

૧૨૦૪

ત્યારે બોલ્યા સુરજારાણીને કમલાકુંવર સતભાયે ॥
એ અભંગસાથે યુધ્ધ કર્યો નહી જાયે ॥ ४३२ ॥
જે દેવ ત્રણ ભુવનના ધણી કહેવાયે ॥
તે અભંગસુ યુધ્ધ કેમ કરસો હો રાયે ॥ ४३३ ॥
એ દેવ શ્રી મચ્છ રૂપે દૈત્ય શંખાસુર માર્યો છેદ ॥
અને વાળયા સતગુરૂ બ્રહ્માના વેદ ॥ ४३४ ॥
એ દેવ શ્રી કુર્મ રૂપે મેરામણ મંથ્યો મેરૂસમુદ્રમાધરી ॥
ત્યારે દૈત્ય મધુકિંટકને મારીરત્ન ચતુર્દશકાઢ્યા હરી ॥ ४३५ ॥
એ દેવ શ્રી વરાહ રૂપ ધર્યો કૈલાસ ॥
ત્યારે પૃથ્વીરાખી તહા દાઢે પ્રકાશ ॥ ४३६ ॥
એ તો મોર દ્વજ દૈત્ય સંઘાર્યો દાઢે જો ધરી ॥
ત્રીજે વરાહ રૂપે થયા નરહરી ॥ ४३७ ॥
એ દેવ શ્રી નરસિંહ રૂપે થયા હો રાયે ॥
અને દૈત્ય હિરણ્યકશ્યપ માર્યો જાયે ॥ ४३८ ॥
ત્યાં પાચ કરોડીશુ તાર્યા પ્રલ્હાદ ॥
તેના દેવે કિધા છે અમરરાજ ॥ ४३९ ॥
એ દેવ શ્રી વામન રૂપે બહુ ચલીત્ર કરી ॥
ત્યારે બળી દૈત્ય પાતાળે ચાપ્યો ધરી ॥ ४४० ॥
એ દેવ શ્રી પરશુરામ રૂપે જો થયા ॥
અને સહસ્ત્રાર્જુનને લોહ પિંજરમા ભરીયા ॥ ४४१ ॥
એણે તો પૃથ્વી સર્વે નિક્ષત્રીય કિધા ॥
જ્યારે છઠા અવતાર હરીયે લીધા ॥ ४४२ ॥
એ દેવ શ્રી રામ સ્વરૂપે દૈત્ય માર્યો લંકાપતીજાયે ॥
અને સાત કરોડીશું તાર્યા હરિશ્ચન્દ્ર રાયે ॥ ४४३ ॥

જ્યાં રાવણ દૈત્ય માર્યો પરવાર સમેત ॥
ત્યાં રાજા બિભીષણને સોપ્યા લંકા રાજ સમેત ॥ ૪૪૪ ॥
એ દેવ શ્રી કૃષ્ણ રૂપે બહુ ચરીત્ર કર્યા ॥
અને ચૌદ ભુવન તો મુખમાં ધર્યા ॥ ૪૪૫ ॥
ત્યાં માર્યો કંસાસુર આઠમે અવતાર ॥
એણે સર્વે યાદવ કુળનો કિધો સંઘાર ॥ ૪૪૬ ॥
એ દેવ શ્રી બુધ્ધ સ્વરૂપે હરી આપે થયા ॥
તે ભક્ત પાંડવોને દ્વારે ગયા ॥ ૪૪૭ ॥
એ તો ભક્ત સખા સદાયે કૃપાલ ॥
તે તો ધરણીધર છે દીન દયાળ ॥ ૪૪૮ ॥
ત્યા દૈત્ય દુર્યોધન સંઘાર્યો જાયે ॥
ત્યારે નવ કરોડીશું તાર્યા યુધિષ્ઠિરરાયે ॥ ૪૪૯ ॥
આજ કલિયુગમાં દેવનો થયો દસમો નિકલંકી અવતાર ॥
તે માટે તુ ચેતહો ભરતાર કાલિંગો ગમાર ॥ ૪૫૦ ॥
એ દેવના દસે અવતારના ગુણ જ્યારે રાણીયે કહ્યા સમજાયે ॥
ત્યારે દૈત્યના મનમાં ક્રોધન માયે ॥ ૪૫૧ ॥
હારે રાણી અન્નપાણી ખાયે અમારૂં ને શું વખાણે હરી ॥
ત્યારે તું અમો ઘર નાર કેવી સ્ત્રી ॥ ૪૫૨ ॥
હારે રાણી જેના તમે સેવો છો પાયે ॥
આજ તે અભંગને હું મારૂં આયે ॥ ૪૫૩ ॥
હારે રાણી જેના તમે સ્મરણ કરો છો રાતને દિવસ ॥
આજ તેના હું લાવું કાટી શિસ ॥ ૪૫૪ ॥
હારે રાણી એના સર્વે સૈન્ય મારીને લેઊં જો અંત ॥
તો હું દૈત્ય મહા બળવંત ॥ ૪૫૫ ॥

એવા દૈત્યના વચન સાંભળીને સુરજા રાણી કોપ્યા તતકાળ ॥
ત્યારે હાથમા ફુલદડો લિધો સાર ॥ ૪૫૬ ॥
જે જનમ મધે સતીયે મુખમાહેથીના કહ્યો માર ॥
તે લઈ દડોને દૈત્યના શિરપર દિધો તેણે ઠાર ॥ ૪૫૭ ॥
જ્યારે સતીના મુખમાહેથી એવી વાત નિસરે ॥
ત્યારે દૈત્યનું મસ્તક ત્રુટી ધરણીધર પડે ॥ ૪૫૮ ॥
ત્યા સર્વે સૈન્યમા પડ્યો પોકાર ॥
જે સુરજા રાણીયે માર્યો કાલિંગો પોતાનો ભ્રતાર ॥ ૪૫૯ ॥
દેવ દૈત્યના દલ સામસામા આવ્યા તેના પરછા જાણ ॥
હવે તમે સુણો મુનિવરો સહી પરમાણ ॥ ૪૬૦ ॥
ત્યાં મહા યોધ્દા ઊઠ્યા મહા ક્રોધજ કરી ॥
હવે એવુ મારો સૈન્ય સઘળુ શ્રીયે કહ્યા જ્યા છે હરી ॥ ૪૬૧ ॥
જે રાણીયે સ્વામી માટે માર્યો પોતાનો ભરતાર ॥
તે અભંગનું શિશ આપણે કાપી લાવો તત્કાલ ॥ ૪૬૨ ॥
જ્યારે હલહલંકાર બેઊ સૈન્યમા થાયે ॥
તે રણક્ષેત્રમાહા સામસામા દલ ચઢી જાયે ॥ ૪૬૩ ॥
ભાઈ પ્રભાતે જ્યારે ઊગે સબળા સુર ॥
ત્યારે બેઊ સામસામા વાજે રણતુર ॥ ૪૬૪ ॥
એવા સૈન્ય રણસંગ્રામે ચઢીને બજાવે તુર ॥
ત્યાં અનંત નિશાણ ફરકે જ્યા પુર ॥ ૪૬૫ ॥
ત્યારે બેઊ સૈન્ય માથી યોધ્દા ઊઠ્યા છે બળવા ચાર ॥
તેમા કોને કેને ના આવે હાર ॥ ૪૬૬ ॥
ત્યારે દૈત્ય મલકેશર સાથે લઢે ભિમસેન રાયે ॥
ત્યાં મારે યોધ્દા ગદાના ઘાયે ॥ ૪૬૭ ॥

ત્યારે દૈત્ય રગતકેશર સાથે લઢે નકુલ રાયે ॥
જેના બળ તણો પાર ન પાયે ॥ ૪૬૮ ॥
ત્યારે દૈત્ય રણકેશર સાથે લઢે જન ભુતાત ॥
તેમા યોદ્દા બળીયા છે અદ્ભુત ॥ ૪૬૯ ॥
જે દૈત્ય ગજ કેશર છે મહા બળવંત ॥
તે સાથે લઢે ત્યા વીર હનુમંત ॥ ૪૭૦ ॥
જે વીર હનુમાન પર્વત લાવે સંભાળ ॥
તે દૈત્ય ગજ કેશરના રથ ઊપર દેસે રાળ ॥ ૪૭૧ ॥
જે દૈત્ય આવતો પર્વત લે સંભાર ॥
તે કટકા વચ્ચેથી કરસે નિરધાર ॥ ૪૭૨ ॥
જ્યારે હનુમાન બીજો પર્વત લાવે ઊઠાયે ॥
તેથી દૈત્ય ગજકેશર માર્યો જાયે ॥ ૪૭૩ ॥
જ્યાં કોપ ધરીને યતિ હનુમાને દૈત્ય સંઘાર્યો જાણ ॥
ત્યાં દૈત્ય નાગકેશર બહુ યુદ્દ કિધો નિર્વાણ ॥ ૪૭૪ ॥
ત્યા બીજા યોદ્ધા પડે અનંત અપાર ॥
ત્યારે બેઊ દલમા એકેની ના આવે હાર ॥ ૪૭૫ ॥
ત્યારે હસી હર્ષમા બોલ્યા સ્વામીજી વિખ્યાત ॥
અને ખડ્ગ ત્રિધારૂ સ્વામી લીધું છે હાત ॥ ૪૭૬ ॥
તે ખડ્ગ મન વેગે મેલ્યુ યદુપતિ રાયે ॥
તેથી સર્વે દૈત્યનું સૈન્ય સંઘાર્યું જાયે ॥ ૪૭૭ ॥
જે નદી સરસ્વતી દૈત્યને રગતે પુરી વહે ॥
જે રગત પુરાને કાને ભીનાતા સઊ કોઈ કહે ॥ ૪૭૮ ॥
જે યુગ ચાર સુધી નદી સરસ્વતી ઠાલી રહી ॥
તે દૈત્યના રગતસુ પુરજ વહી ॥ ૪૭૯ ॥

ત્યાં દેવ ઊગાર્યા તે સર્વેના સ્વામીને હેત ॥
ત્યારે દૈત્ય કાલિંગાનુ દળ પડ્યા રણખેત ॥ ૪૮૦ ॥
જ્યારે સ્વામીના દલ સર્વે એકઠા થાયે ॥
ત્યારે દૈત્યના મસ્તક સર્વે ખરીયામોહો જાયે ॥ ૪૮૧ ॥
જે શ્વેત ઘોડાને ડાબલે દૈત્ય કાલિંગાનું શિર અથડાયે ॥
તે લઈ નાખે ચિન નગરી માહે ॥ ૪૮૨ ॥
ત્યારે સ્વામીના શ્વેત ઘોડો ચિન નગરીમા જાયે ॥
તે કોટના કાંગરા નાખે રોળા તેણે ઠાયે ॥ ૪૮૩ ॥
જે ચીન નગરી દૈત્ય કાલિંગાનુ થાનક કહેવાયે ॥
તે સર્વે લઈ સમુદ્રમા ડુબાવા સાયે ॥ ૪૮૪ ॥
જ્યારે શ્રી હરી તે દૈત્ય સંઘારીને નિર્વંશ કરશે ॥
તારે ભક્ત કમળા કુંવરને શિર અનંત કરોડીના ભરણા ભરાસે ॥ ૪૮૫
જ્યારે આદ અંતના દેવ આવ્યા સ્વામીજીના પાસ ॥
ત્યારે સદ્‌ગુરૂ સ્વામી તેવોને આપે વૈકુંઠમા વાસ ॥ ૪૮૬ ॥
જે અનંત કરોડીના ભરણાના પરછા જાણ ॥
તમે સુણો મુનિવરો તેહ નિરવાણ ॥ ૪૮૭ ॥
એવી વૈરણ વેલા આવસે, અને પ્રભુજી થાસે સ્વાર ॥
દૈત્યને જગમાથી કઢાડસે, કુલ દૈત્યને કરસે સંઘાર ॥ ૪૮૮ ॥
નિર્દોનવી કરસે પ્રીથમી, અને હોસે જયજયકાર ॥
જ્યારે દૈત્ય કાલિંગાને છેદસે, રાજ કરસે કરતાર ॥ ૪૮૯ ॥
નવ ખંડમા પ્રભુજી આપે રાજા, અવર દુજા નહી કોય ॥
રખેશરને ઋધ્દિ સિધ્દી આલસે, મુરખ હાથ ઘસતા રોય ॥ ૪૯૦ ॥
જ્યારે ભાદવા સુદ પુનમ રોજ ગુરૂવાર જાણ ॥
ત્યારે સ્વામીજીના લગ્ન વસમ કુંવારી સાથે નિર્ધારસે પરમાણ ॥ ૪૯૧ ॥

ત્યારે વસમકુંવારી સ્વામીપરણસે , માથા ભરાવસે કુંભ ॥
માંદલ ભેરી તુર વાજસે, એવા હોસે હો રંગ ॥૪૯૨॥
તેડાવો સીતા કુંતા દ્રૌપદી અને સતીયા તે છે ચાર ॥
ચવથી તેડાવો તારાદેવીલોચના મંગળ ગાવે અપાર ॥૪૯૩॥
ત્યાં ચાર વેદના ચાર મંગલ વરતાસેરે જાણ ॥
તે ઊમંગમા સઊ કોઈ કરે જય જયકાર ॥૪૯૪॥
જ્યારે સ્વામીના નામની દુહાઈ મુલક મુલકમાહે ફરે ॥
ત્યારે સ્વામીજી સાચા રાજ તે રખેશરને કરાવે ॥૪૯૫॥
વસમકુંવારી સ્વામી રાજા પરણસે ॥
તારે પાંડવ રખીયાને રાજ કરાવેજી ॥૪૯૬॥
જે દ્વાપાર જુગમા તેણે કૌલ દિધા છે ॥
તે પુરણ કરવાનો કાજજી ॥૪૯૭॥
તે રખેશર સવા લાખ વરસસુધી રાજ કરસે ॥
ત્યારે સર્વેને થાસે આનંદજી ॥૪૯૮॥
એવા સવાલાખ વરસ તો એક દિન સરીખા જાયે ॥
અને તે પછી અનંત કરોડીના ભરણા ભરાવેજી ॥૪૯૯॥
આદ અંતના જે જીવ અમરાપુરીમાહે ગયા ॥
તે સર્વે જીવ કલિયુગ અંતે આવી મલા ॥૫૦૦॥
એ અમરાપુર તો મુનિવર પામીયે સહી ॥
જો સેવે તપસી સતગુરૂને એકમનચિત્તે સહી ॥૫૦૧॥
જો આજ સતગુરૂના વેદ વચન પરમાણીયે જાણ ॥
ભાઈ તો પામીયે વૈકુંઠ અમરાપુર ઠામ ॥૫૦૨॥
જે નીતનીત અમી પીયેને આચાર પાળે સો ક્રિયાના અહીં ॥
ને જે મુનિવર ખરી દસવંત સુકરીત ગુરૂમુખે દેસે સહી ॥૫૦૩॥

૧૨૧૦

જેણે ઈહા પંચેન્દ્રિયે વશ કરી દિલ રાખ્યા ઠામ ॥
અને સાચા મારગે ચાલે સહી પરમાણ ॥ ૫૦૪ ॥
જે શ્રી નારાયણના યુગો યુગના અવતારને જાણી સેવે નિર્વાણ ॥
તે અવતાર પાત્ર પરમાણે જાણી સેવે એકે ધ્યાન ॥ ૫૦૫ ॥
જે યુગ પરમાણે વેદને ઓચરે ॥
અને વ્રત દાન જે મુનિવર યુગ પરમાણે કરે ॥ ૫૦૬ ॥
રખેશર તે જે ટુટા દિલને સાંધે ॥
અને ભુલડાને સત્ માર્ગે લાવે જી ॥ ૫૦૭ ॥
રખેશર તે જે ખરા મારગ ચાલે ॥
તેહુના અમરા પુરીમા મહેલ બાંધીયાજી ॥ ૫૦૮ ॥
શ્રી નારાયણ એવા મહેલ નિપાયા ॥
જે કોઈ રહસે હો કરણી સારોજી ॥ ૫૦૯ ॥
એવા મુનિવર અમરાપુરી માહે સુખ ભોગવસે જાણ ॥
તે દેવ અમરપદ પામ્યા સતગુરૂને વચને પરમાણ ॥ ૫૧૦ ॥
જે આ સતગુરૂના જપ તપ થકી જીવ ઊધ્ધર્યા જાણ ॥
ભાઈ મુનિવર તે અમર થયા નિરવાણ ॥ ૫૧૧ ॥
પ્રથમ આઠ લાખ કરણ સ્વામીજીયે સરજા જાણ ॥
તહા સતગુરૂ બ્રહ્માયે તપ કિધા પરમાણ ॥ ૫૧૨ ॥
આ સતગુરૂના જપ તપથી દેવ નિપન્યા કરોડી અનંત ॥
તેઊને સતગુરૂસુ અવિચળ રાખ્યો હેત ॥ ૫૧૩ ॥
પેહેલા દશરાયણ કલ્પમા તપસી સતગુરૂ બ્રહ્મા જાણ ॥
તાહા જખાનવ્હાણુ કરોડી દેવ નિપના નિરવાણ ॥ ૫૧૪ ॥
બીજા દેવગુણ કલ્પમાં તપસી સતગુરૂ બ્રહ્મા થયા જાણ ॥
તાહા મેધા દેવ છપ્પન કરોડી ઊધ્ધર્યા નિરવાણ ॥ ૫૧૫ ॥

ત્રીજા પંજલા કલ્પમાં તપસી સતગુરૂ બ્રહ્માજી જાણ ॥
ત્યા બત્રીસ કરોડી કિન્નર દેવ ઊધ્ધર્યા નિરવાણ ॥૫૧૬॥
ચોથા કરણ કલ્પમા તપસી સતગુરૂયે જુગ કિધા ચાર ॥
ત્યા તેત્રીસ કરોડી દેવ મુનિવર કિધા પરમાણ ॥૫૧૭॥
પેહેલા ક્રતા જુગમા તપસી સતગુરૂ બ્રહ્મા અમર કિધા કાજ ॥
ત્યાં સતગુરૂ વચને આ સતપંથ ધાયા ભક્ત પ્રલ્હાદ ॥૫૧૮॥
જે સતગુરૂના જપ તપ થકી પાચ કરોડી મુનિવર દેવ છુટ્યા આજ ॥
ત્યાં તો પામ્યા અમરાપુરીમા અવિચલ રાજ ॥૫૧૯॥
બીજા ત્રેતા જુગમા તપસી સતગુરૂ વશિષ્ઠે આ સતધરમ દેખાડ્યા જાણ ॥
ત્યાં સતગુરૂને બહુ તપ કિધા નિરવાણ ॥૫૨૦॥
તેથી સાત કરોડી મુનિવર દેવશું રાજા હરિશ્ચન્દ્ર નિપન્યા પરમાણ ॥
ભાઈ તે તો વૈકુંઠ પામ્યા અમર ઠામ ॥૫૨૧॥
ત્રીજા દ્વાપાર જુગમા તપસી સતગુરૂ વેદવ્યાસે આ સત ધર્મ દેખાડ્યા જાણ ॥
ત્યાં સતગુરૂને બહુ તપ કિધા નિરવાણ ॥૫૨૨॥
એ ગુરૂના જપ તપથી નવ કરોડી દેવશુ નિપન્યા યુધિષ્ઠિર રાયે ॥
અને તે પણ અમરાપુરીમા પોતા જાયે ॥૫૨૩॥
ચોથા કલિયુગમા તપસી સતગુરૂ ઈમામશાહાયે સત ધર્મ દેખાડ્યા જાણ ॥
ત્યાં સતગુરૂને બહુ તપ કિધા નિરવાણ ॥૫૨૪॥
એ ગુરૂના જપ તપથી બાર કરોડી મુનિવર દેવ કુલજુગ સંધે નિપન્યા જાણ ॥
તેણે સહદેવને શિર ભરણા બાંધ્યા નિરવાણ ॥૫૨૫॥
જે આદ અંતના અમરાપુરી પોતા જીવ કલિયુગ અંતે એકઠા જો મળસે ॥
એ અનંત કરોડીના ભરણા કમલાકુંવરને શિર ભરાવસે ॥૫૨૬॥
જ્યારે એ અનંત અપાર જીવ ભક્તને સાથે આવસે જાણ ॥
તેણે પ્રભુજી કમળાકુંવર સાથે મોક્ષમુગતના આપે ઠામ ॥૫૨૭॥

તે જીવને ફરી સ્વર્ગ નર્ક સુખ દુઃખ ભોગ લાગશે નહી ॥
તેના આવાગમનના ફેરા પ્રભુજી ચુકાસે હો સહી ॥ ૫૨૮ ॥
તે સતી જીવની આંસના વાસના સ્વામી પરહરસે સહી ॥
અને તે જીવ તો નિરંજન નિરાકારમાહે મલસે જાઈ ॥ ૫૨૯ ॥
તે જીવને તપસી સતગુરૂને જાણી સેવા કિધી જાણ ॥
અને ગુરૂનાવચન શિર સહ્યા તે જીવ મોક્ષપામ્યા નિર્વાણ ॥ ૫૩૦ ॥
એવા નિર્વાણપદ તો તે સતી જીવને મલે ॥
જે સત રાખી આચાર પાલેને સતગુરૂની કસણીસર સહે ॥ ૫૩૧ ॥
વળી જે ના જાણે સતગુરૂને ના જાણે પરિબ્રહ્મ ॥
તે ભુંડા પાપી ભોગસે તેનો કરમ ॥ ૫૩૨ ॥
જે જીવ ના જાણે વેદ શાસ્ત્રની વાણ ॥
તે અપરાધી જીવ ફરસે ચારે ખાણ ॥ ૫૩૩ ॥
જેણે સતગુરૂ વચન ઊપર ઈમાન ના આણ્યું ॥
અને સ્વામીના અવતાર પાત્રના જ્ઞાન નાજાણ્યું ॥ ૫૩૪ ॥
જે ના જાણે પાપ પુણ્યના વિચાર ॥
તે જીવ ફરી ફરી આવે આવા જુગત સંસાર ॥ ૫૩૫ ॥
જે મુનિવર થઈને પારકી નિંદા કરે ॥
એવા પાપી જીવડા તો નિશ્ચે નરકમા પડે ॥ ૫૩૬ ॥
દુનિયાની સંગતમાહે જે જીવ ભુલે છે જાણ ॥
તે જીવ લક્ષ ચૌર્યાયશીના ફેરામાપડે પરમાણ ॥ ૫૩૭ ॥
જે નાસેવે સતગુરૂને ના પાળે વચન પ્રમાણ ॥
તે ના દેવે દશાંશ સુકરીત સાચા ગુરૂ મુખે અજાણ ॥ ૫૩૮ ॥
જે સુરા ભાંગ તમાખુ ખાવે પીવેને બોલે મકરની વાત ॥
તે જીવ તો નિશ્ચયે નરકે જાત ॥ ૫૩૯ ॥

જે ધરમી હોઈને અધરમ ઓચરે ॥
અને ધરમના મરમ ના જાણી તેમા ધીંગાઈ કરે ॥ ૫૪૦ ॥
એવા અપરાધી જીવ તો પડા આવાગમનના ફંદ ॥
તેઓના કોઈના છુડાવે આવા કરમ બંધ ॥ ૫૪૧ ॥
જે જાણી જોઈને કુડુ કરમ કરે ॥
એવા બેઈમાની અંધા જીવ તો જીવતા નરકમા પડે ॥ ૫૪૨ ॥
એ અપરાધી જીવ તો ફરે આવાગમન માહે ॥
તે લક્ષ ચૌર્યાયશીના ફેરામા ફરે સઊ કોયે ॥ ૫૪૩ ॥
જે આદ અંતના અપરાધી જીવ કેવાયે ॥
તે સર્વે ફરતા ફરતા કલિયુગઅંતે આવી મલે એકે ઠાયે ॥ ૫૪૪ ॥
જ્યારે વસમકુંવારી સ્વામી રાજા પરણસે ॥
તારે પ્રભુજી રખીયાને રાજ કરાવેજી ॥ ૫૪૫ ॥
સવા લાખ વરસ રખેશર રાજ કરશે ॥
તે સવા લાખ વરસનો એક દિન હોસેજી ॥ ૫૪૬ ॥
જ્યારે અનંત કરોડીના ભરણા કમલાકુંવરને શિર ભરાવસે ॥
તે પછે મહા દારૂણ કલીકાલ આવેજી ॥ ૫૪૭ ॥
હવે મહાકઠણ પ્રલયકાલ તણો પરછા જાણ ॥
તમે સુણો ભાઈ મુનિવરો તેહે નિરવાણ ॥ ૫૪૮ ॥
ત્યારે નઊ નેજા ઊપર આવસે અસમાન ॥
અને સહસ્ત્ર કલા લઈને તપસે ભાણ ॥ ૫૪૯ ॥
સહસ્ત્ર કલાસુ જ્યારે સુરીજ તપસે ॥
ત્યારે અગનીનો મેહા વરસે રે ॥ ૫૫૦ ॥
અગન અગન મુસલાધાર લોહા બરસે ॥
ત્યારે ધરતરી નાખે ધુમ જ્વાલાજી ॥ ૫૫૧ ॥

અઢાર ભાર વનસ્પતિ પર્વત જલબલ હોસે અંગારારે ॥
ત્યાં નહી જલ પરબત જમીન સરીખી પાટ રચાસેરે ॥ ૫૫૨ ॥
સાતવે નેજે જ્યારે સુરજ તપસે ॥
ત્યારે ધરમી હોસે તાંબા વરણીજી ॥ ૫૫૩ ॥
તાહાતલે થંબે સ્વામી રાજા બેસસે, ।
તલ તલના લેખા લેસેરે ॥
સેરો સેરોકા હિસાબ માગસે,
પછે અપરાધી જીવ જલસેરે ॥ ૫૫૪ ॥
ત્યાં જીવને ઊપર સુરીજની અગન તલે ધરતીની ઝાલ ॥
તેણે વહેસે નેત્રે લોહી અગનની ધાર ॥ ૫૫૫ ॥
સ્વામીજી અપરાધીને ઊંધે મસ્તક રાખસે, તલતલના લેખા માગેરે ॥
ત્યારે માથાના ભેજા કાને ઊતરસે, જૈસા પાની ધારારે ॥ ૫૫૬ ॥
ત્યાં રોવે અપરાધીજીવ બહુ કરે તે શોરબકોર ॥
જેણે ઈહા ગુના ગતમા ચુકાવ્યા નહી તે તો થાસે ચોર ॥ ૫૫૭ ॥
ધરમ લઈને ગતમા નહી મળીયા મન દુનિયાસુ લાઊરે ॥
તેની દેહી એઊ જલેગી જેસી દિવડે બત્તીરે ॥ ૫૫૮ ॥
ત્યા અગની લોહા આકાશથી વરસે જાણ ॥
તેથી તેના દાઝે કાયાને પ્રાણ ॥ ૫૫૯ ॥
ત્યાં દેહી જળી બળીને ખાકજ હોઈ જાયે ॥
ત્યારે દેહી બેઠી કરે પાવલ છાંટીને ત્યાયે ॥ ૫૬૦ ॥
મુનિવર મુનિવરની નિંદા કરસે, અને મકરની બોલે વાતુરે ॥
તેની દેહી એઊ કુટસે, જેસા કાગજ તોલરે ॥ ૫૬૧ ॥
મુનિવર થઈને ભાંગ તંમાખુ ખાયે ભાંગ સુરાપાન પિયેરે ॥
તેતમે સુણો મુનિવરો, તે નિહંચલ નરકે જાયેરે ॥ ૫૬૨ ॥

તેણે પકડીને ઊભા કરસે , કુદી માર દિલાવેરે ॥
સીર ઊપર ઘણના માર પડસે, જેસા બાદલ ગરજેરે॥ ૫૬૩ ॥
ઔટ કરોડી બાલ લોહાની થાસે, ફરી ફરી દેહીમા ખુચસેરે॥
જે જીવ ઝુટુ બોલસે , તેણે પાછે ફરીને તે ધાયેરે ॥ ૫૬૪॥
એવા હિસાબ માગે સ્વામીજી, ઘણના માર દિલાવેરે ॥
એક એક અપરાધ સોસો વાર પુછાસે તારે સોસો ઊત્તર જીવડા દેસેરે ॥ ૫૬૫ ॥
ત્યાં નહી વરખ નહી વહસે વાયે ॥
ત્યારે નહી અન્ન પાણી તે ણે ઠાયે ॥ ૫૬૬ ॥
ત્યાં માતા પિતા નહી બેણીને બંધવ વીર ॥
તે આપે આપણા કરતવ ભોગવે શરીર ॥ ૫૬૭ ॥
ત્યાં રોવે અપરાધી જીવ બહુ બુમ જ કરે ॥
તેના મુખમાથી અગની ઝાલ નિસરે ॥ ૫૬૮ ॥
આખરે નયના લોહી બીંબ ઝરસે ॥
તારે બેણ કહે બંધવ નહી મારોજી ॥ ૫૬૯ ॥
ત્યાં સ્ત્રી નહી પુત્ર એકલા આપો આપ ॥
ત્યારે આપે આપણા કરતવ ભોગવસે પાપ ॥ ૫૭૦ ॥
ત્યારે પચાસ હજાર વરસના એક દિન હોસે નિરવાણ ॥
એવા સાડાત્રણ દિન સુધી સ્વામી હિસાબ ચુકાસેરે જાણ ॥ ૫૭૧ ॥
ભાઈ તાહા એવો સોર પડે તો કાઈ કહ્યો નવ જાયે ॥
ત્યારે એમ દુઃખ ભોગવે , જેમ વાઘે ઝાલી ગાયે ॥ ૫૭૨ ॥
એવી વેલાની હકિકત સુણો મારા મુનિવર દુઃખ દોહેલા ભારીરે॥
વેદ સુણોને સાચા ચાલો તીલ તીલ કરો હુશિયારીરે ॥ ૫૭૩ ॥
ગુરૂથકી બેઈમાનીને ગાફલ ભુલા આખર પસ્તાવો તેહુને પડ્યા ॥
ગુરૂથકી બાજુને આખીર ગાજી તે જીવડા સુંસું દયારયા ॥ ૫૭૪ ॥

ગુરૂથકી બેઈમાની તે ગાફલ ખોટા તે મનમાહે ઘણું ઘણું રોવસે ॥
ગુરૂનર પાઈજેણે ફત્તર દયાયા તેણે મારા કોઈ ના કહસે ॥ ૫૭૫ ॥
નીત નીત ગતમાહે મળો મારા મુનિવર ગુરૂ નર બેહુ આથારે ॥
જુગ જુગમા હિસાબ પુછસે તાહા ગતમા ચુકાવોરે ॥ ૫૭૬ ॥
જુગા જુગમાહા જે વ્રત હોયે મુનિજન તેજ ઓચરો રે ॥
આજ કલિયુગમા શુક્રવાર બીજ વ્રત પરમાણો રે ॥ ૫૭૭ ॥
જે કોઈ મુનિવર યુગ પરમાણે એ વ્રત કરે સહી ॥
તેણે એ મહા દારૂણ કાલમાહે મહાકષ્ટ ભોગવું પડસે નહી ॥ ૫૭૮ ॥
જુગ જુગમા ગુરૂનર કેહેતા આવ્યા જીકીર કરો મારા ભાઈરે ॥
ગુરૂ નર સેવ્યા તે અમરાપુર જાયે હરજીના દરશન પાયારે ॥ ૫૭૯ ॥
જ્યારે આવા દારૂણ કલિકાલ સંપુર્ણ પુરા થશે ॥
ત્યારે પ્રભુજીયે પ્રિથમીને જલમાહે ડુબાવશે ॥ ૫૮૦ ॥
તાહા ધરતરી કંપેને થાયે બહુ છળબળ ॥
જાણો જે તુટી પડ્યા સઊ બ્રહ્માંડ ॥ ૫૮૧ ॥
જે ચતુર્થ કરણ કલ્પમધે હરીનો થયો દશ અવતાર ॥
તે પછી સ્વામી સર્વેહી પ્રિથમીને જલમય કરસે નિરધાર ॥ ૫૮૨ ॥
ત્યારે આકાશમાહેથી બાર મેઘ વરસે અપાર ॥
તે અખંડ જલ મેહ વરસસે જેઊ મુસલાધાર ॥ ૫૮૩ ॥
એઊ જલ મેહ પર્વત મસ્તકે વરસસે જહીં ॥
તે જલ ધ્રુવમંડલ સુધી વધસે સહી ॥ ૫૮૪ ॥
ત્યાં પરમેશ્વર સર્વેહી જીવયોનીને મૃત કરસે ॥
તે ચતુરખાણી ભાજસે ત્યારે કોઈ એક ન રહસે ॥ ૫૮૫ ॥
ત્યારે જલમસ્તકે વટસ પત્ર ઊપર મુરારી શયન કરસે સહી ॥
ત્યાં વિષ્ણુ મુરત બાલ રૂપ ધરી ક્રિડા કરસે સહી ॥ ૫૮૬ ॥

એવા આગમ નિગમની વાત સતગુરૂયે ભાખ્યા સહી ॥
તમે સાચા પ્રમાણી જાણો મુનિવરો સહી ॥ ૫૮૭ ॥
આ ગુરૂ આદ અંતથી સતગુરૂ બ્રહ્મા કહેવાયે ॥
તે જોગેસર છાનુ સતસુ જોગ કમાયે ॥ ૫૮૮ ॥
નવ અવતારે નારાયણ દેવ આવ્યા ભકતને કાજ ॥
કલિયુગમા દસમો અવતાર શ્રી નિકલંકી નારાયણને લિધાછે આજ ॥ ૫૮૯ ॥
જે શ્રી નિકલંકી નારાયણ રૂપ તે શ્રી વિષ્ણુનો અવતાર ॥
તે દેવે ધરી અવતારને દૈત્ય સંઘાર્યા તેણે ઠાર ॥ ૫૯૦ ॥
પેલા નવ અવતારે નવ દાનવ છેદ્યાને દસમો કાલિંગો જાણ ॥
એવા સતગુરૂજીને ભાખ્યા આગમ પાછળ ગીનાન ॥ ૫૯૧ ॥
જો આજ દેવના વેદ વચન સહી કરો પરમાણ ॥
ભાઈ તમે તો પામો અમરાપુર ઠામ ॥ ૫૯૨ ॥
એ દેવના વેદ વચન મુનિવર ભાઈ પરમાણ ॥
એમ કહે સતગુરૂ ઈમામશાહ નિરવાણ ॥ ૫૯૩ ॥
પણ જે કોઈ આ ગુરૂના વેદ વચન ઊથાપે જાણ ॥
તેણે આવાગમનના મળશે ઠામ ॥ ૫૯૪ ॥
ભાઈ આજ કલિયુગમા અથર્વવેદ સહી પરમાણ ॥
આજ અથર્વવેદ કહે તે કરજો રે જાણ ॥ ૫૯૫ ॥
આ સતગુરૂના વેદ વચનથી આગમ દેવની પૂજા નિરવાણ ॥
ભાઈ એમ બોલ્યા સતગુરૂ ઈમામશાહ વાણ ॥ ૫૯૬ ॥
આજ અથર્વવેદમા શ્રી નિકલંકી નારાયણ જાણ ॥
તે ભરતખંડને જંબુદ્વિપે પ્રગટ બેઠા જાણ ॥ ૫૯૭ ॥
એ સ્વામીનો દસમો અવતાર આગમ ભાખ્યા જાણ ॥
તે સતગુરૂને આદ અંતનો કિધા પરમાણ ॥ ૫૯૮ ॥

એવા ભરતખંડે જંબુદ્વિપે વરજાગઢ શહર જાણ ॥
ત્યાં શ્રી નિકલંકી નારાયણ પોતે પધારસે નિર્વાણ ॥૫૯૯॥
ત્યારે સ્વસ્થાન તો અેહેરાખંડે દિલમ દેશ જાણ ॥
અને ક્ષેત્ર તો પંચનદી મુલસ્થાન પ્રમાણ ॥૬૦૦॥
ત્યારે નિર્દાળસે દાનવ કાલીંગો જાણ ॥
ત્યારે અનંત કરોડીશું ભક્ત કમળાકુંવર ઊધ્ધારસે નિર્વાણ॥૬૦૧॥
ત્યારે ગુરૂ તો સતગુરૂ બ્રહ્મસ્વરૂપ જાણ ॥
અને શક્તિ તો આદશક્તિ પરમાણ ॥૬૦૨॥
ત્યારે ચાર લાખને વરસ બત્રીસ હજાર ॥
શ્રી નિકલંકી નારાયણ રૂપે જાણ ॥૬૦૩॥
ત્યારે ચાર લાખને બત્રીસ હજાર વરસ કલિયુગનો પ્રમાણ॥
અને વેદ તો અથર્વવેદ થયા પ્રમાણ ॥૬૦૪॥
ત્યારે અનંત કરોડીશું ભક્ત કમલાકુંવર જાણ ॥
તે તો અમરાપુરમા પોતા નિર્વાણ ॥૬૦૫॥
તેણે તો સતપંથ પુરા આરાધ્યા જાણ ॥
અને તેથી સહી અમરાપુરીનો વાસો પામ્યા નિર્વાણ॥૬૦૬॥
જે દસમા અવતારની દસ્તુરી સહી પરમાણે તતખેવ ॥
ભાઈ તે તો ઈહા મુનિવર હોસે દેવ ॥૬૦૭॥
જે કોઈ દશ અવતારની પરમાણી પાલસે નરને નાર ॥
તે લખ ચૌર્યાયશી ના પડે ફરી આવા જોગ સંસાર ॥૬૦૮॥
જે કોઈ ભક્ત સતીયો આ ગતગંગામા આવી સાંભળે જાણ ॥
તે દસે અવતારની દસ્તરી અથર્વવેદની વાણ ॥૬૦૯॥
જે કોઈ દશ અવતાર શાસ્ત્ર લખે ભણે સાંભળે એકે ધ્યાન॥
તેણે અશ્વમેધ કર્યાનો ફલ મલસે નિરવાણ ॥૬૧૦॥

જે કોઈ દશ અવતાર શાસ્ત્ર એક મનસું સાંભળે નરને નાર ॥
ભાઈ આ સતગુરૂ કહે તેના પુણ્યનો ન આવે પાર ॥ ૬૧૧ ॥
ત્યારે શ્રી નિકલંકી નારાયણનો દસમો અવતાર સંપૂર્ણ થયો સહી ॥
એવી શ્રી સતગુરૂ ઈમામશાહાયે વાણી કહી ॥ ૬૧૨ ॥
અહીંથી શ્રી નારાયણ દેવની દસે અવતારની દસ્તુરી સંપૂર્ણ સાચ ॥
એવી શ્રી સતગુરૂ ઈમામશાહ બોલ્યા વાચ ॥ ૬૧૩ ॥

# શ્રી નિકલંકી અવતાર સમાપ્ત

# શ્રી દશ અવતાર શાસ્ત્ર સમાપ્ત.

## દશ અવતારની આરતી

જયદેવ જયદેવ જય સતગુરૂ સ્વામી ॥ ગુરૂ મમ સ્વામી ॥
આરતી કીજે નિકલંકી દેવની, અક્ષય પદ ધામી ॥ જયદેવજયદેવ ॥ ધ્રુ ॥
પ્રથમ મચ્છ અવતાર, માર્યો શંખાસુર પાપી ॥
ચારવેદ આણીને દિધા ગુરૂ બ્રહ્માને આપી ॥ જયદેવ. ॥ ૧ ॥
બીજે કચ્છ અવતાર, પર્વત પીઠ ઊપર ધાર્યો ॥
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રત્ન કાઢ્યા ॥ જયદેવ. ॥ ૨ ॥

ત્રીજે વરાહ અવતાર , માર્યો હિરણ્યાક્ષ પાપી ॥
દાઢે ગ્રહી લઈ આવ્યા વરાહ અવની ઊર સ્થાપી ॥ જયદેવ. ॥ ૩ ॥
ચોથે નૃસિંહ અવતાર માર્યો હિરણ્યકશ્યપ ભુપ ॥
નખ વધારી માર્યો પાપી લઈ નૃસિંહ રૂપ ॥ જયદેવ. ॥ ૪ ॥
પાંચમે મહાબળીરાય દેખી સુરીનર દેવો કાપ્યા ॥
વામન રૂપ ધરીને બળીને પાતાળે ચાંપ્યાં ॥ જયદેવ. ॥ ૫ ॥
છઠે પરશુરામ અવતાર ફરશી હાથોમા લીધી ॥
સહસ્ત્રાર્જુન મારી પૃથ્વી નક્ષત્રી કિધી ॥ જયદેવ. ॥ ૬ ॥
સાતમે રામ અવતાર , આનંદ કૌશલ્યા પામી ॥
દશમુખ રાવણ માર્યો સીતાના સ્વામી ॥ જયદેવ. ॥ ૭ ॥
આઠમે મથુરામા અવતાર કૃષ્ણ ગોકુળ ગૌચારી ॥
મામા કંસને માર્યો ગોવર્ધન ધારી ॥ જયદેવ. ॥ ૮ ॥
નવમે બૌધ્ધ અવતાર ભાર પૃથ્વીપર વાધ્યો ॥
ધ્યાન ધરી ધરણીધર બેઠા જોગ જુગત સાધ્યો ॥ જયદેવ. ॥ ૯ ॥
દસમે નિકલંકી અવતાર પૃથ્વી નકલંકી કરસે ॥
મ્લેંછને મારીને હરિ સુધ સેવકની લેસે ॥ જયદેવ. ॥ ૧૦ ॥
દશ અવતારની આરતી જે કોઈ ગાશે ॥
આરતી બોલ્યા સતગુરૂ બ્રહ્મા મોક્ષગતી થાશે ॥ જયદેવ. ॥ ૧૧ ॥



## આરતી ગોરનરની

ગોરનરની આરતી ને ચમરે ઢોળાય ॥ સ્વામીજીને છતરે ઢોળાય ॥
ચંદનને કેશરના સ્વામીજીને છાંટના છંટાય ॥
અત્તરને અબીરના સ્વામીજીને છાંટના છંટાય ॥ ધૃ ॥

પેહેલા કર્તા જુગમા સ્વામીજીને સોનાના છે ઘાટ ॥
સ્વામીજીને સોનાના છે પાટ ॥
સોનાને સિંહાસન બેઠા શ્રી નરસિંહ ભગવાન ॥ ૧ ॥
બીજા ત્રેતા જુગમા સ્વામીજીને રૂપાના છે ઘટ ॥
સ્વામીજીને રૂપાના છે પાટ ॥
રૂપાને સિંહાસન બેઠા શ્રી રામચન્દ્ર ભગવાન ॥ ૨ ॥
ત્રીજા દ્વાપાર જુગમા સ્વામીજીને તાંબાના છે ઘટ ॥
સ્વામીજીને તાંબાના છે પાટ ॥
તાંબાને સિંહાસન બેઠા શ્રી કૃષ્ણચન્દ્ર ભગવાન ॥ ૩ ॥
ચોથા કલજુગમા સ્વામીજીને મીટીના છે ઘટ ॥
સ્વામીજીને મીટીના છે પાટ ॥
મીટીને સિંહાસન બેઠાશ્રી નકલંકી ભગવાન ॥ ૪ ॥
એ રે આરતી બોલ્યા સતગુરૂ બ્રહ્મા ॥
સ્વામીજી સતગુરૂ બ્રહ્મા ॥
જાંબુરે દ્વિપમા બેઠા શ્રી નરનકલંકી રાય ॥ ૫ ॥

ૐ

## આરતી નિષ્કલંક નારાયણની

જાહેર દેવ જંબુદ્વિપમા બેઠા ॥ ભાગ્ય જેનુંકા જેમણે નજરે દિઠા ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ટેક ॥
હરી હરી સતગુરૂ સહેદેવ તમકુ દિયારે બતાઈ ॥
ચૌદ ભુવનમા હુઈરે વધાઈ ॥ આરતી કીજે૦ ॥ ૧ ॥
ખટ દરશનમાહે સુન પુજાયે ॥ સત્ય ધર્મકા કોઈ મર્મ ના પાયે ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨ ॥
સત્યધરમકી રાહ બતાઈ ॥ તેત્રીસ કરોડ દેવમા હુઈરે વધાઈ ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૩ ॥
અનહદ બાજા વાજુંત્ર વાજે ॥ અકળ સ્વરૂપ દેખી દુનિયા લાજે ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૪ ॥
લાજ મત ધરો તમે હરીના જન ॥ ભક્તિ કરો તમે નિર્મલ મન ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૫ ॥
અથર્વવેદના વારારે જાણો ॥ દશમે તે દીન દયાળ પરમાણો ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૬ ॥
યુગ પ્રમાણે જાપ શોધીને લઈયે ॥ તન મન ધન ગુરૂને ચરણે દઈયે ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૭ ॥
કર્તાયુગ ત્રેતાયુગ દ્વાપારયુગ કલિયુગ જોયા ॥
અજંપા જાપ વીના મુગતી ના હોઈ ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૮ ॥
પેહેલી રે આરતી કર્તાયુગે વધાઈ ॥
ચાર રૂપેરે હરી મછ કૂર્મ વરાહ નરસિંહ અવતારી ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૯ ॥
ચાર રૂપેરે ચાર દાનવ છેદ્યા ॥ પાચ કરોડી ભક્ત પ્રલ્હાદ સિધ્યા ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૦ ॥
ઋગ્ગેરે વેદના વારારે વરત્યા ॥ અમરભેદ કોઈ એક મુનિવરે જાણ્યા ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૧ ॥
હરી હરી સતગુરૂ સહદેવ તમકુ દિયારે બતાઈ ॥
ચૌદ ભુવનમા હુઈરે વધાઈ ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૨ ॥
બીજીરે આરતી ત્રેતાયુગે વધાઈ ॥
ત્રણ રૂપેરે હરી વામન પરશુરામ રામ અવતારી ॥
આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૩ ॥
ત્રણ રૂપેરે ત્રણ દાનવ છેદ્યા ॥ સાત કરોડી રાજા હરિશ્ચન્દ્ર સિધ્યા ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥૧૪॥

યજુરવેદના વારારે વરત્યા ॥ અમર ભેદ કોઈ એક મુનિવરે જાણ્યા ॥

આરતી કિજે નિષ્કલંક તમારી ॥ ૧૫ ॥

હરી હરી સતગુરૂ સહદેવ તમકુ દિયારે બતાઈ ॥

ચૌદ ભુવનમા હુઈરે વધાઈ ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૬ ॥

ત્રીજીરે આરતી દ્વાપાર યુગે વધાઈ ॥

દોયે રૂપેરે હરી કૃષ્ણ બૌધ્દ અવતારી ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૭ ॥

દોયે રૂપેરે દોયે દાનવ છેદ્યા ॥ નવ કરોડી રાજા યુધિષ્ઠિર સિધ્યા ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૮ ॥

સામરે વેદના વારારે વરત્યા ॥ અમર ભેદ કોઈ એક મુનિવરે જાણ્યા ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૧૯ ॥

હરી હરી સતગુરૂ સહદેવ તમકુ દિયારે બતાઈ ॥

ચૌદ ભુવનમા હુઈરે વધાઈ ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૦ ॥

ચોથી રે આરતી કલિયુગે વધાઈ ॥

એક રૂપેરે હરી નિષ્કલંકી અવતારી ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૧ ॥

એક રૂપેરે દૈત્યકાલિંગાને છેદસે ॥

અનંત કરોડી ભક્ત કમલાકુંવર સીધસે ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૨ ॥

અથર્વવેદના વારારે વરત્યા ॥ અમરભેદ કોઈ એક મુનિવરે જાણ્યા ॥

આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૩ ॥

હરી હરી સતગુરૂ સહદેવ તમકુ દિયારે બતાઈ ॥

ચૌદ ભુવનમા હુઈરે વધાઈ ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૪ ॥

ઋખિવરને કાજે ગોરનર વારોવાર આવ્યા ॥
શોધ્યા તેણે સતગોર પ્રગટ મળીયા ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥૨૫
ધણીરે નર નકલંકી ઊપર છત્ર ઢળાશે ॥
અનંત કરોડી જીવના કારજ થાશે ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૬ ॥
સાંજ સવેરા તમે જપો મેરે ભાઈ ॥
એ રે આરતી નુર સતગોરે ગાઈ ॥ આરતી કીજે નિષ્કલંક તમારી ॥ ૨૭ ॥

ભજન [ગીનાન]

ક્રિયાને કારણ અનદિન જાગો ॥ તન મન ચેતીને ખેલો । ભીનુહીનુ ॥ ૧ ॥
સ્વામીજીના સત સબદ પતીના ॥ ગુરૂજીનો ઊપદેશ દિના ॥ ૨ ॥
નિર્મળ કાયાને ગુરૂ મુખે દયાયા ॥ ઘર અમરાપુરી તેહુના ॥ ૩ ॥
છત્રીસ લાખ ગણ ગંધર્વ કહેલાવે ॥ આવો રે ત્રિભુવની રાયા ॥ ૪ ॥
છેદી શંખાસુર વેદ જો વાળ્યા ॥ જલમાહે મત્સ્ય ઊપના ॥ ૫ ॥
મધુકિંટક મોર દાનવ દૈત્ય હંકાર્યા ॥ કોપીને કરવત દીના ॥ ૬ ॥
ચોથે નરસિંહ રૂપ સારંગ ધર ॥ હિરણ્યકશ્યપ દૈત્ય છેદ્યા ॥ ૭ ॥
પાચવે બળી રાજા મતી બુધ્દિહીના ॥ મસ્તકે પાવ હરીને દિના ॥ ૮ ॥
સહસ્ત્રાર્જુન દૈત્ય અતિ રણ સુરા ॥ વનખંડમા હિંડે બાવરા ॥ ૯ ॥
તબ પરશુરામે ત્રખીયાને સું કિધા ॥ આપાઈ પિંજરામા ઘાલ્યા ॥ ૧૦ ॥
સાતવે શ્રીરામ રૂપ સારંગધર ॥ વન ખંડમાહે વસંતા ॥ ૧૧ ॥
લંકાનો રાવણ ગર્વે જો ઘેર્યા ॥ મૃગ હવારે સુવર્ણના ॥ ૧૨ ॥
છેદી દશાસીર સીતા બહોડાઈ ॥ વર કાઈ મંદોદરીને દિના ॥ ૧૩ ॥
કહે મંદોદરી રાયા બિભીષણ ॥ લંકાગઢ હવારે સુવર્ણના ॥ ૧૪ ॥
આઠમે નંદાધરી ગોકુળ બાળા ॥ કૃષ્ણજી નામ ભણાવ્યા ॥ ૧૫ ॥
કંસાસુર ચાંડાળ સંધારીયા ॥ કાલીયા નાગ નાથીને લાવ્યા ॥ ૧૬ ॥

નવે બુધ્દ રૂપ ધરીયા હો સ્વામી ॥ કલમાહે નિકલંકી આવ્યા ॥ ૧૭ ॥
નારદ રખેશર સ્વામીને હંકાર્યા ॥ દુર્યોધન ઘેર પુસીને આવ્યા ॥ ૧૮ ॥
મુગટ બાંધીને દુર્યોધન ચઢીયા ॥ આવોરે ત્રિભુવની રાજા ॥ ૧૯ ॥
બાણસાધીને અર્જુન રથ ચઢીયા ॥ આવોરે દુર્યોધન રાજા ॥ ૨૦ ॥
ઢોલ દદામે ભેરી ને ફેરી ॥ ઊસી દીન દુર્યોધન આયા ॥ ૨૧ ॥
હાથે ગદા ગરહીને ભીમ ગરજે ॥ હાક મારીને દલ સારીયા ॥ ૨૨ ॥
સાંસ ઊસ્વાસને ભાગર દલ ચાલે ॥ કૌરવ વંશ ગમાયા ॥ ૨૩ ॥
કાંપે ધરની મેરૂ જો ડોલે ॥ ધવલા શિરી ભાર થંભાયા ॥ ૨૪ ॥
હાતે ત્રિધારૂ ખડ્ગ સ્વામી જો લેસે ॥ દૈત્યને મસ્તકે બજાવે ॥ ૨૫ ॥
ચિન મહાચિન નગર લુટાવસે ॥ સમુદ્રમાહે ડુબાવસે હો ॥ ૨૬ ॥
અનંત કરોડીના ત્યાં ભરણા ભરાવસે ॥ જંબુદ્વિપ મોઝારજી ॥ ૨૭ ॥
કહેત ઈમામશાહ સુણો મોરાભાઈ ॥ સાચે સિધ્દ જો પાઈયે ॥ ૨૮ ॥

ભજન [ગીનાન]

ગુરૂનર સ્વામીસુ હેત , મારો મન ગુરૂ મળ્યાજી ॥ ૧ ॥
તારાયેહુની રાત્રરે ભાઈ , ઝંબુકા પવન ઘણાજી ॥ ૨ ॥
સાગર લહેરા લેયેકીરે ભાઈ , ઊંડા દેખ ડરીયાજી ॥ ૩ ॥
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરકીરે ભાઈ , તુહી તુહી જપોજી ॥ ૪ ॥
તુજ વીના અવરનહી કોઈ , બેલી કવન ચઢીયાજી ॥ ૫ ॥
મુગત બનીજે કેમકેમ કરી , હમે ગાઢ ઊનાજી ॥ ૬ ॥
જેહુના સુકરીત સાથેરે ભાઈ , સાથી મારા પાર લહિયાજી ॥ ૭ ॥
ધનધન જેહુના પરિવાર ભાઈ , ખેલનહારા ખેલી ગયાજી ॥ ૮ ॥
પહેલા પ્રહરની રાત્રરે ભાઈ , જાગતા કવન જાગ્યાજી ॥ ૯ ॥
જાગ્યા કુંવર પ્રલ્હાદરે ભાઈ , જાગતા સોહી હુવાજી ॥ ૧૦ ॥
પાચ કરોડી દેવ સાથેરે ભાઈ , અમરાપુરી સોહી લહિયાજી ॥ ૧૧ ॥

દુજા પોહોરની રાત્રરે ભાઈ , જાગતા કવન જાગ્યાજી ॥ ૧૨ ॥
જાગ્યા હરિશ્ચન્દ્ર રાવરે ભાઈ, જાગતા સોહી હુવાજી ॥ ૧૩ ॥
સાત કરોડી દેવ સાથેરે ભાઈ, અમરાપુરી સોહી લહિયાજી ॥ ૧૪ ॥
ત્રીજા પોહોરની રાત્રરે ભાઈ, જાગતા કવન જાગ્યાજી ॥ ૧૫ ॥
જાગ્યા પંડુસુત રાવરે ભાઈ, જાગતા સોહી હુવાજી ॥ ૧૬ ॥
નવ કરોડી દેવ સાથેરે ભાઈ, અમરાપુરી સોહી લહિયાજી ॥ ૧૭ ॥
ચોથા પોહોરની રાત્રરે ભાઈ, જાગતા કવન જાગીયાજી ॥ ૧૮ ॥
જાગ્યા ગુરૂ શહાદેવ રે ભાઈ, જાગતા સોહી હુવાજી ॥ ૧૯ ॥
બારા કરોડી દેવ સાથેરે ભાઈ, અમરાપુરી સોહી લહિયાજી ॥ ૨૦ ॥
પાચ સાત નવ બારારે ભાઈ, તેત્રીસ કરોડી દેવ અમર હુવાજી ॥ ૨૧ ॥
આજ કલંમ વેલારે માહે ભાઈ, જાગતા કવન જાગીયાજી ॥ ૨૨ ॥
જાગસે કમળા કુંવર રાવરે ભાઈ, જાગતા સોહી હુવાજી ॥ ૨૩ ॥
અનંત કરોડી દેવ સાથેરે ભાઈ, અમરાપુરી સોહી જાસેજી ॥ ૨૪ ॥
ભાઈડા એવા આવ્યા છે ખેમ, કમાઈ ફળ લોડીને લીજોજી ॥ ૨૫ ॥
એમ બોલ્યા સતગુરૂ સહદેવ, આવી મલ્યા નર હરીજી ॥ ૨૬ ॥

ભજન [ગીનાન]

જય જય નારાયણ બ્રહ્મ પરાયણ ॥ શ્રીપતિ કમલાકંતંગ હો ॥ ધ્રૂ ॥
નામ અનુપમ કહાલગી વરણું ॥ શેષ ન પાવે અંતંગ હો ॥
સન સનકાદિ બ્રહ્મ અનાદિ ॥ નારાયણ ધ્યાન ધરતંગ હો ॥ ૧ ॥
મછ કછ વરાહ નરસિંહ ॥ વામન ધ્યાન ધરતંગ હો ॥
પરશરામ અવર રામચન્દ્ર હૈ ॥ કોટિક લીલા કરતંગ હો ॥ ૨ ॥
ખેલત ગેંદ ગીરી જમુનામે ॥ તા પર કુંદ કરતંગ હો ॥
પેસી પાતાલ કાલીયા નાગ નાથીયો ॥ ફનપર નૃત્ય કરતંગ હો ॥ ૩ ॥

શ્રી કૃષ્ણ હોકર અસુર સંધારે ॥ કંસકે કેસ ગૃહતંગ હો ॥
જગન્નાથ જુગમા ચેતામણી ॥ બૈઠા રહ્યા એક ચિત્તંગ હો ॥ ૪ ॥
કલજુગમા નિકલંકી હોકર ॥ સતશીલ ગુણવંતંગ હો ॥
કહેત ઈમામશાહ સુણો મોરાભાઈ ॥ સુરસ નામ ભગવંતંગ હો ॥ ૫ ॥

ભજન [ગીનાન]

જાગોરે જીવડા હો જાગો ॥ ધ્રુ ॥

ઊતપત રંચના પહેલે રંચી ॥ જડીયા ત્રીભુવન સ્વામી હો ॥
સાતયે સાગર સ્વામી પેદા કિધા ॥ મેરસુ જડીયા એ થંભ હો ॥ ૧ ॥
જાગોરે જીવડા હો જાગોજી ॥ જપો મારા સ્વામીજીનું નામ હો ॥
પાપ શરીરનું ઝડી પડે ॥ હોયે અમરાપુર માહે ઠામ હો ॥ ૨ ॥
ધરત્રી જડંતા પાચ જુગ ગયા ॥ ગયા નિલ ધુંધુકાર હો ॥
ચાર ખાણ હો સ્વામીયે પેદા કિધી ॥ તેહુને કરતા ન લાગે વાર હો ॥ ૩ ॥
પહેલે સ્વેદજ ખાણ જીવ ઘાલીયો ॥ ચાર લક્ષ સરજીયો મેઘ હો ॥
ચાંદ સુરજ સ્વામીજીને નુરે ધરા ॥ નવલક્ષ તારાનુ તેજ હો ॥ ૪ ॥
બીજે ઈંડજ ખાણ જીવ ઘાલીયો ॥ દ્રુગરભ વાસ હો ॥
નવ કુળ નાગ ભાત જીવના લગો ॥ ચલાવીયો હેળા ભાર હો ॥ ૫ ॥
ત્રીજે જારજ ખાણ જીવ ઘાલીયો ॥ રાખીયો વસમલ ઠામ હો ॥
મોલ મંત્રની મોઢે નદી વહે ॥ જીવડો નથી પામો સાસ હો ॥ ૬ ॥
ચોથે ઊદ્‌ભીજ ખાણ જીવ ઘાલીયો ॥ નથી જપા સ્વામીનુંનામ હો ॥
ઊંધે મસ્તક જીવ રોપીયો ॥ ઊપર જામીયે હીમ હો ॥ ૭ ॥
કલપમાહે કરોડી જીવને તારીયા ॥ તેણે લાધા છે એ નામ હો ॥
લખચૌર્યાયશીના ફેરા જેણે છોડ્યા ॥ તેની કાયા અવિચલ અભંગ હો ॥ ૮ ॥
અમરાપુરી પહેલે પેદા કિધી ॥ પીછે નિપાયા દેવ હો ॥
શંખાસુર સ્વામીયે મારીયો ॥ ગુરૂ બ્રહ્માના વાળયા છે વેદ હો ॥ ૯ ॥

ક્રતા જુગ પહેલા હોઈ સરો ॥ મુખી હુવા પ્રલ્હાદ હો ॥
દૈત્યને દાવો માંડીયો ॥ સ્વામી મારે દિધી છે વાચે હો ॥ ૧૦ ॥
કરોડી પાચસુ પ્રલ્હાદ તારીયા ॥ તેને આલ્યા અવિંચલ રાજ હો ॥
લક્ષચૌર્યાયશી ફેરા જીન છોડવા ॥ તેની કાયા અવિંચલ અભંગ હો ॥ ૧૧ ॥
ત્રેતા જુગમાહે શ્રીરામ અવતર્યા ॥ સાગર બાંધી છે પાલ હો ॥
લંકાનો રાવણ મારીયો ॥ વાલી છે સીતાયે નાર હો ॥ ૧૨ ॥
કરોડી સાતસુ હરિશ્ચન્દ્ર તાર્યા ॥ તેણે આલ્યા અવિંચલ રાજ હો ॥
લખ ચૌર્યાયશી ફેરા જીન છોડવા ॥ તેની કાયા અવિંચલ અભંગ હો ॥ ૧૩ ॥
દ્વાપાર જુગમાહે કાન્હમ અવતર્યા ॥ જેણે ગોકુળ ચારી છે ગાયે હો ॥
પાચે પાંડવ હરીને તારીયા ॥ મારીયો દુર્યોધન રાયે હો ॥ ૧૪ ॥
કરોડી નવસુ યુધિષ્ઠિર તારીયા ॥ તેહુને આલ્યા અવિંચલ રાજ હો ॥
લખ ચૌર્યાયશી ફેરા જીને છોડવા ॥ તેની કાયા અવિંચલ અભંગ હો ॥ ૧૫ ॥
કલજુગમાહે શ્રી નિકલંકી અવતરસે ॥ રખેશરને દેસે અવિંચલ રાજ હો ॥
ભક્ત કમલાકુંવરને થાપીયા ॥ જેમલીના સીધા કાજ હો ॥ ૧૬ ॥

કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥
જાગો જોવોને કરો વિચાર હો ॥
અનંત કરોડીમા આવી મલો ॥
તો સાચી તમારી કમાઈ હો ॥ ૧૭ ॥

ૐ



મુળબંધ ખંડ ૬

# શ્રી સતપંથ તત્ત્વ દર્શન .

## જ્ઞાન વિભાગ

## મુનિવરને ચેતાવણી .

### પ્રથમ [redacted] સ્તબક

ચેતો મુનિવર ભાઈ ગુરૂ કહે —

ભાઈ પરતક અથર્વવેદી ગુરૂનરને સેવીયે ॥
અને સેવતા મનમા ખોટ ના આણેરે ॥
જો દ્દઢ વિશ્વાસે કરીને સેવીયે ॥
તો મુનિવર અમર થાયે પ્રાણરે ॥ ૧ ॥
ભાઈ તે અમરાપુર તો પામીયે ॥
અને જો સેવીયે તપસી સતગુરૂ નુરરે ॥
એક મન ચિત્તે સેવો ગુરૂ નરને ॥
ભાઈ તેના પ્રાછત થાયે દુરરે ॥ ૨ ॥
આજ કલજુગમાહે સાચા સતગુરૂને જાણજો ॥
અને જે ગુરૂ ઈમામશાહ કેવાયરે ॥
તે ગુરૂને દો કરીને જાણે બાવલે ॥
ભાઈ તો નિશ્ચયે નરકમા જાયરે ॥ 3 ॥

૧૨૩૦

ॐ

ભાઈ આ નરકથી તો જીવડા છુટીયે ॥
અને જો ગુરૂ સતગુરૂ બ્રહ્માના સેવીયે પાયરે ॥
આજ ગુરૂનર ગતની સેવા કીજીયે ॥
ભાઈ તો સહી અમરાપુર જાયરે ॥ ૪ ॥
ભાઈ આજ કલજુગની ગતગંગા કરી જાણજો ॥
અને જેના ગુપત વપર ભાયેરે ॥
તેમા જાઈને શુદ્દ સ્નાન કીજીયે ॥
તો આજ તેના પ્રાછત જાયેરે ॥ ૫ ॥
ભાઈ તમે સર્વે મુનિવરો એક ચિત્તે સાંભલો ॥
અને કલજુગમા જાણો મોક્ષ મુગતના ઠામરે ॥
એવા ગુરૂ ઈમામશાહાયે જ્ઞાન ભાકિયા ॥
તે એ મુનિવર ચેતાવણી નામરે ॥ ૬ ॥
ભાઈ આજ ગુરૂનરને સેવીયે સાચસુ ॥
અને તો આપણો સ્વામી છે હજુરરે ॥
જે કોઈ મુનિવર ચેતાવણી ચિત્તદઈ સાંભલસે ॥
ભાઈ તેના પ્રાછત થાયે દુરરે ॥ ૭ ॥
ભાઈ આજ મુનિવર મુનિવર સઊ કોઈ કહે ॥
અને મુનિવરના ભેદ ના જાણે કોયરે ॥
જેણે આ સતગુરૂ બ્રહ્માજી પુરા સેવીયા ॥
તો આજ કલજુગમા મુનિવર સોયરે ॥ ૮ ॥
ભાઈ આજ મુનિવર તે જીવતા મરતક હોઈ રહે ॥
અને અપની દાનત રાખીયે ઠામરે ॥
ગુરૂ ગતમા જઈ નીતનીત હાલ ગુજારે સાચસુ ॥
તો આજ મુનિવર તેનુ નામરે ॥ ૯ ॥

ભાઈ એ કાયા કાચી કાલે વહી જાસે ॥
અને જેમ નદીયે વહે છે નીરરે ॥
પણ જેઊં સપના તરનું પેખનું ॥
તેવો જાણો આ સંસારરે ॥ ૧૦ ॥
ભાઈ જેઊં સપના તરનું પેખનું ॥
અને તેવો જાણો આ સંસારરે ॥
તમે કાઈ સુકરીત કીજે બાવલે ॥
ભાઈ મુનિવર તજો એ અહંકારરે ॥ ૧૧ ॥
ભાઈ આ ગેયે અહંકારે રાવણ મારીયો ॥
અને કૌરવ રાજા દુર્યોધનરે ॥
વળી કંસ છેદ્યો શ્રી કૃષ્ણજીને ॥
તો ગર્વ ના કીજે મન માહેરે ॥ ૧૨ ॥
ભાઈ ગર્વ તો રાજા પાંડવે ગાલીયા ॥
અને સતપંથ સેવા પુરે મનરે ॥
તેણે રાજ પાટ સર્વે મેલીયા ॥
તે વન ચાલીયા સતગુરૂને વચનરે ॥ ૧૩ ॥
ભાઈ એ સતગુરૂના વેદ વચન સતકરી જાણજો ॥
સતગુરૂ સાથે અવિચલ રાખો ધ્યાનરે ॥
જેણે મોહ માયા કિધી કારમી ॥
તેણે તજી સતગુરૂના વચનેરે ॥ ૧૪ ॥
ભાઈ મુનિવરો જબલગી તનમાહે પ્રાણ છે ॥
તબલગી માયાનો જાણજો સુખરે ॥
પણ કાયા કાચી કાલે વહી જાસે ॥
તારે પ્રાણીયો પામસે બહુ દુઃખરે ॥ ૧૫ ॥

૧૨૩૨

ભાઈ આપણા પ્રાણને દુઃખ ના દિજીયે ॥
અને માયા છે ઝુટી સદાયે કાલરે ॥
સર્વે જગને ધંદો બાહે કરે ॥
ભાઈ તે આપે રહિસે ટાલરે ॥ ૧૬ ॥
ભાઈ તેણે આગલ દિઠું ચાંદરણુ ॥
તે પછે પડિયો ઘોર અંધારરે ॥
મુનિવર એ માયા નાદ ઘટવાલ છે ॥
અને દનિયા ગફલતે વેધી જાયેરે ॥ ૧૭ ॥
ભાઈ જેમ મૃગ વેધો માયા નાદનો ॥
તેમ ગફલત દનિયા કુડકપટે વેધીજાયેરે ॥
જ્યારે તેણે બાણ જો લાગુ જમનુ ॥
ભાઈ તારે ખેણુમાં છુટા પ્રાણરે ॥ ૧૮ ॥
ભાઈ મુનિવર તેમ માયા નાદ ઘટવાલ છે ॥
અને ગફલત દનિયા વેધી જાયેરે ॥
ભાઈ તેણે બાણ જો લાગુ જમનુ ॥
તારે પ્રાણી લખ ચૌર્યાયશી ફેરાખાયેરે ॥ ૧૯ ॥
ભાઈ એ માયા રસમા જેકોઈ રાચીયા ॥
અને તીસથી મુરખનં જાણે કોઈરે ॥
એ દનચાર માયા છે મિઠડી ॥
તે અંતઃકાલે કડવી વખિ હોયરે ॥ ૨૦ ॥
ભાઈ જે કોઈ હરી રસ સુનીને રાચીયા ॥
તેણે પ્રમાણ્યા સતગુરૂની પુરી સીખરે ॥
જે સદાયે કાલ છે મિઠડી ॥
તેના કધીના હોવે કડવા વીખરે ॥ ૨૧ ॥

ૐ

ભાઈ સર્વે દનિયા માયા રસમા રાચી છે ॥
અને મોક્ષ મુગતીના ઠામ ન જાણે કોયરે ॥
પણ સાચા મુનિવર સો આપણા ॥
તીને સુખ દુઃખ નાખ્યા ખોયરે ॥ ૨૨ ॥
ભાઈ તે સુખ દુઃખ દિલથી ધોઈયે ॥
અને દનિયા છે દન ચારનો રંગરે ॥
પણ સતગુરૂયે જીન્હે રંગ દિયા ॥
ભાઈ તે કદી ના હોવે કુરંગરે ॥ ૨૩ ॥
ભાઈ તમે કરસન કરો હરીના નામની ॥
અને કાયા ખેતી ખેડો સઊ કોયરે ॥
ભાઈ હલ જો હાકો ઈમાન સુ ॥
તો સઊ ક્ષેમ ચોખેરા હોયરે ॥ ૨૪ ॥
ભાઈ તમે હૃદયાનુ હલ હાકજો ॥
અને જબા ચઊડી બેસાડરે ॥
સદક ઈમાનના બે બલ દિયા ॥
એમ કરી તારા દલની કાસલ કાઢરે ॥ ૨૫ ॥
ભાઈ તમે પુણ્યનો પુરાનો હાતે ધરો ॥
તેમા ગીનાનની બેસાડો આરરે ॥
તમે સામે ચાસે હલ હાકજો ॥
તો ક્ષણ એકના લાસો વારરે ॥ ૨૬ ॥
ભાઈ તમે કાલના કુટા કાઢી નાખજો ॥
અને કાયા ખેતીમા કાલના રાખો કોયરે ॥
જેમ જેમ હલ હાકો ઈમાન સુ ॥
તેમ તેમ ક્ષેમ ચોખા થાયેરે ॥ ૨૭ ॥

ૐ

ભાઈ એ ક્ષેત્રમાહે દસોંદ બીજ વાવજો ॥
અને વાવતા આલસ ન કરસો કોયરે ॥
જો સતગુરૂ મુખે વાવે સાચસુ ॥
તો નિપજ સહસ્ત્ર ઘણા કણ હોયરે ॥ ૨૮ ॥
ભાઈ મુનિવરો ક્ષેત્ર ટોઈયે આપણુ ॥
અને મનનો માલો ઘાલી બાયેરે ॥
સર્વે લોક કુટમ ઝાર મલી ॥
ભાઈ ત્યારે ક્ષેત્ર કરડી ખાયેરે ॥ ૨૯ ॥
ભાઈ જબ લગી હરીયા ખેત છે ॥
અને તબ લગી ક્ષેત્ર ટોયરે ॥
જ્યારે પાકા કરસન આવસે ॥
તારે ખેતીમા નહી રહે કોયરે ॥ ૩૦ ॥
ભાઈ જે પાપી પંખી છે ઊતાવલા ॥
અને ક્ષેત્ર ઊપર ઝપલી જાયેરે ॥
જ્યારે રખવાલો ગાફલ હોઈ રહે ॥
તારે ક્ષેત્ર તો કરડી ખાયેરે ॥ ૩૧ ॥
ભાઈ તમે મનને માલે ચઢી કરી ॥
અને ક્ષેત્રજ ટોજે જાણરે ॥
ભાઈ આવતા પંખીને જાળવો ॥
તમારા ક્ષેત્ર ના દેસો ખાણરે ॥ ૩૨ ॥
ભાઈ મુનિવરો ક્ષેત્ર તો પાક્યુ આપણુ ॥
અને સર્વે લની કીજે એક ઠામરે ॥
જ્યારે સહસ્ત્ર ઘણેરા કણ નિપજે ॥
ત્યારે સઊ ઊડ જાયેગી ઝારરે ॥ ૩૩ ॥

ભાઈ એવા કરસન કીજીયે હરીના નામની ॥
અને ગુરૂ નરસુ મન લાયેરે ॥
જ્યારે સહસ્ત્ર ફણ ઘણેરા હોઈ નિપજે ॥
ભાઈ એકોત્તરસો પીઢીયા બેઠા ખાયેરે ॥ ૩૪ ॥
ભાઈ કલજુગમાહે મુનિવર એસા લોડીયે ॥
અને જે માયામા ફરે ઊદાસરે ॥
ભાઈ તેહેના તન દેખાવે જગમાહા ॥
પણ મન ગુરૂ નરને પાસરે ॥ ૩૫ ॥
ભાઈ જે સતગુરૂને ચરણે ચિત્ત બાંધસે ॥
તે નહી અવતરે દુજી વારરે ॥
પણ આખર એ કાયા છે કારમી ॥
ભાઈ તે ગલીને થાસે ઝારરે ॥ ૩૬ ॥
ભાઈ કાયા કુંપલ લીલી દેખી ફરે ॥
અને તુ મત જાયે ભુલરે ॥
પણ આખર કાયા કારમી ॥
ભાઈ જેસે કરમાઈ જાયે ફુલરે ॥ ૩૭ ॥
ભાઈ જબલગી કાયા કુંપલ લહેરા લેયે છે ॥
તબલગી સુજે ધરમના ઠામરે ॥
જ્યારે પાના ઝડીને ભોયે પડે ॥
ત્યારે કછુ ના આવે કામરે ॥ ૩૮ ॥
ભાઈ પાના હરીયા તબ રહે ॥
જો સતગુરૂ બ્રહ્મા ભેટ્યા હોયરે ॥
તે કધી પાન ઝડે ભોયે ના પડે ॥
ભાઈ અમર હોવે છે સોયરે ॥ ૩૯ ॥

ૐ

ભાઈ અમર હોવાનું સઊ કોઈ કહે ॥
અને તેમા કોઈ ના જાણે ભેવરે ॥
જો સતગુરૂ બ્રહ્માજીની પાવલ પીજીયે ॥
તો અમર થાયે છે દેહીરે ॥ ૪૦ ॥
ભાઈ આજ કલજુગમા બહુ પંથને પંથડીયા ॥
અને તેમા બહુ સાધને સિધ્ધરે ॥
ભાઈ તે દન ચારના ગુરૂ છે ॥
પણ તે આખર પડસે રદ રે ॥ ૪૧ ॥
ભાઈ હવે આગલ પાચમો વેદને જુગ નહી ॥
અને આ કલજુગ છે પોતી સંધરે ॥
સતગુરૂ કહે પોકાર કરી ॥
પણ મુરખ ના ચેતે અંધરે ॥ ૪૨ ॥
ભાઈ તમે ચેતનહારા હોયે તો ચેતજો ॥
અને આજ મુગતી છે જાણરે ॥
જ્યારે આગલ કઠણ વેલા આવસે ॥
તાહા લેખા પુછસે સ્વામી નિરવાણરે ॥ ૪૩ ॥
ભાઈ મુનિવરો જ્યારે લેખુ લેસે સ્વામીજી ॥
અને કર્મના કાગલ લેસે હાથરે ॥
જે દાન દસોંદ સુકરીતે પુરા હસે ॥
તે મલસે સ્વામીજીને સાથરે ॥ ૪૪ ॥
ભાઈ સકલ દનિયા દાવો કરે ॥
મોક્ષ મુગત અથર્વ વેદના ન જાણે ઠામરે ॥
ભાઈ શિશ જાયે તો જાને દેયે ॥
તમે મત છોડો ગુરૂ નરનું નામરે ॥ ૪૫ ॥

ભાઈ તમે સતપંથ ધાયે સાચસુ ॥
અને હરી ઊપર રાખો ઈમાન રે ॥
જો ટુક ટુક હોઈને કાયા ગલી પડે ॥
ભાઈ તબ લગી જપીયે હરીનુ નામરે ॥ ૪૬ ॥
ભાઈ શુર વીરા તમે ક્ષેમ ના છોડીયે ॥
અને રણ કાયેર ફિરાવે પીઠરે ॥
જે પાચે હથીયારે પુરા હસે ॥
ભાઈ સોયે લઢે સનમુખરે ॥ ૪૭ ॥
ભાઈ શુર વીરા તે સનમુખ લઢે ॥
તેની સાક્ષ પુરે સઊ લોકરે ॥
પણ તે માહેથી કાયેર કપટી ભાગીયા ॥
તેણે કોયે ન જાણે લોકરે ॥ ૪૮ ॥
ભાઈ આજ કલજુગની વેલા છે દોહેલી ॥
અને તેમા સર્વે લોક છે અચેતરે ॥
જેણો પૂર્વ જન્મનો સંચો નહી ॥
તે કેમ રાખે હરી ઊપર હેતરે ॥ ૪૯ ॥
ભાઈ જેણે હરી ઊપર હેત રાખીયા ॥
તે ફરી નહી અવતરે સંસારરે ॥
પણ દનિયા રંગ છે કુસુંબના ॥
તેણે જાતા નહી લાગે વારરે ॥ ૫૦ ॥
ભાઈ તે કુસુંબા રંગ છે દનિયા ॥
તે હરી ઊપર ના રાખે હેતરે ॥
તે દનિયા દન ચારનો રંગ છે ॥
પણતે આખર શ્વેત ના શ્વેતરે ॥ ૫૧ ॥



ભાઈ ખોટા રંગ તે રંગાવે દનિયા ॥
અને પેહેરે વીરાના ભેખરે ॥
પણ સતગુરૂનો રંગ ચોલ મંજીષ્ઠ છે ॥
તે કદી ના હોવે શ્વેતરે ॥ ૫૨ ॥
ભાઈ તમે રંગ રંગાવો ગુરૂ નરસુ ॥
અને જૈસો પટોલી રંગરે ॥
તે ફાટી ટુકડા હોઈ જાસે ॥
તો કદી ના હોવે કુરંગરે ॥ ૫૩ ॥
ભાઈ અવર રંગ છે સર્વે કારમો ॥
તો કુડ કપટે મત રાચરે ॥
જો મન થર રાખો આપણું ॥
તો સતગુરૂનો રંગ છે સાચરે ॥ ૫૪ ॥
ભાઈ જીસે સતગુરૂએ રંગ દિયા ॥
તેણે હરી ઊપર રાખા હેતરે ॥
પણ ગાફલ કાલી કામલી ॥
તે કદી ના હોવે શ્વેતરે ॥ ૫૫ ॥
ભાઈ જો કાલી કામલી ધોઈયે ॥
અને છે મન સાબુ બોલાયેરે ॥
પણ મુરખને છ માસ લગી સમજાઈયે ॥
તોયે ના મુકે અસત ભાવરે ॥ ૫૬ ॥
ભાઈ તે મુરખ સ્વભાવ નહી છોડસે ॥
તે ગફલત રહે અચેતરે ॥
તેનો પૂર્વ જનમનો સંચો નહી ॥
તે કેમ રાખે હરી ઊપર હેતરે ॥ ૫૭ ॥

ભાઈ હરી ઊપર હેત જો રાખીયે ॥
અને માયા દેખી મતભુલો ગેમારરે ॥
ભાઈ જૈસી છાયા દો પહરની ॥
તેણે ફરતા નહી લાગે વારરે ॥ ૫૮ ॥
ભાઈ જબલગી તનમા પ્રાણ છે ॥
અને તબલગી મનખા ચેતરે ॥
જબ દન પોતાને વેલા વઈ ગઈ ॥
તબ કાહે ના રાખે હેતરે ॥ ૫૯ ॥
ભાઈ હરી ઊપર હેત રાખીયે ॥
અને દાનત રાખો ઠાયેરે ॥
જો સાચા સતગુરૂને સેવીયે ॥
તો કદી ના ફરે છાયેરે ॥ ૬૦ ॥
ભાઈ સાચા સતગુરૂ તેજ છે ॥
અને તે ગુરૂ અકલ કળા ન જાયેરે ॥
જે ગુરૂના થાનક છે જંબુદ્વિપમા ॥
તો ગુરૂ બેઠા રૂપે અલોપરે ॥ ૬૧ ॥
ભાઈ તે ગુરૂને બુઝનહારા જાણજો ॥
જે ગુરૂના વેદ શાસ્ત્રમા ઠામરે ॥
જે આજ કલજુગમા બ્રહ્માજી આવીયા ॥
તેનું ગુરૂ ઈમામશાહ છે નામરે ॥ ૬૨ ॥
ભાઈ ગુરૂયે રૂપ ફેરાવ્યુ આપણું ॥
પણ અંધા ન પુછે અગનાનરે ॥
તે પુરા ગુરૂ નર રૂપ છે ॥
ભાઈ જેસા પુનમના ચંદરે ॥ ૬૩ ॥

૧૨૪૦

ૐ

ભાઈ ચન્દ્રમા આકાશે નિરમલા ॥
પણ અંધા ન બુજે ગીનાનરે ॥
જે મુનિવરના પૂર્વના પુણ્ય ઘણા ॥
ભાઈ તેણે આણ્યુ હરીઊપર ઈમાનરે ॥ ૬૪ ॥
ભાઈ ઈમાન ઠામ રાખીયે આપણુ ॥
અને ગુરૂ નરની મનમાહે આસરે ॥
જો ઘડીયે ઘડીયે સ્વામીને સંભારીયે ॥
તો પ્રત્યક્ષ ગુરૂ નર છે પાસરે ॥ ૬૫ ॥
ભાઈ તમે ઈમાન સાચુ રાખો આપણુ ॥
અને ગુરૂ નર સાથે મન ચિત્ત લાયેરે ॥
જો દૃઢ વિશ્વાસે કરી સેવીયે ॥
તો સતગુરૂ આપે અમરાપુરીમા વાસરે ॥ ૬૬ ॥
ભાઈ અમરાપુર તો મુનિવર પામીયે ॥
અને સતગુરૂ બ્રહ્મા ભેટ્યા હોયરે ॥
જો દૃઢ વિશ્વાસે તપસી ગુરૂને સેવીયે ॥
તો સહી અમરાપુર જાયેરે ॥ ૬૭ ॥
ભાઈ અમરાપુર જાવાને સહુ મલા ॥
પણ અમરાપુર છે દોહેલી વાટરે ॥
જે દો મુખ બોલે જેઊ માંદલા ॥
તે કેઊ ઊતરે પેલો પારરે ॥ ૬૮ ॥
ભાઈ જે દો મુખ બોલે માંદલા ॥
તે બહુ થપેડા ખાયેરે ॥
દુનિયા મોહ માયામા રાચી છે ॥
તે કયુંવ ના થપેડે ખાયેરે ॥ ૬૯ ॥

ભાઈ તે ફુટયા તો ટાંગ્યા જાણજો ॥
જે દો મુખ બોલે ગમારરે ॥
જો સાચા સતગુરૂને સેવીયે ॥
તો કોઈ ના દેવે ઘાયે રે ॥ ૭૦ ॥
ભાઈ તે માંદલ બજાડતા દુર્જન થયા ॥
અને તાહા બહુ હોઈ ભાડરે ॥
જબ દનિયા લોકનો ખેલપુરો થયો ॥
તબ અંમ્રીયાલે માંદલ મુકી ટાંગરે ॥ ૭૧ ॥
ભાઈ ગર્ભવાસમાહે જીવડા ટાંગીયા ॥
અને લખ ચૌર્યાયશીનો દિધો મારરે ॥
ભાઈ કલજુગ છેલી સંધ છે ॥
તમે કાયે ન ચેતો ગેમારરે ॥ ૭૨ ॥
ભાઈ જે ફુટયા તે ટાંગ્યા જાણજો ॥
અને તેની પંચમાહે પત જાયેરે ॥
તે મારથી બીના ભાઈ પાંડવા ॥
તે સીધા હિમાંચલ માહે રે ॥ ૭૩ ॥
ભાઈ પાંડવ સરીખા તો કોયે નહી ॥
તે પાંડવે કિધા બહુના કાજરે ॥
જયારે સતગુરૂ વેદવ્યાસ ભેટીયા ॥
ત્યારે ક્ષણ એકમા છોડા રાજરે ॥ ૭૪ ॥
ભાઈ પાંડવે રાજ પાટ છોડીયા આપણુ ॥
અને સતગુરૂ ઊપર આના ઈમાનરે ॥
તેણે દનિયાના ફંદ છોડી કરી ॥
અને વનમાહે સુકા ખાદા પાનરે ॥ ૭૫ ॥

 

ૐ

ભાઈ જ્યારે પાંડવ હિમાંચલે ચાલીયા ॥
ત્યારે રાજા ધરમ માંગ્યો કૌલરે ॥
સવા પહોરનુ એક પરબ છે ॥
આપણ મળશુ અમરાપુર મહોલરે ॥ ૭૬ ॥
ભાઈ સતગુરૂના વચન પાંડવે સર ધર્યા ॥
અને ગલી ગલી પાડી પોતાની દેહરે ॥
જબલગી ભગતને કંઠે પ્રાણ આવીયા ॥
તબલગી રાખ્યા સ્વામી ઊપર સ્નેહરે ॥ ૭૭ ॥
ભાઈ પાંડવે નેહે રાખ્યો ગુરૂ નરસુ ॥
સતગુરૂ ઊપર રાખ્યો ઈમાન રે ॥
જો એ કાયા ગલીને ભોયે પડે ॥
તોયે ના છોડયું ગુરૂનરનું નામરે ॥ ૭૮ ॥
ભાઈ પાંડવે કાયા ગલાવી પાચે વિરની ॥
જબલગી તનથી નિસર્યા સાંસરે ॥
તેનો લખ ચોર્યાયશીના ફેરા છોડાવીયો ॥
તેણે સતગુરૂયે આપ્યા અમરાપુર વાસરે ॥ ૭૯ ॥
ભાઈ એવી વિનંતી કરી પાચે વીરની ॥
અને તેણે કષ્ટ સહ્યા અપારરે ॥
તેના શિર ઊપર હિમાંચલ જલ પડે ॥
ભાઈ જૈસી ખાંડા કેરી ધારરે ॥ ૮૦ ॥
ભાઈ તે સત જો કહિયે પાંડવ તના ॥
જે પામે અમરાપુર ઠામરે ॥
તેણે દેહી ગલાવી અપની ॥
ભાઈ જુગમાં રાખ્યુ નામરે ॥ ૮૧ ॥

ૐ

ભાઈ એવા સત જો કિજીયે ॥
જેમ પાંડવે ગલાવી દેહરે ॥
જેમ જેમ કસણી સર પર પડે ॥
ભાઈ તેમ તેમ વાધે નેહરે ॥ ૯૨ ॥
ભાઈ કસણી વના કોઈ સીધા નહી ॥
અને કસણી તે જુગમાહે સારરે ॥
જે સતગુરૂની કસણી સર સહે ॥
તે તો ઊતરે છે પેલો પારરે ॥ ૯૩ ॥
ભાઈ તમે કસણી કસાવો મુનિવરો ॥
અને એ કાયા છે સોના તોલરે ॥
જેમ જેમ કસણી શીર પડે ॥
ભાઈ તેમ તેમ વાધે મોલરે ॥ ૯૪ ॥
ભાઈ કસણી તો કાંચન સહે ॥
અને જેમ અગનમા પેસે બહુ વારરે ॥
તેણે ઘાયો હાથોડા સર પડે ॥
ભાઈ તેમ તેમ રૂપ ચઢે અપારરે ॥ ૯૫ ॥
ભાઈ રૂપતો કંચનને ચઢે ॥
જે કસણી સહે બહુ વારેરે ॥
જબ ટુક ટુક કરાવે દેહને ॥
તબ રૂપ ચઢે અપારરે ॥ ૯૬ ॥
ભાઈ પિતલ રંગ તો સોના તોલ છે ॥
અને તે સોના સરીખુ દેખાયરે ॥
એક પલક અગનમા બાઈયે ॥
તો એણુ માહે કાલુ થાયેરે ॥ ૯૭ ॥


ૐ

ભાઈ દુનિયા તો પિતલ રંગ છે ॥
તેણે સતની કસણી સહી ન જાયેરે ॥
તેણે પાપ દલ ભીતર રહે ॥
તસથી દનિયા ફેરા ખાયેરે ॥ ૮૮ ॥
ભાઈ લખચૌર્યાયશી ફેરા ખાવે દનિયા ॥
કસણી તેનાથી સહી નવ જાયેરે ॥
મારા મુનિવર સોના તોલ છે ॥
ભાઈ તે કદી ના ફેરા ખાયેરે ॥ ૮૯ ॥
ભાઈ લખચૌર્યાયશી ફેરા ખાવે દનિયા ॥
તે પુજે પરતક ગુરૂના પાયરે ॥
પણ જેણે સતગુરૂ બ્રહ્માજી ભેટીયા ॥
ભાઈ તે કદી ના ફેરા ખાયરે ॥ ૯૦ ॥
ભાઈ જે ફેરા ખાવે દનિયા ॥
તે પરતક ગુરૂને ધાયેરે ॥
જેણે સતગુરૂ બ્રહ્મા ભેટા નહી ॥
તે લખ ચૌર્યાયશી ફેરા ખાયેરે ॥ ૯૧ ॥
ભાઈ ખટ દરશનના ગુરૂ તો સર્વે અંધા છે ॥
તે ફરી ફરી લેયે અવતારરે ॥
જીસે આપણી પીટ સુજે નહી ॥
ભાઈ તે કેમ કરી ઊતરે પારરે ॥ ૯૨ ॥
ભાઈ ખટ દરશનના ગુરૂ તો આપઠુટા છે ॥
તેમા કોઈ અમર ના થાયેરે ॥
ભાઈ તે જીવ અવરાને કેમ તારસે ॥
જે ગુરૂ જગમા ટુકડા માંગી ખાયેરે ॥ ૯૩ ॥

ૐ

ભાઈ છ દરશનની વેલા તો વઈ ગઈ ॥
અને તે આજ કલજુગમા હુવા નખેદરે ॥
જે અવતાર પાત્રને જાણે નહી ॥
ભાઈ તે વાચે ટાલા વેદરે ॥ ૯૪ ॥
ભાઈ ટાલા વેદ વાચે દનિયા ॥
અને સઊ જગને ભુલાવી ખાયેરે ॥
જે સતગુરૂ બ્રહ્માના દરશન જાણે નહી ॥
તે પુજે પરતક ગુરૂના પાયેરે ॥ ૯૫ ॥
ભાઈ છ દરશન ઠામ હરીના જાણે નહી ॥
અને ઠાલે તીરથે લઈ જાયેરે ॥
ઠાલા ઘરમા જે લોક ફેરા ફરે ॥
ભાઈ તે કોણે પુછે વાતરે ॥ ૯૬ ॥
ભાઈ અડસઠ તીરથનો મહિમા ત્રણ જુગે વઈ ગયો ॥
આજ દનિયા ઠાલે તીર્થે જાયરે ॥
જે ગફલત દનિયા બાવલી ॥
તે ફુકટ ફેરા ખાયેરે ॥ ૯૭ ॥
ભાઈ છ દરશનના ગુરૂ ઝુટા આપ છે ॥
તે સબ દુનિયા ભુલાવી ખાયેરે ॥
તે ગુરૂ અવરાને કેમ તારસે ॥
જે ગુરૂ જગમા ટુકા માંગી ખાયરે ॥ ૯૮ ॥
ભાઈ જે ફુકટ ફેરા ખાવે દનિયા ॥
અને ઠાલા તે જપે જાપરે ॥
તે દુવારે જઈને પુકાર કરે ॥
ભાઈ તાહા કોને પુછે રાહરે ॥ ૯૯ ॥

૧૨૮૬

ભાઈ તે ઘરના ધણી તે ઘરે નહી ॥
અને ગફલત દનિયા ફેરા ખાયેરે ॥
જે ડાલા ઘરના પરોણલા ॥
ભાઈ તે જેમ આવે તેમ જાયેરે ॥ ૧૦૦ ॥
ભાઈ પત્થર પુજે છે દનિયા ॥
અને તે ઊપર ઈમાન રાખે અબુજરે ॥
પણ એ પત્થર કોને સરજીયા ॥
ભાઈ તેણી ન જાણે સુઝરે ॥ ૧૦૧ ॥
ભાઈ પત્થરને માને દનિયા બહુત કરે ॥
અને જોરે જપે હરીનું નામરે ॥
તે પત્થર બીચારા શું કરે ॥
તેના પુજનહારા નહી ઠામરે ॥ ૧૦૨ ॥
ભાઈ પત્થરને પુજે છે દનિયા ॥
તેના કોયે ના જાણે ભેવરે ॥
તે લોડી અમરાપુરીમા પત્થર હોઈને અવતરે ॥
ભાઈ એસા બોલે છે અથર્વ વેદરે ॥ ૧૦૩ ॥
ભાઈ વેદ શાસ્ત્ર માહે એમ કહ્યું ॥
અને જેવા બીજ વાવો સારરે ॥
પણ જેવા કરસન વાવીયે ॥
તેવા ફલ આવે હાથરે ॥ ૧૦૪ ॥
ભાઈ પાણી પત્થર પુંજે દનિયા ॥
અને પશુ પિંપલો પુજવા જાયરે ॥
ભાઈ જૈસા બીજ વાવીયે ॥
તૈસા ફલ પામીયે નિરવાણરે ॥ ૧૦૫ ॥

ભાઈ જેણે વિષ ચઢે દેહીને ॥
તેણે લેહેરે ચઢે અપારરે ॥
તેણે પાન મુલી ચવરાવીયે ॥
તીસથી ઝેર પાપ ન જાયેરે ॥ ૧૦૬ ॥
ભાઈ એસા ઓષધ કરે છે દનિયા ॥
તે છ દરશનના ગુરૂને ધાયેરે ॥
ભાઈ પાનીપથરા પુંજુયે ॥
પણ તસથી ઝેર પાપ ન જાયેરે ॥ ૧૦૭ ॥
ભાઈ એ પાપ વીખ કરીને જાણજો ॥
તે સંસારને ડસી કરી જાયેરે ॥
તેની લહેરા તો બહુ ચઢે ॥
તસથી દનિયા લખ ચૌર્યાયશી ઘાટે ઘાયેરે ॥ ૧૦૮ ॥
ભાઈ આજ છ દરશનના ગુરૂ જુઠા કરી જાણજો ॥
તેથી નહી ઊતરે વીંછીને સાપરે ॥
પણ આજ જંબુદ્વિપે બેઠા સતગુરૂ બ્રહ્મા ॥
ભાઈ તે ઊતારે ઝેરને પાપરે ॥ ૧૦૯ ॥
ભાઈ તે સતગુરૂ બ્રહ્મા પાપ ઊતારસે ॥
જો તેની કરીયા ઓષધ ખાયેરે ॥
અને જો સતગુરૂની પાવલ પીજીયે ॥
તો પાપ જડ મુલથી જાયેરે ॥ ૧૧૦ ॥
ભાઈ આજ કલિયુગમા સતગુરૂ બ્રહ્મા પાપ ઊતારસે ॥
અને ખરી દસોંદ સતગુરૂને દેવે જેહરે ॥
જે શ્રી નિકલંકી નારાયણનો જાપ કરે ॥
ભાઈ ડસણી ડસાવે દેહરે ॥ ૧૧૧ ॥

ૐ

ભાઈ જે કોઈ પવિત્ર કરાવે આપણા દેહીને ॥
તે સતગુરૂની કરીયા ઓષધ ખાયેરે ॥
જો હેત લાવો ગુરૂ નરસુ ॥
તો પાપ જડ મુલથી જાયે રે ॥ ૧૧૨ ॥
ભાઈ પાપ ગયા તે કેમ જાણીયે ॥
અને તુ રદાની કાસલ ગમાયેરે ॥
જો દનિયા ભેદન લાવે મનમાહા ॥
તો ગુરૂનર સેવતા પાપ ન જાયેરે ॥ ૧૧૩ ॥
ભાઈ જહાલગી ગફલત દિલમા રહે ॥
અને તાહાલગી ના સુજે ધરમ રે ॥
જ્યારે સાચા સતગુરૂને સેવીયે ॥
ભાઈ ત્યારે સુજે સતનો મરમરે ॥ ૧૧૪ ॥
ભાઈ જ્યારે બુધ આવી દલમાહા ॥
ત્યારે મુનિવરની થઈ સાચી પેરરે ॥
જ્યારે ભાંગી શંકા મન તણી ॥
ભાઈ તારે પાપ ઊતરા જેહેરરે ॥ ૧૧૫ ॥
ભાઈ મુનિવરો પાપ ઝેર જ્યારે ઊતરે ॥
તારે સતગુરૂ ઊપર રાખો દયાનરે ॥
જ્યારે લખ ચૌર્યાયશી ફેરા છુડાવીયો ॥
તારે સતગુરૂ આલો અતિ માનરે ॥ ૧૧૬ ॥
ભાઈ આજ અડસઠ તીરથના ઘર ઠાલા પડા ॥
તે છ દરશનના ગુરૂના પુજે પાયરે ॥
જે વીતા ઓખધ ખવરાવીયે ॥
પણ તસથી ઝેર પાપ ન જાયરે ॥ ૧૧૭ ॥

ૐ

ભાઈ કલજુગમા અડસઠ તીરથના ઘર કાલા છે ॥
તેણે પુજે પાપ નહી જાયેરે ॥
પણ છ દરશનના ગુરૂ આંધલા ॥
તેમા કોઈ અમર ના થાયે રે ॥ ૧૧૮ ॥
ભાઈ છ દરશનના ગુરૂ ઝુટા આપ છે ॥
અને તે સંસારને ભુલાવી ખાયેરે ॥
જે ગુરૂ વીતા વેદ વાચે ॥
તેણે ઝુટી દનિયા લાગે પાયેરે ॥ ૧૧૯ ॥
ભાઈ ઝુટા ગુરૂને દનિયા માને બોત કરે ॥
આજ સાચાને ન માને કોયરે ॥
પણ જે દિન સ્વામી રાજા આવસે ॥
તે દિન સાચા ઝુટાના નિવેડા થાયરે ॥ ૧૨૦ ॥
ભાઈ આજ કલિયુગમા બ્રાહ્મણ કહે અમે ઊત્તમ છું ॥
અને ઊત્તમ આચારે કરીયા આજરે ॥
ઊત્તમ આચારે કોઈ સીધા નહી ॥
પણ ઊત્તમ કરણીયે સીધે કાજરે ॥ ૧૨૧ ॥
ભાઈ કલિયુગમાહે બ્રાહ્મણ કહે અમે બ્રહ્મ છું ॥
અને દનિયાને દહું છું સીખરે ॥
પણ જે બ્રાહ્મણ ઝુટા આપ છે ॥
તે ઘેર ઘેર માગે છે ભીકરે ॥ ૧૨૨ ॥
ભાઈ બ્રાહ્મણ બ્રહ્મ ક્રિયા જાણે નહી ॥
અને બાહેર કરે છે છોતરે ॥
તે ટિલા કરે નિરમલા ॥
ભાઈ કુકટ ધોવે ધોતરે ॥ ૧૨૩ ॥

ૐ

ભાઈ બ્રાહ્મણ ધોવે ધોતી સે ॥
અને ભીતરના મેલ ન જાયેરે ॥
તે દલમા જેવા કડવા તુંબડા ॥
તે ~~બ્રાહ્મણ~~ ધોવે મીઠા ન થાયેરે ॥ ૧૨૪ ॥
ભાઈ તે બ્રાહ્મણ તો તુંબા તોલ છે ॥
અને તે યુગમા દેયે છે સીખરે ॥
જે બાહેર દિસે નિરમલા ॥
પણ માહે કડવા વીખરે ॥ ૧૨૫ ॥
ભાઈ બ્રાહ્મણ બ્રહ્મ ક્રિયા જાણે નહી ॥
અને પોથી વાચે છે આજરે ॥
જે ટુકે ટુકે વાની કરે ॥
તે મુઠી કનીકને કાજરે ॥ ૧૨૬ ॥
ભાઈ બ્રાહ્મણ બ્રહ્મ ક્રિયા જાણે નહી ॥
તેણે સતની કસણી સહીન જાયેરે ॥
તેના ગલામા ઘાલી સુત્રની જેવડી ॥
તે આજ કલિયુગમાહે સતી કેવાયેરે ॥ ૧૨૭ ॥
ભાઈ એવી વડાઈકે બ્રાહ્મણ કરે ॥
અને દનિયાને દેયે છે સીખરે ॥
પણ બ્રાહ્મણ ઝુટા આપ છે ॥
તે ઘેર ઘેર માગે છે ભીકરે ॥ ૧૨૮ ॥
ભાઈ તે બ્રાહ્મણ બ્રહ્મ ક્રિયા પાલે નહી ॥
અને કેશર ટીલા લગાયેરે ॥
તેના ગલામા સુત્રની જેવડી ॥
તે સ્વર્ગ ન પોતા કોયે રે ॥ ૧૨૯ ॥

ૐ

ભાઈ ઘોડાભી બ્રાહ્મણ તોલ છે ॥
તીસે ભી કેશર ટિલા હોયરે ॥
તેના ગલામાપણ સુત્રની જેવડી ॥
તે સ્વર્ગે ન પોતા કોય રે ॥ ૧૩૦ ॥
ભાઈ મનમાહે પોથી વાચીયે ॥
અને દલમાહે ધોતી ધોયરે ॥
દલમાહે જનોઈ પહેરીયે ॥
સતગુરૂ કહે કલિયુગમા બ્રાહ્મણ સોયરે ॥ ૧૩૧ ॥
ભાઈ દલમાહે પાણી ઘણો છે ॥
તારા રદા ભીતરનુ ધોયરે ॥
જો દલમા સતસુ ટિલા કિજીયે ॥
તો સતગુરૂ કહે કલિમાહે બ્રાહ્મણ સોયરે ॥ ૧૩૨ ॥
ભાઈ દયા પાણી છે દિલમાહા ॥
ભાઈ તારૂ દલ ભીતર ધોયરે ॥
જે ચંદન કરીને ટિલા કિજીયે ॥
તો સતગુરૂ કહે કલિમાહે બ્રાહ્મણ સોયરે ॥ ૧૩૩ ॥
ભાઈ બ્રાહ્મણ કહે અમે ઊત્તમ છું ॥
અને ઊત્તમ આચારે જોયરે ॥
એવા આચારે કોઈ સીધા નહી ॥
ઊત્તમ કરણીયે અમર હોયરે ॥ ૧૩૪ ॥
ભાઈ આજ કલિમાહે મધ્યમ કોન છે ॥
તેના ભેદ ન જાણે કોઈ રે ॥
જો નીત નીત ક્રીયા ભ્રષ્ટ રહે ॥
સતગુરૂ કહે કલમાહે મધ્યમ સોયરે ॥ ૧૩૫ ॥

૧૨૫૨

ૐ

ભાઈ તે મધમ પણુ છે દીલમાહા ॥
પણ કાયા ઊત્તમ આચારે ન સીધા કોયરે ॥
જે સુતક પાતક ક્રિયા ભ્રષ્ટ રહે ॥
સતગુરૂ કહે કલમાહે મધ્યમ સોયરે ॥ ૧૩૬ ॥
ભાઈ જેણે પરતક ગુરૂ બ્રહ્મા ન ઓળખા ॥
અને પરગટ દસમો અવતારરે ॥
જે કોયે અથર્વવેદની કાંડી જાણે નહી ॥
સતગુરૂ કહે કલમાહે મધધમ સોયરે ॥ ૧૩૭ ॥
ભાઈ જેણે સતગુરૂ બ્રહ્માની સેવાન કિધી સાચસુ ॥
તે ગફલત રહે છે અચેતરે ॥
તેના મુખ ના દેખીયે ॥
સતગુરૂ કહે કલમાહે મધધમ સોયરે ॥ ૧૩૮ ॥
ભાઈ આજ કલિમાહે ઊત્તમ કોન છે ॥
અને તેના ભેદ ન જાણે કોયરે ॥
જેણે સતગુરૂ બ્રહ્મા પુરા સેવીયા ॥
સતગુરૂ કહે કલિમાહે ઊત્તમ સોયરે ॥ ૧૩૯ ॥
ભાઈ આજ કલજુગની ગતગંગા કરી જાણજો ॥
તેમા મલતા શંકા ન આણરે ॥
જે ગતમા જઈને નીત નીત પાવલ પીજીયે ॥
સતગુરૂ કહે કલિમાહે ઊત્તમ સોયરે ॥ ૧૪૦ ॥
ભાઈ પુરી દસોંદ દિજીયે મુનિવરો ॥
અને દેતા વલંભ ન કરસો કોયરે ॥
જો નીત ગતમા જઈ હાલ ગુજારે સાચસુ ॥
સતગુરૂ કહે કલિમાહે ઊત્તમ સોયરે ॥ ૧૪૧ ॥



ભાઈ જે મુનિવર વેદ વચને ચાલીયા ॥
અને સો ક્રિયા પાલે સોયરે ॥
જે મુનિવરને ગુરૂ નર પુરા સેવીયા ॥
સતગુર કહે કલિમાહે ઊત્તમ સોયરે ॥ ૧૪૨ ॥
ભાઈ એણે વાટે વાટે નવ જઈયે ॥
આજ કલિયુગ છે છેલી સંધેરે ॥
ભાઈ સતગુરૂ કહે પુકાર કરી ॥
પણ મુરખ ના ચેતે અંધેરે ॥ ૧૪૩ ॥
ભાઈ કાયા ઊત્તમ ધરે ઊત્તમ ના હોયરે ॥
કાયા મધ્ધમ ધરે મધ્ધમ ના હોયરે ॥
પણ ઊત્તમ આચારે બ્રહ્મક્રિયાપાલીયે ॥
સતગુરૂ કહે કલિમાહે ઊત્તમ સોયરે ॥ ૧૪૪ ॥
ભાઈ અનેક વરણી ગાયે દોહીયે ॥
તેના દુધ એકજ વર્ણના દોહીયે ॥
ભાઈ એમ બ્રહ્મ ક્રિયા ઊત્તમ પાલીયે ॥
સતગુરૂ કહે કલિમાહે ઊત્તમ સોયરે ॥ ૧૪૫ ॥
ભાઈ ઊત્તમ મધ્ધમ તાહા કોઈ નહી ॥
અને ઊત્તમ કરણીયે સીધા સહુ કોયરે ॥
પણ સોયે વરણી ગાયે દોહીયે ॥
તેના દુધ એકજ વર્ણના હોયરે ॥ ૧૪૬ ॥
ભાઈ એ બ્રહ્મક્રિયાસુ નીત નીત મલીયે ॥
અને ગુરૂ નરસુ મન લાયેરે ॥
ભાઈ જો સતપંથ ધાયો સાચસુ ॥
મુનિવર ભાઈ તો અમર થાયે પ્રાણરે ॥ ૧૪૭ ॥

ૐ

ભાઈ એ પ્રાણપુરૂષ તો અમર છે ॥
અને કાયા તો મરી મરી જાયે રે ॥
જહાલગી મનની મુમતા મરે નહી ॥
તહાલગી પ્રાણી લખચૌર્યાયશી ફેરા ખાયેરે ॥ ૧૪૮ ॥
ભાઈ મુનિવરો મનની મુમતા મારીયે ॥
અને માયા દેખી મત રાચરે ॥
ભાઈ જો સતપંથ ધાયો સાચસુ ॥
તો મુનિવર ભાઈ ઊતરો પેલો પારરે ॥ ૧૪૯ ॥
ભાઈ સતગુરૂ કહે વેદ વચને ચાલીયે ॥
અને માયા દેખી મત ભુલો ગેમારરે ॥
જો દૃઢ વૈરાગ્યે ધર્મ પાલે સાચસુ ॥
તો મુનિવરો ઊતરો પેલો પારરે ॥ ૧૫૦ ॥
ભાઈ મુનિવર એ કાયા કાચી જાણજો ॥
અને જેસી મિટીના હાંડી તોલરે ॥
તેણે જેમ જેમ લતુ થપેડા સર પડે ॥
ભાઈ તેમ તેમ વાધે છે મોલરે ॥ ૧૫૧ ॥
ભાઈ પ્રથમ હાંડી ખાક હતી ॥
તેણે અણી કોદાલે ખોદરે ॥
ભાઈ તે માહે પાની બાયા બોતકર ॥
અને ઊપર દિધા લતુના ઠોકરે ॥ ૧૫૨ ॥
ભાઈ માર સહા જબ ખાખને ॥
અને તે માહે ગોબરના દિયા ભેલરે ॥
ભાઈ તેણે લતુ થપેડા જેમ સીર પડે ॥
તેમ તેમ બાઝેયા મેલરે ॥ ૧૫૩ ॥

ભાઈ મેલ દિયા જબ ખાકને ॥
તબ જા કુંભારે ધરીયા હાથ રે ॥
તેણે ચાક ફેરાવ્યુ આપણું ॥
ભાઈ બાસણ ઊતારા બહુ ભાતરે ॥ ૧૫૪ ॥
ભાઈ જબ બાસણ ઘડીયા કુંભારને ॥
તોભી હાંડી હતી કાચી ખાકરે ॥
તેણે અગન જલાવી ચોફેરથી ॥
તબ હાંડી બાસણ નિકાલા પાકરે ॥ ૧૫૫ ॥
ભાઈ જબ હાંડી બાઈ અગન માહા ॥
અને તમે દેખો ખાકના નેહરે ॥
જેમ જેમ ઝાલ ઊઠે અગનની ॥
ભાઈ તેમ તેમ પકવે દેહરે ॥ ૧૫૬ ॥
ભાઈ તેમા જલકર થાકી હાંડીયા ॥
તેની જલતા દાનત ન રાખી ઠામરે ॥
તે ફુટી બાસનનું શું કીજીયે ॥
ભાઈ તે કછુ ન આવે કામરે ॥ ૧૫૭ ॥
ભાઈ તે માહેથી પુરી જલાણી સો હાંડીયા ॥
અને તે અગનમા જલતા શંકા ન આણરે ॥
જ્યારે પુરી અગન સરસહી નિકલી ॥
ભાઈ ત્યારે પાંચમા હુવા વખાણરે ॥ ૧૫૮ ॥
ભાઈ તમે દેખો પ્રથમ હાંડી ખાક હતી ॥
અને તેણે બહુ કસણી સહી શરીરરે ॥
ભાઈ તબ રાજા રાણીને દેવતા ॥
ભાઈ તો પછે પીયે તેના નીરરે ॥ ૧૫૯ ॥

 ૧૨૫૬

ભાઈ મુનિવર જે હાંડી બાસણ કહાવે જગમા ॥
અને તે કસણીથી હુવા અમોલરે ॥
પણ ભાઈ મુનિવર ઐસા લોડીયે ॥
ભાઈ જૈસા હાંડીના તોલરે ॥ ૧૬૦ ॥
ભાઈ તેવી અપની કાયા કાચી ખાક છે ॥
અને ગુરૂ ગીનાન કોદાલે ખોદરે ॥
પણ જો આ સતપંથની કસણી સરસેહ ॥
તો આગળ ન ભોગવે ક્રિયાકર્મના ભોગરે ॥ ૧૬૧ ॥
ભાઈ તમે દયા પાણી દેવો કાયા ખાકમા ॥
અને તેમા દસોંદ સુક્રીતના બાવો મેલરે ॥
જેમજેમ જાપ જીકરના થપેડા સિર પડે ॥
ભાઈ તેમ તેમ સ્વામીસુ બાઝે મેલરે ॥ ૧૬૨ ॥
ભાઈ તબ મેલ દિયા જબ ખાક ને ॥
અને સતગુરૂ ધરીયા તે મીટીને હાતરે ॥
જે ચાર ખાણના ચાક ઊપર ઊતારીયા ॥
તેના બાસણ ઘડીયા એકોત્તરસો ભાતરે ॥ ૧૬૩ ॥
ભાઈ તો પાકા બાસન કેમ જાણીયે ॥
અને ઘડતા ન દેવે છેહરે ॥
પણ આ સંસારની પુરી અગન સરસહી ॥
ભાઈ ગુરૂ નરસુ રાખે સ્નેહરે ॥ ૧૬૪ ॥
ભાઈ સતનો નેહે રાખીયે સતગુરૂ બ્રહ્માસુ ॥
અને તાહાલગી કહિયે કાયા કાચી ખાકરે ॥
આ સતગુરૂને હાથે જે ચઢે ॥
ભાઈ તે બાસણ કાયા ઘડી કરસે પાકરે ॥ ૧૬૫ ॥

ૐ

ભાઈ જે ખોટી હાંડી સતગુરૂને હાથે ચઢી ॥
જેણે સંસારની અગનમા દાનત ન રાખી ઠામરે ॥
એ ફુટા બાસણને સું કીજીયે ॥
ભાઈ તે કછુ ન આવે કામ રે ॥ ૧૬૬ ॥
ભાઈ જે સતગુરૂને જાણાવિના બાજ કુટાવે હાંડીયા ॥
અને તે ગફલતે ખોઈ સતગુરૂની વાતરે ॥
તેના ચોટે પડા જેમ ઠિકરા ॥
ભાઈ તેણે કોઈ ના જાલે લેયે હાથ રે ॥ ૧૬૭ ॥
ભાઈ તે ઝુટા ફુટા એક કરી જાણજો ॥
અને જે સતપંથમા આવી બાયા કપટના ભેલરે ॥
પણ ખટ દર્શનથી જે કોઈ ઓતલા ॥
ભાઈ તેણે કોયે ના દેવે મોલરે ॥ ૧૬૮ ॥
ભાઈ મુનિવર એ પરછા હંડીના કહ્યા ॥
અને તમે રદામાહે જુવો ખોલરે ॥
તમે એ માયા સર્વે ઝુટી જાણજો ॥
ભાઈ કાયા છે ખાક હાંડી તોલરે ॥ ૧૬૯ ॥
ભાઈ એ કાયા મંદીર છે આપણુ ॥
અને તેમા કોયેથી દેખા ન જાયેરે ॥
ભાઈ આપણે હૃદયે કમાડ વજ્ર જડા ॥
તેથી સહુ કોઈ બાહેર ફેરા ખાયેરે ॥ ૧૭૦ ॥
ભાઈ મુનિવર એ કમાડ હૃદાના ખોલીયે ॥
અને તેમા વસત છે બહુ અમોલરે ॥
પણ ગુરૂ ગીનાનની કુંચી લઈયે હાથમા ॥
ભાઈ એમ કરી તારા દલના તાલા ખોલરે ॥ ૧૭૧ ॥

ભાઈ એ કમાડ રદાના મુનિવર ખોલીયે ॥
અને સુનિયે બ્રહ્મ ગીનાનની વાતરે ॥
તે દીપક વના કેમ પામીયે ॥
ભાઈ અંધારે વસત ન આવે હાથરે ॥ ૧૭૨ ॥
ભાઈ તે સતગુરૂ ગીનાન દીપક કીજીયે ॥
અને જેનુ અજવાલુ છે દિવસને રાતરે ॥
મુનિવર સો દીપક લઈ દિલમા ધરો ॥
ભાઈ તો સર્વે વસ્તુ આવે હાથરે ॥ ૧૭૩ ॥
ભાઈ મુનિવર તે દીપક લઈ દલમા ધુંડીયે ॥
અને તેથી કાયા હોવે સુધરે ॥
તેમા અંધારા હતા તો મટી ગયા ॥
ભાઈ તાહા આવી સતની બુધરે ॥ ૧૭૪ ॥
ભાઈ જે રતન પદારથ છે બહુ દલમા ॥
અને તે વસ્તુના કોઈ ન જાણે મોલરે ॥
એમ ગુરૂ ગીનાનનો તરાજુ કરી ॥
ભાઈ તો દેખા ખજાના તોલરે ॥ ૧૭૫ ॥
ભાઈ એ રતન પદારથ અમે તોલીયા ॥
અને તેમા સહુના ન મેલા ભાગરે ॥
તે બહુ હેત મોબતસુ તોલીયા ॥
ભાઈ પણ ગુરૂ નરના ગુણ તોલાન જાયરે ॥ ૧૭૬ ॥
ભાઈ સતગુરૂ બ્રહ્માયે સઊ જગ તોલીયા ॥
અને તે સઊ વસ્તુના જાણે મોલરે ॥
પણ તે માહેથી છ દરશનના લોક ભુલા પડા ॥
ભાઈ તે કોઈ વસ્તુના ન જાણે મુલરે ॥ ૧૭૭ ॥

ભાઈ ગીનાનના દીપક છે જેના દિલમા ॥
અને જેણે સતગુરૂ બ્રહ્મા બુઝ્યા સારરે ॥
મુનિવરો તાહા વસ્તુ ઢુંઢતા પાઈયે ॥
ભાઈ તેણે કછુ એક ન લાગે વારરે ॥ ૧૭૮ ॥
ભાઈ અપના દલમા ખજાના ઘણો છે ॥
અને ગુરૂ ગીનાન કીલી કરો તમે હાથરે ॥
જો ખોલનહારા ખોલો ઈમાનસુ ॥
ભાઈ તે જાવે અમરાપુર એકોત્તર સાથરે ॥ ૧૭૯ ॥
ભાઈ મુનિવર ખજાના ઈમાનસુ ખોલીયે ॥
અને સતગુરૂ કુંચી દિધી તમારે હાથરે ॥
જો સાચા દલસુ ખોલો બાપડો ॥
ભાઈ તો જકર કીજે દિવસને રાતરે ॥ ૧૮૦ ॥
ભાઈ એ સતગુરૂયે ખજાના લુટાવીયા ॥
અને તમે લુટી સકે તો લુટરે ॥
એ પાછા ફરી નહી આવના ॥
ભાઈ જબ કાયા જીવ જાસે છુટરે ॥ ૧૮૧ ॥
ભાઈ એવા ખજાના લુટીયે સાચસુ ॥
અને સંસારમા દાનત રાખવી ઠામરે ॥
તે સતગુરૂના ખજાના લેતા શંકાન આણીયે ॥
ભાઈ તો મુવા પછે આવસે કામરે ॥ ૧૮૨ ॥
ભાઈ એ સતગુરૂના ખજાના લીજે સતસુ ॥
અને પુરા સતગુરૂ સાથે લાયેરે ॥
જો ઈહા સાચા ખજાના લુટીયે ॥
તારે એકોત્તરસો પરીયા બૈઠા ખાયેરે ॥ ૧૮૩ ॥



ૐ

ભાઈ જે ઝુટા લોક ખજાના લુટે છે ॥
અને ઝુટા મલા છે લુટાવન હારરે ॥
જે કુડ કપટસુ લુટે બાવલા ॥
ભાઈ તે કેમ ઊતરો પૈલો પારરે ॥ ૧૯૪ ॥
ભાઈ જેણે સ્વામીના ઘરના ખજાના લુટીયા ॥
અને તેને સતગુરૂના કુલપ ખોલાન જાયેરે ॥
પણ કીલી નહી તેના હાથમા ॥
ભાઈ તેથી દનિયા બાહેર ફેરા ખાયેરે ॥ ૧૯૫ ॥
ભાઈ તે દનિયા ખાલી ઘેર જાઈ લુટીયા ॥
તે આજ હાજર છે પન આગલ આવસે ખોટરે ॥
જેને અંધારે ઘરમા પેસી લુટીયા ॥
ભાઈ તેણે બાંધી પથરની મોટરે ॥ ૧૯૬ ॥
ભાઈ તાહાથી મોટ બાંધી જેણે બોત કર ॥
અને તે જાણે પુજા આવી અમારે હાથરે ॥
પણ તે ખજાના લોડી અમરાપુરમાજઈ ખોલસે ॥
ભાઈ તાહા પથરની મુરત આવે હાથરે ॥ ૧૯૭ ॥
ભાઈ પથર નિકલા જ્યારે ગાઠડી માહેથી ॥
અને તારે મન થર નહી ધીરરે ॥
પણ ઈહા લુટાતી વેલા તો વહી ગઈ ॥
ભાઈ તાહા પથરસુ કુટે શરીરરે ॥ ૧૯૮ ॥
ભાઈ આજ ખજાના લુટાની વેલા વઈ જાયે છે ॥
અને કાયે સતની સામલ લીજે સાથરે ॥
પણ ઈહા જેવા ગુરૂ નર સેવીયા ॥
ભાઈ તાહા તેવા ફલ આવે હાથરે ॥ ૧૯૯ ॥

ભાઈ જે સતગુરૂ બ્રહ્માજી છે જુગમા ॥
અને અમર ફલ નિછત ન જાણે કોયરે ॥
પણ જે ચંદન પાસે નિમડો વસે ॥
ભાઈ સોહી સુગંધા હોયરે ॥ ૧૯૦ ॥
ભાઈ જે સાચા ચંદન છે જંબુદિપ માહે ॥
અને તે સતગુરૂના કોઈ ન જાણે ભેવરે ॥
પણ સતગુરૂ ઓધારે જે મુનિવર ॥
ભાઈ તે અમર થાયે દેહીરે ॥ ૧૯૧ ॥
ભાઈ અસત તો નિમડા તોલ છે ॥
અને તેની મુખે ના લઈયે નાસરે ॥
પણ તે પાસે જઈને ઊભા રહિયે ॥
ભાઈ તો કડવી આવે વાસરે ॥ ૧૯૨ ॥
ભાઈ જે કડવી દનિયા તેણે કડવા ભાવે ॥
અને મીઠા મુનિવરને કડવા ન સોવાયેરે ॥
પણ જે કડવી દનિયા બાવલી ॥
ભાઈ તે સર્વે કડવા નિમડાને ખાયેરે ॥ ૧૯૩ ॥
ભાઈ આ જુગમા સતગુરૂબ્રહ્મા ચંદન તોલ છે ॥
અને તેણી વાણી સાંભલેથી ઊપજે સુખરે ॥
સતગુરૂની મીઠી વાચા મુખમા બાઈયે ॥
તો દુનિયા કડવા નાખીયે થુકરે ॥ ૧૯૪ ॥
ભાઈ આજ જુગમા હરીનામ તો સર્વે મીઠા છે ॥
અને તે કડવા જ પાવન હારરે ॥
પણ સઊને કડવી શિખામણ દેયે ॥
ભાઈ તે કેમ ઊતરે પેલો પારરે ॥ ૧૯૫ ॥

૧૨૬૨



ભાઈ આજ સાચી નાવ છે સતની ॥
અને તેમા બેઠા સતગુરૂ ખેવણહારરે ॥
જો તમે સતપંથ દયાવો સાચસુ ॥
ભાઈ તો સતગુરૂ ઊતારે પારરે ॥ ૧૯૬ ॥
ભાઈ આ સંસાર સાગર તમે જાણજો ॥
અને તે ઊંડો છે બહુ અપારરે ॥
તેમા સાચી નાવ છે સતની સતપંથની ॥
ભાઈ તેથી સતગુરૂ ઊતારે પેલો પારરે ॥ ૧૯૭ ॥
ભાઈ આજ સતગુરૂની નાવે બેસીયા ॥
અને પુરી દસોંદ સુકરીત છે તે દેહેરે ॥
પણ નીતનીત ગતમા હાલ ગુજારે સતસુ ॥
ભાઈ તો ગુરૂ નરસુરાખો નેહેરે ॥ ૧૯૮ ॥
ભાઈ આજ નેહે રાખીયે ગુરૂનર ગતસુ ॥
અને સતગુરૂ કહે છે પુકારરે ॥
જો સાચે મને બેસો બાપડે ॥
ભાઈ તો સતગુરૂ ઊતારે પેલો પારરે ॥ ૧૯૯ ॥
ભાઈ તેમા જુઠા હસે તે બુડસે ॥
અને તેની અમને ના દેસો ખોટરે ॥
પુરી આજ સામલ સાથે બાંધજો ॥
તો ઈહાથી હરીના નામની મોટરે ॥ ૨૦૦ ॥
ભાઈ જે સતગુરૂ ખેડે સાચી નાવને ॥
અને સર્વે સતિ લોક બેઠા માહેરે ॥
જો સતગુરૂ સતનો સડ પુરસે ॥
ભાઈ તેમા સતી લોક ઊતરી જાયેરે ॥ ૨૦૧ ॥

ભાઈ જે લોક બેસે અસતની ફુટી નાવમા ॥
અને તેના ગુરૂ ખેડાવનહારા ગેમારરે ॥
જેણે પાણી આવે ચોફેરથી ॥
ભાઈ તે કેમ ઊતરસે સંસાર દરીયા પારરે ॥ ૨૦૨ ॥
ભાઈ જેણે ફુટી નાવ આણી અસતની ॥
અને તેમા સર્વે અંધા બેસન હારરે ॥
જેણે દનિયા માહેથી મોટ બાંધી જુઠની ॥
ભાઈ તે કેમ ઊતરે પેલો પારરે ॥ ૨૦૩ ॥
ભાઈ એ દનિયા લોક સતની નાવ જાણેનહી ॥
અને સહુ કોઈ ઊતરવા જાયેરે ॥
પણ જેના ખેવણહારા છે આંધલા ॥
ભાઈ તેથી બુડી ગયા ગેમારરે ॥ ૨૦૪ ॥
ભાઈ એ ફુટી નાવ તો બુડી ગઈ ॥
અને તે આની લજ ચૌર્યાયશી ઘાટરે ॥
જો ખેવણ હારે નાવ બુડી ગઈ ॥
ભાઈ તે કેમ ઊતારે વખંમી વાટરે ॥ ૨૦૫ ॥
ભાઈ આ સંસાર સાગરને બીચમા ॥
અને નાવ ધરી છે દોયરે ॥
તેમા એક ફુટીને એક સાજીયા ॥
ભાઈ તારૂ મન માને તાહા જાયેરે ॥ ૨૦૬ ॥
ભાઈ તે ઝુટાને નાવ ઝુટી ભાવે ॥
અને ફુટી આજ નાવ આયે રે ॥
જે સતીને સાચી નાવ ભાવે ॥
ભાઈ તે ફુટી ના દેવે પાયેરે ॥ ૨૦૭ ॥

૧૨૬૪



ઓ

ભાઈ આજ સતની નાવે જે ચઢે ॥
અને તે સતસુ તરી જાયેરે ॥
જેણે સતના સામલ પુરા બાંધીયા ॥
તેના એકોત્તર સો પીરીયા બેઠા ખાયેરે ॥ ૨૦૮ ॥
ભાઈ બીજી નાવ છે અનસતની ॥
અને તેમા અનસતી લોક બેઠા જાયેરે ॥
જે ભવ સાગરમાંહે બુડી ગયા ॥
ભાઈ તેથી દનિયા ગોતા ખાયેરે ॥ ૨૦૯ ॥
ભાઈ જે નાવમા દનિયા બુડી ગઈ ॥
અને તાહા ફરી બેસારે આનરે ॥
જે ખેવણહારે નાવ બુડાવી છે ॥
ભાઈ તેની ફરી કરે છે વખાણરે ॥ ૨૧૦ ॥
ભાઈ આજ વખાણ તે ગુરૂની કીજીયે ॥
અને જે ગુરૂ ઊતારે સંસાર દરીયા પારરે ॥
તે ગુરૂ એવા સ્મરણ જપાવીયા ॥
ભાઈ તે નહી અવતરે દુજી વારરે ॥ ૨૧૧ ॥
ભાઈ તમે સતપંથ ધાયો સાચસુ ॥
અને તે છોડે માયાની આસરે ॥
જો ખરા નેહે રાખીયે સતગુરૂસુ ॥
ભાઈ તો સ્વામી આપણો પાસરે ॥ ૨૧૨ ॥
ભાઈ તો આપણે પાસે છે સ્વામીજી ॥
અને તે તમે રદામાંહે દેખો ખોજરે ॥
ભાઈ જેમ છાનો નેહે રાખીયે ગુરૂગતસુ ॥
તેમ સ્વામી દેખાવત હોયરે ॥ ૨૧૩ ॥



ભાઈ તમે દેખો દનિયા શું કરે ॥
અને બોલ પુકારી ગાવે ગીતરે ॥
પણ જો સાચવટ હોવે અપના દલમાહા ॥
તો હરીસુ છાના રાખીયે પ્રીતરે ॥ ૨૧૪ ॥
ભાઈ જો સાચા હોતા હરીસુ મનમા ॥
અને સતગુરૂસુ કરતા તે સ્નેહરે ॥
એકાંતે બેસી ધ્યાયે જે એક મના ॥
ભાઈ હરીસુ છાના કરતા નેહરે ॥ ૨૧૫ ॥
ભાઈ દુનિયા સર્વે દેવલ દેહરા જાયે કરે ॥
અને હાથુ લેવે છે તાલરે ॥
તાહા કોઈ બજાવે મૃદંગ માંદલા ॥
ભાઈ તાહા કોયે નાચે સામા બાલરે ॥ ૨૧૬ ॥
ભાઈ તાહા જઈ સર્વે નાચે કુદે બાવલે ॥
અને વળી મુખથી બોલે મીઠી વાણરે ॥
જે ગાફલ દનિયા જાયે કરે ॥
ભાઈ તે ફથરસુ દેખે આંખા તારરે ॥ ૨૧૭ ॥
ભાઈ પથર આગલ દનિયા નાચછંદ બહુ કરે ॥
અને તે ગીત ગાયે ઊંચી વાણરે ॥
એ પથર ઊપર દનિયા રીઝે બાવલી ॥
ભાઈ તે પથરની કરે બહુ વખાણરે ॥ ૨૧૮ ॥
ભાઈ એ સર્વે માણસના જોડા ગીત ગાયે છે ॥
અને તે સભામા નાચે કુદે હરી ફરીરે ॥
તે નાચે કુદેથી હરી રીઝે નહી ॥
ભાઈ જો પથરસુ કુટે શીરરે ॥ ૨૧૯ ॥

ભાઈ આજ પથરની માનતા દુનિયા બોતકરે ॥
અને હરીનુ નામ ના જાણે તે ઠારરે ॥
પણ તે નાચી ગાઈ કેને રીઝવે બાવલે ॥
ભાઈ જે દેવ છે નિરંજન નિરાકારરે ॥ ॥
ભાઈ તે દુનિયા જુઠા સર્વે આપ છે ॥
અને જે પથરસુ નીત નીત લાવે ચિત્તરે ॥
પણ ઈમાન સાબુત નહી આપણુ ॥
ભાઈ તો હરી મંદીર આગલ ન આવતરે ॥ ॥
ભાઈ જો મુનિવર સાચા હોવે હરીસુ દિલમા ॥
અને તો સતગુરૂશુ કરે સ્નેહરે ॥
પણ આવી એકાંતે ગુરૂ ગત ગંગામા ॥
ભાઈ તો હરીશું છાના રાખે સ્નેહરે ॥ ॥
ભાઈ આજ કલજુગમા મુનિવર કોણ છે ॥
અને તેના ભેદ ન જાણે કોયરે ॥
જેણે સતગુરૂ બ્રહ્માજી દેવ પુરા સેવીયા ॥
ભાઈ તો આજ કલીમા મુનિવર સોયરે ॥ ૩ ॥
ભાઈ અપના દલમાહા દેવ ખુબ છે ॥
અને ઘરમા બેઠા નિરંજન દેવરે ॥
જે તાલ મૃદંગ હોવે હરીસુ દિલમા ॥
ભાઈ તેના કોઈ ન જાણે ભેવરે ॥ ૨૨ ॥
ભાઈ એ પ્રાણ રદામા દેવલ છે આપણું ॥
તેમા બેઠા નિરંજન આપે દેવરે ॥
તાહા પ્રેમની પોથી હરીસુ વાચીયે ॥
ભાઈ તો આ ગુરૂનરસુ રાખો ભાવરે ॥ ૨૫ ॥


ભાઈ એ હરીસુ જીભાયે તાલ બજાવીયે ॥
અને દિલમાહે માંદલ સારંગરે ॥
જો દલમા પ્રેમની પોથી ભણીયે ॥
ભાઈ તો એવા રાખો સ્વામીસુ રંગરે ॥૨૨૬॥
ભાઈ તે પુરા રંગ રાચીયે હરીશું ॥
અને ઈહા છોડો માયાની આસરે ॥
તેના દલમાહા સ્વામી એમ વસે ॥
ભાઈ જેમ ચંપા ફુલમાહે વાસરે ॥૨૨૭॥
ભાઈ જેસા ચંપા ફુલમાહે વાસ છે ॥
અને તેસા જાણો હરી પાસરે ॥
પણ જે ચઉટે નાચે કુદે બાવલે ॥
ભાઈ તે ગાફલને મન દુરરે ॥૨૨૮॥
ભાઈ જેણે સતગુરૂ બ્રહ્મા પુરા સેવીયા ॥
અને બોલે બ્રહ્મ ગીનાનની વાણરે ॥
જે નીત નીત ગુરૂ ગતની સેવા કરે ॥
ભાઈ તે મુનિવર આજ કલ પછાણરે॥૨૨૯॥
ભાઈ આજ દેખો વ્રતીયા શું કરે ॥
અને જે જુના વ્રત ધરમને ધ્યાયેરે ॥
પણ તે વ્રતની વેલા તો વઈ ગઈ ॥
ભાઈ આજ દસમો પરગટ બેઠા રાયેરે ॥૨૩૦॥
ભાઈ આ જુગમા પોતે પરગટ હોવે સ્વામીજી ॥
અને જે તલ તલના લેખા માંગી લેયેરે ॥
પણ જે હરામ ટુકા ખાવે પારકા ॥
ભાઈ તો સ્વામી તેણે નરકવાસ દેયેરે ॥૨૩૧॥



ભાઈ જે વ્રતીયા વ્રત ધરમને જાણે નહી ॥
અને આજના વ્રત છોડી જાયે રે ॥
પણ જે કોઈ આજ હરીના ઠામ જાણે નહી ॥
ભાઈ તે સુનકાર મુરતના પુજે પાયેરે ॥ ૨૩૨ ॥
ભાઈ જે નિરંજનને ઓલખે તેને સુને મનકે બાવલે ॥
અને તેમા રદે ખોલીને જોયે રે ॥
જે દેવે ત્રણ ત્રિભુવન જીવ પીંડ સરજીયા ॥
ભાઈ તે દેવ સુનકાર કેમ હોયેરે ॥ ૨૩૩ ॥
ભાઈ એ નિરંજન દેવ તો આગલ હોતા ॥
અને સૃષ્ટી ના હતી ના કછુ હતારે ॥
જ્યારે દેવે પોતે ૐકાર રૂપ ધરીયા ॥
ભાઈ તારે સંસાર નિપાયા પોતાને હાતરે ॥ ૨૩૪ ॥
ભાઈ જે વ્રતીયા વ્રત ધર્મને જાણે નહી ॥
અને તે પોતાનો કુળ છોડી થાયે ગેમારરે ॥
ભાઈ જેઊપાડા થાનક વાસા કરે ॥
તેણે સ્વામી ના દેવે દરશનરે ॥ ૨૩૫ ॥
ભાઈ તેણે દર્શન નહી દેવે હરીજી ॥
અને જે ઘેર ઘેરનાટુકાનો આહારલેયેરે ॥
તે પોતાના માથાની કાઢે પાગડી ॥
ભાઈ તે ઘેરઘેર ફેરા દેયેરે ॥ ૨૩૬ ॥
ભાઈ ઔટ કરોડી રોમરાયે છે દેહીના ॥
અને તે લોઢાના થઈ દુઃખ દેયેરે ॥
જે જતિ થઈને લુંચે કરે બાવલે ॥
ભાઈ તેના પાપ તણો નહી છેહરે ॥ ૨૩૭ ॥

ભાઈ આ સર્વે કાયાવાડી છેં દયાલની ॥
અને દેવે પોતે રંચના રંચી છે અપારરે ॥
જે આ વ્રત લઈને થડ માહેથી રૂમ કાઢસે ॥
ભાઈ તેણે બેસે છે મોઢું પાપરે ॥૨૩૮॥
ભાઈ આજ કલજુગમા વરતીયા કોણ છે ॥
અને તેના ભેદ ના જાણે કોયરે ॥
પણ જે પાચે વશ રાખી સો ક્રિયા પાલસે ॥
ભાઈ તો આજ કલિમાહે વ્રતીયા સોયરે ॥૨૩૯॥
ભાઈ તે રોમ બેચારી શું કરે ॥
અને પાપ કપટ છે દલમાહેરે ॥
પણ સાચવટ હોવે તેના દિલમા ॥
ભાઈ તો રોમ ન ચુટાવે કોયરે ॥૨૪૦॥
ભાઈ આજગતમા સર્વે રૂખ ભી વ્રતીયા તોલ છે ॥
અને તેના સરભી બાલ ના હોયરે ॥
જે રૂખ જીવ દયા પાલે બોત કરે ॥
ભાઈ તે માહેથી પેલા સ્વર્ગ ન પોતાડોયરે ॥૨૪૧॥
ભાઈ આજ ઘટમાહે વ્રત કમાઈયે ॥
અને જે ઘટમાહે ધરમના ઠારરે ॥
આ ધરમ વ્રત છે અપના દિલમા ॥
ભાઈ બાહેર ફેરે સો ગેમારરે ॥૨૪૨॥
ભાઈ આજ કલિમાહે જોગી બહોત છે ॥
અને તે બહોત કરે છે ગુમાનરે ॥
જે પરતક ગુરૂ નર બેઠા છે ॥
ભાઈ તેના કોઈ ન જાણે ઠામરે ॥૨૪૩॥

૧૨૭૦

ૐ

ભાઈ આજ જોગી જોગની જોગત જાણે નહી ॥
અને પોતાનુ દિલ ના રાખે પાકરે ॥
જે ટુકા ખાવે ઘેર ઘેરના પારકા ॥
ભાઈ તે આજ ફોકટ ચોલે રાખરે ॥૨૭૪॥
ભાઈ તે જોગી પોતે ઝુટા આપ છે ॥
અને તે પોતાનો યોગ વછોડી જાયેરે ॥
જે કામ હરીનું જાણે નહી ॥
ભાઈ તેમ સીત પથરને લાગે પાયેરે ॥૨૭૫॥
ભાઈ આજ સતગુરૂની ગતમા તીરથ સનમુખના ॥
અને ત્યાહે જપ તપનો છે કાયેરે ॥
તે આ સતગુરૂની ગતમા જોગ કમાવીયે ॥
ભાઈ તો બાહેર ફરે આપની બલાયેરે ॥૨૭૬॥
ભાઈ આજ સાચા જોગી છે જંબુદ્વિપમા ॥
અને તે જોગીયે જોગતના કિધા કાજરે ॥
જે જોગીયે સહુ યોગ સરજીયા ॥
ભાઈ તે જોગી જાણે હરીના કામરે ॥૨૭૭॥
ભાઈ તે જોગી જગમાહે એક છે ॥
અને જેણે સરજીયાં ચારે ખાણરે ॥
તે જોગીના દરશનને ધાઈયે ॥
ભાઈ તો અમર થાયે પ્રાણરે ॥૨૭૮॥
ભાઈ તે જોગીયે સર્વે જોગ જગાવીયા ॥
અને જંબુદ્વિપમા કિધા મુકામરે ॥
જેણે આઠ લાખ કરણમા જોગ કમાયા ॥
ભાઈ તે જોગીના આજ ઈમામશાહનામરે ॥૨૭૯॥

ૐ

ભાઈ આજ દેખો જોગી જતીયા મુંડીયા વૈરાગી શું કરે ॥
અને તે જોગત ધરમને ધાયેરે ॥
જે ટુકા ખાવે ઘેર ઘેરના બીજાના ॥
ભાઈ તે શું જાણે જ્યોત પુરૂષના ઠામરે ॥ ૨૫૦ ॥
ભાઈ જ્યોતીયા જ્યોત પ્રકાશ જાણે નહી ॥
અને જ્યોતી ધરમને ધાયેરે ॥
જ્યોતી પુરૂષનો ઘર ભુલીયા ॥
તે તો જગમા માંગી ખાયેરે ॥ ૨૫૧ ॥
ભાઈ તેણે કુળ વ છોડ્યું આપણો ॥
અને ઘેર ઘેર માગે છે ભીખરે ॥
પણ પોતાનું મન ચિત્ત થર ન રહે ॥
ભાઈ સર્વે જગને દેવે સીખરે ॥ ૨૫૨ ॥
ભાઈ જે જતિયા મુંડીયા વેરાગી જ્યોતપુરૂષને જાણેનહી ॥
અને તે સર્વે જગનો ભારજ લેયેરે ॥
પણ જે માથાની કાઢે છે પાગડી ॥
ભાઈ તે ઘેર ઘેર ફેરાવે દેહેરે ॥ ૨૫૩ ॥
ભાઈ એ મુંડ મુંડાવે હરી નહી મલે ॥
અને તીરથ ફરે પાપ ન જાયેરે ॥
જે જ્યોત પુરૂષના ઘર ભુલી ગયા ॥
ભાઈ તે ચઊટે બેઠા ગીત ગાયેરે ॥ ૨૫૪ ॥
ભાઈ જેમ ચઊટે ગાડર મુંડીયે ॥
અને વે ભી જતીયા મુંડીયા વેરાગી તોલરે ॥
પણ આપણા રદામા સતસુ મુંડીયે ॥
ભાઈ તો દલમા જોજો ખોલરે ॥ ૨૫૫ ॥

૧૨૭૨

ભાઈ તમે રદામા ખોલો દલ આપણું ॥
અને તમે કા ભુલાવો લોકરે ॥
પણ જો મુંડ મુંડાવે હરી મલે ॥
ભાઈ તો ગાડર પામે મોખરે ॥ ૨૫૬ ॥
ભાઈ આ કલમા મુંડીયા જોગીયા વેરાગી કોણ છે ॥
અને તેના ભેદ ન જાણે કોયરે ॥
આદ બ્રહ્મા ગુરૂ જેણે ભેટીયા ॥
આજ કલમા જતીયા મુંડીયા વેરાગી સોયરે ॥ ૨૫૭ ॥
ભાઈ તે જ્યોત છે આજ જંબુદ્વિપ મોઝાર ॥
અને તે જ્યોત પાયે અથર્વવેદ ભણે સાંભલે સોયરે ॥
જે સતગુરૂ કેવાયે પુરા ચાલીયા ॥
ભાઈ સાચા જતીયા મુંડીયા વેરાગી હોયરે ॥ ૨૫૮ ॥
ભાઈ તે જ્યોત પુરૂષ કેમ પાઈયે ॥
અને દેહી કસી દરપણ થાયેરે ॥
જેમ લોહા બાઈયે અગનમાહા ॥
ભાઈ તે ઊપર ઘણનો દિજે ઘાયેરે ॥ ૨૫૯ ॥
ભાઈ એવો ઘણનો ઘાયો જેણે સરસહા ॥
અને અગનમા પેસે બહુ વારરે ॥
પણ તોયે ના પાઈયે જ્યોતસુ ॥
ભાઈ તબ દેહે હથોડી મારરે ॥ ૨૬૦ ॥
ભાઈ જેણે માર હથોડીના સરસહા ॥
અને વળી રાખો અગનસુ સ્નેહરે ॥
પણ તો યે ના પાઈયે જ્યોતસુ ॥
ભાઈ તબ શરાણે છોલાવી દેહરે ॥ ૨૬૧ ॥

ૐ

ભાઈ તાહા દેહી છોલાવી આપણી ॥
અને જેણે મનમાહે રાખી ખોટરે ॥
પણ એટલા કસ જેણે સરસહા ॥
ભાઈ તારે દરપણે આવી જ્યોતરે ॥ ૨૬૨ ॥
ભાઈ જેણે જ્યોત પાઈયે દલમાહા ॥
અને તે કસણીથી હુવા અમુલરે ॥
પણ મુનિવર એસા લોડીયે ॥
ભાઈ જેસા જ્યોત આરસી તોલરે ॥ ૨૬૩ ॥
ભાઈ જે મન માની ખોટી કુટકપટ લોહાતોલ છે ॥
અને તે દલ ભીતરમા સમાયેરે ॥
જે ગુરૂ ગીનાનની ઘન હથોડીયે કુટીયે ॥
ભાઈ તબ દિલમાહે આવી જ્યોતરે ॥ ૨૬૪ ॥
ભાઈ આવા ગીનાનના ઘન કરી કુટીયે ॥
અને ગુરૂ નરસુ પુરો રાખીયે સ્નેહરે ॥
સો ક્રિયાની શરાણ છે સતની ॥
ભાઈ તે ઊપર છોલાવા દેહરે ॥ ૨૬૫ ॥
ભાઈ તાહા દેહી છોલાવી આપની ॥
અને દલમા કછુ ન રાખવી ખોટરે ॥
આજ સતગુરૂ ગીનાને ધાઈયે સતસુ ॥
ભાઈ તબ જગાઈયે જ્યોતરે ॥ ૨૬૬ ॥
ભાઈ જો દરપણ જેસા દલ કીજીયે ॥
તો સ્વામી છે આપણે પાસરે ॥
જેણે સતપંથની કસણી સરના સહી ॥
ભાઈ તે ગાફલના મન દુરરે ॥ ૨૬૭ ॥

ભાઈ આપણી દેહી દરપણ તોલ કરી જાણજો ॥
અને તેના ભેદ લેજો તમે જોયરે ॥
પણ મોરછા લાગે દરપણ દેહીમા ॥
ભાઈ તો ફેરકર લોહા હોયરે ॥ ૨૬૮ ॥
ભાઈ પરથમ એટલા કસ તો સરસહા ॥
અને તેના ભેદ ન જાણે કોયરે ॥
તે પછી ચુક રાખી જેણે મનમા ॥
ભાઈ તો ફેરકર લોહા હોયરે ॥ ૨૬૯ ॥
ભાઈ તે લોહાના લોહા ફેર થયા ॥
અને મુરખ ભુલા સતપંથની વાટરે ॥
તે ફરી લોહારને ઘેર ગયા ॥
ભાઈ તબ ઘડીયા બહોતજ ઘાટરે ॥ ૨૭૦ ॥
ભાઈ તમે સત ધરમ ના છોડો બાપડે ॥
અને સતપંથ છે સાચી વાટરે ॥
પણ જે સત ધરમની ચુટી ચાલીયા ॥
ભાઈ તે પડિયા લખ ચોર્યાયશી ઘાટરે ॥ ૨૭૧ ॥
ભાઈ એણે ઘર ખોટા ઘાટ ના જાણીયા ॥
અને હવે કલજુગ છેલી સંધરે ॥
આજ સત ગુરૂને પોકાર કરે ॥
ભાઈ મુરખ ન ચેતે અંધરે ॥ ૨૭૨ ॥
ભાઈ તો ઘાટ ઘડા તો સું કીજીયે ॥
અને ફરી પડા લોહારના હાટરે ॥
તે વેલા હતી સો વહી ગઈ ॥
ભાઈ જે મુરખ ભુલા સાચી વાટરે ॥ ૨૭૩ ॥

ભાઈ આજ દેખો મુલા સું કરે ॥
અને બેસે છે મસીદા માહે રે ॥
તાહા જઈ બહુ પુકારે બાવલે ॥
ભાઈ તસથી સ્વામી દયાવંત ના થાયેરે ॥ ૨૭૪ ॥
ભાઈ તે મુલા ફુકાર જભાયે બહુત કરે ॥
અને રદામાહે હેત ન લાયેરે ॥
તે સ્વામીને કરણી કરતબની માલમ છે ॥
ભાઈ તસથી સ્વામી દયાવંતના થાયેરે ॥ ૨૭૫ ॥
ભાઈ જે ગાફલ ફુકાર બહુત કરે ॥
અને તે જાણે સ્વામી છે બહુ દુરરે ॥
પણ જેસા તનમા પ્રાણ છે ॥
ભાઈ તેસા જાણો સ્વામી પાસરે ॥ ૨૭૬ ॥
ભાઈ જે ગાફલને મન દુર છે ॥
અને તે માટે સ્વામીસુ હાકજ દેયેરે ॥
પણ જો સાચવટ હોવે દલમા ॥
ભાઈ તો સ્વામિસુ છાનો રાખો નેહેરે ॥ ૨૭૭ ॥
ભાઈ જે સ્વામીસુ છાનો નેહે રાખી લાવીયે ॥
અને તો કરીયે સ્વામીની આસરે ॥
પણ જેસી નયનામાહે પુતલી ॥
ભાઈ તેમ સ્વામી આપણે પાસરે ॥ ૨૭૮ ॥
ભાઈ જેસી નયનામાહે પુતલી ॥
અને તેસા જાણો સ્વામી પાસરે ॥
પણ જેણી માયા મુમતા ન ગઈ ॥
ભાઈ તે ગાફલને મન છે દુરરે ॥ ૨૭૯ ॥

ભાઈ પરથમ વાચા વચમા કીજીયે ॥
સર્વે ઝુટ નિંદા પરઆળથી વારરે ॥
હરદમ નામ સ્વામીજીના લીજીયે ॥
ભાઈ અપના મુખથીન કહિયે મારરે ॥ ૨૮૦ ॥
ભાઈ બીજી ઈન્દ્રિય વચમાહે કીજીયે ॥
અને પરસ્ત્રી ગમનને નિવારરે ॥
તમે કાયે ચામ કટાવે બાવલે ॥
ભાઈ તેઊના તમે સુણો વિચારરે ॥ ૨૮૧ ॥
ભાઈ ત્રિજી આંખ વચમાહે કીજીયે ॥
અને કોયે કુડી નજરે મત દેખરે ॥
સ્વામીની સરજા રંગ રૂપ જાણિયે ॥
ભાઈ સર્વે એકજ મીટી તોલરે ॥ ૨૮૨ ॥
ભાઈ ચોથે કાન વચમા કીજીયે ॥
અને સ્વામીના નામ સુનતા અષ્ટપ્રહરજોયેરા॥
અવર કોઈની નિંદા અવગુણ સુણે નહી ॥
ભાઈ તાહા નિશ્ચે બેરો હોયે રે ॥ ૨૮૩ ॥
ભાઈ પાચમે હાત પગ નાક વચમા કીજીયે ॥
અને મારતા જીવને મુકાવીયેરે ॥
ભાઈ કોઈ જીવ ઊપર હાથ ના ઓળાવીયે ॥
નાસના મરડી અસતને ઠોરના દિજે પાયેરે ॥ ૨૮૪ ॥
ભાઈ એવી પાચે વચમા કીજીયે દિલમા ॥
અને વળી ઈમાન સાચા રાખરે ॥
એ સર્વે પાલી ધ્યાન વ્રતઊપવાસ કરે ॥
ભાઈ તે મુનિવર હોવે પાકરે ॥ ૨૮૫ ॥

ભાઈ દો દો નયન છે એ દુનિયાસું ॥
પણ તેણે ના કહિયે સતરે ॥
અને સાચા મુનિવર સો આપણા ॥
ભાઈ તેણે નયન છે અનંત અપારરે ॥ ૨૮૬ ॥
ભાઈ તેણી અનંત નયન કેમ જાણીયે ॥
અને જો ભેટા હોવે સતગુરૂ બ્રહ્મારે ॥
જો ગીનાનની નજરે સ્વામીસુ દેખીયે ॥
ભાઈ તો પ્રાછત જાયે સર્વે દુરરે ॥ ૨૮૭ ॥
ભાઈ એ દો દો નયન છે સઊને ॥
અને તેણે ઊલટા દેખે લોકરે ॥
પણ ગીનાન દ્રષ્ટે હોવે જે નિરમલા ॥
ભાઈ તસથી પાવે મોક્ષરે ॥ ૨૮૮ ॥
ભાઈ એ મોક્ષ મુગત તો પાઈયે ॥
અને જો દેહી કરીયે દહી તોલરે ॥
તેમા નેહકા રવઈયો બાઈને રોલીયે ॥
ભાઈ તો સ્વામી માખન પાઈયે અમુલરે ॥ ૨૮૯ ॥
ભાઈ જેમ દુધમા ઘૃત છપાયા ॥
અને તેને પરગટ ન દેખે કોયરે ॥
પણ જો તે માહેથી મંથી બાહેર કાઢીયે ॥
ભાઈ તબ જા ઘૃત હોયરે ॥ ૨૯૦ ॥
ભાઈ એમ સતગુરૂથી વલોના વલોવીયે સાચસુ ॥
અને ગાફલ કુડ કપટે મત રાચરે ॥
પણ સંસાર માહેથી સ્વામી ઘૃત કાઢી લીજીયે ॥
ભાઈ તો દનિયા તજીયે કરી છાસરે ॥ ૨૯૧ ॥

૧૨.૭।

ભાઈ જે સતગુરૂસુ વલોન વલોવીયે નાસકા ॥
અને તે કરે છે મોટી વાતરે ॥
જો સંસારની જાડી આયે છાસને ॥
ભાઈ તો સ્વામીજી ઘૃત ન આવે હાતરે ॥૨૯૨॥
ભાઈ જે સર્વે દનિયા છાસને રાચીયે ॥
અને તે સંસાર કાઈ છાસને તોલરે ॥
પણ જે દન ચાર જો રાખીયે ॥
ભાઈ તો કછુ ન આવે મોલરે ॥૨૯૩॥
ભાઈ તે મોલ ન આવે બાસી છાસનું ॥
અને જે ખાટી થાયે છે તતક્ષેણરે ॥
પણ સ્વામી ઘૃત મુંઘે મોલ છે ॥
ભાઈ તે રાખ્યા રહે બહુતજ દનરે ॥૨૯૪॥
ભાઈ તે ઐસા વલોના વલોવીયે સાચસુ ॥
અને દનિયામા ઈમાન રાખીયે ઠામરે ॥
આ સંસારમાં ગુરૂનર ઘૃત કાઢી લીજીયે ॥
ભાઈ તો આપણે છાસસુ નહી કામરે ॥૨૯૫॥
ભાઈ એ પરછા છાસ મસકાના કહા ॥
અને તમે રદામા જોજો ખોલરે ॥
આજ દનિયામા સતપંથ એમ છે ॥
ભાઈ જેમ છાસી ઘૃતને તોલરે ॥૨૯૬॥
ભાઈ આજ પ્રતગ ગોલી છે કાયા આપની ॥
અને તેમા નેહેના રવાયા બાયેરે ॥
જો સ્વામી રદા માહેથી વલોવીયે ॥
ભાઈ તો મસકા તરકર આયેરે ॥૨૯૭॥

ભાઈ પ્રત્યક્ષ આપણી કાયા ગોલી છે ||
તેમા ગુરૂ નર રવાઈયો બાયે રે ||
જો દમે દમે દેહા વલોવીયે ||
તો સ્વામી માખન નયને આયે રે ||૨૯૮||
ભાઈ આજ તે માખન કેમ પામીયે ||
અને સતગુરૂશું વલોતા શંકા ન આણરે ||
પણ તો જા પાઈયે ધૃતને ||
ભાઈ તો સંસાર કરીયે પાતલી છાસ રે ||૨૯૯||
ભાઈ જબલગી કાયા ગોલી છે આપણી ||
અને તબલગી સતગુરૂસુ વલોવીયે ઠામરે ||
જ્યારે કાયા ગોલી ફુટીને વહી જાસે ||
ભાઈ તારે કછુ ન આવે કામરે ||૩૦૦||
ભાઈ જબ કાયા ગોલી ફુટી ગઈ ||
અને સંસાર વલોતા ઈમાન ના રાખ્યા ઠામરે ||
જે છાસી મસકા બેહુ ખોઈ ગયા ||
ભાઈ તે પડા લખ ચૌર્યાયશી ધામરે ||૩૦૧||
ભાઈ આજ કલજુગમા વેલા છે દોહેલી ||
અને તેમા રાખજો આપણુ આપરે ||
સતગુરૂ બ્રહ્માના વચન પાલીયે ||
તો જાયે લખ ચોર્યાયશીનુ પાપરે ||૩૦૨||
ભાઈ ત્રણ કલ્પને ત્રણ જુગ વહી ગયા ||
અને કલજુગ છે છેલી સંધરે ||
તમે ચેતી સકે તો ચેતજો ||
ભાઈ કા પડસો ચોરાશી ફંદરે ||૩૦૩||

ભાઈ સતગુરૂ ઈમામશાહાયે એમ ભાકીયા ॥
અને તમે સાંભલો મુનિવર ભાઈરે ॥
આજ કલિમાહે છેલી સંધે આવી મલો ॥
ભાઈ તો સાચી તમારી કમાઈરે ॥ ૩૦૪ ॥
ભાઈ તાહા અપરાધીને માર પડસે છેલી વેલામા ॥
અને સર્વે રખેશર મલીને જાયેરે ॥
પણ ગુરૂનરને પગની પાવલ પીજીયે ॥
ભાઈ તો માર ન દેવે કોયેરે ॥ ૩૦૫ ॥
ભાઈ જે કોઈ પાવલ પીયેને ગફલત રેહે ॥
અને તે ખાસે ઘણાનો માર રે ॥
પણ જે સતિ લોક સતપંથ પાલીયે ॥
ભાઈ તે પામસે અમરાપુર ઠામરે ॥ ૩૦૬ ॥
ભાઈ અમરાપુર માહે વાસ છે તેહુના ॥
અને તે ઊપર કલ્પવૃક્ષની છાયેરે ॥
સવામણનો આહાર તાહા ભોગવે ॥
ભાઈ તો મન ઈચ્છા ફલ ખાયેરે ॥ ૩૦૭ ॥
ભાઈ જે સતપંથ કમાઈયે સાચસુ ॥
અને તેસાથે એકોત્તરસો માયબાપના ધાયેરે ॥
પણ સાત કુલ સાસરીના ॥
ભાઈ તે લઈ અમરાપુર જાયેરે ॥ ૩૦૮ ॥
ભાઈ એવા સુખ તાહા ભોગવસે ॥
અને સંસાર નદી વૈતરણી ઊતરે પારરે ॥
જે ગુરૂનરની સતે પાવલ પીજીયે ॥
ભાઈ તેણે સ્વામી આલે દરશનરે ॥ ૩૦૯ ॥

ભાઈ તે આદ અંતના દેવ એકઠા કરસે ॥
અને જે સતગુરૂયે કસણી લીધી બેહુ ઘાટરે ॥
આ સતગુરૂ બ્રહ્માજી છેલી વેલામા બેસી કરી ॥
ભાઈ તેણે મોકલસે અમરાપુરની વાટરે ॥ ૩૧૦ ॥
ભાઈ જે અમરાપુરમા દેવતા સુખ ભોગવે ॥
અને તે સતગુરૂ બ્રહ્માને વચનેરે ॥
પણ તેના જપ તપ થકી દેવ ઊધ્ધરા ॥
ભાઈ તે અમર હુવા પરમાણરે ॥ ૩૧૧ ॥
ભાઈ સ્વામી પરથમ આઠલાખ કરણ સરજીયા ॥
અને તેમા સતગુરૂ તપ કરી રાખા ઈમાનરે ॥
જે ગુરૂના જપે તપે અનંત કરોડી જીવ ઊધ્ધરા ॥
ભાઈ તેણે રાખા સતગુરૂશું અવિંચલ ધ્યાનરે ॥ ૩૧૨ ॥
ભાઈ તાહા જખા મેઘા કિન્નર ઊધ્ધરા ॥
અને વળી પાચ સાત નવ બારેરે ॥
જે કલજુગ સંધે જીવ પુરા થયા ॥
ભાઈ તે પોતે સ્વામીજીને દ્વારેરે ॥ ૩૧૩ ॥
ભાઈ પેલા કૃતા જુગમા ગુરૂ બ્રહ્માયે તપ કરા ॥
અને તાહા સતપંથ ધાયા પ્રલ્હાદરે ॥
તે ગુરૂના જપતપ થકી પાચ કરોડી દેવ ઊધ્ધરા ॥
ભાઈ તે પામા અવિંચલ રાજરે ॥ ૩૧૪ ॥
ભાઈ બીજા ત્રેતા જુગમા ગુરૂ વશિષ્ઠે તપ કરા ॥
અને તાહા ભગત સતીના કિધા કામરે ॥
તે સતગુરૂના જપતપ થકી સાત કરોડી દેવ નિપના ॥
ભાઈ તે પામા વૈકુંઠમાહે ઠામરે ॥ ૩૧૫ ॥

ભાઈ ત્રીજા દ્વાપાર જુગમા ગુરૂ વેદવ્યાસે તપ કરા ||
અને તાહા પાંડવને છોડાવા રાજરે ||
તે સતગુરૂના જપતપ થકી નવ કરોડી જીવ નિપના ||
ભાઈ તેના અમર કિધા છે કાજરે ||| ૩૧૬ |||
ભાઈ આ કલજુગમા આદ ઊનાદ લગી ગુરૂબ્રહ્માયે તપ કિધા ||
અને તે આજ સતગુરૂ ઈમામશાહાતપસી પરમાણરે ||
આજ અથર્વવેદમા એમ ભાકીયા ||
ભાઈ તે જંબુદ્વિપમા છે નિરવાણરે ||| ૩૧૭ |||
ભાઈ એ વેદના આગલ પાછલ ચલંત્ર સાંભલો ||
અને આપને સુખ દુઃખનો વહેવારરે ||
જો આજ સતગુરૂના વેદવચન પરમાણીયે ||
ભાઈ તો પામીયે વૈકુંઠ અમરાપુર ઠામેરે ||| ૩૧૮ |||
ભાઈ ચોથા કલજુગમા ઈમામશાહાયે તપ કિધા ||
અને તાહા કમલાકુંવરને રાજ આપસેરે ||
તેસતગુરૂના જપતપ થકી અનંત કરોડી જીવતારસે ||
ભાઈ તેના અમર કરસે કાજરે ||| ૩૧૯ |||
ભાઈ સતગુરૂ ઈમામશાહ એમ બોલીયા ||
અને જેણે સ્વામીસુ રાખા ધીરરે ||
તે સતગુરૂ બ્રહ્માના જપતપ થકી સઊ નિપના ||
ભાઈ તમે સુણો રખેશર વીર રે ||| ૩૨૦ |||

# મુનિવર ચેતાવણી સમાપ્ત.

સ્તબક [redacted] બીજો.

# ઋષિવર ચેતાવણી.

ૐ નમો નિકલંકી નારાયણ જનાર્દનમ્ ॥
ચેતો ઋષિવરો ગુરૂ કહે ॥
નરને નારાયણજીયે એમ કહ્યા ॥ ટેક ॥
આદ નિરંજન નારાયણ અવતરીયા ॥
તેનું સ્થાનક છે એહેરાખંડ માહે ॥
સતગુરૂયે સોહી દેખાડીયા ॥
તે સેવીયા નવે ખંડમાહે ॥ ૧ ॥
તે નુર માહેથી નુર પરગટીયા ॥
તેનો વાસો છે નુરજ માહે ॥
તેમણે આ સતપંથ પેદા કિધા ॥
તે અલેખ નિરંજન સ્વામી રાયે ॥ ૨ ॥
ચાર વેદ ચારે મુખથી બોલીયા ॥
અને સતગુરૂ સર્વે તે આયે ॥
એ ગીનાન તો શ્રી નારાયણે આપીયા ॥
જે છે સર્વે વેદ માહે ॥ ૩ ॥
તે બ્રહ્માના મુખમાહેથી ઊપના ॥
તે તો પરવરીયા પ્રથ્વીની માહે ॥
ઋગ્વેદ યજુરવેદ સામવેદ કહિયે ॥
અને તેની માયેની છે અથર્વવેદ માહે ॥ ૪ ॥

અથર્વવેદ માહેથી કાઢી કરી ॥
તે તો આપી સતપંથીયોને આજ ॥
રેહેણી રાખો તમે નિશ્ચે કરી ॥
તો સરસે આપણા જીવના કાજ ॥ ૫ ॥
ઈસરે રેહેણીથી જે કોઈ ભુલશે ॥
તેનું ઠામ નહી કોઈ ઠાયે ॥
તે તો ફેરો ફરે લખ ચૌર્યાયશીમાહે॥
તે તો મોક્ષ નહી પામેરે કોયે ॥ ૬ ॥
લખ ચૌર્યાયશીનો ફેરા તો છુટીયે ॥
જે રહિયે સતગુરૂના વચન માહે ॥
દશાંશ દેજો આપણા સતગુરૂ મુખે ॥
તો વાસો થાસે વૈકુંઠ માહે ॥ ૭ ॥
વૈકુંઠ છે આ ઘેર માહી ॥
તેના સુખ કહ્યા નવ જાયે ॥
સતગુરૂયે દિઠી તેવી કહી ॥
ત્યાં દેવી મલાયેક કેહેવાયે ॥ ૮ ॥
અનંત મેવા તે મોહોલ માહે ॥
તે ઘરની શોભા છે અપાર ॥
મુનિવર ઋષિવર ત્યાં મહાલશે ॥
લીલા લાડ કરશે તે ઠાર ॥ ૯ ॥
એવા તે ઘર તે જીવ પામશે ॥
જે ચાલશે સતપંથ માહે ॥
ખરા દશાંશી સુકરીતે પુરા હશે ॥
તેની સાખ છે શાસ્ત્રની ગાહે ॥ ૧૦ ॥

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર કહિયે ॥
તે તો છે સર્વે આ વેદ માહે ॥
આ વેદ વાચકે તે ચાલીયા ॥
તે તો પરવરીયા પૃથ્વી માહે ॥ ૧૧ ॥
વિષ્ણુ તે તો વરદાતાર થયા ॥
કૃપા કિધી બ્રહ્માજીને જ્યાયે ॥
તમે જાવો યુગો યુગ વાણી કરો ॥
અમે આવશું તમ સાથે ત્યાયે ॥ ૧૨ ॥
તેઓને વચને બ્રહ્માજી આવીયા ॥
વાણી કિધી યુગો યુગ માહે ॥
પ્રબોધી પૃથ્વી તે બ્રહ્માજીયે ॥
અને સત ધરમ ચલાવ્યા ત્યાયે ॥ ૧૩ ॥
અનંત કલ્પ આગે વહી ગયા ॥
પછે આવ્યા આ કલ્પજ ચાર ॥
તેમા ત્રણ કલ્પ પુરા થયા ॥
તે બ્રહ્માજીને વચને સાર ॥ ૧૪ ॥
ચોથો આ કરણ કલ્પ પરવર્યો ॥
અને તેના યુગજ કિધા ચાર ॥
આદ ઊનાદે ભેળા હતા ॥
સતગુરૂ સ્વામીજી તે સાર ॥ ૧૫ ॥
ત્યારથી સતગુરૂ પરગટ્યા ॥
અને આવ્યા યુગો યુગ માહે ॥
તે માહેથી ત્રણ યુગ વહી ગયા ॥
તેના જીવડા પોહોચ્યા થાનક માહે ॥ ૧૬ ॥

અવતારો અવતાર વહી ગયા ॥
રચના કિધી બ્રહ્મા વિષ્ણુયે ત્યાયે ॥
આજ કલિયુગ છેલી સંધ છે ॥
શ્રી નિકલંકી નારાયણ સાચે ॥ ૧૭ ॥
એ પાત્રને સેવે જે સત્યશું ॥
તેના પાપ તો સર્વે રે જાયે ॥
અવતારે અવતાર જે ઓળખે ॥
તે જીવ મોક્ષ મુગત પાયે ॥ ૧૮ ॥
આ ઘેર જીવની દશાંશ દિજીયે ॥
અને તેમા આળસન કીજે લંગાર ॥
અનેક જીવ આગળ ઊધ્ધર્યા ॥
જેણે ઓળખ્યા યુગનો ભરથાર ॥ ૧૯ ॥
દશાંશ વિના નહી છુટસો ॥
સાંભળો મુનિવરો કહું છું વારંવાર ॥
છેલ્લો અખાડો આ કલિયુગતણો ॥
તે માહે સુકરીત લેજો સંભાળ ॥ ૨૦ ॥
દશાંશ દસમી પાંતી કહિયે ॥
તે તો આલો પ્રભુજીનો આહાર ॥
ચાલીસો તે ગુરૂની પાતી કહિયે ॥
દેજો મુનિવરતણો એ વહેવાર ॥ ૨૧ ॥
દશાંશ આલતા જે જીવ ડોલાવશે ॥
તેનું હાલ માલ નહી રેહેશે પરવાર ॥
ક્રિયાના હીના જીવ કોઈ નહી તરે ॥
એમ સતગુરૂજી કહે છે ફુકાર ॥ ૨૨ ॥

ભાઈ હવે આખર વેળાયે આવીયો ॥
આવી છેલ્લી કલજુગની વાર ॥
અવતાર સર્વે પુરા થયા ॥
હવે સ્વામી રાજા થાસે સવાર ॥ ૨૩ ॥
દલરે ચાલે સ્વામી નિકલંકીતણા ॥
ત્યારે થાસે તે સર્વે હલહલંકાર ॥
તેમા સતી જીવ હશે તે તરશે ॥
અને દુર્મતિ ખાશે ઘણકેરો માર ॥ ૨૪ ॥
દુર્મતિ ના થાશોરે મારા મુનિવરો॥
ભાઈ આગળ છે દોહેલીરે વાટ ॥
આપણા સ્વામી રાજા લેખા માગશે॥
ભાઈ તમે નિશ્ચે જાણજો નિરધાર ॥ ૨૫ ॥
ભાઈ કલજુગ સંઘ છે દોહેલી ॥
મુનિવર તમે રહેજો હુશિયાર ॥
ભાઈ દશાંશ દેજો સતગુરૂ મુખે ॥
જેથી ઊતરશો પરલોરે પાર ॥ ૨૬ ॥
દશાંશ નહી દેશો સતગુરૂ મુખે ॥
તો દુર્મતિ ખાશે ઘણ કેરો માર ॥
તેના હઈડામાહેથી અગ્ની ઊઠાડસે ॥
ત્યારે જીવડો કરશો પોકાર ॥ ૨૭ ॥
લેખુ લેશે ગુરૂ નર સાઈયા ॥
ત્યાં પુછાસે સહુ નરને નાર ॥
ઊત્તમ મધ્યમ ત્યાહા કોઈ નહી ॥
કોઈ કેની વાર ન કરશે લંગાર ॥ ૨૮ ॥

ઊત્તમ આચારે ઊત્તમ કહિયે ॥
અને મદયમ જાણજો મદયમ આચાર॥
સઊ જ્ઞાન તો સાંભળે આગળા ॥
કોઈ કેનું કહ્યુ નહી કરે નરકે નાર ॥ ૨૯ ॥
પુત્ર પિતા કેનો કોઈ નહી ॥
અને કોનુ કુટુંબ પરિવાર ॥
એવી વેલારે જ્યારે આવસે ॥
ત્યારે નહી કોઈ સાસરૂ મોસાળ ॥ ૩૦ ॥
સત ગુરૂયે સર્વે સંભળાવીયા ॥
મુનિવર તમે કરજો વિચાર ॥
આદ ઊનાદથી એ વાત ચાલીયા ॥
ભાઈ તે વાણીનો કરજો વિચાર ॥ ૩૧ ॥
જે જીવ ગુરૂ સેવાથી ચુકસે ॥
અને હૃદયે ધર્મનહી આણે લંગાર ॥
માયાના મોહે બંધાઈ રહેશે ॥
સ્વાર્થે સઊ કોઈ જાશે સંસાર ॥ ૩૨ ॥
કલિયુગ જમાનો કઠણ આવશે ॥
ત્યારે સહુના દલમા વસે કાલ ॥
તે માહે જે જીવ નહી ચેતશે ॥
તેનો જીવડો પડશે જંજાલ ॥ ૩૩ ॥
સંસાર સરવે સાંભળજો ॥
અને સાંભળીમા થાજો ગેમાર ॥
સતગુરૂ યુગોયુગ માહે આવીયા ॥
તેણી વાણીનો ભાઈ કરો વિચાર ॥ ૩૪ ॥

તે જીવ સર્વે માંહો માહે લઢસે ॥
અને જે માત પિતાનો પરીવાર ॥
કઠણ વચન કહેશે આપ માહે ॥
ભાઈ એવો આવશેરે કલિ કાલ ॥ ૩૫ ॥
કોઈ કેણે ઘેર નહી આવશે ॥
અને મનમાહે કરસે તેરીસ અપાર ॥
અહંકાર અતિ ઘણો આણશે ॥
તે જાસે નરકને દુવાર ॥ ૩૬ ॥
મન માહેથી જે નર ભુલશે ॥
નહી કરે કોઈ જ્ઞાનનો વિચાર ॥
કુબુધ્દિને કાલ નહી ઊતરે ॥
અધર્મી કરશે ઊતપાત અપાર ॥ ૩૭ ॥
ગલનો મેળો તેથી ભાંગશે ॥
ત્યારે નહી કોઈ આવશે ધર્મદ્વાર ॥
અધરમ એવા જુગમાહે ચાલશે ॥
તેથી ઓરા હશે નરને નાર ॥ ૩૮ ॥
માતાના તન માહેથી ઊપજશે ॥
તેના થાશે પુત્રને પરિવાર ॥
દયા ના આવે તેના હૃદયમાહી ॥
અને સહુના હૃદયમા વ્યાપશે કાલ ॥ ૩૯ ॥
એવા એંધાણે તમે જાણજો ॥
તમે આપતણો કરજો વિચાર ॥
સ્વાર્થે સઊ સંસાર બગડસે ॥
સહુ મેલશે ધરમ આચાર ॥ ૪૦ ॥

બારમી સધ્ધી જ્યારે આખર થાસે ॥
ત્યારે ધરમ નહી રહેશે લંગાર ॥
દશાંશ દેતા મનમા ઓછુ આણશે ॥
ભાઈ એવો આવે સંસાર ॥ ૪૧ ॥
ભાઈ મંદીર માહે તો ભૂતભૈરવવ્યાપશે ॥
અને મુનિવરના મન કઠન થાસે અપાર ॥
માસ છ માસે મંદિરમાહે નહી આવશે ॥
અને લાઈસુતક નહી ઊતરાવે લંગાર ॥ ૪૨ ॥
અધર્મ વારો જ્યારે આવશે ॥
ત્યારે ધોરી છાંડશે ધરતીનો ભાર ॥
તાહા થર થર ધરતી ધ્રુજશે ॥
પાપ કરમનો નહી કઈ પાર ॥ ૪૩ ॥
ગત તીરથ કરી નહી જાણે ॥
અને જાણે જો બીરલા કોયે ॥
અહંકારથી સહુ કોઈ હારશે ॥
એથી ગતનો મેળો ભાંગે સોયે ॥ ૪૪ ॥
સતગુરૂના વાચકે જે નહી ચાલશે ॥
આપણો મુનિવરનો જે આચાર ॥
દશાંશ નહી દેયે સતગુરૂ મુખે ॥
અને મેલશે ધરમનો વિચાર ॥ ૪૫ ॥
અધર્મે અન્ન નહી નિપજે ॥
અને વણસશે મોટા ભંડાર ॥
માંગ્યા તે નહી વરશે મેવલા ॥
અલ્પ કણ ઊપજશે સાર ॥ ૪૬ ॥

અસમાનથી મેવલાનહી આવશે ॥
અને અલ્પ સ્વલ્પ વરશે સાર ॥
તે હાથે સર્વે સ્વામીજીને ॥
જેણે સર્જ્યો સકળ સંસાર ॥ ૪૭ ॥
સંસાર સર્વ સર્જ્યો સ્વામીજીયે ॥
તે સહુનો રોજી પુરણહાર ॥
તેમા અથર જીવ આ યુગ તણા ॥
તેણે વિશ્વાસ નહી લંગાર ॥ ૪૮ ॥
વિશ્વાસ નહી રાખે નિશ્ચે કરી ॥
નહી રાખે સ્વામીજીસુ પ્યાર ॥
ભુલ્યા ભુલ્યા સહુ આગલા ॥
એ તો બેહેરે બેહેરા મલશે સાર ॥ ૪૯ ॥
સ્વામી ઊપર સંતોષ રાખીયે ॥
ના કરીયે અવર આગળ ફોકાર ॥
જેણે આ જગત પેદા કર્યા ॥
તે સ્વામી છે રોજી પુરણહાર ॥ ૫૦ ॥
સેવા તે કીજીયે પીહુ તણી ॥
તો ટળે જીવના જંજાળ ॥
માતાના ઊદરમા જેણે પુરીયા ॥
ગર્ભવાસમા કિધી સંભાળ ॥ ૫૧ ॥
એવા સ્વામીપર જે વિશ્વાસ નહી રાખે ॥
અને ચાલશે તે પોતાને વિચાર ॥
આપ મતે જે કોઈ ચાલશે ॥
તેના મનનો નહી ટળે વિકાર ॥ ૫૨ ॥

 ૧૨૮-૨

ભાઈ સંસાર સઘલો એમ થયો ॥
સતગુરૂ કહે તમને કેટલી વાર ॥
પણ મુરખ મર્મ જાણે નહી ॥
તે બુડે સહુ કોઈ ગેમાર ॥ ૫૩ ॥
સતગુરૂની સેવાથી જે નર ચુકશે ॥
ભાઈ તેનો ભટ પડ્યો અવતાર ॥
ચેતનહારા જીવ તમે ચેતજો ॥
મનુષ્યજન્મ નહી આવે બીજી વાર ॥ ૫૪ ॥
ભાઈ મહા રતન પદારથ મનખો ॥
તેણે ગુરૂજીયે ધર્મ દિધા સંભાલ ॥
તેમા સાચા મુનિવર તે આપણા ॥
તેણે સ્વામી રાજા લેશે ઊગાર ॥ ૫૫ ॥
તમો ખરી દશાંશ દેજો સતગુરૂ મુખે ॥
તો તમે બાંધી પુણ્યની પાલ ॥
જે જ્ઞાન ધ્યાન વિચારીને ચાલીયા ॥
તેણે કલજુગ નહી લોપે લંગાર ॥ ૫૬ ॥
ચાર જુગ હવે પુરા થયા ॥
નહી હવે અગિયારમો અવતાર ॥
સંસારનો સાંસો મટે સતગુરૂથી ॥
તેણે ચરણે રહો તમે નિરધાર ॥ ૫૭ ॥
ગત સઘલી તમે હેતે મલો ॥
ઋષીવરો ખેદ કોનો ન કરશો લંગાર ॥
સેવા કરો સાચા સતગુરૂ તણી ॥
જેથી પામશો મોક્ષ દરશન ॥ ૫૮ ॥

જેણે આ જીવ પીંડ સરજીયા ॥
તેના સામર્થ્યનો નહી પાર ॥
ખરી દશાંશ તેણે આલીયે ॥
એ તો ખાટયાની છે સાર ॥ ૫૯ ॥
આ સતગુરૂની પાતી અલગી કરી ॥
બીજો કરો પોતાનો આહાર ॥
તે માહે તો થાશે બરકત ઘણી ॥
તે આપતા સાંસો મ ધરશો લંગાર ॥ ૬૦ ॥
આપણો દિધે એનુ નહી ચાલે ॥
એ ધરતો નહી લોભીયું લંગાર ॥
મનુષ્યને માથે ઠેરાવીયુ ॥
સહુ સહુના માથે છે ભાર ॥ ૬૧ ॥
સૃજનહારો છે સાઈયા ॥
તેણે કિધા તે પંથ અપાર ॥
તે માહે સહુ સહુના થાનકે ॥
આપણા ધરમમા રહો હુશિયાર ॥ ૬૨ ॥
ભાઈ અધુરો ઓછો કોઈ નહી ॥
સર્વે સ્થાનકે છે સૃજન હાર ॥
સર્વને કારણ સરજીયા ॥
સતગુરૂ બ્રહ્માનો અવતાર ॥ ૬૩ ॥
સતગુરૂ બ્રહ્માજીનો વારો વહી ગયો ॥
તેના તે વેદ રહ્યા છે ચાર ॥
સહુ કોઈ માને છે તે વેદને ॥
તે ઊપર દાન દે છે સર્વ સંસાર ॥ ૬૪ ॥

૧૨૯૪

તે દેવની વાણી ઊપર સહુ ધર્મ દે છે ॥
તેણે ઝુટા તે લેવણહાર ॥
બ્રહ્માજીના તે પુત્ર કહેવાય છે ॥
તે તો માથે લે છે સઊનો ભાર ॥ ૬૫ ॥
બ્રહ્માજીના પુત્ર તેણે કહિયે ॥
જે કોઈ પાલે બ્રહ્મ આચાર ॥
દાન લેયે તે તો સફલ કરે ॥
તેણે માથે ન હોયે ભાર ॥ ૬૬ ॥
જે નર દશાંશ સુકૃતે પુરા હુવા ॥
અને ઝુઠ નિંદા ન કિધી લંગાર ॥
તે અંતઃકાલવેલા દોહેલુ કેમ હોશે ॥
જેણે દશાંશ સતગુરૂ મુખે આપીસાર ॥ ૬૭ ॥
આદ ઊનાદથી સતપંથ કહિયે ॥
અને કરણ કલ્પ જુગ સાર ॥
જખા નવ્વાણુ પેલા કલ્પે ઊદ્દર્યા ॥
તે તો પામ્યા મોક્ષ દરશન ॥ ૬૮ ॥
બીજા કલ્પમાહે મેધા ઊધ્દર્યા ॥
છપ્પન કરોડી મેધા મહારાજ ॥
આદગુરૂ બ્રહ્માની સેવામા રહ્યા ॥
તેણે ઓળખ્યો પોતાનો રાજ ॥ ૬૯ ॥
બત્રીસ કરોડી કિન્નર કહિયે ॥
તેણે સતગુરૂ ઊપર રાખો વિશ્વાસ ॥
તે જીવતો આગળ ઊદ્દર્યા ॥
ત્રીજા પંખલા કલ્પમાહે ખાસ ॥ ૭૦ ॥

આજ તેત્રીસ કરોડી ધર્મી પુરાથયા ॥
ચોથા કરણ કલ્પ માહે સાર ॥
સતગુરૂ સેવાથી ન ચુકીયા ॥
તો પોહોચ્યા અમરાપુર મોઝાર ॥ ૭૧ ॥
ચોથા કલ્પમા ચાર જુગ થયા ॥
કર્તા તે સતગુરૂ દાતાર ॥
કર્તા ત્રેતા દ્વાપાર યુગ કર્યા ॥
ચોથો તે કલિયુગ સાર ॥ ૭૨ ॥
કર્તા યુગમા રાજા પ્રલ્હાદ થયા ॥
તેણે બ્રહ્માજીને સેવ્યા સાર ॥
હિરણ્ય કશ્યપ ઘેર અવતર્યા ॥
તેણે બાપશું ન રાખ્યો વહેવાર ॥ ૭૩ ॥
પિતાયે તેણે પરહર્યો ॥
તે તો જનમ્યો વનડા મોઝાર ॥
તેની સેવા દિઠી સ્વામીજીયે ॥
થંબમા પ્રગટ્યા દેવ મુરાર ॥ ૭૪ ॥
પ્રલ્હાદની વારે નૃસિંહ આવીયા ॥
દિઠુ હિરણ્ય કશ્યપનું જોર અપાર ॥
માગ માગ પ્રલ્હાદ શ્રી નૃસિંહ ભણે ॥
તમને ત્રુટયા વિષ્ણુ મુગત દાતાર ॥ ૭૫ ॥
પ્રલ્હાદ હરી પ્રત્યે બોલીયા ॥
સ્વામી ધન્ય ધન્ય ગુરૂ અવતાર ॥
તેમને પ્રતાપે તમે પધારીયા ॥
તમ સત ઊપર જાઊ બલિહાર ॥ ૭૬ ॥

સતગુરૂ થકી અમ સેવા કિધી ॥
તેથી પામ્યા અમને તમારા દર્શન ॥
તે સતગુરૂના પ્રતાપે કરી ॥
છોડાવો લખ ચોર્યાયશીના ફંદ ॥ ૭૭ ॥
સતગુરૂ પ્રતાપે શ્રી નૃસિંહ ઝુટીયા ॥
કરોડી પાચ ઊતર્યા પાર ॥
તે તો જીવ અમરા પુરીમા ગયા ॥
તેનો સાંસો ન રહ્યો લંગાર ॥ ૭૮ ॥
ત્રેતા યુગમાહે રાજા હરિશ્ચન્દ્ર થયા ॥
તેણે તારારાણી સતી દેવી નાર ॥
કુંવર રોહિદાસ તેના પુત્ર કહિયે ॥
તેણે સેવ્યા તે વિષ્ણુ કિરતાર ॥ ૭૯ ॥
સતી તારા રાણીયે સેવા કીધી ॥
સ્વામીની સેવાથી ઊતરીયા પાર ॥
સત સંગતથી સતગુરૂ પામીયા ॥
તે ધર્મ પામ્યા હરિશ્ચન્દ્ર સાર ॥ ૮૦ ॥
હરિશ્ચન્દ્ર સતગુરૂની સેવામાં રહ્યા ॥
તેના પુત્રને રાણી સાર ॥
રાજ પાટ સર્વ મેલી કરી ॥
ધાયા સત્ય ધરમે સાર ॥ ૮૧ ॥
તેણે હાલ માલ સર્વે દિધો ગુરૂ નામે ॥
અને વેચાણા ઝાંપડા દ્વાર ॥
તેણે ત્યાં સતગુરૂ મળયા ॥
જ્યારે દિઠી કરણી અપાર ॥ ૮૨ ॥

ત્યારે વારો હતો શ્રી રામચન્દ્રનો ॥
અને સતગુરૂ વશિષ્ઠ સાર ॥
અવતાર જાણીને સેવા કિધી ॥
ત્યારે ઊધ્ધર્યા નરને નાર ॥ ૮૩ ॥
સાત કરોડી અમરાપુર ગયા ॥
તે તો વશિષ્ટે ઊતાર્યા પાર ॥
એવા થઈ તમે ચાલજો ભાઈ ॥
તમને કહું છું સત્ય વિચાર ॥ ૮૪ ॥
એ સતગુરૂ યુગો યુગ આવીયા ॥
તેમણે સત્ ધર્મ બતાવ્યા સાર ॥
ભાઈ તમે ચેતનહારા ચેતજો ॥
મનુષ્ય તન નહી મલે વારોવાર ॥ ૮૫ ॥
દ્વાપાર યુગમાહે પાંડવ થયા ॥
શ્રી કૃષ્ણ શું રાખ્યો પીચાર ॥
માતા કુંતાજીના પુત્ર કહિયે ॥
અને સતી દ્રૌપદીનો ભરતાર ॥ ૮૬ ॥
રાજા ધરમ અર્જુન સહદેવ કહિયે ॥
ભીમ નકુલ એ પાચે મહા જોધ ॥
તેમણે કુરૂ ક્ષેત્રમા યુધ્ધ કર્યા ॥
કૌરવો ઊપર મહા ક્રોધ ॥ ૮૭ ॥
અઢાર અક્ષૌહિણી આવી બેઠા ॥
ત્યાં ઈંડાને આંચ ના આવી લંગાર॥
એવા યોધ્ધા મહા બળવંતા ॥
તેનો ઋષિવર સાંભળો વિચાર ॥ ૮૮ ॥

તેમણે સતગુરૂ વેદ વ્યાસ મલ્યા ॥
મેલાવ્યો ત્યારે સંસાર ॥
હસ્તિના પુરીમા રાજ કરતા ॥
તે તો સતગુરૂ વચને મેલ્યા તેણીવાર ॥ ૮૯ ॥
માતા કુંતા સતી દ્રૌપદી કહિયે ॥
યુધિષ્ઠિર પાચે પાંડવ સાર ॥
સેવા કિધી સાચા સતગુરૂ તણી ॥
ભાઈ તે સતે ઊતરીયા પાર ॥ ૯૦ ॥
ઊધારવા કારણ એટલું કર્યું ॥
મેલ્યા રાજ પાટ સઊ સંસાર ॥
સતગુરૂ વ્યાસે વાણી કહી ॥
તે ઊપર ચાલ્યા પુરે વિશ્વાસ ॥ ૯૧ ॥
ગુરૂ વેદ વ્યાસ કૃષ્ણ નર થયા ॥
રાજા યુધિષ્ઠિરે રાખ્યો પ્યાર ॥
નવ કરોડી જીવ નિમીયા ॥
તેણે સતગુરૂ સેવ્યા પુરણપ્યાર ॥ ૯૨ ॥
સેવા જાણી તે ઋષિવર તણી ॥
તેનો મુખી તે રાજા યુધિષ્ઠિર સાર ॥
તે નવ કરોડી અમરાપુર ગયા ॥
સતગુરૂ વચને પોહચ્યો વૈકુંઠદ્વાર ॥ ૯૩ ॥
એઊ જાણીને તમે ચાલજો ॥
આગલ માર્ગ દોહેલો અપાર ॥
તે સતગુરૂ બ્રહ્માજી યુગોયુગ આવીયા ॥
તેણી વાણીથી ઊતાર્યા સર્વે પાર ॥ ૯૪ ॥

અનંત કલ્પ આગળ વહી ગયા ॥
યુગોનો તો નહીરે સુમાર ॥
જે જીવ સતગુરૂને વચને ચાલીયા ॥
તે જઈ પોહોચ્યા સ્વર્ગ દુવાર ॥ ૯૫ ॥
ત્રણ યુગ હવે પુરા થયા ॥
હવે આવી કલિયુગની વાર ॥
આગળ જે જીવ ન ચેતીયા ॥
તેણે લીધો છે આ કલીમા અવતાર ॥ ૯૬ ॥
આ નિરંજન દેવ નિકલંકી કહિયે ॥
સતગુરૂ બ્રહ્મા ઈમામશાહ સાર ॥
તેણે વચને જે જીવ ચાલશે ॥
તે જીવ તો ઊતરસે પરલે પાર ॥ ૯૭ ॥
ખરા દશાંશી. ને સુકરીત વંતા ॥
તે આવશે સ્વામીજીને દ્વાર ॥
આખરની વેલા જ્યારે આવશે ॥
ત્યારે ઊતરશે તે ભવ પાર ॥ ૯૮ ॥
અલખ નિરંજન નિકલંકીને કહિયે ॥
તેની કળાનો નહી પાર ॥
આદ ઊનાદનો એ નર કહિયે ॥
તેની યુગો યુગે રમત સાર ॥ ૯૯ ॥
અનંત કલ્પ અનંત યુગ વહી ગયા ॥
તેમા જીવ ઊધ્ધર્યા અપાર ॥
આ કલિયુગમા સતગુરૂ આવીયા ॥
તે કરવા જીવની સંભાળ ॥ ૧૦૦ ॥

૧૩૦૦

તેણે વચને જે જીવ ચાલશે ॥
તે જીવ પામશે મોક્ષ દ્વાર ॥
જાદુ કપટ જે જીવ સીખસે ॥
તે તો જાસે નરકને દ્વાર ॥ ૧૦૧ ॥
કલિયુગ કઠણ જ્યારે આવશે ॥
કુડ કપટ વ્યાપશે અપાર ॥
ધર્મના કામ ઢીલા પડશે ॥
ફેડસે ઋષિવરના વહેવાર ॥ ૧૦૨ ॥
ધર્મી થઈને અધરમે ચાલશે ॥
મેહેર નહી આવે લગાર ॥
એ પાપે સર્વ દુઃખી થાશે ॥
દુઃખી થાશે સકળ સંસાર ॥ ૧૦૩ ॥
ધરમી જ્યારે અધર્મી થાશે ॥
તેણે હૃદય તે વ્યાપશે કાળ ॥
એથી સહુ સંસાર વણસશે ॥
તેથી કોઈ નહી પામે મોક્ષ દર્શન ॥ ૧૦૪ ॥
સંસાર બગડશે ગુરૂ બીના ॥
તેણે ધર્મ ના સુજે લંગાર ॥
અવતાર દસમાનો ઘર ભુલીયો ॥
ત્રણ વેદમા કરશે વહેવાર ॥ ૧૦૫ ॥
ત્રણ વેદ ત્રણ યુગમા વહી ગયા ॥
હવે આવી ચોથે કલિયુગની વાર ॥
તે સતગુરૂયે ઋષિવરને કહ્યા ॥
અને કહ્યા તે સર્વ વિચાર ॥ ૧૦૬ ॥





તે માહેથી જાણી જોઈને ભુલશે ॥
તેણે માથે રહેશે સઊનો ભાર ॥
ઋષીવર તે પાપે પ્રથમ પીડાસે ॥
જે જાણી વકરમ કરશે અપાર ॥૧૦૭॥
ધરમ કરતા ઝગડો મચાવશે ॥
સઊ ચાલશે પોતાને વિચાર ॥
તે દિલ દયા નહી ઊપજશે ॥
તે જાશે નરકને દ્વાર ॥૧૦૮॥
સતગુરૂને દાન દેતા ઠરે નહી ॥
પાખંડી સાથે રાખે વહેવાર ॥
તેણે સતગુરૂ પોતાનો નહી ગણે ॥
ભ્રષ્ટ પડ્યો તેનો અવતાર ॥૧૦૯॥
સુપાત્રે દાન દેતા ઓછુ આણશે ॥
ચાલા ચરપટે રહેશે હુશિયાર ॥
આ સતગુરૂવીના ધર્મ મારગ જેટલા ॥
તે સર્વે પાખંડની ઝાલ ॥૧૧૦॥
ગુરૂયે ધરમ મારગ દેખાડીયા ॥
દેખાડ્યા પ્રગટ નર અવતાર ॥
બીજા સંસારથી અલગા રહો ॥
સતગુરૂ મુખે રાખો દૃઢ વિશ્વાસ ॥૧૧૧॥
સતગુરૂયે ઋષીવરને સમજાવીયા ॥
દેખાડ્યા નર નિકલંકી અવતાર ॥
એ નરને દ્યાતા જે નર ભુલશે ॥
તે તો ઠામ નહી પામે લંગાર ॥૧૧૨॥

ભાઈ તેમા જે જીવ ચેતશે ॥
અને મેલશે માયાનો જંજાલ ॥
ખરા દશાંશી સતગુરૂ મુખે ॥
શ્રી નિકલંકીને માનશે નિરધાર ॥ ૧૧૩ ॥
એવી વાણી તે સતગુરૂયે કહી ॥
તેનો ઋષીવર કરજો વિચાર ॥
આ સંસાર માયા છે મીઠડી ॥
મન થર એથી નહી રહે લંગાર ॥ ૧૧૪ ॥
તે જીવ અમરાપુરમાહે આવશે ॥
તેણે કલજુગ નહી લોપે લંગાર ॥
ધન પુત્ર માયા છે કારમી ॥
તેણે જાતા નહી લાગે વાર ॥ ૧૧૫ ॥
એવી વાણી સતગુરૂ બોલીયા ॥
અને સેવકને કહ્યા વિચાર ॥
સતપંથ સત સુભાવે પાલીયે ॥
ઋષિવરને કહ્યા નિરધાર ॥ ૧૧૬ ॥
ઝુઠ નિંદા કોઈની ના કરજો ॥
જેથી પડીયે દોહેલે ઠાર ॥
સતી જીવ સાચે ચાલજો ॥
તો તરી ઊતરશો પરલે પાર ॥ ૧૧૭ ॥
ધરમ લીધો તે ખંડીત મ કરજો ॥
ખટ્ટી કમાઈમા રળજો સાર ॥
સાચા ઈમાને તમે આપજો ॥
દશાંશ ગુરૂ નરનો આહાર ॥ ૧૧૮ ॥

મલજો નિત્ય નિત્ય ગતમાહે ॥
ગુરૂ મુખી સાથે કરજો સત વિચાર ॥
તો પાપ તમારા સર્વ ઊતરશે ॥
દુઃખ ધંદાનો મટશે આજાર ॥ ૧૧૯ ॥
ગુરૂ મુખી હસ્તે મંત્ર કરાવીયે ॥
કોડી પુજા દિજીયે સાર ॥
ધર્મ દશાંશ ગુરૂ મુખે દિજીયે ॥
ધંદાની પાતીનો પુરો વ્યવહાર ॥ ૧૨૦ ॥
નીત નીત ગતમાહે મલજો ॥
અનેક રીતે ધર્મ આચાર ॥
હાલ વાયકે આપો મુનિવરો ॥
આપણા સતગુરૂ મુખે પુરો વહેવાર ॥ ૧૨૧ ॥
જે જીવ સતગુરૂ વચને ના ચાલીયા ॥
તેઊ દાન પુણ્ય તીર્થ અફળ સાર ॥
આ તમને કહ્યું છું મુનિવરો ॥
સતગુરૂ વાણીનો કરજો વિચાર ॥ ૧૨૨ ॥
તે જીવ આ જુગમા નહી ચેતીયા ॥
તેના જીવ પડયા જંજાલ ॥
સતગુરૂના ચરણ શરણથી ચુકીયા ॥
તે જીવની વાટ પડી ઘોર અંધાર ॥ ૧૨૩ ॥
સતગુરૂ સ્વામીને તેણે લજાવીયા ॥
અને પોતે ગયા ઘોર અંધાર ॥
અનંત કરોડીના મેળાથી નિસર્યા ॥
ન ઓળખ્યા જ્યોતીપાત્ર અવતાર ॥ ૧૨૪ ॥

૧૩૦૪

દશાંશ દેતા જીવ ડોલાવીયા ॥
ન ઓળખ્યો પોતાનો ભરતાર ॥
નાવ ભાંગી તેણી સાગર વચ્ચે ॥
તેનો કોઈ ન લંભે પાર ॥ ૧૨૫ ॥

સંસાર સાગર ઊંડો જાણજો ॥
તેમા લોભ તૃષ્ણાનું જળ અપાર ॥
જે તે જળમા અહી બુડસે ॥
તેની નાવ નહી જાસે પાર ॥ ૧૨૬ ॥
નાવ બુડાડી નાખવે તેની ॥
જે ગુરૂ થઈ લીધો આહાર ॥
તે ખેવણહારો ખોટો થયો ॥
તે ભાર ભરી બુડાડ્યા સાર ॥ ૧૨૭ ॥
ત્યાં નીચું જોયું નાખવે ॥
ભુંડે સતગુરૂનુ ના માન્યું લંગાર ॥
નાવ ભાંગી તેની સત્યલોકની ॥
તેણે કોઈ પારખ્યો નહી વિચાર ॥ ૧૨૮ ॥
તે સતગુરૂની શિખે ના ચાલીયા ॥
તેણે રાખ્યો ખોટો ખેવણહાર ॥
માહે માલમી મુર્ખ બેસાડીયા ॥
અને ભરીયો ઘણેરો ભાર ॥ ૧૨૯ ॥
તે ખોટી નાવ અસત્યની ॥
તેમા અનસતીયા બેસણહાર ॥
ઝુઠા ગુરૂ તેના દાન લીધા ॥
એથી ન પામ્યા એ પેલે પાર ॥ ૧૩૦ ॥

એ ત્યારે અસત્યનું નાવડુ ॥
કુબુધ્દિના વાયુ વહે અપાર ॥
તેથી એ નાવ બુડી ગઈ ॥
એથી ગયા એ ઘોર અંધાર ॥ ૧૩૧ ॥
સતગુરૂ વાચકેથી ઓતલ્યા ॥
એ નાંવ બુડાડી ગેમાર ॥
સતગુરૂનું વચન ગમાવીયુ ॥
તે તો ચાલ્યા ઘોર અંધાર ॥ ૧૩૨ ॥
ધરમ દેતા જીવ ડોલાવીયા ॥
માયા મોહે ભુલ્યા ગેમાર ॥
જુઠા ગુરૂને તે જઈ મળ્યા ॥
જેણે પોતાનો ન સુઝે અવતાર ॥ ૧૩૩ ॥
એ ગુરૂ અવરને કેમ તારશે ॥
જેનો ભુત ખાનાનો વહેવાર ॥
તેથી ગફલતે દુનિયા મોહી રહી ॥
એથી કોઈ ના ઊતરે પાર ॥ ૧૩૪ ॥
સતપંથ વિના ધરમ જેટલા ॥
તે તો નિકલંકીની રાહથી બાહાર ॥
તે સ્વર્ગ સુખ ભોગવી ઊતરે ॥
પણ નહી પામે અમરપદ સાર ॥ ૧૩૫ ॥
તેત્રીસ કરોડી સાચા ગુરૂ મુખે ॥
એવા મુનિવર પામે પાર ॥
હાલ વાચકે દશાંશી ખરા ॥
જેણે દિધા સતગુરૂમુખે આહાર ॥ ૧૩૬ ॥

૧૩૦૬

તેણે તો સતગુરૂ મુખે વાવીયું ||
ઓળખી પરતક અવતાર પાત્ર સાર ||
પ્રત્યક્ષ અવતાર તેણે સફળ થયો ||
જેણે બીજે ન રાખ્યો વહેવાર || ૧૩૭ ||
સતગુરૂની શિખે તે ચાલીયા ||
અને જેણે ઓળખ્યા પુરે ઈમાન ||
તે સતગુરૂ પ્રતાપે ઓધ્દર્યા ||
તેણે મટિયા ચૌર્યાયશી ફેરા નિધાન || ૧૩૮ ||
મેહેર કરી મારા સ્વામીજીયે ||
સેવક જાણી કિધી સાંભાળ ||
સતગુરૂયે તપ એવા સાધીયા ||
જેથી પ્રસન્ન થયા કિરતાર || ૧૩૯ ||
સેવા દિઠી જ્યારે સ્વામીજીયે ||
યુગો યુગ કિધી ગુરૂજીયે સાર ||
અનાદિથી ગુરૂસ્વામીને વચને રહ્યા ||
સતગુરૂને આપ્યું માન અપાર || ૧૪૦ ||
અનાદિથી ગુરૂજીયે તપ કિધા ||
તેના તપનો ના આવે પાર ||
યુગો યુગે વિનંતી કિધી ઘણી ||
ઓળખ્યા નિકલંકીનું અવતાર || ૧૪૧ ||
આદિ અમે સઊ ભેળા એક હતા ||
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર શક્તિ સાર ||
એ ત્રણ દેવ એક મુરત છે ||
તેના નારાયણ છે સૃજનહાર || ૧૪૨ ||

સેવાને કારણે એ સૃજ્યા ॥
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર અવતાર ॥
પોતાના તેજ માહેથી નિપાવીયા ॥
શક્તિથી મુકયા તે દુનિયા મોઝાર ॥ ૧૪૩ ॥
તમે જુગમા જઈ વાણી કરો ॥
ઓળખાવો અમારો અવતાર ॥
એમ કરતા કરતા તો વહી ગયા ॥
અનંત કલ્પ યુગ અનંત અપાર ॥ ૧૪૪ ॥
સતગુરૂ આ યુગ સંધે અવતર્યા ॥
અને એ ઈમામશાહ અવતાર ॥
તેરે અવતારે સતગુરૂ જાણીયે ॥
બ્રહ્મ રૂપ છે પોતે સાર ॥ ૧૪૫ ॥
સતગુરૂયે અનેક જીવ ઓધરિયા ॥
સતીયા સેવાયે રહ્યા સાર ॥
આ સતગુરૂને સહી કરી જાણજો ॥
અશ્રધ્ધા ન આણજો મનમા લગાર ॥ ૧૪૬ ॥
પામ અવતાર આ યુગ સંધે ॥
બેઠા નિકલંકી રૂપે મુરાર ॥
નારાયણનો અવતાર તે કહિયે ॥
ભાઈ એમ જાણજો નિરધાર ॥ ૧૪૭ ॥
જેણે સ્વામીજીને પ્રમાણ માનિયા ॥
સેવા કિધી યુગો યુગ સાર ॥
તેણે મયા ધરી બોલાવીયા ॥
પોતાના જાણી લીધી સંભાળ ॥ ૧૪૮ ॥

સતગુરૂયે તપ અદકા કરીયા ॥
ત્યારે સ્વામીજીયે અતિ ધર્યા પ્યાર ॥
નર નિકલંકી તે ભેટીયે ॥
એથી ટળયા જીવતણા આચાર ॥ ૧૪૯ ॥
અરજ વિનંતી અતિ ઘણી કિધી ॥
સેવક રૂપે દેખાડયો આચાર ॥
માતમ ના રાખ્યું મોટાઈનું ॥
જેથી વાધે મનમા અહંકાર ॥ ૧૫૦ ॥
સેવક થઈ સ્વામીજીને જીતીયા ॥
તે સતગુરૂ ઈમામશાહ સાર ॥
તેણેથી સ્વામીજીયે કૃપા કરી ।
તેડાવ્યા પોતાને દ્વાર ॥ ૧૫૧ ॥
સ્વામીજીયે બ્રહ્મા કહી બોલાવીયા ॥
હૃદયે રાખ્યું હેત અપાર ।
ત્યારે સતગુરૂજીયે વિનંતી કરી ॥
તમે સાંભળો સૃજનહાર ॥ ૧૫૨ ॥
બેડી ભરી અમે આવીયા ॥
સેવક થઈ તમારે દ્વાર ॥
દુહાગણના દુઃખ સર્વ ટાળી કરી ॥
સુહાગણ કરો કિરતાર ॥ ૧૫૩ ॥
હું સેવક સદાયે તમ તણા ॥
મારા અવગુણનો નહી પાર ॥
તમારે ઓરડે અમ આવીયા ॥
સ્વામી તમે ક્ષમા કરનાર ॥ ૧૫૪ ॥

સતગુરૂજી ત્યારે બોલીયા ॥
અને તમે સાંભળો કિરતાર ॥
અમો સેવક સ્વામીજી અવગુણ ભર્યા ॥
તમો કિરતાર અમારા ભરતાર ॥ ૧૫૫ ॥
સતગુરૂયે શિર નામી કરી ॥
અને કિધી તે અરજ અપાર ॥
ત્યારે નુરમા નુર સમાઈ રહ્યા ॥
હૃદયે પ્રગટ્યા હેત અપાર ॥ ૧૫૬ ॥
ત્યારે સ્વામીજી બોલ્યા મુખથકી ॥
સુણો સત્ય બ્રહ્મા પુછુ વિચાર ॥
માંગો માંગો સતગુરૂ સ્વામીજી કહે ॥
ધન્ય ધન્ય છે તમ અવતાર ॥ ૧૫૭ ॥
અમારો તમારો તન એક છે ॥
તેમા અંતરો નહી લંગાર ॥
તમને સત બ્રહ્માજી કરી સૃજીયા ॥
તમ સેવાનો નહી પાર ॥ ૧૫૮ ॥
કૃપા તે કિધી નર નારાયણજીયે ॥
સતગુરૂશું કહ્યો વિચાર ॥
આજે માંગો તે આલીયે ॥
તમને ત્રુઠ્યા ત્રીભુવન મુરાર ॥ ૧૫૯ ॥
સતગુરૂ ઈમામશાહ બોલીયા ॥
તમ ત્રુટે સર્વે આનંદ સાર ॥
સૃજનહાર તમે સાંભળો ॥
જ્યારે થયા તમારા દર્શન ॥ ૧૬૦ ॥

૧૩૧૦



અમે સ્વામીજી શરણે તમારી ॥
જેનું નામ તે સૃજનહાર ॥
આ સેવક તમારા ચરણના ॥
તમે કૃપા કરો મુગત દાતાર ॥ ૧૬૧ ॥
તમ આગળ સેવકનું શું ચાલે ॥
બોલ્યા સતગુરૂ તે વાર ॥
સ્વામી તમારા બ્રીદ સામુ જોઈ કરી ॥
પાવન કરો તમ કિરતાર ॥ ૧૬૨ ॥
માત તાત બંધુ બંધવ તમે ॥
સદાના સ્વામી મારા ભરતાર ॥
અમેરે બાંદી સ્વામી તમ તણી ॥
તમે અલખ નિરંજન અવતાર ॥ ૧૬૩ ॥
બાંહે ગ્રહી અમને ઊગારીયા ॥
જાતા કાઢી સાગરથી બેડી પાર ॥
અમારા અવગુણ સામીના જોયુ ॥
એ લાભ અનંત અપાર ॥ ૧૬૪ ॥
મુજ સેવકથી અવગુણ અતિ થયા ॥
તે લેઈ આવ્યો તમ દ્વાર ॥
મારા અવગુણ સામી નવ જોઈ ॥
મને રાખો પોતાને દ્વાર ॥ ૧૬૫ ॥
અમે ઊણીયાચારી તમારા દાસ ॥
મારૂ જોર ના ચાલે લગાર ॥
સ્વામી અપરાધી જીવને પાવન કરો ॥
તમારા ગુણનો નહી પાર ॥ ૧૬૬ ॥

દેવ દ્વારે અમે આવીયા ॥
છુટ્યા અનંત કરોડી જંજાલ ॥
હીણા ખીણા બહુ ઓધ્ધર્યા ॥
મારો જીવ છે ઊમેદવાર ॥ ૧૬૭ ॥
તેણે પ્રતાપે અમને ખમજો ॥
સેવકના અયેબ અપાર ॥
ગુણ મારો રતિ એક નહી ॥
જેથી રીઝે મારો સરદાર ॥ ૧૬૮ ॥
ત્યારે નર નારાયણજીયે માયા કરી ॥
મુખથી બોલ્યા સૃજનહાર ॥
અનંત કરોડી જીવ નિમ્યા આજથી ॥
છુટ્યા ગુરૂજી નર અવતાર ॥ ૧૬૯ ॥
અનંતનો વર આપ્યો તમને ॥
બોધ દુનિયામા જઈ કરજો સાર ॥
તમ બ્રહ્માને અમે ખમીયા ॥
અનંત કરોડી લાવશો અમારે દ્વાર ॥ ૧૭૦ ॥
તે જીવ અહીયા તમે લાવશો ॥
તે આવાગમન નહી જાયે સંસાર ॥
તમ કારણ એ જીવ ખમીયા ॥
તેનો તમ શીર છે બ્રહ્માજી ભાર ॥ ૧૭૧ ॥
ત્યારે સતગુરૂ સ્વામીજીની પાયે પડ્યા ॥
વિનંતી કિધી છે અપાર ॥
ધન્ય ધન્ય સ્વામીજી તમને કહિયે ॥
અમ સેવકનું શું છે ભાર ॥ ૧૭૨ ॥

એ જીવ અમથી ન ઓધરે ॥
સ્વામીજી કૃપા કરો કિરતાર ॥
અમે અપરાધી સેવક તમ તણા ॥
સ્વામી તમે છો ક્ષમા કરનાર ॥૧૭૩॥
સ્વામીજી એવડો ભાર અમશીર ભર્યો ॥
અમથી શું થાયે કિરતાર ॥
તમો મહેર કરો સાંઈયા ॥
અમશીરથી ઊતારો અનંતનો ભાર ॥૧૭૪॥
સતગુરૂ સ્વામીજીના ચરણેથી ॥
ઊંચો શીર ના કર્યો લગાર ॥
અનંત કરોડી જીવની વિનંતી કરે ॥
સ્વામી બોલ્યા મુખથી તેણી વાર ॥૧૭૫॥
ત્યારે સ્વામીજી હસી એમ બોલીયા ॥
તમે સાંભળો બ્રહ્મઋષિ અવતાર ॥
અમો નર નિકલંકી થઈને આવશું ॥
તેણે સેવશે સકલ સંસાર ॥૧૭૬॥
અનાદિના સતગુરૂજી તમે છો ॥
સતગુરૂ બ્રહ્માજીનો અવતાર ॥
અમો વિષ્ણુ નર દાતાર છીયે ॥
કલિયુગે નિકલંકી થયો અવતાર ॥૧૭૭॥
એ અવતારને જે કોઈ જાણશે ॥
તેણે શરણ સતગુરૂજીનો સાર ॥
સ્વામીયે હાથ દેઈ મસ્તક ઊંચું કર્યું ॥
વિષ્ણુ હુવો વર દાતાર ॥૧૭૮॥

સતગુરૂજી સ્વામીજીને કહે ॥
મસ્તક ઊંચો કિધો તેણી વાર ॥
ભાર ત્રણ ભુવનનો શિર ધર્યો ॥
અમ કિડીનો સો વિસ્તાર ॥૧૭૯॥
અમ કિડીથી નવ ઊપડે ॥
સ્વામીજી ત્રણ ભુવનનો ભાર ॥
અમે રે અપરાધી ઊણીઆચારી ॥
સ્વામીજી તેના કહું વિચાર ॥૧૮૦॥
તમને અનંતનો વર આપીયો ॥
આગલ કઠણ છે કલિ કાલ ॥
તે માહે સત ધર્મે કોણ ચાલશે ॥
ને દાન દેશે પુરે વહેવાર ॥૧૮૧॥
કોણ અવતાર પામને માનશે ॥
કોણ કરશે સતગુરૂની સંભાળ ॥
કોણ જીવ ક્રિયાના પુરા હશે ॥
કોણ નિંદા ઝુટશું રહેશે નિર્ધાર ॥૧૮૨॥
અમે ગુનેગારથી નવ ઊપડે ॥
આ કલીના જીવોના ભાર ॥
એ અનસતીયા ઊણીચાચારી ॥
એના મન થર નહી રહેશે લંગાર ॥૧૮૩॥
ઝુઠો આ કલજુગ કહિયે ॥
તેમા ઝુઠા તે જીવ અપાર ॥
આ જુગમા અમને મુકતા ॥
કેમ કરી ઊદ્દરશો સંસાર ॥૧૮૪॥

૧૩૧૪

ઊણીયાઆચારી જીવ ઊગર્યા ॥
સતીયા સ્વર્ગ સિધાર્યા સાર ॥
જીવને પરબોધ કેવો લાગશે ॥
જેના મનમા દયા નહી લંગાર ॥૧૮૫॥

કલિયુગ સંધે જે જીવ રહ્યા ॥
તે કરશે કુબુધ્ધીનો આચાર ॥
ધર્મ બુધ્ધીયે નહી ચાલશે ॥
નિંદા ઝુઠશું રાખશે વહેવાર ॥૧૮૬॥
સાડે ઓગણીસ વશા પાપના ॥
અર્ધો વશો ધરમનો સાર ॥
કલિયુગ કઠણ એવો ઊપન્યો ॥
તેમા કોણ ચાલશે ધર્મઆચાર ॥૧૮૭॥
સંસાર સઘળો ભમે ઝુટમા ॥
તેના ઝુટા ક્રિયા આચાર ॥
ઝુટા ઝુઠી સોબતે બેસશે ॥
તે આપ મુરાદી મનહઠી અપાર ॥૧૮૮॥
ત્યાં સહુ મળી ધર્મ ખંડીત કરશે ॥
એવો યુગ તણો આચાર ॥
તે જીવને ધર્મ કેવો લાગશે ॥
સીધું બોલતા કરે અહંકાર ॥૧૮૯॥

એવો સંસાર બાકી રહ્યો ॥
સ્વામી તેનો અમશીર રાખ્યો ભાર ॥
સંસાર ધાશે પાખંડને ॥
ભૂત ભક્તિશું રાખે વહેવાર ॥૧૯૦॥

સત્યની વાત સમઝે નહી ॥
ભૂત ભક્તિશું રાખે પ્યાર ॥
તે માહે જે ઊપર તમ કૃપા કરો ॥
તે જીવ આવશે તમારે દ્વાર ॥૧૯૧॥
સતગુરૂને સ્વામીયે એમ કહ્યું ॥
તમે સાંસો મા ધરશો લંગાર ॥
અમો અમારા જીવ ઓળખીલેશું ॥
હમે તમ ઘેર બેઠા સાર ॥૧૯૨॥
કઠણ પોરે જે જીવ ચેતશે ॥
તે રાખશે જીવ તણો વિચાર ॥
તે જીવનું સત અમે રાખશું ॥
તેના ઘટે નહી ઊપજશે કાલ ॥૧૯૩॥
તેણે આઠે પ્રહર ચિંતા જીવની ॥
રાખશે એ ઘટમા વિચાર ॥
સત્ય ધર્મ તેણે સુઝશે ॥
તે નહી મેલે ધર્મ આચાર ॥૧૯૪॥
એ જીવ તમ શરણે આવશે ॥
તમ ગતમા મલશે નિત નિત્ય ॥
એ જીવ પોતાની કમાઈ ઓળખશે ॥
ખરી કસોટીયે પાલશે સત્ય ॥૧૯૫॥
સાચી કમાઈ તેણે સુઝસે ॥
નહી કરે ઝુઠ નિંદાનો આહાર ॥
કઠણ વેલા કલજુગ તણી ॥
તેના મન થર રહેશે સાર ॥૧૯૬॥

કલિયુગ કઠણ ઊપન્યો ॥
કુડ કપટ સેવકનો વહેવાર ॥
સતી જીવ સતે ચાલશે ॥
તે આવશે આપણે દ્વાર ॥ ૧૯૭ ॥
જે જીવ નિત્ય ગતમા મલશે ॥
સુખ દુઃખ દિલમા નહી રાખે લંગાર ॥
દુઃખ સુખ દેહી સાથે મઠીયા ॥
જેમ અન્ન પાણીનો આહાર ॥ ૧૯૮ ॥
સતી જીવને તે કસણી ઘણી ॥
જગતનો એવો વહેવાર ॥
પોતાની કમાઈ ઓળખીજે ચાલશે ॥
પારકી આશ ન કરશે લંગાર ॥ ૧૯૯ ॥
તે જીવ પાખંડશું પ્રીત નહી રાખે ॥
ઝુટી મિજલસશું નહી રાખે વહેવાર ॥
અરી પરી કેની કરશે નહી ॥
ધંદામાહે રહેશે હુશિયાર ॥ ૨૦૦ ॥
દને ધંદો કરે પેટનો ॥
જપશે દમે દમે સૃજનહાર ॥
સાચી કમાઈથી તે આલશે ॥
ગુરૂને દેશે દશોંશના આહાર ॥ ૨૦૧ ॥
કેની નિંદા બદબોઈ કરશે નહી ॥
ગુરૂનરશુ રહે પુરે વહેવાર ॥
તે જીવ અમ ઘેર આવશે ॥
તેની નિંદા કરશે સર્વ સંસાર ॥ ૨૦૨ ॥

તેના એકોત્તરસો પિઢીયા માઈબાપની ॥
અને સાત પીઢી સાસરની સાર ॥
તે લેઈ અમરાપુરે મહાલશે ॥
ખરા દશાંશી સુકરીતવંતા સાર ॥૨૦૩॥
સતના ધર્મે આ જુગ માહે ॥
જો આપશે એક કણ સાર ॥
તેનું સવા લાખ ઘણેરૂ લેસે ॥
આપણા માથે નહી કોઈ ભાર ॥૨૦૪॥
જે દેશે સતિ જીવ ધર્મશું ॥
તેનું તલ ભાર ન જાશે લંગાર ॥
સુપાત્રે દાન તો બહુ ફલે ॥
સવા લાખ ઘણેરૂં સાર ॥૨૦૫॥
સત્ય ધર્મે જે જીવ ચાલશે ॥
તેણે આવાગમન નહી સંસાર ॥
સતગુરૂ બ્રહ્માને સત કરી માનશે ॥
ઓળખે તે પ્રત્યક્ષ અવતાર ॥૨૦૬॥
એવા ધર્મે અમરાપુરી આપશું ॥
આપશું આખરતી દરશન ॥
આવા સુખ જેણે નહી ગમે ॥
તેનું આપણ સાથે નહી વહેવાર ॥૨૦૭॥
સુપાત્રે દાન જે આલશે ॥
ઋષિવરો સાંભલોતેનો કહું વિચાર ॥
તે સ્વર્ગ તેવા પામશે ॥
જે રાખ્યા મેરપર્વત મોઝાર ॥૨૦૮॥



તે સ્વર્ગ માહેથી તેવા ઊતરશે ॥
ઝુઠા ગુરૂને દિધા છે દાન અપાર ॥
તે તો સ્વર્ગ ભોગવી પાછા આવશે ॥
તે લેશે દુનિયામા અવતાર ॥૨૦૯॥
જેણે દુનિયામા જેવા ધર્મ કિધા ॥
પાછો તેવો લેશે અવતાર ॥
તે તો જઈ પડશે લખચૌર્યાચશીમા ॥
તેના દુઃખનો નહી આવે પાર ॥૨૧૦॥
ત્યાં ધર્મ અવતાર તેણે આલસે ॥
ચારે ખાણીમા લેસે અવતાર ॥
એકવીસ લાખ અવતાર એક ખાણના ॥
એ ભોગવશે દુનિયા મોઝાર ॥૨૧૧॥
એવા અવતાર કોણ છોડાવે તમવીના ॥
સતગુરૂ ઈમામશાહ કહે સાર ॥
અમે અપરાધી સેવક તમતણા ॥
તમારી કુદરતનો ના લંભે પાર ॥૨૧૨॥
ત્યારે સતગુરૂ લાગ્યા ધ્રુજવા ॥
અને વિનંતીઓનો નહી સુમાર ॥
અનંત કરોડી જીવ કેમ ઓધરે ॥
કલિયુગ કઠણ જમાનો સાર ॥૨૧૩॥
તે લક્ષ ચૌર્યાચશીમાં કોણ આવસે ॥
સતગુરૂ પુછે તેનો વિચાર ॥
આ સૃષ્ટી સ્વામી તમતણી ॥
સર્વેના તમે છો સૃજનહાર ॥૨૧૪॥

માત તાતના જે બાળકા ॥
તેમા વહાલ વેરી નહી છે પરિવાર ॥
અદકું ઓછું એમા કોઈ નહી ॥
તે તો તમ તણો છે પરિવાર ॥૨૧૫॥
સ્વામી સૃષ્ટીના સૃજનહાર છો ॥
તમો માત તાત બંધવ મોસાલ ॥
કુટુમ કબીલો સ્વામી છો તમે ॥
તમ વીના નહી કોઈ રખવાલ ॥૨૧૬॥
માયા તમારીથી કેમ છુટીયે ॥
સ્વામી ટાળો સર્વેના જંજાલ ॥
તમે તમારા બ્રીદ સામી જુવો ॥
ન જુવો અમ અવગુણ સાર ॥૨૧૭॥
સ્વામી તમે સકલ સંસારમાં ॥
અને સઊના તમે છો સૃજનહાર ॥
વ્હાલુ વેરી તમારે કોઈ નહી ॥
સ્વામી સર્વેના રોજી પુરણહાર ॥૨૧૮॥
સર્વના અવતાર તમ થકી ॥
તેમા નહી ઊત્તમ મધ્યમ સંસાર॥
જીવોની રક્ષા થાસે તમ થકી ॥
તમ કૃપાયે ઓધરે નરને નાર ॥૨૧૯॥
સ્વામી તમ નર આહે અંતના ॥
અમે નારી સર્વ સંસાર ॥
સુહાગણ તમશું અમે પામીયા ॥
દુહાગણ આ સર્વ સંસાર ॥૨૨૦॥

ઊત્તમ ઋષિવર જી તેણે કહિયે ॥
ધરમે ઊત્તમે ઊત્તમ આચાર ॥
આ જુઠ નિંદા જેણે પરહરી ॥
નમી ખમી ચાલે સંસાર ॥ ૨૨૧ ॥

નમણી ખમણી સર્વને પ્યારી ॥
જેથી રીઝે સર્વ સંસાર ॥
તેનું જશ બોલાયે લોકમાં ॥
કોઈ કથણી ન કરે જુગ મોઝાર ॥ ૨૨૨ ॥
જેણી વાણી મીઠી દુનિયા માહે ॥
હશે તે ધર્મે આચાર ॥
તેણે દુનિયા બુડાડસે નહી ॥
તે પર રાજી હોસે સૃજન હાર ॥ ૨૨૩ ॥
જે જીવ શિલ સંતોષી ક્ષમાવંતા ॥
નીચી દ્રષ્ટીએ સદા ચાલન હાર ॥
એણે આચારે ઊત્તમ જાણીયે ॥
સર્વ કુટુંબનો ખેંચે ભાર ॥ ૨૨૪ ॥
ક્રિયા આચાર તે જીવ પુરા ॥
ધર્મ માર્ગે રાખે અતિ પ્યાર ॥
તેના હૃદય કમલ નહી ડોલસે ॥
જે ઓળખશે દસમો અવતાર ॥ ૨૨૫ ॥
એણે આચારે મીમ થાશે આપણો ॥
તેણે દોહેલુ ન થાશે લંગાર ॥
અમરાપુર તે જીવ પામશે ॥
તે કલિયુગે ઊતરશે પાર ॥ ૨૨૬ ॥

ભુંડે કામે જે જીવ ચલાવશે ॥
નવ પાલે તે ક્રિયા આચાર ॥
તે પોતે બુડી બીજાને બુડાડસે ॥
તે પામશે મધ્યમ અવતાર ॥ ૨૨૭ ॥
એણે આચારે મધ્યમ જાણીયે ॥
ઝુટ નિંદા કપટશું વહેવાર ॥
તેણે ધર્મ આચાર સુઝે નહી ॥
તે તો જાશે નરકને દુવાર ॥ ૨૨૮ ॥
ધર્મ દેતા ઝગડો માંડશે ॥
ભઠ પડ્યો તેનો અવતાર ॥
પોતે પુણ્યે પુરા નહી ॥
બીજાને કરાવશે બાહાર ॥ ૨૨૯ ॥
પીંડ પોતાનો સારો નહી ॥
તેમા બીજાનો લેશે ભાર ॥
આખરવેલા જ્યારે આવશે ॥
ત્યારે તેણે બાંધી દેશે માર ॥ ૨૩૦ ॥
તેણે મારતા મારતા આખરવેળા થાશે ॥
ત્યાં તે તો બહુ કરશે પોકાર ॥
તેણે આડે કોઈ આવે નહી ॥
માય બાપ કુટુંબ પરિવાર ॥ ૨૩૧ ॥
સગા સાગવા જેટલા સંસારમાં ॥
કોઈનો જોર ત્યાં ન ચાલે લગાર ॥
અજાણ થઈ પોતાના કરીયા ॥
લીધો પોતાના માથે તેનો ભાર ॥ ૨૩૨ ॥

૧૩૨૨

દુનિયામાં પોતાના કરી રાખશે ॥
આગળ કઠણ છે દરબાર ॥
ગુરૂ કહે સત્ય બિના નહી છુટસો ॥
આખર જાશે તે ઘોર અંધાર ॥ ૨૩૩ ॥
એણે આચારે જીવ શત્રુ આપણો ॥
એમ સતગુરૂ કહે છે નિરધાર ॥
અહીં જે સતપંથ ભાંગશે ॥
તેની કોઈ નહી કરશે બહાર ॥ ૨૩૪ ॥
કાયર જે સતગુરૂને જાણે નહી ॥
અને ચાલે બહુ અધર્મે આચાર ॥
ગુરૂ લોપી તે મહા પાપી ॥
જેના હૃદયમા ઊપજે કાલ ॥ ૨૩૫ ॥
તેણે મદ્યમ ચંડાલ કરી જાણજો ॥
તેનું મુખ દિઠે દોસ અપાર ॥
તેણે માત તાત સર્વ બુડાડીયા ॥
જેણે ન ઓળખ્યા પાત્ર અવતાર ॥ ૨૩૬ ॥
જે અવતાર પાત્રને ઓછો કરી માનશે ॥
અને રાખે જો એવો વિચાર ॥
એ માણસ રૂપે બેઠા જંબુદ્વિપમાં ॥
એવા કેમ હોવે કિરતાર ॥ ૨૩૭ ॥
તેણે કિરતાર કરી માનસે નહી ॥
દશાંશ દેતા રીસ કરશે અપાર ॥
દાન લે તે સ્વામી કેવો ॥
જે સર્વનો રોજી પુરણહાર ॥ ૨૩૮ ॥

એણે આચારે મધ્યમ થાશે ॥
તેનું મન થર નહી રહે લંગાર ॥
આ માયા મોટી કલિયુગતણી ॥
તેણે નહી ઓળખે મુરખ ગેમાર ॥૨૩૯॥
જેના પૂર્વ પુણ્ય પુરા નહી ॥
તે વખોડશે શ્રી હરીનો અવતાર ॥
હરીને નિંદે તે માણાસ નહી ॥
નિંદકે ખોયો મનુષ્ય અવતાર ॥૨૪૦॥
મહા અમોલક પદારથ મનખો ॥
એ મનખો નહી આવે વારોવાર ॥
લખ ચૌર્યાયશી ભોગવી ઊતરે ॥
ત્યારે પામે એક મનુષ્ય અવતાર ॥૨૪૧॥
આઠ અવતાર મનુષ્યના આ યુગમાં ॥
કરણીયે ઊત્તમ મધ્યમ સાર ॥
તેમા અવતાર પામને જેના ઓળખે ॥
તે જાશે નરકને દુવાર ॥૨૪૨॥
સંસાર સઘલો થાશે પાખંડી ॥
ધર્મ વેલા કરશે નિંદા અપાર ॥
દશાંશતેણી સતગુરૂમુખે કયારે પોહોચે ॥
તે તો જાશે કમુખે આહાર ॥૨૪૩॥
ધર્મ જેનું સદ્દગુરૂ મુખે નહી ॥
તેણે તેવી બરકત સાર ॥
જેના પૂર્વ પુણ્ય સાચા નહી ॥
તે કેમ ઓળખે પામ અવતાર ॥૨૪૪॥

મનુષ્ય અવતાર તે તો ઊત્તમ કહિયે ॥
એ રૂપે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર સાર ॥
તેવો મનખો દિધો સંસારમાં ॥
તેના ગાફલ ના કરશો વિચાર ॥ ૨૪૫ ॥
પૂર્વની કરણીયે આવીયા ॥
આવ્યા તે મનુષ્ય અવતાર ॥
જેની બુધ્ધી સીધી સુરતા નહી ॥
તેણે માથે ભરીયા છે ભાર ॥ ૨૪૬ ॥
સતગુરૂજી જુગમા જઈ વાણી કરો ॥
અનંત કરોડીને આલજો ધરમ ॥
અમને તમને જે ઓળખશે ॥
માનશે તે પુરે મરમ ॥ ૨૪૭ ॥
સતી જીવ સત્ય ધર્મે ચાલજો ॥
તો ઊતરશો પરલે પાર ॥
આ દશ અવતાર સ્વામીના પુરા થયા ॥
હવે નથી અગ્યારમો અવતાર ॥ ૨૪૮ ॥
છેલ્લો આખાડો આ કલિયુગ તણો ॥
સ્વામીને ઓળખ્યા તે પામ્યા પાર ॥
અમને તમને સર્વ જગતને સૃજીયા ॥
એણે ઓળખ્યા વિના નહી જાયે જંજાલ ॥ ૨૪૯ ॥
આ કલિયુગમાં એવા જીવ ઊપજશે ॥
પોતે ડુલે બીજાને ડોલાવશે સાર ॥
સતગુરૂના વચન ઊથાપશે ॥
તે પોતા તણે વિચાર ॥ ૨૫૦ ॥

સતગુર ધર્મ દેઈ દેખાડીયા ॥
તે ગુરૂની ચાડી કરશે અપાર ॥
તેના પૂર્વ પુણ્ય સાચા નહી ॥
તે કેમ ઓળખે શ્રીહરિ અવતાર ॥ ૨૫૧ ॥
ત્યારે સંસાર સર્વે થાશે પાખંડી ॥
તે ગીતનાદ કથાપર ધરશે પ્યાર ॥
અહી દુનિયા તેણે કેડે પડશે ॥
તેનો વારો હતો દ્વાપાર જુગમોઝાર ॥ ૨૫૨ ॥
તે જીવ કામી ક્રોધી લાલચુ ॥
સ્વાર્થ લુટે છે સર્વ સંસાર ॥
તેણે પોતાની પીઠ સુજે નહી ॥
બતાવે બીજા ધર્મના આચાર ॥ ૨૫૩ ॥
બધી દુનિયા એવી થાશે ॥
જે નવ ઓળખે રૂડા આચાર ॥
ઝુઠું બોલી મીઠું ખાશે ॥
તેણે માનસે સર્વ સંસાર ॥ ૨૫૪ ॥
એવા પાખંડે તે જીવ ચાલશે ॥
ગુરૂ નરની લાજ ન આણશે લંગાર ॥
એવા ગુરૂના કહેવું ન ચાલશે ॥
જે થઈ બેસશે પોતે કિરતાર ॥ ૨૫૫ ॥
સર્વ પાખંડ આચાર આ યુગતણા ॥
સાચ ઝુટાનું થાશે નિસ્તાર ॥
અધર્મે કરી યુગ પુરો થાશે ॥
ત્યારે નિકલંકી થાશે સ્વાર ॥ ૨૫૬ ॥

એવી વેલામા ચેતીને ચાલશે ॥
સતપંથ માર્ગે રહેશે હુશિયાર ॥
કાનેથી વાત કેની નહી સાંભલે ॥
નિંદા ઝુટસું નહી રાખે વહેવાર ॥ ૨૫૭॥
ચરપટ ચાળા દેખી આ યુગતણા॥
ન ભુલજો તમે સર્વે સંસાર ॥
નિકલંકી યુગમાં અવતારપામ્યા છે॥
એથી ઓતલ્યાતેજાશે નરક મોઝાર॥ ૨૫૮॥
શ્રી નિકલંકી અવતાર હરી તણો ॥
ને ઈમામશાહ શ્રી સતગુરૂના અવતાર॥
તેમણે ઓછા કરીને કરા માનશે ॥
તેનો એળો ગયો અવતાર ॥ ૨૫૯॥
સતગુરૂને ભુલ્યા તમે ભુલ્યા ॥
સતગુરૂ જીતે તેમને વધાઈ અપાર ॥
બીજો ગુરૂ તે સતગુરૂ નહી ॥
તે વાતનો રાખજો વિચાર ॥ ૨૬૦ ॥
શ્રી નિકલંકી સુખી તો આપણે સુખી ॥
એણે દુઃખે આપણને કાંહી વિચાર ॥
તે માટે ઋખીવરો સતગુરૂ કહે ॥
નિષ્કલંકી ચરણે રહેણ નિર્ધાર ॥ ૨૬૧ ॥
નિશ્ચયે કરી સેવો સ્વામી આપણા॥
શ્રી નિકલંકી નારાયણ અવતાર ॥
એણે આગળ અનેક જીવ ઊદ્દર્યા॥
આપણી કરશે એ નિત સંભાળ ॥ ૨૬૨ ॥

આ ગુરૂને મેલી બીજે સેવા કરશે ॥
તેનું આગળ માન નહી રહેશે લંગાર ॥
સતગુરૂ બીના બીજી ઝુઠી સેવા ॥
ઝુઠા ગુરૂ ઝુઠા ધરમ આચાર ॥૨૬૩॥
સતગુરૂ મલ્યા તમને મુનિવરો ॥
ધર્મ ખંડીત ન કરશો લંગાર ॥
તેની પરિક્ષા પડશે આગળે ॥
જ્યારે પ્રભુજી પુછાસો સાર ॥૨૬૪॥
ધરમે જે જીવ પુરા હશે ॥
દશાંશ સુકરીત નહી ખંડે લંગાર ॥
તે જીવ સર્વ ત્યાં જાશે સાચશું ॥
તે સ્વામી કરશે નિરધાર ॥૨૬૫॥
જ્યારે કલિયુગ પુરણ થાશે ॥
ત્યારે થાશે હલ હલંકાર ॥
તેરે વેલા થાશે ઘણી દોહેલી ॥
જેના ગુરૂ ઝુઠા તે ખાશે ત્યાં માર ॥૨૬૬॥
અપરાધી શીર લેખું થાશે ॥
તે લેશે સ્વામી રાજા સંભાર ॥
સાચ ઝુઠાનો પડશે પારખા ॥
ઋષીવરો કહું છું પોકાર ॥૨૬૭॥
ધન્ય ધન્ય અવતાર પામ્યને ॥
સ્વામીયે આલ્યો આપણને દરશન ॥
તેની સેવાથી ન ચુકો ઋષીવરો ॥
એના ચરિત્રનો નહી પાર ॥૨૬૮॥

એ સતગુરૂના વચન સત્ય કરી જાણજો ॥
એમા અસત્ય નહી લંગાર ॥
એમ કરતા જીવ ડોલશે ॥
તેની કૃત કમાઈ ખોઈ સાર ॥ ૨૬૯ ॥
સર્વ સેવક સ્વામીજી તણા ॥
તેની સામર્થ્યનો નહી પાર ॥
આજ શ્રી નિકલંકી નારાયણ આવીયા ॥
સહુને જાણી છે એણે દરબાર ॥ ૨૭૦ ॥
આ જ્ઞાન ભાખ્યું સતગુરૂ ઈમામશાહાયે ॥
ઋષીવર ચેતામણી સાર ॥
વચને વચને કહી સંભળાવીયા ॥
ઋષીવર રાખો હ્રદયમાં સાર ॥ ૨૭૧ ॥

# ઋષિવર ચેતાવણી સમાપ્ત.

સ્તબક ૩

# મન હર જ્ઞાન

સતગુરૂ બ્રહ્માને કરૂં પ્રણામ ॥ સ્મરૂં એક નિરંતર નામ ॥ ૧ ॥
પીહુ સ્મરો નીત ગીનાન મલીયે ॥ તો મનના સગલા કુલક્ષણ ગલીયે ॥ ૨ ॥
સતગુરૂ વચન ચરથઈ સુણીયે ॥ મનહર જ્ઞાન પ્રેમે ભણીયે ॥ ૩ ॥
ચંચલ મન તો થીર થાયે ॥ રખેશર કરો સ્મરણ ઊપાયે ॥ ૪ ॥
કુમતિ કુભાવ કુબુધ્દિ પરહરીયે ॥ પીહુ નામ કહેતા નિશ્ચે તરીયે ॥ ૫ ॥

પીહુ પીહુ જેણે ભણીયા ॥ અને ભણીયા સતગુરૂ નામ ॥
નિરંજનસુ નેહ જેણે લગાયા ॥ મલીયા અમર ઠામ ॥ ૧ ॥

સગલી વાતથી વાતજ સાર ॥ મન સુધ પામે સકલ ભવપાર ॥ ૧ ॥
કારણ સઘલુરે મનજ તનું ॥ મુનિવર એથી શું કહિયે ઘણું ॥ ૨ ॥
કાયા કલેશ મત કરસો જન ॥ સ્થીર કરી રાખો ચંચલ મન ॥ ૩ ॥
બ્રહ્મજ્ઞાને મન સ્થીર થાયે ॥ મુનિવર બીજો કોઈ નથી ઊપાયે ॥ ૪ ॥
કાયા કાશીને મન છેરે ગંગા ॥ ગુરૂને ચરણે જો લાગેરે રંગા ॥ ૫ ॥

રંગ રંગાવો દિલમા ॥ કાહે ફિરો વનવાસ ॥
ઘટમો તીરથ શોધીયે ॥ તો પ્રભુજી તારે પાસ ॥ ૨ ॥

ઘટમો તીરથ ઘટમો વન ॥ નિર્મળ થાયે આપણો મન ॥ ૧ ॥
જહાલગી મનસુ ફરતા ફરીયે ॥ તીરથ વનમે અર્થ ન સરીયે ॥ ૨ ॥
કારણ સઘલું મનનું જાણ ॥ ભાઈ અજાણી શું બોલે વાણ ॥ ૩ ॥
શોધો શાસ્ત્રને વેદ પુરાણ ॥ પુછો પંડિતને સતગુરૂસું જાણ ॥ ૪ ॥
સતગુરૂ શાસ્ત્રને રાખીયે ઉથાપ ॥
મન થર થાયે નહી શોક સંતાપ ॥ ૫ ॥

મન થર કરોરે મુનિવરો ॥ અને થરવના દુઃખ અપાર ॥
કારણ સઘલું મન તનું ॥ સતગુરૂ કહે પુકાર ॥ ૩ ॥
ફરી ફરી કીજે એહી જતન ॥ જેણે નિર્મલ થાયે એહીરે મન ॥ ૧ ॥
સાંઈ સ્મરો તજીયે અભિમાન ॥ સતગુરૂ ચરણે કિજે ભક્તિજ્ઞાન ॥ ૨ ॥
સતગુરૂ જ્ઞાને સત સંગત કરીયે ॥ માયા મોહ મત્સર પરહરીયે ॥ ૩ ॥
જ્ઞાન વચન તે હિરદામા ધરીયે ॥ સ્મરણ એક હરીનું ચિત્તમાં ધરીયે ॥ ૪ ॥
એ સત ભગતીયે બ્રહ્મ ગીનાન ॥ સગલે કીજીયેરે દ્રષ્ટી સમાન ॥ ૫ ॥
ઘટ ઘટ હરી વ્યાપી રહ્યા ॥ તમે જોઈ લેજો જાણ ॥
દેહી થકી એ પ્રગટે ॥ એમ સતગુરૂ કહે ગીનાન ॥ ૪ ॥
એવે અનુભવે પીહુ સ્મરીયે ॥ સતગુરૂ વચને કુબુધ્ધિ પરહરીયે ॥ ૧ ॥
જગદીશ જગત જગમાહી જગદીશ ॥ એવી બુધ્દિ રાખો તમે સાલસ ॥ ૨ ॥
સઘલે પુરણ સહી પરકાશ ॥ પ્રગટ ના હોવેરે વન વિશ્વાસ ॥ ૩ ॥
વિના વિશ્વાસે વસુ અફળે ॥ અકળ સ્વરૂપને કોઈ નવ કળે ॥ ૪ ॥
વિષય વિવાદમાં સર્વે મોહીરહે ॥ ભાઈ અમર પછાને વિરલા કોયે ॥ ૫ ॥
સતગુરૂ વચન દલમાહે ધરો ॥ તો કારજ સર્વે હોયે ॥
મન નિર્મળ પળભર કરો ॥ અમર પિછાનો સોયે ॥ ૫ ॥
અમર પિછાણો તો મનને ગાળો ॥ કલ્પિત વસ્તુ જ્ઞાને વારો ॥ ૧ ॥
એક સદોદિત ભાસે બ્રહ્મ ॥ આદ અનાદિ જોજાણે મર્મ ॥ ૨ ॥
સર્વે સિધ્દાંતથી એ છે સાર ॥ બાહેર ભીતર જાણો બ્રહ્મવિચાર ॥ ૩ ॥
શુધ્દ વિચારથી હું તું ટળીયે ॥ ભાઈ અમર મન હરીમા મળીયે ॥ ૪ ॥
સદગુરૂજ્ઞાન વેદમાં એમ કહિયે ॥ એ મન નિરાલંબ એકમન રહિયે ॥ ૫ ॥
જો મન વશ ન રહે આપણું ॥ તો કેમ કરી ઓળખીયે ઠામ ॥
મન સ્થિર થાશે નીજ મને ॥ તો ઓળખીયે પૂરણ ધામ ॥ ૬ ॥
માયા બ્રહ્મ તે એકજ જોયે ॥ વર્તમાને ઓળખાયે સોયે ॥ ૧ ॥

માયા સંગે મન કલ્પિત ફરીયે ॥ બ્રહ્મજ્ઞાને સંકલ્પ પરહરીયે ॥ ૨ ॥
આપ વિચારી તમે જોજો જન ॥ ઓળખો તમે એણે ચિન્હ ॥ ૩ ॥
મનના ધરમ ઓળખીને તજીયે ॥ નરનારાયણ નિરંતર ભજીયે ॥ ૪ ॥
જ્યાં નર ત્યાં નારાયણ જાણ ॥ મન શુદ્દ થાયે તો હોય ઓળખાણ ॥ ૫ ॥

મન શુદ્દ કરો રે મુનિવરો ॥ મત કરો પરાઈ વાત ॥
મનનો લક્ષણ એહ છે ॥ જે કરે અરીપરી વાત ॥ ૬ ॥

શુદ્દ મનનું તાહા લક્ષણ એહ ॥ કોની નિંદા ના કરે રે તેહ ॥ ૧ ॥
દેખે સઘલે હરી સમાન ॥ જેણે અંતર બ્રહ્મજ્ઞાન ॥ ૨ ॥
અનેગ સાધને ભક્તિ જો કરીયે ॥ બ્રહ્મજ્ઞાન વિના અર્થ ન સરીયે ॥ ૩ ॥
બ્રહ્મજ્ઞાની ઊપાધી ના લેખે ॥ સૃજન વિના કોઈ અવર ના દેખે ॥ ૪ ॥
એનેક રૂપ નામ ગુણને કર્મ ॥ દર્શન દેખે સબ ઘટ બ્રહ્મ ॥ ૫ ॥

સબ ઘટ હરી દરશીયે ॥ તો આવરણ સર્વે જાયે ॥
અવર દયાન સર્વે પરહરો ॥ ત્યાં એક જ દયાન લગાયે ॥ ૮ ॥

અવર ઊપાધી તે સહુ પરહરીયે ॥ ભાઈ અમરતે દ્દષ્ટી કરીયે ॥ ૧ ॥
અમર દ્દષ્ટીયે અરથ જો સરીયે ॥ તો સંસાર સાગર સુખે તરીયે ॥ ૨ ॥
અમર દ્દષ્ટીયે હોય તદાકાર ॥ મુનિવર અમર સાર તે નિર્ધાર ॥ ૩ ॥
મુનિવર સાવધાન થઈને રહિયે ॥ અમર દ્દષ્ટી હ્રદયામા ધરીયે ॥ ૪ ॥
અમર દ્દષ્ટીયે અમર નિરખો ॥ અમર જોઈ તે મન હરખો ॥ ૫ ॥

અમર હરી અવતાર છે ॥ આદાવિષ્ણુ પરમાણ ॥
હરિવંશે અમર પ્રગટે ॥ સોહી હરી પિછાણ ॥ ૯ ॥

હરીને જોતા મન હોવે પ્રસન્ન ॥ અરૂપરૂ કાઈ ન જુવે મન ॥ ૧ ॥
હરી ચરણે મન નિર્મલ હોવે ॥ મુનિવર હરીને નિરંતર જોયે ॥ ૨ ॥
મનસા વાચાને કાયા સાંઈ ॥ મુનિવર રાખો હ્રદયા માહી ॥ ૩ ॥
ગુરૂનર સ્વામી મિલાવીયું જેહ ॥ ભાઈ અમર હરી ભાખે તેહ ॥ ૪ ॥

૧૩૩૨

સર્વ પ્રકારે મન દઢજ કરીયે ॥ સ્મરણ એક સાંઈ ચિત્તે ધરીયે ॥ ૫ ॥

હરીનો સ્મરણ કિજીયે ॥ સતગુરૂ તણો લીજે ભેદ ॥
આદવિષ્ણુ નારાયણસત ॥ એમ કહે ચારે વેદ ॥ ૧૦ ॥

વેદનું કહ્યું જો કરીયે ॥ હરી હરી નામ ઓચરીયે ॥ ૧ ॥
અવર ઊપાધીયે અરથના સરે ॥ હરી હરી કહેતા નિશ્ચે તરીયે ॥ ૨ ॥
પ્રેમ પ્રીતે જપો અવિનાશ ॥ ભાઈ અવરની તજીયે આશ ॥ ૩ ॥
ફ્રલને અરથે ભજીએ સારંગપ્રાણ ॥ એ તો દુકાનદારી પુરણ જાણ ॥ ૪ ॥
ફ્રલને તજી સેવા કરીયે સાર ॥ કેવલ ભક્તિ ગુરૂનરનો પ્યાર ॥ ૫ ॥

હરી પ્યાર બહુ ધરે ॥ જો છોડે અવર આસ ॥
સર્વ આશા પરહરો ॥ તો ગુરૂનર તારે પાસ ॥ ૧૧ ॥

વિષય વાસના જે પરહરે જાણ ॥ તેણે શ્રીહરી વહાલા પરમાણ ॥ ૧ ॥
જેનું મન ગુરૂનર ચરણે રમે ॥ તેણે અતિશય અન્નના ગમે ॥ ૨ ॥
જેણે એક હરી વહાલા કરીયા ॥ તેણે ઋધ્દિસિધ્દિ ભોગ પરહરીયા ॥ ૩ ॥
હરીને હરિજન વહાલા સહી ॥ સત સત શ્રીમુખે વાણી કહી ॥ ૪ ॥
શ્રી મુખ વાણીના કહ્યું વચન ॥ સાંભલો મુનિવરો એકે મન ॥ ૫ ॥

શ્રીમુખ વાણી ઓચરે ॥ મુજને વહાલા મીંત ॥
સૃજનહારના વચનપર ॥ ધરજો એકજ ચીંત ॥ ૧૨ ॥

મુજને વહાલા મુનિવર જન ॥ જેનો કહિયે નિશ્ચલ મન ॥ ૧ ॥
તે હરિજનની હું સેવા કરૂં ॥ તેના વચન તો મસ્તકે ધરૂં ॥ ૨ ॥
હું તે હરિજન હરિજન તે હું જાણ ॥ એમ કહે શ્રી નારાયણ વાણ ॥ ૩ ॥
હરિ હરિજન વચે અંતર નહી ॥ રૂપ બે પન દલ એકજ સહી ॥ ૪ ॥
હરિજન હરી હરી નિશ્ચે કરે ॥ હરિ હરીજનને ક્ષણુના વિસરે ॥ ૫ ॥

હરીને હરીજન એક છે ॥ તમે દોન દેખો જાણ ॥
જેમ હંસ કાયામા જાણીયે ॥ એમ શ્રીમુખે કહે વાણ ॥ ૧૩ ॥

હરીને હરિજન સદા એક જાણ ॥ મુનિવર અંતરમા નિશ્ચેઆણ ॥ ૧ ॥
હરીથી હરિજન મોટા સહી ॥ હરિ ત્રિગુણ હરિજન ત્રિગુણ નહી ॥ ૨ ॥
હરિજનને એક હરિ ચિંતન ॥ તે અવર કાંઈ ઈછે નહી મન ॥ ૩ ॥
હરિજન પુજતા રે વિષ્ણુ પુજાય ॥ પુજક પુજે હરી તૃપ્ત થાય ॥ ૪ ॥
સાંઈ સઘલે એમ વેદજ વદે ॥ પ્રગટ છે હરી હરીજનને હદે ॥ ૫ ॥

પ્રગટ હ્દયે હરીજનને ॥ જેણે તજીયા વિષય વિવાદ ॥
અમરએલ અતુલગત ॥ તેનો કોઈ ના લેવો પાર ॥ ૧૪ ॥

સર્વે ધરતીયે ઊદક જોઈએ ॥ તેણે જળે કરી અર્થ ના હોવે ॥ ૧ ॥
પ્રગટ હોયે ત્યાં કારજ થાયે ॥ હરી પ્રગટ જ્યાં હરીજન ગાયે ॥ ૨ ॥
જેણે લક્ષણ હોય જો બત્રીશ ॥ જે હરિજનને પ્રગટ જગદીશ ॥ ૩ ॥
હરિજન લક્ષણ હ્દામાહે ગ્રહો ॥ મુનિવર અંતરમાં સમજી રહો ॥ ૪ ॥
સંતના લક્ષણ કહિયેરે જેહે ॥ એક મના મુનિવર સુનિયે તેહે ॥ ૫ ॥

એકમના થઈને સાંભલો ॥ સાવધાન થઈ મુગત ॥
જેમ તેમ કરીને આદરો ॥ અને લક્ષણકેરી જુગત ॥ ૧૫ ॥

જેમ તેમ કરીને આદરો વાત ॥ બ્રહ્મજ્ઞાને પાવો સાક્ષાત ॥ ૧ ॥
દયા હ્દયામાહી કુબુદ્દિ પરહરીયે ॥ હરિજન ક્ષમા સદા મન ધરીયે ॥ ૨ ॥
સાર વચન બોલે સત્ય સંત ॥ મુનિવર અંતરમાં વહાલા ભગવંત ॥ ૩ ॥
હરીજન હરી ચરણે મન માંડે ॥ અવર કુમારગ મેલીરે છાંડે ॥ ૪ ॥
હર્ષને શોક ન કરે સદાહિ ॥ પર ઊપકાર કરે ધરે મુદાહી ॥ ૫ ॥

પર ઊપકારી પરમારથી ॥ અને હરિજન તેનું નામ ॥
કામ ક્રોધ વ્યાપે નહી ॥ નિર્મલ ભગતિ તમામ ॥ ૧૬ ॥

કામ ક્રોધે જે હણાયે નહી ॥ ધીર વીર તે જાણો સહી ॥ ૧ ॥
ઈન્દ્રીયો સર્વે પવિત્ર કરીયે ॥ નિર્દોષ નિઃસંગ થઈ ચોદીશ ફરીયે ॥ ૨ ॥
કોમલ સ્વભાવ સંતોષ નીત ગ્રહીયે ॥ બાહર ભીતર પવિત્ર રહીયે ॥ ૩ ॥

સાચા હરિજન એકમન હોઈ ॥ વિષય વિકાર ના દિસે કોઈ ॥ ૪ ॥
હૃદયે ન ઊપજે દ્વેષ અનુ પ્રમાણ ॥ ભક્તિજ્ઞાન તે સત કરી જાણ ॥ ૫ ॥
સત કરી જાણો તે હરિજન ॥ જેણે એક હરીસુ હેતરે ॥
આહાર વ્યવહારે વળગી રહ્યા ॥ તેની ભક્તિ સાથરે ॥ ૧૭ ॥
જુગતે આહાર ને જુગતે વહેવાર ॥ મુનિવર અંતરમાં વસ્તુ વિચાર ॥ ૧ ॥
શીલ સ્વભાવે હરીજન મન ધરીયે ॥ થીરતા થઈને સદા અનુસરીયે ॥ ૨ ॥
સતગુરૂ સ્વામીને શરણે રહિયે ॥ ગુરૂ નર ભગતીરે તેણે કહિયે ॥ ૩ ॥
મન નિરમલતે મુનિજન જાણ ॥ બાહર ભીતર માહે સારંગપ્રાણ ॥ ૪ ॥
અમર અકર નિત્ય રહે સાવધાન ॥ આપ મદનું જેણે નહી અભિમાન ॥ ૫
આપ મદ અભિમાન નહી ॥ પરહરીયે નિરધાર ॥
ધીરવીર સાચા સદા ॥ તેના અનુભવનું નહી પાર ॥ ૧૮ ॥
જેના અનુભવનો નહી પાર ॥ ગુણ ગંભીર તે હરિજન જાણ ॥ ૧ ॥
ધરતી જેવા ગુણ હૃદયમાં ધરીયે ॥ સત્ય સોહી હંસવૃત્તી ધરીયે ॥ ૨ ॥
સતગુરૂ સ્વામી તે ક્ષીરજ જાણ ॥ વિનષ્ટ વિશ્વ તે નીર પરમાણ ॥ ૩ ॥
હરિજન હરીની નીત કરે વખાણ ॥ હરિ ચરણે હરીજન નિરવાણ ॥ ૪ ॥
હરિજન હિરદામા હરી પરમાણ ॥ હરિનુ સ્મરણ હરિજન તે જાણ ॥ ૫ ॥
ષડરિપુ જીતે હરીજન ॥ માનરહિત મહા મીંતરે ॥
વૈરાગ્ય વિશ્વાસે ખરા ॥ તે હરિજન હરીના ચિંતરે ॥ ૧૯ ॥
ષડ્ગુણ જીતે હરિજન પ્રમાણ ॥ માન રહિત તે ઊત્તમ જાણ ॥ ૧ ॥
સર્વે સૃષ્ટીને દિયે અતિ માન ॥ આપ વિષે નહી અભિમાન ॥ ૨ ॥
કલ્પવૃક્ષની પેરે સમર્થ ॥ ઊત્તમ હરિજન ટાળે અનર્થ ॥ ૩ ॥
મિત્ર ભાવ સગલે છે જેહે ॥ દયા હિરદામાહે કહિયેરે તેહે ॥ ૪ ॥
હરિજન સમો સતી નહી કોયે ॥
મહાપદ પદમો નિરંતર જોયે ॥ ૫ ॥

મહાપદ શ્રી હરીજનને ॥ જો જીવતા મસ્તક હોયરે ॥
અનંત લોચન ઊઘડો ॥ તો સબ ઘટ દર્શન જોયરે ॥૨૦॥
હરી પરગટ હરીજનને હદે ॥ ગુરૂ નર શાસ્ત્ર એમ વાણી વદે ॥ ૧ ॥
હરી તે હરિજન હરિજન તે હરી ॥ એ બુધ રાખો હૃદયમા ધરી ॥ ૨ ॥
શ્રી મુખ બોલીયા બોલે તોયે ॥ મુનિવર અંતરમાં પ્રગટ હોયે ॥ ૩ ॥
સતગુરૂ સત્ જન સેવે જેહે ॥ સુખે પરમ પદ પામે તેહે ॥ ૪ ॥
કાયા કલેશ સાધન વન કર્મ ॥ સત સંગતે મલીયા પરિબ્રહ્મ ॥ ૫ ॥
પરિબ્રહ્મતો સતગુરૂ મલે ॥ જો ગુરૂ ભેદ પછાનરે ॥
તે મર્મ હરીજનને હદે ॥ તે હરીજન મહિમા જાણરે ॥૨૧॥
સત સંગતનો મહિમા ઘણો ॥ પાર ના પાવે કોઈ તેહજનો ॥ ૧ ॥
એક મને સેવો જે હરી પછાનો ॥ સત સંગત તમે સાધન જાણો ॥ ૨ ॥
સત સંગતને થાયે બ્રહ્મજ્ઞાન ॥ બ્રહ્મજ્ઞાને થાયે દૃષ્ટી સમાન ॥ ૩ ॥
દૃષ્ટી સમાને સઘલે હરી જોયે ॥ ભાઈ અમર જીવ મુગતા હોયે ॥ ૪ ॥
સાવધાન થાવો તમે મુમીજન ॥ સાંઈ સ્મરો ને કરો જતન ॥ ૫ ॥
સાવધાને હરિસ્મરણ કરો ॥ સાધન કરો તન મનરે ॥
પુંજી છે પર બ્રહ્મની ॥ માનવ જન્મ રતનરે ॥૨૨॥
માનવજન્મ મુગતીનો દ્વાર ॥ તે નહી પામો તમે વારંવાર ॥ ૧ ॥
જે ક્ષણ જાયે તે પલ આવે નહી ॥ સાંઈ સ્મરણ તમે સાધો સહી ॥ ૨ ॥
શ્રીમુખે હરીને કહ્યું તે કહ્યું ॥ ભાઈ અવરતે કહીં નવ લહ્યું ॥ ૩ ॥
પંથમાહે બહુ મત છે ઘણા ॥ મારગ રોકયા સહુ ભાકિતતણા ॥ ૪ ॥
તેણે જોઈ સ્થિર રાખોરે ચિંત ॥ રાખો સતગુરૂ સોહી એક મીંત ॥ ૫ ॥
એક અવિંચલ ચિત્ત રાખીયે ॥ ગ્રહી ભક્તિ ભગવંતરે ॥
અરૂ પરૂ નવ જોઈયે ॥ તો ચોખા હોવે ચિંતરે ॥૨૩॥
સંત હરિજન ગુણ જ્ઞાની જાણ ॥ જપે એક નર પુરૂષ પુરાણ ॥ ૧ ॥

ભક્તિ પાખે સાધન તેહશું ॥ ઘૃત પાખે જેમ ભોજન કેસું ॥ ૨ ॥
સાંઈ સ્મરણ જેણે હૃદયમાં ધરીયા ॥ તે હરીજન સાધન સર્વે કરીયા ॥ ૩ ॥
હરી હોયે ત્યાહા સર્વે થાયે ॥ બીજો અવર કઈ નથી ઊપાયે ॥ ૪ ॥
હરી સ્મરણે સકલ સુધ હોયે ॥ મુક્તિ ચાર તે પામે સોયે ॥ ૫ ॥
મુક્તિ ચાર પામે સહી ॥ સ્મરતા સારંગ પ્રાણ ॥
ફરી ફરી સ્મરો તેહને ॥ ચોખે ચિત્ત પરમાણ ॥ ૨૪ ॥
ફરી ફરી અવસર આ નહી મલીયા ॥ સાંઈ સ્મરતાં સર્વે દુઃખ ટળીયા ॥ ૧
સ્મરણ તણો વીરા એ છે નેમ ॥ સતગુરૂ સાથે નિરંતર પ્રેમ ॥ ૨ ॥
સર્વે સ્મરણ સાઈનું કરીયે ॥ નિંદા ઝુટ મનથી પરહરીયે ॥ ૩ ॥
મન કરમ વચને કાયાયે કરી ॥ સગલે જાણો તમે એકજ હરી ॥ ૪ ॥
સર્વે સૃષ્ટીસુ સરીખી પ્રીત ॥ મુનિવર ભાઈ તે સ્મરણ રીત ॥ ૫ ॥
એજ રીત સ્મરણ તણી ॥ નિર્મલ ભગતી પરમાણ ॥
અખંડ ધ્યાને આરાધ કરો ॥ એ અનંત ભક્તિ જાણ ॥ ૨૫ ॥
અનંત ભગતી તેનું નામ ॥ સાંઈ પાખે ઠાલો નહી ઠામ ॥ ૧ ॥
સગલે જાણોરે એક સમાન ॥ ભાઈ અનંત તે તત્વ ગીનાન ॥ ૨ ॥
સબ ઘટ જાણી સર્વેને વંદો ॥ ભાઈ અંતર કેણે નહી નિંદો ॥ ૩ ॥
આત્મા સર્વેનો અંતરયામી ॥ સબ ઘટ સર્વમાં એકજ સ્વામી ॥ ૪ ॥
બાહર ભીતર એક હરીનો વાસ ॥ સતગુરૂ સર્વને કરે પ્રકાશ ॥ ૫ ॥
સર્વને સતગુરૂ કહે ॥ તમે ચેતો મુનિવર વીરરે ॥
બાહેર ભીતર વર્તી રહ્યો ॥ નિર્મલ સર્વે શરીરરે ॥ ૨૬ ॥
બાહર ભીતર એકજ સાંઈ ॥ ભાઈ અંતર બુધ રાખો દિલમાહી ॥ ૧ ॥
સબ ઘટ સ્વામી જ્ઞાને લહીયે ॥ એક ગુરૂને શરણે રહિયે ॥ ૨ ॥
સ્વાનુભવી મુનિ જ્ઞાની મહંત ॥ સંસારીને તે દુર્લભ સંત ॥ ૩ ॥
પૂર્વે પ્રીત જેણે નહી હોયે ॥ જ્ઞાની પુરૂષ ના ઓળખે સોયે ॥ ૪ ॥

પ્રપંચ માહે રહે જેનું મન ॥ ભાઈ અંતરમાં તેને નહીજ્ઞાન ॥ ૫ ॥
સંસારી તેણે કહો ॥ જેની પ્રપંચ ઊપર પ્રીત ॥
અસતને જે સત કહે ॥ જ્ઞાની તણી નહી એ રીત ॥૨૭॥
અસતને જો સત કરી ગ્રહવે ॥ તેણે હ્રદે એક સાઈ ના રહેવે ॥ ૧ ॥
સતગુરૂ સ્મરણે અરથજ સરીયે ॥ જનમ મરણથકી ઓધરીયે ॥ ૨ ॥
સર્વે શાસ્ત્ર કહે એહ ભેવ ॥ ચૈતન્ય પુરૂષ તે ઊત્તમ દેવ ॥ ૩ ॥
આત્મા જાણીને સર્વને નમીયે ॥ ભાઈ અંતરમાં સાઈસું સ્મરીયે ॥ ૪ ॥
અંતર દષ્ટે જુવો એકજસ્વામી ॥ બાહાર દષ્ટી જીવ અનેક કામી ॥ ૫ ॥
બાહાર દષ્ટી ના રાખીયે ॥ અંતર દષ્ટીયે હરી જોયરે ॥
કૃપા થાયે સતગુરૂ તણી ॥ તો ભીતર દર્શન હોયરે ॥૨૮॥
અંતરદષ્ટે દર્શન નિરખો ॥ બાહેર દષ્ટે સાઈ ના પેખે ॥ ૧ ॥
ગુરૂનર ઘણું ઘણું કહે પુકારી ॥ બાહેર દષ્ટીથી રહિયે વારી ॥ ૨ ॥
એક દષ્ટી નિરંતર ધરીયે ॥ ભાઈ અંતરથી દ્વૈત પરહરીયે ॥ ૩ ॥
હરી તે હરને હર તે હરી ॥ વેદ વચને વાણી ઓચરી ॥ ૪ ॥
અજીત જ્યારે અંગીકારજ કરવું ॥ હરી હર નામ તે તારે ધરવું ॥ ૫ ॥
હરી હર નામ ત્યારે ધર્યું ॥ કરીયું અંગીકાર અભેદ ॥
હરી હરમાં અંતર નહી ॥ એમ જાણો મુનિવરો ભેદ ॥૨૯॥
હરી હર વચે કશો નહી ભેદ ॥ એમ બોલે છે ચારે વેદ ॥ ૧ ॥
નર નારી જે જગત સહુ એહે ॥ ભાઈ અંતરમાં નહી સંદેહે ॥ ૨ ॥
નારાયણ નરને વિસારે નહી ॥ નરનું મન તે નારાયણ સહી ॥ ૩ ॥
એક આત્માને જુજવા રૂપ ॥ આખર જોતા એક સ્વરૂપ ॥ ૪ ॥
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જાણ ॥ એ ત્રણ મુરત એક હરીરે જાણ ॥ ૫ ॥
એક મુરત ત્રણ દેવ છે ॥ એ કહીયે એક સમાન ॥
ત્રિગુણ પ્રતીતે થાયે છે ॥ દઢ મન કરી પિછાન ॥૩૦॥

લખ ચૌર્યાયશી જે ચારે ખાણ ॥ એક સ્વરૂપથી સર્વે જાણ ॥ ૧ ॥
કારજ કારન રૂપ ઊપસીયું ॥ કારજ માહી તે કારણ વસીયું ॥ ૨ ॥
કનક કુંડલ જલ લહેરી જેમ ॥ બ્રહ્મમાહે બ્રહ્માંડ છે તેમ ॥ ૩ ॥
તંતુ વિનારે પટના હોવે ॥ પટમાહે તો તંતુ સમાયે ॥ ૪ ॥
તેમ સર્વે ઊતપત જગદીશ ॥ સર્વે ઘટમાહે એકજ ઈશ ॥ ૫ ॥

સબ ઘટ એક સાઈ છે ॥ એક અનેક જો સાર ॥
સતગુરૂ વચને જ્ઞાન કહું ॥ થોડા માહે અપાર ॥ ૩૧ ॥

થોડા માહે પ્રબોધ છે ઘણી ॥ નિંદા ના કિજે કોયેજતની ॥ ૧ ॥
સર્વે સૃષ્ટીને પ્રણામ જ કરીયે ॥ સતગુરૂ વચન હિરદામા ધરીયે ॥ ૨ ॥
શુદ્દ સ્મરણ હૃદયમાં રાખો ॥ ગયેલા થઈને કા જેમ તેમ દાખો ॥ ૩ ॥
જેમ તેમ દાખે અર્થના સરીયે ॥ ઠાલે કુંભે નીર ના ભરીયે ॥ ૪ ॥
શાસ્ત્ર ભણતા જો આવીયું જ્ઞાન ॥ વળી વિશેષે આવીયુ અભિમાન ॥ ૫ ॥

અભિમાન તજોરે મુનિવરો ॥ સતગુરૂ પારસ પિછાણ ॥
હિરે હિરો વિંધીયે ॥ તે હરી પારસ કરી જાણ ॥ ૩૨ ॥

ધમીયું સોનું વહી કરી જાયે ॥ ભાઈ અંતરમો કોઈ ના પાયે ॥ ૧ ॥
સતગુરૂ જ્ઞાનનો ભેદ લઈયે ॥ કરમ ફળને વળગી ના રહિયે ॥ ૨ ॥
ભેદ ન જાણે સતગુરૂનો સાર ॥ ખર પર ચંદન વહે જેમ ભાર ॥ ૩ ॥
આહાર નિદ્રાને ભય મૈથુન ॥ સર્વે દેહીને જાણો સરખા જન ॥ ૪ ॥
મનખા દેહીને જે અદકુ જ્ઞાન ॥ જ્ઞાન નહી તે પશુ સમાન ॥ ૫ ॥

જ્ઞાન સમજોરે મુનિવરો ॥ સ્થિર કરવાને મન ॥
સ્થીર મને મુગતી મળે ॥ સુણો મુનિવર જન ॥ ૩૩ ॥

એઊ જાણીને ચેતો જન ॥ જ્ઞાન તણો તમે કરો જતન ॥ ૧ ॥
બ્રહ્મજ્ઞાન વના છુટવો નહી ॥ મુનિવર અંતરમાં રાખો સહી ॥ ૨ ॥
વાદ વિવાદને વિષય સર્વે તજીયે ॥ એક ચિત્તે ગુરૂ નરને ભજીયે ॥ ૩ ॥

જો મન તજીયે મમતા અભિમાન ॥ તો દલ આવે બ્રહ્મજ્ઞાન ॥ ૪ ॥
જહાલગી હું હું મમતાનો લેશ ॥ તહાલગી ભોગવે મન કાયા ક્લેશ ॥ ૫ ॥
કાયાક્લેશ ના કીજીયે ॥ નિર્મલ કીજે દેહ ॥
વાસના સર્વે છોડીયે ॥ એક સૃજન સાથે નેહ ॥ ૩૪ ॥
વાસના સર્વે જ્યારે ગલે ॥ અંતરમાહી તો બંધન ટલે ॥ ૧ ॥
સત સંગતે થાયે વાસનાભંગ ॥ હરી ચરણે જો લાગે રંગ ॥ ૨ ॥
સતગુરૂ કરીયાની જાણો જુગતી ॥ હરી ચિંતે આવે જીવને મુગતી ॥ ૩ ॥
સતગુરૂ કરીયા સતશાસ્ત્ર હોવે ॥ સતશાસ્ત્રીતે હરીજન જોવે ॥ ૪ ॥
સાચા હરીજન કહિયે તેણે ॥ ભાઈ અંતરમાં પરમાર્થી હોવે ॥ ૫ ॥
પરમાર્થે બુધ્દિ રાખીયે ॥ તો ચિત્તે આવે જ્ઞાનરે ॥
ચિત્ત ચોખા ચંદન કરો ॥ તો ટળે મોહ અજ્ઞાનરે ॥ ૩૫ ॥
પરમાર્થી સતગુરૂ જ્યારે મલીયે ॥ તારે જીવના સંકટ ટળીયે ॥ ૧ ॥
સંકટ ટળેને સમજી રહે મન ॥ તે ના કરે વિષયનું ચિંતન ॥ ૨ ॥
વિષયતનો ચિંતન છે જેણે ॥ દુઃખની નિવૃત્તીનાહોવે તેહેની ॥ ૩ ॥
દુઃખ પરવરતી નરક તેણે જાણ ॥ વિષયસાથે વૈરાગ્ય જ જાણ ॥ ૪ ॥
વિષય સાથે વૈરાગ્ય છે જેણે ॥ જીવતા મુગત કહિયેરે તેણે ॥ ૫ ॥
જીવતા મુગત હોઈ રહો ॥ વિષય તજો વિકારરે ॥
જો મન ખેલો મોકલો ॥ તો હરીના બેસો ઠામરે ॥ ૩૬ ॥
વિષય સાથે મન જહાલગી હોવે ॥ હરી ઠામ ના બેસે કોયે ॥ ૧ ॥
સર્વે ધરમમાહે સત્ દરશન નિષ્કામ ॥ કુળની ક્રિયાચે ના મળે સામ ॥ ૨ ॥
સાચુ સાધન એક વૈરાગ્યે ॥ મુનિવર અંતરમાં પરગટ વનમાંગે ॥ ૩
જ્યાં વૈરાગ્ય તાહા રીધસીધ ॥ જાહા વૈરાગ્ય તાહા નવ નિધ ॥ ૪ ॥
સકલ પદારથ વૈરાગ્ય જાણ ॥
ભાઈ અંતર તે સાધન પરમાણ ॥ ૫ ॥

સાધન કરો વૈરાગ્યના ॥ તો સફળ પદારથ હોયરે ॥
વન વૈરાગ્ય માનવી ॥ અર્થ ના સરીયે કોયરે ॥ ૩૭ ॥
વન વૈરાગ્યે અર્થના સરીયે ॥ વન વૈરાગ્યે મન ભટકત ફરીયે ॥ ૧ ॥
વન વૈરાગ્યે ના ગલે અભિમાન ॥ વન વૈરાગ્યે ના મલે નિજજ્ઞાન ॥ ૨ ॥
વિવેક વિચાર વૈરાગ્યને ધ્યાન ॥ સકલ પદારથ એ ચારે માન ॥ ૩ ॥
ચારે વાયેક હૃદયમાં ધરીયે ॥ મુનિવર અંતરમો હરીને વરીયે ॥ ૪ ॥
સર્વે સાધનમાં મુખ્ય વિવેક ॥ જેથી ટલીયે અજ્ઞાન અનેક ॥ ૫ ॥
અજ્ઞાન ટલે સતજ્ઞાનથી ॥ મન પામે અવિંચલ ઠામરે ॥
તેણે ના ઊપજે ઔરથી ॥ કામ ક્રોધને અહંકારરે ॥ ૩૮ ॥
આપે મનને અવિંચલ ઠામ ॥ ના ઊપજે અવરથી ક્રોધને કામ ॥ ૧ ॥
જ્ઞાન સંગાતે વિવેક ઊપજે ॥ તારે મનનું કુલક્ષણ ટલીયે ॥ ૨ ॥
જ્ઞાન યથાર્થે અનુભવે લઈયે ॥ તારે મન કલ્પિતથી રહિયે ॥ ૩ ॥
વિષય વાસનાનો કરીયે ત્યાગ ॥ ધરીયે ભગતી તિવ્ર વૈરાગ્ય ॥ ૪ ॥
મનને જીતવા ચાહે જેહે ॥ મુનિવર અંતરમાં કરીયે તેહે ॥ ૫ ॥
ધ્યાન ધરી જીવ વૈરાગ્યને ॥ સાચી ભગતી એહરે ॥
વન વૈરાગ્યે સ્થિર નહી ॥ મુનિવર જાણો તેહરે ॥ ૩૯ ॥
બ્રહ્મજ્ઞાન સત્ય મન ધરીયે ॥ ભક્તિજ્ઞાને નીત વિચાર કરીયે ॥ ૧ ॥
બ્રહ્મજ્ઞાને મન સ્થિર થાયે ॥ મુનિવર બીજો નથી ઊપાયે ॥ ૨ ॥
પ્રાણ નિયમનો કરો અભિયાસ ॥ સમજન માહે આવે સંન્યાસ ॥ ૩ ॥
જેણે નીત નીત સત્સંગ ચિંતન ॥ તેનુ નિશ્ચે સ્થિર થાયે મન ॥ ૪ ॥
દેહ સ્વભાવ એણીપેરે ટલીયે ॥ તો મન આત્માચૈતન્યને મલીયે ॥ ૫
આપણું આપ ચિંતે નહી ॥ કરે અવસ્સુ પ્રીતરે ॥
કદી ના હોવે બાવલે ॥ સતગુરૂ સાથે પ્રીતરે ॥ ૪૦ ॥
ભીતર ભેદની વિદ્યાખરી ॥ જેણે બૈસે મન ઠામજ ઠરી ॥ ૧ ॥

ભીતર ગળે વાસના લીંગ ॥ નિવૃત્ત પામે સઘળુ અંગ ॥ ૨ ॥
શ્રીમુખે સ્વામી કહેછે એહ ॥ ભીતર સમજે તે પુરૂષ વિદેહ ॥ ૩ ॥
એ લક્ષણ હૃદયમાહે ધરીયે ॥ અંતરમાહેથી દ્વૈત પરહરીયે ॥ ૪ ॥
પૂર્ણભાગ જે મુનિવર લહ્યું ॥ શ્રીમુખ સ્વામીયે એમજ કહ્યું ॥ ૫ ॥
શ્રીમુખ નારાયણ કહે ॥ બ્રહ્મજ્ઞાન મુખ વાણરે ॥
સબ ઘટ સ્વામી એક છે ॥ આદ અંત નારાયણરે ॥ ૪૧ ॥
નારાયણે બ્રહ્માને કહ્યુ જ્ઞાન ॥ આદ અંત મધે મુજને જાણ ॥ ૧ ॥
એ અનુભવ ભાઈ અંતર આન ॥ બ્રહ્માએ લેહી ગત નારાયણ ॥ ૨ ॥
બ્રહ્માયે નારદને કહ્યુ જ્ઞાન ॥ પામા દેવર્ષિ પરમ નિધાન ॥ ૩ ॥
નારદે વેદ વ્યાસને કહ્યું ॥ મુનિવરનું મન અતિપ્રસન્ન થયું ॥ ૪ ॥
વ્યાસે શુકજીને આપ્યો ઊપદેશ ॥ તેથી ટળે મનના સંદેહ ॥ ૫ ॥
જીવપણું મુકાવે સદા ॥ શુકજીયે કહ્યુ જ્ઞાનરે ॥
જનકથકી વર પામીયા ॥ પરમજ્ઞાન નિધાનરે ॥ ૪૨ ॥
શુકજીયે પરીક્ષીતને કર્યો ઊપદેશ ॥ ટળીયા તેના કરમ કલેશ ॥ ૧ ॥
સુનતા ઊપન્યું ભક્તિ બ્રહ્મ જ્ઞાન ॥ પામ્યા પરિક્ષીત પદ નિરવાણ ॥ ૨ ॥
જેણે બ્રહ્મજ્ઞાને ભક્તિ લહી ॥ અંતરમાહી તેણે મુક્તિ સહી ॥ ૩ ॥
અનેક જ્ઞાનીને રાજારાયે ॥ હરિપદ પામા તે જ્ઞાન પસાયે ॥ ૪ ॥
દ્વૈત તજીને જેણે હરી એક ગ્રહીયો ॥ તોક્ષણું એકમા હરીપદ લહીયે ॥ ૫ ॥
હરીપદ લે કોઈજ બીરલા ॥ સતગુરૂ કહે પુકાર ॥
જે સતગુરૂ શરણ જેમજેમરહે ॥ તો ચિત્તજ આવે ઠામ ॥ ૪૩ ॥
જહાલગી દ્વૈત ભાવ ના ટલીયે ॥ તાહાલગી જીવ મુગત ના મલીયે ॥ ૧
જયારે દ્વૈતનો થાયે છે અંત ॥ તારે અંતરમો પ્રગટ ભગવંત ॥ ૨ ॥
અંતર દરશને અજ્ઞાનજ ટળીયે ॥ નહીતો મોહમાયામાં ફરતા ફરીયે ॥ ૩ ॥
સ્મરણ એક ગુરૂનરનું કરીયે ॥ એકહી ભાવ નિરંતર ધરીયે ॥ ૪ ॥

એક આત્મા સર્વે સૃષ્ટીમા જોયે ॥ આપ અંતરમાં અવલોકે સોયે ॥ ૫ ॥
અંતરગત ઊલટી કલા ॥ સાધન ના જાણી કોય ॥
કૃપા થાયે સદ્ગુરૂતણી ॥ તો તતક્ષણ દર્શન જોય ॥ ૪૪ ॥
સર્વે આત્મા અંતર સુભાવના ॥ ઊત્તમ ભગતી જો દ્રષ્ટી સમાના ॥ ૧ ॥
સતગુરૂ ચરણે મગ્ન જેનું મન ॥ તે વિષય તણું ના કરે ચિંતન ॥ ૨ ॥
હરીના ભક્ત તે ઊત્તમ સહી ॥ જેણે વિષય સુખમાં મન નહી ॥ ૩ ॥
જેણે વહાલા તે એક શ્રી રંગ ॥ તે શાસ્ત્રજ્ઞાન તનો ન કરે ભંગ ॥ ૪ ॥
વિહીત કર્મ સગલા વિચારીયે ॥ ફલ અહંકારને દિયા પરહરીયે ॥ ૫ ॥
ફલ અહંકાર નિંદક પણુ ॥ અંધ અજ્ઞાનનું મુળરે ॥
આશા તૃષ્ણા મુગત નહી ॥ તે સંશય મોટું સુળરે ॥ ૪૫ ॥
સતની ભગતી એક વિષ્ણુ જન ॥ દિવ્ય દ્રષ્ટી જેનું એકજ મન ॥ ૧ ॥
પતિવ્રતાની પેરેજ સોયે ॥ દુજે વિષયે કઈ બુધના હોવે ॥ ૨ ॥
પતિવ્રતા પરિબ્રહ્મને નમે ॥ તે સાધવી ભ્રતારને ગમે ॥ ૩ ॥
એક સ્મરીયે કેનો દ્વેષ ના કરીયે ॥ હરીને વહાલા ભવતારન તરીયે ॥ ૪ ॥
શ્રવણ કીર્તનને સ્મરણ સેવે ॥ અર્ચન વંદન દાસ્યત્વ ભેવે ॥ ૫ ॥
સાત પ્રકાર ઊપર કહ્યા ॥ સુનજો મુનિવર ધ્યાનરે ॥
બે પ્રકાર પાછળ કહું ॥ તે નવધા ભક્તિ નિધાનરે ॥ ૪૬ ॥
સખ્ય ભાવને આત્મનિવેદન ॥ એ નવવિધ ભક્તિ રાખો જન ॥ ૧ ॥
એવે પ્રકારે ગુરૂનરને ભજીયે ॥ ફલ અહંકારને વાસના તજીયે ॥ ૨ ॥
જેણે ગુરૂનરસુ નિરંતર પ્રેમ ॥ તેણે ગુરૂનરસ આપે યોગક્ષેમ ॥ ૩ ॥
યોગક્ષેમ એ સઘલીજ ટલીયે ॥ જોગ ક્ષમા મન સાઈમાં ભળીયે ॥ ૪ ॥
જોગ લક્ષણ ટળે જન્મને મરણ ॥ જોગ લક્ષણ શીતલ અંતઃકરણ ॥ ૫ ॥
જોગ લક્ષણ પાલે સદા ॥ અનુભવ લાયા અપારરે ॥
તેનો અરથ આગલ કહું ॥ સુણો મુનિવર સારરે ॥ ૪૭ ॥

જીવ તપાવે આપણા ॥ દૈયા કેરે સાથ ॥૧૩૦॥
રયેણી આહે યુગ અમુલા ॥ મલ મલ પાઈયે ઈસમા ઢોલા॥ ૧ ॥
દિસે ફિરાકે જેજે જાવા ॥ પણ રહેણી સબકા મેલા પાવા ॥ ૨ ॥
પશુ પંખી યુગમા કીતે ॥ રહેણી સબકો મેલા દીતે ॥ ૩ ॥
સાચા મીંત જે પીહુશુ ચાવા ॥ સદગુરૂ બ્રહ્મા તમે યુગમા પાવા ॥ ૪ ॥
ગુરૂ મંત્ર કહેતા રહેણી જાવે ॥ હૃદય અજુવાલા ભીતર આવે ॥ ૫ ॥
રયેણી ભેજી ઈસ યુગમા ॥ મીંત મિલાવા કાજ ॥
ગુરૂ ભી ઈસ રહેણીમા ॥ જાયે પકાયે મેઅરાજ ॥૧૩૧॥
મેઅરાજ મુનિવર તમ હાથુ લાગી ॥ કાયેકુ ખોયા મુર્ખ અભાગી ॥ ૧
કબુલી જીતની યુગમાં કહિયે ॥ સો સબ પીહુ રયેણી લઈયે ॥ ૨ ॥
પંડિત પડિયા રહેણી જીતના ॥ જન્મ લખાણા ગુરૂશીર તીતના ॥ ૩ ॥
પશુ પંખી જહાલગી આયે ॥ સો ભી જાકર રહેણી જગાવે ॥ ૪ ॥
ભોગ ભાવ જે યુગમા કીતા ॥ સો સબ પીહુ રહેણીયે દિતા ॥ ૫ ॥
રંગ ભોગ જે કહિયે ॥ સો સબ રહેણી ઠામ ॥
જીસકુ જીતના સાચહૈ ॥ સો યું કર ગયે કામ ॥૧૩૨॥
કામ સો સુધા તીનુ જા કીના ॥ રહેણી જાગા પ્રેમુ ભીના ॥ ૧ ॥
ગુરૂ સદ્ગુરૂ જહાલગી કીને ॥ રહેણીથી સબ પીહુ જો લીતે ॥ ૨ ॥
પહેલા વિચાર મુજ ઊપરરાખા ॥ ગુંજ ખોલ કર મીંતુ જો આંખા ॥ ૩
દિવસે યુગકુ જાયે જગાવે ॥ રહેણી થોડી હાથ લગાવે ॥ ૪ ॥
જો થા પુરા કરામત જોગા ॥ ઊસે કરાવે રહેણી ભોગા ॥ ૫ ॥
કરમ લેલાડી જીસકે ॥ ઊસે કીયા રહેણી જોગ ॥
પ્રેમે ભેલાણા પીહુકે ॥ ફિર ફિર માંગે ભોગ ॥૧૩૩॥
માણસ રૂપે તમને યુગમે આણે ॥ કાયે ન ચેતો અપણે ટાણે ॥ ૧ ॥
મિંત કરનેકા થા પીહુકુ ચાવા ॥ કશણી કારણે તમે યુગમા લાવા ॥ ૨ ॥

આપ પિછાણો તમે મુરખ લોકા ॥ તુમકુ કીના પ્રેમું જોગા ॥ ૩ ॥
ખાકજ કેરી દેહડી કહિયે ॥ ગ્વંહર માણક ઈસમા લઈયે ॥ ૪ ॥
જેણે જાણ્યા તે ફિર ફિર જાગે ॥ પ્રેમુ ભેદાના તેતે કેડે લાગે ॥ ૫ ॥
જીન્હે આપ પિછાણિયા ॥ ફિર ફિર જાગ્યા તેહ ॥
ઢુંઢા મન ચિંત લાયેકર ॥ ઊન્હે પાઈ અપની દેહ ॥ ૧૩૪ ॥
પીહુકી પ્રીતે તમે યુગમા આણે ॥ પારખુ થે તિન્ને દેખ પિછાણે ॥ ૧ ॥
એ તો માર્ગ દૈયાકા કહિયે ॥ સો સબ પીહુ દેહામા લઈયે ॥ ૨ ॥
ગુરૂ સો યુગમા જીતને કીતે ॥ ઈનુભી નિશાણ એહીજ દિતે ॥ ૩ ॥
સાચે થે ઊને ઢુંઢ જો દેખા ॥ ઈનુભી પીઠે એહી વશેખા ॥ ૪ ॥
ગુરૂ સો આંખી એહીજ ગાલી ॥ કિન્હે ન પાયા નવશાહટાલી ॥ ૫ ॥
પીહુ પિછાણી લોઢીયે ॥ તુ એ દેહામા પિછાણ ॥
ગુરૂભી ઈસ દેહમા ॥ પ્રગટ આખા જાણ ॥ ૧૩૫ ॥
પારામાહે ગંધક યુંહી વસેખો ॥ રંગે રૂપે ભેદ જો દેખો ॥ ૧ ॥
પારામાહે ગંધક જો દિજે ॥ અયેસા આપે ભેદ જો લિજે ॥ ૨ ॥
જહાલગી પારા ગંધક હોવે ॥ તહા લગી દેહા કયેશી જોવે ॥ ૩ ॥
જબ વોહ પારા નિકલી જાવે ॥ તબ વોહ ગંધક હાથના આવે ॥ ૪ ॥
ઐસા તમમા આહે સૃજન ॥ દેખી ના શકે માહી દુરીજન ॥ ૫ ॥
રંગ રૂપ માહે ભેદ હૈ ॥ ઢુંડી દેખો જાયે ॥
પીહુ જો પારા પ્રગટ્યા ॥ ગંધકલે છીપાયે ॥ ૧૩૬ ॥
ઐસા દેહમા પરદે રેહવે ॥ માહેકા ભેદ કોઈ ના લેવે ॥ ૧ ॥
દેહા ગંધક યુંકર જાણો ॥ પીહુ જો પારા દેખ પિછાણો ॥ ૨ ॥
ગંધક જાકર અલગા હોવે ॥ પારા માહે પ્રગટ જોવે ॥ ૩ ॥
ઐસા તમમા પીહુ લેખો ॥ પારા ગંધક જહાકર દેખો ॥ ૪ ॥
દેહીમા છે પણ આહે દુરીજન ॥ તો કેમ હાથુ આપે સજન ॥ ૫ ॥

તુજમા સજન પ્રગટા ॥ ઢુંઢી લેજો જાણ ॥
મુર્ખ મર્મ જાણે નહી ॥ સો કયેશે મલશે ઠામ ॥ ૧૩૭ ॥
નવશાહ કેરે જીતને કામા ॥ મીંત જો જાણે પીહુકા ઠામા ॥ ૧ ॥
કહા જો માનો ઈશકા જાઈ ॥ આપસ રાખો પીહુ પર લાઈ ॥ ૨ ॥
જબ કછુ પાવે તેરી દેહા ॥ તેમ તેમ વાધે પીહુકા નેહા ॥ ૩ ॥
પીહુ બીન અવરૂ કહીન મોહવે ॥ નહીતો દેહા ફોગટ ખોહવે ॥ ૪ ॥
ચોરૂ હાથે લેકર દિના ॥ જુઠા લેકર અપના કીના ॥ ૫ ॥
ચોરૂ હાથે જે ચઢે ॥ છોડે એકજ બાણ ॥
પીહુ મેલાવે આપણા ॥ એ દેહા દેખ પિછાણ ॥ ૧૩૮ ॥
દેહા પિછાણના અદિકજ કામા ॥ સઘલે જો આહે ઈષ્કજ ઠામ ॥ ૧
દેવલ ડેરા તમે દેહા જાણો ॥ બાદશાહી તમે ઈસમા માનો ॥ ૨ ॥
જીસ મંદિરમે રાજા આવે ॥ ઊસકુ છોડ અવર કહા ધાવે ॥ ૩ ॥
એહ સબ આહે કરામત બાતા ॥ મંદિરમાન મલશે અવરે જો ધાતા ૪
દેહા ચોદિશ માહે ઝાડો ॥ આપસ લેકર પીહુ પર વારો ॥ ૫ ॥
જો જાણો પીહુ પિછાણીયે ॥ તો પેહલા આપ પિછાણ ॥
જે કછુ આહે પિછાણના ॥ સો સબ તુજમા જાણ ॥ ૧૩૯ ॥
દેહા અસ્વ મોટા જાણો ॥ દો આલમ તમમા કાયે ન માનો ॥ ૧ ॥
બાહેર દિશે સાત જમીના ॥ સપ્ત આસમાનામાહે દિના ॥ ૨ ॥
કતરે સારે ઠાહુ ઠાહા કીના ॥ ચાંદ સુરજે અજવાલા દિના ॥ ૩ ॥
પ્રત્યક્ષ દેખો તારા જડીયા ॥ મિંજ વસેખો ઐસા ઘડીયા ॥ ૪ ॥
કતરે ઝડકર એકજ હોવે ॥ સારે ભેદ તો પ્રત્યક્ષ જોવે ॥ ૫ ॥
સપ્ત અસમાના તમમહા ॥ કતરે જડીયા સબ ॥
ચાંદ સુરજ દોનુ દેખીયા ॥ એકજ આવે તબ ॥ ૧૪૦ ॥
સાત અસમાના તમમા લઈયે ॥ સાત જમીના બાહર કહીયે ॥ ૧ ॥

સપ્ત જમી તમે દિલમા જાણો ॥ સપ્ત અસમાના તમે દિલમાઆણો ૨
કતરેથી જો લાગે ઝાંખા ॥ પ્રત્યક્ષ દેખો માહે પુરા પરખ્યા ॥ ૩ ॥
ચન્દ્ર સુરજકા ભેદજ પાવે ॥ સારે કતરે નિકશી જાવે ॥ ૪ ॥
દેખના લોઢે સૃજન કોઈ ॥ માહેકે કતરે સબ સીધે હોઈ ॥ ૫ ॥

માહે અસમાના સમારીયે ॥ કતરે ઝાડીયે છેહ ॥
સૃજન આહે પ્રગટા ॥ દેખો આપણી દેહ ॥૧૪૧॥

પીહુ નમુના સુરજ જાણો ॥ પ્રત્યક્ષ આહે દેખ પીછાણો ॥ ૧ ॥
જીતના ઊપર ચડતા જાવે ॥ સારૂ કે શીર તીતના આવે ॥ ૨ ॥
મંદિર જુગમા જીતના કહિયે ॥ સારૂ કે શીર તીતના લહિયે ॥ ૩ ॥
સૃજન સબ શીર અયેસાઆવે ॥ કાસલથી તે દેખ્યાનાજાવે ॥ ૪ ॥
જીન્હે એ કાસલ મનથી ખોઈ ॥ તો એ દર્શન પ્રત્યક્ષ જોઈ ॥ ૫ ॥

કાસલ માહેથી કાઢીયે ॥ ચાંદરણા કીજે દેહ ॥
દરશાન દેખો પીહુકા ॥ તો અદકા વાધે નેહ ॥૧૪૨॥

શિષ્ય ચાહિયે ઈસરાફીલ ઠામા ॥ સૂર મોહોબ્બતકા ફૂંકે માહા ॥ ૧ ॥
માહે અસમાના સબ ઝેણ ઊડાવે ॥ કતરે સારે ખીર ખીર જાવે ॥ ૨ ॥
માહે અસમાના પાક જો હોવે ॥ સૃજન મુખડા પ્રત્યક્ષ જોવે ॥ ૩ ॥
ગુરૂ સબલા જો હાથુ આવે ॥ તો એ અસમાનાજાયે બુઝાવે ॥ ૪ ॥
ઐસા ગુરૂ જો કિજે લોકા ॥ જાતે દહાડે હોવે પીહુશું ભોગા ॥ ૫ ॥

ઈસરાફીલ તો રંગ હૈ ॥ વે તો ભેદ બુઝાયે ॥
પાસે રહી જો ફૂંકીયે ॥ ફૂહ ફૂહ ઝેણ ઊડાયે ॥૧૪૩॥

ઝેણ ઊડાવે દેહા સારી ॥ કાસલ માહેથી કાઢે બારી ॥ ૧ ॥
પાક કરો સબ ચંદની દેહા ॥ અદકા ઊઠે માહે પીહુકા નેહા ॥ ૨ ॥
ગુરૂસો સબલા કહી બુજાવે ॥ તેમ તેમ મારગ પાતા જાવે ॥ ૩ ॥
ગુરૂસો ભેદ સબ ખોલી કહેવે ॥ મારગ સઘલા પ્રત્યક્ષ દેવે ॥ ૪ ॥

ગુરૂબીના બાટના જાણે કોઈ ॥ ચૌદા વિદ્યા જો પઢીયા હોઈ ॥ ૫ ॥

ગુરૂ પાસે જો રહિયે ॥ ખેલીયે સુધા ખેલ ॥
રંગ લગાવે પીહુશુ ॥ જો પ્રેમે આવે મેલ ॥૧૪૪॥

ગુરૂકે પાસે જીતના રહિયે ॥ સજન સુધીયા અદકી લઈયે ॥ ૧ ॥
પુંડરીક કેરા દેખો ખેલા ॥ ગુરૂભી ખેલે એૈસા ખેલા ॥ ૨ ॥
નિશિદિન ખેલે સુધા જાઈ ॥ ચેલા ચીંત સબ પીહુ પર લાઈ ॥ ૩ ॥
કિત્તે દિવસ સબલો ચોટા ખાઈ ॥ ચિંત સઘલા પીહુ પર લાઈ ॥ ૪ ॥
સાચા પાસે જાકર રેહણા ॥ સબ કુછ પાવે અપના લેણા ॥ ૫ ॥

સાચી સંગત કીજીયે ॥ પુંડરીક કેરી જોગ ॥
આપ બરાબર કાઢીયે ॥ જેમ જેમ હોવે ભોગ ॥૧૪૫॥

ગુરૂ બીન ભાવ ગુરૂબીન ભાવા ॥ ગુરૂ બીન કોઈ માર્ગ ન પાવા ॥ ૧ ॥
ગુરૂ બીન કોઈ પંડિત ના હોઈ ॥ ગુરૂ બીન જોષ ન જોવે કોઈ ॥ ૨ ॥
ગુરૂ બીન યોગી યોગ ન પાવે ॥ ગુરૂબીન ધાત હાથ ન આવે ॥ ૩ ॥
ગુરૂ બીન કોઈ કહીન લાગે ॥ ગુરૂ બીન તપીયા તપેન જાગે ॥ ૪ ॥
ગુરૂ બીન હુન્નર હાથ ન લાગે ॥ ગુરૂબીન કોઈ પ્રેમેના જાગે ॥ ૫ ॥

સબ બાટે ગુરૂ કીજીયે ॥ ગુરૂબીન ન આવે કામ ॥
જો યુગમા ગુરૂ ન ભેજતા ॥ તો એક ન સરતા કામ ॥૧૪૬॥

મારગ સુધા તો જા પાવે ॥ પેહેલા આપો આપ દિખાવે ॥ ૧ ॥
તબ પીછે ગુરૂ જો આણે ॥ ઈને ભી બાટ દિખાઈ ટાણે ॥ ૨ ॥
ગુરૂ ભેદ તબ પીછે કીના ॥ ઈનુ ભી બાટ લગાકર દિના ॥ ૩ ॥
ગુરૂથી બાટ જો સુઝશું પાઈયે ॥ જુઠે નેહડા ઠાલે જાઈયે ॥ ૪ ॥
જેણે એહ ગુરૂ સુધા સેવા ॥ તેણે ચાખીયા પ્રેમકા મેવા ॥ ૫ ॥

ગુરૂ ચાહિયે ઈસ યુગમાં ॥ જો ભેજા અપને ચાવ ॥
સૃજન ફલતો ચાખીયા ॥ જો બેશે સતકી નાવ ॥૧૪૭॥

પંડિત જ્ઞાની અતીજ ભારી ॥ તેણે એહ યુગમા જોયા વિચારી॥૧॥
તોયે જાકર ભેદ જો ખોલા ॥ સોહી મુનિવર મિઠા બોલા ॥૨॥
સૃજન ફલ યુંકર રાખા ॥ સત્યશુ લોટા તીનુ જા ચાખા॥૩॥
જીને યહ ફલ ચાખા હોવે ॥ નરક ધરમ કોઈ ના લેવે ॥૪॥
દૈયા ફલ જો મોંઘા પાઈયે ॥ અવરૂ ફલકે કેડે ના ધાઈયે ॥૫॥

એ ફલ સુધા પીહુ હૈ ॥ દુજા ફલ મુખ ના બાઓ ॥
એ ફલ સદા કાલ હૈ ॥ સો ફલ ચાહઊ ખાઓ ॥૧૪૮॥

સાચ બીના એ યુગ સુના ॥ સૃજન ફલ તો ચાહઊ લેના ॥૧॥
સોહાગણ સો જો પ્રેમુ લાગા ॥ તિન્જે એ ફલ શું કિના માગા ॥૨॥
અવરે ચાખ્યા કિન્હેન દેખ્યા ॥ જીન્હે યહા શિર ઊગારી લેખ્યા॥૩॥
ઐસે ફલમા આહે પીહુવા ॥ જો ઈશ્કથી કિજે પ્રેમુ ભાવા ॥૪॥
ગુરૂ બીના યહ ફલ હાથન આવે ॥ જો સુખશું બેઠા ચાહવુ ખાવે॥૫॥

જો ગુરૂ જાણ્યા સો જાણજો ॥ જીન્હે દિખાયા ચાખ ॥
પીહુ જો પાવે શિર લગી ॥ યુગમાહે પુરી સાખ॥૧૪૯॥

ગુરૂ ભી કીજે ઐસા જોઈ ॥ જીન્હે યહ ફલ ચાખ્યા હોઈ ॥૧॥
ઐસે યુગમા ગુરૂ થોડે હોઈ ॥ તીને મુર્ખ ના બુજે કોઈ ॥૨॥
યુગમા ગુરૂ બહોત કહેલાણે ॥ આપ આપસકી પ્રતીતના પાવે॥૩॥
સતગુરૂ યુગમા થોડે હોવે ॥ પ્રેમુમા તે ચાહવુ મોહવે ॥૪॥
જો મરણા આગે મરી કરી જાવે ॥ તો યહ ફલ ઊનહાથુ આવે ॥૫॥

યહ ફલ સુધા પીહુકા ॥ પાઈયે પુરે ભાગ્ય ॥
જીને યહ માયા છેતરી ॥ તીનુ શીર લીખીયા ભાગ્ય॥૧૫૦॥

કર્મ લેલાડી જીસકે હોવે ॥ સો યહ ફલકુ ચાખી જોવે ॥૧॥
સોહાગે ભાગ્યે જે નર પુરા હોવે ॥ તિસકુ યહ ફલ હાથુ આવે ॥૨॥
જાયે પકાવો ગુરૂકે પાજા ॥ પુરે સ્વાદે ચાખો આજા ॥૩॥

જીન્હે કેડે જાકર સુધા કીના ॥ તિન્હે યહ ફુલ પકાકર લીના ॥ ૪ ॥
જીન્હે મરણા આગે મરણાવસેખ્યા॥ તિને યહ ફુલ નયને દેખ્યા ॥ ૫ ॥
ચાહઉ મરીયે તબલગી ॥ જબલગી મીંત ના હોયે ॥
મરણા પેલા જે મરે ॥ દરશન પાવે સોયે ॥૧૫૧॥
કાચે પાકે ઈતના વહેરા ॥ નારીયલ સમજો સઘલા ચેહરા ॥ ૧ ॥
જહાલગી કાચી કાચલી નેહા॥ જેમ પાકે તેમ દેવે છેહા ॥ ૨ ॥
જોયે જાણો પુરા પાકે ॥ કાચલીશું તો તલના લાગે ॥ ૩ ॥
ભાંજે ટુકડે ટુકડા હોઈ ॥ ગોટા હાલે તો કદી ના હોઈ ॥ ૪ ॥
ઈસકે ચાહવુ જહાલગ રહેવે ॥ ઈસમા પીહુ જાકર લેવે ॥ ૫ ॥
જૈસી ખોટી કાંચલી ॥ તૈસી દેહા જાણ ॥
પાકા ગોટા કેમ રહે ॥ તેમ નેહડા પીહુશું આણ॥૧૫૨॥
પાકા ભોગવીને પાકા ખાઈયે ॥ પાકયા લગણ પાકવા દૈયે ॥ ૧ ॥
પાકે ચુગકા દેખો સાવા ॥ આપસ રાખો ગોટે ભાવા ॥ ૨ ॥
ગોટે કાચલી કૈસા મિલના ॥ ઈસ ચુગમા ઐસા ભીલના ॥ ૩ ॥
કાચા લેકર પાજમે બાઈયે ॥ પુરા સવાદે બૈઠા ખાઈયે ॥ ૪ ॥
પાકા પાજમાં દિજે લોકા ॥ તતક્ષણ હોવે નાખણે જોગા ॥ ૫ ॥
પાકા ફુલ ઐસા હોવે ॥ રાજા કરે તીશે યાદ ॥
કાચા પાજમા બાઈયે ॥ તતક્ષણ ફીરે સવાદ ॥૧૫૩॥
કાચે પાકે દેખો મેલા ॥ પ્રત્યક્ષ હોશે કશતી વેલા ॥ ૧ ॥
કાચા કેડે બહોતજ ધાવે ॥ પાકા પાજે પીહુન પાવે ॥ ૨ ॥
જો તમે દેખો સુધા ખેલા ॥ પકાવન કેરી એહી વેલા ॥ ૩ ॥
પીછે ટાણા કહા પાઈયે ॥ કાચા ફુલ તો પાજમા બાઈયે ॥ ૪ ॥
પાકા ફુલસુ નેહડા લાગી ॥ નેહડા ખોયા મુર્ખ અભાગી ॥ ૫ ॥
ધરમા તીરથ સનમુખા ॥ ધરમા ધર્મદ્વાર ॥

સાચા ધોણા માહેકા ॥ ફોગટ ધોણા બહાર॥૧૫૪॥
માહે ધોણા એહી સારા ॥ આપશ લેકર પીહુ પરવારા ॥ ૧ ॥
સાચી દાસી એહીજ કાજા ॥ સોહેણી કરીયે આપશરાજા ॥ ૨ ॥
આપસ ઝેહા કીજે લોકા ॥ તો રાજા દાસી હોવે ભોગા॥ ૩ ॥
દોઈ રાજા હોવે એક નગરી ॥ નિત્ય ઊઠી માહે લાગે ઝગડી॥ ૪ ॥
અપના શિષ રાજા જો પાવે॥ તો રાજા દાસી એહી ભાવે ॥ ૫ ॥
સાચી દાસી તીસે કહું ॥ જીસે રાજા કરે ભાવ ॥
લે વારે જીવ આપણા ॥ ઈસ ઘર લાગો પાવો॥૧૫૫॥
કુરબાની કીજે જીવ અપના ॥ ફોગટ હોવે જીભુ જપના ॥ ૧ ॥
દૈયા જીવ કુરબાની માંગે ॥ જીભું જપતા ઘાતન લાગે ॥ ૨ ॥
જીવડા લાઈયે અવરજો સાથે ॥ તો કયું આવે સૃજન હાથે ॥ ૩ ॥
જીતના શબ્દ યુગમા કહિયે ॥ પીહુ ઈસમા પ્રત્યક્ષ લઈયે ॥ ૪ ॥
જો તમે જીકરે જીવડા લાવો ॥ તો કયું ન અપના પીહુ પાવો ॥ ૫ ॥
જહાન લાઈયે જીવ અપના॥ જીભુ જપીયે નિત્ય ॥
તો કદીના લાગે જાયેકર ॥ તો પીહુથી તે ચિત્ત ॥૧૫૬॥
પશુ પંખી સબ પીહુ પીહુ કહેવે ॥ સૃજન પાઝે એક જીવના રેહેવે॥૧॥
જે કછુ આહે જીવ માહા ॥ નહી તો પીહુ કયેસે ઠામા ॥ ૨ ॥
ખ્વાબ માહે તુહી તુહી કહિયે ॥ સૃજન પીહુ તો તલના લહેવે॥ ૩ ॥
માણસ મુખમા એહીવાણી ॥ પીહુ કહેવે પણ ઘાતના જાણી ॥ ૪ ॥
વાત સમજે માયેના લાવે ॥ તો જા અપના સૃજન પાવે ॥ ૫ ॥
ગાલી સો સબ છાંડીયે ॥ માયેને લાવીયે જીવ ॥
અમે વરસાસો દ્રોડીયે ॥ તોયેન પામીયે પીહુ ॥૧૫૭॥
સૃજન વિના કોઈન રહેતા ॥ માહે નેહથી શબ્દ કોઈ લેતા॥ ૧ ॥
જીભુ જપતા જો પીહુ પાતા ॥ તો સ્વર્ગુ ખાલી હાથે કોઈન જાતા॥ ૨ ॥

કિત્તે બરસુ પીહુ પીહુઆખા ॥ સૃજન બોલ ચિત્તનારાખા ॥૩॥
જીભુ પીહુકુ જો જા લેતા ॥ મુનાફિક હોઈ કોઈન જાતા ॥ ૪॥
આપે જાણે નાહી દુરજન ॥ તો યુંકર ખોયા અપના સૃજન ॥ ૫॥

જીભુ જપીયે બોહોતેરા ॥ માયેને લાઈયે નેહ ॥
ઐસા મીંત જો આખીયે ॥ તો દુરીજન હોવે છેહ ॥ ૧૫૮॥

જો જા યુગમાં મીંત કહેલાવે ॥ જીવડા અપના કહીંનાલાવે ॥ ૧
માહે જપતા મીંત આવે અપના ॥ જીવડા લાવે પીહુશું તપના ॥ ૨ ॥
તેમ તેમ કાશલ બાહેર આવે ॥ માહે કે પરદે કતરે જાવે ॥ ૩ ॥
તબ પીછે ચાંદરણા હોવે ॥ મારગ સઘલા પ્રગટ જોવે ॥ ૪ ॥
અપને ચાહણી જપતા જાવે ॥ ચિન્ત સઘલા પીહુશું લાવે ॥ ૫ ॥

જેમ જપીયે મનમાહા ॥ ચાહવા કીજે નિત્ય ॥
મન ચિંત લાગે અપના ॥ ઠામ જો આવે ચિત્ત ॥ ૧૫૯॥

પોથી સહેસ્ત્ર પંચવિશા ઢુંઢો ॥ કિન્ કિન્ તિરથ જાકર મુંડે ॥ ૧ ॥
કિતને વેદ મોહઊપર કીજે ॥ દેવલ ડેરારે જાકર લીજે ॥ ૨ ॥
વિશ્વાસ જો મન બહોતજ લાવે ॥ સૃજન તો જા જીકરે પાવે ॥ ૩ ॥
જે કોઈ સુધા હોકર ધાવે ॥ જીકરે પીહુકા નેહડા પાવે ॥ ૪ ॥
જે કોઈ હોવે દર્શન જોગા ॥ સો સબ કર ગયે જીકરે ભોગા ॥ ૫ ॥

દેવલ ડેરા છાંડિયે ॥ કર તીરથ સાચી લેહે ॥
સૃજન પાયા આપણા ॥ મનમા સોહાણી દેહે ॥ ૧૬૦॥

સોહાણી દિલકી એહી જાણો ॥ પીહુકુ જીકર દેખ પીછાણો ॥ ૧ ॥
સૃજન મેલા જીતના કીજે ॥ તિતના લાભ સરાડે લીજે ॥ ૨ ॥
જીસકે સાસુ સાસ બંધાણા ॥ સો સબ યુગમા ખાક સરજાણા ॥ ૩ ॥
તિલ તિલ નામા દૈયાકા લીજે ॥ ઊસકું કયુંકર અલગા કીજે ॥ ૪ ॥
મીંતજ કેરી એહી ભાવા ॥ તો જા અપના સૃજન પાવા ॥ ૫ ॥

નિશદીન રહિયે સાચસુ ॥ પડે રહિયે દ્વાર ॥
કભી એક અપને ભાવશુ ॥ સૃજન કરશે સાર ॥૧૬૧ ॥
સૃજનસાર તોજા કરશે ॥ જીકર લેકર દિલમા ધરશે ॥૧॥
નિશદિન જપના પીહુકા નામા ॥ તેમ તેમ દિલ જો આવે ઠામા ॥ ૨ ॥
હયાત દિલ તોજા પાવે ॥ જીકરે નેહડા અદકા લાવે ॥ ૩ ॥
જપણી કામા કરશો કોઈ ॥ તોજા દિલ જીંદા હોઈ ॥ ૪ ॥
પંડિતે આખે એહજ ગાલી ॥ દિલ ઠામ ના આવે જીકરૂટાલી ॥ પં ॥
જીકર જીસકુ પીહુકી ॥ દિલકા દારૂ એહ ॥
જીંદા હોવે દિલ તિલમા ॥ અદકા વાધે નેહ ॥૧૬૨ ॥
જીંદા દિલતો જીકરૂ હોવે ॥ જીકરે દિલ તો અપના ધોવે ॥ ૧ ॥
તો જા કરશે નવશાહ ચોટા ॥ તિસથી ભાંગે માહેકી ખોટા ॥ ૨ ॥
જીતની ચોટા સબ નવશાહી આહે ॥ નેહકી બાટે સબ નિકસી જાવે ॥ ૩ ॥
તબ પિછે દિલ જીન્દા હોવે ॥ તબ પિછે સબ દુનિયા ખોવે ॥ ૪ ॥
ફિર દિલ જો જીકરૂ લાવે ॥ તો જા પીહુકા દર્શન પાવે ॥ પ ॥
જીકર જો લાગી પીહુકી ॥ તીશે અવરન આવે ચીંત ॥
કડવા હોવે સબ જુગ ॥ જો પરખે અપના મીંત ॥૧૬૩ ॥
વિદ્યા ઈમાન જીકરે કહિયે ॥ નિશદિન પીહુકુ જપતા રહિયે ॥ ૧ ॥
જેમ જેમ જપતા છાના આવે ॥ તેમ તેમ જાપ ઊગતા આવે ॥ ૨ ॥
ચાંદરણા સરીખા ઈમાન હોવે ॥ અંધારા માહેથી સારા ખોવે ॥ ૩ ॥
પાઈ કેરા તેલ જો કહિયે ॥ તિસમા અજવાલા પ્રગટ લહિયે ॥ ૪ ॥
તો જા ઈમાન ચન્દ્ર સરીખો હોવે ॥ દુનિયા ગફલતમાહે કૈસી સોહવે ॥ પં ॥
જીસમા ઈમાન પ્રગટ્યા ॥ તિસે ગફલત હોવે દૂર ॥
તાહા અંધારા કયા કરે ॥ જયા સૃજન કેરા નુર ॥૧૬૪ ॥
પીહુકી નાવમા પાવ જો દિજે ॥ તો પરિબ્રહ્મ સતશુ પાર જલીજે ॥ ૧ ॥

ગુરૂકા દરીયા તરીયા જાવે ॥ તો મંદિર પીહુકાનેહેડાપાવે ॥ ૨ ॥
બાદુ દુરીજન ચોરજો આવે ॥ નેહકી ઈસબાદુ નિકલી જાવે ॥ ૩ ॥
એ જાપ જીસકે મનમે હોતા ॥ સો જા લેકર મંદિર પોતા ॥ ૪ ॥
પીહુકા પ્રેમ જીસકે મનમા ભાવે ॥ સો સબ જાયે અગન જલાએ ॥ ૫ ॥

પીહુકા જાપ જીને કહા ॥ પરબ્રહ્મ દિયા કરાર ॥
પીહુ મંદિર જા દેખીયા ॥ સોહ તરકર લાગ્યાપાર ॥ ૧૬૫ ॥

સતગુરૂ બ્રહ્મા જીને કિતે ॥ સો સબ પોતે ઈસનામજ લીતે ॥ ૧ ॥
જેમ જેમ છાના જપતા જાવે ॥ તેમ તેમ માહે કશ પડતા આવે ॥ ૨ ॥
સાચા દફતર હયાતજ કેરા ॥ છાપા ઊઠે માહે મહાવાક્ય કેરા ॥ ૩ ॥
જીભુ જપના દુરિજન ઠામા ॥ નકશ ઊઠે નહીં હૈડા માહા ॥ ૪ ॥
દિલ જો જીકરે નેહ બંધાણા ॥ સો સબ જાપે સાથ સિધાણા ॥ ૫ ॥

દિલકી જીકર જો સાધીયે ॥ અને ચિંત સઘલા લાયે ॥
ઐશી ગુંજજ જે કરે ॥ સો સબ જાપે સીધાયે ॥ ૧૬૬ ॥

દૈન્ય કેરી બાટજો કહિયે ॥ સાચા પાખે તલના રહિયે ॥ ૧ ॥
સેવા મકર જીનમે જો જીતના ॥ જન્મ વોહ દોડા ફીર ફીરતીતના ॥ ૨ ॥
સત્ત હજારી જીકર જો હોવે ॥ એકી મકરૂ સારી ખોવે ॥ ૩ ॥
સાચે મને બાદુ ચાલે ॥ સો સબ પોહતા નેહડા ડાલે ॥ ૪ ॥
મકરે ભાવે જો જીતના કિના ॥ શ્યેતાની દરવાજા જોરૂ લીના ॥ ૫ ॥

એહ તો સાચી વાટ હૈ ॥ મકર ના આવે કામ ॥
દિલ ફિરાવે આપણા ॥ શ્યેતાની પાવે ઠામ ॥ ૧૬૭ ॥

તસબી જપણી સબજ હોવે ॥ એકજ મકરૂ સારી ખોવે ॥ ૧ ॥
જીકર જો આહે પીહુ કાગા ॥ નેહા ઊઠે હૈડા માહા ॥ ૨ ॥
લોહેલી જેમ ગાઠ પટોલા ॥ ઐસા ચોટે મનમા ઢોલા ॥ ૩ ॥
જીભુ જપતા બહોતજ જાવે ॥ ગ્રીહે ન પડે તો મનમાન આવે ॥ ૪ ॥

જીન્હે મીંતકા ભેદ જો જાણા ॥ સોહી પીહુકી જીકરે જો આણા ॥ ૫ ॥

તસબી બહોતજ કીજીયે ॥ જો ન લાઈયે ચીંત ॥
ગ્રીહે ન પડે મન માહા ॥ કદી ન હોવે મીંત ॥૧૬૮॥

પીહુકે ભાલે જે કોઈ લોઢે ॥ અપના સાસ ખાલી ન છોડે ॥ ૧ ॥
જીભુ જપતા કામ ન આવે ॥ બાટુ ચલતા પીહુ બન જાવે ॥ ૨ ॥
જીતના સાંસ પીહુ બીન ખોવે ॥ સો સબ જાકર મુરદાર હોવે ॥ ૩ ॥
પીહુ બીન ખોટી ગાલી જાવે ॥ માણક અપના ખોહ ગમાવે ॥ ૪ ॥
સારી ઊમર પીહુથી તાણી ॥ સતગુરૂ સ્વામી ભીતર આણે ॥ ૫ ॥

જો દમ જાવે પીહુ વીના ॥ સો સબ જાણો મુરદાર ॥
દરીયા કેરી શંખલી ॥ કૈસી કિજે બહાર ॥૧૬૯॥

પીહુ બીન દમ જો બાહેર જાવે ॥ સો જા કછુ મુલ ના પાવે ॥ ૧ ॥
સાંસે ઊસાસે જીતના લેવે ॥ તિતના જા ગુરૂ અગન જો દેવે ॥ ૨ ॥
પ્રત્યેક દમ જો પીહુબીન જાવે ॥ પાઈ કેરા મુલ ના પાવે ॥ ૩ ॥
નહી તો ગ્વેંહર બાહેર આવે ॥ તો જા સૃજન કેડા પાવે ॥ ૪ ॥
મન સમજાઈ ઈતના જોણા ॥ કાચકે કારણ ગ્વેંહર ખોણા ॥ ૫ ॥

ગ્વેંહર ખોયા હાથશું ॥ જે યુગ આહે અમુલ ॥
આ ન પાલટે મનથી ॥ જે જાવે પંખજ ઢોલા ॥૧૭૦॥

જો જાણો માહે ચોખા કીજે ॥ પીહુકી જીકરે નિશદીન લીજે ॥ ૧ ॥
કશકા મેલ તો કશથી જાવે ॥ દિલ તો ચોખા જીકરે થાવે ॥ ૨ ॥
ગુરૂ બાટુ કી એહી નિશાણી ॥ સો સબ શીકલ દિલકી આણી ॥ ૩ ॥
નિર્મલ આંદરણા માહે હોવે ॥ તો જા પીહુકુ નયનુ જોવે ॥ ૪ ॥
આરસી માહે પ્રત્યક્ષ ગાલી ॥ મુખ ના દિશે નિર્મલ ટાલી ॥ ૫ ॥

અંતર નાહી રે સાઈશું ॥ ઘટ જો નિર્મલ હોવે ॥
કાટે ભરાણી આરસી ॥ મુખ ન દેખે કોયે ॥૧૭૧॥

મુખડા તો જાકર દિખાવે ॥ આપશકુ માંયે જીકરે લાવે ॥ ૧ ॥
સબ લોહામા આયેના કહિયે ॥ કાટ ટલે તો પ્રત્યક્ષ લહિયે ॥ ૨ ॥
કાટ ઊપરથી સઘલા ખોવે ॥ તો જા મુખડા પ્રત્યક્ષ જોવે ॥ ૩ ॥
દિલમા કાટ ઐસા જાણી ॥ લોહા અયેનક દેખ પિછાણી ॥ ૪ ॥
જીકરૂ દિલ જો જાકર લાવે ॥ તો જા દિલકા આયના પાવે ॥ ૫ ॥

દિલમા અયેનક પ્રગટા ॥ સાઈ મુખ દેખન જોગ ॥
કાટ ટલે જો માહેકા ॥ તો દિનજ કીજે ભોગ ॥૧૭૨॥

રાત દિવસ જો ચાવા કરશે ॥ જીકરૂ માહે દિલ જો ધરશે ॥ ૧ ॥
નિશદિન સાંસે આવે જાવે ॥ દિલભી જીકરે સુધીયા પાવે ॥ ૨ ॥
પીછે જીકરે જીવડા લાગે ॥ હેવા ઈર્ષા સબ માહેથી ભાગે ॥ ૩ ॥
દમે કદમે જો જાકર રહેવે ॥ દિલકી શુધીયા કોઈ ના લેવે ॥ ૪ ॥
ઐશી ટેવ હાથજો કીજે ॥ તો ફેહે ફેહે પ્રેમેજ ભીજે ॥ ૫ ॥

હૈડા લાઈયે પીહુશું ॥ તો પીહુ તમ ઘર હોયે ॥
દોનુ હૈડા મીલ ચલે ॥ તો સાધ જાણે સબ કોયે ॥૧૭૩॥

જીવ સાંસ દોનુ નેહડે રેહેવે ॥ જીવકી સુધીયા પીહુશું કહેવે ॥ ૧ ॥
કાશદ છાના માહે જાવે ॥ નિશદિન સાંસ તલના ખાવે ॥ ૨ ॥
નેહડે હોકર અરજ કહેવે ॥ પીહુ કુ જપતા તલના રહેવે ॥ ૩ ॥
ખ્વાશ દિવાનકા ખરાજો કહાવે ॥ ઈસ બીન મોહોલે કોઈ ના પાવે ॥ ૪ ॥
જાપ જકરજો કિજે ખરા ॥ તો કર્તા કરશે માહે ફેરા ॥ ૫ ॥

દમકા કાશદ કીજીયે ॥ જોજા રહો પીહુકે પાસ ॥
નિશદિન દોડીયે સ્વામીસુ ॥ તલ ના ખોઈયે સાંસ ॥૧૭૪॥

જીકરૂ સાપ માહેકા મારે ॥ માહેલા કાજ સઘલા સારે ॥ ૧ ॥
ગુરૂ અયેસેથી પીહુસુ બહાના ॥ માહેકે મોહેલે ચુંકર જાના ॥ ૨ ॥
બાકી નફર સબ બાહેર રહેવે ॥ માહેકા મોહોલ કોઈન લેવે ॥ ૩ ॥

બાલુ બાલા ઓર ઠામુ ઠામા ॥ દમ ફિરાવે સઘલે માહા ॥૪॥
જીન કિને મીંતુએ બાટ જાણી ॥ સો સબલે ગયે બાજી છાની ॥૫॥
મનમા ઐસા ખેલીયે ॥ કીશે ન હોવે જાણ ॥
ગુંજ જો કિજે જગમાહા ॥ પીહુ ન હોવે હાણ ॥૧૭૫॥
માહે પ્રીત ઐસી લાઈયે ॥ તલ ભી બાહેર કછુ ન પાઈયે ॥૧॥
અંધારે પ્રીત જો નયને ન સુજે ॥ મનકી લાગી કોઈ ન બુજે ॥૨॥
બાહેર જાતા લોક પિછાણે ॥ માહેકી લાગી કોઈ ન જાણે ॥૩॥
જીનકે હૈડે મનકે રાતા ॥ નિત્ય નિત્ય હોવે પ્રેમે માતા ॥૪॥
માહે કીજે છાના ભોગા ॥ તો કોઈ ન બુઝે બહાર લોકા ॥૫॥
જે કો મીંતુ સુજાણ છે ॥ તેણે જોયા પરખ્યા સંધ ॥
નિશ દિન જપીયે પીહુશુ ॥ ઐશા કીજે બંધ ॥૧૭૬॥
રૂહે રૂહે તલ માહે ન રહેવે ॥ મનકી બાતા મનમે કહેવે ॥૧॥
પીહુકી જીકર જો જાણે આખી ॥ ગુરૂયે સારૂ મહાનપણુ રાખી ॥૨॥
છાની બાત જો કરની પાઈયે ॥ બોહોત પુકારન કાહેકુ જાઈયે ॥૩॥
જે કો હોવે સો મનકા લોઢે ॥ કોયે ના પોતા બાહેર દોડે ॥૪॥
મહાનપણ ગુરૂકી પકડો જોઈ ॥ તો સુખશું પીહુકુ જાહેર પાઈ ॥૫॥
બાહેર બોહોતજ દોડીયે ॥ માહે ન લાઈયે મન ॥
સાચા મીંત જો આપણા ॥ જીન્હે પીયુકુ સોપ્યા તન ॥૧૭૭॥
બ્રાહ્મણ ગલે જનોઈ બાવે ॥ જીકરૂં પાંખે મુલ ના પાવે ॥૧॥
કાજી મુલ્લા જાયે કહેલાવે ॥ પ્રેમકા પીહુ તલ ના પાવે ॥૨॥
નેહડા ચાહિયે હઈડે માહા ॥ પોથી પડતા પાઈયે ન ક્યાહા ॥૩॥
પોથી પ્રીત છોડી ના જાવે ॥ છોડે તો જા પીહુકુ પાવે ॥૪॥
જીકરૂ દિલ જો જાકર લાગે ॥ પોથી પાના તીલ ના આગે ॥૫॥
પોથી પડિયા બહોતકર ॥ અને મનમાહે ન લાવે નેહ ॥

કયુંકર ભીજે બાવલે ॥ જેણે ઠાલા કીના નેહ ॥૧૭૮॥

દિલ ના આવે પીહુબીન ઠામા ॥ જીસથી હોવે સાચા કામા ॥૧॥
બાંકી લકડી જીતની કહિયે ॥ છાયંડાભી તીસકા બાકા લહિયે ॥૨॥
તિલ એક તીર જો બંકાહોવે ॥ તિતના હદથી બાકા જાવે ॥૩॥
દિલ જો સઘલા સુધાન કીજે ॥ સુખશુ મંજલ કેરી લીજે ॥૪॥
પીહુ બીન જીવડા કહીન લાવે ॥ સુખશું પીહુકુ ઘરલે આવે ॥૫॥

જીભું બાંકે જગ ચલે ॥ દિલ બાકે સબ હાણ ॥
જો હોશે મન પાધરા ॥ તો પીહુ પાવે ઠામ ॥૧૭૯॥

બાહેર પડિયા કામ ના આવે ॥ જહાલગી મન ચિંતલાઈ ન ધાયે ॥૧॥
દૈયા આહેરે મનકા રાજી ॥ ગુરૂ ચલે સો સારૂ માજી ॥૨॥
ગુરૂયે મનજો ચોખા કીના ॥ તો જા પીહુ અપના લીના ॥૩॥
જીભુ જપતા કામ ન આવે ॥ જ્યાં લગી મન ચિંત પીહુશું ન લાવે ॥૪॥
દિન જીકરશું શુદ્દજો કીજે ॥ મનમા સોહાણી ચોદિશ દિજે ॥૫॥

માહે જો કિજે નિર્મલા ॥ પીહુશું લાઈયે દયાન ॥
સોહાણી દિજે સાચકી ॥ પીહુ જીકરૂ આવે ઠામ ॥૧૮૦॥

પ્રત્યક્ષ દિશે દોઈજ બોલા ॥ કોઈન પોતા ઈસકે તોલા ॥૧॥
સાચી સોહાણી હકકજ કેરી ॥ સાફ કરો સબ માહે કેરી ॥૨॥
માહેકી સોહાણી જીકરજો કામા ॥ પાક કરે સબ રાહજ ઠામા ॥૩॥
ગુરૂજી કેરા એહીજ ખેલા ॥ સતગુરૂભી પાયા એહીજ મેલા ॥૪॥
માયેના આહે સોહાણી કેરા ॥ પીહુ જપતા આહે મેલા ॥૫॥

સોહાણી આઈ સાચકી ॥ ચાવા કિજે નીત ॥
જીતના માહે ફિરાઈયે ॥ ચોખા હોવે ચીત્ત ॥૧૮૧॥

જે કોઈ ગુરૂશુ સુધા ચાલે ॥ સો સબ જા ઈસ પેડે લાગે ॥૧॥
સાચા પંથ ગુરૂકા લીના ॥ ગુરૂકા વચન શીરઊપર લીના ॥૨॥

બાકી દુનિયા દાવે ચલાવે ॥ સુધી બાટ સો થોડે પાવે ॥ ૩ ॥
ધોકટ માર્ગે ચાલ્યા જાઈયે ॥ ચોર ન લાગે તરકર પાઈયે ॥ ૪ ॥
બાટ ના પકડો અસત કેરી ॥ ગુરૂ ચલે સો સાચી શેરી ॥ ૫ ॥
સાચી બાટ સો સતકી ॥ જો ચાલે યુગ અમુલ ॥
પીહુયે મલાયક ભેજકર ॥ આપ દિખાયા ખોલ ॥ ૧૮૨ ॥
વિદ્યા ઈમાન જીતના કીના ॥ ગુરૂ ઈસકુ જીકર જો દિના ॥ ૧ ॥
ખાસા ખજાના જેકછુ કહિયે ॥ સો સબ અપને દિલમા લઈયે ॥ ૨ ॥
ગુરૂ ઈસ બાદુ કરશે ભોગા ॥ સો સબ હૈયેકે ખજાને જોગા ॥ ૩ ॥
જીકર શો દિલકી કિલી કહિયે ॥ બાટ શો સદલી માહેકી લઈયે ॥ ૪ ॥
જો યે જાપશુ મન લાવે ॥ ખાસા ખજાના ખોલતે આવે ॥ ૫ ॥
દિલમા ખજાના પ્રગટ્યા ॥ અને કિલી કરો હાથ ॥
ખોલી લોઢો સત્યશુ ॥ લાગો જીકરજ સાથ ॥ ૧૮૩ ॥
હેવા સરીખા દુરીજન પાસે ॥ ઈમાન ઊડાવે એકજ સાંસે ॥ ૧ ॥
નિશદીન પીહુકુ જપતા રહિયે ॥ તોજા ઈસથી છુટકા લઈયે ॥ ૨ ॥
માહે જપતા જનમ ગમાવે ॥ પાઈ કેશ કોઈ મરમ ન પાવે ॥ ૩ ॥
તલબ કરે નિત્ય શેટી કેરી ॥ યુગમા હિંડાવે શેરી શેરી ॥ ૪ ॥
અયેસી ત્રીયા આહે ખોટી ॥ પીહુ ખોયાએ કારણ રોટી ॥ ૫ ॥
સ્ત્રીયા ચરિત્ર આગલી ॥ આહે સબલા ચોર ॥
ઈસકે પાલવ જે પડ્યા ॥ દિને લગાઈ ખોડ ॥ ૧૮૪ ॥
દુજા ચોર જો માહે રેહવે ॥ ઈસથી બાટ કોઈ ન લહેવે ॥ ૧ ॥
કુટાણે જાતા તલ તલ બ્હીજે ॥ અંધા અત્રીચાલે બાટ જો લીજે ॥ ૨ ॥
હાથુ ઝાલે સો ગફલત રાખે ॥ ફિર ફિર હલકી બાદુ નાખે ॥ ૩ ॥
જે કહેલાણે બડે બડે રે ॥ સો સબ જાયે મકરે ઘેરે ॥ ૪ ॥
મુરખકુ એ ખાણા ન આવે ॥ જૈસી બીલ્લી ચુઆલે જાવે ॥ ૫ ॥

દિલમા ચોરજો પ્રગટા ॥ અને માર્ગ ન આવે હાથ ॥
ખાતર દેવે માહેકા ॥ બેઠા લાવે બાટ ॥૧૯૫॥
ખાણે પીણેકી એહી આસે ॥ સત્ય સબુરી પહેલી નાશે ॥ ૧॥
ચોરીકરે મુજ મીઠી ગાલી ॥ કિજ્જે ન પકડા પીહુબીન ટાલી॥ ૨॥
પીહુકા જીસમા હોતા ચાહવા ॥જન્મન છોડે સેવકકા પાવા ॥ ૩॥
સુરીજન તે જે ચલીયા જાવે ॥ માંહે સઘલા ખોહ ગમાવે ॥ ૪॥
ચાંદરણા મારગ સઘલા પાવે ॥ નહી તો તલમા બાજી ખોવે ॥ ૫॥
ગુરૂ દિવા યુગમા ॥ આણ દિખાયા સેર ॥
ઓર બાતુ સબ ડુબાણે ॥ માર્ગ લગાયે ફેર ॥૧૯૬॥
ગુરૂ પાખે બાટ ન પાવે ॥ ખરા ખોટા પ્રત્યક્ષ દિખાવે॥ ૧॥
સેવા સઘલી મારગ કહિયે ॥ ગુરૂ પાખે ભેદ ના લહિયે ॥ ૨॥
સીત્તેર બરસ કીજે ભક્તિ ॥ ગુરૂ કેરી એક જ રતી ॥ ૩॥
ગુરૂ પાખે જો કામ ચલાવે ॥ એ સબ ખોવે પણ ઠામ ન આવે॥ ૪॥
એતો આંખી દિલકી ગાલી ॥ કોઈ ઠામ ન આવે ગુરૂ ટાલી ॥ ૫॥
સો દિન આયા નિર્મલા ॥ અને લાયા સબલા જોર ॥
તેગ ફિરાઈ સત્યકી ॥ નિકલી ભાગે ચોર ॥૧૯૭॥
શ્યેતાન સર્વે જેર જો કિતે ॥ હક્કકી હકિકત રાહ જો લીતે ॥ ૧॥
ઈસકે તોલે કોઈન પુગે ॥ ચૌદિશ ચાંદરણા નિર્મલ ઊગે ॥ ૨॥
ચોરકે હાથુ જોજા લાગે ॥ સો સબ ચોરી છોડકર ભાગે ॥ ૩॥
સાચા બાજા દૈયાકા દિના ॥ કુડ કપટ સબ પ્રગટ કિના ॥ ૪॥
કરમ ભાગ્ય સબ લોકુ કેરા ॥ અયેશા ગુરૂ યુગમા ફેરા ॥ ૫॥
કર્મ લેલાડી જીસ લોકે ॥ જો પાયા સતગુરૂ રંગ ॥
સાચા ચલીયા પંથસર ॥ જુઠા ખેચે પગ ॥૧૯૮॥
સુધા કામ ઓર સુધી વાચા ॥ પીહુ સતગુરૂ આયા સાચા ॥ ૧॥

સારે યુગમા કિયા પુકારા ॥ જો સમજા સો લાગ્યો પારા ॥૨॥
સત્ય કેરી બાટજ ખોલી ॥ દુષ્ટે નાઠે શિશજ ડોલી ॥૩॥
દુઃખ દોહેલા તલસહાન જાવે ॥ સો ક્યું દૈયાકા મારગ પાવે ॥૪॥
હવા હિરશે જો બેઠે લાગે ॥ ઊસમાથી સત્ય નિકલીભાગે ॥૫॥
મારગ સાચા ધરમકા ॥ અને જો જા કિયા પુકાર ॥
હવા હિરશે સબ છેતરે ॥ ઈન તનકુ લગે અંગાર ॥૧૮૯॥
બડી નિશાણી તુહી પાવા ॥ સાચા સતગુરૂ હમ ઘર આવા ॥૧॥
સાચા મારગશું જીતને ચલતે ॥ ઊનકે શિર કિત્તે પરના બીતે ॥૨॥
સતગુરૂ બ્રહ્મામાં મન જાકર દેવે ॥ સો શિર ઊપર બેદના લેવે ॥૩॥
સંત મહાત્મા જે સાચે ચાલે ॥ સો સબ બેદનાથી કોયેનાટાલે ॥૪॥
ગુરૂપણા તો તિસકુ દિજે ॥ પર વેદનામા કશણી કિજે ॥૫॥
ગુરૂયે કસણી ઈસથી ॥ જે દિની માહે બુલાયે ॥
તિસથી સુખ ન દિજીયે ॥ જીસથી પ્રેમે જલાયે ॥૧૯૦॥
આશિક કેરી એહી કસણી ॥ નિશ દિન પીહુશુ કરે પિશણી ॥૧॥
જે જ્વારી દુઃખડા કહિયે ॥ સો સબલા પ્રેમજ લઈયે ॥૨॥
લોકે લાગ્યા ઘેલા કાલા ॥ એ સબ આહે પ્રેમજ ચાલા ॥૩॥
જીશે કરાવે આપ સંજોગા ॥ તીશે કરાવે સગલા ભોગા ॥૪॥
લોક કુટુંબ સબ બાહેર કીજે ॥ ચુંકર મુનિવર માંઝે રહિજે ॥૫॥
જેમ સોના કશીયે અગનમા ॥ ચુંકર કશીયે મીંત ॥
ખરા ખોટા પરખીયે ॥ ચુંકર દેખો ચીંત ॥૧૯૧॥
જીત્તે કિત્તે ગુરૂજો કીતે ॥ ઊનુ શિર કીતની બેદના બીતે ॥૧॥
યુગસારા કેડે લગાયા ॥ ચુંકર સૃજન મેલા પાયા ॥૨॥
ઘેલા કાલા ધરાયાનામા ॥ ચુંકર મીંતે લગાયા ઠામા ॥૩॥
સૃજન ખેલે જે કોઈ ભુલા ॥ તિસ્કે મુખમે પડે જો ધુલા ॥૪॥

ભલી બુરી ખટ્ટીલાવે ॥ ચુંકર અપના મીંત છુપાવે ॥ ૫ ॥
જે મીંતુ માહે સાથ થા ॥ ઊનશુ લાગે લોક ॥
સબથી અલગા ટાલકર ॥ કિયા સલામત જોગ ॥૧૯૨॥
સતગુરૂ બ્રહ્મા પ્રત્યક્ષ આવા ॥ જીસથી પ્રેમકા મેલા પાવા ॥ ૧ ॥
કિત્તી શિરઊપર બીતી બાતા ॥ ફિર ફિર લાગે વોહબી સાથા ॥ ૨ ॥
જીતની બાતા ભકતકી લીતી ॥ ઊનુ શિર ઈતની બેદના બીતી ॥ ૩ ॥
જો જો ભકત સુધા ચાલા ॥ વોભી સુધા પ્રેમે માલા ॥ ૪ ॥
સાચા ધરમ જો સતશુ રહેવે ॥ ઊનુ શિર ઈતની બેદના લેવે ॥ ૫ ॥
જીતને યુગમા ભક્ત થે ॥ ઊનુશુ લાગે લોગ ॥
ભકતવર ચાલે સાથસુ ॥ કિયા મેલા મીંત જોગ ॥૧૯૩॥
સેવા મીંત જો એહી પાવે ॥ ધોવે કાશળ ઓર જુઠ ગુમાવે ॥ ૧ ॥
બાટ ના હોવે ભગતે ટાલી ॥ જે કછુ નાજે પીહુ બીન ગાલી ॥ ૨ ॥
જીજો સુણીયા કાનજ ખોલી ॥ તિન્હે એ બુઝી સાચી બોલી ॥ ૩ ॥
જે કોઈ દુરિજન દુનિયાશું લાગે ॥ ગફલત હોકર ચોંકન જાગે ॥ ૪ ॥
જીસકુ હોના પીહુકા ચાહવા ॥ તિને જા દેખા પીહુકા પાવા ॥ ૫ ॥
ભકત સાચા પ્રગટ્યા ॥ અને લાયા સૃજન સંધ ॥
પાલવ લાગે જે રહે ॥ જીસે દૈયા ઊપના બંધ ॥૧૯૪॥
સોહાગે ભાગ્યે જીને પુરા જાણા ॥ સો સબ ભકત ટોલામા આણા ॥ ૧ ॥
પીહુકે પ્રેમુ આણ લગાયે ॥ ગાફલ થે સો મારગ પાયે ॥ ૨ ॥
હકકા પ્યાલા લેણા હાથુ ॥ વોહ ફિર ફિર લાગે પીહુકે સાથુ ॥ ૩ ॥
રાતે માતે જીજો કિના ભોગા ॥ સો સબ હૈયડે સૃજન જોગા ॥ ૪ ॥
ઐસા ગુરૂ યુગમા આવા ॥ તો ધેલે કાલે માર્ગજ પાવા ॥ ૫ ॥
ગુરૂ સબલા યુગમા ॥ તે આયા લોકો કાજ ॥
જીસ્મા તીલભી દિન થા ॥ સો પીહુકે લાગે સાથ ॥૧૯૫॥

એહતો મેલાવા પીહુકા કહિયે ॥ નિશદિન સાથે પ્રત્યક્ષ લહિયે ॥ ૧ ॥
પીહુ મેલાણે પાવોજો દિજે ॥ અંતર પરદે જો ચોખા કીજે ॥ ૨ ॥
ભાંગે દિલે જો ભકિત કીજે ॥ તો યું અપના પીહુના લીજે ॥ ૩ ॥
સતકી તલવાર જો હાથુ રાખે ॥ કુડ કપટ સબ માહેકે નાખે ॥ ૪ ॥
તેતો જાયે સનમુખ પાડે ॥ નિસ્તાઈ સઘલી ટાલી કાઢે ॥ ૫ ॥
એ તો પહેલવાન પીહુકા ॥ ભાઈ લાયા ધરમજ જોર ॥
કુડ કપટ સારા કાટીયા ॥ બાંધ ચલાયે ચોર ॥ ૧૯૬ ॥
ચોરૂમાહે પુકારજ પડિયા ॥ હક્કકી સ્વારી જે કોઈ ચઢીયા ॥ ૧ ॥
માહેકા કાશલ યુંકર કાટા ॥ સત્ય ચલે જે જીકરૂ માટા ॥ ૨ ॥
શવત કહિયે ધરમજ કેરા ॥ નીચિંતી લોકુકુ ફોગટ ફેરા ॥ ૩ ॥
ધરમ સતગુરૂયે રોશન કિના ॥ અયેસી પીહુયે દયા જો કિના ॥ ૪ ॥
જીન્હે સ્વારી સાથે લીના ॥ ધરમ રોશન યહા ઉને કિના ॥ ૫ ॥
અવલ સુભાગ્ય ઈસ ધરમકે ॥ જીને સવારી કિની સાથ ॥
મારગ પાયા સતકા ॥ સૃજન લાગા હાથ ॥ ૧૯૭ ॥
આખર જમાના આયા લોકા ॥ સામલ લેજો અપને જોગા ॥ ૧ ॥
આખર વખતે કયુંકર રેહણા ॥ જગમા નિર્ધારે યુંકર જાણા ॥ ૨ ॥
પડે પંડિત સાચના કેહવે ॥ પંડિત વિના ભેદના લેહવે ॥ ૩ ॥
મા બાપ કોઈ કિશે ન માને ॥ સાચબીના સતગુરૂ ન જાણે ॥ ૪ ॥
ખેર મેહેર સબ માહેકી ઊઠાઈ ॥ પરબ્રહ્મ પ્રભુ હુંકર પાઈ ॥ ૫ ॥
કલિયુગ ખોટો આવીયો ॥ ધર્મ રહ્યો ન સાચ ॥
જે જે સતગુરૂયે ભાકીયા ॥ સાચા હુઆ સો આજ ॥ ૧૯૮ ॥
મીંતુ દેખો ધરમ લંગારા ॥ તો પીહુએ ભેજા અપને ઢોલા ॥ ૧ ॥
બાટ સાચી ફેર લગાઈ ॥ પીહુ કે પ્રેમું યું જગાઈ ॥ ૨ ॥
આશક મોહોબત કેરે કામા ॥ યુંકર ખોલે સઘલે ઠામા ॥ ૩ ॥
સઘલે કામ ભકતકે કીના ॥ ભાગ્ય ઊનુકા સૃજન લીના ॥ ૪ ॥

ભાવે ભેદ પુરા લેખા ॥ ઈસથી મારગ પુરા દેખા ॥ ૫ ॥

દુષ્ટે સબ જુગ દેખીયા ॥ બેઠા મારગ છોડ ॥

તિસથી પીહુયે નકીબ ભેજીયા ॥ ભક્ત જ કેરી જોડ ॥ ૧૯૯ ॥

આજ હમારા ભાગ્યુ પાવ્યા ॥ હમ ઘર સાચા સતગુરૂ આવ્યા ॥ ૧ ॥

દિલકી આંખી સબકરે પારા ॥ અયેસા સતગુરૂ દીન દાતારા ॥ ૨ ॥

મનમા કાસળ કછુન રાખી ॥ ગુંજ ખોલકર મીંતજ આંખી ॥ ૩ ॥

કાંહે પડિયા લાંબે ફેરે ॥ જે મરણા આગલ નાહી મરે ॥ ૪ ॥

ઈમાન ઓલખતા પ્રત્યક્ષ જોવે ॥ તો જા ઈમાની મોહોર જો પાવે ॥ ૫ ॥

ગુરૂ આવ્યા જો આખીયે ॥ સુણો મન ચિંત લાયે ॥

મરણે આગે જે મરે ॥ સો સબ દર્શન પાયે ॥ ૨૦૦ ॥

સતગુરૂ બ્રહ્મા પ્રત્યક્ષ ધાવા ॥ જેણે મરણે આગે મરણા પાવા ॥ ૧ ॥

હુવા વોહ અપણે સૃજન જોગા ॥ હસી હસી માના પીહુશું ભોગા ॥ ૨ ॥

પીહુ સવાહે પુરા પાવા ॥ જીવડા અપના પીહુશું લાવા ॥ ૩ ॥

તે સુખશુ પોતા મંદિર જાઈ ॥ તો સ્વર્ગુ માહે હુઈ વધાઈ ॥ ૪ ॥

સખી સાહેલી મંગલ ગાવે ॥ જીકરૂ અપના પીહુ જો પાવે ॥ ૫ ॥

જે થે અપને સત્યશું ॥ સો પોતે મંદિર જાયે ॥

જીને સૃજન આંખીયા ॥ દેખા સૃજન પાયે ॥ ૨૦૧ ॥

ઘર ઘર ગુરૂ ઘરઘર પીહા ॥ ઘર ઘર સાહેલી મંગલ ગાવા ॥ ૧ ॥

રેહણી દિવશે હુઈ દિવાલી ॥ સ્વર્ગુ માહે હુઈ અજુવાલી ॥ ૨ ॥

શિર શિર જાણો ઠાકુ ઠાહા ॥ ચુંકર મીંતુ જાણો કાહા ॥ ૩ ॥

સોહાગે ભાગ્યે જો પુરા પાવે ॥ અપના સૃજન ઘર લે આવે ॥ ૪ ॥

રાજ કરોને માનો ભોગા ॥ સૃજન પાનેકા જાણો યોગા ॥ ૫ ॥

અપના સોહાગ એહ હૈ ॥ અને પરખો સાચા ઠામ ॥

સોહાગ પાવો શિરલગી ॥ અયેસા કરો તમે કામ ॥ ૨૦૨ ॥

સત વાણી સમાપ્ત

સબક ૫

# યોગવાણી.

## ભજન - સંગ્રહ.

સદગુરૂ શ્રી ઈમામશાહ બાવાનુ ગીનાન - ભજન.

હમે વરસ નવના હતા ॥ અને રહેતા ઊંચનગર માહેજી ॥૧॥
ત્રણ જોગી આવ્યા તૈયા ॥ ઝોલી તે લાવીયા સાથજી ॥૨॥
એકનું નામ કેશર કહિયે ॥ બીજો મધકેશર જાણજી ॥૩॥
ત્રીજો જોગી કેશાપુરી કહિયે ॥ તે આવ્યા ત્રણ ત્યાં સાથજી ॥૪॥
ત્રણે ગાડી ભરી દસોંદ લાવ્યા ॥ રૂપીયા સાડા સાત લાખજી ॥૫॥
ઊપર ત્રણ રૂપીયા કહિયે ॥ લાવ્યા પોતાની સાથજી ॥૬॥
જોગી તે તો કેહવાને લાગ્યા ॥ ગુરૂજી તે હમને બતાવોજી ॥૭॥
ગુરૂ તે જે જયોત પ્રકાશે ॥ દસોંદ લેવેજ સોહીજી ॥૮॥
સર્વે મલી વિચારજ કરે ॥ મોટુ રૂપ કેમ લેવાયેજી ॥૯॥
હમે ચાલીને આગળ આવ્યા ॥ બીજાનુ ના લીધું નામજી ॥૧૦॥
ગંગા યમુના મુખમા દેખાડી ॥ જાહેર જયોત પ્રકાશીજી ॥૧૧॥
કેશવપુરી મુલતાનનો કહિયે ॥ નવે ગ્રહ દિઠા તેણે હાથજી ॥૧૨॥
ઈમામશાહાયે અંતર ખોલ્યા ॥ ત્યા કૈલાશી તે તો કહેવાયજી ॥૧૩॥
ગુરૂના જોગ પંથ દેખાડ્યા ॥ તે તો આવીને લાગ્યા છે પાયેજી ॥૧૪॥
હમને રૂપીયા સર્વે સોપી ॥ તેવોને 'યોગવાણી' સુનાયાજી ॥૧૫॥
ગુરૂ ઈમામશાહા કહે કૈલાશી ॥ યોગેશ્વરો સાંભલો એ જ્ઞાનજી ॥૧૬॥

ભજન ૧

ધરતી ન હોતી જયારે અસમાન નાહુતા ॥ ત્યારે સૃષ્ટી સંજોગ ના હોતા કોઈ ॥
પ્રથમ યોગ કેરા મુલ વખાણુ ॥ તો પરમતત્વ સોહી રે જોગેશ્વરો ॥ ૧ ॥
યોગ સંજોગ ગ્રહી રહિયે ॥ આવાગમનના જે ઘર હોયે નિવેડા ॥
લખચૌર્યાશીના જે ઘર હોય છુટકારા ॥ તો સોહી પરમેશ્વર કહિયે ॥ ૨ ॥
પ્રથમ ધુંધુકાર જો હોતા ॥ અને તેજ સ્વરૂપી બ્રહ્મા કહાવ્યા ॥
તેજ મદયે અવધુ દયાન ધરીને ॥ ત્યારે પ્રથમ હેત ઊપાયા ॥ ૩ ॥
હેત ધરીને ધુંધુકાર જો કિધા ॥ ઊસ ભીતર નીલ ઊપાયા ॥
નીલ મધેથી અવધુ ફીણ જો સરજા ॥ તો તીસ ભીતર ખીર નિપાયા ॥ ૪ ॥
ઊતપત સ્વામીયે એક ઈંડ નિપાયા ॥ તીસમાહે સ્વામીયે પવનસમાયા ॥
યોગેશ્વર હુતા તે તો દયાન માહેલાગ્યા ॥ સો યેણીપેરે યોગ કમાયા ॥ ૫ ॥
ગગન મંડલમાહે નાથજીનું આસન ભણીયે ॥ત્યા અનંત મુરતના છે મેલા ॥
તે ગુરૂ બ્રહ્માની નગરીમાહે સેવાશુ ખેલે ॥ તે પાત્ર નિકલંકીના ચેલા ॥ ૬ ॥
તે માહે ઊતપત્ત બ્રહ્માને ઊતપત વિષ્ણુ ॥ તો દેવ મહેશ્વર સોહી ॥
ત્રણ મુરત એક જ્યોતસુ ખેલે ॥ તે ણે જાણે જો બીરલા કોઈ ॥ ૭ ॥
વેદ કથી કથી બ્રહ્માજી રહ્યા ॥ અને વિષ્ણુએ મેલી માયા ॥
દયાન ધરી ધરી બૈઠા મહેશ્વર ॥ તો એ પરિબ્રહ્મના પાર ન પાયા ॥ ૮ ॥
એકાંકીક સેવા તે અગમ ગમેવા ॥ મનવા એક જ્યોતીસુ ખેલે ॥
અમરભેદ પ્રમાણો યોગેશ્વરો ॥ તો ટલે જીવના જોખમી હવા ॥ ૯ ॥
કહેત ઈમામશાહ સુણોરે યોગીશ્વરો ॥
આ સતપંથ આદિ નિપાયા ॥
સતગુરૂ પ્રસાદે જે ઋષિવરે વર પાયા ॥
તેની અમર હોસે કાયા ॥ ૧૦ ॥

૧૪૦૬

ભજન ૨

આદ ન હોતા ઊનાદ ના હોતા ॥ ન હોતા અક્ષર અતીત ॥
સબદ અતીત તારે જ્યોતેમા રહેતા ॥ પછે કરેયો અહુંકારા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગની રીત અનેરી ॥ ધૃ ॥
તેજ ના હોતા પાંજર ના હોતા ॥ તારે હોતા તેજ બીંબ સ્વરૂપી ॥
ત્રણ ગુણ તાહા રહી દેવલોક સરજ્યા ॥ તારે બીંબમા રહેતા છુપી ॥ ૨ ॥
તેજ નાહોતા તારે કિયાથકી સરજ્યા ॥ તે પાંજર વીના કેમ નિપાઈ ॥
જુગત વના જોગ કેમ સરજ્યા ॥ તો જ્યોત વના કહા સમાઈ ॥ ૩ ॥
ધામ મધે જોને દ્યાન દરીને ॥ તો નિરંજન મધે નિરાકાર ॥
બીંબ રૂપ માહે બીંબ જો હોતા ॥ તા પછે કિધો ૐ કાર ॥ ૪ ॥
ૐકાર મધ્યે જોને આશા જો ઊપની ॥ અતીત આદ સર્વે સરજેયા ॥
ઈંડ મધે જોને દયાન ધરીને ॥ તો ભેદ વેદ સર્વે સરજીયા ॥ ૫ ॥
શબ્દ સુણીને જોગીપાય જોલાગ્યા ॥ સતગુરૂની વાણી પરમાણીયા ॥
ધામ નિજધામતણા ગુણ ગરહીને ॥ સતગુરૂ બ્રહ્મા પછાનિયા ॥ ૬ ॥

ભજન ૩

આદ ઊનાહે નર હોતા એકલા ॥ સબદ થકી કરતા મેલા ॥
દ્યાન મધે જ્યારે ધુંધુઃકાર પ્રકાશી ॥ તો અનાદ પુરૂષથી અજોલા ॥ ૧ ॥
રે જોગેશરો ! જોગવના જુગત ના હોવે ॥ ધૃ ॥
ધુંધુઃકારમા દયાન ધરીને ॥ તેજ મધે હેત ઊપાયા ॥
ખગોલ ભુગોલ જો હોતા જોગી ॥ તારે હેતસુ તેજ બંધાયા ॥ ૨ ॥
ત્રણ પરકારે ત્રણ મુરત સરજી ॥ દસે કલા દેવે વરતી ॥
દસ કલામા દસ આસન સરજા ॥ તે દસે મુકામ લીધા સુરતી ॥ ૩ ॥
નાથ અનાથ થઈ જોગી જો સરજા ॥ તે જોગી પરસાદે તાહા બોલ્યા ॥
ઈંડ બ્રહ્માંડ જેણે સુરતીમા લીધા ॥ સર્વે ઈંડ માહેથી સરજ્યા ॥ ૪ ॥

સતગુરૂ બ્રહ્માને વળઝીને ધ્યાવે ॥ જેણે ઈંડ બ્રહ્માંડ સરજ્યા ॥
કહેત ઈમામશાહ સતપંથ સરજ્યા ॥ તે આદ ઊનાદે પુરણ રહ્યા ॥ ૫ ॥

ભજન ૪

બીંબ ન હુતા તારે ક્ષીર ન હોતા ॥ ક્ષીર બીંબ માહે સમાયા ॥
આદેથી ઊપના તે અંતે સમાયા ॥ તેણે બાંધી તેજની કાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જુગત ભેદવના મુગત ન હોવે ॥ ધૃ ॥
જુગતને જાણોને વેદ પરમાણો ॥ તીસમધેથી જોગ નિપાયા ॥
આસણ વરતીને જુગત તે સરજી ॥ તારે જોગીયે જોગ ધ્યાયા ॥ ૨ ॥
બીંબરૂપ માહે બંધ જો હોતા ॥ તારે ત્યાહા હેતસુ તેજ બંધાયા ॥
નિરંજન નારાયણે ધ્યાન ધરીને ॥ હેતથી ઈંડ નિપાયા ॥ ૩ ॥
બીંબ વિસ્તારીને બીંબ નિપાયા ॥ તે બીંબમાહે તેજ સમાયા ॥
આદ જોગેશ્વર ધ્યાન ધરીને ॥ ત્યારે હેતે ઈંડ નિપાયા ॥ ૪ ॥
સુનકાર મધ્યે ધ્યાન ધરીને ॥ ધરમ કરમ બેહુ નિપાયા ॥
કહેત ઈમામશાહ અમે આદ છે જોગી ॥ અમારા તેજ માહે સમાયા ॥ ૫ ॥

ભજન ૫

પ્રથમ હેતથી તેજ ઊપાયા ॥ તેજને હેત જુગલ સંદાઈયા ॥
તેજ થકી હેતજ પાયા ॥ તો બેહુમા સમાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો અનાથે નાથ જો સરજા ॥ ધૃ ॥
આદેનાથથી નાથ જોગેશ્વરો ॥ તો વેદથકી સુદ પાઈયા ॥
ભેદમાહે વેદ વસે અપરંપારા ॥ એણી પેરે બેહુ સમાયા ॥ ૨ ॥
આદ જોગેશ્વરે ઈંડ નિપાયા ॥ તો તે માહે તેજ સમાયા ॥
ઈંડ છેદીને ઊતપત સરજી ॥ તો નુર માહે નુર સમાયા ॥ ૩ ॥
માયા પ્રકાશિને દેવ જો કહાવ્યા ॥ ત્રણ ટોલ તારે સરજા ॥
સબદ કારન વાચા જો દિધી ॥ તો આદે અંતે બેહુ આવ્યા ॥ ૪ ॥

નિરંજન નામનું આસણ ભણીયે ॥ તો સતે સીસટ નિપાઈ ॥
ગુરૂ ઈમામશાહાયે સેવા દેખાડી ॥ તો અનાથતણી સુદ પાઈ ॥ ૫ ॥

ભજન ૬

અનંત આરંભ સ્વામીયે ઈંડમોહે કિધા ॥ તો અનંત લીલા ત્યાં કિધી ॥
ૐકાર સબદે ઈંડજ છેદ્યા ॥ વહેવાર વાચા ત્યાહા દિધી ॥ ૧ ॥
ધ્યાન ધરી સ્વામીયે આરંભ કિયા ॥ ભાવ વિવેક સાર સરજીયા ॥
રતન અનંત રતનની જ્યોત પ્રકાશી ॥ તારે હેત કમલથકી વરજી ॥ ૨ ॥
સબદને સાદ બેહુ તરોવર આવ્યા ॥ તારે વિવેકતણા વચે રહાજી ॥
ત્રણ મુરત એક જ્યોતસુ ઝેલે ॥ તેણે જાણે તે જાણનહારા ॥ ૩ ॥
ગગન પાતાલ દેવે સુનમા સરજા ॥ તો ભેદ અભેદના નિવેડા ॥
ગુરૂ ઈમામશાહાયે સુન દેખાડ્યા ॥ તારે જોગીનાથના નિવેડા ॥ ૪ ॥

ભજન ૭

ઈંડમધ્યે જ્યારે ધ્યાન ધરીને ॥ તો ધ્યાન મધ્યે સર્વે ઈચ્છુ ॥
દસ કલા દેવે દેહિમા સરજી ॥ તો કલા માહે સર્વે પરછુ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગનો મારગ જુગતે થાલો જોઈ ॥ ધૃ ॥
અખંડ આસન દેવે દેહિમા સરજી ॥ તારે બીંબ મધ્યે રૂપ વર્તીયા ॥
મંડલ મધ્યે જ્યારે મન પ્રકાશી ॥ તારે પીંડને સહુ સર્વે સરજ્યા ॥ ૨ ॥
સબદના ભેદ તારે સમજીને રેહ્યા ॥ તારે સગુણને નિર્ગુણ સર્વે સરજ્યા ॥
કમલ પ્રકાશી ધ્યાન ધરેઊ ॥
તારે ભેદ અભેદ બેહુ વરત્યા ॥ ૩ ॥
જોગી પરતે સદગુરૂ વચન ભણેયા ॥
તારે જોગી ગુરૂને પાયે લાગેયા ॥
ઈમામશાહાયે જોગ સમજાવીયા ॥
તારે જોગીયે જોગ મલેયા ઊથાપી ॥ ૪ ॥

## ભજન ૮

પ્રથમ ધુંધુઃકાર જ હોતા ॥ ધ્યાન ધરી પ્રથમ હેત નિપાયા ॥
તેજ મધ્યે સ્વામી આપ આવીયા ॥ તો તેજ મધે સર્વે સરજા ॥ ૧ ॥
રે જોગેસરો ! જોગ માર્ગે જુગતે ચાલો જોઈ ॥ ધૃ ॥
પિંડબ્રહ્માંડના સ્વામીયે કિધા નિવેડા ॥ તારે પ્રથમ પરપરીત સ્વામીયે બાંધી ॥
નુરતજેલેથી હેતજો ધરેયા ॥ તારે પવન પાણી રહેયા સાધી ॥ ૨ ॥
નરહરી કાને સબદ ઊપાયેયા ॥ તો સુન છેદીને ચક્ર લીધા ॥
આપોઆપ અલંગા રહિને ॥ તારે મન માહે ચલંત્ર કિધા ॥ ૩ ॥
રતન પ્રકાશી સ્વામીયે તેજ દેખાડ્યા ॥ તારે નાભ થકી નુર ઝરીયા ॥
કહેત ઈમામશાહ ભેદ દેખાડ્યા ॥ તેમ અદભુંદ નુર ભરેયા ॥ ૪ ॥

## ભજન ૯

હેત ધરીધરી ફિણજો કીયા ॥ અને ફિણથી ઈંડ નિપાયા ॥
તો ઈંડ મધે સર્વે રચના કિધી ॥ તારે સરજ્યા પિંડ ને કાયા ॥ ૧ ॥
રે જોગેસરો ! તારે જોગી તે દયાનમા રહ્યા ॥ ધૃ ॥
આદ નિરંજને ઈચ્છા જો કિધી ॥ અને પ્રથમ જોગ મુલ નિપાયા ॥
તે જોગમધે જોગેસર રહિયે ॥ તો પીંડ સાથે મેલી માયા ॥ ૨ ॥
કાયાને માયા બેહુ જોગલેસરજા ॥ અને તેજ મધ્યે જોગ સમાઈ ॥
તાહા જોગ માહેથી દેવ જોગત સરજી ॥ એમા ત્રણ તત્વ રહિયા લોપાઈ ॥ ૩ ॥
ત્રણ તત્વથી ત્રણ ગુણજો સરજા ॥ અને જોગીયે તેજ માહે મેલા ॥
સાદ માહેથી સબદજો થયા ॥ તે સબદસુ તેજ સર્વે ખેલા ॥ ૪ ॥
ત્રણ ગુણથી એક નારીજો સરજી ॥ અને તે નારીથી સર્વે ગુણ હુવા ॥
એ ત્રણ ગુણથી અલંગાજો રહ્યા ॥ તે આદ નિરંજનમા જુવા ॥ ૫ ॥
નાથ અનાથ બેહુ એણી રીતે હુઆ ॥ અને બેહુ તેજમા મેલા ॥
કહેત ઈમામશાહ આસન જોવા ॥ તો નાથ અનાથ ઘરના ચેલા ॥ ૬ ॥

ભજન ૧૦

સુનમધ્યે જેણે બંબંજ હોતા ॥ અને તેજ મધ્યે બીંબ ઊપના ॥
જોગમધ્યે સર્વે ઈંડ નિપાયા ॥ તો ઈંડમધ્યે બાંધી હરીયે કાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગની જુગત અનેરી ॥ ધૃ ॥
ઈંડ છેદીને હરીયે હેત ઊપાયા ॥ અને હેતસુ કિધો વિસ્તાર ॥
તે ઈંડમધેથી નરને આકાર ઊપનો ॥ તાહા મુરત સરજા ॥ ૨ ॥
હેત ધરીને દેવે જગત નિપાઈ ॥ અને તેજથકી સર્વે કિધા ॥
સતને સંતોકે ત્રણ દેવ સમાઈ ॥ તારે ૐ કાર સબદે સૃષ્ટી નિપાઈ ॥ ૩ ॥
આદ ઊનાદે જેણે ૐ કાર ભણીયે ॥ અને બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરને ગણીયે ॥
શક્તીથી સર્વે સૃષ્ટી જો બાંધી ॥ તો એક ધ્યાને રહા સાથી ॥ ૪ ॥
સુનમધ્યે જેણે સબદ ઊપના ॥ અને સબદથી સર્વે નિપાયા ॥
કહેત ઈમામશાહ અમે સબદથી સરજા ॥ તો તેજમા તેજ સમાયા ॥ ૫ ॥

ભજન ૧૧

પ્રાણ સરજીને સ્વામીયે પીંડ નિપાયા ॥ અને પ્રાણ તણી છે કાયા ॥
કાયા મધ્યે અવધુ કરમજો મેલા ॥ તો રેખામાહે સર્વે સમાયા ॥ ૧ ॥
રે જોગેસરો ! તો જોગ જોગેસર કમાવો ॥ ધૃ ॥
જોગેશ્વર જે કોઈ જીવને ઊધ્ધારે ॥ અને જન્મ મરણના સાંસા ટાલે ॥
વૈકુંઠની વાટમા ઊભા જો રહીને ॥ તો નરગે જાતા જીવને વાળે ॥ ૨ ॥
ધ્યાન ધરી ધરી ધુંધુઃકારજો દેખે ॥ અને તરન મરન રાખો લેવે ॥
નિગમને જાણે ને આગમ પછાને ॥ તો સુનકલા સર્વે દેખે ॥ ૩ ॥
આસણ રાખીને આ સત પુજાવે ॥
તે જોગી જીવને તારણહાર સોહી ॥
કહેત ઈમામશાહ તે જોગી સર્વે પુરા ॥
તેણે જન્મમરણ સમા લેજો જોઈ ॥ ૪ ॥

ભજન ૧૨

એહદ થકી સુન નિપાયા ॥ તારે સુનમાથી સબદ નિપાયા ॥ ૧ ॥
રે જોગેસરો ! જોગના મરમ કોઈ ન જાણે ॥ ધૃ ॥
મુદ્રા પેહેરીને મન વશ નહી ॥ નરગે જાસો નિરવાણી ॥ ૨ ॥
બભુત ચોલીને પાયે પડાવે ॥ પણ સુદના સબદ ન જાણે ॥ ૩ ॥
સીંગી વગાડેને કાન ફડાવે ॥ પણ બ્રહ્મના અક્ષર ન જાણે ॥ ૪ ॥
જટા વધારેને જોગ ના સાધે ॥ પણ મુગતના મરમ ન જાણે ॥ ૫ ॥
જંબુદ્વિપમાહે સ્વામી તખત રંચાવ્યા ॥ તે સૃષ્ટીના સરજનહાર ॥ ૬ ॥
તે ગુરૂ જોગી તમને ઊદ્દારે ॥ જેણે ત્રણ ભુવન પૈદા કિધા ॥ ૭ ॥
અડસઠ તીરથે પર્વતને નીર ॥ તીહા નહી નિવેડા થાયે ॥ ૮ ॥
કેહેત ઈમામશાહા સુણો મારા જોગી ॥ ગુરૂ મળે તો ચૌરાશી ફેરા ટળે ॥ ૯ ॥

ભજન ૧૩

જોગ પરમાણી તમે સેવા જાણો ॥ તમે સંતોખે સુધા થાવો ॥
સતગુરૂની વાચાને કરણીયે સાચા ॥ એ સેવા મુગત પાઊ ॥ ૧ ॥
રે જોગેશરો ! ગુરૂ બીના મુગત ન હોવે ॥ ધૃ ॥
મનને મારો ને વિષય નિવારો ॥ તો જાસો સ્વર્ગ મોઝાર ॥
જ્યા ધરમ પ્રકાશીને ઘટ જો થાપ્યા ॥ ત્યાં કિધા જીવોના ઊધ્ધાર ॥ ૨ ॥
એક અવધૂત એકજ્યોતસુ ખેલીયા ॥ અને કિધા નિવેડા જોગના સાર ॥
અસમાન સરજીને ચંદ્ર નિપાયા ॥ અને સરજ્યા તે વર્ણ અઢાર ॥ ૩ ॥
પવન પ્રકાશીને પાતાલ બાંધીયા ॥ અને ત્રણ મુરત એક કરતાર ॥
ત્રણ મુરત ચોથા તત્વને જાણે ॥ નરનારાયણ ઘરે આવીયા સંસાર ॥ ૪ ॥
ધરમ પરખી તમે પાવલ પીવો ॥ જેણે થાયે એકોત્તરના ઊધ્ધાર ॥
એવા સતપંથ તમને પાઈયા ॥ નરગે જાતા નિવારે સાર ॥ ૫ ॥
એકોત્તરસો પીઢીયા તમારા આગળ થાસે ॥ એવા બ્રહ્મજ્ઞાન સુણો સાર ॥

કિધા કરમ પરલે થાસે ॥ અને ટલે મહા દારૂણ વેલા ॥ ૬ ॥
મુનિવરને કાજે અમરાપુરી સરજીયા ॥ જે કરણી કમાવસે સારી ॥
આગળ ગોરખનાથ મછીંદ્ર ભણીયે ॥ તેણે નથી તજીયા સંસારી ॥ ૭ ॥
તેઊના ઊધ્ધાર અમ ઘેરથીં થયા ॥ એઊ જાણોને જોગ ઊતારો ॥
સિધ્દ પુરૂષની સેવા જો કીજે ॥ જીવને કસણીયેથી ઊદ્દારો ॥ ૮ ॥
બભુત ચોલીને હાથમાહે ઝોલી ॥ પણ ભીતરના ભેદ ન જાણાજી ॥
કેહેત ઈમામશાહ સુણો યોગેશ્વરો ॥ તમે દસમો અવતારને પરમાણો ॥ ૯ ॥
નવે અવતારે કાઈ અરથના થાયે ॥ તમે સેવા કરો નરને નારી ॥
આજ દસમો અવતાર કેરે જીવને સંધે ॥ તો સતપંથ ધાવો વિચારી ॥ ૧૦ ॥

ભજન ૧૭

સતપંથ સાચાને ગુરૂની વાચા ॥ અને ધરમકરમથી રહિયાન્યારા ॥
કોણ નાથે તમને જોગ દેખાડીયા ॥ તે નાથ જાસે ઘોર નરક મોઝારા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! પણ સેસટ ગુરૂજીના મુગત ન થાયે ॥ ધ્રૂ ॥
આસન બાંધેને જોગ સાધે ॥ પણ સંસારમા ચાલો સુધાવાજી ॥
નવ નાથને ચૌર્યાશી સિધ્દ ॥ તે સેવા અમારીયે આવીયા ॥ ૨ ॥
જોગના લેખેને અસત્‌ના મેલે ॥ પ્રાણ જાતા ન લાગે વાર ॥
વિષ્ણુની વાણી ગુરૂ મુખે જાણી ॥ તો સ્વર્ગે જાસો નિરધાર ॥ ૩ ॥
સુકરીત સાથીને નરનારી રાચી ॥ અંગ ઊગાડા કોયે ના સાખો ॥
આદ પુરૂષને જાણો ને દિલમા આણો ॥ હિરા રતનને હાલે રાખો ॥ ૪ ॥
વિષય નિવારેને ગીનાન સંભારો ॥ એણી પેરે સ્વર્ગજ માલો ॥
જંબુદ્વિપે ગુરૂજી તારવાને આવીયા ॥ તે નાથ અનાથ તમે ઝાલો ॥ ૫ ॥
અકલે જાણોને જ્યોતને પછાનો ॥ જેણે કિધા જોગના વિચાર ॥
વેદથી અમે ન રહેયાન્યારા ॥ તે એમને સેવે સુધ થાયે સંસાર ॥ ૬ ॥
ચાર વેદની વાત સંસારની હાથે ॥ પાચમો બેદના ભેદ ન પાયા ॥

પાચમો વેદના ગુરૂજીસુનથી મલીયા ॥ તા સુધી ફેરા ખાઈયા ॥ ૭ ॥
માંગી ખાયે તેણે મુગત ન પાયે ॥ પણ દાન લઈને પસ્તાવસોજી ॥
લુણ પાણીના લેખાસ્વામી લેસે ॥ તારે કેમ કરી ઊત્તર લીયા દેસે ॥ ૮ ॥
આજકલવારે ખોયા જમવારા ॥ જ્યોત વના જોગી શું થાયે ॥
કહેત ઈમામશાહા સુણોજોગેશ્વરો ॥ કલમાહે રૂપ નિકલંકી આવીયા ॥ ૯ ॥

ભજન ૧૫

આદ ઊનાદે જો સતગુરૂ સરજા ॥ ત્રણ મુરત તારે સરજી ॥
ત્રણ મુરત એક જ્યોતસુ ખેલે ॥ તેણે આદ ઊનાદ લેજો જોઈ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગના મરમ કોયે ન જાણે ॥ ધૃ ॥
સતપંથ મધે સતગુરૂ આવીયા ॥ તો સતને સંતોખ બેહુ લાવીયા ॥
ધરમ પ્રકાશીને પાપ પરજાલીયા ॥ તો સૃષ્ટીના ગુરૂ કેવાયા ॥ ૨ ॥
સતપંથ પાળીને પાવલ પીધા ॥ તે ચારે ખાણથી છુટા ॥
દુનિયા લોક તો દુનિયાસુ લાગા ॥ તે સતપંથ માહેથી ત્રુટ્યા ॥ ૩ ॥
રખેશર તે જે રતનને પછાણે ॥ અને કાંચની ઓરતને તજે ॥
સતપંથ મધે ધ્યાન ધરીને ॥ અલેખ પુરૂષને ભજે ॥ ૪ ॥
વિષ્ણુને ઓળખીને પાત્રને પુજે ॥ તો દુનિયાની તજે આશા ॥
આદ પુરૂષનું ધ્યાનજ રાખે ॥ જેણે હોયે અમરાપુરી વાસા ॥ ૫ ॥
આદ પુરૂષ સતપંથમા આવ્યા ॥ એ જોગી સો રખેશર પાયા ॥
કહેત ઈમામશાહા અમઘેર આદછે જોગી ॥ ભેટે અમર થાયે કાયા ॥ ૬ ॥

ભજન ૧૬

ધામ સ્વરૂપ નિરંજન ભણીયે ॥ તો ત્રણ મુરત એક કરતાર માંન ॥
ગગનમાહે આસન ભણીયે ॥ અને એ આસને ધરીયા ધ્યાન ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગ જોગેશ્વર કમાવો ॥ ધૃ ॥

ધ્યાન ધરી મહેશ્વર રહિયા ॥ જેણે પીંડ બ્રહ્માંડ કીધા સાર ॥
મુંડ મુંડાયે મુગતના પાઈયે ॥ તે નરગે પડસે નરને નાર ॥ ૨ ॥
સતપંથ ન સોચે ને મરમ ન બુઝે ॥ અને આશા તૃષ્ણા ન મુઈ ॥
ઈંડમાહે અઢાર વર્ણ સરજીયા ॥ ઈંડ બાજ ન હુવા કોઈ ॥ ૩ ॥
તેરે દાઢે નર આપજ હોતા ॥ અને અલેખ પુરૂષ રૂપ હોતા ॥
તે દાઢાની જો તમે ખબર ન પાઈ ॥ તો પડસો ચારે ખાણ રોતા ॥ ૪ ॥
આવાગમન આવીયાને અરથ ન પાઈયા ॥ પ્રાણ જાતા ન લાગે વાર ॥
પ્રાણનો અરથ એમન સીજે ॥ સતપંથનુ મુળ ન જાણેઊ સાર ॥ ૫ ॥
મુલ નહી જાણો પ્રતિમા પરમાણો ॥ પથરમા કિયાથી પાઊ મેલા ॥
જેણે તમને જોગ દેખાડીયા ॥ પણ તે છે અમારા ચેલા ॥ ૬ ॥
ચરણ પખાલીને આગલ ચાલે ॥ પણ તમને ધરમ અમે આપીયા સાર ॥
બ્રહ્મા ન પછાને ને આપમતી જાણે ॥ તે પડસે ઘોર અંધાર ॥ ૭ ॥
ધંધુલ વેસને આપો ઊપદેશ ॥ આશા તૃષ્ણા ન મુઈ ॥
મમતા ન મુકે ને જુગ ધ્યાન ચુકે ॥ તે પડસે નરગમા રોઈ ॥ ૮ ॥
નવનાથને ચોર્યાશી સિધ્ધ જોગી સમાવીયા ॥ પણ સતપંથે તરઊ તત્કાલ ॥
પરબ્રહ્માને તમે પરતક પુજો ॥ જેથી ટલે જીવનો જંજાલ ॥ ૯ ॥
કરતબ ખોટાને થાવો છો મોઠા ॥ પણ મોઠાઈયે મરમ ન પાયે ॥
માંગી ખાઊને વૈકુંઠે જાઊ ॥ એ દો દો બાતા ન થાયે ॥ ૧૦ ॥
કાચી છે કાયા ને ખોટી છે માયા ॥ તેણે જાતા ન લાગે વાર ॥
સબદ છે સાચા ને પીંડ છે કાચા ॥ કોણ કરતવે ઊતરો પાર ॥ ૧૧ ॥
સતપંથ ધ્યાયે પાપ નિવારણ થાયે ॥ પણ જપો શ્વાસ ઊચ્છવાસ જોગી ॥
ઈમાનની ભગતીને જીવોની મુગતી ॥ જનમ મરણના ભય ગયા ભાગી ॥ ૧૨ ॥
ત્રણ મુરત આદ જોગમા આવીયો ॥ તેણે એક કરીને જાણો ॥
કહેત ઈમામશાહ તમે ભારત ભુલા ॥ પણ જપતપ જોગ તમે જાગો ॥ ૧૩ ॥

ભજન ૧૭

ૐ કારમધ્યે ધ્યાન જો ધરીયા ॥ અને ધુંધુઃકાર રંચિયા ॥
તે ધ્યાન માહેથી જોગજો સરજ્યા ॥ જોગમાથી નિપની કાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગની જુગતો અનેરી ॥ ધૃ ॥
આદ જોગેસર જોગી ઊપના ॥ અને જોગીથી ઊપની માયા ॥
આદેથી ઊપના તે અંતે સમાયા ॥ તે ધરસે નુરાની કાયા ॥ ૨ ॥
એણ મુરત આદ જોગમા સરજી ॥ તાહા શક્તિયે સરજી માયા ॥
ત્યાહા જોગી હતા તે ધ્યાનમા રહેયા ॥ ત્યાહા જોગીયે યોગ કમાયા ॥ 3 ॥
ધ્યાન મધ્યે સર્વે માયાજો સરજી ॥ અને માયામા જોગ સમાયા ॥
કાયાને માયા બેહુ યુગલજો સરજ્યા ॥ તારે યુગલમા જોગ નિપાયા ॥ ૪ ॥
પ્રથમ જોગી ધ્યાનમા બેઠા ॥ અને નિરંજન રહ્યા અકેલા ॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ જોગેસર જોગ કમાયા ॥ ૫ ॥

ભજન ૧૮

આદ ઊનાદે અહુંકાર [ૐકાર] ઊપના ॥ તારે શબ્દમાં સર્વે સમાયા ॥
આદેથી ઊપના તે અંતે સમાયા ॥ તેજમધ્યે બાંધી કાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગના મરમ ના જાણે કોઈ ॥ ધૃ ॥
જોગી તે જે જુગત જાણે ॥ સબદ તણા લાવે ગીનાન ॥
ગીનાન સાધેને મંડલ પ્રકાશે ॥ તો સુરતામધે રાખે ધ્યાન ॥ ૨ ॥
સિધ્દને જાણી સબદને ઓળખે ॥ અને જોગની ક્રિયા સાધે ॥
અગની પ્રકાશેને વાણી પ્રજાળે ॥ અને ગગન પાતાલ સુરતા બાંધો ॥ ૩ ॥
તાલ તામસ બેહુ જોડે પ્રકાશે ॥
સિધ્દ તણી ક્રિયા જાણે ॥
સતગુરૂ બ્રહ્મા ઊપદેશ દિધા ॥
તે જોગીયે જુગત પરમાણી ॥ ૪ ॥

ભજન ૧૯

આદ જોગી તેનું ધ્યાન મોહો ॥ ચેલા તણી એ સર્વે માયા ॥
કામ થકી જોગીની કાયા ઊપની ॥ તો પીંડમાહે જોગ સમાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો । તો જોગ તણા આસણ દોહેલા ॥ ધૃ ॥
શબદ થકી જોને સહુ નિપાયા ॥ તો વસત રહી નિયારી ॥
શક્તિયે તેણી સેવા જો કિધી ॥ તે તો ત્રણ દેવ રહેયા ઘેરી ॥ ૨ ॥
એણી પેરે નાથ જોગી જો ઊપના ॥ અનાથ સેવાયે આવ્યા ॥
નાથ અનાથ બેહુ યુગલ જે સંગમ ॥ તો સેસટ સંજોગ બેહુ લાવ્યા ॥ ૩ ॥
હેત થકી જોને સબદ ઊપના ॥ તેજ મધ્યે સર્વે સમાયા ॥
ત્રણ મુરતે તેના જુગત જો જાણી ॥ તો નાથ અનાથ જોગીયે પાયા ॥ ૪ ॥
ગુરૂ ઈમામશાહાયે સેવા દેખાડી ॥ તો અનાથ તણી સુદ પાઈ ॥
પ્રથમ હોતા તે અંતે ઊપના ॥ તે આદે અંતે સંજોગ કમાયા ॥ ૫ ॥

ભજન ૨૦

સુન મધ્યે જ્યારે સેવા જો જાગી ॥ તારે સબદ થકી તેજ ઊપાયા ॥
તેજ મધ્યે જોને સબદ સમાયા ॥ તાહા સબદથી તેજ ઊપાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો । તો જોગના ભેદ અનેરા ॥ ધૃ ॥
જ્યોત થકી જોને જોગી નિપાયા ॥ જુગત થકી જ્યોત નિપાયા ॥
તેજ માથી ત્રણ તત્વ સરજ્યા ॥ જોગ માથી સર્વે લાયા ॥ ૨ ॥
તારે કરણ માહેથી સર્વે કલા જાગી ॥ તારે સુન ચક્ર દેવ સાધા ॥
તેજ કલા માહેથી જોગ પરકાસીયા ॥ તારે ત્રણ તત્વના ભેદ દેવે બાંધા ॥ ૩
અનંત જુગ પેલા ગુરૂએ કમાયા ॥ અનંત વિષ્ણુ નિપાયા ॥
અનેક બ્રહ્મા આગલ સરજા ॥ તો શિવને નારાયણ ઊપાયા ॥ ૪ ॥
બ્રહ્માંડ માહે બ્રહ્મ પરજાલીયા ॥ તો બ્રહ્માના ભેદ અનેરા ॥
દીપક જ્યોત તેમા સમાઈ ॥ તીસ કારણ ક્રેશ નાખ્યા ॥ ૫ ॥

જોગ માહેથી જોગી ઊપના ॥ તો જોગીથી સર્વે નિપાયા ॥
આદ નિરંજન જોગીનાઅમે ચેલા॥ તે જોગીમા અમે સમાયા ॥ ૬ ॥
જોગતત્વના ભેદ વખાણુ ॥ તીયા અનંત જોગી કેરા મેલા ॥
કહેત ઈમામશાહા અમે બભુતમાસરજ્યા॥અમે આદ જોગેસર અડેલા॥ ૭ ॥

ભજન ૨૧

કરમ કરીકરી કંથા જો પેહેરી ॥ કુકર જુગમા ખાસો ફેરા ॥
આગમ નિગમની જુગતન જાણી ॥ જનમ મરણના બેહુ કિધા ફેરા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! જ્યોત જાણે સોહી નર જોગી ॥ ધૃ ॥
જ્યારે સુન ના હોતા સબદના હોતા॥ તારે ન હોતા પીંડને બ્રહ્માંડ ॥
જલન હોતા કમલના હોતા ॥ ન હોતા મોહ ને માયા બંધ ॥ ૨ ॥
ધરતીન હોતી આકાશન હોતા ॥ ન હોતા મેરૂને કૈલાસ ॥
તે દિવસે નર આપોઆપજ હોતા ॥ અને જુગત ભુગત કિધા પ્રકાશ॥ ૩
જુગતભુગત મધ્યે મનછા ધરીને ॥ અને ધરમ કરમ બેહુ કિધા ॥
કરમ ધરમ વચ્ચે કરમ કરીને ॥ ચારે ખાણ પૈદા કિધા ॥ ૪ ॥
ચારખાણમાથી હેત ધરીને ॥ અને ઊતપત ઈંડ પૈદા કિધા ॥
તે ઈંડમાહે ઈચ્છા ધરીને ॥ અને નર નારાયણ બેહુ સીધા ॥ ૫ ॥
સ્વામી સત ધરીને સંસારજ કિધા॥ અને આપેઊ અજંપા જાપ ॥
તમને સતપંથ માહે સરજ્યા ॥ ઓળખાવ્યા નર નારાયણ આપ ॥ ૬ ॥
જ્યા સુધી નાથ અનાથનથીમલીયા॥ ત્યા લગી લખ ચૌર્યાશી ન ભાગે॥
જોગી તે જે કોઈ જીવને ઊધ્ધરે ॥ પણ કરમ ધરમ કાઈન લાગે ॥ ૭ ॥
છત્રીસ પંથ સર્વેને જાણે ॥ અને અંધે જનમ અથડાયે ॥
એ કલ્પ કરણ આગે વઈ ગયા॥ તેમા ઈશ્વર મુકી છે માયાયે ॥ ૮ ॥
એ નિરંજનના તેજમાહે ॥ ત્રણ મુરતે ઈચ્છા કિધી સાર ॥
તે નરને પ્રસાદે સતગુરૂ ભણીયા ॥ ત્રણ મુરત એક કરતાર ॥ ૯ ॥

એવા ગુરૂ મલે તો પાતક ટલે ॥ અને ત્રણભુવન તારણ આવ્યા ॥
તેવા ગુરૂ જોગી તમને નથી મલીયા ॥ પણ માયાના બાંધા માહે હરજાયા ॥૧૦॥
સુધ બુધ્ધ તણા દાતાર ગુરૂ ॥ અને આદ પુરૂખથી આવ્યા ॥
પણ એમને બૈઠે થાયે પાર ॥ જેમણે સતગુરૂ બ્રહ્માજી સેવ્યા ॥૧૧॥
આદ પુરૂષ અવતાર ધરીને ॥ જુગ માહે બૈઠા હોઈ ॥
કહેત ઈમામશાહા એ જ્યોતને પછાનો ॥ તો સાચા જોગેસર સોહી ॥૧૨॥

ભજન ૨૨

પ્રથમ જોગ કેરા મુલ વખાણુ ॥ તેમા પાંચ તત્વના છે પીંડજી ॥
પીંડ નિર્મલ કરી રાખો સંભાલી ॥ સતપંથની રીત અખંડજી ॥૧॥
રે જોગેશ્વરો ! જુગત જાણે તે નર જોગી ॥ધૃ॥
આગમ જોગી ધુંધુઃકાર જે હોતા ॥ ન હોતા મોહ માયા સોહી ॥
પાંચ તત્વના પીંડ નિપાયા ॥ તો અલખ વિના ન દુજા કોઈ ॥૨॥
આ સતવાણી તો ગુરૂમુખે જાણી ॥ સુદ પરમાણે પ્રભુજી આવ્યા ॥
કહેત ઈમામશાહ સુણો જોગેસરો ॥ સત સંતોખ બેહુ લાવ્યા ॥૩॥
એવા વેદ વિચારીને ગુરૂનરને સેવો ॥ સત કરીને તમે સાચો ॥
સતપંથ માહે સુધા રહોને ॥ આપણા પીંડને ખોજો ॥૪॥
આજના ભુલા પરલે જાસો ॥ તમે સતપંથ આદ પરમાણો ॥
કહેત ઈમામશાહ સુણો જોગેસરો ॥ તમે પીંડ બ્રહ્માંડ પછાણો ॥૫॥

ભજન ૨૩

ધુંધુઃકાર માહે ધ્યાન ધરીને ॥ દસ કલા દેવે કીધી ॥
ઈંડ મધ્યે જેણે આસન સરજ્યા ॥ તો ત્રણે ગુણે વાચા દિધી ॥૧॥
રે જોગેશ્વરો ! જોગ જુગતના વિચાર અનેરા ॥ ધૃ ॥
કરમ ધરમ બેહુ જુગલ બંધાયા ॥ તો જોગ જુગત બેહુ સરજેયા ॥
એમ આદ અનાદ અતીત એકેલા ॥ એમ જોગના આસન ~~અનેસ~~ વરેચા ॥૨॥

સંતોષમધ્યે જ્યારે સતજ સરજેયા ॥ તો અનંતના રે તાહા વેવાર ॥
દયા ઊપાસનાને ધરમ સરજીયા ॥ તો કરમ તણા તાહા વેવાર ॥ ૩ ॥
બ્રહ્માપણુ જોયુ બ્રહ્મકલા દિઠી ॥ તારે જોગીયે જુગતજ જાણી ॥
ચરણ લગી અવધુત બોલીયાવાણી ॥ સતગુરૂ બ્રહ્માની જુગતજાણી ॥ ૪

ભજન ૨૪

જોગતત્વકેરા ભેદ વખાણુ ॥ તો સાંભળો જોગેસર સોઈ ॥
આદઊનાદ નિરંજન જોગી ॥ તેણે જાણે બિરલા કોઈ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! જોગમાહે જુગત અનેરી જોઈ ॥ ધૃ ॥
આપ સંભાલીને સેવા જો કીજે ॥ તો આસન ધારણે નિવેડા ॥
જોગ તણા જોને નિવેડા હોતા ॥ તેણે લીધા માયાતણા કેડા ॥ ૨ ॥
જોગી તે જે જુગતને જાણે ॥ અનંત પ્રકારે જોગને સંભાલે ॥
કાયા માયા જે દુનિયામા બાલે ॥ તો ક્રીયામા જોગને સંભાલે ॥ ૩ ॥
જોગી તે જે જુગતને જાણે ॥ અને જોગ મંત્રને બાંધે ॥
ગુરૂ ઈમામશાહ એવીવાણી બોલીયા ॥ વેદ મંત્રે જોગ સાધે ॥ ૪ ॥

ભજન ૨૫

ઈચ્છા કરી જ્યારે આસને બૈઠા ॥ તારે મરમ સરલે દયાન ધરીયા ॥
વચન સાચાને પોતાની વાચા ॥ તારે આપોઆપે સર્વે કરીયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! ત્રણ તત્વના ભેદ કોઈ ન જાણે ॥ ધૃ ॥
જ્યોતમધ્યે જ્યારે જુગત કિધી ॥ તારે કલા કરીને દયાન ધરીયા ॥
તંત્ર મંત્ર એવા ભેદ કરીને ॥ તારે સબદ કરીને સર્વે કરીયા ॥ ૨ ॥
જુગત આહારીને રહિયા વિચારી ॥ અનાદ જ્યોત પ્રકાશ કિધા ॥
તંત્રને મંત્ર એવા ભેદ કરીને ॥ તો સબદે સર્વે ભેદ કિધા ॥ ૩ ॥
ઈચ્છા કરીને શકિત પ્રકાશી ॥ કલા ધરીને દયાન ધરીયા ॥
તેજ માથી ત્રણે મુરત સરજી ॥ તેહેને મસ્તક નુર ઝરીયા ॥ ૪ ॥

તે તનમાથી ત્રણ મુરત સરજી ॥ દેવે ત્રણ કલા ત્યાહા કીધી ॥
ગુરૂ ઈમામશાહ એવી સુદ દેખાડી ॥તારે જોગીયે વાણી ગ્રહી લીધી ॥ ૫॥

ભજન ૨૬

સઊ અંતે જેણે સત ઊપાયા ॥ તો ખરી આખરત લોક હોતા ॥
તે તો સર્વે આસન રહેયા ॥ ખરા સંજોગ લહી પોતા ॥ ૧ ॥
ધંધુલ સાધીને ધન જો વરત્યુ ॥ તો તેજમાહે પ્રકાશી ॥
આસન આહાર લઈ ગયા જોગેસર ॥ તો અતીત હુવા અપવાસી ॥ ૨ ॥
સત સંતોષ પૈલે ક્ષમાને સાધે ॥ તો જુગતની કીરી વાધી ॥
ગુરૂ ઈમામશાહાયે જોગીને તત્વ સમજાવ્યા ॥ તારે જોગીયે સુદ સાધી ॥ ૩ ॥

ભજન ૨૭

નિલવર્ણ ધુંધુ:કાર જ હોતા ॥ તારે તેજ સમે હોતા નાથ ॥
એહદ રૂપે નર નિકલંકી ભણીયે ॥ તારે દયાન નિરંજન અનાથ ॥ ૧ ॥
એ ત્રણે મુરત તત્વ જાણો ॥ ચોથી આદશકિત પ્રમાણ ॥
જંબુદ્વિપમાહે તમે દરશન દેખો ॥ જેથી થાયે પાપ નિવારણ ॥ ૨ ॥
આવા ગુરૂ નર તમને સતપંથ આપીયા ॥ સેવા કરતા મુગતી મલસે ॥
ભીતર ખોજે તે નરને બુજે ॥ આવાગમનના ફેરા ટલસે ॥ ૩ ॥
ધરતી પાતાલ સેહેજે સરગાપુરી ॥ નર કલા ધરી કલીમાહે આવ્યા ॥
જહાલગી નાથ અનાથ નથી મલીયા ॥ તા લગી ફેરા તમે ખાવ્યા ॥ ૪ ॥
વરજા શહરમાં અલખધારી રેહે છે ॥ તે છત્રીસ પંથી સર્વે જાણે ॥
મુકો બાજી તમે મન કરો કાજી ॥ તેના કોણ કરતવ પરમાણે ॥ ૫ ॥
ત્રણે મુરત તમે એક કરી જાણો ॥ તે આદ જુગમાહે આવીયા ॥
કહેત ઈમામશાહા સુણો જોગેસરો ॥ તેણે સેવતા મુગતી પાઈયા ॥ ૬ ॥

ભજન ૨૮

બોલે બલાની સાંભલ અવધુ ॥ તો આસન એહી વિચારો ॥
સબ જુગ ચલંત્ર ધંધુઃકારજ હોતા ॥ જોગી કહાસો વાસો તમારો ॥ ૧ ॥
ધન હો જોગી ધન બલાની ॥ સંસારસુ જન્મ અમે પાવે ॥
ખપર ઝાલી મેરે અંગ સોહેવે ॥ ભીખીયા ભાવ સુભાવે ॥ ૨ ॥
સત સંતોષે સેજ જોગી ॥ તો એ મન ગીનાન વિચારો હો ॥
સબ જુગ ચલંત્ર ધુંધુઃકારજ હોતા ॥ ગુરૂ ગીનાન ધરમે રહો ॥ ૩ ॥
ઈશ્વર જોગી બ્રહ્મ મહેશ્વર ॥ અવર નહી કોઈ જોગી ॥
અવર જોગી સર્વે ભેખ ફરતા ॥ તે સર્વે ભેખના ભોગી ॥ ૪ ॥
વેદ ભણાતા બ્રહ્મા તપે સરી ॥ તો ઈશ્વર બ્રહ્માયે જોગી ॥
આવાગમન કેરા પંથ દોહેલા ॥ તે કારણ થયા જોગી ॥ ૫ ॥
બાહેર ભીતર દસ દિસા જોતા ॥ તો કાલ રહ્યા ચોપાસા ॥
પાચ ચોર મલી લુટે ભંડાર ॥ તો તુ કાહા હોયે ઊદાસા ॥ ૬ ॥
પાચ ચોર લહી ભીતર બાંધેયા ॥ ચેત નરખા રખવાલા ॥
ભંડાર મારા ભરી પુરી લીના ॥ તો આપે ખેલે ઊદાસા ॥ ૭ ॥
મન હો જોગી મન સો બલાની ॥ પવન રહ્યા ઊપલાની ॥
કહેત ઈમામશાહ ગુરૂ નેચલ પાઈયા ॥ એમ બોલ્યા અમૃતવાણી ॥ ૮ ॥

ભજન ૨૯

પંથી હો પંથી મોરા સ્વામી સબ જુગ પંથીજી ॥
આશા અમભી પંથ પંથી અડાજી ॥ ૧ ॥
લોહા પાણીજી મોરા સ્વામી પથર પાણીજી ॥
આશા હો પાણી તે ત્રાંબા સારજી ॥ ૨ ॥
લખ ચૌર્યાશી પાણી હો મોરા સ્વામી જુવાજોડ પાણીજી ॥
આ સ્વામી પાણી તે ભાર અઢારજી ॥ ૩ ॥

૧૪૨૪

૧૪૨૨

સપ્ત પાતાલ હો મોરા સ્વામી ગગન મંડલજી ॥
આ સ્વામી નવે ખંડે આસ તમારીજી ॥ ૪ ॥
જોગી સોહી હો મોરા સ્વામી જુગાજુગ જોગીજી ॥
આ સ્વામી અવર સો મુદ્રા ધારીજી ॥ ૫ ॥
કાયતમે જોગી હો ભાઈ તમે મુંડ મુંડાયાજી ॥
તમે મન ન મુંડાયા મારા ભાઈજી ॥ ૬ ॥
મન ન મુંડાઈયા હો જોગી જૈસા ગાડર મુંડીજી ॥
મન મુંડાઈયા તે નરગે કેઊકર પોચેજી ॥ ૭ ॥
તેરી કાનકી મુદ્રા હો જોગી જા પવનસુ ડુલેજી ॥
મેરે મનકી મુદ્રા સારીજી ॥ ૮ ॥
મન મેરી મુદ્રા હો જૈસી તન સરોવર કાઈયાજી ॥
એતો સતકી બભુત ચઢાવોજી ॥ ૯ ॥
કાચી તારી કાયા હો ચોગી સો પવન આધારીજી ॥
જૈસી નીર ભરી કાચી પારીજી ॥ ૧૦ ॥
વણસે પારી હો મોરા ભાઈ છલ ગઈયા નીરજી ॥
એ કાચી કાયા કામ ન આવેજી ॥ ૧૧ ॥
જટા મુગુટ હો ભાઈ મેરે હરસુ ન છુટેજી ॥
તો કાયા પવન ન ડોલેજી ॥ ૧૨ ॥
નવે અવતારે હો મોરા સ્વામી નવ દાનવ છેદીયાજી ॥
આજ દસમો કાલીંગાની બારીજી ॥ ૧૩ ॥
કરો સ્વારી હો મોરા સ્વામી અસુર સંઘારોજી ॥
એતો કહે ગુરૂ હરીચંદ વાચા પારોજી ॥ ૧૪ ॥
વાચાતમે પાલો મોરા સ્વામી કૌલ સંભારોજી ॥
તમે કૌલ સંભારો મોરે સાઈયાજી ॥ ૧૫ ॥

આવો મારો મુનિવરા સબ મલી સ્વામી સેવોજી ॥
ભાઈ આ દુનિયા છે પાખંડ બાજીજી ॥૧૬॥
અમરાપુર જાઈ ભાઈ મોરા તમે પાછા દાડોજી ॥
ભાઈ તાહા ખેલે મુનિવર સાચાજી ॥૧૭॥
જ્ઞાન મહારસ સતગુરૂ બ્રહ્મા સ્વામી મેરે સાહે સાચાજી॥
મેરે અનંતકા ઘર સાચા જી ॥૧૮॥

ભજન ૩૦

જોગી સો જે યુગાયુગ જોગી । અવર સો મુદ્રા ધારીજી ॥૧॥
રે જોગેશ્વરો! તો યોગ સંજોગ ગ્રહી રહિયે ॥ ધૃ ॥
કાન કેરી મુદ્રા જોગી પવનશુ ડોલે ॥ મન કેરી મુદ્રા સાચી ॥૨॥
મન કેરી મુદ્રા તેણે સોવણની કાયા ॥ તો અંદર બભુત લગાયા ॥૩॥
જટા મુગટ મોહોર હાર ના છુટે ॥ કાયા મેરી પવનશુ ડોલે ॥૪॥
કાચી કાયા પવન ઓધારી ॥ જૈસી નીર ભરી પારી ॥૫॥
પારીરે બગસી સબનીર છલના ॥ એ પીંડ કછુ કામણગારી ॥૬॥
આરે સંસારમા પાસારે ઢળીયા ॥ તો ખેલ ખેલે સતિયારા ॥૭॥
ચેતો ચેતો મુનિવર મેરે ભાઈ ॥ આઈ હે પાખંડ કેરી વારી ॥૮॥
ગગન મંડલ માહે શબ્દજો હુઆ ॥ તો નવખંડે આશા તમારી ॥૯॥
હસતા ખેલતા સ્વામી નગરીમા આવ્યા ॥ સો જોગી જેણે જુગ મોહ્યા ॥૧૦॥
જ્ઞાન મહારસ કહેત ઈમામશાહા ॥ યુગે યુગે આશા તમારી ॥૧૧॥

ભજન ૩૧

એ કુદરતે જે કોય જીવને આરાધે ॥ જે કોઈ પીંડ બ્રહ્માંડની જાણે વાતો ॥
એ બોલતા સુરને બુઝોરે ભાઈ ॥ એ કરતવ તમારા પુછતો ॥૧॥
રે જોગેશ્વરો! પણ નિરંજન લાધે તે જોગને કાઢો ॥ ધૃ ॥
એક ધ્યાને તમે આરાધો ॥ પીંડ બ્રહ્માંડની વાતો સુનાયે ॥

૧૪૨૮

બભુત ચોલે નહી વૈકુંઠ જાયે ॥ એણી પેરે જોગના નિવેડા નથાયે ॥ ૨ ॥
જટા વધારે તેણે જોગી ના જાણો ॥ એ પ્રાણી વૈકુંઠ ના જાયે ॥
મછલી રહે છે જલમાહે ॥ ભેદ વના ભટકી મરસો ત્યાયે ॥ ૩ ॥
અમે જાણુ ભવો ભવ ભુલા ॥ દસવંત દઈ કાયા કસાવો ॥
વર્ણાવર્ણ ત્યાહા કોઈ નહી ॥ જે આજ કલવારે ભુલીન જાવો ॥ ૪ ॥
આજ કલજુગવારે ભુલી મતજાસો ॥ દુનિયા મકરબાજી સારી ॥
અવતાર બુજો સતપંથ સાજો ॥ સુકરીત કરો નરને નારી ॥ ૫ ॥
પેટને ધંદે ના ભુલો ફંદે ॥ તમે રાખો વિશ્વાસ અપારા ॥
આસન જોગીની જુગત નજાણી ॥ સેવો નિરંજન સરજનહારા ॥ ૬ ॥
ધરમ ધ્યાન [illegible] મર્યાદા [illegible] ॥ પરનિંદાથી રહેજો દુરી ॥
સાદ નહી સબદ જો નહી ॥ નહી સ્વર્ગ પાતાળને સુરી ॥ ૭ ॥
પરતીતે પુરા ને ગુરૂ મુખે સુરા ॥ અને નિશ્ચે કરીને ધ્યાયા ॥
દોયે મુરત આદ અંતે સમાયા ॥ તે કળમા વ્યાપક થઈને આવ્યા ॥ ૮ ॥
તે નાથને બુઝો ને સતપંથ સોદો ॥ લેજો સતપંથ ધરમને ધ્યાઈ ॥
આજ દન લગી દરશન લેજે ॥ અમે નયને દિઠે સુદ પાઈ ॥ ૯ ॥
એમ પુછે જોગેસર તમે સુણો મારા સ્વામી ॥ તમે કિયાથી ધરેઊ અવતાર ॥
તમે કિયે દન જોગની જુગત સરજી ॥ હેતે ભેદ જો નિપાયા સાર ॥ ૧૦ ॥
ઈચ્છા ભોજન અમને આપો ગુરૂજી ॥ અમારા મનના મટે જંજાલ ॥
જનમ મરણ એ કીયાથી કીધા ॥ પછે તે મહા પંપાલ ॥ ૧૧ ॥
પીંડ ન હોતા બ્રહ્માંડ ના હોતા ॥ ન હોતા મેરૂ કૈલાસ કોઈ ॥
કહેત ઈમામશાહ અમે અસતલ પુજાવ્યા ॥
અમે સિધ્ધ પુરૂષની સેવા સોઈ ॥ ૧૨ ॥

ભજન ૩૨

પ્રથમ નીલ ધુંધુઃકાર જ હોતા ॥ તારે કાયમજીયે તેજ ધરેયા હોતા ॥
બ્રહ્માની સેવાયે મંડાણ માંડીયા ॥ જે દાઢે મનખા દેહી ના હોતા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! નિરંજન લાધે તો જોગને કાઢે ॥ ધૃ ॥
જે દાઢે મનખા દેહી સરજી ॥ હોતા તેજ સ્વરૂપી કાયા ॥
પેલા સત સરજીને ધરમ થાપેયા ॥ અને રથી પૃથમીની માયા ॥ ૨ ॥
પુરૂષ સરજીને પાવલ કિધા ॥ અને મહા જીવન મરણ સાધ્યા ॥
વેદ સરજીને વર્ણ નિપાઈ ॥ અને જોગના સબદ બાંદયા ॥ ૩ ॥
પુરૂષ ઊત્તમથી આસન સરજયા ॥ અને કિધા ધરમને પાપ ॥
આગમ અગોચરની પરતીત જાણી ॥ અને પરાક્રમથી પુરા આપ ॥ ૪ ॥
સતગુરૂ બ્રહ્માયે એહદ રૂપે ઈંડ ॥ નાભી કમલથી રાખીયુ સાર ॥
ઈંડમધેથી ચૌદ ભુવન રંચાયા ॥ અને રંચના રંચી અપાર ॥ ૫ ॥
ધન ધન જોગી દરશન માગો ॥ અમને ત્રણ લોકના થાસે મેલા ॥
અધર્મથી પાયે પાછેરો દેજો ॥ પીંડને પડતા નહી લાગે વાર ॥ ૬ ॥
સતને લોડોને કમાઈને જોડો ॥ વકરમથી વેગલા રહેજો સાર ॥
સિધ્દ પુરૂષની સેવા કરજો ॥ જો સૃષ્ટીના સરજનહાર ॥ ૭ ॥
આજલગી જોગી તમે જનમ ગમાયા ॥ એ જીવનથી મરણ ભલા હોયે ॥
જહાલગી તમે સિધ્દપુરૂષન જાણે ॥ તા લગી મિથ્યા સોચે ॥ ૮ ॥
આગળ આડલાખ કરણજ હોતા ॥ તે દાઢે દયાન ધરેયા ॥
આદેથી આવ્યા તે અંતે સમાયા ॥ પણ ભેદ તે કોણે ના જાણેયા ॥ ૯ ॥
માયા ન મુઈ મમતા ન મુઈ ॥ અને ન મુઈ તૃષ્ણા સારી ॥
એણી માયાયે મોડા મુનિજન ખાદા ॥ એણે ખાધી તે પૃથ્વી સારી ॥ ૧૦ ॥
સ્ત્રી રૂપે ચૌદ ભુવનના ભુપ ॥ વેદ પરમાણો રૂપ ખોજો ॥
અથર્વ વેદની જુગતી જાણી ॥ એણી જુગતીયે જોગને સોજો ॥ ૧૧ ॥

આદ પુરૂષ અગોચર આવ્યા ॥ સરજા ધરતી અસમાન આપે ॥
વિસ વિસવા ધરમ દરતીમા મુકસે ॥ તારે પાપના પરદા કાપે ॥૧૨॥
ધરમને પાપ બેહુ સંજોગે સરજા ॥ તેમા અદકુ ઓછુ ન લંગાર ॥
સૃષ્ટીગુરૂ બ્રહ્મા આદજોગી કહિયે ॥ તેના જોગના મરમ તમેજાણોસાર ॥૧૩॥
ઘર ઘર દયાનને ના હોવે જ્ઞાન ॥ પણ ભુલ્યા પડસો યમને હાથજાથી ॥
કહેત ઈમામશાહ તમે સુણો જોગેશ્વરો ॥ પ્રાણનો અરથ સરસે ઈહાથી ॥૧૪॥

ભજન ૩૩

અનંત રૂપે સ્વામીયે સબદ જો ભણીયે ॥ અને ભણેયા બ્રહ્મજ્ઞાન દયાલજી ॥
આજ કલીમા અમલ કરસે અતિ દુનિયામાહે ॥ તો જોગી જાસો રસાતલજી ॥૧॥
રે જોગેશ્વરો! પણ અલેખવીના અરથ ન સીઝે ॥ ધૃ ॥
એકાંતે થઈ આપણા મનસુ આરાધો ॥ તો કાલ ના લોપે કોઈ ॥
કાયા છે કુપી ને મન છે કસ્તુરી ॥ મોહ મમતાને મારો સોઈ ॥૨॥
આગલ દ્યાન ધરીને મહેશ્વર રહ્યા ॥ એ નિરંજનના અંત ન પાયા ॥
ચાંદો સુરજ નુરે નિપાયા ॥ તે લઈ અસમાનમા ધરાયા ॥૩॥
અષ્ટકુલ પર્વત તેણે રંચીયા ॥ અને રંચી છે ખાણ ચાર ॥
એક ઈંડમાહે સર્વે જુગ કિધા ॥ તેમા સરજીયા વર્ણ અઢાર ॥૪॥
નાભી કમલથી કરૂણા જો કરી ॥ અને કિધા તત્વ વિસ્તાર ॥
ઈંડમાથી તત્વ જો કિધા ॥ તેનુ અસમાન સરજીયુ સાર ॥૫॥
ત્રણ ગુણમા રહીને રમત કિધી ॥ એ વસ્ત પોતીને રવિ પ્રકાશો ॥
જા લગી જોગી અપના મન ન મુવા ॥ તા લગી ગરભે ગસાઈ જાસો ॥૬॥
અંતઃકાલે અલંગા સઊ થાસે ॥ તાહા કેનો જુગને ભંડાર બુજો ॥
લીંગ પુંજે લાજન આવી ॥ મહેશ્વર કરીને પાખાણ પુંજો ॥૭॥
આ ક્ષત્તર પુજે નિરંજન ના બુજે ॥ તે નરગે જાસે નરને નારી ॥
આછમન અગનુ પીયે તે પરીછોપ્રાણી ॥ પાવન કિયાથી થાસો સંસારી ॥૮॥

આદ અનાદ ફરસેનવખંડ ॥ પણ નાથ અનાથ કયાથી મલસે ॥
સેવાયે આવીને અવદશભુલા ॥ એથી જીવનો સેસો ન ટલસે ॥૯॥
એ નિરંજનમાથી પાત્રતેજ લીધુ ॥ તેણી બાંધી વિષ્ણુ કાયા ॥
કાયા બાંધીને રમત કિધી ॥ અને સેસટ સર્વે રંચાયા ॥૧૦॥
જોગી તેજે જીવતા મરે ॥ આપ તરે ને અવરાને તારે ॥
જંબુદ્રિપમા તમને જાણી દેખાડયા ॥ સંસારમા ગુરૂ નર બેહુ આવી ઊધ્ધરે॥૧૧॥
અગની જાલીને બભુત ચોલી ॥ પણ ચાલ ચાલે છે ઊંઘી ઊદાસે ॥
માયાનાદ નાખોલેને આવા જોગના મલે ॥જનમો જનમ એણીપેરે વઈ જાસે ॥૧૨॥
નદી કિનારે વૃક્ષ એવી જોગની બુજ ॥ કોઈ દિન સમુલા ઊખડી જાસે ॥
એક ઠામે જોગી આસન રાખે ॥ જેથી પ્રાણીનો અરથજ થાસે ॥૧૩॥
એક ઠામે કરી દિલ દરીયા રાખે ॥ જેથી જોગની જુગતજ થાયે ॥
કહેત ઈમામશાહ તમે સુણો મુનિવરો ॥ આ ધર્મે ચાલે તો વૈકુંઠ પાયે ॥૧૪॥

ભજન ૩૦

બ્રહ્માને શિવ બેહુ સંગાતે આવ્યા ॥ સિધ્દ પુરૂષના સાથી ॥
નિરંજને લઈ સકતી સમજાવી ॥ તે વરવરીને સકતી આવી ॥૧॥
રે જોગેશ્વરો! નિરંજનને સેવો તો સુદ થાવો ॥ ધૃ ॥
નવ અવતારે રમત કિધી ॥ તેણે સહી કરીને જાણો ॥
તેજો બ્રહ્માને તેજો વિષ્ણુ ॥ તેજો મહેશ્વર પરમાણો ॥૨॥
પૃથ્વી રાખીને બ્રહ્માંડ જડેયા ॥ અને જડીયા મુલને મંડ્યાન ॥
કમલ પ્રકાશીને સંજોગ દિધા ॥ ત્યારે કિધા મરણને જનમ ॥૩॥
સૃષ્ટીમાહે આવીયાને મુનિવર વધાવ્યા ॥ વેસે થયા તે દેવ વનમાલી ॥
સતપંથ રોપીને રમત માંડી ॥ ગરીબ ઘેર રહ્યા મહાલી ॥૪॥
ઊત્તમ મધ્યમથી ના અભડાઈયે ॥ સેવે તે અમર થાયે આજ ॥
વાડીને વાવીને રમત કિધી ॥ બ્રહ્મા વિષ્ણુની કળા વરતાઈ ॥૫॥

કળા વરતાવી જોગ દેખાડ્યા ॥ તો આપો આપે આવીયા ॥
કૌલ આપીને ફેરા જો ટાલીયા ॥ તે કલજુગમા સતગુરૂ આવીયા ॥ ૬ ॥
તેણે હુકમે પાણી પરબત જાણો ॥ હુકમે નવકુલ નાગ ચલાયા ॥
નુરાની વેસે નુરધર કહેવાયા ॥ આજ તેજ સદગુરૂ બ્રહ્મા આવ્યા ॥ ૭ ॥
અમરાપુરીનુ સુખ સતગુરૂ દેખાડે ॥ અમે રહિયે શરણ તમારી ઈચાથી ॥
શરણે રાખી અમને સતપંથ આપો ॥ અમે સોબતના થઈયે સાથી ॥ ૮ ॥
અપરાધ અમારા અલંગા કરી નાખો ॥ અમને નરગે જાતા ઊગાર્યા આયે ॥
એક બાણ અમારા અંગો અંગ વિંધીયા ॥ પણ અમથી ઊત્તર દિયુ ન જાયે ॥ ૯ ॥
અમે આજલગી ગુરૂજી સુનમા સેવિયા ॥ અમે ન જાણીયા સરજનહારા ॥
અમે આંખ વિનારે ગુરૂજી ભીંતે અથડાઈયા ॥ અમને દેખાડો જોગનો પારા ॥ ૧૦ ॥
અમારા જનમ જનમના ફેરા ટાલીયા ॥ અમે સુ જાણું સુદ તમારી ॥
અમને જંબુદ્વિપમા ગુરૂ જુગમા દેખાડો ॥ અમે સુણીયે વાણી વેદ વિચારી ॥ ૧૧ ॥
આવા વેદ પરમાણી અમે વિશ્વંભર વરતા ॥ અમે દસોંદ કડાવી દેવો દર્શન ॥
અમે સેવા કારણ સંસાર તજ્યા ॥ તમે અમને ઊતારો પાર ॥ ૧૨ ॥
કહેત ઈમામશાહ સુણોરે જોગેશ્વર ॥ તમે પ્રારબ્ધે દેવને પાળી ॥
જે દાડે ધુંધુઃકાર જ હોતા ॥ તારે તેજ પ્રકાશીયા સાર ॥ ૧૩ ॥

ભજન ૩

બંબજ હોતા ત્યારે બ્રહ્મા ન હોતા ॥ તારે બીંબમાહે બીંબ સમાયા ॥
આદેથી ઊપના તે અંતે સમાયા ॥ તેમણે બાંધી નુરાની કાયા ॥ ૧ ॥
આસન વરતીને જુગત વરતી ॥ તે સરજ્યા જોગીને જુગતને ધ્યાયા ॥
તે જોગી જુગમધે પરતક બૈઠા ॥ જેણે ચૌદ ભુવન રચાયા ॥ ૨ ॥
કામ ક્રોધે કામ ન થાયે ॥ બંબ વિસ્તારીને બંધ જો કિધા ॥
બિંબ વિસ્તારીને બ્રહ્માનિપાઈયા ॥ તસમા તેજ પરકાશ દિધા ॥ ૩ ॥

બંભ માહે તેજ સમાયા ॥ જુગતવના મુગતનપાવે કોઈ ॥
ઈશ્વર નહી આરાધેને જોગસાધે॥ સીંગી ફુંકેથી શું થાયે ॥ ૪ ॥
કરણીયે કાચાને કુડી વાચા ॥ તે પડસે સુનકાર જાયે ॥
બ્રહ્માના ભેદને પુજો ઊપદેશ ॥ આગલ જીવને અરથજ થાસે॥ ૫ ॥
સુન કલા મધે દયાન ધરીને ॥ નિપાયા ધરમને પાપ ॥
કરમ ટાલીને ધરમ પ્રકાશે ॥ એણે ઊધ્ધરે કુલ માયને બાપ॥ ૬ ॥
સતપંથ સેવા તે પારધી જેવા ॥ તેણે પડસે સોસેન્ન પચાસનો ઠાયે॥
માંગી ખાઊને તીરથ ન્હાઊ ॥ જેમ મછલી છે પાણી માહે॥ ૭ ॥
જુગત વના જોગી જનમજ ખોઈયા॥ પણ મરના જીવના જીવની સાથે॥
આજ કલવારે પરબ્રહ્મને સેવો ॥ પણ સુધ બુધ સ્વામીને હાથે ॥ ૮ ॥
જુગત જાણોને ગુરૂને પછાનો॥ તે કલા ધરી કલમાહે ખેલા॥
કહેત ઈમામશાહ સુણો મારા જોગી॥ તમને હાજર યોગીના થાસે મેલા॥ ૯ ॥

સતપંથ પદારથ તમે સોદીને લેજો॥ તે સ્વામી પરતક આવીયા ॥
ગુરૂ નર મળેયા ભાગ તમારા ॥ તમે સુદ સોદીને લાવેયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! જનમના જોગને તમે જાણોજી ॥ ધ્રુ ॥
જનમના હીના તે જાતે ખીના ॥ પણ કમાઈ જાસો સર્વે હારી ॥
સ્વામી વરજા શહરમા તખતે બૈઠા॥ દિલ ભરદાતા જોવોના ઊદ્દારી ॥ ૨ ॥
તે નર જેણે પરતેક મલેયા ॥ તે જીવોના થઈયા ઊધ્ધારજી ॥
જુગા જુગ સ્વામી રમતા આવ્યા॥ તે સૃષ્ટીના સરજન હારજી ॥ ૩ ॥
આદરીયાસો ભરેયાને વેદની ક્રીયા॥ ચુકે ચોરાસીયે પડસો બીજે ॥
શું પુછો અમને ગુરૂ મલીયા તમને॥ વેદ પ્રમાણી કરતવ કીજે ॥ ૪ ॥
સંસાર જોઈને કરતવ ખોજો ॥ પણ ક્ષમા સરીખુ નહી કોઈ દાન॥
સ્વામીજીને મુલતાને રમત માંડી॥ ઊઘાડી હિરારતનની ખાણ ॥ ૫ ॥

તેનામરમ તે મરમીજાણે ॥ સકલ સંજોગે ધ્યાન ધરાયા ॥
ધ્યાન ધરી ધ્યાનમા રહીયા ॥ ધરી નિરંજનની માયા ॥ ૬ ॥
આજ કઠણ વેલામા કલા છુપાઈ ॥ ભગત અગોચર કિધા અંઅસાર ॥
અજસમા પરમાણે શોધીને લેજો ॥ પણ સત છે ખાંડાની ધાર ॥ ૭ ॥
જે દાઢે મોહ માયા ન હોતી ॥ સ્વામી રૂપ પ્રકાશિયા સાર ॥
રૂપ પ્રકાશીને રમત માંડી ॥ અને સરજ્યા ખાણ ચાર ॥ ૮ ॥
સો કીયાની તમને જનોઈઆપી ॥ બ્રહ્મા જાણો બ્રાહ્મણ થાવા ॥
પણ તીર્થે ન્હાયે તો પાપ ન જાયે ॥ આ પથર કોને બતાવ્યા ॥ ૯ ॥
પાચમો વેદ તે મુગતીનો ભેદ ॥ પણ સ્વર્ગ મૃત્યુની આશા જેણે ॥
નિર્મલમન પાલો ગુરૂના વચન ॥ હેતે પ્રીતે હાંસલ હોસે તેણે ॥ ૧૦ ॥
ભેખ ફિરાવેને ઘર ઘર જાવે ॥ પર ધાન્ય ખાધે ધરમ ના સુચે ॥
મઢીરે બાંધીને મુમતાન છાંડી ॥ પણ ઝુટી માયામાહે માર ખાસે ॥ ૧૧ ॥
ઊપદેશ ઊંધાને થાવો છો સુધા ॥ સત વિના સુકાઈ જાસો સાર ॥
જેઊ આકલનુ પાણી તેવી કાયાની એંધાણી ॥ તેણે વહી જાતા ન લાગે વાર ॥ ૧૨
દો દિસ વાઈને માઢી બવાઈ ॥ રહેણી પોતી અવસર ન મલે ॥
કહેત ઈમામશાહા સુણોહો જોગી ॥ સતગુરૂ મલે તો ફેરા ટલે ॥ ૧૩ ॥

[illegible] ૩૦

હેમપુરી નગરીમા આસન સરજ્યા ॥ અમને સુદ તમને એ દિધી ॥
રેવાથી ઓત્તરે સાબરમતિ ત્રષ્ટે ॥ તાહા ગુરૂ નરે કલા કિધી ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! પણ જુગમાહે જીવના થોડા ॥ ॥
વૈકુંઠમા તમને નિષ્ટે મલવા ॥ એ જોગથી મુગત ન થાયે ॥
જરણની જાતને જીવની વાત ॥ પીંડ બ્રહ્માંડ પડી જાયે ॥ ૨ ॥
નામની રંગાને વેદની તરંગા ॥ પણ ઘડાયે એટલા ઘાટ ॥
કઈ ફાટ્યાને કઈ ફુટ્યા ॥ પણ કઈએકે મુલ માગી વાટ ॥ ૩ ॥

આ શાસ્ત્રમા તમને સતગુરૂયે કહિયુ॥ પણ સો સતગુરૂ બ્રુહ્માને જાણો॥
સંતોક વિધીયે સુપાત્ર લહીયે॥પણ કુપાત્રની પુજા કેમ પરમાણો ॥ ૪॥
મોઠા થાયેને શિવગુણ ગાયે ॥ પણ સાસો તમને પડસે ॥
જોગને કાજે જીવ કાં હારો ॥ પણ રતન પદારથ કયાંથી જડસે॥ ૫॥
જોગને જાણે ને સુન વખાણે ॥ પ્રેમ અક્ષર એક ન સેવા ॥
કહેત ઈમામશાહ સુણો જોગેશ્વરો॥ તો સહેજે ખાટકી જેવા ॥ ૬॥

ભજન ૩૮

હેત ધરીને વિમુખે ફરીને ॥ તો નિષ્ચે કુકટ ફેરા મલસે ॥
પાપના પડદા પીંડ ઊપર ફરીયા॥ પણ પ્રારબ્ધે હોસે તો ફેરા ટલસે ॥ ૧॥
આપ વિચારોને પાપને વારો ॥ નહી તો પીંડ પ્રાણને પડસે વેહેરા ॥
જીવનની જ્યોતી જેવા નિર્મલ મોતી॥ નિરંજન નગર વાસો થાસેરે વીરા॥ ૨॥
પાંચને મારે એકકરી જાણે ॥ પણ સુર ઊગે સંગરામ થાસે ॥
આગલ સોલ કલાલઈ સુરજ તપસે॥ જીવનો લેખો થાસે સાંઈયા પાસે॥ ૩॥
બ્રાહ્મણ જોગી સેવડા સંન્યાસી ॥ તે શું જાણે કલા અમારી ॥
અમે અનંત પ્રકારે સેવા કિધી ॥ દેવને વાલી વેદને આરાધ્યા સારી॥ ૪॥
આરે સંસાર લેહેર સમુદ્રની જાણો॥ સુદો હસે તે ઊતરસે પાર ॥
અથર્વવેદ પરમાણી સ્વામીને સેવો॥ તો તેની લેસે સાર ॥ ૫॥
નવમાસ માતાના ઊદરમાહે રાખ્યા॥ તેની તમે સુદના જાણી ॥
કહેત ઈમામશાહ સુણોરે જોગી॥ તજોયે માયા મીઠા પ્રાણી ॥ ૬॥

ભજન ૩૯

એહદ રૂપેથી નીલ જો હોતા ॥ નીલથી અનીલની વાચા ॥
વાચા પરમાણી મંડાણ માંડેયા॥ તારે માંડી ઊતપત લીલા સાચા॥ ૧॥
રે જોગેશરો ! પણ જોગતત્વ તમે જાણો ॥ ધ્રૂ॥
રચના રચીને રમત માંડી ॥ તારે કિધી જોગ ભોગની કાયા ॥

૧૪૩૨

ત્રિશુલ ધરીને દ્રષ્ટ રાખી ॥ તો એ રચનાના પારન પાયા ॥ ૨ ॥
પ્રદક્ષિણા કરીને પાયે જો લાગા ॥ તારે ચરણ ધોઈને ચરણામૃત લીધા ॥
એમ ઊધ્ધરશે નરને નારી ॥ મુલસ્થાનેથી થંબ જો કિધા ॥ ૩ ॥
મુલને મંડયાન બેહુ થંબથી સરજા ॥ અને સરજા સત દત્તના વાસ ॥
સત દત્ત બેઊ બ્રહ્માજી સરજા ॥ અને સરજા તે તેજના પ્રકાશ ॥ ૪ ॥
ઊદ બુદ્દ વાણી ગુરૂ મુખે જાણી ॥ પણ જે સંખના સબદ ના હોતા ॥
સંખ પ્રકાશીને સંસાર સરજ્યા ॥ તે દાઢે જોગ કિયા હોતા ॥ ૫ ॥
ઈશ્વર પાર્વતી મહેશ્વર હુવા અવતાર ॥ તેના તમે જોગ લીધા સંસાર ॥
તેના જોગ જોઈ તમે ના ભુલો ॥ તે જોઈ પડસો અંધઃકાર ॥ ૬ ॥
સ્વામી સત પ્રકાશી સતપંથ સરજ્યા ॥ અને કીધા જીવના ઊધ્ધાર ॥
કહેત ઈમામશાહ સતપંથ સેવો ॥ તો એકોત્તર સોના થાયે ઊધ્ધાર ॥ ૭ ॥

એ નરને નારી બેહુ જોગસુ ખેલે ॥ પણ જોગ છે બ્રહ્માની ભગતી ॥
બ્રહ્માની ભગતીએ જીવોની મુગતી ॥ ટાળો મોહ મત્સર કર્મગતી ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! પણ જોગના તત્વને તમે જાણો ॥
કામ તજસો તો પ્રેમ સુખ લેસો ॥ એક અક્ષરથી સર્વે જુગ કીધા ॥
તે અક્ષર તમે પરમાણો ॥ એણી માયાયે મુનિજન મોહી લીધા ॥ ૨ ॥
એણી માયાયે મહેશ્વર મોહે ॥ પણ પંચભુત આત્માને વશ રાખો ॥
કેને ઊપદેશ તમને આપીયા ॥ એ વેહતરણીને વશ રાખો ॥ ૩ ॥
તે સતગુરૂ તમે પરમાણો ॥ અનેક ગુરૂ કિધે જીવને દુઃખ ન દિજે ॥
સતપંથનો દરશન તમને કિયાથી થાસે ॥ ક્રીયા કીધે મુગતી લીજે ॥ ૪ ॥
દસમો અવતાર મનખા દેહીયે આવ્યા ॥ તે પરતક પુજો કરતાર ॥
તેજ અવિગત તેજ નિરંજન રૂપ ॥ તે અંતઃકાલના તારણહાર ॥ ૫ ॥
નરક દુઃખ તમથી વેઠીન જાયે ॥ કહેત ઈમામશાહા સોહી ॥

અમરાપુરને દરવાજે ઊભા રહીને । જ્યોતને પામો જાઈ ॥ ૬ ॥

(ભજન ..)

ઈમામપુરી નગરીને કુવારીકા ક્ષેત્ર । તાહા નિવેડા થાસે પરકાસ ॥
પૈલે કૃતા જુગે ગુરૂયે કસણી કિધી । ઊત્તર દિસામા પુરેયા વાસ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! પણ જોગના તત્વ તમે જાણો ॥ ધ્રુ ॥
બીજા ત્રેતા જુગમા પૂર્વ દિશા પુજાવી । તે દર્શન પરતક જાણો ॥
એ નાથ અનાથને તમે ઢુંઢો । પરતક દેહેકમા પરમાણો ॥ ૨ ॥
ત્રીજા દ્વાપારમાં દખ્ખન દિશા પુજાવી । પ્રાણીના જીવ અરથ કાજે ॥
સતી જીવને સ્વર્ગપુરી વાસો । પણ પરતક પુજા તમને છાજે ॥ ૩ ॥
આજ કલજુગે પાછમ દિશા પુજાવી । તાહા ગુરૂ નરના પુરેયા વાસ ॥
દર્શન દેખો તો સતપંથ લેજો । સુદ બુદ્ધના પરકાશ ॥ ૪ ॥
ચારે જુગમાહે પરતક બૈઠા । જેણે આદ્ય ગુરૂ ભેટીયા સત ॥
નિર્મલ થઈ નિરંજનને ઓરાધો । સેવા કરી કાંડી મંત્ર ॥ ૫ ॥
કહેત ઈમામશાહ નિરંજન સેવો । જેથી નિવેડા જીવના થાયે ॥
ઊજલુ મન કરે ગીનાન થાયે ॥ પણ હેતે પ્રીતે હરીને ધ્યાયે ॥ ૬ ॥

## ભજન ૪૨

એ જોગત ન જાણે તત્વ વખાણુ । અને પાચ તત્વના પીંડ હોઈ ॥
આદે ઊનાદે નિરંજન હોતા । તેણે જાણે જે બીરલા કોઈ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તે જોગના મારગ છે દોહેલા ॥ ધ્રુ ॥
આપ સંભાલીને સેવા હો કીજે । અને તેણે દઢ આસનના મેલો ॥
જોગેશ્વર તે કોઈ જોગત જાણે । તે ક્રિયામા આપ સંભાલો ॥ ૨ ॥
પ્રથમ જોગી અલેખ હોતા । અને તેણે સાધ્યો છે જોગનો કેડો ॥
કહેત ઈમામશાહ સુણો જોગેશર ॥
તે જોગતણે ઈ છે છેડો ॥ ૩ ॥

ભજન ૪૩

હેત ધરી ધરી ધુંધુકાર જો કીયા ॥ અને તેમાહે નિલ સમાયા ॥
નિલ માહેથી અવધુ ફેણ ઊપાયા ॥ તો તેણે ભીતર ખીર નિપાયા ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગ સંજોગ ઘેર રહિયે ॥ ધું ॥
ઊતપત રચના સ્વામીયે ઈંડ નિપાયુ ॥ અને તસમાહે પવન સમાયા ॥
જોગેશ્વર હતા તેતો દયાનસુ લાગા ॥ તો યેણી પેરે જોગ કમાયા ॥ ૨ ॥
ગગન મંડલમા નાશ:જીના આસણ ભણીયે ॥ તાહા અનંત મુરતના મેલા ॥
જે સતગુરૂ બ્રહ્મા નગરીમા સેવાસુ ઝેલે ॥ પાત્ર નિકલંકીના ચેલા ॥ ૩ ॥
તેમા ઊતપત બ્રહ્માને ઉતપત વિષ્ણુ ॥ અને દેવ મહેશ્વર સોહી ॥
ત્રણ મુરત એક જ્યોતસુ ઝેલે ॥ તીને જાણે જે બિરલા કોઈ ॥ ૪ ॥
વેદ કથી કથી બ્રહ્માજી રહા ॥ અને વિષ્ણુયે મેલી માયા ॥
ધ્યાન ધરી ધરી બેઠા મહેશ્વર ॥ તો એ પરિબ્રહ્મના પાર ન પાયા ॥ ૫ ॥
અકથ કથેવાને અગમ ગમેવા ॥ અને અલેખ લેખવા જાણે ॥
મન પવન એક જ્યોતસુ ઝેલે ॥ તો અમર ભેદ પરમાણો ॥ ૬ ॥
કહેત ઈમામશાહ સુણોરે જોગેશ્વરો ॥ અને સતપંથ આદ નિપાયા ॥
જે સતગુરૂને પરસાદે રજેશર ઊપના ॥ તેની અંતે અમર હોસે કાયા ॥ ૭ ॥

ભજન ૪૪

ધુંધુ:કારમાહે દયાન ધરીને ॥ તો કરણમાહે કરણી કમાઈજી ॥
કલ્પ મધ્યેરે અમે કલ્પના કિધી ॥ તો જુગતે શ્રીષ્ટ નિપાઈજી ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગના મરમ દોહેલા ॥ ધૃ ॥
જુગત મધ્યે અમે જોગ જો સરજા ॥ તો જુગ મધ્યે સર્વે સરજુ ॥
જોગ મધ્યે સર્વે જોગી સરજા ॥ તો ભાખામાહે સર્વે વરજુ ॥ ૨ ॥
આ કલજુગમાહે જોગી કોણે કહિયે ॥ કોહોની ભાખાની વેહેવારો ॥
કેહીરે જુગતે તમે જોગી કહેવાયા ॥ અને કેઈ પેરે રહાછે સંસારો ॥ ૩ ॥

તમને કોણે આદે અંતે જોગદેખાડા ॥ અને કોણે બભુત જો આપી ॥
કોણ રૂપની તમે કલા જો માનો ॥ તમને કોણે જોગી કિધા થાપી ॥ ૪ ॥
તમે શું રે કમાવો ને શું રે આચરો ॥ અને કેવા ધરો છો ધ્યાન ॥
આવી વખડી વેલા માહાવાટો કાહાથીરે લાધી ॥
તમને કોણે જોગી કીધા થાપી ઈમાન ॥ ૫ ॥
તમને કોણે પરબોધીને ઊપદેશ દિધા ॥ તમને કોણેદેખાડા ધરમ ॥
જુગ જુગાંતરમાહા તમને કોણ સમજાવા ॥
તમે કિયે જાપે બાલોછો કરમ ॥ ૬ ॥
અમે સતગુરૂ બ્રહ્માનું આસન પુજુ ॥ અને કલાસેઊ દેવ તમારી ॥
અથર્વવેદના અમે વાચેક ભાજુ ॥ અને સતપંથ સેઊ વિચારી ॥ ૭ ॥
બાવાકબીરદીને અમને ઊપદેશ દિધો ॥ અમને તેઓને દેખાડા ધરમ ॥
નિકલંકી નામના અમને જાપ જપવા ॥ અમે તીયે જાપે બાલું છું કરમ ॥ ૮ ॥
સતને સંતોકે અમને જુગત દેખાડી ॥ કસણીની બભુત અમને આપી ॥
પાત્ર પછાની તેમણે જોગ દેખાડો ॥ અમને તાહાથી જોગી કિધા થાપી ॥ ૯ ॥
જંબુદ્વિપના અમને આસન દેખાડા ॥ અમે તાહાથી જોગી થયા અમેશ ॥
કબીરદીનના અમે વાચેક પરમાણુ ॥ અમે તાહાથી છુટા બંધને ફેરા ॥ ૧૦ ॥
ગુરૂ ઈમામશાહાને બ્રહ્મા પરમાણા ॥ તારે જોગીતણા સાસા ભાગા ॥
નવ નાથને ચૌર્યાચશી સિધ્ધ ॥ તારે આપી દસવંત પાયે લાગા ॥ ૧૧ ॥
ભણે સતગુરૂ બ્રહ્મા ઈન્દ્રઈમામશાહા ॥ અમે અથર્વવેદના વાચેક કમાયા ॥
જંબુદ્વિપની તમે જુગતને સેવો ॥ તો સહેજ અમરાપુરી તમે જાવા ॥ ૧૨ ॥

ભજન ૪૫

આદથકી એક ઈંડ નિપાયા ॥ અને સુનમાહે સબદ સુનાયા ॥
મુદ્રા પેહેરીને મન વશ નહી ॥ તો નરગે જાસો નિરવાણ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! તો જોગના મરમ ના જાણે ॥ ધ્રૃ ॥

 ૧૪૩૬

નાથ અનાથના સતગુરૂ ઈમામશાહા ॥ અમો અલેખ નિરંજનના ચેલા ॥
તમો બભુત ચોલેને પાચે પડાવે ॥ પણ સુધના સબદ ના જાણ્યા ॥ ૨ ॥
સિંગી વગાડેને કાન ફડાવે ॥ અને બ્રહ્મ અક્ષર ના જાણે ॥
જટા વધારે પણ જોગ ના સાધે ॥ અને મુગતના મરમ કોઈ ના જાણે ॥ ૩ ॥
જંબુદ્વિપમા સ્વામી મારે તખત રંચાવ્યા ॥ અને સેસટ તના સુરીજન હારા ॥
જેણે ત્રણ ભુવન પૈદા કિધા ॥ તારે ગુરૂયે તમને જોગે ઊદ્દારા ॥ ૪ ॥
અડસટ તીરથ પરબતને નીર ॥ અને તાહા નિવેડા નહી થાયે ॥
કહેત ઈમામશાહા સુણો મારા જોગી ॥ ગુરૂ મલે તો સાંસા ટલે ॥ ૫ ॥

ભજન ૪૬

સબદ અતીત જોને સતે ઊપાઊ ॥ અને ક્ષરને અક્ષર નિપાઊ ॥
અક્ષર હોતા તે આસને રહ્યા ॥ બાકી થયા સહુ નિરાસ ॥ ૧ ॥
રે જોગેશ્વરો! તે જોગની જુગત અનેરી ॥ ધૃ ॥
ધુંધલ બાંધીને ધ્યાન જો વરતા ॥ અને તીસ મધ્યે માયા પરકાસી ॥
આસન આહાર લઈ ગયારે ॥ તારે અતીત રહ્યા અપવાસી ॥ ૨ ॥
સતને સંતોકે વળી ખેમામા સાધે ॥ અને જોગની ક્રીયા વાધે ॥
જોગલચકી જોગેસર હુવા ॥ તો મન મંત્ર તાહા સાધે ॥ ૩ ॥
સિધ્ધ જાણીને સર્વે જોગી જો સમજા ॥ અને દસોંદ ગુરૂને મોકલાવી ॥
કહેત ઈમામશાહા એ જોગી સમજાવા ॥ તારે જોગની સુધ આવી ॥ ૪ ॥

ભજન ૪૭

સુનરે જોગી સુનરે અવધુ ॥ તુજે આદ ભેદકા કહું વિચાર ॥ ધૃ ॥
કવન જ્યોત ગગનમા ધરેયા ॥ કવન જ્યોત પીંડ વિસ્તારી ॥
કવન જ્યોત ગુરૂમાહે રહેવે ॥ ગીનાન જ્યોત ખોજી કરી સારી ॥ ૧ ॥
ચંદ્ર જ્યોત ગગનમા ધરેયા ॥ તો પવન જ્યોત પીંડ વિસ્તારી ॥
ગીનાન જ્યોત ગુરૂમાહે રહેવે ॥ ગુરૂ મુખે ગીનાન ખોજી સારી ॥ ૨ ॥

કોણ તમારા ગુરૂ ભણીયે ॥ અને કોણ તમારા ગીનાન ॥
કોણ તમારા સ્થાનક ભણીયે ॥ અને કોણ તમારા ધ્યાન ॥ ૩ ॥
સત અમારા ગુરૂ ભણીયે ॥ અને બ્રહ્મ અમારા ગીનાન ॥
ત્રિલોક અમારા સ્થાનક ભણીયે ॥ અને વિષ્ણુ અમારા ધ્યાન ॥ ૪ ॥
સ્વામી કોણ સરોવર બૈઠા તના ॥ કોણ સરોવર બૈઠા હંસા ॥
કોણ સરોવર જુલે મન ॥ કોણ સરોવર લહેરા વાસા ॥ ૫ ॥
અવધુ સત સરોવર બૈઠા તના ॥ મન સરોવર બૈઠા હંસા ॥
ગીનાન સરોવર જુલે મન ॥ સ્વામી સરોવર લહેરા વાસા ॥ ૬ ॥
જોગી તેજે જુગ જણાયા ॥ તો હરીયા કીયા સંસાર ॥
પાણીને બુંદમા બ્રહ્માંડ નિપાયા ॥ તે સ્વામી સરજનહાર ॥ ૭ ॥
એ નાથ બોલીયા સુનરે અવધુ ॥ તુ અમરી જાત કલંકી ભણીયે ॥
નવખંડમા પરગટ ખેલીયા ॥ આદ ભેદકા મુલ ગણીયે ॥ ૮ ॥
ભોલા ભાલા તમે સુણોરે અવધુ ॥ સતસુ રથી પ્રીથમી માયા ॥
જુગ છત્રીસમા નિકલંકી ભણીયે ॥ તે સ્વામી કલજુગમાહે આવ્યા ॥ ૯ ॥
અમે ઈહા જુગમાહે આવ્યા ॥ અને થાયે અમર જીવ સંસાર ॥
વાચા કારણ અંત જુગ આવ્યા ॥ તે નામ ધરાયા સંસાર ॥ ૧૦ ॥
ધ્યાન ધરી બ્રહ્મા અક્ષર બાંધેયા ॥ તો કરણી કમાવો ખરી ॥
સોહી જપી સનમુખ ખોલીયે ॥ તો ઊપદેશ ના કિજે ફરી ॥ ૧૧ ॥
આ રંગ ઊરંગ સેજ સમાઈ ॥ તો જીવને મરણા સોહેલા કહિયે ॥
જે જે જનમ તેને મન નસીજલ રહિયે ॥ સતગુરૂ વચને મન પ્રગટ લહિયે ॥ ૧૨ ॥
ધરતી ન હોતી અસમાન ના હોતા ॥ ન હોતા પરબત ભાર અઢાર ॥
નવસો નવ્વાણુ નદી દરીયા ન હોતા ॥ તવ તો નેહ બતાયા સાર ॥ ૧૩ ॥
કહે ગુરૂ ઈમામશાહા પંથ પ્રગટાવ્યો ॥ સતપંથ લઈને જંબુદ્વિપમા આવીયા ॥
સતપંથ સદાયે છે તરતો ॥ સતપંથ વીના મુગત ના પાઇયા ॥ ૧૪ ॥

૧૪૩૮

ભજન ૪૮

કોણ ગુરૂ અમે તમને કહિયે ॥ કોણ આસન તમને ગણીયે ॥
અમે કોણ વિધે સપાત્ર લહિયે ॥ અમે કોણ સબદ મંત્ર ભણીયે ॥ ૧ ॥
કહે જોગેશ્વર, ગુરૂજી ! અમને બ્રહ્મા આસન બતાવો ॥ ધૃ ॥
અમે કોનસી નગરીમાહે આસન કહિયે ॥ કોણ ધામની કરીયે સેવા ॥
દુનિયાને ગુરૂયે અમને જોગ દેખાડીયે ॥ અમે દેખાદેખી બભૂત ચોલી સેવા ॥ ૨ ॥
અમે માંગીખાવાની ભેખજ પેહરી ॥ અમે કાયાને કાજે કંથા પેહરી ॥
અમે દુનિયામા દોડીને દામ જોડી ॥ પાપના પરદા કિધા મને સમેરી ॥ ૩ ॥
અમે પ્રેમ પ્રકાશીને પથર પુંજા ॥ અમે હેત આની સેવા કિધી ॥
મન થરનહીને અડસટ તીરથ ફરેયા ॥ અમે મુલ ગમાવીને દિધા ॥ ૪ ॥
પંચભૂત આત્માને મોકલા મલેયા ॥ અમે જીભ સવાદે જોગ લીધા ॥
સતપંથ પુછો તે અમે સું જાણીયે ॥ અમે સેસટના ગુરૂ નથી લાધા ॥ ૫ ॥
એ બ્રહ્માના ભેદ અમે સું જાણીયે ॥ ગુરૂ અમને તે ઠેકાણુ બતાવો ॥
ઠરી કરીને લાહા જઈ ઠરીયે ॥ અમે ચરપટ રાજા મનીછા નગરી કહાવે ॥ ૬
અમે કવન આસન ધ્યાન ધરીજે ॥ અને કવન ક્રીયા કર્મ કરીયે ॥
અમે કવન દિશાયે બેસી જાપ ઓચરીયે ॥ અમે જોગ કારણ જન્મ હરીયે ॥ ૭ ॥
અમે પ્રાણના લેખા અને જોગના દેખા ॥ અમે નારાયણની સેવાન કિધી ॥
હિરા હસે તેણે જવેરી જડસે ॥ ઈમામશાહા ઊપદેશે થાયે હિરા મોતી ॥ ૮ ॥

ભજન ૪૯

નાથ તમારા સો ચેલા અમારા ॥ અમે જનમો જનમના છુ જોગી ॥
નવ નાથને ચૌર્યાશી સિધ્ધ ॥ એ આસન અમને ઓરાધો ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! કાયા કસો તો જોગ સુજે ॥ ધૃ ॥
વરજા શાહરમાહે સ્વામી તખતરંચાઈયા ॥ અને સેસટના સરજનહાર ॥
અવતાર પાત્રની જે સુદ ન જાણે ॥ તે જીવને પડસે જંજાર ॥ ૨ ॥

સ્વામીત્રાસબાંધી જ્યારે જીવનેતોલસે॥ રતિઅવગુણ નરાજો લંગાર ॥
ત્યાહા જીવબલસેને પુકાર કરસે ॥ અને પડસે ઘણ કેરા માર ॥ ૩ ॥
સાતવે નેજે આવી સુરજ તપસે ॥ અને ધરમી ત્રાંબા વરણી હોસે ॥
એક એક ગુન્હા સોસો બાર પુછસે ॥ ત્યાહા પુકાર પાડીને જીવ ઘણું રોસે ॥ ૪ ॥
તેરે દાઢે તમને દોહેલા થાસે ॥ કીધા કરતબ આગલ આવે જાણ ॥
મનને મારોને જીવને ઊધ્ધારો ॥ હિસાબ પુછસે ત્યાહા હોસે હાણ ॥ ૫ ॥
અર્ધ લાખ વરસનો એકદન થાસે ॥ તારે દુઃખ જીવને ઘણુ હોયે ॥
મુનિવર કાજે મેઘાડંબર રંચસે ॥ તેની છાયે બેસે મુનિવર સોયે ॥ ૬ ॥
સાચા મુનિવરને શિર છાયા છત્ર ધરસે ॥ તેને અગની ન લોપે આચ ॥
તેણે અંતઃકાલ દન એ લે જાયસે ॥ અને બેસસે ગુરૂનરને પાસ ॥ ૭ ॥
એવા દુઃખ દોહેલા દુનિયાને થાસે ॥ તમે ગુરૂમંત્ર ન જાણેયા અવધુતા ॥
તમે એકોત્તર તારોને જોગ ઊતારો ॥ જનમ જાસે જોતા જોતા ॥ ૮ ॥
જોગ છાંડોને સંસાર માંડો ॥ સંસારમાહે સુધા થાવો ॥
એણે સંસારે રાજા પ્રલ્હાદ સીધા ॥ જેણે કાયા હોલીમા સીંચાવા ॥ ૯ ॥
દાદમને જોગથી થાયે સંજોગ ॥ તો સ્વર્ગે જાવાનો સુખ થાસે ॥
સવાલાખ વરસનુ આગલસુખ ભોગવસો ॥ અને બેસસો ગુરૂનરને પાસે ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહ તમે સુણો જોગેશ્વરો ॥ સંદ પોતીને સમરથ આવીયા ॥
છેલી સંધના સ્વામી સહી કરી જાણો ॥ જે આપે અમરાપુરી વાસ ॥ ૧૧ ॥

ભજન ૫૦

જોગી કોનસો આસન તમારૂ કહિયે ॥ કોન નગરીમા રહો છો વાસ ॥
કોને ઊપદેશ આપેઊ છે તમને ॥ કોને જોગ દેખાડ્યા પરકાસ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! આ બ્રહ્મ પછાને સોહી નર જોગી ॥ ધૃ ॥
કોનસો ગુરૂયે જોગ દેખાડ્યા ॥ કોન કરતવ કીધે મલીયે ॥
કોણ કરતવે આવાગુણ ખોજો ॥ કોણ ઠિકાણે પાપ ટલીયે ॥ ૨ ॥

કોને સીંગીસબદ તમને દિધા ॥ કોને તમને બભુત આપી ॥
કોય ગુરૂયે તમને કુતર પુંજાવ્યા ॥ કોયે ગુરૂયે તમને રૂંડ માલાઆર્પી ॥ ૩ ॥
કોનણો માતાતમારી કહિયે ॥ કોન તાત તમારા કહિયે ॥
કોન ઠેકાણે દરશન કીજે ॥ કોન ઠેકાણે વાસો લહિયે ॥ ૪ ॥
કોણ છે શકિતને કોણછે ભકિત ॥ અને કોણ અમર કાયારાખી ॥
કોન માયા મનથી વિસ્તારી ॥ કોણ તૃષ્ણા તજી નાખી ॥ ૫ ॥
નિરંજનના મેલાને જોગની વેલા ॥ પણ કોણ કમાયા ધરમ ॥
કોણ પ્રકાશના જોગજો કહિયે ॥ તમે કોન પ્રકારે છુટે કરમ ॥ ૬ ॥
કોનચાલે ચાલીયાને કોન ધરમ આલેયા ॥ તમે કિયાજઈને મુગત લેસો ॥
ના આવે વિશ્વાસને કોન પુરે આસ ॥ પરતીતવીના પાવનકેમ થાસો ॥ ૭ ॥
હ્રદય કમલમા દેખોને કોન નરને લેખો ॥ આસનવાલે તો જોગ અજવાલે ॥
કોણ ચોરાસે રૂખી પાસે ॥ પણ પંચભૂત આત્માને વારો ॥ ૮ ॥
આ તન મન લેખો નિરંજન દેખો ॥ દિન પોહોતે જાસો સર્વે સેતા ॥
જોગ જાણો તો મનસુવખાણો ॥ વિખયાની વેલ કડવી જેહેરી કહેતા ॥ ૯ ॥
આવા સુનમંડલમાહે સોદો ॥ પણ પરતમા પુજે પાપન જાયે ॥
જોગ કમાવો તમે જોગી જોઈ ॥ ધરણી કરણી જીવની સાથે થાયે ॥ ૧૦ ॥
નવમાસ તમણે ઊદરમાહે રાખ્યા ॥ તેની તને સુદન જાણો ॥
આ મનની કાસલ તમે કાઢીનાખો ॥ જે નીત લેખા લેસે સારંગપાણી ॥ ૧૧ ॥
કહેત ઇમામશાહ સુણો જોગેશરો ॥ જુગત વીન જોગસાધન ના હોયે ॥
કાલના ફંદાને દુનિયાને ફંદા ॥ ફકટ ફેરા તમે ફરસો સોયે ॥ ૧૨ ॥

ભજન ૫૧

કોનના સ્નાનને કોયે બૂઝ્યા ॥ અને કોન નગરીમાંહે વાસા ॥
કોણ ઠેકાણે કોણ રાસતા પુજાવા ॥ પણ કોણ કરતવ સાચા ॥ ૧ ॥
કહે જોગેશ્વર ! અમને છે ગુરૂનરની આસા ॥ ટે ॥

કોણ કેકાણે તમે પ્રગટ રહેસો ॥ અને કોણસો વેદ ભણવા કહીયે ॥
કોણસો જાપ અમે જપીયે ॥ અમે કીયા જઈને દાન દઈયે ॥ ૨ ॥
કોણ તીરથે અમે પાપ છુટીયે॥ અને કોણ જ્યોતે ઈમાન કહીયે ॥
કીયા જઈ અમે ગુન્હા છુડાઈયે॥ તેનો સેસો ટાલી દઈયે ॥ ૩ ॥
સેજદાન સતગુરૂ મુજે દેજો ॥ ગત તીર્થે ગુન્હા પરહરો સોઈ ॥
પાછમ દિશા બેશી જાપ ઊચરીયે॥ બીજ શુક્રવાર કરજો જોઈ ॥ ૪ ॥
આજ કેકપુરી નગરીમા પરતક બૈઠા ॥ ત્યાહા ગુરૂ નરના છે કેડા ॥
અનંત કરોડી જીવને તારવા આવ્યા॥ તમારા જોગના કરવા નિવેડા॥ ૫॥
સોળ કળાશું જ્યોત પ્રકાશી ॥ છત્રીસ આસનસુ આવ્યા ॥
હેમપુરી નગરીમા હાજરસભાના મેળા॥ પાચમો વેદ ત્યાહા ભણાવ્યા॥ ૬ ॥
અથર્વવેદ એક નિકલંકી નારાયણ॥ ચાર યુગે ચાર દિશા પુજાવી ॥
કરણ કલ્પથી જીવડા આવીયા ॥ તેણી તમને સુદન આવી॥ ૭॥
કુવારીકા ક્ષેત્રમા આસન કિધા ॥ ત્યાહા ધરમ પાપ નિવેડા થાસે॥
આજ પરતક સ્વામીને જે કોઈ નમસે॥ તેના પ્રાછત પરલે જાસે ॥ ૮ ॥
કુંભ કલશ તમો સાચો કરી પુજો॥ તે સોળ કળા છે ઘટમાથી ॥
જંબુદ્વિપમા જોગેસર બૈઠા ॥ તે સિધ્ધ સબદના છે સાથી ॥ ૯ ॥
કહેત ઈમામશાહા સુણો જોગેસર॥ અમે નિરંજન ઘેરથી આવ્યા॥
આગે કરસન રૂપે કરૂણા કીધી ॥ તો ગુરૂ નર બેહુ સમાયા॥૧૦॥
સબદ સુણીને જોગી પાયજો લાગ્યા॥ આપીદસવંતને ગુરૂ પરમાણીયા ॥
ધામ નિજધામતણા ગુણ ગરહીને ॥ સતગુરૂ બ્રહ્મા પછાનેયા ॥ ૧૧ ॥

જોગી પરતે સતગુરૂ વચન બોલીયા ॥
તારે દેવને પુજી દસોંદ આપી ॥
ઈમામશાહાયે બ્રહ્મજોગ સમજાવીયા ॥
તારે જોગીયે જોગ મલેયા ઊથાપી ॥ ૧૨ ॥

 ૧૪૯૨

ભજન ૫૨

ચોગી તેજે જીવના નિમેડા કરે ॥ બાકી માંગીતાંગીને ઊદરપુરે ॥
એ કુદરતી ખેલ અમે ત્રણના બેલી॥ અને ત્રણ ગુણ મલીલીધી તાલી॥ ૧ ॥
રે જોગેશ્વરો ! જેણે સરજ્યા તેણે સેવો ॥ ધૃ ॥
સોળકળા લઈ અમે સ્વર્ગેથી આવ્યા॥ ત્યારે યુગમા જળાહળ થયો ॥
અમરના માર આગળ કેમ કરી સેહસો॥ તમે શુધ્દ વિસારી બેશી રહ્યા ॥ ૨ ॥
સમા પરમાણે તમેં સ્વર્ગમા જાશો॥ વાસ વૈકુંઠના તમને થાશે ॥
કર્મ સંયોગે તમે કર્તવ્ય ટાળો ॥ એ ટાલો બભુત ભાવે જાશે ॥ ૩ ॥
જ્ઞાનને મેલો નેચેતો સવેલા ॥ અમપાસે વસશો કે દૂર જાશો ॥
ત્રીવેણી ઘાટમા સંગ્રામ કીજે ॥ સતપંથ ફળ તેથી પાવો ॥ ૪ ॥
કાયાના મહલમે અવધૂત કરમ કીધા ॥ ત્યાં કોણ રાજાને કોણ પ્રધાન ॥
જે કોલે કાયમજીશું બંધન થયા ॥ તે કોલ આજ સંભાલો રાખી ધ્યાન ॥ ૫ ॥
એક રાજા ગુરૂને માઙમન પ્રધાન ॥ ઊમયા અમારી માતા નિરંજન તાત ॥
ઓંકાર દેવી ને કાયાપુરી નગરી ॥ એણી સેવાયે ખેલો સાક્ષાત ॥ ૬ ॥
એમ બોલ્યા ઈમામશાહ તમે સુણો જોગેશ્વરો ॥
જન્મ ગમાશો જ્યોતાજ્યોત જાણી ॥
અલખ નિરંજન જ્યારે લેખુ લેશે ॥
ત્યારે કાયાને ઘાલશે લોઢાની ઘાણી ॥ ૭ ॥

ભજન ૫૩

ૐ શબ્દ એવો બોલે સાન વિના ॥ પણલી લોપીને મેલી લાજો ॥
કશના કાયાયે પડશો તમે પાછા ॥ પણ પેટ ભરીને લેશો પાપ ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! પણ જ્યોત પુરૂષને પુજો જોઈ ॥ ધૃ ॥
કરમની કંથાસઊ થાસે મિથ્યા ॥ બલને કંશાસુર જોને રાજ ॥
એ રાજ આપીને અમે રમત કિધી॥ તે અવતાર અમે તે આવ્યા આજ ॥ ૨ ॥

એહદ રૂપે અમે રમત કીધી ॥ અમે એક રૂપને નવ અવતારી ॥
રાસ વિલાસ આગે અમે અવનવી કીધી॥ અમે રમતરમીયે અનેરી ॥ ૩॥
એ પુરૂષના તમે આસન સેવો ॥ જે જ્યોતીનાયોગ દેખાડ્યા ॥
અહદની વાતતમને અમેજાહેર કિધી ॥ અમે મોક્ષ મુગતીના ઠામ બતાવ્યા॥૪
અમે શુદ્દ પ્રસાદે સેવા કરીને ॥ અને સંસારમા શુદ્દ કહેવાયા ॥
બાવા કબીરદીન કુળે અવતારલીધો ॥ તેજ ઈમામશાહ કહાવ્યા॥ ૫
આદિપ્યૂબેથી અમે પાસેજો રાખી॥ અને સોળ કળાના સરદાર ॥
સંસારમાં આવ્યાત્યારે યોગી કહાવ્યા॥ યોગ કિધા છે ગુણ ગંભીર ॥ ૬॥
રહેણી કરણીયે અસંખયુગ આગે કિધા॥ અને થયા શરણા શરણ ॥
એ તત્વ ગુણ વીધીયે ત્રિગુણ સરજ્યા॥ અને સુઝ જે વરણાવરણ॥ ૭॥
એમ ભણે ઈમામશાહ તમેસુણો યોગેશ્વર॥ શી વિધે સપાત્રને લહિયે ॥
સપાત્રની યોગી સેવા જો કરતા ॥ એ ત્રિગુણથી ન્યારા રહિયે ॥ ૮॥

ભજન ૫૪

ઈમામપુરી નગરીમા સતગુરૂ બેઠા ॥ એની સેવાયે જાગીને સઊ બેલો ॥
એ સેવાયે બેલો છે આતમનો છેલો મેલો॥ તમે કાયાના અભિમાન ખોવો ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! પણ યોગતત્વ તમે જાણો ॥ ધૃ ॥
અભિમાન તજસોતો યોગને ભજસો॥ આપ ન સુજે તે કાયેના બુજો ॥
એ પ્રાણીનો અરથ કેઈ પેરે થાશે॥ તે ભરણવેલા ભાગી જાસે દુજે ॥ ૨ ॥
આ ગરથી યોગી દોયે તડ તરશો ॥ તમને થાશે અમરાપુરની આશા ॥
સ્વર્ગની આશા રાખીજીવ પસ્તાશો ॥ પણ પચાસમાં તમે પુરો વાંછા ॥ ૩ ॥
શુદ્દ નિરંજનને છે સોળ કળા॥ ત્રણ ભુવનમા ભરી પુરી રહ્યા ॥
કાયા કશીને તમે યોગ કમાવો ॥ તો મરણ જનમના લેખા ગયા ॥ ૪ ॥
માર ખાશો ને શરમિંદા થાશો ॥ જીવ ગયે ફેરા અતિશે ખાશો ॥
મન કેરી માલા માયાયે કરી ભુલ્યા ॥ તમે સતગુરૂને શરણે જાશો ॥ ૫ ॥

એ ઈશ્વર આગે બોહોત કહાવે ॥ પણ એ કયાથી થયાછે પેદા ॥
અમે તે મછિંદરને યોગનુ ઘર ॥ પંચભૂત આત્માને વશ રાખો સદા ॥ ૬ ॥
દુનિયા સવાદે જેણે સતપંથ જોયા ॥ તેણે જોયા આજ કલીમા કિરતાર ॥
આ મન મનાવવાને યોગી હુવા ॥ આ હંશ રમી કરી જાશે વારેરે ॥ ૭ ॥
એ રૂઆને આધારે પ્રાણ રમે છે ॥ એ પીંડને પ્રાણ વાયુના સાથી ॥
બુધને શુધ બેહુ હોશે મરણના સાથી ॥ સત્ય છે દત્તના બેલી ॥ ૮ ॥
ક્ષમાની ખેતીને રાખો શિર સેતી ॥ એ સોળ કલામા સાથે મલસો ॥
એ કરણીના કાચાને થાયે છે સાચા ॥ એ સંતોષની નાડેથી વલશો ॥ ૯ ॥
બ્રહ્માંડ જડાયાને ઘટ ઘડાયા ॥ પણ એ ઘટ છે ઘોર ગંભીર ॥
ઈમામપુરીમા અમે આસને બેઠા ॥ અમે કરમ પ્રજાળી કળા ધરી ગંભીર ॥ ૧૦ ॥
પ્રકાશી પાપને બૈઠા આપોઆપ ॥ અને બારમી સદીના સરદાર ॥
અલક્ષ યોગ વીના ભીક્ષા મંગાવો ॥ આવા ઊપદેશ કોણે આપ્યા સાર ॥ ૧૧ ॥
જ્યા લગી તમને ગુરૂ બ્રહ્માના ભેટ્યા ॥ ત્યાં લગી ખાસો તમે ફેરા ॥
સતગુરૂની વાણી તમે ગુરૂમુખે જાણી ॥ પણ નાથ વીના નહી હોયે નિમેડા ॥ ૧૨
નિકલંકીની ગત આ સતગુરૂયે દેખાડી ॥ તે ગુરૂને તમે સાચે મને ધ્યાવો ॥
સાચે રે મને તમે સુકરીત કરજો ॥ તો સહી અમરાપુર જાવો ॥ ૧૩ ॥
એમ બોલ્યા ઈમામશાહ તમે સુણો યોગેશ્વરો ॥ અમે સ્વર્ગ ભુવનથી આવ્યા ॥
પ્રત્યક્ષ બેઠાને પુજા દેખાડી ॥ અને જન્મમરણના સાંસા ટાળ્યા ॥ ૧૪ ॥

ભજન ૫૫

આજ ઈમામપુર નગરીમાહે ગુરૂ નર કહિયે ॥ તેની સેવા તમે સહી કરી જાણો ॥
તે ગુરૂયે તમને આજ યોગ સમજાવ્યા ॥ તમે શુધ્ધ પુરૂષની સેવા માણો ॥ ૧ ॥
રે જોગેશ્વરો ! આ જન્મે તમે જ્યોત પ્રકાશી ॥ ધૃ ॥
એ પ્રત્યક્ષ પુજો અમથી નથી દુજો ॥ તમે નરતનને નાદે ખેલો ॥
તમે યોગ ખોશો તો નરકે જાશો ॥ પછે ખાશો ચૌર્યાયશીનો ફેરો ॥ ૨ ॥

પ્રત્યક્ષ જાણોને આ ગુરૂને વખાણો ॥ અમે આદિ અંતેથી આવ્યા રાથી ॥
યુગ પ્રમાણે તમને પરિબ્રહ્મ મલીયા ॥ તમે મુકોતે મન કેરી બાજી ॥ ૩ ॥
આદેસર યોગિને દુનિયાના ભોગી ॥ પણ ભવના બંધન કેઈ પેરે જાયે ॥
ઘુરૂણ ધારીને આ ઘુંધળ પાણી ॥ ભીતર ધોયે તો પાપજ જાયે ॥ ૪ ॥
તે ગોર આજ પ્રત્યક્ષ બેઠા ॥ જેણે યુગોમા જ્યોતિ પ્રકાશી ॥
આવાગમનના તે કરશે નિવેડા ॥ તમ મનના મેલ બાહેરના ધોવાશે ॥ ૫ ॥
અશંખ યુગ આગળ વહિ ગયા ॥ હજુ લગી નાથના મલીયા ॥
એ કઈ પેરે યોગી યોગ કમાશો ॥ આ જન્માન્તર એળે વલીયા ॥ ૬ ॥
અમને ના બુજે સદ્ગોર ન સુજે ॥ આ સંસાર કાલે પ્રલયે જાશે ॥
પાખંડપાણી એ ગોર નરના જાણે ॥ પણ મસે પંજર ઝરી ઝરી જાશે ॥ ૭ ॥
એ ચારે ખાણીને નિરંજનની વાણી ॥ કાલ સંદેહ શબ્દે સૌને પડશે ॥
બીજન બોવે અમરાપુર ક્યાથી જાવે ॥ આ કાયા તે કઈ પેરે પાકે ॥ ૮ ॥
કુંજર દાન કર્તા યુગમાહે દેતા ॥ ત્યારે દશે અવતારે અમે આવ્યા ॥
ભક્તિના જાણેને યોગને વખાણે ॥ જન્મમરણ જીવની સાથે રહ્યા ॥ ૯ ॥
મમતા ના મુકોને અહંકારમા ચુકો ॥ ચો દિશથી લાગી તમને ચોટ ॥
કોણ પ્રકારે તમે કરણી કીધી ॥ સ્વામી રાજા સૃજનહારા મોટ ॥ ૧૦ ॥
પાચ તત્વ કેરા પિંડ નિપાયા ॥ તો કુદરતથી અમે કિધા ખેલે ॥
પંચનદી મુલસ્થાને તખ્ત રંચાવ્યુ ॥ તખ્તે ત્રિભુવન બેઠા ખેલે ॥ ૧૧ ॥
હિમપુર નગરીનો ધણી હિસાબ લેશે ॥ ત્યારે એ યોગના માર્ગ જોવાશે ॥
એ ભરતખંડ જંબુદ્વિપે આવ્યા ॥ તે કુવારકા ધરતીના ધણી કહાવ્યા ॥ ૧૨
વરજા શહેરમા વૈકુંઠ રચાસે ॥ તે દલ ભર જીવોના દાતાર ॥
આ છત્રીસ પંથ આ દુનિયામા ચાલ્યા ॥ ચલણે સાચા ચાલે સાચા આવાર ॥ ૧૩
આ સંસારના ગોર સર્વે પરલે જાશે ॥ પરલે જાશે જોગીને ભોગી ॥
એમ ભણે ઈમામશાહા તમે સુણો યોગેશ્વરો ॥ અમે મરણ જીવનના સંગાતી ॥ ૧૪ ॥

ભજન ૫૬

હાડકી કલીયે જેમ શિયાળ વળુધ્યા ॥ મીન ભાખે આપ રળીયાલા ॥
હું તમને પુછુ મારા નાથ મછંદર ॥ ચરિત્ર પુતલીયે સર્વે યુગ છલીયા ॥ ૧ ॥
સદ્ગોર પ્રસાદે સ્વામી હાથપગ આપ્યા ॥ તે ગોરને કેમ વિશાર્યો ॥
ભુલ્યારે ભુલ્યા તમે નાથ મછંદર ॥ તો જપતપ બેઊ હાર્યો ॥ ૨ ॥
સગલી જમાલતે સુખે સેજ પોઢતા ॥ તે કોણસે રાજાયે પાર ઊતાર્યા ॥
સુખની નાલેરે સ્વામી બહુ વરસ વહીગયા ॥ અવિચલ ધણી થકી ફળ લઈયે ॥ ૩ ॥
બુધડી ગમાઈ જેણે આસત્પંથ છોડયા ॥ મરણ જીવન બેહુ હાર્યો ॥
રાજયે લોભે નાથજી પાપે બંધાણા ॥ તો કર્મ ધર્મ બેઊ હાર્યો ॥ ૪ ॥
ભઠ્ પડ્યો એ ટાઢા ટુકડા ॥ ભઠ્ પડ્યો એ ભોયકા સુણા ॥
ભઠ્ પડ્યો એ સોટા લંગોટા ॥ ભઠ્ પડ્યો અવતારકા ઝોણા ॥ ૫ ॥
ઓર ધણીકા ગોરસ મીઠા ॥ તમે ગોર મુખે કરણી કમાવો ॥
એ ધરતી ઊપર કોઈ થર ના રહ્યા ॥ નાથજી મુળગા કા ગમાવો ॥ ૬ ॥
હાડકી કલીયે જેમ શિયાળ વળુધ્યા ॥ મીન ભાખે આપ રળીયાતા ॥
હું તમને પુછુ સિધ્ધનાથ ગોરખા ॥ આવડી શુધ્ધ તમે કેમ કરી જાણી ॥ ૭ ॥
સ્વામી અમે ભુખડી ખોઈને તૃષ્ણા છીપાઈ ॥ અમે નયને નિંદ્રા ના આણી ॥
સદ્ગોર બ્રહ્માજીની સેવાયે જાગ્યા ॥ તો નાથ મછંદરે ત્યાથકી શુધ્ધ જાણી ॥ ૮ ॥
જેણે બંબ થકી આપણી કાયા નિપાઈ ॥ તે બંબ પર ભોમ કરમ ટાલો ॥
સતપંથ સેવો ને સદગોર પુજો ॥
જન્મ સફળ કરી દેહી વારો ॥ ૯ ॥
એ સાંભરી નારી અતિ સુંદરી દેખી ॥
નાથજી ભુલાવે શું પડિયા ॥
મછંદર પ્રસાદે સિધ્ધ ગોરખ બોલ્યા ॥
તો નિત્ય નવો નાથ કેવાયા ॥ ૧૦ ॥

ભજન ૫૭

[કાનિફા યોગી અને કબીરદીન બાવાના સંવાદ ]

યોગી:- આયા ન છોડૂ મે લેને ન જાઊ ॥
કહે મેરા અવધૂત મે શું ના ખાવો હો ગુરૂ ॥ ૧ ॥
ગુરૂ:- આયાભી છોડો સત લેનેભી જાઓ ॥
કહે મેરા સતગુરૂ વિચાર કરી ખાઓ રે ॥ ૨ ॥
યોગી- છોતી કહે મે જુગકી રાણી ॥ છોતીકી છોત ઊતારે પાણી ॥
પાણીકી છોત ઊતારે પવન॥ પણ જીવકી છોત ઊતારે કવન હો ગુરૂ ॥ ૩ ॥
ગુરૂ- કાયા કુપલી મન કસ્તુરી ॥ અને ગીનાન જીવકી જ્યોતિ ॥
જીસ ઘટ માહે સ્વામી વસે॥ તિસે કયુંકર લાગે છોતી હો યોગી॥ ૪ ॥
યોગી- કોણ સો પંડિત કોણ સો પીંડ॥ તમ કીસ સીરકે ઈંડ ॥
કયા મિલી નિવાલા ખાયે ॥ કિસ કરણીયે અમરાપુરી જાયે ॥ ૫ ॥
ગુરૂ- મનવા હમારા પંડિત કાયા હમારી પીંડ ॥ હમ શ્રીયે વંદન સ્વામીકે ઈંડ॥
ગતમા મિલી વિચારી ખાયે ॥ ઈસ કરણીયે અમરાપુરી જાયે ॥ ૬ ॥
યોગી- કોણ તમારી જનોઈ કહિયે॥ કોણ તમારી ધોતી ॥
કોણ તમારા શબ્દ કહિયે ॥ કોણ તમારી પોથી । ॥ ૭ ॥
ગુરૂ- અગમ હમારી જનોઈ કહિયે॥ નિગમ હમારી ધોતી ॥
અખંડ હમારા શબ્દ કહિયે॥ કાયા હમારી પોથી ॥ ૮ ॥
યોગી- કોન સો નગર કોન સંસ્થાન॥ કોણ લોક વસે પ્રધાન ॥
કોણ રાજા કોણ મહેતા ॥ કહો ઈસ નગરીકી વાર્તા ॥ ૯ ॥
ગુરૂ- કાયા નગરી નવ સંસ્થાન ॥ માહે પાચ લોક વસે પ્રધાન ॥
હંસ રાજા પવન મેહતા ॥ લીયો ઈસ નગરીકી વાર્તા ॥૧૦॥
યોગી- કોણ જાગે કોણ સોયે ॥ કોણ દો દિસ ધાવે ॥
પંચાણ કેરા કોણ ગુરૂ ॥ સો કોણ મારગ લાવે ॥ ૧૧ ॥

ગુરૂ- હંસ જાગે પીંડ સોવે ॥ માયા દો દિશ ધાવે ॥
પંચાણકા ગીનાન ગુરૂ ॥ સો ગીનાન મારગ લાવે ॥૧૨॥
યોગી- ચાર જુગકા કોણતીરથ ॥ અને કોણ તીરથ મુનિવરા ॥
ચલતી નદી તો કોણતીરથ ॥ કોણ તીરથ ઘાટ દરશના ॥૧૩॥
ગુરૂ- ચાર જુગકા બ્રહ્મ તીરથ ॥ ગીનાન તીરથ મુનિવરા ॥
ચલતી નદી અદર તીરથ ॥ સતપંથ તીરથ ઘાટ દરશના ॥૧૪॥
યોગી- કેતા બરસ મેઘ જલ બરસે ॥ કઊ ગગન અંતર તારે ॥
ગુરૂ- છતરીસે બરસની મેઘજલ બરસે ॥ દોઈ ગગન અંતર તારે ॥૧૫॥
મન પરબોધીલે સાધુ ભકત કુલ તારના આગુ આગુ હોતે, પરે પરે હોતે ॥
જ્યારે સાદ નહી શબ્દ નહી અહંકાર નહી ધંધુ:કાર ॥
કહે ગુરૂ કબીરદીન રે જોગી ઓ જોગી ॥
મનકુ પરબોધ દેના યહ મુક્તિકા મારગ હે સુણો ॥૧૬॥

ભજન ૫૮

અબદુ મન જીતે મન ઈછા ફળ ઊપજે ॥ અને તન જીતે ઊછરંગ ॥
હરદે જીતે આનંદ ઊપજે ॥ ઈસ વિધ જોગ પચંધ ॥૧॥
અબદુ કામ ક્રોધ જબ જીતે જોગી ॥ સત પવિત્ર તબ હોઈ ॥
ચિત્ત જીતે ચન્દા હોવે નિર્મલા ॥ નિરમલ સાધુ સોહી ॥૨॥
અબદુ રસના પુછંત કંથના અમૃત ॥ અને ગીનાન પુરૂખ કુ બીનમ ॥
આકાશ રાજા ધ્યાન સિંગાસન ॥ તો આદ પુરૂષકો બીનમ ॥૩॥
અબદુ કાયા કામની મંછા દેવી ॥ અને ચૈતન્ય પુરૂષ અસ્થાનમ ॥
ક્રોધ અહંકાર કટક કા રાજા ॥ તીસકા સુરત નીરત પરધાનમ ॥૪॥
નામ પાતાલ સીર ઊપર નિરમલા ॥ કરમ પુરસ સિંગાસણ એહ ॥
જો જોગ જુગત દોઈ બસ્ત સાહિયા ॥
તો કરણા કરણી કરતવ સારમ ॥૫॥

અબદુ આશા મારો ચીંતા જારો ॥ અને હું ખુદી કરો રસોઈ ॥
આસણ જીતો નીંદરા જીતો ॥ કિરતાર કરે સો હોઈ ॥ ૬ ॥
જો ગુરૂ મલે તો અરથ બતાવે ॥ અને મટે ચિંતકા સેંસા ॥
જલબીના કમલ ન ફુલે ॥ તાકો મુરખ જાણે હાંસા ॥ ૭ ॥
ગુરૂ મલે તો પરછે સાધુ ॥ ગુરૂ બીના બાટ ના પાવે ॥
ગીનાન મંડલમા જલબલદિવો દિસે ॥ સો ગુરૂબીન હાથ ન આવે ॥ ૮ ॥
અબદુ રેહણ અંધેરી સાથી વેરી ॥ અને અવઘડ ઘાટ ગુધારા ॥
બીન અંગુવે કીયુ મારગ પાવે ॥ તાકી ચિંતા કરો સવેરા ॥ ૯ ॥
સતગુરૂ પારસ સાધુ લોહા ॥ ભેટે તો સોવન હોઈ ॥
જીયુ જલ મીને આપ પ્રકાશે ॥ તીયુ મા જે દરશન સોઈ ॥ ૧૦ ॥
નિરમલ મઢી સતગુરૂકા દુવારા ॥ અને દયા પુરૂષકા વાસા ॥
હરદે કુંભ પવન ઘટ શોધો ॥ તો અલખ પુરૂષકી આશા ॥ ૧૧ ॥
સંકટ ઘાટ અંદર લસ ઘાટી ॥ જીયા સુઈ મારગ ન પાવે ॥
ત્યા વાહાનારથ સીંગાસણ રાજા ॥ તાસુ નીત ઊઠે આવે જાવે ॥ ૧૨ ॥
વીરખ બીના ફુલે ફુલવાડી ॥ અને બીન મુખ નાદ બજાવે ॥
બીન રસના ગુણ ગાવે હરકા ॥ સો બીન પગ આવે જાવે ॥ ૧૩ ॥
અબદુ હરદે બેઠ ચેતનભગતી ॥ રાવલ હે મતવાલા ॥
ઈંગળા પિંગળા સુખમના દાસી ॥ સતગુરૂકી એસી બાલી ॥ ૧૪ ॥
ફિર પરછે તીયુ તનકો સોદો ॥ અને કહ્યા ગુરૂકા કીજે ॥
મેગા બીજા મારગ જોવે ॥ તીયું હંસા ગમન કરીજે ॥ ૧૫ ॥
હંસ પુરૂષ જબ સનમુખ આવે ॥ તબ કાયા નિરમલ હોઈ ॥
કરો ધ્યાન બે અંગ બભુતા ॥ તો મધસુધન પાવે કોઈ ॥ ૧૬ ॥
નાદ બંધ દોઈ ભછમ ગુરકે ॥ અને ચિત સત દોઈ સાથી ॥
નવસા પરછો ખેલ ગુરૂસુ ॥ ગીનાન ધીયાન દોઈ હાથી ॥ ૧૭ ॥

 ૧૪૫૦

જાસે સો જો રસમે પાકે ॥ અને સોયા તીને રસ ખોયા ॥
સોયે પંથ ન કટે ગુંસાયા ॥ મુરખ સાવે રહા સોયા ॥૧૮॥
અબદુ ઘટમાહે રિધ્દ સિધ્દ હે ॥ અને ઘટમાહે અનહદ ચાલા ॥
ઘટમાહે બાગ લગાયા બાબુ ॥ ઘટમાહે સીંચન હારા ॥૧૯॥
અબદુ ઘટમાહે નવખંડ પૃથ્વી ॥ અને ઘટમાહે હે કૈલાસા ॥
ઘટમાહે સાત સમુદ્રકા વાસા ॥ ગુરૂ બીના જાય પીયાસા ॥૨૦॥
ગુરૂ વચને ઘટ શોધન કરીજે ॥ તો ગુરૂ નર દર્શન પાયા ॥
કહે ગુરૂ સદરદીન સુણો ગતીયુલોકો ॥ તેણે આવાગમન છોડાયા ॥૨૧॥

એ જોગીઓંકો ઈસ તરહેસે રહેના ચાહિયે સુનો –

દોહરાઃ- ફાકા ફિરાક ઊદાસ દિલ, આસણ દૃઢ ગંભીર ॥
ફીકર ફાડ કફની કરે, વહાકા નામ ફકીર ॥૨૨॥

ભજન ૫૯

અબદુ જુગત જોલ સંતોક પાત્ર કરો ॥ અને દંડા કરો વિચાર ॥
ખમીયા દયાકી દોઈ મુંદ્રા પેરો ॥ ગીનાન કરજો આહાર ॥૧॥
અબદુ તે જોગી જુગમાહે જાકો મન દુજા રે નાય ॥
અબદુ તે જોગી જુગમાય ॥ ધ્રુ ॥
અબદુ ગુરૂ મેરા ગીનાન વૈરાગ્યકી ॥ ઈન્દ્રીયને સંયમ કરો બભુતા ॥
સાચ ધરમ સાચકરી ધ્યાવો ॥ તો જોગી હે અવધુતા ॥૨॥
અબદુ તે જોગી જુગમાહે ॥
ચાંદો સુરજ દોઈ રોકી રાખો ॥ અને મન ચીંત ધરો ઈસ દંડી ॥
સુખમણા તંતી વાજણ લાગી ॥ એ ભેદ કિસે જ ખંડી ॥૩॥
અબદુ તે જોગી જુગમાહે ॥
અબદુ સબ અવગુણ તજો ત્રિવેણી નહાવો ॥ અને અનહદ નાદ બજાવો ॥
કહેત ગુરૂ કબીરદીન જીવતા મરીયે ॥ તો અવરથ જનમ ન પાવો ॥૪॥
અબદુ તે જોગી જુગમાહે ॥

ભજન ૬૦

યોગીકુ ઢુંઢતા યુગ ગયે ॥ કહો કેતે દિન ભયે ॥
સાંઈયા માગેગા લેખા ॥ ઊસ યોગીકુ ઢુંઢતા યુગ ગયે ॥ ૧ ॥
યોગીકે ગલેમે હાર હૈ ॥ હિરા રતનશુ જડીયા ॥
જીસકા ભાગ્ય હો ઊસકુ દેતા ॥ ઐસા દિલ હૈ દરીયા ॥ ૨ ॥
યોગી સો યુગમે એક હૈ ॥ બાકી સર્વે ભીખારી ॥
મારો યોગી ચતુર શુજાણ છે ॥ અવર સો મુદ્રા ધારી ॥ ૩ ॥
યોગીકી રમત જે કરે ॥ ઊસે દઊ લાખુ બધાઈયા ॥
કાન ગોકુલમે ખેલ ગયે ॥ આપે હુવારે ગુસાઈયા ॥ ૪ ॥
યોગી સો જેણે યોગ જાણ્યા ॥ આપે રહા મસ્ત દિવાના ॥
યુગમા મઢુલી રચી રહ્યા ॥ જૈસી ધરતી અસમાના ॥ ૫ ॥
કાયા સો કંથા ગોદડી કહિયે ॥ અને કરણી કેરા ધાગા ॥
ઓઢયા સો અમર હુઆ ॥ ના ઓઢયા સો નાગા ॥ ૬ ॥
કપડા ધોવે યોગી નહી મિલે ॥ દિલ ધોવે સો પાવે ॥
એ ગીનાન કહેત ઈમામશાહા ॥ સાચા અમરાપુર જાવે ॥ ૭ ॥

ભજન ૬૧

પ્રથમ ગુરૂજીકે ચરણ વંદતો ॥ સાચા ગીનાન પ્રકાશી તો ॥
આદગુરૂ બ્રહ્માને જગત વિષ્ણુ ॥ સો આજ કલીમાહે જોગેશ્વર ॥ ૧ ॥
જટા રખીતને બભુત ચઢાવી ॥ અને નખ ચખ વધાવીતો ॥
જીને કામ ક્રોધ અહંકાર બાંધ્યા ॥ સોહી આજ કલીમાહે જોગેશ્વર ॥ ૨ ॥
અલોપ ભગતને સલપ નિંદ્રા ॥ અને વેદ પુરાણ પઢીતો ॥
જીને માયા છોડીને ઝુટ મેલી ॥ સોહી આજ કલીમા જોગેશ્વર ॥ ૩ ॥
એ કાયેને ન રાહો બેકી ॥ અને મુખ સરિસે સમસમો ॥
સમસમો ઈન જુગ મંદીતો ॥ સોહી આજ કલીમા જોગેશ્વર ॥ ૪ ॥

આજ નુરીને અનંત તજી ॥ મુખ સરીસે અનમનો ॥
અનમનો ઈન જુગ મંદિતો ॥ સોહી આજ કલીમા જોગેશ્વર ॥ ૫ ॥
સીતલ સંતોખી પ્રકાશે પુરા ॥ અને અમરીતો અમરીત ॥
પુણ્ય પવિત્ર વાજીત્ર વાણી ॥ સંસાર સાગર તરણ તારજે ॥ ૬ ॥
માતા તીરથ પિતા તીરથ ॥ અને બંધવો ન્યાતમાહે તીરથ ॥
અનંત તીરથ અભ્યાગતો ॥ વચને વચને ગુરૂજીનો તીરથ ॥ ૭ ॥
જીહા દેખુ તીહા તુહીહો તુહી ॥ જોગેશ્વર વાણી ઈમામશાહ બોલ્યા ॥
સાવાહતા સ્વામીજીને હિરદે બેસાડ્યા ॥ મુખી હોતા સો તર ગયા ॥ ૮ ॥

ભજન ૬૨

જ્ઞાનીયા જોગી તમે જુવો વિચારી ॥ ધૃ ॥
મે જુગ જાઈને હું જુગ પૈલી ॥ હું છું તો મેં બાલ કુંવારી ॥
લગને લગને હું છું કુંવારી ॥ માંડવે માંડવે હું પરણી ॥ ૧ ॥
સાસરો મારો છે રંગીલો ॥ સાસુ મારી બાલ કુંવારી ॥
પીહુજી મારે પાળણે પોળે ॥ તો હું હિંદળો હારી ॥ ૨ ॥
ગંગા જમુના મોરી ખાટ ખટોલી ॥ સાતસમુદ્ર મારે સેજ તવાઈ ॥
અંબ વોસીંગાને ધરની પાથરના ॥ મોરી સોળી નહી સમાઈ ॥ ૩ ॥
જગન માંડ્યા તો બહુતેક ॥ અને દેવાળીયા છે દાનરે ॥
મન ગમે તો ખેલુ અવધુતસુ ॥ નહી તો ફરૂ અકેલી ॥ ૪ ॥
માયા મંડાણી તારે હું જોગની ॥ અલેખ પુરૂષ ઘર ચેલી ॥
મન ગમે તો ખેલુ અવધુતસુ ॥ નહી તો ફરૂ અકેલી ॥ ૫ ॥
ક્રતા જુગમા હું તો ઊમીયા કેવાઇ ॥ તો ઈશ્વર ઘેર હું આવી ॥
મયકાસુર દૈત્ય હું મારવાયો ॥ પણ માન સરોવર મોટોલો ॥ ૬ ॥
એતા જુગમા હું તો જાનકી કેવાઈ ॥ રામચંદ્ર ઘેર હું આવી ॥
રાણો રાવણ હું મારવાયો ॥ તો સમુદ્ર પાળ બંધાવી ॥ ૭ ॥

દ્વાપાર જુગમા હું તો દ્રૌપદી કેવાઈ ॥ અને પાંડવ ઘેર હું આવી ॥
મારે ભારત હું જગન માંડીયો ॥ તો દાન ઘણા દેવડાવી ॥ ૮ ॥
કલિયુગમા હું તો કાલિંકા કેવાઈ ॥ તો સહસ્ત્ર રૂપે હું આવી ॥
એકે હાતે કાંતિ દુજે હાતે ખપર ॥ તો ઘેર ઘેર મારી જ્યાતી ॥ ૯ ॥
માયાને કારણ હું તો માતા કેવાઈ ॥ પણ સેવા કારણ હું દેવી ॥
કહેત ઈમામશાહા સાંભાલો જોગેશ્વરો ॥ અમે સતસંતોખ બેહુ લાવ્યા ॥ ૧૦ ॥

॥ યોગવાણી ભજન સંગ્રહ સમાપ્ત ॥

સ્તબક ૬

# ગુરૂવાણી

## ગીનાન - ભજન સંગ્રહ .

### ભજન ૧

આદ ઊનાદના નાથ રે ॥ સ્વામી તમે છો કરતાર ॥ ૧ ॥
ભરતખંડ જંબુદ્વિપમા ॥ દસમો છો નિકલંકી રૂપ ॥ ૨ ॥
સતગુરૂ કેરા હાટમા ॥ જડી ગીનાન સબદ કેરી જડ ॥ ૩ ॥
ગીનાન દિપક સમારીયે ॥ સતગુરૂ દેખાડસે અમર ભેદ ॥ ૪ ॥
સ્વર્ગ મૂત્યુ ગુરૂ ગમ જડી ॥ ના તો પાપ તે પરળા જાય ॥ ૫ ॥
પાંચ તત્વની રચના બની ॥ તારે ત્રણ જુગ કર્યા પ્રકાશ ॥ ૬ ॥
પાચહી રસને વારીયે ॥ તેના રૂપ છે સહસ્ત્ર પચાસ ॥ ૭ ॥
નાભી કમલથી ઊપજે ॥ તાહા ગૈબી તે ગર્જના થાયે ॥ ૮ ॥
સુન શિખરમા સુરતા ધરી ॥ તાહા થાયે છે અજંપા જાપ ॥ ૯ ॥
ઈંગળા પીંગળા સંગમ માહે ॥ તાહા સુક્ષમના વેહે અતિસાર ॥ ૧૦ ॥
અનહદ બાજા તાહા ગડગડે ॥ તાહા વર્તાવે જયજયકાર ॥ ૧૧ ॥
બંક નાલના ઘાટ માહે ॥ તાહા અનહદ થાયે પરકાશ ॥ ૧૨ ॥

૧૪૫૪

ઓ ઘેરથી અમી ઊતરે ॥ તાહા પીવેતે બિરલા કોયે ॥ ૧૩ ॥
સુરત નુરતની જુગત ભણી ॥ પરિબ્રહ્મ છે પોતાની પાસે ॥ ૧૪ ॥
અખંડ જ્યોત તાહા ઝગમગે ॥ એતો અલેખ પુરૂષ કેરો મેલો ॥ ૧૫ ॥
કહેત ઈમામશાહા સુણો મોરાભાઈ ॥ તે તમે ગાવો સીખો સાંભાલો ॥ ૧૬ ॥

ભજન ૨

અજંપા તણો હરદમ ધરીયે ધ્યાન ॥
ધ્યાન ધરીને મન વશ રાખો ॥ ભાઈ સતગુરૂની લહીયે સાન ॥ ૧ ॥
સાન ગુરૂકી લઈ ઘટમાહે રહિયે ॥ નિશ્ચલ થઈને ધરીયે ધ્યાન ॥ ૨ ॥
ગુપ્ત ઘટમાહે સુમરણ કરજો ॥ કોઈ ના સુને કાનો કાન ॥ ૩ ॥
ઈંગળા પીંગળા સુષુમ્ના નાડી ॥ ત્રિવેણી ઊપર મકાન ॥ ૪ ॥
ભ્રમર ગુંફા ઊપર પરગટ બૈઠો ॥ તાહા જઈ ખોલો નિશાણ ॥ ૫ ॥
નિશાણ ખોલો તો દર્શન લોડો ॥ મીટ જાવે ચૌર્યાયશીનુ ચિન્હ ॥ ૬ ॥
જનમ મરણકા સર્વે ભય ભાગે ॥ બૈઠા પીવો અમૃત પાન ॥ ૭ ॥
અમૃત પીવે તો જુગો જુગ જીવે ॥ વૈકુંઠમા પાવે તે માન ॥ ૮ ॥
સ્વામી હું છું દાસ મને દર્શનકી આસ ॥ વિનંતી મારી કરજો માન ॥ ૯ ॥
કર જોડીને તમે પ્રભુને વિનવો ॥ ગુરૂ પ્રસાદે ઊતારો પાર ॥ ૧૦ ॥

ભજન ૩

નુરનાથ ઘરની ખબર ના જાણી ॥ સંસારમા જીવ ભુલ્યા ॥ ધૃ ॥
પંચતત્વકા મહેલ બનાયા ॥ ત્રિગુણ કીયા પરકાસા ॥
સંસાર સાગર માયાજલ ભરીયા ॥ પ્રાણી તેના માહે બુડારે ॥ ૧ ॥
નાભી કમલથી દમ ઊઠત હૈ ॥ સ્મરણ સ્વાસ ઊસ્વાસા ॥
શિવશક્તિકા મેલા કરના ॥ બંકનાલ રસ પીનારે ॥ ૨ ॥
બંકનાલનો મારગ બાકો ॥ ચઢે જો બીરલા કોય ॥
જીનકુ સતગુરૂ પુરા મલીયા ॥ સોહી ઘેરમા જાયેરે ॥ ૩ ॥

ગંગા યમુના દો દસ બહતી ॥ બીચમો ભાગ સરસ્વતીકા ॥
ત્રિવેણી ઊપર સ્નાન કરના ॥ સુનમે ધુન લગાની રે ॥૪॥
ગગન મંડલમા ગૈબી ગુપતહૈ ॥ અનહદ બાજા બાજે ॥
ભ્રમર ગુફાના ઘાટમાહે ॥ અવિચલ વસ્તુ જડીરે ॥૫॥
કહેત ઈમામશાહા પ્રભુકે પ્રતાપે ॥ રહેની દિવસ જાગે ॥
સ્વર્ગભવનમા તે જીવ જાસે ॥ આવાગમન મટી જાસેરે ॥૬॥

ભજન ૪

મહાપદ કેરી વાટ કોઈ એક જાણેરે ॥
જેણે મલ્યા સતગુરૂ સાર તપસ્યા મેલીરે । ॥૧॥
નાભી કમલ ઘટમાહે સોહં ઊઠેરે ॥
તાહા જાપ જપે એક હંસ તારન મુટેરે ॥૨॥
પાચપચીસ ઘટમાહે જીવડા મલણેરે ॥
તાહા સેજ સુરતનું ધ્યાન ગડપર ચઢણેરે ॥૩॥
ચાર મલી એક ઠામ તાહા લય લાગીરે ॥
પ્રેમ તણી લય જબ કાને જાગીરે ॥૪॥
બંકનાલ મુકકામ સાંસો કહિયેરે ॥
તાહા સુરત નુરત બે મલીને પરછો લઈયેરે । ॥૫॥
ઈંગળા પીંગળા સાર સુષુમ્ના નાડીરે ॥
તાહા ચાંદો સુરજ બે મલીને મનછા મારીરે ॥૬॥
ત્રિવેણી ઘાટમાહે અખંડ જ્યોતીરે ॥
તાહા ઝગ મગ ઝગમગ બરસે મોતીરે ॥૭॥
સકી પીંડ તણી ખબર સર્વે જાણીરે ॥
તાહા સુરત ચઢી અસમાન ફુટી નિસરીરે ॥૮॥
સગલા રોમ રોમ લાગા જપવારે ॥
સગલા ઘટના ચોર લાગા છુપવારે ॥૯॥

પાવ કોસ પર ગામ નિશાણ ધારી રે ॥
તાહા ધરૂ સુરતનુ ધ્યાન સાંસો મારીરે ॥૧૦॥
એટલા સર્વે નિશાણ મેલ્યાની ચારે ॥
તાહા સ્વર્ગ મંડલના કોટ સઘલા પરખીરે ॥ ૧૧ ॥
સાત દ્વિપ નવ ખંડ જોયા નર નિરખીરે ॥
દેવા સરીખો નામ નહી મારો સ્વામીરે ॥ ૧૨ ॥
જપવા સરીખો સાર અલેખ નામીરે ॥
અલેખ નિરંજન નાથ લાગા મીઠારે ॥ ૧૩ ॥
સ્વામીકા એમ દરશન નજરે દીઠારે ॥
જેણે મલ્યા સતગુરૂ સાર તપસ્યા મેલીરે ॥૧૪॥

ભજન ૫

મલીયા પરમ સ્નેહી ગુરૂદેવ ॥ મલીયા પ્રેમ સુહાગણ દેવરે ॥ ૧ ॥
પંચતત્વની ખોજમે ॥ વસ્તુ અગમ અગોચર જડીરે ॥ ૨ ॥
શિવ નગરીમાં ખોજતા ॥ વસ્તુ સુન શિખર ગડ ચઢીરે ॥ ૩ ॥
ભ્રમર ગુંફાના ઘાટમા ॥ વસ્તુ અવિગત માહે જડીરે ॥ ૪ ॥
નુર તો નિરંજન તહા ઝરે ॥ તો અવિગત ઘરમા ખડીરે ॥ ૫ ॥
જીરે નિરંજનના ચઢતા ॥ ગુરૂ કૃપા સુરતા ચઢીરે ॥ ૬ ॥
અનહદ બાજાની ગર્જના ॥ તા તો અનંત તારાની ગઢીરે ॥ ૭ ॥
પંખ હજારની કમલની ॥ તાંતો નિરંજન ટકસાલ પડીરે ॥ ૮ ॥
સતગુરૂ પદ જાનતા ॥ એ તો ગુરૂ હાટે વસ્તુ જડીરે ॥૯॥
ધન ધન સતગુરૂ તમને ॥ વસ્તુ સત ઘેરથી જડીરે ॥૧૦॥
જીરે ઈમામશાહાની વિનંતી ॥ વસ્તુ પહુંચાડી ખરાખરીરે ॥૧૧॥
ગુરૂ ઈમામશાહા બોલીયા ॥ એ વસ્તુ સતગુરૂથી જડીરે ॥૧૨॥

ભજન ૬

સતગુરૂ બ્રહ્માને ઓળખ્યા ॥ મૈ તો સુરતીસુ કર્યા પ્રણામ ॥ ૧ ॥
બ્રહ્મ રસ લાગો મીઠડો ॥ મારે અંગ ઊલટ ન જાયરે ॥ ૨ ॥
જ્યોત પ્રકાશીને તેજ કર્યા ॥ તે તો તેજમા તેજ સમાયરે ॥ ૩ ॥
અખંડ જ્યોત તઈયા ઝલઝલે ॥ નાભી કમલથી કીધો વિસ્તારરે ॥ ૪ ॥
બારા કળા બ્રહ્મરસ કહિયે ॥ મૈ તો પરતક દિઠા છે તેજરે ॥ ૫ ॥
સોળા કળા વિષ્ણુ નર કહિયે ॥ તે તો જ્યોતમા જ્યોત સમાયરે ॥ ૬ ॥
પાચ તત્વની કાયા કરી ॥ નવ ખંડમા કિધો વિસ્તારરે ॥ ૭ ॥
જુગમા તે ગુરૂ નર આવીયા ॥ સેવક લોકને દેવા દર્શનરે ॥ ૮ ॥
સતપંથ સોળા કળાસુ જાણો ॥ તે તો ઊગમીયા સુરજ કેવાયરે ॥ ૯ ॥
ઈંગળા પીંગળા સુક્ષમના ॥ તે તો ચઢીયા ત્રિવેણી ઘાટરે ॥ ૧૦ ॥
ત્રિખુટી સંગમમા ન્હાઈયે ॥ તે તો દસમે પામીયા છે દર્શનરે ॥ ૧૧ ॥
સતરમી કળાના નુર ઝર્યા ॥ તે તો બીંડ સરૂપી કેવાયરે ॥ ૧૨ ॥
દસમે તે દર્શન જઈ મળ્યા ॥ તે તો પામ્યા છે અમરપદરે ॥ ૧૩ ॥
કહેત ઈમામશાહા સાંભાલો ॥ એમ બોલ્યા છે અમૃતવાણીરે ॥ ૧૪ ॥

ભજન ૭

સતપંથ ધરમ સો કહિયે ॥ જેણે ઓળખ્યા સતગુરૂ નુરરે ॥
પરિબ્રહ્મા વિષ્ણુને ઓળખ્યા ॥ તે તો અમર હુવા તતખેવરે ॥ ૧ ॥
જ્યોતે સ્વરૂપે જાણીયે ॥ આદબુંદ વીંડ કેવાયરે ॥
નિરાકાર રૂપે તો પોતે છે ॥ તે તો અકલ કહાવ્યા નવ જાયરે ॥ ૨ ॥
જવ્હેરી હોવે તો પારખે ॥ અને હિરા ચઊટે બાજાર ॥
મુનિવર હોવે તો પારખે ॥ જ્ઞાનની સુરતી લગાયરે ॥ ૩ ॥
કાચી કાયા ને કાચા પીંડ ॥ નવ ખંડમા કિધો પ્રકાશ ॥
પંચ તત્વનુ પુતલુ ॥ તો પોલ માહે પવન સમાયરે ॥ ૪ ॥

૧૪૫૮

નાભી કમલથી દમ ઊઠે ॥ સ્વાસ ઊસ્વાસ હોયરે ॥
દમે દમે હરીને જપીયે ॥ તો અમર હોવે સોયરે ॥ ૫ ॥
ત્રિવેણી ત્રિખુટીમા ન્હાઈયે ॥ અને પુરા સંગમ હોયરે ॥
ચાંદો સુરજ બે દીપ કહિયે ॥ તો જ્યોતમા જ્યોત સમાયરે ॥ ૬ ॥
સુરત લગાડીને ચહડીયે ॥ અને પુરા ગુરૂને સાથરે ॥
અજંપા જાપને જપીયેરે ॥ તો પ્રાછત સગલા જાયરે ॥ ૭ ॥
પાત્ર હોવે તો દર્શન લેવે ॥ અને અમરવસ્તુ સોય ॥
અમરપદ તો મળે ॥ ભાઈ પુરણ સુહાગણ હોયરે ॥ ૮ ॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરરે ॥ તમે સાચુ જાણો નિરધાર ॥
અથરણવેદમા એમ ભાકીયા ॥ આગળ નથી અગ્યારમો અવતારરે ॥ ૯ ॥

ભજન ૮

હરદમ જપો અજંપા જાપ ॥ અજંપા જાપ જપતા રહિયે જાપ ॥ ૧ ॥
મુંડ કમંડલ કાહી થરકરી રાખો ॥ નાભી કમલથી જગાવો ॥ ભાઈયો ॥ ૨ ॥
સતગુરૂશબ્દકા માહે બાજા બજાઈયે ॥ સુરતી સુહાગ ચઢાઈયે । ભાઈયો ॥ ૩ ॥
મુખ બીના ગાઈયે શ્રવણવીના સુણીયે ॥ બીન કરતાલ બજાઈયે । " ॥ ૪ ॥
ટાળ પખવાજ મૃદંગ બાજે ॥ બીન રસના ગુણ ગાઈયો । ભાઈયો ॥ ૫ ॥
ઈંગળા પીંગળા સુક્ષમના નાડી ॥ ત્રિવેણી તીરથ પરટે રહિયે । " ॥ ૬ ॥
ભ્રમર ગુંફા ઊપર તખત બીરાજે ॥ બાજા નિશાણ બજાઈયે । " ॥ ૭ ॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ એમ કરી દર્શન પાઈયે । " ॥ ૮ ॥

ભજન ૯

આજ સ્વામી હમે તીરથ ન્હાયાજી ॥ ઘેર અભ્યાગત આવીયાજી ॥ ૧ ॥
પાઊળ લઈને ભ્રાન્ત ચુકાવી ॥ નુરે નુર સમાયાજી ॥ ૨ ॥
મન વારી પંચ નિશ્ચલ રાખો ॥ ગુરૂના કેવાય કમાવોજી ॥ ૩ ॥
જીવડાને કારણ એણે પંથે આવ્યા ॥ ગરભની વાચા સંભાલોજી ॥ ૪ ॥

રંગ કુસુંબા જે નર રાતા ॥ તેના મનમા ભ્રાન્ત ઘણેરીજી ॥ ૫ ॥
રંગ સુરંગા જે નર રાતા ॥ પંથે ચઢીયા નિરવાણીજી ॥ ૬ ॥
જુગ જુગાન્તર આગમ અગોચર ॥ ગુરૂજી મારગ દેખાડીયાજી ॥ ૭ ॥
નવ અવતાર નવ દાનવ છેદ્યા ॥ દસમો છેદન આવીયાજી ॥ ૮ ॥
ગુરૂનર સ્વામી એણે જુગે આવ્યા ॥ ભેજો ગીનાન વિચારીજી ॥ ૯ ॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥ સ્વામીસુ હેત હરવેળાજી ॥ ૧૦ ॥

## ભજન ૧૦

આ દલ ચ્યારમે રાચ્યારે ભાઈ ॥ ગુરૂકે શબ્દસે રાચ્યારે ભાઈ ॥
અબમૈ સમજારે ભાઈ ॥ ગુરૂકે શબ્દસે રાચ્યારે ભાઈ ॥ ૧ ॥
તીરથ ના જાઊને ડુબકી ના ખાઊ ॥ ના ડાલુ ઊપર પાણી ॥
દેવલભીતર લાગી છે ટાલી ॥ જહા મેરી સુરત સમાઈ ॥ ૨ ॥
ઘંટા બજાઊ ના પાંતી ચઢાઊ ॥ ના ફેરૂં હાતમે માલા ॥
આસન માંડીને જુગતસે બેસુ ॥ ચવદિસ કરૂં અજવાલા ॥ ૩ ॥
દવડત ઢુંડત ઢુંડત થાકા ॥ જબ માર્ગ લીયા વીસરામા ॥
ઊલટ ભેટકી સુઝ જો લાગી ॥ કોટી કલપ અહી રામા ॥ ૪ ॥
નેમહી થાકે પ્રેમહી થાકે ॥ થાકે લોક બડાઈ ॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥ અટલ પદમો પાઈ ॥ ૫ ॥

## ભજન ૧૧

આત્મારામ તમે અવિગત સેવો ॥ સર્વ હી ભૂત નિવાસી હો ॥
સહેજતણા પરમારથ જાણો ॥ તો કાહે હિંડો વનવાસી હો ॥ ૧ ॥
જપતપ તીરથ વ્રત ઊપવાસી ॥ મુળ ન જાણે સો અંધા હો ॥
મદ મત્સર અહંકાર ન મુકે ॥ તો પ્રિથમી પાખંડ ધંદા હો ॥ ૨ ॥
પીંડ પખાલી દાહી દિશા નિહાળી ॥ મિથ્યા વાદ ન મુકે હો ॥
વેદ ગત ગુરૂ ભેદ ન જાણે ॥ તો એકહી અર્થ ન સુઝે હો ॥ ૩ ॥

જોગી જુગત ના જાણે જોગ વખાણે ॥ બૈઠાહિ લોચન તાને હો ॥
ગગનનાથ ગુરૂ ભેદન જાણે ॥ તો સીંગી સુર તાને હો ॥૪॥
આપ ન સુઝે ને કાઈ સીરલોચે ॥ સચ્ચિદ જ્ઞાન ના જાણે હો ॥
હિરદે દયા નહી કર્મ વખાણે ॥ મનશા કર્મે લાગ્યા હો ॥૫॥
ત્રિગુણ ટાળોને પંથ નિવારો ॥ તો સુન મંડલમાહે વાસાહો ॥
કહેત ઈમામશાહ નિર્મલ સેવો ॥ તો જ્યોત બીંબ પ્રકાશા હો ॥ ૬ ॥

ભજન ૧૨

અબુજ ન બુજે તેણેકેમ કહિયે ॥ તો ગુરૂ બીન નર કેમ ધ્યાઈયે ॥ ૧ ॥
ગુરૂનર સેવા કારન થાડા ॥ તો ગડ અમરાપુર જાઈયે ॥ ૨ ॥
થુલને કેમ કહે રજોશરા ॥ તો ગુરૂ નર બીન કેમ રહિયે ॥ ૩ ॥
જુગત માર્ગનો પંથ આગળો ॥ તો પરમતત્વ એમ પામીયે ॥ ૪ ॥
આત્મા હેઠીને દિજે સ્વામીને બેસનો ॥ તોવીરાભાઈ ગુરૂ થાડા હોઈયે ॥ ૫ ॥
સુખ દુઃખ બેહુ બની આવસે ॥ પણ હિરદેથી ધર્મ ન છોડીયે ॥ ૬ ॥
માનક મોતીનો ગાંઠજો વાલો ॥ તો બીચ બીચ હિરલા જડાવીયે ॥ ૭ ॥
કહેત ઈમામશાહા સુનો મોરા ભાઈ ॥ તો ગરભનીવાચા સંભાલીયે ॥ ૮ ॥

ભજન ૧૩

અજંપા જાપ જપોરે મારા મુનિવર ॥ અને તમે કા જાવોરે ભુલ ॥
કહેના ગુરૂકા સાચાહૈ ॥ તે સદાયે છે રે કબુલ ॥ ૧ ॥
ભાઈ હેતે પ્રીતે મન ભાવશુ ॥ અને જપો અજંપા જાપ ॥
પ્રભુકા નામ કહો દિલ સાચસુ ॥ તો કોટ વિઘ્ન હોવે દૂર ॥ ૨ ॥
સતગુરૂ તો દાતાર જીવના ॥ અને પીહુ નામ કહો પુકાર ॥
જીને માનાતે અમરાપુર ગયા ॥ અને નહી માના મુરખ ગમાર ॥ ૩ ॥
ભાઈ નામ જપ વિના કરે ભગતી ॥ અને સુને વેદની સાખ ॥
પણ નીત ઊઠીને ચાલણી ॥ જેમ નયેનાવની આંખ ॥ ૪ ॥

ભાઈ ગુરૂ નર પીહુસુ ધ્યાઈયે ॥ અને તમે સુણો મુનિવર વાત ॥
જાપ જપો દિલ ચાંદરણા ॥ ભાઈ નહીતો કાલી રાત ॥૫॥
જીને મુખથી જાપ નહી કહા ॥ અને ગુરૂના કહે પુકાર ॥
તે નર નરકે જાસેરે ભાઈ ॥ જાસે કલ્પ જુગ અનંત અપાર ॥ ૬॥
જીને વચન નહી સુના ગુરૂના ॥ અને ગુરૂ મંત્ર ન કિયા કબુલ ॥
તેણે મુખ પરશ તે નાખશે ॥ ભાઈ નાખશે નરક કેરી ધુલ ॥ ૭॥
જીન મુખ ગુરૂ મંત્ર નહી કહા ॥ અને ગુરૂના ન જાણ્યા નામ ॥
તે મુખ જેસા ભુંડકા ॥ તીસે નરકમા છે ઠામ ॥ ૮॥
ભાઈ નામ પીહુકા મીઠડા ॥ અને જૈસા શકકર દુધ ॥
જાપ ઓચરો દિલ સાચસુ ॥ તો તેમ તેમ વાધે બુધ ॥૯॥
ભાઈ પાચે વિષય વશ કરી ॥ અને મુનિવર દિલ રાખો ઠામ ॥
જાપ ઓચરો દિલ સાચસુ ॥ તો તીસે નરક આંચ હરામ ॥૧૦॥
ભાઈ તે દિલ મુનિવર ચાંદરણા ॥ સતગુરૂ બ્રહ્માયે કહા પ્રગટ ॥
પણ એક જાપની સંગતે ॥ જેમ રદે ઊઘાડે કમાડ ॥૧૧॥
જાપ જપો તમે ભાઈ મુનિવરો ॥ અને મુરખ તમે ભુલો કાહે ॥
તમને આસ છે અમરાપુરની ॥ જો સતગુરૂ વસે દિલમાહે ॥૧૨॥
ભાઈ મુનિવરને જાપ મિઠડા ॥ અને લોભીને મીઠા દામ ॥
મન ચિત્ત નિર્મલ કરીને સેવીયે ॥ અને હિરદામા લેજો નામ ॥૧૩॥
જાપ જપીયે ભાઈ કિમતશુ ॥ અને હું હું બાજી છોડ ॥
એ માયા મનશુ તજ કરીને ॥ અને પ્રીત પીહુશું જોડ ॥૧૪॥
ભાઈ કહેની રહેની સાચસુ ॥ અને હડકી રોટી ખાયરે ॥
જપ તપ વ્રત ઊપવાસ ભગતી ॥ તે મુનિવર સ્વર્ગે જાયરે ॥૧૫॥
ભાઈ જેણે પાચે વશ નહી કરા ॥ અને ઊંડી નજરે જોય ॥
તે જાપની કિંમત નહી બુઝે ॥ તે કેમ કરી અમર હોય ॥૧૬॥

ભાઈ સતગુરૂ બ્રહ્માને ધ્યાઈયે ॥ અને તમે સુણો મુનિવર વાત॥
મન મારીને મૃતક હોઈ રહિયે ॥ ભાઈ તે જીવ સ્વર્ગમા જાય ॥૧૭॥
ભાઈ ધન દેશ અને ધન ગુરૂકુ ॥ અને ધન લોકને ધન નાર ॥
જેણે સતગુરૂ બ્રહ્મા આંખે દેખીયા ॥ તે લોકોંકી હું બલીહાર ॥૧૮॥
જે ગતમા સતગુરૂ બ્રહ્મા ભેટીયા ॥ અને જાપ કહા સુનાયા॥
તે લોકોંકી હું બલહારીયા ॥ જીને દરશન પીહુકા પાયા॥૧૯॥
જીને દિલકી ખીડકી ખોલી હૈ ॥ અને ખોલે અમરાપુરકા ઠામ॥
જાપ જપીયા જીને મુખશુ ॥ પાએ તત્વ રાખો ઠામ ॥૨૦॥
જો ભેદી થૈ સો સમઝ ગયે ॥ અને ના સમજે મુરખ ગમાર ॥
નહીતે કાલે મુખ લઈ જાયે ॥ સો નરકે પડસે નરવાણ ॥૨૧॥
સતગુરૂ બ્રહ્માયે ગીનાન ભાડીયા ॥ અને સુનો આખર વેલા આઈ॥
હવે વલંભ ના કીજીયે ॥ તમે એતો મુનિવર ભાઈ ॥૨૨॥

ભજન ૧૪

| | | |
|---|---|---|
| ખેડો હો હરી નામની ખેતી ॥ | જામે થાસે લાભજી | ॥ ૧ ॥ |
| મન પવન બેહુ બલ દિયા ॥ | સુરતા રાસ લગાવજી | ॥ ૨ ॥ |
| પુણ્યનો પુરાનો હાતે ધરો ॥ | અકકલ આર લગાવજી | ॥ ૩ ॥ |
| પાપની પાલવ કાટજોજી ॥ | કાટીને બાહેર નાખજી | ॥ ૪ ॥ |
| ઓહમ્ ઓખર જોતજોજી ॥ | સોહમ્ સુરત લગાવજી | ॥ ૫ ॥ |
| કર્મની કાસલ ચુનાવજોજી ॥ | ખેતી ચોખી જો થાયજી | ॥ ૬ ॥ |
| મુળમંત્ર બીજ બોઈયે ॥ | ખેતી લુંડ ઝુંબળ જોયજી | ॥ ૭ ॥ |
| સતનો માલવો બનાવજોજી ॥ | ધર્મની પૈડી લગાવજી | ॥ ૮ ॥ |
| જ્ઞાનનો ગોળો ચલાવજોજી ॥ | સુવા ઊડી ઊડી જાયજી | ॥ ૯ ॥ |
| દયાની દાવળ રાળજોજી ॥ | ભવરી ફેરવો જાસજી | ॥૧૦॥ |
| કહેત ઈમામશાહા સાંભાલો મુનિવર ॥ | આવાગમન મટી જાયજી | ॥ ૧૧ ॥ |

ભજન ૧૫

ખાવિંદ ખોજી કહાડો નહીતો ॥ કુકટ ફેરો ખાસો ॥ ધ્રુ ॥
વાત વિચારીને વીરા મારા ॥ તમને કહે કરતારો ॥
જંબુદ્વિપમા જાહેર બૈઠા ॥ જાણો મુનિવર વીરા ॥ ૧ ॥
લખ ચૌર્યાયશીનો ફેરો મોટો ॥ જાણો મુનિવર વીરા ॥
ફરતા ફરતા પારન પાઈયે ॥ છેલ્લે આવો આરે ॥ ૨ ॥
જંબુદ્વિપમા તખત રંચાવ્યા ॥ બ્રાહ્મણ ભણતા ભુલ્યા ॥
વેદપુરાણમા જુવો વિચારી ॥ અમર ખોલો બારીરે ॥ ૩ ॥
જુગાજુગ તમે જુવો વિચારી ॥ ચંદ્ર ઊગ્યા ચવકારીરે ॥
આખરી વેળામા ઓળખીનેકાઢો ॥ અમર ખોલો બારીરે ॥ ૪ ॥
ધરત્રી માતાને કવલ કર્યો છે ॥ તે દાહો હવે આવ્યો ॥
કલજુગમા સ્વામી પોતે પધાર્યો ॥ ક્રિયા કરણી લાવ્યારે ॥ ૫ ॥
હિરદામાહે પ્રભુજી બૈઠા ॥ પિતલ ફતરને ના પુજો ॥
મારૂ તારૂ મેલીને છાંડો ॥ વાદન કરસો વીરારે ॥ ૬ ॥
દસહી માસ ઊદરમા રાખ્યા ॥ કવલ કર્યો બહુ ભારીરે ॥
સંસારમા આવીને મલીયે ॥ કવલ કોન સંભાલસેરે ॥ ૭ ॥
ક્રિયાહીનાને માર ઘણેરી ॥ ફુકાર કરે બહુ તેરીરે ॥
ધક્કા દઈને દુર કરાવસે ॥ ખરો કરીને લેસેરે ॥ ૮ ॥
પીહુજી પોતે પંથે બૈઠા ॥ મહાદુઃખ માર ચુકાવોરે ॥
ગુન્હા હોયતો ગતમા કહેજો ॥ હાત જોડીને રહેજોરે ॥ ૯ ॥
સમસેર સાથે સનમુખ વાતો ॥ જાણો મુનિવર વીરા ॥
જો તમે યહા કરણી કમાવો ॥ તો વૈકુંઠ કરસો લીલારે ॥ ૧૦ ॥
એ ગીનાન કહેત ઈમામશાહ ॥ સાંભલો મુનિવર વીરા ॥
ઈહા તમે સાચુ ચાલસો તો ॥ અમર થાસે લીલા રે ॥ ૧૧ ॥

ભજન ૧૬

ગુરૂનુ કહ્યુ જે નહી માને ॥ તે તો જાસે ઘોરઅંધાર ॥ ધૃ ॥
પારકી નિંદા જે નર કરસે ॥ તેના કિયા હવાલરે ॥
તેના હવાલ ગોરકથ્યાછે ॥ તમે રખેશર થાસો અંજાન ॥ ૧ ॥
નિંદા કરીને જે નર ભુલ્યા ॥ તેણે રખેશર અભડશોરે ॥
કલજુગમા મીઠી છે નિંદા ॥ રખે તમે અંગિકાર કરતારે ॥ ૨ ॥
અંગિકાર કર્યોના ફલછે ખોટા ॥ તે તો પડસે નરક મોઠા ॥
નરકમા નાખી દુઃખતાહાદેસે ॥ માહે માહે જીવડો તા કરશે ॥ ૩ ॥
જેણે જીભને સાપજો ડસસે ॥ હરદુ બાલીને ખાક જો કરશે ॥
એઊ દુઃખ નિંદા કરવાનો થાસે ॥ ત્યારે નરક કરશે કુકાર ॥ ૪ ॥
નરક બીજીદેહી જો ધરશે ॥ તે તો આવસે ગુરૂજીને પાસ ॥
સતગુરૂ બ્રહ્મા નરકને પુસસે ॥ નરક તુ તો કેમ આવ્યારે ॥ ૫ ॥
પોતાના દુઃખ જ્યારે નરક કહસે ॥ આવો પાપી મુજમા નાખો ॥
પોતાના દુઃખથી હું છું દાઝુ ॥ હવે કીયા કરૂ ઊપાયરે ॥ ૬ ॥
સતગુરૂ બ્રહ્મા ખલક આલ્યો ॥ નરક તુ તો એણે પેહેરરે ॥
ખલક પેરીને નરક ત્યાં આવ્યો ॥ પાઠ ફિરાવીને બેઠો રે ॥ ૭ ॥
સતગુરૂ બ્રહ્મા થાસે બાવરા ॥ મુરખ કાંહી ન ચેત્યોરે ॥
આગમ ચેતાવ્યા તોયે ના ચેત્યો ॥ મુરખ થયો અનજાનરે ॥ ૮ ॥
કાંકણ બાંધીને પ્રભુજી મલીયા ॥ ના મેલી નિંદાની ચાલ ॥
નિંદા કરશે તે ઘણુ પસ્તાવશે ॥ તેના ખોટા હવાલરે ॥ ૯ ॥
નિંદા કરે તેને દુનિયા જાણે ॥ તે નિશ્ચે નરક જાસે હો ॥
નિંદા કરીને જે નર ચલીયા ॥ કરોડી ચોવિસમા મલીયા ॥ ૧૦ ॥
ગિનાન સુનીને જે નર ગલીયા ॥ તે અનંત કરોડીમા મલીયા ॥
અનંતમા મલવાના મોઠા વિચાર ॥ જાણે મુનિવર સાતિયારા ॥ ૧૧ ॥

કાંકણ બાંધીને નિંદા જો કરસે ॥ માતા ગમન તેણે ચઢસે ॥
ચેતનહારા તમે ચેતીને રહેજો ॥ સ્વામી રાજા લેખા જો લેસે ॥૧૨॥
મુનિવર થઈને લેખા જો લેસે ॥ સ્વામીના છત્ર તલેથી ટલસે ॥
તેણે યમદૂત મારી કહાડસે ॥ કૈદીખાનામા મેળો દેસે ॥૧૩॥
મુનિવર થઈને નિંદા જે કરસે ॥ તેના ગુરૂ નહી બેલી થાયરે ॥
ગુરૂના કેવાય જે નહી કરસે ॥ તે જાસે ઘોર અંધાર ॥૧૪॥
પાછમ દિસાથી સ્વામીરાજા ચઢસે ॥ તે લેસે સતિયારા સાથે ॥
કુડા કપટીને છાટી નાખસે ॥ છાટસે ઝુટા ગેમારરે ॥૧૫॥
એ ગીનાન કહેત ઈમામશાહા ॥ કળમા ચઢસે આખર પડસે ॥
સ્વામીજીસુ અરજ જો કરસે ॥ તો સ્વામી તમે ઊધ્ધારસે ॥૧૬॥

ભજન ૧૭

ગુરૂ બ્રહ્માજી જુગે જુગ જાણીયે ॥ અને અવતારો અવતાર ॥
જેણે સ્વામી સેવા એક મના ॥ તે તો પામા મોક્ષ દર્શન ॥૧॥
સ્વામી ઘેર આવાને ઓલખા ॥ અને હેમ પુરમા વાસ ॥
દુર્યોધનથી વિદુર ભલા ॥ જેણે સત્તે પોતે મનની આસ ॥૨॥
જે ભાઈ પાચે પાંડવો ॥ અને દુર્યોધન રાયે ॥
પાંડવે પ્રભુજી સેવા એકમના ॥ ભાઈ કૌરવ મન ન લાયે ॥૩॥
પાંડવે સ્વામીજીને ઓલખા ॥ સતગુરૂને વચને ગયા વનવાસ ॥
તેહુને રાજપાટ સર્વે મેલીયા ॥ ભાઈ હિમે ગળાવ્યા હાડ ॥૪॥
જ્યારે જેમ માંગા તારે તેમ ઝુટા ॥ અને નવખંડ સ્વામીજીની આસ ॥
જે સતગુરૂ વચને ઓરાધસે ॥ તે તો પામસે વૈકુંઠ વાસ ॥૫॥
સતગુરૂ વચન અવિંચલ છે ॥ જે કોઈ રાખે અવિંચલ ઈમાન ॥
તેણે અંતઃકાલે સ્વામી ઊગારસે ॥ તેના વૈકુંઠમા છે ઠામ ॥૬॥
દુર્યોધનને સ્વામીના વચન લોપીયા ॥ અને તે આ સંસારને કાજ ॥

અહંકારે ગયો રાજપાટ ॥ એઊ જાણીને તમે ચાલો આજ ॥૭॥
જે સતગુરૂને વચને જીવ ઓધ્ધરા ॥ અને આ સતપંથને પરમાણ ॥
અથરણ વેદમા એમ ભાકીયા ॥ તે આપ જંબુદ્વિપ છે નિરવાણ ॥૮॥
ભાઈ કરણી વીના કેમ પામીયે ॥ જેણી કરણી સીધા ભલા કાજ ॥
કસણી સહી હરિશ્ચન્દ્ર તારા રાણીને ॥ તે ગુરૂ વચને છોડ્યા રાજ ॥૯॥
ભાઈ કસણી અમુલખ તાજણો ॥ અને કસણી ખમી તે ભલી જાત ॥
કસણી તે દિધી ચંદા સુરજને ॥ જેણે ફરવુ દિવસને રાત ॥૧૦॥
આજ કસણી ક્રિયા ધરમની ॥ તેણે કલજુગ ન લોપે કોયે ॥
આગમ સતગુરૂ ભાકીયા ॥ તેણે દર્શન ગુરૂના થાય ॥૧૧॥
આજ અષ્ટશત તીરથ ઊઠી ગયા ॥ તેનો બ્રહ્માની કલામા વાસ ॥
તે ગુરૂના થાનક છે જંબુદ્વિપમા ॥ તે તો રહા સ્વામીને પાસ ॥૧૨॥
જે અષ્ટશત તીરથના ઘર ઠાલા થયા ॥ આજ અથરણ વેદમા એસી રીત ॥
કુહેત ઈમામશાહ સાંભલો મુનિવરો ॥ તેમા જાઈ વસે ભૂતને પ્રેત ॥૧૩॥

ભજન ૧૯

ગુરૂ બ્રહ્માજીયે વેદ વચન કહિયા ॥ અને મુનિવર કરોને વિચાર ॥
સતગુરૂ કહે તમે સાંભળો ॥ કાહે ભુલો તે વારો વાર ॥૧॥
ગીનાન ભણે સુણેને પાલે નહી ॥ અને મુરખન બુજે અબુજ ॥
જેણે પાપ પેલા ફરીવલા ॥ તેણે ન પડી ધરમની સુધ ॥૨॥
તેણે કાનછે પણ બહેરીયા ॥ અને શ્રુત વના જેહે ॥
આવા ગીનાન ભણે સુણે પાલે નહી ॥ પછે વૈકુંઠ પામે કેમ તેહે ॥૩॥
તેણે આંખ સહીપણ આંધલા ॥ અને ગતમા મલે છે નીત ॥
આજ જગમા માયા મિઠડી ॥ ઊસથી ફરી આવે છે ચિત્ત ॥૪॥
જે ગુરૂયે દિઠા સારા સાંભલા ॥ અને સતગુરૂ કહો વિચાર ॥
જે ગીનાન ભણે સુણે પાલે નહી ॥ તે જાસે નરકને દરબાર ॥૫॥

ગીનાન ભણે સહુ સાંભળે ॥ અને કપટી ના મુકે કુડ ॥
જો જાન બુઝકર નરકે ગયા ॥ તે ધીક ધીક મુરખ મુઢ ॥ ૬ ॥
મનખા જનમ તો પામીયો ॥ અને સામલ ન લીયો સાથ ॥
પ્રાણી આવતા આવો હરખમા ॥ પછે જાતા દોહેલી વાટ ॥ ૭ ॥
તે વાટ વખડી પંથ દૂર હૈ ॥ અને ફરતા ન પાઈયે પાર ॥
જેણે સાચ ન રાખુ મનમા ॥ તેના મિથ્યા જીવુ સંસાર ॥ ૮ ॥
મનખા દેહી ધરી તો શું થયા ॥ અને ભુલો તે વારોવાર ॥
જે ગીનાન ભણે સુણે પાલે નહી ॥ તેનો ધિક પડો અવતાર ॥ ૯ ॥
ગીનાન ભણે સુણે સુધ પાઈયે ॥ અને ભુલડા ન પડસે કોયે ॥
સતગુરૂ કહે તમે સાંભલો ॥ તારે હદયે વિચારી જોયે ॥ ૧૦ ॥
ગીનાન વિચારો ભાઈ મુનિવરો ॥ અને હિરદે વિચારી જોય ॥
સતી જીવ પાર ઊતરી ગયા ॥ પછે કપટી ન તરીયા કોય ॥ ૧૧ ॥
સતી જીવ પાર ઊતરી ગ્યા ॥ અને જેણે દિલ રાખા પાક ॥
જે કપટી પ્રાણી નરકે ગયા ॥ તેની વેદમાં નહી સાંખ ॥ ૧૨ ॥
સાચુ ચાલો તો છુટસો ॥ એમ બોલા સતગુરૂ વીર ॥
આગલ જુગ નથી પાચમો ॥ તમે સુણો મુનિવર વીર ॥ ૧૩ ॥
મુનિવર મુનિવર સબ કોઈ કહે ॥ અને સબ કોઈ સાંભલે ગીનાન ॥
ગુરૂયે એવી સબદે સમજાવીયા ॥ તમને તોયે ન આવી સાન ॥ ૧૪ ॥
ભાઈ સતકી રોટી ખાઈયે ॥ તો કછુ પાઈયે પાર ॥
જો ગૈર હકકા કણ ગ્રાસીયે ॥ તો આહાર તેવો ડકાર ॥ ૧૫ ॥
જોઈને આહાર લીજીયે ॥ અને સતીયા સાચુ બોલ ॥
ગીનાન કુંચી લઈયે હાતમા ॥ તારા દલના તાલા ખોલ ॥ ૧૬ ॥
ગુરૂયે દલમા દિપક લાઈયા ॥ અને ચાંદરણા કિયા નૂર ॥
જો પાચે વશ હોયે મુનિવરો ॥ તો હરદમ સ્વામી હજુરરે ॥ ૧૭ ॥

સતગુરૂયે સ્વામી દેખાડીયા ॥ અને તોયે ના સુજે ધરમ ॥
એસા જુગમા પ્રભુજી છે ॥ તે તો પુરણ પરિબ્રહ્મ ॥૧૮॥
જૈસા દુધમા ઘૃત છે ॥ અને તૈસા તુજમા પ્રાણ ॥
ઐસા જગમા પ્રભુજી છે ॥ તે ઘટ ઘટ વ્યાપક જાણ ॥૧૯॥
જૈસા તીલમા તેલ છે ॥ અને કાષ્ટમા અગની જોય ॥
ઐસા તુજમા પ્રભુજી છે ॥ તમુથી પરગટ હોય ॥૨૦॥
દધી મંથે તો ઘૃત પાઈયે ॥ અને ગુરૂ ઈમામશાહાનીસાખ ॥
એમ દેહી જો મંથીયે અપની ॥ તો સ્વામી દેખો એની આંખ ॥૨૧॥
કાયા ખેતીમા ક્રિયાહલ જોડીયે ॥ અને દસવંત બીજ બોઈએ ॥
તેમા જીકર પાણી સીંચીયે ॥ તો સબ કછુ નિપજ હોયરે ॥૨૨॥
ગુરૂને પુછી પંથ કમાઈયે ॥ અને ખરી દસવંત દિજે સાર ॥
જેણે જગમા ગુરૂ પરમાણીયા ॥ તેણે ઊપર સ્વામીના પ્યાર ॥૨૩॥
જે ધરમ આચાર પાલે નહી ॥ અને નરકમા તેનો વાસ ॥
પણ જે સતીયારા મુનિવરા ॥ તે બેઠસે સ્વામીજીને પાસ ॥૨૪॥
ભાઈ જે સતિયારા મુનિવરા ॥ અને તે જીવ માણીક તોલ ॥
જેણે સતગુરૂ સ્વામીને ન ઓળખ્યા ॥ તે જીવકા સેહા મોલ ॥૨૫॥
ધરમ લીયા તો શું થયા ॥ અને ગુરૂ સું ન લાગા રંગ ॥
જે પાણીમાહે પથ્થર વસે ॥ તેનું નીરે ના ભીજે અંગ ॥૨૬॥
વન ભેદા તે પથ્થર સરીખા ॥ અને જેણે ના પછાણા ગુરૂનર ॥
ગીનાન માહે એસા ભેદ છે ॥ પણ જેમ મટીમા નીર ॥૨૭॥
મટીમા નીર જો દિજીયે ॥ અને પડતા વેલુ થાયે ॥
પણ જે સતિયારા મુનિવરા ॥ તે ગીનાન સુણે ગલી જાયે ॥૨૮॥
ગીનાન વિચારો મુનિવરા ॥ અને ન કરો દુનિયાની કાન ॥
ભાદવે પાણી પરબતે ॥ પછે જેટે નીર નિરવાણ ॥૨૯॥

બડા તપ સો સાચ હે ॥ અને બડા પાપ સો ઝુટ ॥
જે સતિ શિખામણ ચિતન ધરે ॥ તે મુરખ કેમ જાયે છુટ ॥ ૩૦॥
ગીનાન વિચારો ભાઈ મુનિવરો ॥ અને કલજુગ કેરા એંધાણ ॥
સતગુરૂ ઈમામશાહા એમ બોલીયા ॥ તે આગમ ભાખ્યા નિરવાણ ॥ ૩૧॥

ભજન ૧૯

ગુરૂ વના પાર ન પાઈયે ॥ અને ભણતા તે ચારે વેદ ॥
જે દાવે લાગ્યા તે નરકે ગયા ॥ તેણે ન જાણ્યા સતપંથના ભેદ ॥ ૧॥
પાચમો વેદ ઊનાદ ભણીયે ॥ અને નામ છે રજુ વેદ ॥
ચાર જુગમા ચાર વેદ વરતીયા ॥ હવે સુણો કલજુગનો ભેદ ॥ ૨॥
જે કોઈ બેઈમાની અંધા ભયા ॥ અને સતપંથની ન જાણે વાટ ॥
જે ઘેર ઘેર હિંડે ઢનકતા ॥ તે તો મુગત ના પાવે ઘાટ ॥ ૩॥
જે કપટી મનમા ન કંપિયો ॥ અને બોલે મન બહુ બેજાર ॥
જે નિંદા કરે ગુરૂ બ્રહ્માની ॥ તેણે કમાઈ ખોઈ જુગ ચાર ॥ ૪॥
તે મુરખ મનમા ન લરજીયો ॥ અને પર મંદર બેઠા જાયે ॥
પરતીવંતા તે વેચાર ભયા ॥ તે તો પાલવ કેનો ન સાયે ॥ ૫॥
એ ધનીવના ઘોલ સુના ॥ અને સોભે નહી લંગાર ॥
સુહાગણ હતી તે દુહાગણ ભઈ ॥ તેની ધની નહી કરે સંભાલ ॥ ૬॥
કુડો મુરખ મનમા ડગમગે ॥ અને જોવો જુગકલ્પનો વિચાર ॥
આજ સાચા મંદર એક સ્વામીના ॥ એમ સતગુરૂ કહે ફુકાર ॥ ૭॥
જાણી જોઈને ભુલીયા ॥ અને ભણતા તે વેદ પુરાણ ॥
અકલ હીણા ને ઈમાનઊણા ॥ તે જીવ ભુલશે નિરવાણ ॥ ૮॥
આદ અંતના સ્વામી એક છે ॥ અને અવર દુજા નહી કોય ॥
જે કોઈ ગુરૂ મસલો પૈછાનસે ॥ આજ સાચા મુનિવર સોય ॥ ૯॥
ઘેર ઘેર ગુરૂ ના કીજીયે ॥ અને ઘેર ઘેર ગુરૂ ના હોય ॥

૧૪૬૭૦

પણ ઘેર ઘેર દિવાજલે કારમો ॥ ભાઈ દિવાસો અમર હોય ॥૧૦॥
સાચા ગુરૂ હોય તેણે સેવીયે ॥ અને ઘટમા રાખીયે વિશ્વાસ ॥
પાતક જાસે એકોત્તરસો એના ॥ ભાઈ તે પામીયે વૈકુંઠ વાસ ॥૧૧॥
પીહુસુ પ્રીત કીજીયે ॥ અને અંતર ધરો બ્રહ્મગીનાન ॥
મન મારી મસલો કીજીયે ॥ ભાઈયો રહિયે એકજ ધ્યાન ॥૧૨॥
સિધ્ધિસાધક ગુરૂ જગમાબહુછે ॥ અને પુરે તે મનની આસ ॥
ત્યાંથી જીવના છુટે પોતાતણા ॥ તે તો પડસે યમરાજકે ફાસ ॥૧૩॥
ગુરૂસુ આપ પછાનીયે ॥ અને ઈમાન રાખીયે ઘટમાહે ॥
જેણે અનંત કરોડી જીવ તારીયા ॥ તે પકડસે અપની બાહે ॥૧૪॥
આજ કલજુગ પુરણ વ્યાપીયો ॥ અને કરસે ગતમા ભંગ ॥
તે ભલા ભલેરાને ભુલાવસે ॥ એવો કલજુગ કેરો ફંદ ॥૧૫॥
કલજુગ આવીને બોલીયો ॥ અને મારા સેહા છેહેં ધાન ॥
કાલા વસ્ત્ર તે કલજુગને પેરણે ॥ પેને ગરધવના પલાણ ॥૧૬॥
એ કલજુગ કાલો કુતરો ॥ અને હાકે તેણે ખાયે ॥
મંદરમા હિંડે માલતો ॥ તે બાહેર ના કાઢે પાયે ॥૧૭॥
મન મારી તન બાલીયે ॥ અને બાંધાની કીજે સોચે ॥
જો જકરે ફકરે ઓરાધીયે ॥ તો કુત્તા કાલ નલોપે કોયે ॥૧૮॥
અથરવેલા જો આવશે ॥ અને અથર મુનિવરના ચિંત ॥
સાચ રાખીને ઝુટ ના બોલીયે ॥ ગુરૂ નરસુ રાખીયે મીંત ॥૧૯॥
સતભુંરૂ મલે તો સતપંથ ઓરીયે ॥ અને બાંધીયે સતની મોટ ॥
સતગુરૂ વીના સવદા કીજીયે ॥ તો બમણી આવે ખોટ ॥૨૦॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ અને જોવે ગીનાન વિચાર ॥
હવે વખડી વેલા આવી પોતી ॥ તેણે વલંભ નહીં લંગાર ॥૨૧॥

ભજન ૨૦

ત્રિવેણી સંગમા ઝુલના ॥ તું કીંવ પાકે શરીર ॥
નેમ લઈને વ્રત આચર્યા ॥ તારા જીવને રાખો થીર ॥ ૧ ॥
ધરમસુ ધુંદળ કાહે કરો ॥ તમે કેમ ઊતરસો પાર ॥
જોવી વિચારીને ચાલજો ॥ ભાઈ એ સાચુ બોલ ॥ ૨ ॥
કાયાના સુખ તમે જાણસો ॥ તો સહસો નરકના માર ॥
સતગુરૂ લેખા માગસે ॥ કલજુગમા દસમો અવતાર ॥ ૩ ॥
કાસોરે તાંબો ભેળસો ॥ તો તેની મોહર ના થાય ॥
ચવક ચવ્હાટળે વા પડસે ॥ તારે સાચી કરણી કમાવ ॥ ૪ ॥
મારા પ્રભુજીની ટકસાળ નિપજે ॥ તે ખોટી કહી ન કેવાય ॥
સતગુરૂ પરખને આવસે ॥ તારે વેદ પુરાવસે સાક્ષ ॥ ૫ ॥
તાઈ તોલીને તપાવસે ॥ તારે સોનુ દિસે સુલાવ ॥
ખરીખરી પ્રભુજી જોતસે ॥ તે આલસે અમરાપુરી વાસ ॥ ૬ ॥
ત્રણ જુગના નિન્દ્રા વળયા ॥ કલજુગ આખર નિધાન ॥
લોભ સ્વારથે વિનાસસે ॥ વિનસે તે નરને નાર ॥ ૭ ॥
કેહેત ઈમામશાહા આગમ ભાકીયા ॥ અને એસાચુ બ્રહ્મજ્ઞાન ॥
જોવી વિચારીને ચાલસો ॥ ભાઈ એ સાચુ બોલ ॥ ૮ ॥

ભજન ૨૧

દિલ તુ કયા દેખત હૈ દુર ॥ હિરદામાહે ધની છે તોરા હાલ હજુર ॥ ધૃ ॥
લિખા લેખ સો નહી મિટનેકા ॥ કયા મરતા ઝુર ઝુર ॥
ખબર બીના નર કેતે ખપગયે ॥ માયાકે હો મજુર ॥ ૧ ॥
ગુરૂ બીન ગ્યાન કથે બહુતેરા ॥ ભેદ ન સમજે અબુજ ॥
તુહી તુહી તો સ્વામી બોલે ॥ ભીતર હૈ ભરપૂર ॥ ૨ ॥
નાભી કમલસે નેહ લગાવો ॥ સુરત નુરત મજબુત ॥

સ્વાસ ઊસ્વાસે સબદકુ પકડો ॥ મીટે જનમકી ભુલ ॥ ૩ ॥
પ્રેમ પીયાસે પીવો પ્યાલા ॥ કૈફ ચઢે ચકચુર ॥
ઊલટા સુલટા જાઈ અસમાના ॥ સુનમે ઊગા સુર ॥ ૪ ॥
અનહદ બાજા ભીતર બાજે ॥ નિરમલ વરસે નૂર ॥
ચન્દ્રસે જ્યોત કરે ચમકારા ॥ અનહદ વરસે નૂર ॥ ૫ ॥
આ રે જગતમા ઝુલી કલીયા ॥ કઈક હજાર ભરપૂર ॥
માયાકે માહે ન્યારોહે ન્યારી ॥ જલે કમલકા ફૂલ ॥ ૬ ॥
કહેત ઈમામશાહા પ્રભુને ભજલેવો ॥ વચન કરો એ કબુલ ॥
જબ લાલનકી લાલી પાવે ॥ એ વસ્તુ હૈ અમુલ ॥ ૭ ॥

ભજન ૨૨

ધરમ મુરત એક બ્રહ્મા પછાનો ॥ ભાઈ બ્રહ્મા પછાનો ॥
તો સતગુરૂ વીના જીવ ના છુટેજી ॥ ૧ ॥
સર્વે જીવરે આપણા સ્વામીજીનાસરજા ॥ દયાલજીના સરજા ॥
તો માયા દેખીને જીવ ભુલાજી ॥ ૨ ॥
જેણે સરજા તેના નામ ના જાણાજી ॥ ભાઈ ઠામ ના જાણાજી ॥
તેણે હું તું કરીને દિન ગમાયાજી ॥ ૩ ॥
લાલચ લોભ માયા અતિરસ મીઠી ॥ ભાઈ બહુ રસ મીઠી ॥
તે જીવડે આપની સુધ ન જાણીજી ॥ ૪ ॥
જીવ કારણે ગુરૂનર જુગાજુગ આવા ॥ ભાઈ વારોવાર આવા ॥
તો આવા સત્પંથ ધરમ દેખાડાજી ॥ ૫ ॥
કહો ભાઈ જીવ તમે કાહા થકી આવા ॥ ભાઈ કાહાથકી આવા ॥
અને તમે કહોને કીયે ઘર જાસોજી ॥ ૬ ॥
એ સર્વે વાતોંકા મુલના જાણોજી ॥ ભાઈ ભેદ ના જાણોજી ॥
તારે હું તુ કરીને જીવડા ભુલાજી ॥ ૭ ॥

કૌલસ્વામીજીના જુગોજુગેલાવો ॥ ભાઈ વારોવાર લાવા ॥
પણ એકે કૌલ ના પાલાજી ॥૮॥
પુરણ ભાગ જેણો સંચ જો પેલો ॥ ભાઈ સંચજો પેલો ॥
ભાઈ તેણે કૌલ સંભાલાજી ॥૯॥
પાંત્રીસા પંચવીસા સોલાને આઠા ॥ ભાઈ સોલાને આઠા ॥
તો વાર ચૌર્યાયશી જીવ નુ ભુલાજી ॥૧૦॥
કૌલ કાયમ સાચા સતગુરૂ મેરા ॥ ભાઈ ગુરૂ નર મેરા ॥
જેણે દઢ કરીને પરમાણાજી ॥૧૧॥
કૌલ સ્વામીજીના સાચેરા જાણો ॥ ભાઈ સત કરી જાણો ॥
જીવડા ગરભની દિધી વાચા સંભાલોજી ॥૧૨॥
ચેતો મારા મુનિવરો છેલીહો સંધો ॥ ભાઈ આખરી સંધો ॥
તે તો આગલ છુટના નહીજી ॥૧૩॥
આજ વખડી છે વેલાને પંથ છે દોહેલા ॥ ભાઈ માર્ગ છે દોહેલા ॥
તો એણી ગફલતે જીવડા ના છુટેજી ॥૧૪॥
અષ્ટ પ્રહર જેણે જીવડાની ચીંતા ॥ ભાઈ જીવડાની ચીંતા ॥
તો તેણે કલજુગ કેમ કરી લોપેજી ॥૧૫॥
જેનારે દિલમાહે સ્વામીઆપેરે બૈઠા ॥ ભાઈ ભરી પુરી બૈઠા ॥
તો તેણે રાહ હકિકત આપ સુઝેજી ॥૧૬॥
રાહાને હકિગતે ગીનાન વિચારો ॥ ભાઈ જ્ઞાન વિચારો ॥
એણી જકરે જીવડારે છુટેજી ॥૧૭॥
કરોને જીકર મારા મુનિવર ભાઈ ॥ રે રખેશર ભાઈ ॥
તો જાહાલગી ઘટમાહે સાંસજી ॥૧૮॥
જીકર સુકરીત સાથે સામલતેરા ॥ ભાઈ સાથીજોતેરા ॥
તાહા બીજુ કોઈ સાથે નહી આવેજી ॥૧૯॥

સતની બેલીરે સતગુરૂસાથે રહસે ॥ ભાઈ ગુરૂ સાથે રહસે ॥
તો ધરમને મારગે બેલી ચાલેજી ॥૨૦॥
સતના સેવક સતગુરૂસાથે રહસે ॥ ભાઈ ગુરૂ સાથે રહસે ॥
તેણે આને દિન ગુરૂ નરને ઓરાધાજી ॥૨૧॥
એમ ઈમામશાહા અમીરસ બોલીયા ॥ ભાઈ મહારસ બોલીયા ॥
તમે રખેશરો જેવો ગીનાન વિચારીજી ॥૨૨॥

ભજન ૨૩

ધુંધુઃકારની ભાઈ કોણ એંધાણી ॥ ગુરૂ ઈમામશાહા સહી વખાણી ॥
જ્યોત નિરંજન સ્વામીને કહિયે ॥ તે અનંતના પાર ન જાણી ॥ ૧ ॥
છત્રીસ જુગ ચૌર્યાયશી ચૌકડી ॥ અને ધ્યાન ધરીને રહ્યા હેત ॥
ત્યારે હેતથી નુરનાબુંદ ઊપાયું ॥ તેનાઈંડ નિપાયુ એક ॥ ૨ ॥
ક્રોડી ઈંડ સ્વામીને ત્રિભુવન કિયા ॥ અને આગમ જ્યોત નિશાણ ॥
જ્યોત થકી નુર નિપાયુ ॥ બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વર જાણ ॥ ૩ ॥
ત્રણ મુરત એક જ્યોતસુ ખેલે ॥ અને સોહી નિરંજન આપ ॥
ગુરૂ નર તે નામ ભણાવીયુ ॥ અને કલજુગ છેલુ છે એંધાણ ॥ ૪ ॥
એ કલજુગ છેલીસંધ છે ॥ તમે સાચુ લેજો જોઈ ॥
સાચુ ઈમાને ચાલસો ॥ તો ફળસે તમારી કમાઈ ॥ ૫ ॥
મન અભિમાન ના હોવે ॥ અભિમાને હોવે વિનાસ ॥
અભિમાને રાવણ મારીયો ॥ દસ મસ્તક છેદ્યા ત્યાહે ॥ ૬ ॥
કામ ક્રોધ અહંકાર વારીયે ॥ અને ધરતીના ગુણ રાખો આપ ॥
જીવતા મરતગ થઈને ચાલસો ॥ તો સરસે તમારો કાજ ॥ ૭ ॥
જીકર ફીકર માંગજો ॥ અને જીકરે જાગો દન રાત ॥
હેતે સુકરીત દસોંદ દિજીયે ॥ તો હેતે રાખો ઈમાનરે ॥ ૮ ॥
પુરણ ભાગ પહેલા તમારા ॥ અને ગુરૂ બ્રહ્માજીયે પાયેલા ॥

ગુરૂ બ્રહ્માજીને ઓળખ્યા ॥ તો થર રાખો અપના ઈમાન॥૯॥
પ્રીત કરી પરિબ્રહ્મ રીઝાવીયા ॥ અને ગુરૂનરસુ કરના ભોગ ॥
સ્વામીની સેજડી જે ચઢી ॥ તો પામે અમરાપુર સંજોગ॥૧૦॥
હેતે કરીને બોલાવીયે ॥ અને ઘટપાટ થાપીને પીજે નુર ॥
ગુરૂરે ગતને ઓરાધ કરતા॥ મલી મલી પીજીયે નુર ॥૧૧॥
હેત કરીને પ્રીત કીજીયે॥ અને હેતે વરસે નુર ॥
હેતે કરીને ઓરાધીયે ॥ તો હેતે દિજે દાનરે ॥૧૨॥
કહેત ઈમામશાહા સુણો મોરાભાઈ॥ અને સાચુ જાણો નિરધાર॥
આગમવાણી કથી સંભળાવીયા॥ તમે મુનિવર થાવો હુશિયાર॥૧૩॥

ભજન ૨૪

પાછીમથી દલ ચાલસે ॥ અને કાયમ ધરસે નામ ॥
શ્રી નિકલંકી જ્યારે ચઢસે ॥ તારે મુરખ પડસે બાજ ॥ ૧ ॥
શ્વેત ઘોડો સ્વામી પલાણસે॥ અને પ્રભુજી થાસે સ્વાર ॥
ત્રિધારૂ ખડ્ગ સ્વામી હાતે લેસે॥ તો સર્વે સૈન્ય લાવે સાથ ॥ ૨ ॥
કુદરતનો ઘોડો સ્વામી ભીડસે॥ અને મોતી પુરાવસે બાલોબાલ॥
માણક મોતી હિરા રતન જડસે॥ તો ચિતરીયા કરસે પલાણ ॥ ૩ ॥
તેજી પાખરીયા પલાણીયા॥ અને સોવણ જડીયા તોયે ॥
સ્વામીજી સોને ભંડાર ભરીયા॥ તેના સુખ કહ્યા નહી જાયે ॥ ૪ ॥
સ્વામીના તેજનો વખાણ સાંભલો॥ મુનિવર તેની સુંકરે વખાણ ॥
સોળા કળાનું તેઊ ચાંદરણુ ॥ જેના શ્રી નિકલંકી નામ ॥ ૫ ॥
અમૃતવાણી સ્વામીરાજા બોલસે॥ અને મુરખ ન જાણે એનો મરમ॥
એતો આખર વેળાનું તેજ છે ॥ તો મુનિવર ઘેર વખાણ ॥ ૬ ॥
મુનિવર હસે તેતો જાણસે ॥ અને પાળસે સત ધરમ ॥
સતધરમ લઈને નીત પાલસે ॥ તે પરછે કમલાકુંવરનો મરમ ॥ ૭ ॥

૧૪૭૬

અનંત કરોડીનો મુખી છે એ ॥ અને સુરજારાણી કેરો પુત ॥
તેની દરશનની આસ છે ॥ તો મુનિવર પાળજો ધરમ સત ॥૮॥
સતધરમ પાલસો તો છુટસો ॥ અને ઊતરસો ભવસાગર પાર ॥
સાચા સતગુરૂને સેવજો ॥ તો પામો સ્વામીના દરશન ॥૯॥
સૃષ્ટી ગુરૂ વીના જે કોઈ ભુલડા ॥ તે તો જાસે નરક દુવાર ॥
પૂર્વ જન્મનો તેનો સંચો નહી ॥ તે સતગુરૂ પર કેમ લાવે ઈમાન ॥૧૦॥
સતધરમ લઈને જેણે પાવળ પીધા ॥ અને સુકરીતના કિધા દાન ॥
જીકર ફીકર પાણી સીંચીયે ॥ તો સૃષ્ટીગુરૂ પરમાન્યા નામ ॥૧૧॥
કસણીવીના નહી છુટસો ॥ જે કોઈ ચાલસે સતની વાટ ॥
સતગુરૂથી જે કોઈ દાવો કરસે ॥ તે તો જાસે ઘોર અંધાર ॥૧૨॥
પુરવે જનમ તો નરગે જાસે ॥ અને મન મતા કરસે કામ ॥
આપ મુરાદા બોલતા ॥ તે નહી માને ગુરૂને ઈમાન ॥૧૩॥
બેલી વના જે કોઈ બુડસે ॥ અને નહી કોઈ બેવણહાર ॥
સતગુરૂ જાહેર બેલી ભેટીયા ॥ તો પામો સ્વામીના દર્શન ॥૧૪॥
ભાંગ તંબાખુ જે નર ખાસે ॥ અને મન મતા કરસે કામ ॥
વીના મોકલ્યા નરકે જાસે ॥ તે તો જાસે ચોવીસને ઠામ ॥૧૫॥
ગુરૂ ઈમામશાહ એમ બોલીયા ॥ અને બોલ્યા સતની વાત ॥
જે કોઈ કુડ કપટે ચાલસે ॥ તે માર ખાસે મહાદારૂણ ઘાટ ॥૧૬॥
કલ્પાન્તનો દુઃખ બહુ દોહેલુ ॥ તે તો તમથી સહિયા ન જાયે ॥
સૃષ્ટીગુરૂની ધરસો બેલડી ॥ તે પર સ્વામીનો પ્યાર જો થાયે ॥૧૭॥
સૃષ્ટી ગુરૂ સોહી સતગુરૂ ॥ અને સાચા ગુરૂ પરમાણોરે ॥
સુકરીત દસવંત સ્વામીને સોપજો ॥ તે તો પુરવ લેસો મરમ ॥૧૮॥
સતગુરૂ વીના કેમ છુટસો ॥ એમ વેદમા કરજો વિચાર ॥
અથરણ વેદ પરમાણજો ॥ તેણે ઊપર આણો ઈમાન ॥૧૯॥

બેઈમાની તે તો બુડીયા ॥ અને ચોવીસ તેનો નામ ॥
સતગુરૂ વીના તે તો ભુલીયા ॥ ભાઈ તે તો આરને પાર ॥૨૦॥
ગુરૂ ઈમામશાહ એમ બોલીયા ॥ મુનિવર વેદનો કરજો ભેદ ॥
દરશન લેસો સોહેલા ॥ તો ચઢસો સ્વામીની સેજ ॥૨૧॥

ભજન ૨૫

બ્રહ્મા બાલક તમે બ્રહ્મ પછાનો ॥ તો વેદ વીના અરથ ના સુજે ॥૧॥
હેત ધરીધરી એકઈંડ ઊપાયા ॥ ચૌદા ભુવનકા મહેલ જો કીયા ॥૨॥
જીવકે કારણ એક રતન પાયા ॥ અને કાચથી અરથ ના સુજે ॥૩॥
તીસ પહિલે એક જ્યોત જો હોતી ॥ તીસ આગળ ચન્દ્ર સૂર્ય નહી હોતા ॥૪॥
તીસ પહિલે સતપંથ નિપાયા ॥ આપ શરીર સતગુરૂ કીયા ॥૫॥
સત દેખો સતમાહે સમાવે ॥ છત્રીસ લાખ કરણ અવિચલ હોતા ॥૬॥
સોહી ગુરૂ તમે હૃદયે પછાનો ॥ તીસથી આગમ નિગમ સુજે ॥૭॥
સોહી નુર તમે કલિમાહે જાણો ॥ વણજ કારણ નામ ભણાયા ॥૮॥
સોહી નુર સ્વામીને નજરે જો રાખા ॥ એક તીલ મીટી ના ટાલી ॥૯॥
કડવી વેલામાહે અમરૂત સીંચ્યા ॥ સો કીંવ હોવેગી મીઠીરે ॥૧૦॥
ગઈ ગુદરી જે નર કરે ॥ બીના પરોચે ફાફા મારે ॥૧૧॥
દસરેકા સોના ચોરવાને જાવે ॥ ખાક લેકર ઘરકુ આવે ॥૧૨॥
સતિ ભીંગી કિટ પતંગ જ હોવે ॥ જાકે અગનમા ઝપલાવે ॥૧૩॥
સિધ્દ સમાધી જે નર લેવે ॥ આત્મા ઘાતકી તીસે કહિયે ॥૧૪॥
કુકટ કારણ અપના જીવડા જો ખોવે ॥ કાહાથી સતી સુહાગણ હોવે ॥૧૫॥
એવા આશત કરતા જન્મ જો ખોવે ॥ પરિબ્રહ્મકી ખબર ના પાવે ॥૧૬॥
ગંગામા જાવે ત્રિવેણી ન્હાવે ॥ સોભી કિસીકુ ના પાવે ॥૧૭॥
પાનીમા ધોતા મોક્ષ જો હોવે ॥ તો મછલી કાહે ના પાવે ॥૧૮॥
ગંગાકે માહે મછલી જો સરજી ॥ સોભી ગંધ ગંધાવે રે ॥૧૯॥

તે ડુબીજાકર ગલ જો લાગે ॥ ભરી સાથમો બેચાવેરે ॥૨૦॥
કોસલેકી ટોપી લેકર જન્મજો ખોવે ॥ તો મોક્ષ મુગત ના પાવે ॥૨૧॥
કહેત ઈમામશાહ સાંભાલો મુનિવરો ॥ બ્રહ્માજીકે લાગો બેલી ॥૨૨॥

ભજન ૨૬

ભક્તિ એવીરે ભાઈયો એવી ॥ તરશાને છે પાણી જેવી ॥ ધૃ ॥
એક મચ્છલી જલમા રહે છે ॥ તેણે સઘલુ જલ ગમે છે ॥
એક પાપીને બાહેર કાઢી ॥ તડ ફડીને પ્રાણ પછાડી ॥
તેણે મરણીને જલ સુમરણી ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૧ ॥
મોહમૂઢ મતિ છે જની ॥ પરનારીસુ પ્રેમ સ્નેહી ॥
તે તો પાપના ડગલા ધરતો ॥ પરનારીને સંગે ફિરતો ॥
તેણે સુળી થકી ના ઓસરણી ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૨ ॥
એક ગણીકા તે ગાન કરે છે ॥ સોળા સીનગાર અંગ ધરે છે ॥
તે તો દરપન મુખ છે નિવાલે ॥ નખ સીરથકી અંગ સવારે ॥
તેણે પારકુ મન જેમ હરણી ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૩ ॥
એક ચોર તે ચોરી કરે છે ॥ આવી આંગણે ફેરો ફરે છે ॥
વૈરણ રાત મલીરે અંધારી ॥ તે તો ન જાણે નરકે નારી ॥
તેણે પારકુ ધન જેમ હરણી ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૪ ॥
એક ધેનુ તે ચરવાને જાયે ॥ ઘરે વાસરૂ વ્યાકુલ થાયે ॥
નીચે મુખને ઊંચા કાન ॥ તેના ચરવાને નહી લગે ધ્યાન ॥
તેણે ચરણીને વાસરૂ સ્મરણી ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૫ ॥
એક ભમરો તે કમલમા રહે છે ॥ તેણે સઘલુ કમલ ગમે છે ॥
દન આથમ્યાને કમલ ભીડાયો ॥ થયુ વ્યાકુલ કહીના જવાયે ॥
તેણે કમલ વહીરે મરવુ ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૬ ॥
એક મૃગ આનંદમા આયો ॥ તેણે જંત્ર સબદ સુનાયો ॥

તે તો મનમા બહુ ડોલે ॥ રામ કૃષ્ણ મુખસે બોલે ॥
તેણે ભુક તરશાને ગુમવુ ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૭ ॥
એક પપૈયાને મેઘસે વાલે ॥ એવી પ્રેમની ભગતી ચાલે ॥
પેટરામેથી મુઠી આલો ॥ મોઠા માર્ગ કે મોઠા પંથ વાલો ॥
કહેઈન્દ્ર ઈમામશાહ તેથી તરણી ॥ એવી હરી ચરણી ચિત્ત ધરણી ॥ ૮ ॥

ભજન ૨૭

ભાઈ કલજુગ પુરણ પરવર્યો ॥ અને સતીના ચુકાવો સતરે ॥
સાચાને ઝુટ બોલાવસે ॥ તેના હરી લેસે વાતરે ॥ ૧ ॥
ભાઈ મુનિવર સર્વે કહે ॥ મુનિવરના ભેદ નજાણે કોય ॥
આપ ગુરૂની વાચા પાલસે ॥ આજ કલજુગમા મુનિવર સોય ॥ ૨ ॥
મુનિવર મુનિવરની નિંદા કરસે ॥ માહો માહે કરસે વૈર ॥
તે કુટુંબમાહે કલહો કરસે ॥ આવા કલજુગનો વરતાસે કહેર ॥ ૩ ॥
તારે પાપશાલીને પુર વહસે ॥ અને ધરમના રહે લંગાર ॥
ભાઈ બેણને વિરોધુ બોલસે ॥ માય બાપને દેસે ગાલરે ॥ ૪ ॥
વખડી વેલા આવી ઊતાવળી ॥ મુનિવરો તમેહો હુશિયાર ॥
કાલ પુજતા તો આજ પુજો ॥ સ્વામી નિકલંકી થાસે સ્વાર ॥ ૫ ॥
મુનિવર સુક્રિત સામલલીજીયે ॥ અને દિજે ગુરૂજીને હાત ॥
મુનિવરો ઈમાન સાચુ ચાંદરણો ॥ જેવી પુનમ અજવાલી રાત ॥ ૬ ॥
ભાઈ રહેણી અજવાલી ચાંદસુ ॥ જેમ સોળાકળા ભરપૂર ॥
મુનિવર ઈમાન સોય સાચસુ ॥ તો જાકર વરસે નૂર ॥ ૭ ॥
કહેત ઈમામશાહા સાંભલો ॥
મુનિવર રાખજો આપણું આપરે ॥
સતગુરૂના કેવાય કીજીયે ॥
તો પામીયે અમર ઠામ ॥ ૮ ॥

ભજન ૨૮

ભાઈ સતગુરૂસુ સતપંથ જાણીયે ॥ અને સાચા મુનિવર સોયે ॥
જેણે દુનિયાસુ રંગ માંડીયા ॥ તે તો પુરણ પાપી હોયે ॥ ૧ ॥
અહીં પેટ ધંદો સહુ કોઈ કરે ॥ જીવની ખબર ન બુઝે કોયે ॥
પણ જીવની ચિંતા જે કરે ॥ આજ પુરી સુહાગણ હોયે ॥ ૨ ॥
ભાઈ પુરી સુહાગણ સો કહિયે ॥ અને જેણે હરી ઓળખ્યા આજ ॥
પણ સતપંથ અજવાલે જે જાગીયા ॥ તેના પુરણ સીધારે કાજ ॥ ૩ ॥
ભાઈ જેના સતનો સર્વે ગયા ॥ અને વત ન દેખુરે કોયે ॥
પણ જો પાબઈયા બાલક પરસવે ॥ તો બેઈમાની અમર હોયે ॥ ૪ ॥
આ સતપંથ ઓરીને જેણે દીલ કરી ॥ અને તે ચાલો તે ચારે રે દેશ ॥
જેણે સતગુરૂ નહી ઓળખ્યા ॥ તેણે હઈડે લાગીરે મેસ ॥ ૫ ॥
જેણે પ્રભુના મરમ ન જાણીયા ॥ અને જે દાવે લાગારે ગેમાર ॥
તેણે કમાઈ ખોઈ જુગ ચારની ॥ તેનો ભટ પડ્યોરે અવતાર ॥ ૬ ॥
ભાઈ સ્વામીજી પુનમના ચંદ્ર છે ॥ તે તો ખેણુ ખેણુ પ્રગટ હોય ॥
જે આપે ધરમ જગાવસે ॥ તેની કલા ના બુઝે રે કોય ॥ ૭ ॥
પ્રભુજી શ્વેત ઘોડા પલાણસે ॥ અને હોસે તે હલ હલંકાર ॥
જ્યારે દૈત્ય કાલિંગાને મારસે ॥ તારે ત્રિભુવનમાહે હોસે રે જાણ ॥ ૮ ॥
ભાઈ સ્વામીરાજા જ્યારે આવસે ॥ અને તે દૈત્યોને કતલ કરાયે ॥
તે તો જાહેર વેદ ભણાવસે ॥ અને તાહા બેઈમાની નાઠારે જાયે ॥ ૯ ॥
તાહા ધોરી હસે તે ધર ઝાલસે ॥ અને તે પુરણ પાવેરે નુર ॥
જેણે ગુરૂ નામ મન શિર ઊપર લીયા ॥ તે તો સરગ પામારે ભરપૂર ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરો ॥ તમને નિદ્રા તે કેમ કરી આવે ॥
આજ વખડી વેલા આવી પોતી ॥ તે માહે જકરે દરશન થાયે ॥ ૧૧ ॥

ભજન ૨૯

ભાઈ રચેણીયે દિપક સમારીયા ॥ અને જૈસા પુરણ પુનમ ચંદ ॥
ભાઈ-ગજેનુકે પુરણ હોવે ॥ જેણે બાંધા પાચેરે બંધ ॥ ૧ ॥
વીરા ભગતી કરોરે સાચુ ભાવસુ ॥ અને તમે મત ભુલોરે અજાણ ॥
તે પ્રભુજી કલમાહે આવીયા ॥ અને આલવા તે વૈકુંઠમાહે ઠામ ॥ ૨ ॥
એ પુરૂષ પાછમથકી આવસે ॥ અને આખર એહી એંધાણ ॥
સ્વામીજી દૈત્ય કાલિંગાને મારસે ॥ તારે નવખંડ માહે હોસેરે જાણ ॥ ૩ ॥
તમે ગીનાન દિપક અંતર ધરો ॥ અને સતના કરોરે સણગાર ॥
તાહા સ્વામીજીને સૈન્ય જઈ મલે ॥ તેમના હિરદામાહે નવસાહાર ॥ ૪ ॥
આ સંસાર તો એક પલ છે ॥ અને તે પલમાહે હોયેરે વિનાસ ॥
આપણા પ્રભુજી લેખા માગસે ॥ તારે કેમ કરી દેસો જબાબ ॥ ૫ ॥
આ સતપંથ તો તમે સીર લીયા ॥ ભાઈ તમારા સરીયા કાજ ॥
તે તો ક્રોડ ફેરોરે આવીયા ॥ જો મુરખ પડીયો બાજ ॥ ૬ ॥
સ્વામીજી તમારી વાડી કહિયે ॥ અને પોતે રૂપ અપાર ॥
તે માહે કેતાએક સરગ તારીયા ॥ અને કેતાયેક ભુલારે ગેમાર ॥ ૭ ॥
સ્વર્ગ ભુવન માહે સો ગયા ॥ અને તે ચાલા જે સાચીરે સેવ ॥
તાહા સતકા પ્યાલા જેણે પીયા ॥ સો અમર હુવા નર તતખેવ ॥ ૮ ॥
આ સતપંથ તો એ સાચ છે ॥ અને જૈસી હૈ ખાંડા ધાર ॥
જો શિસ કાટીને આગલ ધરે ॥ તે તો પાવો સ્વામીના દર્શન ॥ ૯ ॥
ભાઈ મુનિવર એૈસા લોડીયો ॥ અને જૈસી ચલતીરે નાવ ॥
તલ એક જો તે માહે ના ડગે ॥ તે તો પાવે પેલોરે પાર ॥ ૧૦ ॥
શ્વેત દ્વિપમાહે સ્વામી અવતરા ॥ અને પરતક દેવ મુરાર ॥
સો નર જંબુદ્વિપે આવીયા ॥ તે તો ખેલે ખેલ અપાર ॥ ૧૧ ॥
ભાઈ સ્વામીજી જુગમાહે આવીયા ॥ અને સોહી જાણોરે કિરતાર ॥

 

જેણે સતગુરૂ બ્રહ્મા ઓળખા ॥ તે તો પામા મુગત દરશન ॥ ૧૨ ॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ અને વેદ વિચારોરે આજ ॥
જે આદ પરિબ્રહ્મ તમને મલીયા ॥ તો ભાઈ સરે તમારારે કાજ ॥ ૧૩ ॥

ભજન ૩૦

ભાઈ પ્રીતે દયાઓને સતના છોડો ॥ અને કરણી કમાવો નીત સાર ॥
તમે કરતબ આછારે જો કરો ॥ તો તમે સતે ઊતરો પેલે પારરે ॥ ૧ ॥
ભાઈ દુનિયા સાગર જાણજો ॥ અને તે ઊંડો છે રે અપાર ॥
તે માહે સાચી નાવ છે સતની ॥ તેના સતગુરૂ છે ખેવણહાર ॥ ૨ ॥
સતગુરૂ મલે તો ભવ સાગર ઊતરે ॥ જો ઈમાન હોવે તમારૂરે થીર ॥
પણ બેઈમાની બેડી જે ચઢે ॥ તે કેમ કરીને ઊતરે પેલોરે પાર ॥ ૩ ॥
જે ગાફલ થઈને વગડી ગયા ॥ તે તો ભઠ આવારે સંસાર ॥
જેણે પૂર્વે જનમનો સંચો નહી ॥ એમ સતગુરૂ કહેરે પુકાર ॥ ૪ ॥
જેણે પૂર્વે જનમનો સંચો પેલો છે ॥ તેણે સતગુરૂની શિખામણ પરમાણ ॥
અગન સહીરે જેણે પીહુ તણી ॥ તે તો ઊતરી ગયારે નિરવાણ ॥ ૫ ॥
આ સંસાર સાગર મોહ જાલ હૈ ॥ અને સર્વે વસુ છે તેનેરે ઘાટ ॥
જો થર થઈને તમે ચાલસો ॥ તાહા તો ચાલવુ સતનીરે વાટ ॥ ૬ ॥
એ વાટ તો ખાંડા કેરી ધાર છે ॥ અને તમે સંભાલીને ચાલો પરકાસ ॥
જો મન માહે લરજીને ચાલસો ॥ તો તમે લેસો અમરાપુર વાસ ॥ ૭ ॥
અમરાપુરથી અદકો દર્શન છે ॥ જો તમે જપો સ્વામીજીનું નામ ॥
પ્રીત કીજે પરિબ્રહ્મસુ ॥ અને ગુરૂ ગંતમાહે કરીયે સ્નાન ॥ ૮ ॥
ત્રણ દેવને પુજોને તમે પાપ ખોજો ॥ અને ઘટોઘટ સ્વામીજીના છે નૂર ॥
એમ જાણીને આપે પરખીયે ॥ જે ઘટમાહે છે હરી ભરપૂર ॥ ૯ ॥
ભાઈ જે પુરા હસે તેણે પાસ છે ॥ અને ગફલતસુ રહેરે દૂર ॥
એ સ્વામીના ચરણામ્રુત લીજીયે ॥ તાહા ઘટ થાપીને પીજીયે નૂર ॥ ૧૦ ॥

કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥તમેનીતનીત પીવોગતમાહે નૂર॥
જો અમી પીયેને સતે ચાલીયે॥ તો કરોડ વિઘ્ન હોવે દૂર ॥૧૧॥

ભજન ૩૧

ભાઈ જીવની ચિંતારે કીજીયે॥ અને કરણી કરોરે તમેસાર॥
આ સતપંથ સાચી વાટ છે ॥ તે માહે સાચુ ચાલોરે નિરધાર॥૧॥
એ દિલ બાંધોરે સાચાસ્વામીસુ॥ જેણે સરજો રે આ સંસાર ॥
એ મન મારીને દુરીજન દૂર કરો॥ તો તાહા સરે જીવોનારે કાજ ॥૨॥
ભાઈ દુરીજન ભુંડો તીસઊપર સુંરેહે॥ તેણે રાખોરે દિલથી દૂર ॥
જો પાચ વારીને જકરે જાગો ॥ તો તાહા બરસે સ્વામીજીના નૂર ॥૩॥
ભાઈનૂર વરસે તો દિલ પવિત્રરહે॥ અને જો હોયે પુરા થર ઈમાન॥
તમે ઈમાને ચાલોને આપ ગાલો॥ અને તમે રાખો સ્વામીસુ ધ્યાન॥૪॥
જો તમે ધ્યાન લગાવો સ્વામીસુ॥ અનેતમેરાખોતે આપણુરે આપ॥
પ્રેમની પીડા જોતમે હિરદે ધરો॥ તમે જપો અજંપારે જાપ ॥૫॥
ભાઈજાપ જપોને તમે ધીર રાખો॥ અને અભિમાન નાઆણોરે મન ॥
જો કુડ કપટ તમે પરહરો॥ તો તમે પામો સ્વામીજીના દર્શન ॥૬॥
જોતમે ચાહો દરશન સ્વામીજીના॥ તો તમે શિર ધરોરે ઊતાર ॥
પીહુ પીહુ હિરદામાહે કીજીયે॥ અને દુનિયાસુનારાખીયે પ્યાર॥૭॥
આ દુનિયા આ સંસાર એક પલછે॥ અને જેઊ સપનાંતર જાણ ॥
ભાઈ એઊંકર દિલશું દેખીયે॥ એક દિન મરના સહીરે નિરવાણ॥૮॥
ભાઈ મરણા પેલા જે મરીચાલે॥ અને તમે ધરતીનો ગુણરાખોઆપ॥
જો સતગુરૂના વચને ચાલીયે॥ તો જાયે લખ ચૌર્યાયશીનું પાપ ॥૯॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો॥ તમે રાખો સ્વામીસુ હેત ॥
જો પીહુ પઠંતરો રતિ ના રહે॥ જેમ ભાદરવે હરીયારે ખેત ॥૧૦॥

૧૪૮૪

ભજન ૩૨

ભાઈ પીહુ પીહુ કીજીયે ॥ અને હિરદે ઊપજે બ્રહ્મગીનાન ॥
આ દેહી નિર્મલતો થાયે ॥ જો તમે રાખુ સ્વામીસુ ધ્યાન ॥ ૧ ॥
ભાઈ ધ્યાન એક ચિત્તે રાખીયે ॥ અને દિલમાહે સતસુ ઊપજે નેહે ॥
એમ શ્વાસ ઊશ્વાસે ઓરાધીયે ॥ તોયે કદીના દેવે રે છેહે ॥ ૨ ॥
ભાઈ છેહે ના દિજે સાચા સ્વામીજીને ॥ જો આ દેહીના ટુકડા રે થાયે ॥
દમે દમે પીહુને સંભારીયે ॥ એક દમ ખાલી ના જાયે ॥ ૩ ॥
ભાઈ જે દમ જાયે પ્રભુના નામ વીના ॥ અને સો દમ જાણોરે મુરદાર ॥
એવા સાચા સ્વામીને કેમ છોડીયે ॥ એક પલના કીજીયેરે વાર ॥ ૪ ॥
ભાઈ ગફલત દિલથકી વારીયે ॥ અને કુડ કપટ કરો સર્વે દૂર ॥
જો દુર્મતિ નિન્દ્રાને પરહરો ॥ તો તમે રહસો સ્વામીજીને હજુર ॥ ૫
તે પરિબ્રહ્મને કેમ જાણીયે ॥ જે અવાક્ષર ના કાઢીયેરે બાર ॥
એવી રહેણી જો રહિયે સાચસુ ॥ અને જપીયે સુરીજન હાર ॥ ૬ ॥
સુરીજનહાર જુગમા દાતાર છે ॥ અને પુરે તે સર્વેની રે આસ ॥
તમે દુરના દેખો દિલમાહે વસે ॥ જૈસા ચંપા ફૂલમાહે વાસ ॥ ૭ ॥
ભાઈ દુધમાહે જૈસા ઘૃત છે ॥ અને તૈસા તુજમાહે રેહે પ્રાણ ॥
એમ સર્વે જગમાહે સ્વામી વસે ॥ તે ઘટો ઘટ વ્યાપક જાણ ॥ ૮ ॥
ભાઈ જબલગી ઘટમાહે પ્રાણ છે ॥ અને તબલગી ચેતો મારા વીર ॥
આનીતનીત જકરે જાગીયે ॥ એમ કહે છે સતગુરુ હજુર ॥ ૯ ॥

કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥
તમે હિરદામાહે રાખો ને ધીર ॥
હરદમ નેહે સ્વામીજીસુ કીજીયે ॥
તો આ નિરમલ થાયે શરીર ॥ ૧૦ ॥

ભજન ૩૩

મુનિવર ઐસા લોડીયે ॥ કરજો ઊત્તમ કામ ॥
સાચા પ્રભુજી તબ પાઈયે ॥ જીવતા તે લીજો નામ ॥ ૧ ॥
સ્વાસ ઊસ્વાસે ઓરાધીયે ॥ અવાક્ષર ના કાઢે બાર ॥
પાચે ચોરને વારીયે ॥ માંગીયે પદારથ ચાર ॥ ૨ ॥
જીકર ફીકર માંગીયે ॥ ક્ષેમા સમો નહી કોઈ સાર ॥
પેલા ઈમાન અવિંચલ માંગીયે ॥ માંગીયે સ્વામીના દર્શન ॥ ૩ ॥
દર્શન મુનિવર માંગીયે ॥ અને ઈમાન હોવે સાચરે ॥
જીભે ઝુટા ના બોલીયે ॥ ઈમાન હોવે દિલ પાકરે ॥ ૪ ॥
ઈમાન સ્વામીસુ રાખીયે ॥ અને ફરી ફરી માગો મહેર ॥
ઈમાન વના ઊખડી ગયા ॥ તે ફેરાવન આવે ઘેર ॥ ૫ ॥
ભાઈ ધરમ એવા લોડીયે ॥ અને ઈમાન આવે સાર રે ॥
પ્રેમે પ્રીતે ઓરાધીયે ॥ કોઈને મુખથી ના કહિયે માર ॥ ૬ ॥
પૈલા કતા જુગમા આવીયા ॥ મુનિવર કસણી સહી આચ ॥
ઋગવેદને કેવાયે ચાલીયા ॥ પાકા કરોડી પાચ ॥ ૭ ॥
બીજા ત્રેતા જુગમા આવીયા ॥ મુનિવરના કરવા કાજ ॥
યજુરવેદને કેવાયે ચાલીયા ॥ પાકા કરોડી સાત ॥ ૮ ॥
ત્રીજા દ્વાપર જુગમા આવીયા ॥ પાંડવ ચાલવા વન ॥
સામવેદને કેવાયે ચાલીયા ॥ કાયમ રાખા ઈમાન ॥ ૯ ॥
આજ ચૌથા કલજુગમા આવીયા ॥ પણ મુરખ ન ચેતે અંધ ॥
અથરણ વેદને કેવાયે ચાલીયા ॥ તે ઘેર આવસે અનંત કરોડ ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો ॥ સાચો પરમાણો અથરણવેદ ॥
જે વેલા ઊપર ભાકીયા ॥ તે તો કૌલ મુગતના ભેદ ॥ ૧૧ ॥

ભજન ૩૪

એજી મનખા જનમ તે દેહી ધરી ॥
તેમા ન સમજેયો સત ગીનાન ॥
સતગુરૂ બીના પાર ન પાઈયે ॥
તેમા ન જડે સતગુરૂ શામ ॥ ૧ ॥
એજીમાયા મમતા છોડીયે ॥ અને લીજીયે વિવેક વિચાર ॥
ગુરૂમલે તો ફેરા ટલે ॥ પછે આનંદનો નહી પાર ॥ ૨ ॥
એજી જાગીને જીકરજ લીજીયે ॥
તેણી રેહેણી રહેરે સમતોલ ॥
તીમીર હોયતો ઢલી પડે ॥ શણગાર જડસે સોલ ॥ ૩ ॥
એજી સોલ શણગાર સજીયે ॥ તેનો વિસમો છે ઘાટ ॥ ॥
પ્રેમે અર્પણ કીજીયે ॥ તો મલે સતગુરૂની વાટ ॥ ૪ ॥
એજી ધરમ ફંદે રાચીયા ॥ તેમા દાન લીધાનો જબાબ ॥
દાસી કેરો દિકરો ॥ તે કેને કહેસે બાપ ॥ ૫ ॥
એજી ગરથે તે અરથ નસીધેયા ॥ અને ગરથમા સંચો કોયે ॥
સહી ગીરથ દિલ લીજીયે ॥ જે ગુરૂની રહેણીયે હોયે ॥ ૬ ॥
રહેણીયે રહિયે મારા મુનિવરો ॥ જેમા દાગ ન લાગે કોઈ ॥
સંસાર સઘલો દુર્મતિ ॥ ભાઈ ફંદજ જાણો સોહી ॥ ૭ ॥
એજી કોઈકજ બિરલાજાણીયે ॥ જે સમજે સતની શાન ॥
સર્વમા સ્વામીજી વસી રહીયા ॥ પણ કપટે ન ઊપજે ગીનાન ॥ ૮ ॥
એજી કપટ અંગે પરવરીયા ॥ તમે લીયો સતગુરૂ મરમ ॥
જો સતગુરૂ દિવો જુગમા મલે ॥ તે પરગટ છે પરિબ્રહ્મ ॥ ૯ ॥
એવે હેતે સતપંથ સરેવીયે ॥ પણ જીકરે જડસે ઠામ ॥
કહેત ઈમામશાહા એમ ભણે ॥ તમે તજોને ક્રોધ કામ ॥ ૧૦ ॥

ભજન ૩૫

લોભ સવારથમા જીવ બુડીયો ॥ અને ગફલતે બુડયો ગેમાર ॥
મારૂ મારૂ કરતા મરી ગયો ॥ તેણી નહી બુંબને વાર ॥ ૧ ॥
એ પીંડ બ્રહ્માંડ જેણે સરજીયા ॥ તેણે કેમ વિસરો ગેમાર ॥
ગર્ભવાસની દિધીવાચા પાલીયે ॥ તો છુટે લખચૌર્યાયશીનો માર ॥ ૨ ॥
મન નિર્મલ કરીને સેવીયે ॥ પાચે મારીને કીજીયે પ્રકાશ ॥
જેમ સુરજ ઊગાને દર્શન પાઈયે ॥ એમ જાણો હદે હરી પાસ ॥ ૩ ॥
હરીને શ્વાસ ઊશ્વાસે ઓરાધીયે ॥ આવો પ્રેમ ફીકરની ઝાલરે ॥
જેમ સોના કસોટી કસાઈયે ॥ તો પાઈયે મોલ અપારરે ॥ ૪ ॥
અથરણ વેદમા એમ ભાકીયા ॥ તો તોલસે મુનિવરના ઈમાન ॥
તાહા ઓછા ખોટાને કાટી નાખસે ॥ જેમ તંબોલી કાતરે પાન ॥ ૫ ॥
કલજુગમાહે વખડી વેલા છે ॥ અને થર નહી કોઈના ઈમાન ॥
ત્યારે આખરીત નજીક જાણજો ॥ મન મનેઊ કરસે પોતાના ધ્યાન ॥ ૬ ॥
સતપંથમા આવીને ઓતલી ગયા ॥ ગુરૂ બ્રહ્માને દેવડાવસે ગાલ ॥
તેના દર્શન કરતા બ્રહ્મહત્યા ઊપજે ॥ તે તો પડસે નરકની ઝાલ ॥ ૭ ॥
માહોમાહે વિરોધ ના કિજીયે ॥ કાહે ખોવે જનમની કમાઈ ॥
વલંભ નહી વૈકુંઠ ઢુંકડો ॥ તમે હેતે મળોરે મુનિવર ભાઈ ॥ ૮ ॥
જે મંદિરમા ધુંધુઃકાર થાયેછે ॥ તેના ઈમાનમા દીપકનો પ્રકાશ ॥
નહી તે મંદિર ઊજડ સુના પડા ॥ તાહા સાચા ના વસે કોઈ ॥ ૯ ॥
તમે જાણી જોઈને હારીયા ॥ તમે ગફલતને કરો સર્વે દુર ॥
જે નીતનીત દર્શન કીજે દેવના ॥ તે પાઈયે પ્રભુજીને હજુર ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરરે ॥ એ છે છેલાહી જાણજો ધ્યાન ॥
જયારે કોઈ કોઈને માને નહી ॥
ત્યારે વખડી વેલા આવીયા જાણ ॥ ૧૧ ॥

૧૪૮૮

ભજન ૩૬

વીરા ભાઈ તમે ગીનાન ખોજો ॥ અને સાંભાલો મુનિવર ભાઈ ॥
જો પરગટ ટાણે આવી મલો ॥ તો સાચી તમારી કમાઈ ॥ ૧ ॥
ભાઈ પરગટ ઠામ તેણે કહિયે ॥ અને ઘટ પાટની વેલા થાયે ॥
તેત્રીસ કરોડી દેવ આવી મલે ॥ અને સ્વામી પુરે વાસ ત્યાયે ॥ ૨ ॥
યક્ષ મેઘા કિન્નર આવસે ॥ આવેતે કરણકલ્પના અનંત કરોડ ॥
તેણે ઠેકાણે જે આવી મલસે ॥ તો વીરા થાસે તેહુની જોડ ॥ ૩ ॥
ઈહા સાચી ઈમાને જે કોઈ આવસે ॥ અને સાચા મુનિવર સોયે ॥
તેના એકોત્તરસો પીઢી ઊધ્ધરસે ॥ તેણે રાહામા ન રોખે કોયે ॥ ૪ ॥
ભાઈ લોકલાજ ન રાખીયે મનમા ॥ અને લાજે વણસે કાજ ॥
જેસગા કટમ બેની બંધવા ॥ તે તો નહી આવે જીવના સંગાત ॥ ૫ ॥
જે કોઈ બાવન ઘાટી ઊતરી ગયા ॥ અને પોહતા સ્વર્ગ દુવાર ॥
તાહા તો હરખે અમરાપુર મલસે ॥ તે તો છેહ નહી પામે લંગાર ॥ ૬ ॥
જો સરના સાટા કીજીયે ॥ તો સુખ ઘણેરા રે થાયે ॥
રાજા હરિશ્ચન્દ્રના જેવા ફલ પામસો ॥ વીરા તેથી અદકેરા લેખાયે ॥ ૭ ॥
આ દનિયા દૌલત એક પળ છે ॥ અને લોભે લાગા ભુલી જાયેરે ॥
જે હાથમાહેથી હિરો તમે હારીયા ॥ પછે આગલ કહાથી પાવેરે ॥ ૮ ॥
જે ચાર જુગ ગયા તમને ઢુંઢતા ॥ અને હજુ ન લાધો છેહે ॥
જો અથર્વવેદને કેવાયે ચાલસો ॥ તો નિવેડા થાસે એનો દેહે ॥ ૯ ॥
ગીનાન શોધો તમે સતનો ॥ અને ખરી દસોંદ દેવાને આજ ॥
જે દસમો ગુરૂનર આવીયા ॥ તે મુનિવરના કરવા કાજ ॥ ૧૦ ॥
તમે ચેતી સકો તો ચેતજો ॥ અને વેલા વઈ વઈ જાયે ॥
હાથે આવા ફલ રાખજો ॥ ફરી ફરી ફલ નહી પાયે ॥ ૧૧ ॥
આ સતપંથ સેવો સત ભાવસુ ॥ અને મલીયા તે સતગુરૂ બ્રહ્મા ॥

જેણે દર્શન કિધા ગત તીરથના ॥ તેના વૈકુંઠ પોતા જીવ ॥૧૨॥
તેણે આપસમાના ગુરૂ કરસે ॥ અને બાંધસે કંટા તોલ ॥
જો ખરી કસોટી કસાવીયે ॥ તો વીરા પામસો મોલ અમોલ ॥૧૩॥
અમીરસની વેલા મોડી છે ॥ અને બેઈમાન ના થાવો મુનિવર ભાઈ ॥
આજ આખરી વેલાની સંપત છે ॥ તમને મુગત વેલા પાઈ ॥૧૪॥
નવ અવતાર સંપૂર્ણ જો થયા ॥ આગલ અવતાર દસમો લખાયે ॥
એ અસુરા દાનવને સંઘારસે ॥ ભાઈ રજેશ્વરને કરાવસે રાજ ॥૧૫॥
તારે નવ ખંડમા જયજયકાર હોસે ॥ અને રજેશ્વરને કરાવસે રાજ ॥
સ્વામી પુજાના ફલ પામસો ॥ ભાઈ તમે જાણજો નિરધાર ॥૧૬॥
અથરણ વેદમા એમ ભાકીયા ॥ અને મુનિવર કીજે ઊત્તમ કામ ॥
જો મન મુંડન કીજીયે ॥ તો વૈકુંઠમા પામીયે ઠામ ॥૧૭॥
કહેત ઈમામશાહા સુણો મુનિવરો ॥ અને વેદ વિચારીને ચાલો ॥
જો ભ્રમ ભંડારા ન કીજીયે ॥ તો સહી અમરાપુર માલો ॥૧૮॥

ભજન ૩૭

વીરા અંતઃકાલ વેલા જ્યારે આવસે ॥ અને સ્વામીજી લેસે હિસાબ ॥
કિધા કરતબ પ્રભુજી શોધસે ॥ અને કેમ કરી દેસો જબાબ ॥ ૧ ॥
વીરા અપરાધી જીવને બાંધસે ॥ અને દેવડાવસે ઘણનો માર ॥
માયબાપ તાહા કોઈ નહી ॥ આપણી કરણી ઊતારસે પાર ॥ ૨ ॥
વીરા જેણે કસોટી સોના કસીયા ॥ અને તેવા કાયાના હંસ કસાય ॥
જેણે કસોટી જે નર ચઢીયા ॥ તે તો લાખોને મોલ વિકાય ॥ ૩ ॥
મોલ પામ્યા તે તો અમર હુવા ॥ અને પામ્યા તત્વ દર્શન ॥
તેણે એકોત્તરસો સરગે સીધાર્યા ॥ તે નીતનીત કરે સ્વામીના દર્શન ॥ ૪ ॥
સ્વામી આપ રૂપે જ્યારે પ્રગટ થાસે ॥ અને નર ચઢે કિરતાર ॥
નિકલંકી રૂપ નરપતિ નામ ॥ જે હોસે દસમો અવતાર ॥ ૫ ॥

દસમો પાત્ર નિકલંકી જ્યારે ચઢસે ॥ અને સોહી જાણો કરતાર ॥
ભકતને કાજે પોતે પધારસે ॥ અને સોહી નિરંજન નિરાકાર ॥ ૬ ॥
ભગવંતના ભરમ કોઈના જાણીયે ॥ અને ગફલત બુડ્યોરે ગેમાર ॥
તેનો કાલ વશિયો દાબીયે ॥ જેમ ડસીયો કાલા નાગરે ॥ ૭ ॥
વીરા નાગ ડસે તેણે લહર ચઢે ॥ અને તેણે મરતા ન લાગે વાર ॥
પણ સાચા સતગુરૂજી મળશે ॥ ભાઈ જહર ઊતરી જાયરે ॥ ૮ ॥
જહર ઊતરે તેની વાટ સોહેલી ॥ અને માયાનો ના કરસો લોભ ॥
એ માયા સર્વકાળ ઝુટી છે ॥ તેનો સંસાર મોહ્યા સોયરે ॥ ૯ ॥
વીરા તે કારણ તમે ચેતજો ॥ અને અભિમાન ન ધરજો મન ॥
મન મારી દુરજન દુર કરો ॥ તો પામસો સ્વામીના દર્શનરે ॥ ૧૦ ॥
જેણે દર્શન થયા તેની વાટ સોહેલી ॥ અને જઈ ગતમા હાલ ગુજાર ॥
ગુરૂમંત્રથી પાતક ઊતારસે ॥ તો દુઃખથી છુટકારા હોયરે ॥ ૧૧ ॥
ભાંગ તંબાખુ જે નર ખાસે ॥ તેના એકોત્તરસો પીઢીયા નરકે જાય ॥
સ્વામી તેના મુખના દેખે ॥ તેના મોઢા કાલો થાયરે ॥ ૧૨ ॥
જેણે ડાગ લાગે તે કેમ ઊતરે પાર ॥ અને જેણે પીધા મદ્ય પાન ॥
હજુયે ભાઈ નથી જાગીયા ॥ તારે ફરી સાંભલો આપરે ॥ ૧૩ ॥
અહેરન ઘનના ઘાવ હિરા સહે ॥ અને તેણે માહે ગડી જાય ॥
સાચા મુનિવર જેણે કહિયે ॥ જેમ નમક પાણીમા ઘુલી જાય ॥ ૧૪ ॥
ગીનાન મહારસ કહેત ઈમામશાહા ॥ તમે મુનિવર થાવો હુશિયાર ॥
ચેતાઈ હોવે તો ચેતજો ॥ નહીતો ખાસો નરકનો માર ॥ ૧૫ ॥

ભજન ૩૮

શુધ્દ બુધ્દે રહ્યો હો મુનિવરો ॥ દિલથી મેલજ થાયે દૂર ॥
હ્રદયથી જો મેલ દુર થાયે ॥ તો સ્વામીજી હોવે હજુર ॥ ૧ ॥
ભાઈ ક્ષમા સારૂ તને સૃજ્યો ॥ અને કાયે ભુલો વારો વાર ॥

મનુષ્ય દેહી ફરી નહી મલે ॥ તમે ચેતીને ચાલો ગેમાર ॥ ૨ ॥
ભાઈ જેના દિલમા ક્ષમા નહી ॥ તેના દિલમા નાખો ધુલ ॥
તે તો ફુટી હાંડી તોલ છે ॥ તેનું કોડી ના આવે મુલ ॥ ૩ ॥
જેના હૃદયમા ક્ષમા આવશે ॥ તેણે જાણો આરીસા પ્રમાણ ॥
આરીસામા જેમ પ્રકાશ છે ॥ તેમ સ્વામી ભીતર તુરે જાણ ॥ ૪ ॥
આવો દુર્લભ મનુષ્ય તન આપીયો ॥ તો બેઈમાન ના થાવો મુનિવર ભાઈ ॥
અગનીયે બલે જેમ સતી સ્ત્રી ॥ પતી સાથે તે કાષ્ટે સિંચાઈ ॥ ૫ ॥
પુરૂષ થઈને શું સ્ત્રીથીયે ગયો ॥ ભાઈ વિચારો મનની માહે ॥
પતંગ સરીખો એક જીવડો ॥ તે પ્રેમે બાળે પોતાની કાયે ॥ ૬ ॥
દીપકે પતંગ ઊતાવળા ॥ જોતા જઈ ઝપલાવે કાયે ॥
મનુષ્ય થઈ તુના ચેતીયો ॥ તારો મનખો એળેરે જાયે ॥ ૭ ॥
આ જીવને કયાલગી સંતાડશો ॥ છેવટ મરવાનુ છે જાણ ॥
સંસાર સુખ એકપલ છે ॥ એ આગલ હોસે તમને જાણ ॥ ૮ ॥
ભાઈ પ્રભુજીનામે જીવ દીજીયે ॥ તો સુખ ઘણેરારે થાયે ॥
હરિશ્ચન્દ્ર તારારાણીયે જીવ દિધા ॥ તેણીસાખ વેદ પુરાણે ગવાયો ॥ ૯ ॥
ભાઈ કસણી કહિયે પ્રલ્હાદની ॥ જેણે હોલીમા સીંચાવ્યા અંગ ॥
થંભમાહેથી હરી પ્રગટ્યા ॥ તેના શિતલ રાખ્યો પોતે અંગ ॥ ૧૦ ॥
ભાઈ કસણી જુવો પાંડવોની ॥ જેણે હિમે ગળાવીરે કાયે ॥
એવી કસણી જો કસાવસો ॥ તો સ્વામી લેસે સ્વર્ગું માહે ॥ ૧૧ ॥
ભાઈ સતપંથે સાચા ચાલસો ॥ તેના જીવ અમરાપુરમા જાયે ॥
અમરાપુર તમો એમ પામસો ॥ જો જીવતા મૃતક થાયે ॥ ૧૨ ॥
ભાઈ કાચીકાયા છે તારીકારમી ॥ તેણે જાતા નહી લાગેવાર ॥
જેઊ સપનાંતરનું પેખણુ ॥ તેવો આ છે સંસાર ॥ ૧૩ ॥
અંધભાવે તેણે કાહીના સુજે ॥ એ સ્વામી છે તુજ પાસ ॥

કામ ક્રોધ મત્સર પરહરો ॥ અને થાવો સતગુરૂજીના દાસ ॥૧૪॥
ગુરૂ ઈમામશાહ એમ બોલીયા ॥ સાંભલો મુનિવર એ ગીનાન ॥
સતગુરૂના કહ્યા જે કોઈ માનસે ॥ તેના થાસે એકોત્તરસોના કાજ ॥૧૫॥

ભજન ૩૯

સતગુરૂ ભેટા કેમ જાણીયેરે ॥ તન મન પરખીને જોયરે ॥
ચંદન કેરી વાસથી બાવા ॥ લિંબ સુગંધા હોયરે ॥ ૧ ॥
જીસ વન ચંદન મસ મસે છે ॥ તાહા વસે સતગુરૂ પીહુજીરે ॥
ચાલો રજેશર તે વન જાઈયે ॥ જાહા સુખ પામે આપણો જીવરો ॥ ૨ ॥
અગર જલતા ગુણ કરે છે ॥ અને ચંદન ઘસીઘસી જોયરે ॥
અવગુણ કેડે ગુણ કરે છે ॥ ગોર કહે હુ બલહારી તોયરે ॥ ૩ ॥
હું બલહારી ગુરૂ આપણા ॥ અને દાદે આનંદ પ્રકાર ॥
પ્રભુજી માનસ ફેરી દેવકરા ॥ તેણે કરતા ન લાગે વાર ॥ ૪ ॥
હમ તમ બાંધી સાઈયા પ્રીતડી ॥ અને અમસુ બાંધા બોલરે ॥
અમ તમ પ્રભુજી એક છેરે ॥ બાબા અમસુ પડદા ખોલરે ॥ ૫ ॥
જેણે મન રહેન અંધારીયા ॥ અને જેણે ના લીયો વિચાર ॥
અમ તમ પડદા તબ હુવા ॥ જબ ગુરૂથી ભુલો ગેમારરે ॥ ૬ ॥
અહંકાર ગર્વ ના કીજીયે ॥ અને ગર્વે હોવે વિનાસ ॥
જો આવતા ગર્વ ને વારીયે ॥ તો ગુરૂ બ્રહ્માજી પુરે આસ ॥ ૭ ॥
સતગુરૂ બાંધી સાઈયા પ્રીતડી ॥ અને અમતમ બાંધો સ્નેહરે ॥
ગુરૂનર ચાંદરણા હોઈ રહા ॥ પાછે ખેણુ એક પાયા છેહરે ॥ ૮ ॥
સતગુરૂ સમંદર બેલીયા ॥ અને સંસાર લહેરે પૂર ॥
ગુરૂનર બેલીયે બૈઠ ચલે ॥ ઊપર વરસન લાગા નૂર ॥ ૯ ॥
એ સતગુરૂ નામ પડતરો ॥ અને મુજ દેને કુછ નહી ॥
કયા દીજીયે ગુરૂ સંતોકીયા ॥ બાવા હૌસ રહી મનમાહી ॥ ૧૦ ॥

હૌસ ન રાખો વીરા મનમા ॥ અને આ ગુરૂ પરતક દેવ ॥
ઈહા દિલ દીજીયે ખરા નેહસુ ॥ ભાઈ નીત નીત કીજે સેવ ॥ ૧૧ ॥
એ દિલ દિયા તેણે સબ દિયા ॥ અને હિરદામા જાગો મુનિવર ॥
ભાઈ દિલથી દુજા કયા દીજીયે ॥ એમ કહે છે સતગુરૂ સાર ॥ ૧૨ ॥
કહેત ઈમામશાહા સુનો મુનિવરરે ॥ ગર્વ ના કીજે વીરા ભાઈરે ॥
જે મનમા લરજીને ચાલીયે ॥ તો જુગ ચારની ઊતરે લાહીરે ॥ ૧૩ ॥

ભજન ૪૦

સાચા સતપંથ પાલીયે ॥ અને કીજીયે નિરમલ મન ॥
જો ક્રીયાથી ચાલે ને રહે વસે ॥ ભાઈ પુરણ હોવે પુણ્ય ॥ ૧ ॥
ભાઈ પૂર્વ પુણ્ય વીના કેમ પામીયે ॥ એ સતપંથ સાચી વાટ ॥
ઝુટ છોડી સાચ બોલીયે ॥ તો સરે જીવના કાજ ॥ ૨ ॥
ભાઈ સાચુ બોલીને પાપ બાલીયે ॥ સુકરીત સામલ સાથે લીજીયે ॥
પણ દુધે ધોયે કોયલા ॥ તે કદી ના ઊજલા હોયે ॥ ૩ ॥
ભાઈ સતપંથમા આવીને ઓતલ્યા ॥ અને બોલે મકરની વાત ॥
તેણે કમાઈ ખોઈ જુગ ચારની ॥ તે નિશ્ચયે નરકે જાય ॥ ૪ ॥
ભાઈ હિરા પરખીયે અહેરન ઘનસુ ॥ અને રતન પરખીયે ચન્દ્રજ્યોત ॥
મુનિવર પરખીયે કસનીસુ ॥ ભાઈ મન જો નિર્મલ હોય ॥ ૫ ॥
મન મારી મસલો કીજીયે ॥ અને કીજીયે કડક આચાર ॥
ભાઈ મુનિવર એસા લોડીયે ॥ જે ઝાલે ગુરૂ બ્રહ્માની આંચ ॥ ૬ ॥
ભાઈ ગુરૂ જે બોલે આપસુ ॥ અને હુકુમ ચઢાવે તે શીર ॥
ભાઈ મુનિવર એવા લોડીયે ॥ જો એકોત્તરસો અમરાપુરી ઘેર ॥ ૭ ॥
ભાઈ એતો પ્રેમ ખેલ હૈ ॥ અને જે કોઈ ખેલે અપાર ॥
પ્રાછત જાયે જુગ ચારના ॥ જો ભણે અજંપા જાપ ॥ ૮ ॥
ત્રણ જુગમા ત્રણ જાપ જપાવીયા ॥ શ્રી નૃસિંહ શ્રી રામ ને કૃષ્ણ ॥

૧૫૯૪

કલજુગમા નિકલંકી જાપ જપાયા ॥ આજ કલજુગમા થાનક નામ ॥૯
કલજુગમાહે પાપ પરવર્યો ॥ તમે સર્વે રજેશર રહેજો હુશિયાર ॥
સુક્રુરીત સામલ સાથે બાંધજો ॥ સ્વામી નિકલંકી થાસે સ્વાર ॥૧૦॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવર ॥ તમે સાચુ જાણો નિરધાર ॥
તે વેલા આવતા વલંભ નહી ॥ મુનિવર તમે થાવો હુશિયાર ॥૧૧॥

ભજન ૪૧

સાચુ કરી તમે સ્વામીજીને સેવીયે ॥ અને સર્વે દુઃખ ભાગે જેહ ॥
પાપ જાયે ને પવિત્ર જ હોયે ॥ તો નિરમલ થાયે દેહ ॥ ૧ ॥
ભાઈ રદેથી નામ આરાધીયે ॥ અને દનિયા હિરસ નિવાર ॥
પાચ મારીને ચાર પાલીયે ॥ તો ફલંગ્ન વાટ સાર ॥ ૨ ॥
ભાઈ જે નર નજરે નિરમલા ॥ અને રદે રાખો વિસવાસ ॥
જો સાચા કરણીયે ચાલસો ॥ ભાઈ મલસે અમરાપુરમા વાસ ॥ ૩ ॥
ભાઈ એવા મનના બંધન બાંધીયે ॥ કુડ કલ્પના ન ધરો મન માહે ॥
તે નર નિરભય જાણજો ॥ જે ગાંજા કેણે નહી જાયે ॥ ૪ ॥
ભાઈ કામ ક્રોધ લોભ તૃષ્ણા ॥ જે કોઈ બદ અમલને વારસે ॥
ખરગ ક્ષમા જેણે હ્રદે સ્મરણા ॥ ભાઈ તેથી કલજુગ હારસે ॥ ૫ ॥
ભાઈ સંસાર સાગર ઊતરતા ॥ બહુ મોહ મત્સર માયા જાલ ॥
જેણા ખરા માલ ઝાજમા ॥ તેણા ઊવાટે કેમ જાય ॥ ૬ ॥
ભાઈ વણાસકાવે ગીનાન રૂપી ॥ અને અંદર જ્યોત ગુરૂની ધરે ॥
જેણે પ્રભુ ગુણ રદે વસે ॥ ભાઈ તેણે કલજુગ શું કરે ॥ ૭ ॥
ભાઈ અંતઃકાલે કોણ માતા પિતા ॥ અને કોણ બંધવ ભાઈ ॥
જો આહે સાંભલો સ્વામીજીને ॥ તો કાયા ઓશાલી તુ થાયે ॥ ૮ ॥
ભાઈ અનંત કરોડીના લેખા લેસે ॥ અને લેસે અંતઃકાલવેલા માહે ॥
આ કાયા ઓશાલી તો રહે ॥ જો ધરમ સખાઈ તૂ થાયે ॥ ૯ ॥

ભાઈ અપરાધી તાહા ગંજ મલસે ॥ અને ઊણીયાઆચારી અપાર ॥
તાહા કિધા કરતબ પુસસે ॥ સ્વામી ડાગલ લેસે હાત ॥૧૦॥
ભાઈ સતગુરૂ નામો આગલે ॥ અને પ્રભુજી લેસે હિસાબ ॥
ગુપત અપરાધ તાહા પ્રગટથાસે ॥ તાહા સાંભલસે સહુ સાથ ॥૧૧॥
ભાઈ જેણે દેતા લેતા આપણા રાખ્યુ ॥ છલ ભેદ છંદ ચાલીયા ॥
જે લેખુ દેતા કુડો પડ્યો ॥ તેણે બાંધી નરગે ચલાવીયા ॥૧૨॥
ભાઈ જેણે મારૂતારૂ કરીને ધન સાચવું ॥ પ્રાણ ચાલતા ન આવ્યુ સાથ ॥
તેના દોરા દસી છોડી લેસે ॥ પ્રાણી ચાલ્યા ઠાલે હાત ॥૧૩॥
ભાઈ તેનો જનમ અલંગો ગયો ॥ ખેપ ચુકો તે જુગ ચાર ॥
ગુરૂ વચને જેણે આપ ન શોધા ॥ તે જીવ પડો ઘોર અંધાર ॥૧૪॥
ભાઈ તહા જીવની ગત કોણ કરસે ॥ તેણી કોણ લેસે સાર ॥
મારો કરીને કોણ બોલાવસે ॥ તેણી કોણ કરસે સંભાલ ॥૧૫॥
જેણે સતગુરૂ બ્રહ્માની ખબર ન જાણી ॥ ખાઈ પીઈ સુતો જુગ ચાર ॥
જેણે જીવની ચિંતા ન કરી ॥ તેણે પડ્યો લખચૌર્યાયશીનો માર ॥૧૬॥
તહા સગા નહી સાગવા ॥ નહી પુત્ર પિતા બેણને ભાઈ ॥
તાહા આપણે આપ સર પડસે ॥ તાહા કોઈ નહી રાખે કેની સગાઈ ॥૧૭॥
સતગુરૂ બ્રહ્માજી સત ભણે ॥ જીવની ગત લોડો ને સાર ॥
જ્યારે આખરીત વેલા આવસે ॥ તારે પ્રભુજી દેજો દરશન ॥૧૮॥
ભાઈ તેત્રીસ કરોડી જીવ તારતા ॥ અને જગ વલુધો વાર ॥
હવે એ પ્રાણીને ઊગારજો ॥ પ્રભુ તમે કરજો સાર ॥૧૯॥
સતગુરૂ બ્રહ્મા કહે ભગત તમારા ॥ અને પ્રભુ દેજો દરશન ॥
તમારા ભકતોની આશા પોચો ॥ પ્રભુ તમે લેવો કૈં વાર ॥૨૦॥
પ્રભુ દર્શન તમારાને ભાગ અમારા ॥ જે આવા ગરભમા વારંવાર ॥
અમે વિચારીને માંગીયે ॥ સ્વામી તમે દેજો દરશન ॥૨૧॥

१४૯૬

છાંદા મુખેનુ પાઈયે ॥ જો ભ્રાંત ભગતી ના હોય ॥
મન અમારો પવિત્ર કીજીયે॥ તો દર્શન સ્વામીનો જોય ॥૨૨॥
ભાઈ ઊમેદવારીને અપરાધી॥ પ્રભુ કુલ પ્રાણીને છોડાવસે॥
ભાઈ સ્વર્ગવાસ તે વસે ॥ જે અધિન થઈને હાત જોડસે ॥૨૩॥
ભાઈ નષ્ટે પાપ તો ટલે ॥ જો સેવક થઈને લોભ છોડસે ॥
જો મન મારી આપણુ રહસે ॥ તે સ્વામીસુ કર જોડસે ॥૨૪॥
જેણે જે માંગ્યુ તે આપજો॥ એવી ગત તમારી છે ॥
પણ જે માંગે તે આપો પ્રભુજી॥ તમારા સેવક ભકતોને તારો॥૨૫॥
સ્વામી આદે તમે ઊનાદે તમે॥ અને સરજી ચારે ખાણ ॥
તમારા ભકતોને તારો પ્રભુજી ॥ તમે થાવો કૃપા ધન ॥૨૬॥
સ્વામી ઊતપત રંચના તમે કિધી॥ અને સર્જો સર્વે મુકામ ॥
ચારે કલ્પ કિધા હો સ્વામી॥ તમે બહુ ધરવા નામ ॥૨૭॥
સ્વામી તમારી અકલ પાર ના જાણુ॥ અને કોઈ ન જાણે તમારા ઠામ ॥
ચાર જુગમા દસ અવતાર લીધા॥ કલજુગમા નિકલંકી ભણાવા નામ૨૮
ચાર જુગમા દસ અવતાર લીધા॥ અને ધર્મ માર્ગ ચારે વેદ ॥
તમે વેદ વિચારી ચાલો મુનિવરો॥ એવા સતપંથ છે અમરભેદ ॥૨૯॥
સતગુરૂ બ્રહ્મા કહે ભગત તમારા ॥ અને સ્વામી તમે કરજો સાર ॥
જ્યારે આખરીત વેલા આવસે॥ સ્વામી ત્યારે તમે દેજો દર્શન ॥૩૦॥
ભાઈ વેદ વિચારીને ચાલીયે॥ અને સુનીયે તે બ્રહ્મગીનાન ॥
જો હરદમ પ્રભુને ઓરાધે ॥ તો આપે અમરાપુરી ઠામ ॥૩૧॥
સ્વામી તો મારા લોભી છે ॥ અને જે ધન અરપીને ઘેર ॥
પેલા લઈને પાછે આપસે॥ જેમ સુદામાની પેર ॥૩૨॥
સતી દ્રૌપદીની લાજ રાખી॥ અને ન દેખાડ્યા શરીર ॥
જ્યારે પાલવ ફાટે સંભારીયો॥ તારે પુરો નવસો નવ્વાણુ ચીર ॥૩૩॥

જેણે દિધા તે નર પામીયા ॥ પણ દિધા વના ન પામે કોય ॥
દિધા તે આગલ આવસે ॥ તમે મન વિચારી જોય ॥૩૪॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરો ॥ તમે દઢ કરીને ધ્યાવો ॥
દિધા તે આગલ આવસે ॥ તમે અંધારે કહા જાવો ॥૩૫॥
સ્વામી તો મારો એવો છે ॥ અને ચાકરીને જાણ ॥
એના ઝુના જગ રહી રેહે ॥ તે પામે અમરાપુરી ઠામ ॥૩૬॥
સ્વામી તો મારો એવો છે ॥ જે કોઈ ઈમાનથી રાખે ભાવ ॥
જે કોઈ આપે એક વાર ॥ તેણે આપસે સહસ્ત્ર વાર ॥૩૭॥
આકાશે પાતાલે મુલ કીધા ॥ અને ત્રણ ભુવન સરજ્યા જોય ॥
ચાંદો સુરજ પૈદા કિધા ॥ તમારી અકલના બુઝે કોય ॥૩૮॥
નીત નીત ગતમા જાઈ મલીયે ॥ અને તે સતીઆરા ભાઈ ॥
એક મને જે કોઈ સેવસે ॥ તેણી ચાર જુગની ઊતરસે લાહી ॥૩૯॥
ગર્વ ન કીજે ભાઈ મુનિવરો ॥ અને કુડ કપટે હરખ વારીયે ॥
ભાઈ ગરભની દિધી વાચા પાલજો ॥ તો એકોત્તરસો પીઢી તારીયે ॥૪૦॥
કલજુગ નાહા આવો વખડો ॥ અને વેલા વખડી જાયે ॥
જો ખરી દસોંદ દિજીયે ॥ તો દર્શન સ્વામીના પાયે ॥૪૧॥
સતગુરૂ બ્રહ્મા એમ ભણે ॥ ભાઈ તમે દિધા કૌલ પાલો ॥
હવે કપટ વેલા પરવરી ॥ તમારો સેવક ભક્તોને પાલો ॥૪૨॥

કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો ॥
વેદ શાસ્ત્ર જુવો કરો વિચાર ॥
વખડી વેલા તો આવી પોતી ॥
તમે કંબર બાંધી થાવો હુશિયાર ॥૪૩॥

૧૪૯૮

ભજન ૪૨

સતપંથ સતપંથ ઝુલીયે ॥ અને સરે જીવના કાજ ॥
જો જ્ઞાને ધ્યાને હોઈને એકમના ॥ તો લીજે નારાયણ નામ ॥ ૧ ॥
એ નારાયણ નામ જો લીજીયે ॥ તો છુટા ચૌર્યાયશી કરમ ॥
એવા ગુણ હિરદામા રાખીયે ॥ ભાઈ તો પામીયે પરિબ્રહ્મ ॥ ૨ ॥
પરિબ્રહ્મ પામા તે સહી હુવા ॥ અને જેણે કસણી લીધી આંચ ॥
ભાઈ પ્રલ્હાદ કસણી કસીયા ॥ તારે પાકા કરોડી પાચ ॥ ૩ ॥
સતપંથ સતીયા સો કહિયે ॥ અને ડોમ ઘેર વેચાવા આપ ॥
વચને વેચાના સતગુરૂ તને ॥ તારે પાકા કરોડી સાત ॥ ૪ ॥
સતપંથ સતીયા સો કહિયે ॥ અને જેણે ભોગવીયા વનવાસ ॥
એ નવ કરોડી કર ઝાલીયા ॥ જેણે હીમે ગળાવા હાડ ॥ ૫ ॥
સતપંથ સતીયા સો કહિયે ॥ અને કરોડી બારનાભરીયાભાર ॥
તે દુવારે ઊભા હરી તને ॥ જે આવા સતગુરૂને શરણ ॥ ૬ ॥
સતગુરૂ સાચા સો કહિયે ॥ અને જેણે કાગલના કિધા ઝાઝ ॥
તેમા બાર કરોડી બેલી બૈઠચલે ॥ અને ચોવીસ રાખા બાજ ॥ ૭ ॥
સતપંથ સતીયા સો કહિયે ॥ જે કરોડી પાચ સાત નવ બાર ॥
જેણે સતગુરૂ બ્રહ્મા ઓલખા ॥ તે તો પોતા સ્વર્ગ દુવાર ॥ ૮ ॥
સતપંથ સતીયા સો કહિયે ॥ જે કોઈ અવર જીવને છોડાયે ॥
તમે આપ સંભાલો આપણુ ॥ પછે તમે કરજો એહી ઊપાયે ॥ ૯ ॥
ભાઈ સતપંથ એવા સાધીયા ॥ અને એકોત્તરસો મુગતા હોયે ॥
પણ જે નર ખેલા પ્રેમસુ ॥ તેણે શીસજ કાટા જોયે ॥ ૧૦ ॥
ભાઈ એસી હાલુ ખેલીયે ॥ અને કબુ એક હેતજ હોયે ॥
પણ જે નર ખેલા પ્રેમસુ ॥ શિર કરવત લીધા સોયે ॥ ૧૧ ॥
તેનો હાડો હાડ વેરાવીયા ॥ અને મુખના મોડો તોયે ॥

તબલગી મીંતા પરખીયે ॥ જબ ભાગજ કીયા દોયે ॥૧૨॥
ભાઈ જેનર ખેલા પ્રેમસુ ॥ અને પીહુસુ કર જોડ ॥
તમે પ્રીત લગાવો પરિબ્રહ્મસુ ॥ એકતલ ચિત્ત ના મોડ ॥૧૩॥
સતપંથ સતીયા સો કહિયે ॥ અને કદી ના આને રીસ ॥
જો તને ચાઊ ગુરૂ મલા ॥ તો લઈ ચઢાવે રે શિસ ॥૧૪॥
જેને ઈળ લે અંગ ભરખાવીયા ॥ અને માસ નરહો આનીદેહે ॥
તબલગી મીંતા પરખીયે ॥ જબલગી હાડે પડીયા વેહે ॥૧૫॥
ભાઈ પીહુ પીહુ કરતા સો ગયા ॥ અને દનિયા ચુકાવી દુર ॥
સ્વર્ગ વધાવીયુ તેહુની ॥ તાહા વરસન લાગા નુર ॥૧૬॥
એવી પીહુસુ પ્રીત કીજીયે ॥ અને માનક ઊપર નેહે ॥
ભાઈ એવા સતપંથ સાધીયે ॥ જેમ ગંથી પુકારે વેહે ॥૧૭॥
ભાઈ પંથી સો જે પંથ ચાલે ॥ અને કભી ના ભાજે આન ॥
તેણે ખડક જો કિયા કુદરતી ॥ તેના હિરદામા લાગા બાણ ॥૧૮॥
ભાઈ બાણ કસીસો સરવેકો ભરે ॥ અને તાકીને તાને સોયે ॥
તાહા કેમ કરી લાણજ લીજીયે ॥ તેના નિસાન ના પોતા કોયે ॥૧૯॥
ભાઈ પોતા સો યે નિસાનસુ ॥ અને શિસ ઊગારા સોયે ॥
પણ જે નર ખેલા દો દો ચોપડી ॥ તેમા સ્વર્ગ ના પોતા કોયે ॥૨૦॥
ભાઈ સ્વર્ગ દ્વારા સો ગયા ॥ જેણે તજીયા સર્વે વાદ વિવાદ ॥
જે સતગુરૂને જ્ઞાને ચાલીયા ॥ તે બાહેર ના વદિયા વાદ ॥૨૧॥
ભાઈ વાદ કસોટી એક્ષ વદીયે ॥ જેમ કરવતસુ કાટે શિસ ॥
આ તન મન ધન ગુરૂને સોપીયે ॥ તો હેત ધરે જગદીસ ॥૨૨॥
ભાઈ કુપલ કટારા તને વાઈયે ॥ અને વેધીયે અંગો અંગ ॥
જો પીડા લગાવે પ્રેમસુ ॥ તો તે જાઈ મલે હરીયા રંગ ॥૨૩॥
ભાઈ જે રંગ મંજીષ્ઠા રંગીયા ॥ અને તે દિસે લાલ ગુલાલ ॥

ભાઈ કમલ રંગ ભેદા નહી ॥ પછે સર્વે રંગ દિસે આલ ॥૨૪॥
ભાઈ ચોલ રંગારા સતગુરૂ મલા ॥ જેની બોલી દિસે ભાત ॥
તે મંદિર અંધારા મટી ગયા ॥ જેમ ચંદા ઊગારે રાત ॥૨૫॥
ભાઈ રચેની અજવાલી પુનમની ॥ અને તે વંદિયે ચારે પ્રહર ॥
સતગુરૂ અજવાલા તેહુને ॥ જેમ હંસા બૈઠા ઠોર ॥૨૬॥
ભાઈ ઠોર રહા તેનો જઈ મલા ॥ અને તે જકરે રહેવે હજુર ॥
તેણે સરદા કીયા સ્વામીના ॥ તો વરસન લાગા નુર ॥૨૭॥
ભાઈ નુરે અરસ પટાવીયા ॥ અને દિસે તે મોલ અપાર ॥
તાહા માનક મોતીયે હિરા જડા ॥ તાહા અગર કસ્તુરીના વાસ ॥૨૮॥
એ મંદિર હંસોજી પધારીયા ॥ અને સોબત સર્વે સાથ ॥
એકોત્તર સો દિસે મ આગલ લપતા ॥ તે તો હિંચે હિંદોલાખાટ ॥૨૯॥
તાહા સાજન મેલાવો આપણો ॥ અને સ્વામીજીસુ દિવસને રાત ॥
જો કરણી કમાવો આપે આપણી ॥ તો અજવાલુ હોયે પરભાત ॥૩૦॥
વરદ ભલા તો કોઈ કોઈ ભલા ॥ અને સર્વે નહીરે સમતોલ ॥
પણ સતગુરૂ કસોટી જે ચઢા ॥ તે તો પામે મોલ અમોલ ॥૩૧॥
ભાઈ મોલ પામાતે માનક ભયા ॥ અને દિસે તેજ અપાર ॥
સતગુરૂ કંઠે હાર રોપીયા ॥ તે તો દિસે નવસારે હાર ॥૩૨॥
ભાઈ પુરા હોયે સો અમર હુવા ॥ અને જેણે બાંધારે બાજુ દોયે ॥
તેણે જકરે ગુરૂ ઝાલીયા ॥ ભાઈ તે કેમ કરી દેવે છેહે ॥૩૩॥
ભાઈ કર ઝાલ્યા તો કયા થયા ॥ અને કછુ એક કરણી ન હોયે ॥
ગુરૂ ઊપર ઈમાન ના આણીયા ॥ પછે નરક ચલીયા સોયે ॥૩૪॥
ભાઈ નરક થર થર કંપીયા ॥ અને બહોત કીયા પુકાર ॥
કેમ કરીને સાઈયા લીજીયે ॥ તેની નહી કોયે બુંબને વાર ॥૩૫॥
ભાઈ બુંબવાર ભઈ સર્વે એકઠી ॥ અને ચાલાતે કરોડા કરોડ ॥

પણ સુરા નહી કોયે સાથમા ॥ જે જકરે એએ મોડ ॥ ૩૬ ॥
ભાઈ સુરા તો કોયે કોયેસાથમા ॥ જેણે બાંધા પાચે હથિયાર ॥
તે રણમા જાઈને આગલ થાયે ॥ પછે લઢીલઢી લેવે પાર ॥ ૩૭ ॥
ભાઈ વાદ લઢાઈ તાહા પડે ॥ અને સોબતે કોઈનારે આયે ॥
સુરાસાથે સ્વામીજીને વાલીયા ॥ પછે કાયેર એકલારે જાયે ॥ ૩૮ ॥
કાયેર થયા તેની નિશ્ચેજડ ગઈ ॥ અને ગુરૂસુ ના લાગો રંગ ॥
આવા સાજન મેલાવાપરહરી ॥ પછી દુનિયાસુ લાગો ઢંગ ॥ ૩૯ ॥
ભાઈ દુનિયા સર્વે સોહલીયા ॥ અને ખેલ ખેલે અપાર ॥
તે ભાંગી કંબરથી તુંબડીયા ॥ પછે તે બુડા ખેલાવનહાર ॥ ૪૦ ॥
તે તો બુડા દો દરીયા વચે ॥ તેની કોઈના લેવેરે સાર ॥
જે સતકી નાવ ચલ ગઈ ॥ પછે કેમ કરી ઊતરે પાર ॥ ૪૧ ॥
સતગુરૂયે ગીનાન સંભલાવીયા ॥ તમે વાચીને ચાલોરે સોયે ॥
તમે તલતલ સેવોરે સાચસુ ॥ તો સ્વામીજી ખુશીરે હોયે ॥ ૪૨ ॥
કેહત ઈમામશાહાસુણો મુનિવરો ॥ અને તમે કરો સતની કમાઈ ॥
ગુરૂનર જંબુદ્વિપે આવીયા ॥ તેની ઈમામપુરી માહે વધાઈ ॥ ૪૩ ॥

ભજન ૪૩

સતલોડો ભાઈ મુનિવરો ॥ અને કાયે છોડો આપનાઆપ ॥
સતગુરૂના વચન પાળીયે ॥ તો જાયે જનમના પાપ ॥ ૧ ॥
હવે છેડે બાંધીને છોડીમનખો ॥ અને દનરહો પાછલો ઘડીચાર ॥
સાંજ પડો પેલા જઈ મલો ॥ પાછે પડસે ઘોર અંધારી રાત ॥ ૨ ॥
રાત અંધારીને આંખેના સુજે ॥ અને ગીનાન દિપકન આવે હાત ॥
સતગુરૂના વચને જે નહી કરે ॥ તે તો જાસે નરકની વાટ ॥ ૩ ॥
ગીનાન સોદીને વેદ ઓચરતા ॥ અને ભણતા તે વેદ પુરાણ ॥
તે ડાહ્યા પંડત ભુલી ગયા ॥ જેમ મેઘે ઢ્રીયો ભાણ ॥ ૪ ॥

૧૫૦૨

તેણે છાયેડો લાગો પાપનો ॥ અને રદે વસીયો કાલનો કાલ ॥
તેણે કમાઈ ખોઈ જુગ ચારની ॥ તે તો પડસે નરકની ઝાલ ॥ ૫ ॥
નરકની ઝાલ છે બહુ દોહેલી ॥ અને તમથી નહી ખમાયે ॥
તે વીંછી મારો જેમ આંકડો ॥ તેની આગને રહુ ના જાયે ॥ ૬ ॥
પૂર્વ ભાગ્યવીના ન પામીયે ॥ અને સતપંથ પદારથ સાર ॥
તેના એકોત્તરસો વૈકુંઠમા વધામના ॥ તે તો કરશે સ્વામીનો દર્શન ॥ ૭ ॥
ભાઈ વેલા પોતીને રત પવિત્ર ॥ અને સવારી થઈ તૈયાર ॥
ઈહા ચેતી સકો તો ચેતજો ॥ આગળ નથી અગ્યારમો અવતાર ॥ ૮
હવે કૌલ સ્વામીનો પુરો થયો ॥ અને બોલાવી લેસે ભકતના ભાવ ॥
અનંત કરોડી દેવ આગળ હોસે ॥ ગુરૂ ઈમામશાહ ઊતારે પરલો પાર ॥ ૯
જે સંસાર સાગર ઊતરી ઘેર આવસે ॥ તેણે સ્વામી ઘણો કરી દેસે માન ॥
ઈહા પુરણ પુણ્ય કિધા મુનિવરે ॥ જેણે દિધા મસ્તકના દાન ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ ઈહા પેલા પુજા થકી ફલ પામો ॥
અંતે છેલી વેલા સંધે તોલસે ॥ પછે અબદા અબદી અમરાપુરી જાવો ॥ ૧૧ ॥

ભજન ૪૪

સાચા જાણી ગુરૂ પછાનીયે ॥ અને સુકરીત કીજે વીરા ભાઈ ॥
પછે કરસો ઓરતો ॥ સિર ઊપર અખરીતુ આઈ ॥ ૧ ॥
ભગતી કીજે ભાવસુ ॥ અને પ્રેમસુ પ્રીત લગાયે ॥
જો સાચે ઈમાને ધ્યાઈયે ॥ તો અનંતના દર્શન પાયે ॥ ૨ ॥
જીવને કાયે માંડો છો ધંદામા ॥ અને રદેન ઊપજે કૈવલ્યગીનાન ॥
જેમ ચાક ફરે કુંભારનો ॥ તેમ ફરે મુનિવરના ઈમાન ॥ ૩ ॥
તમે ઈમાન થર રાખો આપણુ ॥ અને દ્વન્દ્વથી મત દૌડો કોયે ॥
આદે અંતે સ્વામી એક છે ॥ અને રદે વિચારી જોયે ॥ ૪ ॥
એવા વેદ વિચારીને ભેદન જાણે ॥ અને મુરખ મનમા આને ખોટ ॥

જે સતગુરૂના કહા નહી માને ॥ તે તો જમની લાવે ખોટ ॥ ૫ ॥
એ ખોટી બાજી મનમાન લાવસો ॥ અને સાચવના સુદના હોયે ॥
જેણે સાચા સતગુરૂને માનીયા ॥ તે તો વૈકુંઠમા નિશ્ચે જાયે ॥ ૬ ॥
એ અમરભુમીની આસા ઘણી ॥ અને જુવે તે વળીવળી વાટ ॥
જો સતગુરૂ સારથીયા કીજીયે ॥ તો જઈ રહિયે સ્વામીને પાટ ॥ ૭ ॥
ભાઈ દર્શન કીજે દેવના ॥ અને નીત નીત જુગતે જઈયે ॥
તાહા જેણે જેવે ભાવે પુંજીયા ॥ તેણે તેવા ફ્લ પાયે ॥ ૮ ॥
જે કોઈ ચાર જુગના ઓરીયા ॥ અને ગુરૂ ગીનાનસુ ન લાયે હેત ॥
જો ઈમાન ઊણા બેલી બેસીયો ॥ જેમ બીજ વના ખાલી ખેત ॥ ૯ ॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ અને દો દસે વહીજાયે નીર ॥
ભાઈ પાળ બાંધો તમે પુનની ॥ તમને મલે સેસટના ગુરૂનર ॥ ૧૦ ॥

ભજન ૪૫

સતગુરૂ બ્રહ્મા ગીનાન સંભળાવીયા ॥ તમે સાંભલો મુનિવર ભાઈ ॥
પરગટ વેલા આવી મલો ॥ તો સાચી તમારી કમાઈ ॥ ૧ ॥
પરગટ ઠામ જેણે કહિયે ॥ ભાઈ ઘટ પાટની વેળા થાયે ॥
દેવ તેત્રીસ કરોડી આવી મલે ॥ તો સ્વામી વાસો પુરો થાયે ॥ ૨ ॥
યક્ષ મેઘા કિન્નર આવી મલો ॥ તો કરણ કલ્પના કરોડ ॥
તે વેળા તમે આવી મલો ॥ તો થાસો તેની જોડ ॥ ૩ ॥
સાચે ઈમાને જે કોઈ આવસે ॥ અને સાચા તે મુનિવર સોયે ॥
તેના એકોત્તરસો સ્વર્ગ સિધારીયા ॥ તેની રાહ[illegible]ા ન રોકે કોયે ॥ ૪ ॥
લોક લાજ મનમાન રાખીયે ॥ અને લાજે તે વણસે જીવડાના કાજ ॥
સગા કુટુંબ બેની બાંધવા ॥ તે તો નહી આવે જીવડાને સાથ ॥ ૫ ॥
શિરના સાટા કીજીયે ॥ અને સવા લાખ ઘણેરા થાયે ॥
હરિશ્ચંદ્રના જેવા ફ્લ પામસો ॥ વીરા તેથી અદકેરો લેખાયે ॥ ૬ ॥

દુનિયા દૌલત એક પલછે ॥ એણે લોભે લાગા મત ભુલ ॥
હાતનો હિરો ગમાવસો ॥ તો આગલ કયા થકી પાવો મોલ ॥ ૭ ॥
આવો વેદ ભણો તમે સતના ॥ અને ખરી દસોંદ દેજો આજ ॥
આ જુગમા ગુરૂનર આવીયા ॥ મુનિવર ભાઈયા કરવા કાજ ॥ ૮ ॥
ચેતી સકો તો તમે ચેતજો ॥ અને વેલા તે વહી જાયે ॥
હાતે લાગા ફુલ હારસો ॥ તો ફરી કોઈ થકી પાવો પાર ॥ ૯ ॥
ત્રણ જુગમા ત્રણ લેના બાંધીયા ॥ અને ચવથે પરગટ જ્યોય ॥
જુગમા ધરમ જગાવીયા ॥ ગુરૂનર વીના દુજાન કોય ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ અને વેલા તે વહી જાયે ॥
એણે ભાયે ભાયે ભેંડ જગાવસો ॥ તો સહી અમરાપુરી જાયે ॥ ૧૧ ॥

ભજન ૪૬

હરદમ કરો કરો અભિયાસ ॥ કરીને દેખો ખાસ ॥ ૧ ॥
દમે દમે મારા સ્વામીજીને સેવો ॥ સ્વામી તમારે પાસ ॥ ૨ ॥
પાસે છે સ્વામી નહી હૈ ખામી ॥ પુરો રાખો વિશ્વાસ ॥ ૩ ॥
તમારો સ્વામી તુમ માહે બૈઠો ॥ જેમ છે ફુલોમા વાસ ॥ ૪ ॥
રોમે રોમે મારા સ્વામી બૈઠા ॥ ચેતન પુર અવિનાસ ॥ ૫ ॥
બ્રહ્મગીનાનમા હરદમ રહેજો ॥ કરો અજંપાનો ધ્યાસ ॥ ૬ ॥
અજંપાજાપ જીસઘટ ભીતર ॥ ઘટ સોહી ઊજાસ ॥ ૭ ॥
ઘટ ઊજાસો પાપથી નાસો ॥ જપો શ્વાસ ઉશ્વાસ ॥ ૮ ॥
કહેત ઈમામશાહા જેનર કરસે ॥ પામસો વૈકુંઠવાસ ॥ ૯ ॥

ભજન ૪૭

હેતે મલોને સતે ચાલજો ॥ ઝુઠુ કરો સર્વે દુર ॥
સતપંથ સેવતા તો મલે ॥ તો નિર્મલ પીજે નુર ॥ ૧ ॥
નુર પીજીને નામ લીજીયે ॥ મન નિર્મલ ઊજલુ થાયે ॥

કામ ક્રોધ મત્સર તને વારીયે ॥ તો સહી અમરાપુર જાયે ॥ ૨ ॥
કામ ક્રોધ શહર લુટ્યુ ॥ અને લુટયો સર્વે ભંડાર ॥
હિરા રતન જવ્હેર લુટીયા ॥ તેણે લુટી વસ્તુ અપારરે ॥ ૩ ॥
મુરખ હૃદયમા ન જાગીયે ॥ તેણે વસ્તુ ખોઈ અપાર ॥
જ્યારે આખર દાઢો આવસે ॥ કેમ કરી દેસો જબાબ ॥ ૪ ॥
તેણે ચોર કરીને બાંધસે ॥ અને દેસે ઘણાનો માર ॥
હઈડામાથી અગની પરજલે ॥ જીવડો કરસે ફોકાર ॥ ૫ ॥
જે સતી કહાવેને અનસતી હોવે ॥ તેના ફેરાવન જેવા મુલ ॥
જે ઈમાન વના ઊજડી ગયા ॥ તેણે મોઢે પડસે ધુલ ॥ ૬ ॥
સતપંથ લઈને ઓતલી ગયા ॥ અને તે પાકી હાંડી તોલ ॥
ટકોરા દેતા ટુકડા ભયા ॥ તેણે જમીન અસ્માનના સંગ્રે કોય ॥ ૭ ॥
સતપંથ લઈને અલંગા રેહે ॥ તેણે લાગો લીલનો પાપ ॥
વસ્તુ હતી તે લુટાઈ ગઈ ॥ પાછે ખાલી રહા હાટ ॥ ૮ ॥
કરમે કાલા તે સદાયે કાલાં ॥ અને જ્ઞાન વિચારી જ્યોય ॥
દુધે ધોયે કોયલા ॥ તો કદી ના ઊજલુ હોય ॥ ૯ ॥
કહેત ઈમામશાહા સુણો મુનિવરો ॥ અને રાખો આપણુ આપ ॥
ખોટા કરતવ તમે કરસો ॥ તમે ખાશો બીછુ ને સાપ ॥ ૧૦ ॥

ભજન ૪૮

હેલે મળોરે ભાઈ મુનિવરો ॥ અને મુખથી સાચીવાણી બોલ ॥
નીત દર્શન કીજે દેવના ॥ દિલથી સુતક પાતક ખોલ ॥ ૧ ॥
ગુરૂ ગતગંગા તીરથ ન્હાઈયે ॥ અને કીજે નિરમલ મન ॥
આ સતપંથ પદારથ તો મળે ॥ જેના પુરણ હોવે પુણ્ય ॥ ૨ ॥
પુરણ પુણ્ય વિના કેમ પામીયે ॥ અને સતપંથ સાચી વાટ ॥
એ પાચે પદારથ તો મળે ॥ જેના દિલ હોવે પાક ॥ ૩ ॥

 

પવિત્ર તો પ્રભુના નામ છે ॥ અને જપીયે દિવસને રાત ॥
દુર ના દેખોરે ભાઈ દિલમાવસે ॥ જેવી ચંપા ફુલોમા વાસ ॥ ૪ ॥
રોમે રોમે સ્વામી તા વસે ॥ અને અંતર નહી એક તીલ ॥
એમ જાણીને ભક્તિ કીજીયે ॥ તો પરતક બૈઠા દેવ ॥ ૫ ॥
સત બોલજો અને સત ચાલજો ॥ અને સતસમુ નહી સાર ॥
સુક્ષ્મ વેદ તો સતે રંચિયા ॥ તમે સતે ઊતરસો પાર ॥ ૬ ॥
સત ના છોડોરે મારા મુનિવરો ॥ અને સત છોડેધીત જાયે ॥
ઈમાન સરીખો દિવડો ॥ તમે અજવાલો સ્વામીના પાયે ॥ ૭ ॥
રચેણી અજવાલી પુનમની ॥ અને દિવસ અજવાલુ સુર ॥
તેમ ઘટમાહે અજવાલુ ઈમાનસુ ॥ ભાઈ ચહુદિસાવરસે નુર ॥ ૮ ॥
નર નારાયણ તા વસે ॥ જે ઘટમાહે સાચુ ઈમાન ॥
તીને દેવલોક પ્રણામ કરે ॥ તે તો પામે વૈકુંઠ ઠામ ॥ ૯ ॥
સતગુર બ્રહ્મા આગમ ભાકીયા ॥ અને એક અચંબો સાર ॥
હવે છેલી નાવ કલજુગની ॥ તા ઈમાની ઊતરસો પાર ॥ ૧૦ ॥

ભજન ૪૯

ઊઠ બૈઠ કયું સુતારે ગાફલ ॥ સુતા ભલા ના હોયરે ॥
જાગતસ્વામી સબ કોઈ પામે ॥ સુતા નારે લેસો કોઈરે ॥ ૧ ॥
અંધે જનમ ગમાઈયો અપનો ॥ ઘડી ઘડી ઘટકાન આવેરે ॥
સ્વામી જૈસા સાથે તેરા ॥ કરલે સેવા કછુ પાવેરે ॥ ૨ ॥
જોતુ જાગે તો સુખ પામે ॥ સુતા સોહી ગોતારે ॥
ગઈ સો વેળા બહોડન આવે ॥ કિસ નિંદમે તુ સુતારે ॥ ૩ ॥
અતિ નિંદ કછુ ભલે પણ નહી ॥ એકહી અરથ ન સીઝેરે ॥
ઐસા કામ કીજીયે ગહેરા ॥ જીસથી પ્રભુજી રીઝેરે ॥ ૪ ॥
ત્રણના ત્રુટા ચવથા મલીયા ॥ જો મન લેજો ઓળખીરે ॥

આજના ત્રુટા પ્રળાજાસો ॥ નેટ ના રહેસો ભાઈરે ॥ ૫ ॥
નિલજ નિલજ સપના કીજે ॥ નિલજ કછુ લાજન આવેરે ॥
તેરા પ્રભુજી ના સોવે ॥ તુઝે સોના કયું ભાવેરે ॥ ૬ ॥
સોના સોનાની વાતકહોતો ॥ આપહી જાણો ચેતોરે ॥
વશ કર વૈરી હૈ તુજમાહે ॥ કહાડ કયું નહી તૂં દેતારે ॥ ૭ ॥
નૌબત અપની જાગોરે ભાઈ ॥ ઊઠ બૈઠ કયું સુદ ગમાઈ ॥
એક પ્રહરરાત્ર ના રહી ॥ તબ લગી સીર પર રયેણી આઈ ॥ ૮ ॥
કહેત ઈમામશાહ સુણો મોરાભાઈ ॥ કળમા જ્યોતને ઓળખીરે ॥
આગળ જાતા જાનસો તો ॥ સુખસુ રહેસો ભાઈરે ॥ ૯ ॥

ભજન ૫૦

કાયા વાડી કારમી ॥ કસમળ છે અપાર ॥
પુત્ર કલત્ર સઊ કારમુ ॥ કારમુ અરથ ભંડાર ॥ ૧ ॥
જીહા જોઊ તાહા કારમુ ॥ કારમુ સકળ સંસાર ॥
નારાયણ નહી કારમું ॥ બીજુ સપનુ વિચાર ॥ ૨ ॥
ચેતો રે પ્રાણી બાપડા ॥ ચેતો હઈડા માહેરે ॥
સંસાર સપનુ જાણીયે ॥ ભુલા ભરમે અપારરે ॥ ૩ ॥
સ્વામી તારી કરણીતુ જાણે ॥ મુર્ખ આપ વખાણેરે ॥
કેટલા હૈડે ગર્વ ધરે ॥ જીવની કરતાન ચિંતારે ॥ ૪ ॥
રોમ રખે તો જતીયાહુવા ॥ તે તો ગયા નિરાસરે ॥
અલ્પ જીવના તુ બાપુડા ॥ તમને કેટલીક આસરે ॥ ૫ ॥
કેના તે મંદિર માડીયા ॥ કેના અરથ ભંડારરે ॥
કેની પ્રીથમી પાલખી ॥ કેના ગજ તુખારરે ॥ ૬ ॥
ઈમામશાહ ગીનાન બોલીયા ॥ ગુરૂયે અમરફળ પાયા ॥
ચેતોરે પ્રાણી બાપડા ॥ ચેતો હઈડા માહેરે ॥ ૭ ॥

 

ભજન ૫૧

ગફલતમાન રહી મુનિવરો ॥ તમે નિંદ્રાયે સુતા ઘોરરે ॥
સતના માલ સહુ ખોઈ રહા હૈ ॥ લુટી જાસે માહેલુ ચોરરે ॥ ૧ ॥
ભાઈ માહેથી સર્વે લુટીયા ॥ ખાલી થયા છે સેહેરરે ॥
આ સત જોઈ તે તો નહી મલે ॥ તેણે હૈયાથી કરજો પારરે ॥ ૨ ॥
પેહેલી ઊત્તમ ક્રીયા કીજીયે ॥ હ્રદે જબાયે સાચુ બોલરે ॥
બીજી કિરિયા હરીનામ લીજીયે ॥ દુઃખ ભાગે સગલારે ॥ ૩ ॥
ત્રીજી કિરિયા મનવશ રાખીયે ॥ પુજીયે ઘટને પાટરે ॥
સતગુરૂ ચરણ ધોઈ પીજીયે ॥ ચોથી કિરિયા સતપંથની વાટરે ॥ ૪ ॥
ત્રણ જુગ તો ભમીવલા ॥ ચવથો કલજુગ ઊતરો પારરે ॥
ગર્ભવાસની વાચા પાલજો ॥ અથરણ વેદનુ સારરે ॥ ૫ ॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ કરજો સતની વાતરે ॥
નામ લીજો પ્રભુજીના ॥ જીકર કરો દિન રાતરે ॥ ૬ ॥

ભજન ૫૨

ગુરૂ બીન ગ્યાન નામ બિન ભુલ્યા ॥ વ્યર્થ જન્મ ગમાયા હો ॥ ધૃ ॥
વેદ પઢી પઢી થાકા પંડિતા ॥ બ્રહ્માકા ભેદ નહી પાયા હો ॥
બ્રહ્માયે વિષ્ણુ આદધણી છે ॥ સચ્ચિદ્જ્ઞાન ન જાણે હો ॥ ૧ ॥
ધરતી ન હોતી આકાશ ના હોતા ॥ મુળ ના હતી નહી માયા હો ॥
રજવર બીજ કછુ નહી હોતા ॥ ધન સતગુરૂ અલખ લખાયા હો ॥ ૨ ॥
કાસલ અપના દિલમાથી કાઢો ॥ ધન ધન કરણી કમાવો હો ॥
કરણી અપની સાથે આવસે ॥ બીજુ કછુ કામ ન આવે હો ॥ ૩ ॥
સતપંથ અપના સતકરી સેવો ॥ સતગુરૂ બ્રહ્માને પાસે હો ॥
સતપંથમા આવીને જે કોઈ ભુલ્યા ॥ તે જાસે ઘોર અંધારા હો ॥ ૪ ॥
આખરી વેલા માહે ઓળખીને કાઢો ॥ તો સ્વામીના નામ આરાધો હો ॥

પાતક અપના દિલમાથી કાઢો ॥ મોક્ષ મુગત જીવ ધાયા હો ॥ ૫ ॥
કેહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥ સદા સુફલ લેસે હો ॥
અમર લોક તો દાખલ હોસે ॥ પાછે ફરી નહી આવે હો ॥ ૬ ॥

ભજન ૫૩

ગફલત ના સુવો મારા મુનિવરો ॥ ધૃ ॥
તમે જાગોજાગો ઈહાસતસુ ॥ અને રદામા થાવો હુશિયાર ॥ ૧ ॥
આપણો પ્રભુજી હિસાબમાગસે ॥ તારે કેમકરી દેસે જબાબ ॥ ૨ ॥
તમે ચિત્તમા ચેતીને ફિકર આણો ॥ ઈહા મૃગ ચરે હરીયા ખેત ॥ ૩ ॥
લાભ જાસેને ખોટ આવસે ॥ તારે સતવીના મુટસે હેત ॥ ૪ ॥
ઈહા ધરમની બેલી કીજીયે ॥ તો રહસે આપણુ ધરમ ॥ ૫ ॥
સતની વાડી કીજીયે ॥ અને દસવંત બીજ બોય ॥ ૬ ॥
જીકર ફીકર પાણી સિંચીયે ॥ તારે સબ કુછ નિપજ હોય ॥ ૭ ॥
તમે ધરો સબુરી સતની ॥ અને મનમા રાખો ધીર ॥ ૮ ॥
ઈહા જલભરા સરોવરા ॥ પાળ ફુટીને વહી જાસે નીર ॥ ૯ ॥
કેહેત ઈમામશાહ સાંભલો મુનિવરો ॥ તમે ચેતીને ચાલો મારાવીર ॥ ૧૦ ॥

ભજન ૫૪

ચેતો ચેતો ભાઈ ચંચલ મન તમે ચેતો ॥ જહાલગી ઘટમાહે શ્વાસરે ॥
ભાવ હુવાપણ ભકિત ન હુઈ ॥ અને ઊઠી ચાલીયો ઊદાસરે ॥ ૧ ॥
કુબુધ્દિ ગીનાન ના વિચારસો ॥ લીધો મુરખ જનમ હરાઈરે ॥
ગાફલ જન્મ હરાઈરે ભાઈ ॥ ગીનાન ના વિચારસુના લીધોરે ॥ ૨ ॥
સંસાર હાટપાટ બાજારકરીજાણો ॥ તમે સહુ વણજે આવ્યારે ॥
વણજ સકાતો વણજોરે ભાઈ ॥ નહીતો ફોકટ ફેરા ખાસોરે ॥ ૩ ॥
નૈના થાકીરે તારા વેણજો થાકા ॥ થાકી તારી સુંદર કાયારે ॥
ચરણ કરન તારા દમસુ થાકા ॥ એક ના થાકી કુડી માયારે ॥ ૪ ॥

૧૫૧૦

પ્રભુજીને તમે સાચા કરી સેવો ॥ જે રાખે મનમા વિશ્વાસરે ॥
ગીનાનઅમીરસ કહેતઈમામશાહા ॥ એમ કરી ધર્મકા સીડાલોરે ॥ ૫ ॥

ભજન ૫૫

ચંચલ ચિત્ત મન સ્થિર કરી ધરો ॥
તો જગમા જીવડાની ચિંતા કરો ॥ ૧ ॥
કાયા કાચી ગલી જાસે કાલ ॥
તો આગળ જીવડા કોન હવાલ ॥ ૨ ॥
જાગો જાગો મનખા દેહી તમ ધરી ॥
પણ જીવની ચિંતા એક ન કરી ॥ ૩ ॥
હું હું કરી સર્વ જુગ ખોયા મુરખ તુ અંધ ॥
પણ હવે કલજુગ છેલી સંધ ॥ ૪ ॥
જુગો જુગના ભુલા કલજુગે મલીયા ॥
પણ કલજુગનાભુલા તે નરગે જઈયા ॥ ૫ ॥
જેના પૂર્વ સંચે સતગુરૂ મલીયા ॥
તેના ભવસાગરના ફેરા ટળીયા ॥ ૬ ॥
સતગુરૂ મલીયા તો રાખો ઈમાન ॥
તો એકચિત્તે ધરો સ્વામીસુ ધ્યાન ॥ ૭ ॥
કહેતઈમામશાહ સુણો મુનિવરો ॥
તો ગતમા મલતા ન કીજે વાર ॥ ૮ ॥

ભજન ૫૬

જાગોનેરે જુગ વેળા ॥ મળો ગત નારે મેળા ॥
જાગતાને જતન કરસો ॥ કી ભાઈ અંતઃકાલ વેળા ॥ ૧ ॥
વારોવારે હરી આવ્યા ॥ હવે રમતા રમતા ॥
જે જે નર સિધ્ધતેતે ॥ કી ભાઈ વારને ભજતા ॥ ૨ ॥

૧૫૧૧

જુગા જુગ જે વ્રત હોય ॥ મુનિજન તેજ ઓચરણી ॥
અવર ઊપવાસ કરીને ॥ કી ભાઈ ભુકે સું મરણી ॥ ૩ ॥
ક્રતા હો જુગમા હરીજી ॥ રઘુવેદને ઓચરતા ॥
એકાદશી વ્રત ગુરૂવારી ॥ ભાઈ ઊપવાસ કરતા ॥ ૪ ॥
ત્રેતા હો જુગમા હરીયે ॥ યજુરવેદના પ્રકાશ ॥
વ્રત ચતુર્દશી રવિવારી ॥ ભાઈ કરતા ઊપવાસ ॥ ૫ ॥
સામવેદના વિસ્તારો ॥ હરીયે દ્વાપારનો વારો ॥
અમાવશા વ્રત સોમવારી ॥ નર નારી કરતા રે ॥ ૬ ॥
આજ કલજુગમા અથર્વવેદ ॥ અમુલખ હીરા ॥
અજવાળી બીજ વ્રત અમીયા ॥ કરોને મારા મુનિવરા ॥ ૭ ॥
એકાદશી ચતુર્દશી ॥ અને અમાવશા જાગો ॥
વેળ્યા તરૂવર ફળ હાતે ॥ તમને કયાથી હો લાધો ॥ ૮ ॥
છેલી સંધી છેલી વાતો ॥ છેલા એહી પિયાણા ॥
સતકરી જાગસે તેણે ॥ કી ભાઈ મળસે અમર ઠાણા ॥ ૯ ॥
ત્રણે જુગના ચુકયા વીરા ॥ તમે હજુ નહી જાગ્યા ॥
ભુલા થઈને તે અંધા ॥ સતગુરૂ ગીનાન ના ખોજા ॥ ૧૦ ॥
કહેત ઈમામ શાહા ॥ મુનિવર જાગતા રહિયે ॥
વખડી વેલા વરતી કી ॥ વીરા સુઈના રહિયે ॥ ૧૧ ॥

ભજન ૫૭

જીરે મારા હંસા કરણી કમાવો ॥ સ્વામીસુ એચો, તો,
તીરથ ત્રીવેણી માહે તરણા હો ॥ ૧ ॥
ઢાલ ધણીના ધર્મની બાંધો ॥ સતની સમશેર સાથે લઢના ॥ ૨ ॥
બુધ્ધિની બંધુક સુરતની દારૂ ॥ જ્ઞાનનો ગોળો વચે ધરના ॥ ૩ ॥
પ્રેમની પ્યાલા ભરીભરી પીવો ॥ તો સબદ ભડાકે લઢના ॥ ૪ ॥

રૂખીયાને વાડીમા વેલો વલુધો ॥ તો વેલો કર્યો વિસ્તારોરે ॥ ૫ ॥
તેડાવો ગુણવંતા માલીને ॥ તો જડ મુલ વેલો ઊપાડે ॥ ૬ ॥
કાયા નગરમા ચૌર્યાચશી ચૌટા ॥ તેમા કોઈ નર સુતા કોઈ નર જાગે ॥ ૭
કાયા નગરમા જુવારી છે કન્યા ॥ તે તો સુંદરી સબરસ માને ॥ ૮ ॥
પોળે ઊભા પાચે પાખરીયા ॥ એ તો હાકેમના હુકૂમ ના માને ॥ ૯ ॥
ગીનાનનો અમીરસ કહેત ઈમામશાહા ॥ તમે જમરાનો ઝડપોન લાગે ॥ ૧૦ ॥

ભજન ૫૮

જીવ તુ સું આયો સંસારમા ॥ વળખ્યા નહીરે મુરાર ॥ ૧ ॥
નૈને નિહાળ્યા નહી શ્રી હરી ॥ ભુલ્યા અંધોરે ગેમાર ॥ ૨ ॥
પ્રત્યેક બૈઠો તેણે ઓળખ્યા નહી ॥ આજ કલમા દસમોરે અવતાર ॥ ૩
શ્વેત દ્વિપથી હરીજી આવીયા ॥ શ્રી નિકલંકી અવતાર ॥ ૪ ॥
જાહેર જંબુદ્વિપમા આવીયા ॥ શ્રી નિકલંકી રે આપ ॥ ૫ ॥
જીકર ફીકરે તમે જાગજો ॥ હાલ ગત મારે ગુજાર ॥ ૬ ॥
ખરી દસવંત તમે જાગજો ॥ દિધા કવલ તમે સંભાલ ॥ ૭ ॥
માતાગરભમા તુ આવીયો ॥ સેવ્યા સેવ્યારે દસ માસ ॥ ૮ ॥
કવલ દઈને બાહેર નિસર્યું ॥ હું તું કરવા લાગ્યા બાર ॥ ૯ ॥
ધન સંપત માયા બહુ સાચરી ॥ જુઠા જગ ધંદાને કાજ ॥ ૧૦ ॥
કુટુંબ મલીને પોખીયા ॥ ધન જોબન મસ્તી માહે ॥ ૧૧ ॥
જીવ તુ ચારે ખાણમા આવીયા ॥ પામ્યો મનુષ્ય દેહે ॥ ૧૨ ॥
જીકર ફીકર તમે જાગજો ॥ લોડો પ્રભુના દર્શન ॥ ૧૩ ॥
કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો ॥
વખડી વેલાની છે વાત ॥ ૧૪ ॥

ભજન ૫૯

જાગો રખે શરો હો હુશિયારા ॥ નવખંડે થયો પ્રભાતજી ॥
દસમો અવતાર હરીને પરવર્યો ॥ આધીના રહી રાતજી ॥ ૧ ॥
નવખંડે નિકલંકી પરવર્યા ॥ જેવા વાયી કરવી ભાન ॥
પાપના પડદા દુર કરો નર ॥ તો નજરે દેખો નરવાન ॥ ૨ ॥
આદિ અંતી હરી આવીયા ॥ અગોચર રૂપ ધરતા વારંવાર ॥
જેણે અવતાર પાગ્રન ઓળખ્યા ॥ ભાઈ તે કેમ પાવે પાર ॥ ૩ ॥
ખટ દરશન ખોલતા ભુલ્યા ॥ ભુલો સકળ સંસાર ॥
સત દરશન ન જાણીયા ॥ ભાઈ તે કેમ પાવે પાર ॥ ૪ ॥
સત દરશન ન જાણીયા ॥ અને ન જાણ્યા અજંપા જાપ ॥
ગુરૂ મુખે હરીન ઓરાધીયા ॥ કેમ છુટે પૂર્વ જનમના પાપ ॥ ૫ ॥
જેણે જીવ પીંડ બેહુ સરજ્યા ॥ જેણે જોડ્યું આ બ્રહ્માંડ ॥
તે હરીને ના ઓળખ્યા ॥ પાછે પુજી ભુલ્યા પાખંડ ॥ ૬ ॥
ભુલ્યા સંન્યાસી સેવડા ॥ ભુલ્યા વિષ્ણુ વૈરાગી જેહે ॥
આતમગીનાનની કથની કથ મુવા ॥ પણ ચૌર્યાયશી ના છુટ્યા તેહે ॥ ૭ ॥
ભુલ્યા જોગીને જંદા જંગમ ॥ જેણે છોડ્યો ઘરબાર ॥
નગર ભલાપણ વસ્તી નહી ॥ જેમ ઊજેડ હાટ બાજાર ॥ ૮ ॥
ભુલ્યા જોશીને બ્રાહ્મણ ॥ ભણતા બ્રહ્માના વેદ ॥
આદ બ્રહ્માને જાણે નહી ॥ તમે જુવો પાખંડના ભેદ ॥ ૯ ॥
ભેદ વીના વેદ વાચી ભુલડા ॥ અને ભુલા તે સકળ સંસાર ॥
ઠાલા વેદ વાચી દુનિયા ભુલાવી ॥ પછે લીધો માથા ઊપર ભાર ॥ ૧૦ ॥
ભુલાવી દુનિયાને ઘોતી ખાદુ ॥ ન ગણે પુણ્યને પાપ ॥
ક્રીયા આચાર પાલે નહી ॥ તેણે આગળ પ્રભુનો સરાપ ॥ ૧૧ ॥
એ વેદના ભેદ જાણ્યા નહી ॥ અને ન જાણ્યા મુગતના ઠામ ॥

દાસીના પુત્ર કહાવીયા ॥ ભાઈન જાણ્યા પિતાના નામ ॥૧૨॥
પાસે નાવને પરહરી ॥ અનેક નાવે બ્રુડે જેહ ॥
આરે આરે આથડી ॥ પાર ના પામે તેહ ॥૧૩॥
તમે હરી અવતારને પરહરી ॥ અવર પાખંડ પુજે શું થાય ॥
દાઢે બેસી થડને છેદીયે ॥ તેણે પડતા કોણે સહાય ॥૧૪॥
ખટ દરશન ખાલી થયા ॥ અને વીત્યો તેનો મહિમાયે ॥
સત દરશન જો પુંજીયે ॥ તો જીવને મુગતા થાયે ॥૧૫॥
ખટ દરશનને પરહરી ॥ પામ્યા સતપંથ પદારથ સાર ॥
સતપંથ લઈને ઓલલી ગયા ॥ તે તો પડસે નરક મોઝાર ॥૧૬॥
સતપંથ સેવો મારા મુનિવરો ॥ તો પામીયે મુગત દરશન ॥
આજ કલજુગસંધે મત ભુલજો ॥ હરીને માનસ રૂપ અવતાર ॥૧૭॥
અથરણવેદ ભણો મારા મુનિવરો ॥ તમે સતસુ જાગો મારા વીર ॥
બ્રહ્માવિષ્ણુ મહેશ્વર આવીયા ॥ આજ કલજુગમા કહાવ્યા ગુરૂ ॥૧૮॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવર ॥ તમે રહો રહોને હો હુશિયાર ॥
પીહુકા પરછા પાયા નહી હૈ ॥ તેણે કયા હા જૈસી સપની રાત ॥૧૯॥

ભજન ૬૦

જુગમા ચેતીને ચાલોજી ॥ મરણા હૈ રે જરૂર ॥૧॥
કાયાનો ઘટતારો ખુપબનુ હૈ ॥ પંચહી તત્વનો મુલ ॥૨॥
કાયા નગરમા મન હૈ રે રાજા ॥ ચેતીને નુર માહે નુર ॥૩॥
નુર સ્વરૂપી ચેતન કરી જાણો ॥ કાયા માયા સર્વે કુડ ॥૪॥
કાયા નગરમા પાચે ચોર વસે છે ॥ ચેતીને ચાલો મારા વીર ॥૫॥
કાયા નગર પર ભયએક ભારી ॥ કાળ કરે ચકચુર ॥૬॥
કરો હુશિયારી સદ્‌ગુરૂ ચેતાવે ॥ નામ લીજે નિર્મલ મન ॥૭॥
દયા સખાવંત હરદમ કીજે ॥ ક્ષમા ધરમનો મુળ ॥૮॥
કહેત ઈમામશાહ સુનો મનવા મેરા ॥ રહેજો સદ્‌ગુરૂને હજુર ॥૯॥

ભજન ૬૧

જાગોરે જીવડા સુવો મા જ્ઞોઈ ॥ એણે સુવોના માહે જે નર ખોઈ ॥ ૧
માયામાહે પડીને જીવ પસ્તાયા હો ॥ જાગતા ઊત્તમ અમર ફળ પાયા ॥ ૨
જાગોરે પ્રાણીયા રહેણી બીહાની ॥ બીન પુજે કેમ ફળ પાઈયે ॥ ૩
સંચન હારા ઘર હા ના હોરો ॥ કસણી વીના કોઈ સીધા નહી ॥ ૪
ગુરૂજીયે મારગ દિખલાયા હોઈ ॥ સોહી જાણો મારા મુનિવર ભાઈ ॥ ૫
આગળ જે નર ગુરૂ મુખે ચાલ્યા ॥ તે અમર હુવા નિરવાણી હો ॥ ૬
મહાકષ્ટમાહે દસમાસ રાખ્યો ॥ કૌલ દઈને જીવ છુટો હો ॥ ૭
કૌલ દઈને જીવડો આયો ॥ ભુલાવ્યા ફલના હોવે હો ॥ ૮
કહેત ઈમામશાહ સુણો મોરાભાઈ ॥ તમે ભુલી મત જાવો રે ભાઈ ॥ ૯

ભજન ૬૨

જાગોરે જાગોરે તમે નિંદ્રાને ત્યાગો ॥
ભજન કરીને હરીના દર્શન માગો ॥ ૧ ॥
પ્રેમને પરગટોરે પ્રાણી અંતરજામી ॥
તમવીના ખેણુ નથી રહેવાતુ સ્વામી ॥ ૨ ॥
માયાનો વધાયો જીવડો દિસે છે જાડો ॥
ચૌર્યાયશીના ચૌટામાથી સતગુરૂયે કાઢો ॥ ૩ ॥
ચૌર્યાયશીના ચૌટા મને લાગો લાગેછે ભગતો ॥
મરણીરે અવતરણી સતગુરૂ નથીરે મતો ॥ ૪ ॥
જોને વિચારી અભવ કયા થકી આવો ॥
માતાયે જનમોરે તને પુત્ર કરી ભાવો ॥ ૫ ॥
કેના પુત્રને કેના પુત્રી એતો માયાનો સાધો ॥
અજ્ઞાનનો બાંધીયો જીવ પડો છે ફંદો ॥ ૬ ॥
સગુણે કઠતારો કારમુ દિસે ॥
દોરાને દસીરે તારા છોડીને લેસે ॥ ૭ ॥

અકસ આવેરે ઊભરાવાજા અનહદબાજા ગડગડીયા ॥
વેરે જાતા વાર નહી લાગે દિસે એનુમો સાજા ॥૮॥
કહેત ઈમામશાહ હેતે હરીને ભજો ॥
વૈકુંઠ જાવાનો તમે સામાને સજો ॥૯॥

ભજન ૬૩

જીવના ધંદા સું કરો ॥ અને જોવો વેદ પુરાણ ॥
કલજુગી સ્વામીજી આવીયા ॥ જાણો એહી નિરવાણ ॥ ૧ ॥
સાચા મુનિવર જીવને તારવા ॥ આલસે વૈકુંઠ ઠામ ॥
કાલિંગો દાનવને સંઘારવા ॥ અને જંબુદ્વિપે મેલાણ ॥ ૨ ॥
એકમન એક ચિત્તે દયાઈયે ॥ અને લીજે સ્વામીનુ નામ ॥
સ્વાસ ઊસ્વાસે હરીને જપીયે ॥ એતો જીવનો પરીમાણ ॥ ૩ ॥
અવરધન સર્વે કારમુ ॥ કીજે ઊત્તમ કામ ॥
ચોરી ઝુટી પરનારી સંગ ॥ અને નિંદા એહી નિવાર ॥ ૪ ॥
જીવના ધંદા સું કરો ॥ અને જોવો વેદ પુરાણ ॥
કમાઈના ફલ એ લાધસો ॥ અને રખે થાસો નાદાન ॥ ૫ ॥
કહેત ઈમામશાહ ભાઈ મુનિવરો ॥ પહેરા આયાછે તેહ ॥
મન ઈછા ફલ પામસો ॥ કસણી સહસોરે જેહ ॥ ૬ ॥

ભજન ૬૪

તુ ચેત મન મેરા ॥ જગમાહે કોન હૈ તેરા ॥
મત ખાજોરે દુજા ફેરા ॥ ગુરૂ કહે છે પુકાર ॥ ૧ ॥
જગમાહે જોતુ આયા ॥ તુઝે મીઠી લાગી માયા ॥
કંચન સરીખી કાયા ॥ સો કયું હોવેગી ઊગાર ॥ ૨ ॥
હેજી કાયામાયા સર્વે ઝુટી ॥ જૈસી બાજકી મુટી ॥
જેઊ પાનીપર પરપોટા ॥ ફુટતા ન લાગે વાર ॥ ૩ ॥

નહી તેરા બાપભાઈ ॥ નહી તેરી બેહેન માઈ ॥
નહી તેરા સગા સાઈ ॥ દિલ માહે તુ વિચાર ॥ ૪ ॥
નહી તેરા પુત્ર ધીયા ॥ નહી તેરી હૈ સ્ત્રીયા ॥
નહી તેરા સગા સીયા ॥ ઝુટા હૈ રે સંસાર ॥ ૫ ॥
યમદૂત તુઝે બુલાવે ॥ તબ કોઈ સાથન આવે ॥
તુઝે ગોરમે સુલાવે ॥ સીર પર તેરે ભાર ॥ ૬ ॥
હરદમ જીકર કરના ॥ સુરત નુરત ઊનપર ધરના ॥
નિકલંકી જાપ જપના ॥ તો સીર ઊપર વરસે નુર ॥ ૭ ॥
ગતમાહે જબતુ આવે ॥ તબ હે જંદા બુલાવે ॥
ફુલ અમરાપુરી પાવે ॥ નીત પીહુકા દરશન ॥ ૮ ॥
દાન દસોંદ દિજીયે ॥ નીત અમીરસ પીજીયે ॥
આધિન હોઈ રહિયે ॥ પીહુ કે દરબાર ॥ ૯ ॥
એમ કહે ઈમામશાહ ॥ સુણો રે મુનિવરા ॥
સ્વામી નજર જો મળીયા ॥ ફેરા તેહુના ટળીયા ॥ ૧૦ ॥

ભજન ૬૫

દુર દેસથી આવ્યો વણજારો ॥ સામલ સુદ સવદા કીજીયે ॥
ઊઠંતા બેસંતા રાહ ચલંતા ॥ નામ સ્વામીજીના લીજીયે ॥ ૧ ॥
એક કણ નામે સ્વામીજીકો દીજીયે ॥ તો ફલંત્ર સવાલાખ લીજીયે ॥
જો ઘર હોવે વસ્ત પીયારે ॥ નામ સ્વામીજીના દીજીયે ॥ ૨ ॥
અંધેકુ ચન્દ્ર નજરન આયે ॥ કહેના સોહી ન પતીયાયે ॥
દિઠડા દોષ ભાઈ કીસીકુના દીજીયે ॥ અન દિઠા કયુંકર દીજીયેજી ॥ ૩ ॥
પરનિંદા છે જગત ખુવારી ॥ સીર પાવથી નરગે પડીયે ॥
માણક લેવા આવ્યો વણજારો ॥ માણક ચુન ચુન લીજીયેજી ॥ ૪ ॥
માણક છોડી કાંચને વણજે ॥ તેના સાથે સવદા ન કીજીયે ॥

ઈસ હઠડીયામે વક્ત છે થોડા ॥ સાથે સામલ સવદા કીજીયે ॥ ૫ ॥
અચ્છી અચ્છી કરણી કમાવોમોરાભાઈ ॥ અગની તમને ના બાલે ॥
પવનના ડોલે પાણીના બુડે ॥ રાજાભી દંડ ના કીજીયે ॥ ૬ ॥
ઝોલીભંડારમારા સ્વામીરાજા બૈઠા ॥ ઊચા નીચા કાશબ્દસુનીયે ॥
લઈતરાજુ મારા સ્વામી બૈઠા ॥ લાવો તો મોલ કર લીજીયે ॥ ૭ ॥
કહેત ઈમામશાહા સુનો મોરાભાઈ ॥ મુનિવરના મન પતીયાયે ॥
ઊઠતા બેસતા રાહ ચલંતા ॥ નામ સ્વામીજીના લીજીયે ॥ ૮ ॥

ભજન ૬૬

દેહીના ધંદાકારણ જગમાફરે ॥ ગુરૂના નામ દિનરાતરખેન વિસરે ॥ ૧
ચેતીને ચિત્તેધરીરાખો ધ્યાન ॥ સુનો વેદ આવા બ્રહ્મ ગીનાન ॥ ૨ ॥
અમર ગીનાન ગુરૂજીને વચને જે આયે ॥
જે સુને સાંભલે પાતક સર્વે જાયે ॥ ૩ ॥
પાપ પરલે કરે ગુરૂ નર દેવ ॥
પણ ગાફલ દુનિયા ના જાણે ભેવ ॥ ૪ ॥
દુનિયા ન જાણે ભેદ ને તીરથે ભમે ॥
અને પુજે બ્રાહ્મણને પથરને નમે ॥ ૫ ॥
સજીવ છુટી નિર્જીવ ઊપર મન ધરે ॥
મુખે હરી હરી ઓચરે મુગત કેશી મલે ॥ ૬ ॥
તીરથ ભમે જે હરી નહી મલે ॥
તો કુત્તર પુજે ફેરા કેમ ટલે ॥ ૭ ॥
ટાલા વેદ સુનો બહુ આયે ॥
તે સુને સાંભલે પાતક કેમ જાયે ॥ ૮ ॥
આજ પાપ જાવાના કહુ તુજ ઠામ ॥
જો તુ પછાનો સતગુરૂના નામ ॥ ૯ ॥

સતગુરૂ સ્વામી રજેશરને મલીયા ॥
તેહુના ભવસાગરના ફેરા ટલીયા ॥૧૦॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવરો ॥
દેવો દરશન પાપ હોવે દુર ॥૧૧॥

ભજન ૬૭

ધનરે પુત્ર માયા કારમી કહિયે ॥
આવે હુકુમ તારે મેલીને જાયે ॥ ૧ ॥
કોઈ નહીં કહે એ જીવ અમારો ॥
કળો કળો લેઈને ચકલે ઊતારો ॥ ૨ ॥
એ લોક મરે છે કટમે પરવાર ॥
કવળે ઊઠાવી લે ગયા મસને મોઝાર ॥ ૩ ॥
એકને બાળે ને એકને દાટે ॥
ભાંગ્યો સબદ નહી આવે જીવને સંગાતે ॥ ૪ ॥
એ સુકરીત કરો વીરા અપને હાતે ॥
તો અંતઃકાલે આવે જીવનો સંગાતે ॥ ૫ ॥
એ દાન પુણ્યે સુપાત્રે કીજે ॥ વૈકુંઠ માહે પહુંચાના ફુલ લીજે ॥ ૬ ॥
દાને પુણ્યે તો બહુ ફલ ફલસે ॥
નહી રે આવે અજંપા જાપને તોલે ॥ ૭ ॥
અજંપા જાપ છે મહા રતન મોઠો ॥
ચાર જુગના ભુલ્યા જીવના ભાગ છે ખોટો ॥ ૮ ॥
એ દાન પુણ્ય તો બહુ ફળ ફુલે છે ॥
ઈમાને નમન સ્વામીજીને મળસે ॥૯॥
સ્વામીજી મળ્યાના એહી છે એંધાણ ॥
ગરભવાચા દિધી વારો ચારી ખાણ ॥૧૦॥

ગર્ભવાચા દિધી તે તમે પાલો ॥
પાચે પદારથ પીહુ કને માગો ॥૧૧॥
કામ ક્રોધ લોભ સ્વાર્થ નિવારો ॥
સત સંતોક સમતા હરીકને માગો ॥૧૨॥
જીવ છુડાવાને હૃદયામા જાગો ॥
વિવેક ઈમાન તમે પેલા માગો ॥૧૩॥
સત્ય સબુરી ક્ષમા શાંતિ જો માગો ॥
ઈમાને હરીશુ જીકરે જાગો ॥૧૪॥
જીકર ફીકર ભાઈ મહેરશુ માગો ॥
જીકર ફીકરે ભાઈ રહેણીશુ જાગો ॥૧૫॥
વેલા પરમાણી વિચારીને ચાલો ॥
જીવની દસવંતી સતગુરૂજીને આલો ॥૧૬॥
આલો ભંડારો અખુટ જો થાયે ॥
એકોત્તરસો પીઢીયા અનામત જાયે ॥૧૭॥
આવી તો ગતમા કરો આશિષ ॥
ટાલો પ્રાછત જીવની થાવો પાક ॥૧૮॥
એ કર્મનો કાગલ ગતમાહે ખોલો ॥
સ્વામીજી આગળ સાચો બોલો ॥૧૯॥
જે દમ બોલો તે રે લખાયે ॥
સાચા ઝુટના તાહા તો નિવેડા થાયે ॥૨૦॥
વેલા પરમાણી નહાનુ છે મોટુ ॥
ભણે ગુરૂ ઈમામશાહા તાહા નહી ચાલે ખોટુ ॥૨૧॥

ભજન ૬૮

પ્રથમ ગુરૂ નરને સેવીયે ॥ જેથી પાપજ હોવે દુર ॥
લખ ચૌર્યાયશી ફેરો ટલે ॥ જો ભેટે સતગુરૂ નુર ॥૧॥
નુરજ્યારે સતગુરૂના ઊપના ॥ તારે હોતા નીલ ધુંધુઃકાર ॥
આપજ પૈલા પૈદા કીયા ॥ તે ગુરૂ બ્રહ્માજીના અવતાર॥ ૨॥
સતગુરૂજુગાજુગે આવીયા॥ અકળ કળા કહ્યા નવ જાયે ॥
તે ગુરૂના સ્થાનક જંબુદ્વિપમા॥ તે ગુરૂ બેઠો છે સ્વરૂપ માહે ॥૩॥
તે ગુરૂરૂપ પછાનો ભાઈ મુનિવરો॥ અને કાહે વલંભ લંગાર ॥
જે પાછમ દેશથી સ્વામી આવસે॥ કલજુગમા દસમો અવતાર ॥૪॥
તમે ચેતનહારા ભાઈ ચેતજો॥ અને દેખતા દન છલી જાયે॥
આ કલજુગ સંધે જે કોઈ ભુલીયા॥ તે જીવ નરકે જાયે ॥૫॥
સકલ ઊપના તે સું કરે ॥ જો શર બંધાન ન હોય ॥
ગુરૂ બ્રહ્માજી કેરો બેઠડો॥ તે ઘેર ઘેર વગોતે જાય ॥૬॥
સતપંથ લીયા સત ભાવસુ॥ પણ ગુરૂઊપર ઈમાન ન લાયે॥
જેના કરમમા નરક લખીયા॥ ભાઈ તે કેમ કરી વૈકુંઠ જાયે ॥૭॥
આ જગમા જેતા માનવી ॥ અને એ તારે વૈરી થાય ॥
પણ જેના કરમમા વૈકુંઠ લખીયા॥ ભાઈ તે કેમ કરી નરકે જાય ॥૮॥
નિસદિન જપીયે સાચસુ ॥ દિલમા રાખો સ્વામીજીની આસ॥
કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો॥ તમે હરદમ જપો અજંપા જાપ ॥૯॥

ભજન ૬૯

ભુલા ભરમત લાગુરે ॥ જાગો જાગનહાર ॥
ભુલા ભરમત લાગુરે ॥ ચેતો ચેતનહાર ॥૧॥
માનવીના ઘટ પામીયો ॥ તુ માયા મિથ્યા મેલ ॥
વાટોળી કાવળા રાઊળા ॥ જેમ હાતીયે આયો રેલ ॥૨॥

સાદની સંગત માંડજો ॥ તુ તજજો કામ ક્રોધ ॥
ભરમત જ્યારે ભાગસે ॥ જો જાગસે આતમારામ ॥ ૩ ॥
પુણ્યના મારગ પરહર્યા ॥ તોયે કિધા કુડા ધરમ ॥
દેવને દોસ સું દેવો ॥ ભાઈ ભોગવો અપના કરમ ॥ ૪ ॥
ભ્રાંતીયો સબ ભોળીયો ॥ અને આત્મા ના જાણે મરમ ॥
કેને દેસો વલાવનો ॥ ભાઈ ભોગવો અપના કરમ ॥ ૫ ॥
મારૂ મારૂ તમે ના કરો ॥ અને કાહી ન આવે સાથ ॥
દોહેલી વેળા પામસો ॥ જો આલસો ગુરૂને હાથ ॥ ૬ ॥
ગુરૂનરને પરીસયા ॥ મુલ ના જાણે સો અંધા ॥
અંધને મારગ ઊગમીયો ॥ પેલો આકાશ નિર્મલ ચંદા ॥ ૭ ॥
આવતા જાતા દોહેલુ ॥ લખ ચૌર્યાયશી દેહે ॥
દુઃખના વાદળ પરજળયા ॥ ભાઈ નથી તેણે છેહે ॥ ૮ ॥
ગુરૂ ઈમામશાહા બોલીયા ॥ તમે ચાલજો સાચુ પંથ ॥
જીવડો ત્યારે છુટસે ॥ જો દઈ મેલો દસવંત ॥ ૯ ॥

ભજન ૭૦

માલ ખજીના બહોતજ ભરીયા ॥ ઊસમે નહી કછુ તેરારે ॥
રંગ મહેલ સબ ભુલ જાવોગે ॥ જંગલ હોવેગા ડેરારે ॥ ૧ ॥
સિર પર કાલ ફિરે સંત સાધુ ॥ અબ તુ ચેતસો વીરારે ॥
ઈસ વેલા માહે ભુલ જાવેગા ॥ બહુતજ ખાવેગા ફેરારે ॥ ૨ ॥
સંસાર સાગર સકલ છે ઝુટો ॥ મત જાણો હૈ મેરારે ॥
છોડીને ભ્રમ તમે બ્રહ્મ પછાનો ॥ ખોજ અંતર ઘટ તેરારે ॥ ૩ ॥
જ્યોત પ્રકાશ લીજે ઘટકે અંદર ॥ ગુરૂ બીન ઘોર અંધેરારે ॥
કહેત ઈમામશાહ સુમરન કરલે ॥ સમજ સમજ મન મેરારે ॥ ૪ ॥

ભજન ૭૧

મીઠુ બોલો નમીને ચાલો ॥ મીઠુ બોલે સુખ થાયે ॥
હંસ થઈને ચાલસો તો ॥ મોતીના ચારો ચરાયે ॥૧॥
કાચ રતનનો પઠંતરો ॥ અને કસતા પાઈયે ભાત ॥
કાચ કમાવા વીખ ભરા ॥ અને રતન અજવાલી રાત ॥ ૨॥
સાચી કસોટી અપનાસ્વામીની॥ કાયાના ટુકટુક થાય ॥
અહેરન ઘનવચે ઘેર કરે ॥ અને સાચા તો હિરા સોય ॥ ૩॥
સોના રૂપા સાચા હે ॥ અને દિસે અગનીમા કસ ॥
બાજ રસાયન ગાલીયે ॥ તો કદી ના હોવે રસ ॥૪॥
સહસ્ત્ર પચાસ ભોગવીને ॥ અને આવે મનખા દેહ ॥
આજ સતગુરૂને ન વલખા ॥ જેમ દિવાળી વરસે મેહ ॥૫॥
તે જીવનો જનમ અલંગો ગયો॥ ડુબાતે દરીયા માહે ॥
ચાર જુગના ચોર છે ॥ તેણી કોણ ઝાલેરે બાહે ॥૬॥
સોમલ ફુલસુ મોહી રહ્યા ॥ અને તેવા એ સંસાર ॥
આવતા આવેયા હરખમા ॥ જાતા તે દોહેલી વાટ ॥૭॥
કહેતઈમામશાહ સુનો મોરાભાઈ॥ દિલમા રાખોરે વિશ્વાસ ॥
નહીતો રણથકી પાછા ફરસો॥ રહેસો નરકને પાસ ॥૮॥

ભજન ૭૨

મધરાતે જાગો અમર વેલા આવી ॥
જીકર કરો મુનિવરો રહેમત પાઈ ॥૧॥
જાગો જાગો મારા મુનિવર ભાઈ ॥
આપણા સ્વામીજી સાથે નેહ લગાઈ ॥૨॥
પુર્વ પુણ્યે તમને સતગુરૂ મલીયા॥
તેની રહેમત ઈમાન આપ્યા ॥૩॥

જો કુછ લોડો તો પીહુ પાસે માગો ॥
એમ કહે સદગુરૂ તમે હ્રદયામા જાગો ॥ ૪ ॥
દેવી હાતે કચોલા અમીરસ ભરીયા ॥
સતીયાચાર મળી મંગલ ગાવે ॥ ૫ ॥
ગાવત ગાવત આવો મોરા ભાઈ ॥
આપણા સ્વામીજી સાથે સ્નેહ લગાઈ ॥ ૬ ॥
ધ્યાનને પુણ્ય બેહુ ફુલેને ફુલે ॥
આજ નહી અજંપા જાપને તોલે ॥ ૭ ॥
અજંપા જાપ મહા રતન છે મોહુ ॥
ચારે જુગ ભુલ્યાની ભાગ છે ખોટુ ॥ ૮ ॥
કાયમ બ્રહ્માજીયે દિધો છે કૌલ ॥
કૌલ દિધાને રૂખેશર સિધા ॥ ૯ ॥
કહે ગુરૂ બ્રહ્માજી સુણો મોરા સ્વામી ॥
અરજ કરે છે સેવક શિસ નામી ॥ ૧૦ ॥
એણુ કરો જુગમાહે ડહું ફુકારી ॥
જાગો ગાફીલો આવી સ્વામીની સ્વારી ॥ ૧૧ ॥
દૈત્યને મારી અસુરા દાનવને સંઘારી ॥
ફિરાવે ચક્ર સ્વામી ખડ્ગ ત્રિધારૂ ધારી ॥ ૧૨ ॥
પરબત મંડલ ધડીયા છે હાથે ॥
ઈમાન લાવો દસમા અવતારને સાથે ॥ ૧૩ ॥
રેહેમત રખીયાને છત્ર ઢલાસે ॥
તારે ગાફલોને પસ્તાવો પડસે ॥ ૧૪ ॥
કહેત ઈમામશાહ સુણો પીહુની વારી ॥
ચઢે નિકલંકી કેને નહી મેલે ટાલી ॥ ૧૫ ॥

ભજન ૭૩

યુગ પરમાણે વેદને દયાવો મુનિવરો ॥

ભાઈ કાહેને ખોવે પૂર્વજન્મની કમાઈ ॥ ૧ ॥

એક કરી સેવોને ગીનાન વિચારો ॥

જીત્યા ફલ તમે કાહેને હારો ॥ ૨ ॥

ખરી ખરી વેલામા રમત માંડી ॥

કહા તમે ચાલ્યા સત છાંડી ॥ ૩ ॥

પરન્યા મેલીને પરઘર જાવે ॥

બેઈમાની જીવડો વૈકુંઠ ના પાવે ॥ ૪ ॥

જનમ દુહાગન હોતી જે નારી ॥

આજ સતપંથ મલીયા સુહાગન નારી ॥ ૫ ॥

ચાર જુગની દુહાગન નારી ॥

દેવ દનિયામા રહેછે વિચારી ॥ ૬ ॥

પાચ મલીને તેનો વમરસ કીજે ॥

ખરા ખોટા રતન તમે પરખીને લીજે ॥ ૭ ॥

સાચુ ને મેલો ને ઝુઠુ ના બોલો ॥

જેમ શિંગડીથી તુટો છો વેલો ॥ ૮ ॥

સત ક્રીયા મુખે સાચો જો બોલો ॥

ગુરૂ ગતમા જાઈ અપરાધ ખોલો ॥ ૯ ॥

આદ ઊનાદ અજે સતપંથ સાચુ ॥

એને પંથે ચઢીયા કોઈનથી વલીયા પાછુ ॥ ૧૦ ॥

સાચે ઈમાને પ્રભુની ભગતિ કીજે ॥ કુટુંબ પદ અમરાપુરી લીજે ॥ ૧૧ ॥

ગ્યાન દ્યાન વેદ કેવાચે ચાલો ॥

સાચા ઈમાની જીવ વૈકુંઠ મેલો ॥ ૧૨ ॥

નિરમલ મન કરી દિજે હો દાન ॥
જીકર જાગી કીજે ઊત્તમ કામ ॥૧૩॥
આગમ ગુરૂજી બતાયા છે ભેદ ॥
ફૂલ છે અનંત તમે કરો ન ખેદ ॥૧૪॥
વારૂસવેલામા સુમરણ કીજે ॥
ગુરૂ ગતમા જાઈ અમર પદ લીજે ॥૧૫॥
પુરૂષ નારીના એ છે ધરમ ॥
કરસો ખમીયા તો નથી લાગે કરમ ॥૧૬॥
યહા કુછ દેસે તો આગલ જાઈને લેસો ॥
સુકરીત વીના જીવ ઝુરી ઝુરી મરસો ॥૧૭॥
અથરણ વેદ બોલ્યા આ પર્વ સાચુ ॥
ફૂલ છે પાકુ પણ દિસે છે કાચુ ॥૧૮॥
કહેત ઈમામશાહ કાઈ વલંભ ન કીજે ॥
પવિત્ર દૃષ્ટે ફૂલ અમીરસ પીજે ॥૧૯॥

ભજન ૭૪

એક તજોરે સંગ કુસંગીયા ॥ તમે છાંડો સંગ કુસંગરે ॥
પોતાના પરપંચ પરહરી ॥ અને નેહ સ્વામીજીસુ લાવોરે ॥ ૧
પિતા હોવે તેણે તજીયે ॥ જેના હરીસુ નહી રંગ રે ॥
આપ ડુબેને બીજાને ડુબાવે ॥ તેસુ ન કરીયે વેવ્હારરે ॥ ૨ ॥
આગે જોવોને રાજા પ્રલ્હાદ હુતા ॥ તેણે પીતા તજા તતકાલરે ॥
શ્રીનરસિંહના ચરણ ભેટીયા ॥ સાર્યા પોતાના કાજરે ॥ ૩ ॥
માતા હોવે તેણે તજીયે ॥ જેના હરીસુ નહી રંગરે ॥
આપ ડુબેને બીજાને ડુબાવે ॥ તેસુ ન કરીયે વાત રે ॥ ૪ ॥
આગે જોવોને ભરતશત્રુઘન હોતા ॥ તેણે માતા તજી તતકાલરે ॥

શ્રી રામના ચરણ ભેટીયા ॥ સારીયા પોતાના કાજરે ॥ ૫ ॥
ભાઈ હોવે તેણે તજીયે ॥ જેના હરીસુ નહી હેતરે ॥
આપ ડુબેને બીજાને ડુબાવે ॥ તેસુ ન કરીયે વાતરે ॥ ૬ ॥
આગે જોવોને ભક્તબીભીખણ હોતા ॥ તેણે ભાઈ તજા તતકાલરે ॥
શ્રીરામના ચરણ ભેટીયા ॥ સારીયા પોતાના કાજરે ॥ ૭ ॥
નારી હોવે તેને તજીયે ॥ જેના હરીસુ નહી રંગરે ॥
આપ ડુબેને બીજાને ડુબાવે ॥ તેસુ ન કરીયે હેત રે ॥ ૮ ॥
આગે જોવોને રાજા શ્રાવણ હોતા ॥ તેને નારી તજી તતકાલરે ॥
મા બાપને કાશી પોચાડયા ॥ સારીયો પોતાના કાજરે ॥ ૯ ॥
પુત્ર હોવે તેને તજીયે ॥ જેના હરીસુ નહી હેતરે ॥
આપ ડુબેને બીજાને ડુબાવે ॥ તેસુ ન કરીયે નેહે રે ॥ ૧૦ ॥
આગે જોવોને રાજા ઊગ્રસેન હોતા ॥ તેણે પુત્ર તજા તતકાલરે ॥
શ્રી કૃષ્ણના ચરણ ભેટીયા ॥ સારીયા પોતાના કાજરે ॥ ૧૧ ॥
કુસંગ હોવે તેણે તજીયે ॥ તમે હદે વિચારો ગીનાનરે ॥
તે સોનુ સું પેહેરીયેરે ॥ જે સોનાથી તુટે છે કાનરે ॥ ૧૨ ॥
એક પડોસીના લખન ભુંડા ॥ કુડ ચઢાવે આળ રે ॥
તેણે હળવે હળવે છાંડીયે ॥ જેમ સરોવર છાંડસે પાળરે ॥ ૧૩ ॥
કહેત ઈમામશાહ સાંભલો ભાઈ ॥ સત્ય વચન પરમાણોરે ॥
પોતાના પરપંચ પરહરી ॥ અને નેહ સ્વામીજીસુ લાવોરે ॥ ૧૪ ॥

ભજન ૭૫

વેલા પોતી ને વેદ વિચારો ॥ અને ધરતી કરેરે પોકાર ॥
વીરા તાણુંતે આણીરે આપણું ॥ તમે સ્વામીજી થાયે સવાર ॥ ૧ ॥
તારે પવન પાણી અરજ કરે ॥ અને વનસ્પતી કરેરે પોકાર ॥
હવે અંત આવેને ફોકારસે ॥ હવે સ્વામી કાયે વલંભોને વાર ॥ ૨ ॥

ચેતો રે રૂખેશરો ના કરો નિંદ્રા ॥ અને જકરે જાગીને થાવો હુશિયાર ॥
જે આંખ મીચીને ઊઘાડીયે ॥ તેણે કેટલીક લાગે વાર ॥ ૩ ॥
ત્રણ પ્રહર તો રયેણી ગમાઈયે ॥ અને ચોથે થયારે પ્રકાશ ॥
જે પરભાતે તો પોહ થયો ॥ તેણે ઊગતા કેટલિક લાગે વાર ॥ ૪ ॥
સુરજ ઊગે અજવાલા થાસે ॥ અને નવ ખંડ માહે થાયે પ્રકાશ ॥
તે તો મંદર મંદર આપણે ॥ જાહા જોઈયે તાહા સ્વામી પાસ ॥ ૫ ॥
એઊ જાણીને ભગતી કીજીયે ॥ અને ઘટો ઘટ સ્વામીના વાસ ॥
જો શ્વાસ ઊશ્વાસે ઓરાધીયે ॥ તો દર્શન પાઈયે પ્રકાશ ॥ ૬ ॥
સ્વામી નવમે રૂપે રમીવલા ॥ અને દસમે આવારે આપ ॥
તે તો ભાર ઊતારવા ભોમનો ॥ ભાઈ જપાવે અજંપા જાપ ॥ ૭ ॥
કહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ અને સુકરીત લેજો સાથ ॥
ઈહા દેસો તો આગલ આવસે ॥ પછે કોઈ કેનીના જોસો વાટ ॥ ૮ ॥

ભજન ૭૬

સંતતન મુખે મારન કહિયે ॥ માર કહે સત કેવાયે ॥
ગુરૂ બીન ગ્યાન કૈસા કહિયે ॥ તો સહેજ ખાટીક જૈસા યે ॥ ૧ ॥
ધોરી ઊંડો ખંડ ભાર વહિને છુટે ॥ અર્ગળ મર્ગળ વસમો દિજીયેજી ॥
બાર મેઘ વરસે જો જલ ભરીયા ॥ અનગળ નીર ના પીવોજી ॥ ૨ ॥
કાચે કુંભે નીર ના ભરીયે ॥ પાત્ર જોઈને દાન દીજેજી ॥
ખીર ને ખાંડ ઘૃત અમૃત ભોજન ॥ ભાઈ સંતતન મુખે દીજેજી ॥ ૩ ॥
એક રતન તમને અમુલખ લાધુ ॥ જતન કરીને રાખોજી ॥
વસ્ત્ર જોઈને વેપાર જો કીજે ॥ ઝન ઝન હાત ન દીજીયેજી ॥ ૪ ॥
કાયા છે કુપો મન છે કસ્તુરી ॥ સતપંથનો ઢાંકણ દીજીયેજી ॥
એક વાર વાવ્યુ સવાવાર લેજો ॥ મારા સ્વામીજીના લીજીયેજી ॥ ૫ ॥
દુનિયા છે દો દિનકા પેખના ॥ તેણે દેખી દેખીને મત ભુલોજી ॥

દુનિયાની સંગતમા જે જીવ ભુલ્યા ॥ તે ફરી ફરી દુનિયામાઆવેજી ॥ ૬ ॥
પાઈઅમરાપુરી કાહે ગમાવે ॥ ચિત્તને થીર કરી રાખોજી ॥
ગ્યાનકે ભીતર જોરસપાયા ॥ ફરી ફરી હિરદામા ચાખોજી ॥ ૭ ॥
કહેત ઈમામશાહ સુનોમોરાભાઈ ॥ સત્ય વચન પરમાણોજી ॥
ગુરૂનુ કહ્યું જેના માને ॥ તે જાસે ઘોર અંધારાજી ॥ ૮ ॥

ભજન ૭૭

સતપંથ ઓરી ઓરી અલંગા ન રહિયે ॥
અમી પીયેને મુખથી કાઈ ઝુટૂના કહિયે ॥ ૧ ॥
આવો આવો રે મારા મોતીના વેપારી ॥
મોતીડાવો હરતા વાલેવસ્તુ વિસારી ॥ ૨ ॥
ભાઈ મારૂ મારૂ કરતા જનમ ગમાયો ॥
હિરલા સરીખો તારો મનખો ડુબાયો ॥ ૩ ॥
શરીર તમારૂ છે જેઊ ફુલડાનો ભારો ॥
નથી રે મરવાનુ તબ લગીરે ઊધ્ધારો ॥ ૪ ॥
જેમણે તુજે સરજા તેણે તુજે નિપાયા ॥
તે સ્વામીજીને ઘડી પલહી નહી સંભાર્યા ॥ ૫ ॥
સતગુરૂ કહે તમને ભાઈ ચેતીને ચાલો ॥
ફરી ફરી નહી આવે મનખો નિમાલો ॥ ૬ ॥
ભુલી છે દુનિયાસારી જેણે મરમ ન જાણ્યા ॥
ભાઈ અલખ નિરંજન સતગુરૂ ના પછાણ્યા ॥ ૭ ॥
દાન કરોરે વીરા તમે જમને હાતે ॥
અંતઃકાલે આવે તારે જીવનેરે સંગાતે ॥ ૮ ॥
દાન કરોરે વીરા તમે સુપાત્ર જોઈ ॥
પુંજાના ફલ તમે પામસોરે મોરા ભાઈ ॥ ૯ ॥

 

કહેત ઈમામશાહા સુણો રે મુનિવરા ॥
સેવક જાણી સ્વામીજીને પરદા ખોલ્યા ॥ ૧૦ ॥
પરદા ગુરૂજી ખોલ્યા સ્વામી નજર મલીયા ॥
મુનિવર લખચૌર્યાશી ફેરા રે જો ટલીયા ॥ ૧૧ ॥

ભજન ૭૮

સતી સુહાગણ તીસે કહિયે ॥ અને જલે પીહુકે સાથ ॥
ખરી સુહાગણ પછાનીયે ॥ જેમ પડી પટોળે ભાત ॥ ૧ ॥
તે ફાટે પણ ફીટે નહી ॥ એવો સ્વામીસુ રાખો સ્નેહ ॥
તન મન થઈને ઓરાધીયે ॥ જેમ હાડે પડાવ્યા વેહ ॥ ૨ ॥
ચારે જુગ તુ તો ભુલીયો ॥ અને ભગતીના કીધી સાર ॥
મારૂ મારૂ કરતા મરી ગયો ॥ પછે કેના કુટુંબ પરિવાર ॥ ૩ ॥
ભાઈ જીવની સંભાળ કીજીયે ॥ તો તમે સુખ ઘણેરા થાય ॥
હરિશ્ચન્દ્રના જેવા ફલ પામસો ॥ વીરા તેથી અદકેરો લખાય ॥ ૪ ॥
ભાઈ અમર ઘર છે દોહેલા ॥ અને તે ઘેર નહી પોચાયરે ॥
સવેરા તે વહેલા ચેતજો ॥ નહીતો અંતઃકાલમા માર ખાયે ॥ ૫ ॥
ભાઈ ખરા નાણા જીવને ખરચીયે ॥ અને ખોટે કોઈ હાથના સાયે ॥
ધન ધન તે રખેશરો ॥ જીવ પામ્યા અમરાપુરી માહે ॥ ૬ ॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવર ॥ તમારા દિલમા રાખો વિશ્વાસ ॥
આલ્યા તે સાથે આવસે ॥ પૂછે શ્રી રે જુવો છે વાટ ॥ ૭ ॥

ભજન ૭૯

સતપંથ સાચા કરી સેવીયે ॥ અને થર રાખો ઈમાન ॥
ભાઈ વેલા સવેલા મુલ છે ॥ તમે હેતે દેજો દાન ॥ ૧ ॥
એ દાન દિજેને આશિષ કીજીયે ॥ અને ભાવ ભગતી કીજે રે ભાઈ ॥
જો મનમા લરજીને ચાલીયે ॥ તો ફલે પૂર્વ જન્મની કમાઈ ॥ ૨ ॥

પૂર્વ કમાઈ વના કેમ પામીયે ॥ અને અમરાપુર જાવાના ભેદ ॥
જો સાચા કરીને પરમાણીયે ॥ તે ઊપર આણીયે રજુવેદ ॥ ૩ ॥
ભાઈ રજુવેદને વાચેકે વોચરો ॥ અને દુરીજનથી રહેજો દુર ॥
પ્રીત કીજીયે પરિબ્રહ્મસુ ॥ તમે નીત નીત પીવો નુર ॥ ૪ ॥
નુર પીજીને નામ લીજીયે ॥ અને જકરે લાઈયે નેહે ॥
સાચા ગુરૂ પછાની લીજીયે ॥ જો દેવે અમર ફલ છેહે ॥ ૫ ॥
ભાઈ અમર દેહા કીજીયે ॥ અને હેતે વરસે મેહે ॥
અથરણ વેદમા એમ ભાકીયા ॥ હવે યુગનો આવ્યો છેહે ॥ ૬ ॥
ભાઈ છેહે આવા કેમ જાણીયે ॥ અને ભાગલા પડિયા ત્રણ ॥
જેઈમાની વૈકુંઠ આવસે ॥ તે તો નરકે જાસે દુરીજન ॥ ૭ ॥
એ દુરીજનથી તમે દુર રહેજો ॥ અને તે તમને દેસે ગાલ ॥
ભાઈ સતને મારગે ચાલીયે ॥ તો સતગુરૂ લીજે સાથ ॥ ૮ ॥
તે સાથે લઈને વાત કીજીયે ॥ તો વેલા પોચીયે ઘેર ॥
જો સતની સામલ લીજીયે ॥ તો સુદી હોવે પેર ॥ ૯ ॥
કહેતઈમામશાહ સુણો મુનિવરો ॥ અને એ છે અચંબો વાત ॥
દુરીજન હસે તે નરકે જાસે ॥ તે તો સાંભળજો સર્વે સાથ ॥ ૧૦ ॥

ભજન ૮૦

સાચા મારગ સ્વામીજીને સરજા ॥ કુડા મત ચાલો હો વીરા ॥
કુડીયારા કળમાહે ખોટ પડસે ॥ ફૂલ લેવો સતિયારા ॥ ૧ ॥
અહંતા કરસો તો વેળા જાસે ॥ સેવા કરો મન ધીરા ॥
સુતક પાતક ઘટમાહે ન રાખો ॥ કાહે હિંડો આપ દુવા રા ॥ ૨ ॥
બાંધી મોટ ઊઠાવી ન સકસો ॥ કાહે લેવો અજગર ભારા ॥
મીઠુ ખાતા હોઈરે ગળાઈ ॥ મહારાજ લેખા લેસે ॥ ૩ ॥
લોન પાનીના હિસાબ લેસે ॥ આપે સ્વામી કાગલ જોસે ॥

હલન નહીં તાહા ફલન ગાજસે॥ લોચન નીર ઝરસે ॥ ૪ ॥
દુરથકી અભ્યાગત આયા॥ સેવા તેહુની કીજે ॥
શીસ નમીનમી પાયા લાગીજે॥ તો સ્વામી સાચુ પતીજે ॥ ૫ ॥
એમ મહારસ બોલ્યા ગુરૂ ઈમામશાહ॥ ઊત્તીમ રંગ રંગાવો ॥
સાચા મારગ સ્વામીજીને સરજ્યા॥ કુડા મત તમે ચાલો હો ॥ ૬ ॥

ભજન ૮૧

હરે મન ભમરા તુ લોભીયો॥ માયા ફુલડે તુ લોભાયે ॥
દનરે દો ચાર પેખનો॥ અંતે ખાક મીલ જાયે ॥ ૧ ॥
ઊગા સોહી દિન આથમ્યા॥ ફુલા સોહી કરમાયે ॥
ચુનિયા સો મંદીર ઢલી પડા॥ જનીયા સો મરી જાયે ॥ ૨ ॥
કેના છોરૂ કેના વાછરૂ ॥ કેના માયને બાપ ॥
અંતઃકાલે જાવે પ્રાણી એકલો॥ સાથે પુણ્યને પાપ ॥ ૩ ॥
લખપતિ છત્રપતિ ચલી ગયા॥ ચલી ગયા લાખ દોલાખ ॥
રાજ કરંતા ઝરૂખે બેસંતા॥ જલબલ હો ગયા ખાક ॥ ૪ ॥
માયાને લોભી જીવડો ॥ ભમીયે દિવસને રાત ॥
મારૂ મારૂ કરતા મરી ગયો॥ મિઠડી માયાકે સાથ ॥ ૫ ॥
કુંભ કાચોરે કાયા કારમી॥ તેના કરોરે જતન ॥
બીન સતગુરૂ પાર ન લાગે॥ નિર્મલ રાખો રે મન ॥ ૬ ॥
સુક ના લાગોરે કેવડો॥ દુટીરે રાહાટ કેરી માલ॥
બેલી ચલંતા સો ઢલી પડા॥ ચલી ગયા સિંચનહાર ॥ ૭ ॥
ધંદો કરી ધન જોડ્યું॥ લાખ ઊપર કરોડ ॥
મરણની વેલા આવી પોતી॥ લીયો કર દોરો છોડ ॥ ૮ ॥
મુરખ કહે ધન મારૂ॥ ઓખુ અન્ન ના ખાયે ॥
વસ્ત્ર વીના જાઈ પડ્યો॥ લખપતિ લકડા માહે ॥ ૯ ॥

ધમન ધુરબતી રહ ગઈ ॥ બુજ ગયે લાલ અંગાર ॥
અહેરનકો ઠબકો મિટ્યો ॥ ઊઠ ચલારે લોહાર ॥૧૦॥
ભવસાગર દુઃખ જલ ભર્યા ॥ રોકે વાયુને મેહે ॥
વચમા હોવે માલમ અચ્છો ॥ તો પાર લગાવે દેહે ॥૧૧॥
સુવટ મારગ નદીયે ચાલતા ॥ જાઊ પેલે રે પાર ॥
આગળ નથીરે હાટ વાણીયો ॥ સામલ લેજોરે સાથ ॥૧૨॥
પરદેશી પરદેશમા ॥ કોનકુ સ્નેહ કરે ॥
આયા કાગજ ઊઠ ચલાયા ॥ ન ગણે આંધીને મેહ ॥૧૩॥
કોઈ ચાલીયાને કોઈ ચાલસે ॥ અને કોઈ ચાલન હાર ॥
કોઈ બેઠોરે બુઢો બાપડા ॥ જાયે નરક મોઝાર ॥૧૪॥
જીન ઘર નૌબત ભાજતી ॥ હુતા છત્રીસો રાગ ॥
તે મંદિર રીતો પડીયો ॥ બૈઠન લાગા છે કાગ ॥૧૫॥
ભમરો આવીયોરે કમલમા ॥ લેવા કમલનુ ફુલ ॥
કમલની વાસે મોહી રહા ॥ જેમ આથમ્યા સુર ॥૧૬॥
કહેત ઈમામશાહ વસ્તુ બોહોરીયે ॥ જે કોઈ આવે સાથ ॥
આપણો હાથ ઊગારીયો ॥ લેઓ પ્રભુજીને હાથ ॥૧૭॥

ભજન ૮૨ [પ્રભાતી]

સુબહ હુઈ રે ભાઈ સુઈના રહિયે ॥ જાગી જાગીને હરીના નામજો લીજે ॥૧
ઊઠ ઊઠ રે નર નિંદ્રાળુવા ॥ તેને હુરા આવી નિહાળવા ॥ ૨
આસન દિજે તેના દર્શન કીજે ॥ હરીના ભજન કરી અમરફળ લીજે ॥ ૩
તોયરી આશા કરી હું ચલ કરી આવી ॥ તુ મારી આસા કા ભંગ પાડે ॥ ૪
આઠ પોહોર કલજુગની તમને સોપો ॥ એક ઘડી ભાઈ મજ્જુન પોતો ॥ ૫
સાતમે ભવનથી હુરા ચલકર આવી ॥ તુરે નિંદ્રાળુવા નિંદ્રામા રાળો ૬
નુરાના કાચોળા અમીયે ભરી કરી લાવું ॥ આંગને આવુ તો કોઈ ન પાવું ॥ ૭

૧૫૩૪

કુકટ ફેરા અમને કાયે પડાવો ॥ ચતુર મરદ અમને કાહે ફરાવો ॥ ૮
સહુયે મળીને અમને સાકસુ સોપ્યા ॥ ગોર બ્રહ્માજી સાકસુ સોપ્યા ॥ ૯
સત કૌલ કારણ અમને ફરેવો ॥ રખે હોતો અમને કુકટ ફેરો ॥ ૧૦
તેની ઘડી છે નુરની વેળા ॥ તુ કેમ વલુધો છે દુનિયાના મેળા ॥ ૧૧
જુગસંધે હવા તુ ચેતીનાસકો ॥ આસા દિધીરે તેની આસા પુરો ॥ ૧૨
જમ તમ મેળા સ્વર્ગ જો કેરા ॥ તુ કા વલુધો છે દુનિયાના મેળા ॥ ૧૩
દેવ દુવાર છે મદરાતની વેળા ॥ તુ અમને કા પાડે છે કુકટ ફેરા ॥ ૧૪
કેરે વેળા અમને નિરાસ વળાવો ॥ સુબહ એતા ફરી ફરી આવો ॥ ૧૫
હું સતીરે રમતી હુરા સ્વર્ગથી આવી ॥ આંગને આવુતો નિરાસ કા વળાવો ૧૬
એવો કોન તને ગોઠીયો મળીયો ॥ ઊમર છોડીને સરગતી ટળીયો ॥ ૧૭
સઊ સરખી સમાનીમા હુઈરે હસાઈ ॥ તુજ અબુજનો ઝાલો છે પાલો ॥ ૧૮
અમીના કચોળા તમે એળેરે રાળો ॥ તેરે લઈને અમે છાસમા ઢાળો ॥ ૧૯
સાચારે મારગ એણીપેર પાઈયો ॥ ચાર વખત તો આપ ગમવીયો ॥ ૨૦
સુબહ બફોરને સાંજની વેળા ॥ આજ ખરી મદરાત છે સાધુના મેળા ॥ ૨૧
અપની કરણી છે ખરી મદરાત ॥ જાનો છો ગોરબ્રહ્મા કેરા સાથ ॥ ૨૨
તે સઊ કરે છે એૈસારે મેળા ॥ તજરે અબુજને નિંદ્રાના મેળા ॥ ૨૩
એ સઊ મળીયા છે સતના સુહાગી ॥ રખે મલતા અમને ભુલાવો ॥ ૨૪
તમારી આસા પુરણ કારણ આવી ॥ દેવ જાણી રખે ચિંતડા લાવી ॥ ૨૫
બોલ્યા ઈમામશાહ તમે સત કરી જાણો ॥ સતગુરૂવચન તમે સાચ પરમાણો ૨૬

ભજન ૮૩ [વધાવો]

આવો મોરા ભાઈ તમે ગતમા મેળો ॥ અડસટ તીરથનો છે મહિમો ॥
અહીં બેઠા ગુરૂ મુખી દેવને દુવાર ॥ પંચ નિવારો હરીવેદ વિચાર ॥ ૧
કર્તાહો જુગમાહે ધ્યાયા પ્રલ્હાદ ॥ ફોડીને ખાંબ હરી પ્રગટ્યા કિર્તાર ॥
હોળીમાહે સ્વામી સંચર્યા હો આજ ॥ પાચ કરોડી અમરાપુરીની વાટ ॥ ૨

ત્રેતા હો જુગમાહે ધ્યાયા હરિશ્ચન્દ્ર ॥ તન મન ધન સોપ્યા ગુરૂનેવચન ॥
હરિશ્ચંદ્ર તારારાણી કુંવર રોહિદાસ ॥ સાત કરોડી અમરાપુરીનો વાસ ॥ ૩ ॥
દ્વાપાર જુગમાહે ધ્યાયા ધરમપૂત ॥ ધરમ તેહુને જાણ્યા હો સુત ॥
પાચી હો પાંડવ પંથ નિરમલા ॥ નવ કરોડી અમરાપુરીનો વાસ ॥ ૪ ॥
આજ કલજુગમાહે સતગુરૂજી હોયે ॥ જીવ છોડાવે તેણે મળ્યા કોયેકોયે ॥
વન ફળના ગુરૂયે કિંધા પરસાદ ॥ સરવે મંડલમાહે મળવાને આજ ॥ ૫ ॥
કેહે સતગુરૂ તમે સાંભળો હો વાત ॥ બાર કરોડી અમરાપુરીની વાટ ॥
કલજુગ અંતે સ્વામી પોતે પધારસે ॥ અનંત કરોડી સાથે કમળાકુંવરને તારસે ॥ ૬
કેહેત ઈમામશાહ તમે ગતમા મેળો ॥ અડસઠ તીરથનો છે મહિમો ॥
અહીં બેઠા ગુરૂ મુખી દેવને દ્વાર ॥ પંથ નિવારો હરી વેદ વિચાર ॥ ૭ ॥

ભજન ૮૪ [પ્રભાતી]

કલજુગ અંત આવી સુઈ ના રહિયે ॥ ધૃ ॥
જાગો મારા મુનિવરો થયો પરભાત ॥ જંબુદ્વિપે વાસ પુરો વૈકુંઠનાથ ॥ ૧ ॥
જેણે જજ્ઞામેધા કિન્નર તાર્યા ॥ તે હરીના આજ નિકલંકી વારા ॥ ૨ ॥
મચ્છરૂપના તમે જોવોને ભેદ ॥ સમંદરમા જાઈને કેવા વાળ્યા વેદ ॥ ૩ ॥
કુંભ રૂપ લીધો જ્યારે દેવ મુરારી ॥ રતન ચઊદે દેવે કાઢ્યા તારી ॥ ૪ ॥
વરાહ રૂપ લીધુ જ્યારે દેવ દયાળે ॥ પૃથ્વી ઊગારી હરીયે જાતા રસાતળે ॥ ૫ ॥
નરસિંહરૂપ લીધુ જ્યારે વૈકુંઠરાયે ॥ પ્રલ્હાદજીની તારે કીધી સાયે ॥ ૬ ॥
વામન રૂપ લીધુ જ્યારે દેવ મુરારે ॥ વેદ બ્રહ્માને મુખે ભણીયા ચારે ॥ ૭ ॥
છઠે જમદગ્નીકુળે આવ્યા પરશુરામ ॥ ક્ષત્રીય માત્રનો હરીયે ફેડયો ઠામ ॥ ૮ ॥
રામ રૂપે હરીયે પાષાણ તાર્યા ॥ સીતા કારણ હરીયે લંકા સીધાર્યા ॥ ૯ ॥
આઠમે નિરંજન જ્યોત કુળમા પરકાસી ॥ મથુરા છાંડી હરીયે દ્વારકાવાસી ॥ ૧૦ ॥
નવમે ધ્યાન ધરીને મુરખ લોક ભુલાવ્યા ॥ અભ્યાગત થઈ પાંડવોને દ્વારે આવ્યા ॥ ૧૧
દસમો અવતારે હરીયે બહુરમત કરસે ॥ ત્યારે દૈત્ય તે કાલિંગાને મારસે ॥ ૧૨ ॥

નવ અવતાર હરીના પરગટજાણો ॥ દસમો અવતાર તેતો નહીરે છાણો ૧૩
નવ દાનવનો હરીયે કિધો સંઘારો ॥ અજ દસમે આવ્યો કાલિંગાનો વારો ૧૪
છેલીસંધી છેલીવાતો છેલા એહી પીયાણા ॥ સતકરી જાગસે તેણે મળસે અમરઠાણ
ગુરૂનર ઈશ્વર જંબુદ્વિપે આવીયા ॥ આદ નિરંજન સતગુરૂ સ્વામી કહાવ્યા ॥ ૧૬ ॥

ભજન ૮૫

કિરીયાને કારણ અનદીન જાગો ॥ તન મન ચેતીને ખેલો । ભીતુહીતુ ॥ ૧
સ્વામીજીના સત સબદ પલીના ॥ ગુરૂજીનો ઊપદેશ દિના ॥ ૨ ॥
નિરમળ કાયાને ગુરૂમુખે ધ્યાયા ॥ ઘર અમરાપુરી તેહુના ॥ ૩ ॥
છત્રીસ લાખ ગણ ગંધર્વ કહેલાવે ॥ આવો રે ત્રિભુવની રાયા ॥ ૪ ॥
છેદી શંખાસુર વેદ જો વાળ્યા ॥ જલમાહે મત્સ્ય ઊપના ॥ ૫ ॥
મધુ કિંટક મોર દાનવ હંકાર્યા ॥ કોપીને કરવત દિના ॥ ૬ ॥
ચોથે નરસિંહ રૂપ સારંગધર ॥ હિરણ્યકશ્યપ દૈત્ય છેદ્યા ॥ ૭ ॥
પાચવે બળીરાજા મતિબુધ્ધિ હીના ॥ મસ્તકે પાવ હરીને દીના ॥ ૮ ॥
સહસ્ત્રાર્જુન દૈત્ય અતિ રણશુરા ॥ વન ખંડમા હિંડે બાવરા ॥ ૯ ॥
તબ પરશરામે લખીયાને સું કીધા ॥ આપાઈ પિંજરામા ઘાલ્યા ॥ ૧૦ ॥
સાતવે શ્રીરામ રૂપ સારંગધર ॥ વન ખંડ માહે વસંતા ॥ ૧૧ ॥
લંકાનો રાવણ ગર્વ જો ઘેર્યો ॥ મૃગ હવારે સુવર્ણના ॥ ૧૨ ॥
છેદી દશાશીર સીતા જો વાળી ॥ વર કાઈ મંદોધરીને દિના ॥ ૧૩ ॥
કહે મંદોધરી રાજા બીભીખણ ॥ લંકા ગડ હવારે સુવર્ણના ॥ ૧૪ ॥
આઠમે નંદા ઘરી ગોકુળ બાળા ॥ કૃષ્ણજી નામ ભણાવ્યા ॥ ૧૫ ॥
કંસાસુર ચાંડાળ સંઘારીયા ॥ કાલિયા નાગ નાથીને આવ્યા ॥ ૧૬ ॥
નવમે બુધ્ધ રૂપ ધરીયા હો સ્વામી ॥ કલમાહે નિકલંકી આવ્યા ॥ ૧૭ ॥
નારદ રખેશર સ્વામીને હંકાર્યા ॥ દુર્યોધન ઘેર પુસીને આવ્યા ॥ ૧૮ ॥
મુગુટ બાંધીને દુર્યોધન ચઢીયા ॥ આવો રે ત્રિભુવની રાજા ॥ ૧૯ ॥

બાણ સાધીને રથ અર્જુન ચઢીયા॥આવોરે દુર્યોધન રાજા ॥૨૦॥
ઢોલ દમામા ભેરીને ફેરો ॥ ઊસી દિન દુર્યોધન આયા ॥૨૧॥
હાતે ગદા ભીમ ગરહીને ગરજે॥ હાક મારીને દલ સાર્યા ॥૨૨॥
સ્વાસ ઊસ્વાસને ભાગર દલ ચાલે॥ કૌરવ વંશ ગમાયા॥૨૩॥
કાપે ધરત્રી મેરૂ જો ડોલે ॥ ધવલા શિરી ભાર થંબાયા॥૨૪॥
હાતે ત્રિધારૂ ખડ્ગ જો લેસે॥ દૈત્યને મસ્તક બજાવે ॥૨૫॥
ચિન મહાચિન નગર લુટાવસે॥ સમુદ્રમાહે બુડાવસે હો ॥૨૬॥
અનંત કરોડીના ત્યાં ભરણાભરાવસે॥ જંબુદ્વિપ મોઝારજી ॥૨૭॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ॥સાચે સિધ્ધ જો વૈકુંઠ પાઈયે॥૨૮॥

ભજન ૮૬

ગુરૂ નર સ્વામીસુ હેત ॥ મોરા મન ગુરૂ મલ્યાજી ॥ ૧ ॥
તારા એહુની રાત્રરે ભાઈ॥ ઝંબુકા પવન ઘણાજી ॥ ૨ ॥
સાગર લેહેરા લેયેકીરે ભાઈ॥ ઊંડા દેખ ડર્યાજી ॥ ૩ ॥
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરકી ભાઈ॥ તુહી તુહી જપોજી ॥ ૪ ॥
તુજબીના અવર નહી કોઈ ॥ બેલી કવન ચઢીયાજી॥ ૫ ॥
મુગત બનીજે કેમકેમ કરી ॥ હમે ગાઠ ઊનાજી ॥ ૬ ॥
જેહુના સુકરીત સાથેરે ભાઈ ॥ સાથી મારા પાર લહ્યાજી॥ ૭ ॥
ધન ધન જેહુના પરિવાર ભાઈ॥ ખેલનહારા ખેલી ગયાજી॥ ૮ ॥
પહેલા પ્રહરની રાત્રરે ભાઈ॥ જાગતા કવન જાગ્યાજી ॥૯॥
જાગ્યા કુંવર પ્રલ્હાદરે ભાઈ॥ જાગતાં સોહી હુવાજી ॥૧૦॥
પાચ કરોડી દેવ સાથેરે ભાઈ॥અમરાપુરી સોહી લહ્યાજી ॥૧૧॥
દુજા પ્રહરની રાત્ર રે ભાઈ॥ જાગતા કવન જાગ્યાજી ॥૧૨॥
જાગ્યા હરિશ્ચન્દ્ર રાવરે ભાઈ॥ જાગતા સોહી હુવાજી ॥૧૩॥
સાત કરોડી દેવ સાથેરે ભાઈ॥ અમરાપુરી સોહી લહ્યાજી ॥૧૪॥

૧૫૩૮

ત્રીજા પોહોરની રાત્રરે ભાઈ ॥ જાગતા કવન જાગ્યાજી ॥ ૧૫॥
જાગ્યા પંડુસુત રાવરે ભાઈ ॥ જાગતા સોહી હુવાજી ॥ ૧૬ ॥
નવ કરોડી દેવ સાથેરે ભાઈ ॥ અમરાપુરી સોહી લહ્યાજી ॥ ૧૭ ॥
ચોથા પોહોરની રાત્રરે ભાઈ ॥ જાગતા કવન જાગ્યાજી ॥ ૧૮ ॥
જાગ્યા ગુરૂ સહદેવ રે ભાઈ ॥ જાગતા સોહી હુવાજી ॥ ૧૯ ॥
બારા કરોડી દેવ સાથેરે ભાઈ ॥ અમરાપુરી સોહી લહ્યાજી ॥ ૨૦ ॥
પાચ સાત નવ બારારે ભાઈ ॥ તેત્રીસ કરોડી દેવ અમર થયાજી ॥ ૨૧ ॥
આજરે ફ્લંત્ર વેલારે ભાઈ ॥ જાગતા કવન જાગીયાજી ॥ ૨૨ ॥
જાગ્યા કમળાકુવર રાવરે ભાઈ ॥ જાગતા સોહી હુવાજી ॥ ૨૩ ॥
અનંત કરોડી દેવ સાથેરે ભાઈ ॥ અમરાપુરી સોહી જાસેજી ॥ ૨૪ ॥
ભાઈડા એવા આવ્યાછે જોગ ॥ કમાઈ ફળ લોડીને લીજેજી ॥ ૨૫ ॥
એમ બોલ્યા સતગુરૂ સહદેવ ॥ આવી મલ્યા નર હરીજી ॥ ૨૬ ॥

ભજન ૯૭

જય જય નારાયણ બ્રહ્મ પરાયણ ॥ શ્રીપતિ કમલા કંતંગ હો ॥ ધૃ ॥
નામ અનુપમ કહાલગી વરણુ ॥ શેષ ન પાવે અંતંગ હો ॥
સનસનકાદિ બ્રહ્મ અનાદિ ॥ નારાયણ ધ્યાન ધરતંગ હો ॥ ૧ ॥
મચ્છ કચ્છ વરાહ નરસિંહ ॥ વામન ધ્યાન ધરતંગ હો ॥
પરશરામ ઔર રામચન્દ્ર હૈ ॥ કોટિક લીલા કરતંગ હો ॥ ૨ ॥
ખેલત ગેંદ ગીરી જમુનામે ॥ નાપર કુંદ કરતંગ હો ॥
પેશી પાતાલ કાલીયા નાગ નાથીયો ॥ ફનપર નૃત કરતંગ હો ॥ ૩ ॥
શ્રીકૃષ્ણ હોકર અસુર સંઘારે ॥ કંસકે કેસ ગૃહતંગ હો ॥
જગન્નાથ જુગમા ચેતામણી ॥ બૈઠા રહ્યા એક ચંતંગ હો ॥ ૪ ॥
કલજુગમા નિકલંકી હોકર ॥ સતશિલ ગુણવંતંગ હો ॥
કહેત ઈમામશાહા એઊ ભાગવત ગાવે ॥ સુરસ નામ ભગવંતંગ હો ॥ ૫ ॥

ભજન ૮૮

જુવો જુવો પંડીત વેદ પુરાણ ॥ કીયે અવતાર હરી હોતે બાખાણ ॥ ધૃ ॥
પહિલે અવતાર હરી થયા મચ્છજી ॥ શંખાસુર દાનવ માર્યો પાતાલે પેસીજી ॥
લાવી વેદ તમે બ્રહ્માજીને આપીયાજી ॥ સહુ દેવતાને આનંદ થયાજી ॥ ૧ ॥
બીજે અવતાર હરી કૂંભ પૃષ્ટીજી ॥ રસાતલ જાતા ઊગારી તમે સૃષ્ટીજી ॥
એવા પરાક્રમ બોલે છે પુરાણજી ॥ માર્યો મધુકિટક દાનવ લીધો તમે પ્રાણજી ॥ ૨ ॥
ત્રીજે અવતાર હરી વરાહનો લઈયેજી ॥ વધિયો દાનવ મોરો દૈત્યજી ॥
એ સઊ પ્રિથમી ઝીલી તમે દાઢેજી ॥ એવા સ્વામીજી તમારો પોવાડાજી ॥ ૩ ॥
ચોથો અવતાર હરી ખંબ મોઝારજી ॥ નરસિંહ રૂપ તમે લીધો મુરારજી ॥
રાખી લાજ તમે પ્રલ્હાદની ખરીજી ॥ વધિયો હિરણ્યકશ્છપ પ્રત્યક્ષ વૈરીજી ॥ ૪ ॥
પાચમો અવતાર હરી લીધો છે બટુજી ॥ માગીયો દાન સમો જઈ કષ્ટુજી ॥
ઔટ કદમ પ્રિથમીનો માગ્યો દાનજી ॥ બલીરાજા પાતાલ મુકો તમે જાનજી ॥ ૫ ॥
છટો અવતાર હરી જામદગ્ની થયાજી ॥ તપ કિધો માટે હરી આવ્યા છે તાહજી ॥
પિતાને વચને વધી માતાજી ॥ શિક્ષા લગાડી સહસ્નાર્જુન રાયાજી ॥ ૬ ॥
સાતવે અવતાર હરી થયા છે રામજી ॥ સુરજવંશી જન્મ લીધો વેદ વિસરામજી ॥
નિર્દાળ્યો દશાશીર રાવણ દૈત્યજી ॥ દશરથ ઘેર થયા છે બાળજી ॥ ૭ ॥
આઠવે અવતાર હરી ગોકુળ વાસજી ॥ સોખી નાખી પુતના વધીયો કંસજી ॥
વસુદેવ દેવકીના કર્યા બંધ ખુલાજી ॥ આનંદ થયા દેવ કરોડી તેત્રીસજી ॥ ૮ ॥
નવમો અવતાર હરી મૌન ધારીજી ॥ બુદ્દ રૂપ તમારૂ નથી પારજી ॥
વધિયા દુર્યોધન દૈત્ય પ્રચંડજી ॥ તાર્યા પાંડવ મોકલ્યા હિમાંચલજી ॥ ૯ ॥
દસમો અવતાર હરી વરજા શહરજી ॥ નિકલંકી રૂપ તમારો ન કળે પારજી ॥
એવા ષડ્શાસ્ત્રમા કિધા વખાણજી ॥ અઢાર પુરાણ માહે સ્વામીનો વખાણજી ॥ ૧૦ ॥
એવો હરીના દસ અવતાર થયાજી ॥ જોઈને દેખો તો હરી છે આયાજી ॥
ભણે ગુરૂ બ્રહ્મા સાંભલો મુનિવર ભાઈ ॥ જેવો સ્વામી તમે અમરાપુરી જાવોજી ॥ ૧૧ ॥

૧૫૪૦

ભજન ૮૯

જાગો રે જીવડા હો જાગો ॥ ધ્રૂ ॥

ઊતપત રંચના પહેલે રંથી ॥ જડીયા ત્રીભુવન સ્વામી હો ॥
સાતયે સાગર સ્વામી પૈદા કિધા ॥ મેરસુ જડીયા એ થંબ હો ॥ ૧ ॥
જાગો રે જીવડા હો જાગોજી ॥ જપો મારા સ્વામીજીનું નામ હો ॥
પાપ શરીરનું ઝડી પડે ॥ હોયે અમરાપુર માહે ઠામ હો ॥ ૨ ॥
ધરની જડતા પાચ જુગ ગયા ॥ ગયા નીલ ધુંધુઃકાર હો ॥
ચાર ખાણ હો સ્વામીયે પેદા કિધી ॥ તેહુને કરતા ના લાગે વાર હો ॥ ૩ ॥
પહેલે સ્વેદજ ખાણ જીવ ઘાલીયો ॥ ચાર લક્ષ સરજીયો મેઘ હો ॥
કી ચાંદ સુરીજ સ્વામીજીને નુરે ધરા ॥ નવ લક્ષ તારાનુ તેજ હો ॥ ૪ ॥
બીજે ઈંડજ ખાણ જીવ ઘાલીયો ॥ દ્વિ ગરભવાસ હો ॥
નવકુળ નાગ ભાત જીવના લાગો ॥ ચલાવીયો હેળા ભાર હો ॥ ૫ ॥
ત્રીજે જારજ ખાણ જીવ ઘાલીયો ॥ રાખીયો વસમલ ઠામ હો ॥
મોલ મંત્રની મોઢે નદી વહે ॥ જીવડો નથી પામો સાસ હો ॥ ૬ ॥
ચોથે ઊદ્દબીજ ખાણ જીવ ઘાલીયો ॥ નથી જપા સ્વામીનું નામ હો ॥
ઊંધે મસ્તક જીવ રોપીયો ॥ ઊપર જામીયે હીમ હો ॥ ૭ ॥
કલપ માહે કરોડી જીવને તારીયા ॥ તેણે લાધા છે એ નામ હો ॥
લખ ચૌર્યાચશીના ફેરા જેણે છોડવા ॥ તેની કાયા અવિંચલ અભંગ હે ॥ ૮
અમરાપુરી પહેલે પેદા કિધી ॥ પીછે નિપાયા દેવ હો ॥
શંખાસુર સ્વામીયે મારીયો ॥ ગુરૂ બ્રહ્માના વાળ્યા છે વેદ હો ॥ ૯ ॥
ક્રતા જુગ પહેલા હોઈસરો ॥ મુખી હુવા પ્રલ્હાદ હો ॥
દૈત્યને દાવો માંડીયો ॥ સ્વામી મારે દિધી છે વાચે હો ॥ ૧૦ ॥
કરોડી પાચસુ પ્રલ્હાદ તારીયા ॥ તેને આલ્યા અવિંચલ રાજ હો ॥
લખ ચૌર્યાચશી ફેરા જીવ છોડ્યા ॥ તેની કાયા અવિંચલ અભંગ હો ॥ ૧૧ ॥

એતા જુગમાહે શ્રીરામ અવતર્યા॥ સાગર બાંધી છે પાળ હો ॥
લંકાનો રાવણ મારીયો॥ વાળી છે સીતા એ નાર હો ॥૧૨॥
કરોડી સાતસુ હરિશ્ચન્દ્ર તારીયા॥ તેણે આલ્યા અવિંચલ રાજ હો॥
લખચોર્યાચશી ફેરા જીને છોડવા॥ તેની કાયા અવિંચલ અભંગ હો॥૧૩
દ્વાપારમાહે કાન્હમ અવતર્યા॥ જેણે ગોકુળ ચારી છે ગાયે હો ॥
પાચી પાંડવ હરીને તારીયા॥ મારીયો દુર્યોધન રાયે હો ॥૧૪॥
કરોડી નવસુ યુધિષ્ઠિર તારીયા॥ તેહુને આલ્યા અવિંચલ રાજ હો ॥
લખચોર્યાચશી ફેરા જીને છોડવા॥ તેની કાયા અવિંચલ અભંગ હો॥૧૫
કલજુગમાહે નિકલંકી અવતરસે॥ રખેશરને દેસે અવિંચલ રાજ હો॥
ભક્ત કમલાકુંવરને થાપીયા॥ જેમલીના સીધા કાજ હો ॥૧૬॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરો॥ જાગો જોવો ને કરો વિચાર હો॥
અનંત કરોડીમા આવી મલો॥ તો સાચી તમારી કમાઈ હો ॥૧૭॥

ભજન ૯૦ [વધાવો]

દિનાનાથ પધારીયો ॥ સતગુરૂ આવ્યા છે આજ ॥૧॥
ધનધન આજના છે દિન ॥ મારા સતગુરૂ આવ્યા છે આજ ॥૨॥
હરીના જાણીયા કોણકોણ હોસે॥ કોણકોણ થાસે આગેવાન ॥૩॥
પાચકરોડી હરીના જાણીયા હોસે॥ રાજા પ્રલ્હાદ થાસે આગેવાન॥૪॥
સાતકરોડી હરીના જાણીયા હોસે॥ રાજા હરિશ્ચન્દ્ર થાસે આગેવાન॥૫॥
નવ કરોડી હરીના જાણીયા હોસે॥ રાજા યુધિષ્ઠિર થાસે આગેવાન॥૬॥
બારાકરોડી હરીના જાણીયા હોસે॥ ગુરૂ સહદેવ થાસે આગેવાન॥૭॥
અનંતકરોડી હરીના જાણીયા હોસે॥ ભક્તકમળાકુંવર થાસે આગેવાન॥૮
કહેત ઈમામશાહ સુનો રે ભાઈ॥ જપજો તો અજંપાનો જાપ ॥૯॥

ભજન ૭૧

પાછીમ દિસાથી પુરૂષ પધાર્યા ॥ આછા છે આનંદજી ॥ ૧ ॥
ભાગી તે રયેણીને રવિ પ્રકાશા ॥ આવીયા તે વસંતજી ॥ ૨ ॥
ફુલવા તે ફુલ નરત મોહરી ॥ વેળા છે વિખમજી ॥ ૩ ॥
વેહેલા થાવોરે વીરા મારા ॥ ખીન ન કરસે વિલંબજી ॥ ૪ ॥
સાચા તે સુકરીત સાથી તેરા ॥ આખીર બેલી ધરમજી ॥ ૫ ॥
હવે સમરો આયો સુબખાનો ॥ વીરા રાતા નનજી ॥ ૬ ॥
તમે પછે કરસો અવથાને ॥ આયા અસરથ દિનજી ॥ ૭ ॥
તમે વાચા દિધી બ્રહ્માસુ અને ॥ સોહી પછાનો ગુરૂજીહો ॥ ૮ ॥
સ્વામી આદે અંતે આવીયા ॥ મારો સરજન હારજી ॥ ૯ ॥
જેણે જખા મેધા કિન્નર તાર્યા ॥ તેત્રીસ કરોડીનો ઊધ્ધારજી ॥ ૧૦ ॥
ક્રતા જુગમાહે સ્વામી આવીયા ॥ કિધો વેદ વિસ્તારજી ॥ ૧૧ ॥
ત્યારે નરસિંહ રૂપે નામભણાયા ॥ તારીયો ભકત પ્રલ્હાદજી ॥ ૧૨ ॥
પ્રલ્હાદને શિરભરણા ભરાયા ॥ કરોડી પાચનો ઊધ્ધારજી ॥ ૧૩ ॥
સ્વામી ત્રેતા જુગમાહે આવીયા ॥ દશરથને ઘેર રામજી ॥ ૧૪ ॥
ત્યારે વનજ ગયાને વ્યાકુળ થયા ॥ જેણે રાખ્યા ધીરજી ॥ ૧૫ ॥
તીહા સત સાચાને ગુરૂની વાચા ॥ જેણે વેચિયા આપજી ॥ ૧૬ ॥
હરિશ્ચન્દ્રને શિર ભરણાભરાયા ॥ કરોડી સાતનો ઊધ્ધારજી ॥ ૧૭ ॥
સ્વામી દ્વાપાર જુગમાહે આવીયા ॥ વસુદેવને ઘેર કાન્હાજી ॥ ૧૮ ॥
ત્યારે કૃષ્ણ રૂપ કમળ લાવ્યા ॥ મારીયો મલ્લ કંસજી ॥ ૧૯ ॥
ત્યારે કૌરવ માર્યાને પાંડવ તાર્યા ॥ હિમાલયે ગળાવ્યા હાડજી ॥ ૨૦ ॥
રાજા ધરમને શિર ભરણા ભરાયા ॥ કરોડી નવને ઊદદારીયાજી ॥ ૨૧ ॥
ત્રણ જુગમાહે સ્વામી આવીયા ॥ નવમો બુદદરૂપ નારાયણજી ॥ ૨૨ ॥
આજ કલજુગમાહે સ્વામી આવીયા ॥ આજ દસવે દેવ દયાળજી ॥ ૨૩ ॥





બારા કરોડીશું ગુરૂ સહદેવ તાર્યા ॥ સોહી પછાનો ગુરૂજી ॥૨૪॥
સ્વામી જંબુદ્વિપમાહે પરવરીયાને ॥ નિકલંકી નામ ધરીયજી ॥૨૫॥
સ્વામી સર્વે દૈત્ય સંઘારવાને ॥ સેવક કરસે સવારજી ॥૨૬॥
મારા વીરા ઘર વધાવનાને ॥ જીન્હે આરાધ્યા આજજી ॥૨૭॥
જે હરીનો રંગમાહે રંગીયા ॥ તે પામ્યા મોક્ષ દરશનજી ॥૨૮॥
ત્યાહા અનંત ભળસે એકઠામે ॥ સાથ હો સંચિયપૂરાજી ॥૨૯॥
ત્યાહા વસમ કુંવારીને વરદાન દેસે ॥ કાયમ કન્યા પરવસેજી ॥૩૦॥
પાચ સાત નવ બાર ॥ અનંત કરોડીના ઉધ્ધારજી ॥૩૧॥
સતગુરૂ ઈમામશાહ બોલીયા ॥ મુનિવર હોવો હુશિયારજી ॥૩૨॥

## ભજન ૯૨

એક તુહી તુ એક તુહી તુ ॥ ધૃ ॥
પહિલે ધુંધુકાર ઉપાયા ॥ રચના કુદરત સાચી ॥૧॥
છત્રીસ જુગ ચૌર્યાચશી ચૌકડી ॥ એકે ધ્યાને નર રહિયા ॥૨॥
તીસ માતાને પિતા પુરન બંધવા ॥ મન સંતોખે નર રહિયા ॥૩॥
આપ ચલિત્ર કારણે ઈંડ ઉપાયા ॥ ત્રણ ભુવન ત્યાહા કીયા ॥૪॥
આરંભ આકાસના મુળ જો કહિયે ॥ દ્વિતીયે સ્થાની વસુંધરા ॥૫॥
તૃતીયે સ્થાની ધવલા ભણીયે ॥ ચતુર્થ સ્થાની જો મચ્છા ॥૬॥
મચ્છ આધારે બ્રહ્મા જો સરજ્યા ॥ વેદ ચાર તાહા કીયા ॥૭॥
પવન પુષ્ટી જો પાષાણ બાંધ્યા ॥ જળમાહે બંધ જો કીયા ॥૮॥
મચ્છ નિકારંભી પવન ફિરાયા ॥ પવન ભાર થંભાયા ॥૯॥
છે દિન માહે કુલ રચના જો સારી ॥ સ્વામી રૂપ જો કીયા ॥૧૦॥
કુદરત ઉસકેરા પાર જો જાણે ॥ એક બુંદથી એતા જો કીયા ॥૧૧॥
કૃતા જુગમાહે જખ્ખા નવ્વાણુ કરોડ ॥ સેવા કે કારણે આવ્યા ॥૧૨॥
પાચ કરોડીશું રાજા પ્રલ્હાદ ॥ હરણાકશ્યપ દૈત્ય છેદ્યા ॥૧૩॥

૧૫૪૪

ત્રેતાજુગ માહે છપન કરોડી મેઘા ॥ સેવાકે કારણે આવ્યા ॥૧૪॥
સાત કરોડીસુ રાજા હરિશ્ચન્દ્ર ॥ રાવણ દૈત્ય જો છેદ્યા ॥૧૫॥
દ્વાપાર જુગમાહે બત્રીસ કરોડી કિન્નર ॥ સેવાકે કારણે આવ્યા ॥૧૬॥
નવ કરોડીસુ રાજા યુધિષ્ઠિર ॥ કૌરવે વંશ ગમાયા ॥૧૭॥
કલજુગમાહે તેત્રીસ કરોડી દેવ ॥ દેવ રખેશ્વરા મળીયા ॥૧૮॥
બારા કરોડીસુ ગુરૂ સહદેવ ॥ રખીયાને તારણે આવીયા ॥૧૯॥
કલજુગ અંતે અનંત કરોડી દેવ ॥ સ્વામીના સૈન્યમા મળસે ॥૨૦॥
દૈત્ય કાલિંગાને મારીને ॥ કમલાકુંવર શિર ભરણા ભરાવસે ॥૨૧॥
એ ગીનાન બોલ્યા ગુરૂ ઈમામશાહ ॥ તમે સેવા તેહુની જાગોરે ॥૨૨॥

ભજન: ૯૩

એ સત સાચુ જાણજો ॥ મારા રખેશ્વર વીરા ॥
એ મન માહે આણજો ॥ પરખી લેજોરે હિરા ॥૧॥
સતપંથ જાહી સરજ્યા ॥ તઈ માયે ના બાપ ॥
ચન્દ્રસુરજ નહી પ્રીથમી ॥ સ્વામી આપે જો આપ ॥૨॥
છત્રીસ જુગ ચૌર્યાયશી ચોકડી ॥ ૐ કાર કરતા હતા ॥
રાત્ર દિવસ મેર મેખડા ॥ ખંડ દ્વિપ કોઈન હોતા ॥૩॥
એ સત સાચુ જાણજો ॥ મારા રખેશર વીરા ॥
ઈંડ ફોડીને ત્રિભુવન રચિયા ॥ ધર્મ જુગ તાહા થાપીયા ॥૪॥
એક મુરત મણ દેવ ॥ સ્વામી રહિયા થાપી ॥
જેણે હુરદે નવ ઓળખીયા ॥ તે ભુલા મહા પાપી ॥૫॥
આદ બ્રહ્મા ઘટ સ્થાપીયા ॥ ચહુ જુગ નાખી ફુઈ ॥
અનંત રૂપે ચલિંગ તયે કિધા ॥ શ્રીષ્ટ કરતાર સોઈ ॥૬॥
ચાર કલ્પમાહે જખા મેઘાસીધા ॥ કિન્નર બત્રીસ કરોડી ॥
વીરા પાટથકી પસારો ચાલસે ॥ જંબુદ્વિપના ભાઈ ॥૭॥

૧૫૪૫

એ સતપંથ સદા ઊત્તીમ આર્યા॥ એ ધરમ એવા છે હો વીરા।
ઊત્તીમ કરણી કમાવતા પગ પાછાં ન દિજે॥
મોક્ષ મુગત ચાહા આર્યા હો વીરા।
ચાર રૂપ હરીને લીધા ॥ કરતા જુગ જો માહે ।
પંધરા કરોડી જીવ નેમીયા॥ જુગ કરતા હો માહે ।
એ સત સાચુ જાણજો॥ મારા રજેશર વીરા ।
પાચ કરોડી જીવ નિપના॥ દસ ભુલા તીહા ।
પાચે ગુરૂ બ્રહ્મા ઓળખીયા॥ ગત લોકા માહે ।
પાચસુ પ્રલ્હાદ મુખી તાર્યા॥ અમરાપુર જો માહે ।
ત્રણ રૂપ હરીને લીધા ॥ ત્રેતા જુગ જો માહે ॥
એકવીસ કરોડી જીવ નેમીયા॥ જુગ ત્રેતા માહે ॥ ૧૨ ॥
એ સત સાચુ એમ જાણજો॥ મારા રજેશર વીરા ॥
સાત કરોડી જીવ નિપના ॥ ચૌદા ભુલા તીહા ॥ ૧૩ ॥
સાતે ગુરૂ વશિષ્ટ ઓળખીયા॥ ગત લોકા જો માહે ॥
સાતસુ હરિશ્ચન્દ્ર મુખી તાર્યા॥ અમરાપુર જો માહે ।
દુઈ રૂપ હરીને લીધા ॥ જુગ દ્વાપાર જો માહે ।
સત્તાવીસ કરોડી જીવ નેમીયા॥ દ્વાપાર જુગ માહે ।
એ સત સાચુ જાણજો ॥ મારા રજેશર વીરા ॥
નવ કરોડી જીવ નિપના॥ અઢાર ભુલા તીહા ।
નવે વેદ વ્યાસ ઓળખીયા॥ ગત લોકા જો માહે॥
નવ કરોડીશુ યુધિષ્ઠિર મુખી તાર્યા॥ અમરાપુર જો માહે ।
છત્રીસ કરોડી જીવ નિમીયા॥ આજ કલજુગ માહે ।
બારા કરોડી જીવ નિપના॥ ચોવીસ ભુલા તીહા ।
બારા કરોડી સુગુરૂ સહદેવ ॥ ગત લોકા જો માહે ।

બારા કરોડીસુ ગુરૂ મુખી તાર્યા ॥ અમરાપુર જો માહે ॥ ૧૯ ॥
અનંત કરોડીજીવ નેમીયા ॥ કલજુગ છેલી સંધ માહે ॥
એક રૂપ વારા વરતીયા ॥ આજ કલજુગ જો માહે ॥ ૨૦ ॥
આદ અંતના સહુ અમર જીવ મલસે ॥ ગત લોકા જો માહે ॥
અનંત કરોડીસુ કમળાકુંવર મુખીતારસે ॥ મોક્ષ મુગતી થાસે ॥ ૨૧ ॥
કહે ગુરૂ સહદેવ જ્ઞાનવંતા ॥ સાંભળો ઋખીવર ભાઈ ॥
સાચી કરણી કમાવો રે ॥ સત સતીયારા રે ભાઈ ॥ ૨૨ ॥

ભજન ૯૪ [વધાવો ]

સ્વામી પૈદા કર્યાની પત રાખજે ॥ ભવસાગર ઊતારો પાર ॥
સતગુરૂ તમને વિનવુ ॥ ૧ ॥
અમે આશા તમારી અતિ ઘણી ॥ તમે અનેક ઊતાર્યા છે પાર ॥
તમે ચિંતા અમારી રાખજો ॥ કરોડી અનંતનો છો સરદાર ॥ ૨ ॥
પેલા કરતામા હરી આવીયા ॥ કરોડી પાચસુ ઊતાર્યા પાર ॥
પ્રલ્હાદની વારે તમે આવીયા ॥ નરસિંહ રૂપે ઝાલ્યા છે હાત ॥ ૩ ॥
બીજા ત્રેતામા હરી આવીયા ॥ કરોડી સાતસુ ઊતાર્યા પાર ॥
તારારાણીની વારે તમે આવીયા ॥ રામ રૂપે ઝાલ્યા છે હાત ॥ ૪ ॥
ત્રીજા દ્વાપારમા હરી આવીયા ॥ કિધા પાંડવનો પ્રતિપાળ ॥
દ્રૌપદીની વારે તમે આવીયા ॥ નવસો નવ્વાણુ પુરાવ્યા ચીર ॥ ૫ ॥
આજ કલજુગમા હરી આવીયા ॥ કરોડી બારાસુ ઊતાર્યા પાર ॥
આજ કલંક વેલામા ફળ આપજો ॥ કરોડી અનંતનો છે સરદાર ॥ ૬ ॥
એ તો સતગુરૂ બ્રહ્મા બોલીયા ॥ તે તો બોલ્યા છે જયજયકાર ॥
બત્રીસ દાતવચે જીભ્યા રાખીછે ॥
તેમ લેજો અમને ઊગાર ॥ ૭ ॥

ભજન ૯૫ [ વધાવો ]

સતગુરૂ મળ્યા તેના થયારે ચાંદરણા ॥ ગુરૂ મારા પ્રભુજી દેખાડ્યા ॥ ૧
ઈશ્વર આદે સતગુરૂને સેવો ॥ ગુરૂ મારા તારવાને આવ્યા રૂખીયો ॥ ૨ ॥
કૃતા હો જુગમા પંધરા કરોડી ॥ નરસિંહ નામને ધ્યાયા રૂખીયો ॥ ૩ ॥
દસ કરોડી આપ મુરાદા ॥ ગુરૂજીના વચન ના માન્યા રૂખીયો ॥ ૪ ॥
પાચ કરોડી પ્રલ્હાદ તાર્યા ॥ ખંબ તોડીને દેખાડ્યા રૂખીયો ॥ ૫ ॥
ત્રેતા હો જુગમા એકવીસ કરોડી ॥ શ્રીરામ નામને ધ્યાયા રૂખીયો ॥ ૬ ॥
ચૌદ કરોડી આપ મુરાદા ॥ ગુરૂજીના વચન ના માન્યા રૂખીયો ॥ ૭ ॥
સાત કરોડી હરિશ્ચન્દ્ર તાર્યા ॥ કાશિખંડ માહે વેચાવ્યા રૂખીયો ॥ ૮ ॥
દ્વાપાર જુગમા સત્તાવીસ કરોડી ॥ શ્રીકૃષ્ણ નામને ધ્યાયા રૂખીયો ॥ ૯ ॥
અઢરા કરોડી આપ મુરાદા ॥ ગુરૂજીના વચન ના માન્યા રૂખીયો ॥ ૧૦ ॥
નવ કરોડી યુધિષ્ઠિર તાર્યા ॥ હિમાંચલ હાડ ગળાવ્યા રૂખીયો ॥ ૧૧ ॥
કૂલંગ વેલામા અનંત કરોડી ॥ નિકલંકી તારવાને આવ્યા રૂખીયો ॥ ૧૨
કહેત ઈમામશાહ સુણોમોરા ભાઈ ॥ મુનિવર વૈકુંઠ લાવ્યા રૂખીયો ॥ ૧૩ ॥

ભજન ૯૬

સ્વામીપર ચમર ઢલાવીયા ॥ નવખંડમાહે કિધો પ્રકાશ ॥ ૧ ॥
સેવકના મન હરખીયા ॥ એ તો ચોવીસ મુલકોનો રાયેરે ॥ ૨ ॥
કાયાનગર રળીયામના ॥ એમા બેઠા નારાયણ દેવ રે ॥ ૩ ॥
કાયાનગર છે ઢુંકડા ॥ પાચે મારી કિધા પરકાશ ॥ ૪ ॥
કરણ કલ્પ ચારજુગ કર્યા ॥ નિરાકાર નિરંજન દેવરે ॥ ૫ ॥
કરણ કલ્પથકી નુર આવ્યા ॥ નુરે બ્રહ્માવિષ્ણુ મહેશ્વર આજેરે ॥ ૬ ॥
માયા રંથી જુગશામ કર્યા ॥ પેલા શકતીથી કીધા મંડાણરે ॥ ૭ ॥
કરણ કલ્પ હરી અવતરીયા ॥ અને પુરા કીધા દસ અવતાર ॥ ૮ ॥
કરણ કલ્પ ભક્ત તારીયા ॥ ગણ ગંધર્વ સનસનકાદિકરે ॥ ૯ ॥

ક્રતા જુગમા હરી આવીયા ॥ ઋગ્વેદનો મોઠાવેહેવારરે ॥ ૧૦ ॥
ચાર રૂપ હરીયે ધરીયા ॥ મચ્છ કચ્છ વરાહ નૃસિંહાવતાર રે ॥ ૧૧ ॥
ચાર દાનવ હરીયે સંઘારીયા ॥ તા તો રાખી છે ભક્તોનીલાજરે ॥ ૧૨
પાચ કરોડી જીવ તાહા તારીયો ॥ મુખી પ્રલ્હાદ ભગત સાથેરે ॥ ૧૩ ॥
ત્રેતા હો જુગમા સ્વામી આવીયા ॥ યજુરવેદનો મોટો મંડાણરે ॥ ૧૪ ॥
ત્રણ રૂપ હરીયે ધરીયા ॥ વામન પરશુરામ શ્રી રામ અવતારરે ॥ ૧૫
ત્રણ દાનવ હરીયે સંઘારીયા ॥ તા તો રાખી છે ભક્તોની લાજરે ॥ ૧૬ ॥
સાતકરોડી જીવત્યાં તારીયા ॥ મુખી હરિશ્ચન્દ્ર ભગત સાથ રે ॥ ૧૭ ॥
દ્વાપાર જુગે સ્વામી આવીયા ॥ સામ વેદનો માંડયો મંડાણરે ॥ ૧૮ ॥
બેઊ રૂપ હરીયે ધરીયા ॥ કૃષ્ણ બુધ્દનો લીધો અવતારરે ॥ ૧૯ ॥
બેઊ દાનવ હરીયે સંઘારીયા ॥ તા તો રાખી છે પાંડવોનીલાજરે ॥ ૨૦ ॥
નવ કરોડી જીવ તારીયા ॥ મુખી ધર્મ યુધિષ્ઠિર સાથરે ॥ ૨૧ ॥
આજ કલિયુગમાં હરી આવીયા ॥ અથર્વ વેદનો માંડયો વેહેવારરે ॥ ૨૨ ॥
એક રૂપ સ્વામી ધરસે ॥ પરતક શ્રી નિકલંકી અવતારરે ॥ ૨૩ ॥
એક દાનવને હરી સંઘારસે ॥ તા તો રાખસે ભક્તોની લાજરે ॥ ૨૪ ॥
અનંત કરોડી જીવ તારસે ॥ મુખી કમલા કુંવર ભક્ત સાથરે ॥ ૨૫ ॥
કલિયુગમા સ્વામીજી આવસે ॥ શ્રી નિકલંકી ભણાવસે નામરે ॥ ૨૬ ॥
શ્વેત દ્વિપ અહેરાખંડ કહિયે ॥ ત્યા તો નિકલંકી દસમો અવતારરે ॥ ૨૭ ॥
તખત ઊપર બેસસે મારા સ્વામીજી ॥ શ્રીનિકલંકી દસમો અવતારરે ॥ ૨૮ ॥
અનંત કરોડીના વર આપીયા ॥ મુખી કમલાકુંવર ભકત સાથરે ॥ ૨૯ ॥
સોળા કળા સ્વામીજીને સોભતી ॥ તેના તેજતણો નહી પારરે ॥ ૩૦ ॥
ભાઈ દસવંત દઈને છુટસો ॥ દસવંત કરણ કલ્પથકી આવીરે ॥ ૩૧ ॥
કેહેત ઈમામશાહ સુણો મુનિવરો ॥ આખર વેળાનું બોલ્યા છે ગીનાનરે
॥ ૩૨ ॥

FROM :RAJKAMAL FAIZPUR SHI FAX NO. :02585245587 Jan. 05 2009 09:39AM P1



ભજન :- ૯૭

આજ તો રે અમર રંગિયા ॥ ભલે મિલ્યા ભગવાન રે ॥ ૧
કામ ક્રોધે જેનર ભુલીયા ॥ તેનો વેલ ગયો અવતાર રે ॥ ૨
એક ચન્દન પાસે લિમડો ॥ તેમા સુગંધ બહુ અપાર રે ॥ ૩
તેના પાસે પોલા વાંસળા ॥ તેમા સુગંધ નહી લગાર રે ॥ ૪
એવા રે તમે લોક છો ॥ અને બેઈમાનીને વારીયે ॥ ૫
ગુરૂ મેળામા જાઈ ઊભા રહીને ॥ કિધા કરતબ ટાલીયે ॥ ૬
ગુળીના વસ્ત્ર વેદ વાળ્યા ॥ પરિબ્રહ્મા આસનન ભાવીયે ॥ ૭
તેથી દેવ લોક તો દૂર છે ॥ બાબા ગુલી તે ગંધીને ટાળીયે ॥ ૮
સનીચારે રાજા સતવાદી ॥ તે તો વાળીને સડે કોચને ॥ ૯
તેનુ પણ જોવાને પ્રભુજી આવીયા ॥ ત્યારે હોલો થયો મુરાર રે ॥ ૧૦
શિકરો તો શિકાર માગીયે ॥ અને રાજાનો છે પણ રે ॥ ૧૧
બેસો સ્વામીજી બીજુ આલ્યુ ॥ ત્યારે બોલ્યા બીજુ આલ્યા કેમ જાવે રે ॥ ૧૨
ત્યારે રતિ રતિ અંગ કાપીયા ॥ અને ભારી થયા ભગવાન રે ॥ ૧૩
ત્યારે પાલી લઈને મુખ પરવારી ॥ ત્યારે કરઝાલ્યા કિરતાર રે ॥ ૧૪
માંગો માંગો રાજા મેહેરબાની ॥ રાજા તમે જીત્યા અમે હારીયા ॥ ૧૫
મારા પ્રભુજી હું એટલું માગું ॥ પ્રભુજી તમે દેજો દરશન રે ॥ ૧૬
કહેત ઈમામશાહ બોલ્યા વિનંતી ॥ તમને વેલાના કહું એંધાન રે ॥ ૧૭
બારમી સદીનો કૌલ છે ॥ તમે ભુલી મત જાવો ગેમાર રે ॥ ૧૮

ભજન :- ૯૮

ગુરૂજી મોરી નૈયા લગાદેવે પાર ॥ તુમ બીન નહી કોઈ તારણહાર ॥ ૧
નદીયા ગહેરી નાવ પુરાની ॥ કિસ વિધ ઊતરે પાર ॥ ૨
મૈ તુમ્હારા પતીત ગુન્હેગાર ॥ બેડા પડા મજધાર ॥ ૩
નવ અવતાર નવ દાનવ છેદ્યા ॥ દસવે કાલિંગાની જાન.. ॥

૧૫૫૦

પાપી મારે ભગત ઊધ્ધારે ।। કરત તુમ્હારી ફુકાર ।

દુઃશાસનને ખેચા દ્રૌપદીકો ।। કરત તુમ્હારી ફુકાર ।

વેગી આંચે ચીર પુરાયે ।। લાજ રાખી સંભાલ ।

ભીલનીકે બેર સુદામાકે તંદુલ ।। લીધા વિદુર ઘર આહાર ।

ગજકુ ગ્રહાને ગઠોજલ ભીતર ।। વહા કીનો ઊપકાર ।

લખચૌર્યાયશી ફેરા ફિરકર ।। લીયો મનુષ્ય અવતાર ।

કહેત ઈમામશાહ સુણોગત સારી ।। કરો પ્રેમ ભક્તિ નિરધાર ।

ભજન :- ૯૯

વિકટરૂપ વામન ધરીયા ।। આવ્યા બલને દુવાર ।।

ચાર વેદ મુખે ઓચરે ।। રાયેજી કરોને વિચાર ।।

નામ સાંભલી હું રે આવીયો ।। એક દેજોરે દાન ।।

ઔટ કદમ માગુ મેદિની ।। માગુ મંડુલીનો ઠામ ।।

બલરે ભણે વિપ્ર સાંભલો ।। તમારે કેટલો છે સાથ ।।

હું રે બ્રાહ્મણ છું એકલો ।। બીજો વૈકુંઠનાથ ।।

વિપ્ર ભણે રે બલ સાંભલો ।। મારે મોટી છે આસ ।।

ઔટ કદમ માગુ મેદિની ।। રહું ચારે રે માસ ।।

રાયે ચરણ પખાલીયું ।। ઊદક લીધુ છે હાથ ।।

શુક્ર ત્યારે તઈ આવીયો ।। બેઠો ઝારી મોઝાર ।।

શુક્ર ભણેરે બલ સાંભલો ।। આયો આપોઈ આપ ।।

બલ સમો કોઈ દાતા નહી ।। વિષ્ણુ સમો નહી પાત્ર ।।

ધ્રુવ મંડલ વિપ્ર વધિયા ।। એવા ગિરૂવા ગિરાન ।।

બલરે પાતાલે ચાંપીયો ।। વિપ્ર લીધારે દાન ।।

કહેત ઈમામશાહ સાંભલો ।। રખેશરો કરોને વિચાર ।।

ગુરૂબીન દાન દિધા બલરાયે ।। તે તો આરને પાર ।। ૮ ।।

ભજન ૧૦૦

રાજા રાણીને પુછા કરે ॥ રાણી પુછુ તમને વાતરે ॥
આજતુ કેમનહી આનંદમા ॥ તુમારા મન કેમ ઊચાટરે ॥ ૧ ॥
મસ્તક દુખે રાજા મારા ॥ કઠિન સોભે હિરા રતનનો હારરે ॥
સેજ સુતો રાજા નિદ્રા કરે ॥ તારારાણી ચાપે છે પાય રે ॥ ૨ ॥
તારારાણી દિવો માલવો ॥ રત્ન મેલ્યા સંદુક માહેરે ॥
સર્વે સિનગાર રાણી સારીયા ॥ લીધો લીધો સતનો સણગારરે ॥ ૩ ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥ જાઈ મલ્યા ઘોડસાલ માહેરે ॥
ઘોડા છોડ્યો રે તેજી હંસલો ॥ ઊપરમેલ્યા ચિત્ર પલાણ રે ॥ ૪ ॥
ઊભા રાજા સર્વે ચલિંત્ર જુવે ॥ પુછે લાગ્યો સોહી સાથ જાયરે ॥
તાહાથકી તારા રાણી સંચર્યા ॥ જાઈ રહ્યા પોળને પાસરે ॥ ૫ ॥
ભુંગળ ભાંગે સત લોહાતણી ॥ આપે આપ ઊઘડીયા કીવાડરે ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા સપ્ત દુવારરે ॥ ૬ ॥
ગામ પઊળ ચોકા ચોટીયા ॥ આયા આયા ગંગાજીને પાસરે ॥
સુતારે સાચેર વીરા જાગીયા ॥ વેચે વેચે દિધી છે વાટરે ॥ ૭ ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા તે દેવ દુવારરે ॥
આવતા દેખી મન સંતોકીયા ॥ કાયે લાગી બાઈ એવડી વારરે ॥ ૮ ॥
સંશે જાણોવીરા આપણો ॥ વળી સુવાડતા લાગી છે વારરે ॥
ક્ષેમ દઈને વીરા પુછીયું ॥ તે માટે લાગી છે વારરે ॥ ૯ ॥
જાઈને તારાબાઈ ઊભી રહ્યા ॥ ગતને કિધા પ્રણામ રે ॥
એ વેળા આવો બેસો બાઈ બહેનોલી ॥ આજકા લાગીં એવડી વારરે ॥ ૧૦ ॥
સંશેજાણો વીરા આપણો ॥ તે માટે લાગી એવડી વારરે ॥
સુતારે સ્વામી વીરા જાગીયા ॥ મને કરી એવડી વારરે ॥ ૧૧ ॥
ધરમ વારોરે વીરા અગોચરો ॥ કલસરૂપી મુગતીના ઠામરે ॥

૧૫૫૨

ઘોડો વેધેચા રે તે હંસલો ॥ વેચે વેચે આવલ પરમાણરે ॥૧૨॥
રૂદ્ર વેધીને આપણ ચાલીયા ॥ પ્રણામ સદા મનમા જાપરે ॥
સમાપતી કરી તેજી કાઢિયા ॥ સ્વામી તારો બ્રીદ સંભાલરે ॥૧૩॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥ ગતને કિધો પરનામ રે ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા દેવ દુવારરે ॥૧૪॥
પચેરખ ચોરી રાજા પગની એડ ॥ ગતને પડીયો વિચારરે ॥
ચિત્તમો કોઈ અરજ કરો ॥ કળસ રૂપી મુગતીના ઠામરે ॥૧૫॥
જાઈને તારાબાઈ ઊભીરહ્યા ॥ સ્વામી તારો બ્રીદ સંભાલરે ॥
પાછલ ભગત સ્વામીતારીયા ॥ તેના મોટા કિધા છે કામરે ॥૧૬॥
અંબઋષિ હો સ્વામી તારીયા ॥ તેણે આલ્યા વૈકુંઠવાસ રે ॥
સીધ્રવસી હો સ્વામી તારીયા ॥ તે તો નગરી સાથે કૈલાસરે ॥૧૭॥
બંધન કાપીયા સ્વામી પ્રલ્હાદના ॥ તેણે આપ્યો અવિંચલ રાજરે ॥
દયા આણો પ્રભુ ગતની ॥ પૈરખ આલી તેની તે વાર રે ॥૧૮॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥ ગતને કિધુ પરણામ રે ॥
વળવીરે વીરા પાછીયા ॥ ફરી જોયે ફરી જોયે હેત રે ॥૧૯॥
રહો રહો રે વીરા લોચના ॥ તમને હોસે નિહંચલ વૈકુંઠ વાસરે ॥
ઊભા રે રાજા ચલીંત્ર જુવે ॥ પુછેલાગે સોહી સાથે જાયેરે ॥૨૦॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા ગંગાજીને પાસ રે ॥
સુતારે સાયેર વીરા જાગીયા ॥ વેચે વેચે દિધી વાટ રે ॥૨૧॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા પોળને પાસ રે ॥
ભુંગળ ભાંગી સત લોહાતણી ॥ અને આપ ઊઘાડ્યા કિવાડરે ॥૨૨॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા ઘોડસાલ માહે રે ॥
ઘોડો બાંધો રે તેજી હંસલો ॥ ઊતારીયા ચિત્ર પલાણરે ॥૨૩॥
સેજ સુતો રાજા નિંદ્રા કરે ॥ પડે પડે મંચક ઊપરરે ॥

તાહાથકી તારારાણી સંચર્યા ॥ જાઈરહ્યા કોઠડી માહેરે ॥૨૪॥
સતના સિનગાર રાણી સારીયા ॥ લીધોલીધો જોગ સિનગારરે ॥
તાહાથકી તારારાણી સંચર્યા ॥ અને જાઈ રહ્યા રાજ દુવારરે ॥૨૫॥
તારારાણી દિવો પ્રગટ્યો ॥ રત્ન મેલ્યા ચારી પાયરે ॥
સેજ સુતોરે રાજા નિંદ્રા કરે ॥ તારા રાણી ચાપે છે પાયરે ॥૨૬॥
આળસ મોડીને રાજા બૈઠો થયો ॥ રાણી મુને સપનુ લાધે રે ॥
તમે રાણી તમારે પીયરે ગયા ॥ ઘોડો મારો વધ્યોતેજી હંસલો ॥૨૭॥
તાહા થકી તારારાણી બોલીયા ॥ રાજા સાંભલો મારી વાતરે ॥
કુડું સપનું રાજા ભાસીયા ॥ હીન કળા જીવન હોસે નાસરે ॥૨૮॥
રીસે રીસે રાજા બૈઠા થયો ॥ થરથર કાપે સર્વે ગાત્રરે ॥
નાના કટકા રાઈ એવડા ॥ મોઠા મોઠા મીરગ પરમાન રે ॥૨૯॥
તમે હોરાજા નિંદ્રાવસમો થયા ॥ માલનીને લાવી વીરા છાબરે ॥
તાહાથકી હરિશ્ચન્દ્ર બોલીયા ॥ રાણી સાંભલો મારી વાત રે ॥૩૦॥
તાહાથકી હરિશ્ચન્દ્ર બોલીયા ॥ રાણી છાબ અમને દેખાડરે ॥
તાહા થકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા કોઠડી માહે રે ॥૩૧
જાઈને તારારાણી ઊભો રહ્યા ॥ સ્વામી તમારો બ્રીદ સંભાલરે ॥~~૩૧~~॥
પાછલ ભગત સ્વામી તારીયા ॥ તેના મોટા કિંધા કાજરે ॥૩૨
અંબઋષિ હો સ્વામી રૂખમાંગદ ॥ તેણે આલ્યા વૈકુંઠ વાસરે ॥~~૩૨~~॥
સુરજવંશીહો સ્વામી તારીયા ॥ તેની નગરી સાથે કૈલાસરે ॥૩૩
બંધન કાપ્યા સ્વામી પ્રલ્હાદના ॥ તેણે આલ્યા અવિંચલ રાજરે ॥~~૩૩~~॥
દયા આણોરે સ્વામી ભગતની ॥ સ્વામી તમારો બ્રીદ સંભાલરે ॥૩૪
થાળ પુઠીને હુઈ છાબડી ॥ હુવા કેળીના પાન રે ॥~~૩૪~~॥
માંસ ફીટીને હુવા બીજોરા ॥ ફુલરે હુવા જાઈના ફુલરે ॥૩૫
રાજા છાબકુ ફુલ અતિ ઘણા ॥ સ્વામી તુ છે જગજીવનો પ્રતિપાળરે ॥~~૩૫~~
તાહાથકી તારારાણી સંચર્યા ॥ જાઈ રહ્યા રાજ દુવાર રે ॥૩૬

૧૫૫૪

છાબ જોઈને રાજા આચરજ થયો ॥ રાણી મુજને પંથ દેખાડરે ॥
તાહાથકી તારારાણી બોલીયા ॥ રાજા પંથ છે ખાંડાકેરી ધારરે ॥ ૩૭ ॥
આગે માગે રાજા કાળજુ ॥ પછે માગે કાયાનું માંસરે ॥
ઘોડો માગે તેજી હંસલો ॥ પુત્ર માગે ભોજન રોહિદાસ રે ॥ ૩૮ ॥
માગસે તારાદેવી લોચના ॥ અને પાછે માગે રત્ન ભંડારરે ॥
આગે દેઊ રાણી કાળજુ ॥ પાછે દેઊ કાયાનુ માંસરે ॥ ૩૯ ॥
ઘોડો દેઊરે તેજી હંસલો ॥ પુત્ર દેઊ ભોજન રોહિદાસરે ॥
દેઊ હો તારાદેવી લોચના ॥ પછે દેઊ અરથ રત્ન ભંડારરે ॥ ૪૦ ॥
સર્વે દઈને રાજા સંતોકીયા ॥ પ્રસન્ન થયા શ્રીરામરે ॥
એમ બોલ્યા ગુરૂ સહદેવ ॥ મુનિવર કરોને વિચારરે ॥ ૪૧ ॥

ભજન ૧૦૧

સબદ થયારે સાધુ બે જના ॥ ચાલ્યા દેવને દરબાર ॥
સબદ થયારે પુત્ર પરવર્યો ॥ પુત્ર લહાને રૂ બાલ ॥ ૧ ॥
સબદ થયારે સાધુ બે જના ॥ ત્રીજે કેમ રે જવાય ॥
પુત્ર પોહડાયા પાલનમા ॥ ચાલ્યા દેવને દરબાર ॥ ૨ ॥
અર્ધી મજલ તો જાઈ પોતા ॥ હરણી ધવરાવે બાલ ॥
બાલ જોઈને પાન્હો ચહડીયો ॥ થાન થર હર થાય ॥ ૩ ॥
થાન ચાપીને હેઠા બેઠી ગઈ ॥ પ્રાણ ગયા તેનીરે વાર ॥
સબદ થયા છે સાધુ બે જના ॥ એકે કેમ રે જવાય ॥ ૪ ॥
પાથરી પા છોડીને મોટ બાંધી ॥ લઈ ચાલ્યા દેવને દરબાર ॥
પુરી મજલ તો જાઈ પોતા ॥ ઊભી ગતને જમાત ॥ ૫ ॥
સોનાની જ્યોત તાહા ઝલઝલે ॥ પાઊળ ધોળ્યા તેની વાર ॥
ઊઠો રત્નાદેવી પાઊળ પીવો ॥ લેવો પરસાદી ભાગ ॥ ૬ ॥
ઊઠ્યા રત્નાદેવી પાવળ પીધા ॥ લીધા પસાદી ભાગ ॥

પરદે રહીને નમન કરીયો ॥ ખોલે પોતાના બાલ ॥ ૭ ॥
સાધુના સબદ તાહા બૈઠા થયા ॥ ધન ધન તેહુના ઈમાન ॥
સતગુરૂ બોલ્યા છે વિનંતી ॥ ચેતો ચેતો ચેતન હાર ॥ ૮ ॥

ભજન ૧૦૨

આજહો કળમા જીવતુ શાને કાજે આવ્યો ॥
તે ના કિધી આગળ ગુરૂની સેવા ॥ ૧ ॥
આ દુનિયાનો લોભ જીવતુ મેલી ના શકયો ॥
માયાનો લોભ જીવ તુ છોડી ના શકયો ॥
તે ભ્રાંતે ભ્રાંતે ભેદજ ભુલો ॥ ૨ ॥
આ અન્નને વસ્ત્ર તજી પાંડવ વનમા સીધાર્યા ॥
ત્યારે મોડવ તે વનમા પાંડવ પહોચ્યા ॥ ૩ ॥
સાગ પાન પહેરણા ત્યા વન ફળ ભોજન ॥
ત્યારે સતીયે પહેર્યા સાગપાન ચીર ॥ ૪ ॥
આ આભ ઓઢણાને ત્યા ધરતી પાથરણા ॥
ત્યારે ખડનો પુળો લઈને ઓશીકે ॥ ૫ ॥
વેલુડે વનમા સ્વામી મારે ડેરા દેવરાવ્યા ॥
ત્યારે કાયા કોટ મંદિર છાયા ॥ ૬ ॥
આ બાર બાર વરસે ત્યા શ્રી કૃષ્ણજી આવ્યા ॥
તમે કહો ને પાંડવ સુખી કે દુખી ॥ ૭ ॥
આતમોરે મળે દયાળ અમે દુઃખી ના હોઈયે ॥
સ્વામી જેમ રાખો તેમજ રહિયે ॥ ૮ ॥
ત્યાંથી તે પાચ પાંડવ હસ્તિનાપુર આવ્યા ॥
ત્યારે હસ્તિનાપુરનગરીમા હોમયજ્ઞ કિધા ॥ ૯ ॥
આ હસ્તિનાપુર નગરીમા પાંડવોએ હોમ યજ્ઞ કિધા ॥
ત્યારે વરણે વરણે દાનજ દિધા ॥ ૧૦ ॥

૧૫૫૬

હસ્તિનાપુર નગરીમા પાંડવો એ ગૌ દાન દિધા ॥
ત્યારે સોનાને પાત્ર દાનજ દિધા ॥૧૧॥
આ હસ્તિનાપુર નગરીના જો ચૌર્યાશી ચૌટા ॥
ત્યારે ચૌટે ચોટે પાંડવ ભમીયા ॥૧૨॥
આ ચૌટે રે ચૌટે પાચે પાંડવો ભમીયા ॥
ત્યારે નિંદા કિધી ઘેલા લોકે ॥૧૩॥
નિંદા કરતા જીવડાને કોઈ દોષ ના દેશો ॥
તો મુરખ રેહેશે હાથ ઘસતા ॥૧૪॥
ત્યાથી તે પાચ પાંડવ હિમાલે ચાલ્યા ॥
તો હિમાલે હાડ ગળાવ્યા ॥૧૫॥
આ નુરની કાયા લઈ પાંડવ અમરાપુર પહોચ્યા ॥
ત્યારે નુર માહે નુર સમાયા ॥૧૬॥
આ ગીનાન અમીરસ બોલ્યા ગુરૂ રે ઈમામશાહ ॥
મારા પાંડવોને અમરાપુરનો વાસ ॥૧૭॥

ભજન ૧૦૩

સ્વર્ગભુવનથડી ઊતર્યા ગાવંત્રી ॥ તો કનડી તે વનમા જવ ચરે ॥ ૧
ચારો ચરંતા ભાઈ વનમા ફરંતા ॥ તો વાઘ વીરાને નજરે ચઢીયા ॥ ૨
વાઘ વીરા વાઘ વીરા હમણા ના આસો ॥ તો ઘેર રે વાછરડા વલવલે ॥ ૩
ગોર કેરા વચને સાહેબ કેરા સબદે ॥ અમે વેણના બંધાએલ પાછા આવસુ ॥ ૪
ત્યાંથી ગાવંત્રી ચાલી નિસરીયા ॥ તો આંગણા વચ્ચે આવી ઊભી રહ્યા ॥ ૫
લ્યો લ્યો વાછરડા દુધ પીવો મોરા ॥ તો આજ પીઓને કાલે દોહેલા ॥ ૬
ઘેલી માતાજી બોલ ઘેલાસા બોલે ॥ એવા કળપેલા દુધ અમે નહી પીયે ॥ ૭
આગળ વાછરડા કે કે માતા ગાવંત્રી ॥ તો વાઘ મામાને વધામણા ॥ ૮
લ્યો લ્યો મામા રે પહેલો ભરખ અમારો ॥ અને પછી રે તમારી બેનનો ॥ ૯

રહોરે ભાણેજા તમને કોણે ભણાવ્યા ॥ અને કિયારે ગુરૂયે કાંકણ ભરીયા ॥ ૧૦
સતગુરૂ બ્રહ્માએ વાચા જો દિધી ॥ ગુરૂ નર સ્વામીયે કાંકણ ભરીયા ॥ ૧૧
રહોરે ભાણેજા તમને મોસાળા કરીયે ॥
તો સોનલા સીંગડીયેને રૂપલાની ખરીએજી ॥ ૧૨
જળ પીયો ઝરણેને ખડ ખાવો ઠરણે ॥
તો કનડી તે વનમા જબ ચરો ॥ ૧૩
એરે ગીનાન બોલ્યો ઈંદરે ઈમામશાહ ॥
ગોર બોલ્યા છે અમૃતવાણી જી ॥ ૧૪

ભજન ૧૦૪

હરણાકંસપ તારો મારેલો નહી મરૂરે ॥ મરાવેલો નહી મરૂરે ॥
મારે મુખડે છે નામ શ્રી નરસિંહ તણા ॥ ૧ ॥
પ્રલ્હાદની માતા એણી પેર બોલીયારે ॥
તો પિતાના કહ્યારે કુંવર કીજીયે ॥ ૨ ॥
પાચ સાત દહાડા ધર્મ ધીરડા ધરીજેરે ॥
પછી સાચા સાહેબને સેવીયેરે ॥ ૩ ॥
ત્યાંથી કુંવરને લઈ હાથી આગળ નાખીયારે ॥
તો હાથીયે કિધા છે પ્રણામરે ॥ ૪ ॥
ત્યાંથી કુંવરને લઈ જળમા ડુબાવીયારે ॥
તો ઝીણલા કરે છે રાજા હંસારે ॥ ૫ ॥
ત્યાંથી કુંવરને લઈ ડુંગરેથી દેડવી આરે ॥
તો પવન હિંચોળે કુંવર હિંચતા ॥ ૬ ॥
ત્યાંથી કુંવરને લઈ ઘાણીમા ઓરાવીયા ॥
તો લાટ ભાંગીને નવ કટકા થયારે ॥ ૭ ॥
ત્યાંથી કુંવરને લઈ હોળીમા સીંચાવીયારે ॥

૧૫૫૮

તો અગની ના ઝાલે માતા હોળીરે ॥ ૮ ॥
ત્યાંથી કુંવરને લઈ થંબસુ ભેટાવીયારે ॥
તો થંબ ફુટ્યાને નરસિંહ પ્રગટ્યા રે ॥ ૯ ॥
ફાટેલા થંબને કાંઈ પ્રગટ્યા પરમેશ્વરારે ॥
તો એણી પેરે પ્રલ્હાદ મુક્ત હુવા રે ॥ ૧૦ ॥
ગીનાન અમીરસ બોલ્યા ગુરૂ ઈમામશાહા ॥
કસણી કસાવો વીરા સાચીરે ॥ ૧૧ ॥

ભજન ૧૦૫

કુરૂ રે ક્ષેત્રમાહા પંખી બેઠા ॥ અને ઈંડ તે મેલ્યા ચારરે ॥
આ પંખી તે બેઠા ત્યાં ઝુરવા ॥ તે તો મનમા કરે છે વિચારરે ॥ ૧ ॥
ત્યાં કૌરવ પાંડવનું સૈન્ય બેઊ મળસે ॥ ત્યાં થાશે ચોટમ ચોટરે ॥
મહાએક જોધાના પગ પડસે ॥ ત્યાં ઈંડનું થાશે ચકચુરરે ॥ ૨ ॥
ત્યાં કૌરવ પાંડવનું સૈન્ય બેઊ મળીયા ॥ અને બેઊ સેનમા છે તીરરે ॥
તીરને તાપે પંખી સર્વે ઊડી ગયા ॥ તે તો મનમા રાખી ધીરરે ॥ ૩ ॥
ત્યા પહેલી ફોજ હસ્તીની આવી ॥ અને ઘંટા તે તુટી એકરે ॥
ઘંટા હેઠે પેલા ઈંડ રાખ્યા ॥ એવી કિરતારે રાખી ટેકરે ॥ ૪ ॥
ત્યાં શ્રીહરી આવ્યા શોધવા ॥ અને આવ્યા તે ઈંડની પાસરે ॥
ઘંટા ઊપાડીને ઈંડ જોયા ॥ ભાઈ માહે છે જીવના આકારરે ॥ ૫ ॥
ત્યાં હરીયે હાથે ઈંડ સેવીયા ॥ અને બેઠા કિધા તતકાલરે ॥
હરીયે રક્ષા કિધી ને ચિંતા કિધી ॥ ત્યાં તો હરીયે ભલી લીધી સંભાળરે ॥ ૬ ॥
પાંડવોની પડખે રહ્યા ॥ અને પુરી મનની આસરે ॥
આ સતી દ્રૌપદીના ચીર પુર્યા ॥ એવી પાંડવની રાખી લાજરે ॥ ૭ ॥
એમ કહે સતગુરૂ બ્રહ્માજી ॥ તમે સાંભળો સહુ સાથરે ॥
સેવા કરસો તો ફળ પામસો ॥ ભાઈ એવા છે વૈકુંઠ નાથરે ॥ ૮ ॥

ભજન ૧૦૬

હેતે કરીને આરાધીયે ॥ અને નારી પુરૂષનો સ્નેહે ॥
સુરત સંભાળીને ચાલીયે ॥ તો હેતે વરસે મેહે ॥ ૧ ॥
ભાઈયો હું તો અપરાધી જીવડું ॥ અને મેહેર કરોને મારા સ્વામી ॥
મયા કરીને બોલાવી લીધા ॥ શ્રી સતગુરૂ મારા સ્વામી ॥ ૨ ॥
બારા કરોડી પુરા જીવડા ॥ અને મંદર જાવાનું રે કામ ॥
છત્રીસ કરોડીના ભરના પુરા ॥ અને ચાલ્યા સતગુરૂ શામ ॥ ૩ ॥
ચોવીસ કરોડી તો વસરી ગયા ॥ અને રહી ગયા અયેલી પાર ॥
બારા કરોડી પુરા જીવડા ॥ તે તો પોતા સ્વામીના દર્શન ॥ ૪ ॥
સતગુરૂ સહદેવ ભણીયે ॥ અને પુરા નર અવતાર ॥
સોળા કળા જેણે શોભતી ॥ જેમ ચંદા ઊગે આકાશ ॥ ૫ ॥
મયા કરીને મારા સ્વામીજીયે બોલાવીયુ ॥ ગુરૂસુ લાવ્યા છો સંગાત ॥
કછુ મોઠાઈ ગુરૂ મનમા આની ॥ વજ્રની ભીંત ઊઠી તતકાળ ॥ ૬ ॥
ભાઈ હેત કરતા વીજ ઊપનુ ॥ સ્વામીના દર્શનની આવી ઓટ ॥
જરાતમ સામુ ચાલ્યા નહી ॥ તે કારણ મનમા ના આણો મોટ ॥ ૭ ॥
ભાઈ માન બડાઈન કીજીયે ॥ અને સતસુ રાખો કામ ॥
સ્વામીની સેજડી જાઈ મળો ॥ તો સતના પેહેરો સુહાગ ॥ ૮ ॥
ભાઈ સુભાગી નારી છે જેટલી ॥ સ્વામીના વચન ના ટાલે તેટલી ॥
કંથ થકી જે અલગી રહે ॥ તે હલવી દિસે કામની તેટલી ॥ ૯ ॥
સતગુરૂ સહદેવ એમ કહે ॥ મે તો પ્રીત કીધી મારા નરની ॥
સત સુહાગ મેં પેહેરીયા ॥ અને વિનંતી કિધી અનંત કરોડીની ॥ ૧૦
છ માસ છ દિન પુરા કીધા ॥ અને વિનંતી કીધી મારા સ્વામીની ॥
અરજ બંદગી બહુ કીધી ॥ અને ટાલી વજ્રની ભીંતડી ॥ ૧૧ ॥
પવિત્ર થઈને દર્શન લીધા ॥ અને વિનંતી કરી બહુ જીવની ॥

 ૧૫૬૦

સુતક લાઈ ઊતારી લીધા ॥ અને રીઝીયા મારા સ્વામીજી ॥ ૨ ॥
અપરાધી એ ગત તમારી છે ॥ તમે દર્શન દો મારા સાવજી ॥
તમે પીતાને અમે બાલક સહી ॥ મયા કરો મારા માવજી ॥ ૩ ॥
સતગુરૂ સહદેવ એમ કહે ॥ અને સુનો મારા સાવજી ॥
અનંત કરોડીનો ભાર મોટો ॥ અને કેમ કરી ઊતરીસુ પારજી ॥ ૪ ॥
તારે હસી કરીને બોલીયા ॥ શ્રી નિકલંકી અવતારજી ॥
તમ કારણ હમેસાથે રહિસુ ॥ ભાઈ જંબુદ્વિપ મોઝારજી ॥ ૫ ॥
હરીવંશ ઘેર અમે આવોશું ॥ અને નુર સતગુરૂ ધરીસુ નામજી ॥
એણી એંધાણી હમે આવીસુ ॥ અને મુનિવર કરી સુજાનજી ॥ ૬ ॥
મુનિવર હસેતે તો જાણશે ॥ અને પુરા નર - અવતારજી ॥
સોળા કળા જેણે શોભતી ॥ તેનો નિરંજન છે નામજી ॥ ૭ ॥
વાચા કારન અમે આવસુ ॥ કરોડી અનંતનો વરદાનજી ॥
ગુરૂ સહદેવ ઘેર આવસુ ॥ સુનો મુનિવર સતગુરૂ નામજી ॥ ૮ ॥
ભાઈ આસ હોયે દરશનની ॥ તો ગતમા મલો જાયેજી ॥
ભાઈ લેખો તમે ગતમા ઊતારો ॥ તાહા ગુરૂ નર બેહુ આવ્યાજી ॥ ૯ ॥
પાછમથી અપના પ્રભુ ચહડસે ॥ અને આવસે જંબુદ્વિપ માહેજી ॥
નર નિકલંકી તે નામ ધરસે ॥ વર વસુંભાનો કંથજી ॥ ૧૦ ॥
ભાઈ નર નિકલંકી ચહડસે ॥ અને ચઢસે આપો આપજી ॥
સોળા કળા જેણે શોભતી ॥ જેમ ચન્દ્રમા ઊગ્યા સુરજી ॥
સતી તો સુરજારાણી કહિયે ॥ અને કમલકુંવર તેનો પુતજી ॥
નીત આરાધો મારા સ્વામીજીને ॥ ઘટપાટ થાપીને પીજે નુરજી ॥
ભાઈ અરજ વિનંતી બહુ કરે ॥ અને સતનો પેહેરે સનગારજી ॥
માલન લાવી હારલો ॥ એમ રચી રચી ગુંથો હારજી ॥
ભાઈ પ્રીતકરીને ગીનાન બોલીયા ॥ અને મીઠી અમરૂત વાનજી ॥

ગીનાનરૂપી ગલીને ચાલીયે ॥ અને પહેરો સતનો હારજી ॥૨૪॥
ભાઈ તે તો વાલી છે મારાસ્વામીજીને ॥ સતની પુરી નારજી ॥
કમલાકુંવરને નીત સમજાવે ॥ અને ચેતો મારા વીરજી ॥૨૫॥
દર્શન છે તેની આંસ મોઠી ॥ અને જંબુદ્વિપમોઝારજી ॥
અનંત કરોડીના ભરણા ભરાવસે ॥ તેના સતગુરૂસ્વામીનામજી ॥૨૬
કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો ॥ કયાલગી કહું સમજાયેજી ॥
સાંભલો રખેશ્વર ચેતજો ॥ નહીતો અંતઃકાલમા ખાસો મારજી ॥૨૭

ભજન ૧૦૭

ઈસ દરજીકા મેહેરમ નહી પાયા ॥ જીન્હે એ ચોલા અજબ બનાયા૧
પાનીકી સુઈયા પવનકા ધાગા ॥ સીતે સીતે નવ માસ લાગા ॥ ૨ ॥
પંચતત્વકી ગોદડી બનાઈ ॥ ચન્દ્ર સુરજ દોનો ઠીગલી લગાઈ ॥૩॥
આપે શિવેને આપે બુનાવે ॥ પ્રાણ પુરૂષકુ અન્ન પુરાવે ॥૪॥
કહેત ઈમામશાહ સુનો ગત સોહી ॥ બ્રહ્માવિષ્ણુ મહેશ વિના મુગતી ના હોઈ ॥૫॥

ભજન ૧૦૮

ૐકાર શબ્દે આરંભ કીયા ॥ માય ન બાપ ન પુત્ર ન ધીયા ॥ ૧ ॥
કલપ જુગે પહુપ રચાયા ॥ પરમ તત્વ લયે બિરલા પાયા ॥ ૨ ॥
સતગુરૂ છે પરબોધનહારા ॥ લેવો ને મન લાવો વાર ॥ ૩ ॥
સતગુરૂ છે સ્વામીના થાપ્યા ॥ ગુરૂનેમ જુગાન જુગી આપ્યા ॥ ૪ ॥
ગુરૂ વીના ભુલા એ સંસાર ॥ ગુરૂ મુખે લહસો મોક્ષ દિદાર ॥ ૫ ॥
નરહરવાણી ગુરૂ મુખે જાણી ॥ ભુલડા લોક ફીરે અજ્ઞાની ॥ ૬ ॥
જોવો જુગત તમે કરો વિચાર ॥ કેમ લગસો પૈલે પાર ॥ ૭ ॥
ધરમ સાથે ધીંગાઈ માંડે ॥ ઊગટ ચાલે ના મારગ છાંડે ॥ ૮ ॥
કાચી કાયાના ગર્વ ના કીજે ॥ નીચે નમીને માન જો દિજે ॥ ૯ ॥
આયા અભ્યાગત આદર કીજે ॥ ઊઠી કરી તેહુને બેસનુ દિજે ॥૧૦॥

૧૫૬૨

બેસી કરીને તેના પગ ધોઈજે ॥ પગ ધોઈને તેણે પાયે લાગીજે ॥૧૧॥
તો અડસટ તીરથ અભ્યાગત જાણો ॥ તેણે સેવતા અમરાપુરી પામો ॥૧૨॥
રખેસર સો જે હયેડે પાન ॥ મુરખ લોક ના બુઝે ગીનાન ॥૧૩॥
રખેસર સો જે સતન છોડે ॥ દિન દિન પ્રીત નવી નવી જોડે ॥૧૪॥
રખેશર સો જે આપે હાલ ॥ સતપંથ થકી શીકે ચાલ ॥૧૫॥
રખેશર સો જે ઉત્તમ હયેરી ॥ જ્ઞાન ધ્યાનમા જોવો વિચારી ॥૧૬॥
રખેશર સો જે ધરતરી જેહા ॥ ઉત્તીમ નીર નદીયે જેહા ॥૧૭॥
પંચભૂત આત્માવશ કરી મારી ॥ જેમ કેવડો પર ઉપકારી ॥૧૮॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ કોડો વખાણુ સ્વામીનું નામ ॥૧૯॥

ભજન ૧૦૯

આસા તમારી ત્રીભુવનના સ્વામી ॥ કળમાહે એક આધારજી ॥ ૧ ॥
ઉણીયા આચારી અમે ક્રિયાના હિના ॥ ક્ષમા કરો તમે કરમ હમારા ॥ ૨ ॥
ચાર કલ્પ ચાર જુગ કેરા વાયેક ॥ સતગુરૂ કરે સહાયેતજી ॥ ૩ ॥
ચંદા સરીખા તમે જુગમાહે જાણો ॥ દિલમાહે નુર નિશાણીજી ॥ ૪ ॥
સોહીનુર અપના સતપંથમા આવ્યા ॥ ભાઈ દુનિયા છે પાખંડ બાજી ॥ ૫ ॥
સતપંથ અપના સુધા કરી જાણો ॥ મન દૃઢ કરીને ધ્યાવોજી ॥ ૬ ॥
કલીમાહે આવીને સબ કોઈ ભુલ્યા ॥ સબ કોઈ રાચે દુનિયા બાજી ॥ ૭ ॥
કરોડી પાચ સાત નવ બારાસુ ન મલીયા ॥ અબ મત ભુલો મારા ભાઈજી ॥ ૮ ॥
કલજુગમાહે શ્રી નિકલંકી આવ્યા ॥ ગીનાન ઈમામશાહે સુનાયાજી ॥ ૯ ॥

ભજન ૧૧૦

અમરાપુરીમાહે સોનાના છે વાસ ॥ ભાઈ તે માહે મારા મુનિવર ઝુલેજી ॥ ૧ ॥
અમારા મીઠા મનડાસુ કોઈ આવસે ॥ હોસે તીહા રંગ રૂપ અપાર ॥ ૨ ॥
રંગ રૂપ મારા મુનિવર માલાસે ॥ તે હોસે સ્વામીજીને હજુર ॥ ૩ ॥
ગુરૂ નર સાથે ગોઠડી કીજે ॥ તીહા કિરયા સુકરીત કીજે સાર ॥ ૪ ॥

પાંચ ભૂત વારીને જેણે જીવ વશ રાખ્યા ॥ તે સ્વામીજીના દર્શન વહેલા પોંતા ॥ ૫

કહેત ઈમામશાહ ભાઈ તમે હેતસુ આવો ॥ આગળ ગડ અમરાપુરી પામો ॥ ૬ ॥

ભજન ૧૧૧

અમરાપુરીમાહે અનંત છે સુખ ॥ તે સુખ મેલી તમે સ્રીયા કેમ રાચોજી ॥ ૧ ॥

પરનારી તમે મા બેહેણ કરીજાણો ॥ તો આવસે સ્વામીજીને હજુરજી ॥ ૨ ॥

નારી પરપુરૂષને ભાઈ બાપ કરીજાણો ॥ તો નારી પતિવ્રંતા કેવાયેજી ॥ ૩ ॥

એવી રીતે તમે દુનિયામા દેખો ॥ તો નજર નિરમલ રાખોજી ॥ ૪ ॥

ગુરૂ ઈમામશાહ ગીનાનજો બોલ્યા ॥ ભાઈ તમે અવિંચલ પદ પામ્યાજી ॥ ૫ ॥

## ભજન ૧૧૨

આવો અવસર ફરી ફરી નહી આવેરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧ ॥

એવો અમુલખ હિરો કોડી બદલે ગમાવેરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૨ ॥

વહેતા જલ તો વહી જાસે જાસે સુકાઈરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૩ ॥

ભાઈ પોતે પોતાના સર્વ ગયા આપણા કાહાથી રહિયેરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૪ ॥

ભાઈ સર્વે જાણજો સ્વાર્થનુ છે સાથીરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૫ ॥

ભાઈ સાંભાલો કેવા સુખમાહે તુ મહાલરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૬ ॥

તુ થોડા જલાનો જીવ તારૂ નહી ચાલે તેરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૭ ॥

ભાઈ કાલ કુબુધ્દિ કેડો ન મેલે કોનીરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૮ ॥

બહુ બીક છે મરતુક માટા ભણીયેરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૯ ॥

સુત વિત્ત દારા કુળ કુટુંબ સહુ તારૂરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧૦ ॥

ભાઈ અંતઃકાલ વેળા કોઈ નહી કોન ઊગારેરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧૧ ॥

ભાઈ મૃત્યુ જાણજો માથા ઊપર ભમતુરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧૨ ॥

તે જાહા રહેતા ત્યારે કરસે એનું ગમતુરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧૩ ॥

હરી ભજે તે હરી સરખે જન જાણોરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧૪ ॥

ભાઈ એઊ ઈચ્છો તો હરી નામને પરમાણોરે ॥ હેતે હરી ભજીયેરે ॥ ૧૫ ॥

૧૫૬૪

ભાઈ મન માને તો તારા કાજનું કહિયેરે ॥ હેતે હરી ભજીયેરે ॥૧૬॥
ભાઈ નીરાંતનામે જમને હાથે જો જઈયેરે ॥ હેતે હરી ભજીયેરે ॥૧૭॥
ગીનાન અમીરસ સતગુરૂ બ્રહ્માજી બોલીયારે ॥ હેતે હરીભજીયેરે ॥૧૮॥

ભજન ૧૧૩

કરીલેવો કરણી હંસ પરૂણલા ॥ રજે પસ્તાવો પડસે ॥૧॥
વણજને આવીયા કરો હો પઠંતરો ॥ હંસ જૈસા ઘટ નાહી ॥૨॥
રતન કાચના વેહેરા ભાઈ ॥ હંસ રતન નીવેડો ॥૩॥
ઘીંડ પોખતા જે નર ગહેલા ॥ આવાગમનના સંગાતી ॥૪॥
જીવને કારણ જે નર લુઝે ॥ અમરપદ તેહુને પાયા ॥૫॥
અમર મુનિવર તેહુને કહિયે ॥ સારો જીવ સંતોષી ॥૬॥
થોડેકે કારન ઝગડા ઝગડો ॥ હંસ રતન કેમ છુટે ॥૭॥
હંસ બીછુડતા મીલનાનાહી ॥ દુર પચાના જાણો ॥૮॥
ઊત્તમ કરણી અપને ગુરૂજીસુ કીજે ॥ વૈકુંઠમાહે હોઈ વધાઈ ॥૯॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ સતગુરૂ સોહી બેલી ॥૧૦॥

ભજન ૧૧૪

કરી લેવોરે ભાઈ જીવના મેળા ॥ કયા કરો જબ ચલના ॥૧॥
જતન કરો વીરા વલંભન કીજે ॥ જે સેવે સો ભલારે ॥૨॥
બાજાર સિધારા મનમાહે લોડો ॥ ગાઠ નહી કયા ફલ ॥૩॥
બાગમે જાતા સબહદ મેવા ॥ વીરાને બીચ કયા ચલના ॥૪॥
ગુન્હો તુમારો દુસમાન હોસે ॥ અવર લગ દેસે ગૌહો ॥૫॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ જે સેવે સો ભલારે ॥૬॥

ભજન ૧૧૫

કાયા કોઠડે હઈડે પરિમળ ॥ એ મન ધ્યાવતા વારો ॥૧॥
ભુમ જોઈ તમે વાડી જોવાવો ॥ વાડીના ફળ જો પામો ॥૨॥

૧૫૫૮

વાડીના ફળ નીત સુધા ફળસે ॥ તો અછી કરણી કમાવો ॥ ૩ ॥
કપડે મંજીષ્ટલ બેહુ પુડે રાતા ॥ એમ સ્વામીસુ રંગ રંગાવો ॥ ૪ ॥
જેણે કેસોઠડે સોના કસાસે ॥ એમ કાયાસુ હંસ કસાવો ॥ ૫ ॥
પંચ રતન શિરી મસ્તકી વાહો ॥ તો બેહેડાની બાંધ ચલાવો ॥ ૬ ॥
તો ગડ અમરાપુર મંદિરલહસો ॥ લહસો તો કરણી કમાવો ॥ ૭ ॥
પાચ કરોડીશુ પ્રલ્હાદ તાર્યા ॥ સાતશું હરિશ્ચન્દ્ર ધ્યાયા ॥ ૮ ॥
નવ કરોડીશું યુધિષ્ઠિર તાર્યા ॥ બારાસુ સહદેવ આવ્યા ॥ ૯ ॥
એહી દુનિયા દલ માંદલ બાજે ॥ તો રખીયાને તારને આયા ॥ ૧૦ ॥
રખીયાને તારે સ્વામી દૈત્યને મારે ॥ સ્વામી રાજા આગલ હોસે ॥ ૧૧ ॥
એમ મહારસ બોલ્યા ગુરૂ ઈમામશાહ ॥ સોના કેસોઠડે પડસે ॥ ૧૨ ॥

ભજન ૧૧૬

કસણી દિધી વન વૃક્ષને ॥ જેણે પવન સતાવે ॥ ૧ ॥
કસણી દિધી નીલ પંખીને ॥ જેણે બૈઠના ન ભાવે ॥ ૨ ॥
કસણી દિધી નદી નીરને ॥ જેણે નિંદ ના આવે ॥ ૩ ॥
કસણી દિધી દરિયાવને ॥ જેણે લહર સતાવે ॥ ૪ ॥
કસણી દિધી ધ્રુવ પ્રલ્હાદને ॥ તેણે ઝંબ ભેટાવે ॥ ૫ ॥
કસણી દિધી રાજા હરિશ્ચંદ્રને ॥ તેણે ડોમ ઘેર પાણી ભરાવે ॥ ૬ ॥
કસણી દિધી તારાદેવી લોચના ॥ મહાજન ઘેર દાણા દલાવે ॥ ૭ ॥
કસણી દિધી રોહિદાસ કુંવરને ॥ માલી ઘેર ફૂલ ચુનાવે ॥ ૮ ॥
કસણી દિધી રામચન્દ્રજીને ॥ જેણે ચૌદ વરસ વનવાસ ફિરાવે ॥ ૯
કસણી દિધી રાજા યુધિષ્ઠિરને ॥ જેણે વનમા વાસ વસાવે ॥ ૧૦ ॥
કસણી દિધી પાચે પાંડવને ॥ હિમાંચલ હાડ ગળાવે ॥ ૧૧ ॥
કસણી દિધી ચન્દ્ર સુરીજને ॥ રાત્રને દિવસ ફેરા ફિરાવે ॥ ૧૨ ॥
કસણી દિધી ચન્દન પારસને ॥ આપે અંગ ઘસાવે ॥ ૧૩ ॥

૧૫૫૬

કસણી દિધી ધરમ પુતને ॥ કીડે માંસ ખીલાવે ॥૧૪॥
કસણી દિધી મયુરધ્વજને ॥ જેણે શિર કરવત ચલાવે ॥૧૫॥
કસણી નહી કલજુગ માહે ॥ પણ હસતા બોલતા દિનગમાવે ॥૧૬॥
સતગુરૂ બ્રહ્મા એમ ભણે ॥ કસણી વિના કોઈ પાર ન પાયે ॥૧૭॥

ભજન ૧૧૭

ગંધી દેહીકા ગર્વ ન કરના ॥ થોડાસા જીનાને આખર મરના ॥૧॥
મરોડા મરોડા સિર ફેટા જો બાંધો ॥ સોહી ફેટા લઈને ખાકમા લોટો ॥૨॥
લાવો લાવો બાંસ બનાઓને તાટી ॥ ચલ ગયા હંસાને પડ રહી માટી ॥૩॥
ઊંચા ઊંચા માણક ચુણી મેહેલ બનાયા ॥ સોહી મેહેલ તેરે કામ નહી આવ્યા ॥૪॥
લંકા જૈસા કોટ સમંદર જૈસી ખાઈ ॥ ઊસરે રાવણ ઘરની ખબર ન પાઈ ॥૫॥
એક લાખ પુત્ર ને સવા લાખ લાડી ॥ ઊસરે રાવણ ઘેર દિવડા ના બત્તી ॥૬॥
કહેત ઈમામશાહ સુનો ગત સોહી ॥ પ્રભુકે ભજન વિના મુગતી ના હોઈ ॥૭॥

ભજન ૧૧૮

બંધન બાંધો ગુરૂજીસુ ॥ બંધન બાંધો સ્વામીજીસુ ॥
બંધન બાંધો સાચાતે ॥ આપે સંભાલો, આપે સંભાલો, આપે સંભાલો ॥૧॥
સિધા માર્ગસુ ચાલસો તો ॥ ચઢી જાસો ખાંડાધાર ॥
હરીસુ બંધન બાંધસો તો ॥ ઊતરસો પૈલે પાર ॥૨॥
આખરીમા હુશિયાર થાવો ॥ સ્વામી લેખા લેવણહાર ॥
લોન પાનીના ખત નિકાલસે ॥ જીવડો ભાકે તપ્હાયે ॥૩॥
માયબાપ ત્યા કોઈ નહી હૈ ॥ નહી તારો બેણને ભાઈ ॥
કિધા કર્તબ સ્વામી સોદસે ॥ જીવડો છુડાવનહાર ॥૪॥
એમ બોલ્યા ગુરૂ ઈમામશાહ ॥ મુનિવરો રહેજો હુશિયાર ॥
કિધા કર્તબ સ્વામી સોદસે ॥ તો છુટે કિરિયાને સાર ॥૫॥

ભજન ૧૨૮

ગોર તુહી નુર તુહી , તુહી હૈ અભ્યાસી ॥
સેવો સેવો ગત વિચારી, એમ કહે ગુરૂ મારા સ્વામીજી ॥ ૧ ॥
દિન હોઈને તમે દુનિયામાહે આવ્યા ॥
જાહેર જાપ જપાવ્યા, એમ કહે ગુરૂ મારા સ્વામીજી ॥ ૨ ॥
નુરના કોઠડી માહે સતગુરૂ બેઠા ॥
કાઈ દિજો લિજો , એમ કહે ગુરૂ મારા સ્વામીજી ॥ ૩ ॥
તમને કારણ મજને નિંદ્રા નહી આવે ॥
ભુખ્યા ભોજન ના કહી ભાવે, એમ કહે ગુરૂ મારા સ્વામીજી ॥ ૪ ॥
એક ફિકર મુનિવર તમારી છે ભારી ॥
તમે બેઈમાની ના થાસો, એમ કહે ગુરૂ મારા સ્વામીજી ॥ ૫ ॥
ભણે ગુરૂ ઈમામશાહ ભાઈ વિલંબ ના કિજે ॥
કાઈ દિજો લિજો , એમ કહે ગુરૂ મારા સ્વામીજી ॥ ૬ ॥

ભજન ૧૨૯

ગુરૂજીસુ બંધન બાંધિયે ॥ અને સુધે આપ સંભાલ ॥
સ્વામીજી ખેલત ખેલ ગયે ॥ અને જો તુ સુધા ચાલ ॥ ૧ ॥
ભાઈ સુધા પંથ જો એઊ ચલો ॥ અને જૈસી પ્રાણી ધાર ॥
ગુરૂસુ બંધન એઊ બાંધિયે ॥ જેઊ કુંજી વેધે બાલ ॥ ૨ ॥
ઊપરથી જબ ઊઘાડીયે ॥ અને તલ જો હોવે બાલ ॥
ગુરૂસુ એસા જે રહે ॥ ભાઈ તેના સીઝે કાજ ॥ ૩ ॥
ગુરૂસુ બંધન બાંધિયે ॥ અને જૈસી ખાંડા ધાર ॥
સ્વામીજી ખેલત ખેલ ગયા ॥ ભાઈ આપણો કોણ હવાલ ॥ ૪ ॥
સીદ કસેથી એઊ ચલો ॥ જૈસી મછલી પાણી માહે ॥
અલંગે અલંગે જબ હોવે ॥ તબ તતખેવ મરણ તાહે ॥ ૫ ॥

જોગી જોગસુ એઊ રહે ॥ જેઊ સંચળ પાણી માહે ॥
પથર ઊપર મલીયે ॥ તાં આપે હોવે માન ॥ ૬ ॥
તોરા નામ જો એઊ જપુ ॥ અને જપતા રહેણી બીહાય ॥
પીહુ પીહુ પુકારતે ॥ જેવા ચકવા ચકવી પુકાર ॥ ૭ ॥
કહે સતગુરૂ બ્રહ્મા સુણો મુનિવરો ॥ અને સુણો તમે વાત ॥
પીહુકા પરછા અબ મલા ॥ તો સોના જૈસી રાત ॥ ૮ ॥

ભજન ૧૨૧

ગુરૂસુ બંધન બાંધીયે ॥ અને કદી ના હોવે ખોટ ॥
આપ જો કિજે નિરમલા ॥ તો જીવ પામે મોક્ષ ॥ ૧ ॥
દો કાલો બીચ જીવના ॥ અને ચેત સકે તેઊ ચેત ॥
જો ચાહો ભેટા સ્વામીસુ ॥ તો ચિત્ત રાખો એક ॥ ૨ ॥
ભાઈ એક ઘટ એક જીવ ॥ અને એક ગુરૂ સબ ઘટ હોય ॥
દો દો કરતે દો ઠામથી ગયે ॥ સો ગુરૂ કરાયા હોયે ॥ ૩ ॥
ભાઈ મેરે જીવમા તુ વસે ॥ અને તુજથી સબ કછુ હોયે ॥
જીસકે ચિતમા તુ નહી ॥ સો કયુંકર દેખુ તોયે ॥ ૪ ॥
તુજ કીયા લોડુ આપસરીખા ॥ તો કસકર દેખુ તોયે ॥
જો તુ કસમા થીર રહીયા ॥ તો માંગે સો દેઊ તોય ॥ ૫ ॥
વેલા વખડી કઠન પંથ ॥ અને કયુંકર પાઊ તોય ॥
કહેત ઈમામશાહ એક ચિત્ત ધ્યાવો ॥ તો મન ચિંત્યા ફલ પાવો ॥ ૬ ॥

ભજન ૧૨૨

ગુરૂ બ્રહ્માને સેવે સો ભલારે ॥ મન હઠીને નરકે ચાલેરે ॥ ૧ ॥
મન હઠી ફિરે બહુતેરારે ॥ ગુરૂ બાજે કોઈ નહી તરીયારે ॥ ૨ ॥
ગુરૂ દેખો જુગાન જુગી હરીયારે ॥ ગુરૂયે પાચ સાત નવ તારીયારે ॥ ૩ ॥
આજ કલજુગ સંધે બારા ઊદ્દાર્યારે ॥ કલીમાહે ભુલ્યાછે બ્રાહ્મણ જોશીરે ॥ ૪ ॥

ત્રણ વેદને વાઈકે ચાલેરે ॥ ચોથા વેદ જાણો સુજાણોરે ॥ ૫ ॥
અથરણ વેદ નારાયણ ભણીયારે ॥ત્યાહા મુર્ખ મુકીર પડિયારે ॥ ૬ ॥
તેણે સાધુને કહિયે છે ચોરારે ॥ તેરાસાથીને જોઊ તો પુરારે ॥ ૭ ॥
જીવની ચિંતા કરો સર્વેરે ॥ જીવકી ચિંતા રખેશર જાણેરે ॥ ૮ ॥
તીસે ગુરૂ ઈમામશાહ વખાણેરે ॥ તમે પાથરીયા મત પુજોરે ॥ ૯ ॥
તેણે બોલન ચાલન નાહીરે ॥ તેણે ખાવાને પીવાને નાહીરે ॥ ૧૦ ॥
ઊસે લેવાને દેવાને નાહીરે ॥ ઊસે આસના વાસના નાહીરે ॥ ૧૧ ॥
ઊસે ફૂલ સવામણ ચઢીયારે ॥ તે તો ફૂલના ભોગ ના જાણે રે ॥ ૧૨ ॥
જગ સુતા સ્વામી મોરા જાગેરે ॥ જો જાગતા રહેણી પીડ ભાગેરે ॥ ૧૩ ॥
દસવંદી રખેશર ગણીયારે ॥ સર્વદા તે મુખી જો ભણીયારે ॥ ૧૪ ॥
એમ બોલ્યા ઈમામશાહ મહારાજરે ॥ મુનિવરને અમરાપુર પાયારે ॥ ૧૫ ॥

ભજન ૧૨૩

ગુરૂ સેવતા સબ ગુણ હોવે ॥ અંતર આપણા જોવે ॥ ૧ ॥
પાંચહી બંધન બાંધો રખેશર ॥ કાહે કારણ મૂળ ગવાયો ॥ ૨ ॥
લોભે લાગાને સબ જગ ડુબા ॥ તે મારગે કાહેને જાવો ॥ ૩ ॥
સાચા સુકરીત સાથી જો તેરા ॥ બીન બેહેડી કયા હોવે ॥ ૪ ॥
બેહેડી એહુનિ ડુબી ડુબી જાસે ॥ ભર નિંદ્રા કાહેને સોવે ॥ ૫ ॥
એમ મહારસ બોલ્યા ગુરૂ ઈમામશાહ ॥ સ્વામી રાજા આગળ હોસે ॥ ૬ ॥

ભજન ૧૨૪

ઘટ પુંજોને ઘટ તીરથ ન્હાવો ॥ એણે ઘટે બ્રહ્માને એણે ઘટે વિષ્ણુ ॥
એણે ઘટે દેવ મહેશ્વર સોયે ॥ જીરે હો ॥
આવ્યા રે નારાયણ દેવ આ ઘટ સ્વામી ॥
આવ્યારે નિકલંકી દેવ આ ઘટ સ્વામી ॥ જીરે હો ॥ ધૃ ॥
આજ કલવારા પુરૂષ તમે સેવોરે સારંગધર ॥

૧૫૭૦

સેવો તમે પાત્ર નિકલંકીરે ભાઈ ॥
ઋખીયાને તારણહાર ॥ ગુરૂ સ્વામી આવ્યા॥ જીરે હો॥ ૧
ક્રતા જુગમાં ગુરૂ બ્રહ્માજી ॥ ત્રેતા જુગમા વશિષ્ટ ॥
દ્વાપાર જુગમાં વેદવ્યાસ ॥ આજ કલજુગમાં ગુરૂ ઈમામશાહ કહાવ્યા ॥ ૨ ॥
ક્રતા જુગમાં દ્વારા સ્વામી ઊત્તર મુખે હોતા ॥
ત્રેતા જુગમાં દ્વારા સ્વામી પૂર્વ લખાયા ॥
દ્વાપાર જુગમાં દ્વારા સ્વામી દખ્ખન મુખે હોતા ॥
આજ કલજુગમાં દ્વારા સ્વામી પાછમ પુંજાવ્યા ॥ જીરે હો ॥ ૩ ॥
ક્રતા જુગમાં ઋગવેદ ॥ ત્રેતા જુગમાં યજુરવેદ ॥
દ્વાપાર જુગમાં સામવેદ ॥ આજ કલજુગમાં અથર્વવેદ કહાવ્યા ॥ ૪ ॥
ક્રતા જુગમાં સોનાના ઘટ ॥ ત્રેતા જુગમાં રૂપાના ઘટ ॥
દ્વાપાર જુગમાં તાંબાના ઘટ॥ આજ કલજુગમા મિટ્ટીઘટ મંડાવ્યા ॥ ૫ ॥
ક્રતા જુગમાં નરસિંહ જાપ ॥ ત્રેતા જુગમાં રામ જાપ ॥
દ્વાપાર જુગમાં કૃષ્ણ જાપ ॥ આજ કલજુગમાં નિકલંકી જાપ જપાવ્યા ॥ ૬
ક્રતા જુગમાં મુખી પ્રલ્હાદ ॥ ત્રેતા જુગમાં હરિશ્ચન્દ્ર ॥
દ્વાપાર જુગમાં યુધિષ્ઠિર ॥ આજ કલજુગમાં કમલાકુંવર કહાવ્યા ॥ ૭ ॥
ક્રતા જુગમાં એકાદશીવ્રત ॥ ત્રેતા જુગમાં ચતુર્દશ ॥
દ્વાપાર જુગમાં અમાવશા ॥ આજ કલજુગમાં અજવાળીબીજ કહાવ્યા॥ ૮
ક્રતા જુગમાં કુંજર દાન ॥ ત્રેતા જુગમાં તુરંગ દાન ॥
દ્વાપાર જુગમાં કપિલા દાન ॥ આજ કલજુગમાં અજીયાદાન દેતસે ॥ ૯ ॥
ક્રતા જુગમાં વનદાગ ॥ ત્રેતા જુગમાં જલદાગ ॥
દ્વાપાર જુગમાં અગ્નિદાગ ॥ આજ કલજુગમાં ભુમીદાગ દેતસે ॥ ૧૦ ॥
હંસપૂર જગપૂર શામપુરીમાં આવ્યા ॥
આજ કલજુગમાં ઈમામપુરીમાં તખત રંચાવ્યા ॥ જીરે હો ॥ ૧૧ ॥

ભજન ૧૨૫

ઘડી એક બેઠો હો પડોસન બાઈ ॥ ઘરની વેલડી કઈકહી નવજાઈ॥ ધૃ

ઘર કુટુંબ મારો બારીકચાલો ॥ ઘર દેખો એક ભારી ॥

પાંચ પચિસ મિલ દુખડા કિના ॥ સુનો સખી અમારી ॥ ૧ ॥

કામ ક્રોધ દો દેવર અમારો ॥ જોરાવર સો જેઠ ॥

ઘરનો સ્વામી લુળો પાંગળો ॥ કેમ કરી ભરસો પેટ ॥ ૨ ॥

આશા તૃષ્ણા ક્ષુધા નિંદ્રા ॥ એ હે ચારો દેરાની ॥

સર્વે વેર ભટકતા ગયો ॥ કોન ભરસે પાની ॥ ૩ ॥

સાસુ અમારી સદા સંતોષી ॥ સસરો અમારો પરતક દેવ ॥

નણંદ અમારી બહોત હટેલી ॥ પડ ગઈ ચુગલીની ટેવ ॥ ૪ ॥

નરસી સ્વામી અંતર યામી ॥ આવાગમન ઉને ટાલી ॥

કહેત ઈમામશાહ સુણો મોરાભાઈ॥ લહેર પહેર ઉને પિછાણી॥ ૫ ॥

ભજન ૧૨૬

ચલ સખી ઓ બન જાઈયે ॥ અને જો વન બેઠા સતગુરૂનુર॥

ઓ બન દિસે સુહામના॥ જાહા પીહુ મિલનકી સુદ ॥ ૧ ॥

પિહુકુ ઢુંઢન મેં ચલી ॥ અને શિરપર લીધા બહુ ભાર॥

નૈનન કેરી કોઠડી ॥ તો બીચ પીહુડા વાસ ॥ ૨ ॥

સુરતસુ સનમુખ લઢો ॥ અને બાંધો યાથી હતિયાર॥

સુહાગ પેહેરો રંગકા ॥ તો લેસો ઓ પીહુકે પાસ ॥ ૩ ॥

પિહુકે સેજમે મેં ગઈ ॥ અને જોબન લહેરા દેત ॥

પાછમ દેશમા રમ રહ્યો ॥ તે દિસત માણસ વેસ ॥ ૪ ॥

શહેર વરજા ગામ કહિયે॥ અને કેક પુરમા ઠામ ॥

અલેખ રૂપ અનુપમ છે॥ પણ વળખે નહીરે કોય ॥ ૫ ॥

સાચા મુનિવર જાણસે॥ અને ઝુટાને દેસે માર ॥

પુરા હસે તે જાણસે ॥ અને કહેર ના ટાય ॥ ૬ ॥
ગુરૂ ઈમામશાહ એમ ભણે ॥ તમે સાંભલો મુનિવરો ॥
છેલે ઠાણે આવી મલો ॥ ચેતનહારા તમે ચેતલો ॥ ૭ ॥

## ભજન ૧૨૭

ચન્દ્ર ગયા ગગન સુરીજ જો ન્હાટા ॥ તો પવન ચલે ઊફરાટા ॥ ૧ ॥
મરસોરે લોકો હો માયાને બાંધો ॥ તો કલજુગ કુડાં છે ધંદાજી ॥ ૨ ॥
આજ કલત્ર કારણે પુત્ર જો પ્યારા ॥ તો કાહોના ચેતો મૂર્ખ અંધાજી ॥ ૩ ॥
ઈંગળા પિંગળા બેહુ ડાનવા લાગ્યા ॥ તો ગંગા પાછીમથી આવીજી ॥ ૪ ॥
કાયાની કોપલ કુલાવા લાગી ॥ તો તરવર છોડી છે આસા ॥ ૫ ॥
ગગન મંડલમાહે પહોડિલે હંસા ॥ તો હેડામા જમ બૈઠાજી ॥ ૬ ॥
સઈ સાંજે સોવો તમે મધરાતે જાગો ॥ તો ત્રિકાળ પોહોર છે દેનાજી ॥ ૭ ॥
તીસથકી તમે બેહુ ઘડી જાગો ॥ ત્યાંહા ફેરો છે યમકા હેરાજી ॥ ૮ ॥
એમ મહારસ બોલ્યા ગુરૂ સહદેવ ॥ તો સ્વામીસુ હેત હરવેલાજી ॥ ૯ ॥

## ભજન ૧૨૮

જુવો જુવો પંડિત વેદ પુરાણ ॥ કિયે અવતાર હરી હોતે પાષાણ ॥ ૧
ભોળે મને અને દિલે જાગોને રે ભાઈ ॥ ઘેર બૈઠે સેવો તમે નિકલંકી રાયે ॥ ૨ ।
કાશિયે જાવો તમે ગંગાજી ન્હાવો ॥ અમને તમને સરજ્યા તેણે ક્યાથી પાવો ॥ ૩
ગેહલારે લોકો તમે સુનસુ સેવો ॥ નમતા ન બોલે તેણે કેમ કહિયે દેવ ॥ ૪
ત્રણે દેવ વિના તમે શી કરો પુજા ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ વિના દેવ નહી દુજા ॥ ૫
બ્રાહ્મણ જોશી ભણી ગણીને ભુલ્યા ॥ મોડાના છે દેવ દલના કુડા ॥ ૬
જોગી જોગ જગાવેને જટા વધાવે ॥ ચોળે બભુતીને લોક દેખાવે ॥ ૭
કહેત ઈમામશાહ તમે ગિનાનસુ જુવો ॥
પાષાણ પુંજી તમે લીલાટસુ લેવો ॥ ૮ ॥

ભજન ૧૨૯

જાગોરે જાગીને હરીતો મળસે ॥ આવાગમનના ફેરા તારા ટળસે ॥ ૧

એ કામ ક્રોધ તમે નાખો નિવારી ॥ ગિનાન સ્વરૂપી તમે પૈરોને સારી ॥ ૨ ॥

તું જોવોને વિચારી આદ જીવ તારી કેવી પેર થાસે ॥

કાળનો પંખીરે તમે ચુટીને જાસે ॥ ૩ ॥

કુંભાર કુટીને ઘડીયુ જઈ ભાંડી રે ચળીયું ॥

અગનીકી તો આચ ન લાગી ફસાઈ પડીયુ ॥ ૪ ॥

નિભાળાને ઝાળ ન જાના જેઊ વજર જળીયુ ॥

માયાનો બંધાનો જીવડો નરક પડીયો ॥ ૫ ॥

કહેત ઈમામશાહ વાચે માટે તમે સાચૂ ચાલો ॥

બ્રહ્માની ભક્તિ જો કીજે વૈકુંઠમા મેલો ॥ ૬ ॥

ભજન ૧૩૦

જીરે ભાઈ ધર્મી જે તે ધર્મ ઓચરે ॥ ધર્મ ઓચરે તેણે કાંઈ ન સુઝે ॥ ૧ ॥

ધર્મી થઈને પર નિંદાસુ રાચે ॥ તે તો ધર્મી નહી ચોરકે સાથે ॥ ૨ ॥

સાચા મારગ તેણે કાઈન સુઝે ॥ તે તો ગુરૂનરથી અલંગા જાણો ॥ ૩ ॥

મુનિવર તે જે ભાઈ મનને સમજાવે ॥ અવરે સમજાવે તે તો મુનિવર કૈસા ॥ ૪ ॥

કહેત ઈમામશાહ કોઈ મનને સમજાવે ॥ તે તો આગળ ગડ અમરાપુરી પાવે ॥ ૫ ॥

ભજન ૧૩૧

જેણે સરજા તેણે વરજો હોજી ॥ નહી વરસો તો જુગમાહે ફરસોજી ॥ ૧ ॥

તમે દિધેલા કૌલ તે પાલોજી ॥ વેલા પોતીને હવે કાઈ ભુલોજી ॥ ૨ ॥

તમે દિલથકી પાતક ટાલોજી ॥ ધરમ રાજ તમારા કરજોજી ॥ ૩ ॥

સતી લોકોના ભરણા ભરાસેજી ॥ સત રાખો તો ઈમાન રહસેજી ॥ ૪ ॥

વેલા ચોઘડીયા ગુરૂ કહે છેજી ॥ કરડા રૂપ લઈને ગુરૂ આવાજી ॥ ૫ ॥

તે રૂપ દેખીને દુનિયા ડરસેજી ॥ સતી લોકોના મન તાહા ભુલસેજી ॥ ૬ ॥

બેઈમાની તે અંધા હોસેજી ॥ તે તો રચના સ્વામીની નહી જોસેજી ॥ ૭ ॥
જેમ મિટી માહે નીર ભલસેજી ॥ તેમ તે દેવ લોક ટોળે મળસેજી ॥ ૮ ॥
જેણે ક્રિયાઆચાર નહી પાલાજી ॥ ક્રિયાહીણે અમી પીધાજી ॥ ૯ ॥
અમી પીધા પણ લાણના લીધાજી ॥ લાણ લીધાના ફલ કહિયેજી ॥ ૧૦ ॥
દેવ જુગતે નીતનીત જઈયેજી ॥ ગુરૂ ગતના આધિન થઈ રહિયેજી ॥ ૧૧ ॥
જાણા અજાણા પાતક કહિયેજી ॥ કોડી દમડીની પુજા દઈયેજી ॥ ૧૨ ॥
કોડી દીજે તો હસ્તી લીજેજી ॥ એક કોડી વિના હસ્તી હારેજી ॥ ૧૩ ॥
એવા પંથ કોણે દેખાડાહોજી ॥ સતગુરૂયે ભેદ બતાવાહોજી ॥ ૧૪ ॥
અમર હુવા તે તેજમાહે મલીયાજી ॥ મોઠી ક્રિયા જે સતે રહેનાજી ॥ ૧૫ ॥
તમે દિલમાહે અસતના આણોજી ॥ તમને જુગો જુગ ગુરૂ કહસેજી ॥ ૧૬ ॥
પૂર્વ પુણ્ય જેણે સતગુરૂ મલીયાજી ॥ સતગુરૂ બીન ખાવા ફેરાજી ॥ ૧૭ ॥
સતગુરૂ મલે તો ચારે ખાણ છુટેજી ॥ એ ગીનાન બોલીયા ઈમામશાહજી ॥ ૧૮

ભજન ૧૩૨

જેમ જેમ જગતસુ પ્રીત કરો હો ॥ તેમ તેમ રહેણી બિહાનીજી ॥ ૧ ॥
હરી વરદાતા સ્મરો નહી ॥ જનમ અકારતા જાવેજી ॥ ૨ ॥
કરો કછુ કરણી ચેતો પાટન હૈડે ॥ હમે તમે ચાલતા ભાઈજી ॥ ૩ ॥
હંસ ચલી જાતા કાયાગડ સુના ॥ અષ્ટ પ્રહર ઊપાઈજી ॥ ૪ ॥
મુનિવર ધંદા મોકો જાળી લીના ॥ સતવીના મુગત ગવાઈજી ॥ ૫ ॥
પરહરો પાચો તારો હો જીવા ॥ તજસો તો હર્ષ ઊપાઈજી ॥ ૬ ॥
ક્રિયા એહુની જે મુનિવર ચુકા ॥ ગુરૂ નર મિલના નહીજી ॥ ૭ ॥
સતિયારા ભાઈ સતગુરૂ બેલી ॥
હોસે તો ફલંત્ર સખાઈજી ॥ ૮ ॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥
મુનિવર ઘેર વધાઈજી ॥ ૯ ॥

ભજન ૧૩૩ [પ્રભાતી]

જાગ જાગીને તુ વીરા ॥ અમૃત વેલાની ઘડી આઈ॥
ચાર પ્રહર તુને રહેણી ખોઈ ॥ પ્રભા અમૃતની ઘડી આઈ ॥ ૧ ॥
ખટ ઘડી તો રાત્ર રહી ॥ અમૃતના પ્યાલા છટકતી દેવી આઈ॥
તુજ કારણે દેવી સુહાગ લાઈ ॥ ચેતોને મારા મુનિવર ભાઈ ॥ ૨ ॥
સુરા હોય તો રયેણી જાગે ॥ ગાફલ સુતા ગેમારા ॥
આલસ નિંદ્રામા અમૃત ગમાયા ॥ તુ જાગ જાગીને વીરા ॥ ૩ ॥
કહેત ઈમામશાહ સાંભાલો ॥ તમે મારા મુનિવર ભાઈ ॥
સ્વર્ગ ભવનમાં તે જીવ જાસે ॥ હુઈ તો તેણી વધાઈ ॥ ૪ ॥

ભજન ૧૩૪ [પ્રભાતી]

જાગો જાગો ભાઈરે રહેણી બિહાની ॥ ધ્રૃ ॥
નુર વેલા નુર પીવો કરજો આનંદજી ॥ પોપ વેળા રાખો પીહુ સુસંબંધજી ॥ ૧ ॥
ઉત્તમ અભ્યાગતને સેવો મોરા ભાઈ ॥ બાકી સર્વે ભૂતનો વાસ હોજી ॥ ૨ ॥
પાછલી ખટ ઘડી હોવેરે રહેની ॥ ઊઠી અપના સ્વામીજી અરાધોજી ॥ ૩ ॥
એ પ્રભાતી મહારાજ ભણે ગુરૂ ઈમામશાહ ॥ મારા રૂખીયાને વૈકુંઠવાસજી ॥ ૪

ભજન ૧૩૫ [વધાવા]

જીરે વધાવો મારા સ્વામીજીના ॥ ધ્રૃ ॥
જીરે અમર વધાવો મારે આવીયા ॥ તા તો ઝરલા છે અમૃત નુર ॥ ૧ ॥
પેલો વધાવો શિવ શક્તીનો ॥ તા તો જયોતે સ્વરૂપના વાસ ॥ ૨ ॥
બીજો વધાવો બ્રહ્મદેવનો ॥ તા તો જયોતના કિધા પ્રકાશ ॥ ૩ ॥
ત્રીજો વધાવો વિષ્ણુ દેવનો ॥ તા તો આદ નિરંજનના ઠામ ॥ ૪ ॥
ચોથો વધાવો ચત્રભુજનો ॥ તા તો કથેલા છે ચારે વેદ ॥ ૫ ॥
પાચમો વધાવો પંચતત્વનો ॥ તા તો વિષ્ણુ દેવનો આકાર ॥ ૬ ॥
છટો વધાવો નિરંજન દેવનો ॥ તા તો અમર જયોતના ઠામ ॥ ૭ ॥

સાતમો વધાવો સપ્ત ધાતનો ॥ તા તો જીવનો મેલ્યા આકાર ॥ ૮ ॥
આઠમો વધાવો અષ્ટ કમળનો ॥ ત્તા તો ચૌસષ્ટ કલાનો વાસ ॥ ૯ ॥
નવમો વધાવો નવ ખંડનો ॥ જુગના ગુરૂનર આવ્યાછે આજ ॥૧૦॥
દસમો વધાવો દસ દ્વારનો ॥ તા તો આદનિરંજનના વાસ ॥ ૧૧ ॥
અગ્યારમો વધાવો નુર ઝરે ॥ તા તો જ્યોત ઝગમગ થાય ॥ ૧૨ ॥
બારમો વધાવો બારાકળા પુરી ॥ તોં તો ચન્દ્રમા જ્યોતના વાસ ॥ ૧૩ ॥
તેરમો વધાવો ત્રીગુણ ધાતનો ॥ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર આજ ॥ ૧૪ ॥
ચૌદમો વધાવો ચૌદા ભુવનનો ॥ તોં તો બેઠા છે વૈકુંઠનાથ ॥ ૧૫ ॥
પંધરમો વધાવો પંધરા પંખ પુરા ॥ ચઢતી ઊતરતી કળાનો વાસ ॥ ૧૬ ॥
સોળમો વધાવો સોળા કળા પુરી ॥ તા તો સહસ્ત્ર કળાનો તેજ ॥ ૧૭ ॥
સતરમી કળાના તો નુર ઝર્યા ॥ અઢાર મેલી દેજો દુનિયાની આસ ॥ ૧૮ ॥
ઓગણીસ કળાગત જાઈ મળો ॥ વીસે પુરા સતપંથના ઘાટ ॥ ૧૯ ॥
એકવીસ કળા અમર હુઆ ॥ તેણે જરણ મરણ નહી લંગાર ॥ ૨૦ ॥
એમ વધાવો બોલ્યા ગુરૂ ઈમામશાહા ॥ મારા મુનિવરને વૈકુંઠવાસ ॥ ૨૧ ॥

ભજન ૧૩૬ [પ્રભાતી]

જાગો જાગીને ઊઠો રહેની તો ભાગી ॥ પ્રભુને સાથે રે સાધુ લય તો લાગી ॥ ૧ ॥
નિંદ્રાને તજો તમે પ્રભુને ભજો ॥ અમર થવાના તમે સામાન સજો ॥ ૨ ॥
નિંદ્રાના આઘોરાના તમે ઘુંચાઈ જાસો ॥ ભજન વિના પ્રાણી અમર કેમ થાસો ॥ ૩ ॥
ત્રણ પ્રહર તુ તો નિંદ્રામા છપાયો ॥ ચોથે પ્રહરે ઊઠીને હરીને ભજો ॥ ૪ ॥
સંસાર સુખ તુજને લાગે છે પ્યારૂ ॥
અંતે નથી રેહેવાનુ એમા કાઈ તારૂં ॥ ૫ ॥
ભણે સતગુરૂ સહદેવ પ્રભાત થયો ॥
પુરો સુતો રે ગાફીલો જાગે ભાગે રે સુરો ॥ ૬ ॥

ભજન ૧૩૭ [પ્રાર્થના]

દરશન દિજો મોરા નાથ ॥ દાસને દરશન દિજો મોરા નાથ ॥૧॥
દાસ તારાસ્વામી દાર ઊભાજી ॥ અરજ કરૂં છું જોડી હાથ ॥૨॥
હાત જોડીને સ્વામી અરજ કરૂંછું ॥ હરદમ રહેજો મારા સાથ ॥૩॥
મારા હિરદામાહે દમે દમે રહેજો ॥ અલંગા ન થાજો એક સાથ ॥૪॥
અલંગા નથી તે અલંગા કરી જાવો ॥ ઘટ ઘટ બોલે મોરા નાથ ॥૫॥
તારો અંતકો અંત તુહી જાણેજી ॥ તમે છો મોટા સમરથ ॥૬॥
જુગા જુગ સ્વામી તમે ભગત ઊધ્ધાર્યા ॥ ઊત્તમ છે સતપંથ ॥૭॥
ધ્રુવ પ્રલ્હાદ રૂખમાંગદ રાજા ॥ ભકત કમળાદેવને સાથ ॥૮॥
હરિશ્ચન્દ્ર તારારાણી કુંવર રોહિદાસ ॥ વચને વેચાળ્યા હાતો હાત ॥૯॥
પાચે પાંડવ માતા કુંતાજી કહિયે ॥ સતી દ્રૌપદી છે સાથ ॥૧૦॥
અનંત કરોડી કમળાકુંવર સાથે ॥ વર દિધુ નિકલંકી નાથ ॥૧૧॥
નર નિકલંકી જયારે નવસા થાસે ॥ થાસે વસું ભાનો કંથ ॥૧૨॥
તે દિન સ્વામી મને પાસે તેડાવજો ॥ પકડીને લેજો મોરા હાથ ॥૧૩॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ એટલું માગું છું મોરા નાથ ॥૧૪॥

ભજન ૧૩૮ [પ્રભાતી]

પ્રભા ફાટી રહેન બિહાની ॥ સબ સંતન મીલ આવોરે ॥૧॥
ન્હાય ધોયકે પાટપે બેઠો ॥ અંગ સુહાગ ચઢાવોરે ॥૨॥
પ્રભુ ભજનકી પ્રીત જો લાગી ॥ આપણાહી કંથ મનાવોરે ॥૩॥
ચુવા ચંદનકો અંગ ચઢાવો ॥ અંગ ભયો મતવાલો રે ॥૪॥
હેતે સુહાગન પીહુ પાસે માગો ॥ રંચી રંચી ગુંથો હારો રે ॥૫॥
ચત્રભુજકી છબ હૈ ન્યારી ॥ નૈનાસુ નૈન મિલાવોરે ॥૬॥
બ્રહ્મરસકા પ્યાલા પીવો ॥ અંગ ભયો મતવાલોરે ॥૭॥
બ્રહ્મરસકી કિલ્લી જાણી ॥ અંગમે પડો ઊજીયાલોરે ॥૮॥
ગુરૂ ચરણપે બલબલ જાઈયે ॥ કહેત ઈમામશાહ વાલોરે ॥૯॥

ભજન ૧૩૯

પ્રભુજી તુ મોરે મન ભાવે ॥ અવર મોરે ચિંત ન આવે ॥
દુજા મોરે મન ન ભાવે ॥ પ્રભુજી તુ મોરે મન ભાવે ॥ ૧ ॥
જેજે માગુ તે તુહી દેવે ॥ એવા એવા લાડ લડાવે ॥ ૨ ॥
એજી ચારે જુગમા ફરી ફરી જોયુ ॥ તેરે તોલે કોઈ ન આવે ॥ ૩ ॥
જીસરે વિનયા ઘણી દોહેલી જાવે ॥ સો પીયા મોરે મંદિર આવે ॥ ૪ ॥
જીસકારે પ્રભુજી ઐસા કહાવે ॥ સો દુઃખ કયુંકર પાવે ॥ ૫ ॥
દોષ દયાલજીકો કયુંકર દિજે ॥ કર્મે લિખીયા સોહી પાવે ॥ ૬ ॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥ સ્વામીને છોડી દુજે કહા જાવે ॥ ૭ ॥

ભજન ૧૪૦ [વધાવા - થાળ]

સતગુરૂ આવ્યા પરોનાં ॥ તેહુને સાનાતેસાના બેસના દઈયા ॥ ૧ ॥
પંચરંગી બાજોટ બેસના ॥ તેમા રતન પદારથ ચાર ॥ ૨ ॥
કામ ક્રોધ અહંકાર વારીયા ॥ મોહ માયા નહી લંગાર ॥ ૩ ॥
સતને સુકરીત ગુરૂજીને આપીયા ॥ જીકર ઈમાન ગુરૂજીવને હાત ॥ ૪ ॥
મન સરોવર કુંડી જલ ભર્યા ॥
મૈ તો દુધડે પખાલ્યા ગુરૂજીના પાય ॥ ૫ ॥
વસ્ત્ર આભુષણ આપીયા ॥ ચુવા ચંદન અંગ ચઢાવ્યા ॥ ૬ ॥
સેવ સુવાલીને લાપસી ॥ ગુરૂને ગડગડતી કંસાર ॥ ૭ ॥
ચૌસટ પાનનું બીડલુ ॥ મૈ તો દિધું ગુરૂજીને હાત ॥ ૮ ॥
સેજ તે લાઈ પોહડવા ॥ મૈ તો ઝીન ઝીન વાયુ ઝુલૈયા ॥ ૯ ॥
તેજમા તેજ તે ઝરી રહ્યા ॥ તાહા તો જ્યોત ઝગમગ થાયે ॥ ૧૦ ॥
શ્વાસ ઊસ્વાસે સાધિયા ॥ મૈ તો જપીયા અજંપાના જાપ ॥ ૧૧ ॥
સતગુરૂ બ્રહ્માની વિનંતી ॥ કરોડી અનંતના દિધા વરદાન ॥ ૧૨ ॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરો ॥ મારા મુનિવરને વૈકુંઠવાસ ॥ ૧૩ ॥

ભજન ૧૪૧ [વધાવા]

સતગુરૂ મલ્યા મને આજ આનંદવું ॥ પામી છું આજ આનંદવું ॥
સતગુરૂ મલ્યા તારે ધોકા ટાળયા ॥ સર્વે સારા મારા કાજ ॥૨॥
કાજ દાસના સ્વામી સર્વે સાર્યાજી ॥ દર્શન દિજો મહારાજ ॥૩॥
દર્શન દેખ્યા તારે મન સંતોકયા ॥ મહાપદ પામ્યા છું આજ ॥
મહાપદ કેરી વાટ છે ન્યારી ॥ કોઈ નહી જાણેરે કાજ ॥
જે જાણે તે નર નવખંડ માહે ॥ ઘટ ઘટ દેખો મહારાજ ॥૬॥
ઘટ ઘટ જાણો તારે એક કરી દેખો ॥ નર નિકલંકી નું છે રાજ ॥૭॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥ બ્રહ્મા વિષ્ણુ છે સિરતાજ ॥૮॥

ભજન ૧૪૨ [વધાવા]

સ્વામી રાજા મારા મનથી ન વિસરૂં ॥ દિલથી ન વિસરૂં ॥૧॥
સ્વામીતના રે અભ્યાગત આવે ॥ તીનો કે મૈ લાગુંગા પૈયા ॥૨॥
આપ ઊઠેને તેણે બેસના દિજીયે ॥ સોહી તમારા ધર્મ લખૈયા ॥૩॥
લઈ લોટો રે તેના પગજો ધોઈયે ॥ તો શિરપર તેલ કંગૈયા ॥૪॥
ચાર સતી સ્વામીના મંગલ ગાવે ॥ તો મોતીડે ચૌક પુરૈયા ॥૫॥
ઢોલીયા તેડાઈ તેણે પોઢને દિજે ॥ તો ઝીન ઝીન વાયુ ઝુલૈયા ॥૬॥
ખીરને ખાંડ ઘૃત અમૃત ભોજન ॥ મારા સંતતના મુખે જો દૈયા ॥૭॥
તેરી મેરી રે ગુરૂ એક મને એક ચિત્તે ॥ સ્વામી રાજા ભરપૂર રહૈયા ॥૮॥
એ ગીનાન કહેત ઈમામશાહ ॥ મારા રૂખીને વૈકુંઠ લખૈયા ॥૯॥

ભજન ૧૪૩

તમસુ પ્રીત લાગી હો મુરારી ॥ તમસુ પ્રીત લાગી મોરા સ્વામી ॥૧॥
સ્વામી જંબુદ્વિપમાહે વસત સુનાવીયા ॥ નવ ખંડો સ્વામીજી આવીયા ॥૨॥
જે ગુરૂ નર સાથે રાચીયા ॥ તેણે દુનિયાશું પ્રીત વિસારીયા ॥૩॥
જેણે હૈડેના કમળ વિકાસીયા ॥ તાહા કાયમ નુર જોત વરસીયા ॥૪॥

 

જેણે ચૌદા ભુવન ભાજે ઘડીયા ॥ તેની વસમ કુંવારી કેમ રહે ॥ ૫ ॥
જેણે પંચકી ગુરૂ મુખે ઢોલીયા ॥ તેના વાસ અમરાપુરી હોઈયા ॥ ૬ ॥
એમ બોલીયા ગુરૂ ઈમામશાહા ॥ રખીયાને અનંત કરોડી મેળા મળીયા ॥ ૭ ॥

ભજન ૧૪૪

તુહીનર તુહી ગુરૂ તુહી અભ્યાસી ॥ સેવો તો ગતને વિચારી હો સ્વામીજી ॥ ૧ ॥
દિન હોઈને પ્રભુ દુનિયામાહે આવ્યા ॥ જાહેર જાપ જપાવ્યા હો સ્વામીજી ॥ ૨ ॥
નુરના કોઠડીમાહે સ્વામીજી બૈઠા ॥ જોવો જોવો ગતગીનાન વિચારીજી ॥ ૩ ॥
જંબુદ્વિપમાહે ઈમામપુરી નગરી ઊત્તમ ઠામજી ॥
સ્વામી રાજા લીધો અવતાર હો સ્વામીજી ॥ ૪ ॥
નુરાના વસ્ત્ર મારા સ્વામીજી પેહેર્યા ॥ આખર દેસે દદામા હો સ્વામીજી ॥ ૫
કાયમ દેશમા કારજ કરસેજી ॥ સ્વામી રાજા કરસે સ્વારી હોજી ॥ ૬ ॥
એક ફીકર મુનિવર હમને ઊપનીજી ॥ રખેશર તમે બેઈમાન ન થાસોજી ॥ ૭ ॥
તુમબીના મુઝે નિંદન આવે ॥ ભુકયા ભોજન ના કહી ભાવે હો સ્વામીજી ॥ ૮
એમ બોલ્યા ગુરૂ ઈમામશાહજી ॥ છેલ્લી પોહોતી સંઘ હો સ્વામીજી ॥ ૯ ॥

ભજન ૧૪૫

દિલ થકી પ્રીત સ્વામીસુ રાખો ॥ એ મન ધાવતા વારો ॥
સાચ પછાનો સતપંથ અરાધો ॥ ઝુટી રાહા વીરા મત ચાલો ॥ ૧ ॥
અમરભેદ સતગુરૂથી પાઈયે ॥ અવર ભેદ અંતે ખોટા હોસે ॥
ઝુટે લાગા એ જગ જાયે ॥ કાહે મુળ ગમાવેરે વીરા ॥ ૨ ॥
સાચ તમે સાંચો વીરારે ॥ જે નિશ્ચયે પાર ઊતારે ॥
સાચા પાર ઊતારો અજવાલામાહે ॥ ઝુટા પડસે અંધાર માહે ॥ ૩ ॥
સાચી વીરા કરો હો કમાઈ ॥ પ્રીથમીમાહે પાખંડ ધંદા હો ॥
એ ધંદા જગત સબ લીના ॥ કરણી કમાવો રે ભાઈ સાચી ॥ ૪ ॥
ભાઈ તુ રોહો સબાવંત રે ॥ ધરમ વોઢો તમે ખાંદે ॥

ઝાંદેજ ઓઢો સત જો ચાલો ॥ આવી છે છેલી સંધે ॥ ૫ ॥
સંધીપછાનો તોસ્વામી પાવો ॥ અમર ભેદથી અમરાપુરીજાવો ॥
ગીનાન મહારસ બોલ્યાગુરૂ ઈમામશાહ॥ શ્રી નિકલંકી આગળ હોસે ॥ ૬ ॥

ભજન ૧૭૬

ધીરે ધીરે રજેશર વીરા ॥ મળસો તો નશિબ તુમારા ॥ ૧ ॥
કિસીકે મંડપ મેઢિયાજી ॥ કિસીકે ઘર ન બારા ॥ ૨ ॥
સ્વામીકે મંડપ મેઢિયાજી ॥ સ્વામીકે ઘર જો બારા ॥ ૩ ॥
મતલોહારા વંસુ પડસે ॥ ઘડસે તો બીજુલી બારા ॥ ૪ ॥
ખોટા સાથે વેપારન કીજે ॥ મહારાજ લેખા લેસે ॥ ૫ ॥
આગળ ભવન દુર્લભ ઘણાછે ॥ કેમ કરી પાર લગસો ॥ ૬ ॥
તન કરી બેહેડીને મન કરીસેવો ॥ સત કરી પાર લગસો ॥ ૭ ॥
ઘર ઘર દિસે ઊજાળીયાજી ॥ એ મન ધાવતા વારો ॥ ૮ ॥
સતના છેડાને બાંધસો પુરાના ॥ ગાઢમો હુકૂમ દિજે ॥ ૯ ॥
માણિક કેરેન આયે વણઝારે ॥ માણિક ઊનોકુ દિજે ॥ ૧૦ ॥
માણિક છોડીને કાચે વણઝારે ॥ ઊન્હો સાથે વણજન કીજે ॥ ૧૧ ॥
કિસીકે હાઠડે સવદા જો નાહી ॥ કયા લીજે કયા દિજેજી ॥ ૧૨ ॥
સ્વામીજીકે હાઠડે લાગે ઘણજારે ॥ હસી હસી વણજ જો કિજે ॥ ૧૩ ॥
ભરીયા સરોવર ઊપર હંસાજો બેઠા ॥ બાજ ફરમાની કેમ પીવે ॥ ૧૪ ॥
એમ મહારસ કહેત ઈમામશાહા ॥ સાચે સિદ્દ જો પાઈયે ॥ ૧૫ ॥

ભજન ૧૭૭

પુંજસો તો પામસો ॥ સંસાર મધ્યે સોયજી ॥
પ્રગટ આત્મા સ્વામી મારા ॥ પુંજના ફલ જોયજી ॥ ૧ ॥
એકને દિધા એનેક વાગા ॥ એક નાગા દંડજી ॥
એક કાના કુબડા ભાઈ ॥ એક રંગ સુ ચંગજી ॥ ૨ ॥

૧૫૮૨

એકને ભંડાર ભરીયા ॥ દિધા કનક કોઠારજી ॥
એકને તૂ દઈ વિસર્યા ॥ એક તૂ કરતારજી ॥ ૩ ॥
એકને દિધી પલંગ પાલખી ॥ એકને દિધી ખાટજી ॥
એકને નથી સાત રાતે ॥ ફિરે હાટો હાટજી ॥ ૪ ॥
એકને વિમાન ઊતર્યા ॥ એકને યમદૂતજી ॥
એક મુવા સ્વર્ગે પહુંચા ॥ એક સરજા ભૂતજી ॥ ૫ ॥
એ ગિનાન કહેત ઈમામશાહ ॥ સાંભલો મુનિવર વિરજી ॥
ઈહા કછુ કરણી કમાવસો ॥ તો પામસો વૈકુંઠજી ॥ ૬ ॥

ભજન ૧૪૮

પૂર્વ જન્મનો ભાગ્ય હમારો ॥ કી ભાઈ સંચો હમારો ॥ ધૃ ॥
ઈસ દિન ગુરૂ બ્રહ્માજી મલીયા ॥ ભવરે ભંજન એણે ગુરૂ ટાળીયા ॥
ભાઈ બંધ છુડાવ્યા તો ॥ જુગા યે જુગને હરી આવીયાજી ॥ ૧ ॥
સતપંથ જુગા જુગે આવીયા ॥ કી ભાઈ યુગા યુગે આવીયા ॥
તો સતમાર્ગ દિખલાયા ॥ લોભી રે તમે માયામો રહ્યો ॥ ૨ ॥
ધર્મના મર્મ ન જાણે હો ॥ ધર્મના મર્મ મારા મુનિવર જાણે ॥
ભાઈ સતપંથી જાણે તો ॥ સત સુકરીત ગુરૂ મુખે દેતાજી ॥ ૩ ॥
કલજુગમાહે પાખંડ વરત્યા ॥ કી ભાઈ અસત્ય વરત્યાજી ॥
તો પાખંડે દુનિયા છે રાજી ॥ બ્રહ્મા વિના ગુરૂ ન કેવાયજી ॥ ૪ ॥
ત્રણ મુરત સ્વામીને આગળ કિધી ॥ બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વરો ॥
ગુરૂ ઈમામશાહા બોલ્યા મારા મુનિવર ॥ હૈ કોઈ બિરલાજી ॥ ૫ ॥

ભજન ૧૪૯

પેલી પાલો ગુરૂજીની વાચા ॥ બીજે બોલ સાચા ॥ ત્રીજે તત્વ પામસો ॥ ૧ ॥
ચૌથે જુગ કેરી સંધ પાચેમે રાખો બંધ ॥ છઠે નરહર છુટસે ॥ ૨ ॥
સાતે સત આધાર આઠે અધિકાર ॥ નવમે નંદ પામસો ॥ ૩ ॥

દસે દુસ્માન દૂર અગિયારે ભરપૂર ॥ બારમે બંધ છુટસો ॥ ૪ ॥
તેરમે હરીસુમરન ચૌદસુ મન ॥ પંધર લીથી પામસો ॥ ૫ ॥
સોળા કળા ભરપૂર સતરામા નૂર ॥ અઢારે વર્ણનો અંતરો ॥ ૬ ॥
ઓગણીસ ગતગંગા વીસે પુરો પંથ ॥ એકવીસે અમર થાસો ॥ ૭ ॥
કહેત ઈમામશાહ સુનોમોરા ભાઈ ॥ સતિયારા ફલ પામસો ॥ ૮ ॥

ભજન ૧૫૦

પ્રેમકા પિંડ પીહુસુ મિલતા ॥ ગુરૂ મુખ નામ હિ સાચારે ॥ ધૃ ॥
સેવક કહિયે સેવામો રહેતા ॥ સકલહિ જ્યોત પ્રકાશીરે ॥
ગુરૂ બ્રહ્માબીન મુક્તિના હોવે ॥ પીંડ ઊધ્દારે સોહીરે ॥ ૧ ॥
પ્રેમ પ્રકાશીને બાજત તાલા ॥ ઘટ ઘટ દેખ દયાલારે ॥
બ્રહ્મમંત્રને પાવોરે ભાઈ ॥ મુનિવર સાચી કમાઈરે ॥ ૨ ॥
ભાવ ભભુત ભીતર ભાજે ॥ ગુરૂ કહે સાચી વાણીરે ॥
સતગુરૂનામ સાચા હોવેતો ॥ દર્શન મુગતી પાવે રે ॥ ૩ ॥
બ્રહ્મ હોઈને બ્રહ્મના જાણે ॥ તો ક્રિયાભ્રષ્ટકા મેળારે ॥
ગાયત્રીનો જાપજો જાણે ॥ બ્રહ્મવર તે માનોરે ॥ ૪ ॥
પીંડ બ્રહ્મકા ભેદ સુનાવે ॥ ગુરૂ કહે પંડિત જાણોરે ॥
બ્રહ્મા વિષ્ણુસુ ધ્યાન લગાવે ॥ જબ નિરંકાર પછાનોરે ॥ ૫ ॥
આગમ નિગમ એ વેદોકીબાની ॥ કોઈ વિરલેને જાણીરે ॥
ઊત્તમ આચાર ઓળખીને લીજે ॥ ઘટ પાટને સેવોરે ॥ ૬ ॥
સ્વામી જંબુદ્વિપમાં તખત રંચાવે ॥ આહી દીપક સીધારોરે ॥
સતપંથ તમે સતકરીસેવો ॥ ચૌદ ભુવન ઊજીયાલોરે ॥ ૭ ॥
દસહી અવતાર એક કરીસેવો ॥ પાત્ર દુજા મત માનોરે ॥
જેણેનહીમાન્યાતેણેસબકુછખોયા ॥ તેણે યમકા ફાસારે ॥ ૮ ॥
એ ગીનાન કહેત ઈમામશાહ ॥ સુણો મુનિવર વીરારે ॥
સાચા હીરા પરખીને લેજો ॥ વૈકુંઠ જાસો ભાઈરે ॥ ૯ ॥

## ભજન ૧૫૧

પ્રભુજી ચઢેને ગડગયો મારા ગુરૂજી ॥ પ્રભુ મારા તુરી ઊપર તબલ બજડાવસે ॥ ૧ ॥
પાછમ દિસાથી મારા સ્વામીરાજા ચઢસે ॥ તો ફલ સતિયારા મુનિવર લેસે ॥ ૨ ॥
કસ સહીને કસોટી સહે જો ॥ ભાઈ મારા હઈડાને ડાગન દેજો ॥ ૩ ॥
ઈહા કછુ દેસો તો આગળ જાઈને લેસો ॥ ભાઈ મારા હઈડાનો હરખ વધાવો ॥ ૪ ॥
ચન્દ્રથાવર સ્વામી ગુરૂને ના માને ॥ ભાઈ મારા તે ફળ કેમ કરી લેસો ॥ ૫ ॥
કરોડી પિસ્તાલીસ ઘોર અંધારમા પોતા ॥ તો કાને સુનીને ના ઓરાધ્યા ॥ ૬ ॥
એ ગીનાન ગુરૂ ઈમામશાહ ભણાવે ॥ તો ફળ લેસે સતિયારા મુનિવર રે ॥ ૭ ॥

## ભજન ૧૫૨

ભલી બુરી તમે કરો હો કમાઈ ॥ આવણા કિયા તમે પાવોગે રે ભાઈ ॥ ૧ ॥
મોહોસર વેળા ઠામ જો નાહી ॥ ફરી કેવો મુખ દિખલાવોગે રે ભાઈ ॥ ૨ ॥
મારા સ્વામીજીને સબ કુછ માલુમ ॥ તેણે આગે છુપ કીધર જાવોગે રે ભાઈ ॥ ૩ ॥
મત તમે ઝુટ પાખંડ સુ રાખો ॥ ફરી કેવો મુખ દિખલાવોગે રે ભાઈ ॥ ૪
મત તમે સ્વામી દો કરી જાણો ॥ દુજે નરકે જાવોગે રે ભાઈ ॥ ૫ ॥
એક કણકા જેણે કણીસ નિપાયા ॥ નિપાવનહારા પછાનો રે ભાઈ ॥ ૬ ॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ ગુરૂ બીના મુગતી ના હોઈ ॥ ૭ ॥

## ભજન ૧૫૩

મારા ગુરૂજીયે દિધી એ કરતી ॥ તેણે જોતા સંસાર સમુંદરે તીરી ॥ ધ્રૂ ॥
હું તો જાહા જોઊ તે તો તાહા ભરી ॥ તેણે જ્યોતમાં અનંત કલા પ્રકાશી ॥
ગુરૂ આંકારસે નિરાકાર હેરી ॥ ગુરૂ ચરણ અબ મોરી સુરતા જડી ॥ ૧ ॥
મે તો ગંગા જમુનાની જુગતી કરી ॥ મૈ તો અડસટ તીરથ જોગ કરી ॥
તારે ત્રિવેણી તીરથ પુજા કરી ॥ મૈ તન મન ધન અર્પી ભગતી કરી ॥ ૨ ॥
ગુરૂ બંકનાલ પર આયે ખડે ॥ મારે જનમ મરણ મીટ જાયે તરી ॥
મૈ તો નવવિધ ભગતી સાધન કરી ॥ ગુરૂ દસમે દ્વારે મેહેરાજ કરી ॥ ૩ ॥

ભજન ૧૫૪

મીઠું મીઠું બોલો તમેનમીનમીચાલો ॥ મતતમે છોડોસદગુરૂસુનેહજી॥૧

કાચીરે કાયાને ગર્વના કીજે॥ ગલીગલી પડસે તારી દેહાજી ॥ ૨ ॥

મીઠીસુ મીઠીયે રલમલીજાસે॥ ભાઈકનકાવરણી થાસે દેહાજી॥ ૩ ॥

મુનિવર કોઈભાઈ પુડ ફાડે॥ નરકે જાસે મુનિવર તેહજી ॥ ૪ ॥

મુનિવર સોરે ભાઈ તુટા મેલાવે ॥ મારગલાવે સો મુનિવર તેહાજી ॥ ૫ ॥

મુનિવર સોરે ભાઈ આપસે મારે॥ અવરાને મારે સો મુનિવર નહીજી॥ ૬ ॥

કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ॥ સ્વામીસુ હેત કરો હર વેળાજી ॥ ૭ ॥

ભજન ૧૫૫

એક તુહી તુ એક તુહી તુ ॥ ધ્રૃ॥

સંસાર સાગર ભુલી મત જાવો ॥ ઘટ તીરથ ઘટ ન્હાવો ॥ ૧ ॥

એણે ઘટે બ્રહ્માને એણેઘટે વિષ્ણુ॥ એણે ઘટે દેવ મહેશ્વર સોયે ॥ ૨ ॥

એણે ઘટે જ્યોતી એણેઘટે જુગતી॥ એણે ઘટે પ્રાણી પાવે મોક્ષમુગતી॥ ૩

પીંડ પખાલીને હિરદા જો મયેલા॥ ચોખા કેમ કરી થાયે ॥ ૪ ॥

ઊદક ઊછાલીને પ્રાથર પુંજે ॥ કાહે કારણ તમે દયાવો ॥ ૫ ॥

સજીવ છોડીને નિર્જીવ પુંજે ॥ ભુલડા નરગે જાવો ॥ ૬ ॥

જોગી ગોરખનાથને દયાવે ॥ બ્રહ્મા વિષ્ણુને ઓરાધે ॥ ૭ ॥

સેવડા પારસનાથને ધ્યાવે ॥ ભુલડા સ્વર્ગે ના જાવે ॥ ૮ ॥

વિભુત ઊછાલીને ટીલાલગાવે॥ પાખંડ પ્રીથમી ખાવે ॥ ૯ ॥

સત છોડીને અસત પુજાવે ॥ તે પાખંડે મૂળ ગમાવે ॥ ૧૦ ॥

કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો॥ રખેશર અમરાપુરી જાવે ॥ ૧૧ ॥

ભજન ૧૫૬

એ ગતજાણો સ્વામીરાજા આવ્યા ॥ આવ્યા તો ભલે આવજોજી ॥ ૧ ॥

તે તમે સેવોરે મુનિવર ભાઈ॥ સુનિયા હોવે તો આવજોજી ॥ ૨ ॥

નીત નીત ગતમા મળોરે પિયારોરે॥ સો દિન સો દિન આવજોજી॥ ૩ ॥
દસવંત દેની કબલ્યારે ભાઈ॥ દેતા તમે આવજોજી ॥ ૪ ॥
બાના કયા લઈને આવ્યારે ભાઈ॥ કયા લઈને તમે જાસોજી ॥ ૫ ॥
બાના રે નાગા આવ્યા રે ભાઈ॥ ઢાકયા તમે જાસોજી ॥ ૬ ॥
બાના બેહુ મળીને આવ્યારે ભાઈ॥ ચહુ મળી તમે જાસોજી ॥ ૭ ॥
એ તન માટી હળસેરે ભાઈ॥ તો કનકા વરણી તારી દેહાજી ॥ ૮ ॥
એવો તારો હંસો ચાલસોરે ભાઈ॥ અંત મિટી કવન સ્નેહાજી ॥ ૯ ॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ॥ લેજો ગીનાન વિચારીજી ॥ ૧૦ ॥

ભજન ૧૫૭

એક તુહી દયાળજી હો ॥ ધૃ ॥
આપો આપથી આપજો હવા ॥ સ્વામી તારા જમલે ના કોઈ ॥ ૧ ॥
અસંખ કોટ બ્રહ્માંડ તીયાજો હવા॥ સ્વામી તારા પાર ન પાયા ॥ ૨ ॥
રોમરખેશ્વર જતીયા જો હવા ॥ સતગુરૂ બિના ભેદ ન પાયા ॥ ૩ ॥
માર્કંડેય રખેશ્વર જતીયા જો હવા॥ બ્રહ્મા પુજીને ફલ પાયા ॥ ૪ ॥
સોહીનુર તમે આજ કલીમાહે જાણો॥ વસવાસી ફળ પાયા ॥ ૫ ॥
નુર ના હોતા તો અંધાર જો હોતા ॥ એક જીવ ન છુટતા ॥ ૬ ॥
નુર તજરલા ગુરૂ કહેલાવે ॥ બાકી પવન બાકી કહિયે ॥ ૭ ॥
કહેત ઈમામશાહ તમે ગીનાન વિચારો॥ જુગા ન જુગીયે ગુરૂ આયા॥ ૮ ॥

ભજન ૧૫૮

લાગીરે જેણે મન વીજે ॥ તેના અંતર માવળીયા જોયે ॥
તેના આચરણ ઢાકયા ન રહે॥ તમે મન વિચારો નીતોયે ॥ ૧ ॥
લાગીરે રાયે પ્રલ્હાદને ॥ અને વળી રૂખમાંગદ ભુપાલ ॥
લાગીરે અંબરીષ રાયેને ॥ જેમ ધ્રુવને અંતરભાલ ॥ ૨ ॥
લાગીરે રાયે હરિશ્ચન્દ્રને ॥ વળી રોહિદાસ તારા નાર ॥

લાગીરે ભગત બિભીખણને ॥ જેણે તજ્યા કુટુંબ પરવાર ॥ ૩ ॥
લાગીરે દ્રૌપદી નારને ॥ લાગી પાચે પાંડવ વીર ॥
લાગીરે વિદુર શુકદેવને ॥ જેણે અંતર રાખ્યા થીર ॥ ૪ ॥
લાગીરે જેણે મનવીએ ॥ તેના સુણો મુનિવર વિચાર ॥
દેહ કસો પોતા તણો ॥ તેમા અંતર નથીરે લંગાર ॥ ૫ ॥
જોરે લાગી હોવોરે તમને ॥ અને મન માહે મારા વીર ॥
તો સતગુરૂને મન ભાવસો ॥ જો ભેટ કરી તન મન ધન ધરો ધીર ॥ ૬ ॥

ભજન ૧૫૯

સાચા ગુરૂ સાઈયા ॥ અવર દુજા ન કોઈ ॥
એ દિલ દેખોરે ભાઈ ॥ ગુરૂ બીના મુગત ન હોઈ ॥ ૧ ॥
ગુરૂ નરને સેવો ॥ અજંપા જાપને દયાવો ॥
પાચી મહાભૂતો નિવારો ॥ અચ્છી કરણી કમાવો ॥ ૨ ॥
દુનિયા સોનાર બાજી ॥ જગ હે ઝુટારે ધંદા ॥
ગાફલ ફીરે અનભેદી ॥ મૂલ ના જાણે સો અંધા ॥ ૩ ॥
આગળ નથી અવતાર ॥ નિકલંકી કરતાર ॥
આજ માણસ રૂપે સ્વામી ॥ કાહે કારણ આવ્યારે ॥ ૪ ॥
પ્રથમ બોધોરે આપ ॥ ત્યા પર બોધો અવરરે ॥
દિલ હાલતો કમાવો ॥ દર્શન સ્વામીજીનારે ॥ ૫ ॥
ગુરૂસુ ચોરી ન કીજે ॥ ગડ સરવદા મોડીરે ॥
અપના કીયા પાવોગે ॥ સ્વામીજીના દરબારરે ॥ ૬ ॥
છુપકી ઘર જાવોગે ॥ દર આલી કછુ ચારી ॥
તમે હોવો મુનિવર ॥ હોવો ધરમના ધોરી ॥ ૭ ॥
તમે જાતા રખેશરા ॥ બાંધો સતની પાલરે ॥
તાહા કોઈ આવસે ખોજી ॥ ખોજી લેસે નિહાળી ॥ ૮ ॥

ત્યાહા નહી માતા પીતા ॥ ત્યાહા નહી બેણ ભાઈ ॥
એમ કહે ઈમામશાહ ॥ તેહુને આગમ સુનાયા ॥૯॥

ભજન ૧૬૦

સમજ અબુજ મન ખોજ પીયારે ॥ આશક હોકે રોના કયારે ॥૧॥
ગુલ સોહી ગુલકુ પછાનો ॥ કાટ કાટ ફિર બોના કયારે ॥૨॥
જોતુ આયા પ્રેમ ગલીમો ॥ શિસ દિયા ફિર ડરના કયારે ॥૩॥
સતગુરૂ બાણ કલીજે લાગા ॥ ઘાયલ હોકે રોના કયારે ॥૪॥
પાયા હૈ તો કરલે સવદા ॥ પાયેકુ ફીર ખોના કયારે ॥૫॥
રૂખે સુખે ગમકે તુકડે ॥ ફીકે અવર સલોને કયારે ॥૬॥
ઈન અખીયનમો નિંદ ઘણેરી ॥ તકીયા અવર બિછોના કયારે ॥૭॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરરે ॥ જાદુ ઊપર ટોના કયારે ॥૮॥

ભજન ૧૬૧

સતગુરૂ સાથે ગોઠડી કીજે ॥ તો નીત નીત અમી પીવે ॥૧॥
જ્યોત જગાડીને સ્વામીરાજા બૈઠા ॥ પ્રેમસુ પુજન કીજીયે ॥૨॥
આજ હરી મારે અંગણે આવ્યા ॥ સાથે અનંત કરોડી દેવલાવ્યા ॥૩॥
આદ નિરંજન આગમ અગોચર ॥ નવસા નામ ભણાવ્યા ॥૪॥
હું બલહારી સતગુરૂ અપનો ॥ સ્વામીરાજા અમ ઘેર આવ્યા ॥૫॥
જનમ જનમની દુહાગણ હોતી ॥ તે સુહાગણ કીધી છે સ્વામી ॥૬॥
લખ ચૌર્યાયશી બંધ છુડાવ્યા ॥ તો એવા મળીયા અંતર્યામી ॥૭॥
દેવ જુગતમાહે પરિબ્રહ્મ દિઠા ॥ તો સતગુરૂ સ્વામી સોહી ॥૮॥
જનમ જનમની શરણાંગત રાખી ॥૯
અવિચળ પદ મળોગે તાહી ॥૯॥
ભાઈ અમીરસ પીવાને આવો ॥ ચવદસ લોક વધાઈ હો ॥૧૦॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥ પામસો વૈકુંઠ વાસ હો ॥૧૧॥

ભજન ૧૬૨

સોળા કળા લઈને ઊગમીયો ॥ અને પુરણ પુનમ ચંદ્ર ॥
ભવને ભવને પ્રકાશ હુઈ ॥ પ્રભુની કળા અનંત છે ॥૧॥
પ્રભુની કળાનો પાર ન પાઈયે॥ પણ જહા જોવો તાહા પાર ॥
જાગરથ પદારથ બે કર્યા ॥ એક દિવસને બીજી રાત ॥૨॥
રયેણી કરી રંગ ભોગસુ॥ દિવસ કિયો પ્રકાશ ॥
પણ જીવને જૈસા ઓરાધીયે ॥ તે તૈસા ફલ પાયે ॥૩॥
ચૌદ ભુવન હરીયે હેતે રંચ્યા ॥ અને હેત બીના નહી કોય ॥
ચન્દ્ર સુરજ હરીયે હેતે રંચીયા॥ હેત બીના નહી કોય ॥૪॥
ચાર ખાણ વાણ હરીયે હેતે રંચિયા॥ અને હેતે પવન ને પાણી॥
નવ લાખ તારા હરીયે હેતે રંચિયા॥ પણ હેતે બિના નહી કોય ॥૫॥
આદે અંતે આરંભ કિયો॥ અને હેતે ઊપજ્યા સર્વ હેત ॥
વેદ હરીયે હેતે રંચિયા॥ તો હેતે રંચ્યા બ્રહ્મ ખેત ॥૬॥
સકલ વેદ હરીયે હેતે રંચ્યા॥ હેતે રંચ્યા ચૌદ ભુવન ॥
કુદરત આપે આપ રંચી॥ તેણો છે પર બ્રહ્મ નામ ॥૭॥
હિરણ્ય કશ્યપ જેણે મારીયો॥ સેવક જીવના કરવા સાર ॥
ભગત પ્રલ્હાદને તારીયા ॥ વૈકુંઠ માહે લડાવ્યા લાડ ॥૮॥
સાતે સમુંદર હરીયે બાંધીયા॥ અને ફત્તર તાર્યા જેહ ॥
બિભીષણને રાજ પાટ ભેટીયા॥ તેણી અમર કિધી દેહ ॥૯॥
લંકાનો ગડ જેણે તોડીયો ॥ અને સીતા વાળ્યા જેહ ॥
રાવણ રણમાહે રોળીયો॥ દસ મસ્તક છેદા તેહ ॥૧૦॥
હવે કાન બાળો જન્મીયો॥ માશી પુતનાના ચાપ્યા થાન॥
બોલવા ના દિધી મુખમાથી॥ તેના સોશી લીધા પ્રાણ॥૧૧॥
હરી નાગનાથી કમળ લાવ્યા॥ દેખતા સર્વે જન ॥

કંસમારીને કપાળ ફોડ્યા ॥ છેદ્યા તેહુના ઠામ ॥૧૨॥
હરીયે કૈરવ માર્યા પાંડવ તાર્યા ॥ હિમે ગળાવ્યા હાડ ॥
નુરાની કાયા તેહુની કીધી ॥ વૈકુંઠ લડાવ્યા લાડ ॥૧૩॥
હવે તમે એક જેવો પારખો ॥ હરી એસા કિધા કામ ॥
વેદ લાવીને રતન લાવ્યા ॥ તેઊનો અલખ નિરંજન નામ॥૧૪॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવર ॥ સર્વે સેવક કરવા કાજ ॥
પ્રભુજી કાલિંગાને મારસે ॥ તારે હોસે જય જય કાર ॥૧૫॥

ભજન ૧૬૩

સતવાઈક ધરમ ઓરાધોરે ॥ ગુરૂ પુછીને કરણી કમાવોરે ॥૧॥
ભાઈ ધરમ ઊપર મારા મન લાગારે ॥ જેમ સુઈ પરવારી ધાગારે ॥૨॥
ધરમ માહે મારા મન ઝેમારરે ॥ જેમ અંધિયારી ગુરૂ દિવારે ॥૩॥
ભાઈ લોભી તુ લોભ ન કીજેરે ॥ લોભીને નરક દિજેરે ॥૪॥
ભાઈ નરક દિજે ઊણીયાંચારીરે ॥ કલિમાહે પ્રભુજી આવ્યારે॥૫॥
તુમ દેખો સ્વામી નેહડારે ॥ સીરો સીર કરસે નિવેડારે ॥૬॥
એમ બોલ્યા સતગુરૂ સારોરે ॥ અનંત કરોડીના ઊધ્ધારરે ॥૭॥
તમે સેવો તો જીવ કેરા રાવોરે ॥ તમે પાવો તો અમરાપુર ઠામરે॥૮॥
ક્રતા જુગમાહે ચાર રૂપ લીધારે ॥ ચારી દાનવને નરકે દિધારે॥૯॥
જેણે ગુરૂ બ્રહ્માના કહ્યા નહી કિધારે ॥ જેણે સ્વામીના નામ નહી લિધારે ॥૧૦॥
ત્રેતા જુગમાહે ત્રણ રૂપ લીધારે ॥ ત્રણ દાનવને નરકે દિધારે ॥૧૧॥
ગુરૂ વશિષ્ઠના કહ્યા નહી કિધારે ॥ તેણે સ્વામીના નામ નહી લિધારે ॥૧૨॥
દ્વાપાર જુગમાહે દુઈરૂપ લીધારે ॥ દોનો દાનવને નરકે દિધારે ॥૧૩॥
ગુરૂ વ્યાસના કહ્યા નહી કિધારે ॥ તેણે સ્વામીના નામ નહી લિધારે॥૧૪॥
કલિયુગમાં નિકલંકી રૂપેરે ॥ કાલિંગા દાનવના ફેડસે ઠામરે॥૧૫॥
એમ ગુરૂ ઈમામશાહાયે બુઝાયારે ॥ મુનિવરને અમરાપુરી લખાયારે॥૧૬॥

ભજન ૧૬૪

સોહી સોહી મારગ નિરવાવોરે મુનિવરા ॥ પંથ છે દોહેલાજી ॥ ૧ ॥
ગુરૂ નર સ્વામીસુ સેવતારે મુનિવરા ॥ પંથ છે સોહેલાજી ॥ ૨ ॥
આગળ ઊંચી નીચી વાટોળીરે મુનિવરા ॥ ખાડી છે દોહેલીજી ॥ ૩ ॥
ગુરૂનર દૃઢ કરી સેવતારે મુનિવરા ॥ ખાડી છે સોહેલીજી ॥ ૪ ॥
દડી કારણ તમે ઝુલોરે મુનિવરા ॥ પરબત છે દોહેલાજી ॥ ૫ ॥
સ્વામીસેર રૂપે સેવતારે મુનિવરા ॥ પરબત છે સોહેલાજી ॥ ૬ ॥
ઊપર વિરીખ બાવન ચંદન તેહુના ॥ થડ છે દોહેલાજી ॥ ૭ ॥
કાયા કાસળ મુકતારે મુનિવરા ॥ થડ છે સોહેલાજી ॥ ૮ ॥
થડ કાઈમ અરાધોરે મુનિવરો ॥ ગડ અમરાપુરી જાયેજી ॥ ૯ ॥
કુંભ કળસ પુજતારે મુનિવરા ॥ ભંવર પલંગપર સોહીયેજી ॥ ૧૦ ॥
એમ બોલીયા ઈમામશાહરે મુનિવરા ॥ ભંવર પલંગપર સોહીયેજી ॥ ૧૧ ॥
ભંવર પલંગ પર સોઠડા કહું કેતા ગુણ હોવે ॥
જેણે આગે કસ્તુરી મહી મહી દેવ અગનવસ્ન હોયે ॥ ૧૨ ॥

ભજન ૧૬૫

સેવા કારણ સબ જગ સરજ્યા ॥ નિરમળ પાચે રહાવો ॥ ૧ ॥
ગુરૂ પુજી તમે કરણી કમાવો ॥ રંગ પતંગ તમે રાતા ॥ ૨ ॥
આછા ફળ અનામત રાખો ॥ ગુરૂને વચને નિરવાવો ॥ ૩ ॥
ધુરંધર મુખ અમરીત બોલે ॥ હુરદે માહે એહી નિશાણી ॥ ૪ ॥
આપ ગમતાને અવરાને ખોવે ॥ સો પાપી મુળ અંધા ॥ ૫ ॥
સતગુરૂ બેલીને સુધા કીજે ॥ સાચે સિધ્ધ જો પાઈયે ॥ ૬ ॥
ત્રણ યુગમાહે સુધા જાણો ॥ આજ કલ ભાવે અરાધો ॥ ૭ ॥
એહી પસ્તાવડો મનમાહે રહસે ॥ હનસા સતન કીયા ॥ ૮ ॥
આજ કલવારે સેવો નારાયણે ॥ ઈમામશાહાયે આપ સુજાયા ॥ ૯ ॥

૧૫૯૨

ભજન ૧૬૬

સાંભલો રજેશર ગુરૂ કહે ॥ નરને નારાયણ દેવે એમ કહ્યું ॥ ધૃ ॥
સંસાર સપનુ કરી જાણજો ॥ રહેજો આપણા ગુરૂજીને પાસ ॥
જેનારે થકી દર્શન પામીયે ॥ હોસે લીલા કૈલાસ ॥ ૧ ॥
આવા ગુરૂના કહ્યા જેના કીજીયે ॥ તે જાસે ઘોર અંધાર ॥
તલ એક સુખકે કારણે ॥ આગલ હોસે રે હલાખ ॥ ૨ ॥
આ દુનિયાની ગફલતના આણસો ॥ એણી ગફલતે ખોસોરે આપ ॥
ફરી ફરીનેરે પસ્તાવસો ॥ જઈ પડસો લખ ચૌર્યાસીનો ઘાટ ॥ ૩ ॥
અંતકાલનું સંગાતી તારૂં કોઈનથી ॥ નહીતારા માયને બાપ ॥
નહીતારા છોરૂને વાછરૂ ॥ નહી તારા કુટુંબ પરિવાર ॥ ૪ ॥
એમ ઈમામશાહે કથીને સંભળાવીયા ॥ રજેશરો તમે રાખજો આપ ॥
ગુરૂ નર આપણા આગળ હોસે ॥ તે તો આલસે અમરાપુરીમાહેવાસ ॥ ૫ ॥

ભજન ૧૬૭

સૃષ્ટી સંજોગેને સબ જગ સરજા ॥ ખાણી વાણી પૈદા કિયા ॥ ૧ ॥
કલ્પ ચહુ જુગમાહે વેદ ઊપાયા ॥ ચતુર ભાષા એ પારી ॥ ૨ ॥
ધરમ પાપ બેહુ સાખી જો રાખ્યા ॥ મુગતી જીવ ઊધ્ધાર્યા ॥ ૩ ॥
વેલાના ફલતમે મન માહે રાખો ॥ ડાગ પરમાન પછાનો ॥ ૪ ॥
જુગ પોહતા તમે છદ વિચારો ॥ બીન ગુરૂયે ધરમન લહસો ॥ ૫ ॥
સહસ્ત્ર હજાર ઐસા જુગ જો જાગો ॥ નુર તજરલા નિપાયા ॥ ૬ ॥
સોહીનુર સ્વામી નજરે જો રાખ્યો ॥ એક તીલ મિટી ટાલી ॥ ૭ ॥
સોહીનુર આજ સતગુરૂને દિયા ॥ જેણે ભાગ તેણે પાયા ॥ ૮ ॥
દર્શન દેખો તમે હૃદય જો ખોલો ॥ અમર ભેદ પછાનો ॥ ૯ ॥
ઊત્તીમ ભેદ સ્વામી વાચાવો દિધી ॥ સંસારી નામ ભનાયો ॥ ૧૦ ॥
નિકલંકી નારાયણ આગળ હોસે ॥ સતગુરૂ સોહી બેલી ॥ ૧૧ ॥
એમ મહારસ બોલ્યા ગુરૂ ઈમામશાહ ॥ જુગાજુગે ગુરૂબીનના તરીયે ॥ ૧૨ ॥

ભજન ૧૬૮

સોહી સોહી નામ તમે હરજીને ધ્યાવો ॥ જોવોરે જાણો કરતારો ॥ ૧ ॥
નમો હો નારાયણ દેવ ચત્રભુજ ॥ સર્વહી જીવનો દાતારો ॥ ૨ ॥
જો ઈંડ છેદીને ત્રીભુવન સરજ્યા ॥ અને હેતે ઊપનો સંસારરે ॥ ૩ ॥
ચારવેદ ગુરૂ બ્રહ્મા મુખે બોલ્યા ॥ જીવડાનો હોવેરે ઊધ્ધાર ॥ ૪ ॥
ચાર કલ્પ સ્વામીને સહજ જો જોયા ॥ અને ચલાયો વેપાર ॥ ૫ ॥
ક્રતા જુગમાહે પાચ કરોડી દેવ ॥ ગુરૂ બ્રહ્મા પ્રલ્હાદ સાથે ॥ ૬ ॥
ત્રેતા જુગમાહે સાત કરોડી દેવ ॥ ગુરૂ વશિષ્ઠ હરિશ્ચન્દ્ર સાથે ॥ ૭ ॥
દ્વાપર જુગમાહે નવ કરોડી દેવ ॥ ગુરૂ વેદવ્યાસ પાંડવ સાથે ॥ ૮ ॥
કલજુગ વેલા અનંત કરોડી દેવ ॥ નર નારાયણ વિષ્ણુ મુરારી ॥ ૯ ॥
એમ મહારસ કહેત ઈમામશાહ ॥ સ્વામી સાથે હેત હર વેળાજી ॥ ૧૦ ॥

ભજન ૧૬૯

સાતવે સરગના ॥ ખોલ્યા છે કીવાડજી ॥
ઈસદિન ગુરૂ હો બ્રહ્માજી જાણીયા ॥ ભાઈ જાણીયા ॥ ૧ ॥
તેહતીસ કરોડી દેવને ॥ થયા છે આનંદજી ॥
નવખંડ નિશાણ વાજ્યા ॥ ભાઈ વાજ્યા ॥ ૨ ॥
સોળા સહસ્ત્ર સુરજા રંગની ॥ સોળા સહસ્ત્ર ચન્દ્રવદની ॥
ચારી ચળા દેવ કન્યા ॥ લીધો છે સીનગારજી ॥
તીસમાહે વડિલો માતા રૂખમણી ॥ ભાઈ રૂખમણી ॥ ૩ ॥
ચાલગ સઈયે ચાલગ વાઈયે ॥ સ્વામી ઘેર જોવા જાઈયે ॥
હરી ઘેર મંડપ કેમ રંચિયા ॥ ભાઈ કેમ રંચિયા ॥ ૪ ॥
સોનાની વિટોલી ॥ રૂપાની થીરજી ॥
અગર ચંદન કસ્તુરી ગારા હવાજી ॥ ૫ ॥
સોનાની નડીયા વડીયા ॥ રૂપાના ખાંબુલાજી ॥

અવળા સવળા બંદે સ્વામી મિળાવનોજી ॥ ભાઈ મિળાવનોજી ॥ ૬ ॥
પહુપાની માળા કરીને ॥ છાયા છે મંડપજી ॥
તળવટ છાયો ભોગી કેવડો ॥ ભાઈ કેવડો ॥ ૭ ॥
ડવણાની મેખળી ॥ ઊઠાવી છે ભીંતજી ॥
હરી ઘેર મંડપ એમ રંચિયા ॥ ભાઈ રંચિયા ॥ ૮ ॥
તેડાવો તેડાવો ॥ ધ્રુવ પ્રલ્હાદ રાવજીને ॥
પાચ કરોડી જીવ સાથે આવસે ॥ ભાઈ આવસે ॥ ૯ ॥
તેહેડાવો તેડાવો ॥ હરિચંદ્ર રાવજીને ॥
સાત કરોડી જીવ સાથે આવસે ॥ ભાઈ આવસે ॥ ૧૦ ॥
તેડાવો તેડાવો ॥ પંડુ પુત્ર ધરમ રાજા ॥
નવ કરોડી જીવ સાથે આવસે ॥ ભાઈ આવસે ॥ ૧૧ ॥
તેડાવો તેડાવો ॥ સતગુરૂ શાહાદેવને ॥
બારા કરોડી જીવ સાથે આવસે ॥ ભાઈ આવસે ॥ ૧૨ ॥
તેડાવો તેડાવો ॥ કમળા કુંવર રાવજીને ॥
અનંત કરોડી જીવ સાથે આવસે ॥ ભાઈ આવસે ॥ ૧૩ ॥
તેડાવો તેડાવો ॥ સતીયા છે ચારજી ॥
સીતા કુંતા રાણી દ્રૌપદા માતા ॥ ૧૪ ॥
ચવથી તેડાવો ॥ હરિશ્ચન્દ્ર ઘેરની તારારાણી ॥
મંગલ ગાશે ચારે વેદજી ॥ ભાઈ ચારે વેદજી ॥ ૧૫ ॥
રૂખમણી રાણી ચાલતા ॥ વરસસે મેઘજી ॥
મુગટ ભીજે ગર્ભ મારા સ્વામીજીના ॥ ભાઈ સ્વામીજીના ॥ ૧૬ ॥
રૂખમણી રાણી ચાલતા ॥ વરસસે નુરજી ॥
ચાંદસુરજ બેહુ જના છાઈ રહ્યા ॥ ભાઈ છાઈ રહ્યા ॥ ૧૭ ॥
માણક મોતીની ॥ ભરાઈયે થાલજી ॥

ગર્ભ મારા સ્વામીજીના વધાવના ॥ ભાઈ વધાવના ॥૧૮॥
તેડાવો તેડાવો ॥ સ્વામીજીના શ્વેત ઘોડા ॥
ગર્ભ મારા સ્વામીજીના બેસાવના ॥ ભાઈ બેસાવના ॥૧૯॥
ધુમતીલ ધુમતીલ ॥ વાજીયા નિશાણજી ॥
જાન આઈ ગર્ભ મારા સ્વામીજીની ॥ ભાઈ સ્વામીજીની ॥૨૦॥
બોલ્યા ગુરૂ ઈમામશાહાને ॥ ભાખ્યા છે ગીનાનજી ॥
ભાદવા સુદ પુનમ રોજ ગુરૂવારે સ્વામીજીના
લગ્ન નિર્ધારીયાજી ॥૨૧॥

ભજન ૧૭૦

સ્વામી તમારી વાડી કહિયે ॥ અને ગુરૂ બ્રહ્માજી સીંચનહાર ॥
નવ ખંડમા રોપા રોપીયા ॥ અને તે રોપાનો નહી અંતને પાર ॥૧॥
એ ભરા સરોવરમા રોપા સિંચ્યા ॥ તેમા એક હરીયા ને એક સુકા ॥
જેણે ગુરૂનરની રાહાન જાણીયા ॥ તે સતવના સર્વે સુકા ॥૨॥
તમે જડ કાપો વીરા પાપની ॥ અને નિરમલ હોવે સોયે ॥
આસન દિજે સ્વામીજીને બેસને ॥ તો ગુરૂનર બેલી હોયે ॥૩॥
ગુરૂનર બેલી તેની વાટ સોહેલી ॥ અને મારગ મલસે જેહે ॥
આજ સાથા યોગ કમાઈયે ॥ તમે રાખો ધરમ સ્નેહે ॥૪॥
ટવક લઈને ફુલ ગલી પડસે ॥ અને કરમાતા નહી લાગે વાર ॥
સ્વામી તમારી વાડી કહિયે ॥ અને ગુરૂ બ્રહ્માજી સીંચનહાર ॥૫॥
તારે શ્રી નિકલંકી આવીયા ॥ અને સ્વામીના જીવના અમુલરે ॥
ભાયેગ જેના પુરણ હુવા ॥ ભાઈ તેણે કિધા કબુલરે ॥૬॥
વરજાગડ શહરમા સ્વામીજી આવીયા ॥ અને આપે કીયા મુકામ ॥
ભાયેગ જેના પુરણ હુવા ॥ ભાઈ તેઊને આના ઈમાન ॥૭॥
ગુરૂનર આખર એક છે ॥ અને દો કરી મત જાણ ॥
આજ કલવારે નારાયણે રૂપ લીધા ॥ તે તો આપો આપ સુજાણ ॥૮॥

૧૫૯૬

ભજન ૧૭૧

સાચા મુનિવર સો કહિયે આપણા ॥ જેણે હરીસુ લાગ્યા હો મન ॥૧॥
સતપંથ કેરીવાટ બહોતજ તરીયા ॥ જુને ભાગયે પડા સો આગળ હુવા॥૨॥
સ્વામી અપના હૈ ઈસ સૃષ્ટીમાહે ॥ તો અંતરસુ ધ્યાવો તો દરશન પાઈયે॥૩
અપના સ્વામીસુ રંગ જો રંગાવો ॥ તો ક્રિયા ઊત્તમ વિચારીને ચાલો ॥૪॥
કહેત ઈમામશાહ તમે સાચુ કરી માનો ॥ તો આખર અવતાર નિકલંકી અરાધો॥૫

ભજન ૧૭૨

સતપંથ સતનુ મુળ છે ॥ અને જીભ્યા હેત પ્રીત ॥
નાસકા તો ગુરૂનરનો નામ છે ॥ ક્ષમા દયા બે દૃષ્ટ ॥૧॥
દેવને સુગુણ સુરતા શ્રવણ છે ॥ જપ તપ છે બે પ્રાણ ॥
ધર્મ દેવની દેહી છે ॥ ચાર પાવ છે પરમાણ ॥૨॥
જ્ઞાન દેવનુ મન છે ॥ અને વલણ વિવેક વિચાર ॥
સંતોષ દેવનો ઝાંજ છે ॥ અને દત્ત દેવનો આહાર ॥૩॥
દેવને આકાશ મંડલ મુખ છે ॥ અને પાતાળ છે રે દેવના પાયે ॥
દેવને કાળ નહી નિંદ્રા નહી ॥ મહાઋષી દેવને ધ્યાયે ॥૪॥
વીરમન પુષ્પની પુજા કરે ॥ સતગુરૂ મુખ પરસન થાયે ॥
તમે સતિ લોક સેવજો ॥ આવાગમનના ભય જાયે ॥૫॥
એમ જાખા નવ્વાણુ કરોડી સિધા ॥ અને છપન કરોડી મેઘાયે ॥
કિન્નર કરોડી બત્રીસ સીધા ॥ તેત્રીસ કરોડી દેવતાયે ॥૬॥
એમ કરોડી પાચસુ પ્રલ્હાદ સિધા ॥ અને સાતસુ હરિશ્ચન્દ્ર રાયે ॥
કરોડી નવસુ પાંડવ સિધા ॥ બારાસુ શાહદેવજી ઓળખાયે॥૭॥
સતપંથની સેવા કરતા ॥ હોવે તારણ ભવ સંસાર ॥
ગુરૂ નરના નામથી બહુ ઊતર્યા ॥ તેણી ગણતી નાવે પાર ॥૮॥
બીજ શુક્રવાર સેવીયે ॥ જૈસી જલ નિર્મલ કરીયે મન ॥

ગુરૂનર ગતને ઓરાધ કરતા ॥ તો હોવે બહુ પાવન ॥ ૯ ॥
કલજુગ સંધે અનંત કરોડીનો વર ॥ સતગુરૂ સ્વામીને આપીયો ॥
અવતાર દસમો દલધરી ॥ છાટ કળસ રૂપે થાપીયો ॥ ૧૦ ॥
જાહા કળસ થાયેરે સ્થાપના ॥ ગત કરો રે અમૃત પાન ॥
આ ગુરૂનરના ચરણથકી પ્રાછત હરે ॥ અને ઊપજે તે પ્રાણસમાન ॥ ૧૧ ॥
ગત સહુતમે હેતે મળો ॥ અને રાખો હરીસુ રે દયાન ॥
માહે માહેના મેલ મેલો ॥ અને એક એકનો સીરદો માન ॥ ૧૨ ॥
એવારે મન ઓરાધ કરતા ॥ હોવે હરીજીની સુધ ॥
મનખા દેહી જેણે ગુરૂ મલ્યા ॥ તેણે હોઈ નવ નિધ ॥ ૧૩ ॥
ગુરૂમલે તો ફેરો ટલે ॥ ગુરૂ નર જપતા ઊતરીયે પેલેપાર ॥
સુખે અમરાપુરી પામસો ॥ સહી જાણજો નિરધાર ॥ ૧૪ ॥
હે જંદા હસ્તીનો દાન છે ॥ કાયમ પાયા કેતા દાન તુરંગ ॥
તમે સતી લોક સેવજો ॥ આવી ઊમર ગોટ છે એ ખરંગ ॥ ૧૫ ॥
સતપંથ સોળા કળાસુ જાણીયે ॥ ગતમા ઊધ્ધરીયો પુનમ ચંદ્ર ॥
જેણે સેવ્યા સ્વામી એકમને ॥ તે કરે છે આનંદ ॥ ૧૬ ॥
સતપંથની શોભા ઘણી ॥ દિન દિન અદકજો થાય ॥
ગુરૂ નર સતવચન બોલીયા ॥ તમે જોઈ લેજો રે જાણ ॥ ૧૭ ॥

ભજન ૧૭૩

સતગુરૂબ્રહ્માતમે રદે પછાનો ॥ તો નજરા નજર મિલાવોજી ॥ ૧ ॥
ગુરૂ નરને જેણે નજરેસુ નિરખ્યા ॥ તેણે વૈકુંઠ વેગલો નાહી ॥ ૨ ॥
વૈકુંઠ માહે ભાઈ ગુરૂનર મુછાવાસો ॥ કરજો વેદ ગીતે ભાવેજી ॥ ૩ ॥
કાયામાહે કસણી જો કીજે ॥ તો મુગતી ફલ હાતે લીજે ॥ ૪ ॥
હેતે પ્રીતે માહે ભાઈ સતગુરૂને દેખો ॥ તો આવે સ્વામીને હજુરજી ॥ ૫ ॥
સ્વામીના હજુર ભાઈ સર્વે સુખ મલા ॥ તો પામે અમરાપુરીનો ઠામજી ॥ ૬ ॥
કહેત ઈમામશાહ તમે હેતસુ આવો ॥ તો ગડ અમરાપુરી પામોજી ॥ ૭ ॥

૧૫૯૮

ભજન ૧૭૪

સુણો ભાઈ મુનિવરો ગુરૂ કહે ॥ ધૃ॥
સંસાર સોહના કરી બુઝીયે ॥ આઈયે આપને ગુરૂને પાસરે ॥ ૧ ॥
જીસથકી દર્શન પાઈયે ॥ હોયે હોથે એ લીલા વિલાસરે ॥ ૨ ॥
દુનિયા ગફલત બુઝીયે ॥ ગફલતે નહી સીજે કાજરે ॥ ૩ ॥
તીલ એક સુખકે કારણે ॥ આખીર ખોવસે આપરે ॥ ૪ ॥
ગુરૂના કહ્યા જીન્હે નહી કીયા ॥ દાવ ન નહી આવે હાતરે ॥ ૫ ॥
આખીર ફીરી પસ્તાવસો ॥ હોસો સુધે હલાખરે ॥ ૬ ॥
માય ન બાપ ત્યાહા કોઈ નહી ॥ નહી ત્યાહા મહેલી સાથરે ॥ ૭ ॥
તે દિન સતગુરૂ આગળ હોસે ॥ એમ સતગુરૂયે કથીને સુનાયારે ॥ ૮ ॥

ભજન ૧૭૫

સ્વામીરાજા આયાને તબલ બજાયા ॥ ચારી જુગ ચન્દ્ર જો હવા ॥ ૧ ॥
ગાફીલ સુતાને જાગ્યા જો નહી ॥ કામના ધરીયારે સેવા ॥ ૨ ॥
નમનીક અમીતમે હસી હી મળવા ॥ ભાઈ કામ ક્રોધ તે ટળવા ॥ ૩ ॥
એ ઘર ભાઈ તમે મત છોડો અંધે ॥ આગળ નિહંચળ રહેના ॥ ૪ ॥
એહી ઘેર સોનાને એહી ઘેર રૂપા ॥ એહી ઘેર અમરૂત વાણી ॥ ૫ ॥
ક્યા કરના ધન સોનાને રૂપા ॥ એહી ઘેર નિહંચલ રહેના ॥ ૬ ॥
જીવ પીંડ ધન સોનાને રૂપા ॥ એ ઘેર બાહેર છુડાવા ॥ ૭ ॥
કાચી તારી કાયાને પવન સુનેહા ॥ રહેનીસે બાંધી તારી દેહા ॥ ૮ ॥
માટી માટી તારી ખળી ખળી જાસે ॥ ખળસે ખસે તારી દેહા ॥ ૯ ॥
હાડ ઊપર તેરે પવન ઝુલેંગે ॥ ઘન ઘોર બરસે મેહા ॥ ૧૦ ॥
દુર દેશાંતર દૂર પયાણો ॥ બહુત સામળ સાથે રહેના ॥ ૧૧ ॥
જ્ઞાન મહારસ બોલ્યા ગુરૂ સહદેવ ॥
નિકલંકી નામ સુનાયા ॥ ૧૨ ॥

ભજન ૧૭૬

સમુદ્ર બોઈબોઈ ગુરૂ વણઝારા ॥ વણજ કરીઘેર હો સિધારા ॥ ૧ ॥
અમૃત ભોજન પીંડ નિપાયા ॥ હંસચલે પીંડકામ ન આયા ॥ ૨ ॥
આવતા ન દેખુ જાતા ન દિસે ॥ રહેતા ન દેખુ કોઈજી ॥ ૩ ॥
ન કોઈ રહીયા ન કોઈ રહસે ॥ કોઈ સહી દુઃખ ભારી ॥ ૪ ॥
કેતે જુગ જીવના કેહી આશા ॥ સુકા સરોવર ચલગયા હંસા ॥ ૫ ॥
ચલી ગયા હંસા કીયારે પીયાણા ॥ અરથ દરભ ભયારે બીરાના ॥ ૬ ॥
આયાહંકારને છોડો પસારા ॥ હમે કિસીકે ને કોઈ હમારા ॥ ૭ ॥
ચાર દિવસકો નાટક નાચે સારા ॥ સપના સરીખા એહી સંસારા ॥ ૮ ॥
કિધા કરતબ કાળે વિસારા ॥ ધરમનો બાંધો પાલોજી વીરા ॥ ૯ ॥
કાયાનગરીમા ચોરજો બૈઠા ॥ જાગતા કોઈ ના દિઠા ॥ ૧૦ ॥
સતપંથ સાગર નદી નવ્વાણુ કરોડી ॥ હંસા ચલત પીયાણાજી ॥ ૧૧ ॥
શહરસુહાવના પાટણ ભેળવા ॥ નવહી દરવાજા દીયાજી ॥ ૧૨ ॥
જ્ઞાન મહારસ બોલ્યા ગુરૂ સહદેવ ॥ સ્વામીરાજાસાથુ પતિયેજી ॥ ૧૩ ॥

ભજન ૧૭૭

હું બલહારી તમે વરદાતા ॥ સ્વામી હેત ધરીને જુગ માંડ્યા ॥ ૧ ॥
ના કછુ હોતા તો સબ કછુ કિધા ॥ એ તો સબ કુછ પ્રભુ દિલ ભાવે ॥ ૨ ॥
ના કછુ દેસો તો ના કછુ લેસો ॥ તો વિનરે વાવે શું લોહળશો ॥ ૩ ॥
દસવંત ખાતા હોસે રંજીસ ॥ તો કયારે લિયા સ્વામીના નામ ॥ ૪ ॥
મીઠડુ ખાતા હોસે કળવાસ ॥ તો તમે મીઠા મત રે ખાસો ॥ ૫ ॥
સ્વામીજીકે નામે એક ગ્રાસ ॥ મુનિવરભાઈ અંધા હોકે મત ખાજો ॥ ૬ ॥
બાદલ ફુલે તો એના ધ્યાવે ॥ તો પ્રભુકી ગુંજળી મત ખાજો ॥ ૭ ॥
ચોરી કરે સો પકડ ચલેગા ॥ તો કોઈના કહે જીવ સાદા ॥ ૮ ॥
કુવેકે અંદર ઘડમાળ ચલેગી ॥ તો જેવું લોટી ગલે ધાગા ॥ ૯ ॥

૧૬૦૦

તાંતલે થંબે વાત દેવડાવસે ॥ તો કુ કુ કરીને જીવ દાઝા ॥૧૦॥
કહેત ઈમામશાહ સાંભલો ભાઈ॥ તો મુનિવર વીરા દસવંત દેના ॥૧૧॥

ભજન ૧૭૮

સ્વામીજીકીયાદ કરો ॥ હરદમ સ્વામીજીકી યાદ કરો ॥૧॥
એપીહુ સરસ ગુરૂ આપણા॥ ગુરૂસુ પુછી કરણી કમાવો ॥૨॥
પુરૂષ પાછમ થકી આવસે॥ અને શ્વેત ઘોડો પલાણસે ॥૩॥
સ્વામી જંબુદ્વિપમાહે તખત રંચાવસે॥ હવે મુનિવર મેળા મિળાવે॥૪॥
ફાનીરે દુનિયા તમે જાણીયે॥ એણે મળે તે ઊડાવન સાથ ॥૫॥
ભાઈ તારીરે કાયા છે ડુબાવની॥ તારો હંસ છે ચાલનહાર ॥૬॥
તારીકાયાથી વીર હંસા ફરસે॥ તારે મુશ્કીલ મોલ કરાર ॥૭॥
ભાઈ યમનો દૂત જ્યારે આવસે॥ ત્યારે જીવડો કરસે કબજ ॥૮॥
તારી કાયા મીટીમાહે મળસે॥ ત્યારે મુરખ લાવોન થાય ॥૯॥
ભાઈ છોડાવસે વસતા ઝોપડા॥ તેણે લેઈ મેલસે ઊજડ વાસ॥૧૦॥
સતગુરૂ સહદેવ એમ બોલીયા॥ હવે મુનિવર વૈકુંઠ વાસ ॥૧૧॥

ભજન ૧૭૯

અમીના સીંચના સતગુરૂએ સીંચા॥ તો જાંબુદ્વિપના સરદારોજી॥ ૧॥
ખંડ ગુજરાતને ગામ ગીરમથા॥ તો તેના પાસે સતગુરૂનો ડેરાજી॥ ૨॥
સરરે સોના કેરા કળસ ચઢાવ્યા॥ તો નવ છોગાના રોજાજી ॥ ૩॥
ચંવરે ફેરાતઈયા નુર ઝરતા॥ તો ગુરૂ નર જાહેર મળતાજી॥૪॥
દસવંત દેજોને વાઈકે કમાવો॥ તો જીવ અનંત માલખાતાજી॥૫
સર્વે સોનાકેરા રોજા જો હોસે॥ તો શ્રી નિકલંકી પરગટ આવસેજી॥ ૬
વસમકુંવારી ત્રીભુવનસ્વામી પરણે॥ તો કાયમજી નૈનાથી નિરખેજી॥ ૭
નવખંડના તઈયા મુનિવર મળસે॥ કરણકલ્પના જીવ લેહેજી॥ ૮॥
પાચ સાત નવ બારા જો મળસે॥ તો અનંત કમલાકુંવરને સાથેજી॥ ૯
એમ મહારસ કહે ગુરૂ સહદેવ॥ ગુરૂજી બોલ્યાછે અમૃતવાણીજી॥૧૦॥

ભજન ૧૮૦

પડવે પીરાણામાહે ઈમામશાહ આવ્યારે ॥
હાજરબેગને હજુર સાથે લાવ્યારે ॥ ૧ ॥
બીજે તે બીજી વાત ના જાણીરે ॥
કાકા શાણાએ કિધી વાત અમૃત વાણીરે ॥ ૨ ॥
ત્રીજે ત્રણ ભુવનથી જંબુદ્વિપે આવ્યારે ॥
ભાભારામને મન વૈરાગ્ય દર્શન પામ્યારે ॥ ૩ ॥
ચારે મળીને વાત મનમા લીધીરે ॥
તન મન અર્પીને એસી ભગતી કીધીરે ॥ ૪ ॥
પાચમે પુરી આસ ઈમામશાહ કિધીરે ॥
પેલા ફુલને નમન હાજરબેગને દિધારે ॥ ૫ ॥
છઠે ઊઠયા નર હસ્ત મેળાઈનેરે ॥
તમે જુગ જુગ કરજો રાજ નરબે થઈનેરે ॥ ૬ ॥
સાતમે સમજા શાંતિ બહુ સુ કિધો રે ॥
જેણેના ઓળખ્યા બ્રહ્માના રૂપ તે બહુ દુખીયારે ॥ ૭ ॥
આઠવે આઠમ રૂપ જે કોઈ આવેરે ॥
જેણે આદહથી વળખાન તે સ્વામી પાયેરે ॥ ૮ ॥
નવમે નહી જાઊ દુર વહતે પુરબ હીનેરે ॥
મારા ગુરૂજીને ઝાલી બાહે નર બે થઈનેરે ॥ ૯ ॥
દસો તે દસ દેસ સ્વામી છે ભાળુરે ॥
હું બ્રહ્મ સંદુકને માહે વાસન ગાળુરે ॥ ૧૦ ॥
એકાદશી નિશાણ ગુરૂજી કિધી રે ॥
પાખંડ મેલાવી દુરદો નામની દિનીરે ॥ ૧૧ ॥
બારસે બોધ્યા બોધ કરોડી બારરે ॥
કાગળ નાવે ઊતાર્યા પાર ન લાગી વારરે ॥ ૧૨ ॥

૧૬૦૨

તેરે વલોમી વ મા'સીને રહેવારે ॥

જેણે ના માન્યા વચન પસ્તાવા રહિયારે ॥ ૧૩ ॥

ચૌદે ભુવનનો નાથ આગળ બહુ કળીયારે ॥

જેના પુણ્યતણા નહી પાર સ્વામીજી મળીયારે ॥ ૧૪ ॥

પુનમે પુરણ પુન મારા ફળીયારે ॥

ગાયે વાળને ગોવિંદ દુખડા ટળીયારે ॥ ૧૫ ॥

બોલ્યા ગુરૂ સહદેવ મુશ્કીલ નાહીરે ॥

મારા મુનિવરને રૂળા ભાગ તેહુને મળીયારે ॥ ૧૬ ॥

ભજન ૧૮૧

પહેલે એક સો અનંત અપારા ॥ ઊસકી કળાકા કોઈના લહે પારા ॥ ૧ ॥

સોળ કળા તો ગનતીમે આઈ ॥ અવર કળાની કોઈ ગણતી જો નહી ॥ ૨ ॥

પહેલી કળાતો નિરમળ હોઈ ॥ ઊગતા ભાનુ તમે લેજો જોઈ ॥ ૩ ॥

બીજી કળા તેજ ન લોપે કોઈ ॥ ચૌદે ભુવનમા જાણે સોઈ ॥ ૪ ॥

ત્રીજી કળા શરીરે નહી હોયે સંધા ॥ પુરણ કહીયે નિર્મલ ચંદા ॥ ૫ ॥

ચોથી કળા અંગે થાન જો નાહી ॥ ચૌદે ભુવનમા જાણે સોઈ ॥ ૬ ॥

પાચમી કળા ઊપજે આપો આપ ॥ તેનુ દર્શન કિધે જાયે પાપ ॥ ૭ ॥

છઠી કળા જાતા ન જાણે વાટ ॥ નિર્મળ નિરંજન કહિયે જાત ॥ ૮ ॥

સાતમી કળા નૈન માહે નહી રેખા ॥ નર નિંદ્રા પલખ નહી વસેખા ॥ ૯ ॥

આઠમી કળા પાઈ પદમ જો કહિયે ॥ સુરજ ઊગતા પ્રગટ લહિયે ॥ ૧૦ ॥

નવમી કળા અંગે શ્વેદ પસીના ન હોવે ॥ જે તરફ દેખે તે તરફ મુખ જણાવે ॥ ૧૧

દસમી કળા ભુમીપર પગલા ન હોવે ॥ હીના ઝીના સર્વે એક તન જોવે ॥ ૧૨

અગ્યારમી કળા લંછન ડાવે પાયે ॥ બીજેરી ઈંદ્રિયતીસે નહી વિખયે ॥ ૧૩ ॥

બારમી કળા અપાર બળવંત હોઈ ॥ તીસે દૈત્ય દાનવ નહી લોપે કોઈ ॥ ૧૪ ॥

તેરમી કળા ત્રિગુણ કિધાત જાણે સોઈ ॥ સમર્થ રૂપ તમે લેજો જોઈ ॥ ૧૫ ॥

ચૌદમી કળા ચૌદા વિદ્યાપેઢીયા જાણે॥ જબ ઊપજે તબ વેદ પઢાવે ॥૧૬॥
પંધરમી કળા પંખે પુરા નર હોઈ॥ ચઢતી ઊતરતી કળા તમેલેજો જોઈ ॥૧૭॥
સોળમી કળા સુરજનહારાનર હોઈ॥ જીવ પીંડકા ઊધ્દાર કરે નર સોહી ॥૧૮॥
એવી સોળ કળા જો પુરી હોઈ॥ સાચા નર તમે લેજો જોઈ ॥૧૯॥
ઝુટા જાણો સબ એ સંસાર॥ તે ઝુટમા ઝુટા ડુબસે સાર ॥૨૦॥
સાચા સ્વામીને સેવોસાચસુ॥ સાચે પાવે પૈલે પાર ॥૨૧॥
કહે ગુરૂ સહદેવ ગીનાનસુ જોવો॥ અમરાપુર મળવાના સામલ લેવો ॥૨૨॥

ભજન ૧૮૨ પ્રભાતી

શુભ હુઈ હૈ રે સોનેવાલો ॥ ઊઠ બૈઠને બોલો ચાલો ॥૧॥
ઐસે નિંદમે કૈસા સોના ॥ હૈ ગજબ જાગરણ નહી હોના ॥૨॥
કૈસે પડે હો નિંદકે માથે॥ બાગમે ઊઠકર કયું નહી જાતે ॥૩॥
ફુલયા દેખો બગીચેમે ખીલના॥ પત્તીયાઁ દેખો ડાલીપર હિલના॥૪॥
ચિડીયા દેખો ઊજલી ડાલી॥ પત્તી પત્તી ઔર ડાલી ડાલી ॥૫॥
હૈ ગજબ ઈસ ઓખતકુ ખોવે॥ દુનિયા જાગે ઔર તું કયું સોવે॥૬॥
વખત હૈ અચ્છા સાંસ હૈ બાકી॥ કરલે મુરખ યાદ નારાયણકી॥૭॥
રાત બઢી શામસુ સોવે॥ તીન પ્રહર આરામસુ સોવે ॥૮॥
અબતો ઊઠો છોડકે બિસ્તર॥ ભગવતકા દર્શન દેખો ઊઠકર॥૯॥
જાતી દુનિયા આંખાતો ખોલો॥ બહતી ગંગામે હાત તુમ ધોલો॥૧૦॥
પીહુ નામ જપોરે ભાઈ॥ જો કુછ હૈ તુજમે ચતુરાઈ ॥૧૧॥
પ્રભુનામ જપો દિન રાતા॥ ગૈરકા છોડો દિલસે બાતા ॥૧૨॥
પ્રભુનામસે હૈ નિસ્તારા॥ પ્રભુ નામ હૈ સબસે ન્યારા॥૧૩॥
જીન્હે પ્રભુનામ નહીલીના॥ ફીટ ફીટ ભાઈ ઓ કયા જીના॥૧૪॥
જાત પાત પુસે નહી કોઈ॥ હરીકો ભજનેસે હરકોઈ હોઈ ॥૧૫॥
સતગુરૂ સહદેવ બોલ્યાછેવાણી॥ મારા ભક્તને વૈકુંઠ નિશાણી॥૧૬॥

ભજન ૧૮૩ [ ધોળ ]

અખંડ વરણે હું વરીરે ॥ સતગુરૂ મુઝે પરણાઈરે ॥ મોરે સતગુરૂ ॥ ૧ ॥
તુરીયા તોરણ દ્વાર બંધાઈયે ॥ ત્રિવેણી ત્રિવેણીને માંડવે સારરે ॥ ૨ ॥
તા તો ગૈબી નગારો ગડગડે ॥ તે તો અનહદ બાજાનો ઘોરરે ॥ ૩ ॥
તા તો સતીયા બે ચાર તેડાવજો ॥ સુરત નુરત ક્ષમા દયા આવી સારરે ॥ ૪ ॥
તા તો સતીયો બે ચાર તેડાવજો ॥ સત સંતોષ જ્ઞાન અજંપા જાપરે ॥ ૫ ॥
મારે સતગુરૂ ... મુઝે પરનાઈયા ॥ મને ચૌર્યાચશી ઊતાર્યા પારરે ॥ ૬ ॥
મારો કાચો ... ચુડો કાહાડીયો ॥ અખંડ ચુડો ભર્યો મારે હાતરે ॥ ૭ ॥
અમે નુરાના વસ્ત્ર આપીયો ॥ મારે પંચ આભુષણ સારરે ॥ ૮ ॥
ધવલ સતગુરૂ બ્રહ્માજી બોલીયા ॥ ધવલ બોલ્યા છે જયજયકારરે ॥ ૯ ॥

ભજન ૧૮૪ [વધાવા]

ગોર બ્રહ્માજી ગોર બ્રહ્માજી ભલે હો વધાવના ગાઈયે ॥ ધૃ ॥
આખર વેલા આઈરે મુનિવરો ભાઈ ॥ તેણી કોણ એંધાણી કહિયે ॥ ૧ ॥
કલજુગ વેલા બહુ કઠણ છેરે ભાઈયો ॥ તમે મલી મલી કરણી કમાવોરે ॥ ૨ ॥
ધુંધુઃકારની તે કોણ એંધાણી કહિયો ॥ તો ગુરૂ ઈમામશાહે કથીને સંભળાવીયો ॥ ૩
છત્રીસ જુગ ચૌર્યાયશી ચૌકડી કહિયો ॥ તો ધ્યાન ધરીને એક ઈંડ નિપાયો ॥ ૪ ॥
ક્રોડી ઈંડને સ્વામીયે ત્રિભુવન રંચિયો ॥ તો સરજ્યા બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વરો ॥ ૫ ॥
ત્રણ મુરત એક જ્યોતસુ ખેલો ॥ તો નુર છે જીવનો ગુંહાઈયો ॥ ૬ ॥
આઠ લાખ કરણ સતગુરૂયે ભગતી કિધી ॥ તો તેણી એંધાણી જંબુદ્વિપ દિધીયે ॥ ૭
એતીને ચાલોને આગમ વિચારો ॥ તો ગુરૂ ગત માહે તમે નીત નીત મળો ॥ ૮ ॥
ઘટપાટ થાપીને નુર જો પીજો ॥ તો ખરી દસોંદી તાહા આલજો ॥ ૯ ॥
પાંચ કરોડીશુ પ્રલ્હાદ તારીયો ॥ તો સાત કરોડીશુ હરિશ્ચન્દ્ર રાયે હો ॥ ૧૦ ॥
નવ કરોડીશુ પાંડવ તારીયો ॥ તો બાર કરોડીશુ સતગુરૂ બ્રહ્માજી હો ॥ ૧૧ ॥
અનંત કરોડીશું કમલાકુંવર આવીયા ॥ તો તેણે શિર છત્ર ઢલસેજી હો ॥ ૧૨ ॥
જ્ઞાન મહારસ બોલ્યા ગુરૂ ઈમામશાહા ॥ તો છેલ્લી છે એંધાણી જી હો ॥ ૧૩ ॥

## ભજન ૧૯૫

દિલ વિલોયા નિજબ્રહ્મ મીલા ॥ લંપટ પડદા ખુલા ॥ધૃ॥
તનકી મટકી દુધ ગીનાનો ॥ નેથા જામીન દિનો ॥
ચન્દ્રસુરજ દોરવી બનાયો ॥ સુરત નુરત તનો ॥
સુક્ષ્મમના એથોમાખન નિકલા ॥ લંપટ પડદા ખુલા ॥ ૧ ॥
ઊસ માખનકુ લે છઈ સુક્ષમના ॥ ઈન મીન સુન અસમાના ॥
ઇન સુનમે જાયે સમાના ॥ આપહી આપ જહાના ॥
મિટ ગઈ દુવિધા ભઈ એક સલા ॥ લંપટ પડદા ખુલા ॥ ૨ ॥
બ્રહ્મનામકી જાલ કરકે ॥ ઊપર માખન ધાર દિનો ॥
ઝટી મહીકા અંશ જલાકે ॥ ઘૃતમે ઘૃત સમાનો ॥
ઊઠો ખુસબોઈકા ધમક ચલા ॥ લંપટ પડદા ખુલા ॥ ૩ ॥
સદા સુખી રહો ચવથે પનમે ॥ કામ હી ક્રોધ હરાના ॥
કપટ મનકો ફાડ તોડકે ॥ આપ ભેદ પછાનો ॥
શિવપુરી કહતે ઘટ ચન્દ્ર નિકલા ॥ લંપટ પડદા ખુલા ॥ ૪ ॥

## ભજન ૧૯૬

નિંદ કરતા નિંદ્રા આઈ રે ॥ નિંદ્રાયે ગઈ સારી રાતજી ॥ ૧ ॥
નિંદ કરતા દિન વહી ગયા રે ॥ તો પ્રાણી પડા જમને હાતજી ॥ ૨ ॥
પાછમ બૈઠા સ્વામી રાજા ॥ આગળ દેસે તમને મારજી ॥ ૩ ॥
રખીયાને તારવા સ્વામી આવીયા ॥ તો દૈત્યના કરવા સંઘારજી ॥ ૪ ॥
સુકરીત હોયે તો સંચલો રે વીરા ॥ તો કાહે વલંભો વારજી ॥ ૫ ॥
કાલ કરો તો પ્રાણી આજ કરો ॥ તો કાલ આડો છે કાલજી ॥ ૬ ॥
જેવા મચ્છ તેવા માનવી ॥ તો પ્રાણીકો ચિંતા પડસે જાલજી ॥ ૭ ॥
તીરથ ક્ષેત્રે ભૂતખાના વ્યાપે ॥ તો ધરમ ન રેહે લંગારજી ॥ ૮ ॥
સ્વામી સરોવર અમે પીયાસા ॥ તો સ્વામી તમે ત્રુટો અમે આસજી ॥ ૯

તુહી આદિ અંતનો સ્વામી ॥ તો જંબુદ્વિપમાહે લેસે અવતારજી॥૧૦
સતગુરૂ પ્રસાદે આ સેવક બોલે ॥ તો સ્વામી મારા ગુન્હા માફ કરોજી ॥ ૧૧ ॥

ભજન ૧૮૭

પીહુ ભેદ તત્વ નામ લીજે ॥ ધૃ ॥
પીહુ એક ઈસ ધરતીમાહે ભરીયા ॥ દુનિયા ઊસકી હૈ સાજી ॥ ૧ ॥
એક અવિચલ સર્વેના સ્વામી રાજા ॥ મીટીકી અવર સબ બાજી ॥ ૨ ॥
અપને જીવડાની ચિંતા મુનિવર કીજે ॥ અપને જીવને નરકના દિજે ॥ ૩ ॥
પઢો સુનો દેખો બોલો જૈસા ॥ પણ ભાઈ ભેદ ન જાણો ઐસા ॥ ૪ ॥
વીન ભેદે તમે કરણી કમાવો ॥ મોક્ષ ના પાવો તૈસા ॥ ૫ ॥
મન કુંચી મંદિરમેં રાજા ॥ પેસે ન સકે રે ભાઈ મુનિવરા ॥ ૬ ॥
બીન ગુરૂમંત્રે કોઈ સ્વર્ગ ન લહસે ॥ ગુરૂમંત્ર હૈ કુંચી તેરી ॥ ૭ ॥
બીન ગુરૂમંત્રે સ્નાન સંધ્યા કરાવે ॥ સુનો સો કહુ કૈસા ॥ ૮ ॥
હાત પગ કાયા હૈ સારી ॥ પણ સીર નહી હૈ તૈસા ॥ ૯ ॥
પુષ્પસંગે જેમ મસક સવારે ॥ પીવો જેમ જેમ પાની ॥ ૧૦ ॥
આપ મુરાદા પાક્ષન હોવે ॥ જેઊ કુત્તા પીવે પાની ॥ ૧૧ ॥
પાક પાની ફરમાની હવા ॥ સરવર નદીયા જાની ॥ ૧૨ ॥
આપ મુરાદા પાક્ષન હોવે ॥ જો ધુવે સો પાની ॥ ૧૩ ॥
એક પાની જે સર્વે નદીયા ॥ દુજા કુવા વખાની ॥ ૧૪ ॥
ત્રીજો શહરોભીતર પાની ॥ સોભી ગંધા પાની ॥ ૧૫ ॥
સતગુરૂકે કહિયે જે ચાલે ॥ તો સ્વર્ગ મુકામ પાયા ॥ ૧૬ ॥
અનંત રૂપે જો આપ કીયા ॥ સો પીહુ એક સાથ પતીજે ॥ ૧૭ ॥

ભજન ૧૮૮

પ્રભુજી તોરા ડર લાગો એક દિનકો ॥
એક દિનકો રે ઘડી પલકો ॥ સૈંયાજી તોરા ડર લાગો એક દિનકો ॥ ૧ ॥

કાયા મટીકા ઘડા ઘડિયો ॥ ફૂટતા ન લાગે વેરનકો ॥૨॥
કાયા તેરીહે ફુલનકી વાડી ॥ ભૃગ થરે હરીયા બનકો ॥૩॥
માયા ફુલડે જીવતુ લોભીયો ॥ સ્મરા નહી આત્મરતનકો ॥૪॥
જીસ દિન સ્વામી પ્રલયરથાસે ॥ લેખા લેસે તીલ તીલકો ॥૫॥
અપરાધીજીવ તો અગનીમા જલસે ॥ કર્મભોગ ન ટળે કિસકો ॥૬॥
જીકરકરીને જો સ્વામીને ધ્યાવે ॥ બ્રહ્મજ્યોત જાગી તીસકો ॥૭॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥ ઐસા હવાલ એક દિનકો ॥૮॥

ભજન ૧૮૯

હરી બોલો હરી બોલો હરી બોલો જના ॥
પ્રભુ ચરણી ચિત્ત લાવી રે મના ॥૧॥
જઈ મુલને મગને હોતો માતા ગર્ભી ॥
તઈ તોયે કેમ સંભારૂ ગોવિંદ ॥૨॥
સંસારમા આવીને માયામા ભુલીયો ॥
સુખ દુઃખ ભોગમા ફસાઈ પડીયો ॥૩॥
સુખને દુઃખ એ તો કર્મના ફલ છે ॥
હરી ભજન વિના તે નહી ટળસે ॥૪॥
જાકે નામથી ભવસાગર તરીયો ॥
તેણે જપતા આલસ કેમ કરીયો ॥૫॥
કહેત ઈમામશાહ સુનો મોરા ભાઈ ॥
ગુરૂ ચરણ વીના મુગતી ના હોઈ ॥૬॥

ભજન ૧૯૦

શહેર વરજા ગામ સ્વામી મારા તખત રંચાવ્યાજી ॥
તો નવ ખંડ ઊપર સ્વામી મારા ગુટાજી ॥૧॥
ગુરૂ ઈમામશાહ ગુરૂ મારા મંદિર સિધાર્યાજી ॥
તો હેતે પ્રીતે સ્વામી મારા મળીયાજી ॥૨॥

ગુરૂયે આપી દસવંતને માંગી આશિષજી ॥ તો ગુરૂયે કિધી કૃપા અપારજી ॥ ૩

સોનાની ફુલડી ગુરૂશુ વધાવાને ચાલી ॥ તો દુધે પખાલ્યા ગુરૂજીના પાયજી ॥ ૪

ભાઈ તે પુછે મારા જીવના ગુરૂજી ॥ તો મારા સ્વામી શું શું કહિયાજી ॥ ૫

મારાસ્વામીના વચન અમને સંભળાવોજી ॥ તો કીયે કરતવ જીવડો છુટેજી ॥ ૬

ખરીદસોંદ દે મારા રખેશર વીરાજી ॥ તો હાલ વાયકે જીવડો છુટે જી ॥ ૭ ॥

ખરીદસોંદ અપનો ગુરૂજીની પુજાજી ॥ તો સાચી કરણીયે જીવડો છુટેજી ॥ ૮ ॥

ગરભ વાસની દિધી વાચા પાલસોજી ॥ તાહાલગી જીવડા અપનાન છુટેજી ॥ ૯ ॥

જેની વાણી છે વાજીંત્રને ટળે આ ફેરાજી ॥ તો સતગુરૂનામે મુનિવર ચઢસેજી ॥ ૧૦

સતગુરૂનામે તમે સાચુ કરીને સ્મરોજી ॥ તો એવા લાડ સ્વામી લડાવસેજી ॥ ૧૧

ભજન ૧૯૧

સોરટ માહે હો સંચર્યા ॥ ચઢી ગયા ગડ ગિરનાર ॥
ગંગા ન્હાવો રે માહે ગોમતી ॥ તે નર ગયા જન્મ હાર ॥ ૧ ॥
સાધુ હુઆ કેમ જાણીયેરે ॥ ન મિટે મનકી ભ્રાંતરે ॥
પ્રાણ પુરૂષ ખોજા નહિ ॥ પાયો નહી એક તત્વરે ॥ ૨ ॥
તેલ કઢઈમાહે કડકડે ॥ માંહે દિસે છે ચન્દ્ર ॥
દિસે પણ દાઝે નહી ॥ એવા સરસ ગોવિંદ ॥ ૩ ॥
એક બુંદ પાઊળ તણો ॥ સત્ત સમુદ્ર નહી તોલ ॥
જગ સારા પ્યાસા ફીરે ॥ પીવે સિંચન હારરે ॥ ૪ ॥
વન જો ગયા અર્જુન ના છુટે ॥ તજીયા અન્નને વસ્ત્ર ॥
ઘર જો માહે અર્જુન બંદ નહી ॥ કીં હોવે નિહંચલ મન ॥ ૫ ॥
જલમાહે વસેરે કમલની ॥ ઊદકે પ્રવેશ ના થાયે ॥
એવા ચિન્હ મારા દાસના ॥ હું તો કહું છું નિર્ધાર ॥ ૬ ॥
એક દિવો આકાશી જલે ॥ બીજો ગડ ગિરનાર ॥
ત્રીજો દિવો તત્વ પામસો ॥ બોલ્યા છે કૃષ્ણ મુરાર ॥ ૭ ॥

ભજન ૧૯૨

સતગુરૂ આવો દેશ અમારડે ॥ જહા છે સદા વસંત ॥
સદકે વરણના ફુલડા ॥ તેહનો ન આવે અંત ॥ ૧ ॥
મૃદંગ વાજે વન મુંડે ॥ અને મુખ વીન ગાયે ગીત ॥
રચેણી દિવસ નવ મલે ॥ તાહા નહી ઊષ્ણાને સીત ॥ ૨ ॥
ઈન્દ્રીય ગોચર નહી ॥ નહી કાલને કરમ ॥
પવન પ્રવેશ ન કરે ॥ અને જહા છે પરબ્રહ્મ ॥ ૩ ॥
સંતજન તાહા મેલો કરે ॥ જહા નહી બિંદુ ને નાદ ॥
ત્રિગુણાતીત તહા મલે ॥ જો મેટે અહંવાદ ॥ ૪ ॥
આકાશથી રે ઊચેરડુ ॥ તેણુ નહી રે નામ ॥
સેજ સુનના લીયે ॥ અને પેખુ પુરણ ધામ ॥ ૫ ॥
ગુરૂ ગમ વીના નવ પામીયે ॥ અને વાટ કઠણ સદકેરી ॥
કીડી પગ દેઈ ન સકે ॥ એવી સાકડી સેરી ॥ ૬ ॥
મન મરદી મરજન કરે ॥ તારે જ્યોતિ તે ભાલે ॥
ઝગાકાર તાહા થઈ રહો ॥ પાછા કોઈ નવ વલે ॥ ૭ ॥
ગગન હિમાલે જે ગલા ॥ તે તો જાયે ન આવે ॥
પરમાનંદ પ્રભુ પેખતા ॥ વસ્તુમા વસ્તુ સમાયે ॥ ૮ ॥

ભજન ૧૯૩

સર્વે જુગ પહેલા સત ધર્મ પેદા કર્યા રે ॥
એમણે સાથા કરી સેવ્યા તે નર પાર ઊતર્યા ॥
ક્રિયા ચિત્તે ધરો, આને પંથે મળો, આને ધર્મે મળો ॥
જો ધર્મે ધ્યાવો વીરાભાઈ વૈકુંઠમા જાવો ॥ ૧ ॥
આવો ને સતીયારા ફળ લ્યો આવા રૂડા રતને વણઝોરે ॥
એથી લાભ ઘણેરો તેથી પાર ઊતરો ॥

૧૬૭૦

ક્રિયા ચિત્તે ધરો આણે પંથે મળો આણે ધર્મે મળો ॥
જો ધર્મે ધ્યાવો વીરાભાઈ વૈકુંઠમા જાવો ॥૨॥
ત્રણે જુગના ભુલ્યા જીવ છેલી સંધે મળીરે ॥
આજે કલજુગના ભુલ્યારે પાપી પરલે જશો ॥
ક્રિયા ચિત્તે ધરો આણે પંથે મળો. આણે ધર્મે મળો ॥
જો ધર્મે ધ્યાવો વીરાભાઈ વૈકુંઠમા જાવો ॥૩॥
આ દેયોને દસોંદ પંચભુ આત્માવશ કરોરે ભાઈ ॥
એમ બોલ્યા સતગુરૂ સહદેવ સતિયારા ફળલ્યો ॥
ક્રિયા ચિત્તે ધરો આણે પંથે મળો,
આણે ધર્મે મળો ॥
જો ધર્મે ધ્યાવો તો વીરાભાઈ વૈકુંઠમા જાવો ॥૪॥

ભજન ૧૯૪

ધન્ય ધન્યરે સ્વામી તોરા પંથ ॥ નારાયણ તોરા ધરમ ॥
તો રખેશર જીવના ઉધ્ધાર હુવા ॥૧॥
ધ્યાવો ધ્યાવો રે આવા સતને ધરમ ॥ રૂડા સતને ધરમ ॥
તો પાપને રે તમે પરહરો ॥૨॥
લોડો લોડો રે આપણા સ્વામીના દર્શન ॥ આપણા હરીના દર્શન ॥
તો ગડરે અમરાપુર મહાલશો ॥૩॥
ગુણવંતા નર અને અગોચર નાર ॥ અગોચર નાર ॥
એક અવગુણ થકી વીરાભાઈ દુર રહિયે ॥૪॥
ફળયા ફળયારે તમારા હો વચન ॥ તમારા હો વાચક ॥
તો હંસા ટબુકે નુરે ભર્યા ॥૫॥
દસમે સ્વામી મોરે તખત રંચાવ્યા ॥ દેવે રૂપ ધરાવ્યા ॥
તો બેઠા શિર છત્ર ઢળાવી ॥૬॥

ગીનાન અમીરસ બોલ્યા સતગુરૂ બ્રહ્મા ॥ સૃષ્ટી ગુરૂ બ્રહ્મા ॥
તમે મેળેરે મળોને તમે નરહરી ॥ ૭ ॥

ભજન ૧૯૫

એજી મેહેર મેહેરામત કરોસેરે સ્વામી ॥
સ્વામીની સેવા કરે સબ કોઈ ॥ ૧ ॥
એજી વાગે ધમધમાને સેનરે સણગાર્યા ॥
સ્વામીને શબ્દ મળ્યા સઊ કોઈ ॥ ૨ ॥
એજી તરસે પુકારે જેમ નીરને પપૈયા ॥
ગુરૂના દર્શનના રે ઊમૈયા ॥ ૩ ॥
એજી વાડીના રોપ ઊખેડી ના નાખો ॥
એવડો ક્રોધ ના કિજે મેરા સ્વામી ॥ ૪ ॥
એજી આઠ નવ માસ ઊદરમા રાખ્યો ॥
દસમે બંધ કઠોડી થી છુટયો ॥ ૫ ॥
એજી પેટે આવ્યા સોતો પુત્રન કહિયે ॥ એ તો કોઈ દુશ્મનને કોઈ દાણી ॥ ૬ ॥
એજી પુત્ર તેજે વાદ ના ખેલે ॥ જીવને નારે પાડે જંજાળ ॥ ૭ ॥
એજી પુત્રવિના તો ધન સૈપિયારાં ॥ જેમ દિવડા વિના ઘોર અંધારા ॥ ૮ ॥
એજી જામો ધર્યો સ્વામીજીયે વિલંબના કીજે ॥ સ્વામીના જીવડાને થરનહી કોઈ ॥ ૯ ॥
એજી ગીનાન અમીરસ ભણે ગુરૂ સહદેવ ॥ ગુરૂ બોલ્યા છે અમૃત વાણી ॥ ૧૦ ॥

ભજન ૧૯૬

તુજનેરે વાજેરે વીરાભાઈ તાજણો ॥ અને તો તારૂ કાઈ કંપેરે શરીર હો ॥ ૧ ॥
વેળા છે વસમીરે વીરાભાઈ વાટડી ॥ અને આ સતપંથ છે કાઈ ખાંડાકેરી ધારહો ॥ ૨
આણી આણી વાટડીયેરે ભાઈ લાખો ગયા ॥ અને ગયાતે અતુલીબળ રાજા કર્ણહો ॥ ૩
મોટે મરણની વાટડીયે વીરાભાઈ લાખો ગયા ॥ અને ગયાતે રાવણ સરીખા મીર હો ॥ ૪ ॥
કાયાની વાડીરે વીરા દિસે કારમી ॥ અને કારમી છેરે ભાઈ સઘળો સંસાર હો ॥ ૫ ॥

 

માટે આણીઆની કાયાયેરે ચોરીના કીજીયે ॥ અને ચોરી કીજે હોયેરે વણાસ હો ॥ ૬
આંની આનીજીભાયેરે જુઠુ નવ બોલીયેરે ॥ અને જુઠુ બોલે હોયેઊણીઆચારીહો ॥ ૭
આંલોભેને લાભેરે જીવ તુ કયા ભુલીયેરે ॥
અને એક થર રેહેસે સાચાસાહેબનાસતીયાર હો ॥ ૮
આ જંતરડામા ઘાલીરે જીવ તને કાઢસે ॥
અને એક એક ગુનો પુછાસે સો સો વાર હો ॥ ૯ ॥
આ ખાલડીયું ચુંટાશે રે ઊનેઊને સાણસે રે ॥
અને પોકારીયો પાડે કાઈ ગમાર હો ॥ ૧૦ ॥
આ પાપને ધરમેરે તાળાશે વીરાભાઈ ત્રાજવે ॥
આપણાસતગુરૂ બ્રહ્માજી છે કાઈ તોળણહાર હો ॥ ૧૧ ॥
એવા એવા વીતકડારે બંદા શીર ઊપર બીતસે ॥
તો એ આસતપંથ છે કાંઈ ખાંડા કેરી ધાર હો ॥ ૧૨ ॥
સ્વામી તમે છો માતાને તમે છો પીતા ॥ અને તમે છો કાંઈ કુટુંબ પરિવાર હો ॥ ૧૩ ॥
ગીનાન બોલ્યારે ગુરૂ ઈમામશાહા ॥ સ્વામી તમે છો ગુન્હા છુડાવન હાર હો ॥ ૧૪ ॥

ભજન ૧૯૭

પ્રગટ વેળારે આવી ઢુંકડી ॥ માંડ્યા છે ઘટને પાટ ॥ ૧ ॥
પીવણહારે અમી પીધા ॥ ગાફલ પીધા છે નીર ॥ ૨ ॥
પાચ કરોડી પ્રલ્હાદે અમી પીધા ॥ દસે પીધા છે નીર ॥ 3 ॥
સાત કરોડી હરિશ્ચન્દ્રે અમી પીધા ॥ ચૌદે પીધા છે નીર ॥ ૪ ॥
નવ કરોડી યુધિષ્ઠિરે અમી પીધા ॥ અઢારે પીધા છે નીર ॥ ૫ ॥
બાર કરોડી સતગુરૂયે અમી પીધા ॥ ચોવીસે પીધા છે નીર ॥ ૬ ॥
આણેરે ઠાણેરે વ્હેલા આવજો ॥ લાવજો ખાંડ ને ખીર ॥ ૭ ॥
ગીનાન બોલ્યારે ગુરૂ ઈમામશાહ ॥ ચેતો તમે ચેતનહાર ॥ ૮ ॥

૧૬૧૩

ભજન ૧૯૮

કે જીરે ભાઈ સ્વર્ગભુવનથકી ઈટ જો લાવ્યા ॥
ગોરે લાવ્યા છે જંબુદ્વિપ માહેજી ॥ ૧ ॥
કે જીરે ભાઈ ઈટ લાવીને ગોરે હજુર રાખી ॥
ગોરે રાખી છે ઢોલીયાને હેઠેજી ॥ ૨ ॥
કે જીરે ભાઈ ઢોળીયા ઊપર તપ ગુરૂજીના કહિયે ॥
ત્યા નીત નીત ગોઠજ કીજેજી ॥ ૩ ॥
કે જીરે ભાઈ ગુપત કામ મારા મુનિવરને સોપ્યા ॥
તમે મન ભાવે રૂખેસર આવોજી ॥ ૪ ॥
કે જીરે ભાઈ અહીંના મોલના તમે નામ ના જાણ્યા ॥
તો ગુરૂજીના તખત પરમાણોજી ॥ ૫ ॥
કે જીરે ભાઈ નુરની કોઠડીયે નર નિકલંકી બેઠા ॥
તમે જુઓ જુઓ ગીનાન વિચારીજી ॥ ૬ ॥
કે જીરે ભાઈ આખરીત વેળા જ્યારે જાહેર કરસુ ॥
તો તે તમે સહી કરી જાણોજી ॥ ૭ ॥
કે જીરે ભાઈ ગીનાન અમીરસ બોલ્યા ગુરૂ સહદેવ ॥
ગુરૂ બોલ્યા છે ઊંચજ માહેજી ॥ ૮ ॥

ભજન ૧૯૯

ધરમીને લાધ્યોરે લાખેણા ફૂલડા ॥ અને રહસે તે કેટલાક વારજી ॥
વેળા તે પહોચીને ફૂલડા વણસસે ॥ તે જઈ સોપો દેવને દરબારજી ॥ ૧ ॥
વીરા ભાઈ રે શું શું વૃત આદર્યા ॥ અને મુરખને ન લાગ્યો પંથનો ભેદજી ॥
સીધા ને વ્રતરે વીરાભાઈ શીરધર્યો ॥ આપણા રખેશરને લાગ્યો પંથનો ભેદજી ॥ ૨ ॥
હેજી નદીને કિનારે રે વીરાભાઈ રૂખડા ॥ અને રહેસે તે કેટલીક વારજી ॥
આપવનને પાણી આવે ડોલતા ॥ તે તો લઈ જાસે ડાલ સમુલાજી ॥ ૩ ॥

૧૬૦૧૬

૧૬૧૪

એજી કાયાની વાડી વીરાભાઈ દિસે કારમી ॥ અને રહેસે તે કેટલીકવારજી ॥
જેના તુંબારે જારી જાઝરા ॥ તે કેમ કરી ઊતરસે પારજી ॥ ૪ ॥
એજી સાચા ને સુકરીત તેનર ઊતરી ગયારે ॥ અને ડુબવા લાગ્યા જેને શિર ભારજી ॥
એજી સંગાળશાયે વધેર્યો કુંવર કેલઈયો ॥ પાચ પાંડવે ભોગવ્યા વનવાસજી ॥ ૫
નળરાજા દમયંતી મેલીનાસી ગયા ॥ રામે મેલ્યા સીતાને વનવાસજી ॥
એજી કઠિયારો વેચેરે કાઠી લાકડા ॥ અને હરિશ્ચન્દ્ર વેચે ઘરની નારજી ॥ ૬ ॥
તેડા આવ્યારે સાચા સાહેબના ॥ તે લઈ જાશે ક્ષણ એક માહેજી ॥
નાયોલે સેવક બોલ્યા વિનંતી ॥ મારા ગુરૂબિના ઘડી ના રહેવાયજી ॥ ૭ ॥

ભજન ૨૦૦

સેટભણે તમે સાંભળો વાનોત્રા ॥ લાડ લુદા એવ્હારત કરજોજી ॥ ૧ ॥
દૂરગયા આપન દેવસુ મળસુ ॥ દિધા વચન ચિત્તમા ધરજોજી ॥ ૨ ॥
માયા પુંજી પાસે રાખો ॥ જમસુ કરો વહેવારજી ॥ ૩ ॥
થોડુ થોડુ લીજો દીજો ॥ વાટ વિચારીને ચાલોજી ॥ ૪ ॥
ભાર ભર્યા જેમ થોડુ ચાલો ॥ પંથ વિચારીને ચાલોજી ॥ ૫ ॥
દાહે છેતન તને દેઊ શિખામણ ॥ ઘણી ઘણી લોભ ઊપાયોજી ॥ ૬ ॥
ગોપ આગોપ બહુ દિન આવ્યા ॥ માતા પિતા વેણ પાળોજી ॥ ૭ ॥
કેટલેક દાહે નગર પોચતા ॥ સેઠ થઈને બેઠાજી ॥ ૮ ॥
મોઠી પેઢી મોટા એવ્હારત ॥ મોઠા મંદિર જો પાયાજી ॥ ૯ ॥
મારો મારો કરીને સગરો કિધો ॥ લોભા હયામા પડિયાજી ॥ ૧૦ ॥
પાને ફુલે સેજ બિછાયા ॥ તીરથના કિધા કાહિજી ॥ ૧૧ ॥
સેઠજીના જીમ લેવા આયા ॥ બૈગી ગુમાના ચાલોજી ॥ ૧૨ ॥
ઊતાલા કુંથી રહીવા પામ્યા ॥ શેઠ ચાલ્યા રીતે હાતેજી ॥ ૧૩ ॥
કુટમ પરિવાર મળી વળન વળાયા ॥ કુટી હંડી આ તેજી ॥ ૧૪ ॥
કુટમ પરિવાર મળી વળન વળાયા ॥ કીધા કામાલોળાણી ॥ ૧૫ ॥

પૂર્વ જન્મના વહીના નામા ॥ વહી વગત સુલ્યાજી ॥૧૬॥
સેટ વાનોતર લખેજ બેઠ્યા ॥ દઊત કાગળ હાતેજી ॥૧૭॥
પાને પાને પાપ લખાયા ॥ ધરમ ન અક્ષર સુજેજી ॥૧૮॥
હિસાબ દેતા જીભકુ ચાવે ॥ વહી વાચતા ધ્રુજે જી ॥૧૯॥
પાને પાને ખોટજ પાઈ ॥ સર્વે દિસે દિવાળજી ॥૨૦॥
પાને પાને સેજ તુલાઈ ॥ વ્રત ન કિધા કાહીજી ॥૨૧॥
મોઠી પેઢી મોઠા એવ્હારત ॥ કુડા કાંધળ ભારીજી ॥૨૨॥
મોઠા એવ્હારત મોઠી પેઢી ॥ પંસજ દાટી મારીજી ॥૨૩॥
એક ઊત્તર સ્વામી મજને પડિયા ॥ સહુ કુડી મળી ખોદોજી ॥૨૪॥
ગીનાન મહારસ બોલ્યાગુરૂસહદેવ ॥ પાતક નામે વાળોજી ॥૨૫॥

ભજન ૨૦૧

ત્રણ જુગના જીવડા ઘર જાઈ પોહ્તા ॥ તમે વેદ વાઈક ચાલોજી ॥ ૧ ॥
ચવથો જુગ કળજુગને કહિયે ॥ પ્રભુ માણસ રૂપે આયાજી ॥ ૨ ॥
મનમા ભાવ ધરીને ભક્તિ કરો ॥ ગુરૂ બ્રહ્માજીનો નામ પછાનોજી ॥ ૩ ॥
ગુરૂ બ્રહ્માને સ્મરો તો તારીજીકરી ॥ તેની જીકરીત જીવડો છુટેજી ॥ ૪ ॥
તારો હોય સો તુ ભાવ રાખો ॥ આગળ સાગર પાર ઊતારેજી ॥ ૫ ॥
રાત દિવસ તમે આવી મળો વીરા ॥ એ ઝલક એળો છે વારોજી ॥ ૬ ॥
ચેતનહારા તમે ચેતી સકો વીરા ॥ તારા વળતા જીવ પસ્તાસેજી ॥ ૭ ॥
તન મન સેવે ગુરૂને પાય લાગો વીરા ॥ અનંત ફળ મળી જાસોજી ॥ ૮ ॥
દુનિયા રે ફુનયા ઊડી કરીજાયે ॥ તારા દેખત દિન જાસેજી ॥ ૯ ॥
અનંત કરોડીનો ભરણ ભરાવસે ॥ તમે સૌ સંગે ચાલો સાથેજી ॥ ૧૦ ॥
કહે ગુરૂ બ્રહ્મા રખેશરા જીકીર કરો ॥
એને જીકરીત જીવડો છુટેજી ॥ ૧૧ ॥

ભજન ૨૦૨

નિંદ્રા તજો વીરા ભાઈ ॥ તમે ગીનાન વિચારો મોરા ભાઈ ॥ ૧ ॥
ટાણું ટાણુ મિઠડુ બોલીયે ॥ ગુરૂ ગત ગંગાને ભાવે મોરા ભાઈ ॥ ૨ ॥
જેહુના હૃદયમા સાચા સાઈ વસે ॥ તે હુને નિંદ્રા નહી આવે ॥ ૩ ॥
જેહુના હૃદયમા મિઠા ગુરૂ વસે ॥ તે હુને આન ના ભાવે ॥ ૪ ॥
દાન ના દિધા રે વીરા તે તો ॥ રહેસો દેવ લોકથી દૂર ॥ ૫ ॥
આલજો આલજો સાચા સાદને ॥ તે તો ઊતરો પેલે પાર ॥ ૬ ॥
સાકળી સેરીમા ગુરૂ મળ્યા ॥ અમર લોકસુ વેહેવાર ॥ ૭ ॥
નમી નમી કાઠડો કાઢીયે ॥ ગુરૂજીને કરો પ્રણામ ॥ ૮ ॥
વન વન અગર ન નીપજે ॥ જળ જળ કમળ નહી હોયે ॥ ૯ ॥
ગીનાન બોલ્યા ગુરૂ ઈમામશાહ ॥ ગુરૂના ભાખ્યા ગુટા ન હોયે ॥ ૧૦ ॥

ભજન ૨૦૩

અર્જુન ભુલા ભુલા રે ભરમે તુ કાં ભમે ॥ આગળ જુવે તો અંધકારજી ॥
જગમાહે કોઈના કેનુ નહી ॥ તુ તો કા કરે છે અહંકારજી ॥ ૧ ॥
પેલો દાઢો માતા ચંડાલી ॥ એ તો બીજે દાઢે બ્રહ્મહત્યારી હોયે ॥
ત્રીજે દાઢે તે ધોવન રજકી ॥ ચૌથો માણસને અધકારી જોયે ॥ ૨ ॥
પછે તેઊજલ રૂપેજ લુનીમાહા જ્યારે વશો ॥ તાહા મલી સપ્ત ધાતજી ॥
તેમા ત્રણ ધાત તે કહોયે તાતની ॥ અને ચાર ધાત કહિયે માતજી ॥ ૩ ॥
ઊતપત પેલે માસે તે અંડુ નિપજે ॥ બીજે માસે તે કરે સીરનો આકારજી ॥
ત્રીજે માસે તો હાતપગ ઊતપત હુવા ॥ ચૌથે માસ થયો વિસ્તારજી ॥ ૪ ॥
પાચમે માસ તે ઊપજા જાવલે ॥ એ તો છટે માસ નખ આ[illegible]રે કેસજી ॥
એ તો સાતમે માસ સર્વે નિપજુ ॥ દારૂણ થયો માનવી વેસજી ॥ ૫ ॥
તારે આઠમે ગીનાન એહદ હુઈ ॥ તારે હુવો કૌલ પ્રકાશજી ॥
અમે ચરણ સેઊ રઘુનાથના ॥ અમે થઈ રહિશું તમારા દાસજી ॥ ૬ ॥

દેવે નવ દસ માંસે બાહર કાહાડીયો ॥ ભુંડા વિસર્યા રઘુનાથજી ॥
જુગમા હું હું કરતો આવીયો ॥ લાગો માયાનો પ્રકાશજી ॥૭॥
તારે માતા એ કહે પુત્ર મારો ॥ બેન કહે મારા બંધવજી ॥
ભ્રાત કહે છે ભાઈ જો મારો ॥ એમ વેંચાયો નર શરીરજી ॥૮॥
અધારૂ કહે છે મારો નિશાળીયો ॥ ગુરૂ કહે છે મારો યજમાનજી ॥
સેટ કહે છે વાનોતર મારો ॥ તેન કા ટલી તત્વ નિશાનજી ॥૯॥
કાકા કહે ભત્રીજો મારો ॥ એ તો મામા કહે છે ભાનજાજી ॥
નારી કહે છે ભ્રતાર મારો ॥ તેના છોરૂ તાતસુ નેહજી ॥૧૦॥
તાત કહે છે પુત્ર મારો ॥ મારા સગાકો સગો થાયજી ॥
ઠાકર કહે છે મારો વલગુ ॥ જેહેની વરતન ખાયોજી ॥૧૧॥
એમ કરતા પ્રાણ છોડીયો ॥ તારે તત્વ કહે આવ્યો આહારજી ॥
તાહા શાને તે સામુ જોઈ રહ્યા ॥ તારે પંખી બાઓ કરે છે વિચારજી ॥૧૨॥
શ્રીકૃષ્ણજી કહે અર્જુન સાંભલો ॥ એકસત છે શ્રીહરીનો નામજી ॥
અર્જુન અવસર લેજો ઓળખી ॥ તો દેવ આપે વૈકુંઠ ઠામજી ॥૧૩॥

ભજન ૨૦૪

બાઈ માણસને સાત દિવસના રજસ્વલા સુતકનું વર્ણન.

કૌલ દઈને જીવતુ આવીયો ॥ ઊદર વસીયો નવ દસ માસજી ॥૧
સમરણ કિધારે ત્યાયે સ્વામી તણા ॥ બાહેર જાઊતો કરૂ જપતપજી ॥૨॥
બાહેર આવ્યો ત્યારે ભુલી ગયો ॥ વીસાર્યો સ્વામીજીનો કૌલજી ॥૩॥
લોભ સ્વાર્થે જીવડો વળગી રહ્યો ॥ ના ઓળખ્યા સરજન હારજી ॥૪॥
ક્રીયાવો આછી વીરાભાઈ પાલજો ॥ ક્રિયા વીના શુધ્ધ ના થવાયેજી ॥૫॥
પહેલેરે દાહેરે નારી શંખની ॥ ન્હાઈ ધોઈ દુર રહેનાજી ॥૬॥
બીજોને દહાડોરે જાય ચંડાળણી તણો ॥ કલીકાલમા કોઈ અન્ન ના ખાયેજી ॥૭॥
ત્રીજોને દહાડોરે જાય ધોબણી તણો ॥ ન્હાઈ ધોઈ દુર રહેનાજી ॥૮॥

ચોથો રે દહાડે જળપાણી ભરે ॥ પાચમે દહાડે મનુષ્યાનારજી ॥૯॥
છટે દહાડે ગૃહસ્થાશ્રમ પાલશે ॥ સો સત્યવંતીનાર કહેવાયજી ॥૧૦॥
સત્યવંતી નાર સહુને પીરશે ॥ જમો જમો ઋષીવર વીરજી ॥૧૧॥
સાતમે દાહાડે સુતક ઊતરે ॥ આઠમે ઊતાર્યું ના જાયજી ॥૧૨॥
ક્રીયાવો આછીરે વીરાભાઈ પાલજો ॥ ક્રીયાવિના કામ શુદ્ધના થાયેજી ॥૧૩॥
ક્રીયાના હીના નર નારી પામલા ॥ સ્વર્ગ દેખી દેખી પસ્તાએજી ॥૧૪॥
પવન વેગી ઘોડા ઋષીવરને બેસણે ॥ સત્યવંતીને ફુલવેગી વેહેલુજી ॥૧૫॥
પેહેલીને ચઢેરે સ્વામીની સ્વારીયા ॥ ઋષીવરને નારી વધાવવા જાયેજી ॥૧૬॥
ગુરૂ ઈમામશાહ વાણી ઓચરે ॥ સાંભલો ભાઈ ઋષીવર ગીનાનજી ॥૧૭॥

ભજન ૨૦૫

લાઈસુતક પાલનનું તથા શરીરશુદ્ધિ અર્થે ક્રીયાનું વર્ણન.

જે સુતક લાઈ રાખીને ગતમાહે આવે ॥ તે તો પાપ લેઈને જાવેજી ॥ ધૃ ॥
ચારે જુગના પાપજ લીધા ॥ તે કેમ કરી ટલીયા જાવેજી ॥
પ્રભાતે તેનું મોઢું ના જોઈયે ॥ જે કોઈ સુતક લાઈયે ભરા રહેસેજી ॥ ૧ ॥
હેત કરીને મીલતા કરતા ॥ અને કરતા તે હરીસુ પ્રીતજી ॥
સુતક લાઈ રાખી હરીને સેવે ॥ તે તો ઊભા નરકે જાવેજી ॥ ૨ ॥
ચાર વખતમાહે મલતા ॥ અને જે સુતક લાઈ નહી પાલેજી ॥
આશિષ કહાનુ તેનુ ફલ જાયે ॥ અને આપે તે ઠાલા થાયેજી ॥ ૩ ॥
ચારે તે જુગના ઝુટા પડા ॥ તોયે ના આવી સાનજી ॥
તીરથ દેવ ઘણેરા સેવા ॥ અને સુતક લાઈ નહી પાલાજી ॥ ૪ ॥
ઘટપાટ વેલાયે મલતા કરતા ॥ અને તાહા દેતા ગુરૂને દાનજી ॥
જે દાન પુણ્ય સર્વે હારા ॥ જેણે સુતક લાઈ નહી પાલાજી ॥ ૫ ॥
ચાર સુતક લાઈ મોટા કહિયે ॥ અને સાંભલો તેનો વિચારજી ॥
છો દાડા લાઈ સુતક પાળો ॥ તમે પેલા તે તેણે ટાલોજી ॥ ૬ ॥

બીજુ લાઈ સુતક ચાલીસ દાહાનુ કહિયે ॥ તેણે તે તમે ટાલોજી ॥
તે તો મંત્ર ભણા વીના ટલે નહી ॥ તમે તેનો કરો વિચારજી ॥ ૭ ॥
ત્રીજુ લાઈ સુતક નહાવાનુ કહિયે ॥ તમે તેનો કરો વિચારજી ॥
તે નાહા વીના તો ઊતરે નહી ॥ અને તમે તે કાયે ભુલોજી ॥ ૮ ॥
ચોથુ લાઈ સુતક પરઘરનું ॥ તમે તેનો કરોને વિચારજી ॥
પર ઘર જમીને જીવ આવે ॥ તે તો મંત્ર ભણાવીના કેમ ટલેજી ॥ ૯
ચારે સુતક તમે એવારે જાણો ॥ તે તો લોડો તમે જમાતજી ॥
એક બીજાની લાલચે ભુલો ॥ તે તમે કેમ કરી અનંત પામોજી ॥ ૧૦ ॥
સુતક ટાલી તમે ગત માહે આવો ॥ તમે આસા અનંતની રાખોજી ॥
સંસારની જો તમે સરમ કરસે ॥ તે તો થાસે દૈત્યની જોડજી ॥ ૧૧ ॥
બત્રીસિ સુતક લાઈ બીજા જાણો ॥ તે તો એક એક સેવકને પાસેજી ॥
મંત્ર ભણાવીના તે ઊતરે નહી ॥ તે તો આખરે નરકે જાવેજી ॥ ૧૨ ॥
બત્રીસ મંત્રની જનોઈ પેરો ॥ સો ક્રિયાની માલા કરો તમે હાથજી ॥
મનની માલા વીના તે ઊતરે નહી ॥ તે તો ગુરૂજી કહે છે પુકારજી ॥ ૧૩ ॥
પેલી ગુરૂની ક્રિયા કરીયે ॥ પછી તે મંદિરે તમે આવોજી ॥
તાહા આશિખ દામનું કામ લીજે ॥ પછી ઘર માહે રહિયેજી ॥ ૧૪ ॥
નવે અવતારના નર ઊઠી ગયા ॥ તે તો પરલે જઈ બેઠાજી ॥
તેની ગત તો નીરંજન માહે આવી ॥ ભાઈ તેણે જઈ તમે ઝાલોજી ॥ ૧૫ ॥
કાયાને ખોજીને વેદ વિચારો ॥ તમે તેની કરજો અતિ સંભાલજી ॥
ગુરૂ બ્રહ્માજી વેદ જો બોલ્યા ॥ તમે તેનાસુ ચિત્ત લાવીજી ॥ ૧૬ ॥
પરસ્ત્રીનું મોઠુ રે પાપ ॥ ભાઈ તેણે તો તમે વારોજી ॥
તે બીજુ લાઈ સુતક ભુંડુ રે જાણો ॥ તેણો તમે ના રાખો છાંદોજી ॥ ૧૭ ॥
વ્યાજ શરાબ તંમાખુ જે ખાવે ॥ તેનું પણ છે મોઠુ પાપજી ॥
એ તો સર્વે ગુરૂ કહસે ॥ તે લાઈ સુતક નહી છુટેજી ॥ ૧૮ ॥

ખાના કરીને લાઈસુતક તમે રાખો ॥ તો તે ખાનામાહે ભૂત આવેજી ॥
આશિષ દામ તો તે જીવ ખાવે ॥ તો તે મુવા કુછ નહી પાવેજી ॥૧૯॥
દૈત્ય કાલિંગો કલમાહે બેઠો ॥ તે તો બાઈસુતકીને લુટેજી ॥
જે લાઈસુતક રાખીને ગતમાહે આવે ॥ તેણે દૈત્યજ જાણોજી ॥૨૦॥
દસોંદ દાન જે જીવ દેસે ॥ તે તો વૈકુંઠ ઠામ પામેજી ॥
લાઈસુતક રાખી જે દાનજ દેસે ॥ તે તો વૈકુંઠ ના પામેજી ॥૨૧॥
ગરીબ અભ્યાગત ગતમાહે આવે ॥ તો લાહા સેવા તેની કીજેજી ॥
પણ લાઈસુતક જે રાખીને જમાડસે ॥ તેનુ ફલ તે સર્વે હારેજી ॥૨૨॥
ઈમામશાહાયે ગીનાન સાચુ બોલા ॥ તે તો સહુને સંભલાવેજી ॥
ગીનાન સાંભળીને જે નહી પાલસે ॥ તે જીવ અનંતમાહેથી ટલસેજી ॥૨૩॥

ભજન ૨૦૬

મદ્ય માંસના ત્યાગનો ગીનાન.

મદ્ય માંસ ના ખાઈયે ॥ અને એમા છે રે અહંકાર ॥
મદ્ય માંસ જો ખાઈયે ॥ તો તેમા છે પાપ અપાર ॥ ૧ ॥
મદ્ય માંસ ખાશે તો મુકર થાશે ॥ તેણે ધરમ ન સુઝે લગાર ॥
તેણે ગર્વના ઊછાળા ઊછળસે ॥ પછે જાસે નરકને દરબાર ॥ ૨ ॥
મદ્ય માંસ ચાખે તે ધરમ ના રાખે ॥ અને ચાલે પોતાને જોર ॥
તે જાણે હું સ્વર્ગી થાઈશ ॥ પણ સહુથી જાસે નરકમા મોર ॥ ૩ ॥
જીવ મારે ફેરા નવ ટલે ॥ અને બહોત બહોતેરારે હોયે ॥
જીવ મારે તો ન છુટીયે ॥ જો મારીયે પોતાનીરે કાયે ॥ ૪ ॥
જીવ પોતાનુ કોઈ નવ મારે ॥ અને પરજીવ કાલી વાયે ॥
મારી કુટીને અગન ચઢાવે ॥ જાણતે જીવ છોડાવીયે આયે ॥ ૫ ॥
જેનુ દુધ વીરા પીજીયે ॥ તેણે તો માતા કરીને રે જાણ ॥
તેણે જો વીરા કાપીયે ॥ તો કેમ પોહોચીયે નિરવાણ ॥ ૬ ॥

તેના જાયા જે બાળકા ॥ તે તો કુટુંબ થયો પરિવાર ॥
તેણે જો વીરા કાપીયે ॥ તો કેમ પોહોચીયેરે પાર ॥ ૭ ॥
દુનિયાના ચરિત્ર એવા કહિયે ॥ અને કહિયે તે અનંત અપાર ॥
મદ્ય માંસ ખાધે બહુ દોષ છે ॥ ભાઈ તેનો અંત નહી પાર ॥ ૮ ॥
મદ્ય માંસ ખાધે ધર્મ નહી સુજે ॥ અને ન સુજે ઊત્તમ આચાર ॥
તો સોબતે મંદિરે આવશે ॥ પણ નિંદા કરશે અપાર ॥ ૯ ॥
માછલડી માટે મુરખાઈ કહિયે ॥ અને કહિયે તે બહુ અપાર ॥
તે ગંદી માછલડી કેમ ખાઈયે ॥ તમે કેમ થાવો છો ગેમાર ॥ ૧૦ ॥
એ માછલડી છે ગંધાણી ॥ અને ઈંડા મુકે અપાર ॥
તે માહે સર્વે જીવ છે ॥ તમ જેવા છે તે માહે નિરધાર ॥ ૧૧ ॥
જારજ ખાણીના જીવ કહિયે ॥ અને કહિયે બહુ અવતાર ॥
તે જીવને કાપી ખાશો ॥ તેનું કેમ કરી દેશો જબાબ ॥ ૧૨ ॥
એ જીવથી લોહી નિશરે ॥ તેની દયા તુ તોરે રાખ ॥
નહીતો છે દુઃખ અતિઘણું ॥ પછી હોસા તે ફ્લંતરે હલાખ ॥ ૧૩ ॥
બાર વરસના થઈને જ્યારે બેસશે ॥ અને બેસશે દસમો અવતાર ॥
ત્યારે પહેલુ લેખુ એહુનો માગશે ॥ ભાઈ તે માગશે અતકાલ ॥ ૧૪ ॥
એવું જાણી તમે જીવ મ મારજો ॥ અને ના ખાસો તેનુરે માંસ ॥
જ્યારે લેખા લેતા પુછસે ॥ ત્યારે કેમ કરી દેસો જબાબ ॥ ૧૫ ॥
એવો અવસર વીરા આવસે ॥ ત્યારે કરસો તો અતિ પોકાર ॥
ત્યા નિરંજન સ્વામી આવસે ॥ તે નિકલંકી અવતાર ॥ ૧૬ ॥
ત્યા ગુરૂનર ભેળા થઈને બેસશે ॥ અને તખતે બેસશેરે જાણ ॥
ત્યાં સર્વે જીવના લેખા માગશે ॥ અને માંગશે સાચ નિર્વાણ ॥ ૧૭ ॥
ત્યારે જેણે જીવે મદ્ય માંસ ખાયા ॥ અને જીવ માર્યો અપાર ॥
તે જીવને આવાગમનને મેલશે ॥ અને મેલશે ચૌર્યાશી અવતાર ॥ ૧૮ ॥

દુનિયામાહે તો અવતાર આવી રહ્યા ॥ હવે નરકમાહે અવતાર ॥
એકથી છુટે બીજે જાશે ॥ એવા મધમ ભોગવશે અવતાર ॥૧૯॥
જુગ ચોથાથી નથી પાચમો ॥ અને નથી અગ્યારમો અવતાર ॥
તેમા સતગુરૂ નરને ઓળખો ॥ તો છુટસો સર્વે જંજાળ ॥૨૦॥
એવા પાત્રથી જે જીવ ભુલસે ॥ તેનો જન્મ ગયોરે હરાય ॥
જેમ અધુરેથી અંડુ ગલીયો ॥ તે તો નરકને દ્વારેરે જાય ॥૨૧॥
એઉં જાણીને જીવ મારસે ॥ અને ખાસે તેનોરે માંસ ॥
તે પોતાને શિર દોખજ જાણજો ॥ એમ બોલ્યા સતગુરૂજી સાર ॥૨૨॥

## ભજન ૨૦૭

### નિરંજનની વખાણ [સત્યવચન નાનું]

પહિલા સૃજનહાર વખાણો ॥ ઈસકા આદે અંત ના જાણો ॥૧॥
આદે અંતકા એહી ભેદા ॥ જબ લે આપે ઈંડ જો છેદ્યા ॥૨॥
રૂપ ધરકર જુગમે આયે ॥ મુનિવરને સતપંથ બતાયે ॥૩॥
સુરીજન રચના તબ જા નિપાઈ ॥ ત્રણે મુરત માહે સમાયે ॥૪॥
હુકમ કહકર બાહેર આને ॥ તબ જા આપે આપકુ જાણે ॥૫॥
જુગમે આકર અજવાલા કીના ॥ જંબુદ્વિપે પાવ જો દીના ॥૬॥
રોશન હુવા દિન દુનિયામાહે ॥ શ્રી નિકલંકી નામ ધરાયે ॥૭॥
સત્ય વચનમા સત્ય જો ભાખા ॥ હેત સઘળા મુનિવરકો દાખા ॥૮॥
ગુરૂનર મિલકર તેજ સમાયા ॥ જંબુ દ્વિપે છોડી માયા ॥૯॥
દોનું તેજ જબ એકઠા મિલીયા ॥ તબ જા ફેરા જીવોંકા ટલીયા ॥૧૦॥
હાથે દીપક સુધા દિના ॥ અપને મુનિવર પર હેતજ કીના ॥૧૧॥
આદે અંતે દોનુંનુર જો આયે ॥ જુગો જુગમા ઋષીવર પાયે ॥૧૨॥
જો જીવ સોધ્યા સો દેવ કહેલાવે ॥ ખરી કસોટી સુરીજનસુ લાવે ॥૧૩॥
દોનુ કલા જબ એકઠી હુઈ ॥ દુજે પાત્ર ના દેખો કોઈ ॥૧૪॥

જુગો જુગમાં એહી ભેદા ॥ દુજા મારગ સતગુરૂયે ભેદા ॥૧૫॥
ચોથી સંધકી આહે બાતા ॥ અબ નહી જાણો દુજી થાતા ॥૧૬॥
છે દિન માહે મારગ બતાયા ॥ મુનિવર થે ઊન્હે નેહેડા પાયા ॥૧૭॥
દિયા ધરમને રાહ બતાઈ ॥ અબ મત ભુલો તુમ મેરે ભાઈ ॥૧૮॥
પંથી કોયે ખોટે ના હોવે ॥ પરગટ મારગ નુરને જોવે ॥૧૯॥
થોડા કલજુગ ઊમર ઘટાઈ ॥ કાથી કાયાકી કયારે બઢાઈ ॥૨૦॥
ઈસમે સતગુરૂયે રાહ બતાઈ ॥ મુનિવર ભાઈ તમે કરો કમાઈ ॥૨૧॥
જંબુદ્વિપમે જ્યોત ઊપાઈ ॥ અબ મત ભુલો તુમ મેરે ભાઈ ॥૨૨॥
દુનિયા કોઈ કામ ન આવે ॥ દુનિયા જીવકુ નરક લે જાવે ॥૨૩॥
આગે દેખો જીને દુનિયા છોડી ॥ કબુયે ન ચલા મુખડા મોડી ॥૨૪॥
તબ જા બાટ એ સત્યકી દીની ॥ દુનિયા દુરીજન દિલશુ કીની ॥૨૫॥
ઈસ દુનિયાને સબકો ભુલાયે ॥ જો બડે ઋષી મુનિવર કહેલાવે ॥૨૬॥
સાચે સુધે નિકલ જાવે ॥ જુઠે થે સો આપ બંધાયે ॥૨૭॥
ઈસ દુનિયાકુ મત ધીરો કોઈ ॥ બડે યોગીશ્વર ઊનકી ના હોઈ ॥૨૮॥
જીસકી નોબત પેહેલી જાવે ॥ સહી કરી માનો પ્યાલા આવે ॥૨૯॥
જો તમે જાણો શરોશીર ઘેરી ॥ રાખ્યા ન રહેવે એ પરદેશી ॥૩૦॥
ઈસ પંથીકા કોઈ મરમ ના પાવે ॥ દેવો ઓચિંતા ઊઠકર જાવે ॥૩૧॥
જીવ જાતા બુઝે ન કોઈ ॥ બુજે જીન્હે ખોજા હોઈ ॥૩૨॥
મલેકલ મોતકા એહી ભેદા ॥ ગુરૂ બુઝયા માહેકા પરદા છેદ્યા ॥૩૩॥
પરદા છેદ્યા ઊન્હે સબ કુછ પાયા ॥ આપ આપસકુ આપ ગમાયા ॥૩૪॥
જીસથી મોતકુ આગે જોયે ॥ પરદા માહેકા જીન્હે છેદ્યા હોયે ॥૩૫॥
તો મલેકીલ મોતકુ ન્યનુ જોયે ॥ હાલ અપના સબ મોતકુ કેહેવે ॥૩૬॥
હાથ જોડકર ખડીજ રહેવે ॥ પરદા છેદ્યા જીન્હે પુરા હોવે ॥૩૭॥
પુરા પરદા છેદ્યા હોઈ ॥ તો મોત અપનીકુ નયેનુ જોઈ ॥૩૮॥

સતગુરૂ પેહેલા સુધા પાવે ॥ માહેકે મુકામ સબહી બતાવે ॥૩૯॥
સતગુરૂ પુરા આપે કહાવે ॥ માહેકે મુકામ સબહી દિખાવે ॥૪૦॥
તબ જા ચાંદરણા સુધા હોવે ॥ સબહી મુકામ નેનું જોવે ॥૪૧॥
માહેકી કાશલ રતિ ના રહેવે ॥ તો દર્શન સ્વામીકા નેનું જોવે ॥૪૨॥
પીછે સતગુરૂ સ્વર્ગે લે જાવે ॥ સ્વર્ગી ચાંદરણા આગલ દિખાવે ॥૪૩॥
દેહડી સુધી કીજે લોકા ॥ તો ક્યું ના હોવે સ્વામીસુ ભોગા ॥૪૪॥
દેખો મુનિવર સ્વામી ઘરજો આયે ॥ ઘેર ઘેર મંગલ વર્તાયે સોયે ॥૪૫॥
સતગુરૂ મલ્યા જો રાહ બતાઈ ॥ સતપંથ માહે મલીયા ભાઈ ॥૪૬॥
ચાંદરણા મારગ પ્રગટ આણા ॥ જંબુદ્વિપમા કીયા પિયાણા ॥૪૭॥
તો કાયેના ચેતો મેરે ભાઈ ॥ નહી ચેતે તો નરકે જાઈ ॥૪૮॥
છેલી સંધ ઔર છેલી બાના ॥ છેલા જુગ ઔર છેલી ઘાતા ॥૪૯॥
શ્વેતદ્વિપથી તમ ઘર સ્વામી આયે ॥ જંબુદ્વિપે હુકમ પઠાયે ॥૫૦॥
તમ ઘર સ્વામીકી હુઈ વધાઈ ॥ સતગુરૂયે સુધી રાહ બતાઈ ॥૫૧॥
એ દોનો દીપક સુધા જાણો ॥ સતગુરૂ અજવાલા સહીકરી માનો ॥૫૨॥
જીન્હે એ દીપક દેખા હોઈ ॥ ઊસે અંધારા નાલોપે કોઈ ॥૫૩॥
પેહેલી સોહેણી માહે ફેરો લોકા ॥ પીછે હેડા હોવે દિપક જોગા ॥૫૪॥
દિયા ધરમને કરમ સંજોગા ॥ તો ફરી ફરી સ્વામીસુન હોવે ભોગા ॥૫૫॥
બાજ અજવાલે ના પોતા કોઈ ॥ આગે ઋષીવર બડે બડે હોઈ ॥૫૬॥
સબહી બીલાયત ઊન પર હોઈ ॥ તીસે અજવાલા દીપક જોઈ ॥૫૭॥
તબ જા સતગુરૂ ધરાયા નામા ॥ સબ જીવોંકા કરશે કામા ॥૫૮॥
પીછે સતગુરૂ બ્રહ્મા કહેલાવે ॥ સોહણી દીપક સાથુ લાવે ॥૫૯॥
ચૌદ લોકમાં અજવાલા કીતા ॥ સ્વામીકે સીરપર દસ્તારજો દીતા ॥૬૦॥
એહી સતગુરૂ દુજા ના હોઈ ॥ જીને ન પાયા તીને સર્વે ખોઈ ॥૬૧॥
જે નુરે નુર ચલકર આયા ॥ જંબુદ્વિપમેં છોડી માયા ॥૬૨॥

સુધા મારગ સતીયે જોઈ ॥ ઐસા ઠાણા દુજા નહી કોઈ ॥ ૬૩॥
વેદ શાસ્ત્રમા લેજો જોઈ ॥ અબ દો દિપકકી હુઈ રોશનાઈ॥ ૬૪॥
સતી જીવને સતશું જોઈ ॥ મૂર્ખ અભાગી કરમશુ ખોઈ॥ ૬૫॥
અબ મત ભુલો મેરે ભાઈ ॥ આગે દુનિયા તમં દેખો હરાઈ॥ ૬૬॥
સત્યવચનમા સત્યજો ભાખા ॥ જો કછુ થાશો ખોલકર દાખા ॥ ૬૭॥
જો કોઈ જુગમાં સ્વામી કહેલાવે ॥ સો તો સત્ય વચન પઢાવે ॥ ૬૮॥
સ્વામી કહેલાવે સો નર પુરા હોઈ ॥ સોલ કલાસુ તમે લેજો જોઈ ॥ ૬૯॥
અગિયાર મુકામે સહેસ્ત્ર દ્વિપમે કાયે ॥ બારમા મુકામ જંબુદ્વિપમા લાયે॥ ૭૦॥
ઢાકા નહી તમે પ્રગટ જાણો ॥ સોળ કળાશું તમે દેખ પિછાણો॥ ૭૧॥
કહો તો પઢકર કહુ જ્ઞાના ॥ તુમકો બતાયા સ્વર્ગકા ઠામા ॥ ૭૨॥
સત્યવચન ઈસકા ધરીયા નામા ॥ ભણે ગુરૂ ઈમામશાહ આખર ધ્યાના॥ ૭૩॥

ભજન ૨૦૮ : પ્રભુની સોળ કળાનુ વર્ણન

પહેલી કલા તો નિર્મલ હોઈ ॥ દુજી તેજના લોપે કોઈ ॥ ૧॥
ત્રીજી દેહમા સાંધાના પાવે ॥ ચોથી શરીરે થાન ન આવે ॥ ૨॥
પાચમી અનેક અગમ રૂપ દિખાવે ॥ છઠી અગમકી બાત સુનાવે॥ ૩॥
સાતમી નયને પુતલી નવ દેખો ॥ નીંદ નહી તીશે પલખ ન પેખો॥ ૪॥
આઠમી પાઉ પદ્મ જો હોઈ ॥ નવમી સેત પ્રસેવો નાહી ॥ ૫॥
દસમી ભોમીયે પગલા ન હોઈ ॥ હીણા ખીણા એક કરી જોઈ ॥ ૬॥
અગીયારમી લછન ડાબે પાશા ॥ બ્રીહ ઈંદ્રીય નહી તીસ વાંછા ॥ ૭॥
બારમી બલવંત અપરમપારા હોઈ ॥ દેવ દાનવ નવ લોપે કોઈ ॥ ૮॥
તેરમી ત્રણ ગુણાતીત જ હોઈ ॥ શક્તિરૂપ તમે લેજો જોઈ ॥ ૯॥
ચૌદમી ચૌદ વિદ્યા બતાવે ॥ જબ ઊપજે તબ વેદ પઢાવે ॥ ૧૦॥
પંધરમી પખ પુરા હોઈ ॥ ચઢતી ઊતરતી કલા લેજો જોઈ ॥ ૧૧॥
સોળમી કળા જો સરજનહારા ॥ જીવ પીંડકા કરે નિસ્તારા ॥ ૧૨॥

 

સોળ કળાસુ પુરા હોઈ ॥ સાચા વિષ્ણુ જાણે સોહી ॥૧૪॥
કહેત ઈમામશાહ સુણોરે ભાઈ ॥ એ સોળ કળા તમે જાણો સહી ॥૧૫॥

ભજન ૨૦૯

સદગુરૂની બાર કળાનું વર્ણન.

પેહેલા સુરીજનહાર વખાણો ॥ આદે અંતકા ભેદ જો જાણો ॥ ૧ ॥
દુજે દયાધરમ જો ધરના ॥ હેત લે સઘલા સ્વામીપર ધરના ॥ ૨ ॥
જે સ્વામી ઘટોઘટ બોલે ॥ સાચા મુનિવર ઊસકુ ખોલે ॥ ૩ ॥
જીને પાયા વોહપુરા માટી ॥ ઊતરી ગયા સો વસમી ઘાટી ॥ ૪ ॥
પ્રથમ સ્વામીયે નુર નિપાયા ॥ ઊસકા એકહી બ્રહ્મ બનાયા ॥ ૫ ॥
બ્રહ્મ બનાકર ભેદ જો દિના ॥ વેદે અજવાલા ઊસકા કીના ॥ ૬ ॥
અતિપવિત્ર વોહ પુરા કહાવે ॥ જુગ તારણ વોહી આવે ॥ ૭ ॥
આદ જુગો જુગ બ્રહ્મ પ્રકાશા ॥ સબ ભવનકી પુરે આશા ॥ ૮ ॥
સોહી સતગુરૂ બ્રહ્મા કહાવ્યા ॥ જંબુદ્વિપમા ફીર ફીર આયા ॥ ૯ ॥
પંજાબ પ્રકાશી ગુર્જરખંડે આવે ॥ સાચા બ્રહ્મા સો કહાવે ॥ ૧૦ ॥
બ્રહ્મરૂપ બ્રહ્મ કલા ધારે ॥ અનંત કરોડી સોહી નર તારે ॥ ૧૧ ॥
છેલે ઠાનેકા હૈ એ બાતા ॥ સત કરી માનો મુનિવર ધાતા ॥ ૧૨ ॥
જુગ જુગાંતર રૂપ રૂપાંતર ॥ તીસથી મુનિવર મતરાખો અંતર ॥ ૧૩ ॥
ગુરૂ રૂપ જો પ્રગટ હોવે ॥ બાર કલાસુ સબનેનુ જોવે ॥ ૧૪ ॥
કલા નહી સો ગુરૂ કૈસા ॥ માખણ નહી તે છાછી જૈસા ॥ ૧૫ ॥
પહેલી કલા તે નિર્મલ હોઈ ॥ જૈસા સૂર્ય તમે લેજો જોઈ ॥ ૧૬ ॥
દુજી તેજન લોપે કોઈ ॥ સાચા બ્રહ્મા તમે જાણો સોઈ ॥ ૧૭ ॥
ત્રીજી અનેક અગમરૂપ દિખાવે ॥ સબ જીવોંકા સંક્ષે મિટાવે ॥ ૧૮ ॥
ચોથી અગમકી બાત બતાવે ॥ સ્વામી પ્રગટ નૈનુ દિખાવે ॥ ૧૯ ॥
પાચમી પાઊ પદ્મ જો હોઈ ॥ મૃતક જીવતા કરે નર સોહી ॥ ૨૦ ॥

છઠી સેત પ્રસેવો નાહી ॥ સત્ય સબુરી અતિ મન માહી ॥૨૧॥
સાતમી નીંદ પલખજ ના હોવે ॥ હીણા ખીણા એક કરી જોવે ॥૨૨॥
આઠમી ભુમીયે પગલા ન હોઈ ॥ આવત જાવત નવ જાણે કોઈ ॥૨૩॥
નવમી ત્રણ ગુણાતીતજ હોઈ ॥ નયને નિરમલ નુરજ જોઈ ॥૨૪॥
દશામી દશ ભુવન મુખમા બતાવે ॥ જબ ઊપજે તબ વેદ પઢાવે ॥૨૫॥
અગીયારમી અતિ બલ હોઈ ॥ દેવ દાનવ નવ લોપે કોઈ ॥૨૬॥
બારમી કલા સબકી પુરે આશા ॥ બ્રીહ ઈંદ્રિય નહી તીસ વાંછા ॥૨૭॥
ઈતની કલા જીસ માહી જાણો ॥ સોહી બ્રહ્મા તમે દખ પિછાણો ॥૨૮॥
ભણે ગુરૂ ઈમામશાહ તમે સુણો જ્ઞાના ॥ ધરો મુનિવર ઊસકા ધ્યાન ॥૨૯॥

ભજન ૨૧૦

આજ કલજુગ પુરણ થયા ॥ સતી સત ના રાખે કોય ॥
મંદિર મંદિર અપને ભાઈ ॥ ઘેર ઘેર ડાહ્યા હોય ॥ ૧ ॥
તાહા નિંદા બહુ કરસે ॥ મુનિવર મુખથી ના બોલે કોય ॥
તે તમને કરસે ઊજેડલા ॥ તેની કમાઈ જાસે ખોય ॥ ૨ ॥
એવી ખરી કસોટી કસાવજે ॥ અને પુરણ કસ કેવાય ॥
તેમા ખરા હસે તે ધ્યાન ઝાલસે ॥ બાકી ખોટા ભાંગી જાય ॥ ૩ ॥
તે ખોટા ભાગે સહુ દેખતા ॥ અને મુગતી ફલ ના થાય ॥
તે દુનિયા દુરીજન કારણે ॥ કડવા ફલ આદર ખાય ॥ ૪ ॥
હવે ખેમ નહી રે પાચમો ॥ તમે રોલો જઈ કરસો કયાય ॥
સર્વે સત ખોઈ મુરખ પાપીયે ॥ જેણે છોડી સદગુરૂની રાય ॥ ૫ ॥
સતપંથ પદારથ વોરી ગાંઠ બાંધજો ॥ પણ મુરખ ન જાણ્યા મરમ ॥
એક તીલ સુખકે કારણે ॥ ખોયુ મુગતી ફલ ધરમ ॥ ૬ ॥
તેહુને આપે નરકે સમારીયા ॥ અને વૈકુંઠ ના આવે સોય ॥
નિગુરા થયા તે નરકે પડીયા ॥ પોતે અમરફલ ખોય ॥ ૭ ॥
મુરખ ગીનાન વિચારી ના જોયુ ॥ સતથી નહી કોઈ પથસાર ॥
કેહેત ઈમામશાહ સાંભલો મુનિવરો ॥ બેમાનીને મળસે નર્કના માર ॥ ૮ ॥

ગુરૂ વાણી સમાપ્ત.

 

# શ્લોક ૭ આ ગ મ વા ણી

## ભજન ૧

આ મુરખે મરમ ન જાણીયો ॥ અને ધરમમા કરે ધીંગાઈ ॥
જેણે ગુરૂનરના મારગ ન જાણી ॥ તેની નિશ્ચે નરક કમાઈ ॥૧॥
જે કોઈ આપે મોરાદા ને આપે થાપી ॥ અને મુરખ ના જાણે વેદ ॥
ઈહા માહો માહે ઝગડો કરે ॥ તેણે સતના ન જાણો ભેદ ॥૨॥
વરવેલા જાણો ઢુંકડી ॥ અને જુજવા પડસે ભાગ ॥
અથરણવેદમા એમ ભાકીયા ॥ મુનિવર દેજો ભોમ દાગ ॥૩॥
જે ભોમ દાગ દિજે વૈકુંઠ પામીયે ॥ આપણો સ્વામી ખુશિયાલથાય ॥
જેના એકોત્તરસો પીઢીયા તારસે ॥ તે નીત નીત કરસે પ્રભુના દર્શન ॥૪
અથરણ વેદ કહે ભાઈ મુનિવરો ॥ જેમ ઊન્હાલે વરશે મેહ ॥
અગનદાગ દિજે દુઃખ ઊપજે ॥ મુખ કાલાને નાગી હોસે દેહ ॥૫॥
તાહા દેવસભામા સહુ મળસે ॥ અને મુખ કાલા વાલા રહેસે દૂર ॥
એવા બાલાના ફલ પામસે ॥ ઈમાની રહસે સ્વામીને હજુર ॥૬॥
તે સતગુરૂ કેવાય ના કીજીયે ॥ અને દનિયા લોકસુ રાખે નેહ ॥
તાહા હાત ઘસતા મુરખ હારસે ॥ તેની વાણી વરણી હોસે દેહ ॥૭॥
સતગુરૂના કેવાય કીજીયે ॥ તો પામીયે મોક્ષ દર્શન ॥
હવે વેલા તો આવી ઢુંકડી ॥ તેને વલંભ નહી લંગાર ॥૮॥
સતગુરૂના બારમી સદીનો કોલ છે ॥ મુનિવરના કઠણ થાસે મન ॥
સાચાને ઝુટ બોલાવશે ॥ એમ કરીને જોડસે ધન ॥૯॥
સાચા મુનિવર હસે તે સત રાખશે ॥ અને ઝુટા જાસે દૂર ॥
જે સતગુરૂના વચન શિરઊપર ધરા ॥ તે તો રહસે પ્રભુને હજુર ॥૧૦॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરો ॥ હેતે પ્રીતે ચાલજો આજ ॥
ઈહાથી મનની મમતા છોડીયે ॥ તો સરે જીવના કાજ ॥૧૧॥

ભજન ૨

ગુરૂ નરસુ પ્રીતળી કીજીયે ॥ ધૃ ॥

આદ ગુરૂ બ્રહ્માજી કહિયે ॥ અને ચાર જુગના ગુરૂ કેવાયેરે ॥ ૧ ॥

જુગો જુગ ગુરૂનર આવીયા ॥ આજ કલીમા જંબુદ્વિપમાહે ઠામ ॥ ૨ ॥

મનખા દેહી ધરીને સાધન સું કર્યું ॥ અને ચેતન ચેતો અજાણરે ॥ ૩ ॥

ધરમ લઈને મર્મ ન જાણ્યા ॥ અને ધિક્ આવ્યો સંસારરે ॥ ૪ ॥

કાંકણ બાંધી પાવલ પીધા ॥ અને લખ ચૌર્યાશી ફેરા ટલીયા ॥ ૫ ॥

ચાર પ્રહર રયેણી થઈ ગઈ ॥ અને નિંદ્રાયે સુતો અઘોરરે ॥ ૬ ॥

ભાઈયો ચાર જુગનો વારીયા ॥ અને જીકર ન કિધા સારરે ॥ ૭ ॥

કુલંમ વાટ સવારજો ॥ એકોત્તરસો પીઢીના સીજસે કાજરે ॥ ૮ ॥

નવ રૂપ હરી અવતરીયા ॥ અને નવ દાનવ સંઘાર્યા તોયેરે ॥ ૯ ॥

દસમે સ્વામીજી ભલે પધાર્યા ॥ અને શ્રી નિકલંકી ધરાવ્યું નામરે ॥ ૧૦ ॥

કાલિંગા દાનવ જોધ કહિયે ॥ અને ચિન મહાચિન કરે છે રાજરે ॥ ૧૧ ॥

સ્વામીની સેજડી જે ચઢ્યા ॥ અને પાચ સાત નવ બારરે ॥ ૧૨ ॥

કુલંમ વેલામાં અનંત કરોડી ॥ મુખી કમલા કુંવર સાથરે ॥ ૧૩ ॥

સુરજારાણી કરે વિનંતી ॥ અમારા છેદો સારા અપરાધરે ॥ ૧૪ ॥

કહેત ઈમામશાહ બોલ્યા વિનંતી ॥ અને મુનિવરના કરવા કાજરે ॥ ૧૫ ॥

ભજન ૩

પ્રત્યેક પાત્ર પરખીને પ્રેમે જાણો પાયે ॥
ચૌદા ભુવનનો ધણીં પ્રગટ છે જુગ માહે ॥ ૧ ॥
પ્રત્યેક રૂપે આવ્યા રમતા રમતા રામ ॥
મનુષ્ય રૂપે જુગે જુગે આપી પુરણ કામ ॥ ૨ ॥
ભક્ત કારણ હરી આવ્યા આપ ધરીયા ધરી અવતાર ॥
દૈત્ય દાનવાને સંઘારવા કરવા સાધુની સાર ॥ ૩ ॥

 ૧૬૩૦

કુડ કપટ ટાળયા પાખંડ છે જુગ માહે ॥
નિર્મલ કરવા પ્રિથમી આવ્યા ત્રિભુવન રાયે ॥૪॥
જેણે જોગી જોતા ફરે વન વન ફરે રે ઊદાસ ॥
દર્શન સપને પામે નહી નીત કરે જોગ ઊપવાસ॥૫॥
પ્રત્યેક જુગો જુગ આવ્યા સુનો નહી સંસાર ॥
રચના રચને વાસો વસે આપ જુગ કરતાર ॥૬॥
માળીરે વીના વાડી નહી પ્રાણવિના નહી દેહ ॥
ઓખા કરીને ચાલઊ સાચો મનધરી માહે ॥૭॥
માળી હસે ત્યારે સિંચઊ વન ફળ નવનીત થાયે ॥
સદગુરૂ હસે ત્યારે નિપજે ધર્મી નવા નિપજાવે ॥૮॥
જેણે ગોપીકે રામહી લુટીયા માખણ કેશ ચોરરે ॥
દસહી અવતારમા જાહેર માર્ગ ધોર રે ॥૯॥
આજ કલવારે આવીયા હરી દસવે અવતાર ॥
શ્વેત દ્વિપથી આવીયા જંબુદ્વિપ મોઝાર ॥૧૦॥
તેણે જાણી તમે વળખી સેવો જોવી દર્શનરે ॥
હરતા ફરતા બોલતા વળખો રૂપ મદન ગોપાળ॥૧૧॥
ક્ષેમસુ ક્ષેમ કુવારીકા સાબરમતીના તીરરે ॥
રૂપ નિકલંકી અવતર્યા આપ શામ શરીરરે ॥૧૨॥
પૂર્ણા તાપી રેવા મહી કાવેરી મદગિરીજારે॥
વેત્રવતીથી અવતરીયા પ્રગટ જોજોવીરે ॥૧૩॥
ગંગા જમુના સરસ્વતી તેથકી દખ્ખન દેસરે ॥
સાબરમતીના તીરમા હરી છે માણસ વેસરે ॥૧૪॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ ॥
ગીનાનનો અમીરસ લેજો ભાઈ જોવીરે ॥૧૫॥

ભજન

ભાઈ શ્વેત ઘોડો નિપનો ॥ અને સ્વામીજી લગાવે હાલ ॥
દનિયામા કરે સ્વારીયા ॥ મારો બ્રહ્માજી કેરો હાલ ॥૧॥
સ્વામીજીને લીધો તાજણો॥ અને માંડા મોઠા ઝેલ ॥
પેલા હુકુમ મોકલા ॥ પછે દસમે ભેલા ભેલ ॥ ૨ ॥
એવા રતન પરવાલા નિપજે॥ અને કસ તે ઘાટડીયે ॥
અમરાપુર તો પામીયે ॥ ભાઈ સતપંથ વાટડીયે ॥૩॥
એ સાહેર ઊપર બેડીયા ॥ અને ભરીયા બહોતજ ભાર ॥
જેણે ગુરૂ બ્રહ્માજી માલમી ॥ તેના ઝાજ ઊતરો પૈલો પાર ॥૪॥
એવો અમુલખ પંથ પામીયે ॥ અને રૂડા મુનિવર હોય આજ ॥
દસમે સ્વામીજી એમ ભણે॥ સતગુરૂ આવા જીવને કાજ ॥૫॥
એ સતગુરૂ વણજારા જીવના॥ અને વેપાર કિધા સત જોઈ ॥
જે વચને વેચાણા સતગુરૂ તેણે ॥ તે પામા અમુલક ફલ સોઈ ॥ ૬ ॥
ક્રતા ત્રેતા જુગમા તપ કિધા॥ અને દ્વાપાર જુગમા વાસ ॥
આ નવે અવતારે જેણે કસ સહ્યા॥ સ્વામી દસમે પુરો આસ ॥ ૭ ॥
સ્વામી મારા કલ્પ વરખ છે ॥ અને ફલીયા બહુ ફલ હોય ॥
ભલા ભલેરા પંથ ઓરાધીયા ॥ ફલ લાધા જે બીરલા કોય ॥૮॥
આપણો સ્વામી પોતે પધારસે॥ અને ગુરૂ બ્રહ્માજી ભણસે વેદ॥
હજારો ભલેશ કર જોડીયા ॥ તમે જપો સતગુરૂના ભેદ ॥ ૯ ॥
સતગુરૂ સતગુરૂ કીજીયે॥ અને સતગુરૂ છે સદા પ્રગટ ॥
તેના જાપ નિકલંકી જપીયે॥ એ સદાયે છે રે કબુલ ॥૧૦॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવરો॥ એ જોઈયે સાચો જાપ ॥
કલજુગમા નિકલંકી અથર્વવેદી જપીયે॥
લો કાયા મિત્ર હોવે પાક ॥૧૧॥

૧૬૩૨

ભજન ૫

ભાઈ કલજુગ પુરણ પરવર્યો ॥ અને સતીના ચુકાવો સતરે ॥
સાચાને ઝુટ બોલાવસે ॥ તેના હરી લેસે વૌતરે ॥ ૧ ॥
ભાઈ મુનિવર સર્વે કહે ॥ મુનિવરના ભેદન જાણે કોય ॥
આપ ગુરૂની વાચા પાલસે ॥ આજ કલજુગમા મુનિવરસોય ॥ ૨ ॥
મુનિવર મુનિવરની નિંદા કરસે ॥ માહો માહે કરસે વૈર ॥
તે કુટુંબ માહે કલ્હો કરસે ॥ આવા કલજુગનો વરતાસે કહેર ॥ ૩ ॥
તારે પાપશાલીને પુર વહસે ॥ અને ધરમના રહે લંગાર ॥
ભાઈ બેણને વિરોધુ બોલસે ॥ માય બાપને દેસે ગાલરે ॥ ૪ ॥
વખડી વેલા આવી ઊતાવળી ॥ મુનિવરો તમે હો હુશિયાર ॥
કાલ પુજતા તો આજ પુજો ॥ સ્વામી નિકલંકી થાસે સ્વાર ॥ ૫ ॥
મુનિવર સુકરીત સામલ લીજીયે ॥ અને દિજે ગુરૂજીને હાત ॥
મુનિવરો ઈમાન સાચુ ચાંદરણો ॥ જેવી પુનમ અજવાલી રાત ॥ ૬ ॥
ભાઈ રયેણી અજવાલી ચાંદસુ ॥ જેમ સોળ કળા ભરપૂર ॥
મુનિવર ઈમાન સોય સાચસુ ॥ તો જાકર વરસે નૂર ॥ ૭ ॥
કહેત ઈમામશાહા સાંભાલો ॥ મુનિવર રાખજો આપનુ આપરે ॥
સતગુરૂના કેવાય કીજીયે ॥ તો પામીયે અમર ઠામ ॥ ૮ ॥

ભજન ૬

હુશિયારા ભાઈ હુશિયારા ॥ કલજુગ જમાના ખોટાજી ॥ ધૃ ॥
ગુરૂશિષ્ય દોનો લદેંગે ॥ બાપકુ મારે બેટાજી ॥
બંધુ બંધુ દોનો લદેંગે ॥ ભેર ભેરકે દુસ્માનજી ॥ ૧ ॥
મા બેટ્યા દોનો લદેંગ્યા ॥ દોનો કહેગ્યા સવકજાજી ॥
બહુ ધરેગી સાસકી ઝોટ્યા ॥ સાસકુ મારે બહુવાજી ॥ ૨ ॥
સાસ ભરેગી બહુકા પાની ॥ બહુ ખાવેગી મિઠાયાજી ॥

ખાવે પીવે દોસ્ત હમારે ॥ ફેર હોવે દુસ્માનાજી ॥ ૩ ॥
અશિલેકુ તો જગા નહી ॥ કમશીલ રાજ ડુલાવેજી ॥
અશિલેકે શિર બલાય પડેગી ॥ કમશીલ પકડે ગુમાનજી ॥ ૪ ॥
સતિયારા ભાઈ સત છોડેંગે ॥ સદા ફૂલ સુખ જાયેગેજી ॥
કોટ ગિરેંગે માડ્યા ધસેંગ્યા ॥ સબ હોયગા જંગલજી ॥ ૫ ॥
આકાશકા તો મેહુના વરસે ॥ ધરતી ધાનના પીકેજી ॥
બારા બારા કોસકે દરમ્યાન ॥ એક દિવા જલેગાજી ॥ ૬ ॥
હિંદુ અહિંદુ મુસલમાન ॥ એક ઠોર ખાના ખાયેગેજી ॥
બ્રહ્મન બનિયા હિંસા કરેંગે ॥ બાટે સાટે લઢેંગેજી ॥ ૭ ॥
અચબ ગયબકી આગ લગેગી ॥ જલબલ હોયેગા અંગારાજી ॥
એસી ગયબકી પવન ચલેગી ॥ પર્વત ઊડઊડ જાયેગેજી ॥ ૮ ॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવરો ॥ ફૂલ સતિયારા લેજોજી ॥
હુશિયારા ભાઈ હુશિયારા ॥ કલજુગ જમાના ખોટાજી ॥ ૯ ॥

ભજન ૭

સરોવરની પાળ ફુટી નિર ઊલટ્યા ॥ નહી કોઈ બાંધનહારરે ॥
ગામ ગ્રાટોને નહી કોઈ વાલસે ॥ નહી કોઈ ગતમા ગોવાલરે ॥ ૧ ॥
જ્ઞાન ધ્યાન વેદ વાચકે ॥ નહી કોઈ વાચનહારારે ॥
પાન પુસ્તક સર્વે હરવા ॥ વસ્તુ ગઈ છે વિસારરે ॥ ૨ ॥
ગુરૂને ચેલા માને નહી ॥ પ્રજા નહી માને રાજાની આન ॥
સુકુલની નારી લજ્જા લોપસે ॥ ખાપણ લાગ્યુ ચારે ખાણ ॥ ૩ ॥
રાજા રાક્ષસરૂપી અવતરે ॥ પ્રજા ચોર ધુતારી જાણ ॥
દાડો દાડાને લોપસે ॥ વરસે પડસે રે દુકાળ ॥ ૪ ॥
રાજા રાખણહારા લુટસે ॥ ધની નહી કરે દિલમા વિચાર ॥
નવસોનવ્વાણુ નદિયો ખુટસે ॥ ધોરી છાંડસે પ્રીથમીનો ભાર ॥ ૫ ॥

૧૬૩૪

ધરતીમાહે ધુંધુઃકાર વ્યાપીયો ॥ સર્વે થાસે હલહલંકાર ॥
નગર વસતા ઊજાડ થાસે ॥ ચહુ દિસ થાસે હયહયંકાર ॥ ૬ ॥
પેટ સવારથે આદરા ॥ કુલગોત્ર માહે દેસે ગાલ ॥
સ્ત્રી બાલકને વંધસે ॥ ત્યારે પડસે કહેરનો કાલ ॥ ૭ ॥
હેત હેતાંતર તુટસે ॥ સગપનમાં બંધવ થાસે વેહવાયે ॥
નાનો મોઠાને માનેનહી ॥ એવી વેલા વરતાયે ॥ ૮ ॥
દૈત્ય તે દાવો માંડસે ॥ દેવતા કરે દિલમા વિચાર ॥
ધરમ મારગ પંથ રૂંધીયા ॥ કરે ઘટ ઘટ દિલમા વિચાર ॥ ૯ ॥
વિવાહ વાજંત્ર નોતરા ॥ એક તેડે સઊ કુટુંબ જાય ॥
રંગમાહે જાઈને ભંગ કરે ॥ પછે ઝુટ મલી દરદિવાને જાય ॥ ૧૦ ॥
પુણ્યની પરબો કલમા ઓસરી ॥ રસકસ જાસે ગગન પિયાલ ॥
રિદ્ધને સિધ્ધ સર્વે ઝુટસે ॥ સતવંત દયાવંત માહેલઈ પડસે જંજાલ ॥ ૧૧ ॥
વાદે વલોધાને વૈર પડસે ॥ પછે કોઈ કેને ઘેર ના જાય ॥
હિંદુ મુસલમાનની ન્યાતમા ॥ એકંકાર જો થાય ॥ ૧૨ ॥
વરને વેવાઈ સાલા નોતરૂ ॥ કુલ ગોત્રમા નહીપુછે એકવાર ॥
માતા પિતા ગુરૂ લોપીયા ॥ ઘટ ઘટ થાસે દિલમા વિચાર ॥ ૧૩ ॥
પુત્ર પિતાથી આગલો ॥ ગુરૂથી ચેલો વડેરો થાય ॥
શેઠથી વાનોત્ર વાધીયો ॥ નરથી નારી ભલેરી કેવાય ॥ ૧૪ ॥
અતીત અભ્યાગતની સેવના ॥ તેની સુદ નહી રે લેવાય ॥
સાધથી ચોર ઊતાવલા ॥ ઝુટ મલી દર દિવાને જાય ॥ ૧૫ ॥
અઢાર ભાર વનસ્પતી ॥ એ તો ડાલ સમોલીરે જાય ॥
સુફલ વરખ સર્વે સુખસે ॥ બાકી રહસે તે કોઈના ખાય ॥ ૧૬ ॥
અકલે ઈલમે સુરા સતવાદી ॥ તે ગરભે ગયારે ઘસાઈ ॥
સાધુ સંતોજી ને મહાજતી ॥ કાહેર બાંધસે મનમા જો કામ ॥ ૧૭ ॥

હૃદયકમલમાથી ડોલીયા ॥ ગરભે નહી આવે દોહેલા સંસાર॥
ઠાવ ઠિકાણે નહી કોઈ ગુરૂમુખી॥નહી કોઈને રહસે ઈતબાર॥૧૮॥
સતપંથ ધરમ માહે સાદ હતા ॥ અને જે કોઈ નરને નાર ॥
સતીઊમા નહી કોઈ પતિવ્રતા॥નરમા નહી કોઈ નરાકાર ॥૧૯॥
નહી કોઈ છટી રાતનો ॥ નહી કોઈ પર દુઃખ ભંજનહાર ॥
નહી કોઈ નર આપે વેધિયા॥ નહી કોઈ ધરેરે લજાય ॥૨૦॥
ગુપ્ત પ્રગટ નહી કોઈ જાગતા ॥ નહી કોઈ દેવલ દેહરામાહે સાચા॥
નહી કોઈ સાચી કરામત દાખવે॥ નહી કોઈ પાલેરે વાચ ॥૨૧॥
આઠ પ્રહર દિન રાતના ॥ નિંદ્રાયે પડોરે સંસાર ॥
જે ધરમ મારગ પંથ જાનતા ॥ તે દેખીને ભુલોરે ગેમાર ॥૨૨॥
જાણી જોઈને ફલ હારીયા ॥ તે સું પાવે પ્રભુના દર્શન ॥
સતી લોક આ સતપંથ સેવજો ॥ મુનિવર થાવો હુશિયાર ॥૨૩॥
ખરા નાણારે સર્વે ખરચીયા॥ ખોટા કોઈને હાતના સોય॥
જપને તપ સર્વે હરવા॥ નહી જો કલ ત્રિભુવન માહે ॥૨૪॥
કહેત ઈમામશાહ એમ ભાકીયા॥ સાંભલો બ્રહ્મ ગીનાનરે॥
ભગતી ભાવે કરો વિનંતી॥ પરખો તમે કલીનો વરતાવરે॥૨૫॥

ભજન ૮

કલજુગ ઘોર અંધાર ઊપના॥ મુનિવર આપ સંભાલીને ચાલો॥૧
ગુરૂ ગીનાન દીપક અજવાલા ॥ પાંચ મલીને સત ચાલો હો॥૨
સોયે ક્રીયા સંપૂર્ણ જો કહિયે॥ તો તમે સત વિચારીને ચાલો॥૩
કલજુગમા બહુ કરામત ચાલસે॥ તો ત્યાહા પાખંડ સહુ કોઈ ચાલસે૪
ચોવીસ ચેલા કાલીંગાના ભણીયે॥ તે તો આપ કળા દેખાડે હો॥૫
ભગતલોક તો ભાવે જાઈ મલસે॥ તે તો આપ મુરાદા કહાવે॥૬॥
ગુરૂ ગિનાન દેખે વિચારે નહી॥ હાતમા દિપકને કુવા પડસે ॥૭॥

સાચા સતપંથ સતગુંરૂજીના કહિયે ॥ તે રહસે જે બિરલા કોઈ ॥ ૮ ॥
દુનિયા દૌલત દેખીને ભુલસે ॥ તે તો લોભે લાગી જાસે ॥ ૯ ॥
કુડ કપટ બહુ ચરાપટ ચાલસે ॥ તે તો મુનિવરના મન હરખે ॥ ૧૦ ॥
નાદ સિંગીના નાદ બજાડસે ॥ તારે સહુ કોઈના મન ભાવસે ॥ ૧૧ ॥
કલજુગ કારન ફંદ રંચાસે ॥ તે તો ફંદમા સહુ કોઈ પડસે ॥ ૧૨ ॥
આપ રૂપ લઈ કાલિંગો આવસે ॥ તે તો પોતાના પરાક્રમ કરસે ॥ ૧૩ ॥
વખડલી વેલા કઠન જો કહિયે ॥ તાહા પુત્ર પિતાને ખાસે ॥ ૧૪ ॥
બેણ બેટીનો વિકરો જો લેસે ॥ તાહા પાપ પોતાના પુરા હોસે ॥ ૧૫ ॥
ધરમી હોઈને અધરમ ઓથરે ॥ તે તો કમાઈ હીના થાસે ॥ ૧૬ ॥
મુનિવર મુનિવરમા બાજી દેસે ॥ તો પૂર્વ પુણ્ય પોતાના ખોસે ॥ ૧૭ ॥
અમલદાર તો થાસે બેજાર ॥ જ્યારે હક હરામ પુછાસે ॥ ૧૮ ॥
તલ તલના તસ લેખા જો લેસે ॥ ત્યારે સતી જે બિરલા કોઈ ॥ ૧૯ ॥
અમલદાર જે થાસે ગહેલા ॥ તે મકર મદ ભર્યા બોલે ॥ ૨૦ ॥
લોભ સ્વાર્થી નરકમા જાસે ॥ તે તો પિંડ પોતાના સાથે ॥ ૨૧ ॥
ચાર લાખને બત્રીસ હજાર ॥ એ તો કલજુગનો પ્રમાણ હો ॥ ૨૨ ॥
પાપ કલજુગના પુરણ જો પોતા ॥ જાય વરસ દસ દાડલે ॥ ૨૩ ॥
થોડામા કલજુગ જો પોતા ॥ તો કાલ કાઈ કારન થાસે હો ॥ ૨૪ ॥
જીકરે જાગોને મહેર જો માગો ॥ તો નીત નીત મલો મુનિવરો ॥ ૨૫ ॥
જે જે માગુ તે તે આપો ॥ કે પાંચ મલી એકાંત ॥ ૨૬ ॥
લોભ સ્વાર્થને જે વારો ॥ તમે ગીનાન વિચારીને ચાલો ॥ ૨૭ ॥
સાઠ માસની રચેણી જો થાસે ॥ ત્યારે દીપક દૂર પાલટે ॥ ૨૮ ॥
ચાંદો સુરજ બેઉ ગરદજ હોસે ॥ ત્યારે રવિ ઊગે અજવાલો ॥ ૨૯ ॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવરો ॥ તો મુંડામા મુંડ ભરાસે હો ॥ ૩૦ ॥

ભજન ૯

જ્યારે બારમી સદ્દી આવસે ॥તારે ધરમ નહીં લંગાર ॥૧॥
ધરમ કરતા ઓછુ આવસે॥ એવો આવો સંસાર ॥૨॥
ત્રીશ બત્રીશે પાપી જાણજો॥ તે છે મહાચંડાલ ॥૩॥
છત્રીસે છત્રીને પીડા થાસે॥ એમ જાણજો નિર્ધાર ॥૪॥
પંચેતાલીસ બારમીસદ્દિ પુરી થાસે॥ તારે જાગસે અજપાલ ॥૫॥
પચાસ બાવને બલ પડસે॥ પેયસી જાસે પઈયાલ ॥૬॥
સાઠ બાસઠે બલ પડસે॥ તારે હોસે હલ હલંકાર ॥૭॥
સિત્તેરે બોહેત્તરે છંદ કરસે॥ કરશે એકંકાર ॥૮॥
પંચાયશીયે સતગુરૂ જાગશે॥ રખેશર થાવો હુશિયાર ॥૯॥
નવ્યાસી બાજાઉ પાછમ ઊગશે॥ નિકલંકી થાસે સ્વાર ॥૧૦॥
શાણણઊ શઈ કરી વેલા આવી પોતી॥ આઅરી નિકલંકીને જાણો॥૧૧॥
કેહેત ઈમામશાહા સુણો રે ભાઈ॥ સોહી સાચ કરી જાણો ॥૧૨॥

ભજન ૧૦

અન્નના પ્રબળ જ્યારે ખુટસે॥ ત્યારે રોતા મેલ્યા બાલ ॥૧॥
પુત્ર પિતાને પીડસે ॥ જાણો આખર એહી નિધાન॥૨॥
પાછીમથી દલ ચાલસે॥ ત્યારે ઊલટે ખુરાશાન ॥૩॥
પરજન પાટન ભાજસે॥ ત્યારે ઊંચ મુલસ્થાન ॥૪॥
નગરના દરવાજા અતિઘણી॥ મુનિવર નજરે દિખડાવસે ॥૫॥
ન્યાત પરન્યાતને પરણસે॥ જાણો આખર વેલા આવીરે ॥૬॥
પઈયાને નીર જ્યારે ખુટસે॥ ત્યારે હોસે હલહલંકાર ॥૭॥
જંબુદ્વિપે પડસે બુમડી ॥ ત્યાં કોઈ નહી વરજનહાર ॥૮॥
ધવલાસિંગી બગવસે॥ ત્યારે પ્રભુજી કરસે કાજ ॥૯॥
બ્રાહ્મણનો ત્રાગો ત્રુટસે॥ ત્યારે હોસે જયજય કાર ॥૧૦॥

૧૬૩૮

શ્વેત ઘોડા સ્વામીરાજા ચઢસે ॥ ત્યાં સિંગી લેસે સાત ॥ ૧૧ ॥
કહેત ઈમામશાહ સુણોરે ભાઈ ॥ જાણો આખરવેલાઆવીરે ॥ ૧૨ ॥

ભજન ૧૧

ભાઈ મારા તીર તરકસ તાજના ॥ જેમ ઘોડે ચઢે કરતાર ॥ ૧ ॥
પાછમથી દલ ચાલસે ॥ કાપે વર્ણ અઢાર ॥ ૨ ॥
થરહર કાપે મેદિની ॥ જ્યારે ધરત્રી ન ઝાલે ભાર ॥ ૩ ॥
આગમ આયા ઢુંકડા ॥ તમે દલસુ કરો વિચાર ॥ ૪ ॥
સતની પાળી સ્વામી વર્તાસે ॥ ત્યારે ધરમતરાજુ તોલાયે ॥ ૫ ॥
ખરી હિડ્યાની સ્વામી માગસે ॥ તો કોઈ કોઈ પરગટ થાસે ॥ ૬ ॥
ધરત્રી ધુમજાળા ઊઠસે ॥ ત્યારે પાપી પરળો જાયે ॥ ૭ ॥
દુનિયા ધુંધળ ફેડસે ॥ ત્યારે વરસે નુર અપાર ॥ ૮ ॥
ન્યાત પરન્યાત સર્વે એકઠી ॥ નહી હોવે વર્ણ વિચાર ॥ ૯ ॥
અવળી રમત સ્વામી માંડસે ॥ સ્વામી ખેલે ચોક મૈદાન ॥ ૧૦ ॥
કાલિંગા દાનવને સ્વામી ખપાવસે ॥ નવખંડે થાસે જયજય કાર ॥ ૧૧ ॥
ત્રણ યુગે સ્વામી રમી ગયા ॥ આજ ચવથે સૃજનહાર ॥ ૧૨ ॥
એમ મહાસ્સ કહેત ઈમામશાહા ॥ નર ચઢે કરતાર ॥ ૧૩ ॥

ભજન ૧૨

મુનિવર છેલી વેલા આવીરે ॥ હૃદયે વિચારીને જોયરે ॥
મહા વખડી વેલા આવસે ॥ થર ના રહેસે કોયરે ॥ ૧ ॥
દાઢો દાઢાને લોપસે ॥ વર વેલાના જુજવા ભાવરે ॥
અથરણ વેદમા એમ ભાકીયા ॥ જેમ નિરમા બુડસે નાવ ॥ ૨ ॥
નિરવણ નાવ બુડસે રે ॥ વહસે પાપના પુરરે ॥
તાહા સતસુધા નહી મલે ॥ સાચા તે જાસે દુરરે ॥ ૩ ॥
હેત હેતાંતર મુટસે રે ॥ ઊઠી જાસે દયા ધરમ ॥

ધરમી ધરમી નિંદા કરસે ॥ તારે ઊપજસે બહુ કરમ ॥ ॥
તારે ગાડી જાયા બંધવા ॥ અને માહોમા દેસે ગાલરે ॥ ।
મા બાપને બેટા ગાલ બોલસે ॥ જાણજો પુરણ આવ્યો કાલ ॥ ॥
સતપંથમા આવીને ઓલલી ગયા ॥ અને બોલે મકરની વાત ॥
જેણે નિંદા કિધી ગુરૂ નરની ॥ તેણે નરક પિઢીયા સાત ॥ ॥
એવી વૈરણ વેલા આવસે ॥ અને પ્રભુજી થાસે સ્વાર ॥ ।
દૈત્યને જગમાથી કહાડસે ॥ કુલ દૈત્યના કરસે સંધાર ॥ ॥
નિર્દાનવી કરસે પ્રીથમી ॥ અને હોસે જયજય કાર ॥
જ્યારે દૈત્ય કાલિંગાને છેદસે ॥ રાજ કરસે કરતાર ॥ ॥
નવખંડમા પ્રભુજી આપે રાજા ॥ ઔર દુજા નહી કોય ॥
રખેશરને ઋધ્ધિ સિધ્દિ આલસે ॥ મુરખ હાત ઘસતા રોય ॥ ॥
કહેત ઈમામશાહ સુનો મુનિવરરે ॥ હૃદયમા રાખો ધીરરે ॥
તમને પ્રભુજી દેખાડસે ॥ સહી જાણો સતગુરૂ બ્રહ્મા ॥ ॥

ભજન ૧૩

કહેત સુરજા સુણોરે પુન્ના ॥ કમલાકુંવર એક વાતજી ॥
આજ મોયે એક ચલીંમ દેખા ॥ કલજુગ પુનમ પછલી રાતજી ॥ ૧ ॥
સુનોરે ભાઈ ને હોઈ વધાઈ ॥ આવીયો તે વૈકુંઠ નાથજી ॥
જંબુદ્વિપમાહે હરીજી પરવરીયા ॥ સર્વે સૈન્ય લાવીયા સાથજી ॥ ૨ ॥
એણે માંડવે શ્રીહરી આવીયાને ॥ કાંકણ બાંધીયા હાથજી ॥
રંગચંગ બાજેને અમર ગાજે ॥ અસુરાને ભાજે થાટજી ॥ ૩ ॥
હાડહડુલી હનુમાન ધ્વજાગજધારી ॥ બૈઠા રથેણી થર કાપેજી ॥
ચિન નગરીમાહે હુલ પડી છે ॥ દૈત્યોને દેસે મારજી ॥ ૪ ॥
કાલિંગો દાનવ રણ ચઢસે ॥ સુરજાને સોભાગ ઢાલીયાજી ॥
કમલાકુંવર શીર ભરણા ભરાવસે ॥ ઈમામશાહ બોલીયા ગીનાનજી ॥ ૫ ॥

૧૬૪૦

ભજન ૧૪

સ્વામીજીની સોબતમા મુઝી મુસાફર આયારે ॥ તો ધણી રે ઈન્દ્ર ઈમામશાહને વધાવો ૧
ફુલડે વધાવો રે ભાઈ મોતીડે વધાવો ॥ તો ધણીરે નિકલંકીને વધાવો ॥ ૨ ॥
ડોલી ચલાવોરે ભાઈ બેલી હુંકારો ॥ તો દરીયાવ માહેથી પારજોઊતરો ॥ ૩ ॥
ભાઈ રે રખેશર એક સપનાંતર દેખ્યા ॥ તો જાઈને સતગુરૂજીસું મલીયા ॥ ૪ ॥
સતગુરૂ બ્રહ્માજી એમ બોલીયારે ભાઈ ॥ તો ગોર ગત ગંગાની ચિંતા હારીયે ॥ ૫
ગોરગતગંગા પુછે જો મારા જીવના ગોર ॥ તો કહાલગ દુનિયા દાવો કરસે ॥ ૬ ॥
દુનિયા દાવો બાવા તાહાલગ કરસે ॥ જો નુરાને ઘોડે સ્વામી રાજા ચઢસે ॥ ૭ ॥
નુરાને ઘોડે આપનો રખેશર ચઢસેજી ॥ તો ઈન્દ્ર ઈમામશાહા આગળ હોસેજી ॥ ૮ ॥
નુરાને ઘોડે આપનો સ્વામી રાજા ચઢસેજી ॥ તો ખડગ ત્રિધારો હાતે જો લેસેજી ॥ ૯ ॥
ખડગનો તેજ રે ભાઈ અંત ના પાર ॥ તો સહસ્ત્ર સુરીજનો તેજ દિસેજી ॥ ૧૦ ॥
પાચ કરોડીશું ભક્ત પ્રલ્હાદ તારીયા ॥ તો સાતસુ હરિશ્ચન્દ્ર ઊધ્ધાર્યોજી ॥ ૧૧ ॥
નવકરોડીશું પાચો પાંડવ જો તારીયા ॥ તો બારાસુ ગુરૂ સહદેવ ઊધ્ધાર્યોજી ॥ ૧૨ ॥
અનંત કરોડીસું કમળા કુંવરને તારસે ॥ તો આખરીત વેળા આસ તુમ્હારી ॥ ૧૩ ॥
પૂર્વેજન્મનો સંચ જેના પહેલા રે ભાઈ ॥ તો આજ સતગુરૂ બ્રહ્માજી મળીયા ॥ ૧૪ ॥
કહે સતગુરૂ બ્રહ્મા તમે સુણો મોરા ભાઈ ॥ તમે હિરદે માહે જાગોને મારા ભાઈ ॥ ૧૫ ॥

ભજન ૧૫

આજ કલીમાં કાલિંગો આવસેરે ॥ તેના પૈલા છે એંધાન રે ॥
જે ઈમાન ઊણાને અકલ હીના ॥ તે તો ભુલસેરે નિરવાણરે ॥ ૧ ॥
તે સાત પીઢી સગાની દેખાડસેરે ॥ અને દેખાડસે માયને બાપરે ॥
એણી રીતે તે સર્વે પરબોધસે ॥ કાશિ વિશ્વનાથ જપાવે જાપરે ॥ ૨ ॥
તેના ચોવીસ ચેલા આવસે ॥ અને મુખમાથી બોલાવસે ભાંડરે ॥
તે પાણી મંત્રીને ઘૃત નિપાવસે ॥ વાળુ મંત્રીને કરશે ખાંડરે ॥ ૩ ॥
કાલિંગો અનંગી આસની બેસશે ॥ તે તો પુરાવસે મનની આસરે ॥

એણી રીતે તો ઈમાન ડુલાવસે ॥ તારે સહુ કોઈ થાસે નિરાસરે ॥ ૪ ॥
કાલિંગો છ માસ લગી હથિયાર પલાણસે ॥ અને સુધી કરસે પેરરે ॥
સુરજારાણી કુંવરને શિખામણ દેયે છે ॥ તમને મલસે પોતાને ઘેરરે ॥ ૫ ॥
કંમલાકુંવરને રાજપાટ સોપસે ॥ અને કરજો સગલા કાજરે ॥
અરથ ગરથ ધનમાલ સોપસે ॥ અને સોપસે થીન નગરીના રાજરે ॥ ૬ ॥
કાલિંગો ચરપટ ચાલ કરતો આવસે ॥ સરસ્વતી નદી કરસે મેલાણરે ॥
તે સતી લોકના સત ચુકાવશે ॥ એણી રીતે તે લેસે ઈમાનરે ॥ ૭ ॥
એ કલજુગ આવા ડુંકડો ॥ મુનિવર રહેજો હુશિયારરે ॥
ભાઈ કાલ કરતા તે આજ કરો ॥ શ્રી નિકલંકી થાસે સવારરે ॥ ૮ ॥
જ્યારે સંવત્સર ચિલોત્ર પુરણ હોસે ॥ અને ચૈત્ર માસ ગુરૂવારરે ॥
તે દિન સ્વામીજીના સેના ચઢસે ॥ તારે પ્રભુજી થાસે સવારરે ॥ ૯ ॥
ભાઈ વેલા પોતીને રત મોરી ॥ અને હેતના વરસે નુરરે ॥
જ્યારે એ સો નિશાણી પુરી હોસે ॥ તારે પાછમ ઊગસે સુરરે ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહા સુનો મુનિવરરે ॥ અને જાણજો એક દયાલરે ॥
તમે ચેતી સકે તો ચેતજોરે ॥ ભાઈ આવે છે પુરણ કાલરે ॥ ૧૧ ॥

ભજન ૧૬

ત્રણ જુગમાહે અવતાર નવ હોજાણ ॥ આજ જુગ ચોથે અલેખ વખાણ ॥ ૧ ॥
જ્યારે દસમો અવતાર જંબુદ્વિપે ધરો ॥ તારે જુગ પાચમે સ્વામી પરવરો ॥ ૨ ॥
દસમે અવતારે સ્વામીનું નિકલંકી નામ ॥ મન કરો આરસડીને દેવોને દસોંદ ॥ ૩ ॥
વખડી વેલા માહે ના ડોલાવસેરે ચિત્ત ॥
થર રહેસે સ્વામી રાજા છલસે બધો પંથ ॥ ૪ ॥
સ્વામી રાજા ચઢે તેના આગમ જોયે ॥ સતી માહે સત રહેસે નહી કોયે ॥ ૫ ॥
વખડી વેલારે જ્યારે રવરવ તપે ॥ તારે માત પિતાથી પુત્ર છપે ॥ ૬ ॥
જે કોઈ પંથ ચઢીને સતિ કેલાવે ॥ તેણે સૈતાન બહોત મુકાયે ॥ ૭ ॥

જ્યારે રાજપાટ દાનવનુરે થાયે ॥ તારે દયા ધરમ તે દિલનહી આયે ૮

તેણે દાઢે પાંડવ પરગટ થાસે ॥ તે તો રાજપાટ સિંહાસન બેસસે ॥ ૯

એકાણુવોરે સંવત્સરને અસાડ માસ ॥ સ્વામીજી આવસે પાછમથી પ્રકાશ ॥ ૧૦

બાણુવોરે સંવત્સરને સાવન માસ ॥ પાંડવ આવસે જંબુદ્વિપ મોઝાર ॥ ૧૧ ॥

તાણુવોરે સંવત્સરને ભાદરવોરે માસ ॥ ઊડાવસે દુનિયાને સઘલો સંસાર ॥ ૧૨ ॥

ચોરાણુવોરે સંવત્સરને આસોરે માસ ॥ ત્યારે દૈત્ય કાલિંગાની સ્વારી થાસે ॥ ૧૩ ॥

પંચાણુવોરે સંવત્સરને કારતક માસ ॥ તારે સ્વામીરાજા તુરંગ પલાણે પ્રકાશ ॥ ૧૪ ॥

શાણુવોરે સંવત્સરને માગસર માસ ॥ અસત કુડ બહુ થાશે પ્રકાશ ॥ ૧૫ ॥

સતાણુવોરે સંવત્સરને પોસ માસ ॥ આવસે હનુમંતને કરશે પ્રકાશ ॥ ૧૬ ॥

અઠાણુવોરે સંવત્સરને માહો માસ ॥ પ્રથમ આવે હરિશ્ચન્દ્રને પ્રલ્હાદ ॥ ૧૭ ॥

નવ્વાણુવોરે સંવત્સરને ફાગણ માસ ॥ તારે નિકલંકી કરસે રાજ ॥ ૧૮ ॥

સઈકડોરે સંવત્સરને ચૈત્ર માસ ॥ તારે ધરમે ધરમ વરતાસેરે રાજ ॥ ૧૯ ॥

તેણે દાઢે પાછમ ઊગસેરે ભાણ ॥ નવખંડ પ્રીથમી માહે હોસેરે જાણ ॥ ૨૦ ॥

વદે સુરજાદેવી ગુરૂ નરથી કથી ॥ આપણો સ્વામી આવે પાછમ થકી ॥ ૨૧ ॥

ચૌદ લોક જેનું દયાનજ ધરે ॥ તે તો કેમ તારૂં રે વારૂ કરે ॥ ૨૨ ॥

ઊમત દુનિયાને સગલો સંસાર ॥ સ્વામીજીને સેવે તે ઊતરે પેલો રે પાર ॥ ૨૩ ॥

એ આગમ ગુરૂ ઈમામશાહ ભણા ॥ તાહા રખેશર રહેસે કોઈ કોઈ મણા ॥ ૨૪ ॥

ભજન ૧૭

વાર શુક્રવાર જાણીયારે ॥ પુનમ પરગટ મુરાર ॥
આશ્વીન નક્ષત્ર સ્વામીજી આવસે ॥ ૧ ॥

ઐરાવતી હાથી સીનગારસેરે ॥ ઊપર છત્ર મેઘડંબર ॥
ચવર ઊડવે સતગુરૂ સ્વામીજીના ॥ ૨ ॥

કેડે કટ્યારીને બાકડોરે ॥ બાંધી કમર કટ્યાર ॥
નવ રંગ મુગુટ સીર ઊપર ધરે ॥ ૩ ॥

માથાના મુગુટ નુરનારે ॥ માહે સોળા કળા પરકાશ ॥
પિતાંબર પેહેરે સ્વામી હેમના ॥ ૪ ॥
સ્વામીને પાચો શોભતારે ॥ પેહેર્યા પાચો પોશાખ ॥
પિતાંબર પેહેરે સ્વામી હેમના ॥ ૫ ॥
જાન સવારી હેતનીરે ॥ જાંખા નવ્વાણુ કરોડી સાથ ॥
છપન કરોડી મેઘા આવસે ॥ ૬ ॥
જાન સવારી હેતનીરે ॥ કિન્નર કરોડી બત્રીસ સાથ ॥
તેત્રીશ કરોડી દેવતા આવસે ॥ ૭ ॥
પાચસુ પ્રલ્હાદ આવસેરે ॥ સાતસુ હરિશ્ચન્દ્ર રાય ॥
નવસુ રાજા યુધિષ્ઠિર આવસે ॥ ૮ ॥
બારાસુ સહદેવ આવસેરે ॥ જોઊં છું સતગુરૂની વાટ ॥
અનેક જોધા ત્યા સિનગારસે ॥ ૯ ॥
સાંજ પડે દન આથમ્યારે ॥ સતગુરૂ પરગટ હોય ॥
સ્વામી આપે ધરમ જગાડસેરે ॥ ૧૦ ॥
ગોરખ પેહેરે મેજડીરે ॥ બરશી ભાલો છે હાત ॥
દલની સ્વારી આગલ ચાલશે ॥ ૧૧ ॥
આગમ કહે ગુરૂ ઈમામશાહારે ॥ ભાઈ થાવો હુશિયાર ॥
સતપંથ સાચા નરને સેવીયે ॥ ૧૨ ॥

ભજન ૧૮

કાયમ આવાને ભલે અનંત વધાવો ॥ લો સ્વામી આપણા ત્રિભુવનીરાજાજી ૧
કાશ્મિર નગરીમાહે રાજા યુધિષ્ઠિર ॥ તાહા તે સતી પુરૂષ ઊપનાજી ॥ ૨ ॥
અગિયાર લાખ તે માહે ખડગધારી ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૩
ઊજ્જયની નગરીમાહે ઊત્તીમ ઠામહો ॥ તાહા તો જોશી સહદેવ ઊપનાજી ॥ ૪ ॥
ચૌદ લાખતે માહે ચક્રધારી ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૫ ॥

નગર અમરકોટને જાલંધર દેશ હો ॥ તાહા બલીયા ભીમ ઊપનાજી ॥ ૬
ચાળીસ લાખ તે માહે ગદાધારી ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૭
ઊંચ નગર થકી અર્જુન ચઢસે ॥ તે તો છત્રીસ લાખ સૈન્ય સાથેજી ॥ ૮
છત્રીસ લાખ માહે ધનુર્ધારી ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૯
નગર પંચાવલ માહે વસમેલા ઠામ ॥ તાહા તો પાંડવ નકુલ ઊપનાજી ॥ ૧૦
પચાસ લાખ માહે નેજાધારી ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૧૧
શેઇ વાનર તે માહે અનગણત્ર અપાર ॥ તે તો હનુમંત સૈન્ય ચલાવાજી ॥ ૧૨
ચૌસઠ લાખ માહે દેવી ભણીયે ॥ તેણે ડમરૂ નાદ વગાડાજી ॥ ૧૩
ઓટ કરોડી તે માહે ભૂત પેસાવલ ॥ તે તો સ્વામીનો મારગ સોજાલેજી ॥ ૧૪
પચાસ લાખ માહે સીંગીને શંખ હો ॥ તે તો ગોરખનાથ સીધારાજી ॥ ૧૫
સવા લાખ માહે સહસ્ત્ર શંખ હો ॥ તે તો સીંગી નાદ પુરાવાજી ॥ ૧૬
પાચ કરોડી માહે પ્રલ્હાદ રાજા ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૧૭
સાત કરોડી માહે હરિશ્ચન્દ્ર રાજા ॥ તે તો પ્રભુજી ભરણા પુરાવાજી ॥ ૧૮
નવ કરોડી માહે રાજા યુધિષ્ઠિર ॥ તે તો પ્રભુજી ભરણા પુરાવાજી ॥ ૧૯
બારા કરોડી સતગુરૂ શાહાદેવ ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૨૦
જાંખામેઘા કિન્નર કરોડી બત્રીસ ॥ તે તો સહુ મળીને આવાજી ॥ ૨૧
નવકુળ નાગ માહે વાસુકી સાથ હો ॥ તે તો સેવા સ્વામીજીની આવાજી ॥ ૨૨
એંશી લાખ માહે ગજ તુરંગ હો ॥ તે તો પ્રભુજીની સેન ચલાવાજી ॥ ૨૩
શિન નગરી માહે એક દાનવ સુણીયે ॥ તો તેણે તે આપ દેખાડાજી ॥ ૨૪
અનંત પદ્મ દલ કાલિંગાનો સાથે હો ॥ તે તો સર્વે દૈત્ય ઠોઠ રચાવેજી ॥ ૨૫
ભાઈ પ્રભુજીનો સહસ્ત્ર નિશાણ હો ॥ તેનો પાર કોઈ ના પાયાજી ॥ ૨૬
મારી દાનવ નિર્વંશ કરીને ॥ તાહા કાયમ રાજ રંચાસે જી ॥ ૨૭
સેના ચાલતા માતા ધરતરી કંપે ॥ તારે ધબલે પ્રાણ થોબાવાજી ॥ ૨૮
શ્વેત વસ્ત્ર આપણે સ્વામીજી પેરાવે ॥ રખેશરો સોહી દાહાડો ધનજી ॥ ૨૯

શ્વેત ઘોડોરે આપણા સ્વામીરાજા ચઢસે॥તેતો રખેશરનેરાજ કરાવેજી॥ ૩૦
ગીનાન અમીરસ કહેત ઈમામશાહ॥તમેસુણોરે ભાઈ ગત સારીજી ॥ ૩૧

ભજન ૧૯

ખુરાસાનના દલ ચાલસે ॥ હવે આની મેળાવશે ॥ ધ્રૃ॥
પાછીમથી દલ ચાલશે ॥ સૈન્ય સંખ્યા નહી પાર ॥
ઘોડે ઘોડે તબલ બાજસે॥ તારે ઊલટે ખુરાસાન ॥ ૧॥
ધીલડીના અલિગડ ગરજસે॥ પ્રભુ ભાજસે ઊંચ મુલસ્થાન॥
પાછીમથી પંચાલ ગામ ॥ તીહા છે સ્વામીનું અવતાર ॥ ૨॥
આરંભ હોસે આખાઢમા ॥ સંચર્યા શ્રાવણ માસ ॥
દળરે ભાદરવાસી ચાલસે॥ મેળા આશ્વિન માસ ॥ ૩॥
સ્વામીને જમણે હાતેખડ્ગછે ॥ વેદ ડાવેરે હાથ ॥
દૈત્ય દાનવાને સંઘારસે ॥ દેવતાને તારસેરે સાર ॥૪॥
લોહોડા વોડા નહી માનસે ॥ આખીર એહી એંધાન ॥
બ્રાહ્મણ સંધ્યા મેલસે ॥ સમજો જાન પછાન ॥ ૫॥
નિગુરાને પડસે પસ્તાવડો॥ વાસવ સર્વહી વસસે ॥
એણે દિને જેણે નહી ઓળખ્યા॥ સત ચુકા ગંવાર ॥ ૬॥
એમ બોલ્યા ગુરૂ ઈમામશાહા॥ આજ દસમો નિકલંકીઅવતાર॥
કાલિંગા ઊપર સ્વારી કરસે॥ એ સત સાચુ જાણજો સાર ॥ ૭॥

ભજન ૨૦

દેશ દિલમને શહેર છે વરજા॥ તાહા અવતરીયા સ્વામી નિરંજન॥ ૧ ॥
નિરંજનના નિકલંકી છે નામ॥ પંચ નદી મુલસ્થાને કરસે મેલાણ॥ ૨ ॥
અનેમુખે વદે સુરજારાણી॥ મારા નગણા નાવલીયા તણે અરીકહું એંધાણી॥ ૩ ॥
એ સમરથ સાથે નહી થાયેરે સંગ્રામ॥ મારસે કાલિંગો તારો ફેડસે ઠામ॥ ૪ ॥
સૈન બહુ ચાલે નર નિકલંકી તણા॥ જંબુદ્વિપમાહે સૈન મલસેરે ઘણા ॥ ૫ ॥

દેશ પુરબ ચીનનગરી હો જાણ॥ તાહા અવતરીયો દૈત્ય કાલીંગો નિરવાણ॥ ૬
બહુ દલ ચાલે દૈત્ય કાલિંગા હોતણા॥ તે અભંગ સાથે જુધ કરસેરે ઘણા॥ ૭॥
કમલા કુંવરને સુરજા રાણી॥ અઢી કરોડ જીવ રહેસે ચિન હો જાણી॥ ૮॥
ક્રતા જુગ ત્રેતા જુગની સંધી લધી જાણ॥ દ્વાપાર જુગમાહે દૈત્ય દલા નિરવાણ॥ ૯
આજ કલજુગ માહે સંધ ખરી સાર॥ તે તો દસમે છે હરી નિકલંકી અવતાર॥ ૧૦॥
જેના બહુ દલ મલસે ઘોર અંધાર॥ અવર કટકનો નહી અંતને પાર॥ ૧૧॥
આગલાને પાની પાછલાને કાદવ પાયે॥ એવા દલ ચાલસે દૈત્ય કાલિંગા રાયે॥ ૧૨॥
નાયેક પાયેકનો મારે પાર ના લેવાયે॥ શાણણવુ કરોડી મારેલારે જાયે॥ ૧૩॥
ઝિણલા ટોપ મારે તીરથ માથી॥ સુરજા દેવી મારે સદાયે સાથી॥ ૧૪॥
માતા મેઘલીને સીર ગેમર ગડે॥ તે દૈત્ય કાલિંગો રણ સંગ્રામે ચડે॥ ૧૫॥
સ્વામીને સહેસ્ત્ર ઘોડાને સહેસ્ત્ર નિશાણ॥ ખડ્ગ ત્રિધારૂ સ્વામીજીને હાતે એંધાણ ૧૬
તેણે ઘોડે ચઢસે ત્રિભુવનના રાયે॥ તે તો દૈત્યોને સીર મેલસે રે ઘાયે॥ ૧૭॥
એમ મુખે વદે સુરજા રાણી॥ મારા નગણા નાવલીયા તણે ખરી કહું એંધાણી॥ ૧૮
એ સમર્થ સાથે નહી થાયેરે સંગ્રામ॥ મારસે કાલિંગા તારો ફેડસે ઠામ॥ ૧૯॥
તારે કોપ કરીને બોલો કાલિંગો રાયે॥ હું તો ત્રણે ભુવન વાલુ એકે ઘાયે॥ ૨૦॥
અજાણીરે સુરજા તુ વાદ સું કરે॥ નવે ખંડમાહે મારી આણ દાણ ફરે॥ ૨૧॥
ઝાઝેરા જોધા રે જુધે સુંરે લઢે॥ દૈત્ય કાલીંગો રણ સંગ્રામે ચઢે॥ ૨૨॥
કાલિંગાને મારીને સ્વામી એકાંતેરે મલે॥ તારે ચારે જુગની ભ્રાંતીરે ટળે॥ ૨૩॥
સતગુરૂ બ્રહ્માનો જંબુદ્વિપમાહે વાસ॥ અનંત કરોડી જીવની પુરસેરે આસ॥ ૨૪॥
કહેત ઈમામશાહ એવોરે ગીનાન॥ તમે સર્વે ગત રાખોરે અવિચલ ઈમાન॥ ૨૫॥

ભજન ૨૧

નાસરે નાસતુ દૈત્ય કાલિંગા॥ પાછીમથી ધણી આવે હૈજી॥
અક્ષૌણી નવ્વાણુ તારા ખુરીમા જાસે॥ તબ તુઝે કૌન છુડાવેજી॥ ૧॥
જાકે પાછમ દેશ ખંડ અહેરામા॥ શ્વેત દ્વિપમા સ્વામી બૈઠો॥

ગડ સરવેદા વધાઈ તઈયા બહુરંગ હોસે॥ ત્યા રાજ કરેછે ધણી મારો ॥ ૨ ॥
જાકે પાછમ દેસમે તબલ બાજે॥ બાજે તે ગુરૂના નિશાણ ॥
ચૌદ ભુવનમાં સ્વામી મારો દિવો ॥ તે સું રાજ ચલાવે નારાયણ॥ ૩ ॥
જાકે ચંચલ ચલીત્ર પવનરથ ઘોડી॥ હાથીડુ સણગાર્યું અપાર ॥
ત્રણ ભુવનમા સ્વામી મારો હાક દેવડાવે॥ ચૌદ ભુવનમા કરે જયજયકાર ॥ ૪ ॥
નવ નાથને સિધ્દ ચૌર્યાશી ॥ જોગની કરે જયજયકાર ॥
અજીયા વજીયા દેવી ચમર ડોલાવે॥ કમલાકુંવર શિર ડોલે છત્ર ॥ ૫ ॥
જાકે સિંગી શંખ સબદ બાજે॥ નવ ખંડ પડે રે ભંગાણ ॥
લાખ જોજન સ્વામી માનો દિન પંથ ચાલસે॥ ઐસો કરે પઈયાણ ॥ ૬ ॥
ત્રીગડ કોટ મારે અતિ રંગ ચાલે॥ રાણી દેવતા કરે છે કમાઈજી॥
બારેરે મેઘ મારે ઈંદર પુરે॥ ને સુરજ તપે છે રસોઈજી ॥ ૭ ॥
રાજા ચૌદ ભુવનમા જે વરદાતા॥ તીનસે તે વાદ ચલાવ્યો॥
ચૌદ ભુવન કેરો સ્વામી છે એ॥ કરો સેવા તો કુછ પાવો ॥ ૮ ॥
રાણી મુવા જીવાડુને પરતો પુજાઊ॥ દલ ચલાઊ કોટ ઘોડો ॥
મેરો લષ્કર અનંત કરોડી॥ તેરે સાવ તણો દલ થોડો ॥ ૯ ॥
રાજા મુવા જીવાડીયેને પરત પુજાડીયે॥ તેરો લષ્કર હૈ કાંચોજી ॥
મોહ મલ્યા સ્વામી મારો ભસમજો કરસે॥ ત્યા ઊભો તે રહેસે સતી સાચો॥ ૧૦ ॥
ખાવો પીવો ધન ખરચો હમેરા ॥ રાણી સાવ સાવ કરી શું કુડારો ॥
એસા કોઈ સુર થિન નગરીમાહે ॥ જે રાણી સુરજાને સમજાવે ॥ ૧૧ ॥
રાજા જુગાજુગ હું તમને કહેતી આઈ ॥ કુડા કામ કિધા કાલિંગારાયે ॥
પણત્રણ જુગમે તમે મેરો કહ્યો ના માન્યા॥ ચોથે લેખા લેસે સ્વામીરાયે॥ ૧૨ ॥
રાણી એશી રે વાત તારા દેવ પાસે ભણીયે॥ સાંભલો સુરજા દેવી રાણી ॥
મારી નગરીમા વાસ વસે છે ॥ વાત કરો છો આપે અજાણી ॥ ૧૩ ॥
હે રાજા ચઢે રણે દૈત્ય પડે ॥ દલ મંડલ થિન નગરી માહે ॥

ઈશ્વર બ્રહ્માજી કરે પ્રણામ ॥ આજ કલજુગ માહે દસમો અવતાર ॥ ૧૪॥
રાજા તલતલના સ્વામી મારાલેખા જોલેસે॥ લઈયા સતગુરૂ પુરે છે સાખ॥
નરને પરસાદે સતગુરૂ બ્રહ્માજી બોલીયા॥ રાજ રખીયા ઘેર દેસેજી ॥૧૫॥

ભજન ૨૨

એ સત સાચુ જાણજો જંબુદ્વિપના ભાઈ ॥
મુનિવર કઠણ વેલા વરતસે સાચા સિધ કર ભાઈ ॥ ૧ ॥
એ સત સાચુ એમ જાણજો મારા મુનિવર ભાઈ ॥
હવે સત સાચાની વેળાવારી બહુ નેહેડા આઈ ॥ ૨ ॥
પાછીમથી દલ ચાલસે દેરા દિલમ દેશ ॥
પાટણ પ્રસરામો પોહોડસે જંબુદ્વિપ પ્રકાશ ॥ ૩ ॥
પાચ લાખ દમામા દમદમે દલ ચાલતા વાજે ॥
હસ્તી ઘોડે સંખ્યા સૈન્ય જેમ સ્વામીનુ સાજે ॥ ૪ ॥
તેણે નાદે બ્રહ્માંડ ડોલસે પાતાળી પરચડા ॥
શેખ પાતાળથી છાંડસે તે તો શેખ જો વાસુ ॥ ૫ ॥
મહી રે સાબરમતી સરસ્વતી તેણે વચે હોઈ રે સંગ્રામ॥
કાલિંગા દાનવાને મારસે સો દિન આવારે જાણ ॥ ૬ ॥
ચાર જુગની માતા જોગની તેની ભુકજો ભાજે ॥
કાનના કુંડલ ઝળમળે મન ઈ ચિન્હ માગે ॥ ૭ ॥
ચહુવર ચાલે રણ મોહી કાલિંગાને રે જોવા ॥
રાખીસ કરમનાવળી રૂદ્ર કારને લેવા ॥ ૮ ॥
ભાવે હેતાંતર ઊપજે સ્વામીના ભાબા ઝુટા ના હોવે ॥
સ્વામી આયા જંબુદ્વિપમા ગત પછાનો જોયે ॥ ૯ ॥
કાલિંગા દાનવને છેદસે સોહિ દિન આયા રે જાણો॥
એમ બોલ્યા ગુરૂ ઈમામશાહા સત રૂપ પછાનો ॥ ૧૦॥

## ભજન ૨૩

કાયાપુરી નગરીના સુણોરે વણઝારા॥ વણઝ કરોને તમે પ્રાણી હમારા॥ ૧॥
વણઝ કરતા તમે રખેરે વરાસો॥ તો એક રહેસે અમરાપુરીનો સાસો॥ ૨॥
એરે સાંસો સંસારને દમે॥ તો કુડીયા વાતો કેમ ગુરૂજીને ગમે॥ ૩॥
કુડીયો વાતોરે આ કલજુગ કેરી॥ તો કામ ક્રોધે રહા ઘટ ઘેરી॥ ૪॥
ઘટ ઘેરી કરી ગાફલ કિધા॥ તત્વ ભેદ ગીનાન ના લીધા॥ ૫॥
રખેશર જાણીને સ્વામીયે હેત જો કિધા॥ તો સર્વે રખેશર વેચીને લીધા॥ ૬॥
રખેશર જાણીને સ્વામીયે હેતજો મેલા॥ તારે લખચોર્યાયશીના ફેરારે ટાલા॥ ૭॥
ફેરાટાળીને સ્વામી નજર જો મલીયા॥ તો વાચા વિવેક મારા ગુરૂજીસુ પલીયા॥ ૮॥
વાચા વિવેકાઈનો પારના જાણુ॥ તો કેઈરે વાતે આપણો ગુરૂને વખાણું॥ ૯॥
નાભી કમલની વસમી છે વાટ॥ તાહા ઊઘાડા મારા સતગુરૂ હાટ॥ ૧૦॥
અથર્વવેદના સ્વામીયે કિધારે પ્રકાશ॥ જમરો ભમે છે જીવની આસને પાસ॥ ૧૧॥
દૈત્ય દાનવ સાથે સ્વામી રાજા લઢસે॥ નક્ષત્ર આશ્લેખાને પુરણમાસ તથે॥ ૧૨
બેહુ દલરે દ્રષ્ટો દ્રષ્ટે મલસે॥ તારે દોઈ સેન વચે નારદ ફરસે॥ ૧૩॥
જ્યારે પાંચ લાખરે ત્રાંબાલુ ગડગડસે॥ તારે તાહા દૈત્યોના મસ્તક પડસે॥ ૧૪
ખડ્ગ ત્રિધારૂ સ્વામી લેસે હાથ॥ તાહા મારી દૈત્યને પાડે સર્વે સાથ॥ ૧૫॥
ખડ્ગ ત્રિધારૂ સ્વામીનું ચોદિસ ફરસે॥ દૈત્ય તણા તાહા મસ્તક પડસે॥ ૧૬॥
જ્યારે વસમ કુંવારીને વરસેરે સ્વામી॥ તારે તાહા વાજસે દદામારે ઘાવો॥ ૧૭॥
તારે દર્શન મારા સ્વામીના પાવે॥ તમે મલોને રખેશરો ગુરૂનર એકાંતે આવે॥ ૧૮
મજલે મજલે દલ સ્વામિજીના આવે॥ તમે મલોને રખેશરો ગુરૂનર એકઠા પાવે ૧૯

મજલે મજલે દલ આવે સાબરમતીના ઘાટ॥
તાહા ચઢી જાઊરે મારા ગુરૂજીની વાટ॥ ૨૦॥
કહેત ઈમામશાહા તમે સુણો મોરા ભાઈ॥
તમે હિરદેમાહે જાગોને મારા મુનિવર ભાઈ॥ ૨૧॥

૧૬૫૦

ભજન ૨૪

વેલા પોતી વલંભ ન કીજે ॥ મુનિવરો કરો રે ઓરાધ ॥
સત સંતોખે ચાલજો ॥ તો બાહેર ના વદિયે વાદ ॥ ૧ ॥
મીઠી વાણી મુખથી બોલીયે ॥ અને સુકરીત કીજે સાર ॥
જબાએ સત જો બોલીયે ॥ કોઈને મુખથીન કહિયે માર ॥ ૨ ॥
ભાઈ માર કહાનો દોસ છે ॥ માર કહતા મરી જાયે ॥
જીવ હિંસા કરવાનો દોસ છે ॥ ભાઈ સબદ એકજ સાર ॥ ૩ ॥
ભાઈ પીહુ પીહુ કિજીયે ॥ તો પીહુ વસે ઘટમાહે ॥
કાલ ભમરો કમલ વસે ॥ તો દરશન કેમ કરી થાયે ॥ ૪ ॥
કામ ક્રોધે બહોતજ ભરીયા ॥ અને લુટે મોક્ષ મુગતની વાટ ॥
ભાઈ પૂર્વ પુણ્યે લુટીયે ॥ લઈ જાસે ઘોર અંધારની વાટ ॥ ૫ ॥
ભાઈ પ્રેમની વાણી બોલીયે ॥ હિરદે બ્રહ્મ જ્ઞાન પ્રકાશ ॥
ત્યાહા કાલ ન આવો ઢુંકડો ॥ જેણે મંદર પીહુના વાસ ॥ ૬ ॥
હવે વેલા આવી ઢુંકડી ॥ અને સ્વામી લેસે હતિયાર ॥
ઘોડો ઘુંગર માલ બંધાવસે ॥ તેણે પલાણ થાસે સ્વાર ॥ ૭ ॥
ભાઈ સ્વામીની સ્વારી ચઢસે ॥ અને માંડવે કરસે મેલાણ ॥
ત્યારે કુદરતી નગારો બાજસે ॥ નવ ખંડમા પડસે ભંગાણ ॥ ૮ ॥
તારે સુરજારાણી જાણસે ॥ અને કમળાકુંવર તુ જાગ ॥
સ્વામી આવાનું આવાજ થયો ॥ હવે પુરણ અપનો ભાગ ॥ ૯ ॥
તન મન ધન સોપી પાયે લાગીયે ॥ ઈમાન સમુ નહીકોઈ સાર ॥
જ્યારે સ્વામી કાલિંગાને મારસે ॥ ત્યારે થાસે આપણો ઉધ્ધાર ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહા સાંભલો મુનિવર ॥ હવે રહ્યા દન ચાર ॥
તે વેલા આવી ઢુંકડી ॥ તેણે વલંભ નહી લંગાર ॥ ૧૧ ॥

ભજન ૨૫

વૈકુંઠનાથ પધારીયો ॥ સતગુરૂ બ્રહ્માજી આવ્યા છે આજ ॥
પવિત્ર કિધા આંગણા ॥ ૧ ॥
સતને સામાન દિજે બેસના ॥ પેલો રાખો અવિંચલ ઈમાન ॥ ૨ ॥
સત દત મેળીને દીજીયે ॥ ખમીયા સરીખા નહી કોઈ દાન ॥ ૩ ॥
દસવંત સુકરીત દીજીયે ॥ પાછે જપીયે જીકરના જાપ ॥ ૪ ॥
પાછમથી પ્રભુજી ચઢસે ॥ તે તો મેળો જંબુદ્વિપ મોઝાર ॥ ૫ ॥
નિકલંકી નર જ્યારે ચઢસે ॥ ત્યારે પ્રભુજી ધરાવસે નામ ॥ ૬ ॥
અનંત કરોડી વર લાવીયા ॥ શ્રી નિકલંકી પ્રભુજી વાર ॥ ૭ ॥
પાચ સાત નવ તારીયા ॥ કરોડી બારા સહદેવને સાથ ॥ ૮ ॥
અનંત કરોડી વર લાવીયા ॥ તેહુના સતગુરૂ બ્રહ્માજી નામ ॥ ૯ ॥
થાળ ભરો સગળા મોતીડા ॥ સતીયો ચાર વધાવો ગાયે ॥ ૧૦ ॥
થાળ ભરો સગળા મોતીડા ॥ વધાવો શ્રી નિકલંકી નાથ ॥ ૧૧ ॥
સીતા કુંતા રાણી દ્રૌપદા ॥ ચવથી તેડાવો હરિશ્ચન્દ્રની નાર ॥ ૧૨ ॥
કમળા કુંવર શિર છત્ર ધરે ॥ સુરજારાણી લાવો લે છે તાહે ॥ ૧૩ ॥
એમ બોલ્યા ગુરૂ ઈમામશાહા ॥ આખર વેલાના બોલ્યા છે ગીનાન ॥ ૧૪ ॥

ભજન ૨૬

જીવ છોડાવા સતગુરૂ મલીયા ॥ અને સાચુ બોલો મુનિવર ભાઈ ॥
જો તલ એક ઝુટા બોલસો ॥ તો ખોવસે જનમની કમાઈ ॥ ૧ ॥
કામ લોભ સ્વાર્થને વારીયે ॥ અને અભિમાન ના આણોરે મન ॥
જો મન મારી મસલો કીજીયે ॥ તો પામીયે સ્વામીના દર્શન ॥ ૨ ॥
સતપંથ સાચો સાચ છે ॥ અને સાચા ગુરૂ પછાણ ॥
એ દન ચાર ચાંદરણા પરગડા ॥ જેમ રયેણી ઊગ્યા ભાણ ॥ ૩ ॥
તારે જુગમા અંધારૂ ટલસે ॥ અને હોસે એકજ વાણ ॥

અથરણ વેદમા એમ ભાકીયા॥ અને હોસે સર્વે એકંકાર ॥ ૪ ॥
તારે નવ ખંડમા હલ હલંકાર હોસે॥ અને દોહેલા કરસે દન ॥
તારે ચન્દ્રસુરજ બેહુ ઝાપસે॥ તારે કાંપસે ત્રણ ભુવન ॥ ૫ ॥
પ્રભુજી સવારી કરસે ॥ અને નિકલંકી ધરાવસે નામ ॥
જ્યારે દૈત્યોની કાસલ કાઢસે॥ તારે પ્રગટ થાસે સારા ભક્ત ॥ ૬ ॥
સવા લાખનું પરબ રંચાવસે॥ અને નિરમલ કીજે દેહ ॥
યમ દૂતને હુકુમ થસે ॥ તારે તેજના વરસે મેહ ॥ ૭ ॥
તારે જખા મેઘા કિન્નર આવસે॥ અને આવસે પાચસાત નવબાર॥
જ્યારે અનંત કરોડી દેવ આગલ હોસે॥ તારે સહુ કરે દર્શન ॥ ૮ ॥
ઢોલ દદામા ઓછવા॥ સતીયુ ઘેર ઘેર મંગલ ગાયે ॥
પ્રભુજી પુજાના ફલ પામસો॥ તેના સુખ કહ્યા નવ જાયે ॥ ૯ ॥
તારે દેવ દનિયાને પઠંતરો॥ પુજા થકી ફલ પાયે ॥
મુનિવરની કાયા અમર હોસે॥ તારે દનિયા મરી મરી જાયે ॥ ૧૦ ॥
કહેત ઈમામશાહ સાંભલો મુનિવરો॥ અને કંબર બાંધી થાવો હુશિયાર॥
સો દન નેહડા આવીયા ॥ તેણે વલંભ નહી લંગાર ॥ ૧૧ ॥

ભજન ૨૭ [ધોળ]

કનક કચોલા કે શિર ધોલ્યા ॥ વિવારે આવ્યા કુંકડો ॥ ૧ ॥
છાંટના છોટ અંગર બેદસ નારાયનેરે ॥ વિવારે આવ્યા કુંકડો ॥ ૨ ॥
નિકલંકી નવસાના નોતરા ॥ ફેરવ્યા સમુલખ ચૌવીસેરે ॥ ૩ ॥
હઈયામા હોસે ઘણી રહી ॥ આજ અમને ઊપનોછે આનંદરે ॥ ૪ ॥
સુવર્ણ થાલ સહુકોઈ ધરે ॥ લાવો મલો બાજોટી મઝારરે ॥ ૫ ॥
માણક મોતીની થાલ ભરો ॥ જોવા જાવે ચૌદા ભુવનના રાયેરે ॥ ૬ ॥
જ્યારે શ્રી ફૂલના તોરણ બાંધસે॥ સહુ સ્નીયા મંગલ ગાયેરે ॥ ૭ ॥
બ્રહ્માજી ત્યાં આવીયાને રહ્યા॥ ચાર વેદ લઈ આવ્યો સાથેરે ॥ ૮ ॥

વાજીંત્ર વાજે ત્યા અતિઘણા ॥ ઢોલ વાજે ધમધમકારરે ॥ ૯ ॥
સહુ સૈન્ય આવે સ્વામીને સોભતા ॥ જાહિરવાતોમાહે થાસે જાનમાહેરે ૧૦
જીરે વસમકુંવારી વિનંતી કરે ॥ કંથજી સાંભળજો કાનેરે ॥ ૧૧ ॥
બહુરંગી બાજોટી ચિત્રાવજો ॥ બૈસો બૈસો વાલાવર રાયેરે ॥ ૧૨ ॥
મંડપ બંધાવો મજને મનગમતો ॥ વર ઊછેડ સુરાવરને સાતરે ॥ ૧૩ ॥
માંડવ બાંધો ચંપા કેવડે ॥ કસ્તુરીની ભરાવસો ભીંતોરે ॥ ૧૪ ॥
વર કન્યા પુરા પરણાવીજે ॥ ગુરૂ બ્રહ્માજી ભણસે વેદરે ॥ ૧૫ ॥
સોવન મંડલ સ્વામીજીને સોભતા ॥ સર દેતાની સાખરે ॥ ૧૬ ॥
મસ્તક મુગુટ હિરલે જડીયે ॥ હરીને કુંડલ ઝલકે છે કાનરે ॥ ૧૭ ॥
વર કન્યા પુરા પરણાવીયા ॥ પરણે વરણે દેવ મુરારરે ॥ ૧૮ ॥
સતગુરૂ બ્રહ્માજી એમ બોલીયા ॥ ગુરૂ બ્રહ્માજી બોલ્યા છે ધોલરે ॥ ૧૯ ॥

ભજન ૨૮ [ધોળ]

સતીયોના મેળ તેડાવજો ॥ હાતે ગરહી મોતીડાની થાલરે ॥ ૧ ॥
નારાયણ નરને નિરખીયે ॥ ॥
ભાઈ જુગમા જદુપતી ઝલહલે ॥ ભગવાન ભક્તોની ભીડરે ॥ ૨ ॥
હરીને શ્વેત ઘોડો બેસના ॥ તેણે સોવણ જડીયા સીનગારરે ॥ ૩ ॥
હરીને મોડે તેજ ફરહરે ॥ મેઘડંબરેના છત્ર ઢોળાયરે ॥ ૪ ॥
હરીને સરબંદી વાઘા સોભતી ॥ હરીને પહેરે છે પિતાંબર રે ॥ ૫ ॥
હરીને માથે મુગુટ ફરહરે ॥ સોળા તે મળે સરદારરે ॥ ૬ ॥
હરીને નેત્ર અંજન કરે માવડી ॥ ટબુક કરસે હરીને ગાલરે ॥ ૭ ॥
હરીને કેસરી તીલક બીરાજસે ॥ અને દસ આંગળીયે વેલીયારે ॥ ૮ ॥
હરીને કાને તે કુંડલ ઝલહલે ॥ હરીને પેરન પિતાંબર સારરે ॥ ૯ ॥
હરીનો કુદરતી ઘોડો ખેલસે ॥ તેણે સોનેરી સીર પાવરે ॥ ૧૦ ॥
હરીને કેસરીયા વાગા પેરવા ॥ હરીને સુવર્ણ બાજુબંધરે ॥ ૧૧ ॥

હરીને પાયે તે મોજડી સોભતી॥ તેના તેજ તણો નહી પારરે ॥૧૨॥
હરીને જાન જુગતે બહુ મલ્યા॥ હરીનો વિવાહ હોસે અતિરંગરે ॥૧૩॥
હરીને ચૌવેદી શાલા બંધાવસે॥ તાહા ગુજરી મેલાવી ચારરે ॥૧૪॥
હરીને પાયે તે પદ્મ ઝલહલે॥ હરીના તેજ તણો નહી પારરે ॥૧૫॥
હરીને ઢોલ દદામા ગડગડે॥ અને સુરનાઈનો નહી પારરે ॥૧૬॥
હરીને મસ્તક મુગટ મોતી જડયા॥ સતીયા હરીના મંગલ ગાયેરે॥૧૭॥
હરીની જાને જોધાબહુ મલ્યા॥ તેમા પ્રલ્હાદ છે આગેવાનરે॥૧૮॥
હરીના હરિશ્ચન્દ્ર સરીખા સાથીયા॥ જાનમાહે હોસે જયજયકારરે॥૧૯॥
હરીને યુધિષ્ઠિર સરીખા જનઈયા॥ પાચે પાંડવ છે પહેલવાનરે॥૨૦॥
હરીના બાર કરોડી તો બાકા॥ હરીને અનંત આવ્યા છે પાસરે॥૨૧
હરીજી વસમ કુંવારી પરણસે॥ તારે બ્રહ્માજી ભણસે વેદરે॥૨૨॥
હરીયે નિકલંકી નારાયણ નરપતિ॥ સ્વામીજી દેસે અમર છાપરે॥૨૩॥
હરીતો પરણી પાટે બેસસે॥ હરી રખીયાના દાતાર રે ॥૨૪॥
સતગુરૂ બ્રહ્મા એમ બોલીયા॥ ઘોલ બોલ્યા છે ધમ ધમકારરે॥૨૫

ભજન ૨૯

દેશ દિલમે હરી અવતરીયા॥ પરતેક દેવ મુરાર ॥
નવહી અવતાર પાછળ હોઈ ગયા॥ કળમાહે દસમો અવતાર ॥૧॥
શેહેર વરજાગડમા બેસા છે॥ મુનિવરો હરી જીવના તારણહાર ॥
જંબુદ્વિપમાહે પ્રભુજી આવસે॥ કુવરીકા ક્ષેત્રમા કરસે મેલાણ ॥૨॥
માંદલ ભેરી તુર વાજસે॥ એવા હોસે હો રંગ ॥
વસમ કુંવારી સ્વામી પરણસે॥ માથા ભરાવસે રે કુંભ ॥૩॥
તેડાવો સીતા કુંતા દ્રૌપદી॥ તેડાવો સતીયા છે ચાર ॥
ચવથી તેડાવો તારાદેવીલોચના॥ મંગલ ગાવે અપાર ॥૪॥
ટોળે ટોળે હો રખેશરો મળશે॥ મળશે મારા સ્વામીજીને સાથ ॥

સતકી સુમરણી હરી ફેરીલેવે ॥ લેવો સ્વામીજીનુ રે નામ ॥૫॥
જાગોરે લોકો તમે મતસોવો નિંદ્રા ॥ તમે ધરો પ્રભુના પ્યાર ॥
જૈસા એ સ્વપ્ન રે રાત્રના ॥ તૈસા એવા રે સંસાર ॥૬॥
કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો ॥ તમે હોવો રે હુશિયાર ॥
વીરા તમે મત સોવોરે નિંદ્રા ॥ નહી તો આખરી પસ્તાવસો ॥૭॥

ભજન ૩૦

પાછમ પુનમ ચંદા ઊગમીયો ॥ અને ઊગો અનંત કલા વરલઈ ॥
સ્વર્ગ મ્રીત પાતાળે પરકાસીયા ॥ તે તો ચૌદા ભુવનમાહે સોહે ॥૧॥
જે આપે પ્રભુજી આવીયા ॥ અને અવર દુજા નહી કોયે ॥
શંખ ચક્ર ખડ્ગ પદ્મધારી સોયે ॥ તે તો આપે પ્રભુજી સોયે ॥૨॥
તાહા ગડગડે દદામાને ઘોર વાજે ॥ અને ગરજે જમીન અસમાન ॥
વસમ કુંવારીને વર દેસે ॥ તે તો સ્વામી નિકલંકી રે જાણ ॥૩॥
તાહા જાંબા મેઘા કિન્નર બત્રીસ ॥ કરોડી પાથ સાત નવ બાર ॥
જયજય કારનો જગન વરતાસે ॥ સ્વામી નિકલંકી થાસે સ્વાર ॥૪॥
નુરાના વસ્ત્ર સ્વામી પેહેરાવસે ॥ અને મુગટ મોતીના પરવાલ ॥
હિરા જડત્ર સર ફેટા બંધાવસે ॥ સર્વે દેવનો એકજ ઢાલ ॥૫॥
તેજી પાખાલા પલાણસે ॥ અને મોરડે મીનીઆ જોડા ॥
પલાણે પાખરે હિરા રતન જડીયા ॥ એવા પવન સરૂપી ઘોડા ॥૬॥
તાહા કરીયાની પરી જોવાસે ॥ અને જેનો જેવોરે આચાર ॥
તેણે તેવા ફલ સ્વામી આપસે ॥ હાથો હાથે દેસે આધાર ॥૭॥
જે સાચુ બોલે તે સદાયે પાકછે ॥ જે નર જનમન બોલે ઝુટ ॥
તે નર બેસસે ગુરૂનરની બેલડીયે ॥ તે તો રહસે સ્વામીને હજુર ॥૮॥
જે નર જકરે જાગીયા ॥ અને મનમા લરજા જેહે ॥
તેણે અરસ કુરસ ઊપર બેસના ॥ તેની સુરજ કલા વરણી દેહે ॥૯॥

તે તો ખાસા ખજાના માલસે ॥ અને કુદરતી ઊતરસે થાલ ॥
તેણે હેતે કરીને જમાડસે ॥ જેમ માતા ધવરાવે બાલ ॥૧૦॥
તાહા ધોલ મંગલ અતિ ઘણા ॥ અને ઘેર ઘેર મંગલ ગવાયે ॥
સતગુરૂ પુજાના ફલ પામીયે ॥ તેના સુખ કહ્યાનવ જાયે ॥૧૧॥
કેહેત ઈમામશાહા સુનો મુનિવરો ॥ અને જે સાચા ઈમાની રે આજ ॥
તાહા એવી સહાયત પામસો ॥ તે તો કરસે અમરાપુરમા રાજ ॥૧૨॥

ભજન ૩૧

પાછમ દિસાથી સ્વામીજી ચઢસે ॥ પ્રત્યેક ઊગમીયો ચંદન ખોડજી ॥
ભકત કારણ સ્વામી પરવર્યા ॥ તે ભરીયા અમૃત જેહજી ॥ ૧ ॥
જળ થળ મહીતળ તુ ચલીના ॥ તુજ કરતા સારજી ॥
આજ જુગ શવથે ચઢસે સ્વામી ॥ અનંત એક વિચારજી ॥ ૨ ॥
જેણે સેવીયા તે ફળ પામીયા ॥ જેણે સેવીયા મહા બ્રહ્મજી ॥
પસ્તાવો પડે એણે ગાફીલા ॥ આગળ જુગનહી ભુલવાને ઠામજી ॥ ૩ ॥
ચહુ જુગના ભુલા ભુલા ફીરસે ॥ નિંદ્રા સુતી જેહજી ॥
જેણે ગરભથી સંસાર સરજા ॥ લેખા લેસે તેહજી ॥ ૪ ॥
જેણે કુટુમ કિધા કારવા ॥ તે પડયા મોહ જંજાલજી ॥
તમે કરી કમાઈ છુટસો ॥ લેખા તે સ્વામીજીને હાલજી ॥ ૫ ॥
ચેતોરે ભાઈ મોહો શું પડિયા ॥ ડબલો કાયમ સાથજી ॥
પાછમ દિસાથી પુરૂષ ચઢસે ॥ રહેણી આવે સુરજી ॥ ૬ ॥
ત્યારે નવખંડના નર નિરખીયા ॥ ત્યારે સાચ કુડાની પછાનજી ॥
ત્યારે પાપ પુણ્ય બેહુ તરાજુ તોલસે ॥ જીવડો જલસે તેહેજી ॥ ૭ ॥
જાગણહારા જાણ લેસો ॥ અનદિન જાગો વિરજી ॥
ત્યારે દૈત્ય દાનવ નિકંદન કરસે ॥ ખરગ વોળયા ગૌહેજી ॥ ૮ ॥
ત્યારે પુટ પ્રિથમી રાજ થાપે ॥ વસમ કુંવારી પરણે સ્વામીજી ॥

સ્વામીના જોધગણ અભંગ મળસે ॥ નર સુરા સાથજી ॥૯॥
કરોડી પાચસુ પ્રલ્હાદ ચઢસે ॥ સાતસુ ભક્ત હરિશ્ચન્દ્રજી ॥
કરોડી નવસુ પાંડવ ચઢસે ॥ બારાસુ ગુરૂ સહદેવજી ॥૧૦॥
તેત્રીસ કરોડી દેવ કલ્પના ચઢસે ॥ સર્વે ચઢસે સાથજી ॥
એણે માંડવ વે મુગત રખેશર ॥ કલજુગ માહે ધાવો અપારજી ॥૧૧॥
આજ સેવક હોસો સ્વામીના ॥ તેની કાયા હોસે અવિંચલ અભંગજી ॥
જેણે કવનુ દુઃખ દોહેલુ ॥ તે ચઢસે સાતવા ભુવનજી ॥૧૨॥
જેણે તોરણે ત્રિભુવન પુરૂષ પરણે ॥ તેજ વરસે મેહેજી ॥
જેણે રોહે રોહે ભાણ તપે ॥ અને કાયા ઝલકે તેહેજી ॥૧૩॥
જેણે ચન્દ્રવદનને નયન ॥ અમીંયે ઝલકે તેજ અપારજી ॥
આવોરે સતીયા વરજોવા જઈયે ॥ તેજ કરતા સારજી ॥૧૪॥
ધરાધરત્રી અપના સ્વામી પરણે ॥ રંગ રૂપ અપારજી ॥
વરમાલા લઈને વસમની ઊભી ॥ નર ઊભા બાહારજી ॥૧૫॥
વાજીંત્ર વાજે ત્રિભુવન ગરજે ॥ બ્રહ્માજી બોલે વેદજી ॥
એણે ચવરીયે ચારી મંગળ વરત્યા ॥ કળસ તેજ અપારજી ॥૧૬॥
એણે ચવરીયે ચારી મંગળ વરત્યા ॥ ફેરો દેસે દેવજી ॥
બરસીયા તે કુદરતી તેજ અમૃત ॥ જેવે ત્રિભુવની રાયેજી ॥૧૭॥
પાલવે ગાઠવાળી ગુણવંતી બેઠી ॥ વસમકુવારી પરણે સ્વામીજી ॥
જેણે ચૌદ ભુવન રંચીયા ॥ તેજ પરણે સ્વામીજી ॥૧૮॥
જેણે કિન્નર કરોડી બત્રીસ તાર્યા ॥ જખા મેધા સેહેજી ॥
જેણે અજાનબાહો દૈત્ય માર્યા ॥ તેજ પરણે સ્વામીજી ॥૧૯॥
જેણે સાતહી સાગર રોળીયા ॥ મેરૂ ઊઠાયા તેહેજી ॥
જેણે રતન માણક કાહાડી લીધુ ॥ તેજ પરણે સ્વામીજી ॥૨૦॥
જેણે કાન્હ રૂપે અવતાર લીધા ॥ પૈઠો તે જમુના માહેજી ॥

જેણે પૈઠી પાતાલ કાલીયાનાગ નાથીયો ॥ તેજ પરણે સ્વામીજી ॥ ૨૧ ॥
સુવર્ણ મંડલ સાખડી ॥ તે બાંધી છે સ્વામીને હાથજી ॥
ત્રિભુવન સરજા દેવતા ॥ સતગુરૂ બોલીયા સાચજી ॥ ૨૨ ॥
અમર લાધુ એણે કુદરતીયા ॥ તે ચઢસે સાતવા ભુવનજી ॥
સતગુરૂ બ્રહ્મા અમરત બોલીયા ॥ સુણો મુનિવર તેહજી ॥ ૨૩ ॥

ભજન ૩૨

પાછીમથી દલ ચાલસે ॥ અને કાયમ ધરસે નામ ॥
શ્રી નિકલંકી જ્યારે ચઢસે ॥ તારે મુરખ પડસે બાજ ॥ ૧ ॥
શ્વેત ઘોડો સ્વામી પલાણસે ॥ અને પ્રભુજી થાસે સ્વાર ॥
ત્રિધારૂ ખડ્ગ સ્વામી હાતે લેસે ॥ તો સર્વે સૈન્ય લાવે સાથ ॥ ૨ ॥
કુદરતનો ઘોડો સ્વામી ભીડસે ॥ અને મોતી પુરાવસે બાલોબાલ ॥
માણક મોતી હિરારતન જડસે ॥ તો ચિતરીયા કરસે પલાણ ॥ ૩ ॥
તેજી પાખરીયા પલાણીયા ॥ અને સોવન જડીયા તોયે ॥
સ્વામીજી સોને ભંડાર ભરીયા ॥ તેના સુખ કહ્યા નહી જાયે ॥ ૪ ॥
સ્વામીના તેજનો વખાણ સાંભલો ॥ મુનિવર તેની સું કરે વખાણ ॥
સોળા કળાનું તેઊ ચાંદરણું ॥ જેના શ્રી નિકલંકી નામ ॥ ૫ ॥
અમૃત વાણી સ્વામી બોલસે ॥ અને મુરખ ન જાણે એનો મરમ ॥
એ તો આખર વેળાનું તેજ છે ॥ તો મુનિવર ઘેર વખાણ ॥ ૬ ॥
મુનિવર હસે તે તો જાણસે ॥ અને પાળસે સત ધરમ ॥
સત ધરમ લઈને નીત પાલસે ॥ તે પરછે કમલાકુંવરનો મરમ ॥ ૭ ॥
અનંત કરોડીનો મુખી છે એ ॥ અને સુરજા રાણી કેરો પુત ॥
તેની દરશનની આસ છે ॥ તો મુનિવર પાળજો ધરમ સત ॥ ૮ ॥
સત ધરમ પાળજો તો છુટસો ॥ અને ઊતરસો ભવસાગર પાર ॥
સાચા સતગુરૂને સેવજો ॥ તો પામો સ્વામીના દર્શન ॥ ૯ ॥

સૃષ્ટી ગુરૂ વીના જે કોઈ ભુલડા ॥ તે તો જાસે નરક દુવાર ॥
પૂર્વ જન્મનો તેનો સંચો નહી ॥ તે સતગુરૂ પર કેમ લાવે ઈમાન ॥ ૧૦ ॥
સત ધરમ લઈને જેણે પાવલ પીધા ॥ અને સુકરીતના કિધા દાન ॥
જીકર ફીકર પાણી સીંચીયે ॥ તો સૃષ્ટી ગુરૂ પરમાણ્યા નામ ॥ ૧૧ ॥
કસણી વિના નહી છૂટસો ॥ જે કોઈ ચાલસે સતની વાટ ॥
સતગુરૂથી જે કોઈ દાવો કરસે ॥ તે તો જાસે ઘોર અંધાર ॥ ૧૨ ॥
પૂર્વ જનમ તો નરગે જાસે ॥ અને મન મતા કરસે કામ ॥
આપ મુરાદા બોલતા ॥ તે નહી માને ગુરૂને ઈમાન ॥ ૧૩ ॥
બેલી વના જે કોઈ બુડસે ॥ અને નહી કોઈ ખેવણહાર ॥
સતગુરૂ જાહેર બેલી ભેટીયા ॥ તો પામો સ્વામીના દર્શન ॥ ૧૪ ॥
ભાંગ તંબાખુ જે નર ખાસે ॥ અને મન મતા કરસે કામ ॥
વિના મોકલ્યા નરકે જાસે ॥ તે તો જાસે ચોવીસને ઠામ ॥ ૧૫ ॥
ગુરૂ ઈમામશાહ એમ બોલીયા ॥ અને બોલ્યા સતની વાત ॥
જે કોઈ કુડ કપટે ચાલસે ॥ તે માર ખાસે મહાદારૂણ ઘાટ ॥ ૧૬ ॥
કલ્પાંતનો દુઃખ બહુ દોહેલુ ॥ તે તો તમથી સહીયા ન જાયે ॥
સૃષ્ટીગુરૂનો ધરસો બેલડી ॥ તે પર સ્વામીનો પ્યાર જો થાયે ॥ ૧૭ ॥
સૃષ્ટી ગુરૂ સોહી સતગુરૂ ॥ અને સાચા ગુરૂ પરમાણોરે ॥
સુકરીત દસવંત સ્વામીને સોપજો ॥ તે તો પુરવ લેસો મરમ ॥ ૧૮ ॥
સતગુરૂવીના કેમ છુટસો ॥ એમ વેદના કરજો વિચાર ॥
અથરણ વેદ પરમાણજો ॥ તેણે ઊપર આણો ઈમાન ॥ ૧૯ ॥
બેઈમાની તે તો બુડીયા ॥ અને ચોવીસ તેનો નામ ॥
સતગુરૂ બીના તે તો ભુલીયા ॥ ભાઈ તે તો આર ને પાર ॥ ૨૦ ॥
ગુરૂ ઈમામશાહ એમ બોલીયા ॥ અને મુનિવરો વેદનો કરજો ભેદ ॥
દર્શન લેસો સોહેલા ॥ તો ચઢસો સ્વામીની સેજ ॥ ૨૧ ॥

ભજન 33

પુરૂસ પ્રસાદે સ્વામી આપ જંબુમાહે આવીયાજી ॥
ભાઈ શ્વેત ઘોડે સ્વાર થઈ દૈત્યને મારસેજી ॥ ૧ ॥
સ્વામી હાતે ખડગ ત્રિધારૂ કાલિંગાને મારસેજી ॥
ગિરી હો પર્વત કૈલાસ ફુંકે ઊડાવસેજી ॥ ૨ ॥
વાહાલ નદિયોના નીર આરથ ઘટાડસેજી ॥
સમુદ્ર માહેની ખડક બાહેર દિખલાવસેજી ॥ ૩ ॥
હનુમંત વાનરનો સૈન્ય પાછમથી આવસેજી ॥
ચિન મહાચિન નગર સ્વામીજી સમુદ્રમા ડુબાવસેજી ॥ ૪ ॥
ઈન્દ્ર રાયાને ફુરમાને વાજીંત્ર વાજાડસેજી ॥
ઘોડે ઘોડે સંખનો નાદ પુરાવસેજી ॥ ૫ ॥
ઊસ દિન માયે ન બાપ કોઈ નહી આવસેજી ॥
ઊસ દિન બહેની ન ભાઈ કોઈ નહી આવસેજી ॥ ૬ ॥
ઈસ દિન કરણી કમાવો સોઈ સાથે આવસેજી ॥
પુણ્યના પ્રતાપે તમે પાર ઊતરસોજી ॥ ૭ ॥
સુરજાશણી હાતે દંડો લઈને કાલિંગાને મારસેજી ॥
દસમો નિકલંકી નામ સોભાગ ઊતારસેજી ॥ ૮ ॥
કમલા કુંવરને શીર છત્ર ગગન ઝુલાવસેજી ॥
ઊસ દિન ગુરૂ બ્રહ્માજી વેદ સુનાવસેજી ॥ ૯ ॥
કમલા કુંવરને શિર ભાર ભરનો ભરાવસેજી ॥
બોલ્યાતે ઈન્દ્ર ઈમામશાહા સોહી દિન આવસેજી ॥ ૧૦ ॥

ભજન ૩૪

એક તુહી દયાળજી હો ॥ ધૃ ॥

આગમ અગોચર અલેખ પરાત્પર ॥ કહે ગુરૂ સ્વામી તુ સાચા ॥ ૧ ॥

ધુંધુકાર માહે હુકુમજ તેરા ॥ ઈંડ છેદીને પેદા કિયા ॥ ૨ ॥

બ્રહ્માંડ જડીને ત્રિભુવન નિરધાર્યો ॥ થંબ એહુના ત્યાહા કિયા ॥ ૩ ॥

ચન્દ્ર સૂરજ તારા તેજ નિપાયા ॥ સ્વામી તારા નજરથી સર્વેહી હવા ॥ ૪ ॥

કુદરત તેરી જડ જુગીયા જો બાંધી ॥ પવન પાણી પૈદા કિયા ॥ ૫ ॥

સાગર બાંધીને મેરૂ ઊઠાયા ॥ રચના રચી કરતબ તેરા ॥ ૬ ॥

સ્વેદજ જારજ ઈંડજ ઊદ્‌ભીજ ॥ ચહુ ખાણી માહે તુ જીવ ઊપાયા ॥ ૭ ॥

એવી રીતે તમે એ સૃષ્ટી નિપાઈ ॥ ગરભી કમળી જીવડા કિયા ॥ ૮ ॥

પાણી માહે જેમ બીજલી જો સરજી ॥ સર્વે સંજોગે સીંચાયા ॥ ૯ ॥

લેખા જો લેસેને કરતબ સોધે ॥ લોન પાનીના હોચે નિવેડા ॥ ૧૦ ॥

કાયાના હરૂ જ્યારે હાજર હોસે ॥ કિધા કરતબ ખોટ પડસે ॥ ૧૧ ॥

ઔટ કરોડી બાલ જ્યારે લોહાના હોસે ॥ ફરી ફરી દેહીમા ખુચસેજી ॥ ૧૨ ॥

સહસ્ત્ર કળા જ્યારે સુરીજ તપસે ॥ પચાસ હજાર વરસના એક દિન હોસે ॥ ૧૩

માથાના ભેદુ જ્યારે જળીજળી પડસે ॥ કુડ કપટી જીવડા જલસે ॥ ૧૪ ॥

ઊંધે મસ્તક જ્યારે જીવડો ટંગાસે ॥ છુટસે તો નિરવાનીજી ॥ ૧૫ ॥

નેત્રના બિંબ જ્યારે લોહી ઝરસે ॥ નાભી કમળી જીવડો જલસે ॥ ૧૬ ॥

અન જો નાહી ત્યારે વન જો નાહી ॥ નહી ત્યારે પવન ના પાની ॥ ૧૭ ॥

માય જો નાહી ત્યારે બાપ જો નાહી ॥ નહી ત્યારે બેહાને ના ભાઈ ॥ ૧૮ ॥

કિધા કરતબ તેરા આપે લહસો ॥ સુકરીત સાથે તેરા ભાઈ ॥ ૧૯ ॥

ગુરૂ થકી બેઈમાનીને ગાફલ ભુલા ॥ આખર પસ્તાવો તેહુને પડસે ॥ ૨૦ ॥

ગુરૂ થકી બાજીને આખીર ગાજી ॥ તે જીવડા સું સું દયાયા ॥ ૨૧ ॥

ગુરૂ થકી બેઈમાની તે ગાફીલ ખોટા ॥ મન માહે ઘણુ ઘણુ રોવસે ॥ ૨૨ ॥

૧૬૬૨

ગુરૂનર પાઈ જેણે પથ્થર ધ્યાયા ॥ તેણેમારા કોઈ ના કહસે ॥ ૨૩ ॥
ગુરૂ નર સેવ્યાતે અમરાપુર જાયે ॥ હરીજીના દરશન પાયા ॥ ૨૪ ॥
કહેત ઈમામશાહા સુણો મોરાભાઈ ॥ તમે સાચુ જાણોએ નિધાન ॥ ૨૫ ॥

ભજન ૩૫

દુનિયા સરજીને સ્વામીયે અન્ન નિપાયા ॥ તો પવન પાણી પૈદા કિધાજી ॥ ૧ ॥
પવન પાણીમાહે એક બીજલી હો સરજી ॥ ત્યારે સર્વે સંજોગ નિપાયા ॥ ૨ ॥
જેણે સરજા તેઓના નામના જાણ્યા ॥ તોનામ બિનારે જીવડા ભુલાજી ॥ ૩ ॥
સહસ્ત્ર કલાસુ જ્યારે સુરજ તપસે ॥ તારે ધરત્રી નાખે ધુમ જવાલાજી ॥ ૪ ॥
સાતવે સરગે જ્યારે સુરજ તપસે ॥ તારે ધરત્રી થાસે તાંબા વરણીજી ॥ ૫ ॥
માથાના ભેજા જ્યારે કાને નિકલસે ॥ તારે માતા કહે નહી પુત્ર મારાજી ॥ ૬ ॥
આખેરે નયના લોહી બીંબ ઝરસે ॥ તારે બેન કહે બંધવ નહી મારોજી ॥ ૭ ॥
તા તલે થંબે સ્વામી મારો સાચા દેવડાવસે ॥ તારે સાચો હિસાબ તાહા પુછાસેજી ૮
એકેક અપરાધ સોસો વાર પુછાસે ॥ તારે સોસો ઊત્તર જીવડા દેસેજી ॥ ૯ ॥
નહી તાહા માતાને નહી તાહા પિતા ॥ નહી તાહા બેણને ભાઈજી ॥ ૧૦ ॥
નહી તાહા. અન્નને નહી તાહા વસ્ત્ર ॥ નહી તાહા પવન ને પાણીજી ॥ ૧૧ ॥
એવી રીતે દુઃખ જ્યારે દુનિયાને પડસે ॥ તારે અપરાધી જીવડા જલસેજી ॥ ૧૨ ॥
રખેશર તે જે દુટા દિલ સાંધે ॥ અને ભુલકાને મારગ લાવેજી ॥ ૧૩ ॥
રખેશર તે જે ખરા મારગ ચાલે ॥ તેહુના અમરાપુરીમા મહેલ બાંધ્યાજી ॥ ૧૪ ॥
શ્રી નારાયણ એવા મહેલ નિપાયા ॥ જે કોઈ ચાલે કરણી સારોજી ॥ ૧૫ ॥
કહેત ઈમામશાહા સુનો મુનિવરો ॥ તમે જોવો ગીનાન વિચારીજી ॥ ૧૬ ॥

ભજન ૩૬

દિલના દગા દૂર ગુરૂ કરસે ॥ ગુરૂ કરસે હો દૂર કરસે ॥ મારા દિલના ॥ ૧ ॥
પીંડકે કારન જીવડા જો હાર્યો ॥ મારા સ્વામીજી લેખા લેસે ॥ ૨ ॥
ગુન્હા તમારા ભાઈ દુસમાન હોસે ॥ અવર રંગ લઈને ઊઠસે ॥ ૩ ॥

જંત્રમા ઘાલી જીવડો સાંડસે તુડાવસે॥ તારે જીવડા પુકાર કરસે ॥ ૪ ॥
ત્યાહા નહી માતા ત્યાહા નહી પિતા ॥ બેણ ભાઈ ના હોસે ॥ ૫ ॥
આત્મા ઊતારો ત્યાહા કોઈના દિસે॥ મારા સ્વામીજી લેખા લેસે॥ ૬ ॥
કહેત ઈમામશાહા સાંભલો મુનિવરો॥ શ્રી નિકલંકી આગળ હોસે ॥ ૭ ॥

ભજન ૩૭

અલખ નિરંજન સ્વામી મારા આઈયારે ॥
સતગુરૂ કહે મારા મુનિવર મહા દારૂણ કાલ આવીયાજી ॥ ૧ ॥
કઠણ કાલ તો આયા નેહડારે ॥
તેણી કરામત તમે સુનકર લીજોજી ॥ ૨ ॥
સતગુરૂ બ્રહ્માજીયે એમ ભાકીયા ॥
તમે કિયો ચિન ફિરાવો મારા મુનિવરજી ॥ ૩ ॥
પાછીમથી ચલકર કુવારીકા ક્ષેત્રમા આવ્યા ॥
અને સર્વે સૈન્ય લાવીયા સાથજી ॥ ૪ ॥
સ્વામીના આદ અંતના સૈન્ય સર્વે એકઠા મળસે ॥
અનંત કરોડીના ભરણા ભરાવાને કાજજી ॥ ૫ ॥
ચિન મહાચિનથી દૈત્ય કાલિંગો આવસે ॥
તેના સૈન્યનો નહી કોઈ અંતને પારજી ॥ ૬ ॥
દોનો સૈન્ય એકઠા મળસે ॥ દેવ દાનવ ત્યાહા લડસેરે ॥
બાજા બાજે ખડગ ઝનકાર ઊડેંગે ॥ દૈત્ય કાલીંગો પડસેરે ॥ ૭ ॥
મારી દૈત્યને નિર્વંશ કરેંગે ॥ નાટક દિન રચાવેરે ॥
વસમ કુવારીને સ્વામીજી પરણે ॥ રખીયાને રાજ કરાવેરે ॥ ૮ ॥
વસમ કુવારીને સ્વામીરાજા પરણસે ॥ તારે રખીયાને રાજ કરાવેરે ॥
સવાલાખ વરસ રખીયા રાજ કરસે ॥ પછે દારૂણ કાલ આવસેરે ॥ ૯ ॥
સવાલાખ વરસનો એક દિન હોસે॥ ત્યા પછે કહર રચાવેરે ॥

૧૬૬૪

પાપ પુણ્યના હોયે નિવેડા ॥ લેખા સ્વામીજી લેસેરે ॥ ૧૦ ॥
આદલાખ વરસનો એક દિન હોસે ॥ ત્યાર પછે જીવ તરસેરે ॥
સહસ્ત્ર કલાજ્યારે સુરીજ તપસે ॥ અગની મેહા વરસે રે ॥ ૧૧ ॥
અગન અગન લોહા વરસે ॥ જેસા મુસલા ધારારે ॥
અઢાર ભાર વનસ્પતિ પર્વત ॥ જલ બલ હોસે અંગારારે ॥ ૧૨ ॥
નહીથલ પાની પરબત જમીસરીખી ॥ પાટ રચાસે રે ॥
ઊસ ધરતીકા વરણ ફિરેગા ॥ તાંબા વરણી થાસેરે ॥ ૧૩ ॥
અનંત કલાસુ જ્યારે સુરીજ તપસે ॥ દગડ ફુટી સર્વે ધાનીયા હોસે ॥
પહાડ પરબત જળીને ખાખ હોસે ॥ ઔર ઘડી સ્વામી કહર રચાસે ॥ ૧૪ ॥
ત્રાંબાવરને બેસે સ્વામીજી ॥ તલતલ લેખા લેસેરે ॥
સેરો સેરોકા હિસાબ માગેંગે ॥ પછે અપરાધી જીવ જલસેરે ॥ ૧૫ ॥
ધરમ લઈને ગતમા નહી મળીયા ॥ મન દુનિયાસુ લાગીરે ॥
તીસકી દેહા એઊ જલેગી ॥ જેસી દિવડે બત્તીરે ॥ ૧૬ ॥
મુનિવર મુનિવરની નિંદા કરસે ॥ લાડક લીલા બોલેરે ॥
તીસકી દેહિયા એઊ કુટેંગે ॥ જેસા કાગજ તોલેરે ॥ ૧૭ ॥
મુનિવર હોકર ભાંગ તંબાખુ ખાવે ॥ હિંગ સુરાપાન પીયેરે ॥
તે તમે સુણો મારા મુનિવર ભાઈ ॥ નિહંચલ નરકે જાસેરે ॥ ૧૮ ॥
તેણે પકડકર ખડા કરેંગે ॥ કુદી માર દિલાવેરે ॥
શિરઊપર ધનકા માર પડેગા ॥ જેસા બાદલ ગરજે રે ॥ ૧૯ ॥
સ્વામીજી અપરાધીને ઊંધે મસ્તક રાખેંગે ॥ તલ તલ લેખો માગેરે ॥
માથાના ભેજા કાને ઊતરસે ॥ જૈસા પાની ધારારે ॥ ૨૦ ॥
તાહા નહી માતા તાહા નહી પિતા ॥ તાહા નહી બેણને ભાઈરે ॥
સુખ દુઃખ તમે કોને કહસે ॥ તાહા હાડ હાડ નિકાલસેરે ॥ ૨૧ ॥
ઈસકા હિસાબ માગેસ્વામીજી ॥ ધનકા માર દિલાવેરે ॥

એક એક અપરાધ સોસો બાર પુછસે॥ તારે બાલ સાંડસે તોડસેરે॥૨૨॥
ક્રિયા હિણાને માર ઘણેરી॥ કુકાર કરે બહુતેરી રે ॥
ધક્કા દઈને દુર કરાવસે॥ ખરો કરીને લેસે રે ॥૨૩॥
એવી વેલાની હકિકત સુણો મુનિવર॥ દુઃખ દોહેલા ભારીરે॥
વેદ સુણોને સાચા ચાલો॥ તીલ તીલ કરો હુશિયારીરે॥૨૪॥
નીત નોત ગતમા મળો મારા મુનિવર॥ ગુરૂનર બેઊ આચારે॥
જુગ જુગના હિસાબ પુછસે॥ તાહા ગતમાહે ચુકાવોરે॥૨૫॥
જુગો જુગમા જે વ્રત હોય॥ મુનિજન તેજ ઓચરઊરે ॥
અવર ઊપવાસ વ્રત કરીને॥ કી ભાઈ ભુકે સું મરઊરે ॥૨૬॥
ક્રતા હો જુગમા હરીજી॥ રૂગવેદને ઓચરતા ॥
એકાદશી વ્રત ગુરૂવારી॥ ભાઈ ઊપવાસ કરતારે ॥૨૭॥
ત્રેતા હો જુગમા હરીજીયે॥ યજુરવેદના કિધા પ્રકાશ ॥
વ્રત ચતુર્દશી રવિવારી॥ ભાઈ કરતા ઊપવાસ ॥૨૮॥
સામ વેદના કિધા વિસ્તારો॥ હરીયે દ્વાપારજુગનો વારો ॥
અમાવશા વ્રત સોમવારી॥ નર નારી વ્રત કરતારે ॥૨૯॥
આજ કલજુગમા અથર્વવેદ॥ અમુલખ જાણો હિરા ॥
અજવાળી બીજ વ્રત શુક્રવાર॥ કરોને મારા મુનિવરા ॥૩૦॥
એકાદશી ચતુર્દશી॥ અને આમાવશા જાણો॥
આજ કલજુગમા શુક્રવાર॥ બીજ વ્રત પરમાણો ॥૩૧॥
જે કોઈ મુનિવર જુગ પરમાણે એ વ્રત કરે સહી॥
તેણે એ દારૂણ કાલમાહે મહા કષ્ટ પડસે નહી ॥૩૨॥
જુગ જુગમા ગુરૂનર કહેતા આયા॥ જુકીર કરો મારા ભાઈરે॥
કહેત ઈમામશાહ સુણો મોરા ભાઈ॥ તમે રાખો ઈમાન થીરરે॥૩૩॥

ભજન ૩૮

ચારઘડીકા ચાર જુગ સ્વામીને કિયા ॥ સ્વામીને શાહિરકો સુનાયાજી ॥ ૧ ॥
જુગ તીન માહે ધરમ પરવરીયા ॥ આજ કલજુગ કઠન ભાઈજી ॥ ૨ ॥
બાપ બેટા તીયા દોનો લડેંગે ॥ એસા નજર નમાસા હોવેજી ॥ ૩ ॥
સાસકુ તો બહુ હિસાબ પુછેગી ॥ તમે સુણો મારા મુનિવરજી ॥ ૪ ॥
જમીન અસમાન તીયા દોનો હસેંગે ॥ સ્વામી તારી અજબ કથાઈ ॥ ૫ ॥
તબ રૂખીજન મનમાહે ખુબ ડરેંગે ॥ તમે સુણો મારા વીરજી ॥ ૬ ॥
તીસકા કેસા હવાલ હોવેગા ॥ જીને અપના અમલ ચલાઈજી ॥ ૭ ॥
કાચી કાયા કુછ સાથ ન આવે ॥ જે માટી માહે બનાઈજી ॥ ૮ ॥
તીસકા ગર્વ તમે કાહે કરો ॥ તમે સુણો મારા મુનિવરજી ॥ ૯ ॥
એક ઘડી માહે ઊઠ ચલેંગે ॥ ભાઈ દુનિયા દેખતાઈ જાયજી ॥ ૧૦ ॥
માલ ધન તો હુઆ બીરાના ॥ સાથે લીયા કુછ ના જાઈજી ॥ ૧૧ ॥
પાપ પુણ્ય દોનો સાથ ચલેંગે ॥ ધમ ધમા નિશાણ બજાઈજી ॥ ૧૨ ॥
આગલ સ્વામીજી તોરી પુછેંગે ॥ તમે કેસી સુક્રીત લે આઈજી ॥ ૧૩ ॥
તબ મારા રખેશર ક્યા કરેંગે ॥ અમે આગમ કહી સુનાઈજી ॥ ૧૪ ॥
સતગુરૂ મુનિવર એઊં તો કહેવે ॥ સ્વામી તારો અંતના પાઈજી ॥ ૧૫ ॥
એક ધુંધકાર ફિર દુજા કરેંગે ॥ ભાઈ આખર દાઢા માહેજી ॥ ૧૬ ॥
હજાર પચાસકી સુજ પડેગી ॥ મેહા અગનકા બરસેગાજી ॥ ૧૭ ॥
મેર જલેંગે કુત્તર ફૂટેંગે ॥ જમીન જંગલ હોવેજી ॥ ૧૮ ॥
સવા બરસકી શાખ પડેગી ॥ જલ તો અગનકા બરસેગાજી ॥ ૧૯ ॥
એસી તરેહેકા અસમાન ધ્રુજેંગે ॥ જમીન અજાર પાવેગીજી ॥ ૨૦ ॥
ઈસ જમીનકા જબ રંગ ફિરેગા ॥ તાંબા વરણી હોવેગી જી ॥ ૨૧ ॥
ઔટ કરોડી રોમ લોહાકી હોવેગી ॥ ફિર ફિર દેહિયામાહે ખુચેંગીજી ॥ ૨૨ ॥
ખીમ્યા તાન કર ત્યા પ્રભુજી બૈઠેંગે ॥ તલ તલકા લેખા લેવેજી ॥ ૨૩ ॥

ત્યા માલ ધન કછુ કામ ન આવે ॥ આવેગી અપની કમાઈજી ॥૨૪॥
બાર પ્રહર એસી પવન ચલેગી ॥ મેર પરબત ઊડ ઊડ જાવેજી ॥૨૫॥
જમી સબ જબ એકપટ કરેંગી ॥ ખુદાવંદ એસા હુકુમ ચલાઈજી ॥૨૬॥
દુજે ઈંદ્રેકુ સ્વામીજી અવાજ કરેંગે ॥ તીને દિયા મેઘા છુડાઈજી ॥૨૭॥
બાર મેઘ તબ બરસને લાગા ॥ વચને નારાયણજીકે આઈજી ॥૨૮॥
તીસકા નીર તો એઊ બરસેગા ॥ ભાઈ ધ્રુવકુ હાથ ધોલાઈજી ॥૨૯॥
પાની જળ તો એઊ તપેગા ॥ ભાઈ કહા કછુ ના જાઈજી ॥૩૦॥
તબ મારા રખીજન તો ક્યા કરેગા ॥ ભાઈ તરના મુશ્કીલ ભારીજી ॥૩૧
ગુરૂયે આગમ ભેદ જો ભાકયા ॥ તમે સુણો મુનિવર ભાઈજી ॥૩૨॥
જીવડો કેરી જતન જો કીજે ॥ સતગુરૂજીને કહી સુનાયાજી ॥૩૩॥
સતગુરૂ બ્રહ્મા એઊ જો કહેવે ॥ સ્વામી તારો અંતકો અંત ના પાઈજી ॥૩૪॥

ભજન ૩૯

પાચ લાખ મણ લોહો હાત કરી ॥ સ્વામી શિવલ ઘડસેજી ॥ ૧ ॥
દસ લાખ મણ લોહો હાત કરી ॥ સ્વામી દુસર ઘડસેજી ॥ ૨ ॥
વીસ લાખ મણ લોહો હાત કરી ॥ સ્વામી નાગર ઘડસેજી ॥ ૩ ॥
ચાલીસ લાખ મણ લોહો હાત કરી ॥ સ્વામી સાકલ ઘડસેજી ॥ ૪ ॥
પચાસ જોજન આવડ ॥ એવા લાંબ લખાવસેજી ॥ ૫ ॥
રાહુ મંગળ બેઊ જુપસે ॥ પ્રભુજી પાવ ધરસેજી ॥ ૬ ॥
હાતમાહે અંકુશ ધરસે ॥ પર્બત ઢલી ઢલી પડસેજી ॥ ૭ ॥
ઊંચી નીચી જમીન કહીનહી ॥ ખેડી સાફ જો કરસેજી ॥ ૮ ॥
મુસલધાર તો મેહે વરસે ॥ નદી દુરગા ભરસેજી ॥ ૯ ॥
ખીર સાગરમા હુડીલહારા ॥ મોટા મત્સ્ય તરસેજી ॥ ૧૦ ॥
સોળા કળાસુ સુરજ તપસે ॥ રવિ વિર ગાજસેજી ॥ ૧૧ ॥
તેલ કઢઈ માહે કળકળે ॥ એવા નીર કડકડસેજી ॥ ૧૨ ॥

૧૬૬૮

કુડા કપટીને નાચેટા ॥ તે જીવ ડુબી ડુબી મરસેજી ॥૧૩॥
સતિયારા ભાઈ એક કહે ॥ લઈને પાર ઊતરસેજી ॥૧૪॥
અનંત કરોડી ગુરૂ બ્રહ્માજી ॥ લઈને પાર ઊતરસેજી ॥૧૫॥

ભજન ૪૦

આણે જુગે યાત્રા કીજે ॥ યાત્રા હરીની જો કીજે ॥ ૧ ॥
અવર ચિંતા ને વિચારો ॥ ચિંતા જીવડાની કીજે ॥ ૨ ॥
અમે છું સ્વામીના ઊભાયા ॥ તો હરી નામ ના મેલુ ॥ ૩ ॥
અમે છું સ્વામીના દીદારી ॥ તો ગુરૂજીના ચરણજ સેઊ ॥ ૪ ॥
અડસઠ તીર્થ આણે જુગે સુના ॥ તો કાઈ ભુલા ભમોરે ગમાર ॥ ૫ ॥
તમે જઈ આવો ગંગાને યમુના ॥ તો એના પાપ ટળે હો સાંઈ ॥ ૬ ॥
ગોરે આપણે ગંગા બોલાવ્યા ॥ ગંગા બોલ્યા મોરી માઈ ॥ ૭ ॥
એજી ગંગાએ રૂપ ફેરવ્યા ॥ અજબ જાહેર વાટ દેખાડી ॥ ૮ ॥
એજી સતસંગને ત્યાં ઈમાન આવ્યા ॥ તો નીતનીત ગંગામા નહાવો ॥ ૯ ॥
સત વાટ દેખાડતા કોઈ અવળુરે જાણે ॥ તો તેનાથી વાદના કીજે ॥ ૧૦ ॥
હુંહું કરેને મુર્ખ મુલના જાણે ॥ તે તો ગાફલ ફરે રે અભેદ્યા ॥ ૧૧
આણે પંથે સીધ્યા રૂખી સહસ્ત્ર અઠ્યાશી ॥ તે પણ સેવાચે પોત્યા ॥ ૧૨
આણે પંથે સીધ્યા કરોડી પાચસુ પ્રહ્લાદ ॥ તો સાતે હરિશ્ચન્દ્ર ધાયા ॥ ૧૩
આણે પંથે સીધ્યા નવ કરોડીસુ યુધિષ્ઠિર ॥ તો બારે અમરપદ પાયા ॥ ૧૪ ॥
આણે પંથે બ્રહ્માને વિષ્ણુ બેઠા ॥ તો ઈશ્વર કરે રે કમાઈ ॥ ૧૫ ॥
અલેખ લેખાતે તમે કુડાન જાણો ॥ જે સતગુરૂ કહે તે સાચ ॥ ૧૬ ॥
કહે ગુરૂ ઈમામશાહ નર નારાયણ તમારીવાર ॥ ત્યાગુરૂ બ્રહ્માજી સીંચનહારજી ॥ ૧૭

આગમવાણી સમાપ્ત

સ્તબક ૮

# અમૃતવાણી.

## શ્રી સદ્‌ગુરૂના શ્લોક [દોહાવલી]

શ્રી સદ્‌ગુરૂ બ્રહ્મા વાચા સત્ય છે -

સતગુરૂ કહે રે —

પિયુ પિયુ સબ જગ કહે ॥ અને પિયુ ન પાવે કોયરે ॥
મુખે જપંતા પિયુના મળે ॥ એ તો શિરકે સાટે હોયરે ॥ ૧ ॥
શિરના સાટા તે કરે ॥ જો રેણી જગાવે આપરે ॥
જીવ લગાવે જીકરશું ॥ તો સાચા સૃજન પાસરે ॥ ૨ ॥
પિયુ પિયુ જીવ જંત કરે ॥ અને પિયુ ના પાવે કોયરે ॥
જીભુ જપંતા પિયુ જો મિલે ॥ તો બગજ હંસા હોયરે ॥ ૩ ॥
બગ હંસાનો પઠંતરો ॥ અને દિસે તે એકજ રંગરે ॥
બગ ચરે મીન માનીયા ॥ હંસા ચરે રે રતન રે ॥ ૪ ॥
કાચ રતનનો પઠંતરો ॥ અને કસતા તે પાઈયે ભાતરે ॥
કાચ કમાયે તે વિષ ભર્યો ॥ ભાઈ રતને અજવાલી રાતરે ॥ ૫ ॥
સુગરા નુગરાનો પઠંતરો ॥ સબ સુરત એક સમાનરે ॥
નુગરા તે ચહાવે દામકો ॥ અને સુગરા હરીકા નામરે ॥ ૬ ॥
નામ લીધામા અંતર ઘણો ॥ જે પ્રેમશુ પ્રીત ના લાયેરે ॥
ધુલ ઊપર જેમ લીપણા ॥ જેમ ફુટા માંદલ બજાયેરે ॥ ૭ ॥
પ્રેમ ભક્તિ તેણે હ્રદે વસે ॥ જે અંતર લેહ લગાયેરે ॥
સાંસે ઊસાસે જપીયે ॥ જેમ કાને શ્રુત નવ જાયેરે ॥ ૮ ॥

જીસમા ઈમાન પ્રગટ્યા ॥ તિસથી ગફલત હોવે દુરરે ॥
ત્યાહા અંધારા ક્યા કરે ॥ જ્યાં સૃજન કેરા નુરરે ॥૯॥
નુરે તે મંદિર સમારીયા ॥ અને નુરે રચ્યો અસમાનરે ॥
નુર માહેથી નુર પ્રગટ્યા ॥ તેનું સદગુરૂ બ્રહ્માનામરે ॥૧૦॥
અમે આવ્યા એહ લોકથી ॥ દશો અસમાન જોયરે ॥
રંગ ભોગ પદવીયે બહુ રમે ॥ પણ પ્રેમ થોડામા હોયરે ॥૧૧॥
ભાગ્ય વડા તે લોકના ॥ જેણે કિધા તપતિર્થ વ્રતદાનરે ॥
સ્વર્ગભોગવી તે ઊતર્યા ॥ પણ નહી ઓળખ્યા શ્રીભગવાનરે ॥૧૨॥
સંસાર ભુલાવે જગ અંધા ॥ સુનસુ પુજા લાયેરે ॥
પાબઈયાને જો પાનો ચઢે ॥ તો જીવ મુગતા થાયેરે ॥૧૩॥
ભ્રમણાયે જગ વહી રહ્યા ॥ અને ભટકતા ભુલાયેરે ॥
જેણે સાચા સતગુરૂના ભેટીયા ॥ તે કેમકરી અમર થાયેરે ॥૧૪॥
સોના રૂપામાહે સાચ હે ॥ અને દિજે અગન કેરી કસરે ॥
બીન રસાયન ગાલીયે તો ॥ કેમ કરી હોવે રસરે ॥૧૫॥
ગુરૂકે શિર ગાંઠડી ॥ અને સેવકકે શિર ભારરે ॥
લોહા નાવ જો બેશીયે ॥ તો કેમ કરી ઊતરીયે પારરે ॥૧૬॥
ગુરૂ અંધા તેના ચેલા નરઅંધા ॥ અને દોયે ના જાણે જ્યોતરે ॥
આપ મુરાદીને મન હટી ॥ તે તો મુયે ના પામે મોક્ષરે ॥૧૭॥
જુઠા મરણા સબજગ મરે ॥ અને સાચા ન મરે કોયરે ॥
ગુરૂ જ્ઞાન વેધ્યા જે મરે ॥ તેને ફરી મરણ ના હોયરે ॥૧૮॥
સંસાર સાગર મોહજાલ છે ॥ અને શિરપર ભરીયેલ ભારરે ॥
જો સત્યકી નાવે બેશીયે ॥ તો સતગુરૂ ઊતારે પારરે ॥૧૯॥
નાવ કીજે હરીના નામની ॥ અને સાચા તે ભરીયે ભારરે ॥
પવન જો ચાલે પ્રેમકા ॥ તો સતગુરૂ ઊતારે પારરે ॥૨૦॥

ભોળાવે જીવ તુ ભુલીયો ॥ સદગુરૂ દુજા મત જાણરે ॥
જીવ પીંડના છે જે ધની ॥ જેણે નિપાઈ ચારે ખાણરે ॥૨૧॥
ચારે ખાણથી જીવતુ આવીયો ॥ અને ભમ્યો તે બહુ અપારરે ॥
પૂર્વ પુણ્યતે પોતા તણા ॥ જે પામ્યો મનુષ્ય અવતારરે ॥૨૨॥
મનુષ્ય દેહ પામ્યા તો શું થયુ ॥ અને ના જાણ્યા મુક્તીના ભેદરે ॥
માણક મોટા તો શું થયા ॥ જેણે અંતર ન પડિયા છેદરે ॥૨૩॥
મનુષ્ય દેહી તો દુર્લભ છે ॥ તે તો નહી આવે વારોવારરે ॥
પાત્ર પિછાણી પરિબ્રહ્મ પુજીયે ॥ તો કુળનો હોવે નિસ્તારરે ॥૨૪॥
કાલ સીચાણો તારે શિર ભમે ॥ અને મત કાંઈ બાંધો આશરે ॥
દમે દમે હરીને જપીયે ॥ જેમ રવી ઊગે પ્રકાશ રે ॥૨૫॥
રવિ ઊગે અજવાલા થયા ॥ અને રેણી તે હોવે દૂરરે ॥
નવે ખંડ માહે દેવ પ્રકાશિયા ॥ જેમ પ્રભાતે ઊગ્યા સૂરરે ॥૨૬॥
રવિ ઊગ્યાને સર્વે દિન કહે ॥ અને રેણી ના કહેવે કોયરે ॥
એમ સતગુરૂથી જીવને મોક્ષ છે ॥ અવરેથી મોક્ષ ના હોયરે ॥૨૭॥
અમે આવ્યા સ્વર્ગથી ॥ અને લાવ્યા મુક્તીનો ભેવરે ॥
જેણે સદગુરૂના નુર ભેટીયા ॥ તે અમર હુવા તતખેવરે ॥૨૮॥
પ્રત્યક્ષ જુઓને પારખુ ॥ જો સાચે મને પત આયેરે ॥
લોહ પારસ જો મિલે ॥ તો પલમા કંચન થાયેરે ॥૨૯॥
ઈયળ ભમરીનો પઠંતરો ॥ અને લેઈ મંદિરમાં જાયેરે ॥
ભમરી ચટકો ઈયળ સહે ॥ તો આપ સમાણી થાયેરે ॥૩૦॥
ગંગા તે આવ્યા સ્વર્ગથી ॥ અને લાગ્યા તે વિષ્ણુને ચરણરે ॥
અનેક નદીયુ આવી મલે ॥ સર્વે તે હોવે ગંગ વર્ણરે ॥૩૧॥
ગંગા તે તીરથ બહુ ફૂલે એ ॥ તીર્થે તે સતગુરૂ નુરરે ॥
એ પ્રભા થકી આલગા રહ્યા ॥ તે કાવે નદીયુ કેરા નીરરે ॥૩૨॥

ભુત ભકિત સબ જુગ કરે ॥ તે તો પડિયા મોટે ફેર રે ॥
જંગલે જીવ અનંત વશે ॥ તેણે કોણ બતાવે સેર રે ॥ ૩૩ ॥
જંગલે જીવ ભુલ્યો પડ્યો ॥ તે કિસકુ પુછે રાહ રે ॥
એ મહાવનમા માણસ મળે ॥ તો તે ઠેકાણા બતાયે રે ॥ ૩૪ ॥
સાચા જુઠાના પારખા ॥ અને પરખો તે પરખણહાર રે ॥
મોતી જો ભાંગ્યુ વિંધતા ॥ તેનુ મુલ નહી ને પાડ રે ॥ ૩૫ ॥
સાચાને શિર ચઢાવીયે ॥ અને કહિયે તે અંતરની વાત રે ॥
જુઠાને કોઈ પુછે નહી ॥ જેણે ન જડી પીયુકી ધાત રે ॥ ૩૬ ॥
જુઠાને જગ પત લાવશે ॥ અને સાચાને મારે લાત રે ॥
પણ જુઠે જુઠા જો આવી મલે ॥ ત્યાં બોલે તે પાચને સાત રે ॥ ૩૭ ॥
સભા સોહાતુ સર્વ બોલે ॥ કોઈ બોલે ન સત્ય ધર્મ રે ॥
આપ વખાણે પરનિંદા કરે ॥ ભાઈ તે શિર બેશે કરમ રે ॥ ૩૮ ॥
કરમ તે સર્વે ઊતરે ॥ ના ઊતરે પરનિંદાને આળ રે ॥
પરગમન ના ઊતરે ॥ ના ઊતરે આત્મહત્યાને બાળ રે ॥ ૩૯ ॥
પાચ હત્યા તો પાપીણી ॥ જે શિર બેશા રે લાયે રે ॥
તે નિત્ય નિત્ય જઈ ગતમા મલે ॥ તોયે તે જીવ પાવન ન થાયે રે ॥ ૪૦ ॥
તપ તીર્થ વ્રત યજ્ઞ કરે ॥ અને દેવે બહુ ભુમીના દાન રે ॥
તોયે કર્મ ન એવા ઊતરે ॥ જો કરે ગંગાનું સ્નાન રે ॥ ૪૧ ॥
પાચ હત્યા તે પરલોકથી ॥ અને લખી જો હોયે લેલાટ રે ॥
ફાટે પણ એ ફિટે નહી ॥ એ તો ભોગવી છુટાયે રે ॥ ૪૨ ॥
અધોગતીયે જીવ અવતર્યો ॥ અને પડિયો તે ચારે ખાણ રે ॥
અધુરેથી જો ઈંડુ ગળે ॥ તે ઊગ્યા શું જાણે ભાણ રે ॥ ૪૩ ॥
જન્મ અંધો તે જીવ રહ્યો ॥ તેની જ્યોત ગઈ બીશાર રે ॥
પાપી પરબ્રહ્મ પેખે નહી ॥ તે શું જાણે શરણાશ્રણ્ય રે ॥ ૪૪ ॥

સહસ્ન પચાસ તે ભોગવ્યા ॥ અને પામ્યાતે મનુષ્ય દેહરે ॥
દયા ક્ષમા ધરમ જાણ્યા નહી ॥ જેમ ઊનાળે ઊઠ્યા મેહરે ॥૪૫॥
નગરે નીર ખલખલ્યા ॥ જઈ ભળીયા જમના ગંગરે ॥
પાપી પાવન એણીપેરે થાયે ॥ જો માંડે હરીશું રંગરે ॥૪૬॥
રંગરે જૈસા પતંગકા ॥ અને તૈસા દુનિયાકા રંગરે ॥
કમલ રંગ ભેદે નહી ॥ તેને સર્વ દિશે કઢંગરે ॥૪૭॥
બાના તે પેહેરે બાપડે ॥ અને જુગ દિખાવે મહંતરે ॥
ખાયે પીયે પીંડ પોખે આપણુ ॥ પણ ન કરે જીવ નિશ્ચિંતરે ॥૪૮॥
સત્યકા બાના પેહેરીયે ॥ અને અંતર લેહ લગાયે રે ॥
સાસ ઊસ્વાસે ઓરાધીયે ॥ જેમ કાને શ્રુત ના જાયે રે ॥૪૯॥
આપ સમારો સાચશું ॥ અને સત્યકા કરો સણગારરે ॥
નયને કાજલ સારો નેહકા ॥ પિયુ કરો ગલેકા હારરે ॥૫૦॥
શુરા હોકર શિર દેવે ॥ અને દહે સામાકુ ધાયે રે ॥
જીવ ના રાખે આપણા ॥ પછે મુએ નિવેડો થાયે રે ॥૫૧॥
મુઆ સો જેના મન મુઆ ॥ અને ધરતી સમાણા આપરે ॥
આ પાચે તત્વકા પુતલા ॥ તો જપે અજંપા જાપરે ॥૫૨॥
જગ સારા નિર્ધન ભયા ॥ ધનવંતા ના દેખુ કોય રે ॥
ધનવંતા નર તે આખીયે ॥ જેની પ્રીત પીયુશુ હોય રે ॥૫૩॥
સો ધન સંચે બાપડે ॥ જેમા કોઈ ન ઘાલે હાતરે ॥
જન્મ મરણ ગંજે નહી ॥ પછી મુયે તે આવે સાથરે ॥૫૪॥
અમી પીધે વિષ ઊતરે ॥ જલ પીધે તરસ બુઝાયરે ॥
ભોજન લીધે જેમ ક્ષુધા ભાગે ॥ તેમ હરી નામે પાતક જાયરે ॥૫૫॥
ગાલી સો સબ છાંડીયે ॥ અને માહે તે લાવો જીવરે ॥
જન્મ ગમાવો પ્રેમશું ॥ તો પામો આપણા પીવરે ॥૫૬॥

 

પિયુ પિયુ સબ જુગ કરે ॥ બોલે જેમ મુખે વાત રે ॥
પિયુ પિયુ, જીવ જંત કરે ॥ પણ કોઈ ન જાણે ઘાત રે ॥૫૭॥
ઘાત અમારી તો સો બુજે ॥ જે કોઈ ચાલે સાચે સેર રે ॥
સો ઘર પોતા આપણા ॥ સો કદી ના આવે ફેર રે ॥૫૮॥
પ્રેમ પિયાસી મન વશે ॥ જો મન માહી કીજે નેહ રે ॥
દુનિયા દુરીજન દાખવે ॥ તે જલ બલ હોવે ખેહ રે ॥૫૯॥
પ્રીત પિયુની દોહેલી ॥ પ્રેમેશુ પડીયા સોલ રે ॥
કનક કસોટી જો આપ કરો ॥ તો પામો ચુંદા મોલ રે ॥૬૦॥
મુલ પાયા સો માણેક ભયા ॥ જેણે લાગ્યા કલેજે બાણ રે ॥
વજ્જર વિંઝયા લાગે નહી ॥ તે તો પર્વત કેરા પાણ રે ॥૬૧॥
પાષાણ પરમોદ્યા ગુણ કરે ॥ એથી વિપરીત નુગરા જાણ રે ॥
રણમે ન આવે ઢુંકડા ॥ જેમ ગોણ વીનાના બાણ રે ॥૬૨॥
ગુરૂ બ્રહ્માજી એમ બોલીયા ॥ એ તો સમજે તે સાચા કોય રે ॥
અઢી તે અક્ષર પ્રેમના ॥ ભાઈ પઢે સો પંડિત હોય રે ॥૬૩॥
પંડિત પઢિયા બહોત ફરે ॥ અને સાચા ના લીયા સેર રે ॥
જ્યું બોહોતેરા દોડીયે ॥ ત્યું પડિયે મોટે ફેર રે ॥૬૪॥
ફેરે પડે ઊનકી ફુટી આંખ ॥ મંદિર માહે કયા જોયે રે ॥
સ્વામી તે ખેલે પ્રગટા ॥ તેનો મરમ ના બુજે કોયે રે ॥૬૫॥
ભેષ હમારા કાલેસરી ॥ તે જુગ દેખી બિહાયે રે ॥
ગુણવંતા ગુણ સાખીયે ॥ જેની મૂયે કીર્તિ લખાયે રે ॥૬૬॥
ભેષ તે સારા જુગ કરે ॥ અને ક્રિયા પ્રગટ દિખાયે રે ॥
જીભુ જપંતા પીયુ ના મિલે ॥ સો મંદિર પિયુના પાયે રે ॥૬૭॥
પિયુ પિયુ કરતા પિયુ ના મલે ॥ શિર ઊપર ભરીયા ભાર રે ॥
સો ખેલે મન મોકલા ॥ જેમ ભાંગી નાવે પાર રે ॥૬૮॥

ગોર જ્ઞાની જુગમા બહોત હેં ॥ એ પાયે ચરણામૃત આપરે ॥
જે મર્મના જાણે મોક્ષકા ॥ એ તો અદકા કરના પાપરે ॥ ૬૯ ॥
પાપ પ્રજાળીને લોડીયે ॥ જો તન ના ટુકડા હોયરે ॥
જો દમ ઊઠે નાભથી ॥ સો દમ ના બુઝે કોયરે ॥ ૭૦ ॥
દમે દમે હરીને જપીયે ॥ અવર ચિન્ત ના લાયે રે ॥
ન પિયુ પઠંતરો રતી રહે ॥ જેમ સાયેર લેહેર સમાયેરે ॥ ૭૧ ॥
જીકરે લાવે જીવડા ॥ જો રેહેણી આવે હાથરે ॥
જો દમ ઊઠે નાભથી ॥ જ્યું પિયુશું કરની બાતરે ॥ ૭૨ ॥
વાતે વડા ના હોઈયે ॥ કર માલા મુખ નામરે ॥
સાચ વિના જે જપણા ॥ જેમ ઊજડ ખેડા ધામરે ॥ ૭૩ ॥
સુન પુજીને શું કરો ॥ પણ જાગતી જ્યોતને ધ્યાવોરે ॥
પ્રતીત ના આવે જયા લગી ॥ તબલગ ચોરાશી ફેરા ખાવોરે ॥ ૭૪
ઊજ્જડ ખેડા ફિર વશે ॥ અને નિર્ધનિયા ધનિક હોય રે ॥
ગયા જોબન બાવરે ॥ ભાઈ મુવા ના જીવે કોય રે ॥ ૭૫ ॥
સતીયા સતીયા સબ કાવે ॥ પણ સતી તે તો બિરલા કોયરે ॥
સબ જગ સુયે ને આપ જાગે ॥ તેણે જીકરે દર્શન હોયરે ॥ ૭૬ ॥
અડસઠ તીર્થ મેં ગયા ॥ અને જોયા તે દેવ અનંત રે ॥
આપે દેવલ દેવતા ॥ મુનિવર હિરદે વસંત રે ॥ ૭૭ ॥
સબ તીર્થ મેં ઢુંઢીયા ॥ કાઈ પાણી કાઈ પાષાણરે ॥
ઊજ્જડ ઘરકા પરોણલા ॥ સો કૈસા પાવે માનરે ॥ ૭૮ ॥
ઘર ઊપર જ્યું દિવડા ॥ પણ માહે અંધારી રાતરે ॥
ફોગટ ધોણા બારકા ॥ ભાઈ કાશલ ના જાવે સાથરે ॥ ૭૯ ॥
ગંગા જમના સરસ્વતી ॥ અને ન્હાઈયે ગયા પ્રયાગરે ॥
જો અંતર દાગ ના ઊખડે ॥ જેમ લીલ કરાવે ભાજરે ॥ ૮૦ ॥

તીર્થ ત્રિવેણીમા ન્હાઈયે ॥ અને જપીયે અજંપા જાપરે ॥
જો પાથે પવિત્ર કીજીયે ॥ તો કુળના જાવે પાપરે ॥૮૧॥
પરનિંદા ઘરનિંદા થશે ॥ જો કરો અજાણી વાતરે ॥
નરકે પડે જીવ આપણા ॥ હોયે એકોત્તેરસો સંગાતરે ॥૮૨॥
જીભુ જુઠા ના બોલીયે ॥ દિલ ભીતર રાખીયે ઠામરે ॥
દયા સરીખા કોઈ મિત્ર નહી ॥ અંતકાળે નારાયણ નામરે ॥૮૩॥
પૂરણ પ્રીત ત્યાં પીયુ વશે ॥ પણ વણ પ્રીતે તો દૂરરે ॥
જેમ જલ મધે તો કમલ છે ॥ તેના અંગ ના ભેદે તોયરે ॥૮૪॥
ઘટમો તીર્થ સન્મુખા ॥ અને ઘટમા ધર્મ દ્વારરે ॥
જો ઘટમા દેવલ પુજીયે ॥ તો ઘટમા મોક્ષ દિદારરે ॥૮૫॥
ભલકા તે વાગે ભાવકા ॥ અને પડે સો પ્રેમકે ઘાયેરે ॥
પીડા જો લાગે પીયુ શુ ॥ તીસે રેણીયે નિંદન આયેરે ॥૮૬॥
નિંદ બિચારી શું કરે ॥ પણ હૈયા જો હોવે હાથરે ॥
પીયું પીયું કરતા રેણી જાગે ॥ ભાઈ પીછે તે હોયે પ્રભાતરે ॥૮૭॥
પ્રભાતે રવી ઊગમીયો ॥ તે નવખંડે હુઆ પ્રકાશરે ॥
જ્યા જોઈયે ત્યા તેટલો ॥ એમ અંતર પીયુજીકે પાસરે ॥૮૮॥
સોના વેચી સાજન લીજીયે ॥ હોયે મોતી જો કેરે મોલરે ॥
તે સાજનને કેમ છોડીયે ॥ ભાઈ લોકા તે કેરે બોલરે ॥૮૯॥
હરી તો બોલે બોલે લીજીયે ॥ હોયે અંતર પીયુની પિછાનરે ॥
શિરકે સાટે જો હરી મલે ॥ તોયે મોંઘેરા મત જાણરે ॥૯૦॥
શિરકે સાટે લીજીયે ॥ જો હરી વેચાતા હોય હાટરે ॥
ક્ષેણુ વિલંબ ના કીજીયે ॥ શિર હાથુ તે દિજે કાટરે ॥૯૧॥
પ્રેમ વાડીયે ન નિપજે ॥ અને પ્રેમ હાટે ન વેચાયેરે ॥
પ્રેમ હૈડેથી ઊપજે ॥ એતો હૈડા કોરી કોરી ખાયેરે ॥૯૨॥

પ્રેમ રસ અતિ મીઠડા ॥ અને દેખે જો કોઈ ચાખરે ॥
સ્વામી જો પાવે શિરલગી ॥ ત્યારે હૈડા તે દેવે સાખરે ॥૯૩॥
હરિ રસ જેણે ચાખીયા ॥ એ અવર રસ મુખે ના લાયેરે ॥
પ્રેમે માતા તે તો માહે રહે ॥ તે તો હરિરસ બેઠા ખાયેરે ॥૯૪॥
મુજ વિહણીને પિયું મિલે ॥ કાંઈ દાગ દિયો નવ જાયે રે ॥
માસ ગલી ગલી ભોયે પડે ॥ ભાઈ પિંજર દેહી ગલાયે રે ॥૯૫॥
સતી થી સોહ કયું રહી ॥ ના જલી પિયુ કેરી લાયેરે ॥
જા જા રે મુઈ ઘેલડી ॥ તુજે પ્રેમે લાજ ન આયે રે ॥૯૬॥
ભોયે કરે તો પીયા પીયા ॥ પણ પાખર નાખીયે જોયેરે ॥
નાખણહારા તે કયા કરે ॥ જેણે બાણ ન લાગ્યા હોયેરે ॥૯૭॥
લીલા તે ગૈરવર છાઈ રહ્યા ॥ અતો પાણી તણે સ્નેહરે ॥
સુકા સાલ બિચારા ક્યા કરે ॥ જો અખંડા વર્ષે મેહરે ॥૯૮॥
ઊગે તેણે વંદિયે ॥ હોયે વારો તે તેની આણરે ॥
કાલ તે ભોજન જે જમ્યા ॥ તેના આજ તો કેવા વખાણરે ॥૯૯॥
ભુલાવે જીવ વહી રહ્યો ॥ અને ભુલ્યો તે મોહ જાલ રે ॥
ચોરાશી ફેરે જીવતુ આવીયો ॥ તોયે ન માર્યો પાચે કાલરે ॥૧૦૦॥
પાચે કાલ જેણે વશ કર્યા ॥ તે તો મરી મરી દે જુગે પાયેરે ॥
સતગુરૂ સારથી જેણે કીયા ॥ તે જીવ અમરાપુર જાયે રે ॥૧૦૧॥
દુનિયા હુરિજન દૂર કરી ॥ જો અંતર હરીશું લાયેરે ॥
ગુરૂ દિપક લઈ હાથમા ॥ ઢુંઢણ મંદિર પિયુ જાયેરે ॥૧૦૨॥
દુનિયા આહે દ્રુમાકારે ॥ એનો જરા ન જુજે ભેદરે ॥
સુની તે પુજે પ્રતિમા ॥ ભાઈ વિતાતે વાચે વેદરે ॥૧૦૩॥
દુનિયા દોડા દોડ બહુત કરે ॥ અને દર્શન ના પાવે તોયેરે ॥
ઊજડ ઘર જઈ ઊતરે ॥ ત્યાં ભોજન ના દેવે કોયેરે ॥૧૦૪॥

સત્યકી બાટે ઢુંડીયે ॥ જીસ બાટે હરી ગયા જોયે રે ॥
કાન ગાતા વાતા વાંસલી ॥ તો ગોકુલ મુકી જ્યા હોયે રે ॥૧૦૫॥
એ સાચી વાટે ઢુંડીયે ॥ ચાલ્યા હોય હરી જીસ વાટરે ॥
જોતા જોતા હરી લીજીયે ॥ પાવે તો નેહડા ઘાટરે ॥૧૦૬॥
પગલે પગલે સોધીયે ॥ એવી લીજીયે સુધી બાટરે ॥
સત્ય વિના જે જે દોડીયા ॥ સોતો પડિયા ચોર્યાશી ઘાટરે ॥૧૦૭॥
વેળા તો આવી વખડી ॥ હવે ચેતો તો ચેતનહારરે ॥
આપ રાખો તમે આપશું ॥ ભાઈ ચલના એ ખાંડાધારરે ॥૧૦૮॥
સત્ય તો શુળી ઊપર નાચણા ॥ એ ખેલે તે ખેલનહારરે ॥
સામી તે અણીયે ઘસણા ॥ જો ભલકા ભી હોવે પારરે ॥૧૦૯॥
કોલ હમારા સાચ હે ॥ એ સાચે મને પત આયેરે ॥
ફરી ફરી નહી આવણા ॥ ઈકોત્તરસો સાથે જાયે રે ॥૧૧૦॥
ગઈ ગઈ બાતા જે કરે ॥ પણ જરા ના બુજે ભેદ રે ॥
એમ ચારે જુગે જીવ ભુલીયો ॥ એ સત્ય કહે ગુરૂ વેદ રે ॥૧૧૧॥
પ્રત્યક્ષ ઊગ્યા પ્રગટ્યા ॥ તો ભીતર ચાંદરણા હોયરે ॥
સોલ કલાનુ અજવાલીયું ॥ તેની બુજે રસાયણ કોયરે ॥૧૧૨॥
રસાયણ સારી સત્યકી ॥ અને સત્યસુ ચાલ્યા જાવોરે ॥
પણ સત્યવિના જે ચલના ॥ તો બહુ બહુ ફેરા ખાવો રે ॥૧૧૩॥
કલિયુગ માહે અથર્વવેદ હે ॥ અને થર નહી સંસારરે ॥
જે વેદને વાયકે ચાલીયા ॥ તે તરકર લાગ્યા પારરે ॥૧૧૪॥
કલિયુગ માહે કોઈ થર નહી ॥ એ તો થર નહી નિર્વાણરે ॥
પણ થર વિના જે ચલના ॥ તે તો માર ખાસે મૈદાનરે ॥૧૧૫॥
કલિયુગ આવ્યો વખડો ॥ અને વેલા તે વહી વહી જાયેરે ॥
પેટ સમી કોઈ પ્રીત નહી ॥ કોઈ કેને ન દેવે કાયેરે ॥૧૧૬॥

પાચ કરોડ ક્રતાયુગેતર્યા ॥ જે હોલીયે સીંચાણા આપરે ॥
સદગુરૂ પૂજા જેણે સેવીયાં ॥ જેણે મનસુનખાદ્ધી ધાપરે ॥૧૧૭॥
ત્રેતાયે હરિશ્ચન્દ્ર આવીયા ॥ તે સીદ્યા કરોડી સાતરે ॥
સતીયે સેવ્યા સ્વામી એકમના ॥ તે કરતાસત્યની વાતરે ॥૧૧૮॥
દ્વાપાર યુગે કરોડનવ તરીયા ॥ જ્યાં પાંડવે ગળાવી દેહરે ॥
તેણે સત્ય રાખ્યા આપણા ॥ હરીશું છાના રાખ્યા નેહરે ॥૧૧૯॥
કલીયુગે સતગુરૂ બ્રહ્માસાચા ॥ અને સાચા તે કરોડીબારરે ॥
સાચા સતગુરૂને સેવિયા ॥ તેને કરતા ન લાગી વારરે ॥૧૨૦॥
ગુરૂ સાચા તે તો કહિયે ॥ જેણે કાગલના કિધા જહાજરે ॥
બાર કરોડી બેઠ ચાલ્યા ॥ ચોવીસ રાખ્યા બાજરે ॥૧૨૧॥
સદગોર સહદેવ બોલીયા ॥ તમે સુણો મુનિવર વીરરે ॥
સદગોર પુરા જેણે સેવીયા ॥ તે સુફલ પાયા સધીરરે ॥૧૨૨॥
અમે આવ્યા સ્વર્ગથી ॥ અને દેખંતા ભોવન સાતરે ॥
રંગ ભોગ પદવી ત્યા બહુમલે ॥ પણ નહી કોઈ અમરજાતરે ॥૧૨૩॥
સોના સુવર્ણ પુતળી ॥ અને દિજે તે ઝાકમ ઝોલરે ॥
પિયુ પાયા જેણે પ્રેમશું ॥ પામ્યાતે અમર મોહોલરે ॥૧૨૪॥
સતગુરૂ સમંદર બેલીયા ॥ અને સંસાર લહેરે પુરરે ॥
ગુરૂનર બેલીયે બેઠચલે ॥ ઊપર વરસન લાગા નુરરે ॥૧૨૫॥
જો દમ ઊઠે નાભથી ॥ અવર ચીંત ન લાયેરે ॥
જીકરે ફીકરે જાગીયે ॥ તો જીવ વૈકુંઠે જાયેરે ॥૧૨૬॥
બાહેર દિસે ઊજલા ॥ મુખે બોલે મીઠી વાતરે ॥
કહેણી કહે પણ રેહેણીનહી ॥ જેમ કુસુંબી ભાતરે ॥૧૨૭॥
જરા કુત્તી જોબન સશો ॥ આયો આહારડી નીતરે ॥
એરણ વચે ઘેર કીજીયે ॥ તો કુશળ શું પુછે મીંતરે ॥૧૨૮॥

અંતર નહીરે સાઈશું ॥ ઘટ જો નિર્મલ હોય રે ॥
કાટે ભરાણી આરસી ॥ મુખ ન દેખે કોય રે ॥૧૨૯॥
પ્રીત લાગી કેમ જાણીયે ॥ જેણે પાચે તત્વ કિધા વશરે ॥
કામ ક્રોધ જેણે વશ કર્યા ॥ તેના તન ચઢીયા કશરે ॥૧૩૦॥
પ્રીત લાગી કેમ જાણીયે ॥ ભાલ ભીતર ભાજે ભ્રાંતરે ॥
પગલે પગલે ડરી ચાલીયા ॥ તો પીહુ આને શરમ રે ॥૧૩૧॥
મુરખને પર બોધતા ॥ જ્ઞાન ગાઠનો જાયે રે ॥
ટપલે સરાંડ ચઢાઈયે ॥ તો આરસી કધી ના થાયે રે ॥૧૩૨॥
સાચ ન છપે બાવલે ॥ જો છપાવે કોય રે ॥
ચંદકુ ઢાલે ઢાપીયે ॥ તો ખેણુ ખેણુ પ્રગટ હોય રે ॥૧૩૩॥
જૈસા બાઓબંધ હૈ ॥ તૈસા આ સંસાર રે ॥
આવતા તે આવે જોરમા ॥ તેને જાતા ન લાગે વારરે ॥૧૩૪॥
મોક્ષમાર્ગ તો દોહેલા ॥ ચલના ખાંડા ધાર રે ॥
સુળી ઊપર ખેલના ॥ કોઈ ખેલે ખેલન હાર રે ॥૧૩૫॥
સંસાર ભુલ્યો શોધતા ॥ ગયા તે જુગ ચાર રે ॥
જેણે હરી પાયા પ્રગટા ॥ તે ઊતરી ગયા પારરે ॥૧૩૬॥
સેર કારણ શીર મુંડાવીયા ॥ પેહેરી ટોપી માલ રે ॥
પીંડ પખાળી ચહુદિસ ન્યાહાળે ॥ પણ કર્મે કાલનો કાલ રે ॥૧૩૭॥
દર્પણ ધરે ને ટિલા કરે ॥ પીંડ સોહાવે સારરે ॥
ભુખે ભાંડાને આસ પિયારી ॥ તે આવશે ચોર્યાશી મારરે ॥૧૩૮॥
ધણી આગલ ઝુંજણા ॥ મુહ ઊપર ઝટકા ખાય રે ॥
અંગે અંગ વિંધાવીયા ॥ પિછા ન ખેંચે પાય રે ॥૧૩૯॥
પ્રીત પીહાકી દોહેલી ॥ ચલના ખાંડા ધાર રે ॥
શિસ ઊતારી ખેલીયે ॥ કોઈ ખેલે ખેલનહારરે ॥૧૪૦॥

પ્રીત પીહાકી સોહેલી ॥ જો હોવે દ્રઢ વિશ્વાસ રે ॥
આપજ ચાલે આપણુ ॥ તેણે અમરાપુરીનો વાસરે ॥૧૪૧॥
પ્રીત પીહાકી જે સમઝે ॥ જે કોઈ જાણે આપરે ॥
પ્રભુ આવ્યાવીણ સહેજ જાગીયા ॥ તેનુ સર્વે જનમના લોપે પાપરે ॥૧૪૨॥
પઢીયા તેની ફુટી આંખ ॥ સો જલ બલ હોવે ખેહરે ॥
નવશા ચોર પરગટા ॥ તેના મરમ ન બુઝે કોયરે ॥૧૪૩॥
મુનિવર મુનિવર સબ કોઈ કહે ॥ મુનિવરના ભેદ ન જાણે કોય રે ॥
જે આપ ગળી ગુરૂની વાચા પાલે ॥ સાચા તે મુનિવર સોયરે ॥૧૪૪॥
સાચા પંથ એહી સતકા ॥ સાચા એહી શાહેર રે ॥
જે કોઈ ચાલે સતવીના ॥ તે પડસે મોઠે ફેરરે ॥૧૪૫॥
જૈસા દુધમા ઘૃત છે ॥ તૈસા તુજ માહે પ્રાણરે ॥
ઐસા જગમા સ્વામી વસે ॥ સબ ઘટ વ્યાપક જાણરે ॥૧૪૬॥
અહેરનકા ઘાવ હિરો સહે ॥ તેના માહે ગઢી જાયરે ॥
મુનિવર એવા લોડીયે ॥ જેમ નમક પાણીમા ઘુલી જાયરે ॥૧૪૭॥
ધીર ધરો રે મુનિવરો ॥ ધીરેથી સબ કુછ હોય રે ॥
માલી સીંચે સૌ ઘડા ॥ પણ ઋતુવના ફુલ ન હોયરે ॥૧૪૮॥
જૈસા તીલમા તેલ હે ॥ અને કાષ્ટમા અગની જાણરે ॥
ઐસા દુધમા ઘૃત હે ॥ પણ મંથે તો પરગટ જાણરે ॥૧૪૯॥
સૂજક જગના દાતાર છે ॥ તે પુરાવે સહુ કોઈની આસરે ॥
દુર ના દેખો તારા દિલમા વસે ॥ જેમ છુપા હૈ ફુલમા વાસરે ॥૧૫૦॥
અગર જલતા ગુણ કરે ॥ અને ચંદન ઘસીને જોયરે ॥
અવગુણ ઊપર ગુણ કરે ॥ બલહારી પ્રભુ કહે તોયરે ॥૧૫૧॥
જબલગ તનમા પ્રાણ હે ॥ તબલગ ચેતો માશ વીરરે ॥
નીત નીત જીકરે જાગીયે ॥ એમ કહે છે ઈમામશાહ વીરરે ॥૧૫૨॥

સ્તવન ૬૯

# શિક્ષાપત્રી

## શ્રી સદ્‌ગોરની શિખામણ

## શ્રી સતપંથના તત્ત્વો નિયમો અને ક્રિયાઓ

શ્રી સદગોર તણી શિખામણ સાથી ॥ સાંભળો રૂષિવર એકાન્તિ ॥
દિન પ્રતે કરો ધામસુ ધંદા ॥ સાંજ પડે થાવો સ્વામીના બંદા ॥ ૧ ॥
કોઈ કેની ના કરશો નિંદા ॥ ગુરૂ ગતમા આવીને કરો હેજંદા ॥ ૨ ॥
ત્યાહા તમે ગુરૂ મુખે મેળવો જ્ઞાન ॥ રખેશર કેરી એહી સંધ્યા સ્નાન ॥ ૩ ॥
સંધ્યા કરો મારા મુનિવર ભાઈ ॥ મેલો ક્રોધ નવ કરો ઈર્ષાઈ ॥ ૪ ॥
મન મારો તો મુમતા મુઈ ॥ મંદિરમા ન રહેસો સુઈ ॥ ૫ ॥
મંદરમા કોઈ કેની વાત ન કરશો ॥ આહાર ઘણો કરી પેટ ન ભરશો ॥ ૬ ॥
ભરશો પેટ તો ભારી થાશો ॥ આવશે નિંદ્રા ને પછે પસ્તાવશો ॥ ૭ ॥
હળવે પેટે હૌસજ થાશે ॥ જાગતા જીતશો સતગુરૂની સાથે ॥ ૮ ॥
વડા મોટાની અદબે રહેજો ॥ મોટા તણા બે અવગુણ સેહજો ॥ ૯ ॥
દાહાડો વડો તેને વરષ કરી જાણો ॥ બોલો મીઠા વચને પ્રેમ આણો ॥ ૧૦ ॥
આપણાથી જે નાનેરો ભાઈ ॥ તેણે બોલાવો મોટેરો કહી ॥ ૧૧ ॥
એવે મીઠે વચને બોલો વીરા ॥ તો તમારે મુખે ઝલકે હીરા ॥ ૧૨ ॥
સદગુરૂ મળ્યાનો એ છે ભેદ ॥ રૂષિવર રૂષિવરનો ના કરશે ખેદ ॥ ૧૩ ॥
જો સાંભળે રૂડું ને ઓચરે કુડું ॥ તો નિશ્ચે તેનું થાશે ભુંડું ॥ ૧૪ ॥
આળસ નિદ્રા મત કરો જાણી ॥ જુઠ ત્યજો વેદવચન પ્રમાણી ॥ ૧૫ ॥
કુડ કપટ સર્વે નાખો કહાડી ॥ ઘેરથી ધર્મદ્વારે આવો દહાડી ॥ ૧૬ ॥

ઊપજે ભાવ નિશાણી લાવો ॥ સંપત ઊપજે તે લમે લાવો ॥૧૭॥
સ્વામીની ગુંજડીયા મત કોઈ આશો ॥ મુખી સાથે ના કરશો દાવો ॥૧૮॥
દાવો કરે તે દુનિયાને ભાવે ॥ આવે દારિદ્રને દેવ ના પાવે ॥૧૯॥
અધર્મીને ઊણીયા આચારી ॥ જાણ્યું અજાણ્યુ દેખાડે પચારી ॥૨૦
ધરમી ધિંગાણાની વાત ન જાણે ॥ અધર્મી મનમાહે ઓછુ આણે ॥૨૧
જ્ઞાન ધ્યાન માહે જુવો વિચારી ॥ હાણ વર્ધે દિલમાહે શોધોતપાશી ॥૨૨
સુતક લાઈ ભર્યા જો રહેશો ॥ ઊપજે હાણ ને બહુ દુઃખ સહેશો ॥૨૩॥
અમી નિશાણી જો લેવે ન દહાડી ॥ તેણે સતગુરૂ મેલશે કહાડી ॥૨૪॥
ધ્યાન ધરી હાતે લેવો સુમરણી ॥ છાના છુપી કરો ઊત્તમ કરણી ॥૨૫॥
એવા ગુણગંભીરે ભરીયા ॥ રૂષિવર પાળો સો એ ક્રિયા ॥૨૬॥

## શ્રી સતપંથ નીતિશતક [સો ક્રિયા]

### શારિરીક શુધ્દતા, માનસિક પાવિત્ર્ય અને આત્મિક ઊન્નતીના નિયમો.

૧. પ્રથમ હિરદે ધોઈ નિર્મલ કરીયે.
૨. બીજી ક્રિયા શરીરશુધ્ધિ કરીયે.
૩. મેદાને જઈ આવીને પાચ આચમન કિજે.
૪. પાણી લઈને લઘુનીત કરવુ. આચમન ત્રણ કરવા સહી.
૫. માટી લઈને ધોવો હાત, દાત મુખ ધોઈ કરવૂં સ્નાન.
૬. નહાઈ કરી નિશ્ચે થાવો પાક.
૭. નિર્મલ થઈને ધરવું ધ્યાન.
૮. પ્રભાતે ન્હાઈ કરીને બાહેર નિસરવુ.
૯. અનગળ નીર ના પીવુ પ્રાણી.
૧૦. જીવ જંતુને ન મારવુ જાણી.

૧૧. શુચિર્ભુત થઈને નીત નીત જમીયે.
૧૨. અન્નને ખારૂ ખાટુ કહેવું નહી, વખાણવું પણ વખોડવું નહી.
૧૩. હિંડતા ચાલતા ખાવૂં નહી.
૧૪. ભોજન છાંડી ઊઠવું નહી.
૧૫. ચાપી આહાર ન કરશો ભાઈ.
૧૬. બાટ્યું, ટાઢું, એઠું, જુઠું ખાવું નહી.
૧૭. એઠું, જુઠું પશુને ઘાલવું નહી.
૧૮. વણ પુછુ ખાધાં બહુ છે પાપ.
૧૯. ભાંગ તંમાકુ ન ખાશો કોઈ.
૨૦. માદક આહાર અમલ તજોરે ભાઈ.
૨૧. ગુળીના વસ્ત્ર પહેરવું નહી.
૨૨. નીચની સંગત કરવી નહી.
૨૩. પગડી વાકી ન બાંધશો ભાઈ.
૨૪. વડા લુડાને માનવો સહી.
૨૫. અરૂ પરૂ ન કરશો દુઃખી.
૨૬. પડોશીને દુભી ન કરશો દુખી.
૨૭. કેને ગાળ ન દિજીયે જાણી.
૨૮. કોઈના અચેબ ન ઊઘાડવુ જાણી.
૨૯. સૌ ગાળ શાંખવીને ક્રોધ ન કરવો.
૩૦. અવગુણ કરે તાસુ ગુણજ કરવો.
૩૧. ભાંજગડ કોઈથી કરવી નહી.
૩૨. જોર જવાની વશ જો કરવી.
૩૩. ઓછુ કેને આપવું નહી. અધિકુ કોઈનું લેવું નહી.
૩૪. લાલચ પ્રીત ન કરશો ભાઈ.

૩૫. માતા પિતા ગુરૂતણા વચન પાળવુ નિર્ધાર.
૩૬. માતા કરી જાણો વડિલ ભવજાઈ.
૩૭. ધર્મતણું આળસ ન કરવું.
૩૮. નીત નીત ગતમાહે મલીયે જાઈ.
૩૯. વખત વેળા ન ચુકવુરે પ્રાણી.
૪૦. ગુરૂ મુખી ગતમાહે નમવું ધાઈ.
૪૧. નીત નીત અમી પીવે તે ધર્મી.
૪૨. અહંકાર ન મુકે તે કુકર્મી.
૪૩. સુરીજન સાથે ધ્યાનજ ધરવું.
૪૪. દસવંત સુકરીત ગુરૂદ્વારે દેવુરે ભાઈ.
૪૫. યુગતીથી વ્રત ઊપવાસ કરવું સહી.
૪૬. યુગ પ્રમાણે અવતારને ધ્યાવોરે ભાઈ.
૪૭. સુપાત્રને દાન દેવુંરે પ્રાણી.
૪૮. ભુખ્યાને અન્ન આપવું સહી. તરસાને તો પાવું પાણી.
૪૯. નાગાને વસ્ત્ર આપીને અરથજ લેવું.
૫૦. સગા સાગવાને ગ્રાસજ સહેવું.
૫૧. સેવા અભ્યાગતની કરવી સહી.
૫૨. પરસ્ત્રીગમન કરવું નહી.
૫૩. ભુંડી નજરે જોવું નહી.
૫૪. સ્ત્રી આગળ ગુંજ ન કરવી.
૫૫. ઝુઠી જાણી અજાણી ગવાઈ ન દિજે.
૫૬. ઝુટો ખત ન લખવી સતી.
૫૭. લાચ ન ખાઈયે એક રતી.
૫૮. જહરખાઈ ઝપલાઈ મરવુ નહી, આવાગમનસહી અવતરવું.

 ૧૬૮૬

૫૯. અગ્ની ઊપર એઠુ પાણી છાટવું નહી.
૬૦. લીલુ ઝાડ ન ભાંગવું પ્રાણી.
૬૧. પ્રભાતે ફળ ફુલ ચુટિયા બહુ છે દોષ.
૬૨. અવાચક પ્રાણીને આળ ન કરવી.
૬૩. હાડ વિકરો કરે પાતક સહી.
૬૪. પશુ પોષીને વેચવું નહી.
૬૫. ધરતીનો મોલ ન કરશો એ છે માતા.
૬૬. કન્યા તણો દ્રવ્ય રખે ન ખાશો.
૬૭. ઝુઠુ રખેશર બોલવું નહી.
૬૮. મુખથી માર ન કહેવું લંગાર.
૬૯. ધન વ્યાજની ન લેવો આહાર.
૭૦. મેલી થાપણ ન રાખવી જાણી.
૭૧. વિશ્વાસ ઘાત કેના કરવું નહી.
૭૨. પડી જડી વસ્તૂ કેની લેવી નહી.
૭૩. ઊધાર ઊસણુ ન રાખવી પ્રાણી.
૭૪. પારકુ ધન લઈને ભોગવું નહી,
પુત્ર થઈને તે ધન આપવું પડશે સહી.
૭૫. જુવા જુગટા ન રમીયે સાધ.
૭૬. નાચ છંદ ન જોઈયે ભાઈ.
૭૭. એ છલ ભેદ સતગુરૂથી ખોવા સહી.
૭૮. સંસાર કરે તે તવ ન કરવું.
૭૯. કુડ કપટની મેલો ઘાત.
૮૦. દયા રાખવી દિલસુ જાણી.
૮૧. પવિત્ર દિલે રહેવું નિર્ધાર.

૮૨. શત્રુ કરે તે ન કરવું.
૮૩. પરદુઃખ જાણીને પાસે રહેવું.
૮૪. મોટાઈનો મનગર્વ ન કરવું
૮૫. સતે ચાલો તમે દિવસને રાત.
૮૬. લોભ ન કરવો રખે લંગાર.
૮૭. કામ ક્રોધ તજવું રે ભાઈ.
૮૮. તપ તીરથ કરવું સ્નાન.
૮૯. ઉપવાસ વ્રતની આસ ન ધરવી.
૯૦. પાખંડની પૂજા કરવી નહી, આત્માપુજા કરવી સહી.
૯૧. અમર થાયે તેજપીયેજાપ, યોગાભ્યાસનીતકરવું સહી.
૯૨. ખટ દર્શન પુજ પસ્તાશો, સત દર્શન પુજે પામે મોક્ષ.
૯૩. વેદશાસ્ત્ર કહે તે કરવું રે ભાઈ.
૯૪. ચતુરાઈ ચોખાઈમા રેહવું ભાઈ.
૯૫. મુર્ખપણમાં ના રહેવું રે પ્રાણી.
૯૬. જ્ઞાન દષ્ટે જોવુ સૌને સરખુ.
૯૭. સાચુ ઝુટુના ન કરશો વાદ.
૯૮. ગુરૂનુ વચન લોપવું નહી.
૯૯. શિખામણ પુછે તેણે સારી દિજે.
૧૦૦. સાંજે સુમરણી લઈ હરિનું સ્મરણ કિજે.

પીવો અમીરસ બ્રહ્માજી મળીયા ॥ પાળો રૂષિવર સો એ ક્રિયા ॥૨૭॥
થયા બ્રાહ્મણ બ્રહ્માજી મળીયા ॥ તેના આવાગમનના ફેરા ટળીયા॥૨૮॥
આ સતધર્મ લઈને ઓરાવો જાઈ॥ સો ક્રિયાની તમે પહેરો જનોઈ ॥૨૮॥
રૂષિવર સાંભલો બ્રહ્મગીનાન ॥નીત ગતમા જઈ કરો ગંગાસ્નાન ॥૩૦॥

આવા બ્રહ્મજ્ઞાન સતગુરૂને ભાવે ॥ અડસઠ તીરથ ગુરૂના ચરણે આવે ૩૧
પ્રત્યક્ષ ગુરૂનર ગતમા બેઠા ॥ ભાગ્ય જેના સદગુરૂ જ્ઞાને દિઠા ॥ ૩૨ ॥
જ્ઞાન ધ્યાનમા જુવો વિચારી ॥ દુનિયામાહે દેવ ગુપ્ત અવતારી ॥ ૩૩ ॥
ઋષિવર તે જે રાખે જ્ઞાન ॥ નિર્મલ થઈને ધરવું ધ્યાન ॥ ૩૪ ॥
મુનિવર તે જે વારેછે મન ॥ ગુરૂવચન કસોટીમા કસે કાયા રતન ॥ ૩૫ ॥
ભણે ઈમામશાહ સુણો ગતસોહી ॥ ગતમા રહી ઈમાન રાખો સેહ કોઈ ॥ ૩૬ ॥
જે સદગોર આદ તપસ્વી કહેલાવે ॥ સોહી જાંબુદ્વિપે આયે ॥ ૩૭ ॥
ગુરૂનર જાંબુદ્વિપે આવ્યા સહી ॥ મુનિવર આરાધો એકમના થઈ ॥ ૩૮ ॥
ગુરૂનર પુરાવે ભક્તોની આસ ॥ અમર થવાના જપીયે જાપ ॥ ૩૯ ॥
વાચા પાળો ઓચરો બ્રહ્મજ્ઞાન ॥ રહો રૂષિવર એકે ધ્યાન ॥ ૪૦ ॥
નિચા નમી નમી કરો પ્રણામ ॥ ગુરૂનર ગતમા પ્રગટ્યા જાણ ॥ ૪૧ ॥
જો પુરા પ્રેમશું ધર્મે ધ્યાવો ॥ તો રૂષિવર અમરાપુરમા જાવો ॥ ૪૨ ॥
અમર ભેદે અમરાપુરી લેશો ॥ રૂષિવર અમર ગઢમા રહેશો ॥ ૪૩ ॥
મોક્ષ મુગતના ફુલ તમે લેશો ॥ અનંત બ્રહ્મમા લીન થઈ જાશો ॥ ૪૪ ॥
રૂખિવર એકમને ગુરૂની વાચા પાલો ॥ બોલ્યા ગુરૂ ઈમામશાહ અમરપદ માલો
॥ ૪૫ ॥

સ્તબક ૧૦

# શ્રીસતપંથનું સ્વરૂપ.

સદગુરૂ શ્રી ઈમામશાહાયે દર્શાવેલા સતપંથ ધર્મ સનાતન વૈદિક માર્ગ છે. સતપંથી અનુયાયીઓ સદગુરૂ ઈમામશાહને 'સતગુરૂ' એટલે સત્ માર્ગદર્શક 'યુગગુરૂ' તરીકે માને છે. તેમણે બતાવેલા સનાતન વૈદિક માર્ગનુજ આચરણ કરે છે. સતપંથના સિદ્ધાન્ત અનુસાર શ્રી આદ્ય-નારાયણ, આદ્યશક્તિ અથવા યોગમાયા, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ આરાધ્ય દેવતાઓનુંજ પુજન કરવાનું હોય છે. શ્રી વિષ્ણુ ભગવાનના દશ અવતારને પુજ્ય માની દસમા અવ-તારની શ્રી નિકલંકી નારાયણની ભક્તિ કરવી. અન્ય દેવ-દેવતાઓ આ એકજ વિરાટ્ સ્વરૂપ ભગવાનની અંશભૂત વિભૂતિ માની તેમને વંદન કરી તેમની કૃપા માટે આરાધના કરવી એવું સદગુરૂ મહારાજનું પ્રતિપાદન છે. કલશ ઘટપાટ ઘૃતજ્યોતીની પુજાવિધી અથર્વવેદના મંત્ર પ્રમાણે કરવામાં આવે છે. સદગુરૂ ઈમામશાહ મહારાજે અથર્વવેદ ઊપરથી આ મંત્રો ગુજરાતી ભાષામા કર્યા છે. પુજા વખતે અખંડ ઘૃતજ્યોતીનું - ઈશ્વરના નિર્ગુણ નિરાકાર તેજસ્વી સ્વરૂપનું ધ્યાન કરવાનો નિયમ છે. તેજપ્રમાણે પ્રણવ બ્રહ્મ ૐ નું નિત્યસ્મરણ કરવાનું પણ સદગુરૂ ઈમામશાહ મહારાજનું પ્રતિપાદન છે.

કળશ પુજા એ બ્રહ્મપુજાનું અને અમૃતત્વ પ્રાપ્તીનું પ્રતિક છે. આ કળશ જે પાટ ઊપર સ્થિત છે તે ધર્મના પ્રતિકરૂપ છે દાન, દયા, તપશ્ચર્યા ને શુચિર્ભૂતતા એ ધર્મ રૂપ પાટના ચાર પાય છે. તે ઊપર બ્રહ્મરૂપ કળશ સ્થિત છે. પરબ્રહ્મ પરમેશ્વરે જ્યારે સૃષ્ટી નિર્માણ કરવાનો સંકલ્પ કર્યો ત્યારે સૌથી પ્રથમ સંકલ્પમાત્રથી બ્રહ્મ દેવને નિર્માણ કર્યા અને તેમને એક અમૃત કલશ આપી સૃષ્ટી નિર્માણ કરવા કહ્યું. તે ઊપરથી બ્રહ્મદેવે કલશમાના અમૃત બિંદુનું સિંચન કરી સૃષ્ટીના એક એક પદાર્થની નિર્મીતિ કરી પ્રથમ પંચમહાભૂતો નિર્માણ કર્યા અને પછી સૃષ્ટીની ઊત્પત્તિ અને રચના કરી. તે આદ્ય ઘટપાટનું પ્રતીક તરીકે સદગુરૂ ઈમામશાહે સતપંથી અનુયાયીઓને આ કલશ પાટવિધી કહેલો છે. આપણા બધા ધર્મ શાસ્ત્રોયે પણ આજ કારણસર કળશ પુજાને અગ્રસ્થાન આપ્યું છે. પુજા વખતે ઘૃતજ્યોતિ પ્રગટાવી તેનું ધ્યાન કરવાનું હોય છે કેમકે ઘૃત એટલે ઘી તે સાત્વિક અન્ન છે તેની સુગંધ મધુર હોઈ આરોગ્ય દૃષ્ટીથી પણ તે ઊપયોગી હોય છે, સાત્વિક શાંતિ માટે ધ્યાન કરવાયોગ્ય વાતાવરણ નિર્માણ કરવા માટે ચોખ્ખા ઘીની જ્યોતિ પ્રગટાવવાની હોય છે. આપણો આત્મા અને પ્રાણિમાત્રમા રહેલો આત્મા જ્યોતિસ્વરૂપ હોવાથી તેની પ્રાપ્તિ માટે એ સ્વરૂપથી એનુજ ધ્યાન ધરવું.

ૐ પ્રણવ બ્રહ્મ એ આદ્ય અક્ષર તત્વ છે. સૃષ્ટીની નિર્મીતીનું મુળ અક્ષર બ્રહ્મ છે. ૐ એ બ્રહ્મબીજ છે. તે સિવાય બીજા બીજ મંત્ર એટલે હ્રાં હ્રીં હું જૂં સૃં ક્લિં આદિ સર્વ માતૃકા બીજો છે. તેમના સ્મરણથી જે બીજ જે દેવતાનું

પ્રતિકાત્મક છે તે દેવતાની ઊપાસના થાય છે. તેથી આત્યંતિક ઊપાસનાના બળ ઊપર તે જીવ તે દેવતાના સાક્ષાત્કારને પાત્ર થાય છે. પરંતુ એ દેવતા અગર તેમના ફળો નાશવંત હોવાથી તેમની ઊપાસના કરવી ગૌણ છે. ૐ આદ્ય બ્રહ્મ બીજ મંત્ર હોવાથી તેના સ્મરણ ચિંતન ઊપાસનાથી આત્મપદની પ્રાપ્તિ થાય છે અને તે દ્વારા મુક્તિપદ મળે છે. આ પ્રમાણે આ સર્વ બાબતોને સતપંથ ઘટપાટ પુજાવિધીમા મહત્વનું સ્થાન આપવામા આવ્યું છે.

સદગુરૂયે બતાવેલા સતપંથનું નીચે જણાવેલા પ્રમુખ તત્વોનું અને નિયમોનું પાલન દૃઢ નિશ્ચયથી કરવું.

સત્ય :— બોલવામાં અને આચરણમાં હમેશા સત્ય અને નિષ્કપટ બુધ્દિ અને મૃદુવાણીનું અવલંબન કરવું.

પુરૂષાર્થ:—ધર્મ:— માનવ જીવન પ્રણાલીકાઓના આધારસ્તંભ એવા આશ્રમધર્મ એટલે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસ— નિવૃત્ત એવા આશ્રમધર્મોનું ક્રમવાર વેદોક્ત નિયમાનુસાર યથાશક્તિ આચરણ કરવું.

અર્થ:— જાતમહેનત અને પ્રામાણિકપણાથી ધન મેળવવું આ સાત્વિક સંપત્તિ કહેવાય. પણ અન્યાય જુલમ કે ખોટા માર્ગે મેળવેલી સંપત્તીનો ઊપભોગ લેનાર માણસ હીન બને છે. તેથી ન્યાય અને નીતીના માર્ગે ધન મેળવવું.

કામ:— વિષયસેવન કે ઈન્દ્રિયોના ક્ષણિક ઊપભોગમા ભેરવાઈ ન રહેવું. વાસનાઓ જીતી ઈંદ્રિયોઊપર કાબુ મેળવવો.

મોક્ષ:— વેદવિહીત મુક્તિમાર્ગના સાધના મુજબ વર્તન રાખી મુક્તિનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું.

 ૧૬૮૨

એમ કરવામાં આવશે તોજ માનવ જન્મનું સાર્થક થશે અન્યથા માનવ અને પશુમા ફરક નહી રહે.

પ્રેમ :– કોઈના પ્રત્યે દ્વેષ તિરસ્કાર કે અદેખાઈ ન રાખતા એક બીજા પ્રત્યે પ્રેમભાવથી રહેવું. દોષો તરફ ન જોતા ગુણગ્રહણ કરી પ્રેમથી રહેવું.

સમાનભાવ :– આપણામા અને બીજામાં રહેલો આત્મા એકજ છે એવી આત્મૌપમ્ય બુધ્દિ રાખવી. આપણે બધા એકજ ઈશ્વરના બાળકો છીયે. કોઈ નાનું મોટું નથી એ દ્રષ્ટીથી બધા સાથે બંધુભાવથી રહેવું.

અહિંસા :– સતપંથ માર્ગમા અહિંસા એ એક મહાન તત્વ છે. પશુ પક્ષી કે અન્ય પ્રાણીને મારવાથીજ હિંસા થાય છે એમ નથી તો માર એટલું કહેવાથી કે લાગણી દુભાવવાથી પણ હિંસા થાય છે. એથી નૈતિક અધઃપતન થાય છે.

પરોપકાર :– સન્માર્ગે જનારા પ્રત્યેકને મદદ આપવા હમેશા તૈયાર રહેવું. શુધ્દ બુધ્દિથી અને નિષ્કામભાવથી દુઃખી જનોની સેવા કરવી અને દરેકના કલ્યાણની ભાવના રાખવી તેમજ સત્પુરૂષોની સેવા કરવી.

ક્ષમા :– આપણને દુઃખ કે કષ્ટ આપનારને તેના દુષ્કૃત્યની સમજ આપવી તેણે સુધારવાના પ્રયત્ન કરવા. વેર કે દુષ્ટ પ્રવૃત્તીથી તેના ઊપર ક્રોધ ન કરી તેને સન્માર્ગ ઊપર લાવવાના પ્રયત્ન કરવા.

શરીર શુધ્દિ :– લાઈસુતક (વૃધ્દિ–જનનશૌચ) સ્ત્રી પ્રસૂત થયા પછી તેણીયે સવા મહીનો એટલે ૪૦ દિવસ અને ગોત્રજોયે ૧૧ દિવસસુધી સુતક પાળવુ. મરણસુતક – મરણ પ્રસંગે

ગોત્રજોયે ૧૧ દિવસ સુધી સુતક પાળવું. રજસ્વલા સુતક-
રજસ્વલા સ્ત્રીયે ૪ દિવસ સુધી કોઈને સ્પર્શ કરવો નહી.
સ્નાન શૌચાદિ બાબતોમા શાસ્ત્રમુજબ વર્તવું અને
સદગુરૂ વચન મુજબ તીર્થ મંત્રોપચારાદિથી શુધ્ધ થવુ.

હૃદયશુધ્ધિ:— અમલી (કેફી) પદાર્થો એટલે લસણ, ડુંગળી
હિંગ, તંમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, માંસ, મદિરા
વિગેરે નિષિધ્ધ વસ્તુઓનો ત્યાગ કરવો, કારણ આ
પદાર્થોના સેવનથી માણસને નુકસાન થાય છે અને પ્રભુ-
ભજનથી પરાવૃત્ત થવાય છે. વ્યાજ, સવાઈવ્યાજ અને
પરસ્ત્રીગમન-ચિંતનથી પણ મનુષ્યને હીનતા આવે છે
માણસ આત્મચિંતનથી દૂર રહે છે અને આસુરીસંપત્તિ
વધે છે. આ મહાપાપથી મનુષ્યનું અધઃપતન થાય છે
તેથી વેદમા નિષેધ કરેલી વસ્તુઓનો ત્યાગ કરી સાત્વિક
અન્ન અને પદાર્થોનું સેવન કરવું આથી હૃદયશુધ્ધિ થાય છે
મન પ્રભુભજનમા તલ્લીન થાય છે. દૈવીસંપત્તિ વધે છે.

વ્રતઃ— યુગધર્મ મુજબ દરેક મહિનાની સુદી બીજનું એટલે ચન્દ્ર
દર્શનનું વ્રત કરવું, તેમજ શુક્રવારના રોજ થનાર ચન્દ્રદર્શનનું
મહાન વ્રત કરવું [બુધવારના રોજ અમાસ, ગુરૂવારના રોજ
પ્રતિપદા અને શુક્રવારે ચન્દ્રદર્શન હોય તો તે કળીયુગની યુગ-
તીથી હોવાથી એ મહાન્ વ્રત કહેવાય છે.] તેમજ દસવંત -
સુક્રિત, પુણ્યતીથી, શ્રાધ્ધ ઊત્તરકાર્ય - પિંડ શ્રાધ્ધ વિગેરે બાબતો
સતપંથ પુજાવિધી પ્રમાણે કરવી. રામનવમી, ગોકુળ અષ્ટમી
અગિયારસ, ચૌદસ, અમાસ, ચતુર્થી ગુરૂપુનમ વિગેરે તીથીનું
વ્રતપાલન પણ કરવું.

ઊપાસના:- દરરોજ સ્નાન કરી પ્રાતર સંધ્યા અને સાયંસંધ્યા કરવી: જ્યોતીનું અને પ્રણવબ્રહ્મ ૐ નું ધ્યાન અને પરમેશ્વરનું અને સદ્‌ગુરૂનું ચિંતન કરવું તેમજ સતપંથના વચનાનુસાર ઘટપાટપુજાવિધી નિરિચ્છભાવે કરી ગુરૂમંત્રના નામસ્મરણ કરવું.

ધ્યેય:- હાલના સમયમાં ધ્યેય પુરૂષ શ્રી નિકળંકી નારાયણના પરમ પવિત્ર સ્વરૂપનું માનસિક ધ્યાન કરી તેમનું સ્મરણ ચિંતન હમેશા કરવું અને મોક્ષ પ્રાપ્તીનું ઊજવલ ધ્યેય નજર આગળ રાખી આત્મોન્નતિ માટે દ્દઢનિશ્ચયથી પ્રયત્ન કરવો એજ સતપંથનું સ્વરૂપ છે.

નિયમોનું પાલન:- સદગુરૂ ઈમામશાહાએ વ્યવહાર, કર્તવ્ય પાલન અને ધર્મ કાર્યમા કેવી રીતે આચરણ રાખવું તે સંબંધે કરેલા નિયમોનું પાલન કરવું. એવા નિયમો શિક્ષાપત્રી કે શિખામણમાં આપેલા છે.

બાળકોને શિખામણ:- બાળકોને સતપંથની દીક્ષા દેઈ- કાંકણબંધાવી શિખામણ આપવી. પોતાના સંતાનોને બાળપણથીજ ધર્મ-શિક્ષણ આપવું એ દરેક માબાપની ફરજ છે. બીજા શિક્ષણની જેમ ધર્મશિક્ષણ પણ આપવામા આવશે તોજ સંસ્કૃતિ ટકશે:

જ્ઞાનદ્દષ્ટીનું અવલંબન:- અંધશ્રધ્ધા કે અશ્રધ્દાનો ત્યાગ કરી જ્ઞાનદ્દષ્ટીનું અવલંબન કરવું. અજ્ઞાન કે અંધશ્રધ્ધાથી રહેવામા ખતરો છે. તેથી વેદ ઊપનિષદો વિગેરે સતશાસ્ત્રોઊપર તેમજ સદગુરૂ વચન ઊપર દ્દઢશ્રધ્ધા અને નિષ્ઠા રાખી આત્મોન્નતિ સાધવી.

એવી સતપંથ માર્ગની ~~ભ~~વ પ્રણાલિકા છે. દરેક મુમુક્ષુએ આ પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો.

ૐ

ખંડ ૭

# શ્રીસતપંથ પૂજા યજ્ઞવિધિ

## કળશ - ઘટપાટ પૂજા વિધીના મંત્રો

ૐ

૧) દીવા જ્યોત પ્રગટાવી પ્રણામ કરવાનો મંત્ર

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે - ગુરૂ દિવો, ગુરૂ દેવતા, ગુરૂવિના ઘોર અંધાર, ગુરૂવિના જુક્તિ નહી, ગુરૂવિના મુક્તિ નહિ, મન તાળુ, મંત્ર કુંચી, ખોલો ધર્મદ્વાર, તરીએ ભવ સાગર પાર, જાગે જ્યોત, ભાગે છોત, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૨) ધૂપ - લોભાન મુકવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે -

ધૂપ જલે અગર જલે લોબાન જલે,
ભવની પીડા ટળે, દેવ જાગે દૈત્ય ભાગે,
ધૂપ ત્યાં દીપ, દેવ ત્યાં પૂજા.

સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૩) અપવિત્રને પવિત્ર કરવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– સ્વામી તમે પરમપવિત્ર પવન પાણી પવિત્ર, ધરતી પવિત્ર, આકાશ પવિત્ર, ચન્દ્રસૂર્ય પવિત્ર, સાત સમુદ્ર પવિત્ર, અષ્ટકુળ પર્વત પવિત્ર, નવકુળ નાગ પવિત્ર, તન પવિત્ર, મન પવિત્ર, પાચ કરોડી પ્રલ્હાદ પવિત્ર, સાત કરોડી હરિશ્ચન્દ્ર પવિત્ર, નવ કરોડી યુધિષ્ઠિર પવિત્ર, જતીયા સતીયા પવિત્ર, પંચાયતન પવિત્ર, પ્રભુ તમારા નામથી આ દાસ પવિત્ર. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૪) મુખીને ક્ષમા માટે ભણવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ તમારી આશીષે– આ દાસ બાલોબાલ ગુનેગાર, રોહો રોહ, ચરણે ચરણે અપરાધી, આચારહીના ખીના, જીવજોની કીડી મકોડીના અપરાધ ભર્યા, હેવા ઈર્ખાભર્યા, બોલ્યા ચાલ્યા, દ્રષ્ટી, સાંભલ્યા, ચાલ કુચાલ કરતવહીના છે. સ્વામીતમે અમારા સહુ દોષ પરહસે. અમો પતીત જીવોને પાવન કરો, માતા પિતા સગા સહોદર તમે, ગણ ગોત્ર તમે પતીતપાવન ત્રાતા તમે અનંત અપરાધ અમારા, સ્વામી ક્ષમા હજારવાર. આદ્યઅંતના ધણી, શ્રી નિકલંકી નારાયણ જાંબુદ્વીપના ધણી, વિષ્ણુનારાયણ વિશ્વના આધાર, સૃષ્ટીના સર્જનહાર, જાંબુદ્વીપે ધર્યો અવતાર રોહિણી કીજે ખેર, દિવસ કીજે મહેર, સ્નેહની દ્રષ્ટી ધરો,

સેવકોના દુઃખ દરિદ્ર દૂર કરો. સદ્‌ગુરૂ ઈમામશાહ
ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૫) મુખીને આસન આગળ ઊભારહીને ભણવાનોમંત્ર
ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે – પ્રથમ ૐ કાર, ૐ કારથી ધંધુકાર નિરંજન નિરાકાર, તમે સૃષ્ટિના સર્જનહાર, સ્વામી તમે ધર્યો અવતાર, સ્વામી ધર્મમાહે તમે સ્વામી સૃષ્ટીમાહે તમે, પ્રગટ તમે પ્રત્યક્ષ તમે કાયમ તમે, નિત્ય તમે, આદ્ય તમે, અંત તમે કળા તમારી અસ્તિત્વ તમારૂં, ભાવ ભક્તિ અમારા, અમો સેવક અપરાધી, સ્વામી તમે અપરાધ ક્ષમા કરનાર, સેવકોને દર્શન દેજો, ફળંતર વેળામા ઊગારી લેજો, તમે આસને સિંહાસને આવીને પરવરો, કીધા અપરાધ ક્ષમા કરો, બીજા અપરાધના કરાવશો પાચ, સાત, નવ, બાર તેત્રીસ કરોડીના મેળા દેજો, લક્ષ ચોર્યાશીના ફેરા ટાળો. સકળ સંઘસુ દર્શન દેજો, સ્વામી ઐકય કરો, દ્વૈત દૂર કરો, ધર્મસ્થાપો, પાપ કાપો, સહાય આપો, સતીયાઓની સંગતમા રાખો, સમર્યા સહાય કરો, કરગર્યા કાને ધરો, આવાગમન દૂર કરો. સદ્‌ગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૬) મુખીએ આસન ઊપર જમણો પગ રાખી ઊભા રહી હાથ જોડી ભણવાનો મંત્ર
ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – હે જંદા કાયમ દેવ પાયા, સ્વામી પાયા સ્વામીજીના દર્શન પાયા, ઋષિવરોના રાજ પાયા, અમરાપુરનો વાસ પાયા, અનંત કરોડીના સત્સંગ પાયા, સદ્‌ગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૭) કલશ ધોઈને પવિત્ર કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે - પાણી પવિત્ર, પવન પવિત્ર, ધરતી પવિત્ર, આકાશ પવિત્ર, ચન્દ્રસૂર્ય પવિત્ર, નવ્વાણુ કરોડીયક્ષપવિત્ર છપ્પન કરોડી મેઘ પવિત્ર, બત્રીસ કરોડી કિન્નર પવિત્ર, તેત્રીસ કરોડી દેવતા પવિત્ર, પાંચ કરોડીશું પ્રહ્લાદ પવિત્ર, સાત કરોડી શું હરિશ્ચન્દ્ર પવિત્ર, નવ કરોડીશું યુધિષ્ઠિર પવિત્ર, અનંત કરોડી-શું કમલાકુંવર પવિત્ર, પ્રભુના નામ પવિત્ર, પ્રભુના નામથી કળસ પવિત્ર. સદ્‌ગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૮) પાટ ધોઈને પવિત્ર કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે - સ્થલે બ્રહ્મા, ઝાડે વિષ્ણુ ડાલે ડાલે મહેશ્વર પાનડે પાનડે ઋષિવર એ દેવતાના ચરક સદા સફલ હે જંદા કાયમ દેવ પાયા. સદ્‌ગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૯) પાટ માંડવાનો, ઘટના આસન-સિંહાસનનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- સ્વામી તમે ૐ કાર માહે આપો આપ શક્તિરૂપી જપાવ્યો જાપ શક્તિ રૂપી રચ્યો સંસાર. શક્તિ વેદ ઉત્તમ આચાર હે હે શક્તિ ને ઊપર કલા પાંચ દેવ તે સમરે ભર્યા. આસન શક્તિ નુરી તેજ. નૂરે સર્જ્યા નિરંજન હેજ. શ્રેષ્ઠ શક્તિ

માટીસહી, માટી વિના ન ઊપન્યા કોઈ. માટી ઘટને માટીપાટ માટી મોક્ષ મુક્તિની વાટ. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૧૦) પાટ સ્થાપન કરી પગે લાગવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– સ્વામી તમારા દશે અવતારોને પ્રણામ, પૃથ્વીમાતા તમને પ્રણામ, માતા વસુંધરા તમને પ્રણામ સ્વામી તમે, અલખ તમે, અમર તમે, કિર્તાર તમે, દર્શન દેજો તમે માતા વસુંધરા તમને પ્રણામ. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ ।

ૐ

૧૧) પાટ ઊપર અક્ષત્ મુકવાનો મંત્ર (અક્ષત્–ચોખા)

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– પ્રથમ આદ્યનિરંજન ધંધુઃકાર, સૃષ્ટિના કારણે ગુરૂનરે ધર્યા અવતાર. ધંધુઃકારમા ધ્યાનજ ધરી, છત્રીસ જુગને ચૌર્યાશી ચૌકડી પહેલી કરી. પહેલા સર્જ્યા બ્રહ્મસ્તન, તેથી સર્જ્યા આત્મરતન, આપસ તનથી ઝર્યા નૂર, તેના સર્જ્યા ચંદ્રને સૂર્ય નારાયણે સર્જી મૂરત ચાર ચતુરવેદને ૐકાર, ૐકારથી સર્જ્યા સતપંથ ધરી અવતારને બાંધ્યા બંધ. સ્વામી અથર્વવેદને થોક સિંહાસને આવો ઘટમાં આવીને વાસ કરો. પાટની પૂજાએ રહો. કળસમાહે કળા ધરો ઘટ ઘટમાં આવી પરવરો. આદ્યબ્રહ્માયે ઘટ પાટ સ્થાપ્યા. ચૌદિશ ફેરવી દુહાઈ અનંત રૂપે ચલિંગ કિધા કર્તા મુરત સોહી, આલોક, પરલોક દેવલોક. ઘટગંગા તથા આજ્ઞાંકિત સેવકોના આમંત્રણ

સ્વીકારો. કળશમાહે તમારી કળા ધરો. નિરંજન નિકલંકી નારાયણ, સદગુરૂ શ્રી ઈમામશાહે દર્શન દિધા, અને બારકરોડી જીવ ઊધ્ધાર્યા, સદગુરૂયે સ્થાપ્યા ધર્મ, સદગુરૂયે જપાવ્યા જાપ સદગુરૂયે કીધા પાક, સદગુરૂયે પુરી સાક્ષ સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૧૨) પાટને ચારે દિશાએ પૈસા મુકવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે- સ્વામી આજ કલિયુગનું વર્તમાન જો આજ નારાયણનું સ્થાન, ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટેદેવ મહેશ્વર, ઘટમાં ચૌદ લોકનો વાસ, તેત્રીસ કરોડી દેવતાનો વાસ ઘટમધ્યે બ્રહ્મા વિષ્ણુનો પરિવાર, જે આજ કલિયુગમા હોય તેનો વાસ, પાંચ નિકલંકી નારાયણ. સિંહાસન તમારૂ તમે સ્થાપો તમે બેસો, સત તમારૂં દત્ત તમારૂં ધર્મ તમારો કર્મ તમારૂં, અમે સેવકો અપરાધી, અમને તમારા ચરણમા રાખો, સમર્થ સહાય કરો, કરગર્યા કાને ધરો, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૧૩) પાટે પૈસા મુકી પગે લાગવાનો મંત્ર

ૐ નમો સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- પ્રથમ આદ્યનારાયણે કીધો વિસ્તાર ત્યારે દિશા આલેખી ચાર, ચતુર્દિશામા કિધા ચતુરકામ, ત્યાં સદગુરૂયે દેખાડયા હરિના ધામ, પ્રથમ દશરાયણ, દ્વિતીય દ્વેગુણ તૃતીય પંખલા, ચતુર્થ કરણ કલ્પની શાખા ધરી, ગુરૂયે નામ ભણાવ્યા

હરી, યક્ષ, મેધા, કિન્નર, દેવ અનંત, જેમણે સદગુરૂસુરાખ્યા અવિં-
ચળ ચિત્ત. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ।

ૐ

૧૪)
પાટ-સિંહાસનને ચુવા ચંદન, અબીલ, ફૂલ ચઢાવવાનો મંત્ર.
ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી
નારાયણ તમારી આશીષે- સ્વામી પાન ફુલના ભોક્તા તમે છો
સ્વામી કેશર કસ્તુરીના ભોક્તા તમે છો, સ્વામી અગર ચંદનના
ભોક્તા તમે છો. સ્વામી પરિમલ વાસનાના ભોક્તા તમે છો, સ્વામી
દાતા ભોક્તા તમે છો, સ્વામી પાન ફુલના ભોક્તા તમે છો, સ્વામી
તમારો આહાર વ્યવહાર પાન ફુલના ફળનો તમો લો આહાર.
સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ

ૐ

૧૫) કળશાને ધૂપ મૂકવાનો મંત્ર.
ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી
નારાયણ તમારી આશીષે- ધૂપ જલે અગર જલે ભવની પીડા ટળે
દેવ જાગે દૈત્ય ભાગે સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણનેનમોનમઃ

ૐ

૧૬) કળશમા જળ ભરવાનો મંત્ર.
ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી
નારાયણ તમારી આશીષે- ૐ ઊનાદ, સાદ, શબ્દ, નૂર, તેજ, બિંબ
આપો આપ ઊપાયા ઈંડ, ઈંડમાહેથી સર્જ્યા પિંડ, પિંડમાહે ઈચ્છા
કીધી, અનંત લીલા વર્તી લીધી. ઈંડ છેદીને ઊપજ્યા આપ, ચતુર
મૂરતની કીધી થાપ. કહી પ્રણામ ને ૐકાર, પ્રગટ કીધી મૂરત ચાર
ખાણી વાણી સર્જ્યા વેદ, જુજવા વારાને જુજવા ભેદ. હરિવંશમા

છે ભરપૂર. સ્થળ બાંધી સર્જ્યો નૂર, નૂર કરી અજંપા જાપ, ચતુર મૂરતને નિરંજન આપ. અનંત દેવને ઊપન્યા બ્રહ્મ, મત્સ્યે કળાકરી સ્થાપ્યા ધર્મ. સ્વામી પુરૂષને શકિત સાર, વિષ્ણુ જળ કળશ કિરતાર આશા પુરો, વાસ કરો, નૂરનો પ્રકાશકરો, કળસમાહે કળાધરો, ઋષિવર જીવને પાવન કરો, સદગુરૂ ઈમામશાહ અરજ કરે. જાંબુદ્વિપે કુવારીકા ક્ષેત્રે શ્રી નિકલંકી નારાયણ રૂપે કળસમાહે કળાધરો. ઘટમાહે તમારો વાસ કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણનેનમોનમઃ

ૐ

૧૭) કળશ માંડીને પગે લાગવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- વિષ્ણુ ઊપજંતે મહાશકિત ઊપજંતે અનંત તત્વમ્. સ્વામી તમારૂં સિંહાસન સ્થાપો. તમે નૂરે પરવર્યો ઘટમાહે વાસ કરો, તમે અનંત વાર સ્થાપો, તમે અનંતવાર ઓચરો તમે અથર્વવેદને વાચકે ફળો, તમે આદ્યનારાયણ કળા પ્રકાશી ત્રણ દેવ પેદા કિધા તે દેવ યુગે યુગે આવી અવતર્યા. ઘટે બ્રહ્મા ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર. અથર્વવેદની કળાધરો, ઘટમાઈશ્વર તમે કર્તા, તમે હર્તા આદ્યબ્રહ્માયે ઘટપાટ સ્થાપી ચોદિશ ફેરવી દુહાઈ, અનંત રૂપે ચરિત્ર કીધા કર્તા મૂરત સોહી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૧૮) કળશ ઊપર અક્ષત મૂકવાનો મંત્ર [અક્ષત - જુવારના દાણા]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે- પ્રથમ આદ્ય નિરંજન ૐ કાર, ૐ કારથી ધંધુકાર સૃષ્ટિ તણો કીધો વિસ્તાર. સ્વામી તમે ધર્યા અવતાર:

મનમાહે હરીયે ધર્યા હેત, ત્યારે રચ્યું એક બ્રહ્મ ક્ષેત્ર. બ્રહ્મ-સ્તનથી ઝર્યા નૂર, ત્યારે સર્જ્યા આતમરતન ભરપૂર, હરિએ કીધા દ્રષ્ટે કામ, ત્યારે સર્જ્યા પીંડ અને પ્રાણ, પીંડમાહે મુકીમાયા, અનંત સ્વરૂપી સર્જી કાયા, જળ અક્ષતે પુરોવાસ, આદ્યનિરંજન માહે પ્રકાશ કળશે ચાર મૂરત મળી કરો જુક્તિ, ઋષિવર જીવોને આપો મુક્તિ જાંબુદ્વિપે ભરતખંડે કુંવારિકા ક્ષેત્રે સ્થળે બેસો, તમે નિરંજન નિકલંકી નારાયણ સદગુરૂ બ્રહ્મા તમે અક્ષત રૂપે કળશમાહે કળાધરો ઘટમાહે તમારો વાસ કરો. સદગુરૂ ઈમામશાહ ૐશ્રી નિકલંકી નારાયણને નમોનમઃ।

ૐ

૧૯) કળશ ઊપર અક્ષત તારી પગે લાગવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે– સ્વામી પાન ફૂલના ભોક્તા તમે છો. આસના વાસનાના ભોક્તા તમે છો. ઘટપાટના ધણી તમે છો. ઘટમાહે વાસ તમારો છે, સ્વામી દાતા ભોકતા તમે છો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર આદ્યનારાયણ આદ્યશક્તિ રૂપે ઘટમાહે વાસ પુરો, આદ્ય અંતના ધણી તમે છો. અથર્વવેદની કળાધરો, તમે પ્રગટ રૂપધરો જાંબુદ્વીપના ધણી સદગુરૂ ઈમામશાહ ૐશ્રી નિકલંકીનારાયણને નમો નમઃ।

ૐ

૨૦) કળશને ફૂલહાર ચુવા ચંદન ચઢાવવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે,– સ્વામી પાન ફૂલના ભોક્તા તમે છો સ્વામી કેશર કસ્તુરીના ભોક્તા તમે છો. સ્વામી અગર ચંદનના ભોક્તા તમે છો. સ્વામી અત્તર અબીલ ગુલાલના ભોક્તા તમે છો સ્વામી પરિમલ વાસનાના ભોકતા તમે છો. સ્વામી પાનફૂળનો આહાર

તમારો છે. સ્વામી તમારો આહાર વ્યવહાર, પાન ફળનો તમેલો આહાર સ્વામી બલીહારી જાઉ તમારા નામ પર, સ્વામી તમો પરમ પવિત્ર સ્વામી તમો ભાગ્ય વિધાતા, સ્વામી તમો ઈષ્ટ સ્વામી તમો રક્ષક, સ્વામી તમો સૃષ્ટીના સર્જનહાર. સ્વામી તમો આદ્ય. સ્વામી તમો અંત, સ્વામી તમો અવતાર પાત્ર, સ્વામી તમોશ્રી મત્સ્ય, સ્વામી તમોશ્રી કુર્મ, સ્વામી તમોશ્રી વારાહ, સ્વામી તમોશ્રી નૃસિંહ, સ્વામી તમોશ્રી વામન, સ્વામી તમો શ્રી પરશુરામ, સ્વામી તમો શ્રી રામ, સ્વામી તમો શ્રી કૃષ્ણ, સ્વામી તમો શ્રી બૌધ્દ, સ્વામી તમો શ્રી નિકલંકીનારાયણ સૌને દર્શન દેજો, ઈન્દ્ર ઈમામશાહ તમારા નામ પર બલિહારી જાઉ, અનંત અવગુણ અમારા સેવક અપરાધી તમે ક્ષમા કરનાર. જાંબુદ્વીપે કુવારિકા ક્ષેત્રમા ઋષિવર જીવોને દર્શન દેજો. સ્વામી તમે કૃપા કરો, કળશમાહે કળા ધરો સ્વામી તમે નૂરસ્વરૂપે ફુલવાસ માહે પરવરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૨૧) કળશમાં ગુરૂ ચરણામૃત તયાર કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સતગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે – પ્રથમ પરમેશ્વરઃ પ્રવાદે જળ સાગરઃ સેવાને કારણે હેત રચંતે, ધરતી ઊપર પાયન દેતવા, સદા સર્વે પ્રલયે ગતઃ।

પ્રથમ નીલવર્ણે તે ધંધુઃકાર, ત્યારે સ્વામી તમો આદ્ય નિરંજન નિરાકાર. ત્યાં કવન શિન્હ પરીવર્તતે ? દબ દેહી તે આદ્ય પુરૂખ નારાયણ, આપ મને આપ ધ્યાન કરતવમ્ હો સ્વામીજી. તદા નૂર નિર્વાણ આપ હસ્તકે, તદા નિરંજનતે નિરાકાર ત્યાંનીલવર્ણતે ધંધુકાર.

ત્યારે નહિ સાદ, નહિ શબ્દ, નહિ ઊનાદ, નહિ ૐકાર, નહિ ઉત્પત નહિ રેવત, નહિ રચના, નહિ પવન, નહિ પાણી, નહિ આણી, નહિ વાણી

નહી વેદ નહિ ભેદ, નહિ જળ, નહિ કમળ, નહિ વમળ, નહિ ગર્ભ નહિ પર્વત, નહિ પાષાણ, નહિ નદીઓ, નહિ નવાણ, નહિ સમુદ્ર, નહિ સાગર, નહિ ગિરિવર, નહિ કૈલાસ, નહિ મેરૂ, નહિ મેખળા, નહિ સ્વર્ગ નહિ નર્ક, નહિ મૃત્યુ, નહિ પાતાળ, નહિ ધરતી નહિ આકાશ, નહિ ચન્દ્ર નહિ સૂર્ય, નહિ તારા, નહિ ધ્રુવ, નહિ મેઘ, નહિ મંડલ, નહિ રોહિણી નહિ દિવસ, નહિ શૂન્ય, નહિ ગર્જના, નહિ જન્મ, નહિ મરણ, નહિ સૃષ્ટિ, નહિ સંયોગ, નહિ ભાવ, નહિ ભેંકાર, નહિ રૂપ, નહિ રેખા, નહિ રાગ, નહિ ભાષા, નહિ દમ, નહિ કદંબ, નહિ રીત, નહિ કરીત, નહિ યોગ, નહિ યુક્તિ, નહિ શક્તિ, નહિ ભક્તિ, નહિ મોહ, નહિ માયા, નહિ કામ, નહિ કાયા, ત્યારે ભાવ ભેદ કાંઈ ન હતા, તદા આદ્ય નિરંજને કઈ પેરે સૃષ્ટિ નિપાઈ હો સ્વામીજી.

પ્રથમ નીલવર્ણ તે ધંધુકાર, ધંધુઃકાર મધે ૐકાર, ૐકારથી હેત ધર્યા, હેત થકી નીર ઝર્યા, નીર થકી ખીર કર્યા, ખીર થકી ફીણ ઊપાયા, ફીણ માહેથી ઈંડ નિપાયા ઈંડ થકી રંચતે સર્વ રચના. ઈંડ છેદીને ત્રણ ભુવન સરજ્યા હો સ્વામીજી.

પ્રથમ તો જમીનની જડ બાંધતા યુગ પાંચ, પાંચ યુગ તો પાતાળ થોભંતા, પાંચ યુગ તો ગઢ મેરૂ ઊઠંતા પાંચ યુગ તો બ્રહ્માંડ જડતા, આઠ યુગ તો ગીત ગાયંત્રી ઓચરંતા, નવ યુગ તો નીર નવાણ ભરંતા, બાર યુગ તો રૂંઢમાળા ફેરવંતા, વીસ યુગ તો વિભુ વનસ્પતિ વસંતા, ત્રણ યુગ તો ત્રિભુવન ત્રિશુળ ધરંતા એક યુગ તો ૐકાર બોલી ભણંતા, એવા તોત્તેર યુગ વહી ગયા સ્વામીને અટકળ કરંતા તદા અગમ અગોચર સદગુરૂ બ્રહ્મા નર નારાયણ દેવ મહેશ્વર એ ત્રણે દેવની જે કોઈ પૂજા કરે તેના આવાગમનના ફેરા ટળે.

તદા સ્વામીજીયે પહેલા રોપ્યા સત્ય. સત્ય ઊપર દત્ત

દત્ત ઊપર ક્ષમા ક્ષમા ઊપર ગજા , ગજા ઊપર નીલ , નીલ ઊપર અનિ-
લ, અનિલ ઊપર શેષનાગ , શેષનાગના શીર ઊપર ધવલ ધોરી
ધવલધોરીના શીંગ ઊપર એક રાઈ, એટલા ઊપર યત્ન કરી સ્વામી-
જીયે સૃષ્ટિ રચાઈ. જે કરણ કલ્પના અવતારપાત્ર તે સાંભળો ઋષિ-
વર ભાઈ જ્યાં થકી સ્વામીજીયે રૂપધર્યા તે રૂપ ઓળખીને આજ કરો
કમાઈ.

પ્રથમ નામતો નીલ, અનીલ, શુન્ય, શાન, નાન, જ્ઞાન, ધ્યાન
નૂર, તેજ, જળ, કમળ, કદંબ, આદબુંદ, નાદબુંદ, ગજતત્વ, પ્રેમતત્વ
આદ્યપુરૂષ, આદ્ય પુરૂષથી ૐકાર, ૐકારથી ચારે વેદ પ્રકાશ, આદ્ય
પુરૂષથી નાભીચક્ર, નાભીચક્રથી ભયે ગુરૂ બ્રહ્મા, સદ્‌ગુરૂ બ્રહ્મા
થી સર્વ સૃષ્ટીની ઊત્પત્તિ, જે ચાર કલ્પના અવતારપાત્ર તે સુણો
મુનિવર ભાઈ, જ્યા થકી ગુરૂનરે અવતાર લીધા તે અવતાર
ઓળખીને આજ કરો કમાઈ.

પ્રથમ નામ તો ૐકાર નિરંજન નિરાકાર. વંશતો શ્રી મત્સ્ય
વંશતો શ્રી કૂર્મ, વંશ તો શ્રી વરાહ, વંશ તો શ્રી નૃસિંહ, વંશતો શ્રી
વામન, વંશ તો શ્રી પરશુરામ, વંશતો શ્રી રામ, વંશતો શ્રી
કૃષ્ણ, વંશ તો શ્રી બૌદ્ધ, વંશતો શ્રી નિકલંકી નારાયણ:
[પાઊળગોળી ઘોળવું] અલેખ નિરંજન, પિતાંબરધારી, કેશવા
માધવા મધુસુદના, ગરૂડધ્વજ નારાયણા, વિષ્ણુદેવતા, નિરંજના
તીસ ૐકાર મધે છત્રીસ જુગ ચૌર્યાશી ચૌકડી, પ્રેમાનંદ
તીસમધે સ્વામી તૂમે, નાદ તૂમે, બિંદ તૂમે, સૃષ્ટી કરતવા તમે, ભાનુ તમે
તીર્થ તમે, તુજ આરાધતે નીત નીત સંસાર દર્શન સતપંથ માહે જનાર્દ-
નો, ચાર કલ્પ સ્થાપીઆ અનંત જીવ તારીઆ દર્શન ભેટ્યા પરમ
પદ પાયાં શ્રી સદ્‌ગુરૂ તારણહાર અમે પામ્યા. વાચાબંધ જે જીવે

ગુરૂ જાણીયા તે જીવ અમર થયા, શ્રી સારંગધર આરાધિતે સુનકાર લંભતે સ્વામી તમે અનંત તમે અગોચર તમે, સપ્ત-મંડળ ધારજતે, સ્વામી તમે ચન્દ્ર સૂર્ય તારામંડળ સપ્તસાગર અષ્ટ કુળ પર્વત, નવ કુળ નાગ તસમધે સ્વામી તમે, કળા ધારજતે કેશવંગ ચોર્યાશી લક્ષ જીવયોની એક આત્મા સૃષ્ટી-કરતવા, તે રૂપ શ્રી જનાર્દનનો. સર્વ ધર્મ સ્થાપીયા, નર પુરૂષ માધવ નવગ્રહ સત્તાવીસ નક્ષત્ર કરતવા, તસમધે સ્વામી તમે મહેશ્વર કરતવા સર્વવિઘ્ન નાસ્ત દેવતા હંસરાજા તુજવીના જ્ઞાન શ્રી જનાર્દનનો કોન ભાકિતે, સ્વામી તમે, ધર્મ તમે, યક્ષ મેઘા કિન્નર, તેત્રીસ કરોડી દેવતા તમે જ સત પાત્ર અનાદ અનંત તમે સ્વામી તમે તુજ ન માનતે તે રૌરવ જાયતે, રોહરોહ જાયતે, તુમે ગુરૂ રૂપી પારખી, સ્વામી તમે સકળ કળા પ્રિથમી. જુગાન જુગી મન સંથતે, મન તારે નહીરાજા, હયાને માહે લેવે ના પાવે ભુત-કીયા ચોર ના કહિયે કાયાગડતે કારન સહજ દૂર. ચંદ્ર સૂર્ય પુરૂષ ઊપકાર, ઊત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમ રોહરોહવાનીયા એણી સેવા કબુલ કરતવા તે નર અમરાપુરીવાસા, ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણું, ઘટે દેવ મહેશ્વર એ ધ્યાન ધારયતે સતપંથ સદા ઊત્તીમ, કળસમધે કળાધારી અલેખ નિરંજન સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૨૨) કળશને પ્રદક્ષિણા ફેરવાનો મંત્રઃ

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે– શ્રી બ્રહ્માવાચા, શ્રી વિષ્ણુવાચા શ્રી મહેશવાચા, શ્રી આદ્યનારાયણવાચા, શ્રી આદ્યશક્તિવાચા।

શ્રી મત્સ્ય વાચા, શ્રી કૂર્મ વાચા, શ્રી વરાહ વાચા, શ્રી નૃસિંહ વાચા શ્રી વામન વાચા, શ્રી પરશુરામ વાચા, શ્રી રામ વાચા, શ્રી કૃષ્ણ વાચા, શ્રી બૌધ્ધ વાચા, શ્રી નિકલંકી નારાયણની વાચાએ જો પ્રદક્ષિણા દઈને પૂંજીયે ઘટને પાટ તો સોહેલી થાએ અમરાપૂરની વાટ સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ

૨૩) ૐ

કળશને ઊત્તર દિશાએ છાંટ દઈ ઊદક મુકવાનો મંત્ર

ઊત્તર દિશામા દેવ-દેવતાઓને આવાહન કરવાનો મંત્ર

ૐ નમો શ્રી સદ્‌ગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- ઊત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, ચારખાણ ચાર વાણ, ચારવેદ, પંચદેવ, સપ્ત ઋષિ, ચૌદ બ્રહ્માંડ, દશ અવતાર બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરના કુળ કાયમનો પરિવાર, સ્વામી તમે કળશમાહે કળા ધરો, ઘટમાહે તમારો વાસો કરો, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૨૪) પૂર્વ દિશાએ છાંટ દઈ ઊદક મુકવાનો મંત્ર.

પૂર્વ દિશાના દેવ-દેવતાઓને આવાહન કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે - ધરતી આકાશ પવન પાણી અઢારભાર વનસ્પતિ એકવીસ બ્રહ્માંડ સાત દ્વીપ સાત સાગર નવસો નવ્વાણુ નદીઓ, અષ્ટકુળ પર્વત નવકુળ નાગ, બારકુળ મેઘ દશ દિશા દશમો અવતાર, સ્વામી તમે કળશ માહે કળા ધરો, ઘટમાહે તમારો વાસો કરો, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

૨૫ ૐ

કળશને દક્ષિણ દિશાએ છાટ દઈ ઊદક મુકવાનો મંત્ર.

દક્ષિણ દિશાના દેવ-દેવતાઓને આવાહન કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે,— સીતા કુંતા તારા દ્રૌપદી કનકાશક્તિ તુળજાદેવી, રૂખમિણી, શક્તિમાતા યોગમાયા અલખનિરંજન સંસાર નિપાયા, અઠ્યાયશી સહસ્ત્રઋષિ સોળ કરોડ કુળ પરિવાર, છત્રીસ કરોડ કુળ પરિવાર, નવ્વાણુ કરોડ યક્ષ કુળ પરિવાર, છપ્પન કરોડ મેઘા કુળ પરિવાર, બત્રીસ કરોડ કિન્નર કુળ પરિવાર, તેત્રીસ કરોડ દેવતા અનંત કરોડના તારણહાર, સ્વામી તમે કળશમાહે કળા ધરો ઘટમાંહે તમારો વાસો કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણનેનમોનમઃ

૨૬ ૐ

પશ્ચિમ દિશાએ છાટ દઈ ઊદક મુકવાનો મંત્ર.

પશ્ચિમ દિશાના દેવ-દેવતાઓને આવાહન કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે— ચંદ્રમા, સૂર્ય, નવલાખ તારા, સપ્તઋષિ નિરંજન નિરાકાર સાત અસમાન વૈકુંઠદ્વાર, કહે સતગુરૂ બ્રહ્મા સતપંથ સદા ઉત્તમ મુક્તિ માર્ગ ભેદંતે બ્રહ્મદ્વાર સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણનેનમોનમઃ

૨૭ ૐ

દશે દિશાએ છાટ નાખી પગે લાગવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ તમારી આશીષે;— ૐ કાર, ભીંબાકાર, મહાકાર, ભૂમાકાર, નિરંજન નિરાકાર આદ્ય ચતુર રોપ્યા સ્તંભ, તળે માંડ્યા પાટ ને ઊપર કુંભ કુંભમાહે બેઠી મૂરત ચાર, માહે નિરંજન નિરાકાર, ચાર પુરૂખને એકજ

નાર, માહે સાત પ્રદક્ષિણાનો આચાર. પ્રદક્ષિણાનું મોટું દાન, પુંજીયે તો મેરૂ સમાન, કરી પ્રણામને નાખીયે છાંટ, ધરતી આસમાન રહ્યા એક સત્યસમાન, ચતુરદિશાને ખુણા ચાર, ખગોલ ભુગોલ સૌ વિસ્તાર, સત્ય સંતોષ ઈંડ આકાર, ઈંડ થકી રચ્યો સંસાર, કુંભે નૂર કળશનો ભેદ, યજ્ઞ સ્થાપ્યો અજામેદ [અથર્વવેદનો યજ્ઞ] થાળ વિશ્વંભરા ભોજન, એક મુરત ત્રણ દેવ મળી સૃષ્ટિ જ્યાં સ્થાપી, આદ્ય સતપંથ સ્થાપ્યાને પાપ નાખ્યા કાપી, આશાપુરો, વાસ પુરો, નુરનો પ્રકાશ કરો કળશમાહે કળા ધરો, ઋષિવર જીવોને પાવન કરો. નિરંજન નિકલંકી રૂપ તમો સકળ સૃષ્ટીના ભૂપ, સદગુરૂયે કીધી મહેર વધાર્યો ધર્મને ટાળ્યા કહેર, સદગુરૂ નિરંજનની કાયા, સ્વામી તમથી ઊપન્યા તમમાહે સમાયા. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ। ૐ

૨૮) સૌ દેવ-દેવતા કુલ ઋષિવરને નમસ્કાર કરવાનો મંત્ર. (હેજંદાનો) ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે,- આદ્યનારાયણને નમસ્કાર, શ્રી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરને નમસ્કાર, આદ્યશક્તિ લક્ષ્મીને નમસ્કાર, શ્રી નિકલંકી નારાયણને નમસ્કાર, શ્રી શક્તિમાતાને નમસ્કાર, પ્રથમ પુરૂષને નમસ્કાર સપ્ત ઋષિઓને નમસ્કાર, હરિવંશ કુળ કાયમના પરિવારને નમસ્કાર ધરતી આકાશને નમસ્કાર, પવન પાણીને નમસ્કાર, ચન્દ્રસૂર્યને નમસ્કાર રવિમંડળને નમસ્કાર, ધ્રુવમંડળને નમસ્કાર, નવલાખ તારાને નમસ્કાર બાર કુળ મેઘને નમસ્કાર, સાત સમુદ્રને નમસ્કાર, નવસો નવ્વાણુ નદીઓને નમસ્કાર, અગિયાર રૂદ્રને નમસ્કાર, બાર આદિત્યને નમસ્કાર આઠ વસુને નમસ્કાર, બે અશ્વિનીકુમારને નમસ્કારને નમસ્કાર, ઓગણપચાસ મરૂતને નમસ્કાર, એકવીસ બ્રહ્માંડને નમસ્કાર, સ્વર્ગ મૃત્યુ

પાતાળને નમસ્કાર, સાતવાર સત્તાવીસ નક્ષત્રને નમસ્કાર. પંધર તિથી બાર કરણને નમસ્કાર, નવગ્રહને નમસ્કાર, સાતદ્વીપને નમસ્કાર, નવખંડ પૃથ્વીને નમસ્કાર ચોવીસ મુલકને નમસ્કાર અષ્ટકુળ પર્વતને નમસ્કાર, ચાર વેદને નમસ્કાર, ચારખાણ ચારવાણને નમસ્કાર, અગ્નિ,તેજ, અન્નદેવને નમસ્કાર, અઢારભાર વનસ્પતીને નમસ્કાર, આદ્ય,મધ્ય, અંતના દેવલોકને નમસ્કાર, બારરાશીને નમસ્કાર, કુળ ગોત્રને નમસ્કાર, પિતૃદેવને નમસ્કાર, ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમનેનમસ્કાર, દશ દિક્પાળને નમસ્કાર, દશે દિશાઓનેનમસ્કાર, નવ નાથ ચૌર્યાચશી સિદ્દને નમસ્કાર, ચોસટલાખ દેવીઓને નમસ્કાર, જગતના બધા સંત મહાત્માઓનેનમસ્કાર, અડસઠતીર્થને નમસ્કાર, નવ્વાણુ કરોડી યક્ષને નમસ્કાર, છપન કરોડી મેઘાને નમસ્કાર, બત્રીસ કરોડી કિન્નરને નમસ્કાર, પાચ કરોડી પ્રલ્હાદને નમસ્કાર, સાતકરોડી હરિશ્ચન્દ્રને નમસ્કાર, નવ કરોડી યુધિષ્ઠિર પાંચ પાંડવોને નમસ્કાર, બાર કરોડી સદગુરૂ બ્રહ્મા કમળા કુંવરને નમસ્કાર, તેત્રીસ કરોડી દેવને નમસ્કાર, કુળ ઋષીવર ગતગંગાને નમસ્કાર, દશે અવતારોને નમસ્કાર, મુઞી મુસાફરને નમસ્કાર ચૌદ ભુવનના દેવને નમસ્કાર, કરણ કલ્પના અનંત કરોડ દેવોને નમસ્કાર. સ્વામી અમારા અપરાધ ક્ષમા કરો, સતપંથના માર્ગમાહે રાખો. લક્ષ ચૌર્યાચશીના ફેરા ટાળો તેત્રીસ કરોડીના મેળા આપો જાંબુદ્વિપના ધણી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

૨૯) ૐ

વિષ્ણુની થાળ પ્રસાદ (કંસાર)નો – નૈવેદ્યનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે,– સ્વામી તમે આદ્યરૂપ પછી અલખ, ચતુર ગુણમા તમે એક, ૐ કાર નિરંજન નિરાકાર. ઊપજ્યા પિંડ તે સાકાર નિરંજને તો કૃપા કરી, સત્ય સીંચીને ઊપજ્યા હરી, હરીએ ત્યાં ધર્યો અવતાર, તમે નિરંજન નિરાકાર, ચતુરવેદનો કીધો વિસ્તાર, તમે નિરંજન નિરાકાર, સ્વામી ચતુર યુગમા તમારા દશ અવતાર. સ્વામી શ્રી મત્સ્ય, સ્વામી શ્રી કૂર્મ, સ્વામી શ્રી વરાહ, સ્વામી શ્રી નૃસિંહ, અવતાર, સોળ કરોડ કુળ પરિવાર, સ્વામીશ્રી વામન, સ્વામીશ્રી પરશુરામ સ્વામીશ્રી રામ અવતાર, છત્રીસ કરોડ કુળ પરિવાર, સ્વામીશ્રી કૃષ્ણ સ્વામીશ્રી બૌદ્ધ અવતાર, છપ્પન કરોડી કુળ પરિવાર, સ્વામી શ્રી નિકલંકી નારાયણ દશમો અવતાર હરિવંશ કુળ કાયમના પરિવાર, શ્રી સદગુરૂસ્વામીજી સદગુરૂ ઈમામશાહ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારે નિમિત્તે તમારે ભોજનસ્થળે મુનિવર ઋષિવર સેવક નરનારી બાલ ગોપાળની થાળ બત્રીસી સ્વીકાર કરો. તમારી સમક્ષ જે ધર્યું હોય તે સ્વીકારો. પાચ તન પવિત્ર આત્મા પવિત્ર, આત્માઓ પવિત્ર ન[illegible]ન શાખ, દેવ આશીષ તમારી, પ્રાર્થના અમારી તમે સ્વીકારો ત[illegible]રે ભાવે સ્વભાવે અમારે નિમિત્તે તમારે ભોજન સ્થળે તમે સ્વીકારો. અન્નપાણીના આહાર પાન ફળના ભોક્તા તમે. દાતા તમે. ભોક્તા [illegible]મે, કર્મ ધર્મ તમારા, ભાવ ભક્તિ અમારા, સ્વામીજી તમે સ્વીકારો [illegible]ને કળિયુગમા દર્શન આપો. અથર્વવેદના આધારે હો સ્વામીજી નિરંજન નિષ્કલંકી નારાયણ મુખી મુસાફરની આશીષ પંચભાગ સ્વીકાર [illegible], સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

30) ૐ

બ્રહ્માજીની થાળ પ્રસાદ-નૈવેદ્યનો મંત્ર (શીરો)

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે;- નિરંજન નામ તે નિરાકાર, ઈંડથકી કિધો વિસ્તાર, કર પર કીધુ દ્રષ્ટે કામ, આપો આપ વધ્યા પ્રમાણ નાભીએ વધ્યુ કમળ સાર, ઊપજ્યા બ્રહ્મા ૐકાર, અનંત બ્રહ્મા થયા મલદ્ધ, હરિ હાથમા થયા કુળંગ [હંસ], બ્રહ્મ તનથી બુંદજ ખર્યા, અનંત કરોડી જીવ અવતર્યા, રથી બ્રાહ્મણને વર્ત્યા વેદ, સજ્યા સતપંથને અમરભેદ, બ્રહ્મા વિષ્ણુએ ધર્યા અવતાર વંશ એક ને અન્ય પરિવાર, વંશ જેવા ચન્દ્રમા સૂર્ય, ધરી અવતારને સજ્યાં નૂર, વેદવંશે જે અમરભેદ, પ્રગટ્યા બ્રહ્મા ચારે વેદ. ચો મુખા બ્રહ્મા અમર તેજ, પાચે મુખે અમરભેદ. વસિષ્ટ, વેદવ્યાસ, હંસ તેજ, પ્રકાશ, શ્રી મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ કૃષ્ણ, બૌધ્ધ, નિકલંકી નારાયણ, શકિતમાતા, સદગુરૂ સ્વામી નિરંજન નિષ્કલંકી નારાયણ, તમારે નિમિત્તે, તમારે ભોજન સ્થળે મુનિવર ઋષિવર સેવક નરનારી બાળગોપાળની થાળ બત્રીસી તમારી સમક્ષ જે ધર્યુ ધરાવ્યુ હોય તે સ્વીકારો. તમારા અરવાર પરવાર સાથે સ્વીકારો, તમારી સમક્ષ જે ધર્યુ હોય તે સ્વીકારો તમારે કર્મે ધર્મે સ્વીકારો, સેવકના ભાવે સ્વભાવે સ્વીકારો, તમારી આસના વાસનાઓ સ્વીકાર કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ।

૧૭૧૪

૩૧)                ૐ

મહેશ્વરની થાળ પ્રસાદ - નૈવેદ્યનો મંત્ર [મોદક-લાડુ]

ૐ નમો શ્રીસદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – ૐ કાર આદ્ય નિરંજને ધર્યા હેત, લલાટેથી લીધા શ્વેદ લઈને ધ્યાન ધરી રહ્યા, લખ ચાંદરણા ધંધુકાર વહી ગયા, કરમધ્યે ધ્યાન ધરી રહ્યા, ચૌર્યાશી ચોકડી છત્રીસ જુગ વહી ગયા, તદા શ્વેદથી નીર, નીરથી ક્ષીર, ક્ષીરથી ફીણ, ફીણથી ઈંડ, ઈંડથી કીધા પ્રકાશ, ચતુર ગુણને ધરતી આકાશ, તેજથી સર્જ્યા સર્વ સર્વ જાત, આસમાન સાત અને ભૂમી સાત, તમે નિરંજન અમરદેવ મસ્તકથી ઉપન્યા મહાદેવ, હૈયે વિષ્ણુ, નાભીયે બ્રહ્મા, જંઘસ્થળે ઈચ્છા કરી, અંગથકી શક્તિ અવતરી. ઉપજી શક્તિ તે માયામાં પરવરી, ત્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરી, માયા માહે ધર્યો સંતોષ, ત્યારે નિપજ્યા ચૌદ લોક. આદિ સર્જ્યા ત્રણ લોક, નહી વાચાને નહી બોલ, બ્રહ્માજીને આપ્યું પ્રમાણ, જઈ બ્રહ્માએ કીધુ જાણ. ત્રણ ટોળ માહેથી બે રહ્યા એકે રાખ્યો ધર્મ, ધર્મીને આપ્યો સતપંથ, છુટ્યા લક્ષ ચૌર્યાશીના ફેરા ફંદ. ઋગ્વેદની દેખાડી વાટ, સોપ્યા યજ્ઞ કળશાને પાટ. સ્વામીજીએ જીવ ઊદ્ધાર્યા, નવ્વાણુ કરોડી યક્ષ, છપન કરોડી મેઘા બત્રીસ કરોડી કિન્નર, તેત્રીસ કરોડી દેવતા, તે ઘટપાટ સેવતા, નરસિંહ, અમરતેજ, શામ, રામ, વશિષ્ટ, બ્રહ્મેશ્વર, બુદ્દેશ્વર, હરિવંશથી વિસ્તાર, વંશ એકને અન્ય પરિવાર બ્રહ્મ પરિવાર, વિષ્ણુ પરિવાર, શિવ પરિવાર, શક્તિ પરિવાર, તમારો પરિવાર, પ્રલ્હાદ હરિશ્ચન્દ્ર, યુધિષ્ઠિર, કમળા કુંવર, શ્રી નિકલંકી નારાયણ દશે અવતાર, શ્રી સદગુરૂ ઈમામશાહ નિરંજન નિષ્કલંકી

નારાયણ તમારા નિમિત્તે, તમારા ભોજન સ્થાને, મુનિવર ઋષિવર સેવક નરનારી, બાળ ગોપાળની થાળ બત્રીસી સ્વીકારો. કુળપરિવાર સપ્તઋષિ સહિત સ્વીકારો. તમારા વારાની સંગતે તમારા સમક્ષ જે ધર્યું ધરાવ્યું હોય તે સ્વીકારો, શીવ શક્તિ પરિવાર, વિષ્ણુ પરિવાર, બ્રહ્મ પરિવાર, ચતુર કુળ સહિત નિરંજન તમે સ્વીકારો. આશીષ આપી સ્વીકારો, તમે દાતા, તમે ભોક્તા, કર્મ તમારૂં ધર્મ તમારા, અમે માનીએ ગુણ તમારા, તમે જમો, તમે જમાડો સેવક અપરાધી છે. સ્વામીજી તમે સેવકના અપરાધ ક્ષમા કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

૩૨) ૐ

શક્તીની થાળ પ્રસાદ - નૈવેદ્યનો મંત્ર. [ક્ષીર-રોટલી]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે - પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર, સૃષ્ટિ તણો કિધો વિસ્તાર. આપે ઊપજ્યા ઈંડ આકાર, ઈંડમાહે ધર્યો અવતાર લીલા ઈચ્છા અનંત અપાર, તમે નિરંજન નિરાકાર, કીધા ક્રોધને ઉંચા શ્વાસ, નિરંજન તે થયા પ્રકાશ. પહેલો શબ્દ ૐકાર, ત્યાં ઉપજ્યા નિરાકાર. હતુ તેજ તે ધંધુઃકાર, પેદા કિધા તત્વચાર, ચતુરગુણ, ચતુરંરંગ, ચતુર ખાણ, ચતુર વાણ, ચતુરવેદ, કર્મ ધર્મનો સર્જ્યો ભેદ. ધર્મે તો સર્જ્યો સંસાર, કર્મ તમે કર્યું કિરતાર, માયાનો કિધો વિસ્તાર, શક્તિ રૂપે રચ્યો સંસાર, નિરંજને તો કર્તવ્ય કરી, ઈચ્છા લીલા પ્રગટ ધરી સાત અસ્માન ને ધરતી આકાશ, પવન પાણી કિધા પ્રકાશ, અષ્ટકુળ પર્વત સમુદ્ર સાત, નવખંડ પૃથ્વી દ્વીપજ સાત, બારકુળ મેઘ, નવકુળ નાગ, ચન્દ્ર સૂર્ય મલીયા શાખ, નવલાખ તારા ધર્યા આકાશ, પવન પાણી કિધા પ્રકાશ, નવસો નવ્વાણુ નદીયો જાણ, અડસઠ

૧૭૧૬

તીરથ સહી પ્રમાણ, પંદર તીથીને કરણબાર, નવલાખતારાનો વિસ્તાર, સરસ્વતી, વનસ્પતિ ભાર અઢાર, અગ્નીલક્ષ્મી સહી પ્રકાશ, ચૌદ લોકમા દિવસને રાત, ગ્રહ નક્ષત્ર સંવત્સર માસ દશ ખુણાને દશ દિક્‌પાળ, શાંત સ્થાને ભીતર બાહાર, ભીતર તો સર્જ્યો સંસાર, બહાર વર્ત્યો ધંધુકાર, ગુરૂનરે ધર્યોઅવતાર સ્વામી તમે ૐ કાર શ્રી મત્સ્ય, શ્રી એકાત્રૃષિ, શ્રીવામન, શ્રી સહજાનંદ, શ્રી કૃષ્ણ, શ્રી વેદવ્યાસ, શ્રી નિષ્કલંકી, શ્રી સદગુરૂ સ્વામી તમો જીવોના સર્જનહાર. ત્રૃષિવર સેવકોના કરો વિસ્તાર આઠલાખ કરણના અનંત કરોડી દેવ, ચતુરકલ્પના દેવ, નવ્વાણું કરોડ યક્ષ, છપ્પન કરોડ મેઘા, બત્રીસ કરોડ કિન્નર, તેત્રીસ કરોડી દેવતાઓ પૂરો શાખ અને ત્રૃષિવર જીવોને પવિત્ર કરો. રૂખમાંગદ, અંબરીષ, ધ્રુવ, પ્રલ્હાદ, કમળધ્વજ, કમળાપતિ, હરિશ્ચન્દ્ર સહદેવ યુધિષ્ઠિર કમળાકુંવર, નવનાથ ચૌર્યાશી સિધ્ધ, અઠ્યાશી સહસ્ત્ર ત્રૃષિઓ ધાયા સતપંથ જાણી જેણે લીધી અથર્વવેદની વાણી, શક્તિમાયા, યોગિણી જેણે જેર કિધા જગત. યતિ સતિ સાર પરજા તારા મંદોદરી, ચંદ્રાવતી દ્રૌપદી સુરજારાણી, તમો ધાયા સતપંથ જાણી તમોએ લીધી અથર્વવેદની વાણી. અથર્વવેદી ત્રૃષિ, ત્રૃષીઓ, જગતના બધા સંત મહંત ભક્તો, પરમાત્માની ભક્તિમા લીન થયેલા ધ્રુવતારા, ચાર સંપ્રદાય સાત અસમાન ચારભક્ત સાંપ્રદાયીક પંથી, દશ અવતાર, સ્વામીતમને પ્રણામ નિરંજન નારાયણ, તમારે નિમિત્તે આલોક, પરલોક, દેવલોક, મહલોક, અમરાપુરીના, જળસ્થળ મહીતળના અધિકારી પંચભાગ થાળ પ્રસાદ સ્વીકારો.

નિરંજન નિષ્કલંકી અવતાર, ત્રૃષીવર સેવકોને દર્શન દેજો.

સર્વ ઊપસ્થિત ઋષિવરોનો કરો વિસ્તાર. સ્વામીજી શક્તિમાતા નિરંજન નિષ્કલંકી નારાયણ, સદગુરૂ ઈમામશાહ તમારે નિમિત્તે, તમારે ભોજન સ્થાને, મુનિવર ઋષિવર સેવક નરનારી બાળગોપાળની થાળ બત્રીસી સ્વીકારો, તમારી સમક્ષ ધર્યું ધરાવ્યું હોય તે સ્વીકારો. તમારે કર્મે તમારે ધર્મે સ્વીકારો. નિરંજન તમારી સંગત, ગુરૂનરની સંગત, તમારા અરવાર પરવારની સંગત, મહાદેવ પ્રથમ પુરૂષની સંગતે, તમારી સમક્ષ મુકેલી થાળ સ્વીકારો, તમારા વારાની સંગતે થાળ સ્વીકારો ગુરૂ નરની સંગત, ગુરૂજીના જાપની સંગતે થાળ પ્રસાદનો સ્વીકાર કરો સમય વેળાના વારાનું વર્તમાન અથર્વવેદના જ્ઞાન ધ્યાનની સંગતે થાળ સ્વીકારો સ્વીકારાઓ.

શ્રી નિરંજનનામ સ્વામી તમે કરો જીવોના કામ. શક્તિમાતા તમને પ્રણામ, તમારા સત્સંગના સંગતે થાળ સ્વીકારો સ્વીકારાવો તમારા તેજની સંગતે, તમારા નામની સંગતે, તમારા જાપની સંગતે થાળ સ્વીકારો સ્વીકારાવો. સ્વામી મુકકામ વરજાશહેર, જાંબુદ્વીપ કુવારિકા ક્ષેત્રેમાહે ગુરૂજીયે કિધા ઠામ. તે ઠામ સ્થળની સંગતે થાળ સ્વીકારો સ્વીકારાઓ. સાડત્રીસ પાત્ર આડત્રીસમાં નરની સંગતે. તેવીસ પાત્ર ચોવીસમા નારાયણની સંગતે થાળ સ્વીકારો ને સ્વીકારાવો, ચતુર્વેદ, ચતુર્વાચા, ચતુર્વંશે શક્તિ પરિવાર, આદ્ય શબ્દ ૐ કારની સંગતે થાળ સ્વીકારોને સ્વીકારાઓ. સ્વામી તમારા કર્યા કારવ્યાની સંગતે, સ્વામી તમારી ઈચ્છા, સ્વામી તમારી લીલા, સ્વામી તમારા સર્જ્યા સર્જાવ્યાની સંગતે થાળ સ્વીકારો સ્વીકારાઓ. બ્રહ્મા વિષ્ણુના દશે અવતારોની સંગતે થાળ સ્વીકારો સ્વીકારાઓ. સ્વામી તમે પવિત્ર અમો સેવક શરણરજ. નૌતમ શાસ્ત્ર નિરંજન, તમારી સંગતે થાળ સ્વીકારો ને સ્વીકારાવો. અમો સેવકો અપરાધી, તમે

૧૭૧૮

અપરાધ ક્ષમા કરનાર, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ટીપ:- સાડત્રીસ પાત્ર આડત્રીસમા નરની સંગતે —

व्यक्ताव्यक्तगुणोत्तरं सुसुखदं षट्त्रिंशतत्वाधिकं
तस्मादुत्तरतस्तदक्षरमिति ध्येयं सदा योगिभिः ।
वन्दे तामसवर्जितेन मनसा सूक्ष्मातिसूक्ष्मं परं
शान्तं पंचममीश्वरं प्रतिदिनं खव्यापि तेजोमयम् ॥

— मणिरत्नमाला श्लोक १० पृ. १४९

ભાવાર્થ:- દેખાતા અને નહીદેખાતા ગુણોથી ઉત્તર - તેથીપણ પર સુખને આપનાર, છત્રીસ તત્વથી વધારે એટલે જેણે ૩૭ સાડત્રીસમુ તત્વ ગમેછે તે, તે તત્વોથી પર અક્ષર એ નામથી યોગીઓએ ધ્યાન કરવા યોગ્ય, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ પર શાંત, ચાર અવસ્થાને લઈને પાચમા ઈશ્વરરૂપ આકાશની પેઠે વ્યાપક અને તેજોમય તે તત્વને નિર્મલ મનથી પ્રતિદિવસ પ્રણામ કરૂં છું.

પંચભૂત, પાંચતન્માત્રા, દશ ઈન્દ્રિય, દશવાયુ, ચાર અંતઃકરણ, એક પ્રકૃતિ, એક પુરૂષ એમ છત્રીસ થયા. અને સાડત્રીસમો શિવ એમ પણ કોઈ લેખે છે. આડત્રીસમોતત્વ અક્ષર છે:

ૐ

33) સર્વદેવ ઋષિવરને (બારે રાશી) જમાડવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન, નિકલંકી નારાયણતમારી આશીષે- સ્વામીજી હરિવંશ પાત્ર, જીવોનાઆધાર સૃષ્ટીના સર્જનહાર, જાંબુદ્વીપે તમે ધર્યો અવતાર, તમે અવિચળ તમારી વાચા અવિચળ, તમારૂં આસન અવિચળ, તમેસ્થાનસ્થાનકના

ધણી, તમે રચના રચી ચૌદભુવનતણી. તમારી માટે, તમારે નિમિત્તે, તમારે ભોજન સ્થાને, તમારે મંદિરે, તમારી જગ્યાએ જે કોઈ મુનિવર સેવક હીણો ખીણો સ્ત્રી પુરૂષ જે કોઈ મનની ઈચ્છાએ તમારા ભંડારમા ભાવે કરીને તમારે રસોડે જે કોઈ સેવકે માન્યું ઈચ્છુ હોય. જે કોઈ સેવકો દમડો દોકડો સુતર વસ્ત્ર કણકા કણ દાણો ખાણું તાંબુ રૂપુ ઢબુ પૈસો હેમ કુંદન દામ મહોર કોરી બદામ રૂપાનાણુ, અન્નપાણી પાન ફુલ ફલ શાક પાક જે કોઈ સેવક તમારે દરબારે ભાવથી ગતગંગામા પૂજે, આશીખ કરાવે તે સ્વીકારો આશીષ કરાવે તે બારે રાશીની વાસને સ્વીકારો. સ્વામીજી સેવકોના અન્નપાણી મોકળા કરો, અન્નપાણીના ભંડાર અખૂટ કરો ખેતી કમાઈમા લાભ આપો, વાટ ઘાટ સોહેલી કરો, દુઃખ દોહેલા દુર કરો, ઋષિવર સેવકો ઊપર દયા દ્રષ્ટિ કરો. સેવકોની ખેતીવાડી વણજ વેપારમા લાભ પુરો, આવ્યા વિઘ્ન દૂર કરો, એક ગણુ દાન સવાલાખ ગણુ પુણ્ય, એકવાર દાન ઋષિવર દે તે સવાલાખ ગણેરૂ લે. સ્વામી સદગુરૂ પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ તેની શાખા ભરે, નિરંજન નિકલંકી આણ ધરે. હરિવંશ પાત્ર સ્વામી નિકલંકી નારાયણ અવતાર આદ્યવિષ્ણુ તમે સેવકોની રક્ષા કરો, સેવકોની પુજા પાત્રી સ્વીકારો, સેવકોના નિયમે ધર્મે સતપંથના માર્ગ માહે ભર્યા પુર્યા રાખો, દશાંશ સુક્રીતના મેળા આપો, ગતગંગામા ભેળા રાખો, પંચ ભાગ સ્વીકારો, મેરૂ સમાન દાન, વિશ્વંભર, ભોજન સ્વીકારો, પૃથ્વી પ્રદક્ષિણાનુ ફળ આપો, ઋષિવર સેવકોના પાપ કાપો, ફળંતર વેળાએ ઊગારી લેજો. છેવટની પળે દર્શન દેજો ધર્મ અખંડ રાખો, પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળા આપો, લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો, કમળા કુંવરની

સંગતમા રાખો. દશે આંગળીયે દાન સહસ્ત્ર ગણુ પુણ્ય. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણને નમો નમઃ।

ૐ

૩૪) અક્ષયપાત્ર [અન્નપૂર્ણા] નો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- હરિ ચતુર્વેદી બ્રહ્મા, મોક્ષદાતાર દેવ મહેશ્વર, સહેદેવ તપી, કસે કળસ કિરતાર, ચારજુગ મધે જીવ ઊધ્ધાર્યા, પાંચ સાત નવ બાર, તેત્રીસ કરોડ અનંતના મેળા આપો, તમો હરિવંશ પાત્ર સ્વામીજી, ભાવ ભકિત શુધ્ધ કરો થાળ પ્રસાદ, મહેમાની દશાંશ સુક્રિત દામ દોકડો પાન ફૂલ ફળ અન્નપાણી શાક પાક સ્તુતિ સ્વીકારો. સ્વામી તમસુ બલીહારી, અમને આશા છે દેવ તમારી, અક્ષયપાત્ર અખૂટ કરો સ્વામી તમે ગતગંગામા તેજ રૂપે પરવરો. અન્ન પૂર્ણા અન્ન પુરો પાણી પૂરો ગણેશ, રિધ્ધી સિધ્ધી આપો માતા ભવાની, મહાદેવ સ્વામી ભોજન પીરસે માતા ભવાની, માતા ભવાની ગયા બ્રહ્માજીની પાસ, રિધ્દિ સિધ્ધિ આપો તમારા દાસને ભરો ભંડાર થઈને સુખી, અન્નદેવ પૂર્ણ જળધર મુખી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણને નમો નમઃ।

ૐ

૩૫) ગાયત્રીનો મંત્ર [કલજુગ મંડ્યાનનો મંત્ર]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે- આ કલજુગનો મંડાણ મંડતે હો સ્વામી કાલ નામ સંવત્સરે વૈશાખ શુધ્ધ બીજે શુક્રવારે મુળ નક્ષત્રે, તે દિને કલજુગ પ્રવર્તતે હો સ્વામી. કળજુગ મધે ગુપ્ત અવતાર લખતેહોસ્વામી

ગુરૂતો સદગુરૂ બ્રહ્મા, શાક્તિતો આદશક્તિ, સ્થાનતો દિલમ દેશ ક્ષેત્ર તો પંચનદી મુલસ્થાન, નિર્દાળત દાનવ કાલિંગો ચાંડાળ, ઊચ્ચારતા અથર્વવેદ, ઊધ્ધરતે ગાયત્રી 'ૐ નમો નિષ્કલંકી નારાયણ જનાર્દનમ્' આજ વર્તતે ભરતખંડે, જાંબુદ્વીપે કુવારીકા ક્ષેત્રે અજીયા ઊધ્ધરતે સાદ સુનતે, પાપ હનતે વૈરી મરતે મોક્ષલંભતે શ્રીસદગુરૂ નમોનમઃ ગુપ્ત અવતાર નવ, પ્રગટ અવતાર એક શ્રી નિકલંકી નારાયણ, ઓરાધિક તો શ્રી સદગુરૂ વેદ તો અથર્વવેદ દર્શન એક જત સત, મેઘ એક કુર્મેઘ, ચતુરખાણ સ્વેદજ, ઈંડજ જારજ ઊદભીજ, જગ: એક અજામેઘ, વ્રત એક શુક્રવારી બીજ ચન્દ્રદર્શન, દત્ત એક લોખંડ, પ્રણામ એક હેજંદા, દાગ એક ભોમ દાગ, ફલ પ્રાપ્તે મિથુને, ધર્મ વિસવા અર્ધો, પાપ વિસ્વા સાડા ઓગણીસ, કલજુગમધે છત્રીસ કરોડી નિયમધારી તેમા બાર કરોડી પરળોગતા, બાર કરોડી આવાગમન, બાર કરોડી મોક્ષ મુગતા પરમપદ અમરાપુરી ગતા ભાવે પ્રસાદે સતપંથતે સદા ઊત્તમ ભવોભવ હોસ્વામી, કલજુગનો પ્રમાણ ચારલાખ બત્રીસસહસ્ત્ર વરસનો છે, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ

**અથર્વવેદી ગાયત્રી મંત્ર.**

ૐ ૐ ૐ કારમ્ । કલ્યંગ કર્તા, વિંશતિ વિસ્વા પાપમ્ । વિશ્વા ધર્મઃ અરૂદ્દં પાતકમ્ । ધર્મોરેખામાત્રઃ ધર્મ ઈતિ પરિબ્રહ્મઃ અથર્વવેદઃ શ્વેતવર્ણઃ વર્ણાદિઃ વિષ્ણુ સ વિષ્ણુર્નારાયણ બ્રહ્માંગમ્ । બ્રહ્મ વંશાદિ: પાત્રઃ વર્ણાદિધર્મો મ્લેચ્છો અભ્યુજ્જગતિ । ઈચ્છાંગો વિષ્ણુનારાયણઃ અતઃ પરિવક્ષ્યામિ મહાજ્ઞાનભેદમ્ । જંબુદ્વિપે કલાંગમ્ પવિત્રં વર્તમાનમ્ । મહાકલીયુગ ઊપજાયતે નારાયણઃ । તેજોભવિતા અંગકર્તા પ્રજ્વાલયતિ પાતકમ્ । અનાદિ પુરૂષઃ મમ જીવનં ભવતિ

આર્યાગમ્ પરિબ્રહ્મઃ ષલ્લલ્લાંકમ્ મંગલશ્ચ સત્યાનિ। સત્યા-
આદિ પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ અનાદિપુરૂષ વેલાંગમ્ ભવંતિ, કર્મા-
ચતિ પરિબ્રહ્મઃ સ્થલે સેવાંગમ્ । નમઃ સર્વછીતિ પરિબ્રહ્મઃ
પરમેશ્વરઃ પરિબ્રહ્મઃ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

ૐ

૩૬) કળશ ઊપરથી અક્ષતા ઊતારવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે— આખે જીવ રાખે જીવ તમથી હોય ઊધ્ધાર સૃષ્ટિના સર્જનહાર, જમડા રૂઠયાં શું કરે જેના બેલી કિર્તાર. કર્તા માનો કળશને નમો, કળશને દિજે બહુમાન, તેત્રીસ કરોડી દેવતા આવ્યા તે ધરે સ્વામીજીનું ધ્યાન, સેવા કરે સફળ હોવે. સ્વામી કરો કબુલ, નર નારાયણ ભેટીયા હાજર સતગુરૂ નુર. જે જીવ નુરે મળ્યા તેના આવાગમનના ફેરા ટળ્યા, કાયાજમીન જીવ અમર, અમરના અમરાપુરમાહે વાસ, સદગુરૂ મળે તો સ્વામીજીના દર્શન થાય, અમરગોટ અમરાપુરી સદગુરૂ મળે તો જાય, અહીં કરણી કમાઈયે તો દર્શન સ્વામીના થાય. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૩૭ કાકણ બાંધવાનો — સત્પંથની દીક્ષા દેવવાનો મંત્ર.

[જે સમજદાર વ્યક્તિને કાંકણ બાંધવાનું હોય છે તેને હાથ જોડી હાતમા રૂપ-દર્શન કે રૂપાની અંગુઠી (વેઢીયું) ~~[illegible]~~ દઈ બેસાડવું. અન્ય વ્યક્તિને તેના સામે બેસી સફેદ સુગંધી ફુલ લઈ તેના હાત ઊપર— મનગટ ઊપર ફેરવવું. [સુગંધી ફુલઃ- મોગરા, જાઈ જુઈ, ચંપા, સફેદ ગુલાબ શેવંતી ચમેલી નેવાઈ નિશીગંધ આદિ] ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે—

સ્વામી તમે આદ્ય નિરંજન ધંધુઃકાર, જીવ પિંડના સર્જનહાર, શ્રી બ્રહ્મા વાચા, શ્રી વિષ્ણુ વાચા, શ્રી મહેશ્વર વાચા, શીવશક્તિવાચા શ્રી મત્સ્યવાચા, શ્રીકૂર્મ વાચા, શ્રી વરાહ વાચા, શ્રી નૃસિંહ વાચા, શ્રી વામન વાચા, શ્રી પરશુરામ વાચા, શ્રીરામ વાચા, શ્રીકૃષ્ણ વાચા શ્રી બૌધ્દ વાચા, શ્રી નિકલંકી નારાયણ વાચા, શ્રી સદગુરૂ વાચા, જાંબુદ્વીપે ભરતખંડે કુવારીકા ક્ષેત્રમાહે નિષ્કલંકી નારાયણનો થયો દશમો અવતાર, પાત્ર બ્રહ્મા નર હરી. અથર્વ વેદની કાંડી ભણી એ [નામ] ને કાંકણ બાંધિયે તો તેની કાયા તેજસ્વી થાય. તે અમરાપુરીમા જાય તે ફેરાથી છુટે, અમર આસને બેસે સદગુરૂ ઈમામશાહ તમારા પાવણના પ્રતાપે એ [નામ] ને કમળા કુંવરની સોબતમા રાખો. તેત્રીસ કરોડીના મેળા આપો. ચન્દ્ર સૂર્ય પવન પાણી જમીન આકાશ અષ્ટકુળ પર્વત, નવકુળ નાગ, બારકુળ મેઘ ચાર ખાણ, ચારવાણ ચારવેદ તથા તેત્રીસ કરોડી દેવતાઓની પુરાવો સાક્ષ. ત્રિલોકની દીધી વાચા, સ્વામી તમારે નિયમે કાંકણે, તમારે કર્મે ધર્મે એ [નામ] ને સતપંથના માર્ગમાહે રાખો. ગુરૂનરના દર્શન આપો. એ જીવના અપરાધ ક્ષમા કરો. અમરાપુરમા વાસ આપો. એ જીવની ચીંતા હવે તમને છે. એ જીવને પાવન કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

*[આ મંત્ર ત્રણવાર ઉચ્ચારી દોનો વ્યક્તિઓને આચમન કરાવવું અને પછી ઊદધૂપ દઈ 'અપવિત્રને પવિત્ર કરવાનો મંત્ર' છાટદઈ ઊદધૂપ દઈ આશિર્વાદનો મંત્ર ઉચ્ચારી સતપંથ દિક્ષાના – ગુરૂ મંત્રના ઉપદેશ કરવું]*

૩૯) ૐ આશિર્વાદનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન
નિકલંકી નારાયણ તમારી આશીષે –

૧૭૨૪

સ્વામી તમે આદ્ય અંતના ધણી શ્રી નિકલંકીનારાયણ, જંબુદ્વિપના
ધણી, વિષ્ણુનારાયણ વિશ્વના આધાર, વેદના વસુમના આધાર
સૃષ્ટીના સૃજનહાર, જાંબુદ્વીપે ગુરૂનરે ધર્યો અવતાર સદગુરૂ ઈમામ-
શાહ તમારા આ સેવક ઊપર સ્નેહની દૃષ્ટી ધરો. ઈમાન ભક્તિશ્રધ્ધા
બરકત કાયમ રાખો, નીતિનિયમ અખંડ રાખો, ક્રિયાકર્મમા ન
ચુકાવશો, તમારા ચરણના પ્રતાપે એ જીવને સુખશાંતિ આપો
ત્રિવિધ તાપ નિવારો, સેવકના દુઃખ દરિદ્ર દુર કરો. જેણે સતપંથ
દેખાડ્યા તેના એકોત્તરસો પીઢીયા તારો. સદગુરૂ ઈમામશાહ
ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ।
ગુરૂમંત્ર :- ૐ શ્રી નિષ્કલંકી નારાયણને નમો નમઃ ॥
ૐ નમો નિકલંકી નારાયણ જનાર્દનમ્ ॥

૩(૮) ૐ

પુરૂષને છાટ નાખી લાઈસુતક [ચાલીસ દિવસનું] ઊતારવાનો મંત્ર
ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ
તમારી આશીષે- દેવ પાવન, નૂરપાવન, નિરંજન નારાયણ પાવન; પંચ
દેવ પાવન, ચૌદ બ્રહ્માંડ પાવન, સપ્તઋષી પાવન, બાર કુળ મેઘ પાવન
તમારા નામ પાવન, તમારા ઠામ પાવન, તમારાનામનુરના પ્રતાપે કરીને
એ[નામ]ભાઈ પાવન, ધરતી આકાશ પાવન, પવન પાણી પાવન ચન્દ્ર
સૂર્ય પાવન, તારામંડળ, ધ્રુવમંડળ પાવન, અષ્ટકુળ પર્વત પાવન, નવ-
કુળ નાગ પાવન તમારા નામ નુરના પ્રતાપે કરીને [નામ]ભાઈ પાવન
નવનાથને ચૌર્યાશી સિધ્ધ પાવન, અઠ્યાયશી સહસ્ત્ર ઋષીઓ પાવન
જગતમા બધા સંત મહાત્મા પાવન, હરિવંશ કુળ કાયમના પરિવાર
પાવન, અડસઠ તીરથ પાવન, નવ્વાણુ કરોડી યક્ષ પાવન, છપન્ન
કરોડી મેઘા પાવન, બત્રીસ કરોડ કિન્નર પાવન, તેત્રીસ કરોડ દેવતા

realpatidar.com

પાવન, અનંત કરોડ દેવ પાવન, તમારા નુરના પ્રતાપે [નામ]ભાઈ પાવન, નુરના છાટે સેવક પાવન. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

૪૦) ૐ

સ્ત્રીને છાટ નાખી લ્હાઈ સુતક [ચાલીસ દિવસનું] ઊતારવાનોમંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિષ્કલંકી નારાયણ તમારી આશીષે- પ્રથમ આદ્ય નિરંજન ધંધુકાર તમે સરજી મુરતચાર તમે સૃષ્ટીના સૃજનહાર, તમે કીધા વેદ વિસ્તાર, સ્વામી તમે ધર્યો અવતાર, અથર્વવેદમા સચરાચર. ખાણી વાણીને સર્જ્યા વેદ તમે સર્જ્યા અમર ભેદ, અમરભેદની અમરકાયા આદ્યઅંતે નૂર નિપાયા. નૂરથી નિર્મલ જીવનિપાયા સ્વામી તમથી ઊપન્યા તમમાંહે સમાયા, સુતકટાળો પાતકબાળો નુરે જીવના પિંડ પખાળો. સદગુરૂ સ્વામી છાટનાંખી છોત ઊતારો. પાપની મોટ ઊતારો સુતક પાતક પ્રાયશ્ચિત્ત ઊતારો. દિન એક માસ, છ માસ, દસમાસ, દિન ચાર જારજ ખાણીમા મનુષ્ય અવતાર. તમે ઊતારો એ [નામ]ના ભાર પરઅન્ન પરજળ દુનિયા તણો વહેવાર. તમે નુરથી પાવન કરો સુતકટાળો, પાચે પાતકબાળો, સાચો જુઠો, ભુલ્યો ચુકયો, વાચા વચને વેદહિને ઊણી આચારી અવગુણી પાતકે ભર્યો, પાચે પાતક દૂર કરો, વારોવારલગી પાવનકરો, નુરે કરી જપાવો અજંપાજાપ, તમે ઊતારો સેવકોના પાપ, ગતગંગાને સકળ સંઘ અનેક વર્ણને એકજ અંગ. નૂરથી પાતક દૂર કરો. ઈમામશાહ તમે જીવોના તારણહાર સ્વામી તમે એ [નામ] ને પાવન કરો. બારે રાશી જીવોના અપરાધ ક્ષમા કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ

૪૧) ૐ

પુણ્યતીથી તથા શ્રાદ્દનો મંત્ર. [દેવથાળનો મંત્ર]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- સ્વામી તમે સૃજનહાર, બ્રહ્મા વિષ્ણુ કુળ અવતાર: નુર સતગુરૂ કાયમરૂપ, આદ્યનિરંજન એક અને જુજવારૂપ. તમારૂ નૂર, તમારૂ સૂર સૃષ્ટીમા છે ભરપૂર, કુળ ઘટના અપરાધ કરો દૂર, તમારા નામ તમારા ઠામ, તમારી આજ્ઞાયે થાળ મેહેમાની સ્વીકારકરો, પાન ફૂલ ફલ શાક પાક પ્રસાદ અન્નપાણી વસ્ત્ર વાસણ દમડો દોકડો કોડી છદામ સ્વીકાર કરો. મુખી મુસાફર ઘટ સકળ સંઘની આશીષ તમે સ્વીકાર કરો. તમે દાતા તમે ભોકતા વિશ્વને વરો, કળાને વરો, તમારા નામ નુરની દયા કરો ગતગંગા સકળ સંઘ ઊપર સ્નેહની દષ્ટી કરો તમારા આસન અવિંચળ કરો. વારાનું આયુધ ધરો એ[નામ]જીવને ખુશાલ કરો, વેદ વર્તમાનનું ફળ આપો, સિંહાસન તમારૂં તમે સ્થાપો ઋષીવર સેવકોના પાપ કાપો. ખેતી કમાઈમા લાભ આપો, મુખી મુસાફરની પ્રાર્થના:એ સકળ સંઘમાથી વેરઝેર કાઢો, જીવજમાને જગાડો ચલાવી ધર્મને વસાવો. તથા ઋષિવર સેવકોની સેવા સ્વીકારો. કર્યા તમે કરસો તમે, વર્યા તમે વરસો તમે, ગુરૂ નર બેલી એક. આદ્ય અંત નિકલંકી કાયમ અવતાર, જાંબુદ્વીપમા ગુરૂનરના પરિવાર. ઋષીવર સેવકોપર દયા કરો તથા કુળ વિઘ્નનો નાશ કરો. વિનંતી અમારી દયા દષ્ટી તમારી વેગે જાવો વહેલા આવો, કૃપા કરી વાડી વસાવો સત સ્વામીના નૂર કાંડી જપાવો અજંપાજાપ, તમે ઊતારો એ સેવકોના પાપ, મુનિવર ઋષિવર સેવક નર નારી બાળગોપાળની આ સંઘમાથી જેના[નામ]થી થાળ પ્રસાદ કરાવે તે સ્વીકાર કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

૪૨) ૐ

કસણીનો મંત્ર [શારીરીક સૌખ્ય શાંતિ – આશિર્વાદનો મંત્ર]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે – સ્વામી તમે નિરંજન નિરાકાર, નિકલંકી નારાયણ સૃષ્ટીના ધણી, શાંતિ કરો, દયા કરો, આવતી બલા ટાળો, કમાઈમા બરકત કરો. ખેતી વાડી વણજ વેપારમા લાભ પુરો. રોજી અક્ષય કરો, જે ભંડારથી ભંડાર નિકલે તે ભંડાર ભરપૂર કરો. એ[નામ]સેવક ઊપર દયા કરો, બાલ ગોપાલપર કૃપા દષ્ટી કરો, આઈયે દૂર કરો દ્વૈત શત્રુતા દૂર કરો ચોપાઈ દોપાઈપર દયા કરો. સેવકના હરેક વિઘ્ન દૂર કરો, રોગરાઈ ભુતબાધા સર્વ બલા દૂર કરો વાડી તમારી હરી-ભરી રાખો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

૪૩) ૐ

સુક્રિતનો મંત્ર.[ઐહિક પારલૌકિક સૌખ્ય શાંતિ – આશિર્વાદનો મંત્ર]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – સ્વામી તમે સૃજનહાર, બ્રહ્મા વિષ્ણુ કુળ અવતાર નૂર સતગુરૂ કાયમરૂપ, આદ્યનિરંજન એક ને જુજવા રૂપ, સ્વામીજી હરિવંશ પાત્ર જીવોના આધાર, સૃષ્ટીના સૃજનહાર, જાંબુદ્વીપે તમે ધર્યો અવતાર તમે અવિંચળ, તમારી વાચા અવિંચળ, તમે સ્થાન સ્થાનકના ધણી તમે રચના રચી ચૌદભુવન તણી, તમારી પાટે તમારે નિમિત્તે, તમારે ભોજનસ્થાને, તમારે મંદિરે એ સેવકે દમડો દોકડો સુત્ર વસ્ત્ર, કણ કાકણ, દાણો છદામ રૂપાનાણુ અન્નપાણી પાન ફૂલ ફલશાક પાક પ્રસાદ તમારે દરબારે ભાવસુ અર્પ્યુ હોય તે પાવન કરો. આ સેવક ગતગંગામા આશીખ કરાવે તે સ્વીકારો. સ્વામીજી તમે એ સેવ-કોના અન્નપાણીના ભંડાર અખુટ કરો. ખેતી કમાઈમા બરકત કરો.

૧૭૨૮

સાચી સચોટી અને જાતે મેહનતની કમાઈમા લાભ પુરો, ઈમાન શ્રધ્ધા ભક્તિ અખંડ રાખો..વાટ ઘાટ સોહેલી કરો. દુઃખ દોહેલા દૂર કરો એ[નામ]સેવકઊપર દયા કરો, સ્નેહની દૃષ્ટિ કરો. સેવકની ખેતી વાડી વણજ વેપારમા લાભ પુરો. આવ્યા વિઘ્ન દૂર કરો, નિરંજન નિકલંકી નારાયણ શાંતિ કરો, આવતી બલા ટાળો, રોજી અક્ષય કરો જે ભંડારથી ભંડાર નિકલે તે ભંડાર ભરપૂર કરો, બાલ ગોપાલ પર કૃપા દૃષ્ટી કરો, આઈપે દૂર કરો, દ્વૈત શત્રુતા દૂર કરો ચોપાઈ દોપાઈ પર દયા કરો. વાડી તમારી હરીભરી રાખો. રોગરાઈ ભૂતબાધા દૂર કરો. સ્વામી તમે લજ્જા અબ્રુ રાખો ધર્મ અખંડ રાખો છેવટની પળે દર્શન દેજો. સ્વામીજી તમારા પાવળના પ્રતાપે કરીને એ જીવોને સુખશાંતિ આપો, એ સેવકોના ત્રિવિધતાપ નિવારો આશા આકાંક્ષા ઈચ્છા કામના પૂર્ણ કરો. ફળંતર વેળામા ઊગારી લેજો, અનંત કરોડીના મેળા દેજો લક્ષ ચૌર્યાચશીના ફેરા ટાળો ધર્મ અમારૂં સુરક્ષિત રાખો, સત્ય અને સબુરી આપો, નીતિધર્મ નિયમ અખંડ રાખો, ક્રિયામા ન ચુકાવશો, કરોડ કરોડી અપરાધ કાપો. કમળા કુંવરની સોબતમા રાખો. જાંબુદ્વીપના ધણી.

અજવાળી બીજના દિવસે ઊપરનામંત્ર ભણ્યા પછી નીચેનામંત્રભણવું એ સેવકે તમારે દરબારે ભાવસુ ગતગંગામા આ અજવાળી બીજ તથા થાઊર બીજના વ્રત કરે તે તમે પાવન કરો. નિરંજન નિકલંકી નારાયણ સૃષ્ટીના ધણી, દયા ક્ષમા શાંતીના વરદાતા તમે છો અમો છું પ્રાર્થના કરનાર તમારા આજ્ઞાંકિત સેવક, સ્વામી તમેઆ ગતગંગા સકળ સંઘ ઊપર દયાની દૃષ્ટી કરો. આજ હો ચંદ્રમા ગુરૂ તમે સતીઓના સત રાખજો. યતીઓના યોગધર્મ કુશલક્ષેમ રાખજો, સૌ પ્રાણીમાત્રના પોષણહાર તમે સૌ જીવોને પુષ્ટી આપો

તુષ્ટી કરોજી. વનસ્પતીઓમા રસ પુરાવો, ઓષધીમા રસ પુરો તથા તમારા તેજ પ્રગટ કરો, બાલ ગોપાલપર કૃપા કરો, અમારા કરગર્યા કાને ધરો, સમર્યા સહાય કરો, કિધા અપરાધ ક્ષમા કરો બીજા અપરાધ ના કરાવશો, સેવકને માર્ગે તેજ ચાંદરણા પ્રગટ કરો, સેવકોની વિનંતી કબુલ કરો. જેણે આ ચન્દ્રદર્શન તથા યુગતીથીના - અજવાળી બીજના વ્રત ઊપવાસ તપ દાન પુણ્ય કિધાં હોય તે તમે પાવન કરો. સેવકોની વિનંતી કબુલ કરો. પુજા પાત્રી સ્વીકાર કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ

ૐ

૪૪) ચન્દ્રદર્શન - શુધ્ધ બીજનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે - પ્રથમ આદ્યનિરંજન ધંધુકાર, સૃષ્ટીના કારણે ગુરૂનરે ધર્યા અવતાર, ધંધુઃકારમા ધ્યાનજ ધરી છત્રીસ જુગને ચૌર્યાશી ચૌકડી પહેલી કરી, પહેલે સર્જ્યા બ્રહ્મતન, તેથી સર્જ્યા આત્મરતન, આત્મરતનથી ઝર્યા નુર, તેના સર્જ્યા ચન્દ્રને સૂર, નારાયણે સર્જી મૂરતચાર, ચતુર્વેદને ૐકાર, ૐકારથી સર્જ્યા સતપંથ, ધરી અવતારને બાંધ્યા બંધ સ્વામી અથર્વવેદને ચોક સિંહાસને આવો. ઘટમા આવીને વાસ કરો. પાટની પૂજાએ રહો, કળશમાહે કળા ધરો ઘટઘટમાં આવી પરવર્યો આદ્યબ્રહ્માએ ઘટપાટ સ્થાપ્યા ચોદિસ ફેરવી દુહાઈ, અનંતરૂપે ચરિત્ર કિધા કર્તા મુરત સોહી. આ લોક, પરલોક, દેવલોક ગતગંગા તથા આજ્ઞાંકિત સેવકોના આમંત્રણ સ્વીકારો, કળશમાહે તમારી કળા ધરો, નિરંજન નિકલંકી નારાયણ સૃષ્ટીના ધણી, દયા ક્ષમા શાંતીના વરદાતા તમે છો, હું છું પ્રાર્થના કરનાર તમારા આજ્ઞાંકિત સેવક, આજહો ચન્દ્રમા ગુરૂ તમે સતીયોના સત રાખજો, યતિઓના યોગધર્મ કુશલક્ષેમ

૧૭૩૦

રાખજો , અમારા કરગર્યા કાને ધરો , સમર્થો સહાય કરો , કિધા અપ-
રાધ ક્ષમા કરો , બીજા અપરાધ ના કરાવશો , સેવકોને માર્ગે તેજ
ચાંદરણા પ્રગટ કરો , ધર્મ અમારૂ સુરક્ષિત રાખો , સત્ય અને સબુરી
આપો . અમારો નીતિધર્મ અખંડ રાખો ક્રીયામા ના ચુકાવશો , કરોડ
કરોડી અપરાધ કાપો , કમળાકુંવરની સોબતમા રાખો , જેણે આ ચન્દ્ર-
દર્શન તથા યુગતીથીના વ્રત ઊપવાસ કીધા હોય તે તમે પાવન
કરો . એ જીવોને યક્ષ , મેઘા , કિન્નર , તેત્રીસ કરોડી દેવતાના મેળાઆપો
પાચ સાત નવ બાર અનંત કરોડીની સંગતમા રાખો , લક્ષ ચૌર્યાશીના
ફેરા ટાળો . જે જીવ ઊપવાસ વ્રતની આસના વાસના રાખે તે તમે
પુરાવો , તેણે સુખ શાંતિ આપો , સ્વામી એ જીવોના ત્રિવિધ તાપ નિવારો
સ્નેહની દ્રષ્ટી કરો , એ જીવની મનોકામના આશીષ આપી પૂર્ણ
કરો , સેવકોની વિનંતી કબુલ કરો પૂજા પાત્રી સ્વીકાર કરો . સદગુરૂ
ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૪૫) દશાંશ દાનનો — દસવંત નો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ
તમારી આશીખે - સ્વામીજી હરિવંશ પાત્ર , જીવોના આધાર , સૃષ્ટીના
સૃજનહાર , જંબુદ્વીપે તમે ધર્યો અવતાર , તમે અવિચળ , તમારી વાચા
અવિચળ , તમે સ્થાન સ્થાનકનાં ધણી , તમે રચના રચી ચૌદ ભુવન-
તણી , તમારે પારે , તમારે નિમિત્તે , તમારે ભોજન સ્થાને , તમારે મંદિરે
તમારી જગ્યાએ જે કોઈ મુનિવર સેવક હીણો ખીણો સ્ત્રી પુરૂષ જે કોઈ
મનની ઈચ્છાએ તમારા ભંડારમાં ભાવે કરી તમારે રસોડે જે કોઈ સેવકે
માન્યું ઈચ્છું હોય જે કોઈ સેવકે દમડો દોકડો , સુત્ર વસ્ત્ર કણકાકણ
દાણો આણું તાંબુ . રૂપ હેમ કુંદન બબુપૈસો , દામ મોહોર કોડી દોકડો

છદામ રૂપાનાણુ અન્નપાણી પાન ફૂલ ફલ શાકપાક પ્રસાદ જેકોઈ સેવક તમારે દરબારે ભાવસુ ગતગંગામાં પૂજે. આશીષ કરાવે તે સ્વીકારો, આશીષ કરાવે તે બારે રાશીના વાસને સ્વીકારો, સ્વામીજી એ સેવકોના અન્નપાણી મોકળા કરો, અન્નપાણીના ભંડાર અખૂટ કરો, ખટી કમાઈમા લાભ આપો, વાટ ઘાટ સોહેલી કરો, દુઃખ દોહેલા દૂર કરો, ઋષિવર સેવકો ઊપર દયાની દ્રષ્ટી કરો, સેવકોની ખેતી વાડી વણજ વેપારમા લાભ પુરો, આવ્યા વિઘ્ન દૂર કરો, એક ગણુ દાન સવાલાખ ગણુ પુણ્ય, એકવાર દાન ઋષિવર દે તે સવાલાખ ગણેરૂ લે. સ્વામી સદગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ તેની શાખ ભરે નિરંજન નિકલંકી નારાયણ આણ ધરે, હરિવંશ પરિવાર સ્વામી નિકલંકી અવતાર, આદ્યવિષ્ણુ તમે સેવકોની રક્ષા કરો, સેવકોની પુજા પાત્રી સ્વીકારો, સેવકોના નિયમે ધર્મે સતપંથના માર્ગમાહે ભર્યા પુર્યા રાખો, દશાંશ સુક્રિતના મેળા આપો, ગતગંગામા ભેળા રાખો, પંચભાગ સ્વીકારો, મેરૂ સમાન દાન, વિશ્વંભર ભોજન સ્વીકારો પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો, ઋષિવરોના પાપ કાપો ફળંતર વેળાએ ઊગારી લેજો. છેવટની પળે દર્શન દેજો, ધર્મ અખંડ રાખો, પાંચ, સાત નવ બાર તેત્રીસ કરોડી અનંતના મેળા આપો, લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો, કમળા કુંવરની સોબતમા રાખો, દશે આંગળીએ દાન સહસ્ત્ર ગણુ પુણ્ય, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ ।

न्यायोपार्जितवित्तस्य दशमांशेन धीमता ।
कर्तव्यो विनियोगश्च ईशप्रीत्यर्थमेव च ॥

स्कन्दपुराण, माहेश्वरखंड – केदारखंड १२ / ३५

ૐ

૪૬) માનીત ઊતારવાનો મંત્ર

ૐ નમો શ્રી સતગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– સ્વામીજી હરિવંશ પાત્ર જીવોના આધાર, સૃષ્ટિના સૃજનહાર, જાંબુદ્વીપે તમે ધર્યો અવતાર તમે અવિંચળ, તમારૂં આસન અવિંચળ, તમે સ્થાન સ્થાનકના ધણી, તમે રંચના રંચી ચૌદભુવન-તણી, તમારી પાટે, તમારે નિમિત્તે, તમારે ભોજન સ્થાને, તમારે મંદિરે તમારી જગ્યાએ જે કોઈ મુનિવર સેવક હીણો ખીણો સ્ત્રી પુરૂષ, જે કોઈ મનની ઈચ્છાએ તમારા ભંડારમાં ભાવે કરીને તમારે રસોડે જે કોઈ સેવકે માન્યું ઈચ્છું હોય; જે કોઈ સેવકે દમડો દોકડો સુત્ર વસ્ત્ર કણ કાકણ દાણુ ખાણુ તાંબુ રૂપુ હેમ કુંદન ઢબુ પૈસો, દામ મહોર કોડી દોકડો છદામ રૂપા નાણુ અન્નપાણી પાન ફૂલ ફલ શાક પાક પ્રસાદ જે કોઈ સેવક તમારે દરબારે ભાવસુ ગતગંગામાં પૂજે, આશીષ કરાવે તે સ્વીકારો, આશીષ કરાવે તે બારે રાશીની વાસને સ્વીકારો, સ્વામીજી સેવકોના અન્નપાણી મોકળા કરો, અન્ન-પાણીના ભંડાર અખુટ કરો, ખેતી કમાઈમા લાભ આપો. વાટ ઘાટ સોહેલી કરો. દુઃખ દોહેલા દુર કરો, સેવકોની ખેતીવાડી વણઝ વેપારમા લાભ પુરો. સ્વામીજી એ સેવકના માનીત તમે મોકલા કરો. આશીખ કરાવે તે કબુલ કરો, એ જીવ ગુરૂ ગતગંગામા ઘટપાટ બ્રહ્માસનં આગળ કબુલ કરે તે તમે પાવન કરો. એ[નામ]સેવકે તમારા દરબારમાં ભાવે કરી ને જે કાઈ માન્યું ઈચ્છું અર્પ્યું હોય તે તમે પાવન કરો, તેણે સુખશાંતિ આપો, તેના ત્રિવિધ તાપ નિવારો. સ્વામી તમે એ સેવક ઊપર સ્નેહની દષ્ટી ધરો. તેની મનોકામના આશીષ આપી પૂર્ણ કરો. સેવકની વિનંતી કબુલ કરો, સ્વામી તમે સાચા તમારા ધર્મ સાચા, તમારા સતપંથના સૌ કોઈ

C

દેવતા સાચા. સ્વામી ॐ જીવ ઊપર દયા કરો, ક્ષમા કરો એ જીવને પાવન કરો પૂજા પામી સ્વીકાર કરો. સદગુરૂ ઈમામશાહ ॐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

૪૭) ॐ

દોષ નિવૃત્તિ તથા કામનાપૂર્તિ નો મંત્ર.

'ॐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ તમારી આશીષે- સ્વામી આજ કલિયુગનું વર્તમાન જો આજ આદ્ય નારાયણનું સ્થાન, ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર, ઘટમા ચૌદ લોકનો વાસ, તેત્રીસ કરોડી દેવતાનો વાસ શ્રી નિકલંકી નારાયણ, સિંહાસન તમારૂં તમે સ્થાપો, તમે બેસો, સત તમારૂં દત તમારૂં ધર્મ તમારો કર્મ તમારો, સ્વામી સાચા તમે, પવિત્ર તમે આદ્ય તમે અન્ત તમે, પ્રગટ તમે, ગુપ્ત તમે, દાતાર તમે, ઈશ્વર તમે, કાયમ તમે દયામય તમે, ઊદાર તમે તમે કરો તે થાય, તમારે મંદિરે તમારે દ્વારે જે કોઈ આવે, સકળ સંઘને ભાવે, અમો સેવકો અપરાધી, અમારા અપરાધ ક્ષમા કરો, બીજા અપરાધ ના કરાવશો, અમને તમારા ચરણમા રાખો. સમર્યા સહાય કરો, કરગર્યા કાને ધરો સ્વામી ઐક્ય કરો, દ્વૈત દૂર કરો, ધર્મ સ્થાપો, પાપ કાપો, સહાય આપો, સતીયાઓની સંગતમા રાખો પાચ સાત નવ બાર તેત્રીસ કરોડી અનંતના મેળા આપો. લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો, સકળ સંઘને દર્શન આપો, સેવક ક્ષુધાર્થી પેટાર્થી લોભાર્થી સ્વાર્થી છે એ [નામ] જીવના બધા અપરાધ ક્ષમા કરો. એ જીવ તમારા સિંહાસન ઘટપાટ આગળ, સકળસંઘ ગતગંગા આગળ વિનંતી કરે છે તે તમે સ્વીકાર કરો, તેના અપરાધ માફ કરો, એ જીવ ઊપર દયાદ્રષ્ટી કરો, સુખશાંતિ આપો, ત્રિવિધ તાપ નિવારો, અનિષ્ટ પરહરો બાલ ગોપાલ પર કૃપા કરો, કૃપાનિધાન સ્વામીજી જાંબુદ્વીપના ધણી.

૧૭૩૪

કામનાપૂર્તિ પ્રિત્યર્થે :- સ્વામી તમે નિરંજન નિરાકાર નિકલંકી નારાયણ સૃષ્ટીના ધણી, શાંતિ કરો, દયા કરો આવતી બલા ટાળો. કમાઈમા બરકત કરો, રોજી અક્ષય કરો, સેવક ઊપર દયા કરો, બાલગોપાલ-પર કૃપા દ્રષ્ટી કરો, અનિષ્ટ પરહરોને ઈષ્ટ કરો, આઈપે દૂર કરો દ્વૈત શત્રુતા દૂર કરો, સેવકની ખેતી વાડી વણઝ વેપારમાં લાભઆપો આવ્યા વિઘ્ન દૂર કરો, અપરાધ ક્ષમા કરો, ચોપાઈ દોપાઈપર દયાકરો સેવકના હરેક વિઘ્ન દૂર કરો. વાડી તમારી હરી ભરી રાખો. સ્વામી તમે લજ્જા અબૃરાખો, સેવકોની વિપત્તી દૂર કરો, એ સેવકોના ત્રિવિધ તાપ નિવારો તેણે સુખશાંતિ આપો. લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો, સમર્યા સહાય કરો, કરગર્યા કાને ધરો, આવાગમન દૂર કરો, કિધા અપરાધ ક્ષમા કરો બીજા અપરાધના કરાવશો. પાચ સાત નવ બાર તેત્રીસ કરોડી અનંતના મેળા આપો, તમારા સિંહાસન ઘટપાટ આગળ એ જીવ વિનંતી કરેછે તે તમે સ્વીકારો સ્વામીજી તમારા સિંહાસન ઘટપાટ આગળ આબદ્ધા આજ્ઞાંકિત સેવક [ જલવૃષ્ટિ, અવર્ષણ નિવારણ, ગ્રહપીડા નિવારણ તથા અન્યાન્ય કામનાપૂર્તિ ]ની આકાંક્ષા કરેછે તે તમે પુરાવો. સેવકોની ઈચ્છા કામના પૂર્ણ કરો, સુરરાજ ઈન્દ્રદેવ વરૂણ દેવતાને નમસ્કાર, મેઘ દેવતા પૃથ્વી માતાને નમસ્કાર, વાયુદેવ અજાપાલ, અગ્ની તેજ જલ દેવતાઓને નમસ્કાર, ગણેશ ગણ ગંધર્વ યક્ષ મેઘ કિન્નર પિતૃ દેવતાઓને નમસ્કાર, ધર્મરાજ દશ દિક્પાલને નમસ્કાર સ્વામી તમે આ સેવકોની વિનંતી દયા માયા લાવી સ્વીકાર કરો.

કામનાપૂર્તિ તથા સૌખ્યશાંતિ પ્રાપ્તિ પ્રિત્યર્થે :- કૃપાનિધાન સ્વામીજી તમે આદ્ય ઊનાદે ૐકારે ધર્મ સ્થાપ્યો તથા સદ્ગુરૂ બ્રહ્માએ વિસ્તાર કિધો. આદ્ય સતપંથની સ્થાપના કરી દેખાડ્યા ધર્મ.

ઋષિવર જીવોના ઊતારવા કર્મ, પેહલે સર્જ્યા વેદને વાણ, પછી સર્જી ચારે ખાણ, પ્રણામ નારાયણને, સત દત્ત વાચા તમારી, પ્રાર્થના વિનંતી સુણો અમારી, શ્રીમત્ પરબ્રહ્મ પરમાત્મને નમસ્કાર, શ્રી સદ્ગુરૂ બ્રહ્માજીને નમસ્કાર, શ્રી નર નારાયણને નમસ્કાર, શ્રી રૂદ્ર શક્તિને નમસ્કાર, સકલ સુરેશ્વરી ગુણમયી આદ્યશક્તિ-માતા તમને પ્રણામ, સ્વામી નિરંજન નારાયણ તમને પ્રણામ સ્વામી શ્રી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરની સહાયતા આપો, લક્ષ્મી પાર્વતી, સાવિત્રી, ગાયત્રી, સરસ્વતીની સહાયતા કરો, પ્રણામ નારાયણને સત્‌ની સહાયતા કરો, તત્‌ની સહાયતા કરો, વેદની સહાયતા કરો, આદ્યવંશ સતપંથની સહાયતા આપો, વેદવંશ પરિ-વારની સહાયતા આપો, નવખંડ સપ્તદ્વીપ પૃથ્વીની સહાયતા કરો ચોવીસ મુલકની સહાયતા આપો, અષ્ટકુળ પર્વત, નવકુળ નાગ બાર કુળ મેઘની સહાયતા કરો, સપ્તઋષીઓની સહાયતા આપો, સપ્તસા-ગર નવસો નવ્વાણુ નદિઓની સહાયતા આપો, ચાર ખાણ, ચાર વાણની સહાયતા કરો, ચાર વેદ ખડ્‌શાસ્ત્રની સહાયતા આપો, અઢાર ભાર વનસ્પતીની સહાયતા આપો, ચન્દ્રસૂર્ય નવલાખ તારાની સહાયતા કરો. સકલ લોકપાલક દેવોને વિનંતી, ચૌદ ભુવનના દેવલોકોને વિનંતી, સ્વામી અમારે કાર્યમા સહાયતા કરો. સુરરાજ ઈન્દ્રદેવને નમસ્કાર, ધર્મરાજ, અગ્ની તેજ વાયુ દેવને નમસ્કાર, અન્નદેવ વરૂણ દેવને નમસ્કાર, ગણેશને નમસ્કાર, પૃથ્વીમાતા જલદેવતાનેનમસ્કાર વાસ્તુદેવતાને વિશ્વકર્માને નમસ્કાર, મરૂત્‌ગણને નમસ્કાર, અગિયા રરૂદ્ર બાર આદિત્ય આઠવસુ બે અશ્વિનીકુમારોને નમસ્કાર, દ્વાદશ ભાગવતને નમસ્કાર, નારદ સનકાદિ દેવર્ષિ બ્રહ્મર્ષિઓને નમસ્કાર ગણ ગંધર્વ યક્ષ મેઘ, પિતૃદેવતાને નમસ્કાર, કુળ દેવતાને નમસ્કાર.

૧૭૩૬

સ્વામી અમારી વિનંતી કબુલ કરો. અમારે કાર્યમા સહાયતા કરો
ધુંધુઃકાર ઈંડ હેદ્યાની સહાયતા કરો, સત દત દયા ક્ષમા યતિ
સતિ સંતોષી રેહેણીની સહાયતા કરો. અડસઠ તીરથની સહાય-
તા કરો. નવનાથ ચૌર્યાશી સિદ્દની સહાયતા કરો. અઠ્યાચ્શી
સહસ્ત્ર ઋષી તથા સકળ સંત ભક્તોની સહાયતા કરો. નવ્વાણુ
કરોડીસું યક્ષ દેવતાને નમસ્કાર, છપ્પન્ન કરોડીશું મેઘ દેવતાને
નમસ્કાર, બત્રીસ કરોડીશું કિન્નરને નમસ્કાર. પાચ કરોડીશુ ભક્ત
પ્રલ્હાદને નમસ્કાર, સાત કરોડીશું ભક્ત હરિશ્ચન્દ્રને નમસ્કાર, નવ
કરોડીશુ રાજા યુધિષ્ઠિર પાચે પાંડવોને નમસ્કાર, અનંત કરોડીશુ
કમળા કુંવરને નમસ્કાર, અનંત કરોડી દેવોની સહાયતા કરો, શ્રી
નિકલંકી નારાયણને નમસ્કાર, ચોવીસ અવતારોને નમસ્કાર
સ્વામી અમારી વિનંતી કબુલ કરો, કુળ ઋષિવરોની, ગતગંગા
સકળ સંઘ મુખી મુસાફરની સહાયતા આપો, સપ્તદૂત ચોસટ-
લાખ દેવીઓની સહાયતા કરો. જગતમા બધા સંત મહંત ભક્તો-
ની સહાયતા કરો. હરિવંશ કુળ કાયમના પરિવારની વાચાએ
નવગ્રહોની સહાયતા આપો, પૃથ્વી ચન્દ્ર સૂર્ય બુધ શુક્ર મંગલ
બૃહસ્પતિ શનિ રાહુ કેતુ એ નવગ્રહને નમસ્કાર, સ્વામી નિરંજન
નારાયણ એ નવગ્રહોની સહાયતા કરો, સ્વામીજી તમારી દયાની
દૃષ્ટીએ એ જીવોને સુખશાંતિ આપો, એ[નામ]ભાઈ તથા તેના
બધા કુટુંબ પરિવારને ગૃહસૌખ્ય આપો, એ જીવોના દુઃખ દરિદ્ર
દૂર કરો, આવતી બલાય ટાળો, કરગર્યા કાને ધરો, સમર્થ સહાય કરો
એ જીવોના ત્રિવિધ તાપ નિવારો, એણે સુખશાંતિ આપો, ભૂતબાધા
શત્રુ સંકટ રોગ પીડા નિવારો, અનિષ્ટ પરહરોને ઈષ્ટ કરો, દયાની
દૃષ્ટી કરો, સેવકોની મનોકામના આશીષ આપી પૂર્ણ કરો.

કૃપાનિધાન સ્વામીજી સૌ દેવ દેવતાઓની કિધેલી વિનંતી પ્રાર્થના અમારી સ્વીકાર કરો, સેવકોની પૂજા પાત્રી કબુલ કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૪૮) જીવના અપરાધ – ગુન્હા ઊતારવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– સ્વામીજી તમારે પારે આવ્યા, તમે ઈંડમધે આલંછન કીધા ત્યારે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર શક્તિ ઊપન્યા ત્યાથી સૃષ્ટીજો થઈ ત્યારે બ્રહ્માજીની સૃષ્ટીના ત્રણ ટોળા થયા. તે ટોળામાહે બ્રહ્માજી પુછ-વાને ગયા, ત્યારે પણામ નારાયણના થયા, વાયક બે ટોળે ન માન્યા ત્યા એકે ટોળે માન્યા તે જીવ અમર થયા.

પ્રથમ દશરાયણ કલ્પમાહે નવ્વાણું કરોડ જીવ યક્ષ સાથે અમર થયા, જેમણે બ્રહ્મા વિષ્ણુના પરિવાર પુજા પાચ પુજા અને રૂગ્વેદને વાયકે ચાલ્યા આ સતપંથને આધારે તે જીવ અમર થયા, દ્વિતીય દેવગુણ કલ્પમા છપન કરોડ જીવ મેઘા સાથે અમર થયા, જે મણે બ્રહ્મા વિષ્ણુના પરિવાર પૂજા પાચ પૂજા ને યજુરવેદને વાયકે ચાલ્યા આ સતપંથના આધારે તે જીવ અમર થયા. તૃતીય પંખલા કલ્પમા બત્રીસ કરોડ જીવ કિન્નર સાથે અમર થયા, જેમણે બ્રહ્મા વિષ્ણુના પરિવાર પૂજા પાચ પૂજા ને સામવેદને વાયકે ચાલ્યા આ સતપંથના આધારે તે જીવ અમર થયા, ચતુર્થ કરણ કલ્પના યુગ કિધા ચાર તેમા વિષ્ણુ નારાયણે ધર્યા દશ અવતાર.

પહેલા કૃતાયુગમા પાચ કરોડી જીવ રાજા પ્રલ્હાદ સાથે અમર થયા, જેણે બ્રહ્મા વિષ્ણુના પરિવાર પૂજા પાચ પૂજા અને રૂગ્વેદને વાયકે ચાલ્યા આ સતપંથને આધારે તે જીવ અમર થયા.

બીજા ત્રેતા યુગમા સાત કરોડી જીવ રાજા હરિશ્ચંદ્રસાથે અમર થયા જેણે બ્રહ્મા વિષ્ણુના પરિવાર પૂજા પાય પૂજા અને યજુરવેદને વાયકે ચાલ્યા આ સતપંથને આધારે તે જીવ અમર થયા. ત્રીજા દ્વાપાર યુગમા નવ કરોડી જીવ રાજા યુધિષ્ઠિર પાચે પાંડવ સાથે અમરથયા જેમણે બ્રહ્મા વિષ્ણુના પરિવાર પૂજા પાય પૂજા અને સામવેદને વાયકે ચાલ્યા આ સતપંથના આધારે તે જીવ અમરથયા. ચોથા કલિયુગમા અનંત કરોડી જીવને કમળાકુંવરની સંગતમાં રાખો.

સ્વામી અમારા અપરાધ ક્ષમા કરો. આ સેવક અપરાધી ઘડી ઘડીના, પળ પલના, તલતલના સ્વામી જે હિસાબ ફળંતર વેળા એ પુછોતે જીવના હિસાબ ઘટપાટ આગળ ચુકાવો તે ગુરૂ ગતગંગામા હિસાબ ચુકાવો, એ પતીત જીવ તમારો છે, એ જીવને પાવન કરો તમે પાવન કરવા યોગ્ય છો. આજ અથર્વવેદને વાયકે આ સતપંથને આધારે એ[નામ]જીવને પાવન કરો. સહસ્ત્ર સહસ્ત્ર હરિવંશ કુળ કાયમના પ્રતાપે કરીને અમારા અપરાધ ક્ષમા કરો, જંબુદ્વીપે કુંવારીકા ક્ષેત્રને સ્થળે કરી અમારા અપરાધ ક્ષમા કરો. ચૌદ લોકમા જે દેવતાઓ હોય તેમણે પ્રતાપે કરીને અમારા અપરાધ ક્ષમા કરો. સ્વામી તમે સાચા તમારો સતપંથ સાચો જે કોઈ તમારા સતપંથમા દેવતા હોય તેપણ સાચા. જેણે આજ કલિયુગમા બાર કરોડીને સતપંથ દેખાડ્યા તે સતગુરૂ સાચા. તમારા સત્તે, તમારા દત્તે કરીને એ[નામ]જીવના અપરાધ ક્ષમા કરો, જે કોઈ અપરાધી જીવ તમારે સિંહાસને આવે તે જીવના અપરાધ ક્ષમા કરો. યુગે યુગે ગુરૂ ઘટના ધણી છો. ચાર ખાણીના ફેરા ઊતારો લક્ષ ચૌર્યાશીના દુઃખ નિવારો, જાંબુદ્વીપમા આશ પુરો અમરાપુરમા વાસ કરો. ભુલ્યા જીવ ગુપ્તી પ્રગટી ઊણી આચારી સર્વ જીવોને તમારી કળામા રાખો, તેત્રીસ કરોડીના મેળા આપો. અનંત કરોડીની

સંગતમા રાખો, મેરૂસમાન દાન વિશ્વંભરા ભોજન સ્વીકાર કરો. પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો. આ સતપંથના આધારે અથર્વવેદને વાચકે જેનર જાંબુદ્વીપમા હોય તેણે પ્રતાપે કરીને, નિષ્કલંકીનારાયણને પ્રતાપે કરીને એ[નામ]જીવના અપરાધ ક્ષમા કરો. આસેવક યુગે યુગના અપરાધી છે. કરગર્યા કાને ધરો સમર્યા સહાય કરો. કીધા અપરાધ ક્ષમા કરો, બીજા અપરાધ ના કરાવશો. તમારી કળામા રાખો, તમારી દષ્ટીમાહે રાખો, તમારી છત્રતળે રાખો, સતીયાઓની સંગતમારાખો, યતિ સતિ સંતોષીના મેળામા રાખો, અમે અપરાધી તમોસ્વામી અપરાધ ક્ષમા કરનાર. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ। જેનો ગુન્હો ઉતારવાનો હોય તેના માથાઉપર હાતની ઓંજળ કરીને પાણીનુ કળસઉપર મુકવો અને આ મંત્ર ભણવખત ભણીને પછી તે વ્યક્તિને આચમન કરવા કહેવું. ઉદ ધૂપ દઈને 'અપવિત્રને પવિત્ર કરવાનો'મંત્ર ભણવુ, અને ગતગંગાતરફથી એના અપરાધ માટે ક્ષમા માગવાનુ કહેવું. અને 'ગુરૂનરને પ્રતાપે એ જીવના અપરાધ ક્ષમા કરો' એવું ગતગંગાને ભણાવવુ.

ૐ

૪૯) હળદી કુંકુમના છાટનોમંત્ર [વરકન્યાને આશિર્વાદનોમંત્ર]

ૐનમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- શ્રી ગુરૂવાચા, નરવાચા, શ્રી રૂદ્રશક્તિવાચા, શ્રીબ્રહ્મા વિષ્ણુ મહેશ્વર વાચા, શ્રી લક્ષ્મી પાર્વતી સાવિત્રી ગાયત્રી સરસ્વતિવાચા પ્રણામ નારાયણને, સત્ દત્ત શિત્ત વાચા, વેદ વાચા, આદ્યવંશ સતપંથની વાચા, વેદવંશ પરિવારની વાચા, નવખંડ, સપ્તદ્વીપ પૃથ્વીની વાચા ચોવીસ મુલકની વાચા. અષ્ટકુળપર્વત નવકુળ નાગ બારકુળ મેઘની વાચા, સપ્તઋષિની વાચા, નવસો નવ્વાણુ નદીઓની વાચા, ચાર વાણ ચાર ખાણની વાચા, ષડ્શાસ્ત્રની વાચા, અઢારભાર વનસ્પતીનીવાચા ચન્દ્રસૂર્યની, નવગ્રહની વાચા, નવલાખ તારાની વાચા, ચૌદભુવનના દેવની વાચા અગ્ની તેજ વાયુ અજાદેવ વરૂણદેવની વાચા, ધુંધુકારની

૧૭૪૦

ઈંડછેદ્યાની વાચા. કરણ કલ્પની ચાર યુગોનીવાચા, સત દત્ત દયા ક્ષમા યતિ સતિ સંતોખી રેહણીની વાચા, અડસઠતીર્થની વાચા, નવનાથ ચોર્યાશી સિધ્દની વાચા, અઠ્યાશી સહસ્ત્ર ઋષિયોની વાચા, સંત મહંત ભકતોની વાચા, નવ્વાણુ કરોડીસુ યક્ષની વાચા, છપ્પન કરોડીશુ મેઘાની વાચા, બત્રીસ કરોડીસુ કિન્નરની વાચા, પાચ કરોડીશું પ્રલ્હાદની વાચા, સાત કરોડીસું હરિશ્ચન્દ્રની વાચા, નવ કરોડીશું યુધિષ્ઠિર પાચે પાંડવોની વાચા, બારકરોડીસુ કમળાકુંવર-ની વાચા, અનંત કરોડી દેવની વાચા. શ્રી નિકલંકી નારાયણની વાચા, દસે અવતારોની વાચા, કુલ ઋષીવરની વાચા, ગત ગંગા મુખી મુસાફરની વાચા, સપ્તદૂત ચોસઠલાખદેવીઓની વાચા હરિવંશ કુળ કાયમના પરિવારની વાચાયે આદ્યઊનાદે ૐ કારે ધર્મ સ્થાપ્યો તથા સદગુરૂયે વિસ્તાર કિધો, આદ્યસતપંથની સ્થાપના કરી, વેદ વંશે તો આવ્યા હરી સ્થાપના કરી દેખાડ્યા ધર્મ ઋષિવર જીવોના ઊતારવા કર્મ, પહેલા સર્જ્યા વેદને વાણ, પછી સરજી ચારે ખાણ, પ્રણામ તમારા, સતદત્ત વાચાતમારી, પ્રાર્થના વિનંતી સુણો અમારી, સ્વામી તમે નિરંજન નિરાકાર નિકલંકી નારાયણ, સૃષ્ટીના ધણી શાંતિકરો દયા કરો આવતીબલા ટાળો કમાઈમા બરકત કરો, રોજી અક્ષય કરો, સેવક ઊપર દયાકરો, બાલ ગોપાલપર કૃપા દષ્ટી કરો, અનિષ્ટ પરહરો ને ઈષ્ટ કરો, આઈપે દૂર કરો દ્વૈત શત્રુતા દૂર કરો, સેવકની ખેતી વાડી વણજ વેપારમા લાભ આપો આવ્યા વિઘ્ન દૂર કરો અપરાધ ક્ષમા કરો, ચોપાઈ દોપાઈપર દયા કરો, સેવકના હરેક વિઘ્ન દૂર કરો. વાડી તમારી હરી ભરી રાખો, સ્વામી તમે લજ્જા અબૃ રાખો, સેવકોની વિપત્તી દૂર કરો. એ[નામ]સેવકના ત્રિવિ-ધ તાપ નિવારો, તેણે સુખશાંતિ આપો, લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો

સમર્થા સહાય કરો, કરગર્યા કાને ધરો આવાગમન દૂર કરો, કિધા અપરાધ ક્ષમા કરો. બીજા અપરાધ ના કરાવશો, પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળા આપો, તમારા સિંહાસન ઘટપાટ આગળ એ જીવ વિનંતી કરે છે તે વિનંતી તમે આશીષ આપી સ્વીકાર કરો. સેવકની આશા આકાંક્ષા ઈચ્છા કામના પુરાવો પુજા પાત્રી સ્વીકાર કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ ।

ૐ

૫૦) દહી - દુધ પવિત્ર - શુદ્દ કરવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે - પાણી પવિત્ર પવનપવિત્ર, આકાશ પવિત્ર, ધરતી પવિત્ર,, ચન્દ્ર સૂર્ય પવિત્ર, નવ્વાણુ કરોડી યક્ષપવિત્ર છપન કરોડી મેઘાપવિત્ર, બત્રીસ કરોડી કિન્નાર પવિત્ર, તેત્રીસ કરોડી દેવતા પવિત્ર, પાચ કરોડી પ્રલ્હાદ પવિત્ર, સાત કરોડી હરિશ્ચન્દ્ર પવિત્ર, નવ કરોડી યુધિષ્ઠિર પવિત્ર, અનંત કરોડી કમળા કુંવર પવિત્ર, પ્રભુના નામ પવિત્ર, પ્રભુના નામથી આ દહીદુધપવિત્ર સ્વામી તમે નિરંજન નિકલંકી નારાયણ સૃષ્ટીના ધણી શાંતિ કરો દયા કરો, આવતી બલા ટાળો કમાઈમા બરકત કરો, ખેતીવાડી વણજ વેપારમા લાભ પુરો, રોજી અક્ષય કરો, જે ભંડારથી ભંડાર નિકલે તે ભંડાર ભરપૂર કરો. બાલ ગોપાલપર કૃપાદષ્ટી કરો, આઈપે દૂર કરો દ્વૈત શત્રુતા દૂર કરો, ચોપાઈ દોપાઈપર દયા કરો, સેવકના હરેક વિઘ્ન દૂર કરો, વાડીતમારી હરી ભરી રાખો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૫૧)
સકળસંઘઋષિવરોને છાટનાખી પગેલાગી આશીખ કરવાનો મંત્ર:
ૐનમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ
તમારી આશીખે- સ્વામી તમે આદ્યનિરંજન નિકલંકીનારાયણ રૂપેત્રણ
મુરતના એકરૂપ, આદ્યપુરૂષથી ૐકાર તમે સૃષ્ટીના સર્જનહાર
ઈંડ છેદી રચ્યો સંસાર, ત્રણ મુરતનો એક વિચાર સાતે સાગર એ-
કાકાર, ખગોલ ભૂગોલ માહે સચરાચર સ્વર્ગ મૃત્યુ પાતાળ, જળથળ
પર્વત સાગર જમીન સ્થાવર જંગમ ગામ સીમ વૈભવ, નગર નવખંડ
ને ચૌર્યાશી મુલક, એકવીસ બ્રહ્માંડ, માયા વસુંધરા તમે રંચી છે.
આસન સિંહાસન ઘટપાટે, એક મુરત ત્રણ દેવ મળી કળસ માહે
કળાધરી, સ્વામી તમે અમીરસની છાટનાખો, તમારા જીવોને
તમારી શરણમા રાખો, આદે અંતે દર્શન આપો, ધર્મ અમારો સુર-
ક્ષીત રાખો, સત્ય અને સબુરી આપો, કરોડ કરોડી અપરાધ કાપો
નિકલંકી નારાયણ સદગુરૂ બ્રહ્માનું નુર પીયે તે જીવ અનંત કરોડીની
સંગતે મળે. સદગુરૂઈમામશાહ ૐશ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૫૨) મુખીને પાવળ પીવાનો મંત્ર
ૐનમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ
તમારી આશીખે – તમે દેવ નિરંજન નિરાકાર, નિકલંકીનારાયણ
દસમો અવતાર, ઈશ્વર યુગે યુગના બ્રહ્માજી, તમારા પાવળના છાટથી
સપ્ત પાતાળ એકવીસ બ્રહ્માંડના બંધ બાંધ્યા, તે નુર પાવળે બાંધ્યા,
શ્રી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર કળશ માહે કળાધરી બેઠા તે નૂર છાટથી બાંધ્યા
હરિવંશના હંસરાજા, પરી દેવના ટોળ, ૐકાર વંશે સ્વામીજી પાતાળે
દેવતા, જમીન આકાશ પવન પાણી ગુપ્તી પ્રગટી કુળ ગોત્ર વંશ માહે

આણી વેળાએ જે કોઈ નૂરની આશા કરે તે જીવની આશા પુરો, જળ મધ્યે દેવ નિરંજનનો વાસ છે, તમારા ચરણ તીર્થના પ્રતાપે અમને સુખ શાંતિ આપો દયા ક્ષમા શાંતિ અહીંસા ભક્તિ પ્રીતિ મુક્તિ આપો. સદ્ગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૨૩) કળસ ઊઠાડવાનો – કળસ ભેળવો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – ૐ કાર ૐ નમો શ્રી નિકલંકી નારાયણ મન હેતે બાંધ્યા જળ કુંભ રહે, જળે બાંધ્યા કુંભ છે, કુંભે બાંધ્યા જળ રહે, જળ-વિના કુંભ ના હોય, જ્ઞાને બાંધ્યા મન રહે, ગુરૂ બીના જ્ઞાન ન હોય આદ્ય કુંભ કળશને ઘડી, ઊત્પન્ન જળ વડે ભરી, તે આદ્ય કુંભ સદા ઊત્તમ ઊપન્યા તે કુંભની પૂજા પ્રવૃત્તંતે હો સ્વામીજી, સદગુરૂ દર્શન પૂજતે હો સ્વામીજી, જીવ કારણે ભયે ગુરૂ બ્રહ્મા ૐ કારે આદ્ય ઊનાદે હરી તે મહાબલવંત દેવતા, આજ કલિયુગમા હરિ અલેખ નિરંજન અવતાર પામ તે નર ઊત્તમ ઊપન્યા હો સ્વામીજી. જે માનંતે જે પુજંતે તે લહેર કરંતે, મહેર મહેરં અમર ભોજનં અમરાપુર વાસં, જે ન માનંતે જે ન પૂજંતે તે જીવ જાયતે ઘોર અંધારે, તે જીવ ભવોભવ બુડંતે હો સ્વામીજી. શ્રી સદગુરૂ વાચા પહેલા કૃતા યુગમા ચાર રૂપ, શ્રી મત્સ્ય કૂર્મ, વરાહ, નૃસિંહ. ત્રેતાયુગમા ત્રણ સ્વરૂપ શ્રી વામન પરશુરામ શ્રીરામ, દ્વાપાર યુગમા બે સ્વરૂપ શ્રી કૃષ્ણ શ્રી બૌધ્ધ, આજ કલીયુગમા એક સ્વરૂપ શ્રી નિકલંકી નારાયણ, ઘટપાટ પખાળ્યા, ઘટપાટ સ્થાપી ઋષિ ઊધ્ધાર્યા દૈત્ય દિધા પાતાળ, એની પાવળે સિધ્યા રાજા પ્રલ્હાદ પાચ કરોડી જીવના તો કિધા કાજ, એની પાવળે સિધ્યા રાજા હરિશ્ચન્દ્ર, જેણે ગુરૂના વચને છોડયા રાજ, સાત કરોડી જીવના

૧૭૪૪

તો કીધા કાજ, એની પાવળે સિધ્યા રાજા યુધિષ્ઠિર, પાચે પાંડવે છોડ્યા રાજ, નવ કરોડી જીવના તો કીધા કાજ. નિયમે જળ, નિયમે સ્થળ નિયમે બાંધી પાળ, સતગુરૂ બેઠા જાંબુદ્વિપમા ઘટપાટ પખાળ્યા, ઘટ-પાટ સ્થાપી ઋષિ ઊધ્ધાર્યા દૈત્ય ચાપ્યા પાતાળ. સ્વામી સાચા સ્વામી નમસ્કાર એ પાવળના એહજ વિચાર, સદગુરૂ કથંતે સ્વામીજીનીવાચા ગગન મંડળમા અમીરસહોય ત્યાં હોય નિરંજનના વાસા, સુગરાહોય સો ભરી ભરી પીયે નુગરા જાય પ્યાસા. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણને નમોનમઃ।

ૐ

૫૪) પાટેથી પૈસા ઊપાડવાનો મંત્ર

ૐનમોશ્રીસદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે – સ્વામી સાચા તમે, પવિત્ર તમે, આદ્યતમે, અંત તમે પ્રગટતમે ગુપ્ત તમે, દાતારતમે ઈશ્વરતમે, કાયમ તમે દયામયતમે ઊદાર તમે, સ્વામી તમે કરો તે થાય, તમારે મંદિરે દ્વારે જેકોઈ આવે સકળ સંઘને ભાવે, અમારા અપરાધ ક્ષમા કરો, બીજા અપરાધ ના કરાવશો, પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળા આપો, લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો, સકળસંઘને દર્શન આપો સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૫૫) પ્રસાદ લેવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂઈમામશાહ આદ્યવિષ્ણુનિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે – સ્વામી તમે સૃષ્ટીના સૃજનહાર, પ્રસાદ ભાવેસુ-ભાવે, તમારે નિમિત્તે, તમારે ભોજન સ્થાને સ્વીકાર કરો, અન્નપાણીના આહાર, પાન ફૂલના ભોક્તા, સકલ સંઘ ઊપર દયા કરો, દયાની દષ્ટી

કરો અનંત જીવ તપ કરી આવ્યા. એમ દેવ વેદવાચકે ભાકંતે. સદ્ ગુરૂએ હેત કર્યા તે ચતુર્વેદી બ્રહ્મા. સ્વામી સાચા દાણા સેવાચે આણ્યા જ્યાં કાદાણા, ખેતી કર કમાના સત્યસુલાના પ્રેમસુપકાના સંન્યાસી ગ્રાસ દાણા બ્રહ્માર્પણ કરીને ખાના, સ્વામીતમને પહુચાના સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૫૬) પ્રસાદ આરોગ્યા પછીનો આશીષનો મંત્ર.

ૐનમોશ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– એકગણુ દાન, સહસ્ત્રગણુ પુણ્ય હો, કુલંતર વેળાએ રક્ષા હો, ધર્મની સુરક્ષિતા હો, સ્વામી અમારા વંદન સ્વીકારો, સહાય-કરો, જે ભંડારથી ભંડાર નિકલેતે ભંડાર ભરપૂર કરો. પીધુ નુર સ્વામી તમે આપ્યું સેવકે આરોગ્યું, બ્રહ્માજી તમને પહુચાડ્યું. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૫૭) સકળ સંઘને પરવારી ઊઠવાનો મંત્ર.

ૐનમોશ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ તમારીઆશીષે– સ્વામી તમે વાટે ઘાટે દુઃખ દોહેલા દૂરકરો, હેરક વિઘ્ન દૂરકરો વાડી તમારી હરીભરી રાખો, ખેતી કમાઈમા લાભ આપો, જગતમાધર્મ સમાન રાખો. તમે લજ્જા અબ્રુ રાખો, તમારા નિયમે ધર્મે, તમારી દશાંશ સુકૃતે તમારી ગતગંગા ઊપર કૃપારાખો, જંબુદ્વીપનાધણી તમોઊપન્યાં ઊંચસ્થાન સહસ્ત્રદ્વીપ આર્યાવર્તે કિધા મુકામ તમો વસ્યા ઊંચસ્થાન જેણે ગુર્જર ખંડમા કિધા કામ, તેનું પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહનામ, જે કરશે અનંત કરોડી જીવોના કામ તે આદ્યવિષ્ણુ નિરંજનનારાયણનામ, તમે સેવકોની વિપત્તી દૂર કરો, લક્ષચોર્યાશીના ફેરાટાળો અનંત કરોડીનામેળા આપો. સદગુરૂઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

# ઉત્તરકાર્ય તથા પીંડશ્રાદ્દનો પૂજાવિધીમંત્ર

પહેલા સાધીપૂજાવિધી પતીગયાપછી, મંત્ર ૧ થી ૩૫ સુધીના મંત્ર ભણ્યા પછી ઉત્તરકાર્યનુ શુભ શુરૂઆત કરવી. જે જીવનો ઉટાસન કરવાનું હોય તેનો એનાપેલ કંકણ બાંધેલું ન હોય તો કાંકણ બાંધવાનો મંત્ર ક્ર.૩૭ નો ભણવો પછી પ્રસાદના નાના નાના ૭ પીંડ કરીને એક થાળીમા મુકવો. તે પીંડ ઉપર તીર્થના છાટ દઈ પીંડ પવિત્ર કરવાનો. નીચેના મંત્ર ભણવો અને પછી. દરેક પીંડ ઉપર આચવનીથી કળશમાનું તીર્થ નાખીને સપ્તયમદૂતને નમસ્કાર તથા આવાહન કરવાનો મંત્ર ભણવો અને તેપછી પીંડોના થાળ ઉપર છાટ નાખીને ગાયત્રીનો મંત્ર ભણવો.

ૐ

૫૮) પીંડને પવિત્ર કરવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– સ્વામી તમે પરમ પવિત્ર, પવન પાણી પવિત્ર, ધરતી આકાશ પવિત્ર ચન્દ્ર સૂર્ય પવિત્ર, સાત સમુદ્ર પવિત્ર, અષ્ટકુળ પર્વત પવિત્ર નવકુળ નાગ પવિત્ર, તન પવિત્ર મન પવિત્ર, પાચ કરોડી પ્રલ્હાદ પવિત્ર સાત કરોડી હરિશ્ચન્દ્ર પવિત્ર, નવ કરોડી યુધિષ્ઠિર પવિત્ર જતીયા સતીયા પવિત્ર પંચાયતન પવિત્ર પ્રભુ તમારા નામથી આ પીંડ પવિત્ર. સદગુરૂ શ્રી ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૫૯) સાત યમદૂતને નમસ્કાર કરવાનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – કરાલને નમસ્કાર, વિકરાલને નમસ્કાર, વક્રનાસને નમસ્કાર, મહોદરને નમસ્કાર, સૌમ્યને નમસ્કાર, શાંતને નમસ્કાર નન્દને નમસ્કાર, સાત સાગરને નમસ્કાર, સાત યમદૂતને નમસ્કાર, જેતા કારજ કરતા આવે તે આજ કરોજી, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

(૬૦) ગાયત્રીનો કલિયુગમંડાણનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ, તમારી આશીષે- આ કલજુગના મંડાણ મંડતે હો સ્વામી. કાલનામ સંવત્સરે વૈશાખ શુધ્દબીજે શુક્રવારે મુળ નક્ષત્રે તે દિને કલીયુગ પ્રવર્તતે હોસ્વામી, કલજુગ મધે ગુપ્ત અવતાર લખતે હોસ્વામી, ગુરૂ તો સતગુરૂ બ્રહ્મા, શક્તિ તો આદ્યશકિત, સ્થાન તો દિલમદેશ, ક્ષેત્ર તો પંચનદી મુલસ્થાન, નિર્દાળત દાનવ કાલિંગો ચાંડાલ, ઊચારત અથર્વવેદ ઊધ્દરતે ગાયત્રી આજ વર્તતે ભરતખંડે જંબુદ્વીપે, કુવારીકાક્ષેત્રે અજીયા ઊધ્દરતે સાદસુનતે, પાપહનતે વૈરી મરતે, મોક્ષ લંભતે, શ્રીસદગુરૂ નમોનમઃ, ગુપ્ત અવતાર નવ પ્રગટ અવ-તાર એક શ્રી નિકલંકી નારાયણ, ઓરાધિક તો શ્રી સદગુરૂ, વેદતો અથર્વવેદ દર્શન એક જતસત, મેઘ એક દુર્મેઘ, ચતુરખાણ સ્વેદજ ઈંડજ જારજ ઊદ્ભીજ જગન એક અજામેધ, વ્રત એક શુક્રવારીબીજ, દત્ત એક લોખંડ પ્રણામ એક હેજંદા, દાગ એક ભોમ દાગ, ફુલ પ્રાપ્તતે મિથુને ધર્મ વિસ્વા અર્ધો, પાપવિસ્વા સાડા ઓગણીસ, કલજુગ મધે છત્રીસ કરોડી જીવ નિયમધારી તેમા બારકરોડી પરળોગતા, બાર કરોડી આવાગમન, બારકરોડી મોક્ષમુગતા; પરમપદ અમરાપુરી ગતા ભાવે પ્રસાદે સતપંથ સદા ઊત્તમ ભવોભવ હોસ્વામી. કલિયુગનો પ્રમાણ ચાર લાખ બત્રીસ સહસ્ત્ર વરસનો છે. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ ।

સપ્તયમદૂતોના આવાહન પછી તે જીવોના નામોથી પીંડ સારવાનુ વિધી કરવી. તેનામાટે પહેલા એક થાળીમા એક પીંડ કરી તેનાઊપર તીર્થના છાટ દઈ પીંડ પવિત્ર કરવાનો મંત્ર ભણવો અને પછી દરેક પીંડ ઊપર આચવણીથી તીર્થ નાખીને પીંડ સારણીનો મંત્ર ભણીને પછી ગાયત્રીનો મંત્ર ભણવો. આ પ્રમાણે બીજી થાળીમા બે, ત્રીજીમા ત્રણ ચોથીમા ચાર એવા સાત થાળીમા ક્રમથી સાત પીંડમુકી ઊપરપ્રમાણે વિધીકરવું. એ પીંડ સારણીની વિધી કેમ કરવી? આપણા પીંડ એટલે દેહ પંચમહાભૂત, પંચજ્ઞાનેન્દ્રિય પંચ કર્મેન્દ્રિય, પંચ પ્રાણ-તન્માત્રા, સત્વ, રજ, તમ, મન, અહંકાર, મહત્તત્વ, પ્રકૃતિ, અને મને એવા અઠ્ઠાવીસ તત્વોથી બને છે (ભાગવત સ્કંદ ૧૧/૧૯/૧૪) આ અઠ્ઠાવીસ તત્વોમાથી જીવોની મુક્તતા થવામાટે આ પીંડ સારણીનો વિધી કરવાની જરૂરી છે.

ૐ

(૬૧) પીંડ સારણીનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– પરમાત્મા નિકલંકી નારાયણ અવિનાશ, તમે કરો વિઘ્ન નાશ, તાંબાના કોટ લોહાની કમાડ નવસો નવ્વાણું નદીઓ પ્રભુને દ્વાર, કુલ અપરાધ માફ થાય, ધર્મદ્રોહ દુષ્ટતા નાશ થાય દમ દોહેલી વાટ સોહેલી થાય, સ્વાસોશ્વાસે નારાયણ, ચરણે ચરણે નારાયણ આસન વાસન વસ્ત્ર સ્વીકારાય, જાંબુદ્વીપના ધણી તમારી સંગતના લાભ અપાય, તમારા આશીષે આસન વસ્ત્ર વાસનરૂપી તવંગર દાન, તમે પ્રણામ સ્વીકારો, સ્વામીને પ્રાર્થના, પરમાત્માને પ્રાર્થના, સકળ સંઘવતી પ્રાર્થના તમો સૃજનહાર જેણે દેવ સેવ્યા તેનો અમરાપુરમાવાસ, મુખે મીઠા ગ્રાસ સ્વામીજીને દર્શન પાસ, સેવક અપરાધી એ જીવના આસન વાસણ વસ્ત્ર પવિત્ર, સદગુરૂ ઈમામશાહ તમારા પાવળના પ્રતાપે કરી એનામ જીવ જાહા હોય ત્યાંથી છોડાવો. એ જીવ ઊપર મેહેર કરો, અમરાપુરમા વાસો દેવો, પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળા આપો, એ જીવના પીંડ પડયા તે કબુલ કરો. એ અઠ્ઠાવીસ તત્વથી એ જીવના પીંડ મુકત કરો. અનંત કરોડીના મેળા આપો, પંચાયતનના પ્રતાપે કરીને એ જીવના ઊટાસન કર્યા તે કબુલ કરો, કમલાકુંવરની સોબતમા રાખો સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

અઠ્ઠાવીસ તત્વ :–

| | | | | | |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | કર | ઘ્રાણ | પ્રાણ | તમ | અહંકાર |
| આપ | ચરણ | શ્રોત્ર | અપાન | | |
| તેજ | વાણી | રસના | વ્યાન | રજ | મહત્તત્વ |
| વાયુ | ગુદા | ત્વચા | ઉદાન | સત્વ | પ્રકૃતિ |
| આકાશ | શિશ્ન | ચક્ષુ | સમાન | મન | પુરૂષ |

પીંડ સાર્યા પછી એક થાળમાં એક મોટો પીંડ અને ત્રણ નાના પીંડ કરીને મુકવો અને બીજી થાળીમાં બે મોટા પીંડ કરીને મુકવો. બન્ને થાળી ઉપર તીર્થનો છાંટ નાખી પીંડ પવિત્ર કરવાનો મંત્ર ભણવો. પછી પેલી થાળીમાના ત્રણ નાના પીંડ ઉપર ભાઈ સુતક ઉતારવાનો મંત્ર ત્રણ વખત ભણવો, અને પછી મોટા પીંડ ઉપર સપ્ત યમદૂતનો મંત્ર ભણાવો. બીજી થાળીના એક પીંડ ઉપર છાંટ દઈ હરિવંશનો મંત્ર ભણવો અને બીજા પીંડ ઉપર આગળનો બધો વિધી ક્રમથી કરવો.

ૐ

૬૨) ભાઈસુતક પ્રાયશ્ચિત્ત ઉતારવાનો મંત્ર [સ્ત્રી પુરૂષનો]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશિષે– દેવ પાવન નૂર પાવન નિરંજન નારાયણ પાવન, પંચ દેવ પાવન, ચૌદ બ્રહ્માંડ પાવન, સપ્તઋષી પાવન, બાર કુળ મેઘ પાવન, તમારા નામ પાવન, તમારા ઠામ પાવન, તમારા નામ નુરના પ્રતાપે કરીને એ [નામ] ભાઈ પાવન ધરતી આકાશ પાવન પવનપાણી પાવન. ચન્દ્ર સૂર્ય પાવન તારા મંડલ ધ્રુવ મંડલ પાવન, અષ્ટકુળ પર્વત પાવન, નવ કુળ નાગ પાવન, બાર કુળ મેઘ પાવન, સાત સાગર પાવન નવસો નવ્વાણુ નદીયો પાવન, તમારા નામ નુરના પ્રતાપે કરી એ [નામ] ભાઈ પાવન, નવ નાથને ચૌર્યાશી સિધ્ધ પાવન અઠયાયશી સહસ્ત્ર ઋષીયો પાવન, જગતના બધા સંત મહાત્મા પાવન, હરિવંશ કુળ કાયમના પરિવાર પાવન, અડસઠ તીરથ પાવન નવ્વાણુ કરોડ યક્ષ પાવન છપન કરોડ મેઘ પાવન, બત્રીસ કરોડ કિન્નર પાવન, તેત્રીસ કરોડ દેવતા પાવન, અનંત કરોડ દેવ પાવન, તમારા નુરના પ્રતાપે કરીને [નામ] ભાઈ પાવન. નુરના છાંટે સેવક પાવન.

પ્રથમ આદ્ય નિરંજન ધુંધુકાર, તમે સરજી મુરત ચાર, તમે સૃષ્ટીના સર્જનહાર, તમે કિધા વેદ વિસ્તાર, સ્વામી તમે ધર્યા અવતાર, અથર્વવેદમા સચરાચર ખાણી વાણીને સર્જ્યા વેદ. તમે સરજ્યા અમરભેદ અમરભેદની અમર કાયા, આદ્ય અંતે નૂર નિપાયા, નૂરથી નિર્મલ

જીવ નિપાયા, સ્વામી તમથી ઊપન્યા તમમાહે સમાયા, સુતકટાળો પાતક બાળો, નુરે જીવના પીંડ પખાળો, સદગુરૂસ્વામી છાટનાખી છોત ઊતારો, પાપની મોટ ઊતારો, સુતક પાતક પ્રાયશ્ચિત્તઊતારો દિન એક માસ, છમાસ, દસમાસ દિન ચાર જારજ ખાણીમા મનુષ્ય અવતાર તમે ઊતારો[નામ]ના ભાર, પરઅન્ન પરજળ દુનિયાતણો વહેવાર, તમે નુરથી પાવન કરો, સુતકટાળો પાચેપાતક બાળો, સાચો ઝુટો ભુલ્યો ચુકયો વાચાવચને વેદહીને ઓને ઊણી આચારી અવગુણી પાતકે ભર્યો પાચે પાતક દૂર કરો. વારોવાર-લગી પાવન કરો, નુરે કરી જપાવો અજંપાજાપ, તમેઊતારો સેવકોના પાપ, ગતગંગાને સકળસંઘ, અનેકવર્ણને એકજઅંગ, નુરથી પાતક દૂર કરો, ઈમામશાહ તમે જીવોના તારણહાર સ્વામીતમે એ [નામ] ને પાવન કરો. બારે રાશીના અપરાધ ક્ષમાકરો. સદગુરૂ ઈમામશાહ ૐશ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

૬૩) ૐ

સાત યમદૂત તથા દેવદૂતને નમસ્કાર કરી આવાહનકરવાનો મંત્ર ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- કરાલને નમસ્કાર, વિકરાલને નમસ્કાર, વક્રનાસને નમસ્કાર, મહોદરને નમસ્કાર, સૌમ્યનેનમસ્કાર, શાન્તને નમસ્કાર, નન્દને નમસ્કાર, સાત સમુદ્રને નમસ્કાર, સાત યમદૂતને નમસ્કાર, સાતદેવદૂતને નમસ્કાર, જેતાકારજ કરતા આવે તે આજ કરોજી. સેવકોના આમંત્રણ સ્વીકારો, એ જીવના ઉદાસન કરે છે તે જીવને તમારી સહાયતા આપો તે જીવને સુખશાંતીથી પાર ઊતારો તેઓના અપરાધ ક્ષમાકરો તે જીવને યક્ષ મેઘા કિન્નર પાચ સાતનવ બારતેત્રીસ કરોડી અનંતના મેળામા પહુચાડો. સદગુરૂ ઈમામશાહ ૐશ્રી નિકલંકીનારાયણને નમોનમઃ

ॐ

(૬૪) હરિવંશને નમસ્કાર કરવાનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારિ આશીષે- પ્રથમ નીલવર્ણ ધંધુઃકાર, નામ ત્યાહા ૐ કાર, ૐ કારથી ભુમાકાર, ભુમાકારથી આદ, આદથી અલેખ, અલેખથી નિરંજન, નિરંજનથી નિરાકાર, નિરાકારથી, નીલ, નીલથી અનીલ અનીલથી સુન, સુનથી શાન, શાનથી જ્ઞાન, જ્ઞાનથી ધ્યાન, ધ્યાનથી તેજ, તેજથી જલ, જલથી કમલ, કમલથી આદબુંદ, આદબુંદથી ગુજતત્વ, ગુજતત્વથી પરમતત્વ, પરમતત્વથી આદપુરૂષ, આદપુરૂષથી નાભીચક્ર, નાભીચક્રથી ભયે ગુરૂ બ્રહ્મા, સદગુરૂ બ્રહ્માથી સકળસૃષ્ટીની ઊત્પત્તિ. પ્રથમ નામ તો ૐ ઉનાદ, અવિગત, એહદ, હવ, કવ તત્વ, ધર્મ, તેજ, કેવલિક, નાદ, ઓઆ, હરિતક, હરિપર્વ, પુરૂરવા અતીતવંશી, પ્રેમરખેશર વંશ તો શ્રી મછ, શ્રી મછ અવતારને નમસ્કાર શ્રીમછથી માનાઈત, અસુમિત્ર, જમરીખ, ભગરીખ, વછાઈત, અજુવ્રત, વ્રીશપત, ફલીત્ર, ત્રિકમઋષી વંશ તો શ્રી કૂર્મ, શ્રી કૂર્મ અવતારને નમસ્કાર, શ્રી કૂર્મથી વછાઈત દકાઈત, કાત્યાયન, પ્રજાપત, ઊગ્રસેન, કજીન, દાડમરખેશર, વંશ તો શ્રી વરાહ અવતાર, શ્રીવરાહ અવતારને નમસ્કાર, શ્રી વરાહથી દેહેરરૂપક, કેશવ, ઋવી, ઋલીપત્ય, ગૌતમ, વિષ્ણુ, હરિતક વંશ તો શ્રી નૃસિંહ, શ્રી નૃસિંહ અવતારને નમસ્કાર, શ્રી નૃસિંહથી મુનિનાયક, સેવક રેવક, વડવાસન, વહેલોચન, કાશ્યપ વંશ તો વામન, શ્રી વામન અવતારને નમસ્કાર, શ્રી વામનથી માનધાતા, પૃથ્વીજય, ઊગ્રસેન અસરત, જગીન, જમદગ્ની વંશ તો શ્રી પરશુરામ, શ્રી પરશુરામ અવતારને નમસ્કાર, શ્રી પરશુરામથી રઘુ, નઘુ, યયાતિ, કેવળિક, કુવાદિક, અજેપાળ, દશરથ વંશ તો શ્રીરામ, શ્રીરામ અવતારને નમસ્કાર

૧૭૫૨

શ્રીરામથી લવકુશ, પદ્મ, પરિક્ષિત, વિરપાલ, સુરસેન, વસુદેવ વંશતો શ્રી કૃષ્ણ, શ્રી કૃષ્ણ અવતારને નમસ્કાર, શ્રીકૃષ્ણથી સાંબ પ્રદ્યુમ્ન, અનિરૂધ્ધ, શિખ, શેખસ્થાન, બુધસ્થાન, વેણુવત્સરાજ, સિંહરાજ વંશતો શ્રી બુધ્ધ, શ્રીબુધ્ધ અવતારને નમસ્કાર, શ્રી બુધ્ધથી શામ, આસાઆમ, આસાથમ, અજીરા, વધીરા, બદલ, જલમ, જલમથી પાછે શ્રી નિકલંકી નારાયણ નિરંજન પોતે પધારસે, શ્રી નિકલંકી નારાયણને નમસ્કાર, શ્રી હરિવંશને નમસ્કાર, દશે અવતારોને નમસ્કાર. સ્વામીતમે, ગતગંગા સકળ સંઘની વિનંતી સ્વીકાર કરો ઘટમાહે તમારી કળાધરો તમે નુરસ્વરૂપે ઘટમાહે વાસકરો સ્વામીતમે એ[નામ]સેવકઊપર સ્નેહની દ્રષ્ટી કરો, દયાકરો, હરિવંશના પુણ્ય પ્રતાપે કરી એ જીવના અપરાધ ક્ષમા કરો. એ જીવને સુખશાંતિ આપો એજીવનું ઊટાસણુ હોય તે તમે આશીખ આપી કબુલ કરો. એ જીવના કાર્યમા સહાયતા કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૬૫ પહેલી સ્વેદજખાણનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે – સ્વામી આદ્યતમે, ઊનાદતમે, સાદતમે, શબ્દતમે તેજતમે, બીંબતમે, ઈંડતમે, પીંડતમે, નૂરતમે, નિરંજનતમે, પ્રથમ નામતો ૐકાર નિરંજન તે નિરાકાર, ઊત્પન્ન કિધી મુરત ચાર શબ્દથી સર્જ્યો સંસાર, તમે સૃષ્ટીના સર્જનહાર, આદ્યસર્જી ચારજ ખાણ, ચતુર મુરતે વર્તીવાણ, ત્યારે બ્રહ્માજી થયાપ્રકાશ, ઊપજ્યા પીંડ જીવને શ્વાસ, ઓઅંગ આસને બેઠારહ્યા, બ્રહ્માજી ધ્યાન ધરી રહ્યા, હરીયે ગુરૂનરને કિધું જ્ઞાન, તેજ સદગુરૂએ

કિધુ જાણ એક વચને માન્યા સહી, બીન ધર્મીએ માન્યા નહી. ધર્મી
ને આપ્યો સતપંથ, બીનધર્મી પડ્યા માયાના ફંદ. બીનધર્મી બે
એકે પ્રમાણ્યા પામ્યા ધર્મ, બીન ધર્મીને શીર બેઠા કર્મ, તેના કિધા
ત્રણજભાગ યુગ સ્વરૂપ અને સરજ્યા દાગ, લક્ષ ચોર્યાશી ફેરા ફર્યા
ત્રણ કલ્પમા જીવ અવતર્યા. જે કોઈ ભણ્યા રૂગવેદ, તે જીવ પામ્યા
અમર ભેદ. કરણ કલ્પ જો રહ્યા, ત્યારે બ્રહ્માને હુકુમ જો થયા. તેના
કિધા યુગજ ચાર, શકિત રૂપી રચ્યો સંસાર કૃત યુગમા સ્વેદજખાણ
જેણે ગુરૂનર કિધા પ્રમાણ. રૂગ્વેદે દેખાડ્યા ધર્મ તે જીવ અમરથયા
ને છુટ્યા કર્મ. માન્યા તે અમરાપુર ગયા, ન માન્યા તે ફેરામા રહ્યા.
ત્રેતા યુગમા ઈંડજ ખાણ. જેણે ગુરૂનર કિધા પ્રમાણ. યજુર્વેદે દેખા-
ડ્યા ધર્મ તે જીવ અમર થયાને છુટ્યા કર્મ. માન્યા તે અમરાપુર ગયા
ન માન્યા તે ફેરામા રહ્યા. દ્વાપાર યુગમા ઊદ્‌બીજ ખાણ. જેણે ગુરૂનર
કિધા પ્રમાણ. સામવેદે દેખાડ્યા ધર્મ તે જીવ અમર થયાને છુટ્યાકર્મ
માન્યા તે અમરાપુર ગયા, ન માન્યા તે ફેરામા રહ્યા, આજ કલિયુગમા
જારજખાણ, જેણે ગુરૂનર કિધા પ્રમાણ અથર્વવેદે દેખાડ્યાધર્મ તે
જીવ અમરથયાને છુટ્યા કર્મ માન્યા તે અમરાપુરગયા, નમાન્યા તે
ફેરામા રહ્યા તમે નિરંજન નિકલંકીનારાયણ સદગુરૂ સ્વામી દાતાર
સ્વામીશ્રી ઈમામશાહ એ[નામ]જીવને છોડાવો સ્વેદજખાણ, ફેરા
છોડાવો એકવીસલાખ રૂગ્વેદે પુરી શાખ, તમારો આડો, તમારો પાડો
તમારો વાડો એ જીવને સ્વેદજ ખાણ માહેથી કાઢો. સદગુરૂપાત્ર બ્રહ્મ
ઈન્દ્ર ઈમામશાહ, પંચમુખી બ્રહ્મા, આદ્ય વિષ્ણુ નારાયણ અવતાર
તમે ધરો આયુધ અને લો શણગાર. બાંધો હથિયાર વારાના ધણી, ચિંતા
કરો એ જીવતણી. તમે બાંધો દૈત્યસુ આડો, તમારા જીવને સ્વેદજ ખાંણી
માહેથી કાઢો, તમે જાણોને તમે પીછાણો, છોડાવો ખાણીને જીવને

માર્ગે આણો સદગુરૂ દાતાર તમારા વાચકે ,તમારા ગજ સિક્કાએ તમારા પાડાએ , તમારા નામ નુરની સંગતે .જાંબુદ્વીપ કુવારીકા ક્ષેત્રની સંગતે એ[નામ]જીવને સ્વેદજ ખાણી માહેથી કાઢો. એકવીસ લાખ ફેરાના કર્મ બંધન છોડો, એ જીવને સતીયા લોકોની સંગતમારાઓ એ જીવના ભવોભવના પાપ કાપો , તમે જીવને ઊપજાવ્યા. તમે જીવને સંભાળો , એકવીસ લાખ ફેરા પ્રલય કરો . આ સતપંથની સંગત તમે જીવને કરધરો , તમે જીવને જાણો ,તમારી પારે આણો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૬૬) બીજી ઈંડજ ખાણનો મંત્ર.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ તમારી આશીષે– સ્વામીતમે આદ્ય નિરંજન નિરાકાર, આદ્યનિરંજન થકી રચ્યો સંસાર. પહેલી સર્જી ખાણી ચાર. ચતુરમુર્તે કિધોવિસ્તાર. ચતુર્વેદતે સચરાચર , તમે નિરંજને ધર્યો અવતાર , નરનારીનોએક વિચાર. તમે નિરંજન નિરાકાર. સ્વામી તમે સદગુરૂને સોપ્યા ધર્મ. રચી સતપંથને ઊતાર્યા કર્મ. ત્રણ મૂર્તે ધર્યા અવતાર. શક્તિ રૂપે રચ્યોસંસાર માયા રચી અનંત અપાર, તમે નિરંજન સર્જનહાર. ઈંડજ ખાણીમા જીવ અવતર્યો. એકવીસ લાખ તો ફેરાફર્યો. યજુર્વેદે પુરી શાખ ફેરાટાળો એકવીસ લાખ. અમર ભેદસું લાગુ ધ્યાન. વંદીયા ગુરૂનરને કહી પ્રણામ ઓળખ્યા અમે વિષ્ણુનારાયણ ધણી , તમે ચીંતા કરો એ જીવતણી. તમારો આડો , તમારો પાડો , તમારો વાડો એ[નામ]જીવને ઈંડજ ખાણમાથી કાઢો , એ જીવના પાપ મોડો. તમે નિરંજન નિકલંકી નારાયણ, એ જીવને આશા છે તમારી ધણી. છોડાવો ઈંડજખાણી માહેથી ત્રિભુવનના ધણી. ત્રિભુવનના તો તમેસ્વામી , તમેસર્વગુણ

સંપજ્ઞ સર્વે જીવોના સૃજનહાર. જાંબુદ્વીપે કુવારીકા ક્ષેત્રને સ્થળે એ જીવને દર્શન દેજો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણનેનમો નમઃ। ૐ

(૬૭) ત્રીજી ઉદ્દબીજ ખાણનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે– સ્વામી તમે આદ્યનિરંજન દેવ, બ્રહ્મા વિષ્ણુને મહાદેવ શીવશક્તિથી રચ્યો સંસાર, તમે નિરંજન નિરાકાર, ખાણીથી સર્જ્યો સંસાર. વેદ થકી કિધો વિસ્તાર, સર્જી ખાણને સર્જી માયા, ખાણીમા ઉપજ્યાને ખાણીમા સમાયા, વિષ્ણુ બીજ ને બ્રહ્મા કાયા, મંત્ર મહાદેવને શક્તિ માયા, તમે ચતુર મુરતમાહે સમાયા, દેવ નિરંજન તમે ઉપાયા. ઉદ્દબીજ ખાણીમા જીવ અવતર્યો, એકવીસ લાખ તો ફેરા ફર્યો. સામવેદે પુરી શાખ, ફેરા ટાળો એકવીસ લાખ. ત્રણ દેવને શક્તિસાર, તમે નિરંજન ધર્યા અવતાર, ત્રણે દેવથી રચ્યો સતપંથ તમથી છુટે જીવોના ફેરા અને ફંદ, નર તમે, નિરાકાર તમે, નિરંજન તમે, નારાયણ તમે અપરાધી છીએ અમે, સ્વામી અપરાધ નિવારો તમે, ગુણીયાચારી છીએ અમે, સ્વામી તમો આદ્યનિરંજનનો અવતાર નિકલંકી તમે કરો જીવોનો વિસ્તાર. તમથી છુટે પીંડને પ્રાણ, સદગુરૂથી જીવોના નિર્વાણ. સ્વામી તમે કરો એ જીવોના કલ્યાણ. છોડાવો એ જીવની ઉદ્દબીજ ખાણ. આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ. સ્વામી તમે ચિંતા કરો એ જીવ તણી, સ્વામી અમને આશા છે તમારી ઘણી, તમારો આડો તમારો પાડો, તમારો વાડો એ[નામ] જીવને ઉદબીજ ખાણીમાહેથી કાઢો. સ્વામી જંબુદ્વીપના તમો ધણી. તમે ચિંતા કરો એ જીવ તણી. એ જીવના ભવોભવના પાપ મોડો. કમળાકુવરની સંગતમાહે જોડો તમે ઊતારો એ જીવને પાર ચૌદભુવનના સર્જનહાર. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ।

ૐ

૬૮) ચોથી જારજખાણનો મંત્ર

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે— સ્વામી આદ્ય તમે, નિરંજન તમે, અગમ અગોચર તમે, સ્થાન સ્થાનેતર તમે, કરણ કલ્પમા તમે, યુગે યુગમા તમે, આસને સ્થળે તમે, ધ્યાનમા તમે, ધુંધુઃકારમા તમે, ઈંડમાહે તમે પીંડમાહે તમે નવખંડમાહે તમે છો, બ્રહ્માંડમાહે તમે છો, અમે જપતા તમારો જાપ તમે ઊપન્યા સ્વામી આપો આપ, તમે ત્રણ દેવ ઊપાયા, કરી કૃત્યાને સરજી માયા, તમે સરજી ચારજ ખાણ, તમે સરજા પીંડ અને પ્રાણ પછી સરજી ચારજ વાણ, પીંડમાહે પુર્યા પ્રાણ, વાણીથી કર્યો વિસ્તાર સર્જ્યા વેદને ૐકાર. સર્જી સૃષ્ટીને સકળ સંસાર, માયાતણો કિધો વિસ્તાર, લક્ષચૌર્યાશી ફેરા ફર્યા, કર્મ પ્રમાણે સહુ અવતર્યા, ફેરા પડ્યા સહુ જીવને જંત, રચી માયાને સકળ અનંત, તમે નિરંજન આપે હરી, બ્રહ્મા વિષ્ણાયે સૃષ્ટી કરી, ફરતી કીધી ચારે ખાણ, ઊત્તમ મધ્યમ સરજ્યા પ્રાણ, તમે અવતર્યા નારાયણ, બ્રહ્મા વિષ્ણુ રહ્યા પ્રમાણ, સરજા સતપંથને સ્થાપ્યા ધર્મ, સતપંથી જીવોને આપ્યો મર્મ, અધર્મી શીર બેઠા કર્મ, ધર્મીઓના છુટ્યા કર્મ. અથર્વવેદની પુરી શાખ, ફેરા ટાળો એકવીસ લાખ, આદ્ય નિરંજન નરહરી નારાયણ, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, તમે ત્રણે સરજ્યા પ્રાણ. નિરંજન નિકલંકી અવતાર, તમે કિધા આવા વેદ વિસ્તાર આદ્ય બ્રહ્મા નારાયણ, તમે નિકલંકી નારાયણ સ્વામી તમારો પરિવાર સદગુરૂ દાતાર, સદગુરૂ ઈમામશાહ વારાના ધણી, તમે ચિંતા કરો એ જીવ તણી, તમારો આડો, તમારો પાડો, તમારો વાડો એ [નામ] જીવને જારજખાણીમાહેથી કાઢો એ જીવ લક્ષચૌર્યાશી ફેરા ફર્યો.

જારજખાણીમા આવી અવતર્યો. સદગુરૂપાત્ર બ્રહ્મા ઈન્દ્રઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ. સ્વામી તમે જીવોના તારણ હાર, કરગર્યા કાને ધરો, સમર્યા સહાય કરો, વારાના ધણી, તમે એ જીવોને છુટા કરો, જારજ ખાણી માહેથી કાઢો, જંબુદ્વીપે ભરતખંડે કુવારીકા ક્ષેત્રમાહે પરિવાર તમારો છે, નર નારાયણની આશિષ સહીત, આસન સ્થળ અજંપા જાપની આશીષ સહીત, તમારા જીવ સકળ સંઘની આશિષ સહિત, હીણાખીણા જીવ ઋખીવરની આશીષ સહીત, કાયમ તમારા વંશ પરિવારની આશીષસહીત, હરિવંશની આશીષ તમારી કળા તમારી આજ્ઞા સહીત, તમારા જાપની આશીષ સહીત એ જીવને લક્ષચૌર્યાશી ફેરાથી છોડાવો, જારજખાણીમાહેથી કાઢો ચારે ખાણીના ફેરા ટાળો, તેત્રીસ કરોડીના મેળા આપો જંબુદ્વીપ ના ધણી, તમે ચિંતાકરો એ જીવતણી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકિનારાયણને નમો નમઃ ।

૬૮ ૐ

ગતઆત્માની ધાર્મિકવિધિ ઊઠાસણનો અપરાધ છોડાવવાનો મંત્ર ૧

ૐનમો શ્રી સતગુરૂઈમામશાહ આદ્યવિષ્ણુનિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – ગુરૂ વાચા, નર વાચા, શીવશક્તિ વાચા, આદ્યઊનાદ, યુગે યુગનો એ[નામ] જીવ ભુલ્યો ચુક્યો આવ્યા છે. પ્રથમ દશરાયણ કલ્પ, દ્વીતીય દેવગુણ કલ્પ, તૃતીય પંખલા કલ્પ એવા ત્રણ કલ્પ અને ચોથા કરણ કલ્પના યુગ કિધા ચાર. પહેલા કૃતા યુગમા ભુલ્યા જીવ ત્રેતાયુગમા આવી મળ્યા, બીજા ત્રેતા યુગનો ભુલ્યાજીવ તે દ્વાપાર યુગમા આવી મળ્યો ત્રીજા દ્વાપાર યુગનો ભુલ્યો જીવ તે આજ કલિયુગમા આવી મળ્યો સદગુરૂ પાત્ર ગુરૂ બ્રહ્માને પ્રતાપે કરી એ [નામ] જીવ ઘટપાટ આગળ ગતગંગામા આવી મળ્યો છે. એ જીવ આદ્ય ઊનાદનો છે, સુતક ટાળો

એ જીવે બાટ્યુ ચાટ્યુ હોય તે માફ કરો, એ જીવે ચોર્યુ હર્યુ યા હરામ લીધુ હોય તે માફ કરો, એ જીવે બીન અધિકારી દાણો ખાધુ હોય તે માફ કરો, એ જીવે જગતમાંહે ખાધુ પીધુ હોય તે માફ કરો. એ જીવે પરસ્ત્રી/પરપુરૂષ ઊપર બુરી દૃષ્ટી કરી હોય તે માફ કરો. એ જીવના પ્રાયશ્ચિત્ત કર્મબંધન છોડાવો, એ જીવે ખારૂં ખાટું મીઠું એઠું ખાધુ હોય તે માફ કરો, એ જીવે નિંદા કરી હોય તે માફ કરો, નવ્વાણુ કરોડીસુ યક્ષને તપે કરીને માફ કરો, છપ્પન કરોડીશું મેઘાને તપે કરીને માફ કરો. બત્રીસ કરોડીસુ કિન્નરને તપે કરીને માફ કરો, પાચ કરોડીશું પ્રલ્હાદને તપે કરીને માફ કરો સાત કરોડીશું હરિશ્ચન્દ્રને તપે કરીને માફ કરો. નવ કરોડીશુ યુધિષ્ઠિરને તપે કરીને માફ કરો, આજ કલિયુગમા અનંત કરોડીશું કમલાકુંવરના તપે કરીને માફ કરો, હવે કલિયુગમાં ગુરૂ ઈમામશાહના તપે કરીને માફ કરો, એ જીવના પાપ પ્રાયશ્ચિત્ત ટાળો કમળા કુંવરની સંગતમા રાખો. સપ્તઋષિ, હરિવંશ કુળ કાયમના પરિવાર, આજ ગુરૂ ઈમામશાહની સંગતે એ[નામ] જીવ ગતગંગામા દાખલ થયો છે. તે કળસ આગળ કબુલ થયો છે જે હિસાબ ફળંતર વેળામા પુછો તે હિસાબ ગુરૂ ગતગંગામાહે મળીને ઘટપાટ આગળ ચુકાવો, એ જીવ તમારે ધર્મને બાંધ્યો છે સ્વામી તમે એ જીવને ઊગારી લેજો, ફળંતર વેલા લગારે લોપે નહી. સદગુરૂ બ્રહ્માજી નિકલંકી નારાયણ તમે જીવોના તારણહાર છો. સદગુરૂ ઈમામશાહની સંગતે, નરની સંગતે એ જીવના અપરાધ ક્ષમા કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૭૦ અપરાધ છોડાવવાનો મંત્ર ૨

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ તમારી આશીષે– સ્વામી નારાયણ તમે, સ્વામી ત્રીભુવન તમે, સ્વામી જગતમાતમે, સ્વામી અવતારપાત્ર તમે, સ્વામી ધર્મમાતમે, સ્વામી કૃપાનિધાન તમે, સ્વામી રામ તમે, સ્વામી વિષ્ણુ તમે, સદગુરૂ સ્વામી નિકલંકીનારાયણ અવતાર તમો છો. સ્વામી શ્રીરામ, સ્વામી શ્રી કૃષ્ણ, સ્વામીશ્રી વિષ્ણુ, સ્વામીશ્રી નારાયણ, સ્વામીજગતનિયંતા સ્વામી તમે બેલી, સ્વામી તમેશ્રી મત્સ્ય, તમે શ્રી કૂર્મ, તમેશ્રીવરાહ તમેશ્રી નૃસિંહ, તમેશ્રી વામન, તમેશ્રી પરશુરામ, તમેશ્રીરામ, તમેશ્રી કૃષ્ણ, તમેશ્રી બૌધ્ધ, તમેશ્રી નિકલંકીનારાયણ દસમો અવતાર, વંશ તો નિકલંકી નારાયણ દાતાર, તમારી આજ્ઞાએ એ જીવોના અપરાધ ક્ષમા કરો, દયા કરો, સ્નેહની દ્રષ્ટી કરો, કળસમાહે તમે પરવશે તથા કળસમાહે તમારી કળા ધરો, અગમ અગોચર, સ્થાન સ્થાનેતર કળસ પૂજા અર્ચન પ્રમાણ કરો, સ્વામી તમે સદા અનાથના દેવ છો. રામ તમે સદા નિરંજન નિરાકાર છો, ન રૂપં ન રેખા, નિરાકાર તમો ગુરૂ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર આ સર્વ રંચના તમારી છે, આ સતપંથ તમારો છે, સ્વામી તમે સંભાળો, સ્વામી દયા તમારી, વિનંતી અમારી, વિનંતી આદ્યની વિનંતી અંતની, વિનંતી મુખી મુસાફરની, વિનંતી કુળ ઋષિવર ગતગંગાની, વિનંતી કુલ અપરાધી જીવોની છે, સ્વામી તમો આદ્ય સ્વામી તમો અંત, તમો જગતના સ્વામી છો, તમારા ગુણનો પાર નથી અમારા અવગુણના છેહ નથી, તમારા નામ પર બલીહારી જાઉ, તમે અમારૂ હૃદય ન ડોલાવશો, ક્રિયામાન ચુકાવશો, વસમી વેળાએ ઊગારી લેજો, તમે જાણો છે, તમને વિનંતી છે. અમે અજાણ છીએ.

અમો અજ્ઞાનનો અપરાધ ક્ષમા કરો, સ્વામી તમે ભીતર બહાર
દર્શન દેજો, દલમા વસી કામ કરો, અંધારે અજવાલુ કરો, પરમશાંતિ
પરમ આનંદ પેદા કરો, કુલ વિઘ્ન પરહરો, રંક ઊપર દયા કરો, એ
[નામ]જીવને દર્શન દેજો, એકાંત કરો. દ્વૈત દૂર કરો, ઈચ્છા પુરીકરો
સ્વામી કૃતયુગમા શ્રીમત્સ્યરૂપે વાચા દિધી આજ કલીયુગમાં
તમે તે વાચા પાળો, વિનંતી સદગુરૂને, વિનંતી બ્રહ્માને, વિનંતી
વિષ્ણુને, વિનંતી નારાયણને, વિનંતી અનંત કરોડી દેવોની છે
વિનંતી સકળ સંઘની, વિનંતી અમારી, વિનંતી શ્રી સદગુરૂ
ઈમામશાહની છે, વિનંતી નરની છે, આદ્યનિરંજન તમે એ
જીવની વિનંતી સ્વીકારો, યુગે યુગના પ્રાયશ્ચિત્ત ઊતારો.
સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૭૧ અપરાધ છોડાવવાનો મંત્ર ૩

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ
તમારી આશીષે – કૃપાનિધાન સ્વામીજી દયા કરો, ક્ષમા કરો, દયાની
દૃષ્ટી કરો, કુળ વિઘ્ન ટાળો, મુખી મુસાફરની વાટે તેજ ચાંદરણા કરો
કળા જાગૃત કરો, કાળ ભાગતો કરો, સ્વામી ઘટની સંગત કરો.
ઘટમા તમારી કળા ધરો, ઘટે બ્રહ્મા, ઘટે વિષ્ણુ, ઘટે દેવ મહેશ્વર
ત્રેતાળીસ લાખ આગળ વીસ સહસ્રવરસ એટલો ચારયુગનો
હિસાબ લખીયો અવરન જાણુ કેટલો, ચાર જુગમા ચૌર્યાશી
અવતાર, સ્વામી તમે તેનો કરો નિવાર, જે કોઈ માને તેણે સ્વર્ગપૂરી
ન માને તેણે નર્ક પૂરી. અનંત કરોડ કમળાકુંવરને ધાયા તે જીવો
અમરાપુરમા જાય, અડસઠ તીરથના ફળ લભંતે, ઈશ્વર સર્વાધાર:
દયાની દૃષ્ટી કરો, દુખીયાના દુઃખ ટાળો. કિધા અપરાધ ક્ષમા કરો

બીજા અપરાધ ના કરાવશો. પાચ સાત નવ બાર તેંત્રીસ કરોડીના
મેળા આપો, લક્ષચોર્યાશીના ફેરા ટાળો, સકળ સંઘને દર્શન આપો
અમરાપુરમા વાસ કરો, સ્વામી એકાંત કરો, દ્વૈત દૂર કરો, ઋષીવરોના
રાજ આપો, સતીયાઓની સંગતમા રાખો, ઘટે કળા સ્થાપો, પ્રાય-
શ્ચિત્ત કાપો. શામળ સુકરીત આપો, દયાની દષ્ટી કરો, પડયા પીંડ
તે પ્રગટ કરો, શીર ઊપર છત્ર છાયા ધરો, સદગુરૂની કળાએ તમે
રૂપ પ્રગટ કરો, તમારૂ સિંહાસન તમે સ્થાપો, તમે ઊથાપો, કરગર્યા
કાને ધરો, સમર્યા સહાય કરો, એ[નામ]સેવક અપરાધી છે, સ્વામી
તમે અપરાધ ક્ષમા કરનાર છો. સ્વામી તમારી સંગતે, જંબુદ્વીપના
ધણી, કર્મ ધર્મ તમારૂ છે, ભાવ ભક્તિ ધર્મ અમારો છે. તમારા સેવ-
કના અપરાધ ક્ષમા કરો, તમે સારંગધર વારાના ધણી, તમે શ્રી મત્સ્ય
તમે શ્રી કૂર્મ, તમે શ્રી વરાહ, તમે શ્રી નૃસિંહ, તમે શ્રી વામન, તમે શ્રી
પરશુરામ, તમે શ્રી રામ, તમે શ્રી કૃષ્ણ, તમે શ્રી બૌદ્દ, તમે શ્રી
નિકલંકી નારાયણ, સદગુરૂ દાતાર જંબુદ્વીપના ધણી, તમો જીવોના
તારણહાર છો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ

ૐ

૭૨ અપરાધ છોડાવવાનો મંત્ર ૪

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ
તમારી આશીષે – તમે આદ્યનિરંજન ધુંધુઃકાર, તમે કરણ કલ્પના
સર્જનહાર, જીવ પીંડને પવિત્ર કરો, આદ્ય તમે અંત તમે, પ્રગટ તમે
ગુપ્ત તમે, સ્વામી શ્રી મત્સ્ય રૂપની આશીષે, સ્વામી શ્રી કૂર્મ રૂપની
આશીષે, સ્વામી શ્રી વરાહ રૂપની આશીષે, સ્વામી શ્રી નૃસિંહ રૂપની
આશીષે, સ્વામી શ્રી વામન રૂપની આશીષે, સ્વામી શ્રી પરશુરામ
રૂપની આશીષે, સ્વામી શ્રી રામ રૂપની આશીષે, સ્વામી શ્રી કૃષ્ણ

રૂપની આશીષે, સ્વામીશ્રી ચૌદદરૂપની આશીષે, સ્વામીશ્રી નિકલંકી રૂપની આશીષે, સ્વામીશ્રી નિરંજન નારાયણની આશીષે, સ્વામીશ્રી અઠયાયશી સહસ્ત્ર ઋષિઓની આશીષે, ધરતી અસમાનની આશીષે, અષ્ટ કુળ પર્વતની આશીષે, નવ કુળ નાગની આશીષે બાર કુળ મેઘની આશીષે, ચાર ખાણ ચારવાણની આશીષે, ચાર વેદની આશીષે, ચન્દ્રમા સૂર્યની આશીષે, નવ લાખ તારાની આશીષે, ધ્રુવમંડલની આશીષે, સાત સમુદ્રની આશીષે, નવસો નવ્વાણુ નદીઓની આશીષે, સપ્તઋષિની આશીષે, અનંત કરોડી કરણ કલ્પના દેવની આશીષે, નવનાથ ચૌર્યાશી સિધ્દની આશીષે નવ્વાણુ કરોડી યક્ષની આશીષે, છપ્પન કરોડી મેઘાની આશીષે બત્રીસ કરોડી કિન્નરની આશીષે, પાચ કરોડીશું પ્રલ્હાદની આશીષે સાત કરોડીશું હરિશ્ચન્દ્રની આશીષે, નવ કરોડીશું યુધિષ્ઠિરની આશીષે, અનંત કરોડીશું કમળાકુંવરની આશીષે, મુખી મુસાફરની આશીષે કુળ ઋષિવર ગતગંગાની આશીષે, સકળસંઘની આશીષે શકિતમાતાની આશીષે, હરિવંશ કુળ કાયમના પરિવારની આશીષે, સદગુરૂની આશીષે, અડસઠ તીરથની આશીષે, ચોસટલાખ દેવીયોની આશીષે પ્રથમ પુરૂષની આશીષે, તમારૂ શિષ્યમંડળ ગણીને ફળંતર વેળામા ઊગારી લેજો, છેવટની પળે દર્શન દેજો, કૃપાનાથ સ્વામીજી તમે સાચા, સ્વામી તમે ઊપન્યા સહસ્ત્રદ્વીપે આર્યાવર્તે કિધા મુકકામ, તમે આવી વસ્યા ઊંચ મુળસ્થાન, તમે ગુર્જરખંડે કિદ્યા ઠામ, તમે આવી વસ્યા આજ ગીરમથા ગામ, તમારૂં પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહનામ તમો કરશો અનંત કરોડી જીવોના કામ, તમે આદ્ય વિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ એ[નામ]સેવકના સુખ સોહેલા કરો, દુઃખ દોહેલા દૂર કરો, લક્ષ ચોર્યાશીના ફેરા ટાળો, અનંત કરોડીના મેળા આપો, જાંબુદ્વીપના ધણી, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ ।

ૐ

૭૩ અપરાધ છોડાવવાનો મંત્ર ૫

ૐનમોશ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ
તમારી આશીષે- સ્વામી તમે સૃજનહાર, સ્વામી તમે લાભ આપો
સ્વામીતમે સુખ સોહેલા કરો, બળ આપો, પવિત્ર કરો, સ્વામીતમેસાચા
સ્વામી પવિત્ર તમો, સ્વામી દીનાનાથ તમો, સ્વામી જગતમા તમે, સ્વામી
ત્રિભુવનમા તમે, સ્વામી ધણી તમે, સ્વામી ઈન્દ્રતમે, સ્વામીગુરૂતમે
સ્વામી રામતમે, સ્વામી ઈશ્વર તમે, સ્વામી આદ્યતમે. અંત તમે, પ્રગટતમે
ગુપ્ત તમે, સ્વામી બલવાન તમે, દયાળુતમે, સ્વામી હોતમે, હશોતમે
છો તમે, સ્વામી આદ્યતમે, મધ્ય તમે. અંતેતમે, સ્વામીઉદાર તમે
ધર્મીતમે, સ્વામી નિષ્કલંકી તમે નારાયણ તમે, સ્વામી વૃધ્ધતમે, પરમતમે
બ્રહ્માંડમા તમે, ત્રણ પોહોરે ત્રણ તાર્યા તમે, ચોથે પ્રહરે પારઉતારો,
તમે જંબુદ્વીપે તખત રંચાવો, સ્વામી યુગો યુગની આજ્ઞાયે દૈત્યના
નિવાસ ભાંગો, ધર્મનો જય કરો, પાપનો ક્ષય કરો, સાચ પૈદા કરો
કુડ કપટ દૂર કરો, અકકલસુ ખબર કરો, તમારા નામથીશબ્દ દીજી-
યે, સ્વામી તમે એ જીવ ઊપર તેમજ અનંત કરોડી જીવોઊપર દયાકરો
સદગુરૂ સ્વામીજી તમો જાણકાર છો, દુઃખ નિવારણ કરો, હોસ્વામી
અમારીવાડી લીલી કરો હો સ્વામીજી પૂર્વ પશ્ચિમની વાડી લીલી
કરો હો સ્વામીજી, મુળસ્થાનની વાડી લીલી કરો, સ્વામી તમારા
નગરની વાડી લીલી કરો, સ્વામી તમે સ્વર્ગની વાડી લીલીકરો
હો સ્વામી તમે સતપંથની વાડી લીલીકરો, હો સ્વામી ક્ષમા કરો, સ્વામી
દયાકરો, હો સ્વામી કર્મ કરો, વિકર્મ પરહરો હોસ્વામી અપરાધ
ક્ષમા કરો, હોસ્વામી લાભ આપો, સામળ સુકરીત આપો, જ્ઞાન
આપો, સ્વામી અમારૂં મંદિર ઉન્નત કરો, હોસ્વામી પુરાનેપાર ઉતારો

સંગત નારાયણની , સંગત શક્તિમાતાની , સંગત નિકલંકી નારાયણની
સંગત હરિવંશની , સંગત વૃધ્ધોની , સંગત શ્રી સદગુરૂની , સંગત શ્રી
બ્રહ્માજીની , સંગત શ્રી દેવ મોરારીની , સંગત શ્રી વિષ્ણુની , સંગત શ્રી
મહેશ્વરની , સંગત દેવોની , સંગત શ્રી ઈમામશાહની , સંગત હરિવંશ
કુળ કાયમના પરિવારની , સંગત સંત મહાત્માઓની , સંગત સપ્તઋષી
ઓની , સંગત નવનાથ ચૌર્યાશી સિધ્ધની, સંગત અઠયાચશી સહસ્ત્ર
ઋષીઓની , સંગત સાત સમુદ્રની , સંગત નવસો નવ્વાણુ નદીઓની
સંગત ચન્દ્ર સુરજની , સંગત નઊલાખ તારાની , સંગત અષ્ટકુળ પર્વતની
સંગત નવકુળ નાગની , સંગત બાર કુળ મેઘની , સંગત અઢાર ભાર વન-
સ્પતીઓની , એ [નામ] જીવના અપરાધ ક્ષમા કરો , યુગે યુગના કર્મ-
બંધન છોડાવો , લક્ષચૌર્યાશીના ફેરા ટાળો , સંગત નવ્વાણુ કરોડ યક્ષ
ની , સંગત છપ્પન કરોડી મેઘાની , સંગત બત્રીસ કરોડ કિન્નરની, સંગ-
ત પાચ કરોડીશું પ્રલ્હાદની , સંગત સાત કરોડીશું રાજા હરિશ્ચન્દ્રની, સંગત
નવ કરોડીશું રાજા યુધિષ્ઠિરની , સંગત અનંત કરોડીશું કમળાકુંવરની
સંગત અનંત કરોડી દેવોની , સંગત જમીન અસ્માનની , સંગત પવન
પાણીની , સંગત મુખી મુસાફરની , સંગત કુલઋષિવર ગતગંગાસકળ
સંઘની , સંગત અજંપા જાપની , એ જીવના અપરાધ ક્ષમા કરો , લક્ષ
ચૌર્યાશીના ફેરા ટાળો , સંગત બ્રહ્મત્વ પામેલાઓની , સંગત કુલ
સતપંથીઓની , સંગત ચોસઠ લાખ દેવીઓની , સંગત અગ્ની , તેજ
અગ્નદેવની , સંગત યતિસતિ સંતોષિ જીવોની , સંગત ચાર ખાણ
ચાર વાણની , સંગત ચાર વેદની , સંગત સાત વાર સત્તાવીસ નક્ષત્રની
સંગત પંધર તીથી બાર કરણની , સંગત નવગ્રહની , સંગત અડસઠ
તીરથની , સંગત દશ દિશાની , સંગત હીણા ખીણા જીવોની , સ્વામી
તમે લક્ષચૌર્યાશી જીવયોનીના પાપ પ્રલય કરો , એ [નામ] જીવોના

અપરાધ ક્ષમાકરો, એ સેવકને વૈકુંઠપુરીમાં વાસ આપો, એ સેવક અજ્ઞાની છે, એ પેટાર્થી, ક્ષુધાર્થી છે, ઘટાર્થી લોભાર્થી છે, સ્વાર્થી લવાર્થી છે, એ સેવક સત્ત હીન, દત્ત હીન છે, એ સેવક સુતક પ્રાયશ્ચિત્તથી ભરેલો છે, એ સેવક મોનો જુઠો છે દિલનો ખોટો છે. સ્વામી દયા કરો, અંધારે અજવાલુ કરો, પડ્યા પીંડ પ્રગટ કરો, જેકોઈ આવા સતપંથ દેખાડે તેની એકોત્તરસો પીઢીયા તારો, એ સેવક કરણ કલ્પનો છે, યુગે યુગનો અપરાધી છે, રાતે રાતનો દહાડે દહાડેનો સેવક અપરાધી છે, મનઃ ચિત્તના અપરાધ, મનિચ્છા કર્મના અપરાધ ક્ષમાકરો, તમે દયાળુ કૃપાનિધાન દયા કરી કીધા અપરાધ ક્ષમા કરો, બીજા અપરાધ ના કરાવશો, સ્વામીશ્રી મત્સ્ય, તમે શ્રી કૂર્મ, તમે શ્રી વરાહ, તમેશ્રી નૃસિંહ, તમેશ્રી વામન, તમે શ્રી પરશુરામ, તમે શ્રી રામ, તમે શ્રી કૃષ્ણ, તમે શ્રી બૌધ્ધ, તમેશ્રી નિકલંકી નારાયણ દશમો અવતાર તમે છો, સ્વામી ત્રિભુવનમા તમે, સ્વામી જીવોના તારણહાર તમે છો, કર્મ સદગુરૂ બ્રહ્માજીનું સહાયતા શકિતની, પરમેશ્વર તમે સ્વીકારો એ[નામ]સેવકના અપરાધ ક્ષમા કરો, જંબુદ્વીપના ધણી તમે જીવોના તારણહાર. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૭૪ ઊટાસણે દેવથાળનો મંત્ર [સુકરીતનો મંત્ર]

ૐ નમોશ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તર્મશિ આશીષે – સ્વામી તમે સર્જનહાર, બ્રહ્મા વિષ્ણુ કુળ અવતાર સદગુરૂ નુર કાયમરૂપ, આદ્ય નિરંજન એક અને જુજવારૂપ, તમારૂ નુર, તમારૂ સુર સૃષ્ટીમા છે ભરપૂર કુળ ઘટના અપરાધ કરો દૂર, તમારા નામ તમારા ઠામ, તમારી આજ્ઞાયે થાળ મેહેમાની

સ્વીકાર કરો, પાન ફૂલ, ફૂલ શાક પાક અન્નપાણી વસ્ત્ર વાસણ દમડો દોકડો, કોડી છદામ રૂપાનાણુ સ્વીકાર કરો. મુખી મુસાફર ઘટ સકળ સંઘની આશિષ તમે સ્વીકાર કરો, તમે દાતા, તમે ભોકતા, વિશ્વને વરો, કળાને વરો, તમારા નામનુરની દયા કરો, ગતગંગા સકળ સંઘ ઊપર સ્નેહની દ્રષ્ટી કરો, તમારા આસન અવિંચળ કરો, વારાનું આયુધ ધરો. એ જીવને ખુશાલ કરો, વેદ વર્તમાનનું ફળ આપો સિંહાસન તમારૂ તમે સ્થાપો, ઋષિવર સેવકોના પાપ કાપો, ખેતી કમાઈમા લાભ આપો, મુખી મુસાફરની પ્રાર્થનાએ સકળ સંઘમાથી વેરઝેર કાઢો, જીવ જમાને જગાડો, ચલાવો ધર્મને વસાવો પાડો તથા ઋષિવર સેવકોની સેવા સ્વીકારો, કર્યા તમે કરશો તમે, વર્યા તમે વરશો તમે, ગુરૂનર બેલી એક આદ્ય અંત નિકલંકી કાયમ અવતાર, જંબુદ્વીપમા ગુરૂનરના પરિવાર, ઋષિવર સેવકોપર દયા કરો તથા કુળ વિઘ્નનો નાશ કરો. જે કોઈ એ[નામ]જીવોને નામે વળી ખરચે વાવરે તથા ક્રિયાવ્રત કરે, જીવની ઉટાસણે આશીષ ભણે ત્યાં રોકડુ નાણું મુકે તે તમારા પાવળના પ્રતાપે કરીને સ્વીકારો તથા ઉટાસણુ કબુલ કરો, વિનંતી અમારી, દયા દ્રષ્ટી તમારી, વેગે જાવો વહેલા આવો, કૃપાકરી વાડી વસાવો, સત સ્વામીના નૂર કાંડી જપાવો અજંપા જાપ, તમે ઉતારો સેવકના પાપ. મુનિવર ઋષિવર સેવક નરનારી બાલ ગોપાલની એ[નામ]જીવની થાળ પ્રસાદ સ્વીકાર કરો. એ જીવોની આસના વાસના તૃપ્ત કરો, આશા આકાંક્ષા ઈચ્છા પૂર્ણ કરો. પૂજાપાઠ કબુલ કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

૭૫ ॐ

આત્માને રવિમંડલ પહોચાડવાનો ઊટાસણજોમંત્ર.[ગોમજ છાંટ]
ॐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકીનારાયણ
તમારી આશિષે — સ્વામી તમે આદ્ય નિરંજન નિરાકાર ॐ કારથી
સૌ વિસ્તાર, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર શક્તિસાર, તમો નિરંજન રૂપે
કિર્તાર, તમે શ્રી મત્સ્ય, તમે શ્રી કૂર્મ, તમે શ્રી વરાહ, તમે શ્રી નૃસિંહ
તમે શ્રી વામન, તમે શ્રી પરશુરામ, તમે શ્રી રામ, તમે શ્રી કૃષ્ણ, તમે
શ્રી બૌદ્ધ, તમે શ્રી નિકલંકી નારાયણ, દશમો અવતાર, તમે નરહરી
નિકલંકી નારાયણ જીવોના તારણહાર, જંબુદ્વીપે ભરતખંડે કુંવારીકા
ક્ષેત્રને સ્થળે અથર્વવેદસુ કરો જીવોનો વહેવાર, હવે અહીં થાશે એકં
કાર, તમે રચ્યો સતપંથનો વારો, કુવારીકાક્ષેત્રને વરદાતાર સ્વામી
તમે એ [નામ] જીવોને તારો, સ્વર્ગ અમરાપુરમા બેસાડો, સદગુરૂ
સ્વામીની આશીષે, શક્તિમાતાની આશીષે એ જીવને સ્વર્ગ અમરા
પુરી આપો, સદગુરૂ સ્વામી બ્રહ્માજી આદ્યવિષ્ણુ નારાયણ સૃષ્ટીના
ધણી તમે રચ્યો આ સતપંથ, તમે ચિંતા કરો એ જીવ તણી. દશે
અવતારમા તમે નિરંજન નિરાકાર છો, કુળ ઋષીવરોની આશીષે
શક્તિમાતા યોગમાયાની આશીષે એ જીવને સ્વર્ગ અમરાપુરી
આપો, સદગુરૂ સ્વામી દાતાર તમારો આડો તમારો પાડો, તમારો વાડો
એ [નામ] જીવને ચારે ખાણી માહેથી કાઢો, એ જીવને મૃત્યુલોકને
આસનેથી ઉઠાડો, રવિમંડલને મુકકામે પહોચાડો, ચતુર્વેદી દિધી
સાક્ષ, સ્વામી સંગત તમારી, સંગત તમારા સતપંથની, સંગત તમારા
નામ તેજની, સંગત તમારા નિયમ કાંકણની, સંગત તમારા કર્મધર્મ-
ની, સંગત તમારા વંશની, એ જીવને મૃત્યુલોકના આસનેથી
ઊઠાડી રવિમંડલમાહે પહોચાડો, સંગત તમારા અરવાર પરવારની

સંગત તમારા અજંપા જાપની , એ જીવની માયા મમતા ઉઠાડો , રવિ-
મંડલ માહે પહોચાડો , સંગત હરિવંશ કુળ કાયમના પરિવારની, સંગત
હરિવંશ બ્રહ્માના પરિવારની , એ જીવની મમતા મોડો , માયાનું બંધન
છોડો , એ જીવના ચારે ખાણીના પાપતોડો, એ જીવ અનંતવાર અવ
તર્યો , તેના ફેરાના કર્મબંધન છોડાવો . સ્વામી એ [નામ] જીવનોપીંડ
પડ્યો તે જીવને કુળ[ગોત્ર]ઋષીના ગોત્રમાહે પહોચાડો, એકોત્તર
સો બાપના , એકોત્તરસો માના , સાત કુળ સાસરના ,,એ જીવના
અરવાર પરવારના જે જીવ વાસના કરે તેના સુખ સોહેલા કરો
દુઃખદોહેલા દૂર કરો , એ જીવને મૃત્યુલોકના આસનેથી ઉઠાડો
રવિમંડલને મુકકામે પહોચાડો, સૂર્ય મંડલ તે રવિમંડલ મુકકામ
ત્યા ઋષીવર જીવોના ઠામ એ જીવને કુળ[ગોત્ર] ઋષીનાગોત્ર-
માહે પહોચાડો, પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળાઆપો
લક્ષચૌર્યાયશીના ફેરાટાળો , સકળ સંઘસુ દર્શન આપો, અથર્વ
વેદમાનારાયણ દશમો અવતાર જંબુદ્વીપનાધણી, આદ્યવિષ્ણુ
તમે જીવોના તારણહાર . સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણનેનમો
નમઃ । ૭૬ ૐ

ગતઆત્માને સપ્ત મંડલ ઊપર પહોચાડવાનો મંત્ર
ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ
તમારી આશીષે – સ્વામી તમે પ્રગટ , જગતના સ્વામીજી, તમે શ્રી મત્સ્ય
શ્રી કૂર્મ. શ્રી વરાહ શ્રી નૃસિંહ શ્રી વામન શ્રી પરશુરામ. શ્રી રામ શ્રી કૃષ્ણ
શ્રી બૌધ્ધ શ્રી નિકલંકી નારાયણ દશમો અવતાર , તમે જીવોના તારણ
હાર છો એ [નામ] જીવનું ઊટાસણું કરે તે જીવને રવિમંડલમાહે પહો-
ચાડો , એ જીવને અનંત કરોડીના મેળામા રાખો . તમને જે જીવ જપે તે
જીવને છોડાવો , એ સર્વે રચના તમે રંચી છે . એ જીવની ચિંતા તમને છે.

જે ગત જીવનુ ઊટાસણુ હોયતે તમે સ્વીકારોજી. એ જીવની ચિંતા
તમને છે. મુખી મુસાફર ગુરૂનર ગતગંગાની આશીષે કરીતેસ્વી-
કારો. સંગત દશમા અવતારની સંગત મંદિરની તમે સ્વીકારોજી.
સંગત કુળઋષિવર ગતગંગાની, સંગત મુખી મુસાફરની, સંગત
આજ કળીયુગમા જપીયે તે ગુરૂની. સંગત યતીસતી સંતોષીજીવો
નીતથા જે જીવ આસના વાસના રાખે તે જીવની વિનંતીતમેસ્વી-
કારો, એ જીવનું ઊટાસણુ મુખીકરે તે દયા માયા લાવીસ્વીકાર
કરો એ જીવને સ્વર્ગમા લાડ લડાવો, એ જીવ સુક્ષ્મ જીવછે, એ
સુક્ષ્મ જીવની વિનંતી સ્વીકારો. એ[નામ]જીવનું ઊટાસણું થાયતે-
ઓને લક્ષ ચોર્યાશીના ફેરાથી છોડાવોજી, ત્યારપછી ફળંતર વેળા
થશે ત્યા સ્વામી રૂપે તમે એ જીવના અપરાધ ક્ષમા કરોજી. હોસ્વામી
તમે પ્રગટ છો, સ્વામીતમે સમુદ્રમા ઘોડા ઊગાર્યા, જેમ સપ્તઋષીને
તાર્યા, જેમ કરણકલ્પના ભક્ત તાર્યા, જેમ રાજા પ્રલ્હાદને ઊગાર્યા
જેમરાજા હરિશ્ચન્દ્રને તાર્યા, જેમ રાજા યુધિષ્ઠિર પાંચ પાંડવનેઊગાર્યા
જેમ કાગળના નાવમાં ભક્તોને ઊગાર્યા એવીરીતે વખડી વેળામા એ
જીવને ઊગારોજી, પ્રાર્થના ગુરૂ ગતગંગાની, પ્રાર્થના મુખી મુસાફરની
પ્રાર્થના અનંત કરોડી દેવની, પ્રાર્થના નવ્વાણું કરોડીસુ યક્ષ દેવતાની
પ્રાર્થના બત્રીસ કરોડીસુ કિન્નર દેવતાની
પ્રાર્થના છપન કરોડીસુ મેઘ દેવતાની, પ્રાર્થના પાચ કરોડીસુ પ્રલ્હાદની
પ્રાર્થના સાત કરોડીસુ હરિશ્ચન્દ્રની, પ્રાર્થના નવ કરોડીશું યુધિષ્ઠિરની
પ્રાર્થના અનંત કરોડીસુ કમળાકુંવરની, પ્રાર્થના કુળઋષીવર જીવોની
સ્વીકારોજી. સ્વામી એ[નામ]જીવને સૂર્યમંડલ માહેથી છોડાવીને
ઊર્ધ્વગતી આપો, ચન્દ્રમંડલ, નક્ષત્ર મંડલ, તારામંડલ, ધ્રુવમંડલ
વાયુમંડલ માહેથી છોડાવીને અમરાપુરી મંડલમાહે પહોચાડો
અમરાપુરીમંડલ ત્યાં દેવ નિરંજનનો વાસ છે. એજીવને અનંતકરોડી

સાથે અમરાપુરીમા લાડ લડાવોજી. વૈકુંઠપુરીમાલાવો, અમરાપુરીની વાટે તેજ ચાંદરણા કરો, એ જીવની આસના વાસના તૃપ્ત કરો, સુખ સોહેલા કરો, જાંબુદ્વીપના ધણી તમે સેવકના દુઃખદૂર કરો, આવાગમન જન્મ મરણના ફેરા નિવારો. અમરાપુરીમા વાસપુરોજી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ

ૐ

૭૭ બાવન ઘાટીનો મંત્ર [યમઘાટીના નામો]

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીખે— ૧. પ્રથમ હુતાશન ઘાટીથી એ [નામ] જીવને છોડાવો

૨. શ્લેશ્મ ઘાટીથીએ જીવને છોડાવો. ૧૭ વજ્રદંષ્ટ્ર ઘાટીથીએ "

| | |
|---|---|
| ૩ તપ્તક્ષારોદક ઘાટીથી " | ૧૮ વૃશ્ચિક ઘાટી " |
| ૪ ભયાનક ઘાટીથી " | ૧૯ વજ્ર ઘાટી " |
| ૫ દુખિકા ઘાટી " | ૨૦ તપ્તપાષાણઘાટી " |
| ૬ મુત્ર ઘાટી " | ૨૧ અસિપત્ર ઘાટી " |
| ૭ રક્ત ઘાટી " | ૨૨ વક્ર ઘાટી " |
| ૮ ગાઅમલ ઘાટી " | ૨૩ દગ્ધ ઘાટી " |
| ૯ પ્રતપ્તલોહઘાટી " | ૨૪ તપ્તસુર્થી ઘાટી " |
| ૧૦ કંટક ઘાટી " | ૨૫ ક્ષુરધાર ઘાટી " |
| ૧૧ કૃમી ઘાટી " | ૨૬ કુમ્ભીપાક ઘાટી " |
| ૧૨ પ્રતપ્તતૈલઘાટી " | ૨૭ કાલસુત્રઘાટી " |
| ૧૩ નખઘાટી " | ૨૮ મત્સ્યો ઘાટી " |
| ૧૪ પ્રતપ્ત તામ્રઘાટી " | ૨૯ કૃમિકંટક અરૂતુંદ ઘાટી " |
| ૧૫ તપ્તસુરા ઘાટી " | ૩૦ અન્ધકૂપ ઘાટી " |
| ૧૬ સર્પ ઘાટી " | ૩૧ વેધન ઘાટી " |

| | | | |
|---|---|---|---|
| ૩૨ તાડનઘાટીથી એ જીવને છોડાવો | | ૪૨ પ્રકંપન ઘાટીથી એ જીવને છોડાવો | |
| ૩૩ શોષણ ઘાટી | " | ૪૩ સુચીમુખ ઘાટી | " |
| ૩૪ જ્વાલામુખઘાટી | " | ૪૪ વીટ્ટ ઘાટી | " |
| ૩૫ ધુમ્રાન્ધ ઘાટી | " | ૪૫ વસા ઘાટી | " |
| ૩૬ નાગવેષ્ટનઘાટી | " | ૪૬ શુક્ર ઘાટી | " |
| ૩૭ ગોમુખ ઘાટી | " | ૪૭ જાલરન્ધ્ર ઘાટી | " |
| ૩૮ નક્રમુખ ઘાટી | " | ૪૮ દેહચુર્ણ ઘાટી | " |
| ૩૯ પાશુભ્નોજઘાટી | " | ૪૯ દલન ઘાટી | " |
| ૪૦ પાશવેષ્ટન ઘાટી | " | ૫૦ કંઠશોષણ ઘાટી | " |
| ૪૧ શુળ પ્રોત ઘાટી | " | ૫૧ કષ ઘાટી | " |

૫૨. તીક્ષ્ણપાષાણ ઘાટીથી એ જીવને છોડાવો. એવા બાવન ઘાટી તથા ઊપઘાટીથી એ [નામ] જીવને છોડાવો. સ્વામીજી એ જીવને અમરાપુરીમા વાસો દેવો, એ બાવન ઘાટીના હિસાબ નિવારો. સકલ દેવઋષીવરના પુણ્ય પ્રતાપે કરીને એ જીવને પારઊતારો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ

૯૧ આત્માને અમરાપુરી પહોચાડવાનો ઉટાસણનો મંત્ર: ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- સ્વામી તમે દયા કરો, એ જીવને તમારા ચરણના પ્રતાપે કરીને મોક્ષ માર્ગે કરો, અથર્વ વેદને વાચકે કરીને એ [નામ] જીવને ભુલોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક માહેથી છોડાવીને જનલોક, તપોલોક, સત્યલોક તથા અમરાપુરી મંડલમાહે પહોચાડો સદગુરૂસ્વામી, સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુનારાયણ સ્થાન સ્થાનકના વસનાર, ઊંચસ્થાનના મુકુટ, જીવોના વરદાતાર તમે તમારી

વાચા પાળો , જ્યારે ત્રણ ટોળા હતા ત્યારે તમે વાચા દિધી આજં
તેવાચા તમે પાળો ,તમારે સત્તે તમારે દત્તે , તમારી દયાએ ,તમા
રી માયાયે , તમારી ક્ષમા સંતોષે , તમારી દયાની દષ્ટીએ એજીવંને
અમરાપુરીને માર્ગે બાવન ઘાટીથી છોડાવો , જેમ નવ્વાણુ કરોડી
યક્ષ સિધાવ્યા , જેમ છપ્પન કરોડી મેઘા સિધાવ્યા , જેમ બત્રીસ
કરોડી કિન્નર સિધાવ્યા , તેમ તેત્રીસ કરોડી દેવ , એ જીવને મેળા
પુરા કરો , જંબુદ્વીપના ભરણ જાગૃત કરો , આજ અથર્વવેદનેવાચ
કે સતપંથને પ્રતાપે બ્રહ્મા વિષ્ણુની કળાયે હરિવંશ કુળ કાયમ-
ના પરિવારના સત્તે દત્તે શીવ શક્તિના ચરણ પ્રતાપે એ જીવને
બાવન ઘાટીથી પાર ઊતારો , વૈકુંઠમા વાસ આપો , ચાર ખાણીના
ફેરા ટાળો , નિરંજન નિકલંકી નારાયણ દશમો અવતાર , સદગુરૂ
પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ , સ્વામીજી તમો જીવોના તારણહાર
છો એ[નામ]જીવને કુળ[ગોત્ર]ઋષીના ગોત્રમાહે એકોત્તરસો
માના , એકોત્તરસો બાપના , સાતકુળસુ સાસરના જે જીવ આસના
વાસના કરે તે જીવને તમારા પાવળના પ્રતાપે કરીને બાવનઘાટી-
થી પાર ઊતારો , જે કોઈ એ જીવને નામેવળી ખરચે વાવરે તથા
ક્રિયાવ્રત કરે જીવની ઊટાસણે આશિષ ભણે , ત્યાં રોકડુ નાણુ
મુકે તે તમારા પાવળના પ્રતાપે કરીને સ્વીકારો તથા ઊટાસણું
કબુલ કરો , એ જીવના બાવન ઘાટીના હિસાબ ચુકાવો . એ[નામ]
જીવનો પીંડ પડ્યો તેણે પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળા
આપો , લક્ષચોર્યાશીના ફેરા ટાળો , સકળ સંઘને દર્શન આપો , અમરા
પુરીમા વાસ આપો , સતીયાઓની સંગતમા રાખો . ઋષિવરોનાં
રાજ આપો . સદગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ તમે પરમઋષીવર
જીવોને અમરભુમીમા વાસ આપો , તમારે સત્તે તમારે દત્તે કરીને

એ જીવને વૈકુંઠમા વાસ આપો. બાવન ઘાટીના હિસાબ ટાળો સ્વામીજી કર્મ ધર્મના ધણી તમે છો, જંબુદ્વીપના ધણી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણ ને નમો નમઃ।

૯૦ ૐ

સૂક્ષ્મઘાટીઓથી પાર ઊતારી અમરાપુરી પહોચાડવાનો મંત્ર.

ૐ નમોશ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે- ભૈરવની ચોકી, ભૂતની ચોકી, પ્રેતની ચોકી વેતાલની ચોકીથી એ[નામ]જીવોને પાર ઊતારો, યમદૂતોને વળાવો, સ્વામીજી દેવદુતોને બોલાવો, સ્વામીજી તમારી કૃપાદ્દષ્ટીએ હવે એ જીવોને દેવદુતોની સાથ આપો, સહાયતા કરો, એવા સપ્ત દેવદૂતોના માર્ગદર્શને એ જીવની આટી ઘાટી સોહેલીકરો, તન ઘાટીના વિઘ્ન હરો, કંઠ ઘાટી, મોહ ઘાટી, હુતાશન ઘાટી, યમ-ઘાટી એવી ચાર ઘાટીના બંધન ખુલા કરો, સ્થુલઘાટીના વિઘ્ન દૂર કરો, મોહઘાટી, સૂક્ષ્મ ઘાટીની ચોકીથી એ જીવને છોડાવો ચાર ઘાટીએ સાથ તમારો આપો એ[નામ]જીવને વૈતરણી નદીથી પાર ઊતારો, સુખ સોહેલાકરો, દુઃખ દોહેલા દૂરકરો. બાવન ઘાટીનો હિસાબ નિવારી અમરાપુરીમાં વાસ આપો, બાવન ઘાટીથી પાર ઊતારો, સાત ઘાટી ને બાવન ઘાટીમાથી દેવદૂતના માર્ગદર્શને એ જીવને પાર ઊતારો. એ જીવનું નવમહોરૂ કાંકણ બાંધ્યું છે. એ જીવ સદ્દગુરૂ બ્રહ્માજીના નિયમ કાંકણથી બાંધ્યો છે, સ્વામી સદગુરૂ પાત્ર બ્રહ્મા નિકલંકી નારાયણ, સકળ સૃષ્ટીના જીવ તમારા છે, તમારા ચરણતીર્થના પ્રતાપે કરીને એ જીવને અમરાપુરીમા વાસ આપો, સ્વામી તમારા ગજસીક્કા એ કલીયુગને વર્તમાને, અથર્વવેદને વાચકે, તમારા આડા તમારા

પાડા, તમારા વાડાયે તમારો ગજસિકકો પાડોએ જીવ સકળ કર્મ-બંધનથી છુટે ત્યારે અનંત કરોડીના મેળા માહે રાખો. મુખી કમળા કુંવરની ટોળીમાહે રાખો તથા મુખી ભોજતાતની ટોળીમાહે રાખો સ્વામી મહોર છાપ તમારી છે સહી. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ।

ૐ

૭૮ જીવની દસોંદ નો મંત્ર.

ૐ નમોશ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – સ્વામીજી હરિવંશ પાત્ર જીવોના આધાર, સૃષ્ટીના સૂર્જ નહાર, જંબુદ્વીપે તમે ધર્યો અવતાર, તમે અવિંચળ, તમારી વાચા અવિંચળ, તમારૂં આસન અવિંચળ, તમે સ્થાન સ્થાનકના ધણી, તમે રચના રચી ચૌદ ભુવન તણી, તમારી પારે, તમારે નિમિત્તે, તમારે ભોજનસ્થાને તમારે મંદિરે, તમારી જગ્યાયે જે કોઈ મુનિવર સેવક હીણો ખીણો સ્ત્રી પુરૂષ જે કોઈ મનની ઈચ્છાયે તમારા ભંડારમા ભાવે કરીને તમારે રસોડે જે કોઈ સેવકે માન્યુ ઈચ્છુ હોય જે કોઈ સેવકે દમડો દોકડો સુત્ર વસ્ત્ર કણકાકણ દાણો ખાણુ તાંબુ રૂપુ હેમ કુંદન ઠબુ પૈસો દામ મહોર કોડી છદામ રૂપા નાણું અન્નપાણી પાન ફૂલ ફલ શાક પાક જે કોઈ સેવક તમારે દરબારે ભાવસુ ગતગંગામા પૂજે આશિષ કરાવે તે સ્વીકારો એ [નામ] સેવકોના નામથી દસવંતની આશિષ કરાવે તે બારે રાશીની વાસને સ્વીકારો, સ્વામીજી સેવકોના અન્નપાણી મોકળા કરો. અન્નપાણીના ભંડાર અખુટ કરો, ખટી કમાઈમા લાભ આપો, વાટઘાટ સોહેલી કરો, દુઃખદોહેલા દૂર કરો, ઋષીવર સેવકો ઊપર દયા દષ્ટી કરો, સેવકોની ખેતી વાડી વણઝ વેપારમા લાભ પુરો, આવ્યા વિઘ્ન દૂર કરો, એકગણુ દાન સવાલાખ ગણુ પુણ્ય, એકવાર દાન ઋષીવર દે તે સવા લાખ

ગણેરૂ લે , સ્વામી સદગુરૂ પાત્ર બ્રહ્મા ઈન્દ્રઈમામશાહ તેની સાક્ષભરે નિરંજન નિકલંકી આણધરે . હરિવંશ પરવાર સ્વામી નિકલંકી નારાયણ નિકલંકી અવતાર આદ્યવિષ્ણુ તમે સેવકોની રક્ષા કરો, સેવકોની પૂજા પાત્રી સ્વીકારો , સેવકોના નિયમે ધર્મે સતપંથના માર્ગમાહે ભર્યા પુર્યા રાખો . દશાંશ સુકરીતના મેળા આપો , ગતગંગામા ભેળારાખો પંચભાગ સ્વીકારો , મેરૂ સમાનદાન વિશ્વંભર ભોજન સ્વીકારો. પૃથ્વી પ્રદક્ષિણાનું ફળ આપો , ઋષીવરોના પાપ કાપો , ફળંતર વેળાયે ઊગારી લેજો , છેવટની પળે દર્શન દેજો, ધર્મ અખંડરાખો , પાચ સાત નવ બાર તેત્રીસ કરોડીના મેળા આપો . લક્ષચૌર્યાશીના ફેરા ટાળો કમળાકુંવરની સંગતમા રાખો , દશે આંગળીએ દાન સહસ્ત્રગણુ પુણ્ય. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ૐ ૭૯ વસ્ત્ર આસન વિગૈરે દાનનો મંત્ર .
ગતજીવાત્માને નામે દાન કરવાનો મંત્ર

ૐ નમોશ્રીસદગુરૂઈમામશાહઆદ્યવિષ્ણુનિરંજનનિકલંકીનારાયણતમારી આશીષે સ્વામી તમે આદ્યનિરંજન વિષ્ણુ નારાયણ નિકલંકીરૂપ , બ્રહ્માવિષ્ણુમહેશ્વરભૂપ છો. સ્વામીતમે એ જીવ ઊપર દયા કરો, ક્ષમા કરો , દયાની દ્રષ્ટી કરો, તમારે ધર્મે તમારે કર્મે. તમારા વેદવંશના પરિવારે, તમારા પગ પાવળની પ્રતાપે ભાવે સુભાવે ઘટપાટ આગળ એ [દાન*] નો આશીખ કરાવે તે એ [નામ] જીવને સ્વર્ગને વાટે પહોચાડો , એ જીવની પુજા પાત્રી સ્વીકારો . સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ । * દાનવસ્તુઓના નામો — ૧. પીંડદાન .

| | | |
|---|---|---|
| ૨. ગોદાન . | ૭. કલ્પવૃક્ષદાન . | ૧૨. સુગંધી દ્રવ્ય દાન . |
| ૩. તાટતાંબ્યાદાન . | ૮. કાંઠીકાંબળદાન . | ૧૩. કપડાલત્તા દાન . |
| ૪. ગહેનાગાઠાદાન . | ૯. વૈતરણી દાન . | ૧૪. અમરાપુરી દાન . |
| ૫. સેજદાન - શય્યાદાન . | ૧૦. પુલસરાત દાન . | ૧૫. પાદદ્રાણ દાન . |
| ૬. મહેલ માડી દાન | ૧૧. મેવામિષ્ઠાન્નદાન . | ૧૬. છત્રી દાન . |

ૐ

૮૨ આસન વસ્ત્ર વાસના તૃપ્તીનો મંત્ર ૧.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે – સ્વામી તમે એ જીવ ઊપર દયા કરો, ક્ષમા કરો, દયાદૃષ્ટી કરો, ઊદારતા દર્શાવો, વકર્મ પરહરો, તમારે ધર્મે, તમારે કર્મે, સકળ સંઘના સત્તે દત્તે, તમારી આસના વાસનાએ, તમારે વેદવંશના પરિવારે કરીને એ જીવનું ઊટાસણું સ્વીકાર કરો. સદગુરૂ સ્વામી દશમા અવતાર તમે સ્વીકાર કરો, તમે અવતાર પાત્ર સૃષ્ટીના ધણી છો, તમારા નામનુરની સંગતે, તમારા પગ પાવળની પ્રતાપે એ જીવના અપરાધ ક્ષમા કરો, એ જીવની આડીવાડી હરીભરી કરો. દુઃખ દોહેલા દૂર કરો, તન ઘાટીના વિઘ્ન દૂર કરો, બાવન ઘાટીથી પાર ઊતારો, સ્વર્ગને વાટે એ જીવને પહોચાડો, મૃત્યુલોકના આસનેથી ઊઠાડી અમરાપુરીના મુક્કામે પહોચાડો, એ જીવની આશા આકાંક્ષા પૂર્ણ કરો, એ[નામ] જીવની સૂક્ષ્મ વાસના ઈચ્છા તૃપ્ત કરો. સુખ સોહેલા કરો. એ જીવની મનોકામના પૂર્ણ કરો, હરિવંશ કુળ કાયમના પરિવારની સંગતે એ જીવને પાર ઊતારો, તમે એ જીવના તારણહાર છો, સ્વામી તમે નારાયણ, તમે નિરંજન, તમે અલખ, તમે ત્રિભુવન, તમે રામ તમે ઈશ્વર, તમે આદ્યવિષ્ણુનારાયણ એ[નામ] જીવની પૂજાપાત્રી સ્વીકાર કરો, સ્વામી તમે ઊપન્યા ઊંચસ્થાન, સહસ્ત્રાદ્વિપે આર્યખંડે કિધા મુક્કામ, જે આવીવસ્યા ઊંચમુલસ્થાન, જેણે ગુર્જરખંડે કિધા ઠામ, જે આવીવસ્યા ગીરમથા ગામ. જેનું પાત્ર બ્રહ્મા ઈદ્ર ઈમામશાહ નામ જે કરશે અનંત કરોડી જીવોના કામ. એવા સદગુરૂ સ્વામી તમે એ જીવના વિઘ્ન દૂર કરો. સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમોનમઃ ।

ॐ

૮૩ આસન વસ્ત્ર વાસના તૃપ્તીનો મંત્ર ૨.

ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્યાવિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ તમારી આશીષે,— સ્વામી તમે આદ્યાનિરંજન વિષ્ણુનારાયણ નિકલંકી રૂપ. બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ભૂપ છો. સ્વામી તમે શ્રી મત્સ્ય, તમે શ્રી કૂર્મ, તમે શ્રી વરાહ, તમે શ્રી નૃસિંહ, તમે શ્રી વામન, તમે શ્રી પરશુરામ, તમે શ્રી રામ, તમે શ્રી કૃષ્ણ, તમે શ્રી બૌધ્ધ, તમે શ્રી નિકલંકી નારાયણ, દશમો અવતાર છો, સ્વામીજી વંશતો શ્રી નિકલંકી નારાયણ, શ્રી સદગુરૂ સ્વામી તમે જીવોના દાતાર છોજી. સ્વામી તમારે સુભાવે સુત્રવસ્ત્રની ભેટ ધરી આશીષ કરાવે છે તે તમે સ્વીકારો એ[નામ] જીવે બીજાના અન્નપાણી સૂત્ર વસ્ત્ર લિધા હોય તે તમે માફ કરો. સ્વામીજી એ જીવે બુરા કામ ક્રોધ કિધા હોય તે માફ કરો. સ્વામીજી તમે જે કામ કરતા આવ્યા આજ તે કામ કરશોજી તમારા ગુણનો પાર નહી અમારા અવગુણનો પાર નહી, સ્વામીજી તમારા નામ પર બલીહારી જાઉ. તમારા નામ પર વારી જાઉ, સ્વામીજી તમે જેમ કારજ નિપાયા તેમ કારજ નિપાવોજી, સ્વામીજી તમસુ ભાવે સુભાવે ઘટ પાટ આગળ સુત્ર વસ્ત્ર ભેટ કરી આશિષ કરાવે તેનો તમે સ્વીકાર કરોજી. મુઆ મુસાફરની આશિષે સ્વીકારોજી. એ[નામ]જીવોના પાચો વસ્ત્ર સ્વીકાર કરોજી. એ જીવના આવાગમન દૂર કરો, લક્ષ ચૌર્યાશીના ફેરા ટાળો, તમે સ્વામી દીન દયાળ છો. એ સેવક યુગેયુગનો અપરાધી છે, સ્વામી તમે અપરાધ ક્ષમા કરનાર છો સ્વામી તમો દયા દષ્ટી કરો, અંધારા ઘરમા અજવાલું કરો. તમે જાંબુદ્વીપના ધણી, ચિંતા કરો એ જીવતણી, સદગુરૂ ઈમામશાહ ૐ શ્રી નિકલંકીનારાયણને નમો નમઃ।

૧૭૭૯૭

ૐ

૮૪ ગતજીવાત્માને બોલવા ચાલવાનો માફી માગવાનો મંત્ર.
ૐ નમો શ્રી સદગુરૂ ઈમામશાહ આદ્ય વિષ્ણુ નિરંજન નિકલંકી નારાયણ
તમારી આશીષે – તમે દેવ નિરંજન નિરાકાર, નિકલંકીનારાયણ
દસમો અવતાર, શ્વાસોશ્વાસે નારાયણ તમારા સત્‌સંગનો લાભ
અપાય, તમારા આશીષે તમે પ્રણામ સ્વીકારો, સ્વામીને પ્રાર્થના
પરમાત્માને પ્રાર્થના, સકળસંઘવતી પ્રાર્થના, તમે સૃષ્ટીના સૃજનહાર
આ સેવક અપરાધી એ (નામ) જીવ સંઘમા આવીને મળ્યો છે. આ
સંઘને તમે કાઈ બોલ્યા હોય તો આસંઘ તમને માફ કરશે અને તમને
પણ આસંઘ કોઈ બોલ્યા હોય તો તમે તેવોને માફ કરજો. પ્રભુ
તમે એ સેવકોના બધા અપરાધ ક્ષમા કરો. એ સેવકે બુરા કામ ક્રોધ
લોભ મદ મત્સર અહંકાર કિધા હોય તે માફ કરો, સ્વામીજી એ
જીવને મુક્ત કરો આવાગમન જન્મમરણના ફેરા નિવારો, સેવકના
મોક્ષમાર્ગે તેજ ચાંદરણા પ્રગટ કરો કૃપાનિધાન સ્વામીજી એ જીવ
તમારે પારે આવ્યા તમે ઐકય કરો, દ્વૈત દૂર કરો, દર્શન આપો
સ્વામીજી તમારા સ્વરૂપમા એ જીવને લીન કરો, અનંતમા લય
કરો. એ જીવની માયા મમતા આસના વાસના ઈચ્છા કામના તમારી
દયા દષ્ટીથી દૂર કરો, તમારા અનંત ચૈતન્ય સ્વરૂપમા એ જીવના વિલય
કરો, પરમ જ્યોતિસ્વરૂપ સત્ અવિનાશી જગદાધાર સ્વામીજી આ બધા
ગતગંગાની વિનંતી કબુલ કરો. પુજાપાત્રી સ્વીકાર કરો. સદગુરૂ
ઈમામશાહ ૐ શ્રી નિકલંકી નારાયણને નમો નમઃ ।

ઉત્તરકાર્યની પૂજા વિધી સમાપ્ત

ॐ

नवग्रह शांति [नवग्रहस्तोत्रम्]

ॐ नमो निकलंकी नारायण जनार्दनम् ।

ॐ नमो श्रीमन् आद्यनारायणाय भगवान् कमलाकान्ताय नमः । श्रीमत्यै महालक्ष्मीः जगन्माता भगवत्यै आद्यशक्तै नमः। सृष्टिकर्ता चतुराननाय ब्रह्माय नमः । परिपालकाय भगवते विष्णवे नमः । सर्वसंहारकारकः शिवाय नीललोहिताय नमः। श्री मत्स्याय नमः । श्री कूर्माय नमः । श्री वराहाय नमः । श्री नृसिंहाय नमः । श्री वामनाय नमः । श्री भार्गवरामाय नमः । श्री रामाय नमः । श्री कृष्णाय नमः । श्री बौध्दाय नमः । श्री निष्कलंकी नारायणाय नमो नमः । नारायण जगद्गुरो नमस्तुभ्यं करुणामय सागरं जलरूपं अग्निरूपं आकाशरूपमीश्वरम् । वायुरूपं चन्द्ररूपं सूर्यरूपं महत्प्रभुम् । यक्षाणां च कुबेरो यो दिक्पालानां महेन्द्रश्च शिल्पिनां विश्वकर्मा यः नानारूपं नमामि प्रभुम् । सर्वकर्मणां फलदातारं सर्वरूपं नानामूर्तिः कलांशेन यः तं नमामि जगत्पतिम् ।

सूर्यो यच्छतु भूपतां द्विजपतिः प्रीतिं परां तत्वतां । मांगल्यं विदधातु भूमितनयो बुध्दिं विधत्तां बुधः । गौरं गौरवमातनोतु च गुरुः शुक्रः स शुक्रार्थदः सौरिर्वैरिः विनाशनं वितनुते रोगक्षयं सैंहिकः ॥

जपाकुसुमसंकाशं काश्यपेयं महद्द्युतिम् ।
तमोरिं सर्वपापघ्नं प्रणतोऽस्मि दिवाकरम् ॥
ॐ ह्रीं ह्रीं सूर्याय नमः ॥

दधिशंखतुषाराभं क्षीरोदार्णवसंभवम् ।
नमामि शशिनं सोमं शंभोर्मुकुटभूषणम् ॥
ॐ ऐं क्लीं सोमाय नमः ॥

१७८०

धरणीगर्भसंभूतं विद्युत्कांतिसमप्रभम् ।
कुमारं शक्तिहस्तं तं मंगलं प्रणमाम्यहम् ॥
ॐ हूं श्रीं मंगलाय नमः ॥
प्रियंगुकलिका श्यामं रूपेणाप्रतिमंबुधम् ।
सौम्यं सौम्यगुणोपेतं तं बुधं प्रणमाम्यहम् ॥
ॐ ऐं क्लीं श्रीं बुधाय नमः ॥
देवानां च ऋषीणां च गुरुं कांचनसन्निभम् ।
बुध्दिभूतं त्रिलोकेशं तं नमामि बृहस्पतिम् ॥
ॐ ऐं क्लीं बृहस्पतये नमः ॥
हिमकुंद मृणालाभं दैत्यानां परमं गुरुम् ।
सर्वशास्त्रप्रवक्तारं भार्गवं प्रणमाम्यहम् ॥
ॐ ह्रीं श्रीं शुक्राय नमः ॥
नीलाञ्जन समाभासं रविपुत्रं यमाग्रजम् ।
छाया मार्तण्डसंभूतं तं नमामि शनैश्चरम् ॥
ॐ ऐं ह्रीं श्रीं शनैश्चराय नमः ॥
अर्धकायं महावीर्यं चन्द्रादित्यं विमर्दनम् ।
सिंहीका गर्भ संभूतं तं राहुं प्रणमाम्यहम् ॥
ॐ ऐं ह्रीं राहवे नमः ॥
पलाश पुष्प संकाशं तारकाग्रह मस्तकम् ।
रौद्रं रौद्रात्मकं घोरं तं केतुं प्रणमाम्यहम् ॥
ॐ ह्रीं केतवे नमः ॥
ॐ शिरो मे पातु मार्तण्डः कपालं रोहिणीपतिः ।
मुखमंगारकः पातु कण्ठं च शशिनन्दनः ॥

बुध्दिं जीवः सदा पातु ह्रदयं भृगुनंदनः ।
जठरं च शनिः पातु जिव्हां मे दितिनंदनः ॥
पादौ केतु सदा पातु बाराः सर्वांगमेव च ।
तिथयोऽष्टौ दिशः पांतु नक्षत्राणि वपुः सदा ॥
इति श्रीगुरु व्यास मुखोद्‌गीतः यः पठेत् सुसमाहितः ।
दिवा वा यदि वा रात्रौ विघ्नशांतिर्भविष्यति ॥
नरनारी नृपाणां च भवेत् दुःस्वप्न प्राशनम् ।
ऐश्वर्यमतुलं तेषामारोग्यं पुष्टिवर्धनम् ॥
अरोगी गुणवान् विद्वान पुत्रवान धनवान सदा ।
मंत्रं इदं महापुण्यं भक्त्या यो नरः पठेत् ॥
गलत्कुष्ठी महाशुली अवश्यं मुच्यते रोगात् ।
यक्ष्मग्रस्तो वर्षमेकं आस्तिको यो श्रृणोति ॥
निश्चितं मुच्यते रोगात् ईश्वरस्य प्रसादतः ।
कर्मदुःखी दरिद्रश्च मासं भक्त्या श्रृणोति यः ॥
मुच्यते सर्व पापेभ्यो भयेभ्यश्च भवार्णवे ।
सुचिरायुः सुखी पुत्री युध्दे च विजयी भवेत् ॥
श्रियं च लभते नित्यं रिष्टिस्तस्य न जायते ।
पठनात्कवचास्यास्य सर्वपापात्प्रमुच्यते ॥
ग्रहनक्षत्रजाः पीडाः तस्कराग्नी समुद्भवाः ।
ताः सर्वाः प्रशमं यांति सद्‌गुरु बृते न संशयः ॥
ॐ नमो श्रीमन्निष्कलंकी नारायणाय
जनार्दनाय नमो नमः ॥

१७८२

ॐ

श्री निष्कलंकी नारायण स्तोत्रम्

ॐ नमो नि क लं की ना रा य ण ज ना र्द न म्

ॐ नमो भगवते निरंजन निष्कलंकी नारायणाय सर्व-जनवशंकर्ताय सर्व दुष्ट ग्रह स्तंभिनाय नमो नमः । भगवन् कमला-कान्त करुणानिधे दीनबन्धोऽति दीनेश करुणासागर प्रभो मां [एनम्] रक्ष रक्ष ।

ॐ नमो भगवन् वेद वेदाङ्गं संस्रष्टुर्विधातुश्च स्वयं विधे मृत्योर्मृत्यो कालकाल महाविष्णु तरोबीजं नीलवर्णं शंखचक्र-गदाखड्गहस्तं शरणागत शोकार्त भयत्राण परायण भगवन् निष्कलंकी नारायण मां [एनम्] रक्ष रक्ष ।

ॐ नमो भगवन् श्रीमन्नारायणं जनार्दनं सर्वेशं सर्व-कारणं उष्णाज्वरः पित्तज्वर वातज्वर श्लेष्मज्वर कफज्वराह्लापज्वर सन्निपातज्वर कृत्रीमज्वर कृत्यादिज्वर पक्षज्वर मासज्वर सर्वांग-ज्वरान् नाशय नाशय हर हर जहिजहि दहदह पचपच ताडयताडय आकर्षयाकर्षय विद्विषः स्तंभयस्तंभय मोहय मोहय उच्चाटयोच्चाटय

ॐ नमो भगवन् श्रीमन्निष्कलंकी नारायण प्राणेश्वरः पद्मासनं श्वेताश्ववाहनं खड्गहस्तं परमंत्रपरतंत्रपरयंत्रभेदकं प्रतिपक्ष-विध्वंसक सकलदुष्टज्वरनिवारकं भूत प्रेत पिशाच ब्रह्मराक्षस यक्ष यमदूत शाकिनी डाकिनी कामिनी स्तम्भिनी मोहिनी वशंकर्ता कुक्षिरोग शिरोरोग नेत्ररोग क्षय अपस्मार कुष्ठादि महारोग निवारक प्रभो मम [अस्य] सर्वरोगान् नाशयनाशय । भगवन् मम [अस्य] शत्रून् नाशय नाशय , मां [एनं] रक्ष रक्ष । जलरोगान् शोषय शोषय , दुःखव्याधिन् स्फोटय स्फोटय , भ्रुरानरीन् भंजय भंजय, मनोग्रंथीन् प्राणग्रंथी शिरोग्रंथीन् काटयकाटय, निष्कलंकी मां [एनं] रक्ष रक्ष ।

१७८३

ॐ नमो भगवन् महेश्वरं महाचिंतामणि सकलसिध्देश्वरं सकलजन मनोहारिणं कालकाल रान्यनले अजिते अभये महाघोररूपं विश्वरूपं मधुसुदनं महाविष्णुस्वरूपं नेत्रशूल कर्णशूल कटिशूल पक्षशूल पांडूरोग कमलादिन् नाशयनाशय निष्कलंकी नारायण शुक्लतेजस्वरुपं पूर्णतम प्रभो ब्रह्मास्त्रेण विष्णुचक्रेण रुद्रशूलेन यमदण्डेन वरुणपाशेन वासववज्रेण सर्वानरिन् भंजयभंजय । यक्षग्रह राक्षसग्रह स्कन्दग्रह विनायकग्रह बालग्रह चौरग्रह कुष्मांड ग्रहादिन् निगृह्ण निगृह्ण । राजयक्ष्म क्षयरोग तापज्वरनिवारक प्रभो मम [अस्य] सर्वज्वरान्नाशयनाशय सर्वग्रहानुच्चाटयोच्चाटय ।

नमामि कमलाकान्तं शान्तं सर्वेशमच्युतम् ।
वयं यस्य कलाभेदाः कलांश कलया सुरा ॥
श्वेतद्विपे विष्णुरुपं पद्मया परिसेवितम् ।
कुत्रचित् स्वांशकलया ब्रह्मांडे ब्रह्मरुपिणम् ॥
द्विभुजं निष्कलंकं च किशोरं श्वेताश्ववाहनम् ।
शान्तं दिव्यखड्गहस्तं रत्नभूषण भूषितम् ॥
त्वं ब्रह्मा सृष्टिकर्ताच त्वं विष्णुः परिपालकः ।
त्वं शिवः शिवदऽनन्तः सर्व संहारकारकः ॥
नानारुप विधाता त्वं भक्तानां ध्यानहेतवे ।
येषु रुपेशु यत्प्रीतीस्तत्तद्रूपं बिभर्षि च ॥
सूर्यस्त्वं सृष्टिजनक आधारः सर्वतेजसाम् ।
सोमस्त्वंशस्य पाता च सततं शीतरश्मीना ॥
वायुस्त्वं वरुणस्त्वं च त्वमग्निः सर्वदाहकः ।
इन्द्रस्त्वं देवराजश्च कालोमृत्युर्यमस्तथा ॥
त्राहि मां कमलाकान्त त्राहि मां करुणानिधे ।

 १७८४

दीनबन्धोऽति दीनेश करुणासागर प्रभो ॥
स्वयं महाविराड्रूपं विश्वौघं यस्य लोमसु ।
स्वात्मनः षोडशांशेन सर्वाधारं परात्परम् ॥
त्वमीश्वरो गुणातीतो ज्योतिरुपः सनातनः ।
प्रकृति प्रकृतीशश्च प्राकृतः प्रकृतेः परः ॥
मृत्युञ्जयो महाकालो सर्वरोगनिवारिणम् ।
निष्कलंकी सदाकालं शान्तिमाशु करोतु मे ॥
ॐ नमो निष्कलंकी नारायण जनार्दनम् ।
भस्मायुधाय विद्महे रक्तनेत्राय धीमहि ।
तन्नोज्वरहरः प्रचोदयात् । तन्नोज्वरहरः प्रचोदयात् ॥
एतत्स्तोत्रं जपेन्नित्यं सर्वव्याधिनिवारणम् ।
रणे राजभये शौर्ये सर्वत्र विजयी भवेत् ॥
पुत्रार्थी लभते पुत्रं कन्यार्थी कन्यकां लभेत् ।
व्याधिग्रस्तो भवेन्मुक्तः स्तोत्रस्मरण मात्रतः ॥
कारागारे स्मशाने च शत्रुग्रस्तेऽस्ति संकटे ।
गंभीरेऽति जलाकीर्णे भग्नपोते विषादने ॥
दस्युग्रस्ते महाभीते हिंस्त्रजंतु समन्विते ।
सर्वतो मुच्यते स्तुत्वा ईश्वरस्य प्रसादतः ॥
लभते सा दिव्यपुत्रं ज्ञानीनं चिरजीवीनम् ।
असौभाग्या च सौभाग्यं षण्मासश्रवणाल्लभेत् ॥
गलत्कुष्ठी महाशुली वर्षमेकं श्रृणोति यः ।
अवश्यं मुच्यते रोगात् गुरुर्वाक्यमितिश्रुतम् ॥
कर्मदुःखी दरिद्रश्च मासं भक्त्या श्रृणोति यः ।
ध्रुवं वित्तं भवेत्तस्य ईश्वरस्य प्रसादतः ॥

ज्वरं भूतज्वरं चैव शीतोष्ण ज्वरमेव च ।
ज्वरं ज्वरातिसारं च अतिसार ज्वरं हर ॥
एतत्स्तोत्रमिदं पुण्यं जपेदायुष्यवर्धनम् ।
विनाशाय च रोगाणामपमृत्युहराय च ॥
मङ्गल्यं मङ्गलार्हंच मङ्गलं मङ्गलप्रदम् ।
समस्त मङ्गलाधारं तेजोरूपं नमाम्यहम् ॥
ॐ नमो श्रीमन्निष्कलंकी नारायणाय
जनार्दनाय नमो नमः ॥

ॐ

श्री महाविष्णु स्तोत्रम्

ॐ नमो निकलंकी नारायण जनार्दनम् । ॐ नमो ॐ श्री विष्णुस्तोत्रं महादिव्यं सर्वशत्रुनिकन्दनं उग्रतेज महाबीज त्रिपादहिजमान ब्रह्मा ईश्वर कर्तव्ये आत्मा रक्षति सिध्दभवेत् । पादौ रक्षति गोविन्दं । जंघौ पादौ त्रिविक्रं । उरुभ्यां केशवं कण्ठे दामोदरः विभुः नाभि उच्यते । तथा रक्षते जठरे वामनो तथा उदरे पद्मनाभ हस्तपृष्ठे च श्रवणे नृसिंहः बाहो प्रहस्त विष्णु दक्षिणे मधुसुदनं बाहाजतं वासुदेव वसे हृदये जनार्दनं तथा कण्ठराखे वराहः कृष्णमुख मंडलं माधवे कर्णसूत्रे नासिकापृष्ठे हृषिकेशः नेत्र नारायणस्तथा ललाटे गरुडध्वजां कपाले केशवं रक्षते । श्री वसे सर्वगात्रेषु श्रीराम सर्वदा तथा पूर्वे नारायण उत्तरे श्रीधर तथा दक्षिणे विष्णुरुप नैर्ऋतौ दामोदर तथा पुरुषोत्तम । वारूण्यां वायव्यां पितांबर, आकाशे गदा रक्षते पाताले सुदर्शनम् । एवं सर्वदेवाश्रयं कृत्वा गायत्रिषु उच्चारिते राजद्वारे पंथघोर संग्रामे शत्रु संकष्टे नदीतीरतारणी चैव व्याघ्र चोर भयं नाशित

डाकिनी शंखनी भूत प्रेत खून भये किंचित पिशाच्यादिन् नाशिन श्री विष्णुराज प्राजीत रखो रखो महादेव रक्षति सर्व देवता। दिवस राखते सूर्य, रात्री राखते ते चन्द्रमा, जले राखते वाराहः स्थले राखते वामन भयं निरशिदं सदापद केशवं। इति श्री विष्णुस्तोत्रं पठते नित्यं सुख संपदा। अपुत्रनीं लंभते पुत्रं, निर्धनीं लंभते धनं, अभार्या लंभते भार्या, बंधनी बंध मुच्यते विद्यार्थी लभते विद्या, आरोग्यार्थी लभते आरोग्य च मोक्षार्थी लभते मोक्ष। सर्व पापक्षयजायते विष्णुलोके सुगच्छते। इति श्री विष्णुस्तोत्रं संपूर्ण समाप्तं। शिव ब्रह्मा रंचते शुभं भवतु। यदाक्षरे पदभ्रष्टे मात्राहीने यद्भवतु तदक्षम्यतो सर्व देव प्रसीद देव श्री निकलंकी नारायण पुरूषोत्तम। श्री निकलंकी नारायण शुभं भवतु शुभं भवतु शुभं भवतु। इति श्री महा-विष्णुस्तोत्रं संपूर्ण समाप्तम्। ॐ नमो निकलंकी नारायण जनार्दनम्।

ॐ शांतिः। शांतिः ॥ शांतिः ॥।

૧૭૯૮

ॐ

સતપંથ ધર્મગ્રંથ "મુળબંધ" ઉતારા કરવાની નોંધ.

❀ પરંપરાગત ઉતારો ❀

સંવત ૧૫૪૬ માગસર સુદ બીજ શુક્રવાર.
કાકાશાણાજી લિખીતંગ પીર
ઈમામસાહાની મુળબંધ વાણી.
ઉતારો સંવત ૧૬30 આસો વદ ૧૩ ધનતેરસ.
લિખીતંગ કાકા સામજી કરમસી
દા॥ પોતે પીરાણા મુકામે.
ઉતારો સંવત ૧૭૬૪ ચૈત્ર શુદ ૧૫ બુધવાર
લિખીતંગ મુખી પ્રેમજી દેવજી
મુ॥ પીરાણા દા॥ પોતે.
ઉતારો સંવત ૧૮૮૬ વૈસાખ શુ॥૨ રવિવાર
મુખી ધનજી ઈસરામ લિખીત
દા॥ ખુ॥ ધરમસાય કઈસપૂર.
ઉતારો સંવત ૧૯૨૪ આષાઢ શુ॥૧૫ ગુરૂપુનમ
જયરામ બારોટ માસ્તર ઉટખેડા
મુ॥ સતપંથી ધર્મશાળા કૈજપૂર.
ઉતારો સંવત ૨૦૩૪ માગસર શુ॥૧૫ શનિવાર.
આચાર્ય શ્રી જગન્નાથ મહારાજ
શ્રી સતપંથી મંદીર કૈજપૂર.
લખાણ સમાપ્ત: આશ્વીન વ॥ ૩૦ સંવત ૨૦૩૨
શકે ૧૮૯૮ દિનાંક ૨૩ ઑક્ટોબર ૧૯૭૬.
સત્ય પ્રત સહી જગન્નાથ મહારાજ.

